ચક્રવર્ત્તિ મહારાજા પોતાનું સત્ય વચન પાળવા માટે ચાંડાલ જેવી નીચ જાતનું દાસત્વ કરે, અને પોતાની પ્યારી પત્ની તથા પ્યારા પુત્રને પારકાની ગુલામગીરી કરવા માટે પરઘેર વેચે. આટલેથીજ તેમની મહાનતાની સીમા આવી રહેતી નથી. પણ જ્યારે આપણે વાંચીએ છીએ કે પોતાના વ્હાલા મૃત પુત્ર રોહિતના શબને ઓલખ્યા છતાં તેમણે ચાંડાલ જેવા ધણીના એક પ્રમાણિક નોકર તરીકે તેને અગ્નિદાહ દેવાની રજા આપી નહિ, ત્યારે મનમાં આશ્ચર્યની સાથે આપણાં રોમાંચ ઉભાં થાય છે. આહા! નિમકહલાલી અને સત્યતાની શી સીમા! આધુનિક કાળમાં ઘણા જનો સહેજ વિપત્તિ આવવાના ડરથી ડરકુ બનીને અસત્ય કર્મો કરે છે. અથવા ગભરાઇ જાય છે. તેવા જનોને માટે આવા પ્રાચીન મહાત્માઓનાં વૃત્તાંત અવશ્ય લાભકારક છે. ધન્ય છે! સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રને! કે જેને આ અવનીપર થઇ ગયાને હજારો વર્ષ વિતી ગયાં છે, તે છતાં હજુ સુધી તેમના યશોગાનનાં ગીત આર્યાવર્ત્તમાંજ નહિ પણ પૃથ્વીના બધા દેશોમાં ગવાય છે. કોણ કહે છે કે આવા મહાપુરૂષો જગતમાં હયાત નથી! કોઇ નહિ. અમે તો એમ કહીએ છીએ કે જ્યાં સુધી તેમની કીર્ત્તિનાં ગાન જગતમાં ગવાશે ત્યાં સુધી તેઓ અજર અમર છે. જીવતાજ છે.



## સગર રાજા.

મહારાજા હરિશ્ચંદ્રની પછી થોડીક પેહેડીએ ત્રેતાયુગમાં[1] સૂર્યવંશી **સગર** રાજા થયો. તે મહા તેજસ્વી, પરાક્રમી, અને વિદ્વાન હતો. તેને ધર્મ અને તત્વજ્ઞાન ઉપર ઘણી પ્રીતિ હતી. તે વિદર્ભ દેશના યદુરાજાની કન્યા સુમની અથવા પ્રભા, અને શિબિદેશના રાજાની કન્યા કેશિની અથવા ભાનુમતી એ બે સાથે પરણ્યો હતો. આ બંને સ્ત્રીઓ પતિવ્રતા હતી.

સગર રાજાએ ઔરવ ઋષિના કહેવાથી તાલજંઘ, યવન, શક, અને બર્બર વગેરે મ્લેચ્છોને જીતીને રાજ્ય વધાર્યું હતું. એ મ્લેચ્છોમાંના કેટલાકને નહિ મારતાં તેમને વિકૃત—ખરાબ વેષવાળા કર્યા હતા. કેટલાકને મુંડા અને દાઢી મૂછવાળા, કેટલાકને છૂટા કેશવાળા, અને અડધા મુંડેલા, કેટલાકને અંદર લુગડાં વગર અને કેટલાકને બહારનાં લૂગડાં વગરના બનાવ્યા હતા. જેથી વૈદિક ધર્મી રાજાઓ વગેરેને તેઓ તરત છેટેથી ઓળખાઈ આવે. આ રાજાએ ઘણાક શત્રુઓને સંહારીને પોતાના પિતાનું વેર લીધું હતું. તેમ દુષ્ટ અને દુરાચારીઓને દંડી દેશમાં સદ્‌ગુણની વૃદ્ધિ કરી હતી. અને પ્રજાનું કલ્યાણ

[1] એ યુગના આરંભમાં ક્ષત્રીઓ મદમાતા થઈ બ્રાહ્મણોને રોળવતા નહિ. પણ જ્યારે સહસ્રાર્જુન જમદગ્નિ ઋષિની કામદુઘા હરિ ગયો, ત્યારે એ ઋષિના પુત્ર પરશુરામે માત્ર પોતાના વેરીનેજ નહિ પણ ઘણા ખરા ક્ષત્રિય કુળનો નાશ કર્યો હતો એ નાશમાંથી ઉગરેલું રાજ્ય માત્ર અયોધ્યાનું હતું. એ યુગમાં રાજાઓ પ્રજાનું કલ્યાણ કરનારા, સદાચારીને શૂરવીર હતા. બ્રાહ્મણો તથા ઘણા ક્ષત્રિયો જ્ઞાની હતા અને વૈશ્યો તથા શુદ્રો પોતાના કર્મમાં કુશળ રહી સુખ માણતા. યજ્ઞાદિક કર્મો મોટાં હતાં. પણ કામ ક્રોધ લોભની, તત્વજ્ઞાનની, ને પુરાણ શાસ્ત્રની ચર્ચા ચાલતી એ યુગ ૧૨૯૬૦૦૦ વર્ષનો હતો.

ઘણી પ્રકારે કર્યું હતું. ત્રેતાયુગમાં ચક્રવર્તિ રાજા આ પ્રથમ થયો. તેણે ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવી મોટી કીર્ત્તિ સંપાદન કરી હતી.

એવું કહેવાય છે કે આ પ્રજા પ્રિય રાજાને પૂર્વ જન્મનું સ્મરણ હતું. પૂર્વ જન્મમાં તેણે કન્યાદાન આદિ સુકૃત્યો કર્યાં હતાં. તેનાથી તેમને આ જન્મમાં રાજાનો અવતાર થયો હતો. એ યાદીથી તેણે સાઠ હજાર કન્યાદાન એકી વખતે આપવાનો વિચાર કર્યો હતો. એ કન્યાઓ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પોતાની બંને સ્ત્રીઓ સહિત વનમાં જઇ તેણે ઘણો કાળ તપશ્ચર્યા કરી હતી. એ તપશ્ચર્યાથી તેને સાઠહજાર પુત્રીઓને બદલે પુત્રો થયા હતા. તે સર્વ મહાબળવાન અને પરાક્રમી હતા. તેમણે સમુદ્રમાં ઘણી શોધો કરી હતી, તેમજ તેની અંદરના બેટો તાબે કર્યાં હતા. એ સગરના પુત્રોથી સમુદ્રનું નામ **સાગર** પડેલું છે.

સગર રાજાએ અનેક પ્રકારના યજ્ઞ કર્યા પછી સો અશ્વમેધ કર્યા હતા. તેમાં તેણે પોતાની અખૂટ દોલત વાપરી મોટી કીર્ત્તિ સંપાદન કરી હતી. પોતાની ઉત્તરાવસ્થામાં પોતાના પુત્ર **અસમજા** (અસમંજસ) ના પુત્ર **અંશુમાન**ને રાજ્યાભિષેક કરી રાજ્ય સોંપી દીધું હતું. અને પોતે ઔરવ ઋષિની પાસેથી તત્ત્વજ્ઞાન સમજી લેઇને વનમાં તપ કરવા ગયા હતા. ત્યાં ઘણોકાળ ઇશ્વરભક્તિ કરી મોક્ષ ગતિને પામ્યા હતા.

## દિલીપ.

આ પ્રતાપી રાજા સગર રાજાના પૌત્ર અંશુમાનનો પુત્ર થાય. તેની માતાનું નામ યશોદા હતું. એ મહા ધાર્મિક અને પતિવ્રતા સ્ત્રી હતી. તેના હાથ નીચે દિલીપ બાળવયમાં સર્વ પ્રકારનું શિક્ષણ પામી ઉછર્યાં હતા. અને પછીથી ઋષિ મુનિઓની સોબતમાં રહી વેદ, વેદાંગાદિકનું જ્ઞાન મેળવ્યું હતું. તેથી તે મહા દયાળુ, ધાર્મિક, તત્ત્વજ્ઞાની, અને શૂરવીર આદિ સદ્ગુણ સંપન્ન થયા હતા. તેમણે પોતાના પ્રબળ પરાક્રમથી સાતે દ્વીપમાં પોતાની રાજ્ય સત્તા સ્થાપીને મહારાજાધિરાજનું પદ સંપાદન કર્યું હતું. અને પિતાના પ્રમાણેજ ધર્મ નીતિથી ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવી પ્રજા પ્રીતિ મેળવી હતી. તેમજ યજ્ઞ યાગાદિક શુભ કાર્યોમાં પોતાની અખુટ દોલત વાપરી હતી.

દિલીપરાજાએ ઘણા શત્રુઓને સંહારી નિષ્કંટક રાજ્ય કર્યું હતું. તેમનું અતુલ પરાક્રમ જોઇને રાવણ સરખા જોરાવર રાજાઓ પણ તેમનાથી ડરીને ચાલતા હતા. તેઓ મંત્રશાસ્ત્રમાં પણ ઘણા પ્રવિણ હતા. તપ વગેરે કરીને ઐશ્વર્યની વૃદ્ધિ કરી હતી. એક વખતે લંકાના રાજા રાવણે તેમની સાથે લડાઇ કરવાનો વિચાર કર્યો હતો. પણ પ્રથમ તેમની શક્તિ જોવા સારૂં બ્રાહ્મણને વેશે તેમની પાસે તે ગયો હતો. રાવણે દિલીપ રાજાની સમૃદ્ધિ આદિની ઘણી ચિકિત્સા કરી. પછી જ્યાં દિલીપ રાજા પૂજા પાઠ કરતા હતા, ત્યાં તે ગયો. મહારાજાએ પૂજા કરી એક કુશ જળથી મંત્રીને દક્ષિણ દિશામાં ફેંક્યો. તે જોઇ રાવણને શંકા થઇ. તેથી સ્નેહ ભાવે તેનું કારણ પુછતાં દિલીપે કહ્યું કે;—આ કુશ કામધેનુનું વાઘથી રક્ષણ કરવાને તથા લંકામાં રાવણ નામે એક દ્વિજ રાજ્ય કરે છે, તેમનું ધામ અને નગર અગ્નિથી બળે છે તે બુઝાવવાને મેં ફેંક્યો છે, એ સાંભળીને રાવણ ગર્

આશ્ચર્ય પામ્યો. અને તુરત એ વાતનો તપાસ કરાવ્યો, તો દિલીપરાજાના કહેવા પ્રમાણે સર્વ મળી આવ્યું. પછી રાવણ દિલીપ રાજાની આવી પ્રબળ શકિત જોઇને ત્યાંથી નાશી ગયો, અને તેની સામે લડાઇ કરવાનો વિચાર સરખો પણ કર્યો નહિ. આ ઉપરથી દિલીપ રાજાની પ્રબળ શક્તિની તુલના થઈ શકે છે.

મહારાજા દિલીપે ઘણાં વર્ષ પર્યંત ઉત્તમ પ્રકારે રાજ્ય કરીને બહુ કીર્તિ મેળવી હતી. છેવટે પોતાના[૧] **ભગિરથ** નામે પ્રતાપી પુત્રને રાજ્ય સોંપી પોતે વનમાં તપ કરવા ગયા હતા. અને ત્યાંજ મોક્ષ ગતિને પામ્યા હતા.



## અંબરીષ રાજા.

આ સૂર્યવંશી પ્રતાપી રાજા દિલીપના પૌત્ર સર્યાતિ રાજાના પુત્ર થાય. તેઓ ત્રેતાયુગમાં મોટા દાની અને ભગવદ્દ ભક્ત થયા હતા. તેમણે પોતાના અપૂર્વ પરાક્રમવડે સાત દિવસમાં આખી ભારતભૂમિનું તથા સાત દ્વીપોનું રાજ્ય મેળવ્યું હતું. તેમની પાસે અખૂટ લક્ષ્મી અને સબળ સૈન્ય હતું. દેવતાઓને પણ દુર્લભ એવો સર્વોત્તમ વૈભવ મળ્યો હતો. તે છતાં તેનાથી મોહિત થઇને કે અંજાઇને અંધ બન્યા નહોતા. પોતે બહુ વિદ્વાન, શૂરવીર, દયાળુ, અને નીતિજ્ઞ હતા. પોતાના બુદ્ધિ બળથી તેમણે પહેલાના ક્ષત્રિયો વિષે ઘણું જ્ઞાન મેળવ્યું હતું. તેમ વિજયી પુરૂષોની સઘળી માહેતી મેળવી હતી. તે સાથે ધર્મજ્ઞાન મેળવી, વ્યવહારીક અને રાજ્ય પ્રકરણી બાબતોમાં સારૂ લક્ષ આપ્યું હતું. પોતાની પ્રજાને વિદ્યા અને હુનર વગેરેથી સારી આબાદ કરી હતી. તેમ વિદ્વાનોને યોગ્ય આશ્રય આપી, વિદ્યા અને ધર્મની વૃદ્ધિ કરી હતી. તે એવા તો ન્યાયી અને નીતિવાન હતા કે પ્રજા અને પુત્ર વચ્ચે કશો તફાવત રાખતા નહિ. પ્રજામાંના આગેવાન પુરૂષોને મધુર વચનથી બોલાવી યોગ્ય આદરમાન આપતા હતા. શક્તિમાન પ્રજા પાસેથીજ યોગ્ય કર લેતા, અને તે દ્રવ્ય પ્રજાનાજ કલ્યાણ માટે ખર્ચતા હતા. ભૂમિ ખેડાણ કરી અનેક પ્રકારથી કેળવી રસ કસવાળી કરી હતી. અને તેમાંથીજ સર્વ પેદાશ કરી ખજાનો ભર્યો હતો. એ શિવાય તેમણે બીજી રીતે કર વગેરેથી પેદાશ કરવા કદી પણ લાલચ કરી નહોતી. તેઓ જમીનની પેદાશનેજ ખરી પેદાશ ગણતા હતા. ઘણા કર લેવા એ તો પ્રજાને દુ:ખ આપવા સમાન તેઓ સમજતા હતા. એ રીતે પ્રજાને સર્વ પ્રકારે સબળ કરી સંતોષતા અને તેમનો આશિર્વાદ લેતા. તેમના ધર્મ રાજ્યમાં પ્રજા પોકાર લેશ માત્ર પણ નહોતો. તેઓ કહેતા કે;—

"ઇશ્વરે પ્રજાને સર્વ પ્રકારે સુખી રાખવા માટેજ મને રાજા તરીકે તેમનો પ્રતિનિધી કરીને મોકલ્યો છે. તે ફરજ માત્ર હું બજાવું છું. જો એ આજ્ઞા હું ઉલ્લંઘન કરૂં તો તેમનો મોટો અપરાધી થઇ નર્કમાં પડું. માટે પ્રથમ મારે પ્રજાના સુખનો વિચાર

[૧] એવું કહેવાય છે કે—ભગિરથરાજાએ તપ કરીને પોતાના પૂર્વજો જે કપિલ મુનિના ક્રોધાગ્નિથી બળી મુઆ હતા, તેમનો ઉદ્ધાર કરવા સારૂ ગંગાનદીને સ્વર્ગમાંથી નીચે આણ્યાં હતાં.

કરવો જોઇએ." ઇત્યાદિ વચનો તેઓ પ્રસંગોપાત કહેતા. અને તેજ પ્રમાણે વર્ત્તતા હ-તા. વાહ! ધન્ય છે એવા પ્રતાપી અને ધાર્મિક રાજાને! પૃથ્વીમાં રાજાઓ તો આવાજ જોઇએ. એવા રાજાઓ વડેજ વિશ્વમાં સુપેહ અને શાંતિ સ્થપાઈ, જનમંડળનું કલ્યાણ થાય છે. આવા સદ્ગુણ સંપન્ન રાજાઓનું અનુકરણ હાલના આપણા દેશી રાજાઓએ અવશ્ય કરવું જોઇએ. તેમ કરવાથી તેમની એકલી પ્રજાનેજ નહિ પણ, તેમને પોતાને પણ પરમ લાભ અને યશ છે.

મહારાજા અંબરીષે રાજા તરીકેની પોતાની ફરજ બજાવવાની સાથે નિરંતર ઇશ્વર ભક્તિ કરવા તરફ પણ પૂર્ણ લક્ષ આપ્યું હતું. સાત દ્વિપનું રાજ્ય, અખૂટ લક્ષ્મી, અને સર્વોત્તમ વૈભવાદિ સર્વ નાશ પામનાર છે, એવું સમજીને તેઓ સર્વને સ્વપ્નવત્ માનતા હતા; કેમકે વૈભવને લીધે મનુષ્ય મોહમાં પડી પોતાનું ખરું કર્તવ્ય ભૂલી જાય છે. તેથી વૈભવાદિમાં ઓછું ધ્યાન રાખી નિરંતર પોતાનું મન શ્રીભગવાનના ચરણારવિંદમાં રાખતા હતા. સર્વ અવયવોને ઇશ્વર ભક્તિના કાર્યમાંજ લગાડતા હતા. સર્વમાં આત્મા છે, એવી ભાવના રાખીને પોતાનાં સર્વ કર્મોને યજ્ઞના ઇશ્વર પૂર્ણ પુરૂષોત્તમમાં અર્પણ કરતા હતા. અને બ્રાહ્મણોપર શ્રદ્ધા રાખી તેમના ઉપદેશ પ્રમાણે પૃથ્વીનું પાલન કરતા. મહાત્મા વ-સિષ્ઠ અને ગૌતમ ઋષિ વગેરે મહર્ષિઓના અગ્રેસરપણા નીચે સરસ્વતી કિનારે ઘણા અશ્વમેધ યજ્ઞોથી યજ્ઞેશ્વર ભગવાનનું પૂજન કર્યું હતું. અને પોતાની મોટી સમૃદ્ધિ યજ્ઞો અને દાન દક્ષિણામાં વાપરી હતી. "**यथा राजा तथा प्रजा**" એ નિયમ પ્રમાણે આ પ્રતાપી રાજાની પ્રજા પણ સુખ અને વૈભવમાં ગુલતાન રહી શ્રી ભગવાનના મહિમાને સાંભળતી અને ગાતી હતી. મહારાજા અંબરીષની સાચી ભક્તિથી શ્રીવિષ્ણુ ભગવાને પ્રસ-ન્ન થઇને તેમને **સુદર્શન** ચક્ર આપ્યું હતું. જેના ભયથી તેમના શત્રુઓ ત્રાસ પામતા હતા.

અંબરીષ રાજાને **વિરૂપ, કેતુમાન,** અને **શંભુ** એ ત્રણ પુત્રો હતા. એ ત્રણે જણ પોતાના પિતાના જેવાજ પરાક્રમી હતા. તેઓમાંના શંભુએ લેખ પત્રનો ચાલ પ્રથમ કાઢયો, જે અદ્યાપિ સુધી ચાલે છે. મહારાજા અંબરીષે અનેક શુભ કાર્યો કર્યા પછી પો-તાના જ્યેષ્ઠ પુત્રને રાજપાટ સોંપી દીધું. અને પોતે સ્ત્રી સહિત વનમાં તપ કરવા ગયા. ત્યાં નિરંતર એકાગ્રચિત્તે પરમાત્માનું ધ્યાન કરી પરમ પદને પામ્યા.

---

# ધ્રુવ.

આ અતિ પ્રસિદ્ધ મહાપુરૂષ **સ્વાયંભૂ-મનુ**[1] ના પૌત્ર ઉત્તાનપાદનો પુત્ર થાય. ઉત્તા-નપાદ ચક્રવર્ત્તિ રાજા હતો. તેને **સુનીતિ** અને સુરૂચિ નામે બે સ્ત્રીઓ હતી. તેમાંની સુનીતિ માતાને પેટ **ધ્રુવે** જન્મ લીધો હતો. સુરૂચિને **ઉત્તમ** નામે પુત્ર હતો. સુરૂચિ રાણી ઉપર રાજાનો ઘણો પ્યાર હતો. ધ્રુવની માતા સુનીતિ ઉપર રાજાની પ્રીતિ નહોતી, તેથી અણમાનેતી રાણી કહેવાતી હતી.

---

૧ દરેક કલ્પમાં ચૌદ મનુ ઉત્પન્ન થાય છે એકેક મનુની વચમાંનો જે સમય, તે મન્વંતર કહે-વાય છે. આ કલ્પમાં ૭ મનુ થઈ ગયા છે તેમનાં નામ;—૧ સ્વાયંભૂ, ૨ સ્વારોચિષ, ૩ ઉત્તમ ૪ તામસ, ૫ રૈવત, અને ૬ ચાક્ષુષ, હાલના મનુનું નામ વૈવસ્વતમનુ છે તેને કોઇ સત્યવ્રત પણ કહે છે

ધ્રુવ પાંચ વર્ષનો બાળક હતો. પણ તે મહાતેજસ્વી, શૂરવીર, અને ખંતિલો હતો. ક્ષત્રિયપણાનાં તમામ શુભ લક્ષણો તેનામાં જોવામાં આવતાં હતાં. તે છતાં માનીતી રાણી સુરુચિના પુત્રપર જેટલી રાજાની પ્રીતિ હતી, તેટલી ધ્રુવપર નહોતી. એક દિવસે રાજા કચેરીમાં સર્વ સભાજનો સહીત બેઠો હતો; અને સુરુચિના પુત્ર ઉત્તમને ખોળામાં બેસાડી લાડ લડાવતો હતો. તેવામાં ધ્રુવ ત્યાં જઈ ચડ્યો. તેણે ઉત્તમને પિતાના ખોળામાં બેઠેલો દીઠો. એ જોઇ પોતાને પણ પિતાના ખોળામાં બેસવાની ઇચ્છા થતાં, તે બેસવા ગયો. પણ રાજાએ તેને અભિનંદન આપ્યું નહિ. તે જોઇને અતિ ગર્વિતા સુરુચિ બોલી કે;—હે વત્સ! તને એ સુખ ક્યાંથી? તું રાજકુમાર છે, પણ અભાગણીનો પુત્ર છે, તેં મારી કૂખે અવતાર લીધો નથી. માટે તું નૃપતિના આસનપર બેસવાને યોગ્ય નથી, તને બાળકને સમજણ નથી. તેથી તને આ દુર્લભ મનોરથ થયો છે. જો તારે તારા પિતાના ખોળામાં બેસવાની ઇચ્છા હોય તો, તપ કરીને આ તારા દેહને તજી દેઇ, મારે પેટ અવતાર લે. તો તને રાજ આપીશ. ઇત્યાદિ વચન પોતાની માતાની શોકના મૂખેથી સાંભળતાં ધ્રુવનું હૃદય વિંધાઇ ગયું, મૂખનો રંગ ઉતરી ગયો, અને માનભંગથી નિઃશ્વાસ મૂકતો રોતો રોતો માતા પાસે ગયો. માતાએ પુત્રને છાતી સરસો ચાંપીને રડવાનું કારણ પુછ્યાં બનેલી સઘળી હકીકત તેણે કહી સંભળાવી. સુનીતિ શોકનાં કઠોર વાક્યો સાંભળી પીડા પામી ગદ્ગદિત થઇ. અને વિલાપ કરતી પુત્રને કહેવા લાગી કે;—"હે વત્સ! મનમાં કાંઇ દુઃખ લગાડીશ નહિ. તેણે પુણ્ય કર્યા હશે, ત્યારેજ તે પૂર્ણ સુખ ભોગવે છે. વ્હાલા પુત્ર! આપણને સુખ ક્યાંથી? આપણે પૂર્વે નિયમ, ધર્મ, વ્રતો પાળ્યા નહિ હોય; સાધુ સંત અને બ્રાહ્મણોને સંતોષ્યા નહિ હોય, અને દાન-પુન્ય કર્યાં નહિ હોય. જ્યાં આપણાં કર્મ ઓછાં ત્યાં રાજાનું માન ક્યાંથી હોય? આપણે પૂર્વના દત્ત વગર ક્યાંથી સુખ પામીએ? એ અપરમાતાએ જે કહ્યું છે તે ખોટું નથી. તારા દુઃખનું છેદન કરવા ઇશ્વરવિના બીજુ કોઇ સમર્થ હોય, એમ હું માનતી નથી. પુત્ર! રાજ્યની ઇચ્છા હોય તો વનમાં જઇ તપ કર. તપ કરવાથી બ્રહ્મા પદ્માસન પામ્યા. તપ, તીર્થ, અને વ્રત, ઇત્યાદિ કરવાથી નારદજીનો ભાગ્યોદય થયો. માટે તપ કરી ઇશ્વરને પ્રસન્ન કરીએ, તોજ અભાગિયાં મટીએ." ઇત્યાદિ માતાનાં વચન સાંભળી ધ્રુવે કહ્યું;—"માતા! હું તમારો પુત્ર છું. તમને અભાગણી મટાડીશ. હું સુખને નહિ સંભારતાં તુરત વનમાં જઇશ. ઇશ્વરે જે દેહ આપ્યો છે, તેનાથી સુકૃત્ય કરવું જોઇએ. સુખને સંભારતાં દુઃખ થાય છે. પ્રભુ મને દર્શન આપી દુઃખ કાપશે, તોજ પાછો આવીશ. નહિતો વનમાં તપ કરતાં મારા પ્રાણ તજી દેઇશ."

ધ્રુવના મૂખમાંથી "પ્રાણ તજીશ" એવાં વચનો સાંભળીને તેની માતાએ શોકાતુર થઇને કહ્યું;—"કુમાર! મને રાજાએ તજી છે. અને તું પણ તજીને જાય? ટોળાથી વિખૂટી પડેલી મૃગલી જેમ એકલી રહી શકતી નથી, તેમ હું તારા વિના એકલી રહી શકીશ નહિ. પુત્ર! જળ વિનાની માછલી જેમ તરફડીને મરણ પામે છે, તેમ હું તારા વિના તરફડીને પ્રાણ તજી દેઇશ. માટે તું ઘર આગળ તપ કર વનમાં જવાની જરૂર નથી." ઇત્યાદિ માતાનાં વચનો સાંભળી ધ્રુવે કહ્યું,—"માતા! તમે શોક કરશો નહિ. હવે દુઃખનો અન્ત આવ્યો જાણજો. ઘેર બેઠાં તપ થઇ શકે નહિ. અહિં અનેક પ્રકારનાં વિઘ્નો આવી પડે.

મનમાં મોહ ઉત્પન્ન થાય. તેથી પ્રભુને પામીએ નહિ. કાયા દમીને તપ કરતાં પ્રભુ મળશે. મને આશીષ આપો. હું વનમાં જઈને વહેલો આવીશ. કરૂણાકર પ્રભુ દયા કરીને આપણી આશા પૂર્ણ કરશે."

એ પ્રમાણે કહી માતાની આજ્ઞા મેળવી પાંચ વર્ષનો બાળક ધ્રુવ તપ કરવા માટે વનમાં જવા નગર બહાર નીકળ્યો. આગળ જતાં અરણ્યમાં નારદમુનિ મળ્યા. તેમણે તેની સર્વ હકીકત જાણ્યા પછી. પાછા વળવાનું સમજાવતાં મુનિએ કહ્યું કે;—" તારે માન અપમાન ગણવું યોગ્ય નથી. આ સંસારમાં નિજ કર્મે વડેજ સુખ દુઃખ મળે છે. તું જે ઇચ્છે છે તે બહુજ કઠિણ છે. સુખના વખતમાં પુણ્યનો ક્ષય થાય છે, અને દુઃખ હોય ત્યારે પાપનો ક્ષય થાય છે, એમ માની આત્માને સંતોષી શરીર ધારી મનુષ્યો અજ્ઞાનનો પાર પામે છે." ધ્રુવે કહ્યું;—" સુખ દુઃખથી હણાયેલા મનુષ્યોને અર્થે આપે કૃપા કરી શાંતિનો જે માર્ગ દેખાડયો, તે મારા જેવાને તો પસંદ નહિ પડે તેવો છે. હું તો જે પદ ત્રિભૂવનમાં પણ ઉત્કૃષ્ટ છે, અને જે પદ મારા પિતૃઓ કે બીજાઓ પણ પામ્યા નથી, તે પદ મેળવવા ઇચ્છું છું. માટે હે બ્રહ્મન ! મને સારો માર્ગ બતાવો." ધ્રુવનો આવો દ્રઢ નિશ્ચય જોઇને દયાવાન્ નારદે પ્રસન્ન થઇ કહ્યું કે;—" ભલે તું મધુવનમાં જા. અને યમુનાજીમાં સ્નાન કરી તપ કરજે. જળ, ફળ, અને કંદમૂળનો આહાર કરજે તથા ઈશ્વરના સ્વરૂપનું ધ્યાન કરજે." એમ કહી ધ્રુવને મંત્રોપદેશ કર્યો. એ મંત્ર જપ કરવાથી પ્રભુ મળશે, એવું કહી તેણે ઇચ્છીત માર્ગ બતાવ્યો.

ધ્રુવ ઉત્કૃષ્ટ પદની ઇચ્છામાં ને ઇચ્છામાં વનમાં ચાલ્યો ગયો. વનમાં જઇ સર્વ ઇંદ્રિયો દમન કરી એકાગ્રચિત્તે તપ કરવા લાગ્યો. પાંચે પ્રાણ રૂંધિ એક પગે ઉભા રહી કેટલોક સમય તપ કરતાં અંતે પ્રભુ પ્રસન્ન થયા. ધ્રુવે તેમની સેવામાંજ રહેવાનુ વરદાન માગ્યું. એ પરથી શ્રી વિષ્ણું ભગવાને કહ્યુ કે—તને અવિચળ પદ મળશે. તથા તારી સર્વ ઇચ્છા પૂર્ણ થશે. એમ કહીને તેને ઘેર જવાની આજ્ઞા કરી. કેમકે તેનાં માબાપ વાટ જોતાં હતાં. તેથી ધ્રુવ ઘેર ગયો. તેને જોઇને માતા પિતા સર્વ હર્ષ પામ્યાં. પુત્ર પ્રભુ દર્શન પામી ઘેર આવ્યો જોઇ માતા સુનીતિના આનદનો તો કાંઇ પાર રહ્યો નહિ.

ધ્રુવને ઇશ્વર કૃપાથી વેદાદિ સર્વ વિદ્યાની પ્રાપ્તિ સાથે તત્ત્વ જ્ઞાન થયું હતું. અને શરીર બળ પણ સારૂ મળ્યું હતું. એ રીતે તે સર્વ પ્રકારે યોગ્ય થયો હતો. તેથી મહાત્મા નારદ મુનિના અભિપ્રાય મુજબ રાજા ઉત્તાનપાદે ધ્રુવને રાજ્યાભિષેક કર્યો. અને પોતે અરણ્યમાં તપ કરવા સારૂ ગયો. એ રીતે ધ્રુવને રાજ્ય પ્રાપ્ત થયું. તેણે ધર્મ નીતિથી પ્રજાનું પાલન પોષણ કરી ઉત્તમ પ્રકારે રાજ્ય ચલાવવા માંડયું. અને માતા સુનીતિને સર્વ પ્રકારનાં સુખ આપ્યાં. **અહલ્યા** નામે સ્ત્રી, બીજી **ઇંદ્રની પુત્રી**, ત્રીજી શિશુમાર પ્રજાપતિની પુત્રી **બ્રહ્મી**, ચોથી વાયુની પુત્રી **ઇલા** અને પાંચમી **ધન્યા** નામે સ્ત્રી, એ પાંચ સાથે ધ્રુવ પરણ્યો હતો. તેનાથી એને ચાર પુત્રો અને એક પુત્રી થઇ હતી.

ધ્રુવે હજારો યજ્ઞ કર્યા હતા. તેમ પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન રંજન કરી ઘણા વર્ષ રાજ્ય કર્યું હતું. છેવટે પોતાના જ્યેષ્ટ પુત્રને રાજપાટ સોંપીને અરણ્યમાં તપ કરવા ગયો હતો. ત્યાં તપ કરતાં તેને વિષ્ણુંપદની પ્રાપ્તી થઇ હતી. આવું મહાન્ પદ માત્ર

શાંત, સમદર્શી, અને સર્વ ભૂતને રંજન કરનાર મહાત્માનેજ મળે છે. તેવું અચળ પદ ધ્રુવને મળ્યું. જે ધ્રુવના **અચળ તારા**ની સાથે પૃથ્વીમાં કાયમ રહ્યું છે.

ધ્રુવનું ચરિત્ર બહુ શિક્ષણીય છે. તે માત્ર પાંચ વર્ષની વયનો બાળક છતાં અપરમાતનાં કટુ વચન સહન કરી શક્યો નહિ; તેમ તિરસ્કાર થવાથી નિરાશ બની માતાની પાસે રોઇને બેસી રહ્યો નહિ. પરંતુ ઉન્નતિ થવાનો ઉપાય શોધ્યો. એ ઉપાય સહેલો નહોતો. પણ બહુ દુઃખદાયક અને ભય ભરેલો હતો. તેણે જાણી લીધુ હતું કે પોતાની દશા બહુ હલકી છે, તેને સર્વોત્તમ કરવાની ઇચ્છા છે; તો પ્રયાસ પણ તેવોજ કરવો જોઇએ. એવો દ્રઢ નિશ્ચય કરી, તપ એટલે ઇચ્છીતને સિદ્ધ કરવા યોગ્ય કર્મ કરવા નીકળ્યો. તેમાં એવો તો મહાન્ પ્રયત્ન કર્યો કે ઇશ્વર કૃપાથી રાજ, બહુ સુખ, અને વૈભવને પામ્યો. તેમજ છેવટે ઉત્કૃષ્ટ પદની પ્રાપ્તી પણ થઇ. આ ઉપરથી સમજાય છે કે મહાપુરૂષો દુઃખને પણ સુખનું સાધન કરી દે છે. એટલુંજ નહિ પણ તેઓ દુઃખને એવું તો વશ કરી દે છે કે, જે દુઃખ સામાન્ય મનુષ્યોને પોતાના દાસ કરી દે છે, તેજ દુઃખ મહાત્મા પુરૂષોને યથેચ્છ સાધન થઇ પડે છે. મહાત્માઓ સુખ દુઃખમાં સર્વદા સમાનજ રહે છે. તેજ પ્રમાણે મનુષ્ય માત્રે સુખ દુઃખમાં સમાન રહેવું જોઇએ. દુઃખ દેખીને નહિ ગભરાતાં ધૈર્યતાથી સુખ મેળવવાનો ઉપાય શોધી યત્ન કરવો. ઇશ્વર અવશ્ય સહાય થયા વગર રહેશે નહિ.



## જડભરત.

આ મહારાજા જૈનધર્મના ચોવીસ તીર્થંકરોમાંના આદિપુરૂષ **ઋષભદેવ**[1] રાજર્ષિના પુત્ર થાય. ઋષભદેવને **જયંતી** નામે સ્ત્રીથી સો પુત્રો થયા હતા, તેમાં આ ભરત સર્વ કરતાં મોટા હતા. આ રાજા બહુ પરાક્રમી, શૂરવીર, વિદ્વાન્, અને ધર્મિષ્ઠ હતો. તેની રાજધાની અયોધ્યા નગરમાં હતી. આ ભરત રાજાનાં નામ ઉપરથી આ દેશનું નામ **ભરતખંડ**[2] અથવા **ભારતવર્ષ** પડેલુ છે. ભરતરાજા વિશ્વરૂપ નામે રાજાની પુત્રી **પચજની** સાથે પરણ્યા હતા. તેનાથી તેમને પોતાના સરખા પાંચ પુત્રો થયા હતા. તેમનાં નામ;— સુમતિ, રાષ્ટભૂત, સુદર્શન, આવરણ, અને ધુમ્રકેતુ.

ભરત રાજાએ સ્વધર્મને અનુસરી પોતાના બાપદાદાની પેઠેજ પ્રજાનુ ઉત્તમ પ્રકારે પાલન અને સંરક્ષણ કર્યું હતું. તેથી તેનો યશ પૃથ્વીમાં પ્રસરી રહ્યો હતો. ભરતરાજા એક વખતે શેત્રુંજયની ઉત્તર ભણી સેના લેઇને ત્યાંના મહા શક્તિવાન મલેચ્છ રાજાની સાથે યુદ્ધ કરવા સારૂ ગયા હતા. તેમાં પેહેલી લડાઇમાં તેઓ હાર્યા, પણ પછી બીજી લડાઇમાં જીત્યા હતા. દુઃખની વેળાએ જેમ છોકરૂ પોતાની માતાભણી દોડી જાય છે. તેમ એ મલેચ્છ રાજા પોતાની હાર થવાથી સિંધુ નદીભણીના દેશોમાં નાસી ગયો હતો. ચોમાસુ

૧ સ્વયંભૂમનુનો પુત્ર પ્રિયવ્રત, તેનો ઉત્તાનપાદ, તેનો અગ્નિધ્રુવ, તેનો નાભી, અને તેનો ઋષભદેવ

૨ કેટલાક જાણનું કહેવું એવું છે કે—મહારાજા દુષ્યંત અને શકુંતલાના પુત્ર ભરતરાજાના નામ ઉપરથી ભરતખંડ અથવા ભારતવર્ષ પડ્યું છે

આવતાં ભરતને એક જગ્યાએ થોભવું પડયું હતું. ચોમાસુ ઉતરતાં પોતાના પ્રધાન શુકને સિંધુ નદીની ઉત્તરમાં મોકલ્યો હતો. તેણે સમુદ્ર અને પર્વતની વચ્ચે એક કિલ્લો હતો, તે જીતી લીધો હતો.

ભરતના નાના ભાઈ બાહુબળના પુત્ર સોમ્યુસે ઋષભદેવનું દેહેરૂં શેત્રુંજા ઉપર બંધાવ્યું હતું. ભરતે એ તીર્થના ખર્ચ માટે સૌરાષ્ટ્રદેશની વાર્ષિક ઉપજ અર્પણ કરી હતી. ત્યારથી એ દેશ દેવદેશ કહેવાતો હતો. આ મહારાજાએ અનેક પ્રકારના ઘણા યજ્ઞો કર્યા હતા. સર્વ કર્મફલો ફલ યજ્ઞ પુરૂષ ભગવાનનેજ અર્પણ કરી દેવાના ડહાપણથી તેમનું અંતઃકરણ શુદ્ધ થયું હતું. પરમાત્મા પ્રભુપર તેમની ભક્તિ પ્રતિદીન વધતી ચાલી હતી. ધર્મનીતિથી ઘણા વર્ષ રાજ્ય ચલાવી, નિરંતર એક ઇશ્વરના ધ્યાનમાંજ કાલ ગુજારવાનો ભરતે નિશ્ચય કર્યો. પછી પૂર્ણ વૈરાગ ઉત્પન્ન થતાં સર્વ સંપત્તિ અને રાજ્ય પોતાના પાંચેપુત્રોને વેંહેચી આપ્યું. પુત્રો રાજ્ય અને ઘર સર્વ તજી પુલહ ઋષિના આશ્રમ-હરિક્ષેત્રમાં ગયા. એ ક્ષેત્રમાં ગંડકી નામે ઉત્તમ નદી છે. જેની શિલાઓમાં ઉપર અને નીચે નાભી વાળાં ચક્રો થાય છે. તેપરથી એ નદીને ચક્ર નદી પણ કહે છે. તે ચક્રોથી આશ્રમનાં સ્થાનકો પવિત્ર થાય છે. આશ્રમમાં ભરત રાજા એકલાજ રહેતા હતા. અને ઘણી પ્રકારથી ભગવાનનું આરાધન કરતા હતા. સર્વ પ્રકારની તૃષ્ણાથી રહીત અને શાંતિથી પરિપૂર્ણ થઇને નિરંતર શ્રી ભગવાનનું પૂજન કરતા હતા. ભાગવત્ ઉપર સ્નેહ વધતાં તેમનું હૃદય પીગળીને સિથિલ થઇ જતું હતું. અને આનંદના વેગથી શરીરનાં રૂવાટાં ઉભાં થતાં હતાં. ઇત્યાદિ પ્રકારથી તેમનુ ચિત્ત ભગવાનમાં પરિપુર્ણ ચોટી ગયું હતું. તેથી તેમને પરમ સુખ પ્રાપ્ત થતું હતું.

અને હૃદય વ્યાકુળ થઇ જતું, એમ કરતાં કરતાં એજ સ્થિતિમાં રાજા મરણ પામ્યો. જે રાજા પોતાનું રાજ્યપાટ અને પુત્રો વગેરેને મોક્ષ માર્ગના શત્રુરૂપ સમજીને તેમનો ત્યાગ કરી આવ્યો હતો, તે સર્વે ભૂલી જઇને મૃગના બચ્ચાને માટે પોતાનું મન પ્રાણ અર્પણ કર્યાં, એ તેના નિઃસ્વાર્થ પ્રેમની અતિ બલિહારી છે !

એવું કહેવાય છે કે, આ ભરત રાજાએ ત્રીજે અવતારે બ્રાહ્મણને ઘેર જન્મ લીધો હતો. અહિં પણ તેમનું નામ ભરત હતું. એની સ્થિતિ એવી હતી કે કોઇ ખવાડે તો ખાય. અને કોઇ મારે તોપણ બોલે નહિ. એ ઉપરથી તેનું નામ "જડભરત" પડયું હતું. એ પુરા બ્રહ્મજ્ઞાની હતા. અને માયાનો પાસ ન લાગે માટેજ તેમણે એવી જડવૃત્તિ રાખી હતી.



## રઘુરાજા.

આ ઉદાર મૂર્ત્તિ અને પ્રજા પ્રિય મહારાજા રઘુરાય સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળોત્પન્ન દિલીપ રાજાના પૌત્ર, દીર્ઘબાહુના પુત્ર, અને મહારાજા દશરથના પિતામહ થાય. તેઓ ત્રેતાયુગમાં અયોધ્યા નગરમાં રાજ કરતા હતા. બાળપણમાં તેમણે ઘણી વિદ્યા સંપાદન કરી હતી. વિદ્વાન પુરૂષોની સંગતમાં ઉછર્યા હતા. તેઓ મહા શૂરવીર, પરાક્રમી, તેજસ્વી, નીતિજ્ઞ, ધર્મિષ્ઠ, કાર્યપરત્વે ખંતીલા, દયાળુ, અને પરોપકારી હતા. તેઓ એટલા તો શૂરવીર અને નિડર હતા કે તેમની સામે થવાની કોઇ રાજાની હિંમત ચાલતી નહિ. શત્રુઓ તેમને દેખીને થર થર-કાંપતા, અને દિગપાળો દેખી ડરતા હતા. તેમની કીર્ત્તિનાં કિરણો આખી પૃથ્વીપર પ્રસરી રહ્યાં હતાં. ઇત્યાદિ તેમના ગુણ અને રીતનું વર્ણન રઘુવંશ નામે પુસ્તકના સર્ગ ૪ થા શ્લોક ૨૫ મા સુધી કરી, પછી તેમના દિગ્વિજયનું વર્ણન કરેલું છે. તેનો સાર નીચે પ્રમાણે છે;—

તેમણે દિગ્વિજય કરતા પેહેલાં પ્રથમ રાજધાની અયોધ્યા અને પોતાના દેશના બીજા કિલ્લાઓનું શત્રુથી રક્ષણ થાય, એવો બંદોબસ્ત કર્યો હતો. પોતાના સૈન્યને પછવાડેથી દુશ્મનો કંઇ અડચણ ન કરી શકે અને પોતાને મદદ મળતી રહે એવી ગોઠવણ કરી હતી. ત્યાર પછી પોતાનું અસંખ્ય સૈન્ય લેઇને રઘુરાજા દિગ્વિજય કરવા નીકળ્યા. સર્વે સૈન્યના ચાલવાથી એટલીતો ધૂળની ડમરી ઉડતી હતી કે તેથી આકાશ છવાઇ ગયું હતું. તેને લીધે આકાશમાં ભૂતળની અને બેસુમાર હાથીનું સૈન્ય ચાલવાથી પૃથ્વીપર મેઘડમરવાળા આકાશની ભ્રાંતિ થતી હતી. એવી રીતે સૈન્ય પ્રથમ પૂર્વ દિશા તરફ ચાલ્યું. રસ્તાના નિર્જળ દેશમાં નવાણુ ખોદાવ્યાં, નદીઓ ઉપર પુલ બંધાવ્યા, અને મોટાં જંગલોમાં મેદાન કરતું એ સૈન્ય પૂર્વસાગર પાસે પહોચ્યું. ત્યાંથી આગળ જય મેળવતું રઘુરાજાનું અસંખ્ય સૈન્ય તાડના ઘાટા વનવાળા સમુદ્ર કિનારા પાસે જઈ પહોચ્યું. સુહ્મ દેશનો રાજા શરણે થયો. પરંતુ વંગ-બંગાળા દેશનો રાજા નૌકા સૈન્ય લેઇ યુદ્ધ કરવા આવ્યો. તેનો પરાજય કરીને રઘુરાજાએ ગંગાનદીના પ્રવાહમાં પોતાનો જયસ્તંભ રોપ્યો. કેટલાક રાજાઓને પ્રથમ પદભ્રષ્ટ કર્યા. પછી તેમની પાસેથી ખંડણી લેઇ દયાળી તેમને તેમનાં રાજ્ય પાછાં સોંપ્યાં ત્યાંથી રઘુરાજા કલિંગ-ઉડીસા પ્રાંતમાં ગયા. અને ત્યાં મહેંદ્ર પર્વ

તપર પોતાનો પ્રતાપ સ્થાપ્યો. ત્યાંથી તેઓ સોપારીના વૃક્ષ વાળા વનમાં થઇ સમુદ્ર કિનારાને રસ્તે દક્ષિણ તરફ ગયા. અને પુષ્કળ હાથીઓના સૈન્ય સાથે કાવેરી નદી ઉતર્યા. ત્યાંથી મળીયાગીરીની તળેટીમાં ગયા. જ્યાં મરીના વનમાં હારિત પક્ષીઓ પુષ્કળ હતાં. એ વનમાં એલચી ઘણી હતી. સૂર્ય જ્યારે દક્ષિણાયનનો થાય છે, ત્યારે તેનો પ્રતાપ ન્યૂન થાય છે, પણ આ સૂર્યપુત્ર રઘુરાજાનો પ્રતાપ તો દક્ષિણ તરફ જતાં અધિક વધતો ચાલ્યો હતો.

દક્ષિણ દેશમાંથી નીકળીને સિંધ, પંજાબ, અને અફઘાનીસ્તાન આદિ દેશો જીતી ઇરાન દેશમાં ગયા. ત્યાંના રાજા સાથે મોટું યુદ્ધ કરી તેને શરણે આણ્યો. ત્યાંથી સ્વારી નીકળીને ઉત્તર દેશના રાજાઓને જીતવા ચાલી. તેઓ સિંધુ નદીના કાંઠા ઉપર થઇને કુણ–ટીબેટ દેશમાં ગયા. અને ત્યાંના લોકોને જીત્યા. ત્યાંથી કાબોજ–કાંબોડિયા દેશમાં જતાં, ત્યાનો રાજા કીમતી ઘોડા આપીને રઘુરાજાને શરણે થયો. એ પછી ઘોડેસ્વારોનું સૈન્ય લેઇને રઘુરાજા હિમાલયના પહાડો ઉપર ચઢ્યા. ત્યાંની ગુફાઓમાં મોટા પરાક્રમી સિદ્ધ પુરૂષો સૂતા સૂતા સૈન્ય જોતા હતાં. ત્યાં ભોજપત્ર અને વાંસનાં મોટાં જંગલોમાં જતાં ગંગાની ધારાનાં રજકણો સાથે શીતળ પવન આવતો હતો. ત્યાં કસ્તુરીઆ મૃગો બેઠેલા હતા. અને એક જાતની ઔષધી તેલ વિના દીવાની પેઠે બળતી હતી. એ પ્રદેશમાં રઘુરાજા પોતાનો કીર્ત્તિસ્તંભ રોપીને કૈલાસ પર્વત પાસે થઇને લોહીત્યા નામે નદી ઉતરી કૃષ્ણાગુરના જંગલમાં પડાવ કર્યો. ત્યાં પ્રાગજ્યોતિષ કામરૂપ[1] દેશના રાજા શરણે આવ્યા. એ રીતે ઘણાએક રાજાઓને જીતી ચોતરફ દિગ્વિજય કરી રઘુરાજા પોતાની રાજધાનીમાં ગયા. અને ચક્રવર્ત્તિ મહારાજાનું પદ ધારણ કર્યું.

રઘુરાજાએ રાજધાનીમાં આવ્યા પછી ન્યાય અને નીતિસર રાજ્ય ચલાવી સર્વ પ્રજાને સુખી કરી હતી; દેશમાં વિદ્યા, કળા, અને સમૃદ્ધિમાં વૃદ્ધિ કરી હતી; અને સ્વધર્મને શ્રેષ્ઠતાએ લાવી મૂક્યો હતો. તેમણે વિદ્વાનોને પૂર્ણ આશ્રય આપ્યો હતો. બ્રાહ્મણ અને ઉંચા ક્ષત્રિયો જ્ઞાની હતા વૈશ્યો અને શુદ્રો પણ વિદ્યા સંપાદન કરી પોતાના કર્મમાં કુશળ રહેતા, અને તેમાજ તેઓ પૂર્ણ સુખ માનતા હતા. ઠામ ઠામ, વેદની, તત્ત્વજ્ઞાનની અને પદાર્થ શાસ્ત્રની ચર્ચા ચાલતી હતી. આ મહારાજા સ્વધર્મ અને સ્વદેશ રક્ષણાર્થે પોતાના પ્રાણ સરખાને પણ પ્યારો ગણતા નહોતા. તેઓ દીન દુઃખીઓનાં દુઃખ ટાળવાને સદા કાળજી રાખતા હતા. મોજશોખાદિ સંસારની વૃથા લલુતામાં તેમનું લક્ષ નહોતું. પોતાની સમૃદ્ધિ અને જીંદગીનો સત્ય ઉપયોગ કરવામા પ્રતિદિન રોકાતા હતા. પ્રજાને ન્યાય નીતિથી પુત્ર સમ પાળી પ્રીતિ સંપાદન કરી હતી. ધર્મનાં નિત્ય કૃત્ય કરવામાં કષ્ટ વેઠતા હતા. અને પોતાના અપાર દ્રવ્યનો ઉપયોગ દુઃખીઓનાં દુઃખ દૂર કરવામાં, અને વિદ્વાનોને તથા ધર્મને આશ્રય આપવામાં કરતા હતા.

રઘુરાજાએ વિશ્વજિત નામે મહાયજ્ઞ કર્યો હતો. તેની દક્ષિણામાં તેમણે ઘણું દ્રવ્ય આપ્યુ હતું. ત્યારપછી થોડી મુદતમાં વરતન્તુ નામે મુનિનો કૌત્સક નામે શિષ્ય સંપૂર્ણ

૧ રંગપુર, મહીમનશીંધ, સિલહટ, જમના, કચા, મણીપુર, અને આસામ, એટલા દેશોને ત્યાસમાં કામરૂપ દેશ ગણેલો છે.

વિદ્યાભ્યાસ કરીને ગુરૂદક્ષિણા માટે મહારાજા રઘુરાય પાસે આવ્યો તે વખતે તેમની પાસે મૃત્તિકા પાત્ર શિવાય બીજુ કાંઇ રહ્યું નહોતું તોપણ મહાકષ્ટ વેઠીને તેની ઇચ્છા પૂર્ણ કરી હતી. રઘુરાજાના સત્યવર્તનના અનેક દાખલા છે તેમને માટે જેટલુ લખીએ તેટલુ થોડુ છે. તેમના પરોપકારના કાર્યો સાંભળી આશ્ચર્ય પામીએ છીએ આ મહારાજાના રાજમંદિરમા એક વખતે એક વૃદ્ધ વિદ્વાન બ્રાહ્મણ યાચવા ગયો રાજાએ તેનો વિવિધ પ્રકારે સત્કાર કર્યો રાજાએ તેની ઇચ્છા તૃપ્ત કરવા સઘળુ રાજ્ય આપી દીધુ અને પોતે એકલા વનમા ચાલી નીકળ્યા હતા વનમા તેમને એક ફળ પ્રાપ્ત થયું હતુ તે ફળ ખાનાર વૃદ્ધ હોય તો યુવાન થાય એવુ હતુ તે ફળ પણ પેલો વૃદ્ધ બ્રાહ્મણ યુવાન થઇ સુખ ભોગવે એવી ઇચ્છાથી તેનેજ આપી દીધુ હતુ વાહ ! કેવો પરમાર્થ ? તેમની સત્ય નિષ્ઠા હતી તો ફરીને ઇશ્વર કૃપાથી રાજ્ય મળ્યુ હતું

એ રીતે રઘુરાજાના પરદુઃખભંજનપણાના અને દાનવીરપણાના અનેક દાખલા છે જેણે કરી તેમણે સૂર્યવંશી રાજ્યનો એટલો તો ઉત્કર્ષ કર્યો હતો, અને એવી તો જગતમા પ્રખ્યાતિ મેળવી હતી કે સૂર્યવંશ એ રઘુવંશના નામથી ઓળખાવા લાગ્યો. જે કુળમાં આવા પુરૂષો ઉત્પન્ન થાય, તે કુળને ધન્ય છે ! અસંખ્ય દ્રષ્ટાંતોથી જણાય છે કે;—"સુશીલ અને સ્વાશ્રયી વીર પુરૂષો દ્રવ્ય સંપાદન કરવામા જેવા શૂરવીર અને સમર્થ હોય છે, તેવાજ સત્પાત્રે દાન કરવામા હોય છે. સજ્જનોની સંપત્તિ સાર્વજનિક ગણાય છે " એ યથાર્થ છે આ ઇશ્વરપરાયણ દાનવીર રઘુરાજાએ દીર્ઘકાળ પર્યંત નીતિથી નિષ્કંટક રાજ્ય ચલાવ્યુ હતુ અને વૃદ્ધાવસ્થા થવાથી પોતાના અજ નામે પુત્રને રાજ્ય સોંપી વનમા તપ કરવા ગયા હતા ત્યાંજ પોતાનો અમૂલ્ય દેહ ત્યાગ કરી પરમ મોક્ષ ગતિને પામ્યા હતા

## દશરથ.

સૂર્યવંશના મૂળ પુરૂષ ઇક્ષ્વાકુ રાજાના કુળમા મહા બળવાન, પરાક્રમી, અને પરમ ધાર્મિક રાજા દશરથે જન્મ લીધો હતો. તેમનો પિતાનુ નામ અજ હતુ ભુવન વિખ્યાત અયોધ્યા નગર તેમની રાજધાની હતી તે સમયે એ નગરીનો વિસ્તાર અડતાલીસ કોસ ઘેરાવમા હતો રાજમાર્ગો મોટા સ્વચ્છ અને સુશોભિત હતા પ્રત્યેક માર્ગમાં નિત્ય સુગંધી જળના છંટકાવ થતા હતા કિલ્લા તથા કોઠાઓ વગેરેમા યંત્રો, તોપો, તથા આયુધો ગોઠવેલા હતા ચારે તરફ સભાઓ તથા નાટકશાળાઓના ભવ્ય મકાનો શોભી રહ્યા હતા ફરતા બગીચાઓ તથા આંબાના વનો ઝૂલી રહ્યા હતા કિલ્લાને ફરતી જળથી ભરપુર મોટી ખાઇઓ લાગી રહી હતી વેપારની ઘણી સારી સગવડ હોવાને લીધે દેશોદેશના વેપારીઓ ત્યા આવીને વસેલા હતા, હાથી, ઘોડા, ગાયો, તથા ભેંસો વગેરેની સંપત્તિ અવર્ણનીય હતી રસ્તાઓ ચોપટના આકારમા ગોઠવેલા હતા પેશકશી ભરવાને આવેલા અનેક રાજાઓ ગાડીઓને આમ તેમ દોડાવતા નજરે પડતા હતા ઇંદ્રલોકના વિમાનોની માફક શોભી રહેલા મોટા મહેલો સૂર્ય ચંદ્રની ગતિ રોકવાને જાણે ઉત્સુક હોય નહિ ! એમ જણાતા હતા પ્રજા, બ્રાહ્મણોને તથા વેદશાસ્ત્રોને માન આપતી હતી તેમજ તે ઉદાર,

કૃતજ્ઞ, વીર, લાંબા આયુષ્યવાળી, તથા પુત્ર પૌત્રાદિક પૂર્ણ પરિવારવાળી હતી. રાજાની સઘળી ફોજ બળવતર, સમયને નહિ ચૂકનાર, અને યુદ્ધની સઘળી કળાઓમાં સંપૂર્ણ કેળવાયેલી હતી. પ્રજા રાજ્યભક્તિ તથા સદાચારમાં અનુપમ હતી. તથા કોઇ પણ દિન મલિન, નાસ્તીક, ક્ષુદ્ર, કે વ્યથિત નહિ હતું. તે રાજ્યમાં મર્દન દિવ્ય ઔષધીનુંજ થતું હતું, હથિયારનો ઉપયોગ પરીક્ષા વખતેજ થતો હતો, પોલીસનો દેખાવ સ્વારીમાંજ નજરે પડતો હતો. તોપોના અવાજ સમય સૂચવવાનેજ થતા હતા, યુદ્ધ ચિત્રોમાંજ નજરે પડતું હતું, શિક્ષા પાઠશાળામાંજ થતી હતી, થાપટ મૃદંગો ઉપરજ પડતી હતી, વાંક નવીન ચંદ્રમાંજ હતો, તાપ સૂર્યનોજ હતો, રજનો દેખાવ સ્ત્રીઓમાંજ હતો, સંકર રંગોમાંજ હતો, પડતું વરસાદનુંજ હતું, કઠોરતા લોહમાંજ હતી, ક્ષય કાળનોજ હતો, વિનાશ દુઃખનોજ હતો, દુઃખ દરિદ્રનેજ હતું, તથા અસરળતા સર્પોમાંજ હતી.

મહારાજા દશરથના દરબારમાં **સુમંત્રાદિક** આઠ કારભારીઓ હતા. તેઓ રાજ્ય કાર્યની પદ્ધતિમાં પૂરા કેળવાયેલા, રાજા તથા પ્રજા એ બંનેનું હિત કરવામાં તત્પર, પરાયા અભિપ્રાયને તુરત જાણી લેનારા, મન, વચન, તથા શરીરથી અત્યંત પવિત્ર, પ્રખ્યાત કીર્ત્તિવાળા, વીર, વિદ્વાન, વૃદ્ધ અને મોટી સંપત્તિવાળા હતા. એ રાજ્યમાં ન્યાયાધીશો કદી પણ ન્યાયખાતાના નિયમોથી ચૂકતા નહિ હતા. પોતાના તથા પરાયા દેશની બાબતોથી અજાણ્યા નહિ રહેતા હતા. અતિ નજીકના પણ અપરાધીને યોગ્ય શિક્ષા દેતા હતા. તથા નિરાપરાધીને તુરત છોડી દેતા હતા. શેહેરમાં કે દેશમાં ઘણું કરીને કાંઇ ગુન્હાજ ઉત્પન્ન થતા નહોતા. અને ન થાય, તેવી યુક્તિઓ ગોઠવવામાં તેઓ તત્પર રહેતા હતા. રાજ્ય નિયમોનું યોગ્ય બંધારણ હોવાને લીધે પ્રજામાં કોઇ પણ પુરૂષપર સ્ત્રી લપટ, દુષ્ટ કે ખોટું બોલનાર નહિ હતો. સર્વ ઠેકાણે શાંતિ પ્રસરી રહી હતી. અને લક્ષ્મી તથા વિદ્યા દિવસો દિવસ વૃદ્ધિ પામતાં હતાં.

મહારાજા દશરથ કુળગુરૂ **વસિષ્ઠને** મોટું માન આપતા હતા. પ્રજાઓનું પાલન કરવામાં તત્પર રહેતા હતા. મદ્યપાન તથા અતિ સ્ત્રી પ્રસંગ વગેરે દુષ્ટ વ્યસનોથી સર્વદા દૂર રહેતા હતા. પોતાનો કોઇ શત્રુ નહિ હોવાને લીધે તે સબંધી ચિંતાથી મુક્ત હતા. અને ધર્મની વૃદ્ધિ કરવામાં ઉદ્યોગી રહેતા હતા. તેમને **કૌશલ્યા, સુમિત્રા,** અને **કૈકેયી** એ ત્રણ મુખ્ય રાણીઓ હતી. આ પ્રમાણે મહારાજા દશરથને સર્વે પ્રકારનાં સુખ હતાં, પણ અપુત્રપણું હોવાનું એક મોટું દુઃખ, એ સઘળાં સુખોને ઢાંકી દેતું હતું. અને મોટી ચિંતાનુ કારણ થઈ પડયુ હતું. રાણીઓ પાસેના દરેક પ્રસંગમાં તેજ વાત ચાલતી હતી. સૂકાગેલ સરોવર તથા ખડનુ બનાવેલ પુતળુ જેમ કોઇના મનોરથ સિદ્ધ કરી શકતું નથી, તેમ પુત્ર વિનાનો પુરૂષ પણ નિરર્થક છે. પુત્ર વિનાના પુરૂષને પ્રતિકદિન ધન્ય, નમ, અને સર્વ કર્મના અધિકાર રહીત માનેલો છે. ઘણા પુત્રવાળો પુરૂષ; ઘણાં શરીરવાળો, ઘણાં મુખવાળો; ઘણા જયાવાળો, ઘણાં કામ કરવામાં સમર્થ, ઘણાં નેત્રોવાળો, તથા ઘણાં જ્ઞાનવાળો કહેવાય છે. પુત્રવાળા પુરૂષને સર્વ શ્રેષ્ઠ વખાણેલ છે. પ્રીતિ, બળ, સુખ, વિસ્તાર, યશ, તથા, સ્વર્ગાદિ લોકની પ્રાપ્તી, એ સર્વનો આધાર પુત્રજ છે. અપુત્ર પુરૂષની કોઈ પણ રીતે ગતિ નથી, આ પ્રમાણે જૂદા જૂદા વિચારો રાજાના મનમાં વખતો વખત આવ્યા કરતા હતા. પુત્રની ઉત્પત્તિને માટે દશરથ રાજાએ ઘણાં મત, કિ-

પવાસ, અને તપ વગેરે કર્યાં. પણ પુત્ર થયો નહિ. તેથી તે ઘણીજ ચિંતા કરવા લાગ્યા.

એક દિવસે દશરથ રાજા વનમાં શિકારે ગયા હતા, ત્યાં શિકાર ન મળવાથી સાંજ પડી. તેથી તેઓ એક તળાવની પાસે ઝાડ ઉપર ચઢીને શિકારની રાહ જોતા બેઠા. તેવામાં માબાપની સેવા કરવામાં અમર કીર્તિ રાખી જનાર શ્રવણ નામે બ્રાહ્મણ પોતાનાં આંધળાં માબાપની કાવડ લેઇને તે તળાવ ઉપર આવ્યો. કાવડ તળાવથી થોડે છેટે ઉતારીને પોતાનાં તરસ્યાં માબાપને માટે પાણી લેવા સારૂ શ્રવણ તળાવમાં ગયો. અને પાણી ભરવા વાસણ બોળ્યું. તેનો સાદ સાંભળીને દશરથ રાજાએ જાણ્યું કે તળાવમાં કોઇ જાનવર પાણી પીવા માટે આવેલ છે. તેથી તેમણે બાણ માર્યું. તે શ્રવણના પગમાં વાગવાથી તે બુમ પાડીને નીચે પડયો. તેની ચીસ સાંભળીને દશરથ રાજાએ ઝાડ ઉપરથી નીચે આવીને જોયું તો શ્રવણ મરવા પડેલો દીઠો. પોતાને બ્રહ્મહત્યાનો દોષ લાગવાથી રાજા ઘણો શોક કરવા લાગ્યા. શ્રવણે મરતી વેળાએ તેમને કહ્યું કે, તમે એ વાતનો શોક ન કરો. પણ મારાં આંધળાં માબાપ થોડેક દૂર કાવડમાં છે, તેઓ બહુ તરસ્યાં થયાં છે, તેમને તમે જલદી પાણી પાઓ. મારા મરણની ખબર તેમને કહેશો નહિ. એટલું બોલીને શ્રવણે પોતાનો પ્રાણ મૂકયો. પછી દશરથ રાજાએ શ્રવણના કહ્યા મુજબ તેનાં અંધ માબાપોને પાણી પાયું, અને પોતાથી અજાણપણે તેમના વ્હાલા પુત્રનું મરણ થયાની ખબર કહી. તે સાંભળીને શ્રવણનાં માબાપે ઘણું કલ્પાંત કરીને અંતે પ્રાણ છોડ્યા. તેમણે મરતી વખતે રાજાને શાપ દીધો કે જેમ અમે પુત્ર વિજોગી મરીએ છીએ, તેમ તારા પ્રાણ પણ પુત્ર, પુત્ર, કરતાં જશે. પછી દશરથ રાજાએ તેઓની ઉત્તરક્રિયા કરી.

થોડાક વખત પછી દશરથના રાજ્યમાં વરસાદ ન થવાથી બાર વર્ષ સુધી દુકાળ પડયો. તેનું કારણ તપાસતાં માલુમ પડયું કે, દૈત્યોના ગોર **શુક્રાચાર્યે** મેઘને આકર્ષિ રાખ્યો હતો. કેમકે બ્રાહ્મણ તથા ગાય દુઃખી થાય, અને અન્ન જળ ન મળે તો પછી યજ્ઞ બંધ થાય. એટલે દેવોનું બળ ઓછું થાય. આ ઉપરથી ઇંદ્રરાજાએ શુક્રાચાર્ય સાથે યુદ્ધ આરંભ્યું. તેમાં દશરથ રાજાએ ઇંદ્ર રાજાને મદદ કરવાથી તેમનો જય થયો. તેથી ઇંદ્રાદિ દેવોએ પ્રસન્ન થઇને રાજાને ઘણું માન આપ્યું હતું.

ત્યાર પછી મહારાજા દશરથે **અશ્વમેધ** યજ્ઞ કરવાનો વિચાર કર્યો. સુમંત્ર વગેરે ડાહ્યા મંત્રિઓની સાથે એ વિષે વાત કરીને પછી વસિષ્ઠાદિ મુનિઓની સલાહથી ચારમો રાજકુમારોના રક્ષણ નીચે ઘોડાને પૃથ્વીમાં ફરવા મોકલ્યો. એક વર્ષમાં ઘોડો પૃથ્વીમાં ફરીને પાછો આવ્યો પછી વસંતઋતુ પ્રાપ્ત થતાં રાજાની વિજ્ઞપ્તિનો સ્વિકાર કરી વસિષ્ઠ મુનિએ કેટલાક વિદ્વાનો, કારીગરો, સુતારો, તથા કડિયાઓ વગેરેને બોલાવીને **સર્યૂ** નદીના ઉત્તર કિનારા તરફ અશ્વમેધ યજ્ઞને માટે જોઇતા સાધનો તૈયાર કરવાની આજ્ઞા કરી. સઘળા દેશોમાંથી બ્રાહ્મણો, રાજાઓ, ક્ષત્રિયો, વૈશ્યો, તથા શૂદ્રો વગેરે ધર્માત્મા લોકોને આ યજ્ઞમાં બોલાવ્યા. દેશો દેશના મેહેમાનો અનેક ભેટો લેઇને યજ્ઞમાં આવી હાજર થયા. પછી મહારાજા દશરથ પોતાની રાણીઓ સહીત મોટી ધામધુમથી શુભ મુહૂર્તમાં અયોધ્યામાંથી યજ્ઞ ભૂમિમાં પધાર્યા. વસિષ્ઠ મુનિના ઉપરીપણા નીચે તથા મહાત્મા **ઋષ્યશૃંગ** મુનિના અધ્વર્યુપણા નીચે રહીને બ્રાહ્મણો યથાવિધિ વેદમંત્રોના ઉચ્ચાર પૂર્વક ક્રિયાઓ ચલાવવા લાગ્યા. એ પ્રમાણે

વિધિ પૂર્વક ત્રણ દિવસનો અશ્વમેધ પરિપૂર્ણ કરી તથા તેના પેટાના બીજાપણ કેટલાએક યાગો કરી મહારાજા દશરથે બ્રાહ્મણોને, દક્ષિણારૂપે ઘણી પૃથ્વીનું દાન આપ્યું. તેમજ હજારો ગાયો અને કરોડો સોના મોહોરો આપી. ત્યાર પછી રાજાની માગણી ઉપરથી ઋષ્યશૃંગ મુનિએ પુત્રેષ્ટિનો આરંભ કર્યો., આ ક્રિયા ચાલતી હતી, તેવામાં કહે છે કે, યજ્ઞ નારાયણે પ્રત્યક્ષ થઇને રાજાના હાથમાં ક્ષીર જેવા પદાર્થનું પાત્ર આપીને કહ્યું કે, આ પદાર્થના ત્રણ ભાગ કરીને ત્રણે રાણીઓને એકેકો ભાગ ખવાડજો. એટલે ત્રણેને પુત્ર થશે. એમ કહીને તે દિવ્ય પુરૂષ અંતર્હિત થઇ ગયો પછી દશરથ રાજાએ એ દિવ્ય પુરૂષના કહ્યા પ્રમાણે કર્યું. તેથી રાણીઓને ગર્ભ રહ્યો,.અને યથા સમયે તેમને પુત્ર થયા, મોટી રાણી **કૌશલ્યા** ને પેટ "**શ્રીરામચંદ્રજી**" નો જન્મ થયો. બીજી રાણી **સુમિત્રા** ને પેટ **લક્ષ્મણ** તથા **શત્રુઘ્ન**, અને ત્રીજી રાણી **કૈકેયી** ને પેટ **ભરત**, એમ ચાર પુત્રો થયા. તે બધા બુદ્ધિવાન, તેજસ્વી, અને પરાક્રમી હતા. તેઓમાં શ્રીરામ સૌથી શ્રેષ્ટ અને અવતારી પુરૂષ હતા. તેઓને સાક્ષાત્‌ વિષ્ણુનો સાતમો અવતાર કહે છે.

મહારાજા દશરથે ચારે પુત્રોને મહાત્મા ગુરુ વસિષ્ટ મુનિ પાસે વેદ, વેદાંગ, અને ધનુર્વિદ્યા વગેરે અનેક શાસ્ત્રોમાં પ્રવિણ કરાવ્યા. તે પછી પોતાની વૃદ્ધાવસ્થા થવાથી પોતાના વડિલ પુત્ર શ્રીરામને સર્વ વાતે યોગ્ય જાણીને તેમનો રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો તેને માટે યોગ્ય દિવસ મુકરર કરીને સર્વ પ્રકારની મોટી ધામધૂમો કરવા માંડી. પરંતુ જ્યારે આ વાતની ખબર રાજાની ત્રીજી રાણી કૈકેયીને પડવાથી, તેણે આ કામમાં હરકત નાખવાનો સંકલ્પ કર્યો. રાજાએ અગાઉ તેના એક કાર્યથી પ્રસન્ન થઇને એ વર માગવાનું તેને વચન આપ્યું હતું. તે વર તેણે હાલ માગ્યાં પહેલા વરથી તેણે પોતાના પુત્ર ભરતને રાજ્ય આપવાનું, અને બીજા વરથી શ્રીરામને ચૌદ વર્ષ સુધી વનવાસ મોકલવાનું, એવાં બે વરદાન માગ્યા. આથી દશરથ રાજા ઘણો શોકાતુર થયો. રામ જેવા સદ્‌ગુણી પુત્રને રાજ્ય ભ્રષ્ટ કરી, તેમને ચૌદ વર્ષ જેટલી લાંબી મુદત સુધી વનવાસનાં અસહ્ય દુઃખો ભોગવવા માટે મોકલવાને તેની જરાપણ ઇચ્છા થઇ નહિ તેમ આ સત્યવાદી રાજા પોતાનું આપેલું વચન ફેરવવાને પણ રાજી થયો નહિ. જો રાણી સમજાવી સમજે, અને આ સિવાય બીજી કાંઇ માગણી કરે, તો ઠીકજ છે, નહિતો આપેલુ વચન નજ ફેરવવું એવો તેમનો દ્રઢ નિશ્ચય હતો. તેમણે અંધવ થઇને રાણીને અનેક પ્રકારે સમજાવી બીજી કાંઇ માગણી કરવાનું કહ્યું, પણ તે એકની બે નજ થઇ તેથી આ વિપરીત વાતથી રાજાને મૂર્છા આવી. આ વાતની તેમના સદ્‌ગુણી પુત્ર શ્રીરામને ખબર પડવાથી તેઓ પિતાની પાસે આવ્યા, તેમણે પિતાનુ વચન પાળવા માટે રાજ છોડી વનમા જવાની ઇચ્છા બતાવી અને તેમને ઘણું સમજાવીને શાંત કરવાની તજવીજ કરી, પણ એથી રાજાનો શોક સંતાપ મટયો નહિ. પછી પિતૃભક્ત પુત્ર શ્રીરામે વનવાસનો વેષ ધારણ કર્યો. તેમની સાથે જવાને તેમની પતિવ્રતા રાણી **સીતા** અને લઘુ બંધવ **લક્ષ્મણ** પણ જવાને તૈયાર થયાં. પછી માતાપિતાને પ્રણામ કરી ત્રણે જણ વનમાં ગયા. તેમના ગયા પાછી મહારાજા દશરથે પુત્રવિયોગના અસહ્ય દુઃખથી શરીર ગાળીને પરલોક વાસ કર્યો. સદ્‌ગુણી રાજાને શ્રવણના પિતાનો શાપ સફળ થયો ! કોણ જાણે દેવાએ વિપરીત વખતમા અજાણપણે કરેલા કૃત્યનું ફળ ભો-

ગવવું પડયું ! ઉંચ સ્થિતિમાં ઉંચ કર્મો કરવાની ઇચ્છા છતાં અણચિંતવ્યુ અજાણમાં કેવું વિપરીત કાર્ય થઇ જાય છે ! અને તેનું ફળ ભોગવવું પડે છે ! તેનો હેતુ વિધાત્રી દેવી સિવાય કોઇ જાણી શકતું નથી. દૈવની ગતિ ગહન છે ! !

## શ્રીરામચંદ્ર.

આખી હિંદુ સમાજમાં અદ્યાપિ સુધી દેવ ભાવે પૂજાતા સૂર્યવંશી રઘુકુળદીપક " શ્રીરામચંદ્રજી " નું ચરિત્ર બહુ અલૌકિક અને મનોહર છે. શ્રીરામચદ્ર પ્રતાપી મહારાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર થાય. તેઓ **વિષ્ણુના** સાતમા અવતાર ગણાય છે. તેમનો જન્મ ત્રેતાયુગમાં ચૈત્ર શુદ નવમીને દિવસે મધ્યાન્હ સમયે પુનર્વસુ નક્ષત્રમા થયો હતો. તેમની માતાનું નામ **કૌશલ્યા** હતું. તેમને શ્રીરામે પોતાનુ ચતુર્ભૂજ સ્વરૂપ દેખાડયુ હતું. પછી માયાનુ આવરણ નાખીને બાળક રૂપે થયા હતા. એ રીતે તેમનો જન્મ અયોનિ સંભવ છે. મહારાજા દશરથને ત્રણ રાણીઓ હતી. તેમાંની કૌશલ્યાથી શ્રીરામ, સુમિત્રાથી લક્ષ્મણ તથા શત્રુઘ્ન, અને કૈકેયીથી ભરત, એ રીતે ચાર પુત્રો થયા હતા.

શ્રીરામચંદ્ર બાલ્યકાળમાં કૌશલ્યા જેવી ડાહી અને સદ્‌ગુણી માતાના હાથ નીચે ઉછર્યા હતા. અને મહાત્મા ગુરૂ **વસિષ્ઠઋષિ** પાસે વેદ, ઉપવેદ, ધર્મશાસ્ત્ર, ન્યાય, નીતિ, તત્ત્વજ્ઞાન, અને ધનુર્વિદ્યા વગેરેનું અધ્યયન કર્યું હતું. તેમની આકૃતિ ભવ્ય હતી. મૂખ ચંદ્ર સરખુ સ્વચ્છ અને તેજસ્વી હતું બને હાથ હાથીની સૂંઢ જેવા, નેત્ર મોટાં તથા લાલ, અને અંગ કાન્તિ ગૌરવર્ણમાં કૃષ્ણ વર્ણની છાયા હતી. તેમનુ ચિત્ત માતા પિતાની સેવામાં તથા લોકોના હિતમાં લાગેલું હતું તેઓ ધીર, વીર, નીતિજ્ઞ, અને કર્મ, ધ્યાન, તથા જપ કરવામાં ઘણું લક્ષ રાખતા હતા. શૈવી દીક્ષા—આનદરૂપ પરમાત્માની ઉપાસનાની દીક્ષા, તેમણે મહાત્મા **અગસ્ત્યઋષિ** પાસે લીધી હતી. હાથી ઘોડા, અને રથ વગેરે વાહનોપર બેસવાની કળામાં પણ તેમણે સારી કુશળતા મેળવી હતી. એ રીતે શ્રીરામ સર્વ વાતમાં કુશળ અને સદ્‌ગુણી હોઇને નિર્મળ ચંદ્રની પેઠે માતા પિતા તથા પ્રજાને અતિ પ્યારા થઇ પડ્યા હતા.

મહારાજા દશરથના ચાર પુત્રોમાં શ્રીરામ સર્વથી શ્રેષ્ઠ અને મોટા હતા. સર્વ ભાઇઓમાં પરસ્પર ઘણો સ્નેહ હતો શ્રીરામ અને લક્ષ્મણ એક બીજાને પ્રાણ સમાન ચાહાતા હતા. શ્રીરામ કદી પણ લક્ષ્મણ વિના રહેતા નહિ. સુખે નિદ્રા કરતા નહિ, કે મિષ્ટ ભોજન જમતા નહિ. શ્રીરામ ઘોડેસ્વાર થઇ શિકારે પધારતા, ત્યારે લક્ષ્મણ ધનુષ ધારણ કરી ઘોડાની લગામ પકડી આગળ થતા. એવો બને ભાઇઓ વચ્ચે ગાઢ સ્નેહ હતો. ખરેખર કદીએ તો તેઓ એકજ રૂપ હતા. ફકત દેખવામાં દેહ જૂદા હતા ભરત અને શત્રુઘ્ન પણ મોટાભાઇ રામની આજ્ઞાને આધીન રહેતા. તેમ મમતા અને માયા રાખતા. કદી પણ રામથી વિમુખ રહેતા નહિ. તેમ રામ પણ પોતાના લઘુ બાંધવો પ્રત્યે પોતાનો ધર્મ બજાવતા ચૂકતા નહિ ભાઇઓમાં આવો સ્નેહ અને ધર્મબુદ્ધિ હોવાનાં કારણ ઘણાં ગંભીર હતા. વસિષ્ઠ જેવા મહાત્મા ગુરૂના હાથ નીચે રહી બધા ભાઇઓએ ઉત્તમ કેળ-

વણી લીધી હતી. મહાત્મા અને વિદ્વાન પુરૂષોની સોબતમાં રહ્યા હતા; ઘણું જોયું, અને જાણ્યું હતું, એવી ઉત્તમ કેળવણી તથા એવી ઉત્તમ-સત્સંગતિનોજ એ પ્રતાપ હતો. સત્શાસ્ત્ર અને સતપુરૂષની સંગતિએ કલ્પવૃક્ષરૂપ છે. સત્સંગતિએ મનુષ્યની બુદ્ધિનું જડપણું હરી લેછે. વાણીમાં સત્યતાને સિંચે છે, માન તથા મોટાઈ આપે છે, સર્વ પાપ દૂર કરે છે, ચિત્તને પ્રસન્ન કરે છે, અને સઘળી દિશાઓમાં કીર્તિનો ફેલાવો કરે છે. એટલુંજ નહિ પણ એ સંસાર સાગર તરવાને વહાણરૂપ ઉપયોગી સાધન થઇ પડે છે. અહો! સતશાસ્ત્ર અને સત્સંગતિનો કેટલો બધો પ્રભાવ! આવી યોજનમાં ઉછરેલા સર્વગુણ સંપન્ન અને એક રૂપ કેમ ન થાય? થાયજ.

શ્રીરામ પૂર્ણ જ્ઞાની અને તેજસ્વી હતા. જેમાં ઇશ્વરી તેજ વ્યાપક હોય છે, તે ગમે તો બાળક હોય, તોપણ શું થયું? પુત્રનાં લક્ષણ પારણામાં વરતાય. શ્રીરામનાં અદ્ભૂત પરાક્રમો બાળપણથીજ પ્રકાશી નીકળ્યાં હતાં. તેમના બાળવયના બળથી સર્વ ચકિત થતા હતા. સર્વ ઋષિ—મુનિઓ, અને રાજાઓમાં તેમની પ્રસંશા થવા લાગી હતી. મહાત્માઓએ આત્મિક જ્ઞાનથી તેમને ઇશ્વરાવતાર જાણી લીધા હતા. તેમની અગાધ શકિત અને કળાની પૂર્ણ ખાત્રી કરી લીધી હતી. સર્વ પ્રજા તેમની તેજસ્વી મુખ મુદ્રા જોઇ હર્ષિત થતી હતી. દુષ્ટજનો દેખી દબાઇ જતા હતા. અને સજ્જનો જોઇ પ્રફુલિત થતા હતા. પિતા દશરથ, માતા કૌશલ્યા અને સકલ પ્રજાને પ્રાણ સમાન પ્યારા થઇ પડ્યા હતા. તેમના જન્મથી આખી અયોધ્યા નગરી સ્વર્ગ તૂલ્ય દીસતી હતી. જ્યાં સાક્ષાત્ ઇશ્વરજ પ્રકાશમાન હોય. ત્યાં શાની ન્યુનતા રહે? જ્યારે પૃથ્વીપર ધર્મનો નાશ થાય છે, દુષ્ટો સજ્જનોને દુ:ખ દે છે, પ્રજા દુ:ખથી બહુ પીડાય છે, ચારે તરફ ત્રાહે, ત્રાહે થઇ રહે છે, ત્યારે સાક્ષાત્ કરૂણાજનક, મંગળમય પ્રભુ દુષ્ટોને સંહારવા, સુજ્ઞોને સુખી કરવા, અને ધર્મનું સ્થાપન કરવા અવતાર ધારણ કરેછે. એવાં અનેક શાસ્ત્રોનાં પ્રમાણ મળી આવેછે. ગીતામાં શ્રીભગવાને કહ્યું છે કે;—"મનુષ્ય પ્રાણીના કલ્યાણના હેતુનેજ અર્થે અગત્યને સમયે હું જન્મ ધારણ કરૂંછું." એ સત્ય છે. શ્રીપ્રભુ તે સમયે પોતાનું કેવળ શુદ્ધ ચૈતન્ય બીજા અમુક મનુષ્યના જીવાત્માની સાથે ઐક્ય કરે છે. અને તેથીજ ઘણા અવતારને સમયે બીજા જીવાત્માની પેઠે મનુષ્ય ચરિત્ર કર્યાં છતાં શુદ્ધ ચૈતન્યના પ્રભાવથી સત્ય ધર્મનું સ્થાપન કરેલું છે. **રામાવતાર** પૂર્ણ કહેવાય છે. કેમકે તેમાં શુદ્ધ ચૈતન્યની ઉત્તમ પ્રબળતા જણાવીને સાધુજન—ધર્મિજનોની રક્ષા કરી, દુષ્ટ અધાર્મિનો સંહાર કર્યો, અને સત્યધર્મનું સ્થાપન કરેલું છે. આ અવતારોની ગુપ્તતા અતિ પ્રાચીન અદ્ભૂત યોગવિદ્યામાં રહેલી છે. તે યથાર્થ રીતે જેને ગુપ્ત જ્ઞાનની સત્યતા જણાઇ છે, તેજ જાણી શકે છે. શ્રીરામ અને મહાયોગીશ્વરો ઉપર મહા વિષ્ણુ અથવા શુદ્ધ ચૈતન્યનાં પ્રતિબિંબ પડવાથી અવતાર ગણાયેલા છે. એવું નિષ્પક્ષપાત સત્યશોધક વિદ્વાન પુરૂષોને યથાર્થ પરીક્ષા કર્યાથી જણાશે. મહાત્મા વિશ્વામિત્ર, અને વસિષ્ટાદિ ઋષિ-મુનિઓએ યોગ વિદ્યાના બળથી જાણી લીધુ હતું કે, શ્રીરામ સાક્ષાત્ ઇશ્વરાવતાર છે. તેમની અદ્ભૂત શક્તિની તેમને ખાત્રી હતી. તેથીજ વિશ્વામિત્ર ઋષિ શ્રીરામ પંદર વર્ષની નાની વયના હતા, તે છતાં મારીચ, અને સુબાહુ વગેરે રાક્ષસોને મારી યજ્ઞનું રક્ષણ કરવા માટે તેમને તેડી ગયા હતા.

એક દિવસે વિશ્વામિત્ર ઋષિએ દશરથ રાજા પાસે જઇને સભા સમક્ષ માગણી કરી કે;—હું દીક્ષા લેઇને જે જે યજ્ઞ કરવા માંડુ છું, તે યજ્ઞ સમાપ્ત થવા આવે છે, તે સમયમાં મારીચ અને સુબાહુ નામના રાક્ષસો રૂધિર અને પરૂ વગેરે અપવિત્ર પદાર્થોની વૃષ્ટિ કરી મારા યજ્ઞની વેદીને ભ્રષ્ટ કરે છે. તેથી મારે નિરુત્સાહ થઇને તે પ્રદેશમાંથી નીકળી જવું પડે છે. હું મારા શાપથીજ તેઓને બાળી ભસ્મ કરવા સમર્થ છું. પરંતુ યજ્ઞના પ્રસંગમાં કોઇને શાપ દેવાય નહિ, એવી શાસ્ત્ર મર્યાદા છે. તેથી નિરૂપાય છું. માટે એ કામ વાસ્તે આપના મોટા કુંવર શ્રીરામને મારા હાથમાં સોંપો. શ્રીરામ પોતાના તેજના, અને મારા અનુગ્રહના પ્રભાવથી સઘળા રાક્ષસોને મારવા સમર્થ થશે. હું ખાત્રીથી કહું છું કે, તે રાક્ષસો શ્રીરામને કદી પણ પહોચી શકશે નહિ. જેમ હું શ્રીરામના પ્રભાવને જાણું છું, તેમ વસિષ્ઠ પણ જાણે છે.

ઋષિની આવી સખ્ત માગણીથી દશરથ રાજા ચિંતામાં પડયા. અને કહ્યું કે;—"મહારાજ! રામને હજુ પંદર વર્ષ તો પૂરાં થયાં નથી. તે બાળક યુદ્ધ વિદ્યામાં શું જાણે! રાક્ષસો કપટથી યુદ્ધ કરનારા છે. પુલસ્ત્ય મુનિના પુત્ર વિશ્રવાનો પુત્ર રાવણ નામનો રાક્ષસ બ્રહ્માના વરદાનથી મત્ત થઇને ત્રૈલોક્યને દુઃખ દે છે. એ મહા બળવાન છે. કુબેરજીનો સાવકો ભાઈ છે, અને જગતમાં પ્રખ્યાત છે. એ રાવણના રક્ષણ તળે એ રાક્ષસો રહેલા છે. યજ્ઞનો ભંગ કરવાને વાસ્તે મારીચ અને સુબાહુ વગેરે રાક્ષસોને પણ તેજ મોકલે છે. મેં સાંભળ્યું છે કે, રાવણની સામે જેઓ લડે છે, તેઓનું સામર્થ્યજ નષ્ટ થઇ જાય છે." ઇત્યાદિ વચનો કહીને શ્રીરામને સાથે મોકલવાની ના કહી. પરંતુ વસિષ્ઠાદિ ઋષિઓએ સમજાવ્યાથી રાજાએ શ્રીરામને વિશ્વામિત્રની સાથે મોકલ્યા. સાથે લક્ષ્મણ પણ ગયા. વિશ્વામિત્રે તેમને ભૂખ તરસ ન લાગે, લાંબો પંથ કરતાં પરિશ્રમ ન પડે, શરીરના વર્ણમાં કશો ફેરફાર થાય નહિ, પરાક્રમ, બુદ્ધિ, શક્તિ વગેરે સર્વથી અધિક થાય, સૂર્ય જેવા તેજસ્વી જણાય, અને રાક્ષસો પિશાચ વગેરે કોઇપણ દુષ્ટ પરાભવ કરી શકે નહિ, એવી અદ્ભૂત ચમત્કારવાળી બળા, અતિબળા નામની વિદ્યાનો મંત્રોપદેશ આપ્યો. પછી તેઓ વન જોતા અને તેથી વાકેફ થતા ચાલ્યા. રસ્તામાં જે જે પ્રદેશો અને આશ્રમો આવતા તેનું વૃત્તાંત વિશ્વામિત્રે વિસ્તારથી કહી બતાવતા. મલદ તથા કુરૂષ નામે મોટા સમૃદ્ધિવાળા દેશને મારીચની મા તાટકાએ ઉજડ કર્યાં હતા. તે પ્રદેશમાં એ પાપી રાક્ષસી મળી. તેને મારી નાખવાની વિશ્વામિત્રે આજ્ઞા કરી ગૌબ્રાહ્મણ અને દેશનું હિત કરવું એ રાજકુમારોનો મુખ્ય ધર્મ છે, એવું વિચારી શ્રીરામે તાટકાને મારવા માટે ધનુષ્યનો ટંકાર કર્યો. તેથી સઘળી દીશાઓ ગાજી રહી. પશુ પક્ષીઓ ત્રાસ પામી દોડાદોડ કરવા લાગ્યાં. ધનુષ્યના ધ્વનીથી ગભરાયેલી તાટકા ક્રોધથી શ્રીરામ સામે દોડી આવી જોરથી લડવા લાગી. શ્રીરામે તેને એક બાણ માર્યું કે, ચીસ પાડી પ્રાણ રહિત થઇ પડી. શ્રીરામનું વીરપણું જોઇને વિશ્વામિત્ર તથા દેવો ઘણા પ્રસન્ન થયા. આ સ્થળે વિશ્વામિત્રે રામને કેટલાંક શસ્ત્ર અસ્ત્રોની અપૂર્વ વિદ્યા શીખવી. ત્યાંથી તેઓ વિશ્વામિત્ર ઋષિને આશ્રમે[1] આવ્યા. મહર્ષિ દીક્ષિત થયા, અને યજ્ઞનો આરંભ થયો. એટલે

[1] બકસર નગરમાં વિશ્વામિત્ર ઋષિનો આશ્રમ હતો તે નગરની પાસે તાડકાવન હતું. ઋષિના આશ્રમની જગોએ હાલ તાડકાનાળા નામનું એક નાળુ નજરે પડે છે.

રાક્ષસો વ્યાઘાત કરવા આવ્યા, તેમને શ્રીરામે માર્યા, અને યજ્ઞ નિર્વિઘ્ને પૂર્ણ કર્યો.

મિથિલાપુરનો[૨] રાજા **સીરધ્વજ-જનક** યજ્ઞની સાથે પોતાની પુત્રી **સીતાનો** સ્વયંવર કરતો હતો. ત્યાં ઘણા રાજાઓ, રાણીઓ, રાજકુમારો, અને ઋષિઓ વગેરે એકઠા થયા હતા. યજ્ઞ પૂરો કરીને વિશ્વામિત્ર ઋષિ આ સ્વયંવર દેખાડવા માટે શ્રીરામ તથા લક્ષ્મણને લેઇને મિથિલાપુર જવા નીકળ્યા. માર્ગમાં મહાત્મા **ગૌતમ ઋષિનો** આશ્રમ આવ્યો. ત્યાં સતી **અહલ્યા** જે પોતાના પતિ ગૌતમનાજ શાપથી શલ્યા થઇને પડી હતી. તેના ઉપર શ્રીરામનો પગ પડવાથી તે સજીવન થઇ હતી, ત્યાંથી તેઓ મિથિલાપુરમાં ગયા. જનક રાજાને ત્યાં એક મોટા કદનું અને ઘણા બળવાળું **પિનાક** નામે શિવધનુષ્ય હતું, તે ધનુષ્ય ઉપાડીને તેમાં જે દોરી ચડાવે, તેને સીતા વરમાળા આરોપે, એવો જનક રાજાનો ઠરાવ હતો. મુકરર કરેલે વખતે સ્વયંવર મંડપમાં સર્વે રાજાઓ વગેરે હાજર થયા. અને ઠરાવ પ્રમાણે એક પછી એક સર્વે જણે ધનુષ્યની દોરી ચડાવવાની કોસીશ કરી, પણ તે કામ કોઇનાથી બની શક્યું નહિ. છેવટે વિશ્વામિત્ર ઋષિની આજ્ઞાથી શ્રીરામ ઉઠયા. તેમણે વગર હરકતે પ્રચંડ ધનુષ્ય હાથમાં પકડયું, અને ચાલાકીથી દોરી ચડાવી જોરથી ખેંચ્યું કે, તેના બે કડકા થઇ ગયા. એ જોઈ સર્વ સભા ચકિત થઇ ગઇ, સઘળે જયજયકાર થઇ રહ્યો. પછી સીતાએ પ્રેમપૂર્વક શ્રીરામના કંઠમાં વરમાળા–જયમાળા આરોપી. સૌ શ્રીરામના પરાક્રમનાં વખાણ કરવા લાગ્યાં.

પછી જનક રાજાએ અયોધ્યાથી મહારાજા દશરથને તથા વસિષ્ઠ ઋષિ વગેરેને તેડાવીને શ્રીરામની સાથે સીતાને મોટી ધામધૂમથી પરણાવ્યાં. તેમજ પોતાની નાની પુત્રી **ઉર્મિલાને** લક્ષ્મણ સાથે, અને પોતાના ભાઇ **કુશધ્વજની** બે પુત્રીઓને ભરત તથા શત્રુઘ્ન સાથે પરણાવી. શ્રીરામ સીતાને લેઇને અયોધ્યા તરફ ચાલ્યા. રસ્તામાં તેમને મહાત્મા **પરશુરામ** મળ્યા. તેમણે શ્રીરામની સાથે કેટલોક વિવાદ કરી યુદ્ધ કરવાની મરજી બતાવી. પણ શ્રીરામનું પરાક્રમ તેમના જાણવામાં આવ્યાથી તેઓ નમન કરીને જતા રહ્યા. અને શ્રીરામ અયોધ્યામાં આવ્યા.

અયોધ્યામાં આવીને શ્રીરામે મહાત્મા વસિષ્ટ ઋષિ પાસે ધનુર્વિદ્યાનો વિશેષ અભ્યાસ કર્યો. પછી પિતાની આજ્ઞા પ્રમાણે તેઓ રાજ્યનાં સઘળાં કામો કરવા લાગ્યા. કામ કરવાની તેમની પદ્ધતિ અને સદાચરણ જોઇ સકળ પ્રજા અને મંત્રિ મંડળ ઘણા પ્રસન્ન થયા. પ્રજાની પ્રીતિ તેમના ઉપર દિવસે દિવસે વધવા લાગી. તેમની કીર્તિનાં કિરણો પૃથ્વીમાં પ્રસરી રહ્યાં. શ્રીરામ અને સીતા વચ્ચે પરસ્પર અત્યંત પ્રેમ હતો. તેઓ એક બીજાના અભિપ્રાય પ્રમાણે ચાલતાં. જેમ સીતા પતિવ્રતા હતી, તેમ શ્રીરામે પણ એક પત્નીવ્રત પાળ્યું હતું. તેથી તેમની કીર્તિમાં વિશેષ વૃદ્ધિ થઇ હતી. આવી રીતે બાર વર્ષ સુધી નાના પ્રકારના સુખ ભોગમાં તેમણે કાળ ગુજાર્યો. રાજા દશરથ તેમનું આવું ઉત્તમ ચરિત્ર જોઇને ઘણાજ આનંદિત થયા. તેથી તેમને યૌવરાજ્યમાં અભિષિક્ત કરવાનો સંકલ્પ કર્યો. પ્રજાવૃન્દ પણ શ્રીરામનું બળ વીર્ય, લોકાનુરાગિતા, પ્રિયતા, ક્ષમા, સાધુતા, અને સત્યશીલતા જોવાથી તેમના ઉપર ઘણીજ અનુરક્તથઇ પડી હતી, તેથી તેમને યુવરાજ કરવાની સર્વે સંમતિ આપી.

૨ જનકપુર

પછી શ્રી રામચંદ્રને યૌવરાજ્યમાં અભિષિક્ત કરવાનો દિવસ મુકરર કરવામાં આવ્યો. એ શુભકાર્યને માટે સર્વ પ્રકારની મોટી ધામધુમ થવા લાગી. આ વાતની ખબર અંતઃપુરમાં કૈકેયી રાણીના જાણવામાં આવી. પ્રથમ તો તે બહુ રાજી થઇ. પણ પાછળથી મંથરા નામે તેની દાસીના ભંભેરવાથી, દશરથ રાજાએ પૂર્વે તેને આપેલા બે વર હમણાં તેણે માગ્યા. એક વરથી શ્રીરામચંદ્રને ચૌદ વર્ષ વનવાસ રહેવાનું, અને બીજા વરથી પોતાના પુત્ર ભરતને રાજ્યમાં અભિષેક કરવાનું, એમ બે વચનમાં માગી લીધું. રાણીની આવી વીપરિત માગણીથી દશરથ રાજા મૂર્છિત થઈ ગયા. અને શુદ્ધિ આવતાં બહુ કલ્પાંત કરવા લાગ્યા. તથા શ્રીરામના સદ્ગુણોનાં વખાણ કરી, કૈકેયીને ધિક્કારવા લાગ્યા. એટલામાં રામચંદ્રજી ત્યાં જઇ પહોચ્યા. તેમણે પિતાના કલ્પાંતની વાત પુછતાં સર્વ હકીકત જાણી લીધી. તેમને રાજ્ય મળવાની છેલ્લી ઘડીએ અકસ્માત ચૌદ વર્ષ વનવાસ જવાનું જાણ્યા છતાં જરા પણ શોક કે ગભરાટ થયો નહિ. પિતાને ધીરજ આપીને કૈકેયીને કહેવા લાગ્યા કે;—હું તમારા કહેવાથી પણ ભરતને સઘળું આપી દઉં, તો પિતાના કહેવાથી આપુ તેમાં શી નવાઇ ? હું પિતાની આજ્ઞા શા માટે ન માનું ? હું કોઇ પણ પ્રકારની લાલચમાં લપટાઇ અયોધ્યામાં રોકાવાનો નથી. પિતાનું વચન પાળવું એજ મોટામાં મોટો ધર્મ છે. પિતાજીને રાજી રાખવા હું મારા પ્રાણનો પણ ત્યાગ કરૂં. તમારા કહેવાથી પણ હું વનવાસ જાઉં. તમારી પણ મારાપર માલેકી છે. હું મારી માતાની રજા લેઉં, અને સીતાને સમજાવું, એટલી મુદત માગું છું. ઇત્યાદિ કહીને શ્રીરામ પિતાને પ્રણામ કરી ત્યાંથી નીકળ્યા. તેમની મુખ મુદ્રા રાજ્ય ભંગથી જરા પણ ભ્રષ્ટ થઇ નહોતી. રાજ્ય મળવાનું હતું. તે સમયે જેવી મુખની શોભા હતી, તેવીજ આ વખતે પણ હતી. તેઓ જરા પણ દુઃખ ન લગાડતાં, મધુર વચનોથી સર્વ લોકોને માન આપતા, માતા કૌશલ્યા પાસે આવ્યા. અને બધી વાત કહી વનમાં જવાની આજ્ઞા માગી. કૌશલ્યા શ્રીરામની વાત સાંભળીને ઘણું રૂદન કરવા લાગ્યાં. તેમને શ્રીરામે ધીરજ આપીને કહ્યું;—

"જે માણસ ધર્મથી વિરૂદ્ધ રીતે કામ કરે છે. તે વિદ્વાનોના ધિક્કારને પાત્ર થાય છે. પિતા ક્રોધથી કે પ્રીતિથી જે આજ્ઞા કરે, તે પુત્રે પાળવીજ જોઇએ. હું રાજ્યને વાસ્તે યશનો ત્યાગ કરવા ઇચ્છતો નથી. અલ્પાયુષ્યમાં યશનો ત્યાગ કરી, તુચ્છ રાજ્યની લાલચ હું રાખતો નથી. તમે શોકને છોડી દઇ, મનમાં ધીરજ રાખો. હું જટા તથા મૃગચર્મ ધારણ કરી વનમાં જઇશ. આમાં કૈકેયીનો કશો દોષ નથી. દૈવે ધાર્યું હોય છે, તેજ થાય છે. દૈવના કર્તવ્ય સિવાય બીજું કશું કારણ નથી. સુખ, દુઃખ, ભય, ક્રોધ, લાભ, કે હાનિ જે કાંઇ થાય છે. તે સઘળું દૈવથીજ થાય છે. બ્રહ્માદિક પણ દૈવની ગતિ આગળ નિર્બળ છે. ઘણા યત્નોથી કરવા માંડેલું કામ અટકી પડે, અને જેમાં ઓચિંતુ કાંઇ બીજું ઉત્પન્ન થાય, એ દૈવનુંજ કર્તવ્ય સમજવું. જે કળશો મારા અભિષેકને વાસ્તે તીર્થોના જળથી ભરવામાં આવ્યા છે, તેજ કળશોથી હું તપસ્વીપણાની દીક્ષા લેઇશ."

ઇત્યાદિ વચનોથી શ્રીરામ માતાને સાંત્વન કરી, ત્યાંથી સીતાની પાસે ગયા, અને કહ્યું:—

"પ્રિયે! હું વનમાં જાઉં છું. ભરતભાઇ રાજ્ય કરશે. તમારે માતા કૌશલ્યાની પ્રીતિ પૂર્વક સેવા કરવી. મારા ભાઇ ભરત અને શત્રુઘ્નને તમારા પોતાના ભાઇઓ છે, એમ

જાણવું." સીતાએ કહ્યું:—"પ્રાણનાથ ! આપ આ શું કહો છો ? મા, બાપ, ભાઈ, પુત્ર, અને બીજા સંબંધીઓ પોત પોતાના ભાગ્યને ભોગવે છે, પણ સ્ત્રી તો પતિના ભાગ્યનેજ ભોગવે છે. સ્ત્રી તો પતિના સુખ દુઃખની ભાગિયેણ છે. માટે તમારી સાથે મને પણ વનવાસનો હુકમ થયો સમજવો. તમે આજ વનવાસમાં જવાના છો. માટે તમારી આગાડી જઈ માર્ગમાંથી કાંટા ખસેડી નાખવા જોઈએ, પતિ ગમે ત્યાં હોય, તો પણ સ્ત્રીએ તેના ચરણના ઓળામાં રહેવું જોઈએ. માબાપ, પુત્ર, પોતાનું શરીર, કે સખીઓ કોઈ પણ આલોક કે પરલોકમાં સ્ત્રીના શરણ રૂપ નથી. સ્ત્રીનું શરણ તો એક પતિજ છે. હું ત્રૈલોક્યના ઐશ્વર્યને પણ નહિ ગણકારતાં, કેવળ તમારુંજ ચિંતન કરી તમારી સેવા કરીશ. મને છોડીને આપ જશો તો હું મારો પ્રાણ ત્યાગ કરીશ. એક તમારા વિયોગ વિના મારાથી બધું સહન થશે. માટે હે રામ ! મને સાથે રાખો." એમ કહી રુદન કરતાં સીતા શ્રીરામને પગે પડ્યાં શ્રીરામે સીતાનો દૃઢ નિશ્ચય જોઈને તેને સાથે લેઈ જવાની હા કહી. તે પછી લક્ષ્મણ મળ્યા. તેમનો પણ શ્રીરામની સાથે જવાનો અતિ આગ્રહ જોઈને તેમને પણ સાથે આવવાની હા પાડી.

ત્યાગ કર્યો. એ વખતે ભરત તથા શત્રુઘ્ન તેમના મોસાળમાં હતા. ત્યાંથી તેમને તાબડતોબ તેડાવ્યા. ભરતે અયોધ્યામાં આવીને શ્રી રામ વગેરેનાં વનવાસના તથા પિતા દશરથના મરણના સમાચાર જાણ્યા. તેથી તેને ભારે શોક સંતાપ થયો. તેણે પોતાની માતા કૈકેયીના દુષ્ટ કર્મને ધિક્કારી શ્રીરામનાં બહુ વખાણ કર્યાં, અને ભક્તિભાવ બતાવ્યો. પછી મહાત્મા વસિષ્ઠ ઋષિએ આવીને ભરતની પાસે રાજાની ઉત્તર ક્રિયા કરાવી શોક ઉતાર્યો. તથા ભરતને ગાદીએ બેસવાનું કહ્યું. પરંતુ ભરત ગાદી ઉપર નહિ બેસતાં શ્રી રામને વનમાંથી પાછા તેડી લાવી તેમને ગાદી ઉપર બેસાડવાના હેતુથી વસિષ્ઠ ઋષિ, માતા કૌશલ્યા, અને સુમિત્રા, વગેરેને લેઇને શ્રીરામ પાસે ચિત્રકૂટ પર્વત ઉપર ગયા. રામ વૈભવથી રહિત થઇ, તપસ્વી વેષે બેઠેલા હતા. તે જોઇને સૌ રૂદન કરવા લાગ્યાં. ભરત દીનતાથી શ્રીરામના ચરણમાં પડ્યા. રામ તેમને ઉઠાડી ભેટ્યા. પિતાના કુશળ સમાચાર પૂછતાં ભરતે તેમના સ્વર્ગવાસની ખબર કહી. એથી રામ ઘણા શોકાતુર થયા. થોડીવારે સૌ શાંત થઇ બેઠા. એટલે ભરતે શ્રીરામને અયોધ્યામાં પધારી રાજ કરવાની વિનંતિ કરી. તેના ઉત્તરમાં શ્રીરામ બોલ્યા કે;—"પુરૂષ પોતાની ઇચ્છાથી કંઇ પણ પ્રવૃત્તિ કરવા સ્વતંત્ર નથી. દૈવ જેમ કરે છે. તેમજ થાય છે. મારા વનવાસમાં પિતાનો કે તમારી માતાનો કશો દોષ નથી. માટે તમે શોક છોડી દઇને પિતાની આજ્ઞા પ્રમાણે અયોધ્યામાં જઈ રાજ્ય કરો. હું પણ પિતાની આજ્ઞા પ્રમાણે ચાલીશ." આ સાંભળી ભરતે શ્રીરામના ચરણમાં શીશ મૂકીને ઘણી ઘણી પ્રાર્થના કરી. તેમજ જાબાલી અને વસિષ્ઠ ગુરૂએ પણ સમજાવ્યા. પરંતુ તેમણે પિતાની આજ્ઞા પાળવાનો દ્રઢ નિશ્ચય જણાવ્યો. છેવટ એટલું કબુલ કર્યું કે, ચૌદ વર્ષ જ્યારે પૂરાં થશે, ત્યારે હું આવી રાજ્ય કરીશ. પછી ભરત નિરાશ થઇને સર્વ કુટુંબ અને પ્રજા સાથે અયોધ્યામાં પાછા ગયા. ત્યાં શ્રીરામની પાવડીઓનો અભિષેક કર્યો. અને નગરમાં તેની આણ ફેરવી. શત્રુઘ્ન તથા પ્રધાનોને રાજ્ય સારી રીતે ચલાવવાની ભલામણ કરી. ભરતે જટા તથા વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં, અને યોગી વેષે શ્રીરામને ચૌદ વર્ષ પૂરાં થવાની વાટ જોતા નગર બહાર નંદીગ્રામમાં રહ્યા.

અયોધ્યાથી ચિત્રકૂટપર શ્રીરામની પાસે ઘણાં મનુષ્યો વારંવાર આવવા જવા લાગ્યાં. તેથી ઋષિઓને ઉપદ્રવ થાય, એવા હેતુથી શ્રીરામ ચિત્રકૂટ છોડીને દક્ષિણ દિશા તરફ મહાત્મા **અત્રિ** ઋષિને આશ્રમે ગયા. ત્યાં ઋષિએ તથા તેમનાં પત્ની સતી **અનસૂયાજી**એ તેમનો સારો સત્કાર કર્યો હતો. અહિંથી તેઓ દંડકારણ્યમાં[1] ગયા. ત્યાં વિરાધ નામે રાક્ષસ સીતાને ઉપાડી નાઠો. તેને રામે માર્યો. ત્યાંથી **શરભંગ** ઋષિને આશ્રમે થઇને તેઓ **સુતીક્ષ્ણ** ઋષિને આશ્રમે ગયા. અહિં કેટલાક ઋષિઓએ શ્રીરામની પાસે આવીને સ્તુતિ કરી કે, અમને રાક્ષસો બહુ ઉપદ્રવ કરે છે, માટે અમારૂં દુઃખ ટાળો. આથી શ્રીરામે તે રાક્ષસોને મારી ઋષિઓને સુખી કર્યા. આ આશ્રમમાં સીતાએ રામને શસ્ત્ર ધારણ કરવાના ધર્મ, અધર્મ વિષે પ્રશ્ન કર્યો. તેના ઉત્તરમાં શ્રીરામે કહ્યું

---

૧ દંડકારણ્ય યમુના નદીના દક્ષિણ કિનારાથી ગોદાવરી નદી સુધી ફેલાયલું હતું. દંડક નામના એક રાજાના નામ ઉપરથી તેનું નામ દંડકારણ્ય પડેલું છે.

કે;—"બ્રાહ્મણના રક્ષણાર્થે ક્ષત્રિઓએ શસ્ત્ર ધારણ કરવાં, એ અધર્મ નથી. અમે શસ્ત્ર ન ધરીએ તો બ્રાહ્મણો પોતાનું સંરક્ષણ કરવામાં અસમર્થ છે, એમ સમજવું નહિ. તેઓ શાપથી રાક્ષસોને બાળી ભસ્મ કરવાને સમર્થ છે. પરંતુ સંપાદન કરેલું સુકૃત્યનું ફળ તેઓ આવી રીતે વ્યર્થ વ્યય કરતા નથી. માટે તેઓનું મારે સંરક્ષણ કરવું જોઇએ."

શ્રીરામ ત્યાંથી વિંધ્યાચળ પર્વતમાં મહાત્મા અગસ્ત્ય મુનિને આશ્રમે ગયા. ઋષિએ તેમને કેટલાંક શસ્ત્રઅસ્ત્રો આપી સત્કાર કર્યો. રામે ઋષિ પાસે શૈવી દીક્ષા લીધી. ત્યાંથી તેઓ ગોદાવરી નદીના કિનારે [1]પંચવટી વનમાં ગયા. ત્યાં પર્ણશાળા બાંધી સુખથી કાળ ગાળવા લાગ્યા.

એક દિવસે લંકાના રાજા રાવણની બ્હેન સૂર્પનખાએ સુંદર રૂપ ધારણ કરીને રામની પાસે આવી પોતાની સાથે લગ્ન કરવાનું કહ્યું. રામે તેમ કરવાની સાફ ના પાડી. તેથી તે ક્રોધ કરીને સીતાને મારવા દોડી. તેથી રામની આજ્ઞાથી લક્ષ્મણે તેના નાક કાન કાપી લીધા. સૂર્પનખા નાસીને લંકામાં ગઇ. અને પોતાનું વેર લેવા રાવણને બહુ ઉશ્કેર્યો. તથા સીતાની સુંદરતાનાં બહુ વખાણ કર્યાં. રાવણે ક્રોધે ભરાઇ સીતાનું હરણ કરવાનો સંકલ્પ કર્યો. પછી પોતે સંન્યાસી થયો, અને મારીચ નામનો રાક્ષસ સુવર્ણ મૃગ થઇ સીતાની દ્રષ્ટિએ પડ્યો. તે મેળવવા સીતાએ રામને આગ્રહ કર્યો. રામ મૃગની પાછળ ગયા, અને તેને માર્યો. મરતાં મારીચ રાક્ષસે કપટથી રામના જેવા સાદે "ધાય લક્ષ્મણ" એવો પોકાર કર્યો. તે સાંભળી સીતાએ લક્ષ્મણને આગ્રહથી રામની પાછળ મોકલ્યા. એ રીતે બન્ને ભાઇઓની ગેરહાજરીનો લાભ લેઇ વેષ ધારી સંન્યાસી (રાવણ) ભીક્ષાને બહાને આવી સીતાને લેઇ લંકામાં નાસી ગયો.

શ્રીરામ તથા લક્ષ્મણ મૃગ મારીને પાછા આશ્રમપર આવ્યા, તો સીતાને દીઠાં નહિ. તેપરથી તેમણે ધાર્યું કે સીતાને કોઇ રાક્ષસ ઉપાડી ગયો હશે. પછી તેઓ સીતાની શોધ માટે આમ તેમ ફરવા લાગ્યા. ફરતા ફરતા જ્યાં જટાયુ મરણની અણીપર પડ્યો હતો, ત્યાં આવ્યા. એ જટાયુએ રાવણ પાસેથી સીતાને મૂકાવવા યુદ્ધ કર્યું હતું. તેમાં તે ઘણો જખમી થયો હતો. રાવણ સીતાને હરી ગયો, એ ખબર તેણે રામને આપી દેહ ત્યાગ કર્યો હતો. ત્યાંથી રામ, લક્ષ્મણ દક્ષિણ દિશામાં ચાલ્યા. રસ્તામાં કબંધ નામના રાક્ષસનો તથા શબરી નામની એક ભક્ત સ્ત્રીનો ઉદ્ધાર કર્યો હતો. ત્યાંથી તેઓ ઋષિમૂખ પર્વતપર આવ્યા. ત્યાં કિષ્કીંધાનો[2] રાજા સુગ્રીવ અને તેનો પ્રધાન હનુમાન મળ્યા. સીતાએ પોતાનાં વસ્ત્રો તથા અલંકારો નિશાની દાખલ નીચે નાખ્યાં હતાં, તે તેમણે શ્રીરામની આગળ રજુ કર્યાં; તથા સીતાનો શોધ કરી લાવવાનું પણ માથે લીધું. આ ઉપકારના બદલામાં સુગ્રીવનું રાજ તેનો ભાઇ વાલી પચાવી પડ્યો હતો, તેને શ્રીરામે મારીને રાજ પાછું તેને સ્વાધીન કર્યું હતું. રામનું અદ્ભૂત પરાક્રમ જોઇને સુગ્રીવ તથા તેના

૧ પંચવટી મુંબઇથી ૩૮ કોશ વાયવ્યખુણામાં ગોદાવરી નદીના કિનારા ઉપર છે હાલ નાશક અથવા નાસિક છે. એ ઠેકાણે રાવણની બ્હેન સૂર્પણખાનું નાક કાપી નાખ્યું હતું, તેથી તેનું નામ નાસિક પડેલું છે.

૨ કિષ્કિંધાએ મ્હૈસુરના રાજ્યની ઉત્તર તરફનો પ્રદેશ.

પ્રધાનો હનુમાન, નળ, નીળ, અને જાંબુવાન વગેરે સૌ તેમના ભકત થઇને રહ્યા.

પછી રામે ઋષિમુખ પર્વતપર મુકામ રાખીને હનુમાન, અંગદ, નીલ, નળ, અને જાંબુવાન વગેરે યોદ્ધાઓને સીતાની શોધ માટે મોકલ્યા. તેઓ સમુદ્ર કિનારે ગયા. ત્યાં જટાયુનો ભાઇ સંપાતિક ગિરીની ગુફામાં રહેતો હતો, તે મળ્યો. તેણે સીતા લંકાના અશોક વનમાં બેઠી રૂદન કરે છે, એવી ખબર કહી. તેથી હનુમાન સમુદ્ર ઓળંગી લંકામાં ગયા, અને સીતાને મળી સર્વ બાતમી લેઇને પાછા અંગદ વગેરે સોબતીઓને સમુદ્ર કિનારે આવી મળ્યા. ત્યાંથી સૌ આનંદ પામતા શ્રીરામની પાસે આવ્યા. હનુમાને લંકાની હકીકત અને સીતાનો સદેશો કહ્યો. પછી રામની આજ્ઞાથી સુગ્રીવે ઘણું સૈન્ય એકઠું કર્યું. તે લેઇને રામ સુમુદ્ર કિનારે ગયા. પછી સમુદ્રપર પાળ બાંધીને સૈન્ય સહિત લંકામાં પ્રવેશ કર્યો. રામને લંકામાં આવ્યા જાણીને રાવણના ભાઇ **વિભીષણે** તથા તેની સ્ત્રી સતી **મંદોદરીએ** રામને સીતા પાછી આપી શરણે જવા રાવણને ઘણી પ્રકારે સમજાવ્યો. પણ તેણે ન માન્યું. વળી રામે અંગદને રાવણ સાથે પ્રથમ વિષ્ટિ કરવા સારૂ મોકલ્યો, તે પણ તેણે માન્યું નહિ. ત્યારે છેવટે રામના સૈન્યે લંકા નગરી ઉપર ધસારો કર્યો. રાવણનું સૈન્ય પણ સામે જોશથી લડવા લાગ્યું. બંને પક્ષ વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયું. તેમાં ઘણા યોદ્ધાઓ માર્યા ગયા. અને છેવટે રાવણ અને તેનો પરાક્રમી પુત્ર **ઇંદ્રજિત** (મેઘનાદ) વગેરે સર્વ કુટુંબનો નાશ થયો. રાવણની સ્ત્રી મંદોદરી પોતાના પતિ વગેરે સંબંધીઓના મરણથી વિલાપ કરતી હતી, તેને શ્રીરામે આત્મજ્ઞાનનો ઉપદેશ કરી શાંત પાડી. વિભીષણે રામની સંમતી લઇ પોતાના સંબંધીઓનું શાસ્ત્ર રીતિએ પારલૌકિક કાર્ય કર્યું. સીતાજી અશોક વનમાંથી આવીને પોતાના આદરના ધન શ્રીરામને આવી મળ્યાં. તેઓ સાક્ષાત્ શક્તિ સ્વરૂપ હતાં. રામ પણ જાણતા હતા કે સીતા ખરે ખાત શુદ્ધ સતી છે. તે છતાં રામે લોકાપવાદથી ડરીને તેમને ગ્રહણ કરવાની ના પાડી. એથી સીતાએ અગ્નિ પ્રવેશ કર્યો. તેમાં તેમને જરા પણ આંચ આવી નહિ. એવી રીતે રામે લોકો સમક્ષ સીતાની પરીક્ષા કરી. પછી સીતાને પ્રેમ સહિત ભેટી શ્રીરામ આનંદ પામ્યા. રાવણનો ભાઇ વિભીષણ નીતિમાન હતો. તેણે રાવણના દુષ્ટ કર્મોથી કંટાળીને શ્રીરામનો પક્ષ પકડ્યો હતો. તેથી રામે લંકાની ગાદી વિભીષણને આપી. અને ત્યાંની પ્રજા સુખી થાય, તેવી વ્યવસ્થા કરી. પછી રામ, સીતા, લક્ષ્મણ, હનુમાન, અને સુગ્રીવ વગેરે **પુષ્પક** વિમાનમાં બેસીને અયોધ્યા તરફ આવવા નીકળ્યાં. માર્ગમાં વિમાનને નીચે ઉતારી કેટલાક ઋષિ-મુનિઓની ભેટ લેતા લેતા ચૌદમું વર્ષ પૂરૂં થવાને દિવસે **ભરદ્વાજ** ઋષિને આશ્રમે આવ્યા. તેમણે રામનો બહુ સત્કાર કર્યો. પછી ત્યાંથી નીકળી અયોધ્યામાં આવ્યા. તેથી આખી નગરીમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો.

શ્રી રામે અયોધ્યામાં આવીને વિધિપૂર્વક રાજ્યાભિષેક કરાવ્યો. પછી પોતાની પ્યારી પ્રજાનું પાલન કરવા લાગ્યા. થોડા વખતમાં સીતાને સીમંત આવ્યું, તે શાસ્ત્ર વિધિએ કર્યું. એક દીવસે એક ધોબીએ પોતાની સ્ત્રીપર પતિવ્રત ભંગ કર્યાનો આરોપ મૂકી, તેને ઘેરથી કહાડી મૂકી હતી. તેને તેનો પિતા પાછી મૂકવા આવ્યો. ત્યારે તે ધોબીએ કહ્યું કે,—"હું કાંઇ રામના જેવો નથી કે, સીતા રાવણને ત્યાં રહ્યાં હતાં તેને પાછી

રાખી છે।" એમ કહી તેને કહાડી મૂકી. આ વાત શ્રીરામના જાણવામાં આવ્યાથી તેમને બહુ માઠું લાગ્યું. પોતે જાણતા હતા કે સીતા પતિવ્રતા છે. પણ લોક મર્યાદા તૂટે નહિ, એવા વિચારથી લક્ષ્મણને બોલાવી તેની સાથે સીતાને વનમાં મોકલી દીધી. વનમાં સીતાએ બહુ રૂદન કરવા માંડ્યું. તે સાંભળીને વાલ્મીકિ ઋષિ તેને પોતાને આશ્રમે તેડી ગયા. ઋષિ પત્નીએ સીતાનો બહુ સત્કાર કર્યો. પછી ત્યાં સીતાને કેટલીક મુદતે મહા તેજસ્વી અને પરાક્રમી બે પુત્રો થયા. તેમનું નામ લવ તથા કુશ પાડ્યું. તેમને મહાત્મા વાલ્મિકિ ઋષિએ ઉછેરી મોટા કર્યા, તથા સર્વ વિદ્યામાં કુશળ કર્યા.

શ્રીરામે સીતાનો ત્યાગ કર્યો, પણ એથી તેઓ ઘણા ઉદાસ રહેવા લાગ્યા. તેમનું ચિત્ત અશાંત રહેતું હતું.' એ વગેરે કારણથી ઋષિઓની ભલામણ પ્રમાણે તેમણે અશ્વમેધ યજ્ઞનો આરંભ કર્યો. એ યજ્ઞનો છુટો મૂકેલો ઘોડો દેશમાં ફરતો, અને દિગ્વિજય કરતો છેવટે વાલ્મિકિ ઋષિને આશ્રમે આવ્યો. તેને શ્રીરામના પ્રતાપી પુત્રો લવ તથા કુશે બાંધ્યો. તેથી એ ઘોડાના રક્ષણાર્થે ગયેલા શત્રુઘ્ન તથા હનુમાન વગેરે યોદ્ધાઓએ તેમની સાથે મોટું યુદ્ધ કર્યું. તેમાં એ સર્વને લવ, કુશે હરાવ્યા. એ સમાચાર રામના જાણવામાં આવ્યાથી તેઓ અસંખ્ય સૈન્ય લેઇને આવ્યા. પિતા પુત્રો વચ્ચે યુદ્ધની તૈયારી થઇ. તેઓ એક બીજાને ઓળખતા નહોતા, પરંતુ લવ, કુશને જોતાંજ દૈવ ઇચ્છાથી રામના હૃદયમાં વાત્સલ્ય પ્રેમ ઉત્પન્ન થયો. એપરથી રામે તેમને કેટલાક પ્રશ્નો પુછ્યા. એટલામાં ત્યાં વાલ્મિકી ઋષિ આવ્યા. તેમણે રામની સાથે સીતા અને લવ, કુશનો મેળાપ કરાવ્યો. શ્રીરામ પોતાને આવા સુપુત્રો છે, એ જોઇ તથા સીતાને મળી ઘણો આનંદ પામ્યા. પછી તેઓ સીતા તથા પુત્રોને મોટી ધામધુમથી અયોધ્યામાં તેડી ગયા. અને યજ્ઞ પૂર્ણ કર્યો. રામે દશ અશ્વમેધ યજ્ઞ અને પૌંડરીકાદિક અનેક યજ્ઞો કર્યા' હતા.

શ્રીરામની સત્તા આખા ભરતખંડપર પૂર્ણ હતી. તેમજ તેની બહારના દેશો લંકા, અને આજુબાજુના મુલકો વગેરે ઘણા દેશપર હતી. જ્યારે રામનો રાજ્યાભિષેક થયો, ત્યારે ત્રણસેં મંડલિક રાજાઓ આવ્યા હતા. એ વખતે તેમની પૂર્ણ સત્તા ચારે તરફ પ્રસરી રહી હતી. તેમણે રાજ્ય ઘણી ઉત્તમ રીતે ચલાવ્યું હતું. પ્રત્યેક દિવસે લક્ષ્મણ સભા મધ્યે આવી જાહેર કરતા કે, આજ રાજદ્વારમાં કોઇ વાદી પ્રતિવાદી નથી. તેમના રાજ્યમાં નવ પ્રધાનો હતા. તેમનાં નામ—વસિષ્ઠ, ગૌતમ, નારદ, માર્કંડેય, કાશ્યપ, જાબલિ, વામદેવ અને મૌદગલ્ય વગેરે. એ નવે પ્રધાનો ધર્મ શાસ્ત્રવેત્તા હતા. રામના રાજ્યમાં ન્યાય તથા નીતિ ઉત્તમ પ્રકારનાં હતાં. તેમની સર્વ પ્રજા પણ નીતિમાન હતી. લોકો દીર્ઘાયુષ્યી હતા. પ્રજામાં સઘળે સંતોષ ફેલાઇ રહ્યો હતો. સઘળે આનંદ મંગળ હતું. સર્વ પ્રજા રામને પિતા સમાન માનતી હતી. ત્રેતાયુગ છતાં પણ સત્યયુગના જેવો સમય પ્રવર્તતો હતો.

શ્રી રામચંદ્રે કુશને માટે **કુશાવતી**, અને લવને માટે **શરાવતી** નગરની સ્થાપના કરી હતી. ભરતના બે પુત્રો તક્ષ અને પુષ્કરને સિંધુ રાજધાની ઉપર અભિષિક્ત કર્યા હતા. લક્ષ્મણના બે કુંવરો અંગદ તથા ચંદ્રકેતુ કારાપથના અધિપત્યમાં અભિષિક્ત થયા હતા. એ રીતે શ્રીરામે રાજ્યની વ્યવસ્થા કરી હતી. ત્યાર પછી એ મહાત્મા પુરં

દડકારણ્યના કાંટાઓથી વિંધાયેલું પોતાનું ચરણારવિંદ ભક્ત જનોના હૃદયમાં રાખી સ્વધામ પધાર્યા હતા.

શ્રીરામની નીતિ સર્વોત્તમ હતી. તેઓ પોતાનો પ્રજા પ્રત્યેનો ધર્મ બરોબર સમજતા હતા, અને તે પ્રમાણે વર્ત્તતા હતા. તેમણે પ્રજાનો વ્યવહાર સરળ, સ્વચ્છ, અને સુઘડ કર્યો હતો. તેથીજ "રાજ તો રામનુંજ **"રામરાજ"** પ્રજાને સુખકર પ્રસિદ્ધ થઇ ગયું છે. રાજકાજમાં રામ જેવા નિપુણ હતા, તેવાજ યુદ્ધકળામાં તથા બાણ મારવામાં પણ કુશળ હતા. તેથીજ બાણનો રામનુંજ **રામબાણ** અદ્યાપિ સુધી કહેવાય છે. રામનું ચરિત્ર પવિત્ર અને નિર્મળ હતું. મહાત્મા વાલ્મિકિ ઋષિએ તે ઘણુંજ સુંદર રૂપે ચિત્ર્યું છે. હીંદુઓ પવિત્ર દિવસોમાં રામ કથાનું શ્રવણ આદર પૂર્વક કરે છે. અને તેમ કરવામાં બહુ પુન્ય સમજે છે. રામચંદ્રનો સમભાવ, નિ:સ્વાર્થપણું, અને પરહિતે વર્તતું જે દ્રષ્ટાંત છે, એ અતિ વિરલ છે. તેમનું વીરત્ત્વ, ઔદાર્ય, કર્ત્તવ્યનુરાગ, અને ધર્મ પ્રવરતા સર્વને આદરણીય, અને અનુકરણીય છે. તેમનો સત્સાહસ, પિતૃમાતૃ ભક્તિ, પવિત્ર પ્રેમ, અને પ્રગાઢ ભ્રાતૃસ્નેહ, એ અતિ પ્રશંસાના વિષય છે. જ્યારે તેઓ જંગલમાં દેશનિકાલ થયા, ત્યારે તેમના મનમાં અસંતોષ અથવા ક્રોધનો જરા પણ ઉદય થયો નહોતો. શ્રીરામના અલૌકિક ચરિત્ર ઉપર વિચાર કર્યાથી આશ્ચર્ય પમાય છે. માતામાં તેમનું ચરિત્ર વિશેષ રૂપથી દેખાડવામાં આવ્યું છે. સીતાનું ચરિત્ર ઘણુંજ મનોહર છે, તેઓ પતિવ્રતા અને પતિપ્રાણા છે. તેઓ સર્વદા સહનશીલતાના ગુણ વાળી પૃથ્વીની અને શ્રીની પણ શ્રી હતી. તેમનો વિશુદ્ધ પ્રેમ, અચળ પતિ ભક્તિ, અટલ ધૈર્ય, અને મોટી સહનશીલતા એ કોના ચિત્તને આકર્ષણ નહિ કરે? ભરત તથા લક્ષ્મણનો ભ્રાતૃસ્નેહ હતો, અને દશરથ તથા કૌશલ્યાના પુત્ર વાત્સલ્યનો ઉજ્વળ આદર્શ છે. રામાયણની નીતિ અતિ ઉન્ત અને પરિશુદ્ધ છે. એટલું તો નિ:સંદેહ રૂપથી કહી શકાશે કે, જ્યાં સુધી પૃથ્વીમાં પર્વત અને નદીઓ રેહેશે, ત્યાં સુધી રામચરિત લોકોમાં પ્રચાલિત તથા આદરને પામશે. હિંદુઓ રામચરિત્રના ઉપર શ્રદ્ધા પ્રદર્શન કરવામાં કદી પણ વિરક્ત રહેશે નહિ.

શ્રીરામની પ્રત્યે હિંદુમંડળની શ્રદ્ધા **રામનવમી**ના મહોત્સવથી સુચિત થાય છે. ચૈત્રમાસની જે નોમે રામચંદ્રે જન્મ લીધો હતો, તેજ રામનવમીના નામથી પ્રસિદ્ધ છે. એ હિંદુસમાજના એક મહોત્સવનો દિવસ છે. જ્યાંસુધી હિંદુસમાજનું ચિન્હ માત્ર રહેશે, ત્યાં સુધી રામનવમીમાં હિંદુઓનો મહોત્સવ થશે. અને ત્યાં સુધી શ્રીરામચંદ્રનું નામ હિંદુઓના હૃદયમાં શ્રદ્ધા તથા ભક્તિની સાથે જાગેલું રહેશે. આજ્ઞાકિત પુત્ર રૂપે, આજ્ઞાકિત શિષ્ય રૂપે, પ્રેમી તથા ક્રોડીલા પતિ રૂપે, શત્રુના કાળ રૂપે, તેમ પ્રજાને સુખકર રાજા રૂપે, અને વિદ્યા તથા ધર્મ જ્ઞાનમાં પંડીત રૂપે, સૂર્યવંશમાં રઘુકુળમાં રામના સરખી કીર્તિ બીજાએ મેળવી નથી.

ભારતવર્ષમાં ઘણા દેવાંશી મહાત્મા પુરૂષો થઇ ગયા છે. તેમ કેટલાક વિષ્ણુના અવતારી પુરૂષો પણ થયા છે, પરંતુ તેઓમાં **શ્રીરામ** અને **શ્રીકૃષ્ણ** નાં પવિત્ર નામો હિંદુઓના હૃદયમાં જેવાં અંકિત થયાં છે, તેવાં બીજા કોઇનાં પણ થયાં નથી. જેમના ચરણ રજ માત્રથી ઘણાઓનો ઉદ્ધાર થયો છે, જેમનાં નામ સ્મરણ મંગલદાયક ગણાય

છે, જેમના નામનો મંત્રપ્રયોગ રોગ નિવારણ અર્થે તથા કાર્ય સિદ્ધિ માટે કરવામાં આવે છે. એવા સાક્ષાત્ વિષ્ણુના અવતારી પુરૂષ શ્રીરામ, અને શ્રીકૃષ્ણ તમોને, ધન્ય છે હજારવાર ધન્ય છે! અમે તમારા પવિત્ર ચરણમાં મસ્તક નમાવી નમન કરીએ છીએ.

હિંદનાં દેવળોમાં શ્રીરામ, સીતા, અને લક્ષ્મણની પ્રતિમાઓ દરેક ઠેકાણે સાથેજ સ્થાપન કરેલી છે. હિંદુઓ તેમની ભક્તિ વા, પૂજન ઘણુંજ પ્રેમ અને શ્રદ્ધાથી કરે છે. હિંદુ સમાજમાં રામ નામનો મહિમા એટલો બધો જામેલો છે કે, હિંદુઓ બેસતાં અને ઉઠતાં, ખાતાં અને પીતા, સુતાં, ચાલતાં, અથવા હરેક કામ કરતાં પણ, પણ શ્રીરામનું નામ મુખે જપે છે. સુખમાં કે દુ:ખમાં પણ શ્રીરામનેજ સંભારે છે. તેઓ એક બીજાને મળે છે, અથવા કાગળ પત્રો લખે છે, ત્યારે પણ **"રામ રામ"** નો ઉચ્ચાર કરે છે. એક માણસ બીજા માણસને અમુક કામ નહિ કરવાનું કહેતા છતાં તે માનતો નથી, ત્યારે તેને રામની દુવાઇ દેવામાં આવે છે- કોઇ ઠેકાણે દયા બતાવવાનો પ્રસગ આવે છે, ત્યારે "અરે! રામ, રામ, રામ!! એવા ઉદ્‌ગારો કરવામાં આવે છે. વળી **"સીતા રામ"** એવો પવિત્ર ઉચ્ચાર કરીને ઘણાક ભિક્ષુકોને ઘેર ઘેર ભિક્ષા માગતાં, આપણે જોઇએ છીએ. હિંદમાં ભક્તિને બહાને રામ નામ સિવાય બીજી વાતજ નથી. આજકાલ કાંઈ નહિ તો કરોડો હિંદુ જનોના હૃદયમાં શ્રીરામ નામનું પ્રતિદીન ઉચ્ચારણ થાય છે. **રામજયતી** ને દિવસે એટલાંજ મનુષ્યોના હૃદયમાં રામનામ નાચી ઉઠે છે! જો શ્રી રામના એક ખરા ભાવિક ભક્તને આપણે તપાસીશું તો તેના શરીર ઉપરના રુવાટે રુવાટે રામનામ વ્યાપી રહેલું જોવામાં આવશે! આહા! શ્રીરામના નામનો કેટલો બધો મહીમા! ધન્ય શ્રીરામને!

શ્રીરામનો બરોબર સમય નિરૂપણ કરવાના ગ્રંથો મળી આવતા નથી. પરંતુ **વિષ્ણુપુરાણ** માં લખ્યું છે કે, રામચંદ્ર સૂર્યવંશના ૫૬ મા રાજા હતા. અને **વૃહદ્દલ** ૮૯ મો રાજા હતો. આ વૃહદ્દલ રાજા કુરૂક્ષેત્રની મહાભારત લડાઇમાં હાજર હતો, અને અભિમન્યુના હાથથી માર્યો ગયો હતો. એટલા માટે કુરૂક્ષેત્રની લડાઇ રામચંદ્રના ત્રીસ પુરૂષ રાજત્વ પછી થઇ હતી- આ ઉપરથી રામચંદ્રના પછી લગભગ ૧૫૦૦ વર્ષે એ લડાઇ થએલી ધારી શકાય છે. હવે કુરૂક્ષેત્રની લડાઇ કલિયુગના ૭૪૨ અબ્દ ગયા પછી એટલે ઓછામાં ઓછી ઇસ્વી સનની પહેલાં ૨૩૬૦ માં થઈ હતી. આ રીતે જોતાં શ્રીરામનો સમય શુમારે ઈ. સ. પૂર્વે ૩૮૬૦ નો સંભવે છે. એટલે તેમને થઇ ગયાને આજથી ૫૭૫૫ વર્ષ થયાં છે. યુરોપીયન ધર્મશાસ્ત્રના લખ્યા પ્રમાણે તે વેળાએ સર્વ પૃથ્વી ઉત્પન્ન થઇ હતી. પરંતુ એ સમયે તો અયોધ્યા નગરીમાં ૫૬ રાજાઓએ રાજત્વ કર્યું હતું. પાશ્ચિમાત્ય પંડિતો રામચંદ્ર પછી કુરૂક્ષેત્રની લડાઇ સુધી જે ૩૦ રાજાઓ થઇ ગયા, તે દરેકનાં ૩૩ વર્ષની રાસ પ્રમાણે શુમારે એક હજાર વર્ષ ગણે છે. પણ તેમની એ ગણત્રી બરોબર નથી. કારણ કે ત્રેતાયુગના માણસો કળીયુગના માણસો કરતાં વધારે વર્ષ જીવતા હતા. તેથી તેમની રાસ ઓછામાં ઓછી ૫૦ વર્ષની ગણવી જોઇએ. અને તેમ ગણતાં રામચંદ્ર પછી ૧૫૦૦ વર્ષે કુરૂક્ષેત્રની લડાઇ થયાનું સંભવે છે. વળી યુરોપી પંડિતો કુરૂક્ષેત્રની લડાઇ ઇ. સ પૂર્વે ૧૪૦૦ વર્ષ ઉપર થયાનું કહે છે, તે પણ બરોબર

નથી. હિંદુશાસ્ત્રો ઉપરથી મહાભારતની લડાઇનો કાળ ઈ. સ. પૂર્વે ૨૩૬૦ નો જણાયછે, અને એજ ખરો કાળ હશે.

## રાવણ.

આ જગત્ પ્રસિદ્ધ લંકાના રાજા **રાવણ**ના નામથી કોઇ અજાણ્યું નથી. તે ઘણો ઐશ્વર્યવાન અને પ્રબળ પરાક્રમી બ્રાહ્મણ રાજા હતો. તેના પિતાનું નામ **વિશ્રવાઋષિ**[1], અને માતાનું નામ **કૈકસી** હતું તેને **વિભીષણ,** અને **કુંભકરણ** નામે બે ન્હાના ભાઇ અને **મંદોદરી** નામે પતિવ્રતા સ્ત્રી હતી. એ સિવાય રાવણને **કુબેર** નામે ઓરમાન ભાઇ હતો, તે પ્રથમ લંકાનું રાજ્ય કરતો હતો.

**લંકા** અથવા **સિંહલદ્વિપ** જેને હાલ આપણે **સીલોન**ના નામથી ઓળખીએ છીએ, તે પૂર્વે અલૌકિક ઐશ્વર્ય સપન્ન સુવર્ણ ભૂમિ ગણાતી હતી. ત્યાં પ્રથમ **માલી, સુમાલી,** અને **માલ્યવાન** નામે ત્રણ રાક્ષસો રાજ્ય કરતા હતા. તેઓ દેવને દુખ દેતા તેથી વિષ્ણુએ યુદ્ધ કરી પહેલા બે ભાઈઓને મારી નાખ્યા, અને ત્રીજો માલ્યવાન નાસીને પાતાળ (અમેરિકા) માં જતો રહ્યો. થોડો વખત લંકા રાજા વગરની રહી હતી. પછી ત્યાં વિશ્રવાઋષિનો પુત્ર કુબેર રાજ્ય કરવા લાગ્યો. કેટલેક દિવસે માલ્યવાને આવી કુબેરને રાજ્ય કરતાં જોયો. તે તેનાથી ખમી શકાયુ નહિ. તેથી તેણે કુબેરના પિતા વિશ્રવાઋષિને પોતાની કન્યા કૈકસીને પરણાવી. તે એવા હેતુથી કે તેને જે પુત્ર થાય, તે કુબેર પાસેથી રાજ્ય લેઇ લે. વિશ્રવાઋષિને એ સ્ત્રીથી રાવણ, વિભીષણ, અને કુંભકરણ એ ત્રણ પુત્રો થયા હતા.

રાવણે પોતાના પિતાની પાસેથી વેદ, વેદાંગાદિ, શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. ઉપનિષદો વગેરે તેને જીભ્હાગ્રે હતું. અને સર્વ શાસ્ત્રોના અર્થ તે બરાબર સમજતો હતો. એવો તે વિદ્વાન અને ધર્મશીલ હતો. તેણે ઘણાં વર્ષ સુધી ઉગ્ર તપ કરીને શિવની પ્રસન્નતા મેળવી હતી. તે ઘણો શૂરો, ઉદ્યોગી, ખંતીલો, કસરતબાજ, અને મલ્લવિદ્યામાં પ્રવિણ હતો. અશ્વવિદ્યા તે સારી જાણતો, અને નૌકાશાસ્ત્રમાં તથા કારીગરીમાં ઘણી કુશળતા મેળવી હતી. તેણે પોતાની શોધક બુદ્ધિથી હજારો હુન્નર શોધી કહાડ્યા હતા. તે નીતિશાસ્ત્રમાં તથા તત્ત્વજ્ઞાનમાં પણ નિપુણ હતો આવા અનેક સાગ ગુણોથી તેણે પ્રથમ ઘણાંજ ઉત્તમ કાર્યો કર્યા હતાં. તે બ્રાહ્મણ છતાં તેનામાં ક્ષત્રિયત્વ ગુણો પણ ઝળકી નીકળ્યા હતા. પરંતુ ગોખન તેની અમર એ કેહેવત પ્રમાણે તેને **મારીચ, વિરૂપાક્ષ, પ્રહસ્ત,** અને **મહોદર** વગેરે કેટલાક રાક્ષસોની સોબત થવાથી તેની બુદ્ધિ પાછળથી બહુ ભ્રષ્ટ થઇ ગઇ હતી.

કેટલીક મુદત સુધી તો રાવણે દુષ્ટ મિત્રોની સલાહ કાને ધરી નહિ. પણ જ્યારે તેને વારંવાર અતિશય ભભેરવામાં આવ્યો ત્યારે તેની મતિ ફરી ગઇ. પોતાનો ઓરમાન ભાઈ કુબેર કે જેને તે પિતા સમાન ગણતો હતો, અને તેનીજ આજ્ઞા પ્રમાણે વર્તતો હતો, તેને હવે પોતે દુશ્મન ગણવા લાગ્યો. પછી પ્રસંગ આવતાં પોતાના રાક્ષસ સખા-

1 બ્રહ્માના પુત્ર પુલસ્ત્ય, અને પુલસ્ત્યના પુત્ર વિશ્રવા ઋષિના વિશ્રવા.

,હકારોની મદદથી લંકાનું રાજ કુબેર પાસેથી છીનાવી લેઇને પોતાને સ્વાધીન કર્યું. કુબેર લંકાથી નાસીને હિમાલયના કૈલાશ શિખરપર જઇ રહ્યો. ત્યાં થોડી મુદત પછી **અલકાપુરી** નામે એક નગર વસાવીને રાજ કરવા લાગ્યો.

રાવણ લંકાની ગાદીએ બેઠા પછી ત્યાંની પ્રજા પીડા પામવા લાગી, તે જોઇને કુબેરે તેને શીખામણ દેવા સારૂ પોતાના દૂતને મોકલ્યો હતો. પરંતુ લોભી અને પાપી દૃષ્ટિવાળાને સારી શીખામણની અસર થતી નથી. તે ઉલટો શીખામણ આપનારને નુકશાન કરવા તૈયાર થાય છે. રાવણે પણ તેમજ કર્યું. મોટા ભાઇની શીખામણ લક્ષમાં ન લેતાં, તેના દૂતને રાક્ષસો પાસે મારી નંખાવ્યો, એટલુંજ નહિ પણ તેણે મોટા સૈન્ય સાથે કુબેરના નવા રાજ્ય ઉપર ચડાઇ કરી, ને તેનો પરાજય કર્યો. રાવણ કુબેરનું **પુષ્પક વિમાન** પણ લંકામાં લેઇ ગયો. એ વિમાન હાથમાં આવ્યા પછી રાવણ વધારે મદોન્મત થયો. મોટા મોટા રાજાઓ સામે પણ બાથ ભીડવાને તેણે હિંમત કરી. એક વખતે રાવણ વિમાનમાં બેસીને ફરતો ફરતો કૈલાશ પર્વતના સમિપમાં જઇ પહોંચ્યો. ત્યાં તેને **નંદીકેશ્વર** સાથે યુદ્ધ થયું તેમાં તે મહાસંકટમાં આવી પડ્યાથી નિરૂપાય થઇને સામવેદના ગાયનથી સ્તુતિ કરવા લાગ્યો. એ સ્તવનથી દિશા ગાજી (રાવિત) રહી. એ **રાવિત** શબ્દપરથી તેનું નામ રાવણ પડ્યું હતું. તે પેહેલાં તેને **દશગ્રીવ**[1] ને નામે બોલાવતા હતા.

રાવણ એક વખતે હિમાલયના શિખર ગંધમાદનપર જ્યાં સાક્ષાત્ લક્ષ્મીના અંશરૂપ **વેદવતિ** નામે એક તપસ્વિની રહેતી હતી, ત્યાં ગયો. તેની સાથે તેણે લગ્ન કરવાની ઇચ્છા બતાવી તિરસ્કાર કરવાથી તપસ્વિનીએ તેને શાપ દીધો કે, ' તું હવે પછી પુત્ર અને બાંધવો સહિત નાશ પામીશ." તે સાંભળતાંજ રાવણ ત્યાંથી લંકામાં જતો રહ્યો. વેદવતિએ પોતાનો દેહ યોગાગ્નિથી દગ્ધ કર્યો. એ સતી બીજા જન્મમાં **સીતા** નામે રામની પત્ની થયાં હતાં. ત્યાર પછી રાવણે પાતાળમાં (અમેરિકા) જઇને નાગ લોકને જીત્યા હતા. અને પછી **મણિપુરમાં** એક વર્ષ સુધી યુદ્ધ કર્યું તેમાં કાંઇ જય થયો નહિ. તેથી તે નિરાશ થઇને પાછો લંકામાં આવ્યો. તે પછી **બળી** રાજા સાથે યુદ્ધ કરવા પાછો ફરીને પાતાળમાં ગયો હતો. પણ પોતાની ઇચ્છા પાર પાડી શક્યો નહિ. એ રીતે તેણે ઘણા રાજાઓની સાથે યુદ્ધ કર્યું હતું. થોડોક કાળ વિત્યા પછી જનકપુરમાં સીતાના સ્વયંવર પ્રસંગે રાવણ ત્યાં ગયો હતો. ત્યાં ત્ર્યંબક ધનુષ્યને ભાગવા જતાં તે તેની છાતી ઉપર પડવાથી બહુ અપમાનિત થયો હતો. દશરથ પુત્ર રામ તેજ ધનુષ્ય ભાગીને સીતાને પરણ્યા હતા. તેથી રાવણ ઘણોજ ખીજવાયો હતો.

રામચંદ્રજી જ્યારે પિતાનું વચન પાળવા સીતા અને લક્ષ્મણ સાથે ચૌદ વર્ષ દંડકારણ્યમાં જઇને પંચવટીમાં રહ્યા હતા, ત્યારે રાવણ સીતાનું હરણ કરીને લંકામાં લેઇ ગયો હતો. સીતાને પાછી આપવા રાવણને તેની સાધ્વી સ્ત્રી **મંદોદરીએ** બહુ પેરે સમજાવ્યો, પરંતુ એ સતીની શિખામણ ન માનતાં સીતાને લંકામાં રાખી. તેથી અસંખ્ય સૈન્ય સાથે રામે લંકા ઉપર ચડાઇ કરી. ત્યાં બંને પક્ષ વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયું. તેમાં રાવણ

૧ રાવણને સ્વાભાવિકજ દશ શીશ ને વીસ હાથ હતા, તેથી તેનું નામ 'દશગ્રીવ' પડ્યું હતું

અને તેનો પુત્ર **ઈંદ્રજિત** ( મેઘનાદ ) વગેરે સૌ મરણ પામ્યા. અને લંકાનું રાજ્ય રામે જીતી લેઇને રાવણના ભાઇ વિભીષણને આપ્યું. વિભીષણ ધાર્મિક, નિરાભીમાની, અને નીતિજ્ઞ હતો. તેણે રાવણના અવિચારી કામને ધિક્કારી રામને સહાય કરી હતી, તેથીજ તે લંકાનું રાજ્ય પામ્યો હતો; એટલુંજ નહિ પણ રામની પૂર્ણ ભક્તિથી તે **ચિરંજીવી** પદને પામ્યો છે.

રાવણ જેવા બળીઆ રાજાએ પોતાના બળબુદ્ધિનો ગેરઉપયોગ કર્યો, સ્ત્રી લંપટ થવાથી શાપ પામ્યો, અનીતિ વાપરી પ્રજા પીડી, બળીઆ સાથે બાથો ભરી હલકો પડયો, ઈત્યાદિ ગેરવર્ત્તણુંકથી સર્વ કુટુંબની સાથે નાશ પામ્યો. માટે બળબુદ્ધિ, ઐશ્વર્ય, અને કુટુંબાદિનો ગર્વ ન રાખવો, સાહસ કરી બળીઆ સાથે બાથ ન ભીડવી, અનીતિ ન કરવી, પ્રજા ન પીડવી, અને સ્ત્રી લંપટ ન થવું. એ આદિ શિક્ષણ આ રાવણ ચરિત્રપરથી મળી આવે છે.

રાવણના શરીરની આકૃતિ વિશાળ હતી, રંગે કાળો હતો, અને સ્વભાવિકજ ભયંકર દેખાતો હતો. તે **વેદધર્મિ અને શિવઉપાસિક** હતો. તેણે ઘણાં અનુષ્ઠાનો કર્યાં હતાં. પરંતુ તેની બુદ્ધિ વ્યભિચાર કર્મી હતી, તેથી ઉત્તમ ભક્તિ વડે પણ તેના મનનું સમાધાન થયું નહોતું. **વેદ** મધ્યે તેની ગતિ બહુ સારી હતી. પ્રથમ વેદના અધ્યાય જેવા ભાગ નહોતા, તે તેણેજ ખડ બાધીને વ્યવસ્થા કરી હતી. અધ્યયનના દૃઢીકરણ માટે **ક્રમ, ઘન, જટા,** અને **પદ.** એ તેણેજ કર્યાં છે. પોતે બ્રાહ્મણ છતાં ક્ષત્રિત્વ મેળવી **રાજપદ** મેળવ્યું, એ તેનું થોડું આત્મબળ કહેવાય નહિ. ઘણા રાજાઓ તેને તાબે હતા, અને ખંડણી ભરતા હતા. પોતાના મહત્વને દર્શાવનાર, ઉદ્યોગમાં મંડયો રહેનારો, અને રાજ્ય સત્તા ભોગવવાને તે ભાવિક હતો. તેથીજ તેણે અતિ સુખમય, અને વૈભવમય રાજ્ય ભોગવ્યું હતું.

રાવણે **વેદ** ઉપર **ભાષ્ય** કર્યાં હતાં. અને હજારો હુન્નરોનાં પુસ્તકો કર્યાં હતાં. તથા હજારો નવી શોધો ચલાવી નવી નવી વિદ્યાઓ શોધી કહાડી હતી. પરંતુ એ સર્વ લંકા સળગી ત્યારે નાશ પામ્યું હતું. જો તેની એ કીમતી શોધો નાશ નહિ પામતાં અદ્યાપિ સુધી કાયમ રહીત હોત, તો હાલ ભારતવર્ષની પ્રાચીનવિદ્યા અને હુન્નર કળાથી જગતના લોકોને જે લાભ મળ્યોછે, તેના કરતાં અધિક લાભ મળ્યા વગર રહેત નહિ. પણ અફસોસ ! કે કુસંપના ફળ જેમ હમેશાં કડવાં અને હાનિકારક નીપજે છે, તેમ રામ અને રાવણના કુસંપમાં જગતને આવું ભારે નુકશાન ખમવું પડયું છે.

રાવણનુ પ્રથમ ચરિત્ર ઘણું ઉત્તમ હતું, પણ તેની પાછળી સ્થિતિ દુષ્ટ રાક્ષસ બુદ્ધિના માણસોની સંગતથી બગડી હતી. તેથીજ તેના પવિત્ર ચરિતમાં કલંકની રેખા અંકિત થઇ છે. નહિં તો તેની મહત્વત્તા કાંઈ ઓછી નહોતી. તેનું પ્રબળ પરાક્રમ કાંઇ જેવું તેવું નહોતું. તેણે પ્રથમની માફક છેવટ સુધી નીતિસર ચાલ્યા કર્યું હોત તો પૃથ્વીના મહાપુરૂષોમાં તેની બહુ ઉત્તમ ગણના થાત; એમાં કાંઇ શક નથી.

# લક્ષ્મણ.

આ નીતિ નિપુણ મહાવીર પુરૂષ સૂર્યવંશી મહારાજા દશરથના પુત્ર, અને શ્રીરામચંદ્રજીના ઓરમાન ભાઇ થાય દશરથ રાજાને **કૌશલ્યા, સુમિત્રા;** અને **કૈકેયી,** એ ત્રણ રાણીઓ હતી. તેમાં કૌશલ્યાથી **રામ,** સુમિત્રાથી **લક્ષ્મણ** તથા **શત્રુઘ્ન,** અને કૈકેયીથી **ભરત,** એ ચાર પુત્રો થયા હતા. તેઓમા શ્રીરામ સર્વથી શ્રેષ્ટ અને વડિલ હતા

લક્ષ્મણ એ રામની બીજી પ્રતિમા હતા, એમ કહીએ તો ચાલે. તેઓ **શેષજીનો** અવતાર ગણાય છે. આ પ્રતાપી પુરૂષ બાળવયમાં સુમિત્રા જેવી સાધ્વી માતાના હાથ નીચે ઉછર્યાં હતા. અને **બ્રહ્મર્ષિ વસિષ્ઠ** જેવા મહાત્મા ગુરૂ પાસે વેદ, વેદાંગાદિ શાસ્ત્રોનું તથા ધનુર્વિધાનુ શિક્ષણ લીધુ હતું. તેઓ મહાપરાક્રમી, હિંમતવાન, ધાર્મિષ્ઠ, દયાળુ, અને જ્ઞાની હતા એ સર્વ સદ્ગુણોની સાથે તેમનામાં રણશૌર્ય, બાણ યોજવાની કળા, અને સાહસ વૃત્તિ, એ આદિ ક્ષત્રિયપણાનાં ભૂષણ હતાં વીરતા સાથે બ્રહ્મચર્ય પાળવામાં અને યુદ્ધ કાર્યમા રથ અને અશ્વખેડવામા એક્કા હતા પ્રજાને ધર્મબોધ ને ધીરજ દેવામાં મોટા વક્તા હતા. ઘરડા બુઢ્ઢા અને અતિથિ નિરાશ્રયની સંભાળ લેવામા ધર્મ માનતા. નીતિશાસ્ત્ર પાળવામા અને શાસ્ત્રજ્ઞાનમાં તેમણે બહુજ પ્રયાસ કર્યો હતો. વડિલભ્રાતા રામચંદ્રનુ કદીપણ આજ્ઞા વચન લોપ્યુ નહોતુ રામ પ્રત્યે તેમનો બહુ ભક્તિભાવ હતો. બાલ્યાવસ્થાથીજ રામના ઉપર તેમનો અત્યત પ્રેમ હતો. અને રામનો તેમનાપર હતો તેઓ એક બીજાને પ્રાણ સમાન વ્હાલા હતા રામ જ્યારે ઘોડેસ્વાર થઇ શિકારે જતા, ત્યારે લક્ષ્મણ ધનુષ્ય બાણ લેઇ ઘોડાની વાઘ પકડી સાથે જતા. સ્વારી ફરવા જતી, તે વખતે પોતે રામની પાછળ ચમર લેઇને ઉભા રહેતા. સાથેજ ખાતાપીતા, અને સાથેજ જતા આવતા કદિપણ વિખૂટા પડતા નહિ. વિશ્વામિત્રના યજ્ઞ સંરક્ષણાર્થે પણ રામની સાથે ગયા હતા અને ઘણાક પરાક્રમો કરી બતાવ્યાં હતાં. ત્યાં વિશ્વામિત્ર ઋષિ પાસે ધનુર્વિદ્યાનું કેટલુક વિશેષ જ્ઞાન સંપાદન કર્યુ હતુ. જનકપુરમાં સીતાના સ્વયંવર વખતે ગયા હતા. ત્યાં તેમણે કેવા વીરતાના વચનો કહ્યા હતાં, તે જાણવા યોગ્ય છે. જ્યારે કોઇ પણ ક્ષત્રિયવીર શીવના ધનુષ્યમા દોરી ચઢાવી, કે તેને ઉપાડી શક્યો નહિ, ત્યારે જનકે કહ્યુ કે,—"હે! વીરપુરૂષો! પૃથ્વી વીર્ય વગરની થઇ ગઇ? શુ મારી પુત્રી કુંવારીજ રહેશે? શુ કોઇને વીરની પદવી દેવાની દૈવની ઇચ્છા નથી? હશે, હવે સર્વે આશા છોડી ઘેર જાઓ" ઇત્યાદિક કઠિણ વાક્યો કહ્યાં, તે સાંભળીને લક્ષ્મણની આંખો લાલચોળ થઇ ગઇ, હોઠ ફરકવા લાગ્યા, ભ્રમરો વાંકી થઇ ગઇ, પણ રામના ડરથી બોલી શક્યા નહિ છેવટે જનકના તિક્ષણ વચનો છાતીમા બાણ જેવા લાગવાથી શ્રીરામને પ્રણામ કરી બોલ્યા કે,—"જે સભામા રઘુવંશીઓ માંહેનો કોઇ પણ પુરૂષ હોય, તે સભામાં એમ કેમ બને? જ્યા રામચંદ્રજી બેઠા હોય, ત્યા જનક રાજા આવું બાલપણ કરે કે? જો આજ્ઞા મળે તો હુ સમગ્ર ભૂમિને ઉલટાવી નાખુ' મેરૂ પર્વતને પણ તોડી પાડુ! ત્યારે આ શિવધનુષ્ય કોણ માત્ર છે!! રામ! આપ આજ્ઞા આપો તો આ ધનુષને ચોમાસામાં થતા બીલાડાના ટોપની પેઠે ઉઠાવીને સભાને રઘુવંશીઓના બળની ખાત્રી કરાવુ.! હુ આપના ચરણના સપથ લઇને કહુ છુ કે—જો હુ એ પ્રમાણે નહિ કરૂં તો ફરીવાર કદીપણ આયુધ ધરૂં નહિ" આવા

ક્રોધથી ભરેલાં નિડર વચનો સાંભળી સકળ સભા આશ્ચર્ય પામી. ક્ષત્રિઓ ડરવા લાગ્યા. લક્ષ્મણ રામની આજ્ઞાથી નીચે બેસી ગયા. એટલે રામે ઉઠી શિવ ધનુષને તોડી કટકા કર્યા. અને લક્ષ્મણનાં વચનો સત્ય કરી બતાવ્યાં.

જ્યારે રામ સીતાને પરણી અયોધ્યામાં જતા હતા, ત્યાં માર્ગમાં મહાત્મા **પરશુરામનો** મેળાપ થયો. ત્યારે પણ પરશુરામની સામે નિડરપણે બેધડક બોલી ઉઠયા હતા. તેમજ રામ વનવાસ જવાના સાંભળીને બોલ્યા હતા કે—"રામ! તમો રાજ લક્ષ્મીને છોડી કૈકેયી માતાના કહેવાથી વનમાં જાઓ, એ મને જરા પણ ગમતું નથી. તમારા અભિષેકમાં વિઘ્ન કરવાને કોણ સમર્થ છે? હું તમારી મદદમાં છું, અને તમારેજ પડખે ઉભો છું. કોઇ પણ તમારૂં વિપ્રીય કરવા તૈયાર થશે, તેને હું મારી નાખીશ ગમે તે હોય, તો પણ જે વિવેક નહિ રાખતાં અવળે માર્ગે ચાલે તેને સત્વર શિક્ષા કરવી જોઇએ. તમારી અને મારી સાથે વૈર કરી ભરતને રાજ્ય આપી દેવાની દશરથ પિતાની કે કૈકેયીની શી મગદૂર છે? હુ સત્ય ધનુષ અને ધર્મના સોગાન ખાઇને કહુ છું કે—જેમ સૂર્ય અંધકારનો નાશ કરે, તેમ હુ પરાક્રમથી તમારા દુઃખનો નાશ કરીશ!" ઇત્યાદિ વડિલ ભાઇના હિતાર્થે ઉગ્રવચનો કહ્યાં હતાં. પણ રામે તેમને અનેક રીતે સમજાવી શાંત કરી પિતાનુ વચન પાળવા માટે વનમાં જવાનો નિશ્ચય જણાવ્યો.

રામ અને સીતા જ્યારે વનમાં જવાને તૈયાર થયાં, ત્યારે પણ લક્ષ્મણ આંસુઓથી વ્યાપ્ત થઇ દીન વચનથી બોલ્યા હતા કે,—"મારે પણ આપની સાથે આવવાનો નિશ્ચય છે. આપથી અલગ રહેતાં મને દેવલોક, અમરપણું, કે ત્રૈલોક્યનું રાજ મળતું હોય, તો પણ હુ તેને ઇચ્છતો નથી. હું આપની નિરંતર સેવા કરવાથી રાજી રહીશ." ઇત્યાદિ પ્રકારે વિનવી સાથે જવાની આજ્ઞા મેળવી વનમાં સાથે ગયા હતા. આ સર્વપરથી સ્પષ્ટ જણાય છે કે, લક્ષ્મણની વડિલ ભાઇ રામ પ્રત્યે અપાર પ્રીતિ હતી. તેમને માટે પોતાનુ સુખ પણ તજી દેતા હતા. એટલુંજ નહિ પણ તેમને માટે પોતાનો પ્રાણ સરખો પણ વ્હાલો ગણતા નહિ. આ સિવાય ઉપરના પ્રસંગોથી જણાઇ આવે છે કે, લક્ષ્મણનો જાતિ સ્વભાવ ઉગ્ર, ઉછળંક, અને ક્રોધી હતો. તે પ્રસંગે પ્રસંગે બહાર દેખાઇ આવતો હતો. તોપણ તેમણે બંધુના વચન લોપી એક પણ અઘટિત કર્મ કર્યું નથી.

જ્યારે વનમાં સીતાજીને લંકાપતિ રાવણે હરણ કર્યા, ત્યારે સીતાના વિયોગથી વિવ્હળ થયેલા રામ શોકાતુર ચિત્તે તેને શોધવાને આમ તેમ ફરતા હતા, ત્યારે લક્ષ્મણ વડીલ ભાઇને દિલાસા રૂપ અનેક મિષ્ટ વચનો કહીને શાંત કરવાના ઉપાયો કરતા હતા. ફરતા ફરતા જ્યારે તેઓ ઋષ્ય મુખ પર્વત ઉપર **સુગ્રીવને** મળ્યા, ત્યારે તેણે કહ્યું કે, આકાશ માર્ગે એક રાક્ષસ કોઇ સ્ત્રીને લેઇ જતો હતો તે સ્ત્રીએ રામને દેખીને પોતાના અલંકારો આ પર્વત ઉપર નાખ્યા છે. તે જોઇને તમે ઓળખો કે તે સીતાજીનાં છે કે કેમ? અલંકારો દેખાડતાં રામચંદ્રજીએ કહ્યુ કે,—હુ વ્યગ્ર ચિત્તે છું, માટે લક્ષ્મણજી અલંકારો ઓળખશે. પછી લક્ષ્મણજીને બતાવતાં અલંકારો જોઇને કહ્યુ કે—

कुडलैनैवजानामि, नैवजानामिकंकणे ।
नूपुरेएवजानामि, नित्यंपादाभिवंदनात् ॥

અર્થ—આ કુંડળ સીતાજીનાં છે કે નહિ, તે હું નથી ઓળખતો. અને આ કંકણ સીતાજીનાં છે કે નહિ, તે પણ હું નથી ઓળખતો. પણ નિરંતર સીતાજીના ચરણ કમળમાં પ્રણામ કરવાના પરિચયથી તેમના ચરણનાં ઝાંઝરને ઓળખું છું, કે તે સીતાજીનાંજ છે. આહા! આ એક નાનું વાક્ય પણ લક્ષ્મણનું ઓછું સુશીલપણું દેખાડતું નથી. આ પરથી જણાય છે કે, તેઓ સીતાજી પ્રત્યે કેટલી મર્યાદા રાખી પૂજ્ય બુદ્ધિથી વર્તતા હતા? એ સેહેજ અનુમાન થઈ શકે છે. લક્ષ્મણે ભાઇના પ્રેમને સ્ત્રીના પ્રેમથી અધિક ગણ્યો. ને પોતાની પત્ની ઉર્મિલાને છોડી ચૌદ વર્ષ વનવાસ ભોગવ્યો. રામની આજ્ઞામાં રહી દાસત્વ કીધું. વનવાસમાં એક વખતે નિદ્રામાં સીતાનો સ્પર્શ થયો, માટે તેઓ બાર વર્ષ સુધી નિરાહાર રહ્યા હતા. મૃગના પ્રસંગમાં સીતાને વિહોણી મૂકી, એ તેમણે મોટું સાહસ કર્યું હતું, કે જેથી રાવણ સીતાને લેઇ ગયો. પણ એ સાહસ તે ઉગ્ર સ્વભાવના લક્ષ્મણે અવિચારથી ને ઇચ્છાથી નથી કર્યું. પણ કોઇ દિવસે સીતાની આજ્ઞા લોપેલી નહિ, માટે એ પ્રસંગે પણ ન લોપવી, એ વિવેક; તેના શાપનું અને ભાઇના ઠપકાનું ભય; અને હમણાંજ પાછો આવું છું, એવી પ્રતિતી; એ સર્વ જ્યારે સીતાનાં અસહ્ય વેણ સાંભળવાથી તેના ખળભળેલા તથા ઉદાસ થયેલા મનમાં વસ્યા, ત્યારેજ કર્યું હતું.

મન અને ઇંદ્રિઓ વશ રાખનારા અનેક પુરુષો થઇ ગયા છે, તેમાં લક્ષ્મણનું પવિત્ર ચરિત્ર આપણા અંતઃકરણને બહુ આકર્ષણ કરે છે. એક તો નવ યૌવન અવસ્થા છતાં, અને યુવરાજ પદ પ્રાપ્ત થયા છતાં પોતાના જ્યેષ્ઠ બંધુ રામચંદ્રજીની સાથે ચૌદ વર્ષ સુધી વનવાસનાં દુઃખનો અનુભવ કરવા માટે સઘળાં રાજ્યસુખનો ત્યાગ કરી ચાલી નીકળ્યા. એટલુંજ નહિ પણ ચૌદ વર્ષ સુધી તેમણે અખંડ બ્રહ્મચર્ય પાળ્યું, ઉપવાસ કર્યો અને નિદ્રા પણ રાત્રીએ લીધી નહિ, તેમ છતાં કોઇ સમયે તેમણે રામચંદ્રજીને એવું પણ જણાવ્યું નહિ કે હું આ પ્રમાણે વર્તું છું. જે સમયે લંકાપતિ રાવણના બળવાન પુત્ર મેઘનાદ (ઇંદ્રજિત) ને મારવો હતો, તે સમયે વિભીષણે રામચંદ્રજીને કહ્યું કે;—જે પુરુષે ચૌદ વર્ષ પર્યંત ઉપવાસ કરેલ હોય, નિદ્રા ન કરી હોય, અને અખંડ બ્રહ્મચર્ય પાળેલ હોય, તે પુરુષથીજ મેઘનાદનું મરણ થાય, એવું તેને વરદાન છે. વિભીષણનાં આ વચન સાંભળી રામચંદ્રજી તો મેઘનાદને મારવામાં નિરાશ થયા. પરંતુ વૃદ્ધ જાંબુવાને પ્રાર્થના કરી કે, મહારાજ! આપ નિરાશ શા માટે થાઓ છો? વિભીષણ કહે છે તે સર્વ લક્ષણો લક્ષ્મણજીનામાં છે. આ વાતથી રામચંદ્રને આનંદાશ્ચર્ય થયો. અને તેજ પ્રમાણથી લક્ષ્મણે મેઘનાદનો નાશ કર્યો. તેથી રામચંદ્રજીનો જય થવામાં મુખ્ય કારણરૂપ લક્ષ્મણજી હતા, એ નિશ્ચયપણે સ્પષ્ટ જણાઇ આવે છે.

પણ લક્ષ્મણની પાછળ યમપુરીમાં જઇશ.' ઇત્યાદિ શોકાતુર હૃદયે બોલ્યા કે:—

देशेदेशेकलत्राणिमित्राणिचपुरेपुरे।
तंदेशंनैवपश्यामियत्रभ्रातासहोदर॥

અર્થ—સ્ત્રીઓ જોઇએ તો જે જે દેશમાં જઇએ, ત્યાં ત્યાં મળી શકે, મિત્રો જોઇએ તો જે જે નગરમાં જઇએ, ત્યાં ત્યાં મળી શકે, પણ તે દેશ હું ક્યાંય દેખતો નથી કે, જ્યાં સહોદર ભાઇ મળી શકે! અહો! રામનો લઘુ બંધવ લક્ષ્મણ પ્રત્યે કેવો પ્રેમ! તે આપરથી જણાઇ આવે છે. ખરેખાત આ જગત્‌માં સહોદર ભાઇના સ્નેહની બરોબર બીજો સ્નેહ વિધાત્રાએ રચેલજ નથી. અનેક પ્રકારના સ્નેહીઓનો સ્નેહ શું સહોદર ભાઇના સ્નેહના હજારમાં અંશની પણ બરોબર કરી શકે છે? કદી નહિ. અહો! ધન્ય છે! રામલક્ષ્મણના સ્નેહને! ભાઇઓમાં સ્નેહ તો આવોજ જોઇએ. આવાજ સ્નેહથી તેઓ જગત્‌માં એક સ્નેહવર્ધક દ્રષ્ટાંતરૂપ થઇ પડ્યા છે. આજ પણ સ્નેહવાળા ભાઇઓ માટે કહેવાય છે કે—**"આતો રામ લક્ષ્મણની જોડ છે"** આ શું તેની થોડી મહત્તા દર્શાવે છે? એ નિશ્ચય સમજો કે, ભાઇઓમાં સ્નેહ અને સંપ રાખવાથી સર્વ કાર્ય સિદ્ધ કરી શકાય છે. એ માટે આ એકજ પ્રત્યક્ષ દાખલો છે એમ નહિ, પણ એવા હજારો દાખલા મળી આવે છે. માટે પોતાના સ્વાર્થને કારણે કદી પણ ભાઇ સાથેનો સ્નેહ તોડવો નહિ. જે પોતાના ભાઇઓ સાથેનો સ્નેહ તજે છે, તેને હજાર વાર ધિક્કાર છે. એટલુંજ નહિ પણ એવા પુરૂષને **નર** નહિ પણ **વાનર** કહેવા જોઇએ.

ઉત્કૃષ્ટ ગુણવાળા પુત્રો, સ્નેહ અને સંપ રાખવાવાળા ભાઇઓ, ઉત્પન્ન થવા, એનો સઘળો આધાર માતા અને શિક્ષણ આપનાર ગુરૂ ઉપર છે. રામ અને લક્ષ્મણને ઉત્તમ ગુણની પવિત્ર સાધ્વી માતાઓ મળી હતી. તેમના હાથ નીચે ઉછરી તેઓ મોટા થયા હતા, અને શિક્ષણ પામ્યા હતા. તેમજ વિશેષમાં મહાત્મા વસિષ્ટ જેવા પ્રતાપી ગુરૂ મળ્યા હતા. એ સઘળું દુધમાં સાકર ભળ્યા જેવું થયું હતું. એ સર્વ દૈવિ કૃપાથીજ બન્યું હતું. જે માતાનો બાળપણથીજ નિરંતર સદ્‌બોધ મળ્યા કરતો હોય, તેના પુત્રો ભાગ્યેજ નષ્ટ નિકળે છે. જે માતાને સત્ય અને નીતિજ વ્હાલી હોય છે, જે પોતાના પુત્રોનો અને કુટુંબોનો ધર્મ સમજે છે, તે માતા પોતાના બાળકોને સત્ય ધર્મે વાળવાને ઉશ્કેરવા ચૂકતી નથી. જૂઓ, રામ ચૌદ વર્ષ વનવાસ જવા નીકળ્યા, તેમની સાથે લક્ષ્મણે પણ જવાની તૈયારી કરી માતાની આજ્ઞા લેવા જતાં, **સુમિત્રા** માતાએ કહ્યું કે,—"પુત્ર! તમને રામની ઉપર પ્રેમ છે, તેથી ભલે ખુશીથી જાઓ. હું તમને વનમાં જવાની ખુશીથી રજા આપુ છું. વત્સ! વનની અંદર રામનું રક્ષણ કરવામાં તમે કદી ગફલત કરશો નહિ. રામ ગમે તેવી સ્થિતિમાં હોય, તોપણ તમારૂ શરણ તો એજ છે કે, મોટા ભાઇને અનુસરીને રહેવું, એજ ન્હાના ભાઇનો પરમ ધર્મ છે. ઉદારપણાથી બ્રાહ્મણોને દાન દેવાં, યજ્ઞોની દિક્ષા લેવી, અને યુદ્ધ કરવાના સમયમાં છુવતા રહેવાની, એ સર્વની ગરજ કાંઇ પણ નહિ રાખતાં સર્વદા મોટા ભાઇના સેવક થઇને રહેવું, એજ તમારા કુળનો પરંપરા સિદ્ધ ધર્મ છે. વડિલ ભાઇ રામને પિતા જેવા, સીતાને માતા જેવાં, અને જંગલને અયોધ્યા જેવું સમજજો." અહો! આવા પુત્રને માતાનો મારો ઉપદેશ મળતો

હોય, તે પુત્ર અધર્મપર પગ કેમજ મૂકે ? નજ મૂકે ધન્ય છે! આવી સાધ્વી માતાને! સુમિત્રાના આ વચનો લક્ષ્મણના હૃદયમાં ચોટી રહ્યા હતા ને સદા માતાના વચનો પ્રમાણેજ વર્ત્તતા હતા એ તેમના ચરિત્રપરથી સ્પષ્ટ જણાઈ આવે છે

લક્ષ્મણ રામને યુદ્ધ મધ્યેજ પુષ્કળ ઉપયોગી થઇ પડ્યા હતા, એટલુંજ નહિ પણ તે તો બાળવયથી તે ગતાવસ્થા પર્યંત એજ મીસાને વર્ત્તતા આવ્યા હતા રામચંદ્રજી રાવણને મારી લંકાના રાજ્યપર તેના ભાઇ વિભીષણને ગાદીએ બેસાડી અયોધ્યામા આવ્યા પછી રામચંદ્રજીએ પોતાનો રાજ્યાભિષેક થતી વખતે લક્ષ્મણને **યુવરાજ** પદ આપવા માડ્યુ, પણ તે નહિ સ્વીકારતા કેવળ તે રામની સેવા કરતાજ રહ્યા હતા રાજકાજમા પણ તેઓ મોટાભાઇને વિશેષ ઉપયોગી થઇ પડ્યા હતા તેમનુ હૃદય વૈરાગ્યશીલ અને આત્માધિકારી થયુ હતુ લક્ષ્મણજીએ પ્રાર્થના કરવાથી રામચંદ્રજીએ તેમને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કર્યો હતો આ પ્રતાપી પુરુષ **સીરધ્વજ જનક**ની પુત્રી **ઉર્મિલા** સાથે પરણ્યા હતા તેનાથી તેમને **અંગદ** અને **ચંદ્રકેતુ** એ બે પુત્રો થયા હતા રામે કારુપથ દેશમા **ચંદ્રકાંત** નામે નગર વસાવી ચંદ્રકેતુને ત્યા સ્થાપિત કર્યો હતો

આ મહાપુરુષ કેટલોક કાળ ભાઇના સ્નેહમા નિમગ્ન રહી યોગ્ય સમય આવતા રામ નિજધામ જવાની પૂર્વેજ પોતાના યોગબળથી દેહ વિસર્જન કરી સ્વધામ ગયા હતા તેઓ ખરેખર અવતારી પુરુષ હતા તેમના કાર્યો પણ દૈવિ ચમત્કારોથી ભરપુરજ હતા તેમના જન્મથી આર્યાવર્તની પ્રજાને અલૌકિક લાભો અને સુખો પ્રાપ્ત થયા હતા ઇત્યાદિ કારણોને લીધે એ દૈવિ પુરુષને અદ્યાપિ પર્યંત આર્ય પ્રજા પ્રેમના ઉમળકાથી માનેછે, પૂજે છે, અને યાદ કરે છે આ બન્ને દૈવિભાઇઓ પ્રેમ ભાવે સાથેજ રહ્યા હતા, એ તેમની હિંદના દેવળોમાંની સાથે રહેતી મૂર્ત્તિઓ ઉપરથી સ્પષ્ટ દર્શાઇ આવે છે. અને એ નિશાની તેમની અમર કીર્ત્તિનો અપૂર્વ પ્રકાશ પૃથ્વીમા પ્રસરાવી રહ્યો છે હિંદના ઘણા ખરા મંદિરોમા જ્યા જ્યા રામચંદ્રજીની મૂર્ત્તિ સ્થાપન કરેલી છે, ત્યા ત્યા રામચંદ્રની મૂર્ત્તિને જમણે પડખે **સીતાજીની** અને ડાબે પડખે **લક્ષ્મણજીની** મૂર્ત્તિઓ પણ સ્થાપિત કરેલી છે હિંદુઓ રામની મૂર્ત્તિને જેટલા પ્રેમભાવથી પૂજે છે, તેટલાજ પ્રેમભાવથી લક્ષ્મણજી અને સીતાજીની મૂર્ત્તિઓને પણ પૂજે છે તે યોગ્યજ છે ધન્ય છે! આવા દેવાંશી પુરુષોને કે, જેમને થઇ ગયા ને આજે હજારો વર્ષો થઇ ગયા તે છતા અદ્યાપિ સુધી તેમના પવિત્ર નામનુ સ્મરણ દરેક હિંદુના હૃદયમા નિત્ય થયા કરે છે, અને પૂજાય છે!!

## ભરત.

આ મહાપુરુષ અયોધ્યાપતિ **દશરથના** પુત્ર, અને **શ્રીરામચંદ્રજી** ના ઓરમાન ભાઇ થાય તેમની માતાનુ નામ **કૈકેયી** હતુ ભરત મહાતેજસ્વી, શૂરવીર, નીતિજ્ઞ અને ધર્મિષ્ઠ હતા, તેમણે મહાત્મા ગુરૂ **વસિષ્ઠ** ની પાસેથી વેદ વેદાંગાદિ શાસ્ત્રોનું અને ધનુર્વિદ્યાનું શિક્ષણ લીધુ હતુ તે ગુરૂ, વૃદ્ધ, અને વડિલોની મર્યાદા રાખી તેમની સેવામાં તત્પર રહેતા હતા અને પિતા દશરથની આજ્ઞામા રહી રાજ્યના સુંદર આદિ કામો કર

તા. તેઓ સીરધ્વજ જનકના ભાઇ કુશધ્વજ જનકની કન્યા **માંડવી** સાથે પરણ્યા હતા. તેનાથી તેમને **તક્ષ** અને **પુષ્કર** એ બે પુત્રો થયા હતા. ભરતનુ મોસાળ **કેકયદેશ** માં હતું. ત્યાં તેઓ પિતાની આજ્ઞા લેઇને શત્રુઘ્ન સાથે કેટલોક વખત રહ્યા હતા.

ભરત જ્યારે મોસાળમાં હતા, ત્યારે દશરથ રાજાએ પોતાની વૃદ્ધવસ્થા થયેલી જોઇ વડિલ પુત્ર રામને રાજ્યાભિષેક કરવાનો વિચાર કર્યો. સર્વ સામગ્રી તૈયાર થઇ, અને જે દિવસે અભિષેક થવાનો હતો, તે રોજ આ ભરતની માતા કૈકેયીએ એ કાર્યમાં મોટું વિઘ્ન નાખ્યું. દશરથ રાજાએ અગાઉ એક વખતે રાણી કૈકેયીને બે વચનો માગવાનું કહ્યું હતું, તે તેણે આ વખતે માગ્યાં. એક વચનથી રામ ચૌદ વર્ષ સુધી દંડકારણ્ય માં રહે, અને બીજા વચનથી પોતાના પુત્ર ભરતને રાજ્ય મળે, એમ માગ્યું. તેથી કરી રામને વનમાં જવું પડયુ. તેમની સાથે સીતા અને લક્ષ્મણ પણ રામની સેવાને અર્થે પોતાની ઇચ્છાથી ગયાં. કૈકેયીના આવા વિપરીત કાર્યના શોકથી મહારાજા દશરથ દેવલોક પામ્યા. તેથી રાજગુરૂ વસિષ્ઠ ઋષિએ ભરત તથા શત્રુઘ્નને મોસાળમાંથી તેડી લાવવા સારૂ સિદ્ધાર્થ નામે પ્રધાનને મોકલ્યો. તે તેમને સત્વર અયોધ્યામાં તેડી લાવ્યો.

રામના વનવાસની કે ભરતના મરણની વાત પ્રધાને ભરતને કરી નહોતી. તેથી તેમના મનમાં તો એમ હતું કે, રામને રાજ્યાભિષેક કરતા હશે, અગર મોટો યજ્ઞ કરતા હશે, તેથી મને ઉતાવળો બોલાવ્યો હશે. માટે તે બહુ ઉમંગથી આવવા નીકળ્યા હતા. પરંતુ જ્યારે તે અયોધ્યામાં પેઠા ત્યારે નગરી ઉત્સાહ રહિત શૂન્કાર દીઠી. તેથી તેમણે અનુમાન કર્યું કે આનું કારણ કાંઇક વિપરીત લાગે છે. તો પણ ધૈર્યતા રાખી રાજમંદિરમાં ગયા. ત્યાં પિતાને નહિ જોવાથી તે પોતાની માતાને મંદિરે હશે, એમ ધારી ત્યાં ગયા, ને જોયું તો માતા એકલીજ દ્રષ્ટિએ પડી. તેને વંદન કરી પુછવા લાગ્યા કે;—મારા પિતાજી કયાં છે? આ પલંગ શૂન્ય કેમ દિશે છે? મને ઉતાવળથી શા માટે બોલાવ્યો? એ સર્વ મને સત્વર કહો. પછી કૈકેયીએ પોતાનું કૃત્ય ભરતને પ્રિય લાગશે, એવું ધારીને રામના વનવાસની તથા દશરથના મરણ વગેરેની સર્વ હકીકત કહી સંભળાવી. માતાના મુખથી એવા દુઃખદાયક સમાચાર સાંભળીને ભરત તરત અનિવાર કષ્ટ પામી મૂર્છા ખાઇ પડયા. અને થોડીવારે સ્વસ્થ થઇને બોલ્યા;—

"અરે! હાય! હાય! હતપ્રાય થઇ ગયો! હું પિતા સરખા ભાઇથી રહિત થયો! હવે મારે રાજ્યનુ શુ પ્રયોજન છે? તેં રામને વનમાં મોકલી રાજાનો પણ પ્રાણ લીધો. તેથી જેમ વ્રણમાં ક્ષાર મૂકે, તેમ મને દુઃખમાં દુઃખ ઉત્પન્ન થયું છે. તેં રામને વનમાં મોકલ્યા એ બહુ ભુંડું કર્યું! તેં આ કુળનાં સઘળાં સુખનો વિનાશ કર્યો! તારાં આ કષ્ટકારક કૃત્યથી માતા કૌશલ્યા અને સુમિત્રા પણ જીવતાં રહે, એમ હું ધારતો નથી. રામ, કૌશલ્યાની સેવાથી પણ તારી સેવા અધિક કરતા હતા; અને કૌશલ્યા તને પોતાની બ્હેન કરતાં પણ અધિક ગણતાં હતાં.-તે છતાં તેં આવું કર્મ શા માટે કર્યું? બિચારી કૌશલ્યા જેવી ગરીબ અને સુપાત્ર સોકના પુત્રને જંગલમાં કહાડી તને પશ્ચાતાપ કેમ થતો નથી? હું રામનો કેવો ભક્ત છું, એ પણ તેં લોભને લીધે વિચાર્યું નહિ. હું હમણાંજ તને દંડકારણ્યમાં કહાડી મેલું, પણ પુત્ર ધર્મને લીધે કાંઇ કરી શકતો નથી, મોટાભાઇનો

રાજ્યાભિષેક થાય, અને બીજા ભાઇઓ તેના સેવક થઇને રહે, એજ સંઘળા રાજકુલોની અને વિશેષ કરીને અમારા કુળની પદ્ધતિ છે. તે છતાં તને આ વિપરીત અને નિંદીત બુદ્ધિ કેમ ઉત્પન્ન થઇ? હું તારા મનોરથને પૂર્ણ નહિ કરૂં, એટલુંજ નહિ પણ તરતજ રામને વનમાંથી પાછા પધરાવીને સ્થિર બુદ્ધિથી તેમનો દાસ થઇ રહીશ. અરે! તેં દુષ્ટ બુદ્ધિથી મારી અપકીર્ત્તિ કરાવી. રામને અહિં બોલાવી હું વનમાં રહીશ.,, ઇત્યાદિ બોલતાં ક્રોધથી આંખો લાલચોળ થઇ ગઇ.

પછી ત્યાંથી ભરત કૌશલ્યાને મંદિરે ગયા. કૌશલ્યાને વંદન કરી રૂદન કરતા ઉભા રહ્યા. કૌશલ્યાએ તેમને છાતીમાં લઇ રૂદન કરતાં કહ્યું કે;–"તમને રાજ્ય મેળવવાની જે ઇચ્છા હતી, તે કૈકેયીએ ક્રૂર કર્મ કરી પાર પાડી છે. તમો પણ મારા પુત્ર છો. તમને રાજ્ય મળ્યું તેનું મને લગાર દુઃખ નથી; પણ રામને વનવાસ દેવામાં આવ્યો, તેથી મને મોટું દુઃખ ઉત્પન્ન થાય છે. રાજાના વચનથી તમારો રાજ્યાભિષેક થતાં રામ તમારા રક્ષણમાં તત્પર રહેત, તે છતાં કૈકેયીએ તપસ્વીના વેષથી રામને વનમાં મોકલવામાં શો લાભ જોયો? જ્યાં રામ હોય, ત્યાં મને પણ કૈકેયી તરત મોકલી દે તો બહુ સારૂં." રામ તથા દશરથના વિયોગથી ભરત મહા શોકમાં હતા, તેમાં વળી કૌશલ્યાનો આવો શોક જોઇ તેમને કેવું લાગ્યું હશે? તેની કલ્પના કરી લેવી. ભરત કૌશલ્યાના ચરણમાં પડી વિલાપ કરતા બોલ્યા કે;–"માતાજી! હું નિર્દોષ છું. અહિંના વૃત્તાંતથી હું તદ્દન અજાણ્યો છું. મને શા માટે ધિક્કારો છો? રામ પ્રત્યે મારો સ્નેહ તમારાથી અજાણ્યો નથી. રામ મારે પિતા સમાનછે. જો રામને વનવાસ દેવામાં મારી કોઇ પણ પ્રકારે સંમતી હોય, તો મારી બુદ્ધિ શાસ્ત્રના માર્ગથી ભ્રષ્ટ થજો." ઇત્યાદિ ઘણી પ્રકારે કહીને પોતાનાં નિર્દોષપણાની કૌશલ્યાને ખાત્રી કરી આપી.

પછી ગુરૂ વસિષ્ટે આવી ભરતને ઘણી પ્રકારે સમજાવી શાંત કર્યા, અને રાજાનો શબ નિયમ પ્રમાણે અગ્નિસંસ્કાર કરાવ્યો. ઉત્તરક્રિયાદિ કરાવી ચૌદમે દિવસે રાજ્યના મુખ્ય માણસો, પ્રધાનો, અને પ્રજા જનોની સભા મળી ભરતને અભિષિક્ત થઇ રાજ્યનો સ્વીકાર કરવાની અર્જી કરી. ભરતે વિનય પૂર્વક તેમ કરવાની ના પાડી, અને રામનેજ રાજ્ય આપવાની ઇચ્છા જણાવી. પછી ભરત, શત્રુઘ્ન, કૌશલ્યા, સુમિત્રા, કૈકેયી, અને વસિષ્ઠાદિ સર્વને સાથે લેઇને રામની પાસે વનમાં ગયા. ત્યાં રામને મળી સર્વ વૃત્તાંત કહી પોતાનો શોક દર્શાવ્યો; અને રામને અયોધ્યામાં આવી રાજ્ય કરવાની વિનંતિ કરી. તેના ઉત્તરમાં રામચંદ્રજીએ કહ્યું;—"ભરત! શોકને છોડી દેઇ શાંત થાઓ, અને પિતાની આજ્ઞા પ્રમાણે અયોધ્યામાં જઇ રાજ્ય કરો. હું પણ પિતાની આજ્ઞા પ્રમાણેજ ચાલીશ." ભરતે કહ્યું;—"વિદ્યા, દરજ્જો, અને જન્મથી પણ તમારાથી હું કનિષ્ઠ છું. આપ વિદ્યમાન છતાં મારાથી શી રીતે રાજ્ય કરી શકાય! સઘળી રીતે કનિષ્ટપણાને પ્રાપ્ત થયેલો હું આપ વિના જીવી પણ ન શકું. આપ અહિંજ અભિષેક કરાવીને અમારી સાથે અયોધ્યામાં ચાલો. અને મારી માતાને તથા મને કલંકમાંથી મુક્ત કરો. જો મારી માગણી નહિં સ્વીકારતાં વનમાંજ રહેશો, તો હું પણ અયોધ્યામાં નહિં જતાં આપની સાથેજ રહીશ." ઇત્યાદિ પ્રકારે દીનપણાથી પ્રાર્થના કરી; ત્યારે રામચંદ્રજીએ કહ્યું કે;—"તમે

ક્ષમાવાન છો, અને રાજ્યનું પાલન કરવામાં સમર્થ છો, એવી મને ખાત્રી છે. માટે હું કહું છું કે, હાલ નહિ પણ ચૌદ વર્ષ પૂરાં થયા પછી વનમાંથી આવી તમારી સાથે રાજ્ય ભોગવીશ. હાલ તો તમારેજ રાજ્ય ચલાવવું." આ સાંભળી ભરતે કહ્યું કે;—"ચૌદ વર્ષ સુધી આપના નામથી રાજ્ય કોઇના હાથમાં સોંપો. આપનું રાજ્ય કહેવાય, એટલે પછી જેને સોંપશો, તે પણ આપના પ્રભાવથી પાલન કરી શકશે." ઇત્યાદિ પ્રકારે કહેવાથી, અને વસિષ્ઠની આજ્ઞા પ્રમાણે ભરતે રામની આગળ બે સોનાની પાદુકા ધરી. રામે તે પાદુકા (પાવડીઓ) પર બે ચરણ મૂક્યા, પછી ઉતરીને તે પાદુકા ભરતને સોંપી. ભરતે તે પાદુકાને પ્રણામ કરી રામને કહ્યું કે;—"સઘળો રાજ્યાધિકાર આ પાદુકાઓને સ્વાધિન કરી હું ચૌદવર્ષ પૂરાં થતાં સુધી આપના જેવાજ વેષે અયોધ્યા બહાર રહીશ. અને ફળ, ફુલ, કંદ, મૂળ, ખાઇને જીવીશ. તથા આપના પધારવાની રાહ જોઇશ. ચૌદમા વર્ષને છેલે દિવસે જો મને આપનાં દર્શન નહિ મળે તો હું તે વખતે અગ્નિમાં પ્રવેશ કરીશ.

પછી ભરત રામ અને સીતાને પ્રણામ કરી, સર્વને તેડી અયોધ્યામાં ગયા. રામની પાદુકાઓને અભિષેક પૂર્વક સિંહાસનપર સ્થાપના કરી રાજ્યનો બંદોબસ્ત કર્યો. અને શત્રુઘ્નને રાજ્ય વ્યવસ્થા કરવા રાખ્યા. પછી પોતે માથે જટા રાખી યોગી વેષે કંદ, મૂળ, અને ફળ ફુલ ખાઇ ચૌદ વર્ષ પૂરા થવાની વાટ જોતા અયોધ્યાની બહાર નંદીગ્રામમાં રહ્યા. તેઓ નિત્ય રામની પાદુકાઓની પૂજા કરતા હતા. જ્યારે ચૌદ વર્ષ પૂરાં થતાં રામ અયોધ્યામાં આવવા નીકળ્યા, ત્યારે છેલે દિવસે ત્યાં પહોંચવાનું હતું. તેમ જો ન બને તો ભરત અગ્નિ પ્રવેશ કરે એમ હતું. તેથી રામે પ્રથમ ભરતને ખબર આપવા માટે હનુમાનને મોકલ્યા. રામને આવવાની ખબર સાંભળી ભરત અત્યંત હર્ષ પામ્યા. અને એ વધામણીમાં ભરતે હનુમાનને સો ગામ અને બીજું કેટલુંક અમુલ્ય ઇનામ આપ્યું. પછી ભરત મોટી ધામધુમથી રામની સામે ગયા. પોતે રામની પાદુકાઓ શિરપર લીધી, અને તેને માથે પોતે રાજછત્ર ધર્યું. પછી મંત્રીઓની સાથે પગે ચાલતા ભરત રામને ભેટ્યા. રામને પ્રણામ કરી તેમના ચરણમાં પોતાના હાથથી પાદુકાઓ પેહેરાવી કહ્યું કે:—"મારી પાસે થાપણ રૂપે રહેલું આપનું આ સઘળું રાજ્ય સંભાળો. આજ મારો જન્મ અને મનોરથ સફળ થયો." ઇત્યાદિ કહી રાજમંદિરમાં તેડી લાવ્યા.

રૂપે રહ્યા, અને કંદમૂળ તથા ફલફુલ ખાઇને ચૌદવર્ષ સુધી રામની પાદુકાની સેવા કરી, એ તેમની પરમ બધૂ ભક્તિ અને કુલીનતાની અતિ બલિહારી છે !

## હનુમાન્.

આ મહાવીર પુરૂષ પોતાના બાહુબળ વડે અયોધ્યાના રાજા **રામચંદ્રજી**ની ઘણી ઉત્તમ સેવા બજાવીને જડમંડળમાં બહુ જાણીતા થયા છે. તેમની માતાનુ નામ **અંજની** હતું. અંજનીને આ પુત્ર શિવના વરદાને **મરૂત-વાયુદેવ** ની કૃપાથી થયો હતો. તેથી તેમનુ નામ **વાયુપુત્ર, પવનકુમાર,** અને **મારૂતિ** ઇત્યાદિ પડયુ હતુ. વળી તેમના વજ્ર અંગથી **બજરંગ,** અને હનુ-પગ હણ્યાથી **હનુમાન્,** એવું નામ પડ્યુ હતું.

હનુમાન્ અતિ શૂરા, ઉદ્યોગી, બુદ્ધિવાન, અને પરાક્રમી હતા. તેઓ વિવિધ પ્રકારના વેષ ધારણ કરવામાં એક્કા હતા. તેમ ઇજનેરી કામમાં પણ કુશળ હતા. તેમને **કિષ્કિંધા** ના રાજા સુગ્રીવ સાથે પરમ મિત્રાચારી હતી. તેથી તેઓ હમેશાં તેમનીજ પાસે રહેતા હતા. તેમની ગણના સુગ્રીવે પોતાના મુખ્ય પ્રધાનમાં કરી હતી સુગ્રીવ પોતાના કનિષ્ટ બધુ **વાલી** ના ભયથી નાસીને હનુમાન વગેરે સાથે **ઋષિમૂખ** પર્વતપર રહેતો હતો. જ્યારે લંકાપતિ રાવણ સીતાનુ હરણ કરી ગયો, ત્યારે રામ, લક્ષ્મણ સીતાની શોધ કરતા કરતા **પંપા** સરોવર પાસે જઇ પહોચ્યા હતા. ત્યાં હનુમાન્ અને સુગ્રીવ સાથે રામ, લક્ષ્મણનો મેળાપ થયો હતો. અને તેમના વચ્ચે અરસ પરસ ધાઢ સ્નેહ બંધાયો હતો. રામે હનુમાનના કહેવાથી સુગ્રીવના ભાઇ **વાલી** ને મારીને તેનું રાજ્ય પાછું અપાવ્યું હતું. પછી હનુમાને સીતાનો શોધ કરવાનું કામ માથે લીધુ હતું.

હનુમાન્ પોતાના સાથી **અંગદ** વગેરેને લેઇને સીતાનો શોધ કરતા કરતા દક્ષિણ તરફ ગયા હતા. ત્યાં પક્ષીરાજ **જટાયુ** ના ભાઇ **સંપાતી** એ 'સીતા લંકાના અશોક વનમાં છે' એવી ભાળ આપી હતી. તેથી તેમણે લંકામાં જઈ સીતાને મળવાનો નિશ્ચય કર્યો હતો, વચમાં મોટો સમુદ્ર ઓળંગવાનો હતો; અને મહા બળવાન રાક્ષસોના રાજ્યમાં જઇને સીતાને મળવું, એ કામ ઘણું કઠિણ હતું. તે છતાં એ કામ હનુમાન્ એકલાએ કરવાની હામ બીડી. પોતાના સાથીઓને ત્યાંજ મુકી પોતે એકલા સમુદ્રપાર કરી લંકામાં ગયા. અને મોટા રાક્ષસોની ચોકી નીચે અશોક વનમાં જ્યાં સીતા શોકાતુર ચેહેરે રામનું સ્મરણ કરતાં હતાં. ત્યાં ગુપ્ત રીતે ગયા. અને એક શીશમના વૃક્ષ ઉપર ચડી છુપાઇ રહ્યા. ત્યાં રહીને રાવણ તરફથી સીતાને આપવામાં આવતી ધમકી, અને એ ધમકીથી ન ડરતાં સીતાની રામ પ્રત્યે ભક્તિ, એ સર્વે તેમણે છાનામાના ઝાડ ઉપર બેસીને જોયા કર્યું. પછી જ્યારે સીતાએ રાવણના અતિશય ત્રાસથી કાયર થઇને પોતાના માથાની વેણ વડે ગળા ફાંસો ખાવાની તૈયારી કરી, ત્યારે હનુમાને તેની પાસે જઇને પોતે રામની તરફથી આવ્યાની ખબર આપી, રામના સર્વ સમાચાર કહ્યા. પ્રથમતો સીતાએ તેમની વાત ઉપર કાંઈ ઇતબાર રાખ્યો નહિ, પણ જ્યારે રામે નિશાની તરીકે આપેલી મુદ્રા હનુમાને બતાવી, ત્યારે સર્વ વાત સાચી માની પછી હનુમાને સીતાને કહ્યુ કે,-તમારી

ઇચ્છા હોય, તો હું તમને રામ પાસે તેડી જાઉં. સીતાએ કહ્યું:-રામ અહિં આવી રાવણને મારી મને લઇ જશે, ત્યારે હું આવીશ. પછી હનુમાન સીતાની આજ્ઞા લેઇને ત્યાંથી નિકળ્યા. નીકળતી વખતે રામને બતાવવા સારૂ નિશાની તરીકે સીતા પાસેથી તેના માથાનો ચૂડામણી માગી લીધો. થોડેક દૂર ગયા પછી હનુમાને વિચાર કર્યો કે અહિં આવ્યાથી એક કાર્ય તો સિદ્ધ થયું. પણ રાવણને ભેટયા વગર ચાલ્યા જવું એ યોગ્ય નથી. પછી તેમણે અશોક વનનો કેટલોક નાશ કર્યો, હજારો સ્થંભવાળા રાજમહેલ ક્ષણવારમાં તોડી પાડયા. અને ઘણા રાક્ષસોને મારી, લંકામાં આગ લગાડી. ઇત્યાદિ પ્રકારે હનુમાન પોતાનું મહા પરાક્રમ રાવણને બતાવીને જ્યાં રામચંદ્રજી હતા, ત્યાં આવી પહોંચ્યા. તેમણે સીતાની શોધ વગેરેના સર્વ સમાચાર કહીને નિશાનીમાં પેલો ચૂડામણિ બતાવ્યો. તેથી સર્વને ઘણો આનંદ થયો.

પછી રામ, લક્ષ્મણ, સુગ્રીવ, હનુમાન, નળ, નીલ, જાંબુવાન, અને અંગદ, ના અગ્રેસરપણા નીચે સૈન્ય લંકા ઉપર જવા તૈયાર થયું. સર્વ સમુદ્ર કિનારે આવ્યા. સમુદ્ર ઉપર પુલ, અને કિલ્લા, બાંધ્યા. એ કામમાં ઇજનેરનું કામ હનુમાને બજાવ્યું હતું. હનુમાન કોઇ વિચક્ષણ અને અજબ શક્તિના હતા. કારણ કે એક કામ કરવા સાથે બીજાં ઘણાં કામ તેઓ કરી વળતા. સર્વ સૈન્યને લંકામાં ઉતાર્યું. પછી રામનાં એક નહિ પણ ઘણાં ખાનગી કામો કરવા લાગ્યા હતા. નાટકો ભજવી બતાવવામાં, અને વિવિધ વેષ લેવા, એ આદિ કળામાં હનુમાન બહુ કુશળ હતા. તેના વડે આવા પ્રસંગે પણ રામને ઘણોજ આનંદ આપતા હતા. તેઓ ન વરતાય એવા બહુરૂપી વેષ લેવાની કળાને લીધે આ યુદ્ધ પ્રસંગે ઘણાજ ઉપયોગી થઇ પડયા હતા. કોઈ વખતે અવધુતનો, મદારીનો, વેપારી, સરૈયા, વૈદ્ય, બ્રહ્મચારી, સંન્યાસી, ઇત્યાદિ વેષે રાવણ અને તેના કુલની રાખેલી નાયકાઓ સાથે મન મેળવી ખાનગી વાતો જાણી લેતા. એવી એવી ઘણી મુશ્કેલીઓ વેઠી ચર્યા જોઇ રામને બાતમી આપતા. હનુમાનની ચર્યા જોવાની આવી ઉપયોગી કળાથી યુદ્ધમાં ઘણોજ લાભ થયો હતો.

હનુમાને યુદ્ધમાં સેનાપતિનું કાર્ય પણ ઉત્તમ પ્રકારે બજાવી, હજારો મોટા મોટા રાક્ષસોને માર્યા હતા. તેમજ રાત દિવસ આખા સૈન્યની ચોકી રાખતા કે કોઇ શત્રુ અંદર પ્રવેશ કરી શકે નહિ. એવી મીમતામાં યુદ્ધ કૌશલ્યતા અને ચોકસી હતી. વાનર વગેરે સૈન્યને સજીવન કરવાની ઔષધી અનાજ આદિ પર્વત પરથી તેઓ ઘણીવાર લાવતા હતા. જ્યારે રાવણે પોતાની કૃત્યા નામે શક્તિ મારી લક્ષ્મણને મૂર્છા પમાડયા, ત્યારે પણ મૂર્છા ઉતારવા હનુમાનજ દ્રોણ પર્વત પરથી ઔષધી લાવ્યા હતા.

લંકામાંથી સીતાને લેઇને અયોધ્યામાં આવ્યા પછી રામે રાજ્યાભિષેક કર્યો હતો, તે પ્રસંગ ઉપર સીતાએ પોતાના ગળામાંથી રત્ન, મણિ, માણિક્ય, અને પારસથી સુશોભિત અમૂલ્ય હાર કાઢીને રામની આજ્ઞાથી હનુમાનને આરોપ્યો હતો. તે વખતે સીતાએ હનુમાનને આશીર્વાદ દીધો કે:—બેટા! તું ચિરંજીવી થઇને આ સંસારમાં રહે. જ્યાં સુધી સૂર્ય ચંદ્ર રહે, ત્યાં સુધી દેશદેશાંતરમાં શ્રીરામચંદ્રજીનો જશ ગાતો ફર. જ્યાં રહીશ ત્યાં ગંધમાદન તરફ આ રીતે [illegible] શ્રીજાનકીજીએ હનુમાનને આમ આશીર્વાદ આપવાથી

હનુમાન પોતાના ગળામાંથી હાર કહાડીને દાંતવડે ભાગવા લાગ્યા. તે જોઇને લક્ષ્મણે તેમ કરવાનું કારણ પુછ્યાં કહ્યું કે,—" ભાઇ લક્ષ્મણ ! આ હાર મેં ઘણો કીમતી સમજીને ગ્રહણ કર્યો હતો, પણ મેં જ્યારે જોયુ કે એમા **રામ** નામ નથી. ત્યારે આ હાર લેઇને હું શુ કરૂ ? રામવિનાની વસ્તુનો ત્યાગ કરવોજ સારો છે. " લક્ષ્મણે હનુમાનનાં આવાં વચનો સાંભળીને કહ્યુ કે,—" જો રામ વિનાની વસ્તુ તમે ગ્રહણ કરતા નથી, તો તમે તમારૂ શરીર શા માટે ધારણ કરો છો ? એમાં તો " રામ " નામ નથી. " હનુમાને આ વચન સાંભળીને તુરત સભામા પોતાના નખથી પોતાની છાતી ચીરીને હજારો રામ નામ બતાવ્યાં. તે જોઇને આખી સભા આશ્ચર્ય પામી પછી લક્ષ્મણે હનુમાનની આવી અપૂર્વ રામભક્તિની ઘણી પ્રસશા કરીને કહ્યુ કે, તમારા જેવો યથાર્થ રામભક્ત આ સંસારમાં બીજો કોઇ નથી. અહો ! હનુમાનની ભક્તિની તો ખરેખર અતિ બલિહારીજ છે !

હનુમાન્ હમેશા રામની પાસેજ તેમના હજુરી તરીકે રહેતા હતા. રામે તેમને પરણવા માટે ઘણીવાર બહુ બહુ કહ્યુ [1]હતું. પણ તેમણે ઉત્તરમા ના પાડતાં કહ્યુ હતુ કે,—રાજેંદ્ર ! પરણ્યા પછી તમારાં મોટાં કામો મારાથી થઇ શકે નહિ, કારણ કે ઘર વ્યવહાર ચલાવતાં માથે ફિકર પડે છે, અને તેમા વખત રોકવો પડે છે. માટે આપની સેવામા ખલેલ પડે તે મારે ન જોઇએ. એમ કહીને તેઓ સદા બ્રહ્મચારીજ રહ્યા હતા રામે તેમની પરમભક્તિથી સતુષ્ટ થઇ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો, અને ગુરુત્વ કરવાના વિષયનો અધિકાર આપ્યો હતો. જ્યારે શ્રીરામચદ્રજી નિજધામ જવા લાગ્યા, ત્યારે હનુમાનને પૃથ્વીપર કલ્પ સમાપ્તી પર્યંત રહેવાની આજ્ઞા કરી ગયા છે. તેથી તેઓ અદ્યાપિ સુધી **ચિરજીવી** રહેલા છે, તેઓ **ગંધમાદન** નામે હિમાલયના શિખર ઉપર રહેલા છે, અને ત્યાં સર્વકાલ રામચરિત્ર લોકોને સભળાવે છે, એવુ શ્રીમદ્ભાગવત્ આદિ ગ્રંથોમાં જણાવેલુ છે. હનુમાને રચેલી **નાટકરામાયણ** પ્રસિદ્ધછે.

મહાત્મા હનુમાન્ ભારતભૂમિની આર્ય પ્રજાના સંકટ હારી આરાધ્ય અને પૂજ્ય દેવ ગણાય છે. જેમના નામનો મંત્ર પ્રયોગ કાર્ય સિદ્ધિ માટે કરવામાં આવે છે. આર્યો પોતાના આ કલ્યાણ દાતાને પૂર્ણ પ્રેમના ઉમળકાથી અદ્યાપિ સુધી પૂજે છે અને તેટલાજ માટે હિંદના ઘણાખરા મંદિરોમા **મારૂતિ** (હનુમાન)ની મૂર્તિ સ્થાપિત કરેલી જોવામાં આવેછે

---

## નળ રાજા.

જગત્ વિખ્યાત પ્રતાપી નળ રાજા નૈષધ દેશના સૂર્યવંશી **વીરસેન** રાજાનો પુત્ર થાય. તે દ્વાપર યુગના અંતમાં હતો. નળ રાજા સ્વરૂપે અતિ સુંદર, શાસ્ત્રજ્ઞાતા, ધનુર્વેદ નિપુણ, શૂરવીર, સત્યવાદી, અને ધાર્મિક હતો. પુત્રને આવો સદ્ગુણ સપન્ન જોઇને રાજા વીરસેન રાજપાટ તેને સોપીને પોતાના ભાઇ સુરસેનની સાથે વનમા તપ કરવાને ગયો

---

[1] એવુ કહેવાય છે, કે,—હનુમાન લંકા બાળ્યા પછી સમુદ્ર કિનારે ગયા હતા, તે વેળા તેમણે પોતાના શરીરનો પરસેવો હાથે વતી લોહીને સમુદ્રમા નાખ્યો હતો તે એક મગરી મોઢું વિકાસી ગળી ગઇ હતી, તેના પેટની અંદર પડવાથી તેને "મકરધ્વજ" નામે બળીષ્ઠ પુત્ર થયો હતો"

નળ રાજા ગાદીએ બેસીને નીતિથી રાજ કરવા લાગ્યો. પોતાના કાકા **સુરસેનના પુત્ર પુષ્કરને** તેણે સેનાપતિના પદપર નિયુક્ત કર્યો. એ બંને જણે મળીને પોતાના પ્રબળ પરાક્રમથી દિગ્વિજય કરી ઘણા દેશના રાજાઓને જીત્યા હતા, અને સર્વ સ્થળેથી ચોર, લુચ્ચા, તથા શત્રુઓને દાર કરી દેશમાં સઘળે શાંતિ સ્થાપી હતી. કોઇ પારકી વસ્તુને હાથ સરખો પણ અડકાવી શકતું નહોતું. ઘરનાં દ્વાર ખુલ્લાં મૂકી પ્રજા સુખે સૂઇ રહેતી, તે છતાં કોઇની દાનત ભ્રષ્ટ થતી નહિ. શેહેરમાં સત્ય પ્રવર્ત્તી રહ્યો હતો. કોઇને કાંઇ પણ હરકત થતી નહોતી. ચારે વર્ણના લોકો પોતપોતાનો ધર્મ નિર્વિઘ્ને પાળતા હતા. અને સર્વવ્યાપક પરિબ્રહ્મની સૌ ભક્તિ કરતા હતા. નળ રાજાએ યજ્ઞયાગાદિક અનેક પુણ્યનાં કાર્યો કર્યાં હતાં. તેણે યાચકોને મૂખે માગ્યાં ધન આપીને તેમનાં દારિદ્ર કાપ્યાં હતાં. જે પોતાના મુખે માગે તેને તે પ્રેમથી આપવું, એવો નિયમ રાખ્યો હતો. તેના આવી પ્રકારના સદ્વર્તનથી તેની સુકીર્ત્તિ સૂર્યનાં કિરણોની પેઠે ચારે તરફ પ્રસરી ગઇ હતી.

નળ રાજા વિદર્ભ દેશના **ભીમક** રાજાની પુત્રી **દમયંતી** સાથે પરણ્યો હતો. તે રૂપમાં તથા ગુણમાં બહુ ચઢીઆતી હતી. દમયંતી જ્યારે પરણવા યોગ્ય ઉમ્મરની થઇ હતી, ત્યારે તેના પિતા ભીમક રાજાએ તેને માટે સ્વયંવર[1] કર્યો હતો. તેમાં તેણે નળરાજાને પસંદ કરી વરમાળા આરોપી હતી. નળરાજાને દમયંતીથી **ઇંદ્રસેન** નામે પુત્ર અને **ઇંદ્રસેના** નામે પુત્રી થઇ હતી. આવી રીતે તેને સર્વ પ્રકારનું સુખ હતું. કોઇ પણ રીતની તેને ખોટ નહોતી. ઇશ્વર હમણાં તેને સર્વ વાતે સાનકૂલ હતો. તે જોઇ કોઇને સ્વપ્ને પણ એવી વાત ન આવતી કે આવાં ધાર્મિક રાજા તથા રાણીને માથે ઓચિંતુ મહાસંકટ આવી પડશે. પરંતુ કાળની ગતિ ઘણી ગહન છે. ઘડી પછી શું થશે, તેની કોઇને ખબર પડતી નથી. નળરાજા ડાહ્યો અને વિચારવંત છતાં તેના વેરીએ[2] રચેલી પ્રપંચ રૂપી જાળમાં તે ફસાઇ પડ્યો. કાંઇ પણ વિચાર કર્યા વગર પોતાના કાકાના દિકરા પુષ્કરની સાથે તે જૂગટું રમ્યો, તેમાં રાજ્યપાટ વગેરે સર્વ હારી બેઠો. પછી ઠરાવ પ્રમાણે નળરાજા સર્વ આભૂષણો ઉતારી ને માત્ર એકજ વસ્ત્ર ભેર વનમાં જવા નીકળ્યો. તેની સાથે દમયંતી પણ એકજ વસ્ત્ર પેહેરીને ગઇ. તેઓ ત્રણ રાત્રિ નગર બહાર ભૂખ્યાં ને તરસ્યાં પડી રહ્યાં. પણ પુષ્કરની મનાઇને લીધે નગરજનોએ તેમને કાંઇ પણ આશ્રય આપ્યો નહિ. આહા ! કાળની કેવી વિચિત્ર ગતિ છે! એક પ્રજાપ્રિય અને ધર્માત્મા

---

૧ પ્રાચીનકાળમાં ઘણી ખરી રાજકન્યાઓ ઈચ્છાવર વરતી હતી તે એવી રીતે કે જ્યારે કન્યા ઉમ્મર લાયક થતી, ત્યારે તેનો પિતા દેશ દેશના રાજાઓને આમંત્રણ કરી પોતાની રાજધાનીમાં એકઠા કરતો. પછી તૈયાર કરેલા એક સ્વયંવર મંડપમાં હાજર થયેલા રાજાઓની સભા થતી, ત્યાં રાજકન્યા વસ્ત્રાભૂષણો પેહેરીને આવતી. એટલે રાજભાટ સઘળા રાજાઓને ઓળખાવી તેમના કુળ ધર્મ વગેરેનું વર્ણન કહી સંભળાવતો. પછી રાજ્ય કન્યા પોતાને પસંદ પડતા વરને વરમાળા પેહેરાવતી. તે પછી વિધિ પર્વક તેમનાં લગ્ન થતાં હતાં.

રાજાની ઘડીમાં કેવી દુર્દશા ? લાખો મનુષ્યોનું પાલન પોષણ કરનાર પુરૂષને પણ એક વેળાનું ભોજન સરખુ ન મળ્યું ! એ કાંઈ ઓછા દુઃખનો વિષય નથી. વિધાત્રી દેવીના આવા દેખીતા ગેર ઇન્સાફને માટે તેને દોષ દેવાને ઘણાક જન તૈયાર થશે. પરંતુ અમે તેમને તેમ કરતાં વારી શું. અને કહીશું કે તેમ કરવાનો હેતુ કાંઇક ન્યારોજ હોવો જોઇએ. જેમ સોનાને કસોટીપર ચડાવ્યાથી, અને બીજી ધાતુઓને અગ્નિમાં તપાવ્યાથી તેમના નીચ ઉંચ ગુણોની પરીક્ષા થાય છે, તેમ આ પુણ્યાત્મા રાજાના ગુણોની કસોટીને માટેજ કાં તેને વિધાત્રીએ એવી સ્થિતિમાં મૂક્યો ન હોય ? કેટલાક જણ વળી કહે છે કે;—"જે થાય, તે સારાનેજ માટે" અમે પણ તેવુંજ માનીએ છીએ. અને એ વાતની સચ્ચાઈ આ નળ રાજાનાજ દ્રષ્ટાંતથી આગળ દેખાડી આપીશું.

નળ અને દમયંતી ત્રણ દિવસ સુધી નિરાહાર નગર બહાર પડી રહ્યાં. ત્યાંથી તેમણે પોતાનાં બે નાનાં બાળકોને તેમના મોસાળમાં મોકલાવી દીધાં. માતાની સોડમાંથી છુટાં પડતી વખતે આ બાળકોએ તથા સાધુ દમયંતીએ જે કરૂણાજનક રૂદન કર્યું છે, તેનુ વર્ણન થઈ શકે તેમ નથી. મહા કષ્ટની સાથે બાળકો માતાની પાંખમાંથી છુટાં પડી મોસાળ તરફ ગયાં. પછી ચોથે દિવસે નળ દમયંતીએ વનમાં પ્રવેશ કર્યો. તેમને ક્ષુધા બહુજ લાગી હતી. ભક્ષને માટે શોધ કરતાં એક સુવર્ણ સરખા તેજસ્વી પુષ્ટ પક્ષીને જોયું. રાજા તેને પકડવા જેમ જેમ પાછળ જતો ગયો, તેમ તેમ તે પક્ષી દૂર જતું ગયું. તેથી નળે પોતાનુ પહેરેલું વસ્ત્ર કહાડીને તેનાપર નાખ્યું. એટલે તે વસ્ત્ર સહિત ઉડી ગયું. અને રાજા નગ્ન થઇ રહ્યો. પછી નળે દમયંતીને કહ્યું,—સતી ! હવે શું કરવું ? આ એકજ વસ્ત્ર હતું તે પણ ગયું. ભૂખે પણ પ્રાણ જાય છે. હે પ્રાણ પ્યારી ! હું બહુ દુઃખી હાલતમાં આવી પડયો છું. હવે પ્રાણનો નિર્વાહ શી રીતે કરવો, તેની મને કાંઇ સૂઝ પડતી નથી. માટે તું તારે પિયેર વિદર્ભ દેશ જા. આ માર્ગ એ તરફ જાય છે. પ્રાણ પ્રિયે ! તું ત્યાં જઇશ, તો સુખી થઇશ. દમયંતી વ્યાકુળ ચિત્તે સજળ નેત્રે બોલી;—"પ્રાણનાથ ! આપનાં આ વચનથી મારૂં હૃદય ખેદ પામે છે. આપે રાજ્ય અને સર્વ સંપત્તિ છોડી દીધી, વસ્ત્ર વગરના થયા, અને ભૂખના દુઃખથી પીડાઓછો. આવી સ્થિતિમાં આ નિરજન વનમાં આપને એકલા મૂકીને કેમ જઇ શકુ ? મહારાજા ! ઘોર વનમાં પૂર્વના સુખનુ સ્મરણ કરતાં થાકેલા અને ક્ષુધાર્ત એવા આપના ગ્લાનિનો હું નાશ કરીશ. વૈદ્યોનો પણ એવો મત છે કે,—"સર્વ દુઃખમાં ભાર્યા સમાન કોઇ પણ ઔષધ ઉત્તમ નથી." એ વાત સત્ય છે. ત્યારે આ ઘોર અરણ્યમાં આપનો ત્યાગ કરીને હું મારા પિતાને ઘેર કેમ જાઉ ? નહિ, નહિ હું કદી પણ આપને છોડીને જવાની નથી. હું તો આપની સેવા કરવાને સદા સાથેજ રહીશ. પુરૂષને દુઃખની વખતે ધીરજ આપનાર, દુઃખરૂપી રોગ મટાડનાર, અને દિલાસો આપનાર સ્ત્રીજ છે. સ્ત્રીને પોતાનો પતિ એ તેનો પ્રાણ અને જીવનહાર છે. તો હું પતિ રૂપી પ્રાણનો શી રીતે ત્યાગ કરી શકું ? હું તમને છોડીને એક ડગલુ પણ કેમ જઇ શકુ ?" ઇત્યાદિ દમયંતીનાં સત્ય વચનો સાંભળીને નળે તેને સાથે આવવાની આજ્ઞા આપી પછી તેઓ બન્ને જણ પાસેના તળાવમાં પાણી પીવા ગયાં. ત્યાં એક મચ્છ તેમના જોવામાં આવ્યો, તેને નળે મારીને દમયંતીના હાથમાં આપ્યો. દૈ-

યોગે તે મચ્છ દમયંતીના હાથમાંથી સજીવન થઇને પાણીમાં જતો રહ્યો. એ હકીકત નળને કહેતાં તેણે માની નહિ. ને ક્ષુધાને લીધે તેને ખાઇ ગયાનું આળ દમયંતીને માથે મૂકીને તેનો નળે બહુ તિરસ્કાર કર્યો. પછી સૂર્યાસ્ત થતાં બંને જણુ એક વૃક્ષ નીચે સૂઇ રહ્યાં. દમયંતીએ પોતાના વસ્ત્રનો એક છેડો નળને પેહેરવા માટે કહાડી આપ્યો હતો. દમયંતી ભર નિદ્રામાં પડી. નળે તેના સામુ જોયું તો તેની પૂર્વ સ્થિતિનો ચિતાર તેના મનમાં આવ્યો. તેથી તે બહુ દુઃખ પામ્યો. તેણે વિચાર કર્યો કે, આ મારી પ્રિય પત્ની મારે માટે દુઃખ ભોગવે છે. માટે તેને અહિ મૂકીને હું જતો રહું તો તે પોતાને પિયર જશે. એવું વિચારી દમયંતીને ઉંઘતી મૂકીને અડધુ વસ્ત્ર ફાડી લેઈ નળ ત્યાંથી જતો રહ્યો.

જ્યારે દમયંતીએ જાગીને જોયું તો પ્રિયપતિ પાસે દીઠા નહિ. તેથી તે મહા દુઃખી થઇને વ્યાકુળ ચિત્તે ભયંકર જંગલમાં વિલાપ કરવા લાગી. અર્ધ વસ્ત્ર કાપીને નળને જતો રહેલો જોઇ તે મૂર્છા ખાઇ ધરતીપર ઢળી પડી. કેટલીકવારે તે સાવધ થઇ પણ પિયેર તરફ ન જતાં વનમાં વિલાપ કરતી નળની શોધ માટે આમ તેમ ભટકવા લાગી. ત્રણ દિવસ સુધી અન્ન પાણી વગર મહા અરણ્યમાં ફર્યા કર્યું. જંગલનાં ઘાતકી જનાવરો તરફથી તેને ઘણો ત્રાસ થયો. અને એક દુષ્ટ પારધીના તરફથી તિરસ્કાર પામી. એવી રીતે અનેક પ્રકારનાં સંકટો વેઠીને છેવટે ચેદી દેશના રાજા સુબાહુના નગરમાં ગઇ. તે રાજાની રાણી કે જે દમયંતીની માસી થતી હતી, તેણે દમયંતીને ન ઓાળખ્યા છતાં આશ્રય આપી પાસે રાખી. (વધારે હકીકત જૂવો આગળ દમયંતીના ચરિત્રમાં.)

નળ રાજા દમયંતીને તજીને વનમાં અથડાતો કૂટાતો અયોધ્યા નગરના રાજા ઋતુપર્ણને ત્યાં ગયો. અને બાહુક નામ ધારણ કરીને કહ્યું કે:—હું નળ રાજાનો સાર્થિ છું, ને અશ્વ વિદ્યા જાણું છું. પછી ઋતુપર્ણ રાજાએ તેને સર્વ સાર્થિઓના ઉપરીની જગા આપી.

આણી તરફ ભીમક રાજાએ નળ દમયંતીના શોધને માટે ચારે તરફ બ્રાહ્મણો મોકલ્યા હતા. શોધ કરતાં કરતાં સુદેવ નામે બ્રાહ્મણે ચેદી દેશના રાજા સુબાહુના શેહેર ચૈદ્યવસુપુરીમાં જઇને દમયંતીને શોધી કહાડી તેના પિતાને ઘેર તેડી ગયો. દમયંતીએ પિતાને ઘેર જઇને નળની શોધ કરવા બ્રાહ્મણોને મોકલ્યા હતા. તેમાંના પર્ણાદ નામે બ્રાહ્મણે અયોધ્યામાં ઋતુપર્ણ રાજાને ત્યાંથી નળને શોધી કહાડ્યો. પછી ભીમક રાજાએ દમયંતીનો ફરીને સ્વયંવર થાય છે, એવું બહાનું બનાવીને અયોધ્યાથી ઋતુપર્ણ રાજાને પોતાના નગરમાં સત્વર તેડાવ્યો. ઋતુપર્ણ રાજા ભીમકના આમંત્રણને માન આપી ત્યાં ગયો. તેની સાથે નળ પણ તેના સાર્થિ તરીકે ગયો હતો. અહિંઆં નળ દમયંતીએ એકબીજાની પરીક્ષા કરી. ખાત્રી થયા પછી બંને જણુ મળ્યાં. અને ઘણું હરખાયાં. આખા નગરમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો. પછી નળ રાજા અપાર સૈન્ય લઇને દમયંતી તથા બે બાળકો સહિત પોતાને સ્વદેશ ગયો. અને પુષ્કર પાસેથી રાજ્ય લીધું. નળે પુષ્કરની દયા જાણીને તેને કહાડી નહિ મૂકતાં તેના નિર્વાહને માટે એક ગામ બક્ષીસ આપ્યું. પછી નળ રાજાએ પૂર્વ પ્રમાણેજ યજ્ઞાદિક અનેક શુભ કાર્યો કર્યા. તથા ધર્મનીતિથી રાજ્ય ચલાવી ઘણી કીર્તિ મેળવી. પછી કેટલાક કાળે પોતાની પ્રિય પત્ની દમયંતી સાથે સ્વર્ગે ગયો. નળરાજાને ચિત્રધર્મા નામે એક બીજો પુત્ર હતો.

પ્રિય વાચકો! ઉપર પ્રમાણે નળ જેવા ધર્માત્મા રાજાને તથા તેની પતિવ્રતા રાણી દમયંતીને જે દુઃખ ભોગવવું પડ્યું, તે માત્ર તેમની ધૈર્યતા અને સહનશીલતાની પરીક્ષાને માટેજ હતું. જો તેઓ એવા કષ્ટની કસોટી ઉપર ચડ્યાં ન હોત તો આજે તેમનું નામ જગતમાં કોઈ પણ જાણત નહિ. અથવા કદાપી જાણત તોપણ તેમનું ચરિત્ર જનમંડળને જેવું અસર કરતા અને શિક્ષણીય થઇ પડયુ છે, તેવું કદાપિ પણ થાત નહિ. મહાત્મા વેદવ્યાસ સરખાએ મહાભારતના વન પર્વમાં નળાખ્યાનને નામે જે વર્ણન કર્યું છે; અને તેના ઉપરથી આપણા ગુર્જર મહા કવિ પ્રેમાનંદે કરૂણા રસમાં જે ચિતાર આપ્યો છે, તે ખરેખર જનમંડળનાં હૃદયને ભેદી નાખે તેવો છે. નળ રાજાને દુઃખરૂપી કઠણ કસોટી ઉપર ચડ્યા પછી અંતે સુખ પ્રાપ્ત થયુ. અને એ વાર્તા તેનું નામ જગતમાં અમર રાખવાને ઉપયોગી થઈ પડી. તેટલાજ માટે અમે ઉપર કહ્યું છે કે,–જે ખોટું થાય તે સારાનેજ માટે" દરેક માણસે દુઃખની વખતે આવો દૃઢ વિશ્વાસ રાખીને સંતોષ માનવો જોઇએ. અને ધૈર્યતાથી વિપત્તિની સામા થવું તેમ કરવાથી અને સુખજ પ્રાપ્ત થશે. નળરાજાને પણ તેમજ થયેલું આપણે જોયું. તેમ એવાં બીજાં ઘણાં દૃષ્ટાંતો આ ચરિત્ર પુસ્તકના પાનાં ફેરવવાથી મળી આવશે.

નળરાજા સત્યવાદી અને જિતેંદ્રિય હતો. તે અશ્વવિદ્યા બહુ સારી જાણતો. તેણે પાકશાસ્ત્રનો અભ્યાસ કરીને અનેક તરેહના પાકભેદ કર્યાં હતા. એ વિષે તેણે એક ગ્રંથ રચેલો છે. તેને **નળપાક** કહે છે. નળરાજાની માફક પાંડુ રાજાના પુત્ર ભીમસેને પણ વિરાટ નગરમાં અનેક તરેહના પાકભેદ કર્યા હતા. એ સબંધી તેમણે જે ગ્રંથ કર્યો છે, તેને **ભીમપાક** કહેછે. સિવાય **ભોજનકતોહુળ** નામે એક ત્રીજો ગ્રંથ પાકશાસ્ત્ર વિષેનો પ્રખ્યાતછે.

## ભરત રાજા.

આ ચક્રવર્તિ મહારાજા **ભરત**, ચંદ્રવંશી **પુરૂકુળોત્પન્ન**[1] પ્રતાપી રાજા **દુષ્યંત**ના પુત્ર થાય. તેમની માતાનું નામ સતી **શકુન્તલા** હતું. તે મહાત્મા કણ્વ મુનિના આશ્રમમાં ઉછરી મોટી થઇ હતી ત્યાંજ દુષ્યંત રાજા તેની સાથે ગાંધર્વ વિવાહથી પરણ્યા હતા. અને ભરતરાજાનો જન્મ પણ કણ્વ મુનિના આશ્રમમાંજ દ્વાપર યુગમાં થયો હતો.' તેથી બાલ્યાવસ્થાનો થોડો કાળ ઋષિ મુનિઓનાજ સમાગમમાં ભરત ઉછર્યા હતા. અને જાતં કર્માદિ સંસ્કાર કણ્વ મુનિએજ કર્યા હતા.

ભરતના જમણા હાથમાં ચક્રની, અને બે પગમાં કમળના પોટાની નિશાની હતી. તપોવનમાં કણ્વ મુનિના આશ્રમ પાસે એક વખતે સિંહના બચ્ચાને પકડી લાવી, તેની સાથે ભરત રમતા હતા, ત્યારથીજ તેમના પ્રબળ બળની અર્થને ખાત્રી થઇ હતી. ભરત

[1] દશ પ્રજા પતિમાંના "અત્રિ" પ્રજાપતિનો પુત્ર "ચંદ્ર" તેનો પુત્ર 'બુદ્ધ' અને તેનો પુત્ર "પુરૂરવા" એ ચંદ્રવંશનો પ્રથમ રાજા થયો. તેણે પ્રયાગ વસાવીને ત્યાં પોતાની રાજધાની કરી હતી પુરૂરવા પછી તેનો પુત્ર "નહુષ" તેનો પુત્ર "યયાતિ" તેનો "યદુ" તથા "પુરૂ" તેમના પછી ઘોડીક પેઢીએ "દુષ્યંત" રાજા થયો. એ દુષ્યંતનો પુત્ર "ભરત"

રાજા બહુ ધાર્મિક, વિદ્વાન, અને જ્ઞાની હતા. તેમને દેવ ધર્મ, અને બ્રાહ્મણો ઉપર ઘણી આસ્થા હતી. મહારાજા દુષ્યંતના મરણ પછી મહાભિષેકના વિધિથી અભિષેક પામેલા એ રાજાએ, કિરાત, યવન, અંધ્ર, કંક, અને શક, ઇત્યાદિ જાતના સઘળા અધર્મી રાજાઓને તથા મ્લેચ્છોને તેણે જીતીને માર્યા હતા. તેણે સઘળેથી અધર્મ ટાળ્યો હતો. જૂલમનો નાશ કર્યો હતો, અને ધર્મનીતિની પ્રવર્ત્તિ કરી હતી. પૂર્વે જે બળવાન દૈત્યો દેવતાઓને જીતીને તેમની સ્ત્રીઓને હરી લેઇ ગયા હતા, તે સઘળાઓને આ પ્રતાપી મહારાજે હરાવીને દેવતાઓની સ્ત્રીઓને પાછી અપાવી હતી. તેથી તેમની તેનાપર અત્યંત પ્રીતિ થઇ હતી. એ રીતે ભરતે સઘળે દિગ્વિજય કરીને ચક્રવર્તિ મહારાજાનું પદધારણ કર્યું હતું.

મહારાજા ભરતે પ્રજાના સર્વ મનોરથોને પરિપૂર્ણ કર્યા હતા. તેમણે બધા મળીને એકસો તેત્રીશ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. એ સિવાય બહુજ દક્ષિણાવાળાં અનેક વેદોક્ત કર્મ કર્યા હતાં, બહુજ દ્રવ્ય સાથે સુવર્ણ અલંકારોથી શણગારીને અસંખ્ય ગાયોનું દાન કર્યું હતું, વિદ્યા, અને હુન્નર કળાની વૃદ્ધિને માટે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતું. તેનું પ્રધાનમંડળ વિદ્વાન હતું. અને સલાહકારો ઋષિ મુનીઓ જેવા વિદ્વાન અને ગુણજ્ઞ બ્રાહ્મણો હતા. તેમની સહાયતાથી રાજકાર્ય બહુ ઉત્તમ પ્રકારે ચલાવ્યું હતું. તેની આણ પૃથ્વીના ઘણા ખરા ભાગમાં ચારે તરફ ફરતી હતી. જેવા તેઓ દાન, ધર્મ, કર્મ, અને પરાક્રમમાં શ્રેષ્ઠ ગણાયા હતા, તેવાજ વૈભવમાં દેવતાઓથી પણ વધી ગયા હતા.

આ ધર્માત્મા રાજાએ ઘણાં વર્ષ સુધી ધર્મ નીતિથી રાજ ચલાવી પ્રજાપ્રેમ મેળવ્યો હતો. અને પોતાનાજ પરાક્રમથી દિગ્વિજય કરી શક ચલાવ્યો. એના શકને **ભરતશક** કહે છે. એ શક ભરતખંડમાં દ્વાપર યુગની સમાપ્તી સુધી એટલે તે ૩૦૪૪ વર્ષ ચાલ્યો હતો. એ પછી યુધિષ્ઠિર શક શરૂ થયો હતો. આ ભરત રાજાનાજ નામ ઉપરથી આ દેશનું નામ **ભારતખંડ** અથવા **ભારતવર્ષ** પડયું હતું. પરંતુ આ વાતની સચ્ચાઇ વિષે બે મત ચાલે છે. કેટલાક જણનું કહેવું એવું છે કે, આ નહિ પણ ઋષભદેવ રાજાના પુત્ર જડભરતના નામ ઉપરથી તે નામ પડેલું છે.

મહારાજા ભરતને વિદર્ભ કુલની ત્રણ સ્ત્રીઓ હતી. તેમને કુરૂપ સંતાનો થવાથી રાજાને તેઓના પતિવ્રતપણા ઉપર વ્હેમ આવે, તેટલા માટે તે બાળકોને તેમણે જન્મતાંજ ગંગા નદીમાં ફેંકી દેવડાવ્યાં હતાં. ભરત રાજા પોતાને પુત્ર ન હોવાથી બહુ ચિંતાતુર રહેતો હતો. તેથી પુત્ર પ્રાપ્તીને માટે કણ્વ ઋષીના વિચારથી **મરૂત્સોમ** નામે યજ્ઞ કર્યો હતો. તે પછી તેને બરદ્વાજ નામે પુત્રની પ્રાપ્તી થઇ હતી. ભરતે તેનું નામ **વિતથ** પાડયું હતું. ત્યાર પછી આ ચક્રવર્તિ મહારાજાને પોતાનું રાજપાટ અને લક્ષ્મી એ સર્વ મિથ્યા છે, એવો વિચાર મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. તેથી સર્વ રાજપાટ વગેરે પુત્રને સોંપી પોતે તપોવનમાં તપશ્ચર્યાને માટે ગયો. ત્યાં નિરંતર ઇશ્વર ધ્યાનમાં લાગી રહેતાં, જગતમાં દ્રષ્ટાંતરૂપ અમર કીર્તિ મુકી પરમ ગતિને પામ્યો છે.

# શ્રી કૃષ્ણ.

આ દેવાંશી મહાત્મા પુરૂષનો જન્મ મથુરા નગરીમાં યદુવંશી વસુદેવ યાદવને ઘેર દ્વાપરયુગમાં શ્રાવણ વદ ૮ બુધવારે મધ્ય રાત્રે રોહિણી નક્ષત્રમાં થયો હતો. તેમની માતાનું નામ દેવકી હતું. શ્રી કૃષ્ણ સાક્ષાત્ વિષ્ણુંનો આઠમો અવતાર હતા, એવું મનાયેલું છે. કૃષ્ણાવતારની લીલાનું મુખ્ય પુસ્તક શ્રીમદ્‌ભાગવત પુરાણ છે. તેમાં કૃષ્ણના મહિમાનું વર્ણન છે.

કૃષ્ણના જન્મ વિષે એમ કહેવામાં આવે છે કે;—"વિષ્ણુંએ દેવકી તથા વસુદેવને પોતાનું તેજોમયી સુંદર ચતુર્ભુજ સ્વરૂપ દેખાડ્યું, અને કહ્યું કે, તમોએ ત્રણ જન્મ સુધી તપ કર્યું છે, માટે હું તમારે ત્યાં જન્મ લેઉં છું. તમે ગોકુળમાં નંદને ઘેર જસોદા પાસે મને મૂકી આવજો. ત્યાં થોડો કાળ બાળલીલા કરીને હું પાછો અહિ આવીશ, અને કંસ વગેરેને મારી ભૂ ભાર ઉતારીશ. એટલું કહી વિષ્ણુંએ અંતર્ધાન થઇ, બાળ રૂપ ધર્યું. દેવકીએ જાણ્યું કે, મને બાળક અવતર્યો. દેવકી તથા વસુદેવ વિષ્ણુના ચતુર્ભુજ સ્વરૂપની વાત સ્વપ્નવત્ જાણી. એ રીતે કૃષ્ણનો અયોનિ સંભવ જન્મ થયો."

મથુરામાં એ વખતે ઉગ્રસેન રાજાનો પુત્ર કંસ રાજ્ય કરતો હતો. તે બહુ દુષ્ટ બુદ્ધિનો હતો. તેણે પોતાના પિતા ઉગ્રસેનને ગાદીએથી ઉઠાડી મૂકી પોતે રાજ્યનો માલિક થયો હતો. જ્યારે તેના કાકા દેવકે તેનીજ આજ્ઞાથી પોતાની પુત્રી દેવકીને વસુદેવ સાથે પરણાવી, ત્યારે કંસ તેને મોટા ઠાઠથી વિદાય કરવા જતો હતો. પણ તેવામાં આકાશ વાણી થઇ કે, તેનો આઠમો પુત્ર તારો કાળ અવતરશે. એ સાંભળી કંસ દેવકીના માથાના કેશ પકડી તરવાર વડે તેને મારી નાખવા તૈયાર થયો. પણ વસુદેવે તેને વિનંતિ કરી કે, નિર્દોષ સ્ત્રીનો વધ શા માટે કરો છો? એનો પુત્ર તમારો કાળ થવાનો છે, માટે તેને મારજો. એ ઉપરથી કંસે દેવકીને ન મારતાં વસુદેવને પાછી સોંપી. પરંતુ થોડા વખત પછી કંસે આ દ્વેષને લીધે દેવકીને તથા વસુદેવને કારાગૃહમાં પુરી કેદ કર્યાં હતાં.

કૃષ્ણનો જન્મ થયો કે તુરત વિષ્ણુની આજ્ઞા પ્રમાણે તેમને ગોકુળમાં નંદ નામે ગોવાળને ઘેર મોકલી દીધાં. ત્યાં નંદની સ્ત્રી જસોદાએ તેમનું પુત્રની પેઠે પાલન પોષણ કર્યું. ગોકુળમાં નંદને ઘેર બાળક અવતર્યો, એ ખબર જાણ્યાથી આખી નગરીમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો. વસુદેવની બીજી રાણી રોહિણી જે ગોકુળમાં પોતાના મિત્ર નંદને ઘેર હતી, તેને પણ પુત્ર થયો. તેનું નામ પાડવાને વસુદેવે રાજ ગુરૂ ગર્ગાચાર્ય ઋષિને મોકલ્યા. તેમણે રોહિણી પુત્રનું નામ બળરામ, અને દેવકી પુત્રનું નામ કૃષ્ણ, પાડ્યું.

કૃષ્ણના જન્મની ખબર ધીરે ધીરે કંસને કાને ગઇ. તેથી તે ઘણો ચિંતામાં પડ્યો. તેણે પોતાના મંત્રિઓને બોલાવીને હુકમ આપ્યો કે, મારો વેરી ગોકુળમાં જન્મ્યો છે. માટે તેને શોધી કહાડીને મારી નાખવાના ઉપાય યોજો. પછી કંસે તેને શોધી કહાડી મારવાના અનેક ઉપાય કર્યા. પ્રથમ તેણે માસી પુતનાને ગોકુળમાં મોકલી. તે ગોવાલણનું રૂપ ધરી કૃષ્ણને મારવા સારૂ જસોદા પાસે ગઇ. પ્રથમ તો તે કૃષ્ણનું અકળ સ્વરૂપ

જોઇને તેમને રમાડવા લાગી. પછી કાલુ કાલુ બોલી છળ કપટ કરી તેમને પોતાનાં ઝેર ચોપડેલાં સ્તને ધવરાવવા લાગી. કૃષ્ણ મહા દિવ્ય સ્વરૂપે હતા. તેમણે એવું કપટ જાણી લેઇ તેનાં સ્તન એવાં તો ચૂસ્યાં કે દૂધની સાથે માસી પુતનાનો પ્રાણ પણ ખેંચાવા લાગ્યો. તેના ડોળા ઉચે ચડી ગયા, અને અંતે મરણ પામી. પુતનાના મરણથી કંસે જાણ્યું કે એજ મારો વેરી છે. માટે તે હમણાં નહિ મરે તો પછી મારવાની શી આશા? એમ વિચાર કરીને તેણે કૃષ્ણને મારવા સારૂ અનેક મારાઓ મોકલવા માંડ્યા. પણ કોઇથી તેમનું મરણ નીપજ્યું નહિ.

ધીરે ધીરે કૃષ્ણ ઉપર ગોકુળનાં સર્વે સ્ત્રી પુરૂષોનો ભાવ વધતો ગયો. તેઓ તોફાન કરે, અને ગોરસડાં ફોડે, તોપણ સૌ પ્રેમ ભાવથી તેમને તેડીને રમાડે. એક વખતે કૃષ્ણે માયા રચી. ગોકુળમાં ઘેર ઘેર કૃષ્ણ રૂપ થઇ ગોરસડાં ફોડી દહીં, અને માખણ વગેરે વસ્તુઓ ખાવા લાગ્યા. તેથી સ્ત્રીઓ કંટાળી તેમને તેડી માતા જસોદા પાસે રાવ કરવા આવી. જસોદાએ કહ્યું કે, મારો કૃષ્ણ તો આ પારણામાં રમે. એવી વાત કરે છે, એટલામાં ત્યાં બીજી સ્ત્રી આવી, ત્રીજી આવી, અને ચોથી આવી, એમ સેંકડો સ્ત્રીઓ કૃષ્ણ દહીં દૂધ ખાઇ ગયાની રાવ કરતી આવી. પણ કૃષ્ણને તો પારણામાં સૂતેલા જોઇને સર્વને આશ્ચર્ય લાગ્યું. કૃષ્ણનું આવું પ્રભુત્વ જોઇને સ્ત્રી પુરૂષોનો તેમના પર અધિક પ્રેમ વધ્યો. એક દિવસે કૃષ્ણે ઘરમાં દહીં દૂધનાં ગોરસાં ફોડી સર્વ ઢોળી નાખ્યું, અને પોતાના જેવડા મિત્રોને તેડી લાવી, તે સર્વે ખવડાવી દીધું. તેથી માતા જસોદાએ ચીડાઇને તેમને દામણાથી ઉખળે બાંધ્યા. તેથી તેઓ ગરીબડા જેવા થઈ ગયા.

પાંચ વર્ષની ઉમ્મરે કૃષ્ણ ગોવાળીઆઓની સાથે ગાયો તથા વાછરડાં ચારવા જવા લાગ્યા. ત્યાં પણ તેઓ અદ્‌ભૂત કામો કરી સર્વને આશ્ચર્ય પમાડતા. વળી ગોપીઓની સાથે હાસ્ય કરી રમતા. ગોપીઓ પાણી ભરવા જાય, તેમને રસ્તામાં રોકે, તેઓની ગાગર ફોડે, તેમની પાસે દાણ માગે, કંદબના ઝાડ ઉપર ચડી વાંસળી વગાડે, અને ગોપીઓનાં ગોરસાં ભાગી નાખી દહીં, દુધ, અને માખણ ચોરે. ગોપીઓ જસોદા આગળ રાવ કરે, ને એ વળી માને નહિ. એવી એવી કૃષ્ણે અનેક પ્રકારની લીલા કરી હતી. તેમની અગીઆર વર્ષની ઉમ્મર થતા સુધીમાં તેમણે બાળલીલાનાં અલૌકિક કામો કર્યાં તેનું વર્ણન કરેલું છે.

તેમનામાં પુંત્ર ભાવના પ્રગટી આવી. તેઓ પોતાના પુત્રોને જોઇને મનમાં સંતાપ કરવા લાગ્યાં કે, પુત્રો પર ઘેર પરાધીન રહ્યા, અગીઆર વર્ષ ગૌ ચરાવી દુઃખી થયાં, અને આપણા ઘરમાં તેમને ભોજન સારૂ પુરૂ અન્ન પણ નથી. માટે તેમને શું જમાડી શું? માબાપનો આવો સંતાપ કૃષ્ણે જાણી લેઇ તેમને કહ્યું કે;—

"અરે! માતા પિતા! અમેનો તમારા ચોર છીએ કે આજ સુધી તમારી ચાકરી કરી નથી. અમે તો આજ સુધી નંદ તથા જસોદાનેજ માબાપ જાણ્યાં હતાં. તમે કાળા ગૃહમાં અપાર દુઃખી થયાં. માટે અમારા બળને ધિક્કાર છે કે અમે તમને તરત છોડાવ્યાં નહિ. આ સંસારમાં પુત્રને માબાપ સમાન બીજુ કોઇ વ્હાલું સગુ નથી. પુત્રને માતા એ દેવી રૂપ છે. પિતા ભગવાન રૂપ છે. માબાપના પગમાં સર્વ તીર્થ રહ્યાં છે. માબાપને છોડીને જે તીર્થ કરવા જાય, દાન, પુણ્ય કરે એ સર્વે વૃથા છે. એ તો રાખમાં હોમ કરવા જેવું છે. માબાપની સો વર્ષ સેવા કરીએ, અને તેમને સોનાભાર તોળી દાન કરીએ, તો પણ માબાપે જે શીતકાળમાં એક રાત્રિ પુત્રની સેવા કરી હોય છે, તેની બરોબર થતું નથી. એવી અપાર ઉપકાર વાળી માબાપની સેવા છે. જેણે માબાપને દુઃખ આપ્યું, તે પુત્રને દૈત્ય સમાન જાણવો. એવા કૃતઘ્ની પુત્ર ઉપર ઇશ્વરની અવકૃપા થાય છે. તે દરિદ્રી થઇ પરઘેર રહી દુઃખી થઇ પેટ ભરે છે. જેણે માબાપની સેવા કરી નથી, તે નીચની વેઠ કરે છે. જે માબાપનો તિરસ્કાર કરે, તે પશુનો અવતાર પામે છે. જે પુત્ર પોતાની સ્ત્રીને વશ થઇને માબાપને વૃદ્ધાવસ્થામાં દુઃખ દે છે, તે ધનનો લોભી કુતરાનો અવતાર પામે છે. ગુરૂને શિષ્યે, મોટા ભાઇને નાનાભાઇએ વિષ્ણુ રૂપ માનવા લાયક છે. દાસને પોતાનો ધણી પૂજનીક છે. સ્ત્રીને પોતાના પતિ ઇશ્વર રૂપ છે. જેને જે માનવા લાયક છે, તેને તે દેવ જેવાં સમજવાં. જે મનુષ્ય સેવવા યોગ્ય છે, તેની સેવા કરતાં નથી, તો તે આ ભવજળમાં ડુબ્યો સમજવો. અમે આજ સુધી તમારી સેવા કરી નથી, અમે વૃંદાવનમાં રમતા ફર્યા, અને તમારા પગમાં બેડી રહી, એ અમારો અપરાધ તમે ક્ષમા કરશો. અમે તો તમારા પુત્ર રૂપ કડવાં ફળ છીએ. અમે મોટા થઇ તમને સુખ આપીએ ત્યારેજ અમને તમારા ખરા પુત્ર સમજશો." ઇત્યાદિ મધુર વચનો કહી માબાપને આનંદ આપ્યો.

કૃષ્ણે સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મ કરવાને ઉપમન્યુ ઋષિ પાસેથી દિક્ષા લીધી હતી. તે પ્રમાણે તેઓ નિત્ય કર્મ અને ઉપાસનાદિ નિયમસર કરવામાં તત્પર રહેતા હતા. કૃષ્ણ તથા બળરામને તેમના પિતા વસુદેવે ઉપવિત ધારણ કરાવ્યું. પછી ઉજ્જન પાસેના વનમાં વસતા **સંદિપનઋષિને** ત્યાં વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા. તેમણે ગુરૂની સેવા કરી થોડા દિવસમાં વેદ, ઉપવેદ, ન્યાય, તત્વજ્ઞાન, ધનુર્વિદ્યા, અને નીતિશાસ્ત્ર વગેરેનો અભ્યાસ કર્યો હતો.

મગધ દેશનો રાજા **જરાસંઘ** ઘણો જોરાવર અને દુષ્ટ હતો. તે કંસનો સસરો થતો હતો. માટે તેણે પોતાના જમાઇ કંસનું વેર લેવા સારૂ મથુરા ઉપર ચડાઇ કરી. તેની સામે ઉગ્રસેન રાજાની વતી કૃષ્ણ તથા બળરામે યુદ્ધ કર્યું. તેમાં જરાસંઘના લશ્કરનો સંહાર થયો, અને તે નાસી ગયો. ત્યાર પછી જરાસંઘે ફરી ફરીને સતર વાર યુદ્ધ કર્યું, પ-

ણુ દરેક વખતે હારીને તેને નાસી જવું પડયું. તેથી તે લજ્જા પામીને વનમાં તપ કરવા ગયો.

ત્યારપછી કૃષ્ણે પશ્ચિમ સમુદ્ર કિનારે બાર યોજન જમીન મેળવીને ત્યાં **વિશ્વકર્મા** નામે હુશિયાર શિલ્પશાસ્ત્રીની પાસે એક મોટું નગર વસાવ્યું. અને તેનું નામ **"દ્વારિકા"** પાડયું. કૃષ્ણ અને સર્વ યાદવો દ્વારિકામાં જઇને વસ્યા. ત્યાં તેમણે સુખનાં ઘણાં સાધનો સંપાદન કર્યાં. દ્વારિકામાં ગયા પછી જરાસંગ રાજાની તરફથી કાળયવન કૃષ્ણની સાથે લડવા ગયો, પણ તે મૂચકુંદના હાથે માર્યો ગયો. ત્યારપછી કૃષ્ણે વૈદર્ભ દેશની **રૂક્મિણી-નું**[1] હરણ કર્યું. તે વખતે તેમને રૂકમ, શિશુપાળ, અને જરાસંઘની સાથે યુદ્ધ કરવું પડયું, પણ તેમાં એ સઘળાને તેમણે હરાવ્યા હતા. સત્રાજિત નામે યાદવનો મણિ ખોળવા જતાં જાંબુવાનની સાથે યુદ્ધ કર્યું હતું, પણ છેવટે તેમના પરાક્રમથી આનંદ પામી જાંબુવાને પોતાની કન્યા **જાંબુવતીને** કૃષ્ણ સાથે પરણાવી હતી. વળી સત્રાજિતને કૃષ્ણે મણિ લાવી આપ્યો, તેના ઉપકારના બદલામાં તેણે પોતાની પુત્રી **સત્યભામાને** કૃષ્ણ સાથે પરણાવી હતી. પ્રયાગ જ્યોતિષ્પુરનો રાજા નર્કાસુર ઘણોજ અધર્મિ હતો. તે આજુબાજુના રાજા અને પ્રજાપર જુલમ કરતો હતો. તેણે ઘણા રાજાઓની કન્યાઓને બળજોરેથી પકડી લાવી, પોતાના નગરમાં રાખી હતી. એ નર્કાસુર તથા તેના મંત્રિને કૃષ્ણે મારી તેના પુત્ર ભગદંતને સિંહાસનપર બેસાડયો હતો. અને તે રાજાઓની ૧૬ હજાર એકસો કન્યાઓને છોડાવી મુક્ત કરી, તેમની સાથે કૃષ્ણે લગ્ન કર્યું હતું. **બાણાસુર** મહાબળીઓ રાજા હતો, તેની સાથે યુદ્ધ કરી તેને હરાવી ગર્વ ઉતાર્યો હતો. નૃગરાજા શાપથી અંધારા કુવામાં પડયો હતો, તેને કૃષ્ણે ચર્ણ અટકાવી દિવ્ય દેહે કર્યો હતો. પુંડરિક નામે રાજા **મિથ્યા વાસુદેવનું** નામ ધારણ કરી પ્રજા ઉપર જુલમ કરતો હતો, તેને પણ મારી પ્રજાને સુખી કરી હતી. કૃષ્ણની ફોઇ કુન્તા સાથે હસ્તિનાપુરના રાજા પાંડુનું લગ્ન થયું હતું. તે સંબંધને લીધે યુધિષ્ટિર આદિ પાંડુ રાજાના પુત્રો સાથે તેમને પરમ મૈત્રી થઇ હતી. તેઓ હમેશાં પાંડવોનું ભલું ઇચ્છીને પોતાનાથી બને તેટલી મદદ તેમને રાજકાજ વગેરેના કામમાં કરતા હતા. પાંડવો તેમને પોતાના શાણા સલાહકાર મિત્ર જાણીને દરેક વિષયમાં તેમની સલાહ પુછતા હતા. તેથી કૃષ્ણને ઘણીવાર હસ્તિનાપુર જવું પડતું હતું. દ્રૌપદીના સ્વયંવરમાં પાંડવોને પ્રથમ ગુપ્ત રીતે અને પછી પ્રગટ સહાય કરી તેમને જય અપાવ્યો હતો. અર્જુન જ્યારે તીર્થ-યાત્રા કરી દ્વારિકામાં આવ્યા, ત્યારે કૃષ્ણે વિચાર્યું કે પોતાની બ્હેન **સુભદ્રા** સર્વ રીતે અર્જુનને યોગ્ય છે. એવો વિચાર કરીને બીજા સંબંધીઓ પોતાના મનથી વિરૂદ્ધ પડે માટે અર્જુન પાસે સુભદ્રાનું હરણ કરાવ્યું હતું. એ જેઈ બળરામ તેની પાછળ ગયા, પણ કૃષ્ણે સમજાવી તેમને પાછા વાળ્યા, અને અર્જુન સાથે સુભદ્રાનું લગ્ન કરાવ્યું.

પાંડવોએ ઇંદ્રપ્રસ્થમાં રાજસૂય યજ્ઞ કરવા સંબંધી કૃષ્ણની સલાહ માગી હતી. તે-વખતે તેમણે કહ્યું હતું કે, જરાસંગ રાજા જ્યાં સુધી જીવતો છે, ત્યાં સુધી તમારાથી

(૧) રૂક્મિણીથી શ્રીકૃષ્ણને "પ્રદ્યુમ્ન" નામે પુત્ર થયો હતો. એ પ્રદ્યુમ્નનો પુત્ર અનિરૂદ્ધ તે બાણાસુરની કન્યા "ઉષા-ઓખા" ની સાથે ગાંધર્વ વિવાહથી પરણ્યો હતો અનિરૂદ્ધની માતાનું નામ "રતિ" હતું.

રાજસૂય બનવો અશક્ય છે. કારણ કે તે મહા બળવત્તર રાજા છે. તે ઉપરથી મહારાજા યુધિષ્ઠિરે જરાસંગને મારવા સારૂ કૃષ્ણ, અર્જુન, અને ભીમસેન એ ત્રણને મોકલ્યા, ત્યાં ભીમસેનના હાથે જરાસંગને મરાવ્યો હતો.

યુધિષ્ઠિરે કરેલા રાજસૂય યજ્ઞમાં જ્યારે રાજસૂયના અંગ રૂપે સોમયાગ કરવાનો સમય પ્રાપ્ત થયો, ત્યારે મહાત્મા વ્યાસ તથા ભીષ્માદિ સર્વ માનનિય પુરૂષો યજ્ઞની અંતર્વેદીમાં આવ્યા. ત્યાં કૃષ્ણને સર્વ કરતાં વધારે યોગ્ય જાણીને તેમનું પ્રથમ પૂજન કર્યું. તે જોઇને ચેદીના રાજા શિશુપાળને રીસ આવી, તેથી સભા વચ્ચે તેણે કૃષ્ણને કઠિણ ભાષણ કરીને અપમાન કર્યું. શિશુપાળને તેમ કરતાં સર્વે જણે અટકાવ્યો, અને ભીષ્મ બોલ્યા કે;—" જે પુરૂષ જગત્ પૂજ્ય શ્રીકૃષ્ણના પૂજનનો સ્વીકાર કરતો નથી, તેનું સાંત્વન કરવું યોગ્ય નથી. આ કૃષ્ણ કેવળ આપણનેજ પૂજ્ય છે, એમ નથી પણ તે સઘળા ત્રૈલોક્યને પણ પૂજ્ય છે. શ્રીકૃષ્ણે ઘણા ઘણા રાજાઓને જીતી લીધા છે. આ સભામાં એવો એક પણ રાજા જોવામાં આવતો નથી કે જે કૃષ્ણથી અધિક હોય. " ભીષ્મના આ બોલવાને સર્વે જણે ટેકો આપ્યો. તે છતાં શિશુપાલે ફરીથી અસભ્ય વચનો બોલીને શ્રીકૃષ્ણનુ અપમાન કર્યું. તેથી કૃષ્ણે ક્રોધ કરીને તેને પોતાના સુદર્શન ચક્રવડે મારી નાંખ્યો હતો.

, શિશુપાલ રાજાને મારીને કૃષ્ણ પાછા દ્વારિકામાં આવ્યા, અને શલ્ય રાજા સાથે યુદ્ધ કરી તેને મારી નાખ્યો. સુદામો જે પોતાની સાથે સંદિપન ઋષિને ત્યાં શિક્ષણ લેવામાં હતો, એ ગુરૂ બધુ પાછળથી દરિદ્રી સ્થિતિમાં આવ્યો હતો. તેથી તે એક વખતે પોતાની સ્ત્રીના આગ્રહથી કૃષ્ણ પાસે આવ્યો. કૃષ્ણ પોતાના ગુરૂ બધવને જોઇને રાજી થયા. અને તેનો ઘણી રીતે પ્રેમ સહિત સત્કાર કર્યો. તેનું દારિદ્ર ટાળી સુખી કર્યો. પછી કૃષ્ણે પાંડવોની પીડા ટાળવાનો વિચાર કર્યો. દુર્યોધનાદિ કૌરવો પાંડવોને ઘણું દુઃખ દેતા હતા. સતી દ્રૌપદીનાં વસ્ત્રો દુઃશાસને ભરસભામાં ખેંચવાનો પ્રયત્ન કર્યો હતો. એ વખતે પણ કૃષ્ણે ગુપ્તપણે રહી સતીને વસ્ત્રો પૂરાં પાડી તેની લાજ રાખી હતી.

કૃષ્ણે કૌરવોને અનેકવાર સમજાવ્યા કે, તમો પાંડવોને રાજ્યનો થોડો પણ ભાગ આપો. તમે પાંડવોપર દ્વેષ રાખો નહિ. પણ તેમણે માન્યું નહિ. જેનો નાશ થવાનો હોય તે કોઇ સત્પુરૂષોની શીખામણ માનતા નથી. ત્યારે તેનો સત્વર નાશ થાય છે. પાંડવોના ઉપર કૌરવોનો જુલમ ઘણો હતો. તેઓ પૃથ્વીપર માત્ર બોજા રૂપ હતા. તેમના જુલમથી પ્રજા પોકાર વધી ગયો હતો. એ ઇશ્વર કેમ સહન કરી શકે? તેમણે કૃષ્ણ કે કોઇની શિખામણ માની નહિ, ત્યારે અંતે યુદ્ધ કરવાનો ઠરાવ થયો. પાંડવો અને કૌરવો બંને કૃષ્ણના સગા હતા, પણ અંતે 'ધર્મે જય, અને પાપે ક્ષય' એ ન્યાય પ્રમાણે પરમેશ્વર પરોક્ષ રીતે સત્યનેજ ત્રાજવે બેસે છે. અને સત્યનોજ પક્ષ ખેંચે છે. કૃષ્ણે અધર્મિઓનો નાશ કરવાનુ ધાર્યું હતું. પાંડવો તથા કૌરવો યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. અર્જુન અને દુર્યોધન બને કૃષ્ણની સહાયતા માગવા ગયા. પણ તેમણે પોતે યુદ્ધ કરવા ઉભા રહેવાની ના પાડી. પણ પોતાનુ સૈન્ય મોકલવાની હા કહી. દુર્યોધને સૈન્ય માગ્યું. તેપરથી કૃતવર્મા નામે યાદવને ઘણું સૈન્ય આપીને મોકલ્યો. અર્જુને કૃષ્ણને કહ્યું કે, તમે યુદ્ધ ન કર-

શો, પણ તમે અમારી સાથે રહો. તેપરથી કૃષ્ણે તેમની સાથે રહેવાની ખુશી બતાવી. ફરી યુધિષ્ટિરે કૃષ્ણ સાથે દુર્યોધનને કહાવ્યું કે, યુદ્ધ ન કરતાં થોડું પણ રાજ્ય આપો. પણ તેણે ચોખી ના પાડી. એથી કૃષ્ણને ક્રોધ ચડયો. તેઓ નિરાશ થઇ યુધિષ્ટિર પાસે ગયા. પછી યુદ્ધની તૈયારી થઈ. કૃષ્ણ અર્જુનના સારથી થઇને યુદ્ધમાં ગયા. અર્જુને રાજ્યને માટે કુળનો નાશ થાય, એવા ભયથી મૂર્છા ખાધી, ત્યારે કૃષ્ણે કૈરવોનો નાશ થવાનો છે, એ સઘળુ પોતાની માયાથી દશ્ય સ્થૂળ રૂપે દેખાડયું. એટલે " જે શુદ્ધ ચૈતન્ય પોતે કલ્પનામાં સર્વજ્ઞ છે, આ સૃષ્ટિમાં આગળ જે બનવાનું છે, એ સઘળુ સ્થૂળ રૂપે કૃષ્ણની માયાથી દેખાઇ આવ્યું. તેમાં કાર્ય કરતા પણ પોતે જણાયા. એ સઘળું પ્રથમ જે સુક્ષ્મ રીતે ઉત્પન્ન થયેલું હતું, તે જણાઇ આવ્યું. ભીષ્મ, દ્રોણ, અને કર્ણ વગેરે જે જીવતા હતા, તે છતાં શુદ્ધ ચૈતન્યનોજ આભાસ આગળ નાશ થવાનો છે, એ સઘળું ભવિષ્ય જણાઇ આવ્યું હતું. "

આ સિવાય કૃષ્ણે અર્જુનને ઉપદેશ આપ્યો હતો કે;—" આ દેહનો સ્વામી જીવાત્મા એક શરીરનો ત્યાગ કરી બીજામાં પ્રવેશ કરે છે. ત્યારે તે પોતાની સાથે જેમ વાયુ પુષ્પનો સુગંધ લેઇ જાય છે, તેમ મન અને બીજી ઇંદ્રિઓને પોતાની સાથે લેઇ જાય છે. મનુષ્ય પ્રાણીના કર્મનું બંધન કરનાર માત્ર પ્રકૃતિજ છે. સઘળાં કર્મો પ્રકૃતિથીજ થાય છે. કર્મનો આધાર જ્ઞાનવાળી સ્થિતિપર રહેલો છે. સઘળાં કર્મો ઉપાધિને યોગે થઇ શકે છે. અને તેનાજ યોગે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે. ઉપાધિજ મનુષ્યને પુનર્જન્મ કરાવનારી છે. કૈવલ્ય મોક્ષને પામવાનું સાધન માત્ર એક કેવળ શુદ્ધ ચૈતન્યની ઉપાસના અને તેનીજ એકાગ્રતા કરી તેમાં લીન થવાથી થાય છે." ઇત્યાદિ બહુ અમૂલ્ય બોધ "શ્રીમદ્‌ભગવદ્‌ગીતા" માં કહેલો છે. તે બુદ્ધિમાન પુરૂષોએ બહુ મનન કરવા યોગ્ય છે. ગીતાનો અભ્યાસ કરી તેનો નિશ્ચય જીવાત્મા સાથે કર્યાથી અદ્‌ભૂત લાભ થાય છે. અર્જુનને કૃષ્ણના સત્ય સિદ્ધાંતનો નિશ્ચય થયો, ત્યારે તે યુદ્ધ કરવા લાગ્યો. અને શત્રુદળનો સંહાર કર્યો. યુદ્ધમાં કૃષ્ણને શસ્ત્ર ધરવાનો નિયમ હતો, તોપણ જ્યારે અર્જુન ભીષ્મના બાણથી મૂર્છિત થઇ પડ્યા હતા, ત્યારે કૃષ્ણે સુદર્શન નામે ચક્ર હાથમાં લેઇને સર્વને થરથરાવ્યા હતા. આ યુદ્ધમાં કૃષ્ણે પાંડવોને ઘણી યુક્તિ બતાવી, દુર્યોધનાદિ કૈરવોનો નાશ કરાવ્યો, અને પાંડવોને જય અપાવ્યો. યુદ્ધ પુરૂ થયા પછી, યુધિષ્ટિરને ધામધુમથી પોતે શંખ વગાડી હસ્તિનાપુરના સિંહાસનપર બેસાડ્યા. એ રીતે પાંડવોને નિર્વિઘ્ને રાજ્ય કરવાનું સોંપી કૃષ્ણ પાછા દ્વારિકામાં ગયા. ત્યાં રહીને ઓદ્ધવ આદિને તત્ત્વજ્ઞાન સંભળાવ્યું હતું

ત્યાર પછી ઉગ્રસેન તથા વસુદેવ વિના સર્વે યાદવોને લેઇને કૃષ્ણ પ્રભાસની યાત્રા કરવા ગયા. અહિં યાદવો સમુદ્ર કિનારે મદિરા પીને મસ્ત થયા. એ કેફની ધુનમાં પરસ્પરનાં બહુ વખાણ કરવા લાગ્યા. તેમાં કજીઓ ઉઠ્યો. મોહો માંહે શસ્ત્ર ખેંચાયાં. તેમાં સર્વે યાદવો મરણ પામ્યા. તે વખતે કૃષ્ણ બળદેવ દુર જઇને બેઠા હતા. પછી બળરામે વૈકુંઠ જવાનો વિચાર કર્યો. અને લંગોટીવાળી સમુદ્ર કિનારે દેહ તજી દેઇ વૈકુંઠ વાસ કર્યો. કૃષ્ણે પણ જવાની ઇચ્છાથી ચતુર્ભુજ સ્વરૂપ ધારણ કર્યું. અને હાથમાં શંખ,

ચક્ર, ગદા, અને પદ્મ રાખી, એક પીંપળાના ઝાડને અઢીંગી જમણો પગ, ડાબા પગના ઘુંટણ ઉપર મૂકી વૈકુંઠ જવાની ઇચ્છાથી એક ધ્યાનથી બેઠા હતા. એવામાં જરા નામનો કોળી હાથમાં ધનુષ બાણ લેઇને ત્યાં જઇ ચડયો. તેણે દૂરથી કૃષ્ણના ચળકતા પગને હરણની આંખ જાણીને બાણ માર્યું, તે કૃષ્ણના પગમાં વાગ્યું. તેથી સ્વધામ ગયા.

એ રીતે કૃષ્ણે અનેક દુષ્ટ અધર્મિઓનો સંહાર કરી ભૂભાર ઉતાર્યો હતો. તેમણે કાળને અનુકૂળ ધર્મ, નીતિ, ન્યાય, અને વિવેકની સ્થાપના કરી હતી. તેઓ મોટા પરોપકારી અને નિર્લોભી હતા. તેઓ રાજવંશી છતાં ગોવાળીઆની સ્થિતિમાં ઉછર્યા હતા. ચંદ્રવંશી યયાતી રાજાના પુત્ર યદુના વંશના હતા. તેમનું રાજ્ય ઘણા દેશમાં પ્રસર્યું હતું. દ્વારિકા તેમની રાજધાની હતી. તેમના મણિનું નામ કૌસ્તુભ, સારથિનું નામ દારૂક, ખડ્ગનું નામ નંદક, શંખનું નામ પાંચજન્ય, ગદાનું નામ કૌમોદકી, અને મુખ્ય શસ્ત્રનું નામ સુદર્શન હતું. તેઓ શૃંગારમાં વિલાસી હતા. રણમાં તેમની બરોબરી કરી શકે તેવો કોઇ યોદ્ધો નહોતો. તેમની મુખ મુદ્રા અવલોકન કરનારાઓના મનમાં જૂદા જૂદા ભાવ પ્રગટ થતા હતા. તેઓ પૂર્ણ પ્રેમી, પૂર્ણ સામ ભેદ, રાજનીતિ જાણનાર, પૂર્ણ યોદ્ધા, પૂર્ણ જ્ઞાની, અને પૂર્ણ રીતે કુદરતનેજ અનુસરીને વર્તનાર હતા. કાળાગૃહમાં જન્મી, સર્વ જીવને પોષણ દેનારી જે ગૌ, તે ગૌ ચારનાર ગોવાળોના અધિપતિ નંદને ત્યાં ઉછર્યા. તેમની મધુરીસી મૂર્તિ જોઇને-સુંદર મુખડું નિહાળીને ગોકુળની ગોપાંગનાઓ વારી જવા લાગી. પછી વયે આવતાં વૃંદાવનમાં ગાયો ચારવા જતા. વનવગડામાં ગાયો ચારવી, યમુના નદીના તટપર નવપલ્લવ બસીવટની અતિ ગભીર છાયા નીચે, કાંબળી ઓઢી હાથમાં મોરલી લેઇને મધુરો સુરોદ કાઢવો; નવ દશ વર્ષની બાળ વયમાં મૈયારીની મટુકીઓ ફોડવી; દાણ માટે રકઝક કરવી; કાલાકાલા શબ્દોથી મોહ ઉપજાવવો, ફુટેલી મટુકીમાંથી પડતાં દહિં, દુધ, અને માખણ લૂટીને ખાવાં, એ ચિત્ર હૃદયને કેટલું પ્રફુલ્લિત કરી શકે વારૂ ?

શ્રી કૃષ્ણ એ પૂર્ણ રાગી છતાં વિરાગી હતા; પૂર્ણ ભોગી છતાં જોગી હતા. તેઓ સમર્થ છતાં અસમર્થ, જ્ઞાની છતાં અજ્ઞાની, વૈરાગી છતાં રાગી, પ્રેમી છતાં કઠિણ હૃદયના, અને સુભટ છતાં દુર્બળ હતા. આવું વિરૂદ્ધ ધર્માશ્રય શ્રી કૃષ્ણનુ અવતારી ચરિત્ર પ્રવૃત્તિના મનુષ્યોના લક્ષમાં આવવું સુલભ નથી. શ્રી રામચંદ્રજીના પછી પૂર્ણ અંશી પરબ્રહ્મથી ઉત્પન્ન થયેલો કોઇપણ અવતાર હોય તો તે શ્રીકૃષ્ણનોજ છે. શ્રીરામની પેઠે હિંદના દેવળોમાં શ્રીકૃષ્ણની મૂર્તિ સ્થાપિત કરીને લોકો તેમને પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધાથી પૂજે છે. તેમને પૂર્ણ પુરૂસોત્તમ-ભગવાન માનીને ભાવિક હિંદુઓ તેમના ઉપર વારી જાય છે. દરેક હિંદુ તેમના પવિત્ર નામનો મહાજપ શ્રી મુખે જપે છે, હિંદુ સ્ત્રી પુરૂષો જ્યારે એક બીજાને મળે છે, અથવા પત્ર લખે છે, ત્યારે અરસપરસ "જય શ્રીકૃષ્ણ" એ મહા મંત્રનો ઉચ્ચાર કરે છે. પ્રતિ વર્ષે હિંદના દેવળોમાં "કૃષ્ણ જયંતી" (શ્રાવણ વદ ૮) ને દિવસે આનંદ ઉત્સવ થઇ રહે છે. તે દિવસને લોકો "જન્માષ્ટમી" અથવા "ગોકુલ આઠેમ" ને નામે ઓલખે છે. તે દિવસ આખા હિંદમાં મોટા પર્વ-તેહેવાર તરીકે પાળવામાં આવે છે. હિંદુઓ તે દિવસે પોતાનો કામ ધંધો છોડી દેઇને શ્રી કૃષ્ણની ભક્તિ

પૂર્ણ પ્રેમથી કરવામાં પ્રવૃત્ત થાય છે. વાહ! ધન્ય છે! શ્રીકૃષ્ણ તમારા પ્રભુત્વને! કે તમારૂં પવિત્ર નામ સાંભળતાંનીજ સાથે હિંદુઓનાં હૃદય નાચી ઉઠે છે!!

## ભીષ્મ.

ચંદ્રવંશી રાજાઓમાં બહુ પ્રખ્યાતી પામેલા મહારાજા **ભરત**[1] થી પાંચમી પેઢીએ **હસ્તિન** નામે રાજા થયો. તેણે હસ્તિનાપુર (હાલનું દિલ્લી) નામે નગર વસાવીને ત્યાં પોતાની રાજધાની કરી હતી. એ હસ્તિન રાજાનો પુત્ર **કુરૂ**, જેના નામ ઉપરથી કુરૂક્ષેત્ર પડેલું છે, તેનો પુત્ર **પ્રતિપ**, અને તેનો **શાંતનુ** રાજા થયો. મહાપુરૂષ **ભીષ્મ**, એ શાંતનુ રાજાના પુત્ર થાય.

શાંતનુ રાજા પ્રથમ **ગંગા** નામે સ્ત્રી સાથે પરણ્યો હતો. તેનાથી તેમને આ ભીષ્મ પુત્રનો જન્મ થયો હતો. ભીષ્મનું પ્રથમ નામ **દેવવ્રત** પાડયું હતું. તેમણે વસિષ્ઠ મુનિ પાસેથી સઘળાં અંગો સહિત ચારે વેદ અને ઉપવેદનો અભ્યાસ કર્યો હતો. તેમજ પરશુરામ જેવા મહાત્મા ગુરૂ પાસેથી સઘળી અસ્ત્ર વિદ્યાની તાલીમ લીધી હતી. ત્યાર પછી શાંતનુ રાજાએ પોતાના આ સર્વ વાતે યોગ્ય એવા પુત્રને યૌવરાજ પદ આપ્યું હતું. ભીષ્મે પોતાનાં સદાચરણથી પિતાને તથા પ્રજાને બહુ સંતોષ આપ્યો હતો.

ત્યાર પછી એક દિવસે શાંતનુ રાજા શિકાર કરવા સારૂ યમુના નદીના કિનારાપરના વનમાં ગયો હતો. ત્યાં એક મચ્છીમારની અતિ રૂપવાન કન્યા તેના જોવામાં આવી. તેથી રાજાએ મોહ પામીને તેને પરણવા માટે તેના પિતાની પાસે જઇને માગણી કરી. મચ્છીમારે એ કન્યાથી જે પુત્ર થાય, તેને રાજગાદી આપવાની શરતે રાજાની સાથે પરણાવવાની હા પાડી. પરંતુ શાંતનુ રાજાને ભીષ્મ જેવા યોગ્ય પુત્રનો વિચાર આવવાથી એવી શરતે પરણવાનું પાલવ્યું નહિ, તેથી તે નિરાશ થઇને પાછો આવ્યો. તે છતાં એ કન્યા ન પરણ્યાથી તેના મનમાં બહુ ઉદાસી થવા લાગી.

થોડા દિવસમાં ભીષ્મે પિતાની ચિંતાનું કારણ જાણી લીધુ. પોતાને રાજ ન મળે, એજ વાંધાથી પિતા ઇચ્છેલી કન્યા પરણી ન શકે, અને નિરંતર ચિંતામાં રહે, એ ભીષ્મ જેવો પિતુભક્ત પુત્ર જોઇ શકયો નહિ. તુરત તે છાનો માનો પેલા મચ્છીમારને ઘેર ગયો, અને તેને કહ્યું કે;—"તમારી પવિત્ર પુત્રી મારા પિતાને પરણાવો. હું મારો રાજ્યનો હક છોડી દઉં છું. તમારી પુત્રીના પુત્રોપર હું છત્ર ધરીશ." માછીએ કહ્યું;—તમે કદી તમારી પિતા ઉપરની પ્રીતિને લીધે રાજ્યનો હક છોડી ઘો; તો પણ તમારા જેવા પરાક્રમી પુરૂષના પ્રબળ પુત્રો મારા ભાણેજને રાજભ્રષ્ટ કરી, પોતે રાજ્યાધિકારી થયા વગર કેમ રહે? ભીષ્મે કહ્યું;—મારા પુત્રો જોકે એવા થાયજ નહિ, તોપણ તે વિષે તમને શંકા રહેતી હોય, તો હું જીવતાં સુધી નહિ પરણતાં બ્રહ્મચર્યજ પાળીશ. એટલે પછી મારે પુત્ર કયાંથી થશે? માટે તમે નિર્ભય રહી મારા પિતાને તમારી પુત્રી પરણાવો. એવું કહીને તેમણે રાજ્ય ઉપરથી હક ઉઠાવ્યાની તથા જીવન પર્યંત બ્રહ્મચર્ય વ્રત પાળવાની

[1] જુઓ ભરતનું ચરિત્ર.

પ્રતિજ્ઞા કરી. તેમણે આવું વિસ્મય પમાડે તેવું ભયંકર કર્મ કર્યું, તેથીજ તેમનું મૂળનામ જે દેવવ્રત હતું, તે મટીને **ભીષ્મ** પડ્યું. પછી માછીએ પોતાની કન્યા **સત્યવતીને** શંતનું રાજા સાથે પરણાવી. સત્યવતી જોકે માછીને ઘેર ઉછરી હતી, પણ મૂળે તો તે રાજ્ય કન્યા હતી.

શાંતનુ રાજાને સત્યવતીથી **ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્ય** નામે બે પુત્રો થયા. તેઓ મોટા થયા પછી શાંતનુ રાજા સ્વર્ગવાસી થયા, ત્યારે ભીષ્મે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે ચિત્રાંગદને રાજ્ય ગાદીપર બેસાડયો. અને પોતે રાજની સર્વ સંભાળ રાખવાનું કામ માથે લીધું. થોડા વખત પછી ચિત્રાંગદ રાજા એક ગંધર્વ સાથેના યુદ્ધમાં માર્યો ગયો. તેથી ભીષ્મે તેના ન્હાના ભાઇ વિચિત્રવીર્યને ગાદી ઉપર બેસાડયો. પછી કાશીના રાજાની ત્રણ પુત્રીઓનો સ્વયંવર થતો હતો, ત્યાં ભીષ્મે જઇને તે કન્યાઓનું હરણ કરી, તેમાંની **અંબિકા** તથા **અંબાલિકા** નામે બે કન્યાઓને વિચિત્રવીર્યની સાથે પરણાવી. ત્રીજી કન્યા **અંબા** નામે જે, મોટી હતી, તેણે કહ્યું કે, હું શાલ્વ દેશના રાજાને મનવડે કરીને વરી ચૂકી છું. માટે મને અહિંથી મુક્ત કરવી જોઇએ. ભીષ્મે તેને જવાની રજા આપી. અંબા ત્યાંથી શાલ્વ રાજા પાસે ગઇ. પણ રાજાએ કહ્યું કે, તું બીજાને ઘેર રહી આવી માટે મારે ન જોઇએ. તેથી અંબા પાછી ભીષ્મ પાસે આવી, ને કહ્યું કે—તમે મારી સાથે લગ્ન કરો. ભીષ્મે કહ્યું કે, મેં તો બ્રહ્મચર્ય વ્રત પાળવાની પ્રતિજ્ઞા કરેલી છે. તેથી સર્વ સ્ત્રીઓ મારે તો મા–બ્હેન પ્રમાણે છે. આ અપમાનથી અંબાએ બદ્રિકાશ્રમમાં જઇને મોટું તપ કરી મહાત્મા પરશુરામને પ્રસન્ન કર્યા. પછી ભીષ્મને સમજાવવા માટે અંબા પરશુરામને તેડીને હસ્તિનાપુરમાં આવી. પરશુરામ આવ્યાની ખબર જાણી ભીષ્મે પોતાના એ ગુરૂની પાસે જઇ નમસ્કાર કર્યા. તથા પૂજન કરી નગરમાં તેડી લાવ્યા. પછી પરશુરામે ભીષ્મને કહ્યું કે, આ અંબાની સાથે લગ્ન કરો, અથવા તેમ ન કરો તો મારી સાથે યુદ્ધ કરો. ભીષ્મે કહ્યું, મેં તો સર્વ સ્ત્રીઓને મા બ્હેન ગણી છે, માટે શી રીતે પરણું? આપની જો આજ્ઞા હોય તો યુદ્ધ કરૂં. પરશુરામે યુદ્ધ કરવા કહ્યું. તે ઉપરથી ભીષ્મે સતાવીશ દિવસ સુધી યુદ્ધ કરીને તેમને હઠાવ્યા. પછી પરશુરામે ભીષ્મનાં વખાણ કરીને કહ્યુ કે, મારી વિદ્યા તમને પૂરેપૂરી પ્રાપ્ત થઇ છે. તે જોઇ હું ઘણો પ્રસન્ન થાઉ છું. અંબાને કહ્યું, હવે મારો નિયમ પૂરો થયો, માટે તું તારે ઘેર જા. એવું કહીને પરશુરામ પોતાને આશ્રમે ગયા.

વિચિત્રવીર્ય ભીષ્મની અનુમતિથી ઉત્તમ પ્રકારે રાજ્ય કરતો હતો. તેને અલ્પ વયમાં ક્ષય રોગ થવાથી તે સંતતિ વગર મરણ પામ્યો. તેથી ભીષ્મ અને તેની માતા સત્યવતી વગેરેને ઘણો શોક થયો. પરંતુ દૈવ ઇચ્છા પ્રબળ છે. તેના આગળ કોઇનો ઉપાય ચાલતો નથી. સત્યવતીએ શોક શાંત કરી ભીષ્મને કહ્યું કે;—રાજગાદી નિર્વંશ જશે, માટે તમે લગ્ન કરો. ભીષ્મે ઉત્તર આપ્યો કે, મેં જીવતાં સુધી બ્રહ્મચર્યપણે રહેવાની પ્રતિજ્ઞા કરી છે, તે તમે જાણો છોજ. મને સ્વર્ગનું રાજ્ય મળતું હોય, તો તે હું જતું કરૂં, પણ મારી પ્રતિજ્ઞા કદી તોડું નહિ. પછી વિચાર કરતાં સત્યવતીને પોતાની કૌમાર દશામાં **પરાસર ઋષિથી** થયેલા પુત્ર **વ્યાસનું**[1] સ્મરણ થતાં, તેમને બોલાવી વિચિત્રવીર્યની બે રાણીઓથી પુત્રો

[1] જુઓ મહાત્મા વેદવ્યાસનું ચરિત્ર.

ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી. વ્યાસે માતાની આજ્ઞા પ્રમાણે પ્રથમ મોટી રાણી અંબિકાથી એક આંધળો પુત્ર ઉત્પન્ન કર્યો. તેનું નામ **ધૃતરાષ્ટ્ર** પાડ્યું. પછી બીજી રાણી અંબાલિકાથી એક પાંડુ વર્ણો (પિંડરોગીઓ) પુત્ર થયો, તેનું નામ **પાંડુ** પાડ્યું. ને એક દાસીથી સુંદરપુત્ર ઉત્પન્ન થયો, તેનું નામ **વિદૂર** પાડ્યું.

આ ત્રણે રાજકુમારોને ભીષ્મે પોતાના રક્ષણ તળે રાખીને તેમને અંગ કસરતમાં, અસ્ત્રવિદ્યામાં, વેદવિદ્યામાં, યુદ્ધવિદ્યામાં, અશ્વવિદ્યામાં, અને નીતિશાસ્ત્ર, ઇત્યાદિ સર્વ વિષયોમાં પ્રવિણ કર્યા. ધૃતરાષ્ટ શરીર બળમાં અધિક થયા, પાંડુ ધનુર્વિદ્યામાં શ્રેષ્ઠ થયા, અને વિદૂર બુદ્ધિબળમાં વધ્યા. ધૃતરાષ્ટ આંધળા, અને વિદૂર દાસીપુત્ર હોવાથી પાંડુને રાજ્ય સોંપવામાં આવ્યું. પાંડુ રાજાનું લગ્ન દ્વારિકાના રાજા સુરસેન યાદવની દીકરી **કુન્તી**, કે જે સુરસેનના મિત્ર કુન્તીભોજ રાજાને ઘેર ઉછરી મોટી થઇ હતી, તેની સાથે થયુ હતું. અને બીજુ લગ્ન મદ્રદેશના રાજા શલ્યની બ્હેન **માદ્રી** સાથે થયું હતું. ધૃતરાષ્ટનું લગ્ન ગાંધાર ( કંદહાર ) દેશના રાજા સુબળની કુંવરી **ગાંધારી** સાથે થયું હતું. અને વિદુરનું લગ્ન દેવલક નામના રાજાએ રાખેલી દાસીમાં બ્રાહ્મણના બીજથી ઉત્પન્ન થયેલી કન્યા સાથે થયું હતું. પાંડુરાજાની રાણી કુન્તીને ધર્મના પ્રસાદથી **યુધિષ્ટિર**, વાયુના પ્રસાદથી **ભીમ**, અને ઇંદ્રના પ્રસાદથી **અર્જુન** એમ ત્રણ પુત્રો થયા હતા. અને માદ્રી રાણીને અશ્વિનિ કુમારોના પ્રસાદથી **સહદેવ** તથા **નકુલ** એ બે પુત્ર થયા હતા. પાંડુ રાજાના એ પાંચે પુત્રો મહા પરાક્રમી ને બહુ યશસ્વી થયા, અને તેઓ " **પાંડવ** " ને નામે ઓળખાય છે. ધૃતરાષ્ટને ગાંધારી રાણીથી સો પુત્ર અને દુઃશલા નામે એક પુત્રી થઇ, તેઓમાં **દુર્યોધન** મહાબળીઓ, અને વધારે પ્રખ્યાત થયો છે. ધૃતરાષ્ટના એ સો પુત્રો " **કૌરવ** " ને નામે ઓળખાય છે.

પાંડુ રાજા રાજ્યપદ પામ્યા પછી પોતાની બંને રાણીઓ સહિત ઘણો ખરો વખત વનમાં શિકાર માટે રહેતા હતા. તેમને વનમાંજ પાંચ પુત્રોની પ્રાપ્તી થયા પછી, બાળકુવરોને વનમાંજ મૂકીને મરણ પામ્યા હતા. તેથી રાજ્યકારભાર ભીષ્મ વગેરેની સલાહ પ્રમાણે ધૃતરાષ્ટ ચલાવતો હતો. પાંડુરાજાના પાંચે પુત્રો ધૃતરાષ્ટના રક્ષણ તળે કૌરવોના સાથે રહીને મોટા થયા હતા. અને વિદ્યાભ્યાસ પણ સાથેજ કર્યો હતો. તેમનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી ભીષ્મની સલાહથી ધૃતરાષ્ટે પાંડુના મોટા પુત્ર યુધિષ્ટિર ને **યુવરાજ** પદ આપ્યું હતું. એ વગેરે કારણોથી પાંડવો અને કૌરવો વચ્ચે ઘણો કુસંપ ચાલતો હતો. અને ધીમે ધીમે એ કંકાશ ઘણો વધી પડચો હતો. ભીષ્મે કોઇનો પણ પક્ષપાત ન કરતાં બન્ને તરફ સમાન પ્રીતિભાવ રાખીને સર્વનું હિત થાય, તેવી સલાહ આપી હતી. ધૃતરાષ્ટના પુત્રો એક એકથી અધિક દુષ્ટ નીકળ્યા હતા. જ્યારે પાંડવોએ સામોપચારથી અર્ધ રાજ્ય માગ્યું, તે વખતે પણ ભીષ્મે કૌરવોને બહુ સમજાવ્યા, પણ તેમણે માન્યુ નહિ. ત્યારે છેવટે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો. એ મહાભારત યુદ્ધમાં ભીષ્મ જો કે પાંડવોનો જય ઇચ્છતા હતા, તો પણ કૌરવોના પક્ષમાં રહ્યા હતા. અને કૌરવોની સેનાના સેનાપતિનું પદ લીધુ હતું. કુરૂ ક્ષેત્રની એ મહાભારત લડાઇમાં ભીષ્મે પોતાનું અપૂર્વ પરાક્રમ બતાવ્યુ હતું. તેમણે યુદ્ધને આરંભે નીતિ પાળવા વિષે ઉત્તમ ભાષણ કર્યુ હતું. અને પોતે

પ્રતિજ્ઞા કરી. તેમણે આવું વિસ્મય પમાડે તેવું ભયંકર કર્મ કર્યું, તેથીજ તેમનું મૂળનામ જે દેવવ્રત હતું, તે મટીને **ભીષ્મ** પડ્યું. પછી માછીએ પોતાની કન્યા **સત્યવતીને** શાંતનું રાજા સાથે પરણાવી. સત્યવતી જોકે માછીને ઘેર ઉછરી હતી, પણ મૂળે તો તે રાજ્ય કન્યા હતી.

શાંતનુ રાજાને સત્યવતીથી **ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્ય** નામે બે પુત્રો થયા. તેઓ મોટા થયા પછી શાંતનુ રાજા સ્વર્ગવાસી થયા, ત્યારે ભીષ્મે પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે ચિત્રાંગદને રાજ્ય ગાદીપર બેસાડ્યો. અને પોતે રાજની સર્વ સંભાળ રાખવાનું કામ માથે લીધું. થોડા વખત પછી ચિત્રાંગદ રાજા એક ગંધર્વ સાથેના યુદ્ધમાં માર્યો ગયો. તેથી ભીષ્મે તેના ન્હાના ભાઇ વિચિત્રવીર્યને ગાદી ઉપર બેસાડ્યો. પછી કાશીના રાજાની ત્રણ પુત્રીઓનો સ્વયંવર થતો હતો, ત્યાં ભીષ્મે જઇને તે કન્યાઓનું હરણ કરી, તેમાંની **અંબિકા** તથા **અંબાલિકા** નામે બે કન્યાઓને વિચિત્રવીર્યની સાથે પરણાવી. ત્રીજી કન્યા **અંબા** નામે જે મોટી હતી, તેણે કહ્યું કે, હું શાલ્વ દેશના રાજાને મનવડે કરીને વરી ચૂકી છું. માટે મને અહિંથી મૂક્ત કરવી જોઇએ. ભીષ્મે તેને જવાની રજા આપી. અંબા ત્યાંથી શાલ્વ રાજા પાસે ગઇ. પણ રાજાએ કહ્યું કે, તું બીજાને ઘેર રહી આવી માટે મારે ન જોઇએ. તેથી અંબા પાછી ભીષ્મ પાસે આવી, ને કહ્યું કે—તમે મારી સાથે લગ્ન કરો. ભીષ્મે કહ્યું કે, મેં તો બ્રહ્મચર્ય વ્રત પાળવાની પ્રતિજ્ઞા કરેલી છે. તેથી સર્વ સ્ત્રીઓ મારે તો મા-બ્હેન પ્રમાણે છે. આ અપમાનથી અંબાએ બદ્રિકાશ્રમમાં જઇને મોટું તપ કરી મહાત્મા પરશુરામને પ્રસન્ન કર્યા. પછી ભીષ્મને સમજાવવા માટે અંબા પરશુરામને તેડીને હસ્તિનાપુરમાં આવી. પરશુરામ આવ્યાની ખબર જાણી ભીષ્મે પોતાના એ ગુરૂની પાસે જઇ નમસ્કાર કર્યા. તથા પૂજન કરી નગરમાં તેડી લાવ્યા. પછી પરશુરામે ભીષ્મને કહ્યું કે, આ અંબાની સાથે લગ્ન કરો, અથવા તેમ ન કરો તો મારી સાથે યુદ્ધ કરો. ભીષ્મે કહ્યું, મેં તો સર્વ સ્ત્રીઓને મા બ્હેન ગણી છે, માટે શી રીતે પરણું ? આપની જો આજ્ઞા હોય તો યુદ્ધ કરૂં. પરશુરામે યુદ્ધ કરવા કહ્યું. તે ઉપરથી ભીષ્મે સતાવીશ દિવસ સુધી યુદ્ધ કરીને તેમને હઠ્યા. પછી પરશુરામે ભીષ્મનાં વખાણ કરીને કહ્યું કે, મારી વિદ્યા તમને પૂરેપૂરી પ્રાપ્ત થઇ છે. તે જોઇ હું ઘણો પ્રસન્ન થાઉં છું. અંબાને કહ્યું, હવે મારો નિયમ પૂરો થયો, માટે તું તારે ઘેર જા. એવું કહીને પરશુરામ પોતાને આશ્રમે ગયા.

વિચિત્રવીર્ય ભીષ્મની અનુમતિથી ઉત્તમ પ્રકારે રાજ્ય કરતો હતો. તેને અલ્પ વયમાં ક્ષય રોગ થવાથી તે સંતતિ વગર મરણ પામ્યો. તેથી ભીષ્મ અને તેની માતા સત્યવતી વગેરેને ઘણો શોક થયો. પરંતુ દૈવ ઇચ્છા પ્રબળ છે. તેના આગળ કોઇનો ઉપાય ચાલતો નથી. સત્યવતીએ શોક શાંત કરી ભીષ્મને કહ્યું કે;—રાજ્યગાદી નિર્વંશ જશે, માટે તમે લગ્ન કરો. ભીષ્મે ઉત્તર આપ્યો કે, મેં જીવતાં સુધી બ્રહ્મચર્યપણે રહેવાની પ્રતિજ્ઞા કરી છે, તે તમે જાણો છોજ. મને સ્વર્ગનું રાજ્ય મળતું હોય, તો તે હું જતું કરૂં, પણ મારી પ્રતિજ્ઞા કદી તોડું નહિ. પછી વિચાર કરતાં સત્યવતીને પોતાની કુમાર દશામાં પરાસર ઋષિથી થયેલા પુત્ર **વ્યાસનું**[1] સ્મરણ થતાં, તેમને બોલાવી વિચિત્રવીર્યની બે રાણીઓથી પુત્રો

[1] જુઓ મહાત્મા વેદવ્યાસનું ચરિત્ર

ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી. વ્યાસે માતાની આજ્ઞા પ્રમાણે પ્રથમ મોટી રાણી અંબિકાથી એક આંધળો પુત્ર ઉત્પન્ન કર્યો. તેનું નામ **ધૃતરાષ્ટ્ર** પાડ્યું. પછી બીજી રાણી અંબાલિકાથી એક પાંડુ વર્ણો (પિંડરોગીઓ) પુત્ર થયો, તેનું નામ **પાંડુ** પાડ્યું. ને એક દાસીથી સુંદરપુત્ર ઉત્પન્ન થયો, તેનું નામ **વિદૂર** પાડ્યું.

આ ત્રણે રાજકુમારોને ભીષ્મે પોતાના રક્ષણ તળે રાખીને તેમને અંગ કસરતમાં, અસ્ત્રવિદ્યામાં, વેદવિદ્યામાં, યુદ્ધવિદ્યામાં, અશ્વવિદ્યામાં, અને નીતિશાસ્ત્ર, ઇત્યાદિ સર્વ વિષયોમાં પ્રવિણ કર્યા. ધૃતરાષ્ટ શરીર બળમાં અધિક થયો, પાંડુ ધનુર્વિદ્યામાં શ્રેષ્ઠ થયા, અને વિદૂર બુદ્ધિબળમાં વધ્યા. ધૃતરાષ્ટ આંધળા, અને વિદૂર દાસીપુત્ર હોવાથી પાંડુને રાજ્ય સોંપવામાં આવ્યું. પાંડુ રાજાનુ લગ્ન દ્વારિકાના રાજા સુરસેન યાદવની દીકરી **કુન્તી**, કે જે સુરસેનના મિત્ર કુન્તીભોજ રાજાને ઘેર ઉછરી મોટી થઇ હતી, તેની સાથે થયું હતું. અને બીજુ લગ્ન મદ્રદેશના રાજા શલ્યની બ્હેન **માદ્રી** સાથે થયું હતું. ધૃતરાષ્ટનું લગ્ન ગાંધાર ( કંદહાર ) દેશના રાજા સુબળની કુંવરી **ગાંધારી** સાથે થયું હતું. અને વિદુરનું લગ્ન દેવલક નામના રાજાએ રાખેલી દાસીમાં બ્રાહ્મણના બીજથી ઉત્પન્ન થયેલી કન્યા સાથે થયું હતું. પાંડુરાજાની રાણી કુન્તીને ધર્મના પ્રસાદથી **યુધિષ્ઠિર**, વાયુના પ્રસાદથી **ભીમ**, અને ઇંદ્રના પ્રસાદથી **અર્જુન** એમ ત્રણ પુત્રો થયા હતા. અને માદ્રી રાણીને અશ્વનિકુમારોના પ્રસાદથી **સહદેવ** તથા **નકુલ** એ બે પુત્ર થયા હતા. પાંડુ રાજાના એ પાંચે પુત્રો મહા પરાક્રમી ને બહુ યશસ્વી થયા, અને તેઓ "**પાંડવ**" ને નામે ઓળખાય છે. ધૃતરાષ્ટને ગાંધારી રાણીથી સો પુત્ર અને દુઃશલા નામે એક પુત્રી થઇ, તેઓમાં **દુર્યોધન** મહાબળીઓ, અને વધારે પ્રખ્યાત થયો છે. ધૃતરાષ્ટના એ સો પુત્રો "**કૌરવ**" ને નામે ઓળખાય છે.

પાંડુ રાજા રાજ્યપદ પામ્યા પછી પોતાની બંને રાણીઓ સહિત ઘણો ખરો વખત વનમાં શિકાર માટે રહેતા હતા. તેમને વનમાંજ પાંચ પુત્રોની પ્રાપ્તી થયા પછી, બાળકુવરોને વનમાંજ મૂકીને મરણ પામ્યા હતા. તેથી રાજ્યકારભાર ભીષ્મ વગેરેની સલાહ પ્રમાણે ધૃતરાષ્ટ ચલાવતો હતો. પાંડુરાજાના પાંચે પુત્રો ધૃતરાષ્ટના રક્ષણ તળે કૌરવોના સાથે રહીને મોટા થયા હતા. અને વિદ્યાભ્યાસ પણ સાથેજ કર્યો હતો. તેમનો વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી ભીષ્મની સલાહથી ધૃતરાષ્ટે પાંડુના મોટા પુત્ર યુધિષ્ઠિર ને **યુવરાજ** પદ આપ્યું હતું. એ વગેરે કારણોથી પાંડવો અને કૌરવો વચ્ચે ઘણો કુસંપ ચાલતો હતો. અને ધીમે ધીમે એ કંકાશ ઘણો વધી પડયો હતો. ભીષ્મે કોઇનો પણ પક્ષપાત ન કરતાં બંને તરફ સમાન પ્રીતિભાવ રાખીને સર્વનુ હિત થાય, તેવી સલાહ આપી હતી. ધૃતરાષ્ટના પુત્રો એક એકથી અધિક દુષ્ટ નીકળ્યા હતા. જ્યારે પાંડવોએ સામોપચારથી અર્ધ રાજ્ય માગ્યું, તે વખતે પણ ભીષ્મે કૌરવોને બહુ સમજાવ્યા, પણ તેમણે માન્યું નહિ. ત્યારે છેવટે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો. એ મહાભારત યુદ્ધમાં ભીષ્મ જો કે પાંડવોનો જય ઇચ્છતા હતા, તો પણ કૌરવોના પક્ષમાં રહ્યા હતા. અને કૌરવોની સેનાના સેનાપતિનું પદ લીધુ હતું. કુરૂ ક્ષેત્રની એ મહાભારત લડાઇમાં ભીષ્મે પોતાનું અપૂર્વ પરાક્રમ બતાવ્યુ હતું. તેમણે યુદ્ધને આરંભે નીતિ પાળવા વિષે ઉત્તમ ભાષણ કર્યું હતું. અને પોતે

બહુ નીતિથી યુદ્ધ કર્યું હતું. તેમાં ભીષ્મે એવી યુદ્ધ નીતિ રાખી હતી કે;—

"રથિએ રથિના સામે, પેદળે, પેદળ સામે, સ્વારોએ સ્વાર સામે, મહા યોદ્ધાએ મહા યોદ્ધા સામે, એમ સરખે સરખા સાથે યુદ્ધ કરવું. યુદ્ધમાં કોઇએ કપટ કરવું નહિ યુદ્ધ પૂરૂ થાય કે કોઇએ કોઇના ઉપર વેર રાખવુ નહિ, અને એકના પર અનેક શસ્ત્ર ચલાવવાં નહિ. જેઓ યુદ્ધ જોવા આવ્યા હોય, વાદ્ય વગાડનારા, રથ હાંકનારા, વાર્ત્તિક, દૂત, સેવક, લુહાર, ખોદનારા, મૂર્છા પામેલા, શરણાગત, અસાવધ, નાસતા હોય, અને જેઓ શસ્ત્ર મૂકી દે, ઇત્યાદિના ઉપર કોઇએ શસ્ત્ર ઘાત કરવો નહિ, સાંજ પડતાં બન્ને પક્ષના સેનાપતિ એ પોત પોતાના સૈન્યને અટકાવી શસ્ત્રો મુકાવવાં. સૂર્યોદય થતાં સુધી પરસ્પર મિત્રભાવે મળવું, અને બોલવું. પરસ્પરની છાવણીમાં જવું આવવું, યોદ્ધાઓ પરસ્પર નિંદા કરતા હોય, અથવા ભાંડતા હોય, તેમાં ત્રિજાએ શસ્ત્ર ઉચકી ઘાત કરવો નહિ. આગળથી જણાવ્યા વિના કોઇએ કોઇના ઉપર શસ્ત્ર ઉગામવું નહિ, બે જણ યુદ્ધ કરે તેમાં ત્રીજાએ વચમાં પડવું નહિ."

ઇત્યાદિ નીતિએ ભીષ્મે દશ દિવસ સુધી યુદ્ધ ચલાવ્યું હતું. અને દશમે દહાડે અર્જુનના બાણુથી વિંધાઇને પૃથ્વીપર પડ્યા હતા. કહે છે કે તેમના શરીરમાં એટલાં બધાં બાણુ વાગ્યાં હતાં કે, તેઓ પૃથ્વીપર પડ્યા, ત્યારે બાણુના આધારે જમીનથી અદ્ધર રહ્યા હતા. તેથી જાણે બાણુ શય્યા ઉપર સુતા હોય, તેમ દેખાતા હતા. તેઓ બાણુ શય્યામાં પડ્યા હતા, પણુ માથા તરફ બાણુ ન હોવાથી માથુ લટકતું હતું તે જોઇને દુર્યોધન માથા નીચે મૂકવા સારૂ એક સુંવાળુ ઓશીકુ લેઇ આવ્યો, પણુ ભીષ્મે અર્જુન સામે જોયું, એટલે તેણે ત્રણ બાણુ ટેકાવી ડોકુ ઉંચુ કર્યું. તેથી તેમને અતિ સુખ થયું. તેમના પિતાએ તેમને એવું વરદાન આપ્યું હતું કે;—"તારી ઇચ્છા થશે, ત્યારે તું મરણુ પામીશ." તેઓ કારતક વદી ૮ ના દિવસે રણુમાં પડ્યા, ત્યારે સૂર્ય દક્ષિણાયન હતા, તેથી તે ઉત્તરાયનના થતાં સુધી એટલે બે માસ પોતાની ઇચ્છાથી પ્રાણુ ધારણુ કરી બાણુશય્યાપર સુતા રહ્યા હતા.

ભીષ્મ બાણુ શય્યાપર પડ્યા પછી દ્રોણાચાર્ય સેનાપતિ થયા હતા. ત્યારે ભીષ્મની બાંધેલી યુદ્ધ નીતિ રહી નહોતી. મિશ્ર યુદ્ધ ચાલ્યું હતું. એકંદર અઢાર દિવસ સુધી મહાભારતનું યુદ્ધ ચાલ્યા પછી તેનું છેવટ આવ્યું. તેમાં પાંડવો છત્યા હતા. મરણુ પામેલા કૌરવોની ઉત્તર ક્રિયા યુધિષ્ઠિરે કર્યા પછી તેમણે પોતાનો રાજ્યાભિષેક કર્યો હતો. પરંતુ જ્ઞાતિ વધનો જે ખેદ તેમના અંતઃકરણમાં થયો હતો, તે દૂર કરવાને કૃષ્ણે ઘણું ઘણું કહ્યું, પણુ તેમનું અંતઃકરણ શાંત ન થયું. તેથી તેમને ભીષ્મ પાસે તેડી ગયા. તે વખતે ભીષ્મ પાસે આવેલા બ્રહ્મર્ષિ, અને રાજર્ષિ ઇત્યાદિનો મહા સમાજ મળ્યો હતો. તે સર્વની સમક્ષ ભીષ્મે બાણુશય્યાપર સુતાં સુતાં યુધિષ્ઠિરને રાજધર્મ, મોક્ષધર્મ, અને દાનધર્મ, ઇત્યાદિ ધર્મો વિષે ઉપદેશ આપ્યો હતો. તેમાં રાજધર્મ વિષે તેમણે નીચે પ્રમાણે કહ્યું હતું;—

"પોતાની રીતભાતથી પ્રજાને રાજી રાખે, તેજ રાજા કહેવાય છે. રાજાએ દેવતાઓ તથા બ્રાહ્મણોનું સારી રીતે પૂજન કરવું જોઇએ. દૈવ અને ઉદ્યોગ ઉપર જગતનો

આધાર છે. માટે એકલા દૈવ ઉપર આધાર નહિ રાખતાં ઉદ્યોગની પણ યોજના કરવી જોઇએ. કોઇ ધારેલું કામ બગડી જાય તો તેનો મનમા સંતાપ રાખવો નહિ. રાજ્યની સ્થિતિ સત્ય ઉપર છે. અને સત્યવાન ઉપરજ લોકોનો વિશ્વાસ બેસે છે. જે રાજા જીતેંદ્રિય, ઉદાર, ધર્માત્મા, અને ગુણવાન હોય, તે લક્ષ્મીથી કદી પણ ભ્રષ્ટ થતો નથી. સારાં માણસોના સંગ્રહ રૂપ ખજાનાથી જેવું રાજાનું કાર્ય સિદ્ધ થાય છે, તેવું ધનના ખજાનાથી થતું નથી રાજાએ અત્યંત તિક્ષ્ણ કે અત્યત કોમળ નહિ થતાં મધ્યમ પ્રકારથી રહેવું જોઇએ. પ્રસક્ષથી, મુખ તથા નેત્રો વગેરેના વિકારો રૂપ અનુમાનોથી, અને શાસ્ત્રો વગેરેથી શત્રુઓની તથા મિત્રોની પરીક્ષા કરવી. મદિરાપાન, પાસાની રમત, સ્ત્રીઓનો અતિ પ્રસગ, મૃગયામા આસક્તિ, ગાળો દેવાની ટેવ, અયોગ્ય રીતે ધન વાપરી નાખવાની ટેવ, અને અલ્પ અપરાધવાળાને ઝાઝી શિક્ષા કરવાની ટેવ, એ સઘળાં વ્યસનોથી રાજાએ દૂર રહેવું જોઇએ. નોકરોની સાથે ઠઠા મશ્કરી કરવાની ટેવ રાખવી નહિ. કારણ કે તેથી નોકરો રાજાને કળી જાય છે. ગુરૂ, મિત્ર, કે પુત્ર પણ રાજ્ય વિરૂદ્ધ કામ કરે, તેને રાજાએ પૂરી શિક્ષા કર્યા વગર રહેવું નહિ. સઘળા ધર્મો કરતાં પ્રજાનું રક્ષણ કરવુ, એજ રાજાનો મુખ્ય ધર્મ છે. રાજાએ સજ્જનોનો સંગ્રહ કરવો, અને દુર્જનોનો સાગ કરવો. શત્રુના પક્ષને તોડવો, ગરીબોની સભાળ લેવી, કામોથી કંટાળવું નહિ, અને શેહેર તથા દેશના રક્ષણનો બદોબસ્ત કરવો, એ વગેરે કામો કરવામાં રાજાએ બહુ લક્ષ આપવું."

એ પ્રમાણે ભીષ્મ ઘણો બોધ આપ્યા પછી સૂર્ય ઉત્તરાયનના થતાં, સર્વ સમાજના જોતાંજ પરમાત્માના સ્વરૂપમા ચિત્તને સ્થિર કરીને દેહ સાગી પરમપદને પામ્યા હતા. કૌરવ સભામાં દ્રૌપદીએ ભીષ્મને પ્રશ્ન કર્યા હતા, તે તેમણે ગત કરી ઉત્તર વાળ્યા નહોતા, એ એક પ્રસગ સિવાય બીજે કોઇ પણ પ્રસગે તેમણે પોતાની ઉજળી સુઘડતા મૂકી નથી સસાર સબધી વિષયમાં પોતાના બ્રહ્મચર્ય વ્રતને લીધે માત્ર સ્ત્રી સબધીજ અનુભવ જ્ઞાન નહોતુ એ સિવાય તેઓ સર્વ બાબતમાં કુશળ હતા. તેમણે કોઇ દિવસ યુદ્ધમા પીઠ દેખાડી નહોતી અને કોઇ પણ પ્રસંગે નીતિનું ઉલ્લઘન કર્યું નહોતુ. અસ્ત્ર શસ્ત્ર વિદ્યામા અર્જુન કરતાં વિશેષ ઉજ્વળ યશસ્વી કહીએ તો ચાલે. સર્વ ગુણની મુગટ મણી જે-બ્રહ્મવિદ્યા તેમાં એ ઋષિ જેવા હતા. તે મહા ધીર, ઉદાર, મહાશૂર રણપંડિત, અને રણરંગ રાખનારા હતા તે સમર્થ વિદ્વાન ને રાજનિતીમાં કુશળ હતા દૂર્યોધન, દુઃશાસન, અને કર્ણની વર્ત્તણુકને તે ધિક્કારતા. પણ ધૃતરાષ્ટ્રનુ માન રાખવાને, અને પોતાનુ માન ભગ થયુ ન જોવાને તેઓ પોતાની સત્તા વિનાની વૃદ્ધ વયે સંકડાઇ રહ્યા હતા. તેઓ મોટા પુરૂષ પરીક્ષક હતા. અને વિદ્યા, સદ્ગુણ, ઉપર ઠરેલા પ્રેમથી જોઇ પ્રસન્ન રહેનારા હતા. અતિ વૃદ્ધ છતાં યુદ્ધમાં તરૂણની પેઠે ઘુમતા હતા. જ્યારે એક પણ બાણ વાગવાથી મહારથી યોદ્ધા યાકુળ વ્યાકુળ થઇ પ્રાણ છોડે છે, સારે આ મહાપુરૂષ તેવાં અનેક બાણોની શય્યામાં બે માસ સુધી સુઇ રહ્યા હતા. એટલુંજ નહિ પણ એવીજ સ્થિતિમાં હૃદય ભેદક ઇતિહાસો સાથે, શ્રુતિ, સ્મૃતિ, અને ધર્મશાસ્ત્રોને અનુસરી ન્હાના પ્રકારના ધર્મના ઉપદેશથી આખી સભાના અત કરણને સતોષ પમાડવો, એ કાંઇ ઓછા મહત્તની વાત નથી એ તેમના જન્મથી તે છેલ્લા દિન પર્યંત પાળેલા બ્રહ્મચર્ય વ્રતપણાનોજ

પ્રતાપ હતો તેમનું વક્તૃત્વ એટલુ તો મનોરંજક હતુ કે, તે સાભળવાને મોટા મોટા ઋષિ મુનિઓ પણ આવતા હતા અને સાભળીને છક થઇ જઇ હર્ષ ગર્જનાથી તેમને વધાવી લેતા હતો આહા ! ધન્ય છે ! આ પ્રતાપી મહાપુરૂષને !

## વિદુર.

આ મોટી બુદ્ધિના મહાપુરૂષનો જન્મ હસ્તિનાપુરના રાજા વિચિત્રવીર્યના ઘરની એક દાસીને પેટે મહાત્મા વેદવ્યાસથી થયો હતો વિચિત્રવીર્યની એ વિધવા રાણીઓને વ્યાસથી ઉત્પન્ન થયેલા ધૃતરાષ્ટ્ર તથા પાડુ એ બે રાજકુમારોમા ત્રીજા ભાઇ તરીકે વિદુરની ગણના થઇ હતી તેથી તેમને પણ એ બે રાજકુમારોની સાથેજ ભીષ્મના રક્ષણમા ર હીને વેદવિદ્યા, નીતિશાસ્ત્ર, અસ્ત્રવિદ્યા, તથા યુદ્ધવિદ્યા, વગેરેનો અભ્યાસ કરવાનો સારો યોગ મળ્યો હતો એ યોગનો લાભ લેઇને વિદુર પોતાની ચપળતાવડે બુદ્ધિબળમા સર્વથી ચઢીઆતા થયા હતા તેમ તેઓ પરમ નીતિમાન્, દયાળુ, ક્ષમાવત, અને બ્રહ્મનિષ્ટ હતા તેમણે બર્બર ભાષાનો પણ અભ્યાસ કર્યો હતો ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, અને પાડુ, તેમનાથી મોટા હતા, તે છતા તેઓ મોટા કાર્યોમા વિદુરની સલાહ પુછતા, અને તે કહે એ સત્ય માનતા હતા. એવા તેઓ ડહાપણવાળા હતા તેથી જનમડળમા તેમનુ સારૂ માન હતું તેઓ દેવલક રાજાની કન્યા પારસવી સાથે પરણ્યા હતા તેનાથી તેમને બહુ ગુણવાન પુત્રો થયા હતા

વિદુર નીતિમાન અને શુદ્ધભાવવાળા હોવાથી કોઇ પ્રકારની રાજખટપટમા ઝાઝો ભાગ લેતા નહિ. પાડવો અને કૌરવો વચ્ચે કુસપ ચાલતો હતો, તે છતા બનેના ઉપર સમાન ભાવ રાખીને બનેનુ હિત થાય, તેવી સલાહ અને સૂચનાઓ આપ્યા વગર રહેતા નહિ પાડવો સદ્ગુણી હોવાને લીધે સ્વાભાવિક રીતેજ તેમના ઉપર તેમની વિશેષ પ્રીતિ હતી ધૃતરાષ્ટ્રે દુર્યોધન વગેરે પોતાના પુત્રોના સમજાવ્યાથી પાડવોને વારણાવત ( પ્રયાગ ) મા રાખ્યા હતા એટલુજ નહિ પણ દુર્યોધને તેમને લાક્ષાગૃહમા બાળી મૂકવાનો પ્રપચ રચ્યો હતો એ વૃત્તાત તેમણે યુધિષ્ટિરને સાકેતીક બર્બર ભાષામા જણાવી સાવધ કર્યા હતા એટલુજ નહિ, પણ તેઓ બધુ સહિત સાથી સુરક્ષિતપણે બહાર નીકળી જાય, માટે અદર ગુપ્ત ભોયરૂ ખોદાવી આપ્યુ હતું તેમ ભાગિરથી નદી ઉતરવાને નૌકાની વ્યવસ્થા કરી આપી હતી. એ રીતે લાક્ષાગૃહમાથી બળતા પાડવોને તેમણે બચાવ્યા હતા દુર્યોધને પાડવોને દ્યુત રમાડી કપટથી દાસ કર્યા, અને દ્રૌપદીની લજ્જા લેવાનો પ્રયત્ન કર્યો હતો તે પ્રસગે તેમણે કૌરવોના દુષ્ટ કૃત્યને સખ્ત રીતે ધિક્કારી કહાડી, ધૃતરાષ્ટ્રને એ અપકૃત્યથી વાકેફ કર્યા હતા એટલુજ નહિ પણ તેને સભામા તેડી લાવી પાડવો તથા દ્રૌપદીને દાસપણાથી મૂક્ત કરાવ્યા હતા.

જ્યારે પાડવોનો વનવાસ પૂરો થયો, ત્યારે તેમને રાજ્યનો અર્ધભાગ આપવા વિષે ધૃતરાષ્ટ્રને વિદુરે જે નીતિ કહી સભળાવી હતી, તે મહાભારત ગ્રથના ઉદ્યોગ પર્વના અધ્યાય ૩૩ થી ૪૧ સુધી ના અધ્યાયમા " વિદુરનીતિ " ને નામે પ્રસિદ્ધ છે તે ગ્રથમા

યોગ્ય જાણીને તેનો થોડોક સાર આપીએ છીએ

"યુધિષ્ઠિર સઘળા શુભ લક્ષણોથી સંપન્ન છે તેથી તે પૃથ્વીનો તો શુ, પણ ત્રિલોક્યનો રાજા થવાને યોગ્ય છે તેમને તમે વનવાસ કહાડ્યા એ બહુ અવળુ કર્યું છે. તમે અંધ હોવાને લીધે માણસોના ગુણ દોષોને જાણી શકતા નથી અને પાસે રહેનારા નીચ લોકો જેમ સમજાવે તેમ સમજો છો તમને પિતા તૂલ્ય ગણવાને લીધે અને ભલપણ, દયા, તથા ધર્મ આદિ ગુણોને લીધે તમે આપેલા દુખોનુ યુધિષ્ઠિર આજ દીન સુધી સહન કરે છે દૂર્યોધન, અને શકુનિ વગેરે મૂર્ખાના હાથમા રાજ્યની લગામ સોપી દેઇને તમે સુખની ઇચ્છા કેમ રાખો છો? જેમ ભણ્યા વિના પડિતપણાનું અભિમાન રાખનારો, અને દરિદ્ર છતા ઉદારપણું રાખનારો માણસ મૂઢ કહેવાય છે, તેમ અયોગ્ય માર્ગથી ધનની ઇચ્છા રાખનારો અને બળવાનનો દ્વેષ કરનારો માણસ પણ મૂઢ કહેવાય છે, પાપ કરીને ધન મેળવવામા આવ્યુ હોય, તો તે ધનથી થતા સુખોને ઘણા જણ ભોગવે છે પણ પાપ તો કરનારનેજ ભોગવવા પડે છે તમે વિદ્યમાન છો, ત્યા સુધી રાજ્યની ઉપર દુર્યોધનની કશી માલેકી નથી માટે જો રાજ્ય પાડવોને આપવુ હોય, તો તમે આપવાને શક્તિમાન છો પરાઇ મિલકતનુ હરણ, પરસ્ત્રીનો પરાભવ, અને મિત્રનો ત્યાગ, એ ત્રણ દોષ મોટી ખરાબી કરનારા છે જેમ દેવતાઓનો સકલ્પ, બુદ્ધિમાન લોકોનો પ્રભાવ, અને વિદ્વાનનો વિનય, તુરત ફળ આપે છે, તેમ પાપી લોકોના પાપ પણ તુરતજ વિનાશ રૂપ ફળને આપે છે રાજ્ય કબજામા આવી ગયુ, એટલા ઉપરથી અયોગ્ય રીતે વર્ત્તવુ, એ યોગ્ય નથી કેમકે જેમ જરાવસ્થા રૂપનો નાશ કરે છે, તેમ અન્યાય લક્ષ્મીનો નાશ કરે છે જેમ માછલુ માસની ગોળીથી ઢાકેલી કુડીને લાલચથી મોઢામા લેતા તેના પરિણામને જોતુ નથી, તેમ દુર્યોધન વગેરે એ પણ પાડવોનું રાજ્ય કબજામા લેતા પરિણામ જેયુજ નથી જે વસ્તુ ગળી શકાય તેવી હોય, ગળ્યા પછી પચે તેવી હોય, અને પચ્યા પછી હિત કરે તેવી હોય, તેનેજ ગળવી જોઇએ આ કામ કરવાથી શુ થશે, અને નહિં કરવાથી શુ થશે, એવો સપૂર્ણ વિચાર કર્યા પછીજ જો યોગ્ય લાગે તો કામનો આરભ કરવો જોઇએ જે રાજા ન્યાયને છોડી દેઇને અન્યાયનુ ગ્રહણ કરે તેનુ રાજ્ય અગ્નિમા પડેલા ચામડાની પેઠે સકોચાઇ જાય છે નબળા માણસે બળવાન માણસને નમવામા પોતાની કશી હલકાઇ સમજવી નહિ, કેમકે જે માણસ બળવાનને નમે છે, તે ઇદ્રનેજ નમે છે એવો શાસ્ત્રનો સિદ્ધાત છે જેમ ધર્મનુ રક્ષણ સત્યથી થાય છે, વિદ્યાનુ રક્ષણ અભ્યાસથી થાય છે, અને રૂપનું રક્ષણ સ્વચ્છતાથી થાય છે, તેમ કુળનું રક્ષણ સારી વર્તણુકથીજ થાય છે પરાયા ધનોમા, રૂપોમા, પરાક્રમોમા, અને સુખોમા, જે પુરૂષ ઇર્ષા રાખે છે, તેને અનત પીડા થાય છે જે માણસમા સુશીલપણુ ન હોય, તે માણસના જીવીત, ધન, અને કુળ વ્યર્થજ છે સઘળા મદો કરતા ઐશ્વર્યનો મદ અતિ દુષ્ટ છે કેમકે ઐશ્વર્યના મદથી મત્ત થયેલો પુરૂષ ઐશ્વર્યથી ભ્રષ્ટ થયા વિના જાગૃત થતોજ નથી જે પુરૂષ મનનું સહજ રીતે આકર્ષણ કરનારા ઇંદ્રીઓના વિષયોમા લપટ રહે છે, તેની આપદાઓ દિવસે દિવસે વધતી આવે છે. જે રાજા પ્રથમ પોતાના મનને વશ કરીને પછી મત્રીઓને તથા શત્રુઓને વશ કરવા ધારે તેની સઘળી ઇચ્છા પાર પ-

ડે છે. મોટા મોટા રાજાઓ પણ મનને અને ઇંદ્રીઓને વશ રાખી નહિ શકવાથી રાજ્ય ભ્રષ્ટ થયેલા જોવામાં આવેલા છે. જેમ સૂકાની સાથે રહેલું લીલુ પણ બળી જાય છે, તેમ પાપી લોકોની સોબતમાં રહેલો ભલો પુરૂષ દુઃખી થાય છે. કુહાડાનો જખમ થયો હોય, તોપણ તે રૂઝાઇ જાય છે, પણ દુર્વચનોથી થયેલો જખમ કદી રૂઝાતો નથી. દૈવજ માણસનું ભુંડુ કરવા ધારે તેની બુદ્ધિને હરી લે છે. એટલે પછી તે માણસને નીચ કામોજ સૂઝે છે. વિનાસનો સમય આવવાને લીધે બુદ્ધિ મલીન થઇ જાય છે, ત્યારે અનીતિ નીતિ જેવી લાગીને હ્રદયમાંથી ખસતીજ નથી. પાંડવોની ઉપર દ્વેશને લીધે તમારા પુત્રોની બુદ્ધિ ફરી ગઇ છે. પણ તે લોભને લીધે તમારા જાણવામાં આવતી નથી. સઘળાં તીર્થોમાં સ્નાન કરવાથીજ ફળ પ્રાપ્ત થાય છે, તે કરતાં પણ વિષમ બુદ્ધિને છોડી દેવાથી વધારે પુન્ય થાય છે. માટે તમે તમારા પુત્રોમાં અને પાંડુના પુત્રોમાં વિષમ બુદ્ધિ રાખો માં. જ્યાં સુધી માણસની સારી કીર્તિ જગતમાં ગવાય છે, ત્યાં સુધી તે માણસ સ્વર્ગમાં પણ પૂજાય છે. એવો સિદ્ધાંત છે. વિરોચન નામના દૈત્ય તથા સુધન્વા નામના બ્રાહ્મણ વચ્ચે એક કન્યાને પરણવાની બાબતમાં "હારી જનારના પ્રાણ જાય" એવો વિવાદ ઉત્પન્ન થયો હતો. તે છતાં વિરોચનના પિતા પ્રહ્લાદે પુત્રનો પક્ષપાત નહિ કરતાં સાચીજ વાત કહી હતી. ધૃતરાષ્ટ્ર રાજા! તમારે પણ પુત્રોને વાસ્તે ખોટું બોલવું જોઇએ નહિ. ગિરાસને વાસ્તે ખોટું બોલવામાં આવે તો તેથી સઘળા બ્રહ્માંડનો વધ કરવા જેટલું પાપ લાગે છે. દેવતાઓ ગોવાળની પેઠે હાથમાં લાકડી લેઇને કોઇનુ રક્ષણ કરવા આવતા નથી, પણ તેઓ જેનું રક્ષણ કરવાને ઇચ્છે છે, તેને સુબુદ્ધિ આપે છે. માણસનું મન જેમ જેમ નીચ માર્ગમાં પ્રવર્તતુ જાય, તેમ તેમ તેનું ભુંડુ થતું આવે છે. અને જેમ જેમ ભલા માર્ગમાં પ્રવર્તતુ જાય, તેમ તેનું ભલુ થતું આવે છે. એમાં કાંઇ પણ સંશય નથી. જેમ મદ્યપાન કરવાથી, ઘણાઓની સાથે વૈર કરવાથી, અને રાજ્ય દ્રોહ કરવાથી ભુંડુ થાય છે, તેમ ભાયાતોમાં કુસપ રાખવાથી પણ ભુંડુ થાય છે. સત્ય, ક્ષમા, દયા, અને અલોભ એજ ધર્મનું મુખ્ય સ્વરૂપ છે. અને તે મહાત્માઓ વગર બીજાઓમાં રહેતાંજ નથી. જે પુરૂષ પરાયા સદ્‌ગુણોમાં દોષોનો આરોપ કરનાર, વૈર ઉત્પન્ન કરનાર, કઠોર વચનો બોલનાર, અને શઠપણાવાળો હોય, તેને થોડા દિવસોમાંજ મોટું કષ્ટ પ્રાપ્ત થાય છે. રાતે સારી રીતે રહેવાય, તેવું કામ દિવસેજ કરી લેવું જોઇએ. ચોમાસામાં સુખે રહેવાય, એવું કામ આઠ મહિનામાં કરી લેવું જોઇએ. ઘડપણમાં સુખે રહેવાય, એવું કામ પહેલી અવસ્થામાં કરી લેવું જોઇએ. અને પરલોકમાં સુખી રહેવાય, એવું કામ જીવતાં સુધી કરવું જોઇએ. તમે કરણનાં વખાણ કરો છો, પણ જેમ અન્ન પચી ગયા પછી અન્નનાં વખાણ કરવાં જોઇએ, અને સ્ત્રી વૃદ્ધ થયા પછી તેનાં વખાણ કરવાં જોઇએ, તેમ શૂર પુરૂષના વખાણ તે પુરૂષ જ્યારે સંગ્રામમાં જય મેળવે, ત્યારે કરવાં જોઇએ. અધર્મથી મળેલા ધનથી જે છિદ્ર ઢાંકવામાં આવે, તે છિદ્ર ઉઘાડા જેવુંજ રહે છે. એટલુંજ નહિ પણ તે ઢાંકવા જતાં બીજાં ઘણાં છિદ્રો ફાટીને પ્રગટ થાય છે. જે ક્ષત્રિય માન્ય લોકોનું માન રાખનારા હોય, સુશીલ હોય, અને ભાયાતોની સાથે સરલતાથી વર્તનાર હોય, તે ક્ષત્રિય લાંબા કાળ સુધી રાજ્ય કરી શકે છે. કોઇ સમયે

નીચ કર્મથી પણ ધન મળે છે. પરંતુ તેવું કર્મ કર્યાનાં વખાણુ થતાં નથી. અને તેને કુલીનોની પક્તિ પણ મળતી નથી. જિતેંદ્રિયપણું, શાસ્ત્રોનું અધ્યયન, યજ્ઞની ક્રિયાઓ, પવિત્ર વિવાહો, અને અન્નોનાં દાન, એટલાથી કુલીનપણું પ્રાપ્ત થાય છે. નીચ વિવાહો કરવાથી, નાસ્તિકપણાથી, અને અનીતિ ભરેલાં આચરણોથી પણ ઉત્તમ કુલ નીચ કુલમાં ગણાય છે. જે કુલોમાં ધન અલ્પ હોય, પણ સદાચાર પરિપૂર્ણ હોય, તે કુલો મોટી કીર્ત્તિ મેળવે છે. ધન તો આવે છે, ને જાય છે. માટે ધનના રક્ષણુ ઉપર વિશેષ દૃષ્ટિ નહિ રાખતાં, સદાચારનુંજ રક્ષણ કરવું જોઇએ. મહાત્માઓ ઇચ્છે છે કે, અમારા કુળમાં કોઇ પણ વૈર કરનાર પરાયા ધનનું હરણ કરનાર, મિત્ર દ્રોહી, કપટી, ખોટા બોલો, કે નાસ્તિક થજો માં. રથ ન્હાનો છતાં પણ અંગોથી સારી રીતે ગોઠવાયેલો હોવાને લીધે જેટલા ભારને ઉપાડી શકે છે, તેટલા ભારને મોટાં વૃક્ષો પણ ઉપાડી શકતાં નથી. તેમ ભયાતોનાં ઐક્યવાળો પુરૂષ જેટલા કાર્યોના બોજાને ઉપાડી શકે છે, તેટલા બોજાને પ્રબળ પુરૂષો પણ ઉપાડી શકતા નથી. જન્મ, મરણ, લાભ, હાનિ, સુખ, દુઃખ, ઉત્કર્ષ, અને અપકર્ષ, એ અનુક્રમે સર્વે પ્રાણીઓને પ્રાપ્ત થાય છે. માટે હર્ષના કે શોકના વેગમાં નહિ પડતાં, પ્રમાણિકપણાની કીર્ત્તિ મેળવવીજ યોગ્ય છે. જેઓને ભાયાતોમાં કુસંપ ઉત્પન્ન થયો હોય, તેઓને સારા બિછાવેલા પલંગોમાં સુતાં છતાં પણ નિદ્રા આવતી નથી; સ્ત્રીઓ ઉપર રૂચિ થતી નથી, ભાટ ચારણો સ્તુતિ કરતાં છતાં પણ સુખ મળતું નથી. કોઇનું હિતકારી ભાષણ ગમતું નથી. આજીવિકામાં હાનિ થતી જાય છે. અને અંતે વિનાશજ પ્રાપ્ત થાય છે. સુતરના તાંતણાઓ નબળા છતાં પણ, જો સામટા એકઠા થાય છે, તો તે મોટા બોજાને સહન કરી શકે છે. તેમ ભાયાતો નિર્બળ છતાં પણ જો સંપવાળા હોય, તો મોટાં મોટાં દુષ્કર કામો પણ કરી શકે છે. જો કે જેમ ઉંબાડીઆં જૂદાં પડે તો ધુધવ્યા કરે છે, અને એકઠાં થાય તો સળગી ઉઠે છે. તેમ ભાયાતો જૂદા પડે તો ધુધવ્યા કરે છે, અને એકઠા થાય તો સળગી ઉઠે છે. એમ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે. પરંતુ પાંડવો અને કૌરવો એકઠા થાય તો કદી પણ તેમ થવાનો સંભવ નથી. જેઓ બ્રાહ્મણોની ઉપર, સ્ત્રીઓની ઉપર, જ્ઞાતિઓની ઉપર, કે ગાયો ઉપર પોતાનું શૂરપણું વાપરે છે, તેઓ પાકેલાં ફળોની પેઠે પોતાની મેળેજ પડી જાય છે. વૃક્ષોના સમુદાય વગરનું એકલું ઝાડ મોટું હોય, બળવત્તર હોય, અને દ્રઢ મૂળવાળુ હોય, તોપણ તે પ્રચંડ પવનથી ક્ષણ માત્રમાં ઉખડી જાય છે. પણ જે વૃક્ષો પોતાના સમુદાયમાં રહેલાં હોય, તેઓ પરસ્પરના આશ્રયને લીધે ઘણા ઘણા પ્રચંડ પવનોને પણ સહન કરી શકે છે. તેમ જે પુરૂષ ગુણવાન છતાં પણ એકલો હોય, તે પુરૂષ શત્રુના હાથથી સહેજ ઉખડી જાય છે. પણ સમુદાયના સંપવાળા પુરૂષો પરસ્પરના ટેકાને લીધે પ્રબળ શત્રુઓને પણ હઠાવે છે.

'મહારાજ ધૃતરાષ્ટ્ર! ક્રોધ કે જે મહા દુષ્ટ રોગ જેવો છે, તેનો નાશ કરીને શાંત થાઓ. પૂર્વે જૂગારની સભામાં દ્રૌપદીની સ્થિતિ જોઇને મેં તમને દુર્યોધનને વારવાનું કહ્યું, પણ તમે માન્યું નહિ. તેનું હવે આજ ફળ ભોગવો છો. સમજુ પુરૂષોએ જૂગાર થી તો બહુજ દૂર રહેવું જોઇએ. ક્રુર માણસના હાથમાં આવેલી લક્ષ્મી તુરત નષ્ટ થાય છે. અને સુપાત્ર માણસના હાથમાં આવેલી લક્ષ્મી વંશપરંપરા સુધી પહોંચે છે. જે

બળ ક્રૂર માણસની ઉપર વાપરવામા આવે, તેજ બળ કહેવાય, પણ સહન કરનારા યુધિષ્ઠિર જેવાની ઉપર વાપરવામા આવે, તે બળજ ન કહેવાય. તમારા પુત્રો પાડવોનુ પાલન કરે, અને પાડવો તમારા પુત્રોનુ પાલન કરે, એવો સપ થાય તો બહુજ સારૂ તમારા ઉપર સઘળા કુળનો આધાર છે, માટે તમે પોતાની કીર્તિનો બચાવ કરવા સારૂ તમારા પુત્રોને અને પાડવોને સ્નેહ કરાવો કે જેથી દુશ્મનો રાજી ન થાય અને તમારા કુળ ઉપર કોઇ પણ શત્રુઓ તરાપ ન મારે પાડવો અનીતિને માર્ગે ન ચાલે એવાજ છે માટે તમે દુર્યોધનને સમજાવો અતિ અભિમાનથી, અતિ વિવાદથી, અતિ ક્રોધથી, અતિ લોભથી, અને અતિ મિત્રોના દ્રોહથી, માણસોના આયુષ્યો કપાઇ જાય છે નિરતર પ્રિય બોલનારા પુરૂષો જેટલા જોઇએ તેટલા મળે છે પરતુ કડવા ઓસડ જેવા હિતકારી વચનો બોલનાર દુર્લભ છે અને તે સાભળનાર પણ દુર્લભ છે જુગારના સમયમા પણ મેં તમને આવા વચનો કહ્યા હતા પણ જેમ આતુરને પથ્ય ઔષધો ગમે નહિ, તેમ તે વચનો તમને ગમ્યા નહોતા જુગારમા તમારા પુત્રોના હાથથી પાડવોને હરાવ્યા એ કામ કાગડાઓથી હસોને હરાવવા જેવુ થયુ છે ધન અને સહાયો એ અન્યોન્યથી પ્રાપ્ત થાય છે એટલે ધનથી સહાયો પ્રાપ્ત થાય છે, અને સહાયોથી ધન પ્રાપ્ત થાય છે, ધન આપી દેવુ પડયુ હોય, તો પણ જેની પાસે બુદ્ધિ, પ્રભાવ, શૌર્ય, ધૈર્ય, ધર્મ, ઉદ્યોગ, અને નિશ્ચય હોય, તેને આજીવિકા નહિ મળવાનો ભય કેમજ થાય ? પાડવોની સાથે કજીઓ કરવામા કેટલી બધી પીડાઓ છે, તેનો વિચાર કરો કજીઓ કરવાથી કુટુબોમા વૈર થશે, નિરતર ઉદ્વેગ રહ્યા કરશે, કીર્તિનો નાશ થશે, અને શત્રુઓ રાજી થશે તમારા, ભીષ્મના, યુધિષ્ઠિરના, અને અર્જુનના કોપથી લોકોનો મોટો પ્રલય થશે તમારા સો પુત્રો, કર્ણ, અને પાચ પાડવો જો ઐકયતાને પામે તો સઘળી પૃથ્વીનુ રાજ્ય કરી શકે દુષ્ટ ચિત્તવાળા દુર્યોધન વગેરે પાડવોના દોષોને જોવા જોયા કરે છે, તેવા તેઓના ગુણોને જોવા ઇચ્છતા નથી જેને ધન મળવાની ઇચ્છા હોય, તેણે પ્રથમ ધર્મનુંજ સપાદન કરવુ જોઇએ કેમકે જ્યા ધર્મ હોય, ત્યા ધન પ્રાપ્ત થયા વગર રહેતુ નથી જે પુરૂષ પોતાના અતઃકરણને પાપોથી અટકાવીને સદાચરણમાજ તત્પર રાખે, તેના સઘળા મનોર્થો સિદ્ધ થાય છે બાહુબળ, સારા મત્રિઓના લાભરૂપબળ, ધનરૂપબળ, અને કુટુબના ઐકયરૂપબળ એ ચારે બળો કરતા સદાચરણરૂપીબળ અત્યત શ્રેષ્ઠ છે કે જેથી સઘળા બળો પ્રાપ્ત થાય છે જેમાણસ મોટો ઉપકાર કરવાને સમર્થ હોય, તેની સાથે વૈર બાધીને નિશ્ચત રહેવાયજ નહિ જે પુરૂષ દુરાચારી અવિવેકી, ઇર્ષાવાળો, અધર્મિ, કઠોર બોલનારો અને ક્રોધી હોય, તેને તુર્તજ અનર્થો પ્રાપ્ત થાય છે પ્રમાણિકપણુ, ઉદારતા, સમયને સાચવવુ, અને મધુર ભાષણ, એટલાથી સઘળા મનુષ્યો વશ થાય છે ધીરજ, શાતિ જિતેંદ્રિયપણુ, પવિત્રતા, દયા, મધુર ભાષણ, અને મિત્રોનો અદ્રોહ, એટલાથી લક્ષ્મી દિવસે દિવસે વધ્યા કરે છે. પોતે અપરાધી છતા જે માણસ નિરપરાધી માણસને કચવાવે, તે માણસ રાત્રે સુખથી સુઇ શકતો નથી જેઓનો પ્રકોપ થવાથી પોતાની આજીવિકામા અડચણ આવે, તેઓનુ તો સર્વદા દેવતાઓના જેવુ આરાધન કરવુ જોઇએ જ્યા મૂર્ખના હાથમા ઐશ્વર્ય હોય, અને જુગારીનુ જોર હોય, ત્યા મે

ટી ખરાબી થયા વગર રહેતીજ નથી. જેને કપટી લોકો, ચારણો, અને છીનાળો; વખાણે તે માણસ લાબા કાળ સુધી જીવતો નથી. તમે પાંડવોનો ત્યાગ કરીને મોટું ઐશ્વર્ય દુર્યોધનને સોંપી દીધુ છે. પણ તે દુર્યોધન થોડા દિવસમાજ રાજ્યથી ભ્રષ્ટ થયેલો તમારા જોવામાં આવશે દુર્યોધન જન્મ્યો તેજ સમયે મેં તમને કહ્યું હતું કે, દુર્યોધનનો ત્યાગ નહિ કરો તો તમારી મોટી ખરાબી થશે. જે વૃદ્ધિ પ્રાપ્ત થવાથી પરિણામે ક્ષય પ્રાપ્ત થાય એમ હોય, તે વૃદ્ધિથી રાજી થવું નહિ. પરતુ જે ક્ષય પ્રાપ્ત થવાથી પરિણામે વૃદ્ધિ પ્રાપ્ત થાય એમ હોય, તે ક્ષયથી પણ રાજી થવું. જે ક્ષયથી પરિણામે વૃદ્ધિ પ્રાપ્ત થાય, તેને ક્ષયજ નહિ માનવો. પણ જે વૃદ્ધિથી પરિણામે ક્ષય પ્રાપ્ત થાય, તે વૃદ્ધિનેજ ક્ષયરૂપ માનવી. તમારાથી દુર્યોધનનો ત્યાગ ન કરી શકાતો હોય તો પણ શકુનિ વગેરેનો ત્યાગ તો અવશ્ય કરવો જોઇએ. કેમકે જેઓ કુટુંબમાં કુસપ કરાવનારા હોય, પરાઇ નિંદાઓમાંજ આસકત હોય, અને નમ્રતા વગરના હોય, તેઓના સહવાસથી અકલ્યાણજ થાય છે સમજુ પુરૂષે કુટુંબમાં જરાપણ ખટપટ ઉઠતી હોય તો તેને તુરત દાબી નાખવી જોઇએ. પાંડવોની ઉપર કૃપા કરીને તેઓની આજીવિકાને વાસ્તે થોડાંક ગામડાં આપશો, તોપણ તમારી સારી કીર્ત્તિ થશે. અને સઘળો વિરોધ ટળી જશે. તમે વૃદ્ધ છો માટેજ તમારે તમારા પુત્રોને સારી શીખામણ દેવી જોઇએ. અને મારે પણ તમને હિતનીજ વાત કહેવી જોઇએ. સાથે બેસી જમવું, સાથે બેસી વાતો કરવી, અને પરસ્પર પ્રીતિ રાખવી, એજ ભાઇઓને શોભા આપનાર છે ભાઇઓ સારા હોય, તો સઘળુજ સારૂ થાય છે. અને ભાઇઓ બગડયા હોય, તો સઘળુ બગડી જાય છે. એક ભાઇઆત સારી પેઠે ઐશ્વર્યવાળો છતાં બીજા ભાઇઓ જો પીડાતા હોય તો એ પાપ ઐશ્વર્યવાળા ભાઇનેજ લાગે છે. તમે તમારા પુત્રોને મરણ પામેલા સાંભળશો, અથવા પાંડવોને મરણ પામેલા સાભળશો, તોપણ તમને પાછળથી પરિતાપ થયા વગર રહેશે નહિ. જે કામ કરવાથી લજવાઇને લોકોમાં મોઢુ દેખાડવું પણ ગમે નહિ, તે કામ પ્રથમથીજ કરવું નહિ. માણસોમાં ભૂલ આવ્યા વગર રહે નહિ, એ સ્વાભાવિક છે. પરતુ પાછળથી તે ભુલને ટાળી નાખવી એ બુદ્ધિમાનનુ કામ છે. દુર્યોધને પાંડવો ઉપર જે ખરાબ ચાલ ચલાવી છે, તેને તમારે ભલાઇ કરીને ધોઇ નાખવી જોઇએ. પાંડવોને રાજ્યનો વિભાગ આપીને સ્થિર કરશો, તો તમે નિર્દોષ થઇને સારા માણસોમાં માન પાત્ર થશો. હિતને ઇચ્છનારા ધીર પુરૂષોના વચનોનાં ફળોનો વિચાર કરીને જે માણસ કાર્ય કરવાનો નિશ્ચય કરે, તે માણસ લાબા કાળ સુધી કીર્ત્તિ ભોગવે છે. જેમ રાખમા હોમેલુ વ્યર્થ થાય છે, તેમ લોભી માણસોને આપેલો ઉપદેશ પણ વ્યર્થ થાય છે ઉત્તમ કુળનો અથવા નીચ કુળનો પણ જે માણસ મર્યાદાનું ઉલ્લંઘન ન કરે, ધર્મ ઉપર પ્રેમ રાખે, કોમળ રહે, અને લાજ વાળો હોય, તેને સેંકડો કુલીનો કરતાં પણ શ્રેષ્ઠ સમજવો જોઇએ. જે લોકો અભિમાની, મૂર્ખ, સાહસી, અને અધર્મિ હોય, તેઓની સાથે મૈત્રી રાખવીજ નહિ. જે પુરૂષ બગડી ગયેલી વાતને નીતિથી પાછી સુધારી શકે, તે બુદ્ધિમાન કહેવાય છે. જે સુખનું સેવન કરતાં ધર્મનો કે અર્થનો નાશ થાય નહિ, તે સુખનું સેવન કરવું પણ જેથી [illegible] એવા સુખનું સેવન કરવું નહિ અધર્મથી મેળવેલા ધનો ખર્ચતિ જે કોઇ

યજ્ઞ, દાન, કે શ્રાદ્ધાદિક કરવામાં આવે તેનું કાંઇ પણ યોગ્ય ફળ થતું નથી. દારિદ્ર્ય કે તેવું બીજુ જે કાંઈ પોતાને ભુંડુ લાગે; તે બીજાઓને પણ તેવુંજ લાગે. એવો વિચાર રાખીને કોઇનુ પણ અનીતિથી અનિષ્ટ કરવું નહિ. જે ધન અત્યંત દ્વેષ ભોગવવાથી અથવા ધર્મનું ઉલ્લંઘન કરવાથી અથવા નીચ લોકોને પ્રણામ કરવાથી મળતું હોય, તેવા ધનની ઇચ્છાજ કરવી નહિ. જેની પાસે હજાર હોય છે, તે પણ જીવે છે, અને જેની પાસે સો હોય છે, તે પણ જીવે છે; માટે અન્યાયથી ધન મેળવવાની ઇચ્છાજ ન રાખવી. ઝાઝુ ધન હોય, તોજ જીવાય એમ નથી. પૃથ્વીમાં જેટલું ધન અને ધાન્ય છે, તેટલું જો એકજ જણને મળે, તો પણ તૃષ્ણા શાંત થાય એમ નથી. એવો વિચાર કરવામાં આવે તો કોઇ પ્રકારની ભૂલ થાય નહિ.

ધૃતરાષ્ટ્ર રાજા! હુ તમને ફરીવાર પણ કહું છું કે, તમારા પુત્રોમાં અને પાંડવોમાં તમે સમતાથી વર્તો. બીજાઓ તરફથી દબાણ થયા વગરજ જે પુરૂષ અધર્મના સંબધવાળા મોટા ધનને પણ છોડી દે છે, તે પુરૂષ સઘળાં દુઃખોથી રહિત થઇને સુખથી સૂઇ શકે છે. જેમ આશા ધીરજને હણી નાખે છે, કાળ પ્રબળતાને હણી નાખે છે, અને ક્રોધ લક્ષ્મીને હણી નાખે છે, તેમ અતિ લોભ કીર્ત્તિને હણી નાખે છે. પૃથ્વી કે ધન કોઇની સાથે ગયાં નથી, અને જશે પણ નહિ. મુવા પછી તો પુણ્ય અને પાપ એજ જીવની સાથે જાય છે. મહા પ્રતાપી મોટા મોટા રાજાઓ પણ રાજ્યોને અને વૈભવોને છોડી દઇને મૃત્યુને વશ્ય થયેલા છે. આ મારાં વચન પ્રમાણે તમે જો કરી શકશો, તો જીવતાં યશ પ્રાપ્ત થશે. અને મૃત્યુ પામ્યા પછી સદ્દગતિ પ્રાપ્ત થશે. ધૃતરાષ્ટ્ર રાજા! તમે પાંડવોને કાંઇ નહિ આપો, તો તેઓ ક્ષત્રિયપણાથી ભ્રષ્ટ થશે. માટે તમારે પાંડવોને ક્ષત્રિયપણામાં રાખવા ઘટે છે." ઇત્યાદિ ઇત્યાદિ.

એ પ્રમાણે વિદુરે પ્રસગોપાત ઘણાં નીતિ વચનો કહેલાં છે. તે સર્વેના સંગ્રહનેજ "વિદુર નીતિ"ના નામથી આપણે જાણીએ છીએ. એ નીતિ લોકોને એટલી બધી પ્રિય થઇ પડી છે કે, દરેક માણસ તે પ્રેમથી વાંચે છે, અથવા શ્રવણ કરે છે. વળી તેનું જૂદી જૂદી ઘણી ભાષાઓમાં ભાષાંતર પણ થયેલું છે. એજ તેની લોકપ્રિયતાનો મજબુત પુરાવો છે. જેમ "શુક્રનીતિ," અને "બૃહસ્પતિનીતિ"નાં વચનોનાં દ્રષ્ટાંતો આજ પણ લોકો પ્રસગોપાત આપે છે, એજ પ્રમાણે "વિદુર નીતિ"નાં વચનોનાં દ્રષ્ટાંતો ઘણાં અપાય છે

જ્યારે શ્રી કૃષ્ણ સમજુતી કરાવવા સારૂ કૌરવોની પાસે હસ્તિનાપુર ગયા, ત્યારે દુર્યોધનને ત્યાં ભાવતાં ભોજન મૂકીને વિદુરને ત્યાં ભાજી આદિ સાદુ ભોજન પણ પ્રેમે આરોગ્યા હતા. એ ઉપરથી જણાય છે કે તેમના ઉપર શ્રી કૃષ્ણનો પણ અધિક પ્રેમ હતો. વિદુર અને શ્રી કૃષ્ણનો સલાહ કરાવવા સંબંધી ઉદ્યોગ સફળ થયો નહિ, અને છેવટે પાંડવો અને કોરવો વચ્ચે કુરૂક્ષેત્રના મેદાનમાં મહાભારત યુદ્ધ થયું. તેમાં કૌરવો નાશ પામ્યા, અને પાંડવોનો જય થયો. મહારાજા યુધિષ્ઠિરે હસ્તિનાપુરમાં જઇને રાજ્યાભિષેક કર્યો. પછી રાજ્યની સંભાળને સારૂ પોતાના વિશ્વાસુ અને ડાહ્યા પુરૂષોની યોગ્યતા મુજબ તેમને જૂદા જૂદા અધિકાર સોંપ્યા. તેમાં મહાત્મા વિદુરને પણ પોતાના એક મંત્રીની જગો આપી હતી. ઘણાંક વર્ષ સુધી યુધિષ્ઠિરનો રાજ્યકારભાર ઘણો શાંતિ

આવ્યા પછી ધૃતરાષ્ટ, ગાંધારી, અને કુન્તી વગેરે ગંગા કિનારે એક આશ્રમમાં જઇને રહ્યાં હતાં, ત્યાં વિદુર પણ જઈ રહ્યા હતા. કેટલાક જણ કહે છે કે, વનમાં દવ લાગવાથી તેમાં તેઓ બળી મુઆ હતા; અને કેટલાક એમ જણાવે છે કે, વનમાં તપ કરતાં કરતાંજ તેમનો પ્રાણ ચાલ્યો ગયો હતો. ધન્ય છે! વિદુર જેવા મહાત્મા પુરૂષને! કે જેમના પવિત્ર મુખમાંથી નીકળેલાં અમૃત સરખાં નીતિ વચનોનો પાઠ લોકો પ્રેમ પૂર્વક કરે છે; અને જેના પ્રભાવથી ગમે તેવા મલીન મનના મનુષ્યની હૃદય ભૂમિ એકદમ સતેજ થઇ જાય છે.

---

# યુધિષ્ટિર-ધર્મરાજા.

મહારાજા યુધિષ્ટિર હસ્તિનાપુરના[1] પ્રતાપી રાજા **પાંડુ**ના પુત્ર થાય. તેમની માતાનું નામ સતી **કુન્તા** હતું. તેમનો જન્મ દ્વાપરયુગમાં થયો હતો. તેઓ ચંદ્રવંશી રાજા કહેવાય છે. તેમના પૂર્વજોની હકીકત નીચે પ્રમાણે છે:—

દશ પ્રજાપતીમાંના **અત્રિ** નામે પ્રજાપતીનો પુત્ર **ચંદ્ર**, તેનો પુત્ર **બુદ્ધ**, અને બુદ્ધનો પુત્ર **પુરૂરવા** થયો. તેણે પ્રયાગ વસાવીને ત્યાં ચંદ્રવંશની પ્રથમ સ્થાપના કરી. એ પુરૂરવાના પછી કેટલીક પેઢીએ **યદુ**, તથા **પુરૂ** અને **ભરત** વગેરે પ્રખ્યાત રાજાઓ થયા. ભરત રાજાની પાંચમી પેઢીએ **હસ્તિન** નામે રાજા થયો. તેણે હસ્તિનાપુર વસાવીને ત્યાં પોતાની રાજગાદી સ્થાપી હતી. એ હસ્તિન રાજાનો પુત્ર **કુરૂ**, જેના નામ ઉપરથી **કુરૂક્ષેત્ર**નું નામ પડેલું છે. કુરનો પુત્ર **પ્રતીપ**, અને તેનો પુત્ર **શાંતનુ** રાજા થયો. શાંતનુ રાજા પ્રથમ ગંગા નામે સ્ત્રી સાથે પરણ્યો હતો. તેનાથી તેને **દેવવ્રત-ભીષ્મ** નામે પુત્ર થયો હતો. ત્યાર પછી **સત્યવતી-યોજનગંધા** નામે રાજકન્યા જે એક માછીને ઘેર ઉછરી મોટી થઇ હતી, તેની સાથે લગ્ન કર્યું હતું. તેનાથી તેને **ચિત્રાંગદ** અને **વિચિત્રવીર્ય** નામે બે પુત્રો થયા હતા. શાંતનુ રાજાના મરણ પછી તેની ગાદીનો હકદાર મોટો પુત્ર ભીષ્મ હતો. પરંતુ સત્યવતીની સાથે શાંતનુ રાજાના લગ્નની વખતે રાજ્યનો હક છોડી દેવા, તથા જન્મ પર્યંત બ્રહ્મચર્યવ્રત પાળવા, કન્યાના પાલકપિતાએ ભીષ્મની પાસે પ્રતિજ્ઞા કરાવી હતી. તેથી ભીષ્મને ગાદી નહિ મળતાં સત્યવતીના મોટા પુત્ર ચિત્રાંગદને મળી હતી. તે થોડી મુદતમાં અપુત્ર મરણ પામવાથી તેની પછી વિચિત્રવીર્ય ગાદીએ બેઠો હતો. તે પણ અપુત્રજ મરણ પામ્યો. હવે ગાદી ઉપર બેસનાર કોઇ રાજપુત્ર રહ્યો નહિ. તેથી રાણી સત્યવતી મોટા વિચારમાં પડી. ભીષ્મને પુછતાં તેણે તો પ્રતિજ્ઞા કરેલી તેથી ગાદીએ બેસવાની સાફ ના પાડી. છેવટે ભીષ્મની સલાહથી સત્યવતીએ પોતાને કુંવારી અવસ્થામાં મહાત્મા **પરાસર** ઋષિથી થયેલા પુત્ર **વ્યાસ-વેદવ્યાસ**ને બોલાવ્યા. તેમણે આવીને સત્યવતી માતાની આજ્ઞાથી ચિત્રાંગદ, અને વિચિત્રવીર્યની બે વિધવા રાણીઓમાં બે પુત્રો, તથા એક દાસીથી એક પુત્ર, એ રીતે ત્રણ પુત્રો ઉત્પન્ન કર્યાં. તેમાં મોટી રાણી **અંબિકા**ને પેટ અંધપુત્ર થયો તેનું નામ **ધૃતરાષ્ટ**, બીજી રાણી

---

(૧) હસ્તિનાપુર એ હાલના બિજ્નોર નગરની નૈરૂત્ય ખુણામાં અને મિરઠના ઈશાન ખુણામાં ગંગા નદીના દક્ષિણ કિનારા ઉપર હતું.

અંબાલિકાને પેટ પાંડુ વર્ણો પુત્ર થયો તેનું નામ પાંડુ, અને દાસીને એક સુંદર પુત્ર થયો તેનુ નામ, **વિદુર** પાડયુ આ ત્રણે રાજકુમારો ભીષ્મના રક્ષણ તળે રહીને વેદવિદ્યામાં, અસ્ત્રવિદ્યામાં, તથા યુદ્ધવિદ્યા, અને નીતિશાસ્ત્ર વગેરે વિદ્યાઓમાં બહુ કુશળતા મેળવી હતી. ધૃતરાષ્ટ્ર આંધળો, અને વિદુર દાસી પુત્ર હોવાથી રાજ્ય પાંડુ ને મળ્યું

પાંડુને રાજ્ય મળ્યા પછી તેનુ લગ્ન દ્વારિકાના રાજા **સુરસેન** યાદવની કુંવરી **પૃથા—કુન્તા** કે જે કુન્તીભોજ રાજાને ઘેર ઉછરી મોટી થઇ હતી, તેનીસાથે થયું. અને બીજુ લગ્ન મદ્રદેશના રાજા **શલ્યની** બ્હેન માદ્રી સાથે થયું હતુ પાંડુ રાજા કેટલોક વખત સુધી રાજસુખ ભોગવીને પછી દિગ્વિજય, કરવા સારૂ નીકળ્યો હતો. તે મગધ, મિથિલા, અને કાશી, વગેરે દેશો જીતીને પાછો હસ્તિનાપુરમાં આવ્યો હતો. થોડા વખત પછી તે હસ્તિનાપુર છોડીને શિકારને માટે બને સ્ત્રીઓ સહીત હિમાલય ઉપર રહેવા સારૂ ગયે હતો. પરંતુ પુત્ર સુખ ન જોવાથી તે સુખી થઇ શક્યો નહિ. તેથી તેણે પોતાની બને રાણીઓને પુત્ર પ્રાપ્તી માટે દેવતાઓની આરાધના કરવાનુ કહ્યુ. તે પ્રમાણે કરતાં કુન્તી ને ધર્મદેવની કૃપાથી **યુધિષ્ઠિર**, વાયુદેવની કૃપાથી **ભીમસેન,** અને ઇંદ્રદેવની કૃપાથી **અર્જુન,** એ ત્રણ પુત્રો થયા. તેમજ માદ્રી રાણીને બને અશ્વનિકુમારોના પ્રસાદથી **નકુલ** તથા **સહદેવ** નામે જોડીઆ પુત્રો થયા. એ રીતે પાંડુ રાજાને પાંચ પુત્રો થયા. તેઓ **"પાંડવ"** કહેવાયા. ધૃતરાષ્ટ્રનું લગ્ન ગાંધાર (કંદહાર) દેશના રાજા સુબળની કુંવરી સતી **ગાંધારી** સાથે થયુ હતું. તેનાથી તેને **દુર્યોધન** વગેરે સો પુત્રો, તથા દુઃશલા નામે એક પુત્રી થઇ હતી. તેઓ **"કૌરવ"** કહેવાયા.

પુત્રોની બાલ્યાવસ્થામાં પાંડુ રાજાનુ મરણ નીપજ્યું. માદ્રી રાણી તેની જોડે સતી થઇ. પરંતુ કુન્તી પુત્રોનુ પ્રતિપાલન કરવામાં યત્નવાન થઇ. તે પુત્રોને લેઇને હસ્તિનાપુરમાં આવી. પાંડુ રાજાની ગેરહાજરીમાં ભીષ્મ વગેરેની સલાહથી રાજકારભાર ધૃતરાષ્ટ્ર ચલાવતો હતો. તેણે કુન્તીને તથા બાળ રાજપુત્રોને આદરભાવથી રાજમંદીરમાં રાખીને તેમનુ પાલન પોષણ કરવા માંડયુ. કૌરવો તથા પાંડવો ધૃતરાષ્ટ્રની સમાન પ્રીતિથી સાથે રહીને મોટા થયા. અને વિદ્યાભ્યાસ પણ સાથેજ રહીને કર્યો. કૌરવો કરતાં પાંડવો બુદ્ધિબળમાં વિશેષ હોવાથી દરેક બાબતમાં તેઓ સરસાઇ મેળવતા. તેથી કૌરવો તેમના ઉપર બહુ રીસે બળતા હતા. બધા રાજકુંમારોને કેળવણી આપવા સારૂ સઘળી વિદ્યાઓમાં પ્રવિણ એવા **કૃપાચાર્ય** નામે શિક્ષાગુરૂના હાથમાં સોંપ્યા હતા. તેમની પાસેથી તેમણે ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો. ત્યાર પછી એ કૃપાચાર્યના બનેવી દ્રોણાચાર્ય કે જે વેદ વિદ્યામાં તથા અસ્ત્ર શસ્ત્રવિદ્યામાં ઘણા કુશળ હતા. તેમની પાસે રાજકુંમારોએ અભ્યાસ કર્યો. તેઓમાંના દુર્યોધન તથા ભીમસેન એ બે જણ ગદા યુદ્ધમાં, નકુળ અશ્વવિદ્યામાં, સહદેવ જ્યોતીષ વિદ્યામાં તથા ખડ્ગમારવામાં, યુધિષ્ઠિર રથમાં બેસીને લડવામાં, અને અર્જુન ધનુર્વિદ્યા તથા બીજા બધા વિષયોમાં અધિક થયા.

રાજકુમારોનો વિદ્યાભ્યાસ પુરો થયો એટલે તેમની યુદ્ધ વિદ્યાની પરીક્ષા કરવા માટે એક મોટો રંગ અખાડો નગરની બહાર કરવામાં આવ્યો. તેમા બધા રાજકુમારોએ યુદ્ધવિદ્યાની ઘણી અસાધારણ કિયાઓ કરી બતાવીને સર્વેનાં મન રંજન કર્યા. પરંતુ આ

પરીક્ષામાં એક બીજાની હરિફાઇ કરવાં જતાં પાંડવો પ્રત્યે કૌરવોની અદેખાઇમાં વધારો થયો હતો.

ત્યાર પછી ધૃતરાષ્ટ્રે યુધિષ્ટિરને સર્વ વાતે યોગ્ય, અને રાજ્યના હકદાર જાણીને યૌવરાજ્યમાં અભિષિક્ત કર્યો. યુધિષ્ટિર યુવરાજ્યમાં પ્રતિષ્ટિત થઇને પ્રજા ઉપર રાજ્ય ચલાવવા લાગ્યા. તેઓ સ્વભાવે 'શાન્ત, ક્ષમાશીલ, ધર્મવિવેકી, ન્યાય નિપુણ, સત્યવાદિ;' અને દયાળુ હોવાથી પ્રજામાં ઘણા પ્રિય થઇ પડયા. આ જોઇ અદેખા દુર્યોધનથી સહન થઇ શકયુ નહિ. તેણે પોતાને રાજ્ય આપવા વિષે પોતાના પિતા ધૃતરાષ્ટ્રને ઘણી પ્રકારે કહ્યું. તેના ઉત્તરમાં ધૃતરાષ્ટ્રે કહ્યું કે,—"પુત્ર! પાંડુ જેવો રાજા બીજો કોઇ થયો નથી; તેમ હું 'અંધ' છું, તેથી રાજ્ય શી રીતે કરૂ? તેના પુત્રોમાં રાજ્યકાર્ય કરવાના સર્વ સદ્‌ગુણો છે. અને લોકો પણ તેમનાથી પ્રસન્ન છે. યુધિષ્ટિરમાં તારા કરતાં વિશેષ સદ્‌ગુણ છે માટે મારાથી તને રાજ્ય આપી શકાય નહિ." ઇત્યાદિ પ્રકારે કહ્યું તેથી દુર્યોધન દીલગીર થયો. પછી તેણે પાંડવોનો ઘાટ ઘડવાનો ઉપાય શોધ્યો. તે તેને તુરત જડયો. તેણે ધૃતરાષ્ટ્રને આડું અવળુ સમજાવી પાંડવોને **વારણાવત** (જૂના પ્રયાગ) મા મોકલાવ્યા ધૃતરાષ્ટ્રની આજ્ઞા પ્રમાણે પાંડવો પોતાની માતા કુન્તા સહિત ખુશીથી ત્યાં ગયા. 'વારણાવતમાં' તેમને રહેવા માટે જે ઘર તૈયાર કરાવ્યું હતુ તે રાળ અને લાખ વગેરે તુર્ત સળગી ઉઠે એવા પદાર્થોથી બનાવેલું હતું. દુર્યોધનનો એવો ગુપ્ત સંકેત હતો કે, પાડવો જ્યારે રાત્રે ઉંઘતા હોય ત્યારે એ ઘરને અગ્નિવડે સળગાવી મૂકવું. કે જેથી પાંડવો તેમાં બળી મરે. પરંતુ ઇશ્વરની ઇચ્છા બહુ બળિષ્ટ છે. મનુષ્યનુ ધાર્યું કાઇ પણ થતું નથી. આ દગાની વાત વિદુરના જાણવામાં આવ્યાથી તેમણે એ વિષે પાંડવોને ચેતાવી રાખ્યા હતા. તેથી કૌરવોની પાપી ઇચ્છા સફળ થઇ નહિ. તેમણે ઠરાવેલા દિવસે લાક્ષાગૃહ બળી ગયુ ખરૂ પણ ઇશ્વર કૃપાથી પાંડવો એક ભાંયરાની મારફતે સહીસલામત ગુપ્ત રીતે બહાર નીકળી ગયા. કૌરવોએ તો માન્યું કે પાડવો બળી મૂઆ. તેથી ધૃતરાષ્ટ્રે તેમની ઉત્તર ક્રિયા પણ કરી.

પાંડવો લાક્ષાગૃહમાથી બચીને ત્યાંથી ભગિરથી નદીને કિનારે ગયા. ત્યાં વિદુરના મોકલેલા એક માછીએ તેમને હોડીમાં બેસારીને નદીને સામે કાંઠે ઉતાર્યા. પાંડવો નદી પાર થઇને અરણ્યમા સુખરૂપે પ્રવિષ્ટ થયા આગળ ચાલતાં **હિડંબ** નામે રાક્ષસ તેમને મારવા આવ્યો. તેને ભીમસેને માર્યો. એ રાક્ષસની બ્હેન **હિડંબા**એ ભીમસેનની સાથે લગ્ન કરવાની ઇચ્છા જણાવી યુધિષ્ટિર અને માતા કુન્તાની રજા મળવાથી તેની સાથે ભીમસેન પરણ્યા. તેનાથી તેમને **ઘટોત્કચ્છ** નામે મહા બળવાન પુત્ર થયો. ત્યાર પછી યુધિષ્ટિર, માતા કુન્તા, અને અર્જુન વગેરે બીજા ભાઇઓ વિપ્રના વેષે ફરતા ફરતા **એકચક્રા**[1] નામે નગરમાં ગયા ત્યાં ભીમસેને **બકાસુર** નામે દૈત્યને મારી ત્યાંની પ્રજાને સુખ કરી આપ્યું હતું. 'એકચક્રા નગરમાં કેટલીક મુદત રહ્યા પછી પાંચાળ દેશનો રાજા **દ્રુપદ** પોતાની કુંવરી દ્રૌપદીનો સ્વયંવર કરતો હતો, ત્યાં પાડવો ગયા. અને એક કુંભારને ઘેર મુકામ કર્યો. પછી યથા સમયે સ્વયંવર મંડપમાં બ્રાહ્મણને વેષે ગયા. ત્યાં અર્જુને પોતાની ચાલાકીવડે મીનનેત્રનો ભેદ કરીને જય મેળવ્યો. અને દ્રૌપદીને પ્રાપ્ત કરી. પછી ભૂલથી આપેલી માતાની આજ્ઞા પ્રમાણે પાંચે ભાઇઓએ દ્રૌપદી સાથે વિવાહ કર્યો. ધીરે

૧ એકચક્રા હાલમાં આરાને નામે ઓળખાય છે.

ધીરે દ્રૌપદીના વિવાહનો વૃત્તાંત હસ્તિનાપુરમાં ફેલાયો. આટલા દિવસ સુધી તો પાંડવો છુપા રહ્યા હતા. વિવાહ કાળે પણ તેઓને પાંડુ પુત્ર તરીકે કોઈ જાણવા પામ્યા નહોતા. હવે એ વાત ધૃતરાષ્ટ્ર વગેરેના જાણવામાં આવ્યાથી તેમને તેડવા સારૂ પાંચાલ રાજ્યમાં વિદુરને મોકલ્યા. અને યથાકાલે પાંડવો, કુન્તી અને દ્રૌપદી સહિત હસ્તિનાપુરમાં આવ્યા.

ત્યાર પછી ધૃતરાષ્ટે પાંડવોને રાજ્યનો અર્ધ ભાગ આપ્યો. તેથી તેઓ **ઇંદ્રપ્રસ્થ** નામે નવું નગર વસાવીને ત્યાં રાજ્ય કરવા લાગ્યા.. યુધિષ્ઠિરે ઇંદ્રપ્રસ્થને બહુ ઉત્તમ પ્રકારે રચાવી ઇંદ્રપુરી સરખી શોભિતી બનાવી. તથા ઉત્તમ રાજનીતિથી રાજ્ય ચલાવી પ્રજાનાં સુખ અને સમૃદ્ધિમાં વધારો કર્યો. તેથી પ્રજાની પ્રીતિ તેમનાપર અતિશય થઇ હતી. તેમના મામાના દિકરા દ્વારિકાના રાજા શ્રીકૃષ્ણ તેમનાપર ઘણો પ્યાર રાખતા, અને પ્રસંગોપાત રાજ્યકાર્ય વગેરેમાં સારી સલાહ અને મદદ કરતા હતા. શ્રીકૃષ્ણના કહેવાથી **મયાસુર** નામે એક હુશિયાર શિલ્પશાસ્ત્રીએ મહારાજા યુધિષ્ઠિરને માટે એક અનુપમ સભામંડપ બનાવ્યો હતો. તે દશહજાર હાથના વિસ્તાર વાળો હતો. તેની અંદર હીરા, માણિક્ય વગેરે રત્નો જડીને તેને ઘણો સુશોભિત અને તેજસ્વિ કર્યો હતો. એ સભામંડપમાં સ્ફટિકનાં પગથિઆવાળો, માણિક્યનાં કમળ વાળો, ઇંદ્રનીલમણીથી બાંધેલો અને ઘણા જળથી ભરપૂર, એવો એક સુંદર જળાશય બનાવેલો હતો. કે જેને જોઇને મોહ ઉપજ્યા વિના રહેજ નહિ. ચારે બાજુએ રતુ રતુનાં ફળ, ફુલથી ભરેલા બગીચા બનાવ્યા હતા. વળી તેમાં એવી યુક્તિ કરેલી હતી કે, તે સભામંડપને જ્યાં લેઇ જવો હોય, ત્યાં લેઇ જવાય. આ સભામંડપને જોવા સારૂ મોટા મોટ ઋષિઓ અને રાજાઓ એકઠા થયા હતા. મહાત્મા નારદ મુનિ પણ વિણા બજાવતા આવ્યા હતા. તેમને મહારાજા યુધિષ્ઠિરે સિંહાસનપર બેસાડી પૂજા કરી. પછી મુનિએ રાજનીતિ અને ધર્મજ્ઞાનનું વ્યાખ્યાન કર્યું તે સર્વે લક્ષપૂર્વક સાભળ્યું પછી મુનિએ જણાવ્યુ કે, તમે રાજસૂય યજ્ઞ કરી તમારા ઐશ્વર્યમાં વધારો કરો. તે ઉપરથી યુધિષ્ઠિરે સર્વ ભાઇઓની સલાહ લેઇને યજ્ઞની તૈયારી કરવા માંડી. આવો યજ્ઞ કરનારે પ્રથમ સર્વ રાજાઓમાં પોતાનું આધિપત્યપણુ સ્થાપન કરવું જાઇએ. તેથી દિગ્વિજય કરવા માટે અર્જુનને ઉત્તરમાં, ભીમસેનને પુર્વમાં, સહદેવને દક્ષિણમાં, અને નકુળને પશ્ચિમમાં, એમ ચારે ભાઇઓને ચાર દિશામાં મોકલ્યા તેઓ પોતાના પરાક્રમ વડે તમામ રાજાઓને જીતી પુષ્કળ ધન, હાથી અને ઘોડા વગેરે લેઇ પાછા ઇંદ્રપ્રસ્થમાં આવ્યા.

હવે રાજસૂય યજ્ઞને માટે સર્વ સામગ્રી તૈયાર કરાવી. મહાત્મા વેદવ્યાસની આજ્ઞા પ્રમાણે સર્વ બ્રાહ્મણોને બોલાવ્યા. વેદવ્યાસ **બ્રહ્મા** થયા. **સુસામા** નામે મુનિ **ઉગ્દાતા** થયા, યાજ્ઞવલ્કયમુનિ અધ્વર્યુ થયા, અને રાજપુરોહિત **ધૌમ્યમુનિ** તથા **પૈલમુનિ** હોતા થયા. પછી મુનિઓએ પુણ્યાહવાચન કરી સંકલ્પોના ઉકો ગોઠવ્યા. અને શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે યજ્ઞ ભૂમિનું પૂજન કર્યું. મહારાજા યુધિષ્ઠિર દિક્ષા લેવાને પોતાના ભાઇઓ સહિત યજ્ઞ ભૂમિમાં પધાર્યા. દેશ દેશના રાજાઓ અને બ્રાહ્મણો ત્યાં હાજર થયા હતા. તેઓમાં દ્વારિકાંનો રાજા **શ્રીકૃષ્ણ**, ગાંધાર દેશનો રાજા **શકુની**, મદ્ર દેશનો રાજા **શલ્ય**, સિંધ દેશનો રાજા **જયદ્રથ**, પાચાળ દેશનો રાજા **દ્રુપદ**, સૌભનગરનો રાજા **શાલ્વ**, ...

મરૂ દેશનો રાજા ભગદત્ત, ચેદીનો રાજા શિશુપાળ, મત્સ્ય દેશનો રાજા વિરાટ, અને કુન્તીભોજ વગેરે ઘણા રાજાઓ આવેલા હતા. એ સિવાય મ્લેચ્છ જાતિના રાજાઓ પણ યજ્ઞ તથા યુધિષ્ટિર રાજાની મહાન સભા જોવા સારૂ આવ્યા હતા. મહારાજા યુધિષ્ટિરે તે સર્વેનો ઘણો સારો સત્કાર કર્યો હતો. તેમને માટે ઉત્તમ પ્રકારના ઉતારા અને અન્નપાન વગેરેની ગોઠવણ કરી હતી. કૌરવોને પણ સન્માન પૂર્વક બોલાવ્યાથી તેઓ આવ્યા હતા. યજ્ઞનું કામ સર્વ ભાઇઓ તથા સંબંધી જનોને યોગ્યતા પ્રમાણે સોંપવામાં આવ્યું હતું. દુર્યોધનના ભાઇ દુઃશાસનને ભક્ષ્ય ભોજ્યના અધિકાર ઉપર રાખ્યો હતો. દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાને સર્વ પરોણાઓની સરભરા કરવાનું કામ સોંપ્યું હતું. ભીષ્મ તથા દ્રોણે સર્વ ખાતાઓની દેખ રેખ રાખવાનું કામ માથે લીધુ હતું. કૃપાચાર્યને સુવર્ણ તથા રત્નોની પરીક્ષા કરવાનું તથા દક્ષિણા દેવાનું કામ સોંપ્યું હતું. વિદુરજીને ખર્ચ કરવાનો અધિકાર આપ્યો હતો. રાજાઓ તરફથી મણિ તથા રત્ન વગેરે જે ભેટ આવે તે સંભાળી લેવાનું કામ દુર્યોધનને સોંપ્યું હતું. અને શ્રીકૃષ્ણે તો પોતાની ખુશીથીજ બ્રાહ્મણોના ચરણ ધોવાનું કામ લીધું હતું. મહારાજા યુધિષ્ટિરની યજ્ઞભૂમિ સ્વર્ગભૂમિ જેવી દેખાતી હતી.[1] દેવતાઓ, બ્રાહ્મણો અને રાજાઓ કદી કોઇ પણ સ્થળે ન થયા હોય, તેવા તૃપ્ત થયા હતા. રાજસૂયના અંગરૂપે સોમયાગ કરવાનો સમય પ્રાપ્ત થતાં મહાત્મા વ્યાસ અને ભીષ્મ આદી સર્વ માનનીય પુરૂષો યજ્ઞની અંતર્વેદીમાં આવ્યા. વિદ્વાન બ્રાહ્મણો ત્યાં શાસ્ત્રાર્થની ભારે ધામધૂમ કરી રહ્યા હતા. યથા સમયે ભીષ્મે યુધિષ્ટિરને કહ્યું કે, અંતર્વેદીમાં આવેલા પ્રત્યેક પ્રતિષ્ઠિત પુરૂષોનું યોગ્ય પૂજન કરો. અને તેઓમાં જે સર્વોત્તમ જણાય તેમનું પ્રથમ પૂજન કરો. યુધિષ્ટિરે શ્રીકૃષ્ણનું પ્રથમ પૂજન કર્યું. તે જોઇને ચેદીનો રાજા શિશુપાળ ક્રોધે ભરાયો, અને ખોટાં વચનોથી શ્રીકૃષ્ણનો ઘણો તીરસ્કાર કર્યો. તેઉપરથી તકરાર વધી પડતાં શ્રીકૃષ્ણે શિશુપાળનો વધ કર્યો. પછી યજ્ઞનું કામ પૂરૂ થતાં સર્વ રાજાઓને ભેટ આપી વિદાય કર્યા.

રાજસૂય યજ્ઞ સમાપ્ત થયા પછી એક દિવસે સંપૂર્ણ "મયસભા" જોવા સારૂ દુર્યોધન પોતાના બંધુ અને મિત્રોની સાથે ગયો. એ સભામંડપમાં મયાસુરે પોતાની ઉત્તમ કારીગરીની અનેક રચના કરી હતી. જે જોઇને સર્વ છક થઈ ગયા. તેમાં જળને ઠેકાણે સ્થળ, અને સ્થળને ઠેકાણે જળ, ભીંતને ઠેકાણે દ્વાર, અને દ્વારને ઠેકાણે ભીંત આદિ અનેક પ્રકારનો ભાસ દર્શાય, એવી ચાતુર્યવાળી રચના જોતાં દુર્યોધન સ્થળ હતું ત્યાં જળ સમજીને વસ્ત્ર ઉંચાં લેઇ ચાલ્યો, અને ખરેખર જળ હતું, ત્યાં સ્થળ સમજી વસ્ત્રસહિત ચાલ્યો તેથી વસ્ત્ર પલળ્યાં. ભીમસેને તેને હાથ પકડી બહાર કહાડ્યો. આગળ જતાં દ્વાર જાણી બહાર નીકળવા ગયો કે ભીંત સાથે અથડાયો. એ રીતે પદાર્થ પરીક્ષામાં દુર્યોધને પોતાની મૂર્ખાઇ જણાવી. તે જોઇને પાંડવ પક્ષનાએ તેનું હાસ્ય કરી મેહેણાં માર્યાં હતાં.

---

૧ મહારાજા યુધિષ્ટિરના આ રાજસૂય યજ્ઞની કાંઇક બરોબરી કરી શકે તેવો એક મોટો મેળાવડો નામદાર મહારાણી શ્રીવિક્ટોરીઆએ "કૈસરેહિંદ" નો ખેતાબ ધારણ કરવામાટે તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના દિવસે દિલ્હી શેહેરમાં કર્યો હતો. તે પ્રસંગે ભારતવર્ષના મોટા મોટા રાજાઓ પોતાનાં લાવ લશ્કર લેઇને મોટા ઠાઠથી દિલ્હીમાં એકઠા થયા હતા. તે બાબતની સર્વ ક્રિયા નામદાર મહારાણીજીની વતી એ વખતના હિંદના વાઇસરોય અને ગવર્નર જનરલ લોર્ડ "લીટને" કરી હતી.

તેથી તેને બહુ દુઃખ લાગ્યું હતું. પણ તે સહન કરી વિવેકથી યુધિષ્ઠિરની આજ્ઞા લેઇ તેમની આપેલી ભેટ સહિત હસ્તિનાપુર ગયો.

ઇંદ્રપ્રસ્થમાં પાંડવો સુખેથી રાજ્ય કરવા લાગ્યા. પરંતુ તેમના વૈભવથી મોહ પામેલા દુર્યોધને હરેક ઉપાયથી તેમનું દ્રવ્ય હરી લેઇ પાયમાલ કરવાનો ઇરાદો કર્યો. એ કામમાં તેને તેના મામા શકુનિએ તથા કર્ણે[1] પુષ્ટી આપી. પછી તેમણે યુધિષ્ઠિરની સાથે દ્યુત રમીને સર્વસ્વ હરી લેવાનો સંકલ્પ કર્યો. શકુનિએ ધૃતરાષ્ટ્રને સમજાવી દ્યુત રમવા સારૂ યુધિષ્ઠિરને હસ્તિનાપુર તેડાવ્યા. યુધિષ્ઠિરે આવીને ધૃતરાષ્ટ્રને કહ્યું:—" જુગાર એ એક જાતની ઠગાઇ છે. તે રમવામાં કાંઇ ક્ષત્રિય જાતનું પરાક્રમ નથી, તેમ કોઇ જાતની નીતિ પણ નથી; તેમ છતાં તમે જુગારની રમતને કેમ મારી ગયો છો ? યુદ્ધ કરીને જીતવામાં ધર્મ છે, પણ જુગારથી જીતવામાં ધર્મ નથી. જુગાર તો એક જાતનું પાપ છે. જીતવું હોય તો કપટ વગરનું યુદ્ધ કરીને જીતવું, એ સજ્જનોની રીત છે. અમે બ્રાહ્મણોનો ઉપકાર કરવા માટે દ્રવ્ય મેળવ્યું છે. અને હજી પણ મેળવવાનો યત્ન કરીએ છીએ. અમારા એવા ધનનો ઉપયોગ જુગાર રમવામાં કરવો એ સારૂ કામ નથી. હું નીચ કર્મોથી ધન અને સુખ મેળવવા ઇચ્છતો નથી. જુગારી માણસ વિચિક્ષણ હોય, તોપણ તેની રીતભાત વખણાતી નથી." ઇત્યાદિ વચનોથી યુધિષ્ઠિરે ઘણું સમજાવ્યું, પણ ધૃતરાષ્ટ્ર વગેરે એ ન માનવાથી અને લાચારીથી કૌરવોની સાથે તેઓ દ્યુત રમ્યા. તેમાં રાજપાટ, લક્ષ્મી, પોતાનું શરીર, ભાઇઓ, અને છેલ્લે રાણી દ્રૌપદી સુદ્ધાં હારી ગયા. કૌરવોએ પાંડવોને રીસે બાળવા સારૂ દ્રૌપદીને પોતાના ઘરની દાસી તરીકે કામ કરાવવા સારૂ સભામાં બોલાવી. દુઃશાસન તેને ચોટલે પકડીને ઘસડતી ખેંચી લાવ્યો. કૌરવોએ સભા વચ્ચે નિર્લજ્જપણે સતી દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચવાનો પ્રયત્ન કર્યો, પણ શ્રીકૃષ્ણે તેની લાજ રાખી છેવટ મહાત્મા વિદુર અને સતી ગાંધારી વગેરેના કહેવાથી ધૃતરાષ્ટ્રને જ્ઞાન થયું, તેથી તેણે દ્રૌપદી સહિત પાંડવોને મૂકત કર્યા. એટલે યુધિષ્ઠિરાદિ સૌ ઇંદ્રપ્રસ્થમાં પાછા ગયા. ત્યાર પછી દુર્યોધને પોતાની મતલબ પાર નહિ પડ્યાથી ફરીને ધૃતરાષ્ટ્રને સમજાવીને દ્યુત રમવા સારૂ પાંડવોને બોલાવ્યા. પાંડવો ફરીને હસ્તિનાપુરમાં આવીને દ્યુત રમ્યા. તેમાં તેમની હાર થઇ. આ વેળાની રમતમાં એવો ઠરાવ હતો કે, જેઓ હારે તે બાર વર્ષ સુધી વનવાસ, અને એક વર્ષ ગુપ્ત રહે. અને જો તેરમા વર્ષે જણા થાય, તો ફરીને બાર વર્ષ વનવાસ રહે. એ પ્રમાણે ઠરાવ હતો, તેથી પાંડવો વનમાં જવા તૈયાર થયા. એ વાત સાંભળીને સર્વ પ્રજા ઘણી દીલગીર થઇ. પછી માતા કુન્તાને વિદુરજીને ઘેર મુકી પાંડવો વનમાં જવા નીકળ્યા.

પાંડવોની સાથે વનમાં જવા સારૂ રાજપુરોહિત ધૌમ્ય મુનિ અને નગરના ઘણાક બ્રાહ્મણો પણ નીકળ્યા. તેમને પ્રમાણવડ આગળ યુધિષ્ઠિરે વનવાસનાં દુઃખો કહી સંભળાવીને પાછા જવાને ઘણુંએ સમજાવ્યા, પણ કોઇએ માન્યું નહિ. ત્યારે નિરૂપાય થઇ સૌ આગળ ચાલ્યા. પ્રથમ તેઓ કામ્યકવનમાં ગયા. ત્યાં યુધિષ્ઠિર પોતાની સાથેના માણસોને ફળ-ફુલ અને કંદ મૂળ પૂરાં પાડતા હતા. પરંતુ તેમની પાસે પ્રતિદિન નવા

[1] કુન્તાને કુવારી અવસ્થામાં સૂર્યના પ્રસાદથી થયેલો પુત્ર ( જુઓ કર્ણનું ચરિત )

નવા ઋષિઓ અને બ્રાહ્મણો આવીને રહેવા લાગ્યા. એમ ઘણાં મનુષ્યો થવાથી તેમના નિર્વાહની મોટી કાળજી ઉત્પન્ન થઇ. તેથી ધૌમ્ય મુનિની આજ્ઞા પ્રમાણે યુધિષ્ટિરે વનમાં સૂર્યની ઉપાસના કરીને એક **અક્ષયપાત્ર** મેળવ્યુ. જે વડે સેંકડો જનને ષડ્રસ ભોજન મળવા લાગ્યું. એથી સર્વે આનંદમાં કાળ ગુજારવા લાગ્યા. એક વેળાએ દુર્યોધનના કહેવાથી **દુર્વાસા** ઋષિ ઘણા માણસો સહીત પાંડવોની પાસે ગયા હતા. પરંતુ એ સર્વેને અક્ષયપાત્રના પ્રતાપથી સંતોષ્યા હતા. દુર્યોધનની ધારણા એવી હતી કે દુર્વાસા ઋષિનાં ઘણાં માણસોને યુધિષ્ટિર વનમાં ભોજન પૂરૂ નહિ પાડી શકે, તેથી ઋષિ ક્રોધ કરીને શાપ દેશે. પરંતુ ઉપર કહ્યું તેમ દુર્યોધનની એ પાપી ઇચ્છા પાર પડી નહિ.

પાંડવો કામ્યક વનમાંથી **દ્વૈતવનમાં** જઇને રહ્યા. આ પ્રસગોપાત વાત ચાલતાં કૌરવોના વિરૂદ્ધમા કેટલુક બોલ્યા પછી દ્રૌપદીએ યુધિષ્ટિરને કહ્યુ કે;—મહારાજ! નિરૂદ્યોગી રહેવાથી કાર્યની કાંઇ સિદ્ધિ થતી નથી. જંગમ જીવો ઉદ્યમ કર્યા વિના જીવી શક્તા નથી. જે પુરૂષ કેવળ દૈવ ઉપર આધાર રાખી હાથ પગ જોડી નિરૂદ્યમી થઇને બેસી રહે છે, તે પુરૂષ કાચા ઘડાની પેઠે વીંખાઇ જાય છે જો ઉદ્યોગનુ ફળ ન હોય, તો ખેડુ લોકો ખેડ કરે નહિં. અને કોઈ ભણે ગણે નહિ. મોટાં મોટાં શહેરો અને ઇમારતો પણ ઉદ્યોગથીજ બને છે. આળસુને અલક્ષ્મી, અને ઉદ્યોગીને લક્ષ્મી પ્રાપ્ત થાય, એવા ઘણા દાખલાઓ જોવામાં આવે છે. માટે, જો આપ આપના ચારે ભાઇઓને ઉદ્યોગ કરવાની આજ્ઞા આપો તો પછી ઉદ્યોગ સફળ કે નિષ્ફળ થયાની આપને ખાત્રી થાય. મન ઢચુ પચુ રાખીને ઉદ્યોગ કરવામાંજ ન આવે તો તેના સફળપણા કે નિષ્ફળપણાની ખબર શી રીતે પડે? જો આપ નિઃસંશય થઇ ઉદ્યોગમાં લાગો તો પડેલું દુઃખ દૂર થયા વિના રહેજ નહિ. સમુદ્રને પૂરી નાખવો હોય, કિંવા પહાડને તોડવો હોય તો તેવાં કામ પણ ઉદ્યોગથીજ પાર પડે છે. તો શત્રુને તોડવાનું કામ કેમ ન બને ?" દ્રૌપદીના આ બોલવાને ભીમસેને ટેકો આપીને કૌરવોની સામે યુદ્ધ કરીને રાજ પાછું મેળવવા સંબંધી મહારાજા યુધિષ્ટિરને બહુ ઉશ્કેરવાનો પ્રયત્ન કર્યો. પણ તે ફોકટ ગયો. મહારાજા યુધિષ્ટિરે ઉત્તરમાં કહ્યું કે;—

"ક્રોધી માણસો પાપ કરે છે, ગુરૂઓને પણ મારે છે, મહાત્માઓનું પણ અપમાન કરે છે, બોલવા ન બોલવાનું જાણતો નથી. કરવા ન કરવાનુ જાણતો નથી, અને વખતે પોતાને પણ યમપુરીમા દાખલ કરી દે છે. માટે ક્રોધ રાખવાથી મોટી હાનિ છે. ઉપજેલા ક્રોધને જે સમાવે તેની ચડતી થાય છે અને ન સમાવે તેની પડતી થાય છે. જે માણસ ક્રોધની સામે ક્રોધ ન કરે તે માણસ પોતાને તેમજ સામાને બચાવે છે. સહન કરવાથી સમર્થ તથા અસમર્થનું પણ કલ્યાણ થાય છે. પડીત લોકો જેને તેજસ્વી કહે છે, તેનામાં ક્રોધ હોતો નથી. ક્રોધનો ત્યાગ કરવામાં આવે, ત્યારેજ તેજની પ્રાપ્તિ થાય છે. હુ દુર્યોધનનુ રાજ હરી લેવાને વાસ્તે જુગાર રમવા બેઠો હતો, પણ શકુનીના કપટને લીધે મારી હાર થઇ, અને આવું વિપરીત પરિણામ આવ્યું. હશે, જેમ ભાવિમાં હતું તેમ બન્યુ. હવે તેનો પશ્ચાતાપ કરવો વ્યર્થ છે. ભરી સભામાં હું પ્રતિજ્ઞાથી બંધાઇ ગયો છું. તો હવે રાજ્યના લોભે મારાથી એ પ્રતિજ્ઞાનો ભંગ થઈ શકે

નહિ. ધર્મનું ઉલ્લંઘન કરીને રાજ્ય કરવા કરતાં મરવું વધારે સારૂં છે. હવે મારાથી મારી પ્રતિજ્ઞા ફેરવી શકાશે નહિ. જે મોટાં કામો સાહસથી આરંભવામાં આવે, તે કામો પરિણામે દુઃખદાયી થાય છે. વિચાર કરીને ધૈર્યથીજ કરવામાં આવે છે, તેમાં જય મળે છે. દૈવની અનુકૂળતાની તો સર્વ કાર્યમાં જરૂર છે. માટે આપણે તેર વર્ષ વનમાં પૂરાં કરવાં પડશે.

આ વાત થઇ રહ્યા પછી મહાત્મા વેદ વ્યાસ ત્યાં ફરતા ફરતા જઇ ચડયા. તેમણે યુધિષ્ઠિરને કહ્યું કે;—તમારા મનમાં જે વિચારો ઘોળાયા કરે છે, તે મેં મારી યોગ્ય વિદ્યાના બળથી જાણી લીધા છે. માટે હું તમારી પાસે આવ્યો છું. એટલું કહીને તેમણે "પ્રતિસ્મૃતિ" નામે ઇંદ્રના મંત્રરૂપ વિદ્યા શીખવી. પછી કહ્યું કે, આ વિદ્યા સાક્ષાત સિદ્ધિ દેવી છે. તેનો ઉપદેશ તમે અર્જુનને કરજો. અર્જુન આ વિદ્યાના પ્રભાવથી તપ કરીને રૂદ્ર તથા ઇંદ્ર આદિ સર્વ દેવતાઓને મળી શકશે. અને તેમની પાસેથી સઘળાં દિવ્ય અસ્ત્રો મેળવીને શત્રુ માત્રને છતી શકશે. એટલું કહીને વ્યાસ અંતર્ધાન થયા. વ્યાસના કહ્યા પ્રમાણે યુધિષ્ઠિરે "પ્રતિસ્મૃતિ" ના મંત્રનો ઉપદેશ અર્જુનને કર્યો. તેથી અર્જુન ભાઇઓને છોડીને તપ કરવા ચાલી નીકળ્યા.

પાંડવો દ્વૈતવન છોડીને પાછા કામ્યક વનમાં આવી રહ્યા. અહિં **લોમશ** નામના મુનિએ આવીને તેમને વનવાસના દુઃખ પરિહારાર્થે નળાખ્યાન સભળાવ્યું. પછી **બૃહદશ્વ** ઋષિએ આવીને અનેક ઇતિહાસો સંભળાવ્યા. અને **અક્ષવિદ્યા** તથા **અશ્વ-હૃદય** વિદ્યા તેમને શીખવી. એ બે વિદ્યાનો ઉપયોગ એવો છે કે જુગટાનો પ્રસંગ આવતાં અનુકૂલ પાસા પડાવે. અને યુદ્ધમાં પરાજ્ય ન થાય. પછી **પુલસ્ત્ય** ઋષિએ તીર્થયાત્રાનું વર્ણન કરી તેનો મહિમા સંભળાવ્યો, ત્યારપછી લોમશમુનિની સલાહ પ્રમાણે યુધિષ્ઠિર વગેરે તેમને સાથે લેઇને તીર્થયાત્રા કરવા સારૂ નીકળ્યા. પ્રથમ તેઓ **પ્રભાસક્ષેત્ર**માં આવ્યા. ત્યાં દ્વારિકાથી શ્રીકૃષ્ણ તથા બળદેવ તેમને મળવા સારૂ આવ્યા. પ્રભાસથી પાંડવો પશ્ચિમ દિશાનાં સઘળાં ક્ષેત્રો ફરીને ઉત્તર દિશામાં હિમાલય અને **બદ્રીકાશ્રમ**ની સમીપના વનમાં જઇ પહોચ્યા. અહિંઆં લોમશ મુનિએ તેમને જણાવ્યું કે, હવે આપણે **કૈલાશ** પર્વતમાં તથા **મંદરાચળ**માં પ્રવેશ કરવાનો છે, માટે સૌ સાવચેતી રાખજો. વળી **ગંધમાદન** નામના પર્વતમાં તપસ્વી લોકોથીજ જઇ શકાયછે. એમ કહીને તેમણે સૌએ તપસ્વીનો વેષ લીધો. ને આગળ ચાલતાં તેઓ પહાડી લોકોના રાજા સુબાહુના દેશમાં પહોચ્યા. એ રાજાએ તેમનું સારૂ સન્માન કર્યું. ત્યાંથી આગળ ચાલીને તેઓ નદીઓ, તળાવો, પર્વતો, વનો, અને જંગલી પશુઓને જોતા જોતા ગંધમાદન પર્વતમાં ચેહ્યા. ત્યાં તેમને વરસાદનું ભારે તોફાન નડયું. ત્યાંથી તેઓ થોડા વખતમાં બદ્રિકાશ્રમમાં જઇ પહોચ્યા. ત્યાં વસતા ઋષિઓએ યુધિષ્ઠિરનો સારો સત્કાર કર્યો. બદ્રિકાશ્રમમાં જૂદાં જૂદાં પવિત્ર સ્થાનોમાં સ્નાન તથા દર્શન કરીને સૌ અતિ આનંદ પામ્યા.

બદ્રિકાશ્રમમાંથી નીકળીને યુધિષ્ઠિર વગેરે અર્જુનને મળવાની આશાથી કૈલાસ પર્વત તરફ ચાલ્યા. અને ઉત્તર દિશામાં **મૈનાક** તથા **ગંધમાદન** આદિ પર્વતોના રમણિય ભાગોને તથા સુંદર નદિઓને જોતા જોતા સત્તરમે દિવસે તેઓ હિમાલયના પાછલા ભાગમાં પહોચ્યા. અને **વૃષપર્વા** નામે રાજર્ષિના આશ્રમમાં સાત રાત્રી રહ્યા. ત્યાંથી નીકળીને

તેઓ **આર્ષ્ટિષેણ** નામે રાજર્ષિના આશ્રમે ગયા. એ ઋષિએ તેમનું સારૂ સન્માન કર્યું. તથા અર્જુનના આવતાં સુધી ત્યાંજ રહેવાનુ કહ્યું. તેથી યુધિષ્ટિર વગેરે સૌ ત્યાંજ રહ્યા. ત્યાં તેમના વનવાસનું પાંચમુ વર્ષ પૂરૂ થયું. એટલે અર્જુન જે ઇંદ્રના દરબારમાં ગયા હતા, તે પણ ત્યાં આવીને તેમને મળ્યા. પાંડવો આ આશ્રમમાં લગભગ પાંચ વર્ષ સુધી રહ્યા. તેમના વનવાસના અગીઆરમે વર્ષે ત્યાંથી તેઓ નીકળીને બદ્રિકાશ્રમને માર્ગે થઇને ફરતા ફરતા બારમા વર્ષની શરૂઆતમાં પાછા દ્વૈતવનમાં આવીને રહ્યા.

પાંડવોને નજીક આવેલા જાણીને કૌરવો પોતાની સમૃદ્ધિ બતાવી, તેમને પરિતાપ આપવાના ઇરાદે દ્વૈતવનમા આવ્યા. ત્યાં તેમને **ચિત્રસેન** નામે ગંધર્વની સાથે યુદ્ધ થતાં દુર્યોધન વગેરે બધીવાન થયા. એ વાતની યુધિષ્ટિરને ખબર પડતાં તેમને છોડાવવા માટે ભીમસેનને આજ્ઞા કરી. ભીમસેને દુર્યોધનના વિરૂદ્ધમાં કેટલીક વાત કરીને તેમ કરવાની ના પાડી. તે ઉપરથી યુધિષ્ટિરે કહ્યુ કે;—"ભીમસેન! ભાઇઓમાં વેર થાય છે, કુસપ થાય છે, અને કજીઆ પણ થાય છે. પરંતુ તેવાં કારણો ને વચમાં લેઇ કુળનો ધર્મ છોડી દેવો એ યોગ્ય નથી. ભાઇઓમાં પરસ્પર વેર હોય, તોપણ જ્યારે કોઇ બહારનો શત્રુ કુળની લાજ લેઇ જતો હોય, ત્યારે તે વખતે સઘળા ભાઇઓએ એક સંપ કરીને શત્રુને મારવો જોઇએ. વેરને લીધે બે પક્ષ બધાયાથી કૌરવો સો ભાઇઓ અને આપણે પાંચ પાંડવો કહેવાઇએ છીએ, પણ જ્યારે કોઇ ત્રીજો શત્રુ ઉભો થઇ કુળની લાજ લેવા આવે, ત્યારે આપણે ૧૦૫ ભાઇઓ છીએ, એવું સમજીને પરસ્પર સહાયતા કરવી જોઇએ. દુષ્ટ બુદ્ધિ દુર્યોધન પોતાની રાજ્ય લક્ષ્મી લેઇને આપણને કચવાવવા આવ્યો હતો, તોપણ આપણે વિચારવું જોઇએ કે ગંધર્વોના હાથથી દુર્યોધન પકડાઇ જવાથી અને તેમના હાથથી કૌરવોની સ્ત્રીઓનો સ્પર્શ થવાથી આપણા કુળની પ્રતિષ્ટાને મોટી હાનિ પહોચી છે. માટે ભીમસેન! તમે તથા અર્જુન વગેરે શરણાગતના રક્ષણરૂપ ધર્મ, અને કુળની પ્રતિષ્ટાના રક્ષણરૂપ ધર્મને સાચવવા સારૂ સજ થઇ ગંધર્વો પાસે પકડાયેલાઓને છોડી લાવો. સાધારણ ક્ષત્રિય પણ શરણાગતના રક્ષણને માટે પોતાનો પ્રાણ સુદ્ધાં આપવા તૈયાર થઇ જાય છે. શત્રુ છતાં પણ જો તે શરણાગત થઇ "મારૂ રક્ષણ કરો" એમ બોલે તો તેનુ રક્ષણ કરવું, એ આર્ય મહાત્માઓનો ધર્મ છે. દેવતાઓ પાસેથી વરદાનની પ્રાપ્તી, રાજ્ય, અને પુત્ર જન્મ, એ ત્રણ ઉત્સવરૂપ પ્રિય વસ્તુઓને એક પલ્લામાં મૂકો, અને બીજા પલ્લામાં શત્રુના રક્ષણરૂપ ધર્મને મૂકો, અને પછી તેની તુલના કરો તો આ છેલ્લી એક વસ્તુ, પહેલી ત્રણની બરોબર ઉતરશે.'વિપત્તિમાં આવેલો દુર્યોધન તમારા બાહુ બળથી પુનઃજીવને પામે, એના જેવો બીજો લાભ કયો છે?" મહારાજા યુધિષ્ટિરની આ પ્રમાણે આજ્ઞા થવાથી અર્જુન તથા ભીમસેન વગેરે જઇને ચિત્રસેન પાસેથી દુર્યોધન વગેરેને છોડાવી લાવ્યા હતા.

ત્યાર પછી પાંડવો દ્વૈતવનમાંથી નીકળીને પાછા કામ્યક વનમાં આવ્યા. ત્યાં મહાત્મા વેદવ્યાસ તેમને મળવા સારૂ ગયા હતા. વ્યાસે યુધિષ્ટિરને કહ્યું કે;—"માણસોને સુખ પછી દુઃખ, અને દુઃખ પછી સુખ આવ્યાજ કરે છે, તે ભોગવી લેવું જોઇએ. જેઓમાં સત્ય, સરળતા, અક્રોધ, મનની શાન્તી, જિતેંદ્રિયપણુ, અહિંસા, અને દાસ્ના

એટલા સદ્‌ગુણો હોય, તેમના માથે ગમે તેવું દુઃખ પડેલું હોય, તોપણ પરિણામે તેમને સુખની પ્રાપ્તી થયા વિના રહેતી નથી. તમે પણ એ બધા સદ્‌ગુણો ધરાવો છો, માટે તમારો પણ અંતે જયજ છે. તેરમું વર્ષ વિતશે કે તુરત રાજ્ય મળશે." એટલું કહી વ્યાસ પોતાને આશ્રમે ગયા હતા.

એક દિવસે યુધિષ્ઠિરાદિ પાંચે ભાઇઓ દ્રૌપદીને તૃણબિંદુ નામે રાજર્ષિના આશ્રમમાં મૂકી, તથા ધૌમ્ય મુનિને તેના રક્ષણ માટે મૂકી ચારે દિશાઓમાં મૃગયા રમવા સારૂ ગયા હતા; તેવામાં સિંધદેશનો રાજા જયદ્રથ કે જે દુર્યોધનની બ્હેન દુઃશલાનો વર હતો, તે દ્રૌપદીનું હરણ કરી નાશી ગયો. એ વાતની પાંડવોને તુરત ખબર પડવાથી તેઓ તેની પાછળ જઇ દ્રૌપદીને છોડાવી લાવ્યા. જયદ્રથ નાઠો હતો, તેને અર્જુને તથા ભીમસેને પકડી પાડી યુધિષ્ઠિર આગળ હાજર કર્યો. યુધિષ્ઠિરે તેના ઉપર દયા લાવી, યોગ્ય શીખામણ દઇને છોડી મૂક્યો હતો.

પાંડવોને વનવાસનાં બાર વર્ષ પૂરાં થવાથી તેરમે વર્ષે છુપા રહેવા સારૂ તેઓ ધૌમ્ય મુનિની સલાહથી મત્સ્ય દેશના રાજા વિરાટના નગરમાં ગયા. પ્રથમ તેમણે પોતાનાં શસ્ત્રો નગરની બહાર સ્મશાનમાં એક સમી-ખીજડાના ઝાડપર છુપાવ્યાં. પછી યુધિષ્ઠિર બ્રાહ્મણના વેષે કાખમાં અક્ષ-પાસાનું પોટકું રાખી વિરાટ રાજાની પાસે જઇને આશીર્વાદ દેઇને કહ્યું કે; હું પાંડવોને ત્યાં રહેતો હતો, પણ તેઓ વનવાસમાં ગયા, ત્યારથી નિરાશ્રિત થયો છું. તેથી અહિં આવ્યો છું. અક્ષવિદ્યામાં કુશળ છું. અને મારૂં નામ કંક છે. ઇત્યાદિ કહેવાથી રાજાએ તેમને પોતાની પાસે સભાસદ તરીકે રાખ્યા. તેજ પ્રમાણે ભીમસેન રસોઇના કામમાં બહુ પ્રવિણ હોવાથી બલ્લવ નામ ધારણ કરીને રાજાના રસોડાનો ઉપરી તરીકે રહ્યા. અર્જુન ગાયન તથા નૃત્ય વિદ્યામાં કુશળ હોવાથી રાજાના અંતઃપુરમાં ઉત્તરા કુંવરીને ગાયન વિદ્યા શીખવવા સારૂ બૃહન્નલા નામ ધારણ કરીને રહ્યા. નકુલ ગાયોના પાલનમાં કુશળ હોવાથી ગ્રંથિક નામ ધારણ કરીને ગાયોના ગોવાળોના ઉપરીની જગોએ રહ્યો. સહદેવ ઘોડાઓની ચિકિત્સા જાણવા વગેરેના કામમાં પ્રવિણ હોવાથી તંતિપાલ નામ ધારણ કરીને અશ્વશાળાના ઉપરીની જગોએ દાખલ થયો. અને દ્રૌપદી સૈરંધ્રી નામ ધારણ કરીને વિરાટ રાજાની રાણીઓના ચોટલા ગુંથવાના કામ ઉપર રહી હતી.

એ રીતે પાંડવો વિરાટ રાજાના દરબારમાં તેરમા વર્ષે છુપા રહીને નોકરી કરતા હતા. ત્યારે આણી તરફ દુર્યોધન ચારે બાજુએ દૂતો મોકલીને તેમને છતા કરવાની મહેનત કરતો હતો. કેમકે જો પાંડવો તેરમા વર્ષે છતા થાય, તો ઠરાવ પ્રમાણે બીજાં બાર વર્ષ પાંડવોને વનવાસમાં રહેવું પડે. તેથી પોતાને લાભ થાય. વિરાટ રાજાના દરબારમાં નોકરી કરતાં પાંડવોને એક વર્ષ વીતિ ગયું. એટલે તેમણે છતા થઇને પોતાની ઓળખ આપી, વિરાટ રાજાની સાથે મિત્રતા બાંધી. ત્યાર પછી પાંડવોએ કૌરવને કહાવી મોકલ્યું કે, હવે અમને રાજ્યનો અર્ધભાગ આપી સલાહ કરો. પાંડવોની એ માગણી કૌરવોને તીક્ષ્ણ બાણ જેવી લાગી, અને રાજ્યમાં ભાગ આપવાની ચોખી ના પાડી. ત્યારે યુધિષ્ઠિરે ફરીને તેમને સમજાવવા સારૂ શ્રીકૃષ્ણને મોકલ્યા. શ્રીકૃષ્ણે ત્યાં જઇને કૌરવોને પણ

સમજાવ્યા પણ તેમણે કાંઇ માન્યુ નહિ. છેવટે શ્રીકૃષ્ણે કહ્યું કે, તમે ગમે તો આખું રાજ્ય ભોગવો, પણ પાંડવોને માત્ર પાચ ગામ આપો. તેના ઉત્તરમાં દુર્યોધને કહ્યું કે, હું લડાઇ સિવાય એક સોયની અણી સમાય તેટલી જગો પણ આપીશ નહિ. ત્યારે શ્રીકૃષ્ણ નિ-રાશ થઇને યુધિષ્ટિર પાસે પાછા ગયા.

હવે લડાઇ સિવાય બીજો કાંઇ આરો રહ્યો નહિ. બન્ને બાજુએથી લડાઇની તૈયારી થવા માંડી. કૌરવો અગીયાર અક્ષોહિણી,[1] અને પાંડવો સાત અક્ષોહિણી સેનાથી સજ્જિત થયા. થોડા સમયમાં બંને પક્ષનાં સૈન્ય કુરૂક્ષેત્રના મેદાનમાં એકઠાં થયાં. પાંડવોના પક્ષ-માં શ્રીકૃષ્ણ; દ્રુપદ રાજા અને તેમના કુંવરો ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડી, વિરાટ રાજા અને તેનો કુંવર ઉત્તર, કુન્તીભોજ રાજા, શિશુપાલનો પુત્ર ધૃષ્ટકેતુ, કાશીનો રાજા, દ્રૌપદીના પાંચ પુત્રો,[2] અર્જુનનો પુત્ર અભિમન્યુ, સાત્યકિ, અને ધૃતરાષ્ટ્રે રાખેલી વાણીયણના પેટે ઉત્પન્ન થયેલો પુત્ર યુયુત્સુ વગેરે ઘણાક પ્રબળ યોદ્ધાએ અને રાજાએ હતા. તેમજ કૌર-વોના પક્ષમાં ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, શકુનિ, મદ્રદેશનો રાજા શ-લ્ય. કામરૂ દેશનો રાજા ભગદત્ત, કૃતવર્મા યાદવ, ભુરિશ્રવા, કંબોજ દેશનો રાજા સુદક્ષિ-ણ, મહિષ્મતીનો રાજા નીલ, માળવાનો રાજા બિંદ, અયોધ્યાનો રાજા બૃહદ્બળ, પૌરવ રાજા, શુશર્મા, જયદ્રથ, અને કર્ણનો પુત્ર વૃષસેન, વગેરે ઘણા યોદ્ધાએ હતા. પાંડવોના લશ્કરનો સેનાપતિ દ્રુપદ રાજાનો કુંવર ધૃષ્ટદ્યુમ્ન હતો. અને કૌરવોના લશ્કરનો સેનાપતિ ભીષ્મ હતો. પણ ભીષ્મના પડ્યા પછી દ્રોણાચાર્ય, કર્ણ, અને અશ્વત્થામા, એમ અનુક્રમે સેનાપતિ થયા હતા. આ લડાઇ લાગટ ૧૮ દિવસ સુધી થઇ હતી. તેમાં કૌરવ પક્ષના ભીષ્મ, ભુરિશ્રવા, જયદ્રથ, દ્રોણાચાર્ય, દુઃશાસન, કર્ણ, શૈલ્ય, શકુનિ, અને દુર્યોધન વગેરે ઘણા યોદ્ધાએ અનુક્રમે રણમાં પડ્યા હતા. તેમ પાંડવ પક્ષમાં અર્જુનનો પરાક્રમી પુત્ર અભિમન્યુ અને દ્રુપદ રાજાના કુંવર ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડી વગેરે રણમાં પડ્યા હતા. આ લડાઇને અંતે કૌરવો હાર્યા અને પાંડવો જય પામ્યા.

કુરૂક્ષેત્રની લડાઇ બંધ પડી, અને સઘળું શાન્ત થઇ ગયા પછી ભાઇએ તથા સં-બંધી જનોનો વધ થવાથી રાજ્ય નહિ કરતા સંન્યાસ લેવાનો વિચાર મહારાજા યુધિષ્ટિરે કર્યો. પણ શ્રીકૃષ્ણ, અને વેદવ્યાસ વગેરેના ઉપદેશથી સઘળું દુઃખ તથા સંતાપ છોડી દે-ઇ, ધૃતરાષ્ટ્રને અગ્રણી કરી, યુધિષ્ટિરે હસ્તિનાપુરમાં મોટી ધામધુમથી રાજ્યાભિષેક કર્યો. ભીમસેનને યુવરાજ, વિદુરને મંત્રી, સંજયને ખજાનચી, નકુલને સેનાપતિ, અને સહદેવને અંગરક્ષક, એમ સર્વે જણને યોગ્યતા પ્રમાણે અધિકાર આપ્યા. અને અર્જુનને પરમુલક-ના શત્રુઓને દમન કરવાનું કામ સોંપ્યું. કૃપાચાર્ય શત્રુ પક્ષના હતા, તોપણ તેમનાપર દ્વેષ ન રાખતાં તેમને ગુરૂની પદવી આપી હતી. તેમ ધૃતરાષ્ટ્રના દાસીપુત્ર યુયુત્સુને આજી-વિકા બાંધી આપી હતી.

---

(૧) ૨૧૮૭૦ હાથી, ૨૧૮૭૦ રથ, ૬૫૬૧૦ ઘોડા, અને ૧૦૯૩૫૦ પેદલ, એટલા લશ્કરને એક અક્ષોહિણી કહેછે.

(૨) દ્રાૈપદીને યુધિષ્ઠિરથી "પ્રતિવિધ્ય" ભીમસેનથી "સુતસોમ" અર્જુનથી "શ્રુતકર્મા" નકુળથી "શતાનક" અને સહદેવથી "શ્રુતસેન" એવા પાંચ પુત્રો થયા હતા.

એ પ્રમાણે રાજ્ય ચલાવવાની વ્યવસ્થા કરીને મહારાજા યુધિષ્ઠિરે જે જે સંબંધીઓ લડાઇમાં મરી ગયા હતા, તેઓના ઉદ્દેશથી ઘણાં દાન આપ્યાં. પાણીની પરબો બંધાવી, કૂવા, વાવ, અને તળાવો વગેરે જળાશયો કરાવ્યાં. અને બીજાં પણ ઘણાં ધર્મનાં કૃત્યો કર્યાં. વળી સઘળા સભાસદોની સંમતિથી ચાર વર્ણોને વાસ્તે યોગ્ય મર્યાદાઓ બાંધી હતી. ત્યાર પછી શ્રીકૃષ્ણની સલાહથી બાણશય્યામાં સૂતેલા ભીષ્મપિતામહની[1] પાસે જઇને તેમણે રાજ્ય ધર્મ, દાનધર્મ, અને મોક્ષધર્મ વગેરે બીજી ઘણી બાબતોનો ઉપદેશ લીધો હતો. તે વખતે મહાત્મા વેદવ્યાસ, નારદમુનિ, મૈત્રેયી, માર્કંડેય, વાલ્મીકિ, અને ધૌમ્યમુનિ, વગેરે ઘણા મુનિઓ હાજર હતા. યુધિષ્ઠિરને ઉપદેશ આપ્યા પછી ભીષ્મે દેહ ત્યાગ કર્યો હતો.

મહારાજા યુધિષ્ઠિરને ઉપદેશ થયા છતાં પણ સંબંધી જનોનો વધ થયાથી મનમાં નિરંતર ઉદ્વેગ થવા લાગ્યો. તે જોઇને વેદવ્યાસે તેમને અશ્વમેધ યજ્ઞ કરવાની સલાહ આપી. તે પ્રમાણે તેમણે એ યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ અશ્વમેધ યજ્ઞ કરતાં પહેલાં સૌ રાજાઓએ તે યજ્ઞ કરનારા રાજાને શ્રેષ્ઠ માનવો જોઇએ. તેથી યુધિષ્ઠિરે પોતાનું, શ્રેષ્ઠપણું મનાવવા સારૂ અશ્વને છોડી મૂક્યો. તેના રક્ષણ માટે અર્જુન ગયા; ઘણાક રાજાઓએ તે અશ્વને બાંધ્યો. પણ અર્જુને તે સર્વનો પરાભવ કર્યો. પછી યુધિષ્ઠિરે ઘણાંક રાજાઓ તથા બ્રાહ્મણોને તેડાવીને મોટી ધામધુમથી યજ્ઞ પૂરો કર્યો.

ત્યાર પછી ઘણા વખત સુધી યુધિષ્ઠિર ધૃતરાષ્ટ્ર વગેરેની સાથે એકઠા રહ્યા. તેઓ ધૃતરાષ્ટ્ર વગેરે ગુરૂજનોના પ્રત્યે સર્વદા ભક્તિ અને શ્રદ્ધા દેખાડતા હતા. એમ કેટલોક કાળ વિત્યા પછી ધૃતરાષ્ટ્ર પોતાની પત્ની ગાંધારીની સાથે ગંગાનદીના કિનારા ઉપરના એક અરણ્યમાં ગયા, અને ત્યાં આશ્રમ બાંધીને રહેવા લાગ્યા. કુન્તી અને વિદુર પણ એ આશ્રમમાં રહેવા ગયાં. વિદુર તપશ્ચર્યાથી પોતાનુ શરીર શીર્ણ કરીને સ્વર્ગે ગયા. થોડા દિવસ પછી ધૃતરાષ્ટ્ર વગેરે વનમાં દાવાગ્નિથી બળી મરવાના સમાચાર યુધિષ્ઠિરને મળ્યા. તેથી તેઓ ઘણાજ વ્યથિત અને દુઃખી થયા. ત્યાર પછી દ્વારકામાં શ્રીકૃષ્ણ અને બળદેવે પણ ભવલીલા પૂરી કરી. આ સમાચાર સાંભળીને અર્જુન દ્વારિકામાં ગયા, અને શ્રીકૃષ્ણના કુટુંબના વૃદ્ધ સ્ત્રી પુરૂષો તથા બાળકો વગેરેને ઇંદ્રપ્રસ્થમાં લેઇ આવ્યા. આ સઘળા બનાવોથી મહારાજા યુધિષ્ઠિરનો હૈયાશોક દિવસે દિવસે વધ્યો, તેથી રાજ્ય છોડી સંસાર ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પછી અર્જુનના દીકરા અભિમન્યુના પુત્ર પરિક્ષિતને રાજ્ય સોંપી પાંચ પાંડવો, તથા દ્રૌપદી એ સર્વે ત્યાગીના વેષે નીકળ્યા. ઘણા દેશ ફરતા ફરતા તેઓ હિમાળે આવ્યા. અને એ પહાડના શિખર ઉપર ચઢ્યા. ત્યાં તેઓ માનવ દેહનો ત્યાગ કરીને આ લોકમાંથી જતા રહ્યા. મહારાજા યુધિષ્ઠિરે ૪૦ વર્ષ ઇંદ્રપ્રસ્થમાં, અને કુરૂક્ષેત્રની લડાઇ પછી ૩૬ વર્ષ હસ્તિનાપુરમાં રાજ્ય કર્યું હતું. યુદ્ધ સમયે તેમનું વય ૮૦ વર્ષનું હતું. એ જોતાં તેઓ ૧૨૫ વર્ષની વયે પરલોક વાસી થયા હતા. કલિયુગમાં પહેલા શક કર્તા રાજા તેઓજ હતા તેમનો શક ૩૦૪૪ વર્ષ સુધી ચાલ્યો હતો. તે પછી વિક્રમ શક ચાલ્યો છે. એ રીતે જોતાં મહારાજા યુધિષ્ઠિરને થઇ ગયાને આજે ૪૯૯૫ વર્ષ થયાં છે. વળી એમ કહેવાય છે કે, તેઓ કલિયુગમાં ૬૫૩ વર્ષ વિત્યા

1 જુઓ ભિષ્મનું ચરિત્ર.

પછી જન્મ્યા હતા, એ પ્રમાણે ગણતાં તેમને થઇ ગયાને ૪૩૪૪ વર્ષ થયાં છે.

મહારાજા યુધિષ્ટિરની ગતિ સિંહના જેવી મહત્વ ગુણવાળી હતી. નાક મોટું, લાંબુ, સુંદર, અને ઉજ્વળ હતું. આંખો વિશાળ તથા રકત હતી. તેમની ન્યાયપરતા, સાધુતા, વિવેક પરાયણતા, ઔદાર્ય, ધૈર્ય, દયા, દાક્ષિણ્ય, ધર્મભીરૂતા, વીરતા, અને ધર્મનિષ્ઠા સર્વ લોકોને અનુકરણ કરવા જેવા છે. અશ્વત્થામાના પ્રસંગમાં તેમણે **"નરો વા કુંજરો વા."** એવું સંશય યુકત ભાશણ કર્યું હતું. અને વિરાટ રાજાને ઘેર "કંક બ્રાહ્મણ" એવું નામ રાખ્યું હતું, તેમ બીજા થોડેક પ્રસગે યુક્તિવાળાં આચરણ કર્યાં હતાં. તોપણ તેઓ મોટા સત્યવાદી હતા. તેઓ ક્ષમાશીલ અને સમાન વૃત્તિ રાખનારા, હેતાળ તથા ભલા, પણ ધીતાળ હતા તેમના અવ્યવસ્થિત ધીતાળપણા ઉપરથી "ધર્મ રાજાનો ગોળ" એ કહેવત લોકોમાં ચાલે છે. આટલુ છતાં તેમની અમાનુષિક અને અલૌકિક સાધુ વૃત્તિ આજ કાલમાં ધણીજ દુર્લભ છે. તેઓ મોટેરાઓ પ્રત્યે શ્રદ્ધા અને ભક્તિ, ભાઇઓના ઉપર સ્નેહ અને વિશ્વાસ, પત્નીના ઉપર પ્રેમ, અને સદ્વ્યવહાર, તથા અમિત્રના ઉપર સાધુતા દેખાડતા હતા. વૈરભાવ તો તેમના હૃદયમાં મુદ્દલ હતોજ નહિ. તેઓ કદી કોઇપણ કારણથી પોતાના કર્તવ્યથી વેગળા અથવા ધર્મ માર્ગથી વિચલિત થતા નહોતા. **"ધર્મજ ધાર્મિક મનુષ્યની રક્ષા કરે છે."** અને **"જ્યાં ધર્મ છે, ત્યાંજ જય છે"** આ બે મહા વાકયો તેમના હૃદય દર્પણમાં સર્વદા ચળકતાં હતાં. કૌરવોએ કેટલીકવાર તેમની ખરાબી કરવાની તજવીજ કરી હતી, પરંતુ કદીપણ એક પળને માટે તેમનું ચિત્ત ક્રોધવશ અથવા પ્રતિહિંસાથી ઉત્તેજિત થયું નહોતું. તેઓ કદી પણ કોઇના ઉપર દ્વેષ, હિંસા, કે શત્રુતા કરતા નહોતા. તેથી તેમને સર્વ **અજાત શત્રુ** અથવા **અજાતારિ** વગેરે નામથી સંબોધન કરતા હતા. તેમના ધણાક શત્રુ હતા. પરતુ તેઓ કોઇના પણ દુશ્મન નહોતા. એ તેમના ચરિત્રની ચઢીયાતીનો ગૌરવ હતો. તેઓ જીવમાત્રના ઉપર મિત્રતાચરણ કરતા હતા. ધન્ય! તેમનું પવિત્ર ચરિત્ર! એથીજ આજ પર્યંત તેમનું નામ **ધર્મપુત્ર—યુધિષ્ઠિર** તરીકે હિંદુમડળમાં શ્રદ્ધાને પાત્ર થઈ પડેલું છે. જ્યાં સુધી હિંદુઓ જગતમાં રહેશે, ત્યાં સુધી ધર્મરાજા—યુધિષ્ટિરનુ પવિત્ર નામ તેમના હૃદયમાથી વિસર્જન થશે નહિ.

મહારાજા યુધિષ્ટિર ક્યારે થયા, એ વિષે કાંઇક વિચાર ચલાવીને હવે આ વિષય પૂરો કરીશું. પૂર્વતન આર્યો રાજ્ય વિપ્લવ વગેરે કોઇ પ્રસિદ્ધ બનાવ અને સામાજિક રીતીનીતિનું અને આચાર વ્યવહારનું પરિવર્ત્તન અવલંબીને યુગ વિભાગ કરી ગયા છે. હાલનો કલિયુગ આવી કોઇ ઘટના અથવા પરિવર્ત્તન અવલંબન કરીને ચલાવ્યો હતો.

---

(૧) કૌરવ પક્ષમા દ્રોણાચાર્યે સેનાપતિની જગાએ દાખલ થઈને જ્યારે અતુલ પરાક્રમ બતાવવા માંડયું. ત્યારે શ્રીકૃષ્ણે પાંડવોને એવી સલાહ આપી કે જો અશ્વત્થામા મરે તો દ્રોણ શસ્ત્ર છોડી દે. પણ અશ્વત્થામા તો મરે તેવો નહોતો. તેથી અશ્વત્થામા નામના એક હાથીને મારીને બોટી બુમ પાડી કે, અશ્વત્થામા મુઓ. આ શબ્દો દ્રોણના સાંભળવામાં આવ્યાથી તેને સંશય ઉત્પન્ન થયો. તેથી એ વાતની સચ્ચાઇ માટે યુધિષ્ઠિર કદી જુઠું નહિ બોલે, એમ ધારીને તેમને પુછયું કે, અશ્વત્થામા મુઓ? તેના જવાબમાં યુધિષ્ઠિરે અશ્વત્થામા નામનો હાથી મરી ગયો, એવું સ્પષ્ટ ન કહેતા હળથી માર્મિક શબ્દોમાં કહ્યુ કે.—"નરો વા કુંજરો વા" એટલે કે તે નર હો, અથવા હાથી હો. આથી દ્રોણે પોતાનો પુત્ર મુઓ સમજીને શસ્ત્ર છોડી દીધાં હતાં.

કલિયુગનાં હમણાં ૪૯૯૭ વર્ષો ચાલે છે. કાશ્મીર દેશનો ઇતિહાસ **રાજતરંગિણીમાં** લખ્યુ છે કે;—કલિયુગના ૬૫૩ વર્ષ ગયા પછી પાંડવોનો જન્મ થયો હતો. યુધિષ્ઠિર રાજાનુ રાજકાલ સપ્તર્ષિગણુ **મઘા** નક્ષત્રમાં રહેલુ હતું. અને યુધિષ્ઠિરના રાજ્ય કાલથી ૨૫૨૬ વર્ષ ગયા પછી, **શકાબ્દ** નો આરંભ થયો. હમણાં ૧૮૧૭ શકાબ્દ ચાલે છે, એટલામાટે ૬૫૪+૨૫૨૬+૧૮૧૭=૪૯૯૭ કલિયુગાબ્દ થયા.

બીજુ **રાજાવલી** નામના ઐતિહાસિક ગ્રંથમાં લખ્યું છે કે, કલિયુગના ૩૦૪૬ વર્ષ ગયા પછી યુધિષ્ઠિરે ચલાવેલો અબ્દ વિલુપ્ત થયો, અને વિક્રમાદિત્યના સવતનો આરંભ થયો. હાલ સંવત ૧૯૫૧ નુ વર્ષ ચાલે છે, તેમાં ૩૦૪૬ ઉમેરવાથી પણુ ૪૯૯૭ વર્ષ કલિયુગનાં થાય છે. **બૃહત્સંહિતા** નામના જ્યોતિષ ગ્રંથોમાં લખ્યું છે કે, યુધિષ્ઠિરના રાજ્ય કાલમાં સપ્તર્ષિમડળ મઘા નક્ષત્રમાં હતું. અને આ સ્થિતિ, શક કાલની પહેલાં ૨૫૨૬ વર્ષ ઉપર બની હતી. એટલા માટે હાલ ૧૮૧૭ શકની સાથે ૨૫૨૬ વર્ષ મેળવ્યાથી ૪૩૪૩ થાય છે. હવે કલિયુગના ૪૯૯૬ વર્ષ વિતી ગયાં છે, તેમાંથી ૪૩૪૩ વર્ષ બાદ કરતાં ૬૫૩ વર્ષ બાકી રહે છે. **રાજતરંગિણીમાં** પણુ એજ બતાવ્યું છે. વળી કલિનો અબ્દ જ્યારે હજી સુધી ચાલે છે, ત્યારે એ ખોટું થઇ શકતું નથી. એટલા માટે મહારાજા યુધિષ્ઠિર કલિયુગનાં ૬૫૩ વર્ષ વિત્યા પછી જન્મ્યા હતા. એટલે તેમને થઇ ગયાને આજે, લગભગ ૪૩૪૪ વર્ષ થયાં. યુરોપિ પંડિતો યુધિષ્ઠિરનો સમય ઇ. સ. પૂર્વે ૧૪૨૪ નો એટલે આજથી શુમારે ૩૩૧૯ વર્ષનો બતાવે છે, તે બરોબર નથી.

## અર્જુન.

આ મહા બાણુવળી અને વીરપુરૂષ હસ્તિનાપુરના રાજા પાંડુના પુત્ર, અને મહારાજા યુધિષ્ઠિરનો ભાઇ થાય. તેઓ પોતાના મહાપરાક્રમ વડે પૃથ્વીમાં પ્રખ્યાતીને પામી ગયા છે. મહાત્મા દ્રોણાચાર્ય જેવા સમર્થ ગુરૂની પાસેથી તેમણે બીજા ભાઇઓની સાથે રહીને સર્વ વિદ્યાઓનું શિક્ષણ મેળવ્યું હતું. તેમણે નાની વયથીજ પોતાના બુદ્ધિબળ અને ચાલાકીથી ગુરૂની પ્રસન્નતા મેળવી હતી. એક સમયે એવુ બન્યુ કે, ગુરૂ દ્રોણાચાર્ય બધા શિષ્યોને પોતાને સારૂ પાણી ભરવા મોકલતા તેમને સાંકડા મોંઢાનાં વાસણુ આપતા; અને પોતાના પુત્ર અશ્વત્થામાને પહોળા મોંઢાનું વાસણુ આપતા; તેથી તે વહેલો વહેલો આવીને બીજી કેટલીક વિશેષ ક્રિયા શિખતો હતો. આ વાત અર્જુનના જાણુવામાં આવતાં તેમણે વારૂણાસ્ત્રથી કમંડલુને ભરી અશ્વત્થામાની સાથેજ આવવા માંડયુ. તેમ ગુરૂના પૂજનમાં પણુ પરમ યત્ન કરવા લાગ્યા. અને અસ્ત્રવિદ્યાનો સંપૂર્ણ કાળજીથી અભ્યાસ કરવા માંડયો. તેથી દ્રોણાચાર્યને તેઓ અત્યંત વ્હાલા થઇ પડ્યા હતા.

અર્જુનને અભ્યાસમાંજ ઉદ્યોગી થયેલા જોઇને એક દિવસે દ્રોણાચાર્યે રસોઇયાને એકાંતમાં બોલાવી કહ્યું કે, અર્જુન રાતે જમતો હોય, ત્યારે દીવો ઠરી જાય તો તેને અન્ન પીરસવું નહિ. અને માગે તો કહેવું કે, અંધારામાં જમાય નહિ આ વાત મારી કહેલી છે, એમ તેના જાણુવામાં આવે નહિ પછી એક દિવસે અર્જુન જમતા હતા, તેવા-

માંજ પવનથી દીવો ઠરી ગયો. તેથી રસોઇઆએ અંધારામાં પીરસવાની અર્જુનને ના પાડી. ત્યારે અર્જુને કહ્યું કે;—" રોજના અભ્યાસથી અંધારામાં પણ કોળીઆ મોઢામાંજ જાય. એમ કહેવાથી રસોઇઆએ પીરસ્યું. અને અર્જુને અંધારામાં પણ જમી લીધું. આ ઉપરથી અર્જુને દ્રષ્ટાંત લીધુ કે, અંધારામાં જમતાં પણ અભ્યાસને લીધે હાથ મોઢા સિવાય આડો અવળો જતો નથી; માટે **અભ્યાસ** એ એક મોટી વાત છે. એમ સમજીને તેમણે રાતની વખતે પણ ધનુષવડે બાણો ફેંકવાનો અભ્યાસ કરવા માંડયો. રાતે પણ અર્જુનના ધનુષ્યનો શબ્દ સાંભળીને દ્રોણાચાર્યે પથારીમાંથી ઉઠીને અર્જુનને આલિંગન દેઇ કહ્યું કે;—" અર્જુન ! તારા જેવો જગતમાં બીજો કોઇ ધનુર્વિદ્યામાં પ્રવિણ ન થાય, એવો હું તારે માટે પ્રયત્ન કરીશ. પછી ગુરૂએ પ્રસન્ન થઇને ઘોડા, હાથી, અને રથ, ઇત્યાદિ વાહનો ઉપર બેસીને તથા પાદલથી યુદ્ધ કરવાની સર્વ ક્રિયાઓ તેમને અધિક અધિક શીખવવા માંડી. અને ગદા યુદ્ધ, ખડ્ગ યુદ્ધ, એકી વખતે ઘણાઓની સાથે યુદ્ધ; તથા ઘણાં આયુધોથી યુદ્ધ, એ બધા પ્રકારમાં દ્રોણાચાર્યે રાજકુંમારોને કેળવણી આપવા માંડી.

એક દિવસે કારીગરોએ બનાવેલ કૃત્રિમ ગરંજ પક્ષીને ઝાડપર ટંગાવ્યું. અને પછી સર્વ રાજકુંમારોની પરીક્ષા કરવા માટે દરેક જણને હાથમાં ધનુષ્ય લેઇને એક પછી એક અનુક્રમે તે ગરંજ પક્ષી ઉપર બાણો મારવાને દ્રોણાચાર્યે ફરમાવ્યું. તે પ્રમાણે સઘળા રાજકુંમારો બાણો સાંધીને ઉભા રહ્યા. તે વખતે દ્રોણાચાર્યે પ્રથમ યુધિષ્ઠિરને કહ્યું કે, આ ઝાડપરના ગરંજ પક્ષીને તમે દેખો છો ? યુધિષ્ઠિરે હા પાડી. પછી ફરીથી પુછ્યું કે, મને તથા તમારા ભાઇને દેખો છો ? યુધિષ્ઠિરે કહ્યું કે સર્વને દેખુ છું. ત્યારે ગુરૂએ કચવાઈ જઇને યુધિષ્ઠિરને કહ્યું કે, ખસી જાઓ. તમારાથી આ નિશાન વીંધી શકાશે નહિ. ત્યારપછી દ્રોણાચાર્યે દુર્યોધનાદિ સર્વ કૌરવોને તથા અર્જુન સિવાય ભીમ વગેરે સઘળા શિષ્યોને એવીજ રીતે પુછતાં તેમના તરફથી પણ યુધિષ્ઠિરના જેવાજ જવાબ મળ્યા. તેથી દ્રોણાચાર્યે સર્વને તરછોડી દૂર કર્યા. પછી ગુરૂએ મલકાતે મોઢે પોતાના પ્યારા શિષ્ય અર્જુનને પુછ્યું કે, આ ગરંજને, મને, તથા ઝાડને દેખો છો ? અર્જુને જવાબ દીધો કે, એકલા ગરંજનેજ દેખુ છું. ગુરૂએ પુછ્યું કે, આખા ગરંજને દેખોછો ? અર્જુને કહ્યું કે, ફકત ગરંજનું માથુજ દેખુ છું. પછી ગુરૂએ તુરતજ બાણ મારવાની આજ્ઞા કરી. એટલે અર્જુને તીક્ષ્ણ બાણવતી ગરજના માથાને વીંધી નીચે પાડયું. તેથી તેની ઘણી પ્રશંસા થઇ.

એક દિવસે ગુરૂ દ્રોણાચાર્ય પોતાના શિષ્યો સહિત ગંગાજીમાં ન્હાવા ગયા હતા. ત્યાં પાણીમાંનો એક મોટો ઝુંડ ગુરૂની પીંડીએ બાઝ્યો. તેને છુટો પાડવાને દ્રોણ પોતે શક્તિવાન છતાં શિષ્યોની પરીક્ષા માટે તેમને કહ્યું કે, આ મારા પગે બાઝેલા ઝુંડને એકદમ મારીને મને છુટો કરો. પણ તે કામ કરવા કોઇ શિષ્યની હિંમત ચાલી નહિ. છેવટે અર્જુને પાણીમાં ડુબેલ ઝુંડને પાંચ બાણો મારીને કાપી નાખ્યો. તેથી ગુરૂએ પ્રસન્ન થઇને તેમને અતિ પ્રબળ એવું **બ્રહ્માસ્ત્ર** આપ્યું. અને કહ્યું કે આ અસ્ત્ર માણસો ઉપર કદી નાખવાનું નથી. કારણ કે અલ્પ શક્તિવાળા ઉપર તેનો ઉપયોગ કરવામાં આવશે, તો સઘળુ જગત્ બળી જશે. આ અસ્ત્ર અસાધારણ છે, માટે મનુષ્યોથી જુદીજ જાતનો કોઇ પ્રબળ શત્રુ તમને હરકત કરે, ત્યારેજ આ અસ્ત્રનો ઉપયોગ કરજો. અર્જુને એ સર્વ વાત સ્વીકારી.

રાજકુમારોનો વિદ્યાભ્યાસ પૂરો થયા પછી દ્રોણાચાર્યની ઇચ્છા પ્રમાણે ધૃતરાષ્ટ્ર અને તેના મંત્રી મંડળ વગેરે સભ્ય જનોની સમક્ષ યુદ્ધ વિદ્યા વિષે તેમની પરીક્ષા કરવામાં આવી. તેમાં અર્જુને પોતાનું અપૂર્વ પરાક્રમ બતાવ્યું હતું. તેમણે **આગ્નેયાસ્ત્રથી** અગ્નિ ઉત્પન્ન કર્યો. **વારૂણાસ્ત્રથી** જળ ઉત્પન્ન કર્યું, **વાય્યવસ્ત્રથી** વાયુ ઉત્પન્ન કર્યો, **મેઘાસ્ત્રથી** વાદળાં ઉત્પન્ન કર્યા, **પૃથ્વીના અસ્ત્રથી** પૃથ્વીમાં પ્રવેશ કર્યો, **પર્વતાસ્ત્રથી** પર્વતો ઉત્પન્ન કર્યા, અને **અંતર્ધાનના અસ્ત્રથી** અંતર્હિત પણ થઇ દેખાડયું. વળી ક્ષણમાં લાંબા, અને ક્ષણમાં ટુંકા દેખાયા. ક્ષણમાં રથની ધોસરીપર, અને ક્ષણમાં રથના મધ્યમાં, અને ક્ષણમાં જમીનપર ઉતરેલા દેખાયા. કુકડાના ઇડાંથી કરેલાં નિશાનોને ચલાયમાન કર્યા વગરજ વીંધી નાખ્યાં. ચણોઠી જેવાં ઝીણાં નિશાનોને અને પથરાદિ ધાટાં નિશાનોને પણ ક્ષણવારમાં વીંધી નાખ્યાં. લોઢાનો બનાવેલો એક કૃત્રિમ સુવર ફર્યા કરતો હતો, તેના મોઢામાં એક બાણની પેઠે પાંચ બાણ નાખી દીધાં. એવીજ રીતે ખડ્ગ યુદ્ધ, અને ગદા યુદ્ધની સઘળી ક્રિયાઓ સંપૂર્ણ રીતે દેખાડી હતી.

જ્યારે કૌરવોના પ્રપંચથી પાંડવોને હસ્તિનાપુર છોડીને પ્રથમ વારણાવત (પ્રયાગ) માં, અને ત્યાંથી નાશીને એકચક્ર નગરમાં જઇને રહેવું પડયું હતું. ત્યાંથી પાંચાળ દેશના દ્રુપદ રાજાની દિકરી દ્રૌપદીના સ્વયંવરમાં કૌરવો જતા હતા, ત્યારે ગંગાનદીને કિનારે **ચિત્રરથ** નામે એક ગંધર્વ તેમની સામે થયો હતો. તેથી અર્જુને પોતાના આગ્નેયાસ્ત્રનો ઉપયોગ કરીને તેના રથને બાળી નાખી પકડી લીધો હતો. ચિત્રરથે અર્જુનને કહ્યું કે, હું તમને ગંધર્વ લોકોની માયા આપીશ. એ માયાના પ્રભાવથી તમે તમારી ઇચ્છા પ્રમાણે પદાર્થોને જોઇ શકશો. આ સિવાય તમો દરેક ભાઇઓને દેવલોકના સો સો ઘોડા આપીશ; કે જેનો વેગ કદી પણ ક્ષીણ થતો નથી. અર્જુને કહ્યું કે, તમને છવિનદાન આપીને તેનો બદલો આવી રીતે લેવો તે મને યોગ્ય લાગતું નથી. માટે મારી પાસેથી બીજું કાંઇક લઇને અમને માયાદિ જે આપવું હોય, તે આપો. પછી ગંધર્વની માગણી ઉપરથી અર્જુને તેને અગ્નિના અસ્ત્રનો ઉપદેશ કર્યો. અને કહ્યું કે, ઘોડાઓ વગેરે હમણાં તમારી પાસેજ રાખો. કામ પડશે ત્યારે લઇશું.

પાંડવો ત્યાંથી દ્રુપદ રાજાની રાજધાનીમાં ગયા. દ્રુપદ રાજાએ પોતાની કુંવરી દ્રૌપદીના સ્વયંવરની જાહેર ખબરમાં એમ જણાવ્યું હતું કે;—"અમે તૈયાર કરાવી રાખેલ ધનુષમાં દોરી ચડાવી અમારાં આપેલાં પાંચ બાણોને એકી વખતે ફેંકી આકાશમાં ભ્રમણ કરતા યંત્રનાં છિદ્રોમાંના એક છિદ્રમાંથી આરપાર કહાડીને તે યંત્રની ઉપર રાખેલ નિશાનને જે કોઇ વીંધશે, તેનેજ મારી કન્યા વરશે." આ સ્વયંવર વખતે દુર્યોધન, કર્ણ, શિશુપાલ, અને જરાસંઘ, આદિ ઘણાક બળવાન રાજાઓ અને રાજકુમારો હાજર થયેલા હતા. પરંતુ તેમાંના કોઇથી દાવ પ્રમાણે ધનુષની દોરી ચડાવીને નિશાન પાડી શકાયું નહિ. પણ છેવટે એ કામ અર્જુને કર્યું. તેથી રાજકન્યા દ્રૌપદીએ અર્જુનને વરમાળા આરોપી હતી. આ વખતે અર્જુન બ્રાહ્મણના વેષમાં હતા; તેથી તેમને કોઇએ ઓળખ્યા નહોતા. આટલા બધા બળવાન ક્ષત્રિય રાજાઓ હાજર છતાં, ક્ષત્રિય રાજાની કન્યાને એક બ્રાહ્મણ વરે છે, એ જોઇ તો રાજાઓને અદેખાઇ આવી. તેથી તેઓ સ-

ર્જુન આદિ પાંડવો ઉપર કોપ કરવા લાગ્યા. એટલુંજ નહિ પણ કર્ણ રાજા અર્જુનની સામો થયો. તેને અર્જુને પોતાના અપાર બળવડે પરાજય પમાડયો હતો.

દ્રૌપદીના સ્વયંવર પછી પાંડવો ઇંદ્રપ્રસ્થ નામે નગર વસાવીને ત્યાં રાજ્ય કરતા હતા. દ્રૌપદી યુધિષ્ટિર અને અર્જુનાદિ પાંચે ભાઇઓને વરી હતી. તેથી તેમણે ઠરાવ કર્યો હતો કે, પાંચમાંથી એક ભાઇ દ્રૌપદી પાસે બેઠો હોય, ત્યાં સુધી બીજાએ ત્યાં જવું કે જોવું નહિ. જે એ ઠરાવ તોડે તેણે બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય ધરી વનમાં રહેવું.

એક દિવસે એવું બન્યું કે, એક બ્રાહ્મણની ગાયોને ચોર લોકો લેઇ ગયા, તેની ફરિયાદ અર્જુન પાસે આવી. બ્રાહ્મણનો પોકાર સાંભળી અર્જુને તેને અભય વચન આપીને શાન્ત કર્યો. પણ તે સમયે પોતાનાં અસ્ત્રો જે ઓરડામાં હતાં, તે ઓરડામાં દ્રૌપદી સાથે યુધિષ્ટિર બેઠા હતા. તેથી અર્જુન વિચારમાં પડયા. અને ગમે તેમ થાય, તો પણ બ્રાહ્મણને અભય વચન આપ્યા પ્રમાણે ગાયોનું રક્ષણ કરવું, એ ક્ષત્રિય ધર્મ છે. એમ વિચારી ઠરાવ વિરૂદ્ધ તેઓ ઓરડામાં જઇ યુધિષ્ટિરની રજા લેઇ ધનુષ બાણ ગ્રહણ કરી, ચોર લોકોની પાછળ દોડી, તેમને ઠાર કરી ગાયો બ્રાહ્મણને સ્વાધીન કરી. પછી યુધિષ્ટિર પાસે આવીને કહ્યું કે, મેં આપણો ઠરાવ તોડયો છે, માટે હું બાર વર્ષ સુધી વનમાં રહેવા જવાની આજ્ઞા માગુ છું. યુધિષ્ટિરે કહ્યું કે, હું તેને માટે ક્ષમા કરૂં છું. મોટો ભાઇ સ્ત્રી પાસે બેઠો હોય, ત્યાં ન્હાના ભાઇના જવાથી કશો ધર્મનો લોપ થતો નથી. માટે તમારે વનમાં ન જવું. અર્જુને કહ્યુ કે, ધર્મ પાળવામાં કોઇ જાતનો પ્રપંચ ગોઠવીને બહાનું શોધવું નહિ, એવું મેં આપનેજ મોઢેથી સાંભળ્યું છે. માટે હું મારાં આયુધોના સોગાન ખાઇને કહું છું કે, હું સતથી ચલાયમાન થઇશ નહિ. એમ કહીને બાર વર્ષ સુધી વનવાસની દિક્ષા લેઇ અર્જુન ઇંદ્રપ્રસ્થમાંથી ચાલી નીકળ્યા.

કેટલેક દિવસે અર્જુન હરિદ્વારમાં જઇ પહોચ્યા. ત્યાં નાગલોકોના અધિપતિ વાસુકીની કન્યા ઉલૂપીની સાથે તેમણે લગ્ન કર્યું. તેનાથી તેમને ઇરાવાન નામે પુત્ર થયો. ત્યાંથી તેઓ હિમાલય તરફ ગયા. ત્યાં સઘળાં તીર્થોની યાત્રા કરીને બ્રાહ્મણોને ઘણાં દાન તથા દક્ષિણા આપી. પછી ત્યાંથી તેઓ પૂર્વ દિશામાં પ્રવાસ કરીને સમુદ્ર કિનારે મણિપુર નામે નગરમાં ગયા. ત્યાંના ચિત્રવાહન નામે રાજાની દિકરી ચિત્રાંગી સાથે તેમણે લગ્ન કર્યું. ને મણિપુરમાં ત્રણ વર્ષ રહ્યા. એ લગ્નથી તેમને બભ્રુવાહન નામે પુત્ર થયો. તે મણિપુરના રાજ્યનો વારસ થઇને ત્યાંજ રહેલો હતો.

એક વર્ષ સુધી દ્વારિકામાં રહ્યા. અને બાર વર્ષની મુદતમાં બાકી રહેલા દિવસો પુષ્કર ક્ષેત્રમાં ગાળીને **સુભદ્રા** સહીત તેઓ ઇંદ્રપ્રસ્થમાં જઇને રહ્યા હતા, ત્યાં કેટલેક અહિને સુભદ્રાથી અર્જુનને **અભિમન્યુ** નામે પુત્ર થયો હતો. અને દ્રૌપદીથી **શ્રુતકર્મા** નામે પુત્ર થયો હતો.

એક સમયે અર્જુન અને શ્રીકૃષ્ણ વગેરે યમુના નદીના કિનારે વિહાર કરવા સારૂ ગયા હતા, ત્યાં **અગ્નિએ** બ્રાહ્મણરૂપે આવીને ખાંડવ વન ભક્ષ કરવાનું માગ્યું. અને કહ્યું કે, તે માટે ઇંદ્ર સાથે યુદ્ધ કરવું પડશે. અર્જુને કહ્યું કે મારી પાસે અસ્ત્ર ઘણાં છે, પણ રથ અને ધનુષ નથી, તેથી અગ્નિએ પાતાળમાં જઇને વરૂણ પાસેથી ગાંડિવ નામનું પ્રબળ ધનુષ, અને બાણ કદી ખૂટેજ નહિ એવા બે અક્ષય ભાથા, અને જેની ધ્વજામાં હનુમાન રહે છે, એવા ચાર ઘોડાવાળો દિવ્ય રથ અપાવ્યો. તથા શ્રીકૃષ્ણને **સુદર્શન** નામે અમોઘ ચક્ર અપાવ્યું, કે જે વડે બ્રહ્માંડનો સંહાર કરવો હોય તોપણ કરી શકાય. એ પ્રમાણે આયુધો લેઇને અર્જુન તથા શ્રીકૃષ્ણ અગ્નિની સાથે ખાંડવ વનમાં ગયા. અગ્નિએ તેમની મદદથી ખાંડવ વનને બાળીને તેનો નાશ કર્યો. આ વનમાં **તક્ષક** નામે નાગના ઘરમાંથી **મયદાનવ** નામે દૈત્યોનો મોટો કારીગર તેમના જોવામાં આવ્યો. તેણે અભયદાન માગ્યાથી અર્જુને તેને બચાવ્યો. એ મયદાનવે ઇંદ્રપ્રસ્થમાં મહારાજા યુધિષ્ઠિરને માટે એક અતિ ઉત્તમ અને રમણિય સભામંડપ બનાવ્યો હતો. વળી એજ મયદાનવે અર્જુનને **દેવદત્ત** નામે મોટો શંખ તથા ભીમસેનને માટે એક લાખ ગદાનું કામ કરે તેવી એક ગદા લાવી આપી હતી.

મહારાજા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કરવાનો વિચાર કર્યો, ત્યારે પુષ્કળ દ્રવ્ય લાવવા સારૂ ચારે ભાઇઓને ચાર દિશામાં મોકલ્યા હતા. તેમાં અર્જુન ઉત્તર દિશામાં ગયા હતા. પ્રથમ તેઓ ઇંદ્રપ્રસ્થથી નીકળી **કુલિંદ** નામે દેશ, કાલકૂટ, કુલિંદ, અને સુમંડળ નામે દેશો જીત્યા. પછી **શાકળદ્વિપ** દેશના રાજા પ્રતિવિંધની સાથે ભારે યુદ્ધ થયું. તેમાં એ રાજાને જીતી સાથે લીધો. ત્યાંથી આગળ જતાં પ્રાગજ્યોતિપના **ભગદત્ત** રાજાએ **કિરાત** દેશ અને **ચીનદેશ** જે તેનાથી જૂદા દેશ છે, તેના આશ્રયના બળથી આઠ દિવસ સુધી અર્જુનની સાથે યુદ્ધ કર્યું. તેમાં ભગદત્ત રાજા હાર્યો, અને તેની પાસેથી અર્જુને કર લીધો. ત્યાંથી અર્જુન પુનઃ ઉત્તર તરફ જવા નીકળ્યા. જતાં જતાં **અંતર્ગિરી** દેશને જીતી ત્યાંના રાજાઓ પાસેથી કર લીધો. એ સર્વ રાજાઓ અર્જુનની પ્રીતિ સંપાદન કરવાને તેમની સાથે સૈન્ય લેઇ ચાલ્યા. ત્યાંથી સૌ **ઉલૂક** દેશના બૃહત રાજા પાસે ગયા. પર્વત વાસી રાજાઓ અર્જુન આવ્યાના સમાચાર સાંભળી યુદ્ધ કરવાને આવ્યા. પણ તેમનો કાંઇ ઉપાય નહિ ચાલવાથી કર આપ્યો. પછી ત્યાંથી આગળ કેટલાક રાજાઓને જીતીને **પંચગણદેશ** અને દેવપ્રસ્થના સેનાબિંદુ રાજા, તથા પૌરવેશ્વર ( **પારસીદેશ—ઇરાન** ) ના રાજા, પર્વત વાસી દસ્યુ રાજા, ઇત્યાદિ ઘણા રાજાઓને જીતી, તેમની પાસેથી કર લેઇ અર્જુન **કાશ્મીર** દેશમાં આવ્યા. ત્યાંથી દશ માંડલિક રાજા યુક્ત **લોહિત** દેશ, **ત્રિગર્ત** દેશ, અને કોકનદ દેશ, એ સર્વ દેશના રાજાઓને જીતી કર લીધા. ત્યાંથી **અભિસાર**ના ચિત્રસેન રાજાને, **ઉરગાપુરના** રોચમાન રાજાને, **સિંહપુરના** ચિત્રાયુધ

રાજાને, અને ઉત્તર ચોલદેશના રાજાને જીતી કર લીધા. પછી મહા શૂર બાલ્હીક રાજાને વશ કર્યો. કાંબોજ દેશના લોકોને જીતી ઇશાન દિશા તરફ ચાલ્યા. ત્યાંના દસ્યુ રાજાને જીતી, **લોહદેશ** વાસી પરમ કાંબોજને જીત્યા. ત્યાંથી ઉત્તર તરફ **ઋષિકદેશ-રૂશિઆ** દેશના રાજા સાથે મોટો ભયંકર સંગ્રામ થયો. પણ અંતે તે રાજાને જીતીને ત્યાંથી **હિમવાન** પર્વતપર થઇને **શ્વેત** પર્વત નામે તેના શિખરપર અર્જુન પ્રવિષ્ઠ થયા. ત્યાંથી **હાટકદેશ**, **માનસરોવર**, અને **ઋષિકુલ્યા** નદીઓ જોઇને ત્યાંના ગંધર્વોથી રક્ષિત દેશને જીતી લીધો. ત્યાંથી ઉત્તરે **હરિવર્ષ**માં ગયા. ત્યાંના મોટા શરીરવાળા બળવાન લોકોને જીતી લીધા. એ રીતે અર્જુન મહા દિગ્વિજય કરીને ઇંદ્રપ્રસ્થમાં આવી મહારાજા યુધિષ્ઠિરને મળ્યા: અને આણેલું સર્વ દ્રવ્ય તેમને અર્પણ કર્યું.

રાજસૂય યજ્ઞ સમાપ્ત થયો. દુર્યોધન વગેરે કૌરવો, પાંડવોનું ઐશ્વર્ય જોઇ શક્યા નહિ. તેથી પાંડવોને કપટ દ્યુત રમાડી સર્વસ્વ હરણ કર્યું. એટલુંજ નહિ પણ તેમને તેર વર્ષ સુધી વનવાસ ભોગવવાનું ઠરાવ્યું. પાંડવો વનવાસ જવા માટે નીકળ્યા. પ્રથમ તેઓ **અદ્વૈત** વનમાં ગયા. ત્યાં તેમને મહાત્મા **વેદવ્યાસ** મળ્યા. તેમણે મહારાજા યુધિષ્ઠિરને **"પ્રતિસ્મૃતિ"** નામની ઇંદ્રના મંત્રરૂપ વિદ્યા આપીને કહ્યું કે, આ વિદ્યા સાક્ષાત્ સિદ્ધિ દેવી છે. તેનો અર્જુનને ઉપદેશ કરજો. અર્જુન એ વિદ્યાના પ્રભાવથી તપ કરીને રૂદ્ર તથા ઇંદ્ર આદિ સર્વ દેવતાઓને મળી શકશે. અને તેમની પાસેથી સઘળાં દિવ્ય અસ્ત્ર મેળવીને શત્રુ માત્રને જીતી શકશે. પછી યુધિષ્ઠિરે વેદવ્યાસના કહેવા પ્રમાણે "પ્રતિસ્મૃતિ" ના મંત્રનો ઉપદેશ અર્જુનને કર્યો. તેથી અર્જુન તપ કરવા સારૂ નીકળ્યા. પ્રથમ **હીમપર્વત** ઓળંગીને ઇંદ્રકીલ પર્વતપર ગયા. ત્યાં તેમણે દર્ભ, દંડ, તથા મૃગચર્મ ધારણ કરીને ઉગ્ર તપ કરવા માંડ્યું. પ્રથમ માસમાં ત્રણ ત્રણ દિવસે ફળાહાર કર્યો, બીજે મહિને ૭ ૭ દિવસે, અને ત્રીજે મહિને પંદર પંદર દિવસે ફળાહાર કર્યો. પછી ચોથા મહિનાથી કેવળ નિરાહાર રહી, એક અંગુઠા ઉપર ઉભા રહી, તથા બંને હાથ ઉંચા રાખી તીવ્ર તપ કર્યું. તેથી શિવે પ્રસન્ન થઇને તેમને **"પાશુપતાસ્ત્ર"** ના મંત્રનો ઉપદેશ આપ્યો. અને કહ્યુંકે, આ અસ્ત્રને દેવતાઓ પણ જાણતા નથી. આ અસ્ત્રથી ન મરે એવો ત્રૈલોક્યમાં પણ કોઇ નથી. આ અસ્ત્રથી હજારો ત્રિશૂલ, ગદાઓ અને ઝેરીનાગ જેવાં હજારો બાણ ઉત્પન્ન થાયછે.

ત્યાર પછી ઇંદ્ર, યમ, વરૂણ, અને કુબેર, એ ચાર લોકપાળ અર્જુનની પાસે આવ્યા. યમે અર્જુનને પોતાનું "કાલદંડ" નામે અમોઘ અસ્ત્ર આપીને કહ્યું કે, આ અસ્ત્ર વડે તું મોટું પરાક્રમ કરીશ. વરૂણે પોતાનું "પાશ" નામે અસ્ત્ર આપીને કહ્યું કે, આ અસ્ત્રના ઉપયોગ વડે સર્વ જગતને છળવાવાળો પણ છુટી શકશે નહિ. કુબેરે પોતાનું "પ્રસ્વાપન" નામે અસ્ત્ર આપીને કહ્યું કે, આ અસ્ત્ર વડે અંતર્દ્ધાન થવાની શક્તિ પ્રાપ્ત થઇ શકે છે. તથા હજારો શત્રુઓને બાળી શકાય છે. ઇંદ્રે પોતાનાં અસ્ત્રો રાજધાની **અમરાવતી** માં આવેથી આપવાનું કહ્યું. અર્જુન આથી ઘણા ખુશી થયા. પછી ઇંદ્રે અર્જુનને તેડવા સારૂ રથ મોકલ્યો. તેમાં બેસીને અર્જુન આકાશ માર્ગે ઇંદ્રના દરબારમાં ગયા. ત્યાં અર્જુને પાંચ વર્ષ સુધી રહીને સ્વર્ગની રચના જોઇ. એટલુંજ નહિ પણ અસ્ત્ર શસ્ત્ર વિદ્યા, ગાયન વિદ્યા, અને બીજી ઘણીક વિદ્યાઓ શીખ્યા. નિવાત ક-

વચ, કાળકેત, અને હિરણ્યપુરવાસી, ત્રણ અસુરો ઇંદ્રથી જીતાતા નહોતા, તેને અર્જુને જીત્યા. તેથી ઇંદ્રે બહુ પ્રસન્ન થઇને કદી ન ભેદાય એવું એક બક્તર, સુવર્ણની માળા, કિરીટ, અને દેવદત્ત નામનો શંખ તથા દિવ્ય વસ્ત્રો તથા આભરણો આપ્યાં. પછી ત્યાંથી રજા લેઇને અદ્વૈત વનમાં આવીને ભાઇઓને મળ્યા.

પાંડવોને પોતાના વનવાસનું તેરમું વર્ષ ગુપ્ત રહેવાનો ઠરાવ હતો. તેથી તેઓ **વિરાટ** રાજાના દરબારમાં વેષ બદલીને જૂદાં નામ ધારણ કરીને નોકરી એ રહ્યા હતા. અર્જુને સ્ત્રીનો વેષ ધરીને વિરાટ રાજાની સભામાં જઇને કહ્યું હતું કે;—"મારૂં આવું રૂપ થયા વિષેની વાત ખેદકારક છે. માટે હું કહેતી નથી. હું નોકર રહેવા માટે અહિં આવેલી છું. માબાપ વગરની છું, અને મારૂ નામ **બૃહન્નલા** છે. હું ગાયનમાં નૃત્યમાં, તથા બજાવવામાં પ્રવિણ છું." એ પ્રમાણે અર્જુનનાં વચન સાંભળી વિરાટ રાજાએ તેને અંતઃપુરમાં નોકરી આપી. અર્જુને ત્યાં રહીને વિરાટ રાજાની કુંવરી **ઉત્તરા**ને તથા તેની સખીઓને નૃત્ય, ગાયન, તથા બજાવવાની વિદ્યા શીખવી હતી.

કૌરવો પાંડવોને તેર વર્ષની અંદર છતા કરી ફરીને વનમાં મોકલવાની કોશિસમાં હતા.[1] પાંડવો વિરાટ નગરમાં આવ્યા પછી અનેક ઉત્પાતો થવા લાગ્યા હતા. તે ઉપરથી કૌરવોએ અનુમાન બાંધ્યું કે તેઓ જો ત્યાં હશે, તો તે શેહેરની ગાયોને હરણ કરવા દેશે નહિ. એવા હેતુથી વિરાટ નગરીને કૌરવોએ ઘેરી લીધી, અને ગાયોને લઇ જવા માંડી. તે વખતે અર્જુન વિરાટ રાજાના પુત્ર **ઉત્તર**ના સારથી થઇને લડવા ગયો હતા. ગામ બહાર જઇ શમી ઉપરથી ગાંડીવ ધનુષ લેઇને ઉત્તરને સારથી કરી પોતે યુદ્ધ કરવા માંડયું; અને કૌરવોને હરાવી નમાડી મૂકી ગાયો પાછી વાળી. આ વખતે પાંડવો છતા થયા, પણ તેર વર્ષની મુદત પૂરી થઇ ગઇ હતી, તેથી કૌરવોનું કાંઇ ચાલ્યું નહિ. વિરાટ રાજાએ પાંડવોને ઓળખ્યા નહિ, અને તેમની પાસે હલકાં કામો કરાવ્યાં, તેના માટે ક્ષમા માગી. અને ઉપકારના બદલામાં પોતાની કુંવરી **ઉત્તરા**ને અર્જુન સાથે પરણાવવાની ઇચ્છા જણાવી. પરંતુ અર્જુને કહ્યું કે, હું તેનો શિક્ષા ગુરૂ છું, માટે નહિ પરણું. પછી અર્જુનના પુત્ર **અભિમન્યુ** સાથે ઉતરાને પરણાવી હતી.

ત્યાર પછી મહારાજા યુધિષ્ઠિરે દુર્યોધન પાસે રાજનો અર્ધ ભાગ આપવાનું સમજાવવાને શ્રીકૃષ્ણને મોકલ્યા હતા. પણ તેણે તેમ કરવાની ચોખ્ખી ના પાડી. તે ઉપરથી કુરૂક્ષેત્રના મેદાનમાં પાંડવો અને કૌરવો વચ્ચે **મહાભારતયુદ્ધ** થયું. તે વખતે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું કે, હે સખા! આ મારા વડીલ ગુરૂ અને સંબંધીઓને કેમ મારૂ? ઇત્યાદિ કહી તેઓ એકદમ પ્રેમના મોહથી મૂર્છિત થઇ પડ્યા હતા. એ જોઇને શ્રીકૃષ્ણે તેમને ઉપદેશ કર્યો હતો. તે **શ્રીમદ્‌ભગવદ્‌ગીતા**માં વર્ણવેલો છે. શ્રીકૃષ્ણનો ઉપદેશ સાંભળ્યા પછી અર્જુને દશ દિવસ સુધી **ભીષ્મ** સાથે પ્રબળ યુદ્ધ કરી કૌરવ પક્ષના ઘણાક વીરોને મારી નાખ્યા હતા. ભીષ્મ પણ અર્જુનના બાણુથી રણમાં પડ્યા હતા. જે વખતે ભીષ્મ બાણ શય્યા ઉપર રણમાં સૂતા હતા, ત્યારે તેમને તરસ લાગવાથી પાણી માગતાં અર્જુને

[1] તેરમા વર્ષે પાંડવોને ગુપ્ત રહેવાનો ઠરાવ હતો જો તેઓ તેરમા વર્ષમાં છતા થાય, તો ફરીને બાર વર્ષ વનમાં રહેવું એવો ઠરાવ હતો

પોતાના "પર્જન્યાસ્ત્ર" નો ઉપયોગ કરી પૃથ્વીને વીંધી તુરત અમૃત જેવું જળ કહાડી ભીષ્મને પાયું હતું. એ જગ્યા આજ પણ બાણગંગા નામથી પ્રસિદ્ધ છે. મહાભારતની લડાઇમાં અર્જુને એ પ્રમાણે ઘણાં પરાક્રમો કર્યાં હતાં. અને અને કૌરવો નાશ પામતાં પાંડવોનો જય થયો હતો.

કૌરવો સાથેની લડાઇમાં જય મેળવ્યા પછી મહારાજા યુધિષ્ટિરે **અશ્વમેધ** યજ્ઞ કર્યો હતો. સર્વ રાજાઓમાં પોતાનું શ્રેષ્ઠપણું મનાવવા માટે યુધિષ્ટિરે અશ્વને છોડી મૂક્યો હતો. તેના રક્ષણાર્થે અર્જુનને સાથે મોકલ્યા હતા. ઘણાક દેશના રાજાઓએ તે અશ્વને બાંધ્યો હતો. પણ અર્જુને તે સર્વની સાથે લડાઇ કરીને તેમનો પરાભવ કર્યો હતો.

મહારાજા યુધિષ્ટિર રાજ કરવા લાગ્યા, ત્યારે અર્જુન સેનાપતિનું કાર્ય બહુ ઉત્તમ પ્રકારે બજાવતા હતા. પોતાના ઉત્તમ કાર્યથી તેમણે લોક પ્રીતિ ઘણીજ મેળવી હતી. થોડો કાળ જતાં શ્રીકૃષ્ણ નિજ ધામે ગયાથી અર્જુનને ઘણો સંતાપ થયો હતો. તોપણ ધૈર્ય રાખી શ્રીકૃષ્ણની ઇચ્છા મુજબ ઉગ્રસેન તથા વસુદેવ વગેરે સર્વ સંબંધીઓને દ્વારિકાંથી લેઈ આવી હસ્તિનાપુરમાં રાખ્યાં હતાં. ત્યાર પછી શ્રીકૃષ્ણના પૌત્ર વજ્ર ને ઇંદ્રપ્રસ્થની ગાદીપર અને અભિમન્યુના[1] પુત્ર પરીક્ષિતને હસ્તિનાપુરની ગાદીપર સ્થાપન કરીને અર્જુન સર્વ ભાઇઓ સહિત હિમાળે ગળવા ગયા હતા. ત્યાં સર્વ બંધુઓની સાથે નિજ-ધામે ગયા હતા.

ધનુષધારી અર્જુનની અંગકાન્તિ શ્યામ, આકૃતિ દીર્ઘ, સ્કંધ ઉંચી, વૃક્ષ સ્થળ વિશાળ, અને નેત્ર કમળ જેવાં હતાં. તેઓ યુદ્ધકળામાં પ્રવિણ, રણચતુર, ધીટ, વિજયી, અને પ્રતાપી યોદ્ધા હતા. તેમ તેઓ ગૌબ્રાહ્મણ પ્રતિપાલ, પ્રતિજ્ઞાપાળનાર, સત્યવાદી, અને વ્રતસ્થ વીર પણ હતા. વડિલભાઇ પ્રત્યે નિરંતર મર્યાદશીલ રહેતા. ઘણું કરીને પોતાના યુદ્ધ વિષયમાંજ મગ્ન રહેતા, તોપણ તે સંસાર વિષયમાં અજાણ નહોતા. તેઓ ઠરેલ પુરૂષ હતા, તે છતાં કામ કરવે ઢીલા નહોતા, પણ ઘણા ચાલાક હતા. બંને હાથે બાણ મારી શકતા હતા, તેથી સવ્યસાચી કહેવાય છે. સર્વ પ્રકારની યુદ્ધ કળા જાણતા હતા, પણ ધનુર્વિદ્યા તો તે-મણે પોતાનીજ કહેવડાવી છે. સ્પષ્ટવક્તા અને યોદ્ધા છતાં કોમળ હૃદયના હતા. રણમાં ઉભા રહી સંબંધીજનોના ઘાતનો વિચાર કરતાં તેમણે મોહવશ થઇ યુદ્ધ ન કરવું, એવું ઇચ્છ્યું હતું; એ જો સત્યજ હોય તો તેમના યોદ્ધાપણાને એક જાતનું કલંક લાગેલું ગ-ણાય. જેમણે અનેક યુદ્ધો કરેલાં, દેવતાઓ સાથે પણ યુદ્ધો કરેલાં, અને જે ક્ષાત્ર ધર્મને પૂર્ણ રીતે જાણનારો, તે મેદાનેજ મોહવશ થઇ રહ્યો, અને શ્રીકૃષ્ણના બોધથી સાવધ થ-ગો હતો, એ વિસ્મય વાર્તા છે! કદાચ તેમના કોમળ હૃદયમાં વ્હાલા ગુરૂ દ્રોણાચાર્યને મારે, તેમજ ભીષ્મપિતામહ જેવા વડિલને મારે બહુજ લાગ્યું હશે. પણ શ્રીકૃષ્ણના ઉપદે-શથી પાછો એ વિચાર ફેરવાઇ ગયો હતો. જો કે કેટલાક જય તેમણે શ્રીકૃષ્ણની સહાયના-થી મેળવ્યા હતા, તોપણ ઘણાખરા જય તો તેમણે એકલાએજ મેળવ્યા હતા. અર્જુન વિલાસી ક્ષત્રિયરૂપે ઘણીક પ્રેમી સ્ત્રીઓના ભોગી, અને નૃત્ય સંગીતમાં કુશળ હતા. તેઓ પોતાની બુદ્ધિથી, બળથી, ઉત્સાહથી અને ધનુર્વિદ્યામાં પ્રવિણપણાથી પૃથ્વીમાં પ્રખ્યાત થયા

[1] અભિમન્યુ મહાભારતની લડાઈમાં મરણ પામ્યો હતો.

છે. "અર્જુન આણાવળી" એ નામથી અદ્યાપી સુધી લોકો તેમને ઓળખે છે.

આપણા પ્રાચીન મહાત્માઓનાં, તેમાં વિશેષે કરીને આ અર્જુનના ચરિત્ર ઉપરથી તેમનાં અદ્ભૂત અને અલૌકિક કામો તથા અસ્ત્રશસ્ત્રો વિષે જે જે વાતો આપણા જાણવામાં આવીછે, તે હાલના આપણા નવા વિચારના પુરૂષોને તો અતિશયોકિત જેવી લાગશે ખરી, પરંતુ અમે તેમને કહીશું કે, તેમાં અતિશયોકિત જેવું કાંઇ નથી. જ્યારે પશ્ચિમ બાજુના સાહસિક અને શોધક લોકોએ વિદ્યુત્ અને વરાળયંત્રોની શોધ કરીને અગ્નિરથ તથા ટેલિગ્રાફ જેવાં અદ્ભૂત કામો કરવા માંડયાં નહોતાં, તે પહેલાં જો નવા વિચારના પુરૂષોને એમ કહેવામાં આવત કે, અગાઉ બળદ કે ઘોડા વગર એક કલાકમાં ૭૦ મૈલ ગાડી ચાલતી હતી, અને એક પળમાં હજારો ગાઉ ખબર પહોચતી હતી; ત્યારે તે વાતો માનવાને પણ તેઓ ધસીને ના પાડત. હવે જ્યારે તેઓ એવાં કામો થતાં નજરે જૂવે છે, ત્યારે પોતાની મેળે કબૂલ કરે છે કે, એવો યાંત્રિક યુક્તિથી બની શકે છે. વળી એજ શોધક લોકો હજુ પણ પ્રતિ વર્ષે નવાં નવાં અદ્ભૂત યંત્રો શોધી કાઢનાજ જાય છે; જે જાણીને અથવા જોઇને આપણે ઘણી અજાયબીમાં પડીએ છીએ. આ સર્વ ઉપરથી એવો પણ વખત આવવાની આપણે આશા રાખીએ છીએ કે, સમય જતાં પ્રાચીન કાળના આપણા પૂર્વજોની જે જે અદ્ભૂત શોધો તથા કામોને માનવા આપણે હમણાં અચકાઇએ છીએ, તેજ શોધો અને કામો યુરોપના સાહસિક લોકો શોધી કહાડશે ત્યારેજ આપણા નવા વિચારના પુરૂષોની ખાત્રી થશે કે, આપણા પૂર્વજો પૂર્વે એવાં અદ્ભૂત યંત્રોના શોધક અને જ્ઞાતા હતા. અર્જુન વગેરેના ચરિત્રમાં લખ્યું છે કે, તેઓ આકાશ માર્ગે સ્વર્ગ લોકોમાં અથવા દેવ લોકોમાં ગયા હતા. એ સ્વર્ગ લોકો અને દેવ લોકો તે ક્યા? એ વિષે જૂદા જૂદા વિદ્વાનો જૂદા જૂદા અભિપ્રાય આપે છે. પરંતુ અમે તો એક જૂદીજ કલ્પના શોધી કહાડી છે, તે કદાચ ખરી પણ હોય. હાલના કેટલાક વિદ્વાનો કહે છે કે, ચંદ્ર અને મગળ વગેરે ગ્રહો ઉપર પણ માણસની વસ્તી છે. એટલુંજ કહીને તેઓ બેસી રહ્યા નથી, પણ ત્યાં વસ્તા મનુષ્ય વગેરે પ્રાણીઓની તથા ત્યાંની રીતભાત વગેરેની શોધ ખોળ કરવા માટે તે ગ્રહો ઉપર શી રીતે જઇ શકાય? તેની યુક્તિઓ રચવાને તેઓ મંડી પડ્યા છે. અને એક વિદ્વાન તો એટલે સુધી શોધ પણ કરી ચૂકયો છે કે, એક તોપના ગોળાની અંદર માણસને બેસાડી તેને એટલે ઉંચે ઉડાવવો કે તે પૃથ્વીના આકર્ષણની બહાર નીકળી જઇ ચંદ્રના આકર્ષણમાં જઇ પડે. એટલે જેમ પૃથ્વી હરેક ઉંચે નાખેલી ચીજને પોતાના આકર્ષણ વડે પોતાની તરફ ખેંચી લેઇ પૃથ્વી ઉપર પાડે છે, તેમ ચંદ્ર પોતાના આકર્ષણ વડે તોપના ગોળાને ખેંચી લેઇ પોતાના ઉપર પાડે. એ રીતે અહિંનો કોઇ પણ માણસ ચંદ્રલોકમાં જઇ ત્યાંની ખબર મેળવીને પાછો એજ યુક્તિથી અહિં આવી શકે. આવી આવી યુક્તિઓ જ્યારે હાલના વિદ્વાનો શોધી કહાડવા તૈયાર છે, ત્યારે આ આર્યાવર્ત કે જેના પુત્રો પ્રાચીન કાળમાં વિદ્યાને હુનર કળામાં અતિશય પ્રવિણ અને શોધક હતા; એવું જગતના સઘળા લોકો એકે અવાજે કબુલ કરે છે, ત્યારે હવે કહો વાર, રામચંદ્ર, પરશુરામ, શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર, અર્જુન, વશિષ્ઠ, વેદવ્યાસ, અને દ્રોણાચાર્ય જેવા મહાત્માઓ પોતાના અપૂર્વ બુદ્ધિ બળ વડે વિમાન કે એવીજ બીજી કોઇ યુક્તિ વડે તેઓ

ચંદ્ર લોક કે મંગળના લોકો પાસે કાં જઇ શકતા ન હોય? અને આર્યાવર્તના લોકો કરતાં એ ગ્રહોના લોકો કદાચ વધારે બુદ્ધિવાન અને હુન્નર કળામાં તથા ઐશ્વર્યમાં વધારે ચ- ઢીઆતા હોવાથી તેમનેજ દેવ લોક અને તેમના દેશને સ્વર્ગ કાં નહિ કહેતા હોય? વળી ઇંદ્રરાજા, વરૂણ, યમ, અને અગ્નિ, ઇત્યાદિ દેવતાઇ રાજાઓ પણ એ ગ્રહો ઉપરની વ- સ્તીના રાજાઓ કાં ન હોય? તેમ તેઓ આ દેશમાં આવી અહિના જે વધારે બુદ્ધિવાન અને ચાલાક પુરૂષો હોય, તથા જેમના તરફ પોતાની વધારે પ્રસન્નતા ઉતરેલી હોય, તેવા પુરુષોને પોતાની વિદ્યા, અને સમૃદ્ધિ વરદાન તરી કે કાં આપી ન હોય? એ બધુ કદાચ ખરૂં પણ હોય. આવો તર્ક હાલના શોધક પુરૂષોની નવી નવી શોધો ઉપરથી બાં- ધવાને અમે તૈયાર થયા છીએ. તેને બધે કોઇ હસી કહાડે તો તેનો કાંઇ ઉપાય નથી. અમારી કલ્પના ગમે તો ખરી હો, કે ખોટી હો, પણ એટલું તો નક્કી છે કે, આપણા પૂર્વજો પ્રાચીન કાળે ઘણી અદ્ભુત વિદ્યાઓ અને હુન્નર કળાઓના શોધક તથા જ્ઞાતા હતા. અને તેના પ્રભાવથી તેઓ ઘણાં અદ્ભુત અને અલૌકિક કામો કરતા હતા, એમાં કાંઇ શક જેવું નથી.



## દુર્યોધન.

હસ્તિનાપુરના રાજા પાંડુના ઓરમાન ભાઇ ધૃતરાષ્ટ્રનો આ પુત્ર થાય. તેની મા- તાનું નામ સતી ગાંધારી હતું. ધૃતરાષ્ટ્રને સો પુત્રો અને દુઃશલા નામે એક પુત્રી હતી. તેઓમાં **દુર્યોધન** સર્વથી મોટો પુત્ર હતો. ધૃતરાષ્ટ્રના એ સૌ પુત્રો **"કૌરવો"** ને નામે પ્રસિદ્ધ છે. તેઓ સર્વ નીચ બુદ્ધિના હતા.

દુર્યોધન બુદ્ધિમાન અને સમર્થ યોદ્ધો હતો. તેનામાં ચપળતા અને ચતુરાઇનું બળ વિશેષ હતું. પરંતુ અદેખાઇ, આપવડાઇ, અને ઉદ્ધતાઇ, ઇત્યાદિ દુર્ગુણો તેના કટ્ટા શત્રુ હતા. તેણે મહાત્મા ગુરૂ દ્રોણાચાર્ય પાસેથી ધનુર્વિદ્યા સંપાદન કરી હતી, તેમાં એ ઘણો પ્રવિણ હતો. તેમ ગદા યુદ્ધમાં પણ તે કુશળ હતો. બાલ્યાવસ્થાથીજ તે પોતાના કાકા પાંડુના પુત્રો "પાંડવો" ઉપર દ્વેષ રાખતો હતો. રમતમાં દુર્યોધનને પાંડુ પુત્ર ભીમ બહુ મારતો હતો, તેથી તેણે ભીમને એક વખતે ઝેરના લાડુ ખવરાવીને બાંધી નદીમાં ડુબાવ્યો હતો. પણ ઇશ્વર કૃપાથી ભીમ બચ્યો હતો.

ગુરૂ દ્રોણાચાર્ય પાસેથી પાંડવ-કૌરવ[1] વિદ્યા ભણી રહ્યા પછી તેમની પરીક્ષા માટે નગર બહાર રંગ અખાડો કર્યો હતો. ત્યાં સ્ત્રી વર્ગ સહિત રાજકુટુંબ તથા નગરજનો સૌ જોવા માટે આવ્યા હતા. રાજકુમારોએ એક પછી એકે ઉભા રહીને ઘોડા ઉપરથી નિશાન માર્યા, ઢાલ તરવારના પટા કર્યા, અને દોડતાં, કુદતાં, રથ દોડાવતાં, બાણ મારી દેખાડ્યાં. દુર્યોધન અને ભીમ ગદાથી લડ્યા, પણ એ બેને એક બીજાઉપર દ્વેષ હતો. તેથી તેઓ ખરેખરૂં લડ્યા. એથી ત્યાં ભારે ગડબડ મચી રહી. દ્રોણે જાતે જઇને બને જણને

1 પાંડુ રાજા પોતાના પુત્રોને બાળ વયના મુકીને મરણ પામવાથી હસ્તિનાપુરનું રાજ્ય તે- નો ભાઇ ધતરાષ્ટ્ર ચલાવતો હતો. તેનાજ રક્ષણ હેઠળ પાંડવો ઉછરીને મોટા થયા હતા.

અને ભીષ્મ, વગેરેએ દુર્યોધનને બહુ સમજાવ્યો, પણ તેણે કોઈનું કહ્યું ન માનતાં કર્ણ અને શકુનિ વગેરેની સલાહથી મોટું સૈન્ય લેઈને પાંડવોની સાથે યુદ્ધ કરવાને તૈયાર થયો. કુરુક્ષેત્રના મેદાનમાં કૌરવ, પાંડવ વચ્ચે ઘોર યુદ્ધ થયું, તે "ભારતીયુદ્ધ" ને નામે પ્રસિદ્ધ છે. આ લડાઈમાં બને પક્ષનું અસંખ્ય સૈન્ય મરણ પામ્યું. જ્યારે યુદ્ધમાં સઘળા કૌરવો અને બીજા સહાયક રાજાઓ પડયા, અને છેલ્લી વારે ભીમ ગદા લેઈને દુર્યોધન ઉપર દોડ્યો, ત્યારે તે ભયભીત થઈને જળસ્તંભન વિદ્યાના યોગે દ્વૈપાયન નામે પાણીથી ભરેલા તળાવમાં જઈને પડ્યો. મંત્ર બળથી શ્વાસ રૂંધિ તળીએ જઈ બેઠો. એ વાત ભીમે જાણવાથી તેને શોધી કહાડ્યો. પાંડવો અને બીજા સૌ ત્યાં ગયા. ધર્મ રાજાએ કહ્યું કે;— તું બહાર નીકળ. તું જેમ ઇચ્છીશ, તેમ યુદ્ધ કરીશું. પછી દુર્યોધને ભીમ સાથે ગદા યુદ્ધ કર્યું, તેમાં અંતે તે માર્યો ગયો.

દુર્યોધનના આ ચરિત્ર ઉપરથી સમજાશે કે, તેણે દુર્બુદ્ધિ રાખી અવળી સલાહ પ્રમાણેજ આચરણ કર્યું, સદ્ગુણી પાંડવો પ્રત્યે દ્વેષ રાખ્યો, ભીષ્મ, દ્રોણ, વિદુર, અને કૃષ્ણ આદિ વડિલ વૃદ્ધ સત્પુરૂષોની શીખામણ તેમણે માની નહિ, અને ઉદ્ધતપણે વર્ત્તિ અંત લગી મમત મૂકયો નહિ, તો અંતે કૌરવો વગેરેના નાશનો નિમિત્ત ભૂત થઈને જગતમાં નિંદાયો, અને પોતાના સુખ તથા રાજ્યનો અંત આણ્યો. પાંડવોનો નાશ કરવા જતાં પોતાનોજ નાશ થયો. દુર્યોધન શૌર્ય ને બુદ્ધિ વડે સ્વતંત્ર રાજ્ય કરવામાં યોગ્ય હતો. તે આગ્રહી અને બુદ્ધિમાન્ પુરૂષ, સમર્થ યોદ્ધો, ને સત્તા—કીર્તિનો હોંસીલો રાજા હતો. પણ બાપ વિનાના ગરીબ, પણ ડાહ્યા, અને સદ્ગુણી પાંડવો ઉપર લોકનું વ્હાલ હોવાથી તથા યુધિષ્ઠિરને યુવરાજ પદ મળવાથી તેણે તેઓને પજવ્યા. અને મોટું યુદ્ધ કરી પોતાના કુલનો નાશ કરાવ્યો. વેર તે દુર્યોધનનુંજ. તેના સૈન્યમાં શ્રીકૃષ્ણ જેવો કોઈ નહોતો. તેથીજ તેની હાર થઇ. તેણે વેર લેવાની ખુમારીમાં રાજ્ય કારભાર કરવો મૂકી દેઈ તે કર્ણને સોંપ્યો હતો. રાજસૂય યજ્ઞને પ્રસંગે પાંડવોએ પોતાની સમૃદ્ધિ દેખાડી તેને મીઠા ડહામથી બાળવામાં કાંઇ બાકી રાખ્યું નહોતું. તો તે પછી યુદ્ધ વિના બીજે કયે પ્રસંગે તે પોતાના વેરને માર્ગ આપે? ભીષ્મ અને દ્રોણ સરખાએ જેને કેળવ્યો, માબાપે તથા નારદ મુનિ વગેરેએ શિખામણ આપી, તે છતાં એ રાજ પુત્રે પોતાનો મમત અંત લગી નજ મૂક્યો. એ તેના સ્વભાવનો તેના વિવેક ઉપર જયછે. પણ એ જય તેણે પોતાની કરેલી હાણથી નિંદ્ય થયો છે. આપ વડાઇ, રાજપણાની મોટાઇ, ઉદ્ધતાઇ, અને વેરથી ઉત્પન્ન થયેલા સઘળા દુર્ગુણો તેનામાં હતા. તેથી તે જગતમાં એક દુષ્ટ તરીકે પ્રસિદ્ધ થયો છે. માટે રાજાઓએ રાજ્ય લોભ, અને દ્રવ્ય સંપત્તિ આદિનો ખોટો મોહ નહિ રાખતાં, સ્વપરાક્રમ વડે તે સર્વ ધર્મ નીતિથી મેળવવાની ઇચ્છા કરવી. તથા કુટુંબ અને પ્રજા પ્રત્યે પ્રીતિથી વર્તિને સત્કીર્તિ સંપાદન કરવી, એજ આ લોક અને પરલોકમાં શ્રેયકર છે.

## કર્ણ.

"દાનેશ્વર" એ કીર્તિરૂપ મહાપદ પામેલા રાજા કર્ણના નામથી કોઇ અજાણ્યું નથી. તેમના જન્મકાળ વગેરેની હકીકત મહાભારતમાં નીચે પ્રમાણે લખેલી છે,—

કુન્તીભોજ રાજાને ત્યાં એક સમયે દુર્વાસા ઋષિ ગયા હતા. ત્યાં દ્વારિકાના રાજા સુરસેન યાદવની કુંવરી **પૃથા** (કુન્તી) કે જેને કુન્તીભોજે પોતાની દિકરી કરી રાખી હતી. તેણે દુર્વાસાઋષિની સારી સેવા ચાકરી કરી. તેથી ઋષિએ તેના ઉપર પ્રસન્ન થઇને તેને પાંચ મંત્ર આપીને કહ્યું કે, જેનો મંત્ર ભણીશ, તે દેવ તારા ઉપર પ્રસન્ન થશે. એ ઉપરથી કુન્તીએ મંત્રનું પારખુ જોવા સારૂ એકાંતમાં જઇને સૂર્યનો મંત્ર ભણ્યો. તેથી સૂર્યે આવીને તેને કવચ-કુંડળ સહિત એક સુંદર પુત્ર આપ્યો. પરંતુ કુન્તીએ લોકલાજથી તે પુત્રને એક પેટીમાં ઘાલીને જમના નદીમાં વેહેતો મૂક્યો. તે પેટી તણાતી તણાતી યમુનામાંથી ગંગા નદીમાં ગઇ. અને ત્યાંથી અંગદેશમાં[1] ગઇ. ત્યાં કોઇ અધિરથ નામે સુતજાતિના[2] એક સારથીની સ્ત્રીના જોવામાં તે પેટી આવી. તેથી તેણે તેને બહાર કહાડીને પોતાના ધણીની સમક્ષ પેટી ઉઘાડીને જોયું તો અંદરથી એક સુંદર પુત્ર નીકળ્યો. તેને તેઓએ ઘેર લેઇ જઇ પાળી પોષી મોટો કર્યો. ને તેનું નામ "કર્ણ" કહેવાયું. એ પ્રમાણે કુન્તીને કુંવારી અવસ્થામાં થયેલો પુત્ર કર્ણ સૂર્યના સરખી કાન્તીવાળો, શરીરે ઉંચો, સદ્ગુણી, અને મહાવીર પુરૂષ હતો.

કર્ણને કેટલી વિપત્તિ પડી હતી ? તેનો જન્મ થયો ત્યારથી તેની કુન્તા માતાએ તેને એકલો પ્રભુને આશ્રયે મૂકી દીધો હતો. ત્યાંથી તે એક કંગાળ પુરૂષના હાથમાં ગયો. તેણે ઉછેરી મોટો કર્યો. ગરીબને ત્યાં ખાવાનું પુરૂં મળે નહિ, ત્યાં બીજા સુખની તો આશાજ શી ? ગમે તેવી વિપત્તિ હોય તો શું થયું ? શૂરવીર તેને ગણનાજ નથી. અને જે નથી ગણતા તેજ પુરૂષો સંસારમાં વૃદ્ધિ પામી પ્રતાપી થાય છે. કર્ણે વિચાર કર્યો કે, હવે વિપત્તિ પડવામાં તો કાંઇ બાકી નથી. તેનાથી હકે કંઇ અર્થ સરવાનો નથી. થનાર હો, તે થાઓ. મારે વિદ્યા તો શીખવીજ. વિદ્યા વિના જન્મ વ્યર્થ છે. એવો નિશ્ચય કરીને તે મહાત્મા પરશુરામની પાસે ગયો. ને તેમને ત્યાં દાસ થઇને રહ્યો. ત્યાં ગુરૂની અંતઃકરણ પૂર્વક તે સેવા કરે. અને જ્યારે અવકાશ મળે ત્યારે ઉદર પોષણ સારૂ ઉદ્યોગ કરે. એમ કરતાં કેટલેક વર્ષે ગુરૂ પ્રસન્ન થયા. ત્યારે તેને જરાજરા શીખવવા માંડયું. કર્ણ જાતે ક્ષત્રિય હતો. અને પરશુરામનો નિયમ હતો કે બ્રાહ્મણ વિના અન્ય જાતિને વિદ્યા શીખવવી નહિ. કર્ણને તો આ વાત પ્રતિકૂલ હતી. તોપણ તે નીરાશ થયો નહિ. અનેક વિપત્તિ વેહીને મહા પ્રયત્નથી તેણે વિદ્યા સંપાદન કરી. અલબત્ત દુઃખ અને વિપત્તિ વેઠવામાં તો કાંઇ શીમા રહી નહિ. પણ અંતે શું થયું ? ને ધીરે ધીરે કૌરવ રાજાની સભામાં જતો થયો. ત્યાં તે ચઢતે ચઢતે પ્રધાન થયો. એક અનાથ રંક, એક ચક્રવર્તિ રાજાનો પ્રધાન થયો, તે ઇશ્વરની કૃપા અને પુરૂષ પ્રયત્નથીજ.

કેટલાક જણ એમ પણ કહે છે કે, કર્ણ પ્રથમ કૌરવ પાંડવની સાથે દ્રોણાચાર્યની પાસે વિદ્યાભ્યાસ કરતો હતો. પણ દ્રોણે તેને મન દેઇને શીખવ્યું નહિ, તેથી તેણે પરશુરામ પાસે જઇને અસ્ત્ર શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. જ્યારે પાંડવ-કૌરવ વગેરે રાજકુમારોનો વિદ્યાભ્યાસ પૂરો થતાં તેમની યુદ્ધ વિદ્યાની પરીક્ષા થઇ, ત્યારે પાંડવોની

---

૧ બહાર પ્રાંત કે હાલ જ્યાં પટણા શેહેર છે તે દેશ.

૨ ક્ષત્રિયના વીર્યથી બ્રાહ્મણ જાતિની સ્ત્રીમાં જે પુત્ર ઉત્પન્ન થયેલ હોય, તે "સુતજાતિ" કહેવાય છે.

સામે કર્ણે રંગ અખાડામાં આવીને પોતાની યુદ્ધ વિદ્યાની હરિફાઇ કરી હતી. કૌરવો પાંડવોની હમેશાં અદેખાઇ કરતા હતા. તે પ્રમાણે પાંડવોનો આ જબરો હરિફ જોઇને તેમણે કર્ણના પક્ષમાં રહીને તેને મદદ કરી હતી. જ્યારે કર્ણ અર્જુન સરખા બળવાન યોદ્ધાની સામે યુદ્ધ કરવાને તૈયાર થયો હતો, ત્યારે કૃપાચાર્યે તેને કહ્યું કે, આ પાંડુ રાજાઓના પુત્ર અર્જુનની સાથે તું લડવા તૈયાર થયો છે; પણ તું કોનો પુત્ર છે? તે અમારે પ્રથમ જાણવું જોઇએ. નીચ કુળના માણસો સાથે રાજકુંમારો યુદ્ધ કરે નહિ. કૃપાચાર્યનાં વચન સાંભળી કર્ણે લજ્જા પામી નીચુ જોયું. પછી દુર્યોધને કહ્યું કે, વીરપુરૂષ વીરપુરૂષની સાથે યુદ્ધ કરે તેમાં કુળનો વાંધો નાખવો યોગ્ય નથી. તોપણ જો અર્જુનને રાજકુંમારપણાનું અભિમાન હોય, તો હું આજથી કર્ણને અંગદેશનો રાજા બનાવું છું. એટલું કહીને તેણે કર્ણને એજ વખતે સોનાના સિંહાસન ઉપર સુવર્ણ કળસ વડે અંગદેશનો રાજ્યાભિષેક કર્યો. અને છત્ર ચામરાદિ રાજચિન્હો આપ્યાં. આથી દુર્યોધન અને કર્ણની વચ્ચે પરસ્પર અત્યંત પ્રીતિ બંધાઇ. કર્ણનો રાજ્યાભિષેક થયો, તે વખતે તેનો પાલક પિતા અધિરથ સારથી હાથમાં લાકડી પકડીને પડતો આખડતો માણસો વચ્ચેથી કર્ણને આશીર્વાદ દેવા સારૂ આવ્યો હતો. કર્ણે તેને પ્રણામ કરી સન્માન આપ્યું હતું.

દુર્યોધન અને કર્ણ વચ્ચે ગાઢ સ્નેહ બંધાયા પછી કર્ણે મરતાં સુધી દુર્યોધનનાજ પક્ષમાં રહીને તેને ઘણી સહાય કરી હતી. જોકે કર્ણ બીજી બધી વાતે ડાહ્યા અને સદ્ગુણી છતાં દુર્યોધને તેના ઉપર કરેલા ઉપકાર અને મિત્રાઇના દાબમાં દબાઇને દુર્યોધનની દુષ્ટ લાલચો પાર પાડવામાં તે સહાયભૂત થયો હતો, એટલુંજ નહિ પણ તેને રાજ્ય રાખવા સારૂ દુર્યોધનના મામા શકુનિ વગેરે નીચ બુદ્ધિના પુરૂષોના સંગે રહીને તેણે સદ્ગુણી પાંડવોની સાથે વિરૂદ્ધાચરણ કરવાની સલાહ આપી હતી. એ તેને માથે મોટું કલંક ચોટેલું છે. જો તેણે દુર્યોધનને સારી સલાહ આપી, પાંડવો સાથે વિગ્રહ ન થવા દેવાનું મન ઉપર લીધુ હોત, તો તેમાં તે ફતેહ પામત. તે છતાં કદાચ તેણે એ બધા ઉપાયો કર્યા છતાં તેનું કહ્યું દુર્યોધને કર્યું ન હોત, તો તેને માથે જે કલંક ચોટયું છે, તેવુ ચોટત નહિ.

કર્ણ યુદ્ધ વિદ્યામાં ઘણો કુશળ અને બહાદુર-વીર પુરૂષ હતો. કૌરવ પક્ષના મહા બળવાન યોદ્ધાઓમાંનો તે પણ એક હતો. તેનું અતુલ પરાક્રમ જોઇને શ્રીકૃષ્ણે તેને રાજ્ય અપાવવાની લાલચ બતાવીને પાંડવ પક્ષમાં આવવાની સલાહ આપી હતી. તે વખતે તે બોલ્યો હતો કે—

કૃષ્ણ! તમે સ્નેહથી મારા હિતની વાત કહો છો, તે ઠીક છે. સૂર્યના પ્રસાદથી મેં માતા કુન્તીને પેટ જન્મ લીધો છે, તેથી ધર્મ શાસ્ત્રની મર્યાદા પ્રમાણે હું પાંડુ પુત્ર હોઇને પાંડવોનો વડિલ ભ્રાતા થાઉંછુ, એ વાત ખરી. પરતુ કુન્તા માતાએ મને જન્મતાંજ નાખી દીધાથી મારૂં પાલન પોષણ અધિરથ અને તેમની સ્ત્રી રાધાએ પુત્રભાવે કર્યું છે. માટે હવે મારાથી કુન્તીનો પુત્ર થઇને રાધાનુ મન દુઃખાવાય નહિ. તેમ તેના પિંડદાનનો લોપ કરી શકાય નહિ. અધિરથ મને પુત્ર સમજે છે. હું તેમને પિતા સમજુ છું, મારા જાત કર્માદિ સંસ્કારો પણ તેમણેજ કરાવેલા છે. હું તેમનીજ જાતની સ્ત્રીઓને

પરણેલો છું, અને તેઓથી મને સંતાનો થયેલાં છે. એ સઘળાંને રાજની લાલચથી છોડવા હું ખુશી નથી. વળી મેં દુર્યોધનના આશ્રયથી તેર વર્ષ સુધી નિષ્કટકપણે રાજ્યાધિકાર ભોગવ્યો છે. અને તેણે કેવળ મારાજ ભરૂસાથી પાંડવો સાથે આ વિગ્રહ આરભેમો છે. માટે રાજની લાલચથી, મોતની બીકથી, કે બીજા કોઇ કારણથી હું દુર્યોધનને છોડી શકતો નથી. હું કૃતઘ્નપણાનો તથા વિશ્વાસઘાતપણાનો દોષ મારે માથે કદી લેઇશ નહિ. હું અર્જુનની સાથે લડીશ, એવી દુર્યોધનની લાંબા- કાળની આશા છે, તે આશાનો ભંગ મારાથી કેમ થાય? આજ હું અર્જુનની સાથે નહિ લડતાં તેની સાથે મળી જાઉં તો મારી અને અર્જુનની બંનેની અપકીર્તિ થાય. કૃષ્ણ! પાંડવો તમારે વશ છે, તેથી તમે જેમ કહો તેમ કરે એ વાત નિઃસંશય છે તોપણ મારાથી પાંડવોના પક્ષમાં આવી શકાશે નહિ"

એ પ્રમાણે કર્ણે શ્રીકૃષ્ણને સ્પષ્ટ ઉત્તર આપ્યો હતો. કૃષ્ણના પછી માતા કુન્તાએ કર્ણની પાસે જઇને પાંડવોના પક્ષમાં આવી તેમને સહાય કરવાની ભલામણ કરી હતી, તેમને પણ કર્ણે ઉપર પ્રમાણે જવાબ આપીને પાછાં કહાડયાં હતાં. તે પછી કુરૂક્ષેત્રના મેદાનમાં કૌરવ-પાંડવ વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયું હતું. તેમાં કર્ણે કૌરવ પક્ષમાં રહીને ઘણી બહાદુરી દેખાડી હતી. જ્યારે કૌરવ સૈનાનો સેનાપતિ ભીષ્મ દશમે દહાડે અર્જુનના બાણથી રણમાં પડયો, ત્યારે તેની જગાએ દ્રોણાચાર્ય સેનાપતિ થયા હતા. તે પણ રણમાં પડયાથી સેનાપતિની જગો કર્ણને મળી હતી. તેમાં તેણે પોતાનું અતુલ પરાક્રમ બતાવીને પાંડવોની સામે યુદ્ધ કર્યું હતું. પણ છેવટે લડાઇને ૧૭ મે દિવસે અર્જુનને હાથે તેનું મરણ નીપજયું હતું.

કર્ણ જેવો શૂરો અને પરાક્રમી હતો, તેવોજ તે મહા દાતાર પણ હતો. જેના મૂખમાંથી "નહિ આપું" એવા શબ્દ કદિ નીકળ્યાજ નહોતા. તે માગણ લોકોને કલ્પદ્રુમ જેવો, મહાદાનેશ્વર, અને સવારના પહોરનું નામ, કહેવાય છે તે મરણ પામ્યા છતાં પણ જીવતા જેવો દેખાતો હતો. તેના શરીરમાં કોઇ જાતની વિકૃતિ ઉત્પન્ન થઇ નહોતી, અને તેનું મુખ પુનમના ચંદ્ર સરખુ શોભતું હતું. તે પાંડવ-કૌરવના મુખ્ય યોદ્ધાના તેજમાં અંજાઇને ઇઝરાતો હતો. તથા ઉંચી સ્થિતિમાં આવવાને વિદ્યા તથા સદ્ગુણો વધારતો હતો. તેણે ગાડી હાકનારને સાં ઉછરીને વિદ્યાબળે દુર્યોધનનો મિત્ર થઇ, તેની વતીનું રાજ્ય કર્યું, અને સમોવડીઆરૂપે અર્જુનની સામે યુદ્ધ કર્યું, એ તેના વિદ્યાબળ તથા સદ્ગુણના જય છે. તેને કૃષ્ણે લાલચમાં નાખી ભમાવ્યો, પણ તે ન ભમ્યો, અને કૌરવોને નજ છોડ્યા, એ તેની નિમકહલાલીની બલિહારી છે. તેણે ઉંચી સ્થિતિએ ચડવાને જે જે કૃત્યો કર્યાં છે, તે ઉચ્ચ પુરૂષની કીર્તિને કલંક લગાડે તેવાં નથી. તોપણ તેણે કૌરવોના મિત્ર રૂપે પાંડવોની વિરૂદ્ધ જેટલું આચરણ કરેલું છે, તે દુર્ગુણ રૂપ મનાયું છે. તે વડાઇખોર, અને અભિમાની હતો, તેમ વિવેકી, આમડી, ઉદ્યમી, વિલાસી, અને રણરંગીલો રાજા હતો.

સામે કર્ણે રંગ અખાડામાં આવીને પોતાની યુદ્ધ વિદ્યાની હરિફાઇ કરી હતી. કૌરવો પાંડવોની હમેશાં અદેખાઇ કરતા હતા. તે પ્રમાણે પાંડવોનો આ જબરો હરિફ જોઇને તેમણે કર્ણના પક્ષમાં રહીને તેને મદદ કરી હતી. જ્યારે કર્ણ અર્જુન સરખા બળવાન યોદ્ધાની સામે યુદ્ધ કરવાને તૈયાર થયો હતો, ત્યારે કૃપાચાર્યે તેને કહ્યું કે, આ પાંડુ રાજાઓના પુત્ર અર્જુનની સાથે તું લડવા તૈયાર થયો છે; પણ તું કોનો પુત્ર છે? તે અમારે પ્રથમ જાણવું જોઇએ. નીચ કુળના માણસો સાથે રાજકુંમારો યુદ્ધ કરે નહિ. કૃપાચાર્યનાં વચન સાંભળી કર્ણે લજ્જા પામી નીચુ જોયું. પછી દુર્યોધને કહ્યું કે, વીરપુરૂષ વીરપુરૂષની સાથે યુદ્ધ કરે તેમાં કુળનો વાંધો નાખવો યોગ્ય નથી. તોપણ જો અર્જુનને રાજકુંમારપણાનું અભિમાન હોય, તો હું આજથી કર્ણને અંગદેશનો રાજા બનાવું છું. એટલું કહીને તેણે કર્ણને એજ વખતે સોનાના સિંહાસન ઉપર સુવર્ણ કળસ વડે અંગ દેશનો રાજ્યાભિષેક કર્યો. અને છત્ર ચામરાદિ રાજચિન્હો આપ્યાં. આથી દુર્યોધન અને કર્ણની વચ્ચે પરસ્પર અત્યંત પ્રીતિ બંધાઇ. કર્ણનો રાજ્યાભિષેક થયો, તે વખતે તેનો પાલક પિતા અધિરથ સારથી હાથમાં લાકડી પકડીને પડતો આખડતો માણસો વચ્ચેથી કર્ણને આશીર્વાદ દેવા સારૂ આવ્યો હતો. કર્ણે તેને પ્રણામ કરી સન્માન આપ્યું હતું.

દુર્યોધન અને કર્ણ વચ્ચે ગાઢ સ્નેહ બંધાયા પછી કર્ણે મરતાં સુધી દુર્યોધનનાજ પક્ષમાં રહીને તેને ઘણી સહાય કરી હતી. જોકે કર્ણ બીજી બધી વાતે ડાહ્યો અને સદ્‌ગુણી છતાં દુર્યોધને તેના ઉપર કરેલા ઉપકાર અને મિત્રાઇના દાબમાં દબાઇને દુર્યોધનની દુષ્ટ લાલચો પાર પાડવામાં તે સહાયભૂત થયો હતો, એટલુંજ નહિ પણ તેને રાજી રાખવા સારૂ દુર્યોધનના મામા શકુનિ વગેરે નીચ બુદ્ધિના પુરૂષોના સંગે રહીને તેણે સદ્‌ગુણી પાંડવોની સાથે વિરૂદ્ધાચરણ કરવાની સલાહ આપી હતી. એ તેને માથે મોટું કલંક ચોંટેલું છે. જો તેણે દુર્યોધનને સારી સલાહ આપી, પાંડવો સાથે વિગ્રહ ન થવા દેવાનું મન ઉપર લીધુ હોત, તો તેમાં તે ફતેહ પામત. તે છતાં કદાચ તેણે એ બધા ઉપાયો કર્યા છતાં તેનું કહ્યું દુર્યોધને કર્યું ન હોત, તો તેને માથે જે કલંક ચોંટયું છે, તેવુ ચોંટત નહિ.

કર્ણ યુદ્ધ વિદ્યામાં ઘણો કુશળ અને બહાદુર-વીર પુરૂષ હતો. કૌરવ પક્ષના મહા બળવાન યોદ્ધાઓમાંનો તે પણ એક હતો. તેનું અતુલ પરાક્રમ જોઇને શ્રીકૃષ્ણે તેને રાજ્ય અપાવવાની લાલચ બતાવીને પાંડવ પક્ષમાં આવવાની સલાહ આપી હતી. તે વખતે તે બોલ્યો હતો કે—

કૃષ્ણ! તમે સ્નેહથી મારા હિતની વાત કહો છો, તે ઠીક છે. સૂર્યના પ્રસાદથી મેં માતા કુન્તીને પેટ જન્મ લીધો છે, તેથી ધર્મ શાસ્ત્રની મર્યાદા પ્રમાણે હું પાંડુ પુત્ર હોઇને પાંડવોનો વડિલ ભ્રાતા થાઉં, એ વાત ખરી. પરંતુ કુન્તા માતાએ મને જન્મતાંજ નાખી દીધાથી મારૂં પાલન પોષણ અધિરથ અને તેમની સ્ત્રી રાધાએ પુત્રભાવે કર્યું છે. માટે હવે મારાથી કુન્તીનો પુત્ર થઇને રાધાનું મન દુઃખાવાય નહિ. તેમ તેના પિંડદાનનો લોપ કરી શકાય નહિ. અધિરથ મને પુત્ર સમજે છે. હું તેમને પિતા સમજુ છું, મારા જાત કર્માદિ સંસ્કારો પણ તેમણેજ કરાવેલા છે હું તેમનીજ જાતની સ્ત્રીઓને

પરણેલો છું, અને તેઓથી મને સંતાનો થયેલાં છે. એ સઘળાંને રાજ્યની લાલચથી છોડવા હું ખુશી નથી. વળી મેં દુર્યોધનના આશ્રયથી તેર વર્ષ સુધી નિષ્કંટકપણે રાજ્યાધિકાર ભોગવ્યો છે. અને તેણે કેવળ મારાજ ભરૂસાથી પાંડવો સાથે આ વિગ્રહ આરંભેલો છે. માટે રાજ્યની લાલચથી, મોતની બીકથી, કે બીજા કોઇ કારણથી હું દુર્યોધનને છોડી શકતો નથી. હું કૃતઘ્નપણાનો તથા વિશ્વાસઘાતપણાનો દોષ મારે માથે કદી લેઇશ નહિ. હું અર્જુનની સાથે લડીશ, એવી દુર્યોધનની લાંબા કાળની આશા છે, તે આશાનો ભંગ મારાથી કેમ થાય? આજ હું અર્જુનની સાથે નહિ લડતાં તેની સાથે મળી જાઉં તો મારી અને અર્જુનની બંનેની અપકીર્ત્તિ થાય. કૃષ્ણ! પાંડવો તમારે વશ છે, તેથી તમે જેમ કહો તેમ કરે એ વાત નિઃસંશય છે. તોપણ મારાથી પાંડવોના પક્ષમાં આવી શકાશે નહિ."

એ પ્રમાણે કર્ણે શ્રીકૃષ્ણને સ્પષ્ટ ઉત્તર આપ્યો હતો. કૃષ્ણના પછી માતા કુન્તાએ કર્ણની પાસે જઇને પાંડવોના પક્ષમાં આવી તેમને સહાય કરવાની ભલામણ કરી હતી. તેમને પણ કર્ણે ઉપર પ્રમાણે જવાબ આપીને પાછાં કહાડયાં હતાં. તે પછી કુરૂક્ષેત્રના મેદાનમાં કૌરવ-પાંડવ વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયું હતું. તેમાં કર્ણે કૌરવ પક્ષમાં રહીને ઘણી બહાદુરી દેખાડી હતી. જ્યારે કૌરવ સૈનાનો સેનાપતિ ભીષ્મ દશમે દહાડે અર્જુનના બાણથી રણમાં પડયો, ત્યારે તેની જગાએ દ્રોણાચાર્ય સેનાપતિ થયા હતા. તે પણ રણમાં પડયાથી સેનાપતિની જગો કર્ણને મળી હતી. તેમાં તેણે પોતાનું અતુલ પરાક્રમ બતાવીને પાંડવોની સામે યુદ્ધ કર્યું હતું. પણ છેવટે લડાઇને ૧૭ મે દિવસે અર્જુનને હાથે તેનું મરણ નીપજ્યું હતું.

કર્ણ જેવો શૂરો અને પરાક્રમી હતો, તેવોજ તે મહા દાતાર પણ હતો. જેના મૂખમાંથી "નહિ આપું" એવા શબ્દ કદિ નીકળ્યાજ નહોતા. તે માગણ લોકોને કલ્પવૃક્ષ જેવો, મહાદાનેશ્વર, અને સવારના પહોરનું નામ, કહેવાય છે. તે મરણ પામ્યા છતાં પણ જીવતા જેવો દેખાતો હતો. તેના શરીરમાં કોઇ જાતની વિકૃતિ ઉત્પન્ન થઇ નહોતી, અને તેનું મૂખ પુનમના ચંદ્ર સરખું શોભતું હતું. તે પાંડવ-કૌરવના કુળ મોટપના તેજમાં અંજાઇને ઇઝરાતો હતો. તથા ઉંચી સ્થિતિમાં આવવાને વિદ્યા તથા સદ્‌ગુણો વધારતો હતો. તેણે ગાડી હાંકનારને ત્યાં ઉછરીને વિદ્યાબળે દુર્યોધનનો મિત્ર થઇ, તેની વતીનું રાજ્ય કર્યું, અને સમોવડીઆરૂપે અર્જુનની સામે યુદ્ધ કર્યું, એ તેના વિદ્યાબળ તથા સદ્‌ગુણના જય છે. તેને કૃષ્ણે લાલચમાં નાખી ભમાવ્યો, પણ તે ન ભમ્યો, અને કૌરવોને નજ છોડ્યા, એ તેની નિમકહલાલીની બલિહારી છે. તેણે ઉંચી સ્થિતિએ ચડવાને જે જે કૃત્યો કર્યાં છે, તે ઉચ્ચ પુરૂષની કીર્ત્તિને કલંક લગાડે તેવાં નથી. તોપણ તેણે કૌરવોના મિત્ર રૂપે પાંડવોની વિરૂદ્ધ જેટલું આચરણ કરેલું છે, તે દુર્ગુણ રૂપ મનાયું છે. તે વડાઇખોર, અને અભિમાની હતો, તેમ વિવેકી, આગ્રહી, ઉદ્યમી, વિલાસી, અને રણરંગીલો રાજા હતો.

---

# બૃહદ્રથ-જનક.

બંગાળામાં આવેલા બહાર પ્રાંતના ઉત્તર ભાગને તીરહુત કહે છે. તે અસલ મિથિલા નામથી ઓળખાતો હતો. તેનો વિસ્તાર નેપાલની ઉત્તર સીમા સુધીછે. તે ભાગ ઘણો ફળદ્રુપ અને રમણિય છે. તેમાં જનકપુર કરીને હાલ ગામ છે. તે અસલ રાજનગર હતું. તેમાં જનક[1]-વિદેહ વંશીય રાજાઓ રાજ કરતા હતા. જનકપુરમાં ઘણા જનક રાજાઓ થઇ ગયા. તેમાં આ બૃહદ્રથ નામે જનક ઘણો ધર્મ શીળ, દયાળુ, જ્ઞાની, નીતિજ્ઞ, અને નિત્ય એક ઇશ્વરપર શ્રદ્ધા રાખીને દાન ધર્મ કરતો હતો. બધા જનક રાજાઓ પૂર્ણ તત્ત્વજ્ઞાની હતા. તેઓમાં આ બૃહદ્રથ-જનક શ્રેષ્ટ હતો. તેના રાજ્યમાં વિદ્વાનોને ઘણોજ આશ્રય મળતો હતો. ઘણી વખતે ત્યાં મહાસભાઓ ભરાતી હતી. તેમાં બ્રાહ્મણો નાના પ્રકારની વિદ્યા વિષે વાદવિવાદ ચલાવતા હતા. કેટલાક મુમુક્ષુ જનો જનક રાજા પાસે તત્ત્વોપદેશ લેવાને આવતા હતા. એવા એ તત્ત્વજ્ઞાનમાં પ્રવિણ ગણાતા હતા. શુકદેવજી જેવા મહાત્માએ પણ તેમનીજ પાસેથી તત્ત્વોપદેશ લીધો હતો. નવ યોગેશ્વરોને જનક રાજા સાથે બ્રહ્મજ્ઞાન સંબંધી મોટો સંવાદ ચાલ્યો હતો.

આ બૃહદ્રથ જનકના પિતાનું નામ દેવરાત જનક હતું તે ઉપરથી એ દૈવરાતિ પણ કહેવાય છે. મહા સતી દેવી સીતાજી પણ આ જનકપુરમાં થયાં હતાં. અને શ્રીરામચંદ્રજીએ પણ ત્યાંજ સ્વયંવરમાં શિવધનુષ ભાગી સીતાજીને પરણ્યા હતા. વળી પરશુરામ જેવા મહાત્મા અને પરાક્રમી પુરૂષે જ્યારે પૃથ્વી એકવીશવાર નક્ષત્રી કરી ત્યારે તેમણે આ પવિત્ર જનક કુળનો નાશ કર્યો નહોતો. કેમકે એ કુળ પૂર્ણ બ્રહ્મનિષ્ટ, નીતિજ્ઞ, ધર્માત્મા, અને પ્રજા પ્રેમી હતું.

બૃહદ્રથ જનક મુમુક્ષુ હતા. જે પૂર્ણ બ્રહ્મનિષ્ટ હોય, તેને ઓળખીને શરણે જવાની તેમની ઇચ્છા હતી. તેથી યજ્ઞ નિમિત્તે તેમણે પોતાને ત્યાં યાજ્ઞવલ્ક્યઋષિ, આશ્વલાયનઋષિ, આર્તભાગઋષિ, ભુજ્યુઋષિ, કહોડઋષિ, ઉદ્દાલકઋષિ, અને મહા બ્રહ્મનિષ્ટ ગાર્ગી નામની એક પરમહંસિની સ્ત્રી, તથા શાકલ્યઋષિ, ઇત્યાદિ અનેક ઋષિઓને બોલાવ્યા હતા. જનક રાજાએ સુવર્ણનાં શીંગડાં ઇત્યાદિક યુક્ત ગાય તૈયાર કરી સર્વ ઋષિઓને કહ્યું કે, તમારામાં જે શ્રેષ્ટ બ્રહ્મનિષ્ટ સંપન્ન હોય તેઓ આ ગાય લ્યો. સર્વ

---

૧ ઇક્ષ્વાકુ રાજાને સો પુત્રો હતા. તેમા બીજો પુત્ર "નિમિ" નામે હતો. તે મહા પરાક્રમી, વિદ્વાન તત્વજ્ઞ, અને ધાર્મિક હતો તેણે ગુરૂ વશિષ્ઠ પાસે યજ્ઞ નહિ કરાવતાં ગૌતમ ઋષિને ઉપાધ્યાય કરી યજ્ઞ કરાવ્યો એ અપમાનથી વશિષ્ઠ ઋષિએ કોપ કરી તેને શાપ આપ્યો કે-તારો દેહ નાશ પામો. તેથી તેનો દેહ પડી ગયો. પછી બ્રહ્મદેવે નિમિ રાજાને ફરીને મનુષ્ય દેહમાં ઉત્પન્ન થવાનું કહ્યું. પરંતુ તેમ કરવાની તેણે ના પાડતાં વિદેહ સ્થિતિ માગી લીધી. તે બ્રહ્મદેવે આપીને પ્રાણી માત્રના નેત્રમાં તેમની સ્થાપના કરી ઋષિઓએ નિમિના દેહનું મથન કર્યું, તેથી જે પુત્ર ઉત્પન્ન થયા, તે મિથિ નામથી પ્રસિદ્ધ થયા અને તેમની રાજધાની "વૈજયંતી" તે "મિથિલા નામથી પ્રસિદ્ધ થઇ મિથિ રાજા કેવળ માતાના સંબંધથી જન્મ્યા, તેથી એ "જનક" અથવા "વિદેહ" કહેવાયા ત્યારથી એના વંશના સર્વ રાજા જનક અથવા વિદેહ વંશી કહેવાય છે વિદેહી [illegible] રહ્યા છતા, પોતાના દેહાત જ્ઞાને કરીને મુક્ત રહેનારા.

ઋષિઓ બ્રહ્મનિષ્ટ સંપન્ન હતા, તેથી કોણે ગાય લેવી, એ વાતનો સર્વને વિચાર થઇ પડયો. પરંતુ થોડીવારમાં યાજ્ઞવલ્કય ઋષિએ પોતાના પ્રોક્તકારી નામે શિષ્યને મોકલી ગાય લીધી. તેથી બીજાઓએ પોતાનું અપમાન થયેલું ગણી મોટી ગડબડ મચાવી. પછી યાજ્ઞવલ્કયે પ્રત્યેક ઋષિ સાથે તત્વજ્ઞાન સંબંધી જૂદો જૂદો વાદવિવાદ ચલાવ્યો. તેમાં 'ગાર્ગી સાથે મોટો સંવાદ ચાલ્યો હતો. (જૂઓ આગળ ગાર્ગીના ચરિત્રમાં)' આ સંવાદમાં યાજ્ઞવલ્કયે સર્વને પરાજિત કર્યા હતા. એ રીતે યાજ્ઞવલ્કય ઋષિને શ્રેષ્ટ બ્રહ્મનિષ્ટ જોઇ જનક રાજાએ તેમને પોતાના ગુરૂ માન્યા હતા. અને તેમની પાસેથી બ્રહ્મવિદ્યા સંપાદન કરી હતી.

એક વખતે જનક રાજાને સ્વપ્નું આવ્યું કે;—"રાજ્યપર કોઇ પરદેશી રાજા ચડી આવ્યો; તેના સૈન્યે પોતાના નગરને ચોમેરથી ઘેરી લીધુ; તેની સાથે અત્યંત યુદ્ધ કરતાં હારીને રાજ્ય છોડી નાસી જવું પડયું; વનમાં ભટકવું પડયું. અથડાતા કુટાતા એક નગરીમાં આવ્યા; અત્યંત ક્ષુધા વેઠી બજારે બજારે ફરી ભિક્ષા માગી; જેમ તેમ કરી મહા સંકટ વેઠી ઠીબરૂં તથા ખીચડી મેળવી; તે ખાવાને પહેલો ગ્રાસ ભરવા જાય છે, તેવામાં બે મસ્ત સાંઢ લડતા આવ્યા; તેની અડફેટમાં ખીચડીનું ઠીબરૂ ફુટીને કયાંયે ઉડી ગયું; અને ખીચડી કયાંયે ધૂળમાં મળી ગઇ." આવા સ્વપ્નના ગભરાટમાં રાજા ચમકીને ઉઠયો. ઉપરની સર્વ લીલા અદ્રશ્ય થઇ ગઇ. પછી રાજા વિચાર કરવા લાગ્યો કે, મેં આ શું જોયુ? અરે! મારી કેવી વિપરિત ગતિ થયેલી મેં સ્વપ્નમાં જોઇ! અરે! એ તે સ્વપ્ન કે સાચું? કેમકે જે જે અવસ્થા મારી થઈ, અને તેથી જે જે દુઃખ મને લાગ્યું, તે તે સર્વ જાણે મેં પ્રત્યક્ષ જોયું હોય તેવું હતું. ત્યારે હમણાં હું ઘડી પહેલાં હતો તેવો કંગાલ પુરૂષ છું, કે આ મિથિલ દેશનો રાજા છું? એમાંથી હું કોણ છું? જો રાજા નથી, ને કંગાલ છું, એમ માનું તો આ હજારો દાસ દાસીઓ તથા સુબા સરદારો મારી સેવામાં તત્પર છે. તેથી પ્રત્યક્ષ રાજાપણું સિદ્ધ કરી આપે છે. જો રાજા છું, એમ માનું તો હમણાંજ પરમ ક્ષુધિત અવસ્થામાં મારા હાથમાંનું અન્ન ધૂળમાં મળી ગયું, એ મેં પ્રત્યક્ષ જોયું છે. ત્યારે એ બેમાંથી કયું ખરૂં? "આ સત્ય કે તે સત્ય?" આ વિષે મારા મનનું સમાધાન કોણ કરશે? ઇત્યાદિ વિચારોમાં તેનું મન લીન થઇ ગયું. જેથી કોઇ પણ જાતના ભોગ ભોગવવાપરથી તેની આસક્તી ઉડી ગઇ. માત્ર "આ સાચુ કે તે સાચુ?" એટલીજ વાતપર મન લાગી રહ્યું.

પછી પોતાના મનનું સમાધાન કરવા મોટા મોટા ઋષિઓ અને વિદ્વાન બ્રાહ્મણોની સભા કરી, પ્રશ્ન કર્યો કે;—"આ સાચુ કે તે સાચુ?" પ્રશ્નનું કંઇ મોં કે માથુ હોય, તો તેનો પ્રત્યુત્તર દેનાર કોઇ પણ સમર્થ પુરૂષ મળી આવે. પણ બાપે બરમે માત્ર "આ સાચુ કે તે સાચુ!" એનો ઉત્તર ગમે તેવા વિદ્વાન અને જ્ઞાનીથી પણ કેમ કરીને થાય? ઘણો વખત વિતી ગયા છતાં રાજાના પ્રશ્નનો ઉત્તર કોઇથી થઇ શકયો નહિ. તેથી [illegible] પોતપોતાને ઘેર ગયા.

[illegible] રાજા કોઇ કારણસર પાલખીમાં બેસીને કેટલાક અધિકારીઓ [illegible] હતા, ત્યાં એક સાંકડા માર્ગની વચ્ચોવચ એક અ.ટેક [illegible] બેઠેલો હતો. તેના શરીરનાં અવયવો આઠ જુદાજુદા પ્રકારે વાંકા

હતાં. તેથી તેને ચાલતાં બહુ અડચણ પડતી હોય, એમ લાગતું હતું. તેને માર્ગમાંથી વેગળો ખસવાનું કહેતાં બેપરવાથી સ્વતંત્રપણે પણ વ્યાજબી ઉત્તર દીધા. તેથી રાજા આશ્ચર્ય પામી તેની પાસે જઈ તેનું નામ ઠામ પુછ્યાં, તેણે કહ્યું કે, હું કહોડઋષિનો પુત્ર છું. અમારો નિવાસ સરસ્વતીને તીરે છે. મારૂં નામ અષ્ટાવક્ર છે. હું આઠે અંગે વાંકો છું. તેથીજ આ નામ પડયું છે. મેં સાંભળ્યું છે કે, જનક નામના રાજર્ષિએ પોતાના કોઇ પ્રશ્નનું સમાધાન કરવા માટે ઘણા ઋષિઓને બહુ વર્ષથી પોતાને ત્યાં રોકી રાખ્યા છે. પણ હજુ સુધી તેમનાથી તેનું સમાધાન થયું નથી, માટે રાજાને કદાચ એમ લાગવાનો સંભવ છે કે, જગતમાં બ્રાહ્મણ બીજ નાશ પામ્યું હશે. માટે તેના પ્રશ્નનો ઉત્તર આપી સમાધાન કરવા સારૂ હું જાઉં છું બ્રાહ્મણની આ વાત સાંભળીને જનકને બહુ નવાઇ લાગી. પરંતુ ધીરજ રાખી કહ્યું કે;—" જનક રાજા હું પોતેજ છું. મારા પ્રશ્નનુ હજુ કોઇએ સમાધાન કર્યું નથી. માટે આપ મારા રાજભવનમાં પધારો."

પછી બીજે દિવસે રાજ મેહેલમાં મોટી સભા ભરાઇ. તેમાં સર્વ પ્રધાનો, સંભાવિત ગૃહસ્થો, અને ઋષિઓ આવી બેઠા હતા. ઋષિપુત્ર અષ્ટાવક્રને બોલાવવા માટે પ્રતિહાર ને મોકલ્યો. સભાજનો તેની આવવાની આતુરતા પૂર્વક રાહ જોઇ બેઠા હતા. તેવામાં તે લાકડીના ટેકે ટેકે સભાગૃહના દ્વાર આગળ આવ્યો. સર્વ સભાસદો તેના સન્માનર્થે ઉભા થયા. પણ આ વિલક્ષણ મૂર્ત્તિ જોઇને કોઇની ધીરજ હાથ રહી નહિ. સર્વ ખડખડાટ હ-સવા લાગ્યા. કેમકે એક પગલું ભરતાં આઠે અંગ વાંકાં વાળવાં પડતાં હતાં. વળી અધુ-રામાં પુરૂં સભાગૃહનો ઉંબરો વચમાં આવવાથી લાકડીની આંટી આવી તેથી તે અમળાઇ ને પડી ગયો. એ જોઇને રાજા પણ ધીરજ રાખી શક્યો નહિ. મૂખે વસ્ત્ર આડુ ધરી તે

ઋષિપુત્રે કહ્યું કે, ઓહો ! આ પ્રશ્નનો ઉત્તર દેવો એ કાંઇ કઠિણ કામ નથી. જો તમારે મોઘમ ઉત્તર જોઇતો હોય તો તમારી મેળે સમજો કે—" **જેવું તે, તેવુંજ આ** " એમાં ને આમાં કંઇ પણ ફરક નથી. જેવું તે હતું (દેખાતું હતું) તે નથી. તેવુંજ આ પણ છે. ( દેખાય છે પણ નથી. ) આ સાંભળતાંજ રાજા ઉઠીને ઋષિપુત્રના ચરણમાં પડ્યો. કેમકે તેના મનનું પૂરેપુરૂ સમાધાન થઇ ગયું હતું.

રાજા તથા ઋષિપુત્રના આવા માર્મિક પ્રશ્નોત્તર વિષે સભાજનો કાંઇપણ સમજી શક્યા નહિ. તેથી અષ્ટાવક્રે તેનો ખુલાસો કર્યો કે;—"સ્વપ્નમાં જોયેલો પ્રકાર સઘળો ખોટો છે, એવુંજ આ સસારિક દર્શન પણ ખોટુંજ છે. જેવું સ્વપ્નું, તેવોજ સંસાર. એટલામાટે મહાત્મા જ્ઞાનીઓએ વારંવાર સંસારને સ્વપ્નવત્ કહેલો છે. તે સત્ય છે. ફરક માત્ર એટલોજ કે, નિદ્રાવસ્થામાં દર્શન થનારૂં તે નાનું સ્વપ્નું. અને જાગૃત અવસ્થામાં દેખાતું આ મોટું સ્વપ્નું. શેર અન્ન એકજ દિવસ ખાવા ચાલે. અને મણ અન્ન ચાલીસ દિવસ પોહોચે. પરંતુ જેમ શેર ખાઇ રહ્યા પછી કંઇ નહિ, તેમજ મણનું પણ સમજવું. હે! રાજા, પરમાત્માએ જ્ઞાની જનોને સમજવાને જેવું રાત્રી સ્વપ્નુ છે, તેવુંજ સંસાર સ્વપ્નું બનાવ્યું છે. એમ જ્ઞાન થવાને અર્થે ઉદાહરણ રૂપેજ તે સ્વપ્નું નિર્માણ કર્યું છે. એટલે જેમ અમુક દેશ અથવા નગરનું ચિત્ર (નમુનો) યા બનાવેલો ઘાટ જોવાથી તે દેશ કે નગરનું યથાર્થ ભાન થાય છે. તેમ સ્વપ્નું જોવાથી સંસાર અનિત્ય છે, એવો ખરે ખરો નિશ્ચય થાય છે. માટે ફરીથી પણ કહું છું કે;—"જેવું તે તેવુંજ આ." એમાં ને આમાં કંઇજ ભેદ નથી. હે નરપતી! માત્ર સારાસાર વિચાર કરવાનેજ આવી સત્ય વસ્તુની પ્રાપ્તી થાય છે. તમને જ્યારે સ્વપ્નું અને સંસાર એ બેમાંથી સાર કયું? એમ જાણવાની ખરી જિજ્ઞાસા થઇ, ત્યારેજ તમને આજે માલુમ પડ્યું કે—બેમાંથી એકે સાર નથી. માટે સારાસાર વિચાર કરનાર પુરૂષજ કાળે કરીને કલ્યાણને પામે છે. ઋષિ પુત્રના મૂખથી આવો ઉપદેશ ભરેલો ઉત્તર સાંભળીને સકળ સભા સાનંદાશ્ચર્ય પામી. ઋષિ મંડળ આ દ્વિજ પુત્રને આશીર્વાદ દેવા લાગ્યા. પછી રાજાએ તેને ચરણે નમન કરીને કહ્યું કે;—હે બ્રહ્મ પુત્ર! આપના સમાધાનથી મને એક નવી શંકા ઉત્પન્ન થઇ છે. તે એકે જ્યારે સ્વપ્ન અને સસાર બંને અસાર છે, ત્યારે તેમાં સાર શું?

ઋષિ પુત્રે કહ્યું;—"આ પ્રમાણે સૂક્ષ્મ પ્રશ્ન કરવો એજ ખરેખરા મુમુક્ષુ જનનું લક્ષણ છે. સાર વસ્તુ જાણવી તો દૂર રહી પણ તે જાણવાને જિજ્ઞાસા ધરાવનાર પુરૂષ પણ મોટો ભાગ્યશાળી કહેવાય. માટે સાંભળો;—"સ્વપ્ન અને સંસાર બંને મિથ્યા છે. વા અસાર છે. પણ તેઓનો અનુભવ થતી વખતનો જે સાક્ષી, કે જેને તે બંને અવસ્થાઓ (જાગૃત અને સ્વપ્ન) થાય છે. અને જે તે બને અવસ્થાઓને જાણે છે, એજ માત્ર સારભૂત છે. એ સાક્ષી તે **સ્વયં પરમાત્માજ** કે જે સચરાચર વ્યાપી રહેલો છે. માટે વિષ્ણુ કહેવાય છે. તમે, હું, આ ઋષિઓ, પ્રધાનો, સર્વ સભા અને છેવટે ભૂત પ્રાણી માત્રમાં તે એકલોજ સાક્ષી રૂપે વસી રહેલો છે. તેજ નિત્ય છે. સાર છે. અને વેદે વખાણેલો પુરાણ પુરૂષોત્તમ છે. તેની પ્રાપ્તી અર્થે ભક્ત-જ્ઞાનીજનો જ્ઞાનથી જાણી તેની ભક્તિ કરે છે તેનુંજ યોગીઓ ધ્યાન કરે છે. તેજ પોતાની ઇચ્છા માટે ઉત્પન્ન કરેલ

આ જગતનું રક્ષણ કરે છે. તેજ પોષણ કરે છે. અને તેજ તેનો પ્રલય કરે છે. યુગે યુગે અવતારો ધારણ કરી તેજ પ્રભુ ધર્મનું સંસ્થાપન કરે છે. ને જ્ઞાની-ભક્ત જનોનું પરમ વાત્સલ્યથી સંરક્ષણ કરે છે. તેજ ત્રિગુણાત્મ રૂપે બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર-શંકર થયેલો છે. અને તેજ ઇંદ્રાદિ સર્વે દેવતાઓ તથા સર્વ ભૂત પ્રાણી માત્ર રૂપે વિરાજી રહ્યો છે. તેજ જડ અને ચૈતન્ય રૂપે છે. તેજ ઝીણામાં ઝીણો અને તેજ મોટામાં મોટો છે. તેજ નિર્ગુણ અને તેજ સગુણ છે. તેજ નિરાકાર અને તેજ સાકાર છે. તેજ અમૂર્તિ અને તેજ મૂર્તિમાન છે. તથા જે કહીએ તે, તેમજ જ્યાં જોઇએ ત્યાં તે, તે, અને તેજ છે. માટે સર્વમાં તેનેજ સાર ભૂત જાણવો."

ઋષિપુત્રનો આવો અપ્રતિમ ઉપદેશ સાંભળીને આખી સભા સ્તબ્ધ થઇ ગઇ. પછી રાજાએ કહ્યું કે—મહારાજ! મને બ્રહ્મોપદેશ કરો. અષ્ટાવક્રે કહ્યું કે, તમારા પ્રશ્નનું મેં સમાધાન કર્યું, તેની મને દક્ષિણા આપો. તે પછી હું તમને બ્રહ્મોપદેશ કરીશ. પછી રાજાએ બે સોનાના થાળથી ભરેલાં ઉત્તમ રત્ન તથા હીરાઓ આપ્યા. તે ન લેતાં તેણે કહ્યું કે, આને હું શું કરૂં? મારે કાંઇ દ્રવ્ય જોઇતું નથી. પણ મારે જે જોઇએ છે, તે તમે મને આપો. રાજાએ કહ્યું, જે ઇચ્છા હોય તે માગો. પછી ઋષિ પુત્રે રાજાનું તન, મન, અને ધન, એ ત્રણ વસ્તુઓ માગી. રાજાએ અતિ હર્ષથી તે તેને અર્પણ કરી. પછી રાજા હાથ જોડીને ઉપદેશની વાટ જોતો ઉભો રહ્યો. તેવામાં સભાગૃહના દ્વાર આગળ એક બ્રાહ્મણ રાજાની પાસે યાચવા સારૂ આવ્યો. રાજાએ તેની ઇચ્છા તૃપ્ત કરવાનો વિચાર કર્યો. પણ એટલામાં તેને યાદ આવ્યું કે, મારૂં તન, મન, અને ધન, તો મેં આ ઋષિ પુત્રને અર્પણ કરી દીધું છે. ત્યારે હું તેને શું આપી શકું? બ્રાહ્મણ નિરાશ થઇને પાછો જશે એમાં મને પણ શું? કારણ કે જો તન મારૂં હોય તો બ્રાહ્મણને બોલાવી આશ્વાસના કરૂં, ધન મારૂં હોય તો તેને આપું; અને મન પણ મારૂં હોય તોજ તેનો નિસાસો મને લાગે. પણ જ્યારે એ સર્વ મારૂં નથી, ત્યારે મને કંઇ પણ લાગતું વળગતું નથી. એવો વિચાર કરીને રાજા ઋષિપુત્રની સામે હાથ જોડીને ઉભોજ રહ્યો. તેની આવી સ્થિતિ જોઇને અષ્ટાવક્રે તેને પુછ્યું કે;—"તમે કોણ છો?" રાજાએ ઉત્તર આપ્યો કે;—"હું જનક છું." ઋષિ પુત્રે કહ્યું, હવે આમાં તમે જનક કોને કહો છો? તમારા શરીરની અંદર જનક ક્યાં છે? તમે તમારા માથાને, મોંને, હૃદયને, હાથને, પગને, બુદ્ધિને, કે પ્રાણને, એ સઘળામાંથી કોને જનક કહો છો? રાજા શું બતાવે! તેથી તે ઘણીવાર સ્થિર થઇને એક દ્રષ્ટિએ ઉભો રહ્યો. તે જોઇને ઋષિ પુત્રે કહ્યું,—રાજા! એજ તમને ઉપદેશ. અને એજ તમારૂં સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ. આ સાંભળી જનક રાજે કહ્યું, ગુરૂદેવ! હવે તો હું વનમાં જઇશ. ઋષિ પુત્રે કહ્યું, તમારૂં તન, મન, અને ધન, એ સઘળું તમે મને અર્પણ કરેલું છે, તો હવે તમારી પાસે શું છે? આ સાંભળી રાજા પાછો સ્તબ્ધ થઇ ઉભો. ત્યારે ઋષિ પુત્રે કહ્યું, રાજા! જેમ કોઇ મનુષ્ય પોતાનું દ્રવ્ય, અને ગૃહ વગેરે બીજાને સાચવવા આપે, તેમ આ રાજ્યાદિ (તન, મન, તથા ધન વગેરે) મારૂં છે. તે હું તમને સાચવવા આપું છું. માટે મારા સેવક તરીકે તમે તેનું નીતિથી પાલન કરો એટલે તમે દેહ છતાં વિદેહ (દેહનગરના) થશો પૂરૂં કોઇ વિદેહ થશે નહીં.

પણ તમારી આવી સ્થિતિ થયાથી તમે તો વિદેહ કહેવાશોજ.

એ રીતે કહી ઋષિપુત્રે બૃહદ્રથ જનકને રાજ્યાસનપર સ્થપિત કર્યો. અને પેલા યાચક બ્રાહ્મણને દ્રવ્ય આપી, રાજી કરી વિદાય કર્યા. પછી સર્વ સભા વિસર્જન થઇ. ત્યાર પછી જનક રાજાએ કેટલીક મુદત સુધી રૂડી રીતે રાજ્ય કર્યું હતું. તેની પાછળ તેનો પુત્ર **મહાવિર્ય** જનક ગાદીએ બેઠો હતો. તે પોતાના પિતાની પેઠે ધર્મ નીતિથી રાજ્ય ચલાવી પ્રસિદ્ધિને પામી ગયો છે.

## પરીક્ષિત્.

આ પ્રતાપી રાજા અર્જુનના પુત્ર અભિમન્યુનો પુત્ર થાય. તેનો જન્મ કલિયુગના આરંભમાં થયો હતો. કુરૂક્ષેત્રના મેદાનમાં કૌરવ-પાંડવના મહાભારત યુદ્ધમાં રચેલા **ચક્રવ્યુહમાં**[1] અભિમન્યુ મરણ પામ્યો હતો. તે વખતે તેની રાણી **ઉત્તરા** સગર્ભા હતી. યોગ્ય સમયે રાણીને પુત્રની પ્રાપ્તી થઇ, અને તેનું નામ **પરીક્ષિત્** પાડ્યું. એવું કહેવાયછે કે, પરીક્ષિત્ જ્યારે માતાના ગર્ભમાં હતો, ત્યારે તેનો નાશ કરવા સારૂ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામાએ ઉત્તરા રાણીના પેટમાં **બ્રહ્માસ્ત્ર** મુક્યું હતું. પરંતુ શ્રીકૃષ્ણે પોતાના અલૌકીક સામર્થ્યના બળે સુદર્શન ચક્રવતી તેને અટકાવી સંરક્ષણ કર્યું હતું. કુરૂક્ષેત્રની લડાઈમાં કૌરવોનો નાશ કરી પાંડવો ગાદીએ બેઠા હતા. તેઓ કેટલીક મુદત સુધી રાજ્ય કરી હિમાળે ગળવા ગયા, ત્યારે હસ્તિનાપુરનું રાજ્ય પરીક્ષિતને આપ્યું હતું.

પરીક્ષિત્ રાજા મહા શૂરવીર અને ધર્માત્મા રાજા હતો. તેણે મહાત્મા ગુરૂ કૃપાચાર્ય પાસેથી વેદવિદ્યા અને ધનુર્વિદ્યાનો અભ્યાસ કરીને તેમાં સારી કુશળતા મેળવી હતી. અને પાંડવો પ્રમાણેજ ધર્મનીતિથી રાજ્ય ચલાવી પ્રજાને સુખી કરી હતી. તેઓ દિગ્વિજય કરવા માટે મોટું સૈન્ય લેઇને નીકળ્યા હતા. અને ઘણા દેશોના રાજાઓને જીતીને **ચક્રવર્તિ મહારાજાનું** પદ ધારણ કર્યું હતું. વળી મહાત્મા કૃપાચાર્યને ગુરૂ કરીને ઘણી દક્ષિણાવાળા ત્રણ **અશ્વમેધ** યજ્ઞ કર્યા હતા. તેથી તેમની બહુ ખ્યાતિ થઈ હતી. તેમના વખતમાં તપ, ક્ષમા, અને દયા, એ ત્રણ ધર્મનાં અંગો નાશ પામ્યાં હતાં. તેને પરીક્ષિત્ રાજાએ પ્રવર્તાવ્યાં હતાં. અને સર્વ અધર્મ દૂર કર્યો હતો. પ્રજાપાળક ચક્રવર્તિ રાજા પરીક્ષિતના પ્રબળ પ્રતાપ આગળ અધર્મના મૂળરૂપ કળિયુગ આ જગતમાં સર્વ ઠેકાણે પ્રસર્યો હતો, તે છતાં તે અહિં પોતાનું સામર્થ્ય બતાવી શક્યો નહોતો. આ રાજાના સંબંધમાં કેટલીક અલૌકિક વાતો મહાભારતમાં લખેલી છે તે નીચે પ્રમાણેઃ—

"મહારાજા પરીક્ષિત્ એક દિવસે અરણ્યમાં મૃગયા રમવા ગયા હતા. ત્યાં એક ગાય અને બળદ એ બંનેને માંહોમાંહે વાત કરતાં દીઠાં. તે સાંભળવાને એક ઝાડને ઓઠે ઉભા રહ્યા. તેમની વાતથી તેમના જાણવામાં આવ્યું કે, બળદ તે ધર્મનું રૂપ છે, અને ગાય તે પૃથ્વીનું રૂપ છે. એ બંને પોતાના ઉપર અધર્મ થવાથી નિર્બળ થઇ ગયાં છે. એ બંને વાત કરતાં હતાં, ત્યાં તેમની પાછળ એક શૂદ્ર રાજાને વેષે રથપર બેસી સૈન્ય સાથે

[1] લોકોમાં "અભિમન્યુનો ચકાવો" એવે નામે પ્રસિદ્ધ છે.

ની બોલવાની ચતુરાઇ અને સ્વતંત્રતાના વાક્ય પ્રયોગના કારણથી સીકંદર બાદશાહ તેના ઉપર એવો તો ગુસ્સે થઇ ગયો હતો કે, તેણે જો નાસીને પોતાનો બચાવ કર્યો નહિ હોત, તો નિશ્ચય તેને મારી નાખત. ચદ્રગુપ્ત નાસીને **કુસુમપુર**[1] (પાટલીપુત્ર[2]) ગયો હતો. તે વખતે નંદ રાજાઓ એકત્ર થઇને રાજ ચલાવતા હતા. તેઓના રાજત્વ સમયમાં રાજગૃહથી રાજધાની બદલીને કુસુમપુરમાં સ્થાપિત કરી હતી. ક્યારે તે બદલી હતી તેનો શોધ લાગતો નથી. નંદરાજાઓ પ્રજા રંજનથી પ્રજાના ઘણાજ પ્રીતિપાત્ર થયા હતા.

એક વેળાએ ચાણક્યને કોઇ કામને પ્રસગે રાજ સભામાં નોતરૂં આવ્યું હતું. ત્યાં કંઇ કારણને લીધે તે નંદરાજાઓથી અપમાનિત થયો હતો, તેમ તેને સભામાંથી ઉઠાડી મૂકવામાં આવ્યો હતો. આ વેરના બદલામાં નન્દરાજાઓનો ધ્વંશ કરવાનો ચાંણક્યે સંકલ્પ કર્યો એ વિષય ચંદ્રગુપ્તને ઘણો અનુકૂલ થઇ પડ્યો. ત્યારપછી ચાણક્યની સલાહથી અને બુદ્ધિ કૌશલ્યથી ચદ્રગુપ્તે નંદરાજાઓને મારી નાખી પોતે ગાદી ઉપર બેઠો. આ કામમા પંજાબના **પર્વતેશ** નામે રાજાએ તેને સારી મદદ કરી હતી. મગધદેશમાં પ્રખ્યાત **મૌર્યવંશ**ની ગાદી પ્રથમ ચદ્રગુપ્તે સ્થાપી. તેથીજ તે મૌર્યવંશનો પ્રથમ રાજા ગણાય છે. મગધ રાજ્યની ગાદી ઉપર ચદ્રગુપ્તે બેસીને પોતાના મુખ્ય પ્રધાનની જગો ચાણક્યને આપી. એ રીતે સોનું અને સુગંધ સાથે મળવાથી મગધ રાજ્ય દિપવામાં કાંઇ ખામી રહી નહિ. ચતુર રાજા અને ચતુર પ્રધાને મળીને ઘણી રૂડી રીતે રાજ્ય ચલાવવા માંડ્યું. તેથી પ્રજા ઘણી સુખી થવા લાગી.

પેલી બાજુએ નંદરાજાઓનો ચતુર અને સ્વામી ભક્ત પ્રધાન **રાક્ષસ** પોતાના સ્વામીના શત્રુને એવી રીતે નિષ્કંટકપણે રાજ્ય કરતો જોઇ શક્યો નહિ. તેથી હરેક પ્રકારે ચદ્રગુપ્તનો નાશ કરવાના તે ઉપાય શોધતો હતો. છેવટે ચદ્રગુપ્તને સહાય કરવા આવેલ પર્વતેશ રાજાને તે મળ્યો. અને ચદ્રગુપ્તના કરતાં વધારે આપવાની લાલચ બતાવીને તેને પોતાના પક્ષમા લીધો. આ વાત ચદ્રગુપ્ત અને તેના શાણા પ્રધાન ચાણક્યના જાણવામાં આવ્યાથી તેઓ સાવધ થયા. રાક્ષસ પ્રધાને પ્રથમ એક મનોહર વિષ કન્યા તૈયાર કરાવી ચદ્રગુપ્ત પાસે મોકલી. પણ તેનાથી ચદ્રગુપ્ત મોહમાં પડીને છેતરાયો નહિ. તેણે યુક્તિથી એ કન્યા પેલા લાલચુ અને વિશ્વાસઘાતી રાજા પર્વતેશ પાસે મોકલી દીધી, પાપીરાજા પાપી લાલચને વશ થયો, અને હમેશને માટે ગાઢ નિદ્રામાં સૂતો. કહેવતછે કે **"लोभ पापस्य कारणम्"** પર્વતરાજા પરલોક વાસી થયો એટલે પ્રધાન રાક્ષસ તેના પુત્ર **મલયકેતુ** ને મળ્યો. મલયકેતુ પણ પિતાની પેઠે લાલચમાં લપટાઇને ચંદ્રગુપ્તની સામે લડવા સારૂ તૈયાર થયો. રાક્ષસની સલાહથી કુલૂત દેશનો રાજા **ચિત્રવર્મા,** મલય દેશનો રાજા **સિંહનાદ,** કાસ્મીરનો અધિપતિ **પુષ્કરાક્ષ,** અને સિંધુદેશ ભૂપાળ **સિંધુસેન**

(૧) બૃહત્કથા ગ્રંથમા લખ્યા મુજબ એના સ્થાપનાર "કુસુમના" નામ ઉપરથી કુસુમપુર પડયું છે. તેમ તેની સ્ત્રી " પાટલી " ના નામ ઉપરથી પાટલીપુત્ર, અને તેની "પાટના" નામની કન્યાના નામ ઉપરથી પટના નામ પડયું છે પાટના દેવોની ગૃદીના થઇને હજી સુધી એ નગરની અધિષ્ઠાતી દેવતા રૂપે વર્તમાન રહેલી છે.

(૨) હાલનુ પટના શેહેર છે

વગેરે ઘણા રાજાઓ મલયકેતુને મદદગાર થયા. બીજા પાર્થિવોએ પણ મલયકેતુને મદદ આપવાનું કબૂલ કર્યું. યથા સમયે લશ્કરની મોટી તૈયારીઓ થવા લાગી. અને જલદીથી કુસુમપુરને ઘેરો નાખવા માટે મલયકેતુ લશ્કરની જોડે ગયો. અને દિવસે દિવસે નગરની પાસે આવવા લાગ્યો. સર્વત્ર ઉત્સાહ અને અધ્યવસાય જણાયો. સર્વે ધારવા લાગ્યા કે હવે ચંદ્રગુપ્તનો કંઇપણ બચાવ નથી.

મંત્રી રાક્ષસનું આ સર્વ કૌશલ જોઇને નીતિજ્ઞ ચાણક્ય કે ચંદ્રગુપ્ત ભયભીત થયા નહિ. ધીરે ધીરે તેના પ્રયત્ન સઘળા વ્યર્થ જાય, એવા ઉપાય તેમણે કર્યા. ચાણક્યે પ્રથમ પોતાની આજ્ઞા માનનારા નોકરોને તથા કાર્યમાં કુશળ એવા દૂતોને મલયકેતુ અને રાક્ષસ પ્રધાનની પાસે ચાકરી રહેવા મોકલ્યા. તેઓ થોડા વખતમાં બંનેના ઘણા વિશ્વાસુ નોકરો થઇ પડયા. મંત્રી રાક્ષસ તેઓના દ્વારા જે જે કામ કરતો હતો, તે તે સર્વ ચાણક્ય જાણી શકતો હતો. નંદમંત્રી રાક્ષસ કંઇ પણ એમાંનું સમજી શકતો નહોતો કે, તેના સેવકો ચાણક્યના માણસો છે. અને તેઓ તેની ખરાબી કરવામાં તત્પર છે. કિયો માણસ ચંદ્રગુપ્તની તરફનો છે, અને કિયો માણસ વિરૂદ્ધ પક્ષનો છે, તે સારી પેઠે જાણવા માટે ચાણક્યે કેટલાક બાપા કુશળ દૂતો અને જાસુસો કામે લગાડયા હતા. તેઓ જૂદો જૂદો પોષાક પેહેરીને જૂદી જૂદી જગાએ ફરીને લોકોના આચાર વ્યવહાર જાણતા હતા. અને કુસુમપુરવાસી નંદરાજાના મંત્રી અને બંધૂ બાંધવોના છુપા વ્યાપાર અને ઉપાય નિરૂપણ કરવાની શોધમાં ફરતા હતા. આખરે તેણે રાક્ષસ મંત્રીનાં વિશ્વાસુ માણસોને પોતાના પક્ષમાં આણ્યાં.

ચાણક્ય જાણતો હતો કે, નંદમંત્રી રાક્ષસ સ્વાર્થ શૂન્ય ભક્તિને લીધે પોતાનું કર્તવ્ય કર્મ કરે છે, અને કેવી રીતે પોતાના પ્રભુનું કલ્યાણ થાય, તેનોજ એકાગ્રચિતથી વિચાર કરે છે. ઘણાકો સર્વાર્થસિદ્ધિને માટે ધનવાન શેઠોની તથા રાજાઓની સેવા કરે છે. પરંતુ રાક્ષસ એવો નહોતો. ચાણક્યે ધાર્યું કે રાક્ષસને હાથ કરીને ચંદ્રગુપ્તનું મંત્રીપણું કબુલ કરાવવાનો યત્ન કરવો ઘણો જરૂરનો છે. રાક્ષસમાં બુદ્ધિ, વિક્રમ, અને ભક્તિ આ ત્રણ ગુણો હતા. તેથી ચાણક્યે તેને ચંદ્રગુપ્તનો મત્રી કરવાની ઇચ્છા કરી હતી. જેઓમાં બુદ્ધિ, વીરપણું, અને ભક્તિ હોય છે, તેજ ખરેખરા નોકરો છે. અને તેમના યોગેજ સ્વામીનું સર્વ પ્રકારે મંગળ થવાની સંભાવના છે. એથી ચાણક્યે રાક્ષસને હાથ કરી લેવાનો જ્યાં સુધી યત્ન કરી શકાય, ત્યાં સુધી યત્ન કરવા માંડયો. પહેલાં રાક્ષસ અને મલયકેતુનો વિચ્છેદ કરવા માટે ચાણક્યે એક તદબીર રચી. રાક્ષસની મોહોરથી લખેલો એક પત્ર ચંદ્રગુપ્તની પાસે મોકલાવ્યો, તે પત્ર રસ્તામાં ચાણક્યે મોકલેલા મલયકેતુના વિશ્વાસુ સેવકોથી પકડાયો. અને મલયકેતુની પાસે આણ્યો. તે જોયાથી રાક્ષસના ઉપર મલયકેતુનો સદેહ મજબુત થયો. તેણે રાક્ષસને બોલાવીને આ વિષયમાં ઘણાક પ્રશ્નો પુછ્યા. રાક્ષસ કાગળનો કંઇ પણ મર્મ જાણતો નહોતો, તે આ વિષયમાં તદ્દન નિર્દોષ હતો. તેથી તે ઉત્તર આપવામાં સમર્થ થયો નહિ. એથી મંદ બુદ્ધિ મલયકેતુએ આ રાક્ષસને અપમાનિત કરીને પોતાની છાવણીમાંથી કાઢી મૂક્યો. અને ચિત્રવર્મા વગેરે પાંચ મિત્ર રાજાઓને મારી નંખાવ્યા. આથી બીજા રાજાઓ સમજ્યા કે, મંલયકેત

અતિ અવિવેકી અને દુરાચારી છે. વિશેષતઃ ભયભીત સેનાને નાસતી જોઇને પોતાની વિ-પક્ષ સંપત્તિની સંભાળ રાખવા માટે મલયકેતુની છાવણી છોડીને પોત પોતાના રાજ્ય તરફ પાછા ફર્યા. એટલે ભદ્રભટ, અને પુરૂષદત્ત વગેરે ચાણક્યે મોકલેલા વીરપુરૂષોએ મલયકેતુ-ને બંદીવાન કર્યો. ત્યાર પછી રાક્ષસ દુઃખિતાન્તઃકરણથી કુસુમપુરમાં આવીને છુપો રહેવા લાગ્યો. તેની ખબર ચાણક્યને પડી. પછી એક બીજી ચતુરાઇ વાપરીને ચાણક્યે તેને હાથ કરી લીધો. એક દિવસે ચંદ્રગુપ્તને સાથે લેઇને ચાણક્ય રાક્ષસની પાસે ગયો, તેણે નંદ મંત્રીને નમસ્કાર કરીને પછી ચંદ્રગુપ્તને પણ તેને પ્રણામ કરવાનુ કહ્યું. તે પ્રમાણે રાજાએ તેને પ્ર-ણામ કર્યાં. ત્યારે રાક્ષસે ચંદ્રગુપ્તને "વિજયી થાઓ" એવું કહીને આશીર્વાદ દીધો.

આવી રીતે રાક્ષસ તાબે થયો, ચાણક્યે તેને ચંદ્રગુપ્તનું પ્રધાનપણું લેવાની વિનંતિ કરી. મંત્રી રાક્ષસે લાચારીથી તેમ કરવાનુ કબુલ કર્યું. ત્યાર પછી ચાણક્ય ચંદ્રગુપ્તની આગળ રાક્ષસના નાના પ્રકારના સદ્દગુણોનુ વર્ણન કરીને તેને મંત્રીપણાના ચિન્હ સ્વરૂપ શસ્ત્ર આપ્યાં. મંત્રી રાક્ષસે ચંદ્રગુપ્તના શસ્ત્ર લીધાં, એટલામાં રાજપુરૂષોએ મલયકેતુના હાથ પગ બાંધીને દરવાજા ઉપર આણ્યો. નોકરોએ તેને શું કરવું, એ વિષે ચાણક્યને પુછ્યું. ચાણક્યે કહ્યું, હમણાં મંત્રી રાક્ષસને રાજકાર્ય સોંપ્યું છે, તેથી તેમને જણાવો. તે વેળાએ રાક્ષસે ચંદ્રગુપ્તને કહ્યું, રાજન! તમે જાણો છો કે હુ મલયકેતુની સાથે થોડો કાળ રહ્યો હતો. તેટલા માટે એને બચાવો. ચંદ્રગુપ્તે ચાણક્યની તરફ જોયું, ત્યારે તેણે કહ્યું, ચંદ્રગુપ્ત! મંત્રી રાક્ષસની આ પહેલી પ્રાર્થના છે. તેથી તેમની રક્ષા કરવી ઉચિત છે. તે મુજબ ચંદ્રગુપ્તે મલયકેતુને પૈતૃક રાજ્ય પાછું હવાલે કર્યું. અને સન્માનની સાથે તેને પોતાને દેશ મોકલ્યો.

ત્યાર પછી ચંદ્રગુપ્તે પોતાના રાજ્યનો વિસ્તાર ઘણો વધારીને ભારતવર્ષમાં સાર્વભૌ-મપદ ધારણ કર્યું હતું. તેણે પંજાબ તરફ ગ્રીકો અથવા યવન લોકોને હરાવીને પાછા કાઢી મુક્યા હતા. લોકોમાં દંત કથા ચાલે છે કે, તેણે દક્ષિણાવર્તમાં કૃષ્ણા નદીને કાંઠે ચંદ્રગુપ્ત નગરી નામે એક શેહેર વસાવ્યુ હતું અને તે બાજુના માણસો ચંદ્રગુપ્તનો ઇતિહાસ સારી રીતે જાણે છે. મુદ્રારાક્ષસ નામે નાટકનો કર્ત્તા, અને ટીકાકાર એ બંને જણ તે બાજુ-ના હતા. યવન સેનાપતિ સેલ્યુકસ હિંદુસ્થાનમાં પોતાનો અધિકાર સ્થાપન કરવા માટે પાછો એકવાર ભારતવર્ષના ઉપર ચઢી આવ્યો હતો. પરંતુ ચંદ્રગુપ્તે લશ્કર લેઇને તેની ગતિ રોકી હતી. તથા તેને હરાવીને સલાહ કરવાની ફરજ પાડી હતી. એ સમયે જો મ-ગધરાજ્ય પરાક્રમી ન હોત તો યવન લોકોના હાથથી ભારતવર્ષની રક્ષા કરવી ઘણી ભારે થઇ પડત. ચંદ્રગુપ્તની જોડે યવન સેનાપતિની સલાહ ક્રાઇસ્તની પૂર્વે ૩૦૨ માં થઇ હતી.

ચંદ્રગુપ્તના રાજ્યમાં પ્રજા સુખની સાથે રહેતી હતી. અને તે વેળાએ સામાજિક ઉન્નતિ થઇ હતી. પ્રજા મગધ રાજ્યની શાંત છાયામાં નિર્વિઘ્ન સુખમાં કાળ ગાળતી હતી. કોઇ જાતનો ઉપદ્રવ કે જુલમની આશંકા નહોતી. ચંદ્રગુપ્તની રાજધાની પાટલી પુત્ર નગર ગંગાનદીના કાંઠે વસેલું હતું. તેની લંબાઇ પાંચ કોશ, અને પહોળાઇ એક કોશ હતી. તે વેળાએ એ શેહેર વેપારનું મુખ્ય મથક તરીકે બહુ પ્રખ્યાત હતું. નદીમાં [illegible] વહાણનો આવ જાવ ઘણો હતો. શેહેરમાં જાત જાતના કારીગર કામ કરનારા

કારીગરો વસ્તા હતા. અને પુષ્કળ દ્રવ્ય વાળી દુકાનો તથા મોટી મોટાં ઘરો રાજમાર્ગ ઉપર શોભા આપતાં હતાં. હાથીઓ ઉપર અલંકૃત સુચાર અંબાડીઓ ગોઠવીને ગંભીર પગ મૂકતા રાજમાર્ગ ઉપર ચારે બાજુએ જતા આવતાં હતા. ઘોડેસ્વારો ઘોડા ઉપર બેસીને વિચિત્ર ગતિથી અહીંથી તહીં ફરતા હતા. રાજા પોતે રણક્ષેત્રમાં સેનાપતિનું કામ કરતો, અને ધર્માધિકરણમાં ન્યાયાધીશનું કામ કરતો હતો. ચંદ્રગુપ્ત ઘણોજ રણ કુશળ સેનાપતિ અને અતિ સુવિજ્ઞ ન્યાયાધીશ હતો. તેના ચાર લાખ પગારદાર સ્થિર લશ્કરનાં માણસો હતાં. તે શિકારનો શોખીલો હતો. તેના રાજ્યમાં સુધારાનો પ્રકાશ સર્વત્ર ફેલાવ્યો હતો. જાતિભેદ અને પિતાના ધંધાને અનુસરતી રીતીઓ ચાલતી હતી. રાજ્યનાં જૂદાં જૂદાં ખાતાને માટે યોગ્ય માણસો મુકરર કરીને રાજ્ય શાસન કાર્ય તથા શાન્તી વિધાન કરતા હતા. પ્રજાના ઘરમાં સુખ શાન્તી બિરાજમાન હતી. પ્રજા સુખથી કાળ ગાળતી હતી. વેપારીઓ અને કારીગરો રાજ્યમાં પોત પોતાનાં કામ કરવાની અનુમતિ મેળવવા માટે રાજાને કર આપતા હતા. હાલમાં જેમ અંગ્રેજી રાજ્યમાં વેપારીઓ અને કારીગરો કાયદાથી સુરક્ષિત થઈને વગર હરકતે પોત પોતાનાં કામ કરે છે, અને રાજ્યને કર આપે છે, તેમ તેઓ પણ આપતા હતા. લડાઇના હથિઆરો બનાવવાનુ અને વહાણો બાંધવાનું એક જુદુ ખાતુ હતું. અને તેજ જગોએ અસ્ત્ર શસ્ત્ર અને વહાણ બનતાં હતાં. રાજા બ્રાહ્મણોને ઘણુંજ સન્માન આપતો હતો. દર વર્ષે તે બ્રાહ્મણોને ભેગા કરી એક મહા સભા કરતો હતો. અને તેમની સાથે રાજ્યની તેમજ પ્રજાની ઉન્નતિના વિચાર કરતો હતો. ચંદ્રગુપ્તે ચારે પ્રકારની રાજવૃત્તિ કરી હતી. ન્યાયાનુસારે પૈસા કમાવવા, તે અર્થનું વધારવું, તેનું રક્ષણ કરવું, અને સારા કામમાં તેનો ખર્ચ કરવો. આ ચાર કામ તે સારી રીતે જાણતો હતો. તે બુદ્ધધર્મી નહોતો. તે હિંદુ હતો. તેનો પૌત્ર અશોક બુદ્ધ ધર્મી હતો. તેણે ઘણા બૌદ્ધ સ્તુપ, અને મઠ બનાવ્યા હતા. ચંદ્રગુપ્તના રાજ્ય સમયમાં જૈનમંડળ **"अहिंसा परमोधर्मः"** આ મત પ્રચલિત થઈને જૈન મંડળને થોડા કાળ પછી બૌદ્ધ ધર્મ અવલંબન કરવાને ઉપયોગી કર્યો હતો. ચંદ્રગુપ્તના રાજ્યકાળે અને તેના પુત્ર-પૌત્રના સમયમાં મગધ રાજ્ય ઘણુંજ ચઢતી કળામાં અને પરાક્રમશાળી થયું હતું. મગધ રાજ્ય તરફથી ભારતવર્ષનું શું ભલું થયું છે? તેનું વર્ણન કરીને આ વિષય બંધ કરીશું.

જ્યારે શાક્યસિંહ મગધમાં ફરવા નીકળ્યો હતો, ત્યારે મગધ ત્રણ ચાર નાના રાજ્યમાં વહેંચાયેલું હતું. પરંતુ જ્યારે મહાન્ સીકંદર ભારતવર્ષ ઉપર ચઢી આવ્યો, ત્યારે મગધ ઘણું ચઢતી કળામાં અને પરાક્રમશાળી હતું. બસો અથવા અઢીસો વર્ષમાં ઉપર લખેલા ન્હાના રાજાઓએ એકત્ર થઈને મગધ રાજ્યની ઉત્પત્તિ કરી. શા કારણથી આ રાજ્યો એકત્ર થયાં હતાં, તે જાણવાનો કંઇ પણ આધાર નથી. ભારતવર્ષમાં જે રાજ્યનો રાજા બહાદુર હોય છે, તેના રાજ્યમાંજ પ્રજાની સુખ શાન્તી અને ચઢતી જોવામાં આવે છે. મગધ રાજ્ય ઘણુંજ પરાક્રમશાળી હતું, તેથી પ્રજાનું સુખ પણ પાર વિનાનું હતું. મગધ રાજાઓ પૂર્તાદિ કાર્ય દ્વારા પ્રજાની સુખ શાન્તી વધારવામાં યત્નવાન હતા. મગધ રાજ્ય તે વેળાએ ભારતવર્ષનો પ્રાણ સ્વરૂપ થયો હતો. જ્યારે સીકંદરે ભારતવર્ષ ઉપર ચઢાઇ કરી હતી, ત્યારે પંજાબના રાજાઓ તેનો પ્રતાપ સહન કરવામાં અસમર્થ થયા

હતા. પરંતુ મગધ રાજ્યના ગર્જનથી તેના હૃદયમાં ભયનો સંચાર થયો હતો. તેથી યવન બાદશાહ પૂર્વ તરફ ન જતાં પંજાબથીજ પોતાના રાજ્ય તરફ પાછો વળ્યો હતો. થોડા કાળ પછી જ્યારે સીકંદર બાદશાહના સેનાપતિ સેલ્યુકસે ભારતવર્ષ ઉપર ચઢાઇ કરી ત્યારે પણ મગધ રાજ્યથીજ તેની રક્ષા થઇ હતી. સેલ્યુકસ ચંદ્રગુપ્તની સાથે લડાઇમાં પરાજય પામીને તેને સલાહ કરવાની ફરજ પડી હતી. જો એ કાળે મગધ રાજ્ય ન હોત તો કદાચ ભારતવર્ષ એક દિવસે ગ્રીકોના તાબામાં આવ્યો હોત.

ચંદ્રગુપ્તના રાજ્યમાં પ્રજા એક બાજુએ સુખથી રહેતી હતી, તેમ સામાજિક ઉન્નતિમાં સર્વ પ્રકારે ચઢીઆતી હતી. અને બીજી બાજુએ ચંદ્રગુપ્તે વિદેશીઓના આક્રમણથી ભારતવર્ષની રક્ષા કરી હતી. જ્યાં સુધી મગધ રાજ્યનું બળ વિક્રમ હતું, ત્યાં સુધી કોઇ પણ બહારના શત્રુએ હિંદુસ્થાનમાં પ્રવેશ કરવાની હિંમત કરી નહોતી. મગધ-રાજ્યથી બીજુ એક સારૂ થયું છે. તે એ કે દક્ષિણાવર્તમાં આધિપત્યનો વિસ્તાર હતો, તે અશોક રાજાના વખતમાં બન્યો હતો. અશોક રાજાના રાજ્યમાં દક્ષિણનાં ઘણાં સ્થાનો અને સિંહલ દેશ (લંકા) બૌદ્ધ ધર્મમાં દિક્ષીત થયા હતા. તે વેળાએ બ્રાહ્મણો, મરાઠા, દ્રાવિડ, કેરલ, અને તૈલંગ, વગેરે લોકો પ્રદેશમાં પૌરાણીક મતનો ફેલાવો કરતા હતા.

મહારાજા ચંદ્રગુપ્તના દરબારમાં જે ગ્રીક એલચી "મેગાસ્થેનેસ" નામે હતો, તેણે હિંદના કરેલા વર્ણન ઉપરથી જણાય છે કે;—એ કાળે હિંદમાં ગુલામગીરીનો અભાવ, સ્ત્રીઓનું પતિવ્રતપણું, અને પુરૂષોની બાહાદુરી જોઇને આ ગ્રીક એલચી સાનંદાશ્ચર્ય પામ્યો હતો. એશિયાના બીજા બધા લોકોથી તેઓ સૌર્યમાં ચઢીઆતા હતા. તેમને બારણે તાળાં વાસવાની જરૂર પડતી નહિં. એ સર્વથી વધારે એ હતું કે, કોઇ હિંદી માણસ કદી જુઠું બોલતો જણાતો નહિં. નિશો નહિ કરનારા, ઉદ્યોગી, ખેતી કરવામાં સારા, અને હુન્નરમાં ચતુર હોઇ તેઓ બાગ્યેજ કદી અદાલતમાં દાવો લડવા જતા. તેઓ પોતાના દેશી રાજાના અમલ નીચે શાન્તીમાં રહેતા. રાજાથી થતા રાજ્ય વહીવટની રીત વર્ણવી છે, તે સ્મૃતિમાં લખેલી રીતને લગભગ મળતી છે. ગ્રામ પદ્ધતિનું ધ્યાન તેણે ઠીક કર્યુ છે. પ્રત્યેક ગ્રામ આ ગ્રીક એલચીને સ્વતંત્ર પ્રજા સત્તાક રાજ્ય ભાસ્યું હતું. વર્ષા ઋતુના વરસાદ ઉપર ખેતીનો આધાર હતો. પાક ઓછો ઉતરવાનો હોય તો તેનો જોઇતો બંદોબસ્ત અગાઉથી કરવાના હેતુથી વરસાદનો જોષ જોવો, એ બ્રાહ્મણોનું વિશેષ કર્તવ્ય હતું. તે કહે છે કે;—
"જે જોશીનો વર્તારો જાતો પરે તે ત્યાર પછી જન્મનાં સુધી મૌન [illegible]"

નહોતા. એક ધોતીઉ પહેરવાનો ને એક ઓઢવાનો ચાલ હતો. અંગરખાં કે બંડી વગેરે શીવેલાં લુગડાં પહેરવાનો ચાલ નહોતો. દરજીનો હુન્નર ઝાઝો નહોતો, પણ વણવાના, રંગવાના, લુહાર, સુતાર, વગેરેના બીજા હુન્નરો હતા. ખેતી હાલ છે, તેવીજ સ્થિતિમાં ઘણું કરીને હતી. સમુદ્ર માર્ગે વેપાર કરવાને લોકો જતા. અને શિયામ તથા જાવામાં હિંદુ લોકની વસ્તી હતી.

સ્ત્રીઓની અવસ્થા મનુસ્મૃતિ માં કહ્યા પ્રમાણે હતી. જનાનાનો કે લાજ કરવાનો રીવાજ નહોતો. બાળલગ્ન નહોતાં. બાઇડીઓ ભરથારની કે, ભરથાર ન હોય તો બીજા વાલીની આજ્ઞામાં રહેતી, પણ તેમને યોગ્ય માન મળતું. તેમના ભરણ પોષણને માટે બ્યાજબી ધારા હતા. સતી થવાનો ચાલ નીકળ્યો હતો, પણ ક્વચિતજ કોઇ થતી. પોલીસનો બંદોબસ્ત સારો હતો. તેથી લોકોનાં જાન માલનું રક્ષણ જોઇએ તેવું થતું. દિવાની તથા ફોજદારી ઇન્સાફ પંચની મારફતે રાજા અને તેના કારભારીઓ કરતા. રાજ્ય વહીવટની રીત મનુસ્મૃતિમાં લખી છે, તેવી હતી. દરેક ગામ નાનું સરખુ પ્રજાસત્તાક રાજ્ય હતું. ગામનો બંદોબસ્ત રાખનારા તથા ઉપજ સરકારમાં ભરનારા અમલદાર મુખી પટેલ હતા. તેમની નોકરી વંશપરંપરા હતી. પણ ન્યાય પંચના કહેવા પ્રમાણે અને બીજાં કામ ગામ લોકને પુછીને કરતા. પરંતુ તેઓ સરકારી નોકર ગણાતા. પગારને બદલે તેમને જમીન હતી. સો સો ગામનાં પ્રગણાં હતાં. તે પ્રગણાંના ઉપરી અધિકારી જોડે પટેલો ગામની જમાખરચીનો આંકડો ઠેરવતા હતા. ગામમાંથી ઉઘરાવી ભરવાનાં જવાબદાર તેઓ હતા. એમાંના દશ દશ તાલુકાને માથે એક કામદાર હતો. ન્યાય તથા કારભાર કરનારા ઘણું કરીને બ્રાહ્મણ હતા. પણ કેટલાક રાજા શુદ્ર હતા. ઘણા બ્રાહ્મણો વિદ્યા ભણી ધર્મગુરુનુ કામ કરતા, અને કેટલાક પૈસા કમાવવાને બીજો રોજગાર પણ કરતા. એશિયાની બીજી પ્રજાઓથી તે કાળે આપણા લોક વધારે સુધરેલા, ચતુર, અને શૂરા હતા. સીકંદર બાદશાહ અને તેની ગ્રીક ફોજને ઇરાન તથા બીજા દેશો કરતાં આ દેશમાં લડવું વધારે મુસ્કેલ જણાયું હતું. અહિંના સ્વાર, રથ, હાથી, અને પ્યાદલની બહાદુરી તથા કૌશલ્યથી તેમને વધારે હાનિ થઇ. ચંદ્રગુપ્તને લાભકારી કરાર સેલ્યુકસે કરી આપ્યા, તેનુ કારણ આજ હતું. એ સમયના લોકો ઘણું કરીને સદ્‌ગુણી હતા. સત્ય બોલનારા, ધંધા રોજગારમાં પ્રમાણિક, રીત ભાતે અને સ્વભાવે સાદા, શાન્ત, ઉદ્યોગી, અને અને નિર્વ્યસની હતા. લેણ દેણની ફરીયાદ સરકારમાં થોડીજ આવતી. બાપનું કે પોતાનું દેવું આપીને ઋણમાંથી છૂટવું, એ ધર્મ ગણાતો. એ પ્રમાણે મહારાજા ચંદ્રગુપ્તના રાજ્ય સમયમાં હિંદના લોકની સ્થિતિ હતી. તે જાણવાથી હાલ આપણે કેટલા પાછળ પડેલા છીએ, એ વિષે સ્વદેશ હિતેચ્છુ પુરૂષોને વિચાર કરવાને ઠીક બની આવશે. એમ ધારીને એ હકીકત અને દાખલ કરી છે.

મહારાજા ચંદ્રગુપ્તનો કાળ નિર્ણય પાશ્ચિમાત્ય પંડિતોએ જે આજથી સુમારે ૨૨૦૦ વર્ષનો કર્યો છે, તે બરોબર લાગતો નથી. જૈન લોકોના ગ્રંથોમાં એવું લખેલું છે કે;—મહારાજા યુધિષ્ઠિર શકના ૧૫૯૭ મા વર્ષે પ્રમાથિ નામના સંવત્સરે ચૈત્ર શુદ ૧ રવીવારે ચંદ્રગુપ્તનો રાજ્યાભિષેક થયો હતો. તેણે ૨૨ વર્ષ રાજ્ય કર્યું. અને યુધિષ્ઠિર શક ૧૭૧૫

પ્લેશ નામના સંવત્સરમાં મરણ પામ્યો. એ ઉપરથી આ રાજાને થઇ ગયાને ૩૨૦૦ ઉપર વર્ષે થયાં છે. આ રીતે જોતાં એક હજાર વર્ષનો તફાવત આવે છે. માટે યુરોપી પંડિતોએ **સાંડ્રેકોટસ** એજ ચંદ્રગુપ્ત હોય, એવો જે નિર્ણય કરેલો છે, તે બરાબર નથી, એવું સ્પષ્ટ સિદ્ધ થાય છે. આ રાજા મરણ પામ્યા પછી તેનો પુત્ર **બિંદુસાર** ગાદીએ બેઠો હતો પ્રસિદ્ધ મહારાજા **અશોક** આ બિંદુસારનો પુત્ર થાય. ચંદ્રગુપ્તની પછી મૌર્ય વંશમાં બીજા નવ રાજાઓ થયા હતા, એવું કહેવાય છે.

## અશોક.

આ પ્રસિદ્ધ ધર્મવીર રાજન્ મહારાજા **ચંદ્રગુપ્ત**નો પૌત્ર થાય તેનાં પિતાનુ નામ **બિંદુસાર** હતું. પ્રાચીન ભારતવર્ષના જે શ્રેષ્ઠ મહિપતીઓની કીર્ત્તિ જનમંડળમાં હજુ સુધી ઉજ્વળ રહેલી છે, તેઓમાંનો મહારાજા **અશોક** પણ એક છે. તે યુધિષ્ઠિર શક ૧૭૪૫ના પ્રજાપતિ સંવત્સરમાં **"પિયદર્શી"** નામ ધારણ કરીને **મગધરાજ**ની ગાદીપર બેઠો હતો તેની રાજ્યધાની **પાટલીપુત્ર-પટણા** હતી. આ રાજાના જન્મ ચરિત્રની કેટલીક હકીકત **અશોક અવદાન**[૧] નામે બૌદ્ધ ગ્રંથમાં નીચે પ્રમાણે લખેલી છે:—

મહારાજા ચંદ્રગુપ્તનો પુત્ર બિંદુસાર જ્યારે પાટલી પુત્રમાં રાજ્ય કરતો હતો, ત્યારે **ચંપાપુરી**થી એક બ્રાહ્મણે આવીને પોતાની એક કન્યા તેને ભેટ આપી. એ કન્યાનું નામ **સુભદ્રાંગી** હતું. તે સર્વાંગ સુંદરી અને સર્વ સુલક્ષણવાન હતી. એક પ્રસંગે આ કન્યાને કોઇ જોશીએ જોઇને તેના પિતાને કહ્યું હતુ કે, તમારી કન્યાના અંગમા નાના પ્રકારના સુલક્ષણ હુ જોઉ છું તે નિશ્ચય રાજમહિષી થશે. અને તેના પેટનો જે પુત્ર જન્મશે તે આખી પૃથ્વીનો અધિપતિ થશે. દૈવજ્ઞના વાકયમાં બ્રાહ્મણનો વિશ્વાસ ઉત્પન્ન થયો. અને તે વિશ્વાસના બળે તેણે ભેટ સ્વરૂપ પોતાની કન્યા લૈ બિંદુસાર રાજાને અર્પણ કરી.

સુભદ્રાંગી એક દાસી તરીકે રાજાનાં અંત પુરવાસિની થઇ. તેનુ સૌન્દર્ય જોઇને રાણીઓને ઘણી અદેખાઇ ઉત્પન્ન થઇ. તેઓએ તેને એક સામાન્ય દાસીના કામમાં લગાડી. ઘણી અજાયબીનો વિષય તો એ છે કે, સુભદ્રાંગીને જે કામો કરવાનું સોંપ્યુ હતુ, તેમાં હજામત કરવાનુ કામ સૌથી મોટુ હતુ. રાણીઓએ તેને કહ્યુ કે, જો તું આ કામમાં હોશિયારી બતાવીશ તો રાજા તારા ઉપર ઘણાજ પ્રસન્ન થશે, સુભદ્રાંગી ધીરે ધીરે હજામત કરવાના કામમાં ઘણી કુશળ થઇ. ત્યારે એક વેળાએ રાણીઓએ કહ્યુ કે, તું હવે મહારાજાની હજામત કરી આવ. સુભદ્રાંગી તુરત તે કામ કરવા ઘણી રાજી થઇને ગઇ. અને બહુ નિપુણતાથી રાજાની હજામત કરી. રાજાએ તેના ઉપર ખુશ થઇને ઇનામ આપવાનો સંકલ્પ કર્યો પછી તેને પુછયુ કે, તારે શી અભિલાષા છે? સુભદ્રાંગીએ તેની આગળ વિવાહ કરવાની પ્રાર્થના કરી. રાજાએ કહ્યું, તારા જેવી નીચ જાતિની કન્યા સાથે હુ વિવાહ કરી શકતો નથી. સુભદ્રાંગીએ કહ્યું, મહારાજ! હું નીચ જાતિની કન્યા

(૧) અશોક અવદાન સિવાય "અવદાનશતક" અને "દિવ્યઅવદાન" નામે બીજા બે બૌદ્ધ ગ્રંથોમાં પણ અશોક રાજાનુ જીવન વૃત્તાન્ત લખેલુ છે.

નથી. રાણીઓની આજ્ઞાથીજ મેં આવું નીચ કામ કરવા કબુલ કર્યું છે, એ વાત ખરી. પરંતુ હું બ્રાહ્મણની કન્યા છું. રાજ રાણી થઇશ તેથી પિતાએ મને આપના હાથમાં અર્પણ કરી હતી. રાજાને એ વાત હવે યાદ આવાથી તેણે સુભદ્રાંગીની સાથે વિવાહ કર્યો, અને તેને પટરાણી કરી. તેનાથી બિંદુસારને જે પુત્ર થયો તેજ આ અશોક હતો. પુત્રનું મુખચંદ્ર જોઇને માના સઘળા શોક દૂર થયા હતા, તેથીજ તેનું નામ અશોક પાડવામાં આવ્યું હતું. બીજા એક પુત્રનું નામ **વીરશોક** પાડયું હતું.

અશોક કદરૂપો અને કદાવર હતો. એથી બિંદુસાર તેને સ્નેહની નજરથી જોતો નહોતો. અશોકનો સ્વભાવ પણ ઘણો અપ્રીતિકારક હતો. તેથી તેનું નામ ચંડ પડયુ હતું. રાજા બિંદુસારે તેને ભણાવવા માટે **પિંગલવત્સ** નામે એક જ્યોતિર્વિદના હાથમાં અર્પણ કર્યો હતો. એ જ્યોતિષિએ તેના નાના પ્રકારનાં સૌભાગ્યનાં ચિન્હો જોઇને કહ્યું કે, આ બાળકજ પિતાની ગાદીનો વારસ થશે. અશોક મોટો થયો, તે છતાં તેના સ્વભાવમાં કંઇ પણ ફેર પડયો નહિ. તે પ્રથમના જેવો ઉગ્ર અને રૂક્ષ રહ્યો. તેથી બિંદુસારે તેને હરેક કામને બ્હાને બીજી જગોએ મોકલવાનો વિચાર કર્યો. તેવામાં તક્ષશિલા નામે નગરમાં મોટો બળવો ઉઠયો હતો, તે સમાવવા સારૂ રાજાએ અશોકને મોકલ્યો. અશોકે ત્યાં જઇને પોતાના પરાક્રમ અને બુદ્ધિ કૌશલથી બળવો સમાવી દીધો. પછી તે પાછો રાજધાની પાટલી પુત્રમાં આવ્યો. ત્યાર પછી બિંદુસાર રાજાનું મરણ પાસે આવ્યું, અદ્યાપિ સુધી અશોકને રાજ્ય આપવાની તેની ઇચ્છા નહોતી. પણ પ્રધાન મંડળની પ્રાર્થનાથી લાચારીથી તેને ગાદી આપવાને કબુલ કરવું પડયું. બિંદુસારના મરી ગયા પછી અશોક ગાદીએ બેઠો.

મહારાજા અશોક બહુ પરાક્રમી, શૂરવીર, અને ધાર્મિક હતો. તે પ્રથમ વેદશાસ્ત્ર અને પુરાણ ધર્મને માનતો, નિત્ય શ્રદ્ધાથી બ્રાહ્મણોને જમાડતો[1] અને દાન દક્ષિણા આપતો હતો. પરંતુ પાછળથી એક **સમુદ્ર**[2] નામના બૌદ્ધ ભિક્ષુકના અસરકારક ઉપદેશથી તથા તેનાં અલૌકિક કાર્યોથી અજાયબ પામીને તેણે એ ધર્મ ઉપર વિશેષ આસ્થા રાખવા માંડી હતી. ત્યાર પછી એક બૌદ્ધ સંન્યાસીના ઉપદેશથી તેણે **કકુટોદ્યાન** નામની જગોએ એક ચૈત્ય બનાવ્યો, અને ત્યાં **બુદ્ધદેવ**નાં અંગ વિશેષ સ્થાપન કર્યાં હતાં. તેમજ તેણે ગામગામમાં બૌદ્ધ મંદિર બંધાવ્યું હતું. એ રીતે દિવસે દિવસે તેણે એ ધર્મની વૃદ્ધિને માટે વિશેષ લક્ષ લગાડવા માંડયું. અને છેવટે તેને અતિ ઉત્કૃષ્ટ દશાએ પહોચાડયો હતો. અશોક રાજાને કુનાલ નામનો એક પુત્ર હતો. તેનું બીજુ નામ **ધર્મવર્દ્ધન** હતું. તેણે અલ્પ કાલમાં નાના પ્રકારના શાસ્ત્રોમાં સુપંડિત થઇને બૌદ્ધ ધર્મમાં અધિકાર મેળવ્યો હતો. એક વેળાએ અશોક રાજા કકુટોદ્યાનમાં એક યતિની પાસે ધર્મ શિક્ષા લેવા ગયો હતો, ત્યાં **ઉપગુપ્ત** નામે બીજા એક બૌદ્ધ ધર્મતત્વ પ્રવિણ યતિની જોડે ઓલખાણ થઇ હતી. રાજાએ તેની પાસેથી ધર્મનું શિક્ષણ લીધુ હતું.

---

(૧) એવું કહેવાય છે કે અશોક રાજા તેના પિતાની માફક દરરોજ ૫૦ હજાર બ્રાહ્મણોને જમાડતો હતો.

(૨) તે એક વેપારીનો છોકરો હતો, અને તેનો જન્મ સમુદ્રમાં થયો હતો, તેથી તેનું નામ સમુદ્ર પાડયું હતું.

અશોક રાજાએ બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવા માટે પુષ્કળ પૈસો ખર્ચ્યો હતો. તેણે એ ધર્મના ૬૪૦૦૦ ચોસઠ હજાર જતીઓને આશ્રય આપ્યો હતો. પહેલ વહેલો બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવા માટે તેણે મોટા ધર્માધ્યક્ષોને મહારાષ્ટ્ર વગેરે દેશોમાં મોકલ્યા હતા. ત્યાં થોડાકમાં દશ હજાર ધર્મોપદેશકો ગયા હતા; તેમણે ૧૭૦૦૦૦ ચેલા કર્યા હતા. વળી તેણે લંકા (સીલોન), ટિબેટ, ચીન, સીયામ, અને બ્રહ્મદેશ, વગેરે ઘણા દેશોમાં ધર્મોપદેશકોને મોકલીને બૌદ્ધ ધર્મ દાખલ કરવાની તજવીજ કરી હતી. અને તેમાં તે ઘણે દરજ્જે પાર પડયો હતો. લંકામાં તેના પુત્ર મહાઇંદ્રને તથા ભાઇ વગેરેને મોકલ્યા હતા. તેમણે ત્યાંના રાજાને બૌદ્ધ ધર્મિ કર્યો હતો. બૌદ્ધ ધર્મનો માર્ગ નક્કી કરવા સારૂ તેણે એક મોટી ધર્મસભા બોલાવી હતી. પટણામાં એ કામને માટે ૧૦૦૦ એક હજાર મહાપુરૂષોની સભા મળી હતી. એ સભાએ નિર્ણય કરેલા બૌદ્ધ ધર્મ પ્રમાણે હાલ પણ દક્ષિણ એશિયામાં એ ધર્મ ચાલે છે. મહારાજા અશોકે એ ધર્મની મુખ્ય આજ્ઞાઓનાં જાહેરનામાં કર્યા, તે સ્તંભો, ખડકો, અને ગુફાઓમાં, એમ ૮૦ હજાર શીલા લેખોમાં કોતરાવ્યા હતા. એ લેખો પ્રાચીન લીપી **પાલી** અથવા **માગધી** ભાષામાં કોતરાવ્યા હતા. બૌદ્ધ ધર્મની ચૌદ આજ્ઞાઓ તેણે પેશાવર પાસે **કપર્દીગિરી** માં, કટકની પાસે **ધ્વલી** માં, **ગિરનારની** તલાટીમાં, **(સ્કંધગુપ્ત રૂદ્રામાના શિલાલેખ) દીલ્લીમાં, પ્રયાગમાં,** બકારામાં, **રધીઆમાં,** અને **તીરહુતમાં** મોટા મોટા પથ્થરોપર કોતરાવેલી છે. એ સર્વ આજ્ઞાઓ એકજ વખતે કોતરાવેલી જણાતી નથી. તેમાં કેટલુંક ન્યૂનાધિક પણ છે. જેમ જેમ અશોકની બૌદ્ધ ધર્મપર શ્રદ્ધા વધતી ગઇ, તેમ તેમ આજ્ઞાઓ વધારે સ્પષ્ટ અને પાકી થતી ગઇ. બારમી આજ્ઞાના લેખ ફક્ત ગિરનારમાંજ છે. આ આજ્ઞાઓમાં તેણે પોતાનું **પ્રિયદર્શી** નામ કોતરાવેલું છે. તે આજ્ઞાઓ નીચે પ્રમાણે છે;—

"(૧) દેવના પ્રિય પ્રિયદર્શી રાજા હુકમ આપે છે કે, જનાવરો મારવું બંધ થઇ જાય. જનાવરો મારવાં એ બહુ બુરાઈ છે. માટે પૂજાને સારૂ કિંવા સમાજ છે, તે સારુ પણ તે મારવાં નહિ જોઇએ. રાજાની પાકશાળા એ એક સારો સમાજ છે. તેમાં અને પુણ્યના કામને માટે લાખો જીવ માર્યા ગયા છે. હજી પણ પુણ્યના કામને માટે પશુ માર્યા જાય અથવા માર્યા જાય છે. પરંતુ આ બાબતનો હજી સારી રીતે નિર્ણય થયો નથી. માટે હવે જીવને મારવાં નહિ.

(૨) પ્રિયદર્શી રાજાએ જીતી લીધેલા તમામ મુલકોમાં જ્યાં સુધી પૃથ્વી છે, અર્થાત ચોલ, પાંડ્ય, કેરલ, તામ્રપર્ણ (લંકા) માં અને યવન રાજા અંતિઓકસ, અને બીજા રાજાઓ કે જે મિત્ર છે, તેમને માલમ થાય કે, રાજાને બે વાત પસંદ છે. અર્થાત સડકની બાજુએ વૃક્ષો રોપવાં, કૂવા, વાવો, ખોદાવવાં, અને ફળવાળાં વૃક્ષો, કંદમૂળ અને શાકભાજી ઉગાડવી.

(૩) ગમે તો મારી પ્રજા હોય, અથવા બીજાની હોય, પણ જે ધર્મમાં સામેલ હોય, તેમણે દર પાંચ પાંચ વર્ષે પ્રાયશ્ચિત કરવું. જેમાં પિતા, માતા, ભાઇબંધ, પુત્ર, કલત્ર, બ્રાહ્મણ, શ્રમણ બધાની ફરજ અદા થાય. ઉદારતા સારી (ચીજ) છે. અહિંસા સુંદર (વસ્તુ) છે. અપવિત્રતા અને પિશુનતા નઠારી (વસ્તુઓ) છે.

(૪) સેંકડો વર્ષથી હિંસા થતી આવે છે. બ્રાહ્મણ શ્રવણને બીજા એવા લોકો માનતા નથી. હવે રાજા ડંકો વગાડીને, આતશબાજી ફોડીને અને રથ તથા હાથી નચાવીને ધર્મ બતાવે છે.

(૫) ધર્મ કરવો કઠણ છે. આ માટે ધર્માધ્યક્ષો ઠરાવ્યા છે, તેઓએ બધા પાંડીઓમાં કંબોજ, ગંધાર, નિરસ્તિક (ગુજરાત) અને પિતેનીક તથા બીજી બધી જગોએ પણ ધર્મ કરાવવો.

(૬) આજ સુધી એવું ન થઇ શક્યુ, પણ હવે હુ ચાહું છું કે, હર વખતે એટલે ગમે તો હું અંત:પુરમાં કે સ્વારીમાં હોઉં, તોપણ સા દરેક વખતે પ્રજાની ફરીઆદ સાંભળી શકુ. આટલા માટે પ્રતિવાદક મુકરર કર્યા, કે તેઓ મને ફરીઆદ પહોચાડે, અને જે કાંઇ હુ કહું તેની તજવીજને માટે યોગ્ય અધિકારીઓ સભામાં જાય.

(૭) ગમે તે પાખંડ ધર્મનો સાધુ હોય, અને ગમે ત્યાં રહેતો હોય, તોપણ તેને કોઇએ છેડવો નહિ; કારણ કે બધાનો પ્રયત્ન ઇશ્વરને પ્રસન્ન કરવા તરફ છે.

(૮) આગળ રાજાઓ જુગટુ રમવામાં તથા શિકાર કરવામાં જીવ રાખતા હતા, પરંતુ હું બ્રાહ્મણ, શ્રવણ, સાધુ સંત અને મહંતોની પાસે જઇને દાન કરવું, અને ધર્મ કરાવવો એમાં જીવ રાખું છુ.

(૯) પુત્રોત્પતિમાં, વિવાહ કરવામાં, યજ્ઞ કરવામાં, શિષ્ટાચારમાં, કઠણ ઉપકારમાં બધાય ખુશી માને છે, અને ઉજાણીઓ કરે છે, પરંતુ બધુ નિષ્ફળ છે. ઉત્તમ ફળ ધર્મ મંગળથી છે. સ્વામીની સેવા, ગુરૂની ભક્તિ, બ્રાહ્મણ શ્રવણને દાન, એવી રીતનાં કાર્ય ધર્મ મંગળ છે.

(૧૦) નામ અને દેહનું સ્વરૂપ નકામુ છે, મારૂ સ્વરૂપ આ છે કે, હુ ધર્મને ચાહુ.

(૧૧) ધર્મદાન જેવુ બીજુ કોઇ દાન નથી, એમ દેવાના પ્રિય પ્રિયદર્શી રાજાનું કહેવું છે. નોકર અને આશ્રિતની પરવરશી, માબાપની સેવા, દોસ્ત, કુટુંબીઓને તથા બ્રાહ્મણ, શ્રવણને દેવુ એ ધર્મ દાન છે. જીવની રક્ષા કરવી એ બહુ સારૂ છે.

(૧૨) પ્રિયદર્શી બધા ધર્મનું માન રાખે છે ગૃહસ્થોના, તેમજ ફકીરોના ગમે બીજાના ધર્મનો નિરાદર ન કરતાં, પોતાના ધર્મમાં પ્રીતિ કરવી જોઇએ.

(૧૩) જીવતા પ્રાણીઓને બીલકુલ ઇજા નહિ કરવાનો અને તૃપ્તિનો હુકમ અને ગ્રીક રાજા ઉપરાંત ઇજિપ્તનો રાજા ટોલોમિન, આંટિગોનસ, અને મગગ, અહિંઆં અને પારકા દેશમાં સર્વ સ્થળે દેવાનાં પ્રિયના ધર્મના કાયદાની અસર જ્યાં જ્યાં તેઓ જાય, ત્યાં પરિણામ સંપાદન કરે છે દરેક વર્ણનો જય છે, પણ વધારે જય કે જે ખુશકારક ગતિ જે પોતાની મેળે આનંદ થાય છે, તેમાથી વહન કરતી ખુશી લાવે છે. સદ્‌ગુણનો જય એ સુખ છે. સુખના જયનો પરાજય થઇ શકતો નથી, કે જે સ્વભાવથી સુખનો જામીન રાખે છે એ લોકની ચીજોમાં અને પરલોકની ચીજોમાં આવો જય ચાહવામાં આવેલો છે.

(૧૪) દેવના પ્રિયરાજા પ્રિયદર્શી આ લેખની આજ્ઞા લખવાને નિમિત્ત થાયછે ઇત્સદિ."

મહારાજા અશોકે ધર્મ સ્થાપો ગણવાને તથા તેનો [illegible] કરવાને પોતાના રા-

જમાં એક ખાતું સ્થાપ્યું હતું. તેમજ લોકોની રહેણી અને નીતિ ઉપર નજર રાખવાને તથા કેળવણી આપવાને કેટલાક અધિકારીઓ ઠરાવ્યા હતા. તેનો તમામ ખર્ચ રાજની તીજોરીમાંથી પૂરો પાડવામાં આવતો હતો. દેશમાં ઠેર ઠેર સડકો બંધાવી, તેની બને બાજુએ ઝાડો રોપાવ્યાં હતાં. તેમજ કૂવા, વાવો, તળાવો, ધર્મશાળાઓ, અને પાંજરા પોળો કરાવી હતી. નિરાશ્રિતોને રહેવા સારૂ મકાનો, અને રોગીઓને દવા આપવા ઔષધશાળાઓ બંધાવી હતી. અને સ્તંભ, ગુફા, મંદિર, વિહાર-આશ્રમ વગેરે ઠામ ઠામ કરાવ્યાં હતાં. તેણે આખિ દુનિઆના માણસ જાતને બૌદ્ધ ધર્મમાં લાવવાને પોતાના રાજ્યમાં તેમજ પરરાજ્યમાં પણ ઉપદેશ કરવાને યતીઓ મોકલ્યા હતા. પરંતુ કોઇની પાસે બળાત્કારે ધર્મ મનાવ્યો નહિ, પણ ઉપદેશથી મનાવ્યો. તેથી એ ધર્મ આખી દુનિઆમાંના બીજા ધર્મો કરતાં વધારે ફેલાયો છે. અગરજો અશોક રાજા પોતાને પ્યારો બૌદ્ધધર્મ જગતમાં ફેલાવવાને ઘણો ખંતી હતો, તે છતાં તેણે પોતાના રાજ્યના દરેક માણસને પોતાની મરજીમાં આવે તે ધર્મ પાળવાની છુટ આપી હતી. પોતે એવું માનતો હતો કે, હરકોઇ ધર્મના માણસો પાસે પોત પોતાના વિચાર પ્રમાણે ઇશ્વરી વચનો છે; અને તે મોક્ષ મેળવવાને સંપૂર્ણ છે.

અશોક રાજા પોતાનો સઘળો વખત પોતાની પ્રજાનું કલ્યાણ કરવાનાં કામમાં રોકતો હતો. પ્રથમ પોતાનાથી પ્રજાનું કાંઇ કલ્યાણ ન થયેલું, તેને માટે તે વારે ઘડીએ ખેદ કરતો હતો. પોતાના રાજની ખબર આપવાને **પ્રતિવેદક** નામના અમલદાર તેણે ઠરાવ્યા હતા. તેઓને ગમે તે વખતે રાજાને ખબર આપવાની પરવાનગી હતી. તે જો કાંઇ કાયદો કે જાહેર નામુ કહાડતો, તે પ્રથમ પોતાના દરબારીઓની તથા પ્રજાની સંમતિ મેળવીને પ્રસિદ્ધ કરતો. તે કહે તો કે;—“દુનિયામાં સૌથી મોટો ધર્મ સઘળા માણસોનું કલ્યાણ થાય તેવું કરવામાં છે. સઘળા માણસો પાપથી દૂર રહે, અને સ્વર્ગ મેળવે, તથા અહિઆં સઘળા સુખી રહે, તે ઉપર મારૂ મન લાગેલું છે. નવો ધર્મ સ્વર્ગ મેળવવા, તથા અહિંઆં સુખ મેળવવા છે. મારા છોકરા તથા તેઓના છોકરા નવો ધર્મ પાળે, અને લોકોનું કલ્યાણ કરતા રહે, એવુ હું અંતઃકરણથી ઇચ્છુ છુ.”

વળી **રાજાક** કરીને બીજી જાતના અમલદારો અશોકે પોતાના રાજમાં ઠેરવ્યા હતા. એ અમલદારોનું કામ સ્તંભો ઉપર લેખો કોતરવાનું હતું. વળી એ અમલદારો સઘળી રૈયતનુ સારૂ કરવા તરફ પોતાનું ધ્યાન લગાડતા હતા. અને રૈયત સારી હાલતમાં છે કે નઠારી હાલતમાં છે, તેની પુછપરછ કરતા. તેઓ આસપાસના ગામોમાં જઇને પીંપળાના ઝાડ તળે મુકામ કરતા હતા. આ ઝાડ મુસાફરોને વિસામો આપે છે, અને તે હિંદુઓમાં પવિત્ર ગણાય છે. એ ઝાડ આગળ રૈયત પોતાની હાલત રાજાને કહેવા આવતી હતી. અશોક રાજાએ જેવી છુટ પોતાની પ્રજાને આપી હતી, તેવી છુટ સુધરેલા યુરોપખંડમાં પદરમી તથા સોળમી સદીમાં પણ નહોતી.

હરેક રીતે પરોપકાર કરવો એવો અશોક રાજાનો દ્રઢ અભિપ્રાય હતો, તે માત્ર મનુષ્ય જાતનુંજ સંરક્ષણ થાય તેવાં કામો કરતો હતો, એટલુંજ નહી પણ જાનવરોનું પણ સંરક્ષણ થાય તેવા ઉપાય તેણે યોજ્યા હતા. પશુ પક્ષીઓને મારી નાખવાની તેણે મધળા

જાણુને સપ્ત મનાઈ કરી હતી. તેણે બૌદ્ધ ધર્મ યુરોપખંડમાં પણ દાખલ કરવાની તજવીજ કરી હતી, પરંતુ તેમાં તે ફાવી શક્યો નહોતો. તેણે ગ્રીક (યવન) રાજ્યો જોડે તથા મિસરના રાજા જોડે વ્યવહાર ચલાવી ત્યાંના શિલ્પ વગેરે હુન્નરો ભરતખંડમાં આણ્યા હતા. તેણે ઘણા અપાસરા સ્થાપ્યા હતા, તેથીજ તેનું રાજ્ય આજે પણ **મઠભૂમિ-વિહાર બિહાર** કહેવાય છે. તેણે બૌદ્ધ ધર્મ શાસ્ત્રનું **માગધી** ભાષામાં ભાષાંતર કરાવ્યું હ: અને તેના શોધનનું ધર્મ પુસ્તક તેનો પુત્ર લંકામાં લેઈ ગયો હતો. ત્યાંથી **બ્રહ્મદેશ**, સૂ **માત્રા**, અને જાવા, વગેરે દેશોમાં એ ધર્મ ફેલાયો હતો. એ રીતે બૌદ્ધ ધર્મના બે ભે **અશોક**ના અને **કનિસ્ક**ના શોધનથી થયા હતા. તેમાં અશોકનો **દક્ષિણપંથ** થયો અને ચીનમાં ઇસ્વીસન ૬૫ માં કનિસ્કનો **ઉત્તરપંથ** રાજ્ય ધર્મ થયો.

મહારાજા અશોકે ઘણા રાજાઓને જીતીને પોતાના રાજ્યનો વિસ્તાર બહુ વધાર્યો હતો. તેણે પોતાની સત્તા ઘણું કરીને આખા ભરતખંડ અને અફગાનીસ્તાન ઉપર સ્થાપન કરી હતી. અને હિંદના ચક્રવર્તિ મહારાજાધિરાજનુ પદ ધારણ કર્યું હતું. તેણે કોતરાવેલા લેખ બાબત ઘણાક જણ એવું કહે છે કે;—તેણે ગ્રીસ દેશના રાજપુત્રોનાં નામ તેમાં કોતરાવેલાં છે. તે ઉપરથી એવું અનુમાન થાય છે કે, એ રાજાઓ તેના મિત્ર કે તાબેદાર હશે. અશોકે ઘણાંક નાના રાજ્યોને તોડીને પોતાના રાજ્ય સાથે મેળવી દીધાં હતાં. પાંડવના વંશના છેલ્લા રાજા **ક્ષેમક** જેને **લક્ષ્મીદેવ** પણ કહેતા, તેને આ રાજાના **વીરસેન** પ્રધાને મારી નાખ્યો હતો, તથા તેનું રાજ કબજે કરી દિલ્લીમાં ગાદી સ્થાપન કરી હતી. અશોકે મેવાડ, મારવાડ, અને બાકીઆ વગેરે પ્રાંતોમાં પણ પોતાનો અમલ જમાવ્યો હતો..

મહારાજા અશોકે ડુંગરોમાં ગુફાઓ ખોદાવી છે, એ વિષે જૈન ગ્રંથમાં લખેલું છે કે;—"અશોક રાજા પોતાની સેનાસાથે દક્ષિણ દિશા જીતવા ને નીકળ્યો, તે વખતે નર્મદા નદી ઉતરી **વેહેળ**માં આવ્યો. ત્યાં તેણે ડુંગર ઉપર દેવગઢ નામે કિલ્લો બંધાવ્યો. તેમજ બીજે ઠેકાણે ઘણા કિલ્લા બંધાવ્યા. તથા ઘણા ડુંગરોમાં ગુફાઓ ખોદાવી. તે પછી **સુદર્શન** નામે કોઇ બળવાન રાજા મહારાષ્ટ્ર દેશમાં રાજ કરતો હતો, તેના ઉપર સ્વારી કરી. બંને રાજાનું યુદ્ધ **વાસા** ગામ પાસે થયુ. તેમાં સુદર્શન મરણ પામ્યો, અને તેનું રાજ તેના પુત્રને એક ખંડીઆ રાજા તરીકે પાછું આપ્યું. અશોકે ત્યાંથી પાછા દેવગઢ આવીને ત્યાંથી પોતાના સરદારોને વરાડ, બગાળા, તૈલંગણ, પાંડ્ય, કેરલ, અને તોરલ, વગેરે દેશોમાં મોકલી તે દેશ પોતાને તાબે કરાવ્યા. અને ત્યાં પોતાના બૌદ્ધ અધિકારીને નિમ્યા. ડુંગરો ખોદીને ગુફાઓ કરવાનું, અને દેશ જીતવાનુ કામ પૂર્ણ થતાં સુધી પોતે દેવગઢમાં રહી રાજ્ય કારભાર ચલાવતો હતો. ગુફાઓ ખોદવાનું કામ યુધિષ્ટિર શક ૧૭૯૨ ના વિરોધી સવત્સરમાં અષાડ શુદ ૧૫ સોમવારે સમાપ્ત થયું. આ કામ પૂરૂં થવાને લગભગ બાર વર્ષ લાગ્યાં હતાં, ત્યાં સુધી તે દેવગઢમાંજ રહ્યો હતો. ત્યાંથી તે **ધૃષ્ણેશ્વર જ્યોતિર્લિંગ** (શિવ) ની બહુ ભાવથી પૂજા કરી, દક્ષિણ દેશમાંથી ચાલી નીકળ્યો હતો. આ ઉપરથી જણાય છે કે, તેને શીવ ઉપર પણ આસ્થા હતી."

અશોક રાજાએ જે અનેક ધર્મકાર્યો વગેરે કરવા માટે પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતું,

તેના વિષે મિ. થ્યારેટ સાહેબ પોતાના કોષમાં લખે છે કે,— "નંદ રાજા માંહેથી કોઇ એક નંદ રાજાએ નદીમાં ખડક કોતરાવી તેમાં અસંખ્ય દ્રવ્ય રાખેલું હતુ, ને તેને જડવું હતુ, તેજ દ્રવ્ય વડે તેણે અનેક કાર્યો કરાવ્યાં હતાં."

મહારાજા અશોક બૌદ્ધ ધર્માવલંબન કરવાની પ્હેલાં દુર્વૃત્ત, જુલમી, અને અનુદાર હતો. પરંતુ બૌદ્ધ થયા પછી તેના ચરિત્રે સંપૂર્ણ નવો ભાવ ધારણ કર્યો. તે સુવૃત્ત, સદાત્મા, અને ઉન્નતાશય થઇ પડયો. તેનો ધર્મભાવ પ્રબળ અને કર્ત્તવ્ય નિષ્ઠા બળવાન થઇ પડી. તે નામથી પ્રિયદર્શી અને કામમાં સમદર્શી હતો. તે બ્રાહ્મણ અને શ્રવણ બેઉને એકજ નજરથી જોતો હતો. મનુષ્ય અને પશુ જાતિના ભલાને માટે ચિકિત્સાલય, અને બગીચા બનાવ્યા હતા. તેણે પોતાના અનુશાસન પત્રથી પ્રજાને નીતિમાન અને ન્યાયવાન થવાની આજ્ઞા કરી છે. આ સર્વ અનુશાસન પત્ર વાંચ્યાથી ખાત્રી થાય છે કે અશોકના સમયમા બૌદ્ધ ધર્મ વિશુદ્ધ અને દોષ વિનાનો હતો એ અનુશાસનો સામ્ય અને ન્યાયપરતાના ઉચ્ચ ભાવથી પરિપુર્ણ છે. એ શાસનમાંના કેટલાક ધર્મ સંબંધી, કેટલાક રાજ્ય શાસનના નિયમ વિષયક, અને કેટલાક પોતાના ચરિત્ર સબંધી છે. ધર્મ સંબંધી અનુશાસન લખ્યા પ્રમાણે માનવ જાતિનો એક સાધારણ ધર્મ થવો જોઇએ. આ લોકમાં અને પરલોકમાં સુખભોગજ ધર્મશીલતાનો બદલો, માતા પિતાના ઉપર ભક્તિ, સગાવહાલાઓ, પડોસીઓ, અને બંધૂજનના પ્રત્યે સ્નેહ અને પ્રીતિ, પશુ જાતિના પ્રત્યે દયા, ચાકર વગેરે નિકૃષ્ટ જનના પ્રત્યે સદાચાર, બ્રાહ્મણ અને શ્રવણના પ્રત્યે શ્રદ્ધા, પ્રભુના પ્રત્યે સન્માન, નિંદા કરવા વિષે, અને કુત્સા ફેલાવવા વિષે પ્રતિકાર, ક્રોધ, લોભ, નિષ્ઠુરતા, અને અમિત વ્યયિતા, વગેરેનુ દમન, સદાશયતા, સમદર્શીતા, અને ભૂતાનુકંપા, વગેરે પરિચાલના ઇત્યાદિ વિષયની પ્રવૃત્તિ આપવાને કેટલાકો ઉન્નત ઉપદેશ ધર્મ સંબંધીના અનુશાસનમા મળેછે. અશોક પ્રચારકોને સર્વત્ર આ ઉપદેશો આપવાનુ કહેતો હતો. આ સર્વ ઉપદેશ પાલન કર્યાથી સ્વર્ગ સુખ લાભ થાય છે આવી રીતની લાલચો દેખાડતા હતા.

રાજશાસન સબંધી અનુશાસનનો મુખ્ય ઉદ્દેશ હતો. પહેલો, ખાવાને માટે અથવા યજ્ઞમાં જીવહત્યા નિષેધ, બીજુ —સર્વ રાજ્યમા ઔષધશાળા અને ચિકિત્સાલય સ્થાપન, અને ત્રીજુ—નીતિ શિક્ષાનું પ્રવર્તન, અહિંસા અને પ્રાણિઓના પ્રત્યે કારૂણ્ય એ અશોકના અનુશાસન પત્રનો મુખ્ય વિષય છે. અશોક ખરેખરો હિતૈષિ હતો. અને તેનું હૃદય કંદર જંતુઓના પ્રત્યે દયા રસથી અભિષિક્ત હતું. પહેલાં તે માંસ ખાતો હતો, અને પોતાને માટે પશુ વધ કરતો હતો. તે વેળાએ તે દરરોજ ૫૦થી ૬૦ હજાર બ્રાહ્મણોને જમાડતો હતો. પરતુ બૌદ્ધ ધર્મના પ્રભાવથી તેની માનસિક ગતિ અને ભાવમાં ફેરફાર થયો. મનુષ્ય અને પશુઓની વ્યાધિ દૂર કરવા માટે ઔષધાલય સ્થાપ્યાં. તેની સાથે પ્રત્યેક રાજમાર્ગ ઉપર થોડે છેટે છેટે કૂવા ખોદાવ્યા. અને ઝાડો રોપવાનો હુકમ કર્યો. નીતિનુ શિક્ષણ આપવા અને દુષ્ટ માણસોને દંડવા તેમજ શિષ્ટ માણસને ઇનામના કામ માટે કેટલાંક માણસોને તેણે મુકરર કર્યા હતાં. વળી તેઓના હાથમાં શોધ કરવાનું અને રાજ્યની ક્ષમતાનુ કામ પણ સોંપ્યુ હતું

બાકીના અનુશાસનથી અશોક પ્રજાને ધર્મ માર્ગમાં આણવાને વધારે સફળ થયો

હતો. ઉપર લખેલા અનુશાસનોથી પ્રજાનું ચિત્ત આશાનુરૂપ ખેંચાયું નહોતું. છેલ્લા અનુશાસનોમાં પોતાનાં ચરિત્ર સંબંધીય છે. આ સર્વથી જણાય છે કે, અશોક શિકાર, વૃથા હત્યા, અને જુગાર વગેરે વ્યસનથી આસક્ત નહોતો. તે બ્રાહ્મણ અને શ્રવણોને ભિક્ષા આપતો, અને તેમને જોઇને વધારે આનંદ પામતો હતો. તે જ્ઞાન વૃદ્ધ, શીલ વૃદ્ધ, અને વયો વૃદ્ધ માણસોને ઇનામ આપતો હતો. તેણે દેશ અને પ્રજાની ઉચ્ચ અવસ્થા જોવા, તેમજ તેમાં નૈતિક નિયમ અને નૈતિક વ્યવહારનો સારો પ્રચાર થયેલો જોવાને ઘણું ચાહતો હતો. તે બીજા ધર્મના ઉપર જુલમ કરતો નહોતો. સર્વ પ્રકારના ધર્માનુગામી તેની આગળ યથોચિત્ત શ્રદ્ધા અને ઉત્સાહ મેળવતા હતા. સર્વત્ર હિતકર અને ધર્માનુમોદિત સત્કાર્ય તેના યોગે સમાદર્ત અને પ્રશસિત થતાં હતાં. સર્વ વિધ ધર્માશ્રયીઓ તેના દાનમાં અધિકૃત હતા. તે કહેતો હતો કે, સદ્વ્યય એજ ખરૂં દાન છે. અને એથીજ ખરા સુખનો ઉદય થાય છે.

મહારાજા ચન્દ્રગુપ્તના રાજત્વ સમયે મગધ રાજ્યની વિશેષ ચડતી હતી. અશોકના રાજત્વમા તે ઉન્નતિની ગતિ રોકાઇ નહોતી, પણ ઉલટી વધી હતી ગુજરાત, કાબુલ, કાશ્મીર, હિંદિ, અને કટક વગેરે સ્થાનોમા તેના વિજયનો વાવટો ઉડતો હતો આખુ આર્યાવર્ત તેનુ શાસન કબુલ કરતું હતુ. સર્વત્ર ધર્મ ભાવ, સુખ, અને શાન્તી વિરાજતી હતી. ચોળ, પાંડ્ય, સત્ય પુત્ર, અને કેરલ વગેરે શેહેરમાં પણ તેનુ શાસન ફેલાયેલું હતું. ધર્મની જેટલી જોઇએ તેટલી ચર્ચા થતી હતી ખરી, પરતુ ઇશ્વરની જોડે એને કંઇ સંબંધ નહોતો. બદલો મળવાની આશાથી લોકો ધર્મનું અનુસરણ અને સજાની આશકાથી પાપનો ત્યાગ કરતાં હતાં.

મહારાજા અશોક ૪૫ વર્ષ રાજ્ય કરીને યુધિષ્ટિર શક ૧૭૫૧ના પીંગળ નામે સંવત્સરમાં ફાગણ વદી ૧૦ સનીવારે બહાર પ્રાંત માહેના સુગી શેહેરમા સાંજની વખતે મરણ પામ્યો હતો. તેના પછી તેનું વિશાળ રાજ્ય તેના ત્રણ પુત્રોએ વહેંચી લીધુ હતું. કુનાલ પંજાબનો અધિપતિ થયો હતો. જલૌક નામના પુત્રે કાશ્મીરનુ રાજ્ય ગ્રહણ કર્યું હતું. અને સુયસા નામે પુત્ર પાટનગર પાટલી પુત્રની ગાદીનો અધિકારી થયો હતો. ઉપરના શક ઉપરથી અશોકને થઇ ગયાને આજે ૩૨૦૪ વર્ષ થઇ ગયાં છે. મિ. ગ્યાનેટ સાહેબ લખે છે કે, અશોક રાજા ઇસ્વીસન પૂર્વે ૩૨૫ માં થઇ ગયો, તે ઉપરથી તો તેને થઇ ગયાને આજે ૨૨૨૦ વર્ષ થયાં. પરંતુ આ કાળ ઘણો ઓછો છે. અને તે જૈન ગ્રંથ તથા ભાગવતમાં લખેલા કાળ વિરૂદ્ધ છે. માટે તેની ગણત્રીમાં ભૂલ હોય એમ લાગે છે. એ ભૂલ થવાનું કારણ ચાણક્ય ચરિત્રના છેલ્લા ભાગમાં જોવાથી જણાશે.

## ગોપીચંદ.

આ મહાપુરૂષ રાજા તરીકે નહિ પણ વૈરાગ્યથી રાજ તજી જોગી થવાથી વધારે પ્રસિદ્ધિમાં આવ્યો છે તે શુમારે ઇ. સ. ના પહેલા સૈકામાં ગોડબંગાળા દેશનો મહારાજા હતો તેની રાજધાની રાજનપુર નામે નગરમા હતી એના પિતાનું નામ ત્રૈલોક્યચંદ્ર

અને માતાનુ નામ **મૈનાવતી** હતું. મૈનાવતી એ મહારાજા વિક્રમાદિત્યની નાની બ્હેન થાય. ગોપીચંદને ચંપાવતી નામે એક બ્હેન હતી, તેને કુંદનપુરના રાજા કુંદનસેન સાથે પરણાવી હતી.

ગોપીચંદ રાજા અતિ રૂપાળો, અને બહુ નાજુક હતો. તેમજ તે દયાળુ, ધાર્મિક, પ્રજાપ્રેમી, શૂરવીર, અને રાજકાજમાં ચતુર હતો. તેણે પોતાના પરાક્રમથી ઘણા દેશ જીતી રાજ્યનો વિસ્તાર વધાર્યો હતો. તેના શૂરાતનથી ડરીને માંડળિક રાજાઓ આધિન રહેતા હતા. તેને ઐામા, કુમુદા, સુલક્ષણા, અને રસિકમાલતી, ઇત્યાદિ બારસો પરણેલી રાણીઓ હતી. તેઓમાં ઐામા રાણી પટરાણી હતી. એ શિવાય સોળસો રાખેલી સ્ત્રીઓ હતી.

રાજમાતા મૈનાવતી પરમ સાધ્વી સ્ત્રી હતી. તેના પતિ ત્રૈલોક્યચંદ્રના મરણ પછી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. પોતાના દેહને ક્ષણભંગુર સમજી પારલૌકિક હિત સાધવાને તત્પર થઇ હતી. સંસારની મોહમાયામાં સપડાઇ, પડયાથી વારવાર શોકાતુર થતી. અને કોઇ મહાત્મા જન મળે તો તેનાથી જ્ઞાન સંપાદન કરવાને ઘણી આતુર હતી. એક દિવસે રાજમેહેલના ઝરૂખામાં દાસી સાથે તે વાચચિત કરતી બેઠી હતી. તેવામાં કોઇ અલૌકિક મહાપુરૂષને રાજમાર્ગમાં ભિક્ષા માગતો જોયો. તપાસ કરાવતાં તે **જાલંધરયોગી** માલુમ પડયા. તેઓ પાસેના નિલ વનમાં ઉતર્યા હતા. સત્પુરૂષના મુખથી ઉપદેશ લેવાની ઘણા દિવસની શુભ વાંચ્છના પરિપૂર્ણ કરવાને રાજમાતા મૈનાવતી તત્પર થઇ. બીજે દિવસે તે પ્રભાતમાંજ અગત્યની પૂજા સામગ્રી લેઇ દાસીઓ સાથે યોગીરાજના આશ્રમમાં ગઇ. યોગીશ્વરે રાણીની ઉપદેશ લેવાની તીવ્ર લાગણી જોઇ પ્રેમથી ગુરૂ મંત્ર આપ્યો. પછી રાજમાતા ગુરૂના ચર્ણમાં વંદન કરી રાજદરબારમાં આવી. એવી રીતે અનુગ્રહ પામી પ્રસગોપાત ગુરૂના દર્શને જતી અને સેવા સામગ્રી મોકલતી. એવો ક્રમ ઘણા દિવસ સુધી ચાલ્યો.

જનમંડળમાં અદેખાઇ એ દુર્ગુણ મહા વિપરિત કાર્ય કરે છે. એવું જાણવા છતાં કેટલાંક મનુષ્યો નિરંતર અદેખાઇ કરવામાંજ આનંદ માને છે. તેઓ સામાનુ સારૂ દેખી શકતા નથી. અને હરેક પ્રકારે નિંદા કરવામાંજ પ્રીતિ રાખે છે. રાજમાતા મૈનાવતીનો ભક્તિભાવ એવા દુષ્ટ મનુષ્યો સહન કરી શક્યા નહિ. જો કે રાજમાતા પરમ ધાર્મિક અને નીતિવાન હતી, તેને તો આ પ્રપંચ ભરેલા માયીક સંસાર ઉપરથી મોહ ઉતરી ગયો હતો. અને પોતાના તારણનોજ માર્ગ તેણે ગ્રહણ કર્યો હતો. તે છતાં ગોપીચંદની પટરાણી ઐામાએ તેની નિંદા કરવા માંડી. રાજમાતાના શુદ્ધ ભક્તિભાવને વિપરિત જાણીને તે પોતાના પતિ ગોપીચંદને સમજાવવા લાગી કે;—પ્રાણનાથ! રાજમાતા મૈનાવતીના આચરણની લોકો નિંદા કરે છે. આવા તેમના વિપરિતાચરણથી આપણને કલંક લાગશે. ઇત્યાદિ સમજાવવાથી ગોપીચંદે કાંઇ પણ વિચાર કર્યા વગર યોગીશ્વર જાલંધરને દુરાત્મા સમજીને તેમનો નાશ કરવાનો નિશ્ચય કર્યો. આ યોગીની પવિત્રતા, શક્તિ, અને ક્રિયાને તે જાણતો નહોતો. તેણે વગર તપાસ કર્યે માત્ર પટરાણીના સમજાવ્યાથી વેહેમાઇને નિર્દોષ મહાત્માને દોષિત ગણ્યો. જો કે પોતે સમજુ હતો, પોતાની માતાની પવિત્રતા અને સુનિતી તે જાણતો હતો, તે છતાં દુર્દેવથી સ્ત્રીનાં વચનોને સત્ય માન્યાં. અને કોઇ ન જાણે તેવી રીતે સમાધિસ્થ રહેલા યોગીંદ્ર જાલંધરને ઉપડાવી અશ્વશાળાના પાછલા ભાગના કુવામાં નાખ્યા, અને ઉપર ઘોડાની લાદ તથા

કચરો નાખી કૂવો પૂરી દીધો!!

આ વાત બની તેની અગાઉજ જાલંધરનો શિષ્ય કાનીફનાથ યાત્રાએ ગયો હતો. તેમ મૈનાવતી પણ આ વાત મુદ્દલ જાણતી નહોતી. તે એક દિવસે પોતાના નિત્ય નિયમ પ્રમાણે ગુરૂ જાલંધરના દર્શને ગઇ. પણ ગુરૂ મળ્યા નહિ. તેથી ઘણો શોક કર્યો. અને મનમાં વિચારવા લાગી કે મારી સેવામાં કાંઇ પણ ચૂક થઇ હશે. તેથી ગુરૂ મારી ઉપેક્ષા કરી જતા રહ્યા હશે. પરંતુ ગોપીચંદ વિષે તેના મનમાં લેશમાત્ર પણ સંશય આવ્યો નહિ. મૈનાવતી નિત્ય ગુરૂ દર્શન કરી તેના ચરણનું તીર્થોદક કરીને ભોજન કરતી. તેથી જે દિવસથી તીર્થોદક ન મળ્યું, તે દિવસથી અનાજ ખાવું બંધ કરીને દુધ પીને પ્રાણનું રક્ષણ કરવા લાગી.

એક દિવસે રાજા ગોપીચંદની જન્મગાંઠને ટાણે રાજમહેલના વચલા ચોકમાં ગોપીચંદ સ્નાન કરવા બેઠો હતો. તેને કેટલીક રાણીઓ શરીરે સુગંધી પદાર્થો લેઇને મર્દન કરતી હતી, કેટલીક ગુલાબજળની ઝારીથી મંદ મંદ ધારે પાણી સીંચતી હતી; અને કેટલીક મંગળ ગીતો ગાતી હતી. એ વખતે રાજમાતા મૈનાવતી મેહેલના ઝરૂખામાં બેઠી હતી. તેની નજર ગોપીચંદ તરફ જવાથી તે વિચારવા લાગી કે—આહા! વિશ્વની રચના કેવી ખોટી છે! કામદેવને મોહ પમાડે એવી આ મનુષ્ય દેહ જેની આસપાસ આ સુંદર સ્ત્રીઓ મોહિત થઇને વેલની પેઠે વિટાઇ વળી છે. અરેરે! એજ કાયામાંથી જ્યારે આત્મા ઉડીને ચાલતો થશે, ત્યારે એ નિર્જિવ દેહ જોનારને કેવી ભયંકર લાગશે? અહો પ્રભૂ! આવી ઉત્તમ કાયાને અમર કાં ન કીધી? અરે! એના કરતાં શું એના પિતાની કાયા સુંદરતામાં ઉતરે એમ હતી! ગુણ, રૂપ, સૌર્ય, અને કીર્ત્તિનુ તે સ્થાનજ હતુ. તોપણ જ્યારે કાળે આવી પોતાની જાળ બિછાવી ત્યારે તે સુંદર દેહની ચપટી ગખ પણ હાથ ન આવી! એમ પોતાના પતિનુ સ્મરણ આવતાંજ તે ગદ્ ગદ્ કંઠે થઇ ગઇ. અને તેના ચક્ષુમાંથી અશ્રુનુ એક ગરમ[1] ટીપુ ગોપીચંદના ગાત્ર ઉપર પડ્યું. તે તેના જાણવામાં આવ્યાથી પુંછ પરછ કરવા લાગ્યો. તેની સ્ત્રી સુલક્ષણાએ કહ્યું કે—સ્વામીનાથ! આપનાં માતાજી મેહેલના ઝરૂખામાં બેઠાં છે. તેમના લોચનમાં જળ ભરાઇ આવ્યાં હતાં. એવું સાંભળી ગોપીચંદ આશ્ચર્ય પામી બોલ્યો; અરે! એ જળબિંદુ તે મારી માતાનુજ અશ્રુ! આવી રીતે શોકાતુર થવાનું કારણ શું? અરે! મારી હયાતીમાં મારી માતાને દુભવનાર કોણ છે? પ્યારી સ્ત્રીઓ! અંતઃપુરમાં જાઓ. એમ કહીને તુરત કોરાં સાદાં વસ્ત્ર પહેરી માતાના મેહેલમાં જઇને વંદન કરી ઉભો રહ્યો. પછી માતાને ઉદાસ થવાનું કારણ પુછ્યું. ત્યારે માતાએ કહ્યું કે, પુત્ર? તારેજ માટે. ગોપીચંદે કહ્યું; શું મારાથી આપનો કંઇ અપરાધ થયો? એવો તે મારો શો અપરાધ છે? રાજમાતાએ કહ્યું, પુત્ર! તારો અપરાધ લેશ પણ નથી. ગોપીચંદે કહ્યું, મારી સ્ત્રીઓએ, દરબારીઓએ, કે દૈવને કાંઇ અપરાધ કર્યો છે

---

[1] એવું કહેવાયછે કે, રાજમાતા મૈનાવતીની આંખમાંથી પડેલા એ અશ્રુના ગરમ ટીપા ગોપીચંદના શરીર ઉપર ફોલ્લો પડ્યો હતો। એવું તેનું શરીર નાજુક હતુ. પેશ્વાના સરદાર ૯૦ પત ફડકેનો પુત્ર બાપુરાવ ફડકે પણ એવોજ નાજુક હતો તેને પલાંગ રૂથી ભરેલા ગાદલામાંથી કપાસીઆનો એક દાણો પગમાં કાટાની પેઠે વાગ્યો હતો! તે પછી ગાદલું ફાડતા તેની મધ્યમાંથી એક કપાસીઆનો દાણો નીકળ્યો હતો. આ વાત પ્રસિદ્ધ છે

જેણે આપનો અપરાધ કર્યો હોય, તેનુ નામ મને સત્વર કહો. પછી તે મારૂં ગમે તેવું પ્રિય હશે, તોપણ તેનો નાશ કરીશ.

રાજમાતા મૈનાવતીએ કહ્યું કે;—"પુત્ર! જે નાશવત છે, તેનો નાશ કરવો તેમાં નવાઇ શી! પરતુ નાશવંત અમર શી રીતે થાય, એજ વિચારમાં રાત દિવસ હું ઉદાશીન રહ્યા કરૂં છું. પુત્ર! તું ગુરૂ પ્રતાપે જ્ઞાની થઇને પ્રભુના નામનું સ્મરણ કર. આ સંસાર નાશવંત માનીને શમ, દમથી વિશ્વ તરી જા. સૌ સ્વાર્થનાં સગાં છે. કપટ બુદ્ધિથી ભરપુર છે. આ કાયા અને માયા મિથ્યા છે. તેને સત્ય ગણી કેમ ભૂલ કરે છે? પુત્ર! તું યોગ ગ્રહણ કરીને અમર થા. ફરી આ શરીર મળશે નહિ." રાજ્યમાતાની આ મોટા જ્ઞાનની વાત સાંભળીને ગોપીચંદ પશ્ચ્યાતાપ કરીને મનમાં વિચાર કરે છે. અરે! અરે! આ હું શું સાંભળું છું? આ પ્રમાણે મોહથી મૂક્ત થયેલુ માતાનું મન અનીતિને ઉત્તેજન આપે? નહિ, નહિ એમ વિચારી માતાને કહ્યું; આપના મુખથી નીકળતા અમૃતથી પણ અધિક એવા ઉપદેશક વચનનું પાન કરી હું બહુ શાન્ત થયો છું. આ દેહ અમર થવા માટે કાંઈ ઉપાય છે કે નહિ? મૈનાવતીએ કહ્યું કે, મારા ગુરૂ જાલંધરનાથ અહિં હોત તો આ વાત કઠણ નહોતી. પુત્ર! મારા ગુરૂથી તું અજાણ છે. ગોપીચદ મનમાં શોકાગ્રસ્ત થઇને વિચાર કરે છે, અરે રે! મેં ખોટી શંકાથી કેવો અનર્થ કર્યો છે? ઓ પ્રભુ! મારા પાપથી મને ક્ષમા કર. એમ વિચાર કરતો લજ્જા પામી, કાંઇ ન બોલતાં પોતાના મેહેલમાં ગયો. અને પોતાના સાહસ કર્મનો અપાર પસ્તાવો કરવા લાગ્યો.

આ વાતને ઘણા દિવસ વિત્યા પછી જાલધરનાથનો શિષ્ય કાનીફનાથ પોતાની તીર્થયાત્રા સંપૂર્ણ કરીને ગુરૂને શોધતો આવતો હતો. તેને માર્ગમાં મત્સ્યેંદ્રનાથને શોધવા નીકળેલા ગોરક્ષનાથ મળ્યા તેમણે પરસ્પર કેટલીક વાતચિત કરતાં જાલધરનાથને ગોપીચંદ રાજાએ કૂવામાં નાખી દેઇ લાદથી પૂરી નાખ્યાની હકીકત ગોરક્ષનાથે કાનીફનાથને કહી. તે ઉપરથી કાનીફનાથ કાંચનપુરમાં ગયો. અને ગોપીચંદ રાજાને ક્રોધમાં ઘણાં કટુ વચન કહ્યાં. એ વાતની રાજમાતા મૈનાવતીને ખબર પડવાથી તેણે આવીને કાનીફનાથની આગળ પ્રાર્થના કરી પુત્રના અપરાધને માટે ક્ષમા માગી. ગોપીચદે પણ પોતે કરેલા અપરાધને માટે ખેદ જણાવી માફી ચાહી. તે ઉપરથી તથા મૈનાવતીને ગુરૂ જાલધરનાથની શિષ્યા જાણીને ગોપીચદને ક્ષમા આપી. પછી કાનીફે ગોપીચંદ પાસે તેનીજ આકૃતિ જેવાં અને તેના જેવડાં ઉંચાં સોના, રૂપા, તાંબા, અને લોઢાનાં એવાં ચાર પુતળાં તૈયાર કરાવ્યાં. પછી જે કૂવામાં ગોગીંદ્ર જાળધરને નાખ્યા હતા. ત્યાં સૌ ગયા એક તરફ રાજમાતા મૈનાવતી અને ગોપીચદને ઉભાં રાખ્યાં, અને બીજી તરફ કાનીફ અને તેના શિષ્યો ઉભા રહ્યા. કાનીફ ધ્યાન ધરીને ઉભો રહ્યો. થોડીવારે તેણે ગોપીચંદને કહ્યુ કે હવે તૈયાર થા. ગુરૂમહારાજ જાગૃત થયા છે. માટે પ્રથમ કૂવાના કિનારાપર સોનાનુ પુતળુ મૂકી જરા પાછળ રહી આદેશ કર. ગોપીચદે તે પ્રમાણે કરી કહ્યું કે મહારાજ! આદેશ! તે સાંભળીને જાળધરે કહ્યું; કોણ? ગોપીચદે ઉત્તર આપ્યો કે, ગૌડ બગાળાનો રાજા ગોપીચંદ આપનું શરણુ ઇચ્છે છે. તે સાંભળીને જાળધરે કહ્યું કે-દુરાત્મા બળીને ભસ્મ થા. એટલુ બોલતાંજ સોનાનુ પુતળુ બળીને ભસ્મ થઇ ગયું. પછી કાનીફની આજ્ઞા મુજબ રૂપાનુ, અને તાંબાનુ, એમ

અનુક્રમે બે પુતળાં મૂકીને આદેશ કર્યો, તેના ઉત્તરમાં જાળધરે બે વખત શાપ આપવાથી તે પુતળાં બળીને ભસ્મ થયાં. છેવટે લોઢાનું ચોથું પુતળું મૂકીને ગોપીચંદે આદેશ કર્યો. હવે જાળંધરે વિચાર્યું કે, મેં તેને ત્રણ વખત શાપ આપ્યો તે છતાં એ બચ્યો. તેથી તે મારા શિષ્ય વર્ગમાંના કોઇને પણ શરણે ગયો હશે. એવી કલ્પના કરી ધ્યાનથી જોઇ કહ્યું કે; અમર રહો. બેટા ગોપીચંદ! તારી કાયા અમર રહો. એમ કહેતાંજ જાળધર પોતાની મેળે બહાર નીકળી આસનપર બેઠા. એટલે કાનીફ, મૈનાવતી, અને ગોપીચંદે તેમના ચરણમાં નમી આદેશ કર્યો. યોગીશ્વરનું મહા અદ્દ્ભૂત પરાક્રમ જોઇને ગોપીચંદ રાજા આશ્ચર્ય પામ્યો. મૈનાવતી પોતાનો પુત્ર બચવાથી ઘણી હર્ષ પામી. અને આખા શેહેરમાં આનંદ ઉત્સવ થઇ રહ્યો.

આ બનાવ બન્યા પછી ગોપીચંદ રાજાને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે મહાત્મા ગુરૂ જાળધરના ચરણમાં પડી કહ્યું કે; મહારાજ! આ વિશ્વના વિચિત્ર મનુષ્યોથી ત્રાસ પામી, તારણ અર્થે આપના મૂખથી ઉપદેશ લેઇ અરણ્યમાં વાસ કરવા ઇચ્છું છું. જાળંધરે કહ્યું; બેટા! આ મહાન્ રાજ્ય, સેંકડો રાણીઓ, મણિમય મેહેલનો નિવાસ, અનેક જાતનાં સ્વાદિષ્ટ ભોજન, અત્યંત સુવાસિત પુષ્પોના બાગ, અને મુક્તા રત્નથી ભૂષિત વસ્ત્રાલંકાર એ સર્વ તજી વનમાં વસવું અશક્ય છે. માટે ઉઠ અને જા. તારૂં રાજ્ય સંભાળ. ઇત્યાદિ કહ્યું. ગોપીચંદ કહે કે- વીરનું વચન એકજ હોય છે. જેનો બોલ ગયો તેણે સર્વ ખોયું. જે સદ્‌વિચારે અંતરમાં પ્રવેશ કર્યો, તેનો સહજ સુખ માટે ત્યાગ કરવો એના જેવું ભુંડું એકે નથી. પછી જાળધરે તેનો દ્રઢ નિશ્ચય જોઇને દિક્ષા આપી. ગોપીચંદ પોતાની સર્વ રાણીઓ પાસે યોગી વેષે અહાલક્ષ કરતો ભિક્ષા માગી લાવ્યો. તેની આવી સ્થિતિ જોઇને રાણીઓએ શોકથી મહા રૂદન કર્યું. પ્રજા શોકાતુર થઇ. ચારે તરફ હાહાકાર થઇ રહ્યો. ગોપીચંદ સર્વને યુક્તિથી શાન્ત કરીને ગુરૂ જાળધર સાથે તીર્થ યાત્રા કરવાને ચાલી નીકળ્યો. આહા! ગોપીચંદ રાજાનું આ ચરિત્ર કેવું ચિત્તાકર્ષક છે! એક મહારાજા આવી રીતે એકદમ યોગી થઇ અરણ્યમાં ચાલ્યો જાય, એ કાંઇ સહજ વાત નથી પૂર્વના દત્ત કે ગુરૂપ્રતાપ વિના એવી ઉંચ સ્થિતિ પ્રાપ્ત થઇ શકતી નથી ધન્ય છે! આવા મહાપુરૂષોને કે, જેઓ આવાં ઉંચ કર્મ કરી, ઉત્તમ શિક્ષણીય દ્રષ્ટાંતો જગતમા મૂકી ગયા છે!

---

## ભર્તૃહરિ.

*Bombay* (stamp) જગત વિખ્યાત પરદુઃખભંજન રાજા વિક્રમાદિત્યનો આ મોટો ભાઇ **ભર્તૃહરિ** એક નીતિવાન રાજા અને મહાજ્ઞાની યોગી તરીકે બહુ પ્રસિદ્ધિને પામ્યો છે. તે ઈ. સ. પહેલાં શુમારે ૫૭ વર્ષ ઉપર માળવ દેશની રાજધાની **ઉજ્જયિની** નગરમાં રાજ્ય કરતો હતો. તેના પિતાનું નામ **ગંધર્વસેન** રાજા હતું.

ભર્તૃહરિએ **ચંદ્રચાર્ય વસુરાથા** નામે મહાપંડિત ગુરૂવર્યની પાસેથી પાણિનિ વ્યાકરણાદિ સંસ્કૃત ભાષાનો પૂર્ણ અભ્યાસ કરીને એ શાસ્ત્રમાં ઘણી પ્રવિણતા મેળવી હતી. તે સંસ્કૃત ભાષાનો મોટો કવિ અને સંગીત શાસ્ત્રમાં બહુ કુશળ હતો તેમ સત્યાસ-

સનો પરીક્ષક, સૂક્ષ્મભેદનો જ્ઞાતા, બુદ્ધિવાન, અને વિવેકી હતો. તે પોતાની પ્રજાનું બહુ સારી રીતે પાલન કરતો હતો. વિદ્યાકળાને ઉત્તેજન આપી પ્રજા જનોને વિદ્યાવાળી કરી હતી. પુણ્યનો માર્ગ પ્રકાશ કરાવ્યો હતો, ધર્મની વૃદ્ધિ કરી હતી, અને દુરાચારીઓને શિક્ષા કરી સઘળે શાન્તીનું રાજ્ય સ્થાપન કર્યું હતું. તેને આઠ પ્રધાનો હતા. તે પણ વિદ્વાન હતા. સેનાપતિ પણ શૂરવીર અને વિદ્વાન હતો. રાજસભામાં સકળ વિદ્વાનો બિરાજતા હતા. રાજ ન્યાય અને નીતિથી ઉત્તમ પ્રકારે ચાલતું હતું. કોઇપર અન્યાય ગુજરતો નહોતો. સારા સારનો પૂર્ણ તપાસ કરી સર્વને પૂર્ણ સંતોષ આપવામાં આવતો હતો. શેહેરો અને ગામડાઓમાં ધર્મોપદેશ આપવા માટે ધર્માચાર્યો રાખ્યા હતા. સંસ્કૃત પાઠશાળાઓ, કાવ્યશાળાઓ કન્યાશાળાઓ, અને ઔષધશાળાઓ ઠામઠામ સ્થાપી હતી. પ્રજાજનપર કોઇપણ પ્રકારનો કર કે અન્યાય હતો નહિ. એરીતે ભર્તૃહરિ રાજાએ ખરેખર ધર્મરાજ્ય સ્થાપ્યું હતું.

ભર્તૃહરિ રાજાનો ન્હાનો ભાઇ વિક્રમાદિત્ય આ વખતે જ્યેષ્ટ બંધુની આજ્ઞામાં રહીને રાજકાજમાં તેને બહુ સારી મદદ કરતો હતો. વિક્રમ પણ મોટાભાઇની પેઠે વિદ્વાન, નીતિવાન, શૂરવીર, અને ધર્મવૃત્તિવાળો હતો. ભર્તૃહરિને તેની શુદ્ધ નીતિની ખાત્રી હતી. તેથી તેને રાજ્યનાં કેટલાંક જોખમ ભરેલાં કામોનો કાર્યભાર સ્વાધીન કર્યો હતો. વિક્રમ પોતાના વડિલ ભ્રાતાને પિતા સમાન અને તેની રાણીઓને માતા સમાનગણી તેમની આજ્ઞા પ્રમાણે પોતાને સોંપેલાં કામ યોગ્ય રીતે કરતો હતો.

જનમંડળમાં કોઇ સકળ શુભગુણસંપન્ન હોવાનો સંભવ નથી. અનુભવિ વિદ્વાનો પણ કહે છે કે, પરમ કૃપાળુ પરમેશ્વર સિવાય બીજો કોઇ સકળ શુભગુણ સંપન્ન નથી. એ વાત સત્ય છે. ભર્તૃહરિ રાજા ઉપર કહ્યું તેમ ડાહ્યો અને બધી વાતે સદ્ગુણી છતાં તેનામાં પણ એક દુર્ગુણ રૂપી કલંકની રેખા અંકિત થઇ હતી. પરંતુ અજાયબનો વિષય તો એ છે કે-એજ કલંકની રેખાના પ્રતાપવડે તે વૈરાગ્ય પામી મહા યોગી થવા પામ્યો હતો. આ ઉપરથી કાંઇ એમ સમજવાનું નથી કે, ખોટે માર્ગે પણ સારો લાભ મળી શકે છે. ખોટા કૃત્યનું ફળ તો નિદાન ખોટુંજ છે. જેમ ઝેર વાવી અમૃતની આશા રાખી શકાય નહિ, તેવુંજ તે છે. પરંતુ ભર્તૃહરિના એક દુર્ગુણનું ફળ તેને સારૂ મળેલું આપણે જોઇએ છીએ, તેમાં ઇશ્વરનો સંકેત કાંઇક જૂદોજ હોવો જોઇએ. કે જે સંકેત આપણી અલ્પ બુદ્ધિથી આપણે કળી શકતા નથી.

આપી ચેતાવ્યા છતાં તેની કાંઇ અસર થવા પામી નહોતી. કારણ કે તેને પિંગળા રાણીમાં પૂર્ણ પ્રીતિ હતી. પોતાની રાણીના ઉપર તે ઘણી પ્રીતિ રાખતો હતો, એમાં તેનો કાંઇ દોષ નહોતો. પરંતુ તેના ગુણની પરીક્ષા કર્યા વગર માત્ર રૂપથી મોહીત થઇને તેનીજ પાસે ઘણો ખરો વખત ગુજારતો હતો. એજ તેનો દોષ સઘળાંનો જોવામાં આવતો હતો.

ધીરે ધીરે પીંગળાના દુષ્ટાચરણની વાત ભર્તૃહરિના ન્હાના ભાઇ વિક્રમના સમજવામાં આવી. તેથી તેનો યોગ્ય ઉપાય કરવાની તજવીજમાં તે હતો. તેવામાં અશ્વપાળે ચેતી જઇને વિક્રમનુંજ અહિત કરવાને પીંગળા રાણીને ઉશ્કેરી. તે ઉપરથી પીંગળાએ પોતાની તરફ દુષ્ટ બુદ્ધિથી જોયાનો આરોપ વિક્રમ ઉપર મૂકીને ભર્તૃહરિને ઉશ્કેર્યો. ભર્તૃહરિએ વિક્રમ જેવા નીતિવાન બંધવ વિષે કાંઇ પણ વિચાર કર્યા વગર સ્ત્રીએ કહેલી વાત સાચી માની. પછી વિક્રમને પોતાની સમક્ષ બોલાવી તેનો બહુ તિરસ્કાર કર્યો. એટલુંજ નહિ. પણ તેને માળવા છોડીને જલદી દેશવટે જવાનો હુકમ ફરમાવ્યો પિતા સમાન વડિલ બંધવના આવા ક્રોપ અને કઠિણ શિક્ષાના ભયથી નહિ ડરતાં વિક્રમે ધીરજ ધરીને બહુ દીનવાણીથી યાચના કરી પોતે નિર્દોષ છે એમ જાહેર કર્યું. પરતુ તેની કાંઇ પણ વાત સાચી માનવાને ભર્તૃહરિએ ધમીને નાં પાડી. ને પોતાના હુકમ પ્રમાણે જલદીથી માળવા છોડી જવાને કહ્યુ. વિક્રમે લાચારીથી જ્યેષ્ઠ ભ્રાતાની આજ્ઞા માથે ચડાવી; અને અરણ્યમાં જવાનો વેષ ધારણ કર્યો પછી ભાઇનું કલ્યાણ ઇચ્છીને પોતે ચાલી નીકળ્યો.

નિર્દોષ વિક્રમના ગયા પછી કેટલીક મુદતે પાપિણી પિંગળાના દુષ્કર્મની તથા વિક્રમના ઉપર જૂઠો આરોપ મૂકયાના પ્રપંચની સઘળી વાત ભર્તૃહરિના જાણવામાં આવી. તેથી તેને ઘણું દુઃખ અને પસ્તાવો થયો. પિંગળારાણી જે પોતાને ઘણી પ્યારી હતી તેને દુષ્ટ, પાપિણી ઇત્યાદિ વચનોનો પ્રહાર કરીને ઘણો ધિક્કાર આપવા લાગ્યો તેમ પવિત્ર આચરણના નિર્દોષ બંધવ વિક્રમને દેશવટો દીધાથી ખેદ પામીને તેને સંભારવા લાગ્યો. જેમ જેમ તે ઉંડો ઉતરી વિચાર કરતો ગયો, તેમ તેમ તેની વૃત્તિ આ અસાર સંસાર ઉપરથી ઉઠી ગઇ. અને છેવટે વૈરાગ્ય પામી રાજપાટ અને સર્વ વૈભવ છોડીને વનમાં જવા તૈયાર થયો. આ વાતની ખબર તેના પ્રધાનો વગેરેને પડવાથી તેઓ મધરા ગજનની પાસે ગયા. તેમણે તેને ઘણી પ્રકારે સમજાવીને શાન્ત પાડવાના ઉપાય કર્યા. પણ તેણે પોતાનો નિશ્ચય નહિ ફેરવતાં કહ્યું કે—

તે ગુરૂ કૃપાથી મટી જાય અને આત્મજ્ઞાનના ઉપદેશથી સચ્ચિદાનંદ સ્વરૂપની પ્રાપ્તી થઇ મોક્ષગતિ મળે. વળી—

नवैराग्यात्परंभाग्यं, नबोधादपरः सखा;
नहरेरपरस्त्राता, नसंसारात्परोरिपुः

અર્થ—વૈરાગ્યથી ઉત્કૃષ્ટ બીજુ કોઇ ભાગ્ય નથી; બોધ (જ્ઞાન) થી સહાય કર્ત્ત બીજો મિત્ર કે બંધુ નથી; હરિ સિવાય બીજો કોઇ રક્ષણ કર્ત્તા નથી; અને સંસારથી અન્ય કોઇ શત્રુ નથી." એમ કહેતાંજ સિંહાસન પાસે પડેલી ખફની એકદમ ઉપાડી જય અલેક! જય અબધૂત નિરંજન !! એમ બોલતાંજ તે પહેરી લીધી. અને તુરત સિંહાસનપરથી ઉતરી ચાલવા માંડયું!

આ સમાચાર વિજળીની પેઠે આખા શેહેરમાં એકદમ પ્રસરી ગયા, પ્રજાજન શોક સમુદ્રમાં ડુબવા લાગી; જેમ શ્રીરામચંદ્રજી વનમાં જતા હતા; તે વખતે પ્રજા પાછળ ચાલી નીકળી હતી, તેમ ભર્તૃહરિની પ્રજા તેની પાછળ ચાલવા લાગી; રાણીઓ મહા કલ્પાંત સાથે રૂદન કરવા લાગી; અને પિંગળા પણ પોતાના પાપી કર્મથી પસ્તાવો ખાઇ રુદન કરતી પછડાવા લાગી. ચારે તરફ હાહાકાર થઇ રહ્યો. આખી નગરી શૂન્યકાર થઇ રહી. આ જોઇ કઠણ કાળજાના વિર પુરૂષોનાં હૃદય પણ પિંગળી ગયાં. કેટલેક સુધી નગરજનો પાછળ ગયા. પછી મંત્રીવર્ગના સમજાવ્યાથી સૌ પાછા વળી ઘેર ગયા. એટલે ભર્તૃહરિ યોગી વિષે એકલો અરણ્યમાં ગયો. ચાલતાં ચાલતાં મહા અરણ્યમાં જ્યાં મહા યોગીંદ્ર **મત્સ્યેંદ્રનાથનો** આશ્રમ હતો, ત્યાં તે ગયો. અને યોગીને પ્રણામ કર્યા. પછી પોતાની સર્વ હકીકત નિવેદન કરી. એટલે યોગીના શિષ્ય ગોરક્ષનાથે રાજાના વૈરાગ્ય વિષેની કેટલીક ખાત્રી કરી તથા ગુરૂ મત્સ્યેંદ્રનાથે વિશેષ ખાત્રીને સારૂ પોતાના એક શિષ્યની સાથે રાણીઓ પાસેથી ભિક્ષા માગી લાવવા સારૂ તેને મોકલ્યો. તે પ્રમાણે ભર્તૃહરિ પોતાની રાણીઓ પાસેથી નિર્વિકાર દ્રષ્ટિથી ભિક્ષા માગી ગયો. એ રીતે તેના તિવ્ર વૈરાગ્યની ખાત્રી થયાથી ગુરૂ મત્સ્યેંદ્રનાથે તેને મંત્રોપદેશ કર્યો. અને ઉપદેશ આપ્યો કે;—

"આ જગતની માયા અનાદિકાળથી ચાલી આવે છે. આ બધુ બાજીગરના તંત્ર માફક છે. આ દ્રશ્ય પદાર્થ જે કાંઇ તારી નજરે પડે છે. એ સર્વ જુઠું છે. ચૌદ બ્રહ્માંડ સુંધી માયાનું જે કાર્ય છે, તે સર્વ નાશવાન છે. આ દેહ પંચમહાભૂતથી બનેલો છે. તે ક્ષણભંગુર અને વિકારવાન છે. તેમાં સાર વસ્તુ શું છે? તેનો વિચાર કરવો જોઇએ. પોતાના મનને બહુ સમજાવવું કે;—હે મન! આ નાશવાન પદાર્થોમાં શું આસક્તિ રાખે છે! આ શરીર હજાર કે લાખ વર્ષ રહ્યું, તો પણ શું થયું? ચૌદ ચોકડીનુ રાજ્ય મળ્યું તો પણ શું થયું? આખરે એ સર્વ અનિત્ય છે. આ પાંચ વિષયનાં જે જે કાર્ય છે, તે સર્વ બહુ દુઃખદાયક છે. તન, મન, તરૂણી, માતા, પિતા, સગાં સહોદર, ભ્રાતા, ભગિની, એ સર્વ સ્વાર્થની બાજી છે. એ સર્વ પોત પોતાના સુખને માટે પ્રયત્ન કરે છે. એ સત્ય લોપ તો સંગે કેમ ચાલતાં નથી! માટે કોઇ પણ નિસ્વાર્થી સગસ્નેહી આ જગતમાં નથી. આ અસત્ય, જડ, અને દુઃખરૂપ ક્ષણભંગુર દેહથી સચ્ચિદાનંદ સ્વરૂપ સત્ય વસ્તુ પ્રાપ્ત થાય છે. માટે એ દેહ વડે એવાં સાધન કરવામાં વિલંબ ના માટે કરવો જોઇએ" ઇ-

પ્રેમ ધડ્યો નથી, જ્યાં હું નીતિ વિરૂદ્ધ વર્તિશ!! આ તમે શું કહો છો? આપનો માગ પ્રત્યે આવો વિચાર કેમ થયો? હે પવિત્ર જ્યેષ્ટ ભ્રાતા! હું બાલ્યા અવસ્થાથી જ્ઞાન શક્તિ યુક્ત થયો, ત્યારથી તે આજ સુધી આપની સેવા પ્રીતિ ભાવથી કરતો આવ્યો છું. શ્રુતિ, સ્મૃતિ અનુસાર નીતિ માર્ગે ચાલવાનો જ્યેષ્ટ ભ્રાતા પ્રત્યે જે ધર્મ છે, તેની વિરૂદ્ધ સ્વપ્ને પણ કદી ચાલ્યો નથી. આજે આપ આ વાત શું કરો છો? આ તો કીડીપર કટક અને કદલી પર વિજ આવી પડે તેવાં આ આપનાં વચન મારાપર ઇંદ્રના વજ્રની માફક કાર્ય કરે છે. હે રાજનીતિ નિપુણ ભ્રાતા! આ નિર્દોષ લઘુ બંધવપર વચન પ્રહાર વિચાર કરીને કરશો."

ઇત્યાદિ પ્રકારે વિક્રમે ઘણું ઘણું કહ્યું. પણ-ભર્તૃહરિના માનવામાં નહિ આવતાં તેણે તેને દેશનિકાલ થવાને આજ્ઞા કરી. આ સાંભળી વિક્રમે કહ્યું:—"જ્યેષ્ઠ ભ્રાતા! લક્ષ્મણ અને ભરતની જેવી ભક્તિ રામચંદ્ર પ્રત્યે હતી, જેવી ભીમાર્જુનની ભક્તિ યુધિષ્ઠિર—ધર્મ પ્રત્યે હતી, તેવીજ શુદ્ધ ભક્તિ આપના પ્રતિ મારી પણ છે. આપ આવી રીતે વિચાર શૂન્ય થઇને મારાપર સાહસ કરો છો એ યોગ્ય નથી. કેમકે હું આ વૃત્તાંત બિલકુલ જાણતો નથી. અને બધી વાત પ્રપંચરૂપ છે. આપ મારા પિતા તુલ્ય પવિત્ર ન્યાયી આત્મા થઇ આવો જૂઠો આરોપ મારે શિર મૂકો છો, તો તે તરફથી દૈવની કોઇ અન્ય ઇચ્છા નજરે આવે છે. રખે કાંઇ મોટી આપત આ માલવ દેશપર આવવાની હોય એવું જણાય છે. અગર આખુ રાજ્ય પાયમાલ થવાનું છે. એ વિના આવો કુતર્ક આપના પવિત્ર અંતઃકરણમાં કદી વાસ કરે નહિ. હજુ વિચાર કરો. આપ ન્યાય નિપુર્ણ થઇ આવાં સાહસ વાકયોનો ઉપયોગ કરો છો! ભૂમિ કેવી છે! તેમાથી કેવાં ફળની આશા રાખો છો! વિષ અમૃતરૂપ દેખાતુ હોય તોપણ તે મોતનું કારણ છે."

**ભર્તૃહરિ**—અરે વિક્રમ! તુ હવે વધારે ન બોલ. કેમકે તારા અમલ ભાપણથી મારાં કાન અપવિત્ર થાય છે. તું સત્વર માલવ દેશ છોડી જા.

**વિક્રમ**—(ક્રોધથી) હું આ નગરી તજીશ. નિશ્ચય આ ઠેકાણે રહીશ નહિ. જો એક ઘડી પણ આ ઠેકાણે વિશ્રામ કરૂં તો મારી જાતુની લાજે. હે ભર્તૃહરી! જેના અન્તઃકરણમાં એક પણ દુષ્ટ સંકલ્પે આજ સુધી પ્રવેશ કર્યો નથી, જેણે જ્યેષ્ઠ ભ્રાતાને પિતા, અને તેની સ્ત્રીને માતા સમાન જાણીને એક નિષ્ઠાથી પુત્રવત્ આચરણ કર્યું છે. જે પોતાને આદિત્યવત્ શુદ્ધ સમજે છે, અને અદ્યાપિ બ્રહ્મચર્યનું સંરક્ષણ કરે છે, એવા એક કૃપાપાત્ર ન્હાના ભાઇને એક દુષ્ટ સ્ત્રીના વચન ઉપર વિશ્વાસ કરીને નિર્લજ ઠરાવી જૂઠો આરોપ મુકો છો. અને સ્વમુખથી દેશનિકાલનું કહો છો, તો હું સત્વર માલવ દેશ છોડીને અરણ્યમાં ચાલ્યો જાઉછું. હે ભ્રાતા! દૈવયોગથી સત્યાસત્ય જાણવામાં આવશે, ત્યારે કોઇને પણ થયો નથી, એવો તમને મોટો પશ્ચાતાપ અને ખેદ થશે. એ તમે યાદ રાખજો. હે! માળવ ભૂમિ! જય પૃથ્વી મૈયા! હવે છેલ્લા પ્રણામ તને! આ કામાંધ ભ્રાતનુ નિર્દોષપર અસત્ય ભાષણ શ્રવણ કરીને કોપ કરીશ માં! હે વીર માતા! આ કૃતઘ્ની બધુનું કલ્યાણ કરજે! તેનાં હૃદય ચક્ષુ ઉઘાડજે! હે અવન્તિકા ઉજ્જયીની! તારી પ્રજાને શાન્તી થાઓ! શાન્તી થાઓ!! જય અખંડ નિરંજન!!! એમ બોલતાંજ વિક્રમ અરણ્યમાં ચાલી નીકળ્યો.

આ સમાચાર સાંભળીને મન્ત્રિજનો, સેનાપતિઓ અને પ્રજામડળમાં ખળભળાટ થઇ રહ્યો. સૌ શોક સાગરમાં ડુબી ગયા. મન્ત્રિમંડળ, સેનાપતિ, અને નગરીના અગ્રેસરોએ રાજાને ઘણો સમજાવ્યો, પણ તેણે કોઇની વાત માની નહિ. તેથી સર્વ નારાજ થયા. વિક્રમના ગયા પછી ધીરે ધીરે રાજ્યમા લાંચ રૂશવતનુ જોર વધ્યું, અને જુલમ થવા લાગ્યો. લૂચ્ચાઓ દગા ફટકા કરવા લાગ્યા. અને રાજ્યમાં અવ્યવસ્થા થઇ ગઇ. દુષ્ટ પાપિણી પિંગળાની દુષ્ટ વાંચ્છના ફળીભૂત થઇ! ! !

વિક્રમ માળવા છોડીને ફરતો ફરતો ગુજરાતમાં આવ્યો અહિ તે પોતાના ઉદર પોષણને માટે પ્રવાસ કરતો, અને અનેક પ્રકારની વિપત્તિ સોસતો હતો. તોપણ કોઇનું સારૂં કરવુ, એ પોતાનો મુખ્ય ધર્મ છે, એવુ તે સમજતો હતો. તેથીજ એક વખતે એક કુટુંબના સુખને અર્થે પોતાનો જીવ આપવા તત્પર થયો હતો. **“ ઠારે તે ઠરે, અને બાળે તે બળે ”** એ કહેવત મુજબ તેની ઉદારતા જોઇને ઇશ્વર પ્રસન્ન થયો. અને એવો પ્રેર્યો કે તેથી તે અંતે રાજા થયો વિક્રમના ગયા પછી કેટલીક મુદતે પિંગળા રાણીના દુરાચરણની અને કપટની સઘળી વાત ભર્તૃહરિના જાણવામાં આવી. તેથી વિક્રમ જેવા સદાચારી અને નિર્દોષ બંધવને દેશવટો દીધા વિષે તેને ઘણો ખેદ થવા લાગ્યો. છેવટે આ અસાર સસાર ઉપરથી તેનુ મન ઉઠી ગયું અને વૈરાગ્ય પામી રાજપાટ છોડીને વનમાં ચાલી ગયો. રાજ મંત્રીઓએ તેની આજ્ઞા મુજબ વિક્રમાદિત્યને શોધી લાવી ઉજ્જયીનિની ગાદીએ બેસાડ્યો. એ રીતે એક રંક સેહેજમાં રાજા થયો ! અલ્પબુદ્ધિનાં માણસ અવસ્થાંતર થયાથી ઉન્મત્ત અને મદાંધ થઇ જાય છે. પણ સમજુ મનુષ્ય સર્વ અવસ્થામાં સમાન રહે છે. વિક્રમ રાજા થયો એટલે લોકનુ સારૂ કરવાનો પોતાનો જે ધર્મ તે નહિ વિસરતાં ઉલટો વિશેષ લક્ષ આપવા લાગ્યો. અને પોતાનુ જીવતર પરમાર્થમાંજ ગાળ્યુ તેથી તેની કીર્ત્તિ અદ્યાપિ સુધી અમર છે.

વિક્રમ રાજાએ ગાદીએ બેઠા પછી જે માંડળિક રાજાઓએ બંડો ઉઠાવ્યાં હતાં, તે સર્વેનો પરાજય કરી તેમને તાબે કર્યા. ઉત્કલ, વગ, કચ્છ, અને ગુજરાત વગેરે દેશો પોતાની સત્તા નીચે આણ્યા. અને ઘણાક શક લોકોને જીતી શકાદિત્યને દિલ્લીમાંથી હાંકી મુકયો. પરંતુ દિલ્લીમા રાજધાની નહિ કરતાં તેણે ઉજ્જયિનીનેજ રાજધાની કરી.

વીર-વિક્રમાદિત્ય મહા પ્રતાપી અને દયાળુ રાજા હતો. તેના ન્યાય અને ચાતુર્યની ઘણી વાર્ત્તાઓ અદ્યાપિ સુધી લોકોમાં ચાલે છે. એ રાજા પ્રજાના સુખ દુઃખની એટલી બધી કાળજી રાખતો કે જગતના લોકોએ તેને **“ પરદુઃખભંજન ”** ની મોટી ઉપમા આપેલી છે. તેણે પરમાર્થના ઘણાં કાર્યો કર્યા છે. તે વિદ્વાનો ને ઘણો આશ્રય આપતો હતો. વિદ્યા વૃદ્ધિ કરવાને તેણે ઘણી પ્રકારની યોજનાઓ કરી હતી. વિદ્વાન સભાજનો વડે તે પોતાની અમર કીર્ત્તિ રાખવાને શક્તિવાન થયો છે. ગ્રંથકારને ઉત્તેજન આપી સદ્ગ્રંથોની વૃદ્ધિ કરી હતી. જ્યોતિર્વિદાભરણ નામે પુસ્તક ઉપરથી જણાય છે કે વિક્રમ રાજાની સભામાં ૮૦૦ માંડળિક રાજા, ૧૬ વાચાળ પંડિતો, ૧૦ જ્યોતિષિ, ૬ વૈદ, અને ૧૬ વેદિયા રહેતા હતા. તેમા ઉપર લખેલા વિદ્વાનોમાં મુખ્ય **ધનવંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વૈતાલભટ્ટ, ઘટખર્પર, કાલિદાસ, વરાહ મિહિર,** અને **વરરૂચિ** એ

**નવરત્ન**[1] રૂપી પંડિતો સભામાં બિરાજતા હતા. વળી એવું કહેવાય છે કે તેની પાસે અ-સંખ્ય સૈન્ય હતું. તેમાં નૌકા સૈન્યપણ હતું. એ વડે તેણે ૯૫ શક સરદારોનો પરાભવ કરીને **"શકારિ"** એટલે શક લોકોનો અરિ–શત્રુ એવું નામ ધારણ કર્યું હતું.

વિક્રમના રાજ્યનો વિસ્તાર ઘણો મોટો હતો. તેની પાસે દ્રવ્ય પણ પુષ્કળ હતું. રાજ્ય ન્યાય નીતિથી ઉત્તમ પ્રકારે ચલાવતો હતો. તે વેદશાસ્ત્રોક્ત ધર્મ પાળતો હતો અને પ્રજાને સત્ય ધર્મે વાળવાને પ્રયત્ન કરતો હતો. કોઇના ઉપર કદિ પણ અન્યાય ગુજારતો નહિ. સારાસારનો પૂર્ણ તપાસ કરીને સર્વને પૂર્ણ સંતોષ આપતો. પ્રજાહિતમાં પ્રવર્ત્ત થવાને બહુ ઉત્કંઠાથી લાગ્યો રહેતો હતો. દયા, ક્ષમા, સંતોષ, શાન્તી, સત્ય, અને વિનય આદિ સદ્‌ગુણો પ્રજામાં પ્રસરાવ્યા હતા. **અંધાર પછેડો**[2] ઓઢી રાત્રે જૂદે જૂદે વેષે શેહેર વગેરે સ્થળે ફરતો, અને લુચ્ચા, ચોર તથા વ્યભિચારી આદિ દુરાચારિઓને શોધી કહાડી શિક્ષા કરતો. ઇત્યાદિ ઉપાયથી તેણે દુરાચારિઓનું દેશમાંથી નિકંદન કહાડ્યું હતું. દેશમાં અન્યાય અને અનીતિનું નામ નિશાન નહોતું. કોઇપણ અધિકારી પ્રજાપર જુલમ ગુજારી શકતો નહિ. લાંચ રૂશવતનું નામ નહોતું, સર્વત્ર ધર્મ–નીતિ પ્રસરી રહી હતી. પ્રત્યેક દિવસે સોનુ, મોતી, રત્ન, ગાય, હાથી, ઘોડા, રથ, અને ભૂમી-આદિ અનેક પ્રકારનું દાન કરતો. પ્રજાના દુઃખની દાઝ હૈડે ધરીને તન મનથી તેમનાં દુઃખ ટાળવાને પ્રયત્ન કરતો. પ્રજાનુ પુત્રની પેઠે પાલન–લાલન કરતો. કોઇનું પણ કષ્ટ નિવારણ કરવા પોતે અતિ ભારી કષ્ટ સહન કરતો હતો. એ રીતે પ્રજા પ્રત્યે રાજાનો ધર્મ સર્વ પ્રકારે યથાયોગ્ય તેણે બજાવ્યો હતો. તેથી તેના ઉપર પ્રજાની અપૂર્વ પ્રીતિ હતી, જેને લીધે તેની દેશ વિદેશમાં ઘણી કીર્ત્તિ પ્રસરી રહી હતી. એ રીતે વીર વિક્રમે પોતાની રાજા તરીકેની જીંદગીનું સાર્થક કર્યું હતું. આવા રાજાઓ થોડાજ થયા છે. રાજાને દેશમાં અવિચળ નામ રાખવાનો ખરો રસ્તો પ્રજાની પ્રીતિ સંપાદન કરવામાંજ છે. તે આ વિક્રમ વગેરે પૂર્વના રાજાઓનાં ચરિત્રો વાંચવાથી જણાઇ આવશે.

---

૧ એવું કહેવાય છે કે વિક્રમ રાજાએ તે કાળના કવિઓ અને તત્વજ્ઞાની પંડિતોને ભેગા કર્યા હતા એમાના મુખ્ય વિદ્વાનો વિક્રમાદિત્યની રાજ સભાના "નવરત્ન" કહેવાતા હતા તેઓ એટલા બધા વિખ્યાત હતા કે પછીના સમયમાં સર્વોત્તમ સંસ્કૃત કાવ્ય ગ્રંથો કે નાટકો અને તત્વ-જ્ઞાન અથવા વિદ્યાનાં પુસ્તકોમાંનાં ઘણાંના રચનારા તેઓ ગણાય છે પરંતુ તે ગ્રંથોની ઈબારત તથા વિષયો દેખાડી આપે છે કે તેઓ બહુ જૂદે જૂદે વખતે રચેલા હોવા જોઇએ એટલું તો ખરું કે વિક્રમ રાજા જાતે બહુ વિદ્વાન હોઇને બીજા વિદ્વાનોને ઘણો આશ્રય આપનાર હતો. તેથી તેના નામની ખાતર પ્રસિદ્ધ પંડિતોનો સંબંધ તેની સાથે જોડવાની કોઈએ માત્ર યુક્તિ કરી હશે. વળી "વિક્રમાદિત્ય" એ કીર્ત્તિનામ કે ખિતાબ છે. ને તેનો અર્થ "પરાક્રમનો સૂર્ય" થાય છે. હવે એ ઉ-પનામ હિંદના કેટલાએક મહીપતિઓએ ધારણ કરેલું છે માટે એ નવરત્નો ક્યા વિક્રમાદિત્યના વખતમાં હતા, તે વિષે પણ હજુ શક છે

૨ એવી દંતકથા ચાલે છે કે—વિક્રમ રાજા પોતાની પ્રજાના સુખ દુઃખ વિષેની સત્ય હકી-કત જાણવા સારૂં રાતની વખતે કોઈ ન જાણે તેવી રીતે ગુપ્ત વેષે નગરચર્યા જોવા સારૂં જાતે શહેરમાં ઓકયો ફરતો હતો અને જે જે વાતો જાણતો હતો, તેનો યોગ્ય તપાસ કરીને ખા-તરીથી ઈનસાફ આપતો હતો

વીરવિક્રમનો પ્રતાપ પૃથ્વીના ઘણા ભાગમાં પ્રસરી રહ્યો હતો. **રોમ** દેશનો પ્રથમ રાજા **અગસ્તસ સિઝર** તેનો મિત્ર હતો. વિક્રમે ગ્રીક ભાષામાં એક પત્ર લખી તેની પાસે પોતાનો એક વકિલ મોકલ્યો હતો. એ વખતે દક્ષિણ હિંદુસ્થાનના રાજ્યના લોક રોમના મોટા રાજ્યના પ્રદેશોના લોક સાથે વેપાર સંબંધ રાખતા હતા. એ પરથી જણાયછે કે વીરવિક્રમનો યુરોપાદિ દેશોના રાજાઓ સાથે સંબંધ હતો. ત્યાં તેની પ્રસિદ્ધિ ઘણી હતી. એ રીતે તે દેશ વિદેશમાં અમર કીર્ત્તિ રાખી ગયો છે.

હિંદમાં મોટા સને એટલે ઇતિહાસની સાલો ગણવાના ક્રમ છે. તેઓમાંનો એક વિક્રમાદિત્યે મેળવેલી જીતોના માનને અર્થે સ્થાપવામાં આવ્યો છે. એ ક્રમને **"સંવત"** કહે છે, અને તે ઇ. સ. પૂર્વે ૫૭ થી શરૂ થાય છે. આ સંવત ઉત્તર હિંદુસ્થાનમાં તથા ગુજરાતમાં હજુ પણ ચાલે છે. હાલ વિક્રમ સવત ૧૯૫૧ નો ચાલે છે. અને તેનું વર્ષ કારતક સુદ ૧ થી બદલાય છે.

એવું કહેવાયછે કે વિક્રમ રાજા હમેશાં પોતાની જાત મેહેનતની પેદાશનુંજ અન્ન જમતો હતો એટલે તે પોતાને હાથે ટોપીઓ વગેરે વસ્તુઓ બનાવીને બજારમાં વેચાવતો, અને તેની જે કીંમત ઉપજતી તેમાંથીજ તે પોતાના ઉદરનો નિર્વાહ કરતો હતો. એટલુંજ નહિ પણ પોતે જાતે ક્ષિપ્રા નદીમાંથી પાણી લાવીને પીતો હતો. વાહ! ધન્ય છે! એવા પરદુખભંજન રાજાને! હજાર વાર ધન્ય છે!

---

# શાલિવાહન.

ભારતવર્ષમાં પવિત્ર વેદ ધર્મનો રક્ષણ કર્ત્તા અને કળિયુગનો ત્રીજો[૧] શક પ્રવર્ત્તક રાજા શાલિવાહન થયો છે. આ પ્રતાપી રાજા ઇ. સ. ના પહેલા સૈકામાં થયો હતો. તેની રાજધાની મહારાષ્ટ્ર પ્રાંતમાં ગોદાવરી નદીના કિનારા ઉપર આવેલા **પ્રતિષ્ઠાનપુર—પૈઠણ** માં હતી. શાલિવાહનની ઉત્પત્તિ વિષેની અલૌકિક હકીકત નીચે પ્રમાણે છે.—

પ્રતિષ્ઠાનપુર—પૈઠણ નગર પ્રાચીન કાળમાં વેદ વગેરે વિદ્યામાં ઘણું પ્રસિદ્ધ હતું ત્યાં **સોમકાંત** નામે રાજા રાજ કરતો હતો. તેના વખતમાં ત્યાં **સુલોચન** નામે એક વિદ્વાન અને ધાર્મિક બ્રાહ્મણ રહેતો હતો. તેને સુમિત્રા નામે એક પુત્રી હતી. તે પરણવા યોગ્ય ઉમ્મરની થઇ તેવામાં દૈવ ઇચ્છાએ તેને **શેષથી** ગર્ભ રહ્યો. ને યોગ્ય સમયે પુત્ર થયો. તેનુ નામ શાલિવાહન પાડયું. સુમિત્રાને આવી રીતે પુત્ર થવાથી તેને તથા તેના બાપને રાજાએ ગામ બહાર કહાડી મૂક્યાં. તેથી તેઓ કુંભારવાડામાં જઇને રહ્યાં તેજ ઠેકાણે શાલિવાહન પાંચ વર્ષનો થઇને રાજકારભારની રમતો રમવા લાગ્યો. તે પોતાના બરોબરીઆ સોબતીઓને પ્રધાન, કારભારી, અને ચાકર બનાવીને પોતે તેઓનો રાજા થતો. તે નાની વયમાંજ ઘણો વાચાલ અને પરિક્ષક હતો. કુંભાર લોકો તેનુ માન અને ચાતુર્ય જોઇને આશ્ચર્ય પામતા હતા. શાલિવાહને કુંભાર લોકોને કહી મુક્યું હતુ કે આપણા રાજાના દરબા-

---

૧ શાલિવાહનના પહેલા વિક્રમાદિત્ય અને મહાભારત યુધિષ્ઠિર એ બે શક પ્રવર્ત્તક રાજા થયા હતા

રમાં જે વિશેષ વાતો થાય, તે મને કહેવી અને જે કઠણ ન્યાય કોઇનાથી ચૂકાવી શકાતો ન હોય તે મારી પાસે લાવવો. હું ચૂકાવી આપીશ.

એક વખતે શાલિવાહન પોતાના રમતના સિંહાસનપર બેઠો હતો, તે વખતે ગામ જોશી ટીપણું વાંચવા આવ્યો. તેને શાલિવાહને પુછ્યું કે—જોશી બાવા, આ વર્ષમાં અમારા રાજ્યને કેમ છે ? જોશીએ તેનું કૌતુક જોઇને ઉત્તર આપ્યો કે—મહારાજ ! ફતેહ છે. પછી તેણે નિમાડામાંથી એક માટીની ગાગર કહાડીને તે બ્રાહ્મણને દક્ષિણા આપી.

ધીમે ધીમે શાલિવાહનનું જ્ઞાન અને કીર્ત્તિ વધવા લાગી. અને દેશો દેશના લોકો પણી કઠણ પંચાતો કરાવવા સારૂ તેની પાસે આવવા લાગ્યા. તે સર્વને યોગ્ય ન્યાય આપીને સંતોષ પમાડતો. આઠમે વર્ષે સુમિત્રાએ પોતાના પુત્રને જનોઇ દીધું. તોપણ તેનાથી વિદ્યાભ્યાસ ન થતાં એજ રમતોમાં પોતાનો બધો વખત ગુજારતો હતો. કુંભાર લોકો શાલિવાહનને આધિન હતા. તેમની પાસેથી તેણે ગાડે ગાડાં ભરીને માટી મંગાવી. અને તેનાં રથ, ઉંટ, ઘોડા, પાલખી, અને હાથી તથા પાયદલ વગેરે હજારો ચિત્ર બનાવીને તેણે કુંભારવાડામાં ગોઠવી મુક્યાં. એ વેપાર સદા સર્વદા તેનો ચાલતો રહેતો. તેની ઘણી અદ્ભૂત વાતો મહારાજા વિક્રમના જાણવામાં આવ્યાથી તે ઘણું આશ્ચર્ય પામ્યો. પછી તેની પાસે વિક્રમે ઘણા કઠણ ઇન્સાફ મોકલીને વારંવાર પરીક્ષા લીધી. તે સર્વમાં તેણે પોતાનું બુદ્ધિ ચાતુર્ય ઘણું દર્શાવ્યું હતું.

પુરંદરપુર નામે ગામમાં ધનંજય નામે એક શાહુકાર હતો. તેણે પોતાના મરણ વખતે પલંગના ચારે પાયા નીચે માટી, કાગળ, કોયલા, અને કુશકા, દાટી મુક્યા. અને તે પોતાના મરણ પછી ચારે છોકરાએ વહેંચી લેવું, એમ કહીને તે મરણ પામ્યો. ત્યાર પછી તે છોકરાઓએ પલંગ નીચે ખોદ્યું. તો માટી, કાગળ, કોયલા, અને કુશકા, નીકળ્યા. તે જોઇને કોણે કયો ભાગ લેવો, એ વિષે બાપનો ઠરાવ શો હતો, તે કોઇ સમજી શક્યા નહિ. છેવટે એ પંચાત સર્વ રાજ્યમાંથી ફરતી ફરતી શાલિવાહન પાસે આવી. તેનો ફેસલો તેણે એવો કર્યો કે—માટી એટલે જમીન આ ભાગ મોટા છોકરાનો, કાગળ એટલે લોકો પાસેનું લહેણું તે ભાગ બીજા છોકરાનો, કોયલા એટલે રોકડ તથા સોનું-રૂપું એ ભાગ ત્રીજા છોકરાનો, અને કુશકા એટલે ધાન્યની વખારો એ ભાગ ચોથા છોકરાનો. એવી રીતે વિભાગ આપવા, એવો તેમના બાપનો સંકેત છે, એમ ફેંસલો કર્યો. તેથી તે

હતી. તેના આવા અલૌકિક ચરિત્રથી વિક્રમ સરખા ન્યાયી રાજાને પણ અદેખાઇ આવવાથી તેણે શાલિવાહનને પોતાનો શત્રુ ગણી અંતે તેના ઉપર ચડાઇ કરી. તેમાં શાલિવાહનનો જય થયો. ને વિક્રમ રાજાને હારીને નાસી જવું પડયું. શાલિવાહને ઠેઠ નર્મદા નદીના કાંઠા સુધીનો સઘળો મુલક જીતી લીધો. વિક્રમના પછી તેણે શક લોકો સાથે પણ મોટું યુદ્ધ કરી તેમને હરાવ્યા. અને શક લોકોથી સ્વદેશનું રક્ષણ કર્યું. તેથી લોકોએ તેનો શક માન્યો. એ શક ઇસ્વીસન ૭૮ થી ચાલ્યો છે. વિક્રમના શકને અને તેના શકને ૧૩૫ વર્ષનું અંતર છે. નર્મદા નદીની ઉત્તરના દેશમાં વિક્રમનો સંવત, અને નર્મદા નદીની દક્ષિણમાં શાલિવાહનનો શક અદ્યાપિ સુધી ચાલે છે. હાલ શાલિવાહનનો શક ૧૮૧૭ મો ચાલે છે. તેનું વર્ષ ચૈત્ર સુદી ૧ થી બદલાય છે.

શાલીવાહન રાજા ઘણો બુદ્ધિવાન, ધાર્મિક, અને શૂરવીર હતો. તેની રાજસભામાં ઘણા પંડિતો અને કવિઓ હતા. વિદ્યા વૃદ્ધિ અને પરોપકારી કાર્યોમાં તેણે ઉદારપણે પોતાના દ્રવ્યનો સદ્ઉપયોગ કર્યો હતો. સર્વને યથાન્યાય આપવામાં તે ઘણો વખણાયો છે. પ્રજાના સુખ અને સમૃદ્ધિની વૃદ્ધિ કરવામાં નિરંતર ઘણી કાળજી રાખતો. અને ધર્મ નીતિથી રાજ્ય ચલાવતો હતો. ઇત્યાદિ ગુણોથી તેણે પ્રજાનો ઘણો પ્યાર મેળવ્યો હતો. તે પોતે વિદ્વાન હોઇને વૈદ શાસ્ત્ર અને અશ્વપરીક્ષા ઇત્યાદિ ઉપર તેણે મોટા ગ્રંથ રચ્યા છે. તે પૈકીનો અલંકાર શાસ્ત્ર ઉપર **શાલિવાહન સપ્ત શતી** નામનો એક ગ્રંથ સર્વના જાણવામાં છે. તેના ૭૦૦ શ્લોક છે.

---

## શિલાદિત્ય.

ગંગાનદીને કાંઠે કનોજ નામે શેહેર છે, તે સાતમા સૈકાના મધ્ય ભાગમાં ૧૬ માઇલ લંબાઇનું વિશાળ શેહેર હતું. ત્યાં ઇ. સ. ૬૩૦ની સાલમાં શિલાદિત્ય નામનો જોરાવર *બૌદ્ધમાર્ગી રાજા રાજ્ય કરતો હતો. તેણે હિંદના ઘણા રાજાઓને જીત્યા હતા. પણ મ-*હારાષ્ટ્રનો રાજા જીતાયો નહોતો. પ્રયાગ બ્રાહ્મણોને હાથ હતું. પાટલીપુત્ર (પટણા) નું ખંડેર થયું હતું. મગધ રાજ્યમાં બૌદ્ધોનું જોર વિશેષ હતું. માળવામાં પણ જબરૂં રાજ્ય હતું. ત્યાંના રાજાનું નામ પણ શિલાદિત્ય હતું. તે બૌદ્ધ ધર્મને આશ્રય આપતો હતો. વલ્લભીપુરમાં પણ બૌદ્ધ ધર્મિ રાજા હતો, ને તે માળવા તથા કનોજના રાજાનો સગો હતો. ઉજ્જનનો રાજા બ્રાહ્મણ ધર્મનો હતો. એ વેળા જ્ઞાતિભેદ મનાતો હતો. લોક સદાચરણીને સુખી હતા.

શિલાદિત્ય રાજા ઇ. સ. સાતમા સૈકાનો જાણે અશોક હોય એમ જણાય છે; દાન અને ધર્મ પ્રસાર એ બૌદ્ધ મતનાં બે મ્હોટાં કર્તવ્યો છે. તે એણે બરાબર બજાવ્યાં હતાં. ઇ. સ. ૬૩૪ માં તેણે સાધારણ સભા બોલાવીને બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવાનો પ્રયત્ન કર્યો. એ સભામાં એકવીશ ખંડીઆ રાજા પોત પોતાના રાજ્યના અતિ વિદ્વાન બૌદ્ધ સાધુઓ અને બ્રાહ્મણો સહિત આવ્યા હતા. પરંતુ એ સભાનો હેતુ એકલા બૌદ્ધ માર્ગનું પ્રતિપાદન કરવું એવો નહોતો. એ વખતના હિંદના બંને ધર્મો વિષે તેમાં કામ ચાલ્યું હતું. પ્રથમ તેમાં બૌદ્ધ પંડિતોનો અને બ્રાહ્મણોનો સંવાદ થયો; પછી કનિષ્કના ઉત્તર ગ્રંથને

માનનારા અને અશોકના દક્ષિણ ગ્રંથને માનનારા એ બે બૌદ્ધ પંથોની વચ્ચે વાદ ચાલ્યો. ગુરૂઓના મત જેમ મિશ્ર હતા તેમ લોકના ધર્મ વિધિઓ પણ તેવાજ હતા. સભાને પહેલે દિવસે મોટા દમાકથી બુદ્ધની મૂર્તિની સ્થાપના થઇ, બીજે દિવસે બ્રાહ્મણોના સૂર્ય દેવની મૂર્તિની પ્રતિષ્ઠા થઇ, અને ત્રીજે દિવસે હિંદુના શિવની મૂર્તિની સ્થાપના કરવામાં આવી.

શિલાદિત્ય રાજા દર પાંચ વર્ષે પોતાના રાજ્ય ખજાનાનું દાન કરી દેતો. અલ્લાહાબાદની પાસે ગંગા, અને જમના નદીનો સંગમ થાય છે, તે ક્ષેત્રમાં અધિરાજ્યના બધા રાજા રાણાને અને લોકના સમુદાયને પંચોતેર દિવસ લગી જમાડવામા આવતા, તેનું વર્ણન ચીનના પ્રખ્યાત મુસાફર **હિઑએનથ્સાંગે** (હિઉએન્ત્ થસઙ્) કર્યું છે. પોતાના મહેલની તમામ દોલત લાવી બ્રાહ્મણોને તથા બૌદ્ધ જતીઓને, સાધુઓને, અને પરમાર્ગીઓને ભેદ ગણ્યા વિના શિલાદિત્ય આપી દેતો હતો. ઓચ્છવને છેલ્લે દહાડે પોતાના અંગનાં આભૂષણો અને રાજવસ્ત્રો ઉતારી પાસે ઉભેલાને આપી દઇ બુદ્ધની પેઠે શિલાદિત્ય કોઇ ભિખારીનાં ચીથરાં પહેરતો હતો. આ ક્રિયાથી બુદ્ધના મહાત્યાગને સંભારતો, અને તેની જોડે બ્રાહ્મણોએ કહેલું "મોટુ કર્તવ્ય જે દાન" તે પણ એથી થતું હતું.

શિલાદિત્ય રાજાના વખતમાં **નલિન્દ** (નલિન્દા) નો વિશાળ અપાસરો વિદ્યાનું સ્થાન હતું. અને તે યૂરોપના મધ્ય યુગમાં ખ્રિસ્તિ આબિઓને અને યુનિવર્સિટીઓને હેલ દેવડાવે તેવું હતું. આ પ્રાચીન મહા વિદ્યાલયને શિલાદિત્યનો સંપૂર્ણ આશ્રય હતો. નલિન્દા ગયાની પાસે છે. કેટલાક શોધકો હાલના **બડગાવને** પ્રાચીન નલન્દા કહે છે. ગમે તેમ હો પણ નલિન્દા બૌદ્ધોનું પરમ પવિત્ર તીર્થ સ્થાન જાણીને પ્રસિદ્ધ છે નલિન્દામાં વેદ માતા ભારતીની આ પૂજા ભારતની એક પ્રધાન કીર્તિ છે. નલિન્દાનુ વિદ્યા મંદિર સમગ્ર ભારતવર્ષમાં સર્વ પ્રધાન બૌદ્ધ વિદ્યાલય જાણીને પ્રસિદ્ધ હતુ. તેમા બૌદ્ધ મતની ૧૮ શાખાઓના દશ હજાર જતીઓ અને વિદ્યાર્થીઓ ધર્મશાસ્ત્ર, ન્યાય, દર્શન, વિજ્ઞાન, ગણિત, સાહિત્ય અને વૈદક વિદ્યાનો અભ્યાસ કરતા હતા. એ મહા વિદ્યાલયના પ્રધાન અધ્યાપકનુ નામ **શીલભદ્ર** હતું. અસાધારણ ધર્મપ્રતાથી, અસાધારણ દીર્ઘદ્રષ્ટિથી, અને અસાધારણ વિદ્વતાથી એ મહાપુરૂષને નલિન્દાના પવિત્ર વિદ્યાલયમાં અલંકૃત કર્યો હતો. ચીનનો પ્રસિદ્ધ મુસાફર **હિઑએનથ્સાંગ** આ સમયે ભારતવર્ષમાં આવ્યો હતો. ને ભારતની આ લીલાભૂમિમાં જવાને અત્યંત ઉત્સુક થયો હતો. જે પુરૂષે ચીન સામ્રાજ્યમાં સર્વ પ્રધાન તત્વવિત્ જાણીને પૂજિત થયો હતો, દેશ વિદેશમાં પરિભ્રમણ કરીને અનેક વિષયની ભિજ્ઞતા મેળવી હતી, જેના જ્ઞાનપુંજ આગળ સમર્થ પુરૂષો અંજાઇ જઇ નમ્ર થતા, તે પુરૂષ ભારતની એ પવિત્ર લીલા ભૂમિથી મોદ પામીને જ્ઞાન સંચય કરવાને વાસ્તે મહાત્મા **શીલભદ્ર** જેવા ગુરૂનો શિષ્ય થયો; અને પાંચ વર્ષ સુધી મહાત્મા શીલભદ્રના પાદમૂલમાં બેસીને પાણિનીનું વ્યાકરણ, ત્રિપિટક, અને બ્રાહ્મણોના સમુદય શાસ્ત્રનું અધ્યયન કરીને તેણે કુશળતા મેળવી હતી. હાલમાં આ પવિત્ર વિદ્યા મંદિરનું પૂર્વવત્ સૌંદર્ય નથી. કાળના કઠોર આક્રમણથી, વિદેશીય અધિપત્યના પ્રભાવથી ભારતની આ લીલા ભૂમિ હાલ ભગ્ન દશામાં પડી છે! હાય! હવે તેનો કોણ ઉદ્ધાર કરશે?! પ્રતિધ્વનિ કહે છે, હાય! હવે તેનો કોણ ઉદ્ધાર કરશે?!

# ભોજ રાજા.[1]

પરદુઃખભંજન મહારાજા વિક્રમાદિત્યના પછી માળવામાં ઘણા રાજા થયા. તેઓ-માં **ભોજરાજા** ઘણો પ્રખ્યાત છે. તે માળવાના તેજસ્વી પરમાર વંશીય **સિંધુલ** નામે રાજાનો પુત્ર થાય. તેની રાજધાની **ધારાનગરી**માં[2] હતી. તેણે ઇસ્વીસન ૯૮૨થી ૧૦૮૨ સુધી રાજ્ય કર્યુ હતું. ભોજની માતાનું નામ **પદ્માવતી** હતું ભોજનો જન્મ તેના પિતાની વૃદ્ધાવસ્થામાં થયો હતો. સિંધુલ રાજાને **મુંજ**[3] નામે ન્હાનો ભાઇ હતો. તે મહા બળવાન હતો. ભોજ જ્યારે પાંચ વર્ષનો થયો, ત્યારે સિંધુલ પોતાના શરીરમાં પીડા ઉત્પન્ન થવાથી ચિંતાતુર થયો કે;—પુત્ર ભોજ હજુ બાળક છે. અને મુંજ મહાબળવાન છે, માટે જો તેને રાજ્ય ન આપતાં પુત્રને રાજ્યમાં અભિષિક્ત કરીશ તો લોકોપવાદ થશે. એટલુંજ નહિ પણ મુંજ રાજ્ય લોભથી ભોજને ઝેર દેઇને મારી નાખશે. તો મારો વંશ જશે. એવું વિચારી મુંજને રાજ્ય સોંપી ભોજને તેને સ્વાધીન કરતાં કહ્યું કે;—હવે આ પુત્ર તારોજ છે. તેનું પાલણ પોષણ સારી રીતે કરીને ઉમ્મર લાયક થયે રાજ્ય ગાદી ઉપર બેસાડજે. ઇત્યાદિ ભલામણ કરી મરણ પામ્યો.

સિંધુલના મરણ પછી મુંજ ગાદીએ બેઠો, ને જૂના પ્રધાન બુદ્ધિસાગરને રજા આ-પી તેની જગ્યાએ નવા માણસને નિયુક્ત કર્યો. મોટા ભાઇ સિંધુલની આજ્ઞા પ્રમાણે રા-જ્ય સારી રીતે ચલાવી પ્રજાનું પાલન કરવા લાગ્યો. ભોજનું પણ સારી રીતે સંરક્ષણ કરી પોતાના પુત્ર જયંતની સાથે વિદ્યાભ્યાસ કરાવવા માંડ્યો. ભોજ પોતાની પ્રબળ બુદ્ધિથી થોડા વખતમાં અનેક શાસ્ત્રમાં નિપુણ થયો. એટલુંજ નહિ પણ એ મહા તેજ-સ્વી, બુદ્ધિવાન, હિંમતવાન, અને ઉત્સાહિ દેખાતો હતો. તેની બુદ્ધિ અને ચંચળતા જોઇ સૌ ચકિત થતા હતા. એવામાં એક સર્વજ્ઞ જોતિષી આવ્યો. મુંજે ભોજની જન્મપત્રિકા તેને

(૧) ભોજ નામના કેટલાક રાજાઓ અને વિખ્યાત પુરૂષો જન્મ્યા હતા. તેઓને સંપૂર્ણ રીતે જુદા પાડી શકાતા નથી પણ઼ાકોનો વિચાર એવો છે કે ભોજ નામ લેવાથી ધારાપતિ ભોજ પ-રમાર નક્કી કરવો જોઈએ પરંતુ એ વિચાર ભૂલ ભરેલો છે કેમકે ભોજ નામના બીજા પણ વિ-ખ્યાત રાજાઓ થઇ ગયા છે. મહાભારતના આદિપર્વમાં ભોજ નામ બે વાર જોવામાં આવે છે. રઘુવંશમાં બીજા એક ભોજનો ઉલ્લેખ છે એમ ઘણા ભોજ થયાનું જણાય છે વળી મહાભારતમાં એક ઠેકાણે લખ્યુ છે કે, યદુનો વંશ યાદવ નામથી પ્રખ્યાત થયો છે. તુર્વસુર વંશના માણસો ય-વન નામથી ઓળખાયા, દ્રુહ્યુ વંશીઓ ભોજ નામથી ઓળખાયા, અને અનુરના પુત્રો મ્લેચ્છ જાતિ નામથી પ્રખ્યાત થયા આ ઉપરથી જણાય છે કે, ભોજ એક ગોત્રનું નામ પણ હતું. આ ઠેકાણે તો અમે પરમાર વંશીય ધારાનગરના રાજા ભોજનું વર્ણન કરીએ છીએ.

(૨) હમણાં જેને ધાર અથવા ડિહ્લી ધાર કરીને કહે છે, તેજ ધારાનગરી ભોજરાજાની રાજ્યધાની હતી

(૩) પરમાર વંશમાં વિક્રમાદિત્ય પછી શ્રીહર્ષ રાજા જે મહાપ્રતાપી થયો છે, તે એક દિવસે વનમાં શિકારે ગયો હતો ત્યાં મુંજના ઝાડમાંથી એક સુકુમાર બાળક તેને જડ્યો. પોતાને પુત્ર ન હોવાથી શ્રીહર્ષે તેને રાજમંદિરમાં લેઇ જઈ પાળી પોષી મોટો કરવા સારૂ શૃંગાર સુંદરી નામે રાણીને હવાલે કર્યો. ને તેનું નામ મુંજ પાડ્યું. ત્યાર પછી શ્રીહર્ષની બીજી રાણીને પુત્ર થયો, તેનું નામ સિંધુલ પાડ્યું.

આપી કહ્યું કે, તેની સર્વ સ્થિતિ કહો. વિપ્રે ભોજને પ્રેમથી જોઇ રાજાને કહ્યું કે, "ભોજનું સૌભાગ્ય વર્ણન કરવા સ્વયં-વિધાતા પણ સમર્થ નથી, તો હું સામાન્ય બ્રાહ્મણ શું કરી શકું? તોપણ હું મારી બુદ્ધિ પ્રમાણે કહું છું કે ભોજ ૫૫ વર્ષ ૭ માસ અને ૩ દિવસ ગૌડ દેશની સાથે દક્ષિણ પંથનું રાજ્ય કરશે. તેમજ વિદ્વાન થઇને વિદ્વાનોને ઘણો આશ્રય આપશે." આ વચનો સાંભળવાથી મુંજની મતિ એકાએક ફરી ગઇ. તેણે ભોજની વિદ્વતા અને ચતુરાઇ જોઇને વિચાર કર્યો કે, ભોજ તેના પિતાના કરતાં પણ ઘણો બળવાન અને પ્રતાપી થશે. ત્યારે મુકરર મારી પાસેથી રાજ લેઇ લેશે. એવું વિચારીને તેને મારી નાખવાનો નિશ્ચય કર્યો. પછી પોતાના મિત્ર વત્સરાજને બોલાવી ભોજને વનમાં લેઇ જઇને મારી નાખવાની આજ્ઞા કરી. તે વખતે વત્સરાજે તેમ નહિ કરવા મુંજને ઘણી રીતથી સમજાવ્યો, પણ તેણે તે માન્યું નહિ. ત્યારે વત્સરાજ ભોજને મારવા સારૂ ભુવનેશ્વરી વનમાં રાત્રે લેઇ ગયો. વનમાં જઇને તેણે રાજાની આજ્ઞા ભોજને નિવેદન કરી. તે સાંભળીને ભોજ બાળક છતાં જરા પણ ગભરાયો નહિ. પરંતુ તેણે એક શ્લોક[1] લખી મુંજને આપવા સારૂ વત્સરાજને સોંપતાં કહ્યું કે;—"વત્સરાજ! હવે મને તું સત્વર માર. ઇશ્વરે જેને માટે જે રચ્યું છે તેનું મુકરર થાય છે. તમારો કાંઇ દોષ નથી. તમે પરવશ છો. અને સેવકોનો એજ ધર્મ છે કે, માલિક તથા મોટાઓની આજ્ઞા પૂરી કરવી. માટે કાકાએ જે પ્રમાણે કરવા કહ્યું છે તે કામ પુરૂ કરો. હું આજે મરવા માટે તૈયાર છું." ભોજનાં નિર્ભયતાનાં અને ધૈર્યતાનાં આવાં વચનો સાંભળીને વત્સરાજ ચકિત થયો. કુમારનું નિર્દોષ મુખ જોઇ તેનું હૃદય પિગળી ગયું. મુંજની પાપી આજ્ઞા પાળવાને તેને કંપારી છુટી. અને તેના હાથમાંની તરવાર નીચે પડી ગઇ. છેવટે વત્સરાજે ભોજને નહિ મારતાં તેનું સંરક્ષણ કરવા માટે છુપી રીતે પોતાને ત્યાં મોકલી દીધો. અને એક ઉત્તમ કારીગર પાસે ભોજનું મસ્તક તાદૃશ્ય તૈયાર કરાવીને મુંજને બતાવી કહ્યું કે લ્યો, આ ભોજનું માથું. મુંજે તે જોઇને વત્સરાજને પુછ્યું કે-ભોજ મરતી વખતે કાંઇ બોલ્યો હતો? વત્સરાજે પેલો શ્લોક તેની આગળ રજુ કર્યો. તે મુંજે વાંચ્યો કે,-

मान्धाताचमहीपतिः कृतयुगालंकारभूतोगतः ।
सेतुर्येनमहोदधौविरचितः क्वासौदशास्यान्तकः ॥
अन्येचापियुधिष्ठिरमभृतयोयातादिवंभूवते
नैकेनापिसमंगतावसुमतिनूनंत्वयायास्यति ॥

અર્થ—સત્ય યુગના અલંકાર ભૂત માન્ધાતા મહીપતી પરલોક ગત થયા છે. મહા સમુદ્ર ઉપર જેણે સેતુ (પાળ) બાંધ્યો હતો તે દશાનંન રિપૂ ક્યાં છે? યુધિષ્ઠિર ઇત્યાદિ બીજા સર્વ મહાત્મા સ્વર્ગમાં ગયા છે. પણ હે રાજન! વસુમતિ પૃથ્વી કોઇની સાથે ગઇ નથી. પણ નિશ્ચે આપની સાથે તો આવશેજ. આ શ્લોક વાંચતાંજ રાજા મુર્છા ખાઇ પૃથ્વી ઉપર પડયો. અને શુદ્ધિમાં આવતાં રૂદન કરતાં બોલ્યો. અહો મેં પાપીષ્ટ કર્મ કર્યું

૧ કહેછે કે-ભોજે છરી વડે પોતાના શરીરમાંથી લોહી કહાડીને તે વતી વડના પત્ર ઉપર એ શ્લોક લખ્યો હતો

છે. મારા મોટા ભાઈએ મરતી વખતે મને શુ કહ્યું હતું. અને મેં શું કર્યું? ધિક્કાર છે. મને! એમ બોલતો અપાર ખેદ કરવા લાગ્યો.અંતે અગ્નિમાં પ્રવેશ કરીને પોતાના પાપનું પ્રાયશ્ચિત કરવા તૈયાર થયો. આ જોઇ વત્સરાજે બુદ્ધિસાગર નામે જૂના પ્રધાનની સલાહથી કુમાર ભોજદેવને ગુપ્ત સ્થળેથી લાવી હાજર કર્યો. અને કોઇ એક યોગીરાજે તેને સજીવન કર્યો, એવી વાત સઘળે ફેલાવી. મુંજે આનંદથી ભોજને આલિંગન કર્યું. અને તેજ વખતે એટલે શાલિવાહન શક ૭૦૪ માં તેને ગાદીએ બેસાડીને પોતે સ્ત્રી સાથે તપોવનમાં તપશ્ચર્યા કરવા ચાલી નીકળ્યો.

ભોજ રાજાએ રાજ્યાસનપર બેસી પ્રજાનું પાલન ઘણી સારી રીતે કરવા માડ્યું. તેના પ્રતાપથી શત્રુઓ કાંપવા લાગ્યા. એ રાજા ઘણો વિદ્વાન, વિદ્યોત્તેજક, અને દાનવીર તેમ શૂરવીર પણ હતો. તેની સભામાં ચાહે તેવો વિદ્વાન આવે તે પોતાની મનકામના પૂર્ણ કરી જતો. સંસ્કૃત કવિઓને મોટી ઉદારતાથી ઘણું દ્રવ્ય બક્ષીસ આપતો હતો-ઘણા પંડિતો અને કવિજનો આ રાજાની પાસે આવીને દ્રવ્ય તથા આબરૂ મેળવતા હતા. ભોજરાજાની સોબતથી કવિતા કરવાની શક્તિ પેદા થાય એવો તેનામાં વિલક્ષણ સ્વાભાવિક ગુણ હતો. ઇત્યાદિ મહત્ત સદ્‌ગુણોથી તેની ઘણી કીર્ત્તિ વધી હતી. તેથી દેશ પરદેશથી પંડિતો અને કવિઓ નવીન કવિતા, કરીને તેની સભામાં આવતા હતા. એ સર્વનો યથા યોગ્ય સત્કાર કરવામાં આવતો હતો. કોઇ પણ નિરાશ થઇ પાછો જતો નહિ. તેથી દેશ દેશમાં તેનું યશોગાન થવા લાગ્યું. એવું કહેવાય છે કેઃ—ધારાનગરીમાં એ વખતે કોઇ પણ મૂર્ખ નહોતું. **ભોજપ્રબંધ** નામે પુસ્તકમાં બહુ પંડિતો અને કવિઓનાં નામો જોવામાં આવે છે. તેમના રચેલા શ્લોકો અને રાજાએ આપેલાં ઇનામો લખેલાં છે. તેમાં જણાવ્યા પ્રમાણે ભોજરાજાની સભામાં કાલિદાસ (બીજો) **ભવભૂતિ, બલ્લાલમિશ્ર, માઘ, મલ્લિનાથ, વરરુચિ, સુબંધુ, બાણભટ્ટ, મયૂર, રામદેવ, હરિવંશ, શંકર, દંડી, કર્પુર, વિનાયક, મદન, વિદ્યાવિનોદ, કોકિલ, તારેન્દ્ર, પ્રભૃતિ, કવિશેખર, રામેશ્વર, શુકદેવ, ભાસ્કર** અને **સાહિત્ય**, ઇત્યાદિ ૧૪૦૦ પ્રખ્યાત કવિઓ અને પંડિતો હતા.[1]

ભોજ રાજાએ ગાદીએ બેઠા પછી પોતાના ગરૂ ફણીંદ્ર પાસે રાજનીતિનો ઉપદેશ સાંભળ્યો હતો. અને પોતાના પિતાના જૂના પ્રધાન બુદ્ધિસાગરને મુંજ રાજાએ કાઢી મૂક્યો હતો,તેને પાછો બોલાવી પ્રધાનપદ આપ્યું હતું. ગાદીએ બેઠાને ત્રણ ચાર વર્ષ થયાં હતાં, તેવામાં એક સમયે ભોજરાજા કાલિદાસ આદિ પંડિતોની સભા ભરીને બેઠો હતો. પંડિતો નીતિ અને શાસ્ત્ર વિષે શ્લોક બોલતા હતા. તેવામાં સાંજ પડવાથી કચેરી બરખાસ્ત થ-

(૧) ભોજપ્રબંધમાં ઘણા પંડિતોનાં નામ, તેઓના રચેલા શ્લોક, અને રાજાએ આપેલાં ઇનામનું વર્ણન છે. પણ જે રીતે કવિઓનાં નામ લખ્યાં છે, એ રીતે તેનાં તેના ગ્રંથ ઉપર જરા પણ શ્રદ્ધા થઇ શકતી નથી તેમજ કેવી રીતે કાલિદાસ, ભવભૂતિ, માઘ, મલ્લિનાથ, અને બાણભટ્ટ વગેરે ઘણા કવિઓને એક રાજાની સભામાં પુરસ્કૃત તરીકે લખ્યા છે, તે કાંઇ સમજી શકાતું નથી. જુદા જુદા સમયના કવિઓને પણ ભોજ રાજાની સભામાં આવેલા તેણે જણાવ્યા છે, તે ઉપરથી જણાય છે કે ભોજપ્રબંધનો રચનાર બલ્લાલમિશ્ર પોતે જેટલા કવિઓના નામ જાણતો હશે, તે સર્વને ભોજરાજાની સભામાં પુરસ્કૃત અને સન્માનિત કર્યા હશે નહિ તો એ સઘળા કવિઓ ભોજરાજાની સભામાં હતા, એવું કહેવાથી ખરેખર ઇતિહાસનું અપમાન કરવા જેવું થાય છે.

વાનો વખત થયો, ત્યારે ભોજરાજાએ અધિકારીઓને નીચે પ્રમાણે હુકમ કર્યો હતો;—

૧ કાલે પોહોર દિવસ ચડને સભા થશે. તેમાં સર્વે કામદાર લોકોએ હાજર થવું.

૨ જે હોદ્દો જેઓ ચલાવે છે તેઓને તેમના હોદ્દા સંબંધી શાસ્ત્રની રીતથી પુછવામાં આવશે. તેમાં જો તે હોદ્દા લાયક નહિ ઠરે તો તેનો અધિકાર બદલવામાં આવશે.

૩ નિમેલા તથા વગર નિમેલા સઘળા પંડિતો સભામાં આવે તેમાં જેઓ હોશિયાર હશે તેઓને તેમના ગુણ પ્રમાણે નિમવામાં આવશે.

૪ મારા નગરમાં જે જે મૂર્ખ હોય તેમણે બધાં કામ છોડી એક વર્ષમાં ભણી ગણીને કાંઇ કવિતા કરવા લાયક થવું. નહિતો વર્ષ દિવસ પછી કાઢી મૂકવામાં આવશે. અને તેમનાં મકાનો હશે તે પરદેશથી જે પંડિતો આવશે તેમને મળશે.

બીજે દિવસે સવારે રાજા ભોજ પોતે જે નિશાળમાં ભણ્યો હતો ત્યાં ગયો. ત્યાં **વિદ્યાપતિ** નામે એક વિદ્યાર્થી ઘણોજ હોશિયાર હતો. તેને મુખ્ય શિક્ષકનો અધિકાર આપીને તેના ગુજરાન માટે એક ગામ આપ્યું. તથા ૨૦૦ વિદ્યાર્થીઓને હમેશ વિદ્યાભ્યાસ કરવાનો હુકમ આપ્યો. અને તે બધાને ખોરાકી પોષાકી સરકાર તરફથી કરી આપી.

આ વાત સાંભળીને મણિમિશ્ર નામે એક પંડિત ભોજ રાજાની પાસે આવ્યો. અને કહેવા લાગ્યો કે—મહારાજ ધન્ય છે! આપને ગાદીએ બેઠા ને માત્ર થોડી મુદત થઇ છે, એટલામાં આપના પ્રતાપથી આખા નગરમાં ભણવા લખવા શિવાય બીજી કાંઇ ચર્ચા થતી નથી. આપની ઉમ્મર માત્ર પંદર વર્ષની થઇ છે, પણ પ્રતાપી પુરૂષનો સ્વભાવજ પ્રતાપનું કારણ થાય છે. ઉમ્મર કાંઇ પ્રતાપનું કારણ નથી. ઇત્યાદિ વચનો કહીને રાજાની ઘણી સ્તુતિ કરી. તેના ઉત્તરમાં ભોજ રાજાએ કહ્યું કે મારી ઇચ્છા એવી છે કે, મારા નગરમાં કોઇ મૂર્ખ ન રહે. અને સર્વે ભણેલા થાય. પછી મણિમિશ્રે કહ્યું કે મહારાજ! મારી નિશાળમાં ૧૦૦ વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરે છે. તેઓ વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, અને મિમાંસા, વગેરે ભણે છે. તેમને આપ જોવા સારૂ પધારો. તે ઉપરથી રાજા ભોજ તે પાઠશાળામાં ગયો. ત્યાં પંડિત મણિમિશ્રના એક પાંચ વર્ષની ઉમ્મરના બાળકે રાજાને આશિર્વાદ આપીને સંસ્કૃતમાં એવો શ્લોક કહી સંભળાવ્યો કે;—ભોજરાજા, તારા જશરૂપી સમુદ્રમાં ડુબવાના ડરથી આકાશે સૂર્ય અને ચંદ્રરૂપી બે તુબડાં લેઇ લીધાં છે. આ શ્લોક સાંભળી રાજા ઘણો સાનંદાશ્ચર્ય પામ્યો. અને આ નાની વયના બાળકમાં આવા સંસ્કૃત શ્લોક બોલવાની શક્તિ શી રીતે આવી, એ વિષે પુછતાં મણિમિશ્રની સ્ત્રી **વિદ્યાધરી**એ ઉત્તર આપ્યો કે, મહારાજ! તેનું કારણ એ છે કે, એ છોકરાની જોડે હું સંસ્કૃતમાંજ વાતચિત કરૂં છું. અને જ્યાં તે અશુદ્ધ બોલે છે, ત્યાં બતાવું છું. એમ કહીને તે સ્ત્રીએ એક શ્લોક કહી સંભળાવ્યો. તેનો અર્થ એવો હતો કે, જેમ કુંભાર નવી માટી લેઇને ચાહે તેવાં વાસણ બનાવે છે, તેમ માતા જેવી ચાહે તેવી ભાષા બાળકને શીખવી શકે છે. બાળક કુમળી વયમાં ઘણો ખરો વખત પોતાની માતા પાસે રહે છે. અને માતાની જેવી ભાષા હોય, તેવી તે શીખે છે. માટે સ્ત્રીઓએ વિદ્યા ભણવી, અને પંડિત થવું એ ઉત્તમ છે. એવું કહીને વળી બીજો એક શ્લોક રાજાને કહી સંભળાવ્યો.- તેનો અર્થ એવો હતો કે, જે છોકરાંની માતા ભણેલી ન હોય એવાં છોકરાં હજારો ઉપાય કર્યા છતાં મૂર્ખ રહે છે. મત-

લખ કે જ્યારે કોઇ સારો ઉપાય કરીને તેઓને ભણાવે તોજ તેઓ ભણે છે. આ વાતચિત થઇ રહ્યા પછી મણિમિશ્રની પાઠશાળાને યોગ્ય આશ્રય આપવાનો તથા તેની સ્ત્રીના હાથ નીચે છોડીઓને ભણવાની એક પાઠશાળા સ્થાપવાનો બંદોબસ્ત રાજા ભોજે કરી આપ્યો હતો.

ભોજ રાજા આત્મજ્ઞાની પણ હતો. અને બહુ ઉદારપણે દાન કરતો હતો. એક વખતે તેના પ્રધાને દ્રવ્ય સંચય કરવાની તેને પ્રાર્થના કરી. ત્યારે તેણે ઉત્તરમાં કહ્યું કે, મારે માટે દ્રવ્ય સંચય કરવાની જરૂર નથી. લક્ષ્મી મહા ચંચળ છે. તે પળમાં આવે છે, અને પળમાં જાય છે. તે કોપિત થયે સંચેલું સર્વ દ્રવ્ય વિનાશ પામે છે. માટે તેનો રૂડો ઉપયોગ કરવો એજ શ્રેષ્ઠ છે.

કાલિદાસ[1] પંડિત ઉપર ભોજરાજાની સંપૂર્ણ પ્રીતિ હતી. તે કેટલાક દૂષિલાઓ જોઇ નહિ શકતાં તેને દૂર કરાવવાનો પ્રપંચ કરતા હતા. કેટલાકે પ્રપંચથી દાસીની મારફતે ભોજને સમજાવી તેને દૂર પણ કરાવ્યો હતો, પરંતુ પાછળથી ભોજ રાજાએ તેને પાછો તેડાવી રાખ્યો હતો. એક વખતે રાજાએ કાલિદાસને કહ્યું કે—કવિવર! મારા મૃત્યુ સુધીના જીવનચરિત્રનું વર્ણન કરો. આ સાંભળી કાલિદાસ રીસાઇ વિલાસવતી નામની પોતાની વેશ્યાને લેઇ રાજાની નિંદા કરતો કરતો રાજ છોડીને **એકશીલા** (વારંગુળ) નગરીમાં જઇ રહ્યો હતો.

ભોજ રાજા કાલિદાસના વિયોગથી શોકાતુર રહેતો હતો. તેથી પોતે એક વખતે કાપાલિક (ભિક્ષુક) ને વેષે એકશિલાનગરીમાં, જઇને કાલિદાસને મળ્યો. કાલિદાસે યોગીરૂપે આવેલા ભોજરાજાને નહિ ઓળખતાં પુછ્યું કે, તમો કયાં રહો છો? યોગીએ કહ્યું કે હું ધારા નગરીમાં રહું છું. ત્યારે કવિવર કાલિદાસે ભોજરાજાના કુશળ સમાચાર પુછ્યા. યોગીએ જવાબ આપ્યો કે હું શું જાણું? ત્યારે કવિએ પુછ્યું કે, કાંઇ વિશેષ વાત હોય તો કહો. યોગીએ કહ્યું કે ભોજરાજા સ્વર્ગે ગયા. એવા સમાચાર સાંભળતાંજ કાલિદાસ એકદમ મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડયો. થોડીવારે શુદ્ધિમાં આવતાં દુઃખીત હૃદયે વિલાપ કરતાં બોલ્યો કે;—

अद्यधारानिराधारा, निरालम्बासरस्वती ॥
पंडिताःखंडिताःसर्वे, भोजराजेदिवंगते. ॥

અર્થ—ભોજરાજા સ્વર્ગવાસી થવાથી ધારાનગરી નિરાધાર થઇ, સરસ્વતી નિરાશ્રિત થઇ; અને સર્વ પંડિતો ખંડિત થયા. આ શ્લોક સાંભળતાંજ યોગી બેશુદ્ધ થઇ પડયો. તે ઉપરથી આજ ભોજ રાજા છે, એવું સમજી કાલિદાસ બોલ્યા કે;—"મહારાજ! આપે મને વાંચના કરી છે." એમ બોલી પ્રથમનો શ્લોક ફેરવી કહ્યું કે;—

अद्य धारा सदा धारा, सदा लम्बा सरस्वती ॥
पंडिता मंडिताः सर्वे, भोजराजे भुवंगते ॥

અર્થ—આજ ભોજરાજા પૃથ્વી ઉપર હોવાથી ધારાનગરી આધાર યુક્ત થઇ, સરસ્વતી

(૧) ભોજ પ્રબંધમાં ઘણું કરીને દરેક પાના ઉપરથી કાલિદાસ અદ્વિતીય કવિત્વ શક્તિવાળો જણાય છે ખરો, પરંતુ શકુન્તલા વગેરે પ્રખ્યાત ગ્રંથોનો કર્તા મહાકવિ કાલિદાસ કદી પણ ભોજ રાજાની સભામાં નહોતો અથવા જે હતો તે બીજો કોઈ કાલિદાસ હોવો જોઇએ. મહાકવિ કાલિદાસ તો સંવત શકના પ્રવર્તક રાજા વિક્રમાદિત્યના વખતમાં હતો.

ઉત્કૃષ્ટ આશ્રયવાળી થઇ, અને સર્વે પંડિતો મંડિત (અલંકૃત) થયા. આ સાંભળી ભોજરાજા શુદ્ધિમાં આવતાં કવિને આલિંગન કરી ધારાનગરીમાં તેડી લાવ્યો.

ભોજરાજાએ **ભોજચંપૂ** અને **ભોજપ્રબંધ** નામે પ્રસિદ્ધ ગ્રંથોનાં કેટલાંક પ્રકરણ રચેલાં છે. અને કાલિદાસ પ્રભૃતીએ તે ગ્રંથ પૂર્ણ કરેલો એવું કહે છે. ભોજપ્રબંધમાં કવિયોની વાતો અને તેમની ચમત્કારિક યુક્તિઓ વગેરેની વાતોનો સંગ્રહ છે. ભોજચંપૂમાં તો બધી રામાયણની કથા છે. તેણે વળી યોગ સૂત્ર ઉપર વ્યાખ્યા કરી છે. તેને **પાતંજળ દર્શન ભાષ્ય** કહે છે. કાવ્યો અને નાટકો સંબંધી સાહિત્ય શાસ્ત્ર ઉપર પ્રથમ ગ્રંથ તેણેજ રચ્યો છે. તે ગ્રંથને **સરસ્વતી કંઠાભરણ** કહે છે. તેના પાંચ અધ્યાય છે. તેના ઉપર **રત્નેશ્વર** મહોપાધ્યાયે ટીકા કરી છે. **મુંજપ્રિતિ દેશ વ્યવસ્થા** નામે ગ્રંથ તેના કાકા મુંજે રચેલો તેને ભોજરાજાએ સુધારીને **ભોજપ્રતિ દેશ વ્યવસ્થા** એવું નામ આપીને પ્રસિદ્ધિમાં આણ્યો. આ શિવાય **અમર ટીકા, રાજમાર્તંડ** (રાજવાર્તિક,) અને **ચારૂચાર્ય** નામે ગ્રંથ તેણે રચ્યા છે. વળી શિલ્પશાસ્ત્રનું જ્ઞાન પણ ભોજરાજાને હતું. તેણે એ વિદ્યાનો પણ એક અદ્ભુત ચમત્કારી ગ્રંથ રચેલો છે. તેમાં ઘડીઆળ, કાષ્ટનો ઘોડો, વૈમાન, અને જળયંત્ર વગેરે કેટલીક પ્રકારનાં યંત્રો રચવાની રીત અને તેનાં ચક્રો ગોઠવવાનું વિધિ પૂર્વક બ્યાન કરેલું છે. ભોજપ્રબંધ, વિક્રમ ચરિત્ર, અને ભોજચરિત્ર એ ગ્રંથોની હાથની લખેલી નકલો વિલાયતમાંની એશિયાટીક સોસાઇટી નામની મંડળીના પુસ્તકખાનામાં છે.

ભોજરાજા ઇ. સ. ૧૦૮૨માં મરણ પામ્યો હતો. તેના પછી તેનો પુત્ર **ગજાનંદ**[1] નામે ગાદીએ બેઠો હતો. ગજાનંદના પછી તેનો પુત્ર યશોવરમાન ગાદીએ બેઠો હતો. એને ગુજરાતના પ્રતાપી મહારાજા **સિદ્ધરાજ** જયસિંહે જીતીને માળવાને ખંડિયું રાજ કર્યું હતું.

ભોજરાજાએ વિદ્યાને ઘણુંજ ઉત્તેજન આપ્યું હતું. તેમજ પ્રજાનું પાલન પણ બહુ સારી રીતે કર્યું હતું. અને એવાંજ મહત્તા ભરેલાં કાર્યો કરવામાં પોતાના ધનભંડારનો સદ્ ઉપયોગ કર્યો હતો. જેથી અદ્યાપિ સુધી ભારતવર્ષમાં તેનાં યશોગાન સર્વત્ર ગવાય છે. તે જ્યાં સુધી સંસ્કૃત સાહિત્ય વિદ્યમાન રહેશે ત્યાં સુધી વિસ્મૃત થશે નહિ. ધન્ય છે! આવા પ્રતાપી મહારાજાને! કે જેણે આવાં ઉચ્ચ કર્મ કરી પોતાનું નામ જગતમાં અમર કર્યું છે!

હવે ભોજનો રાજત્વ કાળ ખરેખરો કયો હતો, એ વિષે વિચાર ચલાવીએ. પ્રોફેસર **લાસેને** ભોજનો રાજત્વ કાળ ઇ. સ. ૯૯૭ થી ૧૦૫૭ સુધીનો નક્કી કર્યો છે. ડૉક્તર **રાજેંદ્રલાલ મિત્રે** સિદ્ધ કર્યું છે કે ભોજ રાજા ઇ. સ. ૧૦૨૭ થી ૧૦૮૩ સુધીમાં રાજ્ય ચલાવતો હતો. પ્રોફેસર **બેન્ટલીએ** પ્રમાણ આપીને ઇ. સ. ૧૦૮૨ માં ભોજરાજાના કારભારનો અંત આવ્યો હતો, એવો નિર્ણય કર્યો છે. ડૉક્ટર **બુહલ્લર** પોતાના વિક્રમાંકચરિત્રની પ્રસ્તાવનાની નોટમાં લખ્યું છે કે, ભોજરાજાનો કરણ રાજમૃગાંક ઇ. સ. ૧૦૪૩ માં તૈયાર થયો હતો. આ બધા પ્રમાણોથી એ નિઃસંદેહરૂપે કહી શકાશે કે ભોજ રાજા ઇસવીસનની અગીઆરમી શદીની અધવચમાં ધારાનગરનું રાજ્ય કરતો હતો.

---

(૧) કોઇ ઠેકાણે વળી ઉદયાદિત્યનું નામ જોવામાં આવે છે.

# પ્રકરણ ૨ જું.

# મહર્ષિઓ.

## નારદ.

મહાત્મા નારદમુનિની[1] ગણના દેવર્ષિમાં થયેલી છે. સ્વયંભૂ-બ્રહ્માએ દશ પ્રજાપતિ એટલે સૃષ્ટિ વધારવાના કામમાં સહાય કરનારા મુખ્ય પુરૂષો ઉત્પન્ન કર્યા હતા. તેઓમાં નારદમુનિ પણ એક હતા. પરંતુ પ્રજોત્પત્તિ કરવાનું કામ માથે લેવાની ના પાડીને તેઓ સદા બાળબ્રહ્મચારી રૂપે વિરક્ત રહ્યા હતા. તથા પરમાત્માના ધ્યાન અને કીર્તનમાંજ નિમગ્ન રહ્યા હતા. પ્રથમ તેઓ મનુના દરબારમાં ઉછર્યા હતા, અને વિદ્યાભ્યાસ બ્રહ્માના વંશજોના આશ્રય વડે કર્યો હતો. ત્યાં સુધી તેઓ પ્રસિદ્ધિમાં આવ્યો નહોતા. પરંતુ આગળ જતાં તેઓ પોતાની પ્રબળ બુદ્ધિના બળવડે યોગીરાજ તથા મહાવિદ્વાન રૂપે પ્રકાશિ નીકળ્યા હતા. દેવર્ષિઓમાં તેઓ મુખ્ય ગણાતા હતા.

નારદમુનિ જેવા ધાર્મિષ્ટ અને તત્વજ્ઞ હતા, તેવાજ બુદ્ધિવાન અને ભવિષ્યવક્તા પણ હતા. વળી તેઓ હસમુખા, ગમતી, મસ્કરા, અને ચાલાક હતા. તેઓ પ્રસંગોપાત મનના તુરંગથી ગમતની ખાતર કે શુભ હેતુને માટે પ્રપંચ રચી લડાવી મારતા. પરંતુ પાછળથી સર્વ વાત ઉઘાડી પાડીને પોતે રમુજ મેળવતા, અને બીજાને આપતા. સર્વને તેમની ગમત પ્રિય હતી. સામા માણસને હાસ્ય ઉપજાવવામાં તેઓ બહુજ પંકાયા છે.

ગાયનકળા અથવા સંગીત શાસ્ત્રમાં તેઓ ઘણા કુશળ હતા. વીણા વગાડીને સર્વને આત્માબોધ આપતા. તેની અસર મનુષ્યોના હૃદયમાં સચોટ થતી હતી. કારણ કે ગાન તાન સાથેના ઉપદેશની અસર મનુષ્યોને તાત્કાળીક થાયછે. તે સાંભળવાને માણસનું લક્ષ સ્વાભાવિક રીતે ખેંચાય છે, અને ધારેલો હેતુ ઝટ પાર પડે છે. નારદજીને પણ એ નિયમ પસંદ હતો. તેઓ સર્વદા ઇશ્વર ધર્મ, અને નીતિ, સંબંધી ઉપદેશ મધ્ય બજારમાં તથા શેરીએ શેરીએ ફરીને ગાયનમાંજ આપતા હતા. ઘણાં મનુષ્યો તેમનો ઉપદેશ સાંભળવાને ચાહતાં હતાં. કેટલીક વખતે તો રાત્રે પણ માણસોને ગાયનમાં જ્ઞાન આપવા માટે ફરતા હતા. તેઓ પોતાના ઉત્તમ જ્ઞાન અને વક્તૃત્વ શક્તિથી ઋષિ મુનિઓમાં પણ ઘણા પ્રિય થઇ પડયા હતા.

---

(૧) નારદજીની ઉત્પત્તિ તો સત્ય યુગમાં હતી, પરંતુ તેમણે કરેલાં કામો ઉપરથી તો ચારે યુગમાં જણાય છે. સ્વાયંભૂવ મન્વંતરમાં ઉત્પન્ન થયેલા દશ માનસ પુત્રો મહાદેવના શાપથી નાશ પામ્યા હતા. તેથી બ્રહ્માએ ફરીને વૈવસ્વત મન્વંતરમાં દશ માનસ પુત્રો ઉત્પન્ન કર્યા હતા એવું હિંદુશાસ્ત્રોમાં લખેલું છે. તે પ્રમાણે નારદજીની ઉત્પત્તિ ફરીને થઇ હશે.

નારદમુનિ દેવો તથા ઋષિ—મુનિઓ અને લોકપાળોને પરસ્પરના સંદેશા પહોચાડવામાં બહુ વિચિક્ષણ હતા. એ કળાતો તેમનીજ હતી. નારદ કળા દ્રષ્ટાંત રૂપે પ્રસિદ્ધ છે. આજે પણ જે માણસ બે જણ વચ્ચે લડાઇ કરાવે, અને પરસ્પરની વાતો પહોચાડે તેને **"નારદકળા"** વાળો કહે છે. અથવા કહે છે કે, આતો નારદજી છે. તેઓ પ્રથમ પદ્મ કલ્પમાં અને પછી વરાહ કલ્પમાં પણ હતા. એવું કહેવાય છે, વળી તેઓ દેવતાઓની માફક પવન વેગે અંતરીક્ષમાં આવાગમન કરી શકતા હતા. એ બે કારણોને લીધે તેમણે જૂદી જૂદી વખતે અને જૂદે જૂદે ઠેકાણે જઇને ઘણાં કાર્યો કર્યાં છે, શ્રીરામની સભામાં ધર્મશાસ્ત્રીઓ હતા, તેમાં નારદ પણ હતા. કુબેર વગેરેની સભામાં પણ તેઓ જતા હતા. ઇંદ્રાદિ લોકપાળોની સભાનું વર્ણન તેમણે મહારાજા યુધિષ્ઠિરની પાસે જઇને કર્યું હતું. તેમજ તેને નીતિ સંભળાવી હતી. તે "નારદનીતિ" ને નામે પ્રસિદ્ધ છે. મહાત્મા **ભૃગુ** ઋષિનાં પુત્રી **લક્ષ્મિજી** ને શ્રીવિષ્ણુ ભગવાન સાથે પરણાવનાર પણ તેઓજ હતા. વિષ્ણુની આજ્ઞા પ્રમાણે તેમણે ઇંદ્રને સમજાવી **ઉર્વશી**[1] પુરૂરવા રાજાને સોંપાવી હતી. જાલધર દૈત્ય જે પોતાની સતી સ્ત્રી વૃંદાના સતીત્વથી મહા ક્રૂર અને ઉન્મત્ત થઇને દેવ તથા મનુષ્યોને ઘણું દુઃખ આપતો હતો, તે દૈત્યને મરાવનાર પણ તેઓજ હતા. **શ્રીકૃષ્ણ** મથુરામાં વસુદેવ યાદવને ત્યાં અવતરશે એવી જે આકાશ વાણી થઇ છે તે સત્ય છે, એવું કહેનાર પણ તેઓજ હતા. વાસવદતાનો પુત્ર વિધાધરનો અધિપતિ થશે, એવી ભવિષ્ય વાણી તેમણે કહી હતી. તેમજ **સાવિત્રી** ના સતીત્વની અને સત્યવાનના ટુંકા આયુષ્યની ભવિષ્યવાણી પણ તેમણેજ કહી હતી. **ચિત્રકેતુ**ને[2] પુત્રનો શોક ટળાવી, સંસારથી વિરક્ત કરી ઇશ્વર પદને પામવાનો ઉપદેશ કરનાર પણ નારદજી હતા. તેજ પ્રમાણે **ધ્રુવ** અને **ઋતુધ્વજ** વગેરે ઘણા જણનાં કામ તેમણે કર્યાં છે. તેમને પૂર્વ જન્મનું પણ જ્ઞાન હતું.

એક વખતે તેઓ વીણા વગાડતા અને હરિકીર્ત્તન કરતા સરસ્વતી કિનારે જ્યાં મહાત્મા વેદવ્યાસનો આશ્રમ હતો ત્યાં ગયા. તેમને વ્યાસજીએ પૂજન વગેરેથી સત્કાર કરી બેસાર્યા. પછી વ્યાસજીને મનમાં જરા શોકાગ્રસ્ત થયેલા જાણીને નારદ મુનિએ તેમને પુછ્યું કે;—"બ્રહ્મર્ષિ વ્યાસ! આપે મહા વિસ્તારવાળું અને બહુ જ્ઞાન ગર્ભ મહાભારત રચ્યું છે, તે છતાં આપને અપ્રસન્ન રહેવાનું શું કારણ છે? વ્યાસે કહ્યું કે,—"આપે જે કહ્યું તે સત્ય છે. મારા અંતરમાં કંઇ ગૂઢતમ દુઃખ થાય છે. પરમેશ! તમો નિરાકાર રૂપ રહિત છો, પણ મેં ધ્યાનમાં તમારા રૂપનું વર્ણન કર્યું છે. જગત્ ગુરૂ! મેં તમાર અવતારાદિ રૂપથી વર્ણન કરીને તથા તીર્થ યાત્રાદિ દ્વારા તમારા સર્વ વ્યાપિત્વનો નાશ કર્યો છે. એ કારણથી મારૂં મન ઉદ્વેગમાં રહે છે. મારા દોષને ક્ષમા કરો." નારદજીએ કહ્યું કે;—"આપના વિશેષ દુઃખનું કારણ એ નથી. આપનું મન સર્વદા અશાન્ત રહે છે. તે જોઇને મને જણાય છે કે, આપે વિવિધ જ્ઞાનથી ભરપૂર **મહાભારતમાં** હરિગુણ કીર્તન કર્યું નથી, તેથી આપનું ચિત્ત અશાન્ત રહે છે. જેના ગુણ કીર્તનથી પૃથ્વી પવિત્ર

(૧) ઇંદ્રની અપ્સરાઓમાંની મુખ્ય

(૨) સૂરસેન દેશ (અલિગઢ તથા મથુરાપ્રાંત) નો રાજા.

થાય છે. ભક્તો નિરંતર જેનું નામ શ્રવણ કરે છે. જેના ચરણાર્વિંદની પૂજા કરતાં કરતાં તલ્લિન થવાય છે. તેના યશનું વર્ણન એ ગ્રંથમાં આપે કર્યું નથી. માટે આ ચાર શ્લોક ઉપરથી ભગવત્ લીલાંની કોઇ કથા બનાવો." એમ કહીને ચાર શ્લોક આપ્યા. તથા નારદજીએ પોતાના પૂર્વ જન્મની વાત તેમને કહી સંભળાવી. તેથી વ્યાસજીએ શાન્ત થઇને હરિની લીલાનું વર્ણન કર્યું હતું. જે **શ્રીમદ્ભાગવત્** ને નામે પ્રસિદ્ધ છે. આ ઉપરથી મહાત્મા નારદ મુનિને ઇશ્વર ભક્તિ ઉપર કેવો અપૂર્વ પ્રેમ હતો, તે સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

નારદમુનિના શરીરનો વર્ણ ખુલતા બદામી રંગનો હતો. માથે મોટી જટા રાખતા. અને કપાળમાં ઉભુ ટીલુ કરતા હતા. કેટલાક તો કહે છે કે, તેમની ચોટલી ઉભીજ રહેતી. તેમનો આશ્રમ યમુના નદીની પાસેના એક મઠમાં હતો. તેમણે ઘણા જણને વિદ્યાજ્ઞાન આપ્યું હતું. એવું કહેવાય છે કે, ૬૦ હજાર બ્રાહ્મણો તેમના શિષ્ય હતા. તેમણે **"નારદ પંચરાત્રી"** નામે ઇશ્વર જ્ઞાન સંબંધી ઘણોજ ઉત્તમ ગ્રંથ બનાવ્યો છે. તેની જૂની પ્રત હાલ મળતી નથી. પણ જે હાલ છે, તેમાં પાછળથી થોડો ઘણો ફેરફાર થયો હોય, એમ જણાય છે. એ સિવાય તેમણે **ધર્મશાસ્ત્ર** (સ્મૃતિ) ઉપર એક, **તીર્થસ્થળ** ઉપર એક, અને **ગાયન** ઉપર એક, એમ ગ્રંથો બનાવ્યા છે. વળી તેમના નામનું એક પુરાણ પણ છે. તેને **નારદીય પુરાણ** કહે છે. તેમના ઘણા પ્રસંગો પુરાણોમાં ઠેકાણે ઠેકાણે આવે છે. તેઓ સકળ દેવ સભા તથા રાજ્ય સભામાં ઉત્તમ માન પામ્યા હતા. તેમનું વચન દેવ, દાનવો, અને માનવી સૌ ખુશીથી અંગિકાર કરતા હતા. દરેક ઠેકાણે તેમનું આવા ગમન વાગતી વીણા સાથે ગાન કરતા અકસ્માત થતું હતું. તેમને ઇશ્વર કીર્તન ઘણુંજ પ્રિય હતું. તેમણે પ્રજોત્પત્તિનું કાર્ય કરવાની ખટપટમાં નહિ પડતાં પરમાર્થનાં કાર્યો કરવામાં તથા ઇશ્વર ભક્તિમાંજ પ્રેમ રાખ્યો હતો. ધન્ય છે નારદજીને ! કે જેઓ આત્મબળથી ઉચ્ચ પદવી મેળવી, તથા પોતાનું સાર્થક કરી જગતમાં અક્ષય કીર્તિ રાખી ગયા છે.

---

## કપિલ.[1]

મનુષ્યતારક **સાંખ્યશાસ્ત્રના**[2] કર્તા મહાત્મા કપિલમુનિ **કર્દમઋષિના**[3] પુત્ર થાય.

---

(૧) કપિલ નામના બે પુરૂષો થઇ ગયાનું જણાય છે. એક વેદ વ્યાસ પહેલાં, અને બીજો પછી થયો. એ છેલ્લો કપિલ પણ સાંખ્યદર્શન શાસ્ત્રનો જાણનાર હતો, એવું કહેવાય છે.

(૨) દર્શનો ૭ છે. કપિલનું સાંખ્યદર્શન, પતંજલીનું યોગદર્શન, ગૌતમનું ન્યાયદર્શન, કણાદનું વૈશેષિક, જૈમિનીનું પૂર્વમીમાંસા, અને વ્યાસનું ઉત્તર મીમાંસા. કપિલ અને પતંજલીના દર્શનોમાં ઘણો તફાવત ન હોવાથી તે બંનેને સાંખ્ય અથવા યોગ શાસ્ત્ર કહેછે. તેજ પ્રમાણે ગૌતમ અને કણાદનાં દર્શનોને ન્યાય-અથવા તર્કશાસ્ત્ર કહે છે. તથા વ્યાસ અને જૈમિનીનાં દર્શનોને મીમાંસા અથવા વેદાંતશાસ્ત્ર કહે છે. આ ૭ મળીને વૈદિક "ષડ્દર્શનો" કહેવાય છે. એ સિવાય ચાર્વાક અને સૌત્રાંતિક, યોગચાર, માધ્યમિક, વૈભાષિક, બૌદ્ધ, અને કેવલિગત, એ ૭ મળીને વેદબાહ્ય ષડ્દર્શન કહેવાય છે.

(૩) બ્રહ્માના પુત્ર.

તેમની માતાનું નામ દેવહૂતિ જે સ્વાયંભુવ મનુનાં પુત્રી હતાં. કપિલમુનિ વિષ્ણુના ચો-
વીસ અવતારમાં પાંચમા અવતાર ગણાય છે, તેમનો જન્મ પુષ્કર પાસે થયો હતો. આ
મહામુનિ સિદ્ધ નામથી દેવોની ગણનામાં ગણાયા છે. તેઓ મહા તેજસ્વી, અને બ્રહ્મવિ-
દ્યામાં કુશળ હતા. તેમનો અવતાર પદ્દહિતને કારણે થયો હતો, તેમણે સાંખ્યશાસ્ત્ર પ્રગટ
કરીને જગતનો ઉદ્ધાર કર્યો છે. તેઓ જરાપણ ભોગવિલાસમાં ૫ડ્યા નહોતા. તેમ સંસા-
રમાં મન લગાડ્યું નહોતું. તેમણે પોતાની સુજ્ઞ માતા દેવહૂતિને મૂક્તિ પમાડવા સારૂ પુત્ર
પ્રેમથી યોગેશ્વરો જ્યાં ભક્તિથી સિદ્ધિને પામે એવા સરસ્વતી ક્ષેત્ર (સિદ્ધપુર)માં બ્રહ્મવિ-
દ્યાનો ઉપદેશ આપ્યો[૪] હતો. તેથી દેવહૂતિ જ્ઞાનમાં ગળી જઇ મૂક્તિ પામ્યાં હતાં. આજ
પણ એ જગોએ કપિલદેવ તથા દેવહૂતિનો આશ્રમ છે. અહિંથી તેઓ ઉત્તરમાં ગંગાકિનારે
ગયા હતા. ત્યાં તેમણે જનમંડળનો ઉદ્ધાર કરવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો. વળી ગંગાસા-
ગરમાં યોગવિદ્યાનો અભ્યાસ કર્યો હતો. અદ્યાપિ સુધી ગંગાસાગરમાં કલકત્તાની પાસે આ
મુનિનો આશ્રમ છે. તેની યાત્રા કરવાને હજારો માણસો ત્યાં જાય છે.

આ તત્વજ્ઞાની મહાપુરૂષે પૃથ્વીપર ઘણે સ્થળે ફરીને પોતાના સાંખ્યજ્ઞાનનો બોધ
આપ્યો હતો. તેમણે ઘણી સભાઓમાં પોતાના વિચાર જણાવી વાદવિવાદ કર્યો હતો. તે-
મણે યજ્ઞોમાં હિંસા થતી જોઇને ઋત્વિજોને કહ્યું કે;—તમે કર્મવડે કલ્યાણ ઇચ્છો છો,
પણ કર્મવડે થયેલું કલ્યાણ શાશ્વત નથી અને જીવહિંસાથી કલ્યાણ થતું નથી. પણ તત્વ-
જ્ઞાન થયાથી કલ્યાણ થાય છે." ઇત્યાદિ. તેમણે વેદના જ્ઞાનકાંડને અનુસરીને સાંખ્યશાસ્ત્ર
રચ્યું છે. તેમાં જડ અને ચેતન એ બેજ વસ્તુ છે, અને તે બંનેથી સૃષ્ટિ પ્રવાહ ચાલેછે;
તથા સૃષ્ટિનો કોઇ કર્ત્તા નથી, એવું લખ્યું છે. તેથીજ તેમણે રચેલા સાંખ્યશાસ્ત્રને નિ-
**રીશ્વર સાંખ્ય**[૫] કહે છે. કપિલમુનિનો બોધ એવો છે કે;—" બ્રહ્મવિદ્યા એ આત્મનિ-
ષ્ટ યોગી પુરૂષના શ્રેયનું કારણ છે. તેનાથીજ સુખ દુઃખની નિવૃત્તિ થાય છે. ચિત્તજ જી-
વનું બંધન થાય છે. અને બ્રહ્મમાં સંલગ્ન થયાથી મુક્તિ મળે છે. શરીરમાંના આકાશ,
અગ્નિ, જળ, વાયુ, અને પૃથ્વી આદિ તત્વોના સ્વરૂપોને જાણીને પ્રાણ, અપાનની ગ-
તિ રૂધન કરવાથી અસંગ ચૈતન્ય રૂપ આત્મા પોતાની સ્વયંવ—પ્રકાશવાન જ્યોતિ
પથી ભાસમાન થાય છે. ત્યારે આ દેહરૂપ સર્વ ઇંદ્રિયોનો વ્યવહાર મિથ્યા છે, એમ લાગે
છે. સાંખ્યજ્ઞાનમાં ચોવીસ તત્વના તત્વજ્ઞાનથી મોક્ષ માન્યો છે. જ્ઞાન રૂપી આત્મા પુરૂષ
ચૈતન્ય છે. એ કેવળ અકર્ત્તા છે. સાક્ષિરૂપજ છે. સૃષ્ટિકાર્ય, સુખ, દુઃખાદિ રૂપ બનાવનાર
તો ત્રણ ગુણવાળી પ્રકૃતિ છે. પ્રકૃતિ જડ છે. અને ભોક્તા રૂપ આત્મા—પુરૂષ એ ચૈતન્ય
છે. બંને સાથે રહે છે. પ્રકૃતિ રૂપાંતર પામે છે, તેમ પુરૂષ રૂપાંતર પામતો નથી. પ્રકૃતિ
પુરૂષના સંબંધથીજ સ્વતંગતિને પામે છે. પુરૂષ પ્રકૃતિનાં કર્માદિ પોતાનાં માની મોહે ક-
રીને જીવરૂપે બંધાયેલો રહી દુઃખી થાય છે. શુભાશુભ કર્ત્તવ્ય કરતો રહેવાથી જન્મ જન્-
માંતરને પ્રાપ્ત થતો જાય છે. આ જન્મ મરણ રુપી રોગને દૂર કરવા સારૂ સૂક્ષ્મ (લિંગ)

---

(૪) જુઓ દેવહૂતિ ચરિત્ર.

(૫) કપિલમુની પછી થયેલા પતંજલી ઋષિએ સાંખ્ય શાસ્ત્રને સુધારી એક અધ્યાય રચ્યો,
તેમાં તેમણે ઈશ્વરનું પ્રતિપાદન કર્યું છે. તેથી તેમનું સેશ્વર સાંખ્ય અથવા યોગશાસ્ત્ર કહેવાય છે.

દેહનો સંબંધ છોડે તોજ મુકિત મળે છે. અનેક પ્રકારનાં સુખ દુઃખ પ્રકૃતિના ધર્મ છે, એમ સમજાય; અને પોતે અકર્તા છે એમ આત્મા-પુરૂષને જણાય; ત્યારેજ મોક્ષ મળે છે. આત્મા સબંધીના સંપૂર્ણ જ્ઞાનથી પ્રકૃતિનો ક્ષય થાય છે. એટલે પ્રકૃતિ બંધન તૂટી ગયે શુદ્ધ ચૈતન્ય જણાય છે, ત્યારે મોક્ષ થાય છે." વળી તેમણે કહ્યું છે કે,—"ખરા તથા પુરા જ્ઞાનથી માત્ર મોક્ષ મળે છે. આ પ્રકૃતિ રૂપ જગતમાંના વ્યક્ત તથા અવ્યક્ત પદાર્થો તથા પ્રકૃતિથી જૂદો એવો જે આત્મા, તેનો જે સચેતન તથા સજ્ઞાન સ્વરૂપ આ બેઉ વચ્ચેનો તફાવત શોધી કહાડવો એને જ્ઞાન કહે છે. પ્રત્યક્ષ, અનુમાન, તથા શબ્દ આ ત્રણ પ્રકારની દલીલોથી ખરૂં જ્ઞાન પ્રાપ્ત થાય છે. એ રીતે જે પદાર્થોનું જ્ઞાન થાય છે, તે પદાર્થો પચીસ વર્ણવેલા છે. તે નીચે પ્રમાણે;—

૧ પ્રકૃતિ—એ બધાઓનું મૂળ સર્વ બનાવનારી સૃષ્ટિનુ ઉપાદાન કારણ છે. એ અનાદ્યંત, અવ્યક્ત, અવયવો વગર, પેદાકરનારી તથા અવિકૃત (વિકાર નપામેલી) છે.

૨ મહત્તત્વ—પ્રકૃતિએ પહેલાં પેદા કીધેલું, અનુત્પન્ન, (જે બીજા પદાર્થ થકી પેદા ન થયેલું) અને બીજા બધા પદાર્થોને પેદા કરનારૂ છે.

૩ અહંકાર—એ મહત્તત્વ થકી ઉત્પન્ન થાય છે, અને 'હું છું' એવી જે પોતાના અસ્તિત્વ વિષે બુદ્ધિ ઉપર અસર થાય છે, તે આ થકી થાય છે.

૪ થી ૮ અહંકાર થકી જે પંચમહાભૂતનાં ઝીણાં સ્વરૂપો પેદા થાય છે, એવું માને છે તે. તેઓને પંચતન્માત્રો કહે છે.

૯ થી ૧૯ તેમજ અહંકાર થકી ઉત્પન્ન થયેલી અગીઆર જ્ઞાનેંદ્રિયો તથા કર્મેદ્રિઓ તેઓમાંથી આંખ, કાન, વગેરે પાંચ જ્ઞાનેંદ્રિઓ, અને વાચા, હાથ પગ વગેરે પાંચ કર્મેદ્રિઓ, એઓ મળીને દશ બહારની ઇન્દ્રિઓ છે. અગીઆરમુ ઇદ્રીય મન, તે અંદરનું છે. અને તે જ્ઞાનેંદ્રિય તથા કર્મેદ્રિય બેઉ છે. માટે તેનેઉભય વિધ એટલે બે પ્રકારની ઇદ્રિય કહે છે.

૨૦ થી ૨૪ ઉપર કહેલાં ૪ થી ૮ સુધી જે પંચતન્માત્રો કહ્યાં છે, તેઓ થકી પેદા થનારાં જે પચમહાભૂતો તે;—પૃથ્વી, આપ (પાણી), તેજ, વાયુ, તથા આકાશ એ પંચમહાભૂતો.

૨૫. છેલ્લો પદાર્થ આત્મા; તે કોઇના થકી ઉત્પન્ન થયો નથી, અને તે કોઇને પેદા કરી શકતો નથી. તે **બહુસંઘ** (જે વસ્તુમાં બીજી ઘણી વસ્તુઓ રહેછે. તે.); **પૃથક** (જૂદો અથવા જેની હાલત જૂદી છે તે.); **સચેતન** (ચૈતન્ય ધરાવનાર); **અવ્યય** (જેનો નાશ થવાનો નથી તે.); અને **પ્રકૃત્યાતીત** (પ્રકૃતિ છોડીને રહેનાર) છે." ઈત્યાદિ ઘણા ગહન વિષયોનું જ્ઞાન તેમણે આપેલું છે, તે યોગ વિદ્યાના અભ્યાસીઓને ઘણું મનન કરવા જેવું છે.

---

## ગુરૂદત્તાત્રેય.

આ પરમ બ્રહ્મનિષ્ટ અવધૂત યોગી પુરૂષ, મહાત્મા અત્રિ ઋષિના પુત્ર થાય. તેમની માતાનું નામ સતી દેવી **અનસૂયા** હતું. આ મહાદેવીએ એ ત્રણ ઉત્તમ પુત્રરત્નને જન્મ આપ્યો હતો. તેમનાં નામઃ—દત્તાત્રેય, દુર્વાસા, અને ચંદ્ર, સતી અનસૂયા જેવી

શાણી અને સાધ્વી માતાના આ ત્રણે પુત્રો મહા તેજસ્વી અને પરમજ્ઞાની હતા. મહાત્મા દત્તાત્રેય વિષ્ણુના ચોવીસ અવતારમાંના[1] એક અવતારી પુરૂષ ગણાય છે. વેદનું જ્ઞાન અને જ્ઞાનકાંડ ઉપરથી ગુરૂજ્ઞાન આપવા સારૂ એ અવતાર ત્રેતાયુગમાં થયાનું લખેલું છે. દત્તાત્રેય મહા વિદ્વાન, નિપુણ અને સુરૂપ હતા. તેમણે છ શાસ્ત્રનું અધ્યયન કરીને તેમના સિદ્ધાંતોનું સત્ય તપાસ્યું હતું. તેમાં વેદાંત શાસ્ત્રીને તેમણે પ્રાધાન્ય રૂપે ગણેલું છે. તેઓ મહા યોગી, ત્રિકાળદર્શી. અને સમર્થ જ્ઞાની હતા; તેમ નિર્વિકારી અને અમૃત જેવું બોલનારા હતા. વિષયભોગ અને સ્ત્રી પુત્રાદિકથી રહિત હતા. ઇચ્છા રહિત થઇ સર્વ આસક્તિથી મુક્ત થયા હતા. વિદ્વાન છતાં બાળોન્મત્ત, જડ અને પિશાચ પ્રમાણે બ્રહ્મધ્યાનમાં મગ્ન રહી ભૂમિપર ફરતા હતા. યોગ ક્રિયાઓમાં તેમણે અનેક શોધો કરી છે. તેમાં સર્વદર્શી કેમ થવું, પરકાયા પ્રવેશ શી રીતે કરવો, ગજ ક્રિયા, તેમ અનેક કાયાઓની રચના શી રીતે જાણવી, ઇત્યાદિ જ્ઞાનસંબંધી શોધો કરી છે. આ મહાત્માએ પોતાની યોગ ક્રિયાથી અનેક ચમત્કારીક કૃતિઓ કરી હતી. તેમાં આંધળાઓને આંખ, પાંગળાઓને પગ, અને મરણ પામેલાઓને સજીવન કરી શક્યા હતા. તેમણે અલર્ક, સહસ્ત્રાર્જુન, અને યદુ ઇત્યાદિને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. માયાથી વિરક્ત થવાને સારૂ પ્રથમ તેમણે પોતાની બુદ્ધિથી સ્વીકારેલા ૨૪ ગુરૂ કરી, તેમના ગુણો ગ્રહણ કર્યા હતા. અને દોષોનો ત્યાગ કર્યો હતો. એજ જ્ઞાન તેમણે યદુરાજાને ગોદાવરી તટે સમજાવ્યું હતું. તે આ પ્રમાણે;—

(૧) પૃથ્વી—એને પ્રાણીઓ દબાવે છે. તોપણ તે પોતાના નિયમથી ચલાયમાન થતી નથી. તેમ સાધુ પુરૂષને કોઇ દબાવે, પીડા કરે તોપણ તેમણે પોતાના નિયમથી ચલાયમાન થવું નહિ. એ શિક્ષણ તેમણે પૃથ્વી પાસેથી લીધું હતું.

પર્વત પણ પૃથ્વી રૂપ છે. તે અચળ છે. ઝાડ, ખડ, અને ઝરણા આદિ ઉત્પન્ન કરવાની સઘળી ક્રિયાઓ નિરંતર પરોપકાર માટેજ છે. તેજ પ્રમાણે સાધુ પુરૂષે પણ અચળ રહી પોતાની સઘળી ક્રિયા અને જન્મ પણ પરોપકારને માટેજ રાખવાં.

વૃક્ષ પણ પૃથ્વીરૂપ છે. તે નિરંતર પરાધિન અને પર ઉપકાર માટે છે. એટલે બીજા લોકો તેનાં ફળ, ફૂલ, પાંદડાં, અને ડાળાંનો ઉપયોગ કરે છે. અથવા તેને કાપી નાખે, કે ઉખેડી લેઇ જાય, તોપણ તે સ્વીકારે છે. તેમ સાધુ પુરૂષે પરાધિન રહીને, લોકો પોતાના કાર્ય અર્થે મારે, કે ઉપાડી જાય, તોપણ તે સ્વીકારવું.

(૨) વાયુ—વાયુ વનમાં હોય તો રાજી થતો નથી, અને અગ્નિમાં હોય તો કચવાતો નથી. તેમ યોગીએ શીત, અને ઉષ્ણાદિક અનેક ધર્મવાળા વિષયોમાં અનુકૂળતા કે પ્રતિકૂળતા હોય, તો પણ રાજી કે કરાજી થવું નહિ. વળી વાયુ જેમ સુગંધ, કે દુર્ગંધવાળો જણાય છે, પણ તે વાસ્તવિક રીતે તેવો નથી. તેમ આત્મા પૃથ્વીના વિકારરૂપ

---

(૧) ચોવીસ અવતારનાં નામ—(૧) સનક, સનંદન, સનાતન, અને સનતુકુમાર; (૨) વરાહ, (૩) યજ્ઞપુરૂષ, (૪) હયગ્રીવ, (૫) નારાયણ, (૬) કપિલદેવ. (૭) દત્તાત્રેય, (૮) ઋષભદેવ, (૯) પૃથુરાજ, (૧૦) મચ્છાવતાર, (૧૧) કચ્છાવતાર, (૧૨) ધન્વંતરી, (૧૩) મોહિની, (૧૪) નૃસિંહ, (૧૫) વામન, (૧૬) હંસાવતાર, (૧૭) નારાયણ (૧૮) હરિ, (૧૯) પરશુરામ, (૨૦) રામ, (૨૧) વેદવ્યાસ, (૨૨) કૃષ્ણ, (૨૩) બૌદ્ધ, (૨૪) કલ્કિ,

દેહાદિકમાં રહેવાથી જન્મ મરણાદિકવાળો જણાય છે, પણ વાસ્તવિક રીતે તેવો નથી. એ શિક્ષણ બહારના વાયુથી શીખ્યા હતા.

પ્રાણ પણ વાયુરૂપ છે. એ જેમ આહાર મળવાથી સંતુષ્ટ થાય છે, પણ રૂપ, રસાદિક ઇંદ્રિયોના વિષયોની અપેક્ષા રાખતો નથી, તેમ યોગીએ પણ આહાર મળવાથી સતોષ રાખવો. પણ સારા નરસા આહારની અથવા બીજા વિષયોની ઇચ્છા રાખવી નહિ. માત્ર દેહના નિર્વાહને માટેજ જેવો આહાર મળે તેવો કરી લેવો. પણ તેમાં સારા આહારની કે બીજા વિષયોની ઇચ્છા રાખે તો વાણી અને મનમાં વિક્ષેપ ઉત્પન્ન થાય.

(૩) **આકાશ**—આકાશ જેમ સર્વમાં વ્યાપ્ત છે, છતાં તેને કોઇનો સંગ નથી, કે કોઇ પદાર્થથી તેનુ માપ થઇ શકતું નથી. તેમ દેહની અદર રહ્યા છતાં પણ યોગીએ બ્રહ્મ સ્વરૂપની ભાવનાથી પોતાના આત્માને સ્થાવર, જગમોમાં વ્યાપ્ત સમજીને તે આત્માને કોઇ દેહાદિકનો સગ નથી, કે કોઇ પદાર્થથી માપ થઈ શકતું નથી, એમ વિચારવું. વળી આકાશને જેમ વાયુએ પ્રેરેલો અને જનાર તથા આવનાર મેઘ કે રજ આદિ પદાર્થોનો સ્પર્શ નથી, તેમ કાળે સ્રજેલા પૃથ્વી, જળ, અને તેજમય દેહાદિક પદાર્થો કે જેઓ જાય છે, અને આવે છે, તેઓનો પોતાને સ્પર્શ નથી, એમ યોગીએ જાણવું. એ શિક્ષણ આકાશ પાસેથી તેમણે લીધુ.

(૪) **જળ**—જળ એ સ્વચ્છ, મધુર અને મનુષ્યોને પવિત્ર કરનાર છે, તેમ યોગીએ પણ સ્વચ્છ અને શુદ્ધ રહેવું. મધુર બોલવું, અને બીજાને ઉપદેશ કરી શુદ્ધ કરવા, એ જળ પાસેથી શિક્ષણ લીધુ.

(૫) **અગ્નિ**—અગ્નિ જેમ તેજસ્વી પ્રતાપથી દીપ્ત, અને સર્વ વસ્તુ ખાવા છતાં દોષથી રહિત રહે છે. કોઇ ઠેકાણે છાનો, કોઇ ઠેકાણે સ્પષ્ટ, અને કલ્યાણની ઇચ્છાવાળાએ ઉપાસના કરવા યોગ્ય છે. તથા હવિ આપનારાઓનાં ભૂત તથા ભવિષ્યનાં પાપોને બાળી નાખતાં પરેચ્છાથી સર્વ સ્થળમા ખાઇ લે છે, તેમ યોગીએ પણ કોઇ ઠેકાણે છાનું, કોઈ ઠેકાણે સ્પષ્ટ, અને કલ્યાણની ઇચ્છા વાળાઓને ઉપાસના કરવા યોગ્ય રહેવુ, તથા અન્ન આપનારાઓનાં ભૂત તથા ભવિષ્યનાં પાપોને બાળી નાખતાં પરેચ્છાથી સર્વ સ્થળમાં ખાઇ લેવું. વળી અગ્નિ જેમ કાષ્ટોમાં રહેવાથી તે, કાષ્ટ સરખો (લાંબા ટુંકા આદિ) રૂપવાળો જણાય છે, પણ વાસ્તવિક રીતે તેવા રૂપવાળો નથી. તેમ આત્મા પણ પોતાની અવિદ્યાએ સ્રજેલા આ ઉંચ-નીચ દેહોમાં રહેવાથી તે ઉચ-નીચપણાવાળો જણાય છે, પણ વાસ્તવિક રીતે ઉંચ-નીચ નથી, એમ યોગીએ વિચારવું વળી અગ્નિની જવાળાઓ જેમ ક્ષણે ક્ષણે નાશ પામે છે, અને ક્ષણે ક્ષણે નવી ઉત્પન્ન થાય છે, પણ તે આપણા જાણવામાં આવતુ નથી, તેમ પ્રવાહની પેઠે અવિચ્છીન્ન વેગવાળા કાળથી આત્માના શરીરો ક્ષણે ક્ષણે નાશ પામે છે, અને ક્ષણે ક્ષણે નવા ઉત્પન્ન થાય છે પણ તે આપણા જાણવામાં આવતું નથી માટે દેહોને ક્ષણભગુર સમજીને યોગીએ વૈરાગ્ય રાખવો એ શિક્ષણ તેમણે અગ્નિ પાસેથી લીધુ

(૬) **ચંદ્ર**—ચદ્રની પ્રકાશ રૂપ કળા જેમ વધ ઘટ થયા કરે છે, પણ ચદ્રમાને તે તેમાનું કશુ થતુ નથી તેમ જન્મથી મરણ સુધીના ૭ વિકારો પણ ગુપ્ત રીતે ચાલ્યા જતા

કાળને લીધે દેહનેજ થાય છે, પણ આત્માને થતા નથી. એ ચંદ્રમા પાસેથી શિક્ષણ મેળવ્યું.

(૭) **સૂર્ય**—સૂર્ય જેમ આઠ મહિનામાં પોતાના કિરણોથી જળને લેઇ લે છે, અને વર્ષાઋતુ આવે છે, ત્યારે પાછુ કિરણોથી મૂકે છે. પણ તેમાં લીધા મૂકયાનો અભિનિવેશ કરતો નથી, તેમ યોગીએ ઇંદ્રિયોથી અપેક્ષિત પદાર્થોનું ગ્રહણ કરવું, અને કોઇ માગવા આવે ત્યારે તે પદાર્થોમાં લોભાઇ નહિ રહેતાં, તે પાછું આપી દેવું. પણ તેમાં (આ મળ્યું કે આ દીધું) એવો અભિનિવેશ કરવો નહિ. સૂર્ય એક છે, પણ તેનાં બિંબ પાણીના કુંડા આદિ ઉપાધિઓમાં પડે છે. તે સ્થૂળ બુદ્ધિનાને જૂદો જૂદો સૂર્ય લાગે છે, પણ તેમ નથી. એજ પ્રમાણે પરમાત્માનો પ્રકાસ સર્વમાં છતાં તે પોતે એકજ છે. એ સૂર્ય પાસેથી શિક્ષણ લીધું.

(૮) **હોલો**—હોલો (કપોત) એ પોતાની પ્રિયા (હોલી) સાથે પ્રીતિમાં જોડાયો હતો, અને બચ્ચાં થયાં હતાં. એક વખતે બચ્ચાને સારૂ તે ચારો લેવાને ગયો હતો; ત્યાં પાછળથી એક પારધિએ આવી બચ્ચાંને જાળમાં પકડી લીધાં હતાં. હોલો-હોલી આવી કલ્પાંત કરવા લાગ્યાં. બચ્ચાં ચીસો પાડતાં હતાં. એ જોઇ બહુજ દુઃખ પામેલી હોલી ચીસો નાખતી નાખતી તેઓની પાસે દોડી ગઇ. સ્નેહથી બંધાયેલી અને ઇશ્વરની માયાથી રાંક ચિત્તવાળી હોલી બચ્ચાંને બંધાયેલાં જોતાં છતાં પણ સ્મૃતિ ભૂલી જઇને પોતે પણ જાળમાં બંધાઇ ગઇ. પ્રાણ કરતાં પણ વધારે પ્યારાં બચ્ચાં, અને પોતાની સ્ત્રીને બંધાયેલી જોઇને બહુજ દુઃખ પામેલો હોલો વિલાપ કરવા લાગ્યો. ઘર ભાગી જવાથી દુઃખરૂપી જીવતરવાળો હોલો ઉજડ ઘરમાં રહેવાને નિરાશ થયો. જીવવાની આશા મૂકી દીધી. વિલાપ કરતો તે મૂર્ખ અને કંગાલ હોલો પોતાની સ્ત્રી અને બચ્ચાંને મૃત્યુના ગ્રાસ રૂપ થયેલાં, અને તરફડતાં જોતાં છતાં પણ પોતે જાળમાં પડયો. ક્રુર પારધિ પોતાનું કામ પાર પડવાથી ઘેર ગયો, અને એ સર્વેને મારી નાખ્યાં. એ રીતે જે કુટુંબી માણસ અશાંત ચિત્તવાળો સુખ દુઃખાદિક જોડાના પદાર્થોમાં લાગી રહેલો કૃપણ અને કુટુંબનું પોષણ કર્યા કરતો હોય, તે માણસ આ હોલાની પેઠે પોતાના પરિવાર સહિત દુઃખી થાય છે. ઘરની આસક્તિ પશુ-પક્ષીઓને પણ અનર્થ આપે છે, ત્યારે મનુષ્યને આપે એમાં શી નવાઇ? માટે મુક્તિના ખૂલા દ્વારરૂપ મનુષ્યાવતાર પામીને જે ધણી હોલાની પેઠે ઘરમાં આસક્ત થઇ રહે, તે ધણી ચડીને પડયો, એમ વિદ્વાનો સમજે છે.

(૯) **અજગર**—અજગર જેમ ઉદ્યમ રહિત રહીને સારૂ, નરસું, ઝાઝું, અથવા થોડું જે કાંઇ ખાવાનું મળે તે ખાઇને રહેવું. જેમ ઉદ્યમ કર્યા વગર પણ પ્રારબ્ધના અનુસારથી પોતાની મેળે દુઃખ પ્રાપ્ત થાય છે, તેમ સ્વર્ગ અને નર્કમાં જ્યાં હોઇએ ત્યાં ઇંદ્રિઓ સંબંધી સુખ પણ પોતાની મેળેજ પ્રાપ્ત થાય છે. માટે ભિક્ષા સારૂ ભટકવું નહિ. પણ પરમેશ્વર જે મોકલે, તે ખાઇને પ્રસન્ન રહેવું. એ શિક્ષણ અજગર પાસેથી લીધું.

(૧૦) **સમુદ્ર**—સમુદ્ર જેમ બહારથી પ્રસન્ન, અંદરથી ગંભીર, અંત તથા પારથી રહિત અને ગડબડાવી શકાય નહિ એવો છે. તેમ જ્ઞાનીએ પણ બહાર પ્રસન્ન, અંદર ગંભીર, અંત તથા પારથી રહીત, અને રાગ દ્વેષાદિક છોડી દઇને નિર્વિકાર રહેવું જોઇએ. વળી સમુદ્ર જેમ વર્ષાઋતુમાં અનેક નદીઓ મળતાં પણ વધી જતો નથી, અને ગીષ્મ ઋતુમાં તેટલી નદીઓ નહિ મળતાં પણ સુકાઇ જતો નથી. તેમ જ્ઞાનીએ પણ નારાયણને

પરાયણ રહીને વૈભવાદિક મળતાં રાજી થવું નહિ. અને નહિ મળતાં કચવાવું નહિ. એટલે લાભ હાનિથી હર્ષ કે શોક માનવો નહિ.

(૧૧) **પતંગીઓ**—પતંગીઓ જેમ દીવાનું રૂપ જોઇને લલચાઇ તેમાં પડેછે, તેમ અજિતેંદ્રિય પુરૂષ પ્રભુની માયારૂપ સ્ત્રીનુ રૂપ જોઇ તેના વિલાસોમાં લલચાઇને મહા મોહમાં પડે છે. સ્ત્રી, સુવર્ણ, આભરણ, અને વસ્ત્રાદિ પદાર્થો કે જેઓ માયાએ રચેલા છે, તેઓમાં ઉપભોગ બુદ્ધિથી લલચાઇને તેથી આધળો થયેલો મૂઢ પુરૂષ પતંગીઆની પેઠે નાશ પામે છે. માટે જ્ઞાનીએ સ્ત્રી, પુત્ર, ધન, આદિના મોહમાં ફસાવું નહિ. એ શિક્ષણ પતંગીઆ પાસેથી લીધું.

(૧૨) **ભ્રમર**—ભ્રમર (ભમરો) જેમ ઘણા સુગંધના લોભથી એકજ કમળમાં લુબ્ધ થાય છે. અને સૂર્યાસ્ત થતાં કમળ બીડાઇ જવાથી તેમાં બંધાઇ રહે છે. તેમ યોગીઓ સારા પદાર્થો મળવાના લોભથી એકજ ઘરનો આશ્રય કરી રહે, તો તેમાં બધાઇ જાય છે. માટે ગૃહસ્થોને નહિ સતાવતાં યોગીએ જેટલાથી દેહ રહે, તેટલુંજ થોડું થોડું ખાવું જોઇએ. પણ ભ્રમરની પેઠે અતિ લોભમાં પડવું નહિ જોઇએ. વળી ભ્રમર જેમ ન્હાનાં મોટાં પુષ્પોમાંથી સાર લે છે, તેમ યોગીએ પણ ન્હાનાં-મોટાં શાસ્ત્રોમાંથી સાર લેવો જોઇએ.

**મધમાખી** જેમ મધનો સંગ્રહ કરે છે, તો તેને મરવું પડે છે. તેમ યોગીએ જેટલુ હાથમાં સમાય, તેટલું લેવું, અને અન્ન ભરવાના ઠામ રૂપે પોતાનું પેટજ રાખવું. પણ બીજુ કાંઇ ઠામ રાખવુ નહિ. સાંજને માટે કે આવતા દિવસને માટે અન્નાદિકનો સંગ્રહ કરવો નહિ. મધમાખીની પેઠે કરે તો અન્નાદિકની સાથે પોતાનો પણ વિનાશ થાય છે.

(૧૩) **હાથી**—હાથી જેમ પકડનારાઓ એ બનાવેલી કાગળની હાથણી જોઇ તેના મોહથી ખાડમાં પડી બધાઇ જાય છે, તેમ પુરૂષ પણ સ્ત્રીના અંગનો સ્પર્શ કરવાની લાલચથી બંધાઇ જાય છે. માટે યોગીએ સાચી સ્ત્રીનો , તો શું, પણ લાકડાની પુતળીનો પણ સ્પર્શ કરવો નહિ જોઇએ. એ હાથી પાસેથી શિક્ષણ લીધુ.

(૧૪) **પારધિ**—પારધિ જેમ મધમાખીએ ઘણા સકટથી સંગ્રહ કરી રાખેલા મધને ભોગવે છે, તેમ લોભી પ્રાણુએ મકટથી સંગ્રહ કરેલુ ધન બીજો બળવાન પુરૂષ ભોગવે છે. ઝાડની કોતરાડ આદિ ગુપ્ત સ્થળમાં રહેલા મધને જેમ પારધિ જાણે છે, અને હરી લે છે, તેમ લોભી માણસે ગુપ્ત સ્થળમાં રાખેલું ધન બીજો પુરૂષ જાણે છે, અને હરી લે છે, માટે યોગીએ વસ્તુનો સંગ્રહ નહિજ કરવો જોઇએ. તેમ મધમાખીના મેળવેલા મધને પારધિ પ્રથમ ભોગવે છે. જેમ ગૃહસ્થે રાંધેલુ અન્ન ખાધુ ન હોય, તે પહેલાં યોગી ખાઇ લે છે. (ગૃહસ્થે સંન્યાસીને પ્રથમ જમાડયા પછી જમવું, એવી શાસ્ત્ર મર્યાદા છે.) એટલે યોગીને ઉદ્યમ વિના પણ ભોગ પ્રાપ્ત થાય છે. એ શિક્ષણ પારધિ પાસેથી લીધું.

(૧૫) **હરિણ**—હરિણ જેમ પારધિના ગાયનથી મોહ પામીને બંધાઇ જાય છે, તેમ વનમાં ફરનારા સંન્યાસી પણ ગાયન સાંભળે તો તેમાં મોહ પામીને તેમાં બધાઇ જાય છે. માટે સંન્યાસીએ કદી પણ વિષય સંબંધી ગાયન સાંભળવું નહિ. મૃગલીના પુત્ર ઋષ્ય શૃંગઋષિ વેશ્યાઓના વિષય સંબંધી નાચ, વાજાં, અને ગાયનને સેવવાથી તે વેશ્યાને

રમકડાની પેઠે વશ થઇ ગયા હતા. માટે યોગીએ વિષય સંબંધી ગાયન સાંભળવું નહિ. એ શિક્ષણ હરિણ પાસેથી લીધું.

(૧૬) **માછલું**—માછલું જેમ જીભના રસની લાલચથી કુંડિ (ગિલ) થી વિંધાઇને મરણ પામે છે, તેમ રસમાં મોહ પામેલો દેહાભિમાની મનુષ્ય બહુજ દુઃખ દેનારી જીભની લાલચથી મરણ પામે છે. વિદ્વાન પુરૂષો આહારનો ત્યાગ કરી દેવાથી બીજી ઇંદ્રિયોને તુરત જીતી શકે છે. પણ તેઓથી જીભ જીતાતી નથી. કારણ કે આહારનો ત્યાગ કરવાથી ઉલટી જીભની લાલચ વધે છે. બીજી ઇંદ્રિઓને જીતી હોય, પણ જ્યાં સુધી રસના (જીભ) ઇંદ્રિયને જીતી ન હોય, ત્યાં સુધી પુરૂષ જિતેંદ્રિય કહેવાયજ નહિ. અને રસના જીતાય તો સઘળી ઇંદ્રિઓને જીતાયેલીજ સમજવી. એટલા માટે રસની આસક્તિ છોડી દેઇને યોગીએ ઔષધની પેઠે અન્ન ખાવું જોઇએ. એ માછલી પાસેથી શિક્ષણ લીધુ.

(૧૭) **પિંગલા**—પિંગલા નામની વેશ્યા પૂર્વે વિદેહ રાજાના નગરમાં રહેતી હતી, તે એક દિવસે પુરૂષને પોતાના રતિસ્થાનમાં લેઇ જવા સારૂં ઉત્તમ શણગાર ધરીને સાયંકાળે ઘરના દ્વારમાં બેઠી હતી. આવેલો પુરૂષ ગયા પછી—હજુ પણ ઝાઝું આપે એવો બીજો કોઇ ધનવાન મારી પાસે આવશે, એવી દુષ્ટ આશાથી બેઠી હતી. ત્યાંથી ઉઠી ઘરમાં, અને ઘરમાંથી દ્વાર પર બેસતી. એવી રીતે આશામાંને આશામાં નિદ્રા ન આવી. ધનની આશાથી મુખ સુકાતુ હતું. એમ કરતાં કરતાં રાત વીતિ જવા આવી. ત્યારે નિરાશ બની. હવે આ ધંધાથી બસ છે, એવી સુબુદ્ધિ ઉત્પન્ન થઇ. નિરાશાથી વૈરાગ્ય ઉત્પન્ન થતાં દેહનું બંધન છોડી દેવાની ઇચ્છા કરી ગાવા લાગી કે;—અહો! વિવેક નહિ હોવાથી મેં મન જીત્યું નથી. તેથી હું તુચ્છ પુરૂષ પાસેથી કામની ઇચ્છા રાખુ છું. આ પરોક્ષ અંતર્યામિ ઇશ્વર કે જે નિરંતર પાસે રહેનાર ધન અને આનંદ આપનાર છે, તેને છોડી દેઇને હું કામનાને નહિ આપનાર, પણ દુઃખ, ભયાદિક શોક તથા મોહને આપનાર તુચ્છ પુરૂષને મૂર્ખપણાથી સેવું છું. અહો! હું કે જે સ્ત્રીઓમાં લંપટ, લોભી, અને શોક કરવા યોગ્ય પુરૂષ પાસેથી મારા શરીરને વેચીને ધન, અને રતિની ઇચ્છા કરૂં છું. તેવા અતિ નીચ ધંધાથી મારા અંતઃકરણને વૃથા પરિતાપ આપ્યો છે!! પુરૂષના શરીર રૂપી ઘર કે જે હાડ માંસનું બનેલું છે, ચામડેથી મઢેલું છે, અને મળ, મૂત્રથી ભરેલું છે, એવી ગંદી કાયા, તેને મારા વિના બીજી કઇ સ્ત્રી ઉત્તમ વસ્તુ સમજીને સેવે? આ મહાત્માની વિદેહ રાજાના પુરમાં હું એકજ મૂઢ બુદ્ધિવાળી અને દુષ્ટ છું. કેમકે સ્વરૂપને આપનારા આ અવિનાસી અંતર્યામિ ઇશ્વરને છોડીને બીજા ભોગની ઇચ્છા કરૂં છું. ઇશ્વરજ પ્રાણીઓના મિત્ર અને પરમ પ્રિય આત્મારૂપ છે, આ લોક અને પરલોકમાં ઇશ્વર વિના બીજો કોઇ મેળવાને યોગ્ય નથી. કોઇ પ્રાચીન શુભ કર્મના યોગથી ઇશ્વર મને પ્રસન્ન થયા જણાય છે. કે જેથી મને આ નીચ આશામાંથી સુખ આપનાર વૈરાગ્ય ઉત્પન્ન કર્યો. તે માટે હું તેમનો ઉપકાર માનું છું. અને પામર લોકોને લાગું પડતી દુષ્ટ આશાઓને છોડી દેઇને હું તે ઇશ્વરનુંજ શરણુ લેઉં છુ. સંતોષ અને આ વિષય ઉપર શ્રદ્ધા રાખતાં જે કાંઇ મળ્યું છે, તેટલાથી જીવીને હવે હું આ પ્રિય આત્માની સાથેજ વિહાર કરીશ. જીવ કે જે સંસાર રૂપી કુવામાં પડેલો, વિષયોએ આંધળો કરેલો, અને કાળરૂપી અજગરે પકડેલો છે, તેને

ઇશ્વર વિના બીજો કોણ બચાવી શકે? માટે હું કેવળ પ્રેમથીજ ઇશ્વરને ભજીશ એ રીતે પિંગળા વેશ્યા નિશ્ચય કરી, દુષ્ટ આશાને કાપી નાખતાં શાન્તિ ધરીને શય્યામાં સૂતી. આ પરથી શિક્ષણ લીધું કે, આશા રાખવી એજ મોટું દુઃખ છે. અને આશાથી રહિત રહેવું, એ મોટું સુખ છે. કેમકે પિંગળાએ પતિની આશા છોડી દીધી, ત્યારેજ તેને સુખથી નિદ્રા આવી.

(૧૮) **સમડી**—સમડી પોતાની ચાંચમાં માંસ લેઇને જતી હતી, તેને બીજા બળવાન પક્ષીએ દેખી, તેની પાસેથી માંસ લેઇ લેવા મારવા માંડી. જ્યારે એ સમડીએ માંસ મૂકી દીધું, ત્યારે સુખ પામી. એ પરથી શીક્ષણ લીધું કે, જે જે બહુ પ્યારી વસ્તુ હોય, તેનો પરિગ્રહ કરવો એજ દુઃખદાયી છે. એમ જાણીને જે પુરૂષ પરિગ્રહનો ત્યાગ કરે, તે અનંત સુખ પામે છે. એ શિક્ષણ સમડી પાસેથી લીધું

(૧૯) **બાળક**—બાળકને જેમ માન કે અપમાન નથી. અને ઘર તથા છોકરાં વાળાને જે ચિંતા થાય છે, તે પણ નથી કામાદિકને વશ ન રહેતાં એકલું વિરક્ત રહે છે. અને પોતાની રમતમાં પ્રસન્ન રહે છે. તેમ તેની પેઠે યોગીએ રહેવું. એ શિક્ષણ બાળક પાસેથી લીધું.

(૨૦) **કુમારિ કન્યા**—કુમારી કન્યા એક દિવસે ઘરમાં એકલી હતી. ત્યારે પરોણા આવ્યા. તેમને સારૂ તેઓ ન જાણે તેમ, એક ઓરડીમાં ચોખા ખાંડવા બેઠી. ખાંડતાં ચૂડીઓ ખડખડવા લાગી. ત્યારે તે એક પછી એક, એમ કહાડતી ગઇ. જ્યારે દરેક હાથમાં એકેકી રહી, ત્યારે તે ન ખડખડી. તેમ યોગીએ એકલા રહી ઇશ્વર સ્મરણ કરવું. એ કન્યા પાસેથી શિક્ષણ લીધું.

(૨૧) **બાણ બનાવનારો**—બાણ બનાવનારો બાણ બનાવતી વેળાએ એવો તો ધ્યાનથી લાગી રહ્યો હતો કે ત્યાથી વાજતે ગાજતે રાજાની સ્વારી ચાલી ગઇ, પણ તેની તેને ખબર પડી નહિ. એવી રીતે યોગીએ સર્વે ઇંદ્રિઓને વશ રાખી, એકાગ્ર ચિત્તે ઇશ્વરનુંજ ધ્યાન કરવું. પરમાનંદરૂપ ભગવાનમાં મનને એવી રીતે જોડી દેવું કે, જેમાં સ્થિતિ મળતાં મન ધીરે ધીરે પોતેજ વિષયોની વાસનાઓને છોડી દેશે. અને રજો ગુણ તથા તમોગુણ કે જે વિક્ષેપ તથા લય થવાના મૂળરૂપ છે. તેઓને પણવૃદ્ધિ પામેલા શમરૂપ સત્વગુણથી ટાળી નાખીને ગુણ તથા તેઓના કાર્યોથી રહિત થઇ જતાં વૃત્તિ રહિત થઇને માત્ર સ્થિતિ પામે છે વૃત્તિઓથી રહિત થયેલું મન બ્રહ્માકારપણાથી રહે એજ "અસંપ્રજ્ઞાત" નામની સમાધિ કહેવાય છે. આવી રીતે જેનુ મન બ્રહ્માકાર થયું હોય, એવા યોગીને દ્વૈતનું સ્ફુરણુજ થતું નથી.

(૨૨) **સર્પ**—સર્પ જેમ એકલો ફરે છે, પોતાનું એક રહેઠાણ રાખતો નથી, સાવચેત રહે છે, એકાંતમાં વસે છે, ગતિ ઉપરથી ઝેરી કે ઝેર વગરનો જણાતો નથી, કોઇને પોતાની સાથે રાખતો નથી, અને થોડુંજ બોલે છે, તેમ મુનિએ પણ એકલા ફરવું, પોતાનુ એક રહેઠાણ રાખવું નહિ સાવચેત રહેવું, એકાંતમાં વસવું, કોઇ રીતે બીજાઓને પોતાની રીતભાત જાણવા દેવી નહિ. કોઇને પોતાની સાથે રાખવો નહિ, અને થોડુંજ બોલવુ. વળી સર્પ જેમ પોતાને રહેવા દર કરતો નથી, પણ કોઇએ કરેલા દરમાં પેસીને

સુખે વધ્યા કરે છે, તેમ યોગીએ પણ પોતાને માટે ઘર નહિ કરતાં બીજાએ કરેલા સ્થાનકમાં રહીને મોટું થવું. કેમકે ઘરનો આરંભ કરવો, એ અત્યંત દુઃખદાયક છે. અને દેહ અનિત્ય હોવાથી નિષ્ફળ છે.

(૨૩) **કરોળિઓ**—કરોળિઓ જેમ હૃદયમાંથી નીકળેલી લાળને મોઢામાંથી વિસ્તારી તેની સાથે રમીને પાછો તે લાળને ગળી જાય છે, તેમાં બીજા કોઇ સાધનની અપેક્ષા રહેતી નથી. તેમ ઈશ્વર પોતામાંથીજ જગતને સજી તેથી વિહાર કરીને પાછા જગતને ગળી જાય છે. (પોતામાં લેઇ લેછે.) તેમાં બીજા કોઇ સાધનની અપેક્ષા રહેતી નથી. એ શિક્ષણ કરોળિઆ પાસેથી લીધું.

(૨૪) **ભમરી**—ભમરીએ પકડીને દરમાં રોપી મૂકેલો કીડો ભયને લીધે ભમરીનુંજ ધ્યાન કરતાં જેમ પોતે ભમરી રૂપ બની જાય છે, તેમ પ્રાણ પણ સ્નેહથી, દ્વેષથી અથવા ભયથી જે જે વસ્તુમાં પોતાના મનને એકાગ્ર કરે છે, તે તે વસ્તુરૂપ પોતે થઇ જાય છે. કીડો જ્યારે પોતાના તેના તે શરીરથી ભમરી રૂપ બની જાય છે, ત્યારે ઇશ્વરનું ધ્યાન કરનાર પુરૂષ બીજા શરીરથી ઇશ્વર રૂપ થઇ જાય, તેમાં તો આશ્ચર્યજ શું!

આ પ્રમાણે ગુરૂદત્તાત્રેયે ૨૪ ગુરૂ પાસેથી શિક્ષણ લીધું હતું તે સિવાય પોતાના દેહ પાસેથી પણ શિખામણ લીધી હતી, તે આ પ્રમાણે;—" આ દેહ જન્મ—મરણ અને પરિણામે નિરંતર દુઃખ ભોગરૂપ ફળને ધરી રહ્યો છે. તેથી વૈરાગ્ય થયો. અને તત્ત્વોને યથાર્થ વિચાર કરવા રૂપી વિવેક પણ આ દેહથીજ થયો છે. આવી રીતે આ દેહ.. અત્યંત ઉપકારી છે. તોપણ એ ઉપર પ્રીતિ નહિ રાખતાં એ કુતરા અને કાગડાનુંજ ભક્ષ છે, એવો નિશ્ચય રાખીને સર્વ સંગ છોડી ફરવા લાગ્યા. ધનમાં માત્ર પ્રથમજ સુખ દેખવામાં આવે છે. તેનો સંચય કરનાર પુરૂષ જે દેહને રાજી રાખવાની ઇચ્છાથી સ્ત્રી, પુરૂષ, ધન, પશુ, ઘર, અને સંબંધીઓના વર્ગોને વધારે છે, અને તેઓનુ પોષણ કરે છે, તે દેહ પણ બીજા દેહના બીજરૂપ કર્મને ઉત્પન્ન કરીને નાશ પામે છે. ઘણી સોક્યો જેમ એક ઘરધણીને સઘળી કોરથી તાણવા માંડે છે, તેમ આ દેહને અથવા દેહાભિમાની પુરૂષને એક કોરથી જીભ રસને માટે ખેંચે છે. બીજી કોરથી તરસ પાણીને માટે ખેંચે છે, ત્રીજી કોરથી શિશ્ન મૈથુનને માટે ખેંચે છે, ચોથી કોરથી ચામડી સ્પર્શને માટે ખેંચે છે, ઘ્રાણ સુગંધને માટે ખેંચે છે, ચપળ ચક્ષુ રૂપને માટે ખેંચે છે, અને તે ઉપરાંત વળી કર્મેન્દ્રિઓ પણ પોત પોતના વિષયોને માટે ખેંચે છે. માટે દેહને દુઃખરૂપ જાણી વૈરાગ્ય ઉત્પન્ન્યો. પ્રભુએ પોતાની શક્તિ રૂપ માયાથી વૃક્ષ, પશુ, પક્ષી, ડાંસ, અને માછલાં આદિ અનેક પ્રકારનાં શરીરોને સ્રજ્યાં છે. પણ તેઓમાં કોઇની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ નથી. એમ ધારીને હૃદયમાં સંતોષ નહિ પામતાં છેલ્લીવારે મનુષ્ય દેહ કે જેની બુદ્ધિ પરમાત્માને અપરોક્ષ કરવામાં સમર્થ છે, તેને સરજીને પ્રભુ રાજી થયા હતા. માટે મનુષ્ય દેહ કે જે અતિદુર્લભ છે, તેને પામી ઇશ્વરમાં નિષ્ઠા રાખવી જોઇએ. ઘણા ઘણા જન્મને છેડે આ મનુષ્ય દેહ કે જે પોતાને મોત કરવાથી અનિત્ય છે, તે જ્યાં પણ પુરૂષાર્થ આપનાર છે. તેને પામીને ધીર પુરૂષે તે દેહ મરણ પામે નહિ, તે પહેલાંજ કલ્યાણને માટે યત્ન કરવો જોઇએ. વિષયોનું સુખ તો પશુ આદિ અવતારોમાં પણ

મળે છે. ઘણા કલ્યાણનુ સાધન તો મનુષ્ય દેહથીજ થાય છે. માટે પ્રભુને પામવા યત્ન કરવો જોઇએ." આ પ્રમાણે ઘણા ગુરૂઓ પાસેથી તેમને શિખામણ મળવાથી મનમાં વૈરાગ્ય અને જ્ઞાનરૂપી દીવો મળતાં દત્તાત્રેયે સઘળી રીતે કામ કરવાને સમર્થ છતાં પણ સર્વ સંગ છોડી દેઇને અહકાર રહિત થઇ આ પૃથ્વીમાં અવધૂત યોગીરુપે ફરવા લાગ્યા હતા. અને ઘણા જનોને ઉપદેશ આપી તાર્યા હતા.

મહાત્મા દત્તાત્રેય ખરેખર અવતારી પુરૂષ હતા. તેમને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, અને શુદ્ર, એ ચારે વર્ગના લોકો પ્રેમથી માને છે. તેમના પવિત્ર નામનુ સ્મરણ અને પૂજન પણ કરે છે. **દત્તાત્રેય** નામનો ધર્મ ચાલે છે. એ ધર્મ ચારે વર્ગના લોકો પાળે છે. ગુરૂદત્તાત્રેયે બ્રાહ્મણ, ક્ષત્રિ, અને વૈસ્ય જ્ઞાતિના પુરૂષોને બ્રહ્મચર્ય, વાન પ્રસ્થ, સંન્યાસ, પરમ હંસ, યોગી, મુનિ, અને સાધુ, કરવાની આજ્ઞા આપી છે. એ લોકો પોતાના આત્માને ઇશ્વરરૂપ સર્વજ્ઞ માને છે. તેને મૂર્ત્તિમાન સમજી અખંડ સમાધિમાં રહેવા સારૂ અષ્ટાંગ યોગની સર્વ ક્રિયાઓ કરે છે. અને અહિંસક, જીવ દયા પાળવી, એ તેમનું મુખ્ય વલણ છે. તેઓ ગુરૂની આજ્ઞા માને છે. અને સત્ય શાસ્ત્રનુ અધ્યયન કરી, મોક્ષ સાધનમાં કાળ ક્ષેપ કરે છે. દત્તાત્રેય ધર્મની આજ્ઞા આ પ્રમાણે છે,—" ઇશ્વર નિરાકાર છે. સર્વ સૃષ્ટિ આત્માની ભ્રાંતિથી કલ્પિત ભારે થઇ છે. પ્રકૃતિના સર્વ ધર્મનો તિરસ્કાર કરવો, નિવૃત્તિરૂપ ગંગામાં નિમગ્ન થવુ, અકૃત્વ અને અચિંત્ય ભાવ, એ જ્ઞાનીનો સ્વભાવ છે. સત્ય, તપ, અપરિગ્રહ, દયા, ક્ષમા, ધર્મ, અર્થ, મોક્ષ, અને વૈરાગ્ય, એ સર્વે સંપાદન કરવાં, અને માદક પદાર્થથી વિરક્ત રહેવું, એવી આજ્ઞા છે, પણ હાલે પુરાણોક્ત જ્ઞાન સેળભેળ થવાથી અને યોગ જ્ઞાન ન સમજાયાથી મૂર્ત્તિ પૂજા ચાલું થઇ. અને મદ્યમાંસનો ઉપયોગ થવા લાગ્યો છે. આ ગડબડ જે પાછળથી પેઠી છે, એ ઘણી સોચની વાત છે. બાકી સર્વ મૂળતત્વો ઉત્તમ છે. આ ધર્મની ઉત્પત્તિ સુમારે ઇસ્વીસનના પાંચમા સૈકામાં થઇ, એવું જાણવામાં આવે છે. એટલે તેને આજે આશરે ૧૪૦૦ વર્ષ થવા આવ્યાં છે.

મહાત્મા ગુરૂદત્તાત્રેય હિંદુઓમાં એક દેવ તરીકે મનાયા છે, અને અદ્યાપિસુધી એજ ભાવે તેમની પૂજા કરવામાં આવે છે. તેમ તેમનુ પવિત્ર નામ સ્મરણ કરીને હિંદુઓ પોતાનો ભક્તિભાવ દેખાડે છે. ગુજરાતમાં ગિરનારના શિખર ઉપર ગુરૂ દત્તાત્રેયનાં પગલાંની સ્થાપના કરેલી છે. તેનાં દર્શન કરીને હિંદુઓ પોતાને પાવન થયેલા માને છે. વાહ! ધન્યછો મહાત્મા ગુરૂ દત્તાત્રેયને કે જેમના અસ્તિત્વને આજે હજારો વર્ષો થઈ ગયા છતાં આર્યાવર્તના લોકો તેમને દેવભાવે પૂજે છે.



## કશ્યપ.

મુનિરાજ **કશ્યપ** બ્રહ્માના દશ માનસપુત્ર (પ્રજાપતિ) માંના **મરીચીના** પુત્ર થાય. તેમને **અરિષ્ટનેમી** પણ કહે છે. તેમની માતાનુ નામ **કલા** હતું. તે મહાત્મા કર્દમ મુનિનાં પુત્રી, અને કપિલદેવનાં બ્હેન થાય. કશ્યપ મુનિ મહારાજા **દક્ષ** પ્રજાપતિની અદિતિ, અને દિતિ, વગેરે તેર કન્યાઓ સાથે પ્રજા વૃદ્ધિ માટે પરણ્યા હતા. એ સિવાય

તેમને બીજી સ્ત્રીઓ પણ હતી. એ સર્વમાં અદિતિ મોટી અને મુનિને વધારે પ્રિય હતી. તેનાથી તેમને બાર આદિત્ય[1] પુત્રો થયા હતા. અને દિતિથી મયદાનવ વગેરે દૈત્યો થયા હતા.

કશ્યપમુનિ પીગળેલા સુવર્ણ સરખા મહા તેજસ્વી પુરૂષ હતા. તેમની જટા અગ્નિની જ્વાળા જેવી હતી. અગ્નિની પેઠે તેમની પાસે કોઇથી પણ જઇ શકાય નહિ, એવા મહા પ્રતાપી જણાતા હતા. સર્વ ઋષિ મુનિઓમાં તેમની મહત્તા વિશેષ હતી. તેઓ મહાન પ્રજાપતિ હતા. તેમની સૃષ્ટિમાં દેવ, દૈત્ય, અને મનુષ્ય, ઇત્યાદિ પ્રાણીઓ ઉત્પન્ન થયાં છે. તેમનો વંશ વિશેષ વિસ્તાર પામેલો છે.

મહાત્મા કશ્યપમુનિને નીતિ ઘણીજ વ્હાલી હતી જે મનુષ્ય ધર્મનીતિથી ચાલતો, તેનાપર તેમની વિશેષ પ્રીતિ હતી. અવિવેકી માણસ તેમને બહુજ અપ્રિય લાગતો. તેઓ અધર્મીનો પક્ષ કદી પણ કરતા નહિ. ગમેતો પોતાનો પુત્ર હોય, તોપણ અધર્મની વાત કાને પણ ધરતા નહિ. આ મુનિરાજની પૂર્ણ કૃપાથીજ નરવાહનદત્ત નામે રાજા ચક્રવર્તિ રાજાની શ્રેષ્ટ પદવીને પામ્યો હતો. એટલુંજ નહિ પણ તે રાજા બહુ નિર્વિકારી, રાગદ્વેષ રહિત, અને પ્રજા પાળક થયો હતો. એ સર્વ પ્રતાપ મુનિરાજ કશ્યપનોજ હતો. જેવા તેઓ પ્રજાપતિ તરીકે પ્રજા વૃદ્ધિના કાર્યમાં શ્રેષ્ટ હતા, તેવાજ પોતાની પ્રજાને સર્વરીતે ઉત્કૃષ્ટ બનાવવામાં પણ શ્રેષ્ટ હતા. તેમની પ્રજા પણ મહા પરાક્રમી અને શ્રેષ્ટ હતી. તેમનો પ્રતાપ ચારે તરફ પ્રસરી રહ્યો હતો. તેમની સ્ત્રીઓ પણ મહાજ્ઞાની અને બુદ્ધિશાળી હતી. આવાં ઉત્કૃષ્ટ માબાપોની પ્રજા ઉત્કૃષ્ટ નીવડે તેમાં શી નવાઇ? કશ્યપમુનિ નિરંતર ધર્મોપદેશનું કાર્ય બજાવતા હતા. અને પૃથ્વીની સર્વ પ્રજાને સત્ય ધર્મે ચલાવવાનો પ્રયત્ન કરતા હતા. તેથી તેઓ **"કશ્યપ ભગવાન"** એવા મહત્ પદને પામી ગયા છે. તેમજ **સપ્તઋષિ** મંડળમાં મુખ્ય ગણાયા છે. તેઓ પ્રૌઢ વક્તા હતા. કોઇનો પણ પક્ષપાત કરતા નહિ. તેમજ નિર્લોભી અને નિડર હતા. સત્ય વાત કહેવામાં તેઓ કોઇની પણ પરવા રાખતા નહિ. તેમણે 'સ્મૃતિ' નો એક ગ્રંથ પણ રચેલો છે. સર્વ દેવ, દાનવો અને મનુષ્યો તેમની આજ્ઞા માનતા હતા. શિવ જેમ કૈલાસપર રહેતા, તેમ કશ્યપમુનિ યોગી રૂપે મેરૂપર્વતના શિખરપર રહેતા. અને પરમબ્રહ્મ પરમાત્માનું ધ્યાન આનંદથી કરતા.

આ મંત્રદ્રષ્ટા ઋષિના કુળમાં મુખ્ય પોતે, તેમના અવત્સાર અને અસિત ઋષિ, મળી ત્રણ થયા. અવત્સાર ઋષિના નિધ્રુવ અને રૈભ. રૈભના રૈભ્ય. અને શાંડિલ્યના શાંડિલ્ય ઋષિ થયા. અવત્સારની સ્ત્રીનું નામ માલમ નથી. પણ અસિત ઋષિની સ્ત્રીનું નામ એકપર્ણા હતું. નિત્યઋષિ અને દેવલ ઋષિ એ શાંડિલ્ય વંશમાં થયા. એ વંશ પ્રખ્યાત થયો છે. કશ્યપ ઋષિના મુખ્યત્વે કરીને નિધ્રુવ, રૈભ, અને શાંડિલ્ય, એ ત્રણ વંશ મોટા થયા છે. તેમની પ્રવર વ્યવસ્થા આ પ્રમાણે છે.—**નિધ્રુવકુળનાં**—કશ્યપ, અવત્સાર, અને નૈધ્રુવ, એ ત્રણ પ્રવર છે. **રૈભકુળનાં**—કશ્યપ, અવત્સાર, અને રૈભ્ય, એ ત્રણ પ્રવર છે. **શાંડિલ્યકુળનાં**—કશ્યપ, અવત્સાર, અને શાંડિલ્ય, એ ત્રણ પ્રવર છે. શાંડિલ્ય વંશ ઘણો ચાલ્યો છે. એ કુળનાં—કશ્યપ, અવત્સાર, અને અસિત, એ ત્રણ પ્રવર; તથા કશ્યપ

(૧) બાર આદિત્યનાં નામ—વરૂણ, સૂર્ય, વેદાંગ, ભાનુ, ઇંદ્ર, રવિ, ગભસ્તિ, યમ, સ્વર્ણરેત દિવાકર, મિત્ર, અને વિષ્ણુ.

અવત્સાર, અને દેવલ, એ ત્રણ પ્રવર, તેમજ કસ્યપ, અસિત, અને દેવલ, એ ત્રણ પ્રવર એ રીતે તેનાં ત્રણ પ્રકારનાં ત્રણ પ્રવર છે. વળી એમાં વશિષ્ટ વંશ પણ ઘણો ચાલ્યો છે. તેનાં—કસ્યપ, અવત્સાર, અને વશિષ્ટ, એ ત્રણ પ્રવર છે. એ પ્રમાણે એ કુળની પ્રવર વ્યવસ્થા છે.

કસ્યપ મુનિના પુત્ર **સૂર્યનો** પુત્ર વૈવસ્વત–મનુ, અને તેનો પુત્ર ઇક્ષ્વાકુ થયો. જેણે પવિત્ર સૂર્યવંશની મૂળગાદી અયોધ્યામાં સ્થાપિ હતી. એ વંશમાં **માન્ધાતા, હરિશ્ચંદ્ર,** સગર, દિલીપ, રઘુ, દશરથ, અને **શ્રીરામ** વગેરે ઘણા નામાંકિત અને પરાક્રમશાળી ચક્રવર્તિ મહારાજાઓ થઇ ગયા છે. જેના કુળમાં આવા મહાત્મા પુરૂષો ઉત્પન્ન થયા, કે જેમણે જગતમાં અનેક મહાન્ કાર્યો કરીને પોતાના કુળને પૂર્ણ રીતે દિપાવ્યું છે. એવા કસ્યપ કુળને ધન્ય છે !

## બૃહસ્પતિ.

આ મહાત્મા પુરૂષ વિષે હિંદુશાસ્ત્રોમાં લખ્યું છે કે, તેઓ ઇંદ્રાદિ દેવોના ગુરૂ હતા. અને મહાત્મા વશિષ્ઠ ઋષિની માફક તેમના પણ બે જન્મ હતા. તે આ પ્રમાણેઃ—

પ્રથમ જન્મ સ્વાયંભૂ મન્વંતરમાં થયો હતો. તેમના પિતાનું નામ **અંગિરા** ઋષિ અને માતાનું નામ **શ્રદ્ધા** હતું તેમને **ઉતત્થ,** અને **સંપર્ત** એ બે ભાઇ હતા. તેમજ **સિનીવાલી** અને અનુમતિ વગેરે ચાર બ્હેનો હતી.

બીજો જન્મ આ ચાલું વૈવસ્વત મન્વંતરમાં થયો હતો. આ વખતે પણ તેમના પિતા **અંગિરા**[1] ઋષિ હતા. અને માતા **સુરૂપા** હતી. **શાન્તી, વિરુપ,** અને **સુધન્વા** વગેરે આઠ ભાઇઓ હતા. અને **શુભા** તથા **તારા** નામની બે મહા સતી સ્ત્રીઓ હતી. શુભાથી તેમને **ભાનુમતિ, મહિષ્મતિ,** અને **મહામતિ,** વગેરે સાત કન્યાઓ હતી. અને તારાથી **શંયુ, નિશ્ચવન,** અને **વિશ્વજિત** વગેરે સાત પુત્ર, તથા **સ્વાહા** નામે એક પુત્રી હતી.

દેવર્ષિ બૃહસ્પતિ વેદ વિદ્યા નિધિ અને અસ્ત્ર શસ્ત્રાદિ સર્વ વિદ્યાઓમાં એક્કા હતા. તેઓ મહા તેજસ્વી, બુદ્ધિવાન, વાચાળ, અને આનંદી હતા. તેમજ ધર્મ નીતિ અને વ્યવહારમાં કુશળ હતા. તેમની પાસે ઘણા શિષ્યો વિદ્યાભ્યાસ કરવા સારૂ રહેતા હતા. તેઓમાં **શુકદેવજી**[2] પણ હતા. તેમણે આવા સમર્થ ગુરૂ પાસે રહીને વિધિપૂર્વક બ્રહ્મચર્યનાં વ્રતો કર્યાં હતાં. અને રહસ્ય તથા વેદો વગેરે ધર્મ સ્ત્રોનો અભ્યાસ કર્યો હતો.

---

(૧) દશ પ્રજાપતિ અથવા માનસ પુત્રોમાના એક સ્વાયંભૂ મન્વતરમાં ઉત્પન્ન થયેલા દશ માનસ પુત્રો મહાદેવના શાપથી નાશ પામ્યા હતા તેથી બ્રહ્મદેવે ફરીને વૈવસ્વત મનવતરમાં દશ માનસ પુત્રો ઉત્પન્ન કર્યા હતા.

(૨) વ્યાસ પુત્ર શુકદેવજી બૃહસ્પતિના શિષ્ય હતા, એવું હિંદુ ગ્રંથોમાં લખેલું છે. પરંતુ વ્યાસજી પહેલાં ઘણાં વર્ષો અગાઉ બૃહસ્પતિ થઈ ગયાનું જણાય છે. તો શુકદેવજી તેમના શિષ્ય હોય, એ વાત અસંભવિત લાગે છે.

દેવાચાર્ય બૃહસ્પતિ અને દૈત્યોના ગુરૂ શુક્રાચાર્ય વચ્ચે ઘણી સ્પર્દ્ધા ચાલતી હતી. દેવ અને દાનવો વચ્ચે વારંવાર વિરોધ થતો, ત્યારે બૃહસ્પતિ પોતાના શિષ્ય વર્ગને ઘણી પ્રકારે સહાય કરી દાનવોનો પરાજય કરતા હતા. તેમણે સ્મૃતિ ગ્રંથ રચ્યો છે, જે **"બૃહસ્પતિ સ્મૃતિ"** ને નામે પ્રસિદ્ધ છે. એ સિવાય ચાર્વાક જેવા નાસ્તિક મતના ગ્રંથો પણ તેમણે રચેલા છે. તેમ કરવાનું કારણ એવું કહેવાય છે કે, પૂર્વે દેવ અને અસુરો વચ્ચે દ્વેષ વધ્યો હતો. અસુરો કૈલાસવાસી શિવને માનતા હતા. અને શિવના રચેલા તંત્ર ગ્રંથો પ્રમાણે ચાલતા હતા. એક સમે ચીનવાસી અસુરો ત્રિવિષ્ટ-ટિબેટમાં આવ્યા હતા. તેમણે કૈલાસ પર્વત પર ચઢી શિવની પૂજા કરી તેમને પ્રસન્ન કર્યા હતા. તેથી શિવની તેમના પર પૂર્ણ કૃપા થઇ હતી. તેને લીધે તેઓ વેદ તેમજ તંત્ર માર્ગને તજી મરજીમાં આવે તેમ વર્ત્તવા લાગ્યા. દેવોને ઘણી પ્રકારે અડચણ કરવા લાગ્યા. અને ચારે તરફ જુલમ વધી ગયો. આથી વિષ્ણું અને ઇંદ્રાદિ દેવોએ મળીને વિચાર કર્યો કે;—શિવજી સર્વ વિદ્યાના પ્રગટ કર્ત્તા છે. તેમની કૃપાથી અસુરો છકી જઇ જુલમ અને જીવ હિંસા કરે છે. માટે તેમનો જૂલમ તોડવા તથા તેમનો નાશ કરાવવાને તેઓ વેદ બાહ્ય થઇને ઇશ્વર ભક્તિ છોડે એમ કરવું, કે એ જોઇને શિવજી તેમના પર કોપી તેમનો નાશ કરે. એવો વિચાર કરીને દેવગુરૂ બૃહસ્પતિએ એક કપટ શાસ્ત્ર રચ્યું. તેમાં જીવ દયા અને નિરીશ્વર વાદના કુતર્કો લખ્યા. પછી અસુરોને ઠગવાને માટે વિષ્ણુ તથા બૃહસ્પતિ અને બીજા ઋષિઓ ચાર્વાક યતિનો વેષ લેઇને ચીનમાં ગયા. ત્યાં જઇને ચાર્વાક શાસ્ત્ર પ્રમાણે અસુરોને ધર્મોપદેશ આપવા લાગ્યા કે;—

"અહો! તમો શું આત્માને જાણતા નથી? દેહ એજ પ્રત્યક્ષ આત્મા છે. દેહ અન્નબ્રહ્મથી નીપજેલો છે. માટે દેહ બ્રહ્મ છે. તો દયાળુ પુરૂષોએ કોઇના દેહને હણવો નહિ. જે દેહરૂપ આત્માને હણે છે, તેને આ જન્મમાં દુઃખ પ્રાપ્ત થાય છે. વેદમાં જે પુત્રાત્મા વાદ છે, તે દેહાત્મા વાદથી ભિન્ન નથી. દેહ છે તે અન્નમય કોશ છે. તેનેજ વેદમાં બ્રહ્મ કહે છે. દેહરૂપ આત્માને વિધિ કરીને પણ હણવો નહિ. વેદ અને તંત્રમાં જે વિધિઓ હિંસાવાળી છે, તે નિર્દય અને ખળ પુરૂષોએ કહી છે. અરેરે! એ દુષ્ટ પુરૂષો કેવા છે કે, જેઓ હિંસા કરવાથી પુણ્ય માને છે. હિંસા કરવાથી જો પુણ્ય થતું હોય, તો ઝેરથી અમૃત થાય. દીવાથી દીવો થાય છે, પણ અંધારાથી થતો નથી. દયાથી ધર્મ થાય છે, પણ હિંસાથી થતો નથી. હિંસાથી કેવળ પાપ થાય છે. જે લોકો પ્રત્યક્ષ દેહરૂપી આત્માને હણી અપ્રત્યક્ષ દેવ પિતૃનું યજન કરે છે, તે લોકો ગંગાનો પ્રવાહ છોડી સુકા સરોવરને ચાટે છે. શ્રાદ્ધ કરવાં નહિ. જે દેહ મુઓ તે ફરી થતો નથી. કેવળ બ્રાહ્મણને મારવાથીજ બ્રહ્મહત્યા થાય છે, એમ નથી. પણ સર્વ દેહને હણવાથી બ્રહ્મહત્યા થાય છે."

એવી રીતનો એ વેષધારી ચાર્વાક યતિનો ઉપદેશ સાંભળીને એક અસુરે તેના ઉપર કુતરાનું એક સુકું હાડપિંજર પડેલું હતું, તે નાખીને કહ્યું કે, લે આ તારૂં બ્રહ્મ. યતિએ ગુસ્સે થઇને ઉત્તર આપ્યો કે, અરે ખળ અસુર! આ મરેલા કુતરાના અપવિત્ર હાડપિં-જરને તેં કેમ સ્પર્શ કર્યો?

અસુર—તું દેહને બ્રહ્મ માને છે. ત્યારે આ હાડપિંજરમાં અપવિત્રતા ક્યાંથી આવી?

**યતિ**—મરેલા દેહમાં બ્રહ્મ નથી. એ સચેત હોય, ત્યારે એમાં બ્રહ્મતા છે.

એ સાંભળી અસુરે કૂતરાના બચ્ચાનું મુખ એ યતિને મુખે અડાડયું. એટલે યતિ કોપીને બોલ્યો કે;—અરે દુષ્ટ! આ અપવિત્ર કૂતરાનું મુખ મારે મુખે કેમ અડાડયું?

**અસુર**—તારા મતમાં જીવતુ શરીર બ્રહ્મ છે, ત્યારે એમાં અપવિત્રતા ક્યાંથી આવી?

**બીજો યતિ**—શરીરમાં જે પ્રાણવાયુ ચાલે છે, તે પ્રાણમય કોશ છે. તે બ્રહ્મ છે. શરીર તો સ્થૂળ છે; તે તો અપવિત્ર છે. માટે શરીર બ્રહ્મ નથી.

એ સાંભળી અસુરે ચાર્વાક યતિના મુખમાં ફુંક મારી. તેથી યતિએ કહ્યું કે;—અરે યવન! મારા મુખમાં તારો અપવિત્ર શ્વાસ કેમ મૂકે છે?

**અસુર**—તારા મતમાં પ્રાણવાયુ બ્રહ્મ છે. ત્યારે તેમાં અપવિત્રતા ક્યાંથી આવી?

**ત્રીજો યતિ**—પ્રાણમય કોશ બ્રહ્મ નથી. એથી બ્રહ્મ આગળ છે. નાકે ચાલનારો ધમણના જેવો પ્રાણવાયુ તો અપવિત્ર છે. દેહમાં જેમનો મયકોશ છે, તે પવિત્ર છે.

**અસુર**—હે યતિ! તું જ્યારે ઉંઘીશ, ત્યારે અમે તને મુવેલો જાણી બાળી મૂકીશું. કેમકે ઉંઘમાં મન લય પામે છે.

**ચોથો યતિ**—બુદ્ધિમય કોશ છે, તે બ્રહ્મ છે.

**અસુર**—બુદ્ધિ પણ ઉંઘમાં લય પામે છે.

**પાચમો યતિ**—દેહમાં આનંદમય કોશ છે, તે બ્રહ્મ છે. ઉંઘમાં પણ આનંદ છે. કેમકે હું આજ આનંદમાં સૂતો હતો, એવું જાગીને કહે છે.

અસુરે એ વાત સ્વીકારી. એ રીતે ઉપર લખેલા પાંચ ચાર્વાકના પાંચ મત તેમના ગ્રંથમાં છે. વળી એ યતિઓએ ચાર્વાક મતનાં તત્વો જણાવ્યાં છે કે;—" પૃથ્વી, જળ, અગ્નિ, અને વાયુ, એ ચાર તત્વો છે. જગત્કર્ત્તા ઇશ્વર નથી. શરીરમાં જીવ નથી. શરીરમાં જે ચેતના તે ચાર તત્વના મિશ્રણથી થઇ છે. એકલા પ્રત્યક્ષ પ્રમાણથીજ પ્રમેય વસ્તુનું જ્ઞાન થાય છે." ઇત્યાદિ નાસ્તિકતાનો ઉપદેશ આપ્યો છે. એ ઉપદેશ સાંભળીને સર્વે અસુરો નાસ્તિક થઇ ગયા. જગત્કર્ત્તા પ્રભુની ભક્તિ છોડી દીધી. યતિઓના કુતર્કો સાંભળીને વેદોક્ત ધર્મના વિચારો અસુરોના મનમાંથી નીકળી ગયા. જીવપર દયાળું થયા. પણ પરમેશ્વરને માનવાનું તજી દીધું. એ પ્રમાણે નાસ્તિક થઇ ગયા. પછી બૃહસ્પતિ વગેરે જે દેવો ચાર્વાક યતિના વેષે ગયેલા હતા, તેઓ ધારેલું કાર્ય સાધિને પાછા પોતાને સ્થાનકે આવ્યા. પરંતુ તેમની પરંપરા ચીનદેશમાં રહી. અસુરોએ શિવ ધર્મ છોડી દીધો. સૌ નાસ્તિક થઇ ગયા. તેથી શિવે ક્રોધ કરી અસુરોને મારી ઠેર કર્યા. અને તેમનાં ત્રણપુર (નગર)નો નાશ કર્યો. જે અસુરોએ શિવ ધર્મ કબુલ કર્યો, તેમને જીવતા મુક્યા. શિવે ત્રણપુરનો નાશ કર્યો, તે ઉપરથી શિવજી "ત્રિપુરહર" કહેવાય છે. શિવધર્મ વેદાનુંસારી છે. તેમના મુખ્ય સિદ્ધાંત આ પ્રમાણે છે;—

"જગતનો કર્ત્તા એક ઇશ્વર છે. તે પોતાના જ્ઞાન, ઇચ્છા, અને ક્રિયા, એ ત્રણ શક્તિવડે જગત્ સૃજે છે. પોતાની સૃષ્ટિના જીવોના શુભાશુભ કર્મ તપાસીને તેમને સુખ દુઃખ આપે છે." ઇત્યાદિ શૈવમતને અનુસરીને ગૌતમ અને કણાદ મુનિએ તર્કશાસ્ત્ર રચ્યાં છે. શૈવમતાનુંસારી અનેક તાર્કિક પંડિતો થયા છે. તેમણે પોતાના ગ્રંથોમાં નાસ્તિક મતનાં

ખંડન કર્યા છે. ચાર્વાક મત પછી કેટલેક કાળે બૌદ્ધમત થયો. તેનું ખંડન પણ શૈવમતના પંડિતોએ કર્યું છે.

મહાત્મા બૃહસ્પતિ દેવોમાં ઘણા માન્ય અને પૂજ્ય ગણાયા છે. તેમની શ્રેષ્ઠતા ઘણી હતી. મોટા મોટા રાજાઓ તેમને આધિન હતા. પ્રજાના હિતનાં કાર્યો પણ તેમણે ઘણાં કર્યાં છે. તેથી આર્યાવર્તમાં તેમને એક તેજસ્વી તારારૂપ ગણવામાં આવ્યા છે. તેની અખંડ નિશાની તરીકે આકાશમાં આજ પણ બૃહસ્પતિ નામનો તારો પ્રસિદ્ધ છે. વળી જનમંડળમાં તેમના પવિત્ર નામનું નિત્ય સ્મરણ રહે, તેટલા માટે હિંદમાં ગણાતા સાતવારમાંના એકવારનું નામ "બૃહસ્પતવાર" અથવા "ગુરૂવાર" પાડવામાં આવ્યું છે. એ રીતે આ મહાત્મા પુરૂષ પોતાના આત્મબળથી જગતમાં અક્ષય કીર્તિ મૂકી ગયા છે.



# પતંજલિ.

**યોગશાસ્ત્ર** ના કર્તા મહાત્મા પતંજલિ મહર્ષિ **અંગિરા** ના પુત્ર થાય. તેઓ ઈલાવૃતમાં રહેતા હતા. અને ગોનર્દ દેશમાં એચ નામની નદીને કાંઠે તપ કરતા હતા. એવું કહેવાય છે કે, કોઇ બ્રાહ્મણની અંજળીથી તેમનું પતન થયું હતું, તેપરથી **પતંજલિ** નામ પડ્યું હતું. તેઓ શોધક બુદ્ધિના, વિદ્વાન, તત્ત્વજ્ઞ, અને ઉત્સાહી હતા. તેમની સ્ત્રીનું નામ લોલુપા હતું. તે સુમેરૂ પર્વતની ઉત્તરે વડની ગુફામાં સંતાઇ બેઠી હતી. તે કોઇ ખાનદાન કુળની દુઃખની મારેલી ભાગી છૂટેલી બાળા હતી પતંજલિ ઋષિ તે પોતાને યોગ્ય જોઇ, તેની સાથે વાતચિત કરીને પરણ્યા હતા. લોલુપા ઘણીજ ચંચળ બુદ્ધિની હતી. ઋષિ તેને જે જે શિખવતા, તે તે એ તુરત મૂખ પાઠે કરી લેતી હતી. તે ગાયન તથા વાદ્યમાં ઘણીજ પ્રવિણ થઇ હતી. તેના વડે તે પોતાના પતિને વખતો વખત રંજન કરતી હતી. પતિને રંજન કરવા, તથા ઇશ્વર સ્તવન સિવાય તે કદી પણ બીજાની પાસે ગાતી નહોતી. જ્યારે ઇશ્વર ભજન કરવા ઋષિ સમાજ મળતો, ત્યારે આ દંપતિ ગાતાં હતાં.

પતંજલિ મહા યોગી પુરુષ હતા. તેમણે વિક્ષેપરૂપી અંતઃકરણનો જે મળ તેના નાશ સારૂ યોગ સૂત્ર કર્યાં છે. એ યોગશાસ્ત્રને "પાતંજળ યોગ" અથવા "**સેશ્વર સાંખ્ય**" કહે છે. હિંદુઓનાં **ષડ્ દર્શનો**[1] માંનું આ **યોગદર્શન** પણ એક છે. મહાત્મામુનિ કપિલ કૃત **સાંખ્ય દર્શન** અને આ પતંજલિઋષિ કૃત યોગદર્શનમાં ઘણો તફાવત ન હોવાથી તે બન્નેને સાંખ્ય શાસ્ત્ર અથવા યોગ શાસ્ત્ર કહે છે. કપિલમુનિએ પોતાના સાંખ્ય દર્શનમાં એવું લખ્યું છે કે,—"જડ અને ચેતન એવી બેજ વસ્તુ છે. અને તે બન્નેથી સૃષ્ટિ પ્રવાહ ચાલે છે. તથા સૃષ્ટિનો કોઇ કર્તા નથી." ઇત્યાદિ લખેલું છે. તેથી તેમણે રચેલા સાંખ્ય શાસ્ત્રને **નિરીશ્વર સાંખ્ય** કહે છે. પતંજલિ ઋષિએ પોતાના ગ્રંથમાં ઇશ્વરનું પ્રતિપાદન કર્યું છે. તેથી તેને **સેશ્વર સાંખ્ય** અથવા યોગ શાસ્ત્ર કહે છે, કપિલમુનિએ જે તત્ત્વ વિચાર કર્યો છે, તેને પતંજલિએ સ્વીકાર્યો છે. પુરૂષની મુક્તિ માટે ખરો માર્ગ કીયો છે? તેનીજ તેમણે શોધ કરી છે. કપિલમુનિના સાંખ્ય શાસ્ત્રમાં કહેલાં પચીશ તત્ત્વ તેમને

(૧) જુઓ કપિલ મુનિના ચરિત્રમાં નીચેની ૨૪૨ નોટ.

માન્ય રાખ્યાં છે, પણ પુરૂષ જે નિરંતર પ્રકૃતિમાં બંધાઇ ગયો છે, તેને શુદ્ધ માર્ગ પ્રાપ્ત થઇ મોક્ષ થાય, એ સંભવતુ નથી; એમ માનીને પુરૂષને મોક્ષ બુદ્ધિ આપનાર પરમ જ્ઞાનવાન, નિત્ય, અને શુદ્ધ, એવા એક ઇશ્વરની જરૂર પતજલિએ સ્વીકારી છે. તેથી તેમણે ઇશ્વર સહિત છવીશ તત્વ માન્યાં છે. કપલિમુનિએ જે વિચાર બાહ્ય સૃષ્ટિની રચના વિષે ચલાવ્યો છે, તેનેજ પતંજલિઋષિએ વિસ્તારીને અતર સૃષ્ટિની શોધમાં કામે લગાડયો છે. મોક્ષ ઇશ્વર કૃપાથી થાય છે, અને તે મેળવવા માટે પુરૂષને **યોગ** કરવાની જરૂર છે.

યોગશાસ્ત્રનાં ચાર પાદ છે. **પ્રથમપાદમાં**—ચિત્તવૃત્તિનો નિરોધ કરી સમાધિ પર્યંતનો વિચાર બતાવી તેનાં સાધન કહ્યાં છે, તેને **સિદ્ધપાદ** કહે છે. **બીજાપાદમાં**—વિક્ષેપ ચિત્તવૃત્તિને[1] સ્થિર કરવા માટે ક્રિયા યોગાદિ બહિરંગ—સમાધિના આઠ સાધનરૂપી અંગ કહ્યાં છે. તેને **ક્રિયાપાદ** કહે છે. **ત્રીજાપાદમાં**—ધારણા, ધ્યાન, અને સમાધિ એ અંતરગ સાધન—યોગિની વિભૂતિ કહી છે,; તેને **વિભૂતિપાદ** કહે છે. અને **ચોથાપાદમાં**—સિદ્ધિ આદિ સહિત પરમ મોક્ષનો નિષ્કર્ષ-યોગનું ફળ જે મોક્ષ તેને કહેલ છે, તેને **ફળપાદ** કહે છે. એસિવાય યોગશાસ્ત્રના મુખ્ય બે હેતુ છે. એક તો એ કે, કોઇ પણ સૃષ્ટિજન્ય શુભ કાર્ય કરવા સારૂ તથા યોગકળાના આસનની દઢતા કરવા સારૂ અરણ્યાદિક નિવૃત્તિ સ્થાનમાં જવાની અગત્ય. તથા બીજો હેતુ ,એ છે,કે, અતિ દુર્ઘટ વ્યાધિ જે ઔષધાદિક ઉપચારથી અસાધ્ય હોય, તેના નિવારણ સારૂ શરીરના કેટલાએક અવયવોનો યોગ વિદ્યાના આસનાદિક પ્રયોગથી ઘટીત ઉપયોગ કરવો. તેથી રોગ સારા થાય છે. યોગ વિદ્યાના ગ્રંથમાં આસન ઘણી પ્રકારનાં કહ્યાં છે, અને તેનાં અતિ ઉપયોગી લક્ષણ પણ દર્શાવેલાં છે. મહાત્મા પતંજલીના આ યોગસૂત્ર ગ્રંથ વિષે નામદાર **માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટન** સાહેબ લખે છે કે;—

"પતંજલિ કૃત યોગસૂત્ર, એ સેશ્વરવાદીઓનો મુખ્ય ગ્રંથ છે. તેમાં શરીર તથા મન સંબધી અભ્યાસ વિષે પૂરી રીતે લખ્યું છે. તેમાં ફલાણી રીતના આસનો કરી વગર હાલે ચાલે રહેવું, અને **પ્રાણાયામ** ( દમ રૂંધવો ) તથા **પ્રત્યાહાર** ( ઇંદ્રિઓ જીતવી ) કરીને ફલાણી બાબતો ઉપર અતિશય ઉંડો વિચાર કરવો એવું કહ્યુ છે. એવા અભ્યાસે યોગીને ભૂત, ભવિષ્ય, અને નજીકની તથા છેટેની વસ્તુઓનું બધુ જ્ઞાન થાય છે. તે યોગી બીજાઓના મનની વાતો જાણે છે. હાથીનું બળ, સિંહનું શૂરપણું. તથા પવનનો વેગ, એ તેને મળે છે. તે વાયુમાં ઉડી શકે છે, પાણીમાં તરી શકે છે, અને જમીનમાં ડૂબકો મારી શકે છે. બલકે બેહદ ઐશ્વર્યનો ઉપભોગ તેને મળે છે."

યોગદર્શન સિવાય ,આ મહાત્મા પુરૂષે શરીરના રોગરૂપી મળ કાઢવા સારૂ **ચિકિત્સા**

(૧) આકર્ષણ એક પદાર્થ ગણાયેલું છે, કે જેના વડે ભૂગોળની ગતિનો વ્યવહાર ચાલે છે એ આકર્ષણના જેવોજ એક અતિ ચચળ પદાર્થ જે "ચિત્તનીવૃત્તિ" કહેવાય છે, તે આપણા શરીરની અંદર રહેલી છે અને તે સંકલ્પના ઉપર આધાર રાખનારી છે માટે એક મનુષ્યના સંકલ્પ-વિકલ્પથી તેજ વૃત્તિ, માનસિક શક્તિ વિશેષ હોવાથી આકર્ષણ દ્વારા અન્ય જનની વૃત્તિને પોતાના સંકલ્પમાં દબાવી દેછે. આવી રીતે અન્ય જનની વૃત્તિ દબાઈ જવાથી તે સમાધિસ્ત અવસ્થાએ પહોચે છે.'અને જો કદાપિ પ્રયોગ પરીપૂર્ણ થયેલો નથી હોતો, તો તે મૂર્છિત અવસ્થામાં પણ રહી જાય છે

નામે વૈદ્યકનો ગ્રંથ પણ કર્યો છે. તેમ અશુદ્ધ શબ્દના ઉચ્ચારણ રૂપી જે વાણીનો મળ તેના નાશ સારૂ પાણિનિય વ્યાકરણ ઉપર **મહાભાષ્ય** કરેલું છે. એવું કહેવાય છે કે આ ગ્રંથો લખવા વાંચવા વગેરે કાર્યમાં તેમની પત્ની લોલુપાએ સારી મદદ કરી હતી. આ મહાત્મા પુરૂષના યોગનો અનુભવ અદ્યાપિ સુધી મુમુક્ષુજનો, અને યોગીઓ આદિ લેછે. હાલ યોગવિદ્યાના મુખ્ય ગ્રંથો—યોગસૂત્ર; રાજયોગ, હઠપ્રદિપીકા, અષ્ટાંગયોગ, આચાર પદ્ધતિ, ખેચરી વિદ્યા, ગોરક્ષસતક, યોગતત્વ, યોગતારાવલી, યોગ પ્રવેશવિધિ, પાતાંજળ યોગસૂત્ર, ભાષ્ય, અને યોગશિક્ષા, ઇત્યાદિ લગભગ ચાલીશ ઉપર ગ્રંથો છે. એ સઘળા મુમુક્ષુજનોને ઘણા મનન કરવા યોગ્ય છે.

હવે મહાત્મા પતંજલિઋષિ ક્યારે થઈ ગયા, એ વિષે આપણે વિચાર કરીએ. તેમના કાળ નિર્ણય માટે બહુ જૂદાં જૂદાં મત છે. તેઓ મહર્ષિ અંગિરાના પુત્ર, અને મહાત્મા બૃહસ્પતિના બંધૂ થાય. મહાત્મા વેદવ્યાસે પોતાના ઉત્તર મીમાંસા સૂત્રમાં એક ઠેકાણે પતંજલિના યોગસૂત્રનું ખંડન કરેલું છે. એ રીતે જોતાં તેઓ મહાત્મા વેદવ્યાસના પહેલાં થઇ ગયા છે, એમ કહેવાને જરાપણ અડચણ નથી. પરંતુ તેમણે પાણિનિ વ્યાકરણ ઉપર મહાભાષ્ય કર્યું છે, એ તરફ નજર કરતાં થોડીકવાર વિચાર કરવાને પાછું હઠવું પડે છે. તે એટલા માટે કે પાણિનિ વ્યાકરણના કર્તા મહાત્મા પાણિનિઋષિનો કાળ મગધ દેશના નંદરાજાઓ અથવા મહારાજા ચંદ્રગુપ્તના સમયનો કેટલાક વિદ્વાનોએ ઠરાવ્યો છે. તે જો ખરૂં હોય, તો પાણિનિ વ્યાકરણ ઉપર મહાભાષ્ય લખનાર આ પતંજલિ મુનિ હતા, એમ ઠરી શકતું નથી. જો ચંદ્રગુપ્ત રાજાના સમયમાંજ થયેલા પાણિનિના વ્યાકરણનો ભાષ્યકાર પતંજલિ હતો, એમ કહેવામાં આવે તો તે ઠેકાણે એમ માનવું જોઇએ કે, એ પતંજલિ યોગદર્શનનો કર્તા નહિ, પણ તે બીજોજ પતંજલિ હોવો જોઇએ. અને જો કદાપિ એમજ કહેવામાં આવે કે પાણિનિના વ્યાકરણનો ભાષ્યકાર અને યોગદર્શનનો કર્તા એકજ (પતંજલિ) હતો, તો પછી એમ માનવું જોઇએ કે, ચંદ્રગુપ્તના વખતનો જે પાણિનિ તે બીજોજ હોવો જોઇએ. આ બે વાતોમાં ખરૂં શું હશે, તે અમે નક્કી કરી શકતા નથી. પરંતુ યોગદર્શનના કર્તા પતંજલિ મુનિને છેક ચંદ્રગુપ્ત રાજાની વખતમાં થયેલા પાણિનિ પછીના જેમ બીજા વિદ્વાનો માને છે, તેમ માનવાને અમે તૈયાર નથી. તેઓ મહાત્મા વેદવ્યાસના પહેલાં અને બૃહસ્પતિના બંધૂ તરીકે તેમના સમકાલિન હતા, એમ અમે ધારીએ છીએ. કદાપિ પાણિનિઋષિને ચંદ્રગુપ્ત રાજાના વખતનો ગણવામાં આવે, તેની સામે અમે વાંધો લેઇશું નહિ, પરંતુ એજ પાણિનિના વ્યાકરણનો ભાષ્યકાર યોગદર્શનનો કર્તા પતંજલિ હતો, એમ અમે માનતા નથી. ત્યારે એ પતંજલિ બીજો હશે, એમ માનવાની ભલામણ કરીશું.

---

રાખતી હતી. એક વખતે કચ ગુરૂ આજ્ઞાથી વનમાં ગાય ચારવા સારૂ ગયો હતો. દૈત્યોએ જાણ્યું કે આ બૃહસ્પતિ પુત્ર છે, તે સંજીવિની વિદ્યા શીખી જશે, તો આપણને ઘણું નુકસાન થશે. માટે તેને મારી નાંખવો. એવો વિચાર કરીને તેઓએ તેને વનમાં મારી નાંખ્યો. સાંજ પડતાં ગાય એકલી ઘેર આવી, પણ કચ આવ્યો નહિ. તેથી દેવયાનીએ રડવા માંડયું. શુક્રાચાર્યે જ્ઞાન દ્રષ્ટિથી જોયુંતો કચને દૈત્યોએ મારી નાખેલો જણાયો. ગુરૂની પણ શિષ્ય ઉપર પૂર્ણ પ્રીતિ હોવાથી તેમણે પ્રેમ લાવી હાક મારી કે કચ તુરત આવી હાજર થયો હતો. એ રીતે મહાત્મા શુક્રાચાર્યના અલૌકિક કામોની કેટલીક વાતો છે. કેટલોક કાળ વિત્યા પછી કચ ગુરૂની પાસેથી સંજીવિની વિદ્યા શીખીને રજા લેઇ ઘેર જવા તૈયાર થયો. દેવયાનીની પ્રિતી તેનાપર અત્યંત થઇ હતી, તેથી તેણે કચને પોતાની સાથે લગ્ન કરવાનું કહ્યું. તેના ઉત્તરમાં કચ બોલ્યો કે, તું મારા ગુરૂની પુત્રી છે. તેથી મારી બ્હેન થાય. માટે તારી સાથે મારાથી લગ્ન થઇ શકે નહિ. એ સાંભળી દેવયાનીએ કચને શાપ આપી, તેની સપાદન કરેલી વિદ્યા નિષ્ફળ કરી. એ જોઇ કચે પણ દેવયાનીને શાપ આપ્યો કે, તેં મારી વિદ્યા વિનાઅપરાધે નિષ્ફળ કરી; માટે તને કોઇ ઋષિ પુત્ર પરણશે નહિ. પછી કચ પોતાના પિતાને ઘેર ગયો હતો. અને દેવયાનીને શુક્રાચાર્યે **યયાતિ** રાજા સાથે પરણાવી હતી.

આ ભૃગુ પુત્ર શુક્રાચાર્ય **ભાર્ગવ** નામથી પણ પ્રસિદ્ધ છે. તેઓ મહા સમર્થ પુરૂષ હતા. તેમણે **બળિરાજા**[1] ને પણ ૯૯ યજ્ઞ કરાવ્યા હતા. ૧૦૦ મો યજ્ઞ નર્મદા કિનારે આરંભ્યો હતો. તે જોઇ ઇંદ્રને ઇંદ્રાસન જવાનો ભય લાગ્યો હતો. તેથી તેની માતા અદિતિએ પોતાના પુત્રનું રાજ ન જાય તેટલા માટે તપશ્ચર્યા કરવા માંડી હતી. તેના તપથી પ્રસન્ન થઇને વિષ્ણુએ તેને પેટે **વામન**[2] રૂપે જન્મ લીધો હતો. એ વામન બ્રાહ્મણ રૂપે બળિરાજાને યાચવા ગયા. બળિએ ઇચ્છિત માગવાનું કહેતાં વામને પોતાનાં ત્રણ ડગલાં પૃથ્વી માગી. એ વખતે શુક્રાચાર્યે બળિરાજાને કહ્યું કે,—"વિષ્ણું તમને છળવા સારૂ આવ્યા છે. માટે તમે એમ કહો કે, પૃથ્વીમાં તો દેવ, બ્રાહ્મણ, આદિ પાંચ જણાનો ભાગ છે. માટે એ વિના જે જોઇએ તે મારાથી આપી શકાશે." ત્યારે બળીએ કહ્યું કે—"પ્રભુ જેવા યાચક! એ શી વાત! મારૂ ધન્ય ભાગ્ય! તેમણે મને આપ્યું છે. અને તેઓ લેશે!" શુક્રે ઘણુંએ સમજાવ્યા, પણ તેમણે પોતાનો ટેક નજ છોડયો. અને સ્ત્રી સાથે બેસી વામન બ્રાહ્મણની પૂજા કરી, હાથમાં સંકલ્પ કરવાને પાણી રેડવા માંડયું, એવું કહેવાય છે કે, આ વેળાએ શુક્રાચાર્ય યજમાનની દાઝ જાણી સૂક્ષ્મરૂપે થઇ ઝારીના નાળવામાં ભરાયા, તેથી પાણી પડયું નહિ. બળીરાજા ઝંખવાઇ ગયા, પણ એટલામાં વામને દર્ભની સળી તેમાં ખોસી એટલે શુક્રાચાર્ય આંખે કાણા થયા. તેની વેદનાથી તેઓ તુરત બહાર નીકળ્યા, એટલે ઝારીમાંથી પાણી પડયું. પછી વામને વૈરાટરૂપ ધારણ કર્યું; અને એક પગલું

---

(૧) કશ્યપનો પુત્ર હિરણ્યકશ્યપુ, તેનો પુત્ર પ્રહ્લાદ, પ્રહ્લાદનો પુત્ર વિરોચન, અને વિરોચનનો પુત્ર બળીરાજા. આ બળીરાજાનો પુત્ર બાણાસુર નામે હતો તેની પુત્રી ઉષા(ઓખા) ને શ્રીકૃષ્ણના પુત્ર પ્રદ્યુમ્નનો પુત્ર અનિરૂદ્ધ ગાંધર્વ વિવાહથી પરણ્યો હતો.

(૨) વિષ્ણુનો પાંચમો અવતાર

આકાશમાં, અને બીજું પાતળમાં મૂકીને બળિને પુછ્યું કે, ત્રીજું કયાં મૂકુ ? બળી તુરત સમૅજી ગયા. પછી વામનની સ્તુતિ કરીને કહ્યું કે, મારા મસ્તક ઉપર મૂકો. વામને તેમ કર્યું ને બળિને પાતાળમાં ચોંપ્યો. એ વેળાથી શુક્રાચાર્ય આંખે કાણા થયા હતા.

એ પ્રમાણે મહાત્મા શુક્રાચાર્યે પોતાના શિષ્ય દૈત્ય, દાનવોને માટે અનેક અલૌકિક કાર્યો કર્યાં હતાં. તેઓ પોતાના આત્મબળના પરાક્રમથી આર્યાવર્તમાં એક તેજસ્વી તારા રૂપે ગણાઇ ગયા છે. તેમના નામનો "**શુક્રનો તારો**" અદ્યાપિ સુધી જગતમાં પ્રસિદ્ધ છે. એટલુંજ નહિ પણ તેમના નામનું નિત્ય સ્મરણ રહે, તેટલા સારૂ સાત વારમાંના એક વારનું નામ "**શુક્રવાર**" આપવામાં આવ્યું છે. વાહ ! ધન્ય છે! મહાત્મા શુક્રાચાર્યને ! કે જેમણે એવી રીતે પોતાનું નામ પૃથ્વીમાં અમર કર્યું છે.

---

## અગસ્ત્ય.

આ મહાત્મા પુરૂષનો જન્મ વૈદિક કાળ વૈવસ્વત મન્વંતરમાં થયો હતો. તેમના જન્મ વિષે હિંદુશાસ્ત્રોમાં બહુ અલૌકિક વર્ણન કરેલું છે, તે નીચે પ્રમાણે;—

"અગસ્ત્ય ઋષિના પિતા **મિત્રા** વરૂણ મહા તપસ્વી અને સિદ્ધિવાન હતા. તેઓ નિત્ય તપ, જપ, બ્રહ્મધ્યાન, અને અનુષ્ઠાન વગેરે ક્રિયાઓ કરતા હતા. તેમનો આશ્રમ સમુદ્ર કિનારે હતો. સમુદ્ર કોઇ દિવસ મુનિનાં વસ્ત્ર, કોઇ દિવસ આસન, કોઇ દિવસ કમંડળુ, અને કોઈ દિવસ પાત્ર, એમ તાણી જવા લાગ્યો. તેથી મુનિએ અકળાઇને ક્રોધમાં સમુદ્રના જળનું પાન કરી જાય, એવો પરાક્રમી પુત્ર પેદા કરવાનો વિચાર કર્યો. પછી તેમણે મૃતિકાનો એક અદ્‌ભૂત કુંભ ( ઘડો ) બનાવ્યો. તેમાં પોતાનું તેજ—શુક્ર મૂક્યું. કુંભને ઘણી સંભાળથી એકાંત સ્થળે રાખ્યો. પુરા માસ થતાં કુંભને ભાગી તેમાંથી એક તેજસ્વી અદ્‌ભૂત આકૃતિનો યજ્ઞોપવિત અને કટીસૂત્ર સહિત પુત્ર નીકળ્યો. મુનિએ તેનું નામ **અગસ્ત્ય** પાડ્યું. તેમનો જન્મ કુંભમાં થયો, માટે તેમને કુંભજ પણ કહે છે."

એ રીતે અગસ્ત્ય ઋષિના જન્મની વાત જેમ અલૌકિક છે, તેમ તેમણે કરેલાં કામોની વાતો પણ અલૌકિક અને અદ્‌ભૂત છે. તેઓ પિતાની આજ્ઞાથી વિદ્યાભ્યાસ માટે કાશીક્ષેત્રમાં ગયા હતા. ત્યાં તેમણે અનેક પ્રકારની વિદ્યા સંપાદન કરી હતી. પ્રથમ તેમનો વિચાર સંસારથી વિરક્ત રહેવાનો હતો. પણ તેમના પિતાએ વંશ રક્ષા કરવાની આજ્ઞા કરી, તેથી તેમણે વિવાહ કરવાનો સંકલ્પ કર્યો હતો. પછી પોતાને યોગ્ય રૂપવાન અને ગુણસંપન્ન કન્યા મેળવવા માટે શોધ કરવા લાગ્યા. તેમણે સ્થિર ચિત્તે નેત્રો મીચીને જગતનાં જેટલાં સૌંદર્ય હતાં, તેનો તપાસ કરી વળ્યા. પણ પોતાને યોગ્ય કોઇ સુંદરી જણાઇ નહિ. ઋષિના હૃદયમાં એકલું રૂપસાગર ઉછળી રહ્યું હતું. તેવામાં વિદર્ભ દેશનો રાજા પુત્રની ઇચ્છાથી તપશ્ચર્યા કરતો હતો. તેની સ્ત્રીના ગર્ભમાં એ તેજસ્વી મહાત્માએ પોતાના પ્રબળ તપોબળથી પોતાના હૃદયમાં ઉછળી રહેલું રૂપસાગર નિર્માણ કર્યું તેથી પુરા માસ થતાં રાજાને ત્યાં પુત્રને બદલે પુત્રી ઉત્પન્ન થઇ. રાજા પોતાની ઇચ્છા વિરૂદ્ધ પ્રાપ્તી થવાથી આશ્ચર્ય પામ્યો. પુત્રની મુદ્રા લોપાઇ પુત્રી પેદા થઇ. તેથી રાજાએ તેનું નામ લોપા-

મુદ્રા પાડયું. લોપામુદ્રા યોગ્ય વયે આવતાં રાજાએ તેનો સ્વયંવર કરવા ધાર્યો હતો. પરંતુ તેટલામાં અગસ્ત્ય મુનિએ રાજાની પાસે જઇને પોતાને માટે તે કન્યાની માગણી કરી. લોપામુદ્રાએ પણ ઋષિને વરવાની ઇચ્છા જણાવી, તેથી રાજાએ તેને અગસ્ત્યની સાથે પરણાવી. મુનિ પોતાની પત્નીને લેઇને કાશીક્ષેત્રમાં આવ્યા. અને ત્યાં ગૃહસ્થાશ્રમ માંડયો. લોપામુદ્રા બહુ વિદ્વાન, સદ્ગુણી અને પતિવ્રતા સતી સ્ત્રી હતી. તેણે પોતાની વિદ્વતાથી ઋગ્વેદનાં કેટલાંક ઋક રચેલાં છે. તેનાં ઘણાં પ્રમાણ વેદમાંથી મળે છે.

અગસ્ત્યઋષિ મહાતેજસ્વી, પરાક્રમી, અને તત્ત્વવેત્તા હતા. તેમજ તેઓ ઘણા બુદ્ધિવાન, શોધક, અને ધનુર્વિદ્યામાં કુશળ હતા. શરીરે ઠીંગણા, પણ હિંમતવાન હતા. ધનુષ્ય બાણ સાથે રાખીનેજ ફરતા હતા. જે રાજાઓ ધર્મ નિંદક, પ્રજા પીડક, અને અધર્મિ જણાતા, તેમને આ મુનિવર શસ્ત્ર ધારણ કરીને હણતા હતા. તેમનું યુદ્ધ કર્મ કાંઇ નિત્યને માટે નહોતું. પણ ધર્મ રક્ષણાર્થે તથા પ્રજાના સુખને માટે પ્રસંગોપાત ક્ષાત્ર કર્મ કરતા હતા. જ્યારે જૂલમગાર લૂટારાઓનો ભય વધતો, ત્યારે તેઓ શસ્ત્ર ધારણ કરી તેમનું મૂળ શોધીને સત્વર નાશ કરતા. અને પ્રજાની પીડા ટાળતા હતા. તેમનું નામ સાંભળીને જૂલમગારો અને લૂટારાઓ ત્રાસ પામતા હતા. સ્ત્રી ઉપર જૂલમ ગુજારનાર ઉપર પણ તેમનો ત્રાસ હતો. તેઓ ધનુર્વિદ્યામાં એટલા તો પ્રવિણ હતા કે મહાત્મા દ્રોણાચાર્ય તથા દ્રુપદ રાજા સરખા વીરપુરૂષોને પણ તેમણેજ યુદ્ધની વ્યુહ રચના શીખવી હતી. તેમણે નિઃસ્વાર્થે ઘણા દેશોમાં ફરીને ધર્મોપદેશનું કાર્ય બજાવ્યું હતું. એ સિવાય બીજા અનેક ઉત્તમ કાર્યોથી તેઓ દેવ, દાનવો, ઋષિ, મુનિઓ, રાજા, અને પ્રજા સર્વના બહુ માનીતા અને પૂજ્ય થઇ પડ્યા હતા.

અગસ્ત્ય ઋષિનો આશ્રમ એકજ જગ્યોપર નહોતો. સુતીક્ષ્ણ મુનિએ શ્રીરામને વનવાસમાં જે પ્રકારનો માર્ગ દેખાડયો હતો, તે જોતાં તેમનો આશ્રમ દંડકારણ્યમાં હોવો જોઇએ. દંડકારણ્ય[1] ગોદાવરીના ઉત્તર કિનારાપર છે. **મહાભારત** ગ્રંથમાં જણાવેલું છે કે, તેમનો આશ્રમ **ગયા** પાસે હતો. અગસ્ત્ય ઋષિએ પોતાની સાધ્વી પત્ની લોપામુદ્રાને સાથે રાખીને ઘણા દેશ વિદેશમાં મુસાફરી કરી હતી. તેમજ સમુદ્ર પર્યટન કરીને ઘણી નવી શોધો કરી હતી. "અગસ્ત્ય ઋષિ સમુદ્ર પી ગયા હતા." એવું જે અદ્યાપિ સુધી કહેવાય છે, તેની મતલબ એવી જણાય છે કે, આ ઋષિ પૃથ્વીના ઘણા સમુદ્રમાં ફરી વળ્યા હતા. વળી તેમણે મહાત્મા મનુ મહારાજની માફક **હોડી-વહાણ** બનાવવાની રચના પણ શોધી કહાડી હતી. **શ્રીરામ** વનવાસમાં જતી વખતે સીતા અને લક્ષ્મણ સહિત આ મહર્ષિને આશ્રમે આવ્યા હતા. મુનિએ તેમનો ઘણી પ્રકારે સત્કાર કર્યો હતો. એટલુંજ નહિ પણ તેમણે શ્રીરામને અખંડ ચાપ, અક્ષય ભાથા, એક પ્રચડ તીક્ષ્ણ બાણ અને શસ્ત્ર અસ્ત્ર આપ્યાં હતાં. બાણ આપતી વખતે તેમણે જણાવ્યું હતું કે, જ્યારે રાવણ સાથે યુદ્ધ થાય, ત્યારે આ બાણ છેવટે મૂકજો. એથી તમારો જય થશે. શ્રીરામે એ સર્વ ઉપકારની સાથે ગ્રહણ કર્યું હતું. પછી શ્રીરામને નિવાસ કરવાને ઋષિએ **પંચવટી**ની પવિત્ર ભૂમિ બતાવી હતી. તેમજ શ્રીરામને શૈવી દિક્ષા પણ તેમણેજ આપી હતી. અગસ્ત્ય ઋષિ નિરંતર બ્રહ્મ ધ્યાનમાં રહેતા હતા. તેમ તેમણે મહા કષ્ટ વેઠીને તપશ્ચર્યા કરી હતી. તેથી સર્વ દેવો તેમના પર પૂર્ણ સંતુષ્ટ હતા. તેજ પ્રમાણે તેમણે રાજા તથા પ્રજા પર ઘણા ઉપકાર કર્યા હતા, તેથી મહાત્મા બૃહસ્પતિની માફક તેમને પણ આર્યાવર્તમાં એક તેજસ્વી તારા રૂપ ગણાવામાં આવ્યા છે. જેની અખંડ નિશાની તરીકે આજ પણ આકાશમાં દક્ષિણ તરફ **અગસ્ત્યનો** તારો પ્રસિદ્ધ છે. અગસ્ત્ય ઋષિને સતી લોપામુદ્રાથી દઢસ્ય અને દઢસ્યુ નામે બે પુત્રો થયા હતા. તે મહા તેજસ્વી અને પરાક્રમી હતા. દઢસ્યુ બાળપણમાં ઇન્ધન એકત્ર કરતો હતો. તેથી તે ઇધ્મવાહ નામથી પણ અતિ પ્રસિદ્ધ છે. તેની વંશ વૃદ્ધિ કરનારા દશ પુત્રો થયા છે. તેમનાથી તેનો વંશ ઘણો વિસ્તાર પામ્યો છે. તેનાં ત્રણ પ્રવર ગણાય છે.



## વશિષ્ઠ.

આ તત્ત્વદર્શી મહાત્મા પુરૂષના ત્રણ જન્મ હિંદુશાસ્ત્રમાં નીચે પ્રમાણે લખ્યા છે;—પ્રથમ જન્મમાં તેઓ સ્વાયંભુવ મન્વંતરમાં દશ પ્રજાપ્રતિમાંના[2] એક હતા. અને બ્રહ્મ-

(૧) દંડકારણ્ય નામ પડવાનું કારણ એવું જણાવેલું છે કે, "દંડક" નામે વિદર્ભ દેશનો રાજા હતો. તેણે પાપ કર્મ કરવાથી ભૃગુઋષિએ તેને તથા તેની ભૂમિ અને તેમાં વસનારા સર્વને શાપથી બાળીને ભસ્મ કર્યા હતા તેમાં જે વન થયું, તે દંડકારણ્ય નામથી પ્રસિદ્ધ થયું છે પછી કેટલેક કાળે અગસ્ત્ય મુનિએ સ્વર્ગથી અમૃત લાવી દંડકની ભૂમિપર છાંટયું. તેથી એ વન નવ પલ્લવ થઇ રહ્યું હતું. તે પછી અગસ્ત્ય પોતાની પત્ની અને પુત્ર સહિત ત્યાં જઇને આશ્રમ બાંધી રહ્યા હતા.

(૨) દસ પ્રજાપતિનાં નામ વગેરે હકીકત જુઓ પ્રથમ પાને વૈવસ્વત-મનુ રાજાના ચરિત્રમાં આપેલી ૨૬૮ નોટમાં

દેવના પ્રાણ વાયુ થકી ઉત્પન્ન થયા હતા. તેઓ મહાત્મા કર્દમ મુનિની પુત્રી અરૂન્ધતી સાથે પરણ્યા હતા. તેનાથી તેમને હવીંદ્ર, સુકૃત, મૂર્તિ, આપ, જ્યોતિ, અય, અને અનિસ્મય, એ સાત પુત્રો થયા હતા. બીજી ઉર્જા નામે સ્ત્રી હતી. તેનાથી તેમને ચિત્રકેતુ વગેરે ૭ પુત્રો થયા હતા.

સ્વાયંભુવ મન્વંતરમાં ઉત્પન્ન થયેલા દશ માનસપુત્રો ( પ્રજાપતિ ) મહાદેવના શાપથી નાશ પામ્યા હતા. તેથી બ્રહ્મદેવે ફરીને વૈવસ્વત મન્વંતરમાં દશ માનસપુત્રો ઉત્પન્ન કર્યા હતા. આ બીજા જન્મમાં વશિષ્ઠ અગ્નિના મધ્ય ભાગમાંથી ઉત્પન્ન થયા હતા. અને અક્ષમાલા નામની તેમને સ્ત્રી હતી. તેઓ સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના કુળગુરૂ હતા. એ વંશના ત્રીજા રાજા નિમિને તેમણે ઉપાધ્યાય થઇને ઘણા યજ્ઞો કરાવ્યા હતા. પણ છેલ્લા એક યજ્ઞની વખતે વશિષ્ઠ ઋષિ ઇંદ્રને ત્યાંના યજ્ઞમાં પ્રથમથી રોકાયેલા હતા, તેથી તે યજ્ઞ પૂરો થયા પછી આવવાનું કહેલું છતાં નિમિરાજાએ તેમની વાટ ન જોતાં મહાત્મા ગૌતમ ઋષિને ઉપાધ્યાય કરી યજ્ઞનો આરંભ કર્યો હતો. તેથી વશિષ્ઠે ક્રોધે ભરાઇ રાજાને શાપ આપ્યો કે,—"તારો દેહ નાશ પામો" એ ઉપરથી નિમિરાજાએ પણ શાપ આપ્યો કે;—"ગુરૂનો દેહ પણ નાશ પામો." એવી રીતે બન્નેના દેહ પડી ગયા.

બ્રહ્માએ વશિષ્ઠની આવી અવસ્થા જોઇને કહ્યું કે;—"તમે મિત્રાવરૂણને ત્યાં ફરીને જન્મ લ્યો. ત્યાં તમારૂં નામ વશિષ્ઠજ પડશે. અને તમને પૂર્વના બે જન્મનું સ્મરણ પણ રહેશે." એ ઉપરથી વશિષ્ઠે મિત્રાવરૂણના તેજમાં પ્રવેશ કર્યો. અને તેમને ત્યાં પુત્રરૂપે જન્મ લીધો. તેમની માતાનું નામ કુંભ હતું.તેઓ ફરીને ઇક્ષ્વાકુ કુળમાં ઉત્પન્ન થયેલા વિકુક્ષિ એટલે શશાદ રાજાના કુળ ગુરૂ થયા. અને નારદજીની બ્હેન અરૂન્ધતી વેરે પરણ્યા હતા.

એ પ્રમાણે આ મહાત્મા પુરૂષનાં ત્રણ જન્મ વિષેની હકીકત છે. ગમે તેમ હો, પરંતુ અયોધ્યાના સૂર્યવંશી મહારાજા દશરથના કુળ ગુરૂ તરીકે આપણે તેમને વધારે ઓળખીએ છીએ. અને તેઓ એક ખરા બ્રહ્મર્ષિ હતા. એમાં તો કાંઇ સંશય જેવું નથીજ. તેમનાં પત્ની અરૂન્ધતી પણ ઘણાં વિદ્વાન અને પતિવ્રતા મહા સતી હતાં, તેમણે વેદ ઉપર ભાષ્ય કર્યું છે. એ તેમની વિદ્વતાનું કાંઇ ઓછું ગાભિર્ય કહેવાય નહિ.

બ્રહ્મર્ષિ વશિષ્ઠે વિષ્ણું ક્ષેત્રમાં કૌશિક નામે ઋષિ પાસેથી શિક્ષણ લીધું હતું. તેઓ વેદ વેદાન્તમાં પારાંગત થયા હતા. તેમજ ધનુર્વિદ્યાનો પણ તેમણે સારો અભ્યાસ કર્યો હતો. તેઓ મહા તપસ્વિ, સત્યવક્તા, ક્ષમાવાન, જિતેંદ્રિય, અને ત્રિકાળદર્શી મહાત્મા પુરૂષ હતા, તેમની પાસેથી ભિષ્મ જેવા મહા પુરૂષે વેદાધ્યયન કર્યું હતું. તેમણે પોતાની સ્ત્રી અરૂન્ધતીને કેળવણી આપી બુદ્ધિવાન અને જ્ઞાની બનાવી હતી. તેનાથી તેમને શકિત આદિ સો પુત્રો થયા હતા. વશિષ્ઠનો આશ્રમ પ્રથમ હિમાલયના શિખરપર હતો. આજ પણ એ શિખર વશિષ્ઠના નામપરથી ઓળખાય છે. ત્યાં તેઓ સદા યોગી વેષે રહેતા હતા.

વશિષ્ઠ ઋષિની પાસે નંદિ નામે એક કામધેનુ (ગાય) હતી. તેનામાં એવો ગુણ હતો કે તેના પ્રતાપથી તેઓ ચાહે તેટલા અતિથિઓને ભાવતું ભોજન જમાડી શકતા હતા. વિશ્વામિત્ર ઋષિ જ્યારે કાન્યકુબ્જ દેશના રાજા પદે હતા, ત્યારે તેઓ એક વખતે સૈન્ય સહિત વશિષ્ઠ ઋષિને આશ્રમે ગયા હતા. ઋષિએ તેમનો સારો સત્કાર કરીને કામધેનુના

પ્રતાપથી સર્વ જણને ભાવતાં ભોજન જમાડયાં હતાં. તે જોઇને વિશ્વામિત્રને નંદિની કામધેનુ લેવાની ઇચ્છા થઇ હતી. ઋષિ પાસે તેની માગણી કરતાં તે આપવાની તેમણે સાફ ના પાડી, ત્યારે તે ગાયને જબરાઇથી લેવા જતાં વિશ્વામિત્ર અને વશિષ્ઠઋષિ વચ્ચે યુદ્ધ થયું હતું. તેમાં વશિષ્ઠે પોતાના "બ્રહ્મદંડ" વડે વિશ્વામિત્રના નવાણું પુત્રો અને સઘળા સૈન્યનો નાશ કર્યો હતો.[1] આથી વિશ્વામિત્રને વશિષ્ઠ સાથે પાકું વેર બંધાયું હતું. વળી વશિષ્ઠઋષિનું બ્રહ્મત્વ બળ જોઇને વિશ્વામિત્રને પોતાનું ક્ષત્રિયત્વ બળ તુચ્છ લાગ્યું, તેથી તે રાજપાટ છોડીને બ્રહ્મત્વ મેળવવાની ઇચ્છાથી વનમાં તપ કરવા ગયા. ત્યાં તેમણે ઘણાં વર્ષ સુધી ઉગ્ર તપ કરીને દેવોને પ્રસન્ન કર્યા. દેવોએ તેમને 'બ્રહ્મર્ષિ' કહીને બોલાવ્યા. એથી વિશ્વવામિત્ર ઘણા ખુશી થયા. પરંતુ હજુ વશિષ્ઠ જેવા બ્રહ્મર્ષિ તેમને 'બ્રહ્મર્ષિ' કહે, ત્યાં સુધી બધુ કાચુ હતું. તેથી વિશ્વામિત્ર પોતાને બ્રહ્મર્ષિ કહેવડાવવા માટે વશિષ્ઠ ઋષિની પાસે ગયા. પરંતુ વશિષ્ઠ ઋષિ મોટા સત્યવક્તા હતા. તેથી વિશ્વામિત્ર જેવા રાજસિ ગુણવાળા પુરૂષને 'બ્રહ્મર્ષિ' ન કહેતાં 'રાજર્ષિ' કહીનેજ બોલાવ્યા. આથી વિશ્વામિત્રને ઘણોજ ક્રોધ ચડયો. તેમણે હરેક પ્રકારે વશિષ્ઠ ઋષિનું અહિત કરવાના ઉપાય કરવા માંડયા. અને છેવટે વશિષ્ઠના **શક્તિ** આદિ સો પુત્રોનો રાક્ષસો પાસે વધ કરાવ્યો. આટલું છતાં પણ આ મોટા સત્વ ગુણી અને સત્યવાદી ઋષિએ વિશ્વામિત્રને 'બ્રહ્મર્ષિ' તો નજ કહ્યા. તેમ કાંઇ ક્રોધ પણ કર્યો નહિ. તેઓ જાણતા હતા કે, મારા પુત્રોનું એ નિમિત્તેજ મૃત્યુ થવાનું હતું, તે કેમ મટે! એમાં કોનો દોષ ગણવો! વાહ! ધન્ય છે ક્ષમાશીલ મહાત્મા તમારી સત્યતા અને ધીરજને!

જ્યાં સુધી વિશ્વામિત્રનામાં રાજસિ ગુણ જોવામા આવે, ત્યાં સુધી તેઓ ગમે તેવા મોટા તપસ્વી છતાં તેમને 'બ્રહ્મર્ષિ' તો નજ કહેવા, એવો વશિષ્ઠ ઋષિનો દ્રઢ સંકલ્પ હતો. તેથી વિશ્વામિત્રે અનેક યુક્તિ પ્રયુક્તિઓ તથા હાનિ કર્યા છતાં તેમને 'રાજર્ષિ' કહીનેજ બોલાવતા હતા. હવે વિશ્વામિત્રે છેવટના ઉપાયમાં વશિષ્ઠ ઋષિને મારી નાખવાનો વિચાર કર્યો. પછી એક વખતે રાત્રે તેઓ હથિયાર લેઇને વશિષ્ઠની પર્ણકૂટીની પાછળ જઇને છૂપાઇ રહ્યા. તે વખતે આકાશમાં ચંદ્ર પૂર્ણ રીતે પ્રકાશિ રહ્યો હતો. આકાશ વાદળ વિનાનું નિર્મળ હતું. તેથી પ્રકાશ એક સરખો પ્રસરી રહ્યો હતો. એ વેળાએ સતી અરુંધતી પોતાના સ્વામી વશિષ્ઠની સાથે વાત કરતાં હતાં કે;—"પ્રાણનાથ! જુઓને! આજે રાત્રિ કેવી શોભિ રહી છે! ચંદ્રનો પ્રકાશ કેવો નિર્મળ દેખાય છે! ત્યારે શું આવા નિર્મળ અને પૂર્ણ તપવાળા કોઇ પણ મહર્ષિ હશે? કે જેમનું પવિત્ર દીર્ઘ તપ આવું પ્રકાશિ રહ્યું હોય!". વશિષ્ઠે ઉત્તરમાં કહ્યું કે;—"અહો! આવું પૂર્ણિમાના ચંદ્ર સમાન નિર્મળ તપ તો બીજું કોનું હોય? એવા ઉગ્ર તપસ્વિ તો આપણામાં એક માત્ર વિશ્વામિત્રજ છે. તેમના જેવા તપસ્વિ આ સમયમાં તો બીજા કોઇ નથી."

એ રીતે આ પવિત્ર મનમાં દંપતિની પરસ્પરની વાત સાંભળીને વિશ્વામિત્ર તો તાજુબ થયા. અને પછી પસ્તાવો કરવા લાગ્યા કે, અરે! હું કેવો પાપી છું! કે જેઓ પરોક્ષમાં પણ નિષ્પક્ષપાતપણે મારી પ્રશંસા કરે છે. તેમનોજ નાશ કરવાને હું ઇચ્છું છું. માટે

(૧) આ વિષે વધારે હકીકત જુઓ વિશ્વામિત્રના ચરિત્રમાં.

મને ધિક્કાર છે! હું બ્રહ્મહત્યાના મહાપાપમાંથી કેમ કરીને છૂટત! મારી સંચેલી તપ સમૃદ્ધિ સઘળી નાશ પામત. હું પરાણે બ્રહ્મર્ષિ કહેવરાવવાને વૃથા પ્રયત્ન કરૂં છું, એ માત્ર મારૂં મિથ્યાભિમાનજ છે. બાકી ખરા બ્રહ્મર્ષિ તો વશિષ્ઠજ છે, કે જેમના સો પુત્રોને મેં રાક્ષસો પાસે વધ કરાવ્યા છતાં તેઓ મારી પરોક્ષ પ્રશંસા કરે છે. ધન્ય છે! એ સત્વગુણી બ્રહ્મર્ષિને!" એ પ્રમાણે વિશ્વામિત્રે ઘણો શોચ કરીને તુરતજ હથિયાર ફેંકી દીધાં. અને પછી તેઓ મહાત્મા વશિષ્ઠની પાસે જઇને તેમના ચરણમાં પડ્યા. વિશ્વામિત્રને જોઇને વશિષ્ટ આશ્ચર્ય પામી બોલ્યા;—"બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર! આ વખતે તમે અહિં ક્યાંથી?" વશિષ્ઠના મૂખમાંથી "બ્રહ્મર્ષિ" એવો શબ્દ સાંભળતાંજ વિશ્વામિત્ર પોતાની મુખ્ય ઇચ્છા પૂરી થયેલી જાણીને ઘણો હર્ષ પામ્યા. ઘણા કાળનો પોતાનો પ્રયાસ આજે સફળ થયો, તેથી બોલ્યા કે;—મહારાજ! હું આ વખતે આપના દર્શનાર્થે આવ્યો છું. હું આટલા દિવસ 'રાજર્ષિ' હતો, અને હવે 'બ્રહ્મર્ષિ' કેમ કહેવાયો? તે કૃપા કરીને કહો." વશિષ્ટઋષિએ કહ્યું;—"તમે આજે બ્રહ્મર્ષિપણાને યોગ્ય થયા છો, માટે બ્રહ્મર્ષિ કહેવાયા. ક્રોધ, તથા રાજસિ સ્વભાવનો ત્યાગ કરીને સત્વગુણ, સત્યશીલ તથા નિરભિમાનત્વ વગેરે બ્રાહ્મણના ગુણોનો આ વખતે તમારામાં પ્રવેશ થયેલો છે. તમે મહા પવિત્ર અને તપના પ્રભાવથી સાક્ષાત્ બ્રહ્મદેવ સમાન છો. પણ જ્યાં સુધી રજો ગુણને અનુસરતા હતા, ત્યાં સુધી હું તમને બ્રહ્મર્ષિ શી રીતે કહી શકું? પણ હવે તમારી આવી નિર્મળ સ્થિતિ હોવાથી તમે બ્રહ્મર્ષિજ છો." આ સાંભળીને વિશ્વામિત્ર હર્ષ પામતા પોતાને આશ્રમે ગયા. એ દિવસથી એ બંને મહાત્માઓ વચ્ચે ગાઢ સ્નેહ થયો હતો. અહો! બ્રહ્મર્ષિ પદ કેવડું મોટું છે? એની અલૌકિક શક્તિ કેટલી બધી છે? અને તે પ્રાપ્ત કરતાં કેટલો બધો પ્રયાસ કરવો પડે છે? તે આ પરથી જણાઇ આવે છે.

બ્રહ્મર્ષિ વશિષ્ઠ એક વખતે વનમાં ફળ ફુલ લેવા સારૂ ગયા હતા. એ વખતે તેમના આશ્રમમાં પૃથુ આદિ આઠ વસુઓ સ્ત્રીઓ સહિત રમતા રમતા જઇ ચડ્યા. તેઓ ઋષિને ત્યાં નહિ જેવાથી તેમની નંદિની કામધેનુને લેઇને નાશી ગયા. વશિષ્ટે આવીને જેયું તો નંદિની દીઠી નહિ. પછી તેમણે ધ્યાન લગાવી જ્ઞાન દ્રષ્ટિથી જેયું તો વસુઓએ તે હરણ કરેલી જણાઇ. વશિષ્ટે તેમને શાપ આપ્યો. તેથી વસુઓએ આવી નંદિની પાછી આપીને ક્ષમા માગી. ઋષિએ દયા કરી તેમને શાપથી મૂક્ત કર્યા.

સુદાસ નામે રાજા વશિષ્ઠ ઋષિનો યજમાન હતો. તેના ઉપર આસપાસના દશ રાજાઓ શુચિ નદી ઓળંગીને ચડી આવ્યા હતા. તેમને વશિષ્ઠે હરાવીને નસાડી મૂક્યા હતા. તેમજ સુદાસ રાજા દિગ્વિજય કરવા સારૂ ગયો હતો, ત્યારે પણ તેમણે તેને સારી મદદ કરી હતી. એ વિષે **ઋગ્વેદ સહિતામાં** લખેલું છે કે;—"હે વશિષ્ટ! તમારી પ્રાર્થનાથી ઇંદ્રે દશ રાજાઓ સાથેની લડાઇમાં સુદાસની રક્ષા કરી છે." આ સર્વ વાતો ઉપરથી સિદ્ધ થાય છે કે, વશિષ્ટ ઋષિનું રાજા, પ્રજા, અને દેવો આગળ ઘણું ચલણ હતું. તેમજ તેઓ પોતાને આશ્રયે આવેલાઓને ઘણી સહાય કરતા હતા. તેઓ જેવા બ્રહ્મબળમાં શ્રેષ્ઠ હતા, તેવાજ ક્ષાત્ર કર્મમાં પણ કુશળ હતા. સુદાસના પુત્ર સૌદાસ-વીર્યસહ-કલ્માષપાદ રાજાને ત્યાં વશિષ્ટ ઋષિ યજ્ઞ નિમિત્તે ઘણો વખત રહ્યા હતા.

વશિષ્ઠ ઋષિ સૂર્યવંશી ઇક્ષ્વાકુ વંશના રાજા દશરથના પુરોહિત હતા. એટલુંજ નહિ, પણ તેઓ એક મોટા પ્રધાન જેવા હતા. રાજ્યકારભાર તેમનીજ સલાહ પ્રમાણે ચાલતો હતો. તેઓ રાજ્યસભામાં બેસતા હતા, તેમની સાથે બીજા ઋષિઓ પણ સભામાં બેસતા હતા. તેથી એ સભા સાક્ષાત બ્રહ્મસભા જેવીજ દિસતી હતી. મહારાજા દશરથને પુત્ર નહોતો, તેથી વશિષ્ઠે તેમને પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો હતો. તેથી શ્રીરામ, લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્ન એ ચાર પુત્રો થયા હતા. વશિષ્ઠે શ્રીરામને વેદ, વેદાંગ, ધનુર્વિદ્યા, ધર્મશાસ્ત્ર, ન્યાય, નીતિ, અને સકળ કળા વગેરે ચૌદ વિદ્યાનું શિક્ષણ આપ્યું હતું. તેમજ તેમને અધ્યાત્મિક જ્ઞાન તથા યોગ સમજાવ્યો હતો. એ વિષેનો ગ્રંથ આજે **"યોગવાશિષ્ઠ"** અથવા **"મહા રામાયણ"** ના નામથી પ્રસિદ્ધ છે. શ્રીરામચંદ્રજી વિજયી, સ્વપરાક્રમી, કષ્ટ સહન કરવામાં સમર્થ, અને એક પત્નીવ્રતમાં શ્રેષ્ટ નીકળ્યા હતા, તથા સીતાજીને પોતાની યોગ્યતા શીખવી હતી, એ સર્વ વશિષ્ઠ ઋષિ જેવા મહાત્મા ગુરૂના શિક્ષણ બળનોજ પ્રતાપ હતો. વશિષ્ઠ ઋષિએ સ્મૃતિ ગ્રંથ પણ રચ્યો છે. તેને **"વશિષ્ઠ સ્મૃતિ"** કહે છે. તેમજ બીજો ગ્રંથ સહિતાનો રચ્યો છે. તેને **"વશિષ્ઠ સંહિતા"** કહે છે. તે એકવીશ અધ્યાયની છે. તેમાં વેદનું અવશ્ય ભણવાપણું, અને તેનાં પ્રમાણો ઉત્તમ રીતે દર્શાવેલાં છે. તેમજ તેમાં જણાવેલું છે કે;—"વિવેકી માણસોએ દ્રવ્ય સંચય કરવા કરતાં તપ સંચય કરવો એ વધારે વખાણવા લાયક છે. બ્રાહ્મણ જેમ જેમ પ્રતિગ્રહ ગ્રહણ કરતો નથી. તેમ તેમ સંતોષથી તેનું બ્રહ્મતેજ વૃદ્ધિ પામે છે. મનુષ્યને જીર્ણાવસ્થા થાય છે. ત્યારે કેશ, દાંત, ચક્ષુ અને શ્રોત્રાદિ ઇંદ્રિયો જીર્ણ થાય છે, પણ એક તૃષ્ણા જુવાન થાય છે. તૃષ્ણા એ દુઃખ પેદા કરનારી અને ઘણા અધર્મવાળી છે. માટે તેનો ત્યાગ કરવો. સંતોષરૂપી અમૃતમાં તૃપ્ત થયેલાને જે સુખ મળે છે, તે સુખ અસંતોષમાં નથી. સ્ત્રી પુરૂષ સર્વથી શાન્તી, મનમાં દુઃખનો અભાવ, સાચુ બોલે, મનમાં વૈરાગ્ય, અને તત્વજ્ઞાન જાણવાની ઇચ્છા કરે, તે મનુષ્ય સુખી થાય છે. એ પાંચ શાન્તીદાયક છે." ઇત્યાદિ ઉપદેશ છે.

વળી વશિષ્ઠ ઋષિએ શ્રીરામ પ્રત્યે કહ્યું છે કે;--"મનને જીતવાથી મન અને વૃતિ એ બે શન્ય થાય છે. એટલે તે યોગી મુંગા જેવો રહે છે. સારાંશ કે, સ્ફૂર્ણાનો પ્રતિબંધ કરવાથી માત્ર એકજ સાક્ષીરૂપ આત્મા રહે છે. એતુંજ નામ "તુરીયાવસ્થા" સંયમાભાસ એવું એ વિદ્યાના જ્ઞાતાઓએ કહેલું છે. તેથી એને વિષે સર્વ **પ્રાણોસોહં** અને **કુંડળી** એ સઘળું એકરૂપ થઇ ૐકાર રૂપ આત્મામાં સંમીલન થઇ જાય છે. એ દેખાવ આપણો સોહંરૂપી આત્મા ભૃગુટી ચક્રમાં વ્યાપી જવાથી દર્શાવા માંડે છે." તેમજ તેમણે શ્રીરામને સઘળા બ્રહ્માંડમાં વસેલા ઘણાં પ્રાણીઓના જન્માંતરનું યથાસ્થિત વર્ણન કરીને જણાવ્યું છે કે;—"આ ગુપ્ત ભાસમાં અંતઃકરણના સઘળા ભાવો જ્યારે આત્માની જ્ઞાન દ્રષ્ટિથી ચૈતન્યતાને પ્રાપ્ત થાય છે, ત્યારે સઘળાં કર્મો સ્ફુરી આવે છે. આ ભાસને માયાનો ભાસ કહ્યો છે. તેથી ગુપ્ત ભાસના જ્ઞાતાઓ યોગેશ્વર એવા ભાસ ઉપર લક્ષ આપતા નથી. કેમકે તેમાં લક્ષ આપવાથી અનેક જન્માંતરોનાં અનેક જાતનાં કર્મો અખંડ દર્શાયા કરે છે. તેથી ત્યાસ નિવૃત્તિના આનંદમાં વિક્ષેપ પડે છે. માટે યોગેશ્વરો નિરંતર અખંડ સ્વર-

પના નિર્વિકલ્પ શાન્ત સમાધિના પૂર્ણ સુખમાં રહે છે. એ પ્રમાણે વર્ત્તવાથી માયાભાસની ઉપાધિ તે મહા પુરૂષોને વિક્ષેપ કરી શક્તી નથી. તે છતાં ગુપ્ત વિદ્યાના જ્ઞાતાઓ કેટલેક પ્રસંગે પોતાની દિવ્ય દ્રષ્ટિથી આત્મરૂપ થઇ, અદ્વૈત ભાવે સર્વે દ્રશ્ય અને અદ્રશ્ય બાહ્યાંતર કૃતિને જુએ છે. તે પ્રસંગે પોતાના વિના બીજો કોઇ પદાર્થ પૃથક્ દ્રશ્યમાન હોતો નથી, પણ પોતેજ અસંગ દેખાય છે."

મહાત્મા વશિષ્ઠ પોતાના સો પુત્રો નાશ પામ્યા પછી એક વખતે પોતાનો વંશવેલો છિન્ન થશે, એવું જોઇ શોકથી એક નદીમાં પોતાનું શરીર બાંધી બુડી મરવા પડયા, પણ નદીએ તેમને પાશ મુક્ત કરી બહાર કહાડયા, તેથી એ નદીનું નામ ત્યારથી વિપાશા પડેલું છે. બીજી વાર હૈમવતી નદીમાં પડયા, પણ એ નદીએ સોં પ્રવાહ રૂપે થઇ, તેમને બુડવા દીધા નહિ. તેથી એ નદીનું નામ તે વખતથી શતદ્રુ પડયું છે. કોઇ પ્રકારે મરણ આવ્યું નહિ. તેથી ઋષિ ઉદાસ થઇને આશ્રમ છોડી ચાલ્યા. એટલામાં પોતાના પુત્ર શક્તિની સ્ત્રી અદસ્યંતી જે ગર્ભવતી હતી, તેને પુત્ર થયો. તેથી તેઓ આનંદ પામી પાછા આશ્રમે આવ્યા. એ પુત્રનું નામ 'પરાશર' પાડયું. જે મહાત્મા પરાસર ઋષિને નામે અદ્યાપિ સુધી પ્રસિદ્ધ છે. વશિષ્ઠ કુળમાં પોતાના સુદ્ધાં મંત્રદ્રષ્ટે સાત ઋષિ થયા છે. તેમનાં નામઃ—વશિષ્ઠ, શક્તિ, પરાશર, ઇંદ્રપ્રભતિ, ભરદ્વસ, મૈત્રાવરૂણ, અને કુંડિન, એ સાત છે. તેમના કુળની વંશ માલિકા ચાર છે. તેનાં નામઃ—વશિષ્ઠ, કુંડિન, ઉપમન્યુ, અને પરાસર, એ ચાર છે. પરાસર કુલોત્પન્ન જે ગૌર પરાસરાદિક છ ભેદના ઋષિ છે. તેનાં વશિષ્ઠ, શાકત્ય, પારાશર્ય, એ ત્રણ પ્રવર છે.

બ્રહ્માર્ષિ વશિષ્ઠ પ્રથમાવસ્થામાં વ્યવહારમાં નિપુણ હતા. તેમજ વ્યવહારિક લાજ મર્યાદાના વિષયોનાં વિવેચન કરવામાં અને આર્યો ઉદ્યોગી બને, એવું સમજાવવામાં ઘણોજ પ્રયત્ન કરતા હતા. પાછળથી ધર્મ વૈરાગ્યથી પત્ની સહવર્ત્તમાન હિમાલય પર્વત ઉપર જઇને નિરંતર તપસ્વિ રૂપે અવસ્થા ગાળી હતી. આપણે કોણ? અને આ જગત શું? એ તથા ઇશ્વર સંબંધી જ્ઞાન દૈહિક અને માનસિક ધર્મોની ભિન્ન ભિન્ન સમજણ જે પૂર્વે સનક, સનકાદિક મહાત્માઓની હતી, તે પોતે પ્રકાશિત કરીને આર્યોને જ્ઞાન માર્ગે દોર્યા હતા. જેનો લાભ અદ્યાપિ સુધી જનમંડળને મળે જાય છે. વશિષ્ટ યોગ ધર્મના મોટા આચાર્ય હતા. એ ધર્મ પ્રલય પછી મહાત્માઓએ ચલાવ્યો હતો. તેથી એને ઋષિપ્રણિત ધર્મ પણ કહે છે. આ ધર્મ વેદોક્ત ગણાય છે. અને તે પરમહંસ, અને સંન્યાસીઓ વગેરેમાં ધમધોકારે ચાલતો હતો. તેની અંદર વેદોકત ધર્મની યજ્ઞાદિની સર્વ ક્રિયાઓ હતી, પણ જીવહિંસા વર્જિત હતી. ગાયત્રી, સૂર્ય, દેવી, ગણપતિ, અને વિષ્ણુ વગેરેને માનતા હતા. પરંતુ એવો સિદ્ધાંત હતો કે; સર્વત્ર વ્યાપક, નિરંજન, નિરાકાર, જ્યોતિસ્વરૂપ એક ઇશ્વર છે. તે આપણા પોતાના સ્વય—આત્મારૂપે વ્યાપક છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા સાર યોગવાશિષ્ટનું અધ્યયન કરતા હતા. સર્વ જગતને ભ્રાંતિરૂપ કલ્પિત ગણી અહિંસ સ્થિતિમાં નિર્વિકાર સ્વભાવે રહેતા હતા. આ ધર્મ વેદના જ્ઞાનકાન્ડ અને વેદાન્તશાસ્ત્રના વલણ ઉપરથી રચાયેલો હતો. આ ધર્મમાં મત્સ્યેંદ્રનાથ, ગોરક્ષનાથ, જાલંધર, નવનાથ, ચોર્યાશી સિદ્ધ, અને જૈનના નવ યોગેશ્વર, વગેરે યોગીઓ તેમજ ગોપીચંદ, ભર્તૃહરિ, અને વિ-

ક્રમ, વગેરે મહારાજાઓ એના નિયમપર ચાલી ગયા છે. આ યોગ ધર્મ ચાર્વાક, બૌદ્ધ, અને જૈન, વગેરે જગતના આસ્તિક તેમજ નાસ્તિક સર્વ ધર્મમાં અનેક ક્રિયા કર્મ અને સિદ્ધાંતોના રૂપમાં વ્યાપી રહ્યો છે. સર્વે ધર્મોમાં યોગ ક્રિયાનું મૂળ ક્યાંથી આવ્યું, એ વિષે તપાસ કરીશું તો જણાશે કે, એ યોગ ક્રિયાનું મૂળ આ યોગ ધર્મમાંથીજ નીકળેલું છે. નાસ્તિકોએ પણ એ યોગધર્મને ગ્રહણ કર્યો હતો. તેમજ પરદેશના બીજા ધર્મોએ પણ અદરખાનેથી આ ધર્મને માન આપ્યું છે. એવી એ યોગ ધર્મની ખૂબી છે. અર્વાચીન કાળમાં પણ આ ધર્મ પરમહંસ, સંન્યાસી, જોગી, સજોગી, ખાખી, નાથ, અને પંડિતો, વગેરે પાળે છે. તેમજ મુસલમાન ધર્મના ફકીરો, જૈનના સાધુઓ, અને બૌદ્ધના જતીઓ વગેરે પણ પાળે છે. એ સઘળો પ્રતાપ યોગ ધર્મ પ્રકાશિત કરનાર આ મહાત્મા પુરૂષ વશિષ્ઠનોજ છે.

મહાત્મા વશિષ્ઠઋષિ પોતાના ઉત્કૃષ્ટ ગુણો તથા મહત્ કાર્યો વડે સપ્તઋષિના[1] મંડળમાં દાખલ થયા છે. તેમને વૃદ્ધાવસ્થામાં આંખોનું દર્દ થયું હતું, તોપણ એથી નહિ કંટાળતાં પોતાના મહત્ કાર્યમાં મંડ્યા રહેતા હતા. રાજા પોતાની પ્રજાપર પ્રેમ રાખીને ન્યાયથી વર્ત્તે, તથા એક બીજાના હક સચવાય, અને ધર્મનીતિનો ભંગ ન થાય, એ માટે તેઓ સદા ઉપદેશ કરતા હતા. જ્યારે કોઇ રાજા પોતાની પ્રજાપર અન્યાયથી વર્તિ જુલમ ગુજારતો, ત્યારે તેઓ પ્રજા પક્ષે રહીને રાજાને સમજાવી ન્યાય અપાવતા હતા. તે છતાં કોઇ રાજા કહ્યું નહિ માને તો, તેની સામે થઇને તેનું રાજ્ય તોડી પાડવાનો પ્રયત્ન કરતા. તેઓ એવા તો ઉત્તમ વકતા હતા કે, તેમના ઉપદેશની અસર શ્રોતાઓના હૃદયમાં સચોટ થતી હતી. તેમના એવા નિસ્વાર્થ પરોપકારને લીધે તેઓ રાજા પ્રજામાં ઘણા માનીતા અને પૂજ્ય થઇ પડ્યા હતા. એટલુંજ નહિ પરંતુ હજારો વર્ષ થઇ ગયા છતાં અદ્યાપિ સુધી આર્યાવર્તની પ્રજા તેમના પ્રત્યે પૂજ્ય ભાવ રાખીને તેમના પવિત્ર નામનું સ્મરણ કરે છે.

---

## વિશ્વામિત્ર.

મહાત્મા વિશ્વામિત્ર ઋષિ ચંદ્રવંશી પુરૂરવા કુળના ગાધિરાજાના પુત્ર થાય તેઓ કાન્યકુબ્જ ( કનોજ ) દેશમાં રાજ્ય કરતા હતા. તેઓ મહા તેજસ્વી, પરાક્રમી, અને ધાર્મિક હતા. તેમણે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરીને તેમાં ઘણી કુશળતા મેળવી હતી. તેમજ બીજી વિદ્યાઓનો અભ્યાસ પણ રૂચિક ઋષિ પાસે કર્યો હતો. સ્વપરાક્રમથી તેમણે અલ્પ સમયમાં રાજ્યનો વિસ્તાર ઘણો વધાર્યો હતો. ઘણા રાજાઓ તેમને ખંડણી આપી, તેમનું સ્વામિત્વ સ્વીકારતા હતા. તેમણે પોતાના સૈન્યની વ્યવસ્થા ઉત્તમ પ્રકારે રાખી હતી. દ્રવ્ય ભંડાર ભરપૂર હતો, મંત્રી મંડળ વિદ્વાન અને દીર્ઘ દ્રષ્ટિવાળું હતું, તેમજ રાજસભામાં ચતુર અને શાણા સભાસદો હતા. એ રીતે વિશ્વામિત્રનું રાજ્ય સર્વ પ્રકારે શ્રેષ્ઠ, અને વખાણને પાત્ર થઇ પડ્યું હતું.

એક વખતે વિશ્વામિત્ર રાજા પોતાના સર્વ સૈન્ય સહિત વનમાં મૃગયા રમવા માટે

---

(૧) સપ્તઋષિના નામ.—અત્રિ, કશ્યપ, જમદગ્નિ, વશિષ્ઠ, વિશ્વામિત્ર, ગૌતમ, અને ભારદ્વાજ.

ગયા હતા. ત્યાં ફરતાં ફરતાં મહાત્મા વશિષ્ઠ ઋષિના આશ્રમે તેમનાં દર્શન કરવા માટે ગયા. ઋષિએ તેમનો ઘણી પ્રકારે સત્કાર કર્યો, અને **નંદિની** નામની કામધેનુના પ્રતાપથી તેમને સૈન્ય સહિત ઇચ્છા ભોજન કરાવ્યું. આથી વિશ્વામિત્ર ઘણો આનંદ પામ્યા. વળી ઋષિને સમૃદ્ધિમાં માત્ર નાની સરખી ઝુંપડી હતી, તેમાંથી તેમણે ઉત્તમ પ્રકારની સામગ્રી તૈયાર કરીને એટલા બધા માણસોને જમાડયા, એથી રાજાને ઘણું આશ્ચર્ય લાગ્યું. પછી કારણ તપાસતાં ઋષિની પાસે નંદિની કામધેનુ હોવાનું માલમ પડયું. વિશ્વામિત્રને એ કામધેનુ ( ગાય ) લેવાની ઇચ્છા થઇ. તેથી તેના બદલે બીજી લાખો ગાયો લેઇને તે આપવા ઋષિને જણાવ્યું. તેના જવાબમાં વશિષ્ઠ ઋષિ બોલ્યા કે;—" રાજન ! તમારે કામધેનું લેવાનું શું પ્રયોજન છે? તમે રાજા છો, તમારી પાસે પુષ્કળ દ્રવ્ય, અને જે જોઇએ તે વસ્તુઓ છે. અમે તો અરણ્યવાસી છીએ, અને દ્રવ્ય વગેરે કાંઇ વસ્તુઓ રાખતા નથી, માટે અમારે તે બહુ ઉપયોગની છે." વિશ્વામિત્રે કહ્યું કે, ગમે તેમ છે, પણ એ ગાય મને આપો. નહિ તો પછી હું તે બળાત્કારે લેઇશ. ઋષિએ કહ્યું, રાજન! તમારે બળાત્કારે તેને લેઇ જવી હોય તો ભલે, પણ મારી ઇચ્છાથી તો કદી નહિજ આપું. પરાઇ ચીજને બળાત્કારે લેવી, એ રાજાનો ધર્મ નથી. તે છતાં તમે લેશો તો ઘણું વિપરિત થશે. ઋષિએ એ પ્રમાણે ઘણુંએ કહ્યા છતાં વિશ્વામિત્રે માન્યું નહિ. અને ગાયને બળાત્કારે લેઇ જવા માંડી. એટલે નંદિની કામધેનુએ ક્રોધથી ક્રુર અને મહા દારૂણ **"હુંભા !!"** એવો શબ્દ કર્યો. શબ્દ થતાંજ ઉભો રહે, એવી ગર્જના કરતા હથિયારબંધ, કવચ સહિત અસંખ્ય પુરૂષો પ્રગટ થયા. તેમણે વિશ્વામિત્રના સર્વે સૈન્યનો સંહાર કરી કામધેનુ ને છોડાવી ઋષિને હવાલે કરી. પછી રાજા મહા દુઃખ પામતો વિલે મોઢે એકલો નગરમાં ગયો. ફરીને તેણે પોતાના સો પુત્રોને મોટા સૈન્ય સાથે કામધેનુને લેવા મોકલ્યા, પણ વશિષ્ઠ ઋષિના પ્રતાપથી એક સિવાય તેના બધા પુત્રો નાશ પામ્યા. આથી રાજા ઘણો શોકાતુર થયો. તેણે નિશ્ચય કર્યો કે ભલે મોટો ચક્રવર્તિ રાજા હોય, પણ તેનું રાજ્યબળ-ક્ષત્રિયબળ એ બ્રાહ્મણના બ્રહ્મતેજના પરાક્રમ આગળ તુચ્છ છે. એ રીતે તે બ્રહ્મબળને વખાણવા, અને ક્ષત્રિયબળને ધિક્કારવા લાગ્યો. અરે! બ્રાહ્મણ-એ કેવું પરમ દૈવત છે! અહો! બ્રહ્મત્વનો પ્રતાપ કેટલો બધો છે! એ મને ક્યારે પ્રાપ્ત થશે! એ રીતે સ્વપ્નમાં પણ તે ઝંખ્યા કરતો હતો.

એક તરફથી બ્રહ્મત્વ મળવાની અને બીજી તરફથી વશિષ્ઠઋષિ પાસેથી વેર લેવાની વિશ્વામિત્રની ઇચ્છાશા વધતી ગઇ. છેવટે તેમણે રાજપાટ છોડી દેઇને હિમાલય પર્વતપર જઇ અઘોર તપ આરંભ્યું, અને થોડી મુદતમાં અનેક શસ્ત્ર અસ્ત્રની વિદ્યા સંપાદન કરી. પછી તેઓ વેર લેવાને વશિષ્ઠઋષિને આશ્રમે ગયા. ઋષિ તેમનો વિચાર જાણી ગયા. તેઓ પોતાનું બ્રહ્મદંડ હાથમાં લેઇને વિશ્વામિત્રની સામે જઇ ઉભા. એટલે તેમણે ઋષિના ઉપર ઘણાં અસ્ત્ર શસ્ત્ર ફેંક્યાં. પરંતુ વશિષ્ઠે પોતાનું મોટું રૂપ ધારણ કરી તે સર્વેનો ગ્રાસ કર્યો. એથી વિશ્વામિત્ર ભય પામીને જતા રહ્યા. હવે બ્રહ્મત્વ મેળવવાની તેમની ઇચ્છા પ્રબળ થઇ. અને મહા તપ કરીને પણ બ્રાહ્મણ પદ સંપાદન કરવાનો નિશ્ચય કર્યો. આખરે તેઓ વનમાં ગયા, અને મહા ઉગ્ર તપનો આરંભ કર્યો. કોઇ સમયે નિરાહા-

૨, કોઇ સમયે માત્ર જળ કે વાયુનો ભક્ષ કરી તેઓ રહેવા લાગ્યા. એવી રીતે તપ કરતાં ઘણાં વર્ષ થયાં. તેવામાં ઈંદ્રે તેમનું તપ ભંગ કરવા સારૂ **મેનકા** નામે અપ્સરાને મોકલી. રાજા તેને જોઇને મોહિત થયો, અને તેની સાથે દશ વર્ષ વ્યવહાર ચલાવ્યો. તેનાથી તેમને **શકુન્તલા**[1] નામે પુત્રી ઉત્પન્ન થઇ. પછી ફરીને પાછું તપ કરવાનો તેમણે આરંભ કર્યો. કેટલીક મુદતે ઇંદ્રે પાછી **રંભા** નામે અપ્સરાને મોકલી, પણ આ વખતે રાજા જરાપણ મોહમાં પડયા નહિ. અને તપ કર્યાજ કર્યું. એમ તપ કરતાં ઘણાં વર્ષ વીતિ ગયાં, પણ તેઓ પાછા હડયા નહિ. ત્યારે છેવટ સિદ્ધિ આપવાસારૂ બ્રહ્મદેવ તથા ઇંદ્રાદિ દેવોએ તેમની પાસે આવીને કહ્યું કે;—"મહા તપસ્વી વિશ્વામિત્ર! તમને ધન્ય છે! તમારા જેવું તપ કરનાર આ ત્રૈલોકયમાં પણ કોઇ નથી. તમારાથી અમે બહુ પ્રસન્ન થયા છીએ. માટે ઇચ્છા હોય તે માગો." વિશ્વામિત્રે કહ્યું કે;—"જો તમે સર્વ પ્રસન્ન થયા હો, તો બ્રહ્મત્વ પ્રાપ્ત કરવાની મારી ઇચ્છા છે તે પૂર્ણ કરો." દેવો તે પ્રમાણે પ્રાપ્ત થશે, એવું કહીને બોલ્યા કે;—"અમે તો તમને બ્રહ્મર્ષિજ કહીએ છીએ. તમે તપ પ્રભાવથી બ્રહ્મત્વને યોગ્ય થઇ ચૂકયા છો, પણ વશિષ્ઠાદિ મહાન્ બ્રહ્મર્ષિઓ તમને પોતાના વર્ગમાં ગણે એવો પ્રયત્ન કરો." એવું કહીને દેવો અંતર્ધાન થઇ ગયા.

હવે વિશ્વામિત્રે તપ સમાપ્ત કરીને ગૃહસ્થાશ્રમ આદર્યો, અને વશિષ્ઠ પોતાને **બ્રહ્મર્ષિ** કહે એવો પ્રયત્ન કરવા માંડયો. વશિષ્ઠઋષિ સૂર્યવંશી ઇક્ષ્વાકુ કુળના રાજાઓ પાસે પુરોહિત હતા. અયોધ્યાપુરીની રાજસભામાં તેઓ બેસતા હતા. બીજા પણ ઘણા મહર્ષિઓ તેમની જોડે રાજસભામાં હાજર રહેતા હતા. તેથી એ રાજસભા સાક્ષાત્ **બ્રહ્મસભા** સમાનજ દેખાતી હતી. ત્યાં વિશ્વામિત્ર પોતાને વશિષ્ઠ પાસે બ્રાહ્મણ મનાવવાને આયુધો ધારણ કરીને ગયા. તેમને જોઇને સકળ સભાજનો ઉભા થયા, અને મોટા સન્માનની સાથે આસનપર બેસાર્યા. વશિષ્ઠઋષિ જે પરમ સત્યવક્તા હતા, તે જેવું જોતા તેવુંજ કહેતા. વિશ્વામિત્ર આવતાં તેઓ ઉભા થયા નહિ. માત્ર બેઠાં બેઠાંજ "આવો રાજર્ષિ" એવી રીતે મર્મભેદક વાણીથી સકળ સભા સાંભળે તેમ આવકાર આપ્યો. પોતાને 'બ્રહ્મર્ષિ' કહીને માન આપ્યું નહિ તેથી વિશ્વામિત્રને વશિષ્ઠઋષિ ઉપર ક્રોધ ચડયો. પણ એ વખતે કાંઇ બોલ્યા નહિ, પરંતુ તે દિવસથી તેઓ તેમની સાથે સ્પર્દ્ધા કરવા લાગ્યા.

સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રના પિતા ત્રિશંકુએ સ્વર્ગે જવાની ઇચ્છાથી મહાયજ્ઞ કરવાને વશિષ્ઠઋષિને બોલાવ્યા હતા, પણ તેઓ ન જવાથી વિશ્વામિત્ર ગયા હતા. તેમણે જઇને સર્વ દેવ તથા બ્રાહ્મણોને આમંત્રણ કર્યું, પણ મ્લેચ્છ[2] યજમાન અને ક્ષત્રિય (વિશ્વામિત્ર) ઉપાધ્યાય એવું વશિષ્ઠે કહેવાથી કોઇ આવ્યું નહિ. તેથી વિશ્વામિત્રે ક્રોધાયમાન થઇને પોતાના તપોબળથી ત્રિશંકુને સ્વર્ગે મોકલ્યો. પરંતુ ઇંદ્રાદિ દેવોએ તેને 'સ્વર્ગનો અધિકાર નથી' એવું કહીને નીચે નાખી દીધો. તે જોઇને વિશ્વામિત્રે પોતાના તપોબળથી ત્રિશંકુને આવતાં આકાશ અને પૃથ્વીની વચ્ચે અટકાવ્યો. અને તેને દિવ્ય

---

(૧) જુઓ સતી શકુન્તલાનું ચરિત્ર.

(૨) ત્રિશંકુ રાજાએ વશિષ્ઠગુરૂના ઉપર વિશ્વાસ ન રાખ્યાથી તેને વશિષ્ઠના પુત્રોએ શાપ દીધો હતો કે, 'તું મ્લેચ્છ થજે.'

દેહે કર્યો. ત્યારથી તે આકાશમાં દક્ષિણ દિશા તરફ નક્ષત્ર રૂપે રહ્યા છે. એના ત્રણ તારા આકાશમાં દક્ષિણ તરફ દેખાય છે. તેને આજે પણ લોકો ત્રિશંકુના તારા કહે છે.

વિશ્વામિત્ર જે જે કરે, તેને વશિષ્ઠ અમાન્ય કરી બ્રહ્મર્ષિ કહે નહિ. તેથી દ્વેષ આણીને વશિષ્ઠ જે બોલે તે મિથ્યા કરવાને વિશ્વામિત્ર હરેક પ્રયત્ન કરતા હતા. એક વખતે ત્રિશંકુ રાજાના પુત્ર સત્યવાદી રાજા હરિશ્ચંદ્રે રાજસૂય યજ્ઞ કર્યો હતો. તેમાં પૂજિત થઇને મહાત્મા વશિષ્ઠઋષિ રાજસભામાં ગયા હતા. તેમને જોઇને વિશ્વામિત્રે પુછ્યું કે;—" મહર્ષિ ! આ મહતી પૂજા આપને ક્યાંથી પ્રાપ્ત થઇ ?" વશિષ્ઠે કહ્યું કે;—" પ્રતાપવાન હરિશ્ચંદ્ર રાજા મારો યજમાન છે. તેણે રાજસૂય યજ્ઞ કર્યો, તેનાથી પૂજા પ્રાપ્ત થઇ છે. **'हरिश्चंद्र समो राजा, न भूतो न भविष्यति.'** હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી, દાતા, ધર્મશીલ, તથા પ્રજારંજન કરવામાં તત્પર એવો બીજો કોઇ નૃપ થયો નથી, અને થવાનો પણ નથી. આ વચનો સાંભળીને વિશ્વામિત્ર જે સ્વભાવથીજ ક્રોધી હતા, તેમણે અતિકોપથી ' પણ ' લીધુ કે, એ હરિશ્ચંદ્રનું સત્ય હું છોડાવું તોજ ખરો. પછી તેમણે હરિશ્ચંદ્રનું સત્ય છોડાવવા સારૂ અનેક યુક્તિ પ્રયુક્તિઓ વાપરી ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ હરિશ્ચંદ્રે અસહ્ય દુઃખો વેઠ્યા છતાં પોતાનું સત્ય છોડયું નહોતું.[1] પછી હરિશ્ચંદ્ર રાજાએ જ્યારે વરૂણને બળીદાન આપવા સારૂ યજ્ઞ કર્યો હતો, ત્યારે વશિષ્ઠ ઋષિની આજ્ઞાથી વિશ્વામિત્રને હોત્રકર્મ કરવાને ઋત્વિજ સ્થાને યજ્ઞની પૂર્વ દિશાએ યોજ્યા હતા. તેથી તેઓ ઘણા ખુશી થયા હતા. એ યજ્ઞમાં બળીદાન આપવા સારૂ શુનઃશેપ નામે એક બ્રાહ્મણના પુત્રને વેચાતો આણવામાં આવ્યો હતો. તેને વિશ્વામિત્રે મૂક્ત કરી પોતાનો દત્તપુત્ર કર્યો હતો. અને તેનું નામ દેવરાત પાડયું હતું.

ત્યાર પછી વિશ્વામિત્રને પોતાને 'બ્રહ્મર્ષિ' કહેવરાવવાની જે મોટી ઉત્કંઠા હતી, તે પુરી કરવા માટે ફરીને અયોધ્યાની રાજસભામાં ગયા. તે વખતે પણ વશિષ્ટે તેમને પ્રથમની માફક બેઠા બેઠાંજ "આવો રાજર્ષિ!" એવું કહીને આવકાર આપ્યો. આ ઉપરથી વિશ્વામિત્રે વિચાર કર્યો કે, બ્રહ્માદિ દેવો પણ મને બ્રહ્મર્ષિ કહે છે, ત્યારે આ વશિષ્ઠ માત્ર દ્વેષ બુદ્ધિથીજ મને બ્રહ્મર્ષિ કહેતા નથી. એવું ધારીને ક્રોધે ભરાઇ વશિષ્ઠના એક પુત્રનો રાક્ષસ પાસે ભક્ષ કરાવ્યો. પછી બીજે દિવસે વિશ્વામિત્ર રાજસભામાં ગયા. ત્યારે પણ વશિષ્ટે પ્રથમની પેઠેજ 'આવો રાજર્ષિ!' એમ કહી આવકાર આપ્યો. તેથી વિશ્વામિત્ર વધારે ગુસ્સે થયા. અને તેમણે વશિષ્ઠના શક્તિ આદિ સો પુત્રોનો અનુક્રમે ભક્ષ કરાવ્યો. આ સર્વ કાર્ય વિશ્વામિત્રનું છે, એમ વશિષ્ઠ પોતે જાણતા હતા; તોપણ એ પરમ જ્ઞાની સત્વગુણી બ્રહ્મર્ષિને કાંઇ પણ માઠું લાગ્યું નહિ. તેઓ એવું સમજતા હતા કે, મારા પુત્રોનું એ નિમિત્તેજ મૃત્યુ થવાનું હશે તે કેમ મટે ? એમાં કોનો દોષ ગણવો ! ભાવિમાં જે થવાનું હોય છે, તે મિથ્યા થતું નથી.

આટલું કર્યા પછી વિશ્વામિત્ર ધારતા હતા કે, હવે વશિષ્ઠ હારીને મને બ્રહ્મર્ષિ કહેશે. તેથી તેઓ ફરીને પાછા રાજસભામાં ગયા. પરંતુ સત્યવક્તા વશિષ્ઠઋષિએ તો આ વખતે પણ તેમને 'રાજર્ષિ' કહીને બોલાવ્યા. આથી તો વિશ્વામિત્રને અત્યંત ક્રોધ ચઢયો.

(૧) જુઓ હરિશ્ચંદ્રનું ચરિત્ર.

તેમણે હવે વશિષ્ઠને મારી નાખવાનો નિશ્ચય કર્યો. પછી એક દિવસે રાત્રે ગુપચૂપ તે-
ઓ વશિષ્ઠ ઋષિના આશ્રમ પાસે ગયા, અને પર્ણકુટીની પાછળ છૂપાઇ રહ્યા. તે વખતે
આકાશમાં ચંદ્ર પૂર્ણ રીતે પ્રકાશી રહ્યો હતો, આકાશ વાદળ વિનાનું નિર્મળ હતું. તેથી પ્ર-
કાશ એક સરખો પ્રસરી રહ્યો હતો. એ વેળાએ સતી અરુંધતિ પોતાના સ્વામી વશિષ્ઠ-
ની સાથે વાત કરતાં હતાં કે;—"પ્રાણનાથ! જુઓને! આજે રાત્રિ કેવી શોભિ રહી છે!
ચંદ્રનો પ્રકાશ કેવો નિર્મળ દેખાય છે! ત્યારે શું આવા નિર્મળ અને પૂર્ણ તપવાળા કોઇ
પણ મહર્ષિ હશે? કે જેમનું પવિત્ર દીર્ઘ તપ આવું પ્રકાશિ રહ્યું હોય!" વશિષ્ઠે ઉત્તરમાં
કહ્યું;—"અહો! આવું પૂર્ણિમાના ચંદ્ર સમાન નિર્મળ તપ તો બીજું કોનું હોય! એવા
ઉગ્ર તપસ્વિ તો આપણામાં એક માત્ર વિશ્વામિત્રજ છે, તેમના જેવા તપસ્વિ આ સમ-
યમાં તો બીજા કોઇ નથી."

એ રીતે આ પવિત્ર મનનાં દંપતિની પરસ્પરની વાત સાંભળીને વિશ્વામિત્ર તાજુબ
થયા. અને પછી પસ્તાવો કરવા લાગ્યા કે, અરે! હું કેવો પાપી છું! કે જેઓ પરોક્ષમાં
પણ નિષ્પક્ષપાતપણે મારી પ્રશંસા કરે છે. તેમનોજ નાશ કરવાને હું ઇચ્છું છું. માટે મને
ધિક્કાર છે! હું બ્રહ્મહત્યાના મહા પાપમાંથી કેમ કરીને છુટત! મારી સંચેલી તપ સમૃદ્ધિ
સઘળી નાશ પામેત. હું પરાણે બ્રહ્મર્ષિ કહેવરાવવાને વૃથા પ્રયત્ન કરૂં છું, એ માત્ર મારૂં
મિથ્યાભિમાનજ છે. ખરા બ્રહ્મર્ષિ તો વશિષ્ઠજ છે, કે જેમના સો પુત્રોનો મેં રાક્ષસો પાસે
વધ કરાવ્યા છતાં તેઓ મારી પરોક્ષ પ્રશંસા કરે છે. ધન્ય છે! એ સત્વગુણી બ્રહ્મર્ષિને"
એ પ્રમાણે વિશ્વામિત્રે ઘણો શોચ કરીને તુરતજ હથિયાર ફેંકી દીધાં. અને પછી તેઓ
વશિષ્ઠ પાસે દોડી જઇને તેમના ચરણમાં પડ્યા. એ જોઇને વશિષ્ઠ આશ્ચર્ય પામી બો-
લ્યા કે;—"બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર! આ વખતે તમે અહિ ક્યાંથી?" વશિષ્ઠના મુખમાંથી
"બ્રહ્મર્ષિ" એવો શબ્દ સાંભળતાંજ વિશ્વામિત્ર પોતાની મુખ્ય ઇચ્છા પૂરી થયેલી જા-
ણીને ઘણો હર્ષ પામ્યા. ઘણા કાળનો પોતાનો પ્રયાસ આજે સફળ થયો, તેથી બોલ્યા
કે;—"મહારાજ! હું આ વખતે આપના દર્શનાર્થે આવ્યો છું. હું આટલા દિવસ 'રાજર્ષિ'
હતો, અને હવે 'બ્રહ્મર્ષિ' કેમ કહેવાયો? તે કૃપા કરીને કહો." વશિષ્ઠે કહ્યું;—"તમે આજે
બ્રહ્મર્ષિપણાને યોગ્ય થયા છો, માટે બ્રહ્મર્ષિ કહેવાયા. ક્રોધ તથા રાજસિ સ્વભાવનો ત્યાગ
કરીને સત્વ ગુણ, સત્યશીલ તથા નિરભિમાનત્વ વગેરે બ્રાહ્મણના ગુણોનો આ વખતે ત-
મારામાં પ્રવેશ થયેલો છે. તમે મહા પવિત્ર અને તપના પ્રભાવથી સાક્ષાત્ બ્રહ્મદેવ સમાન
છો. પણ જ્યાં સુધી રજો ગુણને અનુસરતા હતા, ત્યાં સુધી હું તમને બ્રહ્મર્ષિ શી રીતે
કહી શકું? પણ હવે તમારી આવી નિર્મળ સ્થિતિ હોવાથી તમે બ્રહ્મર્ષિજ છો." આ સાં-
ભળીને વિશ્વામિત્ર હર્ષ પામતા પોતાને આશ્રમે ગયા. એ દિવસથી એ બંને મહાત્માઓ
વચ્ચે ગાઢ સ્નેહ થયો હતો. અહો! બ્રહ્મર્ષિ પદ કેવડું મોટું છે.! એની અલૌકિક શક્તિ
કેટલી બધી છે! અને તે પ્રાપ્ત કરતાં કેટલો બધો પ્રયાસ કરવો પડે છે! તે આપણથી
જણાઇ આવે છે.

ત્યાર પછી વિશ્વામિત્ર ઋષિએ પોતાના "સિદ્ધાશ્રમ" માં ઘણા યજ્ઞો કર્યા હતા.
અને રાક્ષસોનું જોર પોષુ [illegible] નરમ પાડવા માટે તેમણે મનપર લીધું હતું. રાક્ષસો યજ્ઞો

વખતે બ્રાહ્મણોને ઘણી અડચણ કરતા હતા. લંકાનો રાજા રાવણ તે સર્વનો ઉપરી હતો. તે બીજા કોઇને આગળ વધવા દેતો નહિ. વિશ્વામિત્રને પણ એ રાક્ષસો તરફથી ઘણી હરકતો થવા માંડી. જોકે તેમને શાપથી બાળીને ભસ્મ કરવાને વિશ્વામિત્ર પોતે શક્તિવાન હતા, પરંતુ યજ્ઞના પ્રસંગમાં કોઇને શાપ દેવાય નહિ, તેથી રાક્ષસોને મારી વિઘ્ન દૂર કરવા સારૂ અયોધ્યાના રાજા દશરથના પુત્ર શ્રીરામ અને લક્ષ્મણની મદદ તેમણે લીધી હતી. તેના બદલામાં શ્રીરામને તેમણે કેટલાંક અસ્ત્ર શસ્ત્ર આપીને બે મંત્રો શીખવ્યા હતા. એક મંત્ર એવો હતો કે જેથી ઇચ્છેલાં અસ્ત્ર શસ્ત્ર સમક્ષ થાય, ને કામ કરી આપે. બીજો મંત્ર એવો હતો કે ભૂખ તરસ, કે થાક લાગે નહિ, તેમ ઉંઘ પણ આવે નહિ.

હવે વિશ્વામિત્રને વશિષ્ઠ ઋષિપર કાંઇ દ્વેષ છે કે નહિ, તેની પરીક્ષા કરવા સારૂ યમ રાજા વશિષ્ઠનો વેષ લેઇને તેમની પાસે ગયા. અને અન્નની યાચના કરી. ઋષિ અન્ન સિદ્ધ કરવા સારૂ ગયા. અને થોડીવારમાં તે લેઇને આવ્યા, તો વેષધારી વશિષ્ઠ મળ્યા નહિ. તેથી વિશ્વામિત્રે અન્ન હાથમાંજ લેઇને ઘણી મુદત સુધી ઉભા રહી તપશ્ચર્યા કરી. ત્યારે પાછા વેષ ધારી વશિષ્ઠે આવીને અન્ન પ્રાશન કરી બ્રહ્મર્ષિ કહ્યા, ત્યારેજ તેઓ નીચે બેઠા. એ ઉપરથી સર્વેને ખાત્રી થઇ કે હવે વિશ્વામિત્રને વશિષ્ઠ ઉપર જરા પણ દ્વેષ નથી

મિત્ર ન્યાય અપાવતા. તેઓ કદી પણ અસત્યનો પક્ષ ખેંચતા નહિ. ખોટા પ્રપંચને પારખવામાં તેઓ બહુ હુશિયાર હતા. ધર્મ યુદ્ધમાં પણ તેઓ ઘણીવાર સામેલ થતા, અને રાજાઓ પાસેથી મદદ મેળવતા હતા.

ધનુર્વેદ પ્રથમ ક્ષત્રિઓને શીખવનાર પણ વિશ્વામિત્ર ઋષિ હતા. તેમણે રચેલો ધનુર્વિદ્યાનો ગ્રંથ હાલ સંપૂર્ણ હાથ લાગતો નથી, પરંતુ આજુબાજુથી ફાટાં તૂટાં પાનાં આધુનિક શોધકોને હાથ લાગેલાં છે. તે ઉપરથી એ વિદ્યા પ્રાચીનકાળમાં કેવી ઉત્તમદશામાં હતી, એ સિદ્ધ થઇ શકે છે. તેમણે રચેલા 'ધનુર્વેદ' માં ચાર પ્રકારનાં આયુદ્ધો કહેલાં છે ૧ મુક્ત, ૨ અમુક્ત, ૩ મુક્તા મુક્ત, અને ૪ યંત્રમુક્ત, એ પ્રમાણે છે. મુક્ત એટલે ચક્રાકારનું આયુદ્ધ જે હાથથી ફેરવી શકાય છે. તે લોઢાનું ગોળ પૈડા જેવું તીક્ષ્ણ ધારવાળું ચક્ર હાથેથી અગર એક લાકડીનો કડકો ગોળ ચક્રના મધ્ય ભાગે ઘાલી, તેને જોરથી ફેરવી, છોડી દીધાથી ઘણા મનુષ્યનાં શીર અને અંગ છેદાઇ જાય છે. એ મુક્ત આયુદ્ધને અસ્ત્ર પણ કહે છે. અસ્ત્ર એટલે બાણ દારૂથી યુક્તિવડે ભરીને એકાએક શત્રુ ઉપર છોડવાથી વાયુના ઘર્ષણથી અગ્નિ પ્રદિપ્ત થઇ શત્રુનો નાશ થતો. વળી વિદ્યુતના નાના પ્રકારના પ્રયોગથી જે અગ્નિ પ્રદિપ્ત થતો, તે અગ્ન્યાસ્ત્ર કહેવાતાં. વાતાવરણના નાના પ્રકારના નિયમોથી વંટોળ, તથા વાવાઝોડા વગેરે યુક્તિથી ઉત્પન્ન કરી પૃથ્વી ઉપરના પથ્થરા, અને સર્પ વગેરે જંતુઓ ઉડાવી તે યુદ્ધ સમયે રણમાં શત્રુ ઉપર નાખીને અંધકાર કરી દુષ્ટ ઘાતકી જનોની અવ્યવસ્થા કરતા. એવી યુક્તિના આયુદ્ધને અસ્ત્ર કહેતા અમુક્ત—તરવાર, કટાર વગેરે જે ખડગ્ હાથમાં ઝાલી મરાઇ શકે તે. મુક્તામુક્ત—બરછી, ભાલા વગેરે હાથમાં ઝાલી ઘા કરી પાછા કહાડી લેવાય તે. યંત્રમુક્ત—પઠ્નિ એટલે તોપ જેમાં શર, ગોળા વગેરે ઘાલી ભરાઇ શકે, તે સર્વે યંત્રમુક્ત કહેવાય છે. એ સઘળાં આયુદ્ધ ધરવાનો અધિકાર બ્રાહ્મણ અને ક્ષત્રિ એ બંનેને કહેલો છે. સૈન્ય કિંવા દળ એના ચાર વર્ગ કહેલા છે. ૧ પદાતિ—પાયદળ, ૨ રથારૂઢ એટલે ગાડી ઉપર બેસી લડનાર, ૩ ગજારૂઢ એટલે હાથી ઉપર બેસી લડનારા. સંગ્રામની વખતે રથ અને હાથીનો ઉપયોગ એટલો બધો કરતા કે તેની ઓડે અથવા આડ કરી શત્રુનાં બાણ, ગોળી પોતાને નહિ લાગતાં, પોતે મારી શકે. ૪ અશ્વારૂઢ—ઘોડેસ્વાર એના સઘળા પ્રકાર ધનુર્વેદના પ્રથમ પાદમાં કહ્યા છે. આચાર્ય—સરદાર તેનાં લક્ષણ તથા શસ્ત્ર ધારણ કરવાની રીત દ્વિતીયપાદમાં જણાવી છે. મંત્ર સિદ્ધિ, અને દેવની સિદ્ધિના પ્રકાર એટલે યુદ્ધના સમયે તત્ત્વ પ્રયોગથી મંત્રની ધ્વનિ કર્યાથી તેના અધિષ્ઠાતા દેવના પ્રસન્ન થવાનો સઘળાએ નિશ્ચય રાખી યુદ્ધ કરવું. એ તૃતિયપાદનો મુખ્ય ભાવાર્થ છે. જે ઇશ્વર પ્રાર્થના કરવાના મંત્રની ધ્વનિનો જાપ થયો હોય, તે સમયે તેનો પ્રયોગ વારંવાર કરવો, એ ચતુર્થ પાદનો સત્ય ભાવાર્થ સમજવો. ઇત્યાદિ બાબનો વિષે વિસ્તારથી ધનુર્વેદમાં જણાવેલું છે. આ વિદ્યામાં મહાત્મા વિશ્વામિત્ર ઋષિ ઘણાજ પ્રસિદ્ધ થયેલા છે.

મહાત્મા વિશ્વામિત્ર ઋષિ પોતાના મહત્ ગુણો વડે સપ્તઋષિ મંડળમાં દાખલ થઇ શક્યા છે, એ તેમની મહાબુદ્ધિ અને ઉગ્ર તપનો જેવો તેવો લાભ નથી. જ્યારે તેઓ જનકરાજાની જાન કાઢીને પરણ પાસ એમના નગર ત્યારે તેમને ગામ પાસમાં બેસીરહ્યા

તે અનેક લાલચોના મોહમાં નાખવાના પ્રયત્ન થતા હતા, પરંતુ એ સર્વને તેઓ ધિક્કારી કહાડતા હતા. તેમને એવી ક્ષણિક લાલચોની કશી પરવા નહોતી. તે તો પોતાનો જે સત્ય ધર્મ છે તેજ બજાવવાને ઇચ્છતા હતા. રાજ્ય જેવી સમૃદ્ધિ અને વૈભવ છોડીને માત્ર જીદગીનું સાર્થક જે બ્રહ્મપદ, તેની પ્રાપ્તીને માટે તથા જનમંડળનું કલ્યાણ કરવાને માટેજ જેણે દેહ અર્પણ કર્યો હતો, તે બીજી નકામી લોભની લાલચોમાં કેમ લપટાય ? તેમને એવી ક્ષણિક વસ્તુઓની સ્પૃહા નહોતી. તપ અને મનુષ્યનું ભલુ કરવું એજ તેમને પ્રિય હતું. તેઓ જનમંડળના ભલાને માટે તત્વજ્ઞાન અને ધર્મ નીતિનો પણ ઠેર ઠેર ઉપદેશ આપતા હતા. એ રીતે એ મહાત્મા પુરૂષ જગત્ ઉપર અનેક ઉપકાર કરીને પરમ મોક્ષ ગતિને પામ્યા છે.

---

# પરશુરામ.

મહાત્મા પરશુરામ, જમદગ્નિ ઋષિના પુત્ર થાય. તેમની માતાનું નામ સતી રેણુકા હતું. જમદગ્નિઋષિ સપ્તઋષિ મંડળમાંના એક, અને મહાત્મા ભૃગુઋષિના પૌત્ર થાય, તેમને ત્યાં ત્રેતાયુગના આરંભ કાળમાં વૈસાખ શુદ ૩ ને દિવશે પરશુરામે શ્રી વીષ્ણુના દશ અવતારો પૈકી છઠ્ઠો અવતાર રૂપે જન્મ લીધો હતો. જમદગ્નિ ઋષિને પરશુ, અને વશુ, ઇત્યાદિ ચાર પુત્રો હતા. તેમાં પરશુરામ સર્વથી શ્રેષ્ઠ હતા. તેઓ મહા તેજસ્વિ, વિદ્વાન, નીતિજ્ઞ, અને ક્ષત્રિયત્વ ગુણમાં ચઢિઆતા હતા. તેમણે કૈલાસમાં જઇને શિવની પાસેથી સર્વ વિદ્યાઓનો અભ્યાસ કર્યો હતો. બાળપણમાં તેઓ રેણુકા જેવી શાણી અને સુશીલ માતાના હાથ નીચે ઉછરીને ઉત્તમ શિક્ષણ પામ્યા હતા. ત્રેતાયુગના આરંભ કાળમાં ક્ષત્રિયો મદમાતા થઇને બ્રાહ્મણોને ગણતા નહિ; અને ઋષિઓને ત્રાસ આપતા હતા. દેશમાં અધર્મ ઘણો વધી ગયો હતો; અને પ્રજા બહુ પીડા પામતી હતી. તે જોઇને અધર્મિ ક્ષત્રિઓના નાશાર્થે શ્રીવિષ્ણુ ભગવાને પોતાનું તેજ તેમનામાં મૂકયું હતું તેથી પરશુરામ અંશાવતાર કહેવાય છે. શ્રીરામ અને શ્રીકૃષ્ણની પેઠે તેઓ વિષ્ણુના સાક્ષાત્ અવતાર ગણાતા નથી. વળી તેઓ વિષ્ણુના ચોવીસ અવતારમાં ઓગણીસમા અવતાર પણ ગણાય છે. પરશુરામને પોતાના ગુરૂ શિવે પોતાનું ત્રંબક નામનું ધનુષ્ય આપીને કહ્યું હતુ કે, જ્યારે એ ધનુષ ભાગશે, ત્યારે તમારૂ તેજ જશે. અને રામાવતાર થશે. એ ભવિષ્યવાણી ત્રેતાયુગને અંતે ખરી પડી હતી.

મહાત્મા પશુરામનો આશ્રમ ગંગા કિનારે હતો. એ સમયે ભારતવર્ષમાં સૂર્યવંશી-રાજા સહસ્ત્રાર્જુન ચક્રવર્તિ મહારાજા હતો. તેની રાજધાની અનૂપ દેશમાં માહિષ્મતી નગરમાં હતી. સતી રેણુકાની બ્હેન આ સહસ્ત્રાર્જુન સાથે પરણાણી હતી. સહસ્ત્રાર્જુન અને તેના પુત્રો ઉન્મત્ત, જુલમી, અને પ્રજાપીડક હતા. એક સમયે આ રાજા સૈન્ય સહિત મૃગયા રમવા સારૂ નીકળ્યો હતો. સાથે રેણુકાની બ્હેન પણ હતી. તેઓ સર્વે ફરતાં ફરતાં મહર્ષિ જમદગ્નિના આશ્રમ પાસે આવ્યાં. રેણુકા પોતાની બ્હેનને ઘણા વર્ષેથી મળ્યાં નહોતા. તેથી બંને બ્હેનો મળીને આનંદ પામી. મહર્ષિએ રાજાનો ઘણી પ્રકારે

સત્કાર કર્યો. ઇંદ્રની આપેલી કામધેનુથી મેળવેલા પદાર્થ વડે ઋષિએ સર્વને ભોજન કરાવી પ્રસન્ન કર્યા. એ જોઇ રાજા આશ્ચર્ય પામ્યો. પછી તપાસ કરાવતાં કામધેનુનો પ્રતાપ તેના જાણવામાં આવ્યો. તેથી તેને લેવાની રાજાને ઇચ્છા થઇ. ઋષિ પાસે માગણી કરતાં તે આપવાને તેમણે ધસીને ના પાડી. ત્યારે સહસ્ત્રાર્જુન તેને બળાત્કારે લેઇને જતો રહ્યો. એ વખતે પરશુરામ યાત્રાએ ગયેલા હતા. તેઓ જ્યારે પાછા આશ્રમે આવ્યા, ત્યારે ઉપરનો સર્વ વૃત્તાંત તેમના જાણવામાં આવ્યો. આથી પરશુરામને ઘણોજ ક્રોધ ચડયો. અને તરતજ પોતાની ફરસી લેઇને ઉભા થયા. તેઓ સત્વર સહસ્ત્રાર્જુનની રાજધાની માહિષ્મતી નગરમાં આવ્યા. અને રાજાને કહ્યું કે, મારા પિતાની ગાય સત્વર પાછી આપો. નહિ તો યુદ્ધ કરવા તૈયાર થાઓ. રાજાએ ગાય પાછી ન આપતાં ક્રોધ કરીને યુદ્ધ કરવા તૈયાર થયો. પછી બને જણુ વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. તેમાં પરશુરામે પોતાના અતુલ પરાક્રમવડે સહસ્ત્રાર્જુનને તથા તેના નવસો પુત્રોને મારી નાખ્યા. તેમ ઘણા સૈન્યનો ઘાણ કાઢી નાખ્યો, અને તેના બીજા સો પુત્રો ત્રાસ પામીને નાસી ગયા. પછી પરશુરામ નગરની યોગ્ય વ્યવસ્થા કરીને પિતાની ગાય લેઇ આશ્રમે આવ્યા. ત્યાંથી તેઓ પિતાની આજ્ઞા લેઇ ચક્રવર્તિરાજાની હત્યાનો દોષ નિવારણ કરવા સારૂ તીર્થ યાત્રા કરવા ગયા હતા.

એક વેળાએ સતી રેણુકાજી પતિની આજ્ઞાથી ગંગામાં જળ ભરવાને ગયાં હતાં. ત્યાં ગંધર્વનો રાજા ચિત્રકેતુ પોતાની સ્ત્રીઓ સાથે ગંગા નદીમાં જળક્રીડા કરતો હતો. દૈવયોગે સતી તેમને જોવાને થોડી વાર ઉભાં રહ્યાં. તેથી આશ્રમમાં આવતાં વાર થઇ. ઋષિએ પોતાના જ્ઞાન બળથી જોયું કે સતીનું મન પરપુરૂષનું સુંદર સ્વરૂપ જોવામાં લાગેલું છે. તેથી તેમને ક્રોધ ચડયો સતી આશ્રમમાં આવ્યાં, એટલે ઋષિએ પોતાના ત્રણ પુત્રો જે તે વખતે ત્યાં હાજર હતા, તેમને આજ્ઞા કરી કે, આ તમારી માતાને સત્વર મારી નાખો. પરંતુ રેણુકા જેવી માતાને મારતાં તેમની છાતી કેમ ચાલે? તેઓ પિતાની એવી દુઃખદાયક આજ્ઞા પાળી શક્યા નહિ. ત્યારે ઋષિએ પરશુરામ જે ગંગા કિનારે તે વખતે તપ કરતા હતા, તેમને બોલાવીને કહ્યું કે, આ તારા ભાઇઓ અને તારી માતાને મારી નાખ, પરશુરામ મહા જ્ઞાની અને વિચારશીલ હતા. તેમણે વિચાર્યું કે જો હું પિતાની આજ્ઞા માનીશ નહિ, તો તેઓ મને શાપ દેશે. અને તેમની આજ્ઞા પ્રમાણે માતાને તથા ભાઇઓને મારી નાખીશ તો તેમનામાં સંજીવન કરવાની શક્તિ છે. માટે પિતાની આજ્ઞા માનવી એ સર્વોત્તમ છે. એમ વિચારી તેમણે પિતાની આજ્ઞા પ્રમાણે કરી બે હાથ જોડી તેમની સન્મુખ આવીને ઉભા રહ્યા. એ જોઇ જમદગ્નિ ઋષિ ઘણા પ્રસન્ન થયા. અને આજ્ઞા પાલક પુત્રને ધન્યવાદ આપ્યો. પછી તેમણે પરશુરામને ઇચ્છામાં આવે તે વરદાન માગવાનું જણાવ્યું. પરશુરામે માગ્યું કે;—માતા તથા ભાઇઓને મેં માર્યા છે, એમ તેઓ ન જાણે તેવી રીતે તેમને સંજીવન કરો. મહાત્મા જમદગ્નિએ[1] પુત્રની ઇચ્છા મુજબ પોતાના યોગ બળથી તેમને સંજીવન કર્યાં. પછી પરશુરામે માતાના ચરણમાં શિર નમાવી ક્ષમા માગી. માતા રેણુકાએ કહ્યું:—"પુત્ર! એમાં તારો કાંઇ પણ અપરાધ નથી. દૈવે જે પાકું હોય છે, તેજ થાય છે. એમાં કોઇનું કદાપણ ચાલતું નથી. પુત્ર! તેં તારા પિતાની

(૧) જમદગ્નિ ઋષિના પિતા ઋચીક, તે મહાત્મા ભૃગુઋષિના પુત્ર થાય

આજ્ઞા માની એ ઘણું સારૂં કર્યું. માતા પિતાની આજ્ઞા માનવી, એ સુપુત્રનો ધર્મ છે. મારે તારા જેવો આજ્ઞાપાળક પુત્ર છે, એ જોઇ હું ઘણી ખુશી થાઉં છું. અને મારાં ધન્ય ભાગ્ય સમજુ છું. જે પુત્રો માબાપની આજ્ઞા માનતા નથી, કે તેમની સેવા કરતા નથી, તે કુપુત્ર ગણાઇ પાપ ફળને ભોગવે છે. માબાપની આજ્ઞા માનવી, અને તેમની સેવા કરવી, એ સુપુત્રનો ધર્મ છે." ઇત્યાદિ વચનો કહીને સતી માતાએ પુત્રને ધીરજ આપી શાન્ત કર્યો. ત્યાર પછી પરશુરામ માતાની આજ્ઞા લેઇ પોતે કરેલી હત્યાનો દોષ નિવારણ કરવા ભાઇઓને લેઇ તીર્થ યાત્રા કરવા ગયા.

પરશુરામની ગેરહાજરીનો લાભ લેઇ સહસ્ત્રાર્જુનના જે સો પુત્રો જીવતા રહ્યા હતા, તે પોતાના પિતાનું વેર લેવા જમદગ્નિ ઋષિના આશ્રમમાં આવ્યા. આ વખતે મહર્ષિ હોમ કરતા હતા. તેમને મારી નાખી તેઓ નાશી ગયા સતી રેણુકા પતિના મરણ શોકથી વિલાપ કરવા લાગી. વિલાપ કરતાં શોકથી તેણે પોતાની છાતી એકવીસ વાર કુટી પરશુરામને યાદ કર્યા. યાદ કરતાંજ પરશુરામે પોતાના યોગ બળના જ્ઞાનથી જાણી લીધું. જાણતાંજ તેમને ભારે ક્રોધ ચડ્યો. અને ક્ષત્રિઓને નિર્મૂળ કરવાનો સંકલ્પ કર્યો. એ વેળાએ ક્ષત્રિઓ પ્રજાને બહુ રંજાડતા હતા; તેની તેમને યોગ્ય શિક્ષા, અને પ્રજાનું દુઃખ નિવારણ કરવાનો આ સારો યોગ મળ્યો. પરશુરામે પ્રતિજ્ઞા કરી કે,—"મારી માતાએ ક્ષત્રિઓના ત્રાસથી એકવીસવાર છાતી કુટી, માટે હું એકવીસવાર બધા ક્ષત્રિઓને મારી નાખી મારા પિતાનું વેર લેઇશ અને ઋષિકાદિ પિતરોને તેમના રક્તથી તર્પણ કરી તૃપ્ત કરીશ." એવી પ્રતિજ્ઞા લેઇને તેઓ તાત્કાળ આશ્રમમાં આવ્યા. પ્રથમ માતાનો શોક દૂર કરવા માટે પોતાની સંજીવિની વિદ્યાના બળવડે મૃત પિતાને સંજીવન કર્યા. પછી લાગલાજ દુષ્ટોને સંહારવા તૈયાર થયા. પોતાના જેવા પ્રબળ યોદ્ધાઓનું સૈન્ય એકઠું કર્યું. તેમ ધર્મપક્ષ, પ્રજાપક્ષ અને મુખ્યત્વે વિદ્વાન પંડિતોને પોતાના પક્ષમાં લીધા. પછી સ્થળે સ્થળે યુદ્ધ કરીને ઘણા જુલમગારોને પકડી કેદ કર્યા. અને ઘણાકને જીવથી મારી નાખ્યા. સહસ્રાર્જુનના જીવતા રહેલા સો પુત્રોને પણ મારી નાખ્યા. એ રીતે તેમણે એકવીશવાર જુદા જુદા રાજ્યોપર જુદી જુદી વખતે ચડાઇ કરી, ઉદ્ધત બનેલા ક્ષત્રિઓને ઠાર કર્યા. અને તેમના જુલમથી પ્રજાને મોકળી કરી. જે ક્ષત્રિયો તેમના ભયથી નાશીને સતી માતા રેણુકાજીને શરણે જઇ જીવિતદાન માગ્યું હતું, તેમને તથા બ્રહ્મનિષ્ઠ રાજા જનક વિદેહને અને અયોધ્યાપતિ મહારાજા દશરથને બચાવ્યા. એ સિવાય સર્વ જુલમગાર ક્ષત્રિઓને ઠાર કર્યા તેમના રક્તથી પાંચ ડોહ ભર્યા હતા. તે ડોહ રામન્હદ એવા નામથી પ્રસિદ્ધ થયેલા છે.

મહાત્મા પરશુરામ નિર્લોભી અને ત્યાગી હતા. પોતે મેળવેલી રાજ્યસત્તા પોતે નહિ ભોગવતાં જે રાજા નમી ગયા હતા, તેમાંના જેઓ રાજ્ય કરવે યોગ્ય હતા, તેમને તેમનાં રાજ્ય પાછાં સોંપી દીધાં. અને બાકીની ભૂમિ મહાત્મા કશ્યપ ઋષિને દાનમાં આપી દીધી. પછી પોતે સ્વસ્થ થઇ તપ કરવા ચાલી નીકળ્યા. એ વેળાએ પણ કોઇ ક્ષત્રિય રાજા ઉન્મત્ત બનતો, કે તુરત ત્યાં જઇને તેને યોગ્ય શિક્ષા કરતા હતા. કેટલોક સમય વિત્યા પછી મહાત્મા કશ્યપ મુનિએ પરશુરામને કહ્યું કે, મને તમે દાન કરેલી ભૂમિમાં તમારે આગમન કરવું યોગ્ય નથી. તેમજ આ ભૂમિમાં તમારે રહેવું પણ ઉચિત નથી કે

ઉપરથી પરશુરામ ભારતભૂમિ બહાર સમુદ્ર તીરે કેટલીક જમીન મેળવીને ત્યાં રહ્યા હતા. એ દેશનું નામ તેમણે શૂર્પારિક દેશ પાડયું. એ દેશ હાલ કોંકણ નામથી પ્રસિદ્ધ છે. તે સમુદ્ર કિનારે આવેલો છે.

એ રીતે પૃથ્વી એકવીશવાર નક્ષત્રી કરી પરશુરામ શાન્ત થયા. પછી એક વખતે તેઓ ફરતા ફરતા મિથિલાપુરમાં ગયા હતા. તેમને મિથિલાપતિ રાજા જનકે સારૂ સન્માન આપીને વિધિપૂર્વક પૂજન કરી દંડવત્ પ્રણામ કર્યા. ભોજનનો સમય થતાં પોતાનાં ભાથાં, ફરસી, અને ત્ર્યંબક, નામે ધનુષ જે ઘણા વજનનું હતું, તે સર્વે ચોકમાં મૂકી ભોજન કરવા બેઠા. એવામાં જનક પુત્રી સીતા જે એ વખતે બાળક હતી, તે રમતાં રમતાં ત્યાં આવી. અને ધનુષને ઉપાડી તેનો ઘોડો કરી રમવા લાગી. પરશુરામ અને જનક રાજા ભોજન કરી જ્યારે બહાર આવ્યા, ત્યારે સાત વર્ષની બાળક સીતાને ધનુષનો ઘોડો કરી રમતાં જોઇ આશ્ચર્ય પામ્યા. પછી પરશુરામે જનક રાજાને કહ્યું કે;—" આ કન્યા કોઇ અદ્ભૂત લાગે છે. ખરે, એ લક્ષ્મીનો અવતાર દિશે છે. આ ધનુષ ઘણા માણસોથી ઉપડી શકે એટલા વજનનું છે. તે તેણે સહેજમાં ઉચકયું. માટે તેને તેનાજ જેવો બળીઓ વર શોધીને પરણાવવી જોઇએ. માટે પ્રતિજ્ઞા કરો કે, એ ધનુષ્ય જે ચડાવી શકે એવો પુરૂષ સ્વયંવરમાંથી મળી આવે, તેનેજ એ પુત્રી પરણાવવી." જનક રાજાએ પરશુરામના કહેવા મુજબ પ્રતિજ્ઞા કરી. પછી પરશુરામ ત્યાંથી ચાલી નીકળ્યા હતા.

જ્યારે સીતા યોગ્ય વયે પહોંચી ત્યારે જનક રાજાએ તેને માટે સ્વયંવર કર્યો હતો. તે વખતે પોતે કરેલી પ્રતિજ્ઞા મુજબ ત્ર્યંબક ધનુષ્ય લાવીને મૂકયું હતું. તેને અયોધ્યાપતિ મહારાજા દશરથના પુત્ર શ્રીરામે ચડાવીને ભાગી નાખ્યું હતું. અને સીતાને શ્રીરામની સાથે પરણાવી હતી. શિવ ધનુષ ભંગ થયાની ખબર પરશુરામે પોતાની જ્ઞાન દ્રષ્ટિથી જાણી, તેથી શ્રીરામનો ગર્વ ઉતારવા માટે તેઓ તૈયાર થયા. જ્યારે શ્રીરામ સીતાને પરણીને અયોધ્યા તરફ જતા હતા, ત્યારે માર્ગમાં પરશુરામે સામા આવીને હાક મારી કે, શિવધનુષ ભાગનાર ક્યાં છે? એ સાંભળી સૌ થરથરવા લાગ્યા, પણ શ્રીરામ નિર્ભય રહ્યા. તેમણે કેટલાંક વિનય વચનો પરશુરામને કહ્યાં, પણ તેમણે તે ઉપર કાંઇ લક્ષ નહિ આપતાં રામને બાણો મારવા માંડયાં. પરંતુ એક બાણ તેમને વાગ્યું નહિ. તે ઉપરથી પરશુરામે જાણી લીધુ કે, વિષ્ણુએ રામ અવતાર ધર્યો, એવું જોઇ તેઓ શ્રીરામને સ્નેહથી ભેટ્યા. પરશુરામે ભારતવર્ષનું અગ્રેસરપણું શ્રીરામને સોંપ્યું. એ રીતે પરશુરામનું તેજ શ્રીરામે હરણ કર્યું. પરશુરામની આજ્ઞાથી રામે તેમના મૃત્યુ માર્ગમાં એક બાણ માર્યું. તેથી પરશુરામ અમર થયા.

મહાત્મા પરશુરામ પાસેથી ભીષ્મ અને દ્રોણાચાર્યે ધનુર્વિદ્યા વગેરેનું શિક્ષણ લીધું હતું. તેથી તેઓ તેમના ગુરૂ થતા હતા. આવા ઉત્તમ ગુરૂના હાથ નીચે શિક્ષણ પામેલા શિષ્યો ઉત્તમ નિવડે એમાં કાંઇ નવાઇ નથી. પરશુરામના શિષ્યો પણ ઘણા શ્રેષ્ઠ નીકળ્યા હતા. એ તેમના ઉત્તમ શિક્ષણ બળનોજ પ્રતાપ હતો. પરશુરામ શ્રીરામને નમન કરીને ત્યાંથી તપશ્ચર્યા કરવા માટે ગયા હતા. તેઓ જ્યારે તપ કરતા હતા, ત્યારે કાશીના રાજાની કન્યા અંબા કે જેનું ભીષ્મે હરણ કરી લાવી હસ્તિનાપુરથી કહાડી મૂકી હતી તેણે આવીને પરશુરામને કહ્યું કે, ભીષ્મને સમજાવીને તેની સાથે મને પરણાવો. તે ઉપરથી પ-

રશરામ ભીષ્મ પાસે હસ્તિનાપુર આવ્યા. તેમણે અંબાની સાથે પરણવા ભીષ્મને સમજાવ્યા, પણ તેમણે ન માન્યું તેથી ગુરૂ શિષ્ય વચ્ચે જબર યુદ્ધ થયું. તેમાં પરશરામ હાર્યા હતા. તેનું કારણ એવું જણાય છે કે, એ વેળાએ તેમનો પ્રથમના શૌર્યને જુસ્સો શાન્ત થયે હતો. ત્યાર પછી તેમણે નિરંતર તપજ કર્યા કર્યું હતું.

આ **રાજર્ષિ** બ્રાહ્મણ કુળમાં મહાન્ પરાક્રમી, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, અને પ્રજાના ખરેખર રક્ષક હતા. તેઓ પોતાના આત્મિક સ્વયંબળ વડે જનમંડળમાં **"શ્રી ભગવાન્"** એવા મોટા ઉપ પદને પામ્યા છે. આર્યાવર્તમાં સાત **"ચીરંજીવી"**[1] મહાપુરૂષો ગણાય છે. તેઓમાંના પરશરામ પણ એક છે તેમનો શક હજુ સુધી મલબાર તરફ ચાલે છે. એ રીતે આ દેવાંશી મહાત્મા પુરૂષે જગતમાં અનેક ઉત્તમ કાર્યો કરીને પોતાનું નામ અમર કર્યું છે. તેમને ચીરંજીવીની જે પદવી મળી છે, તે યોગ્યજ છે કારણ કે જ્યાં સુધી તેમનુ પવિત્ર નામ જગતમાં કાયમ છે, ત્યાં સુધી તેઓ જીવતાજ છે.[2]

---

# ગૌતમ.

**ન્યાયશાસ્ત્ર**ના કર્તા મહાત્મા ગૌતમ **ઋષિ**નો જન્મ ત્રેતાયુગના આરંભમાં હિમાલય પ્રદેશમાં હતો. તેમના પિતાનું નામ દીર્ઘતમા ઋષિ હતું. ગૌતમ ઋષિ મહા તેજસ્વી, અને તીવ્રબુદ્ધિના શોધક પુરૂષ હતા. તેમણે બાલ્યાવસ્થામાંજ વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું. તથા દીર્ઘકાળ સુધી તપશ્ચર્યા કરીને તપ સમૃદ્ધિ મેળવી હતી. તેથીજ તેમની ગણના **સપ્તઋષિ મંડળ**માં થયેલી છે. તેમણે પોતાની પ્રબળ શક્તિથી ન્યાય, તર્ક, રસાયણ, પદાર્થ પૃથક્કરણ, અને તત્વાદિની ઘણી ઉપયોગી શોધો કરેલી છે. તેમને **અહલ્યા** નામે ઘણી સુંદર અને ગુણવાન સ્ત્રી હતી. અહલ્યા પોતાના મતીત્વમાં એટલી બધી શ્રેષ્ઠ હતી કે, આર્યાવર્તની પાંચ મહા સતીઓમાં તેનુ નામ દાખલ થયેલું છે. આ દંપતી વચ્ચે અરસ પરસ ગાઢ સ્નેહ હતો. અહલ્યા જેવી સાધ્વી હતી, તેવીજ બુદ્ધિશાળી અને ચતુર પણ હતી. તે પોતાના સ્વામી ગૌતમને ધર્મોપદેશ, અને ધર્મનીતિનાં કૃત્યોમાં તથા નવીન શોધોમાં યથા શક્તિ મદદ કરતી હતી. એવું કહેવાય છે કે, અહલ્યાને પરણવા ઇંદ્રની ઇચ્છા હતી, પણ સ્વયંવરમાં તે ગૌતમને વરી હતી. તેથી ઇંદ્રને તેનાપર દ્વેષ હતો. આ વેરનો બદલો લેવા માટે એક વેળા ગૌતમ ઋષિની ગેરહાજરીમાં ઇંદ્ર વેષ બદલીને સતી અહલ્યાને ફસાવવા માટે ગયો હતો. પરંતુ તે પોતાની ઇચ્છા પાર પાડે તે પહેલાં ઋષિ આશ્રમે આવ્યા. તેમણે ઇંદ્રને ઓળખી શાપ દીધો. તેથી તે બહુ દુઃખી થયો. વળી અહલ્યા ઇંદ્રના પ્રપંચને પારખી શકી નહિ, તેથી ક્રોધમાં ઋષિએ તેને પણ શાપ દીધો. તેથી તે શલ્યારૂપ થઇ પડી હતી. આવી રીતે અણધારી આપદા આવી પડવાથી ઋષિ ઘણા દુઃખી થયા, અને ઉદાસ બની હિમાલય તરફ ગયા. ત્યાં રહીને પ્યારી પત્નીના ઉદ્ધાર

(૧) સાત ચીરંજીવીના નામઃ—બળી રાજા, પરશુરામ, બિભિષણ, હનુમાન, વ્યાસ, અશ્વત્થામા, કૃપાચાર્ય

(૨) પરશુરામ હજુ મહેન્દ્રાચળ પર્વત ઉપર તપ કરે છે, એવું પુરાણ ગ્રંથોમાં લખેલું છે.

થતાં સુધી નિરંતર તપશ્ચર્યાજ કર્યા કરી. પછી જ્યારે શ્રી રામના પ્રતાપથી સતી અહલ્યાનો ઉદ્ધાર થયો, ત્યારે તેને મળીને ઋષિ બહુ આનંદ પામ્યા હતા.

ગૌતમઋષિએ ન્યાયશાસ્ત્રનો જે સર્વોત્તમ ગ્રંથ રચ્યો છે; તેને ન્યાયદર્શન અથવા ગૌતમદર્શન પણ કહે છે. તેમાં તર્કશાસ્ત્રનો પણ સમાવેશ થઇ જાય છે. ષડ્દર્શનોમાં* ન્યાયદર્શન મુખ્ય ગણાય છે. ન્યાયવિદ્યા સર્વ વિદ્યાનો પ્રદીપ સ્વરૂપ છે. સઘળાં કર્મનો ઉપાય અને અખિલ ધર્મનો આશ્રય છે. ન્યાયદર્શનના પાંચ અધ્યાય છે. પ્રત્યેક અધ્યાયમાં બે આન્હિક છે. અને પ્રત્યેક આન્હિકમાં ઘણાં પ્રકરણ છે. ન્યાયદર્શનના મતમાં જીવાત્મા તિરિક્ત એક પરમેશ્વર છે. તેને ભોગ સાધનનું શરીર, સુખ, દુઃખ, અને દ્વેષાદિક કંઇજ નથી. કેવળ નિત્ય જ્ઞાન ઇચ્છાદિ ગુણો છે. એ અસાધારણ શક્તિવાળો અને સમસ્ત જગતનો કર્તા છે.

ન્યાયશાસ્ત્રનો સર્વ શાસ્ત્રોમાં ઉપયોગ છે. મહાત્મા બૃહસ્પતિએ કહ્યું છે કે;—" જે માણસ તર્કશાસ્ત્રનુંસારે તાત્પર્યાર્થની શોધ કરે છે, તે મનુષ્ય શાસ્ત્રનો મર્મ જાણીને ધર્મ નિર્ણયમાં સમર્થ થાય છે. " ગૌતમ ન્યાયમાં યુક્તિ પ્રધાન છે, યુક્તિના ચિંતવનથી પુરૂષની તીવ્ર બુદ્ધિ થાય છે. બુદ્ધિ તીવ્ર થવાથી મનન કરવાને સમર્થ થવાય છે. મનન કર્યાથી સત્ય સિદ્ધાંત થઇ શકે છે. અને સત્ય સિદ્ધાંતના યોગે આત્મા પરમાત્માનું સત્ય જ્ઞાન થઇ કેવળ મોક્ષની પ્રાપ્તી થાય છે. ન્યાય શાસ્ત્રમાં વિદ્વાન પંડિતોની સભામાં વાદવિવાદ કરવાની રીત સંપૂર્ણ વર્ણવેલી છે. પૃથ્વી જે પદાર્થના પરમાણું મિશ્ર થવાથી બનેલી છે, તે પ્રત્યેક પરમાણુ નિત્ય અને સ્થાઇ છે. તેનો નાશ થઇ શકતો નથી. જેનો નાશ ન થઇ શકે તે તત્વ કહેવાય છે. માટે પરમાણુની તત્વમાં ગણના કરી છે. પરંતુ પરમાણુથી ઉત્પન્ન થયેલો પદાર્થ નિત્ય નથી માટે એ નાશવંત છે. એવી રીતે તત્વાદિની વ્યવસ્થા ન્યાયશાસ્ત્રમાં કરેલી છે. તેમાં રસાયણ વિદ્યાનું પણ યથાર્થ વર્ણન કરેલું છે. સિવાય બીજા અનેક પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાના વિષયો પણ તેમાં છે. માટે એ પ્રથમ કાળનું ઇશ્વર પ્રેરક જ્ઞાન કહેવાય છે.

મોક્ષ પામવા માટે તત્વજ્ઞાન થવું જોઇએ. તત્વજ્ઞાનથી, દુઃખ, જન્મ, પ્રવૃતિ, દોષ, અને મિથ્યા જ્ઞાન એ સર્વનો ઉત્તરોત્તર નાશ થતાં મોક્ષ મળે છે. તત્વજ્ઞાન કેમ થાય; એ વિષે ન્યાયશાસ્ત્રમાં ગૌતમે કહ્યું છે કે;—" પ્રમાણ, પ્રમેય,[1] સંશય, પ્રયોજન, દ્રષ્ટાંત, સિદ્ધાંત, અવયવ[2] તર્ક, નિર્ણય, વાદ, જલ્પ,[3] વિતંડા,[4] હેત્વાભાસ,[5] છલ[6] જાતિ,[7] નિગ્રહસ્થાન,[8] એ સોળ તત્વ જાણવાથી મોક્ષ પ્રાપ્તિ થાય છે" આ સોળ બાબતો વિષે ન્યાયશાસ્ત્રમાં બહુ વિસ્તારથી વિચાર ચલાવેલો છે. એ તત્વજ્ઞાન થવા માટે ઉત્તમ સાધનરૂપ છે. ન્યાયશાસ્ત્રનો અભ્યાસ દ્રાવિડ, તૈલંગ, ઉત્તરમાં નદિઆ, અને કાશી, એ સ્થળોમાં અદ્યાપિ

---

(*) સાંખ્યદર્શન, યોગદર્શન, ન્યાયદર્શન, વૈશેષિક, પૂર્વ મિમાંસા, અને ઉત્તર મિમાંસા એ ષડ્દર્શનો છે. અને તેના કર્તા કપિલ, પતંજલી, ગૌતમ, કણાદ, જૈમિની અને વ્યાસ, એ ઋષિ મુનિયો અનુક્રમે છે

(૧) સિદ્ધ કરવાની વસ્તુઓ (૨) અનુમાન બાંધવાને જે સાધનો લાગે છે તે. (૩) બીજાના મત ઉપર દોષ લાવવા માટે બોલવું. (૪) પોતાના મતનું સ્થાપન ન થયું હોય, તોપણ બીજાના મત ઉપર દોષ લાવવો. (૫) ખોટી તકરાર. (૬) પોતાને કબુલ એવી વાતો ધારીને બીજાને તોડી પાડવો. (૭) લેવામાં ખોટી તકરારો કરતાં જેથી પોતાના પક્ષને ખાપરી સ્થાપવી નાખી એવી તકરારો. (૮) બીજાનું બોલવું રદ કરવાનું સાધન

સુધી સારો ચાલે છે. ન્યાયથી તત્વજ્ઞાન થાય છે, ત્યારે મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે. મિથ્યા જ્ઞાન નાશ થયે દોષ મટે છે, અને દોષ મટે પ્રવૃત્તિ અટકે છે, પ્રવૃત્તિ અટકે જન્મ ટળે છે, અને જન્મ ટળે. દુઃખની સર્વથા નિવૃત્તિ થાય છે. દુઃખની નિવૃત્તિ થાય છે, તેનેજ મોક્ષ કહે છે. ન્યાયમતમાં બૌદ્ધ અને જૈન પંથવાળાએ માનેલા મોક્ષ સ્વરૂપનું ખંડન કરેલું છે, અને પોતે માનેલા મોક્ષનું પ્રતિપાદન કરેલું છે. ન્યાયમતમાં જગતનો કર્ત્તા પરમેશ્વર, તથા તેના વચનરૂપ વેદ, એ બંનેને અનુમાન તથા શબ્દ પ્રમાણથી સ્વીકારેલા છે. ગૌતમનો ન્યાય સૃષ્ટિના પદાર્થોનું પૃથક્કરણ કરી તેમની ઉત્પત્તિ, અને સ્થિતિ વિષે નિર્ણય કરી મોક્ષ સાધવો જોઇએ, એવો છે.

ગૌતમે પોતાના ન્યાય શાસ્ત્રમાં કહ્યું છે કે;–"જીવને આત્મા એકજ છે. અજ્ઞાનતા એ કરીને આત્મા જીવરૂપે થઇ ગયો છે. જીવ, જ્ઞાન થયે ભક્તિ કરવાથી શુદ્ધ થઇ ઇશ્વરમાં લીન થાય છે. આત્મા પ્રકૃતિ રહીત અને સ્વતંત્ર છે. તેનો ગુણ સારા સાર વિચાર કરવાનો છે. એ મૂળ તત્વથી ધર્મ મનાયો છે. ધર્મને માનવા વાળી જીજ્ઞાસા આપણી અંદર રહેલી છે. તે આપણો પવિત્ર સ્વતંત્ર ગુણ છે. ઇશ્વર વિષે કહ્યું છે કે, કર્ત્તા જે ઇશ્વર તે અનાદિ અને સ્વતંત્ર છે. તેને કારણ રૂપે તત્ત્વોને સરજી આ કર્મ રૂપી જગત્ રચ્યું છે. તે સ્ફુર્ણારૂપી સંકેતથી જીવો પાસે કર્મ કરાવે છે. કર્ત્તાની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને જ્ઞાન થયે મોક્ષ પ્રાપ્ત થાય છે. તેના બક્ષેલા જ્ઞાનની શ્રદ્ધાએ જે આશા રાખીએ, તે ફળીભૂત થાય છે. કર્ત્તા દ્રશ્ય અદ્રશ્ય ફળનો દાતા છે. કર્ત્તા વિના બીજું કાંઇ એક નથી. મોક્ષપદમાં કાયા અને જગત્ મિથ્યા દર્શાય છે. માત્ર જ્ઞાન સ્વરૂપ આત્મા કાયમ છે. એ ચૈતન્ય સ્વરૂપ છે. ચૈતન્યનો દેખાવ નિરાકાર દર્શાય છે." ઇત્યાદિ ઘણો ઉત્તમ બોધ આપેલો છે.

ગૌતમનું ન્યાયશાસ્ત્ર સર્વ માન્ય છે. ગદાધરી, જાગદેશી, અને અનુમાન ચિંતામણી આદિ ગ્રંથોમાં ન્યાયના એક ખંડ ઉપરથી સૂક્ષ્મ વિચાર ચલાવેલો છે. ન્યાયસૂત્ર ઉપર વાત્સાયનનું ભાષ્ય છે, તેમ બીજા ગ્રંથો પણ ઘણા છે. ન્યાયદર્શન વિષે નામદાર **માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન** સાહેબ લખે છે કે;—"ન્યાયશાસ્ત્ર એ વિષય બ્રાહ્મણોને ઘણો વ્હાલો છે. અને તેમણે એ ઉપર ઘણા ગ્રંથો લખ્યા છે. તેમાંના કેટલાક ગ્રંથો નામિચા પુરૂષોએ લખ્યા છે, તેથી આ દર્શનની ઘણી શાખાઓ થઇ છે. એવું છતાં બધી શાખાઓ **ગૌતમ** તથા **કણાદ**નાં દર્શનોથી પેદા થઇ છે. તેમાંના પહેલા ગ્રંથકારે અતીંદ્રિય પદાર્થો સંબંધી ન્યાય તરફ ધ્યાન પહોચાડયું છે, અને બીજાએ ઇંદ્રિયગોચર પદાર્થોવિષે વિચાર કીધો છે. એ દર્શનો કેટલીએક વાતોમાં જૂદાં છે, તોપણ તેઓ એકજ દર્શનના બે ભાગો છે, એવું માનીએ તો અડચણ નથી. કારણ કે તેઓ એક બીજાની ખામી પૂરી પાડે છે." વળી તે કહે છે કે;—"કણાદના દર્શન કરતાં ગૌતમના દર્શનની જોડણી વધારે પૂરી અને ઘણી મતલબ ધરાવનારી છે; તેમાથી થોડાક નમૂના નીચે આપ્યા છે, તેના ઉપરથી એ ગ્રંથકારે કેટલા ઝીણા વર્ગો બાંધવાની મેહેનત કરી છે, તે જરાક ધ્યાનમાં આવશે "

ગૌતમ ઋષિને સતી અહલ્યાથી **શતાનંદ** નામે મહા તેજસ્વી પુત્ર થયો હતો. જે મહા વિદ્વાન બની જનકપુરના વિદેહ વંશીય રાજા જનકનો પુરોહિત થયો હતો. તે પુરાણી-

ના નામથી પણ પ્રસિદ્ધ છે. તેના પછી **અંજની** નામે પુત્રી તેમને થઇ હતી. જેણે **હનુમાન** જેવા વીરપુત્રને જન્મ આપ્યો હતો. બીજો પુત્ર ચિરકારી નામે હતો, તેણે પણ આગળ જતાં ઋષિમંડળમાં કીર્ત્તિ મેળવી હતી. ગૌતમ ઋષિએ ન્યાયશાસ્ત્ર શિવાય એક સ્મૃતિપણ રચી છે. તેને **"ગૌતમ સ્મૃતિ"** કહે છે. ગૌતમ ઋષિનો પ્રથમ આશ્રમ પ્રયાગની પાસે હતો પછી મિથિલાના અરણ્યમાં, અને સતી અહલ્યાને તજ્યા ત્યારે હિમાલયમાં રાખ્યો હતો. પછી અહલ્યાને ફરી મળ્યા ત્યારે વરણુ કાનનમાં રાખ્યો હતો. અને ત્યાંજ આશ્રમ બાંધીને રહ્યા હતા. ત્યારથી એ આશ્રમ **ગૌતમાશ્રમ** નામથી પ્રસિદ્ધ થયેલ છે. ત્યાં તેમણે લાખો કાળ સુધી તપશ્ચર્યા કરી હતી. એ આશ્રમ આજે ગૌતમ તીર્થ ગણાય છે. ગૌતમાશ્રમમાં અહલ્યાહૃદ નામનુ પણ તીર્થ છે. તેની પાસે આજે **ભીનમાળ**[1] નામે નગર છે, જે અગાઉ **શ્રીમાળ નગર**ના નામથી પ્રસિદ્ધ હતું. વળી તેમના તપના પ્રભાવથી ગોદાવરી નદી **ગૌતમી ગંગા**[2] કહેવાય છે. એ મહાતીર્થ છે. જ્યારે કાર્તિક માસમાં સિંહના બૃહસ્પતિ આવે છે, ત્યારે ત્યાં સ્નાન કરવા સારૂ લાખો માણસોનો મેળો ભરાય છે. એવો તેનો મહિમા છે. વળી એવું કહેવાય છે કે, આ બ્રહ્મર્ષિ પોતાના તપોબળે કરીને દરરોજ પ્રાતઃકાળમાં નદી કિનારે ધાન્ય વાવતા, તે જ્યારે મધ્યાન્હે પોતાનું સ્નાન સંધ્યાદિક ષટકર્મ પૂરૂ કરી રહેતા, ત્યારે પરિપકવ થતુ હતું. પછી તેને લણી દાણા કાઢી એ અનાજની રસોઇ કરી ભોજન કરતા હતા! એવા એ સમર્થ હતા. તેમનો વાસ માંડવા તાલુકાના બૌધાન કસ્બામાં હતો. ત્યાં ઋષિ ઘણું ધાન્ય પકવતા હતા, તેથી તે ગામનું નામ બૌધાન—બહુ ધાન્ય પડ્યું કહેવાય છે.

ગૌતમ ઋષિને કનાયન અને **નિબાળી** નામે બે મુખ્ય શિષ્ય હતા. તે સિવાય બીજા પણ ઘણા શિષ્યો તેમની પાસે વિદ્યાભ્યાસ કરતા હતા. તેમનુ શિક્ષણ ઘણું વખણાતું હતું.

અંગિરા વંશમાં કેવળાં ગિરસ, **ગૌતમાં ગિરસ** અને **ભરદ્વાજ** ગિરસ, એવી મુખ્ય ત્રણ વંશમાલિકા છે. ગૌતમાં ગિરસ વંશ માલિકાના દશ ભેદ છે,—

**આયાસ્ય, શારદ્વત, કૌમંડ, દીર્ઘતમસ, કરેણુપાલી, વામદેવ, ઐાશનસ, રાહુગણ, સોમરાજક, બૃહદુકથ,** એ દશ છે.

દીર્ઘતમસ કુળોત્પન્ન પ્રવર વ્યવસ્થા;—**આંગિરસ, ઐાતથ્ય,** કાક્ષિવત, **ગૌતમ, દીર્ઘતમસ,** એ પાંચ પ્રવર કિંવા **આંગિરસ, ઐાતથ્ય,** દીર્ઘતમસ, એવાં ત્રણ પ્રવર પણ ગણાય છે. આ ઋષિનો વંશ વિસ્તાર પણ સારો ચાલેલો છે.

જેના અપૂર્વ જ્ઞાનમય ગ્રંથનાં યુરોપી પંડિતો વખાણ કરીને તેની આગળ મસ્તક નમાવે છે; જેના તત્વજ્ઞાનની બરોબરી જગત્ વિખ્યાત યુનાની તત્ત્વવેત્તા **આરિસ્ટોટલ** અને **ગાલિલીયો** સરખા પણ કરી શક્યા નથી; જેના અસ્તિત્વને આજે હજારો વર્ષ થઇ ગયા છતાં તેના વિશ્વવિખ્યાત શાસ્ત્રનું અધ્યયન હિંદની વૈદિક પાઠશાળાઓમાં અદ્યાપિ સુધી ઘણી આતુરતાથી કરવામાં આવે છે. જેના એકજ શાસ્ત્રથી ભારતની જ્ઞાન સંપત્તિમાં મોટી વૃદ્ધિ થઇ પડેલી ગણાય છે; અને જેના પુત્રો જો કે હમણાં કાળના કઠોર આક્રમણને

(૧) ભીનમાળ મારવાડમાં ઉદેપુર-જોધપુરની પાસે છે

(૨) નાસીકની પાસે

લીધે અધમ ગતિને પામેલા છે, તે છતાં પોતાને વારસામાં મળેલા ન્યાયદર્શન જેવા અમૂલ્ય શાસ્ત્રના પ્રતાપે પરદેશીઓની આગળ છાતી કાઢીને મગરૂરીથી ફરી શકેછે;-એવા મહાત્મા ગૌતમ ઋષિ તમને ધન્ય છે! ફરી ફરીને હજાર વાર ધન્ય છે! પૂજ્ય પિતા ગૌતમ! અમે તમારા પુત્ર છીએ. આજ તમારૂં સુંદર ચરિત્ર જાણીને આનંદ પામ્યા છીએ. આજ અમે જાણે તમને મોઢે મોઢ મળ્યા છીએ. તમારૂં દર્શન પામીને પાવન થયા છીએ. પૂજ્ય પિતા! અમે તમને સહસ્રવાર દંડવત્ પ્રણામ કરીએ છીએ.

---

## વાલ્મીકિ.

સંસ્કૃત ભાષાના આદિ કવિ અને **રામાયણ**ના કર્તા મહાત્મા વાલ્મીકિ ઋષિનું ચરિત્ર બહુ ચિતાકર્ષક છે. તેમના જન્મ વિષે જૂદી જૂદી વાતો ચાલે છે. પરંતુ તેમાંની બે વાતો વિષે વધારે ઇતબાર રાખી શકાય છે. કેટલાક જણ કહે છે કે, તેઓ એક બ્રાહ્મણના પુત્ર હતા, પણ તેમનાં માબાપ તેમને બાળપણથીજ એક અરણ્યમાં મૂકીને તપ કરવા સારૂ જતાં રહ્યાં હતાં. તેથી તેમને એક ભીલડીએ ઉછેરી મોટા કર્યા હતા. કેટલાક જણ વળી કહે છે કે, તેઓ મૂળેજ ભીલ પુત્ર હતા. આ બેમાંથી ગમે તે વાત સાચી હો, પરંતુ એટલું તો નક્કી છે કે, તેઓ એક ભીલને ઘેર નીચ સંગતમાં ઉછરીને મોટા થયા હતા. અને ત્યાં નીચ કર્મો કરતાં શીખ્યા હતા. તેમના પાલક પિતા ભીલે તેમનું નામ **રત્નો** (રત્નાકર) પાડ્યું હતું.

રત્નો મોટો થતાં ભીલ લુટારાએ તેને ધનુર્વિદ્યામાં નિપુણ કરી લૂટ, ચોરી કરવાનું કામ શીખવ્યું હતું. અને જાત કે ભાત નહિ જોતાં તેને એક ભીલડીની સાથે પરણાવ્યો હતો. તેથી તે પરિવારવાળો થયો હતો. રત્નો માર્ગમાં એક વૃક્ષપર ચડી ચારે તરફ દ્રષ્ટિ કરતો, અને કોઇ દૂરથી માલમ પડતું કે તુરત નીચે ઉતરી બાજ પક્ષીની પેઠે તેનાપર તૂટી પડી, તેને મારી નાખી સર્વસ્વ લૂટી લેતો. તેનાં એવાં ઘાતકી કૃત્યોથી ચારે તરફ ત્રાહે! ત્રાહે! થઇ રહ્યો હતો. અસંખ્ય મનુષ્યોને તેણે ઘાતકીપણે મારી નાખી લૂટી લીધાં હતાં. એવાં પાપી કૃત્યોથી મેળવેલા દ્રવ્ય વડે તે પોતાનું અને કુટુંબનું પોષણ કરતો હતો. તેના પાપનો કાંઇ પાર રહ્યો નહોતો. પરંતુ ઇશ્વર ઇચ્છા બળવત્તર છે. કોઇ કાળે પૂર્વના પૂણ્યનો ઉદય થાય છે. ઇશ્વરની ગહન ગતિ વા અકળીત કળાની કોઇને ખબર પડતી નથી. એક દિવસે એવું બન્યું કે, મધ્ય પથમાં રત્નો જ્યાં લુટારાનું કામ કરતો હતો, તેજ રસ્તે થઇને મહાત્મા **નારદમુનિ** નીકળ્યા. રત્નો તેમને આવતા જોઇને તુરતજ વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યો. અને લોઢાની મુદ્દગર હાથમાં લેઇને નારદજી પાસે આવ્યો. તેને જોઇને નારદજીએ પુછ્યું કે, તું કોણ છે? રત્નાએ જવાબ આપ્યો કે, તું મને ઓળખતો નથી? હું હમણાં તને મારી નાખીને તારૂં સર્વસ્વ લૂટી લેઇશ. મોટા પુરૂષો ગમે તેવા પ્રસંગે પણ પોતાની મહત્તા કદી મૂકતા નથી. તે તો અપકાર કરનારના ઉપર પણ ઉપકારજ કરે છે. મહા પુરૂષોમાં એ મહદ્ ગુણ છે. નારદજીને આ ભીલ લુટારાનું પાપાચરણ જોઇ દયા ઉપજી. તેનો અનુમહ કરવાના હેતુથી તેઓ બોલ્યા કે,-તેં કેટલાં પાપ કર્યા છે? નાનાં

પાપની સીમા કેટલી છે, તે તું જાણે છે?" એમ કહી તેના અસંખ્ય પાપનું વર્ણન કરી બતાવ્યું. પછી કહ્યું કે, તું આટલાં બધાં પાપ શા માટે કરે છે? અરે! તું જેને સારૂ આવું ઘેર કર્મ કરે છે, તે સ્ત્રી પુત્રાદિ તારા પાપનાં ભાગીદાર છે કે નહિ? રત્નો હસીને બોલ્યો કે;–મારાં વૃદ્ધ માબાપ છે, સ્ત્રી, પુત્રાદિ છે. હું લૂટારાનો ધંધો કરી જે કાંઇ પ્રાપ્ત કરૂં છું, તે સર્વે સાથે મળીને ખાઇએ છીએ. તો તેઓ મારા પાપનાં ભાગીઆં અવશ્ય થશેજ.

પછી નારદજીએ તેને કહ્યું કે;—તું તારે ઘેર જઇને પુછી આવ કે, તેઓ તારા પાપમાં ભાગીઆં છે કે નહિ? તું આવીશ ત્યાં સુધી હું અહિંજ ઉભો રહીશ. દૈવયોગ એવો કે આ મહર્ષિનું કહેવું રત્નાને સત્ય લાગ્યું. તેથી નારદજીને ત્યાંથી નહિ ખસવાની પ્રતિજ્ઞા કરાવીને તે ઘેર ગયો. નારદજી વૃક્ષ પાસેજ ઉભા રહ્યા. રત્નાએ ઘેર જઇને પ્રથમ વૃદ્ધ પિતાને પુછ્યું કે;—તમે મારા પાપમાંથી ભાગ લેશો કે નહિ? ત્યારે વૃદ્ધે કહ્યું;—મૂર્ખ પુત્ર! તું કેવી વાત કરે છે! તને આ વાત કોણે કહી? પુત્રનાં કરેલાં પાપ કદી પિતાને સ્પર્શ કરે નહિ. કારણ કે તું જ્યારે બાળક હતો, ત્યારે મેં કેટલાં બધાં દુઃખ ભોગવીને તારૂં પોષણ કર્યું છે? એ સર્વ પાપમાં શું તું ભાગીઓ થયો છું? કોઇ વખતે પિતા પુત્ર થાય છે, અને પુત્ર પિતા થાય છે. હું હમણાં વૃદ્ધ થવાથી તારા પુત્ર જેવો થયો છું. મારૂં પાલન કરવું એ હાલ તારી ફરજ છે. તને કોણે પાપ કર્મ કરી પેદા કરવાનું કહ્યું છે? હું શા માટે તારા પાપમાં ભાગીઓ થાઉ? રત્નો પિતાનાં વચન સાંભળી શરમાઇ ગયો. તેથી તે નીચુ મોં ઘાલી માતાની પાસે ગયો. તેને પણ પિતાની માફક પાપમાં ભાગીદાર થવાનું પુછ્યું. ત્યારે માતાએ કહ્યું કે;—મેં તને નવ મહિના ગર્ભમાં ધારણ કર્યો છે. માતાના એક દિવસનું ઋણ પણ કોઇથી ફેડી શકાય તેમ નથી, તો તું મને ઉલટો તારા પાપમાં ભાગીદાર થવાનું કાં કહે છે? મૂર્ખ પુત્ર! હું હવે વૃદ્ધ થઇ છું. તેથી હવે મારૂં પાલન કરવું, એ તારો ધર્મ છે. રત્નો માતાનાં વચન સાંભળીને વધારે શરમાઇ ગયો. પછી તે પોતાની સ્ત્રી પાસે આવ્યો. તેને પણ ઉપર મુજબ પુછતાં તેણે ઉત્તર આપ્યો કે;—તમે મને ગ્રહણ કરી છે. મારૂં ભરણ પોષણ અને રક્ષણ કરવું, એ તમારી ફરજ છે. હું શા માટે તમારા પાપમાં ભાગીદાર થાઉ? તમને લૂટવાનું અને ઘાતકી કામ કરવાનું કોણે કહ્યું છે? એ પછી તેણે પુત્રાદિને પણ પુછ્યું. પરંતુ કોઇએ તેના પાપમાં ભાગીદાર થવાનું કહ્યું નહિ. તેથી તે નિરાશ થઇને પાપથી ભય પામતો નારદજી પાસે આવ્યો. અને તેમના ચરણમાં પડી સર્વ વાત કહીને રૂદન કરવા લાગ્યો. રૂદન કરતાં કરતાં તે બોલ્યો કે;—મહારાજ! હું આપને શરણે આવ્યો છું. મને હવે પાપથી મુક્ત કરી કૃતાર્થ કરો.

રત્નાને એ પ્રમાણે પાપથી મુક્ત થવાને વ્યાકુળ થયેલો જોઇને નારદજીને તેના ઉપર દયા આવી. તેથી તેનું કલ્યાણ કરવાનો તેમણે નિશ્ચય કર્યો. પછી તેને કેટલીક શીખામણ દેઇને તેના માથાપર પોતાના કમંડલુમાંથી પાણી છાંટયું. અને રામ નામના મહામંત્રનો ઉપદેશ આપીને નારદજી ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયા. મહર્ષિના ગયા પછી મહા પાપી દુરાત્મા રત્નો નિરંતર ધ્યાન પૂર્વક રામ નામનો જપ કરવા લાગ્યો. પરંતુ એ જડ બુદ્ધિના રત્નાને તેનો ઉચ્ચાર કરતાં પણ આવડયો નહિ. તેથી તે ઉલટો મંત્ર—" મરા, મરા " નો જપ કરવા લાગ્યો. એ પ્રમાણે જપ કરતાં ઘણાં વર્ષ વિતી ગયાં. કહેછે કે, તે ભક્તિમાં

એટલો બધો તલ્લિન થઇ ગયો હતો કે તેના શરીર ઉપર ઉધઈએ માટીનો મોટો રાફડો કર્યો હતો. તેનું પણ તેને કાંઇ ભાન રહ્યું નહોતું. કેટલેક વર્ષે ફરીને પાછા નારદજી એ રસ્તે થઇને નીકળ્યા, ત્યારે રત્નાને ઉપર કહેલી સ્થિતિમાં રામ નામનો મહામંત્ર જપતાં જોયો. એથી તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું. અને દયા આવવાથી તેના શરીર ઉપરનો રાફડો ખંખેરી નાખીને તેને શુદ્ધિમાં લાવી ઉભો કર્યો. પછી તે નારદજીના ચરણમાં પડીને બોલ્યો કે;—"મહારાજ! આપેજ મને કેવળ રામ નામ આપી પાપથી મુક્ત કર્યો છે." ઇત્યાદિ વચનો કહીને સ્તુતિ કરી. રત્નો **વલ્મીક**—રાફડામાંથી નીકળ્યો, માટે તેનું નામ તે દિવસથી **વાલ્મીકિ** પાડયું. પ્રાકૃત જનો વાલ્મીકિને બદલે વાલ્મીક પણ કહે છે. નારદજીએ એજ દિવસથી તેમને ઋષિની પંક્તિમાં દાખલ કર્યા. ત્યારથી તેઓ જગતમાં વાલ્મીકિ ઋષિને નામે પ્રસિદ્ધ થયા છે. અહો! પ્રભુની ગહન ગતિ કેવી ચમત્કારીક છે! રત્નો મટી વાલ્મીકિ કહેવાયા, એટલુંજ નહિ પણ એક પાપાત્મા ભીલ લુટારો રામ નામના મહા મંત્રથી જ્ઞાન પામીને મહર્ષિ પદને પામ્યો. એ શું ઓછા આશ્ચર્યની વાત છે? ત્યારે રામ નામના મહા મંત્રમાં એવું તે શું પરાક્રમ છે, તે આપણે જરા તપાસીએ. રામ નામ જપો, કે કૃષ્ણ નામ જપો, અથવા ગમે તે એક પવિત્ર નામ જપો. પરંતુ અમે નિશ્ચય કર્યો છે કે, ગમે તે એક પવિત્ર નામના મંત્રના જપમાં માત્ર વિશ્વાસજ ફળદાયક વસ્તુ છે. જયાં સુધી મનુષ્યના હૃદયમાં શ્રદ્ધા દેવીની સંપૂર્ણ સ્થાપના થઇ શકી ન હોય, ત્યાં સુધી ગમે તેવો મહામંત્ર હશે, તોપણ તેને તે કાંઇ પણ ફળ આપી શકશે નહિ. શ્રદ્ધા અથવા વિશ્વાસથીજ મનુષ્યની ઇચ્છેલી વાત ફળીભૂત થાય છે. જો વિશ્વાસજ ફળદાયક વસ્તુ ન હોત તો "રામ, રામ" ને બદલે "મરા, મરા" નો જપ કરનાર આ રત્નો જ્ઞાન પામીને ઋષિ પદવી મેળવી શકત નહિ. એજ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. માટે મનુષ્યે દરેક કામ કરતા પહેલાં પ્રભુ ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ. તેમ કરવાથી અવશ્ય ઇચ્છીત વાત ફળીભૂત થયા વગર રહેશે નહિ.

વાલ્મીકિએ બ્રહ્મર્ષિપણાને, પામી નારદજીને પુછ્યુ કે, હવે મારે શું કામ કરવું? નારદજીએ કહ્યું કે, તમે શતકોટી રામાયણ રચો. તમે રામ નામ જપીને ઉદ્ધાર પામ્યા છો, માટે એ લોકાભિરામ સુપવિત્ર રામ ચરિતનું સારી રીતે વર્ણન કરો. વાલ્મીકિએ કહ્યું કે મહારાજ! હું રામાયણ કેવી રીતે રચીશ? અને તેના છંદો કેવી રીતે કરીશ! કારણ કે એવિષે મને બીલકુલ જ્ઞાન નથી. નારદજીએ કહ્યું કે;—તમારી જીભપર સરસ્વતીનો આવિર્ભાવ થશે. અને તમારે મુખેથી રામનો જન્મ અને તેમના કામોનું વર્ણન પુરાણરૂપથી શ્લોક-છંદમાં ફુવારાની પેઠે નીકળશે." એવું કહીને નારદજી ત્યાંથી અંતર્ધ્યાન થયા. પછી મહર્ષિ વાલ્મીકિ તમસા નદીને કિનારે આશ્રમ બાંધીને રહ્યા. તેમની પાસે ઘણાક શિષ્યો અધ્યયન કરવા સારૂ આવ્યા હતા. તેમાં ભરદ્વાજ ઋષિ મુખ્ય હતા.

વાલ્મીકિ ઋષિ એક દિવસે નિત્ય નિયમ પ્રમાણે તમસા નદીપર સ્નાન કરવા સારૂ ગયા હતા. ત્યાં કિનારાપરના ગાઢા જંગલમાં એક વૃક્ષપર ક્રૌન્ચ અને ક્રૌન્ચી નામનાં પક્ષીઓ વિહાર કરતાં હતાં. ત્યાં અકસ્માત એક દુષ્ટ પારધીએ આવીને ક્રૌન્ચને મારી નાખ્યો. ક્રૌન્ચી પોતાના સ્વામીના વિયોગથી ઘણા કલ્પાંતની સાથે રૂદન કરવા લાગી. તે

જોઇને વાલ્મીકિ ઋષિ બહુ વ્યાકુળ થઇને ઉંડા વિચારમાં ઉતરી ગયા. પછી તેમના મુખમાંથી એકા એક નીચેનો શ્લોક નીકળ્યો;—

मानिषादप्रतिष्ठांत्त्वमठाम: शाश्वती: समा: ॥
यत्क्रौंचमिथुनादकमवधी: काममोहितं ॥

આ અનુષ્ટુપ છંદ બંધ વાણી પ્રથમ તેમનાજ મુખમાંથી નીકળી. તેથી ઋષિ આશ્ચર્ય પામી સ્નાન કરી નદી બહાર આવ્યા. એવું કહેવાય છે કે, એટલામાં બ્રહ્માએ પ્રગટ થઇ તેમને કહ્યું કે;—"તું આશ્ચર્ય ન પામ. એ વાણી મારી ઇચ્છાથી નીકળી છે. તમારા મુખમાંથી જે વાક્ય નીકળ્યું છે, તેજ શ્લોક રૂપથી લોકોમાં ગણાશે. હવે તમે આનંદથી આવા છંદ બંધમાં સુપવિત્ર રામચરિત્રનું વર્ણન કરો. તમે જેવું વર્ણન કરશો, તેવુંજ ભવિષ્યમાં થશે. તેમાંથી એક અક્ષર પણ મિથ્યા થનાર નથી." એ પ્રમાણે કહી બ્રહ્મા અંતર્ધ્યાન થઇ ગયા. ગમે તેમ હો, પરંતુ ત્યાર પછી મહાત્મા વાલ્મીકિ ઋષિએ ઉપરના અનુષ્ટુપ છંદમાં શતકોટી રામાયણ રચ્યું. અને તેનો સારાંસ ગાયત્રીમંત્ર વર્ણવીને ચોવીસ સહસ્ત્ર કાવ્ય રચ્યાં છે. એ રીતે તેમણે રામાવતાર વિષે શ્રીરામના જન્મ અગાઉ ઘણાં વર્ષ ઉપર તેમણે રામચરિત્ર રચ્યું હતું, એવું કહેવાય છે. શ્રીરામચંદ્રજી આ ભવિષ્યવેત્તા ઋષિના ભવિષ્ય કથન બહાર જરા પણ વર્ત્તેલા નથી. આ વિષય આપણને બહુ અજાયબ જેવો લાગે છે ખરો. પરંતુ પૂર્વના ભારતવર્ષના આર્યો પોતાના મહાન્ તપોબળવડે ઘણાં અલૌકિક કાર્યો કરતા હતા, એ જોતાં આ વાતના સત્યપણા માટે શક લાવવાનુ કે અજાયબ થવાનું કાંઇ કારણ જણાતું નથી.

આ મહર્ષિની સત્કીર્તિ જેમ તેઓ નીચ સ્થિતિમાંથી પોતાના આત્મ બળવડે ઉંચ સ્થિતિને પામ્યાથી પૃથ્વીમાં પ્રસરી રહેલી છે, તેમ તેઓ સંસ્કૃત ભાષાના આદિ કવિ અને રામાયણ જેવા વીરરસ કાવ્યના કર્ત્તા તરીકે તેમનો યશ જગતમાં કાંઇ ઓછો જામેલો નથી. ભારતવર્ષના આર્યો હજારો વર્ષથી અદ્યાપિ સુધી જે પુસ્તકને પવિત્ર ગણી તે માંહેલાં પવિત્ર નીતિ વચનો પરમ આદરભાવથી શ્રવણ કરી પોતાને પવિત્ર થયેલા માને છે. તેના કર્ત્તાની કીર્ત્તિમાં શી ન્યુનતા હોય ? રામાયણના સાત ભાગ અથવા કાંડ છે. અને તેમાં આશરે ૨૪ હજાર શ્લોકનું પૂર છે. તથા તેની ૪૮૦૦૦ લીટીઓ છે. ઋષિએ રામાયણ શબ્દના અર્થ ઉપર સદા દ્રષ્ટિ રાખીને કાવ્ય પ્રકાશ કર્યો છે. રામાયણ એટલે રામનું ફરવું. આ કાવ્યમાં અયોધ્યાના સૂર્યવંશી રાજા દશરથના પુત્ર શ્રી રામનું ચરિત્ર, અને તેમને વનવાસ કેમ લેવો પડયો, વનવાસમાં તેમણે શાં શાં પરાક્રમ કર્યા, અને અયોધ્યામાં પાછા શી રીતે આવ્યા, તેનુંજ વર્ણન રસમય વાણીથી કર્યું છે. રામાયણની ભાષા સંસ્કૃતમાં ઘણીજ મધુર, સરલ, અને રસ ભરી છે. દુનિયામાં જે જે વીરરસ કાવ્યો લખાયાં છે, તેમાં રામાયણના જેવાં નાયક નાયકા કોઇ પણ ઠેકાણે નીતિમાન જોવામાં આવનાં નથી. એટલુંજ નહિ પણ રામાયણનાં સઘળાં પાત્ર એવાં તો સંસ્કૃત અને ઉંચાં છે કે પ્રાચીન કાળમાં ભારતવર્ષની આર્યતાનો એ એક નિર્વિવાદ પૂરાવો ગણાય છે.

જ્યારે શ્રીરામ વનવાસ જવા નીકળ્યા, ત્યારે ચિત્રકોટ પર વાલ્મીકિને આશ્રમે

આવી ઘણા દિવસ સુધી રહ્યા હતા. વળી જ્યારે રામે ધોબીનાં વચનથી ગર્ભવંતી સીતાને વનમાં મોકલી દીધી હતી, ત્યારે આ ઋષિ એ પોતાના ગંગા નદીના કિનારાપરના આશ્રમમાં સીતાને તેડી લાવી સત્કાર કરી રાખી હતી. સીતા તેમને આશ્રમે રહેવાથી રામ ચંદ્રજીને પણ નિરાંત વળી હતી. તેમના આશ્રમે ગર્ભવંતી સીતાએ બે પુત્રને સાથે જન્મ આપ્યો હતો. તેમનાં નામ ઋષિએ લવ તથા કુશ પાડયાં હતાં. આ રાજકુમારો યોગ્ય ઉમ્મરના થયા, એટલે ઋષિએ તેમને વેદ અને ધનુર્વિદ્યા વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરાવીને સર્વ બાબતમાં પ્રવિણ કર્યા હતા. શ્રી રામનો વાલ્મીકિ ઋષિ ઉપર પૂર્ણ ભાવ અને વિશ્વાસ હતો. તેથી તેમણે કેટલીક વાર ઋષિની સલાહ લેઇને પ્રજા હિતનાં કાર્યો કર્યાં હતાં. આ ઋષિ પોતાની લાયકીથી ઋષિ મંડળ અને રાજા પ્રજામાં મોટું માન પામ્યા હતા. એ સમયે ગુણની પરીક્ષા સારી પેઠે કરવામાં આવતી હતી. ગુણજ સર્વત્ર પૂજ્ય ગણાતો હતો. તેથીજ વાલ્મીકિ નીચ પાયરીએથી મહર્ષિ જેવા મહદ્ પદને પામી, પોતાની અક્ષય કીર્ત્તિ જગત્માં રાખી ગયા છે.

વાહ! ધન્ય છે વાલ્મીકિ તમારા જીવનને! તમે જગત્માં જનમંડળને માટે અતિ ઉંચ શિક્ષણીય દ્રષ્ટાંત મૂકી ગયા છો. પ્રથમ જાણે કે અજાણે અવળે માર્ગે ચઢેલાઓને તમે પાછા વાળી નીતિનો માર્ગ બતાવ્યો છે. પાપ કર્મથી પસ્તાઇને નિરાશ થયેલાઓને તમે નવ જીવન આપીને ઉત્સાહી કર્યા છે. ઉચી પાયરીએ ચઢવાની ઇચ્છા રાખનારાઓને તમે પૂર્ણ ભરુસો આપ્યો છે. શ્રદ્ધાહીન જનોના હૃદયમાં તમે પેસીને તેમને આકિન રાખતાં શીખવ્યું છે. અને ઉંચ જાતિથી નહિ પણ ઉંચ કર્મથીજ કીર્તિ અને મોક્ષ પદ ઇત્યાદિ અમૂલ્ય લાભ પ્રાપ્ત થાય છે, એ તમોએ તમારા પોતાનાજ દ્રષ્ટાંતથી જગતને બતાવી આપ્યું છે. એ રીતે તમે માત્ર તમારા જીવનથીજ નહિ, પણ તમોએ રચેલ રામાયણ જેવા મહાન્ ગ્રંથથી માનવ સમાજને ઘણું ઘણું શિક્ષણ આપ્યું છે. તમારા એ શિક્ષણથી આર્યાવર્તમાં અસંખ્ય મનુષ્યો સન્માર્ગે ચઢયાં છે, અને હજુ ચઢે છે. વળી ભવિષ્યમાં તમે કેટલાં મનુષ્યોને સદ્બોધ આપીને સદ્ગતિનો માર્ગ બતાવી શકશો, તેનું માપ કાઢવું પણ બહુ મુશ્કેલ છે. ભારતવર્ષમાં એવો કોઇ મનુષ્ય જોવામાં આવતો નથી કે, જે તમારા પવિત્ર બોધનો અનાદર કરે. પરધર્મિઓને પણ તમારો પવિત્ર બોધ અને તમારૂં જીવન દ્રષ્ટાંત પ્રિય થઇ પડે તેવું અપવાદ રહિત છે. તમારી આવી અગાધ બુદ્ધિ, પરમ કૌશલ્ય, અને કેવળ વિશુદ્ધ વિચારથી પરદેશી પરધર્મિઓ પણ અજાયબીમાં પડે છે. માનવ સમાજને ધર્મનીતિએ ચઢાવી પરમ મોક્ષ ગતિનો માર્ગ તમોએ જેવી રીતનો બતાવ્યો છે, તેવો માર્ગ બતાવનાર આર્યાવર્તમાં તમારા પછી મહાત્મા વેદવ્યાસ સિવાય બીજો કોઇ પુરુષ થયો નથી. અને આ યુગમાં થાય એવો સંભવ પણ નથી.

---

## પરાસર.

મહર્ષિ પરાસર મહાત્મા વશિષ્ટ ઋષિના પૌત્ર, અને શક્તિ ઋષિના પુત્ર થાય. તેમની માતાનું નામ ઇલા હતું. તેમનો જન્મ દ્વાપર યુગમાં થયો હતો. તેમના પિતા શ-

ક્તિને રાક્ષસોએ ભક્ષ કરી મારી નાખ્યા હતા, ત્યારે તેઓ માતાના ગર્ભમાં હતા. પિતાના મરણ પછી તેમનો જન્મ થયો હતો. તેથી પવિત્ર મનની સાધ્વી માતા ઇલાના હાથ નીચે બાળવયમાં ઉછરીને મોટા થયા હતા. અને યોગ્ય ઉમ્મરે પહોંચ્યા પછી વશિષ્ઠ જેવા પિતામહના હાથ નીચે તેમણે વેદ, ઉપવેદ, વગેરે શાસ્ત્રોનું શિક્ષણ લેઇને ઘણું જ્ઞાન મેળવ્યું હતું. તેઓ બહુ ધાર્મિક, નીતિજ્ઞ, ખંતી, અને સતત્ ઉદ્યોગી હતા. બાળ વયમાં તેઓ એક વખતે રમત ગમત કરતાં કાંઇ તોફાન કરતા હતા, તે જોઇને વશિષ્ઠ ઋષિએ તેમને હાક મારી. તે વેળાએ તેમને કોઇએ કહ્યું કે, એ તારા પિતામહ છે. તારા પિતાને તો રાક્ષસોએ ભક્ષ કરી મારી નાખ્યા છે. તે જાણીને પરાસરને ઘણું દુઃખ થયું, અને તેમની આંખોમાંથી અશ્રુ પડ્યાં પરાસર મોટા થતાં તપ પ્રભાવથી મહા તેજસ્વી અને પરાક્રમી થયા હતા. ત્યારે તેમણે **સત્ર** નામનો યજ્ઞ કરીને ઘણા રાક્ષસોને મારી નાખી પિતાનું વેર વાળ્યું હતું.

મહાત્મા પરાસર ઋષિ બ્રહ્મચર્યાવસ્થામાં **શ્રીશૈલ** પર્વતપર રહેતા હતા. તે વખતે તેમની પાસે પંદર હજાર શિષ્યો હતા. આ ઋષિ ઘણા શોધક પુરૂષ હતા. તેમણે ખગોળ વિદ્યા સબંધી કેટલીક શોધ કરેલી છે. તેઓ જ્યોતિષ શાસ્ત્ર, ગણિત શાસ્ત્ર, નૌકાશાસ્ત્ર, અને બીજ ગણિત ઇત્યાદિ ઘણાક વિષયોમાં પ્રવિણ હતા. તેમને કૃષિ શાસ્ત્ર (ખેતીવાડીની વિદ્યા) નું પણ સારુ જ્ઞાન હતું. તેઓ નિરંતર સૂર્ય, ચંદ્ર, તારા, અને ગ્રહો વગેરેના ઉદય, અસ્ત, ચલન, અને ગતિ, ઇત્યાદિનું અવલોકન કરતા, અને તે ઉપરથી કાળ નિર્માણ કરતા હતા. તેમણે સંપાદન કરેલી વિદ્યાના ગ્રંથો કાળના કઠિણ આક્રમણને લીધે અથવા પરદેશી રાજ્યોના હુમલા રૂપી મોજા તળે ઘસડાઈ જવાથી હાલ જોવામાં આવતા નથી. એવું કહેવાય છે કે, સ્વાયભૂ-મનુના પ્રથમ કાળના ઇતિહાસથી તે સારી પેઠે જાણીતા હતા. તેમના ગ્રંથો આજે હોત તો પ્રથમ કાળના રાજાઓ વગેરેનો ઇતિહાસ આપણને મળવાથી ઘણો ઉપયોગી થઇ પડત. તેમણે એક " સ્મૃતિ " ગ્રંથ કરેલો છે, તે અદ્યાપિ સુધી કાયમ રહેલો છે. અને તે " **પરાસરસ્મૃતિ** " ને નામે બહુ પ્રસિદ્ધ છે. એ સ્મૃતિ ગ્રંથ બાર અધ્યાયમાં વિભક્ત છે. તેમના મતમાં બ્રહ્મા વેદ સ્મરણ કરતા હતા. પરંતુ વેદનો કોઇ કર્ત્તા નથી. એવું એ ગ્રંથ ઉપરથી જણાય છે.

પરાસર ઋષિએ નૌકા શાસ્ત્રના જ્ઞાન બળ વડે સમુદ્રમાં સફર કરીને ભરતખંડને લગતા કેટલાક બેટો શોધી કહાડ્યા હતા. જેવા તેઓ શોધક હતા, તેવાજ મહાન્ વક્તા પણ હતા. જાહેર ઉપદેશ આપવાને તેઓ મેદાનમાં ઉભા રહેતા, અને જતા આવતા મનુષ્યોને એવી તો છટાથી ઉપદેશ આપતા કે, તેની અસર સાંભળનારના હૃદયમાં સચોટ થતી હતી. તેઓ ઉપદેશ આપવામાં કદી પણ મત ભેદની વાત કરતા નહિ. પણ જે સત્ય હોય, તેજ નિડરપણે જાહેરમાં મુકતા. તેથી તેમના મતપર લોકો બહુ માન્યની નજરથી જોતા હતા. અમૂક વયની વિધવા બાળકીઓને ફરી પરણવાની ઇચ્છા હોય, તો તેમણે પરણવું જોઇએ, એવો તેમનો અભિપ્રાય હતો. તેમજ સ્મૃતિ ગ્રંથમાં **"स्त्रीरत्नदुष्कुलादपि"** ઇત્યાદિ વાક્યો છે. તેને અનુસાર તેમનો એવો અભિપ્રાય છે કે;—" સ્ત્રી વેલી એવી છે કે, તે ગમે તેવા નીચ ખાડામાં ઉત્પન્ન થએલી હોય, પરંતુ તેને જેવું યોગ્ય વૃક્ષ મળે છે,

તે પ્રમાણે તે વધીને સમર્થ તથા યોગ્ય થઈ શકે છે. માત્ર તે સારા બાંધાની અને સ્વરૂપવાન જોઈએ." પોતાનો આવો મત તેમણે પોતાનાજ દૃષ્ટાંતથી સિદ્ધ કરી આપેલો છે. એટલે કે તેઓ યમુના નદીમાં ધર્માર્થ મછવો ચલાવનાર એક માછી (ખારવા) ની યોજનગંધા નામે અતિસ્વરૂપવાન કન્યાની સાથે સંબંધમાં જોડાયા હતા. તેનાથી તેમને એક દિવ્ય પુત્રની પ્રાપ્તી થઇ હતી. જે મહાત્મા "વેદવ્યાસ" ને નામે પૃથ્વીમાં અતિ પ્રસિદ્ધ છે. પરાસર ઋષિએ ઘણું કરીને પોતાના અભિપ્રાયનું પ્રત્યક્ષ પ્રમાણ જનમંડળને બતાવવા સારૂં માછી જેવી નીચ જાતિની પણ યોગ્ય કન્યા સાથે સંબંધ કર્યો હશે, એવું કેટલાક જણ કહે છે. એ યોજનગંધા પછવાડેથી મહાત્મા ભીષ્મના પિતા શાન્તનું રાજાની સાથે લગ્ન કરીને સત્યવતીને નામે જાણીતી થયેલી છે. (જુઓ ભીષ્મનું ચરિત્ર) હવે પરાસર ઋષિ જેવા મહાત્મા પુરૂષ જે કન્યાની સાથે પ્રથમ સંબંધમાં જોડાયા, અને વળી એકાદ પુત્રની પ્રાપ્તી પણ થઇ ગઇ, તે છતાં એ કન્યા શાન્તનું રાજાને વરી, એ બહુ અજાયબનો વિષય છે!

પરાસરઋષિ મહાત્મા વશિષ્ટ ઋષિના કુળમાં મંત્રદ્રષ્ટા ઋષિ થયેલા છે. તેમના વંશમાં વશિષ્ટ, મિત્રાવરૂણ, અને કુંડિન એ ત્રણ પ્રવરના—ગૌરપરાસર, નીલપરાસર, શ્વેતપરાસર, કૃષ્ણપરાસર, શ્યામ પરાસર, અને ધૂમ્રપરાસર એવા છ ભેદ છે. મહાત્મા પરાસર પોતાની વિદ્વતા અને તપ પ્રભાવથી રાજા પ્રજા અને ઋષિ મુનિમાં મોટા માનને પામી અમર નામના રાખી ગયા છે. એ સઘળો પ્રતાપ તેમના આત્મબળનોજ હતો.

## વેદવ્યાસ.

મહાભારત નામે જગત્ વિખ્યાત ગ્રંથના કર્તા મહાત્મા વેદવ્યાસનો જન્મ પરાસરઋષિથી સત્યવતી નામે એક માછીની કન્યાને પેટ થયો હતો[1]. તેઓ યમુના નદીના એક બેટમાં જન્મ્યા હતા. યમુના નદી કૃષ્ણવર્ણી ગણાય છે, તેના દ્વીપમાં જન્મ્યા, માટે તેઓ કૃષ્ણદ્વૈપાયન કહેવાય છે. કહે છે કે તેઓ જન્મતાંજ માતાની આજ્ઞા લેઇને તપ કરવા સારૂ બદ્રિકાશ્રમમાં ચાલ્યા ગયા હતા. તેથી તે બાદરાયણ પણ કહેવાય છે. તેમનો જન્મ આ ચાલુ મન્વંતરની અઠ્ઠાવીશમી ચોકડીના દ્વાપરયુગમાં કૃષ્ણાવતારની પહેલાં થયો હતો[2]. વેદ વિસ્તાર કરનારા સઘળા વ્યાસ કહેવાય છે. પરંતુ આ મહાત્માએ વેદની કોઇ ગુપ્ત શાખાનો ઉદ્ધાર કર્યો છે, તેથીજ તેઓ વેદવ્યાસ કહેવાય છે.

(૧) જુઓ પરાસરઋષિનું ચરિત્ર (૨) એવું કહેવાય છે કે, બધા મન્વંતરોના પ્રત્યેક દ્વાપરયુગમાં વેદની વ્યવસ્થા કરનારા તથા પુરાણોના વક્તા વ્યાસો થયા છે. તેમનાં નામ અનુક્રમે આ પ્રમાણે છેઃ—૧ પ્રથમ દ્વાપરયુગમાં સ્વાયંભૂ બ્રહ્મા, ૨ બીજા દ્વાપરયુગમાં પ્રજાપતિ, ૩ શુક્રાચાર્ય, ૪ બૃહસ્પતિ, ૫ સૂર્ય, ૬ મૃત્યુ, ૭ ઇંદ્ર, ૮ વસિષ્ટ, ૯ સારસ્વત, ૧૦ ત્રિધામા, ૧૧ ત્રિવૃષ, ૧૨ ભારદ્વાજ, ૧૩ અંતરિક્ષ, ૧૪ ધર્મા, ૧૫ ત્રય્યારૂણ, ૧૬ ધનંજય, ૧૭ મેધાતિથિ, ૧૮ વ્રતી, ૧૯ અત્રિ, ૨૦ ગૌતમ, ૨૧ હર્યાત્મા-ઉત્તમા, ૨૨ વેનવાજશ્રવસ, ૨૩ સોમશુષ્માયણ, ૨૪ તૃણબિંદુ, ૨૫ ભાર્ગવ, ૨૬ શક્તિ, ૨૭ જાતૂકર્ણ, ૨૮ વેદવ્યાસ. હવે ૨૯ મા વ્યાસ દ્રોણાચાર્યના પુત્ર અશ્વત્થામા થશે, એવું ભવિષ્ય છે

આ મહા પુરૂષ જન્મતાજ વિષ્ણુના યોગે મોટા થયા, અને પ્રત્યેક તીર્થમા સ્નાન કરીને બદ્રિકાશ્રમમા તપ કરવા સારૂ ગયા હતા તેઓ મોટી શક્તિવાળા, તિવ્ર બુદ્ધિના, જિતેંદ્રિય અને ધર્મનુ સેવન કરનારા તેજસ્વી પુરૂષ હતા તેમને પૈલ, વૈશંપાયન, જૈમિનિ, સુમતુ, અસિત, દેવલ, અને રોમહર્ષ ઇત્યાદિ ઘણા શિષ્યો હતા. તેઓમાના પૈલને **ઋગ્વેદ**, વૈશંપાયનને **યજુર્વેદ**, જૈમિનિને **સામવેદ**, અને સુમતુને **અથર્વવેદ**, એમ ચારે શિષ્યોને ચાર વેદ બરોબર સમજાવ્યા હતા. સરસ્વતી અને દૃષદ્વતી એ બે દેવ નદીના વચના ભાગને સુપવિત્ર દેવ વાજિત **બ્રહ્માવર્ત્ત** કહે છે સારસ્વત પ્રદેશ પ્રાચીન રાજકુમાર અને વદનીય ઋષિઓનુ રહેઠાણ હતું સરસ્વતી નદીને કિનારે મહર્ષિઓના ઘણા આશ્રમ હતા. ત્યાંજ મહાત્મા વેદવ્યાસનો આશ્રમ હતો ત્યા તેમણે બહુ બહુ જ્ઞાન મેળવ્યુ હતુ અને તે જ્ઞાનનો પ્રસાર કરવાને ઘણો પ્રયત્ન કર્યો હતો તેમની પાસે ત્યા હજારો શિષ્યો અધ્યયન કરવા માટે આવતા હતા આ સમર્થ પુરૂષ કુદરતની નિરીક્ષા કરવામા તથા અધ્યાત્મિક જ્ઞાનમા એક્કા હતા એ સમયે તેમના જેવો કોઇ સમર્થ વિદ્વાન નહોતો.

વ્યાસની માતા સત્યવતીએ મહાત્મા પરાશરથી વ્યાસને જન્મ આપ્યા પછી હસ્તિનાપુરના રાજા શાન્તનુની સાથે લગ્ન કર્યું હતુ સત્યવતીને શાન્તનુ રાજાથી ચિત્રાંગદ અને વિચિત્રવીર્ય એવા બે પુત્રો થયા હતા એ બને ભાઇઓ અપુત્ર મરણ પામવાથી વંશ રક્ષણને માટે સત્યવતીએ પોતાના આ પુત્ર વેદવ્યાસને બોલાવીને વિચિત્રવીર્યની બે રાણીઓથી પુત્રો ઉત્પન્ન કરવાની આજ્ઞા કરી હતી તે પ્રમાણે વેદવ્યાસને મોટી રાણી અંબિકાથી એક અંધ પુત્ર થયો, તેનું નામ **ધૃતરાષ્ટ્ર** પાડ્યુ હતુ બીજી રાણી અંબાલિકાથી એક પાંડુ વર્ણો પુત્ર થયો, તેનુ નામ પાંડુ પાડ્યુ હતુ તેમજ એક દાસીથી સુદર પુત્ર થયો, તેનુ નામ **વિદુર** પાડ્યુ હતું એ પ્રમાણે વેદ વ્યાસના આ ત્રણ પુત્રોમા પાંડુ રાજ્યનો અધિકારી થયો હતો એ પાંડુના યુધિષ્ઠિરાદિ પાંચ પુત્રો **પાંડવ** કહેવાય છે અને ધૃતરાષ્ટ્રના દુર્યોધનાદિ સો પુત્રો **કૌરવ** કહેવાય છે ( જુઓ યુધિષ્ઠિર ચરિત્ર )

યજ્ઞ વખતે પણ વેદ વ્યાસ ઇંદ્રપ્રસ્થમાં ગયા હતા. અને એ મહા યજ્ઞના કામમાં તેમણે સારી સલાહ અને મદદ કરી હતી. આ મહા પુરૂષ યોગ વિદ્યામાં ઘણાજ પ્રવિણ હતા. એ વિદ્યાના યોગે તેઓ બહુ દૂરની વાતો જાણી શકતા હતા.

વ્યાસજીએ અગ્નિ, પૃથ્વી, વાયુ, અને અંતરિક્ષના જેવી શક્તિ ધરાવનાર પુત્રની પ્રાપ્તી માટે મહા રમણિય **મેરૂ પર્વત**ના શિખરપર ઘણાં વર્ષ સુધી ઉગ્ર તપ કર્યું હતું. તેમની એ ઇચ્છા સદાશિવે પ્રસન્ન થઇને પાર પાડી હતી, અને એક ઉત્તમ બ્રહ્મતત્ત્વ સંપન્ન પુત્ર થયો હતો. તેનું નામ **શુકદેવ** પાડયું હતું. આ પુત્ર તેમનાં કિયાં પત્નીથી જન્મ્યો હતો, તે જાણવામાં નથી. શુકદેવને વ્યાસજીએ ભાગવતાદિનું ઉત્તમ શિક્ષણ આપ્યું હતું. તેણે પણ પોતાના પિતાની માફક એક મહા યોગીંદ્ર તરીકે જગતમાં અમર કીર્ત્તિ રાખી છે. (જૂઓ શુકદેવનું ચરિત્ર.)

મહાત્મા વ્યાસે **ભાગવતાદિ** અઢાર[1] પુરાણોની સંહિતાઓ તથા **મહાભારત** નામે આર્ય ઐતિહાસીક ઉત્તમ ગ્રંથ કર્યો છે, જે ગીર્વાણ વાણીમાં ગ્રંથિત રસાલંકારમય અનુપમ સાહિત્ય રત્નોની ખાણ છે. કળિયુગમાં લોકો મંદબુદ્ધિના થઇ જઇને વેદધર્મનો રસ્તો બરાબર સમજશે નહિ, એવું જાણીને તેમણે વેદ ધર્મનું રક્ષણ કરવા માટે જેટલા સહેલા ઉપાય કરવા ઘટતા હતા, તેટલા કર્યા છે. સર્વથી છેવટે તેમણે બ્રહ્મસૂત્ર અથવા વેદાંતશાસ્ત્રના ચાર અધ્યાયનાં સૂત્ર કર્યા છે. તેને **વ્યાસ બ્રહ્મસૂત્ર** કહે છે. તેમાં તેમણે ઉપનિષદોના ગુઢ અર્થ સ્પષ્ટ સમજી શકાય તેટલા માટે બધા ઉપનિષદોની એક વાકયતા કરીને મુખ્ય અર્થને ખૂલ્લો કર્યો છે. આ બ્રહ્મસૂત્ર ઉપર મહાત્મા **શંકરાચાર્ય** જેવા સમર્થ વિદ્વાને ભાષ્ય લખ્યું છે. એ સિવાય તેમણે **ઉત્તર મિમાંસા** તથા ઘણીક **ધર્મસંહિતાઓ** તથા સૂત્રો રચ્યાં છે. પુરાણો અને મહાભારત એ ગ્રંથો તેમણે પોતાના શિષ્ય રોમહર્ષણને ભણાવ્યાં હતાં.

મહાત્મા વેદવ્યાસે ઘણાં મહત્ કાર્યો કર્યાં છે, પરંતુ આર્યાવર્તમાં તેમનું નામ અને કીર્તિ **મહાભારત**ના ગ્રંથથી જેટલી ગવાય છે, તેટલી બીજા કશાથી ગવાતી નથી. એ ગ્રંથની રચના અને તેની મોટાઇની બરોબરી કરી શકે તેવો એક પણ ગ્રંથ અદ્યાપિ સુધી જગતમાં જોવામાં આવતો નથી. મહાભારત એ ગ્રંથ તો ખરેખર તેના નામ પ્રમાણે મ-

(૧) અઢાર પુરાણનાં નામ અને તે માંહેલા શ્લોકની સખ્યાઃ—

| | | | |
|---|---|---|---|
| ૧. બ્રહ્મ પુરાણ | ૧૦,૦૦૦ | ૧૦ બ્રહ્મ વૈવર્ત્ત પુરાણ. | ૧૮૦૦૦ |
| ૨. પદ્મ પુરાણ. | ૫૫૦૦૦ | ૧૧. લિંગ પુરાણ. | ૧૧૦૦૦ |
| ૩ વિષ્ણુ પુરાણ | ૨૩૦૦૦ | ૧૨. વારાહ પુરાણ. | ૨૪૦૦૦ |
| ૪. શિવ પુરાણ. | ૨૪૦૦૦ | ૧૩ સ્કંધ પુરાણ | ૮૧૧૦૦ |
| ૫ શ્રીમદ્ ભાગવત પુરાણ | ૧૮૦૦૦ | ૧૪. વામન પુરાણ. | ૧૦૦૦૦ |
| ૬ નારદી પુરાણ | ૨૫૦૦૦ | ૧૫ કુર્મ પુરાણ. | ૧૭૦૦૦ |
| ૭. માર્કંડેય પુરાણ | ૯૦૦૦ | ૧૬ મત્સ્ય પુરાણ. | ૧૪૦૦૦ |
| ૮. અગ્નિ પુરાણ. | ૧૫૪૦૦ | ૧૭ ગરૂડ પુરાણ. | ૧૯૦૦૦ |
| ૯. ભવિષ્ય પુરાણ. | ૧૪૫૦૦ | ૧૮ બ્રહ્માંડ પુરાણ | ૧૨૦૦૦ |

એકંદર શ્લોકની સખ્યા ૪૦૦૦૦૦

હાભારતજ છે. તેની મોટાઇ પૃથ્વીમાં સર્વ લોકોએ કબુલ રાખી છે. અને દુનિઆની ઘણી ખરી ભાષાઓમાં તેનાં ભાષાંતર થઇ ગયાં છે. એજ તેની મોટાઇનો પ્રત્યક્ષ પુરાવોછે. કોઇ કહેશે કે, મહાભારત ગ્રંથમાં એવું તે શું હશે કે તેના જેવો બીજો કોઇ ગ્રંથ જગતમાં છેજ નહિ. તેટલા માટે અમે એ ગ્રંથ વિષે અત્રે થોડુંક વિવેચન કરીશું કે જેથી મહાત્મા વેદ વ્યાસની મહાન શકિતનો ખ્યાલ પણ વાંચનારને થઇ શકે.

મહાભારત એ એક ઇતિહાસરૂપી વીરરસ કાવ્યનો ગ્રંથ છે. અને તેમાં કુરૂકુળનો ઇતિહાસ અથવા પાંડવ—કૌરવના યુદ્ધનું વર્ણન છે. પરંતુ બીજા ઇતિહાસો જેમ રાજાવલિ તથા તેમનાં વૃત્તાંતોનેજ ફકત સૂચવનારા છે, તેવું મહાભારતમાં નથી. પણ આર્યશાસ્ત્રોમાં જે જે બાબતો સમાયેલી છે, તે સર્વનું તત્વ અથવા બીજી રીતે કહીએ તો આ દુનિઆમાં જે જે જાણવાનું, સમજવાનું, શીખવાનું, સાંભળવાનું, અને કરવાનું છે, તે સઘળું એટલે શાસ્ત્રીય ભાષામાં બોલીએ તો ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થનું સંપૂર્ણ વિવેચન કરનાર એ ઇતિહાસ છે. તેમાં વ્યવહારિક બાબતોની સાથે દૈવિ બાબતો પણ સમાવેલી છે. અસ્ત્ર વિદ્યાના ચમત્કારો, રથ, અને અતિરથિઓની યુદ્ધ કરવાની ચાલાકી તથા વીરરસ પ્રધાન તેમ બીજા પણ રસોનું વર્ણન એ ગ્રંથમાં જેવું છે, તેવું સંસ્કૃત ભાષાના કે પરભાષાના બીજા કોઇ પણ ગ્રંથોમાં નહિજ હશે. વળી આર્યોની જૂનામાં જૂની નીતિ, રીતી, સ્થિતિ, અને કૃતિ વગેરેનું જ્ઞાન મેળવવાની ઇચ્છા ધરાવનાર માણસને મહાભારતના ઇતિહાસ સિવાય બીજું એકે મુખ્ય સાધન નથી. તેથી એ ગ્રંથને પાંચમા વેદની ઉપમા આપવામાં આવેલી છે, તે યોગ્યજ છે. મૂળ ગ્રંથ સંસ્કૃત ભાષામાં કર્ત્તાની કલમથી એટલા બધા લંબાણથી લખાયેલો છે કે, ફક્ત તેનું વસ્તુ જાણવાની ઇચ્છાવાળા પુરુષને પણ ઘણાજ અવકાશની જરૂર છે. વિશાળતામાં જેમ આકાશને કોઇની ઉપમા આપી શકાતી નથી, અને ગાંભિર્યમાં જેમ મહાસાગરને કોઇની સાથે સરખાવી શકાતો નથી, તેમ મહાભારત ગ્રંથ તેની મહત્તા, વિશાળતા, અને ગાંભીર્યતા વગેરે ગુણોમાં કોઇ બીજા ગ્રંથની સાથે તૂલના કરી શકાતો નથી. મહાભારતનો વિસ્તાર વેદ કરતાં પણ વધારે છે. તેમાં એક લાખ શ્લોક છે. અને ૨,૨૦,૦૦૦ લીટીઓ છે. હોમર કવિના ઇલિયડ માં ૧૬૦૦૦ લીટીઓ નથી. આ ઉપરથી મહાભારતના કદનો વિચાર મનમાં આવશે. મહાભારતનો મુખ્ય વિષય જે કૌરવ-પાંડવના યુદ્ધનો છે, તે મૂળ વાતના લગભગ ૨૪૦૦૦ શ્લોક છે. અને બાકીનો ભાગ આડ કથાઓથી રોકાયેલો છે. તેમાંની કેટલીક કથા વેદના મંત્રોના જેટલી જૂની છે. એ કાવ્યના ૧૮ પર્વ અથવા ખંડ છે. તેમાં આદિ પર્વ મોટું છે. જે કાવ્યમાં નળાખ્યાન સરખા ઉન્નત પ્રેમનાં ચિત્ર, વિદુરનીતિ સરખા નીતિ નિબંધ, અને શ્રીમદ્ભગવદ્ગીતા સરખા અધ્યાત્મ શાસ્ત્ર તો ઉપાખ્યાન રૂપેજ રહેલાં છે. તે કાવ્યની મોટાઇની ગણના કોઇથી પણ થઇ શકે નહિ.

**શ્રીમદ્ભગવદ્ગીતા**—આ ગ્રંથ વિષે એક વિદ્વાન ગ્રંથકાર લખે છે કે:-"આખી દુનિઆના ધર્મ શાસ્ત્રોમાં સર્વોપરી સિંહાસન ભોગવવાને બાગવંત હોય, તો તે આર્યોનું પુરાણ પ્રસિદ્ધ ભગવદ્ગીતાનું અનિરૂપ મહાજ્ઞાન કીર્તિરૂપી કાવ્ય છે. મહાત્મા

વ્યાસ મુનિએ અનેક પ્રકારના ગ્રંથો લખેલા છે, પણ ભગવદ્‌ગીતા સાથે પળવાર સરખાવાય તેવો એક પણ ગ્રંથ નથી;—રે અમે અતિશય ગર્વથી કહી શું—ને તે ઇગ્લાંડના "એથિનિયન" પત્રની સહાયતાથી કહી શું કે;—"ભગવદ્‌ગીતા સાથે ક્ષણ ભર સરખાવી શકાય તેવો ગ્રંથ ભૂતળપર નથી.

ભગવદ્‌ગીતાનો ગ્રંથ પ્રાચીન અને સર્વ માન્ય છે. તે જનમંડળમાં ઘણી મનાયેલી મોટી ગીતા છે. આર્ય લોકોનું પવિત્ર પુસ્તક છે, અને તેમાં એવો તો ગુઢાર્થ છે કે, અનેક ટીકાકારોએ તેના ઉપર જાૂદી જાૂદી ઢબે ટીકાઓ કીધી છે. તથાપિ કોઇએ પણ એ ગ્રંથનું યથાર્થ જ્ઞાન આપ્યું છે, એમ કહેવાને અશક્ત છીએ. આ સટિક ગ્રંથો સમજીને યુરોપાદિ દેશના ઘણા મુનિઓએ આ અમૂલ્ય ગ્રંથનાં ભાષાંતરો પોતાની ભાષામાં કર્યા છે. અને જેટલું જાણવામાં આવ્યું છે, તેટલાપરથીજ તેઓ તલ્લિન થઇ ગયેલા છે. આ ગ્રંથ મહાભારતના ભીષ્મ પર્વમાં શ્રીકૃષ્ણે અર્જુનને જે ઉપદેશ કર્યો છે, તે બાબત છે. તેના અધ્યાય ૧૮, અને શ્લોક ૭૦૦ છે. હિંદુ ધર્મ શાસ્ત્રનો જે સારાંશ છે, તે બધો આ ગ્રંથમાં ગોઠવ્યો છે. માટે તે ધર્મનું પુસ્તક ગણાય છે. કેટલાક હિંદુઓ કોર્ટમાં ઇન્સાફની વખતે સાહેબ પાસે ગીતાના સમ ખવરાવે છે, અથવા ગીતાનું આ પવિત્ર પુસ્તક ઉપડાવે છે.

**શ્રીમદ્‌ભાગવત**—શ્રીવેદવ્યાસ પ્રણિત અઢાર પુરાણો છે. પણ તે સર્વમાં "શ્રીમદ્‌ભાગવત" પુરાણ સર્વોપરી છે. અને તેનો પ્રચાર બીજા બધા કરતાં આખા ભરતખંડમાં વિશેષ છે. "શ્રીમદ્‌ભાગવત" ઉપર આજ સુધીમાં મોટા મોટા વિદ્વાનોએ ૬૦ ઉપરાંત ટીકાઓ લખી છે. એટલી બધી ટીકાઓ બીજા કોઇ પણ ગ્રંથ ઉપર થઇ નથી. એજ આ અતિ માન્ય ધર્મ ગ્રંથનું દૈવિપણું સાબિત કરે છે. આર્યાવર્તના સકળ સમાજમાં, અને સંપ્રદાયમાં જે ગ્રંથ આટલો બધો માન્ય છે, તેનું કારણ અદ્‌ભૂત હોવુંજ જોઇએ. વ્યાસે સકળ પુરાણોનું તાત્પર્ય કાઢીને આ ગ્રંથ રચ્યો છે. એટલે તેમાં વિશેષતા ઘણી હોવાનો સંભવ રહે છે. તેમાં ભગવાનના ઐશ્વર્યનું યથાર્થ રીતે વર્ણન કરેલું છે, તેમાં સંસાર વ્યવહારનું વર્ણન કીધું છે, એમાં જ્ઞાન ભરેલું છે, તેમાં ભક્તિની તો સાક્ષાત્‌ મુર્તિજ બેસારી છે, એમાં વૈરાગ્ય વાર્તાનો પરમ બોધ છે, એમાં અલંકારનો ખજાનો છે; એમાં દ્રષ્ટાંતોની મોટી ખૂબી છે, એમાંનો વર્ણન ભાગ અલંકારિક અને રસમય છે, એમાં શુદ્ધ નીતિનો બોધ છે, એમાં પ્રેમ લક્ષણા ભક્તિનું સ્વરૂપ ચિતર્યું છે, એમાં ધર્મની મહત્તા અને એકાદશ સ્કંધમાં પરમ તાત્પર્ય સમજાવ્યું છે, એમાં ધર્મ વિહીન દેહની અનેક પ્રકારે કનિષ્ટતા બતાવી છે, એમાં જીવને બહુ રૂડો ઉપદેશ આપ્યો છે, એમાં સંસારને અસાર વર્ણવ્યો છે, અને માયાને મહા કષ્ટકારક દર્શાવી છે. એમાં અનેક આખ્યાનો એવાં છે કે, જેવાં બીજામાં નથી. એમાં પ્રભુના અવતારોનું વર્ણન છે, તેમાં ઘણો બોધ આપ્યો છે, એમાં મહાનુભાવ પુરૂષોનાં આન્હિક છે, એમાં દેવ દાનવના પ્રસંગોથી રાજનીતિ શીખવી છે, એમાં સર્વેશ્વર પરમ પરમાત્મા પુરાણ પુરૂષોત્તમનું સંપૂર્ણ ઐશ્વર્યવાન્‌ ચરિત્ર આપેલું છે. સારાંશ કે શ્રીમદ્‌ભાગવત ગ્રંથ એવો કલ્પતરૂ છે કે, તેમાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પદાર્થની કેમ પ્રાપ્તી થાય, અને ત્રિવિધ તાપ કેમ ટળે,

તેનું સંપૂર્ણ રીતે જ્ઞાન આપેલું છે.

શ્રીમદ્દભાગવતની જે રચના શ્રીવ્યાસમુનિએ કીધી છે, તેમાં એવી તો દિવ્ય ખૂબી આણી છે કે તેનું વર્ણન કરવું અશક્ય–ઘણું મુશ્કેલ છે. તેમાંનું **પુરંજન**નું આખ્યાન અને તેનો સાર, **જડભરત**ના આખ્યાનનો સાર, **ગજેંદ્ર**નો મોક્ષ, **સમુદ્ર** મથન, **મોહિની** સ્વરૂપ, કપિલ ગીતા, **પ્રલ્હાદ** ચરિત્ર, **ધ્રુવ** ચરિત્ર, અને તે સઘળા સાથે નવ રસમય **વ્રજરાજ** ચરિત્ર, તેમાંની અતિ રહસ્ય વાળી લીલા, ઉદ્ધવ અને શ્રી કૃષ્ણનો પરમ રહસ્યરૂપ જ્ઞાન ભંડાર, યાદવોનો સંહાર, અને બ્રાહ્મણોનું તપોબળ, પરિક્ષીતનું મૃત્યુ, અને કલિના ગુણ દોષ, એ સર્વે વ્યાખ્યાનો તેમાંની ખૂબી સાથે સમજાવવામાં આવે તો તેથી મોટા ગ્રંથોના ગ્રંથો ભરાઇ જાય. શ્રીમદ્દભાગવતના ૧૨ **સ્કંધ** છે. તેના ૩૩૨ અધ્યાય અને ૧૮૦૦૦ શ્લોક છે. હાલ તેના ૩૩૫ અધ્યાય જોવામાં આવે છે. પરંતુ તેમાં ત્રણ અધ્યાય પ્રક્ષિપ્ત કહેવામાં આવે છે.

વ્યાસજીએ મહાભારત ગ્રંથ રચીને પોતાના શિષ્ય **વૈશંપાયન**ને ભણાવ્યો હતો. વૈશંપાયને પરિક્ષતના પુત્ર **જન્મેજય** રાજાને મોટા યજ્ઞના સમારંભ સમયે તે સંભળાવ્યો હતો. અને જગતમાં જાહેર રીતે તો **લોમહર્ષણ** ઋષિના પુત્ર **સૌતી** એ નૈમિષારણ્યમાં મળેલા ઋષિમંડળને કહી સંભળાવ્યો હતો. ત્યારથી તે સર્વત્ર પ્રગટ થયો છે. વ્યાસજીએ વળી "**અધ્યાત્મ રામાયણ**" નામે એક કાવ્યનો ગ્રંથ રચ્યો છે. તેમાં કાવ્યરસ કરતાં અધ્યાત્મ જ્ઞાન ઉપર વધારે લક્ષ આપેલું જણાય છે. અથવા ખરૂં કહીએ તો રામલીલાનું યથાસ્થિત ચિત્ર આપવાને બદલે રામ એ પરિબ્રહ્મનો અવતાર હતા; એ વાતને આગળ પાડવા ઉપરજ સર્વત્ર લક્ષ આપેલું છે. એ હેતુથી રામનામાં જે માનુષ્યભાવ વાલ્મીકિ કૃત રામાયણમાં ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે, તે તેમણે યત્ન વડે દૂર કર્યો છે.

મહાત્મા વેદવ્યાસ પ્રણિત ઉપર લખેલા ગ્રંથોનું જે વિવેચન કરવામાં આવ્યું છે, તેટલા ઉપરથીજ તેમની વિદ્વતા અને મહા બુદ્ધિનું માપ વાચક વૃન્દ કહાડી શકશે. તેથી અમે અત્રે વિશેષ કાંઇ લખતા નથી. મહાત્મા વાલ્મીકિ ઋષિએ રામાયણ દ્વારાએ જનમંડળને જે અગાધ શિક્ષણ અને આત્મજ્ઞાન આપ્યું છે, તે કરતાં પણ અધિક જ્ઞાન વેદવ્યાસે મહાભારતાદિ પોતાના ગ્રંથો દ્વારાએ આપ્યું છે. આ બન્ને મહાત્માઓએ ભારતના જનસમાજના કલ્યાણને માટે જેવું ઉત્તમ કાર્ય કર્યું છે, તેવું બીજા થોડાજ મહાત્માઓએ કર્યું છે. રામાયણ અને મહાભારત ગ્રંથોને રચાયાને આજે હજારો વર્ષ થઇ ગયા છતાં, ભારતવર્ષમાં કરોડો હિંદુઓ પોતાના એ ઘણા આદરણિય અને પવિત્ર ગ્રંથોના ફરમાનને માન આપે છે, અને તે પ્રમાણે વર્ત્તે છે. હિંદુઓ પવિત્ર દિવસોમાં અથવા વાર તહેવારે કે જ્યારે ઉલટમાં આવે છે, ત્યારે રામાયણ કે મહાભારતમાંની કથા શ્રવણ કરીને પોતાને કૃતાર્થ થયેલા સમજે છે. એ કથા કરનાર બ્રાહ્મણોની તે આજીવિકાની વસ્તુઓ હાલ થઇ પડી છે. એ પ્રમાણે તેમણે હિંદુ સમાજના ઉપર ઘણા ઉપકાર કર્યા છે. ભારતના તમામ હિંદુઓ મહાત્મા વેદવ્યાસ અને વાલ્મીકિ ઋષિના હમેશના કરજદાર છે. એટલુંજ નહિ પણ તેમણે આપેલી શિક્ષા અન્ય ધર્મના લોકોએ પણ બહુ મનન અને ગ્રહણ કરવા યોગ્ય છે. તેથી પૃથ્વીના તમામ જનોના માનને તેઓ પાત્ર છે, એમ કહીએ તો કાંઇ ખોટું નથી.

જ્યાં સુધી રામાયણ અને મહાભારત ગ્રંથો જગતમાં કાયમ રહેશે, ત્યાં સુધી મહર્ષિ વાલ્મીકિ અને વ્યાસજીનું કીર્તિવંત નામ પણ અમર રહેશે. ધન્ય છે! એવા મહાત્માજનોને!

• • મહાભારત ગ્રંથ રચાયાનો સમય ઇંગ્રેજ પંડિતો ઇ. સ. પૂર્વે. ૧૪૦૦ વર્ષનો ધારેછે, તે બરોબર નથી. પરંતુ મહારાજા યુધિષ્ઠિરના ચરિત્રમાં કૌરવ—પાંડવનો જે કાળ અમે નિર્ણય કર્યો છે, તેજ સમયમાં એટલે ઇ. સ. પૂર્વે ૨૩૬૦ માં મહાત્મા વેદવ્યાસ હતા. અને મહાભારત ગ્રંથ-પણ ત્યારેજ રચાયો હતો. એ પ્રમાણે ગણતાં મહાભારત ગ્રંથ રચાયાને આજે લગભગ ૪૨૫૫ વર્ષો થઇ ગયાં છે.

---

# શુકદેવજી.

આ પરમ જ્ઞાની અને મહા યોગીશ્વર શુકદેવજી મહાત્મા વેદવ્યાસના પુત્ર થાય. એવું કહેવાય છે કે, તેઓ જન્મ્યા પછી તુરત વનમાં તપ કરવા સારૂ જતા રહ્યા હતા. તેમને સમજાવીને પાછા ઘેર લાવવાનો પ્રયત્ન વ્યાસજીએ કર્યો, પણ તેઓ આવ્યા નહિ. એક દિવસે તેઓ ઋષિઓના મંડળમાં જતા હતા, ત્યાં તેમને ભગવત્ ગુણ ગાતા **નારદ ઋષિ** મળ્યા. શુકદેવજીએ તેમને કહ્યું કે, મહારાજ! મારી મુક્તિ થાય, એવો કાંઇ ઉપાય બતાવો. નારદજીએ કહ્યું કે, તે તો તમારા પિતાજીના જાણવામાં છે. પછી તેઓ પિતાની પાસે આવ્યા હતા. શુકદેવજી મહા તેજસ્વી, જ્ઞાની, સત્યવક્તા અને સાત્વિક ગુણના હતા. ઉપવિત ધારણ કર્યા પછી તેમણે વેદ તથા ધર્મ શાસ્ત્રાદિનું શિક્ષણ લીધું હતું જ્યારે તેમના પિતા વ્યાસજીએ તેમને પરણવાનો ઘણો આગ્રહ કર્યો, ત્યારે તેમણે કહ્યું કે-

" પિતાજી! આ તમે શું બોલો છો? વ્યવહારની વાત નહિ કરતાં મને પરમાર્થનો ઉપદેશ કરો. મનુષ્ય લોકમાં જેના ભેગું દુ:ખ ન હોય એવું કયું સુખ છે? તે કહો. જે સુખના સાથે દુ:ખ રહ્યું હોય તે સુખજ નથી જો હું સ્ત્રી પરણું તો પછી તેને વશ્ય થઇ જવાય. જે માણસ પરતંત્ર અને વિશેષે કરીને સ્ત્રીને વશ હોય તેને શું સુખ છે? લોઢાં અને લાકડાં આદિથી બંધાયેલો માણસ કદી પણ છુટી શકે, પણ સ્ત્રી, પુત્રોથી બંધાયેલો માણસ કદી પણ છુટે નહિ. આ દેહ વિષ્ટા અને મૂત્રથી ભરેલો છે. સ્ત્રીઓનો દેહ પણ તેવોજ છે, તો એવા દેહમાં સમજુ માણસ પ્રીતિ રાખવાની ઇચ્છા શી કરે? હું હવે પછી ગર્ભવાસને ઇચ્છતો નથી. આત્મ સુખ કે જે અદ્દભુત છે, તેને છોડીને હું વિષ્ટા જેવા સુખને કેમ ઇચ્છું? જે પુરૂષ આત્મારામ હોય તે ફરીવાર વિષય લંપટ થાયજ નહિ હું સંસાર રૂપી સર્પથી બીનેલો છું, તેને હવે તત્વજ્ઞાન આપીને રક્ષા કરો. જેમ સૂર્યને રાત દિવસ નક્ષત્રોના ચક્રમાં ફરવું પડે છે, તેમ આ મહા ભયંકર સંસાર રૂપી ચક્રમાં જીવને ફરવું પડે છે કોઇ સ્થળમાં વિસામો મળતો નથી. પિતાજી! આ સંસારમાં પોતાનું સ્વરૂપ વિચારવાથી વધારે બીજું કયું સુખ છે? મૂઢ લોકો સંસારમાં સુખ માને છે, તે તો જેવું કીડાઓ વિષ્ટામાં સુખ માને છે તેવું છે વેદ અને શાસ્ત્રોનો અભ્યાસ કર્યા છતાં પણ પુરૂષો કૂતરા, ઘોડા અને સુવરની પેરે સંસારમાં આસક્ત રહે છે, તેઓથી વધારે બીજો કોઇ મૂર્ખ નથી મહા દુર્લભ મનુષ્યનો જન્મ પામીને વેદ શાસ્ત્રોનો અભ્યાસ કર્યા છતાં

જે સંસારમાં બંધાય, તો પછી મુક્તિનો અધિકારી કયો માણસ છે? સ્ત્રી, પુત્ર અને ઘરમાં આસક્ત છતાં પણ જે પંડિત કહેવાય છે, એ કાંઇ મોટું આશ્ચર્ય નથી. પણ જે મનુષ્ય સંસારમાં માયાના ત્રણ ગુણથી બંધાય નહિ, તેજ માણસને વિદ્વાન, બુદ્ધિવાન અને શાસ્ત્રનો પાર પામેલો સમજવો. આ સંસારમાં જેથી દૃઢ બંધન થાય; એવા વૃથા ભણવાથી શું વળે? જે સંસારના બંધનથી છોડાવે તેજ ભણવું જોઇએ. પુરૂષને ગ્રહણ કરી રાખે છે તેથી ગૃહ કહેવાય છે, તો એવા કાળા ગૃહમાં સુખ ક્યાં છે? હે પિતા! હું એથીજ ભય પામુ છું. જે મૂર્ખ મંદ બુદ્ધિવાળા અને દુર્ભાગ્ય હોય છે, તે મનુષ્યનો જન્મ પામીને પાછા બંધનમાં પ્રવેશ કરવા ઇચ્છે છે."

વ્યાસજી પુત્રનાં આવાં વૈરાગ્યનાં વચનો સાંભળી બોલ્યા કે;-"ગૃહ-ઘર કે જે જડ છે તે કાંઇ પુરૂષને બાંધતું નથી. બંધનનું બીજું કારણ નથી. કેવળ આસક્તિજ બંધનનું કારણ છે. જે માણસ ઘરમાં રહ્યા છતાં પણ આસક્તિથી છૂટેલો હોય તે મુક્ત થાય છે. ન્યાય માર્ગથી ધન મેળવનાર, અનુક્રમે વિધિ સહિત વેદોક્ત કર્મ કરનાર, સત્યવક્તા અને પવિત્ર હોય તો ગૃહસ્થ પણ મુક્તિ પામે છે. ધર્મમાં રહેલા ગૃહસ્થો શ્રદ્ધા પૂર્વક અન્ન દાનથી અને મધુર વાણીથી બીજાઓને ઉપકાર કરે છે. ગૃહસ્થાશ્રમ કરતાં અધિક કોઇ ધર્મ દીઠો નથી, અને સાંભળ્યો નથી. ઉત્તમ વસિષ્ટાદિક આચાર્યો પણ ગૃહસ્થાશ્રમમાં રહ્યા હતા. પુત્ર! જે પુરૂષ વેદોક્ત કર્મ કરતો હોય તેને કયો પુરૂપાર્થ અસાધ્ય છે? સ્વર્ગ, મોક્ષ અને ઉત્તમ કુળમાં જન્મ એમાંનું જે જે કાંઇ ઇચ્છે તે તેને મળે છે. ધર્મ વેત્તાઓ કહે છે કે;-'એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જવું જોઇએ.' માટે આલસ્ય મૂકી અગ્નિહોત્ર લેઇને તમે કર્મ કરો. દેવ, પિતૃ, અને મનુષ્યોને વિધિ પૂર્વક તૃપ્ત કરીને પુત્રને ગૃહસ્થાશ્રમમાં જોડી પછી તમે ઘર છોડી વનમાં જઇ વાનપ્રસ્થ આશ્રમ લેજો. અને પછી સંન્યાસ લેજો; પુત્ર! મન અને પાંચ ઇંદ્રિયો કે જેઓ મોહ પમાડનાર છે, તેઓ સ્ત્રી વગરના પુરૂષને દુષ્ટ પરિણામ આપે છે. માટે ઇંદ્રિયોને જીતી લેવા સારૂ સ્ત્રી પરણવી એવું શાસ્ત્રમાં કહ્યું છે."

શુકદેવજી પિતાનાં આવાં વચન સાંભળી બોલ્યા કે;—"પિતા! સ્ત્રીનો સંબંધ સર્વદા દુઃખદાયી છે. મૃગને બાંધવાની જાળ સરખો અને સર્વ પ્રાણીઓને નિરંતર બંધન રૂપ છે, તે હું કરીશ નહિ. ધનની ચિંતાથી આતુર થયેલાઓને કોઇ સ્થળમાં સુખ દેખાતું નથી. નિર્ધન અને તૃષ્ણાવાળા લોકોને સ્વજનો પણ પીડા કરે છે. તૃષ્ણા વગરનો ભિક્ષુક જેવો સુખી હોય તેવો ઇંદ્ર પણ સુખી નથી. ત્રૈલોક્યનું રાજ્ય છતાં પણ ઇંદ્ર જ્યારે સુખી નથી, ત્યારે આ સંસારમાં બીજો તો કોણ સુખી હોય? કોઇ તપસ્વીને તપ કરતો જોઇ મનમાં સંતાપ ધરીને ઇંદ્ર તેને ઘણા પ્રકારનાં વિઘ્ન કરે છે. ધનવાન્ પુરૂષ પણ તૃષ્ણાને લીધે કદી પણ સુખે સૂતો નથી, ત્યારે નિર્ધન માણસ તો કેમજ સુખ પામે! હે પિતા! તમે જાણતાં છતાં પણ હું કે જે તમારા વીર્યથી ઉત્પન્ન થયેલો પુત્ર છું. તેને સર્વદા દુઃખદાયી મહા ભયંકર સંસારમાં જોડવા કેમ ઇચ્છો છો? જન્મમાં દુઃખ છે, જરામાં દુઃખ છે, મરણમાં દુઃખ છે અને વળી પાછું વિષ્ટા અને મૂત્રમય ગર્ભમાં રહેવામાં પણ દુઃખ છે. તૃષ્ણા તથા લોભમાં ઘણું દુઃખ છે. અને માગવામાં તો મરણ કરતાં પણ વધારે દુઃખ છે. પારકી આશા રાખવી એ પરમ દુઃખ છે. વેદ અને શાસ્ત્રોનો અભ્યાસ કરી પંડિતોને

ધનવાનને ઘેર જઈને સર્વથા તેઓની સ્તુતિ કરવી પડે છે. એક પેટને વાસ્તે શા માટે ચિંતા કરવી? કેમકે એક પેટ તો પત્ર, કંદમૂળ અને ફળાદિકથી તથા સંતોષ રાખીએ તો ગમે તે ઉપાયથી પણ ભરાય છે. પિતાજી! સ્ત્રી, દીકરા અને પૌત્ર-આદિ મોટું કુટુંબ હોય તો તેઓના પોષણ વાસ્તે ભારે દુઃખ વેઠવું પડે છે. સુખ કયે ઠેકાણે છે? માટે મને યોગ શાસ્ત્ર અને સુખદાયી જ્ઞાન શાસ્ત્રનો ઉપદેશ કરો, કર્મકાંડમાં મને કદી પણ રૂચિ થવાની નથી. અવિદ્યાથી ઉત્પન્ન થયેલાં પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ એ ત્રણે પ્રકારનાં કર્મ જેથી ક્ષય પામે એનો ઉપાય બતાવો. અહો! આ માયાનું બળ પંડિતોથી પણ છોડી શકાતું નથી. મને વ્યાસ શું થાય! અને વ્યાસને હું શું થાઉ! આ ભ્રમ કેવો? પાંચ ભૂતોથી રચાયેલા દેહમાં 'આ પિતા છે અને આ પુત્ર છે.' એવી વાસના થાય છે, એ આશ્ચર્ય છે! આ માયા મહા બળવાન્ અને મોહ કરનારી છે. માટે જે રીતે હું ગર્ભવાસના ભયથી છૂટી જાઉ એવી રીતનો બોધ આપો. આ કર્મ ભૂમિમાં મનુષ્યનો અવતાર દુર્લભ છે, અને તેમાં પણ ઉત્તમ કુળમાં જન્મ તો મહા દુર્લભ છે. મેં વૃદ્ધોનો આશ્રય કર્યો છે, તોપણ સંસારની જાળમાં હું સપડાયો છું. એવી મારી ભ્રાંતિ મટે એવો ઉપાય બતાવો."

આ પછી વ્યાસે તેમને ભાગવત ભણાવ્યું. એ ભણીને તેઓ વ્યાસજીના સુંદર આશ્રમમાં રહ્યા, પણ તેમનું મન સંન્યાસ લેવામાં લાગેલું હતું. તેથી શાન્તી મળતી નહોતી. પોતે એકાંતમાં બેસી રહેતા હતા. ઘણું જમતા નહિ, તેમ ઉપવાસ પણ કરતા નહિ. વ્યાસ શુકદેવજીને ચિંતાથી ઘેરાયેલા જોઇ બોલ્યા કે;—"પુત્ર! શા માટે વ્યગ્ર છો? કરજથી ઘેરાયેલા નિર્ધન માણસની પેઠે તમે નિરંતર શા માટે ધ્યાન ધરી રહો છો? તમને શી ચિંતા છે? યથેષ્ટ રીતે સુખ ભોગવો અને મનમાંથી શોક છોડી દો. શાસ્ત્રોકત જ્ઞાનનો વિચાર કરો, અને અપરોક્ષ જ્ઞાનમાં બુદ્ધિ રાખો. પુત્ર! મારૂં વ્યાખ્યાન તમારા મનમાં શાન્તી થતી ન હોય, તો તમે જનક રાજાએ પાળેલી મિથિલા નગરીમાં જાઓ. સત્યના સમુદ્રરૂપ અને ધર્માત્મા જનક રાજા કે જે વિદેહ કહેવાય છે, તે તમારા સંદેહનો નાશ કરશે. બ્રહ્મજ્ઞાનનો વિચાર કરનારાએ પવિત્ર જનક રાજા સત્યવક્તા, અતિ શાન્ત, યોગી, પવિત્ર અને સર્વદા યોગીઓ ઉપર પ્રેમ રાખનારા છે. તેમની પાસે જઇ સંદેહની નિવૃતિ કરો, અને વર્ણ તથા આશ્રમોના ધર્મનું તત્વ પુછો. એ જીવન મુક્ત રાજા તમને સર્વ ઉપાય બતાવશે."

આ પછી પિતા પુત્ર વચ્ચે જનકના જીવન્મુક્તપણા વિષે વાદ વિવાદ થયો. અંતે એ જીવન્મુક્ત જનક રાજાને જોવાની અને સંદેહ મટાડવાની ઇચ્છાથી પિતાની રજા લેઇ શુકદેવજી મિથિલા તરફ ચાલ્યા. રસ્તામાં અનેક ઋષિ મુનિઓનાં દર્શન કરતા જનકપુરમાં આવ્યા. આ વખતે ભ્રાતુલાશ્વ નામનો જનક રાજા હતો. મહા તેજસ્વી શુકદેવજી રાજદ્વારમાં પહોચ્યા. ત્યાં દ્વારપાળે અંદર જતાં અટકાવ્યા. આ મહાત્મા મોક્ષનું ચિંતન કરતા તેજ દ્વારમાં કાષ્ઠની પેઠે ઉભા રહ્યા. છાયા અને તડકામાં સમદ્રષ્ટિવાળા શુકદેવજી ધ્યાન ધરીને ટૂંઠ જેવા અચળ થઇને ઉભા. ત્યાં રાજાનો મંત્રી હાથ જોડીને આવ્યો. તેણે તેને બીજી કોઠીમાં પ્રવેશ કરાવ્યો. ત્યાં દિવ્ય, મનોહર, ઘણા પુષ્પથી ભરપૂર અને દિવ્ય જળાશયવાળું વન દેખાડ્યું. પછી એક સુશોભિત ભુવનમાં લાવ્યા. ત્યાં કેટલીક સ્ત્રીઓ જે ગાન, તાન,

અને કામ શાસ્ત્રમાં નિપુણ હતી તેઓ આવી. તેમને શુકદેવજીની સેવા કરવાની આજ્ઞા કરી મંત્રિ એ ઘરમાંથી નિકળી ગયો. અને શુકદેવજી ત્યાંજ ઉભા રહ્યા. એ સ્ત્રીઓએ વિધિ સહિત પરમ ભક્તિથી તેમની પૂજા કરી, અને દેશકાળમાં થતાં અનેક પ્રકારનાં અન્નથી રાજી કર્યા. પછી કામદેવની મોહ પામેલી અંતઃપુરમાં રહેનારી સ્ત્રીઓએ અંતઃપુરનું એક રમણિય વન તેમને દેખાડયું. શુકદેવજી જુવાન, રૂપાળા; મધુર અને કોમળ બોલનારા તથા બીજા કામદેવના જેવા મનોહર હતા. તેમને જોઇ સઘળી સ્ત્રીઓ મોહ પામી. એ મુનિને અજિત્તેંદ્રિય જાણી સઘળી સ્ત્રીઓ સેવા કરવા લાગી, પણ શુદ્ધ અંતઃકરણવાળા શુકદેવજીએ તેઓમાં પોતાની માતાના ભાવની કલ્પના કરી, આત્મારામ અને ક્રોધને જીતનાર મહાત્મા એથી રાજી પણ થયા નહિ, અને ક્રોધ પણ પામ્યા નહિ. એમ અનેક રીતે મોહમાં નાખવાને ઉપાયો કર્યા, પણ જિત્તેંદ્રિય મહાત્મા કેમ ડગે ?

ત્યાર પછી ગુરૂ પુત્ર શુકદેવજીને આવ્યા સાંભળી જનક રાજા પવિત્રપણાથી પોતાના ગોરને અગ્રણી કરીને મંત્રીઓ સાથે તેમની પાસે આવ્યા. અને તેમની સારી રીતે પૂજા કરી, ઉત્તમ આસન આપી બેસાર્યા. પછી રાજાએ તેમને કુશળ પૂછ્યા. રાજાએ કરેલી પૂજાનો વિધિ સહિત સ્વીકાર કરીને પોતાના કુશળ કહ્યા. પરસ્પર કુશળ પૂછ્યા પછી શુકદેવજીને રાજાએ શાન્ત ચિત્તે વિવેકથી પધારવાનું કારણ પૂછ્યું. એ પરથી શુકદેવજીએ કહ્યું કે;—" મહારાજ! મારા પિતા વ્યાસે મને સ્ત્રી પરણી ગૃહસ્થાશ્રમ ભોગવવાનું કહ્યું, પણ મેં સ્ત્રી પરણવામાં બંધન માનીને પિતાનું વચન માન્યું નથી. મારા મનમાં સંદેહ પડેલો જાણી મને કહ્યું કે તમો લોક પ્રખ્યાત મારો યજમાન જનક વિદેહ રાજા જીવન મુકત છે, અને નિષ્કંટક રાજ્યનું પાલન કરેછે. રાજ્ય કરતાં છતાં પણ માયાના પાસથી બધાતો નથી. એ તમારા મનના સંદેહનું નિવારણ કરશે. એ રાજાની વાત સાંભળીને તરત મારી પાસે આવજો. એ રીતે મારા પિતાની આજ્ઞાથી હું તમારી પાસે આવ્યો છું. મને મોક્ષની ઇચ્છા છે. માટે મારે શું કરવું? એનો જે ઉપાય હોય તે બતાવો."

આ સાંભળી જનક રાજા બોલ્યા કે;—" મોક્ષ માર્ગમાં રૂચિ રાખનારે જનોઈ લીધા પછી વેદનો અભ્યાસ કરવાને ગુરૂને ઘેર રહેવું. વેદ અને વેદાંત ભણી ગુરૂને સંતોષવા. પછી સ્ત્રી પરણીને ગૃહસ્થાશ્રમમાં રહેવું. ન્યાય માર્ગે આવેલા ધનથી આજીવિકા ચલાવવી. સંતોષ રાખવો, આશા રાખવી નહિ, નિંદોષ રહેવું, અગ્નિ હોત્ર આદિ કર્મ કર્યા કરવાં, સત્ય બોલવું અને પવિત્ર રહેવું. પુત્ર, પૌત્ર થયા પછી વાનપ્રસ્થ આશ્રમમાં રહેવું. એ આશ્રમમાં તપથી છ ઇંદ્રિયોને જીતી લેઇ, પોતાની સ્ત્રીને પૂત્રો પાસે રાખીને શુદ્ધ વૈરાગ્ય થયો હોય તો શાસ્ત્ર વિધિ પ્રમાણે સર્વ અગ્નિઓનું પોતામાં આરોપણ કરી ધર્મ જાણનારાએ શાન્તપણાથી સંન્યાસ આશ્રમમાં રહેવું. ' વૈરાગ્યવાળાનેજ સંન્યાસ લેવાનો અધિકાર છે. વૈરાગ્ય ન હોય તો કદી અધિકાર નથી. ' એવું વેદનું વચન છે. વેદમાં અડતાળીશ સંસ્કાર કહ્યા છે. તેમાં ચાલીશ ગૃહસ્થોને વાસ્તે છે. અને શમ, દમાદિક આઠ મુમુક્ષુને વાસ્તે છે. એમ મહાત્મા પુરૂષો કહે છે. એક આશ્રમમાંથી અનુક્રમે બીજા આશ્રમમાં જવું, એવી શિષ્ટ લોકોની આજ્ઞા છે" આ સાંભળી શુકદેવજીએ પુછ્યું કે, હૃદયમાં વૈરાગ્ય ઉત્પન્ન થયેલ હોય અને પરોક્ષ તથા અપરોક્ષ જ્ઞાન પ્રાપ્ત થયાં હોય, તો પણ

નિયમ પ્રમાણે આશ્રમમાંજ રહેવું જોઈએ કે પરબારૂં વનમાંજ રહેવું હોય તો પણ તે થઇ શકે ?

આ પ્રશ્નનો ઉત્તર આપતાં જનક બોલ્યા કે;—"ઇંદ્રિયો એવી પ્રબળ છે કે હાથમાં રહેતી નથી. જે પુરૂષ કાચો હોય, તેને એ ઇંદ્રિયો અનેક વિકાર ઉત્પન્ન કરી દે છે. વિકાર ઉત્પન્ન થતા ન હોય તો સંન્યાસી થયા પછી ભોજનની, સુખની, શય્યાની, અને પુત્રની ઇચ્છા કેમ કરે? વાસનાઓનું અત્યંત પ્રબળ જાળ કેમે શાન્ત થતું નથી. માટે તેને શાન્ત" કરવા વાસ્તે આશ્રમોનો અનુક્રમ રાખવો જોઇએ. ઉંચે સુતો હોય તો તે નીચે પડે, પણ જે નીચે સુતો હોય તે પડે નહિ. સંન્યાસ લીધા પછી જો ઇંદ્રિયોની પ્રબળતાને લીધે ભ્રષ્ટ થાય, તો પછી પાછો માર્ગે ચડેજ નહિ. જેમ કીડી મૂળથી શાખાપર ચડે છે, અને એ પ્રમાણે ધીરે ધીરે ચડતી જાય છે તો તેને સુખે ફળની પ્રાપ્તિ થાય છે, તેમ અનુક્રમ આશ્રમે ચડીયે તો અનાયાસે ફળ મળે છે. પક્ષી વિહ્વોથી શકા છોડી દઇને તરત ઉંચે જાય છે તો થાકી જાય છે. અને કીડી વીસામો લેતી લેતી ચડે છે તો સુખે પહોચે છે. મન એવું અત્યંત પ્રબળ છે કે કાચા પોચાથી જીતી શકાતું નથી. માટે ક્રમે ક્રમે આશ્રમમાં ચડીને તેને છતવું. ગૃહસ્થાશ્રમમાં રહ્યા હોય, તેણે પણ શાન્તી, સદ્દવિચાર અને ધીરજ રાખીને રાજી. થવું નહિ, તપવું નહિ, અને લાભ અલાભમાં સમાન રહેવું. જે પુરૂષ શાસ્ત્રોક્ત કર્મ કરતો હોય, જેથી ચિંતા થઇ પડે તે છોડી દેતા હોય, અને આત્મલાભથી સંતુષ્ટ રહેતો હોય તે મુક્ત થાય છે, એમાં સંશય નથી. જુઓ, હું રાજ કરતાં છતાં પણ જીવન્મુક્ત રહીને મારી ઇચ્છા પ્રમાણે કરૂં છું; પણ મને કાંઇ થતું નથી. અનેક ભોગ ભોગવતાં અને અનેક કાર્યો કરતાં છતાં પણ રાગદ્વેષથી રહિત હોવાને લીધે હું જેમ જીવન્મુક્ત છું. અને દેહ પડી ગયા પછી વિદેહ મુક્ત થઇશ, તેમ તમે પણ સદાચાર પાળતાં જીવન્મુક્ત રહીને અંતે વિદેહ મુક્ત થજો. આ જડ જગત કે જે દૃશ્ય કહેવાય છે, તેથી આત્માનું સ્વરૂપ કે જે અદૃશ્ય છે, તે કેમ બંધાય ! પાંચ ભૂત અને તેઓના શબ્દાદિક ગુણો દૃશ્ય છે. અને આત્મા તો માત્ર અનુભવથી જણાય છે. કદી પણ પ્રત્યક્ષ થતો નથી; તો એ નીર્વિકાર અને નિર્લેપ આત્મા શી રીતે બંધાય ? મનજ મોટાં મોટાં દુઃખનું કારણ છે. માટે મન નિર્મળ થાય તો સઘળું નિર્મળ થઇ જાય છે. સઘળાં તીર્થોમાં ભટકી ભટકીને વારંવાર નહાતો હોય, તોપણ જ્યાં સુધી મન નિર્મળ ન થયું હોય, ત્યાં સુધી સઘળું વ્યર્થ છે. દેહ, જીવાત્મા કે ઇંદ્રિયો મનુષ્યોને બંધ મોક્ષનું કારણ નથી, પણ મનજ બંધ મોક્ષનું કારણ છે. આત્મા કે જે સર્વદા શુદ્ધ અને મુક્ત છે, તે કદી પણ બંધાતો નથી. બંધ અને મોક્ષ મનમાંજ રહે છે; માટે મન શાન્ત થાય તો જીવન મુક્ત થવાય છે. શત્રુ, મિત્ર અને ઉદાસીનતા એ સઘળા ભેદ મનમાંજ રહ્યા છે. દ્વૈત દૃષ્ટિ તજી દઇને એકત્વ ભાવના થાય, તો પછી ભેદ કેમજ થાય ? જીવ અને બ્રહ્મ એકજ છે. માટે આપણે બ્રહ્મ છીએ. એમાં કાંઇ પણ સંશય નથી. અજ્ઞાન અવસ્થામાંજ જીવ અને બ્રહ્મની ભેદ બુદ્ધિ પ્રવર્ત્તે છે. ભેદ બુદ્ધિનું કારણ અવિદ્યાજ છે, તે અવિદ્યા બ્રહ્મ વિદ્યાથી મટે છે. સજ્જન મનુષ્યોએ સર્વદા વિદ્યા અને અવિદ્યાને ઓળખવી જોઇએ. તડકા વિના છાયાનું સુખ સમજાતું નથી, તેમ અવિદ્યા વિના વિદ્યા સમજાતી નથી. અવિદ્યાનો નાશ કરીને પછી વિદ્યાપણ શાન્ત થઇ જાય છે. પછી માત્ર અદ્વૈતજ રહે છે. ગુણો ગુણોનાં કામ કરે છે.

પંચભૂતો પંચભૂતોનાં કામ કરે છે, અને ઇંદ્રિયો ઇંદ્રિયોનાં કામ કરે છે, તેમાં આત્માને કયો દોષ લાગે છે? જો કે આમ છે તો પણ સર્વના રક્ષણને વાસ્તે સઘળી રીતે વેદમાં મર્યાદા બાંધી છે. મર્યાદા ન હોય તો જેમ બૌદ્ધ લોકોનો ધર્મ નાશ પામ્યો છે. તેમ સર્વનો ધર્મ નાશ પામે. ધર્મ નાશ પામે તો વર્ણાશ્રમનો આચાર પણ નાશ પામે. માટે વેદમાં કહેલા માર્ગે ચાલવું સર્વ પ્રકારે ઉત્તમ છે. મારા મતમાં તમારા પિતાએ જે કહ્યુ છે તેજ સત્ય છે. તમે પિતાનો સંગ તજી દેઇ વનમાં જવાને ઇચ્છો છો, તો વનમાં પણ મૃગોની સાથે તમને બહુજ સબંધ થશે. પચમહાભૂત સર્વ ઠેકાણે છે તો તમે નિઃસંગ શી રીતે થઇ શકશો? આહારને વાસ્તે તમને સર્વદા ચિંતા રહેશે, તો તમે ક્યારે નિશ્ચિંત થશો? તમે વનમાં બીજી ચિંતા કરશો કે નહિ કરો; પરંતુ ત્યાં પણ દંડ અને મૃગ ચર્મની ચિંતા તો રહેશેજ. એ ચિંતા તમને જેમ રહેશે, તેમ મને રાજ્યની ચિંતા રહે છે. તમારા મનમાં ઘણા ઘણા વિકલ્પ છે. તેથી દુઃખી થઇને તમે દૂર દેશોમાં આવ્યા છો. મારા મનમાં તો વિકલ્પ કે સંદેહ કાંઇ નથી. હું તો સર્વદા સુખથી નિદ્રા કરૂં છું, અને સુખથી જમુ છું. હુ કદી બંધાયોજ નથી એમ સમજીને સર્વદા સુખી છું તમે તો હું બંધાયો છું, એવી શંકાથી સર્વદા દુઃખીજ છો. માટે એ શંકા છોડી દઇ આત્મ સ્વરૂપને નિર્લેપ સમજીને સુખી થાઓ. 'આ દેહ મારો છે, એમ સમજવું એ બંધ છે, અને 'મારો નથી' એમ સમજવું એ મોક્ષ છે. જેમ દેહ મારો નથી, તેમ ધન, ઘર કે રાજ્ય પણ મારાં નથી, એવો મને નિશ્ચય છે." જનકનાં આવાં વચનો સાંભળી શુકદેવજી રાજી થયા, અને તેમની આજ્ઞા લઇને તરત વેદ વ્યાસના ઉત્તમ આશ્રમમાં આવ્યા. પૂત્રને આવેલા જોઇ વ્યાસ રાજી થયા. વેદાધ્યયનથી સંપન્ન અને સર્વ શાસ્ત્રોમાં નિપુણ શુકદેવજી જનક રાજાની સ્થિતિ જોઇ, પરમ સુખ પામીને પિતાના રમણિય આશ્રમમાં તેમની પાસેજ રહ્યા. શુકદેવજી યોગ માર્ગમાં રહ્યા હતા, તોપણ પિતાની આજ્ઞાથી એ બર્હિષદ નામના જનકની માનસ કન્યા **પીવરી** અથવા વીરિણી સાથે પરણ્યા હતા. તેનાથી તેમને કૃષ્ણ, ગૌર પ્રભ, શંભુ, ભુરિશ્રુત, અને જય એ પાંચ પુત્રો અને કૃત્વી અથવા કીર્ત્તિમતિ નામની એક કન્યા થઇ હતી. એ કન્યાને સોમવંશીય પૂરૂ કુળોત્પન્ન પાર અથવા વિભ્રાજ રાજાના પૂત્ર નીમ અથવા 'અણુહ' રાજાને આપી હતી, તેને '**બ્રહ્મદત્ત**' નામે શ્રીમાન અને પ્રતાપિ પૂત્ર થયો હતો. એ બ્રહ્મદત્ત રાજા પણ બ્રહ્મવેત્તા હતો. શુકદેવજીએ પરીક્ષિત રાજાને તેના અંતકાળ સમયે સઘળા ઋષિ, મુનિઓની સમક્ષ સાત દિવસ શ્રીમદ્ ભાગવતનો ગુહ્યાર્થ સમજાવ્યો હતો. તેથી એ રાજાનો મોક્ષ થયો હતો.

ત્યાર પછી શુકદેવજીએ કેટલોક કાળ તપશ્ચર્યા કરી હતી. તેઓ યોગીંદ્ર રૂપે ધર્મોપદેશ આપતા ફરતા હતા. અને છેવટે વિદેહી જેવા બની ગયા હતા. જ્યારે મહારાજા યુધિષ્ટિરે રાજસૂય યજ્ઞ કર્યો, ત્યારે ત્યાં ઘણા બ્રાહ્મણો ગયા હતા. તેમ શુકદેવજી પણ ગયા હતા. એ પ્રસંગે યુધિષ્ટિરે શ્રીકૃષ્ણને કહ્યું કે, મને અહિંઆં જે શ્રેષ્ઠ બ્રહ્મનિષ્ટ હોય તે દેખાડો. તે ઉપરથી શ્રીકૃષ્ણે આ મહાયોગીંદ્ર શુકદેવજીનેજ બતાવ્યા હતા. પછી ધર્મરાજા (યુધિષ્ટિરે) એ તેમનું પૂજન કરીને યોગ્ય સત્કાર કર્યો હતો. ત્યાર પછી શુકદેવજી કૈલાસ પર્વતના રમણિય શિખરપર જઇને ધ્યાન ધરી બેઠા હતા. ત્યાં સર્વ સંગથી મુકાવા એ સદા

તેજસ્વી યોગીંદ્ર મોટી અણિમાદિક સિદ્ધિઓ પામીને અતર્ધાન થઇ ગયા હતા. વાહ ધન્ય છે! પ્રતાપી પિતાનાએ પ્રતાપી પુત્રને! કે જેણે પોતાના આત્મબળવડે મહાસિદ્ધિ પામીને જગતમાં અક્ષય કીર્તિ રાખી છે.

# દ્રોણાચાર્ય.

કૌરવ—પાંડવોના વિદ્યાગુરૂ મહાત્મા **દ્રોણાચાર્ય, ભરદ્વાજ** ઋષિના પુત્ર થાય.[1] તેઓ બ્રાહ્મણ કુળમાં છતાં એકમહારથી—યોદ્ધા અને ધનુર્વેદ—યુદ્ધકળાના આચાર્ય તરીકે મોટી ખ્યાતિ મેળવી છે. પ્રથમ પિતાની પાસે વેદ, વેદાંગાદિ ભણીને કુશળતા મેળવ્યા પછી તેમણે **અગ્નિવેશ** મુનિની પાસે જઇને ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી કેટલીક મુદત સુધી વનમાં તપશ્ચર્યા કરીને ઘેર આવી મહાત્મા કૃપાચાર્યની[2] બ્હેન **કૃપયા** સાથે લગ્ન કર્યું હતુ તેનાથી તેમને **અશ્વત્થામા** નામે મહા તેજસ્વી અને પરાક્રમી પુત્ર થયો હતો.

દ્રોણનો ગૃહસ્થાશ્રમ ઘણોજ કંગાલ હતો. જ્યારે પાડોસીનાં છોકરાંને દૂધ પીતાં જોઇને બાળક અશ્વત્થામા કલ્પાંત કરતો, ત્યારે માતા કૃપયા તેને દુધને ઠેકાણે ચોખાનુ ધોવાણ આપીને સમજાવી છાનો રાખતી હતી. કેટલીક મુદત સુધી એવી ગરીબીનુ દુઃખ વેઠયા પછી દ્રોણે મહાત્મા પરશુરામની પાસે જઇને યાચના કરી કે, મહારાજ! તમે મારૂ દારિદ્ર ટાળો. ત્યારે પરશુરામે કહ્યું કે,—"પૃથ્વી તો હું બ્રાહ્મણોને આપી ચૂકયોછું. હવે માત્ર શરીર અને અસ્ત્ર શસ્ત્ર મારી પાસે છે. એમાંથી જે જોઇએ તે માગો." પછી દ્રોણે પરશુરામ પાસેથી અસ્ત્રાદિ વિદ્યા સપાદન કરી. તેથી તેઓ એટલા તો શ્રેષ્ટ થયા કે, જનમંડળે તેમને **આચાર્ય**ની મહા પદ્વી આપી. ત્યારથી તેઓ દ્રોણાચાર્ય કહેવાયા.

દ્રોણાચાર્ય ઉત્તમ પ્રકારના સદાચાર સપન્ન હતા. તેઓ જેવા ક્ષાત્ર વિદ્યામાં કુશળ હતા, તેવાજ બ્રહ્મ વિદ્યામાં પણ નિપુણ હતા. માત્ર ગરીબીના દુઃખથી તેઓ ઘેરાયેલા હતા, તેથી પોતાના કુટુંબનુ ભરણ પોષણ કરવાને અશક્ત થઇ પડયા હતા. આવી અવસ્થામાં તેમને પોતાના ગુરૂ બંધુ પાંચાળ દેશના રાજા દ્રુપદે આપેલું વચન યાદ આવ્યું. અગ્નિવેશ મુનિને ઘેર દ્રોણાચાર્યે તથા દ્રુપદ રાજાએ સાથે અભ્યાસ કર્યો હતો. એ વિદ્યાર્થિ અવસ્થામાં દ્રુપદે તેમને એવું વચન આપ્યું હતુ કે, જ્યારે હું રાજા થાઉં, ત્યારે તમે મારી

પાસે આવજો. હું તમારૂં દારિદ્ર ટાળીશ. એ ઉપરથી દ્રોણાચાર્ય એ રાજાની પાસે ગયા. અને આશીર્વાદ દેઇને કહ્યું કે;-તમે અને હું એક ગુરૂને ઘેર ભણતા હતા. તે પ્રસંગે તમે મને કહ્યું હતું કે, હું રાજા થાઉં ત્યારે તું મારી પાસે આવજે. હું તારૂં દારિદ્ર ટાળીશ. માટે હું આપની પાસે આવ્યો છું. તમે મારૂં દારિદ્ર ટાળો. દ્રુપદ રાજા જાણે તેમને કદી ઓળખતો પણ ન હોય, તેવો ડોળ કરીને બોલ્યો કે;— તું ભિક્ષુક બ્રાહ્મણ અને હું રાજા, તારે મારે ઓળખાણ કેવી? તું અહિંથી જતો રહે, નહિ તો દૂતને બોલાવી કહાડી મૂકાવીશ. ઇત્યાદિ તીરસ્કારનાં વચનોથી તેમનું ઘણું અપમાન કર્યું. એથી દ્રોણાચાર્યે ખીજવાઇને કહ્યું કે;—"હે રાજા! તું મદે ભરાઇને મારૂં અપમાન કરે છે, પણ તેનું ફળ તને મળશે, એ તું યાદ રાખજે. હું તારૂં રાજપાટ છીનવી લેવડાવું, અને તને મારા શિષ્યો પાસે બાંધી મંગાવું ત્યારેજ ખરો." એટલું કહીને ત્યાંથી તેઓ જતા રહ્યા.

ત્યાર પછી દ્રોણાચાર્યે પોતાની સ્ત્રી તથા પુત્રને લેઇને પોતાના સાળા કૃપાચાર્યની પાસે હસ્તિનાપુરમાં ગયા. ત્યાં તેમને કૃપાચાર્યે સન્માન પૂર્વક રાખ્યા. દ્રોણાચાર્ય રાજદ્વારમાં જઇને ભીષ્મ તથા ધૃતરાષ્ટ્રને મળવાના વિચારમાં હતા, તેવામાં એક દિવસે નગરની બહાર કૌરવ પાંડવ વગેરે રાજકુમારો દડીની રમત રમતા હતા, ત્યાં દ્રોણાચાર્ય જઇ ચડ્યા. એવું બન્યું કે રાજકુમારોને રમવાનો દડો એક પાણી વગરના અંધારા કૂવામાં પડી ગયો. તેથી સૌ ત્યાં જોવા લાગ્યા. એવામાં વળી યુધિષ્ઠિરની મુદ્રિકા પણ કૂવામાં પડી ગઇ. એથી સૌ ગભરાટમાં પડ્યા. એ સર્વ જોઇને દ્રોણાચાર્યે પાસે જઇને કહ્યું કે;—હે રાજપુત્રો! તમે હજુ અસાધ્ય વસ્તુ સાધ્ય થાય, તેવો ગુરૂ કર્યો નથી. એમ કહી કૂવામાં દર્ભ મંત્રીને નાખ્યો, કે તુરત તેના યોગે દડો બહાર નીકળ્યો. વળી ધનુષ ચડાવી બાણ માર્યું કે તે વીંટી પણ સેઇ આવ્યું. આ અદ્ભૂત ચમત્કાર જોઇને સર્વ રાજકુમારો ઘણું આશ્ચર્ય પામ્યા. પછી રાજકુમારોએ તેમનું નામ ઠામ પુછ્યાં દ્રોણાચાર્યે કહ્યું કે, હું કૃપાચાર્યને ઘેર આવેલો છું. ભીષ્મ મને ઓળખે છે. ઇત્યાદિ કહીને દ્રોણ ત્યાંથી પોતાને મુકામે ગયા. રાજકુમારોએ રાજમંદિરમાં જઇને ઉપરની સર્વ વાત ભીષ્મ વગેરેને કહી સંભળાવી. તે ઉપરથી ભીષ્મે નિશ્ચય કર્યો કે, એ દ્રોણાચાર્યજ હશે. પછી ભીષ્મ દ્રોણાચાર્યને જઇ મળ્યા. તથા ઘણાજ સન્માનની સાથે રાજમંદિરમાં તેડી ગયા. ત્યાં દ્રોણાચાર્યે કહ્યું કે, દ્રુપદ રાજાએ મારૂં ઘણુંજ અપમાન કર્યું છે, તેની જ્વાળાથી હું પીડિત છું. તમે મેઘ સમાન ઉદાર છો, માટે તમારા દર્શને આવ્યો છું. ભીષ્મે તેમને વેદ શાસ્ત્રમાં તથા સર્વ અસ્ત્ર શસ્ત્ર વિદ્યામાં પ્રવિણ જોઇને રાજ્યાશ્રય આપી સત્કાર કર્યો. અને રાજકુમાર પાઠશાળાના તેમનેજ અધ્યક્ષ અથવા શિક્ષા ગુરૂ ઠરાવ્યા.

દ્રોણાચાર્યે શિક્ષા ગુરૂના મહાન્ પદમાં અભિષિક્ત થઇને રાજકુમારોને અનેક શાસ્ત્રોનું અધ્યયન કરાવવા માટે મોટા પાયા ઉપર પાઠશાળા સ્થાપિ. એ સમાચાર દેશો દેશમાં પ્રસરી જવાથી અંધક, વૃષ્ણિ, પાંચાલ, બાલ્હીક, અને સૌરાષ્ટ્ર આદિ દેશોના રાજાઓએ પોતાના કુમારોને દ્રોણાચાર્ય પાસે વિદ્યાભ્યાસ કરવા સારૂં મોકલ્યા. એ સર્વને ધનુર્વિદ્યા વગેરે શીખવવાનો આરંભ કર્યો. કર્ણ તથા અશ્વત્થામાએ પણ ત્યાંજ અભ્યાસ કર્યો. એક દિવસે હિરણ્ય ધેનુક નામે એક ભીલનો પુત્ર એકલવ્ય દ્રોણાચાર્ય પાસે ધનુર્વિદ્યાનો અ-

ભ્યાસ કરવા આવ્યો. પરંતુ આચાર્યે 'તને એ વિદ્યા ભણવાનો અધિકાર નથી.' એમ કહી ના પાડી. તે ઉપરથી તે અરણ્યમાં જઇને ઝુંપડી બાંધી રહ્યો. અને ત્યાં માટીમાંથી દ્રોણાચાર્યની મૂર્ત્તિ બનાવીને તેને ગુરૂ માની પોતાની જાત મેહેનતથી ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવા લાગ્યો. ગુરૂ મૂર્તિ ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળો એ શિષ્ય પોતાની મેળે પ્રશ્નોત્તર કરી ધનુર્વિદ્યામાં નિપુણ થયો હતો.

દ્રોણાચાર્ય પાસે હજારો રાજકુમારો વિદ્યાભ્યાસ કરતા હતા. સૌ શિષ્યોને આચાર્યે સારો શ્રમ લેઇને ભણાવ્યા. કૌરવ અને પાંડવો ભણી રહ્યા, ત્યારે દ્રોણે તેમને કહ્યું કે, મને ગુરૂ દક્ષિણામાં તમે સૌ મળીને દ્રુપદ રાજાને બાંધીને મારી પાસે લાવો. એ ઉપરથી સર્વ કુંમારો સૈન્ય લેઇને દ્રુપદ સામે લડવાને ગયા. પણ એ રાજા ઘણો પરાક્રમી હતો, તેથી તેનાથી હારીને સર્વ પાછા આવ્યા. પછી એકલા અર્જુને તેની સાથે યુદ્ધ કર્યું. તેણે દ્રુપદ રાજાને હરાવી, બાંધીને ગુરૂ પાસે આણ્યો. એ પ્રસંગે આચાર્યે દ્રુપદ રાજાને કહ્યું કે, તું રાજા અને હું કંગાલ બ્રાહ્મણ કેમ ? તારાં વચન હવે સંભાર. આ સાંભળીને દ્રુપદ રાજા શરમાઇ ગયો. પછી દ્રુપદે આચાર્યની પાસે ક્ષમા માગી. આચાર્યે કૃપા કરી તેને ક્ષમા આપી છોડી મૂક્યો. પણ અડધું રાજ્ય પોતે રાખીને બાકીનું અડધું રાજ્ય તેને આપ્યું. આચાર્યને પોતાના બધા શિષ્યોમાં અર્જુન ઉપર વિશેષ પ્રેમ હતો. તેથી તેને એકાંતમાં તેડી જઇને બ્રહ્માસ્ત્રનો ઉપદેશ કર્યો હતો. અને તે યોગ્ય પ્રસંગેજ વાપરવાની સૂચના કરી હતી.

કૌરવો પાંડવોને હરેક બહાને અન્યાયથી પીડા કરતા હતા, તેમજ છળભેદ કરીને પાંડવોને બાર વર્ષ સુધી વનવાસે મોકલ્યા હતા. એવા કૌરવોના અસદ્વ્યવહારથી દ્રોણાચાર્ય ઘણા દીલગીર થતા હતા. એટલુંજ નહિ પણ એ પ્રમાણે નહિ કરવા વિષે કૌરવોને યોગ્ય ઉપદેશ કરતા હતા. પરંતુ તે ન માનતાં છેવટે જ્યારે કૌરવોએ પાંડવોની સાથે કુરૂક્ષેત્રના મેદાનમાં **મહાભારત** યુદ્ધ કર્યું, ત્યારે તેઓ રાજ્યાશ્રયથી વધેલા તેથી નિરુપાયે તેમને પોતાના પુત્ર અશ્વત્થામા સહિત કૌરવોના પક્ષમાં રહેવું પડ્યું હતું. જો કે મનથી તે પક્ષને ધિક્કારતા હતા, અને પાંડવોનો જય ઇચ્છતા, તોપણ યુદ્ધ પ્રસંગમાં તેમણે અસ્ત્ર શસ્ત્ર વાપરવામાં લગાર પણ કસર રાખી નહોતી. એ વખતે તેઓ એટલા બધા વૃદ્ધ થઇ ગયા હતા કે શરીર વાંકુ વળી ગયું હતું, તે છતાં યુદ્ધમાં તરૂણની પેઠે ઉછળતા હતા. કૌરવોની સેનાના પ્રથમ સેનાપતિ ભીષ્મ હતા. તેઓ દશ દિવસ યુદ્ધ કરી રણમાં પડ્યા, પછી સેનાપતિની જગોએ દ્રોણાચાર્ય દાખલ થયા હતા. એ મહા જોખમ ભરેલા હોદ્દા ઉપર પાંચ દિવસ સુધી તેમણે નાના પ્રકારની ચાતુરીથી મહા ભયંકર યુદ્ધ કર્યું હતું. જ્યારે તેઓ પોતાના બ્રહ્માસ્ત્રથી પાંડવોની સેનાનો પ્રલય કરવા લાગ્યા, ત્યારે શ્રીકૃષ્ણે પાંડવોને કહ્યું કે, જ્યાં સુધી દ્રોણના હાથમાં શસ્ત્રો હશે, ત્યાં સુધી તેઓ કોઇના માર્યા મરશે નહિ. તેથી કોઇ બીજો ઉપાય કરવો જોઇએ. જો અશ્વત્થામા મરે તો દ્રોણ શસ્ત્રોને તુર્ત છોડી દે. પણ અશ્વત્થામા મરે તેવો નથી. માટે અશ્વત્થામાના મરણની ખોટી ખબર દ્રોણને આપીએ તો તે હથિયાર છોડી દે. પછી ભીમસેને માળવાના રાજા ઇંદ્રવર્માનો "અશ્વત્થામા" નામનો હાથી મારીને કહ્યું કેઃ—"અશ્વત્થામા મુઓ" ભીમસેનનાં એ

અપ્રિય વચનો સાંભળતાંજ દ્રોણાચાર્યે પોતાનાં અસ્ત્રો ભૂમિપર મૂકી દીધાં. પછી તુરત દ્રઢ આસન વાળી 'પાંડવોનો જય થાઓ' એટલું બોલી યોગ સાધનથી પ્રાણોત્ક્રમણ કરીને સમાધિ ચડાવી દીધી. એટલે દ્રુપદ રાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને જઇને તેમનું શીર ખડગથી ઉડાવી દીધું.

મહાત્મા દ્રોણાચાર્ય સ્વભાવે ક્રોધી, કદે લાંબા, રંગે સ્યામ, અને વૃદ્ધાવસ્થાથી વાંકા વળેલા હતા. માથે ધોળા કેશ થયા હતા. તોપણ એક યુવાન પુરૂષની પેઠે યુદ્ધમાં ઘુમતા હતા. તેઓ વેદશાસ્ત્ર પારંગત્ બ્રહ્મ વિદ્યા અને ક્ષાત્ર વિદ્યામાં નિપુણ, હિંમતવાન, સર્વ મંત્રશાસ્ત્રના જાણનારા, શસ્ત્ર અસ્ત્ર વાપરવામાં કુશળ, અને ત્રિકાળ ગ્નાની હતા. પ્રાતઃકાળમાં સ્નાન કર્યા પછી પ્રાતઃસંધ્યા કરતા, અગ્નીઉપાસન કર્યા સિવાય તેઓ યુદ્ધ કરવા જતા નહિ. એવા કર્મ કાંડમાં નિયમવાળા હતા. એ નિયમ દર્શક તેમના રથપર કૃષ્ણાજિન, કમંડલુ, અને વેદી, એ ચિન્હના ધ્વજ હતા. તેઓ રાજપુરોહિત, શિક્ષાગુરૂ, કૌરવ સભામાં એક મહાન્ વિદ્વાન મંત્રિ, અને કૌરવ સેનાના સેનાપતિ હતા. તેઓ નીતિવાન પાંડવોનો જય ઇચ્છતા હતા, તે છતાં કદી કૌરવોના લુણહરામી થયા નથી. એ રીતે એ મહાત્મા પુરૂષ પોતાના સ્વપરાક્રમ વડે મહત્ત કાર્યો કરીને જગતમાં અક્ષય નામ અને કીર્ત્તિ રાખી ગયા છે. એક કંગાળ દારિદ્રય બ્રાહ્મણ જેને એક વખતે અન્નપાણીના પણ સાંસા પડયા હતા, તે પોતાની વિદ્યાના બળે કરીને ઉંચે દરજ્જે ચડી મહા કીર્ત્તિ પામ્યા, અને એક પ્રકાશિત તારારૂપે જગત્માં દિપ્યા. એ વિદ્યા દેવીના પ્રબળ પરાક્રમની અતિ બલિહારી છે. મહાભારતમાં લખ્યું છે કે, તેઓ મરણ પામ્યા ત્યારે તેમની ઉમ્મર ૪૦૦ વર્ષની હતી!

મહાત્મા દ્રોણાચાર્યનો પુત્ર **અશ્વત્થામા** પણ તેના પિતાની માફક ધનુર્વેદ નિપુણ અને મહાન્ યોદ્ધો હતો. તેણે પોતાના પિતાનીજ પાસેથી વેદ, વેદાંગ અને ધનુર્વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. કૌરવ પાંડવના યુદ્ધ સમયે તેણે પિતાની સાથે કૌરવ પક્ષમાં રહીને બારે યુદ્ધ કર્યું હતું. પિતાના મરણથી તેણે શત્રુ ઉપર ક્રોધ કરીને **નારાયણાસ્ત્ર** મૂક્યું હતું. તે શસ્ત્ર સર્વને મારત, પરંતુ નિઃશસ્ત્ર થઇ સ્વસ્થ બેઠેલાપર તેનું બળ ચાલતું નહિ. કેમકે એ મર્મ શ્રીકૃષ્ણના જાણવામાં હતો. તેથી તેમણે પાંડવ સહિત સર્વ સૈન્યનાં શસ્ત્ર ભૂમિપર મૂકાવી રાખ્યાં હતાં. તેથી તેનું અસ્ત્ર વ્યર્થ ગયું હતું. દ્રોણના પડયા પછી કર્ણ અને શૈલ્ય, અને શકુની એ ત્રણ જણ અનુક્રમે કૌરવ સેનાના સેનાપતિ થયા હતા, તે પણ માર્યા ગયાથી સેનાપતિનું પદ અશ્વત્થામાએ ધારણ કર્યું હતું. તેમાં તેણે પોતાનું અપૂર્વ પરાક્રમ બતાવી સર્વને છક કરી નાખ્યા હતા. પરંતુ અંતે કૌરવ પક્ષની હાર થઇ હતી. આ અશ્વત્થામા આર્યાવર્તના સાત ચિરંજીવિઓ માં તેઓ પણ એક "ચિરંજીવી" ગણાય છે. સાંપ્રતકાળમાં અશ્વત્થામા ચિરંજીવી હોવાથી હજુ પૃથ્વીપર છે, એવું કહેવાય છે. વળી તે હવે પછીના દ્વાપરયુગમાં **દ્રૌણી** નામે **વ્યાસ** થશે. અને આઠમા સાવર્ણિ મન્વંતરમાં પણ એજ અશ્વત્થામા નામે **સપ્તર્ષિ**માંના એક ઋષિ થશે એવું શાસ્ત્રોમાં વર્ણન કરેલું છે.

---

# યાજ્ઞવલ્ક્ય.

આ પરમ બ્રહ્મનિષ્ટ ઋષિ વશિષ્ટ કુળોત્પન્ન **યાજ્ઞવલ્ક** ઋષિના પુત્ર થાય. તેમના પિતા યાજ્ઞવલ્કના નામ ઉપરથી તેમનું નામ પણ યાજ્ઞવલ્કય પડ્યું હતું. યાજ્ઞવલ્કય ઋષિ મહા વિદ્વાન, બ્રહ્મનિષ્ટ, અને આચાર સંપન્ન હતા. મહાત્મા વેદવ્યાસ પાસે ચાર વેદનું અધ્યયન કરનારા ચાર શિષ્યો હતા. તેમાં સમગ્ર **યજુર્વેદ** ભણેલા જે **વૈશંપાયન** ઋષિ હતા; તે યાજ્ઞવલ્કયના મામા થતા હતા. તેમનીજ પાસે યાજ્ઞવલ્કયે વિદ્યાભ્યાસ કરવો શરૂ કર્યો હતો. વૈશંપાયને યજુર્વેદની ૮૬ શાખાઓ કરી હતી. તે પ્રત્યેક શાખાનું અધ્યયન એકેકા ઋષિને કરાવ્યું હતું. તેમાં યાજ્ઞવલ્કય પણ એક હતા. જે શાખાનું તેમણે અધ્યયન કર્યું હતું, તે શાખાનું નામ **તૈત્તિરીય** શાખા પડેલું છે. એ શાખા સમગ્ર યજુર્વેદની પ્રતિમા રૂપ છે. થોડા વખત પછી ગુરૂ શિષ્ય વચ્ચે સહેજ બાબતમાં વિરોધ પડવાથી યાજ્ઞવલ્કય ઋષિએ ગુરૂને તજી સૂર્યની ઉપાસના કરવા માંડી. તેના યોગે તેમને થોડા વખતમાં **શુક્લ યજુર્વેદનુ** જ્ઞાન સંપાદન થયું. તેથી તેઓ શુક્લયજુર્વેદના મુખ્ય આચાર્ય થયા. શુક્લયજુર્વેદની પંદર શાખાઓ છે, તેનું નામ **વાજસનીક** કહેવાય છે. આ ઇતિહાસ **શ્રીમદ્‌ભાગવત** વગેરે પુરાણ ગ્રંથમાં સ્પષ્ટ છે.

યાજ્ઞવલ્કય ઋષિએ સૂર્યની ઉપાસના વડે વેદ સંપાદન કર્યા પછી બ્રહ્મ વિદ્યાનું જ્ઞાન મેળવ્યું હતું. એ વિદ્યામાં તેમણે ઘણીજ કુશળતા મેળવી હતી. એ પછી તેઓ **કાત્યાયની** અને **મૈત્રેયી** નામની બે સ્ત્રીઓ સાથે પરણ્યા હતા. ગૃહસ્થાશ્રમમાં પણ છતાં પોતાના ઉંચ કર્તવ્ય કર્મમાં સારૂ લક્ષ રાખતા હતા. તેમની પાસે ઘણા શિષ્યો અધ્યયન કરવા સારૂ આવ્યા હતા. પરંતુ તેમનું શિક્ષણ વિલક્ષણ હોવાથી શિષ્યોને તે અપ્રિય લાગ્યું તેથી તેઓ તેમને છોડીને વૈશંપાયન પાસે ગયા હતા. એ પ્રમાણે વેદાધ્યયન કરાવવામાં તેમની બહુ પ્રતિષ્ઠા થઇ નથી. પણ બ્રહ્મ વિદ્યામાં તેમની ઘણી કીર્ત્તિ પ્રસરી હતી. તેઓ મિથિલા નગરના રાજા **બૃહદ્રથ જનકના** પુરોહિત હતા. આ જનક રાજા મુમુક્ષુ હતા. તેઓ પૂર્ણ બ્રહ્મનિષ્ઠને ઓળખી તેને શરણે જવાની ઇચ્છા રાખતા હતા. તેથી તેમણે યજ્ઞ નિમિત્તે અનેક ઋષિઓને બોલાવ્યા હતા. તેમાં યાજ્ઞવલ્કય ઋષિ પણ હતા. એ પ્રસગે હાજર થયેલા ઋષિઓમાં યાજ્ઞવલ્કય ઋષિ સિવાય આશ્વલ ઋષિ, કહોડ ઋષિ, ઉદાલક ઋષિ, શાકલ્ય ઋષિ, અને મહાબ્રહ્મનિષ્ટ **ગાર્ગી** નામે એક પરમહંસિની સ્ત્રી, ઇત્યાદિ હતા. તેમની સાથે યાજ્ઞવલ્કય ઋષિએ વાદવિવાદ કરીને સર્વનો પરાજ્ય કર્યો હતો. ત્યારથી તેઓ સર્વ ઋષિમંડળમાં શ્રેષ્ટ બ્રહ્મનિષ્ટ ગણાવા લાગ્યા હતા. એ વાદવિવાદમાં પરમહંસિની ગાર્ગીની સાથે તેમને થયેલા પ્રશ્નોત્તર બહુ જાણવા જેવા છે. તેમાંનો થોડોક ભાગ અમે અત્રે આપીએ છીએ.

ગાર્ગી અને યાજ્ઞવલ્કયની વચ્ચે પ્રથમ કેટલાક પ્રશ્નોત્તર થયા પછી છેવટે ગાર્ગીએ યાજ્ઞવલ્કયને પુછ્યું કે:—"નભોમંડળના ઉપલા ભાગમાં અને ક્ષિતિજના નીચલા ભાગમાં કોણ છે? યન્ત્ર માર્ગમાં અને પૃથ્વીમાં વળી કોણ છે? આકાશ તથા ભૂમંડળ એ શું છે! અને શાથી આ સર્વ ઓતપ્રોત ભાવથી રહેલું છે? ભૂત, ભવિષ્ય, અને વર્તમાન કાળના ક્યા પદાર્થમાં વાસ છે!"

**યાજ્ઞવલ્કય**—ઉપલી નીચલી સર્વ જગા **મહાકાશથી** ઓતપ્રોત છે.

**ગાર્ગી**—મહાભાગ ! તમારા આ સયુક્તિક ઉત્તરથી કૃતાર્થ થઇ; હું આવું સદુત્તર મળવાને માટે તમારી આગળ નમું છું. હવે બીજા પ્રશ્નનો જવાબ આપો.

**યાજ્ઞવલ્કય**—પુછો.

**ગાર્ગી**—તમે કહ્યું હતું કે, મહાકાશથી પૃથ્વી ઉપલા અને નીચલા બેઉ પ્રદેશનું સંધિસ્થાન છે. તથા ભૂત, ભવિષ્ય, અને વર્ત્તમાનકાળના પરિવ્યાપ્ત રહ્યા છે. ઠીક તે મહાકાશ કોનાથી પરિવ્યાપ્ત છે ?

**યાજ્ઞવલ્કય**—ગાર્ગી ! બ્રાહ્મણો જેને પ્રણામ કરે છે, તે અક્ષય બ્રહ્મ છે. તે સ્થૂલ અથવા સૂક્ષ્મ હ્રસ્વ અથવા દિર્ઘ નથી; લાલ નથી; ચીકણી વસ્તુ પણ નથી; છાયા અથવા અંધકાર, વાયુ અથવા શૂન્ય નથી; તે માયા, ફળ અને ગંધ પણ નથી; આંખ, કાન, મન, વાક્, તેજ અથવા પ્રાણ નથી; તે મુખ વિનાનો તથા ઉપમા વિનાનો છે. હે ગાર્ગી ! તે અનિશ્વર પરમેશ્વરના શાસનના બળથી ચંદ્ર તથા સૂર્ય, ભૂલોક તથા દેવલોક, નિમેષ, મુહૂર્ત્ત, રાત્ર, દિવસ, પખવાડીઆં. મહિના, ઋતુ, અને સંવત્સર, સ્થિતિ કરે છે, તે અવિનાશી જગદિશ્વરના શાસનથી પૂર્વ તથા પશ્ચિમમાં વહેનારી નદીઓ સફેત પર્વતમાંથી નીકળીને પ્રવાહીન થાય છે. ગાર્ગી ! જે માણસ તે અક્ષય પરમાત્માનું યથાર્થ તત્ત્વ ન જાણતાં કેવળ યાગ, યજ્ઞ, તપશ્ચર્યા, તથા હોમ કરે છે, તે કદાપિ સ્થાયી ફળ મેળવવામાં સમર્થ થતાં નથી. પરંતુ જે તેનું તત્ત્વ જાણીને પરલોક ગમન કરે છે, તેજ બ્રાહ્મણ છે. એટલે ખરેખરા બ્રહ્મજ્ઞ છે. ગાર્ગી ! તે ઇશ્વરને કોઇ જોતા નથી ખરા, પરંતુ તે સર્વને જૂવે છે. કોઇ તેનું સાંભળી શકતા નથી, પણ તે સર્વનું સાંભળે છે. કોઇ તેનો વિચાર કરી શકતા નથી, પરંતુ તે સર્વને જાણી શકે છે. ગાર્ગી ! આ દશ્યમાન નભોમંડળ એનાથી ઓત પ્રોત ભાવથી પરિવ્યાત થઇને રહેલું છે. ”

એ પ્રમાણે આ બે બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ વચ્ચે સંભાષણ થયું હતું. તેમાં પણ અંતે યાજ્ઞવલ્કય ઋષિનો જય થયો હતો. ત્યાર પછી સર્વ ઋષિમંડળ પોતપોતાને આશ્રમે ગયા પછી જનક રાજાએ યાજ્ઞવલ્કય પાસેથી બ્રહ્મવિદ્યા સંપાદન કરી હતી. યાજ્ઞવલ્કયે અ**થર્વવેદ**નો અભ્યાસ અથર્વા ઋષિ પાસે કર્યો હતો. તેમણે પોતાની સ્ત્રી **મૈત્રેયી**ને બ્રહ્મ વિદ્યાનું શિક્ષણ આપી ઉત્કૃષ્ટ બ્રહ્મનિષ્ઠ કરી હતી. મૈત્રેયીએ તેમને ઇશ્વર સંબંધી જે જે પ્રશ્નો પૂછ્યા હતા, તેના તેમણે જોઇએ તેવા ઉત્તર આપીને તેના મનનું સમાધાન કર્યું હતું. આ ઋષિને **ચંદ્રકાંત**, **મહામેધ**, અને **વિજય** એ ત્રણ પુત્રો હતા. યાજ્ઞવલ્કયે કહેલા નિયમો સર્વ વાજસનીય શાખાવાળા પાળે છે.

આ ઋષિ તત્ત્વજ્ઞાનીઓમાં અગ્રેસર ગણાતા હતા. તેમના પ્રતાપથી જનક રાજા પણ મહા તત્ત્વવેત્તા થયો હતો. એક પ્રસંગે રાજર્ષિ જનકે યાજ્ઞવલ્કયને પ્રશ્ન કર્યો કે,—" મહારાજ ! ગુરૂદેવ ! આપે ઘણી વખતે કહેલું છે કે વૈરાગ્ય વગર પ્રાણીને મુક્તિ નથી, તો એ વૈરાગ્ય કોને કહેતા હશે ? રાજર્ષિ જનકના આ પ્રશ્નથી ઋષિએ વિચાર કર્યો કે, રાજાને આ વિષયમાં કેવી રીતે સમજાવવો ? કોઇ અજ્ઞાન હોય તેને તો વર્ણન કરીને સમજાવી શકાય પણ રાજા એથી અજાણ નથી. વિરક્તની સ્થિતિ કેવી હોય, તે પોતે

જાણે છે. અને હું પણ જાણું છું. અમે બંને તત્ત્વવેત્તા છીએ. પણ વિરક્તની પેઠે માત્ર વર્તતા નથી.' હું જેમ વ્યવહાર અને વિષયોમાં લુબ્ધ છું, તેમ એ પણ ફસેલા છે. માટે તેમને પ્રત્યક્ષ પ્રમાણથી સમજાવવા જોઇએ. એવો નિશ્ચય કરીને જનકને કહ્યું કે,—"રાજન ! આજે સમજાવવાનો સમય નથી. હું આવતી કાલે વૈરાગ્યનું સ્વરૂપ યથાર્થ બતાવી આપીશ." એટલું કહીને ઋષિ પોતાને આશ્રમે ગયા. અને પોતાની જે સંપત્તિ હતી તે સર્વ બંને સ્ત્રીઓને તેમના ગુજરાન માટે વહેંચી આપીને પોતે લંગોટ મારી સંન્યાસીને વેષે ઘરની બહાર નીકળ્યા. તે જોઇને તેમની સ્ત્રી મૈત્રેયી જે ઘણીજ જ્ઞાની હતી, તે પણ ઘરબાર વગેરે સર્વ તજી દેઇને સંન્યાસિનીના વેષમાં સ્વામીની સાથે જવા તૈયાર થઇ. તેને એ પ્રમાણે નહિ કરવા યાજ્ઞવલ્ક્યે ઘણુંએ સમજાવ્યું. પણ તે ન માનતાં જ્યાં સ્વામી હોય, ત્યાંજ રહેવાની તેણે હઠ લીધી. તેથી ઋષિએ તેને તત્ત્વોપદેશ કરી યોગ ધારણ કરાવ્યો. પછી પ્રાતઃકાળ થતાંજ ઋષિ રાજદ્વારમાં ગયા. જનક રાજા સભામાં જ્યાં બેઠેલ હતો, ત્યાં જઇને "ॐ तत्सत्परमात्मने नमः" એમ બોલી વિલક્ષણ સ્વરૂપે તેઓ ઉભા રહ્યા. ઋષિને આમ એકાએક સંન્યાસીના વેષમાં ઉભેલા જોઇને રાજા તથા સકળ સભા આશ્ચર્ય પામી. પછી રાજાએ પુછ્યું;—અહો ! ઋષિરાજ ! આ શું !! ઋષિએ ઉત્તર આપ્યો કે;—"એજ તમારા કાલના પ્રશ્નનો જવાબ; વૈરાગ્યનું સ્વરૂપ !!" પછી રાજાએ સિંહાસન ઉપરથી ઉતરીને ઋષિને દંડવત પ્રણામ કરીને કહ્યું કે;—"મહારાજ ! હવે સાચું થયું. હું વૈરાગ્યનું ખરું સ્વરૂપ હવે સમજ્યો. માટે આપ હવે આ યોગીનો વેશ સત્વર ત્યાગ કરો."

હિંદુઓની ચાલ ચલગત, ધર્મ, અને ઇન્સાફ વગેરેના ધારા યથાયોગ્ય રીતે દર્શાવેલા છે. આ સ્મૃતિ ગ્રંથ ઉપર **વિજ્ઞાનેશ્વર** નામે પંડિતે ટીકા કરી છે. તે **"મિતાક્ષરા"** ને નામે ઘણી પ્રસિદ્ધ છે. એ મિતાક્ષરા ગ્રંથ બીજી ટીકા જેવો મૂળ ગ્રંથના ગૂઢાર્થ સમજાવવાને વાસ્તે ઉપયોગી છે, એટલુંજ નહિ પરંતુ ધર્મશાસ્ત્રના ઘણા વિષયોમું યથાર્થ જ્ઞાન થવા સારૂ અનેક સ્મૃતિ, અને પુરાણ વગેરે ગ્રંથોના વચનોનો પુષ્કળ સંગ્રહ કરીને સુંદર સંગતિની સાથે એવી ઉત્કૃષ્ટ રચના કરી છે કે, જેથી ધર્મશાસ્ત્રના સ્વતંત્ર મહા નિબંધની યોગ્યતા એ ગ્રંથને પ્રાપ્ત થઇ છે. મિતાક્ષરા હાલના ઇંગ્રેજી રાજ્યમાં પણ હિંદુઓના ધર્મશાસ્ત્રના એક પ્રમાણ ગ્રંથ તરીકે ન્યાયની કોર્ટોમાં વપરાય છે. એટલા ઉપરથીજ તેના મહત્વનું માપ વાચક વૃન્દ કરી લેશે, એમ ધારીને અમે વિશેષ કાંઇ લખતા નથી.

યોગીશ્વર યાજ્ઞવલ્ક મોટા ઉપદેશક હતા. તેમણે જનસમાજના હિતાર્થે ઘણું ઘણું કરેલું છે. તેમણે જે ધર્મ વિષયનો ઉપદેશ આપ્યો હતો, તે ઘણો ખરો યાજ્ઞવલ્કય સ્મૃતિમાં પ્રસિદ્ધ થયેલ છે. તેમણે વળી યોગ વિદ્યાનો ગ્રંથ પણ રચ્યો છે. જે **"યાજ્ઞવલ્કય યોગશાસ્ત્ર"** ને નામે પ્રસિદ્ધ છે. અને એજ કારણથી તેમને **યોગીશ્વર**ની પદવી મળી છે. આ મહાપુરૂષના કાળ નિર્ણયને માટે બહુ વિચારવું પડે તેમ નથી. કારણ કે તેઓ વૈશંપાયન ઋષિના શિષ્ય હતા, અને વૈશંપાયન મહાત્મા વેદવ્યાસના શિષ્ય હતા, એટલે તેઓ લગભગ પાડવોના સમયમાં, હયાત હતા, એમ સિદ્ધ થાય છે. માટે તેમને થઇ ગયાને આજ શુમારે ૪૮૭૧ વર્ષ થયાનું ધારી શકાય છે.

---

# જૈમિની.

આપણા ષડ્દર્શનકારોમાંના આ એક **જૈમિનીઋષિ**નું નામ સર્વત્ર જાણીતું છે. તેઓ શાકતાયનના પુત્ર અને મહાત્મા **વેદવ્યાસ**ના શિષ્ય થાય. તેમનો જન્મ દ્વૈત વનમાં થયો હતો. તેઓ પણ બુદ્ધિશાળી અને સત્યવાદી હતા. અને નીલવર્ણ મૂળ આત્મા, યોગીને વેષે રહેતા હતા. શરીરે ગોરા અને ઠીંગણા હતા. તેમણે **પૂર્વમીમાંસા શાસ્ત્ર** રચીને પોતાનું નામ જગતમાં અમર કર્યું છે. વેદના અર્થ સમજવાને મદદ થવી એજ મતલબથી કીયે ઠેકાણે કયો તર્ક બાંધવો, એ પૂર્વમીમાંસા શીખવે છે. આ ઉપરથી તેને કેટલાક જણ "વીચાર શાસ્ત્ર" પણ કહે છે. વળી વેદમાં કીયાં કર્મો કહેલાં છે, તેનો નિવેડો કરવો એ પણ આ શાસ્ત્રની મતલબ છે. તેથી તે શુદ્ધ ધર્મવાદી ગ્રંથ પણ કહેવાય છે. આટલું છતાં તે ગ્રંથ તત્વશાસ્ત્રમાં દાખલ થવાને યોગ્ય થયેલો છે. મહાત્મા ગૌતમ ઋષિના ન્યાયદર્શનમાં સોળ પદાર્થ નિરૂપ્યા હતા. તે ઉપર ચાર્વાક મતવાદીઓએ ખંડન ચલાવ્યું. પછી ગૌતમ મતના કણાદ મુનિએ પોતાના વૈશેષિક દર્શનમાં સોળ પદાર્થોને સાત પદાર્થમાં સંક્ષેપ કરીને ગૌતમ મતનો ઉદ્ધાર કર્યો. પરંતુ એ સમયમાં વેદની માનતા કાંઇક હેતુવાદી તર્ક બળથી નરમ પડી ગઇ હતી. તે જોઇને મહાત્મા વેદવ્યાસે પોતાના આ જૈમિની શિષ્યને કહ્યું કે, તમે વેદના કર્મકાંડ ઉપર મીમાંસાશાસ્ત્ર રચો. અને હું વેદના જ્ઞાનકાંડ ઉપર મીમાંસા શાસ્ત્ર કરૂં છું પછી જૈમિનીએ ગુરૂની આજ્ઞા મુજબ પોતાના

ગ્રંથમાં વેદ અને કર્મનો મહિમાં ઘણો લખ્યો, તે "પૂર્વ મીમાંસા શાસ્ત્ર" ને નામે પ્રસિદ્ધ છે. અને વેદવ્યાસે જ્ઞાન અને વેદનો મહિમા ઘણો લખ્યો, તે "ઉત્તર મીમાંસા શાસ્ત્ર" ને નામે પ્રસિદ્ધ છે. એ ગુરૂ શિષ્યે મળીને વેદનો ઉદ્ધાર કર્યો.

મહાત્મા જૈમિનિએ પૂર્વમીમાંસા સિવાય વેદવ્યાસના મહાભારત ગ્રંથમાં જે "અશ્વમેધનું" પ્રકરણ છે, તે પણ તેમણેજ રચેલું છે. એ વિષે એવું કહેવાય છે કે, મહાત્મા વેદવ્યાસે એક લાખ શ્લોકના પ્રમાણવાળો મહાભારત નામે રસિક ઐતિહાસિક ગ્રંથ બનાવ્યો, તે જોઇને તેમના આ શિષ્ય જૈમિનીએ પણ તેટલાંજ પર્વોવાળું બીજું નવું મહાભારત બનાવી પોતાના ગુરૂને બતાવ્યું. તે ઉપરથી વેદ વ્યાસે પોતાના અને શિષ્યના બનાવેલા મહાભારતની સાથે સરખામણી કરતાં શિષ્યના ગ્રંથની ઉત્તમતા જોઇને વ્યાસ ચકિત થયા. પછી શિષ્યના એ અતિ રસિક મહાભારતથી પોતાની કીર્ત્તિ ઓછી થશે, એવું ધારીને તેમણે એ ગ્રંથનો નાશ કરાવ્યો. પરંતુ શિષ્યની મેહેનત સાવ બરબાદ ન જાય, તેટલા માટે તેના નમુના દાખલ અશ્વમેધ પર્વ બચાવ્યું. જે અદ્યાપિ સુધી જૈમિનીના નામથી પ્રખ્યાત છે.

મહાત્મા જૈમિની જેવા તત્વજ્ઞાનીઓએ આર્યાવર્તની કીર્ત્તિ જગત્‌માં ઘણી વધારી છે. સર્વ વિદ્યાનું શિખર તત્વજ્ઞાન છે. આપણા લોકનો ઉજ્વળ, ઉત્તમ, અને અમર યશ આપણા મહા જ્ઞાની પૂર્વજોએ એવો તો શિખર ઉપર લાવી મૂકયો છે કે તેની તુલના—, આજ દેશ કાળ ઘણી પ્રકારે ફરી જતાં, તથા અનેક વિદ્યા વૃદ્ધિનાં અનેક અસાધારણ અદ્ભૂત સાધનો વધતાં પણ,— હજુ કોઇ દેશના લોક કરી શકતા નથી. એમ કહીએ તો ચાલે. યુરોપખંડના કેટલાક અગ્રેસર ગુણજ્ઞ પંડિતો ભારતવર્ષના તત્વજ્ઞાનીઓના અલૈકિક ઉત્તમોત્તમ વિચારોની આગળ હજી માન પૂર્વક નમે છે.

## પાણિનિ.

આ પ્રસિદ્ધ વ્યાકરણાચાર્ય **પાણિનિ** ક્યારે થયો, તે વિષે નક્કી ખબર નથી. પાણિનિનો પિતા **પાણિન** એ નામથી ઓળખાતો હતો. તે ઉપરથીજ તેનું નામ પાણિનિ કહેવાય છે, એના પિતાનું નામ તો **શલક** જણાય છે. પરંતુ તે પણિ[1] નામના ઋષિના વંશમાં ઉત્પન્ન થયો હતો, તેથી પાણિન કહેવાતો. **ત્રિકાંડશેષ** નામે ગ્રંથમાં પાણિનિનું નામ **શાલંકિ** લખેલું છે. તે તેના પિતાના નામ ઉપરથી હોય, તેમ લાગે છે. વળી પાણિનિનાં બીજાં નામ **આહિક** અને **શાણોત્તરીય** પણ હતું. તેની માતાનું નામ **દાક્ષી** હતું, તે ઉપરથી તે દાક્ષીપુત્ર પણ કહેવાય છે. દાક્ષી નામ ઉપરથી એમ ધારી શકાય છે કે તેના પિતાનું નામ દક્ષ હશે. "ત્રિકાંડશેષ" કોષમાં બીજા કાંડના બ્રહ્મવર્ગમાં "**पाणिनिस्त्वाहिके दाक्षीपुत्रः शालंकि पाणिनौ शाणोत्तरीयाः**" આ છ નામ પાણિનિનાં કહ્યાં છે.[2] પાણિનિનો પિતા શાલાતુરણ (લાહોર)માં રહેતો હતો.

(૧) કેટલાક જણ કહે છે કે, પાણિનિ વિશ્વામિત્ર ઋષિના કુળમાં અજ નામના ઋષિના કુળમાં જન્મ્યા હતા. પાણિન ઋષિ કદાચ એ કુળના પણ હોય.

પાણિનિએ પ્રથમ **ઉપવર્ષ** નામના ગુરૂ પાસે રહીને અભ્યાસ કર્યો હતો. તે વેળાએ કાત્યાયન ( વરરૂચિ ), અને વ્યાડી, એ બે જણ તેના સહાધ્યાયી અથવા ગુરૂબંધુ હતા. પાણિનિ જ્યારે ગુરૂની પાસે અભ્યાસ કરતા હતા, ત્યારે અતિશય મંદ બુદ્ધિના હતા. એક પ્રસંગે સભામાં એક બ્રહ્મચાર્યે તેમનો પરાજય કર્યો હતો. તેથી તેઓ અતિશય ખિન્ન થયા હતા. એ જોઇને ગુરૂ પત્નીએ તેમને વનમાં જઇને તપ કરવાની સલાહ આપી હતી. તે ઉપરથી પાણિનિ ખિન્ન હૃદયે વિદ્યાની ઇચ્છાથી હિમાલયના અરણ્યમાં તપશ્ચર્યા કરવા સારૂ ગયા હતા. ત્યાં તેમણે ઉગ્ર તપ કરી શંકર (શિવ)ને પ્રસન્ન કર્યા હતા. તેથી શંકરે તેમને સર્વ વિદ્યાના મુખરૂપ વ્યાકરણના નિયમપર સૂત્ર ભણાવ્યું. તેથી તેઓ મહા સમર્થ પંડિત થયા. ત્યાંથી આવી તેમણે વિદ્વાનોની સભા મેળવી શાસ્ત્રમાં સાત દિવસ સુધી વાદયુદ્ધ ચલાવ્યું હતું. અને આઠમે દિવસે તેમણે સર્વને જીત્યા હતા. ત્યાર પછી શિવ કૃપાથી સંપાદન થયેલા મૂળ સૂત્ર ઉપર તેમણે **અષ્ટાધ્યાયી સૂત્રપાઠ, ગણપાઠ, ધાતુપાઠ, લીંગાનુશાસન,** અને **શિક્ષા** અથવા ઉણાદિ સૂત્ર, એ પાંચ વ્યાકરણશાસ્ત્રના ગ્રંથો રચ્યા છે. તેમજ કાવ્યમાં **જામ્બૂવતીજય** નામે ગ્રંથ પણ તેમણેજ કરેલો છે. આ સર્વ ગ્રંથો રચીને તેમણે ગુરૂ પાસે મૂક્યા હતા. એ જોઇ ગુરૂએ પ્રસન્ન થઇ, તેમનો ઘણી પ્રકારે સત્કાર કર્યો હતો. પછી એ ગ્રંથો ગુરૂએજ પ્રસિદ્ધિમાં મૂક્યા હતા.

પાણિનિના એ ગ્રંથોમાંના " **અષ્ટાધ્યાયી** " ગ્રંથમાં વ્યાકરણનાં મુખ્ય સૂત્રો આઠ અધ્યાયમાં છે. દરેક અધ્યાયમાં ચાર ચાર પાદ છે. મહાત્મા **પતંજલિએ મહાભાષ્ય** નામનું વ્યાખ્યાન આજ સૂત્રોપર કરેલું છે. આર્યાવર્તમાં અનેક આચાર્યોનાં ઘણાં મોટાં ભાષ્યો વેદ ભાગપર અને અનેક શાસ્ત્રોનાં સૂત્રો ઉપર રચાયેલાં છે, પરંતુ "મહાભાષ્ય" એ નામથી તો આ એકજ ભાષ્ય પ્રસિદ્ધ છે. **ગણપાઠ**—જેમાં જૂદી જૂદી જાતના શબ્દોના સમૂહો ગોઠવેલા છે. જે ઉપરથી અમુક સમૂહનો અમુક પ્રત્યય થાય, એમ સૂત્રમાં કહેવાની સવડ થઇ છે. આ ઉપરથીજ **ગણરત્ન મહોદધિ** વગેરે ગ્રંથો બન્યા છે. **ધાતુપાઠ**—મૂળ ૨૨૦૦ ધાતુઓના દશ ભાગ પાડી પરસ્મૈપદ તથા આત્મનેપદ જાણવા માટે તેવાજ અનુબંધો ધાતુઓને લગાડી લખી દીધા છે. આ ઉપર પ્રસિદ્ધ પંડિત **માધવાચાર્ય** ( વિદ્યારણ્ય )નું ઉત્તમ વ્યાખ્યાન છે. **લિંગાનુશાસન**—એમાં પુલિંગ, સ્ત્રીલિંગ, અને નપુસકલિંગનું સારૂ વિવેચન છે. **શિક્ષા**—એ ગ્રંથ ઘણો ઉત્તમ અને વેદની ઘ્રાણેન્દ્રિ સ્વરૂપ છે. એમાં વર્ણ સ્વરાદિના ઉચ્ચારણનો પ્રકાશ સારી રીતે કરેલો છે. વર્ણ અકારાદિસ્વર ત્રણ જાતના છે. જેવા કે ઉદાત્ત, અનુદાત્ત, અને સ્વરિત. ઉચ્ચૈઃસ્વરને ઉદાત્ત, નીચા સ્વરને અનુદાત્ત, અને બંનેના વચલા મમાદાર સ્વરને સ્વરિત કહે છે. વ્યાકરણ ઇંદ્ર, ચંદ્ર, કાલાપ, અને સંગ્રહ આદિ ઘણાં છે. પણ વેદ પરત્વે તો પાણિનિની અષ્ટાધ્યાયી વપરાય છે. પાણિનિએ વૈદિક શાસ્ત્રોને બે ભાગમાં વિભક્ત કર્યા છે. દૃષ્ટ અને પ્રોક્ત. સામ વેદાદિશાસ્ત્રોને સાક્ષાત્ ઇશ્વર પ્રણીત અને પ્રાચીન સમજતા હતા, તેને " દૃષ્ટ " કહેલ છે અને બ્રાહ્મણ, તથા કલ્પસૂત્રાદિ જે સઘળાં શાસ્ત્રોને તેવી રીતે નહિ માની તેને " પ્રોક્ત " કહીને વર્ણવેલ છે. પાણિનિના ગ્રંથની **ભટ્ટોજીદીક્ષિત** નામે વિદ્વાને ટીકા કરીછે. તે ટીકાનું નામ " **સિદ્ધાંત કૌમુદી** " છે. તેના ઉપર કલકત્તાના સંસ્કૃત વિદ્યાલયના વ્યાકરણ શાસ્ત્રના

પ્રોફેસર તારાનાથ તર્કવાચસ્પતિએ સરલા નામની વ્યાખ્યા લખેલી છે.

મહાત્મા પાણિનીના વર્ણનના બે શ્લોક તેના કોઇ શિષ્યનાં કરેલા "અષ્ટાધ્યાયીના આરંભમાં હાલ પઠન પાઠનમાં પ્રસિદ્ધ છે. તે નીચે પ્રમાણે.

येनाक्षरसमाम्नयमधिगम्यमहेश्वरात् ।
कृत्स्नंव्याकरणंप्रोक्तंतस्मैपाणिनयेनमः ॥ १ ॥
येनधौतागिरः पुंसांविमलैः शब्दवारिभिः ।
तमश्चाज्ञानजंभिन्नंतस्मैपाणिनयेनमः ॥ २ ॥

**અર્થ**—જે પાણિનિ ઋષિએ મહેશ્વરથી "ચૌદ સૂત્રરૂપ" અક્ષર સમામ્નાય મેળવી સમગ્ર એટલે કોઇપણ પ્રકારની ખામીથી રહિત વ્યાકરણ પ્રગટ કર્યું, તે પાણિનિ ઋષિને હું પ્રણામ કરૂં છું. ૧ સ્વચ્છ શબ્દોરૂપી પાણીથી જેણે મનુષ્યોની વાણી નિર્મળ કરી અને અજ્ઞાનથી પેદા થયેલા અંધકારનો નાશ કર્યો, તે પાણિનિ ઋષિને હું પ્રણામ કરૂં છું. ૨

પાણિનિ મહા તપસ્વી અને નિરંતર શુદ્ધ રહેનાર હતા. તેથી તેઓ ઓઢવાનું વસ્ત્ર પણ શણનુંજ રાખતા, તે ઉપરથી તેમનું નામ શાણોતરીય કહેવાયું હશે. ઉપવર્ષ જેવા ગુરૂ ઉપર તેમની ભક્તિ યથાર્થ હતી. તેમણે દેવ પ્રસાદથી વ્યાકરણાચાર્યપણું મેળવ્યું હતું. એવું કહેવાય છે કે, તેમની ઇષ્ટ સિદ્ધિ સારૂં વ્યાકરણ પ્રગટ કરવા માટે શિવજીએ સર્વ સૂત્રોને છેડે ચૌદ વ્યંજન વર્ણો કહેલા છે. પાણિનિ એક વખતે જડમતિના હતા, તે વ્યાકરણ જેવા કઠિણ વિષયના ગ્રંથકાર થયા, મૂળ સૂત્ર ચૌદ મળ્યાં; તે ઉપરથી શાસ્ત્ર રચવાની કલ્પના કાઢીને બ્રહ્મ યજ્ઞની વખતે સ્વસ્થ ચિત્તે પોતાના આસન ઉપર પૂર્વાભિમૂખે બેસીને સર્વ વ્યાકરણ શાસ્ત્ર સંહિતા રૂપે ભણી ગયા, અને એકે શબ્દ નકામો કે ભૂલથી રહી ગયો, એમ થયું નહિ, એ સર્વ ઇશ્વર કૃપા સિવાય બનવું અશક્ય છે. પાણિનિય વ્યાકરણ શબ્દાર્થ જ્ઞાનની સંપૂર્ણ સિદ્ધિ આપનારૂં સર્વોત્તમ છે. એજ વ્યાકરણના અભ્યાસથી યુરોપખંડમાં ભાષાશાસ્ત્ર ઉત્પન્ન થયું છે. વાહ! ધન્ય છે પાણિનિ ઋષિને! કે જેમણે આવો સર્વોત્તમ મૂલ્યવાન ગ્રંથ બનાવીને જનમંડળના ઉપર ભારે ઉપકાર કર્યો છે.

પાણિનિ ઋષિ ક્યારે થયા, તે વિષે કાંઇ નક્કી જાણવામાં નથી, એમ અમે ઉપર કહ્યુંજ છે, કેટલાક વિદ્વાનો કહે છે કે, તેઓ મગધ દેશના નંદ રાજાના રાજત્વમાં એટલે લગભગ મહારાજા ચંદ્રગુપ્તના સમયમાં હતા. તેના પુરાવામાં તેઓ કહે છે કે, પાણિનિનો ગુરૂભાઇ કાત્યાયન મગધ દેશના નંદ રાજાનો સચીવ હતો, કે જે નંદ રાજાને ચાણક્ય ઋષિએ મરાવીને ચંદ્રગુપ્ત રાજાને મગધનું રાજ્ય અપાવ્યું હતું. પરંતુ આપણે જ્યારે જોઇએ છીએ કે, આ પાણિનિ ઋષિના વ્યાકરણ ઉપર મહાત્મા પતંજલિ મુનિએ મહાભાષ્ય રચ્યું છે, ત્યારે ઉપરની વાત તદ્દન ખોટી ઠરે છે. કારણ કે પતંજલિ ઋષિ તો અંગિરા ઋષિના પુત્ર અને બૃહસ્પતિના બંધવ હતા. એટલે તેઓ તો છેક ત્રેતાયુગના આરંભ કાળમાં હતા. (જુઓ પતંજલિ ચરિત્ર.) માટે પતંજલિ મુનિના પહેલાં પાણિનિ થવો જોઇએ. આ ઉપરથી ત્રણ પ્રકારનાં અનુમાનો થઇ શકે છે. ૧. જો કાત્યાયન નંદ રાજાનો સચીવ હતો તેટલા ઉપરથીજ તેના ગુરૂ બંધુ તરીકે પાણિનિને તે સમયનો ગણ-

વામાં આવતો હોય તો તે કાત્યાયન કોઇ બીજોજ હોવો જોઇએ. ૨ જો વ્યાકરણાચાર્ય પાણિનિ અને કાત્યાયન નંદ રાજાના વખતમાંજ હતાં, એમ નક્કી ઠરે, તો પછી પાણિનિય વ્યાકરણનો ભાષ્યકાર યોગદર્શનનો કર્ત્તા નહિ, પણ કોઇ બીજોજ પતંજલિ હોવો જોઇએ. ૩ જો યોગદર્શનના કર્ત્તા પતંજલિએજ મહાભાષ્ય કર્યું છે, એમ કહેવામાં આવે તો નંદ રાજાના વખતનો પાણિનિ કોઇ બીજોજ હોવો જોઇએ. આ ત્રણમાં ખરો મત કયો, તે અમે નક્કી કરી શકતા નથી. પરંતુ અમે તો એમ ધારીએ છીએ કે, યોગ દર્શનના કર્ત્તા પતંજલિએ મહાભાષ્ય રચેલું હોવું જોઇએ. અને નંદ રાજાની વખતમાં પતંજલિ કે પાણિનિ નામે કોઇ વિદ્વાન થયો હોય, તો તે બીજોજ હોવો જોઇએ. જો બીજા વિદ્વાનોના મત પ્રમાણે પાણિનિને નંદ રાજાના વખતનોજ માનીએ તોપણ તેને થઇ ગયા ને આજે લગભગ. ૩૩૦૦ વર્ષ થયાં છે. કેમકે નંદ રાજાને મારીને ચંદ્રગુપ્ત યુધિષ્ઠિર શકના[1] ૧૬૯૩ મા વર્ષે ગાદી ઉપર બેઠો હતો.

---

# ધનવંતરી.

જગતમાં **વૈદક વિદ્યા** જેવી જનમંડળને વધારે ઉપયોગી વિદ્યાનામૂળ શોધક અને પ્રવર્તક મહાત્મા **ધન્વંતરી** કયારે થયા, એ વિષે ખરી ખબર જાણવામાં નથી. પરંતુ તેઓ અગ્નિ કુલોત્પન્ન **યયાતિ** રાજાની પુત્રી **માદ્રી**ની સાથે પરણ્યા હતા, એવું મહાભારત ગ્રંથમાં લખેલું છે. તે ઉપરથી તેમને થઇ ગયાને આજે લગભગ પાંચ હજાર કરતાં કાંઇક વધારે વર્ષ થયાનું જણાય છે. ધન્વંતરીના પિતાનું નામ **સુદેવ** હતું. ધન્વન્તરીનું બીજુ નામ **દિવોદાસ** હતું, વળી તેમના પિતા સુદેવના નામ ઉપરથી તેઓ **સૌદેવ** કહેવાતા; તેમ તેઓ કાશીના રાજા હોવાથી **કાશીરાજ** પણ કહેવાતા હતા. ધન્વન્તરી મહા બુદ્ધિવાન, શોધક, અને ધર્માત્મા હતા. તેઓ સ્વર્ગના વૈદ્ય કહેવાય છે. તેમણે પ્રથમ વૈદ્ય વિદ્યાનો પ્રકાશ જગતમાં કર્યો. ઇંદ્રની[2] કૃપાથી તેઓ ભાગિરથી-ગંગા કિનારે વારાણસી—કાશીપુરી નિર્માણ કરીને ત્યાં રહ્યા હતા. અને ત્યાંનું રાજ ઘણાં વર્ષ સુધી દયાળુપણે તેમણે ચલાવ્યું હતું. તેમજ વૈદક વિદ્યાના અમૂલ્ય શોધથી જનસમાજને સુખી કર્યું હતું. તેથી તેઓ પરદુઃખભંજન મહાત્મા પુરૂષ ગણાતા હતા.

એવું કહેવાય છે કે, તેમને **હૈહયાસ** નામે એક રાજાએ ઘણો ત્રાસ આપ્યો હતો. તેથી તેમણે ભરદ્વાજ ઋષિની પાસે જઇને કહ્યું કે, મને ત્રાસ આપનાર રાજાને જીતી લે, એવો પુત્ર થાય, તેવું કરો. તે ઉપરથી ઋષિએ તેમને **પુત્રકામેષ્ટિ** યજ્ઞ કરાવ્યો. તેના

---

(૧) યુધિષ્ઠિરનો શક ૩૦૪૪ વર્ષ સુધી ચાલીને બંધ પડયા પછી તુરત વિક્રમ સંવત ચાલું થયો હતો.

(૨) આપણા વૈદક શાસ્ત્રના જૂનામાં જૂના ગ્રંથને આયુર્વેદ કહે છે. તે અર્થવવેદનો એક ભાગ ગણાય છે. એ જોતાં વૈદકના આદિ શાસ્ત્રનો કર્તા પણ બ્રહ્માજ હોવા જોઈએ. એવું કહેવાય છે કે, બ્રહ્માએ એ વિદ્યા દક્ષપ્રજાપતિને આપી. દક્ષે સૂર્યના બે પુત્રો અશ્વનીકુમારોને ભણાવી. તેઓ દેવનાના વૈદ્ય થયા. એ અશ્વનીકુમારો પાસેથી આયુર્વેદ ઇંદ્રને મળ્યો. અને ઇંદ્રે ધન્વંતરીને આપ્યો હતો.

પ્રસન્ન રાખનાર શ્રવણ જેવા વીરલાજ પુત્ર જગતમાં જનેતાએ જણ્યા હશે. શ્રવણ જ્યારે પોતાનાં માતા પિતાને કાવડમાં બેસાડીને તીર્થે યાત્રા કરાવતો ફરતો ફરતો કાશી (બનારસ) માં આવ્યો, ત્યારે એક પરમહંસના પુછવાથી તેણે કહ્યું કે;—

### સવૈયો.

માત પિતા પદ સો સબ તીરથ, માત પિતા નવ ભાતિ નિધી હૈ;
માત પિતા ગુરૂ, માત પિતા સૂર, માત પિતા વ્રત દાન વિધી હૈ;
માત પિતા પદ કલ્પતરૂ, અરૂ માત પિતા પદ-રેનું રિધી હૈ;
સાધન સિદ્ધિ ન-શોધન હો કછુ, મેરે તો માત પિતા સુ સિધિ હૈ.

એજ પરમહંસે એવાં અપંગ અને વૃદ્ધ માતા પિતાની સેવા છોડી દેવાની સલાહ શ્રવણને આપી, ત્યારે તેણે કહ્યું કે;—

### સવૈયો.

ધ્રુવ ચળી ધરણીજ ઢળે, કદી સૂર્ય ઉગે જઈ પશ્ચિમ પાસે;
મેરૂ ડગે ધરતી પરથી, કદી સાગરથી મરિયાદ મુકાશે;
આધિ અને વળી વ્યાધિ તણીજ, ઉપાધિ વધી ભલે પ્રાણજ જાશે,
તોપણ માત પિતા ન મુકું, મુજ વ્રત ધનારૂ હરી સમ થાશે.

લીધાથી તેણે શાપ દીધો કે, જ્યારે તમારૂં મૃત્યુ થવાનું હોય, ત્યારે આ જે બાણથી મારો જીવ જાય છે, તેજ બાણથી તમારો જીવ જશે. તે પછી શ્રવણનો પ્રાણવાયુ આ સસાર છોડીને ચાલ્યો ગયો હતો.

ત્યારે પછી દશરથ રાજા પાણીનું કમંડળ ભરીને જ્યાં શ્રવણનાં અંધ માબાપ હતાં ત્યાં ગયા. અને પોતાને હાથે અજાણપણે શ્રવણનું મૃત્યુ થયાના ખેદકારક સમાચાર કહી ને ક્ષમા માગી. તથા પાણી પીવાની વિનંતિ કરી. શાન્તનુ ઋષિ અને જ્ઞાનવતીને શ્રવણ જેવા પુત્રના એવી રીતે અકસ્માત મૃત્યુથી જે દુઃખ થયું તેનું વર્ણન થઇ શકે તેમ નથી. તેમના અંધાપાની આંખ, ઘરડપણની લાકડી, અને આ સંસાર સાગર તરી જવાનું નાવ, ભર દરિઆમાં અંતરીઆળ મૂકીને અલોપ થઇ ગયું! એ કારી ઘા તેમનાં વૃદ્ધાવસ્થાવાળાં જીર્ણ શરીરને છિન્ન કરી મૃત્યુના બિછાનાપર સુવાડવાને બસ હતો. પાણી પાણી ને ઠેકાણે રહ્યું. તેઓ પ્યારા પુત્રના મૃત્યુના સમાચાર સાંભળતાંજ મૂર્છા ખાઇ જમીન ઉપર પડયાં. તે ફરીને ઉઠવા પામ્યાંજ નહિ. દશરથ રાજાએ તેમને મરતાં મરતાં પણ પોતાને શાપ દેવાની વિનતિ કરી. પરંતુ તેમણે તેમ કરવાની સાફ ના પાડી. તો પણ દશરથે બહુ આગ્રહ કરવાથી તેમણે મરતી વખતે કહ્યું કે, " જેવી રીતે પુત્ર વિજોગથી અમે મરીએ છીએ, તેવીજ રીતે તમારૂં મોત પુત્રના વિજોગથી થશે. " એટલું કહેતાંજ બંને દંપતિના પ્રાણ છુટી ગયા. રાજાએ તેમના શબને અગ્નિ સંસ્કાર કર્યો. ઋષિ અને ઋષિપત્ની સ્વર્ગમાં જઇને શ્રવણને મળ્યાં.

એવું કહેવાય છે કે, સ્વર્ગમાં દેવોએ તેમને આખા જગતના લોકો દેખે એવું મકરરાશીમાં રહેવા સ્થાન આપ્યું. અને જે આકારે તેઓ તીર્થમાં ફર્યા હતાં, તેજે આકારે એટલે વચમાં શ્રવણ અને આગળ પાછળ તેનાં માબાપને રાખ્યાં. અને તારાનું નામ શ્રવણ નક્ષત્ર પાડયું. પછી નવે ગ્રહોએ વરદાન આપ્યું કે અમે અમારા પ્રત્યેક વર્ષમાં એક વાર તમારા સ્થાનકમાં આવીશું. શ્રવણ નક્ષત્ર પાસે પુનમે ચંદ્ર આવે, તે મહિનાનું નામ શ્રાવણ પાડયું છે. અને તે માસ પવિત્ર ઠરાવ્યો છે. ધનુષ આકારે ધનરાશી પ્રકાશિત છે, તે જાણે કે દશરથના ધનુષનું ચિત્ર ચિતરેલું છે, તેની પાસે મકર રાશીમાં શ્રવણ શોભે છે. તેમાં માબાપ સાથે પવિત્ર પુત્ર, એમ ત્રણ તારા છે. તેઓની પાસે દર્શનને માટે ચંદ્ર, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર, શનિ, અને સૂર્યાદિક દેવનાં ટોળાં આવે છે. તે જાણે કે શ્રવણની વાત પ્રખ્યાત રાખવા સારૂ આકાશ વચ્ચે જગત્ કર્ત્તા પ્રભુએ શ્રવણના ચરિત્રનું ચિત્ર પાડેલું છે. શ્રવણની અક્ષય કીર્તિનું આ ચિન્હ ગમે તો દેવો તરફથી મળ્યું હોય, કે માનવો તરફથી મળ્યું હોય, પરંતુ તેણે માતા પિતાની કરેલી સર્વોત્તમ સેવાનો પટ તેનો બદલો તેને મળ્યો છે. જ્યાં સુધી હિંદુઓનું જ્યોતિષ શાસ્ત્ર જગતમાં કાયમ રહેશે, અને જ્યાં સુધી ગગન મંડળમાં શ્રવણ નક્ષત્ર બિરાજમાન રહેશે, ત્યાં સુધી મહાત્મા શ્રવણનું પવિત્ર નામ આ વિશ્વમાંથી કદિ પણ વિલુપ્ત થશે નહિ. વાહ! ધન્ય છે! શ્રવણ તમારી માતા પિતા પ્રત્યેની નિર્મળ ભક્તિ, અને ઉત્તમ સેવાને! કે હજારો વર્ષ થયા છતાં તમારા જેવું મહત્ કાર્ય કરીને જગતમાં અમર નામ રાખવા અદ્યાપિ સુધી આ ભારતખંડમાં કોઇ પણ ભાગ્યશાળી થયું નથી. માબાપની સેવા ચાકરી કરવામાં

ભૂલા પડેલા ભાગ્ય હીણ જનોને તમારેજ દ્રષ્ટાંત આપીને તેમને પાછા વાળવામાં આવે છે. માબાપની સેવાનો મહિમા આર્યોને પ્રથમ બતાવનાર તમેજ છો. માટે એ લેખે તમે અમારા ગુરૂ છો.। અમે તમને પ્રેમ પૂર્વક પ્રણામ કરીએ છીએ.

શ્રવણને ઘણા શિષ્યો હતા. તેઓ તેમનું મૃત્યુ સાંભળીને શોકાતુર થઇ સંસાર તજી યોગી થઇ ગયા. એ યોગીઓ કલિયુગમાં પાછા ઘરબારી થયા. અને શ્રવણની એક જુદી નાત બંધાઇ. તથા કાપડી નામે એક નવો પંથ ચાલ્યો. એ નાતવાળા કાપડીઓ એકાદ ભગવું વસ્ત્ર રાખે છે, ભિક્ષા માગે છે, અને માબાપની સેવા કરવાનો ઉપદેશ ગાતા ફરે છે, આ જાતના લોકો અદ્યાપિ સુધી અમદાવાદ અને ગુજરાતના ઘણા ભાગમાં છે. તેમજ હિંદુસ્તાનમા પણ ઘણા છે.

---

## શ્રીદામા—સુદામા.

શ્રીકૃષ્ણના આ પ્રખ્યાત સહાધ્યાયી મહાત્મા પુરૂષ શ્રીદામા દ્રવિડ દેશના વિદર્ભ નગરમાં રહેતા હતા. તેઓ જાતે બ્રાહ્મણ હતા. બાળપણમાં સંદીપન ગુરૂને ત્યાં શ્રીકૃષ્ણ અને બળરામની સાથે વિદ્યાભ્યાસ કરતા હતા. સર્વ શિષ્યોમાં સુદામા વડા શિષ્ય હતા. શ્રીકૃષ્ણ બળરામ તેમને લખેલું બતાવતા, અને સુદામા તેમને શીખવતા હતા. સુદામા ભિક્ષા માગી લાવતા, અને સર્વે એકઠા બેગી જમતા. વેદ ભણતી વખતે સાથે સ્વર સાંધીને વેદની ધુન મચાવતા, એક શય્યાપર સાથેજ સુઇ રહેતા, અને પરસ્પર સુખ દુઃખની વાતો કરતા હતા. એક વખતે ગુરૂ બહાર ગામ ગયેલા, તે પ્રસંગે ગુરૂ પત્નીએ સુદામા તથા શ્રીકૃષ્ણને વનમાં કાષ્ટ લેવા સારૂ મોકલ્યા હતા. ત્યારે ગુરૂ પત્નીએ તેમને ખાવા માટે મેકેલા ચણા આપ્યા હતા, તે શ્રીકૃષ્ણથી છાના સુદામા ખાઇ ગયા હતા. તેઓ ગુરૂના આશ્રમમાં રહીને અનેક રમતો રમતા, અને ગુરૂનાં કાર્ય સાથે મળીને કરતા. ઇત્યાદિ વર્તણુકથી પરસ્પર ઘણો સ્નેહ થયો હતો. જ્યારે શ્રીકૃષ્ણ વિદ્યાભ્યાસ પૂર્ણ કરીને ગુરૂના આશ્રમેથી વિદાય થયા, ત્યારે પોતાના ઇષ્ટ મિત્ર સુદામાને પૂર્ણ પ્રેમથી ભેટીને કહ્યું કે:- તમે મને ફરીને એક વાર મળજો, એવું ચાહું છું તેના ઉત્તરમાં સુદામાએ ગદ્ ગદ્ કંઠ થઇને કહ્યુ કે;—તમારા ચરણ વિષે મારૂં મન સદૈવ રહેજો, એવું હું માગું છું. એ પ્રમાણે એ બાળ સ્નેહીઓ ભેટીને વાત ચિત કરી જૂદા પડ્યા હતા.

નહોતી. અજાચક વ્રત પાળી હરિવિના કોઇની પાસે હાથ ધરવો નહિ, કદી અનાયાસે ક્યાં-ઇથી મળી આવે તો ખાવું. નહિ તો ભૂખ્યા રહેવું, એવું "વ્રત" તેમણે લીધું હતું. તેમનું મન નિર્મળ હતું, માયાનું સુખ જરા પણ ઇચ્છતા નહિ. તેમનું મન સદા સંન્યાસીના જેવું વિરક્ત હતું. તેમની સ્ત્રી ઘણી ડાહી અને પતિવ્રતા હતી. તે પણ માયાનું સુખ ઇચ્છતી નહોતી. માયાથી વિરક્ત રહેનાર આ દંપતિને અર્થ માયા અથવા લક્ષ્મી ખરેખર તજીને ચાલી ગઇ હતી. તેવામાં અધુરામાં પૂરૂં તેમને આઠ દશ નાનાં મોટાં બાળકો થયાં હતાં. તેથી એ સર્વનું ભરણ પોષણ કરવાનું કામ એ દંપતિને ઘણું મૂશ્કેલ થઇ પડયું હતું. સુદામા ખરેખર દારિદ્રાવસ્થામાં આવી પડ્યા હતા. તેઓ ઘર સૂત્રનું સુખ ઇચ્છતા નહિ. જે મળે તો ખાતા, નહિ તો સર્વદા સંતોષથી રહેતા. મુનિના મનનો ધર્મ કોઇ જાણી શકતું નહિ. તેથી તેમને સૌ મેલા ઘેલા, અને દરિદ્રી કહેતા. માગ્યા વિના કોણ આપે ? તેથી ઘણે દુ:ખે વ્યવહાર ચલાવતા. ઋષિ પત્ની ભિક્ષા માગીને બાળકોનું તથા પતિનું પોષણ મૂશ્કેલીથી કરી શકતી હતી, એ સાધ્વી દેવી કોઇનું વસ્ત્ર ધોતી, કોઇનું પાણી ભરતી, અથવા કોઇનાં દળણાં દળતી, ઇત્યાદિ પ્રકારે જેમ તેમ કરીને પોતાના કુટુંબનું પોષણ કરતી. એ પ્રમાણે સુદામાની દશા ઘણી દયા પાત્ર થઇ પડી હતી. આવી દુર્દશામાં પણ તેઓ પરમ સંતોષ રાખીને શ્રીકૃષ્ણની ભક્તિ કરતા હતા. એમ ઘણા દિવસ દુઃખ સહન કર્યું. હવે ગામમાંથી અન્ન મળતું પણ બંધ પડવા લાગ્યું. એક દિવસે બાળકોને અન્ન વગર બે અપવાસ થયા. ત્યારે સુદામાને તેમની પત્નીએ વિનંતિ કરી કે;—" બાળકો ભુખથી રૂદન કરે છે, નગરમાંથી અન્ન હવે મળતું નથી, નથી મળતાં કંદ, મૂળ, કે ફળ. બે દિવસ થયાં જળ પીને રહીએ છીએ. આપણા ઘરમાં ધાતુ પાત્ર પણ નથી, સમ ખાવાને ઘરમાં સાજુ વસ્ત્ર પણ નથી. જેમ જળ વિના વાડીનાં વૃક્ષ સૂકાઇ જાય, તેમ અન્ન વગર બાળકો દુઃખથી સુકાઇ ગયાં છે. ઠંડથી બાળકો થર થરતાં રોઇને રાખમાં પેસી સુઇ રહે છે, હુ તેમનું દુઃખ દેખીને બળી જાઉં છું. ઘર નીચાં અને ભીંતો પડી ગઇ છે, તેથી કુતરાં બિલાડાં અંદર પેસી જાય છે, આંગણે આવેલો અતિથિ નિરાશ થઇને પાછો જાય છે, નૈવેદ્ય વિના દેવની પૂજા કરીએ છીએ, પૂન્ય પર્વણીએ બ્રહ્મભોજન થતું નથી, કઇ પણ ધર્મ કર્યા વિના સૂર્ય જેવો ઉગે છે, તેવોજ આથમે છે, અન્ન વિના બાળકો વલખાં મારે છે, પહેરવા ઓઢવાને વસ્ત્ર નથી, નખ, તથા ઝટા વધી છે, અને માંહેથી રક્ષા ઉડે છે. આપ દર્ભની ફાટી તૂટી સાદડી ઉપર પડી રહો છો, બીજે, ત્રીજે, કે ચોથે દિવસે આહાર કરો છો, તેથી મારૂં કાળજુ બળી જાય છે. પણ હું શું કરૂં ? આપણે તો દારિદ્રરૂપી સમુદ્રમાં ડુબ્યાં છીએ. મારે હેવાતણમાં માત્ર એકજ ચૂડી રહેલી છે. સૌભાગ્ય દર્શક શણગાર નથી. નથી કાજળ કે નથી કીડીઆની હાર. લલાટે ચાંદલો કરવા કકુ પણ નથી. હવે આવું દુઃખ ક્યાં સુધી સહેવાશે! આપ નિત્ય કહો છો કે, મારે મારા ગુરૂ ભાઇ શ્રીકૃષ્ણ સાથે મિત્રાચારી છે, તો એવા કલ્પવૃક્ષ નીચે જે રહે, તેને શાની ન્યૂનતા રહે ? જે જીવ જળમાં ક્રીડા કરતા હોય, તેને પાણીની તરસ કેમ રહે ? જે નરે અમૃત પાન કર્યું હોય, તેને યમ કિંકરનો ભય કેમ લાગે ? જેણે સદગુરૂનાં ચરણ સેવ્યાં હોય, તેને માયાનું આવરણ કેમ રહે ? જેનું મન હરિચરણમાં વસેલું છે, તે પ્રાણીને જન્મ મરણની શી આપદા ? શ્રીકૃષ્ણ ચૌદ લોકના નાથ

છે, મહા કૃપાનિધાન છે માટે તમો શ્રીકૃષ્ણ પાસે જાઓ આપણે બ્રાહ્મણને ભિક્ષા માગતા લાજ શાની ? પ્રાણનાથ લાજ ન ગણતા શ્રીકૃષ્ણ પાસે જશો તો એ માગ્યા વિના મનવાંચ્છીત પૂર્ણ કરી દારિદ્ર દુખ કાપશે, કદી ધન નહિ મળે તો પણ દર્શનનું ફળ તો જશે નહિ ”

**સુદામાએ કહ્યું;—**“માગતા કાંઇ પ્રતિબંધ નથી પણ મિત્ર પાસે માન મૂકી માગતા મને ઘણું લાગે છે પેટને કારણે નીચ પાસે જઇ વિનયથી પ્રણામ કરીએ, તો પછી એ સ્થળે માગતા કાંઇ અડચણ નથી હું સઘળા યાદવોના દેખતા જમણો હાથ કેમ ધરૂ ? મારા જેવા દુર્બળનું રૂપ દેખીને લક્ષ્મીકાંત લજવાય, પુરણ પુરૂષોત્તમ ઘટ ઘટ વ્યાપિ રહ્યા છે દશ માસ ગર્ભવાસમા પ્રાણી શો ઉદ્યમ કરે છે ? એવું જાણીને સંતોષ રાખો, તો હરિ કેમ વિસારશે ? જાચવાથી મરણ સારૂં છે જગતના મનની વાત અંતર જામી પ્રભુ જાણે છે, તે અહિં બેઠા નવનિધ આપશે ત્યા જવાનું શું કામ છે ?

**ઋષિપત્ની—**તમે જ્ઞાની, વૈરાગી, ત્યાગી થઇને બેઠા હું અબળા જાતિ શી રીતે યાચના કરી પોષણ કરૂં ? એમ કહી નેત્રમા આંસુ લાવી વારવાર જવાને વિનતિ કરવા લાગી

**સુદામા—**સુંદરી ! વિધિએ વૃદ્ધિ હાણ લખી છે, એ મિથ્યા થનાર નથી આપણે જમણે હાથે કાંઇ આપ્યુ નથી, તો ક્યાથી પામીએ ? ખડ ધાન્ય વાવીએ તેમાથી શાળ ક્યાથી થાય ? પ્રથમ પાળ ન બાંધીએ તો પછી જળ વહી ગયાનો શો શોચ કરવો ? વ્રત, તીર્થ, ઉપવાસ અને અગ્નિ તૃપ્ત કર્યા નથી, બ્રહ્મભોજન, હોમ હવનાદિક ધર્મના કૃત્ય કર્યા નથી, તો અન્ન ક્યાથી પામીએ ? માટે પ્રભુના ચરણમા ચિત્ત રાખી સંતોષરૂપી અમૃત ચાખવો તો ભક્તિએ પ્રભુ નવનિધ આપશે માટે ધૈર્ય રાખ

**ઋષિપત્ની—**મારૂ મન જડ થયુ છે એ જ્ઞાન મને ગમતુ નથી, બાળક અન્ન માટે રૂએ છે માટે પ્રણામ કરી કહુ છુ કે, અન્ન વિના ચાલશે નહિ મોટા યોગીશ્વરને પણ અન્ન વિના ભજન સુઝતુ નથી અન્નથી આખું જગત જીવે છે શિવે અન્નપૂર્ણાને ઘેર રાખ્યા છે, સૂર્યે અખેપાત્ર, ઇંદ્રે કામધેનુ અને દેવોએ કલ્પવૃક્ષ રાખ્યુ છે તે તેમનુ મનવાંછિત પૂર્ણ કરે છે તો આપણે કોણ માત્ર ? સંસારમા અન્ન વિના પ્રાણ રહેતા નથી માટે તમે એક વાર શ્રીકૃષ્ણ પાસે જાઓ તમારા દેરાનુ ફળ અફળ જશે નહિ વિધિએ દરિદ્રતાના જે અક્ષર લખ્યા છે, તે તેઓ ધોઇ નાખશે

સુદામાએ યાચના નહિ કરવાનું ‘વ્રત’ લીધુ હતુ માટે ના પાડી હતી, પણ હવે સ્ત્રીના આવા કાલાવાલાથી જવાનો નિશ્ચય કર્યો, પછી શ્રી કૃષ્ણ પાસે ભેટ મુકવાનું, અને તેમના ઘરેથી કામ કરેતા આવે, તેમને આપવા શુ લેઇ જઉં, એ વિચાર ઋષિને દર્શાવ્યો તેથી ઋષિ પત્ની પાડોશીને ત્યા ગઇ પાડોશીએ તેમની ગરીબાઇપર દયા આણી સૂપડું ભરી કાંગ આપી એ કાંગ ઋષિ પત્નીએ ખાંડી, છડી શ્વેત ઉજ્વળ કર્યા એ તગતગતા કણ ઋષિને આપ્યા પણ એ બાંધી લઇ જવાને વસ્ત્ર ન મળે, તેથી કેટલાંક ચીંથરાં લઇ ઉપરા ઉપરી વિંટયા ને પછ વળી દશ વીશ બીજા વીંટયા કે ત્રીકમના તાંદુલ દ્વારિકા લઇ જતા માર્ગમા છોડાય નહિ બાળકોએ રોતા જેવા મુખ કરી કહ્યુ કે, પિતાજી ! તમો એવુ આપ ના [illegible] આપ [illegible] ભૂખ [illegible] એ તેમના દીન વચન સાંભળી સુદામાએ વિશ્રામ લઇ કહ્યુ કે,

આપણી આશા પરિબ્રહ્મ પૂર્ણ કરશે. એમ કહીને સુદામો ચાલ્યા, પરિવાર વળાવી પાછો વળ્યો.

સુદામાએ ભક્તના ભૂષણ રૂપ કપાળમાં તીલક, કંઠમાં કંઠી અને મૂખે દાઢી વધેલી હતી. તેથી કાયા કુરૂપ દીશતી હતી. પવને જટામાંથી ભસ્મના ગોટે ગોટા ઉડતા હતા. પગરખાના ઘસડાવાથી ધુળની ડમરી ચડતી હતી. એક હાથમાં લાકડી, અને બીજા હાથમાં તુંબડી, જીર્ણ વસ્ત્રની લગોટી, અને વલ્કલ ઓઢેલું, એવી સ્થિતિમાં દ્વારિકામાં પહોચ્યા. દ્વારિકાંની અદ્ભૂત રચના જોઇ આશ્ચર્ય પામ્યા. પ્રથમ ગોમતી સ્નાન કરી નગરમાં પેઠા. તેનું રૂપ જોવાને ચારે તરફથી લોકોનાં ટોળે ટોળાં મળ્યાં. બાળકો પાછળથી ખીજવે, યાદવોની સ્ત્રીઓ તાળી પાડે, કોઇ હશે, કોઇ કહે વાહ! ધન્ય આ નગરને કે આજે આવો નર આવ્યો; કોઇ કહે વાહ! આ ઇંદ્ર જેવો છે! કોઈ કહે અહા! આતો કામ દેવ જેવો છે! એને રૂપે તો શ્રીકૃષ્ણ અને પતિવ્રતા સ્ત્રીઓ મોહિ જશે! એવાં માર્મિક વચનો બોલવા લાગ્યાં. કોઇ કહે વિકરાળ હાઉ આવ્યો! એને જોઇ બાળકો રોતાં છાનાં રહી જશે! એમ ઘણી ચેષ્ટા કરવા લાગ્યાં. એ સાંભળી સુદામાજી હસતા જતા, બાળકો પુંઠે કાંકરા નાખે, તે વાગવાથી ઋષિ મુખથી રામ કૃષ્ણ બોલતા હતા. કોઇ તાળી પાડે, ગાલ વગાડે, નાનાં બાળકો ફરી વળે, એમ પજવવા લાગ્યાં. એટલામાં કોઇ વૃદ્ધ જાદવે ઋષિને દીઠા, તેણે તેમની સાધુ દૃષ્ટિ ઓળખીને બાળકોને કાઢી મૂક્યાં. અને ઉભા રાખી સર્વ સમાચાર પૂછ્યા. પછી જાદવે રાજદ્વાર બતાવ્યો. સુદામા દ્વારિકા પૂરીનો ઠાઠમાઠ અને વૈભવ જોઇ આશ્ચર્ય થતા, કૃષ્ણ મંદિરને દ્વારે આવી ઉભા રહ્યા દ્વારપાળે અંદર જતાં અટકાવ્યા. ત્યાં અનેક યોદ્ધાઓ દ્વારનું રક્ષણ કરતા હતા. સુદામા ત્યાં આંટા દેતા સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યા કે;—

"અહો! કર્મની ગહન ગતિ છે? એક ગુરૂના વિદ્યાર્થી, તેમાં એ પૃથ્વિપતિ થઇ બેઠા. અને હું દરિદ્રી રહ્યો! મારા ઘરમાં ખાવાને અન્ન જરા પણ નથી. એ ગોકુળમાં માંકડાં રમાડતા, ગુરૂને ઘેર લાકડાં લાવતા, તે આજે સિંહાસન પર ચડી બેઠા! ને મારે તો આ તુંબડી અને લાકડી રહી છે. અરે! હું ભૂલ્યો, હુ અલ્પ જીવ અને એ તો સાક્ષાત્ પ્રભુ રૂપ છે. હું તેનાં એક વાર દર્શન પામુ તો જાણું ઇંદ્રાસન પામ્યો." એમ કલ્પના કરે છે, તેવામાં એક વિવેકી છડીદારે આવી પૂછ્યું કે;–હે માનુભાવ! કેમ કરૂણા કરી? સુદામે કહ્યું– હુ દુર્બળ બ્રાહ્મણનો અવતાર છું, મારે શ્રીકૃષ્ણ સાથે બાળ મિત્રાઇ છે, તેને મારા પ્રણામ સાથે કહો કે, વિપ્ર સુદામો આવ્યા છે.

પ્રતિહારે ઘરમાં જઇ એક દાસી સાથે કહાવી મોકલાવ્યું. શ્રીકૃષ્ણ શય્યાપર સૂતા હતા, અષ્ટ પટરાણીઓ જૂદા જૂદા પ્રકારથી સેવા કરતી ઉભી હતી. ગાનતાન થઇ રહ્યું હતું. ત્યાં આવી દાસીએ શિર નમાવી કહ્યુ કે, દ્વારે કોઇ દ્વીજ આવ્યો છે, દુઃખી દરિદ્રી દીશે છે, અને ક્ષુધાથી વ્યાપ્ત લાગે છે. એના વિચિત્ર વેષથી લોકોનાં ટોળે ટોળાં જોવાને મળ્યાં છે. તેનુ નામ સુદામા છે. એણે પ્રણામ કહાવ્યા છે. એ સાંભળી શ્રીકૃષ્ણે કહ્યું કે;—અરે! એ તો મારો બાળસ્નેહી, મારા દુઃખનો વિસામો! એટલું બોલી ઝડપથી ઉભા થયા. ઉઘાડે પગે, પીતાંબરના છેડા ઘસડાતે શ્વાસે ભર્યા દોડ્યા. અતિ આનંદે પ્રફુલિત હૃદયે સ્ત્રીઓને કહેતા ગયા કે ઝટ પૂજા થાળ તૈયાર કરજો. સૌ સ્ત્રીઓ માંહો માંહે કહેવા લાગી કે, એ તે શ્રીકૃષ્ણના ભાઇ કેવા હશે? પછી પૂજાનો ઉપચાર તૈયાર કરીને

સર્વે સ્ત્રીઓ સજ થઇને ઉભી અને પરસ્પર કહેવા લાગી કે, બાઇ આજે તો જોવું મુખ જોવાનો લાભ થશે. શ્રીકૃષ્ણ શ્વાસે ભર્યા સુદામા પાસે ગયા, શ્રીકૃષ્ણને દીઠા કે સુદામાના નેત્રમાંથી અશ્રુધારા પડવા લાગી, એ કૌતક જોવાને ચારે વર્ણના લોકો ઉભા હતા, સૌ જોઇ કહેવા લાગ્યા કે, ક્યાં આ વિપ્ર! અને ક્યાં આ અશરણ શરણ ! શ્રીકૃષ્ણ આવનાર્ને સુદામાને પગે પડ્યા. સુદામાએ તેને હાથ ઝાલી ઉભા કર્યા, એટલે તેઓ પ્રેમથી મળ્યા. શ્રી કૃષ્ણનાં આંસુ સુદામાએ લુસ્યાં. શ્રી કૃષ્ણેએ તુંબીપાત્ર લીધું અને હાથ ઝાલી ઘરમાં લેઇ જતાં બોલ્યા કે, અહો! આજે તમે મારૂં નગર પવિત્ર કર્યું. ઇત્યાદિ પ્રકારે હર્ષ બતાવતા મંદિરની અંદર સુખ સય્યાપર બેસાડ્યા. સત્યભામા સુદામાને જોઇ બોલ્યાં કે; અહો! પ્રાણનાથના મિત્રનો બહુ રૂપાળા છે!! બાળપણની પ્રીતિ ઉત્તમ છે! આ જોડ ભલી મળી! જો કોઇ બાળક નીકળશે તો કાકાને દેખી બી જશે! એ સાંભળી રુકિમણિ બોલ્યાં કે; તમે શું જાણીને બોયો છો? તમે હરિ ભકતને હજુ ઓળખતાં નથી! ભકતાધિન પ્રભુ સુદામાને પોતાનો દાસ જાણી પૂજવા લાગ્યા. શ્રીકૃષ્ણે નેત્ર સમશ્યા કરી કે, આઠ પટરાણીયો સાથે સત્યભામાજી મંદ મંદ હસતાં ઘુંઘટ તાણી આવી ઉભાં જે પ્રભુની નાભી કમળમાંથી બ્રહ્મા પ્રગટયા, જેણે આ જગત પળમાં ઉત્પન્ન કર્યું, જેણે માતાને મુખમાં જગત દેખાડયું અને વિશ્વામિત્ર સરખા તપસ્વિને દુઃખને વખતે દર્શન દીધું, તેણે સુદામા ઋષિના પગ પખાળી પ્રીતે પાદોક પીધું. પોતાની ઓઢવાની પીળા પછેડીએ ઋષિના પગ લોયા. અને પોતે વીઝણો લેઇ વાયુ ઢોળવા ઉભા. વૈદર્ભી થાળ ભરી વિવિધ પ્રકારનાં પકવાન ભોજન માટે લાવ્યાં, શર્કરા સહિત કઢેલાં દુધનું પાન કરાવ્યું. અને પ્રેમથી સર્વોત્તમ તંબોળ ખવરાવ્યાં. ઇત્યાદિ પ્રકારે ઘણો સત્કાર કર્યો. સુદામા શ્રીકૃષ્ણના મંદિરનો ઠાઠ જોઇ ઝંખવાઇ ગયા.

શ્રીકૃષ્ણે સુદામાને કહ્યું કે, હે બાળસ્નેહી! તમો ચિંતા મુકીને મને કહો કે તમે શું દુઃખથી દુર્બળા થઇ ગયા છો! તમને શું ચિંતા છે! શુ કોઈ સદ્ગુરૂ મળ્યા તેણે જ્ઞાન દીધો છે! શું વૈરાગ્યથી ત્યાગી થઈ સંસાર છોડ્યો છે! શું જોગથી શરીરને એવું કરી નાંખ્યું! કે તપથી દેહ આવો કરી નાખ્યો છે? શું માથે કોઇ શત્રુ થયો છે! કે કાંઇ વ્હાલી ચીજ ચોરાઇ ગઇ છે! પાસે ધાતુ પાત્ર નથી. માત્ર આ એક તુંબડી છે, વસ્ત્ર કાંઇ પહેરવાને કેમ નથી, શું મારાં ભાભી વઢકણાં છે કે તે લોહીનું શોષન કરે છે! કે ઉદર ભરાતુ નથી, તેથી શરીર સુકાઇ ગયું છે! સર્વ દુઃખમાં તમારે કયુ દુઃખ છે, તે મને કહો. સુદામા કહે, આપનો અંતરજામી છો, તમારાથી કાંઇ અજાણ્યુ નથી, પ્રભુજી! તમો પાસે નહોતા એજ વિયોગનું મોટું દુઃખ છે. આજે મને તમો મળ્યા તેથી માર શરીર હવે પુષ્ટ થશે. પછી શ્રીકૃષ્ણે ગુરૂને ઘેર બાળપણે સાથે રહેતા, તે સર્વ હકીકત કહી બતાવીને સુદામાના ગુણ ગાયા.

સુદામાને મોટી ચિંતા એ હતી કે માગ તાંદુળ જો સર્વના જોવામાં આવશે તો મારી લાજ જશે. એવી બીકથી આણેલા તાંદુલ સંતાડવા લાગ્યા. એ વાત શ્રીકૃષ્ણ સમજી ગયા. અને દાસનાં દરિદ્ર ટાળવા કૃપા દ્રષ્ટી કરીને સર્વે સુંદરીઓ દેખતાં તેમની બગલી તરફ દ્રષ્ટી કરી કહ્યું કે, અહો! આજે મનવાંછિત ફળ પામ્યો કે મિત્ર મળવાને આવ્યા સખા! કહો કે મારી ચતુર ભાભીએ શું ભેટ મોકલી છે! બગલ નીચે જે સંતાડયું છે તે કહાડો.

કદી જો અમારા જોગ એ ભેટ ન હોય તો એ દૂરથી દેખાડો. એ ચિજ દેવતાને પણ દુર્લભ દિશે છે! જો એ પવિત્ર સુખડી પ્રેમે આપો તો ભવની ભાવડ જાય. એમ કહી શ્રીકૃષ્ણ હાથ લગાડવા ગયા, એટલે ઋષિ આઘે ખસેડતા ગયા. આ સર્વ બનાવ જોઈ પાસે ઉભેલી સર્વ સ્ત્રીઓ ભ્રમમાં ભૂલી કે શ્રીકૃષ્ણ હાથ ધરે છે, તો શું એ અમૃત ફળ કે સંજીવન મણિ હશે? એમ સમજી સુવર્ણ પાત્ર ધરીને કહેવા લાગી કે, જદુપતિ! અમને પણ જરાક આપજો. આ જોઇ સુદામો ચિંતામાં પડ્યા કે, હવે આ સર્વ તાંદુલ દેખી ભર્મ ખુલ્લો થયે મારી લજ્જા જશે સ્ત્રીના કહેવાથી લોભી થઇ હું તુચ્છ ભેટ લાવ્યો, તેથી લાખ ટકાની લાજ ખોઇશ. સ્ત્રીએ ઘેર ઘાલ્યું. સુદામાના મનની આ સોચના શ્રીકૃષ્ણે જાણી લઇ હસતાં હસતાં પાસે આવીને પોટકી તાણી લીધી. એ વસ્તુ લેવાને નીચે સુવર્ણ પાત્ર ધર્યું. પછી દશ વીસ ચિંથરાં છોડતાં પાર નહોતો આવતો. આ જોઇ અષ્ટ પટરાણીઓ આશ્ચર્ય પામી કે, આ તો પારશમણિ હશે કે રત્ન! કે શું અમર ફળ હશે! કે સંજીવન મણિ! કે આવડું જતન કર્યું છે? પછી છોડતાં કણ વેરાયા, ને પાત્ર ભરાઇ રહ્યું. એ સર્વ સ્ત્રીઓ જોઇ રહી.

શ્રીકૃષ્ણ તાંદુલને હૃદય સાથે ચાંપીને બોલ્યા કે;—અહો! મેં પૃથ્વીપર ઘણા અવતાર લીધા, પણ આ તાંદૂળના સ્વાદ જેવો સ્વાદ મેં કોઇ દિવસ ચાખ્યો નથી. ધ્રુવ, અંબરિષ, અને પ્રલ્હાદ જેવા મોટા મોટા મિત્રોએ પણ આવો સ્વાદ કદી ચખાડ્યો નથી. એમ કહી એ તુચ્છ ભેટને પણ કીમતી માની બે મુઠી તાંદૂળ ખાઇ ગયા. અને સુદામાની ભક્તિનાં ઘણાં વખાણ કર્યાં. પછી શ્રીકૃષ્ણે સુદામાનું દારિદ્ર ટાળવા માટે તેઓ ન જાણે એવી રીતે ગોઠવણ કરી. સુદામા જે પર્ણકુટીમાં રહેતા હતા, તે ઠેકાણે એક મોટા રાજ મેહેલ ઘણીજ ત્વરાથી બંધાવી દીધો. એટલુંજ નહિ પણ તેને યોગ્ય સર્વ પ્રકારના વૈભવની વસ્તુઓ તથા વસ્ત્રાલંકાર અને ધન ધાન્ય વગેરે ભરી દીધું. એ વાતની સુદામાને ખબર પડવા દીધી નહિ. પછી શ્રીકૃષ્ણે ઘણીજ મમતાથી ભેટીને સુદામાને દ્વારિકાથી વિદાય કર્યા. વિદાય થતી વખતે શ્રીકૃષ્ણે કાંઇ પણ સુખને આપ્યું નહિ. તેથી તેઓ ઉદાસ મુખેથી આવ્યા. રસ્તે જતાં તેઓ વિચાર કરવા લાગ્યા કે;—કૃષ્ણના વૈભવની કાંઇ સીમા નથી, પરંતુ મને એક કોડી પણ આપી નહિ. હું મિત્ર પાસે માગવા આવ્યો, તે કરતાં મને મૃત્યુ કેમ ન આવ્યું? મને સ્ત્રીએ મારી મરજી ઉપરાંત મોકલીને અપમાન અપાવ્યું. એકાંતરે અન્ન મળે, તો કંદમૂળનું પ્રાશન કરીએ, નાનાં બાળક ભૂખે મરે તો તેને સૂકાં પાન ખવરાવીએ, પવન પ્રાશીને પેટ ભરીએ, નીચ પુરૂષની નોકરી કરીએ, કાષ્ટ કે તૃણ વેચીએ, અગર વિષ પીને સુખે રહીએ, પણ મિત્ર પાસે હાથ ધરવો નહિ. મેં અજાચક વ્રત આજે મૂક્યું, એ ઘણુંજ ખોટું કર્યું. કૃષ્ણ પોતાની અખૂટ દોલતમાંથી મને થોડુંક આપત તો એથી તેમને કાંઇ ખોટ પડવાની નહોતી. મને કાંઇ પણ આપ્યું હોત તો મારા જેવા દુર્બળની આખા ભવની ભાવડ જાત. સારે મને જે અતિશય માન આપ્યું, તે ખાલીજ કે શું? એટલામાં સુદામાને પાછું ભાન થયું. અને કહેવા લાગ્યા કે;—અરે! નહિ, નહિ, એ તો હું ભૂલ્યો. હું શ્રીકૃષ્ણને શા માટે નિંદુ છું? તેઓ કોઇનો ઉપકાર રાખતા નથી. તેમણે ઋષિ પત્નીઓનું અન્ન ખાધું હતું, તો તેમને સાયુજ્ય મુક્તિ આ-

પી, કુબજાજીનું ચંદન લીધું, તો તેને લક્ષ્મી જેવા સ્વરૂપે કરી, વિદુરની ભાજી પત્રનો આહાર કર્યો, તો તેમને સંસારમાંથી તાર્યા. શ્રી કૃષ્ણ ભગવાને મારાપર કૃપા તો કરી; પણ મારૂં કર્મજ બહુ કઠોર, એમાં કોનો વાંક ? પછી સુદામાને વિવેક થયો કે;—ધન ન આપ્યું તો સારૂં થયું. કેમકે ધન આપ્યું હોત તો મને તેનો ગર્વ થાત. અને પ્રભુની ભક્તિ ભૂલી જાત. સુખમાં કામ ક્રોધ વ્યાપે, અને દુઃખમાંજ ભગવાન સાંભરે છે. ઇત્યાદિ પ્રકારે આ ઋષિ જ્ઞાનને ઘોડે ચડયા. વિચાર કરતા કરતા તેઓ પોતાને ગામ આવ્યા. અને જ્યાં ઝુંપડી સરખું પોતાનું ઘર હતું, ત્યાં જઇને જૂવે છે તો સાત માળની મોટી હવેલી દીઠી. તેની અદ્દભૂત રચના જોઇને વિચારવા લાગ્યા કે, આ કોઇ શ્રીમાનનું ઘર દેખાય છે. જેણે પૂર્વે પુણ્ય કર્યાં હશે, તેને પ્રભુએ આવો વૈભવ આપ્યો હશે. એવું વિચારીને ત્યાંથી પાછા વળ્યા. અને બધુ નગર અવલોકન કર્યું. પરંતુ પોતાની પર્ણકુટી જડી નહિ. તેથી વારંવાર એ હવેલી પાસે આવ્યા. અને વિચાર કરવા લાગ્યા કે, આ ઘર તે કોનાં હશે? મારી પર્ણકૂટી કયાં ગઇ ? અને મારાં બાઇડી છોકરાં કયાં ગયાં ? અરે ! મારી ગરીબ સ્ત્રી બાળકોને લેઇને બીજે કયાંઇ ગઈ હશે ! એવા સંકલ્પ વિકલ્પ કરતા એજ હવેલીની આસ પાસ ફેરા ફરવા લાગ્યા. એવામાં હવેલીમાંથી ઋષિપત્નીએ રસ્તાપર દ્રષ્ટિ કરી તો પોતાના સ્વામીનાથ ને આમ તેમ ફેરા ફરતા દીઠા. એટલે તુરત પોતાની સખીઓને સાથે લેઇ પતિને તેડી લાવવા નીચે ઉતરી. ઋષિ પત્ની સ્વરૂપે સુંદર અને સોળે શણગાર સજેલી હતી. તેને આવતી જોઇ સુદામાએ જાણ્યું કે, આતે કોઇ ઇંદ્રાણી કે રૂકિમણિ છે, કે બીજુ કોઇ? એવો વિચાર કરે છે, એટલામાં તો તેણે તેમની પાસે જઇને પ્રણામ કર્યો. તથા પૂજા કરી છેડો પકડયો. એ જોઇને સુદામા થરથર કંપતા બોલ્યા કે, હું તો સહજ આ ઘર જોઉં છું. મારા મનમાં કાંઇ કપટ ભાવ નથી. માટે મને જવા દો તો તમારૂં કલ્યાણ થશે. મને વગર વાંકે હેરાન કરો માં. એ સાંભળીને ઋષિ પત્નીએ કહ્યું કે, પ્રાણનાથ! તમે ગભરાશો નહિ. તમે મને કેમ ઓળખતા નથી ? હું બીજુ કોઇ નહિ પણ તમારી અર્ધાંગના છું શ્રીકૃષ્ણની કૃપાથી આપણું દારિદ્ર જઇને સર્વ પ્રકારની સમૃદ્ધિ સાથે આ હવેલી થઇ છે. માટે સુખેથી અહિં પધારો. ઇત્યાદિ કહીને સુદામાનો હાથ પકડી તેમને હવેલીમાં લેઇ ગઇ. ત્યાર પછી સારા ખાનપાન અને પોષાકથી તેમનું રૂપ છેક બદલાઇ ગયું, અને દિવ્ય સ્વરૂપે થયા. તેમ સર્વ જ્ઞાન પ્રગટી આવ્યું.

એ રીતે શ્રીકૃષ્ણની કૃપાથી સુદામા જેવા હરિભક્ત પુરૂષનું સર્વ દુઃખ દારિદ્ર દૂર થયું હતું. સુદામા અને તેમની ધર્મ પત્ની પોતાનો સંસાર હવે પૂર્ણ સુખ અને શાન્તીમાં ચલાવવા લાગ્યાં. સુદામા નિત્ય ધર્મ દાન કરતા હતા. તેમને દ્વારથી કોઇ યાચક કદી નિરાશ થતું નહિ. આટલો બધો વૈભવ પ્રાપ્ત થયા છતાં તેઓ અસાર સુખમાં આસક્ત ન થતાં સંન્યાસીની પેઠે વિરક્ત રહેતા. વેદાધ્યયન કરતા, અને અગ્નિ હોત્રાદિક શુભ કર્મો કરીને નિરંતર શ્રીકૃષ્ણની ભક્તિ કરતાં કરતાંજ પરમ પદને પામ્યા હતા.

---

## ચાણાક્ય.

**વૃદ્ધ ચાણાક્ય** અથવા **ચાણાક્ય નીતિ** નામે પ્રસિદ્ધ ગ્રંથના કર્ત્તા મહાત્મા ચાણાક્ય મુનિ ગાંધાર દેશ (કંદહાર)ની રાજધાની **તક્ષસીલા** નગરના રહેવાસી હતા. તેઓ ગ્નાતે બ્રાહ્મણ હતા એવું કહેવાય છે કે, તેઓ જન્મ્યા ત્યારે દાંત ઉગેલા હતા. એ વાત તેમના પિતાએ ગુરૂની આગળ કરી. ગુરૂએ કહ્યું કે, એ છોકરો રાજા થશે. ચાણાક્યના પિતાએ વિચાર્યું કે, રાજ્યને અંતે નર્ક મળે છે, માટે મારો પુત્ર નર્કે જાય તે ઠીક નહિ. એમ ધારીને પુત્રના દાંત દાતરડા વતી ઘસી નાખ્યા. અને પછી એ વાત ગુરૂને કરી. ત્યારે ગુરૂએ કહ્યું કે, હવે એ છોકરો પ્રધાન થશે. પછી તેનું નામ **ચાણાક્ય** પાડયું.

ચાણાક્ય મહા બુદ્ધિવાન્, ક્રોધી, અને ધીર પુરૂષ હતા તેમણે ત્રણ વેદનો અભ્યાસ કર્યો હતો. આ સિવાય તેઓ રાજનીતિમાં પણ ઘણા કુશળ હતા. તેમની નાની વયમાં પિતા ગુજરી જવાથી માતાના આશ્રયે ઉછર્યા હતા. યોગ્ય વયના થયા પછી વૃદ્ધ માતાની તેમણે ઘણી સારી સેવા કરી હતી મગધ દેશના નંદ રાજાઓ સાથે પ્રથમ તેમને ઘણો સારો સ્નેહ હતો. પરંતુ પાછળથી તેમના વચ્ચે વેર થયું હતું. એ વિષે એક ગ્રંથમાં લખેલું છે કે,—"યોગાનંદ રાજાનો મંત્રી શકટાલ હતો. તે કોઇ કારણથી રાજાનો વધ કરવાને ઉપાય શોધતો હતો. તેવામાં એક દિવસે તેણે રસ્તે જતાં આ ચાણાક્યને જમીન ખોદતાં દીઠા. તેથી તેમની પાસે જઇને જમીન ખોદવાનું કારણ પુછ્યાં ચાણાક્યે કહ્યું કે;— આ ઠેકાણેથી હું દર્ભનું મૂળ કાહાડું છું કારણ કે તે મારા પગમાં વાગ્યો છે. એ સાંભળી મંત્રી શકટાલના મનમાં આવ્યું કે, આ બ્રાહ્મણ ઘણો ક્રોધી અને ક્રુર નિશ્ચયવાળો જણાય છે માટે તે યોગાનંદનો વધ કરવાના કામમાં ઠીક આવશે. પછી તેમનું નામ ઠામ પુછીને કહ્યું કે, હે બ્રહ્મ તેજ! નંદ રાજાને ઘેર ત્રયોદશીનું શ્રાદ્ધ છે. માટે તેમાં પધારવા હું આપને નિમંત્રણ કરૂં છું. ત્યાંથી તમને દક્ષિણામાં એક લાખ સુવર્ણ મુદ્રા મળશે. માટે મારી સાથે ચાલો. એમ કહી પ્રધાન તેમને પોતાને ઘેર તેડી ગયો. શ્રાદ્ધને દિવસે ચાણાક્ય રાજાને ઘેર જઇ મુખ્ય આસનપર બેઠા. પરંતુ એ આસન સુબંધુ નામના બ્રાહ્મણને માટે પ્રથમથી નિર્માણ કરેલું હતુ. તેથી ચાણાક્યને એ આસનેથી તેની મરજી ઉપરાંત ઉઠવું પડયું. આથી તેઓ ઘણા ક્રોધાયમાન થયા અને પ્રતિજ્ઞા કરી કે, હું જ્યારે નંદ રાજાનું નિકંદન કરીશ, ત્યારે મારા માથાની ચોટલી બાંધીશ. આ સાંભળી નંદ રાજા કોપાયમાન થયો. તેથી ચાણાક્ય ત્યાંથી નાસી ગયા.

આ વખતે ચંદ્રગુપ્તને પણ નંદ રાજાની સાથે વેર થયેલું હતું. ચંદ્રગુપ્તનો પિતા નંદ રાજાનો સેનાપતિ હતો, તે ઘણો બુદ્ધિશાળી અને શૂરવીર હોવાથી નંદ રાજાએ તેની અદેખાઇ કરી તેને તથા ચંદ્રગુપ્ત સુદ્ધાં તેના સો પુત્રોને એક ભોંયરામાં પુરી ગુંગળાવીને મારી નાખ્યા હતા. માત્ર ચંદ્રગુપ્ત એકલોજ બચ્યો હતો. તે છુટો થઇને નંદ રાજાનું વેર લેવા માટે દેશ વિદેશમાં ફરતો હતો. તેવામાં તેને ચાણાક્યનો મેળાપ થયો. ચંદ્રગુપ્ત તેના પિતાની માફક ઘણો બુદ્ધિશાળી અને શૂરવીર હતો. તેને ચાણાક્ય જેવો ચતુર અને રાજનીતિજ્ઞ સલાહકાર મળ્યો. દેવતા અને દારૂનો સંયોગ થયો. તેથી આગ સળગી ઉઠી. તેની

# મત્સ્યેંદ્ર નાથ.

આ મહા યોગીરાજ મત્સ્યેંદ્રનાથ સુમારે ઇસ્વીસનના પહેલા સૈકામાં એટલે માળવાના પ્રખ્યાત રાજા ભર્તૃહરિના સમયમાં થઇ ગયા. તેમનો જન્મ બહુ ચમત્કારિક રીતે થયાનું કહેવાય છે. તે એવી રીતે કે ક્ષીર સમુદ્રને કિનારે મહા પ્રભુ સદાશીવ સતી પાર્વતીને મહા જ્ઞાનનો ઉપદેશ કરતા હતા, તે એક મગરના પેટમાં રહેલા પુરૂષે સાંભળ્યો. તેજ પુરૂષ આ મત્સ્યેંદ્રનાથ હતા. તેમનો જન્મ મત્સ્યના પેટમાંથી થયો, માટે તેમનું નામ **મત્સ્યેંદ્રનાથ** પાડયું હતુ તેઓ જન્મતાંજ જ્ઞાની પુરૂષ થયા હતા. તેઓ તીવ્ર બુદ્ધિના મહા જ્ઞાની જિતેંદ્રિય, તત્વવેત્તા, અને સિદ્ધ પુરૂષ હતા. સપ્તશૃંગ પર્વતપર ચોરંગીનાથ પાસે બ્રહ્મ વિદ્યા અને યોગ વિદ્યાનો તેમણે ઉપદેશ લીધો હતો. તેઓ કોઇ ઉત્તમ વનમાં આશ્રમ રાખીને રહેતા હતા. અને કંદમૂળ તથા ભાજીપાલો ખાઇને ગુફાઓમાં ધુણીપર બેસી અખંડ જ્યોતિમાં નિમગ્ન રહેતા હતા. તેઓ વખતે વખતે મહા ચમત્કૃતિની ક્રિયાઓ કરતા હતા. તેમની પાસે ઘણા શિષ્યો રહેતા હતા, એ સર્વને તેમણે હઠયોગમાં પ્રવિણ કર્યાં હતા. તેઓ પોતાની મંડળી સાથે ભરતખંડના પ્રદેશમાં ફર્યા કરતા હતા.

અયોધ્યાથી થોડે દૂર **જયશ્રી** નામે નગર હતુ. ત્યાં પણ મત્સ્યેંદ્રનાથનો આશ્રમ હતો. એક વખતે તેઓ પોતાની રીત પ્રમાણે ભીક્ષા માગવા નીકળ્યા હતા. ફરતા ફરતા તેઓ એ નગરના સદ્બોધ નામે બ્રાહ્મણને ઘેર ગયા. એ વખતે બ્રાહ્મણ ઘરમાં નહોતો, પણ તેની પતિવ્રતા સ્ત્રી હતી. તેણે આ યોગીંદ્રની તેજસ્વિ અને ભવ્ય મૂર્ત્તિ જોઇને તર્ક બાંધ્યો કે આ કોઇ મહા સિદ્ધ પુરૂષ છે. તેણે તુરત ઘરમાં જઇને ભિક્ષા લાવીને આપી. યોગીએ તે બાઇનુ શોકાતુર મૂખ જોઇને પુછ્યું કે; તું શા કારણથી શોકમાં છે ? બાઇએ યથાસ્થિત વાત કહીને સતતી ઇચ્છા બતાવી. મત્સ્યેંદ્રનાથે ભસ્મ મંત્રી આપીને તે બાઇ

---

* આગળના વખતમાં "નાથ" શબ્દને પ્રખ્યાત ગણતા હતા. એ નામના સિદ્ધ પુરૂષો એક પછી એક થઈ ગયા તેમનાં નામ નીચે પ્રમાણે;—.

| | | |
|---|---|---|
| આદિ નાથ. | સિદ્ધ બુદ્ધ નાથ. | ગૌરીવચિની નાથ. |
| મત્સ્યેંદ્ર નાથ. (પહેલા) | દેવડ નાથ | ડિંડિમી નાથ. |
| શંભર નાથ. | ચૌરંઠક નાથ | બાલ્હકિ નાથ. |
| આનંદ નાથ. | સુરાનંદ નાથ. | શંભવ નાથ. |
| ભૈરવ નાથ | સિદ્ધપાદ નાથ. | અદ્વપાનંદ નાથ. |
| ચૌરંગી નાથ. | ચર્પટ નાથ | જૈની નાથ. |
| મત્સ્યેંદ્ર નાથ (બીજા) | નિરંજનનાથ. | કાનેરી નાથ. |
| ગોરક્ષ નાથ. | કપાલ નાથ. | પૂજ્યપાદ નાથ. |
| મીન નાથ. | બિંદુ નાથ. | નિત્યાનંદ નાથ. |
| વિરૂપાક્ષ નાથ | કાકચંડીશ્વર નાથ. | નાગબોધ નાથ. |
| બિલેશ નાથ | આલમા નાથ. | ચંડક પાલિક નાથ. |
| મંથન ભૈરવ નાથ | પ્રભુદેવ નાથ. | જલંધર નાથ. |

આ સર્વ સિદ્ધ પુરૂષો હઠયોગ સંપ્રદાયને પ્રવર્તાવનાર હતા.

જવાની આજ્ઞા કરી ત્યાંથી ચાલી ગયા. તેમના ગયા પછી એ બાઇની એક બ્હેનપણીએ તે ભસ્મ નહિ ખાવાની સલાહ આપીને વ્હેમ ઘાલ્યો. તેથી તે ન ખાતાં જમીનમાં છાણ રાખ નાખવાનો ખાડો હતો તેમાં નાખી દીધી. એ વાતને બાર વર્ષ વિતી ગયા પછી મત્સ્યેંદ્રનાથ ફરતા ફરતા ફરીને ત્યાં ભિક્ષા માગવા સારૂ ગયા. તે વખતે પેલી બાઇને તેના પુત્રની ખબર પુછતાં, તેણે ખરેખરી વાત કહી દીધી. તે ઉપરથી મત્સ્યેંદ્રનાથે જે ઠેકાણે પેલી ભસ્મ દાટી દીધી હતી, ત્યાં જઇને એ બાઇ અને તેના પતિની સમક્ષ **आलक्ष !!** એમ પોકારી હાક મારી કે તરત ગોબર—છાણમાંથી બાર વર્ષનો સુંદર પુત્ર બહાર નીકળ્યો. તેણે ગુરૂની સાથે રહેવાની ઇચ્છા બતાવી. તેથી ગુરૂએ તેનું નામ **"ગોરક્ષનાથ"** પાડીને પોતાની સાથે તેડી ગયા. તે આગળ જતાં મહા સિદ્ધ પુરૂષ થયો. તે તેના ચરિત્ર ઉપરથી માલુમ પડશે.

એક વખતે ગુરૂ મત્સ્યેંદ્રનાથ ફરતા ફરતા શિષ્યોથી જૂદા પડી *સિંહલદ્વીપમાં જઇ* ચડ્યા હતા. ત્યાં સ્ત્રીયારાજની રાણી પાસે ઘણો કાળ રહ્યા હતા. તેમને ગોરક્ષનાથ શોધીને તેડી લાવ્યા હતા. અને ફરીને યોગ સાધનમાં કુશળતા મેળવી હતી. તેઓ વળી ફરતા ફરતા પોતાના શિષ્યો સહીત **ઉજ્જયિની** નગરી પાસેના અરણ્યમાં જઇને રહ્યા હતા. તે વખતે માળવાના રાજા ભર્તૃહરિએ રાજપાટ છોડીને આ યોગીરાજ પાસે આવીને દિક્ષા લીધી હતી. ગુરૂ મત્સ્યેંદ્રે તેમને મંત્રોપદેશ કરી યોગાભ્યાસ કરાવ્યો હતો. અને તેમનાજ પ્રતાપથી ભર્તૃહરિ અમર કીર્તિ રાખવાને શક્તિવાન થયા હતા.

મત્સ્યેંદ્રનાથે ઉત્તરાવસ્થામાં ગોરક્ષનાથ અને ભર્તૃહરિ વગેરે કેટલાક શિષ્યો સહિત સોરઠ પ્રાંતમાં આવેલા પ્રભાસ ક્ષેત્રથી આઠ દસ મૈલપર હાલ ગોરખમઢી નામે ગામ છે, ત્યા આશ્રમ કર્યો હતો. એ આશ્રમમાં રહીને તેમણે પોતાની સિદ્ધતા વડે ઘણાક રાજાઓ અને લોકોનાં મન આકર્ષી લીધાં હતાં. એ વખતે **નાથધર્મ**ની બહુ પ્રબળતા હતી. એ નાથધર્મ **ધર્મનાથ** નામે કોઇ પરમહંસે પ્રવર્તાવેલો છે. નાથધર્મનાં સિદ્ધાંતો આ પ્રમાણે છે –

"નિરાકાર નિરંજન જ્યોતિસ્વરૂપ પરમેશ્વરને માનવો. હોમ, હવન વગેરે ક્રિયાઓ કરવી; ભૈરવ, મહાવીર, હનુમાન, દેવી, શીવ, અને સૂર્ય એ મુખ્ય દેવ છે. અલેક એક પુરૂષ છે. તેણે ખલક રચી છે; રચવામાં પ્રથમ ખપ્પર ઉત્પન્ન કર્યું છે. મૃત્યુ અને કાળ ખપ્પરના શિષ્ય છે. સમાધિ મોક્ષની જગ્યા છે. પોતાની કલ્પનાજ માયા છે. અષ્ટાંગ યોગમાં હઠ યોગ, એ મન, અને તન શુદ્ધિ કરાવે છે. ક્રિયા ન કરનાર પાપી છે. મન, જન્ત્ર સાચાં છે. જીવ દયા પાળવામાં પુણ્ય છે. અધર્મિઓને મારવાથી દેવ પ્રસન્ન થાય છે." ઇત્યાદિ એ ધર્મનાં સિદ્ધાંતો છે. મત્સ્યેંદ્રનાથ પણ નાથ ધર્મમાં હતા.

છે. આ આસનનો મહા યોગીંદ્ર મત્સ્યેંદ્રનાથે ચિરકાળ અભ્યાસ કર્યો હતો. તેથી તેમના નામથી એ આસન પ્રસિદ્ધિમાં આવ્યું છે.

મત્સ્યેંદ્રનાથ પોતાની સિદ્ધતાથી ભારતભૂમિમાં અતિ પ્રસિદ્ધ થઇ ગયા છે. જેને અદ્યાપિ સુધી આર્ય પ્રજા યાદ કરે છે. તેમણે યોગ શાસ્ત્ર ઉપર **હટ્ટદીપિકા** નામે એક ગ્રંથ કર્યો છે. તેમાં યોગાભ્યાસના સર્વ પ્રકાર કહ્યા છે. તેનાં આઠ પ્રકરણ છે. બ્રહ્માનંદ બાવા કે જે કેટલી એક મુદતપર કનેકશ્વરમાં રહેતા હતા, તેમણે **હટ્ટદીપિકા**પર ટીકા કરી છે. તે સિવાય તેમણે યોગ શાસ્ત્રપર બીજા ગ્રંથો કરેલા છે. તે ઘણા વાંચવા લાયક છે. પણ તેની આ દેશમાં ખ્યાતિ નથી. એ ગ્રંથો દક્ષિણમાં વધારે પ્રસરેલા છે. નાથ યોગીઓ હટ્ટયોગ[1] પ્રવર્ત્તક ગણાય છે. રાજ યોગ કરતાં હટ્ટ યોગ ઘણો કઠિણ છે.



## ગોરક્ષ નાથ.

પ્રસિદ્ધ ગુરૂ ગોરક્ષનાથનો જન્મ અયોધ્યાની પાસે **જયશ્રી** નામે નગરમાં થયો હતો. તેઓ મહાત્મા ગુરૂ મત્સ્યેંદ્રનાથના શિષ્ય હતા. અને તેમનાજ પ્રતાપથી તેઓ મહા સિદ્ધ થયા હતા. તેમના જન્મ વિષેની હકીકત નીચે પ્રમાણે છે,—

જયશ્રી નગરના રાજા વિજયધ્વજના વખતમાં **સદ્ગોત્ર** નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને **સદ્વૃત્તિ** નામે સ્ત્રી હતી. બ્રાહ્મણ બહુ સદાચારવાળો અને ઘરમાં બહુ સુખી હતો. તેની સ્ત્રી પતિવ્રતા હતી, પણ માત્ર તેમને સંતતી સુખ નહોતું. એક સમયે એવું બન્યું કે, મહાત્મા મત્સ્યેંદ્રનાથ ફરતા ફરતા જયશ્રી નગરમાં ગયા. તેમને દરરોજ ભિક્ષા માગવાનો ક્રમ હતો. તે મુજબ તેઓ ફરતા ફરતા આ બ્રાહ્મણને ઘેર ભિક્ષા માગવા ગયા. તે વખતે બ્રાહ્મણ ઘેર નહોતો, પણ તેની સ્ત્રી હતી. તેણે યોગીને ભિક્ષા આપી નમસ્કાર કર્યો. યોગીએ તેની મુખ મુદ્રા ઉપરથી તેના મનમાં કોઇ પ્રકારની ચિંતા હોય એમ જાણી લીધું. અને તેનું કારણ પુછ્યું. તેના ઉત્તરમાં એ બાઇએ કહ્યું કે; મહારાજ! મને ઘરમાં સર્વ પ્રકારનું સુખ છે. પણ મારે કાંઇ સંતતી નથી, તેથી નિરંતર ચિંતા થયાં કરે છે. આ સાંભળીને યોગીએ પોતાની ઝોળીમાથી એક ચપટી રાખ કાઢીને મંત્રી એ બાઇને આપી. અને કહ્યું કે આ તું ખાઇ જા. તારા મનોર્થ પૂર્ણ થશે. એટલું કહીને યોગી ત્યાંથી જતા રહ્યા.

મત્સ્યેંદ્રનાથના ગયા પછી તેની એક પાડોશી બ્હેનપણીએ કહ્યું કે, તને સિદ્ધ બાવે જે ભસ્મ આપી છે તે ખાઇશ નહિ. કારણ કે એવા જોગી કાનફટા બાઇડીઓને ભસ્મ આપી કાંઇ કરી મૂકે છે. ઇત્યાદિ કહી તેને વેહેમમાં નાખી. તેથી સદ્વૃત્તિ બાઇએ એ રાખને ગાયનું છાણ અને રાખ નાખવાનો ખાડો હતો, તેમાં નાખી દીધી. એ વાત તેણે

1 શ્વાસ પ્રશ્વાસની ગતિનો અવરોધ કરી પ્રાણને રોકવો તે "પ્રાણાયામ" કહેવાય છે. બધા હટ્ટયોગનો પ્રાણાયામમાં અંતર્ભાવ છે. "હ" એટલે સૂર્ય અથવા પ્રાણ. અને "ઠ" એટલે ચંદ્ર અથવા અપાન એ બન્નેને એક્ય કરવાની તથા તેમાં સહાય કરનારી ક્રિયાઓને હટ્ટયોગ કહે છે. આ ક્રિયાના પ્રવર્ત્તક શ્રી આદિનાથ છે. હટ્ટયોગ સર્વ યોગના આધાર રૂપ ગણાય છે. ત્રિવિધના તાપથી પીડાયેલા લોકોને એ અતિ શીતળતાનું આશ્રય સ્થાન છે

પોતાના પતિને પણ કહી નહિ આ વાતને બાર વર્ષ થઇ ગયા પછી ગુરૂ મત્સ્યેંદ્રનાથ પાછા ફરતા ફરતા જયશ્રી નગરમાં જઇ ચડયા. અને પોતાના નિયમ પ્રમાણે ભિક્ષા માગતા માગતા પેલા બ્રાહ્મણને ઘેર ગયા તે વખતે બને દંપતી ઘેર હતાં યોગીએ તેમના પુત્રના કુશળ સમાચાર પુછ્યા તે સાંભળીને સંદ્દવૃત્તિ બાઇ શરમદગી થઈ ગઇ અને બ્રાહ્મણ આશ્ચર્યમાં પડયો. પછી આ વાતનો અરસ પરસ્પરથી ખુલાસો થતાં બાઇએ કહ્યું કે 'મહારાજ'! આપે મને આપેલી ભસ્મ મેં ખાધી નહોતી. પણ તે પેલા છાણ અને રાખ નાખવાના ખાડામાં નાખી દીધી હતી. આ વાત સાભળીને યોગી બને દપતીને લેઇને તે છાણ—રાખના ખાડા પાસે ગયા. અને **"આલક્ષ્ય!"** એવી બુમ મારી કે તુરત **"આદેશ!"** એવો અવાજ કરતો બાર વર્ષનો સુંદર પુત્ર બહાર આવ્યો અને મહાત્મા મત્સ્યેંદ્રનાથની સામે આવીને હાથ જોડી ઉભો રહ્યો. તેજ આ "ગુરૂ ગોરક્ષનાથ."

આ છોકરાએ ગુરૂની સાથેજ રહેવાની ઇચ્છા જણાવ્યાથી તેને મત્સ્યેંદ્રનાથ પોતાની સાથે લેઇને ત્યાથી ચાલી ગયા. પેલો બ્રાહ્મણ અને તેની પત્ની આવા મહા યોગીને ન જાણવાથી તેની કૃપાનો લાભ ન લેવાયો, તેને માટે ઘણો પસ્તાવો કરવા લાગ્યાં. પણ કાંઈ વળ્યું નહિ. તેથી સતોષ રાખી બેઠાં. ગોરક્ષ ગુરૂ સાથે જઇને ગુરૂ પ્રસાદથી મોટો સિદ્ધ પુરૂપ થયો. પછી તેણે પોતાના ગુરુને પ્રાર્થના કરી કે, મહારાજ! કૃપા કરીને મારા પિતાને બીજો પુત્ર આપો. તે ઉપરથી ગુરૂએ કૃપા કરીને તેને બીજો પુત્ર આપ્યો. તેનું નામ ગોરક્ષના કહ્યાથી તેના માબાપે "નાથવરદ" પાડયુ હતું.

એક વખતે ગોરક્ષ ભિક્ષા માંગવા ગયા હતા. ત્યારે એક બ્રાહ્મણને ઘેરથી તેની સ્ત્રીએ મધુકરીમાં વડાં આપ્યાં હતાં. તે વડાં ગુરૂ મત્સ્યેંદ્ર નાથને બહુ ભાવ્યાં હતાં તેથી ગોરક્ષે બીજે દિવસે પણ એજ બાઇ પાસે જઇને ગુરુને માટે મધુકરીમાં વડાં માગ્યાં, બાઇ બોલી કે, આજે વડા ક્યાંથી? ગઇ કાલે તો કરેલાં હતાં એટલે આપ્યા હતા. ગોરક્ષે કહ્યું કે, ગમે તેમ હો પણ વડાં લેઇશ ત્યારેજ જઇશ. આવો તેનો દુરાગ્રહ જોઇને બાઇ બોલી કે, તુ તારી એક આખ કાઢીને મને આપીશ તો હુ વડા તને આપીશ એટલું સાભળતાં ગોરક્ષે પોતાની આખ કહાડીને તેની આગળ મૂકી! આ જોઇને તો બાઇ બહુ ગભરાઇ ગઇ. અને બીકથી જલદી વડાં તળીને ભિક્ષા આપી. તે લઇને ગોરક્ષ ગુરૂ પાસે ગયા ગુરૂએ પુછ્યુ કે, આખે શું થયુ, તેના ઉત્તરમાં ગોરક્ષે બધી વાત યથાસ્તિ કહી બતાવી. એ સાંભળીને ગુરૂ બોલ્યા કે, તુ કેવો લબાડ છે? ઠીક, તારી બીજી આંખ મને દે જો? ગુરૂના આ વચન સાભળતાંજ તેણે બીજી આખ કાઢીને તેમની આગળ મૂકી. આથી મત્સ્યેંદ્રનાથે સતુષ્ટ થઇને તેની બને આંખો તિર્થોદક છાટીને જેવી હતી તેવી કરી દીધી.

એ રીતે ગોરક્ષનાથ પોતાના ગુરૂની સેવામા તત્પર રહેતા હતા તેમની ઇચ્છાનુસાર વર્ત્તવામા કદી પણ કસુર કરતા નહિ. ઇત્યાદિ પ્રકારે તેમણે ગુરૂની ઘણી પ્રીતિ સંપાદન કરી હતી. મત્સ્યેંદ્રનાથના ઘણા શિષ્યોમા ગોરક્ષ નાથ મુખ્ય શિષ્ય હતા. તેઓ વિદ્વતામાં સિદ્ધતામાં, અને યોગવિદ્યામા ઘણા કુશળ હતા તેમની બુદ્ધિ પણ ઘણી તીવ્ર હતી તેઓ સિંહલ દ્વિપમાં જઇને ત્યાંની સ્ત્રીયારાજની રાણી પાસેથી પોતાના ગુરૂને છોડાવી લાવ્યા હતા. અને ગણીના મેહેલમા તેના પુત્રને જીવતો કરી આપ્યો હતો. ગોરક્ષનાથ વિદ્વાન

હતા, એટલુંજ નહિ પણ તેઓ કવિતા પણ સારી કરી જાણતા હતા. તેમણે **ગોરક્ષકલ્પ, ગોરક્ષશતક, ગોરક્ષસહસ્ત્ર નામ, અને ગોરક્ષ ગીતા,** ઇત્યાદિ સંસ્કૃતમાં ગ્રંથો રચેલા છે. એ સિવાય ત્રણ હજાર શ્લોકોનો **વિવેક માર્તંડ** નામે ગ્રંથ તેમણેજ કરેલો છે.

**ચપર્ટીનાથ** વગેરે તેમને ઘણા શિષ્યો હતા. **ગોરક્ષપુર** અથવા **ગોરખપુર** તેમણેજ વસાવ્યું હતું. ત્યાં થોડા વખત પછી તેમણે પોતાની ગાદી સ્થાપી હતી. અને તેનાપર પોતાના ભાઈ **નાથવરદને** બેસાડ્યો હતો. તેમની સિદ્ધાઇ વિષે **નાથલીલામૃત** નામે ગ્રંથના પાંચમા અધ્યાયમાં લખેલું છે. અર્થાત કે તેમણે યોગસિદ્ધિ પુરી સાધેલી હતી. તેમણે વસાવેલા ગોરક્ષપુરમાં તેમનું દેવલ હતું. તે દેવાલયને અલાઉદ્દીન નામે બાદશાહે તોડી પાડીને તે જગો ઉપર મસીદ બાંધી હતી. પછી ગોરક્ષનાથના સેવકોએ તે મસીદ ભાગી નાખીને ત્યાં ફરીને દેવાલય બાંધ્યું. પણ પાછુ ફરીને ઔરંગજેબ બાદશાહે તેને ભાગીને ત્યાં મસીદ કરી. પાછુ ગોરક્ષનાથના શિષ્યોએ મસીદ તોડીને દેવાલય બાંધ્યું, તે હજુ પણ ત્યાં કાયમ છે. તે હાલ ગોરક્ષપુરની પશ્ચિમે છે. તેની દક્ષિણે મહાદેવ, પશુપતિનાથ, અને હનુમાનનાં દેવાલય છે. તે દેવલના મડપમાં નાથસંપ્રદાયી પુરૂષોની ઘણી સમાધીઓ છે. નાથસંપ્રદાયી લોકોને માથે શિખા અને જનોઇ હોય છે. તેઓ પરસ્પરમાં સંન્યાસી કહેવાય છે. આ પંથમાં બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્ય એ સર્વેનો સરખો સમાવેશ થઇ શકે છે.

ગોરક્ષનાથે પોતાના ગુરૂ મત્સ્યેંદ્રનાથ સાથે ઉત્તરાવસ્થામાં કાઠીઆવાડ એજસીમાં આવેલા સોરઠ પ્રાંતમાં **પ્રભાસપાટણ**થી આઠ દશ ગૈલપર એક અરણ્યમાંઆશ્રમ કર્યો હતો. ત્યાં ગોરક્ષનાથે પોતાના નામ ઉપરથી **ગોરખમઢી** નામે ગામ વસાવ્યું હતું. તે આજ પણ ત્યાં છે. સોરઠના રાજાએ તેમની સિદ્ધાઇ જોઇને બાર ગામ બક્ષિસ આપ્યાં હતાં. ગોરખમઢીની ગાદી ઉપર હજુ નાથસંપ્રદાયવાળા મહંત છે. તેઓ ગોરખમઢી. સિવાય બીજાં કેટલાંક ગામોની ઉપજ ખાય છે. ગોરક્ષનાથની સિદ્ધતાઇની ઘણી વાતો મળી આવે છે. **શીયાળકોટ** નગરનો રાજા પોતાની પચાસ વર્ષની ઉમ્મરે રાજપાટ પુત્રને સોંપી ગોરક્ષનાથના હાથ નીચે સેવામાં રહ્યો હતો. અને દિક્ષા લેઇ ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તતો હતો. પછી કેટલેક વર્ષે ગુરૂએ તેને યોગ વિદ્યા શીખવી હતી. અને આગળ જતાં ગુરૂ પ્રતાપથી તે સિદ્ધ થયો હતો.

યોગશાસ્ત્રમાં ૮૪ આસન કહેલાં છે. તેમાંનું ૧૮ મું આસન **ગોરખાસન*** અથવા **ભદ્રાસન** કહેવાય છે. ગુરૂ ગોરક્ષનાથે આ આસનનો ઘણો અભ્યાસ કર્યો હતો. તેથીજ આ ભદ્રાસનનું નામ ગોરખાસન કહેવાય છે.

એ રીતે ગોરક્ષનાથ પોતાની સિદ્ધાઇથી ભારતવર્ષમાં એટલા બધા પ્રસિદ્ધ થઈ ગયા છે કે, તેમણે કરેલાં અલૌકિક કામોની વાતો લોકોમાં અદ્યાપિ સુધી ચાલે છે.

---

* વૃષણની નીચે શીવનીના ડાબા ભાગમાં ડાબા પગની એડી રાખવી, અને જમણા ભાગમાં જમણા પગની એડી રાખવી ને બન્ને હાથનાં આંગળાં પરસ્પર ભરાવવાં; બન્ને પગનાં તળીઆં મજબુત પકડી રાખવાં, તેને "ગોરખાસન" કહે છે આ આસને સાધન કરવાથી કદાપિ પણ વીર્ય ખલિત થતું નથી તથા ઘણા રોગ નાશ પામે છે.

# प्रकरण ३ जुं.



# ધર્મ પ્રવર્ત્તકો.

## ઋષભદેવ—આદિનાથ.

આ મહાન્ યોગીંદ્ર પુરૂષ સ્વાયંભૂ—મનુના વંશમાં પ્રિયવ્રત કુળોત્પન્ન **નાભી** રાજાના પુત્ર થાય. તેમની માતાનુ નામ **મરૂદેવી** હતુ તેમનો જન્મ કોશલ દેશમાં **વનિતા—અયોધ્યા** નગરમા થયો હતો. તેઓ વિષ્ણુના ચોવીશ અવતારમાં આઠમો અવતાર ગણાય છે. આત્મજ્ઞાન અથવા પર્મહંસ ધર્મ કથન સારૂ એ અવતાર થયો હતો. વળી **જૈન** લોકો તેમને **આદિનાથ** કહે છે, અને પોતાના ધર્મના પહેલા **તીર્થંકર**[1] ગણે છે. (તીર્થંકર એટલે જે પુરૂષને જન્મ, દિક્ષા, અને કૈવલ્ય નિર્વાણ પ્રાપ્ત થયેલ હોય તે.) ઋષભદેવને બાલ્યાવસ્થામાં ઋષિ મુનિઓના સહવાસમાં રાખીને વેદ, વેદાંગાદિ શાસ્ત્રો, તથા તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપવામાં આવ્યુ હતું. તેથી તેઓ મહા તીવ્ર બુદ્ધિના થયા હતા. તે સ્વરૂપે સુંદર, તેજસ્વી, પરાક્રમી, દયાળુ, અને સ્વભાવે બહુ શાન્ત હતા. આવા ઉત્તમ પુત્રના જન્મથી નાભિ રાજા પોતાને કૃતાર્થ સમજતા હતા. ઋષભદેવ સર્વ વિદ્યામાં પારાંગત થઇને યોગ્ય ઉમરે આવ્યા, એટલે નાભિ રાજા તેમને રાજપાટ સોંપીને પોતાની સ્ત્રી સહિત બદ્રિકેદારમાં તપ કરવા સારૂ ગયા હતા.

ઋષભદેવ[2] ગાદીએ બેસીને પોતાની પ્રજાનું ઉત્તમ પ્રકારે પાલન કરવા લાગ્યા પ્રજાને તેમણે લડાઇ, રાજ્યની વિદ્યા, શાસ્ત્ર વિદ્યા, અને ખેતીવાડી આદિ વિદ્યા અને ચતુરાઇના ધંધામાં પ્રવિણ કરી હતી. આર્યાવર્ત દેશ પ્રાચીનકાળથીજ કર્મ ભૂમિ અથવા સ્વભૂમિ ગણાય છે. તેમાં ઋષભદેવે સો યજ્ઞ કર્યા હતા. એ રીતે યજ્ઞાદિક કર્મના પ્રકાર પોતાની પ્રજાને પ્રદર્શિત કરીને મહા ધર્મવાળી કરી હતી ઇત્યાદિ સુકૃતોથી ઋષભદેવનો પ્રતાપ અધિક વધતો ચાલ્યો હતો. તે જોઇને એ સમયના સર્વાંગીય યજ્ઞ નામના ઇંદ્રને અદેખાઇ ઉત્પન્ન થઇ હતી. તેથી તેણે ઋષભદેવના રાજ્યમાં વરસાદ વરસતો અટકાવ્યો હતો. પરંતુ ઋષભદેવે પોતાના પ્રતાપથી લોકો ઇચ્છે, ત્યારે પાણી મળે એવી યુક્તિ રચી હતી. એથી ઇંદ્રે પોતાનું અભિમાન મૂકી દેઇને પોતાની જયંતી નામે કન્યા તેમને પરણાવી હતી. તેનાથી ઋષભદેવને **ભરત** વગેરે સો પુત્રો થયા હતા. તેઓમાં ૮૧ પુત્રો

(૧) જૈન લોકોના ૨૪ તીર્થંકરો થઇ ગયા છે તેમના નામ,—ઋષભદેવ, અજીતનાથ, શંભવનાથ અભિનંદન, સુમતીનાથ, પદ્મપ્રભુ, સુપાર્શ્વનાથ, ચંદ્રપ્રભુ, સુવિધિનાથ, શિતળનાથ, શ્રેયાંસનાથ, વાસુપુજ્ય, વિમળનાથ, અનંતનાથ, ધર્મનાથ, શાન્તીનાથ, કુંથુનાથ, અરનાથ, મલ્લીનાથ, મુનીસુવ્રત, નમીનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ, મહાવીર સ્વામી.

(૨) ઋષભદેવને કેટલાક લોકો રીખવદેવ પણ કહે છે

બ્રહ્મકર્મ કરવાવાળા ઋષિઓ થયા હતા. એ સિવાય કવિ, હરિ, અંતરિક્ષ, પ્રબુદ્ધ, પિપ્પલાયન, આવિર્હોત્ર, દ્રુમિલ, ચમસ, અને કરભાજન, એ નવ પરમ બ્રહ્મનિષ્ટ હતા. તેમણે યોગાભ્યાસ કર્યો હતો. તેમનો અને જનક રાજા વચ્ચે બ્રહ્મ વિદ્યા સંબંધી અત્યુત્તમ સંવાદ ચાલ્યો હતો. તેઓ **નવ યોગેશ્વરને** નામે પ્રસિદ્ધ છે. બાકીના દશ પુત્રો ઋષભદેવની પાસેજ રહેતા હતા.

ઋષભદેવે ઘણાંક વર્ષ રાજ્ય અને સંસાર સુખ ભોગવ્યા બાદ દિક્ષા લેઇને વનમાં તપ કરવા જવાનો વિચાર કર્યો. પ્રથમ જંબુદ્વીપના નવ ભાગ માંહેલો એક ભાગ અજનાભવર્ષ-આર્યાવર્ત જે તેમના પિતાનું રાજ્ય હતું, તેના નવખંડ કર્યા. અને પાસે રહેલા ભરત, કુશાવર્ત, ઇલાવર્ત, બ્રહ્માવર્ત, મલય, કેતુ, ભદ્રસેન, ઇંદ્રસ્પૃક, વિદર્ભ, અને કીકટ એ દશ પુત્રોનાં નામ પ્રમાણે દરેક ખંડનાં નામ પાડી, તે દરેક પુત્રોને આપ્યા. અને શેષ રહેલા મધ્યસ્થ એક ભાગ તેનું **ભરતખંડ** નામે પાડીને ભરતને આપ્યો. ત્યારથી આ દેશનું નામ ભરતખંડ પડેલું છે. કેટલાક જણ કહે છે કે, **દુષ્યંત પુત્ર** ભરતના નામથી આ દેશનું નામ ભરતખંડ પડ્યુ છે.

એ રીતે ઋષભદેવે પુત્રોને રાજ્ય સોંપી તેની યોગ્ય વ્યવસ્થા કરી. પછી પર્મહંસ દિક્ષા લેઇ વનમાં યોગાભ્યાસ કરવા ચાલી નીકળ્યા હતા. ,તેમણે પ્રથમ પુત્રોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો હતો. પછી દેશ વિદેશમાં ફ્રરી જનમંડળને દયા, ક્ષમા, શાન્તિ, , ભક્તિ, વૈરાગ્ય, અને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપ્યો હતો. ભરત વગેરે પુત્રોના રાજ્યમાં ઉપદેશ કરી બ્રહ્માવર્ત નામે પુત્રના રાજ્યમાં આવ્યા. ત્યાં કેટલોક વખત રહ્યા હતા. ત્યાંથી ફરતા ફરતા શેત્રુંજા પર્વત ઉપર આવીને તપશ્ચર્યા કરી હતી. તેથી એ પર્વત પવિત્ર ગણાય છે. એ પછી તીવ્ર આત્માનુસંધાનથી દેહનું ભાન છુટી જઇ નગ્ન અને છુટા કેશે જડોન્મત્ત પિશાચ પ્રમાણે પૃથ્વીમાં ફ્રરવા લાગ્યા હતા. વખતે એકજ સ્થળે બેસી રહેતા, અને કોઇ ખવરાવે તોજ ખાતા પીતા હતા. એવી સ્થિતિમાં તેઓ ફ્રરતા ફ્રરતા કોકણ દેશના કર્ણાટકમાં આવ્યા. ત્યાં કુટકાચળ વનમાં જતાં તેમની જટાવેણું વૃક્ષમાં ભરાઇ જવાથી ત્યાંજ ઉભા રહ્યા હતા. કેટલીક મુદતે વૃક્ષોના પરસ્પર ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થયો. તેનાથી સઘળું વન સળગી ઉઠયું. તેમાં આ મહાત્મા પુરૂષ પણ બળીને સ્વધામમાં ગયા હતા.

એ રીતે મહાત્મા ઋષભદેવે પોતાની જીંદગી ધર્મજ્ઞાન, વૈરાગ્ય, એકાંતવાસ, અને યોગાભ્યાસમાં ગાળી પોતાના નિરંજન નિરાકાર આત્મ સ્વરૂપમાં નિમગ્ન રહી મુક્તિ પામી ગયા છે. બૌદ્ધ લોકો તેમને સર્વજ્ઞ બુદ્ધ પણ કહે છે. બૌદ્ધ અને જૈન લોકો તેમને પોતાના ધર્મના મુખ્ય આચાર્ય ગણે છે, પરંતુ ઋષભદેવે પોતે તેમને ઉપદેશ કર્યો નહોતો. માટે તેઓ તેમના ગુરૂ નહોતા. તેમ એ લોકો તેમના શિષ્ય પણ નહોતા. લોકો તો ઋષભદેવની બાહ્ય વર્તણુંક જોઇ પોતાની મરજીમાં વેદ કર્મ તજી વર્તવા લાગ્યા હતા. અને જૈન ધર્મ આદર્યો હતો. એવું શાસ્ત્રો અને ઇતિહાસોથી માલુમ પડે છે. ઋષભદેવ સ્વાયંભૂ મનવંતરમાં ઉત્પન્ન થયા હતા. તેમની કાળ ગણતરી કરવી મુશ્કેલ છે. જૈનમતમાં જગતની ઉત્પત્તિની ગણતરીમાં **અવસર્પિણી**, અને **ઉત્સર્પિણી** એવા બે કાળ ક્રમ ચાલે છે. અવસર્પિણી—મારી વસ્તુનું ક્ષીણ થતા જવું, અને ઉત્સર્પિણી—મારી વસ્તુની વૃદ્ધિ થતી

જાતી. એ દરેકના ૭ ૭ ભાગ છે. તેને આરા કહે છે. અવસર્પિણીમાં સુખ સુખ, સુખ, સુખ દુઃખ, દુઃખ સુખ, દુઃખ, અને દુઃખ દુઃખ, એ ૭ આરા છે. ઉત્સર્પિણીમાં આરાનો ક્રમ એથી ઉલટો થશે, હાલ અવસર્પિણી કાળ ચાલે છે. તેના ત્રીજા આરામાં ઋષભદેવ ઉત્પન્ન થયા હતા, એવું તેઓ કહે છે. ત્રીજા તથા ચોથા આરામાં ચોવીસ, ચોવીસ, તીર્થંકરો મનુષ્યોમાં ધર્મની પ્રવૃત્તિ કરવા ઉત્પન્ન થાય છે. આજ સુધી ૨૪ તીર્થંકરો ઉત્પન્ન થયા છે. તેમાં આ ઋષભદેવજીને પહેલા તીર્થંકર ગણે છે. ગમે તેમ હો, પણ એ મહા પ્રતાપી પુરૂષે પોતે અવતાર ધર્યાનું સાર્થક કર્યું હતું. જેને લીધે આર્યાવર્તમાં તેઓ દેવતા તરીકે પૂજાય છે.

---

## ચાર્વાક.

નાસ્તિક ધર્મનો પ્રવર્તક **ચાર્વાક** યુધિષ્ઠિર શક ૬૬૧ માં પ્રભવ નામે સંવત્સરમાં વૈશાક શુદ ૧૫ રવીવારે જન્મ્યો હતો. તેના પિતાનું નામ **ઇંદુકાંત**, અને માતાનું નામ **સુર્ગિણી** હતું. તેઓ અવંતી (ઉજ્જન) દેશમાં ક્ષિપ્રા અને ચંબલ નદીના સંગમપર **શંખોદ્ધાર** ક્ષેત્રમાં રહેતાં હતાં. પહેલાં દૈત્યો દેવોને હરેક પ્રકારે હેરાન કરી દુઃખ દેતા હતા. શિવની તેમના ઉપર પૂર્ણ કૃપા હતી. તેથી કાંઇ ઉપાય ચાલી શકતો નહોતો. માટે તેમને ધર્મથી ભ્રષ્ટ કરી શિવની પાસે તેમનો સંહાર કરાવવાના હેતુથી દેવાચાર્ય **બૃહસ્પતિએ** પ્રથમ નાસ્તિક મતની ઉત્પત્તિ કરી હતી. (જુઓ બૃહસ્પતિ ચરિત્ર) તેને સત્ય માની **વિરોચન** દૈત્યે સિદ્ધાંતો કર્યા હતાં. તેણે જે મત શિખવ્યો હતો, તે મતનો અનુયાયી આ ચાર્વાક થયો. તેણે અતિ પ્રાચીનકાળથી ચાલતા આવેલા વેદ ધર્મની સામા થવા માટે નાસ્તિક ગ્રંથો રચ્યા. પછી તે નાસ્તિક કુતર્કો પ્રસિદ્ધ કરવા લાગ્યો. તેની પહેલાં વેદ વિરૂદ્ધ કોઇએ પણ કુતર્કો કર્યા નહોતા. પ્રથમ કુતર્ક પ્રસિદ્ધ કરનાર એજ હતો. તે વેદના કર્મકાંડ, જ્ઞાનકાંડ, અને પુનર્જન્મને માનતો નહોતો. તે કહેતો કે;—

"વેદ ધૂર્ત રાક્ષસોએ કર્યા છે. તે માંહેનાં કર્મ પણ તેવાંજ છે. વેદોક્ત અગ્નિહોત્ર, યજ્ઞ, યાગ, ઇત્યાદિ કર્મ, દ્રવ્ય હરણ અને કષ્ટ સાધ્ય છે. એ બુદ્ધિ હીન તથા પરાક્રમ વગરના લોકોની આજીવિકા માટેજ ઉભાં કર્યાં છે. યજ્ઞમાં પશુને માર્યાથી પશુ સ્વર્ગમાં જતો હોય, તો યજમાન પોતાના બાપનેજ કેમ મારતો નથી, કે તે તુરત સ્વર્ગમાં જાય. શ્રાધમાં પિંડદાન કર્યાથી જો પિતૃ સતોષ પામતા હોય તો પ્રવાસે જનારે ભાથું શા માટે સાથે રાખવું જોઇએ! છોકરાં ઘેર શ્રાધ કરી પિંડ મૂકશે એટલે તેને પહોચશે અહીં અન્ન વગેરે દાન કર્યાથી સ્વર્ગમાં પિતૃઓને મળે છે, તો ધરતી નીચલી ભોયે કરેલ દાન ઉપલી ભોયવાળાને કેમ ન પહોંચે? અને તેવું કેમ થતુ નથી? માટે શ્રાધ, દાન કરવાં વૃથા છે. દેહથી જુદો આત્મા પરલોકમાં જાય છે, તો ફરી બંધુ વગેરેના સ્નેહને માટે કેમ આવી મળતો નથી? માટે પરલોક નથી, દેહથી જુદો આત્મા નથી, કે એ પરલોકમાં જતો નથી. દેહ એજ આત્મા છે. ઇત્યાદિ વાતોની તેણે દેશમાં ઘણી ચર્ચા ચલાવી હતી" તેનો એવો સિદ્ધાંત છે કે,—

જગત્ અનાદિ છે, સ્વભાવિક રીતે ઉત્પન્ન થયેલ છે જન્મ્યા પછી જગતમાં રહેવાનાં માટે છે, છે ને છે, અને મુઆ પછી આવવાના નથી માટે નથી, નથી, ને નથી. પૃથ્વી, જળ, વાયુ અને અગ્નિ એ ચાર ભૂતોનાં તત્વો મળવાથી આ દેહ અને આખી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. એ તત્વો પોતાના સ્વભાવથીજ સૃષ્ટિ કાર્ય કરે છે. કાથો, ચુનો અને પાનનો અમુક પ્રકારે યોગ થતાં, જેમ લાલ રંગ પેદા થાય છે, તથા જેમ એ પદાર્થોના ઘર્ષણથી વિજળી ઉત્પન્ન થાય છે, તેમ દેહમાં જે જીવરૂપ ચૈતન્ય શક્તિ છે, એ ચાર ભૂત તત્વના મિશ્રિતપણાથી ઉત્પન્ન થયેલ છે. જીવ કે ચૈતન્ય એવું જડ તત્વોથી જુદું કાંઇ પણ નથી. આ જગતનો કર્તા ઇશ્વર, દેવ, પ્રજાપતિ, આદિ કાંઇજ નથી. પ્રત્યક્ષ જણાતો નથી. દેહ નાશ પામ્યા પછી આવનારજ નથી, માટે પુનર્જન્મ જેવું પણ કાંઇજ છે નહિ. દેહની ઉત્પત્તિમાં કર્મની અપેક્ષા નથી; કારણ કે કર્મ છે, એ બાબત પ્રત્યક્ષ પ્રમાણ નથી. કેવળ અનુમાન સાધ્ય છે. પણ અનુમાન એ તો મિથ્યા છે. એક રોગી બીજો નિરોગી, એક દરિદ્રી, બીજો ધનવાન એ આદિ સર્વ જગતની સ્વાભાવિક ઉત્પત્તિનું વિચિત્રપણું છે. એ તો સ્વાભાવિક રીતેજ તેવાં ઉત્પન્ન થાય છે. જેમ અગ્નિ સહજ ગરમ, પાણી, વાયુ સહજ શીતળ છે. એ પ્રમાણે આ દેહમાં 'હું' 'મારો' એવો જે પ્રયોગ થાય છે. તે પરથી 'હું' 'મારો' કહેનારો કોઇ પણ જુદો હશે એવું લાગે છે, પણ તેમ નથી. કર્મ કરવાં, વર્ણ ભેદ પાળવો, ઇત્યાદિ નકામુ છે દેહ એજ આત્મા છે. એમ કહી પોતાનો પક્ષ શ્રુતિ સિદ્ધ છે, એવું જણાવવાને "अन्नमयब्रह्मेतीव्याजात्" એવા વિરોચન દૈત્યના અવિચારથી થયેલા સિદ્ધાંતોનાં પ્રમાણ આપતો. માટે દેહને સુખી રાખવો. આ જગતમાં રહીએ ત્યાં સુધી ખાઇ, પી, સ્ત્રીઓ ભોગવી આનંદમાં રહેવું, એજ પરમ સુખ છે, એજ સ્વર્ગ છે, આ સિવાય બીજું કોઇ સ્વર્ગ નથી. મહા કષ્ટ ભોગવી દુઃખી થવું એજ નર્ક છે. માટે જીવીએ ત્યાં સુધી સુખી રહેવુ, કરજ કરીને પણ મિષ્ટાન જમવાં; કેમકે કરજ નહિ અપાય તો પણ પુનર્જન્મ નથી એટલે કશી ચિંતા નથી. પરલોક પ્રાપ્તીની આશાથી જે કોઇ હાલ ઘણું કષ્ટ સહન કરે છે, તે કાંટાની વેદના મુજબ નર્ક દુઃખજ અનુભવે છે. લોકપ્રિય રાજા એજ ઇશ્વર, તેમની આજ્ઞા પાળવી એજ ધર્મ છે, અને મરણ એજ મોક્ષ છે; કેમકે પછીથી આ જગતમાં પાછું આવવાનું નથી. શરીર પીંજરાનાં ચાર ભૂતોનાં તત્વો પોત પોતાની જાતિમાં બળી જાય છે, અને જીવ ચૈતન્ય એ એના તત્વોના સ્વરૂપમાં બળી રહે છે. આ જગતમાં પ્રત્યક્ષ વસ્તુજ સાચી જાણવી અને અપ્રત્યક્ષ ખોટી જાણવી. માટે પ્રત્યક્ષ એજ મોટું પ્રમાણ છે."

એ પ્રમાણે ચાર્વાક મતના સિદ્ધાંત છે. એ સિદ્ધાંતો ને ખોટા પાડવા માટે અનુમાનાદિ પ્રમાણથી કોઇ મથે તો તે ચાર્વાકને માન્ય નથી. કેવળ પ્રત્યક્ષ પ્રમાણજ માન્ય છે. એ મતમાં અર્થ તથા કામ એ બે પુરૂષાર્થ ગણ્યા છે. અર્થ—દ્રવ્યાદિ પદાર્થનું હરણ કરવું. કામ સ્ત્રી સંભવ વગેરે સુખ પ્રાપ્ત કરી લેવું. ઇત્યાદિ વાતો તેણે દેશમાં પ્રસિદ્ધ કરી હતી. એ મતવાળાને ચાર્વાક, લોકાયતિક, અને નાસ્તિક પણ કહે છે. તેમાં ચાર મત પડેલા છે. (૧) દેહનેજ આત્મા કહેવાવાળા. (૨) ઇંદ્રિયોનેજ આત્મા કહેવાવાળા. (૩) પ્રાણ, વાયુનેજ આત્મા કહેવાવાળા. (૪) મનનેજ આત્મા કહેવાવાળા તેમના આત્મા

મતથી એ વખતે સ્ત્રી પુરૂષો સ્વતંત્રપણાથી મરજીમાં આવે તેમ વર્તિ કુકર્મો કરવા લાગ્યાં હતાં, માંસાહાર, ચોરી, ખુન, વ્યભિચાર, પ્રપંચ, કાવત્રાં ઇત્યાદિ અનાચાર, અંન્યાય અને અજ્ઞાનનુ આવર્ણ આવી પડયું હતું. લોકો દુઃખી થવા લાગ્યાં હતાં. એવો તેમનો પશુ વૃતિ રૂપ ધર્મ દેશમાં શુદ્ર જેવા અજ્ઞાનીઓએ પણ ગ્રહણ કર્યો નહિ, પણ સ્વર્ગ, મોક્ષ અને પુનર્જન્મની ભાવનામાં ઉછરેલી લોકોની બુદ્ધિને આ ધર્મે ધક્કો લગાડયો. અને ઉલટી બડકાવી. ઇત્યાદિ વર્તણુકથી એ ધર્મે ટુંક મુદતમાંજ પોતાનો નાશ પોતેજ કર્યો. ચાર્વાક વિષે જૈન ધર્મ તથા સર્વ દર્શન સંગ્રહમાં લખ્યું છે કે—ચાર્વાક યુધિષ્ટિર શક ૭૨૭ના શ્રીમુખ સંવત્સરના દક્ષિણાયનમાં ભાદરવા સુદ ૧૨ સોમવારે મરણ પામ્યો. એ રીતે જોતાં તેને થઇ ગયાને આશરે ૪૩૪૫ વર્ષ થવા આવ્યાં એવું આપરથી જણાઇ આવે છે.

## અર્હત્—અરિહંત.

'આ પ્રસિદ્ધ જૈનાચાર્ય અથવા જૈનધર્મનો સ્થાપક **અર્હત્** યુધિષ્ટિર શક ૧૫૪૫ ના તારણ નામે સંવત્સરમાં બહાર પ્રાંતના પટણા શેહેરમા જન્મ્યો હતો; એવું જૈન ગ્રંથમાં લખેલું છે. મહાત્મા રાજર્ષિ ઋષભદેવની અંતનિષ્ટા સંપાદન નહિ કરતાં કોકબક અથવા કોકવેક નામે દેશના રાજાએ માત્ર તેમની બાહ્યાચાર જોઇને બાહ્યકર્મનો ત્યાગ કરી દિક્ષા લીધી હતી. એજ વખતથી જૈનધર્મનું બીજ રોપાયું' હતું, એમ કહીએ તો કાંઇ ખોટું નથી. પરંતુ એ વખતે વેદ ધર્મિ રાજાઓ તથા બ્રાહ્મણો વિદ્વાન અને વિચાર શીલ હતા, તેથી તેમણે એ નવા પંથનુ માથું ઉંચુ થવા દીધું નહોતું. અને એજ કારણથી તે ધર્મ એ વખતે વૃદ્ધિ પામ્યો નહોતો. પણ કલિયુગ આવતાં રાજાઓ તથા બ્રાહ્મણોની આસ્થા વેદ ધર્મ ઉપર કમી થવાથી એ ધર્મની વૃદ્ધિ થતી ચાલી હતી. કલિયુગમાં આ ધર્મનું બીજ જે જે નામથી વિસ્તાર પામ્યું, એ વિષે **યજ્ઞેશ્વરભટ્ટ** કૃત "આર્યવિદ્યાસુધાકર" નામના સંસ્કૃત ગ્રંથમાં લખેલુ છે કે,—"આરંભમાં દેહ એજ આત્મા છે, એવો મત પ્રતિપાદન કરનાર **ચાર્વાક** ઉત્પન્ન થયો. તેણે વેદ ધર્મ ખંડન કરવાનો પ્રયત્ન કર્યો હતો. ત્યાર પછી **બુદ્ધ** ઉત્પન્ન થયો, અને બુદ્ધના પછી **દિગંબર** અને **શ્વેતાંબર** એવા બે ભેદથી ઘણા પ્રકારના જૈન ઉત્પન્ન થયા. એ સર્વ ધર્મ પરલોકને માનતા નથી. બૌદ્ધે ચાર્વાકનો મત ખંડન કરી, પોતાનો મત સ્થાપ્યો. તેજ પ્રમાણે આ અર્હતે બૌદ્ધ મત માંહેલા સિદ્ધાંત "**सर्वक्षणिकं क्षणिकं**—સર્વ જગત્ ક્ષણિક છે." તે ખંડન કરી "જગત્ અનાદિ છે, અને તેનો કોઇ કર્તા નથી" એવો પોતાનો મત સ્થાપન કર્યો. અર્હત્ અને બૌદ્ધાચાર્ય વચ્ચે એ સંબંધી સંવાદ થતાં અર્હતે કહ્યુ કે,—

"પેદા થયેલી વસ્તુ માત્ર ક્ષણિક છે, એવું તમે માનો છો, તો તે ફળ મળવાનાં સર્વ સાધનો વ્યર્થ જશે. કારણ કે કર્મ કરવાવાળો ક્ષણિક એટલે તે ભોગવવાને રહેતો નથી. કદાપિ એક કર્મ કરે છે, અને બીજો ફળ ભોગવે છે. એવું કહીશું તોપણ સભવતું નથી. માટે જે કર્મ કરે છે, તેજ ભોગવે છે તેથી ક્ષણિક માનવું, એ વિચારશીલ પુરૂષને અયોગ્ય છે વળી આ જગત્ ક્ષણિક કહો છો, પણ તેના પરિવાર રૂપથી નિત્ય છે એટલે તે.

વખતો વખત પેદા થાય છે. તેમજ પરસ્પર નજીક રહેવાવાળી એક જાતની વસ્તુ તે કાર્યરૂપ થી નિસ છે. એક બાપના બે દિકરામાંથી એક પૂર્વ-પ્રત્યય કર્મ કરતા, અને બીજો ઉત્તર પ્રત્યય ફળ ભોગવતા, એટલે એકને કર્મ કરવું, અને તેનું ફળ બીજાને ભોગવવું, એવાં બે પ્રત્યયનાં કાર્ય તથા કારણ ભાવ.નિયમિત્ત છે. એવું જે તમે કહો છો, તે પણ સંભવતુ નથી. જે ગુરૂનું જ્ઞાન તેના શિષ્યને કારણ છે, તેમજ શિષ્યનું જ્ઞાન તેને કાર્ય છે, તેમાં ગુરૂ ના જ્ઞાનથી શિષ્યે જે જે અનુભવેલું, તેની પહેલાં શિષ્યનું જ્ઞાન હોય, એમ કહેવાય નહિ. તેમજ ગુરૂએ કરેલાં કર્મનું ફળ શિષ્યને મળે એમ સંભવતુ નથી. વળી ધારો કે ક્ષણિકત્વ પક્ષ સ્વિકારીએ તો જ્ઞાન કાળે જ્ઞેય નહિ, તેમજ જ્ઞેય કાળે જ્ઞાન નહિ. એ પ્રમાણે જ્ઞાન, જ્ઞેય એના ગ્રાહ્ય તથા ગ્રાહકપણું સંભવતુ નથી. અને તે સંભવે તો લોક વ્યવહારમાં સંપૂર્ણ અંધારૂં થશે. તો કહીશ કે જ્ઞાનમાં જ્ઞેયનો સંસ્કાર રહ્યાથી વ્યવહાર ચાલશે. પણ ક્ષણિકત્વથી સંસ્કાર રહેવો મુશ્કેલ છે. માટે તમારી એ યુક્તિ બીલકુલ ખોટી છે." ઇત્યાદિ રીતે બૌદ્ધના ક્ષણિકત્વ મતનું તેણે ખંડન કરી પોતાનો મત દર્શાવ્યો હતો.

અર્હતનો એવો સિદ્ધાંત હતો કે;—" અનાદિ સિદ્ધ દ્રવ્ય શક્તિ, પદાર્થોનો સ્વભાવ, અને જડ ચેતનાદિ બનાવે છે. તથા કાળ, સ્વભાવ, નિયતી, કર્મ, અને પુરૂષકાર, એ પાંચ ઉપાદાન મળવાથી વસ્તુ માત્ર બનતી જાય છે. જગતનો કર્ત્તા એવો કોઇ ઇશ્વર સિદ્ધ થઇ શકતો નથી. જેઓ મુક્ત થઇ ગયા છે, તેજ અષ્ટાદશ દુષણ રહિત ઇશ્વર છે. તેનેજ જિન અથવા અરિહંત આદિ સંજ્ઞા આપે છે. બ્રહ્મ રૂપજ સત્તા ખરી, અને માયા એ મિથ્યા માની તેનો અનાદર કરે છે. બ્રહ્મ—આત્માને સર્વ વ્યાપી કે એક પણ માનતા નથી. ચૈતન્યમય, જ્ઞાનસ્વરૂપ, કર્મ ભોગવનાર, જન્માદિ લેનાર, અને મોક્ષનો અધિકારી એવો નિત્યરૂપ જીવ પદાર્થ માન્યો છે. બીજા પદાર્થ જીવથી વિપરીત ધર્મવાળા જડરૂપ-અજીવ એમ માન્યા છે. જીવ અને અજીવ બંને અનંત છે. જીવ પ્રતિ શરીર ભિન્ન છે, અને શરીર જેવડા પરિમાણવાળો છે. પણ જન્મ વ્યવસ્થાને લેઇ, એક શરીરમાંથી બીજા શરીરમાં જતાં, તે શરીરમાં જાય તેવડો થઇ શકવાને સમર્થ છે. તે છતાં અવિકારી છે. જીવ અને અજીવ એ બે મુખ્ય તત્વ છે. એનોજ વિશેષ વિસ્તાર કરી સ્પષ્ટાર્થ માટે સાત કે નવ તત્વ માન્યાં છે. જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ, અને મોક્ષ, એ નવ, એમાં જીવ બે પ્રકારનો ગણો છે. સંસારી અને મુક્ત. સંસારી બે પ્રકારનો છે. સમનસ્ક, અને અમનસ્ક એ પ્રકારનો છે. સ્થાવર અને ત્રસ સ્થાવરના પાંચ ભેદ છે. અને ત્રસના ચાર છે. સ્થાવર જીવ એક ઇંદ્રિવાળા છે. અને ત્રસ બે, ત્રણ, ચાર, તથા પાંચ ઇંદ્રિવાળા, એમ વિસ્તારથી જીવના ૫૬૩ ભેદ બતાવ્યા છે. અને વિશ્વ આખાનાં વૃક્ષાદિ પદાર્થ તથા કીટ પતંગાદિ એમાં સમાવ્યાં છે, ધર્મથી મોક્ષ, અને અધર્મથી સ્થિતિ જન્માદિ થાય છે." ઇત્યાદિ.

અર્હતે મોક્ષનાં સાધનો ત્રણ માનેલાં છે. ૧ સમ્યક દર્શન, ૨ સમ્યક જ્ઞાન, ૩ સમ્યક ચરિત્ર. સમ્યક દર્શન—એકવાર અર્હતનાં પ્રતિપાદન કરેલાં તત્વાર્થ એટલે તેનાં બોલેલાં વચનો સત્ય માનવાં. સમ્યક જ્ઞાન—જીવ માત્ર પદાર્થ જે સ્થિતિમાં છે તે સ્થિતિમાં સમજવા અને સંશય રહિત જ્ઞાન થાય તે. જ્ઞાન પાંચ પ્રકારનાં છે. સમ્યક ચરિત્ર

પાતકને ઉત્પન્ન કરવાના કર્મનો ત્યાગ. તેના પાંચ ભેદ છે. તેમાં ૧ અહિંસા, ૨ સુનૃત, ૩ આસ્તેય, ૪ બ્રહ્મચર્ય, અને ૫ અપરિગ્રહ. ઉપર કહેલા મુખ્ય ત્રણ સાધનથી મોક્ષ થાય છે. એક સાધનથી થતો નથી. અર્થાત્ મન, વાણી, અને કાયા, એ ત્રણેનો નિગ્રહ કરી અનેક સંકરો વેઠી જ્ઞાનમાં જવું, એ રહસ્ય છે. એનું નિર્જરા તત્વ નામ છે. કે જેનાથી કર્મ માત્ર નિર્જર થાય. એટલે સમગ્ર કર્મનો ક્ષય થઇ જીવનું જે સ્વરૂપમાં અવસ્થાન તે મોક્ષ. જ્ઞાનાદિથી કર્મનો ક્ષય થતાં મોક્ષ સ્વતઃ સિદ્ધ થાય છે. જેમ પાણીમાં તરવારૂપ સ્વભાવવાળા બામ્બુ માટીથી લપટાયા હોય, તો તે પાણીમાં ડુબે છે. તેમ કર્મમાં લપટાએલો જીવ અધોગતિને પામે છે. પણ કર્મ ક્ષય થતાં ઉત્તરોત્તર મોક્ષ પામતો જાય છે. મુક્ત જીવ એજ સિદ્ધ. ઇશ્વર, અર્હત, જિન, એ કેવળ આદિ નામને પામે છે. એ માટે તપ, ધર્મ, અને યોગાદિ અંગ કરવાં કહ્યાં છે,

એ રીતે અરિહંતે જૈન મત સ્થાપન કર્યો હતો. એ મતનો ફેલાવો કર્યા પછી તેણે એ સંબંધી કેટલાક ગ્રંથ લખ્યા તથા ઠેકાણે ઠેકાણે પોતાના મઠ સ્થાપી તેના નિભાવને માટે રજવાડા તરફથી ઉપજ થાય, એવી ગોઠવણ કરાવી હતી. અર્હત ૪૦ વર્ષની ઉમરે. થયા, ત્યારે શીશુ નાગવંશ માંહેલો દશમો રાજા મહાનંદી મરણ પામ્યો હતો. અને મગધ દેશના ક્ષત્રિયોનો રાજવંશ ડુબી જવાથી એ ગાદીપર શુદ્ર જાતિ નંદ રાજા રાજ કરવા લાગ્યો હતો. એ રાજાને રાજ્ય કરતાં ૩૫ વર્ષ થયાં, ત્યારે અર્હત્ પોતાની ૯૦ વર્ષની ઉમ્મરે યુધિષ્ઠિર શક ૧૫૩૩ ના વિકારી નામ સંવત્સરમાં જેઠ વદ ૧૨ ગુરૂવારે પુષ્કર તીર્થે મરણ પામ્યા હતા. અર્હતને કેટલાક જણ જૈનધર્મનો સ્થાપક ગણે છે, પરતુ અમે તેમ કહી શકતા નથી. કારણ કે ઋષભદેવના ચરિત્ર ઉપરથી જણાય છે કે, અર્હતના પહેલાં ઘણા વર્ષો ઉપર જૈન ધર્મનાં બીજ રોપાયાં હતાં. તે છતાં કદાપિ અર્હતે એ બીજને ઉપદેશરૂપ જળ સીંચીને તેનાં અંકુર બહાર કહાડ્યાં હોય, અને તેથીજ તેને જૈન ધર્મના સ્થાપકનું પદ આપવામાં આવતું હોય તો ભલે, તેની અમે આડે આવીશું નહિ. ગમે તેમ હો, પરંતુ અર્હત્ જૈન ધર્મનો એક પ્રાચીન અને મોટો આચાર્ય હતો; એમાં તો કાંઇ શક નથી. અને તેટલા માટે તે મોટા માનને યોગ્ય છે.

## બુદ્ધ દેવ.

આ મહાત્મા પુરૂષનો જન્મ ક્યારે થયો એ વિષે કાંઇ નક્કી જાણવામાં આવ્યું નથી, પરંતુ ઇસ્વીસનની પહેલાં સુમારે ૧૬૩૬ માં બુદ્ધનો જન્મ થયાનું સિદ્ધ થાય છે. બુદ્ધ એક રાજાનો પુત્ર હતો. તેના પિતાનું નામ **શુદ્ધોદન** અને માતાનું નામ **મહામાયા** હતું. **શુદ્ધોદન** રાજા ઇક્ષ્વાકુથી ઉતરેલા **શાક્ય** કુળનો હતો. નેપાલના દક્ષિણ ભાગમાં હાલના ગોરક્ષપુરની પાસે કપિલવસ્તુ * નામના નગરમાં તેની રાજધાની હતી. અને **મગધ** દેશમાં કાશી સુધી તેના રાજ્યની સીમા હતી.

શુદ્ધોદન રાજા પરમ ધાર્મિક હતો. તેના રાજ્યમાં શાક્યકુલ ધન અને ધાન્યમાં પરિ-

* કપિલ વસ્તુનું હાલનું નામ નગરખાસ છે.

પૂર્ણ થયુ હતું. સુખ અને શાન્તી, પ્રેમ અને પુણ્ય દેશમાં સર્વત્ર બિરાજી રહ્યાં હતાં. પ્રજાના કલ્યાણમાં તે રાત્ર દિવસ ગુંથાયેલો રહેતો હતો. ગરીબના ઉપર જુલમ અને દુઃખીના ઉપર નિગ્રહને તેના પુણ્ય રાજમાં જગા મળતી નહોતી. ધનવાન અને ગરીબ, જ્ઞાની અને મૂર્ખ સર્વ તેના રાજ્યમાં પરમ સુખથી કાળે ગોળતા હતા. શુદ્ધોદન રાજાની પટ્ટરાણી મહામાયા રૂપમાં અને ગુણમાં અતુલનીય હતી. તે સ્વામી પ્રિયકારિણી, દાસ દાસીના પ્રતિ પ્રિયભાષિણી, અને નગરના લોકોને આનંદદાયિની હતી. તે જે સંસારની ગૃહ લક્ષ્મી હતી, ત્યાં ઝગડો કંકાસ, કે અદેખાઇ પ્રવેશ કરવા પામતાં નહોતાં. તે ખરેખર વિનયની મૂર્ત્તિ, સત્ય બોલનારી, મધુર ભાષણ કરનારી, મહામાયા આનંદનો ઝરો, સ્નેહની નદી, અને સરલતાનો પ્રવાહ હતી. વળી તે દુઃખી જનોને આશ્રય દાતા, અસહાયને સહાય કરનાર, અને તાપિત જનોની સંતાપહારિણી હતી.

આટલું છતાં મહારાજા શુદ્ધોદન સર્વદા દુઃખ સાગરમાં નિમગ્ન રહેતો હતો. તેને વળી શાની ખોટ હતી ? ધનાગાર રત્નથી ભરપૂર હતું; સગાં વ્હાલાં, દાસ દાસી, અને હાથી ઘોડા સાથે રાજભવન આનંદનું ભવન હતું; શરીરના બળ અને સૌન્દર્યમાં તે અદ્વિતીય હતો; આખા રાજ્યમાં શાન્તિ અને સુનિયમ, વસુન્ધરા અનાજથી ભરપૂર, પ્રજાના ઘરમાં આનંદોત્સવ, વળી રાજ્યની અંદર અસંતોષનું નામ નહોતુ, રાજ્યની બહાર શત્રુ નહોતા, ત્યારે મહારાજાના અસંતોષનુ શું કારણ હતું ? જાણી જોઇને કોઇનું પણ કંઇ અનિષ્ટ કર્યું નહોતું, અસત્ય અને અન્યાયના કાર્યમાં કદી પણ તેણે હાથ ધાલ્યો નહોતો, પાપથી હૃદય મન કલંકિત કર્યાં નહોતાં, ત્યારે શા માટે રાજા સર્વદા ખેદિત રહેતો હતો ? શા માટે રાજપુરીના આનંદ કોલાહલમાં વિષાદની કૃષ્ણ છાયા જણાતી હતી ? મહારાજાએ બે વિવાહ કર્યા હતા પણ બન્નેને કાંઇપણ સંતાન નહોતું; મહારાણીની ઉમ્મર ૪૪ વર્ષની થઇ હતી, પણ પુત્રનું મુખ જોવા પામી નહોતી, ઉમ્મર વધવાની સાથે મહારાજાનું મન ઉંડા શોકમાં ઘેરાવા લાગ્યું. પુત્ર વિના નર્કથી બીજો કોણ ઉદ્ધાર કરશે, એ વિચારથી દિવસે દિવસે તેનું શરીર દુર્બળ થવા લાગ્યું હતું.

ઘણાક દિવસ એવા દુઃખમાં વ્યતિત થયા પછી ઇશ્વરે કૃપા કરીને તેમના હૃદયમાં એકદમ આનંદનો ઝરો વેહેતો કર્યો. સુસમયે મહામાયાને ગર્ભ રહ્યો, અને સુસમયે તેણે એક પુત્ર રત્નને જન્મ આપ્યો. એથી સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો તથાપિ મહા ખેદનો બનાવ તો એ બન્યો કે પ્રસવને સાતમે દિવસે મહામાયા ગુજરી ગઇ. એથી આનંદના ઘરને સાંકળ દેવાઇ.

મહારાજા શુદ્ધોદને પુત્રનું મુખ જોઇને ઘણા યત્નથી જીવનની હમેશાંની સહચરી મહામાયાના મૃત્યુનો શોક સમાવ્યો. રાજાની બીજી સ્ત્રી ગૌતમીએ બાળક રાજપુત્રનું લાલન પાલન કરવાનો ભાર ઉપાડી લીધો. રાજપુત્ર દિવસે દિવસે વધવા લાગ્યો. તેની દિવ્ય કાન્તી અને સુરૂપ લાવણ્ય ખીલવા લાગ્યાં. પછી રાજપુત્રનું નામ પાડવાનો સમય આવ્યો. શુદ્ધોદન રાજાએ વિચાર કર્યો કે જેના જન્મવાથી મારી સર્વ આશા પૂર્ણ થઈછે, તેથી તેનું નામ 'સિદ્ધાર્થ' પાડવુ યોગ્ય છે. એમ ધારીને પુત્રનું નામ સિદ્ધાર્થ પાડયું નામ

પાડવાની ક્રિયા* ઘણીજ ધામધુમથી કરવામાં આવી હતી. કાળે કરી કુમાર શરીરે વધતો ગયો, અને સુસમયે તેણે વિદ્યા શિખવાનો આરંભ કર્યો. તે સ્વભાવે ધીર અને પ્રશાંત હતો. બીજા બાળકોની પેઠે તે રમતીઆળ નહોતો. ટુંકામાં એટલુંજ કહીશુ કે તેણે થોડા દિવસની અંદરમાં વિદ્યા ભણવામાં ઘણીજ ઉન્નતિ મેળવી.

ઉમ્મર અને જ્ઞાન વધવાની જોડે કુમાર ગંભીર થયો. તેને નિર્જન સ્થાનમાં રહેવું વધારે પસંદ હતું. શેહેરની કૃત્રિમ ખૂબસુરતીનો ત્યાગ કરી કુદરતની ખૂબસુરતીવાળી સુંદર જગાએ રહેવામાં તે અનુરાગી થયો. કોઇ કોઇ વખતે રાજભવનમાંથી નિકળીને છેટેના ખેડુતોના ગામમાં જતો હતો, અને મહા વિચારમાં મગ્ન થતો. સોબતીઓના બોલવા છતાં તેની તરફથી કાંઇ પણ જવાબ મળતો નહોતો. બાલ્યાવસ્થાથી રાજ ઐશ્વર્ય અને રાજ વિલાસ કુમારની આન્તરિક ભૂખ અને તરસ નિવારણ કરી શકયાં નહિ. નાની ઉમ્મરથીજ ભોગવિલાસ તેને સુખ આપી શકતા નહોતા એક દિવસે રાજભવનમાં હળથી જમીન ખેડવાનો ઉત્સવ થયો હતો. રાજપુત્રને એક જાબુના ઝાડ હેઠળ બેસાડીને રાજા એક મેદાનમાં હળ ખેડવા લાગ્યો. રાજપૂત્રની પાસે બેસાડેલી દાસીઓ આ ઉત્સવની મ-ઝા જોવા લાગી. ત્યારે રાજકુમાર એકલો જાંબુડાના ઝાડ નીચે કોઇને નહિ જોતાં ધ્યાન-માં નિમગ્ન થયો. તે એટલે સુધી કે ઝાડની છાયા બીજી બાજુએ ચાલી ગઇ છતાં તે ધ્યાનમાં નિમગ્ન હતો. જ્યારે રાજા હળ ખેડવાનો ઉત્સવ પૂરો કરીને રાજપુત્રની તરફ પાછો ફર્યો, ત્યારે તેને ધ્યાનમાં નિમગ્ન થયેલો જોઇને ઘણું આશ્ચર્ય પામ્યો. ધ્યાન ભગ થયાથી કુમાર બોલ્યો, 'પિતા! ખેતીનું કામ કર્યાથી ઘણા જીવની હત્યા થાય છે ત્યારે એવાં કામનો આપ ત્યાગ કરો., આ તરૂણ ઉમ્મરમાં જીવ ઉપર દયા કુમારના હૃદયમાં જાગી હતી

આ પૃથ્વી ઘણી વિચિત્ર છે. શાકાન્ન માત્ર જેનું હમેશનું ખાવાનું છે, ભાંગેલી ઝુંપડીજ જેને માથું મૂકવાનું ઠેકાણું છે, સેંકડો જગાએ ફાટેલાં મેલાં વસ્ત્ર જેની લજ્જા નિવારે છે, તે વિચાર કરે છે કે;–' રાજભવન સુખભવન છે! શોક અને દુ:ખ, ભૂખ અને તરસ, સમૂળગાં રાજભવનમાં પ્રવેશજ કરી શકતાં નહિ હોય.' પણ શું એમ બનતું હશે કે ધન હોવાથી સર્વ દુ:ખ નાશ પામે છે? આપણે બીજી તરફ જોઇએ તો જેઓ ભોગ વિલાસથી હૃષ્ટ પુષ્ટ થયા છે, ધનનું કષ્ટ કે અન્નનું કષ્ટ જેમણે આખી ઉમ્મરમાં જાણ્યું નથી, તેઓમાંથી પણ હજારો પુરૂષો સુખની શોધમાં ભિક્ષા પાત્ર હાથમાં લેઇને સમાર છોડી ચાલી નિકળ્યા છે. સર્વ પરિવર્ત્તનમાં અપરિવર્ત્તનીય છે, આખા સંસારમાં શાંત મે-ળવવા માટે માનવ હૃદયમાં કેવી એક સ્વભાવિક અગાધ તરસ છે, તે તરસનો જ્યારે ઉદ્રેક થાય છે, ત્યારે ધનવાન માણસો પણ હૃદયને સુખી કરી શકતા નથી.

---

* નામ પાડવાની ક્રિયા વેળાએ રામ, ધ્વજ, મંત્રિણ, કોંડાન્ય, ભોજ, સુયામ, અને સુદત્ત ના-ગના આઠ દૈવજ્ઞ અને જિતેન્દ્રિય બ્રાહ્મણોને નોતર્યા હતા તેઓમાંના કોંડાન્યે એવું ભવિષ્ય કહ્યું કે 'આ રાજપુત્ર કદી પણ ઘરમાં રહેશે નહીં' રાજાએ તેનું કારણ પુછતાં કહ્યું કે—જરા જીર્ણ વૃદ્ધ, રોગથી પીડાતો મનુષ્ય, મરેલો માણસ, અને ભિક્ષુક આ ચાર ચિન્હ જોઇને તે સંસારત્યાગ કરશે. એ ઉપરથી રાજાએ તેવા માણસો કદિ પણ રાજપુત્રના જોવામાં ન આવે તેનો પાકો બંદોબ-સ્ત કર્યો હતો

રાજપુત્ર સિદ્ધાર્થ બાલ્યાવસ્થાનો અતિક્રમ કરી જુવાનીમાં આવ્યો, પરંતુ સંસારમાં તેને સુખી કરી શકે તેવું કાંઇ નહોતું. ભોગવિલાસમાં ઘેરાઇ સર્વ વિષયમાં નિમગ્ન ન થતાં સર્વદા ઉદાસ થઇને રહેતો હતો. ધ્યાન તેને દિવસે દિવસે પ્રિય થવા લાગ્યું હતું. પુત્રનો આવો ભાવ જોઇને રાજા વિચાર કરતો હતો કે હવે તેને સંસારિક સુખ આપવું જોઇએ. એવામાં કેટલાક શાક્ય ત્યાં આવ્યા, તેમણે રાજાને કહ્યું કે;—' મહારાજ ! રાજકુમાર સિદ્ધાર્થ સાંસારિક વિષયમાં ઉદાસીન હોય એમ દેખાય છે. માટે જલદીથી તેમનું લગ્ન નહિ કરશો તો તેમને સંસારમાં રાખવાજ કઠિણ થઇ પડશે; વિવાહ સિવાય તેમને સંસારમાં અનુરક્ત રાખવાનો બીજો કોઇ ઉપાય હમે જોતા નથી.' પ્રેમશૃંખલા સખ્ત લોખંડની સાંકળથી પણ મજબૂત છે, એ કોમલ પુષ્પનું બંધનજ તેને બાંધી શકશે. આ બધાનો વિચાર કરીને રાજાએ તેમના કહેવામાં સંમતિ આપી. પછી વિવાહ વિષયમાં રાજકુમારનો અભિપ્રાય પુછવા રાજાએ પોતાના મંત્રીને તેની પાસે મોકલ્યો. કુમારે સાત દિવસ પછી ઉત્તર આપવાનું કહીને મંત્રીને વિદાય કર્યો. ત્યાર બાદ તેણે વિચાર કર્યો કે—જેનું હૃદય ચિંતારૂપી સેંકડો કીડાના દુઃખથી જખમી થયું છે, એક તરફથી પોતાના દુઃખથી, અને બીજી તરફ પૃથ્વીના દુઃખથી જેનો પ્રાણ જર્જરિત થયો છે, મનુષ્યનું દુઃખ શાથી દૂર થાય એજ પ્રશ્નની મીમાંસા જેના જીવનની મહાન્ સમસ્યા છે, સર્વ પ્રકારના બંધનથી છૂટવું એજ માત્ર જેના જીવનનું લક્ષ્ય છે, તેણે શું વિવાહની સાંકળમાં બંધાવવું જોઇએ ? ફરી એક દિવસે વિચાર કર્યો કે—હૃદય મન સર્વસ્વ નહિ આપું તો નર નારીની દુર્ગતિ દૂર કેમ થશે; આત્મ વિસ્મૃત નહિ થાઉં તો જીવનમાં મારાથી પ્રાપ્ત શું થશે ? મ્હારો આત્મા તો એકજ છે, તે હું કેટલાને આપું ? પૃથ્વીને આપું કે સ્ત્રીને આપુ ? છેલ્લે એક દિવસે તો તે ઉંડા વિચારમાં નિમગ્ન થઇને બેઠો હતો એટલામાં એકાએક તેનો સર્વ અંધકાર અને સંશય જતા રહ્યા. અને જીવનનું કર્તવ્ય શું છે, તે તેણે નક્કી કર્યું - નિશ્ચય કર્યો કે સંસારમાં તો હું રહીશ પણ તેથી મૂક્ત રહીશ. તેણે વિચાર કર્યો કે—જો સઘળાં માણસો સસાર છોડી ચાલ્યા જાય, તો સૃષ્ટિનો પણ ધ્વંશ થાય, વનમાં જઇને ધર્મનું પાલન કરવું એ તો સહજ છે. ગૃહી થઇને ધર્મનું પાલન કેવી રીતે થાય તે મ્હારા જીવનમાં દેખાડીશ. સંસારના માણસોને ધર્મ પાલનનો માર્ગ જો શોધી ન આપું તો કરોડો નર નારીના ઉદ્ધારનો બીજો માર્ગ શો ? લોકને શિક્ષણ આપવું અવશ્ય છે. કમળ તો કીચડમાંજ ઉછરે, અને પાણીમાંજ શોભે. પૂર્વકાળના મહાત્માઓ પણ સંસારમાંજ રહેતા હતા. એ વાસ્તે લોકને શિક્ષણ આપવા માટેજ મારે વિવાહ તો કરવો જોઇએ. આવી રીતે નિશ્ચય કરી, તેણે સાતમે દિવસે જવાબ આપ્યો કે—' બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, વા શૂદ્ર કોઇ પણ જાતની કન્યા હોય તો હું વિવાહ કરવાને તૈયાર છું. શારિરીક સૌન્દર્ય અથવા કુળ મર્યાદાની હું જરા પણ દરકાર કરતો નથી. પરંતુ પ્રફુલ્લતા, કરૂણા, અને સરલતાજ જેના મુખપર બિરાજતાં હોય, આતિથ્ય સત્કાર અને ધર્મ જેના હાથમાં શોભતા હોય, સત્ય અને માધુર્યજ જેનાં વાક્યમાં રમી રહ્યું હોય, ગુરૂજનોની સેવા કરવામાંજ જે તત્પર હોય, પોતાના પતિમાંજ પરિતુષ્ટ અને પવિત્ર હોય; ક્ષુદ્ર જીવની પ્રતિ પણ કરૂણાવાળી હોય, અને ધર્માનુરાગી તથા વિદ્યાનુરાગી હોય, એવી કન્યાની તપાસ કરો. '

શુદ્ધોદન રાજાએ એવી કન્યા શોધી કાઢવા માટે પોતાના પુરોહિતને મોકલ્યો. અને આખરે મહામાયા દેવીના ભાઇ દંડપાણિની કન્યા ગોપા જે સર્વ ગુણોથી ભરપુર હતી તેની સાથે રાજકુમાર સિદ્ધાર્થને પરણાવ્યો. કુમારના સ્વતંત્ર પગમાં હવેથી બેડી જડાઇ. જે પક્ષી અનંત આકાશમાં સ્વછંદે વિચરણ કરતું હતું, તે હવે એક પાંજરામાં પુરાયું. કોણ જાણે વળી એક સાંકળ તોડી કુમાર નાસી જાય એવા ભયથી રાજા શુદ્ધોદને બીજી ઘણીક સાંકળોથી જડી રાખવાનો આરંભ કર્યો. ગ્રીષ્મ, વર્ષા, અને હેમન્ત રતુને લાયક નવ માળના, સાત માળના, અને પાંચ માળના પ્રમોદ ભવન તેણે તૈયાર કરાવ્યાં. તેમાં ઘણીજ રૂપવતી અને સંગીત શાસ્ત્રમાં કુશળ વારાંગનાઓ કુમારના મનરંજનને માટે નિમવામાં આવી. કુમારના ઉદાસીથી ભરેલા હૃદયને પ્રલુબ્ધ કરવામાં જેટલા ઉપાયો બની શકે તે સર્વે યોજવામાં આવ્યા.

રાજકુમાર સિદ્ધાર્થની રાણી ગોપા ઘણીજ બુદ્ધિમતી અને વિદ્યાવતી હતી. ધર્મની રક્ષા શાથી થાય તે પણ તે જાણતી હતી. કોઇ પણ દિવસ તે ઘુમટો કાઢીને બેસી રહેતી નહોતી. એથી સર્વે કહેવા લાગ્યાં કે ગોપા તો ઘણીજ શરમ વગરની છે. આ વાત ગોપાએ સાંભળવાથી તેણે સર્વની સમક્ષ કહ્યું કે—' ધાર્મિક મનુષ્ય તો જે અવસ્થામાં રહે તેમાં તે શોભે. ગુણવાન માણસ ગમે તો કુશનાંજ કપડાં પહેરે, ગમે તો સેંકડો જગ્યાએ ફાટેલી ધાબલી ઓઢે, કદાચ તેમના શરીરનો રંગ કાળોજ હોય, તોપણ પોતાના તેજથીજ તે શોભે છે. ધર્મજ માણસનો પોશાક છે, ધર્મજ મનુષ્યનું સૌંદર્ય છે. જો નાના પ્રકારના અલંકારથી ભૂષિત બાળક કદાચ પાપાનુસારી હોય તો તેનું લાવણ્ય કંઇ રહેતું નથી; જેનું હૃદય પાપનોજ ભંડાર છે, તેને બહારના પોશાક શું શોભાવે છે? તે તો અમૃત મુખમાં ઝેરના કુંભજ જેવો દેખાય. શારિરીક દોષ જેના લેશ પણ નથી, જેનાં વાક્ નિયમિત છે, જેની ઇન્દ્રિય વશી ભૂત છે, જેની ચિત્ત વૃત્તિ નિર્મળ છે, અને જેનું મન પ્રસન્ન છે, તેને મુખ ઉપર ઘુમટો કાઢવાની શી જરૂર છે? જેને લજ્જા નથી, આબરૂ નથી, ચિત્ત જેને વશી ભૂત નથી, અને જેની ઇન્દ્રિયો દુર્દમનિય છે, તે સેંકડો ઘુમટાથી ઢંકાય તોપણ તેની રક્ષા થઇ શક્તિ નથી. જેનુ ચિત્ત પોતાનેજ વશ છે, જેનો પતિ ઉપરજ પ્રાણ રહેલો છે, તે ચંદ્ર સૂર્યની પેઠે સર્વ જનની સામે પ્રકાશિત થાય તોપણ તેને કાંઇ હાનિ થતી નથી. જે પોતાની રક્ષા કરી શકે છે. તેજ સુરાક્ષિતા છે. નહિ તો ઘુમટો કાઢીને ઘરમાં બેસી રહ્યા છતાં સ્ત્રી અરક્ષિતાજ છે. મ્હારૂં ચરિત્રજ મ્હારૂં દુર્ભેદ્ય આવરણ છે, ગુણ મ્હારા અજેય દુર્ગ છે, ધર્મ મારો રક્ષક છે, તો મારે વસ્ત્રથી ઘુમટો કાઢવાની શી જરૂર છે?' એવી રીતે ગોપાએ ઘુમટાની રૂઢિના વિરૂદ્ધ પોતાનો અભિપ્રાય જણાવ્યો. સિદ્ધાર્થ અને ગોપાનો વિવાહ મણિ કાંચનનો યોગ જેટલી શોભા આપે તેટલીજ શોભા આપનારો થયો હતો. ગોપા છાયાની પેઠે સ્વામીનેજ અનુસરતી, સખીની પેઠે તેનું હિત કરનારી, અને સર્વ વિષયમાં તેનીજ અનુસારિણી હતી. સિદ્ધાર્થ આવું રમણી રત્ન મેળવીને કૃતાર્થ સમજતો હતો. એ પ્રમાણે બંને પવિત્ર દંપતિ અગાધ પ્રેમમાં તણાયાં જાય છે, એ વાત સાંભળીને શુદ્ધોદન રાજાનું શંકાતુર હૃદય પ્રસન્ન થયું હતું. પુત્રને ગૃહસ્થ કરવાની યુક્તિ હવે સફળ થઇ સમજ્યો. પરંતુ જગતમાં ઇશ્વરેચ્છાની પ્રતિકૂળ કોણ થઇ શકે છે?

થોડો સમય વિત્યા પછી સિદ્ધાર્થે જોયું કે હું તો દહાડે દહાડે ઘોર સસારી થતો જાઉં છું, માયાની જાળ મ્હારા હૃદયમાં પસરી રહી છે, માટે હવે મારે વધારે વાર કરવી નહિ જોઇએ. વખત છતાંજ વિષ વૃક્ષનું મૂળ ઉખેડવું જોઇએ. આવો વિચાર કરીને તે ફરીને નિર્જન અરણ્યમાં જઇ ધ્યાનમાં, પ્રવૃત્ત થયો. ધ્યાનની અદ્ભૂત શક્તિથી તેની માનસિક આંખ ઉઘડી ગઇ. સંસાર સુખમાં ધીરે ધીરે તેને વિરક્તિ જણાવા લાગી. તેણે જોયું કે આ સંસાર સર્વ અનિત્ય છે, કંઇ પણ ચિરસ્થાયી છેજ નહિ, આ જીવન લાકડાના કકડા ઘસ્યાથી અગ્નિના તણખા નિકળે તેનું છે. પ્રજવલિત થઇનેજ તે નિર્વાણ પામે છે, કોઇ-પણ જાણતું નથી કે આ જીવન ક્યાંથી આવે છે, અને પાછુ ક્યાં ચાલ્યું જાય છે. આ જીવન વેણું રવના જેવું છે; એની ઉત્પત્તિ અને વિલય સ્થાન જ્ઞાનીઓની પણ બુદ્ધિથી અગમ્ય છે. આ અનિત્યતાની અંદર નિશ્ચય કોઇ નિત્ય પદાર્થ હોવો જોઇએ, કે જેને મેળવ્યાથી માણસ શાન્તી મેળવે છે. જો હું તેને મેળવી શકું તો હું મનુષ્યની સમક્ષ એક નવોજ પ્રકાશ આણી શકું. જો હું મૂક્ત થાઉં તો બીજાઓને પણ મૂક્તિનો માર્ગ દેખાડી શકું. સર્વદા આવીજ રીતના વિચાર મનમાં કરવા લાગ્યો. તે સર્વદા ગભીર ચિંતા સાગરમાંજ મગ્ન રહેતો.

આવી રીતે સિદ્ધાર્થને સર્વદાચિંતામાં મગ્ન થયેલો જોઇને ગોપાનું હૃદય વિચલિત થયું. એવામાં તેને એક રાત્રે ઘણું ભયંકર સ્વપ્નુ આવ્યું. તે સ્વપ્નાની વાત સ્વામીની આગળ નિવેદન કરીને ઘણી શોકાતુર થઇ. તેથી સિદ્ધાર્થે તેને યોગ્ય દિલાસો આપીને કહ્યું, "પ્રિય! તું ખેદ ના કર. હું સર્વનું દુઃખ દૂર કરવામાં આ જીવન અર્પણ કરીશ. પૃથ્વીમાં લાખો માણસો મહા ક્લેશથી જીર્ણ શીર્ણ છે, કોઇ પણ તેમની દુર્ગતિપર નજર કરતું નથી. હું મનુષ્યનું મહા દુઃખ જોઇ હવે સંસાર સુખમાં મત્ત રહેવા ચહાતો નથી. આ અનિત્ય સુખ ભોગવવું એ મ્હારી ઇચ્છા નથી.ધરતી મ્હારૂ સૂવાનું બિછાનું, અને પહાડના શિખરો મ્હારા માથા તળેનો તકીઓ થાઓ કુદરતી પાણીજ મ્હારે પીવાને, અને વનમાં ફળજ મ્હારે ખાવાને બસ થાઓ. નરનારી મ્હારા ભાઇ બ્હેન, અરે પશુ પક્ષી પણ મ્હારાં બંધુજન થાઓ. પ્રાણાધિકા ગોપા! હું બીજું શું ચાહું? મ્હારે હવે બીજુ કંઇ સુખ જોઇતું નથી તું આનંદિત થા. જીવનના મહાન્ કર્મમાં તું મ્હારી મદદગાર થા, એ પ્રમાણે કહેતાં કહેતાં સિદ્ધાર્થે રોવા માંડયુ. પતિપ્રાણા ગોપાએ સ્વામીના કંઠમાં હાથ નાખીને તેનાં અશ્રુ જળ વિસર્જ્જન કર્યા. પછી તે વિચાર કરવા લાગી કે, સ્વામીને આવા મહાન્ કાર્યથી કેવી રીતે પ્રતિ નિવૃત્ત કરૂં! કેવી રીતે સ્વામીને સંસારમાંથી વિદાગીરી આપીને એકલી હું આ ભવારણ્યમાં જીવન ગાળું? સંસાર છેયાથી જો સ્વામીનું હમેશનું ખેદિત સુખ પ્રફુલ્લ બનતું હોય, અને તેમ કરતાં મને હજારો દુઃખ થતાં હોય તો તેમાં પણ ચિંતા શી! જો સ્વામીના સુખને માટે કદાપિ જીવન વિસર્જ્જ કરવાની જરૂર પડે તો તેમાં હાનિ પણ શું? તથાપિ સ્વામીનું રૂદન આ પ્રાણ તો કદિ પણ સહન કરશે નહિ. પતિ પ્રાણા સતીએ તે દિવસે એવો સંકલ્પ કર્યો કે હવે કોઇ દિવસ સ્વામીના માર્ગ વચ્ચે કાંટો થઇ પડીશ નહિ. સ્વામીના સુખને માટે જીવન અર્પણ કરીશ.

શુદ્ધોદન રાજાના નિર્મળ હૃદયાકાશમાં ફરીને મેઘ સંચાર થયો. તેણે પુત્રને નાના પ્રકારના ઉપદેશ આપવા માંડયા, પરંતુ કોઇ રીતે તે કાર્ય થયો નહિ. સિદ્ધાર્થ આટલા

ણાધિક ગોપાનું મૂખ જોઇને જાઉં. આવો વિચાર કરીને ધીર ભાવથી પગ ઉપાડતો તે સુવાવડના ઓરડામાં ગયો. ત્યાં જઇને જૂવે છે તો દીવો ઝાંખો બળે છે, સાત દિવસનો બાળક ઓરડાને પ્રકાશિત કરી રહેલો છે, અને ગોપા છુટા કેશથી એક હાથ બાળકના નીચે અને બીજો હાથ તેની છાતીપર રાખીને પુષ્પ શય્યામાં અચેતન અવસ્થામાં સુતી છે. પુત્રને જન્મમાં આજ છેલ્લીવાર છાતી પાસે લેઉં, એવી ઇચ્છા સિદ્ધાર્થની થઈ. પરંતુ તેમ કરતાં કદાચ ગોપાની નિદ્રાનો ભંગ થાય, અને ગૃહ ત્યાગને માટે કરેલો યત્ન વ્યર્થ જાય, એવા ભયથી તેની એ આશા પૂર્ણ થઇ નહિ. સિદ્ધાર્થ પથ્થરની પેઠે કેટલીક વાર સુધી ઉભોજ રહ્યો, પળમાં કેટલીક જાતના તર્ક વિતર્ક મનમાં આવીને ચાલ્યા ગયા, પછી મન કઠિણ કરીને હૃદયમાંનું સ્નેહનું મૂળ એકદમ ઉખાડી નાખ્યું. એકદમ ઉન્મત્તની પેઠે દોડયો, અને છંદકે તૈયાર કરેલા ઘોડા ઉપર સ્વાર થઇને નિકળી પડયો.

સિદ્ધાર્થ કપિલ વસ્તુમાંથી નિકળીને ૪૫ કોસ ઉપર આનોમા નદીને કિનારે જઇ પહોંચ્યો. નદી ઉતરીને તે ઘોડા ઉપરથી હેઠળ ઉતર્યો. તેણે બધા અલંકાર અને પોશાક ઉતારીને છંદકના હાથમાં આપ્યા. પછી કાળા ભમર જેવા લાંબા વાળ સંન્યાસીને શોભા આપતા નથી, એવો વિચાર કરીને પોતાની કટાર વડે તે કાપી નાખ્યા. પછી પોતે પહેરેલાં રત્ન જડિત વસ્ત્ર ઉપર નજર કરીને વિચાર કર્યો કે, આ કિમતી વસ્ત્ર ભિક્ષુકને યોગ્ય નથી, માટે તેનો પણ ત્યાગ કરવો જોઇએ. પછી ચારે તરફ નજર ફેરવીને જોયું તો એક વાધરી જીર્ણ કાષાય વસ્ત્ર પહેરીને નદીના કિનારા ઉપર શિકાર શોધતો હતો, તેને પાસે બોલાવીને તેના વસ્ત્રની સાથે પોતાનાં વસ્ત્રનું પરિવર્ત્તન કર્યું. જેનું શરીર સર્વદા મણિ મુક્તાથી જડિત રહેતું, જેના વાળની સુંદરતા વધારવા માટે અનેક ઉપાયો કરવામાં આવતા, જે દિવસમાં જૂદા જૂદા સમયે જૂદો જૂદો પોશાક પહેરતો, અને જે ગાડી ઘોડા વિના એક પણ પગલું ભરતો નહિ, તે દિવ્ય કાન્તી અને સુકોમળ શરીરમાંથી, આજે અલંકાર કાઢી નાખ્યા, સુંદર વાળ કાપી નાખ્યા, સુકોમળ પગ ઉઘાડા કર્યા, ભગવું ફાટેલું કપડું પેહેર્યું, હાથમાં ભિક્ષાપાત્ર લીધું, કમરમાં દોરડું બાંધ્યું, સોય, અસ્ત્રો, અને પાણી ગાળવાનું વસ્ત્ર લેઇને રાજપુત્ર સંન્યાસી થયો. આહા! પરમેશ્વર! આ સંસારમાં કોને કિયા વેશમાં સજાવે છે, તે કોણ કહી શકે? જે જીવન પર્યંત રાજ સુખ ભોગવશે એવું ધાર્યું હતું, તેને ભિક્ષાપાત્ર હાથમાં આપીને ઘરની બહાર કાઢયો. પરમેશ્વર! તમારી ઇચ્છાના ગંભીર મર્મ કોણ જાણી શકે?

ઓગણત્રીસ વર્ષની ઉમ્મરમાં સિદ્ધાર્થ સંન્યાસી થયો. તે નિર્જન નદીની રેતીમાં સંન્યાસી વેશે સજ્જિત થઇને છંદકને કહેવા લાગ્યો,—' છંદક! આ અલંકાર લેઇ જઇને પિતાને આપજે. સર્વને કહેજે કે મારે માટે કાંઇ પણ દુઃખ ન કરે. પિતાને કહેજે કે હું અકૃતજ્ઞ નથી. કંઇ સંસારિક દુઃખથી વિરક્ત થઇને હું સન્યાસી થયો નથી. દુઃખ શાન્તીનો ઉપાય શોધવા અને જીવની દુર્ગતિ દૂર કરવાને માટે હું સન્યાસી થયો છું જ્યારે મારી આશા પૂર્ણ થશે, ત્યારે પિતાની પાસે આવીશ. અને સર્વનાં આંસુ લોહીશ.' એમ કહીને છંદકને વિદાય કર્યો.

સિદ્ધાર્થે સંસારમાંથી વિદાયગીરી લેઇને અનોમા તીરના અનુપ્રિય નામે વનમાં સાત

દિવસ કહાડ્યા. ત્યાંથી નિકળીને તે ફરતો ફરતો **વૈશાલી*** નગરમાં ગયો. ત્યાં **અરાડ-કાલામ** નામે એક મહા પંડિત સન્યાસી ૩૦૦ શિષ્યની સાથે રહેતો હતો. તેની પાસેથી સિદ્ધાર્થે દર્શનશાસ્ત્ર અને ધ્યાન શિખવા માંડયું. પરંતુ થોડા દિવસમાં ગુરૂની તમામ વિદ્યા ખતમ થઇ, તોપણ તે જેને માટે સંસારનો ત્યાગ કરીને આવ્યો હતો, તે મળ્યું નહિ. તેથી અરાડ સ્વામીનો આશ્રમ છોડીને **રાજગૃહની**[૧] તરફ જવા નિકળ્યો. રાજગૃહ તે વેળાએ મગધ રાજ્યની રાજધાની હતી. **બિંબસાર** એ રાજ્યનો મહાપ્રતાપી રાજા હતો. સિદ્ધાર્થે એ નગરની પછવાડે પાંડવ પહાડની એક નિર્જન ગુફામાં પોતાનું રેહેઠાણ કર્યું. સવારમાં તે ભિક્ષાપાત્ર હાથમાં લેઇને ખાવાનું એકઠું કરવા માટે રાજગૃહમાં ઘેર ઘેર ભિક્ષા માગવા લાગ્યો; નગરવાસીઓ આ ભિક્ષુકની સુંદર અને અપૂર્વ મૂર્ત્તિ જોઇને ચકિત થઇ ગયા. નગર રક્ષકોએ રાજાને ખબર આપી કે એક અપૂર્વ પુરૂષ નગરમાં પ્રવેશ કરીને ભિક્ષા માગે છે. તેનું રૂપ જોયાથી લાગે છે કે જાણે બ્રહ્મા મૂર્ત્તિ ધારણ કરીને આ નગરમાં આવ્યા હોયની ! પછી રાજાએ બારીમાંથી તેની મૂર્ત્તિ જોઇ ત્યારે તે પણ મુગ્ધ થઇ ગયો. સિદ્ધાર્થ પોતાના આશ્રમ ઉપર જઇને ભિક્ષાથી મળેલી વસ્તુ ખાવા બેઠો. જે પુરૂષ બાલ્ય કાલથી રાજભોગમાં લાલિત પાલિત થયો હતો, તેણે ભિક્ષા પાત્રમાં એકત્ર થયેલી વિવિધ પ્રકારની વસ્તુઓ અતિ કષ્ટથી ખાધી. આવાં કષ્ટ સહન નહિ કર્યા હોત તો શું સિદ્ધાર્થ બુદ્ધ થઇ શકત ? સુખના બિછાનામાં શયન કરીને કોણે ક્યારે ધર્મ રત્ન મેળવ્યું છે ?

રાજા બિંબસાર પોતાના નગરમાં આવેલા સુંદર ભિક્ષુકને મળવા સારૂ તેના આશ્રમે ગયો હતો. ત્યાં ગયા પછી વાત ચિત ઉપરથી તેમણે જાણ્યું કે તે કપિલવસ્તુના રાજા શુદ્ધોદનનો પુત્ર છે. તેણે ધાર્યું કે રાજપુત્ર કુટુંબમાં કાંઇ કુસંપ થવાથી સન્યાસી થયો હશે, તેથી કહ્યું કે—પ્રિય બંધુ ! શા માટે સન્યાસી થયા છો ? મારા રાજ્યનો અડધો ભાગ આપ ભોગવો. એ સાંભળીને સિદ્ધાર્થે કહ્યું કે, 'રાજન ! કામ્ય વસ્તુના ઉપભોગથી ક્યારે કોઇની કામના તૃપ્ત થઇ છે ? વાસના વિષના જેવી દોષની ખાણ છે, એ ઘણા ક્લેશનું કારણ છે. એ વાસનાને દુર કરવા માટે પિતાના રાજ્ય ધનનો પરિત્યાગ કરીને હું સન્યાસી થયો છું. રાજાએ કહ્યું, જ્યારે આપ પરમ જ્ઞાન મેળવો ત્યારે રાજગૃહમાં આવીને મને કૃતાર્થ કરજો. એટલું કહીને બિંબસાર નગરમાં ગયો. સિદ્ધાર્થ રાજાની વાતમાં સંમત થઇને પર્વતે પર્વતે ભ્રમણ કરવા લાગ્યો. એક પર્વતની ગુફામાં **રૂદ્રકરામ પુત્ર** નામે એક ઋષિ રહેતો હતો. તે ૭૦૦ શિષ્યોને શાસ્ત્ર શિખવતો હતો. સિદ્ધાર્થ તેનો શિષ્ય થઇને અલ્પ સમયમાં તેની પાસેથી સર્વ વિદ્યા શિખ્યો. પરંતુ ત્યાં પણ મનકામના સફળ થઇ નહિ. તેથી વળી બીજે ઠેકાણે જવાનો તેણે વિચાર કર્યો.

અરાડ અને રૂદ્રકની પાસેથી તે હિંદુશાસ્ત્ર, અને હિંદુ યોગ પ્રણાલી શિખ્યો. તેઓની પાસેથી લક્ષ્ય પ્રાપ્તિના વિષયમાં મનની અકિંચનતા થાય, સદેહાતીત થઇને આનંદ

* જનરલ કનિંગહામ કહે છે કે, બનારસથી ૧૪ મૈલની પૂર્વ—ઉત્તર તરફ બેસાર નામની જગા છે, તેમાં પ્રાચીન કાળમાં વૈશાલી સ્થાપિત હતી એ સ્થાન પટનાથી ઉત્તરમાં છે

૧ રાજગૃહ બનારસથી ૧૨ મૈલ પૂર્વ દક્ષિણ, અને પટનાથી ૪૦ મૈલ દક્ષિણ પૂર્વાંશમાં ગયાની પાસે છે. રાજગૃહને હમણાં રાજગિર ગઢાઃ કહે છે

થાય, સુખ અને દુઃખથી અતીત થાય, પાર્થિવ નિયમના બહિર્ભૂત થઇને સર્વ જ્ઞાનના વિષયપર ઉપેક્ષા થાય, સ્થાનનો અનંતભાવ, આત્માનો અનંતભાવ, અને પાર્થિવ વસ્તુનો અનિત્ય ભાવ, સંચાર થાય, આવાં સાત જાતનાં ધ્યાન કરતાં તે શિખ્યો હતો. પરંતુ જે ધ્યાનથી ભાવજ્ઞાન અને અભાવજ્ઞાન ચાલ્યું જાય, તે તેઓ જાણતા નહોતા, તેથી તેઓની પાસેથી સિદ્ધાર્થના મનોરથ સફળ થયા નહિ. તેણે વિચાર કર્યો કે અરાડ અને રૂદ્રક કામ્ય વસ્તુના ઉપભોગથી શરીર મન નિવૃત્ત રાખવામાં શક્તિમાન થયા છે, પરંતુ શરીર અને મનમાં હજી પણ કામનાના વિષય રહેલા છે. હજી પણ શરીર અને મન વાસનાની તીવ્ર વેદનાનો અનુભવ કરે છે. પાપ કાર્ય કરવાથી દૂર રહ્યા તેમાં શું? જો મનમાંથી પાપની ઇચ્છાનું મૂળ ઉખેડી નહિ શકુ તો શું હું નિશ્ચિંત રહેવા પામીશ ? એટલા માટે કેવળ શાસ્ત્ર પાઠ દ્વારા જ્ઞાનો પાર્જન કરીને અથવા પાપ કાર્ય કરવાથી દૂર રહીને સુખી થઇ શકતો નથી. હમણાંજ શરીર મન એવી રીતે ક્લિષ્ટ કરીશ કે સર્વ ઇન્દ્રિયો પાપ કાર્ય અથવા પાપનો વિચાર કરવાને સંપૂર્ણ રીતે અસમર્થ થઇ પડે. કઠોર તપશ્ચર્યામાં શરીર મનનો ક્ષય કરીશ. એવો વિચાર કરીને તે આહીંથી તહિં ફરવા લાગ્યો. ફરતો ફરતો ઉરૂબિલ્વ[1] ગામમાં જઇ પહોચ્યો. ત્યાં કૌંડાન્ય અને બીજા ચાર બ્રાહ્મણ પુત્ર જેઓ સંસારનો ત્યાગ કરીને સન્યાસી થયા હતા, તેઓ સિદ્ધાર્થને મળીને તેના શિષ્ય થયા. સિદ્ધાર્થ લક્ષ્ય પ્રાપ્તિને માટે દુષ્ટર તપશ્ચર્યામાં નિયુક્ત થયો. તે વેળાએ પ્રચલિત કઠોર યોગ સિદ્ધિથી અલૌકિક પરાક્રમ મેળવવાને માટે મનુષ્ય શક્તિમાં જે કરવું જરરનું હતું, તેમાં તેણે કાંઇ પણ બાકી રાખ્યું નહિ. ૭ વર્ષ સુધી લાગટ તેણે અનાહાર અને અનિદ્રામાં રહીને એક ધ્યાનથી તપ કર્યું. એ વખતે હિંદમાં વૈદિક ધર્મ ચાલતો હતો. તે ધર્મના ધર્માધ્યક્ષ બ્રાહ્મણો હતા. એ ધર્મમાં હિંસા તથા કર્મકાંડ ઘણું ચાલતું હતું. યજ્ઞ યાગાદિક

નામે ઓળખાયો. જે વડના ઝાડની નીચે તે સિદ્ધ થયો હતો, તે ઝાડ **બોધિસત્વ**[1] નામથી પ્રખ્યાત થયું છે. અને તેણે જે નવો ધર્મ સ્થાપન કર્યો તે **બૌદ્ધ**ને નામે ઓળખાય છે.

કાશીની પાસેના મૃગ[2]–વનમાં બુદ્ધે પોતાનો જાહેર ઉપદેશ શરૂ કર્યો હતો. કોંડાન્ય વગેરે પાંચ શિષ્યો જે દુઃખદાયક પરીક્ષાની વેળાએ તેને જંગલમાં એકલો મૂકીને નાસી ગયા હતા, તે પાછા આવ્યા. એ પછી ધીરે ધીરે તેના શિષ્યોની સંખ્યા વધતાં વધતાં ૬૦ની થઇ. એટલે તેણે એ બધા શિષ્યોને જૂદે જૂદે ઠેકાણે ધર્મનો ઉપદેશ કરવા સારૂ મોકલ્યા. એથી તેના શિષ્યોની સંખ્યામાં પુષ્કળ વધારો થયો. મોટા મોટા રાજાઓ, બ્રાહ્મણો, વેપારીઓ, કારીગરો, ખેડુતો, અને શૂદ્રો ઇત્યાદિ સર્વ વર્ગના લોકો તેના નવા ધર્મમાં દિક્ષીત થયા. રાજગૃહનો મહારાજા બિંબસાર પણ બુદ્ધનો શિષ્ય થયો. બુદ્ધે ત્યાર પછી ભિક્ષુકોની એક સમાજ સ્થાપિ હતી, તેનું નામ **સંઘ** રાખ્યું હતું. એ સંઘની પવિત્રતાની રક્ષાને માટે તેણે કેટલાક નિયમ એ વખતે કર્યા હતા. જે સભામાં એ સર્વ નિયમ કરવામાં આવ્યા હતા, તેનું નામ **શ્રાવક સન્નિપાત છે.** અને જે સર્વ નિયમ વિધિ બંદ્ધ થયા, તેનું નામ **પ્રતિમોક્ષ** છે.

જ્યારે બુદ્ધ પોતાનો નવો ધર્મ ફેલાવવાના મહા ઉદ્યોગમાં લાગેલો હતો, ત્યારે જૂના ધર્મના ઘણા લોકો તેની સામે થયા. બુદ્ધ અને તેના શિષ્યો નગરમાં જ્યારે ભિક્ષા માગવા જતા, ત્યારે નગરના રહેવાશીઓ તેમને અસદ્વ્યવહારથી અપમાન કરતા હતા. બુદ્ધે પોતાના શિષ્યોને કહ્યું કે, જે લોકો અમંગળ ધારીને તમારો તિરસ્કાર કરે છે, તેજ ચિર-મંગળકર છે. તમે નગરવાસીઓને કહેજો કે–'બુદ્ધે જગતમાં ધર્મરાજ્ય ફેલાવવાનો સંકલ્પ કર્યો છે, સત્યજ તેનું અમોઘાસ્ત્ર છે, સત્ય વિના બીજું કંઇ પણ હથિયાર તે જાણતો નથી. આ સત્યના બળથીજ ઘણા માણસો તેનું અનુકરણ કરે છે, સત્યના બળથીજ તેનું રાજ્ય દિવસે દિવસે વધશે.'

બુદ્ધ કેટલાક લોકોની પ્રીતિ અને કેટલાક લોકોની અપ્રીતિ ભોગવીને મહોત્સાહથી નવા ધર્મનું નવું તત્વ ફેલાવવા લાગ્યો. દેશ વિદેશમાં તેનું નામ ફેલાઇ ગયું. પુત્ર સિદ્ધ થઇને હજારો માણસોને નવજીવન આપે છે, એ ખબર સાંભળીને શુદ્ધોદન રાજા તેને જોવાને માટે આકુલ થઇ પડ્યો. પછી તેણે બુદ્ધને કપીલવસ્તુમાં લાવવા માટે માણસો મોકલ્યાં. વૃદ્ધ પિતાનું આમંત્રણ સ્વીકારીને બુદ્ધ પોતાના શિષ્યો સહિત જન્મભૂમિમાં ગયો. ત્યાં રાજકુટુંબ તથા નગરના લોકોએ તેને હર્ષથી વધાવી લીધો. બુદ્ધે પોતાનો મુકામ નગરથી કેટલેક દૂર વડવનમાં રાખ્યો હતો. બીજે દિવસે બુદ્ધ ભિક્ષાપાત્ર હાથમાં લેઇને નગરમાં પેઠો. અને ઘેર ઘેર ભિક્ષા માગવા લાગ્યો. રાજપુત્રનો ભિખારી વેશ જોઇને નગરવાસીઓ રોવા લાગ્યા. ઘરમાં અતુલ ઐશ્વર્ય હોવા છતાં એક મુઠી અનાજને માટે રાજપુત્ર બારણે બારણે ભિક્ષા માગે છે, રમણિયોના કોમળ પ્રાણમાં આવો ભયાનક દેખાવ મદન થઇ

---

૧ આ બોધિદ્રુમના અંકુરમાંથી ઉત્પન્ન થયેલું ઝાડ હજી સુધી છે. ઇસ્વીસનની પહેલાં ૩૦૦ વર્ષ ઉપર બોધિદ્રુમની એક સાખા સિંહલદ્વિપના અનુરોધપુરમાં લેઇ ગયા હતા, અને ત્યાં રોપી હતી. તે હજી સુધી છે. આ ઝાડ પૃથ્વીમાં સર્વ કરતાં જૂનું છે.

૨ એ જગાને હાલ સારનાથ કહે છે.

શકયો નહિ. તેથી તેઓ નાના પ્રકારના વિલાપ કરવા લાગી. ચારે બાજુએથી વિલાપની ધ્વનિ સાંભળીને ગોપારાણી મેહેલ ઉપર ચડીને જુવે છે તો પોતાનો પ્રાણાધિક સ્વામી ઉઘાડે પગે, ખુલ્લે માથે, હળદરના રંગનું કપડું પહેરીને, હાથમાં ભિક્ષાપાત્ર લેઇને ઘેર ઘેર ભિક્ષા માગે છે. ગોપા સ્વામીની આવી મૂર્તિ જોઇને બેશુદ્ધ થઇ ગઇ. થોડીવારમાં તેણે પોતાનો શોક સમાવીને પોતાના સસરાને આ વાતની જાણ કરી. રાજા પુત્રનો આવો દીન વેશ જોઇને અધીરો થઇને રોવા લાગ્યો. ઇચ્છા થઇ કે પુત્રને ભિક્ષાથી દૂર કર. પરંતુ બોલાયું નહિ. ઘણા કષ્ટથી શોકનો વેગ સમાવીને બોલ્યો કે,–"શા માટે પેટને સારૂ ઘેરે ઘેર ભિક્ષા માગીને અમને શરમમાં નાખે છે? હું શું આટલા ભિક્ષુકોને ખાવાનું આપી શકતો નથી?" બુદ્ધે કહ્યું, 'મહારાજ! ભિક્ષા વૃત્તિ અમારા વંશની રીતિ છે.' રાજા બોલ્યો, 'આપણે રાજાના પુત્ર છીએ, આપણા વંશના કોઇએ કદી પણ ખાવાને માટે ભિક્ષા વૃત્તિનું અવલંબન કર્યું નથી.' બુદ્ધે કહ્યું, 'આપ અને આપનું કુટુંબ રાજવંશ જાત હોઇ શકો છો, પરંતુ હું પુરાતન બુદ્ધ ગણના વંશથી અવતરેલો છું. તેઓ ભિક્ષા માગીને પોતાનો ગુજારો કરતા હતા. પરંતુ પિતાજી જો કોઇ મહા મૂલ્ય ગુપ્ત ધન મેળવે તો તે અમૂલ્ય રત્ન પિતાનેજ ભેટ આપવું એ કર્તવ્ય છે.' એટલું કહીને તેણે વૃદ્ધ પિતાને પોતાના નવા ધર્મનો ઉપદેશ કર્યો. પિતાએ તે બહુ પ્રીતિથી સાંભળ્યો. પછી બુદ્ધ ત્યાંથી પોતાની પત્ની ગોપા પાસે ગયો. ગોપા પતિને જોઇને બહુ આક્રંદ કરવા લાગી. જે પ્રાણાધિક એને પોતાના આશ્રયમાં લેઇને નિશ્ચિંત કરી હતી, તે અબળાને આ ભૂમંડળમાં નિરાશાના અપાર સાગરમાં ડુબાવી છે. બુદ્ધ ગંભીર ભાવથી ઉભો રહીને વિષાદ પૂર્ણ ચિંતા કરતો હતો. વિના અપરાધે પ્રિયતમા પત્નીના સુખના માર્ગમાં કાંટા નાખ્યા છે, ક્ષણ માત્ર આ વિચાર કરીને પત્નીને અનંત સુખથી સુખી કરવાને માટે ધર્મોપદેશ આપ્યો. ધર્મની અમૃત કથાનું શ્રવણ કરવાથી ગોપાનો દગ્ધ પ્રાણ જરા શાન્ત થયો. રાજા અને રાજકુટુંબનાં ઘણાં માણસોએ એ અપૂર્વ કથા સાંભળીને નવા ધર્મપર આસ્થા રાખી.

બીજે દિવસે ગૌતમીના પુત્ર નંદનો વિવાહ અને રાજ્યાભિષેક હતો. આ સુખદાયક દિવસે બુદ્ધ એકવાર નંદને મળવા ગયો હતો. બુદ્ધે એવા કોઇ અલૌકિક આકર્ષણથી તેને ખેંચ્યો, અને એવા કોઇ મહા મંત્રથી તેને મુગ્ધ કર્યો કે તેણે રાજ્ય સુખ અને વિવાહ સુખ અસાર અને નાશવંત જાણ્યું. આ ખબર જાણીને રાજભવનમાં હાહાકાર થઇ ગયો. નંદનું મન ફેરવવાની કોશિસ કરી, પણ કોઇ રીતે તેનું મન ફર્યું નહિ.

રાખું છું. મારી પ્રાર્થના પૂર્ણ કરો.' રાહુલ પિતાની પાસે જઇને નિખાલસ મનથી કહેવા લાગ્યો, 'પિતાજી! આપને જોઇને મને ઘણો આનંદ થયો છે.' બુદ્ધે તેને કંઇ જવાબ દીધો નહિ. ભોજન કરીને તે વડવનમાં ગયો રાહુલ પણ તેની પછવાડે પછવાડે ગયો, અને વારંવાર પૈતૃક ધનની યાચના કરવા લાગ્યો. છેવટે બુદ્ધે પોતાના શિષ્ય સારીપુત્રને કહ્યું કે,' આ બાળકને સહચર કરો.' સાત વર્ષના નિર્દોષ સરળ બાળકનો શિષ્યોએ રાજપોશાક ઉતાર્યો. મણિ મુક્તા શરીરમાંથી કાઢયા, પગ ઉઘાડા કર્યા, માથુ મુંડાવ્યું, અને હળદરના રંગનાં જીર્ણ વસ્ત્ર પહેરાવ્યાં. રાહુલ પણ ભિક્ષુક શ્રેણીમાં દાખલ થયો છે, એ ખબર જાણીને રાજકુટુંબમાં ઘણો શોક થયો.

કપિલવસ્તુમાં કેટલાક દિવસ રહીને બુદ્ધ રાજગૃહ તરફ જવા નીકળ્યો. રસ્તામાં ઘણાક લોકો તેના શિષ્ય થયા. તેઓમાં આનંદ, દેવદત્ત, અને અનિરૂદ્ધ એ બૌદ્ધ મંડળમાં પ્રસિદ્ધ છે. પહેલાં એક વખતે બુદ્ધને ગંગાનદી ઉતરીને પેલે પાર જવાનું હતું. નદી કિનારે જઇને તેણે એક ખારવાને કહ્યું, 'મને મેહેરબાની કરીને નદી પાર લેઇ જા.' નાવિકે કહ્યું, 'પૈસા આપો તો હું લેઇ જાઉં.' બુદ્ધે કહ્યું, 'હું ગરીબ છું, મારી પાસે પૈસા નથી, તો હું તને પૈસા ક્યાંથી આપુ?' ખારવાએ કહ્યું કે, 'માણસોને નદી પાર કરીને પૈસા એકઠા કરવા, અને તેમાંથી બાઇડી છોકરાંનું પોષણ કરવું, એજ મારો ઉદ્યોગ છે. માટે પૈસા લીધા સિવાય હું તમને નદી ઉતારી શકતો નથી. આવી રીતે વાત ચિત ચાલે છે, એવામાં બગલાનું ટોળું આકાશ માર્ગે નદી પાર જતું હતું, તે બતાવીને બુદ્ધે નાવિકને કહ્યું, 'જુઓ આ બગલાં કેવી રીતે પોતાની મેજે નદી ઉતરીને જાય છે? તેઓ કોઇને કંઇ આપતાં નથી. હું પણ આધ્યાત્મિક બળથી નદી પાર કરીશ. પછી બુદ્ધ ગંગા નદી ઉતરીને મૃગદાવમાં ગયા હતા!

રાજગૃહથી થોડે દૂર એક **નાલા** નામે ગામમાં **ભરદ્વાજ** નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે ખેતીનું કામ કરતો હતો. એક દિવસે તે પોતાનાં ૫૦૦ હળ લેઇ ખેતરમાં જવાને તૈયાર થયો હતો, તેવામાં બુદ્ધ ભિક્ષાપાત્ર લેઇને તેના બારણામાં જઇ ચઢયો. બ્રાહ્મણ પોતાના બારણામાં ભિક્ષુકને જોઇને ક્રોધથી રાતો પીળો થઇ ગયો. તે ગુસ્સામાં ને ગુસ્સામાં બહાર નીકળીને બોલ્યો, 'શ્રમણ! હું જમીન ખેડીને બીજ વાવું છું, તેનાથી અનાજ થાય છે, અને તે અનાજ ખાઇને પ્રાણ ધારણ કરૂં છું. મેહેનત સિવાય આ દુનિયામાં ખાવાનું મળતું નથી. શા માટે તું બીજા માણસોને બારે પડે છે.? જમીન ખેડીને બીજ વાવ્ય, તેમ કરીશ તો ખાવાની વસ્તુની ખોટ રહેશે નહિ.' બુદ્ધે કહ્યુ, હે બ્રાહ્મણ! હું પણ જમીન ખેડીને બીજ વાવું છું, અને તેનાથી ઉત્પન્ન થયેલી વસ્તુ ખાઉં છું.' આ વાત સાંભળીને બ્રાહ્મણે કહ્યું કે,' તારી પાસે ખેતી કરવાનાં કાંઇ ચિન્હ જણાતાં નથી. ક્યાં છે તારા બળદ? ક્યાં છે તારાં બીજ અને હળ?' બુદ્ધે કહ્યું, 'વિશ્વાસ મારાં બીજ છે, માનવનું હૃદય મારૂં ક્ષેત્ર છે, સત્કાર્ય રૂપ વૃષ્ટિ જળ તે ખેતરને રસાળ કરે છે. જ્ઞાન મારૂં હળ, અને વિનય તેની કોશ છે. અને મારૂ મન તેને ચલાવવાની રાશ છે. ધર્મ રૂપ હળને મુઠીમાં પકડું છું. ઉત્સાહ અને ઉદ્યમ બળદ ચલાવવાનો મારો પરોણો છે, અને કર્મનિષ્ઠા મારા બળદ. આવી રીતે મારી ખેતીવાડીનું કામ થાય છે. અને મોક્ષ રૂપ

જંગલી તૃણ અને કાંટા નાશ પામે છે. આ ખેતીના કામથી નિર્વાણરૂપ અમૃત ફળ ઉત્પન્ન થાય છે, અને સર્વ દુઃખનું અવસાન થાય છે, આવા અપૂર્વ ભાવની વાત સાંભળીને ભરદ્વાજ મુગ્ધ થઇ ગયો. અને સ્વાદિષ્ટ ખીર લાવીને બુદ્ધને આપવા લાગ્યો. 'ઉપદેશના ઇનામ દાખલ હું કંઇ પણ લેતો નથી.' એવું કહીને બુદ્ધે તે લેવાની ના પાડી. બુદ્ધના આવા અલૌકિક ભાવથી ભરદ્વાજનું મન ફર્યું, અને બુદ્ધની પાસેથી સન્યાસ લેઇને ઘરમાંથી નિકળ્યો.

બુદ્ધ રાજગૃહ નગરમાંથી કોશલ રાજ્યના અંતર્ગત સાનિપવિય નગરમાં ગયો. તેની ઉમ્મર હવે વધારે થઇ હતી, તથાપિ ઉત્સાહ અને ઉદ્યમમાં કંઈ પણ ઓછાપણું થયું નહિ. ત્યાર પછી તે ધર્મનો પ્રચાર કરવા માટે દક્ષિણ દેશમાં ગયો. અને ત્યાંથી કાર્યસિદ્ધિ કરીને પાછો બનારસ અને વૈશાલી થઇને શ્રાવસ્તિમાં ગયો. આ વખતે તેણે પોતાના પુત્રની પાસે મહારાહુલના સત્રની વાખ્યા કરી. ત્યાંથી તેણે ઘણેક ઠેકાણે પ્રવાસ કરીને છેલ્લે કુશીનગરના ઉપવર્તનમાં મલ્લ રાજાઓના શાલ કાનનમાં જઇ રહ્યો હતો. ત્યાં પોતાનો અંતકાળ પાસે આવેલો જોઇને પોતાના આનંદ નામે શિષ્યને બોલાવીને મનની ઘણી વાતો કહી હતી. ત્યાર પછી તેનું શરીર ધીમે ધીમે ઘણુંજ દુર્બલ થવા લાગ્યું. એવી વખતે તેણે સર્વને સંબોધીને કહ્યું; 'તમે ધારશો નહિ કે તમારો ગુરુ પૃથ્વીમાંથી ચાલ્યો ગયો છે. મારા મૃત્યુ પછી ધર્મ અને નિયમ તમારો નેતા થાય. મારા મૃત્યુ પછી મોટાઓને સ્વામી કરીને સંબોધન કરજો, અને ન્હાનાઓને બધુ કહી બોલાવજો. ભિક્ષુગણ! આ મારૂં છેલ્લું કહેવું છે કે માનવ દેહ અને શક્તિ ક્ષણભંગુર છે. આ વાક્ય પ્રાણમાં દઢ રૂપે અંકિત કરીને પરિત્રાણને માટે યત્નશીલ થજો. આટલી વાત કહ્યા પછી ચિરકાળને માટે તેમની જીભ્હા બંધ થઇ ગઇ. જે સર્વ ભારતાકાશમાં મહા પ્રકાશથી વિકીર્ણ કરીને બોલતો હતો, તે પોતાની ૮૦ વર્ષની ઉમ્મરે આજ નિર્વાણ પામ્યો. કરાળ કાળે નિર્દય હાથથી દયાના અવતાર બુદ્ધ દેવની કરૂણા મૂર્ત્તિ જગતમાંથી હરી લીધી. પરંતુ તેનું નામ તિરોહિત કરવાને તે સમર્થ થયો નહિ. બુદ્ધદેવને પરિત્યાગ કર્યાને આજ ૩૫૩૧ વર્ષ થયાં, તોપણ હજુ સુધી પૃથ્વીમાં ૫૦ કરોડ માનવ સંતાન તેના નામથી મત્ત થાય છે, નાચે છે, હસે છે, અને રૂવે છે.

બુદ્ધના જયનો મર્મ એ છે કે તેણે લોકોને આત્મોદ્ધારનો માર્ગ દેખાડ્યો. તેનો બોધ આ પ્રમાણે હતો—

ગુણ દોષ પ્રમાણે તે વધારે ઉંચી કે વધારે નીચી અવસ્થામાં જન્મે છે. બધા પાછલા ભવોમાં કરેલાં કર્મોનો કુલ સરવાળો એ ગુણ દોષમાં રહેલો છે. એમ જે માર્ગમાં ભૂત, વર્તમાન, અને ભવિષ્ય કાળમાં આપણું સકળ કલ્યાણ આપણાજ હાથમાં છે. તેમાં પરમેશ્વરની થોડીજ ગરજ છે.

બધા જીવ-સમાન છે, જાતિ ધર્મ એ અજ્ઞાન અને અભિમાનથી ઉત્પન્ન થયેલો છે. આ સૃષ્ટિ એક ભવ ચક્ર છે. એટલે એને આદિ કે અંત નથી. દરેક મનુષ્ય એ ચક્રનો એક ન્હાનો ભાગ છે. તેને પોતાની ઇચ્છા અને આશાનો ત્યાગ કરી નિર્મળ થવાથી ભવ ચક્રમાં ફરવાનું મટીને નિર્વાણ સ્થિતિ મળે છે. જીવતર થોડું કે ઘણું દુઃખદાયક હમેશાં હોયજ; અને પ્રત્યેક સારા માણસનો હેતુ એ છે કે—જન્મ મરણની પીડાથી છૂટીને અખિલાત્મામાં પોતાના પૃથક્ આત્માને ભેળી દેવો. આનું નામ **નિર્વાણ** એટલે **વિરામ** * છે. જીવતરમા સન્માર્ગે વર્તવાથી એ હેતુ પાર પડે છે. વળી નિર્વાણ સ્થિતિ પામવાને વાસ્તે ધ્યાન અને ચિંતન કરવું જરૂરનું છે. સારા સારા નિયમનું સ્મરણ અને વિચાર એ વારંવાર મનમાં લાવવાં. પ્રાર્થના કરવાની જરૂર નથી. કેમકે કોની પ્રાર્થના કરવી, એ વિષે કાંઈ સિદ્ધાંત થતો નથી. જૂઓ કે વગર પ્રાર્થનાએ દુઃખ આવે છે, તો સુખ પણ એવીજ રીતે વગર પ્રાર્થનાએ આવશે. શરીરને હરકત થાય તો ફીકર નહિ, પણ તપ એટલે દેહ દંડ કરવો જોઇએ. ધર્મ કરવો તે નિષ્પક્ષપાતપણે પણ કરવો, તે એવો કે શત્રુ અને મિત્ર એ સર્વને એક સરખી રીતે લાભ થાય. જેવાં કે—પાણીની પરબો, વૃક્ષારોપણ, રસ્તા, ઔષધશાળાઓ, અન્ન—વસ્ત્ર છેત્ર, અને જ્ઞાન વૃદ્ધિ, ઇત્યાદિ ધર્મનાં કામ કરાવવાં.'

તેણે મુખ્ય પાંચ આજ્ઞાઓ કરી છે. ૧ હિંસા કરવી નહિ. ૨ અન્યાયથી ધન મેળવવું નહિ. ૩ બીજાને ઉપદ્રવ કરી કોઇ પ્રકારનો ભોગ ભોગવવો નહિ. ૪ અસત્ય બોલવું નહિ. ૫ બુદ્ધિ ભ્રષ્ટ થાય તેવું ખાનપાન કરવું નહિ.

બુદ્ધે આ નવા સિદ્ધાંત મહાત્મા કપિલમુનિના સાંખ્યશાસ્ત્રના આધાર ઉપરથી ઉપજાવ્યા હતા. તેણે પોતાના શિષ્યોને પ્રબોધ કર્યો કે, તમારે પોતે સન્માર્ગે ચાલવું, એટલુંજ નહિ પણ બધા મનુષ્યોને એજ માર્ગે ચાલવાનો ઉપદેશ કરવો. તેણે યજ્ઞો બંધ પાડ્યા. તથા પરમેશ્વર અને માણસ વચ્ચે મધ્યસ્થ હોવાનો દાવો, જે બ્રાહ્મણો ગુરૂ તરીકે રાખતા હતા, તે રદ કર્યો. પૂર્વે સ્ત્રીઓને બ્રહ્મચર્ય અને સન્યાસ લેવાનો અધિકાર હતો, તે બ્રાહ્મણોએ કહાડી નાખીને એવું ઠરાવ્યું હતું કે; સ્ત્રીઓ શુદ્ર સમાન છે, માટે તેઓ એ અધિકારને યોગ્ય નથી. આ ઠરાવ બુદ્ધે ફેરવીને સ્ત્રીઓને ધર્મના કામમાં પુરૂષોના જેટલો અધિકાર આપ્યો. વળી શાસ્ત્ર ભણવાનો તથા ધર્માધ્યક્ષપણું કરવાનો અધિકાર બ્રાહ્મણોનેજ હતો, તે તેણે ફેરવીને ગમે તે વર્ણ ધર્માધ્યક્ષ થઇ શકે, એવું ઠરાવ્યું. તેણે મરતી વખતે પોતાના શિષ્યોને કહ્યું કે—'ઉમંગી થજો, વિચારવંત થજો, પવિત્ર થજો, અને ન-

* કેટલાક પંડિતો એવો ખુલાસો કરે છે કે—જેમ દીવો હોલવાઈ જાય છે, તેમ આત્માનું હોલવાઈ જવું, એવો અર્થ 'નિર્વાણ'નો છે. બીજાઓ વળી એમ કહે છે કે—માણસના પૃથક્ ભવનાં પાપ, પરિતાપ, અને સ્વાર્થ મરી જવું, એ આત્માનો ઉંચો વિરામ છે.

મારા પોતાના હૃદય ઉપર દૃઢ નિશ્ચય રાખજે. જે માણસ શાસ્ત્ર પ્રમાણે દૃઢતાથી વર્ત્તે છે, અને નીતિ પાળે છે, તથા હિંમત હારતો નથી, તે ભવસાગર તરશે. અને તેના સંતાપનો અંત આવશે.'

બુદ્ધે મોઢે ઉપદેશ કર્યો હતો. તેણે પુસ્તકો લખ્યાં નથી. તે શિષ્યોં પાસે પાઠ કરાવતો. તેના મરણ પછી કેટલેક વર્ષે ગ્રંથો લખાયા છે. કુશીનાગઢમાં તેનું મરણ થયા પછી, તેનાં વચનો એકઠાં કરવા માટે તેના ૫૦૦ શિષ્યો પટનાની પાસેની એક મોટી ગુફામાં ભેગા થયા હતા. આ પહેલી બૌદ્ધ સભા હતી. તેના ધર્મનો ફેલાવો પણ તેના મરણ પછી ઘણો થયો હતો. ઘણાક વિદ્વાન બ્રાહ્મણો, ક્ષત્રિઓ, અને રાજાઓ તેમાં ભળ્યા હતા. વધારે નવાઇની વાત તો એ છે કે—તેના પ્રતિપક્ષી જે બ્રાહ્મણો તે પણ તેને માનવા લાગ્યા. તે એટલે સુધી કે તેને વિષ્ણુંનો નવમો અવતાર ગણ્યો. મહારાજા અશોકે તેનું માન ઘણું વધાર્યું. અને રાજ ધન વગેરેથી બૌદ્ધ માર્ગને ઘણું ઉત્તેજન આપ્યું હતું. મગધ દેશની પાલી ભાષામાં એ ધર્મનાં પુસ્તકો લખાયાં. તેથી સંસ્કૃત નહિ ભણેલા લાખો માણસો તે વાંચી શક્યા. તેથી આખા હિંદમાં બૌદ્ધ ધર્મ પ્રસરી ગયો. તે છતાં બ્રાહ્મણ ધર્મ તદ્દન નાશ પામ્યો નહોતો. હાલ હિંદુસ્થાનમાં બૌદ્ધ ધર્મ માનનારા લોકો નથી, પણ એ ધર્મમાંથી નિકળેલા જૈન મતના લોકોની થોડીક વસ્તી છે. હાલ સિયોન (લંકા), સિઆમ, આવા, ચીન, ટિબેટ બ્રહ્મદેશ, તાતાર, માંગોલિયા, અને સૈબિરિયા વગેરે મૂલકના લોકો બૌદ્ધ ધર્મ પાળે છે. તે બધાની સંખ્યા ૫૦ કરોડ માણસની છે. જે દુનિયાની એકંદર વસ્તીનો લગભગ અડધો ભાગ છે. એ રીતે જોતાં બૌદ્ધ ધર્મના જેટલી વસ્તી જગતમાં બીજા કોઇ પણ ધર્મની નથી.

હિંદુઓ બુદ્ધને વિષ્ણુંનો નવમો અવતાર માને છે. આજ પણ દશ અવતારની મૂર્ત્તિઓનું સ્થાપન કરે છે, તેમાં બુદ્ધની મૂર્ત્તિનું પણ સ્થાપન કરે છે. પોતે બુદ્ધના મતના ન છતાં, તેને આટલું બધુ માન હિંદુઓ આપે છે, તે કાંઇ ઓછી વાત કહેવાય નહિ. બુદ્ધનું બીજુ નામ ગૌતમબુદ્ધ પણ કહેવાય છે.

આ મહાપુરૂષના મરણનો સમય યુરોપી પંડિતો ઇસ્વીસનની પૂર્વે ૫૪૩નો બતાવે છે. તે પ્રમાણે ગણતાં તેમને થઇ ગયાને ૨૪૩૮ વર્ષ થાય. પરંતુ તેમનું એ કહેવું હિંદુશાસ્ત્રોની વિરૂદ્ધ છે. યુરોપી પંડિતોના મત પ્રમાણે મહારાજા ચંદ્રગુપ્ત ઇ. સ. પૂર્વે ૨૯૨ માં મરણ પામ્યો હતો. એ રીતે જોતાં ચદ્રગુપ્તના પહેલાં ૨૫૧ વર્ષ ઉપર બુદ્ધ દેવ થઇ ગયા હતા. હવે હિંદુશાસ્ત્રોમાં લખ્યા મુજબ મહારાજા ચંદ્રગુપ્ત યુધિષ્ટિર શક ૧૭૧૫ ના પ્લૌ નામના સંવત્સરમાં મરણ પામ્યો હતો. યુધિષ્ટિરનો શક ૩૦૪૪ વર્ષ ચાલીને બંધ પડ્યા પછી તુરત વિક્રમનો સંવત ચાલું થયો હતો. માટે ચંદ્રગુપ્ત રાજાને થઇ ગયાને આજે ૩૨૮૦ વર્ષ થયાં. અને તેમના પહેલાં ૨૫૧ વર્ષ ઉપર બુદ્ધનું મરણ થયું હતું, એટલે બુદ્ધને થઇ ગયાને આજે ૩૫૩૧ વર્ષ થયાં, એવું હિંદુશાસ્ત્રોથી સિદ્ધ થાય છે.

—o—

# પાર્શ્વનાથ.

આ મહાત્મા પુરૂષ જૈન ધર્મના ૨૩ મા તીર્થંકર (પ્રભુ) છે. તેમનો જન્મ ઇસ્વીસન પૂર્વે ૮૨૨ માં પોસ વદ ૧૦ ની મધ્યરાત્રે કાશીની પાસે **બેલપુર**માં થયો હતો. તેમના પિતાનું નામ **અશ્વસેન** રાજા અને માતાનું નામ **વામાદેવી** હતું. કહે છે કે અશ્વસેન રાજા ઇક્ષ્વાકુ વંશના હતા. પાર્શ્વનાથ મહા દયાળુ, ક્ષમાવાન, અને જ્ઞાની પુરૂષ હતા. તેમણે પોતાની આખી જીંદગાની યોગાભ્યાસમાં ગુજારી હતી. બાવીસમા તીર્થંકર શ્રી **નેમીશ્વર**ની જાન ચિત્રામણમાં ચિત્રેલી જોઇને પોતે વૈરાગ્ય દશાને પામ્યા હતા. તે છતાં પણ લીલા અશ્વ ઉપર સ્વાર થઇને મ્લેચ્છ રાજાના લશ્કરને હરાવીને કુશસ્થળ નગરના **પ્રસન્નજીત** રાજાની કુંવરી **પ્રભાવતી**ની સાથે તેઓ પરણ્યા હતા. એવું કહેવાય છે કે, પ્રભાવતીએ પ્રથમ પત્ર લખીને સુડા પક્ષીને સમાચાર આપવા સારૂ શ્રી પાર્શ્વનાથ પાસે મોકલ્યો હતો.

એક દિવસે કુંમાર પાર્શ્વનાથ મેહેલના ઝરૂખામાં બેઠા હતા, તેવામાં ઘણા લોકોને બળી લેઇને જતાં તેમણે દીઠા. તેથી તેમણે પુછ્યું કે, તમે કયાં જાઓ છો ? લોકોએ કહ્યું;—" પંચાગ્નિ તપ કરનાર અને દુધનો આહાર કરનાર એવો કમઠ નામે પવન ભક્ષી એક તાપસ આવ્યો છે, તેને નમવા જઇએ છીએ. તમારે પણ આવવું જોઇએ." એ ઉપરથી પાર્શ્વનાથ હસ્તિ ઉપર બેસીને એ ઋષિ પાસે ગયા. ત્યાં હોમ કરનાર અને વિભૂતિ ચોળનાર કેટલાએક યોગીઓને જોઇને તેમણે ઋષિને કહ્યું કે;—"તમે દયા વિના અજ્ઞાનપણે શું તપ કરો છો ?" ઋષિએ ક્રોધ કરીને ઉત્તર આપ્યો કે;—" હે રાજપુત્ર ! તમે ધર્મમાં શું સમજો ? વંધ્યા સ્ત્રી ગર્ભ પ્રસવની વેદના શું જાણે ? તમે માત્ર હાથી ઘોડા ખેલાવી જાણો.' એ સાંભળી પાર્શ્વકુમારે સેવક પાસે એક અર્ધ જ્વલિત કાષ્ટ કઢાવીને તેને કુહાડવડે ફડાવ્યું, તો તેમાંથી એક બળતો સર્પ[1] નીકળ્યો. તેને શ્રાવક સેવકના મુખથી **નવકાર મંત્ર** સંભળાવ્યો. સર્પ અંતરમુહૂર્તમાં મરણ પામી ધરણેંદ્ર નામે નાગદેવતા થયો. પછી કમઠ ઋષિ માન ભ્રષ્ટ થઇ ત્યાંથી ચાલી ગયા.

પાર્શ્વ કુમાર ૩૦ વર્ષની ઉમ્મરના થયા, ત્યારે લોકાંતિક દેવની વિનંતિથી સંવત્સરી દાન દઇ પોષ વદી ૧૧ ને દિવસે વિશાખા નક્ષત્રે ચંદ્રમાનો યોગ આવ્યો, ત્યારે ત્રણુસેં પુરૂષની સાથે ચૌવિહારી અઠમનો તપ કરી, આશ્રમ નામના ઉદ્યાનમાં અશોક વૃક્ષની નીચે તેમણે દિક્ષા લીધી હતી. પછી કોપ કટાક્ષ સંનિવેશમાં ધન નામે વિપ્રને ઘેર પરમાન્નનું પારણું કર્યું. ત્યાં વસુધારાની વૃષ્ટિ થઇ, અને પંચ દિવ્ય પ્રગટ થયાં. એ પ્રમાણે એક રાજકુંમાર જ્ઞાન પામી મહા યોગી થયો. અને પોતાના મહાન્ તપોબળે કરીને પરમ પૂજ્ય "પ્રભુ" પદને પામ્યો. મહાત્મા પાર્શ્વનાથનો ઉપદેશ આવો હતો:-" અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ, એ પાંચ મહાવ્રત આચરવાં. અને ક્રોધ, માયા, લોભ, રાગ, દ્વેષ, કલહ, વાદ, દર્પ, શોક, કપટ, નિંદા મિથ્યા દર્શન, ભય, અજ્ઞાન, અને કામ, એ સર્વે પાપ છોડી દેવાં. સાધુએ મધુકરી માગી પોષણ કરવું. ગૃહસ્થોએ—કારણ વગર હિંસા ન કરવી, અસત્ય ન બોલવું, ચોરી ન કરવી, પરસ્ત્રી ત્યાગ અને દ્રવ્ય સંપાદન કરવામાં કોઇને હાનિ કરવી

(૧) કહે છે કે,—એ સાપને પાર્શ્વનાથ પોતાના દિવ્ય જ્ઞાન વડે અગ્નિમાં બળતો જોઇ શક્યા હતા.

નહિ. મર્યાદશીળ વર્તવું, મિતાહાર રાખવો, નઠારાં કર્મ કરવામાં મસલાહ કોઇને ન આપવી, ધ્યાન મર્યાદા પાળવી, દેશ મર્યાદા પાળવી, સાધુનાં વર્ત પાળવાં, અતિથિવર્ત પાળવું, એ બાર વર્તનું આચરણ કરવું." ઇત્યાદિ તેમની આજ્ઞાઓ છે.

આ મહાત્મા પુરૂષ ૩૦ વર્ષ ગૃહસ્થપણે, અને ૭૦ વર્ષ જેટલો લાંબો કાળ તપ વ્રતમાં રહીને પોતાની ૧૦૦ વર્ષની ઉમ્મરે બંગાળાના હજારીબાગ જીલ્લામાં આવેલા પ્રખ્યાત **સમેતશિખર** પર્વતપર 'સમાધિસ્થ થયા હતા. જૈન ગ્રંથોમાં લખ્યુ છે કે, તેઓ પોતાનુ સો વર્ષનુ આયુષ્ય પૂર્ણ કરી ૩૩ મુનિ સાથે પરિનિર્વા છતાં કાયોત્સર્ગ ધ્યાને શ્રાવણ સુદિ અષ્ટમીએ વિશાખા નક્ષત્રે મધ્ય રાત્રે **શ્રી મહાવીર** નિર્વાણથી ૨૫૦ વર્ષ પહેલાં મોક્ષે ગયા છે. પાર્શ્વનાથનું નામ અન્ય ધર્મના લોકોમાં એટલું બધુ પ્રખ્યાત છે કે, તીર્થંકરની કોઇપણ મૂર્તિને તેઓ પાર્શ્વનાથ અથવા પારસનાથની મૂર્તિ કહે છે. બંગાળામાં આવેલો સમેત શિખર નામે શ્રાવક લોકોનો પવિત્ર પર્વત પણ પારસનાથનો પર્વત એવા નામથી પ્રસિદ્ધ છે. જૂદે જૂદે ઠેકાણે પધરાવેલા પાર્શ્વનાથના જૂદાં જૂદાં નામ છે. જેમકે, પાટણમા પચાસરા પાર્શ્વનાથ છે. **માંગરોળ** બંદરમાં નવપલ્લવ પાર્શ્વનાથ છે. ઘોઘામાં નવખડા પાર્શ્વનાથ છે. ભાવનગર અને મુંબઇમાં ગોડીજી પાર્શ્વનાથ છે. અમદાવાદમાં ચિંતામણિ પાર્શ્વનાથ છે. પોરબંદરની પાસે બડેચા પાર્શ્વનાથ છે. અને ગીરનાર ઉપર નેમિનાથની મોટી ભમતીમાં એક ભોયરૂ છે, તેમાં પધરાવેલા પાર્શ્વનાથને અમીઝરા પાર્શ્વનાથ કહે છે. તેનું કારણ એવું કહેવાય છે કે, તેમના શરીર ઉપર અમૃતનાં ટીપાં પુણ્યશાળી પુરૂષોના જોવામાં આવે પાર્શ્વનાથની ધ્વજા સર્પ છે.

## મહાવીર સ્વામી.

જૈન ધર્મના આ છેલ્લા ચોવીસમા તીર્થંકર[1] મહાત્મા **મહાવીર સ્વામી**નુ નામ સર્વત્ર પ્રખ્યાત છે. તેમનો જન્મ મહાત્મા પાર્શ્વનાથના પરલોક ગમન પછી ૨૫૦ વર્ષે ક્ષત્રિકુંડ નગરમાં ચૈત્ર શુદ ૧૩ ને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ સિદ્ધાર્થ[2] રાજા,

(૧) જૈન ધર્માવલંબિઓ કેટલાક સિદ્ધ પુરૂષોને દેવતા તરીકે અર્ચના અને આરાધના કરે છે. તેઓ દુઃખથી ભરેલા આ સંસાર સાગરમાંથી પાર થયા છે, તેથી તીર્થંકર અથવા પરાગત નામથી ઓળખાય છે. જન્મ્યા પછી લાંબો વખત કઠોર તપશ્ચર્યા વગેરેના બળથી આખરે તીર્થંકરત્વને મેળવે છે તીર્થંકરો સર્વ દેવો અને મનુષ્યોને પૂજ્ય છે. એ વાસ્તે અર્હત્ નામથી કીર્તિત અને રાગદ્વેષાદિ રિપુઓ જય કરીને આત્મેશ્વર અને સર્વ જયી થયા છે તેથી જિન અથવા જિનેશ્વર નામથી પ્રખ્યાત છે. તેઓની સર્વજ્ઞતા, સર્વ દર્શિતા, આપ્તતા, અને રાગાભાવ વગેરે પણ લોકાતિક ગુણ બતાવે છે તેઓની સંખ્યા ૨૪ ની છે તેમનાં નામ જૂઓ ઋષભદેવ ચરિત્રમાં નીચેની સ્ફુટ નોટમાં આપેલા છે.

(૨) સિદ્ધાર્થનાં બીજાં બે નામ. શ્રેયાંસ અને યશસ્વી હતું. તેમજ ત્રિશલાનાં બે નામ, વિદેહદત્તા તથા પ્રીતિકારિણી હતા

અને માતાનું નામ **ત્રિશલા** હતું. સિદ્ધાર્થ ઇક્ષ્વાકુ વંશમાં ભારતવર્ષમાંના **પાવન** નામે દેશનો રાજા હતો. તેણે પ્રથમ પુત્રનું નામ **વર્દ્ધમાન** રાખ્યું હતું. પણ પછીથી તેને ઘણોજ શક્તિમાન જોઇને **મહાવીર**ની સંજ્ઞા આપી હતી. મહાવીરના કાકાનું નામ સુપાર્શ્વ, મોટા ભાઇનું નામ નંદવર્દ્ધન, અને બ્હેનનું નામ સુદર્શના હતું. મહાવીરે **યશોદા** નામની એક કન્યાની જોડે વિવાહ કર્યો હતો. યશોદા દેવી સમવીર નગરના રાજાની કુંવરી હતી. તેનાથી મહાવીરને એક પુત્રી થઈ હતી. તેનાં બે નામ પાડ્યાં હતાં. **અનોર્જા** અથવા **પ્રિયદર્શના.** જામલિ નામના એક શિષ્યની જોડે પ્રિયદર્શનાનો વિવાહ થયો હતો. તેનાથી તેને એક પુત્રી થઇ હતી. તેનાં પણ બે નામ પાડ્યાં હતાં. શેષવતી અને યશોવતી.

મહાવીરનું જીવનચરિત જૈનોના "**કલ્પસૂત્ર**" નામે પવિત્ર પુસ્તકમાં વિસ્તારથી લખેલું છે. તેમાં લખ્યા પ્રમાણે મહાવીર દેવત્વ અને દેવ સંબંધી લાંબું જીવન ત્યાગ કરીને અમરપણું મેળવવા માટે તીર્થંકર રૂપથી ભૂમંડળમાં અવતીર્ણ થયા હતા. એ વખતે જૈન ચતુર્થ યુગનાં ૭૫ વર્ષ બાકી હતાં. જ્યારે મહાવીરની અઠ્ઠાવીસ વર્ષની ઉમ્મર થઇ. ત્યારે તેમનાં પિતા માતા મરણ પામ્યાં. તેથી બે વર્ષ સુધી તેઓ પોતાના ભાઇ નંદવર્દ્ધનની જોડે રહ્યા હતા. અને ત્રીસ વર્ષની ઉમ્મરમાં સંસારની માયા છોડીને તેઓએ સંન્યાસાશ્રમનો સ્વીકાર કર્યો હતો. તેમના એવા કામથી દેવતાઓ તેમજ મનુષ્યો ઘણાજ આનંદિત થયા હતા. તેમની તપશ્ચર્યા અને દિવ્ય જ્ઞાન પ્રાપ્તિનું વિસ્તાર પૂર્વક વર્ણન છે. સંન્યાસ ધર્મ અવલંબન કરીને બે વર્ષ પર્યંત તેમણે કઠોર તપશ્ચર્યા કરી હતી. ત્યાર પછી પોતાનો ધર્મ ફેલાવવામાં અને પોતાની હમેશની ઇચ્છા જે જિનત્વ મેળવવાની હતી, તેમાં યત્નવાન થયા હતા.

મહાવીર સ્વામીએ ઘણા દિવસ સુધી ઉપવાસનું વ્રત અવલંબન કરીને બંને નેત્રોની દૃષ્ટિ નાસિકાના અગ્રભાગ તરફ રાખી મૌન વ્રત ધારણ કર્યું હતું. કહે છે કે એ વ્રત વખતે ઇંદ્ર દેવે તેમના શરીરનું રક્ષણ કરવા માટે યક્ષને મોકલ્યો હતો. એવી રીતે કેટલાક દિવસ વિત્યા પછી રાજગૃહ પ્રદેશમાંના કોઇ ગામડાનો રહેનાર ગોશાલ નામનો એક ચંચળ સ્વભાવનો માણસ પોતાનો ધર્મ છોડીને તેમનો સોબતી થયો હતો. આ માણસ સર્વદા બીજા માણસોની સાથે વાદવિવાદ કરવામાં એક્કો હતો. તે બિહાર પ્રાંતમાં આવેલી શ્રાવસ્તી તથા વૈશાલી વગેરે ફરીને સાંના અજ્ઞાન લોકોને પોતાના મતમાં લાવવાનો પ્રયત્ન કરતો હતો. તે પછી મહાવીર કૌશાંબી નગરમાં ગયા. એ વેળાએ તે નગરનો અધિપતિ શતાનીક હતો. તેણે મહાવીરને સારૂં સન્માન આપ્યું હતું. તથા ઘણા લોકો તેમના એ મતમાં દાખલ થયા હતા. એ જગોએ મહાવીરે બાર વર્ષ સુધી રહીને તપશ્ચર્યા કરી હતી. અને ત્યાંજ તેમને સાંસારિક કર્મ બંધ છૂટી જઇને દિવ્ય જ્ઞાન પ્રાપ્ત થયું હતું. તથા જિનત્વ મેળવ્યું હતું. સર્વ ઇંદ્રિઓનો નિગ્રહ થતાંજ સર્વજ્ઞ અને સર્વ દર્શી થયા હતા.

એવી રીતે મહાવીર સ્વામી પોતાની ૭૨ વર્ષની ઉમ્મરે સર્વ ક્લેશથી એકીવારે મુક્ત થયા હતા. આ બનાવ બિહાર દેશના <u>અપાપપુરી</u> નામની જગોએ રાજા હસ્તિપાલની રાજધાનીમાં બન્યો હતો. તે વેળાએ જૈનોના અવસર્પિણી કાળના દુખમા સુખમા નામના ચોથા યુગનાં લગભગ ચાર વર્ષ બાકી હતાં. મહાવીરની સંસાર મુક્તિનાં ૯૮૦ વર્ષ પછી

કલ્પસૂત્ર[1] રચાયું હતું. જ્યારે મહાવીર સ્વામીએ પોતાનો મત પ્રચાર કરવાનો આરંભ કર્યો હતો, ત્યારે મગધમાં વેદ ચર્ચા પ્રબળ હતી. અને ઘણાક વેદજ્ઞ બ્રાહ્મણોની જોડે તેમને વાદવિવાદ થયો હતો. પરંતુ ઘણું કરીને સઘળાઓ તેમનાથી પરાજય પામીને તેમના દેખાડેલા રસ્તાના મુસાફર થયા હતા. આવી રીતે અતિ અલ્પકાળમાં મહાવીરે ઘણી પ્રખ્યાતિ મેળવી હતી. જે બ્રાહ્મણોએ પોતાનો મત છોડીને જૈન ધર્મ અંગિકાર કર્યો હતો, તેઓ ગણપાધિપ અથવા ગણધર નામથી પ્રખ્યાત થઇને તેમણે જૈન ધર્મનો વાવટો ભારતમાં ઉડાડવાનો સંકલ્પ કર્યો. મહાવીરના ૧૧ શિષ્યો હતા. તેમનાં નામ;— ઇંદ્રભૂતિ, અગ્નિભૂતિ, વાયુભૂતિ, વ્યકત, સુધર્મ, મંડિતપુત્ર, મૌર્યપુત્ર, અકંપિત, અચલભ્રાત, મૈત્રેય, અને પ્રભાસ તેઓમાંથી બેજ શિષ્યો મહાવીરના મોક્ષ પછી જીવતા હતા. તેમનાં નામ;–ઇંદ્રભૂતિ, અને સુધર્મ. તેમણે મહાવીરની મુક્તિ પછી મુક્તિ મેળવી હતી. કલ્પસૂત્રાનુંસારે યતિઓ અને સન્યાસીઓ સુધર્મના શિષ્યો થઇ આવેલા છે. ટુંકામાં બીજા કોઇ શિષ્યના શિષ્ય નહોતા.

ઇંદ્રભૂતિનું બીજું નામ **ગૌતમ** હતું. આ નામનું સરખાપણું અવલંબિને જૈનો બૌદ્ધગૌતમને મહાવીરના શિષ્ય તરીકે બતાવે છે. ઇંદ્રભૂતિ ગૌતમ ગોત્રથી ઉત્પન્ન થયેલા મગધના રહેવાશી વસુમતિ નામના કોઇ બ્રાહ્મણનો પુત્ર હતો. તેથીજ તેને ગૌતમ એવી સંજ્ઞા હતી. અગ્નિભૂતિ અને વાયુભૂતિ તેના ભાઇઓ હતા. જ્યારે મહાવીર મગધમાં ફરતા હતા, ત્યારે તેમણે પોતાનો ધર્મ ત્યાગ કરીને જૈન ધર્મનું અવલંબન કર્યું હતું. વ્યક્ત અને સુધર્મ તે પણ બ્રાહ્મણો હતા. અને જૈન ધર્મમાં દિક્ષીત થવાની પૂર્વે તેઓ આર્ય ધર્મનો ઉપદેશ આપતા હતા. ઉપર લખેલા અગીઆર શિષ્યો પ્રથમ મહાવીરની સાથે ઘણા વાદ વિવાદમાં પ્રવૃત થયા હતા. પરંતુ છેવટે મહાવીરથી પરાજિત થઇને તેમણે પોતાનો ધર્મ છોડયો હતો. મહાવીરે સ્પષ્ટ રીતે તેમને સમજાવ્યું હતું કે;—"ઇંદ્રિય જ્ઞાનનો આધાર થઇ શકતો નથી. કારણકે ઇંદ્રય નાશથી ઇંદ્રયને માટે જ્ઞાનનો નાશ થતો નથી. કર્મની સત્તા જરૂર માનવી પડશે. કારણકે પાપ પુણ્યની ઉત્પત્તિ અને પાપ પુણ્યાદિ કર્મનું ફળ જોવામાં આવે છે. પાપ પુણ્યાદિ કર્મનો આધાર સ્વરૂપ જીવ પદાર્થ જરૂર છે. કારણ કે પાપ પુણ્યનું ફળ ભોગવવું પડે છે; માટે જો જીવ ન હોય, તો બીજો કોણ ભોગવશે? પરલોકનું અસ્તિત્વ જરૂર માનવું પડશે." આવી રીતના નાના પ્રકારના સંદેહ છિન્ન કરીને મહાવીરે તેમના મનને એટલા બધા વશીભૂત કર્યા હતા કે, તેમણે તેમના ધર્મમાં દીક્ષિત થઇને તેનો ફેલાવો કરવાનો દ્રઢ નિશ્ચય કર્યો હતો.

મહાવીર સ્વામી અહિંસાને પરમ ધર્મ તરીકે માનતા હતા. તેમના મનમાં શારિરીક કલેશ સહન કરવો મનુષ્યને ઉચિત છે, પરંતુ તેમ કરીને શરીર ઉપર પોતે કાંઇ પણ જુલમ કરવો ન જોઇએ. બીજાના શરીરના પ્રત્યે જેમ સદ્વ્યવહાર કરવો જોઇએ, તેમ

પોતાના શરીર ઉપર પણ કરવો જોઇએ. આ પરમ વાક્યનું અનુસરણ કરીને તેઓ જ્યારે વજ્ર ભૂમિ, અને શુદ્ધ ભૂમિ વગેરે જંગલી પ્રદેશમાં ધર્મ પ્રચાર કરતા ફરતા હતા, ત્યારે તે તરફની જંગલી જાતિઓના કટુવાક્ય અને માર અમ્લાન વદનથી સહન કરતા હતા. તેઓના ઉપર તેમને અસંતોષ અથવા ક્રોધનો કંઇ પણ ઉદય થતો નહોતો. તેઓ કહેતા હતા કે;— "સુવ્રત વાક્યની પેઠે સારી વસ્તુ જગતમાં બીજી એકે જોવામાં આવતી નથી. સર્વદા સત્યભાષી થવું જોઇએ. અસત્ય ઝેરની પેઠે ત્યાગવું જોઇએ. બીજા માણસની કોઇ પણ વસ્તુ ચોરવી, એ ઘણુંજ ખરાબ કામ છે. સંસારની છેલ્લી હદ નથી. સંસાર ક્ષેત્રની જે તરફ નજર કરીશું, તે તરફ અનંત અપાર જોઇ શકીશું. સર્વત્ર માયા મરીચિકાથી પ્રલોભિત થઇશું. જીવ વિવેક શક્તિની યોગ્ય પરિચાલન કરવામાં અને સર્વ ક્ષણ અવહિત ચિત્તથી કાળ ગાળવામાં સમર્થ થતો નથી. અને તેને લીધે માયા જાળમાં જકડાઇ જાય છે. માયાની જાળમાં જકડાયાથી જીવ પાપરૂપિ કીચડમાં પડીને ધીરે ધીરે અધોગામી થાય છે. તેટલા માટે જો આપણી ઉન્નતિની આશા રાખવી હોય તો વિવેક શક્તિને ચલાવીને કર્મનું સારૂં નરસું સમજવાનો યત્ન કરવો જોઇએ અને માયા જાળને કાપવાનો યત્ન કરવો જોઇએ. તેથી સંસાર સાગરમાં વિવેક શક્તિ એક માત્ર નાવ છે." ઇત્યાદિ. એવી રીતે મહાવીરે ૩૦ વર્ષ સંસાર સુખ ભોગવ્યું, ૧૨ વર્ષ તપશ્ચર્યા કરી અને ૩૦ વર્ષ ધર્મોપદેશ કર્યો હતો. પછી પોતાની ૭૨ વર્ષની ઉમ્મરે અપાપપુરી અથવા પાવાગઢમાં ઇ. સ. પૂર્વે ૫૨૬માં સમાધિનિષ્ટ થયા હતા.

હવે કયો માણસ જૈન ધર્મનો પ્રવર્તક હતો, તેનો નિશ્ચય કરવો ઘણો કઠિણ છે. હાલના કાળનો પહેલો અર્હત્ ઋષભદેવ હતો. પરંતુ જૈન શાસ્ત્રકારોએ ઋષભદેવની પહેલા બીજા અર્હતોનું વર્ણન કર્યું છે. ત્યારે ઋષભદેવને કદી પણ જૈન ધર્મનો પ્રવર્તક કહી શકાશે નહિ. પૂર્વ કાળનો પ્રથમ અર્હત કેવળ જ્ઞાની જો ધર્મનો ફેલાવો કરનારો હોત, તો જૈનો તેમની પૂજા કરત અને તેમને ધર્મ પ્રવર્ત્તક તરીકે માનત. પરંતુ જૈનો તેમની પૂજા પણ કરતા નથી. અથવા તેમને ધર્મનો સ્થાપનાર પણ માનતા નથી, તેમ કોઇ સમયમાં તેની પૂજા થતી હતી કે નહિ, તેની શોધ મળતી નથી. તેટલા માટે જ્યારે પૂર્વકાળના પહેલાં અર્હત્ જૈન સંપ્રદાયમાં માન્ય ગણાયેલા નથી, ત્યારે તેમને કાંઇ પણ કારણથી જૈન ધર્મ સ્થાપનાર કહી શકાય નહિ. હાલના જૈનો પણ કેવળ કેટલાક અર્હતની પૂજા કરતા નથી. તેઓમાં મતભેદ નજરે પડે છે કોઇ શ્રેણી પાર્શ્વનાથને પૂજે છે, અને કોઇ શ્રેણી મહાવીર સ્વામીની પૂજા કરે છે. જેઓ પાર્શ્વદેવને પૂજે છે, તેઓ પાર્શ્વનાથને જૈન ધર્મનો સ્થાપનાર કહે છે. જેઓ મહાવીરની અર્ચના કરે છે, તેઓ મહાવીરને ધર્મ પ્રવર્ત્તક તરીકે માને છે. જૈન શાસ્ત્રમાં જિનવરના વર્ણનની વેળાએ લખ્યું છે કે, પાર્શ્વનાથ ૨૩ મો અર્હત્ અને મહાવીર ૨૪ મો અર્હત્ છે. પાર્શ્વનાથે સો વર્ષની ઉમ્મરે સમેત શિખર ઉપર અને મહાવીરે ૭૨ વર્ષની ઉમ્મરે અપાપપુરીમાં મુક્તિ મેળવી હતી. કલ્પસૂત્રાનુસાર આ બે બનાવમાં ૨૫૦ વર્ષનું છેટું હતું. પાર્શ્વનાથના શિષ્યો શ્વેત વસ્ત્ર પહેરે છે, પરંતુ મહાવીરના શિષ્યો દિગંબર અથવા નાગા રહે છે. બને ટોળામાં પ્રીતિ નહોતી. બને ટોળાના માણસો એક બીજાને મળતા તો ઝગડો થતો હતો. મહાવીરનો મોટો [illegible]

નાથના શિષ્યોની સાથે કેવળ વિવાદ કરતો હતો. વિવાદનું મોટું કારણ પહેરવાનાં કપડાંનો ભેદ માત્ર હતો. અમારા મત પ્રમાણે જૈન ધર્મના આદિ સ્થાપનારનો કંઇ પણ પતો મળતો નથી. પરંતુ ઘણા કાળથી જૈન ધર્મનો મત જનમંડળીમાં ચાલવાનો આરંભ થયા પછી પાર્શ્વનાથની ઉત્પત્તિ થઇ. તેમણે પોતાની શક્તિથી માણસોને પોતાના મતમાં લાવીને પોતાનો સંપ્રદાય ચલાવ્યો. ત્યાર પછી મહાવીરે પોતાના બુદ્ધિબળથી ઘણાક શિષ્યોને એકત્ર કરીને પોતાના નામની કીર્તિ કરી. અને જનમંડળીના ઘણાકો તેમના સંપ્રદાયમાં સામેલ થયા. આવી રીતે સંપ્રદાય ભેદથી બે જણા પ્રવર્તક થયા. પરંતુ ખરી રીતે તેઓ જૈન ધર્મના પ્રવર્તક નથી. તેઓ જનમંડળીના નેત્રો સ્વરૂપ છે. એમ કહીએ તો ચાલે. જેમ બુદ્ધદેવ બૌદ્ધ ધર્મનો સ્થાપનાર છે, તેમ જૈન ધર્મનો સ્થાપનાર કોઇ જાણવામાં નથી.

આ જગાએ જૈનોના સંપ્રદાય ભેદ વિષય બે વાતો લખવી નિરર્થક ગણાશે નહિ. જૈનો **દિગંબર અને શ્વેતાંબર એવા બે સંપ્રદાયમાં વહેંચાયેલા છે. દિગંબરોને પહેરવાનાં** વસ્ત્ર નહોતાં, તેથી તેઓને દિગંબર કહેતા હતા. દિગંબરના જૈનો પોતાને મહાવીરના શિષ્યો કરીને માને છે. આજકાલ તેઓ રક્તાંબર અથવા રક્તપટ તરીકે ઓળખાય છે. કારણ કે, તેમણે હમણાં ખાવાની વેળા સિવાય બીજા સર્વ સમયમાં રાતાં વસ્ત્ર પહેરવાનો આરંભ કર્યો છે. દિગંબરો શ્વેતાંબરોના કરતાં ચઢીઆતા તરીકે પોતાને કહે છે. દિગંબર જૈનો તીર્થંકરોની મૂર્તિઓ વસ્ત્રાલંકાર વગેરેથી અલંકૃત કરી રાખતા નથી. તેઓ ૧૬ જાતનાં સ્વર્ગ અને ૧૦૦ પ્રકારના ઇંદ્રનું અસ્તિત્વ માને છે. તેઓ સમાર્જની ( ઝાડુ ) અને પાણીનું વાસણ હાથમાં લેઇને દેશ વિદેશમાં મુસાફરી કરતા નથી. પરતુ શ્વેતાંબર જૈનો સહિત વસ્ત્રો પહેરે છે. અને પોતાને પાર્શ્વનાથના શિષ્ય તરીકે ઓળખાણ આપે છે, શ્વેતાંબર જૈનો તીર્થંકરોની મૂર્તિઓને વસ્ત્રાલંકારથી ભૂષિત કરી રાખે છે. અને તેઓ સર્વ ગણીને ૧૨ સ્વર્ગ અને ૬૪ ઇંદ્રનું અસ્તિત્વ માને છે. તેઓ સમાર્જની ( ઝાડુ ) અને જળ–કમંડળ હાથમાં પકડીને સર્વત્ર મુસાફરી કરે છે. તેમ કરવાનું કારણ એ છે કે, અજાણમાં કોઇ જીવની પ્રાણહિંસા નિવારણને માટે તેમના હાથમાંના ઝાડુના યોગે કોઇ જગા સાફ કરીને પછી તેના ઉપર બેસે છે. જ્યારે પાણી પીવાની જરૂર જણાય ત્યારે બીજાએ આપેલું પાણી પીધાથી તે પાણીમાં કદાપિ કિટાદિ કોઇ જીવ હોય, તો તેની જીવ હિંસા થાય, અને પાપમાં પડાય, માટે પાણીનુ કમંડળ તેઓ સાથે રાખે છે. ઇત્યાદિ નાના પ્રકારના વિષયમાં બને સંપ્રદાયમાં મતભેદ જોવામાં આવે છે. આવી રીતના મતભેદ છે તેથી બને સંપ્રદાયમાં ઘણીક વેળાએ મોટા ઝગડા થાય છે.

ઉપર લખેલા સંપ્રદાય સિવાય, જૈનોમાં સાધારણ યતિ અને શ્રાવક એવા બે સંપ્રદાય છે. યતિઓ ઉદાસીન અને યોગી હોય છે તેઓ કેવળ ભીક્ષા માગીને પોતાનું પેટ ભરે છે. કોઇ જાતનો ધંધો રોજગાર કરવાને ચાહતા નથી. સ્ત્રીઓનો સહવાસ કરવાને ધિક્કારે છે. અને લોકાલય શૂન્ય પ્રદેશમાં મઠ બાંધીને ત્યાં રહે છે. તેઓ "**अहिंसा परमो धर्म**" એ મત ઘણાજ આડંબરની સાથે દેખાડે છે. તેઓ બેસવાની જગા ઝાડુથી સાફ કરીને ત્યાં બેસે છે. તેઓ કદી પણ જૈન મદિરના પુરોહિત થતા નથી. પુરોહિતનુ કામ ઘણું કરીને બ્રાહ્મણોથી કરાવે છે. યતિઓ પૂજાદિ કાર્ય કરતા નથી ખરા, પરતુ જૈન મદિરમા ધર્મ શાસ્ત્ર વાંચે છે.

શ્રાવકો સંસારી હોય છે. તેઓ યતિઓને ભીક્ષા આપે છે. અને પાર્શ્વનાથ તથા મહાવીર સ્વામીની વિશેષ રૂપથી અર્જના કરે છે. શ્રાવકો ઘણાક વિષયમાં હિંદુઓનાં આચારોનું અનુકરણ કરે છે. તેઓ ગૃહસ્થ અને સંસારમાં લાગેલા હોય છે. પરંતુ યતિઓ સંસાર ત્યાગી અને સ્વલ્પાહારી, તથા કલેશ સહન કરનારા સંન્યાસીઓ માત્ર છે.'તેઓ સંસારાશ્રમ ત્યાગ કરીને યતિ થાય છે. તેઓ દેવ પ્રાર્થના વગેરે કરતા નથી. જૈન શ્રાવકો મંદિરાદિ પ્રતિષ્ટિત તીર્થંકર વગેરેની પૂજા કરે છે. તેઓ કેવળ તીર્થંકરોની પૂજા કરે છે, એટલુંજ નહિ પણ ઘણાક હિંદુ દેવ દેવીઓની પણ આરાધના કરે છે. તેઓમાં એક જાતનો જાતિ ભેદ ચાલે છે. તેઓ કોઇ જાતના જીવના પ્રત્યે હિંસા કરતા નથી. અને વર્ષમાં અમૂક દિવસે મીઠું, ખાટું, મધુર, અને ફળ, મૂળ વગેરે કેટલીક વસ્તુઓ ખાતા નથી. તેઓ નીતિ શાસ્ત્રના મુખ્ય પાંચ નિયમો સવિશેષરૂપે પાલન કરે છે. તે પાંચ નીતિ આ પ્રમાણે છે;—૧ જીવ હત્યા કરવી નહિ, ૨ સર્વદા સત્ય બોલવું, ૩ સરલ અને સારા સ્વભાવના થવું, ૪ પતિ અને પત્નીએ એક બીજા ઉપર વિશ્વાસ અથવા અન્યાશક્ત થવું, ૫ પાર્થિવ વાસનાઓનું દમન કરવું.

એ સિવાય હાલમાં પણ બીજા ઘણા ભેદ પેદા થયા છે. અમદાવાદના એક લુંપક નામના લેખકે સંવત ૧૫૦૮ માં જૂદા પડી સંવત ૧૫૩૪ માં લીંબડીમાં નવો માર્ગ ચલાવ્યો. જૈનોમાં મૂર્તિ પૂજા પ્રથમથીજ છે. તીર્થંકરોની મૂર્તિઓને તેઓ પૂજે છે. અને જપ, તપ, કથા વાર્તા જેને વ્યાખ્યાન—વખાણ કહે છે, એ સર્વને માને છે. લુંપકે એ બધું ન માન્યું. તેના શિષ્યોમાં સંવત ૧૭૦૯ માં વજરંગ થયો. તેની પાસેથી સુરતનો વહોરો લવજી દિક્ષા લીધા પછી છુટો પડયો, અને મોંઢે પાટી બાંધવા માંડી. તેનાજ શિષ્યોમાંથી પરંપરાએ કોઇ ધરમદાસ છીંપાએ ઢુંઢિયાનો નવો પંથ કાઢયો. તેમાં પણ વળી તેરાપંથી અને વીસપંથ એવા બે ભેદ છે. ઢુંઢિઆ પૂજા, વખાણુ આદિ બાહ્યાચારને બહુ માનતા નથી. પણ હિંસા ધર્મ માટે સખ્ત આચાર પાળે છે. તેરા અને વીસપંથી એ ઉપરાંત વળી ગુરૂને કે પૂજાને માનતા નથી. ઇત્યાદિ શ્વેતાબંર ગ્રંથોમાં જણાવેલું છે. એ દરેકના મત જૂદા જૂદા છે. તે બધા અત્રે લખી લંબાણ કરતા નથી.

મૂળ જૈન ધર્મ બૌદ્ધ માર્ગમાંથી નીકળેલો છે, એવું ઘણા જણનું માનવું છે. એ વિષે દાક્તર હંટર પોતાના "હિંદના લોકોનો ટુંકો ઇતિહાસ" નામના પુસ્તકમાં લખે છે કે;— "હિંદમાંથી પણ બૌદ્ધ માર્ગ છેક જતો રહ્યો નથી. તેના ઉત્તમ મતોમાંના ઘણા મત હજી હિંદુ ધર્મમાં સજીવન છે. વળી જૈન નામે એક વિશેષ પંથ તેણે પાછળ મુક્યો છે. એ પંથમાં શુમારે પાંચ લાખ માણસો છે. જ્યાં તેમના મતને વેદનો મત મળતો ન હોય, ત્યાં તેઓ બૌદ્ધ લોકની પેઠે વેદને પ્રમાણ માનતા નથી. યજ્ઞનો અનાદર કરે છે. કઠિણ નીતિ પાળે છે. માને છે કે તેઓના ભૂત અને ભવિષ્ય કાળની અવસ્થા કોઇ બાહ્યદેવના ઉપર આધાર ન રાખતાં તેનાં પોતાનાં કર્મો ઉપર રાખે છે. માણસની કે પશુની હત્યા કરવાની ના કહે છે. જૈન લોકો વખતના ભાગ ત્રણ યુગમાં કરે છે. અને તેઓ ૨૪ જિનોને પૂજે છે. જિનો એટલે સિદ્ધ થયેલા ધાર્મિક માણસો. એવા જિન ભૂતકાળમાં ૨૪ થયા હતા. વર્તમાન કાળમાં ૨૪ થયા છે, અને ભવિષ્ય કાળમાં ૨૪ થશે. તેમનાં દેહેરાંમાં

એ સંત મંડળની માણસથી ઘણા મોટા કદની પ્રતિમાઓ ઉભી કરી હોય છે. તેઓ પોતાનાં જાત્રાનાં સ્થળોને માટે વૃક્ષોવાળા પર્વતો અને સૃષ્ટિની સુંદર એકાંત જગા પસંદ કરે છે. અને તેપર ધોળા આરસનાં કે ચળકતી છોનાં સુંદર નકસીદાર દેવળો બનાવે છે. જેનો ઘણું કરીને વેપારી કે સરાફ હોય છે. તેઓનું દાન બેહદ છે. અને જૂના વખતમાં જનાવરો ઉપર દયા કરનારા બૌદ્ધ લોકોએ હિંદનાં ઘણાં શેહેરોમાં પાંજરાપોળો પાછળ મૂકી છે. તેઓને આધાર આપનારા મુખ્ય એ લોકો છે."

મહાવીર ચરિત્ર નામના જૈન ગ્રંથમાં મહાવીર સ્વામીના બહુ જન્મ લેવાનું વર્ણન વિસ્તાર પૂર્વક છે, તે ઉપરથી જણાય છે કે, તેમણે બધા મળીને આઠવાર જન્મ લીધા હતા. આઠમા જન્મમાં તેમણે ભારતવર્ષના રાજા જિતશત્રુના પુત્ર રૂપે જન્મ લીધો હતો. અને નંદન નામથી પ્રખ્યાત થયા હતા. આ જન્મમાં, તેઓ ઘણાજ ધાર્મિક હતા. અને પછીના જન્મમાં મહાવીર નામથી જન્મીને તીર્થંકરતત્વને પામ્યા હતા. એવું લખેલુ છે.

---

## વિષ્ણુ સ્વામી.

મહાત્મા વિષ્ણુ સ્વામીનો જન્મ ક્યારે થયો, એ વિષેની ચોકસ હકીકત કાંઇ મળતી નથી. પરંતુ વિક્રમ શકના પહેલાં શુમારે ૪૦૦ વર્ષ ઉપર તેઓ થઇ ગયાનું અનુમાન કેટલાક વિદ્વાનો કરે છે. તેમના પિતા દ્રવિડ દેશમાંના એક માંડળિક રાજા પાસે પ્રધાન હતા. તેથી વિષ્ણુ સ્વામીને પણ દિવાનગીરીનું કામ શીખવાનું તેમના પિતાએ કહ્યું. પણ તે કામ ઉપર તેમને અનાદર થવાથી શીખવાની ના પાડી. તેમણે વિચાર કર્યો કે આવા અલ્પ સમૃદ્ધિવાળા રાજાઓની સેવા કરવા કરતાં દેવતાના રાજા ઇંદ્રનેજ પ્રસન્ન કરવો એ સર્વોતમ છે. પછી તેમણે યજુર્વેદની તૈત્તિરીય શાખાના ઉપનિષદોનો અભ્યાસ કર્યો. એથી તો તેમને પરમાત્માનું આનંદરૂપ સ્વરૂપ ઓળખાયું. તેવામાં તેમને શુકમુનીનો મેળાપ થયો. તેમણે દેવાધિદેવ સચ્ચિદાનંદરૂપ ભગવાનનીજ આરાધના કરવાનો ઉપદેશ કર્યો. તે ઉપરથી તેઓ પૂજન અર્ચન આદિ સેવા કરવાની સર્વ સામગ્રી તૈયાર કરીને એક ઘરમાં શ્રી ભગવાનની વાટ જોતા બેઠા હતા. ત્યાં સાતમે દિવસે તેમને ભગવાનનો સાક્ષાત્કાર થયો હતો, એવું વિષ્ણુ સ્વામી ચંદ્રિકા વગેરેમાં લખ્યું છે.

ત્યાર પછી વિષ્ણુ સ્વામીએ શ્રીમદ્‌ભાગવતના એકાદશમ સ્કંધમાં લખ્યા પ્રમાણે શ્રી વિષ્ણુની મુર્તિની પૂજા કરવાનો પ્રથમ વહિવટ ચલાવ્યો. એ વખતના લોકોમાં તેમનું વજન વિશેષ હતું. તેઓ વેદ શાસ્ત્રમાં પણ પ્રવિણ અને વાદી હતા. તેમણે શ્રીમદ્‌ભાગવત અને ભગવદ્ ગીતાને મુખ્ય માનીને તે પ્રમાણે લોકોને ઉપદેશ કર્યો. તેમણે પોતાના શિષ્યોને જૂદે જૂદે ઠેકાણે ઉપદેશ કરવા માટે મોકલીને પોતાના શુદ્ધાદ્વૈત મતનો પ્રચાર કર્યો. તેમણે વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય તથા ભગવદ્‌ગીતા ઉપર વ્યાખ્યાન કર્યું છે. તેમજ શ્રીમદ્ ભાગવત ઉપર પણ વ્યાખ્યાન કર્યું છે. અને એ બે ગ્રંથોનો સાર આપી એક એવો એક નિબંધ રચ્યો છે. તેમના સંપ્રદાયના શ્રીકાન્તમિશ્રે "સાકારસિદ્ધિ" નામે મોટો ગ્રંથ રચ્યો છે. તે ગ્રંથમાંની કેટલીક વાતો દાખલાખ તરીકે વિચારી પોતાના સર્વ સિદ્ધાંત

**સંગ્રહ** નામના ગ્રંથમાં લીધી છે. તે ઉપરથી શ્રીકાન્તમિશ્ર,' વિદ્યારણ્ય-માધવના પહેલાં થઇ ગયાનું સિદ્ધ થાય છે. '

વિષ્ણુસ્વામી-ત્રિદંડી સન્યાસી થઇને સમાધિસ્થ થયા હતા. તેમના પછી તેમની ગાદી **જ્ઞાનદેવને** મળી. જ્ઞાનદેવે પોતાના શિષ્ય **કેશવને** આપી. ત્યારથી એ ગાદીવાળાને **ગોસ્વામિ** એવું પદ વંશપરંપરા પ્રાપ્ત થયું છે. કેશવ પછી તેમનો પુત્ર હિરાલાલ, અને હીરાલાલ પછી તેમનો પુત્ર શ્રીરામ, એમ અનુક્રમે થયા. શ્રીરામને ૭ પુત્ર હતા. તેઓમાંના **શ્રીધરે** " પ્રેમામૃત "નામે ગ્રંથ રચ્યો છે. છેવટે એ ગાદી ઉપર સવત ૮૯૫ માં **બિલ્વમંગળ** નામે પુરૂષ હતો. તે વખતે કોઇ શંકરાચાર્યે વિષ્ણુ સ્વામીના " પરમાત્મા સાકાર છે " એવા મતનું ખંડન કરીને તેની ગાદી વીખેરી નાખી. બિલ્વમંગળ મહાયોગી પુરૂષ હતા. તેઓ પોતાની ગાદી ઉચ્છેદ થયાથી વાયુરૂપે દક્ષિણમાંના એક તીર્થમાં રહ્યા હતા, એવું કહેવાય છે! તેમણે પછી ૭૦૦ વર્ષે **વલ્લભાચાર્યને** મન્ત્રોપદેશ કરી પોતાનો વિષ્ણુ સ્વામીનો સંપ્રદાય ચલાવવાનું કહ્યું ! આ વિષે ગમે તેમ હો, પરતુ વલ્લભાચાર્યે બિલ્વમગળને કેટલેક ઠેકાણે ગુરૂ ગણી નમન કર્યું છે. અને તેઓ વિષ્ણુ સ્વામીના શિષ્ય પરપરા મનાય છે. આ રીતે જોતાં વૈષ્ણવ સંપ્રદાયની ગાદીના મુળ પુરૂષ મહાત્મા વિષ્ણુ સ્વામી હતા, એવું સિદ્ધ થાય છે. તેમને થઇ ગયાને આજે લગભગ ૨૭૫૦ વર્ષ થઇ ગયાં છે.

---

# કુમારિલ ભટ્ટાચાર્ય.

**બૌદ્ધધર્મ** ઉત્થાપીને વેદના કર્મકાંડની સ્થાપના કર્નાર મહાત્મા **કુમારિલ ભટ્ટાચાર્યનો** જન્મ આજથી શુમારે ૧૧૦૦ વર્ષ ઉપર બહાર પ્રાંતમાં મહા નદી કિનારે **જયમંગળ** નામે ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ **યજ્ઞેશ્વરભટ્ટ** હતું. તેઓ જ્ઞાતે તૈત્તિરીય શાખાના યજુર્વેદી તૈલંગણ બ્રાહ્મણ હતા. અને મહા વિદ્વાન તથા પવિત્ર હતા. તેમણે પોતાના પુત્રનું નામ કુમારિલભટ્ટ પાડયું હતું. કુમારિલ ભટ્ટની માતાનું નામ **ચંદ્રગુણા** હતું. તે મહા પતિવ્રતા સ્ત્રી હતી. કુમારિલભટ્ટ મહા તેજસ્વી અને તીવ્ર બુદ્ધિના હતા. તેમણે ટુંક મુદતમાં ગુરૂની પાસે રહીને વેદ વેદાંગાદિ ગ્રંથોનો અવિછિન્ન અભ્યાસ કર્યો હતો. કુમારિલભટ્ટને **ભટ્ટપાદ** પણ કહે છે. પૂજ્યના નામ આગળ **" પાદ "** શબ્દ મુકીને તે નામ ઉચ્ચારવાનો સંસ્કૃતમાં ધારો છે. તે પ્રમાણે આ આચાર્યને સૌ ભટ્ટપાદ કહેતા હતા વળી **"ભટ્ટ"** ની પદવી પણ સૌથી ઉંચી હતી વ્યાકરણાદિ ગમે તે એક શાસ્ત્ર જાણતો હોય, તેને **"શાસ્ત્રી"** અને ઘણાં શાસ્ત્ર જાણતો હોય, તેનેજ **ભટ્ટ** કહેતા. ભટ્ટમાં પણ જેઓ અમુક શાસ્ત્રના આચાર્ય જોગ જ્ઞાન મેળવતા, તેમને **ભટ્ટાચાર્ય** કહેતા. એ પ્રમાણે અસલ આર્યાવર્તના વિદ્વાનોમાં અવટંકો હતી. હાલ તો માત્ર ઘણી ખરી અવટંકો નામનીજ રહી છે. કાળા અક્ષરને કુટીમારે તેવા બ્રાહ્મણ પણ હમણાં ભટ્ટની પદવી ધરાવે છે! 'સાપ ગયા અને લીસોટા માત્ર રહી ગયા' એ કહેવત પ્રમાણે હાલની અવટંકો માત્ર ચાલે છે. એ બહુ ખેદનો વિષય છે.

ભટ્ટપાદની સર્વોત્તમ વિદ્વતા જોઇને ભારતવર્ષના ઘણા ભાગમાંથી વિદ્યાર્થીઓ ને-

મની પાસે અધ્યયન કરવા સારૂ આવતા હતા. તેઓમાં વિશ્વરૂપ, પ્રભાકર, મુરારિમિશ્ર, અને પાર્થસારથિમિશ્ર, એ ચાર મુખ્ય શિષ્યો હતા; તેઓ સારા ગ્રંથકાર થઇ ગયા છે. એ સમયે ભરતખંડમાં બૌદ્ધ ધર્મ ઘણો પ્રસાર પામ્યો હતો. બૌદ્ધ ધર્મિઓ પોતાના ધર્મની સ્તુતિ, અને વેદ ધર્મની નિંદા કરતા હતા, એ લોકોના મત પ્રભાવથી પ્રજામાં કુબુદ્ધિ ઉત્પન્ન થઇ હતી. તેમ બ્રાહ્મણોનાં યજ્ઞાદિક કર્મ બંધ પડયાં હતાં. એ રીતે વેદ ધર્મને ભારે હાનિ પહોચી હતી. આ સર્વ બાબતો જોઇને વેદ ધર્મના ઉદ્ધારક ભટ્ટપાદના શરીરમાં ક્રોધાગ્નિ પ્રગટ થયો, નસોમાં લોહી ઉકળી આવ્યું, હૃદય દગ્ધ થયું, અને છેવટે સ્વધર્મનું રક્ષણ કરવાનો દ્રઢ સંકલ્પ કર્યો.[1] તેમણે બૌદ્ધ મત ખંડનના ગ્રંથો રચવા ધાર્યા, પણ પ્રથમ તેમના ધર્મનો શો મત છે, અને વેદ ધર્મ ઉત્થાપવાને તેઓ કેવા ઉપાયો કામે લગાડે છે, તે જાણવા માટે જૈન મતના એક આચાર્ય શ્રીનીકેતનના શિષ્ય તરીકે એ સમાજમાં પોતે દાખલ થયા. અને તેમનો મત સમજી લીધો. ચંપાનગરીમાં એક બૌદ્ધ આચાર્ય પોતાના શિષ્યોને વેદ ધર્મ ઉત્થાપવાના તર્ક ગ્રંથ શિખવતો હતો. એ શિષ્યોના ટોળામાં ભટ્ટપાદે દાખલ થઇને સર્વ જોઇ લીધું. ચંપાનગરીનો રાજા સુધન્વા બૌદ્ધમાર્ગી હતો. પરંતુ તેની રાણી વેદ ધર્મિ હતી. એ ખબર જાણીને ભટ્ટપાદે એક માળીના મારફતે રાણીને સંદેશો મોકલ્યો કે, મેં વેદ ધર્મનો ઉદ્ધાર કરવાનો સંકલ્પ કર્યો છે. રાણી એથી ઘણી પ્રસન્ન થઇને ભટ્ટપાદને મળવા માટે આતુર બની હતી. એક દિવસે ભટ્ટપાદ રાજગૃહ આગળ થઇને જતા હતા. તેવામાં રાણી મેહેલના ઝરૂખામાં બેઠીને અફસોસ કરતી નીચેના શ્લોકનો પૂર્વાર્દ્ધ બોલતી હતી કે;—

किंकरोमिक्वगच्छामिकोवेदानुद्धरिष्यति ॥

અર્થ—શું કરૂં, અને ક્યાં જાઉં! હવે વેદનો કોણ ઉદ્ધાર કરશે? આ શ્લોકાર્દ્ધ સાંભળી ભટ્ટાચાર્યે ચાલ્યાં જતાં ઉત્તરાર્દ્ધ કહ્યો કે;—

माविषीदवरारोहेभट्टाचार्योस्मिभूतले ॥

અર્થ—મોટા આમને બેઠેલી તું મનમાં ખેદ પામીશ નહિ. હું ભટ્ટાચાર્ય પૃથ્વી ઉપર છું.

પછી રાણીએ દાસી મોકલીને ભટ્ટાચાર્યને પોતાના મેહેલે બોલાવીને કહ્યું કે, રાજા મને બૌદ્ધ ધર્મમાં નાખવા પીડે છે. માટે તેમને ઉતાવળથી જીતી વેદ ધર્મિ કરો. પછી ભટ્ટપાદે કેટલાંક ખંડન વચનો રાજાને સંભળાવવા માટે રાણીને શીખવ્યાં તે પ્રમાણે રાણીએ એ ખંડન વાક્યો રાજાને વારંવાર કહ્યાં. રાજા જો કે બૌદ્ધ ધર્મ પાળતો હતો, પરંતુ એ ધર્મ ઉપર તેની બરોબર આસ્થા નહોતી. તેથી રાણીનાં ખંડન વાક્યોની અસર

(૧) એવું કહેવાય છે કે, સદાશિવે કાર્તિક સ્વામીને આજ્ઞા કરી કે;—"જગતના ઉદ્ધારને સારૂ વિષ્ણુ અને શેષ એ બંને જણે મારી આજ્ઞાથી સંકર્ષણ અને પતંજલિ નામથી ઉપાસના અને યોગકાંડના ગ્રંથો કર્યા છે. જ્ઞાનકાંડનો ઉદ્ધાર હું કરીશ, અને કર્મ કાંડનો ઉદ્ધાર તમે કરો. જે સુગતો. બૌદ્ધો આદિ વેદ ધર્મને અડચણ કરતા હોય, તેમને જીતીને વેદ ધર્મની મર્યાદા સ્થાપન કરો. એ કામમાં બ્રહ્મા મંડનમિશ્રને નામે, અને ઇંદ્ર સુધન્વા રાજાને નામે અવતરીને તમને મદદ કરશે" ઇત્યાદિ આજ્ઞા પ્રમાણે કાર્તિક સ્વામીએ કુમારિલ ભટ્ટાચાર્યના નામે અવતાર લઇને વેદના કર્મ કાંડનો ઉદ્ધાર કર્યો હતો

તેના મન ઉપર સચોટ થઇ. પછી રાજાએ એક મહા સભા બોલાવીને વેદ ધર્મિ પંડિતોનો તથા બૌદ્ધ માર્ગના આચાર્યોનો વાદવિવાદ સાંભળવાનો ઠરાવ કર્યો. યથા સમયે જૂદા જૂદા માર્ગના ઘણા પંડિતો ચંપાનગરીમાં એકઠા થયા. યથા સમયે સભા થઇ. તે મધ્યે ભટ્ટપાદે આવીને પોતાની યોગ્ય બેઠક લીધી. સુધન્વા રાજા પણ વાદ સાંભળવાને માટે સભામાં આવી યોગ્ય આસને બેઠા. તેવામાં સભા મંડપની પાસે એક વૃક્ષ હતું. તેના ઉપર બેઠેલી એક કોયલ પક્ષીએ ટહુકો કર્યો. તેની તરફ ભટ્ટપાદનુ લક્ષ ગયું. તેથી તત્કાળ એ પર એક દ્વીઅર્થી શ્લોક બનાવીને રાજાની તરફ જોઇ તેઓ બોલ્યા કે;—

मलिनैश्चेन्नसंगस्तेनीचैःकाककुलैःपिक ॥
श्रुतिदूषकनिर्हादैःश्लाघनीयस्तदाभवः ॥

અર્થ—હે કોયલ! મલિન, નીચ, શ્રુતિ દૂષક કાગડાના કુળ સાથે જો તારે સંગ ન હોય, તો તું વખાણને પાત્ર ગણાય. બીજો અર્થ—હે રાજા! શ્રુતિ દૂષક એટલે વેદ નિંદક અને મલીન નીચ સાથે જો તારે સંગ ન હોય તો તું વખાણવા યોગ્ય છે. આ માર્મિક વાણી સાંભળી સુગતો—બૌદ્ધો ઘણા ગુસ્સે થયા. અને વેદનું ખંડન કરવાનાં તર્ક વાક્યો બોલ્યા. પછી બૌદ્ધો અને ભટ્ટપાદ પરસ્પરના ધર્મ મતનાં ખંડન મંડન કરવા લાગ્યા. ભટ્ટ-પાદે યુક્તિ રૂપિ કુહાડાથી બૌદ્ધ મત રૂપિ વૃક્ષને છેદવા માંડયું. અંતે બૌદ્ધોના તર્ક ભટ્ટ-પાદના તર્કથી નિર્બળ થઇ ગયા. પ્રાચીન ઇશ્વર પ્રેરીત વેદમાં કહેલો ધર્મ સત્ય છે, એવું સુધન્વા રાજાના મનમાં ઠસ્યું. બૌદ્ધો વાદવિવાદમાં હારી મૌન થઇ ગયા. આ વખતે ભટ્ટપાદે રાજાને ઘણો બોધ કર્યો. ત્યારે રાજાએ કહ્યું કે;—"મતનાં ખંડન મંડનનું કામ તો વિદ્યાના બળ વડે થાય છે. જે વધારે વિદ્વાન હોય, તે જીતે છે. એમાં વિશેષ કાંઇ નથી. પણ જે પર્વતપર ચડીને નીચે પડતાં મરે નહિ, તેનો મત હું સાચો માનું." રાજાનું આવું બોલવું સાંભળીને બૌદ્ધો એક બીજાના સામુ જોવા લાગ્યા. પરંતુ ભટ્ટપાદ તુરત ઉઠયા. અને વેદનુ સ્મરણ કરતાં સર્વ સભા સમક્ષ પાસેના એક ઉંચા પર્વતપર ચડીને નીચે પડતું મુક્યું. તે છતાં તેઓ સહિસલામત નીચે આવી પડ્યા પણ કાંઇ વાગ્યું નહિ! એથી રાજાની શ્રદ્ધા વેદ ધર્મ ઉપર વધારે થઇ. પરંતુ એટલામાં બૌદ્ધો બોલી ઉઠયા કે;—"આવી રીતે કરવાથીજ કાંઇ ધર્મનો નિર્ણય થયો ગણાય નહિ. કારણ કે મણિ, મંત્ર, અને ઔષધિ પ્રયોગથી પણ દેહનું રક્ષણ તો થઇ શકે છે." રાજાએ કહ્યું કે, હું એક પ્રશ્ન કરૂં છું, તેમાં જેઓ ખોટા પડશે, તેઓ હાર્યા ગણાશે. પછી એક બંધ કરેલો ઘડો સભામાં મંગાવ્યો. અને બન્ને પક્ષવાળા પંડિતોને કહ્યું કે, આ ઘડાની અંદર શું છે તે કહો. સર્વે મળીને કહ્યું કે, એનો નિર્ણય કાલે કરીને જવાબ આપીશું. પછી સભા વિસર્જન થઇ. બીજે દિવસે ઠરાવેલે વખતે સભામાં સૌ આવીને બેઠા. પ્રથમ બૌદ્ધોએ કહ્યું કે,—"આ ઘડાની અંદર સર્પ છે." બ્રાહ્મણોએ કહ્યું કે;—"આ ઘડામાં શેષશાઇ ભગવાન વિષ્ણુ છે." બ્રાહ્મણોનું આ વચન સાંભળી રાજા સુકાયેલ કમળના ફૂલની પેઠે ઝાંખો પડી ગયો; કેમકે તે જાણતો હતો કે આ ઘડામાં સર્પજ છે. તેણે પોતે નજરે જોઇને તે નાખ્યો હતો. પછી બ્રાહ્મણોની ઇચ્છાથી રાજાએ ઘડો ઉઘાડીને જોયું તો માંહે શેષશાઇની મૂર્તિ ખરેખર જોવામાં આવી! રાજા બ્રાહ્મણોનું પ્રભાવ જોઇને ઘણો આશ્ચર્ય પામ્યો.

અને તેણે નિઃસંદેહપણે માની લીધું કે, બ્રાહ્મણોનો વેદ ધર્મજ સત્ય ધર્મ છે, અને બૌદ્ધો કેવળ પાખંડી છે. પછી તેણે કેટલાક બૌદ્ધોનો નાશ કર્યો, અને કેટલાકને દેશમાથી હાંકી કાઢ્યા. અને વેદ ધર્મનો પ્રસાર કરવાના કામમા ભટ્ટપાદને ઘણી પ્રકારની મદદ કરી.

હવે ભટ્ટપાદે વૈદિક ધર્મનો બોધ કરીને આખા દેશમા તેનો પ્રસાર કરવાની કોશીસ કરવા માંડી તેમણે દેશના ઘણાક ભાગમા ફરીને ઘણા પડિતોને વાદવિવાદમા જીતીને દિગ્વિજય કર્યો હતો તેના પરિણામે ભારતવર્ષમા ફરીને વેદના કર્મકાંડની પ્રવૃત્તિ ચાલુ થઇ બૌદ્ધ અને જૈન મતવાદિઓએ હિંસાની બીકથી જે યજ્ઞો બંધ પાડેલા હતા, તે બાબત શ્રુતિ યુકત પ્રમાણોથી ભટ્ટપાદે સિદ્ધતા કરી આપી તથા બૌધ-જૈનોના મતમા ભૂલ છે, એવુ તેમને દેખાડી આપ્યુ 'બુદ્ધિ આત્મા છે,' એવુ જે મત બૌદ્ધાચાર્યોએ પ્રકાશિત કરી ચલાવેલુ હતુ, તે મત કેવળ પાખંડી છે, એવું લોકો હવે બોલવા લાગ્યા દેશમા ફરીને યજ્ઞાદિક કર્મ ચાલતા થયા સુધન્વા રાજાના ત્રાસથી કેટલાક બૌદ્ધો નાશ પામ્યા હતા, કેટલાક વેદ ધર્મિ થયા હતા, અને, કેટલાક બીકના માર્યા ભરતખંડ મૂકીને ચીન, ટિબેટ, બ્રહ્મદેશ, અને સિંહલદ્વીપાદિ દેશોમા નાસી ગયા હતા એ રીતે ભારતવર્ષમાથી બૌદ્ધ ધર્મનો નાશ કરાવી મહાત્મા કુમારિલ ભટ્ટાચાર્યે વેદના કર્મકાંડનો ઉદ્ધાર કર્યો હતો

એક તરફ જ્યારે કુમારિલ ભટ્ટાચાર્યે ઉપર પ્રમાણે વેદના કર્મકાંડનો ઉદ્ધાર કરીને પરવાર્યા હતા ત્યારે બીજી તરફ **જ્ઞાનકાંડનો** ઉદ્ધાર કરવા માટે ચદ્રશેખર સદાશિવે મહાત્મા **શંકરાચાર્યને** નામે અવતાર લીધો હતો તેઓ પોતાનુ કાર્ય કરતા દેશમા ફરતા હતા ભટ્ટપાદની કીર્ત્તિ તેમના સાભળવામા આવ્યાથી તેમને મળવા સારૂ શકર એ તરફ જવા સારૂ નીકળ્યા હતા જ્યારે તેઓ ભટ્ટપાદના નિવાસ સ્થળ પ્રયાગમા પહોચ્યા ત્યારે ભટ્ટપાદ ત્રિવેણી નદીને કિનારે તુષાગ્નિમા પ્રવેશ કરવાની તૈયારીમા હતા શકરે એ ખબર જાણીને સત્વર ભટ્ટપાદની પાસે ગયા ભટ્ટપાદ શંકરના દર્શન કરી કૃતાર્થ થયા પછી કેટલીક વાતચિત કરીને કહ્યુ કે,—"મેં એક વખતે વેદપર શકા કરી હતી ઇશ્વરને ન માનતા વેદોજ સ્વત પ્રમાણથી સિદ્ધ કર્યો તથા બૌદ્ધો પાસે તેમના શાસ્ત્ર શીખીને તેમનોજ નાશ કરાવ્યો એ ગુરૂ દ્રોહ, ઇત્યાદિ પાપના પરિહાર માટે હુ બળી મરૂ છુ શકરાચાર્યે કહ્યુ કે,—તમે જે કર્યું છે, તે યોગ્યજ કર્યું છે તેથી લગારે પાપ થયુ નથી હુ તમને મારા કમડળુના જળની અજળી છાંટી બચાવુ" ભટ્ટપાદે કહ્યુ,—"હું આપના દર્શન અને સ્મરણ માત્રથીજ જીવવાને સમર્થ છુ પરતુ તેમ કરવાની મારી ઇચ્છા નથી આપ સર્વજ્ઞ છો તેથી સર્વ જાણો છો (મતલબ કે હું જે કાર્ય માટે અવતર્યો હતો તે પૂર્ણ થયુ છે હવે મારે રહેવાની શી જરૂર છે!) આપ સાક્ષાત્ શકર છો આપે અદ્વૈત માર્ગનુ સ્થાપન કરવા અવતાર લીધો છે માટે મને તારક મંત્રનો બોધ કરી કૃતાર્થ કરો" પછી શકરાચાર્યે તેમને મહામત્રનો ઉપદેશ કર્યો એટલે ભટ્ટપાદ પોતાની ૬૩ વર્ષની ઉમ્મરે મોક્ષ પામ્યા

સુધન્વા રાજાએ બૌદ્ધોને દેશમાથી હાંકી કાઢ્યા, એટલુંજ નહિ પણ તેમના ધર્મ ગ્રંથોને એકઠા કરીને પાણીમા ડુબાવી દીધા હતા માત્ર **અમરકોષ** વગેરે જે ગ્રંથોમા બૌદ્ધ ધર્મની વાત લખેલી નહોતી, તેજ રાખ્યા હતા હજુ પણ કોઇ કોઇ ઠેકાણે જૈનુ

ધર્મના પુસ્તકોના ભંડારોમાંથી બૌદ્ધ તર્કના ગ્રંથો મળી આવે છે. વેદના કર્મ કાંડ ઉપર જૈમિનીય સૂત્ર છે, જેને **પૂર્વમિમાંસા** કહે છે. એ ઉપર શાબર મુનિએ **સાબરભાષ્ય** રચ્યું છે. તેના ઉપર મહાત્મા કુમારીલ ભટ્ટાચાર્યે વાર્તિક[1] ગ્રંથ કર્યો છે. આ મહાપુરૂષના જન્મકાળવિષે કેટલેક ઠેકાણે લખેલું છે કે, તેઓ યુધિષ્ઠિર શક ૨૧૧૦માં ધાતા નામના સંવત્સરમાં વૈશાખ શુદ ૧૫ રવિવારે જન્મ્યા હતા. પરંતુ એ વાત માનવા લાયક નથી. કારણ કે મહાત્મા શંકરાચાર્યના સમયમાં તેઓ હતા, એ વાત તો નિઃસંદેહ છે. અને શંકરનો જન્મકાળ જ્યારે ઇસ્વીસનના નવમા સૈકામાં હતો. એવું નક્કી થયું છે.[2] ત્યારે ભટ્ટપાદનો સમય પણ એજ નક્કી થઇ શકે છે. માટે અમે પ્રથમ જણાવ્યું છે, તેમ તેમને થઇ ગયાને આજે લગભગ ૧૧૦૦ વર્ષ થયાં છે.



## શ્રીમાન્ શંકરાચાર્ય.

આ મહાત્મા પુરૂષના જીવનવૃત્તાંતની હકીકત મુખ્યત્વે કરીને ત્રણ ગ્રંથોમાંથી વધારે મળી શકે છેઃ—૧ શંકરાચાર્યના વિખ્યાત શિષ્ય અને શ્રીમદ્ભગવદ્ગીતાના ટીકાકાર આનંદગિરિએ લખેલા **શંકરવિજય** નામે ગ્રંથ. ૨ માધવાચાર્યે બનાવેલા **શંકરદિગ્વિજય**[3] નામે મહાકાવ્ય. ૩ કેરલોત્પત્તિ નામે તેલુગી ભાષાનો ગ્રંથ. આ સિવાય વ્યંકટરાવ સ્વામીએ દક્ષિણ દેશના કવિઓનાં જીવનચરિત્રોનો જે સંગ્રહ કર્યો છે, તેમાં શંકરાચાર્યનું જીવનચરિત્ર છે. આ બધા ગ્રંથોમાં શંકરાચાર્યના જીવનની હકીકત એક સરખી મળતી આવતી નથી. તેથી કયા ગ્રંથ ઉપર વિશેષ ભરૂસો રાખવો, એ મુખ્ય સવાલ છે. પરંતુ આનંદગિરિ શંકરનો પ્રિય શિષ્ય હતો. તથા તેમની સોબતમાં તે ઘણી મુદત સુધી રહ્યો હતો. તેમ માધવાચાર્ય વગેરે તેમના પછી ઘણે વર્ષે થયા હતા. તેથી શંકરવિષે આનંદગિરિ કરતાં તેઓ વધારે વાતો જાણે એ સંભવતુ નથી. માટે આનંદગિરિએ લખેલા શંકરવિજય ઉપર સૌથી વધારે ભરૂસો રાખી શકાય. તોપણ એ સઘળા ગ્રંથોના આધારે મહાત્મા શંકરાચાર્યનું આ જીવન અમે લખ્યું છે.

મહાત્મા શંકરાચાર્યના પિતાનું નામ **શિવગુરૂ** હતું. તેઓ જાતે નામ્બુરિ બ્રાહ્મણ હતા. માતાનું નામ કેટલાક જણ **સુભદ્રા**, અને કેટલાક **સતી** કહે છે. તેમની જન્મભૂમિ વિષે પણ બે મત છે. આનંદગિરિના મત પ્રમાણે કર્ણાટક પ્રાંતમાં તુંગભદ્રા નદીના કિનારા ઉપરના શૃંગપુર નગરમાં તેઓ જન્મ્યા હતા. બીજાઓ કહે છે કે, દક્ષિણમાં કેરલ દેશમાં ( કલિકોટ અથવા મલબાર ) વૃષાદ્રિ પર્વતની પાસે પૂર્ણાનદીના કિનારે કાલટી—કાલટિકા—કે શશલી નામે ગામમાં તેમનો જન્મ થયો હતો. ક્યારે થયો હતો, એ વિષેનો ખરો લેખ કોઇ ગ્રંથમાંથી મળતો નથી. તેથી એ વિષે પણ ભિન્ન ભિન્ન મતો ચાલે

(૧) જે ન્યુન હોય તે કહેવું, અને અયોગ્ય હોય તે ફેરવવું, એવા ગ્રંથને વાર્તિક કહે છે.
(૨) જુઓ શંકરનું ચરિત્ર.
(૩) શંકરવિજય ગ્રંથનો સાર એકઠો કરીને મુનિ સદાનંદે દિગ્વિજયસાર રચ્યો છે.

છે. માધવાચાર્યના મત પ્રમાણે તેમનો જન્મ યુધિષ્ઠિર શક ૨૧૫૮ ના રક્તાક્ષરી સંવત્સરના ઉત્તરાયણમાં માઘ વદ ૧૪ સોમવારની મધ્ય રાત્રિયે શુભ લગ્નમાં થયો હતો. બીજે એક ઠેકાણે લખેલું છે કે, તેમનો જન્મ સંવત ૮૪૫ ના વૈશાખ શુદ ૧૦ ના દિવસે થયો હતો. પહેલા મત પ્રમાણે તેમને થઇ ગયાને આજે ૨૮૩૭ વર્ષ થયાં, અને બીજા મત પ્રમાણે ૧૧૦૬ વર્ષ થયાં. પહેલા કરતાં આ બીજો મત વધારે ભરૂસો રાખવા લાયક છે. તેનાં કારણ તપાસવાને નીચેની હકીકત વાચક વૃન્દને વધારે ઉપયોગની થઇ પડશે.

(૧) શંકરાચાર્યની જન્મભૂમિ મલબારના લોકોમાં એવો વિશ્વાસ છે કે, તેમણે લગભગ એક હજાર વર્ષની પહેલાં પોતાનો મત ફેલાવ્યો હતો.

(૨) તેલુંગી ભાષામાં રચેલ કેરલ ઉત્પત્તિ નામના ગ્રંથમાં લખ્યું છે કે, મલબારના રાજા શિઓબામે જે વેળાએ કૃષ્ણરાઓને પરાજય કર્યો, તે વેળા શંકરાચાર્ય હતા. આ વાત ઓછામાં ઓછી એક હજાર વર્ષ ઉપર બની હતી.

(૩) બંગાળાના ઘરડા માણસોએ ઉત્તરોત્તરની સાંભળેલી હકીકત પ્રમાણે શંકરાચાર્ય બારસો વર્ષ ઉપર હયાત હતા, એવું ત્યાં મનાય છે.

(૪) કર્નલ મેકેન્ઝીએ ભારતવર્ષના દક્ષિણ ભાગમાંથી જે પુસ્તકોનો સંગ્રહ કર્યો છે, તેમાં એક ગ્રંથમાં કેરલ ઉત્પત્તિનું ભાષાંતર છે. તેમાં લખ્યું છે કે, શંકરાચાર્ય મલબારના રાજ્યના અધિપતિ ચેરૂમન અને પેરૂયલ નામના રાજાના સમયમાં હતા. Assemanius નામે ગ્રંથકાર લખે છે કે, તે રાજાએ મલબારમાં કલિકોટ નગર સ્થાપ્યું હતું. Vischerus નામે વિદ્વાનના માનવા મુજબ ઇ. સ. ૮૨૫ ની સાલમાં એ નગર વસ્યું છે તે ઉપરથી એ સમયમાં શંકરાચાર્ય હતા.

(૫) મલબારમાં આચાર્ય બાગબેલા નામનો એક શક ચાલે છે. એ શક શંકરાચાર્ય તરફથી સ્થાપેલો છે. હમણાં એ શકને લગભગ ૧૦૫૦ વર્ષ થયાં છે. તે ઉપરથી પણ તેઓ ઇ. સ. ની નવમી સદીની શરૂઆતમાં હતા.

(૬) પ્રખ્યાત દાકતર ભાઉદાજીએ ઘણોજ શોધ કરીને નક્કી કર્યું છે કે, શંકરાચાર્યને થઇ ગયાને શુમારે એક હજાર વર્ષ થયાં છે. એ વિષે એક જુનો શ્લોક પણ તેમને મળેલો છે, તે આ પ્રમાણે—

॥ शिवधीलः कलिमलान् दलयंश्चारेता मृतैः ॥
॥ जगामशंकराचार्यश्चंद्र चूडपदं शिवं. ॥ १ ॥

આ શ્લોક શંકરાચાર્ય જ્યારે સમાધી અવસ્થાને પામ્યા, તે વિષે છે. તેમાં શંકરાચાર્યનું વર્ણન કરીને અક્ષર ગણિત બાંધેલું છે. શિવધીલ એટલે કલ્યાણ બુદ્ધિવાળા, પોતાનાં ચરિત્ર રૂપી અમૃતથી કલિરૂપી મેલનો નાશ કરીને શંકરાચાર્ય ચંદ્ર ચૂડ ( મહાદેવશંકર ) ના પરમ કલ્યાણ પદને પામ્યા. આમાં શિવ એટલે ૫, અને વ એટલે ૪, ધી એટલે ૯, અને લ એટલે ૩, મતલબ કે ૫૪૯૩ અક્ષરોને ઉલટાવીને લખવાથી ૩૯૪૫ વર્ષ કલિયુગનાં ગયા પછી શંકરાચાર્યે દેહ મૂક્યો. એવું ઉપરના શ્લોક ઉપરથી ઠરે છે.

આ સિવાય બીજાં પણ કેટલાંક પ્રમાણો એવાંજ મળતાં છે. તે સર્વ ઉપરથી માલુમ પડે છે કે, મહાત્મા શંકરાચાર્યનો જન્મ ઇશ્વીસનના નવમા સૈકાની મધ્યમાં હતો.

એટલે આજે તેમને થઇ ગયાને શુમારે અગીઆરસેં વર્ષ થયાં, એમ સિદ્ધ થાય છે.

મહાત્મા શંકરાચાર્ય **શિવ**નો અવતાર ગણાય છે. કલિયુગમાં લોકો મંદ બુદ્ધિના થશે, વેદ ધર્મને બરાબર સમજશે નહિ, અને મરજીમાં આવે તેમ વર્ત્તશે, એવું એવું ભવિષ્ય ભાખી મહાત્મા વ્યાસ મુનિએ દ્વાપર યુગને અંતે અગાઉથી વેદ ધર્મનું સંરક્ષણ કરવાને માટે **બ્રહ્મસૂત્ર** અથવા વેદાંત શાસ્ત્રના ચાર અધ્યાયનાં સૂત્ર કર્યાં હતાં. એ સૂત્રને "વ્યાસ બ્રહ્મસૂત્ર" પણ કહે છે. તેમના ભવિષ્ય કથન પ્રમાણે કલિયુગ બેઠા પછી ધીમે ધીમે વેદ ધર્મમાં મોટો ગોટાળો પેઠો. લોકો અજ્ઞાન થઇ ગયા, મરજીમાં આવે તેવા કલ્પિત મત, પથો કાઢી વર્ત્તવા લાગ્યા. શ્રોત કર્મ કરનારા અને વેદ પ્રમાણે ચાલનારા બ્રાહ્મણોમાં તાંત્રિક એટલે દેવીપથ ભારે જોરથી ફેલાયો હતો. તેમણે દુરાચરણથી વેદ ધર્મની મૂળ રીતિ તજી દીધી હતી. એ લોકો ઉપરથી બતાવવાને શ્રોત ક્રિયા કરતા, અને છૂપી રીતે તાંત્રિક-ઉપાસના કરતા હતા. એ કરતારાં ઘણાં કુળો વધી પડયાં હતાં, તેમને **અગ્નિ-પુરાણ**માં અસુર-દૈત્ય કહ્યા છે, તેમને વેદ ધર્મથી ભ્રષ્ટ કરી નાશ કરવા માટે વિષ્ણુનો નવમો અવતાર **બૌદ્ધ** થયો હતો. તેમણે સાધારણ લોકોને બૌદ્ધ તંત્રોનો ઉપદેશ કર્યો હતો. એ લોકોને પુરાણમાં "સૌગત" કહેલા છે. એ લોકોને બૌદ્ધ તંત્રો નીતિ યુક્ત, સુબોધદાયક અને પરમાર્થના કાર્યમાં સહેવો લાગવાથી હજારો લોકોએ એ ધર્મનો સ્વીકાર કર્યો હતો. પાછળથી એજ મતના ચાલનારાઓમાં જૂદા જૂદા મત જેવા કે, **અર્હત, જૈન, શાકય, ચાર્વાક, કાપાલિક,** અને **ક્ષપણક,** ઇત્યાદિ કેટલાક પથો વધી પડયા હતા. એથી વેદોકત ક્રિયા ડુબવા લાગી હતી. ઇત્યાદિ ઘણાં કારણોને લીધે અદ્વૈત સિદ્ધાંતને પ્રવર્તાવી પુનઃ વેદ ધર્મને સ્થાપન કરવા માટે આ અવતારી પુરૂષે જન્મ લીધો હતો.

શંકરાચાર્યના પિતા **શિવગુરૂ** ઘણા વિદ્વાન અને જ્ઞાન સંપન્ન હતા. તેમણે મહાત્મા કપિલ, પતંજલિ, ગૌતમ, કણાદ, ભટ્ટપાદ, અને પ્રભાકર, ઇત્યાદિના મતોનો અભ્યાસ કર્યો હતો. તેથી તેમનામાં ખંડન મંડન કરવાની ચપળતા અને બુદ્ધિ વિશેષ હતી. તેમનાં પત્ની **સતી** સ્વભાવે બહુ સુશીલ અને પતિવ્રતા હતાં. તેથી આ દંપતિ અધિક શોભતાં હતાં. તેમણે ઘણા યજ્ઞો કર્યા હતા. અને સ્વધર્મને ઉત્તમ પ્રકારે પાળતાં હતાં. એમ કરતાં તેમને ઘણાં વર્ષ વીતિ ગયાં, અને ઉમ્મર પણ ઘણી થઇ. પરંતુ પુત્ર સુખની પ્રાપ્તી થઇ નહોતી. તેથી તેમને ઘણો સંતાપ થવા લાગ્યો. છેવટે તેઓ વંશ વૃદ્ધિ માટે વૃષક્ષેત્રમાં સ્વયંભુ સદાશિવનું પૂજન અને આરાધન કરવા ગયાં. એમ કરતાં કેટલાંક વર્ષ વિત્યાં એટલે તેમના તપથી સદાશિવે પ્રસન્ન થઇને એક મહા તેજસ્વી પુત્રની પ્રાપ્તી કરી. શંકરની કૃપાથી આવો દિવ્ય કાન્તિવાળો પુત્ર પ્રાપ્ત થવાથી શિવ ગુરૂએ તેનું નામ **શંકર** પાડ્યું.

શિવગુરૂએ પંડિતો પાસે પુત્રના શુભાશુભ વિષે પુછતાં તેમણે જણાવ્યું કેઃ—"આ પુત્ર સર્વજ્ઞ થશે, સ્વતંત્ર શાસ્ત્રોને રચશે, મોટા મોટા પંડિતોને જીતશે, અને પોતાની કીર્તિ પૃથ્વી રહેતાં સુધી સ્થાપન કરશે." શિવગુરૂના આ પુત્ર શંકરના મસ્તક ઉપર ચંદ્રનું ચિન્હ હતું. કપાળમાં નેત્રનું અને ખભાઓ ઉપર ત્રિશૂળનું ચિન્હ હતું. શરીરનો રંગ શુદ્ધ સ્ફટિકના જેવો ઉજળો હતો. છાતીમાં નાગ, ચરણમાં ચામર, કપાળમાં બીજનો ચંદ્ર, હાથમાં શંખ, ગદા, ધનુષ્ય, ડમરૂ, અને માથા ઉપર ત્રિશૂળ આદિ સામુદ્રિક લક્ષણ-રેખા-

એથી શંકરનું સ્વરૂપ લોકોને અધિક મોહ પમાડતું હતું.

શ્રીશંકર સર્વજ્ઞ છતાં બાળકના જેવું આચરણ કરીને બાળભાવ બતાવી રમવા લાગ્યા. મધુર વચનોથી કાલું કાલું બોલી અને સહજ ચાલવાની ગતિથી બાળલીલા કરી સર્વેને આનંદ આપવા લાગ્યા. પ્રથમ વર્ષમાં અક્ષર જ્ઞાન મેળવી દેશ ભાષા શિખ્યા, બીજે વર્ષે અક્ષર વાંચવા લાગ્યા, ત્રીજે વર્ષે કાવ્ય, પુરાણ અને કોષાદિનું જ્ઞાન સંપાદન કર્યું. અને પોતાની મેળેજ તેના અર્થ જાણવા લાગ્યા. તેમની બુદ્ધિ એવી તો તેજ હતી કે, એક વખત ગુરૂના મુખથી સાંભળતા કે તુરતજ શીખી જતા હતા. તે જોઇને સૌ આશ્ચર્ય પામતા હતા. હાલના સમયમાં ઉપરની વાત સર્વને અતિશયોક્તિ જેવી લાગશે ખરી, પરંતુ આ ઓગણીસમી સદીમાં પણ કલકત્તાની સુપ્રિમકોર્ટનો એક માજી જડજ દોકટર જોન્સન ત્રણ વર્ષની વયમાં લખતાં વાચતાં શીખ્યો હતો. અને તે બધી મળીને ૨૮ ભાષાઓ જાણતો હતો. વળી ભારતમાર્તંડ પ્રસિદ્ધ પંડિત ગટ્ટુલાલજીએ પોતાની ૭ વર્ષની ઉમ્મરમાં કાવ્યશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો હતો. અને સાત વર્ષની ઉમ્મરમાં ત્રણવાર અમરકોષ શીખ્યા હતા. આઠમે વર્ષે ત્રિકાળ સંધ્યા અને વેદ ભણ્યા હતા. નવમા વર્ષથી તેમની બંને આંખો નાશ પામ્યા છતાં તેમણે ઘણાં શાસ્ત્રોનું અધ્યયન કરીને પોતાના બોહોળા જ્ઞાનવડે મોટી કીર્તિ સંપાદન કરી છે. તે હાલ આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. વળી એવા બીજા દાખલા પણ તપાસ કરીશું તો મળી આવશે. એ બધો પ્રતાપ ઇશ્વર કૃપાનોજ સમજવો. વિશ્વનો કર્તા પરમેશ્વર વખતો વખત જગતનો ઉદ્ધર કરવા માટે આવા મહાત્મા પુરૂષોને ઉત્પન્ન કરે છે, અને તેમના તરફ પોતાની અત્યંત કૃપાનો ઝરો વેહેતો કરે છે. જેના યોગે તેઓ ઘણાં અલૌકિક અને અદ્ભુત કાર્યો કરી શકે છે. તેજ પ્રમાણે શંકરાચાર્ય જેવા અવતારી પુરૂષમાં એવી શક્તિ હોય, તેમાં કાંઇ નવાઇ નથી. શંકરને ત્રીજે વર્ષે ચૌલ સંસ્કાર કર્યો. તે પછી તેમના પિતા શિવગુરૂ મરણ પામ્યા. પાંચમે વર્ષે તેમની માતાએ જનોઇ દીધું, ત્યાર પછી ગુરૂ પાસે રહીને તેમણે શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત છંદ, અને જ્યોતિષ, એ છ અંગ સહિત વેદનુ અધ્યયન કર્યું. ગુરૂને ત્યાં બીજા જે જે વિદ્યાર્થિઓ હતા, તે સર્વમાં શંકર શ્રેષ્ઠ બુદ્ધિના હતા. નાની વયમાં તેમનું આવું અદ્ભુત જ્ઞાન જોઇને ગુરૂ પણ ઘણું આશ્ચર્ય પામતા હતા. ગુરૂની તેમનાપર અત્યંત પ્રીતિ હતી. તેમણે વળી તર્કશાસ્ત્ર, અને સાંખ્ય યોગનું જ્ઞાન તથા ભટ્ટપાદે કરેલા વાર્તિકના તત્વનું જ્ઞાન પણ મેળવી લીધુ હતું.

શંકરે સાત વર્ષ સુધી ગુરૂને ત્યાં અભ્યાસ કરીને આઠમે વર્ષે સમાવર્તન[1] કર્યું. પછી પોતાને ઘેર આવીને ગૃહસ્થાશ્રમ પ્રમાણે ચાલવા માંડ્યું. સ્નાન સંધ્યા, સવાર અને સાંજની વખતના હોમ, અને દેવ પૂજા ઇત્યાદિ નિયમ પ્રમાણે કરીને પોતાની માતુશ્રીની સેવામાં સદા તત્પર રહેવા લાગ્યા. એક તરફ વેદનો પાઠ કરતા હતા, અને બીજી તરફ માતાની સેવા કરતા હતા. માતા પુત્રનું સુંદર શરીર, મધુર વચન, અને ઉત્તમ બુદ્ધિ જો-

(૧) જનોઈ દેતાં બ્રહ્મચારીની કેડે મુંજનો કંદોરો બાંધવામાં આવે છે, તે વિદ્યાભ્યાસ કરી આવ્યા પછી ગૃહસ્થાશ્રમમાં આવતી વખતે છોડી નાખવા સારૂ જે વિધિ કરવી પડે છે, તેનું નામ સમાવર્તન કહે છે.

ઇને આનંદ પામતાં હતાં. વળી શંકર વખતો વખત કેટલાંક અલૌકિક કાર્યો કરી લોકોને હેરત પમાડતા હતા. તેથી તેઓ, તેમને દૈવી પુરૂષ જાણવા લાગ્યા. ધીરે ધીરે શંકરની કીર્ત્તિ આખા દેશમાં પ્રસરી ગઇ. જ્યાં ત્યાંથી લોકો પોતાની મન કામના સફળ કરવા માટે તેમની પાસે આવવા લાગ્યા. કેરલ દેશના રાજા **રાજશેખરે** શંકરને પોતાને ત્યાં તેડી લાવવા સારૂ પ્રધાનને મોકલ્યો. પ્રધાને રાજા તરફથી ભેટ સામગ્રી ધરી રાજગૃહે પધારવાની તેમને પ્રાર્થના કરી. શંકરે એ ભેટ નહિ સ્વીકારતાં કહ્યું કે,—" અમારે બ્રહ્મચારીને ભિક્ષા એજ ભોજન છે. મૃગચર્મ પહેરવું, ત્રિકાળ સ્નાન સંધ્યાદિક કષ્ટ સાધ્ય કર્મ કરવું, એજ અમને પૂર્ણ સુખદાયી છે. એ શાસ્ત્ર યુક્ત કર્મ તજીને આ હાથી, ઘોડા, અને સોના મહોર આદિને અમે શું કરીએ? એ અમારે કામનાં નથી. માટે પાછાં લેઇ જાઓ." પ્રધાન આચાર્યની આજ્ઞા પ્રમાણે પાછો રાજા પાસે ગયો, અને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તેથી રાજા જાતે મળવાને આવ્યો. રાજાએ સવિનયથી પ્રાર્થના કરી દશ હજાર સોના મોહોર શંકરના ચરણમાં મૂકી પ્રણામ કર્યો. પછી પોતાનાં રચેલાં ત્રણ નાટકો તેમની રજા લેઇ વાંચી સંભળાવ્યાં. રાજાની એવી ઉત્તમ બુદ્ધિ જોઇને શંકર બહુ પ્રસન્ન થયા. અને રાજાને પુત્ર થવાનો આશીર્વાદ દીધો. પછી રાજાએ જે સોના મોહોરો ભેટ મૂકી હતી, તે પાછી આપીને કહ્યું કે, તમારી ઇચ્છામાં આવે તો એ દ્રવ્યથી એક દેવાલય બંધાવજો.

એક દિવસે શંકરની માતાએ પોતાના દિકરાનું અલ્પ આયુષ્ય છે, એવું કોઇ ભવિષ્યવાદીના મુખેથી સાંભળીને ઘણો ખેદ કરવા માંડ્યો. તે જાણીને શંકરે માતાને ઉપદેશ આપ્યો કે;—" માજી! આ સંસાર ક્ષણભંગુર છે. પક્ષીઓ જેમ સાંજ પડતાં વૃક્ષપર એકઠાં થાય છે, અને પછી સવાર થયે ત્યાંથી ઉડી જૂદાં જૂદાં વિખરાઇ જાય છે, તેવો આ સંસાર છે, વખત આવતાં સૌ જૂદાં જૂદાં પડી જશે. કોઇ સાથે આવેલ નથી, અને કોઇ સાથે જવાનાં પણ નથી. કોઇ પાંચે, કોઇ પંદરે, કોઇ પચીસે, અને કોઇ પચાસે, એમ સૌ જેવાં આવ્યાં છે, તેવાં જવાનાં છે. આ સંસારમાં કોણ પુત્ર, કોણ માતા, અને કોણ પિતા છે. કોણ જાણે કેટલાએ જન્મ ધર્યા હશે. માટે વૃથા શોક ન કરો. હું હજુ સંસારના બંધનમાંથી છુટવાને સંન્યસ્ત લેવાનો છું" આ વાત સાંભળીને માતાને અપાર શોક થયો. તેથી તેમણે કહ્યું;—"પુત્ર! તું એ વિચાર છોડી દે. ગૃહી થા, પુત્રવાળો થા, યજ્ઞ કરી દેવાનું પૂજન કર, પછી સંન્યસ્ત લેજે. તું મારે એકજ પુત્ર છે. તું સર્વજ્ઞ થઇ મને એકલી મૂકી જાઇશ? હું મરી જઇશ, ત્યારે મારી ઉત્તર ક્રિયા કોણ કરશે? તું હજુ મને મૂકીને જવાને યોગ્ય નથી." ઇત્યાદિ વચનો કહ્યાં. તે સાંભળીને શંકરે માતાના મનનું સમાધાન કરવાનું ધાર્યું અને સંન્યાસ ધર્મ ગ્રહણ કરવાનો ઉપાય શોધવા લાગ્યા. અને કેવી તદબીરથી માતાની આજ્ઞા મેળવી શકું, તેને માટે વિચાર કરવા લાગ્યા. કેવી રીતે પરમહંસ થઇને સુખી થાઉં, તેનો નવો વિચાર કરવા લાગ્યા. આખરે વિધિ અનુકૂળ થઇ, અને તેમના સુખના દિવસનું સુપ્રભાત થયું. એક વેળા તેઓ માતાની જોડે પોતાના ઘરથી ગોડે દૂર એક સ્થાને ગેર જવા નીકળ્યા. રસ્તામાં એક નાની નદી ઓળગીને તેઓ ગયાં. ત્યાંથી પાછાં આવતી વખતે વરસાદના પાણીથી તે નદી અગાધ થઇ હતી. પણ ગોઠીયાર

તેઓ ત્યાં બેઠા. એટલામાં પાણી ઉતરી ગયું. તેથી શંકર માતાને લેઇને નદી ઉતરવા લાગ્યાં. નદીની વચ્ચે ગયા એટલે પાણી પાછું ચઢવા લાગ્યું. હવે પાછા વળીને પણ સામે કાંઠે જઇ શકાય તેમ નહોતું. માતાએ જાણ્યું કે પાણીમાં ડુબી મરવાનો સમય પાસે આવેલો છે. શંકરે તે જોઇને સમયસૂચકતા વાપરી માતાને કહ્યું;—"મા! જો આપ મને સન્યાસ ધર્મ ગ્રહણ કરવાની અનુમતી આપો, તો હું કરૂણામય ઇશ્વરની આરાધનાથી આપણી રક્ષા થવાનો યત્ન કરૂં, નહિ તો આપણ બેઉને પાણીમાં ડુબીને પ્રાણ ત્યાગ કરવો પડશે. માતાએ ભયભીત થઇને ગભરાટમાં પુત્રને સંન્યાસ ધર્મ લેવાની આજ્ઞા આપી. એટલે શંકર ઘણા બળની સાથે માતાને પોતાની પીઠ ઉપર બેસાડીને સહીસલામત નદી પાર જતા રહ્યા. ત્યાર પછી યથા સમયે શંકર ભક્તિની સાથે માતાના ચરણારવિંદમાં પ્રણામ તથા પ્રદક્ષિણા કરીને સંન્યાસ ધર્મ ગ્રહણ કરવાને તૈયાર થયા.

" શંકરાચાર્ય નાની ઉમરમાં સાસ્ત્રવિશારદ થઇ પડ્યા હતા." આનંદગિરિએ લખ્યુ છે કે—" શંકર વખતો વખત એકત્ર થયેલી શિષ્ય મંડળીને ઉપદેશ આપતા હતા. તે વેળાએ તેઓને ઉદયાચળમા બાલભાનુની પેઠે, બ્રહ્માંડ ગોળ—ફ્રીલમાં ધ્રુવ નક્ષત્રની પેઠે જનક રાજાએ રચેલા દ્વાદશ વાર્ષિક સત્રમાં યાજ્ઞવલ્કયની પેઠે, પરીક્ષિત રાજાના જ્ઞાનબોધનની વેળાએ શુકદેવની પેઠે, મેરૂશિખરમાં તપશ્ચર્યા કરનાર વ્યાસ દેવની પેઠે, રામ-કથા વર્ણન કરવાની વેળાએ વાલ્મીકિની પેઠે, ભાષ્યોપદ-સમયમાં પતંજલિની પેઠે, દેવોને ઉપદેશ આપતી વેળાએ બૃહસ્પતિની પેઠે; નારદ ઋષિને ઉપદેશ આપતી વેળાએ બ્રહ્માની પેઠે અને યુધિષ્ઠિરને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપવાની વેળાએ શ્રીકૃષ્ણની પેઠે, શોભા આપતા જણાતા હતા. આવી રીતે પુષ્કળ શિષ્યોને ઉપદેશથી કૃતકૃત્ય કરીને આઠમે વર્ષે ક્રમશે **શ્રીમત્ ગોવિંદયોગીંદ્ર** કે જેઓ નર્મદા કાંઠે વાઘપુરની પાસે એક ગુફામાં રહેતા હતા, ત્યાં આવીને તેમના સદુપદેશ પ્રમાણે પરમહંસત્વ અંગિકાર કર્યું. આ ઠેકાણે કોઇને એવો પ્રશ્ન ઉત્પન્ન થશે કે, ભગવાન શંકરાચાર્યે આવું અશાસ્ત્ર કામ શા માટે કર્યું હશે? બ્રાહ્મણોએ બ્રહ્મચર્યાદિ ચારે આશ્રમનુ એક પછી એક અવલમ્બન કરવુ જોઇએ શ્રુતિમા કહેલુ છે કે, બ્રહ્મચર્ય પુરૂ કર્યા પછી ગૃહસ્થ થવુ. ગૃહસ્થ થયા પછી વની (વાનપ્રસ્થાશ્રમી) થવું અને વની થઇને પ્રવ્રજ્યાશ્રમ ગ્રહણ કરવો. આ ચારે આશ્રમ એકના પછી એક અનુષ્ઠાન કર્યાથી મુક્તિ મળે છે શંકરે શા વાસ્તે આ ક્રમ તોડયો? તેનો ઉત્તર એવો છે કે, બ્રહ્મચર્યાદિ આશ્રમમાં જે આશ્રમ ઉપર વિરાગ ઉત્પન્ન થાય, તે આશ્રમથીજ પ્રવ્રજ્યાશ્રમ અવલંબન કરી શકાય છે. બ્રહ્મચર્ય ગૃહસ્થ કે વાનપ્રસ્થ, જે અવસ્થામાં વિરાગ થાય, તેજ અવસ્થામાં પ્રવ્રજ્યાશ્રમ ગ્રહણ કરાય છે. **"यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत्."** જે દહાડે સંસાર ઉપર વિરાગ ઉત્પન્ન થાય, તે દિવસે પરમહંસ થઇ શકાય છે. આ મત શંકરાચાર્યના પહેલાં કોઇએ અવલંબન કર્યો નહોતો. તેમ કોઇજ પહેલો દેખાડયો.

શંકર ગોવિંદનાથ પાસે દિક્ષા લેઇને ત્યાં કેટલીક મુદત સુધી રહ્યા. અને વ્યાસ સૂત્રના સંપ્રદાયિક અર્થ અને ઉપનિષદના અર્થ ગુરૂ પાસેથી સાંભળ્યા, તથા સર્વ શાસ્ત્રનો પ્રકાશ કર્યો. તે પછી ગુરૂની આજ્ઞાથી તેઓ **કાશીક્ષેત્રમાં** ગયા. ત્યાં ભવિશ્વેશ્વરનું પૂજન કરી વેદ ધર્મની સ્થાપના કરવા માટે નિરંતર પ્રયત્ન કરવા લાગ્યા. તે સમા ...

દેશમાં કાવેરી નદીના કિનારે રહેનો એક બ્રાહ્મણનો વેદજ્ઞ પુત્ર મહા પુરૂષોના દર્શન માટે ફરતો હતો. તે શંકરાચાર્યની પાસે આવી તેમના ચરણમાં પડ્યો. આચાર્યે તેના મસ્તકપર હાથ મૂકી પૂછતાં તેણે કહ્યું કે;—" મહારાજ! હું સંસારમાં દુખું છું, આપ સર્વજ્ઞ છો, તેથી હું વિશેષ આપને કાંઇ કહી શકતો નથી. માટે મારા ગુણ દોષ સામુ ન જોતાં મને સંસાર સાગરમાંથી તારીને મારો ઉદ્ધાર કરો." તેની એવી પ્રાર્થનાથી શંકરે તેને સંન્યસ્તની દિક્ષા આપી, અને તેનું નામ **સનંદન** પાડ્યું. તે આચાર્યનો મુખ્ય શિષ્ય થઇને રહ્યો આ સનંદન **પદ્મપાદાચાર્યને** નામે પ્રસિદ્ધ છે. તેના વિષે એવું કહેવાય છે કે, એક દિવસે સનંદન ગંગાનદીને સામે કિનારે હતો. અને નદીમાં પૂર આવેલું હતું, તે છતાં ગુરૂની આજ્ઞાથી તેણે મહા પુરમાં પગ મૂકીને ચાલવા માંડ્યું. એટલે ગુરૂની કૃપાથી તેના પગ નીચે કમળ ઉત્પન્ન થયાં, તેથી ઉંડા પાણીમાં તેને કાંઇ પણ હરકત ન થતાં નદીપાર ઉતર્યો. ત્યારથી શંકરે તેનું નામ **પદ્મપાદ** પાડ્યું.

શંકરાચાર્ય એક વખતે ગંગા નદીના કિનારે શિષ્યોને વ્યાસ સૂત્રનું ભાષ્ય ભણાવતા હતા. ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણે આવીને પુછ્યું કે, તમે શું ભણાવો છો? શંકરના બોલતા પહેલાં એક શિષ્ય બોલી ઉઠ્યો કે, આ અમારા ગુરૂ છે, તેમણે સર્વ ઉપનીષદ્ અને વ્યાસ સૂત્ર ઉપર અદ્વૈતવાળુ ભાષ્ય કર્યું છે, તે અમને શીખવે છે. એ સાંભળી વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું કે, તમે વ્યાસ સૂત્રના ભાષ્યકાર હો તો વ્યાસ સૂત્રના ત્રીજા અધ્યાયમાં પ્રથમ સૂત્ર છે, તેનું વ્યાખ્યાન કરી બતાવો. એ ઉપરથી આચાર્યે નિરાભિમાનથી એ સૂત્રનો ભાવાર્થ કહ્યો કે;—" મરણ વખતે ભૂત સૂક્ષ્મ દેહ બીજથી યુક્ત જીવ એક દેહ મૂકીને બીજા દેહમાં જાય છે, ત્યારે પચીકૃત પંચભૂતના સૂક્ષ્મ ભાગથી મુક્ત થઇને જાય છે.' આ ખુલાસો સાંભળીને વૃદ્ધ બ્રાહ્મણે તેમની પરીક્ષા લેવા, તેમણે કરેલા ખુલાસાનું ખંડન થાય, એવા કેટલાક પ્રશ્નો પુછ્યા. પણ શંકરે તેને તોડી પાડવા શ્રુતિઓનાં પ્રમાણ આપીને પોતાના મતનું મંડન કર્યું. એ રીતે પરસ્પર ઘણી પ્રકારે ખંડન મંડન આઠ દિવસ સુધી ચાલ્યા કર્યું તેમાં છેવટ શંકરાચાર્ય જીત્યા. શંકર દિગ્વિજયમાં લખ્યું છે કે, મહાત્મા વ્યાસ પોતે બ્રાહ્મણને વેષે શંકરની પરીક્ષા કરવા માટે આવ્યા હતા!

શંકર નિત્ય નિયમ પ્રમાણે એક વખતે ગંગા કિનારે બપોરે આન્હિક કર્મ કરવાને જતા હતા. માર્ગમાં એક ચાંડાળ ચાર ભયંકર કૂતરા સાથે મળ્યો. તેને શંકરે કહ્યું કે, અરે! ચાંડાલ દૂર ખસ. તે સાંભળી ચાંડાલે કહ્યું કે;—"તું ચાંડાલ કોને કહે છે? બ્રહ્મ એક છે, અદ્વૈતીય છે, અસંગ, સત્ય, અનંત, નિરવદ્ય, જ્ઞાનરૂપ, અને અખંડ છે. આત્મા પણ અદ્વૈતીય છે, એવું વેદજ્ઞ પુરૂષો કહે છે. તું વેદાંતમાં કુશળ છતાં આવી ભેદ બુદ્ધિ કેમ રાખે છે? તું મારા દેહને દૂર જવાનું કહે છે કે, આત્માને? જો દેહને કહેતો હોય, તો તે અન્નમય છે તે શું તારા દેહ જેવો નથી? જો આત્માને કહેતો હોય, તો તે

(૧) સાંખ્ય, બૌદ્ધ, જૈન, અને કણાદ, આદિના મતોના વિસ્તારથી ખંડન જોવા હોય, તો વ્યાસ સૂત્રપર " શંકર શારીરકભાષ્ય" નામે ગ્રંથમા જોવાં. એ અદ્વૈત સિદ્ધાંત ખરો અને બીજા મતો શી રીતે ખોટા છે એ સર્વે તેમાં બતાવેલા છે.)

(૨) દશ ઉપનિષદોનાં નામ;—ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક, માંડુક્ય, તૈત્તિરીય, ઐતરેય, છાંદોગ્ય, અને બ્રહદારણ્યક.

તારા કરતાં શું જૂદો છે? જેમ સૂર્યનું પ્રતિબિંબ મદિરા અને ગંગાજળમાં પડે છે, તે છતાં સૂર્ય જૂદો નથી. તેમજ સર્વ મનુષ્યના દેહ જૂદા છતાં આત્મા તો એકજ છે. હવે જો તું કદી દેહને લૌકિક રૂઢિથી આ ચાંડાલ અને આ બ્રાહ્મણ છે, એમ ધારી દૂર જવા કહેતો હોય, તો તારા જેવા જ્ઞાનીએ લોકરૂઢીને પકડી રહેવું ઠીક નથી. તારા જેવા તત્વજ્ઞાનીને પરમેશ્વરની માયાવી ઇંદ્ર જાળમાં મોહ પામેલો જોઇને હું આશ્ચર્ય પામું છું." આ સાંભળીને શંકરાચાર્યની ભેદ બુદ્ધિ જતી રહી. આ વિષે શંકર દિગ્વિજયમાં લખ્યું છે કે, શિવે ચાંડાલના વેશમાં આવીને શંકરને ઉપરનો બોધ કર્યો હતો!

શંકર પોતાના શિષ્યો સાથે ફરતા ફરતા કાશીથી હિમાલય પર્વતના **બદ્રિકાશ્રમ** માં ગયા હતા. એ વખતે તેમની ઉમ્મર માત્ર બાર વર્ષની હતી. બદ્રિકાશ્રમમાં રહીને તેમણે નીચે પ્રમાણે ગ્રંથો કર્યા હતા;—**બ્રહ્મસૂત્ર, દશઉપનિષદ, ભારતમાંની ભગવદ્ગીતા, ભારતમાંના સનત્સુજાતિય,** અને **નૃસિંહતાપિની,** એ સર્વ ગ્રંથોનાં બ્રહ્મવિદ્યા પ્રતિપાદક ભાષ્યો કર્યા. તેમજ વેદાંત પ્રતિપાદક ઉપદેશસહસ્રી આદિ અસંખ્ય ગ્રંથો બનાવ્યા હતા. પોતાના શિષ્યોને એ સર્વ ભાષ્યો તેમણે શીખવ્યાં હતાં. એક વખતે આચાર્ય શિષ્યોને બ્રહ્મ વિદ્યાનો બોધ આપતા હતા, તે વખતે **પાશુપત** મતાભિમાનીઓ પાસે બેઠા હતા. તેઓ વિવાદ કરવા લાગ્યા કે;—" કાર્ય, કારણ, યોગ, વિધિ, અને દુઃખાત એવા મોક્ષને સાધન ભૂત પાંચ પદાર્થોને પશુ પતિ ઇશ્વરે ઉત્પન્ન કર્યા છે. **કાર્ય** મહતત્વાદિ છે, **કારણ** મૂળ ભૂત પ્રકૃતિ છે, **યોગ** સમાધિ છે, **વિધિ** ત્રિકાળ સ્નાનાદિક છે, અને **દુઃખાત** મોક્ષ છે. એમાં મૂળ ભૂત પ્રકૃતિ એજ જગતનું **ઉપાદાન** કારણ છે. અને પશુપતિ ઇશ્વરને તે **નિમિત્ત** કારણ છે શ્રુતિ કહે છે કે,—" **सद्दक्षां चक्रे सप्राणम सृजत** (–ઇશ્વરે દ્રષ્ટિ કરીને તેણે પ્રાણ સર્જ્યો.) તેજ પ્રમાણે ઘડાનું કુંભાર એ નિમત્ત કારણ છે. તેનું પણ સઇક્ષ કરવું છે. માટે તમારૂં બ્રહ્મ એ જગતનું ઉપાદાન[1] કારણ છે, એ કહેવું અસંભવિત છે. કારણ કે અવયવ યુક્ત જડ અને અશુદ્ધાદિ લક્ષણોથી યુક્ત જગત્ છે. એવા જગતનું ઉપાદાન કારણ બ્રહ્મ કેમ સંભવે? જેમાં ઉત્પન્ન થાય છે, તેનો ગુણ ધર્મ તેનામાં રહેવો જોઇએ. પણ બ્રહ્મનો જે ધર્મ તે જગતમાં દેખાતો નથી. માટે બ્રહ્મ એ જગતનું ઉપાદાન કારણ છે. એ કેમ માની શકાય?"

આચાર્યે કહ્યું કે,—" તમે જે બ્રહ્મથી ભિન્ન નિમિત્ત અને ઉપાદાન કારણનો સ્વીકાર કરો છો તે યોગ્ય નથી. બ્રહ્મ વિના બીજાને નિમિત્ત કારણત્વ કે ઉપાદાન કારણત્વ માનીયે તો ઉપનિષદમાં જેના જ્ઞાનથી અશ્રુત શ્રુત થાય છે, અને અવિજ્ઞાન વિજ્ઞાન થાય છે, ઇત્યાદિ જણાવેલું છે, તેને બાધ આવેછે. નિમિત્ત કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થતું નથી. માટે આ ઠેકાણે ઉપાદાન કારણનેજ ગ્રહણ કરવું જોઇએ. તેને ઠેકાણે જો પ્રકૃતિનું ગ્રહણ કરીએ, તો "**एकमेवाद्वितीयम** "–બ્રહ્મ એક છે અને અદ્વૈતીય છે. એ શ્રુતિ વચનને બાધ લાગે છે. કારણ કે જગતની ઉત્પત્તિની પૂર્વે બ્રહ્મ વિના કોઇપણ પદાર્થો નહોતા, એવું પ્રતિપાદન કરેલું છે. તેથી પ્રકૃતિને ઉપાદાન કારણ ન માનતાં બ્રહ્મનેજ માનવો જોઇએ.

(૧) કાર્યની જોડે કારણ હોય, તેને ઉપાદાન કારણ કહે છે જેમકે માટીનો ઘડો કાર્ય છે. તેના કારણ રૂપ માટી, તે તેની જોડે છે તેથી મૃત્તિકા પણ ઘડાનું ઉપાદાન કારણ છે

કાર્યમાં ઉપાદાન કારણનો કાંઇ પણ અંશ હોવો જોઇએ, એવો જે તમારો મત છે, તે બરોબર નથી. કારણ કે છાણમાંથી વિછી આદિ ઉત્પન્ન થાય છે, પણ તેમાં છાણનો જરા પણ અંશ જોવામાં આવતો નથી. કાર્ય અને ઉપાદાન કારણ એ બેનું સાદૃશ્યપણું પણ આથી સંભવતું નથી. દેહાદિકથી થનારાં કાર્ય અનિત્ય છે. માટે બ્રહ્મ એજ મુખ્ય માનવો જોઇએ. " ઇત્યાદિ ઘણી પ્રકારે પાશુપત મતનું ખંડન કર્યું. તેથી તેમણે પોતાનો મત મૂકીને આચાર્યનો મત ગ્રહણ કર્યો હતો.

ત્યાર પછી શંકરાચાર્ય **ભટ્ટપાદ** ( કુમારિલ ભટ્ટાચાર્ય ) ની કીર્તિ સાંભળીને તેમને મળવા સારૂ પોતાના શિષ્યો સહિત પ્રયાગમાં ગયા. તે વખતે ભટ્ટપાદ ગુરૂના ઉન્મથન અને સુગતોના કરેલા નાશના દોષ નિવારણ માટે તુષાગ્નિમાં બળી મરવાની તૈયારી કરતા હતા. શંકરે તેમની પાસે જઇને પોતે કરેલું **ભાષ્ય** બતાવ્યું. ભટ્ટપાદ તે ભાષ્ય જોઇને ખુશી થયા. અને કહ્યું કે, આ ભાષ્યના પ્રથમ અધ્યાય ઉપર આઠ હજાર વાર્તિક થાય. પણ મેં અગ્નિ પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો છે, તેથી નિરૂપાય છું, આપના દર્શનથી હું કૃતાર્થ થયો છું. મેં ઇશ્વર ન માનતાં વેદનેજ સ્વતઃપ્રમાણથી સિદ્ધ કર્યો, તથા ગુરૂ દ્રોહ—સુગતો પાસે તેમનાં શાસ્ત્ર શિખીને તેમનોજ નાશ કર્યો, એ પાપના પરિહાર માટે હું તૈયાર થયો છું. એ સાંભળી શંકરે કહ્યું કેઃ—આપે જે કર્યું છે, તે યોગ્ય છે. એથી કાંઇ પાપ થયું નથી. ભટ્ટપાદે કહ્યું કે;—આપના દર્શન અને સ્મરણથીજ જીવવાને હું સમર્થ છું, પરંતુ તેમ કરવાની મને ઇચ્છા નથી. આપ સર્વજ્ઞ છો, તેથી જાણતાજ હશો. આપ સાક્ષાત્ શંકર છો. અદ્વૈત માર્ગનું સ્થાપન કરવા માટે અવતર્યા છો, અને મને જીતવા માટે આવ્યા છો. તે મેં જાણ્યું. પણ જેની મોટી કીર્તિ છે, અને જે અજીત છે, એવો મારો શિષ્ય **મંડનમિશ્ર છે**, તેને જીતશો એટલે સર્વ જગતને જીતવા બરોબર છે. તે સર્વ શાસ્ત્રમાં મારા કરતાં પણ વધારે નિપુણ છે. તેની સ્ત્રી સાક્ષાત્ સરસ્વતી જેવી છે. વાદ યુદ્ધમાં તેનેજ મધ્યસ્થપણું આપીને વાદ યુદ્ધ કરજો. હવે આપ મને **તારકમંત્રનો** ઉપદેશ કરીને કૃતાર્થ કરો. પછી શંકરે ભટ્ટપાદને તારકમંત્રનો ઉપદેશ કર્યો, તેથી તેઓ મુક્તિ પામી પરમ ધામમાં ગયા.

ત્યાંથી આચાર્ય ઉત્તર તરફ ચાલતા ચાલતા હસ્તિનાપુરના અગ્નિખૂણામાં વિજિલ બિંદુ નામથી પ્રસિદ્ધ વિદ્યાલયની પાસેના એક તાલવનમાં આવી પહોચ્યા. આ તાલવનમાં **મંડનમિશ્રનો** નિવાસ હતો.[1] મંડનમિશ્ર સુદક્ષ કર્મકાંડાવલંબી અને જ્ઞાન કાંડવાદીઓનો ઘણોજ પક્ષપાતી હતો. તેણે પાંચસો શિષ્યોને દિગ્વિજયમાં સમર્થ કર્યા હતા. તેના આશ્રમમાં દાસદાસીઓ અને મેનાપોપટ સુદ્ધાં સંસ્કૃત શ્લોક બોલી શકતાં હતાં. શંકરાચાર્યે મંડનમિશ્રના ઘરની સામે આવીને જોયું તો દરવાજો બંધ દીઠો. તપાસ કરતાં જાણ્યું કે, મંડનમિશ્ર ઘરમાં શ્રાદ્ધ કરે છે. શંકર પ્રાણાયામ બળથી શૂન્ય માર્ગે અંદર દાખલ થઇ મંડનમિશ્રની પાસે ગયા. સન્યાસીના દર્શનથી તે ઘણો ક્રોધાયમાન થયો, અને બોલ્યો કે આ મુંડીઓ વળી કયાંથી આવ્યો ? થોડી વાર સુધી બંને જણ વચ્ચે કેટલાક સવાલ જવાબ થયા. આખરે વ્યાસના વાક્યાનુંસારે મંડનમિશ્રે આચાર્યને પાદ પ્રદાન કર્યા. આનંદગિરિ કહે

(૧) શંકરદિગ્વિજયમાં મંડનમિશ્રનો આશ્રમ નર્મદા કાંઠે માહિષ્મતી નગરી અથવા ચોળી માહેશ્વરમાં હોવાનું કહ્યું છે.

છે કે, મંડનમિશ્રે શ્રાદ્ધમાં વ્યાસને નોતરૂં દીધું હતું, અને પોતાના મંત્ર શક્તિ બળથી તેમને ત્યાં આણ્યા હતા! પાદ ગ્રહણ-કાળે આચાર્યે કહ્યું કે, હુ તર્ક વિતર્ક કરવા માટે આવ્યો છું. મંડનમિશ્રે કહ્યું કે, જમ્યા પછી તર્ક કરીશું. બેઉ વચ્ચે પ્રતિજ્ઞા કરવામાં આવી કે, જે પરાજય પામે તેણે પોતાનો મત છોડીને જય મેળવનારનો મત કબૂલ કરવો. હારજીતનો નિર્ણય કરવાને મંડનમિશ્રની પત્ની સરસ્વતી-સરસવાણીને મુકરર કરી. પછી વિવાદ શરૂ થયો. મંડનમિશ્રે કહ્યું;—" જીવ અને ઇશ્વરનું એકપણું છે, એવો જે તમારો મત છે, તેને માટે કાંઇ પણ પ્રમાણ નથી. તમે જે ઉપનિષદ્‌નાં પ્રમાણ આપો છો, તેમાં કર્મ સફળતા નથી. તેથી તમારો મત મારે માન્ય નથી. " એ સાંભળીને શંકરાચાર્ય શ્રુતિઓનાં ઘણાં પ્રમાણો આપીને મંડનમિશ્રના મતનું ખંડન અને પોતાના મતનું મંડન કર્યું. એ વિવાદ કેટલાક દિવસ સુધી ચાલ્યો. તેમાં છેવટે બ્રહ્મ સત્ય છે, એવું શંકરે સિદ્ધ કરી આપી અદ્વૈત મતનું સ્થાપન કર્યું. સરસ્વતીએ પણ નિષ્પક્ષપાતપણે આચાર્યનો જય દર્શાવ્યો, પછી મંડનમિશ્ર સર્વ ત્યાગ કરી શંકરને શરણે આવ્યા. એટલે શંકરે સરસ્વતીના સામું જોયું. સરસ્વતીએ તેમનો આશય જાણી લીધો. તેથી તેણે જણાવ્યું કે;—" પત્ની પણ પતિના આત્માની અર્ધભાગિની છે, એવું શ્રુતિમાં કહ્યું છે. માટે મને જીતો ત્યારે ખરૂં." એ પરથી આચાર્યે સરસ્વતીની-સાથે સત્તર દિવસ સુધી વિવાદ ચલાવ્યો. સરસ્વતીએ શંકરને જીતવા કઠિણ જાણ્યા, ત્યારે તેણે વિચાર્યું કે, આચાર્ય બાળવયમાં સંન્યાસી થયા છે, માટે તેઓ કામ્યશાસ્ત્ર જાણતા નહિ હોય. તેથી તેણે કામ કળાના પ્રશ્નો પુછ્યા. શંકર સર્વજ્ઞ હતા. તેમનાથી કાંઇ અજાણ્યું નહોતું. તેઓ ધારે તે કરવાને શક્તિમાન હતા. પણ મર્યાદાને આધિન હતા. પ્રશ્નોના ઉત્તર ન આપે તો અસર્વજ્ઞપણું જણાય. અને ઉત્તર આપે તો યતિ ધર્મને બાધ આવે, જાહેર રીતે ઉત્તર આપી શકાય તેવું નહોતું. તેથી એક માસની મુદત માગી કામ કળાનુ શિક્ષણ લેવા ગયા. પશ્ચિમ તરફ જતાં અમરક રાજાનુ મૃત શરીર ચિતા ઉપર મૂકેલું હતું, તેમાં યોગબળથી પ્રવેશ કર્યો. અને તેની રાણીઓના હાવભાવનો અનુભવ લેઇને પાછા મંડનમિશ્રને આશ્રમે આવ્યા. પછી સરસ્વતીને વાદવિવાદ કરવા માટે કહ્યું. પરંતુ સરસ્વતીએ અશ્લીલ વાત ચીત થવાની શંકાથી પોતાનો પરાભવ કબૂલ કર્યો. પછી શંકરે તેને મંત્રબદ્ધ કરી તુંગભદ્રા નદીના કિનારે પ્રતિષ્ઠિત શૃંગપુરમાં ગયા. એ જગોએ એક મઠ બાંધીને સરસ્વતીને ત્યાં ચિરકાલ રાખ્યાં આ મઠ હજી સુધી શૃંગાગિરિ અથવા સિંહારી નામથી વખણાય છે. ત્યાર પછી ત્યાં વિદ્યાપીઠ બનાવીને ભારતી સંપ્રદાય સ્થાપ્યો. અને ત્યાંના શિષ્ય મંડળને **ભારતી**[1] નામ આપ્યું. મંડનમિશ્રને આચાર્યે સંન્યસ્તની દિક્ષા દીધી, અને **"तत्वमसि"** એ મહા વાક્યનો ઉપદેશ આપ્યો. તથા ગુરૂ મહિમાને સારી પેઠે સમજાવ્યો. ત્યારથી મંડનમિશ્ર **સુરેશ્વર** કે સુરેશ્વરાચાર્ય એવા નામથી શંકરના મુખ્ય શિષ્યોમાં ગણાવા લાગ્યા.

(૧) સન્યાસી ત્રણ પ્રકારના છે,—ભારતી, ગિરિ, અને પુરી. ઘણાક જનુ કહે છે કે, આ ત્રણે સંપ્રદાય શંકરાચાર્યે સ્થાપ્યાં હતા. પરંતુ આનંદગિરિના શંકર વિજયમાં ભારતી સંપ્રદાયનું નામ માત્ર નજરે પડે છે ભારતી અને ગિરિ સંપ્રદાયના મહાન ભારતવર્ષમાં ઠેકે ઠેકાણે નજરે પડે છે. તારકેશ્વરનો મહાન ગિરિ સંપ્રદાયનો છે.

શંકરાચાર્ય દુષ્ટ પાખંડ મતોનું ખંડન કરતા, ભક્ત લોકોને સદ્બોધ દેતા, અને અદ્વૈત માર્ગનું સ્થાપન કરતા, અનેક દેશોમાં ફરતા ફરતા દક્ષિણમાં મહારાષ્ટ્રાદિ દેશોમાં પોતાનો મત તથા ગ્રંથોનો પ્રચાર કરતા શ્રીશૈલ નામે પર્વત ઉપર પધાર્યા. ત્યાં તેમણે પાતાળ ગંગામાં સ્નાન કર્યું. અને મલ્લિકાર્જુન નામે શિવલિંગની પૂજા કરી. ત્યાં શ્રેષ્ટ શિષ્યોને શારીરક ભાષ્ય ભણાવ્યાં. અહિ પાશુપત, વીરવૈષ્ણવ, શૈવ, અને માહેશ્વર મતવાળાને સુરેશ્વરાદિ શિષ્યોએ જીત્યા. તેમાંના કેટલાક આચાર્યના શિષ્ય થઇ રહ્યા. એક વખતે એક કાપાલિક કપટ વેષથી આચાર્યનો નાશ કરવાની ઇચ્છાથી આવ્યો. એ ભૈરવ ભક્ત કાપાલિક પોતાના ઇષ્ટની સિદ્ધિનો લાગ જોઇ બોલ્યો કે;—

"હે મહાત્મા ! સર્વજ્ઞતા, સુશીલતા, અને દયાળુતાદિક આપના સકળ શુભ ગુણો સાંભળીને આપના દર્શનાર્થે આવ્યો છું. આપે પરોપકાર માટેજ દેહ ધર્યો છે. આપની સદ્કીર્તિ સર્વ સ્થળે ગવાય છે, આપ અદ્વૈતીય બ્રહ્મને પ્રતિપાદન કરનારા ઉત્તમ યતીંદ્ર છો. આપની પાસે આવનારા મનુષ્યો પોતાના મનોર્થો સફળ કરી જાય છે. મેં આ દેહે સ્વર્ગે જવા માટે સો વર્ષ તપ કરીને ભૈરવનાથને પ્રસન્ન કર્યા છે. તેમણે મને કહ્યું છે કે, તું કોઇ સર્વજ્ઞ પુરૂષનું અગર રાજાનું મસ્તક અગ્નિમાં હોમીશ, તો સદેહે સ્વર્ગમાં જઇશ. તેથી હું ચારે તરફ ફરૂં છું, પણ મને કોઇ તેવો મળ્યો નથી. તેથી નિરાશ થઇ આપની પાસે આવ્યો છું. આ દેહ ક્ષણભંગુર છે. મસ્તક આપવાથી આપની અપારકીર્ત્તિ વધશે, અને મારૂં કામ થશે. મસ્તકની માગણી કરતાં મારી જીભ ઉપડતી નથી. કેમકે જીવિત કોને વ્હાલું ન હોય ? આપ તો કેવળ બ્રહ્મ સ્વરૂપ છો. આપને શરીરની આસકિત નથી. આપે પરોપકાર માટે દેહ ધર્યો છે. આપ કૃપા કરો તો મારૂં કામ થાય. દયાળુ પુરૂષો તો પોતાનું શરીર કેવળ પરમાર્થેજ ધારણ કરે છે. આપને ધન, પુત્ર, મિથ્યા લોભ, તૃષ્ણા, કાંઇ પણ નથી. પરોપકાર વિના આપને બીજુ કાંઇ કર્તવ્ય પણ નથી; દધીચી ઋષિએ ઇંદ્રને પોતાનાં હાડકાં કહાડી આપ્યાં હતાં. જીમુતવાહને નાગ રક્ષણ માટે ગરૂડને પોતાનો પ્રાણ આપ્યો હતો. તેથી તેમની અમર કીર્તિ રહી ગઇ છે. મારી માગણી અયોગ્ય છે, તેથી હું ડરૂં છું. પણ આપ જેવા પરોપકારી પુરૂષો મારા જેવા માગણને ન આપે એ સંભવ નથી." ઇત્યાદિ સાંભળી શંકર બોલ્યા કે;—"હું ખુશીથી મારૂં મસ્તક આપીશ. માટે મારા શિષ્યો કે કોઇ ન જાણે તેમ તારે એકાંતે આવવું. નહિ તો તારૂં કામ થવું કઠિણ થશે." પછી કાપાલિક રાજી થતો પોતાને સ્થળે ગયો. શિષ્યો સ્નાન સંધ્યાદિ કરવાને ગયા, ત્યારે શંકરે દેહ મૂકિ દેવાની ઇચ્છાથી જીવનો પરમાત્મા સાથે નિયોગ કર્યો. નિર્વિકલ્પ સમાધિમાં સિદ્ધાસન વાળી બેઠા. એટલામાં કાપાલિક આવ્યો. તેણે ત્રિશળ ઉગામી આચાર્યને મારવાની તૈયારી કરી, એટલામાં યોગ બળથી એવોજ ભાસ પદ્મપાદના અંતઃકરણમાં પડયો. તેથી એ વાત પ્રસિદ્ધ થતાં પદ્મપાદે આવીને કાપાલિકને મારી નાખી આચાર્યનો પ્રાણ બચાવ્યો હતો.

ત્યાર પછી શંકરાચાર્ય તીર્થ સ્થળોમાં ફરતા ફરતા પાપથી મુક્ત કરનાર ગોકર્ણ ક્ષેત્રમાં આવ્યા. ત્યાં ત્રણ દિવસ રહી હરિશંકર નામના દિવ્ય સ્થાનમાં થઇને મુકામ્બિકા દેવીના મંદિરમાં આવ્યા. ત્યાં એક બ્રાહ્મણ અને તેની સ્ત્રી પોતાના મરણ પામેલા પુત્રને ખોળામાં લેઇ

મહા કલ્પાંત સાથ રૂદન કરતાં હતાં. એ જોઇ શંકરને દયા ઉપજવાથી તેમણે ત્રૈલોક્ય નાથની સ્તુતિ કરી, એ બ્રાહ્મણના પુત્રને સજીવન કર્યો. એ સ્થળમાં ત્રણ દિવસ રહીને ત્યાંથી શ્રીવલી ગામમાં આવ્યા. એ ગામમાં વેદજ્ઞ બે હજાર બ્રાહ્મણો રહેતા હતા. તેમાં પ્રભાકર નામે એક ઉત્કૃષ્ટ બ્રાહ્મણ હતો. તેનો પુત્ર સાવ જડભરત જેવો હતો. એટલે તેને કોઇ બોલાવે તો બોલે, અને ખવરાવે તો ખાય. નહિ તો આખો દિવસ ગાંડાની પેઠે બેસી રહે. શંકરને ગામમાં આવેલા જાણીને પ્રભાકર પોતાના એ પુત્રને બતાવવા માટે તેમની પાસે લેઇ ગયો. અને સર્વ હકીકત કહી સંભળાવી. શંકરે એ બાળકને જોઇને કહ્યું કે;-"ઉઠ! તું કોણ છે? અને આવી બાળ ચેષ્ટા કેમ કરે છે?" બાળકે જવાબ આપ્યો કે;-"હે ગુરૂ! હું જડ નથી, પણ જે જડ છે, તે મારા સાનિધ્યને લીધે પ્રવર્તે છે. શોક, મોહ, ક્ષુધા તૃષ્ણા, જરા, અને મૃત્યુ, એ ૭ ઉર્મિઓથી તથા જન્મવું, જન્મ્યા પછી જીવવું, વૃદ્ધિ પામવું ફેરફાર થવું, ઘટવું, અને નષ્ટ થવું, એ ૭ ભાવ વિકારો રહિત, જે કેવળ સુખરૂપ પરમપદ છે, તે હું છું. હે ગુરૂ! આ મુમુક્ષુ લોકોને પણ મારા જેવો અનુભવ મળે એમ ઇચ્છું છું." એટલું બોલી બાર શ્લોકથી પ્રપંચ રહિત પરમાત્માના તત્વનું નિરૂપણ કર્યું. એ બાર શ્લોકથી આત્મા તત્વ હાથમાંના આમળા પ્રમાણે પ્રકાશિત કર્યું. તેથી એ બાળક હસ્તામલક નામથી પ્રસિદ્ધ થયો. શંકરે જાણ્યું કે તેને ગુરૂ વિના આત્મ તત્વનું જ્ઞાન થયું છે. તેથી એ કોઇ યોગી હોવો જોઇએ. પછી તેના મસ્તકપર હાથ મૂક્યો. અને પ્રભાકરને કહ્યું કે, આ તારા પુત્રને દેહાદિકપર પ્રીતિ નથી, તો ઘર આદિમાં તો ક્યાંથી આસક્તિ હોય! તેનાથી તમને કાંઇ લાભ પ્રાપ્ત થવાનો નથી. ઇત્યાદિ કહેવાથી પ્રભાકરે તેને શંકરને શરણે રાખ્યો. શંકરે તેને બ્રહ્મ વિદ્યાનું શિક્ષણ આપીને પોતાના મુખ્ય શિષ્યોમાં દાખલ કર્યો.

શંકરાચાર્યને ગિરી નામે શિષ્ય હતો. તે ગુરૂની સેવામાં નિરંતર મન રાખતો હતો. એક વખતે તે ગુરૂનાં વસ્ત્ર ધોવા સારૂ નદીપર ગયો હતો. ત્યાંથી નિત્ય કથાનો વખત થયો, ત્યાં સુધી તે આવ્યો નહિ. તે છતાં પદ્મપાદ વગેરે શિષ્યોએ ગર્વથી તેને મંદ બુદ્ધિનો જાણીને વાટ ન જોતાં કથા આરંભ કર્યો. શંકરે એ વાત જાણીને તેમનો ગર્વ ઉતારવા માટે ગિરી જે નદીપર હતો, તેને ત્યાંજ ચૌદે વિદ્યા આપી દીધી. તેથી ગિરી નદીપરથી આવતાં બ્રહ્મ તત્વને પ્રકટ કરનારા તોટકવૃત્તોથી ગુરૂની સ્તુતિ કરતો આવ્યો. અને ઉપનિષદના ભાગને પ્રતિપાદન કરવા લાગ્યો. એ જોઇ પદ્મપાદાદિ શિષ્યોનો ગર્વ ઉતરી ગયો. તોટક વૃત્તથી આત્માતત્વ પ્રતિપાદન કર્યું, તેથી તેનું નામ તોટકાચાર્ય પડ્યું અને તે પણ શંકરના મુખ્ય શિષ્યોમાં ગણાવા લાગ્યો. એ રીતે આચાર્યને પદ્મપાદ, સુરેશ્વર, હસ્તામલક, અને તોટક એ ચાર મુખ્ય શિષ્યો હતા. ગુરૂ પ્રતાપથી તેમનો પ્રતાપ બહુ અલૌકિક હતો. લોકો તેમને ચાર વેદ રૂપ ગણતા હતા.

પણ કર્યાં. પદ્મપાદે ગુરૂની આજ્ઞાથી સૂત્ર ભાષ્યની બે ટીકાઓ કરી. પહેલી પંચવાદી, અને બીજી વૃત્તિ. તેમજ વ્યાસ મુનિના સુત્રો ઉપરના ભાષ્યની વિવેચના **વિજયડિંડિમ** નામે કરીને ગુરૂને અર્પણ કરી. આનંદગિરી વગેરે શિષ્યોએ પણ પોતાની શક્તિ મુજબ આત્માતત્વના પ્રકાશ માટે ઘણા ઉત્તમ ગ્રંથો કરેલા છે.

એક વખતે શંકરે ઋષ્યશૃંગ પર્વતપર ધ્યાન ધર્યું હતું. ત્યાં ધ્યાનમાં પોતાની માતુશ્રીને મંદવાડ આવ્યો છે, અને પોતાનું સ્મરણ કરે છે, એવું જાણ્યું. તેથી શિષ્યોને ત્યાંજ રાખીને પોતે એકલા આકાશ માર્ગે કાલટિમાં પોતાને ઘેર માજી પાસે આવ્યા. માજીને પ્રણામ કરી કહ્યું કે;-"હું આપના યાદ કરવાથી આવ્યો છું. માટે હવે શોક મુકી દેઇ જે કામ હોય તે બતાવો. માજી પોતાના પુત્રને જોઇ ખુશી થયાં, અને ધીમેથી કહ્યું કે;-"પુત્ર! મેં મારી આ દશામાં તને જોયો, એ ઘણું સારૂં થયું. મારૂં જીવિત હવે વધારે વખત ચાલવાનું નથી. તેથી શાસ્ત્ર પ્રમાણે આ દેહને યોગ્ય સંસ્કાર કરી મને પરલોક પહોંચાડજે." આ સાંભળી શંકરે માજીને બ્રહ્માનંદ મળે માટે બ્રહ્મનો બોધ કરી માતાના મનમાં ઠસાવ્યો. તેથી તેઓ પરમ પદને પામ્યાં. તેમના દેહને અગ્નિસંસ્કાર કરવાને માજીને વચન આપ્યા પ્રમાણે તૈયાર થયા. પણ સગાં વ્હાલાંએ તેમને કહ્યું કે, તમે સંન્યાસી છો. માટે તમને એ સંસ્કાર કરવાનો શાસ્ત્ર પ્રમાણે અધિકાર નથી. શંકરે કહ્યું કે, મેં માજીને વચન આપ્યું છે, મને કશો બાધ લાગતો નથી. ઇત્યાદિ કહ્યાથી કોઇ ત્યાં આવ્યાં નહિ. એટલુંજ નહિ પણ ગામમાં કોઇએ આગ પણ આપી નહિ. તેથી શંકરે તેમને શાપ આપ્યો કે-"આજથી તમો વેદથી ભ્રષ્ટ થશો. તમારે ત્યાં કોઇ સંન્યાસી ભિક્ષા કરવા આવશે નહિ. અને તમારા ઘર સમીપમાંજ મુડદાં બાળવામાં આવશે." પછી શંકરે પોતે કાષ્ઠ એકઠાં કર્યાં. અને માજીના જમણી હાથમાંથી અગ્નિ પ્રગટ કર્યો. એ અગ્નિ વડે માજીના શબને પોતે દહન કર્યું. શંકરના શાપથી કેરલ દેશના કાલટિમાં આજે પણ મડદાં ઘર પાસે બાળવામાં આવે છે. તથા કોઇ સંન્યાસી ત્યાં ભિક્ષા કરતા નથી. અને બ્રાહ્મણો વેદ વિહિન છે.

શંકરનો શિષ્ય પદ્મપાદ રામેશ્વર તરફ યાત્રાએ ગયેલ, ત્યાં રસ્તામાં તેના પૂર્વાશ્રમના મામાનું ઘર આવતાં ત્યાં પોતાનાં પુસ્તકો રાખી ગયો હતો. એ પુસ્તકોમાં શંકરાચાર્યે કરેલા ભાષ્યપરની પોતે કરેલી ટીકા હતી. તે તેના મામાએ વાંચી. તેમાં પ્રભાકર, ભટ્ટપાદ, આદિના મતનું ખંડન હતું. એ તેનો મામો જોઇ શક્યો નહિ. કેમકે પોતે દ્વૈતવાદી હતો. તેથી એ પુસ્તકોવાળુ ઘર સળગાવી દીધુ. પછી પદ્મપાદ આવ્યો, અને પુસ્તકો બળી ગયાનું સાંભળ્યું, તેથી ઘણો શોક કરવા લાગ્યો. પછી ફરીને એવી ટીકા લખવાનો વિચાર કર્યો, પણ ફરીને તેવી ટીકા નહિ લખી શકાય, એવું જણાયાથી તે કેરલ દેશમાં ગુરૂ પાસે ગયો. અને બનેલી હકીકત જાહેર કરીને ઘણો શોક દર્શાવ્યો. ગુરૂએ તેને શાન્ત પાડીને કહ્યું કે, તેં ઋષ્યશૃંગ પર્વતપર જે ટીકા મને વાંચી સંભળાવી હતી, તે પુરેપુરી મારા સ્મરણમાં છે, તે તું લખી લે. એમ કહી ભાષ્ય ઉપરની સઘળી ટીકા પ્રગટ હતી તેવીજ લખાવી. તેજ પ્રમાણે કેરલ દેશના રાજા રાજશેખરે પ્રથમ જે ત્રણ નાટકો રચીને ગુરૂને વાંચી સંભળાવ્યાં હતાં, તે પણ પદ્મપાદના પુસ્તકો સાથે

બળી ગયાં હતાં. શંકરે એ પુસ્તકો પણ પોતે મોઢેથી પ્રથમ હતાં તેવાંજ લખાવ્યાં હતાં. શંકરની સ્મરણ શક્તિ એવી તો અલૌકિક હતી કે જે એક વખત તેઓ વાંચતા કે સાંભળતા તે તેમના સ્મરણમાંથી લેશ માત્ર પણ કદી જતું નહિ.

મહાત્મા શંકરાચાર્ય હજારો શિષ્યો સહિત ભારતવર્ષમાં દિગ્વિજય કરવા સારૂ નિકળ્યા હતા.[1] તેઓ પ્રથમ રામેશ્વર તરફ ગયા હતા. ત્યાંથી કાંચીનગર, વિદર્ભદેશ, કર્ણાટક, ઉજ્જયનિ, પ્રયાગ, અને કાશી ઇત્યાદિ ઘણે સ્થળે ફરીને ચાર્વાક, બૌદ્ધ, ક્ષપણક, જૈન, શાક્ત, લક્ષ્મી, ભક્ત, વિદ્યોપાસક, જંગમ, શૈવ, શારદોપાસક, ૭ પ્રકારના વૈષ્ણવો— ભક્ત, ભાગવત, વૈષ્ણવ, પંચરાત્રી, વૈખાનસ, અને કર્મહીન, તથા હિરણ્યગર્ભોપાસક, અગ્નિ ઉપાસક, સૂર્યોપાસક, કાપાલિક, અને વામમાર્ગી, ઇત્યાદિ ઘણા એક મતવાદિઓને જીતીને તેમણે પરમ અદ્વૈતીય મતનો પ્રકાશ કર્યો હતો. એ પ્રસંગે, ભાસ્કર, મુરારીમિશ્ર પંડિત, નિલકંઠ, અને અભિનવગુપ્તાચાર્ય, વગેરે સમર્થ વિદ્વાનો કે જેઓ કર્મનેજ મોક્ષ માનતા હતા, તેમની સાથે શંકરે વાદ યુદ્ધ કરીને જીત્યા હતા. નિલકંઠ પોતાના મતનું રક્ષણ કરવાને બદલે અદ્વૈત મતનો નિર્ણય કરવા લાગ્યો કે;—"**तत्त्वमसि**" થી જીવ અને ઇશ્વરનો અભેદ માનો છો, એ બરાબર નથી. કેમકે અજવાળા અને અંધારામાં પરસ્પર વિરૂદ્ધ ધર્મને લીધે તેમનુ ઐક્ય સંભવતું નથી તેમ જીવ અને ઇશ્વરના વિરૂદ્ધ ધર્મ હોવાથી એક રૂપપણુ અસંભવિત છે." એવાં એવાં અનેક દ્રષ્ટાંતો આપીને જીવ અને ઇશ્વરનો ભેદ સિદ્ધ કરવા લાગ્યો. શંકરે તેના કરેલા અર્થને ખોટો ઠરાવી, ખરો અર્થ સમજાવ્યો કે,—"જીવ કાર્યોપાધિ છે, અને ઇશ્વર કારણોપાધિ છે. પણ તેમનો ચિદંશ એકજ છે." ઇત્યાદિ રીતે શ્રુતિ વાક્યોથી તેનું ખંડન કર્યું હતું. તેથી નિલકંઠ અને તેના હુરદત્તાદિ શિષ્યો શંકરના શિષ્ય થયા હતાં.

આવી રીતે શંકરાચાર્યે અદ્વૈતમત હિમાલયથી શેતુબંધ પર્યંત પ્રચાર કર્યો હતો. પરંતુ થોડા વખતમાં તેઓ જાણી શક્યા હતા કે, સાધારણ લોકો અદ્વૈતમત સંપૂર્ણ પ્રકારે જાણી શકતા નથી. તેથી તેઓ શંકિત થયા, અને કેવી રીતે અમતની ગતિ રોકાય તેનો વિચાર કરવા લાગ્યા. અને પોતાના શિષ્યોને બોલાવીને તેમને અદ્વૈતમતની ખાતર શૈવમત, વૈષ્ણવમત; સૌરમત, શક્તિમત, અને ગણપત્યમત, વગેરે સ્થાપવા અને પ્રચાર કરવાની આજ્ઞા આપી હતી. આ સર્વ મત હજુ સુધી અદ્વૈત મતની જોડેજ ચાલે છે. હમણાં શુદ્ધ કોઇ મત જોવામાં આવતો નથી. સર્વે અદ્વૈતમત બાજુએ મુકીને પોતપોતાના મત પ્રકાશ કરવાનો યત્ન કરે છે. નવી સ્મૃતિ પુરાણ તંત્ર વગેરે સર્વત્ર અદ્વૈત મતનો પાદુર્ભાવ જોવામાં આવે છે શંકરાચાર્ય હિંદુ ચિત્તને એવી રીતે અદ્વૈતમતવાળા કરી ગયા હતા કે, હજી સુધી હિંદુઓ તેનો અનુભવ કરી શકે છે. ઉત્તર પશ્ચિમના દેશમાં અને દક્ષિણમાં શંકરાચાર્યનો પ્રભાવ ઘણો છે. ત્યાં તેઓ દેવતા છે. તેમનો મત અભ્રાન્ત છે. બંગાળામાં વેદાંતિક મતનો પ્રચાર ઘણોજ થોડો છે. તેમ શંકરાચાર્યનો પ્રભાવ તથા આદર ઘણોજ ઓછો છે. જે ઠેકાણે વેદાંત શાસ્ત્રનું અનુશીલન અને ચર્ચા ચાલે છે, ત્યાં શંકરાચાર્યનું એકાધિપત્ય છે. હાલનું સાંખ્યશાસ્ત્ર, હાલની મીમાંસા, અને હાલનાં પુરાણમાં અ-

(૧) એવું કહેવાય છે કે, સુધન્વા નામે રાજા તેમની સાથે સૈન્ય લઈને મદદ માટે ગયો હતો.

દ્વૈતમતનું મિશ્રણ અને સંસૃષ્ટ છે. કેવળ બંગાળનાં ન્યાયશાસ્ત્રોજ અદ્વૈતમતની સાથે સંબંધ રાખતાં નથી.

મહાત્મા શંકરાચાર્યના જીવનમાં એક મહત્વની વાત લખવી હજુ રહી જાય છે. કાશ્મિર દેશમાં શારદા દેવીનું સ્થાન છે. તેને શારદાપીઠ કહે છે. એ શારદા દેવીના સ્થાનને ચાર દ્વાર છે. તેમાં સર્વજ્ઞ પીઠ નામનું એક આસન છે. તે આસનપર જે સર્વજ્ઞ અને પવિત્ર હોય, તેજ બેશી શકે એવો નિયમ છે. પૂર્વ, પશ્ચિમ, અને ઉત્તર એ ત્રણ દિશા તરફના સર્વજ્ઞોએ આવીને પોતપોતાની દિશા તરફનાં દ્વાર ઉઘાડ્યાં હતાં. માત્ર દક્ષિણ દેશમાં કોઇ સર્વજ્ઞ નહિ હોવાથી એ દિશાનું દ્વાર બંધ હતું. તેથી શંકર કાશ્મિર દેશમાં ગયા. ત્યાં વિદ્વાનો આગળ પરીક્ષા આપીને સર્વને પ્રસન્ન કર્યા. તેથી સર્વ વિદ્વાનોએ તેમની વિધિસર પૂજા કરીને દ્વાર ઉઘાડી અંદર જવાની રજા આપી. શંકરે પદ્મપાદનો હાથ પકડીને વિદ્યાભદ્રના આસનપર બેસવાનો વિચાર કર્યો. પરંતુ સર્વજ્ઞતાની સાથે નિર્મળતાની પરીક્ષા પણ આપવાની જરૂર હતી. તે પણ તેમણે આપીને સર્વજ્ઞ પીઠ ઉપર બિરાજ્યા હતા.

ત્યાર પછી શંકરાચાર્યની જીવનશક્તિ ઓછી થવા લાગી હતી; અને થોડી મુદતમાં પોતાની ૩૨ વર્ષની ઉમ્મરે કાંચીનગરમાં[1] તેમણે આ ભૌતિક જગતને છોડ્યું હતું. તેમના દેહને તેમના શિષ્યોએ મોટી ધામધૂમની સાથે ઘણાજ પવિત્ર સ્થાનમાં સમાધિસ્ત કર્યું હતું.

મહાત્મા શંકરાચાર્યના જીવન ઉપરથી આપણે જોયું કે, તેઓ ખરેખર અવતારી પુરૂષ હતા.[2] જો તેમ ન હોય, તો એટલી નાની વયમાં તેમણે જેજે અલૌકિક કાર્યો કર્યાં છે, તે થઇ શકે નહિ. વળી સર્વમાં સમાન થવું, અને સત્ય સિદ્ધાંતનો પ્રકાશ કરવો, એ કાંઇ દૈવી પુરૂષ વિના બનતું નથી. તેમના તત્ત્વજ્ઞાનની ખૂબીથી યુરોપ અને અમેરિકા જેવા સુધરેલા દેશોના પંડિતો પણ મોહ પામે છે. તેમનામાં ખંડન મંડન કરવાની શક્તિ એવી તો હતી કે, જેમ પ્રલય કાળના સમુદ્રના વેગ આગળ કાંઇ પણ ટકી શકતું નથી, તેમ તેમના સત્ય સિદ્ધાંત સામે કોઇ પણ મત પંથો ટકી શક્યા નહિ. આ મહાત્માએ અહિંસક યજ્ઞ યાગ કર્મો કરવાનું, અને વેદાંત શાસ્ત્રે સ્વીકારેલું પ્રાચીન શિવ પૂજન ચાલું કર્યું. તથા સર્વ પ્રજાને એક ઇશ્વર માનવા સંબંધી સંપૂર્ણ જ્ઞાન આપ્યું. સર્વ સ્થળે તેમણે શિવાલયો બંધાવ્યાં, પાઠશાળાઓ અને ધર્મશાળાઓ આદિ ધર્મનાં પરમાર્થિક કાર્યો કરાવ્યાં. ઉપનિષદોનાં ભાષ્યો કરી વેદનો ઉદ્ધાર કર્યો, વેદના જ્ઞાનકાંડની પૂર્ણતા બતાવી. બ્રાહ્મણોને જાગૃત કરી ધર્મ સંરક્ષણ કરવાની આજ્ઞા આપી. સ્મૃતિના નિયમ પ્રમાણે રાજા, પ્રજા આદિ સર્વને ધર્મ વહેંચી આપ્યો. અને તેની દેખરેખ રાખવાની આજ્ઞા બ્રાહ્મણોને કરી. બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યાસ, એ ચાર આશ્રમ ચાલું કર્યા. અગ્નિહોત્ર વગેરે શ્રૌત અને સ્માર્ત કર્મો કરવાની પદ્ધતિ બાંધીને કર્મકાંડનો ઉદ્ધાર કર્યો. એ રીતે વેદોક્ત ધર્મને પ્રાચીનકાળ પ્રમાણે યથાર્થ લાવી મૂક્યો. એ સર્વ શું ઓછા મહત્ત્વની વાત છે! શંકરાચાર્યનો મુખ્ય સિદ્ધાંત આ પ્રમાણે હતો:—

---

(૧) માધવાચાર્યના મત પ્રમાણે શંકર બદ્રિનારાયણમાં સ્વધામ પધાર્યા હતા.

(૨) શિવપુરાણમાં ચાર યુગમાં ચાર મોટા જ્ઞાનીઓ થવાનું ભવિષ્ય જણાવેલું છે. તેમાં પ્રથમ કૃતયુગમાં કપિલ, ત્રેતાયુગમાં દત્તાત્રેય, દ્વાપરમાં વેદવ્યાસ, અને કલિયુગમાં શંકરાચાર્ય છે

"બ્રહ્મ એક છે. તે જ્ઞાનમય, આનંદમય, અને શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ છે. બ્રહ્મ તેજ સત્ય છે. સિવાય સર્વ વસ્તુ માયિક અને ક્ષણભંગુર છે. માટે તે અસત્ય છે. સર્વ જગત્ બ્રહ્માત્મક છે. જેમ સૂર્યને વાદળાંનું આવરણ થયે સૂર્યનું તેજ દેખાતું નથી અથવા ઝાંખુ થાય છે, તો પણ તેથી સૂર્યને કાંઇજ લાગતું વળગતું નથી. એટલે તેનું મહાત્મય અને શક્તિ ન્યુન થતી નથી. એજ રીતે બ્રહ્મથી આગળ રૂપાન્તર થઇ, ઉત્પન્ન થયેલી માયાનું આવરણ અથવા આચ્છાદન આવ્યાથી બ્રહ્મનું મૂળ સત્ય રૂપ યથાર્થ જણાતુ નથી. તે છતાં અલ્પ જ્ઞાનીઓ જેવી રીતે સમજે છે, તેવી રીતે નથી. સૂર્યની પેઠે બ્રહ્મની મોટાઇ અને સામર્થ્ય એમાં કાંઇ ન્યૂન થતું નથી." ઇત્યાદિ.

શંકરાચાર્યે અદ્વૈત ઉપદેશ ચાલુ રાખવા સારૂ જૂદે જૂદે સ્થળે મઠો સ્થાપિ સંપ્રદાય ચલાવવાને પોતાના મુખ્ય મુખ્ય શિષ્યો રાખ્યા હતા. તે મઠોનાં નામ;—**શારદામઠ**–એ દ્વારિકામાં છે. **ગોવર્ધનમઠ**–જગન્નાથમાં છે. **જોશીમઠ**–બદ્રિકેદારમાં છે. **શૃંગેરીમઠ**–શૃંગેરીમાં છે. **સુમેરૂમઠ**–કાશીમાં છે. **પરમાત્મમઠ**–અને **સહસ્ત્રારકમઠ**–એ સર્વ મઠોની વ્યવસ્થા તેમના **મઠાન્નાય** નામે ગ્રંથોમાં છે. તેમણે વળી દશ પ્રકારના સંન્યાસી ની વ્યવસ્થા કરી છે. તે આ પ્રમાણે;–**તીર્થ, આશ્રમ**, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સરસ્વતી, **સાગર, ભારતી**, અને **પુરી**, એ દશ છે. શંકરાચાર્યે ઘણા ગ્રંથો રચ્યા છે. તેમાંના કેટલાકનાં નામ તો આગળ લખવામાં આવ્યાં છે. તે સિવાય જે જાણવામાં છે, તેનાં નામ;-

**પ્રબોધ સુધાકર**—એમાં ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્યનું નિરૂપણ કર્યું છે. તેના કુલ પ્રકરણ ૫૬૨ છે.

**સક્ષેપ શારિરિક**—એમાં શ્લોક રૂપે સૂત્ર ભાષ્યનો સક્ષેપ છે.

**ઉપદેશ સહસ્ત્રી**—વેદાંત શાસ્ત્ર ઉપર આ સ્વતંત્ર ગ્રંથ છે. તેમાં હજાર પ્રકારે જ્ઞાનનો ઉપદેશ કર્યો છે.

**અધ્યાત્મક પ્રકાશિકાશતશ્લોકી**—એમાં અધ્યાત્મ વિષય વર્ણવેલો છે.

**સૌંદર્ય લહેરી**—એમાં પાર્વતીના પગથી તે માથાના વાળ સુધીનું સો શ્લોકમાં વર્ણન કર્યુ છે. તેના ઉપર વિદ્વન્મનોરમા તથા બીજી ઘણી ટીકાઓ છે

**ન્યાય કુસુમાંજલી**—આના ઉપર વરદરાજે ટીકા કરી છે. તેમાં પૂર્વ પક્ષ અને સિદ્ધાંત એવું નિરૂપણ છતાં દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય, અને અભાવ એ સાત પદાર્થનું નિરૂપણ અને જીવાત્મા તથા પરમાત્મા તેના ભેદ, સિદ્ધિ, ઇત્યાદિ વિષે છે.

**અમુરૂશતક**—તેમાં સાહિત્ય શાસ્ત્રરૂપે નાયક નાયીકાદિને અવાંતર પદાર્થ એનો સંક્ષેપે શાસ્ત્રાર્થ બાંધેલા છે. આ ઉપર બે ટીકાઓ છે. તેમાંથી એકનું નામ શૃંગારરસદિપીકા દિવભૂપાળે કરી એમાં બધા શ્લોક વેદાંત ઉપર છે. બીજી ટીકામાં યથાશ્રુત અલંકારના ઉદાહરણને નાયીકા ભેદ એજ અર્થ ઉપર લાવેલા છે. આ બંને ટીકા બંગાળામાં છપાવેલી છે.

**વેદાંત પરિભાષા**—એમાં વેદાંત શાસ્ત્રનાં મૂળતત્ત્વ બતાવ્યાં છે. વેદાંત શાસ્ત્ર ભણનારને આ ગ્રંથ પહેલો છે.

**કામાક્ષી અષ્ટક**—એ કામાક્ષી દેવીની સ્તુતિ ઉપર આઠ શ્લોકનું ગીત છે

**નક્ષત્ર માળા**—આ સતાવીસ શ્લોકનો ગ્રંથ ચંદ્રમૌલેશ્વર અને વ્યંકટેશ્વર દેવની સ્તુતિ ઉપર છે.

**લલિતાસ્તવરાજ**—આ ગ્રંથ પાર્વતીની સ્તુતિ ઉપર છે.

**શિવ માનસ પૂજા**—એમાં શિવની માનસિક પૂજા રચેલી છે.

**શિવ સર્વોત્તમ**—આ સુંદર ગ્રંથ શિવની સ્તુતિ ઉપર છે.

**વિષ્ણુ સહસ્ત્રનામ ભાષ્ય**—એમાં દરેક વિષ્ણુના નામના અર્થ લખેલા છે.

એ સિવાય **તત્વાનુસંધાન, અદ્વૈત કૌસ્તુભ, વેદાંત મુક્તાવળી,** અને **શિવ સ્તોત્ર,** ઇત્યાદિ ગ્રંથો તેમણે રચેલા છે.

મહાત્મા શંકરાચાર્ય અસાધારણ શક્તિવાન હતા. તેઓ નાની ઉમ્મરમાં નાના પ્રકારનાં શાસ્ત્રો શીખીને ભારતના જનમંડળમાં ધર્મની ઉથલપાથલ કરવાને ઉદ્યોગી થયા હતા. જો તેમણે જન્મ નહિ લીધો હોત, તો ભારતવર્ષની અવસ્થા કેવી થાત, તે કાંઇ કહી શકાતું નથી. તેમણે જો હિંદુ સમાજની રક્ષા કરી ન હોત તો ભારતનું જનમંડળ અધમ ગતિને પામત, અને ધર્મનો મહિમા નીચો પડત. તેઓ જનમંડળના પવિત્રત્રાતા, ભારતના ધર્મવીર અને નાસ્તિકોના ત્રાસક હતા. તેમનો દિગ્વિજય રામાયણ અને મહાભારતના દિગ્વિજય જેવો નહોતો. તેમણે આખા ભારતનો ધર્મ સુધારો અથવા શુદ્ધ અદ્વૈત મતનો ફેલાવો કર્યો હતો. જો કે તેમનો એ શુદ્ધ અદ્વૈત મત હાલ ભારતમાં કોઇ પણ ઠેકાણે ચાલતો નથી, તોપણ હિંદમાં એવો કોઇ આર્ય ધર્મ નથી કે, જેણે શંકરનો અદ્વૈત ધર્મ કોઇ રીતે ગ્રહણ ન કર્યો હોય ભારતના સર્વ ધર્મોમાં તેઓ પોતાના મતની મોહોર કરી ગયા છે. ભારતનો કોઇ પણ ધર્માવલંબી કહી શકશે નહિ કે, હું મહાત્મા શંકરનો કર્જદાર નથી.

ધન્ય છે! શંકર જેવા ધર્મવીર પુરૂષને! કે જેમણે હિંદુસમાજના પરમ પવિત્ર ધર્મની રક્ષા કરી, તેને ડૂબતો બચાવ્યો છે. તેમણે ખરેખાત વેદોક્ત ધર્મના ઉદ્ધારને માટેજ જન્મ લીધો હતો, એમ કહીએ તો કાંઇ ખોટું નથીજ. જો એમ ન હોય તો એક અનાથ વિધવા માતાનો એકનો એક લાડકવાયો પુત્ર આઠ વર્ષની નાની વયમાં માતાની પાંખમાંથી શી રીતે છુટી શકે? અને એવી સ્થિતિની માતા એવા સુંદર બાળ પુત્રને યોગીનો વેષ લેવાની આજ્ઞા આપેજ કેમ? પરંતુ એ સર્વ વાત સાનકૂલ થવામાં ઇશ્વરનો સંકેત હતો, એમ માનવું જોઇએ. શંકરની અગાઉ પણ ધર્મનું રક્ષણ કરવા માટે મહાત્મા વેદવ્યાસ વગેરે ઘણાક અવતારી પુરૂષો થઇ ગયા છે. પરંતુ એ સમયના લોકો એવા તો જ્ઞાની હતા કે, તેમને સત્ય ધર્મને માર્ગે પાછા વાળવાનાં શંકરના જેટલો પરિશ્રમ પડ્યો નહોતો. વળી એ સમયમાં તેમના જેવા સમર્થ પુરૂષો તેમના મદદગાર હતા. પરંતુ શંકરનો સમય તો એવો હતો કે, અનેક ધર્મ મતવાદીઓ ઉત્પન્ન થઇને તેમણે ધર્મને નામે ધણી ધાંધળ મચાવી મૂકી હતી. તે બધાઓનાં મન વાદ વિવાદથી ખંડન કરીને તેમને જીતવામાં શંકર માત્ર એકલાજ હતા. તે છતાં તેઓ સર્વેને પૂરા પડ્યા. અને પોતાના સત્ય અદ્વૈત ધર્મનો જય વાવટો તેમણે આખા ભારતવર્ષમાં આ છેડેથી પેલા છેડા સુધી ઉડાવ્યો; એ તેમની પ્રબળ બુદ્ધિ, અતિ ધીરજ, અને ભારે ખંતની અતિ બલિહારી છે! શંકર! હવે એકવાર ફરીને આ ભારત ભૂમિમાં તમે પાછા આવીને સત્ય ધર્મનો ઉદ્ધાર

કરો. તમે સ્વધામે વિરામ્યા પછી આ આર્યાવર્તમાં ધર્મ સંબંધી ઘણી ઉથલ પાથલ થઇ ગઇ છે. ભિન્ન ભિન્ન મતની કેટલીક શાખાઓ નીકળી છે. પરંતુ એ કરતાં વધારે ખેદનો વિષય તો એ છે કે, આ પવિત્ર ભૂમીમાં પરધર્મિ પરદેશીઓએ આવાગમન કરીને તેને ભ્રષ્ટ કરી છે. ભ્રષ્ટ થયેલી આ અપવિત્ર ભૂમિમાં જન્મેલા તેના પુત્રોની બુદ્ધિ પણ ભ્રષ્ટ થઇ ગઇ છે. અને સમય જતાં કોણ જાણે કેઇ સીમાએ જઇને એ બુદ્ધિ અટકશે, તેનો ખ્યાલ પણ થઈ શકતો નથી. વળી આજ કાલ પશ્ચિમ દીશા તરફથી યવન બુદ્ધિના પવનનો પ્રવાહ ચાલવા માંડ્યો છે. તેની અસરથી નવી પ્રજામાં સ્વધર્મનો અનાદર થવા લાગ્યો છે. તે જોઇને પ્રાચીન વેદોક્ત ધર્માવલંબી પુરૂષોનું કાળજુ દગ્ધ થઇ જાય છે. તેઓ વારંવાર નિશ્વાસ ઉપર નિશ્વાસ નાખીને કહે છે કે, હાય! ભગવાન! હવે ભારત અને તેના પરમ પવિત્ર ધર્મની શી ગતિ થશે? આવો ધર્મનો મામલો હિંદમાં હાલ થઇ પડેલો છે. આવા સમયમાં શંકર ભગવાન! સનાતન હિંદુ ધર્મનું રક્ષણ કરવા માટે તમારી અહિ જરૂર છે. તમે આર્યાવર્તનું હિત હૈડે ધરીને સત્વર અહિ આવો, અને તમારા સત્ય અદ્વૈત ધર્મનો જય ધ્વજ એકવાર ફરીને આ પવિત્ર ભૂમિ ઉપર ફરકતો કરો! આર્ય માતા! શંકર જેવા એક પુત્રને તું જલદી જન્મ આપ. કે જે સનાતન હિંદુ ધર્મનું રક્ષણ કરવા માટે મેદાન પડે. હિંદ દેવી હવે જલદી જાગૃત થા. નહિ તો હિંદુ ધર્મ ઓ ડુબ્યો, ઓ ડુબ્યો, એવા ભણકારા જે હમણાં કાનમાં આવીને અથડાય છે, તે ખરા પડશે. માટે દેવી! તું હવે જાગૃત થા. જય આર્ય માતા!! જય શંકર!!

---

# હેમાચાર્ય—હેમચંદ્ર.

આ પ્રસિદ્ધ જૈન ધર્માચાર્ય મહાત્મા પુરૂષનો જન્મ સંવત ૧૧૪૫ ના કારતક શુદ ૧૫ ને દિવસે થયો હતો. તેમના પિતાનુ નામ **ચાચિગ–ચચીગા**, અને માતાનું નામ **ચીપી** અથવા **પાહીની**[1] હતુ. તેઓ અમદાવાદ જીલ્લામાં આવેલા ધંધુકા ગામના રહીશ, જ્ઞાતે મોઢવાણીઆ હતા. હેમાચાર્યનુ પ્રથમ નામ તેમના પિતાએ **ચંગદેવ–ચાંગદેવ** પાડયું હતું. ચંગદેવને જોઇને જોષિઓએ ભવિષ્ય કહ્યું હતું કે;—"આ બાળક જૈન ધર્મનો પ્રવર્તક થશે." જોષિઓનું આ ભવિષ્ય કથન ખરેખર સત્ય઼ થયું. ચંગદેવ પાંચ વર્ષનો થયો, ત્યારે ચાચિગ શેઠને ઘેર **દેવેંદ્ર–દેવચંદ્ર** નામે એક જૈનપંડિત પોતાના શિષ્યો સહિત આવ્યા. તે વખતે ચાચિગ શેઠ ઘેર નહોતા. તેથી તેમની સ્ત્રીએ ઉત્તમ પ્રકારે પંડિતની આગતા સ્વાગતા કરી. પછી દેવેંદ્ર પંડિતે એ બાઇને કહ્યું કે, તારા આ પુત્ર (ચંગદેવ) ને યતિ–જતી કર. પાહીની પંડિતની વાત સાંભળીને બહુ વિચારમાં પડી. કેમકે પતિ ઘેર નહોતા, તેથી તેમને પુછયા સિવાય પંડિતનું વચન માન્ય રખાય તેમ નહોતું. તેમ જો ચંગદેવને યતિ કરવાની ના પાડવામાં આવે તો દેવેંદ્ર ગુરૂ નાખુશ થાય, તેની તેને મોટી ચિંતા હતી. આ વિષે ઘણો વિચાર કરતાં છેવટે તેણે પુત્રને યતિ કરવાનો નિશ્ચય કરી, તેને ગુરૂને ચરણે નમાવ્યો. ગુરૂએ બાળક ચંગદેવને દિક્ષા આપવાનું પછવાં તેને

(૧) હેમાચાર્યની માતા પાહીની જૈન ધર્મ પાળનારની પુત્રી હતી

હા પાડી. પછી દેવેંદ્ર ગુરૂ ચંગદેવને સાથે લેઇને ત્યાંથી તીર્થ યાત્રા કરવા નીકળ્યા. ઘણાં તીર્થ કરીને તેઓ ગુજરાતમાં **કરણાવતી-ખમ્ભાત** નગરીમાં આવ્યા ત્યા ચંગદેવને **ઉદાયનમંત્રિને**[1] ઘેર રાખ્યા.

આણી તરફ ચાચિગ શેઠ જ્યારે ઘેર આવ્યો, ત્યારે તેના જાણવામાં આવ્યુ કે, પોતાનો બાળક પુત્ર ચગદેવ યતિ થયો છે. બાળક પુત્ર યતિ થયો છે, એવું જાણતાંજ તે ઘણો શોકાતુર થયો એટલુંજ નહિ પરંતુ તેણે પણ લીધુ કે, જ્યારે પ્યારા પુત્રને જોઇશ, ત્યારેજ અન્ન જમીશ. આવો નિશ્ચય કરીને તે પુત્રની શોધ કરતો કરતો કરણાવતીમાં જઇ પહોચ્યો. ત્યાં મહાત્મા દેવેંદ્રસુરીની પાસે પોતાના પુત્રને જોઇને રાજી થયો. પછી ઉદાયન મત્રિને ઘેર ભોજન કરીને ગુરૂની પાસે ધર્મ કથા સાંભળી તેથી તેના મનને પરમાનંદ થયો. ઉદાયન મત્રિએ ચગદેવને તેના પિતા ચાચિગના ખોળામાં બેસાડયો. પછી ચાચિગને ત્રણ વસ્ત્ર તથા ત્રણ લાખ રૂપીઆ ભેટ મૂક્યા. ચાચિગ પ્રસન્ન વદને બોલ્યો;— "તમે આ રૂપીઆ આપો છો, એ તમારી ઉત્તમ પ્રકારની ઉદારતા છે. હુ તમારો આવો ધાર્મિક ભાવ જોઇનેજ કાંઇ પણ બદલો લીધા વિના આ મારો પુત્ર તમને સોપુ છું." ઉદાયન મંત્રિએ કહ્યું કે, તમારો પુત્ર ગુરૂને સોપવાથી ઘણો પ્રતાપી થશે. પછી ચાચિગ પોતાના પુત્રને ગુરૂના સ્વાધિનમાં સોપીને ચાલ્યો ગયો. ધન્ય છે! એવા પિતાની ધીરજને! તેમજ એથી અધિક ધન્ય છે તેની માતાને! કે જેમણે પોતાના પ્રાણાધિક પ્યારા પુત્રને તેના ભવિષ્યના ઉદયને માટે પોતાની પાખમાંથી કહાડીને એક યતિના હાથમાં સોપ્યો! જો તેમણે એ પ્રમાણે કર્યું ન હોત, તો ચગદેવ જે હેમાચાર્યને નામે જગતમા અક્ષય કીર્ત્તિ રાખી ગયો છે, તે રાખવા પામત નહિ.

ત્યાર પછી દેવેંદ્રસૂરીએ ચગદેવને યતિની દિક્ષા આપી. અને ઉદાયન મત્રિએ મોટો ઉત્સવ કરીને ચગદેવનું નામ **સોમદેવ** મુનિ પાડયુ તે પછી તેમનું નામ **હેમચંદ્ર** શાથી પડયુ, એ વિષે ભરૂસો રાખવા લાયક કાંઇ હકીકત માલુમ પડી નથી પરતુ એમ કહેવામા આવે છે કે, કરણાવતી નગરીમા કોઇ શેઠીઆએ કોયલાનો ઢગલો કર્યો હતો, તેને સોમદેવે હાથ લગાડવાથી સર્વ સોનુ થઇ ગયુ! એ ઉપરથી તેનુ નામ હેમચદ્ર (હેમ-સોનુ) પડયું છે. આ વાત અસભવિત જણાય છે

અણહિલપુર પાટણના સોલકી રાજા સિદ્ધરાજ જયસિંહ તથા કુમારપાળ રાજા પાસે હેમચંદ્રનું ઘણુ સ્વમાન હતુ કુમારપાળ રાજા જ્યારે સિદ્ધરાજના ભયથી સાધુને વેષે ફરતો હતો, ત્યારે એક વખતે તેને ખંભાતના અપાસરામાં હેમચંદ્રનો મેળાપ થયો હતો. હેમચદ્રે કુમારપાળને 'અણહિલપુરના ભવિષ્યના રાજા' એવા ઉપનામથી સંબોધીને આવકાર આપ્યો હતો. તે વખતે ઉદાયનમંત્રી પાસે હતા. કુમારપાળને એ વચનો અસભવિત જેવાં લાગ્યાં હતાં. પરતુ જ્યારે હેમાચાર્યની એ ભવિષ્ય વાણી ખરી પડી, ત્યારે કુમારપાળની તેમના ઉપર અત્યંત પ્રીતિ થઇ. એટલુંજ નહિ પણ કુમારપાળે તેમને પોતાના ગુરૂ તરીકે કબુલ કર્યા હતા કુમારપાળ હેમાચાર્યનો શિષ્ય થયા પછી તેમનીજ સલાહથી

(૧) કુમારપાળ રાજાને સંકટની વખતમા મદદ આપનાર ખંભાતનો વાણીઓ (જુઓ કુમારપાળ ચરિત્ર)

તેણે જૈનધર્મને ઘણોજ આશ્રય આપ્યો હતો. પશુઓ મારવાની તથા માંસાહાર કરવાની મનાઇ તેના આખા રાજ્યમાં કરાવી હતી. બ્રાહ્મણો યજ્ઞમાં પશુ હોમતા હતા, તેની જગોએ પીષ્ટ પશુ કરવાની રીત દાખલ કરાવી. સાધુઓને હવે હરણના ચર્મનાં વસ્ત્ર મળતાં બંધ પડયાં. આખા દેશમાંથી માંસ વેચવાનો ધંધોજ કહાડી નંખાવ્યો. અને તેમ કરવાથી જે લોકોને નુકશાન થયું, તેમને ત્રણ વર્ષની પેદાસ જેટલું દ્રવ્ય રાજ ભંડારમાંથી અપાવ્યું. એ રીતે હેમાચાર્યે જૈનધર્મનો ઘણો પ્રચાર કર્યો હતો.

ધર્મના કામમાં તેમને આચાર્યની પદ્વી છતાં હરેક વિષયમાં તેમની સંમતિ લેવામાં આવતી હતી. અગર જો જૈન ધર્મની વૃદ્ધિ કરવાને તેઓ ઘણા ખંતિલા હતા, તે છતાં રાજા અને પ્રજામાં બ્રાહ્મણ ધર્મ મૂળથી ઘણો ઠસી ગયેલો હતો, તેથી લાગ આવે તેઓ નમી પણ જતા હતા. એ વાત નીચેના દ્રષ્ટાંતથી સિદ્ધ થાય છે. એક વખતે કુમારપાલ રાજાએ હેમાચાર્યને પુછ્યું કે, મારે કીયા સત્ય કાર્યમાં દ્રવ્ય ખરચવું ? આના ઉત્તરમાં બીજું કાંઇ ન કહેતાં બ્રાહ્મણોને રાજી રાખવા સારૂ તેમણે કહ્યું કે, પ્રભાસપાટણમાં **સોમેશ્વર** મહાદેવનું દેવાલય સમુદ્રના મોજાંથી દીન પ્રતિદીન પડતું જાય છે, મારે તેનો જીર્ણોદ્ધાર કરાવો. તે ઉપરથી રાજાએ ઘણું દ્રવ્ય ખર્ચીને તે દેવળ સમરાવ્યું હતું. એટલુંજ નહિ પણ જ્યારે એ કામ પુરૂં થયું ત્યારે હેમાચાર્ય કુમારપાળ રાજાને લેઇને સોમનાથના દર્શનાર્થે ગયા હતા. ત્યાં હેમાચાર્યે મહાદેવની પૂજા કરતાં કહ્યું હતું કે;—" હે મહાદેવ ! તમારૂં સ્થળ, કાળ, અને નામ ગમે તે હોય, તો પણ તમે સર્વત્ર છો. મારે હું તમને પૂછું છું. જેણે જન્મ મરણને ટાળવા સારૂ રાગ દ્વેષ છોડી દીધા છે, એવા જે કોઇ દેવ, પછી તે મહાદેવ, વિષ્ણુ કે બ્રહ્મા, ગમે તે હોય, તેને મારો નમસ્કાર છે." એ પ્રમાણે સ્તુતિ કરીને હેમાચાર્યે મહાદેવને સાષ્ટાંગ દંડવત કર્યો હતો. તે જોઇને રાજાનાં સઘળાં માણસો આશ્ચર્ય પામ્યાં હતાં: રાજાએ પણ સોમેશ્વરની પૂજા કરીને આરતી ઉતારી હતી. તથા સુવર્ણ અને હાથીઓનાં દાન આપ્યા હતાં.

હેમાચાર્યે સંસ્કૃત તથા પ્રાકૃત ઘણા ગ્રંથો રચેલા છે. પરંતુ તેઓમાં **હેમવ્યાકરણ** તથા **હેમકોષ** આખા ભારતવર્ષમાં અતિ વિખ્યાત છે. એવું કહેવાય છે કે, જ્યારે મહારાજા સિદ્ધરાજ જયસિંહ માળવામાં જીત કરીને ગુજરાતમાં પાછા આવ્યા. ત્યારે રાજધાની પાટણમાંથી તેમને લેવાને ઘણા સંભાવિત પુરૂષો સામા ગયા હતા. તેઓમાં હેમાચાર્ય પણ હતા. સર્વે ગૃહસ્થોએ પોતપોતાની યોગ્યતા પ્રમાણે રાજાને દ્રવ્યની ભેટ મૂકી હતી. ત્યારે એક દ્રવ્ય હીણ આચાર્ય શાની ભેટ મૂકે ? દ્રવ્ય સંપત્તિમાં આપવાનું જ્યારે કાંઇ ન દીઠું, ત્યારે તેમણે પોતાની જ્ઞાન સંપત્તિથી રચેલું " વ્યાકરણ " રાજાને ભેટ કર્યું. ગુણ ગ્રાહક રાજાએ તે પુસ્તક મોટા હર્ષથી નમન કરીને સ્વીકાર્યું. એટલુંજ નહિ પણ પંડિતો પાસે તેની પરીક્ષા કરાવીને તે પસંદ પડવાથી તેને મોટા આડંબરથી હાથી ઉપર મૂકાવી, શ્વેત છત્ર ધરાવી, તથા ચમ્મર ઢળાવી, રાજ્ય ભંડારમાં રાખ્યું હતું. હેમવ્યાકરણના સાત અધ્યાય છે. એ સિવાય દેશીનામ માળા, સાહિત્ય શાસ્ત્ર, તર્ક શાસ્ત્ર, યોગ શાસ્ત્ર, ત્રિષષ્ટિ શિલાકા પુરૂષ ચરિત્ર, સિદ્ધ હૈમશબ્દાનુશાસન, અભિધાન ચિંતામણી અને દ્વાશ્રય મહાકાવ્ય આદિ મોટા ગ્રંથો તેમણે રચેલા છે. આ ઉપર ગણાવેલા દ્વાશ્રય ગ્રંથમાં વ્યાકરણ અને ઇતિ-

હાસ એવા બે આશય સમાવેલા છે. તેમાંના શ્લોકની રચના બહુ ખુબીદાર છે. જૈન ધર્મના આચાર્યોમાં હેમાચાર્ય એક પ્રકાશિત તારા જેવા છે. કુમારપાલ પ્રબંધ વગેરે ગ્રંથોમાં હેમાચાર્યની ઘણી વાતો લખેલી છે. પણ તેમાની કેટલીક વાતો નહિ માની શકાય તેવી અતિશયોક્તિથી વર્ણવેલી છે. મહાત્મા હેમાચાર્ય સંવત ૧૧૫૫માં યતિ થયા, સંવત ૧૧૬૬ માં સૂરી પદ ધારણ કર્યું, અને સંવત ૧૨૨૯માં ૮૪ વર્ષની ઉમ્મરે પરલોકવાસી થયા. એ રીતે જોતાં તેમને થઇ ગયાને ૭૨૨ વર્ષ થઇ ગયાં છે.



## બસવ.

**લિંગાયત** નામે નવા ધર્મના સ્થાપક **બસવનો**[1] જન્મ શાલિવાહન શકના અગિઆરમા સૈકામાં થયો હતો. તેના પિતાનુ નામ **મહાદેવભટ્ટ** અને માતાનું નામ **મદલંબીકા** હતું. મહાદેવભટ્ટ આરાધ્ય જાતિનો તૈલંગી બ્રાહ્મણ હતો. અને તે વિજાપુરની પુર્વ દીશાએ મુદ્દેબિહાલ તાલુકામાં **બાગેવાડી** નામે ગામમાં રહેતો હતો તેણે પદ્માવતી અને નાગલંબિકા નામે બે પુત્રીઓ હતી. પદ્માવતીને જૈન ધર્મિ બીજ્જલ રાજા સાથે પરણાવી હતી. અને નાગલંબિકાને એક બ્રાહ્મણ સાથે પરણાવી હતી. પદ્માવતી આ બ્રાહ્મણની પુત્રી છતાં એક ક્ષત્રિય રાજાની સાથે પરણાવવાનું કારણ એવું કહેવાય છે કે, મહાદેવભટ્ટે પ્રથમ સંન્યાસ લીધો હતો તે છતાં તેણે પાછો ગૃહસ્થાશ્રમ સ્વિકાર્યા પછી આ સંતતિ થઇ હતી. તેથી કરીને એ વેદ બાહ્ય થવાથી અને રાજા પણ એજ પ્રકારનો હોવાથી બનેનો સબંધ થયો હતો.

બસવ ઘણો બુદ્ધિવાન અને ચાલાક હતો તે થોડા વખતમાં પોતાની જાતના આરાધ્ય બ્રાહ્મણના ધર્મશાસ્ત્રમાં સારો નિપૂણ થયો હતો ત્યાર પછી મહાદેવભટ્ટ પોતાનુ ગુજરાન પોતાના ગામમાં નહિ ચાલી શકવાથી સર્વ કુટુંબ સાથે કલ્યાણમાં આવી રહ્યો હતો. *એ કલ્યાણ ગામ કલબુર્ગા નજીક આવેલું છે.* જે વખતે મહાદેવભટ્ટ ત્યાં રહેવા ગયા, તે વખતે ત્યાં બીજ્જલ રાજા રાજ કરતો હતો. બસવને આઠમું વર્ષ બેઠું ત્યારે તેના પિતાએ તેને જનોઇ આપવાની તૈયારી કરી. તે પ્રસંગે પોતાની જ્ઞાતિના સર્વે બ્રાહ્મણો અને રાજ્યના અધિકારી મંડળને આમંત્રણ કરી સભા કરી. એ વખતે સર્વની સમક્ષ બસવે ઉભા થઇ કહ્યું કે—" હું જનોઇ લેઇશ નહિ. મારે બ્રાહ્મણાદિ વર્ણની જરૂર નથી. હું શિવ ભક્ત છું જ્ઞાતિરૂપી જે વૃક્ષ છે, તેના મૂળ શિખે ઉખેડી નાખવા હું જન્મેલો છું." આવાં તેનાં વચન સાંભળીને સર્વે ઘણું આશ્ચર્ય પામ્યા. સૌને એવો નિશ્ચય થયો કે, એ કોઇ અવતારી પુરૂષ છે એ વખતે બીજ્જલ રાજાના કારભારીએ તેની હુશિયારી અને બુદ્ધિ આદિ જોઇને પોતાની કન્યા ગંગાદેવીનું સગપણ તેની સાથે કર્યું. અને થોડા કાળ પછી તેનો વિવાહ કર્યો. ત્યાર પછી બીજ્જલ રાજા સાથે બસવની બ્હેન પદ્માવતીને ઉપર લખ્યા પ્રમાણે પરણાવી હતી.

(૧) તેમની તથા કાનડી ભાષામાં નન્દીને બસવ કહે છે એવું કહેવાય છે કે બસવનો જન્મ તેની માતાના નંદીમાંથી ત્રણ વર્ષે થયો હતો

બસવ યોગ્ય વયે આવતાં ઘણો હુશિયાર થયો હતો. ત્યાંનો રાજા બીજલ જે તેનો બનેવી હતો, અને કારભારી બળદેવ તેનો સસરો થતો હતો, એ કારણથી તેને રાજ્યમાં સારા દરજ્જાની જગો મળી હતી. બસવે પોતાના અધિકારનું કામ ઘણા પ્રયત્નથી કર્યું. એટલામાં તેનો સસરો બળદેવ મરણ પામ્યો. તેથી રાજાએ કારભારીની જગોએ બસવને દાખલ કર્યો. એટલુંજ નહિ પણ તેની ચાલાકિ જોઇને સેનાપતિની તથા જામદારખાનાનો અધિકાર પણ તેનેજ સોંપ્યો. બસવ પ્રધાન થયા પછી બીજલ રાજાએ એક બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું. એ બીજી સ્ત્રી સાથે રાજા રંગભોગ વિલાસ ભોગવવામાં વખત ગુજારવા લાગ્યો. રાજાનાં સઘળાં કામનો ભરૂસો બસવ ઉપર મૂકી દીધો હતો. આવો લાગ જોઇને બસવને જે જે કાર્ય કરવાનાં હતાં, તેનો આરંભ કર્યો. પ્રથમ રાજ્યમાં જે જૂના અમલદારો હતા, તેમાંના જે પોતાને પ્રતિકૂલ હતા, તેમને રજા આપી. તે જગોએ પોતાના પક્ષના માણસોને રાખ્યા. મોટા મોટા ગરાશીઆ તથા ઇનામદારોને તેમની જમીન જપ્ત કરવાની બીક બતાવીને પોતાના પક્ષમાં લીધા. એ રીતે રાજ્યમાં કરતા હરતા તમામ માણસોને પોતાના પક્ષમાં લીધા. તેની બીકને લીધે કોઇ પણ માણસ વિરૂદ્ધ પક્ષમાં નહોતો. પછી બસવે પોતાનો ધારેલો નવો ધર્મ સ્થાપવાનો પ્રયત્ન કર્યો.

બસવે નવો ધર્મ કહાડ્યો, તેમાં જાતિ ભેદ મુદ્દલ પાળવો નહિ, શિવ તથા તેનું વાહન નંદી એ બેનેજ ભજવું. એ સિવાય કોઇને ભજવુંજ નહિ. એવો નિયમ ઠરાવ્યો. આરાધ્ય બ્રાહ્મણોમાં દંડને શિવલિંગ બાંધવાનો રીવાજ હતો, તે કાઢી નાંખી ગળામાં શિવલિંગ બાંધવાની રીત કાઢી. એ સિવાય માંસ ન ખાવું, કોઇ વસ્તુ ઇશ્વરને અર્પણ કર્યા વગર ન ખવાય, એવો બ્રાહ્મણનો રીવાજ હતો, તે જેમનો તેમ રાખ્યો. બસવ નંદીનો અવતાર છે, એમ પોતે કહેતો. આ ધર્મ બ્રાહ્મણથી તે ઢેડ સુધી તમામ જાતને પાળવાની છુટ હતી. સર્વની યોગ્યતા સમાન રાખવી, એવો ઠરાવ કર્યો. આ ધર્મ કર્ણાટકમાં તુરત પ્રસર્યો, તેનાં કારણો આ પ્રમાણે છે;— ૧ આ ધર્મ આરાધ્ય બ્રાહ્મણના ધર્મમાં થોડો ફેરફાર કરીને રચેલો હતો. ૨ બસવના હાથમાં રાજ્યની કુલ સત્તા હતી, તેથી તે જબરજસ્ત હતો. ૩ જાતિભેદ નહિ હોવાથી ઢેડને પણ બ્રાહ્મણની પંક્તિમાં ખુશીથી બેસી જમવાની છુટ થઇ. તેથી નીચ જાતિ એ ધર્મમાં ઘણી ભળી. ૪ રાજાનો ખજાનો બસવના હાથમાં હતો. તેમાંથી જોઇએ તેટલો પૈસો એ કામમાં ખરચ કરતો. પોતાના ધર્મમાં જે લોકો આવે, તેમને પૈસાનો આશ્રય આપતો. ખાવા પીવાથી ચેન કરાવતો. તેથી ચોર, વ્યભિચારી, અને દુર્વ્યસની, આદિ દુષ્ટ લોકોએ તે ધર્મ સ્વિકાર્યો. ૫ બ્રાહ્મણ તથા જૈન લોકોમાં ધર્મ સંબંધી ટંટો ચાલતો હતો. તેથી વિદ્વાન બ્રાહ્મણોને બસવ તરફ લક્ષ દેવાનો અવકાશ મળ્યો નહિ. નહિ તો તેઓ તેનો મત તોડવાનો પ્રયત્ન કરત. અને તેથી એ ફાવી શકત નહિ. બીજલ રાજાની કચેરીના અધિકારીઓ બસવની ચાડી વારંવાર કરતા હતા, પણ રાજાએ એ તરફ જરા પણ લક્ષ આપ્યું નહિ. તેથી બસવનો અધિકાર અને વજનદારી પ્રતિદીન વધતી ચાલી. અને તેના અનુયાયી લોકોની સંખ્યા પણ વધારે થઇ પડી. કેમકે બસવના ધર્મમાં રોજ મિજબાનીની ધૂમ મચી રહેતી હતી. તેથી લાખ્ખો લોકો તે ધર્મને અનુસરવા લાગ્યા હતા. એકલા કલ્યાણ શહેરમાંજ ૧૨૦૦૦

લિંગાયત ધર્મના લોકોની સંખ્યા થઇ પડી હતી. તેમાં **બોમ્મીદેવ** નામે એક લિંગાયત જબરો અને હુશિયાર ચોર હતો. તેનાપર બસવની ઘણી કૃપા હતી. આ ચોરની વાત **બસવપુરાણ**માં લખેલી છે.

એ રીતે ઘણાં વર્ષ ગયા પછી બીજ્જલ રાજાને બસવનાં કૃત્ય ઠીક લાગ્યાં નહિ. તેથી બીકથી તેણે બસવને કેદ કરવાનો વિચાર કર્યો. આ વાત બસવને કાને પડી. તેથી તે કલ્યાણ નગરી છોડી તત્કાળ નાશી ગયો. રાજાએ તેનો પીછો લીધો. એ વખતે ૧૨૦૦૦ લિંગાયતો બસવને આવી મળ્યા. તેથી તેણે રાજાની સાથે યુદ્ધ કર્યું. તેમાં રાજા હાર પામી તેને શરણે થયો. પછી રાજા તથા બસવ એકત્ર થઇ કલ્યાણ શેહેરમાં આવ્યા, અને પ્રથમની પેઠે બસવ કારભાર ચલાવવા લાગ્યો. પણ તેની વૃત્તિ શુદ્ધ નહોતી. તેણે રાજાને મારી નાખવાનો પ્રપંચ આદર્યો હતો. તેનો મુખ્ય હેતુ એ હતો કે, રાજાને મારવાથી તેનો કુંવર **વિરવીજલ** ન્હાનો છે, તે મોટો થાય, ત્યાં સુધી પોતાનું ધાર્યું કરવામાં કાંઈ અડચણ પડશે નહિ. એમ ધારી પોતાનો પાપી વિચાર પાર પાડવાની તજવીજ કરતો હતો. એક વખતે બીજ્જલ રાજા કોલ્હાપુરના મહામંડળેશ્વરે કરેલું બંડ શાન્ત કરીને કલ્યાણ આવતો હતો, ત્યારે માર્ગમાં **ભીમા** નદીને કાંઠે બસવે તેને ખોરાકમાં ઝેર દીધું. તેથી રાજા ત્યાંજ મરણ પામ્યો. શાલિવાહન શક ૧૦૭૬—૭૭.

બસવે બીજ્જલ રાજાને મરાવ્યો, તેથી તેને એવી બીક લાગી કે, રખેને બીજ્જલ રાજાનો પુત્ર વીરવિજ્જલ પોતાના બાપનું વેર લે? માટે અહિં રહેવું વ્યાજબી નથી, એમ ધારી ત્યાંથી નાસીને મલબાર કિનારે વિરિશપુર નામે ન્હાના શેહેરમાં જઇ રહ્યો. થોડા વખત ગયા પછી તેના મનમાં ધાર્યા મુજબજ થયું. વીરવિજ્જલે તેની પાછળ જઇને તે શેહેરને ઘેરો ઘાલ્યો. હવે બસવને વિચાર થયો કે, બચાવ શી રીતે કરવો? તેનો કાંઇ પણ ઉપાય સુઝયો નહિ. એટલે તે એક વાવમાં ડુબી મુવો. આ વાત વીરવિજ્જલના જાણવામાં આવતાં તેણે શેહેરમાં જઇને તેના મુડદાને કાઢીને ગઢ બહાર ફેંકી દેવડાવ્યું. તે રોજથી એ શેહેરનું નામ ઉળવી પડયું આ ગામને લિંગાયત લોકો પવિત્ર માને છે. અને ત્યાં સંઘ કહાડી યાત્રાએ જાય છે. એ રીતે બસવના મરણની હકીકત જૈન ગ્રંથમાં લખેલી છે. પરંતુ લિંગાયત લોકો કહે છે કે;—મલપ્રભા નદી અને કૃષ્ણા નદી એ બંનેના સંગમમાં સંગમેશ્વર નામે લિંગ છે, તેમાં બસવ પેસી અદ્રસ્ય થયો છે. તે દિવસથી લિંગના મસ્તક ઉપર ઉંડા ખાડાની નિશાની છે, એવું પ્રમાણ બતાવે છે. પણ ઉળવીમાં બસવ મરણ પામ્યાની જૈન લોકોએ લખેલી હકીકત સંભવતી લાગે છે. લિંગાયત ધર્મ બસવના વખતથી કર્ણાટકમાં ચાલુ થયો, તે ત્યાં અધાપિ સુધી ચાલે છે. હાલ કર્ણાટકના દક્ષિણ ભાગમાં જ્યાં લોકો કાનડી ભાષા બોલે છે, ત્યાં એ ધર્મના લોકો છે. તેમજ કાનડા જીલ્લામાં નિજામના રાજ્યના ઘણા ભાગમાં અને મુડા મૈસુર, તથા બલારી વગેરે પ્રાંતમાં લિંગાયત ધર્મના લોકોની ઘણી સંખ્યા છે. પરંતુ આ ધર્મની યોગના બ્રાહ્મણના ધર્મના જેવી મુદલ નથી. કારણ કે બ્રાહ્મણનો વૈદિક ધર્મ જેમ હિમાલયથી દક્ષિણ સમુદ્ર લગી, અને પૂર્વ સમુદ્રથી પશ્ચિમ સમુદ્ર સુધી આખા હિંદુસ્થાનમાં ભરપુર છે, તેમ આ ધર્મ નથી. આ ધર્મ વૈદિક ધર્મનો પેટા પંથ છે. લિંગાયત લોકો દક્ષિણ સિવાય બીજા ભાગોમાં દેખાતા નથી-

હાલ બંગાળામા જે નવો **બ્રહ્મધર્મ—બ્રહ્મોસમાજ** નીકળેલ છે, તેના જેવોજ આ લિંગાયત ધર્મ છે. એમ કહેવામાં કાંઇ પણ અડચણ નથી. જાતિ ભેદ નહિ પાળવો, એ મત બંને ધર્મનો સરખો છે. તેમજ રજસ્વલાની આભડસેટ, સુતક, અને મરણના શૌચની આભડસેટ, એ બને ધર્મમા નહિ પાળવાનો સરખો મત છે. હાલ લિંગાયત લોકોમા સંસ્કૃત ભણાવવાની ઘણી ઉત્કંઠા વધેલી છે. તેથી લિંગાયતમાં આજે સંસ્કૃત વિદ્વાનો ઘણા જોવામાં આવે છે. માત્ર ભક્તિ સબંધી દ્વેષથી મધ્વ સંપ્રદાયવાળા લિંગાયત લોકોને અડવાથી ન્હાય છે. તેમંજ લિંગાયતો મધ્વ સંપ્રદાયવાળાને અડવાથી આભડસેટ માની ન્હાય છે. એવી રીત કર્ણાટકમાં છે લિંગાયત લોકોની સ્ત્રીઓ રજસ્વલાની આભડસેટ બિલકુલ માનતી નથી. એ વિષે તેમનો એવો મત છે કે,—"ભુસી રાખ ને થઇ પાક." મતલબ કે ભસ્મ લગાડવાથી પોતાને પાક થઇ સમજે છે લિંગાયત ધર્મની સ્ત્રીઓ નિત્ય લિંગાયતના પગ ધોઇ તીર્થ લીધા વિના અન્ન લેતી નથી. શ્રીમાન્ શંકરાચાર્યનો શુદ્ધાદ્વૈત મત લિંગાયતોને ઘણું કરીને માન્ય છે. લિંગાયત ધર્મના લોકો શિવલિંગને પૂજે છે, અને સર્વદા શરીર ઉપર પણ લિંગ ધારણ કરે છે. ઘણું કરીને તો તે કંઠે લટકાવે છે, તેઓ બધા લિંગાયત કહેવાય છે. આ મતને જંગમ સંપ્રદાય પણ કહે છે. એ સંપ્રદાય શિવ માર્ગને અનુસરીને નિકળેલો છે. તેમને દક્ષિણમાં વિરશૈવ કહે છે. તેઓ બધા **બસવપુરાણને** માને છે. એ પુરાણ બસવે શાલિવાહનના અગીઆરમા સતકમાં રચ્યુ, એમ કહેવાય છે. આ સંપ્રદાયમાં ત્યાગી અને ગૃહસ્થ બને હોય છે, વિરક્ત સૈવો ઘણા હોય છે, તેમ ગૃહસ્થો પણ ઘણા છે. ગૃહસ્થો લિંગ પૂજા, ભસ્મ, રૂદ્રાક્ષ, અને ત્રિપુંડ્ર ધારણ કરે છે. આ લિંગાયત ધર્મ પ્રવર્તક બસવને થઇ ગયાને આજે આસરે ૮૦૦ વર્ષ થવા આવ્યાં, એવું સિદ્ધ થાય છે,

## કૃષ્ણ ભટ્ટ.

**માનભાવ** નામે પંથનો પ્રવર્તક **કૃષ્ણ ભટ્ટ** જોષિ શાલિવાહન શકે ૧૨૨૫ ના અરસામા થઇ ગયાનું જણાય છે. તે રાક્ષસ ભુવનની પૂર્વે શેંબે નામે ગામના વતનદાર ગોપાલ પંત કુલકરણીનો પુત્ર હતો. તેને વૈતાળની અતિશય ભક્તિ હતી, તેનો એને સાક્ષાત્કાર હતો. એવું કહેવાય છે કે, એક વખતે તેણે વૈતાળની પ્રાર્થના કરી, તે ઉપરથી વૈતાળે પ્રસન્ન થઇને કહ્યું કે, તારે ઇચ્છા હોય તે માગ. પછી તેણે માગ્યું કે, હું કૃષ્ણ સરખો દેખાઉં એવું આપો. વૈતાળે તેને એક મુગટ આપીને કહ્યું કે, આ મુગટ તારા મસ્તકપર હશે, ત્યાં સુધી તું કૃષ્ણ ચતુર્ભુજ જેવો દેખાઇશ. પણ મુગટ ઉતારીશ પછી મૂળ સ્વરૂપે જણાઇશ. એવું કહી વૈતાળ અદ્રશ્ય થયો.

ત્યાર પછી કૃષ્ણભટ્ટે પોતાનું કુલકરણીપણાનુ તથા જોશીનું કામ એક મિત્રને સ્વાધિન કરીને ધીરે ધીરે કૃષ્ણ સ્વરૂપે લોકોને દર્શન આપવા માંડ્યું. એ વાત ચોતરફ પ્રસિદ્ધ થવાથી ગામ, પરગામના લોકો તેનાં દર્શન કરવા માટે આવવા લાગ્યા. અને પણાંક સ્ત્રી પુરષો અનુમક્ષ લેઇ તેના સેવક થવા લાગ્યા. પરન્તુ કહે છે કે વૈતાળના વચન વિરદ્ધ તે

સ્ત્રી સંભોગની ઇચ્છાએ રાસક્રિડાના ઠાઠમાઠ કરવા લાગ્યો. અને દ્રવ્યાદિ સમૃદ્ધિ પણ ઘણી સંપાદન કરી. ધીરે ધીરે તેની પાસે અનુગ્રહ લેવા માટે ઘણા સ્ત્રી પુરૂષોની ભીડ થવા લાગી. આ સર્વ વાતની ખબર પૈઠણના એ વખતના રાજા ચંદ્રસેનના કારભારી **હેમાદ્રિપંત** ને પડવાથી, તે ઘણું આશ્ચર્ય પામ્યો. હેમાદ્રી પંતને ગણેશનું ઇષ્ટ હતું. તેણે કૃષ્ણ ભટ્ટને પોતાની સમક્ષ બોલાવવા સારૂ એક કારકુનને મોકલ્યો. તેથી કૃષ્ણ ભટ્ટે પૈઠણમાં આવી હેમાદ્રી પંતની મુલાકાત કરી. હેમાદ્રી પંતે તેનું કૃષ્ણ સ્વરૂપ જોઇને બહુ આદરસત્કાર કર્યો. પછી સ્નાન તથા ભોજન કરવાનો આગ્રહ કરતાં કૃષ્ણ ભટ્ટે તે માન્યું નહિ. કારણ કે માથા ઉપરનો મુગટ નહાતી વખતે ઉતારવો પડે, તેથી પોતાના અસલ સ્વરૂપમાં દેખાવાથી પોકળ ઉઘાડું થાય. હેમાદ્રીપંતે ઘણો આગ્રહ કરવા છતાં, જ્યારે તેણે ન માન્યું, ત્યારે તેણે પોતાના કારકુન પાસે કૃષ્ણ ભટ્ટના માથા ઉપરનો મુગટ ઉપડાવી લીનો. એટલે તે મૂળ-સ્વરૂપે થઇ રહ્યો. હેમાદ્રીપંતે એ સર્વ પાખંડ જાણીને કૃષ્ણ ભટ્ટને કેદમાં નાખ્યો. તેમજ જે સ્ત્રી પુરૂષો તેના અનુગ્રહી હતા, તે સર્વને તેણે પૈઠણમાં પકડી મગાવ્યા. પછી સર્વના માથામાં પટા મુડાવી કાળાં વસ્ત્ર પહેરાવી હદ પાર કર્યા. ત્યારથી એ સંપ્રદાય **માનભાવને** નામે પ્રસિદ્ધ થયો છે.

માનભાવ પંથવાળાને પુછતાં તેઓ કહે છે કે;—અમો કૃષ્ણના ભાઇ બળરામના સંપ્રદાયી છીએ. બળરામ લીલાં વસ્ત્ર વાપરતા હતા. લીલામ્બર એવું બળરામનું નામ **અમરકોશમાં** પ્રસિદ્ધ છે, એજ ચિન્હ અમારૂં છે. માટે અમારો મત ખરો છે. તેઓ કહે છે કે, અમારૂં ખરૂં નામ **મહાનુભાવ** એટલે મોટો અનુભાવ છે. આ મતની પ્રવૃતિ મહારાષ્ટ્ર દેશમાં છે. વિશેષ કરીને વરાડ જીલ્લામાં ઘણી છે. આ મતના મુખ્ય આચાર્યને **મહંત** કહે છે. એ મતના મુખ્ય મઠો પાંચ જગ્યાએ છે;—૧ રૂદ્રપુર, ૨ કારંજે, ૩ દરિયાપુર, ૪ ફલટણ, અને ૫ પૈઠણ એ સિવાય નર મઠ, નારાયણ મઠ, રવિ મઠ, પ્રવર મઠ. પ્રશાંત મઠ, એ પાંચ ઉપમઠ છે. એક મહંતના હાથ નીચે ઘણા માનભાવ હોય છે. એક મહંત સમાધિસ્ત થયા પછી એના શિષ્યમાંથી સર્વાનુમતે જે યોગ્ય ઠરે, તેને તેની ગાદી ઉપર સ્થાપે છે. મહંતને પાલખી, ચમર, છડી, શિક્કા, વગેરે રાજચિન્હ હોય છે. એ પંથમાં ગૃહસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ એ બે આશ્રમ છે. સંન્યાસાશ્રમ માંડેલાં સ્ત્રી પુરૂષોને માથે વાળ હોતા નથી. તોપણ તેઓને લગ્ન કરવાની ઇચ્છા હોય તો માંહોમાંહે કરવાનો પ્રતિબાધ નથી. ગૃહસ્થાશ્રમ માંડેલાં સ્ત્રી પુરૂષોને માથેથી વાળ ઉતારતા નથી. અને કાળાં વસ્ત્રને બદલે ધોળાં વસ્ત્ર પહેરે છે, પરંતુ તેના ઉપર એક કાળુ થીગડું નિમાની માટે દેવું પડે છે.

આ પંથનો મુખ્ય આચાર્ય કૃષ્ણ ભટ્ટ હતો. માટે તેનેજ શ્રીકૃષ્ણ સમજીને તેની મૂર્તિની ઉપાસના માનભાવ મતવાળા કરે છે. અને તેણે કરેલા ગ્રંથનું નામ કૃષ્ણચરિતામૃત છે, તેને તેઓ માને છે. આ સિવાય એ લોકો ગુરૂદત્તાત્રેયને પણ ભજે છે. આ પંથમાં જૈન લોકોની પેઠે જીવહિંસા કરવાનો નિષેધ છે. દક્ષિણ મહારાષ્ટ્રમાં તમામ રજવાડાઓમાં દશેરાને દિવસે ગામમાં પશુ વધ થાય છે, ત્યારે જૈન લોકો ગામ છોડીને બહાર જતા નથી. પરંતુ આ લોકો તો એ દિવસે ગામ છોડીને વગડામાં જઇ વાસ કરે છે. એટલો બધો

જીવ હિંસા પ્રત્યે તેમનો ધિક્કાર છે એ લોકોનો એવો નીયમ છે કે, ભોજનના કામમા જે જે પદાર્થો ભોજન માટે તૈયાર કરેલા હોય, તે સર્વ જોઇએ તેટનાજ પીરસી દે છે જમના બેસ પછી બીલકુલ પીરસતા દેતા નથી તેમજ બીજો નિયમ એ છે કે જમવા બેસતી વખતે કૃષ્ણના નામનો ગજર કરે છે એ લોકોનો વિવાહ વિધિ એવો છે કે,—જે નો વિવાહ કરવાનો હોય તેણે પોતાની ઝોળી, જે માનભાવિણી ત્યા આવેલી હોય, તેની ઝોળીપર મુકવી તે ઝોળીએ માનભાવિણી જોયા પછી રહેવા દે, તો તેની સાથે લગ્નનો નિયમ કરી ચુકો સમજાય છે કદાપિ એ માનભાવિણી પોતાની ઝોળી ઉપર બીજાએ રાખેલી ઝોળી રહેવા દેતી નથી તો તે લગ્ન થતા નથી એવો નિયમ છે એ પ્રમાણે લગ્નનો નિયમ પુરો થયા પછી થોડે થોડે અંતરે બે પથારીઓ કરવામા આવે છે તે દરેક પથારી પર વર કન્યા સુવે છે પછી મંડના મહતની સમક્ષ વર બોલે છે કે,—"શ્રીકૃષ્ણનો ગડબડ ઘુડો આવ્યો" તે સાભળી કન્યા ઉત્તર આપે છે કે–"ખુશીથી આવવા દો" પછી વર આળોટતો આળોટતો કન્યાની પાસે જાય છે, એટલે બનેનો વિવાહ થઇ ચુકો ગણાય છે ! !

આ ધર્મના લોકો પોતાના ધર્મની વાત બીજા ધર્મવાળાને કહેતા નથી તે લોકો ગીતા, લીલાનિધિ અને લીલામૃતસિંધુ, વગેરે ગ્રથોને પુરાણના ગ્રથો તરીકે માને છે એ સિવાય રૂકિમણિ સ્વયવર, બાળલીલા અને ગોપી વિલાસ ઇત્યાદિ ન્હાના ન્હાના ઓવીબદ્ધ ગ્રથો છે એ ગ્રથોની લીપી જૂદી સંગ્રાની હોય છે તે માનભાવિ દિક્ષા લીધા વગરના માણસને શિખવતા નથી માનભાવ પથમા જ્ઞાનોબા, નિવૃત્તિ, સોપાન, અને મુકતાઇ, એવા નામ રાખે છે કેટલાક માનભાવોએ ગીતિ નિબધ લખેલા છે એ ગીતિ નિબધ જોઈ પોતાની આખ્નો ઢાંકી નાક અને કાન દબાવ્યાથી જેતુ અજવાળુ દેખાય છે, તેનુ અજવાળું પાડે છે આ ઉપરથી સમજાય છે કે, આ મતમા ખટ્મુખિ મુદ્રા જોવ નુ પ્રાધાન્યપણુ દેખાય છે આ મતની પ્રવૃત્તિ શકે ૧૧૨૫ મા હેમાદ્રિ પત પૈઠણમા ચદ્રસેન રાજાના કારભારી હતા, તે વખતે થયેલી જણાય છે



## રામાનુજ.

વૈષ્ણવ પથમા ઉપદેશ કરનારા આચાર્યોમાં રામાનુજ પહેલા આચાર્ય ગણાય છે તેમનો જન્મ ઇસ્વીસન ૧૧૧૯ ના વર્ષમા થયાનુ જણાય છે તેમના પિતાનુ નામ કેશવાચાર્ય, અને માતાનુ નામ કાન્તિમતી હતું તેઓ દ્રાવિડ દેશમા શ્રીપેરુમ્બુદુર–ભૂતપુરી નામે ગામમા રહેતા હતા એ ગામ મદ્રાસની પાસે ચોવીસ મૈલપર કાચી અથવા હાલ જેને કન્જેવરમ કહે છે, તેના માર્ગમા આવેલું છે રામાનુજને આઠમે વર્ષે તેમના પિતાએ જનોઇ દીધી તે પછી તુરત ઇ સ ૧૧૨૭ માં તેઓ પોતાના મામા યાદવપ્રકાશની પાસે વિદ્યાભ્યાસ કરવા સારૂ ગયા ત્યા તેમણે વેદ વગેરે ઘણા શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને મહાવિદ્વાન થયા તે પછી તેમણે પોતાના ગામમાં એક આમલીના વૃક્ષ નીચે બેસીને કેટલાક વખત સુધી શ્રી રામચદ્રની ઉપાસના કરી અને સસાર સુખની તિવ્ર તૃષ્ણાવાળા કેવળ કર્મ જીજ્ઞાસુ પુરૂષોનુ લક્ષ ઇશ્વર ભક્તિ કરવા તરફ વાળવાનો દ્રઢ સકલ્પ કર્યો પછી

વેદ અને ઉપનિષદ્નો કાંઇક મૂળ આધાર લેઇ જનપ્રિય લાગે, એવી ઉપાસના તથા ભક્તિનો મનોરંજક વિશિષ્ટ દ્વૈત સંપ્રદાય ચલાવ્યો. તેમણે શૈવ માર્ગની સામા માથું ઉઠાવીને કહ્યું કે,—વિષ્ણુ એ જગતનું આદિકારણ અને સરજનહાર એક અદ્વિતીય બ્રહ્મ છે. તેમણે મૂળ દર્શનોમાંના ન્યાય દર્શનને અનુસરી જીવ અને ઇશ્વરનો ભેદ બતાવી બ્રહ્મ મીમાંસા અથવા અદ્વૈત દર્શનને ખંડન કરવાનો પ્રયત્ન કર્યો. પ્રથમ તેમણે મજકુર શેહેરના બ્રાહ્મણોને બોધ આપી શિવ મતમાથી પોતાના વૈષ્ણવ મતમાં લીધા. પછી તેઓ દક્ષિણના ચોલા રાજાના જુલમથી નાસીને મ્હૈસૂરના જૈન રાજા પાસે ગયા. એ રાજાની પુત્રીને ભૂત વળગ્યુ હતું તે તેમણે કહાડવાથી રાજા ઘણો ખુશી થયો, અને તેમનો વૈષ્ણવ માર્ગ અંગિકાર કર્યો.

ત્યાર પછી રામાનુજાચાર્ય અનેક નાના ક્ષેત્રમાં જઇને ત્યાના બ્રાહ્મણોને વૈષ્ણવ માર્ગનો ઉપદેશ કર્યો હતો. તેઓ પોતાના સમદુનાચાર્ય નામે શિષ્યને સાથે લેઇને તિરૂપતિ, જગન્નાથ, કાશી, અને જયપુર જઇને તીર્થ યાત્રા કરી. એ સ્થળોમા તેમણે વૈષ્ણવ માર્ગ બરોબર સ્થાપન કર્યો, અને કેટલાક મઠ બાંધ્યા. વૈષ્ણવ ધર્મ સંબધી તેમનું ભાષણ સાંભળીને જયપુરનો મહારાજા અતિ આનંદ પામ્યો હતો. એ રાજાના આશ્રયથી તેમણે જયપુરમાં વૈષ્ણવો માટે એક મઠ બંધાવ્યો હતો. ત્યાંથી તેઓ બદ્રિકાશ્રમનાં દર્શન કરીને સ્વદેશમાં પાછા આવ્યા હતા. તે પછી તેમણે પોતાના મતના કેટલાક ગ્રંથો કર્યા, અને પોતાની ૫૦ વર્ષની ઉમ્મર થતાં સર્વ માયાનો ત્યાગ કરી ચતુર્થાશ્રમ-સન્યાસ લીધો હતો. એ આશ્રમમાં તેમણે ભગવત્ ભજન, ન્યાય, અને વેદાંત ગ્રંથો વાંચી તેનુ મનન કરવામાંજ સઘળી જીંદગી ગાળીને સમાધિસ્ત થયા હતા. તેમના શિષ્યો તેમને શેષનો અવતાર માને છે. તેમની તાદમ્ય ધાતુની મૂર્ત્તિ કરીને ત્યાંના મઠમાં સ્થાપન કરી છે. રામાનુજાચાર્યની એક ગાદી તાદીરમાં છે, તેનુ નામ તિંગળ છે. બીજી ગાદી ગળીના ગામમાં છે. ત્રીજી અહોબળી મઠમાં વડગળ નામે છે. અને ચોથી ગાદી રેવાસામાં છે. એવું કહેવાય છે, કે આચાર્યનો કાળ થયો, તે પહેલાં તેમના મતનો પ્રસાર દેખાડનાર ૭૦૦ મઠ હતા. પરંતુ હાલ તેમાંના મુખ્ય તો ઉપર લખેલા ચાર મઠ કાયમ રહેલા છે. રામાનુજાચાર્યના સંપ્રદાયના મુખ્ય સિદ્ધાંતો નીચે પ્રમાણે છે,—

"અદ્વૈત, બ્રહ્મ છે, પણ કેવલ નથી, વિશિષ્ટ છે. બધુ બ્રહ્મમય છે, પણ તે બ્રહ્મમાંજ જીવ અને જડ એવા બે ભેદ છે. તે અન્યોઅન્ય વિલક્ષણ છે. તેમ બ્રહ્મથી પણ વિલક્ષણ છે. અંતર્યામી રૂપે હરિ (બ્રહ્મ) સર્વમાં છે, પણ ચિત્ત (જીવ) અને અચિત્ત (જડ) એ તેનાથી જુદાં છે. એકજ બ્રહ્મનાં ત્રણ અંગ છે. નામાદિ રૂપે સર્વદા ભેદમયી સૃષ્ટિ છે. હરિ, ચિત્, અને અચિત્, એ ત્રણ રૂપે વિશ્વ માત્ર છે. અને બ્રહ્મમય છે. તેથી બ્રહ્મચિદ્ ચિદ્વિશિષ્ટ છે. ત્રણે પોત પોતે અદ્વૈતજ છે. પણ અન્યો અન્યથી સર્વદા ભિન્ન છે. અદ્વૈત મતમાં બ્રહ્મને કેવળ જ્ઞાન રૂપ ગણ્યું છે. અને જગત માત્ર માયા રૂપે ઠરાવી અજ્ઞાનમય ગણ્યું છે. જ્ઞાનમયતામાં અજ્ઞાન હોયજ કેમ ? એવો વિરોદ્ધ બતાવી રામાનુજે વિશિષ્ટ રીતે અદ્વૈત

(૧) હિંદમાં બે મોટા સંપ્રદાય ચાલે છે ૧ શૈવપંથ, અને ૨ વૈષ્ણવ પંથ શિવની પૂજા કરનારા શૈવપંથી, અને વિષ્ણુની પૂજા કરનારા વૈષ્ણવ પંથી કહેવાય છે.

સ્વીકારેલું છે. પરમેશ્વર પુરૂષ છે, અને તે સગુણ છે. જગતનો કર્તા અને મુક્તિ દાતા પણ તેજ છે. મનુષ્યનો જીવ પણ સદ્દગુણ છે, તે મુક્ત થયે ઇશ્વર તુલ્ય થાય છે. પણ તેને જગત ઉત્પન્ન કરવાની શક્તિ નથી, એટલીજ ન્યૂનતા છે બાકી મુક્ત થયો એટલે જીવ સગુણ અને બ્રહ્મ પણ સગુણ એ બને સરખાજ છે. સગુણ જીવને સગુણ બ્રહ્મ સાથે ઐક્ય થતું નથી, પણ પોતે જૂદો અને સગુણ બ્રહ્મ જૂદુ છે, એવું જે જીવને ભાન થાય તે તો માત્ર અજ્ઞાન છે. અને તેજ અવિદ્યા કહેવાય છે. તેમણે સાન્નિધ્ય, સાલોક્યાદિ મોક્ષ અવસ્થા માની છે. હરિના સ્વર્ગમાં જઇ જીવો મુક્ત રૂપે નિરંતર વસે છે, એમ બતાવ્યુ છે. તેમણે અવતારોને બ્રહ્મ રૂપે ગણ્યા છે. તેઓ રામાવતારને મુખ્ય પૂજે છે, તેમ કૃષ્ણાવતારને પણ પૂજે છે. પરમ કરૂણારૂપ ભક્તવત્સલ પરબ્રહ્મ ભક્તોના ઉદ્ધારને અર્થે અવતાર ધારણ કરે છે. તેમની ઉપાસના કરી અંતર્યામીની પરમ કૃપા સંપાદન કરવી, તેની મુક્તિ ઉપાસના પાંચ પ્રકારની છે. ૧ અભિગમન, ૨ ઉપાદાન, ૩ ઇજ્યા, ૪ સ્વાધ્યાય, અને ૫ યોગ. દેવતા સ્થાનમાં માર્જનાદિક તે અભિગમન, ગંધપુષ્પાદિ પૂજા સામગ્રી પ્રાપ્ત કરવી તે ઉપાદાન, પૂજન તે ઇજ્યા, મંત્ર જપ વૈષ્ણવ સૂક્તાદિ પાઠ તે સ્વાધ્યાય, અને અંતર્યામીનુ ધ્યાન તે યોગ યોગ થતાંજ પરમ કરૂણાકર ભગવાન પોતાના ભક્તને સ્વધામમા નિત્ય મુક્ત કરી સ્થાપે છે એવો તેમનો સિદ્ધાંત છે. આ મતનું તાત્પર્યજ ભક્તિ છે. પરમાત્માને નારાયણ કહ્યા છે, તે લક્ષ્મીના પતિ છે, એમ કહ્યુ છે. રામ કૃષ્ણાદિ અવતાર તે નારાયણના છે, એમ ગણી તેમની મૂર્ત્તિ દેવાલયોમાં સ્થાપન કરી નાના પ્રકારનાં વસ્ત્રાલંકારો ધારણ કરાવે છે. ગંધ, પુષ્પાદિક, અને વિવિધ પ્રકારનાં નૈવેદ્ય ધરાવે છે. એ રીતે પૂજા સેવાનો મનોરંજક સંપ્રદાય ચલાવ્યો. તેથી ઘણાં સ્ત્રી પુરૂષોની ઇચ્છા તે તરફ વળી. શ્રી લક્ષ્મીનો અર્થ સંપત્તિ એવો છે. અને તેના પતિ એટલે મૂળ અધિષ્ઠાતા એક ઇશ્વર—નારાયણ છે. માટે રામાનુજ સંપ્રદાયને શ્રી સંપ્રદાય પણ કહે છે. આ સંપ્રદાયમાં સાધુઓ પણ હોય છે. તેઓ એક બીજાને "दासोऽस्म्यहम्" એવો નમસ્કાર કરે છે. સાધુઓ બ્રહ્મચર્ય પાળે છે. એ મતવાળા કપાળમાં શ્રી આકારનું તીલક કરે છે. ગોપીચંદનાદિ વાપરે છે. સાધુઓ દંડ અને કમંડલુ રાખતા નથી. ઇત્યાદિ તેમનો આચાર છે."

રામાનુજાચાર્ય થઇ ગયા પછી કેટલેક વર્ષે તેમનાજ સંપ્રદાયનો રામાનંદ નામે એક સાધુ થયો. તેમણે આનંદ સંપ્રદાય કાઢ્યો. તે પણ ઘણો ખરો રામાનુજના મતને મળતોજ છે. તેનું નામ રામાનંદી છે. આ મતના હજારો વૈરાગી ભરતખંડમાં છે તેમા પણ સંજોગી અને નિહંગી વગેરે મત નીકળ્યા. કબીર પણ રામાનંદનો શિષ્ય હતો. તેણે આનંદ સંપ્રદાયમાં કેટલુંક કલ્પિત મેળવીને પોતાના નામનો જૂદો પંથ કાઢ્યો છે. દક્ષિણ દેશમાં સંવત ૧૮૦૮ માં રામાનુજ મતમાં ગણાતા ગાદીના આચાર્યમાં રામચરણ નામે સાધુ થયો. તેણે મૂર્ત્તિપૂજા અને ઉપાસનાદિ નિયમના ઘણાજ પ્રકાર વધાર્યા. રજપૂત લોકોમાં તેની એક ગાદી છે. રામચરણ સંપ્રદાયમાથી નિરંજન તથા રામસ્નેહી એ ઉપસંપ્રદાય નીકળ્યા છે. એ પ્રમાણે આ રામાનુજાચાર્યનો સંપ્રદાય બહુ વિસ્તાર પામ્યો છે.

રામાનુજાચાર્યે પોતાના મતના ગ્રંથો કરેલા—૧ વ્યાસ સૂત્ર ભાષ્ય જેને શ્રીરામાનુજ ભાષ્ય પણ કહે છે ૨ ગીતાભાષ્ય, ૩ ન્યાયામૃત, ૪ વેદાન્તપ્રદીપ, ૫ તર્કભાષ્ય, ૬ વે-

દાર્થસંગ્રહ, ૭ વેદાંત તત્વસાર, ૮ ગીતભાષ્ય, ૯ શતદૂષણી, ૧૦ નારદીય પચરાત્ર, ૧૧ ત્રિંશતધ્યાન, ૧૨ ચૈડમારતી, ૧૩ વિષ્ણુપૂજા, ૧૪ વિષ્ણુ પ્રબોધન, ૧૫ રંગનાથ સ્તોત્ર, ૧૬ ત્રિગધ, ૧૭ સિદ્ધાત, ૧૮ વિષ્ણુસહસ્ત્ર નામ, ૧૯ વાશિષ્ઠાદ્વૈત ભાષ્ય, ઇત્યાદિ ઘણા સારા ગ્રંથો રચીને તેમણે પોતાના સંપ્રદાયવાળાઓને સરળતાનો માર્ગ કરી આપ્યો છે.



## રામાનંદ.

મહાત્મા **રામાનુજ** સ્વામી પછી તેમની ગાદીએ બેસનાર પાચમા આચાર્ય **રામાનંદ** હતા. તેમણે પુરાણ, ન્યાય, અને યોગશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. તેમને રહેવાની મુખ્ય જગા કાશીમાં એક મઠમાં હતી. પરતુ સદૈવ ત્યાં પડી ન રહેતાં દેશે દેશ પ્રવાસ કરી, એક અદ્વિતીય પરમેશ્વર વિષ્ણુને મનાવવાનો બોધ કર્યો. તેમનો એવો સિદ્ધાંત હતો કે,—આદિ નીરાકાર, નીરંજન, જ્યોતિસ્વરૂપના ત્રણ ગુણ તે બ્રહ્મા, વિષ્ણુ, અને મહાદેવને નામે ઉત્પન્ન થયા છે. તેમણે આ સૃષ્ટિ રચી તેથી વિષ્ણુની ભક્તિ કરનાર વૈકુંઠમાં જાય છે. તેમણે વિષ્ણુનો સાતમો અવતાર જે શ્રીરામચંદ્રજી તેમની પ્રતિમાનુ પૂજન શરૂ કરાવ્યુ.

રામાનદ સ્વામીએ હિદી ભાષામાં ગ્રંથો લખ્યા છે. તેમાં રામ, સીતા, લક્ષ્મણ અને હનુમાનનો મહિમા ઘણો વર્ણવ્યો છે. તેમજ બીજા અનેક વિધિના મંત્ર, જંત્ર, અને અનુષ્ઠાન ક્રિયાઓ દાખલ કરેલી છે. તેમણે પોતાનો મત ઘણો ખરો ઉત્તર હિંદમાં ફેલાવ્યો હતો.

રામાનદે પોતાના મુખ્ય બાર શિષ્યો ઠરાવ્યા હતા. તે બધા બ્રાહ્મણ કે ક્ષત્રિય નહોતા, પણ નીચવર્ણના જ્ઞાની પુરૂષો હતા. તેઓમાં એક ચમાર અને બીજો હજામ જ્ઞાતિનો હતો. અને ત્રીજો જે સર્વથી વધારે પ્રખ્યાત થયો છે, તે (કબીર) શાળવીનો છોકરો કહેવાતો હતો. કબીરે પોતાનો જૂદો મત બંગાળામાં ફેલાવ્યો. તેના ગુરૂ રામાનદ સ્વામીએ જેમ બધી હિંદુ નાતોને એક માર્ગમાં આણવાનો પ્રયત્ન કર્યો, તેમ તેણે પદરમા સૈકાના આરભમાં હિંદુ અને મુસલમાન બેઉ દાખલ થઇ શકે તેવો પથ સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો. (જુઓ કબીર ચરિત્ર)

રામાનદના પથમાં **તુળસીદાસ** મહાન્ પ્રતાપી પુરૂષ થયા છે. તેમણે રામાયણનું વ્રજભાષામાં વર્ણન કરી કર્મકાંડનો મહીમા વધાર્યો છે. અને જે નીરંજન નીરાકાર જ્યોતિ સ્વરૂપ ઇશ્વર સર્વત્ર વ્યાપક છે, તેજ એક રામ છે. રામ શબ્દનો અર્થ એવો કે સર્વ પ્રાણી માત્રમાં જે ચૈતન્ય રમી રહ્યું છે, તે ચૈતન્યને રામ કહ્યા છે. મતલબ કે રામચંદ્ર ઇશ્વર છે તેમની ભક્તિથી મોક્ષ થાય છે. તેમનો સિદ્ધાંત ન્યાયને મળતો છે. કર્મકાંડ સત્ય છે. જ્ઞાનકાંડપર ચાલનારને મુક્તિ મળતી નથી. કેમકે તેનાથી અખંડ સમાધિમાં રહેવાતું નથી, એવો તુલશીદાસનો મત હતો.

રામાનદ સ્વામી સુમારે ઇસ્વીસનના પદરમા સૈકાની શરૂઆતમાં હતા. એવું તેમના શિષ્ય કબીરના ચરિત્ર ઉપરથી જણાય છે. એ રીતે તેમને થઇ ગયાને આજે લગભગ ૫૦૦ વર્ષ થવા આવ્યાં છે. આ મહાપુરૂષના જીવનની વિશેષ હકીકત અમને મળી શકી નથી. તેથી તેમનું ચરિત્ર ટુંકામાં પતાવવું પડયું છે

# કબીર.[1]

આ મહા સિદ્ધ પુરુષનો જન્મ ક્યાં, ક્યારે, અને કઇ સ્થિતિમાં થયો હતો, એ વિષે જૂદા જૂદા મત છે પ્રખ્યાત ભક્તમાળા[1] નામે ગ્રંથમાં લખ્યું છે કે,—"મહાત્મા રામાનંદ સ્વામીના એક બ્રાહ્મણ શિષ્યની વિધવા કન્યા તેમના દર્શન કરવા આવેલી, તેને સ્વામીના મુખમાંથી "પુત્રવતી ભવ" એવો આશિર્વાદ અપાઇ ગયો તે આશિર્વાદ વૃથા થયો નહિ. યથા સમયે બાળ વિધવા બ્રાહ્મણ કન્યાએ એક પુત્રને જન્મ આપ્યો પરંતુ લોકોમાં અપવાદના ભયથી તેણે એ પુત્રને વગડામાં મૂકી દીધો, તે કોઇ વણકરને હાથ આવવાથી તેણે તેને પાળીપોષીને મોટો કર્યો, અને તેનું નામ કબીર પાડયું" કબીર પંથના લોકો કહે છે કે, પૂર્વદેશમાં આવેલા કાશી ગામની પાસે લહર નામે તળાવમાં કોઇએ તરતનું જન્મેલું છોકરું નાખી દીધેલ, તે નુરી નામના કોઇ મુસલમાન વણકરને હાથ આવ્યું હતું તે બાળકને તેની સ્ત્રી નિમાએ પાળીપોષી મોટું કર્યું વળી કેટલાક જણ કહે છે કે, ઉપર કહેલો નુરી વણકર એક દિવસે કપડાં વણવાનું સુતર ધોવા માટે ભાગિરથી નદીને કિનારે ગયો હતો. તે વખતે પાણીના વહેણમાં એક છોકરું તણાતું આવતું હતું. તે તેના જોવામાં આવ્યાથી તેને ઘેર લાવી પાળીપોષી મોટું કર્યું હતું વળી ભક્તમહાત્મ્ય નામક સંસ્કૃત ગ્રંથમાં લખ્યું છે કે,—"પ્રાચીનકાળમાં વેદાભ્યાસે રહિત એક બ્રાહ્મણ હતો. તે પોતાના કુટુંબનું પાલન પોષણ કરવા માટે કારીગરીનું કામ કરીને પોતાનો ગુજારો કરતો હતો. એક વેળાએ તે સૂતર લેવા સારૂ વણકરને ઘેર ગયો હતો ત્યાંથી તે પોતાને ઘેર આવીને તાવમાં ફસાયો અને દૈવયોગથી તાવમાંજ તેનું મરણ નીપજ્યું. મરણની વેળાએ તેણે વણકરને યાદ કર્યો હતો તેથી તે વણકરના ઘરમાં તેનો જન્મ થયો હતો."

એ પ્રમાણે કબીરના જન્મ વિષે જૂદા જૂદા મત છે તેમાંની ખરી વાત કેઇ તે શોધી કહાડવું બહુ કઠિણ છે તોપણ એટલી વાતનો નક્કી થઇ શકે છે કે, તેમનો જન્મ કોઇ બીજાને પેટ થયેલો, અને તેમનું લાલન પાલન એક વણકરે કર્યું હતું કબીરની જાતિ માટે જેવી ગડબડ છે, તેવીજ તેમના જન્મ કાળ વિષે કબીર પંથીઓએ ગડબડ કરેલી છે તેમના જન્મ વિષે તેઓ કહે છે કે, કબીરનો જન્મ સંવત્ ૧૨૦૫ માં કાશીમાં થયો, અને સંવત ૧૫૦૫ માં મગર નામે ગામમાં મોક્ષ પામ્યા આ ઉપરથી કબીર ૩૦૦ વર્ષ સુધી જીવ્યા હતા, એવું મનાવવાનો પ્રયત્ન તેમના પંથવાળાઓએ કરેલો જણાય છે. એ ગમે તેમ હો, પણ તેઓ દિલ્હીના બાદશાહ સિકંદર લોદી ની વખતમાં હતા, એવું ભક્તમહાત્મ્ય તથા કેટલાક મુસલમાની ઇતિહાસ ઉપરથી જણાયેલું છે સિકંદર લોદી સંવત ૧૫૪૪ માં રાજગાદીએ બેઠો હતો, તેટલા માટે એ સમયમાં કબીર હતા, એવું સિદ્ધ થાય છે

કબીરના જીવનનો પહેલો ભાગ જેવો આશ્ચર્ય જનક છે, તેવોજ પાછળનો ભાગ પણ છે વણકરના ઘરમાં રહીને કબીર ઉછર્યા અને કપડાં વણવાનું શીખ્યા હતા તેના વડે તેઓ

(૧) ગ્વાલિયરની હિંદીભાષામાં નાભાજીએ સંવત ૧૬૬૮ માં ભક્તમાળા રચી છે તે ઉપરથી તથા ઉર્દૂ વિદ્વાનના ભક્તચરિત્ર ઉપરથી મહિપતીબાવાએ સંવત ૧૮૧૮ માં ભક્તવિજય ગ્રંથ કર્યો છે

પોતાનું ગુજરાન ચલાવતા હતા. તેમણે યોગ્ય ઉમ્મરે લગ્ન કર્યું હતું. તે સ્ત્રીથી તેમને કમાલ નામે પુત્ર થયો હતો. કબીરને પૂર્વ જન્મના સંસ્કારને લીધે બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થયું હતું. તેઓ બાળપણથીજ રામની ભક્તિમાં રસબસ થઇને તમર રહેતા. તેમનો પુત્ર કમાલ પણ ભક્ત મંડળીમાં હોંસથી દાખલ થયો હતો. કબીર સર્વદા કહેતા કે;—

"આ સંસાર અસાર છે આ જીંદગી કમળ પત્ર પરના પાણીની પેઠે છે. આ કાશી ધામમાં કોણ મારો ગુરૂ થશે? કોણ મને આ સંસાર સાગરમાંથી તારશે? ગુરૂ નહિ મળ્યાથી આ દેહ રૂપી નાવ કેવી રીતે ચાલશે? એમ વિચારતાં એક દિવસે તેમણે કેટલાક વૈષ્ણવ સાધુઓની પાસે જઇને પોતાનો હેતુ જણાવ્યો. સાધુઓએ પુછ્યું કે, તું જાતે કોણ છે? તેમણે કહ્યું;—"હું વણકર છું. રામાનંદનો શિષ્ય થવા ઇચ્છું છું" વૈષ્ણવોએ તેમની મશ્કરી કરીને કહ્યું કે;—"તું મ્લેચ્છ છે, તો તારો ગુરૂ કોણ થશે?" એવાં તેમનાં વચનથી કબીર નિરાશ થઇને ઘેર ગયા. મન કામના પૂર્ણ ન થવાથી અસ્થિર ચિત્તે તેઓ કાશીમાં ફરવા લાગ્યા, જેને તેને પુછતા કે;—"ગુરૂ રામાનંદ ક્યાં રહે છે?" એક સાધુએ ઉત્તર આપ્યો કે;—"ગુરૂ રામાનંદ અમૂક જગોએ રહે છે. સવારના પહોરમાં બારણાનો દરવાજો ઉઘાડીને દરરોજ ગંગામાં સ્નાન કરવા માટે જાય છે. તું રાત્રે તેમના બારણાના દરવાજા સામે સુઇ રહેજે. ત્યાં તારી મનકામના સિદ્ધ થશે." કબીરે તેના બતાવ્યા પ્રમાણે કર્યું એટલામાં નિયતે સમયે રામાનંદ સ્વામી તે માર્ગે થઇને નીકળ્યા. એટલે તુરત કબીરના શરીર ઉપર તેમનો પાદ સ્પર્શ થયો. કબીરે પણ મોટા માનની સાથે ગુરૂ પાદ ધારીને તેને ચુંબન કર્યું. રામાનંદે એક મ્લેચ્છના શરીર ઉપર પગ લાગેલો જોઇને કહ્યું કે;—"રામ રામ! તું કોણ છે?" એવું કહ્યાથી કબીરનો મનોર્થ પૂર્ણ થયો. તેણે રામાનંદને ગુરૂ માની લઇને સાષ્ટાંગ પ્રણામ કર્યા, ત્યારથી કબીર રામ નામનું સ્મરણ કર્યા કરતા હતા. રામ નામ સિવાય બીજો કાંઇ પણ ઉચ્ચાર તેઓ કરતા નહિ. કેવળ રામ નામજ પરમ મુક્તિની પાયરી છે; એવું તેઓ ધારતા હતા. ત્યારથીજ તેઓ તીલક માળા ધારણ કરીને કાશીમાં બીજા વૈષ્ણવોની પેઠે રહેવા લાગ્યા.

કબીરને નિત્ય કીર્ત્તન કરવાનો નિયમ હતો. એક દિવસે તેઓ નિત્યના નિયમ પ્રમાણે કીર્ત્તન કરતા હતા ત્યારે સર્વને તેમણે કહ્યું કે, આ સર્વ કૃપા રામાનંદ સ્વામીની છે, એ વાત ધીરે ધીરે રામાનંદ સ્વામીને કાને ગઇ ત્યારે તેઓ આશ્ચર્ય પામી મનમાં કહેવા લાગ્યા કે, મેં કબીરને કદી અનુગ્રહ કર્યો નથી. તે છતાં તે બીજા લોકો આગળ મારૂં નામ બતાવે છે, માટે એ વાતનો એક વખત પ્રત્યક્ષ અનુભવ કરવો જોઇએ. એવો વિચાર કરી સ્વામીજીએ પોતાના શિષ્યોને કહી રાખ્યું કે, કબીર જ્યારે કીર્ત્તન કરવા ઉભો રહે, ત્યારે મને ખબર આપવી. પછી એક દિવસે તેમની આજ્ઞા પ્રમાણે શિષ્યોએ આવી સ્વામીને ખબર આપી કે;—કબીર હમણાં કીર્ત્તન કરવાની તૈયારીમાં છે. આ સાંભળી રામાનંદ સ્વામી ત્યાં ગુપ્ત રીતે જોવા ગયા, અને એક બાજુ ઉપર કબીર ન જાણે તેમ ઉભા રહ્યા. પછી કબીરે શરૂઆતમાં રામાનંદ સ્વામીનુ નામ ઉચ્ચારણ કરી કીર્ત્તનનો પ્રારંભ કર્યો, તે યવન (કબીર) નું આવું કૃત્ય જોઇ રામાનંદ સ્વામી ગુસ્સે થયા. તેથી કબીરે હાથ જોડીને ધીર ભાવથી કહ્યું કે—"હે નાથ! આપ શું વીસરી ગયા કે! તે દિવસે

રાત્રે હું આપના દરવાજા ઉપર સૂતો હતો. આપે મારા શરીર પર પગ મૂકીને રામ નામનો ઉચ્ચાર કર્યો હતો. તે દિવસે મેં રામ મંત્ર મેળવ્યો છે. તે દિવસથી હું રામ નામ નિત્ય જપું છું. પ્રભો! એમાં જો મારો અપરાધ થયો હોય, તો દયા કરીને ક્ષમા કરશો " રામાનંદે કબીરને-ભક્ત જાણી લેઇ ક્રોધ પરિત્યાગ કર્યો, અને હસતાં હસતાં આશિર્વાદ આપી સંતુષ્ટ થયા પછી તેમને તત્વ વિદ્યાનો ઉપદેશ કર્યો. એ દિવસથી સૌ કબીરને એક ભક્ત તરીકે જાણવા લાગ્યા.

કબીર કેવળ ભક્ત હતા, એટલુંજ નહિ પણ તેઓ મહા દયાળુ, શાન્ત, પરોપકારી, અને વૈરાગ્યશીલ હતા. પારકાનું દુઃખ જોઇને તેમના હૃદયમાં પણ દુઃખ થતુ હતું. ઘરના ગરીબ છતાં બની શકે તેટલો પરમાર્થ કરવામાં તેઓ તત્પર હતા. એક દિવસે ઘરમા ખાવાનું નહોતું, તેથી એક કપડુ લેઇને તેઓ વેચવા સારૂ જતા હતા. રસ્તામાં એક વૃદ્ધ માણસ મળ્યો. તે શિયાળાની સખ્ત ટાઢથી ધ્રુજતો હતો. તેણે કબીર પાસે વસ્ત્ર માગ્યું. કબીરે ગરીબની દુર્દશા જોઇ વગર સંકોચે કપડુ આપી દીધુ. પણ તરત તેમના મનમાં સંસારની વાત ઉદય પામી કે;—"અહો! આજે મારા ઘરમાં અનાજ નથી, મારી માતા અનાજ માટે વાટ જોઇ બેઠી હશે. પણ મને આજે ગરીબને વસ્ત્ર આપીને જે પરમ સુખ થયું છે, તેનું સુખ મેં કદી મેળવ્યું નથી. મારા નસીબમાં તો જે થવાનું હશે તે થશે." એવો વિચાર કરી કબીર ઘરમાં આવ્યા. આવીને જોયું તો માતા રસોઇ તૈયાર કરીને તેમનીજ માત્ર વાટ જોતી બેઠી છે. કબીરે માતાને પુછ્યુ;—"મા! આજે આપણો સંસાર કેવી રીતે ચાલ્યો? આપણી પાસે તો આજે કંઇજ નહોતું." માતાએ કહ્યું;—"તું શું કહે છે કબીર! તેંજ માણસ મોકલીને મારી આગળ અનાજ મોકલ્યું છે ને!" આ સાંભળી કબીરને આશ્ચર્ય લાગ્યું. તેઓ ગદ્દગદ્દ ભાવથી માતાને કહેવા લાગ્યા કે,—"મા! તનેજ ધન્ય છે! સાક્ષાત્ ભક્તવત્સલ ભગવાન્ આવીને તમને અનાજ આપી ગયા છે. મા! ગરીબ દુ:ખીને અન્ન આપો. ધનની આપણને શી દરકાર છે મા?"

કબીરની માતા ત્યારથી ગરીબોને અન્ન આપવા લાગી. કબીરના દાતાપણાની વાતો સાંભળીને ઘણાં મનુષ્યો તેમને ઘેર ભિક્ષા લેવા માટે આવવા લાગ્યાં. કબીર તેમને શક્તિ મુજબ આપીને સત્કાર કરતા હતા. એક વખતે પુષ્કળ મનુષ્યો તેમના ઘર આગળ ભિક્ષાને માટે આવીને ઉભાં રહ્યાં. તેમને આપવાને કબીરની પાસે કાંઇ નહોતું તેથી ઘરની બહાર જઇને તેઓ વિચાર કરવા લાગ્યા. તેટલામાં ભગવાને કબીરરૂપ ધરીને સર્વે ગરીબોને ઇચ્છીત દાન આપી વિદાય કર્યાં. કબીરે આવી જોયુ તો એ સર્વે ઇષ્ટ દેવની કૃપાનો પ્રભાવ દીઠો. તેથી તેઓ પ્રાણ ભરીને ઇષ્ટ દેવને બોલાવવા લાગ્યા. એક દિવસે કબીરે રાજ સભામાં જઇને એક ખોબો પાણી લેઇને પૂર્વ દિશા તરફ ફેંક્યું. રાજા તેમને ગાંડો કહીને હસ્યો. તેથી કબીરે નીડરપણે રાજાને સંબોધીને કહ્યું;—"રાજન! હસવાનું કાંઇ કારણ નથી. જગન્નાથપુરીમાં એક પૂજક બ્રાહ્મણના પગ ઉપર ગરમ ભાત પડી ગયો છે, તેથી હું તેના પગમાં ઠંડુ પાણી નાખું છું" કબીરનાં આવાં વચન સાંભળવાથી રાજાને મોટો અચંબો થયો. તેણે જગન્નાથ તરફ સત્વર માણસ મોકલી એ વિષેનો તપાસ કરાવ્યો, તો કબીરની વાત સાચી જણાઇ રાજાને ખાત્રી થઇ કે, કબીર નિ-

શ્ય એક સિદ્ધ પુરૂષ છે. રાજા કબીરને મળવા માટે પોતે તેના ઘેર ગયો. રાજાને પોતાના નાના ઘરમા આવેલા જોઇને કબીર ઘણા ખુશી થયા. પછી રાજાને સબોધીને તેમણે કહ્યું,—મહારાજ! આપના શુભાગમનથી આ દાસ કૃતાર્થ થયો છે. સેવક સરખુ કાંઇ કામકાજ હોય તો આજ્ઞા કરો." રાજાએ કબીરને ભેટીને કહ્યું;—"હે વૈષ્ણવ! તમે મારો અપરાધ ગ્રહણ કરશો ના. હુ અજાણપણામાં તમને હસ્યો હતો. કહો કે શું કર્યાથી તમે સુખી થશો? ધન રત્ન જે કાંઇ જોઇએ તે હમણાં આપવાને હું તૈયાર છું." કબીરે હસ્તે ચેહેરે જવાબ દીધો;—"રાજન! ધન રત્નની દરકાર શી છે? જીવન મરણ એઉ એક સરખાં છે. હુ મૂર્ખ છું. આ પેટ ભરવાને માટે સામાન્ય ધનની ઇચ્છા રાખતો નથી. જેઓ ગરીબ, ભૂખ્યા, તરસ્યા, અને પૈસાને માટે આતુર છે, તેઓને આપની ઇચ્છા મુજબ ધન આપો. આપને તેથી મોટું પુન્ય થશે." રાજા આનંદિત ચિત્તે પોતાના મેહેલમાં પાછો ગયો. અને સારથી કબીરના ઉપદેશ પ્રમાણે દાન કરવા લાગ્યો. તેણે પોતાના રાજ્યમાં સર્વત્ર જાહેર કર્યું કે;—"કબીર મહા પુરૂષ છે, અને તે મારો પ્રિય છે."

કબીરે એક વખતે સાધુ સંતોને જમાડવા માટે ઘરમાં કાંઇ નહોતું, તેથી તેમણે પોતાની સ્ત્રીને એક વાણીયાને ઘેર ઘરાણે મૂકી હતી. અને સિંધુ લાવી ભોજન કરી સર્વને જમાડ્યા હતા. તેમજ એક વખતે રાજાના કોઠારમાંથી જોઇતો સામાન લાવીને ઘણા સાધુ સંતોને ભોજન કરાવ્યું હતું. એવી વાતો **ભક્તવિજય** નામે પુસ્તકમાં છે. તે પરથી જણાય છે કે, તેમના હૃદયમાં દયા ઘણી હતી. સામા માણસના મનમાં પારમાર્થિક બાબતો યુક્તિથી ઠસાવી દેવાની કળા તેમનામાં વિશેષ હતી. એક વખતે એક માણસે આવી પ્રશ્ન કર્યો કે;—" આ સંસારની માયામાં રહીને પરમાર્થ થતો નથી, એમ કેટલાક જણ કહે છે તે ખરૂં કે ખોટું? કબીરે કહ્યું કે આ બાબતનો ઉત્તર હું તમને આવતી કાલે દેઇશ. ત્યાં સુધી તમે મારે ઘેર રહો. પછી બીજે દિવસે બપોરની વખતે સૂતરના તાણા માંહેલા તાતણા જૂદા કરવાનું કામ તેમણે ઘરની બહાર ખુલ્લા મેદાનમાં શરૂ કર્યું. થોડીવાર પછી તેમણે પોતાની સ્ત્રીને દીવો કરી લાવવાની આજ્ઞા કરી. આજ્ઞા પાલક પત્ની તુરત દીવો લાવીને હાથમાં પકડી ઉભી રહી. તેના અજવાળે તાંતણા જુદા કરી કામ પૂરૂં કર્યું. ખરે બપોરે અજવાળુ છતાં દીવાને અજવાળે કબીરને કામ કરતાં જોઇને પેલા માણસને ઘણું આશ્ચર્ય લાગ્યું. પરંતુ તે કાંઇ બોલ્યો નહિ. પછી તે કબીરને કહેવા-લાગ્યો કે, હવે મારી શંકાનું નિવારણ ક્યારે કરશો? કબીરે કહ્યું કે, તે વિષેનો જવાબ મેં તમને હમણાંજ આપી દીધો છે. પણ તે તમારા ધ્યાનમાં રહ્યો હોય, એમ જણાતું નથી. માટે હું ખુલ્લું કહી બતાવું છું. તે સાંભળો;—જુઓ કે બપોરે તડકાના અજવાળાથી દીવાનુ અજવાળું વિશેષ હોતું નથી, તે છતાં તાંતણા જૂદા કરવા મેં મારી સ્ત્રીને દીવો કરી લાવવા કહ્યું. ત્યારે તે બિલકુલ તકરાર કર્યા વગર છાનીમાની દીવો લાવી. માટે જો એવી જાતની સ્ત્રીની અનુકૂલતા હોય, તોજ સંસારના પ્રપંચમાં રહીને પરમાર્થ થઇ શકે છે. બીજી રીતે થતો નથી." આ ખુલાસાથી પેલો માણસ સંતોષ પામીને પોતાને ઘેર ગયો.

થોડા વખત પછી કબીર તીર્થ યાત્રા કરવા માટે નીકળ્યા હતા. મથુરા વગેરે સ્થળમાં જઇને સાંથી દિલ્હીમાં ગયા. એ વખતે દિલ્હીમાં **સિકંદરલોદી** બાદશાહ રાજ કરતો હતો.

કોઇ દુષ્ટ મનુષ્યે જઇને યવનરાજ ને કહ્યું કે,—કબીર નામે એક દાંભિક આવીને ઘણા મનુષ્યોને ઠગે છે માટે તેને શિક્ષા કરવી જોઇએ સિકંદરે કબીરને પકડવાનો હુકમ કર્યો સિપાઇઓએ આવી કબીરને પકડયો,-અને કહ્યું કે, તને બાદશાહ ફાંસી દેશે પછી તેમને બાદશાહ પાસે લાવી ઉભા રાખ્યા સિપાઇઓ તેમને સલામ કરવાનું કહ્યું પણ કબીરે કાંઇ પણ નહિ ગણકારતા હસીને કહ્યું કે,—" હું કોને સલામ કરૂં ? આ દુનિયામાં કોઇ મારનારો નથી." એ સાંભળી બાદશાહને ઘણો ગુસ્સો ચડયો તેથી કબીરને લોખંડની સાંકળે બાંધી યમુના નદીના ઉંડા પાણીમાં ડુબાવી દીધો યમુનાના કાળા પાણીમાં કબીર અદ્રશ્ય થઇ ગયા પણ થોડીવારે તેમને પેલી તરફ ફરતા દીઠા દુષ્ટ માણસોએ યવન બાદશાહને કહ્યું કે, કબીર ઐંદ્રજાલિક છે સામાન્ય ઇંદ્રજાળ વિદ્યાના પ્રભાવથી નિશ્ચય તે બચ્યો છે માટે તેને બળતી આગમાં નાખીને બાળી મૂકવો જોઇએ બાદશાહે દુષ્ટોની એ વાત કાને ધરીને ફરીથી કબીરને પકડી મગાવ્યા અને કાષ્ટની સળગતી ચેહમાં ફેંકી દીધા પરંતુ કેવું આશ્ચર્ય કે જ્વલંત આગમાં કબીરનો એક વાળ પણ ખંડિત થયો નહિ. બાદશાહે ખરાબ માણસોની સલાહથી ફરીને પાછા કબીરને પકડી મગાવીને હાથીના પગ તળે તેમનો પ્રાણ વધ કરવાની આજ્ઞા આપી પરંતુ ભગવાન જેના ઉપર કૃપાળુ હોય છે, તેને એકનો શું પણ હજારો હાથીઓ શું કરવાના હતા ? કબીરના ઉપર હાથી છોડવામાં આવ્યો, પણ એ હાથી કબીરને સિંહરૂપ જોઇને ભયથી નાસી ગયો એ જોઇ સિકંદર બાદશાહ આશ્ચર્ય સાથે કબીરની પ્રશંસા કરવા લાગ્યો બાદશાહે તેમને માન આપી પોતાના અપરાધની ક્ષમા માગી યવન બાદશાહે જાણ્યું કે આ મહાત્મા પુરૂષ છે તેમની છેડ કરવી સારી નથી પછી કબીરને માન આપી વિદાય કર્યા

ત્યાંથી કબીર કાશી ક્ષેત્રમાં આવ્યા અહિંઆ તેઓ સંસારનું અનિત્યપણું સમજીને આત્મજ્ઞાન મેળવવામાં યત્ન કરવા લાગ્યા. કાશીમાં પણ તેમની ચારે બાજુએ શત્રુઓ ફરતા હતા એક દિવસે કોઇ દુષ્ટ માણસ તેમનું નામ દેઇને કાશીના રહેનાર બધા સાધુઓને નોતરી આવ્યો યોગ જોગે તે દહાડે કબીર બીજે ગામ ગયા હતા. તેમની ઝુંપડીમાં કેટલાક શિષ્યો હતા નોતરા મળ્યાથી કાશીના હજારો સાધુઓ કબીરના ઘરમાં આવ્યા. હજારો અતિથિઓને ભૂખ્યા જોઇને શિષ્યોના પ્રાણ સુકાઇ ગયા. સર્વે વિચાર કરવા લાગ્યા કે, આટલા બધા માણસોને કેવી રીતે સંતુષ્ટ કરીને વિદાય કરીએ ' તરત ભક્ત વત્સલ ભગવાન કબીરના રૂપથી ખાનાની સામગ્રી લેઇને સર્વની સામે આવ્યા અને પોતાને હાથે સાધુઓને સંતુષ્ટ કરી પાછા અંતરહિત થયા આજે સાધુઓ ઘણાજ પરિતૃપ્ત થયા, તેનું વર્ણન કરી શકાતું નથી કબીર જ્યારે ઘેર આવ્યા, ત્યારે ઘરમાં મોટી ધામધુમ થયેલી જોઇને તેમને ઘણીજ નવાઇ લાગી. એક શિષ્યને બોલાવીને તેમણે પુછ્યું કે,—' બેટા ' આ આ શો વેપાર ! શા માટે આટલા બધા માણસો એકઠા થયા છે ? ' શિષ્ય આશ્ચર્ય પામીને બોલ્યો કે,—" આ શું કહો છો ! આપે હજારો માણસોને જમાડ્યા, અને વળી આમ કેમ પુછો છો ?" કબીર સમજી ગયા કે, આ સર્વ હરિની લીલા છે તેમણે મનનો ભાવ છુપાવીને શિષ્યને કહ્યું, બેટા ! હું ભૂખથી બેજાર થયો છું મને સાધુઓનો પ્રસાદ લાવી આપ

જેઓ કબીરની ખરાબી કરવાનો હમેશાં યત્ન કરતા હતા, તે દુર્જનો ધીરે ધીરે કબી-

રતી આવી પ્રભુતા જોઇને તેમને વશીભુત થવા લાગ્યાં. તેમણે કબીરની આગળ પોતાના દોષ કબુલ કરીને ક્ષમા માગી. ત્યારે દયાળુ કબીરે સર્વને આલિંગન કરીને પ્રેમાનંદથી રામનામ ઉચ્ચારણ કર્યું. ધીરે ધીરે કાશીના રહેવાશીઓ કબીરના ગુણના પક્ષપાતી થઇ પડયા. એટલુંજ નહિપણ એક રૂપવાન વેશ્યા કબીરની આગળ જઇને બોલી કે;—" મહાત્મન! હું નાચ અને ગીત વગેરે નાના પ્રકારના ઉપભોગથી આપને સંતુષ્ટ કરવાની ઇચ્છા રાખુ છું." રૂપ સૌંદર્યવાન અને નૃત્ય ગીત નિપુણ આ નર્તકીને જોઇને કબીર હસીને બોલ્યા,—" હું સુખ ભોગ જાણતો નથી, નાચ, ગાયન, જાણતો નથી. હુ સ્ત્રી પણ નથી. પુરૂષ પણ નથી. મારી પાસેથી તમારી મન કામના કેવી રીતે પૂર્ણ થશે?" વેશ્યા ઘણી આતુરી સાથે કહેવા લાગી;—" હું ઘણી આશા રાખીને આવી છુ. નિરાશ થઇને શુ પાછુ ફરવુ પડશે ?" કબીરે ધીર ભાવથી કહ્યુ,—" જો મારા ઘરમાં સ્વયભક્તવત્સલ હરિ બિરાજે છે. તે અનિરાગી, મહા ભોગી છે. તેમની આગળ નાચ ગાઇને તમારા ભોગની તરસ નિવારણ કરી શકશો." વેશ્યા ઘણી આનંદિત થઇ ગઇ. તેનું કેવું સુભાગ્ય કે; સ્વયભગવાનને નાચી ગાઇને પરિતોષ કરશે. એ દિવસથી તે વેશ્યા કબીરના ઘરમાં રહીને દરરોજ નૃત્ય ગીત કરતી હતી. થોડા દિવસ પછી વેશ્યા મનમાંને મનમાં કબીરને ચાહવા લાગી. એક દહાડે રાત્રે સર્વે સૂતા હતા, પરંતુ તે વેશ્યાની આંખમા ઉંઘ આવી નહિ. તેનું ચિત્ત અસ્થિર થઇ પડયું. તે કોઇ રીતે આત્મ સંયમ કરવામા સમર્થ થઇ નહિ. જે ઓરડામાં કબીર સૂતા હતા, તે ઓરડામા મનના આવેગથી તે ગઇ, તો કાળી રાત્રે ત્યાં કબીરને બદલે **જ્યોતિર્મય** હરિની મૂર્ત્તિ તેની દ્રષ્ટીએ પડી. તે વેળાએ તેની કામ પિપાસા ક્યાંઇએ ચાલી ગઇ. હૃદયમાં પ્રેમાશ્રુ નીકળવા લાગ્યાં. આજ તેને સંસાર અસાર જણાયો. વેશ્યા તે રાત્ર એકલી ઘર છોડીને ઘાડા જંગલમાં ચાલી ગઇ. કબીરે સવારે ઉઠીને જોયું તો વેશ્યા ઘરમા નથી. તેના વસ્ત્રાલંકાર વગેરે ઘરમાં જ્યાંનું ત્યાં પડેલું હતું. કબીરે વિચાર કર્યો કે, આટલે દિવસે કદાચ વેશ્યાની સદ્દગતિ થઇ હશે.

એક દિવસે કબીરે પોતાના શિષ્યોને બોલાવી કહ્યું કે;—મારે હવે જવાનો વખત થયો છે. બેટાઓ! તમે કાશીના રહેવાસિઓને ખબર આપો કે, તેઓ મણિકર્ણિકાના ઘાટ ઉપર આવીને મને મળે. શિષ્યોએ ચારે બાજુએ ગુરૂની આજ્ઞા પ્રચાર કરી. તે ઉપરથી માણસોનાં ટોળે ટોળાં આવીને પુણ્ય સલિલાને કિનારે એકઠાં થવા લાગ્યાં. સર્વે કબીરની વાત સાંભળવા માટે ઉત્સુક થયા; કબીરે જ્યારે જોયું કે, તેના પ્રિય જનો આવ્યા છે, ત્યારે મધુર વચનથી સર્વને સંબોધીને કહ્યુ કે,—"આજે હું પરલોક જઇશ. મારા જીવનની લીલા પુરી થઇ છે. બાઇ હું મ્લેચ્છ ઘરમાં જન્મીને કર્મ સૂત્રથી વૈષ્ણવ થયો છું. આ મિથ્યા અપવિત્ર શરીર રાખવાનું ફળ શું? મિત્રો! મગર રાજ્યમાં મારો મોક્ષ થશે " કબીરની આવી વાત સાંભળીને સઘળા શોકાતુર થયા. કબીરે તેમને મધુર વચનોથી દેહની અનિત્યતા સમજાવીને સર્વને શાન્ત કર્યા. પછી થોડીવારમાં કબીર સૂતા, અને માથે વસ્ત્ર ઓઢ્યું. ઘણી વાર થતાં શિષ્યોએ ઉઠાડવાની ઘણી કોશીશ કરી પણ તેમનું કાંઇ વળ્યું નહિ સર્વના જાણવામાં આવ્યું કે, તેમના પવિત્ર આત્માએ સ્વર્ગવાસ કર્યો. તેથી સર્વ ઉદાસ થયા. અને રૂદન કરવા લાગ્યા. થોડી વારે સર્વ સામાન્ય વર્ગના મનુષ્યોમાં વિજાતિય ભાવ ઉ-

સ્પેજ થયો. હિંદુ અને મુસલમાન શિષ્યોમાં તેમના શબને લેવાની તકરાર થઇ હતી. તેટલામાં તેમના અર્ધ શરીર પર તુલસી, અને અર્ધ શરીર પર મરવો દેખાયો ! તુલસીને લેઇ જઇ કાશીના રાજા વીરસિંહે બાળી અને તેની રાખ ત્યાંના કબીર ચૌર નામે જગોએ દાટી. મુસલમાન શિષ્યોએ મરવાને લેઇ ગોરખપુરની નજીક મગર નામે ગામમાં દાટયો. અને તેના પર સમાધિ સ્તંભ બાંધ્યો. કબીર ચૌર અને મગરની સમાધિ કબીર પંથીઓનું તીર્થ સ્થાન ગણાય છે.

કબીર ખરેખર એક મહાત્મા પુરૂષ હતા. તેઓ ગમે તે જાતિના હતા, પરંતુ તેમની આગળ હિંદુ અને મુસલમાન સર્વે સરખા હતા. તેઓ ખુલી રીતે શાસ્ત્ર અને કુરાનનો પ્રતિવાદ કરી ગયા છે. તેઓ સર્વદા કહેતા કે;—"ઇશ્વર એક છે. અને તે સર્વ શક્તિમાન તથા સર્વ વ્યાપક છે. તે આપણા દેહમાં અખંડ જ્યોતિરૂપે પ્રકાશે છે. તેને જાણવાને યોગાભ્યાસ, દેહ કષ્ટ અને પવિત્રતાની જરૂર છે. ધર્મશાસ્ત્ર એ જ્ઞાન ઉદય કરનારા ગ્રંથો છે. પુનર્જન્મ અને મરણ થાય છે. પાપ પુણ્ય છે. ઇશ્વરનું ધ્યાન કરવું, એજ મોટો ધર્મ છે, સત્ય જ્ઞાનથી ઇશ્વર ઓળખાય છે ગૌ બ્રાહ્મણની સેવા કરવી. માંસ, મદિરા, અને વ્યભિચારનો ત્યાગ કરવો. જીવ હિંસા કરવી નહિ. સત્ય,-દયા, દાન, ક્ષમા, અહિંસા, ભક્તિ, અને વૈરાગ્યાદિ લક્ષણોથી તારણ થાય છે. ઉંચ નીચનો સંબંધ નથી, પણ કર્મથી સર્વ જૂદાં છે." ઇત્યાદિ કબીરનો સિદ્ધાંત છે. કબીરના સંપ્રદાયના ગ્રંથોમાં માન્યું છે કે, "હિંદુનો પરમેશ્વર છે; તેજ મુસલમાનનો અલ્લા છે. તેનું સર્વ મય નામ અંતર્યામી છે. પછી તેને મુસલમાનના **અલી** ને નામે ઉપાસો, કે હિંદુના **રામ** નામે ભજો." વળી કબીર પંથના શાસ્ત્રમાં લખ્યું છે કે;—"અલીએ અને રામે કૃપા કરી આપણને જીંદગી આપી છે. માટે આપણે બધા જીવ ઉપર રહેમ કરવી જોઇએ. હિંદુઓ અગીઆરસે અપવાસ કરે છે; મુસલમાન રમઝાનમાં કરે છે. તમે એકને માન્ય કરો છો, તો બાકીના મહીના અને દહાડા કોણે કર્યા ? હિંદુના ઇશ્વરની, નગરી (કાશી) પૂર્વમાં છે; મુસલમાનોના અલ્લાનું શેહેર (મક્કા) પશ્ચિમમાં છે. પરંતુ તમારૂં પોતાનું હૃદય તપાસો. કેમકે મુસલમાન અને હિંદુ એ બેઉનો પરમેશ્વર તેમાં છે. જ્યાં જુઓ ત્યાં બધામાં એકજ છે. દુનિયાનો જે માલિક છે, તેજ અલીને પૂજનારાનો, તેમજ રામને પૂજનારાનો પિતા છે. તે મારો રસ્તો દેખાડનાર છે, તે મારો ગુરૂ છે."

કેટલાક જણ કહેછે કે, કબીર જપ, પૂજાદિ માનતા નહિ. એ સંબંધી તેઓ કહેતાકે,—

> मनका फेरत जनम गयो गयो न मनका फेर
> करका मनका छोड कर मनका मनका फेर ॥

કબીરે **સુખનિધાન** નામે ગ્રંથ કર્યો છે, તેમાં પોતાના સંપ્રદાય વિષે લખેલું છે. તેમજ બીજા ગ્રંથો પણ લખ્યા છે. તે દોહા અને પદ બદ્ધ છે. તેમની કવિતા તમામ હિંદુસ્થાની ભાષામાં છે. કવિતાના છેલ્લા ચરણમાં "કહે કબીર," "કહત કબીર," અને "દાસ કબીર" એવું વાક્ય ઘણું કરીને આવે છે. પરંતુ એવી છાપવાળી બધી કવિતાઓ કબીરની કરેલી હોય, તેમ જણાતું નથી. કારણ કે, કેટલાક કબીર પંથીઓએ અને દક્ષિણી હરદાસ સાધુઓએ કેટલાંક પદ કબીરજીના નામથી પ્રગટ કરેલાં છે. "કહે કબીર," અને

"કહે દાસ કબીર," એ એમાં પહેલી છાપનું કબીરજીએ, અને બીજી છાપનુ તેમના શિષ્યોએ અથવા તેમનો મત માનનારાઓએ કહેલું જણાય છે. તેમની સર્વ કવિતાનો સંગ્રહ **ચૌવડા** ગામમાં છે. એવું કબીર પથવાળા કહે છે. કબીરને પૂજા સેવા કરવાની રીત, બાળચેષ્ટા જેવી લાગી હતી. તેથી તેમણે એકેશ્વરી ભક્તિનો બોધ કરવા માંડચો હતો. કબીર પંથવાળા જ્યારે એક બીજાને મળે છે, ત્યારે પરસ્પર સતનામ, સતસાહેબ, અથવા બંદગી સાહેબ, ઇત્યાદિ કહે છે. કબીરજીને ઘણા શિષ્યો હતા, તેઓમાં **શ્રુતગોપાળ** અને **ધર્મદાસ** એ બે મુખ્ય શિષ્ય હતા. એ બંને મળી ગોરખનાથ કથા, **આનંદસાર**, **શબ્દાવળી**, **મંગળ**, **બસંત**, **હૌરી**, રેખતા ગુલના, કહાર, **હિંદોલા**, **બારમાસ**, **છેચર**, અને **આલિફનામા**, ઇત્યાદિ ન્હાના મોટા ગ્રંથો લખેલા છે. તે સિવાય **બીજક** નામે ગ્રંથ **ભાગોદાસ** નામે કોઇ કબીર પંથીએ લખેલો છે. એ શિષ્યો સિવાય કબીરને **કમાળ**, **જમાલ**, **વિમાલ**, **બુધન**, અને **દાદુ**, એ પાંચ શિષ્યો હતા. તેમણે પણ પોતાના મત પ્રસરાવ્યા હતા. પણ તેમાં પાછળ વિદ્વાન પુરૂષો ન હોવાથી તથા દ્રવ્યાદિક મેળવવાની લઘુતાથી એ પંથો માત્ર નામના રહ્યા છે. જેમ બીજા મંદિરોમાં હાંડીઓ વગેરે લટકાવવામાં આવે છે, તેમ કબીર પથના મઠોમાં શાહમૃગના ઇંડાં લટકાવેલાં હોય છે. તે ઉપરથી જાણી શકાય છે કે, તે કબીર પથનો મઠ છે. તે પથના સાધુઓને મેદાનમાં કીર્તન કરવું હોય, ત્યારે ધોળા લુગડાના ધજાગરા ફરતા ઓઢીને વચ્ચે કીર્તન કરે છે. રામાનુજાચાર્ય સંપ્રદાયમાંથી રામાનદી સંપ્રદાય નીકળ્યો. અને તેમાથી કબીર પંથ નીકળ્યો છે. રામાનંદીઅ ને કબીર પંથની તીલક કરવાની રીત એક સરખી છે. તેમાં તફાવત માત્ર એટલો કે રામાનુજ સંપ્રદાયવાળા વચલી લીટી પીળી કરે છે, અને રામાનંદી તથા કબીરપથી રાતી લીટી કરે છે. કબીરપથમાંથી હાલ જુદા જુદા ૧૨ પથ નીકળ્યા છે.

કબીરજી મોટા આત્મજ્ઞાની હતા, એવું તેમનાં ભજન, કીર્તનો વગેરે ઉપરથી જણાય છે. તેમનાં ભજન કીર્તનોમાં આત્મજ્ઞાનનો માર્મિક ઉપદેશ વિશેષ આવે છે. તેમણે બ્રહ્મમુખ, માયામુખ, ગુરૂમુખ, અને જીવમુખ એમ ચાર પ્રકારની વાણી ગાઇ છે. તેમની વાણી સારી ઢબછબની અને વાંચનાર તથા સાંભળનારના મન ઉપર સચોટ અસર કરે તેવી છે.

કબીરજીનો પુત્ર **કમાલ** પણ તેમના જેવો રામભક્ત અને વૈરાગ્યશીલ હતો. તેનું ચરિત્ર મહિપતી બાવાએ **ભક્તવિજય**માં સવિસ્તર લખેલું છે. તેમાં લખ્યું છે કે, કમાલ પોતાના પિતાથી એકલો તીર્થ યાત્રા કરવા સારૂ ગયો હતો. પ્રથમ ગોકુલ, મથુરા, વૃંન્દાવન અયોધ્યા, અને દ્વારિકા ક્ષેત્રની યાત્રા કરીને તે ફરતો ફરતો ચિત્રકુટ ગયો હતો. ત્યાં એક શાહુકારે તેની પવિત્ર ભક્તિથી મુગ્ધ થઇને તેને એક અમુલ્ય હીરો ભેટ કર્યો. તે રાખવા તેણે સાફ ના પાડી. તે છતાં કમાલ ન જાણે તેવી રીતે એ હીરો તેની બચકીમાં શાહુકારે બાંધી દીધો. યાત્રા કરીને કમાલ જ્યારે ઘેર આવ્યો, ત્યારે તે હીરો બચકીમાં બાંધેલો તેને માલુમ પડચો. કબીરે તે જોવાથી જાણ્યુ કે, પુત્ર કમાલ દ્રવ્યની લાલચમાં પડેલો જણાય છે. તેથી તેમણે કહ્યું કે;—કમાલ! તું મારો પુત્ર નહિ. જો મારો પુત્ર હોય, તો આવી રીતે કોઇની પાસેથી દ્રવ્ય લેવાની ઇચ્છા કદી રાખે નહિ." ઇત્યાદિ વચનો કહીને તેને ઘરમાથી જતા રહેવાની આજ્ઞા કરી. કમાલે પિતાના કઠિણ વાક્યો ધીરજથી સાંભળીને શા

નમ્રભાવે ઉત્તર આપ્યો કે—" પિતાજી ! તમે ગુસ્સે થશો નહિ. આ હીરો એક શાહુકારે મને ભેટ આપવા માટે ઘણો આગ્રહ કર્યો હતો, પણ તે અંગિકાર કરવાની મેં તેને સાફ ના પાડી હતી. તે છતાં હું ન જાણું તેવી રીતે હીરો મારી બચકીમાં તેણે બાંધી દીધેલો તે મારા જોવામાં આજેજ આવ્યો છે. હું હમણાંજ ચિત્રકુટ જઇને આ હીરો તેના માલેકને પાછો આપી આવું છું." એટલું કહીને કમાલ ચિત્રકુટ જવા નીકળ્યો હતો. અને હીરો પેલા શાહુકારને સવિનયથી પાછો સોંપ્યો હતો. વાહ ધન્ય છે ! વૈરાગ્યશીલ પિતાના વૈરાગ્યશીલ પુત્રને !

## ચૈતન્ય સ્વામી.

આ મહા પુરૂષનો જન્મ ઇસ્વીસન ૧૪૦૪ ના માર્ચ (ફાગણ) મહીનામાં બંગાળા પ્રાન્તના **નવદ્વીપમાં**[1] થયો હતો. તેમના પિતાનું નામ **જગન્નાથ મિશ્ર**, અને માતાનુ નામ **શચી** હતું. જગન્નાથ મિશ્ર વૈદિક બ્રાહ્મણ જ્ઞાતિના હતા. તેઓ બંગાળામાં **શ્રીહઠ** નામે ગામમાં પ્રથમ રહેતા હતા. ત્યાંથી ગંગાને કાંઠે રહેવાના ઉદ્દેશથી નવદ્વીપમાં આવીને રહ્યા હતા.

ચૈતન્ય સ્વામીનું બીજુ નામ **નિમાઇ** હતું. તેઓ શરીરે ગૌરવર્ણના હતા, તેથી લોકો તેમને **ગૌરાંગ** પણ કહેતા હતા. તેમનામાં અસાધારણ બુદ્ધિ હતી. તેઓ પંડિત વાસુદેવ સાર્વભૌમ નામના પ્રસિદ્ધ અધ્યાપકની પાસે વિદ્યાભ્યાસ કરવા રહ્યા હતા. ત્યાં તેમણે થોડા દિવસમાં ગુરૂના ઉપદેશથી ન્યાય શાસ્ત્રમાં વિલક્ષણ નિપુણતા મેળવી હતી. વાસુદેવે ન્યાયશાસ્ત્ર મિથિલાથી લાવીને નવદ્વીપમાં તેનો પ્રચાર કર્યો હતો. નવદ્વીપથી પશ્ચિમમાં બે માઇલ ઉપર આવેલ વિદ્યાનગર નામની જગા ઉપર વાસુદેવે પ્રથમ ન્યાયશાસ્ત્રનું વિદ્યાલય સ્થાપ્યું હતું.

નવદ્વીપ બંગાળા દેશનું એક પ્રસિદ્ધ સ્થાન છે. મુસલમાનો જ્યારે આપણા દેશમાં આવ્યા, ત્યારે એ સ્થળમાં બંગાળની રાજધાની હતી. પૂર્વે નવદ્વીપ અભ્યાસને વાસ્તે પણ ઘણું પ્રખ્યાત હતું. પૂર્વ-પશ્ચિમ **ઉડિસાથી લાહોર** સુધીના, અને ઉત્તર-દક્ષિણ નેપાલથી રામેશ્વર સુધીના વિદ્યાર્થિઓ એ સ્થાનમાં સસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા સારૂ આવતા હતા. ત્યાં જે પ્રસિદ્ધ પંડિતો થઇ ગયા છે, તેઓને લીધે બંગાળા આજ પણ આદરને યોગ્ય થઇ રહ્યું છે. સ્મૃતિ શાસ્ત્રનો પ્રખ્યાત અધ્યાપક **રઘુનંદન** પણ ત્યાં થયો છે. હાલ બંગાળામાં ઘણાંક ક્રિયા કર્મો રઘુનંદનની વ્યવસ્થા પ્રમાણે ચાલે છે. **રઘુનંદન** તથા **રઘુનાથ** એ બે જણ વાસુદેવ સાર્વભૌમના શિષ્ય અને ચૈતન્યસ્વામીના ગુરૂ બન્ધુ હતા. રઘુનંદનની પેઠે રઘુનાથ પણ ઘણો વિદ્વાન હતો. તેની અસાધારણ વિદ્યા અને બુદ્ધિથી કાશી તથા મિથિલા વગેરે સ્થળોના મોટા મોટા પંડિતો પણ વિસ્મિત થતા હતા. સંસ્કૃત જાણનારા લોકો રઘુનાથ ઉપર સર્વદા ભક્તિ અને શ્રદ્ધા કરતા હતા.

---

(૧) નવદ્વીપ બંગાલા દેશનું એક પ્રસિદ્ધ સ્થાન છે

એ પ્રસિદ્ધ સ્થળમાં ચૈતન્યની બાલ્યાવસ્થા વીતિ હતી. તેઓ સ્થિર મન અને પરિશ્રમથી નાની ઉમ્મરમાં વાંચતાં લખતાં શીખીને વિલક્ષણ અભિજ્ઞ તથા બહુદર્શી થયા હતા. એ અભિજ્ઞપણા અને બહુદર્શીપણાથી તેઓ ઉદાર ભાવે ધર્મ પ્રચાર કરવામાં પ્રવૃત્ત થયા હતા. તેઓ સર્વદા એકાગ્ર મનથી શ્રીમદ્ભાગવતનો પાઠ કરતા હતા. એ ગ્રંથનો વિષય તેમના મનમાં એવો દૃઢ દશી ગયો હતો કે, તે કદી વિસરતો નહોતો. ચૈતન્યને લીધે એ વખતે બગાળામા ઇશ્વર ભક્તિ અને ઇશ્વિર નિષ્ઠા વિલક્ષણ રીતે પ્રબળ થઇ પડી હતી. ચૈતન્ય જે સમયે ધર્મ પ્રચાર કરવા પ્રવૃત્ત થયા હતા, તે સમયે યુરોપખંડના જર્મની દેશમાં પણ એક ધર્મ પ્રચારક થયો હતો. તેનુ નામ લ્યુથર હતુ.

ચૈતન્ય સ્વામીએ લક્ષ્મી નામની એક સુદર કન્યાની જોડે વિવાહ કર્યો હતો પરતુ કેટલાક દિવસ પછી સાપ કરડવાથી લક્ષ્મીનુ મૃત્યુ થયુ હતું. તેથી વિષ્ણુપ્રિય નામની બીજી એક કન્યા સાથે તેમનો વિવાહ થયો હતો. બાલ્યાવસ્થામાં ચૈતન્યને પિતાનો વિયોગ થયો હતો. અને તેમનો ભાઇ વિશ્વરૂપ સન્યાસી થયો હતો, તેથી માતાના ભરણ પોષણનો ભાર તેમના ઉપર આવી પડયો હતો. તેને લીધે તેમને થોડો વખત સુધી સસારમાં રહેવાની જરૂર પડી હતી.

ચૈતન્ય સર્વદા હરિકીર્તન અને શ્રી કૃષ્ણની ઉપાસનામાં લાગેલા રહેતા. એ કીર્તન શ્રીરામ નામે તેમના એક મિત્રના ઘરમાં રાત્રે થતુ હતુ. એ રીતે હરિકીર્તન કરતાં પોતાની વીશ વર્ષની ઉમ્મરે ચૈતન્ય સસાર છોડીને સન્યાસી થયા હતા. સંન્યાસ ગ્રહણ કરીને તેમણે જૂદા જૂદા સ્થાનમાં જઇને ધર્મ પ્રચાર કરવાનો આરંભ કર્યો હતો. તેઓ જાતિ ભેદ માનતા નહિ, તેથી સર્વ જાતિના લોકોને પોતાના ધર્મમાં લાવતા હતા. તેમણે પ્રથમ ગૌડની પાસે રામકાળી નામના સ્થાનમાં જઇને કેટલાક મુસલમાનોને પોતાના શિષ્ય કર્યા. તે પછી શાન્તિપુરમા આવીને અદ્વૈત આચાર્ય નામે તેમના એક શિષ્યના ઘરમાં પોતાની માતાની સાથે મુલાકાત કરી હતી. ચૈતન્ય સ્વામી નિરતર માતૃભક્ત હતા. માતાને તેઓ પરમ દેવતા જાણીને શ્રદ્ધા કરતા હતા. વૃદ્ધ માતા સચિ પોતાના પરમ સ્નેહવાન પુત્રને સન્યાસી થયેલો જોઇને ઘણાં દુઃખિત થઇને રડવા લાગ્યાં, તેમના રૂદનથી ચૈતન્યના હૃદયમાં પણ અત્યત વેદના થઇ, તથા આંખોમાંથી અશ્રુ પડયાં માતા રડતાં રડતાં બોલી કે,—"બેટા નિમાઇ! તારા ભાઇ વિશ્વરૂપે જેમ કર્યું, તેમ તું કરતો ના. તું સન્યાસી થવા છતાં પણ બાળપણની વાત ભૂલી જતો ના!" ચૈતન્યે ઉત્તર આપ્યો કે;— "મા! બહુ યુગમાં પણ તમારૂં ઋણ હુ ફેડી શકીશ નહિ. આ દેહ તમારોજ છે તમે જે હૂકમ કરશો, તેનું હું સર્વ વખતે પ્રતિપાલન કરીશ. સન્યાસી થયાથી મેં સંસારના સર્વ વિષય છોડ્યા છે ખરા, પરંતુ તમને કદી છોડી શકતો નથી."

ચૈતન્ય સ્વામી માતાની આજ્ઞા લેઇને શાંતિપુરથી શ્રી ક્ષેત્રમાં ગયા. એ જગા ઉપર શ્રી કૃષ્ણના અવતાર જગન્નાથદેવની ઉપાસનામાં તેમનો ઘણો વખત નીકળી ગયો શ્રી ક્ષેત્રમાં સાર્વભૌમ આચાર્ય નામે એક પ્રખ્યાત પંડિતની જોડે ચૈતન્યે મુલાકાત કરી હતી. અને ભગવદ્ગીતાના સંબધમાં તેની સાથે વિચાર-તર્ક કર્યો હતો. ચૈતન્ય સ્વામીએ નવ દ્વીપમાં સકીર્તન કરવાની રીત ચલાવ્યા પછી એક દિવસે હરિભક્ત વૈષ્ણવો શહેરમાં ઢોલ

અને કરતાલની ધ્વનિથી સંકીર્તન કરતા જતા હતા. તેમને કાજીના હુકમથી તેના અનુચરોએ આવીને માર મારી ઢોલ ભાગી નાખ્યાં, તથા ઝાંઝ વગેરે બળ જોરીથી લેઇ લીધી, અને છેવટે અપમાનીત કરીને તેમને છોડી મુકયા. ચૈતન્યના શિષ્યોએ યવનોના એવા અસદ્વ્યવહારથી દીલગીર થઇને ગુરૂની પાસે જઇ સર્વ બનાવનું વર્ણન કર્યું ઇશ્વર પ્રેમિક ચૈતન્યના વિશ્વાસપૂર્ણ હૃદયની આવી વિરૂદ્ધ શક્તિની આગળ હાર થશે કે શું! જેઓનો બ્રહ્મ શક્તિ ઉપર વિશ્વાસ હોતો નથી, અથવા જેઓ દુર્બળ વિશ્વાસ લેઇને સંસારના માર્ગમાં આગળ વધે છે, તેઓ વિરૂદ્ધ શક્તિની આગળ મસ્તક નમાવે છે. પરતુ ચૈતન્યે પોતાના પ્રાણમાં જે ધર્મ બળ અને અપરિમેય તેજ એકઠું કર્યું હતું, તે બળે તથા તે તેજે તેમને બમણા ઉત્સાહિત કર્યા. તેમણે પોતાના શિષ્યોને ફરીને ઢોલ તથા ઝાંઝ લેઇ સંકીર્તન કરવાની આજ્ઞા આપી. ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે ઘણા શિષ્યો એકઠા થઇને કીર્તન કરતા કરતા, કાજી સાહેબના ઘર તરફ ચાલવા લાગ્યા. કાજી સાહેબની સત્તા હાલના જીલ્લા માજીસ્ટ્રેટ કરતાં કાંઇ ઓછી નહોતી. તે છતાં ચૈતન્ય સ્વામીનો આ વ્યાપાર જોઇને સર્વ આશ્ચર્ય પામ્યા. પરતુ ચૈતન્ય અને તેમના શિષ્યોના મનમાં જરાપણ ભયનો સચાર થયો નહોતો કાજી સાહેબે જ્યારે જાણ્યું કે વૈષ્ણવો કીર્તન કરતા ટોળા બંધ પોતાના ઘરની તરફ આવે છે, ત્યારે તેઓ ભયભીત થઇને ઘર છોડી નાસી ગયા. ચૈતન્યના શિષ્યો કીર્તન કરતા કરતા કાજી સાહેબના ઘરમાં પેઠા. શિષ્યોમાંથી જેઓ ક્રોધી સ્વભાવના હતા, તેઓ કાજીનું ઘર તથા બગીચો ખરાબ કરવા લાગ્યા. પરતુ ચૈતન્યનું ક્ષમાશીલ હૃદય એથી દુઃખિત થયુ તેમણે શિષ્યોના એવા અસદ્ વ્યવહારથી વિરક્ત થઇને તેમનો તિરસ્કાર કર્યો. પછી કાજીને બોલાવીને તેમની જોડે મધુર પ્રેમાલાપ કરીને તેઓ પાછા ગયા. કાજીએ કબુલ કર્યું કે, હવે હુ વૈષ્ણવોના ઉપર જુલમ ગુજારીશ નહી. કેવું અનુપમ તેજ!—એજ ખરૂ સત્સાહસ છે. દુર્બલને ઉત્પીડન કરવુ એ સત્સાહસનું કામ નથી. પરતુ વિશ્વાસના અક્ષય કવચથી સુરક્ષિત થઇને સબળના અન્યાય વ્યવહારના પ્રતિવાદને દમન કરવુ, એજ સત્સાહસનો પરિચાયક છે! ચૈતન્ય જીવનનો ભય કરતા નહોતા. ખરી રીતે તેમના વિશ્વાસનુ તેજ વિજળીના પ્રવાહની પેઠે હૃદયમાં સંચારિત થયુ હતું. ચૈતન્ય પાદશાહી શક્તિના ભયથી વિશ્વાસને તુચ્છ કરી શકત. તેમ ધર્મને ઉંડાપાણીમા ડુબાવીને પોતાના ઘરમા આરામથી રહી શકત. પરતુ તેમની પ્રકૃતિ તે ઉપાદાનથી બની નહોતી. તેમણે ધર્મને માટે પ્રાણને તુચ્છ કર્યા હતો. ખરૂ ધર્મબળ હૃદયમાં સચારિત થયાથી મનુષ્ય પૃથ્વિની બીજી બધી શક્તિને તુચ્છ કરી શકે છે. મૃત્યુ અને ભય તે વેળાએ છેટે નાશી જાય છે તે વેળાએ માણસ પોતાની તરફ જોવાને માટે વખત મેળવી શકતો નથી સર્વદા તે ધ્રુવ તારાના ઉપર એકી નજરથી મુગ્ધ થઇ જાય છે, ત્યારે મંત્ર મુગ્ધ સાપની પેઠે કર્તવ્ય પથમાં આગળ વધે છે આવી સત્સાહસિકતા કોને વાંછનિય નથી?

જગાઇ અને માધાઇ નામે બે બ્રાહ્મણના છોકરાઓ બાલ્યકાળથી દારૂ પીવાની લતમાં પડયા હતા. તેઓ જુવાનીમાં એવા તો ખરાબ થયા હતા કે કાંઇ પણ અધર્મનું કામ કરતાં તેઓ ડરતા નહોતા. તેમનો બધો આચાર ખરેખર પિશાચના જેવો હતો. સુરાપાનની સાથે તેઓ માંસ ભક્ષ પણ કરતા હતા. આ બને ધર્મ ભ્રષ્ટ અને પાપી

માણસોના દુષ્ટ કૃસની વાત ચૈતન્ય સ્વામીને કાને ગઇ. તેથી તેમને સુધારી સદ્માર્ગે ચડાવવાનો તેમણે નિશ્ચય કર્યો. અને યોગ્ય સમયમાં નિસાનંદ અને હરિદાસ નામના પોતાના બે શિષ્યોની મારફતે એ બ્રાહ્મણ પુત્રોને ઉપદેશ કરી સર્વ કુકર્મો છોડાવી ભક્ત મંડળમાં દાખલ કર્યા હતા. ચૈતન્યસ્વામી શ્રી ક્ષેત્રમાં કેટલાક દિવસ રહીને ડંડકારણ્યમાં જવા નિકળ્યા હતા. રસ્તામાં શ્રીરંગપટ્ટણ શેહેરની શોભા જોઇને તથા કાવેરી નદીમાં સ્નાન કરીને પરમ સંતોષ પામ્યા હતા. ત્યાંથી તેઓ ફરતા ફરતા શ્વેતબિંદુ રામેશ્વરમાં જઇ પહોચ્યા હતા. દક્ષિણા પથમાં જે સર્વ પંડિતો રહેતા હતા, તેમની જોડે ચૈતન્ય સ્વામીને મુલાકાત થઇ હતી. સઘળા પડિતો સ્વામીનો ઉદાર ભાવ, સરળ વ્યવહાર, અને શાસ્ત્ર જ્ઞાન જોઇને બહુ સાનંદાશ્ચર્ય પામ્યા હતા. એટલુંજ નહિ પણ એ‘તરફના’ રાજાઓએ તેમને સારૂ સન્માન આપ્યું હતું. સ્વામીએ ભોગ સુખ તાગ્યું હતું, તેથી તેઓ કોઇ રાજ સભામાં જતા નહોતા.

ચૈતન્ય સ્વામીનો એક બધુ શ્રીનિવાસ જ્યારે દક્ષિણમાંથી નવ દ્વીપમાં જવા નીકળ્યો ત્યારે સ્વામીએ એક વસ્ત્ર અને જગન્નાથ દેવનો કઇક પ્રસાદ શ્રીનિવાસના હાથમાં આપીને કહ્યું કે;—“ભાઇ શ્રીનિવાસ? આ વસ્ત્ર અને પ્રસાદ મારી માતાને આપીને કહેજે કે, હું સંન્યાસી થવાથી ઘરમાં રહી શકતો નથી. અને તમારી મન ગમતી સેવા કરી શકતો નથી: તેથી જે અપરાધ થયો છે, તે ક્ષમા કરજો. મેં એક લેખે મૂર્ખના પ્રમાણે કામ કર્યું છે. મૂર્ખ સંતાન માતાની આગળ ક્ષમા પામવાને સંપૂર્ણ અધિકારી છે.” ચૈતન્ય સ્વામી નીરંતર સરળ સ્વભાવના અને માતૃભક્ત હતા. એ વાત આથી સારી પેઠે સિદ્ધ થાય છે. સ્વામી દક્ષિણ દેશથી પોતાના શિષ્યોને મળવા માટે પાછા બંગાળમાં આવવા નિકળ્યા. કટક આગળ આવીને તેમણે એક મુસલમાન જમીનદારને પોતાનો શિષ્ય કર્યો હતો. એ જમીનદાર નાના પ્રકારનાં કુકર્મમાં આસક્ત હતો, સ્વામીએ તેને અનેક ઉપદેશ આપીને પાપ કર્મથી મુક્ત કર્યો હતો, તે સિવાય-તેમણે ઉડિષ્યાના વાવ્ય ખુણાંમાં અનેક ભીલને પોતાના ધર્મમાં દિક્ષીત કર્યા હતા. ત્યાંથી ચૈતન્ય સ્વામી બળભદ્રભટ્ટાચાર્ય નામના એક સોબતીની જોડે વૃન્દાવનમાં જવા નીકળ્યા હતા.-કાશીમાં તેમને જોવા માટે ઘણાં માણસો એકઠાં થયાં હતાં. ચૈતન્ય કાશીના બ્રાહ્મણોની જોડે ધર્મ સંબંધમાં વાત ચિત કરીને પ્રાગમાં ગયા હતા. ત્યાં રૂપ નામના એક મોટા પંડિતની જોડે તેમને મુલાકાત થઇ હતી. ત્યાંથી વૃન્દાવનમાં પહોચ્યા પછી તેમણે પાંચ પઠાણોને પોતાના શિષ્ય કર્યા હતા. પઠાણોને વૈષ્ણવ ધર્મમાં દિક્ષીત કરવાથી ચૈતન્ય સ્વામી ઉત્તર ભારતવર્ષમાં **પઠાણગોસાંઇ** નામથી પ્રસિદ્ધ છે. એવી રીતે જૂદાં જૂદાં સ્થાનમાં ધર્મપ્રચાર કરીને તથા જૂદી જૂદી જાતિના માણસોને પોતાના મતમાં લાવીને તેમણે ત્યાં ૬ વર્ષ કહાડયાં. તેની આગમચ ૧૮ વર્ષ સુધી ઉડિસ્યામાં રહીને તેમણે જગન્નાથ દેવની ઉપાસના અને હરિકીર્તન કર્યું હતું. તેઓ ઇશ્વરના ચિંતવનમાં એવા તો આસક્ત હતા કે તેમનું મન બીજે ક્યાંએ પણ જતું નહોતું. અને તેથીજ તેઓ મરણ સમયે ગાંડા જેવી સ્થિતિને પામ્યા હતા. એક વેળાએ વસંતકાળની રાત્રિએ પૂર્ણ ચંદ્રનો પ્રકાશ હતો. અને સમુદ્રના સ્યામવર્ણ પાણીમાં તે અત્યંત શોભા વધારતો હતો. તે સમયે ચૈતન્ય સ્વામી એ અપૂર્વ શોભા જોઇને ઉન્મત્ત

જેવા થઈ ગયા. અને યમુનાના કાળા રંગના પાણીમાં શ્રીકૃષ્ણ જળક્રીડા કરે છે, એવું મનમાં લાવીને તેઓ સમુદ્રમાં પડ્યા. તેમને પાણીમાં ડુબતા જોઈને એક માછીએ પોતાની જાળમાં પકડીને કિનારે આણ્યા. પરંતુ ચેતના આવી નહિ. એ રીતે ચૈતન્યસ્વામી આવી અચેતન અવસ્થામાં પોતાની ૮૦ વર્ષની ઉમ્મરે આ લોકમાંથી અદ્રશ્ય થયા છે.

ચૈતન્યસ્વામી વિષ્ણુનો અવતાર મનાઈ પૂજાય છે. તેમનો અભિપ્રાય એવો હતો કે:—"બધા આદમી ભક્તિ કરી શકે, અને બધી જાતિઓના માણસો ભક્તિથી સરખા શુદ્ધ થાય છે. પૂર્ણ નિઃસંશય આસ્થા અને નિરંતર ભજન એ તેમના પંથની મુખ્ય દિક્ષા હતી. મોક્ષ માર્ગ પૂજા ક્રિયામાં નથી, પણ ધ્યાનમાં છે. ધર્મ ગુરૂની આજ્ઞા માનવી, એ તેમના પંથનું એક મુખ્ય લક્ષણ છે. પરંતુ તેમણે પોતાના શિષ્યોને તાકીદ આપી છે કે; ગુરૂ અને બીજાને પિતા પ્રમાણે પૂજ્ય ગણવા, પણ દેવ પ્રમાણે પૂજવા નહિ. હિંદના બીજા બધા ધર્મ માર્ગોની પેઠે તેમના સંપ્રદાયનો મોટો હેતુ 'આત્માની મુક્તિ છે'. એવો છે. તેમનો મત એ હતો કે મુક્તિ એટલે નિર્વાણ, તે પૃથક્ આત્માના અસ્તિત્વનો નાશ નહિ, પણ દેહના કલંકથી અને દોષથી તદ્દન છૂટવું.

ચૈતન્ય પંથમાં પ્રત્યેક નાતના માણસો છે, તોપણ જે ગોસાંઈઓ ચૈતન્યના પ્રથમ શિષ્ય હતા, તેમના વંશજોનો અમલ તેઓ સ્વીકારે છે. તેમાં કુંવારા અને પરણેલા બેઉ દાખલ થઈ શકે છે. બ્રહ્મચાર્યો અને ભીખ માગતા ફરનારા વેરાગીયો એ માર્ગમાં છે. તથાપિ તેમના ધર્મ ઉપદેશકો ઘણું કરીને પરણેલા માણસો છે. તેઓ કૃષ્ણ મંદિરની આસપાસ જથાબંધ બાંધેલાં ઘરોમાં પોતાનાં બૈરાં છોકરાં સાથે રહે છે; અને એ રીતે ઓરિસ્સામાં ચૈતન્યની ભક્તિ કૌટુમ્બિક બની છે. જમીનદારો પોતાના કુટુંબને સારૂ બંધાવેલાં અને તેમને અર્પણ કરેલાં મંદિરોમાં નિત્ય તેમની પૂજા અને તેમનુ ભજન કરે છે. ચૈતન્ય સ્વામીના મરણ પછી તેમના પંથમાં એક ઉપપંથ નીકળ્યો છે. તેમાં સ્ત્રીઓ પોતાની મેળે આત્મજ્ઞાન વધારી શકે છે, એમ સિદ્ધ કર્યું છે. તેમના મઠમાં કુંવારા બાવા અને કુંવારી બાવીયો રહે છે. બાવીયો માથે એક લટ રાખી બાકીનો ચોટલો મુંડાવે છે. બાવા અને બાવીયો ભેગાં મળીને વિષ્ણુ તથા ચૈતન્ય એ બંન્નેનાં સ્તવન ભજન ગાય છે. તેમ ગાતાં ગાતાં નાચે છે. સંસારમાં રહેલાં બૈરાંને ભણાવવાને એ બાવીયો ઉપયોગી છે. એ તેમના માર્ગનો ખરેખરો અગત્યનો મત છે. બંગાળામાં સારાં કુટુંબોના જનાનાને ઘણા વખત લગી ભણાવવા જઈ શકનારાં માત્ર તેઓજ હતાં. આજથી ૫૦ વર્ષ પહેલાં સ્ત્રી કેળવણીનો સુધારો તેમણે દાખલ કર્યો; અને એ પંથ કલકત્તામાં ફેલાયો, તેનું કારણ એ સ્ત્રી કેળવણીની ગુજ ગણાય છે.

મહાત્મા ચૈતન્ય સ્વામીએ ભરતખંડના ઘણાક સ્થળોમાં ફરીને ઘણા જણને પાપ કર્મથી વેગળા કરીને પરમ ધાર્મિક કરી મૂક્યા હતા. તેઓ સર્વદા દુઃખિઓનાં દુઃખ મટાડવાનો યત્ન કરતા હતા; તેમજ રોગમાં ઔષધ અને શોકમાં સાંત્વના આપીને સૌને સહાય કરતા હતા. તેમણે સર્વ પ્રકારનું સુખ ભોગ ત્યાગ કર્યું હતું. સારૂ ખાઇશ, અને સારાં વસ્ત્ર પહેરીશ, એવા ભાવથી કોઇની પણ આગળ તેમણે કદી પ્રાર્થના કરી નહોતી. તેઓ સામાન્ય સન્યાસીના વેશથી અને સામાન્ય ગરીબના ભાવથી ચારે બાજુએ ફરતા

હતા. કેવળ ધર્મ પ્રચાર અને પારકા ઉપર ઉપકાર કરવો એજ તેમની સત્ય નિષ્ઠા હતી. એવા પરોપકારી અને ધર્મપરાયણ મહાત્મા ચૈતન્ય સ્વામીનું નામ આજ સુધી પવિત્ર સર્વ સુધરેલા દેશમાં પ્રકાશમાન થઇ રહ્યું છે.



## મધ્વાચાર્ય.

આ મહા પુરૂષ ઇસ્વીસનના ચૌદમા સૈકાના અંતમાં ઉડીપીમાં થયા હતા. તેઓ વેદશાસ્ત્ર સપન્ન, મહા બુદ્ધિવાન, અને ઉદાર બ્રાહ્મણ હતા. તેઓ પ્રથમ હરીહર, અને બુકરાય નામે રાજાઓના મુખ્ય ઉપદેશક, અને મંત્રી હતા. પરંતુ પાછળથી તેઓ શંકર મતના આનંદતીર્થ નામે સન્યાસી થયા હતા. ત્યાર પછી શંકરમતમાંથી એક ફાંટા રૂપે જૂદા પડ્યા હતા. તેમને રામાનુજાચાર્યનો ત્રિધાતત્ત્વ વ્યવસ્થાવાળો શ્રી સંપ્રદાય ઠીક લાગ્યો નહિ. તેથી તેમણે એ સંપ્રદાયના લોકોની વૃત્તિને અનુસરીને કેવળ કર્મ જીજ્ઞાસુ પુરૂષોને સત્વર સમજાય અને પ્રીતિ લાગે એવા દ્વિધા વ્યવસ્થાવાળા દ્વૈત મતનું પ્રતિપાદન કર્યું: સ્વતંત્ર અને અસ્વતંત્ર એમ બે પ્રકારનું તત્ત્વ છે, અને તેવુંજ વિશ્વ માત્ર છે. એમ તેમણે નિશ્ચય કર્યો. અશેષ સદ્‌ગુણ યુક્ત, નિર્દોષ શ્રીભગવાન્ વિષ્ણુ તે સ્વતંત્ર તત્ત્વ, અને તેમની ઇચ્છાથી પ્રવૃત્ત તથા આધિન જે જીવાદિક તત્ત્વ તે અસ્વતંત્ર છે. પરબ્રહ્મરૂપ વિષ્ણુની ભક્તિ-સેવા કરવી, અને વૈકુંઠ પામવું, એજ મુક્તિ છે. જીવ તત્ત્વ છૂટતું નથી, પણ પરમ ધામમાં સ્થિતિરૂપ પરમાનંદ મળી શકે છે. એવો મત તેમણે પ્રગટ કર્યો. સર્વે ઉત્પત્તિના મૂળ કાર્ય રૂપ ઇશ્વિરને વિષ્ણુ કહ્યા છે. એજ મૂળ તત્ત્વમાંથી સઘળી સૃષ્ટી અને બ્રહ્માંડાદિક સર્વે વસ્તુ બનેલી છે. એટલે તેમણે મૂળવેદનો અદ્વિતીય સિદ્ધાંત ગ્રહણ કર્યો.

પરમેશ્વર આ જગતનુ સંરક્ષણ કરે છે, અને તે કારણ પરત્વે જીવને દંડ પણ કરે છે. તથા પાપ-પુણ્ય પ્રમાણે જીવને જન્મ મરણાદિક કલેશ ભોગવાવે છે. એવા મતની સાથે વળી ઇશ્વર ભક્તિમાં સર્વ કર્મ જીજ્ઞાસુ, અલ્પજ્ઞાની સ્ત્રી પુરૂષોને દૃઢ ભક્તિ અને પ્રીતિ થવા માટે તેમણે જણાવ્યું છે કે;—સર્વે વસ્તુનું મૂળ કારણ જે પરમાત્મા અને સર્વે જીવ પ્રાણી એ બંને અનાદિ છે. એ પ્રકારે યુક્તિથી તેમણે આત્મા અને પરમાત્માનો ભેદ બતાવ્યો છે. એટલે તે સર્વે પ્રાણીના દેહનો જે ચૈતન્ય જીવ, તે પરમાત્માના ચૈતન્યથી ભિન્ન છે, એવું કહ્યું છે. પરમાત્મા સ્વતંત્ર છે, અને જીવાત્મા પરતંત્ર છે. તેથી તે પરમાત્માને આશ્રય ભૂત છે. એ પ્રમાણે તેમણે કહ્યા છતાં વળી જણાવ્યું છે કે;—" જીવાત્મા એ પરમાત્માથી જૂદો થઇ શકતો નથી. તો પણ તેનાથી જૂદો છે. એ ગુહ્યાર્થ બુદ્ધિવાન વિદ્વાન, કે જ્ઞાની ધર્મ જીજ્ઞાસુ પુરૂષોજ સમજી શકે એવો છે. જીવ સર્વદા વિષ્ણુનો દાસ છે, તે તેની યોગ્યતાને કદી પહોંચતો નથી. માટે સર્વદા વિષ્ણુ પૂજનીય છે, તો પણ કૈવલ્ય મોક્ષને સમયે અને પ્રલયને વખતે સર્વ જીવ પરમાત્માના મૂળ ચૈતન્ય સ્વરૂપમાં પાછો લીન થઇ જાય છે. તે સમયે એટલોજ ભેદ દેખાડેલો છે કે, પરમાત્માના મહા ચૈતન્ય આગળ જીવાત્માનું ચૈતન્ય દેખાઇ શકતું નથી, તે ભિન્નપણે છે. એવો સિદ્ધાંત કરી રામકૃષ્ણાદિ મહા પુરૂષોને અવતારી ગણી તેમની મૂર્તિને મોટા સુશોભિત દેવાલયોમાં સ્થાપન કરીને,

તેમની અનેક પ્રકારથી પૂજા સેવાદિ કરવાનો મનોરંજક ભક્તિ માર્ગ રામાનુજ સંપ્રદાય પ્રમાણેજ ચલાવ્યો હતો. તે સર્વ મનુષ્યોને પ્રિય અને યોગ્ય લાગવાથી ઘણા લોકો તે મતમાં દાખલ થયા. એ પ્રમાણે કર્યા પછી પોતાનો જે મુખ્ય હેતુ નિરિશ્વરવાદી જૈન મતનું ખંડન કરવાનો હતો, તેને હરેક રીતે ખંડન કરી કેવળ નિસ્તેજ કર્યો. અને સાઇશ્વરની ઉપાસના તથા ભક્તિ માર્ગને શ્રેષ્ઠ પદ્ધતિએ લાવી મુકયો.

આ સંપ્રદાયમાં મોક્ષ ચાર પ્રકારે માન્યો છે. **સારૂપ્ય**, **સાલોક્ય**, **સાન્નિધ્ય**, અને **સાર્ષ્ટિ** એ સંપ્રદાયને **પૂર્ણપ્રજ્ઞ** સંપ્રદાય કે **બ્રહ્મ** સંપ્રદાય પણ કહે છે. **ઉડીપી**માં તેમની ગાદી છે. ત્યાં તેમના મતનું વિશેષ પ્રબળ છે. એ મતમાં સાધુઓ હોય છે. એ સંપ્રદાયવાળા ગોપીચંદનનું શ્રી ચિન્હ કરે છે, અને મધ્યમાંની રેખા કાળી કરે છે. ડૉકટર **વિલસન** લખે છે કે,—શંકરના સંન્યાસીઓને આ સંપ્રદાયવાળા નમસ્કાર કરે છે. અને શૃંગેરીનો મહંત ઉડીપીમાં આવે છે. મધ્વાચાર્યે વેદના અર્થોપર ઘણી ટીકા લખેલી છે. તેમાં મુખ્ય આગમનું અને બુદ્ધિનો પ્રકાશ કરનાર જે મીમાંસાશાસ્ત્ર, તેનું યથાર્થ જ્ઞાન મેળવવા માટે **"નામમાળા વિસ્તાર"** નામે ગ્રંથ તેમણે કર્યો છે. તે પ્રથમ મીમાંસાશાસ્ત્રનું અધ્યયન કરનારાઓને બહુ ઉપયોગી છે મધ્વાચાર્યને થઇ ગયાને આજે લગભગ ૫૦૦ વર્ષ થવા આવ્યાં છે.

---

## નાનક શાહ.

હિંદમાં **શિખધર્મ**નો સ્થાપક અને આદિ ગુરૂ મહાત્મા **બાબા નાનક** અથવા **નાનકશાહ**નો જન્મ ઇસ્વીસન ૧૪૬૯માં **લાહોરથી** દક્ષિણમાં દશ મૈલ પર આવેલા **કાના કુચાન**[૧] નામે ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ કાલુ **બેદી** અથવા **વેદી** હતું. તેઓ જાતે **બેદી–વેદી** વંશના ક્ષત્રિય હતા. **વેદી** ઉપાધિના સબંધમાં એક દંતકથા પંજાબમાં નીચે પ્રમાણે ચાલે છે,—

શ્રી રામચંદ્રજીના પુત્ર કુશ અને લવે કુશાવતી અને લવકોટ નામે બે શેહેરો વસાવ્યાં હતાં. લવકોટનું હાલનું નામ લાહોર છે. કુશાવતી ફિરોજપુરથી બાર મૈલને અંતરે હતું લવ અને કુશના વંશના પુરૂષોએ લાહોર તથા કુશાવતીમાં વગર હરકતે ઘણા કાળ સુધી રાજ ચલાવ્યું હતું ત્યાર પછી કેટલેક કાળે એ બંને વંશમાં કુસંપ પેઠો. તેથી કુશાવતીના રાજાએ ઘણા સૈન્ય સાથે લાહોર ઉપર ચડાઇ કરીને લવ વંશના રાજાનું રાજ લેઇ લીધું. ત્યાંનો રાજા લાહોર છોડીને દેશનિકાલ થયો. અને દક્ષિણ પંથના રાજા અમૃતને આશ્રયે જઇ રહ્યો. મહારાજા અમૃતે શરણાગતને યથોચિત માન દેઇને આશ્રય આપ્યો. એટલુંજ નહિ પણ સૌજન્ય અને સહૃદયતાની સાથે તેને પોતાની કન્યા અર્પણ કરી. તથા મરતી વખતે પોતાને પુત્ર ન હોવાથી વિપુલ ઐશ્વર્યનો વારસો આપીને પરલોક ગત થયો. ત્યાર પછી અમૃતરાજાની કન્યાને પેટે **સદીરાવ** નામે પુત્ર થયો. તે ઘણો બુદ્ધિવાન અને ડાહ્યો

---

(૧) કેટલાક જણ કહે છે કે, બાબા નાનકનો જન્મ ઇરાવતી અને ચંદ્રભાગના વચલા ભાગમાં નલવંડી નામના ગામમાં થયો હતો પરંતુ તેઓના અભિપ્રાય સાથે તેમનું સરખાપણું જણાતું નથી.

હતો. પિતાનું મૃત્યું થયા પછી સદીરાવે દક્ષિણા પથનો અધિપતિ થઇને આર્યાવૃત સુધી પોતાનો અધિકાર ફેલાવ્યો. એક વેળાએ મોટા મંત્રીએ પ્રસંગોપાત સદીરાવને કહ્યું કે;—"આપ અસંખ્ય નગરના અધિપતિ થયા છો ખરા, પરંતુ આપે પૈત્રિક રાજ હાથ કરી લીધુ નથી. આપના પિતાનું રાજ તો પંજાબમાં છે. આપના કાકાના બાહુબળથી પરાજય પામીને આપના પિતાને દેશનિકાલ થઇને અહિં રહેવું પડયું હતું." સદીરાવે મુખ્ય મંત્રીની આગળથી આ વાર્તા સાંભળીને મોટા સૈન્ય સહિત લાહોર ઉપર ચઢાઇ કરી, અને કુશ વંશના કુલ પુત્રને હરાવી પિતાનું રાજ્ય પાછું લીધું. કુળ પુત્ર રાજ્ય ભ્રષ્ટ અને શ્રીભ્રષ્ટ થયાથી સંન્યાસીના વેષમાં જૂદી જૂદી જગાએ મુસાફરી કરીને આખરે પુણ્ય ભૂમિ વારાણસી (કાશી) માં આવ્યો. ત્યાં તે વેદનું અધ્યયન કરવા લાગ્યો. એક વેળાએ વેદ વાંચતાં વાંચતાં કુલ પુત્રે જોયું કે;—"જુલમ ગુજારવો એ મહા પાપ છે. માણસ જુલમ ગુજાર્યાથી કદી દયાની આશા રાખી શકતો નથી." આ ઉપદેશી વેદ વચનથી કુલ પુત્રના હૃદયમાં જખમ લાગ્યો. તેણે જુલમ કરીને ભાઇને રાજમાંથી કાઢી મૂક્યો હતો, તેથી તે ઘણો પસ્તાવા લાગ્યો. તેથી કુલ પુત્ર વધારે વખત કાશીમાં રહી શક્યો નહિ. દુઃખિત હૃદયથી પોતાના પાપની માફી માગવા માટે સદીરાવની પાસે જવાનો તેણે સંકલ્પ કર્યો. કુલ પુત્ર લાહોરમાં જઇને સદીરાવની સામે વેદ વાંચવા બેઠો. વેદ વાંચી રહ્યા પછી તેણે પોતાની ખરાબ કૃતિની માફી માગી. સદીરાવ કાકાના મુખેથી વેદ સાંભળીને ઘણોજ આનંદિત થયો. અને તેને અપરાધની ક્ષમા કરી લાહોરની ગાદીએ ફરીથી બેસાડયો. કુલપુત્રે વેદાભ્યાસ કર્યો હતો, અને સદીરાવ પાસે વેદ વાંચ્યા હતા, તેથી એ કુલપુત્રના વંશની ઉપાધિ વેદી—બેદી થઇ. બાબા નાનકનો પિતા કાલુ એ વંશનો પુત્ર હોવાથી વેદી ઉપાધિથી અલંકૃત થયો હતો.

કાલુ વેદી તલવંદી ગામના રહીશ હતા. પરંતુ નાનકનો જન્મ પોતાના મોસાલ કાના કુચાન ગામમાં થયો હતો. કાલુવેદી ગરીબ સ્થિતિનો, પણ વગવાળો અને આબરૂદાર માણસ હતો. તે હિસાબ રાખવાનું કામ કરતો હતો. તેના પિતાનું નામ **શિવરામ** અને માતાનું નામ **બનારશી** હતું. કાલુવેદીને આ નાનક પુત્ર સિવાય **નાનકી** નામે એક પુત્રી હતી. તેને કપુરથલાના રાજ્યમાં આવેલા સુલતાનપુરના જયરામ નામે કણિયા સાથે પરણાવી હતી.

બાબા નાનકના બાલ્યાવસ્થાનું ચરિત્ર ઘણું આશ્ચર્યકારક છે. તેમના જન્મ વખતે સુયાણિએ ઘણાં મનુષ્યોનું ટોળું જાણે આ મહા પુરૂષને આનંદથી આવકાર આપતું હોય, એવો અવાજ સાંભળ્યો હતો; એવું વર્ણન છે. આ સ્થળ આજે પણ **નાનકા** ને નામે ઓળખાય છે. ત્યાં એક મંદિર બાંધેલું હાલ જોવામાં આવે છે. તેની પાસે એક સુંદર સરોવર છે. ત્યાં નાનક બાળવયે પોતાના સોબતીઓ સાથે રમતા હતા. તે સ્થળ આજે **બાળકવિદ્યા** નામે પ્રસિદ્ધ છે. એક દિવસે નાનક ઢોર ચારવા સારૂ ગયા હતા, ત્યાં તેઓ ઉંઘી ગયા. તેથી ઢોરે ખેતરમાં પેસી જઇને પાકને નુકસાન કર્યું. તે સ્થળ **કિઆરા** સાહેબ નામે પ્રસિદ્ધ છે. ત્યાં પણ એક સુંદર ભવ્ય મંદિર બાંધેલું છે. બાબા નાનકનું જીવન ચરિત્ર ઘણીક ભાષામાં, ઘણાંક પુસ્તકોમાં પ્રકાશિત થયું છે. તેમના જીવનવૃત્તાંતની સાથે ઘણાક અલૌકિક અથવા અસાધારણ બનાવ બનેલા જોવામાં આવે છે. જેઓ આ નજરે

પડતા જગતની આગળ પોતાનો પ્રભાવ દેખાડે છે, ઇશ્વરી શક્તિ જેઓને ઉત્કૃષ્ટ ગુણમાં ભૂષિત કરીને કોઇ અસામાન્ય કામ બજાવવાને લગાડે છે, તેઓનાં કાર્યોને માનવ કલ્પના ઘણું કરીને વૈચિત્ર્યમાં અને અતિશયોક્તિમાં ઘેરી નાખે છે. બાબા નાનકે ધર્મ જગત્માં જેવી શક્તિની અને દક્ષતાની ખાતરી આપી છે, તેનાથી તેમના સંબધમાં જે નાના પ્રકારની અલૌકિક વાતો ફેલાઈ છે, તે કંઇ ઓછી અજાયબ ભરેલી નથી. શિખોએ પોતાના ધર્મ ગુરુનો મહિમા વધારવા અને ઇશ્વરત્વ સિદ્ધ કરવા માટે જે સઘળા અલૌકિક બનાવો લખી રાખ્યા છે, તેમાં કદાપિ વિશ્વાસ થતો નથી. તેમના જન્મની વેળાએ સુયાણીને મોટી ભીડનો આનંદોત્સવ સંભળાવો, બાલ્યકાળમાં સાપની છાયામાં રહેવું, જુવાનીમાં સૂકા તળાવમાં પાણીની લહેરો ઉઠવી, ઇત્યાદિ ઘણાક બનાવો અમાનુષત્વ અને સર્વ શક્તિમય દેવત્વ મિશ્રિત છે. એવા બનાવોથી સાધારણ જનોને વિશ્વાસ ઉપજવાની સંભાવના નથી. તેથી આ ઠેકાણે તે સઘળાનું વર્ણન કરવાની જરૂર અમે જોતા નથી.

નાનકે નાની ઉમરમાં ગણિત અને ફારસી ભાષાનું જ્ઞાન ઘણાજ થોડા સમયમાં મેળવ્યું હતું પણ સંસારી ખટપટમાં તેમનું મન ઝાઝું લાગતું નહોતું. જે કામ તેમને સોંપવામાં આવતું હતું, તેમાં ચિત્ત લગાડતા નહોતા. તેમની એવી બેદરકારી જોઇને તેમના પિતાએ તેમને કોઇ વેપારમાં નાખવાનો વિચાર કર્યો. બાલા નામે એક સિંધુ જાતિના જાટ જોડે તેમને ચાલીશ રૂપિયા આપીને પરદેશમાં મીઠાનો વેપાર કરવા મોકલ્યા. પરંતુ તેમના પિતાનું ધાર્યું થયું નહિ. માર્ગમાં સંન્યાસિઓનું એક ટોળું મળ્યું, તેમની સાથે નાનકને વાતચિત થતાં તેમના જાણવામાં આવ્યું કે, આ સાધુઓને ઘર, વસ્ત્ર, કે ખોરાક, કાંઇ પણ રાખવાની જરૂર પડતી નથી. આથી તેમને ઘણું આશ્ચર્ય લાગ્યું સંન્યાસિઓના મૂખથી વસ્તુ માત્રનો નિરૂપયોગ અને મિથ્યાપણુ, તથા વસ્તીમાં રહીને સંસારની ખટપટમાં ભાગ લેવાથી જીવને ઘણી તરેહનો ભય રહે છે." એ શિક્ષણ મળ્યું. નાનકે પોતાની પાસેના રૂપિયા તેમને આપી દેવા માંડ્યા. પણ તેમણે તે લીધા નહિ. માત્ર અન્ન લેવાની હા પાડી. તેથી નાનકે પાસેના ગામમાંથી બધા રૂપિયાનું સિધુ લાવી સાધુઓને ભોજન કરાવ્યું પાસે કાંઇ પણ રહ્યું નહિ તેથી તેઓ ઘેર આવ્યા. પણ પિતાના ભયથી એક મોટા વૃક્ષની ગુફામાં સંતાઇ રહ્યા. પણ જાણ પડવાથી તેમના પિતાએ ઘેર તેડી જઇને પૂછ્યાં તેમણે સર્વ વૃતાંત જાહેર કરી કહ્યું કે;—"તમે મને રૂપીયા સારા કાર્યમાં રોકી સારો લાભ મેળવવા આજ્ઞા કરી હતી. માટે મેં મારા ધર્મના કામમાં રોકી પુણ્યનો લાભ પ્રાપ્ત કર્યો છે, તે સાંભળી તેમના પિતાએ ક્રોધે ભરાઇ તેમને મારવાનું કર્યું પરતુ એ ગામનો જમીનદાર રાયબોલાર બટી વચમાં પડ્યો. તેણે નાનકના વિષે ગામમાં આવતી અજબ વાતો સાંભળેલી હતી. તથા તેમની વર્તણુકની પવિત્રતા બાબત તેમજ તેમના છેલ્લા કૃત્યના ઉન્નતપણા બાબત તેના મનમાં ઉંચો વિચાર હતો. તેથી તેણે નાનકના પિતાને નાનકે ખર્ચેલાં નાણાં પાછાં આપ્યાં. અને ફરીથી કોઇ પણ રીતે નાનકપર દબાણ નહિ કરવાની સદાને માટે મનાઇ કરી. જે સ્થાનપર નાનકે સાધુઓને જમાડ્યા હતા, તે સ્થાન હજુ પણ "ખરાસૌદા—ખરોલાભ" એ નામથી ઓળખાય છે. અને જે ઝાડમાં નાનક સંતાયા હતા, તે ઝાડ અદ્યાપિ પર્યન્ત જમીન સુધી ઝુકેલી ડાળીઓ સાથે "માલ-

સાહેબ" નામથી પ્રસિદ્ધ છે.

નાનક કોઇ પણ જાતનો ધંધો કર્યા વિના ફર્યા કરતા, તેથી તેમના પિતા ઘણા દીલગીર રહેતા હતા. પરંતુ તેમની મા વાત્સલ્ય ભાવથી પુત્રનો પક્ષ કરતી હતી. તે છતાં આખરે નાનકને તેમના પિતાએ જાલંધર દુઆબમાં વૈન નદીના તીરપર આવેલા સુલતાનપુર નામે ગામમાં તેમની બ્હેન નાનકી પાસે મોકલી દીધા. એ નગર લાહોરથી દિલ્લી જવાના માર્ગપર હોવાથી તે વખતે જાણીતું હતું. ત્યાં દિલ્હીના શેહેનશાહનો સંબંધી દોલતખાન લોદી એ વેળાએ તે પ્રાંતનો સુબો હતો. અને તેજ નગરમાં રહેતો હતો. તેણે બાબરને હિંદુસ્થાનપર ચડાઇ કરવાને બોલાવ્યો હતો, જે પાછળથી ખટપટ કરતો જણાયો હતો. એ વાત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આ નવાબની સાથે નાનકનો બનેવી જયરામ ઘણો સારો વગ ધરાવતો હતો. તેથી તેણે નાનકને નવાબના ઘરના કોઠારીની જગા અપાવી. ત્યાં નાનકની પાસે જે નાણું અને અન્ન રાખવામાં આવતું હતું, તેમાંથી તેઓ એટલું બધું સાધુ સંતોને આપી દેતા કે તેમના પ્રમાણિકપણા વિષે સર્વેને શક આવ્યો. તે ઉપરથી તેમનો હીસાબ તપાસવામાં આવ્યો, પરંતુ કાંઇ પણ નહિ ખુટતાં ઉલટાં નાનકનાં નાણાં લેણાં નીકળ્યાં હતાં. આ અજબ ચમત્કાર જોઇને નવાબ વગેરે સૌ આશ્ચર્ય પામ્યા હતા, એવું તેમના ચરિત્ર ગ્રંથમાં લખેલું છે.

બાબા નાનકને સંસાર ઉપર પ્રીતિ નહોતી, તેથી તેઓ પરણવાને જરા પણ ઇચ્છા રાખતા નહોતા. તોપણ તેમના બનેવી વગેરેના આગ્રહથી ગુર્દાસપુર જીલ્લાના બટાલા પ્રગણામાં લાખોકિ નામે ગામ છે, ત્યાં છાનગોત્રી ક્ષત્રિય મૈલાની પૂત્રી સુલક્ષણી સાથે તેમણે લગ્ન કર્યાં હતાં. તેનાથી તેમને શ્રીચંદ અને લખમીદાસ નામે બે પૂત્રો થયા હતા. શ્રીચંદે ઉદાસી પંથ કહાડ્યો, તેના અખાડા આજે પણ પંજાબમાં ઘણા છે. લખમીના વંશમાં સંખ્યાબંધ વેદી ક્ષત્રિયો થયા. તે સર્વ અદ્યાપિ સુધી પોતાના વંશની પવિત્રતા માટે ગર્વ ધરાવે છે, પણ પોતાના વંશના સદ્‌ગુણો તેમના જોવામાં આવતા નથી. નાનકે પોતાના વંશની પુત્રિઓને દૂધ પીતી કરવાની મના કરેલી છે. તથા પોતાને મળેલું ગુરુ પદ પોતાની પાછળ પોતાના વંશજોને નહિ આપતાં કોઇ એક યોગ્ય શિષ્યને આપવાની આજ્ઞા કરી છે. કેમકે વંશનાને ગુરૂપદ મળે તો તે કદાચ ગુરુપદના ગર્વમાં આવીને પંથમાં બિગાડો કરે. એજ સમજણથી તેમણે મરણ સમયે પોતાના શિષ્યોમાંથી એક જણને ગુરૂપદ આપ્યું હતું. નાનકને સંસાર પ્રિય નહોતો, તેથી મુસાફરીમાં તેઓ કુટુંબને સાથે રાખતા નહિ. બે પુત્રો થયા પછી તુર્તજ તેમણે સંસાર તજવાનો વિચાર કર્યો. જીવન અધિકાર અને દ્રવ્ય મિથ્યા છે. એમ સમજી નિત્ય એક વડની નીચે બેસીને તેઓ વિચાર કરતા હતા. તે વડ આજે "બાબાકા વડ" નામે પ્રસિદ્ધ છે. એક દીવસે તેઓ નદીએ સ્નાન કરવા ગયા હતા, ત્યાં આખો દીવસ પાણીમાં ઉભા રહ્યા હતા. તે જગ્યા આજે "સંતઘાટ"ને નામે પ્રસિદ્ધ છે. તેમજ તેઓ જે દુકાન—હાટમાં બેસતા હતા, તે "હાટ સાહેબ"ને નામે ઓળખાય છે. તેમણે વાપરેલાં કાટલાં આજે પણ તેમના માન માટે દેખાડવામાં આવે છે.

બાબા નાનકે ઘણીક રીતે વિચાર કરીને અંતે ઘર છોડી વનવાસ કર્યો. તેમ નહિ

કરવાને તેમના મિત્રોએ તથા સસરાએ ઘણુએ સમજાવ્યા, પણ તેમણે માન્યું નહિ. ત્યારે તેમના સસરાએ વગ લગાડીને નેવાબ દોલતખાન પાસે એવો હુકમ કહડાવ્યો કે, નાનકે એકદમ પોતાની નોકરીપર હાજર થવું નાનકે ઉત્તર કહાવ્યો કે;—હુ માત્ર પ્રભુનો સેવક છું. કોઇ પણ આ લોકના શેઠને ઓળખતો નથી. આ સવાલનું ઘણુંજ સરસ વર્ણન છટાદાર ભાષામાં લખાયેલું છે. ત્યાગી પુરૂષને રાજા કે બીજા કોઇ પણ પુરૂષનો ડર હોતો નથી. તેઓ કોઇના પણ તાબેદાર થતા નથી. માત્ર એક ઇશ્વરનાજ સેવક થઇને તેઓ ફરે છે. તેમને કોઇની પરવા રહેતી નથી. જેમનું ચિત્ત સચોટ ઇશ્વરમાં ચોંટેલું હોય છે, તેને ત્યાંથી ખસેડી સંસારની લઘુતામાં નાખવા કોઇ સમર્થ નથી. નાનકનો વૈરાગ્ય દૂર કરવાને જેટલા જેટલા ઉપાયો કર્યાં, તે સર્વ મિથ્યા ગયા. તેમણે પોતાની સ્ત્રી તથા છોકરાંને પોતાના સસરાને ત્યાં મોકલી દીધાં. અને પોતે સંન્યાસીનો વેષ ધારણ કર્યો. પછી પોતાની બ્હેન નાનકીની રજા લઇને ગામે ગામ ફરવા લાગ્યા. તેમના સાથીઓમાં એક તો બાળા કરીને આરંભથીજ સાથે હતો અને બીજો માર્ધન નામનો ગવૈયો હતો; તે જાતનો મુસલમાન છતાં પોતાની ખુશીથીજ નાનકની જોડે નીકળ્યો હતો. જ્યારે નાનક ધ્યાન ધરતા અથવા ભજન કરતા, ત્યારે તે પોતાની સારંગી બજાવી મદદ કરતો. આ બંને શિષ્યોને અદ્યાપી સુધી "ભાઇ બાળા" અને "ભાઇ માર્ધન"ને નામે લોકો માન આપે છે. આ યવન ગવૈયો જગત્ કર્તા પ્રભુની સ્તુતિ સિવાય ગાતો નહિ, **"તુંહિ નિરંતર કિરતાર નાનક બન્દા તેરા"** વગેરે ઢબનાં તેનાં બનાવેલાં પદ ઘણાંજ સરસ છે. નાનક દિવસોના દિવસો બંધ આંખોથી ધ્યાન ધરી બેસી રહેતા, તે વખતે તેમને ઇશ્વર વિના બીજો કંઇ પણ વિચાર થતો નહિ. તેઓ ફરતા ફરતા રચનાદુવાબના ગુજરાત જીલ્લાંમાંના અમીનાબાદ શેહેરમાં ગયા. ત્યાં લાલા ઠાકર નામે પ્રમાણિક અને સદ્‌ગુણી પુરૂષના ઘરમાં ઉતારો કર્યો હતો. તે વખતે વજીર મલેક ભાગુએ પોતાને ત્યાં ઉતરવાને આગ્રહ કર્યો, પણ તે ગરીબોના ઉપર જુલમ ગુજારતો, તેમજ તેણે પોતાનુ દ્રવ્ય પ્રજાને રંજાડીને ભેગુ કર્યું હતું, માટે નાનકે તેને ત્યાં ઉતરવાની ચોખી ના પાડી હતી. નાનકે અમીનાબાદમાં બિછાનાપર નહી ઉંઘતાં રોડાં પાથરી ઉંઘ લીધી હતી. તેથી એ સ્થળ આજે રોડીસાહેબને નામે ઓળખાય છે. તેઓ જે વખતે અમીનાબાદમાં ગયા હતા, તેજ વખતે બાબરે હિંદુસ્થાન ઉપર ચડાઇ કરી અમીનાબાદ લુંટ્યુ હતું. ત્યારે લૂટનો માલ ઉચકી જવા માટે નાનક તથા તેમના સાથીઓને મજૂર તરીકે વેઠે પકડ્યા હતા. માથે બોજો છતાં તેઓ હરિ કીર્તન કરતા જતા હતા. એ સામાન શેહેનશાહ બાબરની સન્મુખ ખોલવાનો હતો. તેથી તેઓ સર્વ ગાતા બજાવતા ત્યાં ગયા. બાબર તેમને જોઇને ઘણોજ આશ્ચર્ય પામ્યો. એટલુજ નહિ પણ નાનકની વાતો સાંભળીને તો ઘણોજ ખુશી થયો હતો, તથા તેમને ઘણું માન આપ્યું હતું.

બાબા નાનકે જુવાનીમાંજ હિંદુ અને મુસલમાન ધર્મના સંપ્રદાયના સર્વ ધર્મનું શાસન અને વેદ પુરાણનાં સઘળાં તત્ત્વ જાણ્યાં હતાં. અને પોતાની સુતિક્ષ્ણ બુદ્ધિ તથા પ્રગાઢ શાસ્ત્ર જ્ઞાનના બળથી ઉદાર અને પરિશુદ્ધ મત ફેલાવવાનો આરંભ કર્યો હતો. તેમને વહેમોથી ભરેલી લૌકિક ક્રિયાકાંડ ઉપર ઘણો કંટાળો થયો હતો. તેઓ સર્વદા કહે-

તા કે;—"જેના યોગે હૃદયની શાન્તિ મળે, જેનાથી પવિત્ર અને ઉદાર ઐશ્વરિક તત્વ ફેલાય તેજ જીવનનો સાર ધર્મ જાણીને તે પર વિશ્વાસ કરવો." પ્રખ્યાત યુરોપી તત્વવેત્તા **પ્લેટો** અને બેકન્ જે પ્રમાણે સર્વદર્શન શાસ્ત્ર મથન કરવા છતાં પણ જ્ઞાનના પાયામાં નાના પ્રકારની ઝુંપડીયો જોઇને નિરાશ થઇ ગયા હતા, તે પ્રમાણે નાનક સર્વ ધર્મ શાસ્ત્ર અને ધર્મ પદ્ધતિમાં નાના પ્રકારના ખોટા વહેમોનો પાદુર્ભાવ જોઇને ખેદિત થઇ પડ્યા હતા. તેઓ સંન્યાસી વેશથી ભારતવર્ષના નાના સ્થાનોમાં ફર્યા, અનેક સાધુ, સંતો, અને વૈરાગીયો સાથે વાતો કરી, અને ત્યાંથી અરબસ્થાનમાં ગયા હતા. ત્યાં તેમણે ફકીરોનાં કામો જોયાં. પરંતુ કાંઇ પણ પવિત્ર સત્યનો આભાસ તેમના જોવામાં આવ્યો નહિ. સઘળે ઠેકાણે કર્મકાંડનો શોચનિય વિકાર અને ખોટા વહેમોની ભયંકર મૂર્તિઓ જોવાથી દીલગીર થતા તેઓ પાછા દેશમાં આવ્યા પછી જાતિમાં, સંપ્રદાયમાં, અને ધર્મ શાસનમાં ફેરફાર કરવા માંડયો. પોતાની સુતીક્ષ્ણ બુદ્ધિ અને પ્રબળ જ્ઞાન બળથી ઉદાર અને સમદર્શીતાની પદ્ધતિ ફેલાવવાનો પ્રયત્ન કર્યો. પછી, પોતે સંન્યાસ ધર્મ અને સંન્યાસ વેશ છોડી દેઇને ઇરાવતીને કિનારે **કીર્તિપુર** નામે ધર્મશાળા સ્થાપન કરી. અને ત્યાં પોતાનો પંથ પ્રવર્તાવવાને શિષ્યો એકઠા કર્યા. કીર્તિપુર ધર્મશાળામાં તેમણે કુટુંબ તથા શિષ્યોમાં રહીને પોતાના જીવનનો છેલ્લો ભાગ પૂરો કર્યો. ઇસ્વીસન ૧૫૬૯માં પોતાની ૭૦ વર્ષની ઉમ્મરે આ મહાત્મા બાબા નાનકનો પવિત્ર આત્મા અગમ્ય સ્વર્ગીય અમૃત પ્રવાહમાં મળી ગયો. તેમને થઇ ગયાને આજે ૩૨૫ વર્ષ થયાં છે. મહાત્મા નાનકના સ્વર્ગવાસ પછી તેમના મૃત દેહને માટે હિંદુ તથા મુસલમાનો વચ્ચે તકરાર થઇ હતી. હિંદુ શિષ્યોએ તેને બાળવાની, અને મુસલમાન શિષ્યોએ સમાધિ આપવાની હઠ લીધી હતી. પરંતુ જ્યારે બન્ને ટોળીના માણસોએ તેમનું શબ લેવાને ઢાંકેલું વસ્ત્ર ઉઘાડી જોયું તો ત્યાં શબ નહોતું. તે પરથી જણાય છે કે ગડબડમાં કોઇ શિષ્ય તેમના શબને ઉપાડી ગયુ હશે. શિષ્યોએ શબ નહિ જોવાથી જે વસ્ત્ર શબ ઉપર ઢાંકેલું હતું, તેના બે સરખા કટકા કર્યા. અને બંને પક્ષકારોએ અક્કેકો કટકો લેઇ લીધો. હિંદુઓએ એ વસ્ત્રને ધર્મ શાસ્ત્રની રીતે બાળ્યું. અને મુસલમાન શિષ્યોએ તેને સમાધિસ્થ કર્યું. એ બાળવાની જગોએ મઠ અને સમાધિ ભૂમિ ઉપર સ્તંભ બનાવ્યો હતો. હમણાં એ બે સ્મૃતિનાં કંઇ પણ ચિન્હ દેખાતાં નથી. વેગવતિ ઇરાવતિના અનંત પ્રવાહે તથા કાળના કઠોર આક્રમણથી તેમનો નાશ થયો છે.

નાનકના મતનો પ્રથમ પ્રસાર પંજાબના મજબુત બળવાન અને સરળ સ્વભાવના લોકોમાં થયો હતો. પછી ધીમે ધીમે મુસલમાનો પણ એ મતમાં આવવા લાગ્યા હતા. એ મતની સઘળી વાત ગુરૂગોવિંદે લખેલા આદિ ગ્રંથોમાં જણાવેલી છે. નાનકે દેશમાંથી ક્રીયાકાંડનાં અનુષ્ટાનો અને જાતિ અભિમાનનો નાશ કર્યો. દેશમાં ભાઇચારો વધે, સર્વ સુહૃદભાવે અને સાધુ વૃત્તિથી ચાલે, એવો પ્રયત્ન કર્યો હતો. તેમના મતનો મૂખ્ય સિદ્ધાંત એ હતો કે;—"જૂદી જૂદી જાતોમાં અને જૂદા જૂદા મતમાં જૂદા થઇને રહેવું ઠીક નથી. દેવાલયમાં જઇ યજ્ઞ યાગ કરવા નહિ, તેમ એ પ્રસંગે બ્રાહ્મણ ભોજન પણ કરાવવું નહિ. ઇંદ્રિયો અને મનને વશ રાખવું. આત્મ શુદ્ધિ રાખવી. પોતાનો આત્મા ઇશ્વરનો અંશ છે, સત્ય બોલવું, વેદના જ્ઞાન કાંડને માનવો. અનુકાળ સાચવવો, માંસ મદિરાનો

ઉપયોગ ન કરવો, ગુરૂઓની આજ્ઞા એજ ઇશ્વર આજ્ઞા છે. મૂર્તિપૂજા અસત્ય છે, ઇશ્વર અવતાર લેતા નથી, ગૌ, બ્રાહ્મણ, અને સંત સાધુઓની સેવા કરવી. સ્મૃતિ પુરાણને ન માનવાં, ગુરૂએ લખેલો ગ્રંથ તેજ વેદ રૂપ છે, તેની પુજા પાત્રી કરવી. અધર્મિઓનો નાશ કરવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. મોટી ઉમ્મરે લગ્ન કરવાં, વ્યભિચાર કરતારને ચાંડાળ કહેવો, પોતાનો આત્માજ ઇશ્વર છે એનું નામ ગોવિંદ છે. ગોવિંદનું બીજું નામ સોહંમ છે. ધ્યાન, ધારણા અને સમાધિથી સ્વર્ગે જવાય છે. આપણી કાયા ગોવિંદનુ મકાન છે. તેથી જીવ હિંસા ન કરવી. પરધર્મીઓનો નાશ કરવો, ઉપવાસો, મિતાહાર વગેરે નિયમો પાળવાથી શરીરના વિકારો દૂર થાય છે, અને ગોવિંદની જ્યોતિ દર્શાય છે. શુદ્ધ અંતઃકરણથી એક ઇશ્વરની ઉપાસના કરવી. ઇશ્વર એક છે, ઘણા નથી. ખરો વિશ્વાસ એકપર રાખવો. જૂદા જૂદા પ્રકારના ધર્મ જોવામાં આવે છે, તે માત્ર મનુષ્યના કલ્પિત છે. આત્મ જ્ઞાનથી ઇશ્વરનું તત્વ જાણવામાં આવે છે. તે જ્ઞાન લાભ મેળવવાને પ્રયત્ન કરવો. સત્કાર્ય અને સદાચારથી સર્વ શક્તિમાન પ્રભુના આશિર્વાદને પાત્ર થવાય છે. સંસાર વૈરાગ્ય અને સંન્યાસ ધર્મની જરૂર નથી, સાધુઓ અને આત્મનિષ્ટ ગૃહસ્થો બન્ને ઇશ્વરની આગળ સરખા છે. જેનું હૃદય ચિંતવે છે, તેજ સાચો હિંદુ. અને જેનું જીવન પવિત્ર છે, તેજ ખરો મુસલમાન છે." ઇત્યાદિ સિદ્ધાંતો તેમણે પ્રવર્તાવ્યા હતા. ઉપાસના પદ્ધતિ જે પ્રમાણે સર્વ સમયમાં સર્વ સ્થળે ચાલતી હતી, તેજ ચાલુ રાખી. તેમણે પોતાને ઇશ્વરનો એક દાસ અને વિનયી આજ્ઞા પ્રવર્તાવનાર કહ્યા છે. તેઓ કદિ પણ આત્મ પ્રશંસા કરતા નહોતા. તેમ ધર્મ પ્રચાર કરવામાં તેઓ કદી કલંકિત થયા નહોતા. તેઓ કહેતા કે:—

"ઇશ્વરની વાત સિવાય બીજા કોઇ હથિયારથી યુદ્ધ કરશો નહિ. આપણા મનની પવિત્રતા સિવાય સાધુ ધર્મપ્રચારકોનું બીજું કંઈ અવલંબન નથી." એ રીતે નાનકે ઘણા કાળની ભ્રાંતિનો વિનાશ કરીને ઘણા મનુષ્યોને પોતાના પંથમાં લીધા હતા. તેમની આવી ધર્મ પદ્ધતિ જોઇને ધીરે ધીરે ઘણા મનુષ્યો તેમના પંથમાં ભળ્યા હતા. તેથી તે એક જૂદોજ સંપ્રદાય થઇ પડયો હતો. એ સંપ્રદાયને શિખધર્મ અથવા નાનકપંથ પણ કહે છે. એ ધર્મના લોકો પોતાને શિખ કહે છે. શિષ્ય શબ્દના અપભ્રંશમાંથી શિખ નામની ઉત્પત્તિ થઇ છે. પરંતુ કેટલાક જણ એવું અનુમાન કરે છે કે, શિખા ઉપરથી શિખ નામની ઉત્પત્તિ થઇ છે. જે પંજાબવાસીઓના માથા ઉપર શિખા છે, તેઓજ શિખ છે. એ પંથમાં જાતિ ભેદ નથી. તેથી ગમે તે જાતનાને શિષ્ય કરવામાં હરકત નથી. બાબા નાનકને સુત્રા તથા મરદાના એ બે મુખ્ય શિષ્યો હતા, પણ તે કઇ જાતિના હતા, તે જાણવામાં આવ્યું નથી.

બાબા નાનકના મરણ પછી તેમની ગાદીએ તેમના શિષ્ય આગડશાહ બેઠા હતા. તેમના પછી અમરદાસ, રામદાસ, અર્જુનદાસ, હુરગોવિંદ, તેગબહાદુર, અને ગુરૂગોવિંદ, એમ અનુક્રમે એ પંથના આચાર્યો ગાદીપતિ થયા હતા. તેઓમાં ગુરૂગોવિંદસિંહ વધારે બુદ્ધિમાન અને પરાક્રમી થયો છે. તેમણે પોતાના શિષ્યોને હથિયાર બાંધતાં શિખવ્યું, અને તરવાર પકડાવી ઘણાંક મુસલમાન રાજ્યોનો પરાજય કરી પંજાબમાં એક મહાન્ રાજની સ્થાપના કરી હતી. (જુઓ ગુરૂ ગોવિંદસિંહનું ચરિત્ર) તેમની ગાદીપર છેલ્લો રાજા રણ-

જીતસિંહ હતો. તે નામદાર ઇંગ્રેજ સરકાર સાથેની લડાઇમાં સને ૧૮૩૮ માં મરણ પામ્યો હતો. અને તેનું રાજ્ય ઇંગ્રેજ સરકારે ખાલસા કરીને બ્રિટિશ રાજ્ય સાથે ભેળી દીધું છે. નાનકપથી 'અથવા શિખધર્મિ લોકો લડાઇમાં ઘણા બહાદુર છે. તેમણે ઘણીક લડાઇઓમાં મોટી જીત મેળવેલી છે. '

નાનકશાહે **નાનકવિલાસ** નામે એક ગ્રંથ કર્યો છે. તે દોહા તથા ચોપાઇ બંધ છે. એ સિવાય તેમણે ઉપદેશપર કવિતા ઘણી સારી કરેલી છે. વળી તેમની પછી ગાદીએ બેસનારા આચાર્યોમાંના અર્જુનદાસે **આદિગ્રંથ** નામે ધર્મ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. તેમાં નાનકે કરેલાં કેટલાંક ગાયનો તથા બીજા ગુરૂઓએ કરેલા કેટલાક ગ્રંથ એકઠા કર્યા છે. નાનકે રચેલું એક પદ દ્રષ્ટાંત તરીકે અમે નીચે આપીએ છીએ.

દાન કરો ગરિબસેં બાબા, મગરૂરીસેં ધોકા હૈ. (ધ્રુ)
ચાર ખુટકી જાગીર હમકું, તોટા નહિ કુચ ખાનેકું;
તુમકૂં હુશાર કરના કર કર, ઘર ઘર ફિરતે ભિછાકું.
તુમકૂં હમકૂં સબ દુનિયાકૂં, પાલનવાલા જૂદા હૈ;
તું કહેગા મે દાતા હૂં, માલ કહાંસેં લાયા હૈ.
યે તન સબસેં ઉંચા બાબા, ખાવે પીવે આરામસેં;
શાલ દુશાલા જોરૂ લડકે, ભૂલના નહિ જગ બાજીસેં.
ભૂલ જાવે તો ભિછા ન મિલે, નહિ લગોટી મિલનેકી;
જમદૂતોકા સોટા શીરપર, બાત ભલી નહિ હોનેકી.
કહે નાનક સુન મેરે ભાઇ, હુશાર હોના અછા હૈ;
નહિ માને તો ખુશી હૈ તેરી, હમસેભી ક્યા પરવા હૈ.
દાન કરો ગરિબોસેં બાબા, મન મગરૂરીસેં ધોકા હૈ;

ઇત્યાદિ તેમની કવિતા ઘણી રસીક અને બોધક છે. આ મહાત્મા પુરૂષે પોતાના આત્મ બળ વડે સ્વપરાક્રમથી પંજાબના બહાદુર લોકોને પોતાના નવા પંથમાં દાખલ કરી શિષ્ય કર્યા, એ તેમનો કાંઇ ઓછો જય નથી. શિખસમાજનો એ દેવતા આ લોક છોડીને ચાલ્યો ગયો છે, એ વાતને આજે ૩૨૫ વર્ષ થયાં છે. તે છતાં હજુ સુધી તે શિખોના હૃદયમાં બિરાજમાન છે. શિખો પોતાના એ પ્રભુનું નામ સાંભળતાંજ હર્ષ ઘેલા થઇ જાય છે. તેઓ તેની શ્રદ્ધા પૂર્વક ભક્તિ કરે છે. મુસલમાનો પોતાના દેવતા હજરત મહમદ પેગંબર સાહેબના પવિત્ર નામને માટે જેટલા મગરૂર છે, તેટલાજ શિખો પોતાના પ્રભુ બાબા નાનકના પવિત્ર નામને માટે પણ મગરૂર છે. જગતમાં જ્યાં સુધી શિખ ધર્મ કાયમ રહેશે, ત્યાં સુધી બાબા નાનકનું નામ કદી પણ વિલુપ્ત થશે નહિ.

---

## શ્રીમત્ વલ્લભાચાર્ય.

પુષ્ટિમાર્ગના પ્રવર્તક મહાત્મા **શ્રી વલ્લભાચાર્યનો** જન્મ ચંપારણ્યમાં સંવત ૧૫૩૫ ના વૈશાક વદ ૧૧ રવિવારે થયો હતો. તેમના પિતાનું નામ **લક્ષ્મણભટ્ટ**, અને

માતાનું નામ **અલ્લમગિર**[1] હતું. લક્ષ્મણભટ્ટ[2] જાતે તૈલંગી બ્રાહ્મણ યજુર્વેદી તૈત્તિરીય શાખાના ભરદ્વાજ ગોત્રી હતા. અને તેઓ તૈલંગણ દેશના **કાંકરવ** ગામમાં રહેતા હતા. લક્ષ્મણભટ્ટ અને તેમનાં પત્ની બંને જણ શ્રીકૃષ્ણનાં ઉપાસક હતાં. તેમને પ્રથમ **કૃષ્ણભટ્ટ** નામે એક પુત્ર થયા પછી તેઓ સહકુટુંબ તીર્થ યાત્રા કરવા માટે ગોકુળ, મથુરા, અને પ્રયાગ થઇને કાશીમાં ગયાં હતાં. એ વેળાએ કાશીમાં સંન્યાસીઓ તથા મુસલમાનો વચ્ચે ટંટો ચાલતો હતો. તેથી લક્ષ્મણભટ્ટ કુટુંબને લેઇને ચંપારણ્યમાં ગયા હતા. ત્યાં તેમનાં પત્નીને એક બીજા પુત્ર રત્નની પ્રાપ્તી થઇ. તેનું પ્રથમ નામ **વલ્લભ** પાડ્યું. પણ પછીથી તે **વલ્લભ** નામે પ્રસિદ્ધ થયા. તેમની એ જન્મ ભૂમિપર દેવળ બંધાવેલું અદ્યાપિ સુધી છે.

વલ્લભ બાલ્યાવસ્થાથીજ તીક્ષ્ણ બુદ્ધિના, ચંચળ, ઉત્સાહી, અને હિંમતવાન હતા. તેમને પાંચમે વર્ષે જનોઇ દેઇને **નારાયણભટ્ટ** નામે એક વિદ્વાન શિક્ષાગુરૂની પાસે વિદ્યાભ્યાસ કરવા સારૂ મૂક્યા હતા. ત્યાં વેદ, ન્યાય, અને પુરાણાદિ શાસ્ત્રો શીખીને તેઓ નિપુણ થયા હતા, લક્ષ્મણભટ્ટને **કેશવ** નામે એક ત્રીજા પુત્રની પ્રાપ્તી થયા પછી તેઓ સંન્યાસી થયા હતા; અને વલ્લભની ઉમ્મર જ્યારે અગીઆર વર્ષની થઇ, ત્યારે તેમણે દેહ ત્યાગ કર્યો હતો. વલ્લભ માતાપિતાની સાથે દેશાટનમાં અનેક પ્રકારનાં કષ્ટ વેઠીને સહનશીલ થયા હતા. પિતા ગુજરી ગયાથી હવે તેમને માતાનો આધાર માત્ર રહ્યો હતો. તે છતાં તેમણે અતિશ્રમ લેઇને કાશીમાં બ્રહ્મજ્ઞાન અને રસાયન શાસ્ત્રાદિકનું જ્ઞાન સંપાદન કરી લીધું. ત્યાર પછી માતાની આજ્ઞા લેઇને તેઓ તીર્થયાત્રા કરવા માટે નીકળ્યા. દક્ષિણ તરફ જતાં તેઓ એક મોટા નગરમાં ગયા. તે શેહેરના એક શ્રીમાન્ શેઠના ચાર પુત્રોમાંના દામોદરદાસ તેમના પ્રથમ શિષ્ય થયા. તેમને સાથે લેઇને વલ્લભ વિજયનગરમાં આવ્યા. એ નગરના રાજા કૃષ્ણરાયલુની સભામાં સ્માર્ત્ત અને વૈષ્ણવ મતમાં વિવાદ ચાલતો હતો. સભામાં વૈષ્ણવ મતને મળતા રામાનુજ, મધ્વાચાર્ય, નિંબાર્ક, અને વિષ્ણુ સ્વામી એ ચાર સંપ્રદાયના વિદ્વાનો હતા. મધ્વાચાર્યનો પ્રખ્યાત શિષ્ય વ્યાસતીર્થ સ્માર્ત્ત મતનું ખંડન કરનારો હતો. એ વખતે વલ્લભ પણ ત્યાં ગયા. તે સર્વેએ મળી સ્માર્ત્ત મતવાળાને જીત્યા. તે જોઇને કૃષ્ણદેવ રાજા ખુશી થયો. અને તેણે ચાર સંપ્રદાયમાંથી વિષ્ણુ સ્વામીની અસલ ગાદી વલ્લભને સોંપી. ત્યારથી તેઓ આચાર્ય પદને પામ્યા. એનું શ્રી વિઠ્ઠલનાથજીના શિષ્ય ગીરધર કવિએ પોતાના રચેલા **સંપ્રદાય પ્રદીપ** નામે ગ્રંથમાં લખેલું છે,

વિષ્ણુ સ્વામી ત્રિદંડી સંન્યાસી થઇને સમાધિસ્થ થયા હતા. તે પછી એ ગાદી જ્ઞાનદેવને મળી હતી. જ્ઞાનદેવ પછી તેમના શિષ્ય કેશવને મળી. ત્યારથી એ ગાદીવાળા "ગોસ્વામી" કહેવાતા હતા. કેશવ પછી નામદેવ, ત્રિલોચન, અને છેવટે એ ગાદીપર

(૧) વલ્લભાચાર્યની માતાનું નામ કેટલાક ગ્રંથોમાં વળી "લમાગાર" અને "ઇલમાગાર" પણ લખેલું છે

(૨) મૂળ પુરૂષ નારાયણભટ્ટ તેમના પુત્ર ગંગાધરભટ્ટ. તેમના પુત્ર ગણપતિ, તેમના પુત્ર વલ્લભભટ્ટ. અને તેમના લક્ષ્મણભટ્ટ નારાયણભટ્ટે વેદવિદિ પ્રમાણે સોમયજ્ઞ કર્યો હતો

સંવત ૮૯૫ માં બિલ્વમંગળ નામે પુરૂષ થયો, ત્યારે કોઇ શંકરાચાર્ય વિષ્ણુ સ્વામીના પરમાત્મા સાકાર છે, એવા મતનું ખંડન કરી તેમની ગાદી વિખેરી નાખી. બિલ્વમંગળ મહા યોગી હતા. તે પોતાની ગાદી ઉચ્છેદ થયાથી વાયુ રૂપે દક્ષિણમાંના એક તીર્થમાં રહ્યા હતા, અને તેમણે પછી ૭૦૦ વર્ષે વલ્લભાચાર્યને મંત્રોપદેશ કરી પોતાનો વિષ્ણુ સ્વામીનો સંપ્રદાય ચલાવવાનુ કહ્યું હતું; એવું કહેવાય છે. એ વિષે ગમે તેમ હો, પરંતુ વલ્લભાચાર્યે બિલ્વમંગળને કેટલેક ઠેકાણે પોતાના ગુરૂ ગણીને નમન કર્યું છે. અને વિષ્ણુ સ્વામીના શિષ્યપરંપરા મનાય છે. એ પ્રમાણે વલ્લભાચાર્યને વિષ્ણુ સ્વામીનો સંપ્રદાય ચલાવવાનો અધિકાર મળ્યો. ત્યારથી તેઓ **"ગોસ્વામી"** અથવા **"ગોસાંઇ"** કહેવાય છે. એ સંપ્રદાયમાં આચાર્યે પોતાનો મત મેળવી પુષ્ટિ માર્ગની મુખ્ય ગાદી ગોકુલમાં સ્થાપી. તેથી તેઓ **ગોકુલસ્થ** પણ કહેવાય છે.

મહાત્મા વલ્લભાચાર્યને **અગ્નિપુત્ર** અથવા અગ્નિનો અવતાર ગણે છે. તેમણે રામાનુજ, અને મધ્વાચાર્ય, આદિ વૈષ્ણવ સંપ્રદાયનો અનાદર કરી અદ્વૈત પક્ષને ગ્રહણ કર્યો. આ સંપ્રદાય વિષ્ણુ સ્વામીના મતનોજ વિવેક છે, એવું કહેવાય છે. વિષ્ણુ સ્વામીએ વાસ્તવિક રીતે તો અદ્વૈતનેજ સ્વીકારેલ છે. પણ પ્રાચીન નિરાકાર અદ્વૈત ન સ્વીકારતાં સાકાર અદ્વૈતનેજ સ્વીકારેલ છે. અને સંન્યાસને ઇષ્ટ ગણેલ છે. તેમનાજ સિદ્ધાંતને અનુસરી તેમાં પોતાનો મત મેળવી વલ્લભાચાર્યે પુષ્ટિ માર્ગ નામે સંપ્રદાય ચલાવ્યો. પુષ્ટિ માર્ગને શુદ્ધાદ્વૈત પણ કહે છે. વલ્લભાચાર્યે વેદનુ ભાષ્ય કરી વેદાંત ઉપર જે ટીકા વગેરેના ગ્રંથો કરેલા છે. તે જ્ઞાનનો ભંડાર છે. તે બુદ્ધિવાન પુરૂષોને જાણવા યોગ્ય છે. તેમણે વેદનો મૂળ આધાર લેઇ એવું પ્રતિપાદન કરેલું છે કે;—

"આ સૃષ્ટિ માત્ર બે પ્રકારની છે એક **જીવાત્મક**, અને બીજી જડાત્મક. એ બંનેના મિશ્ર થવાથી આ સઘળી સૃષ્ટિ બનેલી છે. જે બે પ્રકાર જણાય છે, તેના મિશ્ર થવાથી ત્રીજો પ્રકાર થાય છે. પ્રથમ **ચૈતન્ય**, બીજુ જડ—**પ્રકૃતી**, અને ત્રીજુ **ચૈતન્ય અને પ્રકૃતિ બનેનું મિશ્રપણુ**, એ ત્રણ પ્રકાર દેખાય છે. આ જગત્‌માં ભિન્ન ભિન્ન પ્રકાર નજરે પડે છે. અને તે અદ્રશ્ય થઇ જાય છે, એ તો તેનો કેવળ આવિર્ભાવ અને તિરોભાવ માત્ર થયા કરે છે. તેનો લય કોઇ પ્રકારે થઇ શકતો નથી. એટલે આ બ્રહ્માંડમાંના કોઇ પણ પ્રમાણુનો નાશ થઇ શકતો નથી. જે નાશ થતી વસ્તુ દેખાય છે, તે તો માત્ર તે મૂળ પરમાણુઓનું રૂપાંતર થયા કરે છે. તે ઉપરથી જે પદાર્થ દ્રષ્ટિએ પડે છે, તેને **તિરોભાવ** કહે છે. અને જે અદ્રશ્ય અથવા રૂપાંતર થાય છે, તેને **આવિર્ભાવ** કહે છે. એ પોતાના સિદ્ધાંતને સિદ્ધ કરી બતાવવાને વેદ અને ઉપનિષદ્‌નાં વાક્યો ઉપરથી તેના અર્થ પોતાના સિદ્ધાંત પ્રમાણે કરી દેખાડે છે. આ સિદ્ધાંતને અદ્વૈત કહીએ તોપણ ચાલે. એ અદ્વૈત સિદ્ધાંતને અધિક સ્પષ્ટ કરીને તેને **શુદ્ધાદ્વૈત** કહે છે."

કોઇને સ્વાભાવિક રીતે એવો પ્રશ્ન ઉત્પન્ન થશે કે, મહાત્મા વલ્લભાચાર્યનો આવો મહા જ્ઞાનરૂપી સિદ્ધાંત છતાં, વિષય ઉત્તેજક પૂજા, સેવા, અને દર્શન, કરાવવાનો સંપ્રદાય ચલાવવામાં તેમનો શો હેતુ હશે? તેનો ઉત્તર એવો છે કે;—ઉપર કહેલો કેવળ જ્ઞાનનો સિદ્ધાંત યથાર્થ સમજવાને નાના પ્રકારની વિદ્યાનું અધ્યયન કરી બુદ્ધિનો સંપૂર્ણ પ્રકાશ થ-

વો જોઇએ. તથા વિષય ભોગથી નિવૃત્તિ થવી જોઇએ પરતુ તે સમયમાં મુસલમાનોના આ-વ્યા પછી બ્રાહ્મણ સિવાય બીજા વર્ગમાં ઇશ્વર ભક્તિનું સાધન રહ્યું નહોતું. તેમ આચાર વિચાર પણ નિયમિત નહોતો. કેમકે લડાઇ ટંટાને લીધે કોઇ પણ સ્થિર નહોતુ. સૌ પો-તપોતાની કાળજીમાં પડેલા હતા. એ વર્ગના લોકોને ઠરી ઠામ થતાં સુધી તો ધર્મની જ-રૂર પડી નહિં. પરતુ જ્યારે ઠરી ઠામ પડી ઉદ્યોગે વળગ્યા, ત્યારે તેમને ધર્મની જરૂર પડી. જંગલી માણસોને ધર્મની લાગણી હોતી નથી, પણ દુનિયાદારીમાં પડેલા ઉદ્યોગી જનોને ઇશ્વર સંબંધી કંઇ ઓળખની જરૂર પડે છે. કોઇ પણ રીતની ઇશ્વર ભક્તિ વિના તેઓને સંસાર વ્યવહારમાં ચેન પડતું નથી. તેમ ઉદ્યોગમાં ઉમંગ પણ રહેતો નથી. એવીજ સ્થિ-તિમાં આવી પડેલા મનુષ્યો જે કંઇ નવુ દેખે છે તે ઝડપી લે છે બ્રાહ્મણોનો ધર્મ સઘળો સંસ્કૃતમાં રહેલો તેથી તથા તેમનામાં વિદ્યા ઘટી ગયેલી, તેને લીધે બીજા વર્ગના લોકો-માં અધર્મ પ્રવર્ત્તવા લાગ્યો હતો. એવા પ્રકારની તે વખતના સ્ત્રી પુરૂષોની વૃત્તિ જોઇને મહાત્મા વલ્લભાચાર્યને જણાયુ કે;—ઘણા લોકોની વૃત્તિ ઉત્તમ વિષય ભોગ ભોગવવા તરફ લાગી રહેલી છે, તેથી તે રાત્રિદિવસ મન, વચન અને કર્મથી સસારનાજ કાર્યમાં આસ-ક્ત થઇ ગુચવાયેલા રહે છે. ઇશ્વર સંબધી સત્ય વિચારમાં એક ક્ષણ પણ મન સ્થિર રાખી શકતા નથી. તેથી ઇશ્વરી સનાતન સત્ય ધર્મનો અભાવો થતો જઇ અધર્મ વધતો જાય છે. એ રીતે લોકોને ધર્મથી ભ્રષ્ટ થતા જોઇ તેમણે વિષ્ણુ સ્વામિ, રામાનુજ, મધ્વાચાર્ય, અને નિંબાર્ક એ ચારે સંપ્રદાયના આચાર્યોના કરતાં અધિક મનોરજક અને ભક્ષ ભોજ્યાદિકનો સંપ્રદાય પ્રવર્તાવવા માંડયો અને બાળકૃષ્ણ તથા રાધાકૃષ્ણ વગેરેની સર્વોપરી જનક્રિયા ની પ્રેમ ભક્તિનો ઉપદેશ કર્યો. તેથી કેવળ કર્મ જીજ્ઞાસુ ઘણા લોકોનુ વર્તણુ આચાર, સુ-ઘડતાઇ, અને મંદિરનો ઠાઠ જોઇને તે તરફ વળ્યુ. બાળકૃષ્ણ અને રાધાકૃષ્ણમાં ઇશ્વરભાવ-ના સ્થપાવ્યાથી સઇશ્વર ભક્તિ કાયમ રાખી, અને નિરૈશ્વરવાદિ જે જૈન વગેરે મત તેને કેવળ નિસ્તેજ કર્યો. તેથી ઘણાક વણિક, વૈશ્ય અને શૂદ્ર જૈન મતનો ત્યાગ કરીને મહા-ત્મા વલ્લભાચાર્યના મતથી મોહ પામી ભાવિકપણે તેમની કંઠી બાધતા થયા. માત્ર બ્રાહ્મણોએ પોતાનો પ્રાચીન શૈવ માર્ગ છોડયો નહિ તેમનુ મન વલ્લભમતથી જરાપણુ ચ-લિત થયું નહિ બીજા વર્ગમાં આ મતથી મોટા ફેરફાર થયો જેઓ ધર્મ રહિત થઇ ગયા હતા, તેમને કોઇ પણ ધર્મ પાળવાની જરૂર હતી. એ વખતે વલ્લભમત અથવા બીજો કોઇ પણ મત નીકળ્યો ન હોત, તો તેઓની દશા ઘણી ભૂંડી થઇ હોત. એ માર્ગે તેઓના નિ-રાશાપણાને કૃષ્ણ ભક્તિની તથા ગુરૂભક્તિની મોહિનીમાં આણ્યા, અને તેમના આચાર વિચારમાં સુઘડતાઇ આણી.

એ રીતે મહાત્મા વલ્લભાચાર્યે વિષય ઉત્તેજક પુષ્ટિ માર્ગનો પ્રથમ ઉદ્દેશ કરવા છતાં, તેઓ પોતે મહા જ્ઞાની, નિર્લેપ, અને જિતેંદ્રિય હતા. તેમનો કહેવાનો ભાવાર્થ અતિ ગુહ્ય અને સર્વોત્તમ છે. તેઓ કોઇ પણ જાતના વિષય ભોગની ઇચ્છા રાખતા નહિ. આ મ-હા જ્ઞાની પુરૂષનો દીર્ઘ પ્રયત્ન અને શ્રમ છતાં તે વખતે તેમના આશ્રિત સેવકો માત્ર ૮૪ થયા હતા, એવું લખેલું છે. જેઓ ચોરાશી વૈષ્ણવને નામે પ્રસિદ્ધ છે વિજયનગરના કૃષ્ણ-રાયલું રાજાએ વલ્લભાચાર્યને સાત મણ સોનાના તોલા પુષ્પનું દાન આપ્યું હતુ. તે કઅથી

તેમણે શ્રી વિઠ્ઠલનાથજીની મૂર્ત્તિને ઘરેણું કરાવ્યું, પોતાના પિતાનું દેવું આપ્યું, અને કેટલુંક દ્રવ્ય ઘર વ્યવહાર માટે રાખ્યું. એ રીતે તેની વ્યવસ્થા કરી હતી. ત્યાર પછી વ્યાસ તીર્થ નામે પ્રસિદ્ધ સંન્યાસીએ વલ્લભાચાર્યને સન્યાસ લેઇ ગાદી ચલાવવાનુ કહ્યું, પણ તે વાત તેમણે માની નહિ. પછી તેઓ પ્રયાગ થઇને કાશીમાં આવ્યા:. ત્યાં તેમણે બીજાં ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. ત્યાર પછી તેમણે મથુરા, અયોધ્યા, કેદારનાથ, હરિદ્વાર, અને ઉજ્જન, વગેરે ઘણાંક ક્ષેત્રોમાં નવ વર્ષ સુધી મુસાફરી કરી હતી. તેમના એ દેશાટનનું વર્ણન **બેઠક ચરિત્ર** નામે હિંદુસ્થાની ભાષાના ગ્રંથમાં લખેલું છે. તેમાંની કેટલીક જાણવા યોગ્ય હકીકત નીચે ટુંકામાં આપી છે.

**મથુરામાં** વિશ્રાંત ઘાટ ઉપર એક બેઠક કરી છે. એ ઠેકાણે પ્રથમ મશાણ હતું, પણ શ્રી આચાર્યજીએ પોતાના કમડળમાંથી કૃષ્ણદાસ મેઘન પાસે જળ છંટાવ્યું તથા ભાગવતનું પારાયણ કર્યું, તેથી ત્યાં વસ્તી થઇ.

**બોહોળા વનમાં** એક બેઠક કરી છે. ત્યાં ગાયની એક મૂર્ત્તિ હતી, તેને ઘાસ દાણો ખવરાવીને ત્યાંના મુસલમાન હાકેમને ચમત્કાર બતાવ્યો હતો.

**શ્રીકુંડમાં** એક ગાદી સ્થાપી છે. તે કુંડથી આગળ કુસમોખર છે. ત્યાં આગળ ઉદ્ધવજીનો તેમને મેળાપ થયો હતો.

**આન્યોરમાં** શ્રી નાથજી પ્રગટ થયા, ત્યાં મદિર છે. તથા **સદ્દપાંડેના** ઘરમાં બેઠક છે.

**ગોવિંદકુંડ** ગિરિરાજના શિખર ઉપર શ્રીકૃષ્ણે લખેલો કૃષ્ણ પ્રેમામૃત નામે ગ્રંથ તેમણે લખી લીધો, અને તે કૃષ્ણ ચૈતન્યને આપ્યો. ત્યાં બેઠક કરી છે.

**માનસી ગંગા** અહિં કૃષ્ણ ચૈતન્ય વગેરેના ઉપર કમંડળનું પાણી છાંટી માનસી ગંગા દુધ જેવી દેખાડી. અને ત્યાં શ્રીઆચાર્યજીએ એક મહિના સુધી ભાગવતનું પારાયણ કર્યું.

**સુંદરસીલાની** પાસે ગોવર્ધન પૂજા કરીને અન્નકૂટનો ઉત્સવ કર્યો પછી દામોદર દાસના ખોળામાં મસ્તક મૂકીને શ્રીઆચાર્યજી સૂતા હતા. તેવામાં શ્રીનાથજી તેમને મળવા સારુ આવ્યા, એટલે તેમણે ઉઠીને તેમની સાથે વાતચિત કરી હતી.

**શ્રીનાથજીના મદિરમાં** શ્રીઆચાર્યજી દેવ પ્રબોધની સુધી રહ્યા હતા. ત્યાંથી દામોદરદાસના ગામ ગુલાલકુંડમાં જઇને એક રાત્ર રહ્યા હતા.

**કામવનમાં** સુરભી કુંડ ઉપર એક બ્રાહ્મણ પિશાચ થયો હતો, તે લોકોને બહુ દુઃખ દેતો હતો; તેની મુક્તિ કરીને લોકોનો ભય દૂર કર્યો હતો.

**સંકેત** ઉપર (બરસાણાગાં) શ્રીઆચાર્યજી પારાયણ કરતા હતા, તે વખતે એક સોળ વર્ષની સુંદર સ્ત્રી તેમને ચમર કરવા આવતી. એ વિષે સેવકોએ પુછ્યાં તેનો જવાબ નહિ આપતાં ગુસ્સે થયા હતા.

**કોકિલાવનમાં** શ્રીઆચાર્યજીએ **વચનામૃત** લખ્યું, અને પાંચ શેર દુધની ખીરથી હજાર મનુષ્યને ભોજન કરાવ્યું.

**નંદગામમાં** પાન સરોવર ઉપર ઉદ્ધવજી સાથે શ્રીઆચાર્યજી ૭ મહિના સુધી રહ્યા.

**ભાંડીર વનમાં** મધ્વાચાર્ય સંપ્રદાયનો વ્યાસતીર્થ નામે મહંત લાખો રૂપિઆ દ્રવ્ય તથા મોટા રાજાઓ વગેરે સેવકોને લેઇને શ્રીઆચાર્યજીને શરણે આવ્યો.

**ચિત્રકોટમાં** શ્રીરામચંદ્રજી ચોમાસાના ચાર મહિના રહ્યા હતા, ત્યાં શ્રી આચાર્યજીએ વાલ્મીકિ રામાયણ તેર દિવસ વાંચ્યું હતું. તથા ત્યાં પોતે એક માસ સુધી રહ્યા હતા.

**ઉજ્જનમાં** મહાકાળેશ્વરમાં ભાગવતની પારાયણ કરી, ત્યાં બેઠક કરી છે.

**અયોધ્યામાં** સર્યૂ નદીના કિનારે શ્રીઆચાર્યજીએ રામાયણ વાંચ્યું હતું.

**નૈમિષ્યારણ્યમાં** ભાગવતના શ્લોકનું વ્યાખ્યાન કર્યું હતું.

**કાશીમાં** હનુમાન ઘાટપર તથા શેઠ પુરૂષોત્તમદાસના ઘરમાં બેઠક કરી છે. ત્યાં **પત્રાવિલંબન** તથા **સંન્યાસ નિર્ણય**·નામે ગ્રંથ બનાવ્યા, તથા વિશેષ વિદ્યાભ્યાસ કર્યો.

**જગન્નાથજીમાં** શ્રીઆચાર્યજી ત્રણ વાર ગયા હતા. અને ત્યાંના રાજાના મનનો સંદેહ ટાળ્યો હતો.

**ચંપારણ્યમાં** શ્રીઆચાર્યજીનો જન્મ થયો હતો, ત્યાં દેવળ બંધાવ્યું છે.

**દ્વારકામાં** શ્રીઆચાર્યજી પારાયણ કરતા હતા, તે વખતે ઘણો વરસાદ પડતો હતો, પણ કહે છે કે, શ્રીઆચાર્યજીનાપર એકે છાંટો પડયો નહોતો. ત્યાંનો ગોવિંદ સંન્યાસી શ્રી આચાર્યજીને શરણે આવ્યો હતો.

એ સિવાય નીચે લખેલા સ્થળોમાં શ્રી આચાર્યજીએ જઇને ત્યાં બેઠકો કરી; પોતાનું અદ્ભૂત પરાક્રમ બતાવેલું છે;—

| | | | |
|---|---|---|---|
| ગોકુળ. | સેતબિંદુ રામેશ્વર. | મૂળગોમતા. | મંદાકિની પર્વતપર. |
| વૃન્દાવન. | લોહાકરના. | શ્રીબેટ શંખોદ્ધાર. | કૃષ્ણા નદીના તીરપર. |
| મધુવન. | અમદાવાદ પાસે અસારવા. | નારાયણ સરોવર. | દક્ષિણમાં જનાર્દન ઠાકુરમાં. |
| કમોદવન. | ચરણાટ. | હરિદ્વાર. | તામ્રની નદીના તીરપર. |
| પરાસોલી. | કાન્તીનાથ પર્વતપર. | વ્યાસ આશ્રમ. | મદારમદ સૂદનમાં. |
| ગહવરવન. | જનકપુર. | ક્ષેત્ર નદીની તીરપર. | તોતાદ્ર પર્વતપર. |
| માન સરોવર. | ગુપ્ત પ્રયાગ. | પણાનુસિંધ. | કેદારખંડમાં. |
| સારોજી. | ગંગાસાગર. | વિજયાનગર. | બદ્રિકાશ્રમ. |
| રંગધામ. | પંઢરપુર. | સરયુ નદીના તીરપર. | કૌસ્તુભ નદીપર. |
| કાવેરી તીરપર. | શેષાચળ પર્વતપર. | બદ્રીરાયજી. | |
| પંચવટી. | લક્ષ્મણ બાલાજી. | મળિયાચળ પર્વત પર. | |
| ગોદાવરી તીરપર. | પ્રભાસ ક્ષેત્ર. | નૃસિંહ ક્ષેત્ર. | |
| પુષ્કરજી. | ગિરનાર. | મુક્તિ ક્ષેત્ર. | |
| અડેલ. | નવાનગર. | મણિકર્ણિકાના ત્રૈલોક્યના આશ્રમમાં. | |
| બિંદુ સરોવર. | ખંભાળીઆ. | વિસાલ ગંગાના તીરપર. | |
| વિષ્ણુ કાંચી. | મોરબી. | અર્બુદાચળ પર્વત પર. | |

એ રીતે શ્રી આચાર્યજીએ બેઠકો કરેલી કહેવાય છે. દેશાટન કર્યા પછી તેઓ કાશી ક્ષેત્રમાં આવીને રહ્યા હતા. ત્યાં પોતાની જ્ઞાતિની લક્ષ્મી નામે સ્ત્રી સાથે તેમણે લગ્ન કર્યું હતું. તેનાથી તેમને ગોપીનાથજી તથા વિઠ્ઠલનાથજી નામે બે પુત્રો થયા હતા. તેમણે અગ્નિહોત્ર પણ લીધું હતું સંવત ૧૫૭૬ માં ગોવર્ધન પર્વતપર જે શ્રી નાથજીની મૂર્તિ

સ્થાપેલી હતી, તે મુર્ત્તિને મેવાડમાં લાવી પ્રતિષ્ઠા કરી, આચાર્યજી ત્યાંથી પાછા કાશીમાં આવ્યા. પછી કાશી વિશ્વેશ્વરના દેવળ ઉપર જાહેર નામુ લગાવ્યું કે, શ્રી કૃષ્ણની કૃપાથી અમે શંકર મતનું ખંડન કર્યું, માટે જે કોઇને ધર્મ સંબંધી વાદ કરવાનો હોય, તેમણે અમારી પાસે આવવું. આ વાત - ગોપાલદાસ કૃત **વલ્લભાખ્યાન** અને ગીરધર કવિ કૃત **સંપ્રદાય પ્રદીપ** એ ગ્રંથોમાં લખેલી છે. શ્રી વલ્લભાચાર્યજી સંવત ૧૫૮૭ ના અષાડ શુદ ૩ ના દિવસે હનુમાન ઘાટ ઉપર પોતાની ૫૨ વર્ષની ઉમ્મરે સ્વધામ ગયા. એ ઉપરથી તેમને થઇ ગયાને ૩૬૫ વર્ષ થયાં એવું સિદ્ધ થાય છે. મહાત્મા વલ્લભાચાર્યે દેશાટન કરતી વખતે જે જે ગ્રંથો રચ્યા છે, તેનાં નામ;—

વ્યાસ સૂત્ર ભાષ્ય, જૈમિની સૂત્ર ભાષ્ય, તત્વ દીપ નિબંધ, ભાગવત્ ટીકા સુબોધિની, સિદ્ધાંત મુક્તાવળી, પુષ્ટિ પ્રવાહ મર્યાદા, સિદ્ધાંત રહસ્ય, અંતઃકરણ પ્રબોધ, વિરોધ લક્ષણ, નવરત્ન, નિબંધે ભક્તિ પ્રકરણ, વિવેક ધૈર્યાશ્રમ, પત્રાવિલંબન, કૃષ્ણાશ્રય, ચિત્તપ્રબોધ, જલભેદ, નિરોધ લક્ષણ, શૃંગાર રસ મંડણ, વૈદ્ય વલ્લભ, ભક્તિ વર્ધની, સંન્યાસ નિર્ણય, સેવાફળ, પુરૂષોત્તમ સહસ્ર નામ. ઇત્યાદિ ગ્રંથો તેમણે રચેલા છે. તે બધાનું એક લાખ શ્લોકનું પૂર કહેવાય છે.

શ્રી વલ્લભાચાર્ય સ્વધામ પધાર્યા પછી તેમની ગાદીને માટે **ગોપીનાથજી** તથા વિઠ્ઠલનાથજી એ બંને ભાઇઓ વચ્ચે ટંટો થયો હતો. તેથી તેઓ દિલ્હીના પાદશાહ પાસે ઘણા દિવસ સુધી રહ્યા હતા. એવામાં ગોપીનાથજીનો સ્વર્ગવાસ થવાથી વિઠ્ઠલનાથજીને ગાદી મળી હતી. વિઠ્ઠલનાથજી ઘણા બુદ્ધિવાન, વિદ્વાન, અને ચંચળ હતા. તેમની મનોવૃત્તિ પોતાના સેવકો શી રીતે વધે, એ ઉપરજ હતી. તેથી મનુષ્ય જેમ પોતાના પુત્રને લાડ લડાવે છે, અને યુવાવસ્થાવાળાં સ્ત્રી પુરૂષો જેમ અનેક પ્રકારનાં વસ્ત્રાલંકારાદિકના વિષય ભોગ ભોગવે છે, તેવી રીતે બાળકૃષ્ણ અને રાધાકૃષ્ણની મૂર્તિને લાડ લડાવીને તથા શ્રીઆચાર્યજીમાં મહા પ્રભુની ભાવના રખાવી પ્રેમ ભક્તિને અધિક ઉત્તેજન આપ્યું. તેથી તેમના પ્રથમ ૨૫૨ સેવક થયા હતા. પછી તેમણે અનેક પ્રકારનાં મનોરંજક વ્રત, ઉત્સવાદિકના કેટલાક નિયમો બાંધ્યા હતા. અને વિષયી મનુષ્યને પ્રિય લાગે એવાં રસાલંકારના પ્રેમ યુક્ત ભજન કીર્તન પ્રાકૃત વ્રજ ભાષામાં કરવાને ઉત્તેજન આપ્યું. ઇત્યાદિ પ્રકારથી વલ્લભાચાર્યના સંપ્રદાયમાં ઘણો વધારો થયો હતો. હજારો લોકો તેમને અવતારી પુરૂષ માનવા લાગ્યા. વિઠ્ઠલનાથજીએ હિંદુસ્થાનના ઘણા ભાગમાં એટલે પૂર્વમાં કાશી, મથુરા; પશ્ચિમમાં કચ્છ, દ્વારિકા; ઉત્તરમાં મારવાડ, મેવાડ; અને દક્ષિણમાં પંઢરપુર, મુંબઇ, ઇત્યાદિ સ્થળે મુસાફરી કરી હતી. તેથી ભાટીઆ, વાણીઆ, કણબી, સુનાર, લુવાર, આદિ ઘણા લોકો તેમને માનવા લાગ્યા.

વિઠ્ઠલનાથજીને **રૂકિમણી** અને **પદ્માવતિ** એ બે સ્ત્રીઓ હતી. તેમનાથી તેમને શોભા, કમળા, યમુના, અને દેવકા, એ ચાર પુત્રીઓ; અને ગિરધરજી, ગોવિંદરાયજી, બાળકૃષ્ણજી, ગોકુળનાથજી, ઘનશ્યામજી, રઘુનાથજી, અને યદુનાથજી, એ સાત પુત્રો થયા હતા. વિઠ્ઠલનાથજીએ જૂના ગ્રંથોની ટીકા કરી, અને કેટલાક નવા ગ્રંથો કર્યા છે. તેઓ સંવત ૧૬૪૭ ના મહા વદ ૭ ને દિવસે ૭૦ વર્ષની ઉમ્મરે સ્વધામ પધાર્યા, એવું

માલા પ્રસંગ વગેરે ગ્રંથોમાં લખેલું છે. વિઠ્ઠલનાથજીના સાતે પુત્રોએ બાળકૃષ્ણની જુદી જુદી સાત મૂર્તિઓ ગોકુળ પાસે ગોવર્ધન પર્વત ઉપર સ્થાપન કરી હતી. ત્યાં તેઓ એક એક મૂર્તિ લેઇને એક એકના પૂજારી થઇને રહ્યા હતા. એક દિવસે શાહજહાન પાદશાહે આગ્રામાં તાજ મેહેલ ઉપર ચઢીને જોયું તો દૂર પર્વત ઉપર દીવાનું અજવાળું દીઠું. પછી પુછતાં તેને માલુમ પડ્યું કે, એ અજવાળું મહારાજના મંદિરના દીવાનું છે. તે ઉપરથી પાદશાહના મનમાં આવ્યું કે, મારા મેહેલ કરતાં બીજા કોઇની ઇમારત ઉંચી ન જોઇએ. માટે તે મંદિર તોડી પાડવાં. એ વાતની ખબર મહારાજોને પડવાથી સૌ પોત પોતાની મૂર્તિઓ લેઇને નીચે લખેલે જુદે જુદે ઠેકાણે જઇને ત્યાં તેની સ્થાપના કરીને રહ્યા.

૧ **નાથદ્વારામાં**—મૂર્તિનું નામ **શ્રીનાથજી** અથવા **નવનીત પ્રિયાજી**. ૨ **કાંકરોલીમાં**—**શ્રીદ્વારકાં નાથજી**. ૩ **કોટમાં**—**શ્રીમથુરેશજી**. ૪ **જયપુરમાં**—**શ્રીમદનમોહનજી**. ૫ **ગોકુળમાં**—**ગોકુળનાથજી**. ૬ **સુરતમાં**—**બાળકૃષ્ણજી**. ૭ **અમદાવાદમાં**—**નટવરલાલજી**. એ પ્રમાણે સાત મંદિરો સ્થાપ્યાં. તે અદ્યાપિ સુધી ચાલે છે. એ સાતે મહારાજના વંશજો પોત પોતાનાં મંદિરના મહારાજ કહેવાય છે. એ સાતમાં વડી ગાદી **શ્રીનાથજી**ની છે. હાલ તેમની સોળ[1] પેઢી થઇ છે. તેમાંના બે મુખ્ય મહારાજાઓએ પુષ્ટિ માર્ગના કેટલાક ગ્રંથો કર્યા છે. તેમનાં મંદિરોનો સંપ્રદાય પૂજા એટલે ઉપાસના કાંડનો વિશેષ કરીને છે. તેમાં કૃષ્ણલીલામાં જે ઓચ્છવ વગેરે લખ્યાં છે, તે મુજબ ઓચ્છવ વગેરે લીલા કરી છે. મોટામાં મોટું અનુષ્ઠાન એક **"છપ્પન ભોગ"** એટલે મહા પૂજા કરે છે. તેમણે દર્શનની રીતના નિયમ કરેલા છે. તે એવા કે:-પ્રથમ **મંગળાનાં** દર્શન, તે પછી **શૃંગાર**, **ગ્વાલ**, **રાજભોગ**, **ઉત્થાપન**, **ભોગસમો**, **ગૌઆરતી** અથવા **સંધ્યા**, અને **શયન આરતી**, એમ અનુક્રમે દિવસમાં આઠ વખત દર્શન કરાવે છે. આ પ્રમાણે જ્યાં બંદોબસ્ત છે, તે **મરજાદી** મંદિર કહેવાય છે. અને કેટલાક **સમર્પણી** કહેવાય છે.

ઉપર કહ્યું તેમ વિઠ્ઠલનાથજીના સાત પુત્રોએ જુદે જુદે સ્થળે સાત ગાદી સ્થાપીને તેઓ પોતપોતાના જુદા જુદા સેવકો કરવા લાગ્યા. તેમાં એટલોજ તફાવત કે કોઇ ગાદીવાળા **બાળકૃષ્ણની** મુખ્ય ભક્તિ કરવા લાગ્યા, અને કોઇ ગાદીવાળા **રાધાકૃષ્ણની** મુખ્ય ભક્તિ કરવા લાગ્યા. એ રીતે કૃષ્ણના જુદા જુદા સ્વરૂપની કલ્પના કરી તેમની મુખ્ય ભક્તિ પ્રસરાવી. અને સંસારનાં સર્વ સુખ ભોગવવા લાગ્યા. આ સર્વનો મુખ્ય સિદ્ધાંત સગુણ ભક્તિનો છે. સગુણનો અર્થ પાછળથી અનેક પ્રકારે જન પ્રિય લાગે તેવી રીતે કર્યો છે. ઇશ્વર સગુણ છે, એટલે તે પોતાના ધામમાં મનુષ્યાકારે પુરૂષ રૂપે છે. તે રાધિકા અને લક્ષ્મી વગેરે પત્ની સાથે નાના પ્રકારનાં ઉત્તમ સુખ ભોગવે છે. અને મનુ-

(૧) પ્રથમ શ્રીવલ્લભાચાર્યજી, ૨ વિઠ્ઠલનાથજી, ૩ ગીરધરલાલજી (શ્રીનાથજીની ગાદીના પહેલા મહારાજ.) ૪ દામોદરજી, ૫ વિઠ્ઠલરાયજી, ૬ બીજા ગીરધરજી. ૭ બીજા દામોદરજી. ૮ ત્રીજા ગીરધરજી, ૯ રૂપનાથજી. ૧૦ ગોવિંદરાયજી, ૧૧ ગોકુળ ઓછવજી, ૧૨ ગોપેશ્વરજી, ૧૩ બાળકૃષ્ણલાલજી, ૧૪ બીજા ગોકુળ ઓછવજી, ૧૫ મોટા ગીરધરલાલજી, (પાછળ થયા છે). ૧૬ શ્રીગોવર્ધનેશજી. (હાલ ગાદી ઉપર છે. તે.) એ રીતે શ્રીગીરધરલાલજીથી શ્રીનાથદ્વારાની ગાદી ઉપર ૧૪ મહારાજો થયા છે.

ષ્યનાં કલ્યાણ અથવા બીજા કોઇ મહત્ત્વના કામ માટે પૃથ્વીપર અવતાર લે છે. તે વખતે પણ ભક્તના કલ્યાણ માટે ત્યાં નાના પ્રકારના ભોગ ભોગવે છે, પણ તે સર્વે દોષ રહિત અને નિર્ગુણ છે. જેમ અગ્નિમાં કાંઇ પદાર્થ નાખીએ તે અગ્નિને લેપન કરી શકતો નથી, તેમ અવતારી ઇશ્વર સદા નિર્લેપ છે. એ સિદ્ધ કરવાને ભાગવત્ અને વિષ્ણુ પુરાણાદિનાં પ્રમાણ બતાવે છે. તેઓ વિષ્ણુને બ્રહ્મરૂપ માને છે. વિષ્ણુના અવતારોમાં પણ કૃષ્ણાવતારનેજ પરબ્રહ્મ રૂપે ભજે છે. અને તેનેજ પુરુષોત્તમ કહે છે. ગોલોકાદિને સ્વર્ગ કહે છે, તેમાં શ્રીકૃષ્ણરૂપ પરબ્રહ્મ રહ્યા છે. એ ગોલોકોમાં ભગવાનની પાસે સખી ભાવે પ્રેમરૂપમાં લીન થવું, તેનેજ મોક્ષ માને છે. સખી ભાવની વાત પુષ્ટ કરવાને માટે એવી વાત જેમાં હોય, તેવાં ભાગવત્ અને વિષ્ણુ પુરાણાદિનાંજ પ્રમાણ બતાવે છે. અર્થાત્ શ્રીકૃષ્ણની બાળલીલાનું અનુકરણ કરવાજ પરમ ધર્મ માને છે. અને ભક્તિએ કરીને આ સંપ્રદાયમાં મોક્ષ માન્યો છે. સામાન્ય લોક એમ માને છે કે, ભક્તિથી જ્ઞાનનો ઉદય થઇ પરિચ્છેદ ભંગ થાય અને સાયુજ્ય મળે. તેઓ પ્રેમ લક્ષણા ભક્તિનેજ મોક્ષ રૂપે બતાવે છે.

વલ્લભમત ગૂજરાતમાં વિશેષ પ્રસરેલો છે. આ સંપ્રદાયવાળા મૂળ વિષ્ણુ સ્વામીને ઇષ્ટ જે સંન્યાસ, તેને માનતા નથી. તીલક છાપાં કરે છે, અને ગોપીચંદનાદિને પવિત્ર ગણે છે. એક બીજાને "જયશ્રીકૃષ્ણ" કે "જયગોપાળ" ઇત્યાદિ બોલીને નમસ્કાર કરે છે. **"ॐ नमो भगवते वासुदेवाय"** એ ભાગવત્ મંત્રને અથવા **"ॐ श्रीकृष्ण शरणं मम"** એટલે શ્રીકૃષ્ણ તેજ મારા આશ્રયનું સ્થાન છે. એવો અષ્ટાક્ષર મંત્ર ગુરૂ પાસેથી લે છે, અને તેનાથી શ્રીકૃષ્ણનું નામ સ્મરણ કરી માળા ફેરવે છે. શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પી પોતાની બ્રહ્મમયતારૂપ **બ્રહ્મ સંબંધ** વૈષ્ણવ માત્ર કરે છે. પુત્રને અગિયાર અથવા બાર વર્ષે, અને પુત્રીને ઘણું કરીને લગ્નને સમયે **સમર્પણ** અથવા **બ્રહ્મસંબંધ** એ પંથના મુખ્ય આચાર્ય કે મહારાજના હાથે અપાવવાની અગત્ય સમજે છે. એવી રીતે બ્રહ્મસબંધ લેઇને કંઠી બાંધ્યા પછી નિત્ય નહાઇ ધોઇને સ્વચ્છ થઇ પૂજા સેવા વખતે એ મહા પવિત્ર ગણેલા મંત્રનો કોઇ ન સાંભળે તેવી રીતે જપ કરવાની સર્વ વૈષ્ણવોને આજ્ઞા કરેલી છે. તે મત્ર આ પ્રમાણે;—

ॐश्रीकृष्णःशरणंममसहस्रपरिवत्सर
मितकालजातकृष्णावियोगजनिततापं
क्लेशानंततिरोभावोहंभगवतेकृष्णाय
देहेन्द्रियप्राणांतःकरणेनचर्माश्चदारागार
पुत्राप्तवित्तेहपराण्यात्मनासहसमर्पयामि
दासोहंकृष्णत्वास्मि. ॥ १ ॥

**અર્થ—**"સર્વેના મૂળ કારણરૂપ જે શ્રીકૃષ્ણ અથવા સર્વ વ્યાપક પરમાત્મા તે મારૂં આશ્રય સ્થાન છે. શ્રીકૃષ્ણના વિયોગથી એક હજાર વર્ષ સુધી અતિશય ક્લેશ અને દુઃખ પ્રાપ્ત થયું છે. માટે હે મારા પરમ પૂજ્ય કૃષ્ણ! મારૂં શરીર, ઇંદ્રિય, પ્રાણ, અંતઃક-

રણ અને બીજી સર્વે ઇંદ્રિયો તથા મારી સ્ત્રી અને પુત્રાદિ સર્વ કુટુંબ સહિત મને પવિત્ર કરો. હું તમારો દાસ છું." એનો ગુહ્યાર્થ એવો છે કે;—"જીવાત્માને જ્યારથી માયાના આવરણથી પરમાત્મા અથવા, પોતાના શુદ્ધ ચૈતનથી વિયોગ થયો, ત્યારથી મહા કષ્ટ સહન કરવું પડ્યું છે માટે હવે એ મૂળ આત્માનુ મને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયું છે. હવેથી એ પરમાત્માજ મારૂં શરીર છે, તેથી મારા અંતઃકરણ સહિત સર્વે ઇંદ્રિયો તથા સ્ત્રી પુત્રાદિક કુટુંબને તેમાંજ સંમીલન કરૂં છું."

શ્રીગોકુળની ગાદીના છેલ્લા લક્ષ્મણલાલજી મહારાજ સંવત ૧૯૧૨ માં સ્વધામ પધાર્યા, પછી કેટલેક વર્ષે શ્રીલાલબાવાને ખોળે લેઇ ગાદીપતિ કીધા છે. શ્રી ગોકુળેશજીની ગાદીના સેવકો લલાટે છુટું ટીલું કરે છે. અને બાકીની ૭ ગાદીના સેવકો બાંધ્યું ટીલું કરે છે. ગોકુલનાથજીની મુખ્ય ગાદી ગોકુળમાં છે. અને ભરૂચ. ગોધરા, વાડાસીનોર, પોરબંદર, તથા કપડવણજ વગેરેમાં તેમનાં મંદિરો તથા સેવકો છે. બીજા મદિરવાળા બાળકૃષ્ણ વગેરેની મૂર્ત્તિનાં દર્શન કરાવે છે. ગોકુળનાથજીના મદિરમાં તે મૂર્ત્તિ સાથે તેમના ચર્ણની ( કાષ્ટનાં પગલાં ) સેવા થાય છે. કોઇ ઠેકાણે ફક્ત વસ્ત્રને ચર્ણ સેવા થાય છે. શ્રીગોકુળેશજીનો જન્મ દિવસ માગશર શુદ ૭ નો છે. જ્યારે કોઇને ગુરૂ કરી સેવક થવું હોય છે, ત્યારે ઘણું કરીને તો કીશોર વયથીજ થાય છે. તેમાં ઓછામાં ઓછા ચારેક રૂપિઆ આપવા પડે છે. એક દિવસ અપવાસ કરાવીને બીજે દિવસે મહારાજ તેના કાનમાં "**શ્રીકૃષ્ણ શરણં મમ**" એવો મંત્ર આપી પ્રસાદ જમાડે છે. તેને બ્રહ્મસંબધ કે બ્રહ્મસમાન કહે છે. સર્વ મંદિરોમાં શ્રીકૃષ્ણનાં બાળચરિત્રો ગવાય છે. તથા દરેક કારતક શુદ ૧ ને દિવસે છાણના ઢગલાનો ગોવર્ધન પર્વત કલ્પિ તેની પૂજા કરીને પછી અન્નકૂટનાં દર્શન કરાવે છે. શ્રીનાથજીની ટિલાયત ગાદી હોવાથી હરકોઇને ઘેર જ્યારે કોઇ પણ મહારાજની પધરામણી કરાવવામાં આવે છે, ત્યારે અથવા કોઇ બીજા કારણ માટે ઓચ્છવ કરાવે છે, ત્યારે શ્રીનાથજીની ભેટ પ્રથમ કાઢવામાં આવે છે. જ્યારે કોઇ માણસ શ્રીગોકુળની જાત્રાએ જાય છે, ત્યારે ગાદીનાં ચર્ણસ્પર્શ કરવાની ઇચ્છા રાખનાર પાસેથી ભેટ લેવામાં આવે છે. પોતાની ગાદી સિવાયના બીજી ગાદીઓના સેવકો ગમે તેટલું ધન આપે, તોપણ તેને તે ચર્ણસ્પર્શનો અધિકાર આપતા નથી. પોતાની કંઠીવાળાનેજ સ્પર્શ કરાવે છે. એક વખતે ધર્મ ઉપર સંકટ આવ્યું હતું, ત્યારે શ્રીગોકુળેશજીએ પોતાની વિદ્વતા તથા હિમત વડે કંઠીનો ધર્મ રાખ્યો હતો, તેથી સર્વ ગાદીઓ કરતાં તેમની ગાદીને શ્રેષ્ટ ગણીને સર્વ ગાદીના સેવકો શ્રીગોકુળની યાત્રાને મોટી માને છે. મુંબઇમાં ભુલેશ્વરના ચકલામાં શ્રીગોસાઇજીનાં નવ મંદિરો છે. તથા કોટમાં બે મળીને ન્હાનાં મોટાં ૧૪ મદિરો છે. તેઓમાં શ્રી જીવણલાલજી, શ્રીચીમનલાલજી, શ્રીદાઉદજી, શ્રીગોકુળાધીશ, અને શ્રીનરસિંહજીનાં મદિરો મુખ્ય છે.

## ગુરૂ ગોવિંદ સિંહ.

શિખ સમાજના દેવતા **બાબા નાનક**ના પછી તેમની ગાદી ઉપર બીજા કેટલાક આચાર્યો થયા છે. પરતુ તેઓમાં તેમની બરોબરી કરી શકે તેવો શિખોનો બીજો પ્રભ

આ ગુરૂ ગોવિંદસિંહ થયો છે. મહાત્મા ગુરૂ ગોવિંદનો જન્મ ઇસ્વી સન ૧૬૬૧ માં **પટણા** શેહેરમાં થયો હતો. બાબા નાનકના પછી તેમની ગાદી ઉપર **અગડશાહે** બેસીને ધર્મ ચલાવ્યો હતો. ત્યાર પછી એ પંથની ગાદી ઉપર **અમરદાસ, રામદાસ,** અને તેમનો પુત્ર **અર્જુનદાસ,** એમ અનુક્રમે થયા. અર્જુનમલે નાનકશાહનાં કરેલાં કેટલાંક ગાયનો તથા બીજા ગુરૂઓએ કરેલા કેટલાક ગ્રંથ એકઠા કરીને **આદિગ્રંથ** તૈયાર કર્યો. તેમના પછી તેમનો પુત્ર હરગોવિંદ થયો. તેણે પોતાની શિષ્ય શાખા ઘણી વધારી હતી; અને તેમને હથિયાર પકડવાનું શિખવ્યું હતું. એ વેળાએ દિલ્હીના બાદશાહ તરફથી લાહોરમાં જે સુબો રહેતો હતો, તેની સાથે લડાઇ કરવાની તેને જરૂર પડી હતી. હરગોવિંદને પાંચ પુત્રો હતા. તેમાંનો એક **ગુરૂદિત્યા** નામે પુત્ર હતો. તેને **હાહરમલ** ( હરકીશન ), અને **હુરરાય** ( હરગોવિંદ ), નામે બે પુત્રો હતા. તેમના પછી તેમનો કાકો **ટેગબાહાદુર** ગાદીએ બેઠો. ગુરૂ ગોવિંદસિંહ આ ટેગબાહાદુરનો ઔરસ પુત્ર થાય. તેથી ટેગબાહાદુરના પછી ગાદી ગુરૂ ગોવિંદસિંહને મળી. એ વેળાએ દિલ્હીની ગાદી ઉપર **ઔરંગજેબ** પાદશાહ રાજ કરતો હતો.

ગોવિંદસિંહ ઘણો બુદ્ધિવાન, શૂરવીર, અને સ્વધર્માભિમાની હતો. તેણે ગાદી ઉપર બેસીને એક નવીજ શિખસમાજ બનાવી હતી. પોતાના શિષ્યોને હથિયાર બંધાવી, વાદળી રંગનાં લૂગડાં, ચોટલા, તથા દાઢી, મૂછ રાખવાની તેણે આજ્ઞા કરી. હિંદુ દેવ દેવસ્થાનને નુકશાન કરવું નહિ, તેમ ગૌહત્યા કરવી નહિ, ઇત્યાદિ એ સંપ્રદાયના નિયમને તેણે મજબુત કર્યો. તેના સમયમાં મુસલમાનોનો જુલમ વધી પડ્યો હતો, તે તોડવાને તેણે પોતાની સરદારી નીચે ઠેર ઠેર યુદ્ધ કરીને સર્વને હરાવ્યા. અને તેમનાં રાજ્યનો નાશ કર્યો. એમ ઘણી પ્રકારે તેણે પોતાની બહાદુરી બતાવી હતી. પ્રજા ઉપર પડતો મુસલમાનોનો જુલમ અટકાવવા માટે તેને એવી ઘણીક લડાઇઓમાં રોકાવું પડ્યું હતું, તે છતાં તેણે પોતાના ધર્મ વિષયનું પ્રકરણ વિસારી મૂક્યું નહોતું. તે શિખોને વખતો વખત એકઠા કરીને ધર્મબોધ કરતો હતો. તે કહેતો કે;—

"ખરા અંતઃકરણથી એકેશ્વરની ઉપાસના કરવી જોઇએ. કોઇ પણ રીતે પાર્થિવ પદાર્થ દ્વારા સર્વ શક્તિમાન પરમ પિતાનું મહાત્મ્ય વિકૃત કરવું નહિ. સર્વે જણે સરલ હૃદયથી અને એક ચિત્તથી ઇશ્વરની તરફ ચાહીને જોવું. સર્વે એક પ્રાણ થઇને એકતાના સૂત્રમાં સંબદ્ધ થવું. આ સમાજમાં જાતિનો નિયમ રહેશે નહિ. કુલ મર્યાદાનું પ્રાધાન્ય રક્ષિત થશે નહિ. તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર, પંડિત, મૂર્ખ, અને આબરૂદાર એ સર્વને સમાન ભાવે પરિગૃહિત કરવામાં આવશે. સર્વે એકજ પંક્તિમાં, એક વાસણમાં ખાશે. તુર્કોનો વિનાશ કરવાને યત્નવાન રહેશે. અને સર્વને સજીવ અને સતેજ થવાને શિખાડશે."
ગોવિંદસિંહે એ પ્રમાણે કહીને પોતાને હાથે એક બ્રાહ્મણ, એક ક્ષત્રિય, અને ત્રણ શૂદ્ર જાતિય વિશ્વાસુ શિષ્યોના શરીર ઉપર ખાંડનું સરબત નાખીને તેમને **"ખાલસા"** કહીને સંબોધન કર્યા હતા. તેમજ યુદ્ધ કાર્ય અને વીરત્વનું પરિચય સૂચક **"સિંહ"** ઉપાધિ આપી હતી. પોતે પણ એજ ઉપાધિ ધારણ કરીને ગોવિંદસિંહ નામથી પ્રસિદ્ધ થયો છે.

ગોવિંદસિંહે પહેલાં શિખોને સામ્યસૂત્રમાં સંબંધ કરાવ્યો, તેનીજ બુદ્ધિથી હિંદુ, મુ-

સલમાન, બ્રાહ્મણ અને ચાંડાલ એક જમીન ઉપર ઉભા રહીને પરસ્પર બંધુભાવથી આલિંગન કરતાં શિખ્યા હતા. ગોવિંદસિંહ શિખ હૃદયમાં જાતિય જીવનનો પહેલો પરિતોષક છે. શિખો તેજસ્વીતામાં સ્થિર પ્રતિજ્ઞતામાં, અને યુદ્ધ કુશળતામાં સર્વત્ર દિપી રહ્યા છે. તેનું મૂળ ગોવિંદસિંહ છે. તેજોવેત્તા અને મહા પ્રાણતાની અંદર શિખ ગુરૂસમાજમાં બાબા નાનક સિવાય ગોવિંદસિહનો પ્રતિસ્પર્ધિ થવાને યોગ્ય થયો નથી. તેમ ભારતવર્ષની સર્વ પ્રજાને એક મહા જાતિમાં આણવા માટે એ સંપ્રદાયમાં ગોવિંદસિંહની માફક બીજા કોઇએ યત્ન કર્યો નથી.

ગોવિંદસિહ અને તેના શિષ્યોનાં પરાક્રમ જોયાથી ઔરંગઝેબ જેવો પાદશાહ પણ ચિંતિત થયો હતો. મુગલો સાથેની ઘણી લડાઇઓ લડીને ફતેહ મેળવ્યા પછી જ્યારે તે એકાંતમાં રહેતો હતો, ત્યારે એક વેળાએ ઔરંગઝેબે તેને પોતાની પાસે આવવાને અનુરોધ કર્યો હતો. તેથી ગોવિંદસિંહે તેને કહ્યું હતું કે;—"હું હાલ કોઇ રીતના પાર્થિવ બંધનમાં બંધાયેલો નથી. સ્થિર ચિત્તથી મૃત્યુની વાટ જોતો બેઠો છું. સર્વ રાજાનો રાજા જે અદ્વિતીય પાદશાહ, તેના સિવાય ડરવાની મારે કોઇ જગ્યા નથી." આવો જવાબ સાંભળ્યાથી ઔરંગઝેબે તેની સાથે મુલાકાત કરવાને વિશેષ આગ્રહ જણાવ્યો હતો. ગોવિંદસિંહ આ વખતે તેની પાસે જવાને તૈયાર થયો. પરંતુ ત્યાં તેના પહોંચવાની અગાઉ વૃદ્ધ મુગલ પાદશાહ ઔરંગઝેબે પરલોક ગમન કર્યું હતું. તા. ૧ ફેબ્રુવારી સને ૧૭૦૭. ઔરંગઝેબના પછી તેનો પુત્ર બહાદુરશાહ (શાહઆલમ ) ગાદીએ બેઠો હતો. તેણે ગોવિંદસિંહની પ્રતિ વિલક્ષણ સૌજન્ય દેખાડીને તેને સેનાપતિ પદમાં નિયુક્ત કર્યો હતો. ગોવિંદસિંહ એવી રીતે ભારતવર્ષની પાદશાહતનો સૈનાધ્યક્ષ થઇને પોતાના શિષ્ય સંપ્રદાયની ઉન્નતિ કરવા લાગ્યો હતો. એ વખતે તેણે એક પઠાણની પાસેથી ઘોડો વેચાતો રાખ્યો હતો, તેની કિમતની બાબતમાં તે પઠાણે ગોવિંદસિહને ગાળ દીધાથી તેને તેણે મારી નાખ્યો હતો. એ વેરના બદલામાં એ પઠાણના પુત્રે એક દિવસે ગોવિંદસિંહની છાવણીમાં પ્રવેશ કરીને તેના ઉપર અસ્ત્રાઘાત કર્યો હતો. એ ઘાતથી ગોવિંદસિંહનું મૃત્યુ થયું હતું. ઇ. સ. ૧૭૦૮ માં ગોદાવરી નદીના કિનારે **નાદર** નામની જગા ઉપર આ શોચનિય બનાવ બન્યો હતો. નાદરમાં ગોવિંદસિંહની સમાધિ છે. એ જગ્યા શિખ લોકોનું તીર્થ ક્ષેત્ર ગણાય છે. મૃત્યુ વખતે ગોવિંદસિંહની ઉમ્મર ૪૮ વર્ષની હતી.

ગોવિંદસિંહ સાહસિક, કર્તવ્યપરાયણ, અને સ્વજાતિ વત્સલ હતો. તે પૃથ્વીના પાપાચાર જોઇને દુઃખ પ્રકાશ કરતો હતો. તેમ વિધર્મિના જુલમથી પોતાનું જીવન સંકટાપન્ન જોઇને ક્રોધ જાહેર કરતો હતો. તેના મનમાં વસ્યુ હતું કે માનવ જાતિ પણ સાધનાના બળથી મહત્ કાર્ય કરી શકે છે. તેમ તેનો વિશ્વાસ હતો કે, મનની એકાગ્રતા અને હૃદયની તેજસ્વિતા સંપાદન કરવા માટે પ્રગાઢ અભ્યાસની જરૂર છે. તેની સ્મૃતિ વિગત સમયના ઋષિ મુની અને યોદ્ધાના કામથી પરિપૂર્ણ રહેતી. દેવતાઓએ કેવી રીતે કષ્ટ સહન કરીને દૈત્યોના ઉપર આધિપત્ય સ્થાપન કર્યું છે, સિદ્ધોએ કેવા પ્રકારથી પોતાના સંપ્રદાય સ્થાપિત કર્યા છે, ગોરક્ષનાથ અને રામાનંદે કેવી રીતે પોતાનો મત પ્રચારિત કર્યો છે, હજરત મહમદ સાહેબે કેવી રીતનું દુઃખ અતિક્રમ કરીને મુસલમાન જાતિના દેવતાનું પદ

મેળવ્યું છે, એવી રીતના વિચારોથી તેનું મન નિરંતર રોકાયેલું રહેતું. તે પોતાને સર્વ શક્તિમાન પરમેશ્વરના એક નોકર તરીકે ઉલ્લેખ કરતો, અને કહેતો કે, ઇશ્વર કોઇ નિર્દિષ્ટ પ્રણાલી અથવા કોઇ નિર્દિષ્ટ પુસ્તકમાં આબદ્ધ નથી. પણ હૃદયની સરલતા અને મનની સાધુતામાંજ તે સદા બિરાજે છે.

ગોવિંદસિંહ શિખ સમાજનો જીવનદાતા હતો. તેના વખતથીજ શિખો ઉન્નતિ પામીને વિખ્યાત થયા છે. બાબા નાનક ધર્મસંપ્રદાય પ્રવર્તક તરીકે પ્રસિદ્ધ છે. પરંતુ ગોવિંદસિંહ ધર્મ સંપ્રદાયની એકપ્રાણતા અને રાજનૈતિક સ્વાધિનતાનો નિદાન છે. તેનો ઉદ્દેશ મહત્ હતો. તેની સાધના ગંભીર હતી, તેનું વિરત્વ અસાધારણ હતું. અને તેની માનસિક સ્થિરતા અતુલ્ય હતી. તેણે સર્વ જાતિને એકતા સૂત્રમાં આબદ્ધ કરીને પોતાની ગંભીર ઉદારતાની ઓળખાણ આપી છે. તે જાતિય જીવનનું ગૌરવ જાણતો હતો. સર્વ જાતિ એક ઉદ્દેશથી એક સુત્રમાં આબદ્ધ ન થાય તો નિર્જીવ ભારતનો ઉદ્ધાર નથી, એવું તે સારી પેઠે સમજતો હતો. તેટલા માટેજ તેણે હિંદુ તથા મુસલમાનને એક ભૂમિમાં આણ્યા હતા. અને એ વાસ્તેજ તેણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, અને શદ્રને એક સૂત્રમાં બાંધ્યા હતા. અને તેટલા માટેજ તેણે એક વખતે ગર્વની સાથે ઔરંગઝેબ પાદશાહને લખ્યું હતું કે;—"તમે હિંદુને મુસલમાન કરો છો, પરતુ હું મુસલમાનને હિંદુ કરીશ. તમે પોતાને નિરાપદ જાણો છો. પરંતુ સાવધાન! મારા શિક્ષા બળથી ચટકશ્યેનને ભૂતલે પડવું પડશે." તેજસ્વિ શિખ ગુરૂનાં આ તેજસ્વિ વાક્યો નિષ્ફળ ગયાં નહિ. તેના મંત્ર બળથી ચટકો યથાર્થ શ્યેનને યથોચિત શિખાડે છે.

ગોવિંદસિંહ નાની વયમાં માર્યો ગયો. તે જો વધારે વર્ષ જીવ્યો હોત તો ઘણુંક મહત્ કામ કરી શકત. જો તે પોતાના મહા મંત્રના સાધનમાં પ્રવૃત ન થયો હોત તો શિખોનું નામ ભારતવર્ષના ઇતિહાસમાંથી વિલુપ્ત થઇ જાત. ગોવિંદસિંહે થોડી ઉમ્મરમાં અલ્પ સમયમાં શિખ સમાજમાં જે જીવનિ—શક્તિ અને તેજસ્વિતા પ્રસારિત કરી છે, તેનાજ બળથી નિર્જીવ ભારતમાં શિખો આજ સુધી સજીવ રહ્યા છે. તેનાજ બળથી રામનગર અને ચિલિયાનવાળાનું નામ આજ સુધી ઇતિહાસના હૃદયમાં બિરાજે છે. મહાત્મા ગોવિંદસિંહનો પંચભૂતાત્મક નશ્વર દેહ પંચભૂતમાં મળી ગયો છે ખરો, પરંતુ તે ભૂમંડળમાં અવિનશ્વર થઇ રહ્યો છે. દસદમામાં રહેવાની વખતે ગોવિંદસિંહે એક વિચિત્ર નાટક તથા એક ધર્મ ગ્રંથ રચ્યો હતો. ગોવિંદસિંહ શિખોનો દશમો ગુરૂ હતો. તેથી તેનાં કરેલાં એ પુસ્તકો "દશમ પાતશાકા ગ્રંથ" નામથી ઓળખાય છે. ગોવિંદસિંહે જેટલાં યુદ્ધ કર્યાં હતાં, તે સર્વ વિચિત્ર નાટકમાં વર્ણવ્યાં છે. ગુરૂગોવિંદ શિખ લોકોનો છેલ્લો ગુરૂ હતો, એમ કહીએ તો ચાલે. તે પોતાના મરણની વખતે બન્દા નામના એક વૈરાગીના ઉપર શિખોના કર્તૃત્વનો બોજો નાખી ગયો હતો. તેણે પોતાનો જે સંકલ્પ અપૂર્ણ રાખ્યો હતો, તે પાર પાડવાનો ભાર બન્દાના ઉપર આવી પડ્યો હતો. જુલમી વિદેશીઓના હાથમાંથી રાજ્યનો ઉદ્ધાર કરવો એ ગુરૂ ગોવિંદનું એક મન હતું. તે મન બન્દાએ સફળ કર્યું હતું.

ગુરૂગોવિંદસિંહના મરણ પછી શિખોએ પોતાની જાતિય તેજસ્વિતાને કાયમ રાખી

હતી. ગુરૂગોવિંદે તેઓને જે મહા મંત્રમાં દિક્ષીત કર્યા હતા, તેનાથી તેઓ કદી પણ વિચ્યુત થયા નહોતા. કાળક્રમે શિખો જૂદા જૂદા ટોળામાં વિભક્ત થયા હતા. પ્રત્યેક દલના એક એક સરદારે એક એક પ્રાંતની સ્વાધીનતા અવલંબન કરી હતી. એ પ્રમાણે શિખો જૂદા જૂદા રાજ્યમાં વિભક્ત થઇ ગયા હતા. એ સર્વ રાજ્ય "મિસિલ" નામથી ઓળખાતાં હતાં. એવા એક મિસિલનો સરદાર મહાસિંહ નામે હતો. એ મહાસિંહનો મહા પ્રતાપવાન પુત્ર પ્રખ્યાત પંજાબ—કેશરી મહારાજા રણજીતસિંહ સને ૧૭૮૦ ના નવેમ્બર માસની બીજી તારીખે જન્મ્યો હતો. મહા વિક્રમ શિવાજીના મૃત્યુ પછી ભારતનો વિરત્વ વૈભવ એકાએક નાશ પામ્યો નહોતો. શિવાજીના પછી મહા ગુરૂગોવિંદસિંહના મહા મંત્રમાં સંજીવિત થઇને મહારાજા રણજીતસિંહે ભારતવર્ષમાં મહા શક્તિનો પ્રકાશ બતાવ્યો હતો. એ મહા પુરૂષ ઇંગ્રેજ સરકાર સાથેની લડાઇમાં સને ૧૮૩૮માં મરણ પામ્યો હતો. ઇંગ્રેજ સરકારે તેનું પંજાબનું મોટું રાજ્ય ખાલસા કરીને બ્રિટિસ રાજ્યમાં ભેળી દીધું છે. રણજીતસિંહના મરણ પછી તેની મહારાણી ચંદા અને કુંમાર ધુલિપસિંહને ઇંગ્રેજ સરકારે ઇગ્લાંડમાં લેઇ જઇને રાખ્યાં હતાં. ચંદા રાણી થોડાક વર્ષ ઉપર ત્યાંજ મરણ પામી હતી. અને ધુલિપસિંહ સને ૧૮૯૩ ના અકટોમ્બર માસમાં ફ્રાન્સ દેશના પારીસ શેહેર મધ્યેના એક હૉટલમાં પોતાની ૫૫ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો છે. બનારસમાંથી તેને સને ૧૮૫૪ માં ઇગ્લાંડ મોકલ્યો હતો. ત્યાં તેણે પોતાનો શિખ ધર્મ તજીને ખ્રીસ્તિ ધર્મ અખ્તીઆર કર્યો હતો. અને ઇજીપ્ત દેશમાં એક સાધારણ સ્ત્રી સાથે તેણે લગ્ન કર્યું હતું, જ્યારે તેને પદભ્રષ્ટ કર્યો, ત્યારે તેની ઉમ્મર માત્ર ૧૦ વર્ષની હતી. તેની જીંદગી જનમંડળને એક દ્રષ્ટાંતરૂપ છે. રાજા રૂપે અવતરવું એ દુર્લભ નથી, પણ રાજા રૂપે મરવું એ દુર્લભ છે. જો કે એ રાજા હતો, પ્રતાપી પિતાનો પુત્ર હતો, પણ રાજા રૂપે નહિ એવી સ્થિતિમાં મરણ પામ્યો છે. તેની જીંદગીના અંત સાથે પ્રતાપી શિખ સમાજનું શુદ્ધ રાજ બીજ પણ વિલુપ્ત થઇ ગયું છે. શિખો એથી ઘણા દીલગીર થયા છે. માત્ર નામના કહેવાતા એ મહારાજા ધુલિપસિંહનો એક પુત્ર જે નામદાર મહારાણી શ્રી વિકટોરિયાનો ધર્મ પુત્ર થાય છે, તે ઇગ્લાંડની રૉયલ ડ્રાગુન રીજમીટમાં લેફ્ટેનન્ટની પદવી ભોગવે છે. તે નામદાર મહારાણીનો તથા તેમના રાજકુટુંબીઓનો ઘણો માનીનો છે.

---

## દાદુજી.

પ્રસિદ્ધ દાદુપંથના સ્થાપક મહાપુરૂષ દાદુજીના જીવનની કોઇ હકીકત મળી શકી નથી. પરંતુ એટલું જાણવામાં આવ્યું છે કે, તેઓ કાશીમાં શંકરસ્વામીના [1] શિષ્ય હતા. તેમને વેદાન્તનું યથાર્થ જ્ઞાન થયા પછી યોગ, દત્તાત્રેય, નાથ, ગોસાંઇ, અને કબીર વગેરેના સંપ્રદાયના મૂળતત્વોને અનુસાર બ્રહ્મજ્ઞાનપર તેમણે પોતાનો જુદો પંથ ચાલુ કર્યો. એ પંથવાળા દાદુપંથી કહેવાય છે. તેમનો એવો મત છે કે:—"નિરાકાર જ્યોતિ સ્વરૂપ

(૧) મૂળ પુરૂષ શંકરાચાર્ય નહિ, પણ બીજા. મૂળ પુરૂષની ગાદી ઉપર બેસનાર બધા શંકરસ્વામી કે શંકરાચાર્ય કહેવાય છે

પરમેશ્વરને માનવો, તથા આપણો આત્માજ પરમેશ્વર છે, બીજો કોઇ નથી. તેની જ્યોતિનું ધ્યાન કરવાથી જન્મ મરણ મટે છે. જીવ, ઇશ્વર, અને માયા, એ મનોકલ્પિત છે, છતાં તેઓ અજ્ઞાનથી ભાસ્યાં છે. સત્ય બોલવું, યોગાભ્યાસ, એકાન્તવાસ, દેહકષ્ટ, અને પવિત્રતા, એ મોક્ષનો લાભ આપે છે." ઇત્યાદિ તેમનો અભિપ્રાય છે.

દાદુમહારાજને **સુંદરદાસ** જેવા જ્ઞાની શિષ્ય હતા. એ સુંદરદાસ સંવત ૧૭૧૦ ની સાલમાં હતા. તે ઉપરથી તેમના આ ગુરૂ દાદુજી ક્યારે થયા, તેનું કાંઇક જ્ઞાન આપણને મળે છે. એ પ્રમાણે જોતાં તેમને થઇ ગયાને આજે લગભગ અઢીસેં વર્ષ થવા આવ્યાં છે. આત્માની ઓલખ સારૂ દાદુજીએ કેટલાક ગ્રંથો રચ્યા છે. તેમાં ભજન, કીર્તન, પદ, દોહા, અને ચોપાઇ વગેરેના રાગો ઉપર ઉતારેલા છે. તેઓ મૂર્ત્તિ પૂજાને પસંદ કરતા નથી, પણ સમયાનુસાર તેવા ચિન્હ દર્શાવે છે. સુંદરદાસ કવિએ **સુંદરવિલાસ** તથા **જ્ઞાનસાગર** નામે જે પ્રખ્યાત ગ્રંથો રચ્યા છે, તેમાં દાદુજીના મત પ્રમાણે આત્માની ઓળખ બહુ ઉત્કૃષ્ટ રીતે વર્ણવી છે.



## શ્રીમત્ સ્વામી નારાયણ—સહજાનંદ સ્વામી.

ભારત વર્ષ જેવા વિશાળ દેશમાં જૂદે જૂદે ઠેકાણે જેમ ઉંચ જાતિનેજ ધર્મ જ્ઞાનનો ઉપદેશ આપી સત્ય માર્ગે દોરનારા **શ્રીમત્ શંકરાચાર્ય,** તથા **શ્રીમત્ વલ્લભાચાર્ય** આદિ ઘણાક ધર્મપ્રવર્તકો વખતો વખત પ્રગટ થયા છે. તેજ પ્રમાણે નીચ ઉંચ જાતિનો કાંઇ પણ ભેદ રાખ્યા વગર સર્વ મનુષ્ય જાતિને એવોજ માર્ગ બતાવનારા **બુદ્ધ દેવ, રામાનંદ,** અને **કબીર** વગેરે મહા પુરૂષો જૂદે જૂદે વખતે ઉત્પન્ન થયા છે. જો એ પ્રમાણે થયું ન હોત તો હિંદની પ્રજાનો એક ભાગ જ્યારે ધર્મ જ્ઞાનના ઉપદેશથી ઉન્નતિ પામત, ત્યારે બીજો ભાગ ધર્મ જ્ઞાનથી અજ્ઞાન રહીને અધમ ગતિનો ભોગ થઇ પડત. તેનું પરિણામ એ આવત કે, એ બીજા ભાગના લોકો અનીતિને માર્ગે ચાલીને જેટલાં દુષ્ટ કર્મો થઇ શકત તેટલાં બધાં કરવામાં પાછી પાની કરત નહિ. તેથી દેશની હાલત ઘણીજ નઠારી થઇ પડત. પરંતુ ઇશ્વર કૃપાથી તેમ ન થતાં હલકા વર્ગના લોકોને પણ ધર્મજ્ઞાન બતાવીને સન્માર્ગે દોરનારા મહા પુરૂષો જરૂરની વખતે ઉપર કહ્યા પ્રમાણે જૂદે જૂદે ઠેકાણે પ્રગટ થયા છે. તેઓમાં મહાત્મા **કબીર** ઇસ્વીસનની પંદરમી સદીમાં છેલ્લો પુરૂષ હતો. તેના પછીનાં લગભગ ૩૦૦ વર્ષ સુધીમાં એવો કોઇ પુરૂષ પ્રગટ થયો નહોતો. તેથી ઘણા ખરા નીચ વર્ગના લોકો પાછા અનીતિને માર્ગે ચડીને ઘણાં દુષ્ટ કર્મો કરવા લાગ્યા હતા. તેમને તેમ કરતાં અટકાવી પાછા સન્માર્ગે દોરનાર એક મહાત્મા પુરૂષની ખરેખરી અગત્ય હતી. તેવામાં ઇશ્વરની કૃપાથી ઇસ્વીસનની અઢારમી સદીના અંતમાં એક મહા પુરૂષ પ્રગટ થયો. તેણે ગુજરાત અને તેની આસપાસના પ્રદેશના ઉંચ તથા નીચ તમામ લોકોને ધર્મ જ્ઞાનનો બોધ કરી અનીતિને માર્ગેથી પાછા વાળ્યા. અને પોતાના એક નવાજ માર્ગના સૂત્રમાં તેમને ગુંથ્યા. જેથી પરિણામે તેઓ ઉંચ દશાને પામ્યા છે. એ મહા પુરૂષ કોણ ? તે સુપ્રસિદ્ધ મહાત્મા સ્વામી **સહજાનંદ** અથવા **સ્વામી નારાયણ.**

આ મહા પુરૂષનો જન્મ સને ૧૭૮૧ ના એપ્રીલ માસની ૧૦ મી તારીખે એટલે સંવત ૧૮૩૭ ના ચૈત્ર શુદ ૯ ને સોમવારની દશ ઘડી રાત જતાં અયોધ્યા નગરથી ઉત્તરમાં સાત ગાઉ ઉપર **છપૈયા** નામે ગામ છે, ત્યાં થયો હતો. તેમના પિતાનું નામ **ધર્મદેવ**, અને માતાનું નામ **ભક્તિદેવી** હતું. તેઓ જાતે સરવરીઆ બ્રાહ્મણ, સામ વેદી, કૌથમી શાખાના હતા. તેમનું સાવરણી ગોત્ર હતું. સ્વામી નારાણજીનું જન્મનું નામ તો **હરિકૃષ્ણ** અથવા **ઘનશ્યામ** હતું. તેમના મોટા ભાઇનું નામ **રામપ્રસાદજી**, અને ન્હાના ભાઇનું નામ **ઇચ્છારામજી** હતું. હરિકૃષ્ણની ઉમ્મર અઢી વર્ષની થઇ, ત્યારે તેમનાં માબાપ તેમને લેઇને અયોધ્યામાં રહેવા સારૂ ગયાં હતાં. ત્યાં તેમને આઠમે વર્ષે જનોઇ દીધું, અને પછી વેદનો અભ્યાસ શરૂ કરાવ્યો. નાનપણથીજ તેમને દેવ દર્શન, તીર્થ, જપ, તપ, અને વ્રત, ઇત્યાદિ કરવા ઉપર વિશેષ પ્રીતિ હતી. તેમની અગીઆર વર્ષની ઉમ્મરમાં તેમનાં માતા તથા પિતા બંને જણ ગુજરી ગયાં. તેથી તેઓ અયોધ્યાથી બ્રહ્મચારીને વેષે તીર્થ યાત્રા કરવા સારૂ ચાલી નીકળ્યા. પ્રથમ તેમણે બદ્રિનાથનાં દર્શન કરીને પછી હીમાલયની આસપાસનાં તીર્થ કર્યાં. ત્યાં તેમને **ગોપાલ** યોગીનો મેળાપ થયો. તેમની પાસે કેટલાક માસ રહીને તેમણે અષ્ટાંગ યોગનો અભ્યાસ કર્યો. પછી ત્યાંથી ફરતા ફરતા સેતુબંધ રામેશ્વરની યાત્રા કરીને પાછા પંઢરપુરમાં આવ્યા. ત્યાં શ્રીવિઠ્ઠલનાથજીનાં દર્શન કર્યાં પછી ત્યાંથી નીકળીને તાપી, નર્મદા, મહી, અને સાબરમતી વગેરે પવિત્ર નદીઓમાં સ્નાન કરી ભાલ દેશમાં ગયા. ત્યાં શ્રીભીમનાથનાં દર્શન કર્યાં. ત્યાંથી નીકળીને ગોપનાથનાં દર્શન કરી માંગરોળ ગયા. ત્યાં થોડા દિવસ રહીને, ત્યાંથી લોજ ગામમાં સંવત ૧૮૫૬ ના શ્રાવણ વદ ૬ ના રોજ ગયા. ત્યાં રામાનંદ સ્વામીનો અખાડો હતો. એ વખતે સ્વામી ભૂજમાં ગયા હતા. પણ તેમના મુખ્ય શિષ્ય મુક્તાનંદ વગેરે પચાસેક સાધુઓ લોજમાં હતા. તેમની જમાતમાં હરિકૃષ્ણ પણ જઇને રહ્યા. રામાનંદસ્વામી રામાનુજ આચાર્યના મતના હતા. પણ તે મતમાં કેટલોક સુધારો કરીને તેઓ લોકોને અસરકારક ઉપદેશ કરતા હતા. તેથી તેમનો ધર્મ નવો છે એમ લોકોને લાગતું હતું. તેમણે તીર્થવાસીઓને માટે ૩૬ ગામોમાં સદાવ્રત બાંધ્યાં હતાં. રામાનંદ સ્વામીએ કચ્છમાંથી આવીને હરિકૃષ્ણને ભાગવતી દિક્ષા આપી. અને તેમનું નામ **સહજાનંદસ્વામી** પાડયું પરતુ તેમનુ પ્રભુત્વ જોઇને લોકો તેમને **"સ્વામી નારાયણ"** કહેવા લાગ્યા. એટલુંજ નહિ પણ સંવત ૧૮૫૮ માં રામાનંદ સ્વામીએ પોતાની ગાદી તેમને સોંપીને પોતે દેહ ત્યાગ કર્યો. એ વખતે સ્વામી નારાયણની ઉમ્મર ૨૧ વર્ષની હતી.

સ્વામીનારાયણે ત્યાંથી માંગરોલ જઇને સમાધિનું પ્રકરણ ચલાવ્યું. સમાધિ બે પ્રકારની છે. ૧ હઠયોગની, અને ૨ રાજયોગની. આસનવાળી પ્રાણાયામ કરી, એટલે પ્રાણને નિયમમાં લાવીને અભ્યાસ કરી કેટલાક યોગીઓ સમાધિ ચડાવે છે, તેને **હઠયોગની** સમાધી કહે છે. ઇશ્વરનું ધ્યાન કરતાં તથા તેનો મહીમા વિચારતાં અતિ આશ્ચર્ય ઉપજે, શરીરનાં રૂવાટાં ઉભાં થાય, આંખમાં આંસુ આવે, પછી પ્રેમની અતિશય અસર થવાથી નાડી અને પ્રાણ ચાલતાં બંધ થાય, તેને **રાજયોગની** સમાધિ કહે છે. તે સમાધિવાળાને જેવો પોતાના અંતઃકરણમાં ભાવ હોય તેવા ભગવાનનું અને ધામનું તથા રૂપનું દર્શન થાય

છે. સ્વામીનારાયણના શિષ્યો હઠયોગની સમાધિ કરતા નહોતા, પણ રાજયોગની સમાધિ કરતા હતા. એવું કહેવાય છે કે, સ્વામીનારાયણના કેટલાક શિષ્યો તેમના સામું જોતા, અથવા પરગામમાં રહીને તેમનું ધ્યાન કરી અતિશય પ્રેમાતુર થતા એટલે તેમનાં નાડી અને પ્રાણબંધ થઇ જતાં. અને ઇચ્છીત ધામનું દર્શન થતું હતું. તેમજ જે સ્વામી નારાયણનો શિષ્ય ન હોય, તે છતાં તેમની પાસે જઇને આંખે આંખ મેળવે એટલે તેને સમાધિ થતી હતી. સ્વામીનારાયણે દેહ મૂક્યા પછી પણ ત્રીશ વર્ષ સુધી સમાધિનું પ્રકરણ ચાલ્યું હતું, એવું કહે છે. તેમનો ધર્મ આ સમાધિના પ્રકરણથી ઘણોજ વધવા પામ્યો હતો.

કાઠિઆવાડમાં ગઢડાના દરબાર **દાદાખાચર** શિષ્ય થવાથી સ્વામીનારાયણ ગઢડામાંજ ઘણો ખરો વખત રહ્યા હતા. અયોધ્યાથી રામગલોલા નામે ખાખી પોતાની જમાત લેઇને ડંકા નિશાન અને રણસીંગા સાથે દ્વારકાંની યાત્રા કરવા જતો હતો, તેણે કાઠિઆવાડમાં આવતાં સ્વામીનારાયણનો મહિમા સાંભળ્યો. તેથી તેણે સ્વામીનારાયણની પાસે જઇને તેમનો ઉપદેશ સાંભળ્યો. તેની અસર તેના મન ઉપર એવી થઇ કે તેણે પોતાના સરંજામને જવાની રજા આપી, પોતે સ્વામીનારાયણનો શિષ્ય થઇને રહ્યો. ત્યારથી તેનું નામ **આનંદાનંદ** સ્વામી પડ્યું. એવી રીતે સ્વામીનારાયણે બીજા કેટલાએક વેદાંતીઓ, સંન્યાસીઓ, વૈરાગીઓ, તથા જૈનના ગોરજીઓને ઉપદેશ આપીને પોતાના શિષ્ય કર્યા હતા. તેઓમાં **કૃષ્ણાનંદ** અને **દેવાનંદ** વગેરે પ્રસિદ્ધ છે. સ્વામીનારાયણ વૈરાગ્યનો એવો તો અસરકારક ઉપદેશ કરતા કે, તે સાંભળીને કેટલાંક સ્ત્રી પુરૂષોએ પોતાની નાની ઉમ્મરમાં સંસારનો ત્યાગ કરીને સાધુ વૃતિ ધારણ કરી હતી. તેમ ઘણાક કાઠીઓ તેમના સત્સંગી થયા હતા. તેઓ દારૂ માંસનો આહાર કરનારા અને લૂટફાટ કરનારા હતા, તે છતાં તેઓ તેમના ઉપદેશથી બ્રાહ્મણના જેવો આચાર પાળવા લાગ્યા. કેટલાએક કાઠી તાલુકદારોની દીકરીઓ નામે રાજબાઇ, જીવુબાઇ તથા લાડુબાઇ વગેરેએ નાનપણથીજ સંસારનુ સુખ ત્યાગ કરીને સાધુ વૃતિ ધારણ કરી હતી. આબુ પર્વત પાસે ખાણ ગામના **લાડુ બારોટ** કવિતા કરવામાં ઘણા હુંશીઆર હતા. તેમણે કાઠિઆવાડના રાજસ્થાનોમાં ફરીને ઇનામ મેળવ્યાં હતાં. તેઓ ફરતા ફરતા ગઢડામાં સ્વામીનારાયણ પાસે ગયા. તેમનો ઉપદેશ સાંભળવાથી લાડુ બારોટને વૈરાગ્ય ઉપજયો. તેથી તેઓ સંસારનુ સુખ તજીને સાધુ થયા. ત્યારથી તેમનુ નામ **બ્રહ્માનંદ સ્વામી** પડ્યું.

જેમ દરેક મોટાં અને નવાં કામો આરંભતાં દરેક માણસને પ્રથમ મોટી મુશ્કેલી અથવા ધર્મ સંકટ આવી પડે છે. તેમ સ્વામીનારાયણને પણ પોતાનો આ નવો પંથ પ્રચાર કરતાં ધર્મ સંકટ વેઠવું પડ્યું હતું. તેમના પ્રતિપક્ષીઓએ અનેક જુદા આળો માથે મૂકીને તેમની નિંદા કરવાને તથા હરકતમાં નાખવાને પોતાથી બને તેટલા ઉપાય કર્યા હતા. તે સર્વ ધીરજથી સહન કરીને છેવટે ઇશ્વર કૃપાથી પોતાનુ મહા કાર્ય યથાર્થ રીતે પાર પાડ્યું હતું. એક સમયે જ્યારે બીજા પંથના ધર્મ ગુરૂઓની ઉશ્કેરણીથી સ્વામીનારાયણને તથા તેમના શિષ્યોને રાજા તથા પ્રજાએ ગામમાં નહી પેસવા દેતાં ઘણી હરકત કરવા માંડી, ત્યારે સ્વામીનારાયણે પોતાના સાધુઓને કહ્યું કે, આપણું રક્ષણ કરે એવું ન્યાયી રાજ્ય ગુજરાતમાં થાય નહિ, ત્યાં સુધી તીલક, કંઠી, ચોટલી, કે લાલજીની પૂજા

રાખવી નહિ. અલફી પહેરીને પરમહંસનો વેષ રાખવો. ઘેર ઘેર જઇ રાંધેલા અન્નના ટુકડા માગીને નદી કે તળાવ ઉપર જઇ તે અન્નમાં પાણી છાંટીને તેના ગોળા વાળી એક હાથમાં મુકી બીજે હાથે ખાઇ લેવું. ગુરૂની આ આજ્ઞા પ્રમાણે સર્વ સાધુઓએ કર્યું હતું. આહા! આ કાંઇ ઓછું ધર્મ સંકટ કહેવાય નહિ. સ્વામીનારાયણને પોતાના પ્રતિપક્ષીઓના ડરથી કેટલીક વખતે સંતાઇ રહેવું પડતું હતુ. તેમ નાસી પણ જવું પડતું હતું. તેટલા માટે કેટલાએક કાઠીઓ, રજપુતો, અને ઠાકરડાઓ, કે જેઓ તેમના સેવક થઇને રહ્યા હતા, તેઓ તેમની સાથે હથીઆર બંધ ફરતા હતા. વામ માર્ગીઓ તેમના ઉપર અતિશય દાઝે બળતા હતા. તેમની ઉશ્કેરણીથી એ વખતના પેશ્વાના એક સુબાએ સ્વામીનારાયણને અમદાવાદમાં પેસવાની મનાઇ કરી હતી. એ રીતે તેમના ઉપર હજારો પ્રકારની આફતો આવી પડી હતી. તે છતાં તેઓ પોતાનું મહત્ કાર્ય કરવાને પાછા નહિ હઠતાં દીન પ્રતિદીન ઘણા માણસોને પોતાના નવા પંથમાં દાખલ કરી, શિષ્યોની સંખ્યામાં વૃદ્ધિ કરી હતી.

એક સાધુને સ્વામીનારાયણે આજ્ઞા કરીકે તમે બુરાનપુર જઇને ચોમાસુ રહો. ત્યાં એકે સત્સંગી નથી, માટે તમે ઉપદેશથી ઘણા સત્સંગીઓ કરીને કાર્ત્તકીના સમૈયાપર ત્યાંનો સંગ લેઇને વડતાલ આવજો. ત્યારે તે સાધુએ કહ્યું કે, મહારાજ! હું કંઇ ભણેલો નથી, મારા ઉપદેશથી એ અજાણ્યા ગામના લોકો પોતાના બાપદાદાનો ધર્મ છોડીને સત્સંગી શી રીતે થશે? ત્યારે મહારાજે કહ્યુ કે, તમે મારી આજ્ઞા માનીને ત્યાં જાઓ. તમારામાં પ્રવેશ કરીને હું બોલનાર છું. પછી તે સાધુએ ત્યાં જઇ ચોમાસું રહી લોકોને ઉપદેશ કર્યો. તેથી સુમારે ૫૦૦ માણસો સત્સંગી થયાં. તેમને લેઇને કાર્ત્તકી અગિઆરસ ઉપર તે વડતાલમાં આવ્યો, ત્યારથી ખાનદેશમાં તેમનો ધર્મ ઘણો ફેલાયો છે. અને ત્યાં કેટલાએક ગામોમાં મંદીરો પણ થયાં છે.

સંવત ૧૮૭૪ ની સાલમાં પેશ્વાનું રાજ્ય ઇંગ્રેજ સરકારે લીધું, તે વખતે અમદાવાદમાં કલેક્ટર મી. ડુલ્લાપ સાહેબ નિમાયો હતો. તેના જાણવામાં આવ્યું કે, પેશ્વાઇ સુબાએ સ્વામીનારાયણને અહિંથી કાઢી મૂક્યા હતા. તે ગઢડે રહે છે. તેથી પત્ર લખીને તેમને ત્યાંથી તેડાવ્યા. તે ઉપરથી સ્વામીનારાયણ અમદાવાદમાં આવ્યા. તેમને કલેકટરે કહ્યું કે શેહેરમાં પડતર જગ્યા છે, તેમાંથી તમારે જોઇએ તેટલી લ્યો, અને અહીં તમારી મોટી જગ્યા બાંધો. તમને કોઇ હરકત કરે તો અમને જાહેર કરજો. સરકારનો રીવાજ ૯૯ વર્ષને પટે જગ્યા આપવાનો હતો. તે છતાં સ્વામીનારાયણે માગી તેટલી જગ્યા તેમને યાવત્ ચંદ્રો દીવાકરૌ લખીને મફત આપી. પછી ત્યાં સ્વામીનારાયણે શિખરબંધ દેહેરૂં ચણાવીને સંવત ૧૮૭૮ ના ફાગણ સુદ ૩ ના દીવસે શ્રી **નરનારાયણ**ની સ્થાપના કરી. તે વખતે આખા શેહેરના તથા આસપાસના ગામોના ચોરાસી નાતના બ્રાહ્મણોને તેડાવી કાંકરીઆ તલાવ ઉપર જમાડ્યા હતા. પછી કાંકરીઆ પાસે મોટી સભા ભરી હતી. તે પ્રસંગે દેશ દેશના સંઘ અને કલેકટર સાહેબ પણ આવ્યા હતા, સંવત ૧૮૭૯ ના વૈશાખ સુદ ૫ ના દીવસે ભુજમાં શિખરબંધ દેહેરૂં કરાવી તેમાં શ્રી નરનારાયણની સ્થાપના કરી હતી. સંવત ૧૮૮૧ ના કારતક શુદ ૧૨ ને દિવસે વડતાલમાં શિખરબંધ દેહેરૂં કરાવીને તેમાં શ્રી **લક્ષ્મી નારાયણ**દેવની સ્થાપના કરી હતી. વડતાળમાં જોબન પગી રહેતો

હતો. તે જોબન વડતાલા નામથી પ્રસિદ્ધ હતો. અને ચોરી તથા લુટફાટ કરવાના કામમાં તે એક્કો હતો. ઘણા દૂરના મૂલક સુધી તેની હાક વાગતી હતી, સ્વામીનારાયણ જ્યારે ચરોતરમાં આવ્યા, ત્યારે તેમનાં ઘોડાં ચોરી લેવાનો તેણે પ્રયત્ન કર્યો હતો. પણ તેમાં તે ફાવ્યો નહિ. ઉલટો સ્વામીનારાયણનો ઉપદેશ સાંભળીને તે જ્ઞાનમાં એવો તો ગળી ગયો કે લુટફાટનો ધંધો પડતો મૂકી તેમનો પરમ શિષ્ય થઇને રહ્યો. એજ પ્રમાણે બીજા પગીઓ, કોળીઓ, તથા ઘણા પાટીદારો વગેરે તેમના શિષ્ય થયા હતા.

જ્યારે સ્વામીનારાયણ પોતાના ધર્મનો ફેલાવો ગાયકવાડી રાજ્યમાં કરવા લાગ્યા, ત્યારે કેટલાએક મતવાદીઓએ તે વખતના મહારાજા શ્રીમંત શિયાજીરાવને કહ્યું કે;—મહારાજ ! સ્વામીનારાયણ વેદશાસ્ત્રથી વિરૂદ્ધ પાખંડ મત ચલાવે છે. અને પશ્ચિમ ભાગમાં સૌથી મોટું રાજ્ય આપનું છે. મદ્રાસના, મારવાડના, તથા કાશીના શાસ્ત્રીઓને આપના તરફથી વર્ષાશન મળે છે, માટે શાસ્ત્રીઓની સભા ભરીને સ્વામીનારાયણને પૂછવું જોઇએ. અને જો તેમનો ધર્મ પાખંડી માલમ પડે તો ગાયકવાડી રાજ્યમાં તેમને કે તેમના સાધુને પેસવા દેવા નહિ. આપના રાજ્યમાં એવો બંદોબસ્ત કરશો, તો બીજા દેશી રાજાઓ પણ તેમ કરશે. તેથી તે પાખંડ ધર્મ બંધ પડશે. તે ઉપરથી મહારાજા શિયાજીરાવે સ્વામીનારાયણને વડતાલમાં કાગળ લખ્યો કે;—તમારો ધર્મ વેદશાસ્ત્ર પ્રમાણે હોય તો તમારા કોઇ પંડિતને અહીં મોકલીને વિદ્વાનોની સભામાં સાબીત કરી આપો. પછી સ્વામીનારાયણે મુક્તાનંદ સ્વામીને કહ્યું કે, તમે વડોદરામાં જાઓ. ત્યારે તેમણે કહ્યું કે, મહારાજ ! હું કાંઇ ઝાઝું ભણેલો નથી. અને કોણ જાણે ત્યાં કેવા પ્રશ્ન પૂછે, તેનો ઉત્તર મારાથી શી રીતે થઇ શકે ? સ્વામીનારાયણે કહ્યું;—પ્રતિપક્ષીઓની જીભમાં વાણીની પ્રેરણા કરનાર તથા તમારી જીભમાં પણ વાણીની પ્રેરણા કરનાર હું છું, એવો જો તમે મને જાણતા હો,તો તમે મારી આજ્ઞાથી વડોદરે જાઓ. અને જેવી તમને ઇશ્વર પ્રેરણા કરે તેવા ઉત્તર આપજો. પછી મુક્તાનંદ સ્વામી પોતાનું મંડળ લઇને વડોદરે ગયા. ત્યાં રાજમેહેલમાં વિદ્વાનોની મોટી સભા ભરાઇ. પ્રથમ તો પ્રતિપક્ષીઓએ ધાર્યું હતું કે, ન્યાયશાસ્ત્રના તથા મિમાંસાશાસ્ત્રના ભારે ભારે પ્રશ્ન પૂછીશું. પરંતુ સભામાં તો તેઓ સર્વ ગભરાઇ ગયા, અને નજીવા સાધારણ પ્રશ્નો પુછ્યા. તેના ઉત્તર મુક્તાનંદ સ્વામીએ સેહેલી રીતે આપ્યા. તેથી સ્વામીનારાયણનો દિગ્વિજય થયો. પછી **શ્રીમંત શિયાજીરાવ** મહારાજે સ્વામીનારાયણને ઘણા આદરમાન પૂર્વક વડતાલથી વડોદરે તેડાવ્યા. તથા અસ્વારી સામે મોકલીને ઘણી ધામધુમથી પોતાના દરબારમાં પધરાવ્યા. અને પૂજા કરી સારી ભેટ આપી કહ્યું કે, અમારા શેહેરમાં આપની જગ્યા કરો. ત્યાર પછી **શ્રીમંત ખંડેરાવ** મહારાજે વડતાલમાં શ્રી લક્ષ્મીનારાયણના મંદીરમાં ટકોરખાનું બેસાડયું. તથા એક હાથી ભેટ કર્યો. તેના ખર્ચને વાસ્તે **સંજાયુ** ગામ અર્પણ કર્યું. તેમજ અમદાવાદમાં **શ્રીનરનારાયણના** મંદિરમાં ચોઘડીયાં બેસાડી હાથી આપીને **સોનારડુ** ગામ અર્પણ કર્યું. ત્યારથી સ્વામીનારાયણનો ધર્મ ગાયકવાડી રાજ્યમાં ઘણોજ ફેલાવા લાગ્યો. ત્યાર પછી વડોદરામાં શિખરબંધ દેહેરૂં કરાવ્યું છે.

સંવત ૧૮૮૧ ની સાલના ફાગણ વદમાં કલકત્તાના ગવર્નર જનરલનો પાદરી કે જે હિંદુસ્થાનના સર્વ પાદરીઓનો ઉપરી હતો, તે ગુજરાતમાં આવ્યો હતો. તેની સાથે સને

૧૮૨૫ ના માર્ચ મહીનાની ૨૬ મી તારીખે સ્વામીનારાયણને નડિયાદમાં મેળાપ થયો હતો. તેણે એ મેળાપનું વર્ણન પોતાની મુસાફરીના પુસ્તક બીજામાં પૃષ્ટ ૧૪૩ થી ૧૫૩ સુધી લખેલું છે. તે લખે છે કે, આમોદમાં તા. ૨૫ મી માર્ચને રોજ ખેડાના કલેક્ટર મી. વિલ્યમસને મને કહ્યું કે;—" હિંદુ ધર્મનો સુધારો કરનાર સ્વામીનારાયણે આ જીલ્લામાં કોળી લોકોમાં જે જંગલીપણું હતું, તે કાઢી નાખ્યું છે. તેઓ ઘણાજ નીતિવાળા છે, અને તેમના સાધુઓ એવો ઉપદેશ કરે છે કે, રસ્તે જતાં કોઇ સ્ત્રીના સામુ જોવું નહિ. તેઓ ચોરી કરવાને તથા મારામારીને ધિક્કારે છે, અને જે જે પ્રગણામાં તેમના ઉપદેશની અસર થઇ છે; ત્યાંના લોકો બીજા ગામો કરતાં ઘણા ઉત્તમ અને શાન્ત માલમ પડે છે. તે લોકોનું સત્ય ઉપર ઘણું વલણ છે." સ્વામીનારાયણને નડિયાદ મૂકામે જ્યારે આ પાદરી સાહેબનો મેળાપ થયો, ત્યારે **ઘોડાસરના ઠાકોર** તથા તેમના કુંવર ૨૦૦ સ્વાર તથા ૨૦૦ પ્યાદલ હથિયારબંધ સાથે હતા. બીશપ સાહેબ લખે છે કે, તે બધાને સ્વામીનારાયણ ઉપર એટલો બધો પ્રેમ હતો કે, તેઓ પોતાના જીવ સુદ્ધાં આપે. બીશપ સાહેબની સાથે વાત કરતાં પ્રસંગોપાત સ્વામીનારાયણે કહ્યું હતું કે, નડિયાદ અને તેની આસપાસના ગામોમાં મારા ૫૦૦૦ શિષ્યો છે. અને આખી ગૂજરાતમાં ૫૦ હજાર છે.' કચ્છ, કાઠિઆવાડ, અને ખાનદેશમાં કેટલા શિષ્યો છે, એ વિષે તેમણે કાંઇ કહ્યું નહોતું. પરંતુ આટલાજ ઉપરથી તેમના શિષ્યોની સંખ્યા ઘણી મોટી હતી, એવું સિદ્ધ થાય છે. ત્યાર પછી સંવત ૧૮૮૬ ની સાલમાં મુંબાઇના નામદાર ગવર્નર **સર માલ્કમ** સાહેબ કાઠિઆવાડમાં પધાર્યા હતા, ત્યારે તેમણે પોતાના સેક્રેટરી મી. થામ્સ વિલ્યમસન તથા કાઠિઆવાડના આક્ટિંગ પોલિટિકલ એજંટ મી૦ બ્લેન સાહેબની મારફતે સ્વામીનારાયણને માનપૂર્વક પત્રો લખી સુદામ સ્વાર મોકલી ગઢડેથી રાજકોટ મળવા સારૂ તેડાવ્યા હતા. અને મોટા માનથી મેળાપ કરીને તેમની તથા તેમના ધર્મની ઘણી પ્રશંસા કરી હતી. અને તેમના મેળાપથી પોતાને સંતોષ થયાનું જાહેર કર્યું હતું.

સ્વામીનારાયણના મોટાભાઇ **રામપ્રતાપજીને** ત્રણ પૂત્ર હતા. તેમાંથી **અયોધ્યાપ્રસાદજીને** પોતે દત્તપુત્ર કરી લીધા હતા. તેમજ ન્હાના ભાઇ **ઇચ્છારામજીને** પાંચ પુત્ર હતા. તેમાંથી **રઘુવીરજીને** દત્તપુત્ર કરી લીધા. તે બન્ને જણને સંવત ૧૮૮૨ ની સાલમાં પોતાના ધર્મના આચાર્યની પદવી આપી હતી. કલકત્તાથી કાશી અને ત્યાંથી ઉજ્જેન થઇને પશ્ચિમમાં દ્વારકાં સુધી હદ ઠરાવીને ઉત્તર ભાગનો દેશ અયોધ્યાપ્રસાદજીને આપ્યો. અને દક્ષિણ ભાગનો દેશ રઘુવીરજી મહારાજને આપ્યો. અયોધ્યાપ્રસાદજીને અમદાવાદમાં અને રઘુવીરજીને વડતાલમાં રહેવાનું ઠરાવ્યું. જેમ સૂર્યનો ઉદય થાય, ત્યારે તેનો તડકો જેટલામાં પડે છે, તેટલામાં તેનો પ્રકાશ થાય છે, એટલુંજ નહિ પણ તે તડકાના પ્રતાપથી બીજે ઘણે ઠેકાણે અજવાળું થાય છે. તેમ સ્વામીનારાણના જેટલા શિષ્ય થયા તેટલાજ સુધર્યા, એટલુંજ નહિ પણ તેમની રીત ભાતથી બીજા લોકો પણ સુધરવા લાગ્યા. કેટલાકે વામ માર્ગ આદિ અધર્મ છોડી દીધા, અને પોતાના ધર્મમાં સારી રીતે વર્તવા લાગ્યા. જેમ તુંબડીને પાણીમાં વધારે નીચી દાબે તેમ વધારે ઉંચી ઉછળે. તેમ પ્રતિ પક્ષીઓએ સ્વામીનારાણના ધર્મને દાબી દેવા સારૂ વધારે હરકતો કરી, તેમ તેમ તે

ધર્મ વધારે જોરથી ફેલાવા લાગ્યો. ઢેડ, વાઘરી, મોચી, દરજી, અને કોળીથી તે શીયા ણીના શિવરામ ભટ્ટ જેવા મોટા શાસ્ત્રી કે જેમણે સંસાર તજી બ્રહ્મચારી થઇને અખંડા-નંદ નામ ધરાવ્યું હતું, તે તથા વીસનગરના નાગર અગ્નિહોત્રી, ગાયકવાડના ત્ર્યંબકનાથ શાસ્ત્રી, શોભારામ શાસ્ત્રી, અને કેટલાક વડનગરા નાગર ગૃહસ્થો, ઇત્યાદિ સ્વામીનારાયણના શિષ્ય થયા હતા. એટલુંજ નહિ પણ સુરતના પ્રખ્યાત ખાનબાહાદૂર **અરદેશર કોટવાલ** જેવા ઇંગ્રેજી તથા ફારસી ભણેલા પારસી ગૃહસ્થ પણ સ્વામીનારાયણના શિષ્ય થયા હતા. જ્યારે સ્વામીનારાયણ સુરતમાં પધાર્યા ત્યારે અરદેશર કોટવાલે પોતાને ઘેર તેમની પધરામણી કરી હતી. સુરતમાં સ્વામીનારાયણ દશ બાર દિવસ રહીને જ્યારે નિકળ્યા ત્યારે અરદેશર કોટવાલે તેમની સ્તુતિ કરીને કહ્યું કે, મહારાજ! મારૂં કલ્યાણ શી રીતે થશે? ત્યારે સ્વામીનારાયણે પોતાને માથે જે પાઘ પહેરી હતી, તે આપીને કહ્યું કે;—" આ પાઘની નિત્ય પૂજા કરજો. અને મારા નામની રોજ પાંચ માળા ફેરવજો. અધર્મથી ડરજો, અને ધર્મ ઉપર આસ્થા રાખજો. તેથી તમારૂં કલ્યાણ થશે." સ્વામીના કહેવા પ્રમાણે અરદેશર કોટવાલ નિત્ય પાઘની પૂજા વગેરે કરતા હતા. સંવત ૧૯૦૭ ની સાલમાં **અલેકઝાન્ડર કિંલાક ફાર્બસ** સાહેબ સુરતમાં આસીસ્ટંટ જડજ હતા, તે વખતે આપણા લોકપ્રિય કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ તેમની સાથે સુરત હતા. તેઓ કાર્તિક શુદ ૨ ને દહાડે ખા. બા. અરદેશરજીને ઘેર પૂજા વખતે પાઘનાં દર્શન કરવા સારૂ ગયા હતા, ત્યાં પાઘની પૂજા થઇ રહ્યા પછી કવિશ્વરે કહ્યું હતું કે;—

**સવૈયો.**

પદત્રાણુ[1] દીયે પ્રભુ પૂજનકું જબ ભાતકી[2] ભક્તિ ભલી લગીયાં,
હનુમંનકુ તેલ કટોરી દીની જબ રીચકી શુધ લીની બગીયાં;
મહેતા નરસીંહકું હાર દીયો જબ છબર્ગે ભક્તિ ભલી જગીયાં;
અરદેશરકું દલપત્ત કહે પરમેશ્વર રીઝી દીની પગીયાં. ૧

દેશ પરદેશના સત્સંગીઓના સંઘ જ્યારે સુરતમાં જાય છે, ત્યારે અરદેશરજીને ઘેર તે પાઘનાં દર્શન કરવા જાય છે. હાલમાં તેમના દીકરાની વહુ વિધવા છે, તે પણ દર વર્ષે કાર્તિક શુદ ૨ ને દિવસે પાઘની પૂજા કરાવે છે. એજ પ્રમાણે કેટલાક ખોજા, મુમના અને બીજા મુસલમાનો પણ સ્વામીનારાયણના સત્સંગી થયા છે. સંવત ૧૮૮૪ માં સ્વામીનારાયણે જુનાગઢમાં એક, તથા ધોલેરામાં એક, એમ બે મોટાં શિખરબંધ દેહેરાં કરાવ્યાં. અને સંવત ૧૮૮૫ ની સાલમાં ગઢડામાં એક મોટું મંદિર કરાવીને તેમાં **શ્રી ગોપીનાથજી** દેવની સ્થાપના કરી હતી.

માટે અહીંસાનો ઉપદેશ કરીએ તો બ્રહ્મહત્યાનો તેમાં નિષેધ થશે. અને માંસ ન ખાવાનો ઉપદેશ કરીએ એટલે હિંસા નિષેધ થશે. એમ ધારીને કોઇ માણસ તેમનો આશ્રિત થવા ચહાતો તેને તેઓ કહેતા કે, દારૂ, માંસ, ચોરી, અને વ્યભિચાર એ ચાર વાનાં તજવાં. તથા મારા ઉપર ખરા અંતઃકરણથી ભાવ રાખીને મારા નામની પાંચ માળા ફેરવશો, એટલે તમારૂં કલ્યાણ કરીશ. સાધુઓ પણ એવોજ ઉપદેશ કરતા હતા. ત્યાર પછી ઘણા દિવસ સમાગમ કરતાં જે માણસ વધારે પાળી શકે તેવો થાય, ત્યારે તેને કહેતા કે, અફીણ, ગાંજો, ભાંગ, તમાકુ, અને માજમ, વગેરે કેટલીક કેફી વસ્તુઓ છે. તે દારૂના પેટામાં છે. માટે તેનું વ્યસન રાખવું નહિ. તેમ કોઇ પ્રાણીની હીંસા, ગળ્યા વિનાનું પાણી, તથા દૂધ તે સર્વ માંસના પેટામાં છે. કોઇની રસ્તામાં પડેલી વસ્તુ લેવી અથવા ધણીઆતી વસ્તુ ફૂલ, ફળ વગેરે પણ તેના ધણીની રજા વગર લેવી, કે લાંચ લેવી, તે સર્વે ચોરીના પેટામાં છે. કોઇ સ્ત્રીની મશ્કરી કરવી કે અપશબ્દ બોલવો, અથવા પરસ્ત્રીના સામુ ખોટી નજરથી જોવું, તે વ્યભિચારના પેટામાં છે. એ પ્રમાણે તેને કહેતા. વળી એ કરતાં વધારે પાળવાની તેની શક્તિ જણાતી ત્યારે નાવું, ધોવું, સ્વચ્છ રહેવું, પૂજા કરવી, પાઠ કરવો, ગરીબ ઉપર દયા રાખવી, ઇત્યાદિ વિશેષ ઉપદેશ કરતા હતા. તે પછી તેમણે હિંદુઓનાં બધાં શાસ્ત્રોમાંથી આઠ સતશાસ્ત્ર શોધી કહાડ્યાં હતાં. તેમનાં નામઃ—૧ ચારવેદ, ૨ વ્યાસસૂત્ર, ૩ શ્રીમદ્ ભાગવત્ ૪ ભારતમાંથી વિષ્ણું સહસ્ત્રનામ, ૫ ભગવદ્ ગીતા, ૬ વિદૂરનીતિ, ૭ સ્કંધ પૂરાણનું વાસુદેવ મહાત્મય, ૮ યાજ્ઞવલ્કયની સ્મૃતિ, એ સર્વમાંથી સતસાર લેઇને ૨૧૨ શ્લોકવાળો "શિક્ષાપત્રિ" નામે ગ્રંથ તેમણે રચ્યો છે. તેમાં લખ્યું છે કે, આ શિક્ષાપત્રી પ્રમાણે જે ચાલશે; તેનું કલ્યાણ થશે. તેમ અહીંસા એજ મોટો ધર્મ જાણવો. માટે સતશાસ્ત્રમાં પણ હીંસા, માંસ, મદ્ય, વગેરેનું ક્યાંઇ પ્રતિપાદન કર્યું હોય, તો તે માનવું નહિ. તેમજ પૂર્વે જે મોટા પુરૂષો થઇ ગયા છે, તેમણે કાંઇ અધર્માચરણ કર્યું હોય, તો તેનુ અનુકરણ કરવુંજ નહિ. માત્ર ધર્માચરણજ ગ્રહણ કરવું. એવો તેમનો બોધ હતો. આ શિક્ષાપત્રીમાં ચારે વરણના સાધારણ ધર્મ, તથા ચારે વરણના જૂદા જૂદા વિશેષ ધર્મ પણ લખ્યા છે. સ્વામીનારાયણનો સંપ્રદાય **ઉદ્ધવિ સંપ્રદાય** કહેવાય છે.

એ રીતે મહાત્મા સ્વામીનારાયણે વેદોક્ત ધર્મનું સ્થાપન કર્યું, અને મોટાં મંદિરો કરાવી તથા પુસ્તકો રચાવી પોતાના પંથના ઉંડા પાયા નાખ્યા. પછી તે ધર્મના રક્ષણ માટે આચાર્યો સ્થાપ્યા. એ રીતે પોતાને કરવાનાં સર્વે કામ પુરાં કરીને સંવત ૧૮૮૬ ના જેઠ શુદ-૧૦ ને દિવસે ગઢડામાં તેઓ અંતર્ધાન થયા. તેમના વિયોગથી તેમના શિષ્યોનેજ નહિ, પરંતુ અન્ય પંથના લોકો પણ દિલગીર થયા હતા. આ મહાત્મા પુરૂષે સ્થાપેલા નવા પંથના આચાર્યોની મહેનત તથા રૂડી ચાલથી ગુજરાતના જે લોકો અજ્ઞાન અને જંગલી હાલતમાં હતા, તેમના ઉપર ઘણી સારી અસર થઇ છે. એ ધર્મની ઉત્પત્તિ આગમચ હજારો બલકે લાખો લોકો લુટફાટ કરીને પોતાનું ગુજરાન ચલાવતા હતા. તેઓના કુટુંબનાં માણસો હાલ સારી હાલતમાં છે. એ વિષે મી. **જયોર્જ બર્ગેસ** સાહેબે ગુજરાતના હેવાલનું ઇંગ્રેજીમાં પુસ્તક લખ્યું છે. તેના ૩૩૧ થી ૩૩૬ સુધીના પૃષ્ઠમાં સ્વામીનારાયણના જન્મ ચરિત્રની સંક્ષેપ હકીકત લખેલી છે. તેમાં લખ્યું છે કેઃ—"સ્વામીના-

રાયણે હિંદુ ધર્મનો સુધારો કર્યો. એટલુંજ નહિ પણ ગૂજરાતમાં જે લોકો લૂટફાટ કરતા હતા, તેઓને ઉપદેશ દેઇને નીતિમાન કર્યા છે. તેની સાબીતી જોઇએ તો આ પ્રાંતના લોકો જે જૂલમી હતા. તે સારે ધંધે વળગેલા જોવામાં આવે છે. એ લોકો કેવા જૂલમી હતા, તેની વાતો લખીએ તો મોટાં પૂસ્તક ભરાઇ જાય તેટલી છે. માટે બીજી બધી બાબતો પડતી મૂકીને ઉપરની બાબતથી સ્વામીનારાયણને દેશના સૂધારકનું નામ આપી શકીએ. ઇંગ્રેજ સરકારના અમલથી કેટલોક સુધારો થયો છે, એમ ગણીએ તોપણ તેમને આ દેશના સુધારકનું નામ આપી શકીએ. તેમના ધર્મમાં એવું બંધન નથી કે, ફલાણી નાતનોજ માણસ અમારા ધર્મમાં દાખલ થઇ શકે. હરેક નાતનું માણસ તેમનો ધર્મ પાળે તે તેમનો ગણાય. એવી છૂટ રાખવાથી કાઠી, કોળી, રજપુત, અને કણબી વગેરે ઘણા લોકો તેમના ધર્મમાં દાખલ થયા. તેમને પોતાનો ધર્મ ફેલાવતાં પ્રથમ ઘણી મુસ્કેલી પડી હતી. પણ તેવામાં ઇંગ્રેજ સરકારનું રાજ્ય થવાથી તેમણે ઘણી ફતેહ મેળવી હતી. જો મુસલમાન કે મરાઠાનું રાજ્ય હોત, તો તેમને ઘણું મુસ્કેલ પડત. કલકત્તામાં રાજા રામમોહનરાય હિંદુ ધર્મનો સુધારો કરવાની મહેનત કરતા હતા, પણ તે કોઇ પાદરીને સાથે રાખીને હિંદુ તથા મુસલમાન સાથે ઘણો વાદવિવાદ કરતા હતા. તેથી તેઓ જોઇએ તેવા ફાવી શક્યા નહોતા. સ્વામીનારાયણ એથી ઉલટું સર્વ સાથે હળી મળીને શાન્ત સ્વભાવથી ધર્મ ચલાવતા હતા. તેથી રાજા રામમોહનરાય કરતાં તેઓ વધારે ફતેહ પામ્યા છે. રાજા રામમોહનરાયના શિષ્યો તેમને ખરા અંતઃકરણથી ચહાતા નહોતા, પણ સ્વામીનારાયણના હજારો શિષ્યો તેમને ઘણા ભાવથી ચાહાતા હતા. તેમાં મોટા શ્રીમંતો, વિદ્વાનો, અને મોટા દરજ્જાના માણસો હતા. તેમ ગરીબ માણસો પણ હતા. તેમને વેદનું ઘણું જ્ઞાન હતું. તેથી તેમની વિદ્વતા પણ ઘણી સારી હતી. પરધર્મના લોકો કદી તેમનો ધર્મ ન સ્વીકારે તોપણ માન આપ્યા વિના રહે નહિ." એ રીતે એ વિદ્વાન અંગ્રેજ ગૃહસ્થે સ્વામીનારાયણની ઘણી પ્રશંસા કરી છે.

જેટલા બ્રાહ્મણોને માંહે માંહે પાણી પીવાનો કે જમવાનો વ્યવહાર હોય છે, તેમાંનો કોઇ સંસાર તજીને ત્યાગી થવા આવે, તો તેને બ્રહ્મચારીના વેશમાં રાખે છે. ને તે સૌ ભેગા જમે છે. બ્રાહ્મણોની સાથે જેઓને વ્યવહાર ન હોય તેવા તપોધન, સારસ્વત, વગેરે તથા રજપુત અને તેમને જે તેર નાતો સાથે જમવાનો વ્યવહાર છે તે, તથા વૈશ્ય એટલે વાણીયા અને પાટીદાર એમાંના કોઇ સંસાર તજીને આવે તેમને સાધુની દિક્ષા આપવામાં આવે છે. એ સિવાય કોઇ શુદ્ર ત્યાગી થઇને આવે તેને સાધુઓની સેવા કરવા તથા મંદીરોનું રક્ષણ કરવા સારૂ પાળા તરીકે હથિઆર બંધાવીને રાખે છે. બ્રહ્મચારી, સાધુ, અને પાળા, આઠ પ્રકારે સ્ત્રીનો ત્યાગ રાખે છે. પાળા મૂછો અને દાઢી રાખતા નથી, અને તેઓ ધોળાં લુગડાં પહેરે છે. તથા ઘણું કરીને સાધુના જેવોજ ધર્મ પાળે છે. સાધુ અને બ્રહ્મચારીઓ ચોટલી, જનોઇ, અને તુલસીની બેવડી કંઠી રાખે છે. સ્મૃતિઓના આધારથીજ આવો ઠરાવ કરેલો છે. કલિયુગમાં સંન્યાસ ધર્મ પાળી શકાય નહિ, માટે સંન્યાસી હાલ કરતા નથી. પણ સ્વામીનારાયણના વખતમાં કેટલાએક સંન્યાસીઓ તેમના શિષ્ય હતા. સ્વામીનારાયણે વ્યાસસૂત્ર ઉપર ભાષ્ય કરેલું છે. તેમજ સત્સંગી જીવન

ધ્યાદિ મોટા સંસ્કૃત ગ્રંથો તેમણે રચેલા છે. શિવાય વ્રજભાષામાં તથા ગુજરાતી ભાષામાં પ્રાકૃત ગ્રંથો અને હજારો કીર્તનો છે. તેમની પાસે સતાનંદ, ગોપાળાનંદ, નિત્યાનંદ, વાસુદેવનંદ, ભગવદાનંદ, યોગાનંદસ્વામી, અને અચિત્યાનંદ વગેરે સંસ્કૃત કવિઓ તથા બ્રહ્માનંદ, પ્રેમાનંદસ્વામી, મુક્તાનંદ, નિષ્કૂળાનંદ, અને દેવાનંદ વગેરે પ્રાકૃત ભાષાના કવિઓ હતા.

સ્વામીનારાયણના આચાર્યો પોતાને સ્નાન સુતક લાગે, તેવી સ્ત્રીઓ સિવાય બીજી કોઇ સ્ત્રીઓ સાથે ભાષણ કરતા નથી. તેમ તેમને પોતાના પગનો સ્પર્શ પણ કરવા દેતા નથી. કદાપિ કોઇ વખતે અજાણથી એવી સ્ત્રીના વસ્ત્રનો છેડો અડી જાય, તો તે દિવસે નકોરડો અપવાસ કરે છે. કોઇ પણ સ્ત્રીને પોતે મંત્ર ઉપદેશ કરતા નથી. પણ આચાર્યોની પત્નીઓ પતિની આજ્ઞાથી સ્ત્રીઓને મંત્રો ઉપદેશ કરે છે. આચાર્યોની પત્નીઓ પણ પોતાના સંબંધી વિના બીજા પુરૂષો સાથે ભાષણ કરતી નથી. તેમ તેમને મોં પણ દેખાડતી નથી. બાઇઓની સભામાં બાઇઓજ કથા વાંચે છે. તેમાં નાના બાળકને પણ જવા દેતા નથી- તેમજ પુરૂષોની સભામાં બે મહિનાની દીકરીને પણ લેઇને જવાતું નથી. માટે ઘણાં ગામોમાં સાધુઓને ઉતરવાની જગ્યા જુદી છે. અને બાઇઓને કથા વાર્તા વાંચવાની જગો પણ જુદીજ હોય છે. મંદીરોમાં પણ સ્ત્રી પુરૂષનો સ્પર્ષ ન થાય, એવો બંદોબસ્ત રાખે છે. અમદાવાદ તથા વડતાલમાં આચાર્યોનાં સ્થાન છે, ત્યાં સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપી છે; ત્યાં વિદ્યાર્થીઓને ભણાવનાર શાસ્ત્રીઓ તથા પુરાણીઓ હોય છે. તેમને મંદીર ખાતેથી પગાર આપવામાં આવે છે. જે વિદ્યાર્થીઓ ભણવા આવે છે, તેમને મફત ભણાવે છે. એટલુંજ નહિ પણ તેમને ઉતરવાની જગો પણ આપે છે. અને બીજી કેટલીક મદદ કરે છે. અમદાવાદમાં અયોધ્યાપ્રસાદજીના પુત્ર કેશવપ્રસાદજી હતા. એ કેશવપ્રસાદજીના પુત્ર **પુરૂષોત્તમપ્રસાદજી** હ.લ ગાદી ઉપર વિરાજમાન છે. તેમજ વડતાલમાં રઘુવિરજી મહારાજના દત્તપુત્ર ભગવત પ્રસાદજી હતા, તેમના દત્તપુત્ર **વિહારીલાલજી** મહારાજ હાલ ગાદી ઉપર વિરાજમાન છે. એ બને ગાદી ઉપર જે જે આચાર્યો થયા, તેમણે કેટલેક ઠેકાણે શિખરબંધ મદિરો તથા કેટલેક ઠેકાણે હવેલીના ઘાટનાં હરિ મંદીરો કર્યાં છે. તથા સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં ગ્રંથો રચવા, રચાવવા, અને દેશમાં ફરીને ધર્મનો ફેલાવો કરવા તેમણે બહુ લક્ષ આપેલું છે. સંવત ૧૮૭૬ માં સ્વામીનારાયણના પરમહંસ ૫૦૦ હતા. અને સતસંગી આસરે ૧ લાખ માણસ હતું. પણ જ્યારે સંવત ૧૮૮૬ ની સાલમાં સ્વામીનારાયણે દેહ મૂકયો, ત્યારે પરમહંસ ૧૫૦૦ હતા અને સતસંગી ૨ લાખથી વધારે હતા. સ્વામીનારાયણની જન્મ ભૂમિમાં એક શિખરબંધ મોટું મંદીર અયોધ્યાપ્રસાદજીએ કરાવેલું છે.

હાલના વખતમાં સ્વામીનારાયણના ધર્મ ઉપર લોકો દ્વેષ રાખતા નથી. તેમ તેની નિંદા પણ કોઇ કરતું નથી. સર્વે નિષ્પક્ષપાતી લોકો કહે છે કે, તે ધર્મ સારો છે. જે ધર્મે જન સમાજને અનીતિના માર્ગેથી પાછા વાળી સન્માર્ગે દોર્યો, તે ધર્મ સારો છે, એમ કહેવું તેમાં કાંઇ નવાઇ નથી. પરંતુ એવા ધર્મને તો સૌએ માન આપવું જોઇએ. ગમે તે સંપ્રદાય હો, પણ જે સંપ્રદાયમાં અનીતિનો અટકાવ, અને સુનીતિનો પ્રચાર હોય, ને સંપ્રદાય શ્રેષ્ટ છે, એમ જાણીને તેને માન આપવું જોઇએ. સ્વામીનારાયણનો સંપ્રદાય પણ તેવોજ છે. માટે તેની દિનપ્રતિદીન વૃદ્ધિ થતી જોવાને આપણે ઇચ્છવું જોઇએ.



# પ્રકરણ ૪ થું.

# મહા પંડિતો.

## વરરૂચિ-કાત્યાયન.

આ પ્રસિદ્ધ પંડિત ક્યારે થયો, એ વિષે ઘણા મત ભેદ છે. કેટલાક જણ કહે છે કે, તે પરદુઃખભંજન મહારાજા વિક્રમાદિત્યના દરબારના "નવરત્ન" પંડિતોમાંનો એક હતો. અને કેટલાક જણ કહે છે કે, તે મગધના રાજા નંદના વખતમાં હતો. પહેલા કરતાં આ બીજી વાત વધારે ભરસો રાખવા લાયક છે. અને એ રીતે જોતાં તેને થઈ ગયાને આજે લગભગ ૩૨૦૦ વર્ષ થયાં છે.

વરરૂચિનો બાપ તેને નાનો મૂકીને મરી ગયો હતો. એક સમે બે બ્રાહ્મણો તેને ઘેર આવીને ઉતર્યા હતા. તે વખતે નાટકવાળાનુ વાદ્ય સાંભળીને તેની મા ઉદાશીથી બોલી કે, ભાઇ તારા બાપના મિત્ર નવનંદ નાટક કરે છે. તે ઉપરથી વરરૂચિએ કહ્યું કે, માતા શોક કરો માં. હુ તે જોઇ આવીને અક્ષરે અક્ષર તમને કહી સંભળાવીશ. આ સાંભળીને પેલા બ્રાહ્મણ તેની સ્મરણ શક્તિની પરીક્ષા કરવા સારૂ એક પ્રતિ સાખ્ય ભણી ગયા. વરરૂચિ તે સાંભળતાંજ શીખી ગયો. અને તે પ્રમાણે પાઠ આપ્યો. તેથી સૌ આશ્ચર્ય પામ્યા. ત્યાર પછી તેણે પાટલીપુત્રમાં વર્ષ નામના ગુરૂ પાસે સઘળા વેદ વેદાંગનો અભ્યાસ કર્યો હતો. તેની ખ્યાતિ સાંભળીને પાટલીપુત્રના રાજા નંદે પોતાની પાસે બોલાવીને તેના ઉપર અત્યંત પ્રીતિ બતાવી હતી. ત્યાં તે પોતાના ગુરૂને ત્યાં રહ્યો હતો, અને તેમની ભત્રિજી ઉપકોશાની સાથે લગ્ન કર્યું હતું.

વર્ષના વિદ્યાર્થિયોમાં પાણિની નામનો એક મૂર્ખ બ્રાહ્મણ હતો. તેનાથી કંઇજ ન ભણાયું, તેથી તેને ગુરૂએ કાઢી મૂક્યો હતો. પાણિનીએ ખેદ પામીને ત્યાંથી હિમાલય ઉપર જઇ ભારે તપશ્ચર્યા કરી હતી. તેથી શિવજીએ પ્રસન્ન થઇને તેને વ્યાકરણ શાસ્ત્ર આપ્યું હતું. તે લેઇને પાણિની ઉમંગભેર પાછા આવ્યા. અને જાહેર સભામાં વરરૂચિને વાદ કરવા બોલાવ્યો. સાત દિવસ સુધી બંને પંડિતો વચ્ચે વાદ વિવાદ ચાલ્યો. પણ પાણિનીના સામો વરરૂચિ ઉત્તર આપી શક્યો નહિ. તે સમયથી પાણિનીનું વ્યાકરણ ચાલ્યુ. અને વરરૂચિનુ રદ થયું. એ રીતે માનભંગ થયાથી વરરૂચિને મહા દુઃખ લાગ્યુ. તેથી પોતાની પત્ની ઉપકોશાને મુકીને પોતે તપશ્ચર્યા કરવા સારૂ કૈલાશ પર્વતમાં ગયો. ત્યાં ઉગ્ર-તપ કરીને શિવજીને પ્રસન્ન કર્યા. અને પાણિનીના જેવું વ્યાકરણ પામ્યો. પછી ત્યાંથી પાછા આવીને તે વ્યાકરણ ગુરૂને આપ્યું.

વરરૂચિનું જન્મ વૃત્તાંત બૃહત્કથા નામે પ્રસિદ્ધ ગ્રંથના આરંભે લખેલું છે. તેમાં

લખ્યું છે કે, પુષ્પદંત નામે કોઇ શિવભક્ત ગંધર્વને કાંઇ કારણ પરત્વે દુર્ગાનો શાપ થયો હતો. માટે આ ભૂલોકમાં અવતર્યો હતો. એ વિષે નીચે પ્રમાણે એક શ્લોક છે.

एकश्रुतधरोजातोविद्यांवर्षादवाप्स्यति ॥
किंचव्याकरणंलोकेप्रतिष्ठांमापयिष्यति ॥
नाम्नावररुचिर्लोकेतत्तदस्मैप्ररोचते ॥
यद्यद्वरंभवेत्किंचिदित्युक्त्वावागुपारमत् ॥

અર્થ—તે એક દિવસ સાંભળવાથીજ વિદ્યા ભણશે. અને વર્ષ નામના કોઇ સાધારણ બ્રાહ્મણ પાસેથી તેને વિદ્યા મળશે. અને તે લોકોમાં વ્યાકરણની સ્થાપના કરશે, તથા જે જે સુંદર વાર્તાઓ છે, તે સર્વ પ્રસિદ્ધ કરશે. તે ઉપરથી તેનુ નામ વરરૂચિ પડશે.

વરરૂચિએ પ્રાકૃત ભાષામાં ૧૧૦૦ સૂત્ર રચીને તેનું નામ **પ્રાકૃત પ્રકાશ** પાડ્યું છે તેનાં, બાર પ્રકરણ છે. આ સૂત્ર ઉપર ભામહ નામે વિદ્વાને **મનોરમાવૃત્તિ** નામની ટીકા લખી છે. કેટલાક જણ વળી એવું કહે છે કે, **સિંહાસન બત્રીશીની** વાતોનો સંસ્કૃત ગ્રંથ આ કવિએજ રચ્યો છે. જો એ વાત સત્ય ઠરે તો આ અને વિક્રમ રાજાનો દરબારનો વરરૂચિ એ બે જૂદાજ હોવા જોઇએ. અને તેથી ચરિત્રકારોએ બંનેની હકીકત સેળભેળ કરી નાખેલી ઠરે છે. આમાંની ખરીવાત કયી, તે કહેવાને તથા બંનેનાં વૃત્તાંત જૂદાં પાડવાને અમારી પાસે કાંઇ પણ સાધન નથી. તેથી અમે પણ અગાઉના ચરિત્રકારોની પાછળ પાછળજ ચાલ્યા છીએ.

વરરૂચિએ વળી **પ્રયોગવિવેકસંગ્રહ** નામે ગ્રંથ રચેલો છે. તેમાં વ્યવહારિક ભાષામાં પ્રસંગોપાત કાનને પ્રિય લાગે એવાં વાક્યોનો સંગ્રહ કર્યો છે. વ્યવહારમાં સંસ્કૃત બોલવાને માટે આ વ્યાકરણ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે. આ સિવાય બીજા કેટલાક ગ્રંથો વરરૂચિએ રચ્યા છે.

## વેદપાઇ.

**કરટક દમનક** નામે જગત્ વિખ્યાત ગ્રંથ કે જેના ઉપરથી **પંચતંત્ર** અને **હિતોપદેશ** જેવા પ્રસિદ્ધ અને લોકપ્રિય ગ્રંથ રચાયા છે. તે ગ્રંથનો કર્તા મહા પંડિત **વેદપાઇ** ઇસ્વી સનની પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર થઇ ગયો છે. તે જાતે બ્રાહ્મણ હતો. તેણે એક કલ્પિત કથા રચી છે. તેનુંજ નામ **કરટક દમનક** છે. પરંતુ વિદેશીઓ તેને **"કલીલા દમના"** ને નામે ઓળખે છે. આ કથાના પ્રથમના અધ્યાયમાં કલીલાદમના કે કરટક દમનકની કથા છે. જેને વિષ્ણુશર્મા મિત્રભેદ એવું નામ આપે છે. વેદપાઇના આ પ્રથમ વિભાગમાં અઠ્ઠાવીશ કથાઓ છે. તે માંહેલી નવ મિત્રભેદમાં વિષ્ણુશર્માએ દાખલ કરેલી છે. વેદપાઇના બીજા ભાગમાં દમનકને તેના કૃત્યની શિક્ષા કરી છે તે વિષય છે. અને તેમાં દશ કથાઓ છે. ત્રીજા ભાગમાં મિત્ર પ્રાપ્તિનો વિષય છે, તેમાં ૭ કથાઓ છે. ચોથામાં વિગ્રહનો

વિષય છે, તેમાં ચૌદ કથાઓ છે. પાંચમામાં લબ્ધપ્રનાશ છે, તેમાં ત્રણ કથાઓ છે. છઠ્ઠામાં પરિક્ષીતકારક છે. વેદપાઇના બાકીના આઠ વિભાગમાં. સરસ રાજનીતિ સમાવી[1] છે. અને સમગ્ર પુસ્તક ઘણું વિસ્તારવાળુ છે.

વેદપાઇ એ નામ શુદ્ધ હોય એમ લાગતું નથી; પણ વપપાઇ નામનો એક વિદ્વાન થઇ ગયો છે. તેણે કદાપિ આ ગ્રંથ લખ્યો હોય એમ કલ્પના થાય છે.

મ્હોટા સિકંદર પાદશાહે પશ્ચિમ બાજુના દેશો જીતી લીધા પછી ભરતખંડના રાજા પૌરસ ઉપર ચઢાઇ કરીને તેનું રાજ્ય જીતી લીધું. અને પોતાના એક સરદારને એ રાજ્ય સોંપીને સિકંદર ત્યાંથી સ્વદેશ ગયો. તેના ગયા પછી આર્યોએ પોતાનું રાજ્ય પાછું સ્વાધીન કરી લીધું. અને રાજ્યવંશી દાબ્બસલીમને પોતાનો રાજા પસંદ કર્યો. કેટલાક જણ કહે છે કે, દાબસલીમ એ નામ દુર્લભસેનનુ અપભ્રંશ થઇ પડેલું છે. એ રાજાને બધી અનુકૂળતા બની આવતાં છેવટે વિલાસમાં પડયો, અને પ્રજાને ત્રાસ દેવા લાગ્યો. આ સમયે વેદપાઇ નામે બ્રાહ્મણ તેના રાજ્યમાં વસતો હતો. તે મહાપંડિત અને ડાહ્યો પુરૂષ ગણાતો હતો. તેથી અગત્યના કાર્યોમાં સર્વે કોઇ તેની સલાહ લેતા હતા. રાજ્યમદથી રાજા વાંકે રસ્તે ચાલતો હતો. તેને ઉપદેશ કરી ન્યાય અને દયાને માર્ગે ચલાવવા માટે શી યોજના કરવી, તેનો વિચાર કરવા સારૂ તે પંડિતે પોતાના શિષ્યોને એકઠા કર્યા. અને કહ્યું કે, આ રાજાના રાજ્યમાં અવ્યવસ્થા ચાલે છે, તે બધી તેના કાન ઉપર લાવવી. અને તેને સમજાવવું કે, બળથી તે ત્રાસથી જે કામ થતું નથી તે યુક્તિથી થાય છે. એમ કહીને હાથીના પગ તળે સસલાં કચરાઇ ગયાં હતાં, તેનું વેર લેવા પક્ષિઓની સહાયતાથી સસલાં જય પામ્યાં, તે વાર્તા કહી સંભળાવી.

શિષ્યોએ રાજા સાથેની ભાંજગડમાં પોતે પડવાની ના કહી. અને પંડિતને પણ કહ્યુ કે, તમારે એ વાત જવા દેવી. એનું પરિણામ સારૂં નહિ થાય. વેદપાઇએ કહ્યું કે, ગમે તેમ થશે તોપણ હુ તો મારી ધારણા છોડીશ નહિ. માટે હું દરબારમાં જઇને સર્વે હકીકત નિવેદન કરીશ. પછી વેદપાઇ રાજા પાસે જઇને નમન કરીને ગુપચુપ બેશી રહ્યો, જેથી દાબસલીમ સમજ્યો કે, આ પંડિત કાંઇ અગત્યની વાત કહેવા આવ્યો છે. એટલે તેને જણાવી દીધુ કે, તમારે જે કહેવાનુ હોય તે કહો. પણ યાદ રાખજો કે, રાજ્ય પ્રકરણનું કામ રાજાનું પોતાનું છે. તે સંબંધી કાંઇ માથુ ઘાલ્યું તો ઘાણ કહાડીશ. તોપણ રાજાની આજ્ઞા મળ્યા પછી પશુ અને મનુષ્યના ગુણમાં કેટલું અંતર છે, તે વિષે વેદપાઇ છૂટથી કહેવા લાગ્યો. તેણે કહ્યું કે, ડહાપણ, મિતવ્યય, બુદ્ધિ, યુક્તિ અને ન્યાયાદિ સર્વનો સદ્ગુણમાં સમાવેશ થાય છે. અને જેઓનામાં તે હોય છે, તેઓને પ્રતિકૂળ ભાગ્યનો સંભવ છતાં પણ શ્રેષ્ઠ પદે તે ગુણો પહોંચાડી દે છે. એમ કહી તેને નિવેદન કર્યું કે, આપનો પ્રતાપ પડવાથી હું પ્રથમ આપના આગળ કાંઇ બોલી શકયો નહિ. વળી મહાન્ પુરૂષો કહી ગયા છે કે,—"મૌન જેવું બીજું એકે લાભકારક નથી." પણ એટલામાં તો આપે મને આજ્ઞા કરી દીધી છે. એમ કહી વળી તેને કહેવા માંડ્યું, તેમાં તેના જે પૂર્વજોનું

(૧) આઠમા વિભાગમા આઠ કથા છે નવમામાં પાંચ છે દશમામાં ત્રણ, અગિયારમામાં પાંચ, બારમામા ચાર, તેરમામાં બે, અને ચૌદમામાં ત્રણ છે.

રાજ્ય તેને સ્વાધીન થયેલું તેમના સદ્દગુણ ગ્રહણ કરવામાં આવતા નથી, અને તેથી ઉલટું તેની પ્રજાના ઉપર ત્રાસ વર્તાવવામાં આવે છે, એ પણ તેણે વિસ્તારથી જણાવી દીધું. અને પોતાની રીતભાત બદલી દેવાની તેને ભલામણ કરી. આ પ્રમાણે પંડિતે ઉદ્ધતાઇ જણાવી. તેથી રાજાએ અતિશય ક્રોધાયમાન થઇને તેના પ્રતિ પોતાનો ધિક્કાર જણાવ્યો. અને તેને ફાંશી દેવાની આજ્ઞા કરી દીધી. પણ પંડિતને ફાંશી દેવા લેઇ ગયા ત્યાર પછી પછવાડેથી પોતાનો આ ઉદ્દેશ ફેરવીને તેને અંધારી કોટડીમાં પૂરી રાખવાની આજ્ઞા કરી. આ બનાવથી તે પંડિતના શિષ્યો બહાર વિખરાઇ ગયા. અને દૂર દેશાવરમાં તેમણે નિવાસ કર્યો. ઘણો સમય વિત્યા પછી સલીમને પંડિતનું સ્મરણ થયું. તે એવી રીતે કે એક રાત્રીએ ખગોળશાસ્ત્ર વિષે તેના મનમાં વિચાર ઉત્પન્ન થવાથી તેના મનનું કોઇ સમાધાન કરી શક્યું નહિં. ત્યારે વેદપાઇ તેને સાંભરી આવ્યો. અને તેના પ્રતિ પોતે જે ચાલ ચલાવી હતી, તેનો પશ્ચાતાપ કરવા લાગ્યો. પછી તેણે તેને પોતાની સમક્ષ બોલાવી મંગાવ્યો, અને પ્રથમ જે જે શીખામણ તેણે દીધી હતી, તે ફરીને કહી સંભળાવવાને જણાવ્યું. એટલે વેદપાઇએ પોતાનો જે શુભ આશય હતો, તે નિવેદન કરીને જે કહ્યું હતું, તે ફરીને કહી સંભળાવ્યું. રાજાએ પશ્ચાતાપ સહિત લક્ષ પૂર્વક બધું સાંભળ્યું, અને પંડિતની બેડીઓ તોડી નંખાવીને પોતાના આખા રાજ્યનો કારભાર તેને સોંપ્યો. આ વાત ચોગરદમ ફેલાઇ ગઇ. એટલે પંડિતના શિષ્યોએ પોતાની ઇચ્છાથી દેશવટો લીધો હતો, ત્યાંથી તેઓ પાછા આવ્યા. અને રાજાના આવા સુખદાયક ફેરફારના સ્મરણાર્થ તે દિવસને એક ઉત્તમ દિવસ ઠરાવી પ્રતિ વર્ષે તેજ તિથિએ મેળો ભરવા લાગ્યા.

રાજ્ય અને રાજાના લાભમાં વેદપાઇના કારભારથી ઘણું સારૂં પરિણામ નીપજી આવ્યું. તેના સદ્દગુણને લીધે ભરતખંડના સર્વે રાજાઓએ દાબસલીમનું ચક્રવર્તિપણું માન્ય રાખવાની આતુરતા બતાવી. અને તેને શરણે થયા. તથા જે તેના શત્રુઓ હતા, તે પણ વશ થયા. એ પ્રમાણે સારી રાજનીતિથી સર્વે નિશ્ચિંત થયા.

પૂર્વે થઇ ગએલા રાજાઓ પંડિતો પાસે પુસ્તકો રચાવીને પોતાનું નામ અમર કરી ગયા છે; એમ તે ધારતો તેથી તે પ્રમાણે નામના કરવાની દાબસલીમના મનમાં ઉત્કંઠા થઇ. પોતાના સમયનો એવો એક કીર્તિ સ્થંભ દૃઢ કરવાને માટે વેદપાઇ વિના બીજો કોઇ સમર્થ નથી, એમ તેને જણાયાથી વેદપાઇને આજ્ઞા કરી કે, આપ એક એવો ગ્રંથ રચો કે જેમાંથી માણસોને શીખામણ મળે. એવી વાતો સાથે રાજાઓએ શી રીતે રાજ ચલાવવું, અને શું કરવાથી પ્રજા રાજભક્ત રહીને આજ્ઞામાં વર્તે, એવો વિષય પણ તેમાં આવે. અને તે ગ્રંથની રચનામાં વળી નીતિનાં ગહન ધોરણો તથા ડહાપણના ઉગ્ર ઉપદેશ, રમુજી વાતો, અને વિનોદ જનક ઉપાખ્યાનોના પ્રસંગ પણ આવે, એવી યોજના કરવી. એ કામને માટે જે વ્યય થાય તેની વ્યવસ્થા રાજાએ કરી આપી. અને એક વર્ષમાં એ ગ્રંથ પૂર્ણ કરવો એમ આદેશ કર્યો.

વેદપાઇએ એક શિષ્યને પોતાનો લેખક ઠરાવીને, એવા ગ્રંથની રચના કરવાનો આરંભ કર્યો. પ્રથમ એક વર્ષ સુધી ખાવાને ચાલે એટલી સામગ્રીનો સંગ્રહ કરીને તથા કાગળ વગેરે જે જે સાધન જોઇએ તે લેઇને પોતાના લેખક સાથે તે એક ઓરડામાં એ-

કાંતવાસી થયો. અને ત્યાં કોઇની પણ આવ જા થવા દેવી નહિ, એવી આજ્ઞા કરી. એ પ્રમાણે તે પંડિતે ગ્રથનો આરંભ કર્યો. પોતે કહેતો જાય અને શિષ્ય લખતો જાય. એ પ્રકારે ચૌદ પ્રકરણો રચ્યાં. તે પ્રશ્નોત્તર રૂપે બનાવ્યાં. એક વર્ષ થવા આવ્યું તેટલામાં તો તે ગ્રંથ પૂર્ણ થયો. અને તેનું નામ **કરટકદમનક** (કલિલાદમના) પાડ્યું. તેની રચનામાં તેણે ઘરનાં અને જંગલનાં પશુઓની તથા પક્ષીઓની વાતો ગોઠવી. તેથી કરીને વાંચનારનું મન પ્રસન્ન થાય, અને તેને રમૂજ પડે તથા બુદ્ધિવાળા પણ તેમાંથી શીખામણ ગ્રહણ કરી લે, એવી વ્યવસ્થા દાખલ કરી માણસોએ પોતાના વ્યવહારમાં કેવી રીતે વર્તવું, તથા કઇ કઇ વાત મનુષ્ય પ્રાણીને ઉપયોગની થઇ પડશે, તેનો વિચાર કરીને તેવી રચના કરતાં પ્રજાએ પોતાના રાજાને વશ રહીને દુર્ગુણથી દૂર રહી સદ્‌ગુણનું ગ્રહણ કરવું, એવી શીખામણ આવે એવી સંકળના કરી.

એ પ્રમાણે પુસ્તક પૂર્ણ થયેલું જાણી રાજાએ પોતાના રાજ્યના સામંત અને સંભાવિત લોકોની એક સભા કરી, તેમાં વેદપાઇ પોતાના શિષ્ય સહિત આવ્યો. અને આખો ગ્રંથ વાંચી સંભળાવ્યો. રાજા ઘણો પ્રસન્ન થયો. અને તુષ્ટી દાનમાં પોતાની ઇચ્છામાં આવે તે માગવા વેદપાઇને કહ્યું. વેદપાઇ બોલ્યો કે મારે બીજું કાંઇ જોઇતું નથી; પણ એટલુંજ માગી લઉં છું કે, આ પુસ્તક ભરતખંડમાંથી બહાર જાય નહિ, તેવી રીતે એને સાચવી રાખવું ! અને ઇરાનીઓના હાથમાં જતું અટકાવવું !

ઇરાનનો પાદશાહ **નોશેરવાન** જે ઇ. સ. ૫૩૧ થી ૫૭૯ સુધી રાજ્ય કરતો હતો, તેના જાણવામાં એ ઉત્તમ પુસ્તક વિષે આવ્યું. એટલે તે પુસ્તક મેળવી લેવાને તેની અધીરાઇ ઘણી વધી. કારણ કે રાજ્ય નીતિ ઉપર તેને બહુ પ્રીતિ હતી. અને તે ગ્રંથમાં તે વિષે ઘણું લખવામાં આવ્યું છે, એમ તેણે સાંભળ્યું હતું. પછી તેણે **બરઝવીઆ** નામના એક વિદ્વાનને હિંદુસ્થાનમાં એ ગ્રંથનું ભાષાંતર કરી લાવવા મોકલ્યો. બરઝવીઆએ હિંદુસ્થાનમાં આવીને એક બ્રાહ્મણ પંડિતની સાથે મિત્રાચારી કરી. અને તેનીજ મારફતે કરટકદમનકનો ગ્રંથ મેળવીને તેની નકલ કરી લીધી. બરઝવીઆ જ્યારે ઇરાન પાછો ગયો, ત્યારે નોસેરવાન પાદશાહે તેનુ ઘણુંજ સન્માન કર્યું. વળી તેણે એક મોટી સભા કરી તેમાં તે દેશના બધા વિદ્વાનોને બોલાવ્યા. તેમાં બરઝવીઆને બોલાવીને તેણે આણેલા ગ્રંથનો અર્થ કહી સંભળાવવાની આજ્ઞા કરી. તે અર્થ સાંભળી સર્વને આશ્ચર્ય લાગ્યું. અને આવો અમુલ્ય વિદ્યાનો ભંડાર મળ્યો તેથી પરમેશ્વરનો પાડ માન્યો. પછી **બુઝુર્ગમહર** નામના વિદ્વાનની પાસે પહેલવી-ફારસી ભાષામાં ભાષાન્તર કરાવ્યું. તે ઉપરથી ત્યાંના બીજા વિદ્વાનોએ તેની નકલો કરી લીધી. અને તે ગ્રંથનુ બહુજ રક્ષણ કરવા લાગ્યા. નોશેરવાન પછી જે જે રાજાઓ થયા, તેઓ આ ગ્રંથને ઘણું માન આપતા. એ રીતે મૂળ ગ્રંથ ઉપરથી કરટક દમનકનું ભાષાંતર પ્રથમ પેહેલવી ભાષામાં થયું. તેની ખબર અબ્બાસી વંશના બીજા ખલીફ **અબુજાફરમનસૂરને** પડતાં તેણે ઇમામ હસન "અબદુલ્લા અબનમુકના" જે સારો વિદ્વાન હતો, તેની પાસે આરબી ભાષામાં ભાષાંતર કરાવ્યું. ને પોતાનો રાજકારભાર આ પુસ્તકમાં લખ્યા પ્રમાણે ચલાવવા લાગ્યો.

સામાની વંશના **નસરબીન અહમદના** ફરમાવ્યાથી આરબીમાંથી ફારસીમાં તેનું

થયો. પછી પોતાની બ્હેન સરસ્વતી તથા પોતાના સેવકો સહિત સંસાર છોડીને તે સાધુ થયો. કાલિકે ગુણસુંદર સૂરી પાસે વિદ્યાભ્યાસ કર્યો. અને સરસ્વતીએ પોતાના ભાઇ કાલિક પાસે વિદ્યાભ્યાસ કર્યો. પછી એ સાધુઓની સાથે સૌ ઉજ્જયિની નગરીમાં ગયા. ત્યાં સરસ્વતી બીજી આરજાઓની સાથે બહાર ફરતી હતી. તેને ઉજ્જનના ગાધર્વસેન (ગર્ધભીલ)' રાજાએ દીઠી. તેના રૂપથી મોહિત થઇને તેણે તેને જોર જૂલમથી પકડી મગાવી પોતાના અંત:પુરમાં રાખી. એથી કાલિકને ઘણો ક્રોધ ચઢયો. અને સરસ્વતીને છોડાવવા સારૂ તેણે રાજાને બહુ કાલાવાલા કર્યા, પણ તેમાં તે ફાવ્યો નહિ. છેવટે તેણે વેર લેવાનુ 'નક્કી કર્યું.' પોતે ગાંડો થયાનુ ડોળ કરીને શરીરે માટી ચોપડીને આખી ઉજ્જયિનીમા ફરવા માંડયું. વૃદ્ધ મન્ત્રીઓએ રાજાને બહુ સમજાવ્યો. પણ કાંઇ વળ્યુ નહિ. પછી કાલિકાચાર્ય ગોસાઇનો વેષ લેઇને સિંધુ નદીની પાર ગયો. એ દેશના રાજાને સાહી રાજા કહેતા હતા. તેમાંના સૌથી મોટા સાહીને ત્યા તેણે મુકામ' કર્યો. કાલિકાચાર્ય જ્યોતિષ શાસ્ત્રમાં બહું પ્રવિણ હતો.' તેથી તેણે મન્ત્ર, યન્ત્ર, અને તંત્ર ઇત્યાદિ ચમત્કાર દેખાડીને રાજાને વશ કર્યો. પછી ત્યાંના બીજા સાહી રાજાઓને એકઠા કરીને માળવા ઉપર ચઢાઇ કરાવી. તેમણે ગાધર્વસેન રાજાને હરાવી તેના પાસેથી રાજ લેઇ લીધુ. એટલુંજ નહિ પણ તેને પોતાની આગળ પકડી મગાવી બહુજ ધિક્કારીને કહ્યુ કે,—તારા, કરેલા પાપી કર્મનુ તને ફળ મલ્યું. હજુ ચેત અને દુર્ગુણ તજીને સદ્‌ગુણી થા. એટલુ કહી તેને છોડી મૂકયો. સરસ્વતી ફરીને આરજા થઇ. પછી કાલિકાચાર્યે જે સાહી રાજાને ઘેર મુકામ કર્યો હતો, તેને ઉજ્જયિનીનુ રાજ્ય આપ્યુ ને બીજા સાહી રાજાઓનું માળવા દેશના ભાગ પાડીને વ્હેંચી આપ્યા. એ રીતે સિથિએન અથવા શક વશ પ્રથમ માળવામાં સ્થપાયો.

ગાધર્વસેન રાજા સુપ્રતિષ્ઠાન નામે નગરમા જઇને રહ્યો. તેને ભર્તૃહરિ અને વિક્રમાદિત્ય નામે બે પુત્રો મોટા વિદ્વાન અને પરાક્રમી હતા. તેમને બોલાવીને શાકી રાજાના પ્રધાનોએ ઉજ્જયિનીનું રાજ્ય પાછુ આપ્યુ ઉજ્જયિનીમાં સાકી રાજાએ માત્ર ૪ વર્ષ રાજ્ય કર્યું ત્યાર પછી વિક્રમાદિત્યના વશમા ૧૩૫ વર્ષ સુધી માળવાનુ રાજ્ય રહ્યું. અને ફરીથી શાકી રાજાઓએ આવીને માળવામા શક રાજ્ય સ્થાપ્યુ. ત્યારથી લોકો શક કાળ ગણીને શક સન લખવા લાગ્યા જે શક આજે પણ દક્ષિણ હિંદુસ્થાનમા ચાલે છે.

એમ કહેવાય છે કે, આ કાલિકાચાર્યે વૈશ્ય લોકોની જનોઇઓ ઉતરાવીને તેમને શ્રાવક ધર્મમાં દાખલ કર્યા હતા આ કાલિકાચાર્ય વિના બીજા પણ બે કાલિકાચાર્ય જૈન ધર્મમાં થયા છે. એવું જૈન પટ્ટાવળિયોમાં લખ્યું છે. પહેલો કાલિકાચાર્ય વિક્રમ સવતની પૂર્વે ૧૩૫ વર્ષે થયો હતો. તેણે ઇંદ્ર આગળ ઝીણા જીવોનું આખ્યાન કહી બતાવ્યું. તેનુ બીજુ નામ શ્યામાચાર્ય હતુ. બીજો કાલિકાચાર્ય આ લખ્યો છે તે, અને ત્રીજો કાલિકાચાર્ય વિક્રમ સવત ૫૨૩ મા થયો. તેણે ભાદરવા શુદ ૫ ને દિવસે સાંવત્સરિક પ્રતિક્રમણું થતું હતું, તે ચોથને દિવસે કરવાનો ઠરાવ દક્ષિણમા પ્રતિષ્ઠાનપુરમાં રાજાની આજ્ઞાથી કર્યો. ત્યારથી હાલના શ્રાવકો પણ તેજ પ્રમાણે કરે છે. આ ત્રીજા કાલિકાચાર્યના સમયમા એટલે વિક્રમ સવત ૫૧૦ મા વર્ષે જૈન સાધુઓએ વલ્લભીનગરમાં એ-

કઠા મળીને જે જૈન ગ્રંથ સર્વને મુખે હતા, તે પુસ્તકો ઉપર લખવાનો ચાલ ઠરાવીને તેના ગ્રંથ લખાવ્યા.

મેરતુંગ નામે જૈન પંડિત લખે છે કે, મહાવીરસ્વામી પછી ૪૫૩ વર્ષે કાલિકને સૂરી પદ મળ્યુ હતું. ને ત્યાર પછી ૧૩ વર્ષે શક લોકો માળવામાં આવ્યા. શક લોકનું રાજ્ય ચાર વર્ષ ચાલ્યા પછી એટલે મહાવીરસ્વામી પછી ૪૭૦ મે વર્ષે વિક્રમાદિત્ય રાજા થયો.



# જયદેવ સ્વામી.

**ગીતગોવિંદ** નામે પ્રસિદ્ધ ગ્રંથના કર્તા કવિ જયદેવ ક્યારે થયા, એ વિષે વર્ષ વાર હેવાલ કોઇ પણ ઠેકાણેથી મળતો નથી. પરતુ તેમણે રચેલો ગીતગોવિંદનો ગ્રંથ ઉજ્જયિનીના મહારાજા વિક્રમાદિત્યની રાજસભામાં ગવાતો હતો. તે ઉપરથી ધારી શકાય છે કે, વિક્રમ અને કાળિદાસ પંડિતની પહેલાં એટલે આજથી શુમારે બે હજાર કરતાં પણ વધારે વર્ષ ઉપર જયદેવ સ્વામી થઇ ગયા છે. તેમની જન્મભૂમિ **કિંદુબિલ્વ** નામે ગામમાં હતી, ત્યાં તેઓ રહેતા હતા. તેમની બુદ્ધિ ઘણી પ્રબળ હતી., તેથી તેમનું બીજું નામ **પક્ષધરમિશ્ર** પડ્યું હતું. **મિશ્ર** નામ ઉપરથી તેઓ જાતે કાન્યકુબ્જ બ્રાહ્મણ હશે, એમ ધારી શકાય છે. બાળવયમા તેઓ ગુરૂની પાસે વિદ્યાભ્યાસ કરવા સારૂ રહેતા હતા. ત્યાં ગુરૂની પાસેથી પંદર દિવસે પૂરો થાય એટલો પાઠ એક દિવસમાં લેતા. તે છતાં તેઓ તુરત પાઠ તૈયાર કરીને ગુરૂને આપી દેતા. એવા તે બુદ્ધિશાળી હતા.

જયદેવ સ્વામીને **પદ્માવતી** નામે એક અતિ સુંદર અને ગુણવાન પતિવ્રતા સ્ત્રી હતી. પદ્માવતી જગન્નાથક્ષેત્રના એક અગ્નિહોત્રિ બ્રાહ્મણની પુત્રી હતી. તેને કોઇ પુરૂષની સાથે પરણાવવા કરતાં દેવને અર્પણ કરવાનો તેના પિતાનો પ્રથમ વિચાર હતો. પરંતુ કહે છે કે, તેને દેવે સ્વપ્નામાં દ્રષ્ટાંત આપ્યુ, તે પરથી તેણે પોતાની કન્યા પદ્માવતીને જયદેવની સાથે વિધિસર લગ્ન કરીને પરણાવી હતી. પદ્માવતી જેવી ધાર્મિક પત્નીથી જયદેવને પરમ સુખ મળતું હતું.

જયદેવ સ્વામી જેવા પ્રબળ બુદ્ધિના હતા, તેવાજ તે જ્ઞાની, ધાર્મિક, અને કાવ્યશાસ્ત્રમાં નિપુણ હતા. તેમણે રચેલા ગ્રંથોની વાણી અતિ કોમળ, અને શૃંગાર તથા કરૂણ રસથી ભરપુર છે. તેમણે ગીતગોવિંદ નામે ગ્રંથ ગદ્ય પદ્યાત્મક કર્યો છે તેમાં અષ્ટપદી ઉપર રાધાકૃષ્ણનો વિલાસ વર્ણવેલો છે- આ અષ્ટપદીઓ કર્ણાટકી ગવૈયાઓ અનેક તાળ અને રાગમાં બહુ મનોરંજક રીતે ગાય છે. જે સાંભળીને ગમે તેવા કઠિણ કાળજાના મનુષ્યોનું મન પણ પીગળ્યા વગર રહેતુ નથી. આ ગીતગોવિંદ—અષ્ટપદી ગ્રંથનો **સર વિલ્યમ જોન્સ** સાહેબે ઇંગ્રેજી ભાષામાં બહુ સરસ રીતે તર્જુમો કર્યો છે. કાલિંગદેશ—ઓડિસા પ્રાંત કે જ્યાં કટક શેહેર છે. ત્યાં શ્રીકૃષ્ણનો વાર્ષિક ઉત્સવ થાય છે, ત્યારે લોકો ગીતગોવિંદ—અષ્ટપદીઓ ગાઇને આખી રાત્ર જાગરણ કરે છે. તેમણે રચેલો બીજો ગ્રંથ **પ્રસન્ન રાઘવ** નામે સુંદર નાટકનો છે તે સપ્ત અંકી છે. તેમાં વીરરસ, શૃંગારરસ, અને કરૂણારસ બહુ ઉત્તમ રીતે વર્ણવેલા છે વળી કેટલેક સ્થળે શબ્દાલંકાર અને અર્થાલંકાર

પણ વર્ણવેલા છે. તેમાં અર્થાલંકાર ઉપર તેમણે વિશેષ લક્ષ આપેલું જણાય છે. આ નાટક ગ્રંથમાં સીતા સ્વયંવરથી તે રાવણને મારી શ્રીરામચંદ્રજી સીતાને લેઇને અયોધ્યાપુરીમાં આવ્યા, ત્યાં સુધીનું ઉત્તમ છટાથી રસિકપણે રામચરિત્ર વર્ણવેલું છે. આ સિવાય જયદેવ સ્વામીએ કુવલયાનંદની મૂળ કારિકા રચી છે. તેમજ ન્યાયશાસ્ત્રના પણ કેટલાક ગ્રંથ કરેલા છે.

જયદેવસ્વામી પરમ વિષ્ણું ભક્ત હતા. તેથી તેમની ગણના સંતમાલિકા નામે પ્રખ્યાત પુસ્તકમાં કરવામાં આવેલી છે. તેમાં તેમના ચમત્કારની કેટલીક અલૌકિક વાતો લખેલી છે. તે નીચે પ્રમાણે;—

જયદેવસ્વામી જ્યારે ગીતગોવિંદ ગ્રંથ રચતા હતા, ત્યારે એક સ્થળે રાધાજીનું યોગ્ય વર્ણન કેવી રીતે કરવું, તેની બરાબર સૂઝ નહિ પડવાથી તે ગ્રંથ ત્યાંજ પડતો મૂકીને તેઓ સ્નાન કરવા ગયા. એવામાં સાક્ષાત્ શ્રીકૃષ્ણે પ્રગટ થઇને તે વિષય પૂરો કર્યો. જયદેવસ્વામીએ નિત્ય કર્મથી પરવારી ભોજન કર્યું. પછી આવીને જોયું તો તેમણે અધુરૂં મૂકેલું પ્રકરણ પૂરૂં થયેલું દીઠું. આ અદ્‌ભૂત બનાવથી કવિ બહુજ આશ્ચર્ય પામ્યા.

જગન્નાથક્ષેત્રમાં સાત્વિક નામે રાજા હતો. તેણે જયદેવ સ્વામીના ગીતગોવિંદ ગ્રંથનાં ઘણાં વખાણ થતાં સાંભળ્યાં. તે ઉપરથી તેના જેવો તેણે એક ગ્રંથ લખ્યો. તેની ઘણી નકલો લખાવી પોતાના આખા રાજ્યમાં મફત વહેંચી અને આજ્ઞા કરી કે તેનો સર્વે જણે નિત્ય પાઠ કરવો. પણ લોકોની પ્રીતિ જયદેવસ્વામીના ગીતગોવિંદ ઉપર દૃઢતર હોવાથી રાજાનો હુકમ કોઇએ માન્ય કર્યો નહિ. છેવટે એવું ઠર્યું કે, એ બંને ગ્રંથ જગન્નાથજી પાસે મૂકવા. તેમાં જે ગ્રંથ દેવને ગમશે, તે પોતાની પાસે રાખશે, અને બીજો ફેંકી દેશે. પછી બંને ગ્રંથો દેવ પાસે મૂક્યા. અંદર કોઇ માણસને રહેવા દીધું નહિ. દેવમંદિરનાં બારણાં મજબૂત બંધ કરી તેની કુંચી રાજાએ પોતાની પાસે રાખી. બીજે દિવસે રાજા અને વિદ્વાનો વગેરેએ સાથે મળીને મંદિરનાં દ્વાર ઉઘાડીને જોયું તો જયદેવસ્વામીનો ગ્રંથ દેવની પાસે, અને રાજાનો ગ્રંથ ફેંકાઇ ગયેલો ઘણે દૂર પડેલો દીઠો. એ જોઇને સૌ આશ્ચર્ય પામ્યા. રાજા એવા અપમાનથી ખેદ પામીને પ્રાણ તજી દેવાને તૈયાર થયો. તે જોઇને જયદેવસ્વામીએ દેવની સ્તુતિ કરીને રાજાના ગ્રંથના થોડાક શ્લોક પોતાના ગ્રંથમાં મેળવી દેવાની આજ્ઞા કરી. એથી રાજા ખુશી થયો. અને જયદેવસ્વામિ સાથે મિત્રભાવે વર્તવા લાગ્યો. તથા તેમને આશ્રય આપીને પોતાનીજ પાસે રાખ્યા હતા.

જયદેવસ્વામિની ધર્મપત્ની પદ્માવતી નિત્ય સાત્વિક રાજાની રાણીઓ પાસે જતી હતી. એક વખતે એ રાજાનો બનેવી મરણ પામ્યો, તેની પાછળ તેની સ્ત્રી સતી થઇ હતી. તેથી રાણીઓ તેનાં બહુ વખાણ કરતી હતી. પણ પાસે બેઠેલી પદ્માવતી કાંઇ બોલી નહિ. તેથી રાણીએ તેને પૂછ્યું કે, આથી તમને કેમ કાંઇ આશ્ચર્ય લાગતું નથી? અને કાંઇ પણ બોલતાં નથી? પદ્માવતીએ ઉત્તર આપ્યો કે;—"એ પતિવ્રતા ખરી, પણ અને લાગે છે કે પતિનું મરણ સાંભળતાંજ જેના પ્રાણ નીકળી જાય છે, તેને ખરી સતી જાણવી. સાથે બળવાની જરૂર નથી." આ સાંભળી રાણીને માઠું લાગ્યું. કેમકે રાની ગનારી તેની ભાભી હતી. તેપરથી તેણે પદ્માવતીની પરીક્ષા કરવાનો વિચાર કર્યો. જ્યારે

એક દિવસે રાજાની સાથે કાંઇ કામ પ્રસંગે બહાર ગામ ગયા હતા. એ તકનો લાભ લેઇને રાણીએ પોતાના એક વિશ્વાસુ માણસને સમજાવી રાખ્યા પ્રમાણે જ્યારે પદ્માવતી, રાણીની પાસે આવીને બેઠી, ત્યારે તે માણસે બહુ ઉદાસ ચેહેરે ગભરાતાં ગભરાતાં આવીને કહ્યું કે, રાજાની સાથે જયદેવ કવિ જંગલમાં ગયા હતા, ત્યાં વાઘે આવી, તેમને મારી નાખ્યા છે. પોતાના સ્વામીને મારી નાખ્યાની વાત જેવી પદ્માવતીના કાને પડી, તેવોજ તેણે પ્રાણ છોડી દીધો હતો. આવી રીતે રાણીએ ખોટી વાત કહેવડાવીને પદ્માવતીની પરીક્ષા કરતાં તેનો પ્રાણ તજાવ્યો. તેથી તે ઘણીજ ભયભિત થઇ. પરન્તુ એટલામાં દૈવયોગથી રાજા તથા જયદેવ સ્વામી ત્યાં આવી પહોચ્યા. તેઓ આ માઠા બનાવની વાત સાંભળીને ઘણો ખેદ કરવા લાગ્યા. પરતુ જયદેવ સ્વામીએ થોડીવારમા ધીરજ પકડીને પોતાની પ્યારી પત્નીના શબની પાસે બેસીને મધુર રાગે કરૂણા રસથી અષ્ટપદીઓ ગાવી શરૂ કરી. તે સાંભળીને આજુબાજુ ઉભેલાં માણસો રૂદન કરવા લાગ્યાં. પછી આઠમી અષ્ટપદી પૂરી થતાંજ શ્રીકૃષ્ણની કૃપાથી પદ્માવતી આળસ મરડીને બેઠી થઇ. અને પતિને પ્રણામ કર્યો. આ બનાવ જોઇને સર્વને અધિક આનંદ થયો.

ઉપરના બનાવથી પ્રસન્ન થઇને પાસેના એક રાજાએ આ પવિત્ર દંપતિની પોતાના નગરમાં પધરામણી કરી હતી. પછી તેમને ઘણું દ્રવ્ય અને સન્માન આપી વિદાય કર્યા. પરંતુ દૈવયોગે એવું બન્યું કે, માર્ગમાં ચોર લોકોએ સર્વ દ્રવ્ય લૂટી લેઇને તેમના હાથ પગ ભાગીને એક ખાડમાં નાખી દીધા. તેવામાં ઉત્કળ દેશનો ક્રૌંચ નામે રાજા ત્યાં થઇને જતો હતો. તેણે સ્વામીની આવી સ્થિતિ જોઇને તેમને પોતાના નગરમાં લેઇ ગયો. અને ઘણી સેવા ચાકરી કરી. ત્યાં ઇશ્વરની કૃપાથી કવિના હાથ પગ જેવા હતા, તેવાજ થઇ ગયા. એ જોઇને રાજા ઘણું આશ્ચર્ય પામ્યો હતો.

એ રીતે ઉપર પ્રમાણે જયદેવ સ્વામીના અલૌકિક કામોની વાતો ભક્તમાળામાં લખેલી છે ગમે તેમ હો, પરતુ આ કવિ ખરેખર મહા પુરૂષ હતા. અને તેઓ પોતાની મોટી બુદ્ધિ વડે મહત્ કાર્યો કરીને અમર નામ રાખી ગયા છે.

---

## કાલિદાસ પંડિત.

શાકુન્તલ અને રઘુવંશ વગેરે અતિ પ્રસિદ્ધ ગ્રંથોનો કર્તા મહાકવિ કાલિદાસ ઉજ્જયીનિના પરદુઃખભંજન અને સંવત શકના પ્રવર્તક મહારાજા વિક્રમાદિત્યના દરબારના "નવરત્ન"[1] પંડિતોમાનો એક હતો. તે પચગૌડ માંહેની એક જાતિનો બ્રાહ્મણ

---

(૧) "જ્યોતિર્વિદાભરણ" નામે ગ્રંથમાં એ નવરત્ન પંડિતોનાં નામ વિષે લખ્યું છે કે—

धन्वन्तरिक्षपणकामरसिंहशंकुवेतालभट्टघटकर्परकालिदासाः ॥

ख्यातोवराहमिहिरोनृपतेः सभायांरत्नानिवैवररुचिर्नवविक्रमस्य ॥

અર્થ—ધન્વંતરી, ક્ષપણક, અમરસિંહ, શંકુ, વેતાલભટ્ટ, ઘટકર્પર, કાલિદાસ, વરાહમિહિર, અને વરરુચિ, એ વિક્રમ રાજાની સભા મધ્યે "નવ રત્ન" હતાં.

હતો. પરંતુ તેનો જન્મ કયાં અને કયારે થયો હતો, એ વિષે ચોકસ ખબર મળતી નથી. પણ તેણે પોતાના ગ્રંથોમાં ઉપમાદિ સારૂ જે જે વનસ્પતિઓનાં નામો લખેલાં છે. તે તમામ કાશ્મિર પ્રાંતની છે. જેમકે;—કેશર વૃક્ષ એટલે જેમાંથી કેશર થાય છે, તે વૃક્ષ કાશ્મિર દેશમાં થાય છે. ભરતખંડમાં બીજે કોઇ પણ ઠેકાણે થતું નથી. વળી ઉપમા તથા અલંકાર હિમાલય પર્વત સંબંધી તેણે ઘણા આપેલા છે. એ ઉપરથી જણાય છે કે, તેની જન્મભૂમિ કદાચ કાશ્મિર પ્રાંતમાં હશે.

ઉજ્જયીનિમાં "વિક્રમાદિત્ય" નામ ધારણ કરનારા ઘણા રાજા થઇ ગયા છે. તેથી કાલિદાસ પંડિત કિયા વિક્રમાદિત્ય રાજાના વખતમાં થઇ ગયો, એ વિષે ભિન્ન ભિન્ન મત ચાલે છે. પ્રાચીન લેખો અને તવારિખોના શોધક પ્રખ્યાત ડાકતર ભાઉદાજીએ પોતાના એક નિબંધમાં રાજતરંગિણી નામના સસ્કૃત ભાષામાં લખાયેલા કાશ્મિર દેશના ઇતિહાસના આધારથી તથા બીજાં પ્રમાણોથી એવો અભિપ્રાય આપ્યો છે કે, જે વિક્રમાદિત્યની વખતમાં કાલિદાસ આદિ મહા વિદ્વાનો થઇ ગયા, તે તો સંવત નામનો શક કર્ત્તા વિક્રમાદિત્ય નહિ, પણ હર્ષ વિક્રમાદિત્ય રાજા જાણવો. ડાકતર ભાઉદાજીનો આ મત ઘણાક જણ સ્વિકારતા નથી. અને કહે છે કે, શાકુન્તલ નાટકનો કર્ત્તા કાલિદાસ પંડિત તો સંવત શકના પ્રવર્ત્તક રાજા વિક્રમાદિત્યનાજ દરબારમાં હતો. દંતકથા પણ તેવીજ છે.

જેમ વિક્રમાદિત્ય નામ ઘણા રાજાઓએ ધારણ કરેલું છે, તેમ કાલિદાસ નામના પંડિતો પણ ઘણા થઇ ગયાનું જણાય છે. ધારાનગરીમાં પ્રખ્યાત રાજા ભોજના દરબારમાં પણ કાલિદાસ નામે પંડિત હતો. અને તે પણ ગીર્વાણ ભાષાનો જ્ઞાતા અને ઉત્કૃષ્ટ કવિ હતો. તે એકશિલા નગરી અથવા હાલના વરંગુળ શેહેરનો રહીશ, અને જાતે આંધ્ર—તૈલંગી બ્રાહ્મણ હતો. તેણે રામાયણ ચંપૂ, ભોજ ચંપૂ, નળોદય, ભોજ પ્રબંધ, શૃંગાર રસાષ્ટક, પુષ્પબાણ વિલાસ, અને શ્યામલાદંડક્ નામે ગ્રંથો રચેલા છે. તે વિપ્યાસક્ત તથા શક્તિ ઉપાસિક હતો.

હવે આપણે શાકુન્તળ નાટકના કર્ત્તા કાલિદાસની વાત કરીશું. આ કવિ ઘણો ખરો વખત ઉજ્જયીનિમાંજ રહેતો હતો. તે ભોજ રાજાના વખતનો નહિ, પણ તેની પહેલાં થઇ ગયો હતો. એ વિષે એક પ્રમાણ એવું છે કે, મહા કવિ બાણભટ્ટે રચેલા શ્રીહર્ષ ચરિત્ર નામે પુસ્તકમાં લખેલું છે કે,—

निर्गतासूनवाकस्यकालिदासस्यसूक्तिषु ॥
प्रीतिर्मधुरसार्द्रासुमंजरीष्विवजायते ॥ १ ॥

અર્થ—તુળશીના ઝાડની તરૂણ મંજરી જોઇને વૈષ્ણવોને જેવો આનંદ થાય છે, તેવો આનંદ કાલિદાસના મુખથી નીકળેલાં વચનો સાંભળીને થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, બાણ ભટ્ટના પહેલાં કાલિદાસ પંડિત હતો. બાણભટ્ટ શાલિવાહન શકે ૫૭૨ માં થયો, અને ભોજરાજા શાલિવાહન શકે ૯૦૪ માં થયો હતો. એ રીતે જોતાં ભોજરાજાની પહેલાં ઘણાં વર્ષ ઉપર આ કવિ કાલિદાસ થયો હતો, એમ સાબિત થાય છે.

મહા કવિ કાલિદાસે શાકુન્તલ નાટક, રઘુવંશ કાવ્ય, કુમાર સંભવ નાટક, ઋતુ

સંહાર, મેઘદૂત કાવ્ય, વિક્રમોર્વશી નાટક, માલવિકાગ્નિમિત્ર નાટક, શૃંગાર તિલક, શ્રુત બોધ, પ્રશ્નોત્તરમાળા, અસજ્જન વર્જન, મહા પદ્માષ્ટક, ગંગાષ્ટક, રાક્ષસ કાવ્ય, કર્પૂરમંજરી, હુારયાર્ણવ નાટક, વગેરે ગ્રંથો રચેલા છે.

કાલિદાસે રચેલા રઘુવંશ નામના મહા કાવ્યમાં રઘુના કુળનું મૂળથી ઉત્તરોત્તર વર્ણન કરેલું છે. તેના ૧૯ સર્ગ છે. એ ગ્રંથની ભાષા ઘણી મધુર અને પ્રૌઢ છે. તેમાં રાજાઓનું અને સ્વયંવરનું ઉત્તમ વર્ણન કરેલું છે. કથાનો આધાર રામાયણ ઉપરથી લીધેલો છે. તથાપિ એ ગ્રંથ રચવામાં કવિએ પોતાની પ્રૌઢ બુદ્ધિ બતાવી છે. તેની સાથે નમ્રતા પણ ઘણીજ જોવામાં આવે છે. એ ગ્રંથને આરંભે જગતનાં માતાપિતા પાર્વતી અને પરમેશ્વરને નમસ્કાર કરીને કવિ પોતાને વિષે નીચે પ્રમાણે બોલે છે;—

"જે વંશનો મૂળ પુરૂષ સૂર્ય છે, તે વંશ ક્યાં? અને મારી અલ્પમતિ તે ક્યાં? નાના હોડકાથી કેવળ મહાસાગર તરવાની ઘેલી ઇચ્છા કોઇ રાખતો હોય, તેના જેવો હું છું. મંદ બુદ્ધિવાળો કવિ છું, પણ યશનો લોભી છું. તેથી જે પ્રમાણે ઠીંગણો પુરૂષ ઉંચા હાથ કરીને માત્ર લાંબા હાથવાળા થકી પામી શકાય તેવું ફળ લેવાની ઇચ્છા રાખે છે, અને તેની હાંસી થાય છે, તેવી મારી હાંસી થશે. અથવા પૂર્વના કવિયોએ (વાલ્મિકી અને વ્યાસ વગેરે) પોતાની વાણીથી જેમાં પ્રવેશ કરેલો છે, તે વંશ વર્ણનમાં મારી ગતિ વીંધેલા મોતી મધે પરોવેલા સૂતરના જેવી છે."

એ પ્રમાણે એ મહા કવિએ પોતાના વિષે ઘણી નમ્ર વાણીથી કહ્યું છે. તેથી આપણા મન ઉપર સારી અસર થાય છે. **કુમારસંભવ** નામના બીજા મહાકાવ્યમાં મહાદેવના પુત્ર કાર્તિક સ્વામીની ઉત્પત્તિ વર્ણવી છે. એ ગ્રંથના ૧૭ સર્ગ છે. તેના ઉપર મલ્લિનાથ પંડિતે ટીકા લખી છે. સંસ્કૃતમાં પાંચ મહાકાવ્ય[1] જેને કહે છે, તે મધે કાલિદાસનાં આ બે મહાકાવ્ય (રઘુવંશ અને કુમાર સંભવ) ની ગણના છે. મેઘદૂત નામે કાવ્ય નાનું છે. તોપણ તેનામાં મહાકાવ્યના ગુણ છે. તેથી કેટલાક જણ તેને પંચ મહાકાવ્યમાં નહિ, પણ મહાકાવ્યમાં ગણે છે. એ કાવ્યમાં કાલિદાસે કરૂણારસ ઉત્તમ પ્રકારે બતાવ્યો છે. એ કાવ્યની રચના કેવળ પોતાનીજ બુદ્ધિ અને કલ્પનાથી કરેલી છે. તેમાં કવિની કલ્પનાશક્તિ ભરપુર માલુમ પડે છે. એ કાવ્યની કથાનું મંડાણ રામાયણ, મહાભારત કે બીજા કોઇ પુરાણ ઉપરથી કરેલું જણાતું નથી. તેમાં યક્ષ કરીને કુબેરના એક ચાકરે મેઘ દ્વારે પોતાની પ્રિય પત્નીને મોકલેલો સંદેસો ઇત્યાદિક વર્ણન બહુ કરૂણા ઉપજાવે તેવું છે. આ પુસ્તકનું ઇંગ્રેજી ભાષાની કવિતામાં પ્રોફેસર હારેસ વિલ્સને ભાષાંતર કર્યું છે.

કાલિદાસના ઉપર દર્શાવેલા ગ્રંથો કરતાં જે ગ્રંથથી વિદેશી પંડિતો ઘણો મોહ પામ્યા છે, અને એ મહાકવિની કીર્ત્તિ વિશ્વમાં ગાજી રહી છે, તે ગ્રંથ તો શાકુન્તલ

(૧) પાંચ મહાકાવ્યનાં નામ,—૧ રઘુવંશ, ૨ કુમારસંભવ. ૩ કિરાતાર્જુનિય, ૪ શીશુપાલ વધ અથવા માઘ, અને ૫ નૈષધ એ પાંચે મહાકાવ્ય ઉપર મલ્લિનાથ પંડિતે ટીકા લખી છે. સંસ્કૃત પંડિતોના મૂળ ગ્રંથો કરતાં ટીકા મોટી હોય છે. તેમાં વિષય ઘણું વધારે આવે છે. અને ટીકાકારનું માન મૂળ ગ્રંથકાર કરતાં વધારે હોય છે

નાટક છે. એ નાટકની ખૂબી ભારતવર્ષના લોકો કરતાં વિદેશી લોકો વધારે સમજત હોય, એમ જણાય છે. એ નાટકના ગ્રંથ ઉપરથી **સર વિલિયમ જોન્સે** કાલિદાસને હિંદુસ્થાનનો "શેક્સ્પિયર" એવો મહા ખિતાબ આપ્યો છે. આ નાટક ગ્રંથનું ઈંગ્રેજી જર્મન, ફ્રેન્ચ, અને ઇટાલિયન આદિ ઘણીક ભાષાઓમાં ભાષાન્તર થયેલું છે. એ ઉપરથ તે ગ્રંથની જન પ્રિયતા અને મોટાઇનું માપ થઇ શકે છે., શાકુન્તલ નાટકની મૂળ વાર્ત્તા મહાભારતના આદિપર્વના ૬૭ મા અધ્યાયથી તે ૭૪ મા અધ્યાય સુધી છે. એ કથાના આધાર ઉપરથી કવિએ પોતાની કલ્પના વડે આ નાટક રચ્યું છે. તે સપ્તાંકિ છે. તેમાં પુરવંશના વીર્યવાન રાજા દુષ્યંત અને શકુન્તલા નામે એક ઋષિ કન્યા વચ્ચે થયેલાં લગ્ન ઇત્યાદિ વાતનું અદ્ભૂત વર્ણન કવિએ પોતાની મહા બુદ્ધિ વડે કરેલું છે. ચોથા તથા સાતમા અંકમાં સ્વભાવોક્તિ ઘણી છે. તેથી માણસના મન ઉપર ઉંડી અસર થયા વિના રહેતી નથી.

એ રીતે કાલિદાસના રચેલા બધા ગ્રંથો સ્તુતિપાત્ર છે. તેણે બાળભાષામાં રચેલું "હયગ્રીવ વધ નાટક" પણ પ્રસિદ્ધ છે. સિવાય જે કોઇ સુંદર પુસ્તકનો કર્ત્તા માલુમ પડી શકતો નથી, ત્યારે તેનો કર્ત્તા કાલિદાસ કહેવાય છે. તેટલા માટે ખરેખરાં કાલિદાસનાં રચેલાં પુસ્તક કિયાં અને કેટલાં છે, તેનો યથાસ્થિત નિર્ણય હજુ સુધી થઇ શકયો નથી. કાલિદાસના **વિક્રમોર્વશી** નામે નાટકનું ઇંગ્રેજી ભાષાન્તર પણ પ્રોફેસર વિલ્સન સાહેબે કર્યું છે. તેમજ રઘુવંશ અને કુમાર સંભવ એ બે મહાકાવ્યો ઉપર જર્મન દેશના આડલક્સ ફ્રેડરિક સ્ટેન્ઝલર સાહેબે લાટિન ભાષામાં ટીકા કરી છે. તે એ દેશના વિદ્વાનો ઘણી હોંસથી વાંચે છે. આ મહા પંડિત પરદુઃખભંજન વિક્રમ રાજાના દરબારમાં હતો, એટલે તેને થઇ ગયાને આજે લગભગ બે હજાર વર્ષ થયાં છે. કાલિદાસનાં શાકુન્તલ નાટકનું ગુજરાતી ભાષામાં ભાષાંન્તર આપણા લોકપ્રિય ઑનરેબલ રા. રા. ઝવેરીલાલભાઇ ઉમિયાશંકર યાજ્ઞિકે કરીને વાચક વૃન્દ ઉપર પરમ ઉપકાર કર્યો છે. એ બહુ આનંદની વાત છે.

કાલિદાસ પંડિતને વિષે કેટલાક જણ કહે છે કે, તે શક્તિનો ઉપાસક હતો. પરંતુ મરણ સમયે તેણે સન્યાસ લીધો હતો. એ ઉપરથી તે સ્માર્ત ઉપાસક હતો, એવું સિદ્ધ થાય છે. શક્તિનો ઉપાસક તો આ કાલિદાસ નહિ, પણ ભોજરાજાના દરબારમાં હતો, તે કાલિદાસ હોવો જોઇએ. આ મહાપંડિતની સમાધિ ઉજ્જયિની નગરીની ઉત્તરે ક્ષિપ્રાનદીના કિનારાપર દત્તના અખાડામાં હાલ ગોસાઈ વગેરે લોકોને રહેવાની જગ્યા છે, ત્યાં છે.

વિદ્વાનો કહે છે કે ભારતવર્ષમાં વાલ્મીકિ અને વ્યાસ પછી જેટલા સંસ્કૃત કવિઓ થઇ ગયા, તેઓમાં કાલિદાસના જેવી કીર્ત્તિ અદ્યાપિ સુધી કોઇએ મેળવી નથી. વાહ! ધન્ય છે! આવા મહાકવિની વિદ્વતાને! કે જેને થઇ ગયાને આજે બે હજાર વર્ષ થઇ ગયા છતાં, તેની કીર્ત્તિનો પ્રકાશ હજુ ઝાંખો પડ્યો નથી. પણ ઉલટો વધારે સતેજ થતો જાય છે. માટેજ અમે કહીએ છીએ કે, આવા મહા કવિની વિદ્વતાને ધન્ય છે!

# વરાહમિહિર.

ભારતવર્ષનો આ પ્રાચીન ખગોળવેત્તા ઉજ્જયીનિના પરદુઃખભંજન મહારાજા વિક્રમના દરબારના "નવરત્ન" પંડિતોમાંનો એક હતો. તેના પિતાનું નામ **આદિત્યદાસ** હતું. તેઓ કાપિત્થ નામે ગામના રહીશ, અને સૂર્યના ઉપાસક હતા. તેનીજ કૃપાથી વરાહમિહિર જ્યોતિષશાસ્ત્રમાં ઘણો પ્રવિણ થયો હતો. તે ઘણો બુદ્ધિશાળી અને શોધક પુરૂષ હતો. તેના વિચાર એટલા બધા તો ગંભીર હતા કે, એ સમયના લોકો તેનાં બહુજ વખાણ કરતા, અને માન આપતા હતા. તે ઘણો ખરો વખત વિક્રમરાજાની સભામાં રહેતો હતો. તેને **સિદ્ધપદાર્થ વિજ્ઞાનશાસ્ત્રનું** જ્ઞાન એટલું બધુ હતું કે, એ સમયમાં તેના જેવો એ વિદ્યામાં કુશળ પુરૂષ બીજો કોઇ નહોતો.

વરાહમિહિરે ઘણા ગ્રંથ લખ્યા છે. તે પૈકી પહેલો ગ્રંથ કરણ તે ઘણું કરીને **પંચસિદ્ધાંતિકાને** નામે પ્રસિદ્ધ છે. તેમાં પાંચ સિદ્ધાંત છે. કેટલાક જણ તેને **પટ્પંચાશની** પણ કહે છે. તેમાં મેષાદિ બાર રાશીઓના ભાવ, પ્રસ્થાન, મુહૂર્ત, કામનો આરંભ કરવાનો દિન શુદ્ધિ, ચોરનો પત્તો લગાડવો, અને તેની જાત વર્ણ વગેરે કહેવાની વિદ્યા, ઇત્યાદિ વિષયો છે. બીજો ગ્રંથ **હોરાશાસ્ત્ર** તેના ત્રણ ભાગ છે. પહેલો **જાતક** અથવા **બૃહજ્જાતક** તેના ૨૬ અધ્યાય છે. તેના ઉપર ઉત્પલભટ્ટે **જગચ્ચંદ્રિકા** નામની મોટી વિસ્તીર્ણ ટીકા લખી છે. તેમજ મહિધર ભટ્ટે પણ તેના ઉપર ટીકા લખી છે. બીજો **યાત્રિક** અથવા **યાત્રાનિબંધ**—તેમાં પ્રશ્ન, તિથિ, તિથિફળ, વારફળ, નક્ષત્ર, દિવસ, ગ્રહભેદ, અને લગ્ન નિશ્ચય, ઇત્યાદિ જૂદાં જૂદાં પ્રકરણો ૨૧ અધ્યાયમાં છે. ત્રીજો **વિવાહપટ** છે. અને છેલ્લો ગ્રંથ **બૃહત્સંહિતા** અથવા **વરાહમિહિર સંહિતા** નામે રચ્યો છે. તે ઘણું કરીને આર્યા છંદમાં છે. તેમાં સૂર્ય મંડળ અને સૃષ્ટિમાંના ચમત્કાર વિષે પ્રબંધ છે.

એ રીતે ઉપર લખેલા તેના ગ્રંથો ઉપરથી જણાય છે કે, તે એ સમયમાં મોટો જ્યોતિષી અને શોધક પુરૂષ હતો. વરાહમિહિર જૂદે જૂદે વખતે આકાશમાં તારા અને નક્ષત્રોનું અવલોકન કરી, ગણિત વિદ્યાની મદદથી સંવત્સરાદિ નિર્માણ કરતો હતો. અતિ પ્રાચીન ઋષિઓના ગણિત પ્રમાણે આકાશમાં જે સાત તારાઓ એક બીજાની પાસે ઝુમખા જેવા દેખાય છે, તે સપ્તઋષિના તારાને નામે ઓળખાય છે. કેમકે પૂર્વે પ્રથમ તે તે નામના ઋષિઓએ શોધી કહાડેલા છે. જેવા કે:—૧ કૃતુ, ૨ પલહ, ૩ પલસ્ત, ૪ અત્રિ, ૫ અંગિરા, ૬ વશિષ્ઠ, અને ૭ મરીચી. આ તારાઓના ઉદય અને અસ્ત તથા તેઓના ઉપર રહેલાં નક્ષત્રોમાં દેખાવાના કાળ, ઇત્યાદિ બાબતોનું વર્ણન વરાહમિહિર સંહિતામાં કરેલું છે. તેમાં તેણે ઘણો ખરો આધાર યાદવોના ગુરૂ મહાત્મા ગર્ગાચાર્યનો લીધેલો જણાય છે. વરાહમિહિરે એક બીજી અગત્યની શોધ કરીને ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસનો કાળ નિર્ણય કરવામાં મોટી મદદ કરી છે. તે એ કે, વિક્રમ રાજાની પહેલાં ભારતવર્ષમાં કિયા પ્રતાપી રાજાનો શક ચાલતો હતો, અને તેને કેટલો કાળ થયો, એ વાત તેણે જ્યોતિષશાસ્ત્રના આધારથી સિદ્ધ કરી આપી છે. તે એવી રીતે કે, મહારાજા યુધિષ્ઠિર જ્યારે હસ્તિ-

નાપુરની ગાદીએ બેસીને રાજ્ય કરતા હતા, ત્યારે મુનિ નામે સપ્ત તારામાંનો એક તારો મઘા નક્ષત્રમાં દેખાતો હતો. તે તારો એક નક્ષત્રમાં સો સો વર્ષ સુધી રહે છે. તે ઉપરથી વિક્રમાદિત્યના સમયમાં જે વખતે વરાહમિહિરે તે તારાનું અવલોકન કર્યું, ત્યારે તે વખતે તેજ તારો; મઘા નક્ષત્ર પછીના બાકી રહેલા ૧૭ નક્ષત્રમાં દેખાયા પછી ફરીને પુષ્ય તથા અશ્લેષાએ બેઉ નક્ષત્રની વચ્ચે દેખાવો જોઇએ. તે પ્રમાણે વરાહમિહિર સ્વામીએ નલિકા યંત્ર વગેરેના સાધન વડે તે જગ્યા જોઇને ગણિત કરી યુધિષ્ઠિર રાજાનો શક શોધી કહાડ્યો છે. તેની સત્યતા વિષે કાંઇ પણ સંશય નથી. વરાહમિહિરના જ્યોતિષ સંબંધી સિદ્ધાંતો યુરોપના જ્યોતિષિઓના સિદ્ધાંતો સાથે ઘણુંાખરા મળતા છે. જેવા કે;—ધુમકેતુની ઉત્પત્તિ, તેની સામ્યતા, પૃથ્વી અને સૂર્યની ઉત્પત્તિ, ઇત્યાદિ કેટલીક બાબતો પાશ્ચિમાત્ય ખગોળશાસ્ત્રીઓ ન્યુકોમ અને પ્રોક્ટર વગેરેના મત પ્રમાણે મળતી આવે છે. આ વિદ્વાન પુરૂષ મહારાજા વિક્રમની સભામાં હતો, એ રીતે જોતાં તેને થઇ ગયાને આજે લગભગ ૨૦૦૦ વર્ષ થયાં છે.



## અમરસિંહ.

**અમરકોશ** નામે પ્રખ્યાત ગ્રંથનો કર્તા અમરસિંહ ઉજ્જયિનીના મહારાજા વિક્રમાદિત્યના દરબારના **નવરત્ન** પંડિતોમાંનો એક હતો. તે ઘણો વિદ્વાન અને બુદ્ધિશાળી હતો. તેણે ઘણા ગ્રંથો રચ્યા હતા. પરંતુ એવું કહેવાય છે કે, ઉદયનાચાર્યે તથા મહાત્મા શંકરાચાર્યે જ્યારે પાખંડી મતના ગ્રંથોનો નાશ કર્યો, ત્યારે તેની સાથે અમરસિંહના ગ્રંથોનો પણ નાશ કર્યો હતો. માત્ર **અમરકોશ** ઘણો ઉપયોગી જાણીને તેને રહેવા દીધો છે. સંસ્કૃત ભાષામાં આવા ઉપયોગી કોશનો કર્તા પ્રથમ આ અમરસિંહજ છે, એમ વિદ્વાનો માને છે. સંસ્કૃત ભાષા શીખનાર તથા જાણનારને અમરકોશ ઘણોજ ઉપયોગી છે. અગ્નિપુરાણમાંના શબ્દોનો સંગ્રહ કરીને પ્રકરણો બાંધીને અમરસિંહે આ કોશ રચેલો જણાય છે. અને પોતાના નામ ઉપરથી તેનું નામ અમરકોશ પાડેલું છે. તેના ત્રણ કાંડ અને ૧૫૦૦ શ્લોક છે. નવાઇની વાત એ છે કે, અમરસિંહે પોતાના આ કોશ ગ્રંથમાં જેટલા મળી આવ્યા તેટલા તમામ વ્યવહારિક શબ્દો દાખલ કર્યા છે. પરંતુ પોતાની નજર આગળની શાહી, કલમ, અને સાહડી એ ત્રણ ચીજોનાં નામ તેમાં દાખલ કરવાને ભૂલી ગયો છે।

અમરસિંહ જૈન ધર્મિ હતો, એવું કહેવાય છે. તેણે અમરકોશના આરંભે જે મંગળાચરણ લખ્યું છે, તે જૈન સંપ્રદાયનું જણાય છે. તેમ "સિંહ" નામ ઉપરથી પણ તે જૈન મતનો હશે, એમ સિદ્ધ થાય છે.

અમરકોશ ઉપર ઘણા વિદ્વાન પંડિતોએ ટીકાઓ લખેલી છે. તેમનાં નામ;—ક્ષીરસ્વામી, રામાશ્રમ, રાયમુકુટ, ભરતમલ્લ, નીલકંઠ, ભાનુદીક્ષિત, રૂદ્રભટ, નારાયણ ચક્રવર્તી, અને વોપાલિત, ઇત્યાદિ, એ સિવાય અચ્યુતોપાધ્યાયે વૈખ્યશુદ્ધી નામે ટીકા લખી છે. એ ટીકા મુકુટ કૃત વ્યાખ્યાના સંક્ષેપરૂપે છે. અને તે બંગાળામાં સુપદ્મ નામ

દત્તે કરેલ **સુપદ્મ** નામે વ્યાકરણ જે ઠેકાણે ઠેકાણે ભણાવવામાં આવે છે, તેને અનુસરીને રચી છે. વળી મથુરેશ પંડિતે **સારસુંદરી**, તથા **અમરવૃત્તિ**; અને મહાદેવ વેદાંતીએ **બુધમનોહરા** નામે ટીકાઓ લખેલી છે તેજ પ્રમાણે **કોલબ્રુક** સાહેબે ઇંગ્રેજીમાં તથાં મરાઠીમાં બાળબોધ ટીકા લખેલી છે. એ રીતે અમરસિંહે અમરકોશ જેવો સર્વોત્તમ ગ્રંથ રચીને પોતાનું નામ અમર રાખ્યું છે.

---

# ગુણાઢ્ય કવિ.

**બૃહત્કથા** નામે પ્રખ્યાત ગ્રંથનો રચનાર મહાપંડિત ગુણાઢ્ય કવિ **પ્રતિષ્ઠાન-પૈઠણ** નગરના મહારાજા **સાતવાહન-શાલિવાહન**નો મુખ્ય પ્રધાન હતો. કોઇ રાજકિય કારણને લીધે ગુણાઢ્ય કવિ ઉપર રાજાની ઇતરાજી થઇ, તેથી તેણે પ્રધાનપદનું રાજીનામું આપીને શાન્ત અને એકાન્ત તપોવનમાં જઇ રહેવાનો નિશ્ચય કર્યો. તે પ્રમાણે ગુણાઢ્ય વિંધાદ્રિ પર્વત ઉપર તપ કરવા સારૂ ગયો. તેણે જ્યારે પ્રધાનપદનું રાજીનામું આપ્યું, ત્યારે તેને સંસ્કૃત, પ્રાકૃત, અને દેશી એમ ત્રણ ભાષાઓ આવડતી હતી. આ ત્રણે ભાષાના કોઇ પણ શબ્દનો ઉચ્ચાર કરવો નહિ, એવી પ્રતિજ્ઞા કરી તેણે મૌન ધારણ કર્યું. એ પ્રમાણે કેટલાક દિવસ વિત્યા પછી તેને તપોવનમાં પિશાચ નામના લોકોની સાથે સમાગમ થયો. તેથી તેને પૈશાચી[1] ભાષાનું પૂર્ણ જ્ઞાન થયું હતું. તેથી બધો વ્યવહાર તેજ ભાષામાં ચલાવવા લાગ્યો. અહિં તેને **કાણભૂતિયક્ષ** નામે એક પિશાચ મળ્યો. તે ગુણાઢ્યને ગ્રંથ રચવાના કામમાં તેમજ બીજા ઘણાક કામોમાં ઉપયોગી થઇ પડ્યો હતો. આ તપોવનમાં ગુણાઢ્ય કવિએ સાત વર્ષમાં સાતલાખ શ્લોકના પુરનો **બૃહત્કથા** નામે અપૂર્વ ગ્રંથ રચ્યો હતો. કહે છે કે, એ ગ્રંથ લખવાને શાહી, કાગળ ન મળવાથી લોહી વડે તાલપત્ર ઉપર પિશાચી ભાષામાં લખ્યો હતો. એ ગ્રંથ ઘણો ઉત્તમ હોવાથી તેનો જનમંડળમાં ફેલાવો કરવા સારૂ ગુણાઢ્યે પોતાના શિષ્ય ગુણદેવ અને નંદીદેવની સાથે શાલિવાહ રાજા પાસે મોકલ્યો. રાજાએ તે ગ્રંથ પિશાચી ભાષામાં લોહીથી લખેલો જોઇને તિરસ્કાર કરી બંને શિષ્યોને પુસ્તક સહિત પાછા કાઢી મૂક્યા. એક વિદ્વાન રાજાએ ગુણાઢ્યના ગ્રંથનું એ પ્રમાણે અપમાન કર્યું. તેથી તેને ઘણું ગાઢું લાગ્યું. માટે તેણે એક વનની ટેકરી ઉપર બેસીને ત્યાં અગ્નિકુંડ સળગાવી પોતાના ગ્રંથનું એકેકુ પાનું વન પક્ષિઓને તથા પોતાના શિષ્યોને સંભળાવી એક પછી એક, એમ તે કુંડમાં હોમવા માંડ્યું. એ પ્રમાણે ૭ લાખ શ્લોકના પુરનો ગ્રંથ હોમાઇ ગયો. અને માત્ર નરવાહનદત્તની એક કથા બાકી રહી. ત્યારે તેનો નાશ નહિ કરવાને તેના શિષ્યોએ ઘણા કાલાવાલા કર્યા.

---

(૧) સંસ્કૃત નાટક વગેરે ગ્રંથોમાં જે પાત્રો હલકા વર્ગનાં હોય છે, તેમને મુખે "બાલભાષા" બોલાવવાનો સંપ્રદાય કાલિદાસાદિ મહાપંડિતોએ રાખેલો છે. બાલભાષાના-પ્રાકૃત, શૂરસેની, માગધી, પૈશાચી, મહારાષ્ટ્રી, અને અપભ્રંશ, એવા ૭ ભેદ છે. તેટલી બધી ભાષાઓ પૂર્વે વ્યવહારમાં બોલાતી હતી તે સિવાય પાલી નામે ભાષા સિંહલદ્વીપ, અને બ્રહ્મદેશ વગેરે ઠેકાણે બોલાતી હતી. પૈશાચી ભાષા બોલનારા લોકો યુનાન દેશમાં રહેતા હતા, અને તેઓ પિશાચ નામે ઓળખાતા હતા.

વળી ગ્રંથ હોમી દેવામાં આવે છે, એ વાતની શાલિવાહન રાજાને ખબર થતાં તે પણ ત્યાં આવી પહોચ્યો. અને બાકી રહેલો ભાગ પોતે લેઇ ગયો. તે ગ્રંથ બૃહત્કથાને નામે પ્રસિદ્ધ છે. આ ગ્રંથની મોટાઇ એટલી બધી છે કે, સંસ્કૃતના કેટલાએક પ્રસિદ્ધ ગ્રંથો જે-વા કે કાદંબરી, મુદ્રારાક્ષસ, રત્નાવળી, વગેરે ગ્રંથો બૃહત્કથામાંથી વસ્તુ લેઇને રચવામાં આવ્યા છે. વળી આ ગ્રંથ ઉપરથી ક્ષેમેંદ્ર કવિએ **બૃહત્કથા મંજરી** નામે ગ્રંથ રચ્યો હતો. પણ તેની રચના ઘણી ટુંકી થવાથી તે લોકપ્રિય થઇ પડયો નહિ. ત્યાર પછી સં-વત બારમા સૈકામાં કાશ્મીરના મહારાજાની દેવી સૂર્યવતી જે ઘણી વિદુશી હતી. તેની આજ્ઞા ઉપરથી તેના વિનોદને અર્થે ત્યાંના સોમદેવ ભટ્ટ નામના કવિએ બૃહત્કથા ઉપરથી **કથાસરીત્સાગર** નામનો ગ્રંથ રચ્યો છે. તેમાં જેના ઉપરથી પંચતંત્ર રચાયું, તે વાર્તાઓ છે. બૃહત્કથાના જૂદા જૂદા ૧૮ લંબક અથવા ભાગ છે.

કવિ ચરિત્રમાં લખ્યું છે કે, સોમદેવ કવિનેજ ગુણાઢ્ય નામ પ્રાપ્ત થયું હતું. તેમ કથાસરિત્સાગર એજ બૃહત્કથા છે. પરંતુ તે વાત તદ્દન ખોટી છે. કારણ કે સોમદેવે પો-તેજ પોતાના ગ્રંથમાં લખ્યુ છે કે, ગુણાઢ્ય કવિએ પૈશાચી ભાષામાં રચેલી બૃહત્કથા ના સારનું આ સંસ્કૃત ભાષાંતર છે. **દાકટર બુલરના** મત પ્રમાણે બૃહત્કથા ઇસવી સનના પહેલા કે, બીજા સૈકામાં લખાયેલી છે. અને સોમનાથ ભટ્ટ તો કવિ ચરિત્રમાં લખ્યા પ્રમાણે વિક્રમ સંવતના ૧૩ મા સૈકામાં હતો. એ રીતે જોતાં ગુણાઢ્ય કવિ અને સોમ-નાથ ભટ્ટ બને જૂદાજ પુરૂષો હતા. એમ સિદ્ધ થાય છે.

કથાસરિત્સાગરનો કર્તા સોમદેવ કવિ ઘણો બુદ્ધિમાન હતો. તેના ગ્રંથની વાણી અતિ ગંભીર, પ્રૌઢ અને મનોરંજક છે. એણે **પ્રક્રિયાનીતિવાક્યામૃત** નામે ગ્રંથ રચ્યો છે. તેમાં રાજ સંબધી નીતિ પ્રકરણો બાંધેલાં છે. રઘુવંશ આદિ પંચકાવ્યની ટીકા-માં ઠેકાણે ઠેકાણે પ્રમાણ સાર આ ગ્રંથના શ્લોક લીધેલા છે. તે ઉપરથી આ ગ્રંથ-ની મોટાઇનું અનુમાન થઇ શકે છે. આ ગ્રંથની વાણી પણ અતિ ગંભીર અર્થ ભરેલી અને પ્રૌઢ છે.

ગુણાઢ્ય કવિ શાલિવાહન રાજાના વખતમાં હતો. એ રીતે જોતાં તેને થઇ ગયાને સુમારે ૧૮૦૦ વર્ષ થયાં છે.

---

## મયૂર ભટ્ટ.

આ પ્રસિદ્ધ પંડિતના જન્મ વૃત્તાંતની કાંઇ પણ હકીકત મળી શકતી નથી. માત્ર એ-ટલું જાણવામાં આવ્યું છે કે, તે ભોજ રાજાની સભામાં એક મોટો પંડિત કવિ હતો. તેની સાથે એમ પણ જાણવામાં આવ્યું છે કે, તે **કાદંબરી** નામે પ્રસિદ્ધ ગ્રંથના કર્ત્તા મહા-કવિ **બાણભટ્ટનો** સસરો થાય. આ બે વાતો એક બીજાથી વિરૂદ્ધ છે. કારણ કે ભોજ રાજા શાલિવાહન શકે ૯૦૪ માં થયો, અને બાણભટ્ટ શકે ૫૭૨ માં થયો. એ રીતે જો-તાં ભોજરાજા અને બાણભટ્ટની વચ્ચે ૩૩૨ વર્ષનું અંતર જણાય છે. માટે બાણભટ્ટનો

સસરો મયૂરભટ્ટ હોય, તો તે ભોજ રાજાના સમયમાં ક્યાંથી હોઇ શકે? ત્યારે આ બે-માંથી માત્ર એકજ વાત કબુલ રાખી શકાય. મયૂરભટ્ટ બાણકવિનો સસરો થાય, એ વાત તો નિઃસંદેહપણે સર્વત્ર મનાયેલી છે. ત્યારે બીજી વાત વિષે એવું અનુમાન કરવામાં આવે છે કે, જેમ હિંદમાં ભોજ નામના ઘણા રાજાઓ થઇ ગયા છે, તેમ આ પંડિત ધારા નગ-રીના પ્રખ્યાત ભોજરાજાના દરબારનો નહિ, પણ બાણકવિના સમયમાં થયેલા કોઇ બીજાજ ભોજરાજાના દરબારનો કવિ હશે. આ અનુમાન કેવળ ખોટું નથી. કેમકે ભોજકથામાં પણ લખ્યું છે કે, આ કવિ વિક્રમના પછી ચારસે વર્ષે વૃદ્ધભોજ રાજાના વખતમાં થઇ ગયો છે.

મયૂરભટ્ટ ઘણો બુદ્ધિશાળી; વક્તા, અને સમય સૂચકતાવાળો હતો. તેમજ કાવ્ય કરવામાં તે શિઘ્ર કવિ હતો. એક સમયે ભોજરાજાની તેના ઉપર કાંઇક કારણસર અવકૃ-પા થઇ હતી. તે છતાં રાજસભામાં તે જતો આવતો હતો. એક દિવસે તે ભોજરાજાની સભામાં બેઠો હતો. તેવામાં એક માળીએ આવીને રાજાની આગળ શેલડીનો સાંઠો મૂક્યો. આ તકનો લાભ લેઇને કવિએ નીચેનો શ્લોક કહ્યો.

कांतोसिनित्यमधुरोसिरसाकुलोसि
किंचासिपंचशरकार्मुकमद्वितीयं
इक्षोतवास्तिसकलंपरमेकमूनं
यत्सेवितोव्रहासिनीरसतांक्रमेण ॥ १ ॥

**ભટ્ટને** આ રાજાએ પોતાની પાસે બોલાવીને બહુ સન્માન પૂર્વક રાખ્યો હતો. બાણભટ્ટે **શ્રીહર્ષચરિત** નામે પુસ્તક રચીને એ રાજાની કીર્તિ બહુ વધારી છે. આ રાજાએ **નાગાનંદ** નામે નાટકનું પુસ્તક સંસ્કૃત ભાષામાં રચેલું છે. તેમજ **રત્નાવળી** નામે નાટકનું બીજુ પુસ્તક પણ તેણેજ રચેલું કહેવાય છે. પરંતુ કેટલાક વિદ્વાનો ધારે છે કે, શ્રીહર્ષ વર્ધન રાજાની કીર્ત્તિ વધારવાને માટે એ પુસ્તકો બાણભટ્ટે રચીને તેને નામે પ્રસિદ્ધ કર્યાં હશે. **પ્રોફેસર કોવેલ** મી० **હોલના** મતને મળતો થઇ ધારે છે કે, **નાગાનંદનો** કર્ત્તા બાણભટ્ટ અને **રત્નાવળીનો** કર્ત્તા **ધાવક** હશે. વળી તે ધારે છે કે, આ બે ગ્રંથનો કર્ત્તા શ્રીહર્ષ અને **નૈષધ** નામે ગ્રંથનો કર્ત્તા શ્રીહર્ષ એ બે જૂદા છે. ગમે તેમ હો, પણ આ શ્રીહર્ષ વર્ધન રાજાના વખતમાં ચીનનો પ્રખ્યાત મુસાફર **હ્યુએનથ્સાંગ** હિંદમાં આવ્યો હતો. તેણે પોતાના પ્રવાસ પુસ્તકમાં શ્રીહર્ષવર્ધન રાજા સંબંધી હકીકતની લાંબી નોંધ કરી છે. તેથી તથા બાણભટ્ટ જેવા મહાકવિએ તેની કીર્ત્તિને માટે 'શ્રીહર્ષચરિત' નો ગ્રંથ લખ્યો છે, તેથી એ રાજા વિદ્વાન અને પ્રતાપી હશે, એમાં તો કાંઇ શક જેવું નથી.

સંસ્કૃત ભાષામાં સર્વોત્તમ **પંચમહાકાવ્યમાં** જેની ગણના છે, એવું જે **નૈષધકાવ્ય** નામે મહાકાવ્યનો કર્ત્તા **શ્રીહર્ષદેવ** અથવા **શ્રીહર્ષવિક્રમાદિત્ય** રાજા ઇ. સ. ના દશમા શૈકામાં થઇ ગયાનું જણાય છે. પ્રખ્યાત વિદ્વાન બાબુ **રાજેંદ્રલાલમિત્ર** પણ એ વાતને ટેકો આપે છે. એવું કહેવાય છે કે, આ રાજા પ્રખ્યાત ભોજરાજાનો પિતામહ એટલે બાપનો બાપ થાય. તેની રાજધાની ઉજ્જયિની નગરમાં હતી. તેના વખતમાં ન્યાય, વ્યાકરણ, અને અલંકાર આદિ શાસ્ત્રોનું સારૂ અધ્યયન ચાલતું હતું. આ રાજા પણ બહુ વિદ્વાન અને પ્રતાપિ હતો.

વળી એક બીજા શ્રીહર્ષ કવિ વિશે લખેલું છે કે, તે નાનપણમાં જડબુદ્ધિનો હતો. તેની કોઇએ મશ્કરી કરી. તેથી તેણે પોતાની માતા પાસેથી વિદ્યા મેળવવાનો એક મંત્ર લીધો. તેથી તેને વિદ્યા પ્રાપ્ત થઇ. આ કવિ ન્યાય, વ્યાકરણાદિ શાસ્ત્રમાં મહા પંડિત હતો. કવિચરિત્રમાં લખેલુ છે કે, નૈષધકાવ્ય, નાગાનંદ, રત્નાવળી, વગેરે ગ્રંથો આ કવિના રચેલા છે. અને હાલના પંડિતો તેના ગ્રંથના કોઇ પણ ભાગની મદદથી સામાવાળાને જીતે છે. આ કવિનાં સહાસિક ભાષણ પણ સરસ અને અનુપ્રાસ ભરેલાં છે. કહે છે કે, એક વખતે શ્રીહર્ષ કવિને અડદ ખાતાં જોઇને ગુરૂએ પુછ્યું કે, **श्रीहर्षकिंजक्षसि ?** એટલે શ્રીહર્ષ શું ખાય છે? તેનો ઉત્તર શ્રીહર્ષે આપ્યો કે, **शेमुर्षीमुपमाषाक्षं** એટલે બુદ્ધિને ધીમી પાડવા સારૂ અડદ ખાઉ છું. આ કવિનો પિતા શ્રીહીર મહાપંડિત હતો. તે વાદવિવાદમાં સર્વ પંડિતોને હરાવતો હતો. કવિ ચરિત્રમાં વળી લખ્યું છે કે, સદરહુ લખેલા ગ્રંથોનો કર્ત્તા ધાવક નામનો કોઇ મહા કવિ શ્રીહર્ષ નામના રાજા પાસે સંવત ૧૨૪૮ માં હતો. તેણે પોતાના ગ્રંથમાં શ્રીહર્ષ રાજાનું નામ લખીને ઘણું દ્રવ્ય મેળવ્યું હતું. તેટલા માટે ઉપરનું વર્ણન ધાવક કવિ માટે સમજવું.

**રાજશેખર** નામના કવિએ સંવત ૧૪૦૫ માં 'પ્રબંધચતુર્વિંશતિ' નામનો ગ્રંથ રચેલો છે. તેમાં શ્રીહર્ષ કવિનું ચરિત્ર લખેલુ છે, તેનો સાર નીચે પ્રમાણે છે.

સંવત ૧૨૦૦ માં કાશીમાં ગોવિંદચંદ્ર નામે રાજા રાજ કરતો હતો. તેના પછી

તેનો પુત્ર જયંતચંદ્ર ગાદીએ બેઠો હતો. તેને મેઘચંદ્ર નામે પુત્ર હતો. તે મહા વિદ્વાન અને પરાક્રમી હતો. જયંતચંદ્ર રાજા ૫૦૦ પંડિતોની સભા ભરીને બેસતો. તેમાં હીર નામે એક પંડિત હતો. તેને એક બીજા પંડિતે વિદ્યા વાદમાં જીતી લીધો હતો. તેથી તે તેના ઉપર વેર રાખતો હતો. હીર પંડિતે મરતી વખતે પોતાના પુત્ર શ્રીહર્ષને તે પંડિત પાસેથી વેર લેવાની આજ્ઞા કરી હતી. શ્રીહર્ષ પિતાની આજ્ઞા પ્રમાણે તેના મૃત્યુ પછી વિદ્યા ભણવા માટે દેશાંતરમાં ગયો હતો. ત્યાં તેણે વિવિધ ગુરૂ પાસેથી તર્ક શાસ્ત્ર, અલંકાર શાસ્ત્ર, ગણીત શાસ્ત્ર, જ્યોતિષ શાસ્ત્ર, વ્યાકણ અને આયુર્વેદ ઇત્યાદિ નાના પ્રકારનાં શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. શ્રીહર્ષ મહા બુદ્ધિવંત હતો. તે સંસ્કૃતમાં જે ભાષણ કરતો, તેનો અર્થ કોઇ પણ વિદ્વાન સમજી શકતા નહિ. તો પ્રતિ ઉત્તર ક્યાંથીજ દે. પોતાની બુદ્ધિ ઘણી જોઇને શ્રીહર્ષને મનમાં ખેદ થયો. તેથી બુદ્ધિ ઓછી કરવા સારૂ એક દિવસે મધ્ય રાત્રે ભીનુ માથુ કરી દહીં પીને સુઇ રહ્યો. તેથી કફ ઉતર્યો. અને કફના જોરથી બુદ્ધિ ઓછી થઇ. પછી તે સંસ્કૃત બોલ્યો, તે સર્વ પંડિતોના સમજવામાં આવ્યું. ત્યાર પછી તે કાશીમાં ગયો. ત્યાં જયંતચંદ્ર રાજાએ તેને ઘણું સારૂં સન્માન આપ્યું હતું. પછી તેણે પોતાના પિતાને જીતનાર પંડિતને વિદ્યા વાદમાં હરાવીને તેનો ગર્વ ઉતાર્યો હતો. કાશી રાજે શ્રીહર્ષને એક લાખ સુવર્ણ ઇનામ આપી પોતાને ઘેર પહોંચાડ્યો હતો.

એક વખતે જયંતચંદ્રે શ્રીહર્ષ કવિને કહ્યું કે, કવિશ્વર ! કોઇ સુંદર ગ્રંથ કરો. તે ઉપરથી શ્રીહર્ષે 'નૈષધ' મહાકાવ્ય કરીને રાજાને દેખાડ્યું. રાજાએ પ્રસન્ન થઇને કહ્યું કે, આ કાવ્ય રત્ન ઘણું ઉત્તમ થયું છે. પણ તે પસાર થવા માટે તેને લેઇને તમે કાસ્મીર દેશમાં જાઓ. અને ત્યાંના પંડિતોને કાવ્ય દેખાડો. તે ઉપરથી શ્રીહર્ષ કાસ્મીર દેશમાં ગયો હતો. ત્યાંના રાજા માધવ અને પંડિતોએ તેને સારૂ સન્માન આપીને તેનું કાવ્ય અંગીકાર કર્યું હતું. પછી કાશ્મીરના રાજાએ શ્રીહર્ષને સારો સરપાવ આપીને પોતાના માણસોની જોડે કાશીમાં પહોંચાડ્યો હતો. કાશીના રાજા જયંતચંદ્રને સોહવદેવી નામે વિદ્વાન રાણી હતી. તે પદ્મણી અને કળાશાસ્ત્રમાં ઘણી પ્રવીણ હતી. તેથી લોકો તેને **કળાભારતી—સરસ્વતિ** કહેતા. શ્રીહર્ષ કવિ પણ સર્વ કળામાં કુશળ હતો, માટે તેને લોકો **નરભારતી** કહેતા. આથી સોહવદેવી રાણીને ગર્વ થયો હતો. એક દિવસે તેણે શ્રીહર્ષ કવીને બોલાવી પૂજા કરી. તથા સારૂ માન આપ્યું. પછી તેણે પૂછ્યું કે, આપ કોણ છો ? તેના ઉત્તરમાં શ્રીહર્ષે કહ્યું કે, હુ કળા સર્વજ્ઞ છું તેથી રાણીએ કહ્યું કે, તમે કળા સર્વજ્ઞ છો, તો મને પગરખાં શીવી આપો. શ્રીહર્ષે તે અંગિકાર કર્યું. પછી પોતાને ઘેર જઇને ઝાડનાં પત્ર આણી મોચીની રીત પ્રમાણે પગરખાં શીવ્યાં. તે લેઇને શ્રીહર્ષ રાણી પાસે ગયો. અને વેગળે ઉભો રહીને કહેવા લાગ્યો કે, હુ ચર્મકાર—મોચી છું. આ પગરખાં શીવ્યાં છે, તે પાણી છાંટીને પહેરો. તે જોઇને રાજા તથા રાણી બહુ વિસ્મય પામ્યાં. રાણીએ શ્રીહર્ષની મશ્કરી કરી હતી, તેથી તેના મનમાં ઘણો ખેદ થયો. માટે તેણે ગંગાતીરે જઇને સંન્યાસ લીધો હતો.

ઉપર પ્રમાણે શ્રીહર્ષ નામના જૂદા જૂદા વિદ્વાનોનાં વૃતાંત મળી આવ્યાં છે, તે અમે આ દાખલ કર્યાં છે.



# બાણ ભટ્ટ.[1]

આ મહા વિદ્વાન સંસ્કૃત કવિનો જન્મ ક્યારે થયો, એ વિષે ચોક્સ ખબર મળતી નથી. પરંતુ ઇ. સ. ૬૨૯માં ચીનનો પ્રખ્યાત મુસાફર 'હિઓએનથ્સાંગ' (Houen-Thsong) ભારતવર્ષમાં યાત્રા કરવા માટે આવ્યો હતો, તે લગભગ ૧૬ વર્ષ સુધી હિંદમાં રહીને ઇ. સ. ૬૪૫ માં પાછો ચીન ગયો હતો. તેણે પોતાના પ્રવાસ વિષેના પુસ્તકમાં લખ્યું છે કે;—"હું ભારતવર્ષમાં ગયો, ત્યારે ઉત્તર હિંદમાં હર્ષવર્ધન નામે રાજા રાજ્ય કરતો હતો." આ રાજાના કુટુંબ આદિક સંબંધી જે વૃત્તાંત ઉપરના ચીનાઇ ગ્રંથમાં આપેલો છે. તેજ વૃત્તાંત બાણુ ભટ્ટે રચેલા "શ્રીહર્ષચરિત" નામે ગ્રંથમાં પણ છે. આ ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે, હિઓએનથ્સાંગનો અને બાણુ ભટ્ટનો હર્ષવર્ધન રાજા એકજ હોવો જોઇએ. માટે બાણુ કવિ પણ ઉપર કહેલાં વર્ષોમાં અથવા ઇસ્વીસનના સાતમા સૈકાના પ્રથમ અર્ધમાં હયાત હોવો જોઇએ.

બાણુભટ્ટના પિતાનું નામ **ચિત્રભાનુ**, અને માતાનું નામ **રાજદેવી** હતું. તેઓ ન્યાતે વાત્સ્યાયણ ગોત્રી બ્રાહ્મણ હતા. તેઓ **શોણ** નદીની પશ્ચિમે **ચ્યવન** ઋષિના આશ્રમથી દોઢ ગાઉ ઉપર આવેલા **પ્રીતિકૂટ** નામે ગામમાં રહેતા હતા. તેમનું ઘર ગંગાનદીને કાંઠે વાંસનું બાંધેલું હતું. તેમનું કુળ પરંપરાથી વિદ્વાન હતું. ચિત્રભાનું વેદશાસ્ત્રમાં પ્રવિણ હતો, અને યજ્ઞ યાગ કરતો હતો. તેના પિતાનું નામ **અર્થપતિ**, અને દાદાનું નામ **કુબેર** હતું.

બાણુ કવિની બુદ્ધિ તેના નામ પ્રમાણે અતિ શિઘ્રતાવાળી, અને તિક્ષ્ણ, તથા સામાના મનમાં પ્રવેશ કરે એવી હતી. તેની વાણી ઘણી મધુર અને મનુષ્યનું ચિત્ત હરણ કરે તેવી હતી. કવિની બાળ વયમાંજ માતાનું મૃત્યું થયું હતું. અને તેમની ચૌદ વર્ષની ઉમ્મર થતામાં તેમના પિતા પણ ગુજરી ગયા. એ રીતે તેમને નાની ઉમ્મરમાં માતા પિતાનો વિયોગ થવાથી તેઓ આધાર વિનાના થઇ પડ્યા હતા. પરંતુ એથી નહિ ગભરાતાં તેઓ દેશાન્તર જોવાના કુતૂહલથી પ્રવાસ કરવા નીકળ્યા હતા. ત્યાંથી કેટલેક વર્ષે પાછા ઘેર આવ્યા. તેવામાં **શ્રીહર્ષવર્ધન** રાજાનું આમંત્રણ થવાથી તેઓ ત્યાં જવા સારૂ નીકળ્યા. અને કેટલેક દિવસે મણિપુરની પાસે આવેલી અજિરવતી નદીને કાંઠે હર્ષ રાજાની છાવણીમાં તેઓ જઇ પહોંચ્યા. અને ત્યાં રાજાની સાથે તેમણે મેળાપ કર્યો. આ હકીકત બાણુભટ્ટે પોતાના "શ્રીહર્ષચરિત" નામે ગ્રંથના પ્રથમ ઉચ્છ્વાસમાં આપેલી છે.

શક્તિનાં ચિન્હ જણાઇ આવે છે. અને ભાષા તરફ નજર કરતાં તો, એ વિષયમાં બાણભટ્ટની તુલના કરી શકે એવો કોઇ સંસ્કૃત કવિ થયો નથી, અને થશે પણ નહિ. એવાં ગદ્યાત્મક કાવ્ય રચવાની શક્તિ તો બાણભટ્ટ, સુબંધુ, અને દંડી એ ત્રણુનીજ પ્રસિદ્ધ થયેલી છે. **ધર્મદાસ** નામે કવિ પોતાના 'વિદગ્ધ-મુખ-મંડન' નામે ગ્રંથમાં લખે છે કે;— "આહા! શું એના સ્વરનું, વર્ણનું, અને પદનું સૌંદર્ય? રસ અને ભાવ તો તેનામાં વ્યાપીજ ગયેલો છે! ૧-એવી સકલ લોકનાં મન હરનારી કોણ છે? તરુણી? નહિ, નહિ, એતો પ્રકૃતિથીજ મધુર બાણ કવિની વાણી!" જયદેવ કવિ તો વળી બાણને કવિતારૂપી કામિનીના હૃદયમાં વસનાર પંચબાણ-મદન-નું નામ આપે છે!! અને ગોવર્ધન કવિ તેને વાણીનો, સરસ્વતીનો, સાક્ષાત્ અવતારજ ગણે છે. સર્વથા સર્વ પ્રકારે બાણ કવિએ અનેક ગુણથી મનોહર ગીર્વાણ ભાષાને આત્મવશ કરી કેટલી અધિક ચિત્તવેધક બનાવી છે, તે વિષે આપણે જેટલું કહીએ તેટલું થોડું છે. ગ્રંથ રચનાની એક અપૂર્વ વિચિત્રતા તો એ છે કે, આખી કથા એક કવિનું કૃત્ય ન હોવા છતાં, તેમાં સાધારણ વાંચનારને કાંઇ પણ ભેદ જણાય તેમ નથી! ગ્રંથનો અર્ધભાગ લખી રસસંગ્રામમાં પ્રવેશ કરતાંજ બાણભટ્ટ દૈવયોગે મૃત્યુ પામવાથી બાકીનો ભાગ તેમના પુત્ર **ભૂષણબાણે** સંપૂર્ણ કર્યો છે. આથી શોક અને હર્ષ બન્ને વૃત્તિમાં આપણું મન વિભક્ત થાય છે. શોક એટલા માટેજ કે, જેણે આ અપ્રતિમ કૃતિનો નકશો પૂર્વથી મનમાં આણેલો તેનાજ હાથથી તે કૃતિ છેવટ સુધી ઉતરી નહિ. જો એમ થયું હોત તો ગ્રંથનું પ્રમાણ કેટલું વધી ગયું હોત, તથા તેના ઉત્તર ભાગમાં રસ કેવો ઉદ્દીપ્ત થઇને પ્રસર્યો હોત, એ આપણાથી આજે કળી પણ શકાતું નથી. કવિના અકાળમૃત્યુથી જે હાનિ થઇ છે, તેનો બદલો તો બીજા કશાથી વળે એમ નથી. હર્ષ એટલા માટે કે, અર્ધ સુધી ચણાયેલી એક સુંદર ઇમારત તેવીને તેવીજ અપૂર્ણ ન રહેતાં, તેના પૂર્વ શિલ્પકારના પુત્રનેજ હાથે પરિપૂર્ણ થઇ. કવિના એ પુત્રના ગુણ અવગુણનું વિવેચન કરતા પહેલાં એટલું ધ્યાનમાં લેવાની આવશ્યકતા છે કે, મોટા મોટા કવિઓ પણ પોતાની એક કૃતિની સમાનજ બીજી કૃતિ ઉતારી શકતા નથી; **મિલ્ટન** જેવો કવિ પણ પોતાના "પેરેડાઇસ લૉસ્ટ" જેવું "પેરેડાઇસ રીગેન્ડ" લખી શક્યો નથી. તો પછી એક કવિએ લખેલા ગ્રંથનું બીજાએ 'સંધિ—ભેદ જરા પણ જણાય નહિ એવી રીતે' સાંધણ લખી, તેનો મૂળ રસ તથા તેની મૂળ અસર જાળવી રાખી, તેને સમાપ્ત કરવો, એ કાંઇ જેવુ તેવું કામ નથી. પ્રખ્યાત રોમન રાજા **સીઝરે** ઇતિહાસ સંબંધી એક ટીપ્પણ લખ્યું છે, તેને ઇતિહાસના યોગ્ય રૂપમાં મૂકનાર હજી કોઇ પુરૂષ મળ્યો નથી. આ રીતે જોતાં તો આપણે સંતોષ માનવો જોઇએ કે, આપણા આ મહા કવિની કાદંબરી અપૂર્ણ દશાના ભોગ થતાં બચી ગઇ છે. આ ગ્રંથ સંપૂર્ણ કરવાને બીજા કોઇ કવિ કરતાં બાણભટ્ટનો પુત્રજ સર્વ પ્રકારે અધિક યોગ્ય હતો. એ તો નિઃસંશયજ છે. કેમકે બાળપણથીજ તે પોતાના પિતાની પાસે ઉછરેલો, તેના હાથ નીચે કેળવાએલો, તેના ગ્રંથનો સતત મનન પૂર્વક અભ્યાસ કરનારો, અને વળી તેના જેવીનો નહિ, પણ તે જાતિની થોડીક કલ્પના શક્તિ ઇશ્વર કૃપાથી પામેલો, એટલે તે જેટલું સ્વબુદ્ધિથી વા મહવાસ—પરિચયથી પિતાનું અનુકરણ કરી શકે, તેટલું બીજા કોઇથી થવું અશક્યજ છે.

બાણુ કવિનો પુત્ર ભૂષણુ બાણુ એ કેવો વિનીત, નમ્ર, તથા કવિત્વ વિષે નિરાભિમાની હતો. એ તેના મધુર પ્રસ્તાવિક શ્લોક ઉપરથી જણાય છે. તેમજ તેણે કાદંબરીનો શેષ-પૂર્ણ કર્યા છતાં તેની સાથે પોતાનું નામ જોડવું ઉચિત ધાર્યું નહિ, પણ પિતાનાજ નામથી ગ્રંથ પ્રસિદ્ધ રહેશે, અને હું બાણુભટ્ટનો પુત્ર કહેવાઇશ, એમાંજ તેણે સંતોષ માન્યો. તેના એવા નિરાભિમાની ગુણને ધન્ય છે!

કાદંબરી ગ્રંથ અનેક ગુણોએ કરીને રમણિય બનેલો છે. જે કોઇને હિંદુ લોકની કલ્પના શક્તિ, સંસ્કૃત ભાષાનો શબ્દાર્થ રૂપ અક્ષય ભંડાર, અને શ્લેષાદિ વિચિત્ર ચમત્કાર ઉત્પન્ન કરવાની શક્તિ, ઇત્યાદિ જોવાનું મન હોય, તેમની ઇચ્છા એ ગ્રંથ વાંચ્યાથી પૂર્ણ થશે. વળી પ્રાચીન કાળના હિંદુઓના રીતી રીવાજોની પણ કાંઇક છાયા તેમાં નજરે પડે છે, મુસલમાન વગેરે પરદેશી લોકોનું આ દેશમાં આવાગમન થના પહેલાં આ સુવર્ણ ભૂમિનો જે અપાર વૈભવ દૂર દેશાવરમાં ગાજી રહ્યો હતો, તેની કાંઇક કલ્પના એ ગ્રંથ ઉપરથી જેટલી આવશે. તેટલી બીજા કોઇ ગ્રંથ ઉપરથી ભાગ્યેજ આવશે. આ કાદંબરી રૂપી રત્ન રાશિમાંથી કોઇક કોઇક રત્ન બહાર કાઢી તેટલાથીજ જનમંડળનું મન રંજન કરવા કેટલાક આધુનિક કવિઓએ પ્રયત્ન કરેલો જણાય છે. તેઓમાં "ઢુંઢિરાજ" નામે કવિએ "અભિનવ કાદંબરી" નામે એક પદ્યાત્મક લઘુ ગ્રંથ સંસ્કૃત ભાષામાં રચેલો છે તેમજ **ભાલણ** કવિએ એ સમસ્ત ગ્રંથનું ગુર્જર ભાષામાં પદ્યમય ભાષાંતર કર્યું છે.

બાણુભટ્ટે **કાદંબરી** તથા **શ્રી હર્ષચરિત** એ બે ગ્રંથો સિવાય **ચંડિકાશતક** નામે કાવ્ય ૧૦૨ શાર્દુલવિક્રિડીત છંદમાં બનાવેલું છે. **પાર્વતીપરીણય,** અને **મુકુટતાડીતક,** નામે નાટક પણ તેમણેજ રચેલાં છે. તેમજ **રત્નાવળી** નામે પ્રખ્યાત નાટક જે આજ સુધી શ્રીહર્ષ રાજાએ લખેલું કહેવાય છે, તેપણ શ્રીહર્ષ રાજાની કીર્તિ પ્રસરાવવા સારૂ બાણુભટ્ટે તેનેજ નામે પ્રસિદ્ધ કર્યું હશે. એમ કેટલાક વિદ્વાનો માને છે. બાણુભટ્ટ કૃત કાદંબરીના પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર આપણા ગુર્જર સાક્ષર રા. રા. છગનલાલ હરિલાલ પડ્યા બી. એ. એમણે કરીને ગુજરાતી વાંચક વૃન્દને પરમ લાભ આપ્યો છે.

## મંડનમિશ્ર.

આ મહા પંડિત આજથી સુમારે ૧૧૦૦ વર્ષ ઉપર નર્મદા નદીના કિનારા ઉપર માહિષ્મતી—ચોળીમાહેશ્વર નામે નગરમાં રહેતો હતો. તેના પિતાનું નામ હિમમિત્ર પંડિત હતું. મંડનમિશ્રનું મૂળ નામ તો **વિશ્વરૂપ** હતું. તેણે પ્રયાગવાળા મહાત્મા કુમારિલ ભટ્ટાચાર્ય પાસે સર્વ વિદ્યાનો અભ્યાસ કર્યો હતો. તે એવો તો ચતુર અને શાસ્ત્રોનો ગ્નાતા થયો હતો કે, તેણે ઘણા પંડિતોને વાદવિવાદમાં હરાવ્યા હતા. તેમજ બૌદ્ધ મતનું ખંડન કરીને વેદ ધર્મનું મંડન કર્યું હતું. તેથીજ તેનું નામ વિશ્વરૂપને બદલે મંડનમિશ્ર પડયું હતું.

કાશીથી ગયા તરફ જતાં માર્ગમાં શોણભદ્ર નામે નદી આવે છે. તેની તીરે બ્રાહ્મણવાસ નામે ગામ હતું. તેમાં વિષ્ણુમિત્ર નામે એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેને **ઉભયભારતી-સરસ્વતી** નામે બહુ ભણેલી અને ચતુર પુત્રી હતી. તેની સાથે મંડનમિ-

શ્રનું લગ્ન થયું હતું. સરસ્વતી મહાપંડિતા અને સાક્ષાત્ સરસ્વતીનો અવતાર હતી. મંડનમિશ્ર પણ બ્રહ્માનો અંશ ગણાતો હતો. તે અદ્વૈત મતનો વિરોધી હતો. યજ્ઞ યાગ કરતો, અને વેદ ધર્મ પ્રમાણે બરાબર આચાર પાળતો હતો. તે ઇશ્વરને માનતો નહિ. કર્મજ ફળ આપનાર-છે, એવું સમજીને વેદના કર્મકાંડમાં આગ્રહી રહેતો હતો. તે શાસ્ત્રમાં અજીત અને મહા કીર્તિવાન હતો. વાક્ કૌશલ્યમાં એવો તો ઉત્તમ હતો કે, તેની સામે થવાની કોઇની હિંમત ચાલતી નહિ.

મહાત્મા શંકરાચાર્ય જ્યારે ચારે દિશાઓના પંડિતોને જીતીને દિગ્વિજય કરતા કરતા મહાત્મા કુમારિલ ભટ્ટાચાર્ય પાસે ગયા હતા, ત્યારે ભટ્ટાચાર્યે તેમને કહ્યું હતું કે;—"તમે મને જીતવા આવ્યા છો, તે મેં જાણ્યું, પણ જેની મોટી કીર્તિ છે, અને જે અજીત છે, એવો મારો શિષ્ય મંડનમિશ્ર છે, તેને જીતશો, એટલે સર્વ જગતને જીતવા બરોબર છે. તે સર્વ શાસ્ત્રમાં મારા કરતાં પણ વધારે નિપુણ છે. તેની સ્ત્રી સાક્ષાત્ સરસ્વતી જેવી છે. વાદયુદ્ધમાં તેનેજ મધ્યસ્થપણું આપીને વાદ યુદ્ધ કરજો." ઇત્યાદિ કહેવાથી શંકરાચાર્ય ત્યાંથી ઉત્તર તરફ ચાલતા ચાલતા હસ્તિનાપુરના અગ્નિ ખૂણામાં વિજિલબિંદુ નામથી પ્રસિદ્ધ વિદ્યાલયની પાસેના એક તાલવનમાં જઇ પહોચ્યા. ત્યાં મંડનમિશ્રનો નિવાસ હતો.[1] એ કાળે ત્યાંના ઘણાખરા લોકો સંસ્કૃત ભણેલા હતા. ચારે વેદના બ્રાહ્મણો અગ્નિહોત્ર હોમતા હતા, તેનો ધૂમાડો ગગનમંડળમાં જતો હતો. મંડનમિશ્રના આશ્રમમાં દાસ દાસીઓ અને મેના પોપટ સુદ્ધાં સંસ્કૃત શ્લોક બોલી શકતાં હતાં. શંકરને માર્ગમાં એક દાસી સામી મળી. તેને તેમણે પુછ્યું કે, મંડનમિશ્ર પંડિતનું ઘર કિયું? તેના ઉત્તરમાં એ દાસીએ સંસ્કૃતમાં કહ્યું કે;—

फलमदंकर्मफलमदोजः, कीरांगनायत्रठिरंकिरंतिः
द्वारस्थनीडांतरसन्निरुद्धा, जानीहितन्मंडनपंडितौकः ?

**અર્થ**—જે ઘરમાં બારણા આગળ બે પાંજરાં છે. તેમાં પોપટ અને મેના એ બે સામાસામી વાદ કરે છે. એક પૂર્વમીમાંસા શાસ્ત્રનો પક્ષ લેઇને ફળ આપનાર કર્મ છે, એવું કહે છે. અને બીજું ઉત્તર મીમાંસાશાસ્ત્રનો પક્ષ લેઇને ફળ આપનાર ઇશ્વર છે, એવું કહે છે. તે મંડનમિશ્રનુ ઘર જાણવું.

વાહ ! આટલી વાત ઉપરથી એ સમયના આર્યાવર્તના લોકોની સંસ્કૃત વિદ્યામાં કેટલી પ્રવૃત્તિ હતી, તેમ મંડનમિશ્રનો આશ્રમ કેવો સંસ્કૃતમય હતો, તેની કાંઇક છાયા આપણા મન ઉપર પડે છે. તેથી આપણે સાનંદાશ્ચર્ય પામીએ છીએ. શંકરાચાર્યે મંડનમિશ્રના ઘરની સામે આવીને જોયું તો દરવાજો બંધ દીઠો. પછી તપાસ કરતાં જાણ્યું કે, મંડનમિશ્ર ઘરમાં શ્રાદ્ધ કરે છે. શંકર પ્રાણાયમ બળથી શૂન્ય માર્ગે અંદર દાખલ થઇ મંડનમિશ્રની પાસે ગયા. મંડનમિશ્ર સંન્યાસીના દર્શનથી ઘણો ક્રોધાયમાન થયો, અને બોલ્યો કે, આ મુંડિઓ વળી કયાંથી આવ્યો ? થોડીવાર સુધી બંને જણ વચ્ચે કેટલાક પ્રશ્નોત્તર

(૧) શંકર દિગ્વિજયમાં મંડનમિશ્રનો આશ્રમ નર્મદાકાંઠે માહિષ્મતીનગરી અથવા ચોળીમાહેશ્વરમાં હોવાનું લખ્યુ છે.

થયા. આખરે વ્યાસના વાક્યાનુસારે મંડનમિશ્રે શંકરને પાદ્યપ્રદાન કર્યાં. આનંદગિરિ[1] કહે છે કે, મંડનમિશ્રે શ્રાદ્ધમાં વ્યાસને નોતરૂં દીધું હતું! અને પોતાના મંત્ર શક્તિના બળથી તેમને ત્યાં આણ્યા હતા! પાદ્ય—ગ્રહણ—કાળે શંકરે કહ્યું કે, હું તમારી સાથે તર્ક વિતર્ક કરવા માટે આવ્યો છું. મંડનમિશ્રે કહ્યું કે, ભોજન કર્યા પછી તર્ક કરીશું. ત્યાર પછી બેઉ જણ વચ્ચે પ્રતિજ્ઞા કરવામાં આવી કે, જે પરાજય પામે, તેણે પોતાનો મત છોડીને જય મેળવનારનો મત કબુલ કરવો. હારજીતનો નિર્ણય કરવાને મડનમિશ્રની પત્ની સરસ્વતીને મુકરર કરી. પછી વિવાદ શરૂ થયો. મંડનમિશ્રે કહ્યું કે;—"જીવ અને ઇશ્વરનું એકપણું છે, એવો જે તમારો મત છે, તેને માટે કાંઇપણ પ્રમાણ નથી. તમે જે ઉપનિષદ્‌નાં પ્રમાણ આપો છો, તેમાં કર્મ સફળતા નથી. તેથી તમારો મત મારે માન્ય નથી."

એ સાંભળીને શંકરાચાર્યે શ્રુતિઓનાં ઘણાં પ્રમાણો આપીને મંડનમિશ્રના મતનું ખંડન અને પોતાના મતનું મંડન કર્યું. એ વિવાદ કેટલાક દિવસ સુધી ચાલ્યો. તેમાં છેવટે **બ્રહ્મ** સત્ય છે. એવું શંકરે સિદ્ધ કરી આપી, અદ્વૈત મતનું સ્થાપન કર્યું. સરસ્વતીએ પણ નિષ્પક્ષપાતપણે આચાર્યનો જય દર્શાવ્યો. પછી મંડનમિશ્ર કરાર પ્રમાણે સર્વ ત્યાગ કરી શંકરને શરણે થયા. એટલે શંકરે સરસ્વતીના સામુ જોયું. સરસ્વતીએ તેમનો આશય જાણી લીધો. તેથી તેણે જણાવ્યું કે;—"પત્ની પણ પતિના આત્માની અર્દ્ધભાગિની છે. એવું શ્રુતિમાં કહ્યું છે. માટે મને જીતો ત્યારે ખરૂં." એ પરથી આચાર્યે સરસ્વતીની સાથે સત્તર દિવસ સુધી વિવાદ ચલાવ્યો. તેમાં સરસ્વતીએ પોતાની મહા બુદ્ધિનં ઓળખાણ આપી હતી. પરંતુ છેવટે વાદ યુદ્ધમાં શંકરથી તે પરાજય પામી હતી. શંકરે તેને મંત્ર બદ્ધ કરી તુંગભદ્રા નદીને કિનારે પ્રતિષ્ઠિત શૃંગપુરમાં ગયા. એ જગોએ એક મઠ બાંધીને સરસ્વતીને ત્યાં ચિરકાળ રાખી. આ મઠ હજી સુધી શૃંગગિરિ અથવા સિંહારી નામથી વખણાય છે. સરસ્વતી અથવા ભારતીએ ત્યાં ભારતી સંપ્રદાય સ્થાપ્યો, અને ત્યાંના શિષ્ય મંડળને **ભારતી** નામ આપ્યું. મડનમિશ્રને શંકરે સંન્યસ્તની દિક્ષા દીધી. અને "**तत्त्वमसि**" એ મહા વાક્યનો ઉપદેશ આપ્યો. તથા ગુરૂ મહિમાને સારી પેઠે સમજાવ્યો; ત્યારથી મંડનમિશ્ર **સુરેશ્વર** અથવા **સુરેશ્વરાચાર્યના** નામથી શંકરના મુખ્ય શિષ્યોમાં ગણાવા લાગ્યા.

એક દિવસે શારિરક ભાષ્ય ઉપર સ્ફુટ વાર્તિક કરવાની ઇચ્છાથી સુરેશ્વરે ( મંડનમિશ્રે ) શંકરને કહ્યુ કે, જે કાંઇ કરવાનું હોય, તે મને કહો. ત્યારે શંકરે કહ્યુ કે, મારા ભાષ્ય ઉપર તમે વાર્તિક નામક ઉત્તમ નિબંધ રચો. સુરેશ્વરે તેમ કરવાનું કબુલ કર્યું. પણ એ વાત પદ્મપાદ વગેરે શંકરના બીજા શિષ્યોને ગમી નહિ. ત્યારે શંકરે તેમને કહ્યું કે, સુરેશ્વર વગર બીજા કોઇથી પણ મારા ભાષ્યનું વાર્તિક થઇ શકે તેમ નથી. પછી સુરેશ્વરે "**નૈષ્કર્મ્યસિદ્ધિ**" નામે એક ગ્રંથ રચ્યો. તેને શંકરે ઘણી સંભાળથી વાંચી તપાસી જોયો. તેથી તેઓ ઘણા ખુશી થયા. પછી શંકરના સર્વ શિષ્યોએ પણ એ ગ્રંથ વાંચ્યો. એટલે તેમની આંખં ઉઘડી, અને સુરેશ્વરપર વિશ્વાસ બેઠો. ત્યાર પછી ગુરૂ શંકરની આજ્ઞાથી સુરેશ્વરે યજુર્વેદના તૈત્તરિય શાખાના ઉપનિષદ્ ઉપર તથા કણ્વ શાખાના ઉપનિષદ્ ઉપર

(૧) શંકરાચાર્યનો શિષ્ય જેણે શંકરવિજય ગ્રંથ કર્યો છે તે

શંકરે જે ભાષ્ય કર્યાં હતાં, તેના ઉપર સુરેશ્વરે વાર્તિકો રચ્યાં. અને તે ગુરૂનેજ અર્પણ કર્યાં. પરંતુ શારિર ભાષ્ય ઉપર તેમના હાથે વાર્તિક ન થયું, તેથી તેમને ખેદ થયો. તેમ જનમંડળને પણ તેમના હાથના રચેલા વાર્તિકની ખોટ પડી.

આ મહા પુરૂષે કેટલા વર્ષનું આયુષ્ય ભોગવીને ક્યારે પરલોક ગમન કર્યું, એ વિષે કાંઇ ખબર જાણવામાં આવી નથી. શોધન કરતાં જેટલી હકીકત હાથ લાગી તેટલી વાચક વૃન્દની આગળ રજુ કરી છે.



# વિજ્ઞાનેશ્વર.

**મિતાક્ષરા** નામે પ્રખ્યાત ગ્રંથનો કર્તા વિજ્ઞાનેશ્વર પંડિત ક્યારે થયો, એ વિષે વિદ્વાનોના જૂદા જૂદા મત છે. ઘણા દેશી પંડિતો ધારે છે કે, વિજ્ઞાનેશ્વર આજથી ૨૦૦૦ વર્ષ ઉપર થઇ ગયો છે. એટલે તે શકવર્તી રાજા વિક્રમના વખતમાં હતો, એવું કહે છે. કલકત્તાના રાજકિય વિદ્યામંદિરના વ્યાકરણશાસ્ત્રના અધ્યાપક **તારાનાથ** તર્ક વાચસ્પતિ નામના પંડિતે સિદ્ધાંત કૌમુદી ઉપર **સરલા** નામે ટીકા લખેલી છે. તેના ઉત્તરાર્દ્ધના પ્રારંભે "**पायाद्दाचंद्रतारं**" એ શ્લોક લખીને તે પંડિત કહે છે કે, વિજ્ઞાનેશ્વરને થઇ ગયાને ૧૯૦૦ વર્ષ થઇ ગયાં છે. પરંતુ એ વાત માનવા લાયક નથી. કારણ કે એ વિષે કાંઇ પણ ખાત્રી લાયક પુરાવો નથી. મિતાક્ષરાંના વારસા બાબતના ભાગના તર્જુમાની પ્રસ્તાવનામાં **મી. કોલબ્રુક** સાહેબ લખે છે કે, વિજ્ઞાનેશ્વર ઇ. સ. ના આઠમા સૈકામાં શંકરાચાર્યે સ્થાપેલા ધર્મનો સન્યાસી હતો. મી. **આરવેસ્ટ** તથા **ડાકતર જી. બુલર** સાહેબે કરેલા **હિંદુ લૉની** પ્રસ્તાવનામાં લખ્યું છે કે, વિજ્ઞાનેશ્વર ઇ. સ. ના અગીઆરમા કે બારમા સૈકામાં થઇ ગયો છે. આ મત ઘણા વિદ્વાનો સ્વીકારે છે. અને તે માનવા યોગ્ય છે. કારણ કે મિતાક્ષરા ગ્રથની સમાપ્તિમાં વિજ્ઞાનેશ્વરે પોતે કલ્યાણપુર, વિક્રમાર્ક રાજા, અને વિજ્ઞાનેશ્વર પંડિત એ ત્રણની પ્રશંસા લખેલી છે. તે ઉપરથી એમ સાબિત થાય છે, કે વિક્રમ શકના દશમા સૈકામાં કલ્યાણપુર અથવા હાલના કલ્યાણીમાં ચાલુક્ય વંશનો જે વિક્રમાદિત્ય અથવા **કાળવિક્રમ** રાજા રાજ્ય કરતો હતો, તેના વખતમાં વિજ્ઞાનેશ્વર હતો. અને વિક્રમાર્ક રાજાના નામ ઉપરથીજ માત્ર તે શક કર્તા વિક્રમના સમયનો હતો, એવું અનુમાન જે વિદ્વાનો કરે છે, તે બિલકુલ ખોટું છે.

વિજ્ઞાનેશ્વરનાં વિજ્ઞાનનાથ, વિજ્ઞાનયોગી, અને ભટ્ટારક એવાં ઘણાં નામ છે. વિજ્ઞાનેશ્વરના પિતાનું નામ **પદ્મનાભભટ્ટ**, અને ગોત્ર **ભારદ્વાજ** હતું. તેમ તે દક્ષિણમાં કલ્યાણપુર—કલ્યાણીનો રહેવાશી હતો. વિજ્ઞાનેશ્વર પંડિતે મહાત્મા યાજ્ઞવલ્ક્ય મુનિકૃત **યાજ્ઞવલ્ક્યસ્મૃતિની** ટીકા લખી છે. તેને **મિતાક્ષરા** કહે છે. એ મિતાક્ષરા ગ્રંથ બીજી ટીકાના જેવો મૂળ ગ્રંથના ગૂઢાર્થ સમજવાને વાસ્તે ઉપયોગી છે, એટલુંજ નહિ પણ ધર્મશાસ્ત્રના ઘણા ખરા વિષયોનું યથાર્થ જ્ઞાન થવા સારૂ અનેક સ્મૃતિ પુરાણ વગેરેમાંનાં વચનોનો પુષ્કળ સંગ્રહ કરીને સુંદર સંગતિની આવે એવી ઉત્કૃષ્ટ રચનાથી રચેલો છે કે, જેથી ધર્મશાસ્ત્રના સ્વતંત્ર મહા નિબંધની યોગ્યતા એ ગ્રંથને પ્રાપ્ત થઇ છે હાલમાં હિંદની ઘણી

ખરી ન્યાયની કોર્ટોમાં હિંદુઓને માટે ન્યાયનો નિર્ણય કરવા સારૂ મિતાક્ષરાનો ઉપયોગ કરવામાં આવે છે. વળી ધર્મની બાબતમાં સૂતક વગેરે આચારનો નિર્ણય શાસ્ત્રીઓ મિતાક્ષરા ઉપરથી કરે છે. મિતાક્ષરાના વ્યવહારાધ્યાયમાં લેણદેણ, અને વારસા વગેરે અનેક પ્રકારના વ્યવહારનો નિર્ણય કરેલો છે. આ ટીકા થઇ તે વખતે મૂળ ગ્રંથમાં લખેલી રીત ભાતમાં અને તે વખતની રીતભાતમાં ફેર પડેલો જણાય છે. કેમકે આ ટીકાકારે મૂળને અર્થ તાણી ખેંચીને કેટલેક ઠેકાણે ચાલતા વખતને મળતો અર્થ કર્યો છે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ ઉપર વિજ્ઞાનેશ્વરે મિતાક્ષરાની ટીકા લખી છે. તે પછી તેવી બીજી ટીકા **અપરાદિત્ય દેવ** નામે વિદ્વાને **અપરાર્ક** નામની ટીકા કરેલી છે. તેને આશરે ૬૦૦ વર્ષ થયાં છે. આ ટીકા જો કે મિતાક્ષરાની પાછળ થઇ છે, તોપણ પંડિતોમાં જેટલું માન મિતાક્ષરાનું છે, તેટલું અપરાર્કનું નથી. વળી બીજી એક ટીકા **વીરમીત્રોદય** નામે છે. તે ગ્રંથ પ્રતાપરૂદ્ર રાજાના પૌત્ર અને મધુકર શાહ રાજાનો પુત્ર જે વીરસિંહ રાજા તેની પ્રેરણાથી **મિત્રમિશ્ર** નામે પંડિતે કરેલો છે. તેને આજે લગભગ ૪૦૦ વર્ષ થયાં છે. આ વ્યાખ્યા ઘણી મોટી અને અલ્પમતિ જનોને સમજવાને ઘણી કઠિણ છે પરંતુ તેનાથી એક મોટો ફાયદો એ થયો છે કે, **જીમૂતવાહન** વગેરે ગ્રંથોમાં મિતાક્ષરાના કેટલાએક અભિપ્રાય દૂષિત કીધા છે. તે દોષનું નિરાકરણ સપ્રમાણ યુક્તિવડે વીરમિત્રોદયમાં સારી રીતે કરેલું છે. તેજ પ્રમાણે **દાયતત્વ** નામના ગ્રંથમા પણ ઘણે ઠેકાણે મિતાક્ષરાના અભિપ્રાયને અનુસરીને વિચાર લખ્યા છે એ સિવાય વિશ્વરૂપ વગેરે પંડિતોએ યાજ્ઞવલ્કય સ્મૃતિ ઉપર વ્યાખ્યાઓ લખેલી છે. પરંતુ તે સર્વે કરતાં મિતાક્ષરા ઘણી સરસ ગંભીર, અને સ્પષ્ટ અર્થવાળી છે.

ચતુર્વર્ગચિંતામણિ, વિવાદચિંતામણિ, પરાસરમાધવ, કાલમાધવ, જીમૂતવાહન, મદનરત્ન, **સ્મૃતિચંદ્રિકા**, વીરમિત્રોદય, વિવાદતાંડવ, નિર્ણયસિંધુ, કૌસ્તુભ, દ્વૈતનિર્ણય, અને **ભગવદ્‌ભાસ્કર**, ઇત્યાદિ પુષ્કળ મહા નિબંધ ધર્મ નિર્ણયને વાસ્તે મહા-સમર્થ પંડિતોએ કરેલા છે. આ ધર્મ શાસ્ત્રના ગ્રંથો મુંબઇ વગેરે ઇલાકાઓમા પ્રમાણ ગણાય છે. પરંતુ રાજકિય મુખ્ય ન્યાયધિકારી પુરૂષોએ તેની યોગ્ય વ્યવસ્થા કરી છે. તે પ્રમાણે મુંબઇ ઇલાકાની ન્યાય સભામા ઋણદાન, દાયવિભાગ, વગેરેના નિર્ણયને વાસ્તે મિતાક્ષરા, તથા વ્યવહારમયૂખ એ બે ગ્રંથ મુખ્ય માનેલા છે. તેમ વીરમિત્રોદય ગ્રંથનો પણ અભિપ્રાય આ બે ગ્રંથને અનુકૂલ હોય, તે લેવામાં આવે છે.

વિજ્ઞાનેશ્વર પંડિત પરમહંસ ભેદવાળો સન્યાસી હતો. અને અમે ઉપર લખ્યું છે તેમ છેલ્લા મતને અનુસરીને તેને થઇ ગયાને આજે શુમારે ૯૦૦ વર્ષ થયાં છે.

## માઘ કવિ.

આ સંસ્કૃત મહા કવિ ધારાનગરીના પ્રખ્યાત મહારાજા **ભોજના** સમયમાં એટલે ઇસ્વીસનના અગીઆરમા સૈકામાં હતો. તે મારવાડમાં આવેલા **શ્રીમાલપુર** નામે નગરમાં રહેતો હતો, અને જાતે શ્રીમાળી બ્રાહ્મણ હતો. માઘ કવિ જેવો કવિત્વ શક્તિમાં

ચઢીઆતો હતો, તેવોજ તે વિદ્વાન પણ હતો. વળી તે મોટો દ્રવ્યવાન અને ઉદાર દીલનો હતો, વિદ્વાન લોકોને તે ઘણું દ્રવ્ય બક્ષિસ આપતો, તેમજ ગરીબોને દાન પણ કરતો હતો. આ સર્વ કારણથી દેશ વિદેશમાં તેની કીર્ત્તિ ઘણીજ પ્રસરી હતી. તેની વિદ્વતા તથા પરોપકાર વૃત્તિ જોઇને ઘણાક રાજાઓ આશ્ચર્ય પામતા. એટલુંજ નહિ પણ તેની મુલાકાત લેવા માટે સન્માન પૂર્વક આમંત્રણ કરતા હતા. મોટી મોટી સભાઓમાં તેને ઘણું માન મળતું હતું. માઘ કવિની સ્ત્રી પણ વિદ્વાન અને ઉદાર દીલવાળી હતી. વળી તે ઘણી ડાહી અને પ્રતિવ્રતા હતી. એ રીતે માઘ કવિ સર્વ વાતે સુખી હતો.

ભોજરાજાના દરબારના મહા કવિઓમાં માઘ કવિની ગણના થઇ હતી પરંતુ તે બીજા કવિઓ અને પંડિતોની પેઠે કદી પણ ભોજરાજાની પાસે યાચવા માટે ગયો નહોતો. ભોજરાજાએ તેની દાન કીર્ત્તિ અને વિદ્વતા જોઇને ઘણીવાર આમંત્રણો મોકલ્યાં હતાં, ત્યારે તે એક વખતે શિયાળામાં તેને મળવા માટે ગયો હતો. ત્યાં માત્ર એકજ દિવસ તે રહ્યો હતો. જતી વખતે ભોજરાજા તેને વળાવવા માટે પોતાના બગીચા સુધી ગયો હતો. તે વખતે માઘ કવિએ તેને પોતાને ઘેર પધારવાની વિનંતિ કરી હતી. તેથી કેટલાક દિવસ વિત્યા બાદ ભોજરાજા પોતાની સ્વારી સાથે શ્રીમાલપુર નગરમા માઘ કવિને ઘેર ગયો હતો. ત્યારે ભોજ સરખો રાજા પણ તેનું વિપુલ ઐશ્વર્ય સુખ જોઇને મુગ્ધ થયો હતો. રાત્રે જમ્યા પછી બને વચ્ચે કાવ્ય, નાટક, અલંકાર, અને ન્યાય, નીતિ સંબંધી ચર્ચા ચાલી હતી. તેમાં માઘ કવિની વિદ્વતા અને કવિત્વ શક્તિ જોઇને ભોજરાજા બહુ આશ્ચર્ય પામ્યો હતો. પછી કવિનાં ઘણાં વખાણ કરીને પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું. રાજા થોડા દિવસ કવિને ત્યાં રહીને વિદ્યા વિનોદ કરી પોતાની રાજધાનીમાં પાછો આવ્યો હતો. આ ઉપરથી જણાય છે કે, માઘ કવિની મહત્તા ઘણી શ્રેષ્ઠ હતી.

દૈવની ગતિ ઘણી ગહન છે. હમેશાં કોઇના દિવસ સરખા જતા નથી. મનુષ્યની ચડતી અને પડતી વારા ફરતી થયાં કરે છે. અસ્તોદયના ચક્રમાં ભાગ્યેજ કોઇ સપડાયા વગર રહે છે. એજ કુદરતી નિયમ પ્રમાણે આ દાનવીર કવિના સુખનો સૂર્ય તેની વૃદ્ધાવસ્થામાં અસ્ત થયો હતો. એક દૈવજ્ઞ પંડિતે કવિની જન્મોતરી કરી આપી હતી. તેમાં કહ્યા પ્રમાણે ભવિષ્યકથન ખરાં પડ્યાં હતાં. માઘ કવિની પડતી દશામાં પણ ગરીબ લોકો તો પ્રથમની માફક તેની પાસે યાચના કરવા સારૂ આવતા હતા. તેમને તે કહેતો કે,—

दारिद्र्यानलसंतापः शांतः संतोपवारिणा ॥
दीनाशाभंगजन्मातुकेनायमुपशाम्यतु ॥

અર્થ—દારિદ્ર રૂપી અગ્નિનો સંતાપ હું માત્ર સંતોષ રૂપી પાણીએ ઠંડો પાડું છું, પણ ગરીબોના આશા ભંગરૂપી તાપને હું શી રીતે શાન્ત કરૂં ? એ રીતે પોતે ગરીબોને નિરાશ જતા જોઇને ઘણો શોક કરતો હતો. એક દિવસે તેણે પોતાની સાધ્વી સ્ત્રીને કહ્યું કે:—

देशांस्त्वमपिमुंचंतिमानम्लानंमहाशयाः ॥
दिनास्तमानेत्रमतिद्वीपांतरमहर्मणिः ॥

**અર્થ**—જે ઉદાર છે, તે આપત્કાળ વખતે પોતાનો દેશ છોડે છે, જો સૂર્ય પણ દિવસની આખરે બીજા દ્વીપમાં જાય છે. ઇત્યાદિ વિચાર કરીને માઘ કવિ પોતાની સ્ત્રી સહિત ભોજરાજાની પાસે ધારાનગરીમાં ગયો હતો. ત્યાં જઇને પોતાનું રચેલું "માઘકાવ્ય" ભોજરાજાને બતાવવા સારૂ પોતાની સ્ત્રીની સાથે મોકલાવ્યું. રાજાએ તે પુસ્તકને વચમાંથી ઉઘાડીને જોયું; ત્યારે તેની દ્રષ્ટિએ પ્રથમ આ નીચેનો શ્લોક પડ્યો;—

**कुमुदवनमपश्रिश्रीमदंभोजखंडं । त्यजतिमुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ॥**
**उदयमहिमरश्मिर्यातिशीतांशुरस्तं । हतविधिललितानांहीविचित्रोविपाकः ॥**

આ શ્લોકનો ભાવાર્થ ભોજરાજાએ મનમાં સમજીને કહ્યું કે;—"આહા! આ સર્વ કાવ્યની તો શી વાત કહું! પરંતુ આ એકજ શ્લોકનું મૂલ્ય આખી પૃથ્વીના મૂલ્ય કરતાં પણ થોડું છે." એમ કહીને રાજાએ માઘ કવિની સ્ત્રીને એક લાખ રૂપિયા ઇનામના આપીને ઘણો સત્કાર કર્યો હતો. એવું કહેવાય છે કે, માઘ કવિની સ્ત્રી પોતાને મળેલી એ બક્ષીસમાંથી કેટલુંક દ્રવ્ય રસ્તાના ભિખારીઓમાં વહેંચતી વહેંચતી ઉતારાપર ગઇ હતી. એ ઉપરથી તેની સ્ત્રીની ઉદારતાની પણ આપણને ખાત્રી મળે છે. ઉતારાપર ગયા પછી પણ તેમણે સર્વ દ્રવ્ય દાનમાં આપી દીધુ હતું. તેઓ દુઃખીઓનાં દુઃખ જોઇને દુઃખી થતાં હતાં. તેથીજ તેમણે પોતાની પડતી દશામાં પણ રાજાની તરફથી મળેલું દ્રવ્ય આવી રીતે દાનમાં આપી દીધું હતું. વાહ! ધન્ય છે! તેમની ઉદારતાને! તથા તેમના દયાળુ સ્વભાવને!

"પ્રબંધ ચિંતામણી[1] નામે પુસ્તમાં લખ્યું છે કે, માઘ કવિએ જ્યારે માઘકાવ્ય રચીને ભોજરાજાને ભેટ મોકલ્યું, ત્યારે રાજાએ પોતાના પંડિતોને તેની પરીક્ષા કરવા માટે આપ્યુ હતું. પંડિતોએ તે પુસ્તકને બરોબર તપાસીને પોતાનો અભિપ્રાય જાહેર કરતાં કહ્યું હતું કે;—

**उपमाकालिदासस्यभारवेरर्थगौरवं ॥**
**दंडिनः पदलालित्यंमाघेसंतित्रयोगुणाः ॥**

**અર્થ**—ઉપમા કાલિદાસની, અર્થ ગૌરવ ભારવીનું, અને શબ્દ સૌંદર્ય દંડી કવિનું, એમ દરેક જણ એકેક ગુણમાંજ માત્ર ઉત્તમ છે. પરંતુ આ માઘ કવિ તો ઉપમા, અર્થ ગૌરવ, અને શબ્દ સૌંદર્ય, એ ત્રણે ગુણમાં ઉત્તમ છે. આ મહા કવિ પોતાની મોટી ઉદારતા અને માઘ કાવ્ય જેવા ઉત્તમ ગ્રંથથી દેશ વિદેશમાં અમર કીર્તિ રાખી ગયો છે. ધન્ય છે! એવા મહા કવિને!

---

(૧) ઇસ્વીસનના ચૌદમા સૈકામાં "મેરૂતુંગ" નામે એક જૈન પંડિત થઈ ગયો છે. તેણે સંવત ૧૩૬૭ માં "પ્રબંધ ચિંતામણી" ગ્રંથ વઢવાણમાં રચ્યો છે. ડાક્તર ભાઉદાજી કહે છે કે, એ પંડિતે રચેલું "પટાવલી" નું પુસ્તક ઇતિહાસ સંબંધી બાબતમાં બીજા પંડિતોએ કરેલી પટાવલી કરતાં ઘણું સરસ છે.

# ભવભૂતિ.

આ પ્રસિદ્ધ મહાકવિ નિજામના રાજ્યમાં બેદર કરીને ગામ છે, ત્યાંનો રહીશ હતો. તે જાતે કશ્યપ ગોત્રી બ્રાહ્મણનો પુત્ર હતો. તે સ્વભાવે ચંચળ અને ઘણો બુદ્ધિશાળી હતો. તેણે નાની વયથીજ વેદ તથા કાવ્યાદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. એવું કહેવાય છે કે, તેને સરસ્વતી પ્રસન્ન હતી. તેથી તેની ગતિ દરેક વિષયમાં ઉંડો પ્રવેશ કરતી હતી. કંઠે સરસ્વતી વસેલી હોવાથી તેને લોકો શ્રીકંઠ પણ કહેતા હતા. તેની વાણી ઘણી મધુર અને મોહક હતી. સૃષ્ટિના સૌંદર્યત્વનું અને સુકુમારપણાનું સંયુક્ત વર્ણન કરવાની સ્વાભાવિક શક્તિ તેનામાં જોવા હતી, તેવી ભાગ્યેજ બીજા કોઇ કવિમાં હશે. ઉજ્જયિની અને તેની આસપાસનાં અરણ્ય, પર્વત, નદીઓ, અને ઝરાઓનું આબેહુબ વર્ણન તેણે સ્થળે સ્થળે કરેલું જણાય છે. આ ઉપરથી એવું અનુમાન થાય છે કે, તે ગોંડવણ નામે રમણિક અરણ્યમાં કોઇ વખતે રહ્યો હશે.

ભવભૂતિને પોતાની આ મહા વિદ્યાનો પ્રકાશ જન્મભૂમિમાં પાડવાને યોગ્ય લાગ્યું નહિ. ત્યાં તેની કીર્ત્તિ વધે તેમ નહોતું. તેથી તે જન્મભૂમિ છોડીને ભારતવર્ષમાં પર્યટન કરવા સારૂ નીકળ્યો હતો. આ મુસાફરીમાં ઘણાક રાજાઓએ તેના ગુણ અને વિદ્યાની પરીક્ષા કરીને તેને યોગ્ય આશ્રય આપ્યો હતો. ફરતો ફરતો તે કનોજ દેશના યશોવર્મા નામે રાજાની પાસે ગયો હતો. એ રાજા ભવભૂતિનું અપૂર્વ બુદ્ધિ કૌશલ્ય જોઇને મુગ્ધ થયો હતો. તેથી તેને કેટલીક મુદત સુધી પોતાની પાસે રાખ્યો હતો. ભવભૂતિ કનોજમાં હતો, તેવામાં તેના સાંભળવામાં આવ્યું કે, ધારાનગરીનો ભોજરાજા ઘણો વિદ્વાન અને વિદ્યોત્તેજક છે. તેના દરબારમાં ઘણા કાબેલ પંડિતો તેના આશ્રય નીચે જઇને વસેલા છે. તેમની સાથે ભોજરાજા નિરંતર વિદ્યા વિનોદ કરે છે. ઇત્યાદિ વાતો તેના જાણવામાં આવ્યાથી તે કનોજથી નીકળીને સત્વર ધારાનગરીમાં આવ્યો, અને ભોજરાજાને મળ્યો. ગુણજ્ઞ રાજા ભોજે તેની વિદ્વતાની બરોબર પરીક્ષા કરી. ભવભૂતિની બુદ્ધિ, મધુર વાણી, અને વિદ્વતા જોઇને ભોજરાજા એટલો તો ખુશી થયો કે તેને પોતાના દરબારના કાલિદાસ જેવા શ્રેષ્ટ કવિની પંક્તિમાં દાખલ કર્યો. ભવભૂતિ ભોજરાજાના દરબારના પંડિતોની સભામાં જ્યારે બિરાજતો ત્યારે, તે પોતાના કાવ્ય વિનોદમાં સર્વ સભાજનોનાં મન આકર્ષી લેતો હતો.

ભવભૂતિએ ઉત્તરરામચરિત્ર, માલતીમાધવ, અને વિરચરિત્ર, એ ત્રણ નાટક ગ્રંથો રચેલા છે. તે ઘણાજ ઉત્તમ ગણાય છે ઉત્તરરામચરિત્ર નાટક સપ્ત અંકી છે. તેમાં અયોધ્યાના રાજા રામચંદ્ર ગાદીએ બેઠા પછી જે જે હકીકત બની તેજ એમાં વર્ણવ્યાં છે. આ નાટકનો ખેલ કવિએ મહાકાલેશ્વર મહાદેવના ઉત્સવમાં ભજવી બતાવ્યો હતો. આ નાટક વિદ્વાનોને માન્ય અને રસિક જનોને ઘણો પ્રિય છે. નાટકના તમામ ઉત્તમ ગુણો કવિએ તેમાં આણ્યા છે. તેમ કરૂણારસ અતિશય ભર્યો છે. માલતીમાધવ ગ્રંથમાં શૃંગારરસ અધિક છે. મહાવીરચરિત્ર પણ સપ્ત અંકી છે. તેમાં રામ કથા સંક્ષેપથી વર્ણવી છે. અને વીરરસ વધારે દાખલ કર્યો છે, એ રીતે આ મહાકવિના ત્રણે ગ્રંથો

ગાંભીર્ય વિચાર, પદલાલિત્ય, અને ભાષાની પ્રૌઢતાથી પૂર્ણ છે.

ભવભૂતિ અને કાલિદાસ આ બને કવિ પંડિતો ભોજરાજાની સભામાં નાટ્યાલંકાર વિષય ઉપર વખતો વખત ઉત્તમ ભાષણો કરતા હતા. એક વખતે રાજાની આજ્ઞાથી આ બંને કવિઓએ એક શ્લોકમાં શૃંગાર રસનું પૂરેપૂરૂં વર્ણન કર્યું હતું. તેમાં ઉત્કૃષ્ટપણાની સ્પર્ધા ચાલી હતી. તે ઉપરથી એવું કહેવામાં આવે છે કે, એ વખતે દેવીના મંદિરમાં જઇને એ શ્લોક માતાની સન્મુખ જઇને તોળ્યા. તેમાં કાલિદાસનો શ્લોક વધારે વજનનો થવાથી દેવીએ પોતાના કર કમળમાંનું અમૃત ભવભૂતિના શ્લોકવાળા ત્રાજવામાં રેડીને ભારે કર્યું હતું! ગમે તેમ હો, પણ આ મહાકવિના મુખે ખરેખર સરસ્વતી વસેલી હતી. તેનાજ પ્રતાપથી તે પોતાની અદ્‌ભૂત વાણીના રસવડે સર્વને ખુશ કરીને નચાવતો હતો. ભવભૂતિની સ્તુતિ વિષે આ નીચેનું વાક્ય પ્રસિદ્ધ છે;—

**कारुण्यंभवभूतिरवतनुते**—મતલબકે, કરૂણારસ તો ભવભૂતિનોજ. તેના જેવો કરૂણારસ વર્ણવી શકવાને બીજો કોઇ કવિ શક્તિવાન નથી. આ તેને કાંઇ ઓછું માન નથી. આ સર્વ વાતો ઉપરથી જણાય છે કે, ઇસ્વીસનના દશમા સૈકામાં ભવભૂતિ કવિ ભારતવર્ષમાં ખરેખર ભૂષણરૂપ હતો. તેથીજ તેની ઉજ્વળ કીર્ત્તિ અદ્યાપિ સુધી સઘળે પ્રકાશિત છે.

---

## દંડી કવિ.

આ પ્રસિદ્ધ મહાકવિના જન્મવૃત્તાંતની કાંઇ પણ હકીકત મળી શકિત નથી. માત્ર એટલુંજ જાણવામાં આવ્યું છે કે, તે જાતે બ્રાહ્મણ હતો, અને ઉજ્જયિની નગરની આસપાસના એક ગામમાં રહેતો હતો. તેણે બાળવયમાં ઘણાં શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું અને યોગ્ય વયે પહોચતાં કાશી વગેરે તીર્થ ક્ષેત્રોમાં યાત્રા કરવા સારૂ ગયો હતો. ત્યાંથી ધારાનગરીમાં આવીને રહ્યો હતો. ભોજરાજાએ તેની વિદ્વતાથી પ્રસન્ન થઇને તેને સારો આશ્રય આપ્યો હતો.

આ મહાકવિ ભોજરાજાના દરબારના કવિ **કાલિદાસ** અને **ભવભૂતિ**ની સાથે કાવ્યમાં વખતો વખત વિવાદ કરતો હતો. તેમાં તે શબ્દ સૌંદર્યમાં સર્વને છક કરી નાખતો. તેના જેવું શબ્દસૌંદર્ય દર્શાવવાને એ સમયે બીજો કોઇ કવિ શક્તિવાન નહોતો. એ ઉપરથી કહેવાય છે કે;—"**दंडिनःपदलालित्यं.**" એટલે પદલાલિત્ય અથવા શબ્દસૌંદર્ય તો દંડી કવિનુંજ. એ રીતે તેની ખ્યાતિ ઘણી છે.

દંડી કવિ દેવી ઉપાસિક હતો. તેમજ કાલિદાસ અને ભવભૂતિ પણ દેવી ઉપાસિક હતા. આ ત્રણે કવિઓ વિષે એવું કહેવાય છે કે, એક દિવસે સરસ્વતી દેવી જુવાન અને સ્વરૂપવાન સ્ત્રીના વેષમાં પ્રગટ થઇને માર્ગમાં દડો ઉછાળતાં હતાં. ત્યાં થઇને આ ત્રણે કવિઓ નીકળ્યા. પ્રથમ દંડી કવિએ કહ્યું કે, જ્યારે આ સ્ત્રી પોતાના કોમળ અને લાલ હાથે દડો લે છે, ત્યારે તે દડાના ત્રણ વર્ણ ઉઘાડા જણાઇ આવે છે. તે સીધી નજરે જુવે છે, ત્યારે કાનમાંના કમળની તેના ઉપર છાયા પડે છે. તેથી તે રાતો દેખાય છે. અને જમીન ઉપર પછાડે છે, ત્યારે નેત્રની કીકીનીથી જાંબુ વર્ણો તથા ધઉં વર્ણો દેખાય છે. જ્યા-

ભૂતિએ કહ્યું કે, દડો તેના સ્તન જેવો દેખાય છે, તેથી તે જમીન ઉપર પછાડે છે. કાલિદાસે કહ્યું કે, તે મારૂં મુખ ચુંબન કરશે તેટલા માટે તેને પછાડે છે. એ પ્રમાણે બોલી રહેતાંજ સરસ્વતી દેવી અદ્રશ્ય થઇ ગયાં. પછી દેવી ફરી વાર પાન વેચનાર તંબોળીનો વેષ લેઇને એજ માર્ગ ઉપર આવીને પાછાં બેઠાં. ત્યાં એ ત્રણે કવિઓ આવ્યા. એટલે દેવીએ ભવભૂતીને જરા ચૂનો આપ્યો, દંડીને સોપારી આપી, અને કાલિદાસને પાન આપ્યું. એ રીતે આપવાથી દંડીએ તેનું કારણ પુછ્યું. ત્યારે દેવીએ જવાબ આપ્યો કે, ત્રણે જણના ગુણ સરખા નથી. પછી એ ત્રણે કવિઓને દેવીએ પોતાની દુકાનની પછવાડે લેઇ જઇને તેમના ગુણોની નિશાનીના ત્રણ ઢગલા બતાવ્યા. તેમાં કાલિદાસનો ઢગ સર્વથી મોટો, દંડીનો મધ્યમ, અને ભવભૂતિનો કનિષ્ટ હતો. એ જોઇને ત્રણે કવિઓ મનમાં સમજીને ત્યાંથી ચાલ્યા ગયા.

ઉપરનો ચમત્કાર જોયા પછી એક દિવસે દંડી કવિ અને કાલિદાસને વિવાદ થયો હતો. એવું કહેવાય છે કે, તે વખતે સરસ્વતી દેવીએ આવીને સાક્ષી આપી હતી કે;— "**कविर्दंडी, कविर्दंडी, कविर्दंडी, नसंशयः**" મતલબકે–કવિ તો દંડીજ છે. એવું ત્રણ વખત બોલવાથી કાળિદાસે ક્રોધથી દેવીને કહ્યું કે, ત્યારે હું કોણ છું? દેવીએ ઉત્તર આપ્યો કે;—"**त्वमेवाहंनसंशयः**" મતલબ કે–તું અને હું તો એકજ છીએ. એ રીતે વાતચિત થયા પછી વિવાદ છોડી દેઇને ત્રણે કવિઓ એકબીજાના પરમ સ્નેહીઓ થઇને રહ્યા હતા.

દંડી કવિએ સાહિત્ય શાસ્ત્ર ઉપર **દશકુમાર** અને **કાવ્યદર્શ** નામે ઘણા ઉત્તમ ગ્રંથો રચ્યા છે. આ સર્વ હકીકત જોતાં દંડી કવિ પણ મહા કવિ હતો, એવું સિદ્ધ થાય છે. ભોજરાજાના દરબારમાં કવિ કાલિદાસથી બીજા નંબરનો કવિ હતો. **પ્રોફેસર વિલ્સન** સાહેબે દંડી નામ ઉપરથી આ કવિને સંન્યાસી ગણ્યો છે. પણ એ કલ્પનાનું ખંડન નિબંધમાળા નામે ગ્રંથમાં કર્યું છે. આ કવિને થઇ ગયાને આશરે ૯૦૦ વર્ષ થયાં છે.



## ભારવી.

આ પંડિત ધારાનગરીના પ્રખ્યાત રાજા ભોજના સમયમાં હતો. તેના પિતાનું નામ **શ્રીધર** પંડિત, અને માતાનું નામ સુશીલા હતું. સુશીલા ભણેલી અને વિદ્વાન નારી હતી. તેમ શ્રીધર પણ ઘણો વિદ્વાન પુરૂષ હતો. આ વિદ્વાન દંપતિનો પુત્ર **ભારવી** પણ પાંડિત્યમાં કાંઇ ઓછો નહોતો. તેણે ગુરૂ કુળમાં રહીને નાના પ્રકારની સર્વ વિદ્યાઓ તથા કળાઓનું સારી પેઠે અધ્યયન કર્યું હતું. ભારવી સ્પષ્ટ વક્તા હતો. તે કવિત્વ શક્તિમાં અને વાદવિવાદકળામાં ઘણો પ્રવિણ હતો. તેથી આખા ભારતવર્ષમાં તેની કીર્તિ ચોતરફ પ્રસરી રહી હતી. મોટા મોટા પંડિતો પણ તેનાં વખાણ કરતા હતા. આટલું છતાં તેણે કાશીમાં ગર્વિષ્ટ અને ક્રોધી પંડિતોમાં રહીને વિદ્યાભ્યાસ કર્યો હતો; તેના સંગને લીધે પોતાની હુંશીયારીના ઘમંડમાં તેને વિદ્યાનો બહુ ગર્વ થયો હતો. તેનો વિદ્વાન પિતા પુત્રનો એવો ગર્વ સહન કરી શક્યો નહિ. તેથી તેનો ગર્વ ઉતારવા માટે તે હમેશાં તેને મૂર્ખ

તો. અને તે જ્યોતિષ વિદ્યામાં ઘણો કુશલ હતો. એ સિવાય રંગનાથ, સૂર્યદાસ, અને ગણેશ, નામના પંડિતોએ લીલાવતી ગ્રંથ ઉપર જૂદી જૂદી ટીકાઓ કરેલી છે.

ભાસ્કરાચાર્યે **સૂર્યસિદ્ધાંત** નામે ગણિતનો એક બીજો મોટો ગ્રંથ રચ્યો છે. તેનાપર **રંગનાથ** નામે વિદ્વાને **ગુઢાર્થપ્રકાશિકા** નામે ટીકા કરેલી છે. તેમજ **નૃસિંહગણક** અને **ભૂધર** વગેરે વિદ્વાનોએ પણ તેના ઉપર ટીકા કરી છે. એ સિવાય **તિથિતત્વ** નામે ફળગ્રંથ, અને **જ્યોતિષતત્વ** નામે સિદ્ધાંત ગ્રંથ પણ ભાસ્કરાચાર્યેજ રચેલા છે.

આર્યાવર્તમાં પ્રથમ જ્યોતિષશાસ્ત્ર વિષે મહાત્મા **પરાસર ઋષિએ** અમુક વિચારો આપ્યા હતા. ત્યાર પછી **વિરાટ** મુનિએ કેટલોક શોધ કરી પુસ્તકો રચ્યાં. તેના ઉપર એ મુનિના વિદ્વાન પુત્રે ટીકા કરીને તેમાં વૃદ્ધિ કરી. મહાત્મા **વેદવ્યાસે** પણ એ વિષે થોડુંક લખ્યું છે. હિંદમાં જ્યોતિષશાસ્ત્રનાં મુખ્ય ત્રણ મત ચાલે છે. ૧ પુરાણમત, ૨ જૈનમત, અને ૩ સિદ્ધાંતમત. પુરાણમત વ્યાસે સ્થાપ્યું, જૈનમત બુદ્ધસૂત્ર ઉપરથી ચાલે છે, અને સિદ્ધાંતમતના આચાર્ય ભાસ્કરાચાર્ય છે. પૃથ્વીનો આકાર ગોળ છે, તે નિરાધાર છે, પૃથ્વીના પરિઘનું માપ, અને ગ્રહણ વિષે ખરા વિચાર, ઇત્યાદિ શોધ ભારતવર્ષમાં પ્રથમ ભાસ્કરાચાર્યેજ કર્યા છે.[૧]

ઉપર મુજબ આપણા દેશમાં જ્યોતિષવિદ્યા પ્રાચીનકાળથીજ ચાલી આવે છે. તેમાં સૂર્ય તથા ચંદ્રગ્રહણ અમુક વખતે થશે, એવું જણાવેલું છે. તે છતાં તેમાંનાં ગણિત કાળે કરીને બરોબર મળતાં નહિ. તેમાં થોડી પળનો ફેર પડી જતો. કેમકે પ્રાચીન ગ્રંથોને ફરી બરાબર તપાસી શકે એવો કોઇ વિદ્વાન થયો નહોતો. જ્યારે ભાસ્કરાચાર્ય થયા, ત્યારે તેમણે પોતાના અખંડ ઉદ્યોગ અને અપૂર્વ ઉત્સાહ તથા બુદ્ધિબળથી એ બધા ગ્રંથોનું સારી રીતે અવલોકન કર્યું. પછી તેમાં અધિક કે ન્યૂન કરવા જેવું તેમને લાગ્યું, તેટલું નવીન ગણિત કરીને તેમણે નિયમ બાંધ્યા. જો કે એ સમયે હાલની માફક દુર્બિન જેવાં કાંઇ પણ સાધનો નહોતાં, તેથી ગ્રહો તથા નક્ષત્રોનો વેધ તેમને વાંસની ભૂંગળીવડે કરવો પડયો હતો. તે છતાં તેમણે ગ્રહોની ઉંચાઇ, લંબાઇ, આકાર, પરિમાણ, અને પૃથ્વીનું સ્વરૂપ, ઇત્યાદિ સર્વ વાતો પોતાના બુદ્ધિ બળના પરાક્રમથી શોધી કહાડેલ છે. તથા તેમણે કરેલું ગણિત, પૃથ્વીનો આકાર, અને ગ્રહણ વગેરે વિષે જે જે સિદ્ધાંત તેમણે લખેલા છે, તે અર્વાચીન કાળના સુધરેલા ઇંગ્રેજોના સિદ્ધાંતો સાથે કેટલીક વાતે બરોબર મળતા આવે છે. એ ઉપરથી તેમની શ્રેષ્ઠ બુદ્ધિની ખાત્રી થઇ શકે છે. જેમ પ્રાચીન કાળના ગણિતમાં કાળે કરીને થોડીક પળનો ફેર પડતો હતો, તેને સુધારનાર ભાસ્કરાચાર્ય જેવો મહાપંડિત મળ્યો. તેમ ભાસ્કરાચાર્યને થઇ ગયાને આજે લગભગ ૮૦૦ વર્ષ થવા આવ્યાં છે, તેથી તેમના ગણિતમાં કાળેકરીને થોડોક ફેર પડે છે, તે છતાં તેમના જેવો ગણિત વિદ્યાનો શોધક પુરૂષ અદ્યાપિ સુધી થયો નથી. એ બહુ અફસોસની વાત છે!

---

(૧) પૃથ્વી પોતાની ધરી ઉપર ફરે છે, એ વિષે ઇસ્વીસનના પાંચમા સૈકામાં થઇ ગયેલા "આર્યભટ્ટ" નામે પંડિતે પોતાના ગ્રંથમાં લખ્યું છે. આ વાત યુરોપખંડમાં પ્રખ્યાત પંડિત "ગાલિલીઓ" એ પૃથ્વીના ફરવા વિષેનું મત જાહેર કર્યું તે પહેલાંની છે. પૃથ્વી વાતાવરણથી વેષ્ટિત છે, એ વિષે "ભાસ્કરાચાર્યે" પોતાના "સિદ્ધાંતશિરોમણી" ગ્રંથમાં લખ્યું છે તેમ મેઘની ઉત્પત્તિનું ખરૂં કારણ મહાપંડિત "કાલિદાસ" ને પણ માલુમ હતું.

**ભાસ્કરાચાર્યનો એવો સિદ્ધાંત છે કે;**—પૃથ્વી ગોળાકાર અને નિરાધાર છે. તે સૂર્યની પાછળ ફરે છે. ગ્રહણ થાય છે, તે પૃથ્વી અને ચંદ્રની છાયાથીજ થાય છે. વળી એ સમર્થ શોધક પુરૂષે એવું શોધેલું છે કે, પૃથ્વીને લોહચુંબકની પેઠે આકર્ષણ શક્તિ છે; તેના વડે પૃથ્વી સર્વ પદાર્થોને પોતાની પાસે ખેંચી રાખીને પડવા દેતી નથી. એજ કારણથી કોઇ પદાર્થ ઉંચે ફેંકીએ, તે પાછો પૃથ્વી ઉપર આવી પડે છે. તેના એજ સિદ્ધાંત ઉપર બૌધ અને જૈન મતના કોઇ પંડિતે એવી રીતે કહ્યું કે, પૃથ્વી આકાશમાં નિરાધાર છે. માટે એ સદા અવકાશમાં પડતી જાય છે. તેને ભાસ્કરાચાર્યે જવાબ આપી સિદ્ધ કરી બતાવ્યું કે, પૃથ્વીને સઘળે ઠેકાણેથી સરખું તેના કરતાં મોટા પદાર્થોનું આકર્ષણ છે. તેથી પૃથ્વી ક્યાંયી પડતી નથી. જો પૃથ્વી અવકાશમાં પડતી જતી હોત, તો પૃથ્વીપરથી એક બાણ છોડીએ તે પાછું પૃથ્વીપર આવવુંજ ન જોઇએ. કેમકે પૃથ્વી અને બાણ એ બંનેનો સ્વભાવ તમારા કહેવા પ્રમાણે પડતો છે. વળી એમ પણ ન કહી શકાય કે પૃથ્વી ધીમે ધીમે નીચે જાય છે, અને બાણ વધારે જલદીથી ઉતરે છે. કેમકે મોટા અને ભારે પદાર્થ જલદી પડે છે. પૃથ્વી સૌથી વધારે ભારે છે, માટે તે બાણ કરતાં જલદી નીચે જવી જોઇએ. પણ તેમ થતું નથી. બાણ પૃથ્વી ઉપરજ આવે છે. અને પૃથ્વી અવકાશમાં પડતી નથી. ઇત્યાદિ પ્રશ્નોત્તર ચલાવી ભાસ્કરાચાર્યે બૌધ અને જૈન પંડિતોનો મત ખોટો છે, એવું સિદ્ધ કરી આપ્યું હતું. તેમણે પૃથ્વીના ગોળ-પરિઘના ૩૬૦ અંશમાની નિરક્ષ દેશ ( શૂન્ય અક્ષાંશનો દેશ ) લંકા માનેલ છે. લંકાની પૂર્વ પશ્ચિમ દિશામાં ક્રમથી ૯૦ અંશ ઉપર યમકોટી નગર તથા રોતકપતન કલ્પી ત્યાંથી ૧૮૦ અંશ ઉપર સિદ્ધપુર માનેલ છે. તેમજ મેરૂ ( ઉત્તર ધ્રુવ ) અને વડવાનલ કીંવા અગસ્તી ( દક્ષિણ ધ્રુવ ) લંકાથી સરખા ૯૦ અંશ ઉપર ઉત્તર તથા દક્ષિણ દિશામાં ક્રમથી છે, એવું તેમણે કલ્પેલ છે.

લંકામાં ઉભાં રહેતાં ઉત્તર અને દક્ષિણ ધ્રુવ આ બંને તરફ ( દ્રષ્ટિ મર્યાદા વૃત્તમાં ) એક વખતે દર્શન થાય છે. માટે લંકા પૃથ્વીના મધ્ય ભાગે એટલે સમવૃત ઉપર છે. લંકાની ઉત્તરમાં તથા દક્ષિણમાં ક્રમથી ૨૩॥ અંશ ઉપર કર્કવૃત્ત અને મકરવૃત્ત જેને અયનવૃત્ત કહે છે. તેની બંને બાજુએ સ્પર્શી સમવૃત્તને છેદી આગળ જવાવાળું જે વૃત્ત તેને ક્રાન્તિવૃત્ત નામ દીધેલું છે. સમવૃત્તમાં ક્રાન્તિવૃત્ત બંને ઠેકાણે છેદે છે. તેનું સંપાત નામ છે. અને તે એક બીજાથી ૧૮૦ અંશ ઉપર છે. લંકાથી ઉત્તર અને દક્ષિણ ધ્રુવ સુદ્ધિ ગયેલી સીધી જે પહેલી રેખા તેનું નામ યામ્યોત્તર રેખા અગર વૃત્ત, એજ પ્રથમ યામ્યોત્તર ઉપર ઉજ્જન શેહેર છે. અને તે ભૂપરિધના ૧૬ મા ભાગ ઉપર છે. માટે લંકા અને ઉજ્જન વચ્ચે અંતર ૧૬૫૮ કોશનો ભૂગોળનો પરિઘ સમજવો. પરિઘ ૪૯૬૭ યોજન એટલે ૧૯૮૬૮ કોશ છે. અને વ્યાસ આશરે ૬૩૨૫ કોશ છે. ભૂગોળના ચતુર્થાંસ ઉપરના લોકો અરસ પરસ ત્રાંસા, અને અર્ધ ઉપરના નીચે માથુ ને ઉપર પગ, એમ જળની છાયા મુજબ ભાસે છે. પરંતુ સર્વને પોતાનાં પગલાં નીચે પૃથ્વી અને મસ્તક ઉપર આકાશ એમજ અનુભવ થાય છે. તે સર્વ પૃથ્વીના આકર્ષણ શક્તિથી પડી જતા નથી. એવા પ્રકારનો તેમનો મત છે. પૃથ્વી સપાટ નથી પણ ગોળ છે, છતાં સપાટ ભાસવાનું કારણ પૃથ્વી નિરાધાર છે. લંકા પૃથ્વીના મધ્ય ભાગમાં છે. સૂર્ય ગ્રહણ ચંદ્રની છાયાથી, અને

ચંદ્ર ગ્રહણ ભૂ છાયાથી થાય છે. તેમજ પૃથ્વીના ભાગોમાં મહા દ્વિપો, સમુદ્રો, ખંડ વગેરે વિષે સિદ્ધાંતો તેમણે પોતાના સિદ્ધાંત શિરોમણી નામના ગ્રંથમાં દર્શાવેલા છે. એ નામાંકિત સિદ્ધાંતિ ભાષ્કરાચાર્ય વિષે હાલ એક નાનું પુસ્તક થયેલું છે. તે રા. જનાર્દન બાળાજી મોડકે રચેલું છે. તેમાં તેમનું સવિસ્તર વર્ણન કરેલું છે, તે વાંચવા લાયક છે. ફક્ત તેમાં લંકા ૧૯ અક્ષાંશ ઉપર છે, અને સિંહલદ્વીપ માંહેલું કાંઠી શેહેર એજ લંકા છે, એવું કહેલું છે. તે બરોબર નથી. નવા શોધોને માટે બાસ્કરાચાર્યના ગ્રંથ પ્રત્યક્ષ પુરાવો છે.

આ શોધક પુરૂષે જે જે શોધો કરેલી છે, તે તે તેમણે પૂર્ણ ઉત્સાહ અને સતત્ ઉદ્યોગથી કરેલી છે. તે અડચણોથી જરા પણ ના હિંમત થતા નહિ. પૂર્ણ ખંતથી અડચણો દૂર કરી પોતાનો ધારેલો હેતુ પાર પાડતા. કેમકે તેમના મનમાં આશા અને ઉત્સાહ અખંડ રહેલાં હતાં. જે પોતાના મનમાં આશા અને ઉત્સાહ રાખી ઉદ્યોગ કર્યા કરે છે, તે પોતાનાં ધારેલાં કાર્યમાં ફતેહ મેળવે છે. ઉદ્યોગી પુરૂષોએ ઉત્સાહથી કામ કરવાની ટેવ પાડવી. તેમ કરનારની ધારણા પાર પડે છે, અને મનની વૃત્તિ સુખદ થાય છે. ભાસ્કરાચાર્યે આવાજ પ્રકારના ઉદ્યોગથી શોધો કરેલી છે. પોતાની પાસે યંત્રાદિ કાંઇ પણ સાધનો નહિ છતાં પણ તેમણે જે જે શોધો કરેલી છે, તે વિષે તેમણે પોતાના ગ્રંથોમાં સર્વ વાતો જણાવેલી છે. તે અનેક સાધનવાળા ઇંગ્રેજ શોધકોના મત સાથે મળતી આવે છે. એ પરથી તેમની પ્રબોધ બુદ્ધિ અને અલૌકિક કલ્પના શક્તિ પ્રત્યક્ષ જણાઇ આવે છે. તેમના વિષે એવું કહેવાય છે કે સૂર્ય નારાયણે જૈન વગેરે નિરીશ્વરવાદિ, નાસ્તિક મત પંથનું ખંડન કરવા સારૂ નિંબાર્ક રૂપે અવતાર ધારણ કર્યો હતો. તેમનો ચોથો સંપ્રદાય નિંબાર્ક અથવા નિમાવત્ નામે વૈષ્ણવ મત છે, તેની પ્રવૃત્તિ થવા લાગી. એ સમર્થ વિદ્વાને વેદાંત ઉપર નિંબાર્ક નામે એક ભાષ્ય રચેલું છે. તેમણે સુશોભિત દેવાલયો બાંધી તેમાં રાધા કૃષ્ણની મૂર્ત્તિનું સ્થાપન કરી તેની ઉપાસના અને ભક્તિ કરવાનો બીજા આચાર્યોની પેઠે મનોરંજક સંપ્રદાય ચલાવ્યો હતો. એવા ભદ્ર પુરૂષોના દીર્ઘ પ્રયત્નથી મૂળ આર્ય ધર્મનું બીજ આર્યાવ્રતમાં રહ્યું. તેમના મતના પુરૂષો ગોપીચંદનનુ ઉભું તીલક કરી તેમાં મધ્યે કાળો ગોળ ચાંલ્લો કરે છે. ભાસ્કરાચાર્યે પોતાની ૬૫ વર્ષની ઉમ્મરે બેદરમાં સ્વર્ગવાસ કર્યો હતો. ખગોળ અને ગણિત વગેરેના શોધ કરી તથા સત્ય ધર્મનો સંપ્રદાય ચલાવી એ મહા પુરૂષ જગતમાં અમર નામના રાખી ગયો છે.

## શારંગધર.

**શારંગધર સંહિતા** નામે વૈદકના પ્રસિદ્ધ ગ્રંથના કર્તા પંડિત શારંગધર શાલિવાહન શકના અગીઆરમા સૈકામાં **અનંગભીમ** રાજાના વખતમાં થઇ ગયો. તેના પિતાનું નામ દામોદર, અને દાદાનું નામ રાઘવદાસ હતું. આ રાઘવદાસ હમીર રાજાના દરબારમાં મુખ્ય પંડિત હતો.

શારંગધરના જન્મવૃત્તાંતની વધારે હકીકત મળી શકતી નથી. માત્ર એટલુંજ જાણવામાં આવ્યું છે કે, તે કવિ અને મહાપુરાણી હતો. તેણે **શારંગધર સંહિતા** નામે જે વૈદકનો ગ્રંથ રચ્યો છે, તે ઉપરથી તેને વૈદ્યક વિદ્યાનું સારૂ જ્ઞાન હતું, એમ ધારી શકાય છે. એ

ગ્રંથના ત્રણ ખંડ તેણે કરેલા છે. આ ગ્રંથ ઘણો સહેલો અને વૈદ્ય લોકોને ઘણોજ ઉપયોગી છે. તે મૂળ સંસ્કૃત ભાષામાં રચેલો છે. પરંતુ હાલ તેનાં પ્રાકૃત ભાષામાં ભાષાંતરો થયાં છે. એ ઉપરથી તેના ઉપયોગીપણાની ખાત્રી થઇ શકે છે. એ શિવાય તેણે **હમીર વિજય અને સુભાષિત શારંગધર** નામે ગ્રંથ કર્યા છે. હમીરવિજયમાં હમીર રાજાની વંશાવળી તથા તેનાં ઉત્તમ કામો લખેલાં છે. અને સુભાષિત શારંગધરમાં નાના પ્રકારના વિષયો તથા કેટલાક સુંદર શ્લોકોનો સંગ્રહ છે. તેને શારંગધર પદ્ધતિ પણ કહે છે. આ બધા ગ્રંથોમાં લગભગ ૨૬૦૦ શ્લોકનું પુર છે. આ વિદ્વાન પુરૂષને થઇ ગયાને આશરે ૭૦૦ વર્ષ થઇ ગયાં છે.



## વિષ્ણુશર્મા પંડિત.

સંસ્કૃત "**પંચતંત્ર**" અથવા જેના ઉપરથી પ્રાકૃત ભાષામાં "**પંચોપાખ્યાન**". નામે પ્રસિદ્ધ અને લોકપ્રિય ગ્રંથ થયેલો છે. તેનો કર્તા **વિષ્ણુશર્મા પંડિત** શાલિવાહન શકના સુમારે બારમા સૈકામાં થઇ ગયો છે. સંસ્કૃત "**હિતોપદેશ**" નો કર્તા આ વિષ્ણુશર્મા પંડિત હતો, એવું કવિચરિત્ર વગેરે ગ્રંથોમાં લખેલું છે, તે વાત તદ્દન ખોટી છે. પંચતંત્ર તથા હિતોપદેશનાં મૂળ વસ્તુ "**કરટક દમનક**" અથવા "**કલીલા દમના**" નામે વિખ્યાત ગ્રંથમાંથી લીધેલાં છે. એ ગ્રંથ ઇસ્વીસન પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર **વેદપાઈ** નામે મહાપંડિતે રચેલો છે. ( જુઓ વેદપાઇનું ચરિત્ર ) વેદપાઇના રચેલા એ "કરટક દમનક" ગ્રંથ ઉપરથી વિષ્ણુ શર્માએ **પંચતંત્ર** ગ્રંથ રચ્યો છે.[1] અને એ પંચતંત્ર ઉપરથી સુમારે ૫૦૦ વર્ષઉપર બંગાળામાં થઇગયેલા **નારાયણભટ્ટ** નામે પંડિતે સંસ્કૃત **હિતોપદેશ**[2] ગ્રંથ રચ્યો છે.

વિષ્ણુશર્માએ પંચતંત્રમાં પશુ પક્ષિ વગેરેની ચમત્કારિ વાતો રચીને બાળ અને વૃદ્ધ સર્વને રમુજી લાગે એવી શૈલીમાં ઉપદેશ આપ્યો છે. તેની રચના ગદ્યપદ્યાત્મક છે; અને તેમાં મિત્ર લાભ, મિત્રભેદ, સંધિવિગ્રહ, લબ્ધપ્રણાશ એટલે મળેલી વસ્તુનો નાશ થવો, અને અપરિક્ષીતકારીત્વ એટલે વગર વિચારનું કામ, એવાં પાંચ પ્રકરણો છે. આ ગ્રંથ સાંસારિક તેમજ રાજકિય બાબતોમાં ઘણોજ શિક્ષણીય અને રસિક છે. તેથી તે બહુ લોકપ્રિય થઇ પડયો છે. આ ગ્રંથ વિષ્ણુશર્મા પંડિતે **અમરશક્તિ**[3] નામે દક્ષિણમાં **મહિલાનગર**ના એક રાજાના વસુશક્તિ, રૂપશક્તિ, અને અનેકશક્તિ, નામે ત્રણ રાજકુંમારોને વિદ્યાભ્યાસ કરાવવા સારૂ રચ્યો હતો. આ પંચતંત્ર ઉપરથી પ્રાકૃત ભાષામાં જે ગ્રંથ થયો છે, તે **પંચોપાખ્યાન**ને નામે લોકોમાં પ્રસિદ્ધ છે. આ ગ્રંથ રચીને વિષ્ણુશર્મા પંડિતે પોતાનુ નામ કાયમ રાખ્યું છે. તેને થઇ ગયાને આજે લગભગ ૬૦૦ વર્ષ થયાં છે.



(૧) કેટલાક જણ કહે છે કે, વિષ્ણુશર્મા પંડિતે "પંચતંત્ર" નું વસ્તુ "બૃહત્કથા" નામે પ્રખ્યાત ગ્રંથમાંથી લીધેલું છે.

(૨) સંસ્કૃત હિતોપદેશનું ગુજરાતી ભાષાંતર સને ૧૮૮૯ માં આપણા ગુર્જર ગ્રંથકાર રા. રા. રણછોડભાઈ ઉદયરામે કર્યું છે.

(૩) કવિચરિત્રમાં "સુદર્શ" રાજાનું નામ લખ્યું છે

# હેમાદ્રિ—હેમાડપંત.

આ મહા પંડિત શાલિવાહન શકના બારમા સૈકામાં હયાત હતો. તે ખાનદેશમાં આવેલા દેવગઢ જેને દોલતાબાદ કહે છે, ત્યાંનો રહેવાશી હતો. તે જાતે યજુર્વેદી બ્રાહ્મણ હતો. તેના પિતાનું નામ કામદેવ હતું. મુંબઇની રૉયલ એશિઆટીક સોસાઇટીના સને ૧૮૩૯ના જરનલમાં બે તામ્રપત્ર પ્રગટ થયાં છે. તે ઉપરથી માલુમ પડે છે કે, યદુ જાતમાં બીલુમ રાજા થયો. તે પછી જઇત્રપાલ, સિંઘન, કૃષ્ણ, અને તેનો ન્હાનો ભાઇ મહાદેવ તથા કૃષ્ણનો પુત્ર રામચંદ્રદેવ અથવા રામદેવ, એમ અનુક્રમે રાજા થયા. તેમાંના છેલ્લા રાજા રામદેવનો આ હેમાદ્રિ પંડિત પ્રધાન હતો. એ રાજાની રાજધાની દેવનગરીમાં હતી.

હેમાદ્રિ પંડિતે **ચતુર્વર્ગચિંતામણી** નામે ધર્મશાસ્ત્રનો પ્રસિદ્ધ ગ્રંથ રચેલો છે. તેમાં આચાર, વ્યવહાર, પ્રાયશ્ચિત, ઇષ્ટ પૂર્ત્તિ, અને અધ્યાત્મ વિદ્યા વિષે વર્ણન છે. આચાર અને ઇષ્ટ પૂર્ત કર્મ વિષે તેમાં લંબાણથી લખેલું છે. પણ વ્યવહાર વિષે ટુંકામાં વર્ણવ્યું છે. આવી જાતનાં બીજાં પુસ્તકો અન્ય વિદ્વાનોએ રચેલાં છે. પરંતુ તેઓમાં હેમાદ્રિ પંડિતના આ ગ્રંથની બરોબરી કરી શકે તેવો એક પણ ગ્રંથ નથી. એ ગ્રંથના પાંચ ખંડ અથવા ભાગ કરેલા છે. વ્રતખંડ, દાનખંડ, તીર્થખંડ, મોક્ષખંડ, અને પરિશેષખંડ. તેમાંના ત્રણ ખંડ પ્રખ્યાત **દાકતર ભાઉદાજી**ને હાથ આવ્યા હતા. વ્રતખંડમાં જૂદા જૂદા મહિનાને ઋતુઓમાં જૂદાં જૂદાં વ્રત પાળવાનાં બતાવ્યાં છે. આ ખંડ લખવામાં હેમાદ્રિએ મુખ્યત્વે ભવિષ્ય પુરાણ ઉપર આધાર રાખેલો જણાય છે. **દાનખંડ**માં શી રીતે અને કયે કયે પ્રસંગે શું દાન કરવું, તે પુરાણ, શ્રુતિ, અને સ્મૃતિના આધારથી લખ્યું છે. દાનમયુખ, અને દાન ચંદ્રિકા, વગેરે એવી જાતનાં બીજાં પુસ્તકો છે, પરંતુ તેમાં હેમાદ્રિના દાનખંડ જેટલું વર્ણન નથી. **તિર્થખંડ**માં યાત્રા સંબંધી અને **મોક્ષખંડ**માં મોક્ષ સબંધી વર્ણન હોવું જોઇએ. એ બે ખંડ દાક્તર ભાઉ દાજીને હાથ લાગ્યા નથી. **પરિશેષખંડ** મોટો છે. તેમાં શ્રાદ્ધખંડ, કાલખંડ, અને પ્રતિષ્ઠાખંડ, એવા ત્રણ ઉપખંડ પાડેલા છે.

શ્રીમદ્ ભાગવતમાંથી સાર લેઇને હેમાદ્રિ પંડિતે નવરસ અને ભક્તિનો **મુક્તાફળ** નામે ગ્રંથ કર્યો છે. એ ગ્રંથ તેણે ચતુર્વર્ગચિંતામણી પછી કર્યો હોય એવું જણાય છે. તેમાંના દરેક વિષયની આખરે "**इतिवोपदेवविरचिते**" એમ લખેલું છે. તે ઉપરથી એવો શક રહે છે કે, એ પુસ્તક કદાપિ બોપદેવ પંડિતે રચેલું હશે. એ વિષે એવું કહેવાય છે કે, બોપદેવ હેમાદ્રિ પંડિતને આશ્રયે રહેતો હતો, તેથી પોતે રચેલો ગ્રંથ કદાચ હેમાદ્રિના નામે પ્રગટ કર્યો હોય.

હેમાદ્રિ પંડિત જ્યારે રામદેવ રાજાના મંત્રી પદપર હતો, ત્યારે તેણે **આયુર્વેદ રસાયણ** નામે ગ્રંથ રચ્યો હતો. તેમાં તેણે વાગ્ભટના કરેલા **અષ્ટાંગ-હૃદય** નામે ગ્રંથના ઉપર ટીકા કરી છે. વળી **લેખનપદ્ધતિ** નામે ગ્રંથ જે થોડા સમય ઉપર પ્રગટ થયેલો છે, તે પણ તેણેજ રચ્યો છે.

આ મહાપંડિત પોતાના રાજાની કાંઇક ઇતરાજીને લીધે દિવાનગીરી છોડી દેઇને પોતે સીલોન (લંકા) માં ગયો હતો. ત્યાંથી જ્યારે તે પાછો હિંદમાં આવ્યો, ત્યારે એક પ્રકારનું દુર્લભ ધાન્ય લાવ્યો હતો. તેથી રાજાને જે દ્રષ્ટિપાત થયો હતો, તે દૂર થઇ ગયો હતો. એ ધાન્ય ઘણું કરીને **રાઈ** હશે, એમ ધારવામાં આવે છે. વળી એવું કહેવાય છે કે, **બાજરી** પણ હેમાદ્રિ પંડિતજ લંકામાંથી પ્રથમ હિંદમાં લાવ્યો હતો.

હેમાદ્રિ પંડિત ઘણોજ બુદ્ધિશાળી અને શોધક પુરૂષ હતો. મહારાષ્ટ્ર દેશમાં હાલ વ્યવહારમાં લખાતી **મોડી** લીપિ જેને કેટલાક રાક્ષસી'લીપિ કહે છે, તે પણ તેણેજ ઉત્પન્ન કરી છે. આ પંડિત વળી **શિલ્પશાસ્ત્ર**માં પણ ઘણો કુશળ હતો. તેણે પોતાને હાથે બાંધેલાં કેટલાંક ઘર તથા દેવળો અદ્યાપિ સુધી છે. તેની બાંધણી હાલની ઢબ કરતાં છેક જુદીજ જણાય છે. એટલે ઘર ઘણું નીચુ તથા આગલું બારણું છેકજ ન્હાનું છે. તેજ પ્રમાણે દેવળની બાંધણી પણ વિલક્ષણ છે.

હેમાદ્રિપંડિત ગણપતિનો મોટો ભક્ત હતો. તે ઘણાંક લોકોપયોગી કાર્યો કરીને પોતાની ૯૦ વર્ષની ઉમ્મરે પૈઠણ નગરની પાસે **નાંદેડ** કરીને ગામ છે, ત્યાં પરમ ગતિને પામ્યો છે.

## બોપદેવ.

આ મહાપંડિત શાલિવાહન શકના બારમા સૈકામાં હયાત હતો. તે બ્રાહ્મણ જાતિનો હતો. તેના પિતાનું નામ **વૈદ્ય કેશવ**, અને ગુરૂનું નામ **ધનેશ્વર** હતું. એવું તેણે પોતાના વ્યાકરણના ગ્રંથોને અંતે લખેલું છે. વળી તેના લખાણ ઉપરથી જણાય છે કે, તે બંગાળાનો રહીશ હતો. બોપદેવે ઘણું કરીને સર્વ શાસ્ત્રો ઉપર નિબંધ ગ્રંથો રચ્યા છે. તેના પછીના ગ્રંથકારોએ વ્યાકરણ, વૈદક, અને અલંકાર ઇત્યાદિ વિષયોમાં બોપદેવનું મત વારંવાર પ્રગટ કર્યું છે. તેણે **મુગ્ધબોધ** નામે બાળ ભાષા ઉપર વ્યાકરણનું પુસ્તક રચ્યું છે. તેનાં અગિયારસો સૂત્ર છે. તેમાં માગધી, પૈશાચી, શુરસેની, અને રાક્ષસી વગેરે ભાષાઓના નિયમનાં સૂત્રો છે. એ ગ્રંથનાં બાર પ્રકરણ છે. તેના ઉપર **વૃત્ત** નામની ટીકા છે. વળી રામાનાચાર્યે પણ એક ટીકા કરી છે. એ રીતે આ વ્યાકરણ ગ્રંથ ઉપર એકંદર આઠ ટીકાઓ છે. આ વ્યાકરણને બંગાળામાં વિદ્વાન લોકો ઘણું માન આપે છે.

સંસ્કૃત વ્યાકરણના પણ બોપદેવે નિયમ બાંધેલા છે. પરંતુ તે આર્ષ એટલે ઋષિઓએ કહેલા નથી, તેથી લોકોમાં તે વ્યાકરણનો પ્રચાર રહ્યો નથી. બોપદેવના વ્યાકરણના બીજા ગ્રંથો પણ તેવાજ છે. તેમ તેના મતને માનનારા બંગાળ તરફના પંડિતોનો તથા દક્ષિણમાંના પંડિતોનો કેટલાએક શબ્દો વિષે મતભેદ જણાય છે. બોપદેવે **કવિકલ્પદ્રુમ** નામે ગ્રંથ રચેલો છે, તેમાં સંપૂર્ણ ક્રિયાપદોના મૂળ ધાતુની ગણતરી કરીને શ્લોકરૂપે રચ્યો છે. મી. વાંગલિસ સાહેબના અભિપ્રાય પ્રમાણે તેમાં ૨૦૦૦ થી વધારે ધાતુ નથી. મી. રોઝન કહે છે કે, તેમાં મૂળધાતુ ૨૩૫૦ છે. આ ગ્રંથમાં તરેહવાર જાતના ધાતુની ગણતરી કરીને તેનાં ઉદાહરણો

શ્લોકમાં દેખાડેલાં છે. આ ગ્રંથ ઉપર દુર્ગાદાસે **ધાતુદીપિકા** નામની ટીકા લખી છે. અને બીજી ટીકા રામન્યાલંકારે કરી છે, તેનું નામ **કવિકલ્પદ્રુમવ્યાખ્યા** છે. વળી **કવિકામધેનું** નામે બીજો એક ગ્રંથ બોપદેવે કર્યો છે. તેમાં દશ ગણોમાંના સરખા સ્વરૂપનાં ધાતુ છે. તે કેવા કેવા રૂપ કરે છે, એ વિષે જૂદી જૂદી નિશાનીયો આપીને જૂદા કાડેલા છે. અને તેમાં બીજાં વ્યાકરણો ઇંદ્ર, ચંદ્ર, કાશકૃત્સ્ની, આપિશલી, શાકટાયન, પાણિની ઇત્યાદિ વ્યાકરણના મત પ્રમાણે કેઇ કેઇ નિશાનીયો છે, એ વિષે તેઓના મતનો વિચાર કરીને સર્વથી સાધારણ નિયમ આ કાવ્યમાં દેખાડેલા છે. એ સિવાય બોપદેવે **ધાતુપાઠ, છંદઃશાસ્ત્રકોષ**, અને **શતશ્લોકી** નામે વૈદકશાસ્ત્રનો ગ્રંથ, ઇત્યાદિ કરેલા છે. આ બોપદેવને મહાપંડિત **હેમાદ્રિનો** આશ્રય હતો, એવું કહેવાય છે.

બોપદેવ નામે એક બીજો વિદ્વાન પણ થઇ ગયાનું જણાય છે. તેના પિતાનું નામ ભીમદેવ હતું. મહાપંડિત **ભાસ્કરાચાર્ય** કૃત **લીલાવતી** ગ્રંથ ઉપર બોપદેવ નામે વિદ્વાને ટીકા લખેલી છે. તે આ બેમાંના કયા બોપદેવે લખી હશે, તે નક્કી થઇ શકતું નથી.

---

## સોમનાથ ભટ્ટ.

સોમનાથ ભટ્ટ રાજમહેંદ્રી પ્રાંતમાં તૈનલંક નામે ગામનો રહીશ, ન્યાતે તૈલંગી બ્રાહ્મણ હતો. તે શાલિવાહન શકના બારમા સૈકામાં થયો એવું એ પ્રાંતના લોકો કહે છે. તે પ્રથમ ઘણીજ કંગાલ સ્થિતિમાં હતો. તેથી તેને લગ્ન કરવા માટે જોઇતા પૈસા નહિ મળવાથી તે કેટલીક મુદત સુધી કુંવારી અવસ્થામાં રહ્યો હતો. ત્યાર પછી ઘણી મુસીબતે તેને એક કન્યા મળી હતી. લગ્ન કર્યા પછી એક વખતે તે પોતાની સાસુને મળવા ગયો. અને તે વખતની રીત પ્રમાણે તેણે સાસુને નમસ્કાર કર્યા. પરંતુ સાસુ ઘણી લોભી અને ખરાબ સ્વભાવની હોવાથી તેનો તેણે તિરસ્કાર કર્યો. એથી સોમનાથ ભટ્ટને ઘણું માઠું લાગવાથી તે કાશીએ જતો રહ્યો. ત્યાં તેણે વીસ વર્ષ સુધી રહીને ન્યાય શાસ્ત્ર, વેદાંત શાસ્ત્ર, અને અલંકાર શાસ્ત્રનો ઘણો સારો અભ્યાસ કર્યો. અને પછી પોતાને દેશ પાછો આવ્યો. રસ્તામાં આવતાં ઘણાક દેશોના રાજાઓને મળીને પોતાની વિદ્વતા બતાવી તેણે ઘણું સન્માન અને ધન તથા સેના, પાલખી વગેરે ઇનામ મેળવ્યું હતું.

તેણે ઘેર આવ્યા પછી ન્યાયશાસ્ત્ર ભણાવવા માટે એક પાઠશાળા સ્થાપી હતી. એથી તેની ઘણી કીર્તિ વધી હતી. **પાર્થસારથિમિશ્ર** કરીને એક પ્રસિદ્ધ ટીકાકાર થઇ ગયો છે, તેણે મિમાંસાશાસ્ત્ર ઉપર શાસ્ત્રદીપિકા નામની ટીકા કરી છે. તે ટીકા ઉપર સોમનાથ ભટ્ટે **મયૂખમાલા** નામે વિસ્તૃત ટીકા કરી છે. વિદ્વાન લોકો આ ટીકાનાં ઘણાં વખાણ કરે છે. અને તેને ઘણું માન આપે છે. દક્ષિણમાં વિદ્વાન લોકો આ ટીકાને ઘણીજ વખાણે છે. સોમનાથ ભટ્ટ પોતાની ૬૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો હતો. તેના વંશના માણસો હજુ પણ છે.

---

# વેદાંતાચાર્ય.

વેદાંતાચાર્યનો જન્મ **કાંચીનગર**માં થયો હતો. તેના બાપનું નામ **વેદવ્યાસભટ્ટ** હતું. તે જાતે વૈષ્ણવ બ્રાહ્મણ હતો, અને પ્રખ્યાત પંડિત **વિદ્યારણ્ય**ના સમયમાં* હયાત હતો. જનોઇ દીધા પછી તેણે ઘણા ભાવથી કાવ્ય તથા બીજા ગ્રંથોનો અભ્યાસ કર્યો. તેમજ ન્યાયશાસ્ત્ર તથા વ્યાકરણશાસ્ત્ર પણ શિખ્યો. તે પોતાની ૪૦ વર્ષની ઉમ્મરે કર્ણાટક અને દ્રાવિડદેશના રાજાના દરબારમાં ગયો. અને ત્યાંના પંડિતો સાથે ધર્મ વિષે વાદવિવાદ કરીને તેમનું ખંડન કર્યું હતું. વૈષ્ણવ ધર્મમાં જે ચૂકો પડેલી છે, તે સુધારવા અને સાતાની અથવા ચોથા વર્ગમાંના બ્રાહ્મણોએ તેંગળ બ્રાહ્મણોના ધર્મમાં પેશીને તેઓનાં કર્મ ભ્રષ્ટ કર્યાં છે, તે સુધારવા માટે હું વ્યંકટેશના અંશથી જન્મ્યો છું. એવી તેણે લોકોમાં વાતો ઉડાવી. તેણે વિધિ યુક્ત માર્ગ સ્થાપ્યો, અને તે વિષે કેટલાંક સૂત્રો પણ લખ્યાં. તે રાજાએ તથા લોકોએ પણ માન્ય રાખ્યાં. તેમાં ન્યાયની બાબત હતી. તથા તેની રચના એવી પ્રૌઢ હતી કે તેને સર્વ લોકોએ કબુલ કર્યાં.

ત્યાર પછી વેદાંતાચાર્ય સાંસારિક કામ છોડીને કાંચીનગરથી કેટલેક છેટે એક ઝુંપડી કિંવા પર્ણકુટી હતી, ત્યાં પોતાની સ્ત્રી તથા વરદાચાર્ય નામે શિષ્યની સાથે રહેવા સારૂ ગયો. ત્યાં માત્ર સાત બ્રાહ્મણોના ઘેરથી ભિક્ષા માગીને પોતાનું ગુજરાન કરવા લાગ્યો. તેની રેહેણી એવા પ્રકારની હતી કે તે જોઇને હરકોઇને દયા આવ્યા વગર રેહેજ નહિ. ખાવાના પદાર્થ સિવાય તે કોઇની પાસેથી કાંઇ પણ દ્રવ્ય લેતો નહિ. લોકો તેને ચોખામાં સોના મોહોરો તથા રૂપિયા ઘાલીને ગુપ્તદાન આપતા હતા, પરંતુ વેદાંતાચાર્ય અને તેની સ્ત્રી બંને તે સર્વ ફેંકી દેતાં હતાં. તેની સ્ત્રી પતિવ્રતા હતી. તે પોતાના પતિની આજ્ઞા કદિ પણ ઉલ્લંઘન કરતી નહોતી.

વેદાંતાચાર્યે એવી એકાન્ત જગોમાં રહીને વેદાન્ત ઉપર એક ગ્રંથ રચ્યો છે, તેને **વેદાંતભાષ્ય** કહે છે. તેમજ તેણે **સંકલ્પ સૂર્યોદય** નામે એક નાટક રચ્યું છે. તે ઘણું ચમત્કારિક છે. અને તે દક્ષિણ હિંદુસ્થાનની બધી નિશાળોમાં લોકો ભણે છે. એ ગ્રંથ ઊપર **નારાયણાચાર્ય** નામના એક વિદ્વાને ટીકા લખી છે. વેદાંતાચાર્યે બધા મળીને ૧૦૩ ગ્રંથો રચ્યા છે. પરંતુ તેમાંના ઘણા ખરા મળી શકતા નથી.

વેદાંતાચાર્યે પોતાની ઉત્તરાવસ્થામાં સંન્યાસ વૃત્તિએ રહેવાનો નિશ્ચય કર્યો. તેથી પોતાની સ્ત્રીને તેના બાપને ઘેર વિદાય કરી, અને તેની સંમતી લેઇને પછી પોતાનો સંકલ્પ પાર પાડ્યો હતો. તેનો શિષ્ય જે વરદાચાર્ય હતો, તે ગુરૂના અંતકાળસુધી તેમની પાસેજ રહ્યો હતો. તેણે ગુરૂની કૃપાથી એક ગ્રંથ રચ્યો, તેનું નામ **વેદાંતવિજય** છે. તેમાં તેના ગુરૂના સદ્ગુણનું વર્ણન છે. તથા ગુરૂએ જે કાંઇ માર્ગ કહ્યો હતો, તેને મળતા મતો લખી મૂક્યા છે. વેદાંતાચાર્યે રચેલા ગ્રંથોમાં હાલ જે પ્રસિદ્ધ છે તેનાં નામ નીચે પ્રમાણે છે.

**પાદુકા સહસ્ર**—આ ગ્રંથમાં એક હજાર શ્લોક છે. તેમાં લક્ષ્મીના પગનું વર્ણન છે. તેના શ્લોક ઘણા રસિક અને મનોરંજક છે.

---

* શાલિવાહન શકના ૧૪ મા સૈકામાં વેદાંતાચાર્ય તથા વિદ્યારણ્ય હયાત હતા

**રઘુવીર ગદ્ય**—એ ગ્રંથમાં રામાયણના છ કાંડની કથા રચી છે.

**મહાભારત તાત્પર્ય રક્ષા**—એમાં મહાભારતનો સાર સંક્ષેપમાં કહ્યો છે. અને શિવના મહાત્મ્યનું ખંડન કરીને, તે પરમ દેવ નથી એવો સિદ્ધાંત કર્યો છે.

**વરદરાજ પંચાશતી**—એના ૫૫ શ્લોક છે. તેમાં કંજીવરમમાંના વિષ્ણુની સ્તુતિ છે.

**પંચાયુધ સ્તોત્ર**—એમાં વિષ્ણુનાં શંખ, ચક્ર, ગદા, પદ્મ અને સુદર્શન એ પાંચ હથિઆરોનું વર્ણન કરેલું છે.

**અંતર્જ્યોતિ**—એમાં વિષ્ણુના પરમ તેજનું હૃદયમાં કેવી રીતે ધ્યાન ધરવું એ વિષે કહ્યું છે.

**શરણગતિ દિપીકા**—એમાં કાયા, વાચા, અને મને કરીને વિષ્ણુને ચરણે શરણ જવાનો પ્રકાર છે.

**યતિરાજસત્પતિ**—એમાં રામાનુજાચાર્યનું વર્ણન છે.

**કસ્તુરી તિલક પંચાશતી**—એમાં વિષ્ણુના કસ્તુરી તિલકનું વર્ણન છે.

**સુદર્શન સ્તોત્ર**—એમાં વિષ્ણુનું જે મુખ્ય હથિઆર સુદર્શન તેનું વર્ણન છે.

**દયા શતક**—એમાં વિષ્ણુનું નખથી શિખા સુધીનું વર્ણન છે. અને તેની દયા પણ વર્ણવી છે.

**ઉર્ધ્વપુંડ્રવિધિ**—એમાં સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ વગેરે ગ્રંથોમાંનાં વચનોનો સંગ્રહ કરીને ઉભું તિલક વૈષ્ણવોએ જરૂર કરવું. જે કોઇ ઉભુ તિલક ન કરે તે કોઇ પણ કર્મ વિષે યોગ્ય નથી એવું સ્થાપન કર્યું છે.

**ક્ષમાષોડશી**—એના ૧૬ શ્લોક છે. એમાં વિષ્ણુ પાસે પોતાના અપરાધની ક્ષમા માગી છે.

**શ્રી ગુણરત્ન કોષ**—એમાં લક્ષ્મીનું વર્ણન છે.

**ભગવત ધ્યાન સોપાન**—એના બાર શ્લોક છે. તેમાં વિષ્ણુનું ધ્યાન કરવાનો અનુક્રમ કહ્યો છે.

**ન્યાય દશક**—એના દસ શ્લોક છે. એમાં વિષ્ણુના નામે કરીને દરેક અંગને વિષે ન્યાસ કરવાનું કહ્યું છે.

**ન્યાસતિલક**—એ પણ ઉપરના જેવોજ ગ્રંથ છે.

**અભીતિસ્તવ**—એ રંગનાથનું સ્તોત્ર છે.

**હરિસ્મરણ**—એ સ્તુતિ વિષ્ણુનું સવારે સ્મરણ કરવા સારૂં કરી છે.

**દશઅવતારસ્તુતિ**—એમાં દસ અવતારની સ્તુતિ છે.

**ગરૂડપંચાશતી**—આ ગ્રંથ વિષે એવું કહેવામાં આવે છે કે, વેદાંતાચાર્યને મારી નાખવા માટે કોઇએ તાંત્રિક પ્રયોગ કરીને એના ઉપર સાત સર્પ મોકલ્યા. તેમાંનો સાતમો જે તક્ષક તે વેદાંતાચાર્ય ઉપર ચાલી આવ્યો. ત્યારે તેણે ગરૂડનું સ્તવન કર્યું એટલે ગરૂડ આવીને તક્ષકને ચાંચમાં ઘાલીને લેઇ ગયો. તેજ ગ્રંથ તે ગરૂડ પંચાશતી.

વેદાંતાચાર્ય મહા બુદ્ધિવાન અને વિષ્ણુ મત વિષે ઘણો અભિમાની હતો. અને તે સર્વ તંત્રો વિષ્ણુ ઉપર લાગુ કરતો હતો. તે ઉપરથી તે વખતના લોકો એને સર્વતંત્ર સ્વતંત્ર કહેતા હતા. વેદાંતાચાર્યને થઇ ગયાને આજે શુમારે ૫૦૦ વર્ષ થયાં છે.

## ઉરગપ્પાદંડનાથ.

આ વિદ્વાન પુરૂષનો જન્મ આનાગોંદી ( કિષ્કિંધાનગર ) માં થયો હતો. તેની પ્રખ્યાતી સંવત ચૌદમા સૈકામાં થઇ હતી. તે વિજયનગરના રાજા હરિહરરાયના લશ્કરનો સેનાપતિ હતો. પરંતુ તે વ્યાકરણ શાસ્ત્રમાં ઘણોજ કુશળ હતો. તેણે બે ઉત્તમ સંસ્કૃત કોષ રચ્યા છે. તેમાંના એકનું નામ **નાનાર્થરત્નમાળા** અને બીજાનું નામ **એકાક્ષરનિઘંટ** છે. આ એકાક્ષરનિઘંટનો ઉપયોગ ભરતખંડની સર્વે પાઠશાળાઓમાં હાલમાં થાય છે. ઉરગપ્પાદંડનાથને થઇ ગયાને આજે લગભગ ૫૦૦ વર્ષ થયાં છે.

## ઇલ્લય.

ઇલ્લય વિજયનગરનો રહેવાશી હતો. તે સંવત ૧૪૨૫ માં હયાત હતો. તે મોટો જ્યોતિષશાસ્ત્રવેત્તા હોઇને આનાગોંદી ( કિષ્કિંધાનગર ) ના રાજા **વિરૂપાક્ષ** પાસે રહેતો હતો. તેણે પોતાની ન્હાની ઉમ્મરથી ઘણાં વર્ષ સુધી ફક્ત જ્યોતિષશાસ્ત્રનુંજ અધ્યયન કર્યા કર્યું હતું. તેને લીધે એ વિદ્યામાં તે ઘણોજ પ્રવિણ થયો હતો. તેણે જ્યોતિષશાસ્ત્રના ઘણા ગ્રંથો રચ્યા છે. તે પૈકી **સૂર્યસિદ્ધાંત** કરીને એક પ્રાચીન મયાસુરકૃત ગ્રંથ છે, તેના ઉપરની ટીકા તેણે કરેલી છે. આ ગ્રંથને ભરતખંડના લોકો ઘણું માન આપે છે. અને પંચાંગનું ગણિત તેનાજ ઉપરથી કરે છે. સૂર્યસિદ્ધાંત ગ્રંથનું ઇંગ્રેજી ભાષાંતર કૅપ્ટન **વારેન** સાહેબે કરીને મદ્રાસમાં છપાવ્યું છે. ઇલયે જ્યોતિષશાસ્ત્ર સિવાય બીજા કોઇ પણ શાસ્ત્રમાં માહિતી મેળવી નહોતી. તે વિજયનગરમાં મરણ પામ્યો હતો.

## માધવ-વિદ્યારણ્ય.

આ મહાપંડિત ઇસ્વીસનના ચૌદમા સૈકામાં કર્ણાટક દેશમાં તુંગભદ્રા નદીને કિનારે **વિજય નગર** ( હાલનું ગોવલકોંડા ) માં થઇ ગયો. **પારાસર માધવ** નામે તેણે રચેલા ગ્રંથમાં પોતાને વિષે જે હકીકત લખી છે, તે ઉપરથી જણાય છે કે, તેના પિતાનું નામ **માયણ**, અને માતાનું નામ, **શ્રીમતિ** હતું. તેને **સાયણ** અને **ભોગનાથ** નામે બે ભાઇ હતા. તેની શાખા **યજુષ્**, સૂત્ર **બૌદ્ધાયન**, અને ગોત્ર **ભારદ્વાજ** હતું. વિજય નગરમાં યદુ કુળનો **શ્રીબુક્ક** નામે રાજા રાજ્ય કરતો હતો. માધવ એ રાજાનો પ્રધાન હતો. મુંબાઇની **એશિયાટિક સોસાઇટી**ના સને ૧૮૫૨ ની સાલના ત્રીજા અંકના જરનલના પૃષ્ટ ૧૦૭ માં છપાયેલા તામ્રપટ લેખમાં માધવ વિષે જે હેવાલ છે, તેમાં તેના પિતાનું નામ **ચંડિભટ્ટ**, અને માતાનું નામ **માચાંબિકા** લખેલું છે. તે સિવાય બીજી હકીકત ઉપરની બીનાને મળતીજ છે.

કવિચરિત્રમાં લખ્યું છે કે, માધવ ૪૦ વર્ષનો થયો ત્યાં સુધી તો છેક ગરીબ હાલતમાં હતો. તેને ઘણાં સંતાનો હતાં. તે સર્વનું પોષણ કરવા માટે કોઇ કોઇવખતે તેને

પરાસર સ્મૃતિ ઉપર માધવે ભાષ્ય કર્યું છે. તેને **પારાસર માધવ** કહે છે. એ સ્મૃતિ ધર્મશાસ્ત્ર ગ્રંથોમાં કલિયુગમાં મુખ્ય ગણાય છે. માધવનું એ ભાષ્ય **નંદ પંડિત** કૃત ભાષ્ય કરતાં પણ ઉત્તમ ગણાય છે જૈમિનીયે પૂર્વમીમાંસા સહેલાઇથી સમજાવવાના હેતુથી **જૈમિનીયન્યાયરત્નાધિકરણમાલા** નામે ગ્રંથ પણ માધવનો રચેલો છે. તેજ પ્રમાણે ઉત્તરમીમાંસા વિષેનો ટીકાવાળો ગ્રંથ છે, તેનું નામ **વેદાંતાધિકરણ રત્નમાલા** રાખેલું છે. તે વ્યાસ સૂત્રના ક્રમને અનુસરીને છે. મહાત્મા શંકરાચાર્યની કીર્તિ વા તેમના વિજયની સ્તુતિને અર્થે માધવે **શંકરદિગ્વિજય** નામે ગ્રંથ કર્યો છે. તેમાંની કવિતા ઘણી મનોરંજક પ્રૌઢ અને ગંભીર છે. એ ગ્રંથને "શંકરવિજયદિનદિની" પણ કહે છે. એ ગ્રંથમાં માધવે પોતે **અભિનવકાલિદાસ** નામ ધારણ કરેલું છે. એ નામને તે યોગ્યજ હતો.

**સર્વદર્શનસંગ્રહ** નામે ગ્રંથ પણ માધવે રચેલો છે. તેમાં ન્યાય, વેદાંત, મીમાંસા, સાંખ્ય, યોગ અને વૈશેષિક એ ષડ્ દર્શનોની સંક્ષેપમાં હકીકત છે. બીજી રીતે કહીયે તો હિંદુ તત્વજ્ઞાનીઓના જૂદા જૂદા પંથનાં મત સ્પષ્ટ રીતે દર્શાવેલાં છે. માધવે રચેલો **કાલમાધવ** નામે ગ્રંથ પણ પ્રસિદ્ધ છે. તેમાં હિંદુઓના પચાંગના ગણિતનું વર્ણન છે. તેજ પ્રમાણે તેના કરેલા **આચાર્યમાધવ**માં બ્રાહ્મણોના રીવાજની હકીકત લખેલી છે. **વ્યવહાર માધવ** એ ન્યાયનો ગ્રંથ છે.[૨] તેમજ **ધાતુવૃત્તિ** નામે વ્યાકરણનો મોટો ગ્રંથ પણ તેણેજ રચેલો છે. એ ગ્રંથમાં ક્રિયાપદના મૂળ ધાતુ જે ૨૨૦૦ છે. તે ઉપરથી બીજા પ્રત્યય લઇને કેવા કેવા શબ્દ સિદ્ધ થાય છે. એ વિષે સૂત્ર, ભાષ્ય અને વાર્તિકમાંથી વચનો લેઇને અનુક્રમે ઉદાહરણ દેખાડેલાં છે. તેમાં ઘણુ કરીને સર્વ શબ્દનો સંગ્રહ થયો છે. એ ગ્રંથની શ્લોક સંખ્યા ૨૫૦૦૦ ની છે. તેના રચેલા બીજા ગ્રંથો જેવા કે **પંચદશી**—એ ગ્રંથ વેદાન્તપર છે. તેમાં ૧૫ પ્રકરણ છે. **બ્રહ્મગીતા**—તેમાં મધ્વ, શંકર અને રામાનુજ એઓનાં મતોનું પ્રતિપાદન કરીને શ્રુતિની સંમતિનો જે અદ્વૈત સિદ્ધાંત તેનુ સ્થાપન કર્યું છે. તેના ઉપર પ્રકાશિકા નામની ટીકા છે. **વિદ્યારણ્ય કાલજ્ઞાન**—એ ગ્રંથમાં તૈલંગણ દેશ યવનોને તાબે થતા સુધી રાજ્યની મર્યાદા તથા તે રાજ્ય ઉપર જે રાજા અધિરૂઢ થયા, તેઓનાં કૃત્યો, એ વાતોનું ભવિષ્ય કહ્યું છે. એ રીતે માધવે ઘણા ઉત્તમ ગ્રંથો રચેલા છે. તેનું લખાણ ગહન અને ગુઢાર્થી, તેમ સાદુ અને મનોરંજક છે.

માધવે રચેલા "માધવ વેદાર્થ પ્રકાશ" નામે ગ્રંથમાં દરેક અધ્યાયને અંતે નીચેનું વાક્ય લખેલુ છે;—

---

(૨) હાલ "ગદાધર" નામે પંડિતનો 'ગદાધરી" ગ્રથ સર્વ નૈયાયિકોને માન્ય છે. એ ગ્રંથનું પુર એક લાખ શ્લોકનું છે તેમાં ન્યાયશાસ્ત્રમાંના સિદ્ધાંત લેઈને તેના ઉપર પૂર્ણ રીતે વાદવિવાદ કરીને નિર્ણય કરી આપેલા છે. તેના જેવો ન્યાયશાસ્ત્રમાં મોટો અને વિખ્યાત ગ્રંથ બીજો નથી. એ ગ્રંથનો સાર કાઢી વળી "કૃષ્ણ ભટ્ટ" નામે પંડિતે "કૃષ્ણ ભટ્ટી" ગ્રંથ કર્યો છે. તેમજ વિશ્વનાથ પંચાનન ભટ્ટાચાર્યે ન્યાયશાસ્ત્ર ઉપર "મુક્તાવલી" નામે એક સંક્ષિપ્ત ગ્રથ રચ્યો છે. તેનું પુર ૧૧૦૦ શ્લોકનું છે. એ કરતાં ન્યાયશાસ્ત્રમાં બીજો ગ્રથ શિષ્ટ માન્ય નથી. માટે જેને ન્યાયશાસ્ત્રનું અધ્યયન કરવું હોય. તો 'મુક્તાવલી" થી આરંભ કરવાનો ચાલ છે. ગદાધર પંડિત સંવત ૧૬૦૦ ની સમારીમાં વિઠ્ઠલ નામનો ગોરસાગી પારો થઈ ગયો છે.

"इतिश्रीराजाधिराजपरमेश्वरमार्गप्रवर्तश्रीविरबुक्कराजस्याज्ञापालकेनमाधवामात्येनविरचितेवेदार्थप्रकाशे."

આ ઉપરથી જણાય છે કે, એ ગ્રંથ તેણે પોતેજ રચેલો છે. તેમાં તેના ભાઇ સાયણાચાર્યની કાંઇ પણ મદદ નથી. તેજ પ્રમાણે "કાલ માધવ" અને "વ્યવહાર માધવ"માં પણ સાયણનું નામ જણાતું નથી. તેથી એ ગ્રંથો પણ તેના પોતાના કરેલા જણાય છે. "સર્વદર્શન સંગ્રહની આદ્યે માધવે પોતાને વિષે જે થોડીક હકીકત લખેલી છે, તેમાં તેણે જણાવ્યું છે કે, મારા ગુરૂનું નામ સર્વજ્ઞવિશ્નુ છે. વળી માધવે પોતાને એ ગ્રંથમાં સાયણ માધવ કરીને લખ્યું છે. તે ઉપરથી ખુલ્લું જણાય છે કે, એ ગ્રંથ બંન્ને ભાઇઓની મહેનતથી બનેલો છે. કાલ માધવ અને બીજા ગ્રંથો ઉપરથી વળી જણાય છે કે, માધવના ગુરૂને. વિદ્યાતીર્થ અથવા ભારતિતીર્થ કરીને કહેતા હતા. મધુકુશ નામે ગ્રંથના કર્તાએ પોતાની ટીકાને અંતે લખ્યુ છે કે;—"श्री माधवेन्द्रकरात्मजेन." આ ઉપરથી નિદાનના કર્તા માધવના પિતાનુ નામ ઇંદ્રકર હતું, એમ જણાય છે, તેટલા માટે કેટલાક જણ કહે છે કે, નિદાનનો કર્તા અને આ માધવ બંન્ને જૂદાજ હોવા જોઇએ.

માધવે "પારાશર માધવ" રચીને બક્કરાય રાજાને અર્પણ કર્યો હતો. બક્કરાયનો પુત્ર હરિહરરાય માધવની બુદ્ધિ તથા ગુણોથી આશ્ચર્ય પામીને રાજકારભારમાં તથા ધર્મની બાબતમાં સર્વે પ્રકારે તેનીજ સલાહ લેતો હતો. તેની સારી સલાહને લીધે એ રાજાની સંપત્તિમાં ઘણો વધારો થઇને તેનું રાજ્ય સર્વત્ર પ્રસર્યું હતું. માધવ ઘણી તીર્થયાત્રાઓ કરીને છેવટે વાદવિવાદમાં જીતેલા લોકોને સાથે લેઇને પંપાક્ષેત્રમાં આવ્યો હતો. ત્યાં તે અવકાશની વખતમાં શિષ્યોને ભણાવતો હતો. તેણે ૯૦ વર્ષની ઉમરે વેદો ઉપર ભાષ્યો કર્યાં હતાં, જે મોટાં વિસ્તીર્ણ અને સ્વયંપ્રકાશ છે જ્યારે ઘડપણને લીધે નવાં પુસ્તકો રચવાનું પોતાને સામર્થ્ય રહ્યું નહિ, ત્યારે તેણે જે ગ્રંથો પ્રસિદ્ધ કર્યાં હતા, તે સુધારવામાં ઘણી મહેનત લીધી. પછી તે ગ્રંથોની ઘણી પ્રતો લખાવી તેમાંની કેટલીક પ્રતો જમીનમાં જૂદે જૂદે ઠેકાણે દાટી, કેટલીએક ગુફાઓમાં મૂકી, અને બાકી રહી તે મઠ, વિદ્યાલય તથા ક્ષેત્રોમાં વહેંચી આપી. અને થોડીક પોતાના વિદ્યાર્થીઓના ઉપયોગને સારૂ સાંચવી રાખી હતી. માધવે મરતા પહેલાંનાં દશ વર્ષ સુધીનો વખત ઇશ્વર સેવા તથા ધ્યાન કરવામાં ગુજાર્યો હતો. એ રીતે આ મહાપુરૂષ જનમંડળના ઉપયોગને માટે અખૂટ ગ્રંથ સંપતિ એકઠી કરીને પોતાની ૯૦ વર્ષની ઉમ્મરે પંપાક્ષેત્રમાં દેવલોક પામ્યો હતો.

માધવનાં કેટલાંએક પુસ્તકો કર્નલ કાલિન મેકેન્ઝીએ સને ૧૮૧૧માં આ દેશમાં આવીને વિદ્યા વિષયક ગ્રંથોનો સંગ્રહ કરવા સારૂ મજુરો પાસે તે જમીન ખોદાવીને તેમાંથી કઢાવ્યાં હતાં. તે પુસ્તકોના અક્ષર મિશ્ર છે. અને તેમાં અગણ્ય શબ્દો બની ગયેલા છે. હાલમાં તે વાંચનારા થોડાજ મળશે. તે છતાં મેકેન્ઝી સાહેબે મોટા મોટા વિદ્વાન પંડિતોની મદદથી તે ગ્રંથોના ઘણા ભાગનો ઇંગ્રેજીમાં તરજુમો કરાવ્યો છે. એ રીતે આ મહા પંડિત પોતાનું નામ જગતમાં અમર કરી ગયો છે.

## વરદાચાર્ય.

વેદાંતાચાર્યનો આ પ્રખ્યાત શિષ્ય કાંચીનગરમાં વૈષ્ણવ બ્રાહ્મણના એક ઉત્તમ કુળમાં જન્મ્યો હતો. અને તે શાલિવાહન શકના તેરમા સૈકામાં હયાત હતો. તે નાની ઉમ્મરમાં કાવ્ય ભણ્યો હતો. તેની બુદ્ધિ ઘણી તીવ્ર તથા સ્મરણ શક્તિ એટલી બધી વિશાળ હતી કે, એક કલાકમાં તે ૧૦૦ શ્લોક કરતો, અને એક કાવ્ય પૂરૂં કરવાને તેને એક દિવસ બસ થતો હતો. તેણે **રહસ્યત્રયસાર** અને **તત્વત્રયનિરૂપણ** એ બે ગ્રંથ રચ્યા છે. પહેલા ગ્રંથમાં વિષ્ણું ઉપર જે મંત્ર છે તેની વ્યાખ્યા કરી છે. અને બીજામાં ચિત્, અચિત્ અને ઇશ્વર એ ત્રિપુટીનું નિરૂપણ કરીને વિષ્ણુ એજ જગતકારણ એવો સિદ્ધાંત કર્યો છે.

**વસંતતિલકા**—આ નામનો એક ભાણ વરદાચાર્યે કર્યો છે. તેમાં કંજીવરમના રંગનાથ દેવના ઓચ્છવનું અને તેના રથ સમારંભનું વર્ણન છે. તે છતાં વસંત ઋતુ, અનંત સરોવર, દેવની મોરલીના વિનોદનું ભાષણ, અને ઓચ્છવમાં આવનારા ઠગુઆ, વેશ્યા ઇત્યાદિના હાવભાવ અને જૂદા જૂદા દેશના અને જાતિના લોકોના મેળાપ તથા તેઓના પોશાક, રૂપ, ભાષા અને ચાલ; કામી પુરૂષોના વિલાસ, તથા ક્રિડાકલહ, ગારૂડીઓની હિકમતો, તમાસગીર લોકોના ખેલ, નાચનારાઓના હાવભાવ, બકરાઓનાં યુદ્ધ, મરઘડાનું બોલવું, નટચર્યા, જયનાં તોરણ અને તેના અલંકાર, જિતના નાદ, સ્ત્રીઓની ખૂબસુરતી, ફુલોના હાર તથા તેમનું વેચાતું, અને એવા બીજા અનેક વિષયોનું વર્ણન કોમળ વાણીએ વિલક્ષણ અને અતિ પ્રૌઢ કરીને તેમજ સર્વ પ્રકારના રસ મૂકીને પોતાની કલ્પના શક્તિની તથા બુદ્ધિની સીમા કરી છે.

એણે એ પુસ્તક રંગનાથ દેવને અર્પણ કર્યું હતું, અને હિંદુસ્થાનમાંના પ્રત્યેક વિષ્ણુના દેવળમાં તેની એકેકી નકલ આપી હતી. એ પુસ્તક એટલું તો સાનંદાશ્ચર્યથી ભરેલું હતું કે, કેટલાક રાજાઓએ પ્રસન્ન થઇને એ કવિને ઘણી મોટી બક્ષીસો આપી હતી. તે ઉપર એણે પોતાનું બાકી રહેલું આયુષ્ય સ્વતંત્રતાથી ગુજાર્યું હતું.

વરદાચાર્યે છેવટે પોતાની કવિત્વ શક્તિ નિરંતર વિષ્ણુની સ્તુતિ ઉપર ગ્રંથ કરવામાં કામે લગાડી હતી. તે કાંચી નગરમાં ૫૪ વર્ષની ઉમ્મરે વૈકુંઠવાસી થયો હતો.

---

## પેદ્દિભટ્ટ.

પેદ્દિભટ્ટ એલોર પ્રાંતમાં પશ્ચિમી કરીને એક ગામડું છે, ત્યાંનો રહેવાશી હતો. તે કાશ્યનવાર નામે એક કુળનો બ્રાહ્મણ હતો અને શાલિવાહન શકના તેરમા સૈકામાં સુ. લતાન ફિરોઝશાહ નામે રાજાની કારકિર્દીમાં એ પ્રખ્યાતીમાં આવ્યો હતો.

બધી અંત્કથાઓનો સાર તો એ છે કે, પેદ્દિભટ્ટ ૩૦ વર્ષની ઉમ્મરનો થયો ત્યાં સુધી તો કેવળ મતિમંદ હતો. તોપણ તે પોતાના અભ્યાસમાં એટલો ગુંથ્યો રહેતો કે, અં

લોકોએ તેને ગાંડો ઠરાવ્યો હતો. તેની બુદ્ધિ એવી તો જડ હતી કે તે સવારે જે પાઠ કરતો, તે સાંજે ભૂલી જતો. એ વિષે એવું કહેવાય છે કે--એક દિવસે તે કોઇ સંસ્કૃત ગ્રંથ લેઇને પોતાના ઘરમાં તેનું ચિંતવન કરતો બેઠો હતો. પરંતુ તે ગ્રંથ કોઇ પણ રીતે તેને બેઠો નહિં. એ વખતે તેની એક સાળી જે પાસે ખાંડતી હતી, તે તેને નકામી મેહેનત કરતો જોઇને ખડખડ હસવા લાગી. પછી મોં જરા ટાંવકું રાખીને તે બોલી કે;—"**मुसलः किसलायेत.**" એમાં તેનો કહેવાનો ભાવ એવો હતો કે, આ સાંબેલાને પાંદડાં ફુટશે પણ મારા બનેવીને સંસ્કૃત આવડવું કઠિણ છે. પોતાની સાળીનાં આ મર્મ વચન પેદ્દિને હાડોહાડ લાગ્યાં, અને તેજ વખતે તે ઘરબાર છોડીને પડોસમાં એક સિદ્ધ પુરૂષ રહેતો હતો, તેની ચાકરીમાં રહ્યો. ત્યાર પછી તે સિદ્ધ પુરૂષની તેના ઉપર કૃપા થઇ, અને સર્વ શાસ્ત્રોના પ્રમેય તે સમજવા લાગ્યો. અને સારો વિદ્વાન થયો હતો.

એ રીતે પેદ્દિભટ્ટે વિદ્યા સંપાદન કરીને પછી પોતાના મોટાભાઇ મલ્લિના નામે ઘણા ગ્રંથો ઉપર વ્યાખ્યાઓ કરી છે. તેણે કરેલી નૈષધ ઉપરની ટીકા ફક્ત આ દેશમાં જણાતી નથી. એ સિવાય બીજા ગહન વિષયો ઉપર એણે વ્યાખ્યા ગ્રંથ કરેલા છે. તે ગ્રંથો કાળ મહાત્મ્યે કરીને જતા રહ્યા છે. પરંતુ હાલમાં જે મળી આવ્યા છે, તે વિદ્વાનોને બહુ માન્ય છે.

તેણે તીર્થ યાત્રાઓ કરીને પછી સર્વજ્ઞ સિંગમનીડુ રાજાના દરબારમાં જઇને પોતાની વિદ્વતા પ્રગટ કરી હતી. તે રાજાએ તેને ઘણું માન અને ઇનામો આપીને વિદાય કર્યો હતો. પેદ્દિભટ્ટે વ્યાખ્યારૂપ ગ્રંથો લખવામાં સર્વદા લેખણ પકડી હશે, પણ તેણે કેટલા ગ્રંથ કર્યા છે, તેનો દાખલો કોઇ ઠેકાણેથી મળી આવતો નથી.

પેદ્દિભટ્ટ પોતાની ૬૨ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો હતો. તેણે દ્વિઅર્થી એક હજાર શ્લોકનો મલ્લીનાથી નામે ગ્રંથ કર્યો છે, તેની તૈલંગણ દેશમાં બહુ ખ્યાતિ છે.



## વિદ્યાનાથ.

નાટક ગ્રંથ સંસ્કૃત ભાષામાં એક ઉત્તમ અલંકારનો ગ્રંથ છે. તેમાં સર્વ પ્રકારનાં રૂપક, ઉત્પ્રેક્ષા અને ઉપમા ઇત્યાદિ સર્વ અલંકાર બતાવ્યા છતાં તેના ઉદાહરણ સારૂ જે શ્લોક લખેલા છે, તેમાં પ્રતાપરૂદ્ર રાજાના જયનું વર્ણન છે. તેમાં પ્રસંગોપાત બીજી કથા છતાં શૃંગાર રસનું ઘણું સુંદર વર્ણન કર્યું છે. આ ગ્રંથ પૂરો થયા પછી પ્રતાપચંદ રાજાએ કદર કરીને તેની સર્વ ઇચ્છા તૃપ્ત કરી હતી

પ્રતાપરૂદ્ર રાજા પછી તેની ગાદી ઉપર અન્નમદેવ નામે તેનો ભાઇ બેઠો હતો. તેણે એક વિદ્યાલય સ્થાપ્યું હતું. તેના મુખ્ય વિદ્યાગુરૂની પદવી વિદ્યાનાથને આપવામાં આવી હતી. તે વિદ્યાલયમાં પુષ્કળ વિદ્યાર્થીઓ અભ્યાસ કરવા સારૂ આવતા હતા. તેમને ખાવાપીવાની ગોઠવણ પણ ત્યાંજ કરી આપી હતી. આ વિદ્વાન પુરૂષ પોતાની ૫૫ વર્ષની ઉમ્મરે દેવલોક પામ્યો હતો.



## પુરૂષોત્તમ.

**હારાવલી** નામે પ્રસિદ્ધ ગ્રંથનો કર્તા પુરૂષોત્તમ કલિંગદેશ (ઓડીસા કે ઓરિઆ પ્રાંત) નો રાજા હતો. તે જાતે આરીસ્સા ક્ષત્રી હતો. તે નાનપણથીજ સંસ્કૃત ભાષા શીખીને વિદ્વાન થયો હતો. તેણે એક સંસ્કૃત પાઠશાળા સ્થાપિ હતી. તેના ઉપયોગ સારૂ તેણે કેટલાક ગ્રંથો રચ્યા હતા. કેટલાક નામાંકિત પંડિતોની આજ્ઞાથી તેણે **હારાવલી, ત્રિકાંડશેષ,** અને **એકાક્ષરી** એ ત્રણ કોશ કર્યા છે. તે હાલ છપાવી પ્રસિદ્ધ કરેલા છે, અને તેનો ઉપયોગ ઘણા જણ કરે છે. આ રાજા શાલિવાહન શકના ચૌદમા સૈકામાં થઇ ગયો છે.

## અન્નંભટ્ટ.

**તર્કસંગ્રહ** નામે પ્રખ્યાત ગ્રંથનો કર્તા અન્નંભટ્ટ શાલિવાહન શકના પંદરમા સૈકામાં હતો. તે જાતે તૈલંગી બ્રાહ્મણ હતો. પૂર્વે નિઝામ અલીખાનના તાબામાં ગીરકપાદ કરીને એક ગામ હતું, તે હાલ ચિતપલ્લીના રાજાના અધિકારમાં છે. ત્યાં તેનો જન્મ થયો હતો. કૌંડિણ્યપૂર અથવા જેને કોંડવીડૂ કહે છે, ત્યાંની પાઠશાળામાં તે લગભગ ૧૨ વર્ષ સુધી રહીને ન્યાય શાસ્ત્ર ભણ્યો હતો. અને એ શાસ્ત્રમાં તેણે સપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું. ત્યાર પછી તેણે નવો અભ્યાસ કરનારાઓને ન્યાયશાસ્ત્રમાંના પદાર્થ તથા સિદ્ધાંત થોડામાં સમજાવવા સારૂ **તર્કસંગ્રહ** નામે સંક્ષિપ્ત ગ્રંથ રચ્યો. આ ગ્રંથ સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. અને ન્યાયશાસ્ત્રના અભ્યાસીઓ પ્રથમ એ ગ્રંથ ભણે છે.

અન્નંભટ્ટે પોતાના દેશમાં ન્યાયશાસ્ત્ર ભણાવવા સારૂ એક પાઠશાળા સ્થાપિ હતી. ત્યાં તેણે પોતાના શિષ્યોને **દિપીકા, મુક્તાવલી,** અને **ગદાધરી** એ સર્વ ગ્રંથો અનુક્રમે શિખવ્યા હતા. એ પ્રમાણે તેની ઘણા દિવસની મેહેનતથી તેના બધા શિષ્યો એ શાસ્ત્રમાં ઘણા પ્રવિણ થયા હતા. પ્રથમારંભમાં સર્વને તર્કસંગ્રહ શીખવતો.

અન્નંભટ્ટ પોતાની ૫૦ વર્ષની ઉમ્મરે પોતાના શિષ્યોને સાથે લઇને શ્રી ગૌતમ

લકા—ર્જુનેશ્વર મહાદેવનાં દર્શન કરવા ગયો હતો. ત્યાંથી પાછા આવ્યા પછી ફક્ત સવારે અને સાંજે બે કલાક સિવાય બાકીનો બધો વખત અધ્યયન અને અધ્યાપનમાં રોકતો હતો. તે સવારે તથા સાંજે સ્નાન સંધ્યા કરતો હતો. તેણે કોઇ પણ રાજસ્થાનમાં કે કોઇ શ્રીમંતની પાસે જઇને દ્રવ્યની આશા કરી નહોતી. તેને ઉદર નિર્વાહને સારૂ તેના બાપની ઘણી મિલકત હતી. તેથી તે સનોષ માનીને સદા સુખી રહેતો.

## લક્ષ્મણ કવિ.

લક્ષ્મણ કવિનો જન્મ શાલિવાહન શકના પદરમા સૈકામાં બેદરમાં થયો હતો. તે જાતે સ્માર્ત બ્રાહ્મણ હતો. એના બાપનુ નામ વ્યંકટેશ કવિ હતું. લક્ષ્મણ કવિ નાનપણમાં તૈલંગી તથા સસ્કૃત ભાષા શિખ્યો હતો. પંદર વર્ષની ઉમ્મર થતાં સુધીમાંતેણે કાવ્યો અને નાટકોના ગ્રથોનો સારો અભ્યાસ કર્યો હતો. તે પોતે ગુણકાઓની તથા નટ લોકોની સોબત કરીને નાટયશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે તેઓને હાવભાવ કરતાં શિખવતો હતો. તેના આવા કામને લોકો સારૂ ગણતા નહોતા. તેથી તે વારવાર અપમાન પામતો હતો. પછી તેણે એક ઉત્તમ ગ્રંથ રચીને પોતાની આબરૂ વધારવાનો નિશ્ચય કર્યો. ભોજરાજાએ ભોજચંપૂ જેને ચંપૂરામાયણ કહે છે, તેના પાંચ કાંડ રચી મૂકયા હતા; તે ચંપૂ સંપૂર્ણ કરવા કોઇ સમર્થ નથી, એવું જાણીને તથા કેટલાક પડિતોના કહેવા ઉપરથી એ ચંપૂનો છઠ્ઠો કાંડ જે યુદ્ધકાંડ, તે લક્ષ્મણ કવિએ રચીને ચંપૂ સંપૂર્ણ કર્યો. એ કાંડની વાણી પ્રથમના કાંડની સાથે સમતોલ ઉતરી. એ ઉપરથી તેની ઘણીજ વાહવાહ થઇ. અને તેને ભોજચંપૂલક્ષ્મણ એવું પદ મળ્યું. તેની કીર્ત્તિ સાંભળીને એ દેશના રાજાએ તેને ઘણું દ્રવ્ય બક્ષિસ આપ્યુ એ ચંપુ કાવ્યશાળામાં શિખવવાનો ચાલ છે. આ ગ્રંથ થોડાક સમય ઉપર પુનાની પાઠશાળામાં શુદ્ધ કરીને છપાવ્યો છે. લક્ષ્મણ કવિ પોતાની ૫૫ વર્ષની ઉમ્મરે અચ્છિપટ્ટન શેહેરમાં મરણ પામ્યો હતો

## જગન્નાથરાય પંડિત.

આ મહા પંડિત તૈલગણ દેશમાં મુંગુંડા કરીને શેહેર છે, સાંનો રહીશ હતો. તેના પિતાનુ નામ પેરુભટ્ટ, અને માતાનું નામ લક્ષ્મી હતું. તેઓ જાતે વેગી કે વેગીનાડ કુળના તૈલંગા બ્રાહ્મણ હતા. કવિ ચરિત્રમાં લખ્યું છે કે, જગનાથરાય વેગીનાડ કુળમાંના રામચંદ્ર ઉપાધ્યાય નામના એક બ્રાહ્મણનો પુત્ર હતો. અને બાર વર્ષનો થયો ત્યાં સુધી તે સંસ્કૃતનો એક શબ્દ પણ શીખ્યો નહોતો. પછી પોતાના બનેવીને ઘેર રહીને કાવ્યનો અભ્યાસ કર્યો હતો. પરંતુ રસગંગાધર નામે ગ્રંથમાં લખેલું છે કે;—

पापाणादपिपीयूपंस्यंदतेयस्यलीलया ॥
तंवंदेपेरुभट्टाख्यंलक्ष्मीकांतंमहागुरुं ॥१॥

પેદુભટ્ટ એવો સમર્થ વિદ્વાન હતો કે પથ્થર પાસેથી પણ અમૃત કઢાવે. તે એનો ગુરૂ હતો. ઉપર કહેલી બેમાંની ગમે તે વાત સાચી હો, પરંતુ તેણે સંસ્કૃત ભાષાનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું. થોડા વખતમાં તે ન્યાય, મિમાંસા, અને અલંકાર શાસ્ત્ર, વગેરેનો અભ્યાસ કરીને મહા બુદ્ધિવાન કવિ થયો હતો. ત્યાર પછી તે કર્ણાટક દેશના રાજાને મળવા સારૂ ગયો હતો. પણ ત્યાં તેના ગુણની કદર કોઇએ કરી નહિં. તેથી તેણે કેટલાક બોધ યુક્ત શ્લોક રચીને એ તરફ રાજાનું લક્ષ ખેંચવાની યુક્તિ રચી. તેમાં પણ તેની મનવાંચ્છના સફળ થઇ નહિ તેથી તે નિરાશ થઇને ત્યાંથી જયપુરના રાજાને ત્યાં ગયો. ત્યાં કેટલાંક વર્ષ રહીને અનેક પ્રકારના શાસ્ત્રના વિષયોમાં ત્યાંના પંડિતોને જીતીને પ્રતિષ્ઠા મેળવી. વળી ત્યાં એક સંસ્કૃત પાઠશાળા સ્થાપીને સેંકડો વિદ્યાર્થીઓને શાસ્ત્રો અને પુરાણોનો અભ્યાસ કરાવીને સર્વ વિષયમાં કુશળ કર્યા.

એ વખતે દિલ્હીમાં મહાન્ અકબર પાદશાહ રાજ્ય કરતો હતો. તેની પાસે એક ગોરો વિદ્વાન કાજી હતો. તે "યવન ધર્મ ખરો" એવું મત સ્થાપન કરવાના ઉદ્દેશથી ઘણા પંડિતોને જીતવાનો પ્રયત્ન કરતો હતો. તેથી એ વિષે બ્રાહ્મણોને ઘણી ચિંતા થઇ. તેમણે આ વાત જગન્નાથરામ પંડિતને જણાવી. જગન્નાથરાયે પાદશાહના એ કાજીને ધર્મવાદથી જીતવાનું કામ પોતાને માથે લીધું, અને તે કામને માટે કેટલીક મુદત માગી. પછી તેણે ફારસી ભાષાનો અભ્યાસ કરીને મુસલમાની ધર્મના સર્વ ગ્રંથો તપાસી જોયા. તથા કાજીની પાસેથી એ ધર્મનાં તત્વ જાણી લીધાં. પછી તેણે કાજીની સાથે ધર્મ સંબંધી વાદવિવાદ કર્યો. તેમાં પોતાની મહા વિદ્વતાવડે કાજીનો પરાજય કર્યો. અને હિંદુ ધર્મનાં તત્વ શ્રેષ્ઠ છે, એવું સિદ્ધ કર્યું. પરંતુ યવન પાદશાહને રાજી રાખવા સારૂ તેણે સયુક્તિથી જણાવ્યું કે;—"યવનનો ધર્મ તો યવનેજ પાળવો. બીજાને પાળવાનો અધિકાર નથી." જગન્નાથ પંડિતની આવી ચતુરાઇ અને વિદ્વતા જોઇને ગુણગ્રાહી યવન પાદશાહ ઘણો રાજી થયો. તેથી તેને પોતાના માનીતા વિદ્વાન દરબારીઓમાં દાખલ કરીને ત્યાંજ રાખ્યો. ત્યારથી તે અકબર પાદશાહની હજુરમાં ઘણા માનથી રહેતો હતો.

મહાન્ અકબરના દરબારમાં જેમ સંગીતશાસ્ત્રમાં પારંગત થયેલો ગુણી તાનસેન હતો, જેમ વ્રજ ભાષાના સાહિત્યમાં જગપ્રસિદ્ધ થયેલો કવિ ગંગ હતો, જેમ પ્રથમ યવન અને પછી બીજી ભાષાઓની કવિત્વ શક્તિ ધરાવનાર મુલાં ફૈઝી તથા કેટલેક અંશે તેનો વડિલ ભાઇ અબુલફઝલ હતો, જેમ વાક્ચાતુરિ અને હાજર જવાબીમાં એકકો બિરબલ હતો, તેમ સંસ્કૃત કાવ્ય અને શૃંગાર રસમાં તે વખતે સર્વોત્કૃષ્ટ પંડિત કવિ જગન્નાથરામ હતો. કવિત્વ શક્તિ ધરાવવા સાથે તે મોહક વક્તા હોઇને શરીરે મજબૂત, દેખાવે ભવ્ય તથા ઘણો ખુબસુરત હતો. તેણે અકબરના દરબારમાં પોતાનું પ્રૌઢ કવિત્વ તથા કઠિણ પાંડિત્ય દર્શાવીને સંસ્કૃત વિદ્યાના ગુલ થના દીવાને ઘડીભર ખુબ તેજસ્વિ કર્યો હતો. અકબરના દરબારના દરેક ગુણવાન પુરૂષો "આપણા તરફ પાદશાહનો અપૂર્વ પ્રેમ છે" એમ સમજતા હતા. કેમકે મનુષ્યનાં મન વશ કરવાની કળા અકબર જેવી બીજા કોઇકજ પાદશાહે જાણી હશે. અકબરના પ્રિય પુરૂષોમાં પંડિત કવિ જગન્નાથરાય પ્રથમ દરજ્જે હતો. ગિર્વાણ (દેવભાષા) માં એ વખતે ઉત્તમ કવિત્વ શક્તિ ધરાવનાર

તરીકેનો તેનો બીજો કોઇ હરિફ નહોતો. તેની મધુર અને મોહક વાણી સાંભળવાને અકબરશાહ કલાકોના કલાક ભૂખ તરસ વીસારીને તેની સોબતમાં બેસી રહેતો; અને અપૂર્વ આનંદ મેળવતો. અકબરને જગન્નાથરાયના મૂખમાંથી નીકળતી સંસ્કૃત વાણીથી જેટલો આનંદ થતો, તેટલો બીજા કોઇથી થતો નહિ. જગન્નાથરાય પંડિતે ફારસી ભાષામાં પ્રવિણ થયા પછી મનરંજનાર્થે ફારસી શાયરીના જેવા મિશ્ર ભાષાવાળા સંસ્કૃત શ્લોક રચ્યા હતા.

એવું કહેવાય છે કે, અકબરશાહે પોતાની જમી (જૈના) અથવા લવંગી નામે પુત્રીને જગન્નાથ પંડિતની સાથે પરણાવી હતી. આ કન્યા અકબરની કોઇ હિંદુ સ્ત્રીથી ઉત્પન્ન થયેલી અનૌરસ પુત્રી હોવી જોઇએ. એમ અનુમાન થાય છે. કેમકે અકબર પોતાની શાહજાદી કવિને પરણાવે, એ વાત સંભવતી નથી. ગમે તેમ હો, પણ જગન્નાથરાય પંડિત યવન કન્યાને પરણવાથી વટલાઇને નાત બહાર રહ્યા હતા. કેટલેક વર્ષે. તેમને પાછા બ્રાહ્મણ થવાની ઇચ્છા થઇ હતી. તેની સાથે પોતાની યવન સ્ત્રીને પણ બ્રાહ્મણી કરવાનો તેમણે નાતવાળાઓને આગ્રહ કર્યો હતો. પણ તે વાત બ્રાહ્મણોએ કબુલ કરી નહિ. પરંતુ એવી દંતકથા ચાલે છે કે,—"ગંગા નદીનું પાણી બાવન પગથીઆં ઉંચુ ચડી મણીકર્ણિકાના ઘાટ ઉપર તમને બંને જણને નવરાવે તોજ અમે તમને નાતમાં લેઇશું." એવું બ્રાહ્મણોએ કહ્યાથી જગન્નાથરાય પોતાની યવન પત્ની સહિત ગંગાના ઘાટ ઉપર જઇને બેઠા. પછી ગંગાની સ્તુતિનો એકેકો શ્લોક બોલતા ગયા, તેમ તેમ ગંગાનું પાણી એકેકુ પગથિયું ચડતું આવ્યું અને બાવન શ્લોક બોલતાં પાણી ઠેઠ સુધી ચડ્યું. પછી બને દંપતિ નાહ્યાં! તેથી બ્રાહ્મણોએ તેમને જ્ઞાતિમાં લીધા હતા.

આ વિદ્વાન પુરૂષે પ્રથમ **રસગંગાધર** નામે અલંકાર શાસ્ત્ર ઉપર મોટો તકરારી ગ્રંથ કર્યો છે. તેમાં અપય્યાદીક્ષિતના ગ્રંથોનુ ખંડન કરીને કાંઇક નિંદા પણ કરેલી છે! તેણે પોતાના ગ્રથમાં ઉદાહરણો માટે બીજા કવિયોના શ્લોક લીધા નથી. **ભામિનીવિલાસ** નામે એક બીજો ગ્રંથ તેણે કર્યો છે. તેનાં ત્રણ શતક છે. તેમાં નીતિ, અન્યોક્તિ, અને શૃંગાર, વગેરેનુ વર્ણન છે. **અશ્વધાટી** નામે ત્રીજો એક ગ્રંથ તેણે રચ્યો છે. તેના ૨૭ શ્લોક છે. તેમાં શ્રીરામચંદ્રજીની સ્તુતિ છતાં મનને બોધ કર્યો છે. તેના છંદ અને રચના ઉત્તમ છતાં અઘરી છે. **કુચમર્દિની**—આ ગ્રંથની આખી પ્રત મળતી નથી. દક્ષિણમાં તેનાં કેટલાં પ્રકરણો છે. તેમાં પ્રૌઢમનોરમા જે ભટ્ટોજીદીક્ષિતકૃત સિદ્ધાંત કૌમુદીની ટીકા છે, તેનું પદે પદે ખંડન કર્યું છે. **ગંગાલહેરી**—જગન્નાથ પંડિતે ગંગાનાઘાટ ઉપર બેઠાંતે જે બાવન શ્લોક કહ્યાની વાત ઉપર આવી ગઇ છે, તેજ ગંગાની સ્તુતિના પર શ્લોકનો આ ગ્રંથ છે.-આ શ્લોક ઘણાજ ઉત્તમ હોવાથી વિદ્વાન લોકો ઘણી હોંસથી ગાય છે. તેના ઉપર વામન નામે વિદ્વાનની સમશ્લોકી ટીકા છે. એ રીતે તેમના ગ્રંથો પ્રસિદ્ધ છે. આ પંડિત અકબર પાદશાહના વખતમાં એટલે શકે ૧૫૦૦ માં હતા, માટે તેમને થઇ ગયાને આજે લગભગ ૩૦૦ વર્ષ થયાં છે.

# ભટ્ટોજી દીક્ષિત.

**સિદ્ધાંત કૌમુદી** નામે વ્યાકરણશાસ્ત્રના પ્રસિદ્ધ ગ્રંથના કર્તા **ભટ્ટોજીદીક્ષિતનો** જન્મ શાલિવાહન શકે ૧૫૦૦ માં થયો હતો. તેઓ ગ્નાતે પંચ ગૌડ માંહેલા સારસ્વત બ્રાહ્મણ હતા. મહારાષ્ટ્ર દેશમાં રહેનારા સારસ્વત બ્રાહ્મણોને શેણવી કહે છે. શેણવી એટલે ફોજની ટોળીના ઉપરી. એ વિષે એવું કહેવાય છે કે, શાલિવાહનના ચૌદમા સૈકામાં કર્ણાટક દેશનો પહેલો રાજા મયૂરવર્મા હતો, તેણે ગૌડ બ્રાહ્મણોનાં ઘણાં કુળોને કોકણ અને કહાડની વચ્ચે મિહ્યાદ્રિ પર્વતની તળેટી પાસે વસાવ્યાં હતાં. તેઓમાં આ ભટ્ટોજી દીક્ષિતનો દાદો પણ કુટુંબ સુદ્ધાં હતો. એ કુટુંબોની જૂદા જૂદા પ્રાંતોમાં સારી વસ્તી થયા પછી મુસલમાન રાજ્યોનુ જોર વધ્યું, ત્યારે તેમને એ પ્રાંતમાં જે અધિકાર આપ્યા હતા, તે સર્વ ખુંચી લીધા. અને પોતાની ફોજની દરેક ટોળીનુ ઉપરીપણું તેમને આપ્યું. ત્યારથી તેઓ શેણવી કહેવાય છે. ભટ્ટોજી દીક્ષિત એ જાતના હતા. તેઓ દેવસ્થાનની પૂજા કરતા હતા. દેવસ્થાનની પૂજા કરવાનો રવૈયો તેમના વંશપરંપરાથી ચાલ્યો આવતો હતો. ભટ્ટોજીના વંશજોએ **દીક્ષિત** ઉપાધિ મેળવી હતી. તે પોતે સંપાદન કરવા માટે ઘણા પરિશ્રમથી શાસ્ત્રોનુ અધ્યયન કર્યું હતું. ત્યાર પછી કાસીમાં જઇને તેમણે વ્યાકરણ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. અને એ વિદ્યામાં ઘણી કુશળતા મેળવી હતી.

આ વિદ્વાન પુરૂષે વ્યાકરણ શાસ્ત્ર ઉપર ઘણા ઉત્તમ ગ્રંથો રચ્યા છે. તેઓમાં **સિદ્ધાંત કૌમુદિ** સર્વ માન્ય અને સર્વોત્તમ ગ્રંથ છે. વ્યાકરણશાસ્ત્રનો પ્રથમ અભ્યાસ કરનારાઓને આ ગ્રંથ ઘણોજ સહેલો, અને સરસ છે. વિદ્વાનોને પણ તે અતિ પ્રિય છે. ભટ્ટોજીની પહેલાં થઇ ગયેલા ભરત, વેપાલિત, વૃત્તિકાર, માધવ, વૈયાકરણ સર્વસ્વકાર, કાશિકાકાર, અને વામન આદિ પંડિતોએ સંસ્કૃત ભાષાના વ્યાકરણના ઘણા ગ્રંથો રચ્યા છે. પરંતુ સિદ્ધાંત કૌમુદીના જેવી બરાબર રચના કોઇ કરી શક્યું નથી. એ ગ્રંથ રચ્યા પછી સંસ્કૃત વ્યાકરણ સુધારવાનુ કાર્ય પૂર્ણ થયું છે. સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરનારાઓને આ ગ્રંથ ઘણો સુલભ અને ઉપયોગી થઇ પડયો છે. સંસ્કૃત ભાષામાં સર્વોપરી વ્યાકરણ શાસ્ત્રનો ગ્રંથ પાણિનિકૃત અષ્ટાધ્યાયી છે. એ ગ્રંથનો જોડો જગતમાં મળે તેમ નથી. અને તેથીજ પાણિનિ વૈયાકરણરાજ કહેવાય છે. તથાપિ એ સૂત્ર ગ્રંથ છે. અને સૂત્ર ગ્રંથોમાં પણ એની ગ્રંથી એટલી બધી સૂક્ષ્મ છે કે, ટીકા વગર તે સમજાય તેમ નથી. એ કારણને લીધે પાણિનિ ઉપરજ અનેક વ્યાકરણના ગ્રંથો રચાયા છે. તે બધાનો જો કોઇ યથાચિત અભ્યાસ કરવા માંડે તો તેનું આયુષ્ય બધુ ખપી જાય, તોપણ તે પાર પડે નહિ. એ સઘળા ટીકાકારોમાં ઉપર કહ્યું તેમ હાલ ભટ્ટોજીદીક્ષિતની સિદ્ધાંતકૌમુદી બહુજ વખાણાય છે. કૌમુદી ભણ્યા વિના હાલ કોઇ વ્યાકરણ શાસ્ત્ર જાણે છે, એમ કહેવાતું નથી. અને ખરેખર એ ગ્રંથ એટલા માનને લાયકજ છે. એ ગ્રંથના આધાર પર વરદરાજ નામે એક પંડિતે લઘુ અને મધ્યા એવી બે કૌમુદીઓ રચેલી છે. તેમાંની લઘુ કૌમુદીનો પ્રચાર હાલ ભરતખંડમાં ઘણો ચાલ્યો છે. પાણિનિ વ્યાકરણનો ટુંકામાં ટુંકો ગ્રંથ તે એ લઘુકૌમુદી છે. અને એટલી તો અવશ્ય ભણ્યા વિના સંસ્કૃત ભા-

પાનું સાર-જ્ઞાન કદી થતું નથી.

**પ્રૌઢમનોરમા** એ કૌમુદીની ટીકા છે. તેમાં પ્રાચીન ગ્રંથકારોના ભાષ્ય વિરૂદ્ધ જે મતો હતાં, તેઓનું ખંડન કરેલું છે. અને કૌમુદીનો અર્થ સવિસ્તર કહ્યો છે. તેની સંખ્યા ૧૨૦૦૦ ની છે. તેના ઉપર નાગોજી ભટ્ટે **લઘુશબ્દરત્ન** અને **બૃહત્‌શબ્દરત્ન** નામે બે ટીકા કરી છે. **તત્ત્વબોધિની** નામે બીજી મોટી વિસ્તીર્ણ ટીકા કૌમુદી ઉપર જ્ઞાનેંદ્ર સરસ્વતીએ લખી છે.

**વ્યાકરણભૂષણ** નામે વ્યાકરણ શાસ્ત્ર સંબંધી અર્થ વિચારનો ગ્રંથ પણ ભટ્ટોજીએ લખ્યો છે. આ ગ્રંથ ન્યાય શાસ્ત્રનો થોડો અભ્યાસ કર્યા પછી વ્યાકરણ શાસ્ત્ર શિખનારને ઉપયોગનો છે. આ ગ્રંથના અધ્યયનથી વ્યાકરણમાં વ્યુત્પત્તિ સારી થાય છે. **શબ્દકૌસ્તુભ** નામે બીજો એક ગ્રંથ ભાષ્યની ટીકા દાખલ તેમણે રચેલો છે. તેને માટે એવું કહેવાય છે કે, પાણિનિના અષ્ટાધ્યાય ઉપર એક લાખ શ્લોકનો આ ગ્રંથ હતો. માટે પંડિતોએ જાણ્યું કે એ ગ્રંથ કોઇ જોશે નહિ, તેથી તેને પાણીમાં ડુબાવ્યો હતો. તેના પહેલા અધ્યાયનાં જે નવ ન્હાનાં પ્રકરણો છે, તેને **નવાન્હિકી** કહે છે. તેજ હાલમાં મળે છે. તેની સંખ્યા ૯૦૦૦ છે. **ભૂષણસાર** નામે બીજો એક ગ્રંથ છે, તે ઉપરનાજ ગ્રંથનો સંક્ષેપ છે. તેના ઉપર બાળંભટ્ટ પાયગુડેની ટીકા છે. તેમજ હરિવલ્લભે પણ તેના ઉપર **ભૂષણસારદર્પણ** નામે ટીકા લખી છે. વળી **વૈયાકરણભુષણ** નામે એક ગ્રંથ કોંડભટ્ટે કર્યો છે.

ભટ્ટોજી દીક્ષિતે ધર્મશાસ્ત્ર ઉપર પણ ઘણા ગ્રંથો રચ્યા છે. તેમાં **અશૌચનિર્ણય** અને **આન્હિક** એ બે ગ્રંથો સર્વત્ર પ્રસિદ્ધ છે. એ રીતે આ મહા પંડિતે ઘણા ઉપયોગી ગ્રંથો રચીને સંસ્કૃત ભાષાના અભ્યાસીઓને પરમ લાભ કરી આપ્યો છે. તેથી તેમની કીર્ત્તિ ભારતવર્ષમાં સર્વત્ર પ્રસરી રહી છે.

ભટ્ટોજી દીક્ષિતને તથા અપય્યાદીક્ષિતને સારો મેળાપ હતો. અપય્યાદીક્ષિતે ભટ્ટોજીના ગ્રંથો જોઇને માન્ય રાખ્યા હતા. એવું કહેવાય છે કે, ભટ્ટોજીએ પ્રથમ પોતાના બધા ગ્રંથોના ખરડા તૈયાર કરીને પછી તે સુધારીને શુદ્ધ કર્યા બાદ તેની ઘણી પ્રતો લખાવીને જે મોટા વૈયાકરણી ગ્રંથકર્ત્તા હતા, તેમને તે આપી હતી. એવી મતલબથી કે પોતાના ગ્રંથોમાં કાંઇ પણ દોષ હોય, તો તેઓ બતાવે. એ કામ માટે તેમણે પૂર્વ તથા ઉત્તર હિંદુસ્થાનનાં ઘણાં ક્ષેત્રોમાં તથા પ્રસિદ્ધ વિદ્યાલયોમાં પર્યટન કરીને ઘણા પંડિતોની મુલાકાત લીધી હતી. સર્વે પંડિતોએ તેમનાં પુસ્તકો માન્ય રાખ્યાં હતાં.

ભટ્ટોજી દીક્ષિતે પોતાની ઉત્તરાવસ્થામાં ન્યાય શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. અને એજ ધ્યાનમાં પોતાની ૫૬ વર્ષની ઉમ્મરે તેમણે કાશી ક્ષેત્રમાં દેહ ત્યાગ કર્યો હતો. તેમને **ભાનુદીક્ષિત** નામે એક પુત્ર હતો. હજુ પણ કાશીમાં તેમની પાંચમી કે છઠ્ઠી પેઢીના પુરૂષો હયાત છે. આ વિદ્વાન પુરૂષને થઇ ગયાને આજે ૩૦૦ વર્ષ થઇ ગયાં છે.

આ વિદ્વાન પુરૂષ વિષે એવું કહેવાય છે કે, એક પાઠશાળા સ્થાપન કરીને વિદ્યાર્થીઓને વ્યાકરણ શીખવવાનો તેમનો ઇરાદો હતો. પરંતુ દૈવયોગે તેમનો એ શુભ હેતુ પાર પડી શક્યો નહોતો. મારે મરતી વખતે તેમની એ વૃત્તિ રહી ગઇ. તેથી તેનો બ્રહ્મરાક્ષસ

થઇને પોતાની હવેલીમાં રહ્યા, અને કુટુંબીઓને પીડા કરવા લાગ્યા. તેથી તેઓ એ ઘર છોડીને બીજે ઠેકાણે જઇ રહ્યા હતા. એ વાતને આઠ દશ વર્ષ વીતિ ગયા પછી કોઇ અજાણ્યા બે મુસાફર બ્રાહ્મણ ત્યાં જઇ ચડ્યા. અને પેલી ખાલી પડેલી હવેલીમાં મુકામ કર્યો. ત્યાં તેમણે પાટલા ઉપર બેઠેલા દીક્ષિતને દીઠા. આ બ્રાહ્મણોને વ્યાકરણ ભણવાનો ઇરાદો હતો. તેથી ભટ્ટોજી દીક્ષિતે તેમને ભોજન વગેરેની ગોઠવણ કરી આપીને સંપૂર્ણ વ્યાકરણ શાસ્ત્ર શીખવ્યું. એ શીખતાં સાત આઠ વર્ષ થયાં. ત્યાં સુધી તેઓ બહાર નીકળ્યા નહોતા. અધ્યયન પુરૂં થયા પછી દીક્ષિતે પોતાની ખરી હકીકત શિષ્યોને જણાવી. અને પોતાનું જે દ્રવ્ય હતું, તે તેમને આપી દીધું. પછી શિષ્યોએ ક્રિયા કર્મ કરી તેમની સદ્ગતિ કરી હતી.

## અપપ્યાદીક્ષિત.

આ વિદ્વાન પુરૂષ શાલિવાહન શકના પંદરમા સૈકામાં વિદ્યાનગરના રાજા કૃષ્ણદેવની કારકીર્દિમાં હયાત હતો. તે કાંચી શેહેર (કાંજેવરમ) ના અગ્નિખૂણામાં આદિપાલ્મ નામે ગામનો રહીશ, જ્ઞાતે દ્રવિડ બ્રાહ્મણ હતો. તેના પિતાનું નામ નારાયણ દીક્ષિત હતું. અપપ્યા દીક્ષિતે બાર વર્ષની ઉમ્મરમાં વેદાધ્યયન સંપૂર્ણ કરીને બીજાં શાસ્ત્રોનો અભ્યાસ આરંભ્યો હતો. એ અભ્યાસ પૂર્ણ થતાં તેણે વેદાંતનો અભ્યાસ કર્યો હતો. તેથી બ્રહ્મજ્ઞાન સંબંધી તેને ઉત્તમ જ્ઞાન થયું હતું. એ વખતના લોકો તેને શિવના અંશરૂપ માનતા હતા. તે વેદાંતશાસ્ત્ર સંપન્ન, સદાચારશિલ, અને નિર્મળ બુદ્ધિનો હોવાથી શિવ અને વિષ્ણુ મતવાળાઓમાં અતિ માનવંતો થયો હતો. તેને ત્રણ સ્ત્રીઓ હતી, તેનાથી અગીઆર છોકરાં થયાં હતાં. તેણે પોતાની યુવાવસ્થામાં મોટી મોટી સભાઓમાં જઇને ન્યાય અને ધર્મ સંબંધી વિષયો તથા શિવ અને વિષ્ણુના સામ્યદર્શનમાં મોટા મોટા પંડિતો સાથે વાદવિવાદ કરીને તેમના મતોનું ખંડન કર્યું હતું. તેથી ચંદ્રગિરીના રાજા વ્યંકટ પતિ રાયળુની તેના ઉપર ઘણીજ પ્રીતિ થઇ હતી. એ રાજાએ તેના કુટુંબ અને વિદ્યાર્થિઓના નિર્વાહ માટે ઘણી ઉપજની જમીન ઇનામમાં ગિરાસ તરીકે આપી હતી. એ ઉપજ વડે પોતાનું ગુજરાન ચલાવીને વિદ્યાર્થીઓને નિરંતર ભણાવતા, અને અવકાશે ગ્રંથો પણ રચતા. તેણે શિવોપાસના વગેરેના ઘણા ગ્રંથો કર્યા છે. તે નીચે પ્રમાણે છે,—

**શિવાર્ચનચંદ્રિકા** ૩૦ અધ્યાયની, **શિવતત્વવિવેક** ૨૦ અધ્યાયનો, **શિવમણિદીપિકા** નામે ગ્રંથમાં શિવ એજ પરમ દૈવત છે, એમ અનેક શાસ્ત્રોનાં પ્રમાણ આપીને સિદ્ધ કરેલું છે. **શિવકર્ણામૃત** એ કાવ્ય ગ્રંથમાં પંચરાત્ર અને વિષ્ણુપુરાણ એ કેવળ વિષ્ણુ મતાનુરોધી છે. એવા મતનું ખંડન કરીને શિવના પ્રાધાન્યનું નિરૂપણ કર્યું છે. **આત્માર્પણ** આ બધો ગ્રંથ શિવભક્તિ ઉપર ૧૦૦ શ્લોકનો છે. **વીરશૈવ** આ ગ્રંથમાં શિવાલયના નિર્માણ વિષે શાસ્ત્રાર્થ, શિવમૂર્ત્તિનું નિર્માણ, અને સ્થાપના ઇત્યાદિ વિષે શાસ્ત્રાર્થ કહ્યા છે. તેનાં ૨૭ પટળ છે. **રામાયણસારસ્તવ** એ સ્તોત્ર ગ્રંથ છે. તેમાં રામાયણની મતલબ શિવ ઉપર લાગુ કરી છે. **નામસંગ્રહમાળા** અને **શબ્દપ્રકાશ** એ બે કોશ છે. એ સિવાય ન્યાય, અલંકાર અને વેદાંતશાસ્ત્રાદિ વિષયોપર દીક્ષિતે ૮૪ ગ્રંથો કર્યા છે. તેઓમાં

**કુવલયાનંદ** અને **ચરિત્રમિમાંસા** એ બે અલંકારશાસ્ત્રના ગ્રંથો પ્રખ્યાત છે. **દશકુમાર ચરિત્રસંક્ષેપ** એ ગ્રંથ ઘણો સુંદર છે. તેનો અભ્યાસ ઘણા પંડિતો કરે છે. **વૃત્તિવાર્તિક, રત્નપરીક્ષા,** અને **સિદ્ધાંતલેશ** એ ગ્રંથો વેદાંત વિષયોપર પ્રસિદ્ધ છે. તે પણ તેણેજ લખ્યા છે. એ સિવાય **મધ્વમુખ કપોલ ચપેટીકા, મધ્વમતકુઠાર, રામાનુજમતવિધ્વંશ** ઇત્યાદિ ગ્રંથો તેણે લખ્યા છે.

ઉપર લખેલા ગ્રંથોમાંના પહેલા ત્રણ ગ્રંથો અપય્યાદીક્ષિતે પ્રથમ કેટલાક યત્ન કર્યાં પછી રચ્યા હતા. વળી એવું કહેવાય છે કે, આત્માર્પણ ગ્રંથ રચતાં પહેલાં કેટલાક દિવસ અગાઉ તેઓ ધંતુરાનાં બીયાં ખાતા હતા. કારણ કે ધર્મ સંબંધી વિચાર કરવાને હૃદય નિર્મળ જોઇએ, તે સાફ રાખવાની શક્તિ એ વનસ્પતિના બીયામાં છે. એ વનસ્પતિએ કરીને તેને ઇશ્વિરી જ્ઞાનની પ્રેરણા ઝડપથી સ્ફુરી આવી હતી. તે એવી કે જ્યારે ચાર જણ લખવા બેસે, ત્યારે લખી શકાયું હતું! તેજ આત્માર્પણ ગ્રંથ છે. એ ગ્રંથ વિષે દક્ષિણ હિંદુસ્થાનના લોકો આશ્ચર્ય માને છે.

અપય્યાદીક્ષિત ત્રિચીનાપલ્લી, તંજાવર, અને મધુરાના રાજાઓને ભજાવા ગયો હતો. એ રાજાઓ તેની અપૂર્વ બુદ્ધિ અને વિદ્વતા જોઇને ઘણા પ્રસન્ન થયા હતા. અને તેને ઘણું દ્રવ્ય બક્ષીસ આપ્યું હતું. તે મોટો નૈષ્ઠિક અને ધર્મપાળક હતો. તેણે ઘણું દ્રવ્ય વાપરીને કાવેરી નદીને કિનારે ઘણા યજ્ઞો કર્યા હતા. તે જ્યાં જ્યાં જતો હતો ત્યાં ત્યાં શિવની સ્તુતિ ગાતો હતો. અને જે કોઇ વૈષ્ણવ ધર્મ છોડીને શિવની ઉપાસના લેતા, તેનાં તે વખાણ કરતો હતો.

એક વખતે વ્યંકટપતિ રાજાની સભામાં **તાતાચાર્ય** નામે પંડિતની સાથે વાદવિવાદ થયો હતો. તેમાં તેણે તાતાચાર્યનો પરાજ્ય કર્યો હતો. એ કારણથી અપય્યાદીક્ષિતને તાતાચાર્યની સાથે શત્રુતા થઇ હતી. તેને મારવાને તાતાચાર્યે એક દિવસે મારા મોકલ્યા હતા. પણ ઇશ્વર કૃપાથી તેનો બચાવ થયો હતો. થોડા દિવસ પછી દીક્ષિત કાશીએ યાત્રા કરવા ગયા હતા. ત્યાં તેમને પ્રસિદ્ધ પંડિત **જગન્નાથરાયનો** મેળાપ થયો હતો. કાશીથી તેઓ ગયા અને પ્રયાગની યાત્રા કરીને પાછા પોતાને ઘેર આવ્યા હતા. પછી તેમણે પારમાર્થિક વિષયોપર સંસ્કૃત ભાષામાં પદ લખ્યાં હતાં. કેટલીક મુદત વિત્યા પછી દીક્ષિતે જીંદગી પર્યંત કાશીમાં જઇને રહેવાનો વિચાર કર્યો હતો. પણ ઘણાક લોકોએ તેમને પોતાનો દેશ છોડીને નહિ જવાનો અતિ આગ્રહ કર્યો. તેથી તેઓ કાશીમાં ન જતાં તેમની જન્મભૂમિ જે **ચિદંબરપુર** ત્યાં જઇને રહ્યા હતા. અને ત્યાંજ પોતાની જીંદગી પૂરી કરી હતી. દીક્ષિતની પાસે સ્ફાટિકનાં પાંચ લિંગ પૂજનમાં હતાં. તેમાંનાં બે બ્રાહ્મણોને આપ્યાં, એક પોતાના ભત્રિજાને, અને એક પોતાના પુત્રને આપ્યું. પાંચમું લિંગ જે રહ્યું, તેની પોતે ચિદંબરપુરમાં સ્થાપના કરી, તે અદ્યાપિ સુધી છે. દીક્ષિત ચિદંબરપુરમાં થોડોક કાળ ગુજારીને ત્યાં પોતાની ૭૦ વર્ષની ઉમ્મરે કૈલાસવાસી થયા હતા.

---

# તાતાચાર્ય.

આ પંડિત કાંચીનગરમાં રહતો હતો. તે જાતે વૈષ્ણવ બ્રાહ્મણ હતો. લોકો તેને વિષ્ણુ અંશથી ઉત્પન્ન થયેલો કહેતા હતા. તે ઘણો વિદ્વાન, ઉદાર, અને ધાર્મિક, હતો. ગરીબ લોકોના દુઃખની દાઝ હૃદયે લાવી, પોતાના પૈસાથી તેમનું દુઃખ તે દૂર કરતો હતો. પોતાની ઉદારતાથી તેણે ઘણાક ગરીબ લોકોની કન્યાઓના વિવાહ કરી આપ્યા હતા. તેથી તેને "કન્યાદાની" એવું વિશેષ નામ પ્રાપ્ત થયું હતું.

તાતાચાર્ય કવિતા કરવામાં ઘણો પ્રવિણ હતો. તે ચંદ્રગિરીના રાજા વ્યંકટપતિ રાયલુનો કુળગુરૂ હતો. તેથી રાજાને મળવા સારૂ તે દરરોજ કાંચીનગરથી ચદ્રગિરીમાં જતો હતો. તેને અપય્યાદિક્ષીતની સાથે શત્રુતા હતી. તેથી તેને વિદ્યાવાદમાં જીતવાની તાતાચાર્યે યુક્તિ રચી હતી, પણ તેમાં તે ફાવ્યો નહોતો. તાતાચાર્યના પરોપકારી કાર્યથી લોકો તેનાપર અત્યન્ત પ્રીતિ રાખતા હતા. એટલુંજ નહિ પણ તેને કોઇ મહત્ પુરૂષ ગણી માન આપતા હતા. તેની સ્ત્રી પતિવ્રતા અને મહા સાધ્વી હતી. તાતાચાર્ય જ્યારે કામ પ્રસગે બહાર જતો, ત્યારે એ સાધ્વી દેવી પોતાના પતિને આવવાની રાહ જોતી આતુરતા પૂર્વક ઘરના દરવાજા આગળ નિત્ય ઉભી રહેતી હતી. એક વેળાએ તેનો સ્વામી તાતાચાર્ય કાંઇ કામ માટે બહાર ગયો હતો. તેને આવવાની રાહ જોતી તે પોતાના હમેશના નિયમ પ્રમાણે બારણામાં ઉભી હતી. કમનસીબે એવું બન્યું કે, કેટલાક દુષ્ટ બુદ્ધિના લોકોએ ત્યાં આવીને મશ્કરીમાં તેને ખબર આપી કે, તારો પ્રાણનાથ તો આત્મઘાત કરીને મરણ પામ્યો છે. "પ્રાણનાથ આત્મઘાત કરીને મરણ પામ્યો છે." એ શબ્દો સાંભળતાંજ સાધ્વી સ્ત્રી મૂર્છા ખાઇને પૃથ્વીપર પડી. એટલુંજ નહિ પણ પડતાંની સાથેજ તેનો પ્રાણ વાયુ શરીરથી છુટો પડીને ચાલ્યો ગયો. તાતાચાર્ય નિત્યની વખતે જ્યારે ઘેર આવ્યો, ત્યારે તેણે દરવાજામાં પ્રવેશ કરતાંજ પોતાને હસ્તે વદને આવકાર દેનાર પોતાની પ્રાણ પ્રિયાને ધરણીપર ગાઢ નિદ્રામાં સૂતેલી જોઇ. પ્રથમ તો તે કાંઇ આશાભેર હળવે રહીને તેની પાસે ગયો. પણ જ્યારે તેણે જોયુ કે, પોતાના સુખ દુઃખની ભાગિયણ, દુઃખમાં દિલાસો અને ધીરજ આપનાર, પોતાનો નિત્યનો સોબતી, આ સસાર છોડીને ચાલ્યો ગયો છે, ત્યારે તેનો પ્રાણ પણ પોતાના હમેશના સોબતીને મળવા પરલોકમાં પરવર્યો ! આહા ! દપતિ વચ્ચેની ખરી નિર્મળ પ્રીતિ તે આનું નામ. આ પ્રેમી જોડાને આવી રીતે મરણ પામેલાં જોઇને લોકો ઘણા અજબ થયા. એવા પરોપકારી પુરૂષનો પ્રાણ જવાથી એના સ્વદેશી લોકોને ઘણો ખેદ થયો કારણ કે તે વિદ્વાન હતો, એટલુંજ નહિ, પણ સભ્ય અને ધર્માત્મા પુરૂષ હતો. તેના ઉત્તમ ગુણોથી સર્વ પ્રજા તેને માટે અશ્રુપાત કરવા લાગી. આવાં પ્રેમી જોડા જગતમાં ઠામ ઠામ મળવાં દુર્લભ છે. તાતાચાર્ય શાલિવાહન શકના પદરમા સૈકામાં થઇ ગયાનુ જણાય છે તેણે "સાત્વિકબ્રહ્મવિદ્યાવિલાસ" નામે એક ઉત્તમ ગ્રથ રચ્યો છે. એવી રીતે આ મહા પુરૂષ પોતાની કીર્તિ પાછળ મૂકી ગયો છે.

# ઇલેશ્વરોપાધ્યાય.

આ વિદ્વાન પુરૂષ તેલંગણદેશમાં શ્રીશૈલ શેહેરની પશ્ચિમ તરફ ઇલેશ્વર નામે એક નગર છે, ત્યાંનો રહેવાશી હતો. ઇલેશ્વરનગર ઉપરથી તેનું નામ ઇલેશ્વરોપાધ્યાય પડ્યું છે. તે ઇસ્વીસનના સોલમા સૈકામાં હયાત હતો, એવું તેના ગ્રંથો ઉપરથી જણાય છે. તેણે નાનપણમાં મુખ્યત્વે કરીને આધ્યાત્મશાસ્ત્ર એટલે વેદાંતશાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. અને થોડી મુદતમાં તે એ વિદ્યામાં ઘણોજ પ્રવિણ થયો હતો. તે પોતાની ચૌદ વર્ષની ઉમરથી દેશ દેશના રાજદરબારોમાં જવા લાગ્યો હતો. અને ત્યાં કોઇ સત્ય ધર્મનો પ્રતિપક્ષી મળે તો તેની સાથે વાદવિવાદ કરીને તેનું ખંડન કરતો હતો.

તેણે ભૂગોળશાસ્ત્ર ઉપર એક ગ્રંથ રચ્યો છે. તેમાં તેલંગણ દેશના સ્થળ વિષેનું વર્ણન કરતી વખતે તે દેશના સો ભાગ કલ્પીને તેનું નાડ એવું નામ આપેલું છે. એ વિષેના લેખ દેશી ભાષામાં લખેલા ઇલેશ્વર વગેરે પ્રાંતમાં રક્ષણ સારૂ મૂકેલા છે, તે હજુ પટેલ તલાટી લોકો પાસે છે. તેલંગણ દેશમાં રાજ્યની ઘણી ઉથલપાથલ થઇ ગઇ છે, તે છતાં ઇલેશ્વરોપાધ્યાયે તેના જે ભાગ કર્યા છે તે તથા ગામનાં નામ હજુ સુધી કાયમ છે. તેને એવી રીતે દેશ વ્યવસ્થા રચવાને ઘણી મેહેનત પડી હતી. તે સિવાય પણ તેણે બીજાં ઘણાં લોકોપયોગી કામો કર્યા હતાં. તેની કદર જાણીને ઘણાક રાજાઓએ તેને કેટલીક જમીન બક્ષીસ આપી હતી, તે તેણે બ્રાહ્મણોને વહેંચી આપી હતી. એ સંબધી લખેલી સનંદો હજુ પણ તેમના વંશજો પાસે છે.

તેનું મોટું કામ તો એ છે કે તેણે એક ખાનગી વિદ્યાલય સ્થાપ્યું હતું. તેમાં ૫૦૦ વિદ્યાર્થીઓ કાવ્ય, નાટક, અલંકાર, ન્યાય, વ્યાકરણ, ધર્મ, અને જ્યોતિષ ઇત્યાદિ શાસ્ત્રોનો અભ્યાસ કરતા હતા. એવું કહેવાય છે કે તેના કેટલાક શિષ્યો મંદ બુદ્ધિના હતા, માટે તેમની બુદ્ધિ તેજ કરવાનો ઉપાય શોધતાં એક જૂના ગ્રંથમાંથી ઇંદ્રજાળ વિદ્યાના પ્રકરણમાં કેટલાએક બુદ્ધિ વર્દ્ધક કલ્પ કહેલા હતા. તેમાં જ્યોતિષ્મતિ કલ્પ તેને જડ્યું. તે માલકાંકણીના* તેલનું છે. સૂર્ય ગ્રહણમાં તે તેલ પીને પાણીમાં બેશીને કાંઇક મંત્ર જપ કરવા પડે છે. એવું તેનું વિધાન છે. આ તેલનો ઉપયોગ તેણે પોતાના શિષ્યોમાં કરવાથી કહે છે કે તેઓની બુદ્ધિ એટલી બધી ખીલી કે ગમે તેવી કઠિણ બાબતનો પણ સમજવા લાગી. મ્હૈસુર, તાંજોર, કાશી, અને કાંચીની પાઠશાળાઓના ઘણા પંડિતો પોતાના શિષ્યોને બુદ્ધિમાન કરવા માટે એ તેલનો ઉપયોગ કરે છે.

ઇલેશ્વરોપાધ્યાયે રઘુપતિપેઠ, નારાયણગઢ, અને બીજાં રાજ્યોમાં પણ સંસ્કૃત કાવ્ય

---

* સંસ્કૃતમાં તેને સુવર્ણલતા કહે છે. તે ગદ્વારાણ દેશના પૂર્વ ભાગમાં ઘણી પ્રખ્યાત છે. તે ચોમાસામાં ઉગે છે. તેનાં ફળ રાતાં અને નાનાં હોય છે. તેનાં ઝુમખાં થાય છે. તે પાકે છે, ત્યારે ઘણાં કડવાં લાગે છે એ વનસ્પતિને કદી ફુલ આવતાં નથી. તેનાં બીઆંનુ તેલ કાઢવાની રીત આ પ્રમાણે કહી છે -ગ્રીષ્મ ઋતુમાં તેને તડકામાં તરવારના પાન ઉપર સુકવવાં. તે સુકાય એટલે કાચના નળીવાળા વાસણમાં ઘાલીને અગ્નિ સંયોગથી તેનું તેલ કાઢવું એ તેલ અન્નાદિક સાથે ખાવું. એથી બુદ્ધિ સારી વિશદ થઇ પ્રકાશ પામે છે.

અને છંદશાસ્ત્ર શીખવવા માટે પ્રયત્ન કર્યો હતો. અને એ રાજાઓ તેને બહુ માન અને દ્રવ્ય આપતા હતા. પંડિતના કુટુંબની સ્ત્રીઓ પણ સંસ્કૃત ભાષા બોલી જાણતી હતી. એવું કહેવાય છે કે પંડિતની વિદ્વતાની ખ્યાતી સાંભળીને અકબર પાદશાહનો ખાનખાના નામે પ્રખ્યાત સરદાર કે જે સંસ્કૃત ભાષા જાણતો હતો, તે તેની મુલાકાતે ગયો હતો. તેણે પંડિતની વિદ્વતાથી પ્રસન્ન થઇને ઘણું ધન આપ્યું હતું.

પંડિતને **નાચી*** નામે એક પુત્રી હતી, તે સંસ્કૃત સારૂ ભણેલી હતી. તેણે **નાચીનાટક** નામે વીરરસનો એક સંસ્કૃત ગ્રંથ રચ્યો છે.

પંડિતે પોતે ગૌતમ સ્મૃતિ ઉપર મોટી ટીકા લખી છે. તેનું નામ **સ્મૃતિદર્પણ** આપ્યું છે. વળી તેણે પોતાની ઉત્તરાવસ્થામાં **ઇલેશ્વરવિજય** નામનો એક ધર્મશાસ્ત્રનો ગ્રંથ રચ્યો છે. તેમાં સર્વ જાતીના ભેદ અને પરસ્પર સંબંધ એ વિષેનો ઘણો ઝીણો વિચાર કર્યો છે. અનેક ગ્રંથકારોએ તેમાંનાં વચનો પ્રમાણ સારૂ લખેલાં છે. એ ગ્રંથ તે વખતમાં ઘણો પ્રખ્યાત હતો, તે છતાં હાલમાં તેની પ્રત કોઇ ઠેકાણેથી મળી શકિત નથી.

પંડિતે ઘણા શિષ્યોને વિદ્યા ભણાવી હતી, અને તે શિષ્યો પણ સારા વિદ્વાન થયા હતા.

---

## કમળાકર ભટ્ટ.

કમળાકર ભટ્ટ કાશીનો રહેવાશી દેશસ્થ બ્રાહ્મણ હતો. તેના બાપનું નામ **રામકૃષ્ણ**, અને માતાનું નામ ઉમા હતું. તેણે રચેલા **નિર્ણયસિંધુ** ગ્રંથના છેલ્લા શ્લોકમાં લખ્યું છે કે એ ગ્રંથ તેણે સંવત ૧૬૬૮ ની સાલમાં પૂરો કર્યો. એ ઉપરથી તેની હયાતીનો કાળ માલુમ પડે છે.

કમળાકરે **નિર્ણયસિંધુ** અથવા નિર્ણય કમળાકરના ત્રણ પરિચ્છેદ કરેલા છે. પહેલા અને બીજા પરિચ્છેદમાં કાળનિર્ણય એટલે કાળના વિભાગ, દિવસો, અને ધર્મ ક્રિયાનાં લગ્નો, સૂર્ય, અને ચંદ્રગ્રહણ તથા તેઓની ક્રિયા ઉપર અસર ઇત્યાદિ બાબતો બતાવી છે. ત્રીજા પરિચ્છેદમાં ત્રણ પ્રકરણ પાડેલાં છે. તેમાં પહેલું પ્રકરણ સસ્કાર બાબતનું, બીજુ શ્રાદ્ધ બાબતનું, અને ત્રીજુ સંન્યાસ વિશેનું છે. આ ગ્રંથ ઘણા વિદ્વાનોના અભિપ્રાય સહિત રચેલો છે. દક્ષિણ હિંદુસ્થાનમાં કમળાકરની વિદ્વતા ઘણી વખણાય છે. એટલા માટે ક્રિયાની બાબતમાં બીજા બધા ગ્રંથો કરતાં નિર્ણયસિંધુ વધારે માનવામાં આવે છે.

એ સિવાય તેણે **મિતાક્ષરાના** અભિપ્રાય પ્રમાણે દિવાની અને ફોજદારી ન્યાય ઉપર **વિવાદતાંડવ** તથા શૂદ્રોના ધર્મ વિષે **શાન્તીકમળાકર** (અપશુકનની શાંતિ કરવા વિષે), **દાનકમળાકર** (દાન બાબત), **પ્રાયશ્ચિતકમળાકર** (પ્રાયશ્ચિત બાબત) અને **પિસ્તકમળાકર** (કુવા, તળાવ બાબત) અને **સિદ્ધાંતતત્વ** તથા **વિવેકસિંધુ** આદિ ગ્રંથો લખેલા છે.

---

* જુઓ વિદુષી બાઇઓના પ્રકરણમાં નાચીનું જીવન ચરિત્ર આપેલું છે.

# લોલિંબરાજ.

**વૈદ્યજીવન** નામે પ્રખ્યાત ગ્રંથના કર્ત્તા લોલિંબરાજનો જન્મ ક્યારે થયો હતો, તે નક્કી જાણવામાં નથી. પરંતુ શાલિવાહન શકે ૧૫૫૨ તથા ૧૫૫૫ ના વર્ષની તેની કારકિર્દી જાણવામાં આવેલી છે. તે ઉપરથી લોલિંબરાજ એ વર્ષોમાં હયાત હતો એવું સિદ્ધ થાય છે. તેના પિતાનું નામ દિવાકરભટ્ટ હતું. તેઓ જુન્નરના રહીશ જ્ઞાતે બ્રાહ્મણ હતા. અને સારા વિદ્વાન તથા સુશીલ હતા. તેમને સંતતિમાં એક પણ સંતાન નહોતું. તેથી તેઓ નિરંતર સૂર્યની ઉપાસના કરતા હતા. કહે છે કે સૂર્યની કૃપાથીજ તેમને વૃદ્ધાવસ્થામાં આ પુત્ર રત્નની પ્રાપ્તી થઇ હતી. અને તેનું નામ તેમણે લોલિંબરાજ પાડયું હતું. પરંતુ દૈવયોગે એવું બન્યું કે, લોલિંબરાજની નાની વયમાંજ દિવાકરભટ્ટ સ્વર્ગવાસી થયા. તેથી લોલિંબરાજને વિદ્યાભ્યાસ કરાવનાર કોઇ ન હોવાથી તે સ્વછંદી, મૂર્ખ, અને વિષયી થયો. અને લોકો તેનો તિરસ્કાર કરવા લાગ્યા.

એ પ્રમાણે કેટલાક દિવસ વિત્યા પછી શાલિવાહન શકે ૧૫૫૨ માં લોલિંબરાજ લોકોના ઘણા ધિક્કારથી પસ્તાઇને સપ્તશૃંગમાં જઇને દેવીની ઉપાસના કરવા લાગ્યો. એજ વર્ષમાં આસો સુદ ૮ ને દિવસે દેવી આગળ હોમ કુંડ કર્યો. કહે છે કે તેમાં તે પોતાના શરીરના કટકા કરીને હોમવા લાગ્યો ? અને છેવટે જ્યારે તેણે માથુ હોમવાનો નિશ્ચય કર્યો, ત્યારે દેવીએ પ્રસન્ન થઇને તેનું શરીર હતું તેવું કરીને કહ્યું કે; તારી જીભ્હાગ્રે સરસ્વતી વાસ કરશે. તેથી તુ સર્વ વિદ્યાનો જ્ઞાતા થઇશ ત્યાર પછી લોલિંબરાજ પાછો પોતાના વતન જુન્નરમાં આવ્યો. અને ઘણી વિદ્યા સંપાદન કરી. તેથી તેને હાથે બહુ અલૌકિક કામો થવા લાગ્યાં. અને તેની કીર્તિ ચારે તરફ પ્રસરી. એ વાતની પાદશાહને પણ જાણ થઈ. તેથી તેણે લોલિંબરાજને ઘણા સન્માન પૂર્વક પોતાની પાસે બોલાવ્યો. પછી પાદશાહે પ્રશ્ન કર્યો કે મારી સ્ત્રી ગર્ભવંતી છે, તેને પુત્ર થશે કે પુત્રી ? એ વખતે બાદશાહની એક ઉમ્મરે પહોંચેલી અને સુંદર પુત્રી ત્યાં આગળ ઉભેલી હતી. તેને જોઇને લોલિંબરાજે કહ્યું કે;—તમારા પ્રશ્નનો હું જે ઉત્તર આપુ, અને તે ખરો પડે તો તમે આ તમારી પુત્રી સાથે મને પરણાવશો ? બાદશાહે તે પ્રમાણે કરવાની હા પાડી. એટલે લોલિંબરાજે કહ્યું કે, તમારી સ્ત્રીને પુત્ર થશે. ખરે લોલિંબરાજના કહેવા પ્રમાણેજ થયું. યોગ્ય સમયે રાણીને પુત્ર થયો, તેથી પાદશાહે કબુલ કર્યા પ્રમાણે પોતાની પુત્રીને લોલિંબરાજ સાથે પરણાવી હતી. લોલિંબરાજે તેનું નામ રત્નકળા પાડયું હતું.

ત્યાર પછી શકે ૧૫૫૫ માં લોલિંબરાજે વૈદ્યજીવન નામે વૈદકનો એક ઉત્તમ ગ્રંથ રચ્યો છે. એ ગ્રંથ જો કે ન્હાનો છે, પરંતુ તે સંસ્કૃત ભાષામાં સુંદર પદ્ય રચનાના અનેક છંદ યુક્ત અને શૃંગાર રસથી રચેલો છે. લોલિંબરાજને પોતાની પત્ની રત્નકળા ઉપર ઘણોજ પ્રેમ હતો. તેથી તેનું નામ પણ ગ્રંથની સાથે અમર રાખવાના હેતુથી વૈદ્યજીવન ગ્રંથમાં બધી વાત રત્નકળાને સંબોધીને તેણે કહેલી છે. એ સિવાય હરિવિલાસ નામે કાવ્યનો એક બીજો ગ્રંથ કર્યો છે. તેમાં શ્રી કૃષ્ણના જન્મથી તે કંસના વધ સુધીની કથા ઘણીજ સરસ વર્ણવી છે.

# નાગોજી ભટ્ટ.

અર્વાચીન કાળનો આ મોટો વૈયાકરણી શાલિવાહનના સોલમા સૈકામાં થઇ ગયો. તેના પિતાનું નામ શિવ ભટ્ટ અને માતાનું નામ સતી હતું. નાગોજી ભટ્ટે નાનપણમાં વેદાભ્યાસ કર્યો હતો. અને મોટો થયા પછી શાંતિક, પૌષ્ટિક વગેરે યાજ્ઞિકી કરીને પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યો. પરતુ એથી બરોબર ઉદર નિર્વાહ થઇ શકો નહિ, તેથી કંટાળીને એ વૃત્તિ છોડી દેઇ વાંઈ નામે ગામ કૃષ્ણા નદિના કાંઠે છે, ત્યાંની એક પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરવા માટે ગયો. ત્યાં થોડા વખતમાં તેણે ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. તેમાં વિશેષે કરીને કાવ્ય સારૂ શિખ્યો. ત્યાર પછી તે પોતાની ૪૦ વર્ષની ઉમ્મરે કાશીએ ગયો. ત્યાં એણે પોતાનુ લક્ષ મુખ્યત્વે કરીને વ્યાકરણ શાસ્ત્ર ઉપર ઘણું આપ્યું. અને પોતાનો દેશી ભાઇ જે ભટ્ટોજીદિક્ષિત તેણે વ્યાકરણ શાસ્ત્ર ઉપર જેટલા ગ્રંથ રચ્યા છે, તે સર્વનું તેણે લક્ષપૂર્વક અધ્યયન કર્યું. વળી તેણે પચાસમે વર્ષે મંત્રશાસ્ત્રનો અભ્યાસ કર્યો. ત્યાર પછી તેણે માર્કંડ પુરાણમાંની સપ્તશતી જેને ચંડીપાઠ કહે છે, તેના ઉપર ટીકા લખી તથા પતંજલિ સૂત્ર ઉપર ભાષ્ય કર્યું તેને પતંજલિસૂત્રવૃત્તિ કહે છે.

નાગોજી ભટ્ટ પોતાની ૬૨ વર્ષની ઉમ્મરે કાશીક્ષેત્રમાં મરણ પામ્યો હતો. તેણે વ્યાકરણ શાસ્ત્ર અને બીજા વિષયો ઉપર મોટા ગ્રંથો લખ્યા છે તેને શૃંગેરીના રામ રાજાનો સારો આશ્રય મળ્યો હતો. તેણે રચેલા ગ્રંથોની યાદી નીચે પ્રમાણે છે—

**ભાષ્યપ્રદીપોદ્યોત**—એ વ્યાકરણ, મહાભાષ્ય અને તેની ટીકા જે કૈય્યટ, એ એના ઉપર ટીકા છે. એ ગ્રંથના શ્લોકની સંખ્યા ૩૦ હજાર છે.

**લઘુશબ્દેન્દુશેખર**—એ કૌમુદી ઉપર ટીકા છે. તેના શ્લોકની સંખ્યા ૧૮ હજાર છે. આ ગ્રંથનો પૂર્ણ અભ્યાસ કરવાથી વ્યાકરણ શાસ્ત્રમાં પાંડિત્ય કરવાની શક્તિ આવે છે અને એ ગ્રંથ ભણ્યા સિવાય અતિ ગૂઢ જે ભાષ્યનો અભિપ્રાય, તે સમજાતો નથી. માટે પાઠશાળાઓમાં શેખર ભણાવ્યા પછી ભાષ્ય શિખવવામાં આવે છે.

**પ્રાયશ્ચિતેન્દુશેખર**—આ એક મોટો ધર્મશાસ્ત્ર પ્રકરણી ગ્રંથ છે. તેમાં પ્રાયશ્ચિતોના શાસ્ત્રાર્થ વિશે બીજા ગ્રંથકારોએ જે ઉપયોગી વિષય છોડી દીધા છે, તેનો સંગ્રહ કર્યો છે તેના શ્લોક ૨૨૦૦ છે.

**બૃહચ્છબ્દેન્દુશેખર**—એ પણ કૌમુદીનીજ ટીકા છે, પરતુ એમાં સિદ્ધાંતોનું નિરૂપણ વિગતવાર કર્યું છે. તેમાં ૩૦ હજાર શ્લોક છે.

**પરિભાષેન્દુશેખર**—વ્યાકરણ શાસ્ત્રોપયોગી જે પરિભાષા, એટલે લોક સિદ્ધ, ન્યાયસિદ્ધ, કિંવા જ્ઞાપક સિદ્ધ, જે વાક્યો તેઓના સંગ્રહનો આ ગ્રંથ છે. તેમા ૧૫૦૦ શ્લોક છે.

**લઘુમંજુષા**—વ્યાકરણ શાસ્ત્રમાં અર્થ વિચાર વિષે આ ગ્રંથ છે. તેમાં ધાતુ, નામ ધાતૂ, પ્રકૃતિ, પ્રત્યય, વિભક્તિ, સમાસ, કૃદંત, અને તદ્દિત, વગેરેના અર્થ કેવા કેવા થાય છે. એ વિષે ઉત્તમ વિચારો આપ્યા છે. જેઓ મોટા વૈયાકરણી છે, તેઓ અવશ્ય કરીને આ ગ્રંથ શિખે છે. તેમાં ૮ હજાર શ્લોક છે

**બૃહન્મજ્જુષા**—આ ગ્રંથમાં ઉપર કહ્યા તેવાજ વિષય છે પરંતુ પાંડિત્યને લીધે વિસ્તાર થયો છે. તેમાં ૨૫ હજાર શ્લોક છે.

**લઘુશબ્દ રત્ન**—કૌમુદીની **મનોરમા** નામની ટીકા ઉપર આ વ્યાખ્યા ગ્રંથ છે. આ ગ્રંથ ભણવાથી વ્યાકરણ શાસ્ત્રમાં સારૂ જ્ઞાન થાય છે. આ ગ્રંથના કેટલાક ભાગ શિખ્યા પછી શેખરનો અભ્યાસ કરવામાં આવે છે. વ્યાકરણ શાળાની એવી પદ્ધતિ છે. તેમાં ૧૨ હજાર શ્લોક છે.

**બૃહચ્છબ્દરત્ન**—એ મનોરમાનીજ ટીકા છે. પરંતુ એમાં વ્યાખ્યાનનો વિસ્તાર ઘણો છે. તેમાં ૨૫ હજાર શ્લોક છે.

**અશૌચ નિર્ણય**—આ ગ્રંથ સઘળે પ્રસિદ્ધ છે. તેમાં સૂતક વગેરે વિષય ઉપર શાસ્ત્રાર્થો કરેલા છે. શ્લોક ૮૦૦ છે.

## પરિભાષેન્દુ શેખર ઉપરની ટીકાઓ.

આ ગ્રંથ ઉપર જેમ જેમ બારીક વિચાર કરીએ, તેમ તેમ તેમાંથી ઘણું નીકળે એવી રીતનો એ ગ્રંથ છે. તેના ઉપર ઘણા વૈયાકરણી પંડિતોએ જુદી જુદી ટીકાઓ કરી છે. તેમાંની કલ્પના, અર્થ, અને વાદોપયોગી અનેક શંકાઓ કહાડીને વ્યાકરણ શાસ્ત્રીઓ વાદવિવાદ કરે છે.

**ગદા**—એ નામની ટીકા બાળભટ્ટ પાયગુંડેએ કરી છે. તે નાગોજી ભટ્ટનો શિષ્ય હતો. આ ટીકામાં વાદવિવાદની યુક્તિયો ન છતાં ગ્રંથકારોના વાસ્તવિક મત દેખાડેલા છે.

**મિશ્રી**—મિશ્રજી નામે એક વૈયાકરણી પંડિત કાશીમાં રહેતો હતો, તેણે આ ટીકા કરી છે. એમાં વાદોપયોગી યુક્તિયો ઘણીજ છે.

**ત્ર્યંબકી**—ત્ર્યંબક ભટ્ટ નામે એક પંડિત વાંઇનો રહેનાર હતો. તેણે આ ટીકા કરી છે. એમાં વાદોપયોગી કલ્પના તથા અર્થ ચાતુર્ય પુષ્કળ છે.

**ભૈમિ**—ભીમાચાર્ય નામે એક વૈષ્ણવ બ્રાહ્મણ નાશિકનો રહેનાર વૈયાકરણી પંડિત હતો. તેણે આ ટીકા કરી છે. એમાં પણ પરિભાષેન્દુશેખરનો અર્થ વિગતવાર બતાવ્યો છે.

**ત્રિપથગા**—ગજેંદ્રગડનો રાઘવેંદ્રાચાર્ય નામે એક અર્વાચીન પંડિત સતારાની પાઠશાળામાં વિદ્યાગુરૂ હતો, તેણે આ ટીકા કરી છે, તેમાં અર્થચાતુર્ય, અને કાલ્પનિક યુક્તિઓ ઘણી છે. તથા લખાણ પણ ઘણું રસિક છે.

**શાંકરી**—શંકર પંડિત નામે એક વૈયાકરણી હતો. તેણે આ ટીકા કરી છે. આ ગ્રંથનો લેખ પ્રખર અને ગંભીર છે અને કલ્પના સૃષ્ટિ પણ આ ટીકામાં ઘણી છે. પરંતુ એ ટીકાની સંપૂર્ણ પ્રત ક્યાંઇ પણ મળતી નથી.

આ સિવાય ગ્રંથિમાળા, મન્જુટી, નક્ષત્રમાળા, અને પાકળી વગેરે ટીકાઓ છે. તથા ગોવિંદાચાર્ય, અષ્ટપુત્ર વિષ્ણુશાસ્ત્રભટ્ટ, વગેરેએ પણ ટીકાઓ કરી છે

## શ્રીધર સ્વામી.

આ મહા પુરૂષનો જન્મ શાલિવાહન શકે ૧૬૦૦ માં પંઢરપુરની પાસે નાઝરે કરીને ગામ છે, ત્યાં થયો હતો. તેમના પિતાનું નામ બ્રહ્માનંદ, અને માતાનું નામ સાવિત્રી હતું. તેઓ જાતે દેશસ્થ બ્રાહ્મણ હતા. એવું કહેવાય છે કે, શ્રીધર સ્વામીએ પોતાની ૧૪ વર્ષની નાની વયમાંજ ચતુર્થાશ્રમ (સંન્યાસ) ગ્રહણ કર્યો હતો. તેઓ ઘણું કરીને પંઢરપુરમાંજ રહેતા હતા. અને વિદ્યાભ્યાસ પણ ત્યાંજ કર્યો હતો. તેઓ સારા વિદ્વાન કવિ અને જ્ઞાની હતા. તેમણે પાંડવપ્રતાપ, હરિવિજય, રામવિજય, શિવલીલામૃત, કાશીખંડ, બ્રહ્મોત્તરખંડ, જૈમિનિઅશ્વમેધ, અને પાંડુરંગમહાત્મ્ય, ઇત્યાદિ પ્રાકૃત ભાષામાં ઓવીબદ્ધ મોટા મોટા ગ્રંથ રચ્યા છે. તેમજ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા ઉપર નેમજે ઓવીબદ્ધ ટીકા કરી છે.

શ્રીધરની કવિતા ઘણી રસાળ અને કોમળ છે. તેમના બધા ગ્રંથો હાલમાં છપાઇને પ્રગટ થયા છે. તે લોકો આસ્થા પૂર્વક પ્રીતિથી વાંચે છે. આ મહા પુરૂષ પોતાની ૫૦ વર્ષની ઉમ્મરે શકે ૧૬૫૦ માં પૈઠણનગરમાંજ સમાધિસ્થ થયા હતા.

ણનો સ્માર્ત બ્રાહ્મણ હતો. તેના પિતાનું નામ નારાયણ મોડક હતું.' તેમના વડિયો સુરતની પાસે રેશમે નામે ગામ છે, ત્યાં વેપાર સારૂ આવીને રહેતા હતા. પણ તેમનુ મૂળ ગામ તો નાસિક હતું. અચ્યુતરાવને વિદ્યાની અભિરૂચી તો નાનપણથીજ હતી. અને તેની બુદ્ધિ ઘણી વિશાળ હતી. છેલા બાજીરાવ પેશવાની કાશી ગોપિકા બાઇ નાસિકમાં આવી રહેલી, તેની સાથે નારાયણ શાસ્ત્રી સાઠે નામનો એક પંડિત હતો, તેની પાસે તેણે સર્વે શાસ્ત્રો અને કાવ્યોનું અધ્યયન કર્યું હતું. એ પચીસ વર્ષનો થયો, ત્યારે તેની સ્ત્રી મરી ગઇ. ત્યારથી તે પોતાનું ઘરબાર છોડીને પંચવટીમાં કપાલેશ્વરની પાસે લક્ષ્મીનારાયણના મઠમાં આવી રહ્યો. ત્યાં તે અયાચિત વૃત્તિએ રહેતો. પોતાની પાસે કાંઇ પણ સંગ્રહ કરતો નહિ. કોઇ ખાવાનું આપે, તો ખાતો. એવી રીતે તેણે ૫૯ વર્ષ શિષ્યોને વિદ્યા ભણાવવામાં તથા ગ્રંથો લખવામાં ગાળ્યાં. તે મહા તેજસ્વી હતો. તેના ગ્રંથો ઉપરથી જણાય છે કે તે વેદાંતમાં નિપુણ અને અલંકાર શાસ્ત્રમાં ઘણો પ્રવિણ હતો. તેની કવિત્વ શક્તિ એવી શિઘ્ર હતી કે, બે જલદ લેખકની લેખણ ટકે નહિ, એવી રીતે બનેને સાથેજ જૂદા જૂદા વિષય કવિતા રૂપે લખાવતાં પણ તે અટકતો નહિ તે પોતાનાં સર્વ પંચાંગોમાં બે બાજુએ અર્ધી જગા કોરી રાખતો. ત્યાં પ્રસંગવશાત્ રચેલા પ્રસ્તાવિક શ્લોક લખી મૂકતો. તે સર્વ હાલમાં એકઠા કર્યા છે. એ શ્લોકની સખ્યા સુમારે ત્રણથી ચાર લાખ સુધી છે. તેણે કરેલા ગ્રંથો નીચે મુજબ છેઃ—

**ઐવૈક્યસિદ્ધિ**—એ ગ્રંથ તેણે વેદાંત ઉપર કર્યો છે. અને તેના ઉપર ટીકા પણ પોતેજ કરી છે. તેના શ્લોક દશ હજાર છે.

**સાહિત્યસાર**—એ અલંકાર શાસ્ત્રનો ગ્રંથ છે. એમાં ચૌદ રત્ન એટલે ચૌદ પ્રકરણો છે. તેના ૧૯ હજાર શ્લોક છે.

**નીતિશતપત્ર**—એ ગ્રથ નીતિશાસ્ત્ર ઉપર છે.

એ સિવાય ભાગીરથીચપૂ, રૂક્મિણીવિલાસ, ગોદાલહરી, અને સદ્વ્રતગોમ, ઇત્યાદિ ઘણા ગ્રંથો તેણે રચેલા છે.

વળી શંકરવિજય જે માધવે કરેલો છે, તેના સોળે સર્ગ ઉપર તેણે વ્યાખ્યા કરી છે. અને પંચદશી નામનો વેદાંત ઉપર માધવે ગ્રથ રચેલો છે, તેના પંદર પ્રકરણો ઉપર બીજા પંડિતોએ ટીકા કરેલી છે, પણ સોળમું પ્રકરણ જે જીવન્મુક્તિ વિષે છે તેના ઉપર કોઇએ ટીકા કરેલી નહોતી. તે ગ્રંથના સોળે પ્રકરણો ઉપર તેણે મોટી ટીકા કરેલી છે. ગોવર્ધન સપ્તશતી જે ગોવર્ધન કવિએ શૃંગાર ઉપર કરેલી છે, તે ઉપર તેણે એવી દ્વિઅર્થી ટીકા કરી છે કે, તેનો એક અર્થ વેદ ઉપર અને બીજો શૃંગાર ઉપર લાગુ થાય છે. તે સિવાય અમરૂકવિકૃત સાહિત્યશાસ્ત્રનો ગ્રંથ અમરૂશતક, તથા ચંડી સપ્તશતી, અમરકોશ, અને મનીશાપચ નામે ગ્રથો ઉપર તેણે ટીકા લખી છે.

અચ્યુતરાવ શાલિવાહન શકે ૧૭૫૨—૫૩ માં પોતાની ૭૫ વર્ષની ઉમરે લક્ષ્મીનારાયણના મઠમાંજ કૈલાસવાસી થયો હતો. મરતા અગાઉ પંદર દિવસ ઉપર તેણે આતુર સન્યાસ ગ્રહણ કર્યો હતો. તેની સમાધી લક્ષ્મીનારાયણના દેવળની પાસે છે.

# પ્રકરણ ૫ મું.

# ભક્તો અને કવિઓ.

## ચાંગદેવ.

મહારાષ્ટ્ર દેશમાં દેવ તરીકે મનાયેલા અને મરાઠી ભાષાના આદિ કવિ મહાત્મા **ચાંગદેવ**નો જન્મ ક્યારે થયો, એ વિષે વર્ષવાર હેવાલ મળતો નથી. પરતુ મહાયોગીરાજ ગોરક્ષનાથની સાથે તેમને મેળાપ થયાની વાત **ભક્તવિજય**માં લખેલી છે. તે ઉપરથી ધારી શકાય છે કે, આજથી શુમારે ૨૦૦૦ વર્ષ ઉપર તેઓ હયાત હતા મરાઠી ભાષાના પહેલા કવિ તરીકે **મુકુંદરાજ**ની ગણના આજ સુધી કરવામાં આવતી હતી. પરતુ કેટલીક શોધ ઉપરથી મરાઠી ભાષાના પ્રથમ કવિ ચાંગદેવ છે, એવું સિદ્ધ થયું છે. **એકનાથ** સ્વામીએ પણ ભાગવતની ટીકા લખતાં પ્રથમ ચાંગદેવને પહેલા કવિ તરીકે નમન કર્યું છે.[1]

આ મહાપુરૂષ વિષે મહીપતિ બાવાએ ભક્ત વિજયમાં ઘણી અલૌકિક વાતો લખેલી છે. પ્રથમ ચાંગદેવે સર્વ વિદ્યાઓ તથા કળાનો સંપુર્ણ અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી યોગ વિદ્યાના બળે તેમણે પોતાનું આયુષ્ય ૧૪૦૦ વર્ષનું કર્યું હતું. દરેક સૈકુ પુરૂ થવા આવતું, એટલે પોતે સમાધિસ્થ રહીને મૃત્યુ ટાળતા હતા પછી પોતાનુ ઠેકાણું વર્ષ દહાડા સુધી બદલતા. એ પ્રમાણે તેમણે ચૌદ સૈકામાં ચૌદ ઠેકાણાં બદલ્યાં હતાં છેલ્લા સૈકામાં જ્યારે જ્ઞાનેશ્વરે પાડાને મોંઢે વેદ બોલાવ્યા, ત્યારે એ વાત સાંભળીને ચાંગદેવ પોતાના ચોદસેં શિષ્યો સહવર્તમાન વાઘ ઉપર બેસીને તથા હાથમાં સાપનો ચાબુક લેઇને જ્ઞાનેશ્વરને મળવા માટે ગયા હતા. ત્યાં બન્ને જણ વચ્ચે કેટલોક સંવાદ થયા બાદ જ્ઞાનેશ્વરે તેમને અધ્યાત્મ જ્ઞાનનો ઉપદેશ કર્યો હતો. એ બોધ તેમની **પંડસષ્ટી** નામે ગીતીના ગ્રથમાં છે. ભક્તવિજયમાં લખ્યા પ્રમાણે ચાંગદેવે પોતાનું આયુષ્ય યોગ બળથી ૧૪૦૦ વર્ષનું કર્યું હતું, એ વાત જેવી અદ્‌ભૂત છે, તેવીજ પોતાના જન્મ પછી શુમારે ચૌદસેં વર્ષપર એટલે સવત ૧૩૪૭માં થયેલા જ્ઞાનેશ્વરની સાથે તેમના મેળાપની વાત પણ અદ્‌ભૂત છે.

અરુણ ગામના બ્રાહ્મણના બે છોકરા ચાંગદેવની સેવા કરતા હતા. એક દિવસે ચાંગદેવ તાપી નદીના સંગમ ઉપર સ્નાન કરવા ગયા હતા. તેમને એવો નિયમ હતો કે સ્નાન કર્યા પછી ઘેર આવીને પૂજા કરતાં સુધી બને આંખો મીચી રાખવી. ચાંગદેવે સ્નાન કરીને ઘેર આવ્યા પછી બને શિષ્યો પાસે પાર્થિવ પૂજા કરવા સારૂ માટી લાવવા કહ્યું. પરતુ તે દિવસે શિષ્યો માટી લાવવી ભૂલી ગયા હતા. તેથી તેમણે રેતમાં વાટકી ઉધી વાળીને કહ્યું કે, મહારાજ! આ સ્થળે સ્વયભૂ શિવલીંગ હોવાથી અમે માટી લાવ્યા નથી. એ સાંભળી ચાંગદેવે ઠીક છે, એમ કહીને એ ઉધી વાળેલી વાટકીને શિવલીંગ સમજી પૂજા કરી. તેથી તે વાટકી તથા તેની એક રગ સહીત સંપૂર્ણ પાષાણ મય શિવલીંગ થયું

તેનું નામ **ચાંગાવટેશ્વર** પડ્યું. આ ચમત્કારની વાત દેશ પરદેશમાં સઘળે પ્રસરી તેથી ત્યાં ઘણા લોકો તથા રાજા રજવાડા વગેરેની મોટી યાત્રા ભરાવા લાગી. અને ચાંગદેવની સિદ્ધાઇના યોગે હજારો લોકોના રોગ ગયા. તથા માનતાઓ ચાલવા લાગી.

ચાગદેવ જ્યારે તાપી નદીને કાંઠે રહેતા હતા, ત્યારે નગર[1] પાસે નારાયણ ડોહ નામે ક્ષેત્રમાં રહેનાર મુધોપંત નામે એક તલાટી કુટુંબ સુદ્ધાં તેમની સેવા કરવા સારૂ રહ્યો હતો. તેણે ચાંગદેવ પાસે માગ્યું કે, મને તમારા જેવો પુત્ર થાય; તે ઉપરથી તેમણે તેને વરદાન આપ્યું હતું. પછી ચાગદેવે ગોરખનાથને મળીને મુધોપંતની ઇચ્છા પાર પાડી હતી. મુધોપંતને ચાંગદેવની કૃપાથી જે દિવ્ય પુત્ર થયો, તે **ચાંગાવટેશ્વરને** નામે પ્રસિદ્ધ થયો છે. તેણે પોતાના વતન નારાયણ ડોહમાં લોકોની ઇચ્છાથી એક પથ્થર સ્થાપ્યો હતો, તેની માનતા હજુ સુધી ત્યાં ચાલે છે. ચાંગાવટેશ્વર ગોદાવરી નદીને કાંઠે પુણ્યસ્તંભ નામના ક્ષેત્રમાં રહેતા હતા. ત્યાં તેમણે કેશવ નામે શાલિગ્રામની મૂર્ત્તિ સ્થાપિ હતી. તે ઉપરથી તેમનું નામ **ચાંગાકેશવદાસ** પડ્યું હતું. ત્યાં તેમણે સિદ્ધાઇના બળે ઘણા ચમત્કાર કર્યા હતા. એક યજુર્વેદી બ્રાહ્મણની વિધવા સ્ત્રીને ચાંગાકેશવદાસે 'પુત્રવતી થાઓ' એવો આશીર્વાદ દેવાથી તેને પુત્ર થયો હતો. તે છોકરાને યોગ્ય વયે પંઢરપુરમાં લેઇ જઇને જનોઇ દીધું, ત્યારે વાસણમાં થોડોક ભાત બાકી રહેલો જોઇને તેમણે કહ્યું કે, વાસણ નમાવીને ભાત પીરસો એટલે તે હજારો લોકોને પહોંચશે. તેમ કર્યાથી સર્વને ભાત પહોંચ્યો હતો. તે છોકરાના વંશજો અદ્યાપિ સુધી પંઢરપુરની યાત્રાએ આવે છે, ત્યારે વાસણ નમાવીને ભાત પીરસે છે. તેઓ **ભાતલવંડેના** નામથી ઓળખાય છે. ચાંગાકેશવદાસના ચમત્કારોની વાત જાણીને એ વખતે ત્યાં રાજ્ય કરનાર રામરાજા નામે રાજા તેમને મળવા સારૂ આવ્યો હતો. આ ચાંગાકેશવદાસ ચાંગદેવનો બીજો અવતાર ગણાય છે.

## ચંદ બારોટ.

પૃથુરાજ રાસા નામે વિખ્યાત ગ્રંથનો કર્ત્તા મહા કવિ ચંદ બારોટ સંવત ૧૨૨૦ થી તે સંવત ૧૨૪૯ સુધી દિલ્હીના મહારાજા પૃથુરાજ ચોહાણના દરબારનો રાજ કવિ અને મંત્રી હતો. તેની જન્મભૂમિ **સંભલ—અજમેર**માં હતી. અને રણથંભોર વાળા મહારાજા **વિશલદેવ** ચોહાણના પ્રાચીન કવિઓની ઓલાદમાં જન્મ્યો હતો. તે જાતનો ચારણ હતો એવું લાગે છે. પરંતુ પૃથુરાજ અને ભીમદેવની લડાઇ વખતે તેને ભીમે ભાટ કહેલો છે. તે ઘણો હિંમતવાન, શરીર, ડાહ્યો અને ઉત્તમ વક્તા હતો. તેમજ નીતિશાસ્ત્રમાં તથા ભાટ-ચારણના કામકાજમાં પણો ચતુર હતો. તે દેવી ઉપાસિક હતો, અને વીરરસનું વર્ણન કરવામાં સર્વોત્કૃષ્ટ હતો. તેને **પ્રભાવતી** નામે એક સારા રૂપગુણ વાળી સ્ત્રી હતી. પ્રભાવતી કુલીન અને ઉત્તમ પિતાની પુત્રી હતી. તે ચંદ કવિને સ્વેઇચ્છાથી વરી હતી. તે ગાયાન પ્રેમી અને નાજુક હતી, તે છતાં ગંભીર હતી. કવિ તેનાથી પૂર્ણ સંતુષ્ટ હતો.

(૧) દક્ષિણમાં અહમદનગર

ચંદ બારોટ સંવત ૧૨૨૦માં મહારાજા પૃથુરાજ ચૌહાણની પાસે પ્રથમ ગયો હતો. ત્યાં તે પોતાની અપૂર્વ બુદ્ધિ અને અતિ ચાલાકીથી મંત્રી અને કવિશ્વર એ બે પદ્દીને પામ્યો હતો. એ બંને કામ તેણે એટલી બધી હોંશીયારીથી બજાવ્યાં હતાં કે, મહારાજા પૃથુરાજના પ્રિયપાત્ર થઇને તેણે મોટી કીર્ત્તિ મેળવી હતી. તેની કવિતા વીરરસથી ભરપૂર છે. તે દરેક લડાઇમાં સામેલ થઇને શૂરવીર રજપૂતોને મહાભારત વગેરે વીરરસનાં કાવ્યો સંભળાવીને ઉશ્કેરતો હતો. જે સાંભળીને કાયર પુરૂષને પણ શૂર ચડતું હતું. તે જેવો કવિત્વ શક્તિમાં શ્રેષ્ટ હતો, તેવોજ શૂરવીર પણ હતો. ઘણીક લડાઇઓમાં તેણે સામેલ થઇને પોતાની બહાદૂરી બતાવી હતી. જ્યારે પૃથુરાજે પોતાના પિતાનું વેર વાળવા સારૂં ગુજરાતના રાજા **ભીમદેવ** સાથે ભારે લડાઇ કરી હતી, ત્યારે ચંદ બારોટે પૃથુરાજના લશ્કરના સેનાપતિ તરીકે લડાઇમાં ભાગ લેઇને પોતાનું અપૂર્વ પરાક્રમ બતાવ્યું હતું. પ્રથમ તે પૃથુરાજના એક દૂત તરિકે ભીમદેવના દરબારમાં ગયો હતો. ત્યારે પોતાની સાથે જાળ, નીસરણી, કોદાળી, દીવો, અકુંશ, અને ત્રિશૂળ લેઇ ગયો હતો. તે જોઇને ભીમદેવે એ વસ્તુઓ લાવ્યાનું કારણ પુછતાં ચંદ બારોટે ભર સભા વચ્ચે હિંમતથી નિડરપણે ઉત્તર આપ્યો હતો કે;—"જો તમે ચૌહાણ રાજાના ડરથી નાસીને પાણીમાં પેસી જશો, તો આ જાળ વડે તમને પકડીશું. આકાશમાં જશો, તો આ નીસરણીથી, પાતાળમાં જશો તો કોદાળીથી, અને અંધારામાં જશો તો આ દીવાથી તમને શોધી કાઢીશું વળી આ અંકુશ વડે તમને વશ કરીશું, અને આ ત્રિશૂળ વડે તમને પૂરા કરીશુ. જે જે દેશમાં સૂર્યોદય થાય છે, તે તે દેશમાં તમે જશો તો પૃથુરાજ તમારી પછવાડે પડશે." ચંદ કવિનાં એવાં કઠિણ વચનો સાંભળીને ભીમદેવે સક્રોધથી, તેનો તિરસ્કાર કરીને પોતાના બાહુબળ વિશે આત્મસ્તુતિ કરી. તેના ઉત્તરમાં ચંદ કવિએ કહ્યું કે;—" ઉંદર કદાપિ બિલાડી ઉપર જય મેળવે, ગીધ પક્ષિ કદાપિ પવિત્ર હંસના માથા ઉપર થનથનાટ કરે, હરિણ કદાપિ લડાઇમાં સિંહની બરાબરી કરી શકે, સાપ સાથે લડતાં કદાપિ દેડકું જય પામે, એ સર્વ વાત કદાપિ દૈવી ઇચ્છાથી બને, પણ એવું સર્વદા નિપજે છે, એમ ધારવું નહિ. પર્વતપર છવાઇ ગયેલા અરણ્યને બાળીને ભસ્મ કરનાર અગ્નિ સાથે દીવાનો મુકાબલો થઇ શકે નહિ. એ સાંભળીને ભીમદેવે કહ્યું;—"ભાટના છોકરા શબ્દો વડે લડે, દૈલ ગાળો વડે લડે, અને ભાઇઓ વારસાનો ભાગ વહેંચી લેતાં યુક્તિઓથી લડે, પણ સોમેશ્વરવાળો આ કજીયો તો મરણ સાથે લડવાનો છે. જા, તારા સામ્ભર રાજાને કહે કે, તારા બાવરાવ્યા બીકણ હોય તેજ બી જાય." આ ઉત્તર સાંભળતાંજ ચંદ બારોટ જરા ગભરાઇને ઉભો થયો. રોષથી તેની બને આંખ્યો લાલચોળ થઇ ગઇ. પછી તે ઝટપટ પૃથુરાજ પાસે આવ્યો. અને સર્વ વાત યથાસ્થિત રીતે વર્ણવીને કહી સંભળાવી. તેની સાથે તેણે પોતાની હમેશની ચાલાકી પ્રમાણે ઘણાંક વીર વચનો કહીને પૃથુરાજને ભીમદેવની સામે લડવાને ઉશ્કેર્યો હતો. ત્યાર પછી પૃથુરાજ અને ભીમદેવના લશ્કર વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયું હતું. તેમાં અંતે પૃથુરાજનો જય થયો હતો.

જ્યારે પૃથુરાજે ભીમદેવને મારી નાખીને ગુજરાત સર કર્યું, ત્યારે ચંદ બારોટે પૃથુરાજનાં તથા સુભટોનાં વખાણ કરતાં કહ્યું હતું કે;—"આ છત્રપતિ રામવત્ છે. જે નજરે

દેખીએ છીએ, તેનો નાશ થવાનો છે. માટે જે સામંતો પોતાના ધણીના સ્વામિ ભક્ત છે, તેમને ધન્ય છે. ઇત્યાદિ."

જ્યારે ઇ. સ. ૧૧૯૩ (સંવત ૧૨૪૯)માં પૃથુરાજ અને શાહાબુદ્દિન ગોરીની વચ્ચે પાણિપતના મેદાનમાં મહાભારત યુદ્ધ થયું, તે વેળાએ પણ ચંદ બારોટે પૃથુરાજને ઘણી કીંમતિ મદદ કરી હતી. એવું કહેવાય છે કે, ચંદ બારોટ પોતાની જન્મ ભૂમિ અજમેરથી યુદ્ધ વેશ સજીને એ લડાઇમા સામેલ થવા સારૂં દીલ્લીમાં પૃથુરાજની પાસે જતો હતો, તેવામાં નજીક યવન પાદશાહની છાવણી જોઇને ત્યાં શું શુ બને છે, તેની બાતમી મેળવવા તે ગુપ્ત વેશથી ત્યાં ગયો હતો. પરતુ દૈવયોગે તે પકડાઇ જવાથી બંધીવાન થયો હતો. યવન પાદશાહે શત્રુનો બળવાન મત્રી પોતાના હાથમાં આવ્યા છતાં તેને જીવતો રાખ્યો હતો તેમ કરવાનાં અનેક કારણો હતાં તે એ કે, પૂર્વની માફક કદાચ પરાજય થયો તો ચંદ કવિ મુસલમાન રક્ષણની ઢાલ રૂપ છે. તેનાજ બચાવ માટે પૃથુરાજ ક્ષમા કરશે. પરતુ તેનો વધ કરવાથી તે અત્યંત કોપાયમાન થઇને અનેક પ્રકારે સહાર કરવામાં સંકોચ ધરશે નહિ. યુદ્ધમાં જય મળ્યો તો એ કાફરને મારતાં શો વિલમ છે? એવાજ કારણથી યવન પાદશાહે કવિને જીવતો રાખ્યો હતો. તે છતાં તેના હાથે પગે ભારે વજનની લોખડની બેડીયો પહેરાવી હતી. અને રાત દહાડો તેના તંબુપર મજબુત ચોકી પહેરા રાખ્યા હતા. તે છતાં કવિ પોતાના મહા બુદ્ધિ બળવડે શત્રુના બંધનમાંથી મુક્ત થઇને છાનો માનો નાસી આવ્યો હતો. એથી યવન રાજાની છાવણીમાં મોટો ગભરાટ થઇ રહ્યો હતો. ચદકવિ શત્રુના હાથથી છૂટો થઇને નાસી ગયો. પરતુ તે પોતાના સ્વામી પૃથુરાજને જઇ મળે તે પહેલાં તો પૃથુરાજ હારીને યવનરાજાને હાથે બંધીવાન થયો હતો.

પૃથુરાજરાસામાં લખ્યું છે કે, પૃથુરાજને બંધીવાન કરીને ગિજની લઇ જવામાં આવ્યો હતો. તેના બળ ચાતુર્યથી ડરીને તેના ગળામાં ૧૦૦ મણ વજનના લોઢાની તોક પહેરાવી હતી. ચદ ભાટને એ વાતની ખબર પડતાં પોતે ગિઝની ગયો હતો. અને શાહબુદ્દિનને પોતાના વાક્ચાતુર્યથી પ્રસન્ન કરી પૃથુરાજને મળવાની આજ્ઞા મેળવી હતી જ્યારે પૃથુરાજે જાણ્યુ કે, ચદ કવિ તેને મળવાને માટે આવે છે, ત્યારે તેના ગળામાંની ૧૦૦ મણ લોઢાની તોક હલકી થઇ ગઇ. અને તે એટલો તો પ્રફુલ્લિત થયો કે, એકદમ ઉભો થઇ ગયો. તે જોઇને શાહબુદ્દિન ચમક્યો. અને બીજી ૫૦ મણની તોક તેના ગળામાં નંખાવી ચદ કવિ પાછો સુલતાનને જઇને મળ્યો અને કહ્યું કે:—"મહર્વા માલક! ગોકમય વાર્તા છે કે, હુ મારા સ્વામિનું દુઃખ ઓછું કરવા માટે આવ્યો હતો, પરંતુ હમણાં તો મેં તેમાં વધારો કીધો છે! તે અંધ[1] થયા પછી તમોને ભય શો છે? હે સુલતાન! જોઇયે તો તેને દેહાંત દંડ દો. પણ પીડા શા માટે પમાડો છો? તે ઘણો ચતુર છે, તેથી જો તમો એને છુટ આપશો, તો આપને પોતાનું ચાતુર્ય બતાવી પ્રસન્ન કરશે. એ આંધળો છતાં પણ શબ્દ વેધી બાણ મારી શકે છે અને સો સો મણના સાત તવા એકજ બાણે વિંધી શકે છે એ રમત જોવાની ઇચ્છા હોય તો તે એકવાર જુઓ, અને પછી છૂટો કરો." શાહબુદ્દિનને તે રમત જોવાની ઇચ્છા થઇ. તેથી ચદના કહેવા પ્રમાણે પૃ-

(૧) પૃથુરાજને બંદીવાન કર્યા પછી યવનરાજે તેની બને આંખો ફોડી નાખી હતી

થુરાજને ઉત્તમ પૌષ્ટિક ખોરાક આપી આઠ દિવસમાં તૈયાર કર્યો. પછી એક દિવસે તેને રાજ સભામાં લાવ્યા. અને શબ્દ વેધી તથા વિંધવાની રમતનો અખાડો મચાવ્યો. પૃથુ-રાજના હાથમાં અનેક કમાનો આપી, પણ તેની પ્રત્યંચા ચઢાવતાંજ સઘળી તડાતડ તૂટી ગઇ. કોઇ પણ કમાન તેનું જોર ઝીલી શકી નહિ. તે જોઇને ચંદ કવિએ કહ્યું કે, જ્યાં સુધી તેની પોતાની કમાન તેના હાથમાં હોય નહિ, ત્યાં સુધી એ તમાસો કરી શકશે નહિ. એ સાંભળીને સુલતાને તેની કમાન મંગાવી આપી. તે પૃથુરાજે ચડાવી. પછી શા-હબુદ્દિને ચંદકવિને કહ્યું કે, તું આજ્ઞા કર કે જ્યાં કાંકરી વાગે, ત્યાં બાણ મારવું ને વિંધવું. કવિયે કહ્યું કે, હું તેમના ઘરનો નોકર, અને એ મારા સ્વામિ માટે તેમને આજ્ઞા કરવી એ મારો ધર્મ નથી. તેથી આપ ખુદા વિંદ આજ્ઞા કરો. પછી સુલતાને તવાપર કાંકરી મારીને કહ્યું કે:—"શાબાસ પૃથુ!" ચંદ કવિ તે વેળાએ પોતાના પૂર્વ સંકેત પ્રમાણે બોલ્યો;—

ચાર બંશ, ચોવીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ,
એનેપર સુલતાન હૈ, મત ચૂકે ચવ્હાણ.

દિવસ વિતી ગયા. અને જ્યારે તે દીલ્લિ પહોચ્યો ત્યારે યુદ્ધ માટે પૃથુરાજે પ્રયાણ કીધું હતું. તે દેવી આશાપૂર્ણાના મંદિરમાં દર્શને ગયો, પણ દેવીની ઇચ્છાથી કમાડ દેવાઇ ગયાં. ને તેમાંજ ૭ માસ સુધી બેસી પૃથુરાજ રાસો લખ્યો. એમ દંત વાયકા છે. ચંદભાટ ઇંગ્લાંડના સરફિલીપ સીડની અને સર વાલ્ટર રાયલી જેવો કાવ્ય વિષયમાં નિપૂણ હતો. તેમજ યુદ્ધ વિષયમાં પણ તે એવોજ દૂરદર્શી હતો. એનું કાવ્ય પૃથુરાજની કીર્ત્તિ કલાનો અને શૂરવીરતાથી ભરેલો લેખ છે. જેમ સમસ્ત આર્યપ્રજાને રામાયણ અને મહાભારત આદરણીય છે, ગ્રીકોમાં હોમર છે, તેમ રજપુતોમાં કવિ ચંદ છે. રાસામાં કાલ્પનિક કથા પ્રસંગ ઘણોજ થોડો છે. પરંતુ પ્રાકૃત વૃત્તાંત અધિક છે. તેનું સમસ્ત જીવનચરિત્ર મળવું દુર્લભ છે. એ સોચનીય વાર્ત્તા છે. જ્યારે કવિએ જાણ્યું કે, પૃથુરાજ કેદી થયો છે, ત્યારે ઉપર દર્શાવ્યું તેમ તે ગિઝની ગયો હતો. ને ત્યાંજ મરણ પામ્યો કહેવાય છે. પણ બીજા ઇતિહાસ કર્ત્તાએ તેમ જણાવતા નથી. કારણવસાત્ તે યુદ્ધમાં જઇ શક્યો નહોતો, પણ દિલ્લિશ્વરનો પરાજય અને યવનોનો વિજય સાંભળી તેને જે વ્યથા થઇ, તે કહેવું બાહુલ્ય માત્ર છે. હૃદય ભગ્ન થઇ તે દિલ્હીથી નીકળી અજમેર ગયો. ને અજમેરની પડોશની પર્વત કંદરામાં શોકમાં તપ્ત રહ્યો. અને ત્યાંજ રહી તેણે પૃથુરાજના પરાક્રમ, રૂપ, મહિમા, ઉદારતા, અને વીરતાનું મહા કાવ્ય લખ્યું. કર્નલ ટાડ તેના કાવ્યની બહુ પ્રશંસા કરે છે. આ કવિને થઇ ગયાને આજે લગભગ ૭૦૦ વર્ષ થયાં છે.

## મુકુંદરાજ.

**વિવેકસિંધુ** નામે પ્રખ્યાત મરાઠી ભાષાના ગ્રંથનો કર્ત્તા કવિ **મુકુંદરાજ** ઇસ્વીસનનો શુમારે બારમા સૈકામાં થઇ ગયાનું જણાય છે. તે જાતે દેશસ્થ બ્રાહ્મણ હતો. અને દક્ષિણમાં જોગાઇનું અંબે નામે ગામનો રહીશ હતો. કવિ ચરિત્રમાં લખ્યું છે કે, શુમારે ૧૨૦૦ વર્ષ પહેલાં મુકુંદરાજ લાહોર પ્રાંતમાં જયપાળ નામે રાજાની કારકીર્દિમાં હયાત હતો. એ રીતે જોતાં તો આ કવિ ઇ. સ. ની શુમારે સાતમા સૈકામાં હયાત હોવો જોઇએ. મરાઠી ભાષાના આદિ કવિ તરીકે કેટલાક જણ **ચાંગદેવ**ને ન ગણતાં મુકુંદરાજને આદિ કવિ ગણે છે. એવું કહેવાય છે કે લાહોરના રાજા જયપાળે ઘણાક સાધુ કવિઓને બંધીખાને નાખ્યા હતા. રાજાએ તેમને કહ્યું કે, તમે બ્રહ્મ વિષે નિરંતર વાતો કરો છો, તે બ્રહ્મ મને દેખાડો. પણ કોઇએ બ્રહ્મ ન દેખાડ્યાથી રાજાએ તેમને કેદ કર્યા હતા. તેવામાં મુકુંદરાજ ત્યાં ગયો. તેણે રાજાને ક્ષણવાર બ્રહ્મ સ્વરૂપ દેખાડીને તેની પક્કી ખાતરી કરી આપી. તેથી રાજાએ પ્રસન્ન થઇને મુકુંદરાજને પોતાના ગુરૂ કરી રાખ્યા, અને કેદ કરેલા સાધુઓને મુક્ત કીધા.

મુકુંદરાજે **વિવેકસિંધુ, પરમામૃત,** અને **મૂળસ્થંભ** નામે ત્રણ ગ્રંથ રચ્યા છે. તેમાંના પહેલા બે ગ્રંથ અદ્વૈતવાદના છે, અને ત્રીજો શિવ સ્તુતિનો છે. વિવેકસિંધુ મરાઠી ભાષામાં એવી જાદ મોટો ગ્રંથ છે. સંસ્કૃત ભાષામાં જેમ આદ્ય કવિ વાલ્મીકિ, અને

અનુષ્ટુપ છંદમાં રચેલો ગ્રંથ રામાયણ એ આદિ કાવ્ય કહેવાય છે, તેમ મરાઠી ભાષામાં આદ્યકવિ મુકુંદરાજ, અને ઓવી છંદો બદ્ધ આદિ ગ્રંથ વિવેક સિંધુ છે. એવું મરાઠી ભાષાનું જ્ઞાન ધરાવનારાઓનો અભિપ્રાય છે. પ્રખ્યાત દાકતર ભાઉ દાજી કહે છે કે;—"મેં મુકુંદરાજની પહેલાંના મરાઠી ગ્રંથ અથવા કવિતાના છૂટક છૂટક કડકા મેળવવાને ઘણી મહેનત કરી પણ તે સર્વ વ્યર્થ ગઇ." એ ઉપરથી પણ જણાય છે કે, મરાઠીમાં ગ્રંથ કર્ત્તા તરીકે મુકુંદરાજ પહેલો થયો છે.

મુકુંદરાજે પોતાના ગુરૂનાં આદિનાથ, હરિનાથ, અને રઘુનાથ, એવાં ત્રણ નામ વિવેકસિંધુના છેલ્લા ભાગમાં આપેલાં છે. તેણે લખ્યું છે કે, ગોદાવરીની શાખા બાણગંગા ઉપરના અંબાનગરમાં હરિનાથ જન્મ્યો હતો. તેણે હોમ કરતી વખતે તેને શિવનાં દર્શન થયાં હતાં. અને શિવે તેને વરદાન આપ્યું હતું કે, જે કોઇ તેની પાસે શિખશે તે ધ્યાની થશે. હરિનાથના શિષ્યો હતા. તેઓમાં સુરેંદ્ર, ભારતી, રામચંદ્ર, અને મુકુંદરાજ એ મુખ્ય હતા.

વિવેકસિંધુના વચલા ભાગમાં મુકુંદરાજ લખે છે કે, નૃસિંહનો પુત્ર બલ્લાલ, અને તેનો પુત્ર ઇજતપાળ થયો. બલ્લાલ તે ભીલુમ, અને ઇજતપાળ તે જઇત્રપાળ હશે એમ લાગે છે. જઇત્રપાલે મુકુંદરાજને વિવેકસિંધુ લખવાનું કહ્યું હતું. મુકુંદરાજ અને જઇત્રપાળ રાજાની ઘણી વાતો ચાલે છે.

મુકુંદરાજનું ચિત્ત બ્રહ્મ વિચારમાં નિમગ્ન હતું. એવું એના ગ્રંથો ઉપરથી ખુલ્લું જણાય છે. તેની વાણી શુદ્ધ, અને પ્રૌઢ છે. તેની ઓવીઓ ઘણી રસિક, અને સરલ, તેમ થોડા શબ્દોમાં અર્થ ઘણો છે.

## લાલાચાર્ય.

લાલાચાર્ય રામાનુજ સ્વામીનો જમાઇ હતો. પોતાના ધર્મના માણસોના ઉપર પ્રીતિ અને શ્રદ્ધાને માટે વૈષ્ણવ સંપ્રદાયમાં વિખ્યાત થયો છે. વૈષ્ણવ સાધુઓની વાત તો દૂર રહી, પરંતુ જેના ગળામાં તુળસીની માળા અને નાક ઉપર ટીલુ જોતો તો તે તેને ભાઇ કહીને ભેટતો હતો. એક દિવસે તેણે જોયુ કે નદિમાં એક મુડદું તરે છે. એ મુડદાના ગળામાં માળા અને નાક ઉપર ટીલાનું ચિન્હ હતું. તે જોઇને લાલાચાર્યે તેને ભાઇ કહીને તુરત મૃત દેહને નદીમાંથી બહાર કહાડયું. પછી તેને છાતી સાથે લગાડીને મોટે સાદે તે રોવા લાગ્યો. તેથી આસપાસના લોકોએ પૂછયું કે, લાલાચાર્ય શા વાસ્તે રવો છો.? હૃદયમાં કોનો મૃત દેહ ધારણ કર્યો છે?" લાલાચાર્યે કહ્યું, મારા ભાઇનું મરણ નીપજ્યું છે. તેનું શબ નદીમાંથી તરતુ જતુ હતું તે મેં લીધું છે." આસપાસના લોકો તેના કહેવા ઉપર હસતા ચાલ્યા. તેણે મૃત દેહ ઘરમાં લાવીને તેને સુસજ્જિત કર્યો અને હરિનામ સંકીર્તન કરીને બાળ્યું. પછી તેણે શ્રાદ્ધની વખતે ઘણા માણસોને નોતર્યા પરંતુ કોઇપણ આવ્યા નહિ. ભાઇનું પ્રેત કર્ત્તવ્ય કર્યાથી ભગવાન તુષ્ટ થયો છે, એવો વિશ્વાસ આણીને તેણે સઘળાં અપમાન સહન કર્યા હતાં. એ રીતે સ્વધર્માવલંબીઓના ઉપર અસાધારણ પ્રેમ લાલાચાર્યના જીવનમાં સુન્દર રૂપે જણાયો હતો. લાલાચાર્યને થઇ ગયાને સુમારે ૭૦૦ વર્ષ થયાં છે.

## કવિ હરિહર.

વિક્રમ સંવત ૧૨૦૦ માં કાશીમાં નૈષધ કાવ્યનો કરનાર ગૌડદેશી શ્રીહર્ષ મહાપંડિત થયો. સંવત ૧૨૮૦ માં એ શ્રીહર્ષના વંશમાં હરિહર પંડિત પ્રખ્યાત થયો છે. તે ભરતખંડમાં વિદ્યાવડે દિગ્વિજય કરતો કરતો ગુજરાત ભણી આવ્યો. તેના સાથે ૨૦૦ સ્વાર, ૫૦ ઉંટ, અને ૫૦૦ માણસો હતાં. એ પંડિત માર્ગે ચાલતાં પણ ગરીબોને અન્નદાન દેતો. એ સમયમાં ગુજરાતમાં ધોળકામાં વીરધવળ રાજા રાજ્ય કરતો હતો. તેને વસ્તુપાળ નામે વણિક પ્રધાન હતો. તે રાજનીતિ તથા વિદ્યાઓમાં ઘણો પ્રવિણ હતો. બીજો **સોમેશ્વર** નામે કવિ હતો. તે સર્વ વિદ્યામાં પ્રવિણ હતો. હરિહરને વીરધવળે પુષ્કળ સન્માન આપીને રાખ્યો હતો. હરિહર પંડિતની યાદદાસ્ત ઘણીજ હતી. તેમના આગળ હરકોઇનું કરેલું અજાણ્યું કાવ્ય કે પુસ્તક એકવાર વાંચી બતાવવામાં આવ્યું હોય તો તેઓ પછી મોઢે બોલી જતા. એ વિષે એવું કહેવાય છે કે, વીરધવળ રાજાનો કવિ સોમેશ્વર પોતાની પંડિતાઇનું અભિમાન રાખીને હરિહરની પાસે ગયો નહિ. તેથી હરિહરને માઠું લાગ્યું. કેટલાક દિવસ ગયા પછી મોટી સભા ભરાઇ, તેમાં વીરધવળે હરિહરને કહ્યું કે' અમે આ શહેરમાં વીરનારાયણ નામનો મહેલ ચણાવ્યો છે. તેની પ્રશંસાનાં ૧૦૮ કાવ્ય સોમેશ્વર કવિ પાસે કરાવ્યાં છે. તે તમે તપાસો. પછી હરિહરે એ કાવ્યો સોમેશ્વર પાસે બોલાવી જોયાં, પછી પોતાને થયેલા અપમાનનો બદલો વાળવાનો પ્રસંગ આ વેળા જોઇને સોમેશ્વરને હલકો પાડવા માટે તેનાં કહેલાં સઘળાં કાવ્ય પોતાની અદ્ભૂત યાદ શક્તિવડે પોતે કહી બતાવ્યાં. અને કહ્યું કે, માળવ દેશમાં ઉજ્જની નગરી છે, ત્યાં હું ગયો હતો. ત્યારે સરસ્વતિ કંઠાભરણ નામના મહેલમાં મધ્ય પત્થરની છાટમાં **શ્રીભોજવર્ણન** કાવ્યો મેં વાચ્યાં છે. તેજ આ છે. આ સાંભળીને સઘળી સભા વિસ્મય પામી. અને સોમેશ્વર કવિ ઝંખવાણો પડીને પોતાને ઘેર ગયો. જો કે એ કાવ્યો તો પોતાનાંજ બનાવેલાં હતાં. પરંતુ આ વખતે તે હરિહરની શક્તિને પહોંચી શક્યો નહિ. પછી પોતે અભિમાન તજી દેઇને હરિહરને મળ્યો. ત્યારે હરિહરે ખરી બીના પાછી સભામાં પ્રગટ કરી. અને સોમેશ્વરની આબરૂ જળવાઇ.



## ઉદ્ધડ જોષિ.

પ્રસિદ્ધ ભવિષ્ય વક્તા **ઉદ્ધડ જોષિ** ગુજરાતના વિખ્યાત મહારાજા સિદ્ધરાજ જયસિંહના સમયમાં એટલે સંવત ૧૨૦૦ માં હતા. તેઓ મારવાડ દેશમાં રહેતા હતા. જાતે બ્રાહ્મણ હતા, તે છતાં ગરીબાઇને લીધે તેઓ જંગલમાં પર્ણકુટી બાંધીને રહેતા હતા. અને ત્યાં બકરાં ચરાવવાનો ઉદ્યોગ કરતા હતા. ઘણું ભણેલા નહોતા, પણ બુદ્ધિશાળી અને શોધક પુરૂષ હતા. અરણ્ય જેવા નિર્જન સ્થાનમાં વસતા હતા, તેથી તેમને કુદરતી વસ્તુઓનું અવલોકન કરવાના પ્રસંગ ઘણા મળતા હતા. એમ ઘણા અભ્યાસને લીધે આકાશમાં થતા ફેરફાર, ગ્રહોની ગતિ, ઋતુઓનું બદલાવું, અને હવાની વધ ઘટ ઇ૦

ત્યાદિ ઉપરથી વર્ષ સારૂ કે નરતુ કેવું નિવડશે.' તે શોધી કહાડતા. અને સર્વને અગાઉથી જાહેર કરતા. તે પ્રમાણે બરોબર થતું હતું. જોષિ ગરીબ હતા, તેની સાથે શરીરે કદરૂપા અને બેડોળ હતા. તેથી તેઓ ખરેખર ગામડીઆ બોથડ જેવા જણાતા હતા. તેથીજ લોકો તેમને **ઉદ્દડ જોષિ** કહીને બોલાવતા હતા. તેમનો ધંધો જો કે ભરવાડના જેવો હતો, અને બહારથી સ્વરૂપે ગાંડા-ઘેલા જેના દેખાતા હતા, પરંતુ તેઓ કર્મભ્રષ્ટ નહોતા. સંધ્યાનો વખત જ્યાં થતો, ત્યાંજ તેઓ માનસિક અર્ઘ આપી દેતા. તથા માનસિક ગાયત્રી કરતા હતા. પ્રાણાયામ અને સંધ્યા કરવાનો નિયમ કદી પણ ચૂકતા નહિ. તેમની એવી નિઃસ્વાર્થ માનસિક ભક્તિનાજ પ્રતાપથી તેમને જોતિષ શાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થયું હતું, એવું કહેવાય છે.

જોષિ જો કે મારવાડમાં રહેતા હતા, છતાં જ્યોતિષ શાસ્ત્ર સંબધી તેમની કીર્તિનાં કીરણો છેક ગુજરાત સુધી પહોચ્યાં હતાં. ગુજરાતના એ વખતના મહારાજા સિદ્ધરાજ જયસિંહને કાને પણ તેમની કીર્તિની વાત ગઇ હતી. તેથી સિદ્ધરાજે જ્યારે સિદ્ધપુરમાં **રુદ્રમાળાનું** મહા દેવાલય બંધાવવાનો વિચાર કર્યો, ત્યારે તેનું ખાતમુહૂર્ત્ત જોવા સારૂ છેક મારવાડથી આ જોષિને માન સહિત બોલાવ્યા હતા. એવું કહેવાય છે કે ઉદ્દડ જોષિએ સિદ્ધપુરમાં આવીને એ મહા દેવાલયના પાયાની જગોએ મુહૂર્ત વખતેજ ખીલી ઠોકીને રાજાને કહ્યું કે, આ ખીલી બરોબર શેષ નાગની ફેણુ-માથા ઉપર આવી છે. માટે રૂદ્રમાળો અવિચળ રહેશે. બીજા જોષિઓએ કહ્યું કે, એ બરોબર નથી. એમ કહીને ખીલી કાઢી નાખી. તો તેની અણી લોહીવાળી નીકળી. તે જોઇને સર્વે અફસોસ કરવા લાગ્યા. રાજાએ ફરીને બરોબર મુહૂર્ત પ્રમાણે શેષની ફેણપર ખીલી મારવાની ઉદ્દડ જોષિને આજ્ઞા કરી. જોષિએ કહ્યું કે,-હવે ફરીથી તેમ થઇ શકશે નહિ. પણ હવે આ ખીલી હું મારૂ છુ, તે શેષના પુંછડાપર આવશે. તેથી રૂદ્રમાળો અમુક વખતે નાશ પામશે. એમ કહીને ખીલી મારી હતી. અને પછી રૂદ્રમાળાનું મહા દેવાલય તૈયાર કરવામાં આવ્યું હતું. ગમે તેમ હો, પણ જોષિના ભવિષ્યકથન પ્રમાણે રૂદ્રમાળા જેવું જગત્ વિખ્યાત ભવ્ય દેવાલય પ્રતિષ્ઠિત થયા પછી થોડાંજ વર્ષોમાં ધર્માન્ધ અને ક્રૂર યવન પાદશાહ અલ્લાઉદ્દીન ખિલજીના કોપથી તેની અલૌકિક સુંદર છબી ભ્રષ્ટ થઇ હતી, અથવા તેનાં સર્વ અવયવો માટીમાં મળી ગયાં હતાં. આજે રૂદ્રમાળાની અલ્પ નિશાનીઓ સિદ્ધપુરમાં દ્રષ્ટિએ પડે છે.

ઉદ્દડ જોષિને પુત્ર નહોતો પણ ભડલી નામે એક પુત્રી હતી. તેના ઉપર તેમની ઘણીજ પ્રીતિ હતી. તેથી જોષિએ તેને પોતાની વિદ્યા ભણાવી હતી. આ બાઇએ જ્યોતિષ સંબંધી વર્ષના વરતારાની સાખીઓ દેશી ભાષામાં રચેલી છે, તે "ભડલી વાકય"[1] ને નામે બહુ પ્રસિદ્ધ છે. આ સાખીઓ સાંભળવા લોકોનો પ્રેમ વધારે જોવામાં આવે છે. તેથી તેમાંની કેટલીક નમુના તરીકે અમે અત્રે દાખલ કરી છે.

**સાખી. ૧.**

રેવે પાણી ખળભળે, મૃગશિર વાય અવાય;<br>જેટલું આવે પુનર્વસુ, એટલું અન્ન વેચાય.

(૧) કેટલાક લોક કહે છે કે, જોષિએ પોતાની પુત્રીનું નામ અમર રાખવા માટે પોતે વર્ષના વરતારાની સાખીઓ રચીને તેનું નામ "ભડલી વાકય" આપેલુ છે.

**અર્થ**—જે વર્ષમાં ચૈત્ર શુદ ૧ રેવતી નક્ષત્રે ચંદ્ર હોય, તે વર્ષમાં વરસાદ ઘણો વરસે. વૈસાખ શુદ ૧ ભરણી નક્ષત્રે ચંદ્ર હોય, તો ઘાસ પુષ્કળ થાય. જેઠ શુદ ૧ મૃગશિર નક્ષત્રે ચંદ્ર હોય, તો સારો પવન ચાલે. અને અષાડ શુદ ૧ પુનર્વસુ નક્ષત્રે જેટલી ઘડી ચંદ્ર રહે તેટલા શેર અનાજ રૂપીઆ એકનું વેચાય.

**સાખી. ૨.**

શનિ આદિતાં મગળાં, જો પોઢે જદુરાય;
ચાક ચઢાવે મેદની, પૃથ્વી પ્રલય થાય.

**અર્થ**—અષાડ શુદ ૧૧ ને દિવસે શનિ, રવિ, કે મગળવાર હોય તો તે વર્ષમાં આખી પૃથ્વીમાં ગભરાટ ઉપજે અથવા કાંતો પૃથ્વી ઉપર પ્રલય થાય.

**સાખી. ૩.**

અષાડા ઘર બીજડી, નોમે નિરખી જોય;
રવિ તાતો બુધ સીતળો, મગળ વૃષ્ટિ ન હોય.
સોમે શુક્રે સુર ગુરૂ, જળ બબારણુ હોય;
કર્મ સંજોગે સનિ મળે, તો જીવે જવલ્યો કોય.

**અર્થ**—અષાડ શુદ ૨ કે ૯ મે રવિવાર હોય તો તાપ બહુ પડે, બુધવાર હોય તો ટાઢ બહુ પડે, અને મંગળવાર હોય તો મુદ્દલ વરસાદ ન થાય. પણ જો સોમ, શુક્ર કે ગુરૂવાર હોય તો વરસાદ ઘણો થાય. અને શનિવાર હોય તો પૃથ્વી ઉપર કોઇકજ જીવતું રહે.

**સાખી. ૪.**

કૃતિકા કરશે કરવર, રોહિણિ કરે સગાળ;
કર્મ યોગે મૃગશર મળે, નિશ્ચય પડે દુકાળ.

**અર્થ**—શ્રાવણ વદ ૮ ની મધ્ય રાત્રે કૃતિકા નક્ષત્ર હોય, તો તે વર્ષમાં અનાજ વગેરેની મોઘવારી થાય, અને રોહિણિ હોય તો સુગાળ થાય પણ જો મૃગશિર હોય તો નક્કી દુકાળ પડે.

**સાખી. ૫.**

શ્રાવણ શુક્લા સપ્તમી, સ્વાતી ઉગે સૂર;
પર્વત કોરી ઘર કરો, પાદર વહેશે પૂર.

**અર્થ**—શ્રાવણ શુદ ૭ સૂર્ય ઉગતી વેળાએ સ્વાતી નક્ષત્ર ચદ્ર હોય તો ભડ્ડલી કહે છે કે ડુંગર કોરીને ત્યાં જઇ વાસ કરો. કેમકે એટલો બધો વરસાદ થશે કે ગામના પાદર સુધી રેલનાં પાણી આવશે.

**સાખી. ૬.**

શ્રાવણ પહેલાં પાંચ દિન, મેહ ન માંડે આળ;
પિયુ પધારો માળવે, અમે જાઇશું મોશાળ.

**અર્થ**—શ્રાવણ મહિના પહેલાં પાંચ દિવસમાં લગારે વરસાદ ન થાય તો પછી એ વર્ષમાં મુદ્દે વરસાદ થવાની આશા રાખવી નહિ માટે ભડ્ડલી પોતાના સ્વામીને કહે છે કે, તમે માળવે જાઓ કેમકે માળવામાં કદી દુકાળ પડતો નથી.

સાખી. ૭.

પૂરવ તાણે કાચબી, જો આથમતે સૂર;
બડલી વાક્ય એમ બજે, દુધે જમાડુ કૂર.

મતલબકે—ચોમાસામાં કોઇ દિવસે સૂર્ય આથમતી વખતે પૂર્વ દિશામાં મેઘ ધનુષ દેખાય, તો તે વર્ષમાં ડાંગર પાકે તેટલો વરસાદ થાય.

સાખી. ૮.

જેઠ ગયો આષાડ ગયો, શ્રાવણીયા તું જા;
ભાદરવો ભલે રેલશે, છઠે અનુરાધા.

અર્થ—જેઠ, આષાડ, અને શ્રાવણ માસમાં સુંદર વરસાદ થયો ન હોય, પણ જો ભાદરવા શુદ ૬ અનુરાધા નક્ષત્રે ચંદ્ર હોય તો ભાદરવામાં ઘણો વરસાદ થાય.

સાખી. ૯.

દિવાળી વિતી પંચમી, જો હોય વરજે વાર;
ધન કણ રાખી સંઘરો, કહું છું સૌ નરનાર.
આગળથી મરકી થશે, દક્ષિણમાં ઉત્પાત;
પૂર્વે વિગ્રહ લાગશે, ખળભળશે ગૂજરાત.

અર્થ—દિવાળી પછીની એટલે કાર્તિક શુદ ૫ મે રવિ, મંગળ કે શનિવાર હોય તો ભડલી કહે છે કે, દ્રવ્ય અને દાણાનો સંગ્રહ કરી રાખો. કારણ કે આગળમાં મરકી આવશે, દક્ષિણમાં ઉત્પાત થશે, પૂર્વ દેશમાં લડાઇઓ લાગશે, અને ગુજરાતમાં નાસ નાસ થશે.

સાખી. ૧૦

સ્વાતી દીવા જો બળે, વિશાખા ખેલે ગાય;
રાણી જાયો રણ ચડે, કે પૃથ્વી પ્રલય થાય.

અર્થ—દિવાળીને દિવસે સ્વાતિ નક્ષત્રે ચંદ્ર હોય, કે અનકુટને રોજ વિશાખા નક્ષત્રે ચંદ્ર હોય તો રાજાઓમાં લડાઇઓ થાય કે દુકાળ અથવા મરકી આવવાથી ઘણાં માણસો મરી જાય.

ગણત્રીમાં પણ ફેર પડી ગયો છે. તેથી હાલ આવા વરતારા ક્વચિત્ જ ખરા પડે છે.

ઉદડ જોષિને થઇ ગયાને આજે લગભગ ૭૫૦ વર્ષ થઇ ગયાં છે. તે છતાં એક ભવિષ્યવેત્તા તરીકે તેમની કીર્તિ પૃથ્વીમાં સતેજ રહી છે.

---

## જ્ઞાનદેવ—જ્ઞાનેશ્વર.

મહારાષ્ટ્ર દેશનો આ મહા ભક્ત કવિ શાલિવાહન શકના ૧૨ મા સૈકાની આખરે જન્મ્યો હતો. તેના પિતાનું નામ **વિઠ્ઠોબા** અને માતાનું નામ **રખમાબાઇ** હતું. તેઓ બ્રાહ્મણ જાતિનાં હતાં, અને પુનાની પાસે ઇંદ્રાયણી નદીને કાંઠે **આળંદી** જેને પહેલાં અલકાપુરી કહેતા હતા, તે ગામમાં રહેતાં હતાં. જ્ઞાનદેવને **નિવૃત્તિનાથ** અને **સોપાનદેવ** નામે બે ભાઇ, અને **મુક્તાબાઈ** નામે એક બ્હેન હતી. આ ચાર ભાઉઓમાં નિવૃત્તિનાથ સર્વથી મોટો હતો. વળી તે ચારે જણ નાનપણથી અંતરનિષ્ઠ હોઇને વિઠ્ઠોબા દેવનાં પૂર્ણ ભક્ત હતાં. તેમનો પિતા વિઠ્ઠોબા ઘણાંક વર્ષ સુધી ગૃહસ્થાશ્રમમાં રહીને પોતાનું બાકીનું આયુષ્ય પરમાર્થમાં ગાળવા માટે કાશી ક્ષેત્રમાં જઇને સંન્યાસ ધર્મમાં રહ્યો હતો. એવું કહેવાય છે કે, કાશીમાં વિઠ્ઠોબાને કોઇ એક સિદ્ધ પુરૂષ મળ્યો. તેણે તેમને કહ્યું 'તને કન્યા, પુત્રોની પ્રજા થનાર છે, માટે તું પાછો ઘેર જઇને ગૃહસ્થાશ્રમ માંડ.' તે ઉપરથી વિઠ્ઠોબાએ સ્વદેશમાં પાછા આવીને ગૃહસ્થાશ્રમ સ્વિકાર્યો હતો. અને તેમને ઉપર ચાર સંતાનોની પ્રાપ્તિ થઇ હતી.

જ્ઞાનદેવના જન્મચરિત્રની કેટલીક અદ્ભૂત વાતો **સંતલીલામૃત**, **ભક્તલીલામૃત**, અને **ભક્તવિજય** એ ત્રણ ગ્રંથોમાં લખેલી છે. એવું કહેવાય છે કે, જ્ઞાનદેવ એ સન્યાસીનો પુત્ર છે, એવો લોકાપવાદ થયો, તેથી લોકોએ તેને નાત બહાર મુક્યો. ત્યારે જ્ઞાનદેવે પોતાની શુદ્ધતા વિષે ખાતરી કરી આપવા સારૂ પાડા પાસે વેદ બોલાવ્યા.' તેમજ ચાંગદેવ ૧૪૦૦ શિષ્યો સહીત તેને મળવા આવ્યા, ત્યારે ભીંત ચલાવી, અને ભવિષ્યો કહ્યાં, ઇત્યાદિ ચમત્કાર દેખાડ્યા હતા !

જ્ઞાનદેવે શ્રીમદ્ભગવદ્ગીતા ઉપર **ભાવાર્થદિપીકા** નામે ટીકા લખી છે. જે **જ્ઞાનેશ્વરી** નામથી પ્રસિદ્ધ છે. આ ગ્રંથમાં ૧૦૦૦૦ ઓવીઓ છે. વળી **અમૃતાનુભવ** નામે બીજો એક ગ્રંથ તેમણે રચેલો છે. તેમાં શુદ્ધ બ્રહ્મજ્ઞાન પ્રતિપાદન કરનારાં ૭ પ્રકરણ છે. તેમાં ૧૦૦૦ ઓવીઓ છે. આ બંને ગ્રંથ એ સંપ્રદાયવાળા પાસેથી સાંભળ્યા વગર સમજાય તેવા નથી. તથાપિ શબ્દ સૌંદર્ય અને દ્રષ્ટાંતો ઉપરથી વેદાન્તના સિદ્ધાંતની વાતો અજ્ઞાની જનોને સહેલી રીતે સમજાય તેવી સરસ કહી છે. જ્ઞાનેશ્વરી ગ્રંથ શકે ૧૨૧૨ માં કર્યો, એવો લેખ એજ ગ્રંથમાં છેવટે છે. તે ઉપરથી જ્ઞાનદેવને થઇ ગયાને આજે ૬૦૦ વર્ષ થઇ ગયાં છે એવું કહેવાય છે કે જ્ઞાનેશ્વરી ગ્રંથ કરતી વખતે જ્ઞાનદેવ એક થાંભલા ઉપર કોયલા વતી લખતા હતા, પછી સચ્ચિદાનંદ બાવાએ તેનો ઉતારો કર્યો હતો. એવો લેખ જ્ઞાનેશ્વરી ગ્રંથમાંજ છે. આ ગ્રંથ લોકોની ઉપેક્ષા બુદ્ધિને લીધે પ્રથમ ખ્યાતીમાં આવ્યો નહોતો. તેમ તેની પ્રતો પણ ઘણી નહોતી. અને જે હતી તે

પણ પાઠ ભેદથી અશુદ્ધ થઇ ગઇ હતી તે પાછળથી એકનાથસ્વામીએ શકે ૧૫૦૦ માં એ પુસ્તક શુદ્ધ કર્યું હતું. અમૃતાનુભવ ગ્રંથ ઉપર કલ્યાણ સ્વામિ નામના એક રામદાસ સંપ્રદાયના વિદ્વાને ૧૨૦૦૦ ઓવીઓની એક સુંદર ટીકા લખી છે.

જ્ઞાનદેવે ઉપરના બે ગ્રંથો સિવાય એક ત્રીજો ન્હાનો ગ્રંથ રચ્યો છે. તેનાં **સમાસ** એવા નામનાં ૭ પ્રકરણો છે. તેમાં જગતની ઉત્પત્તિનો અનુક્રમ, જીવ અને આત્માના ભેદનું કારણ, પરા, પશ્યંતી, મધ્યમા, અને વૈખરી, એ ચાર પ્રકારની વાણીની ઉત્પત્તિ; તથા ત્રણ પ્રકારના અહંકારનું નિરૂપણ, અને તે થકી ઇંદ્રિયોની તથા વિષયોની ઉત્પત્તિ, દેહમાંનાં ૭ ચક્રો, અને તેઓના દેવતા તથા વર્ણ, તેઓનું નિરૂપણ, પંચમહાભૂતોના સ્વભાવ, અને ક્રિયાઓ, તથા દેહમાંના દશ વાયુનાં નામ અને તેઓનાં કાર્ય, તથા ઠેકાણાં, ઇડા, પિંગળા, અને સુશુમણા, તેઓનુ નિરૂપણ, તથા થોડાક યોગ સાંપ્રદાય, ઇત્યાદિ વિષયોનું નિરૂપણ કર્યું છે. એ સિવાય જ્ઞાનેશ્વરે ઉપદેશપર તથા સ્તુતિપર કેટલાંક અભંગ અને પદ કરેલાં છે.

જ્ઞાનદેવને યોગ સંપ્રદાયનો ઉપદેશ તેમના મોટા ભાઇ **નિવૃત્તિનાથે** કર્યો હતો. તેથી તેમણે પોતાના જ્ઞાનેશ્વરી ગ્રંથમાં ઠેકાણે ઠેકાણે નિવૃત્તિનાથનું ગુરૂત્વે કરીને નમન કર્યું છે. નિવૃત્તિનાથ પણ મહાજ્ઞાની અને સાધુ પુરૂષ હતા. તેઓ **ગૈનીનાથના** શિષ્ય હતા. તેમણે કરેલા ગ્રંથ જોવામાં આવતા નથી. પરતુ કેટલાક જણ કહે છે કે, **વૃત્તિબોધ** નામનો ગ્રંથ તેમણેજ રચેલો છે. નિવૃત્તિનાથનું સમાધિસ્થાન **ત્ર્યંબકેશ્વરમાં** ત્રંબક પર્વતની તળેટી ઉપર છે. ત્યાં લોકો દર્શન કરવા જાય છે. તેઓ શકે ૧૨૨૦ ના જેઠ વદ ૧૨ ને દિવસે સમાધિસ્થ થયા હતા.

જ્ઞાનદેવના ન્હાના ભાઈ **સોપાનદેવ** પણ વિદ્વાન અને જ્ઞાની હતા. તેમણે અભંગ, અને પદ વગેરે પુષ્કળ કવિતા કરી છે. ભક્તવિજયમાં લખ્યું છે કે, સોપાનદેવ બ્રહ્મદેવનો અવતાર હતા. તેઓ **સાસવડ—**સંવત્સર ગામમાં શકે ૧૨૧૯ ના વૈશાખ માસમાં સમાધિસ્થ થયા હતા. ત્યાં દર વર્ષે જેઠ મહિનામાંની નિર્જળા એકાદશીને દિવસે યાત્રા ભરાય છે.

જ્ઞાનદેવની બ્હેન **મુક્તાબાઇ** પણ ત્રણે ભાઇઓના જેવી જ્ઞાની અને યોગીનિ હતી. તેણે પણ અભંગ, પદ, અને ઓવી, વગેરે કવિતા રૂપે પુષ્કળ પ્રકરણો કરેલાં છે. તેઓમાંના તેમના કરેલા અભંગ લોકોમાં પ્રસિદ્ધ છે. જ્યારે સોપાનદેવને સંવત્સર ગામમાં સમાધિ આપી, ત્યારે **ઉદ્ધવ** નામે એક ભક્તે શ્રી વિઠ્ઠલને પુછયું કે, મુક્તાબાઇની શી ગતિ થશે ! શ્રી વિઠ્ઠલે કહ્યું કે, ગૈનીનાથનો વરદ હસ્ત તેને માથે છે, તેથી તેનો દેહ પડવાનો નથી. તે મહાકલ્પના છેલ્લા વખત સુધી રહેશે. એ પ્રમાણે તે યોગ બળે કરીને ગુપ્ત થએલી છે, એવું કહેવાય છે।

જ્ઞાનદેવ પોતાની મોટી વર્ષની ઉમ્મરમાં શકે ૧૨૧૮ ના કાર્તિક વદ ૧૦ ના દિવસે આળંદીમાં સમાધિસ્થ થયા હતા. ત્યાં દર વર્ષે કાર્તિક વદી ૧૧ ના દિવસે યાત્રા ભરાય છે. એ રીતે આ ચારે બાંધુઓ પોતાના આત્મબળ વડે પોતાની કીર્તિ રાખી ગયાં છે. અને અદ્યાપિ સુધી લોકોમાં તેઓ દેવ ભાવે પૂજાય છે. તેમના એવા પ્રભુત્વને ધન્ય છે.!..

# નામદેવ.

મહારાષ્ટ્ર દેશની સંતમંડળીમાંનો આ પ્રખ્યાત મહાભક્ત-કવિ શાલિવાહન શકે ૧૨૦૦ માં પંઢરપુરની પાસે ગોકુળપુર કરીને ગામ છે, ત્યાં જન્મ્યો હતો. તેમના પિતાનું નામ દામોદર, અને માતાનું નામ ગુણાબાઇ હતું. તેઓ જાતે દરજી હતા નામદેવનાં માબાપ વિઠ્ઠલનાથજીનાં પરમ ભાવિક ભક્ત હતાં, નામદેવના જન્મની વાત એવી ચમત્કારિક છે, કે, તેમના બાપ દામોદરને ભીમા નદીમાં એક તરેહવાર છીપ વહેતી હતી, તેમાંથી એ બાળક જડયો હતો. તેને પાળી પોષીને તેમણે મોટો કર્યો હતો, અને તેનું નામ **નામા** પાડયું હતું.

નામદેવ માત્ર આઠ વર્ષની બાળ વયમાંજ ઇશ્વર ભક્તિ અને યોગાભ્યાસમાં નિમગ્ન થયા હતા! તેઓ અન્નાહાર છોડીને કેવળ દૂધ પીને દેહ ધારણ કરી રહેતા હતા. તેઓ ન્હાનપણમાં જ્ઞાની છે, એવું તુરત જાહેર થયું નહોતું. એવું કહેવાય છે કે, તેમણે બાળપણમાં વિનંતિ કરવાથી વિઠોબાની મૂર્ત્તિએ તેમને હાથે ભોજન કર્યું હતું! તેઓ ઉદ્ધવના અવતાર હતા, એવું કેટલાક લોકો માને છે. તેમને પ્રથમ ઇશ્વર ભક્તિનું જ્ઞાન થયા વિષે એવું કહેવાય છે કે, એક દિવસે તેઓ પોતાની માની આજ્ઞાથી કાંઇ કામ સારૂ બાવળના ઝાડની છાલ લેવા સારૂ ગયા હતા. તેમણે બાવળના ઝાડની પાસે જઇને હથિયાર વડે જોરેથી તેને ઘા કર્યો કે તુરત તેમાંથી રસ નીકળ્યો. તે જોઇને તેમને લાગ્યું કે, બાવળને ઘા કરવાથી તેના અંગમાંથી લોહી નીકળ્યું એ હિંસા દોષથી તેમના મનમાં ઘણો પરિતાપ થયો. ત્યારથી તેમણે ઇશ્વર તરફ ધ્યાન લગાડીને તેની ભક્તિ કરવા માંડી અને તેમને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો.

એવું કહેવાય છે કે, નામદેવને શતકોટી અભંગ કરવા વિષે દ્રષ્ટાંત થયું. તે ઉપરથી તેમણે તથા તેમના કુટુંબનાં માણસોએ મળીને ૯૯ કોટી, અને ૯૬ લક્ષ, અભંગ કર્યા. અને ૪૦ લક્ષ રહ્યા, તે મહાત્મા તુકારામે પૂરા કર્યા! આ વિષે ગમે તેમ હો, પરંતુ નામદેવ અભંગ કવિતાના ઉત્તમ કવિ હતા. અને તેમણે "नामाह्मणे" એવી છાપનાં લાખો અભંગ મરાઠી ભાષામાં કરેલાં છે. હરિપાઠ નામનો ઇશ્વર ભક્તિ ઉપર એક મનોરંજક ગ્રંથ છે, તે નામદેવે કર્યાનું કહેવાય છે. આ મહાપુરૂષ પોતાની ૫૦ વર્ષની ઉમ્મરે શાલિવાહન શકે શુમારે ૧૨૫૦ માં સમાધિસ્થ થયા હતા. ચાંગદેવ, નિવૃત્તિનાથ, અને જ્ઞાનદેવની પેઠે નામદેવ પણ દક્ષિણી લોકોમાં દેવભાવે પૂજ્ય છે

## નરસિંહ મેહેતો.

આ પ્રસિદ્ધ ગુર્જર કવિ ભક્તનો જન્મ ક્યારે થયો હતો, તે વિષે નક્કી ખબર નથી. પરંતુ એટલું તો ચોકસ છે કે, તેઓ વિક્રમ સવંત ૧૫૦૦ માં હયાત હતા. તેમના પિતાનું નામ વત્સરાજ મેહેતો હતું. તેઓ જુનાગઢના રહીશ, જ્ઞાતે વડનગરા નાગર ગૃહસ્થ હતા. નરસિંહ મહેતાને જનોઇ દેઇ પરણાવ્યા પછી તેમનાં માતા પિતા ગુજરી ગયાથી મોટાભાઇ વંશીધરની સંભાળ નીચે ઉછરી મોટાં થયા હતા. તેઓ સ્વભાવે શાન્ત, દયાળુ, અને બુદ્ધિશાળી હતા. બાળપણમાંથીજ તેમને સાધુઓની સંગત કરવી બહુ પ્રિય લાગતી હતી. વિદ્યાભ્યાસ કાંઇ કર્યો નહોતો તેથી ઉદ્યોગ ન કરતાં આખો દિવસ નવરા બેસી રહેતા હતા. તેથી તેમનાં ભાભી ઝવેર એ વિષે વારવાર કહ્યા કરતાં હતાં એક દિવસે ભોજાઇએ સખ્ત મહેણું માર્યું, તે તેમને વજ્રબાણ જેવું લાગવાથી રીસાઇને ઘર છોડી ચાલ્યા; અને શેહેરથી થોડે દૂર ગોપનાથ મહાદેવના દેવળમાં શિવ સ્મિરન કરતા જઇને બેઠા. ત્યાં સાત દિવસ સુધી લાંઘણ કરી નિરંતર શિવનું ધ્યાન કરતાં છેવટે કહે છે કે, શિવ પ્રસન્ન થઇને તેમને વૃંદાવનમાં તેડી ગયા. અને ત્યાં શ્રીકૃષ્ણની રાસલીલાનાં દર્શન કરાવ્યાં. શ્રીકૃષ્ણે તેમને વરદાન આપ્યું કે, તું મારાં ગુણ ચરિત્રની લીલા ગાતો રહેજે. ભક્તવિજયમાં લખેલું છે કે, નરસિંહ મહેતો સાત વર્ષના હતા, ત્યારે તેઓ બહારથી રમીને ઘેર પાણી પીવા આવ્યા, અને તેમની ભાભી પાસે પાણી માગતાં તેણે મહેણું માર્યું હતું ગમે તેમ હો, પણ મહેણું મારેલું, અને તેથી રીસાઇને તેઓ ઘરબાર છોડી ગોકુળ મથુરા તરફ નાશી ગયા હતા એ વાત સત્ય જણાય છે ગોકુળ મથુરામાં તેમને કોઇ વૈષ્ણવ સાધુએ વિદ્યાભ્યાસ કરાવ્યો. તથા ઉપદેશ આપી જ્ઞાનવાન કર્યા હતા. ત્યાર પછી તેઓ ભજન કીર્તન ગાવા તથા કવિતા કરવા શિખ્યા હતા ગોકુળ મથુરાં તરફ થોડી મુદત રહ્યા પછી તેમનો કોઇ સગો ત્યાં જઇને તેમને સમજાવી પાછા જુનાગઢ તેડી લાવ્યો હતો. જુનાગઢ આવીને તેઓ પોતાના ભાઇથી એક જુદા ઘરમાં પોતાની સ્ત્રી સાથે રહ્યા હતા. તેઓ સંસારી છતાં મન, વચન અને કર્મથી સાધુ વૃત્તિએ રહેવા લાગ્યા. ઘરના વાડામાં તેમણે તુલસી ક્યારા કર્યા હતા. અને ભજન કીર્તન કરવા માટે સાધુઓને રહેવાનો અ-

(૧) કેટલાક એમ કહે છે કે, નરસિંહ મહેતાના બાપનું નામ દામોદર મહેતો હતું.

# નામદેવ.

મહારાષ્ટ્ર દેશની , સંતમંડળીમાંનો આ પ્રખ્યાત મહાભક્ત-કવિ શાલિવાહન શકે ૧૨૦૦ માં પંઢરપુરની પાસે ગોકુળપુર કરીને ગામ છે, ત્યાં જન્મ્યો હતો. તેમના પિતાનું નામ દામોદર, અને માતાનું નામ ગુણાબાઇ હતું. તેઓ ન્યાતે દરજી હતા. નામદેવનાં માબાપ વિઠ્ઠલનાથજીનાં પરમ ભાવિક ભક્ત હતાં. નામદેવના જન્મની વાત એવી ચમત્કારિક છે, કે, તેમના બાપ દામોદરને ભીમા નદીમાં એક તરેલવાર છીપ વેહેતી હતી, તેમાંથી એ બાળક જડ્યો હતો. તેને પાળી પોષીને તેમણે મોટો કર્યો હતો, અને તેનું નામ **નામા** પાડ્યું હતું.

નામદેવ માત્ર આઠ વર્ષની બાળ વયમાંજ ઇશ્વર ભક્તિ અને યોગાભ્યાસમાં નિમગ્ન થયા હતા! તેઓ અન્નાહાર છોડીને કેવળ દૂધ પીને દેહ ધારણ કરી રહેતા હતા. તેમે ન્હાનેપણામાં જ્ઞાની છે, એવું તુરત જાહેર થયું નહોતું. એવું કહેવાય છે કે, તેમણે બાળપણામાં વિનતિ કરવાથી વિઠોબાની મૂર્તિએ તેમને હાથે ભોજન કર્યું હતું! તેમે ઉદ્ધવના અવતાર હતા, એવું કેટલાક લોકો માને છે તેમને પ્રથમ ઇશ્વર ભક્તિનું જ્ઞાન થયા વિષે એવું કહેવાય છે કે, એક દિવસે તેઓ પોતાની માતાની આજ્ઞાથી ઉકાળા સારૂ બાવળના ઝાડની છાલ લેવા સારૂ ગયા હતા. તેમણે બાવળના ઝાડની ઉપર કોઇ હથિયાર વડે જેવો તેને ઘા કર્યો કે તુરત તેમાંથી રસ નીકળ્યો. તે જોઇને તેમને લાગ્યું કે, બાવળને ઘા કરવાથી તેના અંગમાંથી લોહી નીકળ્યું એ હિંસા દોષથી તેમના મનમાં ઘણો પરિતાપ થયો. ત્યારથી તેમણે ઇશ્વર તરફ ધ્યાન લગાડીને તેની ભક્તિ કરવા માંડી અને તેમને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો.

એવું કહેવાય છે કે, નામદેવને શતકોટી અભંગ કરવા વિષે દ્રષ્ટાંત થયું. તે ઉપરથી તેમણે તથા તેમના કુટુંબનાં માણસોએ મળીને ૯૯ કોટી, અને ૯૬ લક્ષ, અભંગ કર્યા. અને ૪ લક્ષ રહ્યા, તે મહાત્મા તુકારામે પૂરા કર્યા! આ વિષે ગમે તેમ હો, પરંતુ નામદેવ અભંગ કવિતાના ઉત્તમ કવિ હતા. અને તેમણે "नामाह्मणे" એવી છાપનાં લાખો અભંગ મરાઠી ભાષામાં કરેલાં છે. હરિપાઠ નામનો ઇશ્વર ભક્તિ ઉપર એક મનોરંજક ગ્રંથ છે, તે નામદેવે કર્યાનું કહેવાય છે. આ મહાપુરૂષ પોતાની ૫૦ વર્ષની ઉમ્મરે શાલિવાહન શકે શુમારે ૧૨૫૦ માં સમાધિસ્થ થયા હતા. ચાંગદેવ, નિવૃત્તિનાથ, અને જ્ઞાનદેવની પેઠે નામદેવ પણ દક્ષિણી લોકોમાં દેવભાવે પૂજ્ય છે.

# નરસિંહ મહેતો.

આ પ્રસિદ્ધ ગુર્જર કવિ ભક્તનો જન્મ ક્યારે થયો હતો, તે વિષે નક્કી ખબર નથી. પરંતુ એટલું તો ચોક્કસ છે કે, તેઓ વિક્રમ સંવત ૧૫૦૦ માં હયાત હતા. તેમના પિતાનું નામ વત્સરાજ મહેતો હતું. તેઓ જુનાગઢના રહીશ, જાતે વડનગરા નાગર ગૃહસ્થ હતા. નરસિંહ મહેતાને જનોઇ દેઇ પરણાવ્યા પછી તેમનાં માતા પિતા ગુજરી ગયાથી મોટાભાઇ વંશીધરની સંભાળ નીચે ઉછરી મોટાં થયા હતા. તેઓ સ્વભાવે શાન્ત, દયાળુ, અને બુદ્ધિશાળી હતા. બાળપણમાંથીજ તેમને સાધુઓની સંગત કરવી બહુ પ્રિય લાગતી હતી. વિદ્યાભ્યાસ કાંઇ કર્યો નહોતો તેથી ઉદ્યોગ ન કરતાં આખો દિવસ નવરા બેસી રહેતા હતા. તેથી તેમનાં ભાભી ઝવેર એ વિષે વારવાર કહ્યા કરતાં હતાં. એક દિવસે ભોજાઇએ સખ્ત મહેણું માર્યું, તે તેમને વજ્રબાણ જેવું લાગવાથી રીસાઇને ઘર છોડી ચાલ્યા; અને શેહેરથી થોડે દૂર ગોપનાથ મહાદેવના દેવળમાં શિવ શિવ કરતા જઇને બેઠા. ત્યાં સાત દિવસ સુધી લાંઘણ કરી નિરંતર શિવનું ધ્યાન કરતાં છેવટે કહે છે કે, શિવ પ્રસન્ન થઇને તેમને વૃંદાવનમાં તેડી ગયા. અને ત્યાં શ્રીકૃષ્ણની રાસલીલાનાં દર્શન કરાવ્યાં. શ્રીકૃષ્ણે તેમને વરદાન આપ્યું કે, તું મારાં ગુણ ચરિત્રની લીલા ગાતો રહેજે. ભક્તચિન્તામાં લખેલું છે કે, નરસિંહ મહેતો સાત વર્ષના હતા, ત્યારે તેઓ બહારથી રમીને ઘેર પાણી પીવા આવ્યા, અને તેમની ભાભી પાસે પાણી માગતાં તેણે મહેણું માર્યું હતું. ગમે તેમ હો, પણ મહેણું મારેલું, અને તેથી રીસાઇને તેઓ ઘરબાર છોડી ગોકુળ મથુરા તરફ નાશી ગયા હતા. એ વાત સત્ય જણાય છે. ગોકુળ મથુરામાં તેમને કોઇ વૈષ્ણવ સાધુએ વિદ્યાભ્યાસ કરાવ્યો. તથા ઉપદેશ આપી જ્ઞાનવાન કર્યા હતા. ત્યાર પછી તેઓ ભજન કીર્તન ગાવા તથા કવિતા કરવા શિખ્યા હતા. ગોકુળ મથુરાં તરફ થોડી મુદત રહ્યા પછી તેમનો કોઇ સગો ત્યાં જઇને તેમને સમજાવી પાછા જુનાગઢ તેડી લાવ્યો હતો. જુનાગઢ આવીને તેઓ પોતાના ભાઇથી એક જુદા ઘરમાં પોતાની સ્ત્રી સાથે રહ્યા હતા. તેઓ સંસારી છતાં મન, વચન અને કર્મથી સાધુ વૃત્તિએ રહેવા લાગ્યા. ઘરના વાડામાં તેમણે તુળસી ક્યારા કર્યા હતા. અને ભજન કીર્તન કરવા સારૂ સાધુઓને રહેવાનો અ-

(૧) કેટલાક લોકો કહે છે કે, નરસિંહ મહેતાના બાપનું નામ દામોદર મહેતો હતું.

ખાડો કર્યો હતો. કંઠે તુળસીની માળા કપાળમાં ગોપીચંદનનું ઉભું ટીલું, અને હાથે છાપા, એ તેમનો શણગાર હતો. તેઓ શાલિગ્રામ અને બાળમુકુન્દનું પૂજન તથા ધ્યાન કરતા હતા. સાધુઓની મંડળી ભેગી કરી પખાજ અને ઝાંઝ સાથે ભજન ગાતા. અને બીજે ઠેકાણે ગાવા જતા હતા. કોઇ ઠેકાણે સાધુઓને ભજન કરતાં સાંભળતા, તો ગમે તેવું જરૂરનું કામ હોય, તોપણ તે પડતું મુકીને તેમાં ખુશીથી ભાગ લેતા. ભજનના ભાવથી ઘેર શું થશે, તેની લગારે દરકાર રાખતા નહિ. એવું કહેવાય છે કે, તેમની ભક્ત મંડળીમાં કેટલીક નાગર જાતિની સ્ત્રીઓ પણ હતી. સાધુ વૈરાગીઓની ભીડનો તેમને ઘેર નિરંતર જોવામાં આવતી. તેઓ દશ અવતારનાં ચિત્ર ભીતપર ચિતરેલાં એવા એક મંડપમાં નિત્ય ભજન કીર્તન કરતા હતા.

નરસિંહ મહેતો કયા વૈશ્નવ સંપ્રદાયના હતા, તે નક્કિ કહી શકાતું નથી. તેમના વખતમાં ચારે સંપ્રદાય વાળાના મઠો ઠામ ઠામ હતા. તેઓ શાલિગ્રામની પૂજા કરતા, અને કૃષ્ણ મહિમા ગાતા, તે ઉપરથી એમ ધારી શકાય છે કે, વિશ્ણુ સ્વામિના મતના હશે. વળી તેમણે પોતાની કવિતામાં કૃષ્ણ બાળલીલાને વર્ણવી છે. અને પોતે એક ગોપી હોય, એવો સખી ભાવ દર્શાવ્યો છે. તે ઉપરથી તેઓ બીજા મતના વૈશ્ણવ હોય, એમ પણ ધારી શકાય છે. ભક્ત વિજયમાં લખ્યું છે કે;—"નરસિંહ મહેતો અનેક પ્રબંધ કવિતથી નિત્ય હરિના ગુણ ગાતા, અને તાળ વીણા લેઇ નૃત્યથી કીર્તન કરતા. તેઓ રાય રંકને સમાન દ્રષ્ટિથી જોતા, અને અજાચક વૃતિ રાખી કોઇ અંગવસ્ત્ર આપે, તો તે લેઇ તેમાંથી અતિથિને સંતોષી કુટુંબનું રક્ષણ કરતા. પોતે સંસારી હતા તે છતાં સંસારવ્યવહારમાં બહુ લક્ષ રાખતા નહિ. તેમની એકાગ્ર ચિત્તની ભક્તિ જોઇને તથા તેમના કુટુંબની દયા આણીને કેટલાક ધાર્મિક પુરૂષોએ પ્રસંગોપાત તેમને સંસાર કાર્યમાં સહાયતા કરી હતી. તેથી તેમનો સંસાર વ્યવહાર નિર્વિઘ્ને ચાલ્યો હતો.

કબીર અને સુરદાસ વગેરે ભક્ત કવિઓની માફક નરસિંહ મહેતાના સંબંધમાં પણ કેટલીક અલૌકિક વાતો લોકોમાં ચાલે છે. જ્યારે તેમની પુત્રિ કુંવરબાઇને સીમંતનો અવસર આવ્યો, ત્યારે દુર્જનો તેમની ગરીબ સ્થિતિ જોઇને મશ્કરી કરવા લાગ્યા. તેમજ વહેવાઇ પક્ષનાઓએ મશ્કરીથી મોસાળામાં અનેક પદાર્થોની માગણી કરી હતી. પરંતુ તેમના માગ્યા પ્રમાણે મોસાળુ કરવામાં શ્રીકૃષ્ણે આવીને તેમની લાજ રાખી હતી. તેજ પ્રમાણે તેમના પુત્ર સામળદાસના વિવાહમાં પણ શ્રીકૃષ્ણે લાજ રાખી હતી. અને વિવાહ મોટી ધામધુમથી કર્યો હતો. એક વખતે કોઇ યાત્રાળુને હુંડી કરાવવી હતી. તેણે કેટલાક લોકોને પુછ્યું કે, ભાઇ! કોઇ શાહુકાર છે? ત્યારે તેમણે મશ્કરીમાં નરસિંહ મહેતાનું નામ બતાવ્યું. તે ઉપરથી તે યાત્રાળુ નરસિંહ મહેતાની પાસે ગયો. ને હુંડી લખી આપવાનું કહ્યું. નરસિંહ મહેતાએ જાણ્યું કે, મારી કોઇએ મશ્કરી કરેલી જણાય છે. પછી તેમણે દ્વારકામાં સામળશાહ ઉપર રા. ૭૦૦ ની હુંડી લખી આપી. યાત્રાળુ હુંડી લેઇને દ્વારકામાં ગયો. ત્યાં શ્રીકૃષ્ણ સામળશાહ નામ ધારણ કરીને પેઢી માંડી બેઠા, અને તે યાત્રાળુની હુંડી સ્વિકારી ભક્તની લાજ રાખી! સંવત ૧૫૧૨ માં કેટલાક સન્યાસીઓએ જૂનાગના તે સમયના ચુડાસમા રાજાને અર્જ કરી કે, નરસિંહ મહેતો બ્રાહ્મણ થઇને કૃષ્ણ ભ-

ક્તિનો મહિમા ગાય છે, તેથી મત્સ ધર્મ ઉપરથી લોકોની શ્રદ્ધા ઉઠી જાય છે. ઇત્યાદિ કેટલીક વાતો તેમના વિરૂદ્ધ સમજાવી. તે ઉપરથી એ રાજાએ દામોદરજીના મંદિરમાં એક સભા ભરીને સંન્યાસીઓ તથા નરસિંહ મહેતાનો સંવાદ સાંભળ્યો હતો. રાજાએ પ્રથમ નરસિંહ મહેતાને એવું કહ્યું હતું કે, હું દામોદરજીની મૂર્તિને હાર પહેરાવું છું, તે હાર જો તમારા કંઠમાં આવે તો તમે સાચા છો, એમ હું માનીશ. પછી નરસિંહ મહેતાએ શ્રી-કૃષ્ણનું સ્મરણ ધ્યાન પૂર્વક કર્યું, એટલે શ્રીકૃષ્ણે તેમના ગળામાં હાર પહેરાવીને તેમની લાજ રાખી હતી !

નરસિંહ મહેતો એક માર્ગી સાધુ, અને કૃષ્ણ ઉપર પૂર્ણ પ્રેમી તથા આસ્થાવાળા હતા. તેઓ કૃષ્ણ ભક્તિમાં તલ્લિન રહી સંસાર વ્યવહારમાં કાળજી રાખતા નહિ. તેથી તેમનાં સગાં વ્હાલાં તેમને બહુ ઠપકો દેતાં, અને લોકો ઘણી નિંદા કરતા હતા. તે છતાં તેમણે પોતાનો આગ્રહ મૂક્યો નહોતો. તેથી એક સાચા ભક્ત તરીકે તેમની ઘણી ખ્યાતિ થઇ છે. તેમણેજ ગુર્જર પ્રજામાં પ્રથમ કૃષ્ણ ભક્તિ દાખલ કરી હતી, એવું કહેવાય છે. તેમની કવિતા ભક્તિભાવ ઉપર વિશેષ છે. તેમાં સંસારી નીતિનો પણ બોધ સમાયેલો છે. તેમણે ઘણું કરીને પ્રભાતના રાગો ઉપર કવિતા કરેલી છે. પ્રાતઃકાળની શોભાનું વર્ણન તેમણે ઘણુંજ સુંદર અને આનંદ પમાડે તેવું કર્યું છે. પ્રભાતીઆં તો નરસિંહ મહેતાનાંજ વખણાય છે. તેમણે હજારો પદ કરેલાં છે. તેમાંનાં કેટલાંક તત્ત્વજ્ઞાન વિષેનાં પણ છે. તેમાં ભક્તિભાવ તો ખરોજ. આપણા પ્રખ્યાત ગુર્જર કવિશ્વર નર્મદાશંકર કહે છે કે;—"કવિતાનો જીવ જે રસ, તે નરસિંહ મહેતાની કવિતામાં સાહજીક, આછો, સાદો, નિર્મળો, અને સ્થાયી છે. તુળસી વૃંદના સુવાસ જેવો તેમની કવિતાનો વિષય ભક્તિભાવજ છે. પણ વર્ણન ઉપરથી વત્સરસ, શૃંગારરસ, હાસ્યરસ, શાન્તરસ, અને સંસારિ નીતિબોધ, તેના ચળકારા થોડા અથવા ઘણા બહાર સ્પષ્ટ જણાઇ આવે છે. તેઓ પહેલા વર્ગના નહિ પણ બીજા વર્ગના કવિઓની પંક્તિમાં માન સાથે શોભે છે. ભરતીઓટને આધિન નહિ એવી રેતાળ તળની નાની નદી શરદ ઋતુમાં સવારે, બપોરે, સાંજે, અને રાત્રે ચાંદરણામાં પવનથી લહેરી કરતી હોય, તેવી નરસિંહ મહેતાની કવિતા છે. અને એ જાતમાં કાંઇક ભળતી કવિતા મીરાંબાઇ સિવાય બીજા કોઇની આપણી ભાષામાં જોવામાં આવતી નથી."

નરસિંહ મહેતાએ રાસમંડળ નામે ગુજરાતી ભાષામાં એક ઉત્તમ ગ્રંથ બનાવ્યો છે. તેમાં શ્રીકૃષ્ણની રાસક્રિડા વર્ણવેલી છે. બાળલીલા, દાણલીલા, અને હારમાળા, ઇત્યાદિ પણ તેમણેજ રચેલ છે. આ મહાપુરૂષને થઇ ગયાને લગભગ સાડાચારસેં વર્ષ થયાં છે. તે છતાં એક ઉત્તમ ભક્ત—કવિ તરીકે તેમની કીર્તિ અદ્યાપિ સુધી સતેજ રહી છે.

રાજા હતા. એટલુંજ નહિ પણ ગુજરાતી કવિતા અને ભાષા કાવ્ય પણ છટાબંધ કરતા. ભાલણે મહા કવિ **બાણભટ્ટ** કૃત કાદંબરી નામે અપૂર્વ ગ્રંથનું ગુર્જર ભાષામાં પદ્યમય રસિક ભાષાંતર કર્યું છે, એ કાંઇ શબ્દશઃ ભાષાંતર નથી. પણ મુળ ગ્રંથનુ સરળ ભાષામાં માત્ર વ્યાખ્યાનજ છે. ભાલણની વાણી કેટલીક રીતે ગુર્જર મહા કવિ **પ્રેમાનંદના** જેવી છે. અને તેની રચના દેશી રાગમાં હોવાથી વાંચનારને ઘણી સુગમ પડે, એવી છે. પણ મૂળ ગદ્યની જે ખૂબિ છે, તે તો પદ્યમાં યથાસ્થિત શી રીતે આણી શકાય? તોપણ તેણે પોતાનું કાવ્ય સરસ કરવા માટે બનતો પ્રયાસ કર્યો છે. એ કાવ્યને ભાષાંતર તરીકે ન ગણતાં એક જુના ગૂજરાતી કાવ્ય તરીકે ગણીને વાંચનારને કેટલોક વિનોદ અવશ્ય થાય તેમ છે.

કાદંબરી સિવાય તેણે **દશમસ્કંધ, ભિલડી સંવાદ, સપ્તશતિ,** અને **રામબાળ ચરિત્ર** વગેરે કાવ્ય ગ્રંથો રચ્યા છે. દશમસ્કંધને કવિ પોતે "બાળલીલા પદબંધ" અને ભીલડી સંવાદને 'હર સંવાદ' કહેતા. સપ્તશતિ એ નામના પુરાણાંતર ગત ગ્રંથનું ભાષાંતર છે. એ ગ્રંથ વડોદરાની પ્રાચીન ગ્રંથ પ્રકાશક મંડળી પાસે છે. રામબાળ ચરિત્ર એ કાવ્ય કવિના ઉત્તમોત્તમ કાવ્યમાંનું એક છે. તેમાં કવિએ વત્સલ રસની હદજ વાળી છે. તેમાં રામચંદ્રના બાળ ચરિત્રનું ઘણું રસમય, મોહક, અને સુંદર ચિત્ર આપ્યું છે. "**સાંભળરે તુ સજની મારી, રજની ક્યાં રમી આવ્યાં છીરે;**" એ પદનો મૂળ કર્ત્તા તો આ કવિ છે. આ પદ કવિના દશમસ્કંધમાંનું છે. તેણે માત્ર દયારામ ઉપરજ અસર કરી છે, એમ નથી, પરંતુ પ્રેમાનંદ જેવો મહા કવિ પણ તેના મોહમાંથી બચ્યો નથી.

ભાલણ કવિનું બીજું નામ પુરૂષોત્તમજી મહારાજ હતું. તેજ નામથી પાટણમાં હાલ એક મંદિર છે. તે મંદિરમાં મેડી ઉપર ભાલણ અને તેના સંન્યાસિ ગુરૂ એ બંને જણની ગાદી છે. ભાલણની ગાદી ઉપર એક ત્રાંબાના પત્રામાં તેની મૂર્ત્તિ ચીતરેલી છે. તેણે પદ્માસન વાળેલ છે. અને પ્રાણાયામ જોડીને સમાધિ યોગમાં તલ્લિન થયેલો માલુમ પડે છે. તેની સામે મોરનું એક ચિત્ર છે. અને મૃગચર્મ બીછાવેલું છે. પાટણમાં ભાલણના ઘણા ભાવિક સેવકો થઇ ગયા હતા. તે લોકો તેનાં બનાવેલાં કાવ્યોનોજ પાઠ કરતા હતા. અને હાલમાં પણ કોઇને પુછીયે તો '**ભાલણ પ્રભુ**' નામ આપે છે. 'પ્રભુ' એ વિશેષણ આપવાનું કારણ તો એવું જણાય છે કે, ભાલણ પોતાની કવિતામાં ઠેકાણે ઠેકાણે છેલ્લા પદમાં 'ભાલણ પ્રભુ' લખી ગયો છે. તેથીજ લોકો ભાલણ પ્રભુ કહે છે. "ભાલણના પ્રભુ" જોડનાં બે માત્રા વધી જવાથી વદીનો લોપ કર્યો હોય, એમ જણાય છે. પરંતુ ભાવિક અને ચોખ્ખા મનવાળા તેના સેવકોએ 'પ્રભુ' વિશેષણ આપીને આનંદ માન્યો છે.

ભાલણ કવિને ત્રણ પુત્ર હતા, તેમનાં નામ;—**ઉદ્ધવ, વિષ્ણુદાસ,** અને **ભીમજી.** તેઓમાં ઉદ્ધવ વિદ્વાન કવિ હતો. તેણે રામાયણનો ગ્રંથ પ્રાકૃત ભાષામાં રચ્યો છે. તે બહુ વખણાય છે. એવું કહેવાય છે કે, ભાલણ કવિએ જીવતાં સમાધિ લીધી હતી. તે સમાધિ પાટણથી ઈશાન કોણમાં હરિહર મહાદેવમાં પોતાના સંન્યાસી ગુરૂની સમાધિ પાસે છે. આ કવિને થઇ ગયાને સુમારે ૪૦૦ વર્ષ થયાં છે.



# સનાતન ગોસ્વામી.

વૈષ્ણવ ગ્રંથમાં સનાતનનું જીવન આવી રીતે વર્ણવેલું છે;—સનાતન મુસલમાન કુલથી ઉત્પન્ન થયો હતો, તેનું મુસલમાન નામ સાકરમલિક હતું. તે ગૌડના બાદશાહનો વઝીર હતો. એક વખતે ચૈતન્ય સ્વામી ધર્મ પ્રચારને માટે શાન્તિપુરથી નીકળીને ગૌડની પાસેથી રામકેલી ગામ તરફ જતા હતા. ત્યાં ધનવાન, ગરીબ હજારો હિંદુ અને મુસલમાન તેમનો ઉપદેશ સાંભળવા માટે એકઠા થયા હતા. સનાતન અને તેનો ભાઇ રૂપ ઉપલી જગાએ ચૈતન્યનું ભાષણ સાંભળીને મુસલમાન ધર્મ છોડીને ચૈતન્યના અનુવર્તી થયા હતા. ચૈતન્ય સ્વામી તેઓને આ હિંદુ નામ આપીને નીલાચલે ગયા હતા. સનાતન નવા ધર્મમાં દીક્ષિત થયાથી રાજકામમાં ઉદાસીન થઇ પડયો હતો. તેથી ભોગ વિલાસમાં તેનો પ્રાણ સુખી થઇ શક્યો નહિ. કેવી રીતે સંસારનો મોહ છોડીને ધર્મને માટે જીવન ગાળી શકું, તેને માટે તે વ્યાકુલ થયો. પરંતુ બાદશાહ પ્રતિવાદી થઇ પડયો. બાદશાહે એક દહાડો સનાતનને ઘેર જઇને ઘણો સમજાવ્યો. પરંતુ સનાતનના વ્યાકુલ પ્રાણમાં કંઇ પણ ફરક પડયો નહિ. બાદશાહે જોયું કે સનાતનને ઘરમાં રાખવાનો કંઇ ઉપાય નથી, ત્યારે છેવટે દીલગીરીથી તેને કેદખાનામાં નાખ્યો. પરંતુ કેદખાનાના ઉપરીને સનાતન વશીભૂત કરીને નાશી ગયો. પ્રિયજનો અને ધન માલ પછવાડે પડી રહ્યું. સનાતન ભગવાનને માટે રસ્તાનો ભિખારી થયો ! ઇશ્વર કોને શું કરે છે, તે કોણ કહી શકે ?

સનાતન નીલાચલ તરફ ગયો. રસ્તામાં રાજિપુર ગામના એક બગીચાની અંદર રાતે ભગવાનની આરાધનામાં તે નિમગ્ન હતો. એવી વેળાએ અકસ્માત તેનો બનેવી ત્યાં જઇ ચઢયો. તે રાજકુલ મહિમાન્વિત સનાતનનું આવું મલીન વસ્ત્ર અને વૈરાગીનો વેશ જોઇને ખેદ કરવા લાગ્યો. અને તેને પાછો ઘેર લઇ જવાની ઘણી કોશિશ કરી, પરંતુ તેણે જવાની ના કહી. જ્યારે તેણે જોયું કે સનાતનની પાસે ગરમ કપડાં નથી, ત્યારે ટાઢ રોકવા માટે તેને પોતાની શાલ આપી. સનાતને હસીને તે દૂર ફેંકી દીધી, પછી તેના બનેવીએ તેને બનાત આપી, તેને પણ તેણે વિલાસ સામગ્રી કહીને લીધી નહિ. ત્યાર પછી તે એક જાડી ધાબળી લેઇને ચૈતન્યના દર્શન માટે ત્યાંથી નીકળ્યો. સનાતનના શરીર ઉપર ધાબળી જોઇને ચૈતન્ને વિચાર કર્યો કે સનાતન હજી સુધી વિષય સુખ વાસના સંપૂર્ણ રીતે છોડવાને સમર્થ થયો નથી. સનાતને ચૈતન્યના મનનો ભાવ જાણીને એક વૈષ્ણવને પોતાની ધાબળી આપી દીધી. અને પોતે તેનાં ફાટેલાં તથા મેલાં કપડાં લીધાં.

જ્યાથી તે પૃથ્વિના હીરા મોતીને તુચ્છ કરતાં શીખ્યો છે, હું પણ તેને મેળવવાને માટે પ્રાણનો નિયોગ કરૂં. પછી તે ગરીબ માણસ પાછો ફર્યો. અને સનાતનની આગળ ધર્મ શિક્ષા પામીને નવજીવન મેળવ્યું.

સનાતનગોસ્વામીનો મોટો ભાઇ **રૂપગોસ્વામી** હતો. તેનું પહેલું નામ **દસવીશખાસ** હતું. સનાતન પ્રમાણે તે પણ ગૌડના નવાબનો વજીર હતો. અને બે ભાઇઓએ એકજ વેળાએ ચૈતન્યનો પ્રચારિત ધર્મ ગ્રહણ કર્યો હતો. વૈષ્ણવ ધર્મ ગ્રહણ કર્યાથી રૂપનો પ્રાણ નવા ભાવથી ચલાયમાન થયો હતો. તે ધન, માલ, જન, મર્યાદાને તુચ્છ સમજ્યો હતો. જે રાજમાં જવાથી ગરીબ ભિખારી રાજસંપદ તુચ્છ કરે છે. તે રાજમાં જવાને માટે પ્રાણ વ્યાકુલ થયો. એક દિવસે પ્રબલ તુફાનની સાથે મુશળ ધારાથી વૃષ્ટિ પડતી હતી. રાત્રિયે ભયંકર મૂર્તિ ધારણ કરી હતી. રસ્તામાં કોઇ માણસનો અવાજ સંભળાતો નહોતો. પરંતુ રૂપ નવાબના કામમાં લાગેલો હતો. એવી ભીષણ રાતે માર્ગમાં થઇને તે જતો હતો. તે ચાલતો ચાલતો એક ભંગીના ઘરની પાસે જઇ પહોચ્યો. તેના ચાલવાનો શબ્દ સાંભળીને ભંગીયણે પોતાના સ્વામીને પૂછ્યું કે, આવી રાતે કોણ ઘરની પાસેથી જાય છે? ભંગીએ કહ્યું;—"કુતરા શિવાય બીજુ કોણ હોય?" ભંગીની બાયડી બોલી, આવી રાતે કુતરા પણ ઘરની બહાર નીકળતા નથી, કોઇ ધનવાનનો ચાકર હશે. ભંગીયણના બોલથી રૂપને ચેતના આવી. સામાન્ય ધનને માટે, તુચ્છ રાજગૌરવના લોભથી માણસ થઇને પશુના કરતાં પણ અધમ વૃત્તિ અવલંબીને જીવતો રહ્યો છે. એ વિચારે તેને મનમાં મોટો કલેશ ઉત્પન્ન કર્યો. અનંત જીવનનો વિચાર ભૂલિને આ લોકના ધનને માટે મન પ્રાણ લગાડી રાખ્યાં છે. એ વિચારથી તેનું હૃદય બળવા લાગ્યું. એક પળમાં સંકલ્પ કર્યો કે અનંત જીવન મેળવવા માટે સર્વસ્વ છોડીશ. એવો મનમાં નિશ્ચય કરીને રૂપ વૈરાગી થયો! આપણે સંસારના કીડા થઇને રહ્યા છીએ. આપણને વૈરાગ્યનો ઉદય થયો નથી. આ બંને ધાર્મિક બંધવોને થઇ ગયાને આજે શુમારે ૪૦૦ વર્ષ થયાં છે.

## રઘુનાથ.

રઘુનાથે ધનવાનના ઘરમાં જન્મ લીધો હતો. તે ઘણા પ્રકારની સુખ સંપત્તિમાં બાલ્યકાલથીજ ઉછર્યો હતો. ચૈતન્યે જે પ્રેમ ભક્તિથી બંગાલને પ્લાવિત કર્યું હતું, તે પ્રેમનુ એક ટીપું રઘુનાથના હૃદયમાં પડયું હતું. તેથીજ રઘુનાથનું મન ધર્મને માટે વ્યાકુલ થયું હતું. તેણે ઘરબાર છોડીને વૈરાગનો વેષ ધારણ કરવાનો નિશ્ચય કર્યો. પિતાની સાથે વિરોધ થયો. માતાના વિલાપથી આકાશ ગાજી રહ્યું, સ્રીનાં અશ્રુજલથી ભૂમિ ભીની થવા લાગી; પરન્તુ કોઇ રીતે રઘુનાથનું ધર્મબલ ઓછું થયું નહિ. રઘુનાથે જોઇ લીધું હતું કે, ઘરમાં રહીને ધર્મ પળાશે નહિ, માટે ઘર છોડવું સારૂ છે. ચૈતન્ય સંન્યાસીનો સમાગમ કરવા માટે એક દિનસે પુરશોત્તમ તરફ નાઠો. પરન્તુ પિતાના અનુચરોએ માર્ગમાંથી પકડીને તેને ઘરમાં પાછો આણ્યો, તથાપિ પિતાના બંદોબસ્ત છતાં તે ઘરમાં રહી શકયો નહિ. પાછો તે નાઠો. તે વળી પકડી આણ્યાથી ઘરમાં પાછું આવવું

પડયું. પિતા આ વેળાએ પુત્રના ઉપર રાજભાર અર્પણ કરીને ચારે બાજુએ મોહ જાળ વિસ્તારીને પુત્રના ધર્મોન્મત્ત મનને અટકાવવાને યત્ન કરવા લાગ્યો. પરંતુ જેણે એકવાર ધર્મનો મધુર સ્વાદ લીધો છે. તેને આ સંસારમાં કોણ અટકાવી શકે? પિતાએ જ્યારે જોયું કે, કોઇ રીતે પુત્રનું મન ફરતું નથી; ત્યારે પુત્રના હાથપગ દોરીથી બાંધીને ઘરમાં પુરી રાખ્યો. અને ચારે બાજુએ પહેરેગીરોને તેની ચોકી કરવા બેસાડ્યા. તેઓનો કુલ ગોર એક બુદ્ધિમાન માણસ હતો. તેણે આવીને સર્વને કહ્યું કે તમે શું જાણો છો? આવું ઐશ્વર્ય અને આવી સુંદર જુવાન સ્ત્રીથી જેનું મન વળ્યું નહિ, તેને સામાન્ય દોરીએ બાંધ્યાથી શુ થવાનું છે?" આ વાક્ય સાંભળીને સગાંઓએ તેને દોરીથી છુટો કર્યો. ચારે કોરથી સહુએ વિલાપ કરી શોરબકોર કરી મૂક્યો. અને તેવાં બીજાં ઘણાં યત્નો કર્યાં, તોપણ રઘુનાથનું મન ફર્યું નહિ. રાત્રિએ લાગ જોઇને રઘુનાથ નાશી ગયો. આ વેળાએ કોઇ તેનો પત્તો મેળવી શકયા નહિ. કોઇથી નહિ જવાય એવા માર્ગે થઇને બારમે દિવસે પુરુષોત્તમમાં તે પહોચ્યો. એ બાર દિવસમાં ત્રણ ટંક ખાવાનું પામ્યો હતો. પુરશોતમમાં ચૈતન્યની સાથે રહીને ધર્મ સાધન અને ભિક્ષા વૃત્તિનો આશ્રય કરીને જીવન ગાળવા લાગ્યો. પહેલાં નગરમાં સિંહદ્વારમાં ઉભો રહીને ભિક્ષા માગતો હતો. પરન્તુ બહારના વૈરાગથી કોઇ ટાણે અહંકાર ઉત્પન્ન થાય. એટલા માટે જાહેર જગાપર ભિક્ષા ન કરતાં લોકોએ નાખી દીધેલું અન્ન લઇને તેને સાફ કર્યા પછી ખાતો અને કોઇ રીતે જીવન ધારણ કરતો હતો.

ધર્મનું વલણ કેવું ચમત્કારિક છે? એક રાજાનો પુત્ર રસ્તાનો ભિખારી થયો! રઘુનાથે છેલ્લી વારે વૃન્દાવનમાં જઇને જીવનનો બાકીનો ભાગ ગાળ્યો. ધર્મને માટે જેઓ સર્વસ્વ છોડવાને તત્પર થાય છે. તેઓને ધન્ય છે! રઘુનાથને થઇ ગયાને આજે શુમારે ૪૦૦ વર્ષ થયાં છે.



## તાનસેન.

ભારતવર્ષના આ પ્રખ્યાત સંગીત શાસ્ત્રીનો જન્મ પંજાબમાં જવાળામુખી નામે એક દેવીનું સ્થાનક છે, તેની પડોસમાં ભાદરવા વદ ૮ ને દિવસે પુશ્ય નક્ષત્રમાં થયો હતો. કિયા વર્ષમાં થયો હતો, એ વિષે નક્કી જાણવામાં નથી. પરંતુ એવું કહેવાય છે કે, મહાન્ અકબર બાદશાહનો જન્મ થયો તેજ અરસામાં એટલે ઇ. સ. ૧૫૪૨ ના વર્ષમાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ શીવજી, અને દાદાનું નામ મહેશજી હતું. તેઓ જ્ઞાતે આદગૌડ બ્રાહ્મણ હતા. તેમનું ગોત્ર બરદ્વાજ હતું. શીવજી મહારાજને બે છોકરા હતા. તેમાંના એકનું નામ બીકુજી મહારાજ અને બીજાનું નામ તાનું મહારાજ, (પાછળથી તાનસેન) હતું. તેઓ ન્હાના અને અજાણ હતા. આ બંને જણની ઉમ્મર જ્યારે દશ બાર વર્ષની થઇ, ત્યારે તેમના પિતા શીવજી મહારાજ તેમને લેઇને દિલ્હી શહેરમાં ગયા હતા. શીવજી મહારાજ એ વખતે દિલ્હીમાં નાયબ દિવાનની જગોપર હતા.

થોડોક સમય ગયા પછી શીવજી મહારાજ દિલ્હીમાં ગુજરી ગયા હતા. બીકુ તથા તાનુ બને જણા પિતાના ગુજરી ગયા બાદ દિલ્હીમાં થોડોક વખત રહીને ત્યાંથી પ્રયાગ

તરફ યાત્રાએ ગયા હતા. ત્યાં બીકુજી મહારાજે શ્રીમદ્ ભાગવતની કથા કરવાનું શરૂ કર્યું. ભાગવત કહેવાની તેમની સારી છટાથી લોકોમાં બહુ ખ્યાતિ થઇ હતી. પ્રયાગથી થોડેક દૂર રીમા કરીને શેહેર છે, ત્યાં તે વખતે શેહેનશાહ અકબરનો મામો રાજા રામસીંગ રહેતો હતો. તેના કાન ઉપર બીકુજીની ખ્યાતીની વાત ગઇ. તે ઉપરથી તેણે બને ભાઇઓને પોતાની પાસે રીમા શેહેરમાં બોલાવ્યા. તેથી તેઓ ત્યાં ગયા. રાજા રામસીંગે પોતાને ત્યાં ભાગવતની કથા કરવાનું તેમને કહ્યું. તેથી દરરોજ સવારના આઠ કલાકથી તે બાર સુધી, અને સાંજે આઠથી તે બાર સુધી એમ કથા કરવાનું તેમણે ચાલુ કર્યું હતું. એ પ્રમાણે કરતાં ત્યાં કેટલાક દિવસ નીકળી ગયા હતા. રાજા રામસીંગે એ બને ભાઇઓને દૂધ ખાવા સારૂ એક ગાય આપી હતી. તે ગાયને ચરવા લેઇ જવા સારૂ રોજ ગોવાળ આવતો હતો. એક દિવસે સવારના દશ વાગી ગયા, પણ ગાયને લેવા સારૂ ગોવાળ આવ્યો નહિ. તેથી તાનુ મહારાજને તેમની ભાભીએ કહ્યું કે, આજનો દિવસ તમે જંગલમાં જઇને ગાયને ચારી આવો. તાનુએ કહ્યું કે, મને કાંઇ ખાવાનું હોય તો આપો કે હું રસ્તામાં ખાઇને પાણી પીવાનો આધાર કરૂં. તેમની ભાભીએ જવાબ દીધો કે, તમારો ભાઇ રોજના આઠ કલાક ભાગવત કહેવામાં પોતાનું ગળું તોડે છે, તેમને તો અત્યારમાં ખાવાનું નથી, તો તમને ક્યાંથી હોય ? ભાભીનાં આવાં વચન સાંભળીને તાનુ મહારાજ ગુસ્સે થઇને ગાય ચારવા વનમાં ગયા. ત્યાં કંદમૂળ ખાઇને દિવસ કહાડ્યો. પછી સાંજ પડી એટલે ગાયને ઘેર વિદાય કરીને પોતે ગુસ્સાને લીધે ઘેર ન જતાં ઝાડ ઉપર ચઢીને રાત્રે વનમાંજ રહ્યા.

ગાય ઘેર ગઇ અને રાત પડી, ત્યાં સુધી તાનુ મહારાજ ઘેર ન આવ્યાથી બીકુજીએ તેમની શોધ કરવા માંડી. પણ ક્યાંઇએ પત્તો લાગ્યો નહિ. તેથી ઘણાં માણસો આસપાસ તેમને શોધવાને મોકલ્યાં. એમ ચાર પાંચ દિવસ સુધી શોધ કરતાં તેઓ ન જડ્યા, ત્યારે સૌએ ધાર્યું કે, વનમાં તેમને કોઇ ઘાતક પશુએ મારી નાખ્યા હશે. બીકુજી મહારાજને એથી ઘણો શોક સંતાપ થયો. પરંતુ તાનુ મહારાજ તો ત્યાંથી બાર કોસ ઉપર એક પહાડની ગુફામાં સંતાઈ રહ્યા હતા. આઠ દિવસ સુધી ભૂખ્યા અને તરસ્યા શ્રી ભગવાનનું શરણું લેઇને તેઓ ત્યાં રહ્યા, બાદ નવમે દિવસે તેમણે વિચાર કર્યો કે, હવે મારે આ પ્રમાણે ભૂખ્યા અને તરસ્યા અહિં ક્યાં સુધી રહેવું ? તેમ ઘેર પાછા જઇને હવે દુનિયામાં શું મોઢું બતાવવું ? આટલી ઉમ્મર થઇ પણ કાંઇ આવડ્યું નહિ. હવે ભાઇ તથા ભોજાઇને હું શું જવાબ દેઇશ ? માટે અત્રે ચિતા સળગાવીને બળી મરવું, એ વધારે ઉત્તમ છે. એવો નિશ્ચય કરીને જંગલમાંથી લાકડાં એકઠાં કરી મોટી ચિતા સળગાવી તેમાં બળી મરવાની તૈયારી કરતા હતા. તેટલામાં એવું કહેવાય છે કે, બ્રહ્માની આજ્ઞાથી તેમનાં પુત્રી સરસ્વતી—શારદાએ સાક્ષાત્ થઇને ચતુર્ભુજ દર્શન આપ્યાં. અને તેમને ચિતામાં બળી મરતા બચાવીને તેમની ઇચ્છા મુજબ ગાયન વિદ્યાનો ઉપદેશ કર્યો. પછી સરસ્વતી અંતર્ધાન થઇ ગયાં.

ત્યાર પછી તાનુ મહારાજે પોતાને પ્રાપ્ત થયેલી ગાયન વિદ્યા અજમાવી જોવા માટે વગડામાંજ એક રાગ આલપવા માંડ્યો. કહે છે કે જેવો રાગ શરૂ કર્યો કે તેમના ગળો-

માંથી સુરો નીકળવા લાગ્યા.' તે સાંભળીને જગલના પક્ષીઓ પણ ત્યાં આવી આધીન થઇ બેઠાં. એ ઉપરથી પોતાને સરસ્વતીની કૃપાથી ગાયન વિદ્યા પ્રાપ્ત થઇ. જાણીને દશમે દિવસે તેઓ ભાઇને ઘેર પાછા ગયા. તેમને જોઇને બીકુજી અને તેમના પત્ની વગેરેને ઘણો આનંદ થયો. પછી ભાઇના પુછવાથી તેમણે જંગલમાં ભુલા પડયાની માત્ર વાત કહી. પણ પોતાને સરસ્વતી પ્રસન્ન થયાની કે ગાયન વિદ્યાની પ્રાપ્તીની વાત તે વેળાએ કરી નહિ જ્યારે પાંચમે દિવસે બીકુજી મહારાજ રાજારામસીગને ત્યાં રાતની વખતે હમેશના નિયમ પ્રમાણે ભાગવતની કથા વાંચવા ગયા. ત્યારે તાનુ મહારાજ પણ તેમની સાથે ગયા. જ્યારે બાર વાગે કથા વાંચવાનુ કામ સમાપ્ત થયુ, ત્યારે રામસીગજીએ બીકુજીને કહ્યું કે, આ તમારા ભાઇને કાંઇ આવડે છે? તે સાંભળીને તાનુ મહારાજ ઝટ વચમાં બોલી ઉઠયા કે, મહારાજા! ભાઇએ તો કાંઇ શીખવ્યું નથી. પણ પિતાએ એક બે પદ ગાવાનાં શીખવ્યાં છે. તે જો હુકમ હોય તો ગાઇ સભળાવું. પછી રામસીગજીની પરવાનગી મળતાં તેમણે સોરઠ રાગણી શરૂ કરી. કહે છે કે જ્યાં પૂર્ણ દર્શાવટ થઇ કે રાગણી આબેહુબ સામે આવીને ઉભી રહી. તેને રામસીંગજી વગેરે પ્રત્યક્ષ જોઇ હતી. ત્યારથી સૌએ જાણ્યું કે, તાનુ મહારાજ કોઇ દેવતાઇ પુરૂષ છે.

'ધીરે ધીરે તાનુ' મહારાજની કીર્ત્તિ દિલ્હીમાં અકબર પાદશાહને કાને ગઇ. તેથી તેણે પોતાના મામા રાજા રામસીગજીને લખીને તેમને પોતાની પાસે બોલાવ્યા. એ ઉપરથી તાનુ મહારાજ દિલ્હી ગયા, અને બીકુ મહારાજ તો રામસીગજીની પાસેજ રહ્યા. તાનુ મહારાજે દિલ્હીમાં જઇને અકબરશાહની મુલાકાત લીધી. બાદશાહે તેમને ઘણુ માન આપીને સત્કાર કર્યો. એક દિવસે બાદશાહે ગાયનનો જલસો કરાવ્યો, તેમાં તાનુ મહારાજે એવા એવા રાગો ગાયા, તથા એવી એવી દર્શાવટો થઇ કે તે જોઇને અકબરશાહ તથા સર્વ સભાસદો તલ્લિન થઇ ગયા. એ રીતે ઘણી પ્રકારે તેમણે પોતાની સંગીત વિદ્યાનુ રહસ્ય અને પરાક્રમ બતાવીને બાદશાહને ઘણો ખુશી કર્યો. તેથી તેણે પ્રસન્ન થઇને પોતાના મોટા અને નામીતા દરબારીઓમાં તેમની ગણના કરી; અને તેમને પોતાની પાસે રાખ્યા. તાનુ મહારાજ ઘણો વખત સુધી યવન પાદશાહની પાસે રહેવાથી તેમની ઢબ છબ બધી મુસલમાની થઇ ગઇ હતી એટલુંજ નહિ પણ ત્યાર પછી કોણ જાણે શાએ કારણથી તેમણે પોતાનો સનાતન હિંદુ ધર્મ તજીને મુસલમાની ધર્મ અખત્યાર કર્યો હતો. ત્યારથી તેઓ તાનુ મહારાજ મટીને **"તાનસેન"** એવા નામથી પ્રસિદ્ધ થયા હતા. એ પ્રમાણે તેમણે મુસલમાન ધર્મ અંગિકાર કર્યા પછી બાદશાહે એક ખાનદાન મુસલમાનની કન્યા સાથે તેમનાં લગ્ન કરાવ્યાં હતાં. તેનાથી તેમને બિલાસખાં, અને શાહાબખાં નામે બે પુત્રો થયા હતા.

'ગાયન કળાના આ મોટા ઉસ્તાદ તાનસેનની ખ્યાતિ આખા ભરતખંડમાં પ્રસરી ગઇ હતી. તેમનું ગાયન સાંભળીને ગમે તેવા કઠિણ કાળજાના મનુષ્યનું મન પીગળીને રંજન થઇ જતું. અને તેમના ઉપર સૌ શીદા શીદા થઇ જતા હતા. તેઓ એવા તો રાગ રાગણીના ગાવાવાળા હતા કે, તેઓ જે રાગ ગાતા તેનુ રૂપ તાદૃશ્ય ખડું કરતા. એક વખતે અકબરશાહની મહાન્ સભાની સમક્ષ પોતાની ગાયન વિદ્યાની પરીક્ષા આપવાના હેતુથી તેમણે પ્રથમ દીપક રાગ ઉપાડી જોરો ગાવા માંડ્યો કે, તરતજ પોતાની મેળે દિ-

સળગી ઉઠ્યા! અને રાજમેહેલમાં રોશની થઇ ગઇ હતી! પછી તેમણે સંપૂર્ણ રાગ રાગણી ગાઇ સંભળાવી હતી પછી **મલાર** રાગ ગાઇને વરસાદ વરસાવ્યો હતો! આ વાતની સચ્ચાઇ માટે ગમે તેમ હો, પરંતુ એટલું તો ખરૂં કે, તેઓ એ વિદ્યામાં એવા તો જાણ પ્રવિણ પુરૂષ હતા કે, તેમના જેવી કીર્તિ મેળવવાને અદ્યાપિ સુધી કોઇ સંગિતશાસ્ત્રી ભાગ્યશાળી થયો નથી. [1] હિંદમાં સંગીત વિદ્યાને સતેજ કરનાર તેઓજ હતા. એ સંબધી **આઈન અકબરી** નામે પ્રખ્યાત ગ્રંથમાં ફૈજી જેવા પંડિતે તેમની ઘણી તારીફ કરી છે.

તાનસેનને પ્રસિદ્ધ કવિ સુરદાસની સાથે પરમસ્નેહ હતો. તાનસેને **રાગમાલા** વગેરે ઉત્તમ કાવ્ય ગ્રંથો રચેલા છે. હાલ હિંદના તમામ ગવૈયાઓ તાનસેનને પોતાના ગુરૂ તરીકે માન આપે છે. તે યોગ્યજ છે.

જગતમાં સંગીત વિદ્યા જનમંડળને ઘણીજ પ્રિય છે. એવું કહેવાય છે કે, એ વિદ્યા મૂળે આર્યોના દેવતાઓ તરફથી સપાદન થયેલી છે. વેદમાં પણ તેની મહત્તા જોવામાં આવે છે. સંગીત વિદ્યાને સર્વદા સારી હાલતપર લાવવાનું માન ભારતવાસીઓને છે. આર્ય સંગીત વિદ્યા એટલી બધી તો પૂર્ણતાને પામેલી છે કે, આજે તેમાં કોઇ પણ જાતની અપૂર્ણતા દર્શાવી શકાય તેમ નથી. જો કે પાશ્ચિમાત્ય પ્રજાના ખશ વિદ્વાનો પોતાના સ્વોત્માભિમાનથી ગમે તેવા ગર્વિષ્ટ બનેલા હોય છે, તો પણ તેઓને વિના સંકોચે આટલું તો સ્વિકારવુંજ પડે છે કે, આર્યાવર્તનું સંગીત તો સર્વોત્તમ છે. ને તેમાં ગમે તેવો પણ યત્કિંચિત દોષ કાઢી શકે તેમ નથી. યુરોપાદિ દેશોની સંગીત વિદ્યા જો કે તે તે દેશોમાં ઘણી વખણાય છે, તોપણ આપણું પોલું નરઘુ ને ભમ્ભમ્ બજતું બાયું જે સ્પષ્ટ બોલો કાઢે છે, તેવી કળા દર્શાવવાને-તો તે પ્રજાનાં ગમે તેવાં યાંત્રિક સાધનો પણ પૂર્ણતા દર્શાવી શકવાનાં નથી. ને કંઠની ખૂબી તો કાળાંતરે પણ આવે તેમ નથી. આ આરોહ અવરોહ નિયમથી, એક ગવૈયો, ચઢ ઉતર કરતાં, આલાપચારી કરતાં, જે ખૂબી દર્શાવે છે, તે જેઇને યુરોપના વિદ્વાનો મોહિત થઇ ગયા છે. અને તેઓથી એટલું તો ખુલ્લું બોલી દેવાયુ છે કે, આર્ય સંગીતમાં ભલો કાજગરો પણ ખામી કાઢી શકે તેમ નથીજ.

ઇ. સ. પૂર્વે ઓછામાં ઓછાં ૪૦૦ વર્ષપર હિંદુઓએ સંગીતના સપ્તસ્વર કલ્પ્યા હતા. તેજ સપ્તસ્વર ઇરાનમાં થઇને અરબસ્તાનમાં ગયા. અને ત્યાંથી ઇ. સ. ના ૧૧ મા સૈકામાં યુરોપના સંગીતમાં દાખલ થયા. હિંદુઓની આ સંગીત વિદ્યા પ્રાચીનકાળમાં બહુ ખિલી હતી. રામાયણના બાલકાંડ ઉપરથી ખુલ્લુ જણાય છે કે, રામના પુત્રો લવ અને કુશ આ વિદ્યાની તાલીમ લેઇને મહામુનિ વાલ્મીકિ પ્રણિત રામાયણ અયોધ્યાના મહોલ્લામાં ગાઇને પ્રજાને પૂર્ણ આનંદ પમાડતા હતા. અર્થાત્ આજથી હજારો વર્ષપર પણ આર્યાવર્તની પ્રજા સંગીત વિદ્યામાં અતિ કુશળ હતી. અને એ વિદ્યાનું બહુ સારી પેઠે અવલોકન કર્યુ હતું. **સર વિલ્યમ સી. સ્ટેફર્ડ** પોતાના "ઓરિયેન્ટલ મ્યુઝીક" માં લખે છે કેઃ— "હિંદુસ્થાની રાગ અને રાગણીઓ ઇચ્છેછી રીત પ્રમાણે લખવાને બહુજ મુશ્કેલ છે. કારણકે જે વિકટ રીતે તેમાં ઉંચા અને નીચા સૂરો લેવાંમાં આવે છે, તેનું દૃષ્ટાંત આપવાને

(૧) તાનસેનની કાંઇક બરોબરી કરી શકે તેવા ગાયનકળાના પ્રોફેસર મૌલાબક્ષ હાલ નામદાર ગાયકવાડ સરકારની પાસે રહે છે.

આપણી લખવાની રીતમાં પુરતાં ચિન્હો પણ નથી." **સર વિલ્યમ ઉજલી** કહે છે કે;— "ઘણાંક હિંદુસ્થાની રાગમાં સ્કોચ અને આઇરીશ ગાયનની માફક કરૂણારસ અને નિખાલસપણુ હોય છે. અને કેટલાંક એવાં તો દીલને ખુશ કરે છે કે, તેનું વર્ણન કરવું ઘણુજ અશક્ય છે." **સર વિલ્યમ જોન્સ** લખે છે કે;—"હિંદી ગાયન આપણા યુરોપના ગાયન કરતાં મુસ્તકીમ અને ખરા પાયાપર રચાયેલું છે." એ પ્રમાણે આર્યસંગીતનાં પરદેશી પંડિતોએ ઘણાં વખાણ કર્યા છે.

આપણા આ સંગીતશાસ્ત્રી તાનસેનના બે પુત્રોના વંશમાં કોઇ હયાત છે કે નહિ, તે જાણવામાં આવ્યું નથી. પણ તેમના મોટા ભાઇ બીકુજી મહારાજ કે જેઓ રાજા રામસીંગજીની પાસે રીમા શેહેરમાં રહેતા હતા, તેમને એક પુત્ર હતો. તેનું નામ ચંદ્રભાણ હતું. તેમના વંશમાં હાલ **પિતામ્બર મિસરજી** કરીને છે. તેઓ ગાયન વિદ્યાના મોટા ઉસ્તાદ છે. રાગદારી-આલાપચારી આદિ કહતું ગાયન એવી તો ઉત્તમ પ્રકારે તેઓ ગાઇ શકે છે કે, ગાયનના ઉસ્તાદો પણ સાનંદાશ્ચર્ય પામે છે. તેઓ ૨૨ પ્રકારના તંતુવાદ્યપર એક સરખી સુલકતાથી ગતિ કરે છે. અને તેમાંના ત્રણ વાદ્યો દિલપસંદ, આસરબીન, અને સુરશોધ તો પોતાના બાપનાજ કહેવડાવે છે. એ પિતામ્બર મિસર સને ૧૮૯૨ ના નવેમ્બર માસમાં મુબાઇમાં આવ્યા હતા. ત્યારે તેમણે કેટલાક મેલાવડા વચ્ચે પોતાની ગાયન વિદ્યાની ઉત્તમ ખૂબી બતાવીને શ્રોતાઓને રંજન કર્યા હતા. જગતવિખ્યાત તાનસેનના વંશમાં પિતામ્બર મિસર ગાયન વિદ્યાની એવી સારી કુશળતા ધરાવે છે, એ બહુ આનંદની વાત છે.

---

## ગંગ કવિ.

મહાન્ અકબરની રાજસભામાં વિદ્યાવિનોદ કરનારા બીરબલ, અબુલફજલ, ફૈજી, તાનસેન, અને જગન્નાથ પંડિત, ઇત્યાદિ મહાજનોની પંક્તિમાં ગંગકવિનું નામ પણ દાખલ થયેલું છે. તે એકનોર જીલ્લે ઇટાવામાં રહેતો હતો. અને જાતે બ્રહ્મ ભાટ હતો. ઇસીસન ૧૫૭૯ માં તે અકબર પાદશાહના દરબારમાં રાજ કવિ તરીકે દાખલ થયો હતો. અને પોતાની ઉત્તમ બુદ્ધિ તથા ફક્કડ કવિત્વ શક્તિ વડે બાદશાહનું મન રંજન કરીને તેનો માનીતો થઇ પડ્યો હતો. તે એવો તો સ્પષ્ટવક્તા હતો કે, કોઇની પણ પરવા રાખ્યા વગર બેધડક સ્વતંત્રપણે સત્ય વચનોમાં પોતાનું કાવ્ય કરતો હતો. તેમ કરવા જતાં સામાની અવકૃપા થશે; તેની તે લગારે દરકાર રાખતો નહિ. એવો તે હિંમતવાન હતો. વળી તે વિદ્વાન અને ધાર્મિક પણ હતો. તેને સરસ્વતી બહુ પ્રસન્ન હતી. તેની કાવ્ય કરવાની ચતુરાઇ અને વિનોદ વાણીથી સકળ સભાજનો છક થઇ જતા.

ગંગ કવિ ઉપર કહ્યા પ્રમાણે અકબરશાહ અને તેના સઘળા દરબારીઓમાં ઘણો માનીતો હતો. તે છતાં દંતકથા એવી ચાલે છે કે, એક સમયે અકબર પાદશાહે ગુસ્સે થઇને તેને બંદીખાને નાખ્યો હતો. આ વાતની સચ્ચાઇના પુરાવામાં કેટલાક જણ કહે છે કે;—' એક દિવસે અકબરશાહ રાતે પોતાના રાજમેહેલમાં બેઠો હતો. ત્યાં તેની ગા-

ણી આવીને ઉભી રહી. તેના માથાના કાળા ભમ્મર જેવા વાળની એક લટ તેના સ્તન કમળ ઉપર પડેલી હતી. તેથી એ ગૌરવર્ણી રાણીનું રૂપ અતિશય ખુબસુરત દેખાતું હતું. તે જોઇને બાદશાહ ઘણો ખુશી થયો. અકબર પોતે પણ કવિતા કરી જાણનો હતો. તેથી તે પોતાની રાણીનું આવું સ્વરૂપ જોઇને આનંદના તરંગમાં તેના મુખમાંથી અકસ્માત નીકળ્યું કે;—"શંભુ કે પુજન નાગન આઇ." મતલબ કે, સ્તનરૂપી શિવલીંગનું પૂજન કરવા જાણે કાળી લટ રૂપી નાગણ આવી હોયની! એવા અક્ષર નીકળ્યા. પછી બીજે દિવસે બાદશાહ કચેરીમાં ગયો. ત્યારે તેણે ઉપરનું વાક્ય પાદપૂર્તિને માટે સભાજનોની આગળ મૂક્યું. તે ઉપરથી ગંગ કવિએ કહ્યું કે;—

શ્રીપત કે મન રંજન કારન, રાધિકાને શૃંગાર બનાયો;
હેમર ભૂખન અંબર કાનન, કંઠ વિષે મુક્તાફળ છાયો;
શીશ છુટી લર આન પરી, અરૂ વાંકી લગી કુચસોં લપટાયી;
કહે કવિ ગંગ સુન શાહ અકબ્બર, **શંભુ કે પુજન નાગન આયી.**

**અર્થ**—શ્રી કૃષ્ણ ભગવાનને રાજી રાખવા માટે રાધિકાજીએ શૃંગાર સજ્યો, તેમાં કાન તથા કંઠ આદિમાં સોનાના તથા મોતીના અલંકારો પહેર્યા. અને ઉત્તમ વસ્ત્ર પહેરતી વખતે માથાના વાળની લટ છુટીને સ્તન ઉપર પડી. તેથી ગંગ કવિ અકબરશાહને કહે છે કે જાણે નાગણ શિવનું પૂજન કરવાને આવી હોયની! એવું દેખાતું હતું.

એ પ્રમાણે રાધાજીના વર્ણનથી ગંગકવિએ બાદશાહને ઉત્તર આપ્યો. તે તેને વિપરીત લાગ્યું. તેથી ગંગકવિને કિલ્લામાં કેદ કર્યા હતા, એવું કહેવાય છે. વળી કેદમાં જતી વખતે તેણે બાદશાહને કહ્યું હતું કે;—

જહાં ગંગ તરંગ પ્રવાહ ચલે, તહાં કૂપકોં નીર પિયો ન પિયો;
જહાં કે હદે ભગવાન બસે, તહાં ઓરકોં નામ લિયો ન લિયો;
કર્મ સુજોગ સુપાત્ર મિલે, કુપાત્રકું દાન દિયો ન દિયો;
કહે કવિ ગંગ સુન શાહ અકબ્બર, ગવાંરસે સ્નેહ કિયો ન કિયો.

**અર્થ**—જ્યાં ગંગાજળનો પ્રવાહ ભરપુર વહે છે; ત્યાં કુવાનું પાણી પીવું તે ન પીવા જેવું વ્યર્થ છે. જેના અંતઃકરણમાં ભગવાન પ્રગટ છે, તેણે બીજા દેવનું નામ લેવું તે ન લેવા જેવું છે. જો નસીબના યોગે કોઇ સુપાત્ર જન મળે, તો પછી કુપાત્રને દાન દેવું તે ન દીધા જેવું છે. તેજ પ્રમાણે ગંગ કવિ, અકબરશાહને કહે છે કે, મૂર્ખની સાથે સ્નેહ કર્યો, તે ન કર્યા જેવો વ્યર્થ છે.

ઉપર મુજબ ગંગ કવિને અકબરશાહે કેદ કર્યાની કહાણી હાલ લોકોમાં ચાલે છે. પરંતુ એ વાતની સચ્ચાઇ વિષે અમને શક છે. કારણ કે અકબર જેવો ન્યાયી અને ગુણગ્રાહક બાદશાહ ગંગ કવિ જેવા વિદ્વાનને ઉપર કહ્યું તેવી નજીવી કસુર બાબત તેને કેદ કરે, એ વાત અનુભવને બીલકુલ અનુસરતી નથી. તેથી એમ જણાય છે કે, એ વાત પાછળથી કોઇએ જોડી કહાડેલી હશે. ગમે તેમ હો; પરંતુ ઉપરની કવિતાઓ ઉપરથી એ કવિની કવિત્વ અને વક્તૃત્વ શક્તિની આપણને ખાત્રી થાય છે. ગંગ કવિની બનાવેલી ઉત્તમ કવિતાઓ હાલના ભાટ, ચારણો વગેરે કવિ લોકો ગાયનશાળાઓમાં તથા બીજે ઠેકાણે ગાયે

કહે છે. તે સાંભળીને શ્રોતા જનોના મન ઉપર ઉંડી અસર થાય છે. ગગ કવિનું નીચેનું કવિત ઘણાક ભાટ લોકોને મુખે કહેતાં આપણે સાંભળીએ છીએ.

તારા કે તેજમે ચંદ્ર છુપે નહિ, સૂર્ય છુપે નહિ બાદલ છાયા;
રાદ પડે રજપૂત છુપે નહિ, દાતા છુપે નહિ ઘેર મંગન આયા;
ચંચળ નારીકે નેન છુપે નહિ, પ્રિત છુપે નહિ પીઠ દેખાયા;
કવિ ગંગ કહે સુન શાહ અકબર, કર્મ છુપે ન બિભૂત લગાયા.

એ રીતે ગંગ કવિએ ઘણાં સારાં કવિતો કરેલાં છે. તેથી તેની કીર્તિ અદ્યાપિ સુધી રહેલી છે.

## શ્રીપતિ કવિ.

શેહેનશાહ અકબરના વખતમાં શ્રીપતિ નામે એક ભક્ત કવિ હતો. તે પરમેશ્વર વિના બીજા કોઇની સ્તુતી કરતો નહિ. એ વાત અકબરના જાણવામાં આવી. પછી અકબરે શ્રીપતિને પોતાની હજુરમાં બોલાવીને કહ્યું કે:—“ કરો મીલ આશ અકબ્બરકી.” શ્રીપતિ સમજી ગયો કે મારે મુખે પોતાની સ્તુતિની કવિતા કરાવવાનો હેતુ અકબરના મનમાં છે. પછી તે આ નીચેનો સવૈયો બોલ્યો;—

એકકું છોડ દુજાકું ભજે રસનાહિ કટે વોહિ લબ્બરકી,
કલકે ગુનિમાં દુનિયાંકું ભજે સિર બાંધત પોટ અટબ્બરકી;
શ્રીપતિ એક ગોવિંદ રટે નહિં માનત શકકું જબ્બરકી,
જિનકુ હરિકી પરતીત નહિ સો કરો મિલ આશ અકબ્બરકી.

અર્થ—એકને (પરમેશ્વરને) છોડીને બીજાને (માણસને) ભજે એવા લબાડની જીભ કપાય છે. આજકાલના કવિઓ દુનિયાનાં વખાણ કરે છે. તેઓ માથા ઉપર ભાર રૂપી પાઘડી બાંધે છે. શ્રીપતિ કવિનો એક પરમેશ્વરનેજ ભજે છે. તે બીજા કોઇ જબરાની બીક રાખતો નથી. જેમને પરમેશ્વર ઉપર વિશ્વાસ નહોય, તેઓ સાથે મળીને અકબરની આશા કરો.

આ પ્રમાણે શ્રીપતિ કવિનો પરમેશ્વર ઉપર દૃઢ વિશ્વાસ જોઇને મહાન્ અકબરશાહે બહુ પ્રસન્ન થઇને તેને શાબાશી આપી હતી. ધન્ય છે! આવા ઇશ્વર ઉપર દૃઢ વિશ્વાસ રાખનાર કવિને!

વૃંદાવનમાં બ્રમ્હકુંડની આગળ એક ઝુપડી બાંધીને તેમાં રહેતો હતો. હરિદાસ એક પ્રસિદ્ધ સંગીતશાસ્ત્રી હતો, અને તેવોજ ગાયક પણ હતો. તેના સ્વરની ઉત્તમતા વિષે ઘણી પ્રસિદ્ધી હતી. આ નામિચા ગવૈયાના સંગીત કૌશલ્ય વિષેની ખબર બાદશાહ અકબરને થવાથી તે એ સ્થળે ગયો હતો. તેણે વિચાર કર્યો કે હરિદાસ મને જોશે તો ગાશે નહિં. તેથી તેની પર્ણકુટીની પાસે છુપાઇ બેઠો. પછી જ્યારે સાંજ પડી ત્યારે હરિદાસે ગાયન કરવા માંડ્યું. હરિદાસના ગાયનથી અકબર તલ્લીન થઇ ગયો. તેની હૃદય ભૂમિ ઉપર આનંદ સાગરની છોળો ઉછળવા લાગી. અને તે પોતાના શરીરનું ભાન પણ ભૂલી ગયો. પછી તે ધીમે રહીને તેની ઝુપડીમાં દાખલ થયો ત્યાં તેને પોતાનો યથાર્થ પરિચય આપીને કહ્યું કે;—"હરિદાસ! તમે મારી સાથે દિલ્લી ચાલો. હું તમને સોનાના સિંહાસન ઉપર મારી પાસે બેસાડીશ" તેના ઉત્તરમાં હરિદાસે કહ્યું કે;—"મને સોનું અને માટી સઘળુ સરખુંજ લાગે છે. અકબરે ઘણી ઘણી રીતે તેને સમજાવ્યો પણ હરિદાસ એકનો બે થયો નહિ. આખરે અકબરશાહ પોતાના પ્રસિદ્ધ ગવૈયા **તાનસેન**ની સાથે નિરાશ થઇને દિલ્હી આવ્યો હતો. ધન્ય છે! આવા નિઃસ્પૃહી ભક્ત કવિને!

## કવિ કેશવદાસ.

આ મહા કવિની ગણત્રી વ્રજભાષાના પહેલા વર્ગના કવિઓમાં થાય છે. શિવસિંહ સરોજનો કર્તા આ કવિનો જન્મ સંવત ૧૬૨૪ માં થયાનું બતાવે છે. તેઓ મૂળ **ટેહરી**ના વતની હતા. તેમણે રચેલા '**રસિકપ્રિયા**' તથા '**કવિપ્રિયા**' નામે બે ગ્રંથો હિંદુસ્થાનમાં ઘણાજ પ્રસિદ્ધ છે. અને ઉત્તર હિંદમાં તો સાધારણ રીતે એવુંજ મનાય છે કે જે માણસ કવિપ્રિયા શિખ્યો નથી તે કવિજ કહેવાય નહિ. અર્થાત તે ગ્રંથ કવિઓને બહુ જરૂરનો છે. બીજો ગ્રંથ જે રસિક પ્રિયા નામે છે તે કવિએ **ઓડછાના**[1] મહારાજા કુમાર શ્રી **ઇંદ્રજિત** તથા તેની પ્રિયાંગના **રાયપ્રવીન**ના વિનોદ અર્થે બનાવ્યો છે. તે રસ ગ્રંથોમાં ઘણો વખાણાયેલો છે. રાજા ઇંદ્રજિત કવિ કેશવદાસને પોતાના એક પૂજ્ય—મુરબ્બી તરીકે માનતા હતા. અને જન્મ પર્યંત તેમને પોતાની પાસે રાખ્યા હતા એ કવિની પ્રસ્તાવિક કવિતા આપણા દેશમાં પણ ઘણી પ્રસિદ્ધ છે.

## તુલસીદાસ.

રામકથાના રચનાર મહા કવિ તુલસીદાસનો જન્મ સંવત ૧૬૩૧ (મતે ૧૫૭૫) માં જમના નદીને કાંઠે આવેલા ચિત્રકોટથી આઠ ગાઉ ઉપર રાજાપુરી નામે ગામમાં થયો હતો તેમના પિતાનું નામ આત્મારામ પાંડે હતું. તેઓ જાતે સરવરીઆ[2] બ્રા-

(૧) ઓડછા તે બુંદેલખંડમાનું ઉર્ચા હોવું જોઇએ અને કવિનું મૂળ વતન ટેહરી (ટેહરી) પણ તેજ ભાગમાં છે.

(૨) ગોડ બ્રાહ્મણોમાં સરવરીયા બ્રાહ્મણની એક શાખા છે.

પણ હતા. તુલસીદાસને લોકો વાલ્મિકીનો અવતાર માને છે. જનોઇ દીધા પછી બાર વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળીને તેમણે વેદાદિક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તેથી તેઓ મહા બુદ્ધિવાન, જ્ઞાની, અને ધર્માત્મા થયા હતા. તેમના એવા ઉત્તમ ગુણો જોઇને પાસેના એક ગામના બ્રાહ્મણે પોતાની **મમતાદેવી** નામે પુત્રીને તેમની સાથે પરણાવી હતી. મમતાદેવી મહા પતિવ્રતા અને સાધ્વી સ્ત્રી હતી. તે પોતાના પતિ ઉપર અત્યંત પ્રીતિ રાખતી હતી. તુલસીદાસ પણ આ સંસારની મોહ માયામાં બદ્ધ થઇને સ્ત્રીને ઘણા ચાહાતા હતા. સર્વદા સ્ત્રીની સાથે ને સાથેજ રહેતા હતા. પોતાની સ્ત્રી વિના તેમને એક પળ પણ ચેન પડતું નહોતું. તેઓ વિષયાશક્ત હતા, એમ કહીએ તોપણ ચાલે. તેઓ સ્ત્રીના સર્વસ્વ થઇ પડ્યા હતા. જ્યાં પોતાની સ્ત્રીની વાત થતી હોય, ત્યાંથી તેઓ ઉઠતા નહોતા. સર્વદા તેનેજ જોયાં કરતા હતા. એક ઘડી પણ સ્ત્રીનો સંગ છોડતા નહોતા. જ્યાં સ્ત્રી જતી ત્યાં તેઓ પણ જતા હતા. એક સમયે તેમની સાસુ માંદાં પડવાથી મમતાદેવીને તેડવા સારૂ પીયેરથી માણસ આવ્યું. પણ તુલસીદાસે તેને પિયેર જવાની પરવાનગી આપી નહિ. તેથી આવેલો માણસ પાછો ગયો. ફરીથી સસરાના ઘરમાંથી માણસ બોલાવવા માટે આવ્યો. પણ તુળસીદાસ મમતાદેવીને ત્યાં મોકલવા રાજી થયા નહિ. અંતે જ્યારે ઘણીવાર માણસ ઉપરા ઉપરી તેડવા સારૂ આવ્યાં, ત્યારે લાચારીથી તેમણે મમતાદેવીને જવાની રજા આપી. મમતાદેવી પિયેરમાં જવા સારૂ નીકળી, પણ તુલસીદાસને કાંઇ ચેન પડ્યું નહિ. તેથી તેની પછવાડે પછવાડે તેઓ જવા લાગ્યા. સ્ત્રીની પુંઠ તેમણે કોઇ પણ રીતે છોડી નહિ. લજ્જાશીલા સ્ત્રી તે વેળાએ ઘણી વિરક્ત થઇને સ્વામીને તિરસ્કાર કરવા લાગી. અને બોલી;—"ધિક્કાર છે! હજારો વાર ધિક્કાર છે!! કેવું નિર્લજ્જપણું અને જંગલીપણું! સ્ત્રીનો છેડો પકડીને ફરો છો, તેથી શું લજ્જા આવતી નથી? લોકો મશ્કરી કરે છે, ધિક્કારે છે, તોપણ શરમ આવતી નથી? આથી તો ફાંસો ખાઇને મરવું ઠીક છે. જો તમે ઇશ્વરને માટે આવી રીતે વ્યાકુળ હોત તો શુંનું શું ફળ મળત?" સ્ત્રીની પાસેથી આવું શિક્ષણ પામીને તુલસીદાસને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેઓ પોતાના પિંડને ધિક્કારવા લાગ્યા. તુરત તેમણે સ્ત્રીનો પીછો છોડ્યો. પરંતુ તેઓ ત્યાંથી પાછા ઘેર ગયા નહિ. સ્ત્રીની પાસેથી તેમણે શું સાંભળ્યું હતું? "જો તમે ઇશ્વરને માટે આવી રીતે વ્યાકુળ હોત તો શુંનું શું ફળ મળત?" આવો બોધ થયા પછી હવે કોણ તેમને પાછા ઘેર ફેરવી શકે? ભગવાન કોનો કેવી રીતે ઉદ્ધાર કરે છે, તે કોણ જાણે છે? ઘોર સંસારી, સ્ત્રી વિના એક ઘડી પણ રહી ન શકનાર તુલસીદાસ આજ વૈરાગી થયા! "ઇશ્વર ક્યાં છે?" એ વાક્ય બોલતા બોલતા ઇશ્વરની શોધમાં પ્રવૃત્ત થયા. ભગવાન એવો દયાળુ છે કે, એકવાર વ્યાકુળ થઇને બોલાવે તો તેના ઉપર દયા કર્યા સિવાય રહેતો નથી. તુલસીદાસ પોતાના ઇષ્ટદેવને મેળવીને કૃતાર્થ થયા હતા.

તુલસીદાસે એ પ્રમાણે પોતાની સ્ત્રી મમતાદેવીના ઉપદેશથી વૈરાગ્ય પામીને સર્વ પ્રપંચ વ્યવહાર તાત્કાલીક છોડી દીધો હતો. અને ભિક્ષા નહિ માગતાં કોઇ આપે તોજ ખાવું, એવું વ્રત લીધું હતું. તેઓ અનન્યક વૃત્તિથી નિરંતર રામની ભક્તિ કરતા હતા. તેમને એક પિશાચે હનુમાનનો મેળાપ કરાવ્યો, અને હનુમાને રામ દર્શન કરાવ્યાં. તેમના

મઠમાં ચોર લોકો ચોરી કરવા આવ્યા હતા, તેમને રામચંદ્રજીએ હાથમાં ધનુષ્ય ધરી સવાર સુધી અટકાવી રાખ્યા; અને એક શાહુકારની ઇચ્છાથી તેની પુત્રીનો પુત્ર કરી આપ્યો; ઇત્યાદિ તેમના ચમત્કારની ઘણીક વાતો **"ભક્તવિજય"** નામે ગ્રંથમાં લખેલી છે. તુલસીદાસ તીર્થાટન કરતા કરતા મથુરા અને વૃંદાવનમાં ગયા હતા, ત્યાં **ભક્તમાળા** નામે ગ્રંથના કર્તા **નાભાજી**નો તેમને મેળાપ થયો હતો. એ વખતે નાભાજીએ પોતાનું કરેલું એ સંતચરિત્ર તેમની આગળ વાંચી સંભળાવ્યું હતું. તુલસીદાસની પંગતમાં નિત્ય ભોજન વેળાએ હજારો બ્રાહ્મણો જમતા હતા, એથી તેમનો મહિમા વિશેષ પ્રસરેલો છે. તેઓ પોતાના ગુરૂ **જગંન્નાથદાસ** સાથે અયોધ્યા, મથુરા, વૃંદાવન, કુરૂક્ષેત્ર, પ્રયાગ, કાશી, પુરૂષોત્તમપુરી, ઉત્તરાખંડ, વંશવટ, વગેરે અનેક તીર્થી ક્ષેત્રોમાં ફર્યા હતા. અને છેવટે કાશીમાં આવીને ત્યાં ઘણોખરો વખત રહ્યા હતા. કાશીમાં તેમણે પોતાની ૩૧ વર્ષની ઉમ્મરે એટલે ઇ. સ. ૧૬૦૬ માં **રામાયણ** નામે ગ્રંથ વ્રજ ભાષામાં કર્યો હતો. તે ગ્રંથ **તુલસીકૃત રામાયણ**ને નામે અદ્યાપિ સુધી પ્રસિદ્ધ છે. તેમણે કાશીમાં **સીતારામનું મંદિર**, તથા તેની પાસે પોતાનો મઠ બાંધ્યો હતો, તે હાલ પણ ત્યાં છે. તુળસીદાસ કાશીમાં સને ૧૬૨૪ સંવત ૧૬૮૦ ના શ્રાવણ શુદ ૭ ને દિવસે ગંગા કાંઠે સમાધિસ્ત થયા હતા. એ વિષે નીચે પ્રમાણે એક દોહરો અમને મળેલો છે,

**દોહરો.**

સંવત સોરહસેં અશી, વસિ ગંગા કે તીર:
શ્રાવન શુકલા સપ્તમી, તુલસી તજ્યો શરીર.

ઉપરના દોહરા ઉપરથી પણ તુલસીદાસના મરણનો સમય નક્કી થઇ શકે છે. તે છતાં કેટલાક જણ શકે ૧૬૨૪ એટલે સંવત ૧૭૫૯ માં ગુજરી ગયાનું બતાવે છે, તે વાત ખરી નથી. જ્યારે તુલસીદાસની સાથે ભક્તમાળાના કર્તા નાભાજીના મેળાપની વાત સર્વ કબુલ રાખે છે, ત્યારે કવિચરિત્રમાં લખ્યા મુજબ તુલસીદાસનો સ્વર્ગવાસ **જહાંગીર** પાદશાહના વખતમાં થયાની વાત પણ ખરી ઠરે છે. કારણ કે નાભાજીએ ભક્તમાળા સંવત ૧૬૬૮ માં રચ્યો હતો. અને તે તુલસીદાસને વૃંદાવનના મેળાપની વખતે વાંચી સંભળાવ્યો હતો. તો એ ગ્રંથ રચાયા પછી લગભગ ૧૦૦ વર્ષ સુધી તુલસીદાસ જીવ્યા હોય, એમ બિલકુલ સંભવતું નથી.

તુલસીદાસ રામોપાસક મહાયોગી સિદ્ધ થઇ ગયા છે. તેમણે ૪૯ કાંડમાં રામાયણ બનાવી છે તેની વીગત:—૧ ચોપાઇબંધ રામાયણ, ૨ કવિતાવળી, ૩ ગીતાવળી, ૪ છંદાવળી, ૫ વરવૈ, ૬ દોહાવળી, ૭ કુંડળીયા. એ દરેકના સાત સાત કાંડ કરેલા છે. એ સિવાય રામગુણાવળી, વિનય પત્રિકા, ગીતાવળી, શતશાઇ, રામસલાકા, સંકટમોચન, હનુમતવહક, કૃષ્ણ ગીતાવળી, જાનકી મંગળ, પાર્વતિ મંગળ, રોળાછંદ, અને ઝુલણા છંદ, વગેરે ઘણા ગ્રંથો બનાવ્યા છે. એ સિવાય કેટલાંક પદ, દોહરા ચોપાઇ, વગેરે તેમની કવિતા ઘણી પ્રસિદ્ધ છે. તેમની ચોપાઇ ઘણીજ સરસ વખણાય છે. તેને માટે એવું કહેવાય છે કે, ચોપાઇ તો તુલસીદાસની, અને છપ્પા છંદ તો ચંદ કવિના. હજી સુધી તેમના જેવી ચોપાઇ કોઇનાથી બનાવી શકાતી નથી. તેમ તેમણે બનાવેલી **વિનય પ**૦

ત્રિકા જેવો અદ્ભુત ગ્રંથ આજ સુધી કોઇ કવિએ રચેલો નથી. તેજ પ્રમાણે તેમણે રચેલી રામાયણ અર્વાચીન કાળમાં સર્વ લોકોને ધર્મ, નીતિ, અને રીતિનું જ્ઞાન સંપાદન કરવાને એક ઉત્તમ સાધન થઇ પડ્યું છે. તેમના પોતાના હસ્તલેખની રામાયણ જે રાજાપુરમાં હતી. તે ખંડિત થઇ ગયેલી છે. પણ મલીહાબાદમાં આજ સુધી ૭ કાંડ સંપૂર્ણ મોજૂદ છે. તેમના બધા ગ્રંથો અને કવિતાઓ વૃજભાષામાં છે. તુલસીદાસ શતશાઇ વગેરેમાંના ઘણાક દોહા અને ચોપાઇઓ ઘણાખરા માણસો મોઢે રાખીને ઉપદેશને પ્રસંગે દ્રષ્ટાંત તરીકે તેનો ઉપયોગ કરે છે. જેવા કે;—

દયા ધર્મકો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીયે, જગ લગ ગટમેં પ્રાન.

---

જ્ઞાન ગરિબી હરિભજન, કોમળ બચન અદોષ,
તુલસી કબહુ ન છાંડીયે, ક્ષમા શીલ સંતોષ.

---

તુલસી યા જુગ આયકે, કર લિજે દો કામ;
દેને કો ટુકડા ભલા, લેનેકો હર નામ.

---

તુલસી હાય ગરીબકી, કબિન ખાલી જાય;
મુવા ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય.

---

તુલસી આ સંસારમેં, ભાત ભાતકે લોક;
સબસેં હીલમીલ ચાલીએ, નદી નાવ સન્જોગ.

તુલસીદાસનાં આવાં ઘણાંક શિક્ષણીય વચનો ઘણા જણને મોઢે બોલતાં આપણે સાંભળીએ છીએ, એ પ્રમાણે તુલસીદાસે પોતાનું નામ જગતમાં અમર કર્યું છે.

## સૂરદાસ—બિલ્વમંગલ.

આ પ્રસિદ્ધ કવિનો જન્મ સંવત ૧૬૪૦ માં થયો હતો. તેમના પિતાનું નામ બાવા રામદાસ હતું. સૂરદાસનું બીજુ નામ બિલ્વમંગળ હતું. તે એક બ્રાહ્મણનો છોકરો હતો. જુવાનીના આરંભમાં તેના પિતાનું મૃત્યું થયું હતું. એ વેળાએ તે ચિન્તામણી નામે એક વેસ્યાને ઘણો ચાહાતો હતો. પિતાના શ્રાદ્ધને આગલે દિવસે જ્યારે તે ચિન્તામણી પાસેથી વિદાય ગીરી લેઇને આવ્યો, ત્યારે કહ્યું હતું કે હું કાલે જરૂર પાછો આવીશ. બીજે દિવસે શ્રાદ્ધની સઘળી તૈયારી થઇ. ઘરમાં ઘણી ધામધુમ થવા લાગી, સેંકડો લોકો જમવા સારૂ આવેલા હતા. બિલ્વમંગળે કુળગોરની આગળ બેસીને શ્રાદ્ધ કરવાનો આરંભ કર્યો. ગોર મંત્ર પાઠ કરવા લાગો. તેવામાં એકાએક બિલ્વમંગળ ચમક્યો; ચિન્તા-

મણિની આગળ જવાની પ્રતિજ્ઞા તેને યાદ આવી. તરત તેણે શ્રાદ્ધને છોડીને ગોરને કહ્યું કે;—"મહારાજ! તમે શ્રાદ્ધ સંપૂર્ણ કરો. હું હવે એક પળ પણ થોભી શકતો નથી; હું ચિન્તામણીની પાસે જાઉં છું. તેનાં સગાં વહાલાંએ ત્યાં ન જવા ઘણુંએ સમજાવ્યો, પરંતુ કોણ સમજે! બિલ્વમંગલે કહ્યું, તમે મને રાખવાની કોશીશ કરશો નહિ, હું કોઇ પણ રીતે રહીશ નહિ. આજે જો ચંદ્ર–સૂર્ય પ્રકાશતા અટકે અથવા પૃથ્વી ચૂર્ણ થઇ જાય, તો પણ હું ચિન્તામણીની પાસે જઇશ. આ દુનિયામાં એવો કોણ છે કે, મને રોકી શકે! આટલું કહીને બિલ્વમંગળ ઘરમાંથી દોડતો બહાર નિકળ્યો.

બહાર આવીને જુવે છે તો અડધી રાત થઇ ગઇ છે, જગત્ નિસ્તબ્ધ છે, ઘન ઘોર વાદળ ચડયું છે, ઘોર કાળા મેઘે અંધારૂં કરી મૂક્યું છે. એટલામાં આકાશમાં વિ-જળીઓના ચમકારા થવા લાગ્યા. અને જોત જોતામાં એક ભયંકર તોફાન ચઢી આવ્યું. નદીમાં પુર આવેલું હતું, તેથી હોડી પણ ચાલી શકે એમ નહોતું. ઘોર અધારામાં નદી-ના કિનારા ઉપર ઉભો રહીને તે વિચાર કરવા લાગ્યો. હવે શું કરે, કેવી રીતે પેલેપાર જવાય! આ વિચારમાં તે ઘેલા જેવો ચારે બાજુએ ફરવા લાગ્યો. નદી કિનારે ઉભો રહીને વળી કહેવા લાગ્યો કે આજે જો ચિન્તામણીને જોવા માટે આ તુચ્છ જીવન વિસર્જન કરવું પડે તો હું તે પણ કરીશ. એટલું બોલીને તે નદીમાં કૂદી પડયો. વાચકો! સાધક બિલ્વમંગળ પ્રેમીકનો શિરોમણી, ચિન્તામણી સતી કે કલંકિની તે જોવાની જરૂર નથી. તમે શું તમારા દેવતાના ગુણ દોષપર વિચાર કરો છો? તમારા અને બિલ્વમંગળના પ્રેમની પ્રકૃતિમાં કંઇ પણ જૂદાપણું નથી? કેવળ જોવું જોઇએ કે આ પ્રેમથી મોક્ષ કેટલે છેટે છે?

નદીના પ્રવાહમાં તણાતા બિલ્વમંગળે જોયું કે એક લાકડું તરતું જાય છે, તે અવ-લંબન કરીને ઘણી મુશ્કેલીથી નદીપાર થયો. પછી પોતે ધારેલી જગાપર જઇને જોયું તો ચિન્તામણીના ઘરનો દરવાજો બંધ દીઠો. તેણે પાસે જઇને ભીંતને હાથ લગાડી જોયું કે ભીંત ઓળંગીને અંદર જઇ શકાય તેવું કાંઇ છે કે નહિ. અધારામાં ઘણી મુશ્કેલીથી બ-ગીચાની અંદર નારીયેલના ઝાડની પાસેની ભીંત ઉપર એક દોરડું ઝુલતું જોયું. તે પકડીને ભીંત ઉપર ચઢીને અંદર ગયો. ચિંતામણી તેને જોઇને ઘણી અજાયબીમાં પડી. તેણે વિચાર કર્યો કે, અંધારી રાત્રે આવા ભયાનક તોફાનમાં નદીએ પુર આવેલું છે, લોકો ઘરમાંથી બ-હાર નીકળી શકતા નથી, તે છતાં તે કેવી રીતે નદીપાર થઇને આવ્યો હશે! એ વિષે ધારે રહીને બિલ્વમંગળને પુછતાં તેણે કહ્યું કે;—હું તમને કેટલો બધો ચાહું છું! આજે મારા બાપનું શ્રાદ્ધ છતાં આવી ભયાનક રાત્રે નદીમાં પડીને હું અત્રે આવ્યો છું નદીમાં તરતા એક લાકડાની મદદથી મેં નદી પાર કરી છે. અને નારીયેલના ઝાડની પાસેની ભીં-ત ઉપર એક દોરડું ઝુલતું જોવામાં આવ્યું તેના આ ધારે ભીંત ઉપર ચઢીને હું અંદર દાખલ થઇ શક્યો છું.

આ વેળાએ તોફાન ધીરે ધીરે બંધ થવા આવ્યું હતું. અને આકાશમાં ચંદ્ર પોતાની શાન્ત જ્યોતિ વિસ્તારી રહ્યો હતો. ચિન્તામણી તે વખતે વ્યાકુળ હૃદયથી વિચાર કરતી હતી કે બિલ્વમંગળ શું મને ખરેખર આટલું બધું ચાહે છે! પછી તે બોલી, તમે જે લાકડું પકડીને નદી પાર થયા તે મને દેખાડો. બિલ્વમંગળ તેને લઇને નદી તરફ ગયો. આ-

તે જે લાકડું છાતીએ પકડીને તે નદી પાર થયો હતો, તે ચિન્તામણીને બતાવ્યું. ચિન્તામણી તે જોઇને ચકિત થઈ ગઇ. એ લાકડુ નહિ પણ માણસનુ મડદુ હતું. ચિન્તામણીએ અજાયબી ભરેલે ચેહેરે બિલ્વમંગલ તરફ જોયું. એટલે તેણે કહ્યું, એ શું છે તે હું કાંઇ જાણતો નથી. પછી ચિંતામણીએ પેલું દોરડું જોવા ઇચ્છયું. બિલ્વમંગલે દૂરથી દેખાડીને કહ્યું કે, પેલા નારીયેલના ઝાડની પાસે તે ઝુમે છે. ચિન્તામણીએ પાસે જઇને જોયું તો દોરડું નહિ પણ મોટો અજગર દીઠો.

આટલી વારે ચિન્તામણીનો મોહ છૂટયો. તેણે શુદ્ધિમાં આવીને કહ્યું, બિલ્વમંગલ! તમે ખરેખર ઘેલા થયા છો. નહિ તો મુડદાને લાકડુ સમજી છાતી ઉપર કેમ ધરો? વળી ઝેરી અજગરને દોરડુ સમજીને ભૂલ કેમ કરો? બિલ્વમંગલે કહ્યું, ચિન્તામણી! હું ઘેલો છું ખરો, પરંતુ શાને માટે ઘેલો થયો છું? તમારા પ્રેમમાં ગાંડો થયો છું. તમે મને ઓળખ્યો નથી. મારો પ્રેમ સમજ્યાં નથી. નહિ તો આટલો અવિશ્વાસ કરત નહિ. હું જાણતો નથી કે તમે દેવી છો કે રાક્ષસી છો. તમે ગમે તે હો પણ મારી આંખે તમે અતિ સુંદર છો. રાક્ષસી ચિન્તામણીએ એકદમ દેવત્વ મેળવ્યું. તે ગળામાં વસ્ત્ર નાખીને કહેવા લાગી કે, બિલ્વમંગલ! તમે મને અમરપણું આપ્યું. તમારા પ્રેમમાં હું તે અમરપણું ત્યાગ કરીશ. જે પ્રેમ તમે મને આપ્યો છે, તે ત્યાગ કરીને જો એટલોજ પ્રેમ હરિપદમાં લગાડો તો તમારી અવશ્ય મુક્તિ થશે. વાચકો! ચિન્તામણી સતી કે કલંકિની છે? દેવી છે કે રાક્ષસી છે?

ખેડાયેલા ખેતરમાં જાણે ચિન્તામણીએ પાકાં બીજ વાવ્યાં. તેના કહેવાથીજ બિલ્વમંગલને દિવ્ય જ્ઞાન ઉત્પન્ન થયું. તે દિવ્ય દ્રષ્ટિ મેળવીને તેજ વખતે ચિન્તામણીનો સંબંધ છોડી ચાલી ગયો. ઘરબાર પણ છોડ્યાં, અને એક હરિ નામ મૂખે જપતો જપતો રસ્તામાં ફરવા લાગ્યો. પરંતુ જેવી લાલચથી આટલા કાળ સુધી તે મસ્ત હતો, તે ચિન્તામણીને છોડવાની સાથે બે દિવસમાં પૂરો થયો નહિ. સંસાર છોડવાથી લોકો સન્યાસી થઇ શકતા નથી. જે અતુલ રૂપના ભંડારની મધુર મૂર્તિ દરરોજ હૃદયમાં ધ્યાન કરતો હતો, તેને એક દિવસે જડ મૂળમાંથી ઉખાડીને કાલ્પનિક હરિપદમાં તે પ્રેમ, તે ચાહ, એક દિવસમાં અર્પણ કરવો એ શું મનુષ્યને સાધ્ય છે? સંન્યાસી થયાથી પણ બિલ્વમંગલની રૂપની લાલચ હજુ પણ ગઇ નહોતી. એક દિવસે બિલ્વમંગલ વૃન્દાવનની તરફ જતાં એક ગામના સરોવરની પાસે ઝાડ નીચે બેઠો હતો. તેવામાં કોઇ વેપારીની સ્ત્રી પાણી ભરવા સારૂ એ સરોવર ઉપર આવી. તે બાઇ ઘણી ખુબસુરત હતી. એક વખત મન પાપાસક્ત રહેવાથી કેવું ભયાનક ફળ થાય છે! હૃદય મનને અપવિત્રતાના ઝેરમાં એવી રીતે ઝેરી કરી નાખે છે કે, આવા વૈરાગ્યવાળા મનને પણ ફરી અપવિત્ર ભાવનો ઉદય કરાવે છે. પેલી બાઇ પાણી ભરીને ઘેર જવા લાગી, તેની પછવાડે પછવાડે બિલ્વમંગલ પણ ગયો, અને વેપારીના દરવાજા આગળ ઉભો રહ્યો. વેપારીએ આ વેશધારી—વૈરાગી બિલ્વમંગલને જોઇને માનપૂર્વક પુછ્યું, પ્રભો! તમે દરવાજા ઉપર શા માટે ઉભા છો? બિલ્વમંગલે કહ્યું, આપની પત્નીને એકવાર જોવા ઇચ્છુ છું. તે સાંભળીને ધર્મ પરાયણ વેપારી થોડીવાર સુધી મુગો રહીને બોલ્યો, આપની ઇચ્છા પરિપૂર્ણ થશે. હું અતિથિને કદી પણ વિમુખ કરતો નથી. અને કરીશ પણ નહિ. થોડીવાર અહિં બેસો. હું મારી

પત્નીને બોલાવી લાવું છું. વેપારી ઘરમાં જઇને સ્ત્રીને કહેવા લાગ્યો, પ્રિયે! આજે તમારી અગ્નિ પરીક્ષાનો દિવસ આવ્યો છે, હૃદયમાં બળ ધારણ કરો, સ્વામીના ધર્મ પાલનને માટે તૈયાર થાઓ. એક વૈરાગી બ્રાહ્મણે તમારી અતુલ કાન્તી જોઇને મારી પાસે તમારી ભિક્ષા માગી છે. મેં પ્રતિજ્ઞા કરી છે કે, હું તેની આકાંક્ષા પૂર્ણ કરીશ.

આ વાત સાંભળીને જેવી રીતે તોફાનની અંદર કેળની હાલત થાય છે, તેવી રીતે પતિપરાયણા સ્ત્રી સ્વામીના પગ નીચે પડી ગઇ. સ્વામી સિવાય જગતમાં બીજું કંઇ જાણતી નહોતી, બીજા પુરૂષને કદી પણ ખરાબ નજરથી જોયો નહોતો, એવી આ પરમ સાધ્વી સ્ત્રીએ હળવે રહીને ઉત્તર આપ્યો કે;—"પ્રાણ ગુમાવીશ પણ બ્રાહ્મણનો આશ્રય કદી લેઇશ નહિ." વેપારીએ અતિ મધુર ભાવથી કહ્યું, પ્રિય! તમે જાણો છો કે અતિથિ સત્કારમાં હું કદી પણ પાછો ફરતો નથી. જો મારા ઉપર તમારો ખરેખરો પ્રેમ હોય, તો આજે તમારા એ ગાઢા પ્રેમનું દ્રષ્ટાંત દેખાડો. પછી એ બાઇ વસ્ત્રાભૂષણ પેહેરીને સ્વામીની સાથે ચાલી. વેપારી બિલ્વમંગલની પાસે જઇને કહેવા લાગ્યો, 'આ મારી સ્ત્રી આજથી આપની દાસી થઇ.' રાજા કર્ણે અતિથિ સેવામાં પોતાના પુત્રનો ઉત્સર્ગ કર્યો હતો. આજે વેપારીએ પોતાની સ્ત્રીનો ઉત્સર્ગ કર્યો. આ બેમાં કોણ મોટો કહેવાય?

ત્યાર પછી બિલ્વમંગલે વેપારીની સ્ત્રીને કહ્યું, મોં ઉપરનું કપડું કાઢી નાખીને મારી તૃષિત આંખની લાલસા પૂર્ણ કરો. પછી એક પળને માટે મોં ઉપરનો ઘુંઘટ કાઢીને એ મોહિની પ્રતિમા સામે આવીને ઉભી રહી. બિલ્વમંગલ એકી નજરે જોઇને બોલ્યો, મારી વાંચ્છના હવે તૃપ્ત થઇ. હવે એક વિનંતિ છે કે, તમારા ઘરમાંથી બે સોય લાવો. વેપારીની સ્ત્રીએ ઘરમાંથી બે સોય લાવીને આપી. તે લેઇને બિલ્વમંગલે પોતાને હાથે પોતાની બેઉ આંખો ફોડીને જન્મને માટે આંધળો થયો. અને વેપારીની સ્ત્રીને માતૃ સંબોધન કરીને ચાલ્યો ગયો. એ રીતે બિલ્વમંગલ બંને આંખે આંધળો—સૂરદાસ થયો. ત્યારથી તે સૂરદાસને નામે પ્રસિદ્ધ થયો.

બિલ્વમંગલ આંધળો થઇને અતિ દીનભાવથી રસ્તે રસ્તે હરિનામ ગાતો ગાતો ફરવા લાગ્યો. "હા હરિ! દર્શન આપો." આવી રીતે રાત દિવસ રોતો રોતો ફરવા લાગ્યો. તે હરિનામ જપતો જપતો જ્યારે જંગલમાં ફરતો હતો, ત્યારે એક દિવસે એક ગાય ચરાવનાર બાળકની સાથે તેની મુલાકાત થઇ. તે દિવસથી તે બાળક તેનો મદદગાર થયો. તે અંધ બ્રાહ્મણનો હાથ ઝાલીને અતિ યત્ન તથા સાવચેતિથી માર્ગ દેખાડતો હતો. ભૂખ લાગતી તો તેને ખાવાનું લાવી આપતો. ગમે તે વખતે બિલ્વમંગલ તેને બોલાવતો કે તુરત આવીને હાજર થતો. ધર્મના સખ્ત માર્ગ ઉપર કામનાના કેવું પ્રતિબંધન છે! ચિન્તામણિને છોડીને રૂપ લાલસા વિસર્જન કરીને બિલ્વમંગલ હવે આ બાળકના પ્રેમમાં એવો તો મગ્ન થયો કે તે એક પળ પણ તેનો સંગ છોડી શકતો નહિ. એક દિવસે એકાગ્ર મનથી બિલ્વમંગલ હરિના ધ્યાનમાં મગ્ન થયો હતો, ત્યારે જુવે છે તો સામે તે ગોવાળનો છોકરો ઉભેલો છે. બિલ્વમંગલની જ્ઞાનચક્ષુ પણ આંધળી હતી. તેથી તે કાંઇ સમજી શક્યો નહિ કે, આ મન મોહક બાળક કોણ છે? ધ્યાન બંધ થવાથી તે આનું કહીને ગાવા લાગ્યો કે—"હાય, મારી આ શી દશા થઇ છે! સંસાર છોડ્યો, સર્વ વિસર્જન

કર્યું, અને આવું મહા ધન ચક્ષુ તે પણ ફોડી નાખ્યાં, અને આખરે આ બાળક ગોવાળના પ્રેમમાં જકડાયો." એવું કહીને ગોવાળને પુછ્યું, હવે હું હરિને કેમ મેળવીશ? ગોવાળે કહ્યું, ચાલો વૃન્દાવનમાં જઇએ, ત્યાં ગયાથી તમે હરિને જોશો. બિલ્વમંગલે કહ્યું, તું ગાંડો થયો છે. હું આંધળો કેવી રીતે હરિને જોઇશ? ગોવાળે કહ્યું, જે પ્રેમ કરે છે તે હરિને જોઇ શકે છે. આટલું કહીને તે નાચતો નાચતો તથા ગાતો ગાતો બિલ્વમંગલનો હાથ પકડીને વૃન્દાવનમાં ચાલ્યો. ત્યાં જઇને તે બિલ્વમંગલને ઘણી મીઠી મીઠી વાતો, અને મધુર ગાયનો સંભળાવતો હતો. તે છતાં બિલ્વમંગલની તૃપ્તી થઇ નહિ. તે કહેવા લાગ્યો, કેમ ગોવાળ, તેં મને હરિ દેખાડ્યા નહિ? હરિ ક્યાં છે? તે મને દેખાડ. એટલું કહેતામાં તેની આંખમાંથી આંસુની ધાર ચાલવા લાગી. તે જોઇને ગોવાળે કહ્યું, ખરેખર શું હરિ જોશો? ત્યારે આ જુઓ. એમ કહીને શ્રી હરિએ પોતાનો બનાવટી ગોવાળનો વેષ ત્યાગ કરીને ભુવન મોહનરૂપ ધારણ કર્યું. તે વેળાએ બિલ્વમંગલની આંખો સારી થઇ ગઇ. આખુ વૃન્દાવમ રૂપથી ઝલમળ થવા લાગ્યું. એકદમ પછવાડેથી પેલા ગોવાળનો બાળક આવીને પૂછવા લાગ્યો, કેમ બિલ્વમંગલ, તમારા હરિને જોયા કે? મેં તો પ્રથમથીજ કહ્યું હતું કે વૃન્દાવનમાં ગયાથી હરિને જોશો.

એવી રીતે ઇશ્વરના સાક્ષાત્ થવાની વાત **ભક્તમાળા**માં લખી છે. તેનું તાત્પર્ય એ છે કે ઇશ્વર ઉપર તેનો પ્રેમ કેટલો હતો તે જણાય છે. બિલ્વમંગલ વૃન્દાવનમાં રહીને ભજન પૂજન કરીને મરણ પામ્યો હતો.

બિલ્વમંગલ અથવા સુરદાસ મોટા કવિ હતા. તેમણે રચેલાં ૬૦૦૦૦ સાઠ હજાર પદોનો સંગ્રહ 'સુરસાગર' નામથી પ્રસિદ્ધ છે. એ પદો ઘણાંજ રસિક છે. અને આજ પણ ગવૈયા લોકો ઘણા ઉમંગથી ગાય છે. તેઓ ઉત્તમ પ્રકારના સંગીત શાસ્ત્રી હતા. તેમણે સંગીત શાસ્ત્રનો અને કાવ્યનો અભ્યાસ પોતાની અંધ સ્થિતિમાં કરેલો જણાય છે. તેઓ ઘણા શ્રદ્ધાળુ અને શ્રી કૃષ્ણના ઉપાસક હતા. તેમની ઘણી ખરી કવિતા કૃષ્ણ ભક્તિનીજ છે. આપણા લોકોમાં સાધારણ રીતે આંધળા માણસને માન સહિત બોલાવતાં સુરદાસજીની પદવી અપાય છે. તે આ કવિનું નામ સુરદાસજી હતું, તેમ તેઓ ઘણા ગુણી અને નામાંકિત થયા, તે કારણથી આંધળાને સુરદાસજી કહેવાથી વધારે ખુશી થાય છે.

આ કવિની ગણત્રી વલ્લભ સંપ્રદાયના આઠ મહા કવિઓમાં પહેલે દરજ્જે થાય છે. તેમની પદબંધ કવિતા ઘણીજ સરસ ગણાય છે. તેમનું પદ સાંભળીને ગમે તેવો માણસ પણ શરીર ધુણાવ્યા વગર રહેતો નથી. હિંદના સંગીતશાસ્ત્રીઓના શિરોમણી અને પ્રખ્યાત ગવૈયા **તાનસેન**ની સાથે સુરદાસને પરમ મિત્રાઇ હતી. તાનસેન સરખા ગાયનના ઉસ્તાદે પણ સુરદાસની તારીફમાં નીચેનો દોહો કહ્યો છે;—

'કિધોં સુરકો સર લગ્યો, કિધોં સુરકી પીર;
કિધોં સુરકો પદ લગ્યો, તન મન ધુનત શરીર. ૧

સુરદાસની ઘણી ઉંચી કવિત્વ શક્તિના પુરાવામાં એટલુંજ બસ થશે. માનવ હૃદય જે પ્રેમના બંધનમાં આખી ઉમ્મર સુધી બંધાયેલો રહે છે, યોગી પુરૂષો જે પ્રેમના ધ્યાનમાં નિમગ્ન થઇને ગાઢા જંગલમાં કે પર્વતોની ગુફામાં સમાધિ કરે છે, ઉદાસી સંન્યાસી

જે પ્રેમમાં ઘેલા થઈ દિવસ ગાળે છે, તે પ્રેમનો આ બિલ્વમંગલ દાસ હતો. પ્રેમિક વૈરાગી ગાંડા સન્યાસી છે, તેના આદર્શ પ્રેમની છબી એક નજરથી જોવા જેવી છે.

સુરદાસના જન્મકાળ વિષે જૂદા જૂદા મત છે. કવિચરિત્રમાં લખ્યું છે કે, આ કવિ મથુરામાં[1] બ્રાહ્મણ કુળમાં શકે ૧૪૫૦ એટલે સંવત ૧૫૮૫ માં જન્મ્યા હતા. પરંતુ શિવસિંહસરોજના કર્ત્તા તેમના જન્મનું વર્ષ સંવત ૧૬૪૦ નું બતાવે છે. તેમાં અને આમાં ૫૫ વર્ષનો તફાવત પડે છે. બેમાંથી ગમે તે વાત સાચી હો, પરંતુ એટલી વાત તો નિઃસંદેહ છે કે, તેઓ તાનસેનના મિત્ર હતા, તેથી મહાન્ અકબર બાદશાહની વખતમાં એટલે ઇસ્વીસનના સોળમા સૈકામાં હયાત હતા. આ રીતે જોતાં મહાત્મા વિષ્ણુસ્વામીની ગાદી ઉપર સંવત ૮૬૫ માં બિલ્વમંગલ નામે એક મહાત્મા પુરૂષ થઇ ગયાનું લખેલું છે, તે અને આ, એકજ નામના બે જૂદાજ પુરૂષો હતા, એવું સિદ્ધ થાય છે. સુરદાસ અકબર બાદશાહના રાજ્યમાં સંદીલ પ્રગણાની જમાબંદીના ઉઘરાતદારની જગોપર હતા. તે વખતે તેમણે વૃંદાવનમાં શ્રીકૃષ્ણની મદનમોહન નામની મૂર્ત્તિને જમાબંદીનું સર્વ દ્રવ્ય અર્પણ કર્યું હતું. અને તે કસુર બદલ પાદશાહના મેહેસુલખાતાના પ્રધાન ટોડરમલે તેમને કેદ કર્યા હતા. પરંતુ અંતકાળે સુરદાસને શ્રીકૃષ્ણે દર્શન દેઇ તેમને આત્મરૂપમાં મેળવ્યા હતા. કાશીના ઉત્તર ભાગમાં એક કોસ ઉપર શિવપુરી નામે એક ગામ છે, ત્યાં તેમની સમાધિ છે. શ્રીકૃષ્ણની સ્તુતિપર તેમણે ૧,૨૫૦૦૦ પદ કર્યાં છે. ઇત્યાદિ હકીકત (કવિચરિત્રમાં લખેલી છે. એક કવિએ કહ્યું છે કે;—

"સુર સુર, તુલસી શશી, ઉડુગન કેશવદાસ;
અન્ય કવિ ખદ્યોત સમ, ઘર ઘર કરત પ્રકાશ."

આ દોહરો તે વખતના કોઇ કવિનો બનાવેલો છે. તે ઉપરથી જણાય છે કે, એ ત્રણે કવિઓ લગભગ સમકાલિન હતા. અને એ સદીને મારેજ આ દોહરો કહ્યો છે. તેનો અર્થ એવો છે કે;—"સુરદાસજીનો પ્રકાશ સુરજ જેવો, તુલસીદાસનો ચંદ્ર જેવો, અને કેશવદાસનો તારા જેવો છે, તે સિવાયના એ વખતના બીજા કવિઓ તો આગીઆ કીડા જેવા છે કે જેઓ અકેક ઘર જેટલામાંજ અજવાળું પાડી શકે."

## નાભાજી.

**ભક્તમાળા** અથવા **સંતચરિત્ર** નામે પ્રખ્યાત ગ્રંથના કર્ત્તા નાભાજીનો જન્મ ક્યારે થયો હતો. તે વિષે નક્કી જાણવામાં આવ્યું નથી. પરંતુ તેઓ મહા કવિ-ભક્ત તુલસીદાસના સમકાલીન હતા. અને ભક્તમાળા તેમણે સંવત ૧૬૬૮ માં રચી. તે ઉપરથી ધારી શકાય છે કે, તેમને થઇ ગયાને આજે શુમારે ૩૦૦ વર્ષ થવા આવ્યાં છે. કવિ ચરિત્રમાં લખ્યું છે કે, તેઓ ઉત્તર હિંદુસ્થાનના રહીશ, અને જન્માંધ હતા. તેમની ઉમ્મર જ્યારે પાંચ વર્ષની હતી, ત્યારે આખા દેશમાં દુકાળ પડ્યો હતો. નાભાજીનાં માબાપ ગરીબ હતાં. તેમને એવા દુકાળમાં અન્નપાણી મળવાના બહુ સાંસા પડ્યા. પોતાનું

(૧) કેટલાક જણ કહે છે કે, સુરદાસ કૃષ્ણા નદીના તીરપરના એક નગરમાં રહેતા હતા.

કે પુત્રનું ઉદર પોષણ તેઓ કોઇ પણ પ્રકારે કરી શક્યાં નહિ. દુકાળના સમયમાં ભિક્ષા માગી, તે પણ મળી શકી નહિ. ઘણા દિવસના લાંઘા થયા. અન્ન વગર પાંચ વર્ષના બાળક નાભાજીના દેહમાં પ્રાણ રહેવો હવે મુસ્કેલ જણાયો. નાભાજીનાં માતા પિતા કાંતો પુત્રનું એવું દુઃખદાયક મૃત્યું જોઇ ન શકવાથી કે કાંતો અન્નપૂર્ણા દેવીના સખ્ત કોપને લીધે શુદ્ધ બુદ્ધ ભૂલ્યાથી તેઓ પ્રાણ સમાન પ્યારા પુત્રને વનવગડામાં એકલો પ્રભુને ખોળે મૂકીને ક્યાંઇએ જતાં રહ્યાં ! પોતાનાં સંતાન પ્રત્યે માતા પિતાના અપૂર્વ પ્યારની જે લાગણી ઇશ્વરે નિર્માણ કરેલી છે, એ તરફ દ્રષ્ટિ કરતાં નાભાજીના માબાપના આ કૃત્યથી સર્વને ખેદાશ્ચર્ય લાગશે ખરો. અમને પણ તેમજ લાગે છે. પરંતુ અમે સર્વને કહીશું કે ભાઇ જરા સબુર ! ઉતાવળા ન થાઓ. અન્નપૂર્ણા દેવી કોઇના ઉપર કદિપણ રીસાશો નહિ. તેના પ્રકોપ આગળ ભલા ભલા ડાહ્યા જનો પણ પોતાના પ્યારા પવિત્ર ધર્મનું રક્ષણ કરી શકતા નથી. તો નાભાજીનાં ગરીબ અને અજ્ઞાન માબાપની શી મગદૂર કે તેઓ એવા કષ્ટની વખતે સ્વધર્મનું રક્ષણ કરવામાં સમર્થ થાય ? ભાઇ ! થોડાજ વર્ષ ઉપર મદ્રાસ ઇલાકામાં પડેલા સખ્ત દુકાળની વાત આપણી યાદ શક્તિમાંથી હજુ વિલુપ્ત થઇ નથી. એ દુકાળની વખતે ઘણાંક માબાપોએ પોતાનાં પ્યારાં બચ્ચાંઓનો ભક્ષ કરીને ક્ષુધાની તૃપ્તી કરી હતી ! આ કરતાં વધારે અનિષ્ટની વાત બીજી કેઇ હોય ? અમે એમ કહેતા નથી કે, નાભાજીના માબાપનું એ કૃત્ય અતિ ક્રૂરપણાનું નહોતું. પરંતુ અન્નપૂર્ણા દેવીના પ્રચંડ કોપ આગળ મનુષ્ય પ્રાણી ટકી શકતું નથી. એટલુંજ કહેવાની અમારી મતલબ છે.

ઉપર કહ્યું તેમ નાભાજીને તેનાં માતાપિતા વનવગડામાં એકલો મૂકીને જતાં રહ્યાં. હવે તેની રક્ષા કોણ કરશે? તેની રક્ષાનો ભાર જેમને માથે હતો—અરે ! જેમની તે પવિત્ર ફરજ હતી, તે તો તેને વનમાં છોડીને ચાલ્યાં ગયાં—નિર્દય થઇને જતાં રહ્યાં. ત્યારે કોણ હવે તેની રક્ષા કરશે ? કોણ કરશે ? ! અનાથનો નાથ અને પરમ દયાળુ પરમેશ્વર તેની રક્ષા કરશે. શું પરમેશ્વર જાતે આવીને તેની રક્ષા કરશે ? ના. તે બીજા મનુષ્ય પ્રાણીને તેની રક્ષા કરવાને પ્રેરશે. અને તે આવીને તેની રક્ષા કરશે. જ્યારે નાભાજી ઇશ્વર કૃપાથી કાંઇક શુદ્ધિમાં આવીને વનમાં એકલો હોવાથી માતાને સંભારી રડવા લાગ્યો, ત્યારે એ વનમાં થઇને જતા રસ્તાના બે મુસાફરોએ તેનો સ્વર સાંભળ્યો. નાના બાળકની શોકથી ખરડાયેલી અને રડતી દુઃખીઆરી વાણી સાંભળીને રસ્તાના મુસાફરોનું મન એ તરફ જવાને આકર્ષાયું. અને ત્યાં ગયા. તો ભૂખના દુઃખથી જેનું શરીર માત્ર હાડકાંના માળા સરખુ થઇ ગયેલું છે, એવો પાંચ વર્ષનો અંધ બાળક પૃથ્વીનું શરણ લેઇને પડેલો રોતાં તેમણે જોયો. દુષ્કાળમાં અનાથ જનોના અનુવર્તનને ધ્યાનમાં લેઇને તેમણે માની લીધું કે, નિશ્ચે આ બાળકને તેનાં માતા પિતા અન્નના અભાવના અસહ્ય કષ્ટથી કંટાળીને આ અરણ્યમાં છોડીને જતાં રહ્યાં છે. ઇશ્વરની કરૂણાની વળી ક્યાં હદ છે ! આ બંને મુસાફરો મહા વૈષ્ણવ સાધુ પુરૂષ હતા. એકનું નામ આગ્રદાસ અને બીજાનું નામ કીલ હતું. તેઓ બને જણ ગંગાસ્નાન કરવા સારૂ જતા હતા. જો બીજા કોઇ હલકા વર્ણના પુરૂષ હોત તો કદાપિ એવા દુર્બળ અને બિહામણા

બાળકનું રક્ષણ કરવાને તત્પર થાત નહિ. પરન્તુ કેવળ ઇશ્વરનીજ કૃપાથી સુયોગ એવોજ બન્યો કે તેઓ પરમ ધાર્મિક અને દયાળુ પુરૂષો હતા. તેમણે એ અનાથ બાળકને મનમાં કાંઇ પણ સંકોચ આણ્યા વગર હાથમાં લેઇને પોતાના કમંડળમાંથી પાણી પાઇને સાવધ કર્યું. પછી તેને પોતાના મઠમાં લેઇ જઇને પાળી પોષી મોટું કર્યું. કહે છે કે, જ્યારે કીલે પોતાના કમંડળમાંથી પાણી લેઇને એ અંધ બાળકની આંખો ઉપર છાંટયું, ત્યારે તેનાં બંને નેત્ર ખુલ્લીને દેખતું થયું હતું!

ગમે તેમ હો, પણ નાભાજીને એ દયાળુ સાધુઓએ નવજીવન આપ્યું હતું. તેઓ નાભાજીને પોતાના મઠમાં લેઇ ગયા. પરંતુ કમનસીબની કહાણી કે, તપાસ કરતાં નાભાજી અંત્યજ (ઢેડ) જાતિનો માલુમ પડયો. હિંદુ સમાજ પ્રાચીન કાળથી એ જાતિનો સ્પર્શ કરતી નથી. ઘણાં વર્ષ અગાઉ એ જાતિનો સ્પર્શ તો શું, પણ તેમના શરીરની છાયાનો સ્પર્શ પણ ઉચ્ચવર્ણના હિંદુઓ થવા દેતા નહિ. એટલુંજ નહિ પરંતુ પૃથ્વી ઉપર તેમને થુંકવાનો પણ અધિકાર નહોતો. તેથી થુંકવા માટે તેમને ગળામાં નિરંતર કુલડી જેવું વાસણ બાંધી રાખવું પડતું હતું. કાળે કરીને પાછળનાં એ બંધનો તુટી ગયાં છે. પરંતુ તેમના શરીરનો સ્પર્શ ન કરવા હિંદુઓ પોતાના પરંપરાના સંપ્રદાયને અદ્યાપિ સુધી મક્કમ પણે વળગી રહ્યા છે. હિંદુઓનું આ બંધન તોડવા માટે પાશ્ચિમાત્ય લોકો તરફથી ઘણા પ્રયત્નો થઇ ચૂકયા છે, અને થાય છે. પરંતુ તેમાં તેઓ ફાવે એવો સંભવ નથી. નાભાજી ઢેડ જાતિનો છે, એવું જાણ્યા પછી હવે તેનું શું કરવું, એ વિષે પેલા ભલા અને પરગજુ સાધુઓને મોટો વિચાર થઇ પડયો. પરંતુ સુભાગ્યની વાત કે, ઢેડ જાતિને અડવાનો જ માત્ર પ્રતિબંધ છે. પરંતુ તેને આશ્રય આપવામાં કે તેની સાથે વેગળેથી કામકાજનો વ્યવહાર રાખવામાં કોઇ પ્રકારનો પ્રતિબંધ નથી. આથી અગ્રદાસ અને કીલ જેવા દયાળુ સાધુઓએ નાભાજીને ઢેડ જાતિનો જાણીને કાઢી મુકયો નહિ. પરંતુ તેને પોતાના મઠની પાસે એક જુદીજ ઝુપડી બાંધી આપીને રાખ્યો. નાભાજી ત્યાં રહીને સાધુઓનું એઠું જુઠું હોય, તે ખાઇને દિવસ કાઢવા લાગ્યો. મઠના સાધુઓ નિત્ય કથા વાર્તાઓ તથા ઇશ્વર ભક્તિ કરતા હતા, તે નાભાજી લક્ષ પૂર્વક શ્રવણ કરતો હતો. તેની સ્મરણ શક્તિ એવી સારી હતી કે તે જેટલું સાંભળતો તેટલું બધું યાદ રાખતો હતો. નાભાજી સાધુઓના સંગમાં રહીને સદા સાધુઓનુંજ અનુકરણ કરવા લાગ્યો. તે રહેતે રહેતે લખતાં વાંચતાં શીખ્યો. તથા ભજન વાર્તા કરવા લાગ્યો. અને જાણે સરસ્વતી પ્રસન્ન થઇ હોય, તેમ તે કવિતા પણ કરવા લાગ્યો. અને થોડા વર્ષમાં નાભાજી મોટો ભક્ત થઇ પડયો.

રચીને જનમંડળ ઉપર મોટો ઉપકાર કર્યો છે. તેમનાજ ગ્રંથ ઉપરથી ઘણાક ચરિત્રકારો હિંદના પૂર્વના ભક્ત-કવિઓનાં વૃત્તાંત એકઠાં કરવાને શક્તિમાન થયા છે.

જે પુરૂષ અંત્યજ જાતિનો હોઇને જેની બાળલીલા દુઃખદાયક થઇ પડી હતી, અને જે માતાપિતાથી વર્જિત થયેલો, વનવગડામાં માત્ર મૃત્યુનીજ વાટ જોઇને પૃથ્વીનું શરણ લેઇને પડયો હતો. તેણે દૈવયોગે નવજીવન ધારણ કરીને ઉન્નતિ મેળવી. તથા જનમંડળ ઉપર આવો ઉપકાર કર્યો. એ તેના ભાગ્યોદયની તથા સાધુપણાની અતિ બલિહારી છે! નાભાજીનું આ જીવનચરિત્ર ખરેખર મનુષ્ય જાતિને અતિ શિક્ષણીય અને અસરકારક છે. જનસમાજમાં તપાસ કરીને જોઇશું તો નાભાજીની માફક નીચ જાતિ કે ગરીબ અવસ્થામાંથી અથવા માતાપિતાએ તજીને મોતને ખોળે મૂકી દીધા છતાં માત્ર પ્રભુનીજ કૃપાથી નવજીવન મેળવીને ઘણાં મહત્ કાર્યો કરી જગતમાં અમર કીર્ત્તિ મેળવી ગયેલા ઘણાક જનો જડી આવશે, જૂઓ મહા સતી **સીતા** તથા સતી **શકુન્તલા** એ બંને જણને તેમના માતાપિતાએ જન્મતાંજ નાખી દીધેલી કન્યાઓ હતી! રામાયણના કર્ત્તા વાલ્મીકિ ભીલ પુત્ર હતા! મહાભારતના કર્ત્તા મહાત્મા **વેદવ્યાસ** એક માછણના પુત્ર હતા! દાનેશ્વર કર્ણ માતાએ તજી દીધાથી સુતજાતિના એક સાર્થીને ઘેર ઉછરી મોટા થયા હતા! વિંદુરજી દાસી પુત્ર હતા! શક પ્રવર્તક રાજા **શાલિવાહન** એક કુંભારને ઘેર ઉછરેલો બ્રાહ્મણ પુત્ર હતો! ભોજ રાજાનો કાકો મુંજ રાજા મુંજના ભોથામાંથી જડેલો બાળક હતો! અને કબિર માબાપે જન્મ આપીને નાખી દીધાથી એક તૈ-મુમના જાતિના વણકરને ઘેર ઉછરેલો બાળક હતો! તે છતાં એ સર્વે દૈવયોગથી નવજીવન પામીને મહાન્ કાર્યો કરી જગતમાં અક્ષય કીર્ત્તિ રાખી ગયા છે. એ વાત વાચકવૃન્દથી અજાણી નથી. એવાં બીજાં પણ ઘણાં-દ્રષ્ટાંત છે. એ સર્વજનોએ માત્ર પ્રભુનીજ કૃપાથી ઉન્નતિ મેળવી છે. પ્રભુની એવી કૃપા અને અપાર લીલાનો કાંઇ પાર નથી. સર્વ શક્તિવાન પરમેશ્વર એક પળમાં ચાહે તે કરી શકે છે. તરણાનો મેરૂ, અને મેરૂનું તરણું તે સહેજમાં બનાવી શકે છે. આપણે મનુષ્ય પ્રાણી તેમના તો શું પણ તેમના ભક્તના ચરણની રજ માત્ર છીએ.

---

# એકનાથ સ્વામિ.

આ મહાપુરૂષ શાલિવાહન શકે ૧૪૭૦ ના અરસામાં જન્મ્યા હતા. તેઓ ગોદાવરી નદીને કાંઠે પ્રતિષ્ઠાન—પૈઠણના રહીશ, અને ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ હતા. તેમના પિતાનું નામ સૂર્યજી અને માતાનું નામ રૂકિમણી હતું. એકનાથ સ્વામીનાં આ માતાપિતા તેમને બાળ વયના મૂકીનેજ મરણ પામ્યાં હતાં. તેથી તેમના પાલનનો ભાર તેમના દાદા ચક્રપાણી અને દાદીને માથે પડયો હતો. તેમના દાદાએ તેમને છઠ્ઠે વર્ષે ઉપવિત ધારણ કરાવ્યું હતું. ચક્રપાણીને પોતાની વંશ રહ્યાનો આધાર માત્ર આ બાળક ઉપર આવી રહેલો હતો. તેમને તે આંધળાની આંખની માફક એકનો એક લાડકવાયો પુત્ર હતો. તેથી તેઓ તેને લાડમાં એકયા કહીને બોલાવતનાં હતાં. અને તેથીજ તેમનું એકનાથ નામ છેવટ સુધી કાયમ રહ્યું હતું. દૈવયોગે કરીને એકનાથની બુદ્ધિનું વલણ નહાનપણથી

ત્ર ઇશ્વર ભક્તિ તરફ હતું. તેમની બાળપણની સઘળી રમત પણ માત્ર ભજન પૂજનની ખટપટનીજ હતી.

એકનાથની બુદ્ધિ પણ ઘણી તેજસ્વી હતી. વળી તેઓ સદાચારી, નૈષ્ટિક, ભક્તિમાન, ક્ષમાશીલ, અને વિરક્ત હતા. જનોઇ દીધા પછી તેમને તરતજ વિદ્યાભ્યાસ કરવા સારૂ મૂક્યા. પ્રથમ વેદનું થોડુંક અધ્યયન કર્યા પછી તેઓ પુરાણ સાંભળવા લાગ્યા. તે સાંભળ્યાથી તેમને વ્યુત્પત્તિ પરિજ્ઞાન સારૂં થયું. અને ઘણીજ નમ્રતાથી પુરાણિકોને તથા શાસ્ત્રીઓને જ્ઞાનના ગૂઢ વિષયો ઉપર પ્રશ્ન કરવા લાગ્યા. ત્યાર પછી દેવગઢ કિલ્લા ઉપર **જનાર્દન પંત** નામે એક સાધુ ગૃહસ્થ રહતો હતો. તેની પાસે જઇને સેવામાં રહ્યા. ત્યાં ગુરૂની આજ્ઞા પ્રમાણે કેટલાક દિવસ સુધી સુલિભ પર્વત ઉપર જઇને એકાન્તે ઉપાસના કરવા લાગ્યા. ત્યાં કહે છે કે; એક ખેડુતના દેખતાં તેમને ચતુર્ભુજ મૂર્તિનું દર્શન થયું હતું. ત્યાર પછી તેઓ નાશિક ત્ર્યંબક વગેરે સ્થળે ગયા હતા. અને ત્યાંથી ગુરૂની આજ્ઞા પ્રમાણે કાશી, બદ્રિનાથ, ઉત્તર માનસ સરોવર, અને રામેશ્વર વગેરે ક્ષેત્રોમાં તીર્થ યાત્રા કરી આવ્યા હતા.

એકનાથ સ્વામીને લગ્ન કરવાની બીલકુલ ઇચ્છા નહોતી. પરંતુ તેમના દાદાના આગ્રહ, અને ગુરૂની સંમતિ મળવાથી છેવટે તેમને લગ્ન કરવાની જરૂર પડી હતી. એ પ્રમાણે તેઓ સંસારની જંજાળમાં પડ્યા છતાં પોતાનું નિત્ય કર્મ જે પ્રાતઃસ્નાન, સ્માર્તહોમ, દેવપૂજા, અને નૈવેદ્ય વગેરે ક્રિયાઓ હમેશાં શ્રદ્ધાપૂર્વક કરતા હતા. ગામ લોકોથી તેમની એવી રીતભાત અદેખાઇને લીધે સહન થઇ શકી નહિ. તેથી લોકોએ તેમને ઘણી પ્રકારની અડચણ કરવા માંડી. ત્યારે એકનાથે પોતાની સિદ્ધાઇના દાખલા તેઓને વારે વારે દેખાડ્યા હતા. તેમની અગાઉ થઇ ગયેલા ચાંગદેવ, જ્ઞાનદેવ અને નામદેવ વગેરે મહા પુરૂષોના ચમત્કારની વાતો જેમ ગ્રંથોમાં તથા દંત કથાઓમાં જાણીતી છે, તેમ એકનાથના ચમત્કારની વાતો પણ ભક્તવિજય વગેરે ગ્રંથોમાં અંકીત થયેલી છે. તેમાંની થોડીક અત્રે લખવામાં આવી છે.

એક વખતે તેમને ઘેર શ્રાદ્ધમાં નોતરેલા તેમના ગામના બ્રાહ્મણો કાંઇક કારણસર હઠ પકડીને આવ્યા નહિ. ત્યારે એકનાથે પિતૃ દેવતાનું આવ્હાન કરીને યથાસાંગ શ્રાદ્ધ કર્યું હતું! એક વાર તેમણે પાષાણના નંદી પાસે ઘાસ ખવડાવી દેખાડ્યું હતું! અને બીજીવાર એજ નદીએ એકનાથના વચનને વાસ્તે ગંગા નદીમાં જઇને પડતું મૂક્યું હતું! તે નંદી અદ્યાપિ સુધી ત્યાં છે, એવું કહેવાય છે. કર્ણાટક દેશમાં એક શાહુકારે વિઠ્ઠલની મૂર્તિ કરાવી હતી, તે તેને દર્શન થયા ઉપરથી તેણે મોટા સમારંભથી એકનાથને ઘેર લાવીને સ્થાપિ હતી. કીર્તનમાં એકનાથનું બોલવું ઘણું સરસ હતું. તેમને સમયોચિત યાદ કરવાને તથા તાલ અને સૂર પકડવાને સાક્ષાત્ શ્રી કૃષ્ણ બ્રાહ્મણનો વેશ લેઇને તેમની પાસે કેટલાંક વર્ષ સુધી રહ્યા હતા! એક વાર ગુરૂ જનાર્દનની પુણ્ય તિથિ નિમિત્ત એકનાથને કરજ થયું હતું. તે શ્રી વિઠ્ઠલે પરભાર્યા જઇને વાળ્યું હતું. વળી તેઓ પુરાણ વાંચતા, તે વખતે શ્રી કૃષ્ણ સાંભળવા સારૂ આવતા હતા! એક વખતે પૈઠણ નગરનો એક ગૃહસ્થ કાશીની યાત્રાએ જતી વખતે પોતાનો પારસમણિ એકનાથ સ્વામિ પાસે મૂકી ગયો હતો.

તે જ્યારે યાત્રા કરીને પાછો આવ્યો, અને પોતાનો પારસમણિ પાછો લેવા સ્વામી પાસે ગયો, ત્યારે તેમણે ગંગા નદીમાંથી તેવા ઘણા પારસમણિ કાઢીને દેખાડ્યા! અને કહ્યું કે, આમાંથી તારો હોય તે ઓળખી લે. તેમણે રચેલા ગ્રંથોમાં **એકનાથી ભાગવત્** ઘણું પ્રસિદ્ધ છે. એ વિષે એવું કહેવાય છે કે, તેમના ગુરૂ જનાર્દને તેમની સત્ય નિષ્ઠા જોઇને તેમને દત્તાત્રયનું દર્શન કરાવ્યું હતું. ત્યારે દત્તાત્રયે તેમને એકનાથી ભાગવત કરવા વિષે પ્રસાદ રૂપી વચન આપ્યું હતું. એકનાથી ભાગવતની પહેલી પંચાધ્યાયી તેમણે પૈઠણમાં સમાપ્ત કરીને બાકીનો ગ્રંથ કાશીમાં શકે ૧૪૯૫ માં સમાપ્ત કર્યો હતો. તેમને કાશીના રહેવાસીઓએ કંટાળો આપ્યાથી એકનાથી ભાગવતનું પુસ્તક તેમણે ગંગામાં નાખી દીધું હતું. કહે છે કે, ગંગાએ સાક્ષાત્ થઇને કહ્યું હતું કે, એ પુસ્તક ડુબાવશો નહિ! પછી તે ગ્રંથનો મોટા સમારંભથી કાશી ક્ષેત્રમાં વરઘોડો કહાડીને ઓચ્છવ કર્યો હતો. ત્યારથી તે ગ્રંથની માન્યતા થઇ હતી. એ રીતે તેમના ચમત્કારોની અલૌકિક વાતો ઘણી છે.

એકનાથી ભાગવત સિવાય તેમના રચેલા બીજા ગ્રંથો—**રુકિમણી સ્વયંવર શીવલીલામૃત**, **રામગીતા**, **આનંદલહરી**, **એકનાથી રામાયણ**, **હસ્તામલકની ટીકા**, **વાલ્મિકી રામાયણ** ઉપર **ભાવાર્થ રામાયણ** નામની ટીકા, તથા શુકાષ્ટક ઉપર **સ્વાત્મસુખ** નામની ટીકા, ઇત્યાદિ છે. એ સિવાય ઇશ્વર સ્તુતિપર તથા બોધપર તેમણે કરેલા અભંગ, પદ, તથા હિંદુસ્થાની ભાષામાં કરેલી કેટલીક કવિતાઓ છે. તેમની ભાષા સરલ હોઇને તેમાં ઝાઝા અજાણ્યા શબ્દો નથી. તેમના ગ્રંથોમાં સંસ્કૃતની પેઠે ઉપમા અને દ્રષ્ટાંતાદિક અલંકાર પુસ્કળ છે. એકનાથી ભાગવત એ ગ્રંથ તેમનો પ્રસાદિક છે. તેની વાણી, રચના, અર્થ, નિરૂપણ તથા ગ્રંથ કરતી વખતે ફલાણા શ્લોકનો કિંવા ફલાણા પદનો અર્થ આવો કર, એવું શ્રીકૃષ્ણનું સાક્ષાત્ કહેવું, તથા ગ્રંથને વરદાન, ઇત્યાદિ વાતો જેમ જ્ઞાનેશ્વરી ગ્રંથ વિષે છે, તેવી એકનાથી ભાગવતની પણ છે. એવું તેજ ગ્રંથમાં ઠેકાણે ઠેકાણે લખ્યું છે. જ્ઞાનેશ્વરી ગ્રંથની **ઓવી** ૩॥ ચરણની છે. પરંતુ એકનાથી ભાગવતની ઓવી ૪ ચરણની છે. કારણ પ્રત્યેક ઓવીના ચોથા ચરણમાં ત્રણ ચરણોમાંના અનુપ્રાસ પુરા કર્યા છે. એવો નિયમ જોવામાં આવે છે. એ ગ્રંથની રચના તેઓ એકાદશીનેજ દીવસે કરતા હતા.

જ્ઞાનદેવે કરેલી જ્ઞાનેશ્વરી નામની ટીકા ગુપ્ત હતી, તે શોધીને એકનાથ સ્વામિએ શકે ૧૫૦૬ માં પ્રસિદ્ધ કરી છે. તેઓ **નાથસંપ્રદાયના** હતા. આ મહાપુરૂષ શાલિવાહન શકે ૧૫૪૬ ના ફાલ્ગુન વદ ૬ ને દીવસે પૈઠણ નગરમાં સમાધિસ્થ થયા હતા. એકનાથ સ્વામીને **લીલાબાઇ** નામે એક પુત્રી હતી. એ બાઇનો પુત્ર **મુક્તેશ્વર** એક વિદ્વાન કવિ હતો.

---

## તુકારામ.

આ મહાત્મા પુરૂષનો જન્મ શાલિવાહન શકે ૧૫૩૦ માં[1] **પુનાથી** આઠ કોસ ઉપર આવેલા **દેહુ** નામે ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ **બોલ્હોબા**, અને માતાનું નામ **કનકાબાઇ** હતું. તેઓ જાતે શુદ્ર-કણબી હતા. અને પોતાના પૂર્વજોની

(૧) કવિચરિત્રમાં શકે ૧૫૧૦ ની સાલ લખેલી છે.

રીત પ્રમાણે વેપારનો ધંધો કરતા હતા. અનાજ અને મસાલા આદિ પદાર્થો બળદ કે ગાડી ઉપર ભરીને બહાર ગામ વેચવા માટે લેઇ જતા. તેમાંથી જે નફો મળે તે વડે પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા હતા. બોલ્હોબાની સ્ત્રી કનકાબાઇ પરમ ધાર્મિક હતી. તે પતિના કાર્યમાં ઘણી મદદ કરતી હતી. પંઢરપુરના **વિઠ્ઠોબા** તેમના પૂર્વજોના ઇષ્ટ દેવ હતા. તેમની તેઓ પ્રેમ પૂર્વક ભક્તિ અને પૂજન કરતાં હતાં. આ પવિત્ર દંપતિને **સાવજી, તુકારામ,** અને **કાન્હોબા,** નામે ત્રણ પુત્રો હતા. તેઓમાં તુકારામ વચટ પુત્ર હતા. મોટો પુત્ર સાવજી સંસાર વ્યવહારમાં લક્ષ ન રાખતાં વૈરાગ્ય તરફ વધારે પ્રીતિ રાખતો હતો. તેથી તુકારામને ૧૩ વર્ષની ઉમ્મરમાંજ તેમના પિતાએ સંસાર વ્યવહાર અને વેપારના કામથી વાકેફ કરવા માંડયા. એટલી નાની વયમાંજ તુકારામ ઉત્તમ પ્રકારે વેપાર અને સંસાર ચલાવવા લાગ્યા. તેથી તેમનાં માતા પિતાને પરમ આનંદ થયો. પરંતુ દૈવયોગે એવું બન્યું કે, તુકારામની ૧૭ વર્ષની ઉમ્મરે તેમના માતાપિતાએ સ્વર્ગવાસ કર્યો. તેથી સંસાર નાવ ચલાવવાનો સઘળો બોજો તેમના એકલાને માથે આવી પડયો.

તુકારામની સ્રીને દમનો રોગ હતો, તેથી તેઓ બીજી વાર પુનામાં આપાજી ગુલવ્યા નામે એક ધનવાન વેપારીની પુત્રી **જીજાબાઇ** સાથે પરણ્યા હતા. એ રીતે તુકારામને બે સ્રીઓ થઇ, તેમનો મોટો ભાઇ સાવજી જે મૂળથીજ સંસારથી વિરક્ત હતો, તેની સ્રી મરણ પામવાથી તે ઘરબાર છોડીને તીર્થ યાત્રા કરવા સારૂ જતો રહ્યો, અને ઘર સંસારનો સઘળો ભાર પોતાને માથે આવી પડવાથી તેઓ ઘણા દુઃખી થયા. અધુરામાં પુરૂં તેમનો વેપાર ધંધો ઓછો થઇ ગયો, દુકાળ પડવાથી માંઘવારી વધી પડી, અને અન્ન મળવું મુશ્કેલ થઇ પડયું. ખોરાક વિના ટળવળીને તેમની મોટી સ્રી મરણ પામી, બીજી સ્રી જીજાબાઇ બહુ વઢકણી હતી, અને સંતુ નામે પુત્ર મરણ પામ્યો, એ સઘળી આફતોથી તુકારામની સંસાર ઉપરથી પ્રીતિ ઉઠી જવા લાગી. તેઓ હળવે હળવે ઇશ્વર ભજનમાં દીવસ ગાળવા લાગ્યા. એ રીતે સંસારથી વિરક્ત થઇને કેવળ ભગવદ્ ભજનમાંજ લક્ષ ન રાખવા માટે તેમનાં સગાં વ્હાલાં અને મિત્રોએ ઘણું સમજાવ્યા. પણ તેમનો નિશ્ચય ફર્યો નહી. તુકારામ નિર્જન સ્થાનમાં બેસીને ઘણો વિચાર કરતા હતા. એક દીવસે કોઇને કહ્યા વગર તેઓ દેહુથી બે કોશ ઉપર ભાવનાથ નામનો એક ડુંગર છે, તેના ઉપર જઇને ઇશ્વરનું ધ્યાન કરવા લાગ્યા. તેમનો શોધ કરતાં સાતમે દિવસે તેમના ન્હાના ભાઇ કાન્હોબા સાથે એ ડુંગર ઉપર મેળાપ થયો હતો. એવું કહેવાય છે કે એ વખતે તેમને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો હતો. તેથી આજે પણ ત્યાં પાદુકા સ્થાપેલી જોવામાં આવે છે.

તુકારામ કાન્હોબાની સાથે પાછા પોતાને ઘેર આવ્યા. તેમણે ઘરમાં જે ખતપત્રો વગેરે દસ્તાવેજ હતા, તે બહાર કહાડીને કાન્હોબાને કહ્યું કેઃ—"ભાઇ! આ ખતપત્રો કેવળ કાગળના ઘોડા છે, અને તેથી આપણી દુરાશા વધે છે, માટે તેને ઇંદ્રાયણી નદીમાં ડુબાવી દેવા જોઇએ." કાન્હોબાએ કહ્યું કે, તમે તો વિરક્ત છો, પણ પાછળ આપણને છોકરાં છે, માટે તેમ થઇ શકે નહિ. એ સાંભળી તુકારામે એ દસ્તાવેજોના બે ભાગ પાડ્યા. એક ભાગ કાન્હોબાને આપ્યો, અને બીજો ભાગ ઇંદ્રાયણી નદીમાં ડુબાવી દીધો. પછી કહ્યુ કે મારે ઇશ્વર ભક્તિ સિવાય બીજો વેપાર કરવો નથી. પેટ કેવી રીતે ભરાશે,

તેની હું લગારે ચિંતા રાખતો નથી. આ સર્વ બનાવથી કાન્હોબાએ જૂદા થઇને પોતાનો સંસાર ચલાવવો શરૂ કર્યો. અને તુકારામ ઇશ્વરભક્તિમાં તલ્લીન થઇને પોતાનું વર્તન ચલાવા લાગ્યા.

તુકારામ સંસારથી વિરક્ત થઇને મિતાહાર કરતા, અને નિરંતર ઇશ્વર સ્મરણમાં ચિત્ત પરોવીને બની શકે તેટલો પરોપકાર કરતા હતા. દ્રવ્ય તથા માનાદિકની તેમને સ્પૃહા નહોતી. તેઓ સ્પષ્ટ વક્તા, નિરાભિમાની અને ઉપદેશ કરવામાં પ્રીતિવાળા હતા. કથા અને ભજન ઉપર તેમને વિશેષ પ્રેમ હતો. નિત્ય પ્રાતઃકાળમાં ઉઠીને સ્નાન કરી વિઠ્ઠોબાના દેવળમાં પૂજા કરી તેઓ જંગલમાં જતા. દેહુથી ત્રણ ગાઉ ઉપર **ભાંડારાના** ડુંગર છે, તેના ઉપર જઇને તેઓ એકાંતે ઇશ્વરનું ધ્યાન ધરતા હતા. ત્યાંથી નિત્ય સાંજે પાછા આવીને વિઠ્ઠોબાના દેવળમાં ભજન કરતા. પેટના નિર્વાહને માટે કોઈ વખત તેમને ભિક્ષા માગવી પડતી, કોઇ વખત તેમની સ્ત્રી ખાવાનું આપી જતી, અને કોઇ પ્રસંગે કોઇનું કામ કરીને પણ પેટનું પોષણ કરી લેતા હતા.

એક વખતે તુકારામ ઇંદ્રાયણી નદીને કાંઠે બેસીને ઇશ્વરનું ભજન, કરતા હતા, ત્યાં એક ખેડૂતે આવીને તેમને કહ્યું કે તમે અહીં અમસ્તા બેસીને ભજન કરો છો, તેને બદલે તમે મારા ખેતરની રખવાળી કરો તો હું તમને અધમણ દાણા આપીશ. તુકારામ એ વાતની હા પાડીને તે ખેડુતના ખેતરમાં ગયા. ખેડુતે તેમના હાથમાં ગોફણ આપી માળાપર બેસાડ્યા. અને કહ્યું કે, આ પાકેલું અનાજ પક્ષીઓ ખાઇ ન જાય તેની બરોબર સંભાળ રાખજો. એમ કહીને ખેડુત ઘેર ગયો. તુકારામ તો માળા ઉપર બેસીને ઇશ્વરનું ભજન કરવા લાગ્યા. પક્ષીઓનાં ટોળેટોળાં આવીને ખેતરમાંનું પાકેલું અનાજ ખાવા લાગ્યાં. પરતુ ભૂખ્યાં પક્ષીઓને હાંકી મુકવાથી પાપ થાય, એવું સમજી તુકારામે તેમને ઉડાડી મુક્યાં નહિ. આ વખતે તેમને ખાવાનું તેમની સ્ત્રી પહોચાડતી હતી. એમ કરતાં એક માસ વીતિ ગયો, ત્યારે પેલો ખેડૂત પોતાનું ખેતર તપાસવા સારૂ ત્યાં ગયો. અને જોયું તો ખેતરમાં પક્ષીઓનાં ટોળેટોળાં બેઠેલાં દીઠાં. તથા સઘળુ અનાજ ખાઇ ગયેલું જોઇને તુકારામને ગાળો દેવા લાગ્યો. એ કજીયો છેવટે ગામમાં આવ્યો. ગામ લોકોએ બનેની વાત સાંભળીને ઠરાવ કર્યો કે તુકારામે નુકસાની બદલ બે ખાંડી એટલે ૪૦ મણ દાણાની કીમતના પૈસા ખેડૂતને આપવા. ત્યાર પછી એવું બન્યું કે એ ખેતરનું અનાજ પક્ષીઓને ખાતાં જે રહ્યું હતુ, તે મોલ ગામ લોકોએ ખળામાં મંગાવીને લેતાં તેમાંથી ૧૭ ખાંડી એટલે ૩૪૦ મણ અનાજ નીકળ્યુ હતું. આ ચમત્કારથી સૌ લોકો ઘણા આશ્ચર્ય પામ્યા હતા. એ અનાજમાંથી ૪૦ મણ દાણા ઠરાવ પ્રમાણે ખેડૂતને આપતાં બાકીના દાણા તુકારામને આપવા માંડ્યા. પરંતુ તુકારામે તે ન લેતાં તે ગામના દેશપાંડે મહાદાજીપંત નામે એક ભાવિક બ્રાહ્મણને ઘેર જમે કરાવ્યા. તેના વેચાણના જે પૈસા આવ્યા, તેમાંથી તુકારામે પોતાના કુટુંબે બંધાવેલા વિઠ્ઠોબાના દેવળનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

તુકારામની વૃત્તિ નિરંતર ઇશ્વર ભજન તરફ લાગેલી હતી. તેમણે નામદેવનાં અભંગ અને કબીરનાં પદ વગેરે મુખપાઠે કર્યાં હતાં. તેઓ જ્યાં કથા વાર્તા થતી, ત્યાં નિત્ય નિયમ પ્રમાણે સાંભળવા જતા, અને ભક્તિભાવથી કથામાં ઉભા રહેલાઓની પાછળ ઉભા

રહીને ધ્રુ પદ ગાતા હતા. તેથી શ્રવણુ જ્ઞાન અધિક ખીલ્યું હતું. તેઓ જે સાંભળતા, તેનું એકાંત સ્થળે જઇને મનન કરતા. એ સિવાય તેઓ શ્રીમદ્‌ભાગવત્ વગેરે પુરાણોની કથાઓ ચિત્ત દેઇને સાંભળતા હતા. આ ગ્રંથોનો અભ્યાસ અને મનન કરવા માટે તેઓ ભંડારાના પર્વત ઉપર એકાંતે બેસતા હતા. એમ કરતાં કરતાં તેમણે જ્ઞાનેશ્વરી, એકનાથી ભાગવત, ભાવાર્થ રામાયણુ, યોગવાસિષ્ટ, અમૃતાનુંભવ, ઇત્યાદિ અધ્યાત્મક ગ્રંથો વાંચીને તેનું સારી પેઠે મનન કર્યું હતું. તેઓ અગીઆરસનું વ્રત નિયમ કરવાને કદી ચૂકતા નહિં. જે કોઇ તેમને કામ બતાવતું તે ઘણી ખુશીથી કરતા. તેમની સ્વાર્થ ઉપર જરાપણુ નજર નહોતી. નિત્ય નિયમસર ઇશ્વર સ્મરણુ કરતા, અને તેમ કરવા લોકોને ઉપદેશ આપતાં હતા. એ પ્રમાણે કેટલોક કાળ ગયા પછી તુકારામ કવિતા કરવા લાગ્યા. તેમણે પહેલાં બાળક્રિડા એવી ૭૦૦ કરી હતી. હવેથી તેઓ પોતેજ ભજન અને કથા વાર્તા કરવા લાગ્યા. તેમની ઉત્તમ સાધુવૃત્તિ જોઇને લોકો તેમની કથા સાંભળવાને ખુશીથી આવતાં હતાં. એ વેળાએ ચિચવડનો મંબાજી નામે બ્રાહ્મણુ દેહુમાં સાધુ થઇને રહેતો હતો. તે ભજન કથા કરતો હતો. પરંતુ તેને ત્યાં તુકારામના જેટલાં માણુસો સાંભળવાને જતાં નહિ. એ જોઇને સાધુને તુકારામ ઉપર ઇર્ષા થઇ. અને લાગ આવે તો તુકારામને મારી નાખવાનો તેણે વિચાર કર્યો હતો. આટલુ છતાં ઉપરથી ડોળ બતાવવા સારૂ તુકારામને ઘેર તે કથા સાંભળવા જતો હતો. એક વખતે અગીઆરસને દિવસે દેહુમાં વિઠોબાની યાત્રા હતી, ત્યારે તે સાધુએ ઇર્ષાને લીધે તુકારામને બહુ માર માર્યો હતો. ત્યારથી તે કોઇ દીવસ કથામાં આવતો નહિ. પરંતુ તુકારામ મહા સાધુ પુરૂષ હતા, તેમના મનમાં એ સંબંધી કાંઇ પણ વેર નહોતું. બુરૂ કરનારનું પણુ તેઓ સદા ભલુ ઇચ્છતા. તેથી તુકારામ તે બ્રાહ્મણુ સાધુને ઘેર જઇને તેને સમજાવી પોતાને ત્યાં તેડી લાવ્યા હતા. અને એવો ઉપદેશ કર્યો હતો કે, એથી સરમાઇ જઇ પોતાના કૃત્યને માટે પસ્તાવો કરવા લાગ્યો હતો.

તુકારામનો શુદ્ધભાવ અને પ્રેમાળ સ્વભાવ જોઇને ઘણાક લોકો તેમના શિષ્ય થયા હતા. તે સર્વ ભજનમાં તથા કથામાં દરરોજ હાજર રહેતા હતા. તેઓમાં ગંગાધર મવાળ નામનો એક કડુસનો રહીશ દેશસ્થ બ્રાહ્મણુ હતો. અને બીજો ચાકણુનો રહીશ સંતાજી તેલી હતો. તે બેઉ આઠે પ્રહર તુકારામની પાસે રહેતા હતા. અને તુકારામ જે કવિતા વગેરે કરતા, તે તેઓ લખી લેતા હતા. તેઓ સંસાર ઉપર વિરક્ત થઇને તુકારામની પછવાડે ભજનમાં તથા કથામાં ઉભા રહીને ધ્રુ પદ ગાતા હતા. તુકારામની સ્ત્રી પ્રથમ કહેવામાં આવ્યું છે તેમ બહુ કંકાસણી હતી. કોઇ અતિથિ કે અભ્યાગતને તુકરામ પોતાને ઘેર બોલાવતા, તો તે કંકાસ કરતી હતી. આવી સ્થિતિમાં તુકારામને ઘણો કંટાળો આવ્યાથી ઘરબાર છોડીને જંગલમાં જતા રહ્યા. બે માસ વિત્યાબાદ એક દિવસે અચાનક તુકારામને તેમની સ્ત્રી જીજાબાઇનો મેળાપ થયો. તે વખતે જીજાબાઇએ પોતાના સ્વામીની આગળ ક્ષમા માગીને કહ્યું કે, હવે હું કદી પણુ તમારી આજ્ઞા વિરૂદ્ધ ચાલીશ નહિ. પછી તુકારામે ઘેર જઇને જીજાબાઇને વૈરાગ્યનો ઉપદેશ આપ્યો. પરંતુ તેની અસર ઝાઝા દિવસ તેના મન ઉપર રહી નહોતી.

તુકારામને મહાદેવ નામનો એક પુત્ર હતો, તે નાનો હતો ત્યારથી તેને પથરીનો

રોગ થયો હતો. તેની વેદનાથી તે તદ્દન મરવા પડયો હતો. જીજાબાઇએ સર્વ જાતની ઔષધી વગેરે ઉપાયો કર્યાં પણ એથી કાંઇ વળ્યું નહિ. તુકારામ તેની તરફ બહુ લક્ષ આપતા નહોતા. જીજાબાઇએ જોયું કે હવે પુત્રને ફેર પડવાનો નથી. ત્યારે તેણે વિઠ્ઠોબા ઉપર ગુસ્સે થઇને દેવળમાં પુત્રને લેઇ જઇને મૂર્ત્તિ ઉપર પછાડવાનો નિશ્ચય કર્યો. તે પુત્રને લેઇને દેવળમાં ગઇ. દ્વારમાં પેસતાંજ તેણે સાંભળ્યું કે, "તારો પુત્ર સાજો થયો છે." એ સાંભળી આશ્ચર્ય પામીને તેણે પોતાના છોકરા તરફ જોયું, તો તેને પેસાબ કરતાં દીઠો. તેથી તેને બહાર લઇ જઇને બેસાડયો. એટલે પેસાબ માર્ગે સઘળો રોગ નીકળી ગયો. અને તે સાજો થયો.

તુકારામ પવિત્ર સાધુ હોવાથી તેમની કીર્ત્તિ ચારે તરફ ફેલાવા લાગી. વિઠ્ઠોબા દરરોજ તુકારામની સાથે ભોજન કરે છે, એવી ખબર સઘળે પસરી. આવા ચમત્કારોની વાત સાંભળીને પુનાની પાસે ચિંચવડ ગામના ચિંતામણી દેવાંશ નામે એક બ્રાહ્મણે તુકારામને પોતાને ઘેર બોલાવ્યા હતા. તુકારામ ચિંચવડમાં ગયા; ત્યાં ચિંતામણીને મળી કેટલીક વાતચિત કર્યા પછી ભોજનની વેળાએ તુકારામે એક ભાણું વિઠ્ઠોબાને વાસ્તે વધારે પીરસાવ્યું હતું. કહે છે કે વિઠ્ઠોબાએ ત્યાં આવીને તુકારામની સાથે ભોજન કર્યું હતું! તુકારામ સિવાય વિઠ્ઠોબાને કોઇએ ત્યાં પ્રત્યક્ષ દીઠા નહોતા. પરંતુ જે ભાણું વિઠ્ઠોબાને સારૂ પીરસાવેલું હતું, તેમાંથી ભોજની વસ્તુઓ ધીમે ધીમે ઓછી થતાં છેવટે ખાલી પાન સૌએ દીઠું હતું! એ ચમત્કાર જોઇને સૌ આશ્ચર્ય પામ્યા હતા. અને એથી તુકારામની કીર્ત્તિ ઘણી વધી હતી.

કોંડોબા પુરાણી નામે એક બ્રાહ્મણ જ્ઞાન પ્રાપ્તિને માટે તુકારામની પાસે ગયો હતો. તુકારામે તેને અગીઆર અભંગ લખી આપીને એક શ્રીફળ આપ્યું હતું. તેનાથી તેને જ્ઞાન પ્રાપ્ત થયું હતું. અને તે શ્રીફળ ફોડતાં તેમાંથી ઘણાં ઉત્તમ મોતી નીકળ્યાં હતાં. એ વિષે એવું કહેવાય છે કે, અમદાવાદના એક શાહુકારે પોતાની મન કામના સિદ્ધ થવાથી મોતીને ગુપ્ત રીતે નાળીયેરમાં ભરી **જ્ઞાનદેવને** અર્પણ કર્યાં હતાં. એ નાળીયેર જ્ઞાનદેવે તુકારામને આપેલું, અને તુકારામે તે કોંડોબાને આપેલું, માટે તેમાંથી મોતી નીકળ્યાં હતાં.

તુકારામ નિસ્પૃહ, નિરભીત, અને સ્પષ્ટ વક્તા હતા. તેમનું વર્તન તેમના બોલવા પ્રમાણેજ હતું. તેમની કવિતા ચિત્તવેધક હોવાથી સાંભળનારાના અંતઃકરણને આકર્ષણ કરતી હતી. આ વખતે તેમણે નવા નવા ઘણા અભંગો કરીને લોકોને છક કરી દીધા હતા. કેટલાક શાસ્ત્રીઓ અને સંન્યાસિઓ તુકારામ શૂદ્ર જાતિના છતાં ઘણા પ્રખ્યાત થવાથી રીસે બળતા હતા. પુનાથી ઇશાન ખુણામાં બાઘોલી નામે ગામ છે. ત્યાં રામેશ્વરભટ્ટ નામનો એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તે રાજનો ઘણો માનીતો હતો. તેને તુકારામની ઉન્નતિ ઘણી અસહ્ય થઇ પડી. તેથી તે ત્યાંના મુખ્ય અધિકારીઓને સમજાવવા લાગ્યો કે, તુકારામ શૂદ્ર જાતિનો જ્ઞાન શૂન્ય પુરૂષ છતાં કેવળ પાખંડ ધર્મ ચલાવે છે. માટે તેને દેહુમાંથી કાઢી મૂકવો જોઇએ. અધિપતિઓએ રામેશ્વરભટ્ટનું કહેવું ખરૂં માનીને તુકારામને ગામમાંથી કાઢી મૂકવાનો હુકમ દેહુના મૂખી ઉપર લખી મોકલ્યો. મુખીએ હુકમ પ્રમાણે અમલ કર્યો. તુકારામ દેહુમાંથી નીકળીને રામેશ્વરભટ્ટને શરણે ગયા. અને ત્યાં હરિ

કીર્તન કરવા લાગ્યા. તેમાં શ્રુતિના અર્થ આવતા જોઇને રામેશ્વરભટ્ટે કહ્યું કે તમે શુદ્ર છો. તેથી શ્રુતિના અર્થ બોલવાનો તમને અધિકાર નથી, માટે બોલશો નહિ. તુકારામે કહ્યું કે, મને પાંડુરંગે તેમ કરવાની આજ્ઞા આપી છે, તેથી હું બોલું છું. તે છતાં આપ વિદ્વાન બ્રાહ્મણ તેમ કરવાની ના કહો છો, તો હવેથી હું તેમ કરીશ નહિ. પછી રામેશ્વરભટ્ટના કહેવાથી તેમણે પ્રથમ કરેલી કવિતાઓનાં પુસ્તકો નદીના ઉંડા પાણીમાં પથ્થર બાંધીને ડુબાવી દીધાં. તે જોઇને લોકો કહેવા લાગ્યા કે, તમે પ્રથમ લેખ પત્રો પાણીમાં બોળી સંસાર ડુબોવ્યો. અને વળી આ કવિતાના ચોપડા પાણીમાં બોળી પરમાર્થ ડુબાવ્યો. એ સાંભળી તુકારામને માઠું લાગવાથી ખાવું પીવું છોડી દેઇને વિઠ્ઠોબાના તુળસી વનમાં એક પથ્થર ઉપર જઇને સુતા. એવું બન્યું કે એક દિવસે રામેશ્વરભટ્ટ એક વાડીમાં નહાવા ગયા હતા. ત્યાંથી તેમના શરીરમાં અત્યંત બળતરા ઉપડી. તે કોઇ પણ ઉપાયથી મટી નહી. પણ જ્યારે તુકારામે અભંગો લખી આપ્યાં, ત્યારે આરામ પડ્યો. એ ઉપરથી રામેશ્વરભટ્ટ તેમના ઉપર પ્રસન્ન થઇને માન આપવા લાગ્યા. ત્યાર પછી સમાચાર મળ્યા કે તુકારામે જે કવિતાના ચોપડા ઉંડા પાણીમાં પથ્થર બાંધીને ડુબાવ્યા હતા, તે બહાર નીકળ્યા છે અને જેવાને તેવાજ છે. આ આશ્ચર્યકારક બનાવ સાંભળીને જે લોકો તેમની ઇર્ષા કરતા હતા તે સર્વે માન આપવા લાગ્યા.

છે. ઇત્યાદિ ઉપદેશ કરી શિવાજીના મનમાં પૂર્ણ ઠસાવ્યું. તે ઉપરથી શિવાજી તુકારામનો આશિર્વાદ લેઇ રાજધાનીમાં પાછો ગયો. અને રાજકાર્યભાર શાસ્ત્ર નીતિએ ચલાવવા લાગ્યો.

આ સમયમાં નાવજી માળી કરીને કણબી તથા કોંડભટ્ટ પુરાણિક કરીને એક બ્રાહ્મણ તુકારામનો અનુયાયી થયો. રામેશ્વરભટ્ટ, તથા કોંડભટ્ટ એ બેઉ ઘણા જ્ઞાતા હતા. એ સર્વ મળીને ચૌદ માણસો તુકારામના ઠરાવેલા અનુયાયી હતા. જ્યાં જ્યાં તુકારામ જતા, ત્યાં ત્યાં તેઓ પણ જતા હતા. એક વેદાન્તી નિર્ગુણ બ્રહ્મવાદી બ્રાહ્મણ તુકારામને બહુ સતાવતો હતો. તે પ્રસિદ્ધ પંડિત મુકુન્દરાજનો બનાવેલો **વિવેકસિંધુ** નામે ગ્રંથ નિત્ય વાંચતો હતો. એક વેળાએ તેણે તુકારામને વિવેકસિંધુ સંભળાવવાનો યોગ કર્યો. તુકારામે લાચારીથી તે સાંભળવાને હા પાડી. પરંતુ તેઓ આખા શરીર ઉપર કામળ ઓઢીને સાંભળવા બેઠા. કંઇ પણ હુંકારો ન દેતાં એક પ્રહર ગયો, ત્યારે તે બ્રાહ્મણે તુકારામનો ઘુંઘટ કાઢીને જોયું તો બન્ને કાનમાં મજબુત આંગળીઓ ખોસીને હરિ સ્મરણ કરતાં તેમને દીઠા. એ જોઇને બ્રાહ્મણ બહુ આશ્ચર્ય પામ્યો. અને તુકારામને વધારે સતાવવા લાગ્યો. ત્યારે તુકારામે નિર્ગુણોપાસના કરતાં સગુણોપાસનાની યોગતા વધારે દેખાડીને તેને કહ્યું કે નિર્ગુણ વિષય વર્ણન સાંભળવાની મારી ઇચ્છા નથી. ત્યાર પછી તે બ્રાહ્મણને તુકારામે પોતાના અનુયાયી વર્ગમાં આણ્યો હતો.

એક દિવસે તુકારામ અલદી નામે ગામમાં ગયા હતા. ત્યાં એક વિશાળ વૃક્ષ નીચે ઘણાં પક્ષીઓ ચરતાં હતાં. તુકારામને પાસે આવતા જોઇને પક્ષીઓ ઉડી ગયાં, તેથી તેઓ બહુ શોકાતુર થયા. અને વિચાર કરવા લાગ્યા કે, હજુ મને ખરો વૈરાગ અને અભેદ બુદ્ધિ ઉત્પન્ન થઇજ નથી. એમ સમજીને તેઓ પાંડુરંગની પ્રાર્થના કરી. બ્રહ્મ ધ્યાનમાં પ્રેતવત્ થઇને ઉભા રહ્યા. એટલામાં તેમના શરીર ઉપર ઘણાં પક્ષીઓ આવીને બેઠાં હતાં. એ રીતે આ મહાત્મા પુરૂષના અદ્દભૂત ચમત્કારોની વાતો મહીપતિ બાવાના **ભક્તવિજય** નામે પ્રસિદ્ધ ગ્રંથમાં લખેલી છે. તુકારામ ભગવદ્ ભક્તિમાં તલ્લીન થઇને કાળ વિક્ષેપ કરતા હતા. તેવામાં શાલિવાહન શકે ૧૫૭૧ વિરોધી નામ સંવત્સર ફાગણ વદ ૨ સોમવારે ચાર ઘડીકાર્મા ૪૧ વર્ષની ઉમ્મરે ઇંદ્રાયણી નદીને કિનારે અંતર્ધાન થયા હતા.

તુકારામને મહાદેવ, વિઠ્ઠોબા, અને નારાયણ એ ત્રણ પુત્ર, અને કાશી, ભાગિરથી, અને ગંગા, એ ત્રણ પુત્રીઓ હતી. નારાયણનો જન્મ તુકારામના પરલોક ગમન પછી થયો હતો. તે પણ મહા ભક્ત પુરૂષ હતો. તેથી મહારાજા શિવાજી તેના દર્શનાર્થે આવ્યો હતો. અને ચાર ગામ અર્પણ કર્યા હતાં, તથા વિઠ્ઠોબાના મંદિરનું શિખ્ખર બંધાવી આપ્યું હતું. નારાયણ બાવા ઉમ્મરે પહોચ્યા પછી વૈરાગ્ય ઉત્પન્ન થયાથી સર્વસ્વ દાન કરીને યાત્રાર્થે ગયા હતા. તેઓ કીર્તન કરવામાં ઘણાજ સારા હતા.

તુકારામ મરાઠી ભાષાના એક ઉત્તમ કવિ ગણાય છે. મહારાષ્ટ્ર દેશમાં ઘણા થોડા કવિઓ થયા છે. પરંતુ તેમણે ઘણાં ઉત્તમ અને નિર્દોષ કાવ્યો કરીને મરાઠી ભાષાની કીર્ત્તિ ઘણી વધારી છે. કવિજનોની પ્રશંસામાં મરાઠી ભાષાની એક આર્યા નીચે પ્રમાણે છે,-

**सुश्लोकवामनाचा, अभंगवाणीतशीचतुकयाची ॥**
**ओवीज्ञानेशाची, नैशीआर्यामयुरपंताची. ॥**

અર્થ—વામન પંડિતની શ્લોક રચના, અભંગરૂપ વાણી તુકારામની, જ્ઞાનેશ્વરની ઓવી, અને મયૂરપંતની આર્યા, એ સર્વોત્તમ છે. તુકારામ ઇશ્વર કૃપાથી અભંગ રૂપ વાણીમાં અતિ પ્રસિદ્ધ થઇ ગયા છે. તેને લીધે તેમની કીર્તિમાં ઘણો વધારો થયો છે. જે સાધુ પુરૂષ ઇશ્વર ભક્તિમાં તલ્લિન થઇ જાય છે, તેની હૃદય ભૂમિમાં એકા એક કવિત્વ શક્તિ સ્ફુરી નીકળે છે. એવું ઘણાં દ્રષ્ટાંતોથી સિદ્ધ થયું છે. ઇશ્વર ભક્તિનો પ્રતાપજ એવો અલૌકિક છે. ગમે તેવો કનિષ્ટ સ્થિતિનો માણસ પણ કેવળ શુદ્ધ ભક્તિના પ્રતાપથી આ લોકમાં અમર કીર્ત્તિ, અને પરલોકમાં પરમ ગતિને પામે છે.

તુકારામે અંતર્ધાન થતી વખતે ૨૭ અભંગ કર્યા છે. તેઓ ખરેખર સાક્ષાત્કારી હતા, અને તેમનું બોલવું પ્રસાદિક હતું. તેઓ ભાવિક, પ્રેમી, તથા દયાળુ હતા. તેમનું ભાષણ કરૂણારસવાળુ અને પ્રેમથી ભરપૂર તથા નમ્ર હતું. તેઓ સ્વભાવે રંગીલા હતા. તેમણે સિદ્ધિપાલ ચરિત્ર, પ્રલ્હાદ ચરિત્ર, અને પત્રિકાના અભંગ, ઇત્યાદિ પુસ્તકો રચેલાં છે. તુકારામની સમાધિ દેહુ ગામમાં છે. ત્યાં ફાગણ વદ ૧ થી તે વદી ૬ સુધી દર વર્ષે મોટો ઉત્સવ થાય છે, અને યાત્રા ભરાય છે.

## રામદાસ સ્વામિ.

આ મહા પુરૂષનો જન્મ શાલિવાહન શકે ૧૫૩૦ ના ચૈત્ર શુદ ૯ ને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ **સૂર્યાજી** પંત, અને માતાનું નામ **રાણુબાઇ** હતું. તેઓ બ્રાહ્મણ જ્ઞાતિના હતા. અને તેમનું ગોત્ર જમદગ્ન્ય, તથા સૂત્ર આશ્વલાયન હતું. તેઓ પોતાના વડિલોની પેઠે સૂર્યની ઉપાસના મોટી શ્રદ્ધાથી કરતા હતા. તેમના વડિલોને તલાટીપણાની તથા જોતિષીપણાની વૃત્તિ હતી. તેઓમાં **દશરથ** નામે એક પરાક્રમી પુરૂષ થયો, તેણે ગોદાવરીની ઉત્તર તીરે વડગાંવ નામે પાયમાલ થયેલું ગામ શકે ૯૧૦ માં વસાવ્યું. અને તેનું નામ **જાંબ** પાડયું. એ દશરથના વંશમાં સૂર્યાજીપંત ૧૯ મા પુરૂષ હતા. સુર્યાજી પંતને આ **રામદાસ** સિવાય **ગંગાધર** કરીને એક બીજો વડિલ પુત્ર હતો.

રામદાસનું મૂળ નામ તો **નારાયણ** હતું. લોકો તેમને **"નારોબા"** કહીને બોલાવતા. તેઓ બાળપણથીજ વૈરાગ્યશીલ હતા. અને રામની ભક્તિ કરતા. તેમની સાત વર્ષની ઉમ્મરમાં પિતાનું મૃત્યુ થયું હતું. તેથી તેમના પાલનનો ભાર તેમની વિધવા માતાને માથે આવી પડયો હતો. માતા રાણુબાઇએ પુત્રનું વૈરાગ્યશીલ ચિત્ત જોઇને તેમને જેમ બને તેમ જલદીથી પરણાવીને સંસાર તરફ વાળવાની તજવીજ કરી. પરંતુ એ વાત નારોબાના જાણવામાં આવ્યાથી તેઓ છાના માના જંગલમાં નાસી ગયા. ત્યાંથી તેમના મોટા ભાઇ મહા મહેનતે શોધી કહાડી તેમને સમજાવીને પાછા લાવ્યા. પણ વળી થોડા દિવસમાં ફરીને નાસી ગયા. અને એક વૃક્ષપર ચઢી બેઠા. ત્યાંથી ઉતરવાને ઘણી પ્રકારે તેમને કહેવામાં આવ્યું, ત્યારે એ ઝાડ નીચે પાણીની મોટી ખાઇ હતી, તેમાં ભૂસકો માર્યો. તેથી તેમના માથામાં પાણીની અંદરનો ખડક વાગ્યો. જેની નિશાની જીવંત પર્યંત રહી હતી. ખાઇમાંથી તેમને બહાર કહાડીને સમજાવી ઘેર આણ્યા. કેટલાક દિવસ પછી

તેમની માતાએ તેમને એકાંતમાં બોલવી કહ્યું કે, પુત્ર! મારૂ વચન તને માન્ય છે કે નહિ? નારોબાએ ઉત્તર આપ્યો કે;—"માતુશ્રીનું વચન ત્રિકાળે પણ ઉત્થાપન થનાર નથી." તે ઉપરથી રાણુબાઇએ તેમના લગ્નને માટે સઘળી ગોઠવણ કરી. યથાસમયે આસન ગામમાં કન્યાને ઘેર તેમની જાન મોટા ઠાઠમાઠથી ગઇ. ત્યાં યથા સમયે થોડી વિવાહ-વિધિ થયા બાદ બ્રાહ્મણોએ અંતરપટ[1] ધરી મંગળાષ્ટક શરૂ કર્યું. તે વખતે "સાવધાન" એ શબ્દ નારોબાના કાન ઉપર પડતાંજ તેઓ ઉઠીને નાસી ગયા! તેમને પકડવા માટે લોકો પાછળ દોડ્યા, પણ પકડાયા નહિ. તેઓ નાસીને જાંબ ગામની બહાર મોટા પીપળાની ઘટામાં સંતાઇ રહ્યા. ત્યાંથી ચોથે દિવસે નીકળીને નાસિક ગયા. ત્યાં પચવટીમાં શ્રી રામચંદ્રજીની મૂર્તિનાં દર્શન કરીને પૂર્વ દિશાએ અર્ધા કોશપર ટાંકળી નામે ગામની નજીક એક ગુફામાં જઇ રહ્યા. પચવટીમાંથી મધુકરી[2] માગી લાવી, તેનું શ્રી રામચંદ્રજીને નૈવેદ્ય ધરી ભોજન કરતા. પછી આખો દિવસ મન્ત્ર-પુરશ્ચરણ તથા ભગવદ્ ભજનનો ક્રમ ચાલુ રાખ્યો. એ વેળાએ તેમની ઉમ્મર ૧૨ વર્ષની હતી. એ પ્રમાણે તેમણે પચવટીમાં ૨૪ વર્ષની ઉમર થતાં સુધી વર્તન કર્યું હતું

શકે ૧૫૫૪ ના વર્ષે ફાલ્ગુન માસ બેસતાં તીર્થ—યાત્રા કરવા સારૂ તેઓ નીકળ્યા. પ્રથમ તેઓ કાશીક્ષેત્રમાં ગયા. ત્યાંથી અયોધ્યા, ગોકુલ—મથુરા, વૃન્દાવન, વગેરે તીર્થ કરીને દ્વારિકા ગયા, ને ત્યાં શ્રીરામચંદ્રજીની પ્રતિમા સ્થાપન કરી. ત્યાંથી પ્રભાસપાટણ વગેરે સ્થળે ગયા. પ્રભાસમાં તેમના ઘણા શિષ્યો થયા, ને ત્યાં મઠ સ્થાપન કર્યો. ત્યાંથી શ્રીનગર ગયા. કેદાર, બદ્રિનારાયણ, વગેરે હિમાલયનાં દર્શન કરી ઉત્તરમાનસ યાત્રા પૂરી કરી. પછી પૂર્વ તરફનાં તીર્થો કરતા કરતા શ્રીજગન્નાથજી ગયા. ત્યાં પણ મઠ સ્થાપિને પદ્મનાભ નામે બ્રાહ્મણને તેનો અધિકારી ઠરાવ્યો. પછી દક્ષિણ સમુદ્રતીરે રામેશ્વરનાં દર્શન કર્યાં. ત્યાંથી આદિરંગ, મધ્યરંગ, અંતરંગ, ભદ્રમેન, અને જનાર્દનનાં દર્શન કરીને ગોકર્ણ—મહાબળેશ્વર આવ્યા. ત્યાંથી શેષાચળના શ્રીવ્યંકટેશ્વરનાં દર્શન કરી દક્ષિણ તીર્થ યાત્રા કરતા કરતા ભરૂચ તરફ કબીરક્ષેત્ર ગયા. પછી શ્રી પરશુરામક્ષેત્રે જઇને પશ્ચિમ માનસ તીર્થ કરી સહ્યાદ્રિ પર્વતના શ્રીમહાબળેશ્વરનાં દર્શન લેઇ ત્ર્યંબકેશ્વર ગયા. ત્યાંથી પંચવટી આવ્યા. એ પ્રમાણે તેમણે બાર વર્ષે તીર્થયાત્રા કરી. પછી માતુશ્રીને તથા વડિલ બંધવને મળવાનો સંકલ્પ થતાં તેઓ પૈઠણ ગયા. પૈઠણ મધ્યે તેઓ એકનાથ સ્વામીના વૃન્દાવન પાસે રહેતા હતા. ત્યાંથી નીકળીને તેઓ જાંબ ગયા. ત્યાં મારૂતી (હનુમાન) નાં દર્શન કરીને ઘર આગળ જઇ બારણામાં ઉભા રહી "જય જય રઘુવીર" એવા શબ્દો કહ્યા. તે સાંભળી માતુશ્રી રાણુબાઇએ પોતાની પુત્રવધુ ને કહ્યું કે, કોઇ સાધુ આવેલ છે તેને ભિક્ષા આપો. તે સાંભળીને નારોબા બોલ્યા કે,—"ભિક્ષા લેઇને જનારો આ સાધુ નથી." રાણુબાઇએ પુત્રનો સાદ ઓળખીને કહ્યું.—"નારોબા આવ્યા કે શું?" ઉત્તરમાં 'હા' સાંભળતાંજ રાણુબાઇ બહાર આવી પુત્રને ભેટી હર્ષ પામ્યાં. નારોબાએ માતુશ્રી તથા વડીલ બંધુના ચરણમાં મસ્તક મૂકીને સાષ્ટાંગ નમસ્કાર કર્યો. નારોબા ત્યાં કેટલીક

(૧) લગ્ન વેળા વરકન્યાના મુખ આડું ધરવું પડદો આવે છે તે

(૨) રાંધેલા અન્નની બ્રાહ્મણોને ત્યાંથી ભિક્ષા માગવી તે.

મુદત રહ્યા પછી તેમણે જવાની માતાની પાસે આજ્ઞા માગી. ત્યારે માતાએ કહ્યું કે, નારાયણ ! આજ પર્યંત તારા જવાથી ઘણું દુઃખ થયું છે, અને હજી પણ જવાનું કહે છે, ત્યારે મારી શી દશા ? તેના ઉતરમાં નારાયણે મહા મુનિ કપીલે પોતાનાં માતુશ્રી દેવહુતિને આત્મજ્ઞાનનો જે બોધ કર્યો છે, તે પોતાનાં માતુશ્રીને કહી બતાવીને તેમના મનનું સમાધાન કર્યું. પછી તેઓ જાંબથી નીકળીને પંચવટી થઇને શકે ૧૫૬૬ ના વૈશાખ માસમાં મહાબળેશ્વર ગયા. ત્યાં કેટલાક દિવસ રહીને માહુલી પાસે જરડા ડુંગર નજીક જૂના મારૂતીનું મંદિર છે, ત્યાં જઇ નિવાસ કર્યો. માહુલીમાં તેમને જયરામ સ્વામીનો મેળાપ થયો હતો. તેમજ રંગનાથ સ્વામિ, તુકારામ બાવા, ચીચવડના મોર્યાદેવ, રઘુનાથ સ્વામી, અને તેમના શિષ્ય આનંદમૂર્તિ એ સર્વની થોડા થોડા દિવસને અંતરે તેમને મુલાકાત થઇ હતી. ત્યારથી તેમની કીર્તિ પ્રસરવા લાગી, સાધુસંત તેમને વડિલભાવે માનવા લાગ્યા, અને શિષ્ય સંપ્રદાય વધવા લાગ્યો. વળી અમાનુષ્ય એટલે માણસથી ન બની શકે, તેવા ચમત્કાર તેમને હાથે બનતા જોઇને તેમની કીર્તિ ચોતરફ ગાજી રહી. અને તેમના વિષે અનેક આખ્યાયિકા ચાલી. સાધુમંડળ તરફથી તેમને **સમર્થ** નામ મળ્યું. કેટલેક વર્ષે રામદાસ સ્વામી **ચાંફળખોરે** ગયા. ત્યાં નરસોમલ્લનાથ નામે **શિવાજી** મહારાજનો મામલતદાર હતો, તેણે તથા આનંદરાવ દેશપાંડેએ મળીને સ્વામિ પાસેથી દિક્ષા લેઇને ચાંફળખોરામાં એક મઠ સ્થાપ્યો. તથા શ્રી રઘુપતિનું દેવળ બંધાવ્યું શકે ૧૫૭૦.

સ્વામીની કીર્તિ સાંભળીને મહારાજા **શિવાજીને** તેમનાં દર્શન કરવાની ઇચ્છા થઇ. પછી બે ચાર વાર તેઓ સ્વામીના દર્શન કરવા ગયા. પણ સ્વામી અરણ્યમાં ફરતા હોવાથી મેળાપ થયો નહિ. તેથી શિવાજીની આતુરતા ઘણી વધી. સ્વામીના દર્શનને માટે તેમણે જેટલા ઉપાય કર્યા, તે સર્વ વ્યર્થ ગયાથી શિવાજીના મનને ઘણો ઉદ્વેગ થયો. છેવટે તેમણે એવો નિશ્ચય કર્યો કે, સ્વામીના દર્શન કર્યા સિવાય અન્ન લેવું નહિ. પછી શિવાજી ઉપવાસી રહીને પંડે સ્વારી સહિત સ્વામીનાં દર્શન કરવા નિકળ્યા. અને ઘણી મહેનતે શોધ કરતાં શિંગણવાડી તરફ ખીંડીની નીચે બાગમાં સ્વામીનાં દર્શન થયાં. શિવાજી સ્વામીની પાસે શ્રીફળ મૂકીને સાષ્ટાંગ દંડવત્ કરી ઉભા રહ્યા. એટલે સ્વામીએ હસતે વદને કહ્યું;—" તમે અને પત્ર સાથેજ આવ્યા. ઘણી ઉતાવળ કરી. અમે તમારા દેશમાં છીએ. આજ સુધી તમે અમારી ઠીક સંભાળ લીધી." શિવાજીએ પરમ વિનય પૂર્વક વિનંતી કરી કે;—" હું અપરાધિ છું; આપ ક્ષમાશિલ છો. મારાપર અનુગ્રહ કરો." શિવાજીનું શુદ્ધ અંતઃકરણ જોઇને સ્વામીએ કહ્યું;—" બહુ સારૂ." પછી શિવાજીને ભોજન કરવાની સ્વામીએ આજ્ઞા કરી. એટલે શિવાજીએ નહાઇ સ્વામીની પૂજા કરી વસ્ત્ર, આભારણ, જવાહીર, મોતી, પરવાળાં, તથા સોના મહોરોનો મોરો જયો તેમને અર્પણ કર્યો. અને ત્યાર પછી ભોજન કર્યું. શિવાજીએ પરમાર્થનું નિરૂપણ કરવા સ્વામીને વીનંતિ કરી, તે ઉપરથી તેમણે સંક્ષેપમાં આત્માનો તથા અનાત્માનો બોધ કર્યો. એ બોધનો સમાવેશ સ્વામીએ રચેલા " દાસબોધ " નામે પ્રખ્યાત ગ્રંથમાં કરેલો છે. ત્યાર પછી શિવાજીએ સ્વામીના બીજા શિષ્યોની માફક તેમના સમાગમમાં રહેવાની ઇચ્છા જણાવી. તે ઉપરથી સ્વામીએ કહ્યું;—" રાજ રક્ષણ, પ્રજા પાલન, અને દેવ બ્રાહ્મણની સેવા, એ તમારો ક્ષત્રિયનો ધર્મ

છે. તમારા હાથે ઘણાં કામો થવાનાં છે. પૃથ્વી મ્લેચ્છમય થઇ છે,'તેનું નિવારણ તમારે હાથે કરાવી ધર્મ સ્થાપના કરવાની **શ્રીરઘુપતિની** ઇચ્છા છે. તે કરવામાંજ પરમાર્થ છે. પૂર્વે જે રાજાઓ થઇ ગયા છે. તેમની કીર્ત્તિ પુરાણ ગ્રંથોમાંથી સાંભળી, તમારા પૂર્વજો કયા વંશમાં થયા, તે તમે લક્ષમાં રાખો. અને તમારા પૂર્વજ શિસોદસિંહ, પૃથ્વિપાલસિંહ, તથા લક્ષ્મણસિંહ, ઇત્યાદિ રાજાઓના જેવા રાજ ધર્મ તથા ક્ષાત્રધર્મ આચારો. એજ તમને ઉચિત છે." એ પ્રમાણે સ્વામીએ ઉક્ત બંને ધર્મની નીતિ રીતિ કહીને શિવાજીના મનનું સમાધાન કર્યું. પછી શિવાજીએ અર્પેલું સર્વ દ્રવ્ય તથા જવાહિરો સ્વામીએ ગરીબ લોકોમાં વહેંચી આપ્યું. શિવાજી સ્વામી પાસે ત્રણ દિવસ સુધી રહીને રાજધર્મ વગેરેનો ઉપદેશ પામી પ્રતાપગઢ આવ્યા. એ પ્રમાણે શિવાજી રામદાસ સ્વામીના શિષ્ય થયા, ત્યારે તેમની ઉમ્મર ૨૨ વર્ષની હતી. શકે ૧૫૭૧.

ત્યાર પછી અષાડ વદ ૧૧ ને દીવસે સ્વામી **ચાંફળ** ગયા. સ્વામીના અનુયાયી ભક્તો કહે છે કે;—"તેમને એ વખતે બ્રાહ્મણને વેશે પંઢરિનાથ મળ્યા હતા. તેમના વચ્ચે 'કોણ છો? અને ક્યાં જાઓ છો?' એમ પરસ્પર વાતચિત થયા પછી તે બ્રાહ્મણે અષાડ મહિને પંઢરપુર પધારવા સ્વામીને વિનંતિ કરી. સ્વામીએ ઉત્તર આપ્યો કે, ત્યાં ઉપાસ્ય દૈવત એટલે મારે ઉપાસના કરવાનું દૈવત જે **રામ** તે નથી. માટે આવવાનું નહિ બને. બ્રાહ્મણે હસીને કહ્યું;—" રામ વિનાનું કયુ ધામ છે? વળી પંઢરપુરમાંતો મારતીનું અધિષ્ઠાન છે, માટે ચાલો." આ વાતથી સ્વામીના મન ઉપર અસર થઇ, તેથી તેઓ બ્રાહ્મણની સાથે પંઢરપુર ગયા. ત્યાં તેમણે પ્રથમ મારતીનાં દર્શન કર્યાં. એ પછી વિઠ્ઠોબાનાં દર્શન કરવા ગયા. સ્વામીના મનમાં રામ સિવાય અન્ય ચિંતન નહિ હોવાથી વિઠ્ઠોબાએ તેમને ધનુષ્ય બાણ સહિત દર્શન દીધાં હતાં. તથા પંઢરપુર તેજ અયોધ્યા, અને ભીમા તેજ સર્યું નદી દેખાઇ!" ત્યાર પછી સ્વામીએ જયરામ સ્વામી જ્યાં રહેતા હતા, ત્યાં જઇને નિવાસ કર્યો. **અંતોબા ગોસાંઇ** મેથવાડકરને આ પ્રસંગે તેમને શિષ્ય કર્યા હતા. અને મેથવાડમાં એક મઠ સ્થાપી અંતોબાને ત્યાં રાખ્યા હતા.

દર ગુરૂવારે સ્વામીનાં દર્શન કરવાનો **શિવાજી** મહારાજે નિયમ રાખ્યો હતો. પરંતુ રાજકારભાર કરવો ને નિયમ જાળવવો, એ કામ કઠિણ છતાં તેઓ દ્રઢતા અને ભક્તિભાવથી કરતા. એક વખતે મહારાજાએ સ્વામીને વિનંતિ કરી કે, આપનું પર્વતમાં હમેશ નિત્ય કર્તવ્ય છે તે સધાય અને આપ પાસે હો, એવી મારી ઇચ્છા છે; વાસ્તે રાયગઢ, પ્રતાપગઢ, અથવા પરળીના કિલ્લાપર કે બીજા મન પસંદ સ્થળે નિવાસ કરી મારી સેવા લ્યો. સ્વામીએ કહ્યું કે;—"શિવબા! અમે અરણ્યવાસી અને વનચરમાં રહેનાર અમને નિયમિત ગ્રામવાસ અથવા દુર્ગવાસ કરવાનું પ્રયોજન શું? તેમાં વળી તમે રાજા લોક, તેનો સહવાસ નિત્ય શા માટે જોઇએ? અમે છીએ તે ઠીકજ છીએ, ને તમે આવો છો તે પણ ઠીક છે. નિકટ વાસ કામનો નહિ." આ સાંભળી નિષ્ઠાવંત શિવાજી ઉદાસીન થયા. તેમણે અતિ નમ્રતાથી સ્વામીને ફરી વિનંતી કરી. તેથી પરળીમાં રહેવા ઠરાવ કર્યો. અને ત્યાં ગયા. કિલ્લા ઉપર રાજમંદિર જૂનું થયું હતું; તે નવું બાંધવાની આજ્ઞા કરી, શકે ૧૫૭૨. દરવાજાની ઉત્તર દિશાએ ખોમાં સ્વામીએ પોતાનો આશ્રમ કર્યો. ત્યાં શિવાજીએ તેમ-

ને ભોજનાદિ ખર્ચ માટે. મોજે બાવરેદર ગામની ઉપજ આપવા ઠરાવ કર્યો; ને તેની વ્યવસ્થા રાખવા કોડોપંત નામે કારકુનને હંમેશ સ્વામીની પાસે કિલ્લાપર રહેવાની આજ્ઞા કરી. સઘળાં ખાતાંની કુંચીઓ કિલ્લાપર સ્વામી પાસે રહેતી. અને કિલ્લાપર તથા નીચે પરળીપર રહેનારા સર્વ લોકોને સ્વામીના હુકમમાં રહેવા મહારાજાએ ફરમાવ્યું હતું. સ્વામીને પાન ખાવાનો ઘણો શોખ હોવાથી, તેના ખર્ચ માટે મેઢેખોર ગામની જકાત નેમી આપી; રહેવા માટે સુંદર જગા બાંધવા જિન્નેજી હવાલદારને હુકમ કર્યો. ને તે જગાનું નામ "સંધ્યામઠ" પાડ્યું. સ્વામી રહેવા ગયા ત્યારથી પરળીનું નામ "સજ્જનગઢ" ઠરાવ્યું.

ઘણા સરસ અક્ષર લખતાં આવડે તે માટે સ્વામીએ કલ્યાણ ગોસાંઇને કિત્તો કરી આપ્યો. તે વિષે એવું કહેવાય છે કે, તેમણે તે મોનેરી સાહીથી એવી ચતુરાઇ સહિત લખેલો છે કે, ન્હાના બાળકથી પણ વાંચી શકાય તેવો સ્પષ્ટ, સંસ્કૃત નહિ, તેમ પ્રાકૃતપણ નહિ, એવો છે, ને તેને "દેવપાણી" કહે છે. તેનો અર્થ સ્વામી જાણતા હતા. એ કિત્તો અદ્યાપિ ડોમગાંવના મઠમાં, જ્યાં કલ્યાણ ગોસાંઇએ "દાસબોધ" લખેલો છે, ત્યાં છે.

શકે ૧૫૭૭ માં શિવાજી મહારાજે કાંઇ પણ સેવા સ્વીકારવાને આગ્રહ પૂર્વક વિનંતી કરવાથી સ્વામીએ ત્રણ માગણી કરી;—(૧) દર વર્ષે શ્રાવણ માસમાં એક કરોડ પાર્થીવલિંગ (માટીનાં શિવ લિંગ) કરવાં, તથા તે બદલ બ્રાહ્મણ ભોજન પણ કરવાં. (૨) પ્રતિ વર્ષ શ્રાવણ માસમાં બ્રાહ્મણોને નિયમ પૂર્વક દક્ષિણા દેવી. (૩) 'જુહાર' કરવાની પદ્ધતિ છોડી દઇ, અતિ શૂદ્ર સિવાય સર્વ હિંદુઓ એક મેકને "રામરામ" કહે તથા કાગળ પત્રમાં લખે." એવી રીતિ શિવાજીએ ચલાવી. દક્ષિણામાં દશ ગ્રંથી બ્રાહ્મણને રોકડા રૂપિયા દશ તથા દશ મણ ધાન્ય, અને પાંચ ગ્રંથી ને પાંચ રૂપિયા રોકડા તથા પાંચમણ ધાન્ય, આપવાનો રીવાજ રાયગઢમાં ચાલુ કર્યો. પછી ક્રમે જેમ વધતું ગયું તેમ દક્ષિણા પણ વધારી. બ્રાહ્મણોને આ પ્રમાણે ઉત્તેજન મળવાથી તેઓને વિદ્યા સંપાદન કરવાનું સુગમ થયું.

ફરી એક વાર કાંઇ પણ સેવા લેવી, એવો શિવાજીએ આગ્રહ કરવાથી, તેનાં જે રાજ્યો નહોતાં, તે ગામનાં નામ લેઇ સ્વામીએ તેની સનદ માગી. શિવાજી વિચારમાં પડ્યા. અને કહ્યું કે, મહારાજ! ત્યાં આપણું રાજ નથી. સ્વામીએ કહ્યું કે તેનુ તમને શું કારણ? કહ્યા પ્રમાણે સનદ કરી આપો. શિવાજીએ પત્ર લખી આગળ મૂક્યો. પછી સનદમાં લખેલાં ગામોમાં સ્વામીએ પોતાના શિષ્યોને મોકલી ત્યાં મઠની સ્થાપના કરી. કેટલેક વર્ષે ત્યાં શિવાજીનું રાજ્ય થયું. સ્વામીના મનમાં શિવાજીનાં સામર્થ્ય વિષે કેટલો વિશ્વાસ હતો, તથા રાજકાજની કેટલી માહીતી હતી, તેનું આ ઉપરથી અનુમાન થાય છે.

ત્યાર પછી કેટલીક શિષ્ય મંડળી લેઇને સ્વામી તંજાવર જવા નીકળ્યા. રસ્તામાં શિવાજીના ઓરમાનભાઇ વ્યંકોજી રાજાની તેમને મુલાકાત થઇ. વ્યંકોજી તેમને ચંદાવર તેડી ગયા. ત્યાં કેટલાક દિવસ રહ્યા, ને એક મઠ સ્થાપિ પોતાના શિષ્યોમાંના ભીખાજી બુવાને ત્યાં રહેવાની આજ્ઞા કરી. મુનીગોસાંઇ તથા બીજા શિષ્યોને પણ ભીખાજી ગોસાંઇ પાસે રાખ્યા ચંદાવરથી સ્વામી રામેશ્વર ગયા. ત્યાંથી પાછા ફરતાં મંગાળ ક્ષેત્રે રાઘવચંદ્ર

સ્વામીને મળી તેઓ પાછા સ્વદેશ આવ્યા. શિવાજી તોરગળ સુધી સામા જઇ સ્વામીને ચાંફળ તેડી ગયા.

શકે ૧૫૭૪માં સ્વામી પાછા માતુશ્રી તથા વડિલ બંધૂને મળવા જાંબ ગયા. ત્યાંથી માતાપુરી થઇને શ્રીરંગપુર નજીક ઇદોર ગયા. ત્યાં સંપ્રદાય વધારી ઉદ્ધવ ગોસાઇને રાખી શકે ૧૫૭૫માં ચાંફળ આવ્યા. શકે ૧૫૭૭માં મિરજ ગયા. ત્યાંના મુસલમાન અમલદારો સ્વામીને શરણે આવ્યા. મિરજમાં મઠ સ્થાપિ વેણુબાઇને ત્યાં રાખ્યાં; ને તેમને દર વર્ષે ચાંફળમાં રામનવમીપર આવવાની આજ્ઞા કરી.

શકે ૧૫૭૭ ના જેઠ શુદિ ૩ ની પ્રભાતે રામદાસ સ્વામીનાં માતા રાણુબાઇ સ્વર્ગવાસી થયાં, તે વેળા પોતે પાસેજ હતા. વડિલ બધૂએ તથા તેમણે પુત્રધર્મ યથાવિધિ બજાવ્યો. પંદરમે દિવસે સ્વામી પરળીમાં ગયા; જ્યાં શિવાજી તેમને મળવા ગયા. તે વખતે સ્વામીની ઇચ્છાથી શિવાજીએ તેમને ડોમગાંવ તથા ગોડરે ગાંવની સનદ લખી આપી. સ્વામીએ તે કલ્યાણ ગોસાંઇને આપી ત્યાં મઠ સ્થાપિને રહેવાની આજ્ઞા કરી.

શકે ૧૫૮૦ ના પોશ માસમાં સ્વામી નિગડી ગયા. ત્યાંથી શિષ્યમંડળી સાથે પરળી જવા નીકળ્યા. રસ્તામાં પોંક તૈયાર થયેલો જોઇને મંડળીએ સ્વામીને વિનંતિ કરી કે, સર્વેને આ પોંક ખાવાની ઇચ્છા થઇ છે. "પ્રત્યેક ખેતરમાંથી દશ દશ ડુંડાં લેઇ એક ઠેકાણે બેસીને ખાઓ," એમ સ્વામીએ કહેવાથી મંડળીએ તે પ્રમાણે કરી દેહગામ નજીક એક પટેલના ખેતરમાં વાવ પાસે બેસી પોંક શેકી તૈયાર કર્યો. અને પછી ત્યાંજ સ્વામી તથા શિષ્યમંડળી પોંક ખાવા બેઠી. તેવામાં ખેતરનો માલિક પટેલ ત્યાં આવી પહોચ્યો. આ બધો પોંક પોતાનાજ ખેતરમાંથી લીધાનું સમજીને પટેલ તો એકદમ ગુસ્સે થઇ જઇને ડુંડાંની સોટીઓવડે મંડળીના મુખી (સ્વામી) ને મારવા મંડી પડ્યો. તેથી શિષ્ય મંડળીએ પટેલને પકડીને મારવા માંડ્યો. તે જોઇ સ્વામીએ તેમને અટકાવીને કહ્યું;—"તેના ખેતરમાંથી ડુંડાં ખાઇને તેને મારો છો, તે યોગ્ય નથી. માટે તેને મૂકી દ્યો." પછી સ્વામીએ પટેલના મનનું સમાધાન કર્યું. પાછળથી પટેલના જાણવામાં આવ્યું કે, 'છત્રપતિ શિવાજી મહારાજનો એ ગુરૂ છે.' ત્યારે તે ભયભીત થઇને સ્વામી પાસે આવ્યો, ને સાષ્ટાંગ દંડવત્ કરી સ્વામીના પગ પાસે આળોટવા લાગ્યો. સ્વામીએ તેને અભય વચન આપી ઘેર વિદાય કર્યો. સ્વામી માહુલી આવ્યા, ત્યાંથી શિવાજી તેમને માચીએ તેડી ગયા. ત્યાં શિવાજીને ઇચ્છા થઇ કે, હું મારે હાથે સ્વામીને મંગળ સ્નાન કરાવું. પછી બાજઠપર બેસાડી શિવાજીએ તેમનુ પાદપ્રક્ષાલન કર્યું, એટલે પગ ધોયા, તથા સુગંધી તેલ લેઇ અંગને મર્દન કરવા લાગ્યા તેવામાં વાંસામાં સોટીના સળ પડેલા શિવાજીના જોવામાં આવ્યા. તે વિષે પુછતાં સ્વામીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. સ્નાન સંધ્યા કર્યા પછી મંડળીની સાથે ભોજન કર્યું. સ્વામીના ઉચ્છિષ્ટ પાત્રમાં ભોજન કરવું, એવી મતલબથી શિવાજી બીજી પંક્તિ માટે થોભ્યા. ને સ્વામી ભોજન કરી સૂતા. સ્વામીના વાંસામાના સળ વિષે શિવાજીના મનમાં બહુ વિચાર થવા લાગ્યો. તેણે શિષ્ય મંડળીને શપથ આપીને પુછ્યું તેથી ખરી હકીકત જાણવામાં આવતાં શિવાજીએ ગુસ્સે થઇને પેલા પટેલને પોતાની હજુરમાં પકડી મંગાવ્યો. પટેલે સર્વ અપરાધ કબુલ કર્યો. સ્વામીએ શિવાજીને નમવાનું પટેલને

કહેતાં તેણે તેમ કર્યું. એટલે સ્વામીએ કહ્યું;—"શિવબા, એને શાલ-પાઘડી સાથે જમીન ઇનામ કરી આપો!" સ્વામીની આજ્ઞા પ્રમાણે શિવાજીએ કર્યું.

એક સમયે રાજાએ સ્વામીને પુછ્યું કે, જન્મ થાય છે તેનું કારણ શું? સ્વામીએ કહ્યું;—"બીજરૂપે કરીને રહેલી વાસનાવડે જન્મ થાય છે." શિવાજીએ પાછું પુછ્યું.—"મહારાજ! પ્રપંચમાં વાસના સતત્ ચાલુ છે. તે સર્વે જન્મનું કારણ છે કે કેમ?" સ્વામીએ કહ્યું;—"બાબા! સકલ્પવિકલ્પવાળું જે મન તેમાંજ નાના પ્રકારના સંકલ્પ થઇને સર્વે પ્રપંચ સંકલ્પાત્મકજ ઉભા છે. ને વાસના તેમાં અખંડ ચાલુ છે. પરંતુ મરણ સમયે જે વાસના મનમાં દ્રઢ રહીને જીવ જાય છે, તે વાસનારૂપ જન્મનું કારણ થાય છે." શિવાજીએ વિનંતિ કરી કે;—"મરણ સમયે વાસના ન રહે તેવી શી યુક્તિ! અને સંસારનો વ્યવહાર છતાં વાસના ન હોય એ કેમ બને?" સ્વામીએ કહ્યું;—"કેવળ ગૃહસ્થાશ્રમ છતાં વાસના ન હોય એ બનવાનુંજ નહિ, વાસ્તે સંસારના કાર્યભારમાં છતાં જે પરમાર્થિ છે, તેનાથીજ વાસનાનો ત્યાગ થાય છે, એ વિષે આગળ તમોને અનેક વેળા કહ્યું છે, માટે તે પ્રમાણે વ્યવહાર કરવો. કોઇ પણ પદાર્થમાં આસક્તિ રાખવી નહિ. એથી આત્મા આત્માને વિષે લિન થશે. ને જન્મ મરણની કારણરૂપ વાસનો કદિ ઉપજશે નહિ. 'દાસબોધ'ના અવલોકનથી આ વાત તમારા જાણવામાં આવી હશે." શિવાજીએ દ્રષ્ટાંતથી સમજાવવા વિનંતિ કરતાં સ્વામીએ ભીના ચદનનો ગોળો મંગાવ્યો. ને તેને લુગડામાં બાંધી નિચોવ્યો, તો પાણી નીકળ્યું. પાણી પાછું ચંદનમાં નાંખી ફરી નિચોવ્યું. એમ ચાર પાંચવાર કરતાં પાણી સઘળુ સૂકાઇ ગયું, ને ચંદન કોર થઇ ગયું. એ પ્રમાણે આત્માનો અને અનાત્માનો વિચાર કરી આત્માને આત્મામાં લિન કરવો, એવું સ્વામીએ કહ્યું. શિવાજીએ વિનંતિ કરી કે;—"આજ્ઞા પ્રમાણે સાધન કરૂ છું. ને આ લોકના કોઇ પણ વિષયમાં વાસના રાખનો નથી. પણ એકજ હથિયાર માત્ર છે. ને તે આપના પગ પામે મૂકું છું." એમ કહી નમસ્કાર કરી **ભવાની** નામે તલવાર સ્વામીની પાસે મૂકીને પછી આજ્ઞા લેઇને શિવાજી ગયા.

સ્વામીએ તલવારને હમેશાં ઓસીકે રાખી સુતા હતા. એક દિવસે પ્રભાતે ઉઠી કાંઇ રમુજ કરવાના હેતુથી કેશ છુટા મૂકી લલાટે કુંકુમનું લેપન કરી નાગી તલવાર હાથમાં પકડીને સ્વામી ઘર બહાર નીકળ્યા, બારણે શિષ્ય મંડળી નિયમસર નમસ્કાર કરવાને ઉભી હતી. તેમના અંગપર તલવાર ઉગામતા ને બુમો પાડતા સ્વામી દોડયા. મંડળીના માણસો ભયભીત થઇ નાસવા લાગ્યા. કોઇ પણ સામો આવ્યો નહિ. સ્વામી દોડતા દોડના કિલ્લાપર ચડી ચેકડો મારી રાનમાં ચાલ્યા. શિષ્યો ઉદાસ થયા, ને તેમણે નિશ્ચય કર્યો કે સ્વામિ ગાંડા થઇ ગયા. બે ત્રણ દિવસે કલ્યાણ ગોસાંઇ શીરગાવથી કિલ્લાપર ગયા, અને આ હકીકત જોઇ કહ્યું કે, સ્વામી ગાંડા થઇ ગયા એવું તમે કહો છો, પણ મારી સમજ પ્રમાણે તો તમેજ ગાંડા થઇ ગયા છો. પછી કલ્યાણ ગોસાંઇ સ્વામીજી જે ભયંકર જંગલમાં ગયા હતા, ત્યાં ગયા. કલ્યાણને પાસે આવતો જોઇ સ્વામીએ તેનાપર પથ્થર ફેંકવાની શરૂઆત કરી. પણ પથ્થર તેને લાગે નહિ તેમ ફેંકયા. પથ્થરથી નહિ બીતાં કલ્યાણ ગોસાંઇ સ્વામીની પાસે ગયા. 'મારૂં છું' એમ કહી સ્વામી તેના શરીરપર વળ્યા. કલ્યાણે તે તરફ લક્ષ નહિ દેતાં સ્વામીના ચરણપર મસ્તક મૂક્યું. પછી કલ્યાણ

સ્વામીને તેડીને પાછા કિલ્લાપર આવ્યા આ પ્રસંગે એટલે શકે ૧૫૮૧ ના માઘ વદી ૫ સ્વામીએ એક પદ રચ્યું. જેમાં ચંચળ અને અચળ પદાર્થનો તથા નિજસ્વરૂપનો અત્યુત્તમ બોધ છે. **ભવાની** તલવાર કેટલીક મુદત સુધી એ મઠમાં હતી. મઠમાં ગરદી થઇ ત્યારે દિવાકરભટ્ટ કાર્યભારી અને કરવીરકર પટેલને સ્વાધીન કરી. શાહુ મહારાજે તે તેમની પાસેથી લીધી હતી. ને રાજ્યમાં તેની પૂજા થતી હતી. સને ૧૮૭૫ માં હિંદુસ્થાનની મુસાફરી કરતાં નામદાર મહારાણી **વિકટોરિયાના** જ્યેષ્ટ પુત્ર **પ્રિન્સ ઓફ** વેલ્સ જ્યારે કોલ્હાપુર ગયા, ત્યારે દિવાન માધવરાવ બર્વેએ એ તલવાર તેમને બક્ષીસ આપી હતી. હમણાં તે તલવાર લંડનના **બ્રિટિશ મ્યુઝીયમમાં છે.**

ઉપર કહેલી હકીકત શકે ૧૫૭૩ માં બની તે વેળા શિષ્ય વર્ગ તથા સંપ્રદાય મંડળની ભોજન વેળા બસો પત્રાવળી પડતી. આ લોકોએ સ્નાન સંધ્યા તથા દેવપૂજા કરીને સ્વામીનું તીર્થ લીધા વગર અન્ન લેવું નહિ, એવું વ્રત લીધું હતું. એકવાર એમની પણ પરીક્ષા લેવાનું સ્વામીના મનમાં આવ્યું. પછી તેમણે શિવાજી તરફથી ઉત્તમ ગોવાની કેરીઓ આવી હતી, તેમાંથી એક પગની પિંડીએ બાંધીને તે ઉપર ચાર પાંચ કપડાં લપેટી મધ્યરાત્રીએ પોતે સુતા સુતા રડવા તથા તરફડવા લાગ્યા. પ્રાતઃકાળે શિષ્ય મંડળી ઉઠીને નિત્ય કર્મ કરવા લાગી. પણ સ્વામી ઉઠ્યા નહિ. શિષ્યોએ પાસે જઇને જોયું તો સ્વામી વેદનામાં છે. 'શું પીડા થાય છે' એમ પુછતાં સ્વામીએ કહ્યું, 'પીંડીએ ગુમડુ થયું છે, તે બે પહોરમાં કેરી જેવડું વધી પડ્યું. તે વેદનાથી જીવ ગભરાય છે, ને હું મરી જઇશ. તેનો એકજ ઉપાય છે. પણ તે તમોને કેમ કહેવાય. તમારાથી એ ન બને વાસ્તે આ દુઃખ સહન કરૂ છું. જે બને તે ખરૂ.' 'મહારાજ! જે ઉપાય હોય તે કહો. હાથે થતુ હશે તેમાં અમે આળસ કરનાર નથી' એવું શિષ્યોના કહેવાથી સ્વામીએ કહ્યું કે, એ કહેવા યોગ્ય નથી. શિષ્યોએ આગ્રહ કર્યો કે કહોજ. સ્વામીએ કહ્યું;—"ઠીક ત્યારે કહું છું. એ ગુમડાને મોઢેથી કોઇ ચૂસે તો બેસી જાય. પણ જે ચૂસશે તે મરી જશે, ને હું ઉગરીશ. પણ જો કોઇ નહિ ચૂસે તો હું મરી જઇશ.' એ સાંભળી સૌ સ્તબ્ધ થઇ ઉભા રહ્યા. **આકાબાઈ** અને **વેણુબાઇ** નામે શિષ્યાઓ એકમેકના મુખ સામુ જોઇ રસોઇ કરવાની ગડબડ કરવા લાગી. કોઇની હિંમત ચાલી નહિ. એટલામાં **કલ્યાણગોસાંઇ** માતુશ્રીનાં દર્શન કરવા શીરગાંવ ગયા હતા, ત્યાંથી આવ્યા. અને આ વર્તમાન સાંભળતાં તુરત સ્વામી પાસે જઇ 'શું દુઃખ થાય છે ' એમ પુછ્યું. સ્વામીના કહેવાથી વ્યાધિનું સ્વરૂપ તથા ઉપાય સાંભળી ' મહારાજ ! એમાં શું કઠિણ છે ! અમારો દેહ સ્વામીના દેહથી કાંઇ વધારે નથી ' સ્વામીએ પુછ્યું, બાબા ! ત્યારે તું ચૂસે છે !' કલ્યાણે ઉત્તર આપ્યો, ' એમાં શું વિલંબ છે. ' વેદનાથી વ્યાકુલ સ્વામી ઉઠી ન શકતા હોવાથી કલ્યાણે ગરદનમાં હાથ ઘાલી ઉઠાડ્યા. ને વાંસે બે પડખે તથા પગ નીચે તકીઆ મૂકી બેસાર્યા. માત્ર એક ઝીણું વસ્ત્ર રાખી સર્વ લુગડાંના પાટા સ્વામીએ છોડી નાખ્યા. અને કેરીના મુખપર ધીમેથી આંગળી લગાડી 'આ ઠેકાણેથી ચુસ' એમ કહ્યું. કલ્યાણ ગોસાંઇએ તેને મુખ લગાડતાં 'બાબા! દુખવીશ નહિ, ધીરેથી ચુસ' એમ કહ્યું. કલ્યાણને તો કેરીનો ઉત્તમ સ્વાદ લાગ્યો. 'કલ્યાણ હજાને સુસ, દુખ નહિ.' એમ સ્વામીએ કહેતાં કલ્યાણ ગોસાં-

ઇએ ઉત્તર આપ્યો ' દુખવતો નથી પણ બહુ મીઠું લાગે છે. એ ચુસવાથી હું શું મરી જ-ઇશ ? એવાં પાંચ દશ ગુમડાં હોય તો પણ હું ચુસી જાઉં ' એમ કહેતાં સ્વામી હસ્યા. પછી તે કેરી છોડીને કલ્યાણ ગોસાઇએ ખાધી. સ્વામીએ સર્વ શિષ્યોને કહ્યું કે, કલ્યાણે કર્યું તેવું તમે કર્યું હોત તો ચિંતા નહોતી. એ સાંભળી સર્વે લજ્જિત થયા.

. શકે ૧૫૯૬ ના જેષ્ટ સુદ ૧૩ ના રોજ શિવાજી મહારાજ જ્યારે તખ્તસિન થયા, ત્યારે રામદાસ સ્વામીને સિંહાસનપર બેસાડી સર્વ રાજચિન્હ અર્પણ કર્યાં હતાં. વળી શિ-વાજીએ તેમનાજ પ્રસાદથી મોટાં મોટાં પરાક્રમ કરીને રાજ્ય મેળવ્યું હતું, તેથી પોતાની ફોજમાં તેણે ભગવું નિશાન રાખ્યું હતું. શકે ૧૬૦૨ માં મહારાજા શિવાજી કૈલાસ વાસી થયા, તેથી સ્વામીએ ઉદાસ થઇને પર્યટન કરવું બંધ કર્યું હતું. શિવાજીની પછી તેમનો પુત્ર સંભાજી રાજગાદી ઉપર બેઠો હતો, તે તેના પિતાની પેઠે નીતિથી રાજ ચલાવતો નહોતો. તેથી સ્વામીએ તેને એક કવિના ૨૫ પત્ર લખ્યો હતો, જેમાં નીતિ ભક્તિનો અતિ ઉત્તમ બોધ આપેલો છે. શકે ૧૬૦૩ ના માગસર મહિનામાં કલ્યાણ ગોસાઇ સ્વામીને મળવા માટે આવ્યા હતા. તે સમયે તેમણે "દાસબોધ" ના ૨૦ દશક રચી પૂરા કર્યા હતા, તે કલ્યાણ ગોસાઇની પાસે લખાવ્યા. એ પુસ્તકની એક પ્રત તેનાજ હસ્તાક્ષરની અ-દ્યાપિ ડોમગાંવના મઠમાં છે. તેમાં થયેલી ભૂલ ચૂકો સ્વામીએ પોતાને હાથે સુધારી છે. ત્યાર પછી રામદાસ સ્વામી અન્નનો ત્યાગ કરી ફક્ત દૂધ ઉપર રહેવા લાગ્યા. ધીરે ધીરે દૂધ પીવાનું પણ કમી કર્યું. ગુરૂનું શરીર નબળુ થતું જોઇને શિષ્યોએ પ્રેમ પૂર્વક પૂછ્યું કે, મહારાજ ? આપને શી વ્યથા છે ! જે હોય તે કહો. ઉપાય કરીયે. સ્વામીએ કહ્યું કે, કાંઇ પણ કરવાની જરૂર નથી. ત્યાર પછી મહા વદ ૮ ને શુક્રવારે સ્વામીએ સજ્જનગઢમાં ભજનનો મોટો સમારંભ કર્યો. પ્રાતઃકાળમાં સ્નાન સંધ્યા કરી પોતે મઢીમાં જઇ બેઠા. સન્મુખ ઉદ્ધવ ગોસાંઇ અને પાછળ આકાબાઇ ઉભાં રહ્યાં. સિવાય શિષ્યમંડળને બહાર જવા કહ્યું. પછી રામ નામની એક કલાક સુધી મોટી ગર્જના થઇ. એટલે 'હરહર' શબ્દનો અગિયારવાર ઉચ્ચાર કરીને આ મહાત્મા પુરૂષે રામનો છેલો ઉચ્ચાર બોલતાંજ પોતાનો આત્મા પરમાત્માની જોડે સંમિલન કરી દીધો. શકે ૧૬૦૩ માઘ વદ ૯ શનીવાર.

મહાત્મા રામદાસ સ્વામીએ લોકોના હિતમાટે પ્રાકૃત ( મરાઠી ) ભાષામાં ઘણા ગ્રંથ કર્યાં છે. તેમાંના કેટલાક ઓવીબદ્ધ, કેટલાક શ્લોકબદ્ધ, ને કેટલાક અભંગમાં છે. 'દાસબોધ' નામે પ્રખ્યાત ગ્રંથ તેમણેજ કરેલો છે. 'સમાસ આત્મારામ' અને મનના આશરે સવબસો શ્લોક ઉપરાંત રાજનીતિના કેટલાક ગ્રંથ રચીને તેમણે શિવાજી મહારાજને અર્પણ કર્યા હતા. રામદાસ સ્વામીએ રામભક્તિનો સંપ્રદાય વધારીને સેંકડો શિષ્યો કર્યા. અને તે જગપ્રસિદ્ધ થયા. શકે ૧૬૪૦ માં તેમના એક શિષ્યે અથથી તે ઇતિ પર્યંત તેમનું જે જીવનચરિત્ર લખ્યું છે, તેમાં સ્વામીએ લોકોના દેખતાં જે અદ્ભૂત ચમત્કાર કર્યા હતા, તે સવિસ્તર વર્ણવ્યાં છે. તેમાં તેઓ હનુમાનનો અવતાર હતા, એવું આધારો સાથે લખ્યું છે. એ ચમત્કારોમાંના થોડાક નીચે લખ્યા છે;—

૧ પાલ ગામમાં સ્વામીનો એક શિષ્ય આંબાનાં ડાંખળાં તોડતાં કુવામાં અકસ્માત પડીને મરણ પામ્યો. સ્વામીએ તેને રામ નામે લાત મારીને જીવતો કર્યો. પછી તેનું નામ કલ્યા-

ણ પાડયું. ને ત્યાર પછી તેનેજ શિવકલ્યાણ એવું નામ આપ્યું. "અમૃતાનુભવ" ગ્રંથ ઉપર એક મોટો શિવકલ્યાણ કૃત ઓવીબદ્ધ ગ્રંથ છે.

૨ એકવાર શિવાજી મહારાજ બે હજાર ફોજ તથા પાંચસો બ્રાહ્મણો સુદ્ધાં અરણ્યમાં સ્વામીનાં દર્શન કરવા અચાનક જઇ ચઢયા, ત્યારે એવો ચમત્કાર બન્યો કે, સ્વામીએ પોતાના મઠ પાસેની એક શિલા ગબડાવી નાખીને એક મોટી ગુફા દેખાડી; તેમાં ષડ્રસ પકવાનો સુદ્ધાં પત્રાળાં પીરસેલાં તૈયાર હતાં. ત્યાં સર્વને સંતોષ પૂર્વક ભોજન કરાવીને રવાના કર્યા. એ ચમત્કાર ઘણા લોકોએ નજરે જોયો.

૩ સ્વામીની સ્વારી એક વખત રામનવમીના ઉત્સવ ઉપર જાંબમાં હતી, ત્યારે પત્રાળાં પૂરીને સર્વ તૈયાર કર્યું, પણ ઘી આવ્યું નહોતું. તે વેળા મંજે એ ઉપનામનો એક યુજુર્વેદી બ્રાહ્મણ નજીકમાં હતો. સ્વામીએ તેને આજ્ઞા કરી કે, પેલી ગાગર નદીમાંથી ભરી લાવ. એ પ્રમાણે કર્યા પછી સ્વામીએ સ્પર્શ કરતાંજ પાણીનું ઘી થયું. તે ઘી હજારો માણસને પહોચ્યું. પછી તેજ ગાગર દર વર્ષ ઘીએ ભરીને ઘી પીરસતા. એટલે ગમે તેટલા લોકો જમવા આવ્યા હોય તો પણ ઘી ખૂટતું નહિ. તે ગાગર હાલ પણ મંજેના ઘરમાં છે, તેથી ઓચ્છવમાં ઘીનો તોટો આવતો નથી.

૪ એકવાર સ્વામી ઇંદોર ગયા હતા. ત્યાં સાઠ બ્રાહ્મણો પાણીમાં ઉભા રહીને વરસાદ લાવવા માટે અનુષ્ઠાન કરતા હતા. તે જોઇને સ્વામીએ કહ્યું;-બધા બહાર નીકળો, અને હું કહું તે પ્રમાણે કરો એટલે વૃષ્ટિ થશે. પછી સ્વામીએ કોયલાવતે હનુમાન ચીતરીને તે ઉપર અભિષેક કરાવ્યો. બપોર થયા, ત્યારે તેમણે પાસેનાં ઝુપડાંમાં જમવાનો સર્વ સામાન દેખાડી જમાડયા. અને પાનસોપારી તથા દક્ષિણા દેતા હતા, એટલામાં વાદળીઓ ચઢી આવી ને સર્વત્ર વરસાદ થયો. પરંતુ સ્વામી મંડળી સુદ્ધાં જ્યાં હતા, ત્યાં કોરૂ રહ્યું. એ ચમત્કાર જોઇ સર્વને આશ્ચર્ય લાગ્યું.

૫ નાસિક પાસે ટાંકળી નામે ગામડું છે. ત્યાં સ્વામી ન્હાનપણથી હનુમાનની ઉપાસના કરતા હતા. તેવામાં નજીકનું ગામ જે દશક પંચક ત્યાંનો તલાટી મરણ પામતાં તેની સ્ત્રી સતી થવા આવી. તેનો વિલાપ સાંભળીને સ્વામીએ ગંગાજળ છાંટી શબને સજીવન કર્યું; અને સ્ત્રી-પુરૂષને ઘેર મોકલ્યાં. આ દંપતીને એક પુત્ર થયો તે તેમણે સ્વામીને સમર્પણ કર્યો. તેનું નામ ઉદ્દવ ગોસાંઇ હતું.

આ પ્રમાણે શિવાજી મહારાજની કારકીર્દીમાં મહાત્મા રામદાસ સ્વામીના ઘણા ચમત્કારો લોકોએ દીઠા હતા, એવું કહેવાય છે. જેઓ સ્વામીનાં દર્શન કરવા જતા, તેમના ઉપર કૃપા દ્રષ્ટિ રાખીને સર્વ સાથે સમાધાન પૂર્વક વાત ચીત કરતા. તેમણે ઘણાક જણને વિષથી થતી વેદના દૂર કરી તેમના રોગ મટાડયા હતા. ઇત્યાદિ લોકોપકારનાં ઘણાં કામો કરીને એ મહા પુરૂષ પોતાની ૭૩ વર્ષની વયે સમાધિસ્થ થયા હતા. તેમની પછી શ્રીની પૂજાનો સર્વ અધિકાર શિવાજીએ આપેલાં રાજ્ય ચિન્હો સહિત સ્વામીની આજ્ઞા મુજબ તેમના વડિલ બંધવના પુત્ર રામચંદ્રને મળ્યો હતો.

# મહાકવિ પ્રેમાનંદ.

ગુજરાતી ભાષાના કવિઓમાં પ્રેમાનંદ મુખ્ય છે. તેમનો જન્મ ક્યારે થયો એ વિષે કાંઇ ખાત્રી પૂર્વક હકીકત જાણવામાં આવી નથી.[1] પરંતુ તેમણે રચેલા ગ્રંથો ઉપરથી એટલું તો નક્કી જાણવામાં આવ્યું છે કે તેઓ સંવત ૧૭૦૦ થી તે સંવત ૧૭૭૦ સુધીમાં હયાત હતા. પ્રેમાનંદના બાપનું નામ કૃષ્ણારામ[2] હતું. તેઓ જાતે ચોવીસા મોઢ બ્રાહ્મણ હતા. ને વડોદરામાં રહેતા હતા. પ્રેમાનંદ તેની માસીને ઘેર રહેતો હતો. ચૌદ પંદર વર્ષની ઉમ્મર સુધી તો તે મૂર્ખ અને જડભરત હતો. અને ભિક્ષાવૃતિથી ગુજારો કરતો હતો. એક વખતે કોઇ સિદ્ધ પુરૂષે તેને બારણે આવીને કહ્યું કે, હું બે દિવસનો અપવાશી છું. તે ઉપરથી પ્રેમાનંદે તેની સેવા કરી અને ખાવાનું આપ્યું. સિદ્ધે પ્રસન્ન થઇને જતી વખતે તેને આશીર્વાદ દીધો કે તું કાવ્ય કરતાં શિખીશ. તે ઉપરથી તેનામાં કાવ્ય કરવાની શક્તિ આવી, એવી દંત કથા છે. કેટલાક કહે છે કે તે ન્યાયશાસ્ત્ર ભણ્યો હતો. તથા પુરાણની કથા કરતો. એક પ્રસંગે તેને પુરાણીઓ સાથે વાદ વિવાદ થયો હતો. તે ઉપરથી તેમણે એવો બંદોબસ્ત કર્યો કે કોઇ પ્રેમાનંદ પાસે પુરાણ વંચાવે નહિ. પ્રેમાનંદે તેમને કહ્યું કે હું શ્રીમદ્‌ભાગવત પુરાણનું ભાષાંતર કવિતામાં કરૂં છું. જેથી તમારો કોઇ ભાવ પુછશે નહિ. એ આગ્રહમાં પ્રથમ તેણે દશમસ્કંધનું પ્રાકૃત કરવા માંડ્યું. વળી વડોદરાના નાગર બ્રાહ્મણો તેની નિંદા કરતા કે સંસ્કૃત કથા પ્રાકૃતમાં કરી એમાં તેં નવું શું કર્યું ? એ ઉપરથી તેણે નરસિંહ મહેતા સંબંધી લખવા માંડ્યું. પછી એક પ્રસંગે નાગર બ્રાહ્મણની નાત જમવા બેઠેલી ત્યાં પ્રેમાનંદે પાટે બેસી મોમેરૂ ગાઇ સંભળાવ્યું. તેથી નાગરો એટલા તો ખૂશ ખૂશ થઇ ગયા કે તેમણે પોતાના વંચુઓ તેને આપી દીધા. કેટલાક કહે છે કે એણે સંસ્કૃત મહાભારત વાંચ્યું ત્યારે તેને માત્ર પચીસેક રૂપિયા મળ્યા; પણ જ્યારે તેણે મહાભારતનું પ્રાકૃત વાંચ્યું ત્યારે તેને પુષ્કળ પૈસા મળ્યા હતા.

આ મહા કવિએ રચેલા ગ્રંથો આ પ્રમાણે છેઃ—

**સુદામાચરિત્ર**—આ ગ્રંથમાં તેણે સંવત ૧૭૦૫ નું વર્ષ લખેલું છે. તે ઉપરથી તેનો એ પ્રથમ ગ્રંથ હોય એમ જણાય છે. તે મૂળ સંસ્કૃત ઉપરથી રચેલો છે. તેમાં સુદામાના દારિદ્રયનું વર્ણન કરવામાં કરૂણા અને હાસ્યરસ સારા મૂક્યા છે.

**ઓખાહરણ**—આ ગ્રંથ પણ મૂળ સંસ્કૃત ઉપરથી વિસ્તારીને રચેલો છે. તેમાં શૃંગારરસ ભરપુર છે. તેમ વીરરસ પણ સારો છે. તેના બીજા ગ્રંથો કરતાં આ ગ્રંથ ઉપર લોકોની વધારે પ્રીતિ છે. બ્રાહ્મણો ચૈત્ર માસમાં તેની કથા કરે છે. તે લોકો ઉમંગ પૂર્વક શ્રવણ કરે છે.

---

(૧) પ્રેમાનંદનું જીવનચરિત્ર તેમના પુત્ર વલ્લભભટ્ટે લખ્યું હતું. પણ તે ગ્રંથ પ્રગટ થયો નથી એવું કહેવાય છે.

(૨) કવિચરિત્રમાં પ્રેમાનંદના પિતાનું નામ "કેશવ" લખ્યું છે.

**નળાખ્યાન**—આ ગ્રંથ પ્રેમાનંદે સંવત ૧૭૭૫ માં રચેલો છે. તેમાં નળરાજા અને દમયંતીના મહાકષ્ટનું વર્ણન કરવામાં કવિએ કરૂણા રસ ઘણો સારો મૂક્યો છે. એ ગ્રંથ દુઃખીઓના મનને શાન્તી આપે તેવો છે.

નરસિંહ મેહેતા સંબંધી—**હુંડી, મોસાળુ,** અને **શ્રાદ્ધ,** એ ગ્રંથો પ્રેમાનંદે દંતકથાને આધારે નાટક જેવા રચેલા છે. તેમાં નરસિંહ મેહેતાની ભક્તિનો મહિમા તથા નાગરોનો છળ અને તેઓની રીતભાતનું સારૂ વર્ણન કર્યું છે.

એ સિવાય હારમાળા, મૃદાલશા આખ્યાન, અભિમન્યુ આખ્યાન, રણયજ્ઞ, વિવેક વણઝારો, રૂકિમણી હરણ, દાણલીલા, અને શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના બાવન અધ્યાયનું કવિતા રૂપે ભાષાંતર, ઇત્યાદિ ગ્રંથો પ્રેમાનંદે રચેલા છે. તેમજ તેણે બીજાં છૂટક ધોળ તથા ગીતો બનાવેલાં છે. તે વલ્લભી વૈષ્ણવોમાં ગવાય છે.

કવિતાનો આત્મા જે રસ તે પ્રેમાનંદની કવિતામાં ઘણું કરીને એક સરખો, અને સાધારણ ઉજળો દિપે છે. તેમની કવિતા હાસ્ય અને કરૂણ એ બે રસથી વિશેષ વ્યાપ્ત છે. તેમ શૃંગાર, વીર, અને અદ્‌ભૂત રસ પણ પ્રસંગોપાત સારા દેખાય છે. તેમણે સ્વભાવ-સ્થિતિ, અને રીતભાતનું અનુકૂલ ગૌરવવાળી શુદ્ધ વાણીમાં રસ ભર્યું વર્ણન કર્યું છે. અલંકાર પણ ઘટતા અને સારા છે. તેમણે પોતાની પહેલાં થઇ ગયેલા કવિઓના દેશી રાગ-ઢાળમાં અથવા તેમાં વધારો ઘટાડો કરીને નવા બનાવી એ રીતની વાણીમાં ગ્રંથ રચ્યા છે. હુંડી, શ્રાદ્ધ, હારમાળા, અને મોસાળું એ ચારમાં નાયક નરસિંહ મેતો છે. એ ચારમાં ઉત્તમ મોસાળું છે. તેમાં તથા સુદામા ચરિત્રમાં હાસ્ય અને કરૂણા રસ વધારે છે. ગુજરાતીમાં જૂદા જૂદા ત્રણ પ્રકારના હાસ્ય લખનારમાં આ એક પ્રેમાનંદ છે. અને બીજા બે શામળભટ્ટ તથા અખોભક્ત છે.

પ્રેમાનંદે પોતાના ગ્રંથોમાં સંસ્કૃતમાંના તથા દંતકથાના વિષયો લીધા છે. અને તેને પોતાના સંસારજ્ઞાન તથા તર્ક શક્તિ એ બેથી શણગાર્યા છે. એનો સૌથી શ્રેષ્ટ ગ્રંથ પોતાની ઠરેલી સ્થિતિમાં ઠરેલી કલમથી લખેલો નળાખ્યાનનો છે. વર્ણન રસ અને વર્ણન શૈલી એ પ્રેમાનંદની કવિતાની મોટી ખૂબી છે, અને એ ઉપરથી ગુજરાતીઓ હુંડી, સુદામાચરિત્ર, મોસાળુ, અને ઓખાહરણ એ ગ્રંથો અમૂક પ્રસગે ઉમંગથી ગાય છે. અને નળાખ્યાન તથા ભાગવત ચોમાસામાં વાંચે છે અથવા સાંભળે છે.

પ્રેમાનંદની કવિતા એ ગુર્જર પ્રદેશમાં એક સુંદર સરોવર છે, કે જેની લહરીમાં સર્વે ગુજરાતીઓ પોતાના સુખ દુઃખનાં પ્રતિબિંબ જોઇ જોઇને નિવૃત્તિ આનંદમાં રહે છે. કવિ પોતે પણ એજ આનંદ લેનારો હતો. તે સ્વભાવે માયાળુ, મળતાવડો, વિવેકી, અને ટરેલ હતો. સંસાર ઉપાધિમાં છતાં તે ગભરાતો નહિ. પણ સીધે રસ્તે ઉદ્યોગ કરી સતોષથી રહેતો. તે પોતે પોતાના કુટુંબ અને મિત્ર મંડળમાં દાવકી મજાથી, દાવકાં અભિમાનથી, અને દાવકાં ડોડીલાપણાથી રસ વાર્ત્તા કરી આનંદમાં કાળ ગુજારતો હતો.

આ ગુર્જર મહા કવિની કવિત્વ શક્તિ વિષે આપણા પ્રસિદ્ધ સાક્ષર રા. નવલરામ લક્ષ્મીરામ નીચે પ્રમાણે લખે છેઃ—

'પ્રેમાનંદની કવિત્વ શક્તિ અસાધારણ હતી. તે જે વિષય ઉપર લખે છે તેનું આ-

એહુબ ચિત્ર વાંચનારની નજર આગળ ઉભુ કરવામાં એ કદી ચૂકતો નથી. રસની બાબતમાં કોઇ પણ ગુજરાતી કવિ એના પેંગડામાં પગ ઘાલે એવો નથી. તાકયુ તીર મારનારો તો પ્રેમાનંદજ. એ ધારે છે ત્યારે રડાવે છે, ધારે છે ત્યારે હસાવે છે, અને ધારે છે ત્યારે શાન્ત રસના ઘરમાં આપણને લેઇ જઇને બેસાડે છે. એની વધારે મોટી ખુબી એ છે કે એને એક રસમાંથી બીજા રસમાં છટકી જતાં વાર લાગતી નથી. અને તે એવી સ્વાભાવિક રીતે કરે છે કે લેશ માત્ર પણ રસ ભંગ થતો નથી. આવી રીતે એ કાવ્ય સિદ્ધિ કરે છે. તેનું મુખ્ય કારણ એ છે કે એને જન સ્વભાવનું બહુજ ઉંડુ જ્ઞાન હતું. એનાં સઘળાં પાત્ર સંપૂર્ણ યથાયોગ્ય તો નથી, પણ હજી લગી એના જેવી પાત્રના જાળવી શકે એવો કોઇ ગુજરાતી કવિ થયો નથી. ગ્રંથ સંકલના પણ એની સર્વોપરી છે. ક્યાં, કેટલો, ને કેવો રસ મૂકવો, એ પ્રેમાનંદ બરાબર સમજતો હતો. એની ભાષા શુદ્ધ, પ્રૌઢ, શૈલી સિધી, અને સંક્ષિપ્ત, પદ બંધન સરલ, ઘટ, તથા કોમળ છે. આ બધા ગુણોને લીધે એ કવિ ઘણોજ જનપ્રિય છે. એનાં ઘણાં ખરાં કાવ્ય તો એક રીતે ગુજરાતમાં પૂજાય છે, એમ કહીએ તો ચાલે. ઘણા માણસોને સુદામા ચરિત્ર સનિવારે, અને હુંડી રવિવારે ગાઇ જવાનો નિયમજ છે. ગામેગામ ચૈત્ર માસમાં એનું ઓખાહરણ તો ઉછળીજ રહે છે. શ્રાદ્ધના દહાડામાં જ્યાં ત્યાં નરસિંહ મેતાના બાપનું શ્રાદ્ધ વંચાય છે. ચોમાસાના દહાડામાં એક પણ ગામડું એવું નહિં માલુમ પડે કે જ્યાં પ્રેમાનંદ કૃત દશમસ્કંધ વંચાતો નહિ હોય. ધન્ય છે પ્રેમાનંદ કે જેનાં કાવ્ય સમુદ્રમાં પર્વેપર્વ સ્નાન કરતાને આટલા બધા જીવ પાઇને આવે છે. અને શુદ્ધ કોમળ તથા ભક્તિમાન થઇને સંસારમાં પાછાં વળે એ.'

દંતકથા એવી છે કે પ્રેમાનંદે મોટપણે ગ્રંથો લખવા માંડ્યા હતા. અને ધારીએ કે તેમણે ૨૫ વર્ષની વયે મોમેરૂ લખ્યું તો નળાખ્યાનની સમાપ્તી વેળાએ તે ૬૨ વર્ષના હોવા જોઇએ. અને તેઓ સુમારે ૮૦ કે ૯૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા હશે, એવું અનુમાન થઇ શકે છે.

પ્રેમાનંદને નંદરબારના ઠાકોરનો આશ્રય હતો, એમ કેટલાક જણ કહે છે. પણ તેમના ગ્રંથોમાં એ સંબંધી કાંઇ જણાતું નથી. પણ એટલું તો અનુમાન થાય છે કે, નળાખ્યાન તેમણે રાજ્યાશ્રયની ઉમેદમાં લખ્યું હશે. પણ આશ્રય મળ્યો કે નહિ તે કહેવાઇ શકાતું નથી. પ્રેમાનંદ પ્રથમ ગરીબ હાલતમાં હતા, પણ પાછળથી તેમણે પચીસ ત્રીસ હજાર રૂપિયા મેળવ્યા હતા. તેમનાં બંધાવેલાં ઘર હજુ વડોદરામાં છે. વડોદરામાં તેમના વંશમાં ગ. મનસુખરામ કરીને છે.

---

# કવિ બિહારીદાસ.

આ કવિનો જન્મ રજપુતાનામાં આવેલા જયપુર શહેરમાં થયો હતો. 'શિવસિંહ-સરોજ' નો કર્તા લખે છે કે તેનો જન્મ સંવત ૧૬૦૨ ની સાલમાં થયો હતો. પરંતુ કવિ ચરિત્રમાં લખ્યું છે કે તેણે સંવત ૧૭૦૫ માં જયપુરના રાજા મહારાજ જયસિંહની આજ્ઞાથી વ્રજભાષામાં સતસઇ ગ્રંથ રચ્યો હતો. એ રીતે જોતાં તેના જન્મ કાળના આ

વર્ષ વિષે જરા શક લાગે છે. તેના પિતાનું નામ કેશવ હતું. આ કવિના દોહરા*આખા ભરતખંડમા પ્રસિદ્ધ છે. જેમ અમુક કવિની અમુક કવિતા વખણાય છે, તેમ આ કવિના દોહરા સર્વોત્તમ ગણાય છે. તેની બનાવેલી **સતસૈયા** (વ્રજભાષા) ઉપર સંસ્કૃત ટીકા થઇ છે, એમ કહેવાય છે તેના એકેક્ા દોહરાના બેથી સાત સુધી અર્થ થાય છે. એ બિહારીના દોહરાઓ ઉપર બીજા કવિઓ કેટલા ફિદા થાય છે, તેની ખાત્રી માટે આ એકજ કવિત બસ થશે.

> 'સુનિ એતે સુર્તિ લાગે, પઢી એતે હદે જાગે,
> ભવકે તિમિર ભાગે, એસો વાકો તંત્ર હે,
> જોગિનકો જોગ છુટે, વિજોગીકો દિન કટે,
> ભોગી દિન રાત રટે, માનો બીસો જંત્ર[1] હે;
> પડિતકાં બિલાસ, મૂરખકાં પરમ હાસ,
> માનહુ મળ્ઠ પાસ, અર્થકો અનંત્ર હે;
> કહે કવિ નરરાય, છિનહુ ન છોડયો જાય,
> દોહરો બિહારીકો સિહારીકો સો મત્ર હે.

આ કવિત ઉપરથી સહેજ સમજાય છે કે, કવિ લોકોનો બિહારીદાસના દોહરા તરફ ઘણો મોહ છે. સામાન્ય લોકો જેથી ખુશી થાય એવી કવિના સહેજ મળી શકે છે, પણ જે કવિતાથી કવિઓનાં હૃદય પણ દ્રવિત થાય, તેવી બિહારીદાસના જેવી ઉત્તમ કવિતા મળવી બહુ દુર્લભ છે.

એવું કહેવાય છે કે જે રાજ્યમાં કવિ બિહારીદાસ રહેતા હતા, ત્યાંના રાજાએ એક અતિ સ્વરૂપવાન કન્યા, કે જે હજુ યુવાવસ્થામા આવી નહોતી, તથાપિ તેની વખતની નિર્દોષ ખુબસુરતી અને ભવિષ્યમાં ખીલવાની જુવાનીથી મોહ પામીને તેને પોતાની રાણી કરવા માટે રાજમેહેલમાં રાખી હતી. એટલુંજ નહિ પણ તેને જોઇને રાજા ઘેલો થઇને પોતાનું રાજપાટ મંત્રીઓના હાથમાં સોંપીને તે કન્યા સાથે રાત્રિ દિવસ જનાનખાનામાંજ રહેવા લાગ્યો એથી થોડા સમયમાં તેના આખા રાજ્યમાં અંધાધુંધી ચાલી, અને લોકો ઘણા હેરાન થવા લાગ્યા. ત્યારે મહાજનોએ તથા મંત્રીઓએ શેહેરમાં બીડું ફેરવ્યું કે, જે કોઇ માણસ રાજાને સમજાવીને રાજસભામાં તેડી લાવે તેને અમુક ઇનામ આપીશું. પણ કોઇએ તે બીડુ ઝડપ્યું નહિ. કારણ કે જે કોઇ રાજાની પાસે જાય, તેને તે મારી નાખવાનો હુકમ કરતો. છેવટે આપણા બહાદુર કવિરાજ બિહારીદાસ રાજાની પાસે જવાને તૈયાર થયા, તે વખતે કવિ કંઇ જાહેર પુરૂષ ગણાતા નહિ. મહાજને તેમની દયા ખાઇને કહ્યું કે, ભાઇ મોતને સન્માન આપવાને સામા જવાનુ છે, માટે તે વિષે વિચાર કરી લેજો.

---

* છંદ ચંદ, પદ સૂરકે, કવિત સુ કેશવદાસ,
ચોપાઇ તુલસીદાસકી, દુહા બિહારીદાસ.

૧ જેની બધી બાજુએ ગણતાં અંકોનો સરવાળો વીસ થાય એવો કોઠો.

૨ જયપુરનો રાજા સવાઈ જયસિંહ તે મહારાજ માનસિંહના પુત્ર જયસિંહનો પ્રપૌત્ર થાય.

આ વાત સાભળીને કવિના નિશ્ચયમા કાઇ પણ ફેરફાર થયો નહિ પરતુ તેણે ગભીર મુદ્રાથી જવાબ આપ્યો કે, પ્રજાનુ ભલુ કરતા જો મારા પ્રાણ જશે તો પણ હુ પોતાને ભાગ્યશાળી સમજીશ, અને તમારે એમ પણ સમજવુ નહિ કે હુ તમારા ઇનામની લાલચ-થી દોરાઇને આ કામમા જવાને તૈયાર થયો છુ પ્રજાના કલ્યાણને અર્થે હુ તમને કહુ છુ કે રાજાને રાજસભામા માત્ર તેડી લાવવાનુ તો શુ પણ આજથી તે કન્યા ઉપરથી તેનો મોહ ઉતારીને પ્રજા કલ્યાણમા તેનુ મન લગાડુ તોજ હુ ખરો કવિ નહિ તો હુ ભિખારી હતો, એવુ સમજજો

એ પ્રમાણે અમરકારક ભાષણ કરીને કવિ રાજાને મળવા જનાનખાના તરફ ચાલી ગયો ત્યા જઇને દાસીની મારફતે મળવાનો સદેશો મોકલવાની તજવીજ કરી, પણ તેમા તે નિષ્ફળ થયો ત્યારે છેવટે પોતે રચેલો દોહરો કાગળ ઉપર લખીને તે રાજા પાસે મો કલાવ્યો તે આ પ્રમાણે હતો —

નહિ પરાગ નહિ મધુ પુરી, નહિ વિકાસી યહ કાલ,
અલી કલીસેં લગ રહ્યો, આગે કૌન હવાલ ?

આ દોહરો વાચીને રાજા ગુસ્સે થયો અને તેના લખનારને એકદમ પોતાની હજુર મા બોલાવીને ફાસીએ ચડાવવાનો હુકમ કરી દીધો ત્યારે કવિ બિહારીદાસે કાઇપણ ભયની નિશાની બતાવ્યા વગર કહ્યુ, ગરીબ નિવાજ ! આપના ઉદ્યાનમા એક પુષ્પ કળીપર બેઠેલા ભમરાને જોઇને આ દુહો મેં રચ્યો છે રાજાએ આશ્ચર્યથી કહ્યુ કે આ તારો દોહ-રો એમા તેં ભમરાને શુ કહ્યુ છે તે બતાવ પછી કવિએ ફરીને તે દોહરો વાચીને કહ્યુ કે, મહારાજ ! જૂઓ મેં તે કળીપર બેઠેલા ભમરાને કહ્યુ કે,—"એમા પરાગ એટલે ફુલની રજ—સુગધ નથી, તેમ તે મધથી પૂરાઇ પરિપૂર્ણ થઇ નથી, અને તે કળી પ્રફુલ્લિત પણ થઇ નથી છતા હે ! ભ્રમર ! તુ એ કળી એટલે ખીલ્યા વગરના ફુલથી લાગી રહ્યો છે, તો આગળ જ્યારે તે પરાગ અને મધથી પરિપૂર્ણ થઇ વિકાસમાન થશે ત્યારે તારા શા હવાલ થશે !"

રાજાએ મનમા જે અર્થ ધાર્યો હતો તે કરતા આ જૂદોજ અર્થ સાભળીને તે ખુશી થયો, અને બોલ્યો કે પછી ! કવિએ કહ્યુ કે મહારાજ ! એ દોહરાનો બીજો અર્થ કલિ-યુગમા સપડાઇ રહેલા મનુષ્ય પરત્વે પણ થાય છે તે આ પ્રમાણે —

વિએ પ્રથમ તો તે કહેવાની આનાકાની કરી, પણ પછી રાજાનો ઘણોજ આગ્રહ અને ભાવ જોઇને તે બોલ્યો કે:—

> નહિ પરાગ નહિ મધુપુરી, નહિ બિકાશી યહ કાલ;
> અલી, કલીસેં લગ રહ્યો, આગે કોન હવાલ?

એનો ત્રીજો અર્થ એવો છે કે, એમાં **પરાગ** એટલે રજ નથી. અર્થાત તે રજસ્વળા થઇ નથી. બોલવામાં પૂરી મધુ એટલે જુવાનીમાં રસ સહિત બોલવાની મીઠાસ આવી નથી, તેમ આ વખતે હજુ તે સર્વ અંગે પ્રફુલ્લિત થઇ નથી. છતાં હે **અલી**! એટલે નર તું આ કળી એટલે ખીલ્યા વગરના સ્ત્રી-પુષ્પથી લાગી રહ્યો છે, તો જ્યારે તે ખરે-ખરી રજ, બોલવાની મીઠાસ, અને સર્વાંગે પ્રફુલ્લિત થશે, ત્યારે આગળ તારી શી દશા થશે?

આ ત્રીજો અને મૂળ ઉદ્દેશનો અર્થ સાંભળીને જાણે આંખે બાંધેલો પટ છૂટી ગયો હોય, જાણે જ્ઞાન અંતર-ચક્ષુ ખુલી ગયાં હોય, તેમ રાજાને ખરી વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત થયું. તેનો અધ મોહ જતો રહ્યો અને તેજ વખતે કવિરાજ બિહારીદાસની સાથે રાજ-સભામાં આવ્યો. અને પછી રાજકાજ સારી રીતે કરવા લાગ્યો. કવિને પોતાનો સલા-હકાર અને **રાજકવિ** નિમ્યો, તથા પુષ્કળ દ્રવ્ય અને જાગીર આપી. રાજાએ દરરોજ નવો દોહરો બનાવી પોતાની આગળ કહેવાની કવિને આજ્ઞા કરી. તે પ્રમાણે તેણે કર્યું. અને એવા અદ્ભુત-ચમત્કારી દોહરાઓની '**બિહારીસતસૈ**' થયેલી છે. ધન્ય છે! એવા બહાદુર કવિઓને! હજાર વાર ધન્ય છે!

બિહારીદાસે રચેલી **સતસાઇ** મૂળ વ્રજ ભાષામાં છે. તેમાં ૭૦૦ દોહરા છે. આ ગ્રંથ ઘણો વખણાય છે. તેના ઉપર જુદી જુદી સાત ટીકાઓ થઇ છે. તેમાંની એક સંસ્કૃત ભાષામાં છે. એજ તેની મોટાઇનો પ્રત્યક્ષ પુરાવો છે. એ ગ્રંથમાં શ્લેષ, ઉપમા, ઉત્પ્રેક્ષા, અને અન્યોક્તિ વગેરે કાવ્યના ઉત્તમ ગુણો ભરપૂર છે. તેમાં શૃંગાર રસ એટલો મૂકેલો છે કે, પ્રાકૃત ભાષામાં તેના જેવો બીજો ગ્રંથ નથી. એ ગ્રંથ કોઇ પણ કથાને અનુસરીને રચેલો નથી. પણ રાધાકૃષ્ણનું રૂપ, તેમના વિલાસ, અને સંભાષણ, તથા અ-લંકારાદિ પદાર્થ, અને તેઓના ક્રિડાકુંજ ઇત્યાદિ વિષયોનું એ ગ્રંથમાં નિરૂપણ કરેલું છે. તેમાંના દોહરા વર્ણના અનુક્રમે રચેલા છે. તે દરેક વર્ણ પ્રકરણને **વ્રજયા** નામ આપેલું છે. આવો ઉત્તમ ગ્રંથ રચીને બિહારીદાસે પોતાનું નામ કાયમ રાખ્યું છે.

---

# કવિ ભૂખણ.

આ કવિના જન્મવૃત્તાંત વગેરેની હકીકત હાથ આવી નથી. પણ તેના વિષે એટ-લું જાણવામાં આવ્યું છે કે તે ગંગા અને જમના નદી વચ્ચેના પ્રદેશનો રહેનાર કનો-જીઓ બ્રાહ્મણ હતો. તેના બાપનું નામ રત્નાકર હતું. એ કવિ દિલ્હીના પાદશાહ ઔરં-ગજેબના વખતમાં એટલે ઇસ્વીસનના સત્તરમા સૈકામાં હયાત હતો. ઔરંગજેબના બાપ શાહજહાંએ સુંદરદાસ કવિને 'મહા કવિરાજ' નો ઇલકાબ આપીને પોતાના દરબારમાં રાખ્યો હતો. એ વાત જાણીને ભૂખણ કવિને ઔરંગજેબની પાસેથી કવિ તરીકે કાંઇ

બક્ષીસ અને માન મેળવવાની ઇચ્છા થઇ. તેથી તે ઔરંગઝેબના દરબારમાં ગયો. અને પાદશાહને થોડીક કવિતા કહી સંભળાવી. ઔરંગઝેબને કવિતા સાંભળવાનો શોખ નહોતો, તેથી તેણે કવિને કાંઇ સન્માન આપ્યું નહિ. અને કહ્યું કે તમે કવિ લોકો જૂઠું બહુ વર્ણવો છો. માટે તમારી કવિતા મને ગમતી નથી. જો સાચે સાચી વાત હોય, અથવા જે માણસમાં જેવા ગુણ હોય તેવાજ તમે વર્ણવતા હો તો તેવી કવિતા હું પસંદ કરૂં. ભૂખણે કહ્યું કે, સાહેબ, આ દુનિઆમાં પેદા કરનારે પણ શરીરની ઉપરની ચામડી શોભિતી કરી છે, અને જે ગંદુ છે તે અંદર ઢાંક્યું છે. જેમકે આંખો સુંદર છે તે આગળ રાખી છે, અને બગલને સંતાડી રાખી છે. તેજ પ્રમાણે પંડિતો પણ દુર્ગુણ ઢાંકીને સદ્‌ગુણ પ્રસિદ્ધ કરે છે.

ઔરંગઝેબે કહ્યું કે, એ ખરૂં છે, તથાપિ સાચેસાચી વાત વર્ણવો તોજ હું તો ખુશી થાઉં. ભૂખણે કહ્યું કે ઠીક છે સાહેબ, ત્યારે હું આવતે કાલ એક કવિતા કરી લાવીશ. અને તેમાં આપનાં જેવા ગુણ છે, તેવા સાચે સાચા વર્ણવીશ. પાદશાહે તે વાત કબુલ કરી. અને કહ્યું કે કાલે હું બંદગી કરતો હોઉં તે વખતે તમે આવજો. પાદશાહે જાણ્યું કે હું કેવી રીતે ખોદાની બંદગી કરૂં છું, તે મારો ગુણ આ કવિ વખાણશે. બીજે દિવસે કવિ પોતાનો ઘોડો તૈયાર કરીને તે ઉપર સ્વાર થઇ બાદશાહના દરબારમાં ગયો. ઘોડાને દેવડીએ બાંધીને તે ઔરંગઝેબની પાસે ગયો. તે વખતે તે એકાંતમાં બેશીને બંદગી કરતો હતો. તે જોઇને ભૂખણે આ પ્રમાણે કવિત કહ્યું;—

કવિત.

તસબી લે હાથમેં સુ પ્રાત કરે બંદગીપે,<br>
મનમેં કપટ સો જપે હૈ જાપ જપ્પકે;<br>
આગરેમેં આય દારા, ચોકમેં ચુનાય દીનો,<br>
માર્યો નિજ તાત છત્ર છીન લીનો છપ્પરે;<br>
શાહસુજે ઘેર લાયો અધમ દુવાઇ ફેરી,<br>
નાશ કીનો કુટુંબ તમામ ચંપી ચપ્પકે;<br>
ભૂખન મનંત શઠ! છંદી! મતિમંદ ભયો,<br>
નોંસો ચૂવા ખાયકે બિલાઇ બેઠી તપ્પકે.

અર્થ—હાથમાં માળા લેઇને સવારમાં બંદગી કરે છે, મનમાં કપટ રાખીને જપનો જાપ જપે છે, આગ્રામાં આવીને મોટા ભાઇ દારાશાહનું પ્રગણું પડાવી લીધું, અને પોતાના પિતા શાહજહાંને મારી નાંખીને તેનું છત્ર પણ છીનવી લીધું, બીજા ભાઇ શાહસુજાને ઘેરીને તેને પકડી પોતાના નામની દુવાઇ ફેરવી, અને તમામ કુટુંબનો નાશ કર્યો. ભૂખણ કવિ કહે છે કે, મંદમતિથી એવી અનીતિ કરીને હવે નવસેં ઉંદર ખાઇને બિલાડી તપ કરવા બેઠી છે. વાહ! શી કીર્ત્તિની સસતા! ઔરંગઝેબની ખરી કીર્ત્તિ કહેનાર કવિ ભૂખણને ધન્ય છે!

કવિતની કડીએ કડી, શબ્દે શબ્દ અને અક્ષરે અક્ષર ઔરંગઝેબને તીક્ષ્ણ તરવારના

ઝટકા જેવા લાગતા હતા, તેનો ચેહેરો હરવખત વિકૃત કાન્તી ધારણ કરતો હતો, તેની કવિએ દરકાર રાખ્યા વગર પાદશાહને સંબોધિને બીજા એવાજ પ્રકારનાં કવિત કહ્યાં. તેથી પાદશાહ એટલો તો ક્રોધે ભરાયો કે જો ભૂખણ હાથમાં આવ્યો હોત તો તેના કાપીને ટુકડે ટુકડા કરી નાખત. પણ ભૂખણ કવિત બોલીને તુર્ત પોતાના ઘોડા ઉપર સ્વાર થઇને દોડતો ચાલ્યો ગયો. ઔરંગજેબે તેને પકડવા સારૂ સ્વારો દોડાવ્યા, પણ તે પકડાયો નહિ.

ઔરંગજેબના દરબારમાંથી નાસીને ભૂખણ કવિ મહાન્ રાજા શિવાજીની પાસે રાયગઢમાં ગયો હતો. તેણે પ્રથમ શિવાજીને ઓળખ્યા વગર શિવાજીનો કોઇ સરદાર હશે એવું ધારીને તેની આગળ નીચેનું કવિત કહી સંભળાવ્યું હતું.

કવિત.

ઇંદ્ર જિમિ જંભપર, વાડવ સુ અંભપર,
રાવન સુ દભપર, રઘુ કુલ રાજ હેં;
પૌંન બારી બાહપર, શંભુ રતિ નાહપર,
ત્યોં સહસ્ત્ર બાહપર, રામ દ્વિજ રાજ હેં;
દાવા દ્રુમ દંડપર, ચિત્તા મૃગ ઝુંડપર,
ભૂખન બિતુંડપર, જેમેં મૃગ રાજ હેં;
તેજ તમ અંસપર, કાન્હ જિમિ કંસપર,
ત્યોં મિલેચ્છ બંશપર, સેર શિવરાજ હેં.

આ કવિતનું છેલ્લું અર્ધું ચરણ 'ત્યોં મિલેચ્છ બંશપર' તે કવિએ એવી ગર્જનાથી કહ્યું કે તે સાંભળીને શિવાજીનાં રોમ ઉભાં થઇ ગયાં. અને તેના શરીરમાં એકદમ શૂર ચઢી ગયું. શિવાજીએ ફરીથી તે બોલવાની સંજ્ઞા કરી. એટલે કવિ ફરીને બોલ્યો. તેમ ફરી ફરી શિવાજી વીરરસના તાનમાં તે કવિત બોલવાની સંજ્ઞા કરતોજ ગયો. અને કવિ પણ તે કવિત પુનઃ પુનઃ બોલતોજ ગયો. એ રીતે તેણે બાવનવાર એ કવિત કહ્યું. અને છેવટ થાકીને સાંભળનારની ઇચ્છા છતાં તે કહેવું બંધ કર્યું. પછી બીજે દિવસે કવિને દરબારમાં આવવાનું કહીને શિવાજી તેનાથી છૂટો પડયો હતો.

બીજે દિવસે ભૂખણ કવિ શિવાજીના દરબારમાં ગયો. ત્યાં મહારાજા શિવાજીને જોઇને આગલે દિવસે મળેલા સરદાર વિષે કવિને ભાન થયું. પછી શિવાજીની સભામાં ભૂખણે કેટલાંક કવિત કહી સંભળાવ્યાં. કવિની વીરરસ વાણી સાંભળીને શિવાજી અને તેના સરદારો અતિશય ખુશી થયા. અને હર્ષ ગર્જનાથી તેને વધાવી લીધો. પછી શિવાજીએ કહ્યું કે, કવિરાજ! ગઇ કાલે પેલી કવિતા મારે તમારી પાસે સો વાર બોલવવી હતી. અને તેના ઇનામ તરીકે તમને સો ગામ, સો હાથી, અને સો પોષાક આપવા હતા. પણ તમે તમારી ખુશીથી બાવનવાર બોલ્યા માટે બાવન ગામ, બાવન હાથી, અને બાવન પોષાક તમારા થઇ ચૂક્યા. તે તમને હાલમાંજ મળશે. અને આજથી તમને અમારા રાજ કવિનું પદ મળ્યું સમજવું.

કવિએ કહ્યું;—"મહારાજા ધિરાજ! હું ગામ, હાથી, કિંવા પોષાક લેવા માટે આવ્યો નથી. હું આપ તમારે શૌર્ય તથા આર્યાભિમાન સાંભળીને તમારે આશ્રયે રહેવા માટે

આવ્યો છું. આપના સીપાઇઓને શર ચઢાવીને મ્લેચ્છોને હણતા મારી આંખે જોઉં, એજ મને મોટામાં મોટું ઇનામ છે. સ્વદેશાભિમાનથી વધારે ઇનામ મળવા લાયક ચીજ હું દુનિયામાં જોતો નથી. વીર પુરૂષોનું વીરત્વ માત્ર અમર કરવું, એજ અમારૂ-કવિઓનું કામ છે. મહાન કવિઓએ દ્રવ્યની દરકાર રાખી હોય એમ મેં સાંભળ્યું નથી." એ રીતે ભૂખણે દ્રવ્યની સ્પૃહા રાખી નહોતી. છતાં શિવાજીએ તેને યોગ્ય ઇનામ આગ્રહ પૂર્વક આપ્યું હતું. ભૂખણે '**શિવરાજ બાવની**' (ભૂખણ બાવની) નામે ન્હાનો પણ વીરરસનો અત્યુત્તમ ગ્રંથ બનાવ્યો છે. તેમાં એવો વીરરસ છે કે લોકોની કહેણી પ્રમાણે ઘડીભર 'પાવૈને પણ પાનો ચડે. ધન્ય છે! તે વીરોને! અને ધન્ય વીરરસ પ્રેરક ભૂખણ જેવા કવિઓને!

## અખો ભકત.

અખોભકત ન્યાતે શ્રીમાળી સોની **અમદાવાદ**માં ખાડીઆમાં દેસાઇની પોળમાં રહેતો હતો. તેના વંશમાં હાલ કોઇ નથી. તેણે "**અક્ષયગીતા—અખેગીતા**" નામનો ગ્રંથ લખ્યો છે. તે ગ્રંથને છેવટે સંવત ૧૭૦૫ . ચૈત્ર શુદી ૨ ને સોમવારની તિથિ લખી છે. તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સંવત ૧૭૦૦ ના સૈકામાં અખોભકત થઇ ગયો.

આ કવિને કવિતા લખવાનું કેમ સૂઝ્યું, તેનાં કારણો લોકમાં આ પ્રમાણે કહેવાય છેઃ—અખો ઘણો પૈસાદાર હતો. તેની પાસે એક બાઇએ ત્રણસેંક રૂપીઆ અનામત મૂક્યા હતા. એક વખતે તે બાઇએ કહ્યું કે, મને તેની કંઠી ઘડી આપો. ત્યારે અખાએ પોતાની તરફથી સો રૂપીઆ ઉમેરીને ચારસેંની કંઠી કરી આપી. અને તે વાત પેલી બાઇ જેના ઉપર તે બ્હેનના જેવું વ્હાલ રાખતો હતો, તેને કહી દીધી. પણ તે બાઇએ એ વાત ન માનતાં ધાર્યું કે, અખા ભાઇ જાતના સોની છે, તેથી તેણે કંઇ ગડબડ કરી હશે. એવા ખ્યાલથી તે બાઇએ બીજા સોનીને તે કંઠી કિંમત કરાવવાને આપી. તેણે કડકો કાપીને ગાળી જોઇ, ને ચારસેં રૂપીઆનો માલ છે એવું કહ્યું. બાઇ ખશીઆણી પડી ગઇ. પછી તેણે અખાની પાસે જઇને કહ્યું કે ભાઇ આ સમી કરી આપો. અખો કંઠી તુટવાનું કારણ પુછીને જાણીતો થયા પછી ઘણો ખિન્ન થઇને બોલ્યો કે;—સંસાર સાચાનો નથી" પછી તેને વૈરાગ્ય થયો.

બીજી વાત એવી ચાલે છે કે, તે ટંકશાળનો ઉપરી હતો. ને એક વખતે કોઇએ સરકારમાં ચાડી ખાધી કે અખો સિક્કાઓમાં હલકી ધાતુઓ ભેળવે છે. તે ઉપરથી તપાસ થઇ, પણ તે વાત સાચી ઠરી નહિ. ત્યાર પછી તેનું દિલ સંસાર ઉપરથી ઉઠી ગયું.

એવાં કારણોથી અખાને સોનીના ધંધા ઉપર ધિક્કાર આવ્યો, ને તેણે પોતાનાં હથિયારો કુવામાં નાખી દીધાં. પછી સંસારમાં સાચું શું છે, તેની તે ખોળ કરવા લાગ્યો. તે વખતે જે જે પંથો ચાલતા હતા, તે વિષે તેનાથી મોટેરાઓ પાસે જઇને તેઓની સાચવટ જોતો હતો. પણ તેમાં તેણે બધે ઠગબાજી જોઇ. એક વખતે તે પોતાનું નામ તથા વેશ બદલીને કોઇ ગોસાંઇજીના મંદિરમાં ગયો, ત્યાંથી તેને ધક્કો મારી કહાડી મૂકવામાં આવ્યો. એ ઉપરથી તેણે ગોસાંઇજીને કહ્યું કે, તમે સઘળા પૈસાના સાથી છો. માણસ અને ગરીબના સાથી નથી. પછી તેણે આ નીચેની સાખી લખી.

" ગુરૂ કીધા મેં ગોકુલનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે ધોકો નવ હરે, એ ગુરૂ કલ્યાણ શું કરે ?"

ત્યાર પછી સાચું શું છે, ને સાચો કોણ છે, તેની ખોળમાં તે ગામો ગામ ફર્યો, પણ તેના મનનું સમાધાન થયું નહિં. આખરે કાશીમાં તેણે એક રાતે સંન્યાસીના એક મઠમાં જઇ બ્રહ્માનંદ નામનો સન્યાસી એક બીજા સન્યાસી આગળ વેદાંતની કથા કરતો હતો, તે સંડાસ આગળ ઉભા રહીને સાંભળી. તે કથા તેને પસંદ પડી. પછી તે રોજ ત્યાં જતો, ને છાનો છાનો કથા સાંભળતો. દિવસે તે ઘણી ઘણી રીતે સન્યાસીને કનક કામિનીની વાતો કરીને લલચાવતો, પણ તે લલચાતો નહિં. ત્યારે અખાએ જાણ્યું કે એ કોઇ મહા પુરૂષ છે ખરો. કથા સાંભળતાં એક વર્ષ થયું હતું, તેવામાં એક રાત્રે હોકારો દેનારથી નિદ્રાને લીધે હોકારો દેવાયો નહિ, ત્યારે અખાએ હોકારો દીધો. પણ બ્રહ્માનંદને શક પડયો તેથી તેણે દીવો લેઇને જોયું તો અખાને દીઠો. પછી અખાએ કહ્યું કે મારો અનુગ્રહ કરો. એ દિવસથી અખાએ બ્રહ્માનંદને ગુરૂ માની તેની કથા પ્રગટ રીતે સાંભળવા માંડી. ને ઘેર અવકાશે વેદાંતના ગ્રંથો લખવા માંડયા.

અખાએ બનાવેલા ગ્રંથોના બે ભાગ થઇ શકે છે;—પાખંડીમત તથા આચાર ઘેલાઇ વિષે છપ્પા, અને વેદાંતના ગ્રંથો. છપ્પામાં મરદાની રીતે લોકમાં ચાલતા દાખલાઓથી ઠગબાજીને તથા ધર્મ ઘેલાઇને તેણે હસી નાખી. હસવામાં નિંદા કરી લોકને શીખામણ દીધી છે. તેણે જે દાખલાઓ મૂકયા છે તે ખરેખર અસર કરે તેવા છે. કદાપિ એમ લાગે છે કે એક વાતના બોધને માટે જૂદાં જૂદાં સ્થળોનાં પ્રસંગોને અનુસરી પ્રત્યક્ષ પ્રમાણ રૂપે સાથે મૂકવામાં તેને ઘણી મહેનત પડી હશે. તોપણ તેની લખવાની છટા ઉપરથી સાફ જણાય છે કે તેણે બહુ જોયેલું, બહુ સાંભળેલું, અને બહુ વેઠેલું, તેથી તેનાથી સહેજ લખાયા છે. એજ તેની કવિ દાખલ ખૂબી છે. તેના છપ્પા પીંગળ રીતના નથી. પણ ૭ ચરણની ચોપાઇઓ છે. મૂર્ખાઇનું હાસ્ય કરી શીખામણ આપવામાં અને ગુજરાતી ભાષામાં વેદાંતના શાસ્ત્રીય ગ્રંથો લખવામાં અખા જેવો કવિ હજુ સુધી કોઇ થયો નથી. અખાએ જે વેદાંત લખ્યો છે, તે વેદાંત કવિને લખવાના વિષયને યોગ્ય નથી. તેમાં કવિતા રસ થોડોક છે. અખો પોતે પણ કહે છે કે "જ્ઞાનીને કવિમાં ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણવીશ." શાસ્ત્રીય ગ્રંથોની કવિતામાં અલંકારની મેળવણીથી જેટલો રસ ઉત્પન્ન થાય, તેટલો રસ હોય છે. ગંભીર વિષયને અનુકૂળ ભાષા ઘડાયેલી નહિ, તેથી અખાની ભાષા સ્વચ્છ નથી. પણ ક્લિસ્ટ લાગે છે. અખાને જ્ઞાની દાખલ ઘણું માન છે. પણ કવિ દાખલ તો એ બીજા વર્ગના કવિઓમાં ગણી શકાય. તેની કવિતા બોધક છે. તેમાં હાસ્યરસ સિવાય બીજો રસ નથી.

અખાએ જાતે અભ્યાસ કર્યો નહોતો, પણ તે બહુશ્રુત હતો. એના વિચાર સાધારણ નથી, પણ પ્રૌઢ છે. પંડિત માન્ય કરે તેવા છે. તેણે કવિતા ઉપર કે ઢાળ ઉપર નજર રાખી નથી. પણ અર્થ અને દ્દષ્ટાંતોથી ભભકમાં બનાવવા ઉપર સારી પેઠે નજર રાખી છે. તેણે જે ગ્રંથો બનાવ્યા છે. તે નીચે મુજબ;—૧ અખેગીતા. ૨ પંચીકરણ. ૩ બ્રહ્મલીલા. ૪ અનુભવબિંદુ. ૫ ચીત્તવિચાર સંવાદ. ૬ ગુરૂશિષ્ય સંવાદ. ૭ કૈવલ્ય ગીતા. ૮

સંત પ્રિયા. ૯ જૂદા જૂદા અંગો વિષે છપ્પા, દોહા, છૂટક પદો તથા કીર્તન વગેરે.

ઉપરના ગ્રંથોમાં જગત્ મિથ્યા, અને ઇશ્વર સત્ય છે. તેને ઓળખવો, અને તેને વાસ્તે વિવેક વૈરાગાદિ સાધન કરવાં, તથા અતિત કે વૈરાગી થવાની જરૂર નથી, પણ સત્સંગથી સાચા પદાર્થને ઓળખીને ખોટાનો યત્ન પૂર્વક ત્યાગ કરવો, એવા વિષય છે. તેણે બધા મળીને ૭૫૦ છપ્પા રચ્યા છે. તે ઉપરથી જણાય છે કે, તેને દુનિયાનો વ્યવહારિક અનુભવ સારો હતો. તેની દ્રષ્ટિ જગતની ખૂબી જોવા કરતાં ખોડ જોવા તરફ વધારે હતી. તેની વાણી સાંભળનારના હૃદયને ભેદે તેવી છે. તેણે મનુષ્ય જાતિને ખરેખર જાણે ચાબખા મારીને શીખામણ દીધી છે. તથા દુનિયાની દગલબાજી ઉઘાડી કરી છે. તેણે જે જે દ્રષ્ટાંતો આપ્યાં છે, તે બહુ અસરકારક છે. તેને ભક્ત દાખલ ઘણું માન છે. પરંતુ તેનામાં ભક્તિ જણાતી નથી. માત્ર લુખુ જ્ઞાન જણાય છે. તે બહુ ભણેલો નહોતો, તે છતાં વેદાન્ત સરખા અઘરા વિષયનું જ્ઞાન મેળવીને તે ઉપર તેણે અનુભવ પૂર્વક લખ્યું છે. માટે તેની એવી ઉંચી બુદ્ધિને ધન્યવાદ ઘટે છે.

---

## કવિ સામળ ભટ્ટ.

આ પ્રખ્યાત કવિ શ્રીગોડ માળવી, સામવેદી, સ્માર્ત બ્રાહ્મણ હતો. તે અમદાવાદના વેંગણપુર નામના પરામાં જેને હાલ **ગોમતીપુર** કહે છે, ત્યાં રહેતો હતો. એના બાપનું નામ **વીરેશ્વર**, માનું નામ **આનંદ બાઇ**, અને ગુરૂનું નામ **નાનાભટ્ટ** હતું. તેને બે છોકરા હતા. તેમાં **પુરૂષોત્તમ** ભણ્યો ગણ્યો અને લાયક હતો. માટે તેના ઉપર કવિ પ્રેમથી જોતો હતો, ને કવિતા ગાવાને તેને પોતાની સાથે રાખતો.

સામળભટ્ટે વ્રજ ભાષાનો તેમજ સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો, એમ જણાય છે. કેટલાએક કહે છે કે, એને જ્યોતિષ પણ આવડતું હતું, ને તે પુરાણો વાંચતો હતો. દોહરા, ચોપાઇ, છપ્પા, કવિત વગેરે વૃત્તો જે મૂળ સંસ્કૃતમાં નહિ (પ્રથમ વ્રજ ભાષામાંજ નીકળેલાં) તે સામળે ગુજરાતીમાં વિશેષ વૃત્તનાં કીધાં, ને તેમાં ફતેહ પામ્યો છે. તેની કવિતાનો મોટો ભાગ વાર્તાનો છે. એ વાર્તાઓ લખવાનો ઉદ્દેશ ગામડીઆઓને રીઝવવાનો છતાં તેણે પોતાની વિદ્વતા અને કવિત્વ શક્તિ સારી પેઠે બતાવી છે. અજ્ઞાની લોકને કવિતા તરફ રૂચી કરાવ્યાનું અને તેમાં નીતિ બતાવ્યાનું માન સામળને ઘટે છે. તેણે પ્રથમ સંસ્કૃત પુસ્તકો વાંચીને ભોજ પ્રબંધ વગેરે ઉપરથી વિક્રમ તથા ભોજ રાજાની પુષ્કળ વાર્તાઓ બનાવી છે. તેમ કેટલીક નવી યોજી છે, ને કેટલીક ફારસીમાંથી સાંભળી લેઇને કરી હશે, એમ જણાય છે. તેણે સંસ્કૃત સાહિત્યના શ્લોકના કવિત, છપ્પા પણ બનાવેલા છે. આ કવિ વિષે આપણા પ્રખ્યાત કવિશ્વર નર્મદાશંકર લખે છે કે;—

"સામળભટ્ટની પ્રસિદ્ધ કવિતા વાર્તાની છે તેમાં વિષય સ્ત્રી ચરિત્રનો છે. તેણે અતિશયોક્તિથી સ્ત્રીને નિંદેલી છે. એવું વાંચનારના મ્હોંડામાંથી નીકળે છે. તેની વાર્તા કથનના તેજમાં સુબોધ દબાઇ ગયો છે. જો કે કેટલીક ગોઠી વાર્તામાં કેટલીક સ્ત્રીની

મૂર્તિ રૌદ્ર અને ભયાનક રસ ઉત્પન્ન કરે તેવી છે. ને કેટલાક પુરૂષોની સુંદર મૂર્તિ ઉજળો આનંદ આપે છે. તોપણ સર્વ વાર્તા વિષે સાધારણ વિચાર આટલોંજ આપી શકાય છે કે, તે તર્કથી યોજાઇ છે. તોપણ તે ઉત્તરોત્તર તર્કથી-નવાં નવાં વર્ણનથી રસભરી થઈ નથી; હા, સાહિત્ય અલંકારથી તેજદાર છે ખરી, કથન પણ ઘણુ કરીને એક સરખાં સાદાં છે, યુક્તિને ખટપટ ભરેલાં નથી કે એક નવો રંગ દેખાય. વાર્તામાંને બીજી કવિતામાં પ્રસંગે પ્રસંગે નવેરસ, અલંકાર, તથા સાહિત્યથી દેખાડ્યા છે. પણ એ રસ ઘટ્ટ જામેલા નથી. ઉપલક્રિયા છે. એટલે અસર ઘણીવાર રહેતી નથી. કવિનો ગ્રંથ લખવાના ઉત્સાહનો ઉભરો એવો તો જોશમાં બહાર પડેલો છે કે, તેણે હિંદી, ઉર્દૂ, જૈન શબ્દો તાણી તોડી પ્રાસને અનુકૂળ કરી પોતાની વાણીને સરળ તેજ મારતી ને છટાવાળી દેખાડી છે. સામળે ઘણું લખ્યું છે, ઘણું સાહિત્ય વાપર્યું છે, ઘણો બોધ આપ્યો છે, ઘણી ચાતુરી બતાવી છે, ને ઘણા રંગ દર્શાવ્યા છે, તે સૌ જોતાં તેની કવિતાએ ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં એક રંગમંડપ હોયની શું! તેવી શોભે છે. જેમાં ગુજરાતી સ્ત્રી પુરૂષો અનીતિ મૂર્ખાઇ વગેરેનું હાસ્યરસ નાટક જોઇ અને દૃષ્ટાંત કથન સાંભળી સુબોધ શિક્ષા ગ્રહણ કરે છે. ગુજરાતીઓમાં પ્રવૃત્તિના આનંદ, ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ, પરાક્રમ, એ સદ્‌ગુણોનો પ્રથમ બોધ કરનાર સામળભટ્ટ છે—"**જીવતો નર ભદ્રા પામશે**" એ તેનુ વચન તો કહેણીરૂપ થઇ રહ્યું છે."

એ કવિની કીર્તિ સાંભળી વાસણ વંશના લેઉવા પાટીદાર **રખીદાસ જે માતર** પ્રગણામાં **સુંઝ** નામે ગામમાં રહેતા હતા, તેમણે સામળભટ્ટને પોતાના ગામમાં તેડાવીને મોટા સત્કારથી તેના ગુજરાનને માટે કેટલુક પસાયતું કરી આપીને પોતાની પાસે રાખ્યો હતો. ત્યાં રખીદાસને રીઝવવાને સામળભટ્ટે **સિંહાસન બત્રીશી** કરી. તેમજ રખીદાસના પુત્ર **ઝવેરભાઇને** રીઝવવા માટે **સુડાબોહોતેરી** કરી હતી. સામળભટ્ટના રચેલા ગ્રંથો;—સિંહાસન બત્રીશી, સુડાબોહોતેરી, નંદબત્રીસી, મદનમોહના, બરાસકસ્તૂરી, પદ્માવતી, શનિશ્ચરાખ્યાન, બોડાણાનુ આખ્યાન, ઉદ્યમ કર્મ સંવાદ, અંગદ વિષ્ટિ, મંદોદરી સંવાદ, શિવપુરાણ, રેવાખંડ, રણછોડજીનો શ્લોક વગેરે છે.

કવિ સામળભટ્ટે આશરે ૧૨૫ વાર્તાઓ તથા **બ્રમ્હોત્તરખંડ** વગેરે ઉપર બતાવેલા પુસ્તકો ગુજરાતી ભાષાની કવિતામાં છે. તેમાં બત્રીશ પુતળીઓની બત્રીશ વાર્તાઓમાંથી અને મડાપચીશીની પચીશ વાતોમાંથી કેટલીએકમાં ઘણી નીતિ અને શીખામણુની વાતો છે. સુડાબોતેરીમાં એક દુરાચરણ કરવા આતુર થયેલી સ્ત્રીને કેવી રીતે યુક્તિથી સમજાવીને દુરાચરણથી અટકાવી, તેના દાખલા છે. તેમાંથી સમજુને શીખામણ અને અણસમજુ અવળો અર્થ લે તો તેને ગેરફાયદો થાય એવું છે. પણ તેમાં હરેક ઠેકાણે તે કવિએ વ્યભિચારની નિંદા કરેલી છે. શામળભટ્ટની કવિતામાં ઘણું કરીને કોઇ ધર્મ પંથનો પક્ષ નથી. તેથી હરેક ધર્મના લોકો તેને વાંચવા ચાહાય છે. કવિચરિત્રમાં લખ્યું છે કે;—

"કવિએ બનાવેલા **બરાસકસ્તુરિ** વગેરે ગ્રંથો ઉપરથી જણાય છે કે, તેના જેવો તર્કશક્તિવાળો બીજો કોઇ કવિ ગુજરાતી ભાષામાં થયો નથી. તેની પરચુરણ કવિતા કહી આપે છે કે, તેના જેવો બહુશ્રુત અને વ્યવહારિક જ્ઞાનવાળો પણ બીજો કોઈ કવિ થયો

નથી. તેના વિચાર પ્રૌઢ અને ગંભીર છે. તેણે જે જે બાબતોનું વર્ણન કર્યું છે, તેના ગુણ દોષ કહેવામાં કાંઇ ખામી રાખી નથી. તેની વાણી એવી છે કે, ફરી ફરીને વાંચીએ તો પણ નવું નવું લાગે છે. અને પ્રીતિથી વાંચવાનું મન થાય છે. તેણે સમવિષમ ગુણનાં અનુભવિક દ્રષ્ટાંત દેખાડીને ઘણી સારી રીતે નીતિનો ઉપદેશ કરેલો છે. તેમાં અલંકારો પણ સારા મૂકેલા છે. તેની સમસ્યાઓમાં ચતુરાઇ અને તર્ક સારો છે. કવિનો બીજો પુત્ર આંખે બાડો, કુરૂપ અને જડ મતિનો હતો. તેથી તેના ઉપર તેમની ઓછી પ્રીતિ હતી. એ વિષે તેમણેજ એક ઠેકાણે લખ્યું છે કે;—" સામળભટનો દીકરો, બાડો ને વીકરાડ; ઘામુડવાડે મોકલ્યો, જે પોચ્યો ગતરાડ."

કવિએ મડાપચીશીમાં સંવત ૧૭૭૭ અને સંવત ૧૭૮૫ એ વર્ષો લખેલાં છે. પદ્માવતીમાં સંવત ૧૭૭૪ નું વર્ષ છે. રણછોડજીના શ્લોકમાં સંવત ૧૭૮૧ છે. અને સિંહાસન બત્રીસી પછી સુડાબહોતેરી લખાઇ છે. તે ઉપરથી ધારી શકાય છે કે, સામળભટ્ટે સંવત ૧૭૭૦ થી તે સંવત ૧૭૮૦ સુધીમાં ઘણાક ગ્રંથો લખ્યા છે. એવું કહેવાય છે કે, જ્યારે સંવત ૧૭૮૧ માં રખીદાસે તેમની કીર્તિ સાંભળી તેડાવ્યા, ત્યારે તેમની ઉમ્મર ૩૦ વર્ષની હતી. તે ઉપરથી ધારી શકાય છે કે, તેમનો જન્મ સંવત ૧૭૩૯ માં અને મરણ સંવત ૧૮૦૦ પછી થયેલું હોવું જોઇએ.

---

# સુંદરદાસ.

દાદુપંથી સાધુ કવિ સુંદરદાસ મોટા પંડિત અને જ્ઞાની પુરૂષ હતા. તેમણે વેદાંત વિષયપર બહુ ગ્રંથ કર્યા છે. તેમાંના **સુંદરવિલાસ, જ્ઞાનવિલાસ, જ્ઞાનસમુદ્ર** અને **દશઅષ્ટક,** એ ચાર ગ્રંથ પ્રસિદ્ધ છે. તે વેદાંત જ્ઞાનવાળાને બહુ ઉપયોગી છે. એવું કહેવાય છે કે, સુંદરવિલાસ ગ્રંથની રચના સુંદરદાસે પોતે કાંઇ ગ્રંથના આકારમાં કરી નહોતી. પરંતુ તેમની બનાવેલી ઘણીક પ્રસ્તાવિક કવિતાઓનો સંગ્રહ કોઇ સાધુ પુરૂષે કરીને તેને યથાનુક્રમે ગોઠવીને ગ્રંથરૂપ આકૃતિ કરેલી જણાય છે. તેમાં સુંદરદાસની અતિ ઉપયોગી કવિતાઓ દાખલ કરી છે. અને કેટલીક છોડી પણ દીધેલી છે. જ્ઞાનવિલાસ ગ્રંથ પણ એજ પ્રમાણે ગ્રંથાકાર બનેલો છે, એવું એ ગ્રંથોની સાદૃશ્યતા દ્વારા અનુમાન થઇ શકે છે. જ્ઞાન સમુદ્ર નામે ગ્રંથ તો સુંદરદાસે પોતેજ ગ્રંથના આકારમાં રચેલો છે. એમ સ્પષ્ટ જણાય છે. એ જ્ઞાનસમુદ્ર ગ્રંથની સમાપ્તિ સંવત ૧૭૧૦ ના વર્ષમાં થયાનું લખેલું છે. એ ઉપરથી સુંદરદાસની હયાતીનો કાળ આપણા જાણવામાં આવે છે. જે દશ અષ્ટકનો ગ્રંથ છે, તેમાંનો પ્રત્યેક વિષય જૂદો જૂદો છે. તેમાંની કવિતા અતિ રસિક છે. એવાંજ બીજાં ઘણાં અષ્ટક સુંદરદાસે બનાવેલાં કહેવાય છે. પરંતુ તે સર્વ અપ્રસિદ્ધ છે.

સુંદરવિલાસ ગ્રંથમાં ૩૪ અંગ છે. તેમાં ૫૪૭ છંદોની સંખ્યા છે. જ્ઞાનસમુદ્રમાં પાંચ ઉલ્લાસ કર્યા છે. પહેલા ઉલ્લાસમાં ગુરૂ શિષ્યનાં લક્ષણ અને પ્રસન્નતા દર્શાવી છે. બીજામાં પ્રેમલક્ષણ, અને પરાભક્તિનું લક્ષણ વર્ણવ્યું છે. ત્રીજામાં યોગમાર્ગ, ચોથામાં સાંખ્યનું તત્વ, અને પાંચમામાં ચાર અભાવ વર્ણવીને અધ્યાત્મ જ્ઞાનનું સ્વરૂપ દેખાડ્યુ

છે. એવીજ રીતે જ્ઞાનવિલાસ, અને સુંદરવિલાસ એ ગ્રંથોમાં પણ ભક્તિ, જ્ઞાન, અને વૈરાગ્યનું વર્ણન કરેલું છે. સુંદરદાસ મહાકવિ હતા. તેમણે પિંગળના નિયમ પ્રમાણે જૂદા જૂદા છંદોમાં કવિતા કરેલી છે. તેમની વાણી ઘણી રસીક અને અસરકારક છે. તેમણે સંતોષ રાખવા વિષે કહ્યું છે કે;—

ઇંદવિજય છંદ.

જયું દશ, વીસ, પચાસ, ભયે; સઇ, સોય હજારૂં, લખ મંગેગો;
કોટી, અરબ, ખરબ, અસંખ્ય તો; પૃથ્વી પતિકી ચાહે બધેગો;
સ્વર્ગ પાતાળ કો રાજ ચાહે તો, તૃષ્ણા અધિકો આગ લગેગો;
સુંદર એક સંતોષ વિના નર, તેરી કબુ નહિ ભૂખ ભગેગો.

એવી રીતે સુંદરદાસે ઘણા બોધક છંદો રચેલા છે. જે ભાટ ચારણ વગેરે લોકોના મુખેથી ઘણીક વખતે સાંભળવામાં આવે છે. સુંદરવિલાસ, જ્ઞાનસમુદ્ર, અને સુંદરદાસનાં અનેક પદોના સંગ્રહરૂપ સુંદરકાવ્ય, એ ત્રણનો સંગ્રહ એક પુસ્તકના આકારમાં હિંદુસ્થાની ભાષામાં મુંબાઇના શરીફ સાલે મહમદે છપાવી પ્રસિદ્ધ કર્યો છે. આ કવિને થઇ ગયાને આજે શુમારે ૨૦૦ વર્ષ થઇ ગયાં છે.

---

# કવિ કિસનદાસ.

આ કવિએ રચેલા 'કિસનબાવની' નામે કાવ્યના અંત ઉપરથી જણાયછે કે તે સંવત ૧૭૬૭ માં હયાત હતો. તેના વિષે એવું જાણવામાં આવ્યું છે કે તે મૂળ ઉત્તરહિંદનો ગૌડ બ્રાહ્મણ હતો. તેનો બાપ ગુજરી જવાથી તેની માતા તેને તથા તેની બ્હેન રતનબાઇને લેઇને વખાની મારી ગુજરાતમાં આવીને એક ગોરજીના આશ્રય નીચે અપાસરામાં રહી હતી. કિસન પોતાની બાર વર્ષની ઉમ્મરમાં માગધી તથા સંસ્કૃતનાં સારાં વાક્યો મોઢે બોલતો તથા સમજી શકતો હતો. તેની બુદ્ધિ બહુ તિક્ષણ હોવાથી તે અભ્યાસમાં ઘણો આગળ વધતો ચાલ્યો. તેથી તેના વિદ્યા ગુરૂ લોકાં* ગચ્છના શ્રી પૂજ્ય શ્રી સંગરાજજીની તેના ઉપર ભારે મેહેરબાની થઇ. કિસનની બ્હેન ઉમર લાયક થવાથી તેને એક ગરીબ સ્થિતિના બ્રાહ્મણ વેરે પરણાવી દીધી. તે પછી બીજે વર્ષે તેની માતા ગુજરી ગઇ. હવે કિસનની ઉમ્મર પાકી થવાથી તેના ધર્મ ગુરૂએ તેને દિક્ષા આપી. આ વખતે તે સંસ્કૃત, માગધી, વૃજ, ફારસી તથા ઉર્દુ ભાષાઓ ઠીક જાણતો હતો. અને સહેજ કવિતા પણ કરી જાણતો. તેથી શ્રી પૂજ્યે તેનાપર પ્રસન્ન થઇને 'વાચક' (વ્યાસ) મુખ્ય ધર્મોપદેશ કરનારનો પદો આપ્યો. તેથી તેનું નામ વધ્યું. કિસનની ઉત્તમ વક્તૃત્વ શક્તિથી તે ધર્મના લોકો તેનાપર ઘણા રાજી રહેતા હતા. એટલામાં તેના ગુરૂ ગુજરી ગયા. શ્રીપૂજ્ય સંઘરાજની ઇચ્છા પોતાની પછી ગાદીનો માલિક કિસનને કરવાની હતી, પરંતુ કિસને તેમ ન કરતાં માત્ર થોડીક મિલકત લેઇને સંઘરાજના બીજા એક ચેલાને ગાદી ઉપર બેસાડ્યો. આટલું છતાં કિસનની વિદ્વતા જોઇને શ્રીપૂજ્યના ચેલાઓ તેની અદેખાઇ કરવા લાગ્યા.

---

* માત્ર ધર્મના ૮૪ ગચ્છ છે તે સિવાય જૂદો ૮૫ મો ગચ્છ 'લોકા' છે.

અને તેને હરેક પ્રકારે દુઃખી કરવાના ઉપાય શોધ્યા છેવટે તેઓ કાંઇ દાવમાં ન ફાવ્યા ત્યારે તેમણે તે વખતના અમદાવાદના બાદશાહની પાસે જઇને જાહેર કર્યું કે, કિસન સોનુ-રૂપુ બનાવવાનો કિમિયો જાણે છે તે ઉપરથી એ લોભી શાહે તેને બોલાવીને કિમિયાનો હુન્નર બતાવવા કહ્યું ત્યારે તે ઘણો અજબ થયો, અને કહ્યું કે સાહેબ! હું પવિત્ર ઇશ્વરના નામ સિવાય બીજું કંઇ જાણતો નથી. માત્ર મારા દુશ્મનોએ આપને ખોટી રીતે ભરમાવ્યા છે. આ વાત સાંભળીને બાદશાહ ઘણો ગુસ્સે થયો, અને કિમિયાની વાત છુપાવે છે એવું તેના ઉપર તોહોમત મૂકીને તેને બંધીખાને નાખ્યો.

કિસન બંધીખાનામાં ગયો, ત્યાં તેની નમ્રતા અને વિદ્વતા જોઇને ભલો જેલર તેના ઉપર મેહેરબાની રાખતો. તેથી તેને ત્યાં કાંઇ દુઃખ ભોગવવું પડ્યું નહિ પરંતુ આ બનાવ બનતા અગાઉ તેની બ્હેન રતનબાઇનો વર ગુજરી જવાથી તે ભાઇના આશ્રયમાં આવીને રહી હતી તેની હવે શી વલે થશે, તેના મોટા સંતાપમાં તે પડ્યો પણ નિરૂપાયે તે શું કરે? તેણે પેલા ભલા જેલરની પાસેથી મુસલમાની ભાષાનો અભ્યાસ વધાર્યો. અને એ ભાષાની કવિતા કરીને તથા સંસ્કૃત અને વ્રજ ભાષાની ઉત્તમ કવિતાનું રહસ્ય સમજાવીને તેને ઘણો ખુશી કર્યો જેવામાં ત્યાં પડી ત્રણ મહિને તેની વ્હાલી બ્હેન રતનબાઇ ભાઇના વિયોગમાં ઝુરી ઝુરીને મરણ પામી! કેવી ભાઇ બ્હેનની શુદ્ધ પ્રીતિ? આ દુઃખદાયક સમાચાર સાંભળીને કિસન સ્તબ્ધ થઇ ગયો તેને એક પણ આંસુ આવ્યું નહિ, તે એક પણ શબ્દ બોલી શક્યો નહિ, અને ચિત્રની પેઠે ઉભો રહ્યો 'સંસાર નષ્ટ થયો, મિલકત દુશ્મનો ખાઇ ગયા, સર્વ સ્નેહી સબંધીઓ મરી ગયા, છેવટમાં છેવટ એક બ્હેન હતી, તે પણ ચાલી ગઇ, હવે મારે કાંઇ પણ ન જોઇએ' એવો વિચાર કરીને તેજ વખતે તેણે જૈન ધર્મનો ત્યાગ કર્યો અને તત્વજ્ઞાન તથા વૈરાગ્યપર રૂચિ ધરાવી પરંતુ પોતાની પ્રેમાળ બ્હેન આમ કુસંગને મોતે મરી જાય, એ તેને ગમ્યું નહિ માટે તેનું નામ કાયમ રહે એવું કરવાનો તેણે વિચાર કર્યો અને એજ દિવસથી 'કીસન બાવની' નામે ગ્રંથ લખવા માંડ્યો અને થોડા દિવસમાં ૫૨ કવિત બનાવીને જેલરને બતાવ્યા જેલર તે શબ્દ અને અર્થાલંકારથી ભરપૂર થયેલી વાણી સાંભળીને ઘણો ખુશી થયો અને બોલ્યો કે, જો હું બાદશાહ હોઉં તો તને એકેક કવિતના બદલામાં એકેકું ગામ આપું! પણ હું તાબેદાર છું, તોપણ તમને આ કાળા ગઢમાંથી છોડાવવાનું વચન આપું છું એમ કહીને તે બાદશાહ પાસે ગયો અને કિસનનો મૂળથી ઇતિહાસ અને તેની વિદ્વતા વિષે બહુ તારીફ કરી તે સાંભળીને બાદશાહને ઘણી દયા આવી તેથી તેને બંધીખાનામાંથી મુક્ત કરીને પોતાની પાસે બોલાવી તેની કવિતા સાંભળી બાદશાહ એથી ઘણો ખુશી થયો, અને તેને પોશાક આપવા માંડ્યો પણ 'હું તો ફકીર છું' એમ જણાવીને કિસને તે લીધો નહિ પછી તે દિવસથી તેણે જૈનની 'શાહ' પદવી છોડી વૈષ્ણવની 'દાસ' પદવી લીધી.

વાચકો! બાદશાહોના કીર્તિ સ્થંભો મોટા પણ કાળે જમીન દોસ્ત થશે, તેના પથ્થર લોકો લઇ જશે, પરંતુ આ રતનબાઇનો કવિતારૂપ કીર્તિ સ્થંભ જ્યાં સુધી આકાશમાં હવા રહેશે, ત્યાં સુધી કાયમ રહેશે [illegible]

કિસનદાસ કચ્છમાં ગયો હતો. અને જીવન પર્યંત ત્યાંજ રહ્યો હતો. તેનો 'કિસન બાવની' નો ગ્રંથ કચ્છના ભાયાતોમાં ઘણો પ્રસિદ્ધ અને પ્રિય છે.

## હિમો ભક્ત.

ગાયકવાડના દેહેગામ પ્રગણામાં મગોડી કરીને એક ગામ છે. ત્યાં હિમો ભક્ત રહેતા હતા. તેમણે સંવત ૧૭૮૦ ના કારતક શુદ ૧૨ ના દિવસે "પાંડવોનું જુગટું" એ નામે પુસ્તક પૂરૂં કર્યું હતું. એવું તે પુસ્તકમાં લખેલું છે.

હિમો ભક્ત જાતે બિહોલા સોલંકી રજપૂત હતા. તેમણે લખવા વાંચવા જેટલો પણ અભ્યાસ કરેલો નહોતો. મગોડીને પાદરે નવ લાખીયું તળાવ છે, તેની આસપાસનાં નવ લાખ રાયણનાં ઝાડ તથા અઢીસેં વિઘાં જમીન હિમા ભક્તના તાબામાં હતી. તે જમીન હાલ સુધી તેમના વારસોના તાબામાં છે.

વગર ભણે રાગની દેશી ઉપર તેઓ કવિતા જોડતા, તે તેમના શિષ્યો લખી લેતા હતા. જેમ કેટલાક ભક્તોની ચમત્કારિક વાતો ચાલે છે. તેમ હિમા ભક્તની પણ ચમત્કારિક વાતો ચાલે છે. કહે છે કે જે દિવસે હિમા ભક્તે દેહ મૂક્યો, તેને આગલે દહાડે દીવાળીનું પર્વ હતું તે દહાડે તેમને વિમાન તેડવા આવેલું પણ તેમનાં સગાંવ્હાલાંએ તેમને કહ્યું કે, આજ દીવાળીને દહાડે અમને દિલગિરીમાં નાખવા ન જોઇએ. ત્યારે તેમણે કહ્યું કે "ત્યારે આવતી કાલે જઇશ." પછી તેઓ બીજે દહાડે વિમાનમાં બેશીને ગયા! ગમે તેમ હો, પણ હિમો ભક્ત તીર્થવાસી સાધુઓને સદાવ્રત આપતા. મજૂરો પાસે ખેતી કરાવતા. અને પોતે તો મંડળીમાં બેશીને તાળ પખાજ બજાવીને ભજન કરતા હતા.

હિમા ભક્તે પોતાના એક ગ્રંથમાં લખ્યું છે કે;—"શિત્તેર હજાર ગામોની રાજધાની મગોડી (મતલબ કે—મયૂરધ્વજ રાજા ગુજરાતનો ધણી અસલ હતો તેની રાજધાની મગોડીમાં હતી.) ત્યાં મારો નિવાસ છે. હું રામનો ભક્ત છું. મ નાનપણમાં સૂર્યની ભક્તિ કરી હતી. એક સમયે દિવસ આથમતાં આકાશવાણી થઇ હતી. તેથી મારામાં કવિતા શક્તિનું તેજ વધ્યું હતું."

હિમો નામે એક બીજો કવિ-ભક્ત તોરણામાં થઇ ગયાનું જણાય છે. તે જાતે બ્રાહ્મણ હતો. તેણે કર્મકથા એટલે કેવાં કર્મ કરેથી મનુષ્ય કેવો અવતાર પામે, તે વિષે કવિતા કરી છે. તથા પરચુરણ પદ અને ગરબીઓ પણ કરેલી છે. તેની મરણ તીથિનું પદ તેના નામનું છે, તે ઉપરથી જણાય છે કે, સંવત ૧૮૬૪ ના કાર્તિક શુદ ૧ સનિવારે પહોર દહાડો ચડતાં તેણે દેહ મુક્યો હતો. મરવાની ચિંતા તેના મનમાં લગારે નહોતી. એવું તેજ પદમાંથી જણાય છે. તેણે કહ્યું છે કે;—"મોત ન મેલે કોઇને, ખુશી ધરો કે ખેદ; તો દિલગીરી દિલ શિદ ધરું, ઉરમાં ધરો ઉમેદ." ઇત્યાદિ.

# કવિ કેવળરામ.

આ કવિનો જન્મ સંવત ૧૭૫૬ માં અમદાવાદમાં થયો હતો. તેમના પિતાનું નામ **કેશવરામ** હતું. તેઓ જ્ઞાતે વીસનગરા નાગર બ્રાહ્મણ હતા. કેવળરામ જ્યારે મોટા થયા, ત્યારે તેમના પિતાએ સંન્યાસ ગ્રહણ કર્યો હતો. સંસ્કૃત વિદ્યા ભણવાનો તેમના વંશપરંપરાનો ચાલ હતો, તે પ્રમાણે કેવળરામે પણ સંસ્કૃતનો તેમજ વ્રજભાષાનો અભ્યાસ કર્યો હતો. તેમને વ્રજભાષાની કવિતા કરવાનો શોખ પણ સારો હતો.

દિલ્હીના પાદશાહ તરફથી મોમીનખાંએ ગુજરાતમાં આવીને દામાજી ગાયકવાડની મદદથી સંવત ૧૭૯૩ માં રતનસિંહ ભંડારીના કબજામાંથી અમદાવાદ છોડાવ્યું હતું. એ મોમીનખાં સંવત ૧૮૦૦ મા ગુજરી ગયાથી તેમના ભાઇ **કમાલદ્દીનખાં** અમદાવાદના નવાબ થયા હતા. કમાલદ્દીનખાંનું બીજું નામ જુઆમરદખાં હતું. તેઓ ઉપજમાંથી ગાયકવાડ સરકારને અડધો ભાગ આપતા હતા. એ વખતે કવિ કેવળરામે નવાબના કુળનું અસલથી વર્ણન કર્યું. તે ગ્રંથનું નામ **બાબીવિલાસ** છે. કેમકે નવાબ બાબી વંશના હતા. નવાબ કમાલદ્દીનનું કવિત કવિ કેવળરામે કરેલું, તે નીચે પ્રમાણે છે.—(કમાલ એટલે સુંદર)

કવિત.

ગઢ ગંજન કમાલ, અરિ ભંજન કમાલ,
મન રંજન કમાલ, સુરત રસાલ હૈ;
પ્રીતમેં કમાલ, રન જીતમેં કમાલ,
રાજ રીતમેં કમાલ, દેખ્યો પ્રજા પ્રતિ પાલ હૈ;
રાજ મેં કમાલ, સબ કાજમેં કમાલ,
દીલ રાજમેં કમાલ, સદા વૈરિ સીર સાલ હૈ;
ખાગમેં[1] કમાલ, અરૂ[2] ત્યાગમેં કમાલ,
દેખ્યો ખાન હું કમાલ, સબ બાતમેં કમાલ હૈ.

એ નવાબે પ્રસન્ન થઇને કવિ કેવળરામને અમદાવાદની સાયર ઉપર તથા મહાલો ઉપર વધાસનના લાગા કરી આપ્યા હતા. કવિને ચાર પુત્રો હતા. તેમનાં નામ:—સેવકરામ, શોભારામ, સદારામ, અને આદિતરામ. એ વિષે તેમણે એક દોહરો રચેલો છે. તેના પહેલા બે ચરણમાં પોતાનું તથા પોતાના પિતાનું, અને તેમના પિતાનું નામ છે. અને બીજા બે ચરણોમાં પોતાના ચારે પુત્રોનાં નામ લાવીને ઇશ્વર સ્મરણના ઉપદેશનો વળી બીજો અર્થ આણ્યો છે. તે નીચે પ્રમાણે:—

દોહરો.

કેવળ, કેશવ, કૃષ્ણકો, ઉતતહિ નામ સંભાર:
સેવક, શોભા રખ સદા, આદિત ઉદય નિહાર.

એવું કહેવાય છે કે, કવિ કેવળરામને નવાબે ઘણી સારી આબરૂ આપી હતી. તે સમયના મુન્શીઓની પેઠે જામો પેહેરીને તેઓ કચેરીમાં જતા હતા. તેઓ સારા વિદ્વાન

(૧) તરવાર (૨) દાન

જન્મથી તે વીસ વર્ષ લગીનીદ યારામની હકીકત એ પ્રમાણે છે. બીજાં વીસ વર્ષની એટલે ૪૦ વર્ષ લગીની હકીકતમાં ઘણુંજ થોડું લખવાનું મળ્યું છે. કારણ કે એ વર્ષો કવિએ પ્રવાસમાંજ કહાડ્યાં છે. જો કે વચમાં વચમાં વર્ષ છ મહિના ચાણોદ અને ડભોઇમાં રહી જતો ખરો. તેણે બદ્રિકેદાર, જગન્નાથ, રામેશ્વર, અને દ્વારકાં એ ચાર ધામની ત્રણ વાર યાત્રા કરી હતી. વળી સાત આઠવાર તેણે શ્રી નાથજીનું દર્શન કર્યું હતું. અને ચારવાર યમુનાપાન કર્યું હતું. એકવાર તેણે કાશીથી ગંગાનાં પાણીની કાવડ લેઇને પગે ચાલીને શ્વેતબિંદુ રામેશ્વરને ચઢાવી હતી. દયારામ પગે ચાલીનેજ પ્રવાસ કરતો.

દયારામે ૩૫-૪૦ વર્ષની ઉમ્મરે સમર્પણ લીધું હતું. તેના ભગવદ્ગીતા મહાત્મમાં શિવ અને કૃષ્ણ બન્નેનાં નામ છે. તે ઉપરથી જણાય છે કે તેણે તે વેળા પુષ્ટિ માર્ગ સ્વિકાર્યો નહોતો. પ્રથમ પોતાનો ઇષ્ટ દેવ જે શિવ તેની કવિતા કરેલી, પણ જોગી દેવની કવિતામાં તેને પછવાડેથી રસ નહિ લાગેલો, તેથી અને શિવના કરતાં ભોગી દેવ જે કૃષ્ણ તેની કવિતામાં પોતાના જારી પ્રીતિ સંબધી ઉભરા ઘણા નીકળે છે, અને કૃષ્ણની કવિતાના કદરદાન પણ ઘણા વૈષ્ણવો મળી આવે, એવું વિચારી તેણે કૃષ્ણની કવિતા કરવા માંડેલી જણાય છે. તેણે **ભક્તિપોષણ** ગ્રંથ કર્યો છે. તે ચાળીસ વર્ષની ઉમ્મર પછીનો હશે, એવું ધારી શકાય છે.

માસીના મરણ પછી દયારામે ઘણુંખરૂં ડભોઇમાંજ રહેવા માંડયું હતું. વીસથી તે ચાળીસ વર્ષની ઉમ્મરના દરમ્યાનમાં તેની મુખ્ય જાણવા લાયક બીનાઓ ૩ બની છે. એક તો તેણે મોટો પ્રવાસ કર્યો, બીજું તેણે પુષ્ટિ માર્ગ સ્વીકાર્યો, અને ત્રીજું તેણે ઘણીક સ્ત્રીઓ જોડે રંડીબાજી કરીને ધિક્કારને પાત્ર થયો. ચાળીસ વર્ષની ઉમ્મર પછી દયારામે ડભોઇમાં સ્થાયી મુકામ કર્યો હતો. રણછોડ જોશી નામના દયારામના એક શિષ્યના કહેવા ઉપરથી જણાય છે કે, ડાકોરના ઇચ્છારામજી મહારાજ જે એક અવતારી પુરૂષ થઇ ગયા કહેવાય છે, તેમણે દયારામની કાવ્ય કરવાની વાત જાણીને તેને પોતાની પાસે બોલાવી ગવડાવ્યું. તેથી મહારાજ ઘણાજ પ્રસંન થયા હતા. ત્યારથી કવિની વિખ્યાતી ગુજરાતમાં પ્રસરવા માંડી હતી. કીર્તિ ગાનાર બ્રાહ્મણ વૈષ્ણવ ભક્ત, એટલે કોઇ દશ, કોઇ પાંચ, એમ લોકો તેને રૂપીઆ ભેટ આપતા. એથી તેને વર્ષ દહાડે બસેં રૂપીઆની પેદાશ થતી. ને ઉપર દયારામ પોતાનો નિભાવ કરતા. તે પોતાની પાછળ પુસ્તક સિવાય કાંઇ પુંજી મૂકી ગયા નથી.

દયારામને મોટા મોટા ઠાકોર, સાહુકાર અને ગોસાંઇજીના લાલો તેડવા માટે પાલખી, ઘોડા મોકલતા. તોપણ તે ના પાડતા. ને કોઇ ઠેકાણે જતા નહિ. તેઓ કહેતા કે જેને મળવું હોય તે અહિઆં આવે. મરવાની અગાઉ કવિને આંખનું લગાર દુઃખ થયું હતું. ને બે ત્રણ વર્ષ તો તે છેકજ અંધ હતા. મરતાં પહેલાં છ સાત દહાડા તે અવાચક રહ્યા હતા. તેમને છેવટે ત્રણ ભગદર, તાવ, પરમીઓ, સારણગાંઠ ને અંતરગળ એવા પાંચ પ્રકારના રોગ થયા હતા.

મરવાની અગાઉ પંદર વીસ દહાડા ઉપર દયારામે પોતાના શિષ્ય રણછોડ જોશીને કહ્યું હતું કે, તારે મારાં બનાવેલાં પદો ગાવાં, અને લોકોને કૃષ્ણ ઉપર પ્રીતિ કરાવવી.

મારાં પુસ્તકો અમૂલ્ય છે, તે તને હું વારસામાં આપું છું. પછી રણછોડ જોશીએ કહ્યું કે, તમારી આજ્ઞા મારે શિર છે. આપ જો આજ્ઞા આપો તો અમે તમારી પાદુકા પૂજીએ. કવિએ કહ્યું કે, હું તે કી ગણત્રીમાં ? એ વાત તો તમારે કરવી નહિ.

કવિ પોતે પોતાની કવિતા માંદગીમાં શિષ્યો પાસે ગવડાવતા. ને નવાં પદો બનાવતા, તથા લખાવતા. દયારામ સંવત ૧૯૦૮ ના મહા વદી ૫ વાર સોમને દિવસે ૭૫ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસી થયા હતા. તે શરીરે પાતળા હતા. તેમની આંખો માંજરી પણ ઘણી ચંચળ હતી. મુછો બરાવદાર અને ઉમેથી વાંકડી હતી. રંગે ઘઉં વરણાથી જરા વધારે ગોરા હતા. તેમજ તેમની નાજુકાઇ ઘણી હતી. તેમને કપડાં લત્તાં પહેરવા ઉપર શોખ ઘણો હતો. નડીઆદથી પાંચ પાંચ રૂપીઆનો રંગ નંખાવીને પાઘડી રંગાવી મંગાવતા. અને દશ બાર રૂપીઆનાં રેશમી કોરનાં ધોતીઆં તથા મલમલનાં અંગરખાં પહેરતા. તેમજ ખભે સફેત દુપટ્ટો નાંખતા. તે રોજ ૩૦-૩૨ પાનની બીડિઓ ખાતા ને હોઠને લાલચોળ રાખતા.

એ કવિનો સ્વભાવ મળતાવડો પણ પ્રસંગોપાત ઘણોજ ચીડીઓ હતો. તે એટલો કે વખતે જે પડ્યું હોય તે લેઇને મારવાને ચૂકતા નહિ. ને અભિમાનની પણ કંઇ કમતા રાખતા નહોતા. કોઈ પણ માણસ કવિ જાણીને તેમની મુલાકાતે આવતું તો તેની પાસે ગવડાવીને પોતાની કવિતા તેને સંભળાવતા.

દયારામે ગુજરાતી, હિંદુસ્થાની, પંજાબી, મરાઠી, સંસ્કૃત, અને ફારસીમાં કવિતા કરી છે. પણ દેવનગરી લિપિ સિવાય તેમને બીજી લિપિ લખતાં આવડતી નહિ. એમ કહેવાય છે. તેમની કવિતા ગુજરાતીમાં અને હિંદુસ્થાનીમાં ઘણી છે. જોશી રણછોડના કહેવા પ્રમાણે તેમના બનાવેલા ન્હાના મહોટા મળીને ૧૩૫ ગ્રંથ છે. એ ગ્રંથો ઉપરાંત તેમની કવિતા છુટક છુટક પદ, ગરબી, લાવણી વગેરેમાં પણ પુષ્કળ છે. જ્યારે જુસ્સો આવતો ત્યારેજ કવિતા બનાવતા. કોઇ કોઇ વખતે રમોઇ કરતાં કરતાં ઉઠીને પણ કવિતા કરવા મંડી જતા. તેમનામાં શીઘ્ર કવિતા કરવાની શક્તિ હતી.

દયારામ જો કે પોતે ગવૈયાની પેઠે સારૂં ગાઇ જાણતા નહોતા, તોપણ રાગ, સુર, અને તાલની સમજ સારી ધરાવતા હતા. તેઓ પોતે પણ તંબૂરો લઇને ગાતા. તેમની સ્મરણ શક્તિ પણ ઘણી હતી. તેમના શિષ્ય ઘણા હતા, પણ મુખ્ય ચાર હતા. જેમો મોટા કારભાર ઉપર જ્યાં પણ લાગી ઘર ગયા હતા. રતન નામે એક વિધવા સોનારણને દયારામે ઘરમાં રાખી હતી.

" દયારામે હિંદુસ્થાની ભાષામાં તથા ગુજરાતી ભાષામાં જે કવિતા કરી છે, તે ઘણીજ સારી અને અસરકારક છે. પણ મરાઠી વગેરે ભાષાઓમાં કરેલી કવિતા અશુદ્ધ છે. તેમ તે બરાબર અસર કર્તા પણ નથી. તે ઉપરથી જણાય છે કે, તે ભાષાઓનું તેને પૂર્ણ જ્ઞાન નહોતું. તે ઘણી જગાએ ફરેલો તેથી તેને બીજી ભાષાઓ સાધારણ આવડેલી હશે. તેણે હિંદુસ્થાનીમાં ગાવાની કવિતા રાગ, તાલ, અને સૂરના ધોરણ પ્રમાણે કરી છે. અને ગુજરાતીમાં દોહરા, ચોપાઇ, કુંડળિયા, છપ્પા, કવિત, લાવણીઓ, તથા બીજાં અનેક રાગનાં પદ અને ગરબીઓ કરેલી છે. મુખ્યત્વે કરીને તેની પ્રસિદ્ધિ તેના શૃંગાર રસ પ્રધાન કવિતાથી માત્ર છે. અને તેજ કવિતામાં તેણે પોતાના અનુભવનો એવો તો અસરકારક શૃંગારરસ મૂક્યો છે કે, તેના જેવી ગુજરાતીમાં બીજા કોઇ કવિની કવિતા નથી. એ કવિતામાં સ્ત્રી પુરૂષોની પ્રીતિ, રાધાકૃષ્ણની ક્રીડા, તથા વિરહનું દુઃખ, અને પ્રીતમ પ્યારીનાં પરસ્પર કામ વાસનાનાં ભાષણ, તથા તેઓના વિનોદ, કટાક્ષ, અને હાવભાવનું વર્ણન કરવામાં વ્યવહારિક મધુર કહેવતવાળા શબ્દો મૂકવાની ચતુરાઇમાં એ સૌથી શ્રેષ્ઠ છે. એ કવિતા વલ્લભી સંપ્રદાયના લોકોને અને વિશેષે કરીને સ્ત્રીઓને ઘણી ગમે છે. પરંતુ એ કવિતાએ લોકોનાં મન વિહ્વળ કરીને વ્યભિચારનો ઘણો વધારો કરી મૂક્યો છે. જેમ આ કવિ શૃંગારરસની કવિતાથી શ્રેષ્ટપણું પામે છે. તેમજ તેમાંના વિષય અને પરિણામથી એ કનિષ્ટ પંક્તિએ આવીને નિંદાને પાત્ર થાય છે. બેહેતર છે કે, એવી કવિતા રચવા કરતાં કવિત્વ શક્તિને ઢાંકી મૂકવી. સર્વે જાહેર લખનારાઓએ હમેશાં યાદ રાખવું કે, આ લખાણનુ વળણ કેઇ તરફ છે, અને તેનો પરિણામ કેવો નિપજશે.' એ તો સ્વાભાવિકજ છે કે, પોતાની કૃતિ પ્રમાણે બોલવા ચાલવામાં અને લખવામાં ઉદ્ગાર આવ્યા વિના રહે નહિ. તોપણ તે એટલા હદપાર જવા દેવા નહિ કે, પોતાની તેથી થનાર પ્રસિદ્ધિને બદલે કલંક લગાડે. માટે એવું ગદ્યમાં કે પદ્યમાં લખવુંજ નહિ. અને કદાપિ લખ્યું તો તેના ભોકતા પોતેજ થવું. વળી ગદ્યના લખાણ કરતાં પદ્યનાથી વધારે અસર થાય છે. માટે મુખ્યત્વે કરીને પદ્ય લખનારાઓએ તો આ દયારામભાઇની વાત હમેશાં યાદ રાખવી."

આ કવિની પ્રસિદ્ધ કવિતા;—દાણલીલા, બાળલીલા, રાસલીલા, રૂક્મિણી વિવાહ, અને ભક્તિપોષણ, વગેરે ઘણા વિષયો ઉપર ગુજરાતીમાં છે. અને વ્રજભાષામાં સતસાઇ તથા બીજા અનેક વિષયો ઉપર તેમણે કવિતા કરી છે. તે ઉપરથી જણાય છે કે તેમને શૃંગારનો ઘણો અનુભવ હતો. તેમની ભાષા મધુર અને સરળ છે. અને તે ગુજરાતી ભાષાનું ભુષણ છે.

## મહીપતિ બાવા.

**ભક્તવિજય** નામે પ્રખ્યાત ગ્રંથના કર્તા મહીપતિ બાવાનો જન્મ કયારે થયો, એ વિષે કાંઇ જાણવામાં આવ્યું નથી. પરંતુ તેમણે રચેલા **ભક્ત લીલામૃત** નામે ગ્રંથમાં છેવટે શાલિવાહન શકે ૧૬૯૬ નું વર્ષ લખેલું છે. તે ઉપરથી આ કવિને થઇ ગયાને સુમારે ૧૨૨ વર્ષ થયાં છે. મહીપતિ ગોદાવરી નદીને કાંઠે આવેલા પૈઠણ નગરની પાસે

તાહરાબાદ નામે ગામ છે, ત્યાંનો રહીશ, અને જાતે દેશસ્થ બ્રાહ્મણ હતો. તે એક વૈરાગ્ય શીલ સાધુ પુરૂષ હતો. તેણે **ભક્તવિજય, સંતવિજય, સંતલીલામૃત, ભક્તલીલામૃત,** અને **કથા સારામૃત** એ અનુક્રમે મોટા એવી બદ્ધ ગ્રંથો રચ્યા છે. તેઓમાં મુખ્યત્વે કરીને ભક્તોની તથા સંતોની લીલા વર્ણવી છે. **નાભાજી**એ ગ્વાલિયરની હિંદી ભાષામાં **ભક્તમાળા** નામે ગ્રંથ રચ્યો છે, તે ઉપરથી તથા ખાનદેશના ઉદ્ધવ ચિતધને[1] રચેલ **ભક્ત ચરિત્ર** વગેરે ગ્રંથોના આધારે મહીપતિ બાવાએ ઉપરના ગ્રંથો રચ્યા છે.[2]

એ સિવાય મહીપતિ બાવાએ **પાંડુરંગ સ્તોત્ર, શનિમાહાત્મ્ય, કૃષ્ણ લીલામૃત,** અને **તુકારામ ચરિત્ર,** ઇત્યાદિ ન્હાના ગ્રંથો રચ્યા છે. મહીપતિ શરીરે અશક્ત હતો, તેમ આવા મોટા ગ્રંથો રચવાની તેની શક્તિ નહોતી, તથાપિ તેણે ઇશ્વર કૃપાથી ગ્રંથો લખ્યા છે. એવો તેના ગ્રંથોમાં ઠેકાણે ઠેકાણે લેખ છે. તેમણે ભક્તવિજય ગ્રંથ શકે ૧૬૮૩ માં લખ્યાનું જણાય છે. મહીપતિ બાવા પોતાની ૮૦ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા હતા. પરંતુ ક્યારે મરણ પામ્યા, તે જાણવામાં આવ્યું નથી.

---

# કુકાગુરૂ રામસિંહ.

રામસિંહ અંગ્રેજી લશ્કરમાં એક સામાન્ય સીપાઇગીરીનું કામ કરતો હતો. જ્યારે લશ્કરે સિંધુ નદીના કિનારા ઉપર અટક શહેરમાં છાવણી નાંખી હતી, ત્યારે જોવામાં આવતું હતું કે, રામસિંહ સવારે પથારીમાંથી ઉઠીને નદી કિનારા ઉપરના કોઇ નિર્જન સ્થાનમાં બેસીને વિચાર કરતો હતો. અને પાછો સાંજે તે જગાપર જતો હતો. કોઇ વેળાએ નદીના પ્રબલ તરંગના ઉપર નજર કરીને બેસતો હતો, તો કોઇ વખતે કાન લગાડીને નદીના કલકલ સંગીત ધ્વનિ સાંભળીને ચમકી ઉઠતો; કોઇ વેળાએ અનન્ત આકાશની તરફ જોતો બેઠેલો જણાતો હતો. ગમે તે હાલતમાં રહેતો તોપણ રામસિંહ સર્વદા ખેદિત જણાતો હતો. ઘણી રાત તેણે રોવામાં ગાળી હતી. રામસિંહ શાને માટે વિચાર કરતો હતો? તેના પોતાના દેશની દુરાવસ્થાનો વિચાર કરીને તે અસ્થિર થઇ જતો હતો. પગલે પગલે ધર્મની અવમાનના, અસત્યનો ફેલાવો, નાનકે ફેલાવેલા નિર્મળ ધર્મમાં ખરાબ શિક્ષણ અને વેદમોનો સંબંધ થયેલો જોઇને તેના પ્રાણમાં મોટી વેદના થવાથી તે અસ્થિર થઇ જતો હતો. ઘણા દિવસો એવી રીતે ગયા. છેવટે રામસિંહે નક્કી કર્યું કે, લશ્કરની ચાકરી છોડીને ધર્મનો સુધારો કરવામાં જીવન અર્પણ કરવું જોઇએ. રામસિંહે જે વાતનો નિશ્ચય કર્યો હતો તે કામ સાધવાને તેણે પોતાની કમર કસી. તે શિખોમાં ધર્મની નવી ઉત્તેજના આપવાને ઉદ્યોગી થયો. રામસિંહ વાંચવા લખવામાં કુશળ નહોતો, તકરાર કરવામાં હોશિયાર નહોતો, પરન્તુ જે ગુણ હોવાથી ધર્મ પ્રચાર કરી શકાય છે, તે તેનામાં હતા. મન ઉપર પ્રભાવ નાખવા, જીવનમાં ભક્તિ અને વિશ્વાસની પ્રબળતા અને

(૧) આ કવિ ખાનદેશમાં "[illegible]" નામે ગામમાં શકે [illegible]માં રહેતો હતો.

(૨) [illegible] નામના એક [illegible] "[illegible]" નામે એક ગ્રંથ રચ્યો છે.

નિર્મળ દયાળુ હૃદય હતું. એ જોઇને શિષ્યો તેનો ઉપદેશ પાળવા લાગ્યા. ટોળેટોળાં તેના જીવનનું માધુર્ય જોઇને ખેંચાયાં. પાપી અને અપરાધીઓ કલંકિત જીવનનો ત્યાગ કરીને તેના સોબતીઓ થયા. શિખ્ખ ભૂમિમાં એટલે પંજાબમાં એક આશ્ચર્ય પ્રકારનો ફેરફાર થયો. કેટલાક ચોરોએ ધર્મ જીવન મેળવ્યું. ઘણા વર્ષ સુધી જેઓએ ચોરી કરીને જે ધન એકઠું કર્યું હતું તે તેમના માલેકને પાછું આપીને સરકારમાં અપરાધ કબુલ કરીને કેદખાનામાં દિવસ ગાળવા લાગ્યા. છેલ્લે એક લાખ માણસો રામસિંહના અનુવર્તી થયા. આથી અંગ્રેજોએ પ્રમાદ જાણ્યો. સામાન્ય વિષયમાં મોટો આકાર ધારણ કર્યો. શિખો ગાયની હત્યા જોઇ શકતા નથી. તે વાસ્તે કેટલીક ગાયની હત્યા કરનારના ઉપર જુલમ થયો હતો. આ સામાન્ય કામથી રામસિંહના શિષ્યો શત્રુ તરીકે જણાયા. તેઓમાંના ઘણાક એક દિવસે ઇંગ્રેજની તોપને મોઢે ઉડી ગયા. રામસિંહને કાળે પાણીએ મોકલ્યો. ઘોર અપરાધી નરહત્યાકારીની પેઠે નિરાપરાધી ધર્મગુરૂને દેશનિકાલ કર્યો. પંજાબની ધર્મોદ્દીપનાની આશા જતી રહી.



# મનોહર સ્વામી.

મનોહર સ્વામી જાતનો વડનગરો નાગર ગૃહસ્થ સવત ૧૮૪૪ માં જૂનાગઢમાં જન્મ્યો હતો. ત્યાંથી વસાવડ અને પછી મહુવામાં આવ્યો હતો. **પ્રહ્લાદ આખ્યાનનો** બનાવનાર **કાલિદાસ** આ મનોહરનો મામો થાય. મનોહરનું બાળચરિત્ર જાણવામાં નથી, પણ ગૃહસ્થાશ્રમ સંબંધી સઘળેથી એવું જણાવવામાં આવે છે કે, એણે પોતાની સ્ત્રીનામાં કાંઇ દોષ જોયેલો તેથી તેણે તેનો ત્યાગ કર્યો હતો.

મનોહર પોતાની ૩૫ વર્ષની ઉમ્મરે ઘોઘે આવ્યો, અને ત્યાં કલ્યાણજી નામનો નાગર ગૃહસ્થ જે અમીન હતો તેને ઘેર રહ્યો. અહિં તેણે મુખત્યારી વકીલનું કામ કરવા માંડ્યું. તેના બાપ નાનકડાએ તેને માટે ૨૦ હજાર રૂપીઆની પુંજી મુકી હતી. પણ તે તેણે ઉંધા ઉંધા વેપાર કરીને તમામ ખોઇ નાખી હતી. એ નુકશાન અને સ્ત્રીનો ત્યાગ એ બે કારણ મનોહરના મનમાં વૈરાગ્ય ઉપજાવવાને એકઠાં મળ્યાં.

મહુવામાં તેને બંગાળા તરફનો કોઇ સંન્યાસી મળેલો તેની પાસેથી તેણે વેદાંત માર્ગનો બોધ લીધો હતો. તે એટલો તો ગંદો હતો કે તેની પાસે તો શું પણ તેનાથી ચાર ડગલાં દૂર ઉભા હોઇએ તોપણ તેના શરીરમાંથી દુર્ગંધિ આવ્યા વિના રહેતી નહિ. જેવો તે મેલો હતો, તેવો તે લુચ્ચાઇ દોંગાઇમાં પણ પૂરો હતો. અને સંન્યાસ લીધા પછી શિષ્યાણીઓનો વધારે સહવાસ રાખતો.

તે સ્નાન સંધ્યા વગેરે કાંઇજ કરતો નહિ. એક દિવસે ભાવનગરના પ્રખ્યાત દિવાન ગૌરીશંકરના ન્હાના ભાઇ વેણીલાલે કોઇ શુક્લ જોડે તેને કહેવડાવ્યું કે તમે બ્રાહ્મણ થઇને નહાતા ધોતા નથી તથા બ્રહ્મકર્મ કરતા નથી એ સારૂં નહિ. તેના ઉત્તરમાં તેણે લખી મોકલ્યું કે તમે બ્રાહ્મણ થયા [illegible] ઉપરથી જણાય છે કે તમેજ મોટા ખાડામાં પડેલા છો.

એક કામમાં તેણે બક્ષીના હાથના જેવા દસ્તાવેજ લખીને રાજાના જેવી મોહોર મારી હતી; તેમાં તેને બે હજાર રૂપીઆ મળવાના હતા. પણ તે ન મળ્યાથી તેને કરેલા કામનો પસ્તાવો થયો. પછી સંવત ૧૮૭૯ માં એટલે ઇ. સ. ૧૮૨૩ નાં વર્ષમાં સુરતના શેસન જડજ મિ. જોન્સની હજુરમાં જઇને તેણે જાહેર કર્યું કે મેં આવું આવું કામ કર્યું છે. માટે મને શિક્ષા કરો. જડજે તે માન્યું નહિ, પણ ખરૂં ખોટું જાણવા તેણે તેને ફરમાવ્યું કે મને તેવું કરી બતાવ. તે ઉપરથી મનોહરે નવો દસ્તાવેજ કરી મીણવતી મોહોર મારી તેને જૂનો કરી નાખ્યો. પણ પેલા કામમાં એજ હતો. એવી કાંઇ સાબીતી મળી ન આવ્યાથી જડજે તેને છોડી મૂક્યો હતો.

મનોહરને પીશાબ વાટે ધાત જતી હતી. તેથી તેને અફીણનું બંધારણ રાખવું પડ્યું હતું. તે દર મહિને ચાર રૂપીઆનું અફીણ ખાતો હતો. તેણે ફારસી ભાષાનો અભ્યાસ સારો કર્યો હતો. અને અકબરની વખતમાં સંસ્કૃત ઉપનિષદોનાં ફારસી ભાષાંતરો થયેલાં હતાં તે તેણે વાંચ્યાં હતાં. તેથી તેના વિચારને સારી પુષ્ટિ મળી હતી. તેણે ગણદેવીના ભગવાન શાસ્ત્રી પાસે બે વૃત્તિ કૌમુદી જોઇ હતી.

તેણે સંવત ૧૮૯૪ ના શ્રાવણ મહિનામાં સંન્યસ્ત લીધું હતું. પછી ભાવનગર જઇને તે નીલકંઠ મહાદેવના દેહેરામાં રહ્યો હતો. ત્યાં કેટલેક દિવસે દિવાન ગૌરીશંકરે તેની પાસેથી મંત્રોપદેશ લીધો હતો. ત્યાર પછી તેને ખાવા પીવાનું યથાસ્થિત મળ્યાથી તે શરીરે ખૂબ પુષ્ટ થયો હતો.

તેણે સંસ્કૃત, હિંદુસ્થાની, ને ગુજરાતીમાં ગ્રંથો કર્યા છે. તેનાં નામ રા. ગૌરીશંકરે આ પ્રમાણે ગણાવ્યાં છે,—ભગવત ગીતાની ગુજરાતીમાં પદબોધિની ટીકા, રામ ગીતા ઉપર ટીકા, પાંચસેં શ્લોકનો એક વલ્લભ મત ખંડન સંસ્કૃત ગ્રંથ, સનત સુજાતીય આખ્યાન, પુરાતન કથા (વલ્લભી મહારાજો સંબંધી), નિત્યકર્મ, અને ગુજરાતી વ્યાકરણ વગેરે. તેણે સંન્યસ્ત લીધા પછી જે કવિતા કરી છે તેમાં મનોહર નામ બદલીને સચ્ચિદાનંદ એવું નામ ધારણ કરેલું છે.

તેની કવિતામાં મૂર્તિ પુજાદિક કર્મ ઉપાસનાનું તથા વૈષ્ણવ અને સ્વામીનારાયણનાં મતોનું ખંડન અને અદ્વૈત મતનું બ્રહ્મ નિરૂપણ છે. તેનામાં સાંભળેલા ઢાળ પ્રમાણે કવિતા જોડવાની શક્તિ હતી, પણ તે પોતે ગાઇ જાણતો નહિં. સંવત ૧૯૦૧ ના વૈશાખ સુદ ૧૪ ના દિવસે મનોહર સ્વામી મરણ પામ્યા હતા.

---

# પ્રેમાનંદ સ્વામી.

પ્રેમાનંદ સ્વામીના જન્મ વૃત્તાંતની કાંઇ પણ હકીકત જાણવામાં આવી નથી. પરંતુ તેઓ સ્વામીનારાયણના સાધુ હતા. અને ઘણું કરીને કાઠીઆવાડમાં ગઢડાના મંદિરમાં રહેતા હતા. તેઓ ઘણી પ્રકારનાં વાજાં બજાવી જાણતા, અને ગાયનમાં ઘણા હુશિયાર હતા. તે ઉપરથી લોકો કહે છે કે, તેઓ પૂર્વાશ્રમે ગાંધર્વ હતા. તેઓ ઘણા પ્રેમી હતા. તેથી તેમનું બીજુ નામ પ્રેમસખી પડ્યું હતું. તેમણે તરેહ તરેહના રાગનાં

પદ, રેખતા, ઠુમરિયો વગેરે સુમારે ૭૦૦૦ પદ હિંદસ્થાની ભાષામાં, અને ૩૦૦૦ ગુજરાતી ભાષામાં કરેલાં છે. તેમ તેમણે તુલસી વિવાહનાં ધોળ પણ રચેલાં છે. નવા રાગ ઉપજાવવાની તેમનામાં શક્તિ હતી. તેમની કવિતા એવી તો રસિક છે કે, તેથી બીજા મતના લોકોનાં મન પણ રંજન થાય છે. અને જે લોકો સ્વામીનારાયણના મતનાં પદ ગાવાની અદેખાઇ રાખે છે, તેઓ તેમના નામને ઠેકાણે તુળસીદાસનું અથવા બીજા કોઇ કવિનું નામ દાખલ કરીને તેમનાં પદ ગાય છે. તેમજ કેટલીક રામજણિયો પણ તેમનાં પદ ગાય છે. તેમણે સુંદર રાગમાં કૃષ્ણલીલા વધારે વર્ણવી છે. તેમણે બનાવેલી સ્વામીનારાયણના વિયોગની ગરબીઓ સ્વામીનારાયણના મતના લોકો એક વખતે ગાતા હતા, ત્યારે કહે છે કે, સાંભળનારની આંખોમાંથી અશ્રુ વહેવા માંડયાં હતાં. તેમ ગાનારની છાતી ભરાઇ આવ્યાથી તેનો કંઠ પણ બંધ પડયો હતો. એવો તેમની કવિતામાં પ્રેમરસ અતિશય છે. તેમના પ્રેમની ગરબીઓથી એ મતના લોકોને પોતાના ગુરૂ ઉપર ઘણો પ્રેમ આવે છે. એવો તેમની કવિતામાં ચમત્કાર છે. એ પ્રેમની ગરબીઓ તેમણે શુમારે સંવત ૧૮૭૮ માં રચીને સભામાં મહાત્મા **સહજાનંદ સ્વામી**ની આગળ ગાઇ સંભળાવી હતી. તેથી શ્રોતાઓના મન ઉપર ઘણી અસર થઇ હતી. તેમ સહજાનંદ સ્વામી પણ ઘણા પ્રસન્ન થયા હતા. એટલે સુધી કે તેમણે ખુશીના આવેશમાં કહ્યું હતું કે,–" મને એમ વિચાર થાય છે કે, હું ઉભો થઇને આ સાધુને દંડવત્ કરૂ ! વાહ ! કેટલો પ્રેમ ? અને ગાયનની કેટલી ઉત્તમ અસર ? !

પ્રેમાનંદસ્વામીનું મંડળ જે ગામમાં જતું, તે ગામના લોકો બીજા મતના હોય, તો પણ તેમનું ગાયન સાંભળવા સારૂ ઘણા આતુર થઇને તેમની પાસે જતા હતા. કેટલાક ગવૈયા લોકો તેમની પાસે ગાયનકળા શીખવા માટે આવતા હતા. પ્રેમાનંદ સ્વામી સંવત ૧૯૦૫ માં હયાત હતા. તે વખતે તેમની ઉમ્મર શુમારે ૭૦ વર્ષની જણાતી હતી. તે ઉપરથી ધારી શકાય છે કે તેઓ સંવત ૧૮૩૫ માં જન્મ્યા હતા. તેમના સ્વર્ગવાસ પછી સ્વામીનારાયણના સાધુઓમાં તેમના જેવો બીજો કોઇ કવિ થયો નથી. એ મતની સભામાં તાલ સુર સાથે બીજા કવિની કવિતા ગાતાં જ્યારે પ્રેમાનંદ સ્વામીની કવિતા ગવાય છે, ત્યારે હદ વળે છે. અને સર્વને આનંદ થાય છે.



## બ્રહ્માનંદ સ્વામી.

બ્રહ્માનંદ ડુંગરપુર પ્રગણાના ખાણ નામે ગામના રહીશ હતા. તેમના પિતાનું નામ **શંભૂદાન બારોટ**, અને માતાનું નામ લાડુબાઇ હતું. કવિચરિત્રમાં લખ્યું છે કે તેઓ જાતે **ચારણ** હતા. પરંતુ તેમની **બારોટ**ની અટક જોતાં એ વાત સંભવતી નથી. માટે તેઓ ભાટ હશે. એમ લાગે છે. બ્રહ્માનંદનું મૂળનામ તો **લાડુ બારોટ** હતું. તેમણે પિંગળનો અભ્યાસ કર્યા વગર માત્ર જાતિ સ્વભાવ અને કુદરતી બક્ષીસથી કવિતાનાં જોડકણાં

(૧) બ્રહ્માનંદ કૃત ઝુલણા પચાશી ઉપરથી જણાય છે કે, ખાણ ગામ આબુ પર્વતની તલેટીમાં આવેલું છે.

કરીને પોતાના બાળ શોખતિઓને ખુશી કરતા. તેઓ જાતે ખુબસુરત, કદાવર; બોલવામાં ચતુર, અને દરેક કામમાં બાહાદુર હતા. ઉદ્ધવ સંપ્રદાયના એક વિદ્વાન સાધુના કહેવાથી જણાય છે કે, લાડુ બારોટે પ્રથમ અભ્યાસ કચ્છમાં આવેલા ધમડકા નામે ગામમાં લાધાજી નામે રજપૂતની પાસે કર્યો હતો. ત્યાર પછી તેમણે ભુજ નગરની વ્રજ ભાષાની પાઠશાળામાં ભણીને ત્યાંના દરબાર પાસેથી મોટું માન તથા ઇનામ મેળવ્યું હતું. કચ્છમાંથી નિકળીને કવિએ જામનગર અને જૂનાગઢ વગેરે કાઠીઆવાડનાં મોટાં રજવાડામાં ફરીને પોતાની સરસાઇ બતાવી હતી. ફરતા ફરતા તેઓ ગઢડે આવ્યા હતા. ત્યાં તેમને મહાત્મા **સહજાનંદ સ્વામીનો** સમાગમ થયો. સ્વામીને ઇશ્વરી અંશ જાણીને લાડુ બારોટ જન્મ પર્યંત તેમનીજ પાસે રહ્યા હતા. સ્વામીનારાયણ ( સહજાનંદ સ્વામી ) ના ઉપદેશથી તેમને વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો. અને તેમનું સગપણ થયેલું હતું, તે છતાં પરણવાની જંજાળમાં ન પડતાં તેમણે એકદમ પરમહંસની દિક્ષા લીધી હતી. પછી તેમનુ નામ **બ્રહ્માનંદ** પાડયું હતું.

લાડુ બારોટનું બીજુ નામ વળી **શ્રીરંગ** પણ હતું. તેમણે પ્રથમ લાડુ નામથી ચારણી ભાષામાં કવિતા કરી હતી. ત્યાર પછી શ્રીરંગ નામથી હિંદુસ્થાની ભાષામાં કેટલીક કવિતા રચી. અને પરમહંસ થયા પછી બ્રહ્માનંદ નામથી રચી છે. તેમણે ગુજરાતી ભાષામાં પણ પદ તથા ગરબીઓ રચેલી છે. અને હિંદુસ્થાની ભાષામાં ગાવાના રાગનાં પદ ૮૦૦૦ રચેલાં છે. તેમણે **બ્રહ્મવિલાસ, વિદુરનીતિ, ધર્મવંશ પ્રકાશ,** અને **સુમતિપ્રકાશ,** વગેરે મોટા ગ્રંથ હિંદુસ્થાની ભાષામાં રચેલા છે. તેમાં મોતીદામ, ભુજંગી, નારાચ, ઉધોર, સવૈયા, કવિત, કુંડળિયા, અને છપય ઇત્યાદિ તરેહ તરેહના છંદ છે. એ સિવાય ઝુલણા, ચર્ચરી, અમૃત ધ્વનિ, રેણુકી, વગેરે ઘણી ઝડઝમકવાળા છંદ પણ રચેલા છે. તેમની કવિતાથી સહજાનંદ સ્વામી ઘણાજ ખુશી થતા હતા. તેઓ સરોદો તથા સતાર બહુ સારી રીતે બજાવી જાણતા હતા. તેમનો સ્વભાવ એવો તો રમુજી હતો કે, તે ગમે તેવા ઉદાશીને પણ હસાવીને ખુશી કરતા. તેઓ વળી **અષ્ટવિધાંની**[1] અને **શિઘ્રકવિ** હતા. તેમણે જૂનાગઢના નવાબ સાહેબને પોતાની કવિતાથી ખુશી કરીને ત્યાં સ્વામીનારાયણનું વિશાળ મંદીર તે વખતના નાગર કારભારી વિરૂદ્ધ છતાં તેમણેજ બંધાવ્યું છે. તેમ ત્યાંના એક બારોટને કવિતા કરી આપીને તેનું વંશપરપરામાં મળેલું ગામ ખાલસા થતું બચાવ્યું હતું. બ્રહ્માનંદ સ્વામી ઉત્તમ કવિ હોવા સાથે શ્રેષ્ટવક્તા પણ હતા. કચ્છમાંડવીમાં એક વખતે સહજાનંદ સ્વામીએ સભાપતિનું સ્થાન બ્રહ્માનંદ સ્વામીને આપ્યું હતું. વડોદરાના રાજ્યમાં પણ બ્રહ્માનંદ સ્વામીને ઘણું માન મળ્યું હતું. અને તે વખતના મહારાજા શિયાજીરાવે કહ્યું હતું કે;—"બ્રહ્માનંદ સ્વામી મારા **રાજકવિ** થાય તો તેમને ૨૫૦૦૦ રૂપિયાની ઉપજનું ગામ આપુ." પણ સ્વામીએ તે કબૂલ ન કરતાં કહ્યું હતું કે;—"સંસારના વૈભવો કરતાં સર્વોત્તમ વસ્તુ જે **સત્ય** તે મેળવવાની દરેક માણસને જરૂર છે. અને હું તેજ મેળવું છું. ત્યારે તેથી ઉતરતી વસ્તુની મારે શી જરૂર છે?" જૂનાગઢના નવાબ સાહેબે પણ તેમને પુષ્કળ ઇનામ આપવા માડયું હતું. પણ તે તેમણે લીધુ નહોતું. વળી એવું કહેવાય છે કે, બ્રહ્માનંદ સ્વામીની કવિતાથી ખુશી થઇને એ વખતના

(૧) એકજ વખતે ઘણાં કામ સાથે કરવાની ક્રિયા.

જૂનાગઢના નવાબ સાહેબે સ્વામીના ઉપદેશથી કેટલાક મુસલમાની રિવાજો બંધ કર્યા હતા.

બ્રહ્માનંદ સ્વામી છેવટ કાઠીઆવાડમાં મૂળી ગામમાં સ્વામીનારાયણના મંદિરના મહંતના મોટા પદને પામ્યા હતા. તેઓ સંવત ૧૯૦૫ સુધી હયાત હતા. તેમનો જન્મ ક્યારે થયો હતો, તે જાણવામાં આવ્યું નથી.



# ત્રિવિક્રમાનંદ.

ત્રિવિક્રમાનંદ જ્ઞાતે ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ જંબુસરમાં જન્મ્યો હતો. રાઘવાનંદજીનો અખાડો જે હાલ જંબુસરમાં છે, ત્યાંથી તે કંઇ જ્ઞાન માર્ગ સમજ્યો હતો. ૧૫ વર્ષની ઉમ્મરે તેના માબાપે તેનું લગ્ન કર્યું, ત્યારે સાવધાન થતી વખતે તેણે ગોરજીને પૂછ્યું કે સાવધાન એટલે શું? ગોરે કહ્યું કે લગ્ન ઘડી સાચવવાને માટે સાવધાન કહેવાય છે. પણ તેથી તેના મનનું સમાધાન થયું નહિ. પોતે મન સાથે વિચાર કર્યો કે અરે જીવ! તું આ સંસારની જાળમાં ન પડ. પછી તેણે દીશાએ જવાનું બહાનું કહાડ્યું. તેનાં માબાપ ઘણાં પૈસાદાર હતાં. અને તેના બાપ તથા બીજા ત્રણ કાકા વચ્ચે તે એકનો એક લાડકવાયો છોકરો હતો. તેથી તેમણે જોશીને પૂછ્યું કે બીજું કોઈ મુહૂર્ત આવે છે? જોશીએ ઉત્તર આપ્યો કે હા, બે દહાડા પછી આવે છે, સૌએ કહ્યું કે સસરાના ઘરમાં દિશાએ જાઓ. પણ તેણે ના પાડી, અને ઘેર જઇને પોતાની માને કહ્યું કે "સૌએ સાવધાન કહ્યું તેથી હું તો સાવધ થયો છું. હવે આ તારાં ઘરેણાં લઇ લે." એમ કહીને પોતેજ તે ઉતારી આપ્યાં. પછી તેની માએ તથા બીજાઓએ ઘણો આગ્રહ કર્યો. તોપણ સૌનો ત્યાગ કરીને ત્યાંથી તે નાઠો. અને રાઘવાનંદને અખાડે ગયો. ત્યાં ગુરૂને સર્વ વર્તમાન વિદિત કરીને કહ્યું કે, મને તમારી પાસે રાખો. પણ ગુરૂએ કહ્યું કે, તારાં માબાપ શ્રીમંત છે. તે મને હેરાન કરશે. બીજું તેં મારી આજ્ઞા વિના સાધુ દિક્ષા કેમ લીધી? જ્યારે ગુરૂએ તેને નજ સ્વિકાર્યો, ત્યારે તે કાશી તરફ જતો રહ્યો. ને પાછો સુરતમાં આવ્યો. ત્યાં ચારેક વર્ષ રહ્યો. ત્યાં તે લાલ દરવાજે રૂદ્રાજી બાપુજીની વજરાબાઇની વાડીમાં ઉતર્યો. અહિં હાલેતા ભક્ત નામે સાધુ રોજ કથા કરતા હતા, તે તે સાંભળતો. પોતે સાધુ થયો હતો, પણ માથે પાઘડી ખરી. ત્યાં તેને લેઉવા કણબી રામભાઇ પટેલનો અને ભાણાભાઇ કીમિયાગરનો સમાગમ થયો. એ રામભાઇ પટેલ પાલેસા પીર અટકે મુમનાનો ધર્મ માનતો હતો. કથા પ્રસંગે રામભાઇ વગેરેની શંકાઓ ત્રિવિક્રમાનંદ ભાગતો. તેથી તેમણે તેને પૂરો જ્ઞાની અને તેજસ્વિ દીઠો. સુરતમાં રહ્યા એ અરસામાં તે આનંદરામ શાસ્ત્રીને ઘેર જઇને કૈમુદીનો અભ્યાસ કરતો, અને મુકામપર હિંદુસ્થાનીમાં લખેલાં વેદાંતનાં પુસ્તકોની કથા વાંચતો. તેણે પ્રથમ તો રામભાઇના ઘરમાંનાં ત્યજાં માણસોને કંઠી બાંધીને ઉપદેશ કર્યો. પછી રહેતે રહેતે સુરતમાં તેના ઘણાએક સેવકો થયા. તે પણ તેનો ઉપદેશ સાંભળવા લાગ્યા. તેના અખાડામાં દેવીદાસ, વિષ્ણુદાસ અને શિવાનંદ વગેરે ઘણાએક ગાનારાઓનો પ્રસંગે પ્રસંગે મેળાવડો થતો હતો. તેણે પોતાની ૩૫ વર્ષની ઉમ્મરે સ્વહસ્તે સંન્યસ્ત લીધું હતું. ત્યાર પછી તેણે પંચદશી ભાગવત, યોગવાસિષ્ટ, તથા

બીજાં ઘણાંક પુસ્તકોનાં બબ્બે ચારચાર વાર પારાયણો કીધાં હતાં. તેણે પોતાની ૬૦ વર્ષની ઉમ્મરે દેહ છોડ્યો હતો. તે યોગાભ્યાસ કરતો તેથી શરીરમાં કંઇક વિક્રિયા થઇ હતી. એથી તેણે પોતાના દેહનો બળાત્કારે વહેલો અંત આણ્યો હતો. (સંવત ૧૯૭૬)

ત્રિવિક્રમાનંદનો અખાડો ચલાવનાર પછી તેનો એક સેવક **વિજયાનંદ** નામે થયો. તેના વખતમાં દર રવીવારે ગાનારા તથા સાંભળનારાઓની મોટી ઠઠ મળતી. અને ત્રિવિક્રમાનંદનાં બનાવેલાં પદો વિજયાનંદ મોટા ઉત્સાહથી અને સરસ રાગદારીથી ગાઈ સંભળાવતો હતો. એ વિજયાનંદ સંવત ૧૯૦૮ માં મરણ પામ્યો હતો.

ત્રિવિક્રમાનંદ શરીરે ગોરો, પાતળો અને સાત્વિક સ્વભાવનો હતો. તેણે ૧૫ જણને દિક્ષા આપી સાધુ બનાવ્યા હતા. ઉપદેશ વિનાના શિષ્યો તો ૧૦૦ ઉપર હતા. એ કાવ્ય રચનો અને રાગ રાગણીઓ સારી પેઠે સમજતો હતો. પણ જાતે સારી પેઠે ગાઇ શકતો નહોતો. કોઇ કંઈ ગાતું તો તે સાંભળીને ઘડી એક વિચાર કરી તેવીજ તરેહનું પણ વેદાંત મતલબનું નવું બનાવતો. તેણે વ્રજભાષા, ઉર્દુ, દક્ષિણિ, અને ગુજરાતીમાં વેદાંત વિષય સંબંધી કાવ્ય કર્યું છે. તેમાં કેટલાક તો મોટા ગ્રંથો છે. તેનું ઘણુંક લખાણ હિંદુસ્થાનીમાં છે. ગુજરાતીમાં થોડુંક છે. તોપણ જેટલું છે તેટલું ઘણું સારૂં છે. તેનું કાવ્ય જૂદા જૂદા રાગનાં પદોમાં અને સવૈયા, કવિત, ધોળ તથા પ્રબંધ વગેરેમાં છે.

તેના કાવ્યમાં ભક્તિ પૂર્વક વેદાન્ત છે. તેનાં કેટલાંક પદો એવાં તો પ્રેમમય છે કે, સાંભળનારને અસર થયા વગર રહેતીજ નથી. અખાભક્તનાં દૃષ્ટાંતોથી અને ત્રિવિક્રમાનંદનાં કાવ્યના રસથી અસર થાય છે. અખાએ કેટલુંક સ્પષ્ટીકરણ કર્યું છે, એ વાત તો ખરી, પણ ત્રિવિક્રમાનંદનો ગ્રંથ જેવો વાંચવો લોકોને પ્રિય છે, તેવો અખાનો નથી. ભાષા મધુરી છે. તેનામાં વૈરાગ્ય અને નીતિ પણ છે. એનાં પદો વાંચવાથી યોગાનંદનું પણ કાંઇક ભાન થાય છે.

# ભાટ જાતિના કવિઓ.

**ભાટ** તથા ચારણ જાતિના લોકો અસલથી કવિતા કહેવાનો ધંધો કરતા આવ્યા છે. એ લોકો ઘણા વાચાળ હોય છે, તેમ મોઢે કવિતા બોલવાની તેમની છટા ઘણી વખાણવા જેવી છે. તેઓમાંના જેઓ અભણ હોય છે, તેઓ પણ બીજા કવિની કરેલી કવિતા બહુ છટાદાર રીતે બોલી જાય છે. જેથી શ્રોતાઓના મન ઉપર તાત્કાળ અસર થાય છે. જેવા કવિતા બોલવામાં એ લોકો હુશિયાર છે, તેવાજ કથા વાર્તાઓ મોઢેથી કે ગ્રંથોમાંથી કહેવામાં એક્કા છે. ગમે તેવી નિર્માલ્ય કે નિરસ વાત હોય, તેને તેઓ એવી તો ઉપમા અલંકારથી શણગારીને પોતાની રસમય અને છટાદાર વાણીથી વર્ણવી બનાવે છે કે, તે સાંભળીને માણસ ખુશ ખુશ થઇ જાય છે. આવાજ કારણથી અસલના રાજાઓ તેમને રાજ્યાશ્રય આપીને પોતાના દરબારમાં રાખતા હતા. અને જ્યારે લડાઇનો પ્રસંગ હોય, ત્યારે તે લોકોની પાસે ફોજનાં માણસોમાં વીરરસ કાવ્યો અને કથા વાર્તાઓ કહેવડાવતા હતા. તેથી લડવૈયા લોકોમાં શૂરાતન પ્રગટ થતું હતું. તેમની વાણીમાં વીર-

રસ એવો છે કે, ખરેખર પવૈયાને પણ પાનો ચડ્યા વગર રહે નહિ. કાળે કરીને એ લોકોનું માન પાન રાજદ્વારમાંથી ઓછું થવાને લીધે પ્રથમના જેવું દૈવત હવે તેમનામાં રહ્યું નથી, તોપણ હજુ કેટલાક જણ પિંગળ શાસ્ત્રનો અભ્યાસ કરીને સારા કવિ થાય છે. એ લોકો જેવા કવિત્વ શક્તિમાં શ્રેષ્ટ હતા, તેવાજ મરદાની કામમાં બહાદુર હતા. તેઓ રણસંગ્રામમાં માત્ર સૈન્યના માણસોને પોતાની વક્તૃત્વ શક્તિથી પાનો ચડાવીનેજ બેસી રહેતા નહિ, પરંતુ રણનો પોષાક સજીને હથિયાર ચલાવી પોતાનું પરાક્રમ બતાવતા હતા. **પૃથુરાજ ચહુવાણ અને શાહાબુદ્દીન ગોરીની** વચ્ચેના મહા યુદ્ધ પ્રસંગે પ્રખ્યાત કવિ **ચંદબારોટે** બતાવેલું રણશૌર્ય વાચકવૃન્દથી અજાણું નથી. એ રીતે તે લોકો એ પ્રકારે રણરંગ રાખનારા હતા. તેઓમાંના ઘણા ખરાને હાલ નાની મોટી જમીન, જાગીરો ભોગવતા આપણે જોઇએ છીએ. તે તેમના વડિલોએ કરેલાં પરાક્રમના ઇનામનો યોગ્ય બદલો છે. તેઓમાંના કેટલાક જણ વળી રાજાવલીઓ અથવા વંશાવલીઓ જેવા ઇતિહાસ લખવાનું કામ પણ કરતા હતા, અને હાલ પણ કરે છે. તેઓના જૂના ચોપડાઓ તથા તાંબાપત્રો-ઇનામી દસ્તાવેજો વગેરેથી આ દેશનો ઇતિહાસ એકઠો કરનારાઓને સારી મદદ મળેલી છે. આ લોકોમાં પણ કેટલાક મહાન્ વિદ્વાન પુરૂષો થઇ ગયા છે. પરંતુ દીલગીરીની વાત એ છે કે, તેમના જીવન વૃત્તાંતની કાંઈ હકીકત અમને મળી શકી નથી. એ પુરૂષોનાં નામ અને ટુંકી હકીકત અમે નીચે આપી છે,—

પ્રથમ સતયુગમાં **વેલંગ, વલ્લાલ, તથા ભીમસી,** એ ત્રણ ભાટ પ્રખ્યાત થઇ ગયા છે. વેલગ તથા વલ્લાલ એ બે જણ **ચંડીમાતાના** ભાટ કહેવાય છે. ભીમસી એ શેષ રાજા પાસે હતો.

ત્રેતાયુગમાં **પિંગળ ભાટ** અને **રહેપાળ** એ બે જણ પ્રખ્યાત થયા છે. તેમાંનો પિંગળ ભાટ બળી રાજાની પાસે હતો. અને રહેપાળ ભાટ શ્રીરામચંદ્રજીની પાસે હતો.

દ્વાપરયુગમાં **સંજય ભાટ,** તથા **સૂત ભાટ** પ્રખ્યાત થયા છે. સંજય ભાટ કૌરવ-પાંડવના દરબારમાં હતો, અને સૂત ભાટ મહાત્મા વેદ વ્યાસનો શિષ્ય હતો. તેણે નૈમિષારણ્યમાં ઋષિઓને વ્યાસ કૃત પુરાણો વાંચી સંભળાવ્યાં હતાં.

કલિયુગમાં **વૈતાલ, ચંદ,** અને ગંગ વગેરે ઘણા ભાટ પ્રખ્યાત થઇ ગયા છે. તે નીચે પ્રમાણે;—

**વૈતાલ ભાટ**—માળવાના રાજા ભોજના દરબારમાં હતો. તેણે કવિતા ઘણી સારી રચેલી કહેવાય છે. તેણે **વૈતાળ પચીશી** નામે ગ્રંથ સંસ્કૃત ભાષામાં રચેલો છે. તેના ઉપરથી સૂરત નામે કોઇ કવિએ જયપુરના મહારાજા જયસિંહ સવાઇની આજ્ઞાથી વ્રજભાષામાં તર્જુમો કર્યો છે. તે ઉપરથી બગાળામાં એક ઇંગ્રેજ વિદ્વાને હિંદુસ્થાનીમાં ભાષાંતર કર્યું છે. ત્યાર પછી સને ૧૮૩૦ માં સદાશીવ કાશીનાથ છત્રેએ મરાઠી ભાષાંતર કર્યું છે. તેના ઉપરથી વળી ગુજરાતી ભાષામાં ભાષાન્તર થયું છે. આ ઉપરથી એ ગ્રંથની લોક પ્રિયતાની ખાત્રી થાય છે.

**ચંદ બારોટ**[૧]—આ પ્રખ્યાત કવિ દિલ્હીના મહારાજા પૃથુરાજ ચહુવાણના દરબાર-

(૧) સર્વ ભાટોને બ્રહ્મ ભાટ કે બારોટ કહે છે.

માં હતો. તે ઘણો વિદ્વાન અને શૂરવીર હતો. તેનો રચેલો **પૃથુરાજ રાસો** સર્વત્ર પ્રસિદ્ધ છે. આ કવિનું જુદુ જીવનચરિત્ર આ ગ્રંથમાં લખ્યું છે.-તેથી અત્રે વિશેષ લખતા નથી.

**ગંગ કવિ**—આ પ્રખ્યાત કવિ મહાન્ અકબર બાદશાહનો ઘણો માનીતો કવિ હતો. તેનું ચરિત્ર પણ આ ગ્રંથમાં પ્રલાયદુ લખેલું છે. તેથી અહિં વધારે લખ્યું નથી.

**ભૂખણ**—આ કવિ મહારાષ્ટની મહા કીર્ત્તિ શિવાજી મહારાજના દરબારમાં હતો. તેણે **ભૂખણ બાવની** અથવા **શિવરાજ બાવની** નામે ન્હાનો પણ . વીરરસનો અત્યુત્તમ ગ્રંથ બનાવ્યો છે. આ કવિનું ચરિત્ર પણ આ ગ્રંથમાં દાખલ છે.

**પ્રીતમદાસ**—આ કવિ ચરોતરમાં આવેલા **સંધેસર** નામે ગામનો ભાટ હતો. તે સંવત ૧૮૩૮ માં હયાત હતો. પ્રથમ તે વિષ્ણું ભક્ત હતો. એવું તેણે વિષ્ણુંની ઉપાસના વિષે રચેલાં પદો ઉપરથી જણાય છે. ત્યાર પછી તે બ્રહ્મજ્ઞાની થયો હતો. તેણે ગુજરાતીમાં **ગીતા** કરેલી છે. એ તેનો મોટો ગ્રંથ છે. એ શિવાય બીજી છુટક કવિતા, પદ, , ગરબી, ઘોળ વગેરેમાં ઘણી કરી છે. તેની કવિતામાં ઘણી મીઠાશ છે. તેથી માણસનું મન રંજન કરે છે. તેની ભાષા શુદ્ધ, સરળ, અને અલંકાર યુક્ત છે.

**ધીરો ભક્ત**—આ કવિ-ભક્ત વડોદરા પાસે **સાવલી ગોઠડા** નામે ગામનો ભાટ હતો. તે સંવત ૧૮૮૪ માં હયાત હતો. તેણે જ્ઞાન અને વૈરાગ્ય સંબંધી છુટક પદો **કાફી રાગમાં** ઘણાં કર્યાં છે. તેની ભાષા સરલ અને જુસ્સાદાર છે. તેની કવિતામાં મીઠાશ અને રૂપક ઘણાં છે.

**બ્રહ્માનંદ—લાડુ બારોટ**—આ કવિ મહાત્મા સહજાનંદ સ્વામી પાસે હતો. તેણે વૈરાગ્ય પામી પરમહંસની દિક્ષા લીધી હતી. તેનું જીવન ચરિત્ર આ ગ્રંથમાં જુદુ આપેલું છે. કહે છે કે, તે જાતનો ચારણ હતો. પરંતુ બારોટની અટક હોવાથી તે વાત સંભવિત નથી, માટે ભાટ હોવો જોઇએ.

**ભોજો ભક્ત**—આ કવિ કાઠીઆવામાં **અમરેલીનો** ભાટ હતો. તે સવત ૧૯૦૦ માં હયાત હતો. ભોજા ભક્તના ચાબખા લોકોમાં ઘણા પ્રસિદ્ધ છે.

**ડુંગર બારોટ**—આ કવિ **વિજાપુરનો** ભાટ હતો. તે સંવત **૧૮૯૫** માં હયાત હતો. તેના ભાઇઓ હાલ વિજાપુરમાં હયાત છે. તેણે ગુજરાતી ભાષામાં જુદા જુદા રાગનાં પદ સારાં કરેલાં છે. તે રામનો ભક્ત હતો, એવું તેની કવિતા ઉપરથી જણાય છે.

**નરહરદાસ**—આ કવિ **મારવાડનો** ભાટ હતો. તેણે હિંદુસ્થાની ભાષામાં **અવતાર ચરિત્ર** નામે ઘણો વખાણવા લાયક ગ્રંથ રચ્યો છે.

**પિંગળશી**—આ કવિ વઢવાણનો ચારણ હતો. તેણે હિંદુસ્થાની ભાષામાં **વૈકુંઠ-પિંગળ** નામે ગ્રંથ સારો રચેલો છે. તેમજ તેણે **પ્રવિણ સાગર** નામે પ્રખ્યાત ગ્રંથમાં પણ કેટલીક કવિતા કરેલી છે.

એ રીતે ભાટ તથા ચારણ જાતિના ઉત્તમ કવિઓ ઘણા થઇ ગયા છે. ભાટ લોકો કુંડળીઆ, સવૈયા, ચોપાઇ, છપ્પા, કવિત, છંદ, દોહા, અને ગીત એટલાં છંદોમાં કવિતા ઘણી સારી કરે છે.

# प्रकरण ६ ठुं.

# મહા સતીઓ.

## (રાજમહિલાઓ.)

## શૈવ્યા—તારામતી.

આ મહા સતી-દેવી જગત્ પ્રસિદ્ધ સત્યવાદી મહારાજા હરિશ્ચંદ્રની ધર્મ પત્ની થાય. તે પતિપ્રાણા અને સાધ્વી સ્ત્રી હતી. તેણે પોતાના સ્વામી હરિશ્ચંદ્રનું સત્ય વચન પળે તેટલા સારૂ જે અસહ્ય દુઃખ વેઠયું છે, તેની તો પરિસીમાજ છે. તેના જેવું કષ્ટ સહન કરીને પોતાના પતિનો મહિમા ઉજ્વળ કરનાર સતી તો આ ભૂમંડળમાં ભાગ્યેજ થઇ હશે; એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. શૈવ્યાને લોકો તારામતીના નામથી વધારે ઓળખે છે. માટે અમે પણ અત્રે એજ નામે તેનું વર્ણન કરીશું.

તારામતી બહુ રૂપવાન્ તથા અસાધારણ ગુણવાન સ્ત્રી હતી. તેનું અંતઃકરણ સર્વ પ્રકારની પવિત્રતા તથા મધુરતાથી, એ લોકાતીત સૌંદર્યને વધારે ખીલવતું હતું. 'ટુંકામાં કહીશું કે, તેણે ચરિત્રની સુંદરતામાં અને હૃદયની સર્વ પ્રકારની નિર્મળતામાં એક અપૂર્વ શ્રી ધારણ કરી હતી. તેની તે પવિત્રતાની ભૂવન મોહિની જ્યોતિર્મય મૂર્તિ, પતિએ હૃદયના સિંહાસન ઉપર સ્થાપન કરી હતી. જેમ હરિશ્ચંદ્રના ઉપર તારામતીની અચળ ભક્તિ હતી, તેમ તેના ઉપર હરિશ્ચદ્રનો પણ ઘણો પ્રેમ હતો. જે પત્ની પતિમાં આત્મસમર્પણ કરીને કાયા અને મનોવાક્યથી તેની સેવામાં સર્વદા લાગેલી હોય છે, અને બદલો મેળવવાની કાંઇ પણ આશા રાખતી નથી, તેજ ખરી સતી જાણવી. સતીને સ્વામીનો સહવાસ એજ તેના સુખના સૌભાગ્યનો સૂર્ય છે. સતી એ સિવાય બીજી કાંઇ પણ ઇચ્છા કરતી નથી. સતી પોતાના પતિને અનંત ઉન્નતિના માર્ગે લેઇ જવાથી નારી જન્મનું સાર્થક થયેલું સમજીને કૃતકૃતાર્થ થાય છે. સતી સમજે છે કે; સ્વામી ધનવાન હો કે નિર્ધન હો; અનુકૂલ હો કે પ્રતિકૂલ હો, ગમે તેમ હો પણ એજ મારી ગતિ અને આશ્રય છે. સુખમાં કે દુઃખમાં, સંપદમાં કે વિપદમાં, સર્વ સમયમાં સતી સ્ત્રી છાયાની પેઠે પતિનીજ અનુગામિની અને પ્રિયકારિણી દેવી છે. તારામતી પણ એજ પ્રમાણે સુખની વેળાએ જેમ પતિ સેવામાં લાગી રહેતી, તેમ દુઃખની વેળાએ પણ પતિના મહા યજ્ઞમાં પોતાને આહુતિ આપતી હતી. ખરેખર સતી દેવી તારામતી પતિને મિત્રની પેઠે સત્કાર્યમાં ઉત્સાહ આપતી હતી. તેમ માતાના જેવી સ્નેહ મમતા, અને દાસીના જેવી સેવા તથા શ્રદ્ધા પૂર્વક ભક્તિ કરતી હતી. પતિજ તેની એક માત્ર ગતિ હતી, પતિજ તેનું એક માત્ર સુખૈશ્વર્ય હતું, અને પતિજ પરમ આરાધ્ય દેવતા હતો. પતિ શિવાય તે બીજું કાંઇ જાણતી

નહોતી. પતિ વિના કંઇ પણ સમજતી નહોતી, અને પતિ શિવાય કંઇ પણ વિચાર કરતી નહોતી. પતિનુંજ ધ્યાન એજ એક માત્ર તેને વિચાર કરવાનો વિષય હતો.

તારા રમણી રત્ન હતી. તે જેમ પતિપ્રાણા સતી હતી, તેમ ચરિત્ર ગૌરવમાં પણ બહુ સન્માનને પાત્ર હતી. તે હૃદયાંશમાં પણ રાજેશ્વરી હતી. ક્ષમા, વિનય, સૌજન્ય, અને કર્ત્તવ્ય નિષ્ઠા એ તેના મનોહર ચરિત્રના સુંદર અલંકારો હતા. તે અતુલ ઐશ્વર્યવાન મહારાજાની રાણી હતી. તે છતાં બીજી સામાન્ય સ્ત્રીઓની પેઠે વિલાસ સુખ મેળવવાની ભિખારણ નહોતી. અંતઃકરણની સર્વ પ્રકારની પવિત્રતાજ તેના વિલાસનો વિષય હતો. તેનું ફુલના જેવું કોમળ હૃદય ધાર્મિકતાના મજબુત કવચમાં ઢંકાયેલું રહેતું હતું. તે એક મહા તપસ્વિનીની પેઠે તેજસ્વિની હતી. અધર્મની છાયા જોઇને નારી નામ ધારિણી તારા ભૂખી સિંહણની પેઠે, કિંવા પગથી કચરાયેલી લાલ આંખવાળી સાપણની માફક અભિમાનથી તર્જન ગર્જન કરતી હતી.

ભાગ્યવંત રાજા હરિશ્ચંદ્ર આ સાધ્વી દેવીના સહવાસથી સ્વર્ગીય સુખ મેળવવાને અધિકારી થયો હતો. તે સુખ અને શાન્તી પૃથ્વિના એકાધિપત્યપણાથી પણ તે મેળવી શક્યો નહિ. વાસ્તવિક સંસારમાં માણસ બે કારણથી સુખી થાય છે. એક અકપટ ચિત્તથી ધર્મની સેવા કરવાથી, અને બીજું સુશિલા પ્રેમમયી ભાર્યાના સંસર્ગથી. હરિશ્ચંદ્ર સૌભાગ્યના સમયેજ દેવી સહવાસથી સુખી થયો હતો. એટલુંજ નહિ પણ ભારે વિપત્તિની વેળાએ પણ દેવીના પવિત્ર હૃદયના સુખનો અધિકારી થયો હતો. સંસારમાં તે સુખની તુલના ઘણી ઓછી છે. પતિપ્રાણા તારામતી અનુકૂળ સ્વામીના સહવાસમાં પરમ સુખથી કાળ નિર્ગમન કરતી હતી. પરંતુ સંસારમાં સર્વદા સુખ કદી રહેવું સંભવતું નથી. સુખની પછી દુઃખ અને સંપદના પછી વિપદ આવીને મનુષ્યની આશાનું ઘર ભાગી નાખે છે. રાજરાણી તારામતીના અદ્રષ્ટમાં પણ એ ચિરંતર જગત્ પદ્ધતિમાં જરા પણ ફરક પડયો નહિ. પરિવર્ત્તન એ જગતનો જરૂર થવાનો નિયમ છે ખરો. પણ તારામતીના પ્રમાણે અદ્રષ્ટ ચક્રનો અતિ શોકજનક પરિવર્ત્તન સંસારમાં અતિ અલ્પ થાય છે.

સત્યપ્રાણ હરિશ્ચંદ્રે મહર્ષિ વિશ્વામિત્રની આગળ સત્ય પાસમાં બધાઇને રાજ ઐશ્વર્ય બધું દાન કર્યું હતું. (જુઓ હરિશ્ચંદ્રનું ચરિત્ર) હરિશ્ચંદ્રને કહેવાનું કંઇ પણ બાકી નહોતું. તેથી તે પોતાનું સર્વસ્વ વિશ્વામિત્રને દાન કરીને અંતઃપુરમાં ગયો. અને સર્વ વાત સાધ્વી દેવી તારામતીને કહી સંભળાવી. તારામતીએ દૈવ ઇચ્છાથી આવી પડેલી વિપત્તિની વાત સ્વામીના મુખેથી સાંભળી. એક પળની પહેલાં તે રાજ રાજેશ્વરી હતી, અને બીજી પળમાં ભીખારણ થઇ. આવી અકસ્માત વિપત્તિ આવી પડયા છતાં તારામતી જરા પણ ગભરાઇ નહિ. ઉલટી ઉત્સાહ પૂર્વક પ્રફુલ્લ હૃદયથી પતિની સત્ય પ્રતિજ્ઞાના રક્ષણને માટે તૈયાર થઇ. તે વિપત્તિને વિપત્તિ સમજી નહિ. કારણ કે તે જાણતી હતી કે, આ સંસારમાં સુખ સંપદ મનુષ્યને હમેશાને માટે નથી. તારા સામાન્ય સ્ત્રીના જેવી હૃદયમાં દરિદ્ર નહોતી. જો તેના હૃદયમાં અસાધારણ મહત્વ નહોત તો સાંકડા મનની દરિદ્ર હૃદયની સ્ત્રીની પેઠે તેની દુર્દશા થાત. કદાચ તે ચિત્તની દુર્બળતાથી શોક તથા મોહમાં પડીને આંસુથી આખ ભીંજવત. કદાચ જેમ વાયુના વેગથી ઉખડેલી વેલ ભુમિમાં પડી જાય છે, તેમ તે ધૂ

ળમાં પડીને મોટે અવાજે રૂદન કરત. કદાચ તે માથા ઉપર હજારો હાથ મારીને વિશ્વ વિધાતાના કામમાં દોષ લગાડત; સ્વામીને આવી દાનશીલતાને માટે વાક્ય બાણુથી વિંધીને અંતરનું ઝેર ઢાળત. અથવા આવા સત્ય પાલનમાં હજારો દોષ દેખાડીને પતિને તેનાથી દૂર કરવાનો પ્રયત્ન કરત. પરંતુ તારા પતિપ્રાણા અને પરમ ધાર્મિક હતી. તે પ્રાણ જતાં પણ ઐહિક સુખને માટે ધર્મ વિરૂદ્ધ કામ કરવાને રાજી થઇ નહિ.

સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર પોતાના આનંદ પૂર્ણ સુખમય ઘરમાંથી બહાર નીકળ્યો. તેની સાથે સતી તારામતી પણ પોતાના પ્યારા બાળપુત્ર રોહિતાશ્વને લેઇને નીકળી. જેમ વિજળી મેઘનું, અને કૌમુદિ ચદ્રનું તેજ અનુગમન કરે છે, તેમ પતિ પ્રાણા તારામતી પણ સુખ સંપદમાં પાણી મૂકીને પતિની અનુગામિની થઇ. સતીનો એજ ધર્મ હોય છે. તારા હરિશ્ચંદ્રની રૂપવતી, ગુણવતી, અને પ્રેમવતી ભાર્યા હતી. તેનું હૃદય મહત્ તેમ મધુર હતું. તેની કર્ત્તવ્ય બુદ્ધિ અટલ તથા અચલ હતી. અને પતિ ભક્તિ હદ વગરની હતી. તે સામાન્ય સ્ત્રીના પ્રમાણે પોતાના સુખમાં નિમગ્ન નહોતી. શાથી સ્વામી સુખી થાય, શાથી સ્વામીનું આ લોકનું તથા પરલોકનું મંગળ થાય, તેનોજ તે વિચાર' કર્યા કરતી હતી. એ વિચારથી એ જેવું સુખ અનુભવતિ, તેવું સુખ બીજા કોઇથી મેળવતી નહોતી. આજે આ વિપત્તિ આવી પડ્યાથી તેની રૂપરાશિ ધૂળમાં ખરડાયેલી છે, આજ તે અતિ દુઃખથી દુખિની છે. તે સર્વદા પતિના ભલાનોજ વિચાર કરે છે. હરિશ્ચંદ્રના ઉપર તેની ભક્તિ એક અપૂર્વ વસ્તુ છે. તે ભક્તિ દુર્બળને બળ, નિરાશ્રયને આશ્રય, અસહાયને સહાય, અને મૃતને જીવન આપનારી છે. ભક્તિ એ સમર્થને અસાધ્ય સાધનમાં સમર્થ કરી મૂકે છે, ગતિ વિનાને ગતિ આપે છે, અને જન્માંધને દિવ્ય ચક્ષુ આપે છે. વસ્તુતઃ તે ભક્તિ એક મહીયસી શક્તિ છે. તે શક્તિના બળથીજ આ જન્મ સુખ સેવિતા, રાજભોગમાં લાલિત પાલિત થયેલી, કોમળ શરીરની રાજ રાણી તારામતી સ્વામીના ભયંકર દુઃખની ભાગીનિ થઇ.

હરિશ્ચંદ્ર પત્નિ તથા પુત્રને લેઇને બનારસ—કાશીમાં ગયો. તેણે એક મહિનામાં વિશ્વામિત્રને દક્ષિણાનુ ધન આપવાનું વચન આપ્યું હતું. મહિનો પુરો થયો, તથાપિ હરિશ્ચંદ્ર તે ધન આપી શક્યો નહિ. વિશ્વામિત્ર તેની પાસે જઇને દક્ષિણાનું ધન માગવા લાગ્યો. પરંતુ હરિશ્ચંદ્રની પાસે તેને દાન આપવા જેવી કાંઇ પણ વસ્તુ નહોતી. તેથી હરિશ્ચંદ્ર દક્ષિણાનુ કરજ પાળવા વિચારની આગમાં દગ્ધ થવા લાગ્યો. તે જોઇને સતી તારામતી સ્વામીને ગદ્ ગદ્ કંઠે કહેવા લાગી કે;—

"હે મહારાજ! ચિંત્તા છોડીને સત્ય પ્રતિપાલન કરો. જે માણુસ સત્ય પાળતો નથી, તેના ઉપર પ્રભુ કદિ પ્રસન્ન થતો નથી. મનુષ્યે પોતાનું વચન પાળવું તેના જેવું ધર્મ કાર્ય બીજું એકે નથી. જેનું એક પણ વચન મિથ્યા જાય છે, તેનાં બધાં ધર્મ કાર્ય નિષ્ફળ થાય છે. ધર્મ શાસ્ત્રમાં લખ્યું છે કે, સત્ય વચન એ જ્ઞાનીઓના પરિમાણનુ એક માત્ર સાધન છે. હે રાજન! જે સેંકડો વાર અશ્વમેધ તથા રાજસૂય યજ્ઞ કરીને સફળતા મેળવે છે, તે પણ જો વાક્ય, મન, અથવા બુદ્ધિથી એકવાર પણ મિથ્યા આચરણ કરે, તો ધર્મ ભ્રષ્ટ થાય છે." એટલું કહીને તારામતી અસહ્ય દુઃખથી રોવા લાગી, તે સ્વા-

મીના ધર્મ નાશનો સમય પાસે આવેલો જોઇને મનમાંને મનમાં પોતાને ધિક્કાર આપવા લાગી. તેણે વિચાર કર્યો કે, મારા જેવી દુર્ભાગિયણ સ્ત્રી આ જગતમાં બીજી કોઈ નથી. ઘણીવારે સ્વામીના સાન્ત્વન વાક્યથી રોવું બંધ કરીને તે ગંભીર ભાવથી બોલી;—"નાથ! સાધુ પુરુષો પુત્રની ઇચ્છાથી લગ્ન કરે છે. મને પુત્ર થયો છે, તેટલા માટે મને વેચીને બ્રાહ્મણને વચન આપેલું દક્ષિણાનું ધન આપો."

ધન્ય તારામતી! ધન્ય તમારો નારી જન્મ! અને ધન્ય તમારી નિઃસ્વાર્થ પતિ ભક્તિ! તમે યથાર્થ સહધર્મિણીના નામની સફળતા કરી છે! તમે ખરેખર રમણીનાં શિરોમણિ છો! તમારી આ મધુ ચોપડેલી વાત રમણિના હૃદયમાં સુવર્ણાક્ષરે અંકિત રહેવી જોઇએ. તમે ખરેખર સતનો મહિમા જાણ્યો હતો. વિપદથી ભરેલા મહા અરણ્યમાં વલ્કલ ધારિણી પતિપ્રાણા સતી સિતાને જોઇ છે, મૃતપતિને ખોળામાં લેઇને વનવાસિની અશ્રુપૂર્ણ નયના સતી સાવિત્રીને જોઇ છે, પતિ વિરહ દુઃખિતા અલૌકિક શક્તિ ધારિણી સતી દમયંતીને મહા અરણ્યમાં દુષ્ટ શિકારીની સામે જોઈ છે, અને સેંકડો હિંદુ સ્ત્રીઓને પતિની બળતી ચિતામાં આત્માહુતિ આપતાં જોઇ છે. પરંતુ તમારા જેવી આત્મવિક્રય કરીને પતિને કરજના બંધનમાંથી છોડાવનાર સ્ત્રી જગતમાં જોઇ નથી.

હરિશ્ચંદ્ર પત્નિના મોમાંથી પોતાને વેચવાની વાર્ત્તા સાંભળીને ઘણોજ દુઃખી થયો. ભારે મર્મની વેદનાથી તેનું હૃદય છિન્ન થવા લાગ્યું પોતાની વિપત્તિનો આશ્રય, સંપદની શ્રી, સંસારની લક્ષ્મી, અને હૃદયની દેવીને એવી રીતે તુચ્છ અર્થને માટે વિક્રય કરવો પડશે, એ ભારે દુઃખથી તેનું હૃદય દગ્ધ થવા લાગ્યુ. તે જોઇને સતી તારામતી તેને વારે વારે કહેવા લાગી કે;—"પ્રાણનાથ! હું જે કહું છું, તે જલદી કરો." સતીનો એવો આગ્રહ જોઇને હરિશ્ચંદ્ર ઘણાજ કાતર સ્વરથી બોલ્યો કે;—"ભદ્ર! હું ઘણોજ નરાધમ છું. હું તમને વિક્રય કરૂં, એવું મર્મ ભેદી વાક્ય ઉચ્ચારણ કરવામાં પણ જો તમારી જીભ સમર્થ થાય, તો નર ઘાતકો પણ જે કામ કરી શકે નહિ, તેજ હું કરૂં છું." એટલું બોલીને હરિશ્ચંદ્ર લાચારીથી પોતાની પત્નીને વેચવા માટે શેહેરમાં ગયો, અને કાળકૌશિક નામે બ્રાહ્મણને ઘેર સતી તારામતીને તથા પુત્ર રોહિતાશ્વને વેચ્યાં.

તારામતી પતીને કરજ વિનાનો કરવા માટે પુત્ર સુદ્ધાં પોતે વેચાઇ! એવી રીતે સતીએ સ્વામીને માટે આત્મસુખ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. કેવી અદ્ભૂત પતિ પરાયણતા! કેવી અપૂર્વ પતિ ભક્તિ! કેવો અગાત પતિ પ્રેમ! પતિને માટે પત્નીનું આત્મ સુખ ત્યાગનું સુન્દર દ્રષ્ટાંત એનાથી બીજું ક્યાં છે? ખરેખર જગતમાં કોઇ પણ સ્ત્રી સ્વામીની આવી સેવા કરી શકી નથી! જગતમાં કોઇ પણ સ્ત્રી સ્વામીને આવાં વાક્ય, મન, અને બુદ્ધિથી ચાહી શકી નથી! અને કોઇ પણ સ્ત્રીએ સ્વામીને માટે આવો નિઃસ્વાર્થ આત્મ સુખનો ત્યાગ કર્યો નથી! સ્વામી ભક્તિનું આવું આશ્ચર્યજનક દ્રષ્ટાંત જગતમાં અતિ વિરલ છે! સતી શિવાય આવી તેજસ્વિતા દેખાડવામાં બીજા કોઇને પણ હિમ્મત આવતી નથી તારામતીનું હૃદય કેટલું મોટું અને ગંભીર હોવું જોઇએ! તે ગંભીર હૃદયનો પ્રેમ, ભક્તિ અને વિશ્વાસ, કેટલો ઉંડો હોવો જોઇએ! આપણે તો તે ઉંડાઇનો અનુભવજ કરી શકતા નથી! ખરી રીતે જોતાં તારામતીનું હૃદય એક આશ્ચર્યની વસ્તુ હોવી જોઇએ! તારામતી

સતી છે! દેવી છે! અને જગતની લક્ષ્મી છે. તારામતી પતિપરાયણતાની સાક્ષી છે! રમણીકુલનું ભૂષણ છે!

કાળકૌશિક બ્રાહ્મણે તારામતી તથા રાજપુત્ર રોહિતાશ્વને વેચાતાં લીધાં. ત્યાર પછી તેમને તે પોતાને ઘેર લેઇ ગયો. હા! અયોધ્યાની મહારાણી તથા રાજકુમાર થોડા પૈસામાં વેચાયાં! હા અદૃષ્ટ! આ શું તારો ગૌરવ છે! ધિક્ક પડો તને! જે સંસારના સુખ સંપદ લેઇને અહંકાર કરે છે. સૌભાગ્યની વેળાએ પણ સુખનું ઘર સળગીને ભસ્મ થાય છે! આનંદનો બજાર ભાગી જાય છે! અંધ મનુષ્યો તેનો મર્મ કાંઇ પણ સમજતા નથી! જ્યારે તારામતી બ્રાહ્મણને ઘેર જવા સ્વામીથી વિખૂટી પડી, ત્યારે તે ધીરજ રાખી શકી નહિ. તે અયોધ્યાની રાણી થઇને ભિખારણ થઇ હતી, તથાપિ તેને એક દિવસને માટે પણ અધિરી થયેલી દીઠામાં આવી નહોતી. હવે તેની ધીરજ એકીવારે જતી રહી. તેની છાતી ચીરાવા લાગી, અને ચિત્ત ઘણુંજ 'વ્યથિત થઇ પડયું'. તે લૂગડાનો છેડો મોંઢા ઉપર નાખીને રોવા લાગી. સતી તારામતી બધી જાતનાં દુઃખ સહન કરી શકતી હતી; તે જાગરણ કરીને, ભૂખ વેઠીને પતિનું કરજ ફેડવામાં કાંઇ પણ ક્લેશ જાણતી નહોતી; એટલુંજ નહિ પણ પતિને માટે પ્રાણ આપવામાં પણ આનંદ માનતી હતી. તે આ વેળાએ રોવા લાગી. શાથી રોવા લાગી ? તે સર્વ દુઃખ સહન કરી શકી, પરંતુ પતિ વિરહનું દુઃખ તેનાથી સહન થઈ શકયું નહિ. તેથીજ સતી રોવા લાગી. તે આટલા દિવસ સુધી માત્ર પતિને માટેજ જીવન ધારણ કરતી હતી. અને પતિ જીવનમાંજ જીવતી રહીને તેની સેવા તથા ભક્તિ કરીને આનંદ માનતી હતી. તે આજ પતિથી છૂટી પડીને દુઃખથી રડવા લાગી. જાણે હમણાંજ તેનું મૃત્યુ આવેલું છે, એમ તેને ભાસવા લાગ્યું, આ મૃત્યુનું દુઃખ તેના અંતરાત્માને બાળવા લાગ્યું. એવું દુઃખ કોઇએ પણ કદિ સહન કર્યું નહિ હશે. આવી વિપત્તિમાં કોઈ મનુષ્ય સ્થિર રહી શકે નહિ. આવા તીવ્ર વિષમાં જર્જરિત થઇને કોઇ રમણી જીવનની આકાંક્ષા કરે નહિ. આવું મરણ શું ભયાનક મૃત્યુ છે ? આ મૃત્યથી હાડકાનો ભૂકો થઇ જાય, હૃદયની ગાંઠો તૂટી જાય, અને વિશ્વ બ્રહ્માંડ બળીને ભસ્મ થાય! જે રમણીનો પ્રાણ કંકર આલેલો છે, તે રમણી પણ આવા ભયંકર મૃત્યુની સામે ઉભી રહી શકતી નથી! હાય! સતીને પતિ વિચ્છેદ કેવું ભયાનક મૃત્યુ ?

પ્રિય ભગિનીઓ! આ શોચનીય દેખાવ એકવાર જુઓ! પેલો વૃદ્ધ બ્રાહ્મણ અયોધ્યાની મહારાણીને એક ગુલામડી તરીકે વેચાતી રાખીને ઘેર લેઇ જાય છે, તે શોચનીય દેખાવ એકવાર જુઓ! પેલી સાધ્વી પત્ની તારામતી પતિને કરજમાંથી છોડાવીને દાસીત્વની સાંકળમાં બંધાઇને દાસીપણું કરવા જાય છે. એ આશ્ચર્યકારક બનાવ એકવાર તમારા હૃદયમાં અંકિત કરો. તમે જોશો કે સતી હૃદયની પવિત્ર માધુર્ય, સતી ચરિત્રનું અનુપમ સૌંદર્ય, જગતમાં ધન્ય થયું છે, પવિત્ર થયું છે, અને મહિમાન્વિત થયું છે. સતી દેવી તારામતીએ ચરિત્રના અનુપમ સૌંદર્યમાં ભૂવન મોહિનીનો વેશ ધારણ કર્યો છે. પ્રિય ભગિનીઓ! એકવાર આ પતિપ્રાણા ભૂવનમોહિની અને ધર્માનુરાગિણી તારાને લક્ષ પૂર્વક અવલોકન કરો! તારામતિ જન્મથી સુખના ખોળામાં, અને ઐશ્વર્યની મધુર છાયામાં લાલિત પાલિત થઇ હતી. અને રાજરાણી થઇને પણ એજ ઐશ્વર્ય સુખની ભોક્તા થઇ

હતી. તેણે આજ પતિવ્રતા ધર્મની રક્ષાને માટે મહા દુઃખમાં પ્રવેશ કર્યો. કેટલીક સ્ત્રીઓ પોતાના સુખને માટે પતિને કરજની જાળમાં બાંધવામાં લગારે આઘુ પાછુ જોતી નથી. ત્યારે આ ધર્મપ્રાણા, પતિ હિતૈષિણી તારામતી પંડે વેચાઇને પતિને કરજના બંધનમાંથી છોડાવવાને શક્તિમાન થઇ. કેવો ઉંડો ધર્મ ભાવ! ધન્ય તારામતી! તમારા જેવી પતિવ્રતા અને ધાર્મિક સ્ત્રી જગતમાં અતિ દુર્લભ છે!

પેલી તરફ સત્યવાદી રાજા હરિશ્ચંદ્ર પ્રાણાધિક પત્નીપુત્રના વિરહથી ઘણો શોકાતુર થઇને પોતાના અદૃષ્ટને પુષ્કળ ધિક્કાર આપવા લાગ્યો. અને ભારે સંતાપથી વિલાપ કરવા લાગ્યો. પછી તેણે સ્ત્રી પુત્રને વેચીને મેળવેલા પૈસા વેષધારી વિશ્વામિત્રને આપ્યા. પરંતુ કેવું દુર્ભાગ્ય! કે એટલા પૈસાથી કરજ પુરૂ થઇ શક્યુ નહિ. તેથી ઋષિ ક્રોધાયમાન થઇને રાજાને તિરસ્કાર અને ભય દેખાડવા લાગ્યા. હરિશ્ચંદ્રે બીજો કંઇ પણ ઉપાય નહિ જોયાથી પ્રવર નામે એક ચાંડાળ (ભંગી) ને ઘેર પોતે વેચાઇને બ્રાહ્મણનું કરજ ફેડયું. ભંગીએ તેને કાશીના સ્મશાનમાં મુડદાં બાળવાનો કર ઉઘરાવવાના કામમાં નિયુક્ત કર્યો. હરિશ્ચંદ્ર સત્યને માટે ચાંડાળની ગુલામગીરી કબૂલ કરીને કરજના બંધનથી છૂટયો? ધર્મવીર હરિશ્ચંદ્રે એ પ્રમાણે ધર્મની મર્યાદા રાખી, ધર્મ જયવાન થયો.

તારામતી બ્રાહ્મણના ઘરમાં જઇને દાસીનું કામ કરવા લાગી. તેણે મનની આગ મનમાં ઢાંકીને, પ્રાણકુમાર રોહિતાશ્વનું મુખ જોઇને અતિ કષ્ટથી દિવસ ગાળવા લાગી. પરંતુ પતિ વિયોગથી તેનુ અંતર તુષાનલની પેઠે ધીરે ધીરે બળવા લાગ્યું. તેણે પતિ વિરહના દુઃખથી જીવનની આશામાં પાણી મૂકયું. આજે વિશ્વબ્રહ્માંડ તારામતીની આંખે મહા સ્મશાન જેવું જણાયું. આજે તેનું હૃદય ગંભીર વિષાદથી દગ્ધ થવા લાગ્યું, તે આજે કંઇ પણ જોઇ શકતી નહોતી. મુખની વાત કહેવાની હિંમત કરતી નહોતી. સંસાર જાણે તેને મૃત્યુનો ભય દેખાડતો હોયની? સંસાર જાણે હાથમાં તરવાર લેઇને તેને મારવા આવતો હોયની? પતિ વિરહમાં શોકાતુર; વિષાદમયી, દુઃખીની તારા આજે ધૂળમાં પડીને ધૂળ થવા ઇચ્છે છે. તેમ થયાથી જાણે તે સર્વદા શાન્તી મેળવતી હોયની, સંસાર જાણે ઘનઘોર અંધારાથી પરિપૂર્ણ હોયની, તેનું હૃદય જાણે ચીરાઇ ગયું હોયની, પ્રાણ જાણે નીકળી ગયો હોયની, બહારનું શરીર જાણે ટુકડે ટુકડા થયુ હોયની, એવો અનુભવ તેને થવા લાગ્યો. તારામતી રમણી છે. રમણીના જેવી હૃદય પ્રધાન છે. રમણીના જેવી આજે તેની શોચનીય અવસ્થા છે. રમણી પ્રેમપાત્રને પ્રાણના પ્રમાણે ચાહે છે, સ્નેહની વસ્તુને છાતીપર રાખીને સ્નેહ કરે છે. પાણીમાં જેમ પાણી મળી જાય છે, તેમ તેઓ પણ પ્રેમની વસ્તુમાં નિમગ્ન થવા ઇચ્છે છે. તેથી તેઓ સ્નેહપાત્રને આંખથી બહાર કરી શકતી નથી. એથીજ વિરહ રમણીના હૃદયમાં ઝેરના જેવું કામ કરે છે. વિરહ રમણીને અસહનીય છે. રમણી વિરહથી સૂકાઇને મરી જાય છે. તારામતીએ પોતાના જીવનમાં કદી પણ પતિ વિયોગનું દુઃખ ભોગવ્યું નહોતું. આજ એ ભયાનક દુઃખ સાગરમાં ડુબી હતી. તારા વિપત્તિના ઉપર વિપત્તિ, અને મૃત્યુના ઉપર મૃત્યુ જોઇને ભયભિત થઇ વિચાર કરતી હતી કે, તેના જેવી અભાગિયણ બીજી એક પણ સ્ત્રી નહિ હશે. સૌભાગ્યની વેળાએ તેણે જે જીવન ધન સ્વામીની સેવામાં અર્પણ કર્યુ હતું, તે આજે દુઃખ વિપત્તિની વેળાએ

સ્વામીની સેવા કરવામાં કામ આવ્યું નહિ. એજ દુઃખથી તેનું હૃદય શોકાતુર થઇ પડ્યું હતું. તારામતી જે બ્રાહ્મણને ઘેર વેચાઇ હતી, તે બ્રાહ્મણ અને તેની સ્ત્રી ખરેખર નિર્દય અને ઘાતકી સ્વભાવનાં હતાં. તેઓ તેને દિવસ અને રાત માથાતોડ વૈતરૂ કરાવતાં હતાં. એક પળને માટે પણ તેને વિશ્રામ લેવા દેતાં નહિ. તે છતાં તેનો નજીવો વાંક કહાડીને તેના ઉપર ગાળોનો વરસાદ વરસાવતાં અને બહુ તિરસ્કાર કરતાં, અને વખતે મારતાં પણ હતાં. તેઓ તેને પેટપુર ખાવાનુ પણ આપતાં નહિ. એ રીતે તેને ઘણું પજવતાં હતાં. તારામતીને પતિ વિરહના ભારે દુઃખ ઉપર એ એક ડામ હતો.

વિપત્તિ કદી એકલી આવતી નથી. તારામતીના દુઃખની પરિસીમા એટલેથીજ પુરી થઈ નહિ. જેના મુખ સામુ જોઇને તેનું ચિત્ત જરા શાન્ત થતું, જેને છાતીમાં ધારણ કરીને પોતાના દગ્ધ હૃદયને શીતળ કરતી, તે તેના સ્નેહનું ધન રોહિતાશ્વે તેના દગ્ધ હૃદયમાં આગ સળગાવી! તારામતીની દુનિયા એથી અંધારી થઇ! રોહિતાશ્વ બાગમાં ફૂલ અને તુળસી વગેરે લેવા માટે ગયો હતો. ત્યાં તેને એક ઝેરી સાપ કરડવાથી એજ ઠેકાણે તેનો પ્રાણ નિકળી ગયો! દુ:ખિનીના ખોળાનુ ધન પડી ગયું! જોતા જોતામાં નિર્દય કાળે એક કોમળ પુષ્પનો પ્રાણ લેઇ લીધો! જોતા જોતામાં શારદીય આકાશમાં એક કાળા મેઘે આવીને નિર્મળ પૂર્ણ ચંદ્રને ઢાંકી નાખ્યો! હાય! આ સસાર ઘણી વિચિત્ર જાતની જગા છે! મૃત્યુ તે વિચિત્ર ભાવ દેખાડીને જગતને શિક્ષણ આપે છે! અધ મનુષ્ય તે મૃત્યુથી નિરંતર પીડિત થઇને પણ અસાર વસ્તુમાં સદા નિમગ્ન રહે છે,!

ધીરે ધીરે રોહિતાશ્વના મરણની દુઃખદાયક ખબર તારામતીના કાન ઉપર ગઇ. પ્રાણ પ્રિય પુત્રનું મરણ સાંભળતાંજ તે બેશુદ્ધ થઇને ધરણીપર ઢળી પડી. કેટલીક વારે જરા શુદ્ધિ આવતાં તે ઘણું રૂદન કરવા લાગી. પછી પુત્રના મૃત દેહની પાસે જવાની રજા માગતાં દયાહિણ કૌશિકે તેને રજા આપી નહિ. જ્યારે તેણે ઘણા કાલાવાલા કર્યા, ત્યારે અડધી રાત્રે કામથી પરવાર્યા બાદ તેને જવાની રજા મળી. તારામતી દોડતી તપોવનમાં ગઇ. ત્યાં પુત્રનું શબ જોઇને તેનું માથુ ફરવા લાગ્યું, અને છાતી ચીરાવા લાગી! તેણે જોયું કે અભાગિયણનું ભાગેલું કપાળ એકીવારે ભાગી ગયું છે! તારા દુઃખની તોફાની હવામાં કેળની માફક પાછી બેશુદ્ધ થઇને જમીન ઉપર પડી ગઇ. ઘણી વારે શુદ્ધિમાં આવીને વિલાપ કરવા લાગી. તેના કરૂણામય રૂદનથી તપોવન ગાજી રહ્યું. તે સાંભળીને વનપક્ષીઓ પણ ચીચીયારી મારવા લાગ્યાં. હાય! આજ ભિખારણ તારાનું સર્વસ્વ ચાલ્યું ગયું છે. સર્વ ગુમાવ્યા છતાં પ્રાણ ધન પુત્રને છાતીમાં રાખીને વનચારીની પેઠે તે આજ સુધી જીવન ધારણ કરીને રહેતી હતી. હા અદૃષ્ટ! આજ એ દુ:ખિનીનું ધન, ખોળાનું રત્ન તેના હાથમાંથી છીનવી લીધું! અભાગિયણ તારાના સુખનું બજાર આજ એકીવારે ઉઠી ગયું! તારામતી ઘણોજ શોક વિલાપ કર્યા પછી મૃત પુત્રને ખોળામાં લેઇને કાશીના સ્મશાનની તરફ ગઇ. પ્રિય ભગિનીઓ! એકવાર જુઓ, પેલી અયોધ્યાની રાજમહિષી પુત્રના શબને અગ્નિસંસ્કાર કરવા માટે સ્મશાનમાં જાય છે. જુઓ, તેનું હૃદય કેવું મહત્વ પૂર્ણ છે! તે માતા છે, પુત્ર શોકથી માતાની પેઠેજ અભિભૂતા થઇ છે, તથાપિ તપસ્વિનીની પેઠે મોહ છોડીને કર્ત્તવ્ય કાર્ય કરવામાં આગળ થઇ છે. જુઓ,

તારા હમણાં પણ તેજ તારા છે. પરંતુ કર્ત્તવ્યની પાસે કંઇજ નથી. પુત્ર શોક પણ કંઇ નથી. ધન્ય તારાની કર્ત્તવ્ય નિષ્ઠા! ધન્ય તેનું ચિત્તસંયમ! અને ધન્ય તેનો આત્મ જય! તારામતી એક આશ્ચર્ય રમણી છે!

ઘણીવારે તારામતી પુત્રનું શબ લેઇને કાશીના મહા સ્મશાનમાં જઇ પહોચી. પછી આજુબાજુએથી કાંટા વગેરેનાં ઝાડાં વીણી લાવીને તેમાં શબને મૂકી ચિતા સળગાવી. તેટલામાં સ્મશાનનો રક્ષક જાગી ઉઠયો. તેણે કર લીધા વગર શબને બાળવાની સખ્ત મના કરી. એટલે રાણીએ ઘણાજ કાલાવાલા કરીને કહ્યું કે;—"હું દુખિઆરી નિર્ધન અબળા છું. તેથી કોઇ પણ રીતે કર આપી શકું તેમ નથી. માટે મેહેરબાની કરીને મારા પુત્રને બાળવા દો. પરંતુ જેનો નિશ્ચય કદી ફરે તેવો નથી, એવા સ્મશાન રક્ષકે (હરિશ્ચંદ્રે) કર લીધા સિવાય શબને બાળવાની ચોખ્ખી ના કહી. તે સાંભળીને રાણીને ઘણું દુઃખ લાગ્યું. તેથી તે પોક મૂકીને વિવિધ પ્રકારના શોકના ઉદ્‌ગાર કાઢીને રડવા લાગી. તે ઉપરથી હરિશ્ચંદ્રે તેને ઓળખી કે, આતો મારી સ્ત્રી તારામતી, અને આ મુએલો બાળક મારો પુત્ર રોહિતાશ્વ છે. તેથી તેને અતિશય શોક થયો. અને તારામતી ન જાણે તેમ છાનોમાનો રડી પડયો. પરંતુ થોડી વારમાં શોકને દબાવીને તારામતીને કહ્યું કે;—"બાઇ, તારૂં દુઃખ જોઇને મને ઘણું રડવું આવે છે. પણ મારે મારા ધણીનું કામ નિમકહલાલીથી કરવું જોઇએ. તેથી કોટિ ઉપાયે પણ કર લીધા સિવાય તારા પુત્રના શબને અગ્નિ દાહ નહિ કરવા દેઉં. તારે ફાવે તો આ અર્ધ દગ્ધ થયેલા શબને લેઇને અહિંથી નાસી જા. પછી રાણીએ નિરાશ થઇને છેવટે તેમજ કર્યું. તે ગામની નજીક ગઇ, ત્યારે તેનું હૈયું ભરાઇ આવ્યાથી તે એકદમ રડી પડી. તે સાંભળીને ચોકીદારો દોડી આવ્યા. અર્ધ દગ્ધ બાળકને જેણે પોતાની છાતી સરસુ રાખેલું છે, એવી સ્ત્રીને જોઇને ચોકીદારો માંહોમાંહે કહેવા લાગ્યા કે, આતો કોઇ જક્ષણી જેવી દેખાય છે. અને આપણા ગામમાંથી ત્રીજે ચોથે દહાડે છોકરાં ખોવાય છે, તે આજ ખાઈ જતી હશે. જુઓ તે અડધા બળેલા મડદાને પણ છોડતી નથી. માટે ચાલો તેને પકડીને ચાંડલને સ્વાધીન કરીએ. એમ કહીને તેને પકડી લીધી. અને પેલા પ્રવિર ચાંડાલને સ્વાધીન કરી. વહાણું વાયુ એટલે ચાડાલે પોતાના સ્મશાન રક્ષકને બોલાવી હુકમ આપ્યો કે, આ કોઇ રાક્ષસી છે, અને ગામમાં ઘણો અનર્થ કરે છે, માટે આ તેજદાર તલવાર વડે તેનું માથુ ઉડાવી દે. સ્મશાન રક્ષક ધણીનો હુકમ માથે ચડાવીને તે સ્ત્રીની પાસે જઇને જૂવે છે, તો તે પોતાનીજ રાણી માલુમ પડી. અહીં પાછુ તેને દુઃખ સાંભળી આવ્યું. તેથી તે છાનો માનો રડી પડયો. એવામાં તારામતીએ ચાંડાળને કહ્યું કે;—"હે ચાંડાલ! હું રાક્ષસી નથી, પણ માનવી છું, આ મારો પુત્ર સર્પ ડંશથી મરી ગયો છે. જો તારે મને મારી નંખાવવી હોય તો મારી નંખાવજે. મારે કાંઇ મરણનો ભય નથી. પણ આ મારા પ્રિય પુત્રના શબને અગ્નિસંસ્કાર કરવાની રજા આપ. પછી તારે જેમ કરવું હોય, તેમ કરજે. ચાંડાલે તેમ કરવાની સ્મશાન રક્ષકને આજ્ઞા કરી.

પછી તેઓ સ્મશાનમાં ગયાં. ત્યાં એક તરફ તારામતી વિલાપ કરતી કરતી પોતાના પ્રિય પુત્રના શબને બાળવા માટે લાકડાં વગેરે એકઠાં કરતી હતી. ત્યારે બીજી તરફ

હરિશ્ચંદ્ર પોતાના પુત્રના મરણથી, તથા પ્યારી પત્નીની આવી દુર્દશા જોઇને એક બાજુએ છાનોમાનો રડતો હતો. તારામતીએ ચિતા ખડકીને તૈયાર કરી. અને પ્રિય પુત્રને એકવાર છાતી સરસો ચાંપીને બોકી કરી, બોરબોર જેવડાં આંસુ પાડી વિલાપ કરવા લાગી. હવે હરિશ્ચંદ્ર ધીરજ રાખી શક્યો નહિ. જો કે હમણાં તે સ્મશાન રક્ષકના વેષમાં હોવાથી રાણી તેને ઓળખી શકી નથી, પણ તેણે રાણીને ઓળખી હતી. પ્રાણકુમાર રોહિતાશ્વના મૃતદેહને ખોળામાં લેઇને રાણી રોતી હતી એ જોઇને હરિશ્ચંદ્રના હૃદયમાં શોકાનલ પ્રગટ થયો. હવે તે સ્થિર રહી શક્યો નહિ. તુરત તે રાણીની પાસે ગયો, અને પોતાની ઓળખ આપીને પછી તેને ગાઢ આલિંગન કર્યું. તે વેળાએ દંપતિ ઘણાંજ શોકાતુર થઇને અશ્રુ પાડવા લાગ્યાં.

ત્યાર પછી શોકનો આવેગ સમાવીને બંને જણે થોડીક વાતચિત કરી. પતિ ચાંડાલનું દાસપણું કરે છે, એ જાણીને ધર્મના પ્રત્યે સતીના મનમાં અભિમાનનો સંચાર થયો. તે સગર્વથી સ્વામીને કહેવા લાગી કે;—"જો ધાર્મિકની દશા આવી થાય તો હવે ધર્મની સહાયતા નથી! બ્રાહ્મણ અને દેવતાની સેવામાં વળી શું આવી જાય છે? વળી તમારા પ્રજા પાલનમાં શું આવી જાય છે? જ્યારે તમે ધાર્મિક થઇને પોતાના રાજ્યથી ભ્રષ્ટ થયા ત્યારે ધર્મ નથી, સત્ય નથી, સરળતા નથી, અને વળી કરૂણાજ ક્યાં છે?"

પ્રિય વાચક વૃન્દ! આ અવિશ્વાસનું કહેવું નથી, અશ્રદ્ધા કે અભક્તિનું કહેવું નથી, તેમ આત્મગ્લાનિ કે અનુતાપનું પણ બોલવું નથી. પણ સાચા ભક્તના એ અભિમાનના બોલ છે. એવું અભિમાન અપવિત્ર નથી, એ વિશુદ્ધ છે. એવા અભિમાનથી મનુષ્યાત્માની અધોગતિ નથી. જે ધર્મને માટે આત્મ સુખ ત્યાગે છે, તેનું હૃદય અવિશ્વાસી હોય, એ ઘણું અસંભવિત છે. જ્યારે દુઃખની આગ છાતીમાં ધગ ધગ બળે છે, જ્યારે વિપત્તિના ઉપર વિપત્તિ, અને કષ્ટના ઉપર કષ્ટ આવીને મનુષ્યને અસ્થિર કરી નાખે છે, ત્યારે ધર્મના ઉપર આવાં અભિમાનવાળાં વાક્ય બોલવામાં આવે છે. ભગવાનના ઉપર ભક્તનો અભિમાન ચાલે છે. અભક્તનો કદાપિ ચાલતો નથી.

ત્યાર પછી રાજદંપતિએ અસહ્ય પુત્ર શોકથી અધીરાં થઇને પુત્રની ચિતાનળમાં પ્રાણ ત્યાગ કરવાનો નિશ્ચય કર્યો. પવિત્ર દંપતિ પુત્રનું શબ ખોળામાં લેઇને ચિતામાં બેઠાં! અને વ્યાકુલ ચિત્તથી મૃત્યુની વાટે જોવા લાગ્યાં! ચિતા સજ્જિત થઈ! કેવો ભયાનક દેખાવ! શોકાતુર દંપતિની ગંભીર વિષાદ પૂર્ણ છબી જોઇને જાણે ધરતી ફાટતી હોયની! પાષાણ હૃદય પણ પીગળીને જાણે વેગવતી નદીની પેઠે પ્રવાહિત થતું હોયની! એમ દેખાવા લાગ્યું. એવામાં એકાએક દેવતાઓ ધર્મને પ્રમુખ કરીને વિશ્વામિત્રની સાથે ત્યાં આવીને ઉભા રહ્યા! અને કહ્યું કે;—"હે સત્યવાદી અને ધર્મપરાયણ રાજા અને રાણી! તમે કાંઇ પણ સાહસ કરશો નહિ. અમે ધર્માદિ દેવો છીએ. તમે પ્રાણ જતાં સુધી પણ તમારો સત્ય ધર્મ ચૂક્યાં નથી. તેથી તમને ધન્ય છે! તમારા આવા પ્રભુત્વથી અમે બહુ સંતોષ પામ્યા છીએ. ઇત્યાદિ સ્તુતિ વચનો કહ્યા. પછી સર્વના ઉપર અમૃત અને પુષ્પ વૃષ્ટિ થઇ! એટલે સુકુમાર રોહિતાશ્વ સજીવન થઇને ઉભો થયો! ધર્મ જયવાન થયો! વિશ્વામિત્રે હરિશ્ચંદ્રના સત્યવાદીપણાથી પ્રસન્ન થઇને પોતાના તપનું ફળ તેને અર્પણ કર્યું. માયાની અ-

તિ ગેહન છાયા દૂર થઇ, અને સત્યનો પ્રકાશ થયો. રાજા, રાણી, અને કુંમાર રોહિતાશ્વ હસતે વદને રાજમંદિરમાં ગયાં. ત્યાં ઘણાં વર્ષ સુધી શાન્તીથી રાજસુખ ભોગવીને છેવટ પરમાત્માના પરમ સુખદાઇ ધામમાં વિરામ્યાં.

સતી તારામતી જગતમાં નારી સમાજની આદિ ગુરૂ છે. એમ કહેવામાં કાંઇ હરકત નથી. તેની પહેલાં બીજી કેટલીક સતીઓએ જન્મ લીધો હતો ખરો. પરંતુ તેના જેવા પતિવ્રતાના પવિત્ર ધર્મની ઓળખાણ કોઇએ આપી નથી. તેણે ધર્મનો જે માર્ગ અવલંબન કરીને નારી સમાજને ઉંચ શિક્ષણ આપ્યું છે, તેવું શિક્ષણ આપવાને બીજી કોઇ સતી શક્તિવાન નથી. તેણે આપેલા દ્રષ્ટાંતનું અનુકરણ કરવાથી મનુષ્ય દેવત્વ મેળવી શકે છે. જુઓ, હરિશ્ચંદ્રને પ્રાણ જવા જેવા કઠોર શબ સાધનમાં દેવી તારામતી તેની મોટામાં મોટી મદદગાર થઇ હતી. પરીક્ષાના તે ભયંકર દિવસે જીવનની લડાઇના હજારો તોપોના અવાજમાં, વિપત્તિથી ઘેરાયેલા, ગાઢા અંધકારથી છવાયેલા, અને કરજમાં ફસેલા હરિશ્ચંદ્રને જો તારામતી જેવી મહાદેવી સખી મળી ન હોત તો કદાચ હરિશ્ચંદ્રના નિર્મળ ચરિત્રમાં કલંકનો ડાગ લાગત. જ્યારે તારામતી કિનારા વગરના વિપદ સાગરમાં તણાતી હતી, તરંગના ઉપર તરંગ આવીને ઉપરા ઉપરી ઘણા આઘાત થતા હતા, ત્યારે તે પાણીમાં ડૂબેલા પથ્થરાના જેવી અટલ તથા અવિચલિત થઇને ધર્મની હોડી ધારણ કરી હતી. પાણીમાં ડૂબેલા હરિશ્ચંદ્રે ધાર્મિક સહધર્મિણીનો હાથ પકડીને કિનારો મેળવ્યો હતો. આહા! સતીનું એ કામ કેવું અદ્દભૂત હતું! ધન્ય છે સતી દેવી તારામતીના એવા પ્રભુત્વને! હજાર વાર ધન્ય છે!

સતી દેવી તારામતીએ નારી સમાજને શિખવેલા પતિવ્રતાના ઉંચ ધર્મનું દ્રષ્ટાંત લેઇને ભારતવર્ષમાં ઘણીક સતીઓએ પોતાના સતીત્વનો મહિમા જગતમાં ફેલાવ્યો છે. તેજ પ્રમાણે આ ગ્રંથ વાંચનાર પ્રિય ભગિનીઓ! તમે એ સતીઓના પગલે ચાલીને પ્રભુત્વ મેળવો. એવી અમારી ઇચ્છા છે.

---

## કૌશલ્યા.

આ મહા દેવી અયોદ્ધાના રાજા દશરથની ધર્મપત્ની, અને દેવાંશી રાજા રામચંદ્રજીની માતા થાય. તે પરમ સુંદરી દેવી પતિપરાયણ હતી. તે સર્વ કામના પતિમાં પર્યવસાન કરીને, તથા પતિમાં મગ્ન થઇને આત્મ લાભ સાધન કરતી હતી. તે પ્રિયવાદીનિ, પતિ સેવાની વખતે દાસીની પેઠે, વાતચિતમાં સખીની પેઠે, ધર્માચરણમાં ભાર્યાની પેઠે, સત્ય સલાહ આપવામાં ભગિનીની પેઠે, અને ભોજનની વખતે જનનીની પેઠે વ્યવહાર કરતી હતી. તેને પેટ પરમ પવિત્ર કરૂણામય શ્રીરામચંદ્રજી અવતર્યા. તેમને આ પરમ સાધ્વી દેવીએ પોતાને હાથે ઉછેરી યોગ્ય કેળવણી આપી સુચરિત્રવાન કર્યા હતા.

જ્યારે દશરથ રાજાની બીજી પત્ની કૈકેયીના કલેશથી પોતાનો પ્રિય પુત્ર રામ પિતાઇ વચન પાળવા માટે ચૌદ વર્ષની અવધિ વનવાસ જવા નિકળ્યો, ત્યારે આ રાજમાતા કૌશલ્યાએ જે કલ્પાંત સાથે વિલાપ કર્યો હતો, તે સાંભળીને કઠિણ કાળજાના ધીરનીર પુ

રૂપો પણ રૂદન કરવા લાગ્યા હતા. તે છતાં આ ધીરજવાન માતાએ સમય વિચારીને પુત્રની નમ્ર વિનંતિથી માતૃભાવ દર્શાવીને તેને આશીષ દેઇ રજા આપી હતી. તે વખતે તે ગદ્‌ગદ્ કંઠે બોલી હતી કે,—"પુત્ર ! હું તમારા નિશ્ચયને અટકાવી શકતી નથી, તેથી કાળની ગતિને પ્રબળ માનું છું તમે તમારા પિતાના કરજમાંથી મુક્ત થઇને અહિં વેહેલા પધારજો. તમને અહિં પાછા આવેલા જોઇશ, ત્યારેજ મને સુખે નિદ્રા આવશે. જે ધર્મની ઉપર તમે પરમ પ્રેમ રાખો છો, તે ધર્મ તમારૂં રક્ષણ કરજો." ઇત્યાદિ આશીષ વચનો આપતાં આપતાં કૌશલ્યા રોઇ પડ્યાં. અને રોતાં રોતાં "ભલે પધારો. વનમાંથી વેહેલા આવીને અમારી ઇચ્છા પરિપૂર્ણ કરજો." એમ કહી પુત્રને આલિંગન કરીને પછી વિદાય કર્યા. આહા ! કૌશલ્યાની કેટલી બધી ધીરજ ! અને પતિભક્તિ ! કે જે માત્ર સ્વામીનું વચન પળે તેટલા માટેજ રામચંદ્ર સરખા વ્હાલા પુત્રને વનમાં જતાં અટકાવી શકી નહિ. અને પુત્ર વિયોગનુ અસહ્ય દુઃખ ચૌદ વર્ષ જેટલી લાંબી મુદત સુધી પોતે ધીરજ રાખીને સહન કર્યું. વળી અધુરામાં પુરૂ રામચંદ્રના વનવાસ ગયા પછી પુત્રના વિયોગથી દુઃખી થઇને તેના પ્રાણપતિ દશરથે સ્વર્ગવાસ કર્યો. તે છતાં પણ ધીરજ ધરીને રહી, અને અંતે પુત્રને મળી પરમ સુખ પામી. ધન્ય છે ! આવી સ્વામી ભક્ત અને પુત્ર વત્સલ તથા ધીરજવાન સતીને ! કે જેણે પોતાનુ સુચરિત્ર જગતના લોકોને દર્શાવીને પરમ બોધ આપ્યો છે.

---

## સુમિત્રા.

સુમિત્રા અયોધ્યાપતિ **દશરથ**ની ત્રીજી ભાર્યા હતી. તેણે **લક્ષ્મણ** અને **શત્રુઘ્ન** જેવા બે સદ્‌ગુણશીલ પુત્ર રત્નોને જન્મ આપ્યો હતો. સુમિત્રા પતિપ્રાણા સાધ્વી સ્ત્રી હતી. દશરથ રાજા પોતાની બીજી સ્ત્રી કૈકેયીના ઉપર પ્રેમ રાખતા હતા, તે છતાં સાધારણ સ્ત્રીની પેઠે સુમિત્રા તેમને અપ્રીતિની આંખથી જોતી નહોતી. પોતાના પતિરૂપ દેવતાને પ્રેમ ભક્તિ ભરેલી નજરે સદા જોતી હતી. તેનામાં બીજા પણ સુશીલપણાનાં ઘણાં લક્ષણો હતાં. **રામ** અને **ભરત** તેની શોકયોના પુત્ર હોવા છતાં તેમના ઉપર પોતાના પુત્રો પ્રમાણે સ્નેહ અને મમતા રાખતી હતી. તેનાજ શિક્ષણથી લક્ષ્મણ અને શત્રુઘ્ન ઉત્તમ ગુણવાળા થયા હતા. સુમિત્રા વળી પોતાની શોકયોના ઉપર પણ સગી બ્હેનો અથવા સહિયરોના જેટલી પ્રીતિ રાખતી હતી. તેના સુવિચાર, તેની નમ્રતા, અને ધર્માસક્તિ વગેરે સદ્‌ગુણોથી **કૌશલ્યા** તેને ઘણીજ તાબે થઇ રહી હતી. સ્ત્રીઓમાં વિનય, સુશીલપણું, અને બુદ્ધિ વગેરે કેટલાક ગુણ હોવાથીજ તેઓ પિતાના તથા પતિના કુળમાં પ્રીતિપાત્ર થઇ શકે છે. પરતુ શોકયની આગળ પ્રીતિપાત્ર અને વિશ્વાસુ સખી થવું એ કેટલા ઉચ્ચ ગુણોનુ કામ છે? આ ઉપરથી સુમિત્રાના ચરિત્રની ખરી ખુબી જણાશે.

આ પછી સુમિત્રાના માતૃ જીવન ઉપર વિચાર કરીએ. મોટા ભાઇ ઉપર સ્નેહ, નિસ્પૃહપણું, સત્યપર પ્રેમ, જિતેન્દ્રિયપણું, ત્યાગ, દયા, નિડરપણું, અને વિનય, ઇત્યાદિ સદ્‌ગુણો જે દેવને લાયક છે, તે સર્વ નર દેવના લક્ષ્મણ પોતાની માતા સુમિત્રા પાસેથીજ શિખ્યો હતો. સુમિત્રા પુત્રોને કેવી જાતનું અપૂર્વ શિક્ષણ આપતી હતી, તેનું વર્ણન નીચેના બનાવપરથી સમજાશે.

જ્યારે દુષ્ટ મંથરાની ખરાબ સલાહથી કૈકેયી ઘાતકીપણાથી અયોધ્યાની તરતની આશાને બાળી નાખી, રાજા દશરથને મારવા તૈયાર થાય છે; જ્યારે રામચંદ્રજી પિતાનું વચન પાળવા માટે વનવાસી થાય છે; અને દશરથના વિલાપથી શેહેરની પ્રજા હાહાકાર કરે છે, કૌશલ્યાના રોવાથી અયોધ્યા નગરી મહા સ્મશાન જેવી જણાય છે; ત્યારે સુમિત્રાએ શુ કર્યું? તે પણ કૌશલ્યા જેવી મમતા બતાવનાર માતા હતી; તે શોકયના બોલવાથી વ્યાકુળ ન થતાં વનમાં જવાને તૈયાર થયેલા પુત્રને તે વખતને અનુસરતું શિક્ષણ તથા સદુપદેશ આપવા લાગી. તેણે પોતાના વ્હાલા પુત્ર લક્ષ્મણને આ પ્રમાણે કહ્યું:—

"બેટા! જો કે તું મને ઘણોજ વ્હાલો છે, તોપણ મોટા ભાઇ રામની સાથે વનવાસ જવાની આજ્ઞા આપુ છું. તારો એ મોટો ભાઇ અરણ્યમાં જાય છે, તેનીજ આજ્ઞામાં સર્વદા તું રહેજે. મોટાના વશીભૂત થવું એનેજ આ લોકનો સદાચાર જાણજે. વિશેષે કરીને આવું કામ કરવું, એજ આ વંશનું યોગ્ય કામ છે. દાન, યજ્ઞાનુષ્ઠાન, અને લડાઇમાં દેહત્યાગ, વગેરે આ વંશને યોગ્ય છે. તું હમણાં રામને પિતા, સીતાને માતા, અને ઘાટા વનને અયોધ્યા ધારજે. પુત્ર હવે સુખેથી જાઓ." આ વાકયો સુમિત્રાના જ્ઞાનમય હૃદયનું ઓળખાણ આપે છે. આવી ભારે વિપત્તિમાં પણ આવી ધીરજ, આવું સ્થિરપણું, આવી સહનશીલતા, અને આવું કર્ત્તવ્ય જ્ઞાન એ સર્વ તેની મહાનતાની પરિસીમા છે. તેનું આ ચરિત્ર દેવી ચરિત્ર જેવું છે. લક્ષ્મણ આવી માતાનો છોકરો હતો, તેથીજ જુવાન ઉમ્મરે દેવતા થયો હતો. વળી લક્ષ્મણની પેઠે શત્રુઘ્નને દેવના જેવા ચરિત્રવાળો જોઇ શકીએ છીએ, તે પણ આ સુમિત્રા જેવી માતાના પ્રતાપથીજ.

મનુષ્યના જીવનનું ઉંચપણું સત્ય ધર્મપર પ્રીતિ રાખવામાં રહેલું છે. સુમિત્રા દેવી સત્ય ધર્મપર ઘણીજ પ્રીતિ રાખતી હતી. રામ, લક્ષ્મણ, અને સીતા વનમાં ગયાં, ત્યારે શોકાતુર દશરથ રામના શોકથી મરવા જેવા થઇને કૌશલ્યાના ઓરડામાં પડયા હતા. તે વેળાએ કૌશલ્યા પણ શોકથી બેશુદ્ધ થઇ ગયેલી હતી. આવા દારૂણ શોકને સમયે પુત્રને વનમાં કાઢયાથી દુઃખ પામતા હૃદયની સુમિત્રાએ નમ્રતાથી કૌશલ્યાને કહ્યું:—'આર્યે! તમારો રામ સર્વ ગુણાધાર છે, કદિ પણ તેને વિપત્તિ પડવાનો સંભવ નથી. તેને માટે દીનભાવથી રોવાનું તથા શોક કરવાનું શું કારણ છે? જુઓ તમારો રામ સત્યવાદી છે. પિતાનું વચન પાળવાને માટે રાજ્ય છોડીને વનમાં ગયો છે. સજ્જનોના પાળેલા ધર્મમાં તેનો પ્રેમ છે, તેથી તેને માટે શોક કરવો યોગ્ય નથી. દયાળુ અને નિષ્પાપ લક્ષ્મણ નિરંતર તેની પુત્ર પ્રમાણે સેવા કરે છે. એ બધા એના સુખના વિષય છે, તેમાં સંદેહ નથી. જેણે સર્વદા મોજ શોખમાં કાળ ગાળ્યા છે, તે જાનકી અરણ્યવાસનું દુઃખ સારી પેઠે જાણ્યા છતાં, પણ રામની જોડે ગઇ છે. દેવિ! જે સર્વ લોકના પાલનાર રામ ત્રિલોકમાં પોતાની પ્રીતિ ફેલાવે છે, તે સત્ય નિષ્ઠ છે, એ શું તેમને માટે પુરતુ નથી? હમણાં દુઃખ કે શોક કરશો ના. રામનું કોઇ પણ પ્રકારે અશુભ થવાનો સંભવ નથી. આર્યે! તમારે તો બીજા બધાઓને ધીરજ આપવી જોઇએ. તેને બદલે તમેજ ગભરાઓ છો. જ્યારે રામ જેવો તમારે પુત્ર છે, ત્યારે શું તમારે શોક કરવો લાયક છે? રામ કરતાં બીજો કોઇ મોટો સાધુ પુરૂષ નથી. ઇત્યાદિ."

ગંભીર પતિપ્રાણુતામાં સુમિત્રાનું ચરિત્ર એક નમુના જેવું છે. આપણે જાણીએ છીએ કે કૌશલ્યાને જેવો શોક થયો હતો, તેવોજ સુમિત્રાને પણ થયો હતો. પરંતુ આ શોકના સમયે પણ તેનો માતૃભાવ તથા પતિ ઉપરનો દ્રઢ પ્રેમ સંકોચિત થયો નહોતો. પણ ઉલટો વધારે પ્રબળ થયો હતો. તેવી અવસ્થામાં પણ કૌશલ્યાને તેણે કહ્યું હતું કે;—" જુઓ તમારો રામ સત્યવાદી છે; પિતાના વચનનો અંગિકાર કરવાની મતલબથી રાજ્ય છોડીને તે વનમાં ગયો છે. " આ વાક્યથી સુમિત્રાની પૂર્ણ પ્રીતિ જણાઇ આવે છે. જે સ્રી સ્વામીને હૈડા સુધી ગંભીર પ્રેમના યોગથી જોઇ શકે છે, તેના સિવાય બીજુ કોણ આવી અવસ્થામાં એવું કહી શકે ? તેથીજ સુમિત્રા દેવી પ્રતિ પ્રાણા સાધ્વીઓમાં શ્રેષ્ટ ગણાય છે. જે સ્રી પોતાના શરીરમાં ઘણું દુઃખ પામ્યા છતાં સ્વામીના કર્તવ્ય બંધનમાં ભયથી પોતાની વેદના છુપાવે છે, તે આદર્શ સ્રી છે. વળી જે સ્રી પોતાના પેટના જુવાન છોકરાના દુઃખજનક દેશવટાના સમયમાં પણ સ્વામીના ચિત્તને શાંત કરવાની મતલબથી તે વેળાએ જે સાંભળવાથી સ્વામીના પ્રાણમાં જરા આરામ જણાય તેવું કહી શકે છે, તે પણ આદર્શ દેવી છે. એ વાસ્તે સુમિત્રા પણ આદર્શ દેવી છે. આ દેવી કેવળ અયોધ્યાની રાજરાણી થવાનેજ લાયક હતી, એમ નહિ પણ ગૃહલક્ષ્મી તથા સતી કુળની મહારાણી રૂપે પણ હતી.

## સીતા.

પ્રાતઃસ્મરણિય મહા[1] સતી-દેવી **સીતા** મિથિલા નગરના[2] રાજા **જનક**ની પાલિતા પુત્રી, અને શ્રી વિષ્ણુ ભગવાનના અવતારી પુરૂષ રાજા **રામચંદ્રજી**નાં ધર્મ પત્ની થાય. તેમના જન્મ વિશે **રામાયણ**માં જે પ્રસંગ લખવામાં આવ્યો છે, તેથી જણાય છે કે, તેમનો જન્મ એક અલૌકિક બનાવથી થયેલો છે. એવું કહેવાય છે કે, એક વેળાએ જનક રાજા હાથમાં હળ લેઇને યજ્ઞક્ષેત્ર સુધારવા માટે જમીન ખેડતા હતા. તેવામાં ખેડતાં ખેડતાં એક કન્યા જમીનમાંથી નીકળી. તે જોઇને તેઓ ઘણા સાનંદાશ્ચર્ય થયા. પછી પોતાને કંઇ પણ સંતાન નહિ હોવાથી તે કન્યાને સ્નેહ પૂર્વક પોતાને ખોળે લીધી. એટલામાં અંતરીક્ષમાંથી આકાશ વાણીની પેઠે મનુષ્યના બોલવા જેવા શબ્દો રાજાએ સાંભળ્યા કે;—"મહારાજ! ધર્માનુસારે આ છોકરી તમારી કન્યા થયેલી છે." આ વાક્ય સાંભળીને રાજા ઘણોજ આનંદિત થયો. બીજી કથા એવી છે કે, જનક રાજાએ **પદ્માક્ષ** નામે એક વિદ્વાન બ્રાહ્મણને કેટલીક જમીન દાનમાં આપેલી હતી. તે જમીન ખેડતાં અંદરથી એક પેટી નીકળી. પદ્માક્ષે એ પેટી જનક રાજાને આપી. રાજાએ તેને સભા વચ્ચે ખુલ્લી કરાવી તો માંહેથી એક પરમ સુંદર કન્યા નીકળી. તેને જનક રાજાએ પોતાને

(૧) આર્યાવર્ત્તમાં પાંચ મહા સતીઓ કહેવાય છે. તેમનાં નામ;—સીતા, દમયંતી, દ્રૌપદી, અહલ્યા, અને તારા.

(૨) બંગાળામાં આવેલા બહાર પ્રાંતને 'તીરહુત' કહે છે તે અસલ મિથિલા નામથી ઓળખાતો હતો. તેમાં જનકપુરી કરીને હાલ એક ગામ છે. તે અસલ જનક રાજાની રાજધાની હતી.

ખોળે લીધી, અને તેનુ નામ (હળશીર—હળપુણીથી જડી માટે) સીતા પાડ્યું. વળી તે જનક રાજાની પુત્રી કહેવાઇ માટે લોકો તેને જાનકી પણ કહે છે.

જનક રાજા પરમ ધાર્મિક અને જિતેન્દ્રિય હતો. તેણે સર્વદા બ્રહ્મપરાયણ થઇને જે અમુલ્ય તત્વજ્ઞાન મેળવ્યું હતું, તેને માટે ઋષિ મંડળે તેને રાજર્ષિના ઉપનામથી ભૂષિત કર્યો હતો. ખરેખર ધર્મ રાજ્યમાં તેની એવી તો કુશળતા હતી કે, તે પોતે ક્ષત્રિય અને રાજા હોવા છતાં પણ બ્રાહ્મણો તત્વ જિજ્ઞાસુ થઇને તેની આગળ આવવામાં શરમાતા નહોતા. મતલબ કે તે સર્વ પ્રકારના માયિક ભોગમાં સર્વદા આવૃત્ત છતાં એક પક્ષે તે સર્વ ઉપર એકીવારે ઇચ્છા વિનાનો થયો હતો. તેમ બીજા પક્ષે પ્રજા પાલન અને રાજ્ય-કાર્ય જોવામાં પણ કોઇ રીતે દૂર રહેતો નહોતો. એ વાસ્તે જગતમાં તેનુ મહાત્મ્ય વધારે ખીલેલું છે. તેના એવી રીતના અલૌકિક ગુણોથી આકર્ષાઇને ચારે બાજુએથી બ્રહ્મપરાયણ ઋષિયો તથા સાધુઓ સર્વદા તેની રાજ્ય સભામાં આવતા હતા. અને તેની સામે ધર્મ ચર્ચા કરીને આનંદ મેળવતા હતા. સીતા આવા મહાનુભવ રાજર્ષિ જનકની પુત્રી થઇને નારી સમાજમાં ઉંચ પદ મેળવવાને પરમ ભાગ્યશાળી થઇ હતી.

જનક રાજાએ સીતાને ખોળે લેઇને પુત્રની ઇચ્છા રાખનારી પોતાની પટરાણી સુનયનાના હાથમાં સોંપી. પુણ્યશીલ કોમળ હૃદયની મહારાણી માના જેવા સ્નેહથી કન્યાનું લાલન પાલન કરવા લાગી. તથા તેને નાના પ્રકારની વિદ્યા શીખવવા માટે શિક્ષકો મુકરર કર્યા. સીતા ધીમે ધીમે સર્વ વિદ્યામાં, જ્ઞાનમાં, ધર્મનીતિમાં, અને લોકાચાર-માં કુશળ થઇ. એવી રીતે રાજર્ષિના સ્નેહ તથા કરૂણાથી પ્રતિપાલિત થઇને સીતા ચંદ્રકળાની પેઠે દિવસે દિવસે વધવા લાગી. સીતા જનકને પોતાનો પિતા, અને તેની સ્ત્રીને પોતાની માતા સમજતી હતી. તેઓ પણ તેના ઉપર પોતાની કન્યાના કરતાં પણ વધારે સ્નેહ રાખતાં હતાં. સૂક્ષ્મ મેઘની જાળ ભેદીને જેમ સફેદ ચંદ્રમા પોતાની જ્યોતિ પ્રકાશ કરવાનો યત્ન કરે છે, તેમ ઉમ્મર વધવાની સાથે સીતાના સુકુમાર દેહમાં પણ દિવ્ય રૂપ લાવણ્ય ખીલવા લાગ્યું. સીતા બાલ્ય, સુલભ, ભયભીતપણું, તથા ચપળતાથી કોઇ વેળાએ ચંચળ હરણના બચ્ચાંની પેઠે ઉભી રહેતી હતી. તો કદી સ્નિગ્ધો જ્વલ અચંચલ સૌન્દર્યમાં ઘેરાઇને જ્યોતિર્મયી દેવકન્યાની પેઠે દેખાતી હતી. રાજર્ષિ જનક લોક મુખથી પ્રાણ સરખી વ્હાલી કન્યાની પ્રશંસા સાંભળીને મનમાંને મનમાં આનંદીત થતો હતો. મલય વાયુના સ્પર્શથી પુષ્પની કળીયો જેમ ધીરે ધીરે ખીલે છે, તેમ પિતાના ધર્મવાળા રાજ્ય સંસારમાં સીતાનું સુકોમળ મન પણ ખીલવા લાગ્યું. રાત્રિના અંત પછી પ્રકાશ અને અંધકાર મળીને જેવી રીતે વિશ્વ મોહિની ઉષા ઉત્પન્ન થાય છે, તેવી રીતે બાલ્યકાળ તથા કિશોર અવસ્થાની વયમાં ઉભી રહીને સીતા પણ સ્વર્ગની સુંદરતાથી શોભાયમાન થવા લાગી. વળી ખીલતા પુષ્પનું સૌન્દર્ય જેમ પ્રકટ થતું જાય છે, તેમ વિકાશ પામતી સીતાનું ચરિત્ર પણ કોમળતા તથા માધુર્ય ગુણથી ભૂષિત થવા લાગ્યુ. રાજર્ષિ જનક હવે કન્યા રત્નને કોઇના હાથમાં અર્પણ કરવાનો વિચાર કરવા લાગ્યા.

સીતા હવે વિવાહ યોગ્ય થઇ છે. તે જોયાથી પૈસાના નાશથી જેમ ગરીબ માણ-

પરણવાની આશાથી એ ધનુષની ચાપ ચડાવવાની કોશીસ કરી જોઇ. પરંતુ તે એવું તો પ્રચંડ હતું કે, કોઇ રાજાથી ઉપાડીજ શકાયું નહિ, તો પછી તેની ચાપ ચડાવવાની તો આશાજ શી ? જ્યારે કોઇ પણ રાજાથી એ કામ થઇ શક્યું નહિ, ત્યારે છેવટે વિશ્વામિત્ર ઋષિની આજ્ઞાથી શ્રીરામચંદ્રજીએ ઉઠીને ધનુષ હાથમાં લીધું. અને બળપૂર્વક તેની ચાપ ચડાવતાં બે કટકા કરી નાખ્યા. એટલે સર્વના સાનંદાશ્ચર્ય અને જયનાદ વચ્ચે સીતાએ આવીને શ્રીરામને વરમાળા પહેરાવી. જનક રાજાની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ, અને સીતાએ ઇચ્છેલો વર મેળવ્યો. સર્વત્ર જયજયકાર થઇ રહ્યો. પછી મહારાજા દશરથ વગેરેને અયોધ્યાથી મિથિલાપુરમાં તેડાવી શ્રીરામે સીતાની સાથે વિધિપૂર્વક લગ્ન કર્યું. અને વાજતે ગાજતે સીતાને લેઇને રામ અયોધ્યામાં ગયા.

એક નાની પુષ્પની કળી ખીલતાં ખીલતાં જેમ તેમાં ધીરે ધીરે સુગધ સંચિત થાય છે, તેમ વિવાહ કર્યા પછી સીતાએ વિકાશમાન હૃદયપુષ્પમાં એક દિવ્ય સુગંધી ધારણ કરી. સીતાનો નિર્મળ જીવનસ્રોત પવિત્ર હૃદય રામચંદ્રના જીવનસ્રોતમાં ધીરે ધીરે મળવા લાગ્યો. તરંગે તરંગે તેણે આલિંગન કર્યું, પાણી પાણીની સાથે ભળીને સમભાવ થયો. અને જે તરફ સ્વામીનો જીવન પ્રવાહ પ્રવાહિત થતો હતો, તે તરફ સીતાએ પણ પોતાને તણાવ્યું. સીતાનું જૂદાપણું હવે રહ્યું નહિ. સીતા તે ભાવ સર્વથી ગુપ્ત રાખવા યત્ન કર્યા છતાં તે વિષયમાં કોઇ પણ રીતે સફળ થઇ નહિ. સીતા રામના વિષયમાં ધ્યાન કરતાં કરતાં એકાગ્ર થઇ જતી હતી. સખીઓની આગળ રામની વાત કહેવામાં આગ્રહ દેખાડતી હતી, અને રામની પ્રશંસા શ્રવણ કરતી હતી તેના હૃદયમાં પવિત્ર પ્રેમનો ઉચ્છ્વાસ પ્રવાહિત થવા લાગ્યો- તે ઉચ્છ્વાસમાં સીતાનું પોતાપણું જે કંઇ હતું, તે સઘળું તણાઇ ગયું. સીતા પોતાને ભૂલીને કેવળ રામમય થઇને જીવન ધારણ કરવા લાગી.

વિશુદ્ધ સ્વભાવના રામચંદ્રના નિર્મળ હૃદયમાં પણ દર્શન માત્રથી સીતાની પવિત્ર મૂર્ત્તિ અંકિત થઇ હતી. રામ યત્નની સાથે તે મૂર્ત્તિ અંતરના પુણ્યમય એકાન્તમાં ધારણ કરીને શ્રદ્ધા તથા પ્રીતિની સાથે ધ્યાન કરતા હતા. જેમ જેમ તેઓ જનક કન્યાના અનુપમ ચારિત્રથી જાણીતા થતા ગયા, તેમ તેમ તેના ઉપર તેમનો [illegible] વધ્યો. રામે તે સુરબાળાની સમાન સૌંદર્યવાન સીતાને પોતાના હૃદયનો પૂજવા લાયક દેવતા કર્યો. તેઓ દહાડે દહાડે એ કૃશાંગી યુવતીના ઘણા પક્ષપાતી થવા લાગ્યા. સીતાનો વિચાર કર્યાથી તેમનું હૃદય પવિત્ર થતું હતું. અથવા હૃદય કુટીરમાં સીતાની જગા હતી, તેથી રામને યત્ન પૂર્વક તેણે નિર્મળ તથા સ્વચ્છ કર્યો હતા! રામ બાલ્યકાળથીજ લોકહિતનાં કામ કરવામાં દીક્ષિત થયા હતા; તેઓ પ્રજા વર્ગને અતિ સ્નેહની નજરે જોતા હતા. અને અવસર મળ્યાથી તેઓનું ભલુ કરવામાં યત્નવાન થતા હતા. આ સઘળાં કારણથી તેઓ પ્રથમથીજ ઘણા લોકપ્રિય થયા હતા વિવાહના પછી રામ પરોપકારમાં વધારે આનંદ અનુભવ કરવા લાગ્યા. શાસ્ત્ર ચર્ચામાં તેમની પ્રીતિ વધી, અને ધનુર્વિદ્યામાં ઘણી કુશળતા મેળવી. રામ પિતા માતા અને વડિલોના ઉપર વધારે કર્તવ્ય પરાયણ થઇ પડ્યા. દેવ દ્વિજોના પ્રત્યે વધારે ભક્તિમાન થયા. અને પોતાના બરોબરીઆઓના ઉપર વધારે પ્રીતિ દેખાડવા લાગ્યા. તેઓ સમજવા લાગ્યા કે, મારૂં જીવન કઠોર કર્તવ્યવાળું છે, પરંતુ તે કુ-

ઠેરતામાં એક સુંદરતા છે ! મારા જીવનનુ એક મોટુ વ્રત છે, પણ તે વ્રત પૂરૂ કરવામાં સુખ અને આનંદ સમાયેલુ છે ! રામે પોતાના જીવનનો આ સુંદર ફેરફાર જોયો. અને એ ફેરફારનુ કારણ સીતાજ માત્ર છે, એવુ તેઓ સારી પેઠે સમજ્યા. સીતાએ સાક્ષાત્‌માં રામને આ સર્વ કર્તવ્યકર્મ કરવામાં ઉત્સાહ આપ્યો નહોતો. પણ રામે જોયું કે, એક માત્ર સીતાજ સઘળાં સારાં કામોનું કારણ છે સીતાના શ્વાસોશ્વાસમાં સુગંધ નીકળે છે, સીતાનાં વાકો અમૃત વર્ષણ થાય છે, અને સીતાના કોમળ ચરણ સ્પર્શથી મરૂભૂમિ પણ પુષ્પમયી થાય છે ! સીતાને ચહાવું એ એક મોટી સાધના છે, સઘળી નીચ વાસના તથા ખરાબ પ્રવૃત્તિ દમન નહિ કર્યાથી તેને ચાહી શકાશે નહિ રામચદ્રે સીતાના નિર્મળ આત્માની સાથે પોતાના આત્માનો મંજુલ સંબંધ જોયો, અને સમજ્યા કે, એ સબંધ અનંત કાળને માટે કદી પણ તુટવાનો નથી. રામ પ્રીતિની આંખ વડે પ્રિયતમા જાનકીની સાથે મનોહર વાતો કરતા હતા, ઘણા સાધુ પ્રસગમા સમય ગાળતા હતા, સીતાને નીતિવાળાં શાસ્ત્રોનો ઉપદેશ સંભળાવતા હતા, અને પતિવ્રતાના ધર્મ સંબંધી તેની જોડે ચર્ચા ચલાવતા હતા. સીતા રામની અમૃતમય વાણીનું પાલન કરતી હતી. તે વખતો વખત રામની આગળ પોતાના બાલ્ય જીવનનો ઇતિહાસ કહેતી હતી રામ પણ દેવરૂપિણી જાનકીને ઘણી પ્રીતિ દેખાડીને તેનો આનંદ વધારતા હતા. સીતા કૌશલ્યા વગેરે સાસુઓના ઉપર ઘણીજ ભક્તિશાળી હતી. તેઓની સેવા ચાકરી કરવામાં તે વધારે આનંદ માનતી હતી. સાસુઓ પણ સીતાને કન્યા કરતાં વધારે સ્નેહ કરતી હતી સીતા સાસરે આવી ત્યારથી તેણે કદી પણ માબાપની ખોટ અનુભવી નહોતી. ખરેખર સીતા સઘળાઓને એવી પ્રિયપાત્ર હતી. તેનાં અલૌકિક રૂપ તથા પવિત્રતાથી ઘરમાં એવી તો અપૂર્વ શ્રી થતી કે દિવા શિવાય જેમ ઘરમાં અંધારૂં હોય છે, તેમ સીતાની ખોટથી તે મોટું રાજમંદિર પણ શૂન્ય જણાતું હતું.

એવી રીતે રામ સીતાનો સંસાર સુખમય અને આનંદ પૂર્ણ ચાલવા લાગ્યો. એવીજ રીતે વર્ષનાં વર્ષ ચાલ્યાં ગયાં જોતા જાતામાં સીતાના વિવાહ કાળને બાર વર્ષ વહી ગયાં. આવા સુખમાં અને મતોષમા તેઓના દિવસ જતા હતા, એટલામાં તેમના જીવન નાટકમા એક નવા અંકનો આરંભ થયો. મહારાજા દશરથે પોતાની વૃદ્ધાવસ્થાને લીધે રામનો રાજ્યાભિષેક કરવાનો નિશ્ચય કર્યો એ કામને માટે રાજભવનમા તથા નગરમા મોટી ધામધુમ ચાલી રહી અને અભિષેક કરવાના મુહૂર્તનો એકજ દિવસ બાકી હતો. તેવામાં દશરથ રાજાની બીજી રાણી કૈકેયી નામે હતી, તેણે મથરા નામે દાસીની ઉશ્કેરણીથી રાજાએ આગળ એક પ્રસગે તેને આપેલુ વચન પાળવાની આ વેળાએ માગણી કરી કે,— "મારા પુત્ર ભરતને રાજ્ય આપો, અને રામને ચૌદ વર્ષ વનમા મોકલો." દશરથ રાજા આ વાત સાંભળીને ઘણા દુખી થયા. અને કૈકેયીને બીજી માગણી કરવા ઘણુ ઘણું સમજાવી, પણ તેણે માન્યું નહિ. આ વાત શ્રી રામચદ્રજીના જાણવામાં આવી, ત્યારે તેમણે કાંઇ પણ નહિ ગભરાતાં સર્વને ધીરજ આપીને પોતે પિતાનુ વચન પાળવા માટે વનમાં જવા તૈયાર થયા. તેમની જોડે સીતા પણ જવાને તૈયાર થયાં. ત્યારે રામે સીતાને કહ્યું કે,—'પ્રિયા ! તમને સાથે ગમવાનું બને તેમ નથી, માટે જો તમારી ઇચ્છા આઢિ રહે-

વાની હોય, તો અહિ રહો,' અને તમારે પિયેર જવું હોય તો ત્યાં જાઓ. અમારી સાથે વનમાં આવવાથી ઘણી પ્રકારનાં દુઃખ તમારે સહેવાં પડશે. અમારે વસ્તીમાં નહિ પણ વનમાં રહેવાનું છે; સાથે ગાડી ઘોડા નથી, દાસ દાસીઓ નથી, અન્નવસ્ત્ર વગેરે સુખના પદાર્થો પણ ત્યાં મળવાના નથી. માટે કંદમૂળ કે ફળ ફુલ ખાઇને અથવા તે પણ નહિ મળે તો અપવાસ કરીને દિવસ કાઢવા પડશે. જંગલમાં રહેવાને ઘર નથી, પણ ઝુંપડીમાં રહેવું પડશે. સુવાને પથારી કે ખાટલો નથી, પણ ઘાસની પથારી કે ભોંયપર સુવું પડશે. તમે સુકુમાર રાજકન્યા છો. તો તમારાથી એ સંકટ કેમ સહન થશે? વળી ચૈત્ર વૈશાખનો તાપ ને લુની ભડકા, અષાડમાં વરસાદની હેલી, વિજળીના ચમકારા અને ગર્જના, મોટા પર્વતો, કોતરો, જંગલની ઝાડી, તેમાં વસનારા સિંહ, વાઘ, અને વરૂ ઇત્યાદિ ફાડી ખાનારાં જાનવરોના ભયંકર અવાજ, એ સર્વ જોઇને તથા સાંભળીને મોટા શૂરવીર પુરૂષો પણ હબકી જાય; તો તમારા જેવી કોમળ સ્ત્રીઓનું શું ગજું? વળી ત્યાં ઘાતકી રાક્ષસોનો ઘણો ભય છે. માટે મારી મરજી એમ છે કે, તમે પરણીને આવ્યા પછી પિયેર ગયાં નથી, માટે ત્યાં જાઓ. એથી મને તથા બીજા સર્વને આનંદ થશે.' મુદત પૂરી થયે હું વનમાંથી પાછો આવીશ, ત્યારે તમને અયોધ્યામાં પાછાં તેડી લાવીશ.

સીતા થોડીવાર પહેલાં રાજમહિષીના પદમાં જવાની હતી, અને હમણાં પ્રાણેશ્વર રાજકુમાર જટાવલ્કલ ધારણ કરીને વનમાં જવાને તૈયાર છે. બીજી સ્ત્રીઓ હોય તો કૈકયીને ઘણી ગાળો દે. પણ સીતા એવી પ્રકૃતિની સ્ત્રી નહોતી, સીતા પોતાને ભૂલી ગઇ હતી, અને પતિની સાથે એકાત્મ થઇને તેમાંજ જીવતી હતી. સીતા રાજ્ઞિ થશે નહિઃ એ વાસ્તે તેના મનમાં દુઃખની કાંઇ પણ છાયા આવી નહોતી. સ્વામી પિતાનું સત્ય પાળવા માટે ભયાનક દંડકારણ્યમાં જાય છે, તેને માટે સીતાના મનમાં ઉલટો આનંદ થતો હતો. સીતાનું તે વેળાનું કર્ત્તવ્ય શું હતું. એ તેણે સારી પેઠે જાણ્યું હતું. રામને વનમાં જવાની વાત સાંભળીને સીતાએ પોતાનું કર્ત્તવ્યકર્મ નક્કી કરી લીધું. સીતાને માત્ર એટલુંજ દુઃખ લાગ્યું હતું કે, રામચંદ્રે નાના પ્રકારથી સમજાવીને તેને ભરતના આશ્રયમાં રહેવા કે પિયેરમાં જઇ રહેવાનું કહ્યું હતું. આટલા દિવસ સુધી પણ રામ સીતાને સારી પેઠે ઓળખી શક્યા નહિ. તેથી તેના અભિમાનનું કારણ થયું. તેથીજ પ્રિયવાદિની સીતા સ્વામીનાં ઉપલાં વચનો સાંભળીને પ્રેમનો ગુસ્સો દેખાડીને કહેવા લાગી કે,—"નાથ! તમે કેવો અનિષ્ટ વિચાર કરીને મને આવું કહો છો? હું તમારી વાત સાંભળીને હસવું રોકી શકતી નથી! તમે જે કહ્યું, તે એક શાસ્ત્રજ્ઞ અને મહાવીર રાજકુમારને અયોગ્ય છે. નાથ! પિતા, માતા, ભાઇ, પુત્ર, અને પુત્રવધૂ એ સર્વ પોત પોતાના કર્મનાં ફળ પોતે ભોગવે છે, પરંતુ એક માત્ર ભાર્યાજ સ્વામીનું ભાગ્ય ભોગવે છે. તેથી જ્યારે તમને દંડકારણ્યમાં રહેવાની આજ્ઞા થઇ છે, ત્યારે મને પણ તેનું ફળ મળ્યું છે. તમે બીજા સંબંધીઓની વાત પડતી મૂકો. સ્ત્રીઓ પોતે પોતાનો ઉદ્ધાર કરી શકતી નથી. આ લોકમાં તથા પરલોકમાં કેવળ પતિજ તેની ગતિ છે. પ્રાસાદ શિખર, સ્વર્ગનું વિમાન, તથા આકાશ ગતિથી પણ વંચિત થઇને સ્ત્રી સ્વામીની ચરણ છાયાનો આશ્રય લેશે. પિતા માતાએ પણ ઉપદેશ આપ્યો છે કે, સંપદમાં કે વિપદમાં સ્વામીની સાથેજ રહેવું એ-

ટલા મારે નાથ! તમે જો આજેજ ગાઢા વનમાં જાઓ તો હું પગથી રસ્તાના કંટક દૂર કરીને તમારી આગળ આગળ જઇશ. આપની આજ્ઞા મેં કબુલ કરી નહિ માટે ગુસ્સે થશો ના. મુસાફરો જેમ પીવા સારૂ પાણી સાથે લેઇ જાય છે, તેમ તમે પણ અશક્તિ મનથી મને સોબતી કરી લ્યો. હું ત્રિલોકયનું ઐશ્વર્ય માગતી નથી, કેવળ તમારો સહવાસજ-ઇચ્છું છું. તમને છોડીને સ્વર્ગનું સુખ પણ મારે જોઇતું નથી. આપ જુદા પડવાની વાત કરો છો, એ મારાથી ખમાતુ નથી. આપ જ્ઞાતા છો એટલે વધારે શું કહું? મને જંગલનાં સર્વ દુઃખો જાણીતાં છે, પણ આપની સાથે રહેવાથી એ સર્વે દૂર થશે; એમ હું જાણુ છું. જંગલનાં વિકાળ અને ફાડી ખાનારાં સર્વ જાનવરો આપને જોતાંજ પીઠ ફેરવશે. જો મને સાથે રાખવાથી આપને દુઃખ થાય તેમ હોય તો મારો અંત લાવીને પછી જાઓ; એટલે હું સર્વ દુઃખથી વિરામ પામીશ. અને તેમ કરવા આપ ખુશી ના હો તો મને આપની સાથેજ રાખો. વનમાં આપની જેવી દશા થશે, તેવીજ મારી પણ થશે. આપની પાસે રહેવાથી મને ઝુંપડી તે મેહેલ જેવી લાગશે, ભાજીપાલો તે ઉત્તમ પકવાન જેવો લાગશે, અને કડવાં ફળો તથા કંદ મૂળ એ અમૃત જેવાં લાગશે. કદી એ ચીજો નહિ મળે, તોપણ આપના મધુર શબ્દો સાંભળવાથી તેનો બદલો વળી રહેશે. પરંતુ આપના વિના અહિંના મેહેલો, અને સર્વ રાજસિદ્ધિથી મને લગારે સુખ મળવાનું નથી. આપની સાથે રહ્યાથી જે જે વસ્તુઓ મને આનંદ પમાડે, તેજ વસ્તુઓ આપની ગેરહાજરીમાં દુઃખદાયક થશે. માટે હે પ્રાણાધાર! મને આપની સાથે લેઇ જઇ આપના સુખ દુઃખમાં ભાગ લેવા દો. જો મને મૂકીને જશો તો પાછા આવીને મને મળવાની આશા રાખવી નહિ."

એ પ્રમાણે સીતાએ રામની આગળ ઘણી આજીજી સાથે વનમાં જવાનો બહુ આગ્રહ બતાવ્યો, તેથી રામે તેમને લાચારીથી સાથે આવવાની આજ્ઞા કરી. તેજ પ્રમાણે રામના ભાઇ લક્ષ્મણે પણ વડીલ ભાઇની સેવા કરવા માટે સાથે જવાનો આગ્રહ બતાવ્યો, તેથી તેમને પણ સાથે આવવાની હા કહી. પછી રામ, સીતા, અને લક્ષ્મણ એ ત્રણે વનવાસનો વેશ ધારણ કરીને અયોદ્ધા છોડી વનમાં જવા માટે નિકળ્યાં. માર્ગમાં ઘણી વેહેતી નદીઓ, નિર્મળ સરોવરો, લીલા ઘાસથી શોભીતા પર્વતો, અનેક પશુ પક્ષીના કલ્લોલથી કાનને મિઠાસ આપનાં વનો વગેરે જોતાં જોતાં ચિત્રકૂટ પર્વત ઉપર ગયાં. ત્યાં રાક્ષસોની હરકત વધારે હોવાથી નાસિકની પાસે પંચવટીમાં આવીને પોતાનો મુકામ કર્યો. ત્યાં તેઓ અરસ્પરસ વિદ્યાવિનોદમાં તથા નાના પ્રકારની રમત ગમતોથી દિવસ નિર્ગમન કરતાં હતાં. પરંતુ એટલું સુખ પણ ભોગવવા દેવાની ઇશ્વરની જાણે મરજી નજ હોય, તેમ તેમના ઉપર મહા સંકટ આવી પડ્યું. પરમેશ્વરની ગહન ગતિ બહુ ન્યારી છે. તેની ઇચ્છાને કોઇ જાણી શકતું નથી. તે એક પળમાં રાયને રંક, અને રંકને રાય બનાવે છે. જળ ત્યાં સ્થળ, અને સ્થળ ત્યાં જળ કરે છે. ગામ ત્યાં અરણ્ય, અને અરણ્ય ત્યાં મોટું વિશાળ શેહેર બનાવી દે છે. મહાન પવિત્ર અને સાધુ જનો હોય છે તે પીડા પામે છે, અને મહા પાપી તથા ક્રૂર માણસો સુખ ભોગવતા જોવામાં આવે છે. એ રીતે કુદરતની કળા કાંઇક અદ્ભૂત અને ન્યારી જણાય છે. એક દિવસે બે મૂખનો સોનેરી રંગવાળો

ચમત્કારી મૃગ સીતાના જોવામાં આવ્યાથી તેના ચામડાની પોતાને માટે કાંચળી શીવડાવવા સારૂ તે મૃગને મારી લાવવા માટે રામને આગ્રહ પૂર્વક કહ્યું. તેથી રામ હાથમાં ધનુષ બાણ લેઇને તે મૃગની પાછળ ગયા. અને એક બાણ માર્યું, એટલે તે કપટરૂપી મૃગે ચીસ પાડી કે, ધાઓ લક્ષ્મણ!! એ શબ્દ સાંભળીને સીતાએ લક્ષ્મણને કહ્યું કે, તમારા ભાઇ સંકટમાં આવી પડ્યા છે, અને તમને બોલાવે છે. માટે તાકીદે જાઓ. લક્ષ્મણે કહ્યું કે, રામ કદી સંકટમાં આવેજ નહિ. તેઓ હમણાં મૃગને મારીને અહિં આવશે. હું તમને આશ્રમમાં એકલાં મૂકીને ક્યાંઇ પણ જઇ શકતો નથી. એ રીતે સીતાને કહીને ઘણુંએ સમજાવ્યાં, પણ તેમણે નહિ માનવાથી અંતે લક્ષ્મણ હાથમાં ધનુષ ધારણ કરીને રામની મદદે ગયા.

આ સર્વ કાવતરૂં કરનાર લંકાનો રાજા રાવણ હતો. તેણે સીતાનું હરણ કરવા માટે કૃત્રિમ મૃગ બનાવીને મોકલ્યો હતો. રામ અને લક્ષ્મણ બંને જણ સીતાને આશ્રમમાં એકલી મૂકીને ગયાથી રાવણ લાગ જોઇને પોતાનો હેતુ પાર પાડવા માટે બ્રહ્મચારીના વેષે રામના આશ્રમમાં ગયો. અને "ભિક્ષાન્ દેહી" કહીને પર્ણકૂટીના બારણામાં ઉભો રહ્યો. એ વેષધારી સાધુને ન ઓળખવાથી સીતા ભોળે ભાવે તેને અન્ન દેવા ગઇ, પર્ણકૂટીના બારણા વચ્ચે ઉભી રહીને સીતા જેવી અન્ન આપવા જાય છે, કે તુરતજ એ પાપીએ તેનું પાંચોડું પકડીને ઉપાડી લીધી[1]. અને પોતાના વિમાનમાં બેસાડીને તેને લંકામાં લેઇ ગયો. સીતા એ પ્રમાણે અકસ્માત આપત્તિમાં આવી પડવાથી ગભરાઇને બહુ કલ્પાંત તથા રૂદન કરવા લાગી. પણ તેનું કાંઇ વળ્યું નહિ. સીતાએ એવી વખતે સમયસૂચકતા વાપરીને પોતાના અંગપરના કેટલાક દાગીના રસ્તે નાખ્યા હતા. એવા હેતુથી કે, તે દાગીના જોઇને તેના આધારે રામચંદ્રજી પોતાને શોધી કહાડી શકે. ખરે, સીતાની એ સમયસૂચકતા રામને ઘણી ઉપયોગી થઇ પડી હતી.

રાવણે સીતાને લંકામાં લેઇ જઇને પોતાના મેહેલના એકાંત ભાગમાં રાખી દાસીઓને હુકમ કર્યો કે, જે જોઇએ તે તેને પૂરૂં પાડજો. મારા વિના કોઇને તેની પાસે આવવા દેશો નહિ એટલે તે પોતાની મેળે મારો સ્વીકાર કરશે. બે દિવસ પછી રાવણ સીતાની પાસે ગયો, અને તેને કહેવા લાગ્યો કે;—'હું તને મારી પટરાણી કરૂં છું. તું આ કુબેરની લંકાની માલેક થા. આ મેહેલ, આ વૈભવ, આ સુખ, અને મારૂં બળ તો તું જાણે છે. મારા આ સર્વ વૈભવની આગળ તારી વનવાસની મઢી તે શી વિસાતમાં છે? માટે તું મારો સ્વીકાર કર.' એ રીતે રાવણે સીતાને ઘણી પ્રકારે ભય અને પ્રીતિ બતાવી પોતાની સાથે લગ્ન કરવાનું કહ્યું. પરંતુ સીતાએ પોતાના વસ્ત્રના છેડાથી મોઢું ઢાંકીને રોવાનું કર્યું. અને કાંઇ પણ ઉત્તર આપ્યો નહિં, તેમ રાવણની તરફ દ્રષ્ટિ સરખીએ કરી નહિં. એટલે રાવણે થાકીને સીતાને અશોકવાડીમાં લેઇ જઇને રાખવાનો હુકમ કર્યો. અને કહ્યું કે, તે મારે વશ થાય એવો ઉપાય કરો. અને તેની બરોબર ચોકી રાખજો.

હવે આણી તરફ રામ અને લક્ષ્મણ મૃગચર્મ લેઇને આશ્રમમાં આવીને જુવે છે

(૧) સીતાનું એ દ્રષ્ટાંત લેઇને હિંદ ઓમાં અદ્યાપિ સુધી કોઇ પણ ભિક્ષુકને ઘરના બારણા વચ્ચે ઉભાં રહીને ભિક્ષાન્ન આપી શકતી નથી

તો સીતાને દીઠાં નહિં. તેથી બંને જણ ઘણા શોકાતુર થયા. અને તુરત સીતાની શોધ કરવા ચાલ્યા. રસ્તાપર પડેલી કેટલીક નિશાનીઓપરથી તેમણે જાણ્યું કે સીતાને રાવણ હરણ કરી ગયો છે. પછી લંકામાં જઇને સીતાનો પત્તો મેળવવા માટે પ્રથમ **હનુમાન** નામે રાજાને મોકલ્યો. તેણે લંકામાં જઇ તપાસ કરી તો સીતા અશોક વનમાં આસોપાલવના ઝાડ તળે રાક્ષસીઓની વચ્ચે વાઘથી ઘેરાયેલી હરણીની માફક રામનું સ્મરણ કરતી બેઠેલી જોઇ. રામે પોતાની તરફથી હનુમાનને મોકલ્યો છે તેવી સીતાને ખાત્રી થાય, એટલા માટે પોતાની વીંટી હનુમાનને આપી હતી. તે વીંટી લેઇને હનુમાન આસોપાલવના ઝાડપર ચડીને ચિકિત્સા જોવા લાગ્યો. એટલામાં રાવણ ઘણીક દાસીઓ સાથે આવ્યો. સીતા તેને જોઇને થર થર કાંપવા લાગી. રાવણે તેને મધુર વચનોથી કહ્યું કે;—'હે સુંદરી! તું શા માટે દુઃખ ભોગવે છે, અને રૂદન કરે છે? તું મારાથી ડરીશ નહિ. હવે અહિં કોઇ તારૂં આવવાનું નથી. માટે પેલા જોગટાનો મેળાપ થવાની આશા મૂકીને મારી સાથે હસીને બોલ. મારી તરફ દ્રષ્ટિ કર, અને આ અમુલ્ય વસ્ત્રાલંકાર પહેરીને મારી સાથે બેશી આનંદ કર. તું જે કહીશ, તે હું તન, મન, અને ધનથી કરીશ.' રાવણનાં આવાં વચનો સાંભળીને સીતાએ ક્રોધ કરી કહ્યું કે;—'હે લંકાપતિ! પરસ્ત્રીપર કુદ્રષ્ટિ કરીને તમે તમારી કીર્ત્તિને ઝાંખ ન લગાડો. હું **રામ** વગર બીજાનો સંગ કદિ પણ કરવાનો નથી. માટે મારે તમને એટલીજ વિનંતિ કરવાની છે કે, દયા કરીને મને મારા સ્વામી **રામ**ની પાસે મોકલી દો. જો તમે મને પાછી નહિ મોકલો તો તમારા વિનાશનો સમય નજીક આવ્યો છે, એમ નક્કી માનજો. રામ અને લક્ષ્મણ તમને કદી પણ છોડશે નહિ. તેમની આગળ તમારૂં કાંઇ પણ ચાલવાનું નથી. જેમ હંસી કાગડાપર રૂચિ કરે નહિ, તેમ હું તમારાપર કદી રૂચિ કરનાર નથી. તમે નક્કી માનજો કે પ્રાણ જતાં સુધી હું મારૂં શીયળ કદી ભંગ કરનાર નથી."

સીતાનાં એવાં વચનો સાંભળીને રાવણે ક્રોધ કરી દાસીઓને કહ્યું કે,-જો એ બે મહિનામાં સમજે તો ભલે; નહિ તો એનું માથું કાપીને માંસ મારા ભોજનને માટે લાવજો. આ ધમકીથી સીતા લગારે ડરી નહિ. પરંતુ તેણે વિચાર કર્યો કે, હમેશાં આવો કલેશ ભોગવવા કરતાં મરવું એ વધારે સારૂં છે. પછી બળી મરવાનો નિશ્ચય કરીને લાગ જોઇ કાષ્ટ એકઠાં કર્યાં, પરંતુ પાસે અગ્નિ ન હોવાથી આમ તેમ ફાંફાં મારીને ઇશ્વરની સ્તુતિ કરી કે, 'હે પરમેશ્વર! ભક્તવત્સલ, મારાપર આ શો ગજબ! મેં પિયેરમાં માતાપિતાને કે સાસરામાં સાસુ સસરાને તેમ અતિથિ અભ્યાગત ઇત્યાદિ કોઇને પણ દુઃખ દીધું નથી. ફક્ત મારા સ્વામીની ઇચ્છા ઉપરાંત મૃગ મારીને તેનું ચામડું લાવવાનો મેં દુરાગ્રહ કર્યો છે. એજ મારો અપરાધ છે તેને માટે મેં ઘણું દુઃખ ભોગવ્યું, આવી રીતે દુઃખ ભોગવવા કરતાં તો આ નાશવંત દેહનો ત્યાગ કરીને તારે શરણે રહેવું એ ઉત્તમ છે. હવે રોજ રોજ મારાથી દુ.ખ સહન થતું નથી. માટે હે કૃપાનિધી! તું મારાપર દયા કરીને મને સહાય થા. અને મારાપર એકદમ વિજળી પાડ અથવા તો એ દુષ્ટ રાવણને એવી બુદ્ધિ આપો કે, તે મને મારી નાખે. મને વિચાર થાય છે કે આપઘાત કરવો એ મોટો અધર્મ છે, પણ કદાપિ તારી એવીજ ઇચ્છા હોય તો આ કાષ્ટ એકઠાં કર્યાં છે, પણ

કરેલા કામનો પસ્તાવો થાય છે. તે પ્રમાણે રામને પણ થયુ. રામે પોતાની એ દીલગીરી દૂર કરવા માટે વશિષ્ટ ગુરૂ વગેરે ઋષિઓની સલાહથી અશ્વમેધ યજ્ઞ કરવાનો આરંભ કર્યો. એ યજ્ઞનો ઘોડો રીત પ્રમાણે છોડી મૂક્યો, તે ફરતો ફરતો વાલ્મિકી ઋષિના આશ્રમ પાસે આવ્યો, તેને લવ તથા કુશે બાંધ્યો. ઘોડાનું રક્ષણ કરવા માટે તેની પાછળ આવેલા રામના ભાઇ શત્રુઘ્ને ઘોડાને છોડી મૂકવાનુ કહ્યું, પણ લવ અને કુશે ન માનવાથી લડાઇ થઇ, તેમાં શત્રુઘ્ન જખમી થયો. એ ખબર રામને થતાં મોટું સૈન્ય લેઇને તેઓ ત્યાં ગયા. રામની સાથે લડવાને લવ તથા કુશ હથિયાર બાંધીને સામે જઇ ઉભા. તેમને જોઇને રામને સ્વાભાવિક રીતેજ પિતૃપ્રેમ ઉપજ્યો. પછી તજવીજ કરતાં રામના જાણવામાં આવ્યું કે, લવ તથા કુશ તેમનાજ પુત્રો છે. એક બીજાની ઓલખાણ પડતાં વાલ્મિકી ઋષિએ સર્વને પોતાના આશ્રમપર તેડી જઇને સીતાની બધી વાત રામને નિવેદન કરી. અને કહ્યું કે, તમારી આ સાધ્વી પત્નીનો અનુગ્રહ કરો. પછી રામચંદ્રજીએ સીતાને તથા પોતાનાં બે સંતાનોને પ્રીતિ પૂર્વક પાસે બોલાવીને આનંદ માન્યો. અને ઋષિની રજા લેઇને સર્વને તેડી અયોધ્યામાં ગયા. ત્યાં તેમણે પરસ્પર ઘણો પ્રેમ રાખીને સુખમાં દિવસ નિર્ગમન કર્યા.

સીતા સંપૂર્ણ આધ્યાત્મિક હતી. તેનો આધ્યાત્મિક વિચાર પિતાના ઘરમાંથી થયો હતો. તે કહેતી કે. 'સંયત ચિત્ત મુનિયો જે ક્લેશ ભોગવે છે. તેનુ વર્ણન મેં બાલ્યાવસ્થામાં પિતાના ઘરમાં એક સાધુશિલ ભિક્ષુકને મૂખે સાંભળ્યું હતું. શાસ્ત્રકારો કહે છે કે, પતિજ નારીનો દેવતા છે; જે નારી છાયાની પેઠે સર્વત્ર પોતાના ભરથારની આજ્ઞા પ્રમાણે વર્તે છે. તે આ લોકમાં અને પરલોકમાં સ્વામીની સોબતણ થઇને સુખમાં કાળ ગાળે છે. મેં વિવાહની વેળાએ સ્વામીના હાથમાં જીવન સોંપેલું છે, તેથી તેમના ભલાને માટે વગર સંકોચ કરે પ્રાણ ત્યાગ કરી શકીશ.'

આજે પણ હિંદુસમાજમા દરેક નર, નારીના મૂખમાથી પ્રાતઃકાળે તેના પવિત્ર નામના સ્મરણનો ઉચ્ચાર થતા આપણે સાભળીએ છીએ વળી કેટલાક વૈરાગી સાધુ પુરૂષોમા "સીતારામ" કહીને નમન કરવાનો ચાલ છે તેમજ એજ શબ્દના મહા મન્ત્રવડે, કેટલાક ભિક્ષુકો ભિક્ષાન્ન મેળવી તૃપ્ત થાય છે વાહ! ધન્ય છે! સીતા તમારી સાધુતાને! તમારી પવિત્રતાની તો મહા અવધી છે! તમારા જેવી મહા સતીઓ જે દેશમા હોય, તે દેશને પણ હજાર વાર ધન્ય છે!



## તારા.

આ મહા સતી કિષ્કિંધાના રાજા વાલીની સ્ત્રી, અને અગદની માતા થાય તે ઘણી રૂપાળી, વિવેકી, જ્ઞાન સપન્ન, અને મહા પતિવ્રતા સ્ત્રી હતી વાલી પોતાના ભાઇ સુગ્રીવને દગો દેઇ તેનું રાજ્ય દબાવી પડયો હતો જ્યારે રામ અને લક્ષ્મણ સીતાની શોધ સારૂ ઋષિમુખ પર્વતપર ગયા, ત્યારે સીતાને રાવણ લેઇ ગયો છે, એ સમાચાર સુગ્રીવે તેમને કહ્યા હતા, તથા સીતાના અલંકાર વગેરે જે નિશાનીઓ વાનરોએ છુપાવી હતી, તે લાવીને આપી હતી એટલુંજ નહિ પણ સીતાની શોધ કરવામા તથા રાવણની સાથે લડાઇ કરવામા પોતે મદદ આપવા જણાવ્યુ તેથી રામ લક્ષ્મણ તેનાપર ઘણા પ્રસન્ન થયા પછી સુગ્રીવે પોતાનું રાજ્ય વાલીએ પડાવી લીધાની હકીકત તેમની આગળ નિવેદન કરી તે ઉપરથી રામચદ્રજીએ વાલીની સાથે લડાઇ કરી તેને મારીને કિષ્કિંધાનુ રાજ્ય સુગ્રીવને પાછુ અપાવ્યુ રણક્ષેત્રમા પોતાના પતિ વાલીના મરણની ખબર જાણીને સતી તારા પોતાના પુત્ર અગદને સાથે લેઇને જ્યા વાલીનુ શબ પડયુ હતુ, ત્યા જઇને ઘણુ રૂદન કરવા લાગી, અને રામચદ્રજીને કહેવા લાગી કે,—' હે રઘુપતિ! મારા પ્રાણપતિને શા માટે માર્યો? હું પતિવ્રતા સ્ત્રીને વિધવા કરી, મારો શૃંગાર ઉતાર્યો માટે હવે મને એક બાણ મૂકીને મારી નાખો, એટલે મારો પ્રાણ પણ મારા પતિના પ્રાણ સાથે સ્વર્ગમા મેળાપ કરે પતિવ્રતા સ્ત્રીને પતિ વિના એકલુ રહેવુ શાસ્ત્રમા કહેલુ નથી સ્ત્રીને પતિ એજ પ્રાણ છે પતિ વિનાની સ્ત્રી તો પ્રાણ છતા પ્રાણ વિનાની સમજવી. સ્ત્રીને પતિ વિના જીવવુ વૃથા છે માછલી જેમ જળ વિના તરફડી મરણ પામે છે, જેમ જળ વિનાની નદી સુકી, ભયકર, અને નકામી છે તેમ પતિ વિનાની સ્ત્રી તેવીજ નકામીને શોભા રહિત છે આ સસારમા સ્ત્રીને પતિ એજ સર્વસ્વ છે હે સારગ પ્રાણ! તમે મારા સર્વસ્વનો નાશ કર્યો તમે મને શોભા રહિત કરી જીવ વિનાનો દેહ એ મધ વિનાના મધપુડાના ખોખા જેવો છે મને પણ તમે મધપુડાના ખોખા જેવી કરી મારો મધરૂપી પતિ જતો રહ્યો હવે હુ જીવીને શુ કરૂ? હે પ્રભુ! મને તુરત બાણ મારો

આ પ્રમાણે તારા કલ્પાત સાથે રૂદન કરવા લાગી તે જોઇને ગમે તેવા કઠિણ કાળજાના મનુષ્યનુ હૃદય પણ પીગળી ગયા વગર રહે નહિ આવા વિલાપથી રણક્ષેત્રમા હાહાકાર થઇ રહ્યો સૌ તેના રૂદનથી અશ્રુ પાડવા લાગ્યા પછી રામચદ્રજીએ તારાને કહ્યુ,—' પતિવ્રતે! તમે શા માટે વૃથા રૂદન અને કલ્પાત કરો છો? ભાવિમા જે બન

વાતું હોય છે, તે મિથ્યા થતું નથી. સુંદરી! તમે કોનો શોક કરો છો? જો તમે આ દેહનો શોક કરતાં હો, તો તે દેહ તમારી પાસેજ પડેલો છે. આ શરીર પંચમહાભૂતનું બનેલું છે. તે કર્માનુસારે થાય છે, અને જાય છે. માટે જ્ઞાની માણસો તેનો શોક કરતાજ નથી. કદાચ તમે કહેશો કે હું તો આત્માને રડું છું, તો તે અવિવેકજ કહેવાય. કારણ કે આત્મા તો અખંડ, અજ, અવિનાશી, અને એક ચૈતન્ય દ્રષ્ટારૂપ છે. એ અપરિછિન્ન છે. દુઃખ રહિત છે. માટે એ તો સુખ સાગર અમર આત્મા છે. તેનો શોક કરવો વૃથા છે. નાશવંતનું દુઃખ શું ધરવું? ને અખંડનો શોક શો કરવો.?'

એ પ્રમાણે રામચંદ્રજીના ઉપદેશથી તારાને જ્ઞાન પ્રાપ્ત થયું, અને તેનો શોક જતો રહ્યો. તેણે ઉઠીને રઘુપતિના ચરણમાં શીશ નમાવ્યું. રામચંદ્રજીએ આશીર્વાદ આપ્યો કે, હે તારા! તારૂં નામ આ જગતમાં અમર રહેશે. ત્યાર પછી વાલીના શબને અગ્નિસંસ્કાર કર્યો.

મહા સતી તારા પોતાના પતિવ્રતપણાએ કરીને આ જગતમાં અમર નામ રાખી ગઇ છે. અંગદ જેવા તેના મહાશૂરવીર પુત્રે રામચંદ્રજીને લંકાપતિ રાવણની સાથે લડવામાં ઘણી સહાયતા કરી હતી. રાવણની સાથે વિષ્ટિ કરવાને રામચંદ્રજીએ અંગદને મોકલ્યો હતો, પણ રાવણે ન માનવાથી તેની સાથે જબરી લડાઇ કરીને પોતાની નામના મેળવી હતી. જેને આજે પણ લોકો અંગદવિષ્ટિ કરીને કહે છે આ બધો પ્રતાપ તારા જેવી સાધ્વી માતાનોજ, કે તેના પેટે અવતરી, તેના હાથ નીચે ઉછરી ઉત્તમ શિક્ષણ મેળવ્યું હતું. આહા! ઉત્તમ માતાનો કેવો પ્રતાપ! સાધ્વી તારા! તારી સાધુતાને ધન્ય છે!!

---

## મંદોદરી.

મંદોદરી મયદૈત્ય રાજાની પુત્રી, અને લંકાપતિ રાવણની પત્ની હતી. તે મહા સ્વરૂપવાન, તેજસ્વિ, ધાર્મિક, અને પતિવ્રતા હતી. તેને ઇંદ્રજીત નામે મહા બળીઓ પુત્ર હતો. રાવણ મંદોદરીને ઘણું ચાહતો, અને પ્રીતિ રાખતો હતો. રાવણ સ્વભાવે ક્રૂર, અહંકારી, અને મહા બળીઓ હતો. તે રામની પત્ની સીતાને હરી લાવ્યો હતો. એ વાત જ્યારે મંદોદરીના જાણવામાં આવી, ત્યારે તેણે રાવણને કહ્યું કે;—"પ્રાણેશ! સતી સીતાને હરણ કરી લાવ્યા, એ ઘણું માઠું કર્યું. હવે તમે એને રામને પાછી સોંપો. નહિ તો આપણું સર્વસ્વ જતાં કુળનો પણ નાશ થશે, એમ મને લાગે છે. તમે સર્વને જીત્યા છે, પણ શ્રીરામને જીતી શકશો નહિ. જે પુરૂષ પરસ્ત્રીનો અભિલાષી છે, તે કદી સુખી થતો નથી. છાતી ઉપર પથ્થર બાંધીને સાગર તરી જાય, એવો કોણ સમર્થ છે? જે વિષપાન કરે, તે કદી અમર થાયજ નહિ. સર્પના મુખમાં હાથ ઘાલતાં તે કેમ દંશ કરશે નહિ? માટે હે સ્વામી! તમે રામ સાથે વેર કરવામાં કેમ સુખી થશો? તમે કહો તો હું રામને શરણે જઇને સ્તુતિ કરી, સર્વને મરણથી બચાવું. રામ ઘણા દયાળુ છે, માટે તેઓ દયા કર્યા વગર રહેશે નહિ." આના ઉત્તરમાં રાવણે હસીને કહ્યું કે;—"સતી! તું શા માટે ચિંતા કરે છે? નીચ અને ઉંચ, રાય અને રંક કોઇને પણ મરણ મૂકતું નથી. પૂર્વે જે

કર્મ કર્યાં હશે, તે પ્રમાણે સંસારમાં સુખ દુઃખ ભોગવ્યા વિના છૂટકો નથી. માટે જે થવાનું હશે તે થશે, પણ હું સીતાને પાછી નહિ આપું."

ત્યાર પછી મંદોદરી સીતા પાસે ગઇ. અને તેને પગે લાગીને કહ્યું;—"દેવી! મારાં ધન્ય ભાગ્ય કે, હું આપનાં આજે દર્શન પામી. આપ જગત્ જનેતા છો, અને રામચંદ્રજી જગત્ પિતા છે." ઇત્યાદિ કેટલાંક સ્તુતિ વચનો કહ્યાં, તે પછી અધ્યાત્મ જ્ઞાનના કેટલાક પ્રશ્નો પુછ્યા. તે ઉપરથી સીતાએ તેને અધ્યાત્મ જ્ઞાનનો ઘણો ઉપદેશ આપ્યો. તેથી મંદોદરી બ્રહ્માનંદમાં મગ્ન થઇ બ્રહ્મ સ્વરૂપ વિષે તેનું ચિત્ત લાગી ગયું. તેની સ્થિતિ બ્રહ્મ સ્વરૂપમાં લાગેલી જોઇ સીતાજીએ બોધ આપવો બંધ રાખ્યો. એટલે મંદોદરી સીતાને ચરણે પડી ગદ્દગદ્દ કંઠે બોલી;—"જગતની માતા કલ્યાંણી! આજે આપે મને બ્રહ્માનંદનો લ્હાવો આપી મારો સંશય નિવૃત્ત કર્યો. મારો આજનો દિવસ ધન્ય છે કે, આપની સત્સંગતિ થઇ. જેને એક આત્મ વિચાર થયો, તેને સારા સારનો વિવેક થઇ સકળ અજ્ઞાન ટળી જાય છે. આ સમાન બીજો કાંઇ લાભ નથી. મંદોદરી આવું ઉત્તમ જ્ઞાન સીતાથી પામી. તેથી તેને ગુરૂરૂપ માની પ્રદક્ષિણા કરીને આજ્ઞા લેઇ સ્વમંદિરે ગઇ. અને રાવણને પગે પડીને કહ્યું:—'સ્વામી! સતી સીતા સાક્ષાત્ વિશ્વની માતા છે. તમે તેનાપર કુદ્રષ્ટિ કરશો તો કદિ પણ કુશળ રહેશો નહિ. જેમ અગ્નિનો સ્પર્શ કરતાં બળીને ભસ્મ થવાય છે, તેમ તમે સીતાનો અભિલાષ રાખીને કુળનો નાશ આદર્યો છે. એ સતી અપાર જ્ઞાનવાન છે. એ કોઇ પણ કાળે તમારે વશ થશે નહિ. માટે હે રાજન! તમે હઠ મૂકીને દુરાચરણ તજો. પરસ્ત્રી અને પરધનનો સ્પર્શ કર્યાથી ઘણું અનર્થ થયા વગર રહેતું નથી."

રાવણે સતી મંદોદરીની શીખામણ કાને ન ધરતાં સીતાને પાછી આપી નહિ, અને રામની સાથે યુદ્ધ કર્યું, તેમાં પ્રથમ તેનો પુત્ર ઇંદ્રજીત અને કુંભકરણ વગેરે ઘણા મંત્રિઓ માર્યા ગયા. તેથી ગામમાં હાહાકાર થઇ રહ્યો. મંદોદરીએ વળી બીજીવાર રાવણને કહ્યું; "સ્વામી! તમે રામ સાથે વૈર કરી શા માટે કુળનો નાશ કરો છો? અને શા માટે વગર મોતે મરવાને ઇચ્છો છો? રામની સાથે વૈર કરી કોણ ઠરી ઠામ બેઠું છે? તેને જીતાશે નહિ તો હલકા પડશો. સ્વામી! તમે ત્રૈલોક્ય જીત્યું છે, પરંતુ જ્યાં સુધી કામને જીત્યો નથી, ત્યાં સુધી સર્વ ફોકટ સમજવું. જોગી, મુનિ, તપસ્વિ, અને ઘણાક રાજાઓને એ કામે છેતરી ફજેત કર્યા છે, રણમાં રખડાવ્યા છે, અને માન મૂકાવ્યાં છે. એવો તે દુર્જય અને બળવાન છે. માટે આવું વિપરીત કામ છોડી દો. મહારાજ! હવે ક્ષમા રાખો! સીતા પતિવ્રતા છે, તેને રામને પાછી સોંપી દો. એમ કરવાથી રામ તમારૂં કલ્યાણ કરશે. શરણે આવનારને તે અભયદાન દે છે. એ તમારો એક પણ અવગુણ ગણશે નહિ. પછી તમે નિર્ભય થઇને સુખેથી રાજ્ય કરી શકશો. જે માણસ પરનિંદા, પરધન, અને પરસ્ત્રીને તજે છે, તેના સંસારને ધન્ય છે. જે હિંસા અને અભિમાન તજે છે, તેનું જ્ઞાન શોભે છે. જે સત્ય આચરણ આચરે છે, તેનો દેહ શોભે છે. તમારે કઇ વાતની કમી છે? સર્વ પ્રકારની રિદ્ધિ સિદ્ધિઓ તમારા ચરણ નીચે રોળાય છે. કલ્પવૃક્ષ અને કામધેનું તમારે સ્વાધીન છે. દેવો સરખા તમારા ચાકર થઇ રહેલા છે, અને બ્રહ્માદિક પણ દેખીને મોહિત થાય એવી પદ્મનિઓ તમારી છાયામાં ભરી છે. તે છતાં તમે સીતાને હરી લાવ્યા.

'વિનાશકાળે વિપરીત બુદ્ધિ' એ કેહેનત પ્રમાણે તમારી બુદ્ધિ અતકાળે ફરેલી જણાય છે વિપરીત સમય આવે છે, ત્યારે વિવેક અને જ્ઞાન જતા રહે છે તમાન આવા કર્મથી કુળનો નાશ નિશ્ચય થશે, એવુ મને લાગે છે તમે કહો છો કે હુ રામને જીતીશ, પણ એ મિથ્યા અભિમાન મૂકી દો પ્રાણેશ! તમને ખોળો પાથરીને કહુ છુ કે, તમે સીતા રામને પાછી આપો "

એ રીતે સતી મદોદરીએ ઘણી પ્રકારે પોતાના સ્વામીને બહુ કીમતિ સલાહ આપી હતી પરતુ રાવણે તે કાને ન ધરતા રામની સાથે યુદ્ધ ચાલુ રાખ્યુ તેમા અતે રામને હાથે માર્યો ગયો જ્યારે રાવણ રણમા પડ્યો, ત્યારે સતી મદોદરી તેના શબની પાસે જઇને ઘણો વિલાપ કરી રોવા લાગી અને છેવટે સ્વામીની સ્તુતિ કરતા કહ્યુ કે —'અરે સ્વામી! મેં ઘણુ ઘણુ સમજાવ્યા પણ માન્યુ નહિ, અને અતે સતતી તથા સપત્તિ નાશ કરી તમારા દેહને પણ ખોયો. નાથ! તમે રામ સાથે ભલુ વેર ભજવ્યુ! તમારી કીર્તિ ત્રિભુવનમા ઘેર ઘેર ગવાશે હવે સૃષ્ટિમા તમારા જેવો પુરૂષ પાકવાનો નથી પ્રાણપતિ! તમારે અર્થેજ રામે અવતાર લીધો અહો! દૈવની ગતિ કેવી વિપરિત છે? કે જેને મોટા મોટા જનો પગે લાગતા, તે પુરૂષ આજે રણમા પડ્યો છે!'

મદોદરીનો વિલાપ સાભળીને રામે તેની પાસે જઇને કહ્યુ —"અરે પૂજ્યપાવની! સતી શિરોમણી! તુ જ્ઞાનવત થઇ, આ નાશવત દેહનો શોક શા માટે કરે છે? તુ જ્ઞાન દ્રષ્ટિએ વિચારીને જો કે, તેમા શુ સત્ય છે? આ જગત્ સર્વ સ્વપ્નની પેઠે માયાનુ ચિત્ર છે આ પચ મહાભૂતની દેહ નાશવત, વિકારી, અને અશાસ્વત રૂપ છે માટે આત્માનો તુ વિચાર કર તે તો અવિનાશી, અખડ, અને અનુપ છે માટે હે સતી માતા! મોહ છોડી દેઇ ધીરજ રાખો" રામચદ્રજીના આવા વચનોથી તે શાત થઇ હતી મદોદરીના આ ચરિત્ર ઉપરથી તેના સદાચાર, પાકટ જ્ઞાન અને સ્વામીભક્તિ કેવી ઉત્તમ પ્રકારની હતી, તે આપોઆપ જણાઇ આવે છે

## સુલોચના.

આ સતી લકાના રાજા રાવણના પુત્ર ઇંદ્રજિતની પત્ની થાય તે શેષ કન્યા હતી સુલોચના રૂપ—ગુણે તથા વિદ્યામા અનુપમ હતી તે પતિની આજ્ઞાને અનુસરીને તેની સેવામા સદા તત્પર રહેતી તેમજ સાસુ, સસરા અને નણદ વગેરે સબધીઓ ઉપર સ્નેહ રાખતી તથા સૌની સાથે નમ્રપણે પ્રીતિથી વર્ત્તતી તેના એવા શુભ આચરણથી સબધીઓ પણ તેનાપર બહુ સ્નેહ રાખતા જ્યારે તેનો સસરો રાવણ સીતાનુ હરણ કરી લાવ્યો, ત્યારે સુલોચનાએ પોતાના પ્રાણપતિ ઇંદ્રજિતને કહ્યુ કે,—'હે પ્રાણેશ! સીતા જેવી સતીને તમારા પિતા હરણ કરી લાવ્યા છે, એ ઘણો અન્યાય થયો છે જનકની પુત્રી અને રામચદ્રજીની રાણી જે લક્ષ્મીરૂપ ગણાય છે, તેના ઉપર કુદ્રષ્ટિ કરી, તેથી મહા અનર્થ નિપજશે પરસ્ત્રીની અભિલાષા રાખતા કુલનો પણ નાશ થાય છે જે કોઇ સાધુ ઉપર દ્વેષ કરે, બ્રાહ્મણ ॥ બળાત્વનો નાશ કર, જીવની હિંસા કરે, ઇશ્વર અગ્નિની નિંદા કરે,

અને સદ્ગ્રંથનો નાશ કરે, તે પાપીજન આ પૃથ્વીમાં અપજશ મેળવી વહેલો મરણ પામે છે. માટે હે પ્રાણપતિ! તમારા પિતાને આ બુરૂ સુઝ્યું છે. તે ખરેખર નાશ થવાની નિશાની સમજવી.'

સુલોચનાનાં એવાં વચનો સાંભળીને ઇંદ્રજિતે કહ્યું કે;—"પ્રિય સુંદરી! તું સત્ય કહે છે. પણ હું શું કરૂં. મારા પિતાને મારાથી એ વિષે કાંઇ કહી શકાય તેમ નથી. માટે 'જે ભાવી હશે તે થશે." ત્યાર પછી સીતાને પાછી સોંપી દેવાને રાવણની પાસે અંગદ વિષ્ટિ કરવા આવ્યો, પણ તેણે માન્યું નહિ. અને અંતે મોટી લડાઇ થઇ. તેમાં કુંભકરણ અને ઘણું લશ્કર મરાઇ ગયું. છેવટ ઇંદ્રજિત જેવા શૂરવીર પુરૂષનું પણ મરણ થયું. એ વખતે સુલોચના સતી પોતાના રંગમેહેલમાં બેઠી હતી. તેવામાં ઇંદ્રજિતનો એક હાથ રંગમેહેલના ચોકમાં આવીને પડ્યો. તે ઓળખીને સુલોચના ઘણો વિલાપ કરવા લાગી. તેણે સ્વામીનો હાથ ઉપાડીને છાતી સરસો ચાંપ્યો. અને ચોધાર આંસુએ રૂદન કરતી બોલી;—"સ્વામીનાથ! આ શું કર્યું? પૂર્ણ બ્રહ્મસ્વરૂપ રામને જીતવાની તમારી હામ હતી. તે રામને તમે પ્રાણ સોંપી તમે તમારૂં કલ્યાણ ઇચ્છયું! હવે હું કોને શરણે રહીશ? સ્વામીનાથ! મને તમારા મરણની વિગત લખી દેખાડો." પછી હાથ પાસે ખડીઓ કલમ મૂકીને બોલી;—"કંથ! તમને કોણે માર્યા? હાથ આકાશ માર્ગે અહિં આવ્યો અને ધડ ક્યાં રહ્યું છે? જો હું શુદ્ધ પતિવ્રતા હોઉં, તો મારા સત્યથી જેવું થયું હોય, તેવું મને લખી દેખાડો." એવું કહેવાય છે કે, સુલોચના બોલી રહ્યા પછી તે હાથમાં ચૈતન્ય આવ્યું! અને તેણે કલમ પકડીને લખ્યું કે,—"હે પ્રિયે! સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ જે મહા તપસ્વી, પવિત્ર, નિદ્રાજીત, મિતાહારી, શુદ્ધ, સત્યવાદી અને બ્રહ્મચારી છે, તે મારૂં શીશ લઇ જ્યાં રામચંદ્રજી છે, ત્યાં ગયેલ છે. મારૂં ધડ રણમાં પૃથ્વીપર પડેલું છે. અને એક હાથ આ ચોકમાં ઉડીને તને ખબર આપવા આવ્યો છે. હું આ સંસારરૂપી માયાની નદી ઓળંગી ગયો છું. અને તારી વાટ જોઉં છું. મેં શ્રી જગદીશને મિત્ર કર્યા છે. મેં કૃપણતા તજી મારૂં શીશ અર્પણ કર્યું છે. માટે હે સાધ્વી! હું આ દુઃખરૂપ સંસારને છોડીને શ્રી ભગવાનને શરણે ગયો છું. શ્રી જગદીશને ચરણે રહેતાં સર્વ દુઃખ ટળી હું બ્રહ્માનંદ સુખ પામ્યો છું."

એ પ્રમાણે હાથે લખી દેખાડ્યું, તે વાંચીને સુલોચના અશ્રુપાત કરવા લાગી. થોડીવારે સખીઓના ઉપદેશથી શાંત થઇને સ્વામીના હાથને પાલખીમાં મુકી પોતે સ્વામી સાથે સહગમન કરવાના ઇરાદે શીશ લેવા સારૂ રામની પાસે જવા નીકળી. પ્રથમ તે રાવણની સભામાં જઇને સસરાને પગે પડી, સ્વામીનું સર્વ વૃત્તાંત કહ્યું. અને સ્વામીનો હાથ તથા પત્ર દેખાડ્યો. તે જોઇને રાવણ વગેરે સર્વને ઘણો પરિતાપ થયો. પછી તેની સાસુ સતી મંદોદરીએ કહ્યું:-'બેટા! સુલોચના! તું રામ પાસે જઇને શીશ માગી લાવ. તે ઘણા દયાળુ, અને ધર્મ ધુરંધર છે. જેને સીતાજ એક પત્ની છે. બીજી સ્ત્રીઓ જેને મા, બ્હેન સમાન છે. જેને એક બાણ, અને એકજ વચન છે. એવા સત્યવાદી શ્રી 'રામચંદ્રજી' છે. તે તને શીશ આપશે. તેમની પાસે જવામાં લગારે ભય નથી.' સાસુનાં વચન સાંભળીને સુલોચના રામચંદ્રજીના મુકામ પર ગઇ. ત્યાં પહોંચતાં તેણે રામચંદ્રજીને આઠાંગ દંડવત પ્રણામ કર્યા. અને પછી ચોધાર આંસુએ રૂદન કરવા લાગી. તે જોઇને

'વિનાશકાળે વિપરીત બુદ્ધિ ' એ કહેવત પ્રમાણે તમારી બુદ્ધિ અંતકાળે ફરેલી જણાય છે. વિપરીત સમય આવે છે, ત્યારે વિવેક અને જ્ઞાન જતાં રહે છે. તમારાં આવાં કર્મથી કુળનો નાશ નિશ્ચય થશે, એવું મને લાગે છે. તમે કહો છો કે હું રામને જીતીશ, પણ એ મિથ્યા અભિમાન મૂકી દો. પ્રાણેશ! તમને ખોળો પાથરીને કહું છું કે, તમે સીતા રામને પાછી આપો."

એ રીતે સતી મંદોદરીએ ઘણી પ્રકારે પોતાના સ્વામીને બહુ કીમતિ સલાહ આપી હતી. પરંતુ રાવણે તે કાને ન ધરતાં રામની સાથે યુદ્ધ ચાલુ રાખ્યું. તેમાં અંતે રામને હાથે માર્યો ગયો. જ્યારે રાવણ રણમાં પડ્યો, ત્યારે સતી મંદોદરી તેના શબની પાસે જઇને ઘણો વિલાપ કરી રોવા લાગી. અને છેવટે સ્વામીની સ્તુતિ કરતાં કહ્યું કે;—'અરે સ્વામી! મેં ઘણું ઘણું સમજાવ્યા પણ માન્યું નહિ, અને અંતે સંતતી તથા સંપત્તિ નાશ કરી તમારા દેહને પણ ખોયો. નાથ! તમે રામ સાથે ભલું વેર બજાવ્યું! તમારી કીર્તિ ત્રિભુવનમાં ઘેર ઘેર ગવાશે. હવે સૃષ્ટિમાં તમારા જેવો પુરૂષ પાકવાનો નથી. પ્રાણપતિ! તમારે અર્થેજ રામે અવતાર લીધો. અહો! દૈવની ગતિ કેવી વિપરિત છે! કે જેને મોટા મોટા જનો પગે લાગતા, તે પુરૂષ આજે રણમાં પડ્યો છે.!'

મદોદરીનો વિલાપ સાંભળીને રામે તેની પાસે જઇને કહ્યું;—"અરે પૂન્યપાવની! સતી શિરોમણી! તું જ્ઞાનવંત થઇ, આ નાશવંત દેહનો શોક શા માટે કરે છે? તું જ્ઞાન દ્રષ્ટિએ વિચારીને જો કે, તેમાં શું સત્ય છે? આ જગત્ સર્વ સ્વપ્નની પેઠે માયાનું રૂપ છે. આ પંચ મહાભૂતની દેહ નાશવંત, વિકારી, અને અશાસ્વત રૂપ છે. માટે આત્માનો તું વિચાર કર તે તો અવિનાશી, અખંડ, અને અનુપ છે. માટે હે સતી માતા! મોહ છોડી દેઇ ધીરજ રાખો." રામચંદ્રજીનાં આવાં વચનોથી તે શાંત થઇ હતી. મદોદરીના આ ચરિત્ર ઉપરથી તેના સદાચાર, પ્રકટ જ્ઞાન અને સ્વામીભક્તિ કેવી ઉત્તમ પ્રકારની હતી, તે આપોઆપ જણાઇ આવે છે.

---

## સુલોચના.

આ સતી લંકાના રાજા રાવણના પુત્ર ઇંદ્રજિતની પત્ની થાય. તે શેષ કન્યા હતી. સુલોચના રૂપ—ગુણે તથા વિદ્યામાં અનુપમ હતી. તે પતિની આજ્ઞાને અનુસરીને તેની સેવામાં સદા તત્પર રહેતી. તેમજ સાસુ, સસરા અને નણંદ વગેરે સંબંધીઓ ઉપર સ્નેહ રાખતી. તથા સૌની સાથે નમ્રપણે પ્રીતિથી વર્તતી. તેનાં એવાં શુભ આચરણથી સંબંધીઓ પણ તેનાપર બહુ સ્નેહ રાખતા. જ્યારે તેનો સસરો રાવણ સીતાનું હરણ કરી લાવ્યો, ત્યારે સુલોચનાએ પોતાના પ્રાણપતિ ઇંદ્રજિતને કહ્યું કે;—'હે પ્રાણેશ! સીતા જેવી સતીને તમારા પિતા હરણ કરી લાવ્યા છે, એ ઘણો અન્યાય થયો છે. જનકની પુત્રી અને રામચંદ્રજીની રાણી જે લક્ષ્મીરૂપ ગણાય છે, તેના ઉપર કુદ્રષ્ટિ કરી, તેથી મહા અનર્થ નિપજશે. પરસ્ત્રીની અભિલાષા રાખતાં કુલનો પણ નાશ થાય છે. જે કોઇ સાધુ ઉપર દ્વેષ કરે, બ્રાહ્મણના બ્રહ્મત્વનો નાશ કરે, જીવની હિંસા કરે, ઇશ્વર ચરિત્રની નિંદા કરે,

અને સદ્ગ્રંથનો નાશ કરે, તે પાપીજન આ પૃથ્વીમાં અપજશ મેળવી વહેલો મરણ પામે છે. માટે હે પ્રાણપતિ! તમારા પિતાને આ બુરૂં સૂઝયું છે. તે ખરેખર નાશ થવાની નિશાની સમજવી.'

સુલોચનાનાં એવાં વચનો સાંભળીને ઇંદ્રજિતે કહ્યું કે;—"પ્રિય સુંદરી! તું સત્ય કહે છે. પણ હું શું કરૂં. મારા પિતાને મારાથી એ વિષે કાંઇ કહી શકાય તેમ નથી. માટે જે ભાવી હશે તે થશે." ત્યાર પછી સીતાને પાછી સોંપી દેવાને રાવણની પાસે અંગદ વિષ્ટિ કરવા આવ્યો, પણ તેણે માન્યું નહિ. અને અંતે મોટી લડાઇ થઇ. તેમાં કુંભકરણ અને ઘણું લશ્કર મરાઇ ગયું. છેવટ ઇંદ્રજિત જેવા શૂરવીર પુરૂષનું પણ મરણ થયું. એ વખતે સુલોચના સતી પોતાના રંગમેહેલમાં બેઠી હતી. તેવામાં ઇંદ્રજિતનો એક હાથ રંગમેહેલના ચોકમાં આવીને પડયો. તે ઓલખીને સુલોચના ઘણો વિલાપ કરવા લાગી. તેણે સ્વામીનો હાથ ઉપાડીને છાતી સરસો ચાંપ્યો. અને ચોધાર આંસુએ રૂદન કરતી બોલી;—"સ્વામીનાથ! આ શું કર્યું? પૂર્ણ બ્રહ્મસ્વરૂપ રામને જીતવાની તમારી હામ હતી. તે રામને તમે પ્રાણ સોંપી તમે તમારૂં કલ્યાણ ઇચ્છયું! હવે હું કોને શરણે રહીશ? સ્વામીનાથ! મને તમારા મરણની વિગત લખી દેખાડો." પછી હાથ પાસે ખડીઓ કલમ મૂકીને બોલી;—"કંથ! તમને કોણે માર્યા? હાથ આકાશ માર્ગે અહિં આવ્યો અને ધડ ક્યાં રહ્યું છે? જો હું શુદ્ધ પતિવ્રતા હોઉ, તો મારા સત્યથી જેવું થયું હોય, તેવું મને લખી દેખાડો." એવું કહેવાય છે કે, સુલોચના બોલી રહ્યા પછી તે હાથમાં ચૈતન્ય આવ્યું! અને તેણે કલમ પકડીને લખ્યું કે;—"હે પ્રિયે! સુમિત્રાનો પુત્ર લક્ષ્મણ જે મહા તપસ્વી, પવિત્ર, નિદ્રાજીત, મિતાહારી, શુદ્ધ, સત્યવાદી અને બ્રહ્મચારી છે, તે મારૂં શીશ લઇ જ્યાં રામચંદ્રજી છે, ત્યાં ગયેલ છે. મારૂં ધડ રણમાં પૃથ્વીપર પડેલું છે. અને એક હાથ આ ચોકમાં ઉડીને તને ખબર આપવા આવ્યો છે. હું આ સંસારરૂપી માયાની નદી ઓળંગી ગયો છું. અને તારી વાટ જોઉં છું. મેં શ્રી જગદીશને મિત્ર કર્યા છે. મેં કૃપણતા તજી મારૂં શીશ અર્પણ કર્યું છે. માટે હે સાધ્વી! હું આ દુઃખરૂપ સંસારને છોડીને શ્રી ભગવાનને શરણે ગયો છું. શ્રી જગદીશને ચરણે રહેતાં સર્વ દુઃખ ટળી હું બ્રહ્માનંદ સુખ પામ્યો છું."

એ પ્રમાણે હાથે લખી દેખાડયું, તે વાંચીને સુલોચના અશ્રુપાત કરવા-લાગી. થોડીવારે સખીઓના ઉપદેશથી શાંત થઇને સ્વામીના હાથને પાલખીમાં મૂકી પોતે સ્વામી સાથે સહગમન કરવાના ઇરાદે શીશ લેવા સારૂ રામની પાસે જવા નીકળી. પ્રથમ તે રાવણની સભામાં જઇને સસરાને પગે પડી, સ્વામીનું સર્વ વૃત્તાંત કહ્યું. અને સ્વામીનો હાથ તથા પત્ર દેખાડયો. તે જોઇને રાવણ વગેરે સર્વને ઘણો પરિતાપ થયો. પછી તેની સાસુ સતી મંદોદરીએ કહ્યું:-'બેટા! સુલોચના! તું રામ પાસે જઇને શીશ માગી લાવ. તે ઘણા દયાળુ, અને ધર્મ ધુરંધર છે. જેને સીતાજ એક પત્ની છે. બીજી સ્ત્રીઓ જેને મા, બ્હેન સમાન છે. જેને એક બાણ, અને એકજ વચન છે. એવા સત્યવાદી શ્રી રામચંદ્રજી છે. તે તને શીશ આપશે. તેમની પાસે જવામાં લગારે ભય નથી.' સાસુનાં વચન સાંભળીને સુલોચના રામચંદ્રજીના મુકામ પર ગઇ. ત્યાં પહોચતાં તેણે રામચંદ્રજીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા. અને પછી ચોધાર આંસુએ રૂદન કરવા લાગી. ને જોઇને

રામચંદ્રજીએ કરૂણામય વચને તેને કહ્યું કે;—હે પુત્રિ! હવે ઉઠ. તું જે માગીશ, તે હું આપીશ.' પછી સુલોચનાએ વિનય પૂર્વક કહ્યું કે, મહારાજ! મારા સ્વામીનું શીશ આપો. મારે મારા સ્વામીની સાથે સહગમન કરવું છે. મારા પતિના મરણની ખબર મેં ઘણીવાર થયાં જાણી છે. માટે હવે મારે વિલંબ થાય છે. મારા પંચ પ્રાણ તો પ્રથમથીજ ગયા છે, પણ દેહ નિમિત શીર માગવા આવી છું. તે દયા કરીને મને આપો. રામચંદ્રજી સુલોચનાની વાત સાંભળીને ઘણા પ્રસન્ન થયા, અને કહ્યું કે;—હે શેષ કન્યા! તને ધન્ય છે! સૌ નદીઓમાં જેમ ગંગા શ્રેષ્ટ છે, તેમ તું સાધ્વી સ્ત્રીઓમાં રત્ન રૂપ છે. સાધ્વી! તેં કેમ જાણ્યું કે શીશ અહીં છે?' પછી સુલોચનાએ ચોકમાં પડેલા હસ્તે જે પત્ર લખ્યો હતો, તે પત્ર અને હસ્ત દેખાડયો. આ જોઇને સૌ આશ્ચર્ય પામ્યા. પરંતુ કપીઓએ કહ્યું. કે, જો આ મસ્તક હસે તોજ એ મરેલ હાથે પત્ર લખ્યો છે, એમ અમે માનીએ. ત્યારે રામચંદ્રજીએ કહ્યું કે;—"એ પત્ર સાચો છે. સતી શું ન કરે? પતિવ્રતા સ્ત્રીનો મહિમા ઘણો પ્રસિદ્ધ છે." પછી રામચંદ્રજીની આજ્ઞાથી સુગ્રીવે ઇંદ્રજિતનું માથુ આપ્યું. તે સુલોચનાએ લેઇને પોતાના હૃદય સાથે ચાંપી અપાર રૂદન કર્યું.

પછી સુલોચના સ્વામીનું શીશ લેઇને ચાલી ગઈ. અને જ્યાં ઇંદ્રજિતનું ધડ પડયું હતું, ત્યાં આવીને સમુદ્ર કિનારે ચંદન કાષ્ટની ચિતા ખડકાવી, સમુદ્ર સ્નાન કરી, પતિને ચિતામાં પધરાવી વિધિ પ્રમાણે શાસ્ત્ર ક્રિયા કરી. પછી પોતે ચિતાને પ્રદક્ષિણા કરી અંદર બેઠી. એટલે અગ્નિ પ્રગટ થતાં થોડીવારમાં દંપતિ બળીને ભસ્મ થયાં. જો કે તેમના દેહ અલોપ થયાને આજે હજારો વર્ષ વહી ગયાં છે. પરંતુ તેમનું પ્રાતઃસ્મરણિય નામ હજુ સુધી જગતમાં જેવું ને તેવું કાયમજ છે.

## દમયંતી.[1]

આ મહા સતી નૈષધ દેશના રાજા નળની ધર્મપત્ની, અને વિદર્ભ દેશમાં કુંદનપુર નગરીના રાજા ભિમકની પુત્રી થાય. દમયંતી સુંદર અંગવાળી, ચિત્તને પ્રસન્ન કરનારી, અને રૂપ ગુણે અતિ મનોહર હતી. તેજ પ્રમાણે નળ રાજા પણ મહા સ્વરૂપવાન અને ગુણવાન હતો. આ બંને જણે લગ્ન થતા અગાઉ એક બીજાની ખ્યાતિ સાંભળીને પરસ્પર વરવાનો મનથી નિશ્ચય કર્યો હતો. ત્યાર પછી યોગ્ય સમયે ભીમક રાજાએ પુત્રીને માટે સ્વયંવર કરીને દેશ દેશના રાજાઓને તેડાવ્યા હતા. સ્વયંવર મંડપમાં હાજર થયેલા ઘણા રાજાઓની સમક્ષ દમયંતીએ પોતાને મનથી વરેલા નળ રાજાને વરમાળા આરોપી હતી. પછી વિધિસર લગ્ન કરીને દમયંતીને સાથે લેઇને નળ રાજા પોતાને દેશ ગયો હતો. ત્યાં તેમણે કેટલોક સમય ઘણા સુખ વૈભવમાં ગુજાર્યો, એ અરસામાં તેમને ઇંદ્રસેન નામે એક પુત્ર, અને ઇંદ્રસેના નામે પુત્રી, એમ બે સંતાનો થયાં હતાં.

આ પરમ સુખી જોડું રાજ વૈભવની અનેક પ્રકારની સામગ્રીઓ વડે આનંદ ભોગવતું હતું, પરંતુ દૈવ રચના ઘણી પ્રબળ છે. તેની ગહનગતિ કોઇથી કહી શકાતી નથી. નળ

(૧) પાંચ મહાસતીઓમાંની એક.

જેવા ધર્માત્મા રાજાને એકદમ કુબુદ્ધિ ઉત્પન્ન થઇ, અને પોતાના ભાઇ પુષ્કર સાથે જુગટું રમવાનો વિચાર કર્યો. દમયંતીએ તેમ નહિં કરવા તેને ઘણુએ સમજાવ્યો, પણ તે સર્વ વૃથા ગયું. અને તે ભાઇની સાથે જુગટુ રમ્યો, તેમાં રાજપાટ વગેરે સર્વસ્વ હારી બેઠો. એટલુંજ નહિ. પણ પત્નીની સાથે ફક્ત એકજ લુગડાભેર તેણે ગામ બહાર વનમાં જઇને રહેવું, એવો ઠરાવ થયો.

એ ઠરાવ પ્રમાણે વનમાં રહેવા જવા માટે નળ રાજા તૈયાર થયો. તેની જોડે દમયંતી પણ જવાને તૈયાર થઇ. પ્રથમ તેણે બે વ્હાલાં બાળકોને અતિ કષ્ટથી પોતાની પાંખમાંથી છોડીને પોતાના પિતાની પાસે મોકલાવ્યાં. ત્યાર પછી આ રાજવંશી જોડું ફક્ત એકેકા લુગડાભેર ભિખારીને વેષે નગર બહાર નીકળ્યું. તેમને પુષ્કરના હુકમથી કોઇએ પણ સન્માન આપ્યુ નહિ. તેઓ ત્રણ દિવસ સુધી ભૂખ્યાં ને તરસ્યાં નગર બહાર પડી રહ્યાં. અને છેવટે વનફળ શોધી લાવી પોતાનો નિર્વાહ કરવા માટે વનમાં ચાલી નીકળ્યાં. આગળ નળ અને પાછળ સતી દમયંતી, એ પ્રમાણે ચાલીને ઘણે દૂર ગયાં. બંને જણુ ભૂખ અને તરસથી ઘણાં હેરાન થતાં હતાં, તેવામાં એક જગોએ સુવર્ણ સરખી સુંદર પાંખવાળાં પક્ષીઓ તેમના જોવામાં આવ્યાં. તેમને પોતાના નિર્વાહ માટે પકડવાના વિચારથી નળ રાજાએ પોતાનું પહેરેલું એકનું એક વસ્ત્ર કાઢીને યુક્તિ પૂર્વક તેમના ઉપર નાખ્યું, પરંતુ દૈવયોગે તુરત તે પક્ષીઓ લુગડા સહીત ઉડીને નાસી ગયાં. તે જોઇને નળ રાજાએ કહ્યું;–સતી! હવે શું કરવું? એક વસ્ત્ર હતું, તે પણ આ રીતે ગયું. ભૂખે પણ પ્રાણ જાય છે. હું ચૈતન્ય વગરનો થઇ પડ્યો છું. હવે પ્રાણનો બચાવ શી રીતે કરવો તે વિષે મને કાંઇ સૂઝતું નથી. હું ખરેખર દુઃખી હાલતમાં આવી પડ્યો છું. માટે હે પ્રાણ પ્યારી! તું આ રસ્તે થઇને તારે પિયેર વિદર્ભ દેશ સુખેથી જા. ત્યાં જઇને તું પરમ સુખી થઇશ. પતિનાં આવાં વચન સાંભળીને દમયંતી વ્યાકુળ ચિત્તે નેત્રમાં આંસુ લાવીને બોલી;—પ્રાણનાથ! આપનાં આવાં વચનથી મારૂં હૃદય ખેદ પામે છે. આપે રાજ્ય અને સર્વ સંપત્તિ છોડી દીધી, વસ્ત્ર વગરના થયા, અને ભૂખના દુખથી પીડાઓ છો. આવી વખતે આપની સેવામાં હાજર રહીને દુઃખમાં દિલાસો આપવાને બદલે આ મનુષ્ય વગરના અઘોર અરણ્યમાં આપનો ત્યાગ કરીને મારા પિતાને ઘેર કેમ જાઉ? હું આપને છોડીને કદી પણ જઇશ નહિ. હું તો આપની સેવા કરવાને સદા સાથેજ રહીશ. પુરૂષને દુઃખની વખતે ધીરજ આપનાર, દુઃખ રૂપી રોગ મટાડનાર, અને દીલાસો આપનાર સ્ત્રીજ છે; સ્ત્રીને પતિ પ્રાણ જેવો અને જીવનહાર છે. તો હું પતિરૂપી પ્રાણનો શી રીતે ત્યાગ કરી શકું? હું તમને છોડીને એક ડગલું પણ દૂર કેમ જઇ શકુ? માટે હું તમને કદી છોડી જનાર નથી. નળે કહ્યું;–હે સાધ્વી! તું કહે છે તેમજ છે, તું શા માટે ચિંતા કરે છે? હું મારા આત્માનો ત્યાગ કરીશ, પણ તારો ત્યાગ નહિ કરૂ. પછી બને જણે દમયંતી પાસે રહેલું એકજ વસ્ત્ર પહેરી વનમાં ભૂખ, તરસ, અને થાકથી પીડાતાં એક ઠેકાણે જઇને બેઠાં. ત્યાં થાકને લીધે નિદ્રા આવવા લાગી. તેથી બને જણુ સુતાં. દમયંતી નિદ્રાવશ થઇ ગઇ, પણ નળને ઉંઘ આવી નહિ. તેને વિચારોપર વિચાર આવવા લાગ્યા. ચિંતાયુક્ત થઇ મન સાથે વિચાર કર્યો કે, મારી પ્રિય પત્ની મારે સારૂ દુઃખ ભોગવે છે, તેનો હું ત્યાગ કરૂ તો તે પોતાને પિયેર જાય. જો એ મારી સાથે આવશે તો નક્કી દુઃખી

થશે, માટે તેનો ત્યાગ કરૂં તો સુખી થાય. આવો વિચાર કરીને અંતે જણે જે એકજ વ-સ્ત્ર પહેરેલું હતું, તેમાંથી અડધું વસ્ત્ર પોતાની તરવારે વડે કાપી લેઇને ચાલતો થયો. થોડે દૂર ગયા પછી પાછો વળી દમયંતી સુતી હતી, ત્યાં આવી વિચારવા લાગ્યો કે;—અરે! મારી પ્રિયાએ ટાઢ, તડકો વેઠયો નથી, વાયુના ઝપાટા સહન કર્યા નથી, નથી પૃ-થ્વીપર પગ મૂક્યો કે નથી આ પૃથ્વીપર સુતી, તે આજે અનાથની પેઠે ભોંયપર સુતી છે!-અહો! કાપેલું અર્ધું વસ્ત્ર ધારણ કરેલી સતી જાગશે, ત્યારે કેવી ગભરાશે? અરે! તે મારા વગર આ અઘોર વનમાં કેવી વ્યાકુળ થઈ ફરશે? અને મને ન જોવાથી કેવી દુઃખી થશે? અને તેની શી વલે થશે? ઇત્યાદિ વિચારો તેના મનમાં એક પછી એક આવ્યાથી ચોધાર આંસુએ રૂદન કરતાં તે બોલ્યો;—આ સુતેલી મારી પ્રિય સ્ત્રીની સર્વ દેવતાઓ રક્ષા કરજો.' એટલું કહી દમયંતીને ભરનિદ્રામાં સુતેલી મૂકી, ભયંકર જંગલમાં તેનો ત્યાગ કરી વિયોગના દુઃખથી પીડાતો, આંસુ ઢાળતો નળ આગળ ચાલી ગયો.

નળના ગયા પછી દમયંતિ ઉંઘમાંથી જાગી, અને જુવે છે તો પોતાના પ્રિય પતિને દીઠા નહિ. તેથી તે મહા દુઃખ પામીને વ્યાકુળ થઇ પોકારવા લાગી કે,—હે પ્રાણનાથ! તમે મને અહિં એકલી મૂકીને ક્યાં જતા રહ્યા? તમે મારો શા માટે ત્યાગ કર્યો? અરે સ્વામી! હું આ અઘોર વનમાં એકલી ક્યાં જઇશ? શું તમે મારી પરીક્ષા જોવાને સંતાઇ બેઠા છો? જો તેમજ હોય, તો તમે મને જલદી દર્શન દો. હુ ઘણીજ દુઃખી થાઉ છું. હું નિરાપરાધી અબળાનો ત્યાગ કરશો નહિ. હે રાજન! તમે ધર્મને જાણનાર અને સત્યવાદી છો. તે છતાં વિના અપરાધે મારો કેમ ત્યાગ કરો છો? શું તમે વૃક્ષ પાછળ સંતાઇ બેઠા છો? કેમ દર્શન આપતા નથી? કેમ બોલતા નથી? મારી સંભાળ કેમ લેતા નથી? એ પ્રમાણે ટળવળતી દમયંતી ઘેહેલીની માફક આમ તેમ ફરવા લાગી. છજે ફક્ત એક પો-તાના પ્રાણેશ નળ રાજાનું સ્મરણ કરવા લાગી. વગડામાં તેને સિંહ, વાઘ, વરૂ અને ચિતરા જેવાં ભયંકર ફાડીખાનારાં જનાવરો મળ્યાં, પણ જેના હૃદયમાં એક નળ સિવાય બીજા કોઇને પણ જાણતી કે જોતીજ નથી, તેને શાનો ભય હોય? ઉલટી તે નિર્ભયતાથી તેમને પૂછવા લાગી કે, તમે નળને દીઠા? તેઓ કઇ દિશામાં ગયા? એજ પ્રમાણે વગડાનાં ઝાડોને પણ તેણે પુછી જોયું. પણ કોણ જવાબ આપે? તેણે ઘણાં ઉંડાં કોતર ઉતરીને જ્યાં ત્યાં નળની શોધ કરવા માંડી. એ પ્રમાણે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ તેણે અન્ન પાણી વ-ગર ભૂખ્યાને તરસ્યા અરણ્યમાં ફર્યા કર્યું. અધારી રાત્રે કાંટાવાળી ઝાડીમાં ફરવાથી શરીરે ઉઝરડા પડીને ઘણું લોહી નિકળ્યું. તેમ પગની અંદર ઘણા કાંટા વાગવાથી ચાલવાને પણ ઘણી મુશીબત પડવા લાગી. માથાના વાળ પણ અડધા ઝાંખરાંમાં ભરાઇ રહ્યા. આવી સ્થિતિમાં તેને શરીરની કાંઇ પણ શુદ્ધિ રહી નહિ. તેથી રસ્તામાં એક મોટો અજગર મોઢું વિકાશીને પડયો હતો, તેના મુખમાં અજાણપણે પગ મૂકયો. તેથી અજગરે પોતાના જાતિ સ્વભાવ પ્રમાણે પગ સાથળ સુધી ગળ્યો. અને તેનું ઝેર દમયંતીના શરીરે ચડવા માંડયું તે આવી દશામાં છતાં પણ મુખથી ઓ નાથ! ઓ નળ! ઓ નળ! એવા ઉચ્ચારથી વિલાપ કરતી હતી. એ શબ્દો સાંભળીને એક પારધી ત્યાં દોડી આવ્યો. તેણે પોતાની કહાડીના ઘા વડે અજગરને મારીને દમયંતીને છોડાવી. એ પ્રમાણે તે ગોતના મહામાંથી

બચી તો ખરી પરંતુ હમણાં તેને જીવતદાન આપનાર પારધીએ તેના તરફ દુષ્ટ નજર કરી, તેથી દમયંતીએ ક્રોધાવેશમાં આવીને કહ્યું કે, મારા પ્રાણનાથ નળરાજા વગર જો હું મને કરીને પણ બીજાનું ચિંતવન કરતી ન હોઉં તો આ પાપી પારધી પ્રાણ રહિત થઇને પૃથ્વી પર પડો. કહે છે કે આ સતીના એવા શાપથી પારધી તુરત જમીન ઉપર પડીને મરણ પામ્યો હતો.

દમયંતી ત્યાંથી આગળ ચાલી નીકળી, અને મોટા પર્વતો, ગુફાઓ, નદીઓ, અને વૃક્ષો વગેરે ઓળંગીને એક મોટી શિલાપર બેસીને એવા અઘોર વનમાં ધીરવિર અને કઠિણ કાળજાના મનુષ્યનું હૃદય પણ પીગળાવી નાખે એવું મહા રૂદન કરવા લાગી. તેથી આખુ વન શોકમય દીસવા લાગ્યું. પશુ પક્ષીઓ અને ફાડી ખાનારાં જાનવરો પણ તેને જોઇને આ કોઇ વનદેવી છે, એમ જાણીને ભય પામી નાસી જવા લાગ્યાં. તે ફરતી ફરતી જ્યાં વશિષ્ટ વગેરે ઋષિઓનો આશ્રમ હતો, ત્યાં ગઇ. ઋષિઓએ તેનો ઘણી પ્રકારે સત્કાર કર્યો. પછી દમયંતીએ તેમને કહ્યું કે, મહાત્માઓ ! મારા જીવનં આધાર નળ રાજન નહિ મળે તો હું મારા દેહનો ત્યાગ કરીશ. કારણ કે સ્ત્રી જાતિને પતિ વગર જીવવાથી શું લાભ છે? ઋષિઓએ કહ્યું, સતી ! તું થોડા વખતમાં તારા પતિને મળીશ. એટલું સાંભળીને દમયંતી ત્યાંથી રજા લેઇને ચાલી નીકળી. રસ્તામાં જતાં ચેદી દેશના રાજા સુબાહુના મુલકમાં જતો એક સંઘ તેને મળ્યો. તેના સાથે તે ચાલી. આગળ ચાલતાં વનમાં એક મોટા તળાવ ઉપર તે સંઘે મુકામ કર્યો. રાત્રે એ તળાવ ઉપર હાથીઓનું મોટું ટોળું પાણી પીવા સારૂ આવેલું તેમણે એકદમ મોટી ગર્જના કરવાથી આખા સંઘના લોકો ગભરાઇ જઇને નાસાનાસ કરવા લાગ્યા. થોડી વારે શાન્તી થયા પછી સંઘના માણસોએ કહ્યું કે, આપણા સંઘ સાથે પેલી વિચિત્ર દેખાવની કોઇ સ્ત્રી આવેલી છે, તે રાક્ષસી જેવી જણાય છે. તેણેજ આ કર્તવ્ય કર્યું હશે. માટે તેને અહિંથી મારી કાઢવી જોઇએ. આ વાત સાંભળીને દમયંતી ભય પામી વનમાં એકલી નાશી ગઇ. અને ત્યાંથી ફરતી ફરતી ચેદી દેશના રાજા સુબાહુના નગરમાં જઇ પહોચી. ભૂખના દુઃખ વગેરેથી તેના શરીરનો થઇ ગયેલો વિચિત્ર દેખાવ તથા મેલુ અને જીર્ણ થઇ ગયેલું કપડું, એ સર્વ જોઇને નગરના લોકોએ તેને યંત્રી, ડાકેણ અથવા ગાંડી ધારીને તેના ઉપર ધૂલ અને કાંકરા નાખીને અનેક પ્રકારે દુઃખ દેવા માંડ્યું. એવી રીતે તે નગરમાં આમથી તેમ અથડાતી કુટાતી રાજાના મેહેલની પાસે જઇ પહોચી. તેને સુબાહુ રાજાની રાણીએ જોઇ. તેના મુખની કાંતિ અને દુર્બળ અવસ્થાનું સંમિલન થયેલું જોતાંજ તે રાણીના હૃદયમાં દયાનો આવિર્ભાવ સંચાર થયો. તેણે કોઇ દુઃખી સ્ત્રી ધારીને પોતાની દાસીને તેને તેડી લાવવા સારૂ મોકલી. દમયંતી દાસીના બોલાવ્યાથી રાણીની પાસે આવીને ઉભી રહી. રાણીએ તેના વિષેની હકીકત પુછ્યાં તેણે પોતાની ખરી હકીકત છુપાવીને માત્ર પોતાનો ધણી મૂકીને નાશી ગયો છે, તેથી દુઃખી થાઉં છું, ઇત્યાદિ હકીકત કહી સંભળાવી. તે જાણીને રાણીને તેના વિષે બહુ દયા આવ્યાથી પોતાની પુત્રી સુનંદાની સાથે દમયંતીને જૂદા મેહેલમાં રાખી. ત્યાં તેને ખાવા પીવાનું તથા લુગડાં લત્તાં વગેરેનું સારૂ સુખ મળ્યું. તે છતાં તેના હૃદયમાંથી નળનું નામ એક પળને માટે પણ વિસરતું નહોતું. તેનાથી તે મનમાં ઘણો કલેશ પામતી હતી. દમયંતીએ અહિંઆં પોતાનું ખરૂ નામ નહિ

બતાવતાં સૈરંધ્રી એવું નામ બતાવ્યું હતું.

આણી તરફ નળ રાજા પોતાની પ્રિય પત્નીને તેના પિયેર જઇ સુખી કરવાના ઇરાદે તેને વનવગડામાં એકલી ઉંઘતી મૂકીને ચાલી નિકળ્યો હતો, તે જતાં જતાં અયોધ્યા નગરમાં જઇ પહોચ્યો. અને ત્યાંના રાજા ઋતુપર્ણનો બાહુક નામે સારથિ થઇને રહ્યો હતો. એ પ્રમાણે નળ અયોધ્યાના રાજાને ત્યાં, અને દમયંતી ચેદીના રાજાની રાણી પાસે આશ્રમ મળવાથી રહેલાં હતાં. તેવામાં દમયંતીના પિતા ભીમક રાજાએ નળ અને દમયંતીની શોધને માટે ચારે તરફ બ્રાહ્મણોને મોકલ્યા હતા, તેમાંનો સુદેવ નામે બ્રાહ્મણ શોધનો શોધતો ચેદી રાજાના નગરમાં જઇ પહોચ્યો. અને ત્યાં તજવીજ કરતાં રાજમેહેલમાં દમયંતી તેના જોવામાં આવી. પછી તેને મળીને સર્વ વાતચિત કરી. એ ઉપરથી સુબાહુ રાજાની રાણીએ દમયંતીને ઓળખી; અને કહ્યું કે તું તો મારી બ્હેનની દીકરી છે. આજ સુધી તેં તારી ખરી ઓળખ મને આપી નહિ, તેમ હું પણ તને ઓળખી શકી નહિ, તેથી મારાથી તારી જોઇએ તેવી સંભાળ લેવાઇ શકી નથી, માટે હું ઘણી દીલગીર છું. એ પ્રમાણે વાતચિત થયા પછી તે રાણીએ દમયંતીને પાલખીમાં બેસારીને ઘણાં માણસોની સાથે તેના પિતાને ઘેર મોકલી. દમયંતી માતાપિતાને તથા પોતાનાં બે બાળકોને ઘણે દિવસે મળીને ખુશી થઇ, પરંતુ હજુ નળને મળ્યા વગર તેના મનને પૂર્ણ શાંતિ થઇ નહિં. તેથી તેણે નળની શોધને માટે ઘણાં માણસો મોકલવા પોતાના પિતાને કહ્યું. તે પ્રમાણે ભીમક રાજાએ નળની શોધને માટે ચારે તરફ હુશિયાર માણસોને મોકલ્યા. તે પૈકી પર્ણાદ નામે બ્રાહ્મણે અયોધ્યાના રાજાને ત્યાંથી નળ રાજાનો પત્તો મેળવ્યો. અને થોડા સમયમાં નળ રાજા ભીમક રાજાને ત્યાં જઇને દમયંતીને મળ્યો. ત્યાંથી નળ તથા દમયંતી બંને સંતાનો સાથે પોતાના રાજ્યમાં પાછાં ગયાં. અને પુષ્કર પાસેથી રાજ્ય પાછુ લેઇને સુખથી દિવસો નિર્ગમન કર્યા. આ ચરિત્રપરથી જણાય છે કે નળ રાજાએ દમયંતીનો વનમાં ત્યાગ કર્યાથી તેને અનેક કષ્ટ ભોગવવાં પડ્યાં હતાં, તોપણ તે પોતાના સ્વામી ઉપર અખંડ પ્રેમ રાખીને રહી હતી, અને શીયળ સાચવીને પોતાનું સતીત્વ બતાવી આપ્યું હતું. તેથી તેની અક્ષય કીર્તિ જગતમાં રહી ગઇ છે.



શકુન્તલા કણ્વ ઋષિ જેવા પાળક પિતાના હાથ નીચે કેળવણી પામીને સદ્ગુણ સંપન્ન થઇ હતી. તે મહા મનોહર રૂપ લાવણ્યતાવાળી અને તેજસ્વિ હતી. કણ્વ ઋષિનો આશ્રમ અનેક પ્રકારના વનવૃક્ષો અને સુંદર પશુ પક્ષીઓ વગેરેથી ભરપૂર રમણિય વનમાં હતો. શકુન્તલા એક વખતે પોતાની સખીઓ સાથે વનવૃક્ષની ઘટામાં રમત ગમતથી આનંદ કરતી હતી. તેવામાં મૃગયાને માટે નીકળેલો દુષ્યંત રાજા ફરતો ફરતો અકસ્માત ત્યાં જઇ ચડયો. તે વખતે કણ્વ ઋષિ આશ્રમપર ન હોવાથી શકુન્તલાએ તેનો આદર સત્કાર કર્યો હતો. દુષ્યંત રાજા આ આશ્રમવાસિની તાપસ બાળાને જોઇને મોહિત થયો. અને બંનેની દ્રષ્ટિ મળતાં પરસ્પર પ્રેમે આકર્ષણ કર્યું. શકુન્તલા પણ મનથી તેને વરી ચૂકી. ત્યાર પછી શકુન્તલાનો સંકલ્પ કણ્વ ઋષિના જાણવામાં આવતાં તેણે ધર્મવીર દુષ્યંત સાથે તેને પરણાવી.

દુષ્યંત રાજા શકુન્તલા સાથે પરણીને થોડો વખત ત્યાં રહ્યો હતો. અને પછી શકુન્તલાને પાછળથી પોતાની રાજધાનીમાં બોલાવવાનો ઠરાવ કરીને ત્યાંથી વિદાય થયો હતો. જતી વખતે પરણ્યાની નિશાની તરીકે દુષ્યંત રાજા પોતાની એક વીંટી શકુન્તલાને આપતો ગયો. તેના ગયા પછી યોગ્ય સમયે શકુન્તલાને એક પરમ સુંદર પુત્ર થયો હતો. ઠરાવ પ્રમાણે રાહ જોઇ પણ દુષ્યંત રાજાએ શકુન્તલાને ભૂલી જઇને તેડવા મોકલ્યું નહિ. ત્યારે કણ્વ ઋષિએ પોતાના શિષ્યો અને દાસીઓની સાથે શકુન્તલાને પુત્ર સહિત દુષ્યંત રાજાને ઘેર મોકલી દીધી. આ વેળાએ દુષ્યંતે આપેલી વીંટી તેણે ગુમાવ્યાથી પાસે નહોતી. પરમ સુંદરી શકુન્તલા પોતાને જન્મેલા પુત્ર સાથે વલ્કલ પહેરીને દુષ્યંત રાજાની સામે જઇને ઉભી રહીને બોલી;—'રાજન! હું તમારી પત્ની છું, અને આ બાળક તમારો પુત્ર છે.' રાજાએ તેની વાતપર કાંઇ વિશ્વાસ કર્યો નહિ. ધર્મ વીર દુષ્યંત જે રૂપ રાશિ જોઇને તે દહાડે મોહિત થયો હતો, તે રૂપ રાશિ હગણાં દુષ્યંતની આંખ તથા મનને વિમુગ્ધ કરતી હતી. દુષ્યંત હમણાં શકુન્તલાને ભૂલી ગયો હતો ખરો, પરંતુ જે આંખ તે દહાડે શકુન્તલાને જોઇને પોતાના મનને ઉન્મત કરતી હતી, આજ પણ તેની તે આંખ અને તે મન રહેલું છે, તે છતાં આજે શકુન્તલા તેની પાસે અલ્પાશા થઇને કેમ ઉભી છે? આ બધુ ત્યાં જેટલાં માણસો ઉભેલાં હતાં, તેમણે ધ્યાન લગાડીને જોયા કર્યું. દુષ્યંત પણ તે રૂપ જોઇને મુગ્ધ થાય છે. થોડી વાર સુધી વિચાર કર્યા છતાં પણ શકુન્તલા મારી છે, એમ તેનું મન માન્યું નહિ. તેથી તેને ગ્રહણ કરવાને તેણે સાફ ના પાડી. ત્યારે શકુન્તલાએ પોતાના પ્રિય સ્વામીને કહ્યું કે;—'રાજન! ભાર્યા ધર્મકાર્યમાં પિતા સ્વરૂપ છે, આર્ત્ત મનુષ્યની જનની સ્વરૂપ છે, અને મુસાફરના વિશ્રામ જેવી છે. સત્ય પરમ બ્રહ્મ છે. સત્ય પ્રતિજ્ઞા પ્રતિપાલન કરવી, એ પરમોત્કૃષ્ટ ધર્મ છે. એટલા માટે તમે સત્યનો ત્યાગ કરશો નહિ.' એ પ્રમાણે તેણે ઘણાં ધર્મ નીતિનાં વચનો રાજાને કહી સંભળાવ્યાં. રાજાની ધર્મ ઉપર આસ્થા ઘણી હતી. તેથી પોતાના મનને નક્કી થયા વગર આવું રૂપ જોઇ મોહિત થયો નહિ. તેમ તેનું કહેલું માન્ય કર્યું નહિ.

એવી રીતે રાજા તરફથી શકુન્તલાનું ઘણું અપમાન થયું, તે છતાં તેનાપર લગારે માઠું લાગ્યું નહિ, કે કડું વચન બોલી નહિ. તેના ઉપર જે દુઃખ આવી પડ્યું, તે ધૈર્ય

ધરીને સહન કર્યું. તે પૂર્વ પ્રમાણેજ સ્વામી તરફ પ્રીતિ ભાવ રાખી ઉભી રહી. એટલામાં ઈશ્વર કૃપાથી ખોવાયેલી વીંટી અકસ્માત આવી મળી. તે દુષ્યંત રાજાની નજરે પડતાંજ શકુન્તલા યાદ આવી. પછી તુરત શકુન્તલાને તથા નાના પુત્રને પ્રીતિ પૂર્વક બોલાવી પોતાના રાજભવનમાં રાખ્યાં. અને હળી મળીને સુખમાં દિવસ નિર્ગમન કર્યા. નાના પુત્રનું નામ **ભરત** પાડયું. એ ભરત આગળ જતાં મોટો પરાક્રમી રાજા થયો. અને તેનાજ નામ ઉપરથી આ આર્યાવર્ત્ત દેશનું નામ **ભારતવર્ષ** અથવા **ભરતખંડ** પડયું. કેટલાક જણ કહે છે કે, શકુન્તલાના પુત્ર ભરતના નામ ઉપરથી નહિ, પણ ઋષભદેવના પુત્ર **જડભરત**ના નામ ઉપરથી આ દેશનુ નામ ભારતવર્ષ પડયું છે. ગમે તેમ હો, તોપણ આ સતી શકુન્તલાનો પુત્ર ભરત રાજા પણ બહુ પરાક્રમી અને ચક્રવર્તિ રાજા હતો. એમાં કાંઇ શક નથી.



ધણું ટુંકુ છે. એક[1] વર્ષમાં તેનું મરણ થશે, ત્યારે તું પતિ વગરની થઇશ. પતિ એ નારીનું ભૂષણ છે. 'પતિ વગરની સ્ત્રીનું જીવન વૃથા છે. વિધવાપણાનાં સંકટો' કેવાં દુઃખદ અને ભયાનક છે. તેનો ખ્યાલ પતિ વગરની સ્ત્રી સિવાય બીજા કોઇના મનમાં ભાગ્યેજ આવતો હશે. પતિ વગરની સ્ત્રી પોતેજ એકલી દુઃખી થાય છે, એમ નથી, પરંતુ તેના માતપિતાની જીંદગી પણ ધુળ થઇ જાય છે. માટે તારા જેવી ડાહી પુત્રીએ હઠ કરવી નહિ જોઇએ. તું મને રજા આપ એટલે હું દેશ દેશના રાજાઓને આમંત્રણ કરી સ્વયંવરની તૈયારી કરૂ. તેમાંથી તું મન પસંદ પતિને શોધીને વરજે.

**સાવિત્રી**—પિતાજી ! તમારી બાળાને ક્ષમા કરો. મારે માટે આપની ઘણી કાળજી છે; એ માટે હું ઘણી આભારી છું. મારે માટે બીજો વર શોધવાની કંઇ જરૂર નથી. હું સત્યવાનને તન, મનથી વરી ચૂકી છું. માટે એજ મારો પતિ છે. તેના સિવાય બીજા કોઇની સાથે વરવા હું ખુશી નથી. ભવિષ્યમાં મારે વિધવાપણાનું દુઃખ સરજ્યું હશે તો કોઈ મિથ્યા કરી શકનાર નથી. આ અનિત્ય સંસારમાં કાંઈ નિત્ય નથી. જેણે જન્મ ધર્યો છે, તેનો નાશ એક વાર થવાનો છે. વેહેલું કે મોડું મરણ તો પ્રાણી માત્રને છે. તે કોઇનું અટકાવ્યું અટકનાર નથી. શ્રીકૃષ્ણ જેવા સાક્ષાત્ ભગવાનના દેહને પણ કાળે છોડયો નથી. તો બીજાં પ્રાણી શા વિશાતમાં? મૃત્યુની ઉત્પત્તિ શરીરની ઉત્પત્તિ સાથેજ છે. મૃત્યુ તો પ્રાણીની ખરી પ્રકૃતિજ છે. માટે એથી શા માટે ડરવું?

સાવિત્રીની આવી દ્રઢતા જોઇને રાજા અશ્વપતિએ તેને સત્યવાનની સાથે પરણાવી. સાવિત્રીને વિદાય કરતી વખતે તેની માતા માલવીએ તેને પોતાની છાતી સરસી દાબીને આંખોમાં આંસુ લાવી કહ્યું;—પુત્રી! ડાહી થજે, અને તારા સાસુ સસરાની તથાં પતિની સેવા કરજે. તારા માતા પિતાના કુળને દિપાવવાનો સર્વ આધાર તારી ભલી વર્ત્તણુંક ઉપર રહેલો છે તે તું યાદ રાખજે. હવે તું વનને સુંદર ભવન સમાન માનજે. તારા સાસુ સસરા અને સ્વામીની આજ્ઞા પ્રમાણે ચાલી તેમને સદા રાજી રાખજે. તેમની ઇચ્છા વિરૂદ્ધ ચાલીશ નહિ. સતસંગ રાખીને સદાચરણથી ચાલી કીર્ત્તિ વધારજે. પુત્રીને એટલું કહ્યા પછી તેની સાસુ શૈબ્યાને કહ્યું કે,—' શૈબ્યા આ સાવિત્રી, હવે મારી પુત્રી નહિ, પણ તમારીજ પુત્રી છે એમ સમજજો. કારણ કે પુત્રવધુ એ પુત્રી સમાન સ્નેહને પાત્ર છે. તેનામાં જે કાંઇ ભૂલ પડે તે તમે સુધારજો.'

સાવિત્રી ઇચ્છીત પતિને પામી ઘણી ખુશી થઇ. અને પતિની સાથે રહેવા માટે વનમાં ગઇ. જેનું શરીર ઘણું કોમળ છે, જેણે રાજભવનમાં રહીને કદી ટાઢ તડકો દીઠો નથી, અને એક ચક્રવર્તિ રાજાની લાડકવાયી પુત્રી તરીકે જેણે અનેક પ્રકારના સુખ વૈભવમાં દિવસ ગુજારેલા છે, તે આજે રાજકીય આભુષણોનો ત્યાગ કરીને. વનવાસને યોગ્ય વલ્કલો ધારણ કરી, સાસુ—સસરા અને પતિની સેવામાં તન, મન અર્પણ કરીને આનંદમાં રહેવા લાગી. ધન્ય છે! સાવિત્રી તમારી સ્વામિ ભક્તિને ! અને ધન્ય છે ! તમારી સદ્વૃત્તિને ! સાવિત્રીની પવિત્ર ભક્તિ અને નિર્મળ મનની સેવા જોઇને તેની સાસુ શૈબ્યાનું

---

[1] મૂળ કથામાં એવું વર્ણન છે કે;—"મહાત્મા "નારદ" મુનિએ અશ્વપતિના પુછવાથી કહ્યું હતું કે, સત્યવાહન રાજા એક વર્ષમાં મરી જશે."

પણ એક વખતે હૈયુ ભરાઇ આવ્યું, અને પોતે બોલી કે;—' અહો ! ઇશ્વરની ખૂબી ઘણી ન્યારી છે. ક્યાં તે સત્યવાનનું, લગ્ન કરીને પુત્રવધુને રાજમહિષી કરવાની ઉમેદ !, ક્યાં તે રાજભવનમાં રત્નભૂષિત બાજઠપર બેસીને પુત્રવધૂનું મૂખ ચૂંબન કરવાની આશા ! અને આ શું વિપરીત તૃણ શય્યામાં તે ચંદ્રવદનીનું મૂખ જોવાનો પ્રસંગ ! કેવો ખેદનો વિષય છે કે આ પુત્રવધૂ અમારા દુઃખમાં ભાગિયેણ થઇ ! અહો ! દૈવ ! તારી ગહન ગતિ છે ! ' આ પ્રમાણે શોક કરતાં પોતાની સાસુને સાવિત્રીએ જોયાથી તે તેમને સમજાવવા લાગી કે;— 'સાસુજી ! આપ રાજસિંહાસન છોડીને, જંગલમાં રહો છો, તેથી આપને ઘણું દુઃખ થતું હશે, પરંતુ સુખ દુઃખનો આપનાર શ્રી પરમેશ્વર છે. તેણે જેના નશીબમાં જે નિર્માણ કરી રાખ્યું છે, તે કોઇથી મિથ્યા થઇ શકતું નથી. માટે એથી હિમ્મત હારીને દુઃખ ધરવું કાંઇ કામનું નથી. એવા શોકમાં પડવાથી તો ઉલટું દુઃખ વધે છે. અને આપણી પવિત્ર ફરજ બજાવવામાં આપણે ચૂકી જઇએ છીએ. ઝીણી નજરે વિચાર કરવાથી જણાય છે કે રાજ ગાદી અને ઘાસની પથારીમાં કંઇ ફેર જેવું નથી. હું ખરા અંતઃકરણથી કહું છુ કે આ જંગલમાં આપની યથાર્થ સેવા કરવાને જો મારાથી બની શકશે, તો હું પોતાને ભાગ્યવાન સમજીશ. આપ હવે લગારે શોક કરશો નહિ. ' સાવિત્રી જેવી પુત્રવધુના મૂખનું આવું ભાષણ સાંભળીને શૈબ્યા ઘણી ખુશી થઇને તેની આવી ઉત્તમ ભક્તિ અને ડહાપણને માટે મનમાં તેને ધન્યવાદ આપવા લાગી.

ત્યાર પછી સાવિત્રી સૌભાગ્ય વધારનાર અનેક વ્રતો કરવાથી શરીરે શુષ્ક થઇ ગઇ. હવે નારદ મુનિએ કહેલી ભવિષ્ય વાણી પ્રમાણે પોતાના પતિના આયુષ્યમાં ફક્ત ચાર દિવસ બાકી રહ્યા. તેથી સાવિત્રીએ **વટસાવિત્રી**નું વ્રત આરંભ્યું. ત્રણ દિવસ સુધી ઉપવાસ કરી ચોથે દિવસે શાસ્ત્ર ક્રિયા કરી વૃદ્ધ તપસ્વી અને સાસુ સસરાને જમાડી અભિવંદન કરી અખંડ સૌભાગ્યના આશીર્વાદ મેળવ્યા. સત્યવાન એજ સાંજે કાંધે કુહાડો લઇને અગ્નિહોત્ર માટે કાષ્ટ અને ફળ ફુલ લેવા તૈયાર થયો. સાવિત્રીએ જાણ્યું કે આજે તેમનો કાળ નજીક છે તેથી તેમણે અસુરેથી જવાનું ધાર્યું. હવે મારે તેમને એકલા જવા દેવા નહિ. તેથી તેણે સત્યવાનને કહ્યું કે આજે મારે આ પુષ્પવાળુ વન જોવાની ઇચ્છા છે, માટે મને સાથે આવવાની આજ્ઞા કરો. તેનો ઘણો આગ્રહ જોયાથી સત્યવાને તેને સાથે લીધી. બંને જણ ચાલતાં ચાલતાં કેટલેક દૂર વનમાં ગયા પછી સત્યવાન એક વડ પર કાષ્ટ કાપવા સારૂ કુહાડો લેઇને ચડ્યો. થોડી વાર થઇ એટલે તેના માથામાં પીડા થવા લાગી, તેથી તે હેઠળ ઉતરી પડ્યો, અને સાવિત્રીને કહેવા લાગ્યો કે, મને માથામાં ઘણી પીડા થાય છે. સાવિત્રી મનમાં સમજી કે હવે પતિનો કાળ આવ્યો. એથી તે ઘણીજ ગભરાઇ ગઇ. તે છતાં પાછી ધીરજ રાખીને પોતાના લુગડાનો છેડો પાથરી બિછાનું કર્યું. તેમાં પતિને સુવાડી તેમનું માથુ પોતાના ખોળામાં રાખીને જે રીતે તેને આરામ થાય, તેવા ઉપચાર કરવા લાગી. તથા ઇશ્વર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને સ્વામીને ધૈર્ય આપવા લાગી. એવામાં કંઇક અલૌકિક દેખાવ તેના જોવામાં આવ્યો. મૂળ કથામાં એવું વર્ણન કરેલું છે કે તે યમ રાજા હતા, અને તેમની સાથે સાવિત્રીને કેટલીક વાત ચિત થયા પછી તેના મૃત પતિને સજીવન કરવામાં આવ્યો હતો. એ વિષે ગમે તેમ હો, પણ વન વગડામાં

મોતના પંઝામાં સપડાયેલો સત્યવાન આ પતિપ્રાણા સાધ્વી સ્ત્રીના વિશ્વાસ અને ભક્તિના પ્રતાપથી બચીને પોતાને આશ્રમે ગયો હતો. આ બનાવથી સાવિત્રીની કીર્તિ અમર રહી ગઇ છે. આ બનાવ જેઠ શુદ ૧૪ ના દિવસે બન્યો હતો, ત્યારથી એ શુભ દિવસના સ્મરણને માટે દર વર્ષે ચતુર્દશી તિથિનું વ્રત સાવિત્રી કરતી હતી. એ દિવસને સ્ત્રીઓનું સૌભાગ્ય વધારનાર તરીકે ગણીને અદ્યાપિ સુધી ભારતવર્ષની સન્નારીઓ **વટસાવિત્રીને** નામે વ્રત-પૂજન કરે છે.

---

## કુન્તા.

આ સતી દ્વારિકાના રાજા **સુરસેન** યાદવની દિકરી, **વસુદેવ**ની બ્હેન, અને **શ્રીકૃષ્ણ**ની ફોઇ થાય. તેમ તે પાંડુ રાજાની પત્ની એટલે પાંડવોની માતા થાય. તેનું મૂળ નામ **પૃથા** હતું. પરંતુ સુરસેને પોતાના મિત્ર **કુન્તિ ભોજ** રાજાને કાંઇ સંતાન ન હોવાથી તેને પોતાની પુત્રી તરીકે રાખવા આપી હતી. તે ઉપરથી તે કુન્તી કહેવાતી હતી. તે બાલ્યાવસ્થામાં કુન્તિભોજના કહેવાથી મહર્ષિ અને સાધુસંત વગેરે અતિથિ આવે તેની બરદાસ કરતી હતી.

કુન્તિ લાયક ઉમ્મરની થઇ એટલે તેને કુન્તિભોજ રાજાએ **હસ્તિનાપુર** (દિલ્લી) ના રાજા પાંડુ સાથે પરણાવી હતી. તે પરણીને સાસરે ગઇ. પછી પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલીને પતિની તથા સાસુ—સસરાની ઘણી પ્રીતિ સંપાદન કરી હતી. થોડા વખત પછી પાંડુ રાજા મૃગયાને માટે હિમાલયના પ્રદેશમાં રહેવા માટે ગયો. તેની સાથે કુન્તિ પણ ગઇ. ત્યાં એક બ્રાહ્મણના શાપથી પાંડુ રાજાએ વૈરાગ્ય પામી સંસાર છોડી સાધુ વૃત્તિયે વનમાંજ રહેવાનો નિશ્ચય કર્યો. અને કુન્તિને હસ્તીનાપુર જવાનુ કહ્યું. પરંતુ પતિ સેવામાં સુખ માનનાર આ સાધ્વીએ સ્વામીને ન છોડતાં તેની સાથે વનમાં રહીને તપશ્ચર્યા કરવા માંડી. એવામાં પાંડુ રાજાએ ઋષિઓના મુખેથી સાંભળ્યું કે, પુત્ર વિના ગતી થતી નથી. એ ઉપરથી રાજાને પુત્રની ઇચ્છા થઇ. પરંતુ પોતે જિતેંદ્રિયપણાથી રહેવા નિશ્ચય કરેલો, તેથી ઘણો દીલગીર થયો. તે જોઇને કુન્તીએ પાંડુ રાજાને કહ્યુ કે, હું મારા પિતાને ઘેર કુંવારી હતી, તે વખતમાં મેં મહાત્મા **દુર્વાસા** મુનિની ઘણી સેવા કરી હતી. તેથી તેમણે પ્રસન્ન થઇને મને એક મંત્રનો ઉપદેશ દેઇને કહ્યું છે કે;—"આ મંત્રમાં દેવતાઓનું આકર્ષણ કરવાની શક્તિ છે. માટે તું આ મંત્રથી જે જે દેવને આકર્ષણ કરીશ, તે તે દેવ તને વશ થઇને તારામાં પુત્ર ઉત્પન્ન કરશે." એ પ્રમાણે તેમણે મને કહેલું છે. માટે આપની આજ્ઞા હોય તો હું તે પ્રમાણે કરૂં. પછી પાંડુ રાજાએ તેમ કરવાની હા પાડ્યાથી કુન્તીએ ધર્મ, વાયુ, અને ઇંદ્ર, એ ત્રણ દેવોના મંત્રનો જપ કરવાથી તેને યુધિષ્ટિર, **ભીમ**, અને **અર્જુન** એ ત્રણ પુત્ર થયા. અને પાંડુ રાજાની બીજી સ્ત્રી **માદ્રી** નામે હતી, તેને પણ કુન્તીએ મંત્રોપદેશ કરવાથી સહદેવ તથા નકુલ એ બે પુત્ર ઉત્પન્ન થયા. એ રીતે પાંડુ રાજાને પાંચ પુત્ર થયા, તે **પાંડવ** કહેવાયા.

ત્યાર પછી પાંડુ રાજા વનમાંજ મરણ પામ્યો. તેની પછવાડે કુન્તીએ સતી થવાની

ઇચ્છા કરી. પરંતુ નાના રાજપુત્રોને ઉછેરી મોટા કરવાનો ભાર તેનેજ માથે હોવાથી, તે વાત તેણે બંધ રાખી. અને માદ્રી પોતાની ઇચ્છાથી સતી થઇ. હવે એવા અરણ્યમાં પાંચે નાના રાજપુત્રોનું રક્ષણ કરવાનું મહા વિકટ કામ તેને માથે આવી પડયું. તે છતાં તે ગભરાઇ નહિ. અને પોતે પાંચે બાળકોને લેઇને હસ્તિનાપુરમાં ગઇ. ત્યાં સર્વની સાથે હળી મળીને રહેતાં પાંચે કુમારોને યોગ્ય શિક્ષણની સાથે ઉછેરી મોટા કર્યા. બે શોક્યના પુત્રો છતાં તેમના વચ્ચે લગારે ભિન્નભાવ ન રાખતાં સર્વના ઉપર સમાન પ્રીતિ રાખીને તેમને સર્વ પ્રકારની કેળવણી તેણે આપી. તેની સાથે એ પાંચે ભાઇઓ વચ્ચે નિરંતર ગાઢો પ્રેમ રહે તેવી યોજના કરી હતી. તેથીજ તેમના વચ્ચે પરસ્પર પોતાના પ્રાણ કરતાં પણ વધારે હેત હતું. વળી તેમના અંતઃકરણમાં આ ચતુર માતાએ ધર્મનીતિની એટલી તો સજ્જડ છાપ બેસારી હતી કે, તેમને દૈવ ઇચ્છાથી ઘણું દુઃખ ભોગવવું પડયું, તોપણ તેમણે કદી પણ અધર્મમાં પગલું ભૂલથી પણ ભર્યું નહોતું. તેઓ નાનપણમાં નિરાશ્રિત છતાં પણ મોટે પ્રસંગે ધૈર્યથી ધર્મ માર્ગમાં નિશ્ચળ રહેતા. તેથીજ તેમને છેવટે સ્વર્ગ સમાન રાજ્ય સુખ પ્રાપ્ત થયું. એ બધો પ્રતાપ આ ધર્મવીર માતા કુન્તિનાજ સુશિક્ષણનો હતો. આ ઉપરથી તેના મોટા ગુણો પ્રત્યક્ષ જણાઇ આવે છે.

આ રાજમાતાની પુત્રવધુ દ્રૌપદી જ્યારે પોતાના પતિ પાંડવોની સાથે વનમાં જવા તૈયાર થઇ, ત્યારે તેને આ પ્રમાણે ઉપદેશ કર્યો હતો;-" પ્રિય વધુ ! દુઃખ આવ્યું છે, તેથી શોક કરીશ નહિ, તું સ્ત્રી ધર્મને જાણનારી, સુશીલા, સાધ્વી, અને સદાચરણી છે. તારા ગુણથી બંને કુલ અલંકૃત થયાં છે. એટલા માટે સ્વામીના પ્રતિ કેવો વ્યવહાર કરવો જોઇએ, તે વિષયનો તને ઉપદેશ આપવાની જરૂર નથી. સતી ! કૌરવો પરમ ભાગ્યવાન છે, કારણ કે તારા કોપાલનથી તેઓ દગ્ધ થયા નથી. વત્સ ! હું સર્વદા તારૂં કલ્યાણ ઇચ્છું છું. તું ખુશીથી જા. " આહા ! કેવો ઉપદેશ ! !

ઉદ્યોગ પર્વમાં કુન્તિએ શ્રીકૃષ્ણને કહ્યું છે કે;-" લોકો સત્સ્વભાવથી જેવી રીતે માનનીય થઇ શકે છે, તેવી રીતે ધન, અને વિદ્યાથી થઇ શકતા નથી. હે કેશવ ! તમે વૃકોદર અને ધનંજયને કહેજો કે, ક્ષત્રિ કન્યા જેને માટે ગર્ભ ધારણ કરે છે, તેનો સમય પાસે આવ્યો છે; એટલા માટે જો તમે વિપરીતાચરણ કરશો, તો તેથી ઘણા ધિક્કારને પાત્ર થશો. તમો નૃશંસના જેવું કાર્ય કરશો, તો હું તમારો હમેશાંને માટે ત્યાગ કરીશ. વખતે પ્રાણ સુદ્ધાં ત્યાગ કરવો પડે તો પણ ડરવું નહિ. " એ રીતે રાજમાતા કુન્તિએ વીરભાવ દેખાડયો છે. જે માતાનો મનોભાવ આવો વીરત્વ ભરેલો હોય, તેના પુત્રો વીરપુરૂષ થાય, એમાં કાંઇ નવાઇ જેવું નથી.

વળી એક પ્રસંગે તેણે કહ્યું હતું કે;—"મેં પુત્રોનુ નિર્વાસન, અજ્ઞાન વાસ, અને રાજ્ય ભ્રષ્ટ વગેરે દુઃખોથી અનુભવ મેળવ્યો છે. દુર્યોધને મને તથા મારા પુત્રોને ચૌદ વર્ષ સુધી અપમાન આપ્યું છે, તેના કરતાં દુઃખનો વિષય બીજો કયો હોય? પરંતુ એવું કહેવાય છે કે, દુઃખ ભોગવ્યાથી પાપનો ક્ષય થાય છે. પછી પુણ્યનું ફળ સુખ ભોગવાય છે. એટલા માટે અમે હમણાં દુઃખ ભોગવીને પાપનો ક્ષય કરીએ છીએ. ત્યાર પછી સુખ ભોગવીશું. તેમાં કાંઈ સંદેહ નથી.' આહા ! આ કેવો મનોભાવ ! ! આ સાધ્વી માતાની ભવિષ્યવાણી

અંતે સત્ય ઠરી. તેના પુત્રો રાજ્ય પદને પામ્યા, અને સુખે રાજ્ય કરી અખંડ કીર્તિ જગતમાં મૂકી ગયા. ધન્ય છે! આવી ધર્મવીર માતાઓને!!



## ગાંધારી.

સતી **ગાંધારી** એ ગાંધાર (કંદહાર) દેશના રાજા **સુબળની** પુત્રી, અને હસ્તિનાપુરના મહારાજા **ધૃતરાષ્ટ્રની** પત્ની થાય. તે ઘણી માયાળુ, નીતિવાન, અને ધાર્મિક હતી. ધૃતરાષ્ટ્ર આંખે અંધ હોવાથી તેના દુઃખે દુઃખી થવું, એ પોતાનો ધર્મ જાણીને પોતાની આંખે મજબૂત પાટો બાંધી રાખતી હતી. એવી ધારણાથી કે અંધપતિને જોઇને તેના ઉપર કદિ પણ અરૂચિ થવા પામે નહિ. અને તેથી પોતાનું પતિવ્રત બરોબર જાળવી શકાય. વાહ! ધન્ય છે! સતી ગાંધારીને કે જેણે પોતાના પતિવ્રતપણાને માટે એવું દુઃખ ઉમગથી સહન કર્યું. તે સ્વામીની સેવા ઘણાજ આદરભાવથી કરતી હતી. તેની અપૂર્વ પતિભક્તિ જોઇને મહાત્મા **વેદવ્યાસે** તેનાં ઘણાંજ વખાણ કર્યાં છે. આ સતીને સો પુત્રો થયા હતા. તેઓ કૌરવને નામે પ્રસિદ્ધ છે.

પાંડવો તથા કૌરવોના યુદ્ધ પહેલાં **દુર્યોધન** વગેરે પોતાના પુત્રોનાં અધર્માચરણ જોઇને સતી ગાંધારીએ મહારાજા ધૃતરાષ્ટ્રને કહ્યું હતું કે;—"સ્વામી! રાજ્ય લોભથી પાંડવો સાથે જુગટું રમી તેમને છેતરી જીતવું, અને સાધ્વી **દ્રૌપદીને** સભા સમક્ષ સહન થઇ ન શકે તેવી રીતે દુઃખ દેવું, ઇત્યાદિ પુત્રોના અધર્માચરણથી કુળના ક્ષય સાથે ઘણું અનિષ્ટ ફળ થશે. કેમકે અંતે '**धर्मे जय, अने पापे क्षय**' થાય છે. એ નિઃસંદેહ વાત જાણવી. કદી પણ અધર્મનો જય થતો નથી. આ દુર્યોધન ખરેખર કુટુંબ કલેશ કરી કુળનો નાશ થાય, એવું કરે છે. પાંડવો અને કૌરવોમાં ભિન્ન ભાવ હોવો ન જોઇએ." ઇત્યાદિ ઘણાં હિત વચનોમાં તેણે સ્વામીને રૂડી સલાહ આપી હતી. તેજ પ્રમાણે તેણે પોતાના પુત્રોને પણ સારી શીખામણ દીધી હતી. પરંતુ તેનું કહ્યું ન માનવાથી અંતે માઠું ફળ ભોગવવું પડયું હતું. એ વાત જાણીતીજ છે. સત્યવાદી પાંડવો જીત્યા અને કૌરવો લડાઇમાં માર્યા ગયા. પુત્રોના મરણનો શોક છતાં તેમણે દ્રૌપદીને દીધેલા દુઃખને માટે તેની પાસે જઇને ગાંધારીએ ક્ષમા માગી. અને અંતે એજ શોક સાગરમાં ગરકાવ રહીને પોતાનું જીવન પૂરૂં કર્યું હતું.



## દ્રૌપદી.

**દ્રૌપદી** એ પાંચાળ દેશના રાજા **દ્રુપદની**[1] પુત્રી, અને **ધર્મરાજા–યુધિષ્ઠિર** વગેરે પાંચ ભાઇઓ (પાંડવો[2])ની પત્ની હતી. તે સુંદર રૂપ ગુણવાળી હતી. તે જ્યારે યોગ્ય

[1] મહાભારતમાં એવી કથા છે કે—દ્રુપદ રાજાએ પોતાના વેરી દ્રોણાચાર્યને મારવા સારૂ "યાજ" નામે મુનિને ગુરૂ સ્થાપીને યજ્ઞ કર્યો હતો. એ યજ્ઞના અગ્નિમાંથી તેને ધૃષ્ટદ્યુમ્ન નામે પુત્ર, અને દ્રૌપદી નામે પુત્રીની પ્રાપ્તી થઈ હતી.

[2] પાંચ ભાઇઓનાં નામઃ—૧ યુધિષ્ઠિર, ૨ અર્જુન, ૩ ભીમ, ૪ સહદેવ, ૫ નકુળ.

વયની થઇ, ત્યારે તેને માટે દ્રુપદ રાજાએ પોતાની રાજધાની કામ્પિલ્ય નગરમાં સ્વયંવર કર્યો હતો. તે પ્રસંગે દેશ દેશના ઘણા રાજાઓ ત્યાં હાજર થયા હતા. આ વખતે પાંડવો વારણાવત (પ્રયાગ)માં તેમનો નાશ કરવા માટે તેમના કાકાના દિકરા કૌરવોએ[1] રચેલી કપટ જાળમાંથી ગુપ્ત રીતે નાશીને ગરીબ બ્રાહ્મણના વેશમાં આવી સ્વયંવર મંડપમાં હાજર થયા હતા. એક ઝાડ ઉપર લટકાવેલા મત્સ્યનું પ્રતિબિંબ પાણીમાં પડે, તે જોઇને જે મત્સ્યને બાણવડે વીંધે તેને દ્રૌપદી વરે, એવી પ્રતિજ્ઞા[2] હતી. એ કામ કોઇ રાજાથી ન બન્યું, ત્યારે પાંડવોમાંના **અર્જુને** કહેલી સરત પ્રમાણે બાણથી મત્સ્યને વીંધ્યો હતો. તેથી દ્રૌપદીએ એવા અનાથ બ્રાહ્મણના વેશમાં છતાં તેનેજ વરમાળ આરોપી હતી. પાંડવો એક કુંભારને ઘેર ઉતર્યા હતા, ત્યાં દ્રૌપદી ખુશીની સાથે ગઇ, અને તેઓ ગામમાંથી જે ભિક્ષાન્ન માગી લાવ્યા, તે પાંડવોની સાથે તેણે પણ ખાધું, વળી રાત્રે જમીન ઉપર લૂગડું પાથરીને સૂઇ રહેવું પડયું, તે છતાં મનમાં લગારે દુઃખ ધર્યું નહિ, એ તેના પતિપ્રેમની અતિ બલિહારી છે. એક મોટા રાજાની દિકરી, પૂર્ણ વૈભવમાં ઉછરેલી, અને દુઃખનો અનુભવ જેને સ્વપ્ને પણ થયેલો નહિ, તેને એકદમ એવી સ્થિતિમાં રહેવું પડયું, તે છતાં સ્વામી ધર્મને લીધે તેમાં પણ સુખ માન્યું, એજ તેના ગુણોની મોટાઇ છે.

સ્વયંવર મંડપમાં દ્રૌપદીએ અર્જુનને વરમાળા આરોપી તો ખરી, પરંતુ હવે પાંચ ભાઇઓમાં કોણે દ્રૌપદીની સાથે વિધિ પૂર્વક લગ્ન કરવું ? એ સવાલ ઉભો થયો. આ સવાલનું નિરાકરણ મહાત્મા **વેદવ્યાસ** વગેરેએ મળીને એવું કર્યું કે પાંચે ભાઇઓએ દ્રૌપદીની સાથે લગ્ન કરવું. પછી એ પ્રમાણે કરીને પાંડવો દ્રૌપદી સહીત પાછા હસ્તીનાપુરમાં ગયા. ત્યાં તેમના કાકા ધૃતરાષ્ટ્રે રાજ્યનો અડધો ભાગ તેમને આપ્યાથી, તેઓ **ઇંદ્રપ્રસ્થ** નામે શેહેર વસાવીને ત્યાં પોતાની રાજધાની કરીને રાજ્ય કરવા લાગ્યા. ત્યારપછી કૌરવોની સાથે તેઓ જુગટું રમ્યા. તેમાં રાજ્ય અને હાથી ઘોડા તથા દ્રૌપદી સુદ્ધાં સર્વસ્વ હારી બેઠા. આ વખતે કૌરવોએ પોતાનું વેર વાળવા માટે દ્રૌપદીને એક દાસી તરીકે સભામાં બોલાવી. દ્રૌપદી રજસ્વલાવાળી હતી. અને તેણે સભામાં ન જવાવિષે ઘણુંએ ના કહ્યા છતાં દુર્યોધનના હુકમથી તેનો ભાઇ દુઃશાસન તેને ચોટલે પકડીને સભામાં ખેંચી ગયો. એટલુંજ નહિ પણ સભા વચ્ચે સર્વના દેખતાં તેણે દ્રૌપદીનાં વસ્ત્ર ઉતારવા માંડયાં. આ વેળાએ દ્રૌપદીએ ઘણીજ ધીરજ રાખીને મહાત્મા શ્રીકૃષ્ણની મદદ માગી. તેથી તેમણે અંતર્હિત રહીને જેમ જેમ દુઃશાસન વસ્ત્ર ઉતારતો ગયો, તેમ તેમ નવાં વસ્ત્ર પૂરાં પાડીને તેની આબરૂની રક્ષા કરી. દ્રૌપદીએ કૌરવોને પ્રથમથીજ કહ્યું હતું કે, 'સુખ દુઃખ તો સૌને આવે એવો ઇશ્વરી નિયમ છે, માટે મારા ઉપર કદિ દુઃખ આવી પડે તો તેમાં કાંઇ નવાઇ નથી. પરતુ ધર્મનું રક્ષણ કરવાથી કલ્યાણ થાય છે, એવી ઇશ્વરનીજ આજ્ઞા છે, માટે આ વખતે ધર્મ મારૂ રક્ષણ કરશે.' વળી દ્રૌપદીએ

---

૧ ધૃતરાષ્ટ્રના પુત્રો ૧૦૦ હતા. તેઓમાં દુર્યોધન સૌથી મોટો હતો. તેઓ કૌરવ કહેવાતા. અને પાંડવો ઉપર તેમને ઘણું વેર હતું. એ વિષે વધારે હકીકત જુઓ યુધિષ્ઠિરના ચરિત્રમાં

૨ એક દંડની ઉપર મૂકેલા સૂવર્ણ મત્સ્યની આંખને ઉલટાં સુલટાં ફરતાં ચક્રો વચ્ચે થઇને મુકરર કરેલા ધનુષ વડે એકજ બાણથી જે વીંધે તેને દ્રૌપદી વરે, એવી પ્રતિજ્ઞા હતી, એમ પણ કહેવાય છે.

સભામાં એવો પ્રશ્ન પુછ્યો હતો કે;—"યુધિષ્ટિર પ્રથમ તેમના શરીરને[1] હાર્યા છે કે, પ્રથમ મને હાર્યા છે? તેના આ મહત્વના સવાલનો જવાબ આપતાં સર્વ ગુચવણમાં પડ્યા હતા. **ભિષ્મ પિતામહે**[2] એવો ખુલાસો કર્યો કે;—"દ્રૌપદી! હું તમારા પ્રશ્નનો ઉત્તર બરાબર આપી શકતો નથી. એક તરફથી પોતાના શરીરને હારીને પરાયા દાસ થયેલા યુધિષ્ટિર તમારા માલેક નહિ રહેવાથી તમને મૂડમાં માંડી શકે નહિ. એવું સિદ્ધ થાય છે. વળી બીજી તરફ વિચાર કરીએ છીએ તો દાસની સ્ત્રીએ પણ દાસીજ થવું જોઇએ. ત્રીજો વિચાર એવો પણ છે કે, યુધિષ્ટિરના શરીરની હાર થયા ભેગી તમારી હાર થયેલી શકુનિએ[3] માની નથી. તેથીજ તમને મૂડમાં માંડવાનું તેણે યુધિષ્ટિરને કહ્યું. માટે યુધિષ્ટિરના શરીરની સાથે તમારી હાર થઇ ગણી શકાય નહિ. વળી પરાયા દાસ થયેલાનું તમારી ઉપર સ્વામિત્વ રહે નહિ. ચોથો મુદ્દો એવો છે કે પરાયા દાસ થયા પછી યુધિષ્ટિર તમારી ઉપર પોતાનું સ્વામિત્વ રહેવું ન માનતા હોય તો ધર્મની રીતીને પરિપૂર્ણ જાણવા છતાં પણ તમને મૂડમાં મૂકેજ કેમ? આ પ્રમાણે પરસ્પર વિરૂદ્ધ મુદ્દાઓથી ભેદ ભરી આ વાત છે. ધર્મનું સ્વરૂપ અત્યંત સૂક્ષ્મ છે. માટે મારાથી તમારા પ્રશ્નનો ખુલ્લાસો થઇ શકતો નથી."

ત્યાર પછી દુર્યોધનના ભાઇ વિકર્ણે ન્યાયના તત્વોને અનુસરીને નિષ્પક્ષપાતપણે કહ્યું કે;—"શિકાર, મદ્યપાન, પાસાની રમત, અને સ્ત્રીઓનો પ્રસંગ, એ ચાર ભયંકર વ્યસનો છે. એ વ્યસનોમાં આસક્ત થયેલો માણસ ધર્મનું ઉલંઘન કરીને ક્રિયા કરે છે, પણ તેવા માણસે કરેલી ક્રિયાને લોકો મંજુર રાખતા નથી. તેજ પ્રમાણે જુગારના વ્યસનમાં પડેલા અને જુગારીઓએ બોલાવેલા આ યુધિષ્ટિરે દ્રૌપદીની મૂડ માંડેલી છે, તે મૂડ મંજુર રાખવા લાયક નથી. દ્રૌપદી સઘળા પાંડવોની સ્ત્રી છે, તેને એક પાંડવથી મૂડમાં માંડી શકાય નહિ. એ મુદ્દો પણ દ્રૌપદીના લાભમાં જાય છે. યુધિષ્ટિરે પોતાના શરીરને હાર્યા પછી દ્રૌપદીને મૂડમાં માંડી છે. એ મુદ્દો પણ દ્રૌપદીની તરફેણમાંજ જાય છે. વળી શકુનીએ યુધિષ્ટિરની હાર ભેગી દ્રૌપદીની હાર ન ગણતાં પાછળથી તેને મૂડમાં માંડવાની સૂચના કરેલી છે. તો એ મુદ્દો પણ દ્રૌપદીના લાભનો છે. આ સઘળા મુદ્દાઓનો વિચાર કરીને હું કહું છું કે, દ્રૌપદી જીતાયેલી નથી."

એ પ્રમાણે સૌએ પોતપોતાના વિચાર જણાવ્યા હતા. આ ઉપરથી જણાય છે કે દ્રૌપદીએ કેવો ચતુરાઇ ભરેલો પ્રશ્ન પુછ્યો હતો? એ સર્વ થઇ રહ્યા પછી ધૃતરાષ્ટ્રે ખુશી થઇને દ્રૌપદીને તેની ઇચ્છામાં આવે તેવું વરદાન માગવાનું કહ્યું. તે ઉપરથી તેણે પાંડવોને દાસપણામાંથી મુક્ત કરવાનું વરદાન માગ્યું. અને તે તેને આપવામાં આવ્યું. ત્યાર પછી ધૃતરાષ્ટ્રે વધારે પ્રસન્ન થઇને ફરીથી કાંઇ વરદાન માગવાનું કહ્યું, ત્યારે દ્રૌપદીએ જવાબ આપ્યો કે;—"વધારે લોભથી ધર્મનો નાશ થાય છે, માટે હવે કાંઇ માગવાની મારી ઇચ્છા નથી. મારા પતિઓ દાસપણામાંથી મુક્ત થયા તો હવે તેઓ પોતાના સત્ય કર્મો

1 યુધિષ્ટિર જુગારમાં પોતના શરીરને પણ હારીને કૌરવોના દાસ થયા હતા.

2 યુધિષ્ટિરના પિતા પાંડુ રાજાનો કાકો.

3 દુર્યોધનનો મામો.

વડે સારી સ્થિતિને પામશે." આ સાંભળીને કર્ણ રાજા બોલ્યો કે;—"મનુષ્ય જાતિમાં સ્ત્રીએ કદિ પણ આવું પરાક્રમ કરેલું મારા જાણવામાં નથી." વાહ! ધન્ય છે! દ્રૌપદીને કે જેનાં કર્ણ જેવા વિરૂદ્ધ પક્ષના રાજાએ પણ એવાં ભારે વખાણ કર્યાં છે.

પાંડવો જુગારમાં રાજપાટ વગેરે હાર્યા, તેની સાથે વળી બાર વર્ષ વનમાં રહેવું, અને તેરમુ વર્ષ ગમે તે નગરમાં ગુપ્ત રહેવું, એવી સરત હતી. માટે જ્યારે પાંડવો વનવાસ જવા નીકળ્યા, ત્યારે દ્રૌપદી પણ તેમની સાથે ગઇ હતી. અને ત્યાં ઘણાં કષ્ટ વેઠયા છતાં, ઉમગથી પતિઓની સેવા કરી હતી. પાંડવો પોતાના વનવાસના બારમા વર્ષે ફરતા ફરતા જ્યારે કામ્યક વનમાં આવ્યા, ત્યારે દ્વારિકાથી શ્રી કૃષ્ણ પોતાની પત્ની સત્યભામાને લેઇને તેમને મળવા સારૂ ગયા હતા. તે પ્રસગે દ્રૌપદીને સત્યભામાએ પુછ્યું કે;—"તમારા પતિ પાંડવો તમારા ઉપર ઘણી પ્રીતિ રાખે છે, તો તમે એવું શું વશીકરણ કર્યું છે? તમારી પાસે પતિને વશ કરવાની વિદ્યા, મંત્ર, ઔષધિ, કે કામણ જે હોય, તે મને પણ બતાવો. કે જેથી શ્રી કૃષ્ણ સર્વદા મને વશ રહે." સત્યભામાનુ આવું બોલવું સાંભળીને દ્રૌપદી ઘણું આશ્ચર્ય પામીને બોલી કે;—"સત્યભામા! નીચ સ્ત્રીઓનાં આચરણ વિષે તમે મને પુછો છો, તેનો ઉત્તર હું તમને શી રીતે આપી શકુ? સ્ત્રી કામણ દુંમણ કરે છે, એવું જ્યારથી પતિના જાણવામાં આવે, ત્યારથી જેમ ઘરમાં રહેલા સર્પના ભયથી નાસે, તેમ એવી સ્ત્રીના ભયથી ત્રાસ પામીને તે નાસે છે. તમે કહ્યા તેવા ઉપાયોથી પતિ વશ થાય છે, એ વાતજ તદ્દન હસવા જેવી છે. નીચ સ્ત્રીઓ વશીકરણને વાસ્તે પતિઓને જે જે પદાર્થોનો સ્પર્શ કરાવે છે, તથા ખવરાવે છે, તેથી તેમના શરીરમાં અનેક રોગ ઉત્પન્ન થાય છે. કામણ વગેરેથી પતિને વશ કરવા વિચાર કરવો એ તો દુષ્ટ સ્ત્રીઓનું કામ છે. સારી સ્ત્રીઓ તો પતિની ઇચ્છાને અક્ષરશઃ અનુસરીને તેને પ્રસન્ન રાખે છે. પતિને વશ કરવાનો એટલે તેને પોતાનો કરી લેવાનો એજ ખરો ઉપાય છે. મેં જે રીતે મારા પતિઓની પ્રીતિ મેળવીને તેમને વશ કરેલા છે, તે રીત હું તમને કહુ છું, તે સાંભળો;—

"અહંકાર, કામ, ક્રોધ, તથા ઇર્ષા આદિ દુર્ગુણોનો તદ્દન ત્યાગ કરી મનને ધીરજવાળુ રાખી હુ પાંડવોની સેવા કરૂં છું. ખરાબ બાલવુ, અયોગ્ય રીતે જોવું, બેસવું, ઉઠવું, અને ચાલવું, ઇત્યાદિ અઘટિત વર્તણુંકથી હું હમેશાં બિહીતી રહું છું. કે રખેને એ દુર્ગુણો મારામાં પ્રવેશ કરી જાય. પર પુરૂષ તરફ મારી કદી વૃત્તિ સરખી પણ થતી નથી. પતિઓને નવરાવ્યા પહેલાં હું કદી નહાતી નથી. જમાડ્યા પહેલાં જમતી પણ નથી. અને સુવાડ્યા પહેલાં સુતી પણ નથી. પતિ બ્હારથી ઘેર આવે ત્યારે ઉભી થઇને પ્રસન્ન વદને આસન અને જળ આપી તેનો સત્કાર કરવા ચૂકતી નથી. ઘરની વસ્તુઓ સ્વચ્છ રાખુ છું. રસોઇ સુંદર બનાવું છું. વખતસર જમાડું છું. જિતેંદ્રિય રહુ છું. વાત ચિત્તમાં તેમનું કદી પણ અપમાન કરતી નથી. નીચ સ્ત્રીઓની સાથે સંબધ રાખતી નથી. આળસુ રહેતી નથી. ધનને સારી રીતે સાચવી રાખુ છું. કોઇની હાંસી કરતી નથી. ઝાઝુ હસતી નથી. બારણાં કે ગલીઓમાં વારંવાર ઉભી રહેતી નથી. ક્રોધનાં કારણોને છોડી દઉ છું. સર્વદા સત્યમાંજ પ્રીતિ રાખુ છું પતિના કહ્યા પ્રમાણેજ ચાલું છું. અને તેમની સેવામાં સદા તત્પર રહુ

છું. પતિની ગેરહાજરીમાં અલંકારને દૂર કરી યોગ્ય નિયમો પાળું છું. સ્વામી સ્વીકારે નહિ એવી વસ્તુને હું પણ છોડી દેઉં છું. સાસુની આજ્ઞા પ્રમાણે કુટુંબીઓની સાથે વર્તું છું. શ્રાદ્ધ વગેરે કુળની પરંપરાની રીતને અનુસરૂં છું. પતિને ઇષ્ટ દેવથી પણ અધિક માનું છું. સાસુની સાથે કદિ પણ વિવાદ કરતી નથી. સાસુની આજ્ઞા પાળવામાં સાવધાન રહું છું. સાસુની સેવા કરૂં છું. ઘરના નોકર ચાકરોને જમાડીને જમું છું. ચાકરનાં કામ પર દેખરેખ રાખુ છું. ઘરના ઉપજ ખર્ચનો હિસાબ રાખુ છું. છૂટે હાથે ખર્ચ કરતી નથી. પતિનું આરાધન કરવામાં ભૂખ, તરસ, નિદ્રા કે કશાને પણ ગણકારતી નથી. પતિના જાગવા પહેલાં જાગુ છું. અને સુઇ ગયા પછી સુઇ જાઉં છું. મારી પાસે માત્ર આવાં આચરણ સિવાય વશીકરણની બીજી વિદ્યા નથી. બીજા કોઇ પ્રકારના વશીકરણને હું જાણતી નથી. તમારે પણ પ્રેમથી સંપૂર્ણ રીતે તમારા પતિ શ્રી કૃષ્ણની મરજી સાચવવી. તેમની કહેલી વાત પેટમાં રાખવી. દાસીઓ હાજર છતાં પણ પતિનું કામ જાતેજ ઉઠીને કરવું. પતિવ્રતાઓનો સમાગમ રાખવો, નીચ સ્ત્રીઓની સાથે ભાષણ પણ કરવું નહિં. અને પુખ્ત ઉમ્મરના પુત્રો પાસે પણ એકાંતમાં બેસવું નહિ. પતિને જે વાત અપ્રિય હોય, તેથી અલગાંજ રહેવું. મદિરા પીવો નહિ, અભિમાન રાખવું નહિ, ઝાઝુ બોલવું નહિં, મનને વશ રાખવું, વસ્ત્રાલંકારની બહુ લાલચ રાખવી નહિ. અને સોક્યનું પણ ખોટું બોલવું નહિ. સુખ ભોગવવાથી સુખ મળતું નથી, પણ સુખ મેળવવાનું સાધન દુઃખ છે. એ વાત હમેશાં ધ્યાનમાં રાખવી. સત્યભામા! જો તમે એ પ્રમાણે વર્તશો તો શ્રી કૃષ્ણ કેવળ તમારા ઉપરજ પ્રેમ રાખશે."

એ રીતે દ્રૌપદીએ સત્યભામાને અસરકારક વાણીથી ઉપદેશ કર્યો હતો. વાહ! કેવો ઉત્તમ બોધ તેણે આપ્યો છે. આર્ય મહિલાઓને તે અતિ શિક્ષણીય છે.

એક દિવસે પાંડવો કામ્યકવનમાં દ્રૌપદીને **ધૌમ્ય** મુનિની સંભાળ હેઠળ મૂકીને શિકારે ગયા હતા, તેવામાં સિંધ દેશનો રાજા જયદ્રથ આવીને દ્રૌપદીનું હરણ કરી ચાલતો થયો હતો. તે વખતે દ્રૌપદીએ ઘણીજ બહાદુરીથી જયદ્રથની સાથે ટક્કર લેઇને પોતાના પતિવ્રતાના ધર્મનું સંરક્ષણ કર્યું હતું.

પાંડવોને પોતાના વનવાસનું તેરમુ વર્ષ ગુપ્ત રહેવાનું હતું, તેથી તેઓ વિરાટ (ધોલકા) રાજાના દરબારમાં વેષ બદલીને જૂદાં નામ ધારણ કરીને નોકર તરીકે રહ્યા હતા. ત્યારે દ્રૌપદી પણ **સૈરંધ્રી** નામ ધારણ કરીને વિરાટ રાજાની રાણી સુદેષ્ણાની પાસે એક દાસી તરીકે રહી હતી. ત્યાં એ રાણીના ભાઇ કિચકે તેના તરફ કુદૃષ્ટિ કરવાથી તેણે હિમતથી તેને કહ્યું કે;—'જો કે હું અધમ જાતિની છું, તોપણ પતિવ્રતા છું. માટે તમારે એવી અઘટિત ઇચ્છા રાખવી નહિ. સૌને પોતપોતાની સ્ત્રી પ્યારી હોય છે, તેમ હું પણ મારા પતિને પ્યારી છું. જે પુરૂષ પરસ્ત્રીમાં લંપટ થાય, તે મોટી અપકીર્તિને પામે છે. મેં મનથી પણ કદી વ્યભિચાર કર્યો નથી, એ વાત જો સત્ય હશે, તો હું તારા ભુંડા હવાલ થયેલા જોઇશ.' એ પ્રમાણે ઘણાં કડું વચનો કહ્યા છતાં કીચકના મન ઉપર કાંઇ પણ અસર થઇ નહિ. અને છેવટે દ્રૌપદી ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કરવાથી દ્રૌપદીએ યુક્તિથી તેને ભીમની પાસે મરાવી નાખ્યો હતો.'

એ પ્રમાણે ઘણા પ્રસંગે તેણે ઘણીજ ધીરજ અને બહાદુરીથી પોતાના શીયળનું જતન કર્યું હતું. તે સીતાની પેઠે રક્ષા કરે તેવી નહોતી, પણ સ્થિતિને અનુકૂલ થઇ, સદા પ્રસન્ન રહેતી હતી. તે કહેતી કે;—"જીવન નિષ્કામ ન હોય, તો મુક્તિ મેળવી શકાતી નથી. તે સ્વભાવે ઠરેલ, સાવધ, ક્ષમાશીલ, સંકટના સમયે ધીરજ રાખી ઉપાય કરનારી, અને વ્યવહારમાં કુશળ હતી. જૂની કથાઓમાં પાંચ મહા સતીઓ[1] કહી છે, તેમાં દ્રૌપદી પ્રખ્યાત છે. પાતિવ્રત ધર્મ જે તેને અતિ વ્હાલો હતો, તેના ઉપર વિઘ્ન આવ્યા છતાં, તેણે ખામોશ પકડીને પોતાના પવિત્ર ધર્મનું બહાદુરીથી રક્ષણ કર્યું હતું. તેની એવી ધીરજ અને પતિભક્તિને ધન્ય છે!

જ્યારે કૌરવ પાંડવની લડાઇ પૂરી થઇ અને રાત્રે બધા ઘોર નિદ્રામાં સૂતા હતા; તેવામાં કૌરવ પાંડવોના ગુરૂ દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા છૂપી રીતે પાંડવોની છાવણીમાં આવીને દ્રૌપદીના પાંચ પુત્રોનો વધ કરીને નાશી ગયો. સવારમાં ઉઠીને જુએ છે તો દ્રૌપદી પુત્રોને મરેલા જોઇને ઘણી શોકાતુર થઇને રોવા લાગી. અર્જુને તેનુ શાન્ત્વન કરીને કહ્યું કે;—"હે પ્રિયે! તમે શોક કરોમાં. હું તમારા પુત્રોના ઘાતીને મારી તેનું માથુ હમણાંજ તમારી આગળ લાવું છું. તમે તે માથા ઉપર બેસીને સ્નાન કરી શોકરૂપી અગ્નિને શાન્ત કરજો." એમ કહીને અર્જુન તુરત ધનુષબાણ લેઇને અશ્વત્થામાને મારવા નીકળ્યા. પછી બને જણ વચ્ચે મોટું યુદ્ધ થયુ. અને છેવટે અર્જુને અશ્વત્થામાને બાંધીને દ્રૌપદીની પાસે આણ્યો. પરંતુ ગુરૂ પુત્રને આવી સ્થિતિમાં જોયાથી દ્રૌપદીના અંતઃકરણમાં દયાનો સંચાર થયો. તે પોતાના પુત્રોના વધ કરનાર અશ્વત્થામાને નમસ્કાર કરી, પતિ (અર્જુન)ને કહેવા લાગી;—"હે સ્વામીનાથ! તેઓ ગુરૂ પુત્ર છે; તેમના પિતાની પાસે આપ શસ્ત્ર વિદ્યા શિખ્યા છો; અને ગુરૂના પ્રતાપથી આપ ત્રિભુવનમાં પ્રખ્યાત થયા છો. માટે ગુરૂ પુત્રનો વધ કરીને ગુરૂકુળને દુઃખ આપવું, એ આપણને યોગ્ય નથી. વળી જેમ હું એક માતા તરીકે પુત્રોના વિરહનો શોક સહન કરી શકિત નથી, તો તેમનો વધ કરી તેમની માતાને મારી પેઠે શોકાગ્નિમાં હોમવાં, એ મને યોગ્ય લાગતું નથી. માટે આપ કૃપા કરીને તેમને છોડી દો." દ્રૌપદીનાં આ ઉત્તમ ધર્મવાળાં અને આશ્ચર્યકારક ક્ષમાનાં વાક્ય સાંભળીને ઋષિઓ તથા તમામ નરનારીઓ ઘણાં આનંદિત થયાં. અને સર્વ તેને ધન્ય! ધન્ય! કહેવા લાગ્યાં. અશ્વત્થામાના મનમાં તે વેળાએ પોતાના કર્મને માટે લજ્જા ઉપજી. અને તે પોતાના પાપ કાર્યને માટે ઘણો અફસોસ કરવા લાગ્યો.

જ્યારે પાંડવો રાજપાટ છોડીને હિમાળો ગળવા સારૂ ગયા, ત્યારે આ સતી દેવી દ્રૌપદી પણ પોતાના સ્વામી પાંડવોની સાથે ગઇ હતી. અને ત્યાં તે પાંડવોની સાથે સ્વધામે ગઇ હતી. દ્રૌપદીને થઇ ગયાને આજે હજારો વર્ષ વિતી ગયાં છે, તે છતાં તેનું પરમ પવિત્ર નામ હિંદુઓના હૃદયમાં સનેજ બિરાજી રહ્યું છે. ધન્ય છે! સતી માતા દ્રૌપદીને!

---

(૧) આર્યાવર્તની પાંચ મહા સતીઓનાં નામઃ—સીતા, દમયંતી, દ્રૌપદી, અહલ્યા, અને તારા.

# સુભદ્રા.

**સુભદ્રા** એ દ્વારિકાંના રાજા શ્રીકૃષ્ણની બ્હેન, અને પાંડુ પુત્ર **અર્જુન**ની પત્ની થાય. સોનું અને સુગંધ કદી સાથે ન હોય, અને કદાપિ હોય, તો પછી તેનાં શું વખાણ કરવાં ? તેમ આ જોડુ સોનું અને સુગંધ સાથે મળ્યા જેવું જોડાયું હતું. સુભદ્રા જેવી રૂપ ગુણ અને જ્ઞાન વગેરેમાં સંપૂર્ણ હતી, તેમ અર્જુન પણ તેવોજ હતો. આ દંપતિ સર્વ પ્રકારે યોગ્યજ હતાં. બનેમાં પરસ્પર પ્રેમ ઘણોજ હતો.

આ સતીને પેટે મહા પરાક્રમી અને ધીરવીર પુત્ર **અભિમન્યુ** જન્મ્યો હતો. તે નાની વયમાંજ મહાભારતની મોટી લડાઇમાં સાત કોઠાની લડાઇ લડ્યો હતો. તેમાં તેણે પોતાનું ઘણુંજ વીરત્વ બતાવ્યું હતું. જ્યારે અભિમન્યુ લડતાં રણમાં પડ્યો, ત્યારે સુભદ્રાએ ઘણોજ વિલાપ કર્યો હતો. તે સાંભળીને મોટા મોટા ધીરવીર અને કઠિણ કાળજાના પુરૂષોનાં હૃદય પણ પીગળ્યાં હતાં. અને તડોતડ હથિયાર છોડીને સર્વે સ્તબ્ધ બની અશ્રુપાત કરવા લાગ્યા હતા. તેના એવા આક્રંદથી કૌરવ પાંડવ બનેના લશ્કરમાં હાહાકાર વ્યાપી રહ્યો હતો. સુભદ્રાના એ વિલાપમાં પારલૌકિક ઉચ્ચભાવ ઘણોજ હતો. તેણે વિલાપ કરતાં કહ્યું હતું કે;–" હે વત્સ ! જિતેંદ્રિય મુનિયો બ્રહ્મચર્યથી, અને બીજા પુરૂષો એક પત્ની પરિગ્રહથી જે ગતિ મેળવે છે, તે ગતિ તમે મેળવો. ભૂપાળો, સરદારો, અને ચાર વર્ણના મનુષ્યો પુણ્યના સંરક્ષણથી જે સનાતન ગતિ મેળવે છે, તે ગતિ તમે મેળવો. જેઓ ગરીબપર દયા દેખાડે છે, જેઓ સત્ય બોલે છે, જેઓ ઘાતકીપણાથી દૂર છે, જેઓ સર્વદા યજ્ઞાનુષ્ઠાન, ધર્માનુશીલન, અને ગુરૂ સેવામાં લાગેલા છે, અતિથિઓ જેની પાસેથી વિમૂખ થતા નથી, જેઓ ઘણા કષ્ટમાં પડ્યા છતાં, અને પુત્ર શોકાગ્નિમાં દગ્ધ થયા છતાં, પોતાની ધીરજથી રક્ષા કરે છે, જેઓ સર્વદા માબાપની સેવામાં લાગેલા છે, અને જેઓ પોતાની પત્ની પરજ પ્રીતિ રાખે છે, જેઓ મત્સર વગરના થઇને સર્વ ચાકરોના પ્રતિ સમદષ્ટિ રાખે છે, તેઓને તથા સર્વ શાસ્ત્ર જાણનારા જ્ઞાની અને જિતેંદ્રિય સાધુઓને ગતિ મળે, તેવી ગતિ તમને પણ મળો. " આહા ! આ કેવો ઉચ્ચ ભાવ તેણે દર્શાવ્યો છે ! ! આર્ય મહિલાઓનાં પૂર્વ વૃત્તાન્ત વાંચ્યાથી સ્પષ્ટ જણાય છે કે, તેઓની શિક્ષા આચાર અને વ્યવહાર આધ્યાત્મિક હતા. તેઓ જે કંઇ શીખતી, અને કરતી. તે ઇશ્વર તથા પરલોક ઉપર નજર રાખીને કરતી હતી. એવો અભ્યાસ લાંબા કાળ સુધી થવાથી સ્રીઓના હૃદયમાં નિષ્કામ ધર્માનુષ્ઠાન કરવું એ વાત મનમુન થગી હતી.

સતી સુભદ્રા અને સતી દ્રૌપદી એ બંને એકજ સંબંધમાં હતાં, પણ તેમાં કોઇ દિવસે જરાએ વિક્ષેપ જેવું થયું નથી. તેમજ કુન્તા જેવાં સાધ્વી સાસુજીને પણ કોઇ પ્રસંગે જરાએ કડુ વચન કહ્યું નથી. તે સદા સાસુજીની આજ્ઞાને અનુસરીને ચાલતી, અને તેમને માન આપી સેવા કરતી. તેમજ સુભદ્રા પોતાની પુત્રવધૂ **ઉત્તરા**ના ઉપર પોતાની દિકરીના જેવો ભાવ ગણીને તેને રાજી રાખતી. અને કુટુંબના સર્વ માણસો ઉપર હેત રાખતી. એ વગેરે તેની વર્તણૂંક પણ ઉત્તમ પ્રકારની હતી. ધન્ય છે માતા **દેવકીજી**ને ! કે જેની કુખે આવું પુત્રી રત્ન પેદા થયું ! !

---

# ઋકિમણી.

આ સાધ્વી સ્ત્રી વિદર્ભ* દેશના રાજા ભિષ્મકની કુંવરી, અને ઇશ્વરરૂપ મનાયેલા દ્વારિકાના રાજા શ્રીકૃષ્ણની પત્ની થાય. તે રૂપ ગુણે અનુપમ અને મનોહર હતી. તેનું લગ્ન મગધ દેશના ચેદીરાજ સાથે કરવાનું તેના પિતાએ નક્કી કર્યું હતું. પણ ઋકિમણીની ઇચ્છા તેની સાથે વરવાની નહોતી. તેણે તો પ્રથમથીજ શ્રીકૃષ્ણને પતિ કરવાનો નિશ્ચય કરેલો હતો. તે નિશ્ચય તેણે છેવટ સુધી ટકાવી રાખ્યો હતો.

ભિષ્મક રાજાએ લગ્નનો દિવસ નક્કી કર્યો. અને મગધ દેશથી ચેદીરાજ સૈન્ય સહિત ઋકિમણીને પરણવા સારૂ આવવા નિકળ્યો. આણી તરફ ઋકિમણીએ વિચાર્યું કે, જો શ્રીકૃષ્ણ આવીને મને લેઇ જઇ નહિ વરે, તો પ્રાણ ત્યાગ કરીશ; પણ તેમના સિવાય બીજા કોઇને પતિ કરીશ નહિ. હવે એક તરફથી વિવાહની તૈયારી થઇ, અને બીજી તરફથી ઋકિમણીએ શ્રીકૃષ્ણને પત્ર લખ્યો કે;—"હે નર શ્રેષ્ટ! કુળ, શીળ, રૂપ, વિદ્યા, વય, ધન, સંપત્તિ, અને પ્રભાવથી ઉપમા રહિત અને નરલોકના મનોભિરામ તમે છો. તમને કેઇ કુળવંતી, ગુણવંતી અને બુદ્ધિશાળી કન્યા વિવાહ કરીને પતિત્વમાં મુકરર કરવાની અભિલાષા નહિ કરે ? હું તમારા રૂપ–ગુણ જોઇને તમને મનથી વરી ચૂકી છું. અને મારૂં મન–પ્રાણ મેં તમનેજ અર્પણ કર્યાં છે, માટે તમે અહિં આવીને મને પત્ની તરીકે સ્વિકારો. હું તમારીજ વસ્તુ છું. માટે ચેદીરાજ મને સ્પર્શ કરે નહિ, તે પહેલાં જલદી આવીને તેનાથી મને છોડાવો. કાલેજ લગ્નનો દિવસ છે. તો હવે વિલંબ કરશો નહિ. લગ્નની પહેલાં મોટી કુળદેવીની યાત્રા અમારે કરવી પડે છે. માટે નગર બહાર અંબિકાના મંદીરમાં હું પૂજન કરવા સારૂ આવીશ. તે સમયે તમે મને અબિકાના મંદિરમાંથી હરણ કરી લેઇ જજો." એ પ્રમાણે ઋકિમણીએ શ્રીકૃષ્ણને પત્ર લખ્યો. તે વાંચીને શ્રીકૃષ્ણે જાણ્યું કે, જે રૂપ–ગુણવાળી સ્ત્રી પોતાના મન સાથે મને વરી ચૂકી છે, તેને હવે બીજાને હાથ જવા દેવી એ યોગ્ય નથી. એમ વિચારીને તેમણે સત્વર વિર્દભ દેશમાં જઇને ઋકિમણીનું હરણ કરી લાવી શાસ્ત્ર વિધિએ તેની સાથે લગ્ન કર્યું.

આ દંપતિ વચ્ચે દિનપ્રતિદિન પરસ્પરનો પ્રેમ ઘણોજ વધ્યો હતો. તથા અનેક પ્રકારથી તેમણે સુખાનુભવ કર્યો હતો. સતી ઋકિમણિએ પોતાના પ્રાણનાથની અનેક પ્રકારે સેવા કરીને તેમનું મન પોતાની તરફ હરિ લીધુ હતું. તે પોતે લક્ષ્મીના અવતાર જેવી હતી. તે પોતાના પ્રાણાધિક પતિની અખંડ ભક્તિ કરતાં કરતાં છેવટે શ્રીકૃષ્ણની પાછળ અગ્નિમાં પ્રવેશ કરીને સતી થઇ હતી. આહા! ધન્ય છે! પતિ પ્રેમમાં પોતાનો પ્રાણ અર્પણ કરનાર આવી મહા સતીઓને !

---

* વરાડ પ્રાંત.

## રેવતી.

સતી રેવતી એ રૈવત † દેશના રાજા રૈવત-ઇંદ્રદ્યુમ્નની પુત્રી, અને શ્રી કૃષ્ણના વડિલ બંધૂ **બળભદ્ર** (બળદેવ) ની પત્ની થાય. તે રૂપ-ગુણમાં તથા જ્ઞાનમાં અનુપમ હતી. તે પિતાને ઘેર જ્યારે લાયક ઉમ્મરની થઇ, ત્યારે રાજાએ ઋષિ મંડળને બોલાવીને પૂછ્યું કે, આ મારી પુત્રીનો વિવાહ કોની સાથે કરવો ? તેને વરવા યોગ્ય કોઇ વર હોય તો તે બતાવો. એ ઉપરથી સર્વ સભાએ પૂર્ણ વિચાર કરીને જણાવ્યું કે, રાજન્ ! તમારી પુત્રીને સર્વ પ્રકારે યોગ્ય એવો વર એક છે. અને તે દ્વારિકાના રાજા વસુદેવનો મોટો પુત્ર **બળભદ્ર** છે. તે અતુલ પરાક્રમી, સ્વરૂપવાન, ગુણવાન, અને નીતિનીપુણ છે. માટે તેનીજ સાથે તમારી આ પુત્રીને પરણાવો. આ સલાહ ઉપરથી રૈવત રાજાએ રેવતીનો વિવાહ બળરામ સાથે શાસ્ત્ર વિધિએ કર્યો હતો. આ જોડું સર્વ પ્રકારે એક રૂપજ હતું. તેમનાં અંતઃકરણો જોડાયેલાં હતાં. માત્ર દેખાવમાં શરીર જૂદાં હતાં. સતી રેવતીએ પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે ચાલીને પતિની ઘણી પ્રીતિ સંપાદન કરી હતી. તે પોતાના સતીત્વ પ્રભાવે પ્રજામાં એટલી તો માન પામી પૂજ્ય થઇ ગઇ છે કે, આજે લોકો દ્વારિકા, ગીરનાર વગેરે તીર્થક્ષેત્રોમાં તેના નામના કુંડમાં સ્નાન કરવાથી પોતાને પવિત્ર થયેલા માને છે. અને તેને **દેવી** ગણીને પૂજે છે. આ સતીના પવિત્ર નામનું સ્મરણ ચિરકાળ સુધી જનમંડળમાં રહેવા માટે આકાશમાંના ૨૭ નક્ષત્રોમાંનો એક નક્ષત્રનું નામ "**રેવતી નક્ષત્ર**" આપવામાં આવ્યું છે. ધન્ય છે ! આવી સતીને !



## દુઃશલા.

આ સતી હસ્તિનાપૂર (દિલ્લી)ના રાજા ધૃતરાષ્ટ્રની પુત્રી, અને સિંધ દેશના રાજા જયદ્રથની પત્ની થાય. તે નાનપણથીજ સતી **ગાંધારી** જેવી સાધ્વી માતાના હાથ નીચે ઉછરી કેળવણી પામી હતી. તે બહુ ધાર્મિક, નીતિવાન અને પતિવ્રતા હતી. તેનો પતિ જયદ્રથ રાજા બહુ અવિચારી હતો. પરંતુ આ ક્ષત્રિબાળા ધર્મ અને શરાતનાદિ સદ્ગુણો વડે પોતાના પતિ વગેરેને હિમ્મત આપી કુટુંબનુંજ નહિ પણ આખા રાજ્યનું રક્ષણ કરવામાં સહાયભૂત થઇ હતી. તેણે પોતાના સહોદર ભાઇઓ કૌરવોની કુબુદ્ધિ જોઇને કહ્યું હતું કે;—"તમો રાજ્યસુખ માટે કેટલો અધર્મ કરો છો ? દ્રૌપદી પતિવ્રતા, સત્ય અને પ્રેમની મૂર્તિ છે. તેની લજ્જા લોપી દુઃખ દેવાથી વિપરિત ફળ પામશો. ખરા શુરવીરમાં કોમળતા-ક્ષમતાનો ગુણ અવશ્ય જોઇએ. આ ગુણ તમારામાં જોવામાં આવતો નથી. નીતિ અને સદ્ગુણના ઉચ્ચ સ્થાને ચઢીને ઘુમવું ઘટે છે. દુનિયામાં નામ તેનો નાશ છે; એમ છતાં પણ નાશવંત માણસની જીંદગીમાં અહિં પણ અવિનાશીપણાનો અંશ કીર્તિ રૂપે રહે છે. કોઇ પણ માણસના કામની કીર્તિ કેવળ લય પામતી નથી. તેનું શરીર પંચ

† રૈવત દેશ ગિરનારની પૂર્વ તરફનો ભાગ. જેમાંથી રેવા નદી નિકળે છે તે.

મહાભૂતમાં ભળી જાય છે. તથાપિ તેનાં સારાં નરસાં કૃત્યોની સારી નરસી કીર્ત્તિ ફળરૂપે રહી જાય છે. જે માણસ પોતાની જીંદગી રૂડી રીતે ગુજારે છે, પોતાની ચાલનું પ્રમાણિકપણું હમેશાં જાળવી રાખે છે, તે પોતાનાં છોકરાંને અને જગતને કંઇ નાનો સૂનો વારસો મૂકી જાય છે, એમ ધારવું નહિ. કારણ કે સદ્ગુણના જીજ્ઞાસુ નરને એવા પુરૂષની જીંદગીથી મહા બળવાન ઉત્તેજક ધડો મળે છે; અને દુર્ગુણીનું મોં કાળું ધબ જેવું કરી નાખે છે. વળી તે મોટા સુખનું સાધન થઇ પડે છે. તમોને હલકી સોબત લાગી છે. તેથી હલકા પડ્યા વગર રહેશો નહિ. હલકા માણસની સોબત કર્યાથી માણસની બુદ્ધિ અધો ગતિને પામે છે. મહા પુરૂષોની સોબતથી બુદ્ધિ વધે છે. જેના કુળમાં દીકરીઓ અને સ્ત્રીઓ દુઃખથી નિઃસાસા નાખે છે, તેના કુળનો નાશ થઇ જતાં વાર લાગતી નથી. તમે કુટુંબમાં કલેશ કરી દ્રૌપદી જેવી સ્ત્રીને દુઃખ દો છો, એ કુળના નાશનો આદર કરો છો. માટે શ્રેયની ઇચ્છા રાખતા હો, તો કલેશ છોડી સદ્વર્ત્તન રાખો. સદ્વર્ત્તનજ જીંદગી સાર્થક કરતો છે. એજ મોટામાં મોટી જાગીર છે." એ પ્રમાણે તેણે ઘણાંક સુબોધક વચનો કહ્યાં હતાં.

વળી જ્યારે જયદ્રથે સતી દ્રૌપદીનું વનમાંથી હરણ કર્યું ત્યુ પડિત્તો પાછળ પડવાથી તેને મૂકીને નાશી આવ્યો, ત્યારે આ ખબર જાણીને સાધ્વી દુઃશલાએ તેને કહ્યું હતું કે;—"સ્વામીનાથ! દ્રૌપદી જેવી સતીનું હરણ કરવાની તમને અવળી બુદ્ધિ ઉત્પન્ન થઇ, એ હું ખરેખર અપશુકન તરીકે ગણું છું. તમને આ કૃત્યની શિક્ષા ભીમ કર્યા વગર રહેશે નહિ. પરસ્ત્રીનો અભિલાપ રાખનાર કોણ સુખી થયું છે? પરસ્ત્રીના સંગના અભિલાષથી શરીરનું રૂપ જાય છે, આબરૂની હાનિ થાય છે, ઉત્તમ ક્રિયા કર્મ લોપ થાય છે, અને પોતાના કુળના રૂડા ધર્મને કલંક લાગે છે. ઉમંગથી ઇશ્વર ભક્તિ થતી હોય, તે મંદ પડે છે. પરમેશ્વર કરડી નજરથી જુવે છે. બુદ્ધિ ભ્રષ્ટ થઇ ચિત્ત વ્યગ્ર રહે છે. પિતૃ તરે નહિ, અને ધર્મનો નાશ થાય છે. તો પછી સ્વર્ગે જવાની તો આશાજ શી રાખવી? ઇત્યાદિ ઘણું નુકશાન થાય છે. માટે આવું વિપરિતાચરણ કદિ કરશો નહિ. એવી મારી પ્રાર્થના છે. વળી તમે યુદ્ધમાં અધર્મે પગલું ભરશો નહિ. ધર્મ યુદ્ધ કરજો. યુદ્ધમાં મરણનો ભય રાખશો નહિ. આ સંસારમાં કોઇ અમર નથી, પણ જે મહત્તાનાં કર્મ કરે છે, તેજ અમર છે. ક્ષત્રિ પુત્રને રણભૂમિમાંથી ભાગીને આવવા કરતાં ત્યાંજ દેહ ત્યાગ કરવો એ શ્રેયકર છે. મોતથી મરવા કરતાં યુદ્ધમાં મરદાઇથી મરવું ભલું છે. તેથી કીર્ત્તિ વધે છે. સ્વામીનાથ! નિશ્ચય જાણજો કે હું તમારી સ્વર્ગમાં પણ અર્દ્ધ ભાગિયણ થઇશ." એ પ્રમાણે આ સાધ્વી સ્ત્રીએ પોતાના સ્વામી પ્રત્યે ધર્મ, નીતિ, અને વીરત્વનાં ઘણાં વચનો કહ્યાં છે. એ ઉપરથી તેના આત્મબળની અલૌકિક શક્તિની તુલના થઇ શકે છે. ધન્ય છે! આવી વીર સાધ્વી સ્ત્રીને કે જેણે પોતાનું ચરિત્ર પવિત્રપણે સુધાર્યું! અને પતિ તથા ભાઇઓ પ્રત્યે પોતાનો ધર્મ બજાવ્યો!!

# મદાલસા.

આ પરમ સાધ્વી અને ધર્મજ્ઞ સ્ત્રી ગાંધર્વ લોકના રાજા **વિશ્વસુદ્ધા** ગાંધર્વની પુત્રી; અને **અયોધ્યા**ના રાજા શત્રુજિતના કુંવર **ઋતુધ્વજ**ની પત્ની હતી. તે રૂપમાં તથા ગુણમાં ઘણી શ્રેષ્ટ હતી. તેના પિતાએ તેને બાળપણથીજ વિદ્વાન પુરૂષો પાસે રાખીને અનેક શાસ્ત્રમાંથી ધર્મ, નીતિ, અને સંગીત, કાવ્ય વગેરે વિદ્યાનું જ્ઞાન અપાવી પ્રવિણ કરી હતી. મદાલસાને કાળે કરીને વિક્રાન્ત, સુબાહુ, શત્રુવર્દ્ધન, અને અલર્ક નામના ચાર પુત્રો થયા હતા. તેમાંથી પહેલો બીજો, અને ત્રીજો એ ત્રણ છોકરા પોતાની મા પાસેથી ધર્મોપદેશ મેળવીને નાનપણમાંથીજ સંન્યાસી થયા હતા.

એક વેળાએ મોટો પુત્ર વિક્રાન્ત રોતો રોતો મા પાસે આવીને કહેવા લાગ્યો કે;—"મા! કેટલાક બાળકોએ મને ઘણાંજ કડવાં વેણ બોલી માર્યો છે. તમે મારા પિતાને કહીને તેમને સજા કરાવો. હું રાજાનો પુત્ર થઇને તેમના તિરસ્કારને કેમ પામુ?" મદાલસાએ કહ્યું;—"બેટા! તું શુદ્ધાત્મા છે. આત્માની પ્રકૃતિ નામથી ખરાબ થતી નથી. તારૂ વિક્રાન્ત નામ છે, તે અથવા રાજપુત્ર આ ઉપાધિ ખરો પદાર્થ નથી. કલ્પિત માત્ર છે. એટલા માટે રાજાના પુત્ર તરીકે અભિમાન કરવો એ તને શોભતું નથી. તારૂં આ દેખાતું શરીર પંચભૂતનું બનેલું છે. તું આ દેહ નથી. તેથી દેહના વિકારથી શા માટે રૂવે છે? ખોરાક અને પાણીથી શરીર વધે છે. શરીરના ભૌતિક પદાર્થ તેજ વિનાના થવાથી તારા આત્માનું તેજ વધતું ઓછું થશે નહિ. એટલા માટે તિરસ્કાર, માર વગેરેથી દુઃખ લાવવાનું કાંઇ કારણ નથી. આત્માનું તેજ સ્વરૂપ જે પરાત્પર તેને શોધ. અને તેને શોધવો એજ તારૂ જરૂરનું કર્ત્તવ્ય કર્મ છે. મૂઢ માણસો સંસારનાં દુઃખને દૂર કરવા માટે ખુશી ખુશાલી ભોગવવી એ સુખદાયક સમજે છે; પરતુ સુખ દુઃખ અસ્થાયી છે, એ તેઓ જાણતા નથી. એ શું જેવો તેવો ખેદનો વિષય છે?" માતા મદાલસાનો ઉપરો ઉપદેશ સાંભળીને વિક્રાન્તને તત્વજ્ઞાન ઉપજ્યું. ત્યાર પછી તેણે વનવાસ લીધો. મોટા ભાઇના દ્રષ્ટાંતથી નાના સુબાહુએ તથા શત્રુવર્દ્ધને પણ સંસારની માયા છોડી. એ રીતે માતાના ઉપદેશથી ત્રણે પુત્રો અરણ્યવાસી થયા. એ જોઇને રાજા ઋતુધ્વજ વિચાર કરવા લાગ્યો કે એક પછી એક ત્રણ છોકરાઓ તો રાજ્ય ભાર ગ્રહણથી વિમુખ થયા. હવે કેવી રીતે સર્વથી નાના છોકરાને સંસારમાં રાખી શકું! તેણે પોતાની સ્ત્રીને આ સંબંધી કહ્યું કે;—"પ્રિય! તમારા શિક્ષણના પ્રભાવથી ત્રણ છોકરાઓ સંસાર છોડીને જતા રહ્યા, હવે ચોથા છોકરાને આવું શિક્ષણ આપશો ના. જો કે ધર્મ ઉત્તમ વસ્તુ છે, તેમાં સંદેહ નથી. પણ આ નાના કુંમારને ધર્મ તત્વનું શિક્ષણ આપવાની સાથે રાજનીતિ સંબંધી એવો ઉપદેશ આપો કે જેથી તે રાજ્યગુણને યોગ્ય થાય."

મદાલસાએ કહ્યું;—"મહીપાલ! આપને હવે તેને માટે ખેદ કરવો પડશે નહિ. હું તે વિષયમાં ધ્યાન આપીશ. આપની આજ્ઞા પ્રમાણે નાના પુત્ર અલર્કને રાજનીતિ તથા ધર્મતત્વનું શિક્ષણ આપીશ. પરંતુ ધર્મનીતિ ઉપર મારૂં વિશેષ ધ્યાન રહેશે, એ કહેવાની જરૂર નથી. ધર્મ કેવળ માણસના લક્ષની જગા છે. તે ધર્મના ઉત્પન્ન કરનાર ઇશ્વર

વળી માણસના વિશ્વાસની જગા છે. તેજ માત્ર શાન્તિનું કારણ છે. માતા જો પોતાના પુત્રના પારમાર્થિક કલ્યાણની ઇચ્છા ન રાખે તો પછી બીજું કોણ રાખે? કેવળ ગૃહ કર્મનું શિક્ષણ આપવા માટેજ ઇશ્વરે માતી પેદાશ કરી નથી."

ત્યાર પછી યોગ્ય સમયે મદાલસાએ પોતાના પુત્રને શિક્ષણ આપવા માંડયું. એક દિવસે તે પુત્રને કહેવા લાગી;—"દિકરા! તું હવે મધુર ભાવથી રાજ્ય ચલાવજે, કે જેથી તારા વિરૂદ્ધ કોઇ થાય નહિ. સારી રીતે પ્રજાનું પાલન કરવાથી તું તે પુણ્યનું સુખ ભોગવીને આનંદ પામીશ. જો કોઇ રાજા ઉત્સવ પ્રસંગે તારે ઘેર આવે તો તેને સદાચારથી પ્રસન્ન કરજે; પામેના કુટુંબીઓને કોઇ પ્રકારે ઓછું ન આવે તેને માટે સદા યત્ન કરજે; તથા સર્વદા પરહિતનો વિચાર કરજે. પુત્ર! યજ્ઞયાગ કરીને પંડિતોને સંતોષ આપજે. શરણે આવેલા માણસને તથા બ્રાહ્મણને તૃપ્ત કરવામાં ઘણું ધ્યાન આપજે. પોતાની સ્ત્રીના મનની ઇચ્છા તુરત પૂરી પાડજે. અને શત્રુ કુળને સંગ્રામ ક્રિયામાં ખુશ રાખજે."

મદાલસાની આપેલી શિખામણથી અલર્કનું બાળપણ ઉતર્યું. ત્યાર પછી ઋતુધ્વજે પુત્રને જનોઇ દીધી. અલર્ક યજ્ઞોપવિત લેઇને માતાને ચરણે નમીને બોલ્યો;—"મા! પરલોક અને આ લોકનાં સુખ તથા ભલાને માટે શું શું કામ કરવું જોઇએ, તેનો હવે મને ઉપદેશ આપો." મદાલસાએ કહ્યું;—"પ્રિય પુત્ર! રાજગાદીપર બેશ પેઠી પ્રજાનું પાલન કરવામાં લાગ્યો રહેજે. ધર્મશીલ રાજાને પ્રજા રંજનના કરતાં બીજી કંઇ પણ પુણ્યની ક્રિયા નથી. ધર્મનીતિથી રાજનીતિ કંઇ જૂદી વસ્તુ નથી. જે ખરેખરો ધાર્મિક નથી, તેની આગળ આ બે વસ્તુ જૂદી જણાય છે. સ્વાર્થ રહિત ભાવ એજ પુણ્યનું જીવન છે. એમ જાણ્યા પછી આ બેમાં કંઇ તફાવત જોવામાં આવશે નહિ. જુગાર, દારૂ પીવો, પારકાની નિંદા, દહાડે ઉંઘવું, અનર્થ કરવો, પશુ હત્યા, વગેરે નિંદાતાં કાર્યને કોઇ રીતે હૃદયમાં જગા આપીશ નહિ. લોભ, મોહ, મદ, મત્સર, માયા, અને ક્રોધ, એ છ રિપુથી સર્વદા છેટે રહેજે. મંત્રણા એટલે છાની મસલત ત્રણ માણસમાં ન જાય એમ કરજે. છુપા જાસુસોથી મંત્રીઓની મસલત જાણવાનો ઉદ્યોગ કરજે. તેમ નહિ કર્યાથી રાજ્ય ચલાવવું, અને તારો બચાવ કરવો મુશ્કેલ થઇ પડશે. કોઇ મંત્રીએ દૈવયોગથી તારી સામે દાવનું કર્યા છતાં તેના ઉપર એવો સદાચરણ અને શુદ્ધ વ્યવહાર કરજે કે તેનાથી તે વિસ્મય પામ્યા વગર રહે નહિ. તે પછીથી રાજદ્રોહી થશે નહિ. દૂશંનો બચાવ કરવા માટે જ્ઞાતિ કુટુંબનો વિશ્વાસ કરવો એ યુક્તિવાળુ નથી. રિપુઓનો નાશ કરવો એ સર્વથી પહેલો રાજાનો ધર્મ છે. ત્યાર પછી મંત્રી અને બીજા નોકરોને વશ કરવા જોઇએ. એમ નહિ કર્યાથી ભલું થઇ શકતું નથી. રાજ્ય તંત્રનું બંધન ઉપર લખેલી રીતે મજબુત નહિ થયાથી રાજ ભોગવવું એ એક રીતે મુશ્કેલ થઇ પડશે. કોપ, ઉન્મત્તપણું, અજ્ઞાનપણું, લોભ, ઘણીજ ખુશી ખુશાલી, અભિમાન, વગેરે રાજની ખરાબીનાં કારણ છે. પાંડુ, અનુહ્લાદ, એલ, વેણ, બલિ, એ ક્રોધ, લોભ તથા અભિમાનથી માર્યા ગયા છે. પુરન્દરે સઘળા શત્રુઓને હરાવી સંસારમાં વિજય વાવટો સ્થાપ્યો હતો. રાજાનું કર્તવ્ય એ છે કે, તેઓએ કોયલના જેવો સુસ્વર, મુક્ત વચન, મધુકરની સાર ગ્રહણ શક્તિ, હરણના જેવું સાવચેતપણું, અને કાગડાની મત્રણા રહસ્ય રાખવાનાં શીખવું જોઇએ.

એ સિવાય કીડીમાં તથા કીડાના દરમાં પણ કઇક શિખવા જેવું છે કીડીનો ગુણ એ છે કે કોઇ કર્મનો આરંભ કર્યા પછી તે એકદમ છોડતી નથી. જ્યાં સુધી તેમાં તે ફતેહ પામતી નથી, ત્યાં સુધી પોતે આરંભેલુ કામ કર્યા કરે છે. વળી કીડા છુપી રીતે ગૂઢ ભાવથી મોટા ઝાડની છાલમા પ્રવેશ કરીને ચુપ ચુપ જેમ ઝાડની છાલમા કાણાં પાડી સાર વિનાનુ કરી મૂકે છે, તેમ રાજાએ પણ પોતાની ધારેલી મુરાદ બર લાવવા માટે ઉદ્યોગી રહેવું જોઇએ. મહીમંડળમાં પાણીની ધારા જોઇને ધન વહેંચવામા રાજાએ પોતાનો હાથ છૂટો રાખવો જોઇએ. સૂર્યનુ રસ સંગ્રહનુ કામ જોઇને પ્રજાની પાસેથી રાજાએ પૈસા એકઠા કરવા જોઇએ. ગમે તો પ્રિય હોય કે અપ્રિય હોય, પણ જો તે ગુન્હેગાર થયો હોય તો તેને યોગ્ય સજા આપવી જોઇએ. તેમ ન કરવાથી રાજાની ઘણી અપકીર્તિ થાય છે. પવન જેમ અદ્રશ્યપણે સર્વ જગાપર જાય આવે છે, તેમ ભૂપતિએ પોતે ન જતાં પોતાના છૂપા જાસુસોને મોકલી સર્વ દિશાઓથી જાણીતા થવું. તથા તે રસ્તે બળવાન થઇ શત્રુઓનો નાશ કરવો. "

કેવી અસાધારણ હિત શિક્ષા ! કેવી રાજનીતિ ! મદાલસાનુ આ સર્વ બોલવું મધુર, મનોહર, તથા નીતિવાળુ છે ! મદાલસાનું ચરિત્ર વિશેષ વર્ણવવાની જરૂર નથી, કેમકે તેનુ હૃદય સ્વાભાવિક રીતેજ ધર્મનુ તરસ્યુ હતુ. કેવળ ધર્મનુજ નહિ પણ રાજનીતિશાસ્ત્રમા પણ તે પાર ગયેલુ હતું. ટુકામા તે કેવળ પોતાના સંપ્રદાયની સ્ત્રીઓનુજ નહિ, પણ ભારતની તમામ રમણિઓનુ દર્પણ છે.

---

## ( ઋષિપત્નીઓ. )

## સત્યરૂપા.

આ સાધ્વી દેવી આપણા આદિ પુરૂષ સ્વયંભૂ મનુની પ્રિયપત્ની હતી તેને [illegible] ગવાને પોતાની ઇચ્છાથી સૃષ્ટિ સર્જવાને અર્થે ઉત્પન્ન કરી હતી એવું પુરાણોમાં [illegible] છે. સત્યરૂપા વૈર્યવાન, ધાર્મિક, અને પવિત્ર મનની સ્ત્રી હતી તેનુ મુખ [illegible] ગ્ધ હતું તે અવકાશનો વખત ગૃહકાર્ય તથા આત્મજ્ઞાનનો વિચાર [illegible] જ્યારે સ્વાયંભૂ મનુએ નૈમિષારણ્યમાં મહા તપશ્ચર્યા કરી ત્યારે તે [illegible] તેણે પતિની ઘણા પ્રકારે સેવા કરી પોતાનો પ્રતિવ્રતાનો ધર્મ [illegible] ની સાથે રહીને કેટલાંક વર્ષ ફળફૂલ અને કંદમૂળ ખાઇને ઉગ્ર [illegible] પ્રતાપે પ્રભુ કૃપાથી તેને પેટે પ્રિયવ્રત અને ઉત્તાનપાદ જેવા [illegible] હતા. તથા આકુતિ, પ્રસૂતિ, અને દેવહૂતિ જેવી દેવી [illegible] આગળ જતાં મહા સતીઓ થઇ ગઇ છે અને તેમની કીર્તિ [illegible] પ્રસરેલાં છે, એવાં પવિત્ર બાળકોથી જેમમાત્ર [illegible] આ પાંચે બાળકોને સતીએ ઘણા પ્રકારનું ઉત્તમ શિક્ષણ [illegible] તેઓ આગળ જતાં જગતમા પ્રસિદ્ધિને પામ્યા [illegible] જેવી

સાધ્વી માતાનોજ હતો, આવી પરમ ભાગ્યવાન માતાને ધન્ય છે! કે જેનાં સંતાનો જગતમાં સુપ્રસિદ્ધ થઇને તેને શોભાવે છે!!

## દેવહૂતિ.

સરસ્વતી અને દૃષદ્વતિ નદીના વચલા ભાગમાંના બ્રહ્માવર્ત પ્રદેશના રાજા **સ્વાયંભૂ-મનુની** આ **દેવહૂતિ** પુત્રી થાય. દેવહૂતિની માતાનું નામ **સતરૂપા** હતું. દેવહૂતિની બુદ્ધિ બાળપણથીજ તીવ્ર હતી. તેની આવી બુદ્ધિ જોઇ તેના પિતાએ તેને વધારે ખીલવી પ્રફુલ્લિત કરવા ધર્મશાસ્ત્ર, ન્યાય વિજ્ઞાન વગેરે વિદ્યાનુ અધ્યયન કરાવ્યું હતું. આથી તેની સ્વાભાવિક બુદ્ધિમાં ઘણો વધારો થયો હતો. આ સતી જેવી જ્ઞાન ગુણમાં ઉત્કૃષ્ટ હતી, તેવીજ રૂપમાં વિદ્યુત સરખી તેજસ્વિ હતી. સ્વાયંભૂ મનુએ પોતાની પુત્રીના જ્ઞાન, ગુણ, રૂપ, અને સ્વભાવને મળતાજ જ્ઞાન, ગુણ, અને સ્વભાવવાળા મહાત્મા શ્રી **કર્દમ** મુનિ વેરે શાસ્ત્ર વિધિએ વિવાહ કર્યો હતો. તેથી એ જોડુ ઘણુંજ દિપી નિકળ્યું હતું.

દેવહૂતિને કર્દમ મુનિ જેવા મહાત્મા સ્વામીના કેટલાક ગુણોનો પાસ લાગ્યો હતો. તે હમેશાં પતિ સેવામાં ગૃહ કાર્યમાં, અને ઇશ્વરાધનામાં તત્પર રહેતી. નિત્ય કર્મ કરી રહ્યા પછી નવરાશની વખતમાં પતિ પાસેથી તત્વજ્ઞાન મેળવવાનો પ્રયાસ કરતી હતી. તેને બ્રહ્મજ્ઞાન ઘણુંજ પ્રિય હતું. તેથી પ્રસંગોપાત પતિને પ્રશ્ન કરી ખુલાસો મેળવી સંતોષ પામતી. કાળે કરીને દેવહૂતિને એક પછી એક એમ નવ[1] પુત્રીઓ થઇ હતી. ત્યાર પછી કર્દમ મુનિએ વનમાં તપ કરવા જવા ધાર્યું, ત્યારે દેવહૂતિએ તેમને કહ્યું કે;—"આપ સંસારાશ્રમ છોડીને વનમાં જાઓ છો, તો આપની ગેરહાજરીમાં મને જ્ઞાનનો ઉપદેશ કોણ આપશે? અને તત્વજ્ઞાન શીખવવા માટે કોઇને પણ મુકરર ન કર્યાથી નાના પ્રકારના ગેરલાભ થશે. આ વાત સાંભળીને મુનિના મનમાં કરૂણાનો ઉદય થયો. પછી તેમણે દેવહૂતિને ઇશ્વર ભક્તિમાં ચિત્ત રોકવાનો ઉપદેશ આપ્યો. અને થોડા દિવસ વનમાં જવાનું મુલતવી રાખ્યું. થોડા વખત પછી દેવહૂતિને પેટે એક પરમ સુંદર અને તેજસ્વિ પુત્રનો જન્મ થયો. તેનું નામ **કપિલદેવ** પાડ્યું. દેવહૂતિને પુત્ર થયા પછી કર્દમ મુનિ વનમાં તપ કરવા સારૂ ગયા. દિવસ જતા ગયા તેમ તેમ કપિલની ઉમ્મર વધવા લાગી, અને તે વિશેષ બુદ્ધિશાળી થઇ પડ્યો. તેણે માતાના અભિપ્રાય પ્રમાણે ચાલી ઘણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. અને તેણેજ મનુષ્ય તારક **સાંખ્યશાસ્ત્ર** બનાવ્યું. તેનો એવો ઉપદેશ છે કે;—"નિરહંકાર અર્થાત્ દેહાદિમાં અહં બુદ્ધિ શૂન્ય અખંડ ભક્તિ દ્વારા પરબ્રહ્મને મેળવાય છે. બ્રહ્મવિદ્યા એ આત્મનિષ્ટ યોગી પુરૂષના શ્રેયનું કારણ છે. તેનાથીજ સુખ દુઃખની નિવૃત્તિ થાય છે. ચિત્તજ જીવનું બંધન થાય છે. અને પરમેશ્વરમાં સંલગ્ન થયાથી મુક્તિ મળે છે." ઇત્યાદિ. ખરેખર આ ઉપદેશ જ્ઞાનપ્રદ છે.

(1) ૧ "કલા" એને મરીચી ઋષિ સાથે, ૨ અનસૂયા એને અત્રિ મુનિ સાથે, ૩ શ્રદ્ધા એને અંગિરા ઋષિ સાથે, ૪ હવિર્ભૂ એને પુલસ્ત્ય સાથે, ૫ ગતિ એને પુલહ સાથે, ૬ ક્રિયા એને ક્રતુ સાથે, ૭ ખ્યાતિ એને ભૃગુ ઋષિ સાથે, ૮ અરૂંધતિ વશિષ્ઠ ઋષિ સાથે, અને ૯ શાંતિ એને અથર્વ ઋષિ સાથે પરણાવી હતી.

દેવહૂતિએ પોતાના પુત્ર કપિલ મુનિને એવો જ્ઞાનવાળો થયેલો જોઇને તેની સાથે તત્વજ્ઞાન સંબધી જે વાતચિત કરી હતી, તે આ પ્રમાણે છે;—

**કપિલ**—મારા અભિપ્રાયમાં યોગ એજ મુક્તિ મેળવવાનો સર્વથી મોટામાં મોટો ઉપાય છે. તે યોગ સાધન મનને તાબે કર્યા સિવાય એટલે અંતઃકરણની એકાગ્રતા સિવાય કદી પણ થઇ શકતું નથી. મનને જે તરફ ચલાવવામાં આવે, તે તરફ મન દોડે છે; ભોગની વસ્તુ તરફ ચિત્તનું વલણ થવાથી જીવને નિવૃત્તિ મળવાનો સંભવ નથી. પરંતુ ઇશ્વરમાં લીન થયા પછી અજ્ઞાનપણું, પાપ, પ્રલોભન વગેરેથી તેનો છુટકો થઇ શકે છે. ત્યાર પછી આત્મ સમર્પણ વિના યોગીઓને બ્રહ્મજ્ઞાન મેળવવાનો બીજો કોઇ માર્ગ નથી. સાધુ સંગજ આ સર્વનું મૂળ છે.

**દેવહૂતિ**—બેટા! ભગવાનની કેવી રીતે ભક્તિ કરવી જોઇએ, તે હું જાણતી નથી. હું સ્ત્રી છું, માટે મારે ઇશ્વરની કેવી રીતે ભક્તિ કરવી જોઇએ? તે સંબંધી મને કહે. ટુંકામાં એકે ભક્તિ યોગથી ઇશ્વર પદ મેળવું તો મારો જન્મ સાર્થક થાય, એવું જે તત્વ તે હું સમજી શકુ તેવી રીતથી કહે.

**કપિલ**—વેદમાં કહેલાં કામો કર્યાથી ભગવતની ભક્તિની ઉત્પત્તિ થાય છે. આ ભક્તિના બળથી મોક્ષ માર્ગ સેહેજ મળી આવે છે. પરંતુ મા! ઘણા જણ આવી રીતિથી સંતોષ માનતા નથી. તેઓ મુક્તિના કરતાં ભક્તિ યોગથી પરમેશ્વરનો અનુભવ લેવો એ વધારે પસંદ કરે છે, ને તેથી તેમાંજ સદા કાળ લાગ્યાજ રહે છે.

મહર્ષિ પોતાની માતાને જે વિષયને અવલંબીને ઉપદેશ આપતા હતા, તે સેશ્વર સાંખ્ય દર્શનની અંદર અતિ ઉત્તમ તત્વ છે. આ વિષય ઉપર ધીરજથી વિચાર કર્યાથી તેની શ્રેષ્ટતાનો અનુભવ કરવાને સમર્થ થવાય છે.

કપિલ મુનિ ફરીથી પોતાની માતાને કહેવા લાગ્યા કે;—દેવી! જેના યોગે હૃદયની ગાંઠો છુટી પરમાત્માનું દર્શન થાય છે, અને મોક્ષના લાભને માટે વિદ્વાનો જે વિષય દેખાડે છે, તે જ્ઞાન સંબંધી થોડુંક કહું છું તે સાંભળો. જે આત્મ સ્વરૂપ, આદિ રહિત, સ્વયં પ્રકાશિત અને ગુણ તથા પ્રકૃતિ સંગ વિહીન, તથા અખિલ બ્રહ્માંડ જેના પ્રભાવથી પ્રકાશ પામે છે, તેજ પરમ પુરૂષ છે. પ્રકૃતિ, વિષ્ણુ શક્તિ, ઘુનિરૂપ, અને અવ્યક્ત ગુણથી શોભાયમાન છે. તે લીલા ક્રમથી વિષ્ણુની પાસે ગયાથી વિષ્ણુ તેને ગ્રહણ કરે છે. જે ક્રિયા પ્રકૃતિના ગુણને લીધે થાય છે, એટલે જેનો પ્રકૃતિની સાથે ઘણોજ નિકટનો સંબંધ છે, તેથી તે સર્વ તેનું કર્તવ્ય સાધ્ય છે એમ ધારવું. જનનિ! પુરૂષ સ્વયં સાક્ષી માત્ર-સુખ સ્વરૂપ છે. કોઇ કામમાં તેનું પ્રભુત્વ નથી. પ્રકૃતિ કાર્ય કારણ અને કરવાનું મૂળ કારણ છે. પુરૂષ તો કેવળ સુખ દુઃખનો ઉપભોક્તા છે.

**દેવહૂતિ**—આ નજરે પડતું વિશ્વનું બારીક અને મોટું કાર્ય પ્રકૃતિ અને પુરૂષથી ઉત્પન્ન થયું છે તે સમજી ખરી, પરંતુ હે પ્રિયદર્શન! હવે તું તેનાં લક્ષણ મને કહી દેખાડ.

**કપિલ**—માતા! સનાતન, સત્વ, રજ, અને તમો ગુણથી યુક્તિ નિર્બંધ કાર્ય કારણ સ્વરૂપ અને સર્વનો આશ્રય ભૂત જે વસ્તુ છે તેજ પ્રકૃતિ છે. પાણી, ધરતી, આકાશ, અગ્નિ, વાયુ, આ પાંચ ભૂત છે; અને રૂપ, રસ, ગંધ, સ્પર્શ, અને શબ્દ, આ પાંચ તન્માત્ર

છે; કાન, જીભ, ચામડી, નાક, આંખ, હાથ અને પગ ઇત્યાદિ દશ બહારની ઇંદ્રિયો છે; અહંકાર, ચિત્ત, મન, અને બુદ્ધિ આ ચાર અંતરની ઇંદ્રિયો છે. એમ બધાં મળીને ૨૪ તત્વ છે. એ સગુણ બ્રહ્મમાં છે. 'કાળ' લેઇને ૨૫ તત્વ ગણાય છે. કેટલાક જણ કાળને જૂદો પદાર્થ ગણતા નથી. તેઓ કહે છે કે એ વિશ્વપતિના પ્રભાવ વિના બીજુ કાંઇ નથી. વળી પુરૂષ સૂર્યની પેઠે નિર્ગુણ, નિર્વિકાર, અને કરવાથી ભિન્ન છે. 'હું કરનારો છું' આવું અભિમાન જે પુરૂષ જે પળમાં કરે છે, તે પળે તે વિકૃતિમાં આસક્ત થઇ પડે છે. અને તેથી શોક ઉત્પન્ન થવાનું મોટું કારણ નીપજે છે. અર્થ સિવાય સંસાર ચલાવવો મુશ્કેલ છે. પેલી બાજુએ વળી, વિષય વ્યાપાર વગેરેના વિચારમાં ગુંથાયાથી પુરૂષની હજારો ખરાબીની ઉત્પત્તિ થાય છે. આ વાસ્તે કહું છું કે, ચિત્તવૃત્તિ ખરાબ માર્ગે દોડે તો દૃઢ ભક્તિ અને વૈરાગ્યથી તેને વશ કરવું જોઇએ.

બીજુ યમ નિયમાદિ યોગથી ચિત્તને તાબે કરીને આસ્થા પૂર્વક ઇશ્વરમાં આત્મ સમર્પણ, મૌન્યનું અવલંબન, સ્વધર્મનું અનુષ્ટાન, વિષય વાંછનાનું નિસ્પૃહપણું, એકાંતે જગાએ રહેવું, બ્રહ્મચર્ય, અને પ્રકૃતિ પુરૂષનું જ્ઞાન મેળવવા માટે જ્ઞાનનો સંગ્રહ, એ બધુ કરી શક્યાથી જ બ્રહ્મનો સાક્ષાત્કાર મેળવી શકાય છે. હે ભગવતી! પાણીમાંના સૂર્યનાં પ્રતિબિંબ, જમીનમાં સૂર્ય બિંબથી જોવાય છે. અને પાણી તથા સૂર્યનો પ્રતિબિંબના મેળાપથી ગગનમાંનો ચંદ્ર જોવામાં આવે છે. ઇંદ્રિય, ભૂત અને મનોમય-આત્માના પ્રતિબિંબથી તથા ત્રિગુણવાળો અહંકાર, બ્રહ્મના પ્રતિબિંબ રૂપે જોયાથી તે અહંકારથી પરમાર્થ પરિણામિ રૂપ આત્માનો સાક્ષાત્કાર થાય છે.

**દેવહૂતિ**—બેટા! પ્રકૃતિ અને પુરૂષ બેઉ જે નિત્ય અને બંને આશ્રય સ્વરૂપ છે, તે મારા સમજવામાં આવ્યુ. ક્ષિતિ અને ગંધ જેમ એક બીજાથી જૂદાં થઇ શકતાં નથી, રસ અને પાણીમાં જેવો અભેદ સંબંધ છે, એટલે એક બીજાની સાથે છૂટા પડી તેઓ સ્વતંત્ર ભાવથી રહેતા નથી, તેમ પ્રકૃતિ અને પુરૂષ ન છૂટે એવા બંધનમા બધાયલાં છે

**કપિલ**—હમણાં સાવલંબન યોગનું વર્ણન કરવામાં પ્રવૃત્ત થાઉ છું. એનાથી મન મેલ વિનાનું અને સન્માર્ગે જનારૂ થાય છે. યથાશક્તિ પોતાનાં ધર્માનુષ્ટાન, ધાર્મિકોનું વંદન, નિર્વાહ પ્રાપ્તિના કારણ ઉપર પ્રીતિ દેખાડવી, અપવિત્ર વસ્તુ ખાવી નહિ, થોડો ખોરાક લેવો, એકાંત વાસ રાખવો, અહિંસા વગેરે ઉત્તમ વ્રત લેવું, સત્ય બોલવું, તપશ્ચર્યા, બ્રહ્મચર્ય, શુદ્ધાચાર, ઇશ્વરની આરાધના, અને પ્રાણાયામ વગેરેની મદદથી અંતઃકરણને યોગ તરફ દોડાવવું. અગ્નિ અને વાયુથી સોનાનું શુદ્ધપણું મેળવવાની પેઠે યોગી શ્વાસોચ્છ્વાસને રોકી શકયાથી તેનું અંતર શુદ્ધ થાય છે. પ્રાણાયામથી વાયુ, પીત્ત, શ્લેષ્મા, દોષ—ધારણાથી મનનો પ્રેમ, અને ધ્યાનથી નાસ્તિકપણું દૂર થાય છે. ત્યાર પછી યોગના મહાત્મ્યથી ચિત્તની પ્રકૃતિ શુદ્ધ થયા પછી નાકના આગળના ભાગ ઉપર નજર સ્થાપીને શ્રી પરબ્રહ્મના વિચારમાં મનને રોકવું જોઇએ ભક્તોનું હૃદય-મનજ તેના ઉપદેશનું તાપ મુક્ત માત્ર એક આસન છે.

**દેવહૂતિ**—સાંખ્યદર્શન ગ્રંથમાં પ્રકૃત, પુરૂષ ઇત્યાદિનો વૃત્તાન્ત જે પ્રકારે કહેલો છે તે પ્રકારે તેનું વર્ણન કર્યું છે હવે તેનુ મૂળ સ્વરૂપ ભક્તિ યોગના વિષયનું વર્ણન કર એ

સાંભળ્યાથી જીવ સંસારના વ્યવહારથી નિસ્પૃહ થઇ જાય છે. તું જેવી રીતે તત્વનો ઉપદેશ આપે છે અને આપ્યો છે, તેના ઉપરથી મારી ખાતરી થાય છે કે તું યોગ પ્રકાશકનો સૂર્ય છે.

**કપિલ**—દેવી! ભક્તિ યોગ જૂદા જૂદા પ્રકારના છે. ભેદ દર્શીય યોગ—તામસ, એટલે નિકૃષ્ટ યોગ, ધન માન અથવા પ્રખ્યાતિ મેળવવાની આશાથી જે યોગ કરવામાં આવે છે તેને **રાજસ યોગ** કહે છે. એટલે તે પણ સારો યોગ નથી. મધ્યમ પ્રકારનો યોગ છે. પરંતુ પાપનો નાશ કરવો જોઇએ, જગદીશ્વર પ્રત્યે પ્રીતિ નહિ દેખાડયાથી જીવની સદ્‌ગતિ થતી નથી. એવું સમજવું એ સાત્વિક યોગ કહેવાય છે. અને એજ સર્વથી ઉત્તમ છે. એનું બીજુ નામ નિર્ગુણ ભક્તિ યોગ છે. જેમ નદીનું પાણી સમુદ્રના પાણીમાં પડયાથી સાગરના પાણીનો ગુણ પકડે છે, તેમ નિષ્કામ મનોગતિ (એટલે ઇશ્વરની આગળ સાંસારિક કામના વિનાની પ્રાર્થના) તે ભાવ ધારણ કરે છે. તેથી તે ઘણોજ પ્રસંશનિય પદાર્થ છે.

એ પ્રમાણે મહાત્મા કપિલ મુનિએ શિક્ષણ મેળવીને પોતાની પ્રિય જનની દેવહૂતિને ખરા તત્વની ઓલખાણ આપી હતી. મા દિકરાની વચ્ચે ઘણા ઉંચા વિષયની વાતચિત થઇ હતી. પૂર્વે ભારતવર્ષની રમણીઓ દેવહૂતિની માફક તત્વજ્ઞાન જેવા ગહન વિષયમાં ઉંડી ઉતરીને પોતાના આત્માની ઉન્નતિ શોધવાનો પ્રયત્ન કરતી હતી. એ કેવો આનંદનો વિષય છે! ભારતની હાલની રમણીઓએ આ ઉપરથી શું શિખવાનું છે? તે કહેવાની કાંઇ જરૂર નથી.

હાલ ગુજરાતમાં સરસ્વતી નદિને કિનારે **સિદ્ધપુર** નામે શેહેર છે. તે જગોએ મહાત્મા કપિલ મુનિએ પોતાની માતુશ્રી દેવહૂતિને ઉપરનો બ્રહ્મ વિદ્યાનો બોધ કર્યો હતો. તેથી દેવહૂતિ જ્ઞાનમાં ગળી જઇને એજ જગોએ મુક્તિ પામ્યાં હતાં. તેઓ જે જગોએ મુક્તિ પામ્યાં હતાં, ત્યાં આજે **બિંદુસર—બિંદુ સરોવર** છે. તેમાં સ્નાન કરીને હિંદુઓ પોતાને પવિત્ર થયેલા માને છે. એ ક્ષેત્રને **માતૃગયા**—માતાને મુક્તિ પમાડવાનું સ્થાન કહે છે. ત્યાં કપિલદેવ તથા દેવહૂતિનો આશ્રમ છે.

---

## અનસૂયા.

આ મહા સતી શિરોમણી **અનસૂયા** દેવી મહાત્મા **અત્રિ** મુનિની ધર્મપત્ની, અને **કર્દમ** ઋષિની પુત્રી થાય. તે **દેવહૂતી** જેવી મહા વિદુષી અને સદ્‌ગુણ સંપન્ન માતાના ખોળામાં ઉછરીને મોટી થઇ હતી. અને તેમનીજ પાસેથી નીતિ વ્યવહારનુ શિક્ષણ મેળવ્યું હતું. તેથી તેનામાં મહા બુદ્ધિ અને શ્રેષ્ટ ગુણો હોય, તેમાં શી નવાઇ? આ મહા સતીએ જગતની સ્ત્રીઓનો ઉદ્ધાર કરવામાં પોતાનુ ઘણુંજ કૌશલ્ય બતાવીને બધી સતીઓમાં પોતે **શિરોમણી** પદ મેળવ્યુ છે. તે ઘણી બુદ્ધિશાળી, ધૈર્યવાન, અને જ્ઞાની હતી. પોતાના હૃદયના ઇશ્વર મહાત્મા અત્રિ ઋષિ સાથે વનમાં રહીને તેણે ભૂખ, તરસ, અને ટાઢ, તડકો વગેરે અનેક આપદાઓ વેઠયા છતાં પતિની સેવા કરવામાં લગારે મણા રાખી નથી.

એક વખતે અનસૂયા સતી નર્મદાને કામ પ્રસંગે મળવા સારૂ ગયાં હતાં. નર્મદાએ તેમને સારો આદરભાવ જતાવીને બેસાર્યાં પછી તેમણે કહ્યું કેઃ–" બ્હેન નર્મદા ! તું કુશળ તો છે ? તારા પ્રાણપતિના મુખ દર્શનથી આનંદમાં રહે છે ? તારા કલ્યાણના ઉદયની સિદ્ધિના મૂળરૂપ ધર્મ કુશળ છે ? તું તારા પ્રાણપતિને દેવો કરતાં પણ અધિક માન આપે છે ? પુત્રિ ! પતિના ચરણની સેવા એજ સત્કુળમાં ઉત્પન્ન થનારી સ્ત્રીઓને ઉત્તમ છે. જેને પતિ એજ પ્રાણ છે, જેને સદ્ગુણો એજ આભુષણ છે, સાસુ સસરો એજ જેને તીર્થ રૂપ છે, નણદો એજ જેને બ્હેનો છે, દીયર જેને દિકરા બરોબર છે, અને દેરાણી દિકરી જેવી છે, જેઠાણી એ જેને માતા તુલ્ય છે, જેને શીલ એજ ધન છે, પતિવ્રતા સ્ત્રીઓજ જેને બ્હેનપણીઓ છે, જે મન, વચન, કર્મ અને કાયાથી પતિને પરમેશ્વરની પેઠે પૂજે છે, જે પોતાનો પ્રાણ જતાં સુધી પણ પતિનું હિત કરે છે, પતિના સુખે સુખ, અને પતિના દુઃખે દુઃખ જે માને છે, જેને પતિનું મુખ જોવાનુંજ વ્યસન છે, તેનાજ ગુણો સાંભળવાની ઇચ્છા હોય છે, પતિ ગમે તો દુર્ગુણી, લૂલો, લંગડો, કે રોગી વગેરે અનેક ખોડ ખાંપણવાળો કે દોષવાળો હોય, તોપણ તેની મન, વચન અને, કર્મથી અવગણના કરતી નથી, જે પતિનેજ તન, મન, અને ધન સમજે છે, એવી જે પતિવ્રતા સ્ત્રી હોય તેને દેવ, દાનવો અને બ્રહ્માદિક સર્વ આધિન હોય તેમાં શી નવાઇ? એવી જે સ્ત્રી હોય, તેજ સતી, તેજ પતિવ્રતા, અને તેજ કુળવાન કન્યા, અને તેણેજ આ પૃથ્વી પવિત્ર કરી એમ સમજવું. તેને લીધેજ મૃત્યલોકને દેવોએ વખાણ્યો છે. પ્રિય પુત્રી ! તારા સ્વભાવિક પ્રેમથી, શીલથી, અને પવિત્ર આચરણથી તું પણ સતીઓમાં ઉત્તમ છે."

એ પ્રમાણે અનસૂયાના મુખથી પોતાનાં વખાણ સાંભળીને નર્મદાએ કહ્યું કેઃ–"ત્રણ લોકને પવિત્ર કરનાર માતુશ્રી ભગવતિ અનસૂયા ! હું તો આપ જેવી સતીજનોના ચરણની રજ રૂપ છું. દીનદાસીને વખાણીને ઉંચે શું ચડાવો છો ! આપ જગત્ જનની છો. ત્રૈલોક્યનાં આભુષણરૂપ સદાચરણવાળાં સતી પાસે બેસવા, બોલવાને હું કોણ માત્ર છું ? આપ કરૂણાવાળાં દેવીએ મારા કયા સત્કર્મથી દયા કરી દીન દાસીને દર્શન આપ્યું ? આપના દર્શનથી હું પોતાને પૂર્ણ ભાગ્યશાળી સમજું છું. મારો જન્મ અને જીવિત આજે સફળ થયું."

વાહ ! આ બંને સતીઓના સંભાષણ ઉપરથી તેમના મહા સતીત્વનો પ્રકાશ આપણા મન ઉપર કેવો પડે છે ! તે કહેવાની કાંઇ જરૂર નથી. એજ પ્રમાણે જ્યારે રામચંદ્રજી વનવાસની વખતમાં સીતાજીને સાથે લેઇને ફરતા ફરતા અત્રિ ઋષિના આશ્રમે ગયા હતા, ત્યારે સીતાજીની કુશળતા પુછી અનસૂયાએ ઉપદેશ આપતાં કહ્યું હતું કેઃ–"સીતા ! તું રાજપુત્રી છતાં સર્વ અભિમાન છોડીને તારા પતિ રામની સાથે વનમાં ફરે છે, એ ઘણું સારૂં કરે છે. પુત્રી તને ધન્ય છે ! પતિ નિષ્ઠુર સ્વભાવનો, નિર્ધન, અને રોગી, વગેરે દોષવાળો હોય, તોપણ સ્ત્રીને પોતાનો પતિ પ્રિય હોય છે. તે સ્ત્રી આ લોકમાં પરમ સુખ પામી સ્વર્ગવાસ કરે છે. હે પ્રિય પુત્રી ! સ્ત્રીને પોતાના પતિની સેવા એજ તપ છે. જે સ્ત્રી કામને વશ થયેલી, પતિને આજ્ઞા કરનારી, અને પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનારી, એવી અધમ સ્ત્રીઓ નર્કને પ્રાપ્ત થાય છે. તારા જેવી [illegible] અને [illegible] સ્ત્રી [illegible] છે, તેજ [illegible] પામે છે, અને સતીના પ્રભાવે [illegible] પણ પામે છે [illegible] તું

તારા પ્રાણપ્રિય સ્વામીને અનુસરીને ચાલજે. એથી તું ત્રિલોકમાં ધર્મ, અને કીર્ત્તિને પામીશ." એ પ્રમાણે અનસૂયાએ સીતાજીને ઉપદેશની સાથે આશીશ દીધી હતી. આહા! કેવો સતીનો પ્રતાપ! ખરે! સતીત્વબળની તુલ્ય જગતમાં કંઇજ નથી.

સતી અનસૂયા ઘણાં શાસ્ત્રો જાણતી હતી. એક વખતે તે રસ્તામાંથી આવતી હતી, ત્યારે એક મુસાફરે પુછ્યું;—"આપ ક્યાં જાઓ છો?" અનસૂયાએ જવાબ આપ્યો કે;—"હું **વાલ્મિકી** ઋષિ પાસે અધ્યયન કરીને **અગસ્ત્ય** ઋષિના આશ્રમમાં વેદનું અધ્યયન કરવા જાઉં છું." આહા! પ્રાચીન આર્ય મહિલાઓને વિદ્યા સંપાદન કરવા ઉપર કેટલી બધી રૂચી! કેટલો બધો પ્રયાસ! અને કેટલી બધી આકાંક્ષા! ધન્ય છે! પૂર્વના આર્યોને! કે જેમણે સ્ત્રી સમાજને માટે સરસ્વતી મંદિરનાં દ્વાર એવી રીતે સદા ખુલ્લાંજ રાખેલાં હતાં.

આ મહા સતી દેવીએ **દત્તાત્રેય, દુર્વાસા,** અને **ચંદ્ર,** જેવા મહા તેજસ્વિ પુત્રોને જન્મ આપ્યો હતો. એજ તેની કીર્ત્તિનો મહા પ્રકાશ છે. એવા પુત્ર રત્નોને જન્મ આપનાર દેવીનું પ્રાબલ્ય કેવું હશે, તે કહેવાની કાંઇ જરૂર નથી.



# નર્મદા.

આ મહા સતી **પ્રતિષ્ઠાનપૂરમાં**(1) રહેનાર **સોમશર્મા** નામે એક વિદ્વાન બ્રાહ્મણની પુત્રી હતી. નર્મદાનો જન્મ થતાંજ તેની માતા મરણ પામી હતી. તેથી તેના પિતાએ તેનું પાલન પોષણ કરીને પાંચ વર્ષની કરી, એટલામાં વળી દૈવ ઇચ્છાથી તેનો પિતા પણ મહા કાળજ્વરના રોગથી મરણ પામ્યો. મરતી વખતે તેણે નર્મદાને પોતાના મિત્ર ચંદ્રચૂડને સોંપી હતી. ચંદ્રચૂડને કાંઇ સંતાન નહોતું, તેથી નર્મદાને પોતાની પુત્રીની પેઠે પાળી પોષીને મોટી કરી. અને વેદ, પુરાણાદિ શાસ્ત્રો, ઇતિહાસ, સંગીત, કાવ્ય, યોગ, અને ચિત્રકળા ઇત્યાદિ વિદ્યાઓ ભણાવીને હુશિયાર કરી હતી. નર્મદા જેવી હુશિયાર હતી, તેવીજ સ્વરૂપે સુંદર, સ્વભાવે સરળ, વિવેકી, અને વિનયવાળી હતી. તે યોગ્ય ઉમ્મરની થઇ ત્યારે તેનું સગપણ તેના જેવાજ ગુણ સ્વભાવવાળા વર સાથે કર્યું, પણ તે વર લગ્ન થતાં અગાઉજ મરણ પામ્યો. એમ પાંચવાર સગપણ કર્યું, અને પાંચે વર દૈવ ઇચ્છાથી પરણ્યા પહેલાંજ મરણ પામ્યા. તેથી નર્મદાએ ઘણો ખેદ પામી તપશ્ચર્યા કરવાનો સંકલ્પ કર્યો. અને મહાન્ સભાઓમાં જઇને અનેક શાસ્ત્રો તથા વેદાંતના મત મતાંતર વિષે સંવાદો ચલાવવા લાગી. ત્યાર પછી તેના જાણવામાં આવ્યું કે પતિની સેવા કર્યા વિના જપ, તપ, અને ઇશ્વર પૂજન વગેરે વૃત્તથી પણ સ્ત્રી પવિત્ર થઇ શક્તિ નથી. એવું સમજીને તેણે કૌશિક નામે બ્રાહ્મણની સાથે લગ્ન કર્યું. કૌશિક શરીરે મહારોગી હતો, તે છતાં નર્મદા કાંઇ પણ ભિન્નભાવ ન રાખતાં તેની પવિત્ર મનથી સેવા કરતી. પતિ કોઇ વખતે ક્રોધ કરે, અગર તુચ્છકારે તોપણ તે પ્રેમ અને સરળ સ્વભાવથી કહેતી કે;—

(1) પૈઠણ

એક વખતે અનસૂયા સતી નર્મદાને કામ પ્રસંગે મળવા સારૂ ગયાં હતાં. નર્મદાએ તેમને સારો આદરભાવ બતાવીને બેસાર્યાં પછી તેમણે કહ્યું કે;–"બ્હેન નર્મદા ! તું કુશળ તો છે ? તારા પ્રાણપતિના મુખ દર્શનથી આનંદમાં રહે છે ? તારા કલ્યાણના ઉદયની સિદ્ધિના મૂળરૂપ ધર્મ કુશળ છે ? તું તારા પ્રાણપતિને દેવો કરતાં પણ અધિક માન આપે છે ? પુત્રિ ! પતિના ચરણની સેવા એજ સત્કુળમાં ઉત્પન્ન થનારી સ્ત્રીઓને ઉત્તમ છે. જેને પતિ એજ પ્રાણ છે, જેને સદ્દગુણો એજ આભુષણ છે, સાસુ સસરો એજ જેને તીર્થ રૂપ છે, નણંદો એજ જેને બ્હેનો છે, દીયર જેને દિકરા બરોબર છે, અને દેરાણી દિકરી જેવી છે, જેઠાણી એ જેને માતા તુલ્ય છે, જેને શીલ એજ ધન છે, પતિવ્રતા સ્ત્રીઓજ જેને બ્હેનપણીઓ છે, જે મન, વચન, કર્મ અને કાયાથી પતિને પરમેશ્વરની પેઠે પૂજે છે, જે પોતાનો પ્રાણ જતાં સુધી પણ પતિનું હિત કરે છે, પતિના સુખે સુખ, અને પતિના દુઃખે દુઃખ જે માને છે, જેને પતિનું મુખ જોવાનુંજ વ્યસન છે, તેનાજ ગુણો સાંભળવાની ઇચ્છા હોય છે, પતિ ગમે તો દુર્ગુણી, લૂલો, લંગડો, કે રોગી વગેરે અનેક ખોડ ખાંપણવાળો કે દોષવાળો હોય, તોપણ તેની મન, વચન અને, કર્મથી અવગણના કરતી નથી, જે પતિનેજ તન, મન, અને ધન સમજે છે, એવી જે પતિવ્રતા સ્ત્રી હોય તેને દેવ, દાનવો અને બ્રહ્માદિક સર્વ આધિન હોય તેમાં શી નવાઇ ? એવી જે સ્ત્રી હોય, તેજ સતી, તેજ પતિવ્રતા, અને તેજ કુળવાન કન્યા, અને તેણેજ આ પૃથ્વી પવિત્ર કરી એમ સમજવું. તેને લીધેજ મૃત્યલોકને દેવોએ વખાણ્યો છે. પ્રિય પુત્રી ! તારા સ્વભાવિક પ્રેમથી, શીલથી, અને પવિત્ર આચરણથી તું પણ સતીઓમાં ઉત્તમ છે."

એ પ્રમાણે અનસૂયાના મુખથી પોતાનાં વખાણ સાંભળીને નર્મદાએ કહ્યું કે;–"ત્રણ લોકને પવિત્ર કરનાર માતુશ્રી ભગવતિ અનસૂયા ! હું તો આપ જેવી સતીજનોના ચરણની રજ રૂપ છું. દીનદાસીને વખાણીને ઉંચે શું ચડાવો છો ! આપ જગત્ જનની છો. ત્રૈલોકનાં આભુષણરૂપ સદાચરણવાળાં સતી પાસે બેસવા, બોલવાને હું કોણ માત્ર છું ? આપ કરૂણાવાળાં દેવીએ મારા કયા સતકર્મથી દયા કરી દીન દાસીને દર્શન આપ્યું ? આપના દર્શનથી હુ પોતાને પૂર્ણ ભાગ્યશાળી સમજુ છું. મારો જન્મ અને જીવિત આજે સફળ થયું."

વાહ ! આ બન્ને સતીઓના સંભાષણ ઉપરથી તેમના મહા સતીત્વનો પ્રકાશ આપણા મન ઉપર કેવો પડે છે ? તે કહેવાની કાંઇ જરૂર નથી. એજ પ્રમાણે જ્યારે રામચંદ્રજી વનવાસની વખતમાં સીતાજીને સાથે લેઇને ફરતા ફરતા અત્રિ ઋષિના આશ્રમે ગયા હતા, ત્યારે સીતાજીની કુશળતા પુછી અનસૂયાએ ઉપદેશ આપતાં કહ્યું હતું કે;–"સીતા ! તું રાજપુત્રી છતાં સર્વ અભિમાન છોડીને તારા પતિ રામની સાથે વનમાં ફરે છે, એ ઘણું સારૂ કરે છે. પુત્રી તને ધન્ય છે ! પતિ તિક્ષ્ણ સ્વભાવનો, નિર્ધન, અને રોગી, વગેરે દોષ વાળો હોય, તોપણ સ્ત્રીને પોતાનો પતિ પ્રિય હોય છે. તે સ્ત્રી આ લોકમાં પરમ સુખ પામી સ્વર્ગવાસ કરે છે. હે પ્રિય પુત્રી ! સ્ત્રીને પોતાના પતિની સેવા એજ તપ છે. જે સ્ત્રી કામને વશ થયેલી, પતિને આજ્ઞા કરનારી, અને પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનારી, એવી અધર્મે સ્ત્રીઓ નર્કને પ્રાપ્ત થાય છે. તારા જેવી વિવેકી અને ધર્મી સ્ત્રી હોય છે, તેજ સ્વર્ગને પામે છે, અને સતીત્વના પ્રભાવે ત્રિલોકના જ્ઞાનને પણ પામે છે. માટે તું

તારા પ્રાણપ્રિય સ્વામીને અનુસરીને ચાલજે. એથી તું ત્રિલોકમાં ધર્મ, અને કીર્ત્તિને પામીશ." એ પ્રમાણે અનસૂયાએ સીતાજીને ઉપદેશની સાથે આશીશ દીધી હતી. આહા! કેવો સતીનો પ્રતાપ! ખરે! સતીત્વબળની તુલ્ય જગતમાં કંઇજ નથી.

સતી અનસૂયા ઘણાં શાસ્ત્રો જાણતી હતી. એક વખતે તે રસ્તામાંથી આવતી હતી, ત્યારે એક મુસાફરે પુછ્યું;—"આપ ક્યાં જાઓ છો?" અનસૂયાએ જવાબ આપ્યો કે;—"હું **વાલ્મિકી** ઋષિ પાસે અધ્યયન કરીને **અગસ્ત્ય** ઋષિના આશ્રમમાં વેદનું અધ્યયન કરવા જાઉ છું." આહા! પ્રાચીન આર્ય મહિલાઓને વિદ્યા સંપાદન કરવા ઉપર કેટલી બધી રુચી! કેટલો બધો પ્રયાસ! અને કેટલી બધી આકાંક્ષા! ધન્ય છે! પૂર્વના આર્યોને! કે જેમણે સ્ત્રી સમાજને માટે સરસ્વતી મંદિરનાં દ્વાર એવી રીતે સદા ખુલ્લાંજ રાખેલાં હતાં.

આ મહા સતી દેવીએ **દત્તાત્રેય, દુર્વાસા,** અને **ચંદ્ર,** જેવા મહા તેજસ્વિ પુત્રોને જન્મ આપ્યો હતો. એજ તેની કીર્ત્તિનો મહા પ્રકાશ છે. એવા પુત્ર રત્નોને જન્મ આપનાર દેવીનું પ્રાબલ્ય કેવું હશે, તે કહેવાની કાંઇ જરૂર નથી.

---

## નર્મદા.

આ મહા સતી **પ્રતિષ્ઠાનપૂર**માં[1] રહેનાર **સોમશર્મા** નામે એક વિદ્વાન બ્રાહ્મણની પુત્રી હતી. નર્મદાનો જન્મ થતાંજ તેની માતા મરણ પામી હતી. તેથી તેના પિતાએ તેનું પાલન પોષણ કરીને પાંચ વર્ષની કરી, એટલામાં વળી દૈવ ઇચ્છાથી તેનો પિતા પણ મહા કાળજ્વરના રોગથી મરણ પામ્યો. મરતી વખતે તેણે નર્મદાને પોતાના મિત્ર ચંદ્રચૂડને સોંપી હતી. ચંદ્રચૂડને કાંઇ સંતાન નહોતું, તેથી નર્મદાને પોતાની પુત્રીની પેઠે પાળી પોષીને મોટી કરી. અને વેદ, પુરાણાદિ શાસ્ત્રો, ઇતિહાસ, સંગીત, કાવ્ય, યોગ, અને ચિત્રકળા ઇત્યાદિ વિદ્યાઓ ભણાવીને હુશિયાર કરી હતી. નર્મદા જેવી હુશિયાર હતી, તેવીજ સ્વરૂપે સુંદર, સ્વભાવે સરળ, વિવેકી, અને વિનયવાળી હતી. તે યોગ્ય ઉમ્મરની થઇ ત્યારે તેનું સગપણ તેના જેવાજ ગુણ સ્વભાવવાળા વર સાથે કર્યું, પણ તે વર લગ્ન થતાં અગાઉજ મરણ પામ્યો. એમ પાંચવાર સગપણ કર્યું, અને પાંચે વર દૈવ ઇચ્છાથી પરણ્યા પહેલાંજ મરણ પામ્યા. તેથી નર્મદાએ ઘણો ખેદ પામી તપશ્ચર્યા કરવાનો સંકલ્પ કર્યો. અને મહાન્ સભાઓમાં જઇને અનેક શાસ્ત્રો તથા વેદાંતના મત મતાંતર વિષે સંવાદો ચલાવવા લાગી. ત્યાર પછી તેના જાણવામાં આવ્યું કે પતિની સેવા કર્યા વિના જપ, તપ, અને ઇશ્વર પૂજન વગેરે વૃત્તથી પણ સ્ત્રી પવિત્ર થઇ શક્તિ નથી. એવું સમજીને તેણે કૌશિક નામે બ્રાહ્મણની સાથે લગ્ન કર્યું. કૌશિક શરીરે મહારોગી હતો, તે છતાં નર્મદા કાંઇ પણ ભિન્નભાવ ન રાખતાં તેની પવિત્ર મનથી સેવા કરતી. પતિ કોઇ વખતે ક્રોધ કરે, અગર તુચ્છકારે તોપણ તે પ્રેમ અને સરળ સ્વભાવથી કહેતી કે;—

(૧) પૈઠણ

"હે પ્રાણાધાર! મારામાં કંઇ પણ અપરાધ ભૂલથી પણ થયો હોય, તો ક્ષમા કરશો. આપને શું પ્રિય છે? આપ જે કહો તે કરવા તૈયાર છું." એવાં પ્રિય વચનો કહી પતિને ખુશી કરતી.

એક પ્રસંગે સતી શિરોમણિ **અનસૂયાજી** પ્રતિષ્ઠાનપૂરમાં નર્મદાને મળવા સારૂ ગયાં હતાં. નર્મદાએ તેમને સામા જઇ તેડી લાવીને પ્રેમપૂર્વક આદર સત્કાર કર્યો. પછી સતી અનસૂયાએ કહ્યું કે;—"સતી નર્મદે! તું કુશાળ છે? તારા પ્રાણનાથના મુખ દર્શનથી આનંદમાં રહે છે? તારો પતિવ્રતા ધર્મ કુશળ છે? દેવી! જે સ્ત્રી પતિની પૂર્ણ પ્રેમથી સેવા કરીને પ્રાણ જતા સુધી તેનું રક્ષણ કરે છે, સાસુ સસરાને તીર્થ રૂપ ગણે છે, પતિને અનેક કાર્યોમાં સલાહ અને સહાયતા આપે છે, નિરંતર મધુર વચને બોલાવી સંતોષ પમાડે છે. તથા જે ચોરાશી લાખ અવતારમાં મનુષ્ય દેહ મેળવી જગતને સુખ અને હિતરૂપ કાર્યો કરે છે, તેને ધન્ય છે! જે જગતને ઉપકાર કરવામાં પ્રીતિવાળી થતી નથી, તેનાં જીવિત, ધન ધામ, ધરા, અને ગુણો વગેરે સર્વ વૃથા છે, જેણે સદ્ધર્મે વર્તિ બંને કુળનો ઉદ્ધાર કર્યો, તેનેજ કુળવાન કન્યા સમજવી. તેણેજ અસાર સંસાર ને સાર રૂપ કર્યો." ઇત્યાદિ સુબોધ વચનો કહ્યાં હતાં. તેના ઉત્તરમાં નર્મદાએ કહ્યું કે;—"ત્રિલોકને પવિત્ર કરનાર ભગવતિ અનસૂયા માતા! આપ જેવા સતીઓના પગની હું રજ છું. હું કશા લેખામાં નથી. આપ દીન દાસીપર કૃપા દ્રષ્ટિ કરી પધાર્યા એ ઘણું સારૂ કર્યું. આપ મારા યોગ્ય આજ્ઞા હોય, તે ફરમાવો" એ પ્રમાણે નમ્ર અને વિવેક વાણીથી જવાબ આપ્યો હતો. આ બને સતીઓના સંભાષણ ઉપરથી નર્મદા એ કેવી પતિવ્રતા અને પરમ ધાર્મિક સ્ત્રી હતી. તે સ્પષ્ટ દર્શાઇ આવે છે.



## સુકન્યા.

આ મહાદેવી **મનુના** પુત્ર **શર્યાતિ** રાજાની પુત્રી, અને મહાત્મા **ભૃગુ** ઋષિના પુત્ર **ચ્યવન** મુનિની પત્ની થાય. તે સ્વરૂપે સુંદર અને મનોહર હતી. તેમજ વિદ્યાકળામાં પણ કુશળ હતી. શર્યાતિ રાજાની રાજ્યધાનીથી થોડેક છેટે એક સુંદર વન હતું. ત્યાં ચ્યવન મુનિનો આશ્રમ હતો. એક વખતે શર્યાતિ રાજા પોતાની રાણીઓ અને સુકન્યા સહિત તે મુનિના આશ્રમવાળા વનમાં સુંદર સરોવર હતું, ત્યાં વિહાર કરવા સારૂ ગયો હતો. સુકન્યા પોતાની સખીઓ સાથે ફળ ફુલ વીણતી અને રમતી જ્યાં ચ્યવન મુનિ દ્રઢ આસનથી પ્રાણાયામ કરી, એકાગ્ર ચિત્તે તપશ્ચર્યા કરતા હતા, ત્યાં જઇ પહોંચી. અને અજાણતાં તેના હાથથી મુનિની બંને આંખો ફુટી જવાથી તે આંધળા થયા. તેથી મુનિએ રાજાના ઉપર ઘણો કોપ કર્યો. રાજાએ તે કોપ સમાવવા માટે મુનિની ઘણી પ્રાર્થના કરી. ત્યારે મુનિએ કહ્યું કે;—"રાજન! વરડપણ મહા દુઃખ છે. વળી તેમાં અંધાપો એથી ઘણી વિપત્તિ પડે છે. તે અવસરે તો સબંધમાં જોડાયેલ મનુષ્ય સિવાય બીજા કોઇથી ગરજ રાખીને ચાકરી કરી શકાતી નથી. હું વૃદ્ધાવસ્થામાં આવી દશામાં આવી પડ્યો છું, માટે મને તમારી રાજકુમારી સુકન્યાનું દાન આપો. તોજ તમારૂં કલ્યાણ થશે"

મુનિની આ વાત સાંભળીને રાજા ઘણો શોકાતુર થયો. અને વિચાર કરવા લાગ્યો કે, મારી દેવપુત્રી સરખી કન્યાને આ વૃદ્ધ અને અંધ તપસ્વીને હું શી રીતે આપી શકું? આથી તે ઘણોજ સંતાપ કરવા લાગ્યો. એ વાત સુકન્યાના જાણવામાં આવ્યાથી તે પિતાની પાસે જઇને કહેવા લાગી કે;—"પિતાજી! મિથ્યા શોક શા વાસ્તે કરો છો? હું તે મુનિશ્વરના આશ્રમમાં જઇને મારાથી પીડા પામેલા, તેમને ધીરા પાડીને મારૂં શરીર અર્પણ કરીશ. અને હુ તેમની અહોનિશ સેવા કરીને તેમને તપ કરવામાં મદદગાર થઇશ. તથા જે રીતે તેઓ પ્રસન્ન થશે તેમ કરીશ. માટે આપ લગારે ચિંતા ન કરો. આ મારો દ્રઢ નિશ્ચય થયો છે. તેમાં અટકાવ નહિ કરતાં મારી પ્રાર્થના માન્ય કરો."

શર્યાતિ રાજાએ સુકન્યાનાં આવાં વચન સાંભળીને મંત્રી મડળના સાંભળતાં તેને કહ્યું કે;—'હે પ્રિય પુત્રી! તું હજુ બાળા છે. વળી અબળા જાતિ છે. તેથી વનમાં રહી એ વૃદ્ધ અને અંધ મુનિની શી રીતે સેવા કરીશ? હું એ આંધળા ઋષિને તારા સરખી મનોહર અને રૂપ લાવણ્યતા વાળી કન્યાને કેમ આપું? માબાપે કન્યાને સ્વરૂપે સુંદર, વયે જુવાન, ગુણની કેવળ ખાણ, સર્વ વિદ્યામાં કુશળ, પાપ અને દારિદ્ર જેના કુળમાં પણ ન હોય, તેમ ધન અને ધાન્ય વગેરે સંપત્તિથી ભરપૂર હોય એવા નરને શોધી કન્યાદાન આપવું જોઇએ. તું બુદ્ધિશાળી છે. માટે હઠ ન કર. બાળા! તારાં વિશાળ નેત્ર અને મનોહર સ્વરૂપ ક્યાં? અને આ વનમાં રહેનાર વૃદ્ધ મુનિ ક્યાં? પુત્રી! એ મુનિ નિરંતર પર્ણકુટીમાં રહેનાર છે. તેની સાથે હું તને શી રીતે પરણાવી શકું?"

સુકન્યાએ પિતાશ્રીનાં આવાં વચન સાંભળીને પ્રસન્ન મુખથી કહ્યું કે;—"પિતાજી! તમે મારે માટે કશી ચિંતા કરશો નહિ. તમે સુખેથી એ તપસ્વી મુનિને મારૂં કન્યાદાન આપો. મને એથી ઘણો સંતોષ થશે. મેં મારા મનથી તેમનેજ પતિ કરી લીધા છે, માટે મારે તો હવે એજ પતિ છે. તેમની સાથે રહેવાથી હું ઘણી ખુશી થઇશ. હું એ નિરજન વનમાં તપ કરીને પૂર્ણ ભક્તિ વડે પતિ સેવામાં તત્પર રહીશ. હું સતી ધર્મમાં પ્રવિણ રહી યોગ્ય આચરણ કરીશ. પિતાજી! મને આ અસાર સંસારના ભોગ વિલાસની ઇચ્છા નથી. મારૂં ચિત્ત સ્વચ્છ છે. આ સંસારની માયા ખોટી છે. પિતા, માતા, કુટુંબ, પરિવાર, ભાઇ, બ્હેન, અને રાજપાટ, એ બધુ અચળ નથી. સર્વ આ દેખાતું જગત્ નાશવંત છે. મૃત્યું કોઇને છોડતું નથી. માટે આ સંસારમાં અવતરીને ધર્મ કર્મ તથા પતિ સેવા વગેરેમાં તત્પર રહી જેટલું બને તેટલું કરી લેવું જોઇએ. અંતે તેજ સાથે આવશે. માટે હે પિતા! મારે માટે કશી ચિંતા રાખશોમાં. આ મારા નિશ્ચયમાં ભંગ કરશો નહિ. મારાં ધન્ય ભાગ્ય કે આવા તપસ્વિ મહા મુનિ જેવા મારે પતિ થશે. તેમની સેવા વડે મારો ઉદ્ધાર થશે. એ મહા મુનિને ઉપરથી દેખીને અંધ અને વૃદ્ધ જાણશો નહિ. તેઓ જ્ઞાન ચક્ષુએ કરીને સર્વ દેખે છે, અને તપોબળે કરીને તે જુવાન છે. એ તમે નક્કી જાણજો. માટે આ મુનિને મારૂં કન્યાદાન આપો."

સુકન્યાનાં આવાં વચન સાંભળીને રાજા અને મંત્રિમંડળ સૌ સાનંદાશ્ચર્ય પામ્યા. પછી સર્વે જણ ઋષિના આશ્રમે ગયા, અને તેમને પ્રણામ કરીને રાજાએ કહ્યું કે;— "હે મુનિ! આપની સેવા કરવા મારી આ પુત્રી હું આપને અર્પણ કરૂ છું. તે આપ

વિધિ પૂર્વક ગ્રહણ કરો." પછી મુનિએ સુકન્યાની સાથે વિધિપૂર્વક લગ્ન કર્યું. રાજા પુત્રીને પરણાવીને જ્યારે ઘેર જવા તૈયાર થયો, ત્યારે સુકન્યાએ કહ્યું કે;—"પિતાજી! મારાં આ ઉત્તમ વસ્ત્રો અને ઘરેણાં વગેરે સર્વ અલંકારો લેઇ જાઓ. હું હવે મુનિની સ્ત્રી તપશ્ચર્યાને યોગ્ય વેષ ધારણ કરી મારા પતિની સેવા કરીશ. તેથી ત્રિલોકમાં આપની કીર્તિ અચળ રહેશે. હું પરલોકના સુખને માટે મારા પ્રિય પતિની અહોનિશ સેવા કરીશ. અને જેમ સતી સીતા, તથા અનસૂયા વગેરે સતીઓએ પોતાના પતિમાં પ્રેમ રાખી પોતાનું શિયળ ભંગ થવા દીધું નથી, તેમ હું પણ મારૂં શિયળ સાચવી પતિ સેવામાં તત્પર રહીશ. હું મારો પતિવ્રતાનો ધર્મ ગમે તે થશે, તોપણ ચૂકીશ નહિ. આપ મારે વિષે કંઇ પણ ચિંતા કરશો નહિં."

સુકન્યાનાં આવાં વચન સાંભળીને રાજાને હર્ષનાં આંસુ આવ્યાં. તેમજ તેણે વલ્કલ તથા મૃગચર્મ પહેરેલું જોઇને રાણીઓને પણ હર્ષનાં આંસુ આવ્યાં. આ વખતે સર્વ વ્યાકુળ ચિત્તે થઇ ગયા. પછી સુકન્યાને મુનિ પાસે મૂકીને સર્વ શેહેરમાં ગયા. રાજાના ગયા પછી ધર્મમાં એક નિષ્ઠાવાળી સુકન્યા અગ્નિહોત્રના કાર્યમાં પતિને મદદ કરી સેવા કરવા લાગી. નિત્ય વનમાં જઇને ફળ, ફુલ, કંદ, મૂળ, અને લાકડાં વગેરે લાવી હાજર કરતી. નાહાવાને પાણી, પહેરવાને વસ્ત્ર, અને બેસવાને મૃગચર્મ એ સર્વ તૈયાર રાખતી. પ્રાતઃકાળે અને સાયંકાળે નિત્યકર્મ કરવા માટે જળ, તલ, દર્ભ, પંચપાત્ર, ભસ્મ, અને કમંડળ વગેરે સામગ્રી લાવીને સ્વામીની આગળ રજુ કરતી. નિત્યકર્મ થયા બાદ નિત્ય નિમીત વખતે ભોજન કરાવતી, અને સુવાની વખતે શય્યા તૈયાર કરતી. એ સર્વ થઇ રહ્યા પછી સ્વામીની આજ્ઞા લેઇને પોતે ફળાહાર કરતી. તે સિવાય પતિ જે આજ્ઞા કરે તે કરવા માટે તૈયાર રહેતી. પતિને હમેશાં નિવૃત્તિની વખતે પતિવ્રતાના ધર્મ વિષે પ્રશ્ન પુછતી. ઉષ્ણકાળમાં પંખાથી પવન નાખતી. અને શીતકાળમાં અગ્નિ સળગાવી તપાડતી. બે ઘડી રાત્રિ બાકી હોય, તે વખતે પતિથી પહેલાં ઉઠીને સર્વ સામગ્રી નિત્ય મુજબ તૈયાર કરતી. આશ્રમમાં કોઇ પણ અતિથિ આવે તો તેનો પ્રેમપૂર્વક આદરસત્કાર કરતી. પતિને સદા સંતોષી પોતે પણ આનંદમાં રહેતી. એ પ્રમાણે આ સતીએ રાજ્ય વૈભવના સુખને તુચ્છ ગણી, અરણ્યમાં રહીને પતિભક્તિમાં મોટું સુખ માન્યું. અને પતિ સેવાનો અપૂર્વ મહિમા જગતના લોકોને દેખાડીને પોતાનું નામ અમર કર્યું છે. ધન્ય છે! એવી સતીઓને!



થાય. તે મહા વિદુષી અને ધાર્મિક હતી. નાની વયમાંથીજ તેના પિતાએ ધર્મ, નીતિ, અને બીજાં શાસ્ત્રોનું અધ્યયન તેને કરાવ્યું હતું, હાલના આપણા રાજાઓ પોતાની કુંવરીઓને મોટાં મનાતાં રાજસ્થાનોમાં પરણાવવામાં વધારે વડાઇ ગણે છે. પછી તે રાજકુમાર ગમે તેવા ગુણનો હોય, બે ચાર કે તેથી અધિક સ્ત્રીઓને તે પરણેલો હોય, તોપણ તેની દરકાર નહિ કરતા તેવા સાથે પરણાવી દુઃખરૂપી કૂવામાં નાખે છે. તેથી અનેક ભેગી એક આ બિચારી પણ સંસારનો કશો લહાવો ન લેતાં ઓઝલ રૂપી કેદખાનામાં પડી પડી સડે છે. તેમને નથી મળતું પતિ તરફનું પૂર્ણ સુખ, કે નથી મળતું યોગ્ય રીતે હરવા ફરવાનું, કે નથી મળતું પતિ સહવાસમાં રહી પ્રીતિ સંપાદન કરી પત્નીધર્મ બજાવવાનું સુખ. આથી તેઓ બિચારી જેમ તેમ કરી પોતાનો ભવ પૂરો કરે છે. પ્રાચીનકાળમાં તેમ નહોતું. તે વખતે તો રાજ સત્તા કે સમૃદ્ધિ બળ વગેરે કશુંએ નહિ જોતાં માત્ર પોતાની પુત્રી જ્યાં સુખી થાય, ત્યાં એક પત્નીની ઇચ્છા રાખવાવાળા ગુણવાન પતિને શોધી પુત્રીની પ્રસન્નતા પ્રમાણે પરણાવવામાં આવતી. એવીજ રીતે આ લોપામુદ્રાને રાજ સમૃદ્ધિ વગરના પણ તે સમૃદ્ધિને હઠાવે એવા તપ સમૃદ્ધિવાળા મહાત્મા મિત્રાવરૂણના પુત્ર અગસ્ત્ય ઋષિ જે મહાવિદ્વાન, તેજસ્વિ, સદ્‌ગુણી અને તપસ્વી હતા, તેમની સાથે પરણાવી હતી. આ ઋષિની પ્રત્યક્ષ સમૃદ્ધિ જોઇએ તો પોતાના રક્ષણને માટે પલાસના લાકડાનો દંડ, પાણી પીવાને કમંડળ, રહેવાને અરણ્યમાં એક નાની ઝુંપડી, અને પહેરવાને વલ્કલ વસ્ત્ર, એટલુંજ ફક્ત હતું. તોપણ લોપામુદ્રાએ તેમાં વધારે સુખ માની રાજ વૈભવને તુચ્છકારી એ ઋષિ જોડે ખુશીથી લગ્ન કર્યાં હતાં. અગસ્ત્ય ઋષિએ પ્રથમ લોપામુદ્રા પોતાને આપવાની વિદર્ભ રાજા પાસે માગણી કરી, ત્યારે રાજવૈભવના મોટા સુખમાં ઉછરેલી પોતાની પુત્રીને એવા વૈભવ વગરના ઋષિને આપવા તે ખુશી થયો નહિ. પરંતુ ઋષિની આજ્ઞા ઉલ્લંઘન કરવી, એ પણ મોટા દુઃખનો વિષય હતો. તેથી તેને રાત્રી દિવસ ઘણી ચિંતા થવા લાગી. આ વાત જ્યારે લોપામુદ્રાના જાણવામાં આવી ત્યારે પિતાને સંતાપ કરતાં અટકાવીને કહ્યું;—"પિતા! એ મહર્ષિની પત્ની થવામાં હું લગારે દીલગીર નથી. આપ શા માટે વ્યર્થ વિલાપ અને પરિતાપ કરો છો? આપને વળી શી વિપદ છે? હું જોઉં છું કે, આપના સૌભાગ્યનો ઉદય થયો છે. તેથીજ ત્રિલોકમાં પૂજાયેલા અને આખા વિશ્વનું હિત ઇચ્છનારા ધાર્મિક મુનિવર અગસ્ત્ય આપના જમાઇ થવાને ઇચ્છે છે. તેમની સ્ત્રી થવાથી મને જે કષ્ટ પડશે, તેનું આપે જે વર્ણન કર્યું, તેને હું કષ્ટ ન સમજતાં મારા પરમ સૌભાગ્યની નિશાની માનું છું. પૃથ્વીમાં જેટલા પ્રકારનાં સુખ છે, તેમાં ધર્માચરણ સુખ એજ શાશ્વત સુખ છે. એ અચળ–હમેશનું સુખ છે. બીજા સુખમાં વાસનાની તૃપ્તી છે, પરંતુ ધર્માકાંક્ષા અતૃપ્ત છે. પિતા! ધર્મનું સુખ, વિલાસવાળા રાજપ્રાસાદ કરતાં વનમાં વધારે સુલભ છે. જ્યારે મહર્ષિની પત્ની થવાથી એ સર્વ સુખ મને મળવાનું છે, ત્યારે કોઇ રાજપુત્રની પત્ની કરવામાં શું વધારે ફાયદો છે? આપ મને વનવાસીના હાથમાં આપવા દીલગીર થાઓ છો, પરંતુ શાન્તી દાતા સાધુની સાથે વનમાં રહેવા કરતાં સંસારીઓની સાથે રાજભવનમાં રહેવું શું વધારે સુખદાય છે? હું મહર્ષિની પત્ની થવાની ઇચ્છા રાખુ છું. માટે આપ સર્વ દુઃખ અને પરિતાપ તજીને મારૂં તે મહ-

પિને દાન કરો. હું તેમને જોઇને ડરીશ નહિ. ધાર્મિક માણસ કદી પણ દર્શનમાં ભીષણ ન હોય. હું જરૂર તેમના દર્શનથી પ્રીતિનો લાભ પામીશ."

વિદર્ભ રાજા પોતાની કન્યાનાં આવાં ધર્મનિષ્ઠા ભરેલાં વાક્યો સાંભળીને આશાવંત થયો. અને પછી લોપામુદ્રાને મહર્ષિ અગસ્ત્ય ઋષિના હાથમાં સમર્પણ કરી. લોપામુદ્રા પરણીને સ્વામી સાથે રહી. તેણે હવે રાજ્યવૈભવને તુચ્છકારી પોતાના પિતા તરફથી સા સરવાસામાં રાજપુત્રીને યોગ્ય ઉત્તમ વસ્ત્રાલંકાર વગેરે જે મળ્યું હતું, તે બધાને દૂર ફેંકી પોતાના પતિની સમૃદ્ધિને યોગ્ય વલ્કલ વસ્ત્ર ધારણ કર્યાં. વાઘ, વરૂ, ચિત્તા, વગેરે ફાડી ખાનારાં પશુઓના ભયંકર શબ્દોથી ગાજી રહેલા અરણ્યમાં પતિ સંગે રહેવામાં પૂર્ણ સુખ માનીને આનંદથી તેની પાછળ પાછળ ચાલી નીકળી. જેણે કદી ટાઢ, તાપ, કે વરસાદ વેઠેલ નહિ, કે પગે ચાલેલ નહીં; તેવી કોમળ અંગની સ્ત્રી મન, વચન અને કર્મથી સ્વામીની સેવામાં એક રૂપ થઇ દિવસ નિર્ગમન કરવા લાગી.

આ સાંભળી કોને આશ્ચર્ય ન થાય? જે સ્ત્રી રાજ વૈભવમાં ઉછરેલી, તે વનમાં યોગિનીને વેષે પતિ સંગે પોતાનું કર્તવ્યકર્મ કરવા ચાલી નીકળી!! આહા! શાબાસ છે, સતી તને!, અને શાબાસ છે તારા માતપિતાને કે, તેમણે તારા જેવી પુત્રીને જન્મ આપ્યો!

સતી લોપામુદ્રા પતિની આજ્ઞાનુસાર રહી તેમની ઇચ્છા પ્રમાણે સદા ચાલતી. સ્વેચ્છાએ કંઈ પણ કરતી નહીં. નિત્ય પતિને ભોજન કરાવ્યા પછી પોતે ભોજન કરતી, સુતા પછી સુતી, અને ઉઠયા પહેલાં ઉઠતી હતી. સ્વામી કંઇ પણ કારણથી કહે તો તે ધીરજથી સાંખી રહી સામો ઉત્તર પણ વાળતી નહિ. પતિને યોગ્ય સલાહ અને મદદ આપતી. કદી અસંતોષી થતી નહીં. વળી તેનો એક એવો મોટો નિયમ હતો કે;—"અતિથિ, ગાય, અનાથ અને કુટુંબીઓને જમાડ્યા પછી જમતી." આ મહાન્ વ્રત તેણે જીંદગી પર્યંત પાળ્યું હતું. તે ઉત્સવ કે શુભ કાર્યમાં પતિની આજ્ઞા લેઇ ધામધુમથી કામે લાગતી, અને પૂરૂં કરે મૂકતી. એવી તે ખંતી અને ઉત્સાહી હતી. તેનો ધ્યાન, જ્ઞાનનો વિષય માત્ર ઇશ્વર અને પતિજ હતો. તેણે પોતાના પતિ પાસેથી તત્વજ્ઞાન મેળવ્યું હતું. અને તપશ્ચર્યા કરી દેહનો ક્ષય કર્યો હતો. તેણે પોતાની વિદ્વતાથી રૂગ્વેદનાં કેટલાંક ઋક્ રચેલાં છે. તેનાં ઘણાં પ્રમાણ વેદમાંથી મળે છે.

સતી લોપામુદ્રાએ એક મહા તેજસ્વી પુત્રને જન્મ આપ્યો હતો. તેનું નામ દઢસ્યુ હતું. તે બાળપણથી ઇંધન એકઠાં કરતો હતો, તેથી તેનું નામ ઇધ્મવાહ પડયું હતું. અગસ્ત્ય ઋષિનો આશ્રમ એક જગ્યાપર નહોતો; પરંતુ સુતીક્ષ્ણ મુનીએ રામને જે પ્રકારનો માર્ગ બતાવ્યો હતો, તેપરથી જણાય છે કે, તેમનો આશ્રમ દંડકારણ્યમાં હતો. આ અરણ્ય ગોદાવરી નદીના ઉત્તર કિનારા ઉપર છે. મહાભારતમાં તો તેમનો આશ્રમ ગયા પાસે હતો, એવું જણાવેલું છે. સતી લોપામુદ્રાએ પતિ સગે ઘણા દેશ વિદેશમાં મુસાફરી કરી હતી. તેમજ સમુદ્ર પર્યટણ કર્યું હતું. અગસ્ત્ય મુનિએ ઘણી શોધો કરેલી છે. તેઓ સમુદ્ર પી ગયા, એમ જે કહેવાય છે; તેની મતલબ એવી જણાય છે કે, તેમણે પૃથ્વીના ઘણા સમુદ્રોમાં સફર કરી હતી. એ સફરમાં તેમણે પ્રથમ હોડી—વહાણની રચના શોધી કહાડી હતી. આજ આપણે જે સંખ્યાબધ વહાણો જોઇએ છીએ, તે બધો એ ઋષિની મૂળ શોધનોજ પ્રતાપ છે.

એ રીતે સતી લોપામુદ્રા એક રાજાની કન્યા છતાં તેણે રાજ્યવૈભવન સુખની સ્પૃહા ન રાખતાં સંસારના વૈભવ રહિત જંગલમાં રહેનાર ઋષિને સ્વઇચ્છાથી વરી હતી. રાજમંદિર છોડીને વનમાં ઋષિ-મુનિઓને રહેવાની પર્ણકુટિમાં જઇને વસી હતી. અને રાજ્ય પોશાક તથા આભુષણો ઉતારીને વલ્કલ પહેરવામાં તથા ફળાહાર કરવામાં અતિશય આનંદ માન્યો હતો. એ સર્વ કરવાને તેને તેના અધ્યાત્મિક જ્ઞાન બળે ઉશ્કેરી હતી. જો કે જ્ઞાન તેને અંતે સુખદાયી થઇ પડયું હતું. એટલુંજ નહિ પરંતુ તેનું કીર્તિવંત નામ જગતમાં કાયમ રાખવાને એજ જ્ઞાન કારણભૂત થયું છે. મહાત્મા અગસ્ત્ય જેવા મહર્ષિની પત્ની થઇને લોપામુદ્રાએ જેવો લાભ મેળવ્યો છે, તેવો તે રાજ્યદ્વારમાં કોઇ રાજાની રાણી થઇને કદિ પણ મેળવી શકત નહિ. તેણે દીર્ઘ દ્રષ્ટિ વાપરીને પોતાના આત્માના કલ્યાણનો માર્ગ ગ્રહણ કરતાં પોતાને જન્મ આપનાર પિતાનું પણ શુભ ઇચ્છયું છે. પિતાની ઇચ્છા ન છતાં પોતે ઋષિને વરીને ઋષિના કોપમાંથી પિતાને મુક્ત કર્યા હતા. એમ તેણે પિતાની યોગ્ય સેવા બજાવીને પોતાનું કાર્ય સાધી લીધું હતું. એકંદરે વિચાર કરતાં લોપામુદ્રાની પિતૃભક્તિ, પતિભક્તિ, અને સહનશીલતા, ખરેખર સ્તુતિપાત્ર છે. એવા પ્રૌઢ ગુણવાળી સતી દેવીને ધન્ય છે.!

## અરૂન્ધતી.

સતી અરુન્ધતી મહાત્મા વશિષ્ટ ઋષિની પત્ની થાય. તે બહુ વિદ્વાન અને પતિવ્રતા હતી. તેનું પાતિવ્રત્ય સર્વને અનુકરણ કરવા યોગ્ય છે. તે પ્રથમ અવસ્થામાં વ્યવહારમાં નિપુણ હતી, પરંતુ પાછળથી ધર્મ વૈરાગ્યથી પતિ સહવર્તમાન હિમાલય ઉપર જઇને તપસ્વીનિના વેષમાં પોતાની જીંદગી પૂરી કરી હતી. આપણે કોણ અને આ જગત્ શું? એ તથા ઇશ્વર સંબંધી જ્ઞાન અને દૈહિક તથા માનસિક ધર્મોની ભિન્ન સમજણ કે જે સનક, સનકાદિક પૂર્વના મહાન્ ઋષિઓની હતી, તે એણે પ્રકાશિત કરી. તથા આર્યોને જ્ઞાન માર્ગે દોર્યા, તેમજ વ્યવહારિક લાજ-મર્યાદાના વિષયપર વિવેચન કરવામાં અને આર્યો ઉદ્યોગી બને એવું સમજાવવામાં પણ તેણે પતિ સાથે રહી ઘણો પ્રયત્ન કરેલો છે. તે પોતાના સ્વામીને ઘણીજ પ્રિય હતી. તેણે સર્વ કાર્યમાં સ્વામીને સલાહ અને સદ્ભાવના આપીને સંતોષ્યા હતા. વિવાહમંત્રમાં લખ્યું છે કે;—"કન્યાએ વિવાહને સમયે એવું કહેવું કે, અરૂન્ધતી! હું તમારી પેઠે મારા સ્વામીની સેવામાં મગ્ન રહું, એવી મારી પ્રાર્થના છે." આ ઉપરથી જણાશે કે, આ સતી અરુન્ધતી કેવી પતિવ્રતા નારી હતી.!

અરુન્ધતીને શક્તિ નામે એક પુત્ર હતો. તેને તેણે ઉત્તમ શિક્ષણ આપીને વિદ્વાન બનાવ્યો હતો. આ શક્તિ તે પ્રખ્યાત મહાત્મા પારાસર ઋષિના પિતા થાય. અરુન્ધતીએ વળી વેદપર ભાષ્ય કર્યું છે. તે પોતાના અનેક ગુણોથી આર્યોમાં પ્રસિદ્ધ થઈ માનને પામી ગઇ છે.

# રેણુકા.

આ સતી ત્રેતાયુગમાં થઇ ગયેલા મહાત્મા જમદગ્નિ ઋષિની પત્ની, અને રેણુક રાજાની પુત્રી થાય. તે પરમ પવિત્ર અને સાધુવૃત્તિની હતી. તેણે શાસ્ત્રાભ્યાસ કર્યો હતો. વળી પતિ પાસેથી તત્વજ્ઞાન મેળવીને યોગ સાધનામાં તે પ્રવિણ થઇ હતી. આ પવિત્ર મનની સતીને પેટે પ્રભુ રૂપ ગણાયેલા મહાત્મા પરશુરામનો જન્મ થયો હતો. રેણુકાએ તેમને બાળપણમાં શિક્ષણ આપીને ધીરવીર અને જ્ઞાની બનાવ્યા હતા. તેથીજ તેઓ આગળ જતાં મહાન્ પંક્તિએ પહોંચ્યા હતા. ઉત્તમ માતાને પેટે ઉત્તમ પ્રજા થાય, એ આ પરથી સિદ્ધ થાય છે.

એવું કહેવાય છે કે, સતી રેણુકાજી પોતાના સતીત્વથી અંચળામાં (લુગડાના રૂમાલમાં) ગંગા નદીમાંથી ગંગાજળ નિત્ય ભરી લાવતાં હતાં. એક પ્રસંગે તેઓ ગંગાજળ લેવા સારૂં ગંગા કિનારે ગયાં હતાં, ત્યાં ગાંધર્વોનો રાજા પોતાની સ્ત્રીઓ અને અપ્સરાઓ સહિત ક્રીડા કરવાને આવ્યો હતો. તેનો રાજસિ વૈભવ જોઇને સતીના મનમાં રજોગુણી કલ્પનાઓ થવા લાગી. અને તેનું સતીત્વ નષ્ટ થયું તેથી તે દિવસે અચળામાં જળ રહી શક્યું નહિ. એ જોઇને સતી ઘણી ભયભિત થઇ વિમાસવા લાગી કે;—અહો દૈવ! આ શું થયું? પતિ ભક્તિની સમૃદ્ધિ જે રજોગુણી સમૃદ્ધિને પણ હઠાવે એવી તેને હું કેમ ભૂલી? હું રાજ સમૃદ્ધિ તજીને આ પરમ દૈવત રૂપ ઋષિને પરણી, રાજ સમૃદ્ધિ કરતાં તપ સમૃદ્ધિને મેં વ્હાલી કરી, અને મેહેલને બદલે મેં વનની ઝુંપડીને પસંદ કરી, તથા ઉત્તમ વસ્ત્રાલંકાર તજીને વલ્કલ ધારણ કર્યાં, તે છતાં મને રજોગુણી કલ્પના કેમ આવી? અરે! મારા ઉપર દૈવકોપ થયો કે શુ! એ પ્રમાણે ખેદ કરતી સતી આશ્રમે આવી. અને પોતાના સ્વામીને કહ્યુ, પ્રાણાધાર! આજે અંચલાની અદર જળ આવી શક્યું નહિ, માટે કૃપા કરી પાત્ર આપો તો તેમાં હું ભરી લાવું. ઋષિ પ્રિયાનાં આવાં વચન સાંભળીને બહુ આશ્ચર્ય પામ્યા. પછી તેમણે યોગબળથી જાણી લીધુ કે સતીની કલ્પના રજોગુણી થવાથી તેનું સતીત્વ નષ્ટ થયું છે. આ જોઇ તેમને ઘણો ક્રોધ ચડયો. અને પોતાના પુત્ર પરશુરામને આજ્ઞા કરી સતીનો શિર છેદ કરાવ્યો, પરંતુ પરશુરામની વિનતિથી ઋષિએ પોતાના તપોબળે કરીને પાછી તેને સજીવન કરી હતી. હાલના સમયમાં પ્રાચીન કાળના જેવાં પવિત્ર મનનાં તપોબળી સ્ત્રી પુરૂષો આર્યાવૃત્તમાં નથી. તેથી ઉપરની વાત કદાચિત અસંભવિત જેવી લાગશે ખરી. પરંતુ તે કાળનાં સત્વગુણી તપોબળીની શક્તિ કાંઇક અલૌકિકજ હતી.

મહાત્મા જમદગ્નિ ઋષિનો આશ્રમ ગંગા કિનારે હતો. ત્યાં એક વખતે સહસ્રાર્જુન રાજા કેટલુંક સૈન્ય લેઇને મૃગયા રમવા સારૂ આવ્યો હતો. રેણુકાજીની બ્હેન જે સહસ્રાર્જુન સાથે પરણાવી હતી, તે પણ આ વખતે તેની સાથેજ હતી. રેણુકાજી બ્હેનને ઘણે વર્ષે મળીને ખુશી થયાં. પછી ઋષિએ સહસ્રાર્જુનને જમવાનું આમંત્રણ કર્યું. અને સર્વ સૈન્યને ભાવનાં ભોજન જમાડયાં. આ જોઇને સહસ્રાર્જુન આશ્ચર્ય પામ્યો કે, ઋષિની સમૃદ્ધિમાં તો ફક્ત આ નાની સરખી ઝુંપડીજ છે. તેમાથી તેમણે આ લાખો

માણસોને જમાડયાં. માટે મહા-નર્મ કાંઇક ચમત્કાર હોવો જોઇએ. એમ વિચારી ગુપ્ત શોધ કરાવતાં અંદર "કામધેનુ—ગાય" છે, એમ જાણવામાં આવ્યું. તેથી તે લેવાની તેની વૃત્તિ થઇ. પણ ઋષિએ તે આપવાની સાફ ના કહી. ત્યારે રાજાએ બળજોરીથી લેવા સૈન્ય મોકલ્યું. પણ ઋષિની શક્તિ કાંઇ થોડી નહોતી. બંને પક્ષ વચ્ચે જબરૂં યુદ્ધ થયુ. અંતે જમદગ્નિ ઋષિના પુત્ર પરશુરામે સહસ્ત્રાર્જુનને તેના સૈન્ય સુદ્ધાં કાપી નાખ્યુ. એટલુંજ નહિ પણ એવા દુષ્ટ બુદ્ધિના ક્ષત્રિઓનો એકવીશ વાર નાશ કરીને પૃથ્વી નક્ષત્રી કરી.

સતી રેણુકાજી પરમ ધાર્મિક અને પતિવ્રતા હતાં. તેમણે પરશુરામ જેવા ઇશ્વરાવતાર ગણાયેલા પરાક્રમી પુત્રને જન્મ આપ્યો, એજ તેમની મોટાઇનો પુરાવો પ્રત્યક્ષ છે.

---

## અહલ્યા[1].

આ મહા સતી મહાત્મા શ્રી **ગૌતમ ઋષિની** ધર્મપત્ની થાય. તે મહા તેજસ્વિ અને ગુણવાન હતી. ગૌતમ ઋષિ પણ મહા વિદ્વાન, તપનિધાન, અને તત્વજ્ઞ હતા. તે પોતાની પ્રબળ શક્તિથી સર્વમાં માન પામીને ઋષિ મુનિઓમાં અગ્રેસર ગણાતા હતા. સતી અહલ્યા પતિગૃહમાં આવીને સ્વામીની સેવા, ગૃહકાર્ય, ધર્મોપદેશ, ધર્મનીતિવાળાં કૃત્યો, તપ, અને ઇશ્વર ભક્તિ વગેરે કરવા લાગી. તેથી તે પણ સર્વ સતીઓમાં શ્રેષ્ટતાને પામી. તેને **શતાનંદ** નામે પુત્ર, અને **અંજની** નામે પુત્રી, એમ બે સંતાન થયાં હતાં. સતી અહલ્યા અને તેમના પતિ વચ્ચે પરસ્પર ઘણો પ્રેમ હતો. તેમના મહા તપોબળે કરીને તેમની સુકીર્ત્તિ પૃથ્વીમાં સર્વ ઠેકાણે પ્રસરી હતી. એમ તેઓ સર્વ પ્રકારે સુખી હોઇને આનંદમાં દિવસ નિર્ગમન કરતાં હતાં. પરતુ ઇશ્વિરની ગહન ગતિ છે. તેની કળા કોઇથી કળી શકાતી નથી. તેમના એવા સુખમાં ભંગ થવાનો વખત અકસ્માત આવી પડયો. એવું બન્યું કે, એક પ્રસંગે ગૌતમ ઋષિની ગેરહાજરીમાં તાદશ તેમના જેવો વેશ લેઇને ઇંદ્ર રાજા સતી અહલ્યાને છળવા આવ્યા. સતીએ સુરમાયાના છળકપટથી ભૂલી તેમને પતિ જાણ્યા. પરતુ જેવામાં એ પાપવૃત્તિવાળો રાજા પોતાની ધારણા પાર પાડવાનો પ્રપંચ કરતો હતો, તેવામાં ગૌતમ ઋષિ ઘેર આવ્યા. એટલે સતીએ તુરત ચેતી જઇ કપટીનું કપટ જાણી લીધુ. અને તેને ઘણો ધિક્કાર આપ્યો. સતી કેવળ શુદ્ધ મનની હતી, અને ઇશ્વર કૃપાથી તેનું શિયળ ભંગ થયું નહોતું. તે છતાં ઋષિએ ક્રોધ કરીને સતીને શાપ આપ્યો કે;—"તું સુરમાયામાં ભૂલી પતિને ઓળખ્યા નહિ, તેમ કપટીનું કપટ જાણ્યું નહિ, માટે તું **શલ્યા** થજે." પતિની એવી શિક્ષાથી સતીએ દીનપણે કહ્યું કે;—"પ્રાણનાથ ! મને ક્ષમા કરો. હું કપટીનું કપટ જાણી શકી નહિ. મેં તો આપને જાણ્યા હતા. માટે દીન અબળાપર દયા કરી અનુગ્રહ કરો. હું પાછી આપનું દર્શન ક્યારે પામીશ ?" સતીનાં દીન વચન ઉપર દયા આવવાથી ઋષિએ કહ્યું કે;—"હાલ હું કાંઇ કરી શકતો નથી. પણ સૂર્યવંશમાં નારાયણ ભગવાન **રામાવતાર** ધરશે. તેમના ચરણ

---

(૧) પાંચ મહા સતીઓમાની એક.

સ્પર્શથી તારો ઉદ્ધાર થશે. અને તું પૂર્વ સ્વરૂપને પામી મને આળીશ." એ પ્રમાણે કહેતાંજ તે શલ્યારૂપ થઇ પડી હતી! ત્યાર પછી ઋષિ પ્યારી પત્નીના વિયોગથી ઘણા ઉદાસ ને દુઃખી થયા હતા. તેમના ગૃહસ્થાશ્રમમાં એ પ્રમાણે વિપ આવી પડવાથી તેઓ ઉદાસ થઇને આશ્રમ તજી ફક્ત મૃગચર્મ અને કમંડલું લેઇને શોકાતુર ચિત્તે બદ્રિકાશ્રમમાં ગયા. અને સતીનો ઉદ્ધાર થતાં સુધી ત્યાં રહીને તપ કર્યું. પછી જ્યારે અયોધ્યાના મહારાજા દશરથને ઘેર **શ્રી રામચંદ્રજી** જન્મ્યા, અને તેઓ પોતાની પંદર વર્ષની ઉમ્મરે મારીચ વગેરે રાક્ષસો કે જેઓ બ્રાહ્મણોના યજ્ઞ ભ્રષ્ટ કરતા હતા, તેમને મારીને મહાત્મા વિશ્વામિત્ર ઋષિની સાથે મિથિલાપુરીમાં જતાં માર્ગમાં સતી અહલ્યા જે શલ્યારૂપે પડી હતી, તેને શ્રીરામના ચરણની રજનો સ્પર્શ થવાથી શલ્યારૂપ મટીને તે પાછી પૂર્વ સ્વરૂપને પામી હતી! સતી અહલ્યાએ રામચરણમાં સજળ નેત્રથી ગદ્‌ગદ્‌ કંઠે તેમને આશીર્વાદ આપ્યો કે;—"હું આપના પ્રતાપથી પૂર્વ સ્વરૂપને પામી, માટે તમે જનક કન્યા સીતા જે સાક્ષાત્ લક્ષ્મીરૂપ છે, તેને પામશો." ગૌતમ ઋષિએ સતીનો ઉદ્ધાર થયાની ખબર યોગબળથી જાણી. તેથી તેઓ તુરત સતી અહલ્યાની પાસે આવીને તેને મળ્યા. સતીએ પોતાના સ્વામીને નિહાળતાંજ ગદ્‌ગદ્‌ કંઠે થઇ સજળ નેત્રે હર્ષભેર પ્રેમથી ભેટી પ્રણામ કર્યો. ઘણી મુદતના વિયોગ પછી આ દંપતિનો સમાગમ થવાથી સર્વને ઘણો આનંદ થયો. ત્યાર પછી રામચંદ્રજી તથા વિશ્વામિત્ર અને લક્ષ્મણ વગેરેને મળીને ગૌતમ ઋષિ સતી અહલ્યાને તેડી પોતાને આશ્રમે ગયા. ત્યાં તેમણે ઘણા પ્રેમ અને સુખમાં પોતાનું બાકીનું આયુષ્ય પૂરૂં કર્યું.

ઉપર પ્રમાણે **રામાયણમાં** કથા છે. ઋષિના શાપથી અહલ્યાની શલ્યા થઇ, અને પાછી રામચંદ્રજીના ચરણની રજના સ્પર્શથી અહલ્યા થઇ. એ વાર્તા બહુ અલૌકિક છે. તેની સત્યતા વિષે ગમે તેમ હો, પણ એટલું તો ખરૂં છે કે અહલ્યા ખરેખર મહાસતી અને સાધ્વી દેવી હતી. તેમ ગૌતમ ઋષિ મહાત્મા પુરૂષ હતા. તેમનો પ્રતાપ આજે પણ પૃથ્વીમાં પ્રસિદ્ધ છે. સતી અહલ્યાને તેના સ્વામીએ મોટી શિક્ષા કરી તે છતાં મનમાં કાંઇ પણ ભિન્નભાવ ન રાખતાં દીનપણાથી માગ્યું કે,—"પ્રાણનાથ! હું આપનાં દર્શન ફરી ક્યારે પામીશ?" આટલા ન્હાના વાક્યથી પણ તેના પતિપરના અખંડ પ્રેમની તથા શુદ્ધ ભાવની ખાતરી થઇ શકે છે. મહાત્મા ગૌતમ ઋષિનો પ્રેમ પણ પત્નીપર તેવોજ હતો. તેમણે ક્રોધાવેશમાં શાપ દીધા છતાં પત્નીના વિયોગથી ઉદાસ રહીને તેને ફરી મળતાં સુધી તપશ્ચર્યા કર્યા કીધી, એ તેમના અપૂર્વ પ્રેમની પ્રૌઢ નિશાની છે. ધન્ય છે! એવાં પ્રેમી જોડાંને!



## મૈત્રેયી.

આ ધર્મનિષ્ટ અને પવિત્ર બાઇ મહાત્મા યાજ્ઞવલ્ક્ય ઋષિની પત્ની થાય. તે બહુ ઇશ્વર ભક્ત અને પતિવ્રતા હતી. તેણે આધ્યાત્મિક જ્ઞાન રૂપી જળથી પોતાનું અંતઃકરણ શુદ્ધ કર્યું હતું તે પોતાના પતિ પાસેથી જ્ઞાનોપદેશ લેતી, અને બીજાઓને મતાને આ-

વાનો ઉપદેશ કરતી હતી. મહાત્મા યાજ્ઞવલ્ક્ય ઋષિને કાત્યાયની નામે બીજી પત્ની હતી. તેની સાથે સતી મૈત્રેયી ઘણીજ સ્નેહ ભાવ રાખીને વર્તતી હતી.

યાજ્ઞવલ્ક્ય મુનિએ **શુકલ યજુર્વેદ સંહિતા** અને **બૃહદારણ્યક ઉપનિષદ** નામે મોટા ગ્રંથ રચ્યા છે. આ ઉપનિષદમાંથી મૈત્રેયી સંબંધી કેટલીક ઉપયોગી હકીકત મળે છે. એક વખતે યાજ્ઞવલ્ક્ય ઋષિએ પોતાની બન્ને સ્ત્રીઓને સંબોધીને કહ્યું કે;—"હવે મારી આખર અવસ્થા થઇ છે, માટે વનમાં જઇને ઇશ્વર સેવામાં બાકી રહેલું જીવન ગાળવું, એ મને કર્તવ્ય જણાય છે. તો મારી બધી સંપત્તિ તમને બંને જણને સરખે હિસ્સે વેહેંચી આપુ તે તમે લ્યો." આના જવાબમાં કાત્યાયની કાંઇ પણ બોલી નહી. કારણ કે તે બિચારી કેવળ ઘરનાજ કામકાજમાં કુશળ હતી. પરંતુ તેજસ્વિ બુદ્ધિની મૈત્રેયી બોલી કે;— "હે! પ્રિયતમ પ્રભુ! આ જગત્ જો ધનથી પરિપૂર્ણ થઇને મારા હાથમાં આવે તો તેનાથી હું શું નિર્વાણ પદ મેળવી શકુ?" યાજ્ઞવલ્ક્યે કહ્યું;—"નહિ. તમારૂં જીવન ધનવાનના જીવન સરખુ થશે. ધનથી અમર થવાની આશા નથી." મૈત્રેયીએ કહ્યું;—"જેનાથી મારી અમર થવાની સંભાવના નથી, તે લેઇને હું શું કરૂ? જેનાથી અમરપણું મેળવી શકું એવા બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ તમે મને આપો."

રમાં) જે લોક છે, તે મોટા આત્માને જૂવે તોજ તે લોકે સર્વ કાંઇ જાણ્યું, સાંભળ્યું, મનન કર્યું, અને ધારણા કરી કહેવાય. એક વસ્તુ જાણ્યાથી બીજી વસ્તુ કેવી રીતે જણાય ? પરમાત્મા સિવાય બીજી કંઇ સત્તા નથી. જો કંઇ હોય, તો તે આપણને જાણ થવાની નથી. ટુંકામાં બીજું કંઇજ નથી, અને પરમાત્મા સ્વતંત્ર છે, એટલા માટે આત્મા થયાથીજ સર્વ જણાય છે. જેમ ઢોલનો અને વીણાનો શબ્દ સાંભળ્યાથી ઢોલને મારવાનો તથા વીણાને વગાડવાનો શબ્દ સંભળાય છે, તેમ પરમાત્માને જાણ્યાથી સર્વ કંઇ જાણવામાં આવે છે. સમુદ્ર સઘળા પાણીનું કેવળ આશ્રમ સ્થાન છે, ચામડી એ માત્ર સ્પર્શનું એક આધાર સ્વરૂપ છે, જીભ રસનો સ્વાદ લેવાનો આધાર છે, અને નાક ગંધ લેવાનું રહેઠાણ છે. જો નાક ન હોત તો વાસ લેવાનું કામ ચાલત નહિ. કાન એજ શબ્દની આશ્રમ ભૂમિ છે. ચિત્ત બધી વાસનાનું મંદિર છે. હૃદય સઘળી વિદ્યાનું મંદિર છે. હાથ બધાં કર્મોનો આશ્રય છે. ભારત બધી કુદરતી વસ્તુનો ભંડાર સ્વરૂપ છે. અને વાક્ય એ શ્રુતિનુ અવલંબન સ્થાન છે. જો વાક્ય ન હોય તો વેદ રહી શકે નહિ. આ પદાર્થોના આશ્રયોનો વળી આશ્રય છે. તે આશ્રય બ્રહ્મ છે. મૈત્રેયી ! તમે આ બ્રહ્મનેજ અવલંબીને જીવતાં છો.

**મૈત્રેયી**—પ્રભુ ! આપે જે મહાન્ આત્મા સંબંધી કહ્યુ, તે શું મોહમાં ફસાઇ શકે છે. ?

**યાજ્ઞવલ્ક્ય**—નહિ, તે આત્મા અવિનાશી સ્થિતિહીન અને નાશ રહિત છે. અજ્ઞાનપણું આત્માને કદી પણ સ્પર્શ કરવાને સમર્થ નથી.

યાજ્ઞવલ્ક્ય અને મૈત્રેયીનાં આ આધ્યાત્મિક તત્વ ભરેલાં વચનો સાંભળ્યાથી મૈત્રેયી કેવી વિદ્વાન, બુદ્ધિશાળી, અને બ્રહ્મજ્ઞાનમાં કુશળ હોઇ વિદ્યા વિનોદ કરનારી હતી, તે સારી રીતે સિદ્ધ થાય છે. મૈત્રેયીની વિદ્યા ગ્રહણ કરવાની બુદ્ધિ ઘણીજ વિશાળ હતી. તેમજ તેની ધર્મ પ્રવૃત્તિ પણ તેવીજ હતી. એ વાસ્તે તેનું ઉપનિષદ્‌માં કહેલું વેદ વાક્યેના જેવું પ્રીતિપાત્ર થયેલું છે. તે બ્રહ્મવાદિની થઇ હતી, એવું શ્રુતિમાંથી પણ મળે છે. જેમકે **तयोर्ह मैत्रेयी ब्रह्मवादिनी बभुव.** કારણકે ઇશ્વરનું તત્વ ઓળખવાની ઇચ્છા તેનામાં ઘણીજ બળવાન હતી. જ્યારે યાજ્ઞવલ્ક્ય ઋષિ વનમાં તપ કરવા સારૂ ગયા, સારે આ પાતિવ્રત્ય પાળનાર સતી પણ યોગીનિનો વેશ ધારણ કરીને સ્વામીની સાથે વનમાં પોતાનીજ ખુશીથી ગઇ હતી. ધન્ય છે ! આ સતીને કે જેણે દાંપત્ય પ્રેમનો આવો અપૂર્વ મહિમા બતાવી પોતાની કીર્ત્તિ અમર કરી છે !

# प्रकरण ७ मुं.

# વિદુષી બાઇઓ.

## સરસ્વતી.

સર્વ પ્રકારની વાણી, અને સર્વ પ્રકારની વિદ્યા-કળાની અધિષ્ઠાતા દેવી **સરસ્વતા** આપણા જગત્ પિતા **બ્રહ્મા**નાં પુત્રી થાય. તેમની માતાનું નામ **સાવિત્રી** હતું. તેઓ અધ્યાત્મિક જ્ઞાનમાં નિપુણ હતાં. તેમને આ પુત્રિ સિવાય **સનક**, **સનત્કુમાર**, **સનન્દન**, અને **સનાતન** એ ચાર પુત્રો હતા. એ પાંચે બાળકોને દેવી સાવિત્રીએ પોતાને હાથે કેળવીને પરમ જ્ઞાનવાન કર્યા હતાં. એવી સાધ્વી માતાના પ્રતાપ બળથીજ સરસ્વતીએ મહત્ કાર્યો કરીને જગત્માં અમર કીર્ત્તિ રાખી છે.

સરસ્વતી રૂપ ગુણે અનુપમ અને મનોહર હતાં. તેઓ સર્વ કાર્ય પોતાની જાતે કરતાં. તેથી શરીરને કસરત મળવાથી સદા આરોગ્ય રહેતાં હતાં. તેમણે પોતાના પિતાજી પાસે પણ વિદ્યાભ્યાસ કરીને કેટલીક વિદ્યાઓ સંપાદન કરી હતી. અધ્યયન કરી રહ્યા પછી લગ્નની ખટપટમાં ન પડતાં સંસારથી વિરક્ત રહીને તેમણે પોતાની અપૂર્વ બુદ્ધિનો ઉપયોગ જગતના લોકોનું કલ્યાણ કરવાના કામમાં કર્યો હતો. તેમણેજ **સંસ્કૃત** વાણીને પ્રથમ ઉત્પન્ન કરી છે. તેમજ **સંગીતવિદ્યા** ઉત્પન્ન કરીને તેને જગત્માં પ્રવર્ત્તાવનાર તેઓજ હતાં. વળી અંક સંખ્યાનું ગણિત, મૂળાક્ષર, અને વ્યંજન પણ તેમણેજ ઉત્પન્ન કર્યા છે. કે જેના વડે જગતનો વ્યવહાર ઘણો સગવડતા ભરેલો થઇ પડ્યો છે. તેઓ વળી મોટી મોટી સભાઓમાં વ્યાખ્યાનો આપવામાં પણ ઘણાં કુશળ હતાં. પ્રાચીન કાળમાં આર્ય મહિલાઓનું મહત્વ પુરૂષો પ્રમાણેજ હતું. એવું સરસ્વતીના ચરિત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે.

એ પ્રમાણે સરસ્વતી વિદ્યા વિશારદ હોવાથી આર્યોમાં તે સમયના રીવાજ પ્રમાણે "**દેવી**" એવા મહાન્ પદને પામ્યાં હતાં. અને અદ્યાપિ સુધી ભારતવર્ષમાં હિંદુ સમાજની અંદર તેમની દેવી તરીકેજ પૂજા થાય છે. હિંદુઓ તેમને પોતાની આદિમાતા જાણીને શ્રદ્ધા પૂર્વક તેમના પવિત્ર નામનું સ્મરણ કરે છે. અને પ્રતિ વર્ષની દિવાળીને દિવસે તો ઘણું કરીને સર્વ જ્ઞાતિના વેપારીઓ પોતાના હિસાબી નવા ચોપડાઓમાં સરસ્વતી—શારદાનું પૂજન કિંવા સ્થાપના કરે છે. તેમાં પ્રથમ "**શ્રી સારદાય નમઃ**" ઇત્યાદિ શબ્દો લખ્યા પછીજ બીજું લખવું શરૂ કરે છે. જૂના ગ્રંથકારોએ પોતાના ગ્રંથનો આરંભ કરતાં પ્રથમ સરસ્વતીની સ્તુતિ કરીને તેની સહાયતા માગેલી જોવામાં આવે છે. અને હાલ પણ કેટલાક તેમજ કરે છે. સરસ્વતીને માટે પૂર્વના આર્યો એટલુંજ કરીને સંતોષ પામ્યા નથી. પરંતુ તેનો મહિમા વધારવા માટે તેમણે હિંદની એક નદીનું નામ "**સરસ્વતી**" આપીને તેને પવિત્ર માની લીધી છે. હિંદુઓ તેમાં સ્નાન કરીને પોતાને શુદ્ધ

થયેલા માને છે. વળી કોઇ માણસ વધારે બુદ્ધિશાળી અને વિદ્વાન હોય છે, ત્યારે કહેવામાં આવે છે કે, તેને સરસ્વતી પ્રસન્ન છે. અથવા તે સાક્ષાત્ સરસ્વતીનો અવતાર છે. એ રીતે તેનો ઘણો મહિમા છે. સરસ્વતીએ જે મહત્ કાર્યો કર્યાં છે. તે તરફ જોતાં તેમનો એવો અપૂર્વ મહિમા વધારવામાં હિંદુઓ તદ્દન વાજબી છે. અમે પણ આર્યાવર્તની એ સનાતન મહાદેવીને પ્રેમ પૂર્વક સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ.

---

## અપાલા.

અપાલા એ મહાત્મા અત્રિ મુનિની પુત્રી હતી. તે એક બ્રહ્મવાદીની કન્યા હતી. કોઇ કારણથી અપાલાને રક્ત પિત્તનો રોગ થયો હતો, તેથી તેના સ્વામીએ તેનો ત્યાગ કર્યો હતો. માટે તે પોતાના બાપના તપોવનમાં ઇશ્વરની ભક્તિ કરતી હતી.

અપાલાએ ઋગ્વેદના મંડળમાંના ૯૧ મા સુક્તની સાત ઋચાઓ બનાવેલી હતી. તેણે ઇંદ્રને સોમ રસ અર્પણ કરી તેની પાસેથી વરદાન મેળવ્યું હતું. અપાલા પિતાની ઘણીજ ભક્તિ, કરનારી હતી. બાપના ખેતરમાં અનાજ નહિં થયાથી તેણે ઇંદ્રને જણાવી તેની આગળથી વરદાન મેળવ્યું હતું. તેથી અત્રિ મુનિનું ઘણુંજ સારૂં થયું હતું.

અપાલાની સાત ઋચાઓનું નીચે ભાષાંતર આપવામાં આવે છે. તેના ઉપરથી પ્રાચીન આર્ય સ્ત્રીઓની વિદ્વતા અને ધાર્મિકપણું જણાશે.

" પાણીની તરફ જવાની વેળાએ માર્ગમાં સોમ પણ મેળવ્યો; ઘરમાં લાવવાની વેળાએ કહ્યું કે, ઇંદ્રના ઉદ્દેશથી તમને કચરીને રસ કાઢી આપું છું. સમર્થ ઇંદ્રના ઉદ્દેશથી તમારૂં અભિષવ કરૂં છું. ૧

" હે ઇંદ્ર ! તમે વીર છો, તમે ઘણાજ પ્રકાશવાન છો, તમે ઘેર ઘેર જાઓ છો, આ દાંતથી કચરેલું—સ્તુતિ કરેલું સોમ પીઓ. ૨.

" હે ઇંદ્ર ! તમને જાણવાની ઇચ્છા રાખું છું. હમણાં તમારી સાથે અધિગત થઇશ નહિ. હે સોમ ! એને માટે પહેલાં હળવે હળવે અને પછી જલદીથી નીકળો. ૩

ઇંદ્ર ! અમને ઘણી વાર બળવાન કરો, અમને ઘણી સંપત્તિવાળા કરો, અમને પુષ્કળવાર ધનવાન કરો. ૪

હે ઇંદ્ર ! મારા પિતાના માથા તથા ખેતર તેમજ મારા પેટની પાસેના ભાગને ઉત્પાદન કરો. ૫

મારા પિતાનું જે પડતર ખેતર છે તેને, મારા આ શરીરને તથા મારા પિતાના માથાને લોમવાળુ કરો. ૬

હે શતક્રતુ ! તમે રથના છિદ્રમાં, ગાડીના છિદ્રમાં અને યુગના છિદ્રમાં ત્રણ વાર (નિષ્કર્ષણ દ્વારા ) શોધન કરીને અપાલાને સૂર્ય સરખી કરી હતી. ૭

ઉપરના વૃત્તાંત ઉપરથી જણાય છે કે, આર્યાવર્તની પ્રાચીન અબળાઓ સરસ્વતીની મહા ઉપાસક હતી. તેઓ પુરૂષોની માફક વિદ્યાભ્યાસ કરીને અધ્યાત્મિક જ્ઞાનમાં પારંગત થતી, અને ગ્રંથો પણ લખતી હતી.

---

# વાક્દેવી.

આ મહા વિદુષી દેવીના પિતાનું નામ અંભૃણ ઋષિ હતું. વેદ વ્યાખ્યાકાર સાયનાચાર્યે,'૭ મંત્રની આખ્યામાં એ નામ બતાવ્યું છે. વાક્દેવી એટલી બધી ધર્મપરાયણ થઇ પડી હતી કે, તે પોતાના આત્મામાં બ્રહ્મની શક્તિ પ્રકાશિત રૂપથી અનુભવ કરી શકતી હતી. અને બ્રહ્માંડનાં સર્વ સ્થાનમાં તે શક્તિ જાણ્યાથી આત્માની સફળતા મેળવી ગઇ હતી. તેણે આઠ મંત્રો બનાવ્યા છે. તે મંત્રો ઋગ્વેદ સંહિતાના ૧૦ મંડળના ૧૨૫ સૂક્તમાં જોવામાં આવે છે. એ વાક્દેવીના રચેલા તથા પ્રકાશિત જાણી 'દેવી સૂક્ત' (એટલે વાક્દેવીના બનાવેલા) તરીકે ઓળખાય છે. ૭૦૦ શ્લોકનો ચંડીમાહાત્મ્યનો એક ગ્રંથ છે, તેનો ગુજરાત અને બંગાળામાં નવરાત્રિના દિવસોમાં ઘણાજ ઉત્સાહની સાથે પાઠ કરવામાં આવે છે. તે ચંડીમાહાત્મ્ય પ્રકરણ માર્કંડેયપુરાણમાંનો એક ભાગ છે. ચંડીપાઠની પહેલાં આ દેવી સૂક્ત વાંચવું જોઇએ. ઇંદ્ર માતૃદંતા પ્રબંધમાં લખવામાં આવ્યું છે કે, તેના રચેલા વેદમંત્રો વૈદિક મંડળમાં ઘણાજ ઉત્સાહથી પાઠ કરવામાં આવતા હતા. પરતુ મનુષ્ય સંખ્યાની તુલનામાં વગર હરકતે કહી શકાય કે, તેઓના રચેલા વેદમંત્રના જેટલા વાંચનારાઓ હતા, તથા છે, તે કરતાં વાક્દેવીના રચેલા આઠ મંત્રોના વાંચનારાઓ વધારે હતા, ને હાલ છે. આખા ભરતખંડમાં માર્કંડેય પુરાણમાંના ચંડિમાહાત્મ્યનો ઘણોજ આદર છે. તેના સંબંધમાં એટલુ કહ્યાથી બસ થશે કે, હિંદુ ધર્મ માનનારા ગુજરાતી તથા બંગાળીઓએ કામની વખતે વેદશાસ્ત્ર કરતાં ચંડિને ઘણી પૂજનિય માનેલી છે. મનુ, વ્યાસ, યાજ્ઞવલ્ક્ય, અત્રિ વગેરે ૧૮ મુનિઓનાં સ્મૃતિ શાસ્ત્રો ફેલાયા પછી, જેમ વૈદિક સમયના ગૃહ્યસૂત્ર ગ્રંથની શ્રેષ્ટતા જતી રહી હતી; પાણિનિ મુનિનું વ્યાકરણ થયા પછી જેમ ઇંદ્ર, ચન્દ્ર, ભાગુરિ, વ્યાડિ વગેરે વ્યાકરણ નાશ પામ્યાં હતાં, અને બોપદેવનું મુગ્ધબોધ વ્યાકરણ પ્રગટ થતાં જેવી રીતે પાણિનિ મુનિના શબ્દ ગ્રંથની મોટાઇ કમી થઇ હતી; વ્યાસ દેવનાં લખેલાં પ્રખ્યાત ૧૮ પુરાણ રચાયાથી જેમ વૈદિક કાળના પુરાણ શાસ્ત્ર ઉપરથી લોકોની શ્રદ્ધા જતી રહી હતી; અને ૧૮ ઉપ પુરાણથી વ્યાસના પુરાણનો અને કુલિન્દ કવિના રચેલા પુરાણથી ઉપ પુરાણોનો પણ પ્રભાવ ઓછો થયો હતો; તેમ ચંડી માહાત્મ્યના ગ્રંથે વેદશાસ્ત્રને ગુજરાત અને બંગાળામાં ઓછપમાં લાવી મૂક્યો છે. ચંડિ ગ્રંથથી સાધારણ રીતે વેદનું શ્રેષ્ટત્વ ઓછું થયું છે ખરૂ, પરંતુ તે દેવી સૂક્તનું અવલંબન કરીને રચાયું છે. માટે તે કાંઇ ખેદકારક નથી.

જે વેળાએ વાક્દેવી તત્ત્વજ્ઞાનના ઉંચા શિખરપર ગંભીર ધર્મમતોનો પ્રચાર કરી નરનારીને અજાયબ કરી ગઇ છે, તે વેળાએ પ્રખ્યાત મુનિ તપસ્વીઓએ જન્મ લીધો નહોતો. શંકરાચાર્ય પણ તે વેળાએ જન્મ્યા નહોતા! શંકરાચાર્ય અદ્વૈત મતના પહેલા ફેલાવનાર તરીકે દુનિયામાં પ્રખ્યાત થયા છે, પરંતુ નિઃપક્ષપાતે વિચાર કર્યાથી ઉત્તમ રીતે સિદ્ધ થાય છે કે, દેવી વાક્ના રચેલા મંત્રો તેના ધર્મના વિચારનો તથા ધર્મના પ્રચારનો મૂળ પાયો છે. વેદને મૂળ પાયા લેખે અવલંબન કરવાને લીધેજ તેણે બૌદ્ધ ધર્મ ઉપર જય મેળવ્યો હતો. અને બ્રાહ્મણ્ય ધર્મ પાછો સ્થાપન કરેલો હતો. બૌદ્ધો વેદને ભ્રાન્ત શાસ્ત્ર

તરીકે ધિક્કારતા હતા. એવા સ્થાનપદ વર્ણવેલા તે ભ્રાન્ત શાસ્ત્રમાંથી પ્રમાણ દેખાડી શક્યાથી તેનો ખરો ગૌરવ રહ્યો હતો; આચાર્ય શંકરે એ સમજવાથી તેને અનુસરીને કામ કર્યું હતું. અને સારા ભાગ્યે તે વિષયમાં સિદ્ધિ મેળવી હતી. તેનુ મૂળ કારણ વાક્દેવીના મંત્રો જણાય છે. હવે વાક્દેવીના રચેલા વેદમંત્રનું ભાષાંતર આપીને પછી આપણા ખરા વિષયપર ધ્યાન ખેંચીએ.

"હું (સૂક્તની રચનારી અંભણ કન્યા વાક્) રૂદ્ર, વસુ એ સર્વના આત્માના સ્વરૂપમાં ફરૂં છું. હુંજ બને મિત્ર તથા વરૂણ, ઇંદ્ર તથા અગ્નિ અને અશ્વિદ્વયને ધારણ કરૂ છુ."૧

"હું ત્વષ્ટા, પૂષા તથા ભાગ એ સઘળા દેવતાને ધારણ કરૂં છુ. અને સોમને પણ ધારણ કરૂં છુ. આ સોમ કુંડન ( પત્થરથી વાટયા ) થી ઉત્પન્ન થાય છે. જે યજમાન યજ્ઞીય વસ્તુ તૈયાર કરી અને સોમ તૈયાર કરી દેવોને આનંદિત કરે છે, તેજ યજમાનને હું ધન્ય કહું છુ." ૨

"હુ આખા જગતની ઇશ્વરી છું; યાગનું ફળ આપનારી અને પરમ બ્રહ્મજ્ઞાન ધરાવનારી, એટલા માટે યજમાનોમાં હુ ચઢીયાતી છું. હું પ્રપચ સ્વરૂપમાં રહુ છુ. તથા એવા બીજા ગુણવાળી છુ, મારામાં ઘણાં પ્રાણીઓ દાખલ થઇ રહેલાં છે. એટલા માટે દેવતાઓ મનેજ હાથમાં ધારણ કરે છે." ૩

જીવ જે કાંઇ જુએ છે, જે કાંઇ પ્રાણમાં ધારણ કરે છે, તથા જે કાંઇ ખાય છે, તે મારાથીજ (એટલે મારી શક્તિથીજ) એવા અતર્યામી રૂપે રહ્યાથી માણસોના અગમાં મને જાણવાનું સામર્થ્ય નથી. હે વિદ્વાન્! શ્રદ્ધા યોગ્ય વિષયનો તમને ઉપદેશ કરૂં છું, તે સાંભળો.૪

હુ પોતે આ બ્રહ્મપદાર્થનું શિક્ષણ આપું છુ હુજ દેવો તથા મનુષ્યોથી સેવિત છુ, હુંજ સઘળી કામના પુરે છું, હું લોકોને ઉત્પન્ન કરૂ છુ. અને ઋષિ તથા બુદ્ધિવાન કરી શકું છું. ૫

સ્તોત્ર દ્વેષ્ટા-(દ્વેષ કરનાર) તથા હિંસકના વધને માટે મેં રૂદ્રના ધનુષમાં બાણ લગાડયું હતું. તથા મેંજ ભક્તોના ઉપકાર માટે વિયજ્ઞની સાથે લડાઇ કરી હતી. હું સ્વર્ગ તથા પૃથ્વીમાં રહેલી છું. ૬

આ ભૂલોકના ઉપકારના આકાશમે હું ઉત્પન્ન કરૂં છું; સમુદ્ર અને પાણીમા મારો પિતા (અંભૃણ ઋષિ) રહેલો છે. આવી રીતે હું આખા ભવની મંડળમાં પ્રવેશ કરી વિવિધ વસ્તુમાં વ્યાપી રહેલી છું, અને કારણ સ્વરૂપ તથા માયારૂપ મારા શરીરથી ઘણા છેટેના સ્વર્ગ લોકને હું સ્પર્શ કરૂં છું. ૭

જેમ વાયુ પોતાની ઇચ્છાથી સંચાલિત થાય છે, તેમ આખા ભવનની ઉત્પત્તિ કરનાર હું પોતે છું, મારી ઇચ્છા પ્રમાણે સઘળાં કામમાં પ્રવૃત્ત થાઉં છું; હું આ આકાશ તથા પૃથ્વીની પેલી પાર પણ છું, હું વિષય નિર્લિપ્ત તથા બ્રહ્મરૂપિણી છું. અને હું મારા પોતાના માહાત્મ્ય બળથી આ સઘળું ઉત્પન્ન કરૂં છું. ૮

આ સઘળા મંત્રના પાઠ કરનાર ઘણાજ થઇ ગયા છે, અને હાલ છે, કેવળ શંકરાચાર્યેજ આ આઠ મતને અવલંબીને પોતાના મતનો પ્રચાર કર્યો છે, એમ નહિ પણ શંકરાચાર્યના જન્મ પહેલાં ઉપનિષદ્ બનાવનારાઓએ પણ આ મતનું વર્ણન કરેલું છે ઉપનિષદ્નો આશ્રય લઇને ષડ્દર્શન થયાં છે. તેનાં નામ—સાંખ્ય, પાતજલ, ન્યાય, વૈ-

શેષિક, મીમાંસા અને વેદાંત. વેદાંતશાસ્ત્ર ઉપર શંકરાચાર્યે વ્યાખ્યા કરી છે. પુરાણમાં, કાવ્યમાં, ઉપપુરાણમાં, ગાથામાં એટલુંજ નહિ પણ કેટલાંક નાટકમાં પણ આ સર્વ દર્શનનો મત તથા ભાવ વ્યાપેલો છે. તેથી સર્વ રીતે જોતાં વાક્દેવીનો મતજ આ કારણનો મૂળ પાયો છે. એ સિવાય માર્કંડેય પુરાણના ચંડીમાહાત્મ્યનું પ્રકરણ ઉપરના આઠ મન્ત્રનો ભાવ ખેંચીને લખ્યું છે. એ કહેવું ખરૂં પરંતુ નિ:પ્રયોજન જેવું છે. વાક્દેવી સાક્ષાત્ વાગ્દેવી–સરસ્વતી હતી. તેમાં કંઇ પણ સંદેહ નથી.



# અંશુમતિ.

આ મહા વિદુષી બાઇ તપોવનમાં રહેનાર **સુવ્રત** નામે મુનિની પતિવ્રતા સ્ત્રી હતી. તેણે બાળપણમાં મહાત્મા **ભૃગુ** ઋષિ પાસે વેદ, આત્મજ્ઞાન, અને પુરાણાદિ ધર્મશાસ્ત્રો વગેરેનું અધ્યયન કર્યું હતું. તેનામાં બુદ્ધિ ચાતુર્ય વખાણવા લાયક હતાં. તેની લાગણી મૂળથીજ પરગજુ હતી. તે પતિ સેવા, અને ગૃહકાર્ય વગેરે પતિવ્રતા સ્ત્રીને કરવાનાં કાર્યોમાંથી પરવારીને અવકાશમાં સ્વામીની રજા લેઇને દીન દુ:ખીઓની વહારે ધાતી. તે ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, નવસ્ત્રાને વસ્ત્ર, અને રોગીને ઔષધ આપી તેમની પીડા ટાળવાને પોતાથી બને તેટલો પ્રયત્ન કરતી. એવી તે પરદુ:ખભંજન હતી. તેમજ માનવ સમાજમાં સદ્ગુણોની વૃદ્ધિ થાય, એવા હેતુથી ઉપદેશ કરતી. તે પોતાના ઉપદેશમાં કહેતી કેઃ—

"સર્વ પ્રાણી માત્ર ઉપર સમભાવ રાખી દયા કરો. દયા એ ધાર્મિક મનુષ્યોનું સામર્થ્ય છે. તમારાપર નિર્દયતા વપરાઇ હોય તો તેનો બદલો દયાથી આપો. જેમ ચંદન વૃક્ષને કુહાડી કાપે છે, તોપણ તેને તે સુગંધી આપે છે. તમારા પુત્ર પુત્રીઓને બાળપણમાં ગૃહરાજનાં કૃત્યોમાંથી થોડો વખત કાઢીને સ્વધર્મનું શિક્ષણ આપો. પિતા, માતા, ગુરૂ, અને વડિલોની મર્યાદા સાચવી તેમને માન આપતા રહો. તમો નિત્ય વિવેક ભર્યાં અને પ્રીતિ યુક્ત મધુર વચનો બોલો. મનુષ્યો વિષય સુખમાં લુબ્ધ થઇને પોતાની ઇંદ્રિયોથી કંઇ કંઇ અધર્મ અને અનીતિનાં કામ કરે છે, તેટલા માટે ઇંદ્રિયોને અંકુશમાં રાખી ઇંદ્રિય.દમન કરો. ઇંદ્રિયજીત થનારને હમેશાં સુખ પ્રાપ્ત થશે. પરમાર્થ બુદ્ધિનો કદી પણ અનાદર કરતા નહિ. જે કોઇ મનુષ્ય બીજાને દુ:ખ દેતો નથી, પણ સર્વનું રૂડું ઇચ્છે છે, તે અક્ષય સુખ ભોગવે છે. મનોવિકારને દબાણમાં રાખો. વિષયના પદાર્થને વળગી રહેવું, એ તેના બંધનનું કારણ છે. અને તે પદાર્થથી વિરક્ત રહેવું, એ મોક્ષનું સાધન છે. માટે જ્ઞાનવડે કરીને વિષયના પદાર્થથી પોતાના મનને અળગું રાખો. સદ્ગુણથી વર્તવા છતાં કદાપિ અત્યંત દારિદ્રમાં આવી પડાય, તોપણ દુર્ગુણ ઉપર ચિત્ત લગાડશો નહિ. કેમકે બીજો અવતાર ધારણ કરવામાં માતા, પિતા, પત્ની, પુત્ર, પુત્રી કે સગાં સબંધી કોઇ સાથી થતું નથી. જે વસ્તુ આત્માને વળગી રહે છે, તે ફક્ત તેણે જે અહિં કર્યું હશે, તેનાં પરીણામો એટલે કર્મ છે. માટે પોતાનાથી અળગો ન થાય, એવો મોંઘો જે સદ્ગુણ તેનો હમેશાં સંગ્રહ કરો. સદ્ગુણજ ખરો સાથી છે. તેજ તરવાનું સાધન છે, એમ નિશ્ચય જાણો મોક્ષ મેળવવા માટે પરબ્રહ્મ પરમાત્માનું જ્ઞાનવડે મનન કરો. ધર્મને

વધારો. કેમકે ધર્મનો નાશ થવાથી આત્માનું કલ્યાણ થતું નથી. માટે હમેશાં સદ્ગુણ ઉપર પ્રીતિ રાખીને વિચાર, વાણી, અને કર્મથી પવિત્ર વર્ત્તણુક રાખો. ઇશ્વર–પરબ્રહ્મ તે દરેક મનુષ્યના હૃદયમાં રહેલો છે. તેને કદાપિ મનુષ્ય ન જાણે, પણ મનુષ્ય જે જે કરે છે, તેને તે નિહાળે છે, અને લક્ષમાં રાખે છે. આત્મા તેનો સાક્ષી છે, અને તેના પોતાના આશ્રયનું સ્થળ છે. તે મનુષ્યનો સર્વથી મોટો સનાતન સાક્ષી છે. તેના હુકમની અવજ્ઞા કરશો નહિ. અને તમારી મરજીમાં આવે તેમ વર્તશો નહિ. મનુષ્ય પોતાના હુકમને યોગે સુખ દુઃખ પામે છે, એ પોતાનીજ વર્તણુંકનું ફળ છે. અધર્મથી સુખ મેળવવાની પાપ રૂપ ઇચ્છા સ્વપ્નમાં પણ કરશો નહિ. પાપ બુદ્ધિનાં માણસો કદાપિ તુરત દુઃખ ન દેખે, તો પણ વેહેલાં કે મોડાં એ પાપનું ફળ દુખરૂપે તેમને ભોગવવુંજ પડે છે. અને તે જન્મો જન્મ નડે છે. માટે રોજ સવારમાં ઉઠીને પરમેશ્વર પાસે એજ માગવું કે મને માઠી બુદ્ધિ આપશો નહિ. સન્માર્ગે ચાલવાથી અવસ્ય પ્રભુની તમારાપર કૃપા થશે."

એ પ્રમાણે આ પતિવ્રતા બાઇ અંશુમતિ પોતાની મહાબુદ્ધિવડે જનમંડળને ઉત્તમ બોધ આપતી હતી. તેથી તેની ખ્યાતિ ચોતરફ ઘણી ફેલાઇ હતી. સૌ તેને સન્માન આપીને પૂજ્ય ગણતાં હતાં તેનો ઉપદેશ દરેક મનુષ્યે બહુ મનન કરવા યોગ્ય છે. ધન્ય છે! અંશુમતિ જેવી વિદુષી બાઇને! કે જેણે પોતાની જીંદગી એવી રીતે પરમાર્થ કારણે ગુજારી સફળ કરી.



## વિશ્વવાહા.

જે અલૌકિક સ્ત્રીનો વૃત્તાંત અમે લખીએ છીએ, તે પોતાના ધર્મ ભાવને માટે વેદ સહિતામાં ઘણીજ નામાંકિત છે. એના રચેલા મંત્રો ધ્યાન પૂર્વક વાંચ્યાથી ખાત્રી થાય છે કે, તેના ચિત્તની ઉંડાઇ, ધર્મ વિશ્વાસની ઉચ્ચતા, અને ચરિત્રના નિર્મળપણાને માટે તે આજ સુધી સર્વની શ્રદ્ધાસ્પદ થઇ રહેલી છે. તે પૂજનિય સ્ત્રીનુ નામ **વિશ્વવાહા** છે. વિશ્વવાહા શબ્દનો અર્થ સઘળા પાપરૂપ શત્રુનો નાશ કરનાર થાય છે. એ સિવાય તેની જન્મ ભૂમિ કયા સ્થાનમાં હતી, તેનાં માતપિતાનું નામ શુ હતું, તેને ભાઇ અથવા બહેન, પુત્ર અથવા કન્યા હતી કે નહિં, કિયા ભાગ્યવાન પુરૂષની તે અર્ધાંગના થઇને તેણે ભર્તારના કુળનો મહિમા કાયમ રાખ્યો હતો, તે ક્યાં અને કોની પાસે વિદ્યા શીખી હતી; એ સર્વ જીવનચરિત્રના જરૂરના વિષયનો ઘણો શોધ કર્યો, પણ તેનો પત્તો મળ્યો નહિ. અને તે મળવાની આશા કોઇએ પણ કરવી નહિ. આટલું તો નિઃસદેહ જાણવામાં આવ્યું છે કે, અત્રિ ગોત્રમાં તેનો જન્મ થયો હતો. ઋગ્વેદ સહિતાના પાંચમા મંડળમાં બીજા અનુવાકના અઠ્ઠાવીસમા સુક્તની બધી ઋચાઓ તેણે રચી છે, એ સુક્તમાં ૭ ઋચો છે એનું ભાષાંતર નીચે આપવામાં આવે છે. તે વાંચી જોવાથી તેમાં કેવો પવિત્ર ધર્મભાવ રહેલો છે, અને ઉત્તમ પૂણ્યદાયક વિષયનું અવલંબન કરીને કેવી રચેલી છે, તે જાણવામાં આવશે

૧ "અગ્નિ સળગીને અંતરિક્ષમાં તેનોજ વિસ્તાર કરે છે. અને ઉષાની આગળ જઇને

ઘણોજ પ્રકાશ આપે છે. દેવની સ્તુતિ કરનારી, ઘીનું વાસણ પકડનારી, વિશ્વવાહા પૂર્વ તરફ મોં કરીને યજ્ઞને માટે ઘી લઇને અગ્નિની પાસે જાય છે। ૧

હે અગ્નિ ! તમે સારી પેઠે સળગીને અમૃતના ઉપર અધિકાર કરો. અને હવ્યદાતાના ભલાને માટે તેની આગળ આવો. તમે જે યજમાનને મળો છો, તે યજમાન પશુ, ધન, રત્ન વગેરે મેળવે છે. અને તમને પહેલા અતિથિના યોગ્ય ઘી વગેરે આપે છે. ૨

હે અગ્નિ ! તમારા ઘણા સૌભાગ્યને માટે તમે શત્રુને શાસનમાં રાખો. તથા તમારૂં તેજ ઉત્તમ થાઓ. હે અગ્નિ ! દંપતિનો બંધ સાંકળમાં બાંધો. અને શત્રુઓના તેજને ઘેરો., ૩

અગ્નિ ! જ્યારે તમે સારી રીતે તેજવાન થાઓ, ત્યારે તમારા તેજની હું વંદના કરૂં. તમે તેજવાન અને ઇચ્છા તથા ધર્મ વગેરેના વધારનાર છો. તમે યજ્ઞમાં પ્રજવલિત થાઓ. ૪

યજમાનથી ચારે તરફ ફેલાયેલા ઉત્તમ યજ્ઞવાળા અગ્નિ ! તમે તેજશાલી છો. અગ્નિ ! યજમાનો તમને પ્રજ્વલિત કરીને બોલાવે છે. યજ્ઞ ક્ષેત્રમાં દેવોની તમે પૂજા કરો છો. કારણ કે તમે ઘી વગેરેના લઇ જનાર છો. ૫

યજ્ઞમાં "હવ્યવાહક" નામની અગ્નિમાં હોમ કરો, અને સુંદર રીતે તેનું ભજન કરો. ૬

વૈદિક કાળમાં સ્ત્રીઓ ભર્તાની સાથે યજ્ઞકાર્ય કરતી હતી. ૠગ્વેદની રચના તથા સંગ્રહમાં પણ તેનો અધિકાર અથવા સામર્થ્ય હતું એમ વિશ્વવાહાના વૃત્તાંત ઉપર વિચાર કર્યાથી સારી પેઠે જણાય છે. વિશ્વવાહાએ ૭ ૠચાઓ રચી હતી. તે વાંચ્યાથી જણાય છે કે, તેમણે પહેલાં દેવતાઓના સ્તોત્ર ઉચ્ચારીને પુરોહિતનું કર્તવ્ય કર્મ કર્યું હતું. વળી ત્રીજી ૠચામાં તેણે દાંપત્ય સંબંધ નિયમસર કરવાને અગ્નિ આગળ પ્રાર્થના કરી હતી.

ત્રીજી ૠકમાં શત્રુ શબ્દ જોવામાં આવે છે. તેનાથી વિશ્વવાહા માણસની વિરોધી સૂચિત થતી નથી. અગ્નિના વિદ્વેષીને માટે આ પદનો ઉપયોગ હતો. અગ્નિ આર્યોનો પૂજ્ય દેવતા હતો. તેથી એ દેવતાના વિરોધી માણસો નાસ્તિક હતા. તેમાં કંઇપણ સંદેહ જણાતો નથી. વેદના સમયમાં પણ જેઓ વેદ મતના વિરોધી, અને ધર્મ વિરોધી માણસો હતા, તેઓનાં ઉપનિષદ્ શાસ્ત્ર વગેરેમાં પુષ્કળ પ્રમાણો છે. જે માણસો અગ્નિના ઉપાસક નહોતા, તેઓને ઉદ્દેશીને આ ઠેકાણે શત્રુ શબ્દ વાપરેલો છે.

ઉપર લખેલી જગાપર અગ્નિની આરાધનાના વિષય લખ્યા છતાં પણ એનાથી ધર્મ સંબંધી તથા સદ્વિષયક તત્વ ચિંતનની ઓળખાણ મળે છે.,

---

## ઘોષા.

ઘોષા એ પ્રખ્યાત કાક્ષીવાન રાજાની પુત્રી હતી. તેને પણ અપાલાની પેઠે રક્તપિત્તનો રોગ થયો હતો. પણ તેમાં તફાવત એટલોજ કે, અપાલાને રક્તપિત્ત થવાથી તેના પતીએ તેને કાઢી મૂકી હતી. ઘોષા રોગમાં સપડાઇ તે વેળાએ તેનો વિવાહ થયો નહોતો, પણ અશ્વિદ્વયે તેનો રોગ મટાડ્યા પછી તેનો વિવાહ થયો હતો. એનો બાપ જે-

વો નામાંકિત હતો; તેવી તેની કન્યા પણ પ્રસિદ્ધ થઇ હતી. કન્યાની વિદ્વતાથી કાક્ષીવાનનું મુખ ઉજ્વલ થયું હતું. ઘોષાએ ઋગ્વેદ સંહિતાનાં ૧૦ મંડળનાં ૩૯ અને ૪ સૂક્તો રચ્યાં હતાં. તેમાંથી થોડાનાં ભાષાંતર નીચે આપવામાં આવે છે. તે ઉપરથી તેની વિદ્યા તથા ધર્મ જણાશે.

"જેમ ઋભુ સંતાનો રથ તૈયાર કરે છે, તેમ હે અશ્વિદ્વય ! તમારે માટે આ સ્તુતિ તૈયાર કરી છે. જેમ જમાઇને કન્યા આપવાની વેળાએ તેને વસ્ત્રાલંકારથી તૈયાર કરીને સંપ્રદાન કરવામાં આવે છે, તેમ આ સ્તવને હું અલંકૃત કરૂં છું. હમેશાં મારા પુત્રપૌત્ર પ્રતિષ્ઠિત રહે.

હે ! કર્મોના ઉપદેશ કરનાર અશ્વિદ્વય ! તમારો મોટો રથ જ્યારે પ્રાતઃકાળે જાય છે, અને દરેક માણસની પાસે ધન લેઇ જાય છે, ત્યારે આ રથને કિયો યજમાન પોતાના યજ્ઞને મદદ કરવા માટે સ્તવ કરે છે ? તમારો રથ ક્યાં જાય છે ?

હે ! પ્રિય દર્શન અશ્વિદ્વય ! હે કલ્યાણકારી ! આજે તમે ક્યાં કિયા માણસના ઘરમાં આનંદ કરો છો ? કોણે તમને બાંધી રાખ્યા છે ? કિયા બુદ્ધિમાન યજમાનના ઘરમાં તમે ગયા છો ?

એ પ્રમાણે ઘોષા વિદ્યા વિશારદ હોઇને ઋગ્વેદ સંહિતાનાં સૂક્તો રચી તેણે પોતાની મહા બુદ્ધિની ઓળખાણ આપી છે. અને તેથી તેનું નામ જગતમાં અમર થયું છે.

---

## ગાર્ગી.

આ મહા તત્વજ્ઞ બાઇ મહાત્મા ગર્ગાચાર્ય[1] ઋષિની કન્યા હતી. તેથી તેનું નામ ગાર્ગી પડ્યું હતું. તે ઘણીજ બુદ્ધિશાળી, ઉત્સાહી, અને ચંચળ હતી. સદાચાર, નીતિ, અને વિદ્યા એ તેને શણગાર રૂપ હતાં. તેણે અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું. તેની શિક્ષા, આચાર, અને વ્યવહાર અધ્યાત્મિક હતો. તે જે કંઇ શીખતી અને કરતી તે ઇશ્વર ઉપર દ્રષ્ટિ રાખીને કરતી. બાહ્ય આડંબર ઉપર તેને બહુ અનાદર હતો. જે ઉપદેશ ઐહિક અને પારમાર્થિક મંગળ જનક ન હોય, જે ઉપદેશ અને અભ્યાસ આત્માને શાંત કરે નહિ, તે ઉપદેશ અને અભ્યાસ તેને પ્રિય નહોતો. હૃદય જેવું અધ્યાત્મિક જળથી ધોવાય છે, તેવું બીજા કશાથી ધોવાતું નથી, એવો તેનો અભિપ્રાય હતો. તેનું શિક્ષણ ઇશ્વર અને આત્મા સબંધી હતું. તેનું ચિત્ત એક પરિબ્રહ્મ તરફ લાગેલું હતું. તેનો એવો ઉપદેશ છે કે,—"ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ, અને જ્યોતિષ વગેરે આ સર્વમાં જેમાં અવિનાશી પરબ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત થાય તેવું ન હોય, તે સર્વ નેષ્ટ વિદ્યા છે. '**येनाहंनामृतास्यांकिमहंतेनकुर्य्यां.**' 'જેનાથી અમૃત તત્વ નહિ મેળવી શકું, તેને લેઇને શું કરૂં ?" આવી વેદ પ્રેરણા અને ઉપદેશ આ આર્યમહિલાના

(૧) કેટલાક જણ કહે છે કે, તે વચક્નુ નામે મુનિની કન્યા હતી પણ તેનું નામ જોતાં એ વાત સત્ય લાગતી નથી ગર્ગાચાર્ય યાદવોના ગોર હતા. શ્રી કૃષ્ણ અને બળદેવનાં નામ તેમણેજ પાડ્યાં હતાં

પવિત્ર હૃદયમાં મુદ્રાંકિત થયો હતો. તેનો મનોભાવ ઘણોજ ઉંચ હતો. એ વાત તેણે ઋગ્વેદનાં કેટલાંક ઋક્ રચેલાં છે, તે પરથી જણાઇ આવે છે. આ પંડિતા તત્વજ્ઞાનમાં ઘણીજ પ્રવિણ હતી. શુકલ યજુર્વેદમાંના બૃહદારણ્યક ઉપનિષદ્‌ના ૩ જા અધ્યાયના ૬ ઠ્ઠા અને ૮ મા બ્રાહ્મણમાં એનાં વચનો ઘણાંજ મનોહર અને ઉપદેશ આપનારાં છે. તે વેદ વાક્ય પ્રમાણે પ્રામાણ્ય છે. તેથી સાધારણ જનની આગળ ઘણીજ માન્ય અને આદરની વસ્તુ થઇ પડી છે.

પ્રાચીન સમયમાં મગધ દેશ નાના પ્રકારની તત્વવિદ્યાની ચર્ચાને માટે ઘણોજ પ્રખ્યાત હતો. વિદેહ એ મગધ દેશમાંનો એક પ્રદેશ હતો. મિથિલા નગર, વિદેહની રાજધાની હતી. એનું હાલનું નામ તીરહુત છે. એ મિથિલામાં એક વેળાએ બૃહદ્રથ જનક રાજર્ષિએ "બહુ દક્ષિણા" નામના મોટા યાગની તૈયારી કરવા માટે જૂદા જૂદા સ્થાનમાંથી ધાર્મિક બ્રાહ્મણોને બોલાવ્યા હતા. તે પ્રસંગે કુરૂ તથા પાંચાળ-દેશમાંથી વેદ જાણનારા બ્રાહ્મણો આવ્યા હતા. તેથી યજ્ઞ સભામાં એક અપૂર્વ શોભા થઇ હતી. તે સમયે રાજર્ષિ જનકના અંતઃકરણમાં "યજ્ઞમાં નોતરેલા બ્રાહ્મણોમાં કોણ સર્વ કરતાં બ્રહ્મજ્ઞ છે" એ પ્રશ્ન ઉત્પન્ન થયો. માટે તે જાણવા તેણે સભામાં બ્રાહ્મણોની સામે ૧૦૦૦ ગાયો બાંધી, ને તેઓનાં શિંગડાં ઉપર ૧૦ પાદ હેમમય કર્યાં. ત્યાર પછી જનકે બ્રાહ્મણોને કહ્યું કે;—"બ્રાહ્મણો! તમારામાંથી જે સર્વ કરતાં બ્રહ્મવિદ્ હોય, તેણે આ સર્વ ગાયો લેવી." આવાં જનકનાં વચન સાંભળીને કોઇ પણ તે દાન લેવાને આગળ પડ્યો નહિ. અંતે યાજ્ઞવલ્કય ઋષિએ પોતાના શિષ્ય સોમશ્રવાને ગોધન લેઇ જવાની આજ્ઞા કરી. યાજ્ઞવલ્કયના આવા આચરણથી સભામાંના બીજા બધા બ્રાહ્મણો ક્રોધાયમાન થયા. પરંતુ કોઇ પણ બોલી શક્યા નહિ. કેવળ જનક રાજાના પુરોહિત અશ્વલે કહ્યું;—"યાજ્ઞવલ્કય! તમે શું અમારા સર્વ કરતાં શ્રેષ્ઠ બ્રહ્મપરાયણ છો?" ત્યાર પછી જરતકારૂ વંશના આર્તભાગ, લહ્યપુત્ર ભુજ્યુ, ચરકના પુત્ર ઉપસ્ત અને કૂષીતકના પુત્ર કહોડ વગેરેએ નાના પ્રકારના પ્રશ્ન પૂછ્યા. તે પછી બ્રહ્મપરાયણ ગાર્ગીની સાથે યાજ્ઞવલ્કયનું જે સંભાષણ થયું હતું, તે નીચે આપીએ છીએ.

**ગાર્ગી**—યાજ્ઞવલ્કય! પાણીથી આ દુનિયા વ્યાપ્ત થઇ રહી છે. પાણી કોનાથી વ્યાપ્ત છે?

**યાજ્ઞવલ્કય**—વાયુમાં.

**ગાર્ગી**—વાયુ કોનાથી વ્યાપ્ત છે.?

**યાજ્ઞવલ્કય**—ક્ષિતિ, અપ, તેજ, મરુત્ અને વ્યોમથી.

**ગાર્ગી**—એ વળી કોનાથી વ્યાપ્ત છે.?

**યાજ્ઞવલ્કય**—ગાંધર્વ લોક દ્વારા.

**ગાર્ગી**—એ શાથી વ્યાપ્ત છે?

**યાજ્ઞવલ્કય**—હે ગાર્ગી! સૂર્ય લોક દ્વારા.

**ગાર્ગી**—સૂર્ય કોનાથી વ્યાપ્ત છે?

**યાજ્ઞવલ્કય**—ચંદ્ર લોક દ્વારા.

**ગાર્ગી**—એ વળી કોનાથી?

યાજ્ઞવલ્કય—નક્ષત્ર લોકથી.

ગાર્ગી—નક્ષત્ર લોક કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—દેવ લોક દ્વારા.

ગાર્ગી—દેવલોક કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—ઈંદ્ર લોક દ્વારા.

ગાર્ગી—એ કોનાથી વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—બ્રહ્મલોક દ્વારા.

ગાર્ગી—બ્રહ્મલોક વળી કોનાથી વ્યાપ્ત છે ?

ગાર્ગીનો આ છેલ્લો પ્રશ્ન સાંભળીને યાજ્ઞવલ્કયે કહ્યું;—"ગાર્ગી ! પરાજિત થવાની આશંકાથી અસંભવ પ્રશ્ન કરશો ના. તમે જે દેવતાના સંબંધી પ્રશ્ન કર્યો, તે જિજ્ઞાસ બહારની વસ્તુઓ છે. એટલા માટે ગાર્ગી ! એ સંબંધમાં તમારે સવાલ કરવો કોઇ રીતે ઉચિત નથી.

ત્યાર પછી ગાર્ગી થોડીવાર મૂગી રહી. એટલામાં અરૂણ ઋષિના પુત્ર ઉદ્દાલકે કંઇ પૂછ્યુ. યાજ્ઞવલ્કયે તેનો પણ ખરો જવાબ આપ્યો.

પછી ગાર્ગી ફરી સભામાં સઘળા બ્રાહ્મણને ઉદ્દેશીને બોલી;—

"બ્રાહ્મણો ! યાજ્ઞવલ્કયને બીજા બે પ્રશ્નો પૂછવાની ઇચ્છા કરૂં છું. જો એ આ પ્રશ્નોના ઉત્તર આપવા સમર્થ થાય, તો તમારે કબૂલ કરવું પડશે કે, કોઇ બ્રહ્મજ્ઞાની તેને પરાજય કરી શકશે નહિ.

બ્રાહ્મણો એ સાંભળી એના અભિપ્રાયમાં સંમત થયા. ત્યાર પછી ગાર્ગી બોલી;—"હે યાજ્ઞવલ્કય ! વિદેહ પ્રદેશમાં રહેનારો અથવા કાશી પ્રદેશમાંનો ક્ષત્રીય જેમ ધનુષમાં બે તીર નાખીને સામાને વીંધે છે, તેમ હું બે પ્રશ્નરૂપ બાણોથી તમને વિદ્ધ કરૂં છું. તમે તેના ઉત્તર આપવા તૈયાર થાઓ.

યાજ્ઞવલ્કય—પૂછો.

ગાર્ગી—નભોમંડળના ઉપલા ભાગમાં, અને ક્ષીતિજના નીચલા ભાગમાં કોણ છે ? શૂન્ય માર્ગમાં અને પૃથ્વીમાં વળી કોણ છે ? આકાશ તથા ભૂમંડળ એ શું છે ? અને શોથી આ સર્વ ઓતપ્રોત ભાવથી રહેલું છે ? ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળના ક્યા પદાર્થમાં વ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—ઉપલી નીચલી સર્વ જગા મહાકાશથી ઓતપ્રોત છે.

ગાર્ગી—મહા ભાગ ! તમારા આ સયુક્તિક ઉત્તરથી કૃતાર્થ થઇ; હું આવું સદુત્તર મળવાને માટે તમારી આગળ નમું છું. હવે બીજા પ્રશ્નનો જવાબ આપો.

યાજ્ઞવલ્કય—પૂછો.

ગાર્ગી—તમે કહ્યું હતું કે, મહાકાશથી, પૃથ્વી, ઉપલા અને નીચલા લોક પ્રદેશનું સંધિ સ્થાન છે. તથા ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ પરિવ્યાપ્ત રહ્યા છે. ઠીક, તે મહાકાશ કોનાથી પરિવ્યાપ્ત છે ?

યાજ્ઞવલ્કય—ગાર્ગી ! બ્રાહ્મણો જેને પ્રણામ કરે છે, તે અક્ષર બ્રહ્મ છે તે સ્થૂ

અથવા સૂક્ષ્મ, હસ્વ કે દીર્ઘ નથી; લાલ નથી; ચીકણી વસ્તુ પણ નથી; છાયા અથવા અંધકાર, વાયુ અથવા શૂન્ય નથી; તે માયા ફળ અને ગંધ પણ નથી; આંખ, કાન, મન, વાક્, તેજ, અથવા પ્રાણ નથી. તે મુખ વિનાનો તથા ઉપમા વિનાનો છે.

"હે ગાર્ગી! તે અનિશ્વર પરમેશ્વરના શાસનના બળથી ચંદ્ર તથા સૂર્ય, ભૂલોક તથા દેવલોક, નિમેષ, મુહૂર્ત, રાત્ર, દિવસ, પખવાડિયાં, મહિના, ઋતુ, સંવત્સર, સ્થિતિ કરે છે. તે અવિનાશી જગદીશ્વરના શાસનથી પૂર્વ તથા પશ્ચિમમાં વહેનારી નદીઓ, સફેદ પર્વતમાંથી નીકળીને પ્રવાહિત થાય છે. ગાર્ગી! જે માણસ તે અક્ષય પરમાત્માનું યથાર્થ તત્ત્વ ન જાણતાં, કેવળ યાગ, યજ્ઞ તપશ્ચર્યા તથા હોમ કરે છે, તે કદાપિ સ્થાયી ફળ મેળવવામાં સમર્થ થતો નથી. પરંતુ જે તેનું તત્વ જાણીને પરલોક ગમન કરે છે, તેજ બ્રાહ્મણ છે. એટલે ખરેખરા બ્રહ્મજ્ઞ છે. ગાર્ગી! તે ઇશ્વરને કોઈ જોતા નથી ખરા, પરંતુ તે સર્વને જુવે છે. કોઇ તેનુ સાંભળી શકતા નથી, પણ તે સર્વનું સાંભળે છે. કોઇ તેનો વિચાર કરી શકતા નથી, પરંતુ તે સર્વને જાણી શકે છે. ગાર્ગી! આ દૃશ્યમાન નભોમંડળ એનાથી ઓતપ્રોત ભાવથી પરિવ્યાપ્ત થઇને રહેલું છે.

ગાર્ગી દેવીની મતિના વિષયમાં અમે આથી મોટી બીજી કોઇ ઓળખાણ આપીએ? એવા ધર્મ જ્ઞાનની હદ નક્કી કરવામાં કોણ સમર્થ થાય? તર્ક શક્તિ તો અતુલનીય છે; નહિ તો મોટા વખણાયેલા બ્રાહ્મણોની સભામાં સર્વથી ઉપરી થઇને આટલી પ્રભુતા કરવા શા માટે જાય? ટુંકામાં આ એક અતુલનીય અને અદ્ભૂત સ્ત્રી હતી.

## ખના.

ભારતવર્ષની પ્રાચીન કાળની વિદ્યાવની સ્ત્રીઓમાં ખનાનું નામ આગળ પડતું છે. બંગાળાના ન્હાનાથી મોટા સુધી, ગમે તો ગૃહસ્થ હોય કે ખેતીનુ કામ કરતો હોય, ચાહે તો વેપારી હોય કે જ્યોતિષક હોય, તે તમામ મનુષ્યો તેના દોહરાથી ઘણા લાંબા કાળથી તેની નામના ગાઇને તેનાં વચન મુજબ ચાલતા આવે છે. એવી ગુણવંતી અને યશસ્વિની સ્ત્રીનું ખરૂં વૃત્તાંત જાણવાનો ઉપાય નથી. પરંતુ જેટલું તેનું વૃત્તાંત મળ્યું છે, તેટલું લખવામાં આવે છે.

ખના મહારાજ વિક્રમાદિત્યની વેળાએ અર્થાત્ લગભગ ૨૦૦૦ વર્ષની પહેલાં હતી. એવી દંતકથા ચાલે છે કે, તે કોઇ રાજાની કન્યા હતી. પરંતુ કોઇ રાક્ષસો (બળવાન માણસો) તે રાજ કુટુંબના સઘળા માણસોને ભક્ષણ કરીને (એટલે મારીને) બાલ્યાવસ્થામાં તેને સિંહલ એટલે લંકા દ્વીપમાં લેઇ ગયા, અને પોતાની કન્યાની પેઠે તેમણે તેનું પ્રતિપાલન કર્યું. રાક્ષસો જ્યોતિષ શાસ્ત્રમાં નિપુણ હતા. જે રાક્ષસ ખનાનું પ્રતિપાલન કરતો હતો, તે બીજા કરતાં જ્યોતિષ શાસ્ત્રમાં વિશેષ કુશળતા ધરાવતો હતો. તેના શિષ્યોની સાથે ખનાએ પણ જ્યોતિષ શાસ્ત્રનું અધ્યયન કરવા માંડયું. અને તેને બીજી જાતનું કંઇ કામ ન હોવાથી તથા ફીકર ચિંતા ન હોવાથી રાત દિવસ શાસ્ત્ર અનુશીલનમાં લાગી રહેતી હતી. એથી તે થોડા વખતમાં વિલક્ષણ વિદ્વાનની ગણ પડી.

ખના જ્યારે રાક્ષસના ઘરમાં પ્રતિપાલિત થતી હતી અને શીખતી હતી, ત્યારે નશીબ યોગે એક માણસનું બાળક ત્યાં રહેતું હતું; તેનું નામ મિહિર હતું. એ મહારાજ વિક્રમાદિત્યના નવ રત્ન પંડિતોમાંના એક રત્ન, વરાહ પંડિતનો પુત્ર થતો હતો. વરાહ જ્યોતિષ ગણિતમાં અદ્વિતીય તરીકે વિખ્યાત થયો હતો. તેને જ્યારે પુત્ર થયો, ત્યારે પોતે ગણત્રી કરીને જોયું કે, તે ૧૦ વર્ષ માત્ર જીવશે. તેથી અલ્પકાળને માટે તેનું પ્રતિપાલન કરીને વૃથા માયા વધારવી યોગ્ય નથી. એવો વિચાર કરીને તેણે તરતના જન્મેલા બાળકને એક તાંબાના વાસણમાં મૂકીને નદીમાં નાખી દીધો. તાંબાનું વાસણ તરતું તરતું સમુદ્રમાં ગયું. રાક્ષસીઓ સમુદ્રના પાણીમાં નહાતી હતી, તેઓએ પરિશ્રમ કરીને વાસણને પકડયું. અને તેમાંના બાળકને ઘેર આણીને પુત્રના પ્રમાણે સ્નેહથી પાલન કરવા લાગી. પછી ખનાને યોગ્ય વર ધારીને તેની સાથે તેનું લગ્ન કર્યું હતું.

ખના અને મિહિર કેટલોક કાળ લંકામાં રહ્યાં. પરંતુ રાક્ષસોના કુત્સિત આચાર વ્યવહારથી કંટાળીને ત્યાંથી નીકળવાને ઘણાંજ ઉત્સુક થયાં. રાક્ષસો સર્વ સમયે તેઓને આંખની સામે રાખતા. એટલે નાસવાનો લાગ મળતો નહોતો. એક દિવસે તેઓ ખાવા બેઠા હતા, એવી વખતે મહેન્દ્ર ક્ષણ જાણીને ખનાએ જમણો પગ ઉપાડયો, એટલે શુભ ક્ષણે જવા નીકળી. મિહિરે પણ તેમ કર્યું. રાક્ષસોએ સમજી લીધું કે, તેઓ મહેન્દ્ર ક્ષણમાં નીકળ્યાં છે. એટલા માટે હવે તેમને રોકી શકાશે નહિ. તેથી તેમણે તેમને જવાની રજા આપી. અને એક રાક્ષસીને ખગોળ, ભૂગોળ તથા પાતાળ તત્વનાં કેટલાંક પુસ્તકો આપીને કહ્યું કે, "સમુદ્ર કાંઠા સુધી તેઓની જોડે જાઓ. અને પરીક્ષા કરીને જોજો કે, તેઓ ત્રણ વિદ્યા સારી પેઠે શિખ્યાં છે કે નહિ? જો કંઇ ઓછાપણું નજરે પડે તો તેઓને પુસ્તકો આપીને આવજો." સમુદ્ર તીરે એક ગાયને પ્રસવ થતો જોઇને રાક્ષસીએ મિહિરને પુછ્યું, "બોલો આ ગાયનું બચ્ચું કિયા રંગનું આવશે?" મિહિરે ગણના કરીને કહ્યું; "સફેત રંગનું આવશે." પરંતુ બચ્ચું કાળા રંગનું પેદા થયું. તે જોઇને રાક્ષસીએ વિચાર કર્યો કે, તેઓની વિદ્યા હજી કાચી છે. એટલે પુસ્તકો મિહિરને આપીને તેને વિદાય કર્યો. મિહિરે વાછરડાના રંગની જે ગણના કરી હતી, તે કરતાં વાછરડો બીજા રંગનો આવ્યો. એ જોઇને તે જ્યોતિષ ગણના મિથ્યા સમજ્યો. અને પુસ્તકો ફાડીને ફેંકવા લાગ્યો. એ જોતાં ખનાએ તેમ કરવાને ના કહીને કહ્યું કે, "લગાર સ્થિર થાઓ. ગણતરી ખોટી થઇ નથી." પછી ગાયે જ્યારે વાછરડાને ચાટવા માંડયો, ને તેથી તેનો રંગ સફેત થયો, ત્યારે મિહિરે રહેલા પુસ્તકોની યત્નથી રક્ષા કરી. પરંતુ પહેલાં પાતાળ તત્વનું પુસ્તક ફાડી નાંખ્યું હતું, તેથી નરલોકમાં તેઓનું આણેલું ખગોળ અને ભૂગોળ ફેલાયું. ને પાતાળ તત્વ અજાણમાં રહી ગયું.

ખના અને મિહિર સમુદ્રપાર કરીને ફરતાં ફરતાં એક જંગલમાં આવ્યાં. તે વખતે રાજા વિક્રમાદિત્ય મૃગયાર્થે ફોજની સાથે તે વનમાં ગયો હતો. તેણે એકાએક તેઓને જોયાં. મિહિરે જ્યોતિષશાસ્ત્રજ્ઞ કહીને પોતાની ઓળખાણ આપવાથી રાજા માનપૂર્વક તેઓને રાજધાનીમાં લેઇ ગયો. ત્યાં વરાહની સાથે તેની મુલાકાત થઇ. વરાહ પહેલાં તેને અદેખાઇથી જોવા લાગ્યો હતો. પરંતુ જ્યારે પિતા પુત્રમાં ઓળખાણ થઇ અને મિહિરે વરાહને

કેટલા છોકરા છે તે જ્યારે પૂછ્યું, ત્યારે વરાહે કહ્યું કે, મને માત્ર એક પુત્ર જન્મ્યો હતો. પરતુ અલ્પાયુષ જાણીને તેને પાણીમાં તરતો નાખી દીધો હતો. મિહિરે પૂછ્યું કે, "કયા ચોઘડીઆમાં પુત્રનો જન્મ થયો હતો?" વરાહે તે કહ્યું. એટલે મિહિરે કહ્યું કે, "તે પુત્રનું સો વર્ષનું આયુષ્ય છે; તેનું હાલ મૃત્યુ થયું નથી; તે જરૂર કોઇ જગા ઉપર જીવતો છે." વરાહે પાછી ગણતરી કરીને જોયુ તો પોતાની એક શુન્યની ભૂલ થઇ હતી, એમ માલમ પડ્યું. એ વાસ્તે સોની જગાપર દશ વર્ષ ગણ્યાં હતાં. આસ્તે આસ્તે વાત થતાં થતાં તે ખોવાયેલો છોકરો મિહિર માલમ પડ્યો. ત્યારે વરાહ પુત્રવધૂની સાથે પુત્રને પોતાના ઘરમાં લેઇ ગયો.

ખનાને સસરાના ઘરમાં આશ્રય મળ્યાથી પરમાનંદ થયો. તે જેવી વિદ્યાવતી હતી તેવીજ સુશીલા અને ઘરના કામકાજમાં નિપુણ હતી. પરંતુ અગ્નિ જેમ વસ્ત્રથી ઢાંકી શકાતો નથી, તેમ તેની વિદ્યા ઘરમાં આચ્છાદિત થઇ શકી નહિ. તેના સસરા પાસે ગણતરીના પ્રશ્ન લેઇને પુષ્કળ લોકો આવતા હતા. ખના ઘરનું કામ કરતી કરતી તેઓના સઘળા પ્રશ્ન સાંભળતી અને સસરો પાટી ઉપર ગણવાનો આરંભ કરતો હતો. તેની પહેલાં પ્રશ્નનો ઉત્તર તેના મૂખથી નીકળતો હતો. એનાથી ગણતરી કરનાર સસરો અને ગણતરી કરાવવાને આવેલા માણસો ઘણાજ આશ્ચર્ય પામતા હતા. ખનાની વિદ્યાની વાત ધીરે ધીરે દેશ વિદેશમાં વિસ્તાર પામવા લાગી. અને સર્વત્ર તેની કીર્તિ ફેલાઇ. એક દિવસે ખનાએ રસોઇ કરીને જોયું કે સસરો ખાવાને ઉઠતો નથી. અને ઘરમાં સુતો સુતો ઘોરતર ચિન્તામાં નિમગ્ન છે. તેણે સસરા આગળ આવીને સવિનયથી ચિન્તાનું કારણ પૂછ્યું. સસરાએ કહ્યું બેટા! "રાજ સભામાં એક પ્રશ્ન ઉઠયો છે કે, આકાશમાં કેટલા તારા છે? કોઇ તેનો ઉત્તર આપી શકતા નથી. હું સર્વથી મોટા જ્યોતિષ તરિકે પ્રખ્યાત છું. તેથી જો હું તેનો ઉત્તર નહિ આપુ તો મારૂં અપમાન થશે. તેથી હું ચિન્તાતુર છું." ખના બોલી, "તે વાસ્તે વિચાર કરો છો શું? આપ ભોજન કરો, ઉત્તર લઇને રાજસભામાં પધારજો." વરાહે કહ્યું "મેં પ્રતિજ્ઞા કરી છે કે, જ્યાં સુધી એનો સિદ્ધાંત ન થાય ત્યાં સુધી પાણી પીશ નહિ." ખનાએ તરત કેટલાક આંકડા માંડીને આકાશના તારાની સંખ્યા નક્કી કરીને કહી. તેથી વરાહે ખુશી થઇને ભોજન કર્યું. પછી તે રાજસભામાં ગયો. અને ગણતરીનું ફલ કહીને સર્વને આશ્ચર્ય પમાડ્યા. ગણતરી કોણે કરી, એવું રાજાએ પૂછ્યાથી વરાહે પોતાની વહુની આશ્ચર્યકારક વિદ્વતાની ઓળખાણ આપીને તેનું નામ કહ્યું. તે સાંભળીને રાજા ઘણો આનંદિત થઇને બોલ્યો, "તેને હમણાં લેઇ આવો. હું તેને નવરત્નના ઉપર પ્રધાન રત્ન કરીશ." આ રાજસન્માન પ્રદર્શન ખનાનો કાલ થઇ પડયો. ખનાના સસરાએ જોયું કે, આતો વિપરીત થયું. તેની પુત્ર વધુ રાજસભામાં પ્રધાન થયાથી તેની નીતિ, કુલ, માન સર્વ જશે. એટલા માટે તેને જીભ નહિ રહેતો તેની બોલવાની શક્તિ કંઇ પણ રહેશે નહિ. ને રાજા પણ તેને ચાહશે નહિ. એવો વિચાર કરીને પોતાના છોકરાને હૂકમ કર્યો કે, "હમણાં ખનાની જીભ કાપી નાંખ." ખનાએ આગમચની ગણતરીથી બરાબર જાણી લીધું હતું કે, જીભ કાપ્યાથી મૃત્યુ પાસે આવેલું છે. તેથી તેણે પોતાના સ્વામીને પાસે બોલાવ્યા. અને જીભ કાપીને

અવિલંબે પિતૃ આજ્ઞા પ્રતિપાલન કરવા કહ્યું. સ્વામીએ પિતૃ આજ્ઞાની ખાતર ઘણાજ દુઃખિત હૃદયથી પ્રાણપ્રિય ગુણવતી ભાર્યાની જીભના બે કડકા કર્યા અને તેથી ખનાનું મરણ નિપજ્યું.!! આહા! કેવો ખેદકારક બનાવ! એક વિદુષી બાઇનું તેના વિદ્વાન સસરાએ આવી રીતે તેનુ મોત નીપજાવ્યું, એ ઘણી ખેદાશ્ચર્યની વાત છે.



## ભોગવતી.

આ પરમ સાધ્વી સ્ત્રી પૂર્વ દેશના રાજા **વિજયરાજ**ની પુત્રી હતી તે ઘણી સ્વરૂપવાન અને સદ્‌ગુણી હતી. તેણે વેદ, પુરાણ, ન્યાય, અને કાવ્ય વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો. તે પરોપકાર, નીતિ, આચાર વિચાર, અને સ્ત્રી ધર્મમાં પ્રવિણ હતી. વિજયરાજે પોતાની આ વિદ્વાન પુત્રીને શૂરસેન રાજાના પુત્ર **નાગરાજ** સાથે પરણાવી હતી. નાગરાજ ખરેખર નાગ જેવો કદરૂપો અને ક્રુર હતો. વિજયરાજે બીજાના મૂખથી નાગરાજનાં વખાણ સાંભળીને વગર જોયે તેની સાથે ભોગવતીનું લગ્ન કર્યું હતું. તેથી પરિણામે તેને પસ્તાવું પડયું. પરંતુ આ ચતુર અને સાધ્વી નારીએ પોતાની વિદ્યાના પરાક્રમથી પોતાનો સંસાર આખરે સુખરૂપ દીપાવ્યો હતો. ભોગવતી જ્યારે સાસરે ગઇ, ત્યારે નાગરાજ પાઠશાળામાં ભણે છે, એવું ખોટું બહાનું કાઢીને તેનો મેળાપ થવા દીધો નહોતો. કારણ કે નાગરાજ કદરૂપો અને અજ્ઞાન હોવાથી એવી વિદ્વાન રાજકુમારીને તેની પાસે મૂકતાં તેઓ લજવાતાં હતાં. આ પ્રમાણે સ્વામીથી વિરક્ત રહેલી ભોગવતી પોતાના પતિવ્રતાના ધર્મ પ્રમાણે વર્તીને સાસુ સસરાની સેવા કરવા લાગી.. થોડા વખત પછી જ્યારે આ સર્વ વાત ભોગવતીના જાણવામાં આવી, ત્યારે તે ખુશીથી પતિની પાસે ગઇ. અને પોતાના સ્ત્રીધર્મ પ્રમાણે તેની સેવા કરવા લાગી. એક વખતે તેના પતિએ તેને કહ્યું કે;—"તમે મારાથી કેમ ભય પામતાં નથી?" તેના ઉત્તરમાં ભોગવતીએ કહ્યું કે;—"સ્ત્રીને પોતાનો સ્વામી ઈશ્વર તુલ્ય છે. તો ઇશ્વરથી ભય કોણ પામે? સ્ત્રીને પતિ ગમે તેવો હોય, તોપણ તેની સેવા કરવી એજ તેનો મુખ્ય ધર્મ છે." એ રીતે તેણે સ્ત્રી ધર્મનું વર્ણન કરી બતાવ્યું. ભોગવતી જેવી પરમ સાધ્વી અને વિદ્યાના ઉંચા સંસ્કારવાળી નારીના મૂખની ઉત્તમ જ્ઞાનની વાતો સાંભળીને નાગરાજને જ્ઞાન પ્રાપ્ત થયું. તેથી તેણે ભોગવતીને કહ્યું કે;—"હે! સતી! તમે મને ગોદાવરી સ્નાન કરાવો, અને તેને કાંઠે મારા નામનું શિવાલય બંધાવો. એટલે હું પૂર્ણ સ્વરૂપને પામીશ." તે ઉપરથી ભોગવતી સાસુ સસરાની આજ્ઞા લેઇને પતિની સાથે ગોદાવરી જઇ, તે પ્રમાણે કર્યું. એવું કહેવાય છે કે, ગોદાવરી સ્નાન કર્યા પછી નાગરાજનો કદરૂપો ચેહેરો બદલાઇને તે સ્વરૂપવાન થયો હતો. પછી તેઓ બંને જણ પાછાં પોતાના નગર તરફ ગયાં, પણ નાગરાજના ન્હાના ભાઇઓએ તેને ઓળખી ન શકવાથી પેસવા દીધાં નહિ.,તેથી નાગરાજે તેમની સાથે લડાઇ કરવાની તૈયારી કરી. તે જોઇને ભોગવતીએ વિચાર કર્યો કે, લડાઇ થવાથી મારા પુત્રરૂપ દીયરોનો નાશ થશે. માટે બધા ભાઇઓમાં સ્નેહ અને સંપ રહે તેમ કરવું, એ મારો ધર્મ છે એવું વિચારીને તેણે પોતાના પતિને નમના પૂર્વક કહ્યું કે;—

"સ્વામીનાથ! આપ તો સર્વજ્ઞ અને સદ્ગુણ સંપન્ન છો, પણ આપની અલ્પ બુદ્ધિવાળી દાસીની અર્જ જરા ધ્યાનમાં લેશો. આપ જાણો છો કે, ભાઇઓ વિના મોટા મહીપતિ પણ ગરીબ જેવા લેખાય છે ભાઇઓ છે તે જમણી બાજુ છે. જેને ભાઇઓમાં સંપ છે, તે ગમે તો સાવ ગરીબ હોય તોપણ પૃથ્વી પતિ જેવા સુખી ગણાય છે. આ સંસારમાં ભાઇઓની સહાયતાની ઘણી જરૂર છે. ભાઇઓ વિના પૃથ્વીપતિ થવાતું નથી, એવું ઇંદ્રને ભાઇ કરી મહાત્મા કશ્યપ પુત્ર વામનજીએ સિદ્ધ કરી આપ્યું છે. ભાઇઓથી જૂદા પડી થતો લાભ તે અલાભજ સમજવો. ભાઇઓ સાથે રહેતાં હાણ થાય, તોપણ તે લક્ષ્મીની ખાણ જેવી સમજવી. જે નિર્ધન છે, પણ તે બંધવ રૂપ ધનને પોષે છે, તેજ ધનવાળો છે. જે ધનવાળો છે, પરતુ બધવને પોષતો નથી, તેજ નિર્ધન છે. બંધુ એજ, અમૃતનો સાગર છે. એની મદદથી લક્ષ્મી મળવી દુર્લભ નથી. બંધુ વિના આપત્તિમાંથી કોણ ઉગારે? અરે! ભાઇઓના સ્નેહને કોઇની ઉપમા અપાઇ શકાતી નથી. હે પ્રાણનાથ! મારૂં કહ્યું માનો યા ન માનો એ આપની મરજીની વાત છે. પરંતુ યુદ્ધમાં તો જય પરાજયનો કાંઇ ભરૂસો નથી. માટે મારી અર્જ એ છે કે, ત્રણ દિવસ સુધી યુદ્ધ બંધ રાખો. અને એ ત્રણે દિવસ વામનવિજય, ધ્રુવચરિત્ર, અને ભરતચરિત્રનાં નાટક સર્વે ભાઇઓએ જોવાં."

સતીનો બોધ ઉપર પ્રમાણે નાગરાજે લક્ષ પૂર્વક સાંભળ્યો. તેમજ તેના બીજા ભાઇઓએ પણ સાંભળ્યો. તેથી તેઓએ એક મત થઇને તેના કહેવા પ્રમાણે ત્રણ દિવસ સુધી નાટક જોયાં. પછી નાગરાજે તો નિશ્ચય કર્યો કે મારે યુદ્ધ કરવું નથી. ન્હાના ભાઇઓ પ્રત્યે મારો શો ધર્મ છે, એ મારા જાણવામાં આવ્યું. હવે મારે રાજ્ય જોઇતું નથી. એવું વિચારી તેણે પોતાના ભાઇઓને કહ્યું કે;—તમે મારો ભય રાખ્યા વગર હવે સુખેથી રાજ કરો. તેના ચાર ન્હાના ભાઇઓએ પણ મોટા ભાઇ પ્રત્યે શો ધર્મ છે, એ જાણ્યું. તેથી તેઓ પસ્તાવો કરી હાથ જોડીને નાગરાજને કહેવા લાગ્યા કે, વડિલ બંધુ! અમે જે કાંઇ કહ્યું હોય, અગર તમારો જે કાંઇ અપરાધ કર્યો હોય, તે કૃપા કરી ક્ષમા કરો. અમારે તો તમારી સેવા કરવી, એજ રાજ્ય છે. એવું કહેને નાગરાજને બહુ આગ્રહ પૂર્વક શેહેરમાં લાવી તેનો રાજ્યાભિષેક કરાવ્યો. આહા! સતી ભોગવતીની ચતુરાઇ અને તેના સદ્ગુણનો આ કેવો પ્રભાવ? તેણેજ પોતાની વિદ્વતા અને મહાન્ ગુણોના પ્રતાપ વડે નાગરાજ જેવા કદરૂપા પતિને સેવી તેને સ્વરૂપવાન કર્યો, તથા પતિના બંધવોમાં સ્નેહ અને સંપનું રાજ્ય સ્થાપન કર્યું. એ સાચી સતી વગર બને તેવું નથી. ધન્ય છે! ભોગવતી તમારી સાચી ભક્તિ અને પતિવ્રતપણાને! હજાર વાર ધન્ય છે.!

---

## નાચી.

આ વિદુષી બાઇ તૈલંગણ દેશમાં આવેલા ઇવેશ્વર નગરના પ્રખ્યાત પંડિત ઇલેશ્વરોપાધ્યાયની પુત્રી થાય. આ બાઇને યોગ્ય ઉમ્મરે પરણાવ્યા પછી તેનો સ્વામી ગુજરી જવાથી વિધવાવસ્થા પ્રાપ્ત થઇ. તેથી તેણે ઘણી ઉદાશ થઇને પોતાનો પ્રાણ ત્યાગ કરવા-

ને નિશ્ચય કર્યો. એ વાત તેના પિતાના જાણુવામાં આવ્યાથી આત્મહત્યાના મહા દોષ વિષે તેને યોગ્ય રીતે સમજાવીને મન પાછું ફેરવ્યું. પછી તેણે પોતાનું જીવન શાસ્ત્ર અભ્યાસ કરવામાં ગુજારવાનો નિશ્ચય કર્યો. જ્યોતિષ્મતિ[1]—માલ કાંકણીનું તેલ પુષ્કળ પીવાથી બુદ્ધિ ઘણી ચપળ થાય છે, કિંવા પાંચ કલાકમાં મરી જવાય છે. એવું તેણે પોતાના પિતાના મોંઢેથી સાંભળેલું હતું. માટે તે અજમાવવા સારૂ તેણે એ તેલ ઘણું પીધું. એટલે થોડા વખતમાં તેના સર્વ અંગમાં એટલો બધો અગ્નિ પ્રગટ થયો કે, તેનાથી તે સહન થઇ શક્યો નહિ. પછી તે બાવરી બનીને પાસેના એક કુવામાં પડી, અને એ કલાક સુધી પાણીમાં બુડેલી રહી. આ બધી વાતની તેના પિતાને ખબર પડવાથી તેમણે કુવા ઉપર જઇને નાચીને કહ્યું કે, તું હજુ બીજા પાંચ કલાક સુધી પાણીમાંજ રહે. નાચીએ તે પ્રમાણે કર્યું. એટલે તેના શરીરનો અગ્નિ શાન્ત થઇ ગયો. એવું કહેવાય છે કે, તે તેલના યોગે કરીને તેની બુદ્ધિ એટલી વધી કે થોડી મુદતમાં તે સર્વ શાસ્ત્રમાં અને કળા કૌશલ્યમાં નિપુણ થઇ હતી. ત્યાર પછી તે પદાર્થવિજ્ઞાન શાસ્ત્રમાંના ઘણાજ કઠિણ વિષયો ઉપર વ્યાખ્યાનો આપતી, અને કવિતા પણ કરતી.

તેણે નાચી નાટક નામે વીરરસ બતાવનાર ચરિત્ર રચેલું છે. તેમાં તેણે પોતાના જન્મથી તે વૈધવ્ય દશા પ્રાપ્ત થઇ ત્યાં સુધીમાં જે જે વાતો બની તે સર્વનું સુંદર વર્ણન સંસ્કૃતમાં શ્લોક રૂપે કર્યું છે. ત્યાર પછી તે પિતાની આજ્ઞા લેઇને દેશાટન કરવા સારૂ નીકળી હતી. દેશાટનમાં તેણે ઘણાક વિદ્વાનોની સાથે વાદવિવાદ કરીને તેમને જીત્યા હતા. એવું કહેવાય છે કે, જેઓ તેની સાથે વાદ કરવા આવતા હતા, તેમનું તે ખંડનજ કરતી. તે ફરતી ફરતી દિલ્લી અને જયપુરના રાજ્યમાં ગઇ હતી. ત્યાં તેણે પોતાની અપૂર્વ બુદ્ધિનો પ્રકાશ પાડીને ઘણું સન્માન અને ધન મેળવ્યું હતું. અને ત્યાંથી તે પછી પોતાને ગામ ગઇ હતી. આ બાઇની વિદ્વતા અને સમયસૂચકતા જોઇને લોકો ઘણું આશ્ચર્ય પામતા હતા. આ મહા વિદુષી બાઇ શાલિવાહન શકના સાતમા સૈકામાં હયાત હતી. તેથી તેને થઇ ગયાને આજે સુમારે ૧૧૦૦ વર્ષ થઇ ગયાં છે.



ભણાવ્યા હતા. તેથી તે જ્ઞાનબળમાં એટલી તો ચઢીઆતી થઇ હતી કે, એ સમયનો કોઇ પણ પંડિત તેને વિદ્યાવાદમાં જીતી શકતો નહોતો. તેના એવા પાંડિત્યને લીધે બાળપણમાંજ તેની કીર્તિ આખા ભરતખંડમાં પ્રસરી રહી હતી. સરસ્વતીની માતાનું નામ **સુભગા** હતું.

સરસ્વતી સર્વ વિદ્યામાં પારંગત થઇને યોગ્ય વયે પહોચી, ત્યારે તેનું ચિત્ત આ સાંસારિક સંબંધમાં જોડાવા તરફ વળ્યું. એ કાળે માબાપો પોતાનાં સંતાનોને હાલની માફક કુળ મોટપ કે પૈસાની લાલચને લીધે ન્હાની ઉમ્મરથી એક બીજાના ગુણ દોષ જાણ્યા કે જોયા સિવાય લાકડે માંકડુ વળગાવીને તેમનો ભવ ખરાબ કરતા નહોતા: પુત્ર વા પુત્રી જ્યારે ભણી ગણીને યોગ્ય વયનાં થતાં ત્યારેજ તેમના ગુણ સ્વભાવ મળતા જોઇને તેમનાં લગ્ન કરતા હતા. તેમાં પણ એક બીજાને પસંદ પડતાં વર કન્યા વચ્ચે લગ્ન થાય, એ રીત તેમને વધારે પ્રિય હતી. તેથી તેઓ બની શકે ત્યાં સુધી એવી જોગવાઇ કરી આપતા હતા. એવી રીતનાં લગ્નથી દંપતિ ઘણાં સુખી થાય છે. એ નિઃસંશય વાર્ત્તા છે. વિદ્યાવતી સરસ્વતી ઉમ્મર લાયક થવાથી તે પોતાના જેવો વિદ્યાવંત વર શોધી ને તેની સાથે લગ્ન કરવાની તજવીજ કરવા લાગી. તેવામાં રેવાતટના યાત્રિક બ્રાહ્મણો વિષ્ણુમિત્ર પડિતને ઘેર પરોણા થઇને આવ્યા. તેમના મુખેથી મંડનમિશ્રની વિદ્વતાની વાતો સરસ્વતીના સાંભળવામાં આવી. તેથી તેણે એ પડિતનું નામ ઠામ પુછતાં તેમણે જણાવ્યું કે;—રેવા નદીના કિનારે **માહિષ્મતી** નામે નગર છે, ત્યાં હિમમિત્ર નામે એક પંડિતનો પુત્ર **મંડનમિશ્ર** છે. તેણે પ્રયાગવાળા પ્રખ્યાત કુમારિલ ભટ્ટાચાર્ય પાસે રહીને ઘણી વિદ્યાઓનું અધ્યયન કર્યું છે. તે જ્ઞાનબળમાં એવો તો સમર્થ છે કે, ઘણા પંડિતો વિદ્યાવાદમાં તેનાથી પરાજય પામ્યા છે. વળી તેણે બૌદ્ધ મતનું ખંડન કરીને વેદ ધર્મનું મંડન કર્યું છે. તેથીજ લોકો તેને તેના મૂળ નામ "**વિશ્વરૂપ**" ને બદલે મંડનમિશ્ર કહીને બોલાવે છે. હાલના સમયે તેના જેવો કોઇ પંડિત અમે જોયો કિવા સાંભળ્યો પણ નથી.

એ પ્રમાણે અતિથિ બ્રાહ્મણોના મુખેથી મંડનમિશ્ર પંડિતનાં વખાણ સાંભળવાથી તેનેજ વરવાની સરસ્વતીને ઇચ્છા થઇ. તેથી તેણે એક પત્ર મંડનમિશ્ર ઉપર લખીને તે બ્રાહ્મણોને આપીને કહ્યું કે, તમે જ્યારે રેવા તટે જાઓ, ત્યારે આ પત્ર મંડનમિશ્રને આપીને મારી વાર્ત્તા તેમને જણાવજો. બ્રાહ્મણોએ તે પ્રમાણે કર્યું. મંડનમિશ્રે સરસ્વતીનો પત્ર વાંચીને તેનો મનોભાવ જાણી લીધો. અને તેને વરવાની તેને પણ ઇચ્છા થઇ. પછી યથા સમયે બંને જણનાં માતાપિતાની સંમતિ મળવાથી તેઓ લગ્નની પવિત્ર ગાંઠમાં જોડાયાં. અને પરમ સુખી થયાં.

આ પતિપ્રાણા અને વિદુષી બાઇની સાધુતા અને પંડિતાઇની વિશેષ ખાત્રી તો તેણે શ્રીમાન્ શંકરાચાર્ય જેવા મહા સમર્થ પંડિતની સાથે કરેલા વિદ્યાવાદથી થાય છે. વળી જ્યારે મહાત્મા શંકર સ્વામીએ મડનમિશ્ર પંડિતની સાથે પ્રથમ વિદ્યાવાદ આરંભ્યો, ત્યારે બંને જણ વચ્ચે હાર જીતનો નિર્ણય કરવા માટે સરસ્વતીનેજ મુકરર કરી હતી. આહા! આ કાંઇ થોડા સાનંદાશ્ચર્યની વાર્ત્તા નથી! આવા બે મહા સમર્થ પંડિતો વચ્ચેના વિદ્યાવાદમાં કોણ હાર્યું, અને કોણ જીત્યું, એ વાત મુકરર કરવામાં ખરેખર મહા બુદ્ધિ અને ઓહોળુ જ્ઞાન જોઇએ. તે હોવાનું માન આ અબળાજાતિ સરસ્વતીને મળ્યું હતું. એ

તેના મહા પાંડિત્યની પ્રશંસા સાક્ષી છે. વળી વધારે આશ્ચર્યનો વિષય તો એ છે કે, શંકર સ્વામીએ પોતાનાજ પ્રતિપક્ષીની સ્ત્રીના ઉપર ઇતબાર રાખીને હાર છતના સાક્ષીભૂત તરીકે તેને કબુલ રાખી હતી. અને તે પ્રમાણે તેણે પોતાની પવિત્ર ફરજ નિષ્પક્ષપાતપણે બજાવી હતી. એ તેના શુદ્ધ પ્રમાણિકપણાની અનહદ સીમા છે.

શંકરસ્વામી અને મંડનમિશ્રના વાદ યુદ્ધની વખતે સરસ્વતીએ મધ્યસ્થપણે રહેવું, એવું નક્કી થયા પછી બીજે દિવસે વિવાદ સ્થળમાં સૌ એકઠા થયા. એટલે સરસ્વતીએ બંને પંડિતોના ગળામાં ફૂલના હાર પહેરાવ્યા. અને કહ્યું કે, જેના ગળામાં ફૂલની માળા કરમાશે, તેમને હું હાર્યા સમજીશ. તે પછી વિવાદ શરૂ થયો હતો. તેમાં આખરે મંડનમિશ્ર પંડિતની હાર થઇ હતી. તે છતાં સરસ્વતીએ નિષ્પક્ષપાતપણે પોતાના પતિના પ્રતિપક્ષીનો જય અમ્લાન વદનથી જાહેર કર્યો હતો. પછી મંડનમિશ્ર હાર્યાથી કરાર પ્રમાણે સર્વ ત્યાગ કરીને શંકરને શરણે થયા. એટલે શંકરે સરસ્વતીના સામું જોયું. સરસ્વતીએ તેમનો આશય જાણી લીધો. તેથી તેણે જણાવ્યું કે;—"પત્ની પણ પતિના આત્માની અર્દ્ધાંગિની છે, એવું શ્રુતિમાં કહ્યું છે. માટે મને જીતો ત્યારે ખરૂં. જો કે આપ વિદ્વાન અને સર્વજ્ઞ છો, તોપણ આપની સાથે વાદ કરવાને હું તૈયાર છું." સરસ્વતીનાં એવાં વચન સાંભળીને શંકરે કહ્યું કે;—"હે! અબળા તમારી સાથે મારે વાદ કરવો યોગ્ય નથી, કારણ કે યશસ્વી પુરૂષો અબળાની સાથે વાદ કરતા નથી." શંકરનાં આવાં વચન સાંભળીને સરસ્વતીએ કહ્યું કે;—"મહારાજ! આ બાબતમાં વ્યક્તિ વિશેષની અપેક્ષા નથી. પોતાનો મત તોડવા જે યત્ન કરે, તે પુરૂષ જાતિ હોય, કે સ્ત્રી જાતિ હોય, તોપણ તેની સામે પોતાના પક્ષનું રક્ષણ કરવામાં તત્પરતા ધરાવનારાઓએ તેને જીતી લેવાનો યત્ન કરવો જોઇએ. તેટલા માટેજ યાજ્ઞવલ્ક્ય નામના મહામુનિરાજે **ગાર્ગી** નામે અબળાની સાથે વાદયુદ્ધ કર્યું હતું. અને જનક રાજાએ **સુલભા** નામની અબળા સાથે વાદયુદ્ધ કર્યું હતું. ત્યારે શું! યાજ્ઞવલ્ક્ય જેવા પુરૂષો તત્ત્વજ્ઞ નહોતા?"

સરસ્વતીનું એવું સયુક્તિક વચન સાંભળીને મનમાં પ્રસન્ન થઇ શંકરે તેની સાથે વિદ્યાવાદ કરવાનું કબુલ કર્યું. પછી જ્યારે પરસ્પર જીતી લેવાની ઉત્કંઠાવાળાં એ બંને જણની બુદ્ધિ અને ચાતુર્યથી શબ્દોના પ્રવાહની રચના એવી તો સરસ થવા લાગી કે જેના શ્રવણથી વિદ્વાનો પણ આશ્ચર્ય પામીને તેમને બૃહસ્પતિ અને શુક્રાચાર્યથી પણ અધિક ગણવા લાગ્યા. સંધ્યા વંદનાદિક આવશ્યક કર્મના નિમેલા સમય સિવાય તેમનું વાદ યુદ્ધ રાત દિવસ વિશ્રાંતિ વગર ચાલ્યું. એવી રીતે વાદ કરતાં સત્તર દિવસ વિતી ગયા, પણ શંકર હાર્યા નહિ. ત્યારે સરસ્વતીએ વિચાર કર્યો કે, આ આચાર્ય બાળપણમાંજ સંન્યાસી થયેલ છે, અને કદી પણ શીલવ્રતથી ચૂકેલ નથી. માટે વાત્સ્યાયન સૂત્રો વિષેનો સંવાદ કરીને તેમનો પરાજય કરૂં. એમ ધારીને કામશાસ્ત્રને લગતા કેટલાક પ્રશ્નો પુછ્યા. એટલે શંકરે વિચારીને જરાવાર વિચાર કરીને કહ્યું કે, આ વિષયમાં મને એક મહિનાની મુદત મળવી જોઇએ. પછી સરસ્વતીએ તેમને એક માસની મુદત આપી. શંકરે એક મહિનામાં કામશાસ્ત્રનું જ્ઞાન સંપાદન કરીને પાછા આવી વાદ કર્યો. તેમાં આખરે શંકરનો જય થયો. તે છતાં સરસ્વતીએ એ વાદવિવાદમાં પોતાની મહા બુદ્ધિની ઓળખાણ આપી હતી, શંકર તેને

મંત્ર બદ્ધ કરી તુંગભદ્રા નદીને કિનારે પ્રતિષ્ટિત શૃંગપુરમાં ગયા હતા. અને તે જગોએ એક મઠ બાંધી ત્યાં સરસ્વતીને રહેવાની આજ્ઞા કરી હતી. સરસ્વતી ત્યાં ચિરકાળ રહી હતી. એ મઠ અદ્યાપિ સુધી શૃંગાગિરિ અથવા સિંહારી નામથી વખણાય છે. સરસ્વતી-ભારતીએ ત્યાં ભારતી સંપ્રદાય સ્થાપ્યો, અને ત્યાંના શિષ્ય મંડળમાં ભારતી નામ આપ્યું. મંડનમિશ્રને શંકરે સંન્યસ્તની દિક્ષા આપી. અને " तत्त्वमसि " એ મહા વાક્યનો ઉપદેશ આપ્યો. ત્યારથી મંડનમિશ્રની ગણના **સુરેશ્વર** અથવા **સુરેશ્વરાચાર્ય**ના નામથી શંકરના મુખ્ય શિષ્યોમાં થઇ હતી.

એ રીતે ભારતવર્ષમાં સરસ્વતીના અવતાર રૂપ આ સરસ્વતીએ વિદ્યાવાદમાં પરાક્રમ બતાવીને પોતાના નામનો મહિમા રાખ્યો હતો. પ્રાચીનકાળમાં આર્ય મહિલાઓ વિદ્યાની મહા ઉપાસક હતી, અને તેઓ બુદ્ધિબળમાં તથા જ્ઞાનબળમાં પુરૂષોની સાથે હરિફાઇ કરી શકતી હતી, તેની ખાત્રી આ સરસ્વતી તથા ગાર્ગી જેવી પંડિતાઓએ કરી આપી છે. હાલના સમયમાં આવી મહાદેવીઓની હિંદમાં ઘણી ખોટ છે. તે કૃપાળુ પ્રભુ પુરી કરો, એવી અમારી પ્રાર્થના છે.



## લીલાવતી.

શાલિવાહન શકના અગીઆરમા સૈકામાં થઇ ગયેલા હિંદના પ્રખ્યાત ખગોળવેત્તા ભાસ્કરાચાર્યની આ પુત્રી થાય. તે ગણિત અને જ્યોતિષ વિદ્યામાં એવી તો કુશળ હતી કે, તેના જેવા પુરૂષ થવા પણ મુશ્કેલ છે. પરંતુ દુઃખનો વિષય એ છે કે, તેનું જીવન વૃત્તાંત કોઇ પણ સંસ્કૃત ગ્રંથમાં મળતું નથી. દિલ્હીના બાદશાહ અકબરશાહના ફૈજી નામના એક સભાસદે અકબરને ખુશ કરવા સારૂ એક બ્રાહ્મણની આગળ પોતાને બ્રાહ્મણરૂપે ઓળખાણ આપીને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો હતો. અને સંસ્કૃત ભાષાના ઘણા ઉત્તમ ગ્રંથોનાં ફારસી ભાષામાં ભાષાંતર કર્યાં હતાં. તેઓમાં ભાસ્કરાચાર્યે બનાવેલું લીલાવતી નામે ગ્રંથનું પણ ભાષાંતર કર્યું હતું. તેની પ્રસ્તાવનામાં લખ્યું છે કે;—" ભાસ્કરાચાર્ય બેદર શેહેરનો રહેવાસી હતો. લીલાવતી તેની એક માત્ર કન્યા હતી, તે તેને ઘણી ચાહતી હતી. પરંતુ તેની જન્મકુંડલી અને નક્ષત્રની ગણતરી ઉપરથી જણાયું હતું કે, તે પતિ અને પુત્ર વગરની થશે. ભાસ્કરાચાર્ય પોતાની કન્યાની આ દુર્ગતિ થવાના વિચારથી ઘણો દુઃખિત રહેતો હતો, અને સર્વદા ચિંતા કરતો હતો કે, શાથી તે વિધવા ન થાય.

થોડાક વર્ષે તેના વિવાહનો કાળ આવ્યો. તેણે પોતાની જ્યોતિષ વિદ્યાના બળથી એવું લગ્ન નક્કી કર્યું કે, એ મૂહુર્તમાં વિવાહ થાય તો લીલાવતી પતિ વગરની ન થાય, અને પુત્રવતી થાય. પછી લગ્નને દિવસે ઘણાક વિદ્વાનો અને સજ્ઞ લોકોને બોલાવીને તેઓની સામે કન્યા અને જમાઇને એકત્ર બેસાડીને લગ્નના કાળ નિર્ણયને માટે પાણીથી ભરેલા વાસણ ઉપર અતિ શુદ્ધ કાણાવાળી એક વાડકી રાખીને કહ્યું કે, આ વાડકીના છિદ્રમાંથી પાણી ભરાઇને જ્યારે વાડકી પાણીમાં ડુબે ત્યારે કન્યાને સંપ્રદાન કર્યાથી કન્યા વિધવા થશે નહિ.

ભાસ્કરાચાર્યે કાલના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિવેચનાને માટે વિજ્ઞ પંડિત અને દૈવજ્ઞ વગેરે ઘણાક વિચક્ષણ મનુષ્યોને ત્યાં રાખ્યા હતા. પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. લીલાવતી બાલ્ય સ્વભાવને લીધે તે ક્ષુદ્ર છિદ્રવાળી વાડકીના ઉપર વાંકી વળીને જોતી હતી. એટલામાં અકસ્માત્ તેના માથા ઉપરના મુકુટમાંથી એક નાનું મોતી તે વાડકીમાં પડ્યું. તેથી પાણી પ્રવેશ થવાનું છિદ્ર બંધ થયું. ભાસ્કરાચાર્ય અને દૈવજ્ઞ લોકો કેક ઠેકાણે બેસીને વાડકીને પાણીમાં ડુબવાની વાટ જોતા હતા. જ્યારે તેને પાણીમાં ડુબવાને આનુમાનિક કાલ કરતાં વિલંબ થવા લાગ્યો, ત્યારે તેઓ અજાયેબ થયા. તપાસ કરતાં માલુમ પડયું કે, એક ન્હાના મોતીથી છેદ બંધ થઇ ગયો હતો. અને તેમાં પાણી આવતું નહોતું. એથી આચાર્ય ઘણો અજાયબ અને દુઃખિત થયો. તે છતાં તેણે કન્યાનો વિવાહ કર્યો. તે પછી કેટલાક દિવસ વિત્યા બાદ લીલાવતી પતિ વિહીના થઇ. ભાસ્કરાચાર્યે જોયું કે, લીલાવતીને પતિ અને પુત્ર વગર કાળ ગાળવો પડશે. તેથી તેણે વિચાર કર્યો કે, પુત્રાદિ દ્વારા તો કેટલાક કાળ સુધી પૃથ્વીમાં નામ રહે છે, પરંતુ હું જ્યોતિષ વિદ્યામાં કન્યાને એવી વિદ્યાવતી કરીશ કે, તેથી તેનું નામ અમર થઇ જશે.

એવો વિચાર કરીને તે પોતાની કન્યાને નાના પ્રકારના અંક અને જ્યોતિષશાસ્ત્ર શીખવવા લાગ્યો. અને સંસ્કૃત ભાષામાં એક ગણિતનું પુસ્તક તૈયાર કરીને એ પુસ્તક તેના નામથી તેણે પ્રચારિત કર્યું. એ પુસ્તક તૈયાર કરવાનો કાલ લખ્યો હતો. [illegible]ઋતુ નક્ષત્ર નિર્ણય કર્ણ કુતૂહલ ગ્રંથમાં તેનો સમય શાલિવાહનનો ૧૧૦૦ શક લખ્યો [illegible] ભાસ્કરાચાર્યે લીલાવતીને સંબોધિત પ્રશ્ન [illegible], અને લીલાવતી તેના ઉત્તર આપે [illegible] છે. એ ગ્રંથમાં અંક કરવાની જે રીતિઓ છે તે અતિ સુંદર છે. તેમાં પહેલા પરિભાષા નિરૂપણ કરીને સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વર્ગ, વર્ગમુળ, ઘન ઘનમૂળ વગેરે અંક કરવાનાં અતિ સુગમ અને સારાં સારાં સૂત્ર તથા ઉદાહરણ આપ્યાં છે, તેમાંથી કેટલીક ગણિત કરવાની શૈલી સહેલી રીતે શીખાઇ શકાય છે.

પ્રિય વાચકો! એવો વિચાર કરશો ના કે, કેવળ ભાસ્કરાચાર્ય કૃત ગ્રંથને વાસ્તે લીલાવતીનું નામ પ્રસિદ્ધ થયું છે. લીલાવતી પોતે પણ વિદ્યાવતિ હતી, અને અંક તથા જ્યોતિષ વિદ્યામાં અતિ નિપુણ થઇ હતી. લોકોમાં દંતકથા ચાલે છે કે, લીલાવતી ગણિત શાસ્ત્રમાં એવી તો હુશિયાર હતી કે ઝાડને જોઇને થોડી વારમાં ઝાડની શાખા ઉપરનાં પાંદડાંની સંખ્યા કહી શકતી હતી! વાહ! ધન્ય છે! પ્રતાપી પિતાની એ પ્રતાપી પુત્રીને કે જે અબળા જાતિ છતાં પોતાની મહા બુદ્ધિ વડે જગતમાં અમર નામ રાખી ગઇ છે.

# प्रकरण ८ मुं.

# વીરાંગનાઓ.

## મીનલદેવી.

આ મહા સતી, સદ્ગુણી અને બહાદુર રાજમાતા ગુજરાતના પ્રખ્યાત અને મહાન્ પ્રતાપી રાજા **સિદ્ધરાજ જયસિંહ**ની જનેતા અને દક્ષિણમાં કર્ણાટક દેશમાંના ચંદ્રપુરના રાજા **જયકેશી** નામે પ્રતાપી રાજાની પુત્રી હતી.

સિદ્ધરાજ જયસિંહનો બાપ **કરણ સોલંકી સંવત ૧૧૨૮** માં ગુજરાતમાં પાટણની ગાદીએ બેઠો. તે વેળા દેશની પડતી થઇ નહોતી, અને રાજા પ્રજા અધમ અવસ્થાને પામ્યાં નહોતાં. વિનાશકારી ભૂંડા બાળલગ્ને દેશમાં પ્રવેશ કર્યો નહોતો, મહારાજા **ભીમદેવ** તથા તેની રાણી **ઉદયમતિ**એ પોતાના કુંવર કરણને નાનપણમાં પરણાવી દેવાની ઉતાવળ કરી નહોતી. તેના તનને તથા મનને કેળવી પુરૂષાર્થ કરવાને યોગ્ય કર્યો હતો.

રાજા કરણ ગાદીએ બેઠો તે વેળાએ તે ભરજુવાનીમાં આવ્યો હતો. હવે લગ્ન કરવાનો સમય થયો. માટે કારભારીઓ યોગ્ય કન્યાની શોધ કરવા લાગ્યા હતા. એવામાં કર્ણાટક દેશથી જયકેશી રાજાની તરફથી મીનલદેવીના સગપણનું નાળીએર લેઇને એક ચતુર ચિતારો કરણ રાજાના દરબારમાં આવ્યો. તેણે મીનલદેવીની સુંદર છબી ચિતરેલી બતાવીને તેના રૂપ ગુણની રાજાની આગળ સ્તુતિ કરી. તે ઉપરથી કરણ રાજાએ તેના સાથે લગ્ન કરવાનું નક્કી કરીને નાળીએર લીધું. અને પોતાનું ખાંડુ **ચંદ્રપુર** મોકલ્યું.

**મીનલદેવીની** ઉમ્મર આ વખતે ૧૮ વર્ષની હતી. તે બહુ ભણેલી, સદ્ગુણી અને શાણી પણ સાધારણ રૂપવાળી હતી. તે જ્યારે પાટણ આવી ત્યારે તેને જોઇને કરણ રાજા બહુ નિરાશ થયો. કારણ કે ચિતારાએ જે અલૌકિક સુંદર રૂપ ચિતર્યું હતું, તેવું તે નહોતું. તેથી રાજાને બહુ ક્રોધ ચઢ્યો. પણ તે વચનથી પાછો ફર્યો નહિ. મીનલદેવીને પરણ્યો ખરો, પણ ચોરીમાંથી ઉઠ્યા પછી તે ફરીથી તેને મળ્યો નહિ. તેણે બીજીવાર લગ્ન પણ કર્યું નહિ. ને બ્રહ્મચર્ય વ્રત પાળી સુનીતિએ સદા વર્ત્યો. એમ કેટલાંક વર્ષ વિત્યાં. આણીતરફ મીનલદેવીના શોકનો કાંઇ પાર રહ્યો નહિ. સ્વામીના રોષથી તેને અન્ન ભાવતું નહિ. વસ્ત્રાલંકાર પહેરવાં તેને ગમતાં નહિ. ને પૂરી ઉંઘ પણ આવતી નહિ તે સદા રોયાં કરતી. રાજાને તેના મિત્રો ઠપકો દેવા લાગ્યા. નિર્દય કહીને તેને લોકો નિંદવા લાગ્યા. તેનાં વૃદ્ધ માજી ઉદયમતીએ પણ પુષ્કળ સમજાવ્યો. કંકાસ કર્યો ને રૂદન કર્યું; પણ કશાથી કરણનું મન ડગ્યું નહિ. મીનલદેવી તથા તેની દાસીઓ બળી મરવાને તૈયાર થઇ. રાજમાતા ઉદયમતીએ પણ વહુની જોડે બળી મરવાનો નિશ્ચય કર્યો. તે છતાં કરણે પોતાનો ટેક નજ ફેરવ્યો. પછી પ્રધાનોએ વચ્ચે પડીને માને સમજાવીને ધીરજ આપી.

ભાસ્કરાચાર્યે કાલના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિવેચનાને માટે વિજ્ઞ પંડિત અને દૈવજ્ઞ વગેરે ઘણાક વિચક્ષણ મનુષ્યોને ત્યાં રાખ્યા હતા. પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે. લીલાવતી બાલ્ય સ્વભાવને લીધે તે ક્ષુદ્ર છિદ્રવાળી વાડકીના ઉપર વાંકી વળીને જોતી હતી. એટલામાં અકસ્માત્ તેના માથા ઉપરના મુકૂટમાંથી એક નાનું મોતી તે વાડકીમાં પડ્યું. તેથી પાણી પ્રવેશ થવાનું છિદ્ર બંધ થયું. ભાસ્કરાચાર્ય અને દૈવજ્ઞ લોકો ઠેક ઠેકાણે બેસીને વાડકીને પાણીમાં ડુબવાની વાટ જોતા હતા. જ્યારે તેને પાણીમાં ડુબવાને આનુમાનિક કાલ કરતાં વિલંબ થવા લાગ્યો, ત્યારે તેઓ અજાયેબ થયા. તપાસ કરતાં માલુમ પડ્યું કે, એક ન્હાના મોતીથી છેદ બંધ થઇ ગયો હતો. અને તેમાં પાણી આવતું નહોતું. એથી આચાર્ય ઘણો અજાયબ અને દુઃખિત થયો. તે છતાં તેણે કન્યાનો વિવાહ કર્યો. તે પછી કેટલાક દિવસ વિત્યા બાદ લીલાવતી પતિ વિહીના થઇ. ભાસ્કરાચાર્યે જોયું કે, લીલાવતીને પતિ અને પુત્ર વગર કાળ ગાળવો પડશે. તેથી તેણે વિચાર કર્યો કે, પુત્રાદિ દ્વારા તો કેટલાક કાળ સુધી પૃથ્વીમાં નામ રહે છે, પરંતુ હું જ્યોતિષ વિદ્યામાં કન્યાને એવી વિદ્યાવતી કરીશ કે, તેથી તેનું નામ અમર થઇ જશે.

એવો વિચાર કરીને તે પોતાની કન્યાને નાના પ્રકારના અંક અને જ્યોતિઃશાસ્ત્ર શીખવવા લાગ્યો. અને સંસ્કૃત ભાષામાં એક ગણિતનું પુસ્તક તૈયાર કરીને એ પુસ્તક તેના નામથી તેણે પ્રચારિત કર્યું. એ પુસ્તક તૈયાર કરવાનો કાલ લખ્યો હતો. [illegible] નક્ષત્ર નિર્ણય કર્ણ કુતૂહલ ગ્રંથમાં તેનો સમય શાલિવાહનનો ૧૧૦૦ શક લખ્યો [illegible] ભાસ્કરાચાર્ય લીલાવતીને સંબોધિને પ્રશ્ન [illegible], અને લીલાવતી તેના ઉત્તર આપે [illegible] છે. એ ગ્રંથમાં અંક કરવાની જે રીતિઓ છે તે અતિ સુંદર છે. તેમાં પહેલા પરિભાષા નિરૂપણ કરીને સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર, વર્ગ, વર્ગમૂળ, ઘન ઘનમૂળ વગેરે અંક કરવાનાં અતિ સુગમ અને સારાં સારાં સૂત્ર તથા ઉદાહરણ આપ્યાં છે, તેમાંથી કરવાની ગણિત કરવાની શૈલી સહેલી રીતે શીખાઇ શકાય છે.

પ્રિય વાચકો! એવો વિચાર કરશો ના કે, કેવળ ભાસ્કરાચાર્ય કૃત ગ્રંથને વાસ્તે લીલાવતીનુ નામ પ્રસિદ્ધ થયું છે. લીલાવતી પોતે પણ વિદ્યાવતિ હતી, અને અંક તથા જ્યોતિષ વિદ્યામાં અતિ નિપુણ થઇ હતી. લોકોમાં દંતકથા ચાલે છે કે, લીલાવતી ગણિત શાસ્ત્રમાં એવી તો હુશિયાર હતી કે ઝાડને જોઇને થોડી વારમાં ઝાડની શાખા ઉપરનાં પાંદડાંની સંખ્યા કહી શકતી હતી! વાહ! ધન્ય છે! પ્રતાપી પિતાની એ પ્રતાપી પુત્રીને કે જે અબળા જાતિ છતાં પોતાની ભલી બુદ્ધિ વડે જગતમાં અમર નામ રાખી ગઇ છે.

# प्रकरण ८ मुं.

# વીરાંગનાઓ.

## મીનલદેવી.

આ મહા સતી, સદ્‌ગુણી અને બહાદુર રાજમાતા ગુજરાતના પ્રખ્યાત અને મહાન્ પ્રતાપી રાજા **સિદ્ધરાજ જયસિંહ**ની જનેતા અને દક્ષિણમાં કર્ણાટક દેશમાંના ચંદ્રપુરના રાજા **જયકેશી** નામે પ્રતાપી રાજાની પુત્રી હતી.

સિદ્ધરાજ જયસિંહનો બાપ કરણ સોલંકી સંવત ૧૧૨૮ માં ગુજરાતમાં પાટણની ગાદીએ બેઠો. તે વેળા દેશની પડતી થઇ નહોતી, અને રાજા પ્રજા અધમ અવસ્થાને પામ્યાં નહોતાં. વિનાશકારી ભૂંડા બાળલગ્ને દેશમાં પ્રવેશ [illegible] નહોતો, મહારાજા **ભીમદેવ** તથા તેની રાણી **ઉદયમતિ**એ પોતાના કુંવર કર[illegible]નપણમાં પરણાવી દેવાની ઉતાવળ કરી નહોતી. તેના તનને તથા મનને કેળવી [illegible] કરવાને યોગ્ય કર્યો હતો.

રાજા કરણ ગાદીએ બેઠો તે વેળાએ તે ભરજુવા[illegible]આવ્યો હતો. હવે લગ્ન કરવાનો સમય થયો. માટે કારભારીઓ યોગ્ય કન્યાની [illegible] ફરવા લાગ્યા હતા. એવામાં કર્ણાટક દેશથી જયકેશી રાજાની તરફથી મીનલદેવીના સગપણનું નાળીએર લેઇને એક ચતુર ચિતારો કરણ રાજાના દરબારમાં આવ્યો. તેણે મીનલદેવીની સુંદર છબી ચિતરેલી બતાવીને તેના રૂપ ગુણની રાજાની આગળ સ્તુતિ કરી. તે ઉપરથી કરણ રાજાએ તેના સાથે લગ્ન કરવાનું નક્કી કરીને નાળીએર લીધું. અને પોતાનું ખાંડુ **ચંદ્રપુર** મોકલ્યું.

**મીનલદેવીની** ઉમ્મર આ વખતે ૧૮ વર્ષની હતી. તે બહુ ભણેલી, સદ્‌ગુણી અને શાણી પણ સાધારણ રૂપવાળી હતી. તે જ્યારે પાટણ આવી ત્યારે તેને જોઇને કરણ રાજા બહુ નિરાશ થયો. કારણ કે ચિતારાએ જે અલૌકિક સુંદર રૂપ ચિતર્યું હતું, તેવું તે નહોતું. તેથી રાજાને બહુ ક્રોધ ચઢયો. પણ તે વચનથી પાછો ફર્યો નહિ. મીનલદેવીને પરણ્યો ખરો, પણ ચોરીમાંથી ઉઠયા પછી તે ફરીથી તેને મળ્યો નહિ. તેણે બીજીવાર લગ્ન પણ કર્યું નહિ. ને બ્રહ્મચર્ય વ્રત પાળી સુનીતિએ સદા વર્ત્યો. એમ કેટલાંક વર્ષ વિત્યાં. આણી તરફ મીનલદેવીના શોકનો કાંઇ પાર રહ્યો નહિ. સ્વામીના રોષથી તેને અન્ન ભાવતું નહિ. વસ્ત્રાલંકાર પહેરવાં તેને ગમતાં નહિ. તે પૂરી ઉંઘ પણ આવતી નહિ. તે સદા રોયાં કરતી. રાજાને તેના મિત્રો ઠપકો દેવા લાગ્યા. નિર્દય કહીને તેને લોકો નિંદવા લાગ્યા. તેનાં વૃદ્ધ માતુશ્રી **ઉદયમતી**એ પણ પુષ્કળ સમજાવ્યો. કંકાશ કર્યો ને રૂદન કર્યું; પણ કશાથી કરણનું મન ડગ્યું નહિ. મીનલદેવી તથા તેની દાસીઓ બળી મરવાને તૈયાર થઇ. રાજમાતા ઉદયમતીએ પણ વહુની જોડે બળી મરવાનો નિશ્ચય કર્યો. તે છતાં કરણે પોતાનો ઠરાવ નજ ફેરવ્યો. પછી પ્રધાનોએ વચ્ચે પડીને સૌને સમજાવીને ધીરજ આપી

થોડો વખત વિત્યા પછી પ્રધાનોએ તથા રાજમાતાએ કોઇ યુક્તિ વડે કરણ રાજા અને મીનલદેવી વચ્ચે પ્રીતિ કરાવી. હવે કરણને માલમ પડ્યું કે મીનલદેવી રૂપાળી નથી, પણ તે ગુણવંતીને સતી છે. તેનાં મધુર ગાયનોથી તે બહુ આનંદ પામ્યો. મીનલદેવી રાજાની આગળ દરરોજ ગુજરાતી તથા સંસ્કૃત ભાષાની કવિતાઓ, ઇતિહાસો, વાર્તાઓ તથા બીજાં નીતિ વચનો વાંચીને અનેક સારા વિષયો ઉપર વાતચીત કરી તેનું મન બહુ રીઝવતી. વળી રાજકાજમાં તે સલાહ આપતી, ન્યાય તથા દયાનાં અને જનોપકારનાં કામ કરવાને સમજાવતી. એ પ્રમાણે આ દંપતિ વચ્ચે સ્નેહની સજ્જડ સાંકળો જોડાઇ, અને કેટલોક કાળ વિત્યા પછી તેમને મહા પ્રતાપી પુત્ર થયો. ભરતખંડમાં જે ચક્રવર્તિ મહારાજા ધિરાજ મનાયો, જેણે ગુર્જર રાજ્યને પૂર્ણ કળાએ ચડાવ્યું, અને જેણે અસંખ્ય તળાવ, વાવ, કુવા, દેવાલયો વગેરે પરોપકારનાં અને પ્રજાના સુખનાં કાર્યો કરીને દેશની શોભા, સમૃદ્ધિ અને સુખ વધાર્યાં, તે પરાક્રમી રાજપુત્રને મહા સતી મીનલદેવીએ પોતાની ઉત્તમ કૂખમાં જન્મ આપ્યો. એ રાજપુત્રનું નામ ધરડાં રાજમાતા ઉદયમતીએ **સિદ્ધરાજજયસિંહ** પાડ્યું.

સિદ્ધરાજને દશ વર્ષની નાની ઉમ્મરનો મૂકીને તેનો બાપ કરણ રાજા મરી ગયો. તેથી રાજકારભાર ચલાવવાનો ભાર તથા કુંવરને કેળવણી આપવાનું ભારે કામ એકલી મીનલદેવીને શિર પડ્યું; તે તેણે યથાયોગ્ય બજાવ્યું. મીનલદેવી ચતુર, દઢ અને ધીર મનની હતી. તેણે **સાન્તુ**, **મુંજાલ** અને **ઉદા** નામે ત્રણ વાણીઆ મંત્રીઓને તેમના ગુણ પ્રમાણે કારભાર સોંપ્યો. અને તેમના ઠરાવ બહાલ રાખવાનું તથા તેમના ફેસલાથી નારાજ થઇ જે ફરીયાદ કરવા આવે તેની અપીલ સાંભળવાનું કામ દેવીએ પોતાને હાથ રાખ્યું. તેમજ બીજી સામાન્ય દેખરેખ રાખવાનું કામ પણ તેણે પોતાને હસ્તક રાખ્યું. એ પ્રમાણે તેણે રાજ્યની યોગ્ય બ્યવસ્થા કરી હતી.

સિદ્ધરાજને વિદ્યાભ્યાસની જોડે તેના અંગને કસવાનું કામ દેવીએ વિસાર્યું નહિ. અંગબળ વિના પુરૂષાર્થ થાય નહિ, એવા વિચારથી અંગબળ વધે અને તેની જોડે હિંમતવાન થાય, એવી રમતો, કસરતો, અને શિકાર વગેરે ખેલોમાં તેને સામીલ કરતી હતી. છીંક ખાય કે ઠોકર વાગે એટલે ખમા ! ખમા ! કરીને હાલના વખતમાં રાજ્ય માતાઓ પોતાના પુત્રોને બાયલા બનાવે છે, તેમ તેણે કર્યું નહિ. હલકી બુદ્ધિના ખવાસોનો સંગ થવા ન દેતાં ડાહ્યા ક્ષત્રીઓની સોબતમાં તેને રાખતી. ભૂગોળવિદ્યા તથા ઇતિહાસ પણ તેને શીખવતી, અને જયશિખર, વનરાજ, મૂળરાજ ઇત્યાદિ પૂર્વજોના પરાક્રમોની વાતો વંચાવીને ધીમે ધીમે રાજકાજથી પણ માહિતગાર કરતી હતી. રાજા પ્રજાના ધર્મ સંબંધી તથા રાજાનાં કર્તવ્ય કર્મ શાં છે, પ્રજા પાસેથી લીધેલા કર વેરાના દ્રવ્યનો સારો ઉપયોગ કેમ કરવો, એ વગેરે રાજનીતિ વિષે તેને સારી શિક્ષા આપતી હતી. ટુંકામાં એટલુંજ કહીશું કે, મીનલદેવી એ સમયમાં ઇતર રાણીઓ કરતાં બાલસંગોપનની બાબતમાં ઘણીજ ડાહી, ચતુર અને શ્રેષ્ટ હતી. એમાં તો કાંઈ પણ શક નથી. આ ચતુરાઇ, તથા ડહાપણ જો તેનામાં ન હોત, તો તે વખતે ગુજરાતની સ્થિતિમાં જમીન અસમાનનો તફાવત પડી જાત. જેની ઉત્તમ કેળવણીથી સિદ્ધરાજ ખરેખર એક બળવાન **સિંહ** નિ-

વડ્યો; જેણે પરાક્રમ તથા બાહુ બળ વડે દૂર દેશોમાં કીર્તિ વધારી; અને જેની આંખ આગળ મોટા મોટા રાજાઓ પણ થરર કંપાયમાન થતા હતા; એ સઘળો પ્રતાપ ચતુર રાજમાતા મીનલદેવીનોજ હતો. (જુઓ સિદ્ધરાજ જયસિંહનું ચરિત્ર)

સિદ્ધરાજની ૧૫ વર્ષની ઉમ્મરમાં રાજમાતા તેને લેઇને સ્વરાજમાં ફરવા સારૂ નીકળી હતી. તેણે એ મુસાફરીમાં પોતાની પાસે એક નોંધવહી રાખી હતી. તથા એક સિદ્ધરાજ પાસે પણ રખાવી હતી. તેમાં નવાઇ જેવું કે અગત્યની સંભારી રાખવા જેવી બીના હોય તે પોતે નોંધતી, અને સિદ્ધરાજ પાસે નોંધાવતી. આ મુસાફરીમાં તેણે પ્રજાના સુખને માટે વીરમગામમાં મુનસર અને ધોળકામાં મલાવ નામે બે મ્હોટાં તળાવ બંધાવ્યાં. તે અદ્યાપિ સુધી છે. એવું કહેવાય છે કે, ધોળકાનું તળાવ બધાવતાં મરતી નામે એક ગુણકાનું ઘર વચમાં નડતું હતું, તે ઘરની ભારે કિંમત આપવાનું કહીને ઘણી રીતે સમજાવ્યા છતાં પણ તે ગુણકા હઠ પકડીને આપતી નહોતી. તેથી એ વિષે વિચાર કરવાને સારૂ રાજમાતાએ મંત્રીઓની સભા બોલાવી. તેમાં કેટલાકનો અભિપ્રાય એ ઘર બળાત્કારે લેવાનો થયો. પરંતુ એ અભિપ્રાય રાજમાતાએ નામંજુર કર્યો. અને તે ઘર હતું સાંજ રહેવા દઇને તળાવ બંધાવ્યું. એ બનાવ ઉપરથી કહેવત ચાલી છે કે "ન્યાય જોવો હોય તો મલાવ તળાવ જુવો."

રાજમાતા અને બાળરાજાની આ ગુજરાતની મુસાફરીમાં તેઓ જે જે ઠેકાણે ગયાં, તે તે ઠેકાણે જ્યાં જરૂર જણાઇ ત્યાં તળાવ, વાવો, અને કુવા વગેરે જળાશયો નવાં કરાવ્યાં, તથા જૂનાં હતાં તે સમરાવ્યાં. મીનલદેવીને પોતાના લગ્ન સમયે તેનો ગુરૂ આશિર્વાદ દેવા સારૂ આવ્યો હતો. તે વખતે નર્મદા નદી ઉપરના શુકલતીર્થથી થોડે અંતરે પૂર્વમાં સોમેશ્વર મહાદેવની મ્હોટી યાત્રા ભરાતી, ત્યાં જાત્રાળુ લોકો-પાસેથી કર લેવામાં આવતો હતો. તે માફ કરાવવાનું ગુરૂએ વચન માગ્યાથી તેણે તે આપ્યું હતું. તે વચન પાળવાનો વખત મીનલદેવીને હમણાં પોતાના હાથમાં રાજકારભાર આવ્યાથી મળ્યો હતો. પરંતુ તે કામ, કુંવરને હાથે રદ થાય તો આગળ ઉપર વાંધો આવે નહિં. એવા વિચારથી રાજમાતા સિદ્ધરાજને લેઇને ભરૂચ મુકામથી છુપે વેષે એ તીર્થ સ્થાને ગયાં. ત્યાં ગરીબ લોકનું કરગરવું બાળ રાજાને નજરે દેખાડયું. ધર્મને ઉત્તેજન આપવું એ રાજાનું કામ છે. તેને ઠેકાણે આ ઉલટો બનાવ જોઇને સિદ્ધરાજને રંક લોક ઉપર દયા આવી. અને માતાની ઇચ્છા જોઇને રાજ્યની ઉપજને ભારે હાનિ છતાં એ કર માફ કરીને પોતાની જનેતાને પ્રસન્ન કરી. ધન્ય છે એવા પુત્રને! અહીંઆં મીનલદેવીએ સોમેશ્વરનાં દર્શન કરીને સોનાનો તુલા પુરૂષ ચઢાવ્યો. સિદ્ધરાજની સોનાની પ્રતિમા હાથમાં ન્યાય તોળવાનાં ત્રાજવાં વાળી કરાવીને શિવને અર્પણ કરી. તથા તીર્થવાસી બ્રાહ્મણોના પુત્રોને ભણાવનાર ગુરૂઓને વર્ષાસન બાંધી આપ્યાં. તેમજ બ્રાહ્મણ, સંન્યાસી વગેરેને જમાડી યાચકોને દાન આપ્યાં.

ગુજરાતની મુસાફરીમાંથી પાટણ આવીને રાજમાતાએ સિદ્ધરાજનો રાજ્યાભિષેક કર્યો હતો. એ વેળાએ સિદ્ધરાજ ઉમ્મર લાયક થવા આવ્યો હતો. તેમ ભણી ગણીને સર્વ વિદ્યામાં પારંગત થયો હતો. તેથી તથા વૃદ્ધાવસ્થાને લીધે ધીમે ધીમે રાજ્ય ચલાવવાનો ભાર મીનલદેવીએ પોતાને માથેથી હલકો કર્યો હતો. સિદ્ધરાજ રાજગાદી ઉપર બેસીને

શાણી રાજમાતાની સલાહ પ્રમાણે રાજ્ય કારભાર કરવા લાગ્યો. એ પ્રમાણે કેટલેક સમય વિસા પછી ગુર્જર રાજની એ વીરમાતા—મહાદેવી મીનલદેવી આ લોકમાં પોતાની પવિત્ર ફરજ પુરી કરીને પરવાર્યાથી પરલોકવાસી થયાં. તેમને આ લોક છોડીને ચાલી ગયાને આજે શુમારે ૮૦૦ વર્ષ થયાં છે. તે છતાં તેમનું કીર્તિવંત નામ જનમંડળની હૃદય ભૂમિમાંથી વિસર્જન થયું નથી. ધન્ય છે! આવી રાજમાતાઓને! કે જેણે પોતાના પુત્રને ઉત્તમ પ્રકારનું સર્વ શિક્ષણ પોતાને હાથે આપીને રાજકાજ વગેરે તમામ બાબતોમાં પાવરધો કર્યો હતો. હાલના સમયમાં ભારતવર્ષમાં આવી રાજમાતાઓની અવશ્ય જરૂર છે. પ્રભુ કૃપા કરીને એવી માતાઓ ઉત્પન્ન કરો. કે જેથી આ આર્યાવર્તનો પુનઃ ઉદય થાય.

---

## સંયુક્તા.[1]

આ સતી વીરાંગના કનોજના રાજા જયચંદ્ર રાઠોડની પુત્રી હતી. તેનો જન્મ ઇ. સ. ૧૧૭૦ માં થયો હતો. તે સર્વોત્તમ સૌંદર્યવાન, અસાધારણ ઉદારતાવાળી, અને સદ્‌ગુણસપન્ન હતી. ચંદ કવિએ તેને "કનોજની લક્ષ્મી" કહીને વર્ણવી છે. દિલ્હીના પૃથ્વીરાજ ચહુઆણ અને કનોજના જયચંદ્ર રાઠોડ વચ્ચે દ્વેષભાવ હતો. પૃથ્વીરાજે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો, એ જોઇને જયચંદ્રને ઘણો ખેદ ઉત્પન્ન થયો. તેથી તેણે વધારે મોટાઇ મેળવવાને રાજસૂય મહા યજ્ઞનો આરંભ કર્યો. એ યજ્ઞમાં પૃથ્વીરાજ આવ્યો નહોતો. તેને અપમાન કરવા માટે તેની સોનાની મૂર્ત્તિ કરીને દ્વારપાળની જગોએ રાખી હતી. તેથી પૃથ્વીરાજને ઘણો ક્રોધ ચડવાથી તેણે કનોજ જઇને જયચંદ્રની સાથે લડાઇ કરી તેને હરાવ્યો હતો. સંયુક્તાએ તે વખતે પૃથ્વીરાજને જોયો હતો. તથા તેના ગુણો અને વીરત્વનાં વખાણ સાંભળ્યાં હતાં. ત્યારથીજ તેને પોતાને યોગ્ય પતિ ધારીને મન સાથે વરી ચૂકી હતી. યજ્ઞ પૂરો થયા પછી સંયુક્તાનો સ્વયંવર કરવામાં આવ્યો હતો. દેશ વિદેશના ઘણા બળવાન ક્ષત્રિ રાજાઓએ સ્વયંવરનું આમંત્રણ સ્વિકારીને કનોજમાં આવી હાજર થયા હતા. ઠરાવેલી વખતે સઘળા રાજાઓ સ્વયંવર મંડપમાં આવીને પોતપોતાના આસન ઉપર આવીને બેઠા. એટલે સંયુક્તા સ્વયંવરને લાયક પોશાક પહેરી, હાથમાં ફુલની માળા લેઇને ઘણી દાસીઓ સાથે સભામાં આવી. તેણે પ્રથમથીજ પૃથ્વીરાજને વરમાળા પહેરાવવાનો નિશ્ચય કરી રાખ્યો હતો. જો કે પૃથ્વીરાજ આ સભામંડપમાં હાજર થયો નહોતો, પણ પ્રથમની માફક તેની સોનાની મૂર્ત્તિ દ્વારપાળને ઠેકાણે રાખવામાં આવી હતી, એ વાત સંયુક્તાના જાણવામાં હતીજ. સમય થતાંજ સંયુક્તાએ કોઇ રાજાની તરફ નહિ જોતાં હિંમત અને હર્ષથી પૃથ્વીરાજની સોનાની મૂર્ત્તિને ફુલની વરમાળા પહેરાવી. પુત્રીનું આવું કામ જોઇને જયચંદ્ર ગભરાયો. સ્વયંવરમાં આવેલા રાજાઓ પણ આવી રૂપ ગુણવાળી કન્યા પોતાને નહિ વરવાથી કમભાગ્યવાળા સમજવા લાગ્યા.

(૧) સંયુક્તાનું બીજુ નામ કેટલાક જણ "સંજોગતા" બતાવે છે. વળી રાસમાળામાં એનું નામ "અનંગમંજરી" લખ્યું છે.

સયુક્તાએ વરમાળા પહેરાવ્યાની ખબર પૃથ્વીરાજને થતાં તે લશ્કર સહિત કનોજ ગયો. અને જયચદ્રની સાથે લડાઇ કરીને ઇ. સ. ૧૧૯૦ માં સંયુક્તાને હરી ગયો, પછી દિલ્હી જઇને તેની સાથે વિધિપૂર્વક લગ્ન કર્યાં. પૃથ્વીરાજ આ સામાન્ય લલના રત્નનો અધિકારી થઇને આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યો. સંયુક્તાના અસાધારણ ગુણોથી સ્વર્ગનું સુખ પણ તેની આગળ તુચ્છ જણાતું હતું, થોડાકાળમાં સયુક્ના ભર્ત્તાની પ્રિય પત્ની થઇ પડી.

પૃથ્વીરાજ જ્યારે એવો ઉત્તમ દાંપત્ય પ્રેમ ભોગવતો હતો, સંયુક્તા જ્યારે આ પ્રમાણે પતિસોહાગિની થઇને સૌભાગ્યના હીંડોળામાં હીંચકા ખાતી હતી, ત્યારે શાહાબુદ્દીન ગોરી ભરતખંડને દરવાજે આવ્યો હતો. સંયુક્તા આ વેળા શત્રુના હાથથી માતૃભૂમિની રક્ષા કરવાને યત્નવાન થઇ. કેવી રીતે યવન સૈન્યનો પરાભવ થાય, કેવી રીતે યવન ગ્રાસથી ભારત ભૂમિની રક્ષા થાય, આ ચિંતાથી તેનું મન વ્યગ્ર થવા માંડ્યું. તેણે ભર્ત્તાને ચતુરગ સેનાના દળના સેનાપતિ થઇને જલદી રણક્ષેત્રમાં જવાની પ્રાર્થના કરી. સંયુક્તાના યત્નથી કેવળ પ્રાર્થના સફળ થઇ નહિ. તેણે સઘળાં યુદ્ધ પ્રકરણ એકઠાં કરીને ગંભીર અવાજથી પૃથ્વીરાજને કહ્યું;—" પ્રાણનાથ ! જગતમાં કંઇ ચિરસ્થાયી નથી. આપણે આજે જે જીવનના પ્રવાહમાં દેહ તરતી રાખીને પાર્થિવ સુખ ભોગવીએ છીએ, ચાહે તો કાલે તે અનંત સાગરમાં જતું રહેશે. પરંતુ એવા ક્ષણભગુર દેહને મમતામાં ખેંચીને યશનું હમેશનું સુખ જતું મૂકવું યોગ્ય નથી. જેઓ મોટાં કાર્ય બજાવવા જતાં આત્મ-પ્રાણ વિસર્જન કરે છે, તેઓ હમેશાં આ જગતમાં રહેલા છે. હુ આશા રાખુ છું કે, તમે પોતાના વિષે વિચારતાં આ મહત્તાની તરફ મન લગાડશો. તમારા હાથની તરવારથી શત્રુના શરીરના કડકા કરો. તમારા બેસવાના તેજસ્વિ ઘોડાને શત્રુના લોહીના પ્રવાહમાં તરતો કરો. તમે અને તમારૂં ચતુરંગ સૈન્ય **હરહર** ધ્વનિથી ચોતરપ પ્રતિધ્વનિ કરો. આ મોટા કામમાં મરણનો ભય કરશો નહિ; રણની જગ્યા ઉપર ભયંકર મૂર્તિ જોઇને ડરશો નહિ; અથવા ક્ષત્રિય ધર્મથી વિમુખ થશો નહિ. હિમ્મત, ઉદ્યમ, અને યત્નની સાથે સ્વદેશ સ્વાધિનતાની રક્ષા કરજો. હું પરલોકમાં તમારી અર્દ્ધભાગિની થઇશ. " વીર રજપૂતાણી સંયુક્તાના મૂખમાંથી આવાં શૌર્યનાં વચન નિકળ્યાં. તે વચનોએ પૃથ્વીરાજના હૃદયમાં પ્રવેશ કરીને તેને ઉત્સાહી બનાવી દીધો.

પૃથ્વીરાજે જલદીથી યુદ્ધની તૈયારી કરી. ભારતના ઘણા બળવાન રાજાઓ પોતાનાં લશ્કર સહીત તેને આવી મળ્યા. યુદ્ધમાં જતી વખતે પૃથ્વીરાજ એક વાર ફરીને સંયુક્તા પાસે ગયો, અને લડાઇની ગોઠવણ વિષે તેની સલાહ પુછી. તેના જવાબમાં સંયુક્તા બોલી કે;—" રાજન ! સ્ત્રીની સલાહ વળી કોણ પુછે છે ? જગત્ તો કહે છે કે, સ્ત્રીની બુદ્ધિ પાનીએ. કદી તેઓ ખરી વાત કહે છે, તોપણ તેનું કોઇ સાંભળતું નથી. તોપણ સ્ત્રી વિના સંસાર કેવો છે ? અમે દુર્ગુણના પાત્ર છીએ, તેમ સદ્ગુણના પાત્ર પણ છીએ. અમે અજ્ઞાન છીએ, તેમ જ્ઞાની પણ છીએ. જ્ઞાની જોશી પુસ્તકો ઉપરથી ગ્રહોની ગતિનો માર્ગ જાણી શકે છે, પણ સ્રીના પુસ્તકમાં તે અજ્ઞાન છે. અમારાં પુસ્તકોનો પાર કોઇએ લીધો નથી. તોપણ તેઓ કહે છે કે, સ્રીઓમાં બુદ્ધિ નથી. એટલું છતાં પણ સ્ત્રીઓ

જ તમારા સુખ દુઃખની ભાગિયેણુ થાય છે. જ્યારે તમે સૂર્ય લોકમાં જાઓ છો, ત્યારે પણ અમે જૂદાં નહિ પડતાં સાથે આવીએ છીએ. ભૂખ, તરસ વગેરેમાં અમે તમારી સાથે આનંદથી રહીએ છીએ. અમે સરોવર છીએ. અને તમે હંસ છો." ઇત્યાદિ કેટલુંક વિવેચન કર્યા પછી સંયુક્તાએ લડાઇની ગોઠવણુ વિષે યોગ્ય સલાહ આપી. એટલે પૃથ્વીરાજ ત્યાંથી નિકળીને સૈન્ય સહિત રણુ ભૂમિમાં ગયો. તિરોહી ક્ષેત્રમાં મહા ભયંકર યુદ્ધ થયું. તેમાં શાહાબુદીન ગોરી હાર્યો, અને પરાજિત ભૂમિમાંથી નાસી ગયો. પૃથ્વીરાજ વિજયી થઇને મહોત્સાહની સાથે દિલ્લીમાં પાછો આવ્યો.

પરાજિત થયા પછી બે વર્ષે પાછો શાહાબુદીનગોરી મોટું સૈન્ય લેઇને ભારત ભૂમિમાં આવ્યો. પૃથ્વીરાજે તેના સામે લડવાની તૈયારી કરી. આ વખતે પણ ઘણા ક્ષત્રિ વીરો તેને આવી મળ્યા. સંયુક્તાએ પોતાના પતિને શત્રુ સામે જવા પ્રથમની પેઠે ઉશ્કેર્યો. અને પોતાને હાથે તેને લડાઇનો પોશાક પેહેરાવ્યો. એવામાં એકદમ તેના હૃદયમાં અમંગળની આશંકા થવા લાગી. તેથી તે વ્યાકુળ થઇ પડી. તેણુ એક ધ્યાનથી પૃથ્વીરાજ તરફ જોવા માંડયું. એકદમ કેટલોક પશીનો કપાળ ઉપરથી વહીને છાતી ઉપર પડયો. તોપણુ તેણે સ્વામીને હિંમત આપી રણુમાં વિદાય કર્યો. પૃથ્વીરાજ જલદીથી સૈન્યમાં સામેલ થઇને નગરની બહાર નિકળ્યો. સંયુક્તા પતિને જવાનો માર્ગ જોતી દિર્ઘ હાય મારીને બોલી;—"સ્વર્ગ સિવાય જણાય છે કે, હવે આ યોગિનીપુર (દિલ્લી) માં પાછું મળવું થશે નહિ."

સૈભાગ્યની લક્ષ્મી હમેશાં એક માણસની પાસે રહેતી નથી. હમેશાં કોઇના દહાડા સરખા જતા નથી. નશીબ ચાકના પ્રમાણે એક વખતે ઉપર જાય છે, તો બીજી વખતે નીચે જઇને આ લોકમાં સંસારનું ચાંચલ્ય બતાવે છે. પૃથ્વીરાજે તિરોહી ક્ષેત્રમાં જે વિજયનું નિશાન શોભિત કર્યું હતું. તે મુસલમાનોની ચતુરાઇથી, અને કાળના નીતિબળથી આ બીજી લડાઇમાં તેને પાડયું. પૃથ્વીરાજે ઘણીજ બહાદુરીથી યુદ્ધ કર્યા છતાં, તે શત્રુના હાથે મરાયો. અનંત પ્રવાહ લોહીના સાગરથી ભારતના સૈભાગ્યનો સૂર્ય અસ્ત થવા લાગ્યો. અને સાધ્વી દેવી સંયુક્તાની અમંગળ આશંકા ફળી. આ દુઃખદાયક સમાચાર દિલ્લીમાં સંયુક્તાને થતાં વારજ તેણે ચિતા ખડકાવી. તરત ચિતાની આગની શિખા ગગન સ્પર્શીત થઇ. સંયુક્તાએ રત્નમય અલંકાર દૂર ફેંકીને લાલ વસ્ત્ર અને લાલ રંગના ફુલથી ભુષિત થઇને આગમાં પ્રવેશ કર્યો. ક્ષણુમાત્રમાં તેનું અનુપમ લાવણ્ય ભૂમિ ઉત્તમ શરીર ભસ્મરાશિ થઇ ગયું. સંયુક્તાના જીવનનો આ છેલ્લો ભાગ કેવો ભયંકર અને રૂવાં ઉભાં કરે તેવો છે।

હાલની જૂની દિલ્લીમાં સંયુક્તાનાં બનાવેલાં ઘણાંક ચિન્હો હજી જોવામાં આવે છે. જે કિલ્લામાં સંયુક્તાની વિલાસ ભૂમિ હતી, તેની ભીંતો આજ પણ જોવામાં આવે છે. જે દિવાનખાનામાં સંયુક્તા પતિ સોહાગિની થઇને રેહેતી હતી, તેના ભાગેલા થાંભલાઓ સુશોભિત છે. કાળના કઠોર આક્રમણુથી એ થાંભલાઓ એક વખતે માટીની સાથે મળી જશે, પરંતુ તેની અધિષ્ઠાત્રી સંયુક્તા કદિ પણ આ જગતમાંથી અંતર્હિત થશે નહિ. તેનો પતિ ઉપર પ્રેમ, તેનું પતિવ્રતાપણું, અને તેનું કુલિનપણું એ હમેશાં તેના પવિત્ર ઇતિહા-

સમાં પ્રકાશિત રેહેશે. સંયુક્તા પતિવ્રતપણાના દ્રષ્ટાંતની ભૂમિ છે, સ્વર્ગની દેવી સમાન વર્ણ-વવા યોગ્ય છે. પતિવ્રતા મહાસતી સાવિત્રીની શ્રેણીમાં તેનું નામ મૂકવા જેવું છે.



## કર્મદેવી.

આ વીરાંગના મેવાડના અધિપતિ મહારાણા **સમરસિંહ**ની ધર્મપત્ની હતી. ઇ. સ. **૧૧૯૩** માં **શાહાબુદ્દીન** ગોરીએ બીજી વાર હિંદ ઉપર સ્વારી કરી હતી, ત્યારે દિલ્લીનો રાજા **પૃથ્વીરાજ** ચહુવાણ તેની સામે લડવાને તૈયાર થયો હતો. મહારાણો સમરસિંહ પણ આવી વખતે સ્વદેશની રક્ષાને માટે પોતાના મિત્ર પૃથ્વીરાજની મદદે મોટા સૈન્ય સહિત રણના મેદાનમાં ખડો થયો હતો. પાણીપતના રણક્ષેત્રમાં ત્રણ દિવસ સુધી ઘોરતર યુદ્ધ ચાલ્યા પછી પૃથ્વીરાજ અને સમરસિંહ શત્રુના હાથથી માર્યા ગયા હતા. ત્યાર પછી દિલ્લી કબજે કરીને શાહાબુદ્દીને મેવાડ જીતવા માટે સ્વારી કરી હતી. ત્યાં જઇને તેણે ઠામ ઠામ જુલમ અને લૂટફાટ ચલાવી મૂકી હતી. દરેક સ્થળે લોહીના પ્રવાહો વેહેતા કર્યા હતા, અને આખો દેશ સ્મશાન ભૂમિ જેવો કરી મૂક્યો હતો. આવી વિપદની વેળાએ પવિત્ર ભૂમિ રજપૂતાનાનું સંરક્ષણ કરવાને કોઇ વીર બહાર પડયો નહિ. મહારાણા સમર-સિંહનો નાનો પુત્ર મેવાડનો ઉત્તરાધિકારી કર્ણ એ વખતે ન્હાની ઉમ્મરનો હતો. તેથી તેનાથી કાંઇ પણ થઇ શકે તેમ નહોતું. આખો રજપુતાના શોક સાગરમાં ડુબ્યો હતો. આખરે મેવાડ પોતાનું ગૌરવ રાખવા માટે નવા ઉત્સાહની સાથે રંગભૂમિમાં બાહાર નીકળી. મેવાડની મહા શક્તિ **કર્મદેવી** વીર પોશાક સજીને યવનનું પરાક્રમ તોડવાને માટે મેદાન પડી સંસારથી અજાણ્યો બાળ પુત્ર શત્રુના પગ નીચે છુંદાશે, યવનોના હા-થથી લાંછન પામશે, અને તેઓ વગર હરકતે હૃદય રંજન ફૂલની કળીને ખરાબ કરી નાખશે, ઇત્યાદિ વિચાર કર્મદેવી જેવી માતાથી સહન થઇ શક્યા નહિ. તેથી તેણે શત્રુની સામે લ-ડવાનો દ્રઢ નિશ્ચય કર્યો. તેણે વીર સાજ સજીને પોતાનું શરીર કવચથી આચ્છાદિત કર્યું. તેના હાથમાં સુતિક્ષ્ણ તરવાર શોભા આપવા લાગી. વીરાંગનાનું આવું વીરત્વ જેઇને ઘણા રજ-પૂત વીરો તેની મદદે લડવાને તૈયાર થયા. તેમને લેઇને કર્મદેવી યુદ્ધ ક્ષેત્રમાં ચાલી ગઇ.

શાહાબુદ્દીન ગોરીનો પ્રિય પુત્ર **કુતબુદ્દીન** રાજસ્થાનમાં આવ્યો હતો. તેને કર્મદેવીએ **આંબેર**ની આગળ ઘેર્યો. યુદ્ધમાં વીરાંગનાએ પોતાનું વીરપણું દેખાડયું. તેના ઘેરાથી ય-વન સૈન્ય નાશ પામવા લાગ્યું. કુતબુદ્દીન યુદ્ધ ક્ષેત્રમાં આ સુંદર યુવતીની ભૈરવી મૂર્ત્તિ જે-ઇને સ્તંભિત થયો. હવે તેને જયની આશા રહી નહિ. કર્મદેવીએ અસાધારણ હિમ્મત અને પરાક્રમની સાથે યુદ્ધ કરીને શત્રુને નિર્જીવ કર્યો. અને અંતે તેણે મેવાડના ગૌરવની રક્ષા કરી. એ રીતે દિલ્લીના આ પહેલા મુસલમાન પાદશાહને એક વીરાંગનાના પરાક્રમથી પરાજિત થઇને નાસવું પડ્યું હતું. મેવાડની વીર રમણીએ એવા પરાક્રમથી શત્રુને હરા-વીને અક્ષય કીર્ત્તિ રાખી હતી. એ અક્ષય કીર્ત્તિની કહાણી પવિત્ર ઇતિહાસમાંથી કદી પણ જશે નહિ. મેવાડ ખરેખર એવા વીરત્વ ગરિમાની લીલા ભૂમિ છે.

# કળાવતી.

આ શૂરવીર પતિપ્રાણા સ્ત્રી રજપૂતાનાના એક નાના રાજ્યના રાજા કરણસિંહની રાણી હતી. આ રાજ્યપર દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ ચડાઈ કરી હતી. ત્યારે રાજા કરણસિંહ પોતાના વીરધર્મની રક્ષા કરવા માટે તૈયાર થયો હતો. તેની સાથે રાણી કળાવતી પણ લડાઈનો પોશાક સજીને ગઈ હતી. બંને પક્ષ વચ્ચે મહા દારૂણ યુદ્ધ ચાલ્યું. તેમાં કળાવતીએ પોતાના સ્વામીને પડખે રહીને ઘણી મદદ કરી હતી. જ્યારે યુદ્ધ ચાલતું હતું, તેવામાં શત્રુ પક્ષનો એક માણુસ કરણસિંહપર ઓચિંતો ધસારો કરીને તે ન જાણે તેવી રીતે તેના ઉપર જોરથી તરવારનો ઘા કરવાને તૈયાર થયો. કળાવતીની નજર તેના ઉપર પડવાથી તુર્ત તેણે એ તરફ ધસી જઇને તેને પાછળથી એવો સખ્ત ઘા માર્યો કે તેજ ક્ષણે તે જમીન ઉપર પડયો, અને મરણ પામ્યો. એ રીતે કળાવતીએ પોતાના પતિને મોતના મુખમાંથી બચાવી લીધો હતો. કરણસિંહ તથા કળાવતીએ પોતાના બાહુબળથી શત્રુનાં ઘણાં માણસોને કાપી નાખ્યાં. શત્રુઓ પણ ઘણા જુસ્સામાં આવી ગયા. સામ સામે ઘણીજ મારામારી ચાલી, તેમાં કરણસિંહને તરવારનો એક ઘા વાગ્યો. તે જોઇને વીરનારી કળાવતી ક્રોધાવેશમાં ભયંકર મૂર્તિ ધારણ કરીને બહાદુરીથી લડવા લાગી. એથી શત્રુઓ નરમ પડી ગયા. અને થોડીવારમાં ભય પામી નાશી ગયા.

એ રીતે પરાક્રમી યવન બાદશાહની સામે લડીને જય મેળવી કરણસિંહ અને કળાવતી બંને રાજધાનીમાં આવ્યાં. પરંતુ કરણસિંહને જે જખમ વાગ્યો હતો, તેની પીડા તેને વધવા લાગી. તેથી હુશિયાર વૈદ્યોને બોલાવ્યા. તેમણે ઘા જોઇને કહ્યું કે; આ ઘા ઝેર પાયેલી તરવારનો છે, માટે એમાંનું ઝેર ચૂસી લીધા વગર તે રૂઝાય તેમ નથી. અને ન રૂઝાય તો પછી તેને બચવાની આશા પણ નથી. એવો અભિપ્રાય વૈદ્યોએ આપ્યો. પણ એ ઝેર એવું હતું કે, ચૂસનાર માણસનુ મરણ થાય. એટલા માટે કરણસિંહ પોતાના બચાવની ખાતર બીજાનો પ્રાણ ખોવાને ખુશી નહોતો. દિવસે દિવસે કરણસિંહને ઘાની પીડા તો વધતીજ ગઈ. કળાવતી પોતાના પ્રિયતમ પતિનું આ દુઃખ જોઇ શકી નહિ. તેના કોમળ હૃદયમાં સ્વામીના દુઃખનો અગ્નિ પ્રગટયો. તુરત તેણે પોતાના દગ્ધ થતા હૃદયને શાંત કરવાનો નિશ્ચય કર્યો. જ્યારે કરણસિંહ નિદ્રાવશ થયો, ત્યારે આ પતિપ્રાણા સ્ત્રી પતિનો જીવ બચાવી, પોતાનો જીવ ખોવાને તૈયાર થઇ. પછી કરણસિંહને ખબર ન પડે તેવી રીતે તેના જખમમાંથી બધુ ઝેર ચૂસી લીધુ. એથી પરિણામે કરણસિંહ બચ્યો. પણ કળાવતીને ઝેર ચડવાથી તે મરણ પામી. એ જોઇને રાજા કરણસિંહ ઘણો શોકાતુર થયો., અને ફરીથી લગ્ન નહિ કરતાં પ્રિય પત્નીના શોકમાંજ રહીને બાકીનું જીવન પૂરૂ કર્યું. આવી રીતે પોતાના સ્વામીને દુઃખમાંથી મુક્ત કરી પ્રાણ બચાવવા માટે પોતાનું જીવન અર્પણ કરનાર સાધ્વી સ્ત્રીને ધન્ય છે!

વીરબાળા.

# કર્મ દેવી.

વીરબાળા કર્મદેવી રજપૂતાનામાં આવેલા અરિન્ત નગરના રાજા માણિકરાવના પુત્રી હતી. તે રૂપ, ગુણ અને સૌંદર્યમાં મનોહર મૂર્ત્તિ હતી. તેનો પ્રથમ સંબંધ તેના પિતાએ રાઠોડ વંશના મંદોરના રાજકુંમાર અરણ્યકમલની સાથે કરવાનો વિચાર કર્યો હતો. પરંતુ કર્મદેવીની ઇચ્છા તેની સાથે સંબંધમાં જોડાવાની નહોતી. એ વખતે જેસલમીરની પાસે પુગલ રાજ્યમાં રણુંગદેવ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને સાધુ નામે એક પુત્ર હતો. તે ઘણો બહાદુર અને તેજસ્વિ પુરૂષ હતો. તેના અતુલ વીરત્વ અને પરાક્રમની વાતો વીરબાળા કર્મદેવીના કાને પડી હતી. ત્યારથી તેની ઇચ્છા એ રાજપુત્રની સાથે લગ્ન કરી જોડાવાની હતી. તેથી એ વિષે કર્મદેવીએ સાધુને લખી જણાવતાં તેણે પણ લગ્નને માટે હા પાડી. પછી માણિકરાવે પુત્રીની ઇચ્છા પ્રમાણે તેને પુગલ રાજકુમાર સાધુની સાથે પરણાવી. પછી તેણે કર્મદેવીને ઘણું ધન, અને મણિ મુક્તા ઇત્યાદિ આપીને સાધુની સાથે વિદાય કરી. સાધુ પોતાના ૭૦૦ બહી સ્વારો સહિત કર્મદેવીને લેઇને રાજધાની તરફ જવા નીકળ્યો. રસ્તામાં ચાલતાં ચંદન નામની જગ્યાપર વિશ્રાંતિ લેવા માટે મુકામ કર્યો. આ સર્વ વાતની ખબર મંદોરના રાજકુંમાર અરણ્યકમલને થતાં વાર તે વેર લેવાને માટે ચાર હજાર રાઠોડ સૈન્ય સહિત આવી પહોચ્યો. તેને જોઇને સાધુ જરાપણ ડર્યો નહિ. તે ધીર ભાવે ઉઠીને વીર ધર્મની રક્ષાને માટે તૈયાર થયો. ઇ. સ. ૧૪૦૭ માં એક રજપૂત બાળાને માટે એવી રીતે બે રજપૂત વીરો ચંદન નામની જગો આગળ લડવાને માટે મેદાન પડ્યા. બંને જણ વચ્ચે બહુ જબર યુદ્ધ ચાલ્યું. એક એકનાં ઘણાં માણસો કપાવા લાગ્યાં. આ બનાવ જોઇને વીરબાળા કર્મદેવી જરાપણ ભય પામી નહિ. આશંકાના તીવ્ર દુઃખથી આત્મ વિહ્વલ થઇ નહિ. તેના સુખ દુઃખનો સાથી—પ્રાણાધિક સ્વામી શત્રુથી ઘેરાયેલો છે, પ્રિયતમના જયની આશા સંશયમાં ડોલા ખાય છે, એ જોઇને પણ કર્મદેવી મુઝાઇ નહિ. તે હિંમતની સાથે પ્રિયતમને ઉત્સાહીત કરવા લાગી. સ્વામીનું અદ્‌ભૂત પરાક્રમ જોઇને મનમાં ને મનમાં ધન્યવાદ આપવા લાગી. સાધુના પરાક્રમથી ૬૦૦ રાઠોડ સમર ભૂમિમાં માર્યા ગયા. સાધુનું પણ અડધુ સૈન્ય માર્યું ગયું. તે છતાં પણ કર્મદેવી પૂર્વના પ્રમાણેજ અટલભાવથી રહીને સ્વામીને કહેવા લાગી;—"હું તમારૂં રણપારદર્શિત જોઇશ. તમે જો રણશાયી થશો તો હું પણ તમારી અનુગામિની થઇશ." સાધુ આ વીરબાલિકાની અસાધારણ તેજસ્વિતા અને ધીરતા જોઇને ઘણો ખુશી થયો. અને અપરિસીમ પ્રીતિની સાથે સ્નેહ ભરેલી દ્રષ્ટિથી એ વીરબાળાનું સન્માન કરીને અરણ્ય કમળની સાથે દ્વંદ્વ યુદ્ધ કરવા લાગ્યો. બંને વીરપુરૂષોના હથિયારના ઘર્ષણથી અગ્નિના તણખા નીકળ્યા. સાધુએ અરણ્ય કમળના હાથ ઉપર તરવારનો ઘા કર્યો, અરણ્યકમળે પણ સાધુના મસ્તક ઉપર લક્ષ કરીને વિજળીના વેગ પ્રમાણે પોતાની તરવાર ચલાવી. કર્મદેવીએ જોયું કે પ્રાણેશ્વરના મસ્તકમાં તરવાર લાગી છે. બંને, યુવકો પરસ્પરના શસ્ત્ર પ્રહારથી અચેતન થઇને

રણુસ્થલમાં પડ્યા. અરણ્યકમલ થોડીક વારે ચેતન થયો, પણ સાધુ તો એ નિદ્રામાંથી પાછો ઉઠ્યોજ નહિં. કર્મદેવીનો આશા ભરૂસો જતો રહ્યો. કર્મદેવી જે કલ્પનાના તરંગમાં હિચકા ખાતી ખાતી પિતામાતાની આગળથી વિદાયગીરી લેઇને પુગલમાં આવતી હતી, તે તરંગો હમેશને વાસ્તે જતા રહ્યા. બાળિકાના પ્રાણનું અધિક ધન આજ ભયાનક ઉજડ પ્રાંતમાં જતું રહ્યું. પરંતુ કર્મદેવી એથી પણ મુઝાઈ નહિ. તેણે ધીરભાવથી તરવાર હાથમાં લીધી, અને ધીરભાવથી તે વડે પોતાનો એક હાથ કાપીને કહ્યું;—'આ હાથ પ્રિયતમના પિતાને આપીને કહેજો કે તમારી પુત્રવધુ આવી રૂપવાન હતી.' તેણે બીજો એક હાથ પણ એ પ્રમાણે કાપી નાખવાનો હુકમ કર્યો. તે હુકમ બજાવવામાં આવ્યો. કર્મદેવીએ એ કાપેલો હાથ તેના વિવાહના મણિમુક્તાની સાથે મહિલ કવિને ભેટ આપવા કહ્યો. ત્યાર પછી યુદ્ધ ક્ષેત્રમાં ચિતા તૈયાર કરાવી. પતિપ્રાણા સાધ્વી બાળાએ પ્રાણાધિક ધનને ખોળામાં રાખીને શાંત ભાવથી જ્વલંત અગ્નિમાં પ્રાણ ત્યાગ કર્યો. જોત જોતામાં તેનું કોમલ ખુબસુરત શરીર ભસ્મ રાશિમાં આવી ગયું. પરંતુ તેની કીર્તિ નાશ થઇ નહિ. તેજસ્વિની વીરબાળા અસાધારણ પતિભક્તિ દેખાડીને પોતાનું નામ જગત્માં અમર કરી ગઇ છે.

કર્મદેવીનો કાપેલો હાથ યથા સમયે પુગલમાં પહોચ્યો. વૃદ્ધ પુગલ રાજે એને બાળવાની અનુમતિ આપી; અને બાળવાની જગા ઉપર એક તળાવ બધાવ્યું. જે આજપણ **કર્મદેવીકા સરોવર** એ નામે ઓળખાય છે.

## તારાબાઈ.

આ વીરતારા **તારાબાઇ** રજપૂતાનામાં આવેલા **ટોડાના** અધિપતિ **રાય સુરતન** સોલંકીની પુત્રી હતી. તે ઘણીજ રૂપવાન, ગુણવાન, અને બહાદુર હતી. તે એક દિવસે લડાઇનો પોશાક પહેરીને વગર ભયથી તીરના પ્રમાણે ઘોડો દોડાવતી જતી હતી. એ તરૂણીની તે વેળાની ભયાનક અને મધુર મૂર્ત્તિ ચારે બાજુએ અપૂર્વ વિકાશ કરતી હતી. મેવાડના અધિપતિ **રાયમલ્લનો*** પુત્ર **જયમલ્લ** ઘોડા ઉપર બેસીને ત્યાં થઇને જતો હતો, તેના જોવામાં તારાબાઇ આવી. તેનું અનુપમ સૌંદર્ય અને ઘોડો ચલાવવાનું અપૂર્વ કૌશલ્ય જોઇને તે અજાયબ થયો. આ સ્થિર-સૌદામિનીએ તે જુવાન રાજપુત્રના હૃદયની આશા નિરાશા વચ્ચે મોટું યુદ્ધ કરાવ્યું. તેના આઘાત પ્રત્યાઘાતથી તે અધીરો થઇ ગયો.

જયમલ્લ તારાબાઇના પાણીગ્રહણનો અભિલાષી થયો. પણ રાઓ સુરતને એકદમ તેની આશા ફલવતી કરી નહિં. લિલ્લા નામે એક પરાક્રમી પઠાણ રાઓ સુરતનને દેશમાંથી બહાર કહાડીને ટોડા સ્વાધીન કરી બેઠો હતો. તેથી રાઓ સુરતન દેશનિકાલ થઇને કન્યા રત્નની સાથે મેવાડના રાજ્ય માંહેલા બેદનોરમાં આવીને રહેતો હતો. સુરતનની પ્રતિજ્ઞા હતી કે, જે કોઇ બાહુ બળથી ટોડા જીતી શકે તેને વિધાતાની અપૂર્વ બનાવટ તારાબાઇને પરણાવીશ. એ પ્રતિજ્ઞા રજપૂતને ઉચિત છે. જેઓ વસુંધરાને વીરભોગ્યા જાણીને સેવે છે, તેને આ પ્રતિજ્ઞા વાક્ય વીર પુરૂષના મુખે શોભા પમાડે છે. જયમલ્લ

* મહારાણો રાયમલ્લ ઈ. સ. ૧૪૭૪ માં મેવાડની ગાદીએ બેઠો હતો.

રાઓ સુરતનની દુહિતા-રત્નનો અભિલાષી થઇને ટોડા જીતવા નીકળ્યો. પરંતુ સુરતનની પ્રતિજ્ઞા પાર પાડી શક્યો નહિ. મતલબ કે પરાજિત થઇને પાછો આવ્યો. પઠાણના પરાક્રમથી હારીને પાછા આવ્યા છતાં જયમલ્લ નગુણા ભાવથી વેદનોરમાં જઇને વગર શરમાયે તે લાવણ્યમયી લલનાને મેળવવામાં ગુંથાયો. આ અપમાન રાઓ સુરતન સહન કરી શક્યો નહિ. તેણે જયમલ્લની હત્યા કરીને પોતાના વંશના સન્માનની રક્ષા કરી. રજપૂતની તરવાર રજપૂત કલંકની છાતીમાં લાલ થઇ.

ધીમે ધીમે જયમલ્લની હત્યાની વાત રાણા રાયમલ્લને કાને જઇ પહોચી. તેણે ધીરજથી સર્વ વાત સાંભળી લીધી. પછી એકા એક તેની ધીરતા જતી રહી. અકસ્માત તેનાં ભવાં વક્ર અને બંને આંખો લાલ થઇ ગઇ. પ્રાણાધિક પુત્રના શોચનિય પરિણામથી તે ગભરાયો નહિ. તેણે ગંભીર સ્વરથી કહ્યું કે;—"જે કુલાંગાર પુત્ર પિતાનું સન્માન એવી રીતે નાશ કરવાને તૈયાર થયો, તે એવીજ શિક્ષાને પાત્ર છે. રાઓ સુરતને એ કુલાંગારને જેટલી જોઇએ તેટલી શિક્ષા આપીને ક્ષત્રિયને લાયક કામ કર્યું છે." એ પ્રમાણે કહીને રાયમલ્યે પોતાના પુત્રને મારનાર રાઓ સુરતનને યોગ્ય સન્માનની સાથે વેદનોરનું રાજ્ય આપ્યું. વાહ! ધન્ય છે. ન્યાય મૂર્ત્તિ રાણા રાયમલ્લને!

આ વાત બન્યા પછી રાયમલ્લનો બીજો પુત્ર પૃથ્વીરાજ કરીને હતો. તેણે તારાબાઇનું પાણીગ્રહણ કરવાની આશાએ વેદનોરમાં રાઓ સુરતનની પાસે જઇને પ્રતિજ્ઞા કરી કે, ટોડા સર કરીને તેનુ આધિપત્ય આપને નહિ સોંપુ તો કદિપણ મને ખરો ક્ષત્રિય કહેશો નહિ. તારાબાઇએ પૃથ્વીરાજના અસાધારણ સાહસ અને પરાક્રમની વાત પ્રથમથી સાંભળી હતી. હમણાં તેને મહત્ કાર્ય માટે આવેલો જોઇને તેની અર્દ્ધાંગના થવાનો તેણે સંકલ્પ કર્યો. પૃથ્વીરાજે તુરત યુદ્ધની તૈયારી કરવા માંડી. તે વેળાએ તારાબાઇ પિતાની અનુમતિ લેઇને પૃથ્વીરાજની સાથે લડાઇમાં જવાને તૈયાર થઇ.

પૃથ્વીરાજ અને તારાબાઇ ૫૦૦ ઘોડેસ્વારો સહિત ટોડા સર કરવાને નિકળ્યાં. ટોડામાં જઇને જૂવે છે તો તે દિવસ મોહોરમનો હોવાથી મુસલમાનો તાબુતની ધામધુમમાં મચેલા છે. એ વખતે પઠાણરાજ લિલા તાબુતમાં જવા માટે મેહેલની પાસે આવીને પોશાક પહેરતો હતો. એટલામાં પૃથ્વીરાજ અને તારાબાઇએ ફેંકેલાં બાણ તેની છાતીમાં આવીને ભોકાયાં. તેથી પઠાણરાજ અચેત થઇને મેહેલની નીચે પડી ગયો. ત્યાર પછી તેને ફરી ચેતના આવીજ નહિ. આ આકસ્મિક વ્યાપાર જોયાથી સઘળા પઠાણો ભય પામીને ગડબડ મચાવવા માગ્યા. એવામાં પૃથ્વીરાજ અને તારાબાઇ ઘોડા દોડાવીને નગરના દરવાજા ઉપર આવ્યાં. એ વખતે એક પ્રચંડ હાથી તેમનો જવાનો રસ્તો રોકીને ઉભો હતો. પરંતુ એથી તેજસ્વિની તારાબાઇ કંઇ પણ કર્ત્તવ્ય-વિમુખ થઇ નહિ. તેણે વિપુલ સાહસથી પોતાની તરવાર વડે તે હાથીની સૂંઢ છેદન કરી નાખી તેથી હાથી દુઃખથી અધીરો થઇને ભાગવા લાગ્યો. વીરબાલાના અસાધારણ વીરત્વથી બંધ દરવાજા ખુલ્લા થયા. અને તેઓ પોતાના સ્વારો ભેગાં જઇ પહોચ્યાં.

ત્યાર પછી તુરત અફગાનો ટોળાબંધ થઇને લડાઇમાં પ્રવૃત્ત થયા પરંતુ તેઓ રજપૂત સૈન્યનું પરાક્રમ સહન કરી શક્યા નહિ. તારાબાઇએ એ યુદ્ધમાં ઘણું પરાક્રમ બતાવ્યું. તે

ઘોડા ઉપર વિદ્યુત વેગથી શત્રુના દલમાં પ્રવેશ કરીને પોતાની અપૂર્વ શક્તિની ઓળખાણ આપવા લાગી. એ મહા શક્તિના પરાક્રમથી પઠાણો પરાજિત થયા. અને ટોડામાં પાછો રજપૂત વિજયનો વાવટો ઉડવા લાગ્યો. વીરપુરૂષ પૃથ્વીરાજની પ્રતિજ્ઞા પૂર્ણ થઇ. પૃથ્વીરાજે રાવ સુરતનને ટોડાનું આધિપત્ય આપ્યું. સુરતન પોતાની કબુલાતમાં ઉદાસીન થયો નહિ. તેણે યથા વિધાનથી તારાબાઇને પૃથ્વીરાજના હાથમાં અર્પણ કરી. સોનુ અને સુગંધ સંમિલન થયું. તેજસ્વિની બાલા તેજસ્વિ વીર પુરૂષની બાર્યા થઇને પવિત્ર રાજસ્થાનનું ગૌરવ વધારવા લાગી.

પૃથ્વીરાજ મેવાડમાં આવીને તારાબાઇની સાથે કમલમીરના મેહેલમાં રહેવા લાગ્યો. ત્યાર પછી તેણે ઘણીક વાર લડાઇ કરી હતી. એ સર્વે લડાઈઓમાં તારાબાઇએ તેને ઉત્સાહિત કર્યો હતો. વીરરમણી તારાબાઇ સર્વદા પોતાનું વીરત્વ દેખાડીને વીર ભૂમિ મેવાડના ગૌરવની રક્ષા કરતી હતી. પરંતુ દંપતી ઘણો કાળ સુધી આ સંસારમાં એકત્ર રહી શકયાં નહિ. સિરોહી રાજ **પ્રભુરાવ**ની સાથે પૃથ્વીરાજની બ્હેનને પરણાવી હતી. તેની સાથે પ્રભુરાવ સદ્‌વ્યવહાર રાખતો નહોતો. એ વાસ્તે પૃથ્વીરાજે સિરોહીમાં જઇને પ્રભુરાવને શાસન કરવાને તેણે બ્હેનના જોડા માથે લેવડાવ્યા. આ અપમાનનો બદલો લેવાનો પ્રભુરાવે નિશ્ચય કર્યો. તેણે ચાર પાંચ દિવસ સુધી પૃથ્વીરાજને રાખીને ઘણી મેહેમાનદારી કરી. અને જ્યારે પૃથ્વીરાજ ઘેર જવા માટે નિકળ્યો ત્યારે તેણે રસ્તામાં ખાવા માટે ઝેરવાળા લાડુ આપ્યા. પૃથ્વીરાજ એ વિષયથી અજાણ્યો હોવાથી તેણે તે લાડુ ખાધા. તેથી તેના આખા શરીરમાં ઝેર વ્યાપી ગયું. મૃત્યુ પાસે આવેલું જોઇને તેણે તારાબાઇને ખબર મોકલી. પરંતુ તેના જતા પહેલાં તેનો પ્રાણ-વાયુ ચાલ્યો ગયો. તારાબાઇએ આવીને જોયું, તો પ્રિયતમ સ્વામી આ લોકમાંથી વિદાય થયો છે. તે વેળાએ તેની સાથે પરલોકમાં જવાને તે તૈયાર થઇ. તુર્ત ચિતા ખડકાવવાની તેણે આજ્ઞા કરી. અને પછી એ પતિપ્રાણા રમણીએ પોતાના આદરના ધનને ખોળામાં રાખીને ધીર ભાવથી જ્વલંત આગમાં આત્મ વિસર્જ્જન કર્યું. ધન્ય છે ? એ વીર રમણી વીરાને !

---

# દુર્ગાવતી.

આ વીરનારી બુંદેલખંડમા આવેલા **મહુવા** નગરના રાજા **ચંદન**ની પુત્રી, અને **ગંડમંડળ**[1] ના રાજાની ધર્મપત્ની હતી. તે રૂપ લાવણ્યમાં ઘણીજ ચઢીઆતી હતી. જેવી તે સુંદર હતી, તેવીજ ગુણવાન, બુદ્ધિવાન, અને હિમ્મતવાળી હતી. તેનો સ્વામી ગુજરી જવાથી તે વિધવા થઇ હતી. તેને **વીરવલ્લભ** નામે એક પુત્ર હતો. તે નાની વયનો હોવાથી તેની વતી રાજકારભાર ચલાવવાનો બોજો તેને માથે આવી પડયો હતો. અને પોતે રાજ્યનીતિમાં ઘણી કુશળ હોવાથી ઘણીજ સારી રીતે રાજ કરીને પ્રજાને બહુ આનંદ આપતી હતી. આ વખતે દિલ્લીની ગાદી ઉપર મહાન્ **અકબર** પાદશાહ રાજ્ય

(૧) ગંડમંડળનું રાજ્ય પણ બુંદેલખંડમાં હતુ. એ રાજ્યની રાજધાની નર્મદા નદીના કિનારે જબલપુરની પાસે "ગંડનગર" માં હતી

કરતો હતો. તેણે ઘણાંક રજપૂત રાજ્યોને જીતીને પોતાની સત્તા નીચે આણ્યાં હતાં, પરંતુ મેવાડનો જગપ્રસિદ્ધ રાણો **પ્રતાપસિંહ** અને આ વીરનારી **દુર્ગાવતી** એ બે જણ તેને તાબે થયાં નહોતાં. તેથી અકબરે સને ૧૫૬૪ માં ગંડમંડળના રાજ્યને જીતવા માટે આસફખાં નામે એક સરદારને ઘણું સૈન્ય આપીને મોકલ્યો હતો. આ ખબર ગંડ રાજ્યમાં જાહેર થઇ. તેથી બધી પ્રજા ભય પામવા લાગી. પરંતુ વીર તેજવાળી રાજ્યની માલીક બહાદુર દુર્ગાવતીના હૃદયમાં આથી કઇ પણ ભયનો આવિર્ભાવ થયો નહિ. તેણે નિડરપણે હિંમતથી લડાઇની તૈયારી કરવા માંડી. અને થોડા વખતમાં લશ્કર એકઠું કરીને લડાઇના મેદાનમાં શત્રુઓના આગળ આવીને ખડી થઇ. આ સમયે તેનો ૧૮ વર્ષની ઉમરનો કુંવર વીરવલ્લભ પણ મર્દાની પોશાક પહેરીને સૈન્યમાં સામેલ થયો હતો. દુર્ગાવતી માત્ર સૈન્ય એકઠું કરીનેજ બેસી રહી નહોતી પરંતુ પોતે યુદ્ધના વેશમાં સજ્જિત થઇને માથા ઉપર રાજમુકુટ મેલી, બખતર ધારણ કરી, એક હાથમાં તરવાર, અને બીજા હાથમાં ધનુષ બાણ લેઇને હાથી ઉપર બેઠી કામિનીનું કોમળ હૃદય હમણાં સ્વદેશની સ્વાધીનતાનું રક્ષણ કરવા માટેજ ચપળ થઇ રહ્યું હતું. તે પોતાના લશ્કરના માણસોને ગંભીર સ્વરથી ઉત્સાહ અને હિમ્મત આપવા લાગી. વીરજાયાનાં વચન સાંભળીને સર્વ સૈન્ય ઉત્સાહિત થયું. અને તેમણે મોટા ભયકર શબ્દોથી ધરતી ગજાવી મૂકી. પછી મહા દારૂણ યુદ્ધ ચાલ્યું દુર્ગાવતીએ બે વાર મોટા પરાક્રમની સાથે આસફખાનના લશ્કરને ઘેર્યું. અને બંને વખતે તેનો જય થયો. શત્રુ પક્ષના ૬૦૦ ઘોડેસ્વાર લડાઇમાં માર્યા ગયા. દુર્ગાવતીની ભયંકર મૂર્ત્તિ જોઇને યવન સૈન્ય વિસ્મય પામ્યું, અને તેઓ લડાઇના મેદાનમાંથી નાસી ગયા. જે વીર પુરૂષોએ એક વખતે હિંદનાં બળવાન રાજ્યોને જીતીને ત્યાં પોતાનાં જય નિશાન ઉરાડયાં હતાં, તેઓ આજે બહાદુર દુર્ગાવતીના બળથી હારીને નાસી ગયા. દુર્ગાવતી તેમની પાછળ પડી, અને હિમ્મતથી શત્રુ સેનાને ભગાડવા લાગી. મુગલ સેનાપતિ તેનું આ અદ્ભુત પરાક્રમ જોઇને અજાયબ થયો. આ મહા શક્તિના અપૂર્વ પ્રભાવથી તેનું શરીર કાંપવા લાગ્યું. હિમત દૂર થઇ ગઇ, અને તેજ ઝાંખુ પડી ગયું દુર્ગાવતી તો શત્રુની પછવાડે પછવાડે જતી ગઇ. એમ કરતાં કરતાં દિવસ અસ્ત પામ્યો. એટલે તેણે લડાઇ બંધ કરીને એક જગોએ પડાવ નાખ્યો. તેનો વિચાર એવો હતો કે, થોડી વાર વિશ્રામ લેઇને પાછું શત્રુની પાછળ પડીને તેમનો સંહાર કરવો. પરંતુ તેના સામતોએ એથી વિરૂદ્ધ સલાહ આપી. તેથી સૈન્ય થોડો વિસામો લેવાને બદલે શાંતિથી નિદ્રાવશ થયું. આસફખાંએ આવો લાગ જોઇને તેના પર હલ્લો કર્યો. આમ ઓચિંતો હલ્લો કર્યા છતાં દુર્ગાવતી ગભરાઇ નહિ તુર્ત તે સાવધાન થઇને પોતાનુ સૈન્ય પહાડની એક સાંકડી તળેટીમાં લેઇને ઉભી રહી. ત્યાં તેના ઉપર શત્રુઓએ ઉપરા ઉપરી તોપોનો મારો ચલાવ્યો, અને ભારે સંગ્રામ મચાવ્યો. આ વખતે તેનો અઢાર વર્ષની ઉમરનો કુવર વીરવલ્લભ પોતાનું અતુલ બળ દેખાડવા લાગ્યો. શત્રુઓ તેનું પરાક્રમ જોઇને અજાયબ થયા. તથાપિ છેલ્લે તે શત્રુના હાથથી જખમી થયો દુર્ગાવતીએ પોતાના પ્યારા પુત્રની એવી સ્થિતિ જોયા છતાં, તે રણભૂમિમાંથી પાછી ફરી નહિ. જખમી થયેલા પુત્રની આસનાવાસના કરવાનો યોગ્ય બંદોબસ્ત કરીને તે પ્રથમના કરતાં વધારે પરાક્રમથી રણ કૌશલ્યતા દેખાડવા લાગી. શત્રુઓના

પ્રપંચભાવથી તેના ઉપર આ હુમલો થયો હતો, તેથી તેનું ઘણું ખરૂં લશ્કર કપાઇ ગયું, અને માત્ર ૩૦૦ પેદલ લશ્કર સહાયમાં રાખીને તેણે લડયા કર્યું. આ પ્રસંગે શત્રુની તરફથી ફેંકેલું એક તીક્ષ્ણ બાણ તેની આંખમાં આવીને ભોંકાયું. દુર્ગાવતીએ તે બાણ બળની સાથે ખેંચી કહાડવાની મેહેનત કરી, પણ તે નિકળી શક્યું નહિ. ત્યાર પછી બીજું એક તીર ઘણા વેગથી આવીને તેની છાતી વચ્ચે પરોવાયું. આથી તેને ઘણી વેદના થવા લાગી. તથાપિ *વીરના પ્રમાણે લડાઇનું મેદાન છોડીને ભાગી નહિ. તેમ શત્રુને તાબે થઇ નહિ.* વીરધર્મની રક્ષાને વાસ્તે તેણે પોતાનો દેહ છોડવાનો નિશ્ચય કર્યો. જ્યારે જખ્મી થયેલા ભાગ ઉપર લોહીની ધારા વેહેવા લાગી, અને જીવવાની આશા રહી નહિ, ત્યારે એક નોકર પાસે ઉભેલો હતો, તેના હાથમાંની તીક્ષ્ણ તરવાર લેઇને ધીર ભાવથી પોતાના શરીરમાં પ્રવેશ કરી પ્રાણ ત્યાગ કર્યો. જો કે કાળના કઠિણ અને કઠોર આક્રમણથી ગંડરાજ્યનું પહેલાંનું ગૌરવ હાલ ભ્રષ્ટ થયું છે, તો પણ તેજસ્વિની દુર્ગાવતીનું ગૌરવ કદિ પણ આ દુનિયામાંથી વિલુપ્ત થશે નહિ. જેનામાં દેહાભિમાન છે, તેજ પોતાના અસાધારણ વીરત્વને જાળવી રાખે છે. અને વીરેન્દ્ર સમાજમાં પોતાનું નામ અમર કરે છે, જ્યાં સુધી '**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी**' આ મધુર વાક્ય સ્વદેશવત્સલ માણસોના કોમલ હૃદયમાં અમૃત પ્રવાહનો સંચાર કરશે. અને જ્યાં સુધી આ પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, અને વિદ્વાનોના પુસ્તકોમાં પડેલા લેખો ચિરકાળ રહેશે, ત્યાં સુધી દેહાભિમાની દુર્ગાવતીનું પવિત્ર નામ અમર રેહેશે.

---

### વીરરમણી.

## વીરા.

મહાન્ **અકબર** પાદશાહે પોતાની મોટી સેના સાથે ચિતોડ ઉપર સ્વારી કરી હતી. તે વખતે ચિતોડની ગાદી ઉપર રાણો **ઉદયસિંહ** હતો. તેનામાં કાંઇ દમ નહોતો. તેથી પ્રથમ તો તે અકબરની સાથે લડવાને હિંમતવાન થયો નહિ. પરંતુ સરદારોના ઉત્તેજનથી અને રાજ્ય ભ્રષ્ટના ભયથી છેલ્લી વારે તે અકબરની સામો થયો હતો. તેના હૃદયમાં હિંમત નહોતી; પ્રતિજ્ઞા કરી નહોતી; અને દ્રઢતા નહોતી; ત્યારે તે કોની મદદથી મોગલ વીરની ચડાઇને રોકી શકે ? તેના લશ્કરે ઘણીવાર સુધી અકબરના પરાક્રમી લશ્કરની સાથે લડાઇ કરી. પરંતુ જે તેઓનો રાજા—અધિનાયક, તેનો ઉત્સાહ અને ઉત્તેજન ન મળ્યાથી તેઓ કોને માટે ક્યા બળથી લડી શકે ? તેથી સર્વે રણમાં ભંગ કરીને લડાઇના મેદાનમાંથી ભાગી ગયા. હતભાગ્ય ઉદયસિંહ વિજયી અકબરના હાથમાં સપડાયો. મોગલ પાદશાહ તેને બંધીવાન કરીને પોતાની છાવણીમાં લેઇ ગયો. મેવાડનો અધિપતિ મુસલમાનના હાથમાં બંધીવાન થયો,—વીર જનની મેવાડ ભૂમિને મોટે કલંકની રેખા અંકિત થઇ. મેવાડમાં એવું કદી થયું નથી. આજે કાયર પુરૂષ ઉદયસિંહથી તેવું થયું. એ કંઇ સામાન્ય ખેદનો વિષય નથી. ઉદયસિંહ દુશ્મનના હાથમાં બંધીવાન થયો, તેથી રાજકુટુંબમાં મોટી ગડબડ મચી રહી. કેવી રીતે તેનો છુટકો થાય, એ વિષે કાંઇ પણ વિચાર સુઝ્યો

નહોતો. સરદારો તેને છોડાવવાને માટે કાંઇ પણ ઉપાય કરતા નહોતા. તેથી ચિતોડ સંપૂર્ણ નિસ્તેજ અને બેદરકારવાળું જણાતું હતું. આવો નિસ્તેજભાવ જોઇને ઉદયસિંહની ઉપપત્નીનુ હૃદય ઘણા અભિમાન અને ક્રોધથી ગરમ થયુ. પછી તે ધીર ગંભીર સ્વરથી બોલી;—"ચિતોડ શુ આજે વીર વગરનું છે ? વીરપુરૂષોને ઉત્પન્ન કરનાર મેવાડની ભૂમિએ શુ આજે પોતાનુ સઘળું તેજ ગુમાવ્યું છે ? હમણાં જે અસંખ્ય જીવ ચિતોડમાં રહે છે, તેઓ શુ નિર્જીવ છે. ?—તેઓ શું શિથિલ માંસના લોચા છે ? ક્ષત્રિય સ્ત્રીઓએ શું અચેત માંસના લોચાનો પ્રસવ કર્યો છે ? ક્ષત્રિઓની હિમત, વીરપણું, તેજસ્વિના, અને આત્માભિમાન એકીવારે આ લોકમાંથી શું ચાલ્યું ગયું? નહિ તો પોતાની આખે પોતાના રાજાનુ અપમાન અને તેને બંદીવાન થયેલો જોઇને તે શું સહન કરી શકે ?" એટલુ બોલીને તેણે મોટા આવેશમાં ઉન્માદિત થઇને પોતાના કોમળ શરીરમાં સખ્ત લોઢાનું બખતર પહેર્યું. અને હાથમાં ધનુષબાણ તથા તિક્ષ્ણ તરવાર લેઇને ઘોડા ઉપર બેસી લડાઇના મેદાનમાં ગઇ. અને ચિતોડનો નિર્જીવ ભાવ દૂર કરીને રજપૂત સેનાને નવા ઉત્સાહમાં ઉત્સાહિત કરી. એ રીતે કાયર પુરૂષ ઉદયસિંહની વીરા ઉપપત્ની રજપૂત સૈન્યની સાથે મુગલ છાવણીની સામે ભીમ બળથી ઉભી રહી. તેના હાથના પ્રચંડ ભાલાના આઘાતથી અને બાણના ફેંકવાથી ઘણુંક યવન લશ્કર મરી ગયું. થોડી વાર લડાઇ થયા પછી યવનોએ ભયથી નાસવા માંડયુ. રૂદ્રચંડા રજપૂત સ્ત્રી વધારે ઉત્સાહિત અને વિક્રમની સાથે શત્રુના દળને ભગાડવા લાગી. અને ધીમે ધીમે અકબરના પ્રધાન સેનાપતિની તરફ જવા લાગી. વીરનારીની અદ્ભૂત વીરતા જોઇને મુગલ પાદશાહ સ્તંભિત અને અજાયબ થઇ ગયો. અને છેલ્લી વારે નાના પ્રકારની નુકશાની થવાની શંકા કરીને લશ્કરની સાથે લડાઇના મેદાનમાંથી જતો રહ્યો. રમણીની લડાઇમાં આજે ભારતવર્ષના પાદશાહનો મુગટ મુગલવીર અકબર હાર્યો. રમણીના બળથી આજે પરાક્રમી મુગલ સેના ભાગી ગઇ. એ રજપૂત વીર રમણીના વીરત્વનું એક જ્વલંત ઉદાહરણ છે.

---

## ત્રણ વીરાંગનાઓ.

### કર્મદેવી, કમલાવતી, કર્ણવતી.

ઇસ્વીસન ૧૫૭૬ માં પરાક્રમી મુગલ પાદશાહ અકબરશાહે જ્યારે ચિતોડ નગરને ઘેરો ઘાલ્યો, અને જયમલ્લ વગેરે વીર પુરુષો અકબરના હાથે માર્યા ગયા, ત્યારે ચિતોડનું રક્ષણ કરવાને માટે ત્રણ વીરાંગનાઓ બહાર પડી હતી. તેઓ પોતાના કોમળ શરીરે કઠિણ લોઢાનાં બખતર પેહેરીને તથા નાજુક હાથમાં કઠોર હથિયાર ધારણ કરીને મુગલ સેનાની ગતિ રોકવાને ઉભી રહી હતી. આ લલનાઓ શત્રુ પીડિત રાજસ્થાનની ખરી વીરાંગનાઓ અને સ્વાધીનતાની તેજોમય પ્રતિમાઓ હતી.

જયમલ્લના સ્વર્ગ વાસથી ચિતોડની વીર ભૂમિ વીર વિનાની થઇ હતી. તે વખતે મદાંધ મુગલો તેને દરવાજે આવીને ખડા થયા હતા. તેમને કોણ રોકે ? એવા બારીક સમયમાં પુત્ત નામે એક વીર બાળક પોતાની પ્રિય જન્મભૂમિને માટે પ્રાણ આપવાને

તૈયાર થયો. અને જયમલ્લ વિના જે શૂન્યતા પડી હતી, તે તેણે દાબી નાખી. એનું વય માત્ર ૧૬ વર્ષનું હતું. એટલે ઉમ્મરમાં તો તે બાળક હતો. પરંતુ સાહસમાં, પરાક્રમમાં અને શક્તિમાં તે પ્રૌઢ હતો.

વીર બાળક પુત્તે પોતાની માતા કર્મદેવી પાસે યુદ્ધમાં જવાની પરવાનગી માગી, તે તેણે ખુશીથી આપી. પછી તે પોતાની પ્રિયતમા કમલાવતી પાસે ગયો. તેણે પણ પ્રફુલ્લ હૃદયથી પોતાના પ્રાણાધાર પતિને વિદાયગીરી દીધી. તેની બ્હેન કર્ણવતીએ પણ જન્મભૂમિની રક્ષાને માટે તેને ઉત્તેજિત કર્યો. એ પ્રમાણે રજા માગીને જુવાન વીર પુત્ત રણભૂમિમાં હાજર થયો.

એ વખતે મુગલની સેના બે ભાગમાં વેહેંચાયેલી હતી. તેમાંના એક ભાગનો ઉપરી અકબરશાહ પોતે હતો. અને બીજો ભાગ એક વિચક્ષણ યોદ્ધાના સ્વાધીનમાં હતો. એ બીજા ભાગના સૈન્ય સાથે પુત્તનું ઘોર યુદ્ધ થતું હતું. તે વખતે બીજી બાજુએથી અકબરશાહ તેને અટકાવવાને આવતો હતો. એવામાં યુદ્ધ સ્થળની સામેના સાંકડા ગિરિ શિખરના પૂર્વ ભાગમાં કાળા પત્રથી છવાયેલાં એક બે ઝાડ હતાં, તેની પછવાડેથી તેના સૈન્યની ઉપર ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. તેના આઘાતથી ઘણા મુગલ યોદ્ધાઓ ટપોટપ મરવા લાગ્યા. અને પુત્તના તરફ ધસી જવામાં તેમની ગતિનો રોધ થયો. આથી વિસ્મય પામીને અકબરશાહ સામી બાજુએ જોવા લાગ્યો. તો ત્રણ વીરાંગનાઓ ગિરિ શિખરની ઓટે ઉભેલી તેણે જોઈ. તેમાંની એક વૃદ્ધ, અને બીજી બે જુવાન હતી. એ ત્રણે ઘોડા ઉપર બેઠેલી, લોઢાનાં કવચ પહેરેલી, અને હથિયાર ચલાવવામાં કુશળ હતી. મધુરતાની સાથે ઉગ્રતાનું એવું સંમિલન જોઇને અકબરશાહ સાનંદાશ્ચર્ય પામ્યો. તથા તેમના પરાક્રમ અને ગોળી મારવાની ચતુરાઇથી પોતાનું ઘણું સૈન્ય નાશ પામ્યું, તેના ક્ષોભથી લજ્જાયમાન થઇને લેવાઇ ગયો.

ત્યાર પછી ઘોર યુદ્ધ થવા લાગ્યું. તેમાં કર્મદેવી, કમળાવતી અને કર્ણવતી પોતાનું અપૂર્વ પરાક્રમ દેખાડવા લાગી. સોળ વર્ષનો જુવાન પુત્ત પ્રબળ શત્રુની સાથે એકલો યુદ્ધ કરે, તે કર્મદેવી જેવી વીરમાતા જોઇ શકી નહિ. પોતાનો પ્રાણાધાર પતિ એકલો મુગલોનાં હથિયારથી જખમી થાય અને જન્મભૂમિની રક્ષાને માટે તે એકલો પ્રાણ ત્યાગ કરે; એ કમળાવતી જેવી પતિવ્રતા સન્નારી સહન કરી શકી નહિ. પોતાનો સ્નેહાધિન ભાઇ તેનો પવિત્ર ધર્મ બજાવતાં દેહ ત્યાગ કરે અને મદાંધ મુગલો ચિતોડની સ્વાધીનતા હરણ કરે, એ કર્ણવતી જેવી પ્રેમાળ બ્હેન જોઇ શકી નહિ. તેથી પુત્તની સામે જતા સૈન્યનો માર્ગ રોકવાને તેઓ સ્થિર ઉભી રહીને અકબરને હંફાવવા લાગી. એ પ્રમાણે એક તરફ સોળ વર્ષનો વીરબાળક પુત્ત, અને બીજી તરફ તેની વૃદ્ધ જનની તથા જુવાનીના મદથી ભરેલી પ્રાણ પ્રિયા અને બ્હેન એમની વચ્ચે અકબરનું સૈન્ય આવી ગયું.

એવી સ્થિતિમાં બપોરથી સંધ્યાકાળ સુધી દમબેર યુદ્ધ ચાલ્યું. તેમાં એ બહાદુર રજપૂતાણીઓની કુશળતાથી અકબરના ઘણા યોદ્ધાઓ નાશ પામ્યા. અકબર ખરો વીર પુરૂષ હતો. તે પણ આ ત્રણ વીરાંગનાઓનું વીરત્વ જોઇને સ્તંભિત અને મોહિત થયો. તથા તેમના વીરત્વનું બની શકે તેટલું સન્માન કરવાને તે લલચાયો. તેણે પોતાના સૈન્ય-

માં ઢોંડી પીટાવી જાહેર કર્યું કે;—' જે કોઇ પેહેલવાન એ વીરાંગનાઓને જીવતી પકડીને મારી પાસે લાવશે, તેને ઘણું ધન અને ઇનામ મળશે.' પરંતુ સઘળાઓ યુદ્ધમાં ઉન્મત્ત હતા, તેથી એ વાત ઉપર કોઇએ લક્ષ આપ્યું નહિ. અને જ્ઞાન શૂન્ય થઇ યુદ્ધ કરવા લાગ્યા. એવામાં એકાએક કર્ણુવતી ખરતા ફુલની પેઠે પડી ગઇ. તેની માતા કર્મદેવીએ તે જોયું. પણ તેથી નહિ ગભરાતાં સ્થિર ચિત્તથી તે પોતાના યુદ્ધ કર્મમાં સાવધાન રહી. પછી થોડીવારે એક ગોળી આવી, તે કમળાવતીના ડાબા હાથમાં વાગી. તેના ભયંકર જખમથી નમી નહિ જતાં થોડીવાર સુધી તો તેણે સ્થિર ભાવથી શત્રુઓને માર્યા, પણ પછી બેશુદ્ધ થઇ પડી. ત્યાર કેડે કર્મદેવીની પણ એજ દશા થઇ. જ્યારે પુત્ત અકબરના સૈન્યનો પરાજય કરીને ગિરિશિખરની પાસે આવ્યો, ત્યારે તેણે પોતાની મા, સ્ત્રી, અને બ્હેન, એમનાં શરીર રણમાં પડેલાં જોયાં, તે પાસે આવ્યો ત્યારે કમલાવતી અને કર્મદેવીની વાચા બંધ થઇ હતી. પુત્તે તેમનાં માથાં પોતાના હાથમાં લીધાં. તે વખતે કમળાવતીએ ધીરભાવથી પ્રિયતમના સામું જોયું. અને તેવીજ સ્થિતિમાં દેહ ત્યાગ કર્યો. કર્મદેવીએ પણ પાછુ યુદ્ધ કરવાની સાન કરીને આંખ મીચી. કર્ણુવતી બ્હેન તો પ્રથમથીજ પુત્તનો સંબંધ છોડીને સ્વર્ગે ગઇ હતી. આ દેખાવ જોઇને પુત્તે પળવાર વિચાર કરી 'હર હર' અવાજની ગર્જના સાથે શત્રુના દળમાં પ્રવેશ કર્યો. અને કેટલીક વાર યુદ્ધ કરીને તથા ઘણાક મુગલ યોદ્ધાઓને મારીને તે જુવાન વીર જન્મભૂમિના ખોળે અનંત નિદ્રામાં સુતો! આહા! મેવાડના રજપૂત વીરો અને વીરાંગનાઓના પરાક્રમની સ્તુતિ કોણ કરી શકશે?



## ચાંદબીબી.

આખા ભરખંડમાં પ્રખ્યાત થયેલી આ વીરનારી **ચાંદબીબી** દક્ષિણમાં અહમદનગરના હાકેમ '**હુસાન નિજામ**' ની પુત્રી હતી. તેનો જન્મ કયારે થયો હતો, તે જાણવામાં આવ્યુ નથી. પણ તેને ઇ. સ. ૧૫૬૪ માં વિજાપુરવાલા 'અલી આબદલા' ની સાથે પરણાવી હતી. કમનસીબે તેનો સ્વામી ગુજરી જવાથી તે નાની વયમાંજ વિધવા થઇ હતી. તેથી તે અહમદનગરમાં પિતાને ઘેર રેહેતી હતી.

અહમદનગરનો હાકેમ **બુરાનુલમુલ્ક** ઇ. સ. ૧૫૯૫ માં ગુજરી જવાથી તેની ગાદીનો દાવો કરનારા ચાર જણા ઉભા થયા હતા. એ ચારે જણ માંહો માંહે લડવા લાગ્યા. જેના હાથમાં રાજધાની હતી, તેણે દિલ્હીના બાદશાહ મહાન્ અકબરની મદદ માગી. તે ઉપરથી શાહે ગુજરાતથી શાહજાદા મુરાદને અને માળવેથી મીરજાખાન ખાનખાનાનને પોત પોતાની ફોજ લેઇને અહમદનગર જવાની આજ્ઞા કરી. તેઓ લશ્કર લેઇને અહમદનગર ગયા. તે વેળાએ તેઓ જેની મદદે ગયા હતા, તે હાકેમ અહમદનગર છોડીને જતો રહ્યો હતો. અને ચાંદબીબી પોતાના બાળક બહાદુર નિજામશાહને ગાદીએ બેસાડી પોતે રાજ્યકારભાર કરતી હતી. તેણે મુગલસેનાને આવતી જાણી વિજાપુરના હાકેમને કહી મોકલ્યું કે, આ વખતે આપણે સઘળા સંપ કરીને મુગલોની સામા થવું જોઇએ.

જો તેમ નહિ કરીશું તો આપણે આપણાં રાજ્ય ખોઇ બેસીશું. તેજ પ્રમાણે અહમદનગરના જે સરદારો તેની સામા થયા હતા, તેમને પણ જણાવ્યું કે, આપણે ઐક્યતા કરીને મુગલોને હરાવી પાછા કાઢવા જોઇએ. નહિ તો આપણને ઘણી હાનિ થશે. ચાંદબીબી મીઠાશ અને ચતુરાઇ ભરેલી યુક્તિથી પોતાની ધારણા પાર પાડી શકી. તેના કહેવા પ્રમાણે સર્વ હાકમો સંપ કરીને મુગલોની સામા થયા.

ત્યાર પછી શાહાજાદા મુરાદે અહમદનગરને ઘેરો ઘાલી લડાઇનું કામ આગળ ચલાવ્યું. ચાંદબીબીએ પૂર્ણ જાગૃતિ રાખી, તેની સર્વ મહેનત નિષ્ફળ કરવાની કોશિષ કરી. પ્રથમ મુરાદે બે સુરંગો તૈયાર કરાવી, પણ ચાંદબીબીએ સામી બે સુરંગો તૈયાર કરાવી તેને નકામી કરી. જે કારીગરો કામ કરતા હતા, તેમને એ બાઇ પડે ત્યાં જઇ હિમ્મત આપતી હતી. અને મુગલોની ગોળીઓ તેના તરફ આવતી, તેનો તે લગારે ભય રાખતી નહિ. મુરાદે ત્રીજી એક સુરંગ તૈયાર કરાવી. તેને નકામી કરવા માટે ચાંદબીબીએ સામી એક સુરંગ તૈયાર કરાવવા માંડી. તે પુરી થતાં પહેલાં મુગલોએ પોતાની સુરંગ ઉડાવી. તેથી અહમદનગરના કારીગરો હવામાં ઉડયા, અને કોટ તુટવાથી મુગલો શેહેર તરફ ધસી આવ્યા. તે જોઇને અહમદનગરના યોદ્ધાઓ ભય પામી નાસવા લાગ્યા. પરંતુ એવામાં ચાંદબીબી પડેલા કોટ આગળ એકદમ આવી પહોચી. તેણે શરીરપર લોઢાનું સખ્ત બખતર પહેર્યું હતું, મોઢા ઉપર બુરખો નાખ્યો હતો, અને હાથમાં ચળકતી નાગી તરવાર ઝાલી હતી. તેનું એવું વીરપણું જોઇને ભય પામેલા સીપાઇઓને પાનો ચડયો. તેમનો ભય જતો રહેવાથી તેઓ ઉભા રહીને મુગલોની સામે લડવા લાગ્યા. અને તેમના ઉપર બદુકની ગોળીઓ, તોપના ગોળા અને તીર, વગેરેનો વરસાદ વરસાવવા લાગ્યા. તેથી મુગલોને પાછા હઠી નાસવું પડયું. સાંજ પડવાથી લડાઇ બંધ થઇ. ત્યારે ચાંદબીબીએ એ તકનો લાભ લેઇને કોટમાં પડેલું ગાબડુ એક રાતમાં ચણાવી દીધું. અને સવાર પડતાંજ લશ્કરને કિલ્લાના મજબુત ભાગ ઉપર ગોઠવી દીધું. સવારે શાહજાદા મુરાદે જોયું કે એક બહાદુર અબળાએ પુરતી રીતે તેને તેની મકસદોમાં નાઉમેદ કીધો છે. મુરાદનું લશ્કર બીજી સુરંગ મુકવાને તૈયારીમાં હતું. તેવામાં ચાંદબીબીની મદદે વિજાપુરનો સુલતાન તથા બીજા સરદારો મોટાં લશ્કર સહિત ત્યાં આવી પહોચ્યા. જો કે તેમનાથી મુગલ સૈન્ય ઘણું મોટું હતું, તથાપિ તેના સરદારો સંગ્રામ કરવાની આતુરતા ન દેખાડતાં સંધી કરવાની ઇચ્છા કરી. ચાંદબીબીએ પણ જોયું કે, તેના મળતીયા વિજાપુરના સુલતાન વગેરેપર વધારે ભરૂસો રાખવો એ સલામતી ભરેલું નથી. ત્યારે તે સલાહ કરવાને કબુલ થઇ. પછી સુલેહના કોલકરારો ચાલુ થયા. તેમાં અહમદનગરવાળા પાસેથી દિલ્હીના પાદશાહે થોડા વખતપર જીતી લીધેલા બિરારના પ્રાંતપર તે પાદશાહે દાવો નહિ કરવાને કબુલાત આપી. અને એ રીતે બેઉ પક્ષ વચ્ચે સુલેહ થઇ. પરંતુ આ સુલેહ ઝાઝીવાર ટકી શકી નહિ. તુરતજ અહમદનગરમાં બંડ જાગ્યું. ચાંદબીબીએ જે સખસને વડો વજીર બનાવ્યો હતો, તેજ વજીર નિમકહરામ થઇને આ બેગમની સામે નાદરમાની કરવા લાગ્યો. તે પોતાની દુષ્ટ ઇચ્છા પાર પાડવામાં નીષ્ફળ નિવડ્યો, ત્યારે તેણે શાહજાદા મુરાદને પોતે મદદે બોલાવ્યો. તેથી મુગલોની સામે ચાંદબીબીને ફરીને લડાઇમાં ઉતરવાની જરૂર

પડી. બંને પક્ષ વચ્ચે બીજીવાર મોટું યુદ્ધ થયું. એ યુદ્ધ બે દિવસ સુધી ચાલ્યું, પણ તેનું કાંઇ ચોકસ પરિણામ આવ્યું નહિ. શાહજાદા મુરાદની પાસે મોટું લશ્કર હોવા છતાં લાંબા વખત સુધી એક ઓરત જાતની સાથે તે કાંઇ પણ જીત કરી શક્યો નહિ, તેથી તે મનમાં ઘણો ખેદ કરવા લાગ્યો. તથા એજ કારણથી તેને અને મીરજાખાનની વચ્ચે વાંધો ઉઠયો. તેથી અકબર બાદશાહે નાખુશ થઇને તે બંને જણને પાછા બોલાવી લીધા. અને તેમને બદલે **અબુલફઝલ** નામે એક કાબેલ સરદારને મોટું સૈન્ય આપીને અહમદનગર તરફ મોકલ્યો. પરંતુ ચાંદબીબી જેવી બહાદુર બેગમની આગળ તેનું કાંઇ વળ્યું નહિ. ત્યારે છેવટે અકબર બાદશાહ પંડે સૈન્ય લેઇને અહમદનગર જીતવા માટે દક્ષિણમાં આવ્યો. આટલુ છતાં પણ વીરનારી ચાંદબીબીના મનમાં ભયનો કાંઇ પણ સંચાર થયો નહિ. તે તુરત સૈન્ય તૈયાર કરીને અકબરની સામે લડવાને માટે તૈયાર થઇ. અને થોડા સમયમાં બંને પક્ષ વચ્ચે મોટુ યુદ્ધ ચાલ્યું. પરંતુ આ વખતે પણ પોતાના વિશ્વાસુ માણસોમાં ફુટ પડવાથી તેણે મુગલોની સાથે સલાહ કરવાનો ઇરાદો કર્યો. પણ એટલામાં કમભાગ્યે આ બહાદુર બેગમને તેના કોઇ વેરીએ રાતની વખતે દગાથી મારી નાખી. ઈ. સ ૧૬૦૦

એવું કહેવાય છે કે, આ લડાઇમાં ચાંદબીબીએ પોતાનું અદ્‌ભૂત પરાક્રમ બતાવ્યું હતું. જ્યારે લડાઇમાં લોઢાના ગોળા ખૂટયા, ત્યારે તેણે રૂપાના ગોળા વાપરવાની પરવાનગી આપી હતી. અને તે પણ ખૂટયા, ત્યારે ત્રાંબા નાણું, રૂપા નાણુ, તથા સોનાની મોહોરો ગોળાને ઠેકાણે તોપમાં ભરીને ઉડાડવાનો તેણે હુકમ કર્યો હતો. વળી તે સર્વ પણ જ્યારે ખૂટી પડયુ, ત્યારે પોતાનાં ઘરેણાં તોપમાં ભરવા માટે આપ્યાં હતાં! ચાંદબીબીના ઉપર પ્રમાણે અકસ્માત મૃત્યુથી મોગલશાહે વગર હરકતે અહમદનગર હાથ કરી લીધું. અને ચાંદબીબીના ભત્રિજાને કેદ કરી ગ્વાલિયર મોકલી દીધો. જે ખુનીઓએ આ દેશ હિતકારી શૂરી બેગમને દગાથી મારી નાખી હતી, તેમને પાછળથી ચાંદબીબીની ખરેખરી ખોટ જણાઇ હતી. આ હિમ્મતવાન રાણી પોતાની બાહોશ સમજશક્તિ, બેહદ ધીરજ, તથા શૂરવીરપણાને માટે હિંદની વીરાંગનાઓમાં પહેલો દરજ્જો ધરાવે છે. ચાંદબીબીએ અબળા જાતિમાં જન્મ ધરીને આવુ અદ્‌ભૂત પરાક્રમ કરી પોતાની કીર્તિ અમર કરી છે.



## વિમળદેવી.

વિમળદેવી રજપૂતાનામાં આવેલા **રૂપનગઢના** રાજા **અમરસિંહની** પુત્રી હતી. તે ઘણી રૂપાળી, ધાર્મિક અને નીતિવાળી હતી. એ સમયમાં રજપૂતો મુસલમાન પાદશાહોને પોતાની કન્યાઓ આપી તેમની કૃપા સંપાદન કરતા હતા. એ વાત વિમળદેવીને પ્રિય નહોતી. જેમણે ધર્મ ભ્રષ્ટ થઇને યવનો સાથે લગ્ન કર્યાં હતાં, તેમને તે અંતઃકરણ પૂર્વક ધિક્કારતી હતી. તેનો વિચાર કોઇ ગુણવાન, વિદ્વાન, અને શૂરવીર ક્ષત્રિ પુરૂષ મળે તો તેની સાથે લગ્ન કરવાનો હતો. અને એવો મન પસંદ પતિ ન મળે તો સદ્‌વિદ્યાના ગ્રંથો વાંચી,

નીતિથી રહી, ઇશ્વરભક્તિમાંજ જીવન પુરૂં કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. તેની મોટી બ્હેન કેશરબાને તેના પિતાએ દિલ્લીના પાદશાહ ઔરંગઝેબથી ડરીને લાચારીથી તેની સાથે પરણાવી હતી. તે એક વખતે દિલ્હીથી રૂપનગઢમાં માબાપને મળવા આવી હતી. તે પ્રસંગે વિમળાદેવીને કેશરબાની સાથે ધર્મવાદ થયો હતો. એક વખતે વિમળાદેવીને શિવની પૂજા કરતાં જોઇને કેશરબાએ તેની નિંદા કરવા માંડી. ત્યારે વિમળાદેવીએ તેને ક્રોધ કરીને ઉત્તર આપ્યો કે;—"તું શું બોલે છે? તું હવે રાઠોડ પુત્રી રહી નથી. તું દિલ્લીના તુર્ક બાદશાહની બેગમ થઇને વટલી છું. માટે તને ક્ષત્રિનારીના ધર્મની શું ખબર પડે? તું યવનનું અન્ન જમી છું. તેથી તારૂં શરીર અશુદ્ધ થયું છે. માટે તારૂં મોં મને બતાવીશ નહિ. યવન પાદશાહને સ્વામી કરવા કરતાં તારે મરવું બેહેતર હતું. પરંતુ તેમ ન કરતાં તેં રાઠોડની જાતને લજવી છે. તેં રજપૂતનું અભિમાન મૂક્યું છે. માટે તને ધિક્ક છે!" આવાં તિરસ્કારનાં વચનો સાંભળવાથી કેસરબાને ઘણો ક્રોધ ચડ્યો. તેથી તેણે વિમળાદેવીને કહ્યું કે, તું આટલું બધુ ગુમાન રાખે છે, પરંતુ જ્યારે હું તને પાદશાહની બેગમ કરાવું તોજ ખરી. એમ કેટલાંક કડવાં વચન બોલીને પોતે રીસાઇને દિલ્લી ગઇ. ત્યાં જઇને વિમળાદેવીના વિરૂદ્ધમાં ઘણું ભાષણ પાદશાહની આગળ કરીને તેને ઉશ્કેર્યો. તેથી ઔરંગઝેબે તેના પિતા અમરસિંહ ઉપર તાબડતોબ એક ધમકીનો પત્ર લખીને વિમળાદેવીને માટે માગુ કર્યું. આથી અમરસિંહે ડરીને તે માગુ સ્વિકાર્યું. આ વાતની વિમળાદેવીને ખબર પડવાથી તે ઘણીજ ગભરાઇ ગઇ. પણ પછીથી હિંમત પકડીને પોતાના રક્ષણને માટે ઉપાય શોધવા લાગી. છેવટે તેને સુઝ્યુ કે, મેવાડના પ્રતાપરાણાનો પૌત્ર રાજા રાજસિંહ ક્ષત્રિય ધર્મનો રક્ષક છે. અને તે દિલ્લીના પાદશાહને પૂરો પડે તેવો છે. માટે તેને શરણ થવું. એવો વિચાર કરીને તેણે પોતાના પિતા વગેરેથી છાનો પત્ર રાજસિંહ ઉપર લખી મોકલ્યો. તેમાં તેણે જણાવ્યું કે;—"હું રાઠોડની પુત્રી તમને મારા મનથી વરી ચૂકી છું. મુગલ પાદશાહથી ડરીને મારા પિતાએ તેના હાથમાં મને સોંપવાનો વિચાર કર્યો છે. પરંતુ ક્ષત્રિય પુત્રી થઇને એક મલેચ્છ બાદશાહને વરવા કરતાં મરવું ઘણું ઉત્તમ છે, એમ હું માનું છું. આવી વિપત્તિની વેળાએ તમારા સિવાય મારૂં રક્ષણ કરી શકે તેવો કોઇ વીર પુરૂષ હું જોતી નથી. માટે મારા રક્ષણનો ભાર તમારા હાથમાં લ્યો. મારા લગ્નને માટે તેમણે વસંતપચમીનો દિવસ મુકરર કર્યો છે. માટે તે પહેલાં તમારે, અહિં આવીને પવિત્ર ધર્મનું રક્ષણ કરવું જોઇએ. જો તમે જલદી નહિ આવો તો હું નિશ્ચય પ્રાણ ત્યાગ કરીશ. પરંતુ કદિ પણ એક યવન બાદશાહની બેગમ હું થઇશ નહિ. પ્રિય રાજન! 'રાજહંસી સારસની શું સહચરી થશે?' કદી પણ તેમ થઇ શકશે નહિ. માટે તુર્ત આવીને મારી ખબર લેજો."

ઉપર પ્રમાણે વિમળાદેવીનો પત્ર રાણા રાજસિંહના હાથમાં ગયો, તે વાંચીને વિમળાદેવીની હિંમત અને તેની દૃઢ પ્રતિજ્ઞાને માટે મનમાંને મનમાં તેને ઘણો ધન્યવાદ આપ્યો. તથા પોતે તેનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરી. આ વાતની ખબર રાજસિંહની ધર્મપત્ની વીરકળા તથા રાજમાતા વિરમતીને પડતાં તેમણે પણ ખુશી થઇને રાણાને તત્કાળ વિમળાદેવીનું રક્ષણ કરવા માટે જવાને બહુ રીતે ઉશ્કેર્યો. પછી રાણાએ તુર્ત પત્રનો ઉત્-

૨ વિમળદેવીને લખીને જણાવ્યું કે; તમે ધીરજ રાખજો. ફિકર કરશો નહિ. હું વસંત પચમીએ આવી પહોંચીશ.

ત્યાર પછી અગાઉથી કરી રાખેલા સંકેત પ્રમાણે ઔરંગજેબ પાદશાહ દિલ્હીથી જાન લેઇને **રૂપનગઢ** આવ્યો. અને આણી તરફથી રાણો રાજસિંહ પણ વિમળદેવીનું રક્ષણ કરવાને આવ્યો. એક બાજુએ રાજભવનમાં વિવાહની ધામ ધુમ ચાલી રહી છે. તેવામાં રાણો આવીને વિમળદેવીને ઘોડા ઉપર બેસાડી મુગલ પાદશાહને ચેતાવીને ચાલતો થયો. આ બનાવ જોઇને મુગલ સૈન્ય ચકિત થઇ રહ્યું. પણ તેમાં તેમનું કાંઇ પણ ચાલ્યું નહિ. ઔરંગજેબ વિલે મોંઢે ત્યાંથી પાછો દિલ્લી ગયો. રાણો અને વિમળદેવી સહિસલામત ઉદેપુર જઇ પહોચ્યાં. પછી લગ્ન કરી તેમણે પતિ પત્નીના ધર્મ પ્રમાણે વર્તિને સુખમાં દિવસ નિર્ગમન કર્યા. એ પ્રમાણે એ રાજપુત્રી પવિત્ર ક્ષત્રિ ધર્મની રક્ષાને માટે ઘણીજ ધીરજ અને પવિત્રતાનું ઉત્તમ દ્રષ્ટાંત જગતમાં મૂકી ગઇ છે. ધન્ય છે! સ્વધર્મની રક્ષાને માટે જીવન અર્પણ કરનાર આ રાજપુત્રીને!

---

## વિદુલા.

મારવાડની દક્ષિણે **સૌવીર** નામે પ્રાચીન રાજ્ય હતું. આ વીરનારી ત્યાંના રાજાની ધર્મપત્ની હતી. તેનો જન્મ **શાશ્વત** વંશમાં થયો હતો. એ કુળના માણસો જીવ જાય તોપણ શત્રુથી ડરીને પાછી પાની કરતા નહિ. થોડા વખત પછી સૌવીર રાજા ગુજરી જવાથી વિદુલા વિધવા થઇ. તેને **સંજય** નામે એક બાળ પુત્ર હતો. તે પોતાના પિતાની ગાદીનો અધિકારી થયો. પરંતુ તેનાથી રાજ્યની વ્યવસ્થા બરોબર રખાઇ નહિ. વળી તે મોજશોખમાં પડ્યો. તેથી તેના આખા રાજ્યમાં અંધાધુની ચાલી. પ્રજા પ્રબળ થઇ. અને દુષ્ટો દુર્બળને દુઃખ દેવા લાગ્યા. આવી તકનો લાભ લેઇને **સિંધ** દેશના રાજાએ તેના રાજ્ય ઉપર ચડાઇ કરી. આ ભયાનક વાતની ખબર રાજમાતા વિદુલાના જાણવામાં આવ્યાથી તેની ધીરજ રહી નહિ. પોતે શાસ્ત્ર સંપન્ન અને બુદ્ધિશાળી હતી. તેનું અંતઃકરણ ઘણુંજ તેજસ્વિ હતું. તેણે પોતાના પુત્ર સંજયને બોલાવીને કહ્યું;—"પુત્ર સંજય! શત્રુના આગળ હીનતા સ્વીકારીશ નહિ. પગથી કચરાતા કીડા હીનતા સ્વીકારે છે, પરંતુ પગથી કચરાતા મનુષ્ય, મનુષ્યના નામને યોગ્ય નથી. આપણે ક્ષત્રી છીએ, અને નામિચા શાશ્વત વંશમાં આપણો જન્મ થયો છે. આપણા કુળે કદી પણ હીનતા સ્વીકારી નથી, તું હીનતા સ્વીકારીને નિષ્કલંક કુળને કલંકનો ડાગ લગાડીશ નહિ. તું પુરૂષ છે, તો પુરૂષત્વ દેખાડીને પુરૂષના નામને યોગ્ય થા. જગતમાં મનુષ્ય નામ પુષ્કળ છે, પણ પુત્ર! મહત્વ કેટલા જણનું છે? જગતમાં ઘણા માણસોએ જન્મ લીધો છે, પણ તેમાં કેટલા જણનાં નામ અમર છે! જેઓનું નામ અમર નથી, તેઓ શું મનુષ્ય છે? મરવાથી પશુ પક્ષીનું નામ રહેતું નથી. કીટ પતંગના જન્મનો ઉલ્લેખ થતો નથી. પુત્ર! તું મનુષ્ય છે, મનુષ્યનું નામ રાખવાને યત્નવાન થા. હવે તું નિશ્ચય થઇને બેશી રહેતો ના. ઉઠ, જલદીથી લશ્કરની સામે લડવા જા! તું દેવ નામથી પૂજાઇશ.

રાજમાતા વિદુલાનાં આવાં તેજસ્વિ વચનોથી સંજયના મન ઉપર ઘણી સારી અસર થઇ. તે તુરત સૈન્ય એકઠું કરીને લડવા માટે તૈયાર થયો, અને રણ સ્થળમાં ગયો. સંજય માતાના ઉશ્કેરવાથી યુદ્ધમાં ગયો તો ખરો, પણ તેના હૃદયમાં હિંમત નહોતી, પ્રતિજ્ઞા કરી નહોતી, અને દ્રઢતા પણ નહોતી. ત્યારે તે કોની મદદથી શત્રુની સાથે લડી શકે! તે થોડીવાર પછી મૃત્યુના ભયથી નાસીને ઘેર આવ્યો. એટલે શત્રુની ફોજે જ્યાં ત્યાં લૂટ ફાટ કરીને ત્રાસ વરતાવી મૂક્યો "પ્રાણ શા વાસ્તે છે? જે પ્રાણ પોતાની માતાની રક્ષા કરવાને શક્તિમાન નથી, તે પ્રાણની વળી કીમત શી? કીંમત વગરનું જીવન રાખવાની જરૂર શી છે? પ્રયોજન કંઇ નથી." વાચકો! એ હૃદય કોનું? એ તો વીરમાતા વિદુલાનું. તે સંજયને ભાગી આવ્યાની ખબર જાણીને ઘણી ક્રોધાયમાન થઇ. તોપણ હિંમત નહિ હારતાં ધીરજ રાખીને વિચાર કર્યો કે, હજી પણ શત્રુને હાંકી કાઢવાનો વખત છે. માટે કાંઇ પણ પ્રયત્ન કરવો જોઇએ. એમ ધારીને તે ઉપાય શોધવા લાગી. તેનું હૃદય સ્વાધીનતામય હતું. તે પરાધીનતાને ધિક્કારતી હતી. માટે તે કહેવા લાગી કે;—"મારૂં જીવન શું બીજાની ગુલામગીરી કરશે? પારકાની સેવા કરવા કરતાં મરવું એ હજાર દરજ્જે સારૂં છે. હું કોઇની આગળ નમીશ નહિ, પણ બીજાને નમાવીશ. હું કોઇની પાસે ભીખ માગીશ નહિ, પણ બીજાને ભિક્ષા આપીશ. કીર્ત્તિની વૃદ્ધિ કરીશ, પરંતુ તેનો લોપ કરીશ નહિ" વળી તેણે પુત્રને બોલાવીને કહ્યું;—"સંજય! આજ આપણું રાજ્ય શત્રુઓએ જીતી લીધુ છે. કાલે તારે રસ્તાના ભિખારી થવું પડશે. માટે ભય પામીને હાથમાંની લક્ષ્મીને શા માટે ગુમાવે છે? અગ્નિમાં દહન કરવાની શક્તિ છે. તે ચાહે તો આખી પૃથ્વીને બાળીને રાખ કરી શકે છે. પરંતુ એથી શું અગ્નિ વ્યવહાર છોડી દેવાશે? શત્રુઓ ગમે તેવા બળવાન હોય, પણ તેથી ભય પામીને પાછા હઠવું ઘટીત નથી. પુત્ર! એક વાર જીવનની આશા છોડીને' શત્રુના હાથથી મરીશ કે તેમને મારીશ' એવી મંત્ર સાધનામાં તત્પર થા. હવે વિલંબ કરીશ નહિ. દેશનું રક્ષણ કરવામાં પ્રાણની દરકાર કરીશ નહિ. તુચ્છ પ્રાણને વ્હાલો કરીને કર્તવ્ય કર્મ છોડીશ નહિ."

એ પ્રમાણે વિદુલાએ પુત્રને ઉપદેશ કર્યા છતાં તેના મન ઉપર કાંઇ પણ અસર થઇ નહિ. તેણે માતાના પગમાં પડીને કહ્યું;—"મા! મને ક્ષમા કરો. મારૂં શરીર શત્રુના બાણથી વિંધાઇ ગયું છે. પ્રાણ જવાની હવે તૈયારી છે. આ વખતે લડાઇમાં જઇશ તો પાછો તમને મળીશ નહિ. જો તમારો પુત્ર તમને વ્હાલો હોય તો હવે ફરીને મને લડાઇમાં જવાની આજ્ઞા કરશો નહિ." પુત્રનાં આવાં વચનથી ગમે તેવી કઠિણ હૈયાની માતાનું મન પીગળ્યા વગર રહે નહિ. પણ વીરમાતા વિદુલા ઉપર તેની કાંઇ પણ અસર થઇ નહિ. તેણે ફરીને પુત્રને કહ્યું;—"સંજય! પુત્ર સ્નેહ પ્રબળ છે ખરો, પણ કર્તવ્યની પાસે નથી. હું પુત્ર સ્નેહને જેમ સમજુ છું, તેમ કર્તવ્યને પણ જાણું છું. કાલે તું ખાવાના અભાવે બીજાનું દાસત્વ કરે, એ પ્રાણમાં સહન થઇ શકે નહિ. માટે તું ફરીને સાવધ થઇ પ્રયત્ન કર. તારા મનોર્થો સફળ થશે. આ જગત્માં પરિશ્રમ આગળ કાંઇ અસાધ્ય નથી. મેહેનતથી શ્રી રામચંદ્રજીએ વાનરોની મદદથી ઉછળતા સમુદ્રમાં પણ પુલ બાંધીને કામ સાધ્ય કર્યું હતું. અને મેહેનતથીજ પરશુરામે એકવીસ વાર પૃથ્વી નક્ષત્રિ કરીને બ્રાહ્મ ક-

પાયમાન કર્યું હતું. પુત્ર! તું શા માટે ડરે છે? આજ આ નાશવંત દેહની રક્ષા કરવામાં આવશે. પરંતુ તે વેહેલો મોડો પડવાનો તો છેજ. લડાઇમાં મરવાથી દેવત્વ મળે છે. આ જગતમાં કોઇ કોઇનું નથી. એકલો આવ્યો છે, અને એકલું જવું પડશે. માટે હમણાંજ લડાઇમાં જીવ આપવાને તૈયાર થા." આહા! વીરમાતાનાં આ કેવાં વીર વચન!!

વિદુલાનાં આવાં વચનથી કોનું હૃદય સ્થિર રહી શકે? ક્યા કાયર પુરૂષના શરીરમાં શૂરાતન ન આવે? સંજય એકદમ સાવધ થઇ ગયો. તેણે જાણ્યું કે, કીર્તિજ મનુષ્યનું મનુષ્યત્વ છે. તેથી તેણે માતાને કહ્યું;—"મા! પ્રાણ જાય તો ભલે, પણ તમારૂં વચન હવે હું ઉલ્લંઘન કરીશ નહિ." એટલું બોલીને માતાની આજ્ઞા લેઇ તે લડાઇના મેદાનમાં ગયો. સંજયને પાછો આવેલો જોઇને તેના લશ્કરમાં નવું જીવન આવ્યું. પછી મહા દારૂણ યુદ્ધ ચાલ્યું, તેમાં અંતે સંજયનો જય થયો. શત્રુઓ તેના ભયથી ત્રાસ પામીને નાશી ગયા. સંજય જે એકવાર હારીને વિલે મોંઢે ઘેર આવ્યો હતો, તે બીજી વાર હસ્તે વદને ઘેર આવીને માતાને પગે પડ્યો. વિદુલાએ તેને હર્ષભેર વધાવી લીધો. હવે સંજયના સમજવામાં આવ્યું કે;આળસ અને નાહિંમત એ પડતીનું મૂળ છે. ઉદ્યમથીજ સર્વ કાર્ય સિદ્ધ થાય છે. ઉદ્યમ કર્યાથીજ સૌવીરનું રાજ ડુબતાં બચી ગયું, અને શાન્તિ પામ્યું. એ બધો વીરમાતા વિદુલાનોજ પ્રતાપ. આહા! ધન્ય છે! આવી માતાને કે જેણે પોતાનો ખરો ધર્મ બજાવ્યો!

## પ્રભા.

સતી પ્રભા ગનોરના રાજાની રાણી હતી. તે રૂપગુણ અને લાવણ્યતામાં અધિક હતી. એની સુંદરતાથી મોહિત થઇને યવનરાજે ગનોર ઉપર સ્વારી કરી હતી. તેની સામે આ વીરનારી પ્રભાએ ઘણી બહાદુરીથી લડાઇ કરી હતી. પરંતુ પોતાની પાસે સૈન્ય થોડું, અને ઘણા વીર પુરૂષો ટપો ટપ મરી જવાથી શત્રુઓએ કિલ્લા હાથ કરવા માંડ્યા. તથાપિ રજપૂત વીરાંગનાએ આત્મ સમર્પણ કર્યું નહિ. ઘણી વાર સુધી લડ્યા પછી જ્યારે આત્મ રક્ષાનો કાંઇ ઉપાય તેણે ન જોયો, ત્યારે નર્મદા નદીપરના એક કિલ્લામાં તે જવા નીકળી. તે જેવી મછવામાંથી ઉતરીને કિલ્લામાં પેસવા જાય છે, તેવીજ તેને શત્રુઓએ આવીને ઘેરી લીધી. તે છતાં મહા મુશ્કેલીથી તે કિલ્લાની અંદર દાખલ થઇ. પરંતુ દરવાજો બંધ કરતા પહેલાં તો શત્રુ સૈન્ય પણ અંદર પેસી ગયું. રજપૂતો અહિં મરણીયા થઇને લડ્યા. તેમાં ઘણા જણ મરી ગયા.

ગનોરની આ અધિશ્વરી જેવી વીર્યવતી હતી, તેવીજ પરમ સુંદરી હતી; પરંતુ તેની એ અસામાન્ય સુંદરતાજ તેનું કાળ સ્વરૂપ હતું. રાજ્ય જીતી લીધા પછી યવનરાજે તેને કહાવી મોકલ્યું કે;—"સુંદરી! તમારૂં રાજ્ય પાછું લેઇને તમે મારા હૃદય રાજની અધિશ્વરી થાઓ. વિવાહથી તમે મને ખુશી કરો, એટલે પછી હું તમારો દાસ થઇને રહીશ." પત્ર વાંચી રાણીને પગથી તે માથા સુધી ક્રોધાનલ પ્રગટ્યો. પરંતુ તે શું કરે? થોડી વાર વિચાર કર્યા પછી તેણે યવનરાજને ઉત્તર મોકલ્યો કે;—"મને બે કલાકનો વખત આપો તો લગ્નને માટે વિવાહ યોગ્ય પોશાક તૈયાર કરી શકું." કામાન્ધ યવનરાજે એ વાત સ્વિકારી બે કલાક થયા પછી લગ્ન લાયક પોશાક પહેરીને સતી વીરાંગના પોતાના વિ-

શ્રામ ભવનમાં આવીને બેઠી. પછી એક મૂલ્યવાન પોશાક યવનરાજને પહેરવા માટે મોકલાવ્યો. અને કહાવ્યું કે, આ પોશાક પહેરીને વિવાહ માટે આવો. યવનરાજ પણ હર્ષથી એ પોશાક પહેરીને તુરત રાણી પાસે આવીને ઉભો રહ્યો. પ્રથમ તો તેના હૃદયમાં સુખના હજારો વિચાર આવવા લાગ્યા. પરંતુ અકસ્માત તેના હૃદયમાં ભયંકર દરદ ઉપડી આવ્યું. તેની આંખોએ અંધારી આવી, અને ઘેલાની માફક તે બકવા લાગ્યો. 'અરર! હું બળી મરૂ છું! એવાં તેનાં વચનો સાંભળીને સતી એ કહ્યું;—" તમારૂં આયુષ્ય હવે પૂરૂ થયું છે. આજેજ આપણું લગ્ન અને મૃત્યુ એકું થશે. તમારા અપવિત્ર ગ્રાસમાંથી રમણીના સાર રત્ન સતીત્વ ધનની રક્ષાનો બીજો ઉપાય ન જોયાથી મેં તમોને ઝેર ભરેલો પોશાક આપ્યો હતો." એટલું બોલીને સતી પ્રભાએ બીજા માળ ઉપરથી નીચે પડતું મૂકીને પ્રાણ ત્યાગ કર્યો. યવનરાજ પણ થોડી વારમાં તરફડીઆં ખાઇને મરણ પામ્યો. એ રીતે આ સતીએ સમયસૂચકતા વાપરીને પોતાના સતીત્વ ધનની રક્ષા કરી હતી. ધન્ય છે! એવી સતીના સતીત્વને!



થી સૌન્દર્યની છટા શય્યામાં અપૂર્વ શોભા આપી રહી હતી. એ શોભાથી ઘાતક સ્તંભિત થઇ ગયો. ક્ષોભથી, રોષથી, અને વિરાગથી તેનું હૃદય વિચ્છિન્ન થવા માંડ્યું, અને નિર્બળ હાથમાંથી તરવાર પડી ગઇ. દગલબાજી ધીરે ધીરે જાહેર થઇ ગઇ. ધીરે ધીરે એ વાત કૃષ્ણ કુમારિ અને તેની માતા કાનમાં ગઇ. માતા વિષાદમાં અધીર થઇને રડવા લાગી. પરંતુ કૃષ્ણ કુમારી જરા પણ ગભરાઇ નહિ. એ ભયંકર દગલબાજીમાં પણ ધીરતાની સીમાને અતિક્રમણ કર્યું નહિ. તે હિંમત રાખીને પ્રસન્ન મુખથી માતાને સાત્વના આપવા લાગી. એટલુંજ નહી પરંતુ રાજ્યનું અમંગળ દૂર કરવા માટે પોતાનો પ્રાણ આપવા તૈયાર થઇ. ધીરભાવથી તેણે આત્મત્યાગ કરવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી. પછી થોડીવારમાં ઝેરનું પાત્ર તેની સામે લાવવામાં આવ્યું. કૃષ્ણકુમારીએ અમ્લાન ભાવથી તેનું પાન કર્યું. પણ તેની કાંઈ અસર થઇ નહિ. બીજુ એક પાત્ર આવ્યું, તે પણ પ્રથમની માફક ઝટ પી ગઇ. એવી રીતે બે વાર ઝેર પીધુ, તે છતાં તેનો પ્રાણ ગયો નહિ. દેવ-વાંછનિય પવિત્ર પુષ્પ કરમાયું નહિ. ત્યારે 'કુસુંભ-રસ' નામનું બીજુ એક જાતનું તીવ્ર ઝેર તૈયાર કરવામાં આવ્યું. તે પણ કૃષ્ણકુમારી પ્રસન્ન મુખથી પી ગઇ. તેથી તેને ઘાઢ નિદ્રા આવી. એ ગંભીર નિદ્રામાંથી ફરીને તે જાગી નહિ. પિતૃ ભક્તિ—પરાયણા સ્વદેશ હિતૈષિણી સોળ વર્ષની અબળા એ પ્રમાણે આત્મત્યાગ કરીને સ્વર્ગમાં ગઇ. પરંતુ તેની અનંત કીર્તિનો સ્તંભ જગતમાં અક્ષય રહ્યો છે.



## વીરધાત્રી.

# પાન્ના.

મેવાડની આ વીર-ધાત્રીની અપૂર્વ વાત અલૌકિક ભાવથી પૂર્ણ છે. એ ધાત્રી એક ગમે પોતાની મહા પ્રાભુતા અને રાજભક્તિ દેખાડીને પવિત્ર ઇતિહાસમાં વર્ણીય થઇ છે. રજપૂત કુલગૌરવ મેવાડનો મહારાણો સંગ્રામસિંહ જ્યારે દેવલોક પામ્યો, ત્યારે તેનો ઉત્તરાધિકારી કુંવર ઉદયસિંહ માત્ર ૭ વર્ષની ઉમ્મરનો બાળક હતો. સંગ્રામસિંહનો દાસી પુત્ર વનવીર મેવાડની ગાદી પોતાના કબજામાં રાખવાની આશાથી આ કોમળ રાજપુત્રને ઠેકાણે કરી દેવાને માટે અનેક ઉપાય શોધતો હતો. ૭ વર્ષનું બાળક નિશ્ચિંત મનથી ખાવા પીવાથી પરિતુષ્ટ થાય છે, નિશ્ચિંત મનથી ઉંઘ કહાડે છે, પરંતુ અજ્ઞાન શિશુ પોતાના ઘાતકનો ભાવ કાંઇ પણ સમજી શકતો નથી. ત્યારે શત્રુના પંજામાંથી તેનું કોણ રક્ષણ કરશે! બાપારાવનો પવિત્ર વંશ નિર્મૂળ થવાનો સૂત્રપાત થયો છે. એ વંશનો આજ કોણ ઉદ્ધાર કરશે! આજ એક અસહાય રમણી બાળક ઉદયસિંહનો ઉદ્ધાર કરવાને આગળ પડે છે. અનાથ બાળક આજ એક વીરધાત્રીના આશ્રયમાં રહીને પોતાનું જીવન રક્ષા કરે છે. એ ધાત્રી વળી કોણ છે! વીર-ધાત્રી પાન્ના આજે બાપારાવના વંશધરને જીવતો રાખવાને તૈયાર થઇ છે.

ઉદયસિંહને ફૂલની એક ટોપલીમાં સુવાડી, તેના ઉપર પાતરાં ઢાંકીને હજામના હાથમાં સમર્પણ કર્યો. વિશ્વાસુ હજામ તે ટોપલી લેઇને કોઇ નિરાપદ જગ્યા ઉપર લેઇ ગયો. તે પછી તુર્તજ વનવીર હાથમાં તરવાર લેઇને ઘરમાં આવી ધાત્રી પાન્નાને ઉદયસિંહની વાત પુછી. પાન્ના કોઇ પણ રીતે ગભરાઇ નહિ. તેણે ધીરભાવથી પોતાના સુતેલા વ્હાલા બાળક તરફ આંગળી દેખાડી. વનવીરે તેને ઉદયસિંહ સમજીને પોતાની તરવાર વડે તેજ ક્ષણે તેનો પ્રાણ લીધો, અને ત્યાંથી તે ચાલ્યો ગયો.

ત્યાર પછી વીર-ધાત્રી પાન્ના અશ્રુપૂર્ણ નયનથી પોતાના છોકરાનું પ્રેત કૃસ જોઇને પેલા હજામની પાસે ગઇ. એવી રીતે પાન્નાએ અસંકોચથી પોતાના હૃદય રંજન શિશુને ઘાતકના હાથમાં અર્પણ કરીને મહારાણા સંગ્રામસિંહના પુત્રની રક્ષા કરી હતી. જે રમણી ચિતોડને વાસ્તે બાપારાવના વંશ રક્ષાને માટે પોતાના સંતાનને મૃત્યુ મુખમાં સમર્પણ કરે, તેનો સ્વાર્થ ત્યાગ કેટલો મહાન્ હોવો જોઇએ ? જે રમણી હૃદય રંજન બાળકને ઘાતકના હાથથી મૂએલું જોયા છતાં પણ કર્તવ્ય સાધનમાં વિમુખ થઇ નહિ, તેનું હૃદય કેટલું તેજસ્વિતાનું પરિપોષક હોવું જોઇએ ? આજ આ મહાન્ સ્વાર્થ ત્યાગ અને મહીયસી તેજસ્વિતાનો ગૌરવ કોણ સમજશે ? અસાધારણ લોકજ એનો ગૌરવ સમજવાને સમર્થ થશે.

---

## અહલ્યાબાઈ હોલકર.

આ પરમ ધાર્મિક અને રાજનીતિજ્ઞ પવિત્ર મનની રાજમહિલાનું કીર્તિવંત નામ ભારતના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાયેલું છે. હિંદમાં તેનુ નામ એટલું બધુ પ્રખ્યાત થયું છે કે, તેની ઓલખ વાચકવૃન્દને પ્રથમ આપવાની જરૂર નથી. તેની ઉદારતા અને ધાર્મિકપણાની કાંઇ પણ નિશાની ન હોય એવો હિંદુસ્થાનનો થોડોજ ભાગ હશે. દક્ષિણે રામેશ્વરથી તે છેક ઉત્તરે બદ્રિકેદાર લગી જે જે પ્રખ્યાત ક્ષેત્રો અને પવિત્ર સ્થળો છે, તે સર્વમાં અહલ્યાબાઇએ હરકોઇ પ્રકારની કરેલી બક્ષીસ નજરે પડયા વગર રહેતી નથી. તેણે કોઇ કોઇ ઠેકાણે અન્નછત્ર અને સદાવ્રત બેસાડયાં છે. કોઇ કોઇ સ્થળે દેવસ્થાનોને ઇનામ વગેરે આપ્યાં છે. આવી પ્રખ્યાત બાઇનું જીવનચરિત્ર જેટલું ઉપયોગી છે તેટલુંજ શિક્ષણીય પણ છે.

મુંબાઇના માજી ગવર્નર **સર માલ્કમ** સાહેબે રચેલા ગ્રંથને આધારે આ ચરિત્ર લખવામાં આવે છે. તેમણે હોલકરના દરબારમાં પુષ્કળ શોધ કરીને હકીકત મેળવેલી છે. આ બાઇની અત્યંત કીર્તિ સાંભળીને તેઉ સાહેબને પહેલાં તો તે બધી વાત ખરી લાગી નહિ. તેથી તેમણે ઘણે ઠેકાણે તપાસ કરતાં તેમની ખાત્રી થઇ કે, આ બાઇની જે ખ્યાતિ છે તે કેવળ ખરી છે.

આ પ્રખ્યાત રાણી ઇંદોરમાં હોલકરનું રાજ્ય સ્થાપનાર મૂળ પુરૂષ **મલ્હારરાવ** હોલકરના પુત્ર ખંડેરાવ હોલકરની ધર્મપત્ની હતી. તે સુમારે ૨૦ વર્ષની થઇ, ત્યારે તેનો સ્વામી ખંડેરાવ હોલકર એક લડાઇમાં કપાઇ જવાથી તેને વિધવા અવસ્થા પ્રાપ્ત

થઇ હતી. એ વખતે તેનો સસરો મલ્હારરાવ જીવતો હતો. તે જ્યારે ઇ. સ. ૧૭૬૫ માં મરણ પામ્યો, ત્યારે ઇંદોરની ગાદી ઉપર અહલ્યાબાઇનો પુત્ર માલીરાવ કરીને હતો, તે બેઠો. માલીરાવ કમઅક્કલનો અને દુરાચારિ હતો. તે વિશેષે કરીને બ્રાહ્મણોને બહુ હેરાન કરતો. તે એક વાસણમાં વીંછી સંતાડીને તેના ઉપર થોડુંક દ્રવ્ય મૂકતો, અને તે વાસણ બ્રાહ્મણોને દાનમાં આપતો. બ્રાહ્મણો દ્રવ્યની આશાએ તે વાસણમાં હાથ ઘાલતા, એટલે વીંછી તેમને ડંખવાથી તેઓ ઘણી વેદના પામતા. તે જોઇને માલીરાવ હસતો હતો. તેનાં એવાંજ દુષ્ટ કર્મોની ઘણી વાતો ચાલે છે. પુત્રનાં આવાં નઠારાં આચરણો દેખીને પવિત્ર મનની અહલ્યાબાઇને ઘણો ખેદ થતો હતો. પરંતુ માલીરાવ રાજ્યનો અનુભવ કરવાને તથા લોકોને અને પોતાની માને દુઃખ દેવાને ઝાઝા દિવસ જીવ્યો નહિ. ગાદીએ બેઠા પછી આઠ નવ મહિનાની અંદર તે મરણ પામ્યો હતો.

માલીરાવના મરણ પછી હોલકરના દરબારમાં મલ્હારરાવના વખતથી ગંગાધર યશવંત નામે એક બ્રાહ્મણ દિવાન હતો. તેણે માલીરાવની વિધવા પાસે દત્તક લેવડાવી રાજ્ય કારભાર ચલાવવાની અહલ્યાબાઇને સલાહ આપી. તે વેળા રાઘોબા દાદા પેશ્વા માળવામાં હતો. તેને પુષ્કળ નજરાણો આપવા કરીને દીવાને પોતાના પક્ષમાં લીધો હતો. પરંતુ અહલ્યાબાઇ નીતિવાન અને દ્રઢ નિશ્ચયવાળી હતી, તેથી એ સલાહનો ભેદ સમજતાંજ તેણે એ વાત ના કબુલ કરી. અને દિવાનને કહ્યું કે, મલ્હારરાવના રાજ્યની માલીક હાલમાં હું એકલીજ છું. મારી નજરમાં આવશે તેવી રાજ્યવ્યવસ્થા હું કરીશ. મારા કામમાં હાથ ઘાલવાનો કોઇને અખત્યાર નથી. એ પ્રમાણે તેણે પોતાની પદવીને છાજે તેવો ચોખો જવાબ આપ્યો. એ વેળાએ પુનાની ગાદી ઉપર માધવરાવ પેશ્વા હતો. તેને અહલ્યાબાઇયે પોતાનો અભિપ્રાય ઉપર પ્રમાણે લખી મોકલ્યો. તે રાઘોબાને ન રૂચ્યાથી તેણે લડાઇ કરી જબરાઇથી પોતાની મતલબ પાર પાડવાનો મનસુબો કર્યો. એ વાતની અહલ્યાબાઇને ખબર પડતાં તેણે તેમને કહાવી મોકલ્યું કે;—"તમે લડાઈ કરવાનો વિચાર કરો છો, પરંતુ લડાઇમાં સ્ત્રીને હરાવ્યાથી તમને સરદારની કીર્ત્તિ તો મળવાની નથીજ. પરંતુ કદાપિ સ્ત્રી તમારો પરાજ્ય કરશે, તો તમારી અપકીર્ત્તિ માત્ર થવાનો સંભવ છે. માટે જે કરવું હોય, તે વિચારીને કરજો" એવો સંદેશો મોકલીને પોતે લડાઇની તૈયારી કરવા માંડી. હોલકરની ફોજને તેના પક્ષનું ઘણું અભિમાન હતું. તેમ અહલ્યાબાઇએ હાથીના હોદ્દામાં બેશીને તેને ચારે થાંભલે તીરની કમાન કરી, તથા આડાં તીર બાંધી લડાઇમાં જઇ લશ્કરને ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો. પરંતુ એટલામાં રાઘોબા ઉપર માધવરાવ પેશ્વાનો પત્ર આવ્યો કે, અહલ્યાબાઇ લાયક સ્ત્રી છે, અને તેના રાજની વ્યવસ્થા કરવાની તેને પૂર્ણ સત્તા છે. માટે તમારે તેના કામમાં બિલકુલ હાથ ઘાલવો નહિ. એ પત્રથી રાઘોબાના હાથ હેઠે પડ્યા.

હવે અહલ્યાબાઇએ રાજ્યની લગામ પોતાના હાથમાં લેઇને રાજકારભાર ચલાવવા માંડ્યો. ગાદીએ બેઠા પછી શરૂઆતમાં તેને કેટલીએક હરકતો નડી હતી, પરંતુ પોતાની ચપળતા અને બુદ્ધિબળે કરીને એ સઘળી હરકતો તેણે દૂર કરી હતી. તેણે તુકાજી હોલકર નામે એક વિશ્વાસુ અને વીર પુરૂષને પોતાના લશ્કરનો સેનાપતિ નિમ્યો હતો. તે

પાકી ઉમ્મરનો ઠરેલ, શરમાળ, અને રાજ્ય લોભ વિનાનો માણસ હતો. તેને સઘળા પ-ક્ષકારો તરફથી ઘણું માન મળતું હતું. અરસ્પરસનાં માન અને વખાણની લાગણીથી બંધાયેલાં અહલ્યાબાઇ અને તુકાજીએ ૩૦ વર્ષ જેટલી લાંબી મુદત સુધી રાજ્યકારભાર ચલાવ્યો હતો. તેટલા વખતમાં હોલકરના રાજની પ્રજાએ જેવા સુખ અને આબાદીમાં દિવસ કહાડ્યા હતા, તેવા તેણે પહેલાં કે ત્યાર પછી કદિ કહાડ્યા નથી.

અહલ્યાબાઇ પોતાની પ્રજા પાસેથી નિયમસર વસુલાત ઉઘરાવતી, અને વતનદારોના તથા ઇનામદારોના હક ઘણીજ જાળવતી. કોઇ ફરિયાદ કરતું તો તે પંડે સાંભળતી, અને તેને તુરત ન્યાય આપતી. જો કે તકરારોનો ચૂકાદો કરવાનું કામ ઘણું કરીને પંચોને અથવા ન્યાયાધીશોને તેણે સોંપ્યું હતું. તથાપિ કોઇને કાંઈ જરૂરની હકીકત સમજાવવી હોય, તો તેમ કરતાં તે આચકો ખાતી નહિ. નીચલી કોર્ટે ચૂકવેલા ઘણાજ નજીવા દા-વાની પણ તેની આગળ અપીલ આવતી તો તેની તપાસ કરવામાં કદિ કંટાળતી નહિ. ઇન્સાફ આપવાના કામમાં સઘળા મુદ્દા ઉપર તેની સમજ ઘણી ઉંડી હતી. ન્યાય બરો-બર કરવો, એ મારો ધર્મ છે, તે ન કરવાથી મને પાપ લાગશે, એ વાત તેના મનપર પૂરેપૂરી ઠસેલી હતી. રાજ્યકારભારથી તેને ફુરસદ મળતી તો તે સાધ્વી દેવી ઇશ્વરની ભક્તિ કરવામાં તથા પુણ્યનાં કામો કરવામાં ગાળતી હતી. સંસારનાં કૃત્યો પણ તે ધર્મ બુદ્ધિથી કરતી હતી. તે વારંવાર કહેતી કે, હું અમલને લીધે જે જે કૃત્ય કરૂં છું, તેનો જવાબ પરમેશ્વરને મારે દેવો પડશે. વળી જ્યારે તેના કારભારીઓ કોઇ અન્યાયતું કામ કરવાની તેને સલાહ આપતા, ત્યારે એ પવિત્ર મનની બાઇ તેમને કહેતી કે;—" બાઇ-ઓ! આપણે પંડે માણસ છીએ, અને આપણને મરવું છે, તો પરમેશ્વરે ઉત્પન્ન કરેલાં પ્રાણીઓનો જીવ શા માટે લેવો જોઇએ ?"

અહલ્યાબાઇનું રોજનું કામ એ હતું કે, સૂર્યોદયની બે ઘડી પહેલાં ઉઠીને તે પરમે-શ્વરનું સ્મરણ કરતી. પછી નાહીને દેવની પૂજા કરતી. ત્યાર પછી પુરાણની કથા સાંભળતી. અને નિત્યદાન તથા બ્રાહ્મણોને સીધાં આપતી. તે સર્વ થઇ રહ્યા બાદ ભોજન કરતી. તે જાતે શુદ્ર હતી તેથી જો કે તેને મદ્ય માંસનો આહાર કરવાની છૂટ હતી, તોપણ એ પદાર્થ તેણે વર્જ્યા હતા. જમીને થોડાંક સ્તોત્રો ભણીને થોડીકવાર લગી તે ઉંઘતી હતી. પછી ઉઠીને પોષાક પહેરી બે વાગ્યાને શુમારે તે દરબારમાં જતી. અને ૭ વાગ્યા સુધી રાજ્યનું કામ કાજ કરતી. તેને હમેશાં ખુલ્લા દરબારમાં કામ કરવાની ટેવ હતી. સાંજે એ ત્રણ કલાક દેવ સેવામાં તથા વાળુ કરવામાં ગાળી નવથી અગિયાર વાગતાં સુધી તે પાછું રાજ્યનુંજ કામકાજ કરતી. અને ત્યાર પછી તે સુવા જતી. એ પ્રમાણે તેણે ૩૦ વર્ષ સુધી એક સરખી રીતે કામ કર્યું હતું. તે ઉપવાસ તથા વ્રત કરતી. તથા દેવનો ઓચ્છવ પણ કરતી. તેથી તથા કોઈ કોઇ વાર અગત્યનું સરકારી કામ આવતું, ત્યારેજ ઉપર કહેલા ક્રમમાં તેને ફેરફાર કરવો પડતો.

અહલ્યાબાઇના રાજ્ય કારભારથી રાજાની તથા પ્રજાની આબાદાની આશ્ચર્ય પમાડે તેવી હતી. જો કે હિંદમાં એ સમય લડાઇ ટંટાનો હતો. તથાપિ તેણે બીજા રાજાઓ જોડે એવો તો ઉત્તમ સંબંધ રાખ્યો હતો કે, તેના ૩૦ વર્ષના રાજ્ય અમલમાં બહારનો મોઇ

પણ શત્રુ તેના રાજ્ય ઉપર ચડાઇ કરવાની હિમત કરી શક્યો નહોતો. તેમ તેના દેશની અંદરના ભાગમાં પણ કોઇ માંહો માંહેના ટંટા બખેડા કે લૂટફાટ કરી શકયું નહોતું. તેનું મુખ્ય કારણ એજ કે, જેની સાથે જેવી રીતે વર્તવું જોઇએ, તેની સાથે તેવી રીતે તે વર્તતી હતી. શાન્ત અને ભલા માણુસોની સાથે તે ભલાઇથી વર્તતી, અને તોફાની તથા લૂંટારૂ લોકોને કાયદા પ્રમાણે શિક્ષા કરતી. તેના બધા કામદારો ઘણા વિશ્વાસુ અને પ્રમાણિક હતા. તેનું કારણ પણ ઘણું કરીને એજ હતું કે, અહલ્યાબાઇ જેવી પ્રભુતાવાળી અધિશ્વરીના ગુણોનું અનુસરણ કરવામાં તેઓ પોતાની ફરજ અને હિત સમજતા હતા.

અહલ્યાબાઇનાં જે જે કામોથી તેનું રાજ્ય યાદ રાખવા જેવું થયું છે, તેમાં તેણે એ દેશની હાલની રાજધાની **ઇંદોર** શેહેર વસાવ્યું, તે પણ એક છે. જે વેળા તેનો રાજ્યકારબાર શરૂ થયો, તે વખતે ઇંદોર માત્ર એક નાનું સરખુ ગામડું હતું. પણ ટૂંક મુદતમાં તેની કૃપા દ્રષ્ટિથી તે બદલાઇને એક મોટું ભભકાવાળું શેહેર બની ગયું. એ શેહેરની વસ્તી ઉપર તેની ઘણીજ મેહેરબાની હતી. જેવી રીતે એક માતા પોતાના સંતાનો ઉપર જેવી માયા રાખે છે, તેવી માયા ઇંદોરની પ્રજા ઉપર તે રાખતી હતી. પોતાના આખા રાજ્યની પ્રજા પૈસાદાર અને સર્વ વાતે સુખી થયેલી જોવાને તે અંતઃકરણથી ચાહાતી હતી. અને તેમના ઉપર કરનો બોજો વધારે ન પડે તેને માટે ઘણી કાળજી રાખતી હતી. તેના રાજ્યમાં નર્મદા કિનારે ભીલ વગેરે લૂટારૂ લોકો વસતા હતા. તેમની જોડે તેણે સારો બંદોબસ્ત કર્યો હતો. ભય અને પ્રીતિથી તે લોકોને તેણે એવા તો વશ કરી દીધા હતા કે, તેઓ ચોરી, અને લૂટફાટ વગેરે તોફાન કરવાનું મૂકી દેઇને ઉદ્યોગે વળગ્યા હતા. તેથી સર્વત્ર સમાધાની પ્રસરી રહી હતી. આ બુદ્ધિશાળી બાઇએ પોતાના મુલકમાં બંદોબસ્ત રાખવાને જે ચતુરાઇ ભરેલી સાધારણ વ્યવસ્થા કરી હતી, તે બધી લખતાં પાર આવે તેમ નથી. પણ ટુંકમાં એટલુંજ કહેવું બસ થશે કે, રાજ્ય ચલાવવાની તેની રીતભાત સર્વ રાજ્ય કર્તાઓને ધડો લેવા જેવી હતી.

અહલ્યાબાઇને ઘણું કરીને હિંદુસ્થાનનાં તમામ રાજ્યો જોડે પત્રવ્યવહાર ચાલતો હતો. તેને **મહાદજી સિંધીયા**ની સાથે ઘણો સ્નેહ હતો. તેથી તે અહલ્યાબાઇને બહુ સહાય કરતો હતો. આવી ઉત્તમ સ્ત્રીને મદદ કરવાથી મારી ઘણી ખ્યાતિ થશે, એવું સમજીને મહાદજી તેને મદદ કરતો હતો. અહલ્યાબાઇએ દાન ધર્મ વગેરે કેટલાં કામો કર્યાં, તેનું વર્ણન કરવાની જરૂર નથી. કેમકે એ સંબંધી તેની કીર્ત્તિ હિંદુસ્થાનમાં સર્વત્ર પ્રસરી રહી છે. તેણે કેટલાક કિલ્લા બંધાવ્યા, ડુંગરોમાં વિકટ જગ્યાએ રસ્તા બંધાવ્યા, અને તેના આખા રાજ્યમાં ઠેકાણે ઠેકાણે દેવલો, ધર્મશાળાઓ, કૂવા, તળાવો અને નદીઓના ઘાટ, વગેરે પુષ્કળ સાર્વજનિક લાભનાં કામો કરાવ્યાં છે. તે સિવાય હિંદુસ્થાનમાંનાં સઘળાં પ્રસિદ્ધ ક્ષેત્રોમાં તેણે કોઇ ઠેકાણે ધર્મશાળાઓ બંધાવી છે, અને કોઇ ઠેકાણે અન્ન છત્ર બેસાર્યાં છે, તે અદ્યાપિ સુધી ચાલે છે. તેને હિંદુ ધર્મ ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. ઉન્હાળાના દિવસોમાં તે રસ્તામાં પાણી પીવાની પરબો બેસાડતી, તેમ શિયાળામાં ગરીબ ગરબાંને લૂગડાં વહેંચતી હતી. તે માત્ર મનુષ્ય પ્રાણી ઉપરજ એવી દયા કરીને બેસી રહેતી નહિ, પણ ઉન્હાળામાં ખેડુનોના બળદોને હળ ખેંચતા ચોનારીને પાણી પાવા સારૂ તેણે ઠેકાણે

ઠેકાણે ચાકરો રાખ્યા હતા. તેમજ પક્ષીઓને ચારો ચરવા માટે પાકેલાં અનાજનાં ખેતરો વ્યાજબી કીમતે ખેડુતો પાસેથી વેચાણ લેઇને તે ભેળાવી મૂકતી હતી. તેનાં એવાં અનેક ધાર્મિક કામોથી તેના રાજ્યનું જેટલું રક્ષણ થયું છે, તેટલું લશ્કરી બળથી થયું નથી. હિંદુઓ અહલ્યાબાઇ જેવી પવિત્ર નારીના દુશ્મન થવામાં મોટું પાપ સમજતા હતા. એટલુંજ નહિ પણ **નિઝામ** અને ટિપુ સુલતાન મુસલમાન જાતિના હોવા છતાં તેને એક દેવી તરીકેનું માન આપતા હતા.

હિંદુઓની સાધારણ સ્ત્રીઓ કરતાં અહલ્યાબાઇ વધારે ભણેલી હતી. તે સંસ્કૃત પુરાણો વાંચી તેનો અર્થ સમજતી હતી. તેને પોતાના ધર્મ ઉપર અતિશય શ્રદ્ધા હતી. તે છતાં પારકા ધર્મના લોકો ઉપર તે જરાએ દ્વેષ કરતી નહિ. પરંતુ તેઓના ઉપર ઘણી મેહેરબાની રાખતી હતી. ભર યુવાવસ્થામાં તે વિધવા થયા છતાં પોતાનો પતિવ્રતાનો ધર્મ બરોબર પાળતી. પોતાની પાસે પુષ્કળ દ્રવ્ય હતું, તે છતાં તેની વૃત્તિ સાધુના જેવી હતી. વિધવા થયા પછી તેણે રંગીત લૂગડાં તથા ઘરેણાં કદિ પહેર્યાં નહોતાં. સ્વામીના મૃત્યુ પછી તે શ્વેત પોષાક ધારણ કરતી. ભરજુવાની, બેશુમાર વૈભવ, અને રાજસત્તા, વગેરે આ દુનિયાપર મોહ ઉત્પન્ન થવાનાં ઘણાં સાધનો તેની સન્મુખ હાજર હોવા છતાં એ સાધ્વી દેવીના સદાચરણ કે રીતભાતમાં બિલકુલ ફેરફાર થવા પામ્યો નહિ, એ તેની પવિત્રતા અને દ્રઢતાનો અપૂર્વ જય છે. તેને પોતાની મોટાઇનો લગારે ગર્વ નહોતો. તે જે જે કામ કરતી, તે સર્વ પરમેશ્વરને હાજર જાણીને બીતે કરતી. તેની વિશેષ ખૂબી તો એ હતી કે, પોતે એટલી બધી શુદ્ધ અને પવિત્ર મનની હોવા છતાં બીજાના દોષ દેખીને તેનાપર અન્યાય ન કરતાં તે દરગુજર કરતી હતી. તેના આવા સદ્ગુણો જોઇને વિચાર કરતાં જણાય છે કે, અહલ્યાબાઇ ખરેખર અસાધારણ શક્તિવાળી સ્ત્રી હતી. અને તેથીજ તે પૂર્વની મહા સતી "અહલ્યા" નો અવતાર છે, એવું લોકો કહેતા હતા. તે વ્યાજબીજ હતું.

અહલ્યાબાઇને ખોટી પ્રસંશા સાંભળવી બિલકુલ ગમતી નહોતી. એક વખતે એક બ્રાહ્મણ તેના વખાણનું પુસ્તક રચીને તેની પાસે ગયો. અને તે તેને વાંચી સંભળાવ્યું. બ્રાહ્મણ જ્યાં સુધી તે પુસ્તક વાંચતો ગયો, ત્યાં સુધી તો તે કાંઇ બોલી નહિ. પણ જ્યારે તે પૂર્ણ વાંચી રહ્યો, ત્યારે તે એટલુંજ બોલી કે, હું પાપી છું, મારે માટે એવું વર્ણન છાજે નહિ, ઇત્યાદિ કહીને તેણે એ પુસ્તકને નર્મદા નદીમાં ફેંકી દેવાનો હુકમ કર્યો હતો. અહલ્યાબાઇને મંછાબાઇ નામે એક પુત્રી હતી. તેને એક સરદારની સાથે પરણાવી હતી. તેને એક પુત્ર હતો, તે ભર જુવાનીમાં મરણ પામ્યો હતો. તે પછી તે બાઇનો પતિ પણ એક વર્ષમાં ગુજરી ગયો. તેથી મંછાબાઇએ પતિની પાછળ સતી થવાનો નિશ્ચય કર્યો. તે વાતને અહલ્યાબાઇએ અનુમોદન આપ્યું નહિ. પરંતુ તેની ઇચ્છા ઉપરાંત મંછાબાઇ સતી થઇ હતી. પ્રથમ પતિ અને પછી પુત્રના મરણથી તેનો શોકાગ્નિ જોકે લાંબી મુદત થયા છતાં પણ શાન્ત થયો નહોતો. તેવામાં આ પુત્રીના વિયોગની તેના મન ઉપર ઘણી દુઃખની લાગણી થઇ હતી. જોકે તેનો એ શોક વાસ્તવિક હતો, તોપણ તે હદથી બહાર હતો. વળી રાજ્ય ચલાવવાની તેની અદ્‌ભૂત શક્તિ તરફ દ્રષ્ટિ કરતાં એ પ્રસંગે તેણે પોતાની અબળા જાતિની કોમળતા દર્શાવી છે.

અહલ્યાબાઇ રાજ્ય ચલાવવાની ફીકર અને થાકથી તવાઇ જઇને ૬૦ વર્ષની ઉમ્મરે ઇ. સ. ૧૭૯૫ માં દેવલોક પામી હતી. **સરજૉન માલ્કમ** તેના વિષે પોતાના માળવાના વૃત્તાંતમાં લખે છે કે;—"એ બાઇ વિષે જેમ જેમ વધારે તપાસ કરીએ છીએ, તેમ તેમ તેને માટે પ્રશંસા બુદ્ધિ આપણામાં વધતી જાય છે. એની ઉત્તમ શક્તિની વિશેષ ખુબી એ છે કે, રાજ્ય વહીવટનું કામ જે તેણે માથે લીધું હતું, તે કામ સંબંધી માનસિક અને શારીરિક શ્રમ ત્રીસથી સાઠ વર્ષની ઉમ્મર સુધી એક સરખી રીતે સહન કર્યો. રાજ્ય કાર્યમાંથી મળતા અવકાશનો બધો સમય તે ભક્તિ અને દાન ધર્મમાં ગાળતી હતી. ધર્મે તેના મન ઉપર એવી તો અસર કરી હતી કે, સંસારી કર્તવ્ય કરવા વિષે પણ એનું મન સદૃઢ થયેલું હતું. તે એમ કહેતી હતી કે;—"મારી સત્તાનો ઉપયોગ હું જે કરૂં છું, તેને માટે હું ઇશ્વરને ત્યાં જવાબદાર છું." તેની સંભાળમાં ઇશ્વરે જે મોટો પ્રદેશ સોંપેલો હતો તે પ્રદેશનો રાજ્યવહિવટ ચલાવવામાં એ બાઇએ પોતાની અદ્ભુત શક્તિ અને ગુણ બળ દર્શાવ્યા હતા. તેથી આપણા મનમાં એ બાઇ વિષે આશ્ચર્ય અને પ્રશંસા બુદ્ધિ ઉત્પન્ન થાય છે. પરંતુ પોતાના ગાંડા પુત્રની સંભાળ રાખવામાં અને તેને ઉછેરવામાં તેની કોમળતા વિષેની અને તે પુત્રના મૃત્યુથી તેને થયેલા અસહ્ય શોક વિષેની વાતો આપણા જાણવામાં આવે છે, ત્યારે તે કરતાં પણ વધારે અસર આપણા મન ઉપર થાય છે. આ પ્રેમ યુક્ત કોમળતાનો ગુણ તેનામાં માતુશ્રી તરીકેનોજ માત્ર હતો, એમ ન સમજવું. પોતાની રૈયત પ્રત્યે પણ એની મમતા એવીજ હતી." વળી એજ ગ્રંથકાર પોતાના પુસ્તકમાં લખે છે કે;—"અહલ્યાબાઇ મધ્યમ કદની તથા ઘણી નાજુક હતી. તેનો ચહેરો જો કે પાકા બદામી રંગનો હતો, તોપણ તે સ્વચ્છ હતો. તે ઘણી આનંદી હતી. અને ભાગ્યેજ ગુસ્સામાં દેખાતી. તેનું મન કેળવાયેલું, સરકારી કામકાજ કરવામાં સ્વચ્છ અને ચપળ હતું. તેને ખુશામતથી જરા પણ અસર થતી નહોતી. તેના ભલા કાર્યભારમાં ઉપર બતાવ્યા પ્રમાણે રાજ્ય આબાદ થયું, ને લોક સુખ પામ્યાં. જીવતી હતી ત્યારે બહુ વખણાતી અને મુઆ પછી દેવી ઠરાવી લોક અદ્યાપિ તેની મૂર્તિને પૂજે છે. ધન્ય છે એ રાણીને!!! રાજ્ય કરનારામાં એવાં પાત્રો વધારે હોય તો કેવું સારૂં?



## વીરનારી.

## ચન્દા.

**ચન્દા** ભારતીય ઇતિહાસના પડદાનું એક ઉત્તમ ચિત્ર છે. તે પંજાબના પ્રખ્યાત શિખ મહારાજા રણજિતસિંહની રાણી હતી. તે મહાવીર, તેજસ્વિની, અને પરમ ધાર્મિક હતી. જ્યારથી તેણે રણજિતસિંહની સહધર્મિણી થઇને અંતઃપુરમાં પ્રવેશ કર્યો, ત્યારથી તે કોહિનૂરની કાંતિથી વિભાસિત થઇને લાહોરના દરબારમાં રાજનીતિના કાર્યમાં કુશળતા બતાવવા લાગી હતી.

ઇ. સ. ૧૮૩૯ માં પંજાબ કેસરી મહારાજા રણજિતસિંહ પરલોકવાસી થયો, ત્યારે તેની ગાદીએ તેનો પાટવીપુત્ર ખડગસિંહ બેઠો. તે ન્હાની ઉમ્મરનો હોવાથી રાજ્યનો

તમામ ભાર ચન્દાએ પોતાના હાથમાં રાખ્યો. હવે ચન્દાએ પોતાનું પ્રભુત્વ પ્રકાશ કરવા માંડ્યું. પોતાના અપૂર્વ પ્રભાવ બળથી રાજ્ય કાર્યમાં ધ્યાન આપવા લાગી. એ જોઇને આખો પંજાબ તેના તેજો મહિમાની આગળ મસ્તક નમાવવા લાગ્યો. દરબારના સરદારો તેને રણજિતસિંહની તેજસ્વિની મહિષી જાણીને શ્રદ્ધા કરવા લાગ્યા. અને રાજ્યની સમસ્ત પ્રજા તેને રક્ષા દેવી સમજીને ભક્તિ કરવા લાગી. આટલા દિવસ સુધી તો તે અંધકારમય ગર્ભમાં રહીને પોતાના પ્રભાવથી પોતેજ દિપતી હતી. હવે ખાણની અંદરથી નીકળીને ચારે તરફ કીર્તિનાં કિરણ વિસ્તારવા લાગી. રણજિતસિંહ સ્વર્ગવાસી થયા પછી પંજાબના રાજ્યમાં ઘણો ખળભળાટ ઉઠ્યો હતો. પરંતુ ચન્દાએ પોતાના વિલક્ષણ ચાતુર્ય અને બાહુ બળવડે થોડીજ વારમાં શાન્તિ ફેલાવી દીધી હતી. તે દરરોજ નિયમિત સમયે દરબારમાં જઇને રાજ્યકાર્ય લક્ષ દેઇને કરતી હતી. અને પોતાના પુત્રનું રાજ્ય નિષ્કંટક કરવાને વાસ્તે ઉત્તમ પ્રકારની રાજનીતિ દર્શાવીને સર્વને અજાયબ કરતી હતી. એવું ચન્દાનું હૃદય તેજસ્વિતાથી પરિપૂર્ણ હતું.

આવી રીતે ચન્દા પંજાબનું રાજ્ય નિર્વિઘ્ને ચલાવીને સર્વને સુખ આપતી હતી, તેવામાં ઇંગ્રેજોએ પોતાના પ્રદેશની રક્ષાને માટે ઘણું સૈન્ય બ્રિટિશ રાજ્યની સીમાપર એકઠું કરવા માંડ્યું. બ્રિટિશ ગવર્નમેન્ટના આવા ઉદ્યોગથી ચન્દાને તથા તેની ખાલસા ફોજને એવી આશંકા થવા લાગી કે, પૂર્વે ઇંગ્રેજોએ એવાજ કૌશલ્યથી ભારતમાં પોતાનું રાજ્ય વિસ્તાર્યું છે. એવાજ કૌશલ્યથી તેમણે સ્વાધીન રાજ્યોને પરાધીનતાની લોખંડની સાંકળથી જડી લીધાં છે. અને એજ કૌશલ્યબળથી રજપૂત, મરાઠા, અને મુસલમાન સર્વને આધિન કર્યા છે. તેવીજ રીતે તેમણે પંજાબ રાજ્યને સ્વાધીન કરવા ધાર્યું હશે. આવી આશંકાથી ચન્દાએ સાવધાન થઇને યુદ્ધ સામગ્રી એકઠી કરવા માંડી. ત્યાર પછી તેની ખાલસા ફોજે મદમત્ત હાથીની પેઠે બ્રિટિશ સૈન્ય ઉપર હલ્લો કર્યો. તેમાં ચન્દારાણીએ પણ ઉત્સાહ ભેર ભાગ લીધો. તેનું આ કૃત્ય સારૂ કહેવાયું નહિ. જો તે આવા ઉદ્ધત કામથી વેગળી રહી હોત, અને ખાલસા ફોજને વગર કારણનો હુમલો લેઇ જતાં અટકાવી હોત તો કદાપિ તેના રાજ્યની રક્ષા થવાનો સંભવ હતો. પરંતુ તેમ ન કરતાં બ્રિટિશ સિંહની સામે તેણે બાથ ભીડી. પરંતુ **લાલસિંહ** અને **તેજસિંહ** એ બે સરદારોના વિશ્વાસઘાતથી તે પરાજય પામી. આટલું છતાં પણ વીરનારી ચન્દાનું હૃદય બ્રિટિશ સિંહના તેજની આગળ ઝાંખુ પડ્યું નહિ. પોતાના રાજ્યમાં પર જાતિને ઇચ્છા પ્રમાણે વર્તતાં જોઇને એ કામીનિનું કોમળ હૃદય દગ્ધ થવા લાગ્યું. તે વૈદેશિક-ઇંગ્રેજોને નિસ્તેજ વણિક પ્રકૃતિ કહીને ઉપહાસ કરતી હતી. વૈદેશિકોનું હૃદય એ દિવ્ય મૂર્ત્તિનું ધ્યાન કર્યાથી કંપતું હતું. તેઓ ચન્દાના તેજસ્વિ હૃદયના કઠિણ આવરણને ભેદ કરવાને અસમર્થ થયા હતા. ચંદાએ વિદેશીઓને સ્વદેશમાંથી હાંકી કાઢવાનો સંકલ્પ કર્યો હતો. પંજાબનો બ્રિટિશ રેસિડેન્ટ—**હેન્રરી લારેન્સ** ચન્દાની પ્રકૃતિથી સારી પેઠે જાણીતો હતો. ચન્દા જેવી વીરનારી લાહોરમાં રહ્યાથી પોતાનું પ્રભુત્વ અક્ષય રખાશે નહિ, એવો તેને દૃઢ વિશ્વાસ હતો. તેથી ચન્દાને તેણે **લાહો**રમાંથી સેખપુરમાં, અને ત્યાંથી **બનારસ-કાશી**માં દેશનિકાલ કરી. ચન્દા શત્રુથી હારીને દેશનિકાલ થઇ, તોપણ તેના મનમાં કોઇ જાતનો વિકાર ઉત્પન્ન થયો નહિ. વીરત્વયાગ્ને

વીરનારીના પ્રમાણે અટલ ભાવથી અવિકાર ચિત્તે પંજાબનો પરિત્યાગ કર્યો. જે સમયે લાહોરના સિંહાસનપર બેસીને ચોતરફ પોતાનો ગૌરવ વિકાશ કરતી હતી, જે વખતે તેની પ્રભુત્વ શક્તિ આગળ મસ્તક નમતાં હતાં, તે વખતે જેવી તે સ્થિર દેખાતી હતી, તેવીજ લાહોર છોડતી વખતે તે સ્થિર જણાઇ હતી. સને ૧૮૪૯.

થોડા સમય પછી આ વીરનારી ચન્દાને તથા તેના બાળપુત્ર ધુલિપસિંહને રાજકેદી તરીકે બ્રિટિશ સરકારે હિંદમાંથી ઇંગ્લૅાંડમાં મોકલી દીધાં હતાં. ત્યાં તેમને રૂ ૫,૮૦,૦૦૦ નું વર્ષાસન બાંધી આપી ને ઇંગ્લૅાંડના જાગીરદારની માફક નૉર્ફોક પ્રગણામાં રાખ્યાં હતાં. ઇંગ્લૅાંડમાં ગયા પછી મહારાજા ધુલિપસિંહ પોતાનો શિખ ધર્મ છોડીને ખ્રિસ્તિ ધર્મમાં વટલી ગયો હતો. તથા તેણે એક ઇંગ્રેજ મડમની સાથે લગ્ન કર્યું હતું. વીરનારી ચન્દા પોતાના ધર્મમાં પરમ શ્રદ્ધાવાળી હોવાથી પુત્રના એવા આચરણથી ઘણી નાખુશ થઇ હતી. એટલુંજ નહિ પણ તેને તજીને પોતે તેનાથી જૂદી રહીને મરતા સુધી પોતાનો ધર્મ પવિત્રપણે પાળ્યો હતો. ચન્દા પોતાની પ્યારી જન્મભૂમિના વિયોગથી સોરાઇને અંતે ઇંગ્લૅાંડમાંજ થોડાંક વર્ષ ઉપર મરણ પામી હતી. અને ધુલિપસિંહ પણ સને ૧૮૯૩ ની સાલમાં ફ્રાન્સ દેશના પારિસ શેહેરમાં દુઃખી હાલતમાં મરણ પામ્યો છે.

ચન્દા પ્રતિ પંજાબ દેશની અપૂર્વ ભક્તિ, શ્રદ્ધા અને પ્રીતિ હતી. આખો પંજાબ જેને દેવતાના પ્રમાણે ભક્તિ અને શ્રદ્ધા કરતો હતો, માતાના પ્રમાણે સરલ હૃદયથી પ્રીતિ કરતો હતો, તે વીર માતા ચન્દાને ગુમાવીને પંજાબ દેશ અદ્યાપિ સુધી ખેદિત થાય છે. ચન્દા ખરેખર તેજસ્વિની નારીના અદ્વિતીય દ્રષ્ટાંતની ભૂમિ છે. ઇસ્વીસનની આ ઓગણીસમી સદીમાં તેના વિના બીજી કોઇપણ નારીએ ઇંગ્રેજ જેવી પ્રબળ જાતિની સાથે એવી તેજસ્વિતાની સ્પર્દ્ધા કરી નથી.

## લક્ષ્મીબાઈ.

ભારતના નકશાના કેંદ્ર સ્થળમાં બુંદેલખંડના પાર્વત્ય પ્રદેશમાં ઝાંસિ નામે સ્વસ્થાન છે. સને ૧૮૩૮ માં ઝાંસિની ગાદી ઉપર ગંગાધરરાવ નામે રાજા રાજ્ય ચલાવતો હતો. લક્ષ્મીબાઇ આ રાજાની રાણી હતી. તે ઘણીજ બહાદુર, બુદ્ધિશાળી, અને ધીરજવાન હતી. સને ૧૮૫૩ માં ગંગાધરરાવનું મરણ નિપજ્યું. તેને છોકરો નહોતો. તેથી તેણે મરતી વખતે બ્રિટિશ રેસિડેન્ટને લખ્યું હતું કે;—"બ્રિટિશ ગવર્નમેન્ટની સાથે મારી જે સંધિ થઇ છે, તેની બીજી કલમ પ્રમાણે મેં આનંદરાવ નામના મારા એક પંદર વર્ષના ઘનિષ્ટ સગા બાળકને દત્તક કરી લીધો છે. જો ઇશ્વરની કૃપાથી અને આપની ગવર્નમેન્ટના અનુગ્રહથી હું સાજો થાઉ, અને મને જો પુત્ર થશે, તો એ વિષયમાં યોગ્ય કાર્ય પદ્ધતિનું અનુસરણ કરીશ. અને જો હું જીવતો ન રહ્યો, તો આ બાળકના પ્રતિ અનુગ્રહ દેખાડીને તેની માતા અને મારી વિધવા પત્ની સાથે કોઇ પ્રકારનો અસદ્વ્યવહાર કરશો નહિ." આ વખતે લૉર્ડ ડેલહાઉસી ભારતવર્ષનો ગવર્નર જનરલ હતો. તેની રાજનીતિ દેશી રાજ્યોને ઓહીયાં કરી જવાની હતી. તેણે કેટલાંક દેશી રાજ્યોને અન્યાયથી ખાલ-

સા કર્યાં હતાં. તેજ પ્રમાણે ઝાંસીના રાજ્યને ખાલસા કરી બ્રિટિશ રાજ્ય સાથે ભેળી નાખવાનો તેણે નિશ્ચય કર્યો હતો. તેથી કાંઇ પણ તકરાર નહિ સાંભળતાં તેણે એકદમ ઝાંસીને ખાલસા કર્યું.

ઝાંસી બ્રિટિશ ઇન્ડીયામાં સંયોજિત થઇ ખરી, પરંતુ તેજસ્વિની લક્ષ્મીબાઇ બ્રિટિશ ગવર્નમેન્ટની અનુરક્ત થઇ નહિ. તેનું હૃદય અતિ ઉચ્ચ ભાવથી પૂર્ણ હતું. સર માલ્કમ જેવા ઇંગ્રેજ અધિકારીએ તેના ઉચ્ચ ગુણોની સ્તુતિ કરી છે. ઝાંસીના સર્વ લોકો લક્ષ્મીબાઇના પ્રતિ પૂર્ણ ભક્તિભાવ અને સન્માન રાખતા હતા. આ ઉચ્ચ પ્રકૃતિની વીરાંગનાએ યથા ન્યાયથી પોતાના રાજ્યની રક્ષા કરવાનો પ્રયાસ કરવા માંડ્યો. તેણે ધીર ભાવથી સંધિનો નિયમ, બંધુતાનું દ્રષ્ટાંત, અને દત્તક ગ્રહણની વિધિ વિષે ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો બતાવીને ઝાંસીની સ્વાધીનતા રક્ષાને માટે આગ્રહની સાથે બ્રિટીશ ગવર્મેન્ટની આગળ પ્રાર્થના કરી. પરંતુ તેની એ પ્રાર્થના અને ઉદ્યોગ ફળીભૂત થયો નહિ. આ અન્યાય અને અપમાનથી તેના હૃદયમાં ક્રોધાગ્નિ પ્રગટ થયો. બ્રિટિશ એજંટની સાથે મુલાકાતની વખતે લક્ષ્મીબાઇ સક્રોધથી વજ્ર, ગંભીર સ્વરથી બોલી હતી કે;—"મેરી ઝાંસી દેઉંગી નહિ." લક્ષ્મીબાઇની આ ધ્વનિથી બ્રિટીશ એજંટનું હૃદય કાંપી ઉઠયું. એજંટ એ વીર રમણીની દ્રઢતાથી સ્તંભિત થઇ ગયો. ઝાંસી કંપની સરકારના હાથમાં ગઇ, પરંતુ એ અપમાનની રેખા વીર જાયા વીરાંગનાના હૃદયમાં અક્ષરસ્થી અંકિત રહી—કામનીનું કોમળ હૃદય અપમાન-વિષથી કાળું થઇ ગયું.

એક તરફથી એ રીતે લક્ષ્મીબાઇને અન્યાય આપીને નાખુશ કરવામાં આવી હતી, ત્યારે બીજી તરફથી તેના રાજ્યમાં જે ઇંગ્રેજ સોલજરો દાખલ થયા હતા, તેમના તરફથી ગોમાંસ માટે ઘણીક ગાયોનો વધ કરવામાં આવ્યો. ગાય હિંદુઓને ઘણી પવિત્ર છે. તે એક દેવતા તરીકે પૂજ્ય છે. લક્ષ્મીબાઇ પરમ ધાર્મિક હિંદુ રાજમહિલા હતી. તેના રાજ્યમાં થતો એવો અધર્મ તે જોઇ શકી નહિ. પણ તે બિચારી અબળા જાત શું કરે? વિવેકની મર્યાદામાં રહીને કાંઈ પણ તોફાન નહિ કરતાં દમ મારીને છાનીમાની બેસી રહી પરંતુ તેવામાં વળી ઝાંસીનાં દેવસ્થાનો અને ધર્મખાતા ઉપર લૉર્ડ ડેલહૌસીએ જપની બેસાડી. એથી બળતામાં ઘી હોમાયું. આ બધાં આચરણોથી છંછેડાયેલી નાગણ ભયંકર ડંશ દેવા માટે તત્પર થઇ. તેવામાં દેશી લશ્કરના માણસોએ બળવો ઉઠાવ્યાની ખબર તેને મળી. તેથી તુરત પોતાની ફેણ ઉંચી કરી કરડવા ધસી. સંને ૧૮૫૭ નો મોટો બળવો જાગી ઉઠ્યો. આ તકનો લાભ લેઇને લક્ષ્મીબાઇએ લડાઇની સામગ્રી એકઠી કરી. આ વખતે તેની સુખ દુઃખની ચિર, સંગિની બ્હેન સહકારિણી થઇ. લક્ષ્મીબાઇએ વીરપુરૂષનો વેશ પરિગ્રહ કર્યો. તેનું કોમળ શરીર દ્રઢિષ્ઠ કવચમાં આચ્છાદિત થયું. અને કોમળ હાથમાં કઠોર તલવાર શોભા આપવા લાગી. તે ઘોડા ઉપર સ્વાર થઇને પોતાના મરાઠી સૈન્યને હિંમત આપવા લાગી; બ્રિટીશ સેનાની સાથે તેનું સંગ્રામ થવા લાગ્યું. તેણે કેટલાક મહિના સુધી અસીમ સાહસથી ઇંગ્રેજોની સાથે યુદ્ધ કરી પોતાનું અસાધારણ પરાક્રમ દેખાડ્યું. તેનું વીરત્વ જોઇને ઇંગ્રેજ સેનાપતિ સર હ્યુરોજ અજાયબ થઈ ગયો.

આ લડાઇમાં લક્ષ્મીબાઇનું ઘણુંક લશ્કર નાશ પામ્યું. તોપણ તેની તેજસ્વિતામાં

કાંઇ પણ કમતાઇ થઇ નહિ. તેણે પાછું મહા પરાક્રમથી કાલ્પિ નગરમાં બ્રિટીશ સૈન્યની સાથે યુદ્ધ કર્યું. પરંતુ છેલ્લીવારે કાલ્પિનગર ઇંગ્રેજોને હાથ ગયું. લક્ષ્મીબાઇ એથી પણ ઉત્સાહ તથા ઉદ્યમ શૂન્ય થઇ નહિ. જેઓએ તેનું રાજ્ય અન્યાયથી લીધું છે, તેના પુત્રને સામાન્ય લોકની હાલતમાં નાખ્યો છે; તેની ક્ષમતાનો નાશ કરવો એ તેનો માત્ર એક ઉદ્દેશ હતો. લક્ષ્મીબાઇએ આ ઉદ્દેશ સિદ્ધિને માટે પોતાનું જીવન ઉત્સર્ગ કર્યું હતું. અને ૧૮૫૮ ના જુન મહિનાની ૧૭ મી તારીખે લક્ષ્મીબાઇએ ગ્વાલિયરની આગળ પાછું ઇંગ્રેજ સૈન્ય સાથે યુદ્ધ કર્યું. પાછી ભૈરવ રવથી 'યુદ્ધ દેહિ' કહીને બ્રિટિશ સેનાપતિ સર હ્યુરોઝની સામે થઇ હતી. આ યુદ્ધ તેના જીવનનું છેલ્લુ યુદ્ધ હતું. આ યુદ્ધમાં વીરાંગના એ ઘણુંજ પરાક્રમ દેખાડયાથી સર હ્યુરોઝે કહ્યું છે કે,—"લક્ષ્મીબાઇ હતી તો રમણી, તથાપિ તે વિપક્ષિયોમાં સર્વ કરતાં સાહસિની અને રણ-પારદર્શિની હતી." વીર પુરૂષ વીરાંગનાનું ખરૂં વીરત્વ સમજ્યો હતો. તેથીજ સન્માનની સાથે પ્રકૃત વીરત્વનો એવો ગૌરવ રક્ષા કરે છે. એ ભયંકર યુદ્ધમાં લક્ષ્મીબાઇ અને તેની બ્હેન પોતાના લશ્કરની મોખરે રહીને લડતી હતી. કેટલાક કલાક સુધી દારૂણ યુદ્ધ ચાલ્યા પછી બને જ્યારે રણ-ભૂમિમાંથી પાછી ફરીને આવતી હતી, તેવામાં એક વિપક્ષ તુર્ક સ્વારની ગોળીથી અથવા તરવારના આઘાતથી બન્નેનો પ્રાણ-વાયુ જતો રહ્યો. ઓગણીસમી સદીમાં વીરનારી ચન્દાની પછી ભારતવર્ષમાં આ બીજી વીરાંગનાએ પોતાના વીરત્વની ઓલખાણ આપી છે. લક્ષ્મીબાઇએ ઇંગ્રેજ સરકારના વિરૂદ્ધમાં અસ્ત્ર ધારણ કર્યાં હતાં, તેથી અમે તેની પ્રશંસા કરી નથી, પરંતુ તેના અસાધારણ વીરત્વની ઓલખાણ આપવાનો અમે પ્રયત્ન કર્યો છે.

---

# प्रकरण ९ मुं.

---

# વિદેશી ધર્મ પ્રવર્ત્તકો.

## જરથોસ્ત પેગંબર.

પારસી સમાજના **દેવતા—પેગંબર** અથવા **જરથોસ્તી** ધર્મના પ્રવર્તક મહાત્મા **જરથોસ્ત**નો જન્મ ઇ. સ. પૂર્વે ૧૫૭૧* માં ઇરાન દેશના મુખ્યશેહેર તેહેરાનની પાસે **રહે** નામે નગરમાં થયો હતો. તેમના પિતાનું નામ **પોઉરૂશ્અસ્પ**, અને માતાનું નામ **દાગદો** હતું. તેમના પિતા **ફરેદુન** નામે બાદશાહના વંશના હતા. જરથોસ્તને એક ધર્મપત્ની હતી. તેનાથી તેમને ત્રણ પુત્ર, અને ત્રણ પુત્રીઓ થઇ હતી.

એ સમયે ઇરાન દેશમાં **માજી** નામના ધર્મમતવાદીઓ અનેક પાખંડ ધર્મનો

---

* કેટલાક જણ ઈ સ પૂર્વે ૨૨૧૬ બતાવે છે.

બોધ આપતા હતા. તેમણે રાજ્યમાં પણ મોટી સત્તા મેળવી હતી. મહાત્મા જરથોસ્તે પોતાના શાસ્ત્રમાં પુરૂં જ્ઞાન મેળવીને એ ધર્મ મતવાદી લોકો સાથે વિવાદ ચલાવ્યો. અને મૂર્ત્તિ પૂજા તથા જાદુ વગેરે વહેમોની સામે થઇને એક નિરંજન, નિરાકાર ઇશ્વરનો અને સદાચારનો ઉપદેશ કર્યો. એથી તેમને ઘણાક શત્રુ થયા. પરંતુ તેમણે ઉપદેશ આપવો બંધ કર્યો નહિ. પ્રથમ બાક્ટ્રીઆમાં તેમણે પોતાના ધર્મનો ફેલાવો કર્યો. ત્યાર પછી ઈરાન અને તેની પૂર્વ તરફના મુલકમાં ફેલાવ્યો હતો. તે પછી બલ્ખ શેહેરમાં જઇને ત્યાંના કેટલાક પુરૂષોને પોતાના મતમાં લીધા, બાદ તેઓ પોતાની ૩૦ વર્ષની ઉમ્મરે ધર્મ-પેગામ લેઇને ઇરાનના શેહેનશા ગુસ્તાસ્પના દરબારમાં ગયા હતા. ત્યાં બાદશાહે મોટી સભા ભરીને સઘળા ધર્મમતવાદીઓને એકઠા કરી તેમનો ધર્મવાદ સાંભળ્યો હતો. તેમાં મહાત્મા જરથોસ્તે વિવાદમાં સર્વને હરાવ્યા હતા. પરંતુ ખેદનો વિષય એ છે કે, તેમના કોઇ દુશ્મને ભંભેરવાથી ગુસ્તાસ્પ રાજાએ તેમને કેદ કર્યા હતા. તે છતાં દૈવ ઇચ્છાથી તેમનો જય થયો હતો. એવું બન્યું કે, રાજા કોઇ પ્રકારના દુઃખથી પીડા પામવા લાગ્યો. અને ઘણા ઉપાય કર્યા પણ તેને આરામ પડયો નહિ. મહાત્મા જરથોસ્તને એ વાતની ખબર થવાથી તેમણે રાજાને કહાવ્યું કે, મને મૂક્ત કરીને તમે તથા દેશના લોકો મારો ધર્મ કબુલ કરો તો હું તમને સારા કરૂં. ગુસ્તાસ્પ રાજાએ એ વાત કબુલ કરી. તેથી તેમણે તેનો રોગ મટાડીને સારો કર્યો. રાજાએ પોતાના કરાર પ્રમાણે સેબિઅન ધર્મ છોડીને જરસ્થોસ્તનો મત અંગિકાર કર્યો. એ રીતે જરસ્થોસ્તે ૪૦ વર્ષની ઉમ્મરે પોતાના દેશીઓને નવો ધર્મ આપ્યો હતો.

ત્યાર પછી તેમણે બાક્ટ્રીઆના રાજાને સેબિઅન ધર્મ છોડાવી પોતાના ધર્મમતમાં આણ્યો. એ રાજા સીથિયાના રાજાને ખંડણી આપતો હતો. તેને તેણે કહાવી મોકલ્યું કે, તમે જો સેબીઅન પૂજા છોડીને જરથોસ્તનો ધર્મ અંગિકાર કરો તો હું તમને ખંડણી ભરૂં. તે ઉપરથી એ રાજાએ ગુસ્સે થઇને બાક્ટ્રીઆના રાજા ઉપર ચડાઇ કરી રાજધાની બલ્ખ શેહેર લેઇ લીધું. એટલુંજ નહિ પણ પેગંબર જરથોસ્ત અને બીજા ૮૦ ઉપાધ્યાઓને મારી નાખ્યા. ત્યાર પછી બાક્ટ્રીઆના રાજાએ લશ્કર એકઠું કરી સિથિયનોને મારી નાખી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું હતું. અને જરથોસ્તી ધર્મને સબળ પાયાપર આણ્યો હતો. એ રીતે મહાત્મા જરથોસ્તે પોતાની ૭૭ વર્ષની ઉમ્મરે શત્રુ રાજાની તરવારના ઘાથી દેહ ત્યાગ કર્યો હતો.

પેગંબર જરથોસ્તના ધર્મનો સિદ્ધાંત એ છે કે;-"જગદીશ્વર એક અને અનાદિ છે. અનાદિ તત્વ નિરંતર આદિ તત્વ છે. સત્ય શુભ કર્મની અધિષ્ઠાતા શક્તિ હોરમઝદ છે. અને અસત્ય અશુભ મલિન કર્મની અધિષ્ઠાતા શક્તિ અહેરીમન છે. ફેરસ્તાઓ, તત્વ-અતુઓ મનુષ્ય જાતિની વ્યવસ્થા રાખે છે. અને અહેરીમનના દૂત જે અવ્યવસ્થા-નાશ કરવાને મથે છે, તેઓને ફાવવા દેતા નથી. અને હોરમઝદનો જય છે. પ્રકાશ એ હોરમઝદના મહાનું ચિન્હ છે. અને તેટલા ઉપરથી તેના બનાવેલા સૂર્યને અથવા જગત્માં વ્યાપી રહેલા અગ્નિને પૂજી તે હોરમઝદની સ્તુતિ પ્રાર્થના કરવી. વાયુ. પાણી. પૃથ્વી, એ આદિ તત્વોને પણ માન આપવું. પવિત્ર વિચાર બોલવું, સારી કર્મોનમાં પાળી અ[illegible]

ફળનાં ઝાડ રોપવાં, અને વિકાળ પશુઓનો નાશ કરવો, એ કામ મનુષ્ય જાતને સુખ આપનારાં છે, માટે એ કામ ઇશ્વરને ગમતાં છે. અને ઇશ્વર પોતાના ઉત્પન્ન કરેલાં પ્રાણીઓને ઉંચુ સુખ થાઓ, એવું ઇચ્છે છે. અપવિત્રતા, આભડછેટ ન રાખવી; પાણીને ગાળી સ્વચ્છ રાખવું, દયા રાખવી, સત્ય બોલવું; રાક્ષસો કે મનુષ્યોમાં જે કોઇ પાપ કે પુન્યનું કામ કરે છે, તેનો હિસાબ લેઇ ન્યાય આપનારા અહુરમઝદ છે. માટે તેની આજ્ઞા પ્રમાણે વર્ત્તવું જોઇએ. કુકર્મ કરનાર, અસત્ય બોલનાર, જીવહિંસા કરનાર, આચાર વિચાર ન પાળનાર મનુષ્ય પાપી થાય છે. માટે જગત્ કર્ત્તા પ્રભુ જે અહુરમઝદ તેની આજ્ઞા પાળવી. શૌચ, સંધ્યા, પવિત્રતા, દયા, આર્જવ, ક્ષમા, અને સત્સંગ, આદિ કરવાં. જે મનુષ્ય ધર્મની આજ્ઞા ઉપર વિશ્વાસ લાવીને તે યથાર્થ પાળે છે, તેનો આત્મા હોરમઝદના સ્વર્ગમાં બીજા ઉત્તમ આત્માઓની સાથે ઐક્ય રૂપથી મળી જાય છે."

એ રીતે ઉપર મુજબ જરથોસ્તી ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે. કેટલાક વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે, જરથોસ્તી ધર્મ એ વેદ ધર્મની એક શાખા છે. માટે તેમાંથી એ ધર્મ નીકળ્યો છે. તેનાં ઘણાં પ્રમાણો મળે છે. હિંદુઓના "તૈતિરીય સંહિતા" નામે ગ્રંથમાં યજ્ઞો પવિત વિષે જે વર્ણન કરેલું છે, તેમાં જણાવ્યું છે કે, બ્રાહ્મણે સુતરનું વણેલું બ્રહ્મસૂત્ર ધારણ કરવું, ક્ષત્રિએ શણનું, અને વૈશ્યે ઘેટાની ઉનનું વણેલું યજ્ઞોપવિત ધારણ કરવું. "આપસ્તંબ" ના ધર્મસૂત્રમા પણ એવુંજ વર્ણન કરેલુ છે. અને વિશેષ એ જણાવેલુ છે કે, ઉત્તરીય વસ્ત્ર નહિ હોય તો તેને બદલે એક વધારે યજ્ઞોપવિત ધારણ કરવું. હાલ પારસી લોકો ઘેટાના ઉનનુ યજ્ઞોપવિત ધારણ કરે છે. તેને કસ્તી કહે છે. અને તે કેડે બાધે છે. તથા તેને પવિત્ર ગણે છે. વળી ઉત્તરીય વસ્ત્રને ઠેકાણે તેઓ પોતાના શરીર ઉપર સદ્રો રાત્રી દિવસ રાખે છે. હિંદુઓની માફક તેઓ સૂર્ય, અગ્નિ, અને પાણીની સમક્ષ ખોદા-પરમેશ્વરની પ્રાર્થના કરે છે. પારસીઓ પોતાના દેવાલય આતસબેહેરામ કે અગીઆરીમાં નિરંતર અગ્નિ સ્થાપન કરીને તેથી શ્રદ્ધા પૂર્વક ભક્તિ અને પૂજન કરે છે. તથા તેમાં ચદન વગેરે સુગંધી પદાર્થો હોમે છે. એ સર્વ ક્રીયાઓ હિંદુ-આર્ય ધર્મને મળતી છે. વળી હિંદુઓની સંસ્કૃત અને પારસીઓની ઝંદ ભાષા ઘણી રીતે મળતી છે. આર્યો જેને **શીવ-કલ્યાણ રૂપ** કહે છે, તેનેજ જરથોસ્તીઓ **સુખદેવ** કહે છે. આર્યો પોતાના એકજ ઇશ્વરને માનવાવાળા ધર્મને **વેદધર્મ** કહે છે, તેજ પ્રમાણે જરથોસ્તીઓ પોતાના એક ઇશ્વરને માનવાવાળા ધર્મને **માજદીયસ** કહે છે. તેટલા માટેજ હિંદુઓ અને જરથોસ્તી પારસીઓ **આર્ય** કહેવાય છે. તેઓ છેક પ્રાચીનકાળમાં સાથેજ વસ્તા હતા. ત્યારે શિવ પૂજન કરતા હતા.

જરથોસ્તી ધર્મનાં પવિત્ર લખાણો **જંદ-અવસ્તા** નામે ગ્રંથમાં છે. એ સિવાય **વંદીદાદ** અને **ખોરદેહ અવસ્તા** નામે ધર્મ ગ્રંથો પ્રસિદ્ધ છે.

# મુસા—પેગંબર.

**યાહુદી** અથવા **ઇસ્રાયેલ**[1] લોકોના પેગંબર **મુસાનો** જન્મ ઇસ્રીસન પૂર્વે **૧૫૭૧** માં મીસર દેશમાં થયો હતો. તેમના પિતાનું નામ જાણવામાં આવ્યું નથી, પણ માતાનું નામ **જોચીબેદ** હતું. એ સમયે મીસર દેશના મૂળ વતનીઓ સૂર્ય અને દેવોની પૂજા તથાં પ્રાર્થના કરતા હતા. તેમનો ધર્મ આર્ય ધર્મને મળતો હતો. ત્યાંનો પાદશાહ પણ એજ જાતનો હતો. યાહુદી લોકો તુર્કસ્તાનમાં યુફ્રેતીસ અને તૈગ્રિસ નદીઓના સંગમ પાસેના મેદાનમાં રહેતા હતા. ત્યાંથી તેમનું એક ટોળું મીસર દેશમાં આવીને રહેતું હતું. તેમનો વડો **જોસેફ** નામે હતો. મીસરમાં યાહુદી લોકોની સંખ્યા દીનપરદીન વધતી જવા લાગી, તેથી મીસરી લોકોને બહુ અદેખાઇ આવી. તેમણે તથા તેમના પાદશાહે યાહુદી લોકો ઉપર ઘણો જુલમ કરવા માંડયો. તેમને ગુલામ બનાવી પુષ્કળ મેહેનત કરાવવા લાગ્યા. તે છતાં તેમની સંખ્યા કાંઇ કમી થઇ નહિ. તેથી પાદશાહે એવો હુકમ કાઢયો કે;—"યાહુદી લોકોમાં છોકરાઓનો જન્મ થાય કે તુરત તેમને મારી નાખવા." આ ભયંકર હુકમ બહાર પડયા પછી થોડાજ દિવસમાં મુસા પેગંબરનો જન્મ થયો. તેઓ શરીરે ઘણાજ સુંદર હતા. તેમની માતાએ ત્રણ માસ સુધી તો તેમનો જન્મ છુપાવી રાખ્યો, પણ છેવટે તેમને નદીપરના એક જંગલમાં ગુપ્ત રીતે મુકી આવવાની જરૂર પડી. ઘાતકી રાજાના ડરને લીધે ફુલ જેવા સુંદર પુત્રને માતાએ વનવગડામાં એકલો પ્રભુને ખોળે મુકી દીધો. હવે ત્યાં એ ફુલનું રક્ષણ કોણ કરશે? કોણ કરશે!? જગતનો બેલી અને અંતર્યામિ બ્રહ્મ પ્રભુ તેનું રક્ષણ કરશે. માતાના મનમાં પણ એવીજ શ્રદ્ધા હતી. તો થયું પણ તેમજ. ઇશ્વર ઇચ્છાએ એવું બન્યું કે, પાદશાહની પુત્રી પોતાની સાહેલીઓની સાથે એજ અરણ્યમાં થઇને નદીએ સ્નાન કરવા જતી હતી. તેના જોવામાં એ બાળક આવ્યો. બાળકની અતિ સુંદર અને રમણિય મુર્ત્તિ જોઇને તેનું હરેક પ્રકારે રક્ષણ કરવાની ઉત્કંઠા રાજબાળાને થઇ. પછી તેણે એ બાળકની માતાને શોધી કહાડીને અભયદાન સાથે તેને હવાલે કર્યો. માએ તેને ઉછેરી મોટો કર્યો. તેનું નામ **મુસા—મુસેસ**[2] પાડયું.

મુસાને ધાવણ છોડાવ્યા પછી શાહજાદીએ પોતાને સ્વાધીન લેઇને તેમનું રક્ષણ કર્યું હતું. તેમને પોતાના સંતાન પ્રમાણે ગણી એ સમયની ત્યાંની સર્વ પ્રકારની કેળવણી આપીને ચતુર કર્યા હતા. તેઓ મોટા થયા, ત્યારેજ તેમના જન્મ ભેદની સર્વ હકીકત જાણવા પામ્યા હતા; એક વખતે એક મીસરી એક યાહુદી ઉપર ઘાતકીપણે જુલમ કરતો હતો, તેનો બચાવ કરતાં મુસાએ તે મીસરીને મારી નાખ્યો હતો. આ ખુન કર્યા પછી મુસા મીસરના પાદશાહથી ડરીને અરબસ્તાનના પહાડી પ્રદેશ મીડીઆ પ્રાંતમાં નાસી ગયા હતા. ત્યાં તેઓ ૪૦ વર્ષ સુધી રહ્યા, અને ત્યાંના ધર્મગુરૂ જેથરોની પુત્રી સાથે તેમણે લગ્ન કર્યા હતાં. એ બાઇથી તેમને ગેરસોહોમ નામે પુત્ર થયો હતો.

મુસા પેગંબર પોતાની ૮૦ વર્ષની ઉમ્મરે હોરેબ પર્વતપર ઘેટાં તથા બકરાં ચરા-

(૧) ઇસ્રાયલ લોકોને યાહુદી, હિબ્રુ કે જ્યુ પણ કહે છે.
(૨) હિબ્રુ ભાષામાં મુસેસનો અર્થ પાણીમાંથી બહાર કહાડેલો, એવો થાય છે.

વતા હતા, તે વખતે કહે છે કે,—ઝાડીમાં અગ્નિ બળતો જણાયો, પણ તે ઝાડી સળગી નહોતી આ ચમત્કાર જોઇને મુસા તેની નજીક જવા લાગ્યા, તેવામાં એક અવાજ થયો કે,—"તારા જોડા પગમાંથી કહાડી નાખ. કેમકે તું જે જગ્યા ઉપર ઉભો છે, તે પવિત્ર છે. ઇસ્રાયેલ-યાહુદી લોકો ઉપર જે દુ:ખ પડે છે, તેનો છૂટકો કરાવવા મેં તને પસંદ કર્યો છે. તુ મીસરી પાદશાહ પાસે જઇ યાહુદીઓને મીસરમાંથી બહાર લેઇ જવાની રજા માગ." એ પ્રમાણે મુસાને આકાશવાણી થઇ. પરતુ તેમને મીસરી પાદશાહ પાસે જતાં ઘણો ડર લાગ્યો. તેથી ખુદાએ તેમને ચમત્કારો કરવાની શક્તિ આપી. પછી મુસા પોતાના ભાઇ આઆરોનને સાથે લેઇને મીસરના પાદશાહ પાસે ગયા હતા. અને તેની આગળ અલૌકિક ચમત્કારો બતાવીને યાહુદીઓને મીસરમાંથી જતા રહેવાની પરવાનગી અપાવી હતી મુસા યાહુદીઓને લેઇને સીનાઈ પર્વત તરફ ગયા હતા. યાહુદીઓને પર્વતથી થોડેક દૂર રાખીને પોતે સીનાઇ પર્વત ઉપર ગયા હતા. ત્યાંથી ૪૦ દિવસે ખુદાનાં ફરમાનો લેઇને તેઓ પાછા આવ્યા હતા. ત્યાર પછી તેઓ યાહુદીઓને લેઇને પાલેસ્ટાઇન તરફ ગયા હતા. યાહુદીઓએ પાલેસ્ટાઇન ઉપર હલ્લો કર્યો હતો, પણ તેમાં તેઓ ફાવ્યા નહોતા. તે પછી તેમણે કેટલીક લડાઇઓ લડ્યા પછી છેવટે મીડીઆનાઇટઝ લોકોનો મુલક જીતી લીધો હતો. ત્યાર પછી મુસા પેગંબરે પોતાના મરણનો વ્બસ નજીક આવ્યો જાણી સર્વ યાહુદીઓને એકઠા કરીને, ખોદાઇ રાહ ઉપર ચાલવા, ખોદાની બદગી કરવા, અને સાહેબનો હુકમ તોડનારને કેવી શિક્ષા થાય છે, ઇત્યાદિ ઉપદેશ કર્યો હતો. તે પછી નીબો પર્વતના શિખર ઉપરથી ઘણે દૂર પાલેસ્ટાઇનને નિહાળી મહાત્મા મુસા સતોપ પામીને ઇસ્વીસન પૂર્વે ૧૪૫૧ માં આ લોક છોડીને ચાલ્યા ગયા હતા.

ઇસ્રાયલ કે યાહુદી ધર્મના મુખ્ય ગ્રંથો તોરેત, ઐનજીલ, અને જબ્બુર એ ત્રણ છે. તેને તેઓ પવિત્ર ગણી માને છે. ઐનજીલ ગ્રંથ મહાત્મા મુસા પેગંબરે બનાવેલો કહેવાય છે.

જગતની ઉત્પત્તિ વિષે મોઝીઝે-મુસાએ આ પ્રમાણે કહ્યું છે,—"પ્રથમ સર્વત્ર અધકારમય જળ હતુ ને તે ઉપર પ્રભુનો શ્વાસ ચાલતો હતો. પ્રભુએ કહ્યું કે, પ્રકાશ થાઓ, અને તે થયો. પ્રભુએ પ્રકાશને અધકારથી જૂદો પાડચો. પ્રકાશને દહાડો કહ્યો, અને અધારાને રાત કહી. બીજે દિવસે પ્રભુએ કહ્યુ કે, પાણીની વચ્ચે અંતરીક્ષ થાઓ, ને તે થયુ. પછી પાણી ઉપર તળે જૂદાં પડ્યાં ત્રીજે દિવસે પ્રભુએ કહ્યુ કે, આકાશની નીચેનાં પાણી એક જગાએ એકઠાં થાઓ, ને કોરી જમીન દેખાઓ. એટલે તેમ થયું. પછી કોરી જમીનને પૃથ્વી, અને એકઠા મળી જતાં પાણીને સમુદ્ર કહ્યા. પૃથ્વી ઉપર ઘાસ, વનસ્પતિ અને વૃક્ષ ઉત્પન્ન કર્યા. ચોથે દિવસે સૂર્ય, ચદ્ર, નક્ષત્રો ઉત્પન્ન કર્યા પાંચમે દિવસે જતુ, પક્ષી, અને જળચળ ઉત્પન્ન કર્યા. છઠ્ઠે દિવસે ઉરગ, પશુ, ઢોર એ ઉત્પન્ન કર્યા. ત્યાર પછી પ્રભુએ પોતાની પ્રતિછાયા પ્રમાણે અને પ્રતિમા પ્રમાણે મનુષ્યને ઉત્પન્ન કીધાં. એ પ્રમાણે જગત્ ઉત્પન્ન કરી સાતમે દિવસે પ્રભુએ વિશ્રાંતિ લીધી. એ દિવસને સાબાથ પવિત્ર સ્થાપ્યો."

# જીજસ ક્રૈસ્ટ-ઇશુ ખ્રિસ્ત.

ખ્રિસ્તી લોકોના ઇષ્ટ દેવતા જીજસક્રૈસ્ટ અથવા ઇશુખ્રિસ્તનો જન્મ ઇસ્વીસનની પૂર્વે ૪ માં ડીસેમ્બર મહિનાની ૨૫ મી તારીખે જૂડિયા પ્રાંત માંહેલા જેરૂસલેમ નગરની અગ્નિ કોણમાં ૬ મૈલ ઉપર આવેલા બેથલેહેમ ગામમાં થયો હતો. તેમની માતાનું નામ મેરી-મરિયમ હતું. તેમણે જોસેફ નામે એક યાહુદી ધર્મના સુતારની સાથે લગ્ન કર્યું હતું. પરંતુ એવું કહેવાય છે કે, તેમને કુમારી અવસ્થામાં ઇશ્વરની કૃપાથી ગર્ભ રહ્યો, અને ઇશુને જન્મ આપ્યો હતો!

ઇશુના જન્મને આઠમે દિવસે તેમની માતાએ શાસ્ત્રની રીત પ્રમાણે ખ્રિસ્તની સુન્નત કરીને તેમનું નામ ઇશુ પાડયું. (ઇશુ એટલે તારનાર.) ત્યાર પછી તેમના શુદ્ધીકરણના દિવસ પૂરા થયા કેડે તેમને જેરૂસલેમના દેવળમાં લેઇ ગયા. ત્યાં તેમને દેવની આગળ અર્પણ કરવામાં આવ્યા. કહે છે કે, તે વખતે ત્યાં તારનારની વાટ જોઇને ઘણાં માણસો એકઠાં થયેલાં હતાં. તેઓમાં શિનિયન નામે એક ન્યાયી અને ધાર્મિક પુરૂષ હતો. તેણે એ બાળકને હાથમાં લેઇને દેવની સ્તુતિ કરી કહ્યું કે;—"સ્વામી! હવે તમારા વચન પ્રમાણે, તમે તારા દાસને શાન્તીએ વિદાય કરો છો. કેમકે મારી આંખોએ તમારૂં તારણ દીઠું છે. ત્યાર પછી ઇશુનું ભજન કરવા સારૂ પૂર્વ દેશમાંથી જ્ઞાની લોકો બેથલેહેમમાં આવવા લાગ્યા.

ઇશુ ન્હાની વયમાં પોતાનાં માતાપિતાને ઘેર નાજરથ ગામમાં રહ્યા હતા. બાળપણથીજ તેમણે ભક્તિભાવ દેખાડયો હતો. તેમનાં માબાપ તેમને દરવર્ષે જેરૂસલેમમાં પરમેશ્વરનું મંદિર હતું, ત્યાં લેઇ જતાં હતાં. ઇશુએ જે કામ કરવાને માટે આ અવનિપર અવતાર લીધો હતો, તે કામનો વિચાર તેમણે નાનપણથીજ કર્યો હતો. તેમણે બચપણનો વખત છોકરાની રમતમાં કહાડયો નહિ. પણ તેમણે ધર્મનો વિચાર કરવામાં પોતાનું મન રોકયું હતું. જ્યારે તેઓ બાર વર્ષની ઉમ્મરના થયા, ત્યારે તેમણે જેરૂસલેમમાં વિદ્વાન શાસ્ત્રીઓ તથા પંડિતોની સભામાં બેસીને તેઓની સાથે જ્ઞાન સંબંધી વિવાદ કર્યો હતો.

જ્યારે જુડિયાના પાદશાહ હેરોડના જાણવામાં આવ્યું કે, ઇશુનો જન્મ થયો છે, અને તેને માટે પેગંબર તરીકેનું મત ફેલાયું છે. એ સર્વ તેણે ઇગાઇ બર્યું જાણ્યું. તેથી ફીસાદ ઉઠવાની બીકથી બેથલેહેમની આસપાસના ગામડાઓમાં લશ્કરની ટુકડીઓ મોકલી દીધી. અને એવો હુકમ કર્યો કે બે વર્ષની અંદરનાં બાળકોની કતલ કરવી. તેમ કરવાનો તેનો હેતુ એ હતો કે, તેમાં ઇશુ પણ મરણ પામે તો હેલી ગડબડ બંધ પડે. પરંતુ ઇશ્વર કૃપાથી રાજાની દુર્ધારણા પાર પડી શકી નહિ. ઇશુનાં માતા પિતાને રાજાના હુકમની પ્રથમથીજ ખબર પડી ગઇ હતી. તેથી તેઓ પોતાના પુત્રને લેઇને મીસર દેશમાં નાસી ગયાં હતાં. જ્યારે હેરોડ પાદશાહ મરણ પામ્યો, ત્યારે તેઓ પાછાં પોતાને દેશ આવ્યાં હતાં.

ઇશુનાં માતાપિતા ગરીબ સ્થિતિમાં હતાં. તેઓ સુતારનો ધંધો કરતાં હતાં. તેથી આ પણ તેજ કામમાં દાખલ થયા હતા. ગરીબ સ્થિતિને લીધે તેમને ભણી કેળવણી

મળી નહોતી. તોપણ તેમનું મન સદા ધર્મ સંબંધી વાતોમાં બહુ ગુંથાયેલું રહેતું. યાહુદી લોકો રૂમની શેહેનશાહતના તાબામાં હતા. એ વખતે રૂમનો શેહેનશાહ ઓગસ્તસ **સીઝર** મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર ગાદીએ બેઠો. તેણે જૂડિયા પ્રાંતમાં રૂમી ગવર્નર તરીકે પોનસીઅસ **પાઇલેટ**ને મોકલ્યો હતો. જ્યારે હેરોડ પાદશાહે બાળકોની કતલ કરાવવા માંડી હતી, ત્યારે યાહુદી ધર્મગુરૂ ઝાકરીઆસની સ્ત્રી **ઇલિઝાબેથ** પોતાના પુત્ર **જ્યોન**ને લેઇને જંગલમાં નાશી ગઇ હતી, જ્યોન મોટો થતા તેનાં માબાપ મરણ પામ્યાં હતાં. જૂડિઆ પ્રાંતમાં જ્યારે પાઇલેટ ગવર્નર થયો, ત્યારે જ્યોને પ્રથમ પેગંબરનું કામ શરૂ કર્યું હતું. અને ખ્રિસ્તિ ધર્મનો ફેલાવો કરવા લાગ્યો હતો. તે જારડન નદીના પાણીથી લોકોને સ્નાન કરાવી ખ્રિસ્તિ ધર્મમાં દાખલ કરવાની ક્રિયા કરતો હતો.

આ નવા ધર્મની વાત આખા જૂડિઆમાં ફેલાઇ હતી. ઇશુનો ઇતિહાસ લખનારા કહે છે કે, જ્યોન આ બધુ કાર્ય ઇશુનેજ માટે કરતો હતો. તે જારડન નદીના પાણી છાંટી બાપટીસ્ટની ક્રિયા કરતો હતો. તેથી તેને **"જ્યોન ધી બાપટીસ્ટ"** પણ કહે છે. ઇશુ જારડન નદીના કિનારાપર આવીને જ્યોનને મળ્યા. જ્યોને તેમને બાપટીસ્ટની સઘળી ક્રિયા કરીને પોતાનો સઘળો અધિકાર તેમને સ્વાધિન કરી દીધો. પછી ઇશુ પોતાની ૩૦ વર્ષની ઉમ્મરે ખ્રિસ્તી ધર્મનો ફેલાવો કરવા લાગ્યા. તેમણે ૪૦ દિવસ સુધી જંગલમાં રહીને અપવાસ કર્યા હતા.

આ નવા ધર્મની ખબર જેરૂસલેમમાં યાહુદીઓને પડવાથી તેઓ ઘણા ઉસ્કેરાઇ ગયા હતા. તેમણે જ્યોનને કેટલાક ધર્મ સંબંધી સ્વાલો પુછ્યા, તેનો ઉત્તર તે આપી શક્યો નહિ પછી ઇશુએ જંગલમાંથી પાછા આવીને પોતાના મનનો જાહેર બોધ આપવા માંડયો. યાહુદીઓ બંદગી કરવાને દેવળમાં એકઠા થતા, ત્યારે ઇશુ પોતે પેગંબર તરીકે ઓળખાતી અને પોતાના ધર્મ મતની તકરારો કરતા હતા. યાહુદીઓ તેમના બોધને ધિક્કારી કાઢતા હતા. વખતે વધારે ઉસ્કેરાઇ જઇને પથ્થરા, માટી, વગેરે તેમના ઉપર ફેંકતા, અને અપમાન આપતા હતા. તોપણ એથી નહિ ડરતાં હિંમત રાખી પોતાનું કામ પાર પાડવાને તેઓ મચ્યા રહેતા હતા. તેથી યાહુદીઓ તેમને મારી નાખવાને ટાંપી રહ્યા હતા. તેમાંથી તેઓ છટકીને કાપરનોમમાં નાશી ગયા હતા. તે વખતે જ્યોન ધી બાપટીસ્ટને યાહુદીઓએ મારી નાખ્યો. ઇશુએ પોતાનું સ્થળ કાપરનોમમાં રાખ્યું. તેની પાસેની એક ટેકરી ઉપર ઉભા રહીને—" પોતે ખુદા તરફથી ધર્મનાં ફરમાનો લાવ્યો છે." એવું લોકોને સમજાવવા લાગ્યા. તેથી ત્યાંના લોકો સામે થયા. એટલે તેઓ ગાલીલીમાં જતા રહ્યા. એ વખતે તેમણે ૭૦ શિષ્યો કર્યાં હતા. તેમાંથી તેમણે ૧૨ શિષ્યોને પસંદ કરી પોતાની સાથે રાખ્યા હતા.

ઇશુ પોતાના પસંદ કરેલા બાર શિષ્યો સાથે ઉપદેશ કરતા કરતા જેરૂસલેમમાં **પાસ્સ ઓવર**ના તેહેવારની ક્રિયા વખતે જઇ પહોંચ્યા હતા. ત્યાં તેઓ યાહુદીઓની સમક્ષ દેવળમાં ભાષણ આપીને પોતાના મનનો બોધ આપવા લાગ્યા. યાહુદીઓએ તેમને ધિક્કારીને પુછ્યું કે;—" ખુદાની તરફથી તમે આવ્યા છો, તેની સાબેતી તમારી પાસે શી છે?" ઇશુએ કહ્યું કે;— "આ દેવળને ભાંગીને ભૂકો કરી નાખો, તેને હું ત્રણ દિવસમાં પાછું

જેવું હતું તેવું કરી આપું." આ સાંભળીને યાહુદીઓએ ગુસ્સે થઇને તેમના ઉપર પથ્થરાઓ ફેંકી હુમલો કર્યો. તેથી તેમને ત્યાંથી નાસી જવું પડયું હતું. ખ્રિસ્તી લોકો કહે છે કે;—"ઇશુએ ઘણી વાર ભાષણો આપ્યાં હતાં. વળી તેમણે આંધળાઓને દેખતા કર્યા. લંગડાઓને ચાલતા કર્યા, બહેરાઓને સાંભળતા કર્યા, અને મૃત્ય જનોને સજીવન કર્યા હતા."ઇત્યાદિ ઘણા ચમત્કારો કર્યા હતા. ગમે તેમ હો, પણ મહાત્મા ઇશુએ ઘણો યત્ન કરીને પુષ્કળ લોકોને વટલાવી ખ્રિસ્તી ધર્મમાં લીધા હતા. તેથી યાહુદીઓ તેમના શત્રુ થયા હતા.

**સેંટજોન** આંસુ પાડતાં પાસે ઉભેલાં હતાં. ઇશુએ પોતાની માતાની સંભાળ રાખવાની ભલામણ સેંટજોનને કરી હતી. તેઓ લગભગ ૭ કલાક સુધી ક્રુશ ઉપર રહ્યા પછી છેવટે અતિ દુઃખથી ધૈર્યતા તજીને બોલ્યા કે;—"હે મારા પિતા! હે મારા પિતા! શા માટે તમે મારો પરિત્યાગ કર્યો?" ત્યાર પછી વળી થોડી વાર રહીને કહ્યું કે;—"હે પિતા! તારા હાથમાં મેં મારો આત્મા સમર્પણ કર્યો છે." એટલું બોલતાંજ તેમણે પ્રાણ તજી દીધો હતો. ઇ. સ. ૩૩

મહાત્મા ઇશુનો વધ કર્યા પછી તેમના મૃતદેહને યુસફ નામે એક નીતિવાન અને ધાર્મિક તથા દ્રવ્યવાન પુરુષે યાહુદીઓની રીત પ્રમાણે ક્રિયા કરીને ખુશબોદાર મસાલા સાથે વસ્ત્રોએ લપેટીને પોતાની વાડીમાં દાટયું હતું. તે કબરની આસપાસ યાહુદીઓએ સખ્ત ચોકી પહેરા રાખ્યા હતા. કારણ કે ઇશુએ કહ્યું હતું કે, હું મરી ગયા પછી ત્રીજે દિવસે પાછો જીવતો થઇશ. ખ્રિસ્તીઓ કહે છે કે;—"ઇશુએ કહ્યા પ્રમાણે ત્રીજે દિવસે પોતાના શિષ્યોને દર્શન દીધાં હતાં!" ગમે તેમ હો, પણ મહાત્મા ઇશુએ **અનેક** સંકટો સહન કર્યાં, અને કમોત હોર્યું, તોપણ તેમણે ઇશ્વર ઉપરથી શ્રદ્ધા અને સત્ય નજ છોડયું, એ તેમના પ્રભુત્વની અતિ બલિહારી છે. તેઓ નિર્ભયપણે પાપને સદા ધિક્કારતા, પાપીઓને ક્ષમા કરતા, અને કેવળ સત્ય ધર્મનોજ ઉપદેશ કરતા હતા. તેઓ નિર્લોભી અને પરમાર્થી હતા. જે પ્રદેશમાં તેમણે નવો ધર્મ ચલાવ્યો હતો, તે દેશ વિદ્યા, વેપાર, કે રાજ્ય સંબંધી સત્તા ધરાવનારો નહોતો. તેમ પોતે પણ સંસારી ઉત્તમ સ્થિતિમાં નહોતા, તેમના શિષ્યો વિદ્વાન નહોતા, પણ અજ્ઞાન અને હલકી જાતના માછીઓ વગેરે હતા. તે છતાં તેમનો ધર્મ ઇસ્વીસનના ચોથા સૈકામાં રોમના મહારાજ્યમાં પ્રસર્યો હતો. અને આજે તે ધર્મને માનનારા શુમારે ૩૦ કરોડ કરતાં વધારે મનુષ્યો દુનિઆમાં છે. એ તેમનો મહા અદ્દભૂત વિજય છે.

ઇશુએ પોતાનું આખુ આયુષ્ય ઇશ્વરની પ્રભજના તથા મનુષ્યનું કલ્યાણ કરવામાંજ ગાળ્યું હતું. તેમણે ખાલી ખુશાલી તથા સુખભોગ કરવાને માટે આ અવનિમાં અવતાર લીધો નહોતો. તેથી રાજ્ય, દ્રવ્ય, કે કિર્તિનો લોભ રાખ્યો નહિ, પોતાના વેરીઓ ઉપર પ્રીતિ કરી, તેમનું ભલું કરવાની ઇચ્છા દેખાડી, એટલુંજ નહિ પણ તેમના અપરાધની ક્ષમાને માટે તેમણે પ્રભુની પ્રાર્થના કરી હતી. તેમણે લોકોમાં સારો ઉપદેશ કરીને જગતમાં સુજ્ઞાનનો પ્રકાશ પાડયો હતો. તેમજ પોતાનાં શુભ આચરણોથી લોકોને સુનીતિનો નમુનો દેખાડયો હતો. તેમણે પોતાના મરણને આગલે દિવસે પોતાના શિષ્યોને કહ્યું હતું કે;—"તમારા મનમાં કાંઇ ચિંતા કરશો નહિ; તમે પ્રભુ ઉપર વિશ્વાસ કરો, મારાપર પણ વિશ્વાસ કરો, હું તમારે માટે જગા તૈયાર કરવાને જાઉં છું. હું પાછો આવીશ. ને મારી સાથે હું તમોને લેઇ જઇશ." ઇત્યાદિ દિલાસાનાં વચનો તેમણે કહ્યાં હતાં.

મહાત્મા ઇશુના ધર્મનો સિદ્ધાંત એ છે કે;—પરમેશ્વર એક અને નિરંજન નિરાકાર જ્યોતિ સ્વરૂપ છે. ઇશુને પ્રભુનો પુત્ર માની તેમના ચમત્કારો ખરા માનવા, પ્રભુની પ્રાર્થના કરવી, "બાઇબલ" ધર્મ પુસ્તકને સાચુ માનવું, સત્ય બોલવું, ચોરી વગેરે કુકર્મો ન કરવાં, બીજાં પ્રાણીઓનો આત્મા મનુષ્યના આત્મા જેવો શ્રેષ્ટ નથી, પણ તે આત્મા

માત્ર મનુષ્યના સંરક્ષણ સારૂ ઉત્પન્ન કરેલા છે. માટે મનુષ્ય સિવાય બીજાં પ્રાણીઓને મારવામાં પાપ નથી! ઇશુ ખુદાની સાથે કયામતને દિવસે આવશે, ઇશુને માનનારા જેટલા છે, તે સર્વને ખુદા બચાવશે, અને બીજાઓને શિક્ષા કરશે. ઇન્સાફની વખતે ભક્ત પુરૂષોની મોટી પ્રશંસા થશે. ઇશુ મરણ પછી પાછા જીવતા થયા—ને પવિત્ર ભૂત, ખુદા તે પિતા, અને ઇશુ તે પુત્ર, એ ત્રણે એકરૂપ છે, તેમાં કાંઇ પણ ભેદ ગણવો નહિ. પુનર્જન્મ નથી, ધર્મ, કર્મ, મૂર્ત્તિ, આદિ માનનારા નર્કના અધિકારી થાય છે. પ્રભુનો પુત્ર ઇશુ મનુષ્યના ઉદ્ધારને માટેજ અવતાર લેઇને સત્યબોધ કરી મનુષ્યના કલ્યાણ માટે પ્રાણ તજી ગયો છે, તેનીજ ભક્તિ સર્વને તારવાવાળી છે. ઇશુ જેમ પ્રેમથી સત્ય પ્રકાશિ મનુષ્યને તારવા આત્માર્પણ કરી ગયા, તેમ તેમના ધર્માનુયાયીઓએ પણ પરાર્થે આત્માર્પણ કરવા જેવી પરમ ભ્રાતૃરૂપ નીતિ ધારવી. એથી ઇશ્વર પ્રસાદરૂપ અનંત મોક્ષ છે. આ સિદ્ધાંતને માનવો એટલે તે સર્વ જ્ઞાન પામ્યો. એ સિવાય બીજું જ્ઞાન મેળવાની જરૂર નથી." ઇત્યાદિ.

ખ્રિસ્તી ધર્મની પ્રથમ ગાદી ઇટાલીના **રોમ** નગરમાં સ્થાપન થઈ હતી. એ ગાદી ઉપર બેસનારા ધર્મગુરૂને **પોપ** એટલે ધર્મનો બાપ કહે છે. તેની સત્તા રાજા અને પ્રજાપર એ સમયે વધી પડી હતી. રાજા કરતાં પણ પોપની સત્તા અધિક ગણાતી હતી. તેથી રાજા કે પ્રજા ધર્મ વિરૂદ્ધ કદી વર્તતા નહિ. જો કોઇ ધર્મ વિરૂદ્ધ ચાલતુ તેમને પોપ શિક્ષા કરતો હતો. મોટા મોટા રાજાઓને પણ તે કાંઇ કસુર બદલ ગાદી ઉપરથી ઉઠાડી મૂકતો હતો. બાપટીસ્ટની ક્રિયા વગેરે તેનાજ હુકમથી થતી. ખ્રિસ્તિઓના ધર્મ પુસ્તક બાઇબલનો બીજી ભાષામાં તરજુમો થવા દેતો નહિ. તેમ પોતાના સિવાય બાઇબલ વાંચવાની બીજાઓને સખ્ત મનાઈ હતી. ખરૂ કહીએ તો એ કાળે પોપ એક પરમેશ્વર જેવોજ મનાતો હતો. ત્યાર પછી કેટલીક મુદતે પોપની આ મહાન સત્તાની સામે કેટલા જણ થયા. તેથી પરસ્પર લડાઇઓ જાગી. તેમાં હજારો મનુષ્યોના પ્રાણ ગયા. અને તે માંથી ત્રણ પંથ નીકળ્યા. (૧) પોપને નહિ માનનારા—**પ્રોટેસ્ટંટ**, (૨) પોપને માનનારા—**રોમન કેથોલિક**, અને (૩) ગ્રીક. એ દરેકના ધર્મસિદ્ધાંતો જૂદા જૂદા છે. તે છતાં એ સર્વનો પેગંબર તો ઇશુખ્રિસ્તજ ગણાય છે. ઉપરના ત્રણ પંથોમાંથી વળી બીજા આશરે ૧૫૦ કરતાં વધારે પંથો હાલમાં નીકળ્યા છે. તે દરેકના જૂદા જૂદા સિદ્ધાંતો છે એમ અનેક તર્કવિતર્કથી આ ધર્મના પ્રથમના નિયમોમાં ઘણો ફેરફાર થઇ ગયો છે. રોમનકાથોલિક દેવળોમાં તો આજે પણ ઇશુ ખ્રિસ્તની માતા મેરી–મરિયમ વગેરેની મૂર્તિઓ રાખી માનવામાં આવે છે,

ખ્રિસ્તી ધર્મમાં જડવાદી અને ચૈતન્યવાદીઓ બંને છે. કેટલાક તો યોગ સાધનને પણ માને છે. તેમ કેટલાક આત્મજ્ઞાન—વેદાંત જ્ઞાનને પણ માનવા લાગ્યા છે. કેટલાક ઇશુ-જીજસકાઇસ્ટનું પ્રભુત્વ સ્વિકારતા નથી, કેટલાક તેમને ઇશ્વર અને મનુષ્ય એ બેની વચ્ચેના ગણે છે. કેટલાક જણ તેમના ધર્મ પુસ્તક બાઇબલને હિંદુઓના વેદની માફક ઇશ્વર કૃત માને છે, અને કેટલાક કહે છે કે, ઇશુના શિષ્યો સેંટજેમ્સ, સેંટપીટર, સેંટજુડ, ને સેંટજોન, તેમણે બંદગી કરવા, તથા નેક માર્ગે ચાલવા, અને ઇશ્વરી ભેદ વિષે બા-

જુદી ધર્મ ગ્રંથને આધારે જે જે લખાણો કર્યાં હતાં, તે બધાં એકઠાં કરીને **સેંટપોલ** તથા **સેંટમાત્થ્યુસે** તેમાં પોતાનું કેટલુંક ઉમેરીને બાઇબલ ગ્રંથ બનાવ્યો છે. એવા જુદા જુદા મત છે.

મુસલમાની ધર્મના પ્રવર્ત્તક મહાત્મા હજરત મહમદ પેગંબર સાહેબે, તથા બૌદ્ધોના દેવતા બુદ્ધદેવ, વગેરે મહાત્માઓએ જગતમાં ધર્મનો જેવો કીર્ત્તિ ધ્વજ ઉડાવ્યો છે, તેવોજ આ ખ્રિસ્તીઓના દેવતા ઇશુએ પણ ઉડાવ્યો છે. આ મહા પુરૂષના જન્મની નિશાની તરીકે તેમનો શક અદ્યાપિ સુધી ચાલે છે. અને તે **"ઇસ્વીસન"** ને નામે આપણામાં ઓળખાય છે. હાલ ઇસ્વીસનનું-વર્ષ ૧૮૯૫ નું ચાલે છે.

---

## હજરત મહમદ પેગંબર.

મુસલમાન લોકોના પરમ દેવતા **હજરત મહમદ પેગંબર સાહેબનો** જન્મ સને ૫૭૦ ના અગષ્ટ માસની ૨૯ મી તારીખને સોમવારે, એટલે મુસલમાની **રબિઉલ** મહિનાની* ૧૨ મી તારીખે અરબસ્તાનમાં આવેલા **મક્કા** શેહેરમાં થયો હતો. તેમના પિતાનું નામ **અબ્દુલ્લા** અને માતાનું નામ **આમેના** હતું. હજરત **ઇબ્રાહીમના** વંશમાં હજરત મહમદ સાહેબ જન્મ્યા હતા. તેમના વડિલોની હકીકત આ પ્રમાણે છે;—

હજરત ઇબ્રાહીમના પુત્ર ઇસ્માઇલના વંશના કિનાનીજ્તિમાં ઇસ્વીસનની પાંચમી સદીની શરૂઆતમાં કુરેશ નામનો પરાક્રમી પુરૂષ ઉત્પન્ન થયો હતો. તેણે એકેરામ નામે પાક મનાતા એક મોટા જંગલને કપાવીને ત્યાં હાલનું મક્કા શેહેર વસાવ્યું હતું. અને એ જગ્યાનું મહાત્મ્ય વધારવા માટે તેણે **કાબતુલ્લાના**[1] પ્રખ્યાત મંદિરને દુરસ્ત કરાવીને તેમાં ઘણાક દેવ દેવીની મૂર્ત્તિઓ સ્થાપી હતી. કુરેશને ત્રણ પુત્ર હતા. તેઓમાં **અબ્દેમનાફ** નામે સૌથી ન્હાનો પુત્ર હતો. તેણે અસાધારણ વીરત્વ અને બુદ્ધિના બળથી આરબોના હૃદયમાં રાજત્વ સ્થાપ્યું હતું. એની બુદ્ધિથી મક્કા શેહેર ધન અને ઐશ્વર્યમાં પૂર્ણ થઇ ગયું હતું. અબ્દે મનાફના મોટા ભાઇ આબ્દઆલદારે કાબાના મંદિરમાં પોતાની સત્તા સ્થાપિ હતી.

અબ્દે મનાફના મરણ પછી તેમનો બહાદુર પુત્ર **હાસમ** મક્કા શેહેરમાં સર્વથી શ્રેષ્ઠ પુરૂષ તરીકે સંમાનિત થયો હતો. તેણે આબિસિનિયા અને ઇરાન વગેરે દેશોમાં

વેપાર કરીને ઘણું ધન અને આબરૂ મેળવી હતી. એ ધન ગરીબોનાં દુઃખ દૂર કરવામાં તથા ભૂખ્યા જનોને અન્ન આપવામાં તેણે ખર્ચ્યું હતું. એક વેળાએ હજાજમાં મોટો દુકાળ પડવાથી હાશમે સિરિયાથી રોટલી મંગાવીને મક્કાના રહેવાશીઓના પ્રાણ બચાવ્યા હતા. હાસમના ગુજરી ગયા પછી તેની સ્ત્રીએ એક પુત્રને જન્મ આપ્યો હતો. તે અબ્દુઅલ મોતાલિબના નામથી પ્રખ્યાત છે. તેણે મક્કા શહેરમાં "જમજમ"[1] નામે કુવો માટીથી પુરાઇ ગયેલો હતો, તેને ખોદાવ્યો હતો. જમીનમાંથી સ્વચ્છ પાણીની ધાર નીકળી. રેતાળ જમીનમાં એ ઝરો ખરેખરજ અલૌકિક દેખાવ છે. એ અપૂર્વ કુવો ખોદાવીને અબ્દુઅલ મોતાલિબે અખંડ યશ એકઠો કર્યો છે. તેમનો જશ અને ધન કાંઇ ઓછું નહોતું. પરંતુ દુનિઆમાં પોતાને એકજ પુત્ર હતો. તેથી સર્વદા દિલગીરીમાં રહેતા હતા. તેમણે ઇષ્ટ દેવતાની પાસે દશ પુત્રની પ્રાર્થના કરીને સંકલ્પ કર્યો કે જો ખુદા ખુશ થાય તો હું એક પુત્ર દેવતાને ખુશ કરવા માટે બલિદાન કરીશ. કાળે કરીને અબ્દુઅલ મોતાલિબને દશ[2] પુત્ર પેદા થયા. પછી નજુમી (જોશી) ના કહેવા પ્રમાણે તેમણે સર્વ કરતાં ન્હાના અને પ્યારા પુત્ર અબ્દુઅલ્લા કે જે હજરત મહમદ સાહેબના પિતા થાય, તેમને બળીદાન કરવાની તૈયારી કરી. હાથમાં છરી લેઇને તેના ગળા ઉપર જેવો હાથ નાખવાની તૈયારી કરે છે, એટલામાં કોઇએ આવીને તેમનો હાથ પકડયો તેથી તેમણે નજુમીના કહેવા પ્રમાણે પુત્રને બદલે ૧૦૦ ઉંટનું બલિદાન આપીને પ્રતિજ્ઞાથી છુટા થયા હતા. એવી રીતે હજરત મહમદ સાહેબના પિતા અબ્દુઅલ્લા અકાળ મૃત્યુથી અકસ્માત બચી ગયા, અને તેમનાથી હજરત મહમદ સાહેબ પેદા થયા.

સને ૫૭૦ માં એબિસિનિયાના બાદશાહે મક્કા ઉપર સ્વારી કરી હતી. મક્કાના જુવાન અને વૃદ્ધ સઘળા રહેવાશીઓ સ્વદેશ તથા સ્વધર્મની રક્ષાને માટે ઉન્મત્ત થયા હતા. વૃદ્ધ અબ્દુઅલ મોતાલિબે પણ આ વખતે પોતાના ઢીલા પડેલા શરીર ઉપર રણનો પોષાક પહેર્યો હતો. મક્કાવાશીઓ માતૃ ભૂમિને માટે પ્રાણ આપવા સારૂ ટોળાબધ શેહેરમાં પેસવાના રસ્તાપર પહાડની ગુફામાં શત્રુની વાટ જોતા બેઠા હતા. એટલામાં દુશ્મનની છાવણીમાં શીતલાનો મરજ લાગુ પડવાથી સઘળું લશ્કર મરણ પામ્યું હતું. ફકત એકજ માણસ જીવતો રહ્યો હતો. તેણેજ પોતાના દેશમાં ખબર આપી હતી. આવા જયથી મક્કાના રહેવાશીઓને ઘણીજ ખુશી પેદા થઇ હતી. ઘેરે ઘેર ઉત્સવનો આરંભ થયો હતો; ઘેરે ઘેર, રસ્તે રસ્તે બહાદુરીનાં ગીત ગવાતાં હતાં. મકાનમાં સર્વ જગોએ ખુશીના બજારે આનંદનો ઝરો વેહેતો કર્યો હતો. પરંતુ એ ખુશીના દિવસે માત્ર એકજ મકાન દિલગીરીના અંધારામાં ઘેરાયેલું હતું. તે મકાનમાંથી રોવાનો અવાજ આવતો હતો. મકાનની ધણીઆણી કોઇ વેળાએ મૂર્છિત થતી હતી. કોઇ વેળાએ શુદ્ધિમાં આવીને બકતી

૧ મક્કા શેહેરમા કાબા મંદિર પાસે "જમજમ" નામે પવિત્ર કુવો છે એના પાણીથી મુસલમાન હજ કરનારાઓ નાહીને પોતાને પાક થયેલા સમજે છે. અને એ પાણી તેઓ વાસણમાં ભરીને દેશ વિદેશમાં લેઈ જાય છે.

૨ અબ્દુઅલ મોતાલિબના દશ પુત્રોમાં 'આબુતાલેબ, આબુલાહાબ, આબાસ, હામઝા, અને અબદુલ્લા" એ પાંચ તવારિખમાં પ્રખ્યાત છે.

હતી. અને કોઇ વેળાએ છાતીમાં જોરથી હાથ મારતી હતી. શોકના ઘનઘોર અંધારાએ તે મકાનનાં સઘળાં સુખ હરણ કર્યાં હતાં. એ મકાન કોનું હતું? એ મકાનનો માલેક અબ્દુઅલ મોતાલિબનો નાનો પુત્ર અબ્દુલ્લાહ હતો: તે ઉપરની લડાઇની પહેલાં કેટલાક મ-હિનાથી વેપાર કરવા માટે ગાજા શેહેરમાં ગયો હતો. તે ત્યાંથી પાછા આવતાં રસ્તામાં મંદવાડ થવાથી પચીસ વર્ષની ભરજુવાનીમાં મદિના શેહેરમાં મરણ પામ્યો હતો. એ-થીજ ઉપર લખેલા મકાનમાં તેની જુવાન સ્ત્રી આમેના પોતાના ખાવિંદના શોકથી શોકાતુર થઇને, દુનિયાંને શૂન્ય જોઇને રોતી હતી. તે પોતાના જીવનમાં આશા વગરની થઇ પડી હતી.

આમેના ઘણી સ્વરૂપવાન સ્ત્રી હતી. શોકરૂપી આગથી તેની ખુબસુરતી બળી ગઇ હતી. જુવાન સ્ત્રી ખાવિંદના શોકથી શોકાતુર થઇ હતી. તે આ નાશવંત દુનિયાંમાંથી વિ-દાયગીરી લેવા માટે તૈયાર થઇ હતી. એટલામાં તેણે એક પરમ સુંદર પુત્રને જન્મ આ-પ્યો. અંધકારમય મકાનમાં પૂર્ણ ચંદ્રનો ઉદય થયો. આમેનાના શોકવાળા અંતરમાં આ-શીક સુખની રેખા પડી. અબ્દુઅલ મોતાલિબ તુરતના જન્મેલા બાળકને ખોળામાં લઇને કાબતુલ્લાના મંદિરમાં ગયા-ખુદાના શુકરાના કરીને પૌત્રનું નામ મહુમદ પાડ્યું.

ઇસ્વીસનની છઠ્ઠી સદીમાં એશિયાખંડમાં સર્વ જગોએ મોટો ફેરફાર થયો હતો. બૌદ્ધ ધર્મનો વાવટો લઇને નિર્વાણ મુક્ત ઉદાસીન ભિક્ષુકો એશિયાના સર્વ દેશમાં બુદ્ધ-દેવનો કરૂણ ધર્મ ફેલાવતા હતા. પરંતુ બેદુઇન* જાતના લોકો પાસે તે ધર્મ પહોંચ્યો નહિ. બૌધ ધર્મ જેઓને જય કરવા પામ્યો નહિ, યાહુદી તથા ખ્રિસ્તી ધર્મ જેઓના હૃદયમાં જગા મેળવી નહિ, તે બળવાન જાતિને અજ્ઞાનતાના મોટા અંધારામાંથી બહાર કાઢવા માટે, જંગલી આરબસ્થાનમાં જ્ઞાનનો પ્રકાશ ફેલાવવા માટે, હમેશાં લડાઇમાં ગુંથા-યેલા આરબોને ઐક્ય મંત્રના એક સૂત્રમાં ગુંથીને બળવાન જાતિમાં આણવા માટે, અને રૂમસ્સરની પેસારોની જાતિમાં એક માત્ર ખુદાતાલાનું રાજ્ય સ્થાપવા માટે.' ખુદાએ એક મહા પુરૂષની ઉત્પત્તિ કરી.

ગાળવા લાગી. થોડી મુદત પછી આમેના પુત્રને લેઇને મદિનામાં પો...... માતાના ઘરમાં ગઇ. ત્યાં દરરોજ તે પોતાના મૈયત સ્વામીની કબર પાસે જઇને અને વિચારમાં મશગુલ થતી. તથા વગર અટકાવે આંસુ પાડી કબરને ભીજવતી હતી. મહમદ સાહેબ કોઇ કોઇ વેળાએ માતાની સાથે કબર જોવાને જતા હતા. ત્યાં માતાને રડતી જોઇને વ્યાકુલ હૃદયથી પુછતા, 'મા! તું દરરોજ આમ શા માટે રડે છે?' માતાએ ઘણા દિવસ સુધી તેનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. એક દહાડે ઘણી મુશ્કેલીથી બોલી;— 'તારા પિતાને માટે.' મહમદ સાહેબે કહ્યું;—'પિતાજી ક્યાં છે?' પુત્ર જન્મીને પિતાનું મોં જોવા પામ્યો નથી, તેના મ્હોમાંથી 'પિતાજી' શબ્દ સાંભળીને આમેના કાંઇ બોલી શકી નહિ. બન્ને હાથ ઉંચા કરીને આકાશ દેખાડ્યું. હજરત મહમદ સાહેબે જાણ્યું કે પિતાજી સ્વર્ગમાં ગયા છે.

આમેના એક મહિના સુધી મદિનામાં રહ્યા પછી પુત્રને લેઇને મક્કામાં જવા નિકળ્યાં. અડધે રસ્તે પહોચ્યાં એટલામાં 'આવોયા' નામે શેહેરમાં તેઓ માંદાં થયાં, અને ત્યાં મરણ પામ્યાં. હજરત મહમદ સાહેબ હવે કિનારા વગરના દરિઆમાં તણાવા લાગ્યા. જન્મવાની પહેલાં પિતા મરણ પામ્યા હતા; દુનિયામાં મદદગારમાં એક માતા હતી, તે પણ ચાલી ગઇ. છ વર્ષની ઉમ્મરમાં બાળક મહમદ સાહેબ સ્નેહમયી માતાને ગુમાવીને ચારે બાજુએ શૂન્ય જોવા લાગ્યા. તેમના પિતા ગરીબ હતા. મરતી વેળાએ ચાર ઉંટ અને કેટલાંક મેઢાં સિવાય બીજુ કાંઇ મૂકી ગયા નહોતા. તેમનો નિભાવ થઇ શકે તેટલું ધન નહોતું. જન્મવાની પહેલાં પિતાનું મૃત્યુ થયું હતું, પરંતુ માતાના સ્નેહથી એક દિવસ પણ ક્લેશનું મોં જોવા પામ્યા નહોતા. હવે તેમણે ભવિષ્યમાં અંધકાર જોયો. બાલ્યકાલમાં જે માતા વગરનો છે તેના જેવો દુઃખી આ દુનિયામાં બીજો કોઇ નથી દુનિયામાં ખુશીથી ખાઇને રમતા ફરતા હતા, તેમને એકલાજ મૂકીને માતા ચાલી ગઇ. 'મા ક્યાં ગઇ' બાલ્ય કાલમાંજ આ ચિંતાએ તેમના હૃદયમાં પ્રવેશ કર્યો. તેઓ રાત્રદિવસ વિચારમાં નિમગ્ન રહેતા કે, તે દેશ ક્યાં છે કે જ્યાં ગયાથી માતાજીનું મુખ ફરી જોવામાં આવે. બાલ્યકાળથીજ આ દુનિયાથી બહારના વિચારે તેમના હૃદયને ઘેરી લીધું.

માતાને જન્મને માટે કબર કરીને શોકાતુર ચહેરાથી મલિન વેશથી હજરત મહમદ સાહેબ બરકાર નામે દાસીની સાથે મક્કામાં પોતાના પિતાના ઘરમાં ગયા. અહિં આવ્યા પછી તેમના શોકનો દરિયો ઉછળ્યો. તેમણે આવીને જોયું કે, ઘરમાં સઘળું જેમનું તેમ છે, પણ ફક્ત માતા નથી, આવી રીતે મુસાફરીમાં અકસ્માત માતાને ગુમાવીને શોકની તિવ્રતાથી તેમનો પ્રાણ ઘણોજ ખેદિત થઇ પડ્યો. વૃદ્ધ અબ્દુઅલ મોતાલિબે તેમને ખોળામાં લેઇને તેમના શોકનાં આંસુ દૂર કરવાની તજવીજ કરી, અને સ્નેહની સાથે તેમનું લાલન પાલન કરવા લાગ્યા.

અબ્દુઅલ મોતાલિબ મક્કામાં સર્વથી મ્હોટા માણસમાં ખપતા હતા. જમજમ કુવાના માલેક તેઓજ હતા. હજ કરનારાઓને ખાવા અને પીવા માટે તેમનો આશ્રય લેવો પડતો હતો. તેઓ કાબતુલ્લાનો બંદોબસ્ત કરવા માટે દરરોજ જતા હતા. હજરત મહમદ સાહેબ પણ તેઓની જોડે જતા હતા. મંદિરની છાયામાં બેશીને હજરત મહમદ સાહેબ

દરરોજ જોતા હતા કે, ચારે બાજૂએથી ટોળે ટોળાં સ્ત્રી પુરૂષનાં આવીને કોઇ કોઇ આખો દિવસ ઉપવાસ કરીને દેવતાઓની આગળ પોતે ધારેલી મુરાદને માટે ઇબાદત કરે છે. કોઇ કોઇ સાષ્ટાંગ નમીને આખો દિવસ પડી રહે છે, કોઇ કોઇ મંદિરની પ્રદક્ષિણા કરે છે, અને કોઇ કોઇ ભક્તિપૂર્વક ચુંબન કરે છે. સવારે અને બપોરે મંદિરમાંના અસંખ્ય દેવ અને મૂર્તિની ઇબાદત થાય છે. હજરત મહમદ સાહેબ કુદરતી ઘણાજ ગંભીર સ્વભાવના અને વિચારવાન હતા. આ સર્વ બનાવથી સહેલાઇથી તેમના વિચારનો ઝરો પ્રવાહિત થયો. તેમના મનમાં બાલ્યકાળથી ધર્મનો વિચાર જાગ્યો. તેઓ ઘણું કરીને એકાંતમાં બેશીને વિચાર કરતા હતા. જ્યારે જ્યારે બીજાં બાળકો રમતગમતમાં મશગુલ રહેતાં હતાં, ત્યારે તેઓ ચુપચુપ બેસી રહેતા હતા.

હજરત મહમદ સાહેબની આઠ વર્ષની ઉમ્મરમાં અબ્દુઅલ મોતાલિબ ૮૨ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા. મરતી વખતે હજરત મહમદ સાહેબના રક્ષણનો ભાર **આબુતાલિબના** હાથમાં સોંપ્યો. હજરત મહમદ સાહેબે વૃદ્ધ પિતાના બિછાનાની પાસે બેસીને જોયું કે જીવનનો બીજો એક આશ્રય ચાલ્યો ગયો. જીવન પ્રહેલિકામય જણાવવા માંડ્યું. તેમના પ્રાણે ફરી શોકનો પોશાક ધારણ કર્યો. શોકાતુર થઇને તેમણે આબુતાલિબના ઘરમાં આશ્રય લીધો; આબુતાલિબ તેમના ઉપર પુત્રની પેઠે સ્નેહ કરતા હતા. એ સ્નેહને લીધે હજરત મહમદ સાહેબનો નિર્જીવ પ્રાણ પાછો સજીવ થયો.

જ્યારે હજરત મહમદની બાર વર્ષની ઉમ્મર થઇ, ત્યારે તેમના કાકા આબુતાલિબ સિરિયા દેશમાં વેપાર કરવા માટે જવા નીકળ્યા. મહમદ સાહેબે સાથે જવાની ઇચ્છા જણાવ્યાથી તેમને લેઇને આબુતાલિબ **બસ્રા** શેહેર કે જે તે વેળાએ મોટું વેપારનું મથક હતું, ત્યાં ગયા. બસ્રા શેહેરમાં જાતજાતના ખ્રિસ્તિઓનાં મોટાં મંદિર અને આશ્રમ હતાં. આ આશ્રમનો સર્વથી મોટો ગુરૂ ઘણોજ જ્ઞાની અને ધાર્મિક હતો. તે મહમદ સાહેબની અસાધારણ અક્કલ, તીક્ષ્ણ મનની શક્તિ, અને ધંધામાં સચ્ચાઇ ઉપર મજ્બુત પ્રેમ જોઇને મુગ્ધ થયો. તેથી મહમદ સાહેબને પોતાના મકાન પર લેઈ જઇને કેટલાક દિવસ અને રાત વાત ચીત કરી. મહમદ સાહેબે તેની પાસેથી ખ્રિસ્તી ધર્મનું મૂળતત્વ જાણી લીધું. તેમણે બચપણમાં સાંભળ્યું હતું કે, ખુદાને યાદ કરીને કોઇએ બુત એટલે મૂર્તિની ઇબાદત કરવી એ મોટું પાપ છે. તેમણે ઘણા દેશ જોઇને જ્ઞાન મેળવ્યું, અને કાકાની સાથે મક્કા શહેરમાં પાછા આવ્યા.

મક્કામાં આવીને હજરત મહમદ સાહેબે પોતાના બાપ દાદાનો વેપાર કરવાનો ધંધો પકડ્યો. પોતાના સગા વ્હાલાઓની પેઠે પરદેશના મેળામાં જઇને માલ લેવા દેવા લાગ્યા. એક વાર વેપારને માટે ઓકાઝ નામની જગાપરના મેળામાં ગયા હતા. ત્યાં યાહુદી અને ખ્રિસ્તિ ધર્મનો ફેલાવો કરનારા ઉપદેશકો ઘણીજ અસરકારક બાબામાં પોતાના **ધર્મનું** વર્ણન કરતા હતા. તેઓમાં કોસ નામે એક ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશક ઘણીજ **ફુશળતાની** સાથે ખુદા, પરકાલ, પાપ પુણ્ય અને મુક્તિ પુન્ય વિષે બાબત કરતો હતો. **મહમદ સાહે**બે તેનું બાબત સાંભળતાંજ જુદા જુદા ધર્મનું તત્વ જાણ્યું.

હજરત મહમદ સાહેબ અસાધારણ યાદ શક્તિને માટે પ્રખ્યાત **હતા**. એક વાર

ગાળવા લાગી. થોડી મુદ્દત પછી આમેના પુત્રને લેઇને મદિનામાં પોતાના માતાના ઘરમાં ગઇ. ત્યાં દરરોજ તે પોતાના મૈયત સ્વામીની કબર પાસે જઇને અને વિચારમાં મશગુલ થતી. તથા વગર અટકાવે આંસુ પાડી કબરને ભીંજવતી હતી. મહમદ સાહેબ કોઇ કોઇ વેળાએ માતાની સાથે કબર જોવાને જતા હતા. ત્યાં માતાને રડતી જોઇને વ્યાકુલ હૃદયથી પુછતા, 'મા! તું દરરોજ આમ શા માટે રડે છે?' માતાએ ઘણા દિવસ સુધી તેનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. એક દહાડે ઘણી મુશ્કેલીથી બોલી;—'તારા પિતાને માટે.' મહમદ સાહેબે કહ્યું;—'પિતાજી ક્યાં છે?' પુત્ર જન્મીને પિતાનું મોં જોવા પામ્યો નથી, તેના મ્હોમાંથી 'પિતાજી' શબ્દ સાંભળીને આમેના કાંઇ બોલી શકી નહિ. બન્ને હાથ ઉંચા કરીને આકાશ દેખાડ્યું. હજરત મહમદ સાહેબે જાણ્યું કે પિતાજી સ્વર્ગમાં ગયા છે.

આમેના એક મહિના સુધી મદિનામાં રહ્યા પછી પુત્રને લેઇને મક્કામાં જવા નિકળ્યાં. અરધે રસ્તે પહોચ્યાં એટલામાં 'આબોયા' નામે શેહેરમાં તેઓ માંદાં થયાં, અને ત્યાં મરણ પામ્યાં. હજરત મહમદ સાહેબ હવે કિનારા વગરના દરિઆમાં તણાવા લાગ્યા. જન્મવાની પહેલાં પિતા મરણ પામ્યા હતા; દુનિયામાં મદદગારમાં એક માતા હતી, તે પણ ચાલી ગઇ. છ વર્ષની ઉમ્મરમાં બાળક મહમદ સાહેબ સ્નેહમયી માતાને ગુમાવીને ચારે બાજુએ શુન્ય જોવા લાગ્યા. તેમના પિતા ગરીબ હતા. મરતી વેળાએ ચાર ઉંટ અને કેટલાંક ઘેટાં સિવાય બીજું કાંઇ મૂકી ગયા નહોતા. તેમનો નિભાવ થઇ શકે તેટલું ધન નહોતું. જન્મવાની પહેલાં પિતાનું મૃત્યુ થયું હતું, પરતુ માતાના સ્નેહથી એક દિવસ પણ ક્લેશનું મોં જોવા પામ્યા નહોતા. હવે તેમણે ભવિષ્યમાં અંધકાર જોયો. બાલ્યકાલમાં જે માતા વગરનો છે તેના જેવો દુઃખી આ દુનિયામાં બીજો કોઇ નથી - નિયામાં ખુશીથી ખાઇતિ રમતા ફરતા હતા, તેમને એકલાજ મૂકીને માતા ચાલી 'મા ક્યાં ગઇ' બાલ્ય કાલમાંજ આ ચિંતાએ તેમના હૃદયમાં પ્રવેશ કર્યો. તેઓ રાત્રદિ વિચારમાં નિમગ્ન રહેતા કે, તે દેશ ક્યાં છે કે જ્યાં ગયાથી માતાજીનું મુખ ફરી માં આવે. બાલ્યકાળથીજ આ દુનિયાથી બહારના વિચારે તેમના હૃદયને ઘેરી લીધું.

માતાને જન્મને માટે કબર કરીને શોકાતુર ચહેરાથી મલિન વેશથી હજરત સાહેબ બરકાર નામે દાસીની સાથે મક્કામાં પોતાના પિતાના ઘરમાં ગયા. અહિં પછી તેમના શોકનો દરિયો ઉછળ્યો. તેમણે આવીને જોયું કે, ઘરમાં સઘળું જેમનું તેમ છે, પણ ફક્ત માતા નથી. આવી રીતે મુસાફરીમાં અકસ્માત માતાને ગુમાવીને તિવ્રતાથી તેમનો પ્રાણ ઘણોજ ખેદિત થઇ પડ્યો. વૃદ્ધ અબ્દુલ મોતાલિબે તેમને ખોળામાં લેઇને તેમના શોકનાં આંસુ દૂર કરવાની તજવીજ કરી, અને સ્નેહની સાથે તેમનું લાલન પાલન કરવા લાગ્યા.

દરરોજ જોતા હતા કે, ચારે બાજૂએથી ટોળે ટોળાં સ્ત્રી પુરૂષનાં આવીને કોઇ કોઇ આખો દિવસ ઉપવાસ કરીને દેવતાઓની આગળ પોતે ધારેલી મુરાદને માટે ઇબાદત કરે છે. કોઇ કોઇ સાષ્ટાંગ નમીને આખો દિવસ પડી રહે છે, કોઇ કોઇ મંદિરની પ્રદક્ષિણા કરે છે, અને કોઇ કોઇ ભક્તિપૂર્વક ચુંબન કરે છે. સવારે અને બપોરે મંદિરમાંના અસંખ્ય દેવ અને મૂર્તિની ઇબાદત થાય છે. હજરત મહમદ સાહેબ કુદરતી ઘણાજ ગંભીર સ્વભાવના અને વિચારવાન હતા. આ સર્વ બનાવથી સહેલાઇથી તેમના વિચારનો ઝરો પ્રવાહિત થયો. તેમના મનમાં બાલ્યકાળથી ધર્મનો વિચાર જાગ્યો. તેઓ ઘણું કરીને એકાંતમાં બેશીને વિચાર કરતા હતા. જ્યારે જ્યારે બીજાં બાળકો રમતગમતમાં મશગુલ રહેતાં હતાં, ત્યારે તેઓ ચુપચુપ બેશી રહેતા હતા.

હજરત મહમદ સાહેબની આઠ વર્ષની ઉમ્મરમાં અબ્દુઅલ મોતાલિબ ૮૨ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા. મરતી વખતે હજરત મહમદ સાહેબના રક્ષણનો ભાર આબુતાલિબના હાથમાં સોંપ્યો. હજરત મહમદ સાહેબે વૃદ્ધ પિતાના બિછાનાની પાસે બેસીને જોયું કે જીવનનો બીજો એક આશ્રય ચાલ્યો ગયો. જીવન પ્રહેલિકામય જણાવવા માંડ્યું. તેમના પ્રાણે ફરી શોકનો પોશાક ધારણ કર્યો. શોકાતુર થઇને તેમણે આબુતાલિબના ઘરમાં આશ્રય લીધો; આબુતાલિબ તેમના ઉપર પુત્રની પેઠે સ્નેહ કરતા હતા. એ સ્નેહને લીધે હજરત મહમદ સાહેબનો નિર્જીવ પ્રાણ પાછો સજીવ થયો.

જ્યારે હજરત મહમદની બાર વર્ષની ઉમ્મર થઇ, ત્યારે તેમના કાકા આબુતાલિબ સિરિયા દેશમાં વેપાર કરવા માટે જવા નીકળ્યા. મહમદ સાહેબે સાથે જવાની ઇચ્છા જણાવ્યાથી તેમને લેઇને આબુતાલિબ બસ્રા શેહેર કે જે તે વેળાએ મોટું વેપારનું મથક હતું, ત્યાં ગયા. બસ્રા શેહેરમાં જાતજાતના ખ્રિસ્તિઓનાં મોટાં મંદિર અને આશ્રમ હતાં. આ આશ્રમનો સર્વથી મોટો ગુરૂ ઘણોજ જ્ઞાની અને ધાર્મિક હતો. તે મહમદ સાહેબની અસાધારણ અક્કલ, તીક્ષ્ણ મનની શક્તિ, અને ધર્મમાં સચ્ચાઇ ઉપર મજબૂત પ્રેમ જોઇને મુગ્ધ થયો. તેથી મહમદ સાહેબને પોતાના મકાન પર લેઇ જઇને કેટલાક દિવસ અને રાત વાત ચીત કરી. મહમદ સાહેબે તેની પાસેથી ખ્રિસ્તી ધર્મનું મૂળતત્વ જાણી લીધુ. તેમણે બચપણમાં સાંભળ્યું હતું કે, ખુદાને યાદ કરીને કોઇએ બુત એટલે મૂર્તિની ઇબાદત કરવી એ મોટું પાપ છે. તેમણે ઘણા દેશ જોઇને જ્ઞાન મેળવ્યું, અને કાકાની સાથે મક્કા શહેરમાં પાછા આવ્યા.

કોઇ સાંભળતા, તે કદી પણ ભૂલતા નહિ. જૂદા જૂદા ધર્મના મતો જાણીને તેઓ વિચાર કરવા લાગ્યા કે, યાહુદી અને ખ્રિસ્તીઓ ખરા ખુદાને વિસારી દઇને ક્રિયા અને ધર્મ બહારના જૂઠા દેખાવોને ધર્મનો સાર જાણે છે. એવો કોઇ ધર્મ નથી કે જે ધર્મના આશ્રયથી આપણી આદમ જાત મહોબતની સાથે એકત્ર થઇને આપણી દુનિયાના પરમ પિતા ખુદાની બંદગી કરી શકે. વીજળીના પ્રકાશની પેઠે આ સર્વે મોટા ભાવ તેમના પ્રાણમાં ઉદય થઇનેજ ઓલવાઇ જાત. વેપારની ગડબડમાં વેચવા લેવાની ધામ ધૂમમાં તેઓના પ્રાણમાં સ્વર્ગનો પ્રકાશ ચમકીને ઓલવાઇ જાત, પણ તેમના પ્રાણમાં એવા એક ઉદાર ભાવે આવીને અધિકાર સ્થાપ્યો હતો કે જેની પ્રકૃતિ તેઓ પોતે પણ સમજતા નહોતા.

હજરત મહમદ સાહેબ મક્કામાં પાછા આવ્યા, ત્યારે કોરેસ અને બેણી વંશમાં મોટી લડાઇ ચાલતી હતી મહમદ સાહેબ પોતાની કોમના સગા વ્હાલાઓની સાથે લડાઇનો પોશાક પહેરીને લડાઇ કરવા ગયા. ત્યાં બે વાર પોતાની બહાદૂરી અને લડાઇ કરવાની કુશળતા દેખાડીને સઘળાના વખાણને લાયક થયા હતા.

લડાઇના મેદાનમાથી અનુભવ લેઇને ઘેર આવ્યા પછી મહમદ સાહેબ જંગલમાં બકરાં ચરાવવામાં નિયુક્ત થયા. બાલ્યકાળથીજ તેઓ એકાંતમાં રહેવાને ચાહતા હતા. કુટુંબીઓના ઘરમાં અથવા એકાંત પહાડની ગુફામાં બહારના જ્ઞાનથી શૂન્ય થઇને ઉંડા વિચારમાં નિમગ્ન રહેતા હતા બકરાં પાળવાના કામમાં લાગીને તેથી પણ વધારે વિચારશીલ તેઓ થઇ પડયા. કોઇ પણ કિતાબ તેમણે વાંચી નહોતી. લખતાં વાંચતાં પણ જાણતા હતા કે નહિ તે સદેહનો વિષય છે. પરતુ નિર્જનમાં કુદરતના અનુધ્યાનમાં ચઢ્યા જ્ઞાન ઉપાર્જન કરવા લાગ્યા. વિશાળ વિશ્વગ્રંથ ધ્યાનના યોગે વાંચીને જેનો નાશ નહિ થાય એવા પુરૂષનુ જ્ઞાન હૃદયમાં એકઠુ કરવા લાગ્યા. એકાંત ધ્યાનમાં હજરત મહમદના પ્રાણમાં અનંત પુરૂષનુ જ્ઞાન ધીરે ધીરે થવા લાગ્યુ. નવા જીવનનાં પહેલ વહેલાં ચિન્હો દેખાવા માંડયાં. તેમના સોબતીઓ, અને સગાંવ્હાલાં સમજ્યાં કે, હજરત મહમદના પ્રાણમાં મ્હોટી ઉથલ પાથલ થાય છે. તેમના કરૂણા જનક હૃદયે, નમ્ર વ્યવહાર, ન્યાય નિષ્ટા અને નિર્મળ ચરિત્રે મક્કાના રહેવાશીઓનો વગર બનાવટી પ્રેમ ખેંચ્યો. મક્કાવાસિઓએ તેમને આલઆમિન એટલે સત્યનિષ્ટ કહીને બોલાવ્યા.

હજરત મહમદ સાહેબે પચીશ વર્ષમાં પેગ મૂક્યો. આ વખતે મક્કામાં કોરસ વશની ખતિજા નામની એક ધનવાન સ્ત્રી રહેતી હતી ખતીજાનું અગાધ ધન હતુ, પણ તે ધનની ખબરદારી કરનાર કોઇ નહોતું. ખતીજાના ભાઇના પુત્રે મહમદ સાહેબને એ કામ સોંપવાને માટે ખતીજાને કહ્યું. મહમદ સાહેબની સાધુતાની વાત ચારે બાજૂએ ફેલાયલી હતી. ખતીજાએ તેમને બમણા પગારે રાખવાની વીનતી કરી. નિર્જન જગા છોડીને વેપારની ગડબડમાં પડવાની હજરત મહમદ સાહેબની મરજી નહોતી. પરંતુ આબુતાલેબના કહ્યા ઉપરથી અને ખતીજાની ઇચ્છાથી ફરીને વેપારનો ધંધો પકડયો. વેપારની વસ્તુ લેઇને બસ્રા, આલિપો, ડમાસ્કસ, વગેરે શેહેરમાં જઇને ખતીજાનું ધન બમણું કરી નાખ્યું;

હજરત મહમદ સાહેબ સિરિયામાંથી પાછા આવ્યા પછી તેમની સાથે લગ્ન કરવાની ખતીજાને ઇચ્છા થઇ, અને આબુતાલીબ વગેરેની સમતિ મળવાથી મહમદ સાહેબે

ખતીજા સાથે લગ્ન કર્યું. ખતિજા ઘણીજ બુદ્ધિવાન, ઉદાર મનની, સરળ સ્વભાવની અને ગુણવાન સ્ત્રી હતી. મહમદ સાહેબની ગંભીરતા અને વિચારમાં મશગુલ થયેલા ચરિત્રે તેમને વધારે ખેંચ્યા હતા. પતિપત્ની એકમેક ઉપર તલ્લીન થઇને ઘણાજ સુખથી સંસાર ચલાવતાં હતાં. પ્રેમ, પવિત્રતા, વિનય, અને શાંતિ તેઓના સંસારમાં રહેવા લાગી. હજરત મહમદ સાહેબ ગરીબ હતા. ખતીજા ઘણીજ ધનવાન હતી; ધનવાન સ્ત્રીનો ગરીબ સ્વામી આ દુનિયામાં હમેશાં લાંછિત થાય છે, અને અપમાનિત થાય છે. પણ ખતીજા સ્વામી પ્રેમમાં પોતાને વિસારી દઇને ધન એ શી વસ્તુ છે તેનો વિચાર કરીને, જીવ મન અર્પણ કરીને સ્વામીની સાથે મળી ગઈ હતી. હજરત મહમદ સાહેબ પણ ખતીજાનેજ જીવનનું સુખ દુ:ખ સમજીને દિવસ ગાળવા લાગ્યા. કેટલેક વર્ષે હજરત મહમદ સાહેબથી ખતીજાને પેટ બે પુત્ર અને ચાર પુત્રી જન્મી હતી. તેઓમાં મોટો પુત્ર **કાશીમ** અને સર્વથી ન્હાનો પુત્ર **ઇબ્રાહીમ** બાલ્યકાળમાં ગુજરી ગયા હતા. જેનેબ, રૂકઇયા, ઓમકોલથામ અને ફાતેમત-નામની ચાર કન્યાઓ પિતા માતાના ચિત્તને ખુશી આપવા લાગી.

ખતીજાના ધનથી હજરત મહમદ સાહેબને હવે સંસારમાં ચિંતા કરવાનું કંઇજ રહ્યું નહિ. તેમણે જાતજાતના સારા કામમાં હૃદય અને મન લગાડ્યાં. તેમની ૩૫ વર્ષની ઉમ્મર થઇ. તેવામાં ખ્રિસ્તી ધર્મનો એક આરબ મક્કા શેહેરને ગ્રીકોના હાથમાં આપવા માટે દગલબાજી રમતો હતો. સર્વ જાતની તૈયારી થઈ ગઇ હતી; ગ્રીકનું લશ્કર શેહેરમાં દાખલ થવાને આગળ પડે છે. તે વેળાએ હજરત મહમદ સાહેબે શત્રુની વિશ્વાસઘાતકતા અને ઠગાઇ પકડી પાડી. તેથી મક્કાના રહેવાશીઓને હથિયાર સજી પોતાના-શેહેરનો બચાવ કરવાની તક મળી. હજરત મહમદ સાહેબની આથી ચારે બાજૂએ ઘણી તારીફ થઇ રહી.

હજરત મહમદ સાહેબનું હૃદય મનુષ્યપણાથી ભરપૂર હતું, માણસ પશુના જેવા ગુલામથી વેચાઇને ઘણુંજ દુ:ખ વેઠે, એ તેઓ જોઇ શકતા નહોતા. સ્વદેશના ગુલામોની ખરાબ હાલત જોઇને તેઓ ઘણાજ દિલગીર થતા. સ્વદેશના રહેવાસીઓ મારામારી, કાપાકાપી સિવાય બીજું કંઇ જાણતા નહોતા, સ્ત્રીઓની દુર્ગતિની કંઇ હદ નહોતી. તરતનાં જન્મેલાં બાળકો આનંદથી હાથ પગ હલાવીને જગતને મુગ્ધ કરે છે, કઠોર પ્રાણના આરબો તેમને જમીનની નીચે દાટીને મારી નાખતા. એ પ્રમાણે મહમદ સાહેબની જન્મ ભૂમિ ન્હાના પ્રકારના દુ:ખથી જર્જરીત હતી. સ્વદેશની એ ઘોર મૂર્ખતા અને જંગલીપણાને માટે તેઓ હમેશાં કલેશ પામતા હતા. તેઓ ખુલ્લી રીતે જોવા લાગ્યા કે, નીતિનો ફેરફાર નહિ થયાથી આરબ જાતિનું કલ્યાણ કોઇ રીતે થનાર નથી. શું કર્યાથી સ્વદેશના રહેવાસીઓની આ ખરાબ હાલત દૂર થાય? શું કર્યાથી સર્વ જાતના દુ:ખ દૂર કરનાર નીતિથી ઉથલપાથલ કરીને હમેશનો કલંક ધોવાય? એ વિચારે તેમના હૃદય મનને ઘેર્યાં. તેમણે પોતાની શક્તિ અને સામર્થ્યના ઉપર જોયું. આ મોટું કામ પોતાની દુર્બળ શક્તિથી પૂર્ણ થશે નહિ, ઇશ્વરની કૃપા સિવાય મનુષ્ય બળથી અનંત દુર્મતિ જશે નહિ, એવું મનમાં જાણ્યું.

દહાડે દહાડે તેઓ સંસારનાં સઘળાં કામથી જૂદા થયા, રાત્ર દિવસ એકજ વિચારમાં ડુબી ગયા. હવે માણસોની ગડબડથી બહાર પડવાની ગુફા સિવાય બીજે ક્યાંઇ પણ

માટે વિશ્વાસની સાથે આત્મપ્રાણ બળીદાનમાં આપવાને ઉત્સુક છે, ઇશ્વર શું તેના પ્રાણ માં આવી નહિ શકે? ઘણીજ વ્યાકૂળતાની હાલતમાં હજરત મહમદ સાહેબ એક દિવસે પહાડના ઉપર ગયા હતા. તે વખતે તેમની મનકામના સફળ થઇ હતી.

ઘણા દિવસ સુધી ઘણું દુઃખ વેઠ્યા પછી હજરત મહમદ સાહેબની મનવાંચ્છના પૂર્ણ થઇ. તેથી તેઓ ઘણા આનંદથી ઘરમાં આવ્યા. તેમનુ હસતું મ્હોં જોઇને ખતીજાએ જાણ્યું કે સ્વામી રત્ન જેના વિરહથી રાત્ર દિવસ વિલાપ કરતા હતા, આજે નિશ્ચય તેને મેળવીને કૃતાર્થ થયા છે. હજરત મહમદ સાહેબે પ્રાણ ખોલીને ઇશ્વરની કૃપાનો અલૌકિક વ્યાપાર, ઇશ્વર પ્રકાશની અદ્‌ભૂત કથા ધર્મપત્ની આગળ જાહેર કરી. તે અમૃતમય વાત સાંભળતાં સાંભળતાં ખતીજાનું આખું શરીર ખુશી થઇ ગયું. અને મૂર્તિપૂજા છોડી દેઇને હજરત મહમદ સાહેબનાં સર્વથી પહેલાં શિષ્ય થયાં. અને ત્યાર પછી આબુ તાલિબનો પુત્ર હજરત **અલી** વગેરે ઘણા શિષ્યો થયા.

હજરત મહમદ સાહેબ આટલા દિવસ સુધી તો છુપી રીતે એક નવો ધર્મ ફેલાવતા હતા, પણ હવે તેમણે જાહેર રીતે ઉપદેશ કરવા માંડ્યો. તેથી તેઓ ઘણા જણના દુશ્મન થઇ પડ્યા. તેઓ સર્વને કહેવા લાગ્યા કે,—"એક ખુદા સિવાય બીજો ખુદા નથી. ઇશ્વરે મેહેરબાની કરીને આ મોટું સત્ય તમારી આગળ જાહેર કર્યું છે. આ સત્યપર વિશ્વાસ કર્યાથી આ દુનિયામાં ખુદાનો આશીર્વાદ, અને સ્વર્ગમાં ઘણું સુખ ભોગવશો."

મક્કાવાસીઓમાં જેઓ ધર્મનો ડર રાખતા હતા, તેઓ હજરત મહમદ સાહેબની વાત સાંભળવા આવતા હતા, પણ અલૌકિક દેખાવ નહિ જોઇ શકયાથી નવા ધર્મની સત્યતામાં વિશ્વાસ રાખવા માટે તેઓ અચકાતા હતા. તેઓ કહેતા હતા કે;—"**મુસા, ઇસા,** અને બીજા ભવિષ્યવક્તાઓએ અલૌકિક ક્રિયા દેખાડીને પોતાની ઐશ્વરિક શક્તિ સાબિત કરી હતી. જો આપ પણ એક ભવિષ્યવક્તા હો તો અલૌકિક ક્રિયા દેખાડો" મહમદ સાહેબને લખતાં વાંચતાં આવડતું નહોતું. તો પણ સત્ય સ્વરૂપ ઇશ્વરને મેળવીને તેના યોગે અનુપ્રાણિત થઇને જે કહેતા હતા, તેજ '**કુરાન**' નામનો પવિત્ર ગ્રંથ બન્યો છે. તેઓ સૌને કહેતા કે, આના કરતાં વધારે અલૌકિક પ્રમાણ શું ચાહો છો? એની તેજસ્વી ભાષા, એની યુક્તિનો નિયમ શું કદી મનુષ્યબુદ્ધિથી તૈયાર થઇ શકે? મક્કાવાસીઓ બોલ્યા કે,-" મુંગાને બોલવાની શક્તિ, બહેરાને સાંભળવાની શક્તિ, આંધળાને જોવાની શક્તિ, અને મરેલાને જીવતા કરવાની શક્તિ આપો; પાષાણને ભેદીને તેમાંથી નિર્મળ ઝરો વહેતો કરો; રેતીના રણમાં નદી, ખજુર, અને દ્રાક્ષનો બગીચો બનાવો; કીમતી હીરા મોતીથી સજાવેલા મેહેલો બનાવો; બહેસ્તની સીડી તૈયાર કરીને શરીરની સાથે બહેસ્તમાં ચાલ્યા જાઓ." મહમદ સાહેબ તેના જવાબમાં કહેતા કે,—"હું તમારા જેવો એક સામાન્ય માણસ છું. [illegible] સિવાય કોણ અલૌકિક કામ કરી શકે છે? ખુદાજ તે કરી શકે છે. ખુદા સિવાય [illegible] કોણ સમજાવે? જો તમે તેની વાતપર વિશ્વાસ રાખશો તો સુખી થશો. નહિ તો ઘણું જ દુઃખ વેઠવું પડશે. પરમેશ્વરની મહેરબાની સિવાય માણસને બીજા ઉપાયથી ખરો વિશ્વાસ મેળવી શકાતો નથી." મહમદ સાહેબને અલૌકિક ક્રિયા કરવામાં અસમર્થ જોઇને કુસંસ્કારમાં પડેલાં માણસો તેમને ઠગનાર કહીને ગાળો આપતા આપતા ચાલ્યા જતા હતા.

હજરત મહમદ સાહેબ ખંડન નહિ થાય એવી યુક્તિથી અને અસાધારણ [illegible] મૂર્ત્તિ પુજાની ભુલ અને અપકારિતા ડર્યા સિવાય કહેવા લાગ્યા. તેથી દુશ્મનોએ તેમને મારી નાખવાની તજવીજ કરવા માંડી. એ સર્વ જોઇને મહમદ સાહેબના કાકા આબુ તાલિબે તેમને પોતાની પાસે બોલાવીને કહ્યું કે;—"મહમદ! તેં જે માર્ગ પકડ્યો છે, તે નહિ છોડીશ તો લોહીના પ્રવાહથી મક્કા શેહેર તણાશે. માટે તું તે કામથી હાથ ઉઠાવ" મહમદ સાહેબે આના જવાબમાં કહ્યું કે;—"જો સૂર્ય મારી દક્ષિણમાં, અને ચંદ્ર મારી ડાબી બાજુએ ઉભા રહીને મને સત્યનો પ્રચાર કરવામાં અટકાવે તોપણ હું તેનાથી રોકાઇશ નહિ. જ્યાં સુધી ઇશ્વરની ઇચ્છા જય નહિ પામશે, અથવા સત્ય પ્રચાર કરતાં કરતાં મારો નાશ નહિ થશે, ત્યાં સુધી હું કોઇના પણ ભયથી સત્ય માર્ગ છોડીશ નહિ." આવા જવાબથી આબુતાલિબનો સ્નેહ હમેશને માટે દૂર થયો.. તેથી મહમદ સાહેબ રડી પડ્યા. રોતા રોતા ઘરમાંથી બહાર નિકળ્યા. તેમની સત્ય ઉપરની આવી પ્રીતિ જોઇને આબુતાલિબ આશ્ચર્ય પામ્યા. તેમણે મહમદ સાહેબને સ્નેહ પૂર્વક પાછા બોલાવીને કહ્યું;—"મહમદ! પાછો આવ. જે થવાનું હશે તે થશે, પણ તને હું કદિ ત્યાગ કરીશ નહિ." મહમદ સાહેબ પાછા કાકાના ઘરમાં આવીને પોતાનો નવધર્મ પ્રવર્તાવવામાં પાછા મશગુલ થયા. અને દિનપર દિન પોતાના શિષ્યોની સંખ્યામાં વધારો કરતા ગયા.

હજરત મહમદ સાહેબનો પ્રભાવ દિવસે દિવસે વધતો જોઇને મૂર્ત્તિ પૂજકોએ તેમને પોતાને હાથ કરવા સારૂ ધન, આબરૂ, અને રાજ્ય આપવાની ઇચ્છા જણાવી. તેના જવાબમાં તેમણે કહ્યું કે;—"હું ધન, આબરૂ, કે રાજ્ય મેળવવાની ઇચ્છા રાખતો નથી. તમને પરિત્રાણના સારા સમાચાર આપવા માટે ઇશ્વરે મને હુકમ આપ્યો છે. માટે ઇશ્વર સંબંધી વાત તમને કહીશ, ખરાબ રસ્તો છોડીને સારો રસ્તો પકડવાને તમને શિખામણ દેઇશ જો તમે મારૂં કહેવું સાંભળશો તો આ દુનિયામાં અને આવતી દુનિયામાં સુખી થશો. જો મારૂં કહેવું નહિ સાંભળશો તો હું હવે શું કરીશ! ખુદાના ઉપર આધાર રાખીને રહીશ." મૂર્ત્તિ પુજકોએ ફરીથી કહ્યું કે,—"અલૌકિક દેખાવ દેખાડીને તમારી વાત પર અમને વિશ્વાસ બેસાડો. મહમદ સાહેબે કહ્યું,—"આશ્ચર્ય ભરેલાં કામ કરવા માટે ઇશ્વરે મને મોકલ્યો નથી. હું તમારા જેવો માણસ છું. સત્ય ધર્મનો ફેલાવો કરવા માટે તેણે મને આ દુનિયામાં મોકલ્યો છે. જો એક માત્ર ઇશ્વરનો ધર્મ અવલંબન કરશો તો આ દુનિયામાં અને આવતી દુનિયામાં તમારી સારી હાલત થશે. જો તેમ નહિ કરશો તો મારાથી બીજું શું થનારૂં હતું. તમારા માટે ઇશ્વર ઉપર આધાર રાખીને રહીશ." મૂર્ત્તિ પૂજકો કોઇ પણ રીતે મહમદ સાહેબને પ્રલુબ્ધ કરી શક્યા નહિ. તેથી તેમણે કહ્યું કે, અમે તમને કદી પણ નવો ધર્મ ફેલાવવા દેઇશું નહિ. તેનાથી કદી તમે મરશો કે હમે મરીશું.

આવી વિપદની વેળાએ બંદગીજ હજરત મહમદ સાહેબની ફક્ત વસ્તુ હતી. પોતાના જીવનનો ભાર ઇશ્વરના હાથમાં સોંપીને ડર્યા સિવાય ખુદાનું પવિત્ર નામ ફેલાવવા લાગ્યા. માણસના જુલમ અને ધિક્કારથી બેદિલ થઇને પહાડપરની ગુફામાં જઇને તેની પાસે આંસુની સાથે મનનો ખેદ જણાવતા હતા. અચળ વિશ્વાસથી મારે બાજુએ બે-

તાની સાથે સર્વ શક્તિમાન, કરૂણાનો આધાર પરમેશ્વરને જોઇને અને હૃદયમાં તેની વાણી સાંભળીને દુશ્મનોની પીડાપર મન નહિ લગાડતાં હમેશાં ધર્મ ફેલાવવા લાગ્યા; અનુયાયીઓ હજારો જુલમ સહન કરીને પણ સત્યનું જે બીજ નખાયું હતું, તે ધીરે ધીરે અંકુરિત થવા લાગ્યું. આ દુનિયામાં કોણ સત્યની આગ હોલવી શકે છે? સ્વયં ભગવાન સત્યનો રક્ષક છે. આ સંસારમાં એવો શક્તિશાળી કોણ છે, કે જે સત્યનો પરાજય કરી શકે છે?

હજરત મહમદ સાહેબ ઘણા દહાડાના તોફાન પછી અનુકૂળ વખતે મનના ઉલ્લાસથી જીવનનું કાર્ય સાધન કરતા હતા. તેવામાં તેમના કાકા આબુતાલિબ મરણ પામ્યા. સંસારમાં તેઓજ તેમના આશ્રયદાતા હતા. જેમનો આશ્રય મેળવીને આટલા દિવસ સુધી ઘણા દુશ્મનોથી ઘેરાઇને પણ જીવતા રહેલા હતા, તેઓ પણ આજ છોડીને ચાલ્યા ગયા. વળી એજ અરસામાં તેમનાં પ્રાણપ્રિય પત્ની જે ખતિજા તે પણ ૬૫ વર્ષની ઉમ્મરે મરણ પામ્યાં. મહમદ સાહેબને જ્યારે આખા મક્કાના રહેવાસીઓ ભૂત વળગેલો, મૃગી, રોગમાં ફસેલો, કહીને ઠઠ્ઠા મશ્કરી કરતા હતા, તેવા દુઃખની વેળાએ તેમનો સ્વર્ગીય ભાવ સમજવાને ફક્ત ખતિજા શક્તિમાન થઇ હતી. મક્કાના રહેવાશીઓનો જુલમ, અને ઉત્પીડન રક્તપાતમાં મહમદ સાહેબ જેના ખોળામાં માથું મૂકીને દગ્ધ પ્રાણ શીતળ કરતા હતા; જેના હસ્તા મુખપર આશાની વાણી સાંભળીને લોકોનો તિરસ્કાર અમાન્ય કરીને એક માત્ર ઇશ્વરનું નામ પ્રચાર કરતા હતા, આજ તે પણ ત્યાગ કરીને જતાં રહ્યાં. તેથી શોકાતુર થઇને ધાઢા પ્રેમના સખ્ત મારથી હજરત મહમદ સાહેબ વિકળ પ્રાણવાળા થઇ ગયા.

કાકા અને પ્રિય પત્નીના મરણ પછી હજરત મહમદ સાહેબ ગૃહત્યાગી થયા હતા; સુવાને ઘર નહોતું, પેટ ભરવાની પણ પર્યાપતી હતી. પારકાનું ઘર, પારકાનું અન્ન ખાઇને જીવન ધારણ કરતા હતા. પચાસ વર્ષ થયાં હતાં, શરીરનું બળ ક્ષિણ થયું હતું, ચારે બાજુએ અંધારૂ હતું, આશાનો પ્રકાશ ક્યાંઇ પણ જોવામાં આવતો નહોતો. તેઓ મહા દુઃખથી મોતિમ નામના પુરૂષના ઘરમાં દિવસ ગાળતા હતા. જે ઉમ્મરમાં મનુષ્ય સંસારમાંથી દૂર થઇને આરામ મેળવવાની ઇચ્છા રાખે છે, તે ઉમ્મરમાં તેઓ ધર્મને માટે વધારે મેહેનતની સાથે કામ કરવા લાગ્યા. એક દિવસે રાત્રે તેમને સ્વપ્નું આવ્યું તેમાં બેહેસ્ત (સ્વર્ગ) ના ફેરસ્તા જીબ્રાયલની સાથે બેહેસ્તમાં ગયા. ત્યાં હજરત ઇબ્રાહીમ, હજરત મુસા, અને હજરત ઇસાની મુલાકાત લેઇને છેલ્લે ખુદાની પાસે ગયા અને દિવસમાં પાંચવાર પ્રાર્થના કરવાનું નક્કી કરી આવ્યા. ઇત્યાદિ વાતોનું વર્ણન કરેલું છે. આ ગંભીર ભાવવાળું સ્વપ્નું મુસલમાનોમાં મિરાજ નામથી પ્રખ્યાત છે.

ત્યાર પછી શત્રુના ત્રાસથી ભય પામીને મહમદ સાહેબ મક્કામાંથી નાસીને મદિનામાં*

---

* "મદિનાનું" પ્રથમ નામ "યાશ્રેબ" હતું. પણ મહમદ સાહેબ મક્કામાંથી નાસીને ત્યાં ગયા પછી તેનું નામ "મદિના-એશનબિ" એટલે ભવિષ્યવક્તાનું શેહેર એવું નામ પડ્યું. મદિનાનો અર્થ શેહેર છે. વળી મહમદ સાહેબના મક્કામાથી મદિનામાં નાસી જવાને "હિજિરા" નામથી ઓળખાય છે. તેમના નાસી આવ્યાને ૧૭ વર્ષ થયા પછી ખલિફા ઉમ્મરે "હિજરી" સંવત ચલાવ્યો. [illegible] એવું માને છે કે મહમદ સાહેબ જે દિવસે મક્કામાંથી નાઠા, તે

ગયા. ત્યાંના લોકોએ તેમને ઘણુંજ સન્માન આપ્યું, અને ઘણાક જણો તેમના નવા દિક્ષિત થયા હતા. મદિનામાં તેમણે પહેલવહેલી એક મસીદ બંધાવી હતી. જે નામથી અદ્યાપિ ઓળખાય છે. આખી મુસલમાન કોમ તેને ઘણું માન આપે છે. મુસલમાન ધર્મનુ પહેલું ભજનાલય છે. આટલા દિવસ સુધી મુસલમાનોને પ્રાર્થના માટે કોઇ મુકરર સ્થળ નહોતું. તે તૈયાર થયું. ત્યાર પછી મસીદમાં ઇબાદત કરવા બધાઓને મુકરર વખતે એકઠા કરવા માટે શું કરવું એ વિષે વિચાર કરવા લાગ્યા. આખરે પોતાના શિષ્ય જૈયદના પુત્ર આબ્દાલ્લાએ કહ્યું કે, મેં સ્વપ્નમાં ઇબાદત કરનારાઓને બોલાવવાનો એક ઉપાય મેળવ્યો છે. તે એ કે;—'ખુદા મહાન છે, ખુદા મહાન છે, એક ખુદા સિવાય બીજો ખુદા નથી, મહમદ ઇશ્વરનો મોકલેલો છે, ઇબાદત કરવા આવો, ઇબાદત કરવા આવો, એક ખુદા સિવાય બીજો ખુદા નથી.' •

હજરત મહમદ સાહેબને ઉપરની રીત પસંદ પડવાથી તેમણે તે ખુશીથી અવલંબન કરી. અને સવારના પહોરમાં ઉપર પ્રમાણે બોલવાની સાથે 'ઉંઘ કાઢવાના કરતાં ઇબાદત શ્રેષ્ટ, ઉંઘ કાઢવાના કરતાં ઇબાદત શ્રેષ્ટ છે,' આ વાક્ય જોડવામાં આવ્યું. મહમદ સાહેબના વખતથી અદ્યાપિ સુધી બોલવાની આ ધ્વનિ જગતની મસીદે મસીદે દિવસમાં પાંચવાર પ્રતિધ્વનિ થાય છે.

હજરત મહમદ સાહેબ મદિનાના ધર્મ ગુરૂ અને એકાધિપતિ થયા હતા, અને ઇચ્છા કરે તો રાજાનું સુખ પણ ભોગવી શકે તેમ હતું. પણ દુનિયાનું સુખ તેમના જીવનનું નહોતું. તેઓ કોઇ વખતે એકલી જમીન ઉપર, અને કોઇ વખતે સામાન્ય સાદડી ઉપર સુઇ રહેતા હતા; કોઇ વેળાએ ખજૂર ખાઇને, કોઇ વેળાએ અનાયાસથી મળેલું દુધ અને મધ જોડે રોટલા ખાઇને રહેતા હતા; પોતાને હાથે ઝાડુ લેઇને ઘર સાફ કરતા હતા; અને કપડાં તથા જોડા પણ પોતાનેજ હાથે સાફ કરતા હતા. ઘરમાં તેમનો નોકર ન્હોતો. સર્વ કામ પોતેજ કરતા હતા. એક માત્ર ઇશારત કરતાંજ જેના શિષ્યો દુનિયાનું તમામ ઐશ્વર્ય તેમના ચરણ નીચે નાખી શકતા હતા, તેઓ આવી રીતે ગરીબની પેઠે જીવન ધારણ કરતા હતા. ભિખારીના વેશથી દુનિયાના તુચ્છ વૈભવના ઉપર ઉદાસીન થઇને રાત્ર દિવસ ખુદાની પ્રખ્યાતિ સ્થાપવામાં મેહેનત કરતા હતા.

મક્કાના વીર પુરૂષોનો આધિનાયક આબુજેહલ અને આબુસોફિયાન એ બે હજરત મહમદ સાહેબના બળવાન શત્રુઓ હતા. તેઓ નિરંતર તેમને તથા તેમના શિષ્યોને દુઃખ દેવામાં કાંઇ બાકી રાખતા નહોતા. મદિનાના યાહુદીઓ પણ તેમના શત્રુ થઇને તેમની સામા થયા હતા. તેથી એ સર્વની સાથે ઘણીક લડાઇઓ કરવાની તેમને ફરજ પડી હતી. અને છેવટે હજરત અલી, હજરત આબુબેકર, ઉમર, અને હામજા

નની ગણત્રી થઇ છે. પણ ખરેખર તેમ થયું નથી પહેલા "રબિ" મહીનાની ૪ તારીખ એટલે ઈસવીસન ૬૬૨ ના જુન માસની ૨૦ મી તારીખની રાત્રે મહમદ સાહેબ મક્કામાંથી નાઠા હતા. હિજરી સન તે પછીના 'મોહોરમ' મહિનાની પહેલી તારીખે એટલે ત્રણ મહિનાની ૧૫ તારીખથી મંજુરી કરવામાં આવી હતી 'મોહોરમ' મહિનો મુસલમાનોના નવા વર્ષનો પહેલો મહિનો છે નાસવાને બારમી સાલમાં હિજરી કહે છે. તે ઉપરથી હિજરી સને કહેવાય છે.

વગેરે વીર પુરૂષો કે જેઓ તેમના પ્રિય શિષ્યો હતા, તેમની મદદથી સર્વ શત્રુઓને હરાવીને પરાજય કર્યો હતો. મહમદ સાહેબ પોતે કોઇ પણ વખત હથિયાર ચલાવતા નહોતા, પરંતુ લડાઇમાં પોતે હાજર રહીને લશ્કરને ચલાવતા હતા. લડાઇમાં શત્રુઓ સાથે કદી પણ નિષ્ઠુર વ્યવહાર ન રાખતાં સદા દયાભાવ અને ઉચ્ચ વિવેક દર્શાવતા હતા. એવા ઘણાક પ્રસંગે તેમનું મહત્વ જોઇને તેમના શત્રુઓ બહુ અજાયબ થતા હતા.

કોરેસો સાથેની લડાઇ વખતે એક દિવસે હજરત મહમદ સાહેબ પોતાની છાવણીથી થોડેક છેટે એક ઝાડની છાયામાં એકલા સૂતા હતા. તેવામાં લાગ જોઇને ડારથા નામે એક કોરેસ તેમનો વધ કરવાના ઇરાદાથી સવેગથી ઘોડો ચલાવતો આવ્યો. ઘોડાનાં પગલાં વાગતાં સાંભળીને મહમદ સાહેબે જાગીને જોયું તો ડારથાની ઉઘાડેલી તરવાર તેમની છાતીપર હતી. તેણે કઠોર સ્વરથી ચિત્કાર પૂર્વક કહ્યું;—'મહમદ! હમણાં તને કોણ બચાવશે!' મહમદ સાહેબે અવિચલિત ચિત્તથી ગંભીર સ્વરે કહ્યું;—'ખુદાતાલા' તેમણે એવા પ્રબળ વિશ્વાસ અને હિમ્મતની સાથે ખુદાનું નામ ઉચ્ચાર્યું કે તે નામે શત્રુના હૃદયને તોપના શબ્દની માફક કંપાયમાન કરી મૂક્યું. અને તુર્ત તેના હાથમાંની ઉઘાડેલી તરવાર નીચે પડી. તેજ વેળાએ મહમદ સાહેબે ઉઠીને તે તરવાર પોતાના હાથમાં લેઇને ડારથાને કહ્યું;—"હવે તારો પ્રાણ કોણ રાખે છે?" કાયર પુરૂષ થરથરતો મહમદ સાહેબને પગે પડીને કહેવા લાગ્યો;—'તમે મારો પ્રાણ બચાવો, મારૂં બીજુ કોઇ નથી.' મહમદ સાહેબે કહ્યું;—'હે અવિશ્વાસી! આવી વેળાએ પણ તારા ગળામાંથી ખુદાતાલાનું નામ નિકળ્યું નહિ! તારા જેવો ગરીબ બીજો કોણ છે? આજથી દયાળુ થવા શીખ.' એટલું કહીને મહમદ સાહેબે તેની તરવાર પાછી આપીને તેને જતો કર્યો. હજરત મહમદ સાહેબના આવા અચળ વિશ્વાસ અને અપૂર્વ શક્તિથી ડારથા મુગ્ધ થયો, અને નવો ધર્મ અંગિકાર કરીને તેમનો મદદગાર થયો.

એજ પ્રમાણે આબુજેહલનો ભત્રિજો ઉમર જે ઘણોજ બહાદુર અને પરાક્રમી હતો, તે પણ મહમદ સાહેબનો શિષ્ય થયો હતો. એક વખતે ઉમરે પોતાના કાકાનું અપમાન થયેલું જોઇને આગના જેવો તપી જઇ કમ્મરમાં તરવાર બાંધીને મહમદ સાહેબનો પ્રાણ લેવા સારૂ નિશ્ચયપૂર્વક નિકળ્યો. રસ્તામાં જતાં તેને એક કોરેસ મળ્યો, ઉમરની ભયાનક મૂર્તિ જોઇને તેણે પુછ્યું;—'કમ્મરમાં તરવાર બાંધીને ક્યાં જાઓ છો!' તરવાર મ્યાનમાંથી કાઢીને ફેરવ્યા પછી કહ્યું કે;—'આજે તરવારથી મહમદની છાતીમાં ભોકીને તેનું લોહી પીશ.' કોરેસે કહ્યું;—'જો તમે મહમદને મારીશો, તો શું તેના કુટુંબીઓ તમને મારી નહિ નાખશે? આવાં વચન સાંભળીને આંખ લાલ થઇ. અને ગુસ્સામાં બોલ્યો કે, તમારી વાત સાંભળીને હું અજાયબ પામ્યો છું. તમે શુ વિધર્મિ થયા છો? કોરેસે તેના જવાબમાં કહ્યું, સર્વ કરતાં અજાયબનો વિષય તો એ છે કે, તમારી બ્હેન અને બનેવી વિધર્મિ થયાં છે. પહેલાં પોતાનુ ઘર પોતાનાજ ઘરમાં આગ લાગી છે. એ વાત સાંભળીને ઉમરનું આખુ શરીર લાગ્યું. તે દોડતો બ્હેનને ઘેર ગયો. ત્યાં જઇને જુવે છે તો બ્હેન ફાતમા સૈયદ એ બને ભક્તિ પૂર્વક કુરાન વાંચે છે, અને તેમની આંખોમાંથી દ

પ્રવાહિત થાય છે. અકસ્માત પોતાની સામે ઉમ્મરને આવતો જોઇને ... કરીને છુપાવવાની કોશીશ કરવા માંડી. તેમની ઝડપ જોઇને ઉમરનો તેણે પુછયું, તમે શું સ્વધર્મ છોડયો છે? સૈયદે જવાબ આપ્યો કે, જો સત્ય શકીએ તો સ્વધર્મ છોડવામાં દોષ શો? ઉમરથી આ વાત સહન થઇ શકી તરવાર મ્યાનમાંથી કાઢીને તેમને મારવા દોડયો. પગની ઠોકરો મારીને સૈયદને ઉપર નાખી દઇને તેની છાતીમાં તરવાર ભોંકી દીધી. એવી વખતે પતિવ્રતા સતી સ્વામીનું મરણ પાસે આવેલું જોઇને ક્રોધથી ઉન્મત્ત વાઘણની પેઠે ભાઇની સામે ઉભી રહી. ઉમરે તુર્ત સૈયદને છોડી દઇને પગની ઠોકરથી બ્હેનને જમીન ઉપર દીધી. મારથી તેના મોંમાંથી ઘણાજ જોરથી લોહીનો પ્રવાહ વહેવા માંડયો. ફતમા કિ શ્વાસ ઉપર અટલ રહીને ભાઇને કહેવા લાગી, હે પરમેશ્વરના દુશ્મન! સત્ય સ્વરૂપ ઇ શ્વર ઉપર વિશ્વાસ રાખવાને માટે તેં મને મારી છે. તમે ગમે તેટલો જુલમ કરશો, તો પણ હું સત્ય ધર્મને છોડનાર નથી. નિશ્ચય જાણજો કે, એક ઇશ્વર સિવાય બીજો ઇશ્વર નથી. અને હજરત મહમદ સાહેબ સત્ય ધર્મનો ફેલાવનાર છે. ફતમાના શરીરમાંથી લો- હીનો પ્રવાહ નિકળ્યાથી જમીન લાલચોળ થઇ ગઇ. બ્હેનની આવી હાલત જોઇને ઉમરનું સખ્ત હૈડુ થોડુંક પીગળ્યું. એ હાલતને સુસમય જાણીને ખુદાતાલાએ તેના પ્રાણને પોતાની તરફ ખેંચ્યો. ઉમરે વિચાર કર્યો કે, મારી બ્હેન મરતાં મરતાં પણ જે ઇષ્ટ દેવતાની સાક્ષી આપે છે, મરવાની વખતે પણ તે વિશ્વાસની સાથે અનુકૂલ તેજથી પોતાનો ધર્મ પ્રચાર કરે છે, માટે કદાપિ એનામાં કંઇ સત્ય હોય. એવો વિચાર કરીને બ્હેનના અચળ વિશ્વા સથી તે મુગ્ધ થયો. થોડી વાર સુધી ચૂપ રહ્યા પછી તે બોલ્યો, તમે શું વાંચ... હતાં એકવાર મને તે સંભળાવો. ઉમરે લોહીવાળા હાથ ધોયા. પછી બ્હેન ફતમાએ સ્નેહથી ભાઇના હાથમાં કુરાન આપીને વાંચવાનું કહ્યું. ઉમર તે વાંચવા લાગ્યો. જેમ જેમ તે વાંચતો ગયો, તેમ તેમ તે વધારે મુગ્ધ થવા લાગ્યો અને છેવટે પરકાળ, અને પાપની સજા વાંચીને તેના હૃદયમાંથી મૂર્ત્તિ પૂજા ઉપરનો વિશ્વાસ જતો રહ્યો. તુરત તે ત્યાંથી હજરત મહમદ સાહેબને મળવા ગયો. અને ત્યાં જઇને તેમનો સદાનો શિષ્ય થઇ રહ્યો.

મુસલમાન ધર્મ દહાડે દહાડે જય યુક્ત થવા લાગ્યો. સત્યની સામે અસત્યનું તેજ ઓછું થવા લાગ્યું. હજારો વીરપુરૂષો હજરત મહમદ સાહેબના શિષ્ય થયા. ખાવા પીવા ઉપર ધ્યાન નહિ આપનારા, આગના જેવા સૂરજના તેજમાં નહીં થાકે એવા બહાદુરો હમેશનો ચોરીનો ધંધો છોડીને તેમના મંડળમાં પ્રવિષ્ટ થયા. એ પ્રમાણે સત્યનો જય થયેલો જોઇને મહમદ સાહેબ આનંદ પામવા લાગ્યા. પરંતુ જન્મભૂમિ મક્કામાંથી મૂર્ત્તિ પૂજાનો ત્યાગ થયેલો નહિ જોયાથી ખેદિત થયા. તેથી તેઓ ૧૦ હજાર માણસની ફોજ લેઇને તેમણે મક્કામાં પ્રવેશ કર્યો. હજરત મહમદ સાહેબ આજે બાદશાહ થયા હતા, પણ પહે- રવાનાં વસ્ત્ર ફકિરનાં હતાં તેઓ કુરાનના કેટલાક પ્રકરણ બોલતા બોલતા મક્કાના દરવા- જામાં પેઠા. તેઓ મોટે સાદે કહેવા લાગ્યા કે;—"આ દુનિયામાં અને પેલી દુનિયામાં ખુદાનું રાજ્ય છે, ખુદા સર્વ શક્તિમાન અને જ્ઞાન સ્વરૂપ છે. ઇશ્વરની વાણી આજે ... થઇ" મહમદ સાહેબ પ્રથમ કાબતુલ

રી. ત્યાર પછી તેમાંની ૩૬૦ મૂર્ત્તિઓને ભાગી નાખી તેનો નાશ કર્યો. હજારો વર્ષથી આરબો જે દેવ દેવીની ઇબાદત કરતા હતા, તેનો આજે નાશ થયો. મક્કાવાસીઓએ જોયું કે જેઓને સર્વ શક્તિમાન તરીકે આટલા દિવસથી પૂજીએ છીએ, તેઓ આજે પોતાની રક્ષા પણ કરી શક્યા નહિ. તેથી તેઓના હૃદયમાંથી દેવ દેવીના ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો. અને સૌએ મહમદ સાહેબનો ધર્મ અંગિકાર કર્યો. હજરત મહમદ સાહેબ આજે મક્કાના અધિશ્વર થયા છે. તેમનાં આધિનમાં દશ હજાર વીર પુરૂષો હતા. ઇચ્છા કરત તો તેઓ પોતાના જૂના શત્રુઓને કુટુંબની સાથે મારી નાખીને તેઓના અતુલ્ય ઐશ્વર્યના અધિકારી થાત. અને વેરનો બદલો લેત. પરંતુ જય મેળવીને તેમણે મક્કામાં સર્વથી પહેલાં એક ખુદાનો મહિમા જાહેર કર્યો. સૌજન્ય અને નમ્ર વ્યવહારથી દુશ્મનના અંતરમાં અધિકાર સ્થાપ્યો. માણસોનાં ટોળે ટોળાં તેમની પાસે આવીને નવો ધર્મ અગિકાર કરવા લાગ્યાં. સર્વે પ્રતિજ્ઞા કરી કે;—'હમે ખુદા સિવાય બીજી વસ્તુની ઇબાદત કરીશું નહિ; વ્યભિચાર, બાળકની હત્યા, અને અસ્વાભાવિક અભિગમન કરીશું નહિ; મિથ્યા કથા કહીશુ નહિ, અથવા સ્ત્રી જાતિની ગ્લાનિ કરીશું નહિ.' નવા શિષ્યો ભયથી ધ્રુજતા ધ્રુજતા તેમની પાસે આવવા લાગ્યા. તે સર્વને સંબોધીને મહમદ સાહેબે કહ્યું કે;—તમે શા માટે ભય કરો છો? મારૂં શું જોયાથી તમે ભય કરો છો? હું રાજા નથી, હું કોરેસ વંશની એક ગરીબ ઓરતનો છોકરો છું. મને જોઇને કોઇએ ભય કરવો નહિ; હું તમારામાંનો એક છું. મક્કાની રાજ્ય વ્યવસ્થા ઠીક કરીને મહમદ સાહેબ પાછા મદિના તરફ ગયા.

મદિનામાં ગયા પછી મહમદ સાહેબે જૂદા જૂદા દેશમાં ધર્મ પ્રચારને માટે મોલવીઓને મોકલ્યા. તેમને જતી વેળાએ કહ્યું કે;—'સર્વની જોડે મધુર વ્યવહાર કરજો, કોઇને કઠિણ વચન કહેશો નહિ, સર્વને આનંદિત કરજો, કોઇને ધિક્કારશો નહિ. શાસ્ત્રવાદીઓ તમને પુછે કે, 'બેહેસ્તનો રસ્તો કિયો છે? તમે તેમને કહેજો કે, ઇશ્વરના સત્યમાં વિશ્વાસ રાખવો અને તેનું પ્રિય કાર્ય કરવું, એ બેહેસ્તમાં જવાનો માર્ગ છે.

હજરત મહમદ સાહેબ ફરીને મક્કાની હજ કરવા સારૂ ફકીરના વેશે નિકળ્યા. તેમની સાથે લગભગ એક લાખ માણસો જવાને તૈયાર થયું. તે સર્વને લેઇને મહમદ સાહેબ મદિના પાસેના એક મેદાનમાં ગયા. ત્યાં એક લાખ માણસના કંઠથી પ્રાર્થના કરવા લાગ્યા કે, હે ઇશ્વર! અમે તારા નોકર છીએ, તું અદ્વિતીય છે. તુંજ મનુષ્યનો ફક્ત ઉપાસ્ય છે, તુ મંગલ દાતા છે, તુંજ આ બ્રહ્માંડનો અધિશ્વર છે, તારા સિવાય આ દુનિયામાં બીજો કોઇ માલિક નથી, ઇત્યાદિ. એ વખતે આખા આરબસ્થાનમાં શાન્તિ ફેલાઇ હતી, સર્વ જગ્યાએ એક ખુદાતાલાનું વિજય નિશાન ઉડતું હતું. વિશ્વાસ કેવી મહાન્ શક્તિ ધારણ કરે છે? જે દેશ અગાઉ માત્ર લડાઇ ટંટાની જગા થઇ પડયો હતો, તે દેશ હમણાં એકજ મનુષ્યના વિશ્વાસના બળથી એક પ્રાણ અને એક મન થઈ ગયો.

હજરત મહમદ સાહેબે મક્કામાં જઇને સર્વને એકઠા કરીને કહ્યું કે,—"હવે હું એક વર્ષ જીવતો રહીશ કે નહિ તે હું જાણતો નથી. હુ એક સામાન્ય માંણસ છું. અને મૃત્યુ કોઇ વખતે મને આ દુનિયામાંથી લેઇ જશે, એટલા માટે મારા મનની વાત તમને કહું છું. તમે એકમેકના જીવન અને ધન સંપત્તિને પવિત્ર જાણીને રક્ષણ કરજો. તેમજ

નારીઓને સન્માન આપીને તેમની સાથે મેહેરબાનીની ભરેલો વ્યવહાર રાખજો. રાખજો કે, તમે ખુદાની પાસે તમારા કામને માટે જુમ્મેદાર છો. ઇત્યાદિ ઉપદેશ તેઓ પાછા મદિનામાં આવ્યા.

મદિનામાં આવ્યા પછી મહમદ સાહેબનું શરીર દહાડે દહાડે દુર્બળ થવા એક દિવસે તેમને બહુ જોસથી તાવ આવ્યો હતો, તે છતાં હજરત અલીની સાથે તેઓ મસીદમાં ગયા હતા. અતિ કષ્ટથી વેદી ઉપર બેસીને પ્રાણ-મન ખોલીને ખુદાની ઇબાદત કરી. ત્યાર પછી સર્વેને સંબોધિને કહ્યું કે;—'જો તમને કોઇ વેળાએ કદી મેં માર્યા હોય; તો આ મારી પીઠ ઉઘાડી કરૂં છું, મને આજે મારીને રણથી મુક્ત કરો. જો તમારી પા સેથી મેં કંઇ અન્યાયથી લીધું હોય તો તે જાહેર કરો, હું તે આપીને રણદાયથી મુક્ત થાઉં, મહમદ સાહેબે અહિંઆં મનના આવેગથી ઘણી વાર્તો કહી હતી.

ત્યાર પછી શુક્રવારના દિવસે મુસલમાનો એકત્ર થઇને સામાજિક નિમાજ પઢવા ગયા હતા ત્યાં મહંમદ સાહેબ દુર્બળ શરીરને લીધે જઇ શક્યા નહોતા. તેથી સર્વે ઘણા વ્યાકુળ થઇ ગયા. ઘણાકો તેમને મરેલા સમજીને રોવા લાગ્યા. હજરત આબુબેકર તેમને રોતા અટકાવવાને સમર્થ થયા નહિ. તેથી મહમદ સાહેબ અતિ કષ્ટ વેઠીને બિછાનામાં થી ઉઠીને મસીદમાં ગયા. તેમને જોઇને સર્વેનાં મન આનંદથી ઉભરાવવા લાગ્યાં. ઇબાદત થઇ રહ્યા પછી મહમદ સાહેબે સર્વેને સંબોધિને કહ્યું;—"મેં જાણ્યું છે કે હમણાં તમે મારા મૃત્યુના સમાચાર જાણીને ઘણા વ્યાકુળ થયા હતા. પરંતુ કહો જોઇએ કોઇ કાલે કોઇ સાધુનું મૃત્યુ થયું નથી? ત્યારે હું શું અમર થઇને તમારી જોડે સર્વદા રહી શકીશ? સર્વે ઇશ્વરેચ્છાથી થાય છે, કોઇ પણ ઇશ્વરની ઇચ્છામાં હરકત પહોચાડી શકતો નથી. જેણે મને મોકલ્યો છે, હું તેનીજ પાસે જઇશ. તમને મારી છેલ્લી વિનંતિ આ છે કે, તમે એકતા સૂત્રમાં બદ્ધ થઇને રહેજો. એક બેકને પ્રેમ, સન્માન, તથા વિપત્તિમાં મદદ કરજો. એકમેકને દૃઢ વિશ્વાસથી ધર્મ કાર્ય કરવામાં ઉત્સાહિત કરજો. પ્રાર્થના, વિશ્વાસ, અને સાધુ કાર્ય દ્વારા આ લોકમાં, માણસ સૌભાગ્યવાન થાય છે. બીજાં સર્વ કામ તેને નર્કગામી કરે છે. હું જે લોકમાં જનાર છું, તે લોકમાં તમે પણ આવશો. મૃત્યુ કોઇને પણ ક્ષમા કરતું નથી. આ જીવનમાં તમારા કલ્યાણને માટે મેં યત્ન કર્યો છે, મુવા પછી પણ હું તમારોજ રહીશ."

શિષ્યોને સાંત્વના આપીને હજરત મહમદ સાહેબ પોતાને ઘેર ગયા. બીજે દિવસે તેમનો મંદવાડ વધ્યો હતો. મરણ પાસે આવેલું જોયાથી પોતાના ગુલામોને છોડવાની આજ્ઞા આપી. અને પોતાની પાસે જે કંઇ હતું તે બધુ ગરીબોને વેહેંચી આપવા કહ્યું. ત્યાર પછી ઉપર નજર કરીને બોલ્યા;—"હે ખુદા! મૃત્યુના દુઃખમાં તું મને મદદગાર થા." ત્યારપછી થોડીવાર રહીને બને હાથ જોડીને ખોખરા અવાજથી કહેવા લાગ્યા;— "**પ્રભુ તમારી ઇચ્છા પૂર્ણ થાઓ**" હું સ્વર્ગના સોબતીઓની સાથે આજે મળીશ. આવી રીતે બોલતાં બોલતાં આ મહાત્મા પુરૂષનો પવિત્ર આત્મા ચાલ્યો ગયો. તા. ૮ જુન સને ૬૩૨ ને સોમવાર, મુસલમાની રવિઉલ આખર મહિનાની ૧૨ મી તારીખે હજરત મહમદ સાહેબ આ નાશવંત જગત્ છોડીને અનંત ધામમાં ચાલ્યા ગયા છે. મહા

સૂર્યની પેઠે જેઓ આખા આરબસ્થાનમાં પ્રકાશતા હતા, તેઓ આજ અસ્તમિત થયા. ગાઢા અંધારામાં આખો આરબ દેશ છવાઇ ગયો.

વિજળીની પેઠે આખા નગરમાં હજરત મહમદ સાહેબના મૃત્યુના સમાચાર ફરી વળ્યા. સર્વે ક્ષણ કાળને માટે વજ્રાહતના જેવા થયા. તત્કાળ હાથમાંથી કામ પડતું મૂકીને લોકો તેમના ઘર તરફ જવા લાગ્યા. થોડા વખતમાં તેમનું ઘર લોકોથી ભરાઇ ગયું. અને વિલાપ-ધ્વનિથી આકાશ ગાજી ઉઠ્યું. ઉમર સુતીક્ષ્ણ તરવાર કાઢીને કહેવા લાગ્યો કે, જે કહેશે કે હજરત મહમદ સાહેબનું મૃત્યુ થયું છે, તેનું આ તરવારથી માથુ કાપી નાખીશ. હજરત મહમદ સાહેબ મુસલમાનોને કિનારા વગરના સાગરમાં તરતા મૂકીને જશે, એ વાત કોઇએ પણ માની નહિ. હજરતઅલી વગેરે સગાંવ્હાલાંઓ હજરત મહમદ સાહેબનું શરીર સુવાસિત પાણીથી ધોઇને તેના ઉપર સુગંધી વસ્તુઓ નાખી, અને સુંદર વસ્ત્રોથી તે ઢાંક્યું. ત્રણ દહાડા સુધી તેમના શરીરની રક્ષા કરવામાં આવી-ત્રણ દહાડા સુધી મદિનામાં કોઇ પણ માણસે આહાર-નિદ્રા કરી નહિ. હજારો માણસો તેમના મૃત દેહને ઘેરીને બેઠાં હતાં. ત્રણ દિવસ પછી તેમના મૃતદેહને આયસાના ઘરમાં સમાધિસ્થ કરવામાં આવ્યું હતું.

હજરત મહમદ સાહેબે ખતિજાના મરણ પછી બીજી કેટલીક સ્ત્રીઓની સાથે લગ્ન કર્યું હતું. તેઓમાં ફક્ત મેરિયા નામે સ્ત્રીને પેટ એક પુત્ર થયો હતો, તે પણ નાનપણમાંજ મરણ પામ્યો હતો. ખતિજાને બે પુત્ર થયેલા તે પણ બચપણમાં મરી ગયાનું પ્રથમ જણાવ્યું છેજ. એ રીતે તેમના મરણ સમયે તેમને પુત્ર નહોતો. પરંતુ તેમનાં પુત્રી ફાતેમત કે જે હજરતઅલીની સાથે પરણાવ્યાં હતાં, તેમને પેટે માત્ર એકજ પુત્ર હુસન નામે હતો. ફાતેમત ઘણાં ખુબસુરત અને સદ્ગુણશાળી હોઇને પૂજ્ય ગણાતાં હતાં. તેમનું નામ સ્મરણ થતાં આજે પણ મુસલમાનોનું હૃદય હર્ષથી નાચી ઉઠે છે.

હજરત મહમદ સાહેબે ધન, માન, અને ગૌરવની ઇચ્છાથી પરિચાલિત થઇને મુસલમાન ધર્મ પ્રચાર કર્યો નથી. રાજમુકુટ તેમની આગળ તુચ્છ હતો, પૃથ્વી ઉપરનું રાજ્ય સિંહાસન તેમણે ઠોકર મારીને નાખી દીધું હતું. તેઓ પૃથ્વીના તુચ્છ યશના ભિખારી નહોતા. જીવન મૃત્યુનું ઉંડુ તત્વ જાહેર કરવું એજ તેમના જીવનનું એક લક્ષ હતું. તે કામ પૂરૂં કરીને તેઓ આ લોકમાંથી ગયા હતા. ધન, માન તેમના પગ નીચે રોળાતાં હતાં, પણ પોતે તેનો સ્પર્શ કરતા નહોતા. સમસ્ત આરબ દેશ તેમની એક આંગળીના ઇશારતથી કાંપતો હતો. વિજીત જાતિની અતુલ સંપત્તિ તેમના ચરણ નીચે અર્પિત થતી હતી. પરંતુ પોતે કદી પણ ભિખારીની દશા ત્યાગ કરી નહોતી. સામાન્ય કપડાં પહેરીને લજ્જા નિવારણ કરતા હતા. અને ખજૂર ખાઇને જીવન ધારણ કરતા હતા. સાદડી ઉપર સૂતા હતા, અને પોતાનાં કપડાં તથા જોડા પણ પોતેજ સાફ કરતા હતા. ઘરનું કામ કાજ પણ પોતેજ કરતા હતા. તેમની આંખ દુનિયાંના નાશ પામનાર ધન-માન ઉપર પડતી નહોતી. સર્વદા ઉપર મોં રાખીને ઈશ્વરમાં મગ્ન થઇ રહેતા હતા. સત્યના સેવક થઇને તેમણે જીવન ગાળ્યું હતું. સત્યનાજ બળથી તેમણે થોડાએ હજારો શત્રુનો પરાજય કર્યો હતો.

કેટલાક જણ કહે છે કે, તરવારના બળથી મુસલમાન ધર્મ જયવાન થયો છે. પરં જ્યારે હજરત મહમદ સાહેબે ઇશ્વરનુ દર્શન મેળવીને ખતિજાની પાસે મનની વાંત જાહેર કરી, ત્યારે તરવાર ક્યાં હતી? જ્યારે ધીરે ધીરે એકના પછી એક તેમના શિષ્યોની સંખ્યા વધવા લાગી, ત્યારે તરવાર ક્યાં હતી? જ્યારે મદિનાના લોકો અડધી રાત્રે તેમની પાસેથી અમોઘ પ્રતિજ્ઞામાં દિક્ષીત થયા હતા, ત્યારે તરવાર ક્યાં હતી? કેવળ વિશ્વાસના બળથી બળવાન થઇને મુસલમાન ધર્મનો વિજય વાવટો સર્વત્ર ઉડયો છે.

મુસલમાની-ઇસ્લામી ધર્મમાં પાછળથી **શીઆ** અને **સુન્ની** એવા બે પક્ષ પર્ડ ગયા છે. સુન્ની જાતના મુસલમાનો અબુબેકર, ઉમ્મર, અને ઉસમાનને ઇમામ તરીકે માને છે. શીઆ જાતના મુસલમાનો તેમને ઇમામ તરીકે કબુલ નહિ રાખતાં **અલીને** પહેલો ઇમામ ગણે છે. અને બીજા અગીઆર મળી બાર ઇમામ ગણે છે.

હજરત મહમદ પેગંબર સાહેબના ધર્મનો મુખ્ય સિદ્ધાંત એ છે કે;—"સર્વવ્યાપક ખુદા-પ્રભુ એક છે. તે અદ્વૈત જ્યોતિ સ્વરૂપ છે. તે અવતાર લેતો નથી. ખુદાની જ્યોતિના કિરણોથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે. ખુદાની જ્યોતિ આપણા શરીરમાં વ્યાપેલી ચૈતન્યની જ્યોતિને મળતી છે. તે આપણા શરીરમાં પોતાના નુરના સામર્થ્યથી બિરાજ્ય છે. તેજ નુરની કૃતિથી આપણા શરીરનો વ્યવહાર ચાલે છે. તોપણ ખુદાએ આપણ શરીરના આત્માને ઉત્પન્ન કર્યો છે. આત્માથી અતઃકરણ, અતઃકરણથી સર્વ કાયા પ્રગટી અને કાયાથી આખી ખલક થઇ. તેથી કહે છે કે, આ ખલક ખુદાના નુરથી પેદા થઇ આ નુર સર્વત્ર ચમક્યા કરે છે. એ ચમકારાથી સૂર્ય, તારા, ચંદ્ર, વીજળી, અને અગ્નિ આદિ પ્રકાશે છે. તે નુર સર્વત્ર વ્યાપક છે. બંદગી કરવાથી તે પ્રસન્ન થાય છે. તેને પ્રસન્ન કરવા માટે પવિત્રતા, શુદ્ધિ, સત્યતા, અને નેકી રાખવી પડે છે. તે સર્વત્ર એકજ છે. તે છતાં તે સર્વની વાત જાણે છે. એવો સર્વ શક્તિમાન અને સંપૂર્ણ છે. જે **કુરાનના** ફરમાન પ્રમાણે ચાલે છે, તે સ્વર્ગવાસ કરે છે. બદગીનો રસ્તો બતાવનાર પેગંબર છે. તેમાં હજરત મહમદ પેગંબર સાહેબ આખર જમાન એટલે છેલ્લા પેગંબર છે. તેમની પહેલાં ચાર ખલિફા-પેગંબરો થયા. તેમને આસાહાબ એટલે પેગંબરના મિત્ર કહે છે જે કુરાન તથા પેગંબરને માનતા નથી, તેમને કાફર કહે છે. કાફરના ધર્મને કુફ કહે છે કુફ ધર્મમાં મૂર્ત્તિ પૂજક, અગ્નિ પૂજક, વગેરે ભેદ છે. મુસલમાની ધર્મમાં જે કલમો પઢાવે છે, તે આ પ્રમાણે;—

**"અશહુદો અનલાઇલાહા ઇલ્લીલ્લા મોહમ્મદુન્ રસૂલુલ્લાઃ"**

**અર્થ**—હું માન્ય કરૂ છું કે પરમેશ્વર સિવાય બીજો કોઇ દેવ નથી. અને મહમદ પરમેશ્વરનો પેગંબર છે. વળી કંઇ શુભ કાર્ય કરતી વખતે મુસલમાનો પ્રથમ આ વાક્ય બોલે છે;—**"બિસ્મિલ્લા રહિમાન રહિમ."** એટલે કે, પરમ દયાળુ પરમેશ્વરને સર્વ અર્પણ થાઓ.

મુસલમાનો પરમેશ્વરને અલ્લા, હક્તાલા, મૌલા, ખુદા, કરીમ, અને બાહેદ, ઇત્યાદિ કહે છે. કુરાનને **કિતાબમંજીદ** અથવા **કલામુલ્લાં** કહે છે. સત્ય બોલવું, ચોરી, ખુન, વ્યભિચાર અધર્મ, અન્યાય, અસત્ય, અને માદક પદાર્થ જે નિશાવાળી ચીજનો ઉપયોગ

એ સર્વ કરવાની મનાઇ છે. સર્વ જીવોપર દયા રાખવી, સર્વપર ભાઇ પ્રમાણે સ્નેહ રાખવો, વ્યાજ ન ખાવુ, માંસ મદિરાની પાસે ન જવું, નિત્ય પાંચ વખત નિમાજ પઢવી, દાન કરવું, રોજા રહેવુ, સ્વચ્છતા-પવિત્રતા રાખવી, કલમો પઢવો, નઠારા અને અપવિત્ર વિચારો દૂર કરવા, ઇત્યાદિ ફરમાનો છે. લોકોને ધર્મમાં આસ્થા રખાવવા માટે પીર, પેગંબર, અને ફકીરોનાં ચરિત્રો તથા ચમત્કારથી ભરેલા પુરાણની માફક ગ્રંથો લખેલા છે. નર્કને "દોઝખ" કહે છે. તેનો ઉપરી સેતાન છે. તે મનુષ્યને નઠારી બુદ્ધિ પ્રેરે છે. સ્વર્ગને "જીનત" કહે છે. બંદગી કરનાર સ્વર્ગમાં ખુદા પાસે રહે છે. પીર, પેગંબર, અને ફકીરને માને છે. તેમની કબર કે દરગાને પુષ્પ, ધુપ, દીપ વગેરેથી પૂજે છે, અને માને છે. તેમજ શ્રીફળ ચઢાવે છે. એ વગેરે ક્રિયા કર્મ મૂર્ત્તિ પુજાના જેવાંજ તેઓ કરે છે. પુનર્જન્મને તેઓ માનતા નથી. કયામત—ઇન્સાફની વખતે મરણ પામેલાં સર્વ સ્ત્રી પુરુષોને એકજ વખતે ખુદા જીવતા કરી ઇન્સાફ કરશે. સારાં કામ કરનારાઓને ખુદા પોતાની પાસે રાખશે. અને નઠારાં પાપી કર્મ કરનારાઓને નર્ક પીડા ભોગવાવી નાશ કરશે. મનુષ્યનો આત્મા બીજાં પ્રાણીઓના આત્મા કરતાં શ્રેષ્ઠ છે. આ ધર્મમાં મંત્ર તંત્રને માને છે. મક્કાના કાબતુલ્લા મંદિરની તરફ જોઇને નિમાજ પઢે છે. કાબતુલ્લાની નીચે **જમજમ** નામે જે પવિત્ર કૂવો છે, તેના પાણીથી હજ કરનારા નાહીને પોતાને પાક થયેલા સમજે છે. અને એ કૂવાનું પાણી વાસણમાં ભરીને દેશ વિદેશ લેઇ જાય છે. હજ-જાત્રા કરવા આવેલાઓ કાબતુલ્લા મંદિરની પ્રદક્ષિણાની વખતે પાક ગણાતા કાળા પથ્થરને ભક્તિ પૂર્વક સાતવાર ચુંબે છે. શીઆ પંથી વહોરા વગેરે પુનર્જન્મ તથા ઇશ્વર અવતાર લે છે, એવું માને છે. બીજા ધર્મની પેઠે આ ધર્મમાં મતવાદથી શીઆ અને સુન્ની એવા બે ધર્મ જૂદા પડ્યા છે. તે સિવાય મતવાદ અને ક્રિયા કર્મથી જૂદા પડી બીજા ઘણા પંથો થયેલા છે.

લગભગ ૧૩૦૦ વર્ષ ચાલ્યાં ગયાં છે. જ્વલંત વિશ્વાસ અને અગાધ ઉત્સાહના અવતાર હજરત મહમદ સાહેબ આ લોક છોડીને ચાલ્યા ગયા છે. પરંતુ ભારતવર્ષથી તે આલક્ઝાન્ડ્રિયા સુધી આખા ભૂભાગના મુસલમાનોમાં હૃદય આજ પણ તેમના નામથી નાચે છે. તેમનાજ નામનું રાત્ર દહાડો મનમાં રટણ કરે છે. આફ્રિકાના જંગલોમાં, આરબસ્થાનના રેતાળ રણમાં, ભારતના દરેક શેહેર અને ગામડામાં, અફગાન રાજ્યના દરેક પહાડની ટોચપર, તુર્કસ્તાનની વિશાળ તલાટીમાં, ઇરાનના મનોહર બગિચામાં, અને તુરકના દરેક નગરમાં આજ પણ રાત્ર દિવસ હજરત મહમદ સાહેબનો જપનાદ થાય છે. લગભગ ૧૮ કરોડ ઇશ્વરના પુત્રો આજે તેમનું પવિત્ર નામ મુખે જપે છે. જે ધર્મે મૂર્ત્તિ પૂજાથી ઘેરાયેલા આરબ દેશમાં એક માત્ર ખુદાની પૂજા પ્રતિષ્ઠિત કરી છે, નારી જાતિની દુર્ગતિ નિવારણ કરી છે, જંગલી જાતિમાં જ્ઞાન ચર્ચાનો આરંભ કર્યો છે, ગુલામગીરીની સાંકળ તોડી નાખી છે, ને ધર્મદ્વારા જગતમાં મધુર ફળ ઉત્પન્ન થયું છે. તે ફળ ખાઇને કરોડો નર નારી જંગલીપણાની હાલતમાંથી મુક્ત થયાં છે. ધન્ય છે! ઇશ્વરને કે જે પોતાના પ્યારા બાળકો ઉપર કૃપા વરસાવવા માટે એકાદ મહાન્ પુરૂષને વખતે વખત મોકલીને જગતનું કલ્યાણ કરાવે છે. તે રીતે રીતે હજરત મહમદ સાહેબના દ્વારે કલ્યાણ કરાવ્યું હતું.

ॐ तत्सत् परमात्मने नमः

# મહા-જનમંડળ.

## પ્રથમ દર્શન.

## વિભાગ બીજો.

## પ્રકરણ ૧૦ મું.

# નૃપતિઓ.

## વનરાજ ચાવડો.

પ્રાચીન કાળમાં ગુજરાત દેશનો વિસ્તાર હાલના જેટલો નહોતો. માત્ર પંચાસરની પડોસના પ્રાંતનેજ ગુજરાત કહેતા હતા. વડનગરની આસપાસનો દેશ-કે જે જૂના વખતમાં "આનર્ત" નામથી ઓળખાતો હતો, તે શિવાય ઉત્તર બાજુનો થોડો પ્રદેશ મારવાડમાં ગણાતો હતો. તેમજ મહિ નદીની દક્ષિણનો ભાગ લાટ દેશમાં, અને બાકીનો બધો ભાગ સૌરાષ્ટ્ર દેશમાં ગણાતો હતો. ગુજરાત એ નામ મૂળ સંસ્કૃત શબ્દ "ગુર્જરત્રા" ઉપરથી અપભ્રંશ થયેલું છે. ગુર્જરત્રા એટલે ગુર્જરોએ રક્ષણ કરેલી ભૂમિ.

ઇસ્વીસનની સાતમી સદી પહેલાં ગુજરાતમાં કિયા કિયા રાજા થયા, અને તેમના વખતમાં શાશા બનાવ બન્યા, એ હકીકત આપણા જાણવામાં આવી નથી. કેમકે અગાઉ ઇતિહાસ લખી રાખવાનો રીવાજ નહોતો. હાલમાં મળી આવેલા જૂના શિલાલેખો, તામ્રપત્રો, અને શીક્કાઓ વગેરે ઉપરથી એટલુંજ જાણવામાં આવ્યું છે કે, શુમારે ઇ. સ. પૂર્વે ૧૩૦૦ વર્ષ[1] ઉપર મગધ દેશના મૌર્યવંશી રાજા અશોકનો અમલ ગુજરાતમાં હતો. તેના પછી યવન (ગ્રીશિયન) લોકોનું રાજ્ય થયું હતું. ત્યાર પછી માળવામાં શક લોકનું રાજ્ય થયું, ત્યારે તેમના તરફથી સૌરાષ્ટની રાજધાની જૂનાગઢમાં એક અધિકારી રહીને

(૧) પાશ્ચિમાત્ય પંડિતો ઈ. સ. પૂર્વે ૩૨૩ માં અશોક રાજા થયાનું કહે છે પરંતુ એ વાત સત્ય નથી જુઓ અશોકનું ચરિત્ર પૃષ્ઠ ૧૨૫

સોરાષ્ટ તથા ગુજરાત ઉપર અમલ ચલાવતો હતો. શક લોકો પછી કનોજના ગુપ્ત વંશના રાજાઓનો અમલ થઇ છેવટે વલ્લભીપુરના રાજાઓનું રાજ્ય થયું હતું. તેનો છેલ્લો રાજા શિલાદિત્ય નામે હતો. તે શુમારે ઇસ્વીસનના સાતમા સૈકામાં રાજ્ય કરતો હતો. તેના વિષે એવું કહેવાય છે કે, કાકુ નામે એક મારવાડી વેપારીએ વલ્લભીપુરમાં જઇને મોટી દોલત મેળવી હતી. તેની પુત્રી પાસે સોનાની રત્ન જડીત એક કાંશકી હતી. તે શિલાદિત્યે પોતાની પુત્રીને માટે તેની પાસેથી જોર જુલમથી પડાવી લીધી. તેથી કાકુએ રીસાઇને મ્લેચ્છ રાજા પાસે જઇ તેને ઘણું દ્રવ્ય આપવા કરી ગુજરાત ઉપર ચડાઇ કરાવી. પછી મ્લેચ્છ રાજાએ આવી શિલાદિત્ય રાજાને મારી નાખી વલ્લભીપુરનો નાશ કર્યો.

એ રીતે વલ્લભીનગરના રાજ્યની સમાપ્તી થયા પછી થોડાજ વખતમાં ચાવડા[1] જાતિના રજપૂતોએ ગુજરાતમાં પોતાની રાજ્ય સત્તા સ્થાપિ. એ વંશના પહેલા રાજા જયસરાજ—જયશિખરે ઇસ્વીસનના સાતમા સૈકામાં ગુજરાત પ્રાંતની ઉત્તરે પંચાસર નામે નગર વસાવીને ત્યાં પોતાની રાજગાદી કરી હતી. આ જયશિખર રાજા આપણા આ ચરિત્ર નાયક વનરાજનો પિતા થાય. તે મોટો પ્રતાપી રાજા હતો. તેના અમલમાં ગુર્જરી રાજ્ય પૂર્ણ કળાએ પહોચ્યું હતું. લોકો ઉદ્યમી અને સદાચારી હતા. પુરૂષો તથા સ્ત્રીઓ વિદ્યાભ્યાસ કરી જ્ઞાન સંપાદન કરતાં હતાં. દેશ આબાદ અને સમાધાનીવાળો હતો. ન્યાય ધર્મશાસ્ત્ર પ્રમાણે વ્યાજબી મળતો. વાઘ અને બકરી એક આરે પાણી પીતાં હતાં. રાજાની દયા, ઉદારતા, સાચવટ, અને સભ્યતા વખણાતાં હતાં. આખી પ્રજાનો પ્રેમ તેના ઉપર ઘણો હતો. તે વિદ્વાનોને આશ્રય આપતો. રૈયત ઉપર કરનો બોજો જેમ ઘટે તેમ થોડો રાખવાની કાળજી કરતો. તેમજ રાજ્યનાં નાણાં પ્રજાનાજ સુખ સાધનમાં વાપરતો હતો. તે મુલતાનના રાજાની કુંવરી રૂપસુંદરી વેરે પરણ્યો હતો. રૂપસુંદરી તેના નામ પ્રમાણે ખરેખર સ્વરૂપવાન અને ભણેલી હતી. તેમ તે પતિવ્રતા સાધ્વી દેવી હતી. જયશિખર રાજા રૂપસુંદરી જેવું રમણિ રત્ન મેળવીને સંસાર વૈભવ તથા રાજવૈભવ પૂર્ણ શાન્તીથી ભોગવતો હતો.

એ સમયે દક્ષિણના કલ્યાણ નગરમાં[2] ચાલુક્ય—સોલકી વંશનો ભૂવડ નામે મહા બળવાન રાજા રાજ્ય કરતો હતો. તેના દરબારમાં જયશિખરનો શંકર નામે રાજકવિ એક વખતે ફરતો ફરતો જઇ ચડયો. તેણે પોતાની રીત પ્રમાણે ભૂવડ રાજાની આગળ કેટલીક કવિતા બોલીને ગુજરાતનાં ઘણાંજ વખાણ કર્યાં. તે ઉપરથી ગુજરાત જીતવાનું ભૂવડ રાજાને મન થયું. તેથી તેણે પ્રથમ પોતાના મીર નામે સરદારને મોટી ફોજ સાથે ગુજરાત સર કરવા સારૂ મોકલ્યો. પરંતુ તે હારીને પાછો ગયો. તેથી ફરીથી મોટી ફોજ લેઇને ભૂવડ રાજા પોતે ગુજરાત જીતવા આવ્યો. ઇ. સ. ૬૯૬ ની સાલમાં પંચાસરના મેદાનમાં જયશિખર અને ભૂવડ વચ્ચે મહા દારૂણ યુદ્ધ ચાલ્યું. શૂરવીર જયશિખર રાજાએ ઘણીજ

(૧) ચાવડાવંશને સંસ્કૃત ગ્રંથોમાં "ચાપોત્કટ" કરીને લખે છે. ચાપ એટલે ધનુષ અને ઉત્કટ એટલે પ્રબળ. મતલબ કે પ્રબળ ધનુષવાળા ચાપોત્કટ શબ્દનો અપભ્રંશ ચાવડા થયો છે.

(૨) આ કલ્યાણ નગર એલ્ફિન્સ્ટન સાહેબના તથા ફાર્બસ સાહેબના મત પ્રમાણે દક્ષિણમાં હતું. પરંતુ ડાકતર બ્યુલર સાહેબે હિંદુ ગ્રંથકારોના મત પ્રમાણે કેટલાક આધારોથી તે ઉત્તરમાં કનોજના તાબાનું હતું, એમ સાબીત કીધું છે.

શોધ માટે જૂદા જૂદા વેષે જંગલોમાં ફરતાં હતાં, તેમનાથી પણ તેનું સારી રીતે રક્ષણ કર્યું હતું. એ રીતે રૂપસુંદરીએ વનવાસનાં દુઃખો વેઠતાં સંવત ૭૫૨ ના વૈશાક સુદ ૧૫ ના દિવસે એક તેજસ્વી પુત્રને જન્મ આપ્યો. જે વખતે ક્ષિતિજમાં સૂર્યોદય થયો, તેજ વખતે ગુર્જર રાજ્યને પુનઃસ્થાપનાર પ્રગટ થયો. આ ખુશાલીમાં ભીલોએ તે દિવસે મોટો ઓચ્છવ કર્યો હતો. કુંવરનું મુખ જોઇને દુઃખી રાણીને પણ ઘણો હર્ષ થયો. ભીલડીઓ કુમારનું સુંદર સ્વરૂપ જોઇને મોહ પામી. તેઓ તેને હાથમાં લેઇને બચીઓ કરવા તથા રમાડવા લાગી. આવા આનંદમાં વળી રૂપસુંદરીને સમાચાર મળ્યા કે, તેનો ભાઇ સુરપાળ ગિરનારમાં ક્ષેમકુશળ છે. એથી તેને અધિક આનંદ થયો.

એક દિવસે રાણી રૂપસુંદરી ઝાડને ડાળે લૂગડાની ઝોળી બાંધીને તેમાં બાળ પુત્રને સુવાડી તેને ઉંઘાડવા માટે હીંચકા નાખી હાલરડાં ગાતી હતી કે;—"હાલો ને તો ગોરી રે, ભાઇને પારણે હીરની દોરી, હાલો હાલો. ભાઇ તો મારો ગોરો રે બાવા, એની કેડે હીરાનો કંદોરો, હાલો હાલો." એમ ગાતાં રાણી અચકી જઇ નિઃશ્વાસ મૂકીને કહેવા લાગી કે;—"અરે પુત્ર! હું તો ઝાડની છાલની દોરી વડે હીંચોળું છું, અને આ ફાટેલી ઝોળીને થીગડાં દેવાને લૂગડું પણ નથી. તો પારણું ક્યાંથી લાવું બેટા! હીરનો કંદોરો મળતો નથી, તો તને હીરાનો ક્યાંથી લાવી પહેરાવું! દૈવ રૂઠ્યો છે, નહિ તો તું શા વિનાનો હોય બાપુ!" એટલામાં કુંવર રડ્યો, એટલે વળી તે ગાવા લાગી કે;—"હાલો, હાલો રે, બાવા, મારા લાડકડાને હાલો; તારી ફોઇને નામ પાડવાનો ના મળ્યો લ્હાવો, હાલો હાલો; વહાલા તારે મામે મુખડું નથી દીઠું; વહાલા તારા વેરીની આંખ્યોમાં પડજો રાઇ મીઠું, હાલો હાલો; પિતા ઓછંગે નવ રમ્યા, મીઠાં મુખડાં મહારાજે નવ દીઠાં, હાલો હાલો." એ રીતે ગાતાં રાણીનું હૈયું ભરાઇ આવ્યું. ગુજરાતના અધિશ્વરના કુંવરને જંગલમાં રહેનાર એક સાધારણ મનુષ્યના બાળકની માફક ઝાડને ડાળે બાંધેલી ઝોળીમાં હીંચતો જોઇને ગુજરાતની મહારાણીના મનમાં શોક થાય એ વાસ્તવિક છે. એક દિવસે રૂપસુંદરી બાળ પુત્રને ઝોળીમાં સુવાડી નજીકના તળાવમાં સ્નાન કરવા ગઇ હતી. તેવામાં શીલગુણસૂરી નામે એક જૈન સાધુ ત્યાં થઇને નીકળ્યો. તેણે ઝોળીમાં સૂતેલા બાળકની અપૂર્વ કાન્તિ જોઇને આશ્ચર્યથી પુછતાં તેને માલુમ પડ્યું કે, તે પુત્ર ગુજરાતના સ્વર્ગવાસી રાજા જયશિખરનો છે. અને તેની માતા રાણી રૂપસુંદરી પાસેના તળાવમાં સ્નાન કરવા ગયેલી છે. પછી શીલગુણસૂરી રૂપસુંદરીને મળ્યા. રૂપસુંદરી તેમને ઓળખતીજ હતી. તેથી પાસે બેસાડીને પંચાસરના સમાચાર તેણે પુછ્યા. તે ઉપરથી સૂરીએ જયશિખરના મરણ વગેરેના સર્વ સમાચાર કહ્યા. તેથી રાણીને ઘણો શોક થયો. સૂરીએ તેને આશ્વાસન દેઇને ધીરજ આપી પછી શીલગુણસૂરી રાજમાતાને તથા બાળરાજાને લેઇને નગરમાં ગયા. અને ત્યાં ઘણા સન્માનથી તેમને છુપાવી રાખ્યાં. કુંવરનો જન્મ વનમાં થયો, તેથી સૂરીએ તેનું નામ વનરાજ પાડ્યું. જે સ્થળે વનરાજનો જન્મ થયો હતો, તે સ્થળે તેનો ભાગ્યોદય થયા પછી ઝાડી કપાવી નખાવીને ચંદ્રપુર નામે ગામ વસાવ્યું તે ગામ હાલ ચંદુર કહેવાય છે. વનરાજના જન્મ પછી ભીલોએ રૂપસુંદરીને બીજે ઠેકાણે લેઈ જઇને કેટલોક વખત સુધી રાખી હતી, તે ઠેકાણે પાછળથી વનરાજે નગરી વસાવી. તે હાલ

**વઢીઆર** કહેવાય છે. વનરાજે પોતાની કુળદેવીનુ બધાવેલું દેહેરૂં એ કસ્બામાં અદ્યાપિ સુધી છે. એ જગોએ ભીલોને વનરાજના રક્ષણુ માટે શત્રુ સાથે ઘણી વઢવાડ થઇ હતી, તેથી આસપાસનો મુલક આજે પણ **વઢીયાર** નામથી પ્રસિદ્ધ છે.

શીલગુણ સૂરીએ રાણીને તથા રાજપુત્રને નગરમાં લેઇ જઇને અપાસરામાં મૂક્યાં. ત્યાં રૂપસુંદરી શત્રુના ડરથી પારસનાથની પૂજારણના વેષે રહી. અને બાળ પુત્રને નીરાંતે ઉછેરવાના કામમાં લાગી. ધીમે ધીમે ચાવડા વંશના નિમકહલાલ અને શૂરા ગૂર્જર યોદ્ધાઓને જાણ થવાથી તેઓ પોતાના બાળ રાજાનું સંરક્ષણ કરવા માટે છાના માના અપાસરાની આસપાસ આવીને વસવા લાગ્યા. તેથી એ ગામ ટળીને મોટું નગર થયું. તેનું નામ વનરાજના નામ ઉપરથી **વનોડ** પાડવામાં આવ્યું. તે નગર અદ્યાપિ સુધી છે. વળી ત્યાં પણ વનરાજની કુળ દેવીની સ્થાપના કરીને તેનું નામ વનાવી માતા પાડ્યું. વનરાજે મોટા થઇને વનોડમાં એક કુવો ખોદાવ્યો, તે આજે **વેનકુવાને** નામે જાણીતો છે. આ નગર એવી યુક્તિથી વસાવ્યું હતુ કે, શત્રુનું લક્ષ તેના ઉપર જાય નહિ. વળી રૂપસુંદરી મરી ગયાની અફવા ચાવડા વંશના પક્ષકારોએ ફેલાવી, અને વનરાજના જન્મ તથા રહેઠાણની ખબર દુસ્મનોને પડવા દીધી નહિ. ગામમાં સૌ તેને **વનુભા** કહેતાં. પેલી તરફ સુરપાળ ગિરનારના ડુંગરોમાં રહીને આજુ બાજુનાં ભુવડ રાજાનાં થાણાં ઉપર હુમલો કરતો, અને તેમનો સરંજામ લૂટી લેતો. પરંતુ ભુવડ રાજાની સત્તા દેશમાં એટલી બધી જામી હતી કે, તેના અધિકારીઓએ રૂપસુંદરી અને તેના બાળકની શોધપર ઝાઝું લક્ષ આપ્યું નહિ. હવે ગુર્જરો શું કરી શકવાના છે? એમના કાંઇ ભાર નથી. એમ ધારી તેઓ બેદરકાર થવા લાગ્યા. વનોડમાં પણ તેઓ ગુપ્ત ભેદ જાણતા નહોતા. તેઓ રૂપસુંદરીને અપાસરાની પૂજારણ સમજતા હતા.

વનોડના અપાસરામાં પૂજારણ માતા રૂપસુંદરીની યોગ્ય સંભાળ અને કેળવણીમાં વનરાજ દિનપર દીન ઉમ્મરે વધવા લાગ્યો. તે જ્યારે આઠ દશ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે વનમાં રક્ષણ કરનાર ભીલ રાજા તેમને મળવા આવ્યો. તે વનુભાને ચડવા માટે એક સુંદર સોરઠી ઘોડી લાવ્યો હતો. તેમજ એક વેપારીએ ઉત્તમ જાતિનો આરબી ઘોડો તથા કેટલાક શસ્ત્ર મોકલ્યાં હતાં. એમ સુદૈવયોગથી તેમને ચારે તરફથી ઘણી પ્રકારની મદદ મળતી હતી. ગુજરાતમાં ભૂવડ રાજાની સત્તા પૂર્ણ રીતે જામેલી છતાં આવી રીતે ગુર્જરો તેમને છાની મદદ કરતા હતા. એ ઉપરથી ગુર્જરોની સ્વરાજ્ય ભક્તિ કેટલી બધી પ્રૌઢ હતી, તે સહેજ જણાઇ આવે છે. ભીલ રાજાએ રાજમાતા રૂપસુંદરીની પાસે જઇને કહ્યું કે, હવે વનુભા યોગ્ય વયના થયા છે. માટે તેમને મારી સાથે જંગલમાં મોકલો. ત્યાં હું તેમને ધનુર્વિદ્યા અને અશ્વ વિદ્યાદિક યુદ્ધ કળામાં કુશળ કરીશ, રાજમાતાએ ખુશીથી રાજકુમારને તેની સાથે મોકલ્યો. વનરાજ ભીલ રાજાની સાથે વનમાં ગયો. ત્યાં તેને યુદ્ધ કળાના પાઠ ઘણા સહેલા લાગ્યા. એ વિષયમાં કુદરતે તેને વિશેષ બુદ્ધિ આપેલી હોય, એવું જણાયું. થોડા સમયમાં ગુરૂ શિષ્ય વચ્ચે ઘણી માયા થઇ. બાળક, જુવાન, અને વૃદ્ધ એમ સર્વને વનુભા માનીતો થઇ પડ્યો. તે ભીલોના છોકરા જોડે રમતો, અને દોડવાની, ઝાડે ચડી જવાની, તરવારની, અને તીરવડે નિશાન તાકવાની, ઇત્યાદિ ઘણા પ્રકા-

સ્ત્રની યુદ્ધ કળા શિખતો. વચમાં વચમાં થોડો વખત માતુશ્રી પાસે જઇ આવતો.. આ વેળાએ તેને વિદ્યાની કેળવણી આપવાનું કામ પણ સાથે ચાલતુંજ હતું. એ પ્રમાણે કેટલોક સમય વિસા પછી તેનુ અંગ કસાઇને કઠિણ થયું. એટલે તે દેશના શત્રુઓ ઉપર શસ્ત્રનો ઉપયોગ કરવાને આતુર થયો. પરંતુ શીલગુણસુરી અને ભીલ રાજાએ તેને તેમ કરતાં વારીને કહ્યું કે, હજુ તમે બાળક છો, પ્રગટ થવાનો સમય હજી આવ્યો નથી. તમારા શૂરવીર મામા સુરપાળ વખત આવે પોતાની જોડે તેડી જશે, ત્યારે યુદ્ધ કરવાના મનમાનતા પ્રસંગ મળશે. ને પ્રભુજી જય આપશે. આ શીખામણ ચંચળ વૃત્તિના રાજપુત્રને ગમતી નહિ, પણ ન ચાલે માનવી પડતી.

પાછળ કહેવામાં આવ્યું છે કે, સુરપાળ ગિરનારના જંગલોમાં રહીને શત્રુના માણસોને હેરાન કરતો હતો. તેણે પોતાની બ્હેનને પુત્ર થયાના શુભ સમાચાર જાણ્યા હતા. તેથી તે ઘણો ખુશી થયો હતો. તે વખતો વખત છાનોમાનો બ્હેનને તથા ભાણેજને મળી આવતો હતો. પરતુ કદાચ પ્રગટ થઇ જવાય એવી દેહેશતને લીધે વનરાજ મોટો થતાં સુધી તેમનાથી દૂર રહેવાનું તેણે પસંદ કર્યું હતું તે છતાં તેમની યોગ્ય રીતે સંભાળ રાખવાની કાળજી તે નિરંતર રાખ્યા કરતો હતો. હવે વનરાજ મોટી ઉમ્મરનો થવાથી તેને પોતાની સાથે લેઇને જંગલોમાં ફરવા લાગ્યો. અને તેને લડાઇના કાવાદાવા તથા રાજનીતિ પ્રકરણમાં વધારે પાધરો કરવા લાગ્યો. સુરપાળ વનરાજને લેઇને પ્રથમ **શ્રીમાલપુર** ગયો હતો. ત્યાંના નગરશેઠની પુત્રી **શ્રીદેવી**ને લૂટનારા લૂટારા તરીકે તેઓ-સૌ કેદ પકડાયા હતા. પરંતુ પાછળથી માલુમ પડ્યું કે, તેઓ શ્રીદેવીને લૂટનાર લૂટારા નથી, પણ તેને લૂટારાઓના હાથમાંથી છોડાવનારા છે. આથી તેમને છોડી મૂકવામાં આવ્યા, અને ઘણું સન્માન મળ્યું. શ્રીદેવીએ તથા તેના પિતાએ વનરાજની ઘણીજ મ[illegible] રદાસ કરી. ત્યાર પછી સુરપાળ વનરાજને લેઇને ગિરનાર તરફ ગયો. ત્યાં તેમને **અણહિલ** નામે એક ભરવાડ મળ્યો. તેણે જગલમાં સંતાઇ રહેવાના તથા શત્રુનાં થાણાં અને માણસોના ઉપર ધાડ પાડવાના ઘણા ઉત્તમ માર્ગ બતાવ્યા. પછી મામા, ભાણેજે અણહિલ વગેરેની મદદથી કેટલાક લડવૈયા લોક એકઠા કર્યા, અને યોગ્ય સમય જોઇને પ્રથમ પ્રભાસપાટણ અને કનકાવતી ઉપર હુમલો કરીને એ બે અગત્યનાં થાણાં હાથ કરી લીધાં. હવે સર્વને ખબર પડી કે, મરન ગુર્જરેશ્વર જયશિખરનો કુંવર વનરાજ મોટો થયો છે, અને પોતાના પૂર્વજોની ભૂમિ પુનઃસંપાદન કરવા માટે પ્રયત્ન કરે છે. આ સમાચાર સાંભળીને ઘણાક સ્વદેશાભિમાની પુરૂષો ખુશી થયા, અને વનરાજને મદદ કરવા લાગ્યા. એથી ભૂવડના કામદારોને દહાડે દહાડે રાજ સાચવવાનું કામ કઠિણ થઇ પડ્યું. આ વખતે ભુંવડ ઘરડો થયો હતો, તેથી તે જાતે ગુજરાતમાં આવી શકે તેમ નહોતું. અને તેના પુત્રોમાં કુસંપે ઘર ઘાલ્યું હતું, તેથી તેનુ રાજ કમજોર થઇ ગયું હતું.

આ વખતે આબુના રાજા જયમલદેવના ઉપર વનરાજને આશ્રય આપ્યાનું તોહોમત મૂકી તેનું રાજ્ય ભૂવડ રાજાના ગુજરાત ગયેલા એક હાકેમે જપ્ત કરી તેને કુટુંબ સુદ્ધાં કેદ કર્યો હતો. એ વાતની વનરાજ તથા સુરપાળને ખબર પડતાં તેઓ આબુરાજની વાહારે ધાયા તેમણે પોતાના બાહુબળ વડે મોતની ફોજનો પરાજય કરી જયમલદેવને

શત્રુના હાથથી છોડાવ્યો. ત્યાર પછી થોડીક મુદતે સુરપાળ માંદો પડવાથી મરણ પામ્યો. સુરપાળના મરણથી વનરાજને મોટી ખોટ પડી. સુરપાળની તેને મોટી હુંફ હતી. તેનીજ શીખવણી પ્રમાણે વનરાજ બધો વહિવટ કરતો હતો. હવે પોતાની અક્કલ પ્રમાણે તેને કામ કરવું પડયું. તે છતાં વનરાજ ગભરાયો નહિ. ને હિમ્મતથી પોતાની કામ સાધના પૂર્ણ કરવા લાગ્યો. ચાંપો (જાંબ) નામે વાણીયો સુરપાળનો મુખ્ય અને ડાહ્યો કારભારી હતો. તેનામાં ક્ષત્રિયના જેવું પરાક્રમ કરવાનું જોર હતું. તેમ તે પોતાની જાતિના ગુણ પ્રમાણે ડાહ્યો અને ચંચળ સ્વભાવનો હતો. સુરપાળની પાસે રહીને તેણે સારી કુશળતા મેળવી હતી. સુરપાળના મરણ પછી વનરાજે તેને પોતાના મંત્રીની જગોએ રાખ્યો હતો. તેણે વનરાજને ગુજરાતનું રાજ્ય પાછું મેળવવામાં બહુ કીંમતી મદદ કરી હતી. સુરપાળના મરણ પછી વનરાજે ચાંપા પ્રધાન વગેરેની મદદથી ભૂવડ રાજાના ઘણાક કિલ્લા સ્વાધીન કર્યા હતા. જેમ જેમ તે કિલ્લા મેળવતો ગયો, અને ગૂર્જરોને જાણ થતી ગઇ, તેમ તેમ તેના સૈન્યમાં ઘણા બહાદુર યોદ્ધાઓ એક પછી એક આવીને સામેલ થયા. એ રીતે વનરાજનું બળ દિવસે દિવસે વધતું ગયું, તેવામાં ભૂવડ રાજા મરણ પામ્યો. ભૂવડના મરણ પછી તેના મંત્રીઓએ વડા કુંવર કરણની આણ ફેરવી, પણ તેના ભાઇઓએ તે માની નહિ. અને તેમણે ઠેર ઠેર બંડ ઉઠાવ્યું. તે સમાવવાને કરણે ગુજરાતના સૈન્યનો મોટો ભાગ દક્ષિણમાં બોલાવી લીધો. આ તકનો લાભ લેઇને વનરાજે બાકી રહેલા સોલંકી સૈન્યને મારી હાંકી કાઢ્યું. અને ગુજરાતમાં પોતાની આણ વર્તાવી. સંવત ૭૯૯.

સોલંકી ફોજે જતાં જતાં બને તેટલું નુકશાન કર્યું હતું તેમાં સૌથી વધારે ખરાબી પંચાસરની કરી હતી. તેમણે મોટા રાજમહેલો તથા શેઠ શાહુકારોની હવેલીઓ વગેરે બાળીને ભસ્મ કરી નાખ્યું હતું. આ ખંડેરો ફરીને બાંધવાને બદલે એક નવું નગર વસાવીને ત્યાં પોતાની રાજધાની કરવાનો વનરાજે વિચાર કર્યો. પરંતુ હમણાં તે દેશને થાળે પાડવાના કામમાં લાગેલો હોવાથી એ કામ તેને કેટલીક મુદત સુધી મુલતવી રાખવાની જરૂર પડી. બે વર્ષ પછી જ્યારે સઘળે સમાધાની થઇ, અને લોકો ધંધા રોજગારે વળગીને આબાદ થયા, ત્યારે તેણે નવુ નગર વસાવવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તેણે રાજમાતા રૂપસુંદરીને તથા મહાત્મા શીલગુણસૂરીને પોતાની પાસે બોલાવી તેમની સંમતિથી આબુના રાજા જયમલદેવની કન્યા સુંદરકેશી સાથે શાસ્ત્ર વિધિએ લગ્ન કર્યું. ત્યાર પછી સંવત ૮૦૨ ના મહાવદ ૭ ને સનિવારે સરસ્વતી નદીને કિનારે રમણિક સ્થળમાં નવી નગરી બાંધવાનું ખાતમુહુર્ત કરવામાં આવ્યું. અને તેજ દિવસે પોતાના રાજ્યાભિષેકની ક્રિયા મોટી ધામધુમથી કરી. એ શુભ અવસરે વનરાજે આગળ આપેલાં વચન મુજબ અણહિલ ભરવાડના નામ ઉપરથી નવા શેહેરનું નામ અણહિલવાડ (પાટણ) પાડયું. શ્રી દેવીને હાથે રાજતિલક કરાવ્યું. અને ચાંપાને[1] પોતાના મુખ્ય પ્રધાનની જગો આપી. વળી શીલગુણ સૂરી પંચાસરથી પાર્શ્વનાથની એક મૂર્તિ લાવ્યા હતા, તે દેવળમાં પધરાવીને તેનું નામ પંચાસરા પાર્શ્વનાથ પાડયું. એજ દેવળમાં વનરાજે પોતાની મૂર્તિ પણ બેસાડી

(૧) આ ચાંપાએ પાવાગઢની તળેટીમાં પોતાના નામ ઉપરથી ચાંપાનેર નામે મોટું નગર વસાવ્યું હતું.

હતી. તે અદ્યાપિ સુધી ત્યાં છે. એજ પ્રમાણે વનરાજે પોતાને દુઃખની વેળાએ મદદ કરનારા સર્વ માણસોને મોટા સન્માનથી બોલાવી યોગ્ય બક્ષિસો આપી હતી.

નવી રાજધાનીમાં રાજ્યાભિષેક થયા પછી વનરાજ પ્રજાનું સુખ દુઃખ તપાસવા માટે સ્વરાજ્યમાં ફરવા નિકળ્યો હતો. રૈયતે તેનો ઘણો સત્કાર કર્યો. મુકામે મુકામે તેણે લોકોને મળી તેમના દુઃખની વાતો ધીરજથી સાંભળી લીધી. અને તે દૂર કરવાના યોગ્ય ઉપાય યોજ્યા. દેશમાં જીર્ણ થઇ ગયેલા રસ્તા, કુવા, વાવ, તળાવ, ધર્મશાળાઓ નદીના આરા, અને દેવસ્થાનો વગેરે સમરાવવાની ગોઠવણ કરી. તેમજ રાજ્યના ખરચે જંગલો કપાવીને ત્યાં ગામ વસાવવાની કારભારીઓને આજ્ઞા કરી. ધાડ, ચોરી, અને લુટફાટ ન થાય માટે ઠેર ઠેર, ચોકીઓ બેસાડીને લોકોને નિર્ભય કર્યા. નવી જમીન કેટલાંક વર્ષ સુધી વગર ગણોતે ખેડુતોને ખેડવા સારૂ આપી. નિરૂદ્યોગી લોકોને લશ્કરી ખાતા-વગેરેની નોકરીઓ આપી કામે લગાડયા. વેપાર તથા હુનર-કળાને ઉત્તેજન આપ્યું. વિદ્યા ભણાવનારાઓને પરસાયનાં તથા વિદ્યાર્થીઓના નિર્વાહને માટે ભુમી કાઢી આપી, વિદ્યાને ઉત્તેજન આપ્યું. રાજ ભંડારમાં ધન એકઠું કરવા કરતાં પ્રજાની આબાદી અને સુખપર તેણે વધારે કાળજી રાખી, રાજ્ય દ્રવ્યનો યોગ્ય ઉપયોગ કર્યો. રાજ ભંડારનું નાણું હરકોઇ કામમાં વાપરતી વેળાએ તે યાદ રાખતો કે, એ ધન પ્રજાનું છે. સ્વારીમાં વનરાજ પોતે વેશ બદલીને લાંચિયા અમલદારોનાં કૃત્યોની તપાસ કરતો. અને જેઓ પકડાઇ જતા, તેમને યોગ્ય શિક્ષા કરતો. એ રીતે વનરાજે સ્વરાજ્યમાં સઘળે ફરીતે પ્રજાનાં દુઃખ ટાળ્યાં હતાં.

વનરાજની સ્વારી પ્રવાસમાંથી પાછી અણહિલપુર પાટણમાં પહોચી. ત્યારે મહારાણી સુંદરદેવીએ એક રાજપુત્રને જન્મ આપ્યો. તેથી સઘળે આનંદ ઓચ્છવ થઇ રહ્યો. આ કુંવરનું નામ યોગરાજ પાડવામાં આવ્યું હતું. રાજ કુમાર જ્યારે યોગ્ય ઉમ્મરનો થયો, ત્યારે તેને વિદ્યાની કેળવણી તથા અંગ કસરત વગેરે શીખવવા માટે વનરાજે ઘણા વિદ્વાન શિક્ષા ગુરૂઓ નિમ્યા હતા. તેમના હાથ નીચે શીખીને યોગરાજ ઘણો હુશિયાર થયો હતો. તેથી વનરાજે પોતાની વૃદ્ધાવસ્થામાં રાજ્યનો ભાર ધીમે ધીમે યોગરાજને શીર નાખ્યો હતો. એમ કરતાં કરતાં વનરાજને ઘરડપણે એટલા બધા સપડાવ્યા કે, હવે રાજ્યધર્મ બજાવવાની તેમનામાં શક્તિ રહી નહિ. દાંત પડી ગયાથી ડાચાં બેશી ગયાં, જે બાહુએ ભારે ગદા, ભાલા, અને બાણ ફેંક્યાં હતાં, તેને હવે લાકડી ઉપાડવી પણ કઠિણ થઇ પડી. થોડાં વર્ષ તો લાકડીના ટેકે ચલાયુ, પણ પછી તો તેમ પણ બની શક્યુ નહિ. ધોળા થયેલા વાળ પણ ખરી પડયા. યોગરાજની રાણી મયુણાદેવીને કુંવર સાંપડ્યો. તેને વનરાજે ખોળે લેઇને તેનું નામ ક્ષેમરાજ પાડયું. યોગરાજે એક ગ્રંથ રચવા માંડ્યો હતો, તે પુરો થયેલો જોવાની મહારાજની ઇચ્છા હતી, પણ તે પાર પડી નહિ. અને સંવત ૮૬૨ માં પોતાની ૧૧૦ વર્ષની ઉમ્મરે એ પ્રતાપી રાજાનો પવિત્ર આત્મા મુક્તિ પામ્યો.

વનરાજના પછી તેનો પુત્ર યોગરાજ અણહિલપુર પાટણની ગાદીએ બેઠો હતો. યોગરાજ પછી તેનો પુત્ર ક્ષેમરાજ, તેનો ભૂવડ, તેનો વૈરિસિંહ, તેનો રત્નાદિત્ય, અને તેનો સામંતસિંહ એ રીતે અનુક્રમે ચાવડા વંશના રાજાઓ થયા. છેલ્લા રાજા સામંતસિં-

હને કાંઇ સંતાન ન હોવાથી તેની બ્હેન લીલાદેવીના પુત્ર મુળરાજ સોલંકીને ગુજરાતનું રાજ મળ્યું, આ સોલંકી વંશમાં મૂળરાજ પછી છઠ્ઠો રાજા **સિદ્ધરાજ જયસિંહ** ઘણો પરાક્રમી થયો છે. ( જુઓ સિદ્ધરાજ જયસિંહનું ચરિત્ર )

# સિદ્ધરાજ જયસિંહ.

ગુજરાતનો આ મહા પ્રતાપિ અને ચક્રવર્તિ મહારાજા ધિરાજ **સિદ્ધરાજ જયસિંહ**નો જન્મ ઇ. સ. ૧૦૮૪ માં **પાલણપુરમાં** થયો હતો. તેનો પિતા મહારાજા **કરણ** સોલંકી—ત્રૈલોક્યમલ્લ પણ મહા પ્રતાપિ રાજા હતો. તેજ પ્રમાણે સિદ્ધરાજની માતા **મીનલદેવી** બહુ ધાર્મિક અને પરાક્રમી હતી. (જુઓ મીનલદેવીનું ચરિત્ર) સિદ્ધરાજનો પિતા કરણ સોલંકી ઇ. સ. ૧૦૭૨ માં ગુજરાતની ગાદીએ બેઠો હતો. તે વેળાએ દેશની આબાદી ઘણી સારી હતી, રાજા પ્રજા અધમ અવસ્થાને પામ્યાં નહોતાં, અને વિનાસકારિ બૂંડા બાળલગ્ને દેશમાં પ્રવેશ કર્યો નહોતો. તેથી કરણના પિતા ભીમદેવે અને રાજમાતા ઉદયમતિએ પોતાના કુંવરને નાનપણમાં પરણાવી દેવાની ઉતાવળ કરી નહોતી. પરંતુ કરણના તનને તથા મનને કેળવીને પુરૂષાર્થ કરવાને યોગ્ય કર્યો હતો. તેથી તેણે ગાદીએ બેઠા પછી ઘણુંજ નીતિથી રાજ ચલાવી પ્રજાને ઘણી આબાદ અને સુખી કરી હતી. કરણ રાજા વિદ્યાનો પણ ઘણો શોખિન હતો. તેણે એક મોટો વિશાળ બગીચો બનાવીને તેમાં મોટી પાઠશાળા સ્થાપિ હતી. એ પાઠશાળામાં મહા પંડિત અને સુશિલ વિદ્યા ગુરૂઓને નિયુક્ત કર્યા હતા. તેમના હાથ નીચે ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાભ્યાસ કરતા હતા. તેમને કોઇ જાતનો કુસંપ લાગવા દેતા નહિ. તેમજ તેમનું ૨૫ વર્ષનું વય થતાં સુધી તેમને વિષય સંબંધી વાતમાં છેક અજાણ રાખવામાં આવતા હતા. સર્વે વિદ્યાઓ શીખી રહીને પછી તેઓ પોતાને ઘેર જઇને લગ્ન કરતા હતા. આ પાઠશાળા છેક કુમારપાળ રાજાના સમય સુધી હયાત હતી. આ પાઠશાળામાં ભણેલા વિદ્યાર્થીઓને કોઇ પણ દેશના પંડિતો છતી શકતા નહિ. એ સમયમાં વિદ્યાની બાબતમાં ગુજરાત દેશ સર્વથી ચઢિયાતો હતો. **શ્રીપાદ** અને **હેમચંદ્ર** જેવા મહા પંડિતો પણ એજ શાળામાં નિપજ્યા હતા. આ સર્વ ઉપરથી કરણ રાજાની મોટાઇનો ખ્યાલ થઇ શકે છે.

સિદ્ધરાજને દશ વર્ષની ન્હાની વયનો મૂકીને કરણ રાજા ગુજરી ગયો, તેથી તેને કેળવણી આપવાનું ભારે કામ એકલી મીનલદેવીને માથે આવી પડ્યું. વળી તેને માથે રાજ્ય કારભારનો બાર હોવા છતાં તેણે પોતાની એ પવિત્ર ફરજ યથાયોગ્ય બજાવી હતી. સિદ્ધરાજ બુદ્ધિવાન અને ઉદ્યોગી હતો, તેથી તેને ભણાવવાનું કામ બહુ અઘરૂં પડ્યુ. તે સ્વભાવે ઉમંગી હતો, તેથી જે કામ કરવા ધારે તે ઉમંગથી કરતો તે જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ તેનો વિદ્યાપર પ્રેમ વધતો ગયો તેના શરીરનું કાઠું બાળપણથીજ લઠ્ઠ હતું. તેને મીનળદેવી જેવી ચતુર માતાએ ડહાપણથી કેળવીને પુષ્ટ કર્યું તે યોગ્ય વખતો થયો, ત્યારે તેને વિદ્યાભ્યાસની સાથે અંગ કસરત, ઘોડા દોડાવવા, તાકીને તીર મારવા, ભાલા ફેંકવા, તરવારના પટા રમવા, ઇત્યાદિ મરદાની અભ્યાસમાં નાખ્યો હતો.

**ભાવાર્થ**—દિગંબરોએ પોતે કરેલો નિયમ ૨૦ કર્યા અને આજ સુધી કીર્તિરૂપી જે કથા સંપાદન કરેલી હતી, તે કથા આજે દેવસૂરી (દેવબોધી) એ તેમની પાસેથી ખુંચાવી લીધી તથા તે દિગંબરને કથા નગ્નો એટલે નાગો અને મૂર્ખ બનાવ્યો.

એ પ્રમાણે આ મહાન્ રાજા પંડિતોની સભા કરી વાદવિવાદ કરાવી ધર્મશાસ્ત્ર વગેરે સંબધી નિર્ણય કરવામાં ગોખી હતો. **यथामूलां तथाङ्कुरा.** એ ન્યાય પ્રમાણે પિતાની પેઠે આ મહારાજાએ પણ વિદ્યાને ઉત્તેજન આપવામાં પાછી પાની કરી નહિ.

મહારાજા સિદ્ધરાજ દક્ષિણ ઉપર સ્વારી કરીને પાછો વળ્યો ત્યારે થોડાક દિવસ સુધી ઉદવાડામાં રહ્યો હતો. ત્યાં **પારસી** લોકોની તેણે મુલાકાત લઈને તે લોકોના ઇરાનથી આ દેશમાં આવવાના સમાચાર પુછતા સર્વ હકીકત જાણીને તેમના તરફ તેણે ઘણી દિલસોજી બતાવીને કહ્યું કે,—"તમારી મરજી હોય તો તમને ઇરાન સુધી બીનહરકતે પહોંચાડવા હું બંદોબસ્ત કરૂં. અને જો અહિંજ વસવાની મરજી હોય તો ભલે સુખેથી રહો. હું તમારૂં બહુ સભાળથી રક્ષણ કરીશ. તથા મારા રાજ્યમાં તમારી મરજી હોય તો લાયકી પ્રમાણે મોટા હોદ્દા આપીશ." એવું કહીને મહારાજાએ તેઓમાંના યોગ્ય પુરૂષોને કેટલીક જાગીરો બક્ષિસ કરી હતી. અને ઉદવાડાના **આતશબેહેરામના** દર્શન કરીને તેમના ધર્મને માન આપ્યું હતું.

સિહોર ગામ પૂર્વે મૂળરાજે બ્રાહ્મણોને દાનમાં આપેલું હતું, તેનો સિદ્ધરાજે નવેસરથી લેખ કરી આપીને તેઓને બીજા ૧૦૦ ગામ ભાલમાં આપ્યાં હતાં. પરંતુ એ સ્થળે જંગલી જાનવરોના ભયથી બ્રાહ્મણોએ ગુજરાતમાં રહેવાની પરવાનગી માગી, તેથી સિદ્ધરાજે તેમને સાબરમતિ કાંઠે આસાઅબલી નામનું ગામ આપ્યું. અને સિહોરથી તેઓ જે અનાજ લાવે તે ઉપરનો કર માફ કર્યો હતો.

સિદ્ધરાજને ગાદીએ બેસતી વેળાએ જે મુલક વારસામાં મળ્યો હતો, તેમાં તેણે પોતાના પરાક્રમ અને ડહાપણથી ઘણો વધારો કર્યો હતો. તેના રાજ્યની હદ દક્ષિણે કોકણ અને કોલ્હાપુર સુધી, પૂર્વે માળવા દેશમાં, ઉત્તરે આબુની પેલીપાર છેક ઝાલોર સુધી, અને પશ્ચિમે સિંધુથી મેવાડ સુધી હતી. જૈન ગ્રંથકાર લખે છે કે;—"સિદ્ધરાજના દરબારમાં સિલોન (લંકા) ના રાજા તરફથી ઘણી કીમતી વસ્તુઓ વગેરેની ભેટ આવી હતી." ચંદ બારોટ લખે છે કે;—"સિદ્ધરાજે જ્યારે કનોજના રાજા સાથે યુદ્ધ કર્યું, ત્યારે તેણે પોતાની તરવાર ગંગા નદીમાં ધોઇ હતી." સિદ્ધરાજને મેવાડ અને અજમેરના રાજાઓ સાથે મિત્રાઇ હતી. જો તેમ ન હોત તો તેના રાજ્યની હદ એ મુલકોના પેલી તરફ પહોંચી હોત.

એક ગ્રંથકાર લખે છે કે;—"સિદ્ધરાજ સ્વરૂપવાન, પાતળો, અને નમુનેદાર હતો. તેના હાથ કોણિ સુધી કાળા હતા. તે ઘણુંકરીને સઘળા સદ્ગુણથી ભરપૂર અને આશ્રિતોને કલ્પવૃક્ષ સરખો હતો. તોપણ લંપટપણાનો તેનામાં મુખ્ય દોષ હતો. તેથી કેટલેક ઠેકાણે કવિઓએ તેની નિંદા કરી છે. તે રાતની વખતે વેષ બદલીને નગરચર્ચા જોવા સારૂ ફરતો હતો. વળી તે કીર્ત્તિનો લોભી હતો, તેથી લડાઇઓ કરતો. એટલુંજ નહિ પણ ભાટ લોકોને ઘણા પૈસા આપી ખુશ રાખતો. તેણે પોતાનાં પૂર્વજોનું એક વૃત્તાંત લખાવ્યું હતું. સિદ્ધરાજે પોતાની ઉદારતાથી સોરઠ તથા ગુજરાતમાં ઇમારતો, દેવળો, અને જળાશયો એટલાં બધાં પાથરી મૂક્યાં છે કે, તેનાં ખંડેર જોઇને લોકો આશ્ચર્ય પામે છે. અને પ્રાચીન ઇતિહાસના શોધકો તેનાં વખાણ કરે છે. પ્રસિદ્ધ રાસમાળા ગ્રંથના કર્તા એ. કે. ફાર્બસ સાહેબ લખે છે કે;—"સિદ્ધરાજનામાં ગમે તેવા દુર્ગુણ હતા, તોપણ તે હિંદુઓમાં એક શ્રેષ્ઠ રાજા થઇ ગયો છે. તે શૂરો, બળવાન, અને મોટાં કામો કરવાને હમેશાં આતુર હતો. ભાટ લોકો તેને ગૂજરાતનું ભૂષણ અને ચાલુક્ય વંશનો દીવો કરીને કહે છે, તે વ્યાજબી છે."

આ શૂરો અને પરાક્રમી રાજા સને ૧૦૯૪ માં ગાદીએ બેઠો હતો. અને સને ૧૧૪૩ માં ૪૯ વર્ષ રાજ્ય કરીને સ્વર્ગવાસી થયો હતો. તેને પુત્ર ન હોવાથી રાજપાટ તેના ઓરમાન કાકા ક્ષેમરાજના પ્રપૌત્ર કુમારપાળને[1] મળ્યું હતું.

(૧) કરણના પિતા ભીમદેવની બીજી રાણી બકુલાદેવીનો પુત્ર ક્ષેમરાજ કે જે કરણનો ઓરમાન ભાઈ થાય. તેનો પુત્ર દેવપ્રસાદ, દેવપ્રસાદનો પુત્ર ત્રિભુવનપાળ, ને ત્રિભુવનપાળને મહીપાળ, કીર્તિપાળ, અને કુમારપાળ, એવા ત્રણ પુત્ર હતા.

દુર્બળ અવસ્થામાં તે અસંભવિત જેવાં લાગ્યાં. તેથી આચાર્યે તેની ખાત્રી કરી. તે ઉપરથી કુમારપાલે તેમને વચન આપ્યું કે, જો હું પાટણનો રાજા થઇશ, તો નિશ્ચય જૈન ધર્મ અંગિકાર કરીશ. ત્યાર પછી ઉધાયન મેહેતાએ ખરચી માટે પૈસા આપ્યા, તે લેઇને કુમારપાળ માળવે ગયો. એવી દંત કથા ચાલે છે કે ત્યાં દુર્ગેશ્વરના મંદિરમાં એક શિલા લેખ તેના જોવામાં આવ્યો, તેમાં લખ્યુ હતું કે;—"સંવત ૧૧૪૪નુ વર્ષ થશે, ત્યારે હે! વિક્રમ તારા જેવો એક બીજો રાજા કુમારપાલ નામે થશે." આ વિષે ગમે તેમ હો પણ તે માળવામાં હતો, તેવામાં તેને સિદ્ધરાજના મરણના સમાચાર મળવાથી તે તાબડતોબ પાટણમાં આવી પહોચ્યો. અને પોતાના બનેવી કહાનદેવ (સિદ્ધરાજનો પ્રધાન)ની મદદથી ગુજરાતની ગાદીએ બેઠો. સંવત ૧૧૪૩. આ વખતે કુમારપાલની ઉમ્મર ૫૦ વર્ષની હતી.

મહારાજા કુમારપાળે પોતાની ઉમ્મરનો મોટો ભાગ દુઃખ અને દારિદ્ર અવસ્થામાં અહિંથી તહિં ભટકવામાં ગુજાર્યો હતો. એવા અનુભવને લીધે તે ઘણીજ રૂડી રીતે રાજ્યકાર્યભાર કરવા લાગ્યો. રાજ્ય મળ્યા પછી પોતાને દુઃખના વખતમાં સહાય કરનારા માણસોને તે ભૂલી ગયો નહિ. તેણે સર્વને સન્માનપૂર્વક પોતાની હજુરમાં બોલાવીને યોગ્ય બદલો આપ્યો. ખંભાતવાળા ઉધાયન મેહેતાના દિકરા વાગદેવને તેણે પોતાના મુખ્ય પ્રધાનની જગો આપી. અને આલીગ કુંભાર તથા બીજા લોકોને પણ એવીજ રીતે સંતુષ્ટ કર્યા. ઉધાયનનો બીજો પુત્ર વાહદ નામે હતો, તે સિદ્ધરાજનો બહુ માનીતો હતો. તેથી તે કુમારપાળની આજ્ઞા પાળવાની ના પાડીને નાગોરના રાજા વીસલદેવના પુત્ર અણા (આનક) પાસે જઇને રહ્યો હતો. તેણે આનકને ગુજરાત ઉપર ચડાઇ કરવાને ઉશ્કેર્યો. આનકે માળવાના રાજાને પોતાની મદદે બોલાવી મોટી ફોજ સાથે ગુજરાત ઉપર ચડાઇ કરી. એ ખબર સાંભળીને કુમારપાળ પણ મોટા સૈન્ય સહિત આનકની સાથે લડવાને તૈયાર થયો. તેની મદદે સિંધ અને કચ્છના રાજાઓ પણ પોતાનાં લશ્કર લેઇને આવ્યા. તે સર્વને લેઇને કુમારપાળ આબુ તરફ ગયો. ત્યાં હરણનો પોશાક પહેરનારા પહાડી લોકો તેની ફોજમાં આવી મળ્યા. તેમજ આબુનો પરમાર રાજા વિક્રમસિંહ જે ઝાલોરની સેનાનો મુખી ગણાતો હતો, તે પણ કુમારપાળના પક્ષમાં સામેલ થયો. આબુ આગળ કુમારપાળ અને આનક રાજાનાં સૈન્યો એકઠાં થયાં. ત્યાં બન્ને વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયું. તેમાં બને પક્ષનાં ઘણાં માણસો કપાઈ જતાં છેવટે કુમારપાળનું નાખેલું બાણ આનક રાજાને વાગવાથી તે નીચે પડયો. તે જોઇને તેના સરદારો કુમારપાળને શરણે થયા. એ રીતે કુમારપાળ આનકની સેનાને જીતીને કેટલીક મુદત સુધી રણભૂમીમાંજ રહ્યો. પછી આનક રાજાએ કેટલાક ઘોડા કુમારપાળને નજરાણા તરીકે મોકલ્યા, અને પોતાની પુત્રીને પરણાવવાની ઇચ્છા જણાવી તેની ક્ષમા માગી. કુમારપાળે પ્રથમ તો તે માન્ય ન કરતાં તેને કહાવી મોકલ્યું કે, મારા સ્વાર્થ સારૂ રણમાં ઘાયલ થયેલા મારા સૈનિકોને માટે મારી નહિ આપું. પરંતુ પાછળથી આનકનો ઘણો આગ્રહ જોયાથી એ માગણી તેણે સ્વિકારી. આ ફતેહ મેળવી કુમારપાળ પાછો રાજધાની પાટણમાં આવ્યો, અને કરાર પ્રમાણે આનક રાજાની પુત્રીની સાથે તેણે વિધિપૂર્વક લગ્ન કર્યાં. આ લડાઇનું વર્ણન હેમાચાર્યે રચેલા **દ્વયાશ્રમ** નામે કાવ્યમાં સારી રીતે કરેલું છે.

ઉપરની લડાઇ થયા પછી કુમારપાળને માળવાના રાજા સાથે વિગ્રહ થયો હતો. તેમાં પણ કુમારપાલે પોતાના પરાક્રમ વડે તેને હરાવીને વશ કર્યો હતો. તેજ પ્રમાણે તેણે કોકણના રાજા મલ્લિકાર્જુનને તથા મારવાડના રાજાને હરાવી પોતાની સત્તા નીચે આણ્યા હતા. કુમારપાળ જેવો લડાઈમાં શૂરો હતો, તેવોજ તે પ્રતાપી અને ધાર્મિક હતો. સિદ્ધરાજની માફક તે પણ વિદ્વાનોને સારો આશ્રય આપતો, તેમ પોતાની પ્રજાના સુખનાં અને પરોપકારનાં કાર્યો કરતો હતો. તેણે જૈન ધર્મના પુસ્તકોનો ભંડાર ઘણો વધાર્યો હતો, તે આજ પણ પાટણમાં છે. હેમાચાર્ય પંડિતને પોતાના ગુરૂ તરીકે તે માન આપતો, અને તેમની યોગ્ય સલાહ પ્રમાણે વર્તતો હતો. તે પ્રથમ તો શિવ ધર્મિ હતો, પણ હેમાચાર્યને ખંભાતમાં વચન આપ્યા પ્રમાણે રાજા થયા પછી તેણે જૈન ધર્મ અંગિકાર કર્યો હતો. ત્યાર પછી તેણે હેમાચાર્યની સલાહથી પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવના દેવાલયનો મોટા ખર્ચથી જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. હેમાચાર્ય જૈનધર્મિ સાધુ છતાં શિવમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, તેનું કારણ એવું બતાવવામાં આવે છે કે, કુમારપાળની આગળ હેમાચાર્યનું ઘણું ચલણ હોવાથી તેના ઉપર બ્રાહ્મણો ઘણો દ્વેષ કરતા હતા. તેથી તેમને રાજી રાખવા માટે હેમાચાર્યે એ કાર્ય કુમારપાળની પાસે કરાવ્યું હતું. એ પ્રખ્યાત દેવાલયનું કામ લગભગ બે વર્ષે પૂરૂ થયું હતું. ત્યાં સુધી કુમારપાળે હેમાચાર્યની સલાહ પ્રમાણે શિલવ્રત પાળી, માંસનું ભોજન કર્યું નહોતું. જ્યારે દેવાલય સંપૂર્ણ તૈયાર થઇ રહ્યું ત્યારે કુમારપાળ હેમાચાર્યને સાથે લેઇને સોમેશ્વરનાં દર્શન કરવા માટે ગયો હતો. ત્યાં તેમણે શ્રદ્ધા પૂર્વક શિવની પૂજા અને ભક્તિ કરી હતી. તથા બ્રાહ્મણોને બહુ દાન તથા દક્ષણા આપી હતી. ત્યાર પછી કુમારપાળે માંસ તથા મદિરાનો આહાર કરવાનું જીવત પર્યંત તજી દીધું હતું. એટલુંજ નહિ પણ પોતાના તાબાના બધા દેશોમાં ૧૪ વર્ષ સુધી કોઇ પણ જીવહિંસા ન કરે, તેવો સખ્ત મનાઇ હુકમ કર્યો હતો. તેનો બરોબર અમલ કરવામાં આવ્યો હતો. વળી બ્રાહ્મણો યજ્ઞમાં પશુનો હોમ [illegible] બંધ કરાવીને તેને ઠેકાણે પીષ્ટ પશુ કરવાનો ધારો ચાલુ કર્યો. હવેથી સાધુઓને હર્ણના ચર્મનાં વસ્ત્ર મળતાં બંધ પડ્યાં. પાંચાલ અને પલ્લી દેશમાંથી તો માંસ વેચવાનો ધંધોજ બિલકુલ કહાડી નાખ્યો. તેથી એ ધંધો કરનારાં જે લોકોને નુકશાન થયું, તેમને ત્રણ વર્ષની પેદાશ જેટલું દ્રવ્ય રાજ ભંડારમાંથી આપ્યું. કુમારપાળે જૈનનાં બાર વ્રત ધારણ કર્યાં હતાં, તેમાં ત્રીજા વ્રતમાં નખોદીયુ ધન લેવાનું છોડી દીધું. વળી તેણે જૈન ધર્મની આજ્ઞા પ્રમાણે ચોમાસાના ચાર મહિના પોતાને બહાર ફરવાનું બંધ કર્યું હતું.

કુમારપાલ જો કે જૈન ધર્મ પાળતો હતો, તે છતાં શિવધર્મના કામને માટે નાણાં ખર્ચવામાં તે કાંઇ પણ આનાકાની કરતો નહોતો. ઉપર લખવામાં આવ્યું છે તેમ સોમનાથનું દેવળ સમરાવ્યા પછી તેણે કેદારનાથના દેવાલયનો પણ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેમજ પાટણમાં તેણે 'કુમારપાળેશ્વર' નામે મહાદેવનું દેવળ બંધાવ્યું હતું. પાટણમાં તથા પ્રભાસ પાટણમાં વળી તેણે જૈન ધર્મનાં દેવળો પણ બધાવ્યાં હતાં. તે સિવાય ગિરનાર, શેત્રુંજય અને તારંગાના પહાડો ઉપર, તેમજ ભરૂચ વગેરે સ્થળે તેણે જૈન મંદીરો બંધાવ્યાં હતાં. ખંભાતમાં હેમાચાર્ય પંડીતે જે ઠેકાણે બેશીને કહ્યું હતું કે;—"તમે રાજા

પામશે." તે જગોએ પણ જૈન ધર્મનું એક દેવળ બંધાવ્યું છે. એ સર્વે કામ કરી રહ્યા પછી કુમારપાલ રાજા શેત્રુંજયની યાત્રા કરવા સારૂ ગયો હતો. રસ્તામાં તેણે હેમાચાર્યની જન્મભૂમિ ધંધુકામાં એક દેવળ બંધાવ્યું હતું. તેમ શેત્રુંજય ડુંગર ઉપર ચડવાનાં પગથીયાં બંધાવ્યાં હતાં, એ વખતે ઉદયાયન મંત્રીના પુત્ર વાહડે શેત્રુંજયની પડોશમાં વાહડપુર નામે ગામ વસાવ્યું હતું.

કુમારપાલે બીજું લગ્ન મેવાડના સીસોદિયા રાજાની રાજપુત્રી સાથે કર્યું હતું. પરંતુ રાજા પોતાની પાસે જૈન ધર્મ પળાવશે, એવી દેહેશતથી તે રાજકુંવરી પાટણમાં આવતી નહોતી. તેથી ભાટ લોકો જમાન થઇ તેને સમજાવી પાટણમાં તેડી લાવ્યા. પણ કુમારપાલે થોડા વખત પછી તેની પાસે જબરાઇથી જૈન ધર્મ પળાવવા માંડ્યો. એ ખબર ભાટ લોકોના જાણવામાં આવ્યાથી તેઓ રાણીને લેઇને તેના પિયેર તરફ નાઠા. તેમની પાછળ કુમારપાળ ગયો. પરંતુ તેના પહોચતાં પહેલાં રાણી આપઘાત કરીને મરણ પામી. એથી ભાટ લોકોને ઘણુંજ માઠું લાગ્યું. અને પોતાની આબરૂ ગઇ એવું સમજીને બે મોટી ચિતાઓ ખડકી તેમાં ઘણા ભાટો જીવતા બળી મુવા. એ બે ચિતાને ઝમ્મર કરીને કહે છે. કુમારપાલના વખતમાં જૈન લોકોની સામે વાદવિવાદ કરવા સારૂ શંકરસ્વામીની ગાદીના આચાર્ય પાટણ આવ્યા હતા. તે વેળાએ બંને ધર્મના પંડીતો વચ્ચે ઘણો વિવાદ થયો હતો. એ વિષે લોકોમાં ઘણીજ ચમત્કારિ અને અસંભવિત વાતો ચાલે છે. તેમાં એક વાત એવી કહેવાય છે કે, એક ગોરજીએ અમાસને દહાડે ભૂલથી પુનમ કહી હતી. એ વિષે સામા પક્ષવાળાઓએ તેમની હાંસી કરવાથી પોતાની કહેલી વાત સ્થાપન કરવા-માટે તેમણે પોતાના પરાક્રમ વડે આસપાસ બાર ગાઉ સુધી ચંદ્રનાં દર્શન કરાવ્યાં હતાં. ત્યારથી એ ગોરજીની શાખાવાળા પુનમિયા ગચ્છના સાધુ કહેવાય છે. પાટણમાં આજ પણ એ પુનમિયા ગચ્છના સાધુનો અપાસરો છે.

કુમારપાલ રાજાએ પોતાના મસીઆઇ ભાઇ આનક ( અર્ણોરાજ ) સોલંકીને વાઘેલ નામે ગામ ગિરાસમાં આપીને પોતાના દરબારમાં સામંત તરીકે રાખ્યો હતો. તેને **લવણપ્રસાદ** નામે એક પુત્ર હતો. તેના વંશમાં જે રાજાઓ થયા, તે પછવાડેથી **"વાઘેલા"** એ નામે ઓળખાવા લાગ્યા. કુમારપાલનો વૃદ્ધ મંત્રી ઉદયાયન સૌરાષ્ટના રાજા સસુરની સાથેની લડાઇમાં વઢવાણ મુકામે જખમી થઇ મરણ પામ્યો હતો. હેમાચાર્ય પંડિતે પણ પોતાની વૃદ્ધાવસ્થામાં અનશન વ્રત આરંભીને સંવત ૧૨૨૯ માં દેહ ત્યાગ કર્યો. તેથી કુમારપાલ ઘણો દિલગીર થયો. તેણે મુનીની અવસાન ક્રિયા કરીને તેની ચિતાની ભસ્મના પોતે તથા તેના સરદારોએ કપાળમાં ચાંદલા કર્યા હતા. અને ઘણા દિવસ શોક પાળ્યો હતો. એ વખતથી તેણે રાજ્ય ઉપરથી સર્વ કાળજી છોડી દીધી, અને ઇશ્વર ભજન કરતાં પોતાની ૮૦ વર્ષની ઉમરે સંવત ૧૨૩૦ માં દેહ ત્યાગ કર્યો. તેના મરણ વિષે એવું કહેવાય છે કે, તેના ભાઇ મહીપાલને અજેપાલ નામે પુત્ર હતો, તે વિષ્ણુ ધર્મ પાળતો હતો. તેથી કુમારપાલ ઉપર દ્વેષ ભાવ રાખીને તેનું રાજ્ય લેવાની તજવીજ કરતો હતો. ઘણા ઉપાયો કર્યા જ્યાં ત્યારે તે ન ફાવ્યો ત્યારે તેણે અંતે ઝેર દઇને મારી નાખ્યો હતો. એ વિષે ગમે તેમ હો, પરંતુ કુમારપાળની પછી તેની ગાદી ઉપર

અજેપાળ બેઠો હતો, અને તેણે ગાદીએ બેસ્યા પછી જૈન લોકો ઉપર તથા કુમારપાલે ધાવેલાં દેવળો ઉપર સતમ ગુજાર્યો હતો. કુમારપાલે ૩૦ વર્ષ રાજ્ય કર્યું હતું.

---

# પૃથિરાજ ચહુઆણ.

**તુંવાર—તોમાર** જાતિના રજપૂત રાજાઓમાં પહેલો **વીસલદેવ** નામે રાજા દિલ્હી ગાદી ઉપર રાજ્ય કરતો હતો. મહારાજા વિક્રમાદિત્યથી ભારતવર્ષનુ પ્રધાન રાજપીઠ ( ઉજયિની નગરીમાં જવાથી મહારાજા યુધિષ્ટિરનું લીલા સ્થળ પ્રાચીન નગર ઇંદ્રપ્રસ્થ (જુની દિલ્હી,) સેંકડો વર્ષથી શોચનિય સ્મશાન ભૂમિ બની ગઇ હતી. તેને જે મહા પુરૂ પોતાના મૃતસંજીવન મંત્ર બળથી પાછી જીવતી કરી હતી, તેનુજ નામ વીસલદેવ હતું તેણે પોતાના અસાધારણ પરાક્રમથી ઇંદ્રપ્રસ્થની પ્રથમની શોભા પાછી આણી હતી. અ વીસલદેવ રાજાના વંશમાં ૧૯ મો રાજા **અનંગપાળ** ઇ. સ. ના ૧૩ મા સૈકામાં દીલ્હિની ગાદી ઉપર બેઠો હતો. તેને પૂત્ર નહોતો, પણ બે પુત્રીયો હતી તેમાંની એક કમળા દેવીને અજમેરના ચહુઆણ રાજા **સોમેશ્વર**[1] સાથે પરણાવી હતી. તેને પેટે સંવત ૧૨૧૫ મ પૃથિરાજનો જન્મ થયો હતો. બીજી કન્યા કનોજનાં રાઠોડ રાજા **વિજયપાલ**[2] સાથે પરણાવી હતી. તેને પેટે જયચંદ્રનો જન્મ થયો હતો. પૃથિરાજ અને જયચંદ બને જણે દિલ્હીશ્વર અનંગપાળના દૌહિત્ર હતા. તેમાં જયચંદ પૃથિરાજના કરતાં ઉમ્મરે મોટો હતો. માટે બંને માતામહના સમાન સ્નેહ અને આદરપાત્ર હોવા જોઇએ. પરંતુ અનંગપાળ ન્હાના દૌહિત્ર પૃથિરાજના ઉપર વિશેષ પ્રિતી રાખતો હતો. તેથી પોતાની વૃદ્ધાવસ્થામાં તેણે પોતાના વિશાળ રાજ્યનો સર્વ અધિકાર પૃથિરાજને આપીને પોતે બદ્રિકાશ્રમમાં તપ કરવા ગયો. જયચંદ નીરાશ થયો. માતામહનું સિંહાસન-એશ્વર્ય, એ જે તેના મનની આશા હતી, તે પૂર્ણ ન થયાથી તેને ઘણું માઠું લાગ્યું અને ત્યારથી પૃથિરાજ અને તેના વચ્ચે દ્વેષ બંધાયો. જયચંદ ઇર્ષ્યા અને [illegible]ની આગમાં પોતાનુ હૃદય હમેશાં બાળવા લાગ્યો. તે વિષમ હૃદયની જ્વાળા નિવારણ કરવા જતાં તેણે પોતાના પગમાં કુહાડો માર્યો. અને સમસ્ત ભારત ભૂમિનો નાશ કર્યો.

કુળના હમેશના દુશ્મન હતા. તેમણે જયચંદનો પક્ષ અવલંબન કરીને તેને પૃથિરાજની સામે ઉશ્કેર્યો હતો. પૃથિરાજને દિલ્હીની ગાદી ઉપર બેઠા પછી મંડોરના રાજાએ પોતાની કુંવરી અર્પણ કરવાની ઇચ્છા પ્રકાશ કરી હતી. પૃથિરાજ તેમાં સંમત્ત થયો, અને વિવાહની તૈયારી થવા લાગી. પરંતુ દુષ્ટ મતિ પુરિહરે પ્રપંચ કરીને પોતાની પુત્રી તેના હાથમાં આપી નહિ. આ અપમાનથી પૃથિરાજે ક્રોધે ભરાઇ તેના ઉપર ચઢાઇ કરી. અને તેને હરાવ્યો. આ લડાઇથી પૃથિરાજના ભવિષ્યના ગૌરવની સૂચના થઇ હતી. અને ત્યારથી તેનું વિપુલ વીરત્વ ધીમે ધીમે વધવા લાગ્યું. વળી પૃથિરાજને નગરકોટની કોઇ જગ્યાપરથી ૭ કરોડ સોનાની મોહોર[1] મળી હતી. એક તો પૃથિરાજનું વિશાળ સેનાબળ હતું, તેમાં વળી તેને એટલું વિપુલ ધન પ્રાપ્ત થયું, એ સર્વ દુષ્ટ બુદ્ધિ જયચંદના તથા ગુજરાતના રાજા ભીમદેવના હૃદયમાં સહન થઇ શક્યું નહિ. તેથી તે ઉન્નતિનો બદલો લેવા માટે તેમને બીજા ઉપાય માલુમ ન પડ્યા, ત્યારે છેલીવારે તેમણે રણ કુશળ તાતાર સૈનિકોને પોતાની સેનામાં દાખલ કરવા માંડ્યા. તેનાથીજ તેમની પડતીનો માર્ગ સાફ થયો—તેમના ભવિષ્ય ભાગ્ય ગગનમાં ઘનઘોર થઇ પડ્યું. તેમ પોતાના પાપી હૃદયને તૃપ્ત કરવા માટે જે ખરાબ ઉપાય પકડ્યો, તેમાંજ તેમનું પોતાનુ અને સર્વ ભારતભૂમિનું સર્વ નાશ થયું. કેમકે હિંદુ વૈરિ શાહાબુદ્દીન ગોરીએ તે સમયે ભારભૂમિમાં આવીને ભારતવર્ષના પવિત્ર હૃદયમાં ઇસલામનો વિજય પતાકો રોપ્યો હતો.

ચિતોડના અધિપતિ **સમરસિંહે** દિલીશ્વર પૃથિરાજની બ્હેન પૃથાની સાથે લગ્ન કર્યું હતું. એ મંગળમય સંબધને લીધે આ બંને રાજાઓ વચ્ચે ગાઢ પ્રીતિ બંધાઇ હતી. સમરસિંહ રણક્ષેત્રમાં બહુ સાહાસિક, ધીર, કુશળ, અને નિપૂણ હતો. સભામાં અતિ સુવિવેચક અને સદ્‌વક્તા હતો. સ્વભાવે શાન્ત, અને ધાર્મિક હતો. રણક્ષેત્રમાં વ્યુહ રચનામાં તે એક્કો હતો. તેમજ યુદ્ધયાત્રામાં તેના જેવો શૂરવીર એ સમયે બીજો કોઇ નહોતો. કર્નલ ટાડ સાહેબે પણ તેનાં ઘણાં વખાણ કર્યાં છે. સમરસિંહ દક્ષતા અને વિરતામાં મેવાડના રાજાઓમાં સર્વોપરી ગણાયો છે. કવિ ચંદ લખે છે કે, પૃથિરાજ રાસામાં જે રાજનીતિ વર્ણવી છે, તે તેના બોધનો પ્રતાપ છે. સમરસિંહે પૃથિરાજને દરેક લડાઇને પ્રસંગે ભારતના ગૌરવની રક્ષાને માટે ઘણી મદદ કરી હતી. તે વિષે આગળ કહેવામાં આવશે.

પૃથિરાજના પ્રચંડ બળને રોકવાની ઇચ્છાથી જયચંદે શાહાબુદ્દીન ગોરીની મદદ માગી હતી, એ વિષે ઉપર કહેવામાં આવ્યું છે. શાહાબુદ્દીન મોટી સેના એકઠી કરીને પૃથિરાજની સામે લડવા માટે હિંદમાં આવ્યો. પરંતુ પૃથિરાજે ચીતોડના અધિપતિ સમરસિંહની મદદથી શાહાબુદ્દીનને હરાવી કેદ કર્યો હતો. પછી તેની પાસેથી ૮ હજાર ઘોડા દંડ લેઇને છોડી દીધો હતો. શાહાબુદ્દીનના દરબારમાં ચિત્રરેખા નામે એક અતિ સ્વરૂપવાન અને ગાન કળા તથા નૃત્યમાં ઘણીજ કુશળ સ્ત્રી હતી. તેના ઉપર શાહાબુદ્દીનનો અત્યંત પ્રેમ હતો. એ ચિત્રરેખાને લેઇને શાહાબુદ્દીનનો પીત્રાઇ ભાઇ હુસેનખાન હિંદમાં નાસી આવીને પૃથિરાજના આશ્રય નીચે રહ્યો હતો. એ વાતની શાહાબુદ્દીનને ખબર પડતાં એ બંને જણને પોતાની તરફ પાછાં મોકલી દેવા તેણે પૃથિરાજને કહાવી મોકલ્યું. પરંતુ શરણાગતને શત્રુના હાથમાં સોંપવા પૃથિરાજ

(૧) આ વિપુલ ધન વિષે એવું કહેવામાં આવે છે કે, અતિ પ્રાચીન કાળમાં કોઈએ તે જમીનમાં દાટેલું હશે.

ને પસંદ પડ્યું નહિ. આ વેળાએ દેવગિરિ (હાલ જેને દોલતાબાદ કહે છે તે) ના
કન્યા શશીવૃત્તા કે જે જયચંદને વાગ્દાનમાં અપાઇ હતી, તેને પૃથિરાજ હરણ કરી
ગયો હતો. તેથી જયચંદે દેવગિરિ ઉપર ચઢાઇ કીધી હતી. તેમાં પૃથિરાજે પોતાના પ્રધાન
સુંદરાયને સૈન્ય સાથે દેવગિરિના રાજાની મદદે મોકલ્યો હતો. તેણે બહાદુરીથી જયચંદને
હરાવી પાછો કાઢ્યો હતો. તેની ખુશાલીમાં પૃથિરાજ નર્મદા કીનારે વિહાર કરવા સારૂ ગયો
હતો. એ તકનો લાભ લેઇને શાહાબુદ્દીન ગોરીએ દિલ્લી ઉપર ચઢાઇ કરી. પરંતુ પૃથિરાજને
એ વાતની જાણ થતાં તુરત તેની સામે પંજાબમાં ગયો. ત્યાં બને જણ વચ્ચે મોટું યુદ્ધ
થયું. તેમાં શાહાબુદ્દિન હાર્યો, અને કેદ પકડાયો. પૃથિરાજ યવન રાજાને કેદ પકડીને દિલ્હી
લેઇ ગયો. શાહાબુદ્દીન દિલ્લીમાં એક માસ અને ત્રણ દિવસ સુધી કેદ રહ્યો. પછી વિષ્ટિ
થઇ. તેમાં ૭૭૦૦ અમુલ્ય ઘોડા, ૮ હાથી, ૨૦ દાસો, અને હીરા, ઝવેર, તથા મોતીઓનો
દંડ લેઇને પૃથિરાજે તેને છૂટો કરી, ગિઝની પહોચતો કર્યો હતો.

ત્યાર પછી શાહાબુદ્દીનની પૃથિરાજ સાથેની ત્રીજી લડાઇ અનંગપાળની મદદમાં થઇ
હતી. પાછળ કહેવામાં આવ્યું છે કે, અનંગપા... દિલ્હીનું રાજ પોતાની પુત્રીના પુત્ર પૃ-
થિરાજને સોંપીને બદ્રિકાશ્રમમાં તપ કરવા સારૂ ગયો ... નો. રાજા હમેશાં મતલબી અને
કાનના કાચા હોય છે, તે પ્રમાણે પૃથિરાજે પોતાની મતલ... પાર પડતાં અનંગપાળના
આશ્રિતોને વિસારી મૂક્યા, અને તેમનું બહુ અપમાન કર્યું. એ વા...ત ધીમે ધીમે અનંગ-
પાળને કાને ગઇ. તેથી તેને ક્રોધ ચડ્યો. તેણે પૃથિરાજને કહાવી મોક... ...નો રાજ
છોડી દેવું, કે કાતો બદ્રિકાશ્રમમાં આવીને મને મળવું. આના જવાબમાં પૃથિરાજે કહ્યું
કે, અનંગપાલની તો "સાઠી બુદ્ધિ નાઠી" છે. માટે તેનું એકે વચન પાળી શકાય તેમ
નથી. એ સમાચાર જાણ્યાથી અનંગપાળે ક્રોધે ભરાઇ દિલ્હી ઉપર ચડાઇ કરી. અને શા-
હાબુદ્દીનની મદદ માગી. તેથી તે સૈન્ય લેઇને તુરત આવ્યો. પૃથિરાજે તેમની સાથે યુદ્ધ
કર્યું. તેમાં તેની ફતેહ થઇ. અને શાહાબુદ્દીન તથા અનંગપાલ પકડાઇ બંધીવાન થયા.
શાહાબુદ્દીનની પાસેથી પ્રથમની માફક કાંઇક દંડ લેઇને તેને છોડી મૂક્યો. પરંતુ અનંગ-
પાળને બહુ સન્માન સહિત દિલ્હીમાં રાખ્યો. લગભગ ૧૩ મહિના દિલ્હીમાં રહ્યા પછી
અનંગપાળના અતિ આગ્રહથી પાછો તેને માન સહિત બદ્રિકાશ્રમમાં મોકલી દીધો.

આ પછી શાહાબુદ્દીન સાથેની ચોથી લડાઇનું વર્ણન ઘઘરની લડાઇના પ્રસ્તાવમાં,
પાંચમી પીપા યુદ્ધના પ્રસ્તાવમાં, અને છઠ્ઠી જૈતરાવ યુદ્ધના સમયામાં વર્ણવેલી છે. એ
દરેક લડાઇમાં શાહાબુદ્દીનને પૃથિરાજે હરાવી કેદ કરી પાછો દંડ લેઇ છોડી મૂક્યો હતો.
છેલ્લી સાતમી લડાઇનું વર્ણન હવે પછી કરવામાં આવશે.

ગુજરાતના ભોળાભીમદેવ રાજા પાસે અજીત ચતુરંગી સેના હતી. તથા ઘણાક દુર્ગ-
પતિઓ તેની સેવામાં હાજર હતા. પ્રખ્યાત **અમરકોષ** નામે ગ્રંથનો કર્તા અમરસિંહ
સેવડો જેણે અમાવાસ્યાને રોજ ચંદ્ર ઉગાડ્યો હતો ! તે તેની સેવામાં હતો. એજ સમયે
આબુ ઉપર **જૈતસી પરમાર** રાજ્ય કરતો હતો. તેને ઇચ્છન **કુમારી** નામે એક અતિ
સ્વરૂપવાન કન્યા હતી. ભીમદેવ તેની કીર્તિ સાંભળીને મોહિત થયો હતો. તેથી તેણે અ-
મરસિંહને મોકલી જૈતસીને કહાવ્યુ હતું કે, તારી પુત્રીને મને પરણાવ, નહિ તો આબુનું

સજ્ય છોડી દે. જેતસીને એ બોલ વજ્ર જેવા લાગ્યા. અને ભીમદેવની માગણી સ્વીકારી નહિ. પછી તેણે પૃથિરાજને પોતાની મદદે બોલાવ્યો. અને તેને જણાવ્યું કે, સિંહનો ભક્ષ શિયાળ લેઇ જવા ધારે છે, એમ થવું ન જોઇએ. એ ઉપરથી પૃથિરાજ જેતસિંહની મદદે આવ્યો. ભીમદેવ પણ મોટા સૈન્ય સાથે ચડી આવ્યો. પછી બને પક્ષ વચ્ચે મોટી લડાઇ થઇ. તેમાં ભીમદેવ હાર્યો. અને ઇચ્છનકુમારીને પૃથિરાજ પરણ્યો. આ સિવાય પૃથિરાજના પિતા સોમેશ્વરની સાથે ભીમદેવને અગાઉ લડાઇ થઇ હતી, તેમાં ભીમે સોમેશ્વરને મારી નાખ્યો હતો. તેથી પણ ભીમદેવના ઉપર પૃથિરાજને વૈર હતું. આ સર્વ કારણથી પૃથિરાજના હૃદયમાં ભીમ નિરંતર સાલતો હતો શત્રુના મરણ વિના તેનો અગ્નિ સરખો કોપ શાન્ત પડ્યો નહિ. તેણે પોતાના બહાદુર યોદ્ધાઓને બોલાવીને કહ્યું કે, મારા પિતાનું વૈર લેવું છે. માટે ગુજરાત જીતવા સૈના તૈયાર કરો. સોમેશ્વરને જીતીને ભીમે પોતાના દહાડા પૂરા ભર્યા છે. સ્ત્રીના ગર્ભમાંથી પણ શોધી શોધીને ચાલુક્ય વંશનો નાશ કરવો છે. પછી પૃથિરાજ ૬૪ હજાર યોદ્ધાઓને લેઇને ગુજરાત ઉપર ચઢ્યો. તે વેળાએ કેટલાક સારા સુકન થયા. તેથી સામંતો ખુશી થયા. પરંતુ પૃથિરાજે કહ્યું કે;—"શુકન જોવાની અગસ નથી. શૂરવીરને લડાઇનો દિવસ એ ઉત્સવનો દિવસ છે. માણસ જીવતું હોય કે મુવેલું, પણ તેનો આત્મા આપણા જોવામાં આવતો નથી. કીર્તિ પણ આવે છે, ને જાય છે, એવી દૈવની કૃતિ છે. જે હારશે, તે દુર્યોધનનું પદ પામશે. અને જીતશે, તે પાંડવનું પામશે. માટે શુકનની વાત કરશોમાં. શુકનનો કાંઇ પાર નથી. તેઓ થાય છે, ને જાય છે. માટે આપણે તો આપણા કર્તવ્યમાં સાવધ રહેવું જોઇએ." પૃથિરાજની વાત સાંભળીને સૌને શૂર ચડ્યું, ને આગળ ચાલ્યા. પછી યથા સમયે ગુજરાતમાં પ્રવેશ કર્યો.

પૃથિરાજ ગુજરાતમાં આવે છે, તે સાંભળી ગૂર્જર પ્રજા ભય પામી. લોકો આમ તેમ નાસવા લાગ્યા. રાજધાની થોડેક દૂર રહી, એટલે પૃથિરાજે ચંદ બારોટને ભીમદેવના દરબારમાં મોકલ્યો. આ ચંદ ભાટ મહા કવિ અને પૃથિરાજના દરબારનો દશોદી ભાટ હતો. તે જેવો કવિત્વ શક્તિમાં પ્રૌઢ હતો, તેવોજ શૂરાતનમાં પણ પ્રબળ હતો. તેથી પૃથિરાજના ડાહ્યા અને શૂરા સામંતોમાં તેની ગણના સૌથી મોટી હતી. ચંદ બારોટનું જીવનચરિત્ર આ પુસ્તકમાં કવિ વર્ગમાં ઇલાયદુ આપેલું છે, તેથી તેના વિષેની હકીકત અત્રે વિશેષ લખી નથી. પૃથિરાજની આજ્ઞા પ્રમાણે ચંદ બારોટ ભીમદેવના દરબારમાં ગયો. તે પોતાની સાથે જાળ, નીસરણી, કોદાળી, દીવો, અંકુશ, અને ત્રિશૂળ લેઇ ગયો હતો. તે જોઇને ભીમદેવે પૂછ્યું કે, ઓ ભાટ, આ વસ્તુઓ શા વાસ્તે લાવ્યો છે! ચંદે ઉત્તરમાં કહ્યું કે;—"પૃથિરાજ કહે છે કે, જો તમે પાણીમાં પેસશો, તો આ જાળ વડે તમને ઝાલીશું, આકાશમાં જશો તો આ નીસરણીથી, પાતાળમાં જશો તો કોદાળીથી, અને અંધારામાં પેસી જશો તો આ દીવાથી શોધી કહાડી આ અંકુશ વડે તમને પકડી ત્રિશુળ વતે પૂરા કરીશું; આવું સાંભળીને ભીમ બોલ્યો કે, હું ભીમ જે ખીવરાવે તેના ભૂકા કાઢી નાખું, અને યુદ્ધમાં જેનાથી સર્વ માણસ ડરી જાય, એવો ભયંકર છું. માટે ચડ્યું ચડ્યુ બોલ નહિ. અને આગળ શું નિપજ્યું હતું, તે દિવસ સંભાળ. તે સાંભળીને ચંદ બોલ્યો;—"ઉંદર કદાપિ કોઇ વાર બિલાડી ઉપર જીત મેળવે, ગીધ પક્ષી કદાપિ પવિત્ર

હંસના માથા ઉપર થન થનાટ કરે, હરણ કદાપિ લડાઇમાં સિંહની બરાબરી કરે, સાપણી સાથે લડતાં દેડકું કદાપિ જય પામે, એ સર્વે વાતો દૈવની ઇચ્છાથી કદાપિ બને, પરંતુ એવું સદાએ નિપજે છે, એમ ધારવું નહિ. પર્વત ઉપર છવાઇ ગયેલા અરણ્યને બાળીને ભસ્મ કરનાર અગ્નિની સાથે દીવાનો મુકાબલો થઇ શકે ?', ભીમ બોલ્યો;—" ભાટના છોકરા શબ્દો વડે લડે, દૈત્ય ગાળો વતે લડે, અને ભાઇયો વારસાનો ભાગ વહેચતાં મુક્કીયોથી લડે, પણ સોમેશ્વરવાળો આ કજીયો તો મરણ સાથે લડવાનો છે. જા તારા સામ્ભર રાજાને કહે કે, તારો બિવરાવ્યો બી જાઉં, એવો હું નથી."

આવો ઉત્તર સાંભળીને ચંદ બારોટ જરા ગભરાઇને ઉઠી ઉભો થયો. અને રોષથી તેની બંને આંખો લાલ ચોળ થઇ ગઇ. તે ઝટપટ પૃથિરાજ પાસે આવ્યો. અને જે જે બન્યું હતું તે યથાસ્થિત કહીને તેને પાણી ચડાવ્યું. સાર પછી પૃથિરાજ અને ભીમદેવની વચ્ચે મહા દારૂણ યુદ્ધ થયુ હતું. તેમાં બંને પક્ષનાં અસંખ્ય માણસો કપાઇ જતાં અંતે ભીમદેવ હારીને પૃથિરાજના હાથે માર્યો ગયો હતો. એ રીતે પૃથિરાજે સર્વત્ર જીત અને અતુલ સૌભાગ્ય સંપત્તિનો અધિકાર સ્વાધીન કર્યા પછી એક વેળાએ સુપ્રસિદ્ધ અશ્વમેધ યજ્ઞ કરવાનો આરંભ કર્યો.આ મહા યજ્ઞનો આરંભ જોઇને તેના પરમ શત્રુ જયચંદના હૃદયમાં શૂળ ઉત્પન્ન થયું. જયચંદ ક્રોધથી અને દ્વેશથી ઉત્તેજિત થઇને પોતાનું ગૌરવ અને મોટપણું બતાવવા માટે તુરત રાજસૂય મહા યજ્ઞનો આરંભ કરવામાં ગુંથાયો. એ યજ્ઞમાં કામ કરનારા સઘળા રાજાઓ જોઇએ, એવો પ્રાચીન કાળથી રવૈયો ચાલ્યા આવતો હતો. એ ક્રિયામાં રસોડાનાં વાસણ માંજનાર સુધીના દરેક નોકરમાં રાજપુરૂષો જોઇએ, એવો નિયમ હતો. જ્યારે કોઇ રાજા આવો યજ્ઞ કરે છે, સારે બહુજ પ્રૌઢ ક્રિયાઓ કરવામાં આવે છે. અને તે નિર્વિઘ્ન પાર ઉતરે છે, તો તે રાજા ચક્રવર્તીનું પદ ધારણ કરે છે. પાંડવોની પછી ભરતખંડમાં ઘણા રાજાઓ થઇ ગયા છે, પરંતુ આવો યજ્ઞ કરવાનું માન કોઇએ મેળવ્યું નથી. જયચંદ્રે હમણાં આવો યજ્ઞ કરવાનું મહાભારત કામ આરંભ્યું હતું. તેણે ભારતના મોટા મોટા રાજાઓને આ યજ્ઞમાં આવવા નિમંત્રણ કર્યાં હતાં. તેથી સઘળા રાજાઓ આવ્યા હતા, પરંતુ દિલ્હીનો રાજા પૃથિરાજ અને મેવાડનો રાજા સમરસિંહ આવ્યા નહોતા. તેમણે પોતાની હયાતિમાં જયચંદને એવો મહા યજ્ઞ કરવામાં અયોગ્ય સમજીને તેડું અગ્રાહ્ય કર્યું. યજ્ઞ ઉપર આવવા માટે આમંત્રણ કરવા સારૂ ગયેલા જયચંદના દૂતને પૃથિરાજની તરફથી તેના એક સામંત ગોવિંદરાય ગેહલોતે જવાબ દીધો કે;—" આ કળિયુગમાં યજ્ઞ કોણ કરે છે ? સતયુગમાં બળી રાજાએ કર્યો હતો, કે જેણે ત્રણ લોકનું દાન દીધું હતું. ત્રેતાયુગમાં રામચંદ્રજીએ કર્યો હતો, કે જેમને ઘેર કુબેરે સોનાની વૃષ્ટિ કરી હતી. દ્વાપર યુગમાં મહારાજા યુધિષ્ટિરે કર્યો હતો, કે જેને અર્જુન જેવા ભાઇ, અને શ્રી કૃષ્ણ જેવા સખા હતા. પરંતુ તારા રાજાને એવડું શું છે કે, પોતાના દળ અને દ્રવ્યમાં છકી જઇ દેવતા જેવા બોલો બોલે છે ? તે જાણે છે કે, પૃથ્વિમાં કોઇ ક્ષત્રિ નથી, પણ નિર્ક્ષત્રિ પૃથ્વિ ક્યારે પણ હોતી નથી, તે નક્કી જાણજે. અમે જંગલમાં અને કાલિંદીને તટે રહેનારા છીએ, તે તારા રાજાને ઓળખતા પણ નથી. તેને ખબર નથી કે, દિલ્હીપતિ ચહુઆણ કે જેણે દિલ્લીકાર પાદશાહને બાંધીને છોડી દીધો, અને ભોળા ભીમ જે-

વાને પણ ભાગી નાખ્યો. તેના ધડ ઉપર માથું છતાં ચાહુઆણ રાજ સિવાય આવો યજ્ઞ કોણ કરી શકે એમ છે." એ પ્રમાણે કહીને જયચંદના દૂતને વિદાય કર્યો હતો.

પૃથિરાજ અને સમરસિંહ જયચંદના રાજસૂય યજ્ઞમાં ન ગયા, તેથી તેણે અભિમાનમાં તેઓની સોનાની મૂર્તિઓ બનાવીને તેઓને યથાક્રમે દ્વારપાળને ઠેકાણે તથા એઠાં વાસણોની દેખરેખ રાખવા ઉપર મૂકયા હતા. એક તરફથી આડંબરની સાથે રાજસૂયના કામનો આરંભ થઈ રહ્યો હતો, ત્યારે બીજી તરફ કનોજની લક્ષ્મી સંયુક્તા (જયચંદની પુત્રી) નો સ્વયંવર કરવાની ધામધુમ થઇ રહી હતી. સ્વયંવરની રીતિ ઉંચ કુળને પસંદ આવે એવો વર શોધી લેવાનો સારો ઉપાય છે. પહેલાં આ સ્વયંવર સબળાઓના ગુણોની અદ્વિતીય ઓળખાણ કરવાની જગ્યા હતી. તે વખતે આ ઉત્તમ રીતિ આર્ય સમાજમાંથી એકી વેળાએ જતી રહી નહોતી. આ ચાલના અનુવર્ત્તિ થઇને ગુણ ગૌરવ શ્રેષ્ટ ક્ષત્રિય રાજાઓ યથા સમયે એક પછી એક સ્વયંવરની સભામાં આવવા લાગ્યા. સઘળા રાજાઓ આવી ચૂક્યા, એટલે સંયુક્તા સ્વયંવરને લાયકનો પોશાક પહેરીને હાથમાં ફુલની વરમાળા લેઇ દાસીઓની સાથે સભામાં આવી. સંયુક્તા સ્વયંવરની આગમચ પૃથિરાજના પ્રકાશવાળા ગુણો, હિંમ્મત, અને વીરત્વ સાંભળીને તેના ઉપર આસક્ત થઇ પડી હતી. હાલ પણ પિતાના શત્રુ ઉપરથી તે આસક્તિ દૂર થઇ નહોતી. તેણે હિંમ્મતની સાથે પૃથિરાજનેજ વરમાળા પહેરાવવાનો નિશ્ચય કર્યો હતો. તેથી સભા મંડળમાં બિરાજેલા સુસજ્જિત રાજાઓના તરફ ન જોતાં સંયુક્તાએ દ્વારપાળની જગ્યાપર જે સોનાની મૂર્તિ પૃથિરાજની હતી, તેના ગળામાં વરમાળા પહેરાવી. જયચંદ પુત્રીનું આવું કામ જોઇને ગભરાયો, તેમ સ્વયંવરમાં આવેલા રાજાઓ એવી રૂપગુણવાળી લલનારૂપી રત્નના લાભમાં આશા વિનાના થયાથી પોતાને ધિક્કાર આપવા લાગ્યા. સંયુક્તાએ વરમાળા આરોપ્યાની વાત પૃથિરાજે જાણી. તેથી તે મોટા સૈન્ય સાથે કનોજમાં આવ્યો. અને સંયુક્તાનું હરણ કરી ગયો. જયચંદે કન્યા રત્નનો ઉદ્ધાર કરવા માટે ઘણી મહેનત કરી. કનોજથી દિલ્હી જવાના રસ્તા ઉપર તેણે પૃથિરાજના સૈન્ય સાથે પાંચ દિવસ યુદ્ધ કર્યું. પરતુ તેમાં તેનું કાંઇ વળ્યું નહિ. પૃથિરાજ સંયુક્તાને લેઇને સહી સલામત દિલ્હી જઇ પહોચ્યો. અને જયચંદ હારીને પાછો કનોજ ગયો. પૃથિરાજે દિલ્હીમાં જઇને સંયુક્તાની સાથે વિધિ પૂર્વક લગ્ન કર્યાં હતાં. સને ૧૧૯૦*

હવે પૃથિરાજ આ સામાન્ય લલના રત્નનો અધિકારી થઇને આનંદમાં દિવસ ગુજારવા લાગ્યો. સંયુક્તાના અસાધારણ ગુણથી સ્વર્ગનું સુખ પણ તેની આગળ તેને તુચ્છ જણાવવા લાગ્યું. સંયુક્તા થોડા વખતમાં ભર્તાની પ્રિય પત્ની થઇ પડી. એવું કહેવાય છે કે, પૃથિરાજે આ સમયે સંયુક્તાની સાથે ભોગ વિલાસમાં પડીને રાજ્યકારભારની સર્વ

ચિંતા દૂર કરી હતી. તેથી તેના આખા રાજ્યમાં અવ્યવસ્થા થઇ ગઇ હતી. અમલદારોની લાંચ-રૂશવત અને જુલમથી પ્રજા ઘણી પીડામાં આવી પડી હતી. અને શાહાબુદ્દીન ગોરી જેવો છંછેડાયેલો સિંહ સરખો યવન બાદશાહ માથા ઉપર શત્રુ છતાં સૈન્યની બરોબર સંભાળ રાખવામાં આવતી નહોતી. એ રીતે તેના રાજ્યમાં સર્વત્ર અંધેર થઇ રહ્યું હતું. અધુરામાં પુરૂં તેના જૂના અનુભવી અને બહાદુર સામંતોમાંના ઘણા ખરા મરી પરવાર્યા હતા. માત્ર ચામુંડરાય, હાહુલીરાય, ચંદભાટ, અને રામગુરૂ પુરોહિત એ ચાર બચેલા હતા. પૃથ્વિરાજ સંયુક્તાના પ્યારમાં એટલો બધો લપટાઇ ગયો હતો, કે તે અંતઃપુરમાંથી કદી બહાર નીકળતોજ નહિ. તેમ ગમે તેવા રાજ્યપ્રકરણી કામને માટે પણ તે કોઇની મુલાકાત લેતો નહિ. તેથી તેની આગળ આ સર્વ અંધેરની વાત જવા પામી નહિ. છેવટે જ્યારે પ્રજા પોકાર ઘણો વધી પડ્યો, ત્યારે ચંદભાટ અને હાહુલીરાય વગેરે સામંતોએ તેની આગળ જઇને આ સઘળા અંધેરની હકીકત જાહેર કરવાનો નિશ્ચય કર્યો. પછી તેમણે લાગ જોઇને અંતઃપુરમાં જવાની તૈયારી કરી. પરંતુ અપયશથી અપમાનિત થઇને તેમને પાછા ફરવું પડ્યું. આ અપમાનથી ચંદ કવિ તો લૂણહરામી થયો નહિ પરંતુ હાહુલીરાય લૂણહરામી થઇને પોતાના રાજાનું વેર લેવા માટે શાહાબુદ્દીન ગોરીને તેડવા ગિજની ગયો. અને પૃથ્વિરાજના રાજની અધાધૂનિની સર્વ હકીકત તેને નિવેદન કરી. તે ઉપરથી આ યોગ્ય પ્રસંગનો લાભ લેઇને શાહાબુદ્દીન મોટી ફોજ સાથે ભારતને દરવાજે આવ્યો. એ વાતની જાણ પૃથ્વિરાજને તથા સમરસિંહને થતાં તેમણે જલદીથી સૈનો એકઠાં કર્યા. અને યવન પાદશાહની સામે યુદ્ધ કરવા માટે તેઓ મેદાન પડ્યા. ભારતના ઘણાખરા વીર પુરૂષોએ આ મહા યુદ્ધમાં શરીર અને મન અર્પણ કર્યા હતાં. આર્યાવર્તના રાજ્ય કુલના 'હરહર' ધ્વનિથી ચારે તરફ પૃથ્વિ કંપવા માંડી. હિંદુરાજ-ચક્રવર્તિ પૃથ્વિરાજે આ સેનાના સેનાપતિ થઇને શાહાબુદ્દિનને રણ ક્ષેત્રમાં બોલાવ્યો. ઉત્તર ભારતના નારાયણપુર ગામના તિરોહી ક્ષેત્રમાં બને પક્ષ વચ્ચે મોટું યુદ્ધ થયું. થોડા વખતમાં યવન સૈન્ય ક્ષત્રિય વીરોના બળથી ભાગવા માંડ્યું. અને તેમનાં નિશાન, વાવટા, તથા હથિઆર, પૃથ્વિરાજના હાથમાં આવ્યાં. શાહાબુદ્દિન ગોરી પરાજિત ભૂમિમાંથી જતો રહ્યો અને પૃથ્વિરાજ વિજયી થઇને દિલ્હીમાં પાછો આવ્યો.

ત્યાર પછી બે વર્ષે શાહાબુદ્દિન ફરીને પાછો અસંખ્ય ફોજ લેઇને ભારતભૂમિમાં આવ્યો. એ વખતે પણ પૃથ્વિરાજે લડાઇની તૈયારી કરવા માંડી. જલદીથી લડાઇને વાસ્તે ઉમરાવોની સભા બોલાવામાં આવી. ઘણીક જગ્યાપરથી સૈનો એકઠાં થવા લાગ્યાં. ક્ષત્રિય રાજાઓ એકના પછી એક આવીને સંગ્રામમાં જવા એકઠા થયા. અને ટુંક વખતમા દિલ્હીમાં પાછો વિશાળ સૈન્ય સાગરનો દેખાવ જોવામાં આવ્યો. આ વેળાએ પણ સ્વદેશ રક્ષક મેવાડનો રાણો સમરસિંહ પોતાના કુંવર કલ્યાણની સાથે ૧૩ હજાર રજપૂત વીરોને લેઇને ભારતવર્ષના ગૌરવની રક્ષાને માટે હાજર થયો હતો. એક તરફ એવી રીતે ભારત સંતાનો સ્વદેશની સ્વાધીનતાની રક્ષાને માટે એકઠા થતા હતા, ત્યારે બીજી બાજુએ પૃથ્વિરાજની સાધ્વી દેવી સયુક્તા સ્વામીને વીરના સાજમાં સજાવતી હતી. તે સ્વહસ્તે પ્રાણપતિની કમ્મર ઉપર તરવાર લટકાવીને તેને ઉત્તેજિત કરતી હતી. એટલામાં

તેમો હૃદયમાં એકદમ અમંગળની આશંકા થવા લાગી. અને તુરત તેની જમણી આંખ ફરકવા માંડી. તેથી સયુક્તાએ એક ધ્યાનથી પૃથિરાજની તરફ જોવા માંડયું. એકદમ કેટલોક પશીનો કપાળ ઉપરથી વહીને છાતીપર પડયો. પૃથિરાજ વખત ન લગાડતાં સૈન્યમાં સામેલ થઇને નગરની બહાર નીકળ્યો. સંયુક્તા સ્વામીને જવાનો રસ્તો જોતી જોતી દીર્ઘ હાય મારીને બોલી;—"સ્વર્ગ સિવાય જણાય છે કે, હવે આ યોગિનીપુર (દિલ્હી) માં પાછુ મળવું થશે નહિ."

પુણ્ય ભૂમિ બ્રહ્માવર્તની પ્રાંત વાહિની પવિત્ર નદી દૃષદ્વિતિ (હાલની કાંગ્ગાર નદી) ના વિશાળ કિનારા ઉપરના મેદાનમાં ક્ષત્રિય અને મુસલમાન સૈન્ય વચ્ચે ત્રણ દિવસ સુધી મહા દારૂણ યુદ્ધ ચાલ્યું તેમાં અંતે મુસલમાનોની જીત થઇ. આ લડાઇમાં મહાવીર સમરસિંહ અને તેનો પુત્ર કલ્યાણસિંહ ભીમ વિક્રમથી યવન સૈનનો સંહાર કરીને અને લડાઇના મેદાનમાં અનંતકાળને માટે સૂતા. અને પૃથિરાજ શત્રુના હાથમાં બંધીવાન થયો. સૌભાગ્યની લક્ષ્મી હમેશાં એક માણસની પાસે રહેતી નથી. હમેશાં કોઇના દહાડા સરખા જતા નથી. નશીબ ચાકના પ્રમાણે એક વખત ઉપર જાય છે, તો એક વખત નીચે જઇને આ લોકમાં સસારનું ચાંચલ્ય બતાવે છે. પૃથિરાજે તિરોહીના ક્ષેત્રમાં જે વિજયનુ નિશાન શોભિત કર્યું હતું, તે મુસલમાનોની ચતુરાઇથી અને કાળના નીતિ બળથી આ લડાઇમાં પડ્યું. સને ૧૧૯૩. આજે અનંત ક્ષત્રિયોના લોહીથી ભારતનું દેહ કલંકીત થયું અને દૃષદતિની રેતીવાળી જમીન ભિષણ સ્મશાનમાં આવી ગઇ. જે પવિત્ર તટ ઉપર બેસીને આર્ય ગૌરવ બ્રહ્મર્ષિઓ સુધામય સામ ગાનથી દેવતાઓને આનંદિત કરતા હતા, જેઓના શ્રવણ મોહન વેદ ગાનથી વિમોહિત થઇને સ્વચ્છ સલિલા દેવતરંગિણી તાલે તાલે નૃત્ય કરતી કરતી સમુદ્રમાં જતી હતી, તે આજે તેની પુણ્યમયી રેતાળ જમીન સ્મશાન જેવી થઇ ગઇ. આજે પિશાચના જેવા યવનો પતિત આર્ય વીરોના અંગરાગને ચોરવા લાગ્યા. હવે તેઓની પ્રચંડ ગતિને કોણ રોકશે? કોણ સ્વદેશ પ્રેમિક્તાના પવિત્ર મંત્રમાં તે ઉત્તેજીત થઇને હાથમાં તરવાર લેઇ યવનોને દૂર કરશે?–કોઇ નહિ! પ્રકૃતિ ચીતકાર કરીને કહે છે–કોઇ નહિ! ભારતની રાજલક્ષ્મી યવનની સાંકળમાં બંધાઇને રડતી કહે છે–કોઇ નહિ! ભારત ભૂમિ આજ અનાથિની છે–પતિ પૂત્ર વગરની છે–આજ શત્રુના હાથમાં બંધીવાન છે!

વીર ચુડામણિ સમરસિંહની પતિવ્રતા રાણી પૃથાએ જ્યારે જાણ્યું કે, યવનોના કપટાચરણથી તેના જીવનનું જીવન સ્વામી રત્ન સમરસિંહ લડાઇના મેદાનમાં મરણ પામ્યો છે, અને પ્રિયતમ ભાઇ પૃથિરાજ યવનના હાથમાં બંધીવાન થયો છે, ત્યારે તે વખત ન લગાડતાં તુરત ચિતાનળમાં શરીર ત્યાગ કરીને પ્રાણપતિની સાથે રહેવાના ઉદ્દેશથી બળી મુઇ. તેજ પ્રમાણે પૃથિરાજને શાહાબુદ્દિને મારી નાખ્યો છે, એવી ખબર જ્યારે સંયુક્તાને પડી, ત્યારે તે પણ ચિતા ખડકાવીને બળી મુઇ.

લડાઇ શાન્ત પડ્યા પછી પૃથિરાજને એક બંદીવાન તરીકે શાહાબુદ્દિનની પાસે લેઇ જવામાં આવ્યો હતો. તેના હાથે પગે બેડીઓ ઠોકેલી હતી. તેનું સર્વાંગ ઘવાયેલું હતું. તીર અને તરવારના ઘાથી સર્વ અંગ ઝરઝરીત હતું. તે જ્યાં તે નિસ્તેજ જણાતો ન-

ચિંતા દૂર કરી હતી. તેથી તેના આખા રાજ્યમાં અવ્યવસ્થા થઇ ગઇ હતી. અમલદારો-
ની લાંચ-રૂશવત અને જુલમથી પ્રજા ઘણી પીડામાં આવી પડી હતી, અને શાહાબુદ્દી-
ન ગોરી જેવો છંછેડાયેલો સિંહ સરખો યવન બાદશાહ માથા ઉપર શત્રુ છતાં સૈન્યની
બરોબર સંભાળ રાખવામાં આવતી નહોતી. એ રીતે તેના રાજ્યમાં સઘળે અંધેર થઇ
રહ્યું હતું. અધુરામાં પુરૂ તેના જૂના અનુભવી અને બહાદુર સામંતોમાંના ઘણા ખરા
મરી પરવાર્યાં હતા. માત્ર ચામુંડરાય, હાહુલીરાય, ચંદભાટ, અને રામગુરૂ પુરોહિત એ
ચાર બચેલા હતા. પૃથિરાજ સંયુક્તાના પ્યારમાં એટલો બધો લપટાઈ ગયો હતો, કે તે
અંતઃપુરમાંથી કદી બહાર નીકળતોજ નહિ. તેમ ગમે તેવા રાજ્યપ્રકરણી કામને માટે
પણ તે કોઇની મુલાકાત લેતો નહિ. તેથી તેની આગળ આ સર્વ અંધેરની વાત જવા
પામી નહિ. છેવટે જ્યારે પ્રજા પોકાર ઘણો વધી પડ્યો, ત્યારે ચંદભાટ અને હાહુલીરાય
વગેરે સામંતોએ તેની આગળ જઇને આ સઘળા અંધેરની હકીકત જાહેર કરવાનો નિશ્ચ-
ય કર્યો. પછી તેમણે લાગ જોઇને અંતઃપુરમાં જવાની તૈયાર કરી. પરંતુ અધવચથી
અપમાનિત થઇને તેમને પાછા ફરવું પડ્યું. આ અપમાનથી ચંદ કવિ તો લૂણહરામી થયો
નહિ પરંતુ હાહુલીરાય લૂણહરામી થઇને પોતાના રાજાનું વેર લેવા માટે શાહાબુદ્દીન ગોરીને
તેડવા ગિજની ગયો. અને પૃથિરાજના રાજની અંધાધૂનિની સર્વ હકીકત તેને નિવેદન
કરી. તે ઉપરથી આ યોગ્ય પ્રસંગનો લાભ લેઇને શાહાબુદ્દીન મોટી ફોજ સાથે ભારતને
દરવાજે આવ્યો. એ વાતની જાણ પૃથિરાજને તથા સમરસિંહને થતાં તેમણે જલદીથી
સૈન્ય એકઠાં કર્યાં. અને યવન પાદશાહની સામે યુદ્ધ કરવા માટે તેઓ મેદાન પડ્યા.
ભારતના ઘણાખરા વીર પુરૂષોએ આ મહા યુદ્ધમાં શરીર અને મન અર્પણ કર્યાં હતાં.
આર્યાવર્તના રાજ્ય કુલના 'હરહર' ધ્વનિથી ચારે તરફ પૃથ્વિ કંપવા માંડી. હિંદુરાજ—ચક્ર-
વર્ત્તિ પૃથિરાજે આ સેનાના સેનાપતિ થઇને શાહાબુદ્દિનને રણ ક્ષેત્રમાં બોલાવ્યો. ઉત્તર
ભારતના નારાયણપુર ગામના **તિરૌડી** ક્ષેત્રમાં બને પક્ષ વચ્ચે મોટું યુદ્ધ થયું. થોડા
વખતમાં યવન સૈન્ય ક્ષત્રિય વીરોના બળથી ભાગવા માંડ્યું. અને તેમનાં નિશાન, વાવટા,
તથા હથિઆરો પૃથિરાજના હાથમાં આવ્યાં. શાહાબુદ્દિન ગોરી પરાજિત ભૂમિમાંથી જતો
રહ્યો અને પૃથિરાજ વિજયી થઇને દિલ્હીમાં પાછો આવ્યો.

ત્યાર પછી બે વર્ષે શાહાબુદ્દિન ફરીને પાછો અસંખ્ય ફોજ લેઇને ભારતભૂમિમાં
આવ્યો. એ વખતે પણ પૃથિરાજે લડાઇની તૈયારી કરવા માંડી. જલદીથી લડાઇને વાસ્તે
ઉમરાવોની સભા બોલાવવામાં આવી. ઘણીક જગ્યાપરથી સૈન્ય એકઠાં થવા લાગ્યાં. ક્ષ-
ત્રિય રાજાઓ એકના પછી એક આવીને સંગ્રામમાં જવા એકઠા થયા. અને ટુંક વખ-
તમાં દિલ્હીમાં પાછો વિશાળ સૈન્ય સાગરનો દેખાવ જોવામાં આવ્યો. આ વેળાએ પણ
સ્વદેશ રક્ષક મેવાડનો રાણો સમરસિંહ પોતાના કુંવર કલ્યાણની સાથે ૧૩ હજાર રજપૂત
વીરોને લેઇને ભારતવર્ષના ગૌરવની રક્ષાને માટે હાજર થયો હતો. એક તરફ એવી
રીતે ભારત સંતાનો સ્વદેશની સ્વાધીનતાની રક્ષાને માટે એકઠા થતા હતા, ત્યારે બીજી
બાજુએ પૃથિરાજની માનિની રાણી સંયુક્તા સ્વામીને વીરના સાજમાં સજાવતી હતી. તે સ્વ-
હસ્તે પ્રાણપતિની કમ્મર ઉપર તરવાર લટકાવીને તેને ઉત્તેજિત કરતી હતી. એટલામાં

તેના હૃદયમાં એકદમ અમંગળની આશંકા થવા લાગી. અને તુરત તેની જમણી આંખ ફરકવા માંડી. તેથી સંયુક્તાએ એક ધ્યાનથી પૃથિરાજની તરફ જોવા માંડયું. એકદમ કેટલોક પશીનો કપાળ ઉપરથી વહીને છાતીપર પડયો. પૃથિરાજ વખત ન લગાડતાં સૈન્યમાં સામેલ થઇને નગરની બહાર નીકળ્યો. સંયુક્તા સ્વામીને જવાનો રસ્તો જોતી જોતી દીર્ઘ હાય મારીને બોલી;—"સ્વર્ગ સિવાય જણાય છે કે, હવે આ યોગિનીપુર (દિલ્હી) માં પાછું મળવું થશે નહિ."

પુણ્ય ભૂમિ બ્રહ્માવર્તની પ્રાંત વાહિની પવિત્ર નદી દૃષદ્વિતિ (હાલની કાંગૃગાર નદી) ના વિશાળ કિનારા ઉપરના મેદાનમાં ક્ષત્રિય અને મુસલમાન સૈન્ય વચ્ચે ત્રણ દિવસ સુધી મહા દારૂણ યુદ્ધ ચાલ્યું. તેમાં અંતે મુસલમાનોની જીત થઇ. આ લડાઇમાં મહાવીર સમરસિંહ અને તેનો પુત્ર કલ્યાણસિંહ ભીમ વિક્રમથી યવન સૈનનો સંહાર કરીને અંતે લડાઇના મેદાનમાં અનંતકાળને માટે સૂતા. અને પૃથિરાજ શત્રુના હાથમાં બંધીવાન થયો. સૌભાગ્યની લક્ષ્મી હમેશાં એક માણસની પાસે રહેતી નથી. હમેશાં કોઇના દહાડા સરખા જતા નથી. નશીબ ચાકના પ્રમાણે એક વખત ઉપર જાય છે, તો એક વખત નીચે જઇને આ લોકમાં સંસારનું ચાંચલ્ય બતાવે છે. પૃથિરાજે તિરોહીના ક્ષેત્રમાં જે વિજયનું નિશાન શોભિત કર્યું હતું, તે મુસલમાનોની ચતુરાઇથી અને કાળના નીતિ બળથી આ લડાઇમાં પડયું. સને ૧૧૯૩. આજે અનંત ક્ષત્રિયોના લોહીથી ભારતનું દેહ કલંકીત થયું. અને દૃષદ્વતિની રેતીવાળી જમીન ભિષણ સ્મશાનમાં આવી ગઇ. જે પવિત્ર તટ ઉપર બેસીને આર્ય ગૌરવે બ્રહ્મર્ષિઓ સુધામય સામ ગાનથી દેવતાઓને આનંદિત કરતા હતા, જેઓના શ્રવણ મોહન વેદ ગાનથી વિમોહિત થઇને સ્વચ્છ સલિલા દેવતરંગિણી તાલે તાલે નૃત્ય કરતી કરતી સમુદ્રમાં જતી હતી, તે આજે તેની પુણ્યમયી રેતાળ જમીન સ્મશાન જેવી થઇ ગઇ. આજે પિશાચના જેવા યવનો પતિત આર્ય વીરોના અંગરાગને ચોરવા લાગ્યા. હવે તેઓની પ્રચંડ ગતિને કોણ રોકશે? કોણ સ્વદેશ પ્રેમિકતાના પવિત્ર મંત્રમાં તે ઉત્તેજીત થઇને હાથમાં તરવાર લેઇ યવનોને દૂર કરશે?–કોઇ નહિ! પ્રકૃતિ ચીતકાર કરીને કહે છે–કોઇ નહિ! ભારતની રાજલક્ષ્મી યવનની સાંકળમાં બધાઇને રડતી કહે છે–કોઇ નહિ! ભારત ભૂમિ આજ અનાથિની છે–પતિ પૂત્ર વગરની છે–આજ શત્રુના હાથમાં બંધીવાન છે!

વીર ચુડામણિ સમરસિંહની પતિવ્રતા રાણી પૃથાએ જ્યારે જાણ્યું કે, યવનોના કપટાચરણથી તેના જીવનનું જીવન સ્વામી રત્ન સમરસિંહ લડાઇના મેદાનમાં મરણ પામ્યો છે, અને પ્રિયતમ ભાઇ પૃથિરાજ યવનના હાથમાં બંધીવાન થયો છે, ત્યારે તે વખત ન લગાડતાં તુરત ચિતાનલમાં શરીર ત્યાગ કરીને પ્રાણપતિની સાથે રહેવાના ઉદ્દેશથી બળી મુઇ. તેજ પ્રમાણે પૃથિરાજને શાહબુદ્દિને મારી નાખ્યો છે, એવી ખબર જ્યારે સંયુક્તાને પડી, ત્યારે તે પણ ચિતા ખડકાવીને બળી મુઇ.

લડાઇ શાન્ત પડયા પછી પૃથિરાજને એક બંદીવાન તરીકે શાહબુદ્દિનની પાસે લઇ જવામાં આવ્યો હતો. તેના હાથે પગે બેડીઓ રહેલી હતી. તેનું સર્વાંગ [illegible] તીર અને તરવારના ઘાથી સર્વ અંગ જરજરીત હતું. તે જ્યાં તે સિંહા[illegible]

મ્રિના દૂર કરી હતી. તેથી તેના આખા રાજ્યમાં અવ્યવસ્થા થઇ ગઇ હતી અમલદારોની લાંચ-રૂશવત અને જુલમથી પ્રજા ઘણી પીડામાં આવી પડી હતી. અને શાહાબુદીન ગોરી જેવો છછેડાયેલો સિંહ સરખો યવન બાદશાહ માથા ઉપર શત્રુ છતાં સૈન્યની બરોબર સંભાળ રાખવામાં આવતી નહોતી. એ રીતે તેના રાજ્યમાં સઘળે અંધેર થઇ રહ્યું હતું. અધુરામાં પુરૂં તેના જૂના અનુભવી અને બહાદુર સામંતોમાંના ઘણા ખરા મરી પરવાર્યા હતા. માત્ર ચામુંડરાય, હાહુલીરાય, ચંદભાટ, અને રામગુરૂ પુરોહિત એ ચાર બચેલા હતા. પૃથિરાજ સંયુક્તાના પ્યારમાં એટલો બધો લપટાઈ ગયો હતો, કે તે અંતઃપુરમાંથી કદી બહાર નીકળતોજ નહિ. તેમ ગમે તેવા રાજ્યપ્રકરણી કામને માટે પણ તે કોઇની મુલાકાત લેતો નહિ. તેથી તેની આગળ આ સર્વ અંધેરની વાત જવા પામી નહિ. છેવટે જ્યારે પ્રજા પોકાર ઘણો વધી પડ્યો, ત્યારે ચંદભાટ અને હાહુલીરાય વગેરે સામંતોએ તેની આગળ જઇને આ સઘળા અંધેરની હકીકત જાહેર કરવાનો નિશ્ચય કર્યો. પછી તેમણે લાગ જોઇને અંતઃપુરમાં જવાની તૈયાર કરી. પરંતુ અધવચથી અપમાનિત થઇને તેમને પાછા ફરવુ પડયું. આ અપમાનથી ચંદ કવિ તો લૂણહરામી થયો નહિ પરંતુ હાહુલીરાય લૂણહરામી થઇને પોતાના રાજાનું વેર લેવા માટે શાહાબુદ્દીન ગોરીને તેડવા ગિજની ગયો. અને પૃથિરાજના રાજની અંધાધૂનિની સર્વ હકીકત તેને નિવેદન કરી. તે ઉપરથી આ યોગ્ય પ્રસંગનો લાભ લેઇને શાહાબુદ્દીન મોટી ફોજ સાથે ભારતને દરવાજે આવ્યો. એ વાતની જાણ પૃથિરાજને તથા સમરસિંહને થતાં તેમણે જલદી સૈનો એકઠાં કર્યાં. અને યવન પાદશાહની સામે યુદ્ધ કરવા માટે તેઓ મેદાન પડ્યા. ભારતના ઘણાખરા વીર પુરૂષોએ આ મહા યુદ્ધમાં શરીર અને મન અર્પણ કર્યાં હતાં. આર્યાવર્તના રાજ્ય કુલના 'હરહર' ધ્વનિથી ચારે તરફ પૃથ્વિ કંપવા માંડી. હિંદુરાજ-ચક્રવર્ત્તિ પૃથિરાજે આ સેનાના સેનાપતિ થઇને શાહાબુદ્દિનને રણ ક્ષેત્રમાં બોલાવ્યો. ઉત્તર ભારતના નારાયણપુર ગામના તિરોહી ક્ષેત્રમાં બને પક્ષ વચ્ચે મોટું યુદ્ધ થયું થોડા વખતમાં યવન સૈન્ય ક્ષત્રિય વીરોના બળથી ભાગવા માંડયું અને તેમનાં નિશાન, વાવટા, તથા હથિઆરો પૃથિરાજના હાથમાં આવ્યાં. શાહાબુદ્દિન ગોરી પરાજિત ભૂમિમાંથી જતો રહ્યો અને પૃથિરાજ વિજયી થઇને દિલ્હીમાં પાછો આવ્યો.

ત્યાર પછી બે વર્ષે શાહાબુદ્દિન ફરીને પાછો અસંખ્ય ફોજ લેઇને ભારતભૂમિમાં આવ્યો. એ વખતે પણ પૃથિરાજે લડાઇની તૈયારી કરવા માંડી. જલદીથી લડાઇને વાસ્તે ઉમરાવોની સભા બોલાવવામાં આવી. ઘણીક જગ્યાપરથી સૈનો એકઠાં થવા લાગ્યાં. ક્ષત્રિય રાજાએ એકના પછી એક આવીને સંગ્રામમાં જવા એકઠા થયા. અને ટુંક વખતમાં દિલ્હીમાં પાછો વિશાળ સૈન્ય સાગરનો દેખાવ જોવામાં આવ્યો. આ વેળાએ પણ સ્વદેશ રક્ષક મેવાડનો રાણો સમરસિંહ પોતાના કુંવર કલ્યાણની સાથે ૧૩ હજાર રજપૂત વીરોને લેઇને ભારતવર્ષના ગૌરવની રક્ષાને માટે હાજર થયો હતો. એક તરફ એવી રીતે ભારત સંતાનો સ્વદેશની સ્વાધીનતાની રક્ષાને માટે એકઠા થતા હતા, ત્યારે બીજી બાજુએ પૃથિરાજની સાધ્વી દેવી સયુક્તા સ્વામીને વીરના સાજમાં સજાવતી હતી. તે સ્વહસ્તે પ્રાણપતિની કમ્મર ઉપર તરવાર લટકાવીને તેને ઉત્તેજિત કરતી હતી. એટલામાં

તેના હૃદયમાં એકદમ અમંગળની આશંકા થવા લાગી. અને તુરત તેની જમણી આંખ ફરકવા માંડી. તેથી સંયુક્તાએ એક ધ્યાનથી પૃથિરાજની તરફ જોવા માંડયું. એકદમ કેટલોક પસીનો કપાળ ઉપરથી વહીને છાતીપર પડ્યો. પૃથિરાજ વખત ન લગાડતાં સૈન્યમાં સામેલ થઇને નગરની બહાર નીકળ્યો. સંયુક્તા સ્વામીને જવાનો રસ્તો જોતી જોતી દીર્ઘ હાય મારીને બોલી;—"સ્વર્ગ સિવાય જણાય છે કે, હવે આ યોગિનીપુર (દિલ્હી) માં પાછું મળવું થશે નહિ."

પુણ્ય ભૂમિ બ્રહ્માવર્તની પ્રાંત વાહિની પવિત્ર નદી દૃષદ્વતિ (હાલની કાંગ્ગાર નદી) ના વિશાળ કિનારા ઉપરના મેદાનમાં ક્ષત્રિય અને મુસલમાન સૈન્ય વચ્ચે ત્રણ દિવસ સુધી મહા દારૂણ યુદ્ધ ચાલ્યું તેમાં અંતે મુસલમાનોની જીત થઇ. આ લડાઇમાં મહાવીર સમરસિંહ અને તેનો પુત્ર કલ્યાણસિંહ ભીમ વિક્રમથી યવન સૈનનો સંહાર કરીને અને લડાઇના મેદાનમાં અનંતકાળને માટે સુતા. અને પૃથિરાજ શત્રુના હાથમાં બંધીવાન થયો. સૌભાગ્યની લક્ષ્મી હમેશાં એક માણસની પાસે રહેતી નથી. હમેશાં કોઇના દહાડા સરખા જતા નથી. નશીબ ચાકના પ્રમાણે એક વખત ઉપર જાય છે, તો એક વખત નીચે જઇને આ લોકમાં સંસારનું ચાંચલ્ય બતાવે છે. પૃથિરાજે તિરોડીના ક્ષેત્રમાં જે વિજયનું નિશાન શોભિત કર્યું હતું, તે મુસલમાનોની ચતુરાઇથી અને કાળના નીતિ બળથી આ લડાઇમાં પડ્યું. સને ૧૧૯૩. આજે અનંત ક્ષત્રિયોના લોહીથી ભારતનું દેહ કલંકીન થયું અને દૃષદ્વતિની રેતીવાળી જમીન ભિષણ સ્મશાનમાં આવી ગઇ. જે પવિત્ર તટ ઉપર બેસીને આર્ય ગૌરવ બ્રહ્મર્ષિઓ સુધામય સામ ગાનથી દેવતાઓને આનંદિત કરતા હતા, જેઓના શ્રવણ મોહન વેદ ગાનથી વિમોહિત થઇને સ્વચ્છ સલિલા દેવતરંગિણી તાલે તાલે નૃત્ય કરતી કરતી સમુદ્રમાં જતી હતી, તે આજે તેની પુણ્યમયી રેતાળ જમીન સ્મશાન જેવી થઇ ગઇ. આજે પિશાચના જેવા યવનો પતિત આર્ય વીરોના અંગરાગને ચોગ્યા લાગ્યા. હવે તેઓની પ્રચંડ ગતિને કોણ રોકશે? કોણ સ્વદેશ પ્રેમિકતાના પવિત્ર મંત્રમાં તે ઉત્તેજીત થઇને હાથમાં તરવાર લેઇ યવનોને દૂર કરશે?–કોઇ નહિ! પ્રકૃતિ ચીતકાર કરીને કહે છે–કોઇ નહિ! ભારતની રાજલક્ષ્મી યવનની સાંકળમાં બંધાઇને રડતી કહે છે–કોઇ નહિ! ભારત ભૂમિ આજ અનાથિની છે–પતિ પુત્ર વગરની છે–આજ શત્રુના હાથમાં બંધીવાન છે!

વીર ચુડામણિ સમરસિંહની પતિવ્રતા રાણી પૃથાએ જ્યારે જાણ્યું કે, યવનોના કપટ સરખી તેના જીવનનું જીવન સ્વામી રત્ન સમરસિંહ લડાઇના મેદાનમાં મરણ પામ્યો છે, અને પ્રિયતમ ભાઇ પૃથિરાજ યવનના હાથમાં બંધીવાન થયો છે, ત્યારે તે વખત ન લગાડતાં તુરત ચિતાનલમાં શરીર ત્યાગ કરીને પ્રાણપતિની સાથે રહેવાના ઉદ્દેશથી બળી મુઇ. તેજ પ્રમાણે પૃથિરાજને શાહાબુદ્દિને મારી નાખ્યો છે, એવી ખબર જ્યારે સંયુક્તાને પડી, ત્યારે તે પણ વિના ખડકાઇને બળી મુઇ.

લડાઇ શાન્ત થયા પછી પૃથિરાજને એક બંદીવાન તરીકે શાહાબુદ્દિનની પાસે લેઇ જવામાં આવ્યો હતો. તેના હાથે પગે બેડીઓ ઠોકેલી હતી. તેનું સર્વાંગ ઘવાયેલું હતું. તીર અને તરવારના ઘાથી સર્વ અંગ ઝરઝરીત હતું. તે જ્યાં ને નિસ્તેજ જણાતો ન-

હાતો. તેની ભ્રકુટી ચડેલી હતી. તેના શરીરમાં ક્ષત્રિય લોહી ઉછળતુંજ હતું. જે વીર પુરૂષ છે, તેને આવી બેડીમાં રહેવાનું અતિ કઠિણ છે. પણ દૈવને વશ કોણ થતું નથી ? સભામાં આવ્યા પછી તે વીર મૂર્તિ અધિક કોપાનળમાં બળવા લાગી. તેના રોમે રોમ ક્રોધ વ્યાપી રહ્યો. સઘળા મ્લેચ્છોની વચ્ચે ઉભો રહેવા છતાં તે એક શબ્દ પણ બોલ્યો નહિ. એક પ્રવશ પડેલો કેદી આટલા બધા ગર્વમાં હતો, તે જોઇને શાહાબુદ્દિન ગોરી આશ્ચર્ય પામ્યો. પછી તેણે પૃથિરાજની તરફ જોઇને અતિ નરમાશથી કહ્યું કે, જો આપ અમારી સાથે સલાહ કરો, તો અમે આપનો મુલક પાછો આપીએ. પરંતુ તેના બદલામાં તમારે અમારી સાથે સલુકાઇ રાખવી પડશે. અને અમે જ્યારે ભરતખંડના બીજા દેશ ઉપર ચ-ઢાઇ કરીયે, ત્યારે તમારે અમને મદદ કરવી પડશે. માટે એટલી વાત તમારે કબુલ હોય તો હું તમને માફી આપુ શાહાબુદ્દિનની એવી અનુગ્રહની વાત સાંભળીને પૃથિરાજને ઘ-ણુંજ માઠું લાગ્યું. જેને સાત સાત વખત બંધીવાન કરી જીવતદાન દીધું હતું, તેનીજ દયાથી તેનું આપેલું રાજ ભોગવવાનું સાંભળીને વીર પુરૂષ પૃથિરાજના નેત્રમાંથી આગની ચીનગારીઓ નીકળવા લાગી, અંગમાં ફરતુ લોહી ઉનું થઇ વહેવા લાગ્યું, અને ક્રોધથી હોઠ ફડફડવા લાગ્યા. વળી તેણે કમર ઉપર હાથ મૂક્યો, ને તરવાર શોધી, પણ તે મળી નહિ. તેને તરવાર શોધતો જોઇને અમીરો ભડક્યા અને સમશેરો ખેંચી ઉભા થઇ ગયા. હવે પૃથિરાજને પોતાની અવસ્થાનું સ્મરણ થયું કે, તે સ્વતંત્ર નથી પણ કેદી છે, તે મહારાજ નથી પણ એક નિચ મનુષ્યથી પણ અધમ છે. ગઇ કાલે તે પૃથ્વિપતિ હતો, આજે તેનુ અગ મીટ્ટી જેવું છે, ગઇ કાલે તે દાનેશ્વરી હતો, આજે તે યાચક સ્થિતિમાં ઉભો છે, ગઇ કાલે તે કરોડોનો પાળનાર, લાખોનો નાયક, ભડવીર, અને મહા પરાક્રમી હતો, આજે તે એક અધમથી પણ અધમ છે. તે છતાં તે છંછેડાયેલા સાપની માફક, દોરડાથી બંધા-યેલા સિંહની માફક, ધુરકી ઉઠયો. અને દાવાનળની માફક ભયાનક મૂર્તિ ધારણ કરીને ગભીર સ્વરથી બોલ્યો;—"રે દુષ્ટ વિશ્વાસ ઘાતક ચંડાળ! દુરાત્મા! મને કેદી સમજી આવી નીચ વાત કરતાં તારી જીભ કેમ તુટી પડતી નથી ? તું શુ મને રાજ્ય આપશે ? તુ શું જીવનદાન આપશે ? મેં તને સાત સાતવાર જીવતો રાખ્યો છે, ને જે દયા કીધી છે, તેનું સ્મરણ કર" એટલું બોલતામાં ક્રોધથી તેનો કંઠ રૂંધાઇ ગયો. પૃથિરાજનાં આ ગર્વનાં વેણુ સાંભળીને શાહાબુદ્દિન ગોરીને ક્રોધ ચઢયો. પછી તેણે તેનાં બંને નેત્રો ફોડી નાખવા-ની આજ્ઞા કરી તેના એ હુકમનો તુર્તજ અમલ થયો. પૃથિરાજ અંધ થઇ કાળા ગૃહમાં જઇ પડ્યો. નિસ્તેજ ભરતખડના ભાગ્યમાં માત્ર આંસુજ પાડવાનાં રહ્યાં.

શાહાબુદ્દિન ગોરીએ પૃથિરાજની બંને આંખો ફોડી નંખાવ્યા પછી તેની શી અવસ્થા કીધી, તેને માટે ઇતિહાસકારોના બે મત છે. કર્નલ ટાડ અને મુસલમાન ઇતિહાસ લખનારાઓ જણાવે છે કે, તેને થાણેશ્વરમાં કતલ કરવામાં આવ્યો હતો. બીજો પક્ષ કહે છે કે પૃથિરાજ કેદ પકડાયા પછી તેની આંખ્યો ફોડી નાખીને તેને ગિઝની લેઇ જવ-વામાં આવ્યો હતો. ત્યાં તેના બળ ચાતુર્યથી ડરીને શાહાબુદ્દિને તેના ગળામાં ૧૦૦ મણ વજનની લોઢાની તોક પહેરાવી હતી. ચંદ ભાટને એ વાતની ખબર પડતાં તે ગિઝની ગયો હતો. તેણે શાહાબુદ્દિનને પોતાના વાક્ચાતુર્યથી પ્રસન્ન કરી પૃથિરાજને મળવાની

આજ્ઞા મેળવી હતી. જ્યારે પૃથિરાજે જાણ્યું કે, ચંદ તેને મળવા માટે આવે છે, તેવીજ તેના ગળામાંની ૧૦૦ મણની તોક હલકી થઇ ગઇ. અને તે એટલો બધો પ્રફુલ્લિત થયો કે, ઉઠીને ઉભો થયો. તે જોઇને શાહાબુદ્દિન ચમક્યો. ને બીજી ૫૦ મણની તોક તેના ગળામાં નંખાવી. ચંદ પાછો સુલતાનને મળ્યો. અને કહ્યું કે, મઉલા માલેક! શોકમય વાર્તા છે કે, હું મારા સ્વામીનુ દુઃખ ઓછુ કરવાને આવ્યો હતો, પણ હાલમાં તો મેં તેમાં વધારો કર્યો છે. તે અંધ થયા પછી તમોને ભય શો છે? હે સુલતાન જોઇએ તો તેને દેહાંત દંડ દો, પણ પીડા શા માટે પમાડો છો? તે ઘણો ચતુર છે, તેથી જો આપ તેને છૂટ આપશો તો તે પોતાનું ચાતુર્ય બતાવી આપને પ્રસન્ન કરશે. તે આંધળો છતાં પણ શબ્દ વેધી બાણ મારી શકે છે. ને સો સો મણના સાત તવા એકજ બાણે વીંધી શકે છે. તે રમત જોવાની ઇચ્છા હોય તો, એકવાર એ તમાસો જુઓ, અને પછી તેને છૂટો કરો. શાહાબુદ્દિનને તે રમત જોવાની ઇચ્છા થઇ. પછી ચંદના કહેવાથી પૃથિરાજને ઉત્તમ પૌષ્ટિક ખોરાક આપી આઠ દિવસમાં તૈયાર કીધો. પછી એક દિવસે તેને રાજસભામાં લાવ્યા. અને શબ્દવેધી તવા વીંધવાની રમતનો અખાડો મચાવ્યો. પૃથિરાજના હાથમાં ઘણી કબાનો આપી, પરંતુ તેની પ્રત્યંચા ચડાવતાંજ સઘળી તડાતડ તૂટી ગઇ. કોઇ પણ કબાન તેનું જોર ઝીલી શકી નહિ. તે જોઇને ચંદ કવિએ કહ્યું કે, જ્યાં સુધી તેની પોતાની કબાન તેના હાથમાં નહિ હોય, ત્યાં સુધી એ તમાસો કરી શકશે નહિ તે સાંભળીને સુલતાને તેની કબાન મંગાવી આપી. તે પૃથિરાજે ચડાવી. પછી શાહાબુદ્દિને ચંદને કહ્યું કે, તું આજ્ઞા કર કે, જ્યાં કાંકરી વાગે ત્યાં બાણ મારવું અને વીંધવું. ચંદે કહ્યું, હું તેના ઘરનો નોકર, ને એ મારા સ્વામી, માટે મારે તેમને આજ્ઞા કરવી, એ મારો ધર્મ નથી. માટે આપ ખુદાવિંદ આજ્ઞા કરો. પછી સુલતાને તવાપર કાંકરી મારી કહ્યું કે;—"શાબાશ પૃથુ!" ચંદ એ વેળાએ પૂર્વ સંકેત પ્રમાણે બોલ્યો કે;—

ચાર બંશ, ચોવીશ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ;
એતે પર સુલતાન હે, મત ચૂકે ચવ્હાણ.

એ પ્રમાણે ચંદે કહ્યું. એટલે પૃથિરાજે પેલા શબ્દપર લક્ષી બાણ માર્યું, જેણે શાહાબુદ્દિનનું લલાટ વિંધ્યુ, ને તેજ ક્ષણે ગતઃપ્રાણ થઇ આસનપરથી ઢળી પડયો. તેજ સમયે ચંદે પૃથિરાજના ગળાપર, અને પૃથિરાજે ચંદના ગળાપર તરવાર ફેરવી. એમ ત્રણે જણ એક ચોઘડીયે મરણ પામ્યા. ને તેમને એકજ સ્થાનમાં સમાધિસ્થ કીધા.

એ રીતે પૃથિરાજના મરણ પછી ભારતવર્ષનું રાજત્વ હિંદુ રાજાઓના હાથમાંથી **ઘણું** કાળે પરદેશી યવનોના હાથમાં ગયું. ભારતની જે અલૈકિક ભૂમિ ઉપર છેક સ્વાયંભૂ **મનુરાજા**ના વખતથી હજારો વર્ષ સુધી હિંદુ રાજાઓએ સ્વતંત્રપણે રાજ્ય કર્યું **હતું, અને** પોતાના ઐક્યબળથી કોઇ પણ પરદેશી રાજ્યને આ પવિત્ર ભૂમિ ઉપર પગ મૂકવા દીધો નહોતો, તે ભૂમિ આજે યવન લોકોના ચરણ સ્પર્શથી ભ્રષ્ટ થઇને પરાધિનતાની **સાંકળમાં** જોડાઇ. ભરતખંડના આ પરવશપણા અને દુર્દશાનું મૂળ કારણ માત્ર રજપૂતોની **પરસ્પરની** ઐક્યતાની ખામી હતી. જો તેઓ એક સંપથી યવનોની સાથે લડ્યા હોત તો **ભારતવર્ષ**માં મુસલમાનો કદી પણ રાજ્ય કરવા પામત નહિ. પરંતુ જેમ દરેક **વસ્તુ દિપે છે, અને**

ઝાંખી પડે છે. સવારનો અંત સાંજ, દિવસનો અંત રાત, સુખનો અંત દુઃખ, અને દુઃખનો અંત સુખ; એમ સઘળી વસ્તુ ક્ષય અનવાળી છે. તેજ પ્રમાણે અસ્તખંડમાથી હિંદુ રાજ્યના સાર્વભૌમપણાનો અંત આવ્યો છે.

પૃથિરાજને રેણુસિંહ નામે એક પુત્ર હતો, તે શાહાબુદ્દીન સાથેની લડાઇમાં મરણ પામ્યો હતો. જેથી તેનો સીધો વંશ ચાલ્યો નથી. પરંતુ તેના ભાઇઓ તે વખતે દિલ્હીમાંથી નાસીને માળવામાં આવી કેટલીક જમીન મેળવી ગઢ ધાધરણમાં ગાદી સ્થાપી હતી. તેમનો મૂળ પુરૂષ ખેંગારસિંહ હતો. આ ખેંગારસિંહના વંશમાં હમીરસિંહ થયો, જે અલ્લાઉદ્દીન ખિલજી સાથેની રણથંભોરની લડાઇમાં માર્યો ગયો હતો. તેના વંશજ પાલનદે ની સરદારી નીચે ચહુઆણો ગુજરાતમાં આવ્યા. તેમણે પાવાગઢની તળેટીમાં ચાંપા ભીલ પાસેથી ચાંપાનેરનું રાજ્ય જીતી લીધું. પાલનદે પછી બારમી પેઢીએ જયસિંહદેવ ઉર્ફે પતાઇ રાઓળ ચાંપાનેરની ગાદી ઉપર હતો. તેને અમદાવાદના બાદશાહ મહમદ બેગડાએ માર્યો, એટલે તે રાજ્ય મુસલમાનોને હાથ ગયું. પતાઇ રાઓળને ત્રણ કુંવર હતા. તેમાં મોટા ગયસિંહજીને બે કુંવરો હતા. પૃથિરાજજી અને ડુંગરસિંહજી. તેમણે નર્મદાના ઉત્તર કિનારા પાસેના હાંફ નામના મુઆડામાં કેટલીક જમીન હાથ કરીને તેના બે વિભાગ પાડ્યા. તેમાં પૃથિરાજજીના ભાગમાં મોહન—છોટાઉદેપુર, અને ડુંગરસિંહજીના ભાગમાં બારીઆ આવ્યું. તે બંને ભાઇના વંશજો અદ્યાપિ સુધી ત્યાં રાજ્ય કરે છે. છોટાઉદેપુરના હાલના મહારાજ ફતેહસિંહજી છે, અને બારીઆના મહારાજ માનસિંહજી છે.

---

## શેહેનશાહ અકબર.

મહા પ્રતાપી અને કીર્ત્તિવંત પાદશાહ અકબરનો જન્મ હીજરી સને ૯૪૯ તા. ૫ મી રજબને રવિવાર (ઇ. સ. ૧૫૪૨ ના અક્ટોબર માસની ૧૫ મી તારીખે) અમરકોટમાં થયો હતો. એ વખતે તેનો બાપ હુમાયુ રાજપાટ વિનાનો થઇને અથડાતો કુટાતો અમરકોટના રાજાને ત્યાં મેહમાન દાખલ રહેલો હતો. અકબરની માતાનું નામ મરિયમ મકાની અથવા કેટલાક જણ હમીદા પણ કહે છે.

હિંદમાં મુગલાઇ રાજ્યની પ્રથમ સ્થાપના અકબરના પિતામહ બાબરે કરી હતી. તૈમુર નામે મોટા તાતાર એટલે તુર્ક વિજયી પાદશાહની ઓલાદમાં બાબર છઠ્ઠી પેઢીએ હતો. તેનું મૂળ રાજ્ય તો એશિયાઇ તુર્કસ્થાનમાં ફેરઘા નામે પ્રાંતમાં હતું. ત્યાંથી હિંદમાં આવીને દિલ્હીના સુલતાન ઇબ્રાહીમ લોદીને હરાવી ઇ. સ. ૧૫૨૬ માં મુગલાઇ રાજ્યની સ્થાપના કરી હતી. બાબર જાતે તુર્ક હતો, તે છતાં એના વંશજોને હિંદમાં મુગલ જાણ્યા છે. તેનું કારણ એ કે એના રાજ્યની સ્થાપના થયાની પૂર્વે અફગાનીસ્થાનની વાટે મુગલો વારે વારે હિંદ ઉપર સ્વારીઓ કરતા, તેથી એ રસ્તે થઈ આવનારા સર્વેને હિંદના લોકો મુગલ કહેવા લાગ્યા. આ ભૂલ ભાંગવાનો પ્રયત્ન ન કરતાં બાબરે અને તેના વંશજોએ મુગલ નામ કબુલ રાખ્યું હતું.

બાબરના દિકરા હુમાયુએ હિંદમાંથી ખોયેલું રાજ પાછું મેળવીને ઇ. સ. ૧૫૫૫ માં

મુગલાઇ રાજ્યની પુનઃ સ્થાપના કરી હતી. હુમાયુ ઉદાર અને ભલો હતો. અને બુદ્ધિમાન તથા વિદ્વાન જનોને માન તથા આશ્રય આપતો હતો. તે પંડે ભણેલો હતો, અને કવિતા જોડી શકતો હતો. તેણે પોતાના શાહજાદા અકબરને ભણાવવાપર યોગ્ય લક્ષ આપ્યું હતું. અને નાનપણથી તેને સરકારી તથા લશ્કરી કામમાં નાખીને રાજકાજનો અનુભવી કર્યો હતો.

સને ૧૫૫૬ ના જાનેવારી મહિનાની ૨૪ મી તારીખે હુમાયુ ગીડી ઉપરથી અકસ્માત પડીને મરણ પામ્યો તેથી તા. ૧૦ માર્ચ સને ૧૫૫૬ માં તેની ગાદી ઉપર અકબર બેઠો. એ વેળાએ તેનું વય માત્ર ૧૩ વર્ષનું હતું.

અકબરે પોતાના રાજ્યના આરંભમાં **બેહેરામખાં** નામે એક બહાદુર અને કાબેલ સરદાર, કે જે હુમાયુના વખતનો હતો તેને મુખ્ય વજીર નિમીને રાજ્યનો કુલ અધિકાર સોંપ્યો હતો. આ વજીરનામાં કેટલાએક અવગુણ છતાં ચતુર અકબર તેના ગુણોપરજ માત્ર નજર રાખીને તેને વળગી રહ્યો હતો. અને ખરેખાત તેણેજ પોતાની બહાદુરી વડે અકબરની સગીર વયમાં મુગલાઇ પાદશાહત ટકાવી રાખી હતી. પરંતુ થોડા વખતમાં બેહેરામખાંને પોતાનાજ દૂર્ગુણો વડે છેવટે વજીરાત છોડવાની જરૂર પડી હતી.

બેહેરામખાંના છુટા પડવાથી અકબરને પોતાની ૧૮ વર્ષની કાચી વયમાં રાજકાજનો બધો ભાર ઉચકવો પડયો હતો. એ વખતે તુર્ક અને પઠાણ સિપાઇઓ અને સરદારો દેશમાં પુષ્કળ હતા. તેઓ મુગલોને પરદેશી દુશ્મન ગણી તેમનાથી અતડા રહેતા હતા. અને ઘણા વર્ષથી દેશમાં અવ્યવસ્થા ચાલતી હતી. તેમ બેહેરામખાંની ધાક ગયાથી તેના મુગલ સરદારોને સ્વતંત્ર થઇ જવાની ઇચ્છા થઇ હતી. આ સર્વ સંકટ અકબરને માથે આવી પડ્યા છતાં તેને પૂરો પડે તેવો તે હતો. બધી અડચણોને જીતવાને તેના ભલા ન્યાયી સ્વભાવે એક મહાન્ રૂડી યોજના રચી, અને તે પાર પાડી. એથી એનું નામ અને કીર્તિ અમર થઇ ગયાં છે. એ યોજના એ હતી કે મુગલ, તુર્ક, અને પઠાણાદિ મુસલમાનો તથા હિંદુ રાજા-રજવાડા અને રૈયત એ સર્વને સમાન ગણીને તેઓમાં એક સરખી રાજ્યભક્તિ અને સ્વદેશાભિમાન આણી આ દેશમાંથીજ રાજ્યબળ ઉત્પન્ન કરવાનો તેણે મનસુબો કર્યો. પ્રથમ તેણે પ્રીતિ અને ભય એ બંનેનો ઉપયોગ કરી તથા ન્યાયથી વર્તી સર્વનાં મન વશ કર્યાં. અને જેઓ સામા થયા તેમને લડાઇમાં હરાવ્યા. પછી દયા બતાવી મિત્ર કરવાનો પ્રયત્ન કર્યો, તેમનાપર પ્રીતિ કરી તેમની બુદ્ધિ અને ગુણ પ્રમાણે યોગ્ય કામો સોંપીને મેળવી લીધા. એ રીતે તેણે હિંદુસ્થાનમાં જાણે નવી સપીલી મોટી પ્રજા બનાવી. અને લોક જાણે દાસ અને રાજ્યકર્ત્તા પરદેશી સ્વામી એ વાત લોકોના મનમાંથી બિલકુલ કાઢી નાખી. અને પંડે દેશી બની પ્રજાનો પિતા થયો. ઘણાક હિંદુ રાજા અને રજપૂતો કે જેમણે ફરીથી સ્વતંત્રતા મેળવી હતી, તેમને અકબરે રાજકાજમાં મોટા અધિકાર આપીને પોતાને આધીન કર્યા. લશ્કરના બળથી, સગાઇથી, અને મિત્રાચારી વડે તેણે એ સર્વ કામ કર્યાં. લગ્ન અને સ્નેહભાવની રાજ્ય રીતિથી તેણે રજપૂતોને પોતાના તખ્તને આધાર આપનારા કર્યા. રજપૂત રાજાઓને મોટા અધિકાર આપીને ઉપલા હિંદમાં મુગલ પક્ષની સામે, અને બંગાળામાં અફગાન ટોળીની સામે મોકલ્યા. પરસ્પરનાં કુલો ઉપર દાબ

ઝાંખી પડે છે.-સવારનો અંત સાંજ, દિવસનો અંત રાત, સુખનો અંત દુઃખ, અને દુઃખનો અંત સુખ; એમ સઘળી વસ્તુ ક્ષય અંતવાળી છે. તેજ પ્રમાણે ભરતખંડમાંથી હિંદુ રાજાના સાર્વભૌમપણાનો અંત આવ્યો છે.

પૃથિરાજને રેણુસિંહ નામે એક પુત્ર હતો, તે શાહાબુદ્દીન સાથેની લડાઇમાં મરણ પામ્યો હતો. જેથી તેનો સીધો વંશ ચાલ્યો નથી. પરંતુ તેના ભાઇઓ તે વખતે દિલ્હીમાંથી નાસીને માળવામાં આવી કેટલીક જમીન મેળવી ગઢ ઘાઘરણમાં ગાદી સ્થાપી હતી. તેમનો મૂળ પુરૂષ ખેંગારસિંહ હતો. આ ખેંગારસિંહના વંશમાં હમીરસિંહ થયો, જે અલાઉદ્દીન ખિલજી સાથેની રણથંભોરની લડાઇમાં માર્યો ગયો હતો. તેના વંશજ પાલનદે ની સરદારી નીચે ચહુઆણો ગુજરાતમાં આવ્યા. તેમણે પાવાગઢની તળેટીમાં ચાંપા ભીલ પાસેથી ચાંપાનેરનું રાજ્ય જીતી લીધું. પાલનદે પછી બારમી પેઢીએ જયસિંહદેવ ઉર્ફે પતાઇ રાઓળ ચાંપાનેરની ગાદી ઉપર હતો. તેને અમદાવાદના બાદશાહ મહમદ બેગડાએ માર્યો, એટલે તે રાજ્ય મુસલમાનોને હાથ ગયું. પતાઇ રાઓળને ત્રણ કુંવર હતા. તેમાં મોટા રાયસિંહજીને બે કુંવરો હતા. પૃથિરાજજી અને ડુંગરસિંહજી. તેમણે નર્મદાના ઉત્તર કિનારા પાસેના હાંફ નામના મુઆડામાં કેટલીક જમીન હાથ કરીને તેના બે વિભાગ પાડ્યા. તેમાં પૃથિરાજજીના ભાગમાં મોહન—છોટાઉદેપુર, અને ડુંગરસિંહજીના ભાગમાં બારીઆ આવ્યું. તે બંને ભાઇના વંશજો અદ્યાપિ સુધી ત્યાં રાજ્ય કરે છે. છોટાઉદેપુરના હાલના મહારાજ ફતેહસિંહજી છે, અને બારીઆના મહારાજ માનસિંહજી છે.

---

# શેહેનશાહ અકબર.

મહા પ્રતાપી અને કીર્તિવંત પાદશાહ અકબરનો જન્મ હીજરી સને ૯૪૯ તા. ૫ મી રજબને રવિવાર (ઇ. સ. ૧૫૪૨ ના અકટોબર માસની ૧૫ મી તારીખે) અમરકોટમાં થયો હતો. એ વખતે તેનો બાપ હુમાયુ રાજપાટ વિનાનો થઇને અથડાતો કુટાતો અમરકોટના રાજાને ત્યાં મેહમાન દાખલ રહેલો હતો. અકબરની માતાનું નામ અરિયમ મકાની અથવા કેટલાક હમીદા પણ કહે છે.

હિંદમાં મુગલાઇ રાજ્યની પ્રથમ સ્થાપના અકબરના પિતામહ બાબરે કરી હતી. તૈમુર નામે મોટા તાતાર એટલે તુર્ક વિજયી પાદશાહની ઓલાદમાં બાબર છઠ્ઠી પેઢીએ હતો. તેનું મૂળ રાજ્ય તો એશિયાઇ તુર્કસ્થાનમાં ફેરઘા નામે પ્રાંતમાં હતું. ત્યાંથી હિંદમાં આવીને દિલ્હીના સુલતાન ઇબ્રાહીમ લોદીને હરાવી ઇ. સ. ૧૫૨૬ માં મુગલાઇ રાજ્યની સ્થાપના કરી હતી. બાબર જાતે તુર્ક હતો, તે છતાં એના વંશજોને હિંદમાં મુગલ કહ્યા છે. તેનું કારણ એ કે એના રાજ્યની સ્થાપના થયાની પૂર્વે અફગાનીસ્થાનની વાટે મુગલો વારે વારે હિંદ ઉપર સ્વારીઓ કરતા, તેથી એ રસ્તે ચઢી આવનારા સર્વને હિંદીઓ મુગલ કહેવા લાગ્યા. આ ભૂલ ભાંગવાનો પ્રયત્ન ન કરતાં બાબરે અને તેના વંશજોએ મુગલ નામ કબૂલ રાખ્યું હતું.

બાબરના દિકરા હુમાયુએ હિંદમાંથી મેળવેલું રાજ્ય પાછું મેળવીને ઇ. સ. ૧૫૫૫ માં

મુગલાઇ રાજ્યની પુનઃ સ્થાપના કરી હતી. હુમાયુ ઉદાર અને ભલો હતો. અને બુદ્ધિમાન તથા વિદ્વાન જનોને માન તથા આશ્રય આપતો હતો. તે પંડે ભણેલો હતો, અને કવિતા જોડી શકતો હતો. તેણે પોતાના શાહજાદા અકબરને ભણાવવાપર યોગ્ય લક્ષ આપ્યું હતું. અને નાનપણથી તેને સરકારી તથા લશ્કરી કામમાં નાખીને રાજકાજનો અનુભવી કર્યો હતો.

સને ૧૫૫૬ ના જાનેવારી મહિનાની ૨૪ મી તારીખે હુમાયુ ગીડી ઉપરથી અકસ્માત પડીને મરણ પામ્યો તેથી તા. ૧૦ માર્ચ સને ૧૫૫૬ માં તેની ગાદી ઉપર અકબર બેઠો. એ વેળાએ તેનું વય માત્ર ૧૩ વર્ષનું હતું.

અકબરે પોતાના રાજ્યના આરંભમાં બેહેરામખાં નામે એક બહાદુર અને કાબેલ સરદાર, કે જે હુમાયુના વખતનો હતો તેને મુખ્ય વજીર નિમીને રાજ્યનો કુલ અધિકાર સોંપ્યો હતો. આ વજીરનામાં કેટલાએક અવગુણ છતાં ચતુર અકબર તેના ગુણોપરજ માત્ર નજર રાખીને તેને વળગી રહ્યો હતો. અને ખરેખાત તેણેજ પોતાની બહાદુરી વડે અકબરની સગીર વયમાં મુગલાઇ પાદશાહત ટકાવી રાખી હતી. પરતુ થોડા વખતમાં બેહેરામખાંને પોતાનાજ દુર્ગુણો વડે છેવટે વજીરાત છોડવાની જરૂર પડી હતી.

બેહેરામખાંના છુટા પડવાથી અકબરને પોતાની ૧૮ વર્ષની કાચી વયમાં રાજકાજનો બધો ભાર ઉચકવો પડયો હતો. એ વખતે તુર્ક અને પઠાણ સિપાઇઓ, અને સરદારો દેશમાં પુષ્કળ હતા. તેઓ મુગલોને પરદેશી દુસ્મન ગણી તેમનાથી અંતર રહેતા હતા. અને ઘણા વર્ષથી દેશમાં અવ્યવસ્થા ચાલતી હતી. તેમ બેહેરામખાંની ધાક ગયાથી તેના મુગલ સરદારોને સ્વતંત્ર થઇ જવાની ઇચ્છા થઇ હતી. આ સર્વે સંકટ અકબરને માથે આવી પડ્યાં છતાં તેને પુગે પડે તેવો તે હતો. બધી અડચણોને જીતવાને તેના ભલા ન્યાયી સ્વભાવે એક મહાન્ રૂડી યોજના રચી, અને તે પાર પાડી. એથી એનું નામ અને કીર્તિ અમર થઇ ગયાં છે. એ યોજના એ હતી કે મુગલ, તુર્ક, અને પઠાણાદિ મુસલમાનો તથા હિંદુ રાજા રજવાડા અને રૈયત એ સર્વને સમાન ગણીને તેઓમાં એક સરખી રાજભક્તિ અને સ્વદેશાભિમાન આણી આ દેશમાંથીજ રાજ્યબળ ઉત્પન્ન કરવાનો તેણે મનસુબો કર્યો. પ્રથમ તેણે પ્રીતિ અને ભય એ બંનેનો ઉપયોગ કરી તથા ન્યાયથી વર્તી સર્વનાં મન વશ કર્યા. અને જેઓ સામા થયા તેમને લડાઇમાં હરાવ્યા. પછી દયા બતાવી મિત્ર કરવાનો પ્રયત્ન કર્યો. તેમનાપર પ્રીતિ કરી તેમની બુદ્ધિ અને ગુણ પ્રમાણે યોગ્ય કામો સોંપીને મેળવી લીધા. એ રીતે તેણે હિંદુસ્થાનમાં જાણે નવી સંપીલી મોટી પ્રજા બનાવી. અને લોક જાણે દાસ અને રાજ્યકર્તા પરદેશી સ્વામી એ વાત લોકોના મનમાંથી બિલકુલ કાઢી નાખી અને પંડે દેશી બની પ્રજાનો પિતા થયો. ઘણાક હિંદુ રાજા અને રજપૂતો કે જેમણે ફરીથી સ્વતંત્રતા મેળવી હતી, તેમને અકબરે રાજકાજમાં મોટા અધિકાર આપીને પોતાને આધીન કર્યા. લશ્કરના બળથી, સગાઇથી, અને મિત્રાચારી વડે તેણે એ સર્વ કામ કર્યા. પ્રેમ અને સ્નેહભાવની રાજ્ય રીતિથી તેણે રજપૂતોને પોતાના તખ્તને આધાર આપનારા કર્યા. રજપૂત રાજાઓને મોટા અધિકાર આપીને ઉપલ્યા હિંદમાં મુગલ પક્ષની સામે, અને બંગાળામાં અફગાન ટોળીની સામે મોકલ્યા. પરસ્પરનાં કુળો ઉપર દાબ

રહે તેટલા માટે તેણે આ યુક્તિ રચી હતી. અકબરે વળી **જયપુર અને જોધપુર તથા ચિતોડ** જેવા મોટા બળવાન રજપૂત રાજાઓને વશ કરીને તેમને પણ પોતાની નોકરીમાં દાખલ કર્યા હતા. એટલુંજ નહિ પણ તેઓમાંના કેટલાકની કન્યાઓની સાથે તે પરણ્યો હતો. જોધપુરના રાજા માલદેવની કુંવરી **જોધબા** અકબરની પટરાણી **હતી. અકબરના** પછી દિલ્લીના તખ્ત ઉપર બેસનાર **જહાંગીર** (સલીમ) એજ રાણીનો કુંવર હતો. વળી શાહજાદા જહાંગીરને જયપુરના રાજા બિહારીમલ્લના પુત્ર **રાજા ભગવાનદાસ** ની કુંવરી વેરે પરણાવ્યો હતો. રાજા ભગવાનદાસને અકબરે પંજાબનો સુબો નિમ્યો હતો. અને તેનો કુંવર **રાજા માનસિંહ** અકબરની સેનામાં મોટો ચતુર નાયક અને ઉમરાવોમાં સર્વથી વડો હતો. એ રીતે અકબરે પોતાના અતુલ્ય ચાતુર્ય અને બાહુ બળવડે હિંદના ઘણાખરા મુસલમાન અને હિંદુ રાજા—રાણાઓને જીતીને એક મોટું ચક્રવર્તિ રાજ્ય સ્થાપ્યું હતું. તેના રાજ્યની દર ઉપજ વર્ષે **૩૦ કરોડ રૂપિયાની** હતી, એવો લેખ છે.

**અકબરની રાજ્ય રચના.**—રાજ્યવ્યવસ્થાને માટે અકબરે રાજ્યના વિભાગ પાડી પ્રાંતો ઠરાવ્યા હતા. પ્રત્યેક પ્રાંતનો કારભાર ચલાવવાને તેણે સુબા (ગવર્નર અથવા વાઇસરૉય) નિમ્યા હતા. તેમને દિવાની અને લશ્કરી કામનું ઉપરીપણું કુલ અખત્યાર સહિત સોંપ્યું હતું. એ અધિકાર વાપરવાનાં ત્રણ ખાતાં સ્થાપ્યાં હતાં;—લશ્કરી, ન્યાય (પોલીસનો સમાવેશ આ ખાતામાં કર્યો હતો.) અને વસુલાત. ફોજમાં થતાં બંડ, અને તેમના ઉપરીને સ્વતંત્ર થતા અટકાવવાના ઇરાદાથી લશ્કરની રચના તેણે નવા ધોરણોપરે કરી. તે એક સેનાપતિઓને જાગીરો આપવાની જૂની પદ્ધતિને બંધ કરી બની શકે તેમ સર્વને પગાર આપવાની ગોઠવણ કરી. ન્યાય ખાતાને માથે રાજ્યધાનીમાં એક ન્યાયાધીશ (**મીર-ઇ-અબદલ.**) ઠરાવ્યો હતો. તેને મદદ કરવાને મુખ્ય નગરોમાં **કાઝી** રાખ્યા હતા. હિંદુઓમાં કાયદા સંબંધી ઠરાવ વિદ્વાન બ્રાહ્મણો પાસે કરાવવામાં આવતો હતો. જેમ બને તેમ મોતની સજા ઓછી કરવી, અને તે અમલમાં લાવતાં પહેલાં કામના કાગળો હજુરમાં મોકલીને પાદશાહની મંજુર મંગાવવાનું ફરમાવ્યું હતું. શેહેરમાં પોલીસના ઉપરી કોટવાલ હતા. તેમને માજીસ્ટ્રેટનો અખત્યાર પણ આપ્યો હતો. પ્રગણાઓમાં પોલીસનો વહીવટ વતનદારો કે વસુલાત ખાતાના અધિકારીઓ ચલાવતા હતા. દરેક ગામમાં વંશપરંપરા નોકરી કરનારા ચોકીદારો હતા.

અકબરની વસુલાત પદ્ધતિનો પાયો પ્રાચીન હિંદુ રૂઢિઓને આધારે રચાયો હતો. અને તે અદ્યાપિ પર્યંત ચાલે છે. આ ખાતાના સુધારા કરવામાં સૂચના, અને સલાહ આપનાર તથા ગોઠવણ કરનાર **રાજા ટોડરમલ** હતો. પ્રથમ તેણે ખેતરોની મોજણી કરાવી, અને ત્યાર પછી જમીનની પેદા કરવાની શક્તિ પ્રમાણે તેના ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ, એટલે ૧ લો, ૨ જો, અને ૩ જો, એવા ત્રણ વર્ગ કર્યા. દરેક પ્રતની જમીનમાં વીઘે કેટલું પાકે છે, તેની તજવીજ કરી નક્કી કર્યું. ને તે ઉપરથી વીઘે સરાસરી કેટલું પાકે છે, તે ઠરાવ્યું; અને પછી તે સરાસરીનો ત્રીજો ભાગ સરકારે લેવો એવો ધારો કર્યો. પછી પાકમાંના સરકારના આ ભાગને બદલે ખેડુને નાણું આપવાના દરે ઠરાવીને વીઘોટી કરી. એતરની જમાબંદીને નામે ઓળખાતી આ બધી ક્રિયા દર વર્ષે કરવામાં આવતી, પરંતુ એથી

વાર્ષિક તપાસથી ખેડુતોપર પડતો જૂલમ અને સંતાપ દૂર કરવાને એવી તપાસ દશ દશ વર્ષે કરવી ઠરાવી હતી. આ પદ્ધતિ ઉપયોગી હોવાથી જે પ્રાંતો અકબરના તાબામાં નહોતા ત્યાં પણ તે દાખલ થઇ હતી. જમીનની મેહેસુલમાં અકબરે એ પ્રમાણે સુધારો કર્યો. તેજ વેળાએ પ્રજાને પીડાકારક બીજા પુષ્કળ કરો અને અમલદારોની હકશાઇઓ હતી, તે સર્વે કાઢી નાખીને કરના બોજોમાંથી પ્રજાને મોકળી કરી. અકબરે પોતાના વસુલાત ખાતાના અમલદારોને ઉઘરાવવાની જે રીતો જણાવી છે, તે ઉપરથી જણાય છે કે પોતાની પ્રજા ઉપર કોઇ પણ પ્રકારની સખ્તાઇ થવા ન દેવાને માટે તે ઘણો ફિકરમંદ અને આતુર હતો.

**અકબરના રાજદરબારીઓ**—અકબરના દરબારમાં ઘણાં ચતુર સરદારો, વિદ્વાન ગ્રંથકારો, અને મોટા પંડિતો, મુસલમાન તથા હિંદુ એ બેઉમાંના હતા. હિંદુ પ્રધાન **રાજા ટોડરમલે** હિંદમાં જમાબંદીનું કામ ઘણું ઉત્તમ પ્રકારે કરીને પોતાનું નામ અમર કર્યું છે. ફૈઝી નામે મુસલમાન અકબરના દરબારમાં મોટો પડિત હતો. તેની પાસે અકબરે ઘણાંક હિંદી શાસ્ત્રોનાં સંસ્કૃત ભાષામાંથી ફારસીમાં ભાષાંતરો કરાવ્યાં હતાં. ફૈઝીનો ભાઇ **અબુફજલ** ઘણો ડાહ્યો અને વિદ્વાન વજીર હતો. તેણે **'આઇન-ઈ-અકબરી'** નામે અકબરની રાજ્ય કાર્કિર્દીનું પુસ્તક અસરકારક રીતે લખ્યું છે. **બીરબલ** નામે એક હિંદુ સરદાર જેવો લડાઇમાં શૂરો હતો, તેવોજ હાજરજવાબીમાં તથા કવિતા કરવામાં એક્કો હતો. **મિયાં તાનસેને** અકબરના દરબારમાં સંગીત કળામાં જે કીર્ત્તિ મેળવી છે, તેવી હજી કોઇએ મેળવી નથી. **જગન્નાથ** નામે પંડિતે દક્ષિણમાંથી આવીને અકબરના આશ્રય વડે ઘણી કીર્ત્તિ મેળવી હતી. અને પોતાનું કઠિણ પાંડિત્ય દર્શાવીને સંસ્કૃત વિદ્યાનો મહિમા વધાર્યો હતો. **ગંગ કવિ** સાહિત્યનાં અનેક કવિતથી અકબરની સભાને રંજિત કરતો હતો. **રાજા ભગવાનદાસ** અને **રાજા માનસિંહ**[1] વગેરે રજપૂત સરદારો પોતાની ક્ષત્રિય જાતિના ઉત્તમ ગુણોનો પ્રકાશ પાડીને સર્વને અજાયબીમાં નાખતા હતા. **ખાની-આજમ અજિજ** ઉત્તમ વર્ગનો સામંત અને મોટો પડિત હતો. બેહેરામખાનનો દિકરો **ખાનખાનાન મિરજાખાન** અકબરના સામંતોમાં બીજા દરજ્જાનો સામંત હતો, તે પણ ઘણો વિદ્વાન હતો. તેણે બાબરનું જન્મચરિત્ર તુર્કી ભાષામાં હતું, તેનો ફારસીમાં તર્જુમો કર્યો છે. **ઝેનખાન** નામે એક ચતુર સુભટ હતો, તે વાજિત્ર વગાડવામાં ઘણો હોશિયાર હતો. **અબ્દુલકાદર બદાઉની** નામે એક મુસલમાન ગ્રંથ કર્તા ધર્માંધ પણ ઘણો વિદ્વાન હતો. તેણે રામાયણ તથા મહાભારતનો ઘણો ખરો ફારસી ભાષામાં તરજુ-

(૧) રાજા માનસિંહ ઘણા વિદ્વાન અને વિદ્યાને ઉત્તેજન આપનાર હતા. તેમને ખગોળ વિદ્યાનું સારું જ્ઞાન હતું. એ વિદ્યાની વૃદ્ધિ કરવાને તેઓ બહુજ ખંત રાખતા, તેમજ ભરતખંડમાંના મોટા જ્યોતિષિઓને બોલાવીને સારૂ સન્માન આપતા હતા. તેમણે જયપુરમાં એક મોટું યંત્રાલય બંધાવ્યું હતું, તે હાલ પણ છે. હાલમાં તેનો જીર્ણોદ્ધાર કરાવવા સારૂ ૩ લાખ રૂપીઆ ખર્ચ્યા છે. રાજા માનસિંહજીએ કાશીમાં પણ પોતાના નામથી એક 'માનમંદિર' નામે યંત્રાલય બંધાવ્યું છે. તે હાલ પણ કાશીમાં છે. તે જોવા સારૂ યુરોપના મોટા મોટા ખગોળવેત્તાઓ આવે છે. એ યંત્રાલય હાલ પણ એ રાજાની વિદ્વતા અને કીર્ત્તિ પ્રસિદ્ધ કરે છે. એવું કહેવાય છે કે તેમણે ખગોળ સબંધી યંત્રોના શોધ પાછળ સમારે ૧૦ કરોડ રૂપિયા ખર્ચ્યા હતા.

મો કર્યો હતો. વળી તેણે સંસ્કૃત ભાષામાંથી 'રાજતરંગિણી' નામે કાશ્મીર દેશના ઇતિહાસનું ભાષાંતર પૂરૂં કર્યું હતું. **નરહર** એક સારો કવિ હતો. એ સિવાય બીજા ઘણાક પંડિતો અને શાણા દરબારીઓ અકબરના રાજ્યની ખૂબીમાં ઉત્તમ વધારો કરનારા હતા.

**ગુલામ કરવાની મનાઇ**—પહેલાં વિજયી મુસલમાન પાદશાહો અને તેમના અમલદારો તેમની સ્વારીઓમાં હિંદુઓને પકડીને તેમને તથા તેમનાં બાઇડી છોકરાં વગેરેને ગુલામ તરીકે નજરમાં આવે ત્યાં વેચતા હતા. આ દુષ્ટ ચાલ ન્યાયી અને દયાળુ અકબરે બંધ કર્યો અને જણાવ્યું કે;—

'જેઓ બંડ કરે છે. તેઓજ માત્ર સજાને પાત્ર છે. તેઓના કુટુંબ કબિલાની તેમાં કાંઇ તકસીર નથી. ધણી ખોટું કામ કરે તેમાં તેની બાઇડી અને બચ્ચાંનો શો વાંક? તેઓ તેને કેમ અટકાવી શકે? માટે તેઓને પોતાને ઘેર અથવા જ્યાં તેમને જવાની ખુંશી હોય ત્યાં બીનહરકતે જવા દેવાં.'

**જજિયા વેરા વગેરે કરોની માફી**—ભરતખંડમાં મુસલમાની અમલ બેઠો, ત્યારથી જજિઆ વેરો અથવા માથા વેરો ફક્ત હિંદુઓ પાસેથી લેવામાં આવતો. હિંદુઓને બળાત્કારે મુસલમાન કરવાના ઉપાય તરીકે આ કર નાખવામાં આવ્યો હતો. અને તેની ઉપજ ઘણી મોટી થતી હતી. તે છતાં આ ગેરવ્યાજબી કર અકબરે માફ કર્યો હતો. વળી હિંદુઓનાં તીર્થ સ્થળોમાં હિંદુઓ પાસેથી જાત્રાળુ વેરો (**કર્મી વેરો**) લેવામા આવતો હતો, તે તથા '**તમઘા**' નામે એક બીજો કર માર્ગમાં પ્રવાસીઓ પાસેથી લેવાતો હતો તે, અને માલ ઉપરથી લેવાતી જકાત ઇત્યાદિ ઘણાક કરો તેણે માફ કર્યા હતા.

**પંડિતોની સભા.**—અકબરને નાનપણથી વિદ્વાનોનો સંગ બહુ ગમતો. પંડિતો અને કવિઓની સાથે વિદ્યા વિનોદ કરવાનો તેને ઘણો શોખ હતો. તે પોતે ફારસી, સંસ્કૃત; અને હિંદી ભાષાઓ શીખ્યો હતો. ને વિદ્યા, કવિતા, તથા ઇતિહાસ વગેરેનાં પુસ્તકો વાંચતો. તથા હરેક વિદ્યાને ઉત્તેજન આપતો હતો. તેની હજુરમાં ભરાએલા બ્રાહ્મણ, મુલ્લાં, પાદરી, અને દસ્તુર તથા ગોરજી વગેરે સર્વ ધર્મના ધર્માચાર્યો વાદવિવાદ કરીને પોતપોતાના સંપ્રદાય સમજાવતા, તે અકબર બહુ ઉમંગથી સાંભળતો હતો. બધા પંડિતોને ભેગા થવા સારૂ તેણે રાજમંદિરની વાડીમાં '**ઇબાદતખાનું**' નામે એક સુંદર મકાન બંધાવ્યું હતું. તેમાં ચાર દિવાનખાનાં કરાવ્યાં હતાં. પહેલું—મોટા સૈયદ એટલે ધર્મ ગુરૂઓને બેસવા માટે; બીજુ—ઉમલા એટલે પંડિતોને માટે, ત્રીજુ—શેખ લોકોને માટે, અને ચોથુ—કવિઓને માટે. દર શુક્રવારે અકબર પોતે ત્યાં જતો અને આખી રાત ત્યાંજ રહેતો. વારા ફરતી ચારે વર્ગના પંડિતોની બેઠકમાં જતો અને લાયકી પ્રમાણે તેઓને અશરાફી એટલે રૂપિયાનાં દાન આપતો હતો. આ સભામાં ખ્રિસ્તી પાદરી **રેડીલફે** કેટલાક મુસલમાન મુલ્લાઓની સાથે બધા ધર્મના પંડિતોની રૂબરૂમાં વાદવિવાદ કર્યો હતો. તેનો હેવાલ '**અકબરનામા**' માં છે. તેમાં પાદરીની સરસાઇ જણાવી છે.

**વિદ્યા તથા હુન્નર કળાને ઉત્તેજન**—અકબર હરેક જાતની વિદ્યા તથા હુન્નર કળાને ઉત્તેજન આપતો. ફૈઝી અને બીજા વિદ્વાનો પાસે મહાભારત અને રામાયણ તથા બીજા હિંદુ શાસ્ત્રોનાં સંસ્કૃતમાંથી ફારસી ભાષામાં તેણે ભાષાંતર કરાવ્યાં હતાં. વળી 'કુ-

**શાબતુન**' નામે પાદરીને તેણે ગોવેથી બોલાવીને તેના હાથ નીચે કેટલાક તરૂણોને ભણવા મૂક્યા હતા. તેઓ ગ્રીક ભાષા શીખીને તે ભાષાનાં પુસ્તકોનાં ભાષાંતર ફારસીમાં કરે એવી અકબરની મરજી હતી. ખ્રિસ્તીઓના ધર્મ પુસ્તક '**બાઇબલ**'નું ભાષાંતર કરવાનું કામ તેણે ફૈઝીને સોંપ્યું હતું.

હિંદુ તથા મુસલમાનોને પોતપોતાની વિદ્યા શિખવા માટે તેણે જૂદી જૂદી શાળાઓ સ્થાપિ હતી. ને તેમાં પ્રત્યેક વિદ્યાર્થી પોતાની હાલત પ્રમાણે તથા જે ધંધો કરવો હોય તેપર નજર રાખીને ભણતો હતો. અકબરે પોતાની પુસ્તકાલયમાંનાં તમામ પુસ્તકોની યાદી કરવાનું કામ અબદુલકાદર બદાઊનીને સોંપ્યું હતું. તે લખે છે કે;—"એ પુસ્તકાલયમાં અનેક વિદ્યાનાં શાસ્ત્રો, સુનીતિ, કવિતા, અને પદાર્થ વિજ્ઞાન વગેરેનાં મળીને ૪૬૦૦ પુસ્તકો સારી સંભાળથી રાખેલાં હતાં. આરબી કાયદા અને શાસ્ત્રોનો અભ્યાસ કરવાની મનાઇ કરીને તેને બદલે ગણિત શાસ્ત્ર, ખગોળવિદ્યા, પદાર્થવિજ્ઞાન, અને તત્વજ્ઞાન શિખવાની સર્વને ફરજ પાડી હતી."

ગોવામાં ફીરંગી લોકો પાસે જે હુન્નરો હોય, તે જોવાને તથા ત્યાંની કારીગરીના નમૂના તથા તે બનાવનારાને લાવવા સારૂ નાણાની મોટી રકમ આપીને **હાજી હબીબ** નામે એક ગૃહસ્થને ત્યાં મોકલ્યો હતો. તેની સાથે કેટલાક હુશિયાર કારીગરોને પણ ત્યાંના હુનર શિખવા માટે મોકલ્યા હતા. તેઓ ત્યાં જઇને જે જે શિખી આવ્યા, તે સઘળુ તેમણે અકબરની આગળ કરી દેખાડ્યું હતું અને હાજી હબીબે ભાતભાતનો માલ લાવીને શાહની હજૂરમાં રજુ કર્યો હતો. વળી તેણે કેટલાક આદમીઓને ફીરંગી લોકોના જેવાં કપડાં પહેરાવીને તેમનાં વાજાં વગાડતા અકબરની આગળ ઉભા રાખ્યા હતા. તેમણે **આર્ગન** નામે યુરોપિયન વાજું વગાડ્યું હતું, તેથી સર્વને ઘણો આનંદ થયો હતો.

એ પ્રમાણે અકબર જેવા વિચિક્ષણ અને મહા બુદ્ધિના પાદશાહે ગોવાના યૂરોપી ખ્રિસ્તી પાદરીઓને તેડાવી તેમના ધર્મ વિષે તપાસ કર્યા, અને તેમના ધર્મ પુસ્તક બાઇબલનો તર્જુમો કરાવ્યો, તે છતાં તેણે યૂરોપની સંસારી રૂઢિઓ, નૌકાસેના, અને રાજનીતિ ઇત્યાદિ મહત્વની બાબતો વિષે તેમને પુછેલું કાંઇ જણાતું નથી. એ નવાઇ જેવું છે. વળી તેણે પોતાના ચતુર કારભારીઓમાંના કોઇને યુરોપ જોવા ન મોકલ્યો, તેનું કારણ શું હશે, તે કાંઇ સમજાતું નથી.

**હિંદની પડતર જમીન ખેડાવવા માટે કરેલી ગોઠવણ**—અકબરે પોતાના રાજ્યના ૧૯ મા વર્ષમાં હિંદની જે જમીન પડતર રહેતી તે તમામ ખેડવાને માટે ખેડુતોને ઉત્તેજન આપવાની ગોઠવણ કરી. જમીન ખેડાય તો એક કરોડ ટકા ઉપજે એટલી જમીનનાં પ્રમાણાં ઠરાવ્યાં, અને તેનો વહીવટ કરવાને કરોડ પદવીના અમલદાર નિમ્યા. તમામ પડતર જમીન ત્રણ વર્ષમાં ખેડાણમાં આવવીજ જોઇએ, એવી યુક્તિ તેમણે કરવી, એમ તેમને તાકીદ આપી. અમીરોને પણ પોતપોતાની જાગીરમાં એવી ગોઠવણ કરવાની આજ્ઞા કરી હતી.

**વસ્તી પત્રક**—અકબરે પ્રત્યેક જાગીરદાર, શિકદાર, અને દારોગાપર હુકમ મોકલ્યો કે, દરેક ગામના રહેવાસીઓની નોંધ કરવી. એ પત્રકમાં દરેક માણસનું નામ

અને તેનો ધંધો નોંધવાને ફરમાવ્યું. જે કોઇ માણસ ધંધો રોજગાર ન કરતો હોય તેને ગામમાં રહેવા દેવો નહિ. કોઇ હોશિયાર માણસો ગામમાં આવે અથવા જાય તેમની તપાસ રાખવી અને તેઓના ઇરાદા કેવા છે તે જાણી લેવું. એમ કરેથી બહારથી દેખા-ઇતા રૂડા અને ભૂંડા આદમીઓનાં ખરાં લક્ષણ થોડા વખતમાં જણાઇ આવશે. તેટલા સારૂ તેણે એમ કરવા ફરમાવ્યું હતું. એ ધારાથી રાજ્યમાં પૂર્ણ શાંતિ સ્થાપન થઇને લોકોનું રક્ષણ થયું હતું.

**સતી થવાની મનાઇ**—હિંદુ વિધવાઓ સતી થઇ પોતાના ધણીની જોડે જીવતી બળી મરતી હતી, તેમાં કેટલીક પોતાની ખુશીથી સતી થતી; અને કેટલીકને તો તેમની મરજી નહિ છતાં, તેના ધણીનાં સગાં પોતાના કુળની આબરૂ સમજીને બળાત્કારે તેને બાળી મૂકતા હતા. આ બીજી રીત બંધ પાડવાની અકબરે આજ્ઞા કરી હતી, અને તે આજ્ઞા અમલમાં લાવવાને તેણે દરેક પ્રાંતમાં અને શેહેરમાં અમલદારો નિમ્યા હતા. જોધપુરના રાજા માલવદેવનો કુંવર જયમલ કે જે અકબરના દરબારમાં એક સામંત હતો, તે મરણ પામવાથી તેના શબની સાથે બળી મરવાને તેની રાણી ખુશી નહોતી. તે છતાં તે બાઇના કુંવર **ઉદયસિંહે** અને તેના ધર્માંધ મિત્રોએ તેને બળાત્કારે બાળી મૂકવાનો ઠરાવ કર્યો હતો. આ અન્યાય અને નિર્દયતાની ખબર અકબરને કાને પડવાથી તેનો અટકાવ કરવા માટે પંડે તાબડતોબ જોધપુર ગયો. તેને એમ ભાસ્યું કે બીજા કોઇને મોકલતાં વાર થઇ જશે, માટે પોતે જ ઘોડેસ્વાર થઇને એકદમ ત્યાં ગયો. અને તે નિરાપરાધી બાઇનો જીવ ઉગાર્યો. એટલુંજ નહિ પણ ફરીથી એવો અન્યાય ન થવા માટે એ કામ કરવામાં જે આગેવાનો હતા, તેમને યોગ્ય સજા કરી.

**દારૂ પીવાની મનાઇ**—દારૂથી થતી ખરાબી જોઇને અકબરે દારૂનાં તમામ પીઠાં બંધ કરાવ્યાં હતાં. અને છાકટા થનારને તથા દારૂથી મસ્ત થઇ ટંટા કરનારને સજા કરવાનો હુકમ કર્યો. માત્ર કૈવત આણવાને તથા દવાને સારૂ હકીમો ફરમાવે તેમને દારૂ મળી શકે, માટે રાજમેહેલની ચકમાં સરકારી પીઠું મંડાવ્યું હતું. અને પોતાના દરવાનની સ્ત્રીને ત્યાં વેચવા માટે બેસાડી હતી.

**વેશ્યાઓ ઉપર જાપતો**—આખા રાજ્યની સેંકડો રામજણીઓ રાજધાનીમાં એકઠી થઇ હતી. તેમને રહેવાને શેહેર બહાર એક ઇલાયદી જગો ઠરાવી આપી હતી. અને તેનું નામ 'સેતાનપુર' પાડ્યું હતું. જેઓ વેશ્યાઓને ઘેર જાય, અથવા તેમને જેઓ પોતાને ઘેર તેડી જાય, તે સર્વેનાં નામ નોંધી રાખનારા દારોગા રાખ્યા હતા. નાકેદારોને જાહેર કરી હરકોઇ વેશ્યાને ઘેર જઇ શકે, પણ તેને પોતાને ઘેર લેઇ જવી હોય તો દરબારની પરવાનગી મેળવવી પડતી હતી. એક વાર અકબરશાહે મુખ્ય ગુણકાઓની મુલાકાત લેઇને તેમને એકાંતમાં બોલાવી પુછ્યું કે, તમને પ્રથમ ખરાબ માર્ગે કોણે ચડાવી? તે ઉપરથી તેમણે જેમનાં નામ દીધાં તેમને તેણે યોગ્ય સજા કરી હતી. તેઓમાં કેટલાક મોટા અને વિશ્વાસુ ઉમરાવ પણ હતા.

**અન્નછત્ર અથવા સદાવ્રતો**—અકબરે પોતાના રાજ્યમાં ઘણાંક અન્નછત્ર સ્થાપ્યાં હતાં. મુસલમાન ફકીરોને નિત્ય જમાડવા સારૂ જે મકાન બંધાવ્યું હતું, તેનું

નામ 'ખેરપુર' પાડયું હતું. અને હિંદુ ભિખારીઓને માટે જે મકાન બંધાવ્યું હતું, તેનું નામ 'ધર્મપુર' પાડયું હતું. બદાઉની લખે છે કે;—"હિંદુ ભિખારીઓમાં જોગીઓ એટલા બધા વધી ગયા હતા કે તેમને સારૂ એક જૂદી ધર્મશાળા બંધાવીને તેનું નામ 'જોગીપુર' પાડયું હતું. અહિઆં કેટલાએક જોગીઓ ધ્યાન કરતા, કેટલાક ભિન્ન ભિન્ન આસને તપ કરતા, કેટલાક ઉપદેશ કરતા, અને કેટલાક જાદુ અને કિમીઓ કરતા. પ્રતિવર્ષે મોટી શિવરાત્રીને દિવસે દેશના બધા જોગીઓ ત્યાં એકઠા થતા; અને તેમના મહંતો જોડે અકબર જમતો હતો."

**વિચિત્ર પ્રયોગ**—માણસનામાં ધર્મનું વલણ જન્મથી હોય છે કે નહિ? તથા ધાવણું બાળક માણસનું બોલવું સાંભળ્યા સિવાય બોલતાં શીખે કે નહિ? એ બે વાતનો પ્રયોગથી નિશ્ચય કરવા માટે અકબરે ૨૦ ધાવણાં બાળકોને વેચાતાં લેઇને તેમને જ્યાં માણસનો અવાજ કદિ સાંભળવામાં આવેજ નહિ એવી એકાંત જગ્યામાં પાકા બંદોબસ્ત સાથે રાખ્યાં. અને એ જગોનું નામ 'મૌનગૃહ' પાડયું. તેમને ઉછેરનાર જે માણસો રાખવામાં આવેલાં તેમને શાહે સખ્ત તાકીદ કરી કે તેમણે એ બાળકોની આગળ એક પણ શબ્દ કદી બોલવો નહિ. તેના હુકમ પ્રમાણે કામ બરોબર ચાલ્યું. અને ચારેક વર્ષ પછી તપાસ કરી તો થોડાંક મરી જતાં બાકી જે જીવતાં રહ્યાં, તે બધાં મુગાં માલુમ પડ્યાં.

**સાંસારિક અને ધર્મ સંબંધી અકબરના આચાર વિચાર**—અકબરને સ્વધર્મ ઉપર મૂળથીજ ઘણી આસ્થા હતી. પણ તેની સાથે પોતાના અને પારકા ધર્મો વિષે ખોળ કરવાની તેને ઘણી ખંત હતી. તેથી તેની ધર્મ જિજ્ઞાસાને સંતોષે તેવા માણસોની જોડે વાતચિત કરવાને તે બહુ ઉત્સુક હતો. તેથી તેવા માણસોને બોલાવીને પોતાની પાસે પ્રેમ પૂર્વક રાખતો. જ્ઞાની મુસલમાનો અને હિંદુઓનો સંગ થવાથી તેનું મન વિસ્તાર પામ્યું હતું. કોઇની પણ પાસે બળાત્કારે અમૂક ધર્મમાં દાખલ થવાની ફરજ નહિ પાડતાં સૌને પોતપોતાની મરજીમાં આવે તે ધર્મ પાળવાની પૂર્ણ છુટ તેણે આપી હતી. 'મનમાનતો ધર્મ પાળવાની સર્વને છુટ હોવી જોઇએ' એ વિચારથી આરંભ કરી સર્વ ધર્મોની ચર્ચા સાંભળતાં તેના મનમાં જન્મથી મળેલા ધર્મની સચ્ચાઇ વિષે શંકા ઉત્પન્ન થઇ હતી. અને તેથી તેણે સઘળા ધર્મોનો આધાર લેઇને એક નવો પાદશાહી ધર્મ પ્રગટ કર્યો હતો. એ નવા સંપ્રદાય વિષે તેના વિચાર આ પ્રમાણે હતા;—

"પરમેશ્વર એકજ છે. તેની માનસિક પૂજા કરવી પણ નબળા મનના માણસોને કાંઇક ક્રિયાની કે ઓથાની જરૂર છે. આપણી પોતાની વિવેક બુદ્ધિથી જે જ્ઞાન મળે તે પ્રમાણે ઇશ્વર ભક્તિ કરવી. તેની એકતા તથા પ્રેમ યુક્તિ કે વિવેક બુદ્ધિ વડે બધ જોગ સિદ્ધ થઇ શકે છે. માણસે તેની સેવા કરવી જોઇએ. પરકાળમાં કલ્યાણ પ્રાપ્ત કરવાને માટે માઠા મનોવિકારને વશ કરવા અને માણસ જાતિનું ભલું થાય તેવાં કામ કરવાં, પરંતુ કોઇ માણસે ઠરાવેલા પંથને આધારે વર્તવું નહિ. કેમકે સર્વ મનુષ્ય આપણી પેઠે દુર્ગુણ અને ભૂલને પાત્ર છે. પોતાના આત્માને પરમાત્મા ભણી લેઇ જવા સારૂ તથા પરમેશ્વરનું ધ્યાન કરવાને કોઇ દેખાડના પદાર્થ વિના જેને ચાલેજ નહિ, તેણે સૂર્યની, અગ્નિની

કે અગ્નિની પૂજા કરવી પણ તેઓને યાદ કરાવનાર ચિન્હ માનવાં ગોર કે પુરોહિતની તર સાર્વજનિક ભક્તિની જરૂર નથી. તથા કોઇ જાતનો આહાર અભક્ષ નથી; પણ અપવાસ કરવાની અને જીતેન્દ્રિય થવાની જરૂર છે. કેમકે તેથી મન ઉન્નતિ પામે છે."

અકબરે પોતાનો આ નવો માર્ગ ફેલાવવામાં માત્ર બોધનોજ ઉપયોગ કર્યો હતો. કાં રાજ્ય શકિત વાપરી નહોતી તેણે હિંદુઓનાં મન મેળવી લીધાં હતાં. તેમની વિદ્યા અને ધર્મ ઉ પર તેણે ભાવ દેખાડ્યો હતો. તથા તેમને બળાત્કારે મુસલમાન કરવાની સખ્ત મનાઇ કરી હ તી. તેથી ઘણાક ભાવિક મુસલમાનો તેના વેરી થઇ પડ્યા હતા. તોપણ તે નિડર રહીને પાછો હઠ્યો નહોતો. તેણે રાજકાજમાં ધર્મનો ભેદ ન રાખતાં હિંદુ અને મુસલમાન વગેરે સર્વને યોગ્ય તા પ્રમાણે રાજ્યના ન્હાના મોટા અધિકાર આપ્યા હતા. હિંદુ યોગીઓનો સમાગમ રાખીને તેમની વિદ્યા તથા ઉપચારો તેણે શીખી લીધા હતા. તથા ઇસુ ક્રાઇસ્ટની અને મરિયમની મૂર્તિનું તેણે સન્માન અને ભય પૂર્વક પૂજન કર્યું હતું. સવારે તથા મધ્ય રાત્રે તે હિં ધર્મશાસ્ત્ર પ્રમાણે સૂર્યની સ્તુતિ કરતો હતો. ગાયના અને બળદના ઉપયોગ વિષે હિંદુ મં ત્રીઓનું કહેવું તેને એટલું બધુ વ્યાજબી લાગ્યું હતું કે તેણે ગાય મારવાની મનાઇ કરી હતી. એટલુંજ નહિં પણ ગાયનુ છાણ પવિત્ર ઠરાવ્યું હતું. તેણે હકીમો પાસે એવો મત અપાવ્યો હતો કે ગોમાંસ ન પચે એવું અને ઘણા વ્યાધિનું મૂળ છે. વળી તે ખાધાથી વરલાવાય છે, માટે ગોમાંસ ખાવું નહિ, એવું જાહેર કર્યું. તેના મેહેલમાં હિંદુ રાણીઓ હોમ કરતી હતી, તે વખતે તે સાથે બસતો અને અગ્નિની પૂજા કરતો હતો. તે પોતા ના મેહેલમાં નિરંતર 'આતસબહેરામ' રાખતો; અને નવરોજ જલાલીનો તેહેવાર પ્ર- ણાજ દમામ સાથે પાળતો. સાંજે જ્યારે દિવા થતા ત્યારે પોતે તથા સઘળા દરબારીઓ ઉભા થઇને તેને નમન કરતા હતા. તેના રાજ્યના પચીસમા વર્ષમાં કન્યા રાશીના સૂર્ય થયા પછી આઠમે દિવસે તેણે ભર સભા વચ્ચે જાહેર ઉત્સવ કર્યો હતો. તથા બ્રાહ્મણો પાસે રક્ષા બંધાવી હતી. તે જોગીઓના મઠમાં રાત્રે એકલો જતો અને તેમની સાથે શિષ્ય ભાવે વાત ચિત કરીને યોગ શાસ્ત્રનો શોધ ખંતથી કરતો હતો. સવારમાં સૂર્યનાં દર્શન કર્યા વગર અકબર ભોજન જમતો નહિં. સૂર્યનાં દર્શન કર્યા પછી હાથમાં માળા લેઇને સૂર્યના નામનો જપ કરતો, અને બપોરે સૂર્યના સહસ્ત્ર નામનો હિંદી ભાષામાં પાઠ કરતો હતો. જ્યારે રાજા ભગવાનદાસની કુંવરી વેરે શાહજાદા સલીમને પરણાવ્યો, ત્યારે સઘળી ક્રિયા તેણે હિંદુ ધર્મ પ્રમાણે કરાવી હતી. તેણે મૈયતની વખતે ખોરાક તથા ભીખ આપવાની મનાઇ કરી હતી. તેમજ કાકા કાકીનાં છોકરાંને એક બીજા સાથે પરણાવાથી જાતિ બગ- ગડી જાય છે, એમ કહીને તે ચાલ બંધ કરાવ્યો હતો. વળી સોળ વર્ષની અંદર છોકરાને અને ચૌદ વર્ષની અંદર છોકરીને કોઇએ પરણાવવી નહિં એવો હુકમ કર્યો હતો. પહેલી સ્ત્રી વાંઝણી રહે, ત્યાં સુધી બીજી સ્ત્રી પરણવાની તેણે મનાઇ કરી, અને વિધવાને ફરી લગ્ન કરવાની રજા આપી હતી.

'સલામ આલેકુમ' (તમે શાંતિમાં રહો.) તેને ઠેકાણે 'અલાહુ અકબર' (પરમેશ્વર અતિ મોટા છે.) એ પ્રમાણે કહેવાનો ચાલ પાડ્યો; અને એ રીતે સલામ કરનાર બોલે તેના જવાબમા સામાએ 'જલ્લજલાલહુ' (તેનો પ્રકાશ પ્રગટ થાઓ.)

મારી જોડે મેહેનત કરતા હતા, અને જેઓ મારી સુકીર્તિના સાથી છે, તેઓને તમારી જોડે અણબનાવ રહે એ મારાથી ખમાય નહિ. જ્યારે બધા ઉમરાવો એકઠા થયા, ત્યારે તેમણે સમયને ઘટે તેવું ભાષણ કર્યું. અને પછી બધાપર નજર કરી આતુરતાથી વિનંતિ કરીકે તમારામાંથી કોઇનો પણ મેં અપરાધ કર્યો હોય તો તેમણે મને ક્ષમા કરવી." આ વાક્ય સાંભળી સર્વેની છાતી ભરાઇ આવી. અને સલીમ રડી પડીને પિતાને પગે પડ્યો. અકબર કાંઇ બોલી શક્યો નહિ, પણ પોતાની વ્હાલી સમશેર ભણી આંગળી કરી ઇશારતથી સલીમને કહ્યું કે, હાલ મારી રુબરુ તું એ તારી કમ્મરે બાંધ. થોડીવાર પછી તેણે સલીમને આતુરતા પૂર્વક કહ્યું કે, મારા જનાનખાનાની નારીઓને સુખી રાખજે, અને મારા જૂના મિત્રો તથા આશ્રિતોને ભૂલતો કે તજતો નહિ. એટલું બોલ્યા પછી એક મોટા મુલાંજીને બોલાવી અકબરશાહ મુસલમાની ધર્મનો મુખ્ય મંત્ર ભણ્યા, અને બીજી ઇસ્લામી ધર્મની ક્રિયા કરી પરલોક સિધાવ્યા.

આગ્રાની પાસે સિકંદ્રાના ઉમદા રોજામાં અકબરના શબને દાટયું છે. એ રોજામાં બૌદ્ધ ધર્મના દેવળોનો ઘાટ અને અરબી નકશીનું મિશ્રણ જે જોવામાં આવે છે, તે મુગલાઇ રાજ્યના સ્થાપનાર અકબરનો સંયુક્ત ધર્મ દર્શાવે છે. જે સાદા આરસની શિલા નીચે અકબરની લાશ છે તેના માનાર્થે તે ઉપર ઓઢાડવાને બ્રિટિશ વાઇસરૉય લૉર્ડ નૉર્થબ્રુકે સને ૧૮૭૩માં ચાદર આપી હતી. હિંદમાં અકબર જેવા પાદશાહ વિરલાજ થયા છે.

# મહારાણા પ્રતાપસિંહ.

પવિત્ર સૂર્યવંશી **સિસોદીઆ** રજપૂત કુળમાં ચિતોડનો રાણો **ઉદયસિંહ** કે જેણે હાલનું **ઉદેપુર** શેહેર વસાવ્યું હતું, તેનો આ વીરપુત્ર **પ્રતાપસિંહ** ખરેખરો પ્રતાપીજ હતો. રાણો ઉદયસિંહ સને ૧૫૭૨ માં ગુજરી ગયા પછી તેના પચીસ પુત્રોમાં **જગમાલ** ગાદીએ બેઠો. પણ તેનામાં કાંઇ પાણી ન હોવાથી સરદારોએ રાણાના આ ટિલાટ પુત્ર પ્રતાપને ગાદીએ બેસાડ્યો. તેને વારસામાં માત્ર નામાંકિત રાજ્ય વંશનો ઇલકાબ અને માન અકરામો સિવાય કાંઇ પણ મળ્યું નહોતું. કેમકે રાણો ઉદયસિંહ દમ વગરનો હોવાથી તેણે સર્વસ્વ ગુમાવ્યું હતું. તેથી પ્રતાપસિંહને રાજ્યને અંગે જે જે જોઇએ તે સઘળું નવુંજ સંપાદન કરવાનું હતું. તેના સગા તથા જાતિલાઓ તો આવી કઠિણ વેળામાં લીલા વનના સુડાઓની માફક ભાગી ગયા હતા. તેથી રાજકાજનો સઘળો બોજો તેને એકલાને માથે આવી પડ્યો હતો. તે છતાં તેણે નાઉમેદ થયા વગર હિંમત રાખીને **કોમલમેર** નામે નગરમાં પોતાની રાજગાદી સ્થાપી. અને શત્રુઓના થતા હુમલાને પોતાના બાહુબળથી દાબીને દેશને થાળે પાડવાનો પ્રયાસ કર્યો. આ વખતે મહાન્ મુગલ પાદશાહ **અકબર** આખા દેશની સર્વ જાતિના લોકોને તથા રાવ રાણાઓને એક સૂત્રમાં ગાંઠીને પોતાના તાબા નીચે આણવાનો પ્રયત્ન કરતો હતો. અને જોધપુર, જયપુર તથા બિકાનેર સરખા રજપૂત રાજાઓ પોતાની દિકરીઓ પાદશાહને આપીને તાબે થઇ ચૂક્યા હતા. ફક્ત પ્રતાપજ તાબે થવો બાકી હતો. તેને માટે પાદશાહની તરફથી ઘણી કોશીશો થયા

હુમાં પ્રતાપે નમ્યુ ન આપતાં હિંદુ રજપૂત રાજાની દિકરી એક મુસલમાન પાદશાહને દેવાના કલંકથી બચ્યો હતો.

આ વૈરનો બદલો હરેક પ્રકારે લેવાનો લાગ પાદશાહ જોતોજ હતો. તેવામાં પ્રતાપના બે ભાઇઓ તેનાથી રીસાઇને અકબરને મળ્યા. તેઓમાં એક શકતો નામે હતો. વળી સને ૧૫૭૬ માં જયપુરનો રાજા માનસિંહજી જે અકબરનો ઘણો માનીતો હતો, તે દક્ષિણમાં સોલાપુરની જીત કરીને પાછો વળતાં કોમલમેરમાં રાણા પ્રતાપને મળ્યો. પ્રતાપસિંહે તેને ઘણું સન્માન આપીને પોતાના મેહેમાન તરીકે રાખ્યો. પરંતુ તેની સાથે બેસીને તે જમ્યો નહિ. તેનું કારણ પુછતાં પ્રતાપના કુંવર અમરસિંહે જવાબ આપ્યો કે;—"જે રજપૂતે યવન પાદશાહને કુંવરી દીધી છે, તેની સાથે બેસીને મેવાડનો રાણો પ્રતાપ કદી જમી શકશે નહિ." આ અપમાનથી રાજા માનસિંહ ક્રોધે ભરાઇને જમ્યા વગર ઉઠીને ચાલ્યો ગયો. અને દિલ્હી જઇને આ સર્વ વર્તમાન પાદશાહને નિવેદન કર્યાં. તેથી અકબરે ગુસ્સે થઇને શાહજાદા સલીમ અને રાજા માનસિંહની સરદારી નીચે મોટી મુગલ ફોજને મેવાડ સર કરવા મારે મોકલી.

આજે સંવત ૧૬૩૨ ના શ્રાવણ શુકલ પક્ષની સાતમ છે. આજે મેવાડના રાજપુત્રો ગરિયસી જન્મભૂમિને માટે પોતાના પ્રાણ આપવાને તૈયાર થયા છે. બાદશાહ અકબરનો જ્યેષ્ટ પુત્ર સલીમ રાજા માનસિંહની સાથે મેવાડ જીતવાને આવ્યો છે. વિધર્મિ યવનો પવિત્ર સૂર્ય વંશમાં કલંકનો ડાગ લગાડવાને તૈયાર થયા છે. મેવાડનો વીરશ્રેષ્ટ રાણો પ્રતાપસિંહ આજે એ વંશને અકલંકિત રાખવાની દ્રઢ પ્રતિજ્ઞા કરે છે. ચિર સ્મરણીય હલદિઘાટમાં ચૌહાણ, રાઠોડ, અને ઝાલા કુલના ૨૨૦૦૦ હજાર રજપૂત વીરો એકઠા થયા છે. પ્રતાપસિંહ આ બાવીસ હજાર રજપૂતોનો અધિનેતા થઇને પરાક્રમી મુગલ સૈન્યની ગતિ રોધ કરવાને ઉભો થઇ રહ્યો છે.

આ પ્રમાણે બાદશાહના અગણિત દળની સામે પોતાના બાવીસ હજાર મેવાડીઓ સહિત આરાવલી પર્વતની તળેટી નજીકના હલદિઘાટના મેદાનમાં પ્રતાપસિંહ ખડો થયો હતો. હલદિઘાટના એ યુદ્ધના દિવસે રજપૂત વીરોનો અનંત ઉત્સવનો દિવસ હતો. રજપૂતોએ આ ઉત્સવમાં મત્ત થઇને પોતાના પ્રાણ ઉત્સર્ગ કર્યા હતા. અને એકના પછી એક આ ઉત્સવમાં મગ્ન થઇને અનંત નિદ્રામાં સૂતા હતા. આ ઉત્સવમાં મહાવીર પ્રતાપસિંહ સઘળાઓથી આગળ હતો. તે પહેલાં રાજા માનસિંહની તરફ દોડયો. પરંતુ માનસિંહ દિલ્હીના અસંખ્ય સૈન્યમાં હતો. પ્રતાપ તે સૈન્ય ભેદી શક્યો નહિ; તેથી તેણે મેઘ-ગંભીર સ્વરથી ગર્જના કરીને માનસિંહને કાપુરૂષ, રજપૂત-કુલાંગાર કહીને તિરસ્કાર કર્યો. રાજા માનસિંહે પ્રતાપના આ તિરસ્કારના બોલ કાને ધર્યા નહિ. તે પછી યુવરાજ સલીમ હાથી ઉપર બેસીને જે બાજુએ યુદ્ધ કરતો હતો, તે બાજુએ પ્રતાપે તલવાર ચલાવવા માંડી. એક એકને મારતો મારતો સલીમના દેહ રક્ષકોને ભૂમિશાયી કરવા માંડ્યા. અને ઉપર હાથીના માહુતનો પણ જીવ લીધો. પ્રતાપ નિર્ભીક ચિત્તથી યુદ્ધ કરવા લાગ્યો. તે ત્રણ વાર મુગલ સેનામાં ગયો હતો. ત્રણ વાર તેનું જીવન સંકટમાં આવી પડયું હતું. રજપૂતોએ પોતાનો પ્રાણ આપીને ત્રણ વાર આસન્ન મૃત્યુથી તેની રક્ષા કરી હતી. રાણાનો પ્રાણ બચા-

વવા માટે તેઓ પોતાના પ્રાણુને તુચ્છ જાણતા હતા. પરંતુ પ્રતાપસિંહ નિરસ્ત થયો નહિ. તેના શરીરના એક સ્થાનમાં ગોળી વાગી, ત્રણ જગા ઉપર તીરના બાણ ભોંકાયાં, અને ત્રણ જગા ઉપર તલવારના જખમ લાગ્યા હતા. આવી રીતે સાત જગો ઉપર તે ઘાયલ થયો હતો, તથાપિ ઉન્મત ભાવથી તેણે શત્રુમાં પ્રવેશ કર્યો. રજપૂતોએ પાછો તેને બચાવવાની મેહેનત કરી, પરંતુ તેઓમાંના ઘણાક વીરો વીર-શય્યામાં સુતા હતા. ચોહાણ, રાઠોડ, અને ઝાલા કુલના ઘણા ખરા સર્વ યશસ્વિ જન્મભૂમિની રક્ષાને માટે હાથમાં તલવાર લેઇને અનંત નિદ્રામાં સુતા. પ્રતાપનો ઉદ્ધાર કરવો આ વખતે મુશ્કેલ જણાયું. દૈલવારાના વીરમલ્લે એ જોયું. અને પલવારમાં પોતાનું સૈન્ય લેઇને પ્રતાપની મદદે દોડ્યો. પછી મુગલ સૈન્યની હારને ભેદીને પ્રતાપના પ્રાણુની રક્ષા કરી. પરતુ વીરમલ ત્યાંથી પાછો ફર્યો નહિં. તે પોતાના પ્રભુને વાસ્તે અસીમ સાહસથી યુદ્ધ કરીને રણભૂમિમાં સુતો. પ્રતાપ વીરમલની તરફ જોઇને બોલ્યો 'દૈલવારા ! તમારૂં જીવન આપીને મારા જીવનની રક્ષા કરી.' આસન્ન મૃત્યુ દૈલવારાએ અસ્પષ્ટ સ્વરથી ઉત્તર આપ્યો 'રજપૂત વીર પોતાનો ધર્મ જાણે છે. વિપત્તિની વેળાએ પણ મહારાણાને ત્યાગ કરતા નથી.' મુગલ સૈન્ય રજપૂતોનુ વિક્રમ જોઇને પ્રશંસા કરવા લાગ્યું. પરતુ આ વખતે રજપૂતોનો જય લાભ થયો નહિ. મોગલ સૈન્ય પંગપાલના પ્રમાણે ચોતરફ પડયુ હતું. તેઓ હટયા નહિ. ૧૪૦૦૦ હજાર રજપૂતોના લોહીથી હલદિઘાટનુ ક્ષેત્ર રંજિત થઇ ગયું પ્રતાપે જય લાભમાં નિરાશ થઇને રણસ્થળ પરિત્યાગ કર્યું.

એવી રીતે હલદિઘાટની લડાઇનો છેડો આવ્યો. એવી રીતે ચૌદ હજાર રજપૂતોએ પોતાની જન્મભૂમિના રક્ષણને માટે પોતાનું જીવન ઉત્સર્ગ કર્યું. હલદિઘાટ પરમ પવિત્ર યુદ્ધ-ક્ષેત્ર થયુ. કવિની રસમયી કવિતામાં એ અનંતકાળ સુધી બધાયેલુ રહેશે. પ્રતાપસિંહ અનંતકાળ સુધી વીરેન્દ્રની સમાજમાં માન પૂર્વક શ્રદ્ધાથી પૂજાશે. પ્રતાપસિંહ અનુચર વિનાનો થઇને ચેતક નામના ઘોડા ઉપર બેસીને જતો રહ્યો. આ ઘોડો પણ તેજસ્વિતામાં પ્રતાપનાં પ્રમાણે રાજસ્થાનના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયો છે. જ્યારે બે મુગલ સરદાર પ્રતાપની પછવાડે દોડતા હતા, ત્યારે ચેતકે એક નાનો પર્વતનો સ્રોત કુદાવીને સામે પાર થઇને પોતાના પ્રભુની રક્ષા કરી હતી. પરતુ પ્રતાપના પ્રમાણે ચેતક પણ યુદ્ધ સ્થળમાં જખમી થયો હતો. તે છતાં જખમી થયેલા સ્વામીને લેઇને તે ચાલવા લાગ્યો. એવામાં અકસ્માત પ્રતાપે પોતાની પછવાડે ઘોડાના પગલાનો અવાજ સાંભળ્યો. તેથી પીઠ ફેરવીને જૂવે છે તો પોતાના ભ્રાતા શકતને આવતો તેણે જોયો. શક્ત પ્રતાપનો શત્રુ થઇને પાદશાહને મળ્યો હતો. પ્રતાપે આ ક્ષત્રિયકુલના કુલાંગાર સહોદરને જોઇને ક્ષોભથી અને રોષથી ઘોડાને થોભાવ્યો. પરંતુ શક્તે કોઇ પણ રીતનું વિરૂદ્ધાચરણ કર્યું નહિ. તેણે હલદિઘાટ ઉપર જ્યેષ્ટ બંધવની અલૌકિક બહાદુરી અને શક્તિ જોઇ હતી એ પૂર્વ દેખાવ જોઇને તેના મનમાં આત્મ-ગ્લાનિ થઇ હતી. તે હવેથી બીજી કોઇ વખતે ક્ષત્રિયના લોહીને અપવિત્ર ન કરતાં આંખે આવેલાં આંસુથી જ્યેષ્ટના પગે પડયો. પ્રતાપ તેનો આગળનો અપરાધ ભૂલી ગયો. ઘણા દિવસની શત્રુતા દૂર થઇ ગઇ. અને પ્રતાપે પ્રગાઢ સ્નેહથી નાના ભાઇને આલિંગન કર્યું અને બાંધવોએ મળીને મેવાડના વિલુપ્ત ગૌરવનો ઉદ્ધાર કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી.

આ વખતે ચેતક*ઘોડો જે ઘવાયેલો હતો, તે એકદમ તમર ખાઇને પડ્યો. અને મરણ પામ્યો. પ્રિયતમ વાહનના મરણને માટે પ્રતાપે એ જગો ઉપર એક મંદિર બનાવ્યું. આજ સુધી એ જગ્યા 'ચેતકકા ચબુતરા, એ નામથી ઓળખાય છે.

ઉદેપુર અને કમલમેર શત્રુના હાથમાં ગયા પછી પ્રતાપસિંહ છોકરાઓને સાથે લેઇને એક પર્વતથી બીજા પર્વત ઉપર, એક અરણ્યમાંથી બીજા અરણ્યમાં, અને એક ગુફામાંથી બીજી ગુફામાં જઇને શોધનારા મુગલોના હાથથી પોતાની રક્ષા કરવા લાગ્યો. વર્ષના પછી વર્ષ વિતવા લાગ્યાં. તથાપિ પ્રતાપના દુઃખનો છેડો આવ્યો નહિ. દરેક નવાં વર્ષ નવાં નવાં દુઃખ સચય કરીને પ્રતાપની આગળ આવવા લાગ્યાં. પરંતુ પ્રતાપ અટલ રહ્યો. અને મુગલ પાદશાહની આધિનતા સ્વિકારી નહિ. આસ્તે આસ્તે મેવાડનું આકાશ વધારે અંધકારવાળુ થવા લાગ્યું. આસ્તે આસ્તે પરાક્રમી શત્રુ ઘણીક જગ્યામાં પોતાનુ આધિપત્ય સ્થાપન કરવા લાગ્યા. તથાપિ પ્રતાપ અચળ રહ્યો. તેણે મહા પુરૂષ બાપારાવનું[1] લોહી કલંકિત કર્યું નહિ. આ વખતે પ્રતાપસિંહ એવી ખરાબ હાલતમાં આવી પડેલો હતો કે એક વેળાએ વિશ્વાસી ભીલોએ તેના કુટુંબને નિર્ભય સ્થાનમાં લેઇ જઇને ખાવાનું આપી તેમના પ્રાણની રક્ષા કરી હતી.

પ્રતાપના એવા અસાધારણ સ્વાર્થ ત્યાગ અને અશ્રુત પૂર્વ દુઃખમાં સદાશય શત્રુના હૃદયમાં દયા આવી દિલ્હીના પ્રધાન રાજ કર્મચારી એની હિતૈષણાથી વિમોહિત થઇને પ્રતાપને સંબોધન કરીને એવા ભાવથી એક કવિતા કરી મોકલી હતી. તેની મતલબ આ પ્રમાણે હતી,—' પૃથ્વીમાં કંઇજ સ્થાયી નથી. ભૂમિ અને સપત્તિ અદ્રસ્ય થશે; પરતુ મહત્ લોકનો ધર્મ કદિ પણ વિલુપ્ત થશે નહિ પ્રતાપે સંપત્તિ અને ભૂમિ ત્યાગ કરી છે, પરતુ કદી પણ મસ્તક અવનત કરશે નહિ. હિંદુસ્થાનના સઘળા રાજાઓમાં તેણેજ માત્ર પોતાના વશના સન્માનની રક્ષા કરી છે.' પ્રતાપ એવી રીતે વિધર્મિ શત્રુની આગળથી પણ પ્રશંસાભાજન થઇને વને વને ફરતો હતો. પ્રાણાધિક વનિતા અને છોકરાઓના દુઃખથી કોઇ કોઇ વખતે તે ઉન્મત્ત થઇ જતો હતો. તેણે પાંચ વાર ખાવાનો આયોજન કર્યો હતો. પરંતુ સુવિધાના અભાવથી પાંચ વાર તેને છોડીને પાર્વત્ય પ્રદેશમાં ભાગવું પડયું હતું. એક વખતે તેની મહિષી અને પુત્રવધુએ મલ નામે ઘાસના બીજના કેટલાક રોટલા તૈયાર કર્યા હતા. આ ખોરાકનો કેટલોક ભાગ ખાઇને બાકીનો ભાગ ભવિષ્યને વાસ્તે રાખી મૂક્યો હતો. પ્રતાપની એક પુત્રી આ રહેલા રોટલા લેઇને ખાતી હતી, એટલામાં એક જંગલી બિલાડી તેના હાથમાંથી રોટલો લેઇને નાસી ગઇ. બાલિકા ભૂખથી ટળવળતી રડવા લાગી. પ્રતાપે અમ્લાન વદનથી હલદિઘાટમાં સ્વદેશીઓના લોહીના સ્રોત જોયા હતા, અમ્લાન વદનથી સ્વદેશીઓને સ્વદેશના સન્માન-રક્ષાને માટે આત્મ—પ્રાણ આપવાને ઉત્તેજિત કર્યા હતા, અને અમ્લાન વદનથી રજપૂત વંશના ગૌરવની રક્ષાને માટે કહ્યું હતું કે, આવા ભાવથી દેહ-વિસર્જનને માટે રજપૂતોએ જન્મ લીધો છે. પરતુ હમણાં તે

* એ ઘોડાનો એક પગ સલીમના હાથીના ગંડસ્થળ ઉપર, અને પ્રતાપે પોતાનો ભાલો સલીમની સામા ઉગામેલો, એવુ ચિત્ર મેવાડમાં હજી પણ ઠામ ઠામ જોવામા આવે છે.

(૧) ઉદેપુરના મહારાણાના વંશમાં 'બાપારાવ' નામે મહા તેજસ્વી અને પરાક્રમી રાજા થઇ ગયો છે. તેણે 'હિંદુ સૂરજ' 'રાજ ગુરૂ,' અને ચક્રવર્તી એ ઉપનામ ધારણ કર્યા હતાં. ઇ. સ. ૭૨૮.

આ સમાચાર વિજાપુરના સુલતાનને કાને આવતાંજ તેણે શિવાજીના પિતા આ ઉપદ્રવનું કારણ પૂછ્યું વિજાપુરનો વિશ્વાસુ નોકર શાહજી પોતાના પુત્રના કામથી કેવળ અજાણ્યો હતો. તેથી તેણે દાદાજીને એનું કારણ પૂછાવ્યું. દાદાજીએ ને પોતાની પાસે બોલાવીને સમજાવ્યું કે, આવા કામથી સર્વ નાશની સંભવના છે. પુરને તાબે રહીને શાહાજીએ કેવી રીતે વિપુલ ધન, જાગીર, સત્તા, અને સન્માન હતું, તે પણ કહ્યું. શિવાજીએ પોતાના પિતા સમાન દાદાજીને મીઠા વચનથી જવાબ આ' પરતુ પોતે આદરેલા કામથી પાછો હઠયો નહિ. ત્યાર પછી થોડા દિવસમાં દાદાજી મરણ પામ્યા. અંતકાળે દાદાજીએ શિવાજીને પોતાની પાસે બોલાવ્યો શિવાજીને ભય લાગ્યો કે વળી દાદાજી ઠપકો દેશે; પરતુ ત્યાં જઇને જે કંઇ સાંભળ્યું તેથી તે ઘણુ આશ્ચર્ય પામ્યો મૃત્યુના બિછાનામાં દાદાજીને જાણે દિવ્ય ચક્ષુ આવ્યાં હોય, તેમ તેમણે શિવાજીને સ્નેહ ભાવથી કહ્યું કે,—"બેટા, તારા યત્ન કરતાં વધારે મહાન યત્ન બીજો કોઇ નથી. આ ઉન્નત માર્ગમાં તું પ્રવૃત્ત રહેજે, દેશને સ્વતંત્ર કરજે, બ્રાહ્મણ, ગાય, અને ખેડુતોની રક્ષા કરજે, દેવાલયને અપવિત્ર કરનારાઓને શિક્ષા કરજે, ભવાનીએ જે ઉન્નત માર્ગ તને દેખાડયો છે, તેજ માર્ગે તું ચાલજે." એટલુ બોલી શિવાજીના ગુરૂએ પોતાના પ્રાણ છોડયા. શિવાજીનુ હૃદય આ દિવ્ય ઉપદેશ મેળવીને ઉત્સાહ અને સાહસથી દશ ગણુ ફુલ્યુ. આ વખતે શિવાજીની ઉમ્મર વીશ વર્ષની હતી.

એજ વર્ષમાં ચાકન અને કોડાણાના કિલા ત્યાંના કિલ્લેદારોને પૈસા આપીને શિ-વાજીએ પોતાને કબજે કર્યા. અને કોડાણાના કિલ્લાનું નામ બદલીને સિંહગઢ રાખ્યું એ પછી શિવાજીએ એક પછી એક એમ ઘણા કિલ્લાઓ હસ્તગત કર્યા. વળી ઇ. સ. ૧૬૫૬ મા તેણે પ્રતાપગઢ નામનો એક નવો કિલ્લો બંધાવ્યો. એ વર્ષમાં વિજાપુરના સુલતાને શિ-વાજીનો સમૂળો નાશ કરવાનો વિચાર કરીને અફજલખાન નામના એક પ્રખ્યાત વીરને મોટું સૈન્ય આપીને શિવાજીની સામે મોકલ્યો હતો અફજલખાન વિજાપુરના લશ્કરનો અ-ધિનાયક થઇને શિવાજીની સામે લડવા સારૂ ગયો. તે વખતે શિવાજી પ્રતાપગઢમાં રહે-તો હતો. તેણે એ જગો ઉપર રહીને અફજલખાનને મારવાનો નિશ્ચય કર્યો. તેનો સંકલ્પ પાર પાડવાને કોઇ પણ રીતની હરકત આવી નહિ. સુસમયે તેની સામે થયો, સુસમયે શિ-વાજીએ વિજાપુરના સૈન્યની સામે પ્રાધાન્ય સ્થાપવાની કૌશલ્ય જાળ વિસ્તારી. તેણે અફ-જલખાનને જણાવ્યું કે,—"વિજાપુરના અધિપતિની પેઠે ક્ષમતાશાળી લોકના વિરૂદ્ધાચ-રણ કરવામાં મારી કંઇ ઇચ્છા નથી. જો તમે કૃપા કરીને મને આશ્રય આપો તો હું મારા અધિકારના પ્રદેશ તમારા હાથમાં સોંપી દેવાને તૈયાર છુ." શિવાજીના આ બો-લથી અફજલખાંએ મેળવાઇને ગોપીનાથ નામે એક મહારાષ્ટ્રિય બ્રાહ્મણને શિવાજીની પાસે પ્રતાપગઢમાં સલાહને માટે મોકલ્યો. શિવાજી અસાધારણ વાક્ચતુર હતો. તેણે ગોપીના-થને ઘણીક રીતે સમજાવીને કહ્યું કે;—"આપ બ્રાહ્મણ છો,આપ મારાથી શ્રેષ્ઠ છો, મારી વાત સાંભળો. મેં જે કર્યું છે, તે સર્વ હિંદુઓને તથા હિંદુ ધર્મને માટે કર્યું છે ભવાની દેવીએ મને બ્રાહ્મણ અને ગાયની રક્ષા કરવા માટે ઉત્તેજના કરી છે. હિંદુ દેવ અને દે-વાલયોનો નાશ કરનારાઓને નિગ્રહ કરવાની મને આજ્ઞા આપી છે. આપ બ્રાહ્મણ છો. ભ-

ધર્મની આજ્ઞાને પુષ્ટ આપો. અને પોતાના જાતીય તથા દેશીય લોકમાં સ્વચ્છંદે રહો. હું જય મેળવીશ તો આપને વંશપરંપરા ગામો આપીશ.” ગોપીનાથ આ સઘળી વાતચીતથી વાકેફ થઇને સંતુષ્ટ થઇ શિવાજીને મદદ આપવા કબૂલ થયો. છેલ્લે એમ ઠર્યું કે, કાર્યસિદ્ધિને માટે અફજલખાનની સાથે શિવાજીને કોઇ જગાએ મળવું અવશ્ય છે. પછી પ્રતાપગઢના કિલ્લાની પાસે શિવાજી તથા અફજલખાનની મુલાકાત થઇ. અફજલખાનના ૧૫૦૦ સિપાઇઓ કિલ્લાથી થોડે છેટે રહ્યા. તે ફક્ત એક નોકરની સાથે પાલખીમાં બેશીને નિર્ધારેલા ઘરમાં આવ્યો. શિવાજીએ તે દહાડે સવારે ઉઠીને સ્નાન પૂજાદિ કરીને સ્નેહમથી માતાના ચરણમાં મસ્તક મૂકીને તેના આશીર્વાદની પ્રાર્થના કરી. પછી શરીરે લોઢાનું બખ્તર પહેરી, તેના ઉપર રૂનું બદન પહેર્યું. અને માથા ઉપર લોઢાની ટોપી ઘાલી તેના ઉપર પાઘડી વીંટાળી. પછી કિલ્લામાંથી નીચે ઉતર્યો. અને પોતાના બાળમિત્ર તાનાજી માલુસરેને સાથે લઇને અફજલખાની પાસે ગયો. અને ભેટવાને બહાને અફજલખાનના શરીરમાં વાઘ નખ ઘોચી ખંજરથી તેનો પ્રાણ લીધો. પછી તુરત શિવાજીની છુપી રહેલી ફોજે ખાનના લશ્કરને હરાવી નસાડી મૂક્યું.

એવી રીતે પુનઃ પુનઃ જય મેળવવાથી શિવાજીની એટલી તો ખ્યાતિ થઇ હતી કે ઘણીક જગા પરથી હિંદુ સૈનિક પુરૂષોએ આવીને તેનું દળ પરિપુષ્ટ કરવા માંડ્યું. બળવૃદ્ધિની સાથે શિવાજી વધારે હિંમત ભરેલું કામ કરવા લાગ્યો. તેનું ઘોડેસ્વાર લશ્કર મુસલમાન બાદશાહના તાબેનાં ઘણાંક શેહેરો લૂંટવા લાગ્યું. તેમનો ઉદ્યમ, હિંમત અને તેજસ્વિતા વિચલિત થઇ નહિં. તેઓ જોતા જોતામાં વિજાપુર નગરની દિવાલની પાસે આવીને લૂટવા લાગ્યા.

વિજાપુરનો નવાબ એથી ક્રોધાયમાન થઇને પોતાને તાબે થવા માટે શિવાજીની પાસે દૂત મોકલ્યો. દૂત શિવાજીની પાસે ગયો ત્યારે શિવાજીએ ધીર ગભીર સ્વરથી તેને કહ્યું:—દૂત વર! મારી ઉપર તમારા નવાબની એવી શું ક્ષમતા છે કે, હું તેની વાતમાં રાજી થાઉં ? જલદી અહિંઆંથી જાઓ, નહિંતો તમોને અપમાનિત થવું પડશે. ” દૂત તે સાંભળીને ચાલ્યો ગયો, વિજાપુરના નવાબે શિવાજીના આવા ઉદ્ધત ભાવને માટે વધારે ક્રોધાયમાન થઇને તેના પિતા શાહજીને કેદખાનામાં નાખ્યો. અને કહ્યું કે, તમારો પુત્ર જલદીથી વશીભૂત ન થવાથી આ કેદખાનાનો દરવાજો ચણાવીને તમોને જીવ દશામાં સમાધિસ્થ કરીશ. પિતાના કેદખાનાની ખબરથી શિવાજી થોડો શોકિત થયો ખરો, પરંતુ તેથી કર્તવ્યથી વિમુખ થયો નહિ. પછી તેણે દિલ્હીના પાદશાહ શાહજહાંની મદદથી પોતાના પિતાને બચાવ્યો. કેટલાક વર્ષ બાદ વિજાપુરના નવાબે શાહજીને છોડી મૂક્યો. શાહજી વિમુક્ત થઇને રાયગઢમાં પોતાના પુત્રની પાસે ગયો. ત્યારે શિવાજીએ પિતૃ ભક્તિની પરાકાષ્ઠા દેખાડી હતી. પોતે ઘોડા ઉપરથી ઉતરીને પિતાને રાજાના પ્રમાણે નમ્યો. પિતાની પાલખીની સાથે ચાલ્યો, અને પિતાએ બેસવાની આજ્ઞા કર્યાથી તેની જોડે ન બેસતાં સામે બેઠો. મહાવીર શિવાજી કેવી રીતનો પિતૃભક્ત હતો, તે આ ઉપરથી જણાય છે.

જ્યારે ઔરંગઝેબ પાદશાહ પોતાના પિતાને સિંહાસન ઉપરથી ઉઠાડી મૂકવાને આગ્રે ગયો હતો, ત્યારે તેણે શિવાજીની પાસે કેટલાક આબરૂદાર સરદારોને મોકલીને

ની હવા માફક નથી. એવું બહાનુ કાઢીને તેમને સ્વદેશ જવાની રજા માગી. સાથેના માણસો જવાથી શિવાજી મદદ વગરનો થશે, એવો વિચાર કરીને બાદશાહે તેમને જવાની રજા આપી. ત્યાર પછી શિવાજી મંદવાડનું બહાનું કરીને બિછાનામાં પડી રહ્યો. પછી થોડોક આરામ થયો છે, એવી વાત જણાવીને મોટા મોટા ડાલા મીઠાઇના ભરીને ફકીર સન્યાસીઓને દાન આપવા લાગ્યો. જ્યારે પહેરેગીરોની ખાત્રી થઇ ગઇ કે રોજ મોકલવામાં આવતા ડાલાઓમાં ફક્ત મીઠાઇ જાય છે, ત્યારે તેમણે એ ડાલા તપાસવા ઉપર ઝાઝું ધ્યાન આપ્યું નહી, પછી એક દિવસે લાગ જોઇને સાંજની વેળાએ શિવાજી એક ડાલામાં પોતે બેશીને બહાર નીકળ્યો. અને બીજામાં તેનો પુત્ર સભાજી બહાર નીકળ્યો. એમ ચોકીદારોને ભૂલાવામાં નાખીને બાપ દિકરો બંને જણ છટકી ગયા. ને જોગીને વેષે તેઓ પોતાની રાજધાની જે રાયગઢ તેમાં સહી સલામત જઇ પહોંચ્યા.

ત્યાર પછી ઔરંગજેબે બહારનું સૌજન્ય દેખાડીને શિવાજીને બીજીવાર હાથમાં લેવાની તજવીજ કરી હતી. પરંતુ તેની એ મહેનત ફલવતી થઇ નહિ. શિવાજી ઔરંગજેબની કૌશલ્ય જાળમાં ફસાયો નહિ. તે પ્રથમની પેઠે દક્ષિણની ઘણી જગાપર પોતાનું આધિપત્ય વિસ્તાર કરવા લાગ્યો. તેથી મુગલ બાદશાહને હવે શિવાજીની સાથે જાહેર લડાઇ કરવાની ફરજ પડી. શિવાજી એનાથી કોઇ પણ રીતે ભયભીત થયો નહિ. આત્મ સન્માનની ઉપર પાણી મુકીને મુગલના તાબે થયો નહિ. તે ખરા વીર પુરૂષની પેઠે પોતાના હીંદુ ધર્મની રક્ષા કરવામાં યત્નશીલ થયો. થોડી વારમાં મુગલ બાદશાહના તાબેના કિલ્લાઓ ઉપર પોતાની વિજય પતાકાઓ ઉડાવી. શિવાજીના એવા પ્રભાવ અને આધિપત્યમાં ચિંતિત થઇને ઔરંગજેબે તેના સામે **મોહોબતખાં** નામે સરદારને મ્હોટું સૈન્ય આપીને મોકલ્યો. શિવાજી એ સૈન્યની સામે બાથ ભીડવામાં પાછો હઠ્યો નહિ. તેણે **મોરોપંત** અને **પ્રતાપરાવ** નામના પોતાના બે પ્રધાન સેનાપતિને મુગલ સૈન્યની સાથે લડાઇ કરવાની અનુમતિ આપી. એ લડાઇમાં મુગલોની હાર થઇ. અને શિવાજીની સેના વિજયથી ગૌરવાન્વિત થઇ. તેના વિજયની શક્તિનો મહિમા ચારે બાજૂએ ગવાયો. શિવાજી મહા પરાક્રમી ભૂપતિ જાણીને સર્વ સ્થળે સન્માનિત થયો, તેનો પ્રતાપ તેનું વીરપણું, તેની સમર ચાતુરીથી સઘળાઓ અજાયબ પામીને તેને વીર પુરૂષ સમજવા લાગ્યા. મુગલ બાદશાહ ઔરંગજેબ પણ આ પરાક્રમી શત્રુના અપૂર્વ પ્રભાવથી સ્તંભિત થયો.

આ લડાઇમાં જેટલા સેનાપતિ બંદીવાન થયા હતા. તેમના પ્રત્યે શિવાજીએ કંઇ પણ અસદ્ વ્યવહાર કર્યો નહિ. તેણે બંદીવાનોને ઘણા સન્માનની સાથે રાયગઢમાં મોકલ્યા. અને તેઓના જખમ સારા થયા પછી ઘણા સન્માનની સાથે તેમને વિદાય કર્યા. ભારતના આ અદ્વિતીય વીર પુરૂષે પવિત્ર વીર ધર્મનું અપમાન કર્યું નહિ. જખમી થયેલા બંદીવાનોને રાયગઢમાં કોઇ રીતની તકલીફ પડી નહોતી. શિવાજીના હુકમથી તેઓની રોજ સેવા ચાકરી થઇ હતી. પતિત શત્રુના ઉપર આવું સૌજન્ય દેખાડવાથી શિવાજીએ ખરા મહત્વની અને ઉદારતાની ઓળખાણ આપી હતી. આ મહત્વ અને ઉદારતાનું દર્શન અનન્ત કાળ સુધી પવિત્ર ઇતિહાસમાં કાયમ રહેશે.

શિવાજીએ પ્રથમ રાજાની પદવી ધારણ કરીને પોતાના નામના સિક્કા પાડ્યા હતા.

હવે વેદજ્ઞ બ્રાહ્મણની સાથે શાસ્ત્રના નિયમને અનુસરીને રાજ્યાભિષેક કરાવીને મહારાજાધિરાજ પદ ધારણ કર્યું. અભિષેક કાર્ય કરવાને માટે ગંગાભટ્ટ નામે એક શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણને કાશીથી રાયગઢમાં બોલાવ્યો હતો. તા. ૬ જુન સને ૧૬૭૪ ના પવિત્ર દિવસે શૈલશિખરના રાયગઢમાં શિવાજી હિંદુરાજ ચક્રવર્તી પદમાં અધિષ્ઠિત થયો. એ દિવસે મહાયજ્ઞના અનુષ્ઠાનથી, અને મહોત્સવના તરંગથી, રાયગઢમાં અપૂર્વ દેખાવ થઇ રહ્યો હતો. મહાવીર શિવાજીએ રાજવેશમાં રાજસિંહાસન ઉપર બેશીને એ પવિત્ર દિવસના સ્મરણાર્થે એક સંવત્ સ્થાપ્યો. અને રાજકિય પદવીઓનાં આજ સુધી જે ફારસી નામો હતાં, તેને બદલે સંસ્કૃત નામો ગણવાનો હુકમ આપ્યો. એ પ્રમાણે શિવાજીનું અભિષેકનું કામ પૂર્ણ થયું. એવી રીતે ભારતના આ હિંદુવીરે પોતાના અસાધારણ વીરત્વથી દુરંત શત્રુની અંદર રાજ્ય મુકુટ ગ્રહણ કરીને સ્વાધીનતાના મહિમાંથી જયવાન થયો.

શિવાજીએ રાજપદવી લેઇને યથા નિયમથી રાજ્ય ચલાવ્યું હતું. નર્મદા નદીથી તે કૃષ્ણ નદી સુધી દક્ષિણ ભારત તેના તાબે થયું હતું. તેણે આ મહાન્ રાજ્ય ચલાવવામાં કદી પણ ઔદાસિન્ય દેખાડ્યું નથી. યુદ્ધ જયમાં અને રાજ્યાધિકારમાં તેની જેવી ક્ષમતા અને કૌશલ્ય જોવામાં આવે છે, તેવી તેના તાબે થયેલા રાજ્યની શૃંખલા બાંધવામાં પણ ક્ષમતા અને કૌશલ્યની ઓળખાણ મળે છે. રાજ્યાભિષેકનાં ૭ વર્ષ વિસાબાદ તેના પગનાં ઘુંટણ ફુલી જવાથી તે રાયગઢમાં ગયો. ત્યાં દરરોજ તાવ આવવા માંડયો, જેથી સાત દિવસ સુધી તાવની બિમારી ભોગવીને આ મહાવીર પુરૂષ શિવાજી સને ૧૬૮૦ ના એપ્રિલ માસની ૫ મી તારીખે પોતાની ૫૩ વર્ષની ઉમ્મરે રાયગઢમાં પરલોકવાસી થયો. મહારાષ્ટ્રની મહાકીર્તિ એ રીતે ઘડીમાં અલોપ થઇ ગઇ!

શિવાજી સંબધી એક બંગાળી વાર્તામાંથી કેટલોક ભાગ અમે નીચે ઉતારીએ છીએ. કદાચિત તે અક્ષરે અક્ષર ખરૂં નહિ હોય, તોપણ એ ઉપરથી શિવાજીનો મુખ્ય ઉદ્દેશ અને તેના વિચાર કેવા હતા તે જણાવવાનું ઠીક બની શકશે. જ્યારે અફજલખાં શિવાજીને વશ કરવા સારૂ દક્ષિણમાં ગયો હતો, તે વખતે જોધપુરનો રાજા જશવંતસિંહ પણ બાદશાહની તરફથી તેની મદદમાં સાથે હતો. એ વાત પ્રથમ સુજ્ઞ વાચકોને જણાવવી જોઇએ.

" અડધી રાત્રે રજપૂત રાજા જશવંતસિંહ એકલો પોતાના તંબૂમાં બેઠો હતો. સામે ફક્ત એક દીવો બળતો હતો. તેના તંબૂમાં કોઈ પણ માણસ નહોતુ. લમણા ઉપર હાથ મૂકીને આ ગંભીર ઘોર અંધારી રાત્રે તે કાંઇ વિચારમાં લીન થયેલો દેખાતો હતો. તેવામાં ખિદમતગારે આવીને જાહેર કર્યું કે, મરાઠાનો દૂત મળવા ચાહે છે. જશવંતસિંહે તેને અંદર લાવવાનું કહ્યું, તેનીજ તે વાટ જોતો બેઠો હતો.

મહાદેવજી ન્યાયશાસ્ત્રી નામે દૂત તંબૂમાં આવ્યો. જશવંતસિંહે તેને માનથી બોલાવી બેસવા કહ્યું, પછી બને બેઠા. થોડી વાર સુધી જશવંતસિંહ ચૂપ બેઠા બેઠા ગંભીર વિચાર કરતા હતા. મહાદેવજી ન્યાયશાસ્ત્રી નિઃશબ્દથી રજપૂત રાજાની તરફ અત્યંત તીક્ષ્ણ નજરે જોતો હતો. થોડી વાર પછી જશવંતસિંહે કહ્યું " મને આપના પ્રભુનો (શિવાજીનો) પત્ર મળ્યો છે. તેમાં જે લખવામાં આવ્યું છે તે સર્વ મેં જાણ્યું છે, તે સિવાય બીજું કાંઇ કહેવું છે?"

**મહાદેવજી**—પ્રભૂએ મને કંઇ કહેવાને મોકલ્યો નથી, ખેદ કરવાને મોકલ્યો છે.

**જશવંતસિંહ**—કેવળ પુના અને ચાકાનના કિલ્લા અમારા તાબામાં આવ્યા છે, એને માટે શું ખેદ કરવા આવ્યા છો.?

**મહાદેવ**—તેઓ કિલ્લા જવાથી ખેદિત નથી, તેમની પાસે અસંખ્ય કિલ્લા છે.

જશવંત—ત્યારે શું મોગલોની સાથેના યુદ્ધરૂપ વિપદ્‌માં પડ્યાથી તેઓ ખેદ કરે છે.?

મહાદેવ—વિપદ્‌માં પડ્યાથી ખેદ કરવો, એ તેમનો સ્વભાવજ નથી.

જશવંત—ત્યારે શા માટે ખેદ કરે છે.?

**મહાદેવ**—જે હિંદુરાજ તિલક છે, જે શ્રેષ્ઠ ક્ષત્રિય કુળમાં જન્મ્યા છે, જે સનાતન હિંદુ ધર્મના રક્ષણ કર્ત્તા છે. તેને આજે મ્લેચ્છના દાસ જોઇને પ્રભૂ ખેદ કરે છે.

આ સાંભળીને જશવંતસિંહનું મ્હોં લેવાઇ ગયું. મહાદેવે તે જોયું, પણ જાણે પોતે તે દીઠુંજ નથી તેમ ગંભીર સ્વરથી બોલવા લાગ્યો:—

"ઉદેપુરના પ્રતાપ રાણાના વંશમાં જેનું લગ્ન થયું છે, મારવાડનું એક છત્ર જેના માથા ઉપર ધરાય છે, રાજસ્થાન જેની સુખ્યાતિથી પરિપૂર્ણ છે, ક્ષિપ્રાના તીરપર જેનું બાહુ વિક્રમ જોઇને ઔરંગજેબ લયલાતિ ને આશ્ચર્ય યુક્ત બન્યો હતો, આખું ભારતવર્ષ જેને સનાતન હિંદુ ધર્મનો સ્તંભ જાણે છે, દેશે દેશ, ગામે ગામ, મંદિરે મંદિર જેના રાજ્યને માટે હિંદુઓ, બ્રાહ્મણો જગદીશ્વરની આગળ પ્રાર્થના કરે છે, આજે તેને સુલતાનના પક્ષમાં જોઇ, હિંદુની વિરૂદ્ધમાં લડાઇ કરતો જોઇ, પ્રભૂ ખેદિત થાય એમાં શી નવાઇ છે? રાજન! હું સામાન્ય દૂત માત્ર છું, શું કહેવું તે જાણતો નથી, અપરાધ થયો હોય તો ક્ષમા કરજો. પરંતુ આ યુદ્ધની તૈયારી શા માટે? આ સૈન્ય સામંત શા માટે? આ સઘળાં વિજય તોરણ શા માટે ઉડે છે? શું સ્વાધિકારની વૃદ્ધિ કરવા માટે? હિંદુની સ્વતન્ત્રતા સ્થાપવા માટે? શું ક્ષત્રિયોચિત યશો લાભને માટે? આપ ક્ષત્રિય કુલ દિપક છો! આપ વિચાર કરો; હું તો કાંઇ જાણતો નથી."

આ સર્વ સાંભળીને જશવતસિંહે નીચુ માથું ઘાલ્યું. મહાદેવ વળી બોલ્યો;—"આપ રજપૂત છો, મરાઠા પણ રજપૂત છે. પિતા પુત્ર વચ્ચે લડાઇ થવી ઉચિત જણાતી નથી. ભવાનીએ પોતે આવી લડાઇ કરવાની મનાઇ કરી છે. આપ આજ્ઞા આપો, તે પાલન કરવા અમે તૈયાર છીએ. રજપૂતનું ગૌરવજ અનાથ ભારતવર્ષનું એક માત્ર ગૌરવ છે. રજપૂતનાં યશો ગીત અમારા ઘરની સ્ત્રીઓ હજી પણ ગાય છે. રજપૂતોનું ઉદાહરણ લેઇ અમારાં બાળકો શીખે છે. તે રજપૂતની સાથે શું હવે લડવું? ક્ષત્રિય કૂલ તિલક! રજપૂત લોહીથી અમારી તલવાર મલીન થવા કરતાં ભલે મરાઠાઓનું નામ અને રાજ્ય વિલુપ્ત થાય. અમે તરવાર અને તીર છોડી દઇને પાછા હળ ચલાવતાં શીખીશું, એ બહેત્તર પણ અમે રજપૂતોની સાથે લડાઇ કરી શકતા નથી."

જશવંતસિંહે પોતાનું માથું હળવે હળવે હલાવ્યું અને કહ્યું:—"દૂતવર! તમારી વાત ઘણી પ્યારી લાગે છે, પણ હું દિલ્લીશ્વરના આધિનમાં છું. મરાઠાઓની સાથે લડાઇ કરવા હુંજ આવ્યો છું. મરાઠાઓની સાથે લડાઇ કરીશ."

"અને હજારો સ્વધર્મિઓનો નાશ કરીશ. હિંદુ હિંદુનાં મસ્તક છેદશે, બ્રાહ્મણ બ્રા-

તેઓ પરાધીન છે. તેમની આ પહેલીવારની રણશિક્ષા છે. આપના દેશપર ચઢી આવ્યાથી આપ પુરાતન તેજ અને બહાદુરી પ્રકાશ કરો છો. અસંખ્ય રજપૂત સેનાની સામે દિલ્હીશ્વરની સેના નાશી જાય છે. અમારા દેશમાં ચઢી આવે તો અમે શું કરીએ ? લડાઇ લડવાની શિક્ષા મેળવી નથી. તેમજ ઘણું લશ્કર પણ નથી. જે છે તેણે ઘણી લડાઇ જોઇ નથી. જ્યારે દિલ્હીશ્વર, કાબુલ, પંજાબ, અયોધ્યા, બહાર, માળવા અને વીર પ્રસવીની રાજસ્થાનમાંથી હજારો પુરાતન રણદર્શિ યોદ્ધા મોકલે છે, જ્યારે અનુપમ મ્હોટા અને જેમની ગતિ રોકી શકાય નહિ તેવા રણના અશ્વ અને રણગજ મોકલે છે, જ્યારે તેઓ બંદૂક, તોપ, દારૂગોળો અને ધન હજારો ગાડાંમાં ભરી રાખે છે, ત્યારે ગરીબ મરાઠાઓ શું કરે ? તેઓની પાસે તેવી યુદ્ધદર્શિ સેના નથી, તેવા અશ્વ, ગજ નથી, તેવું વિપુલ ધન નથી, ચતુરાઇ શિવાય બીજો શો ઉપાય તેમની પાસે છે ? ત્વરિત ગતિ અને પહાડમાં ભરાઇ રહી યુદ્ધ કરવા શિવાય તેઓ બીજા કયા ઉપાયનું અવલંબન કરે ? ક્ષત્રિયરાજ ! જીવનના પ્રારંભમાં ગરીબ જાતિને આવા આચરણ સિવાય બીજો ઉપાય નથી. જગદીશ્વર કરે ને મરાઠા જાતિ દીર્ઘ કાળ સુધી સારી અવસ્થામાં રહે, તેની પાસે પૈસાનો અને લડાઇ કરવાની સામગ્રીનો ભરાવ થાય, ઘણાં વર્ષ સુધી લડાઇના કામમાં તે કસાય તો જરૂર રજપૂતના અસાધારણ ગુણોનું તે અનુકરણ કરશે."

આ સર્વ સાંભળી જસવંતસિંહ કપાળ ઉપર હાથ મૂકીને એકાગ્ર ચિત્તેથી ઉંડા વિચારમાં પડયો. મહાદેવે મનમાંને મનમાં વિચાર કર્યો કે, મારૂં એક પણ વાક્ય નિષ્ફળ ગયું નથી. તેથી ફરીને તે ધીરે ધીરે કહેવા લાગ્યો;—"આપ હિંદુ શ્રેષ્ઠ છો, હિંદુ ગૌરવ સાધનમાં સંદેહ શા માટે કરો છો ? હિંદુ ધર્મનો જય થવાની આપ અવશ્ય ઇચ્છા રાખો છો. શિવાજીને પણ એ સિવાય બીજી કાંઇ ઇચ્છા નથી. મુસલમાન રાજ્યનો નાશ કરવો, હિંદુ જાતિનુ ગૌરવ વધારવું ઠેક ઠેકાણે દેવાલય સ્થાપવાં, સનાતન ધર્મનુ મહાત્મ વધારવું, હિંદુ શાસ્ત્રની આલોચના કરવી, બ્રાહ્મણને આશ્રય આપવો, ગાયની રક્ષા કરવી, એ શિવાય શિવાજીની બીજી કાંઇજ મતલબ નથી. આવા કામમાં તેમને મદદ કરવામાં તમે જો વિમુખ થવા ચાહતા હો તો આપ જાતે એ કામ માથે લ્યો. આપ આ દેશનું રાજ્ય ધારણ કરો, મુસલમાનોનો પરાજય કરો, હિંદુઓની સ્વતંત્રતા સ્થાપો. આજ્ઞા કરો તો હમણાં કીલ્લાનો દરવાજો ઉઘાડીએ. પ્રજા આપને કર આપશે. આપ શિવાજીના કરતાં હજારો દરજ્જે બળવાન છો, હજારો દરજ્જે દૂરદર્શિ છો, હજારો દરજ્જે યોગ્ય છો. શિવાજી સંતુષ્ટ ચિત્તથી આપનો એક સેનાપતિ થઇ મુસલમાનોનો નાશ કરવા જશે. તેમની બીજી કાંઇ પણ વાસના નથી."

આ પ્રસ્તાવથી ઉચ્ચાભિલાષી જસવંતસિંહની આંખમાંથી આનંદાશ્રુ વહેવા માંડયાં. ઘણીવાર સુધી વિચાર કરી ધીરે રહી કહ્યું, "મારવાડ અને દક્ષિણ ઘણા દૂર છે. એક રાજાના આધીનમાં રહી શકશે નહિ."

પોતાના બોલવાની અસર થતી જાણી મહાદેવજી બોલ્યો;—"ત્યારે આપનો યોગ્ય પુત્ર હોય તો તેમને રાજ્ય સોંપો, નહિં તો કોઇ સગાને આપો. શિવાજી ક્ષત્રિય રાજાની તાબેદારી ખુશી થી કામ કરશે. કદાપિ ક્ષત્રિયની સાથે લડશે નહિ."

જશવંતસિંહ વિચાર કરીને બોલ્યો;—"આવી અણીની વખતે ઔરંગજેબની સામે થઈ આ દેશનુ રક્ષણુ કરી તેને કબજામાં રાખી શકે, એવો કોઇ પણુ મારો સગો નથી."

મહાદેવજી—"ત્યારે કોઇ ક્ષત્રિય સેનાપતિને મૂકો. હિંદુ ધર્મ અને હિંદુ સ્વતંત્રતાની રક્ષા થાય એટલે શિવાજીની મનઃકામના પૂર્ણ થશે; ને એમ થશે તો શિવાજી સાનંદ ચિત્તે રાજપાટ છોડી સન્યાસ લેશે."

જસવંતસિંહ—એવો કોઇ સેનાપતિ પણુ નથી.

મહાદેવજી—ત્યારે આ મહત્ કામ પૂર્ણ કરી શકે એવો જે છે, તેને મદદ કરો. આપના આશિર્વાદથી સ્વદેશનું રક્ષણ શિવાજી અવસ્ય કરશે, અને સ્વધર્મનું ગૌરવ વધારશે. ક્ષત્રિયરાજ! ક્ષાત્ર યોદ્ધાને મદદ કરો, ભારતવર્ષમાં એવો કોઇ પણુ હિંદુ નથી, અને આકાશમાં એવો કોઇ દેવતા નથી કે જે પોતાની પ્રશંસા સાંભળવા ચાહતો નહિ હોય."

જશવંતસિંહ ઘણો વિચાર કર્યા પછી બોલ્યો;—"દ્વિજવર! તમારો તર્ક અલઘનિય છે. પરંતુ દિલ્લીશ્વરે મારાપર સ્નેહ કરી મને આ કામમાં નિયુક્ત કર્યો છે. તેથી હું શી-રીતે તેની વિરૂદ્ધ થાઉં? એવું કામ શું સુજનોચિત કહેવાય?"

મહાદેવજી—ઔરંગજેબ હિંદુઓને કાફર કહી તેમનો તિરસ્કાર કરે છે. તેણે હિંદુઓ ઉપર જજીયા વેરો (માથા વેરો) મૂક્યો છે. દેશ દેશમાં હિંદુ પૂજારીઓને, હિંદુ મંદિરોને, અને હિંદુ દેવાલયોને અપમાન આપે છે. તે શું સારૂં કામ છે? કાશીનું પુરાણુ મંદિર તોડી નાખીને તેનાજ પત્થરો વડે તે પુણ્ય ધામમાં મસીદ બંધાવી તેને અપવિત્ર કર્યું તે શું સારૂં કામ છે?

ક્રોધ કંપિત સ્વરથી જશવંતસિંહે કહ્યું;—"દ્વિજવર! દ્વિજવર! હવે કંઇ વધારે બોલશો ના; ઘણું થયું. આજથી શિવાજી મારો મિત્ર થયો છે, હું શિવાજીનો મિત્ર થઇ રહીશ. રજપૂતની પ્રતિજ્ઞા કદી પણ મિથ્યા થતી નથી. આજથી શિવાજીની પ્રતિજ્ઞા અને મારી પ્રતિજ્ઞા એકજ છે. શિવાજીનો યત્ન અને મારો યત્ન અભિન્ન છે. જે મહાત્માએ આ હિંદુ ધર્મ વિરોધી દિલ્લીશ્વર સામે આટલા દિવસ સુધી લડાઇ કરી છે. તે મહાત્મા ક્યાં છે? તે જો હમણાં અહિં આવે તો એકવાર તેની પુણ્યશાળી દેહને આલિંગન દેઇ હૃદયનો સતાપ દૂર કરૂં."

મરાઠા દૂતે જરા હસી જશવતસિંહના કાનમાં કાંઇક કહ્યું. તે સાંભળતાંજ જશવંતસિંહ એકદમ ચમક્યો, અને ચકિત બની જરાવાર સ્તબ્ધ થઇ ગયો. અને સાનંદાશ્ચર્યથી દૂતની તરફ જોઇ રહ્યો. પછી આનંદ અને આદરથી તેને ભેટયો. બને ગુપ્ત રીતે ધીરે ધીરે વાતચીત કરવા લાગ્યા. ઘણીવાર સુધી વાતચીત કર્યા પછી મહાદેવે કહ્યું,—"મહારાજ! અનુગ્રહ કરીને કાલે કાંઇ બહાનું કાઢીને પુનેથી કેટલાક કોશ આઘા જશો તો ઘણુંજ સારૂં."

જશવંતસિંહ—કેમ કાલે પુના તાબે કરવાનો યત્ન છે કે શું?

દૂત હસીને બોલ્યો;—"નહિ, એક લગ્ન થવાનું છે. મહારાજ હોય તો શુભ કાર્યમાં વિઘ્ન નડે."

જશવતસિંહ સમજીને બોલ્યા;—"ઠીક છે હું દૂર રહીશ" દૂતે વિદાય થવાની વિનતિ કરી જશવનસિંહે જરા હસીને કહ્યું,—"ન્યાય શાસ્ત્રી મહાશય! જણાય છે કે ઘણા

રાજ કરતા હતા. પણ છેલ્લો રાજા ગાંડો થઇ મરણ પામ્યો, તેથી ઇંગ્રેજ સરકારના સંમતિથી કોલ્હાપુરની રાજ્યમાતાએ ઘાડગે કુળના ૯ વર્ષના કુમારને સને ૧૮૮૪માં દત્તક લીધો હતો, તે હાલ કોલ્હાપુરનું રાજ્ય કરે છે.

શિવાજીના સમયથી મુખ્ય પ્રધાન **પેશ્વા** કહેવાતા હતા. તારાબાઇની સામે લડવામાં શાહુરાજાને **બાળાજી વિશ્વનાથ** નામે બ્રાહ્મણે સારી સેવા બજાવી હતી, તે માટે તેને પેશ્વાની પદવી આપી હતી. એ બાળાજીની પછી તેનો પુત્ર **બાજીરાવ** પેશ્વા થયો. તે મરાઠી રાજ્ય સ્થાપનાર શિવાજીના જેવો મહા પ્રતાપી પુરૂષ હતો. તેણે મરાઠી રાજ્યને મોટી પદવીએ ચઢાવી આબાદ કર્યું હતું, બાજીરાવની પછી તેનો પુત્ર **બીજો બાળાજી** નામે પેશ્વા થયો. તેણે મરાઠી રાજ્યની સત્તા પોતાના હાથમાં લેઇને પુનામાં પેશ્વાની ગાદી સ્થાપી. તેના વંશના છેલ્લા રાજાની પાસેથી અંગ્રેજ સરકારે સને ૧૮૧૮ માં રાજ્ય જીતી લીધું.

મહા પ્રતાપી બાજીરાવ પેશ્વાના વખતમાં યુદ્ધ કરવામાં જેઓ કુશળ ગણાયા તેમને ઉચી પદવીએ ચઢાવી તથા જાગીરો આપી ઉત્તેજન આપ્યું. એથી ગુણવાન માણસો ઉપર તરી આવ્યા. તેમાં **મલ્હારજી હોલકર** અને **રાણોજી સિંધિયા** મુખ્ય હતા. મલ્હારજી જાતે આહિર (ભરવાડ) અને ફોજમાં ઘોડેસ્વાર હતા. અને રાણોજી ગરીબ અવસ્થામાં હોવાથી બાજીરાવનાં પગરખાં સાચવનાર હતા. મલ્હારજીના વંશજો ઇંદોરમાં; અને રાણોજીના વંશજો **ગ્વાલિયર**માં હાલ રાજ્ય ભોગવે છે.

શાહુરાજાની ફોજમાં **દામાજી ગાયકવાડ** નામે એક શૂરો અમલદાર હતો. તેની સેવાથી પ્રસન્ન થઇને શાહુ રાજાએ તેને **"સમશેર બહાદૂરનો"** ઇલકાબ તથા ઉપસેનાપતિની જગા આપી હતી. એ દામાજી ગાયકવાડનું કૂળ અદ્યાપિ વડોદરામાં રાજ્ય કરે છે.

મરાઠી રાજ્ય સ્થાપનાર મૂળ પુરૂષ શિવાજીનું આ જન્મ ચરિત્ર લખતાં મરેઠી રાજ્યો વિષે ટૂંકો ઇતિહાસ ઉપર પ્રમાણે અમે આપ્યો છે તે કેવળ નિરર્થક નહિ ગણાય.

---

# શ્રીમંત મહારાજા શ્રી સર શિયાજીરાવ ગાયકવાડ.

## જી. સી. એસ. આઇ.

વડોદરાના મહારાજા સર **શિયાજીરાવ**નો જન્મ તા. ૭ મી માર્ચ સને ૧૮૬૩ ને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ કાશિરાવ **દાદા** હતું તેઓ ખાનદેશ જીલ્લામાં આવેલા કવળાણા નામે ગામમાં નિવાસ કરતા હતા. ગાયકવાડી રાજના મૂળ સ્થાપનાર **પીલાજી** ગાયકવાડના બીજા પુત્ર પ્રતાપરાવની પાંચમી પેઢીએ તેઓ ઉતરેલા છે. તેમના આ ભાગ્યશાળી પુત્ર સર શિયાજીરાવ વડોદરા જેવા વિશાળ રાજ્યની મહાન્ રાજ ગાદી ભોગવવાને ભાગ્યશાળી થશે, એ વાત કોઇને પણ સ્વપ્ને નહોતી. પરતુ એ નામદારનાં પૂર્વનાં પૂન્યવાન પ્રારબ્ધના પરિણામને લીધે વડોદરાનું રાજ્યાસન ભોગવવાને શક્તિમાન થયા છે. તેમના પૂર્વજોએ ગુજરાતમાં શી રીતે રાજ્ય સ્થાપ્યું હતું, તેની હકીકત નીચે પ્રમાણે છે.

ઈ. સ. ૧૬૬૪ માં દક્ષિણમાં પેશ્વાઇ રાજનો સ્થાપનાર મહારાષ્ટ્રની મહા કીર્ત્તિ **શિવાજી** મહારાજની ગાદી ઉપર ત્રીજી પેઢીએ શાહુ નામે રાજા થયો. તેના સેનાપતિ ખંડેરાવ દાભાડેએ ઇ. સ. ૧૭૦૭ માં ગુજરાતપર સ્વારી કરી, ત્યારે તેની સાથે પાટીલ ઝીંગોજી બાવાના ભાઇ દામાજી ગાયકવાડ ગુજરાતમાં આવ્યા હતા. તેઓ પુનાની પાસે આવેલા **દાવડી** ગામના રહીશ મરેઠા પટેલ ભાર્ગવ ગોત્રી કેરોજીના પુત્ર હતા. વળી તેઓ શાહુ રાજાની પાગામાં ૪૦-૫૦ ઘોડેસ્વારના ઉપરી હતા. આ દામાજી ગુજરાતમાં આવીને પોતાની બહાદુરીથી લશ્કરના સરદાર બન્યા હતા. તેમણે પોતાનો મુકામ એક ડુંગર ઉપર પસંદ કીધો હતો. ત્યાં પોતાને રહેવા માટે એક કિલ્લો તથા કોટ બંધાવીને એક ગામ વસાવ્યું તે **સોનગઢ**ને નામે હાલ પ્રખ્યાત છે. ઇ. સ. ૧૭૨૦ માં સેનાપતિ ખંડેરાવ દાભાડેએ બાલાપુરની લડાઇમાં જય મેળવ્યો, ત્યારે દામાદજી ગાયકવાડે બહુ બહાદુરી બનાવી હતી. તેથી શાહુ રાજાએ તેમને (સમશેર બહાદુર) ની પદવી આપી હતી. એજ વર્ષમાં દામાજીરાવ ગાયકવાડ ગુજરી જવાથી તેમની જગો તેમના પુત્ર ત્રિબકરાવને મળી હતી. ત્રિબકરાવના પછી તેમને પુત્ર ન હોવાથી તેમના કાકા ઝીંગોજીરાવના પુત્ર **પીલાજીરાવ**ને તેમની જગો મળી હતી. આ પીલાજીરાવે પોતાના પરાક્રમ વડે ઇ. સ. ૧૭૩૦ માં ગુજરાતમાં ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી હતી. પીલાજી ગાયકવાડ ઇ. સ. ૧૭૩૨ માં ડાકોર મુકામે દગાથી મરાયા પછી તેમની ગાદી ઉપર તેમના પુત્ર દામાજીરાવ ગાયકવાડ બેઠા. આ દામાજીરાવના પછી તેમના પુત્ર ફતેહસિંહરાવ, માનાજીરાવ, ગોવિંદરાવ, આનંદરાવ, સયાજીરાવ, ગણપતરાવ, ખંડેરાવ, અને મલ્હારરાવ એમ અનુક્રમે ગાદીએ બેઠા હતા.

મહારાજા મલ્હારરાવને[1] તેમનાં અપકૃત્યોને લીધે સને ૧૮૭૫ ના એપ્રીલ મહિનાની ૨૨ મી તારીખે નામદાર ઇંગ્રેજ સરકારે પદભ્રષ્ટ કર્યા. અને મરહુમ મહારાજા ખંડેરાવની વિધવા રાણી **જમનાબાઇ**ને દત્ત પુત્ર લેવાનો અધિકાર આપ્યો. એ વેળાએ તપાસ કરતાં ઉપર જણાવ્યા મુજબ ગાયકવાડી કુળની એ પ્રસિદ્ધ શાખા ખાનદેશમાં ખેતી કરતી માલુમ પડી. એ વંશના કાશીરાવ ગાયકવાડ નામે એક ગરીબ ખેડુતને **આનંદરાવ, ગોપાળરાવ,** અને **સંપતરાવ** નામે ત્રણ પુત્ર હતા. તેમને એ સમયના ખાનદેશ જીલ્લાના પોલિસ અમલદાર મી. પ્રેસ્કૉટ વડોદરે લાવ્યા. વડોદરાના સ્ટેશનપર આ ત્રણ ભાઇઓ પ્રથમ જેવા ઉતર્યા કે, દિવાન બહાદૂર મણિભાઇ જશભાઇએ તેમને પુછ્યું કે;—"તમે અત્રે શું કરવા પધાર્યા છો?" આ ઉપરથી મોટા આનંદરાવ તો શરમાઇ જવાથી કંઇ બોલ્યા નહિ. અને સૌથી ન્હાના સંપતરાવે કહ્યું કે, મને કંઇ ખબર નથી. પરંતુ ગોપાળરાવ તત્કાળ બોલી ઉઠ્યા કે;—"હું તો રાજા થવા આવ્યો છું." ખરે, તેમના મુખમાંથી નીકળેલી આ વાણી ફળીભૂત થઇ. આ ત્રણે બાંધવોમાં ગોપાળરાવ વચલા હોવા છતાં રાણી શ્રી જમનાબાઇએ તેમનું ચાતુર્ય, ચપળતા, અને યોગ્યતા વિચારીને તેમનેજ પોતાના દત્તક કરવાનું નિર્માણ કર્યું. પછી તા. ૨૭ મી મે સને ૧૮૭૫ ના રોજ નામદાર ઇંગ્રેજ સરકા-

(૧) મહારાજા મલ્હારરાવ મદ્રાસના કિલ્લામાં તા. ૨૬ મી [illegible] ... અનિયારના રોગથી ગુજરી ગયા છે.

રાજ્ય કરતા હતા. પણ છેલ્લો રાજા ગાંડો થઇ મરણ પામ્યો, તેથી ઇંગ્રેજ સરકારની સંમતિથી કોલ્હાપુરની રાજ્યમાતાએ ઘાડગે કુળના ૯ વર્ષના કુમારને સને [illegible] દત્તક લીધો હતો, તે હાલ કોલ્હાપુરનું રાજ્ય કરે છે.

શિવાજીના સમયથી મુખ્ય પ્રધાન પેશ્વા કહેવાતા હતા. તારાબાઇની સામે લડવામાં શાહુરાજાને બાળાજી વિશ્વનાથ નામે બ્રાહ્મણે સારી સેવા બજાવી હતી, તે માટે તેને પેશ્વાની પદવી આપી હતી. એ બાળાજીની પછી તેનો પુત્ર બાજીરાવ પેશ્વા થયો. તે મરાઠી રાજ્ય સ્થાપનાર શિવાજીના જેવો મહા પ્રતાપી પુરૂષ હતો. તેણે મરાઠી રાજ્યને મોટી પદવીએ ચઢાવી આબાદ કર્યું હતું, બાજીરાવની પછી તેનો પુત્ર બીજો બાળાજી નામે પેશ્વા થયો. તેણે મરાઠી રાજ્યની સત્તા પોતાના હાથમાં લેઇને પુનામાં પેશ્વાની ગાદી સ્થાપી. તેના વંશના છેલ્લા રાજાની પાસેથી અંગ્રેજ સરકારે સને ૧૮૧૮ માં રાજ્ય જીતી લીધું.

મહા પ્રતાપી બાજીરાવ પેશ્વાના વખતમાં યુદ્ધ કરવામાં જેઓ કુશળ ગણાયા તેમને ઉંચી પદવીએ ચઢાવી તથા જાગીરો આપી ઉત્તેજન આપ્યું. એથી ગુણવાન માણસો ઉપર તરી આવ્યા. તેમાં મલ્હારજી હોલકર અને રાણોજી સિંધિયા મુખ્ય હતા. મલ્હારજી જાતે આહિર (ભરવાડ) અને ફોજમાં ઘોડેસ્વાર હતા. અને રાણોજી ગરીબ અવસ્થામાં હોવાથી બાજીરાવનાં પગરખાં સાચવનાર હતા. મલ્હારજીના વંશજો ઇંદોરમાં; અને રાણોજીના વંશજો ગ્વાલિયરમાં હાલ રાજ્ય ભોગવે છે.

શાહુરાજાની ફોજમાં દામાજી ગાયકવાડ નામે એક શૂરો અમલદાર હતો. તેની સેવાથી પ્રસન્ન થઇને શાહુ રાજાએ તેને "સમશેર બહાદૂરનો" ઇલકાબ તથા ઉપસેનાપતિની જગા આપી હતી. એ દામાજી ગાયકવાડનું કૂળ અદ્યાપિ વડોદરામાં રાજ્ય કરે છે.

મરાઠી રાજ્ય સ્થાપનાર મૂળ પુરૂષ શિવાજીનું આ જન્મ ચરિત્ર લખતાં મરાઠી રાજ્યો વિષે ટૂંકો ઇતિહાસ ઉપર પ્રમાણે અમે આપ્યો છે તે કેવળ નિરર્થક નહિ ગણાય.

---

## શ્રીમંત મહારાજા શ્રી સર શિયાજીરાવ ગાયકવાડ.

### જી. સી. એસ. આઇ.

વડોદરાના મહારાજા સર શિયાજીરાવનો જન્મ તા. ૭ મી માર્ચ સને ૧૮૬૩ ને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ કાશિરાવ દાદા હતું તેઓ ખાનદેશ જીલ્લામાં આવેલા કવળાણા નામે ગામમાં નિવાસ કરતા હતા ગાયકવાડી રાજ્યના મૂળ સ્થાપનાર પીલાજી ગાયકવાડના બીજા પુત્ર પ્રતાપરાવની પાંચમી પેઢીએ તેઓ ઉતરેલા છે. તેમના આ ભાગ્યશાળી પુત્ર સર શિયાજીરાવ વડોદરા જેવા વિશાળ રાજ્યની મહાન્ રાજ ગાદી ભોગવવાને ભાગ્યશાળી થશે, એ વાત કોઇને પણ સ્વપ્ને નહોતી. પરંતુ એ નામદારનાં પૂર્વના પુન્યવાન પ્રારબ્ધના પરિણામને લીધે વડોદરાનું રાજ્યાસન ભોગવવાને શક્તિમાન થયા છે. તેમના પૂર્વજોએ ગુજરાતમાં શી રીતે રાજ્ય સ્થાપ્યું હતું, તેની હકીકત નીચે પ્રમાણે છે.

ઇ. સ. ૧૬૬૪ માં દક્ષિણમાં પેશ્વાઈ રાજનો સ્થાપનાર મહારાષ્ટ્રની મહા કીર્તિ **શિવાજી** મહારાજની ગાદી ઉપર ત્રીજી પેઢીએ શાહુ નામે રાજા થયો. તેના **સેનાપતિ** ખંડેરાવ દાભાડેએ ઇ. સ. ૧૭૦૭ માં ગુજરાતપર સ્વારી કરી, ત્યારે તેની સાથે પાટીલ ઝીંગોજી બાવાના ભાઇ દામાજી ગાયકવાડ ગુજરાતમાં આવ્યા હતા. તેઓ પુનાની પાસે આવેલા **દાવડી** ગામના રહીશ મરેઠા પટેલ ભાર્ગવ ગોત્રી કેરોજીના પુત્ર હતા. વળી તેઓ શાહુ રાજાની પાગામાં ૪૦-૫૦ ઘોડેસ્વારના ઉપરી હતા. આ દામાજી ગુજરાતમાં આવીને પોતાની બહાદુરીથી લશ્કરના સરદાર બન્યા હતા. તેમણે પોતાનો મુકામ એક ડુંગર ઉપર પસંદ કીધો હતો. ત્યાં પોતાને રહેવા માટે એક કિલ્લો તથા કોટ બંધાવીને એક ગામ વસાવ્યું તે **સોનગઢને** નામે હાલ પ્રખ્યાત છે. ઇ. સ. ૧૭૨૦ માં સેનાપતિ ખંડેરાવ દાભાડેએ બાલાપુરની લડાઇમાં જય મેળવ્યો, ત્યારે દામાદજી ગાયકવાડે બહુ બહાદુરી બતાવી હતી. તેથી શાહુ રાજાએ તેમને (સમશેર બહાદુર) ની પદવી આપી હતી. એજ વર્ષમાં દામાજીરાવ ગાયકવાડ ગુજરી જવાથી તેમની જગો તેમના પુત્ર ત્રિબકરાવને મળી હતી. ત્રિબકરાવના પછી તેમને પુત્ર ન હોવાથી તેમના કાકા ઝીંગોજીરાવના પુત્ર **પીલાજીરાવને** તેમની જગો મળી હતી. આ પીલાજીરાવે પોતાના પરાક્રમ વડે ઇ. સ. ૧૭૩૦ માં ગુજરાતમાં ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી હતી પીલાજી ગાયકવાડ ઇ. સ. ૧૭૩૨ માં ડાકોર મુકામે દગાથી મરાયા પછી તેમની ગાદી ઉપર તેમના પુત્ર દામાજીરાવ ગાયકવાડ બેઠા. આ દામાજીરાવના પછી તેમના પુત્ર ફતેહસિંહરાવ, માનાજીરાવ, ગોવિંદરાવ, આનંદરાવ, સયાજીરાવ, ગણપતરાવ, ખંડેરાવ, અને મલ્હારરાવ એમ અનુક્રમે ગાદીએ બેઠા હતા.

રાજ કરતા હતા. પણ છેલ્લો રાજા ગાંડો થઇ મરણ પામ્યો, તેથી ઇંગ્રેજ સરકારની સંમતિથી કોલ્હાપુરની રાજ્યમાતાએ ઘાડગે કુળના ૯ વર્ષના કુમારને સને ૧૮૮૪ માં દત્તક લીધો હતો, તે હાલ કોલ્હાપુરનું રાજ્ય કરે છે.

શિવાજીના સમયથી મુખ્ય પ્રધાન **પેશ્વા** કહેવાતા હતા. તારાબાઇની સામે લડવામાં શાહુરાજાને **બાળાજી વિશ્વનાથ** નામે બ્રાહ્મણે સારી સેવા બજાવી હતી, તે માટે તેને પેશ્વાની પદવી આપી હતી. એ બાળાજીની પછી તેનો પુત્ર **બાજીરાવ** પેશ્વા થયો. તે મરાઠી રાજ્ય સ્થાપનાર શિવાજીના જેવો મહા પ્રતાપી પુરૂષ હતો. તેણે મરાઠી રાજ્યને મોટી પદવીએ ચઢાવી આબાદ કર્યું હતું, બાજીરાવની પછી તેનો પુત્ર **બીજો બાળાજી** નામે પેશ્વા થયો. તેણે મરાઠી રાજ્યની સત્તા પોતાના હાથમાં લેઇને પુનામાં પેશ્વાની ગાદી સ્થાપી. તેના વંશના છેલ્લા રાજાની પાસેથી અંગ્રેજ સરકારે સને ૧૮૧૮ માં રાજ્ય જીતી લીધું.

મહા પ્રતાપી બાજીરાવ પેશ્વાના વખતમાં યુદ્ધ કરવામાં જેઓ કુશળ ગણાયા તેમને ઉંચી પદવીએ ચઢાવી તથા જાગીરો આપી ઉત્તેજન આપ્યું. એથી ગુણવાન માણસો ઉપર તરી આવ્યા. તેમાં **મલ્હારજી હોલ્કર** અને **રાણોજી સિંધિયા** મુખ્ય હતા. મલ્હારજી જાતે આહિર (ભરવાડ) અને ફોજમાં ઘોડેસ્વાર હતા. અને રાણોજી ગરીબ અવસ્થામાં હોવાથી બાજીરાવનાં પગરખાં સાચવનાર હતા. મલ્હારજીના વંશજો ઇંદોરમાં; અને રાણોજીના વંશજો ગ્વાલિયરમાં હાલ રાજ્ય ભોગવે છે.

શાહુરાજાની ફોજમાં **દામાજી ગાયકવાડ** નામે એક શૂરો અમલદાર હતો. તેની સેવાથી પ્રસન્ન થઇને શાહુ રાજાએ તેને **"સમશેર બહાદૂરનો"** ઇલકાબ તથા ઉપસેનાપતિની જગા આપી હતી. એ દામાજી ગાયકવાડનું કૂળ અદ્યાપિ **વડોદરામાં** રાજ્ય કરે છે.

મરાઠી રાજ્ય સ્થાપનાર મૂળ પુરૂષ શિવાજીનું આ જન્મ ચરિત્ર લખતાં મરેઠી રાજ્યો વિષે ટૂંકો ઇતિહાસ ઉપર પ્રમાણે અમે આપ્યો છે તે કેવળ નિરર્થક નહિ ગણાય.

---

# શ્રીમંત મહારાજા શ્રી સર શિયાજીરાવ ગાયકવાડ.

## જી. સી. એસ. આઇ.

વડોદરાના મહારાજા સર **શિયાજીરાવનો** જન્મ તા. ૭ મી માર્ચ સને ૧૮૬૩ ને દિવસે થયો હતો. તેમના પિતાનું નામ **કાશિરાવ દાદા** હતું. તેઓ ખાનદેશ જીલ્લામાં આવેલા **કવળાના** નામે ગામમાં નિવાસ કરતા હતા. ગાયકવાડી રાજના મૂળ સ્થાપનાર **પીલાજી** ગાયકવાડના બીજા પુત્ર પ્રતાપરાવની પાંચમી પેઢીએ તેઓ ઉતરેલા છે. તેમના આ ભાગ્યશાળી પુત્ર સર શિયાજીરાવ વડોદરા જેવા વિશાળ રાજ્યની મહાન્ રાજ ગાદી ભોગવવાને ભાગ્યશાળી થશે, એ વાત કોઇને પણ સ્વપ્ને નહોતી. પરંતુ એ નામદારનાં પૂર્વનાં પુન્યવાન પ્રારબ્ધના પરિણામને લીધે વડોદરાનું રાજ્યાસન ભોગવવાને શક્તિમાન થયા છે. તેમના પૂર્વજોએ ગુજરાતમાં શી રીતે રાજ્ય મેળવ્યું હતું તેની હકીકત નીચે પ્રમાણે છે.

કોઈ પણ અરજદારે કંઇ પણ કામ માટે અરજી નોંધાવવી હોય, તો તેણે જાતે મહારાજા સાહેબને મળવા માટે અરજ કરવી. કે જે પરથી તેની યોગ્ય દાદ સાંભળવામાં આવશે. જો લખેલી અરજી આપવી હોય તો, તે અરજીમાં લખેલાં કામનો નિકાલ જે અમલદાર દ્વારાએ થવાનો હોય, તે અમલદારનો તેનાપર સેરો કરાવવો. એ પ્રમાણે જાહેર કર્યા ઉપરાંત પોતાના દરેક અમલદારને ફરમાવ્યું હતું કે, તેમણે એવી અરજીઓ ઉપર સેરા કરી આપવા. આ પ્રમાણે પોતાની પ્રિય પ્રજાને ન્યાય આપવા માટે યોગ્ય બંદોબસ્ત કર્યો હતો. અને તેથી સર્વત્ર તેમની ઘણીજ પ્રશંસા થઇ હતી. એટલુંજ નહિ પણ બીજા નૃપતિઓએ તેમની આવી ઉત્તમ રાજ નીતિનું અનુકરણ કરવા માંડ્યુ હતું.

સને ૧૮૮૩ ના ફેબ્રુવારી માસમાં મહારાજા સાહેબ પોતાનાં પત્ની સહિત આપણા માજી લોકપ્રિય અને પ્રતાપી વાઇસરૉય નામદાર લૉર્ડ રીપન સાહેબની મુલાકાતે કલકત્તામાં પધાર્યા હતા. ત્યાં તેમને ઘણું સાર સન્માન મળ્યુ હતું. કલકત્તેથી કાશી, અલાહાબાદ, અને આગ્રા; વગેરે શેહેરો જોઇને ત્યાંથી ગ્વાલિયરમાં ગયા હતા. ત્યાંના મહારાજા સિંધિયા સરકારે મહારાજા પ્રત્યે અપૂર્વ પ્યાર દર્શાવી ઘણું માન આપ્યુ હતું. ત્યાં કેટલાક દિવસ રહીને પાછા વડોદરે આવ્યા હતા. સને ૧૮૮૩ ના અગષ્ટ મહિનાની ૩ તારીખે મહારાણી શ્રી ચીમનાબાઇએ એક પાટવી પુત્રને જન્મ આપ્યો હતો. જેથી સર્વત્ર આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો. આ યુવરાજ કુવરનું નામ ફતેહસિંહજી રાખવામાં આવ્યું છે. એજ વર્ષમાં મહારાજા સાહેબે પોતાના રાજ્યમાં કાયદા બાંધનારી કૌન્સિલ તથા પ્રિવી કૌન્સિલ સ્થાપન કરી હતી. સને ૧૮૮૪ ના ફેબ્રુવારી મહિનામાં મહારાજા સાહેબે પોતાના પાયતખ્ત શેહેર વડોદરામાં ધધાદારિયોને ૦ll ટકાને વ્યાજે નાણું ધીરી તેમને વેપાર રોજગારમાં મદદ કરવા માટે એક બેંક ઉઘાડી હતી. જેથી ત્યાંના શરાફો તેમજ વેપારી લોકોને સારો લાભ થયો છે. સને ૧૮૮૫ ના વર્ષમાં તેમણે વડોદરા શેહેરમાં મીઠું પાણી પુરૂ પાડવા માટે સાવલી તાલુકાના આજવા નામે ગામથી પાણી લાવવાનું નિર્માણ કરી તે કાર્યનુ ખાતમુહૂર્ત કર્યું હતુ.

મહારાણી શ્રી ચીમનાબાઇએ જ્યારથી કુંવર સાહેબને જન્મ આપ્યો હતો, ત્યારથી તેમની તબિયત સહેજ બગડવા માંડી હતી. તે સુધારવા માટે ઘણા ઉપાયો કરવામાં આવ્યા, પણ તે સર્વ નિષ્ફળ જતાં તા. ૭ મી મે સને ૧૮૮૫ ના રોજ એ ભલાં અને સદ્‌ગુણી મહારાણીએ પોતાનો પ્રાણ મુક્ત દીધો હતો. એથી મહારાજા સાહેબને તથા સર્વ લોકને ઘણો શોક થયો હતો. મહારાણી ચીમનાબાઇ ઘણાંજ ડાહ્યાં અને ચંચળ સ્વભાવનાં હતાં. તેમણે પોતાનીજ ઉલટથી ઇંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. એ કામ માટે મહારાજા સાહેબે નંદબાઇ નામની એક સ્ત્રીને રૂ. ૨૦૦) ના માંસીક પગારથી નિમી હતી. મહારાણી ચીમનાબાઇના સ્વર્ગવાસ પછી જો કે મહારાજા સર શિયાજીરાવ સર્વ પ્રકારે શોકમાં પડ્યા હતા. પરતુ સાંસારિક ચમત્કારને આધીન થયા વિના છુટકો નહિ. તેથી તે નામદારે એજ વર્ષના ડીસેમ્બરે મહિનામાં દેવાસના રાજાની કુંવરી સાથે ફરીથી લગ્ન કર્યું. આ રાણી સાહેબનું નામ પણ ચીમનાબાઇજ રાખવામાં આવ્યું છે.

સને ૧૮૮૬ માં નામદાર મહારાજા સાહેબે કાઠીઆવાડની, અને સને ૧૮૮૭ માં

કોઈ પણ અરજદારે કંઇ પણ કામ માટે અરજી નોંધાવવી હોય, તો તેણે જાતે મહારાજા સાહેબને મળવા માટે અરજ કરવી. કે જે પરથી તેની યોગ્ય દાદ સાંભળવામાં આવશે. જો લખેલી અરજી આપવી હોય તો, તે અરજીમાં લખેલાં કામનો નિકાલ જે અમલદાર દ્વારાએ થવાનો હોય, તે અમલદારનો તેનાપર સેરો કરાવવો. એ પ્રમાણે જાહેર કર્યા ઉપરાંત પોતાના દરેક અમલદારને ફરમાવ્યું હતું કે, તેમણે એવી અરજીઓ ઉપર સેરા કરી આપવા. આ પ્રમાણે પોતાની પ્રિય પ્રજાને ન્યાય આપવા માટે યોગ્ય બદોબસ્ત કર્યો હતો. અને તેથી સર્વત્ર તેમની ઘણીજ પ્રશંસા થઇ હતી. એટલુંજ નહિ પણ બીજા નૃપતિઓએ તેમની આવી ઉત્તમ રાજ નીતિનું અનુકરણ કરવા માંડયું હતું.

સને ૧૮૮૩ ના ફેબ્રુવારી માસમાં મહારાજા સાહેબ પોતાનાં પત્ની સહિત આપણા માજી લોકપ્રિય અને પ્રતાપી વાઇસરૉય નામદાર **લૉર્ડ રીપન** સાહેબની મુલાકાતે કલકત્તામાં પધાર્યા હતા. ત્યાં તેમને ઘણું સાર-સન્માન મળ્યું હતું. કલકત્તેથી કાશી, અલાહાબાદ, અને આગ્રા; વગેરે શેહેરો જોઇને ત્યાંથી ગ્વાલિયરમાં ગયા હતા. ત્યાંના મહારાજા સિંધિયા સરકારે મહારાજા પ્રત્યે અપૂર્વ પ્યાર દર્શાવી ઘણું માન આપ્યું હતું. ત્યાં કેટલાક દિવસ રહીને પાછા વડોદરે આવ્યા હતા. સને ૧૮૮૩ ના અગષ્ટ મહિનાની ૩ તારીખે મહારાણી શ્રી ચીમનાબાઇએ એક પાટવી પુત્રને જન્મ આપ્યો હતો. જેથી સર્વત્ર આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો. આ યુવરાજ કુંવરનું નામ **ફતેહસિંહજી** રાખવામાં આવ્યું છે. એજ વર્ષમાં મહારાજા સાહેબે પોતાના રાજ્યમાં **કાયદા બાંધનારી કૌન્સિલ તથા પ્રિવી કૌન્સિલ** સ્થાપન કરી હતી. સને ૧૮૮૪ ના ફેબ્રુવારી મહિનામાં મહારાજા સાહેબે પોતાના પાયતખ્ત શેહેર વડોદરામાં ધધાદારિયોને ૦ાા ટકાને વ્યાજે નાણું ધીરી તેમને વેપાર રોજગારમાં મદદ કરવા માટે એક બેંક ઉઘાડી હતી. જેથી ત્યાંના શરાફો તેમજ વેપારી લોકોને સારો લાભ થયો છે. સને ૧૮૮૫ ના વર્ષમાં તેમણે વડોદરા શેહેરમાં મીઠું પાણી પુરૂ પાડવા માટે સાવલી તાલુકાના આજવા નામે ગામથી પાણી લાવવાનું નિર્માણ કરી તે કાર્યનું ખાતમુહૂર્ત કર્યું હતું.

મહારાણી શ્રી ચીમનાબાઇએ જ્યારથી કુંવર સાહેબને જન્મ આપ્યો હતો, ત્યારથી તેમની તબિયત સહેજ બગડવા માંડી હતી. તે સુધારવા માટે ઘણા ઉપાયો કરવામાં આવ્યા, પણ તે સર્વ નિષ્ફળ જતાં તા. ૭ મી મે સને ૧૮૮૫ ના રોજ એ ભલાં અને સદ્‌ગુણી મહારાણીએ પોતાનો પ્રાણ મુકી દીધો હતો. એથી મહારાજા સાહેબને તથા સર્વ લોકને ઘણો શોક થયો હતો. મહારાણી ચીમનાબાઇ ઘણાંજ ડાહ્યાં અને ચંચળ સ્વભાવનાં હતાં. તેમણે પોતાનીજ ઉલટથી ઇંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. એ કામ માટે મહારાજા સાહેબે નંદબાઇ નામની એક સ્ત્રીને રૂ. ૨૦૦) ના માંસીક પગારથી નિમી હતી. મહારાણી ચીમનાબાઇના સ્વર્ગવાસ પછી જો કે મહારાજા શિયાજીરાવ સર્વ પ્રકારે શોકમાં પડ્યા હતા. પરંતુ સાંસારિક ચમત્કારને આધીન થયા ? છૂટકો નહિ. તેથી તે નામદારે એજ વર્ષના ડીસેમ્બર મહિનામાં દેવાસના રાજાની સાથે ફરીથી લગ્ન કર્યું. આ રાણી સાહેબનું નામ પણ ચીમનાબાઇજ રાખવામાં

સને ૧૮૮૬ માં નામદાર મહારાજા સાહેબે કાઠીઆવાડની,

મી જેવીજ બનાવી છે. નિલગિરીમા મહારાજા સાહેબ ત્રણ ચાર માસ રહ્યા પછી ડાંકટરની સલાહથી શરીર સુધારવા માટે સને ૧૮૮૮ ના જુન મહિનામાં રાજ્યવહીવટ ચલાવવાનો બંદોબસ્ત પ્રથમની માફક કરીને યુરોપ પધાર્યા હતા. આ પ્રવાસમાં મહારાજા સાહેબ પોતાની સાથે પોતાના ભાઈ શ્રીમત આનંદરાવ તથા શ્રીમત સંપતરાવ, મી. અબાસઅલી, ડૉકટર બટુકરામ વગેરેને લેઇ ગયા હતા. તેઓ પ્રથમ સ્વિટઝર્લાંડ દેશમાં જઈને રહ્યા હતા. ત્યાં લગભગ બે મહિનામા તેમની તબીયત સુધરવાથી એજ વર્ષના અકટોબર મહિનામા પાછા સ્વદેશમા આવ્યા હતા. આ વર્ષમા વરસાદની અતિશય તંગી હોવાથી ગુજરાત—કાઠિયાવાડમાં દુકાળ પડવાની મોટી ધાસ્તી ફેલાઇ હતી. તેથી મહારાજા સાહેબે પોતાના રાજ્યની પ્રજાને માટે ઘણા ઉત્તમ ઠરાવો બહાર પાડીને કેટલીક પ્રકારની છૂટ આપી હતી. એજ વર્ષના નવેમ્બર મહિનામાં ઇંગ્લાંડની પાર્લામેન્ટનો પ્રખ્યાત મેમ્બર **મી૦ કેન** હિંદના પ્રવાસે આવ્યો હતો. તેણે વડોદરામાં જઇને સર શિયાજીરાવની મુલાકાત લીધી હતી, તે પ્રસગે તેમના વચ્ચે જુદા જુદા વિષયો ઉપર વિવિધ વાતો થઇ હતી. જે વિષયનો રીપોર્ટ મી. કેને ઇંગ્લાંડના એક પત્રમાં છપાવી પ્રગટ કીધો હતો. તેમાં સર શિયાજીરાવની સજ્જનતા અને સ્વતંત્ર વિચારોને માટે મોટી પ્રશસા કરી હતી. તેમાં તેણે એવું પણ પ્રદર્શિત કર્યું હતું કે, હિંદુસ્થાનની પ્રજાના પ્રતિનિધિઓની ઉભી થયેલી **"ધી ઇન્ડિયન નેશનલ કાન્ગ્રેસ"** ને માટે મહારાજા સાહેબે સારો વિચાર દર્શાવી તેનાં કર્તવ્ય કર્મને સ્તુતિપાત્ર જણાવ્યાં હતાં. આબકારી ( દારૂ ) ના સંબધમાં પણ મહારાજા સાહેબે મિ. કેનની સાથેની વાતચિતમાં દર્શાવ્યુ હતું કે,—"વડોદરા રાજ્યમાંથી આબકારી ધોરણ નીકળી જશે, તો હું ઘણોજ ખુશી થઇશ." આ સર્વ ઉપરથી મહારાજા શિયાજીરાવના ઉત્તમ વિચારોની સર્વને ખાત્રી થાય છે.

મહારાજા સર શિયાજીરાવ ઘણાજ દયાળુ અને મિલનસાર છે, તેમ સખાવતનાં કામોમાં તેમનો સ્વભાવ ઉદાર છે. દક્ષિણમાં મોટો દુકાળ પડ્યો, ત્યારે તેને માટે ખાસ ઉભા કરેલા ફંડમા તેમણે રૂ. ૧૦૦૦૦ ની સખાવત કરી હતી. ઑક્ષફર્ડની ઇન્ડિયન ઇન્સ્ટીટયુટના ફંડમાં રૂ. ૨૦૦૦ ની રકમ ભરી હતી. સને ૧૮૮૨ માં નાગપાંચમ ઉપર બ્રાહ્મણોને દક્ષિણા આપીને રૂ. ૧૫૦૦૦ નો ધાર્મિક ખર્ચ કર્યો હતો કડી પ્રાંતના પ્રવાસ વખતે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને રૂ. ૫૦૦૦ બક્ષિસ કર્યા હતા. એજ પ્રસગે અમદાવાદમાં બ્રાહ્મણોની મોટી સભા કરીને દક્ષણા તથા સરપાવો મળીને રૂ. ૨૦૦૦ ખર્ચ્યા હતા. સને ૧૮૮૪ માં મરહુમ કવિ ખુલાખિરામ ચકુભાઇને પોતાના રાજકવિ નિમી [illegible] સરપાવ આપ્યો હતો. તેમજ એ કવિ સને ૧૮૮૭ માં ગુજરી જવાથી તેની [illegible] પત્નીને રૂ. ૨૦૦૦ બક્ષિસ આપ્યા હતા. સને ૧૮૮૫ માં નડિઆદના ખેતીવાડીના પ્રદર્શનમાં રૂ ૧૦૦૦, અને રીપન મેમોરીયલ ફંડમાં રૂ. ૧૦૫૦૦ આપ્યા હતા. એજ વર્ષમાં પુને પધાર્યા, ત્યારે જુદા જુદા ખાતાઓમાં મળીને રૂ. ૨૨૦૦૦ ની સખાવત કરી હતી. લેડી ડફ્રિનના સ્ત્રી દાકતરોના ફંડમાં રૂ. ૪૦૦૦ આપ્યા હતા. સને ૧૮૮૮ માં "[illegible] કથા" નામે એક સસ્કૃત ગ્રંથનો તર્જુમો કરવા માટે પંડિત વામન શાસ્ત્રીને [illegible] મદદ કરી હતી. એ પ્રમાણે તેમણે અનેક પ્રસંગે ઘણીક સખાવતો કરેલી છે, તે સર્વ

બાપટપર લાંચ લેવાના અને બળાત્કારે પૈસા કઢાવવાના આરોપ મુકવામાં તેની તપાસ ચલાવવા માટે ઇંગ્લાંડથી મહારાજા સાહેબે આપેલા હુકમ મુજબ કૌન્સિલે મી. જમશેદજી અરદેસર દલાલ નામે કાબેલ અમલદારના પ્રમુખપણા કમિશન નિમ્યું હતું. એ કમીશને મી. બાપટ ઉપરના બાર આરોપોની તપાસ તેમાં ૧૧ આરોપમાં મી. બાપટ દોષિત અને માત્ર એકજ આરોપમાં નિર્દોષ કમીશને એક મતે ઠરાવ્યું હતું. કમીશને પોતાનો રીપોર્ટ અને ચાલેલા કામનાં નામદાર મહારાજા સાહેબ હજુર રજુ કર્યાં હતાં. તે પછી મહારાજા સાહેબે એ કેસ બંધી કેટલીક તપાસ કરીને મી. બાપટને માત્ર નોકરી ઉપરથી દૂર કરવાની સજા હતી. આ ઇન્સાફથી મહારાજા સાહેબની યશસ્વીકાર્કિર્દીને ઝાંખ લાગ્યા જેવું લોકો મનાયું હતું. એટલુંજ નહિ પણ આ કેશની ખટપટથી વડોદરાના ગુજરાતી અને વર્ગમાં ભિન્નભાવ થતાં પરિણામે દિવાન બહાદુર મણિભાઇ જશભાઇ જેવા લાયક પ્રધાનને મહારાજા સાહેબે ગુમાવ્યા છે. તેમજ સર્વે અને સેટલમેન્ટ કમિશનર મિ. ઇલિયટને પણ નામદાર મુંબઈ સરકારે પોતાની નોકરીમાં પાછા બોલાવી લીધા છે.

નામદાર મહારાજા શિયાજીરાવે "નરે" આનાઓમાં પણ ઘણો સારો ભાગ લીધો છે. તેઓ સાહેબ "**નેશનલ ઇન્ડિયન આસોસિએશન**" નામે સભાના લાઇફ મેમ્બર અને "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" ના પેટ્રન છે. સને ૧૮૮૭ ના વર્ષમાં નામદાર મહારાણી શ્રી વિક્ટોરીઆના રાજ્યના ૫૦ મા વર્ષની "**જ્યુબિલી**" ના મહોત્સવ પ્રસંગે તેઓ સાહેબ વિલાયતમાં હતા. એ વેળાએ લંડનના "મેનશન હાઉસ" માં એક મોટું રાજદ્વારી ખાણું આપવામાં આવ્યું હતું. તેમાં નામદાર મહારાજા સાહેબને પણ નોતર કરવામાં આવ્યું હતું. એ ખાણામાં નામદાર મહારાણીશ્રીના પુત્ર ડયૂક ઓફ એડિનબરો, મી. ગ્લાડસ્ટન અને મી. રોઝબરી વગેરે ઘણા નામિચા રાજદ્વારિ પુરૂષો હાજર થયા હતા. એ વેળા ઇંગ્લાંડના લૉર્ડ મેયરે મહારાજા સાહેબની મુબારકબાદી ચાહતાં તેમના રાજ્યવહિવટની ઘણી સ્તુતિ કરી હતી. તેના ઉત્તરમાં મહારાજા શિયાજીરાવે ઇંગ્રેજી ભાષામાં છટાદાર ભાષણ કર્યું હતું. જેથી સર્વને ઘણો આનંદ થયો હતો. એ રીતે મહારાજા સાહેબનાં વખાણ ઇંગ્લાંડના મોટા રાજદ્વારિઓ પણ કરે છે, અને તેમને માન આપે છે. એ ઘણું ખુશી થવા જેવું છે.

મહારાજા સર શિયાજીરાવ સ્વભાવે શાન્ત, મિલનસાર, સાદા, અને ઠરેલ છે. ગંભીરતાની સાથે પ્રફુલિત મુખાર્વિંદના નૃપતિ છે. વળી તેઓ સાહેબ એક પત્નીવ્રત વાળા છે. હાલના કેટલાક ન્હાના મોટા રાજાઓ સારી કેળવણી પામ્યા છતાં અગાઉના રાજાઓની માફક એક કરતાં ઘણી રાણીઓ પરણવામાં લગારે આઘુ પાછુ જોતા નથી, ત્યારે ભારતવર્ષના આ પ્રથમ પંક્તિના મહારાજા સાહેબ શાસ્ત્ર રીતિ યાને કુદરતના નિયમ પ્રમાણે એક પત્નીવ્રત પાળીને રહ્યા છે. તેની સાથે નીતિમાં ઘણા શ્રેષ્ઠ છે. એ તેમની ઉંચી સમજ શક્તિ, નીતિ, અને વિદ્વતાને ધન્ય છે! ભારતવર્ષમાં હાલને સમયે આવા ઉત્તમ મહારાજા વિરલાજ છે. મહારાજા સર શિયાજીરાવ સાહેબ દિનપર દિન આવાં રૂડાં કાર્ય કરીને વધારે યશ સંપાદન કરવા દિર્ઘાયુષ ભોગવો, એવી અમારી ખરા અંતઃકરણની આશીષ છે.

વડોદરાના રાજ્યનો વિસ્તાર ૮૬૦૦ ચોરસ મૈલ જેટલો છે. તેમાં ન્હાનાં મોટાં શુમારે ૨૯૩૧ ગામ છે. તથા વસ્તી શુમારે ૨૨ લાખ માણસની છે. તેમના રાજ્યની કુલ ઉપજ ૧।। કરોડ રૂપિયા કરતાં કાંઇક વધારે છે. નામદાર મહારાજા સાહેબને બ્રિટિશ સરકાર તરફથી ૨૧ તોપોનું માન મળે છે.



## નામદાર કચ્છના મિરઝા મહારાઓ

# શ્રી ખેંગારજી સવાઈ બહાદુર.

### ( જી. સી. એસ. આઇ. )

નામદાર કચ્છના મિરઝા મહારાઓ શ્રી ખેંગારજી સવાઇ બહાદુરનો જન્મ સંવત ૧૯૨૨ ના શ્રાવણ શુદ ૧૩ (સને ૧૮૬૬) ના દિવસે થયો હતો. તેમના પિતાજીનું નામ શ્રી પ્રાગમલજી હતું. તેઓ જાડેજા રજપૂત છે. મહારાવ શ્રી ખેંગારજીને બાલ્યાવસ્થામાં શ્રી બાપુભા સાહેબને લાડકે નામે બોલાવવામાં આવતા હતા. તેમના પિતાજીશ્રી પ્રાગમલજીએ ઉમેદ વિદ્યાનો સારો અભ્યાસ કરેલો હોવાથી તેમને પણ બાળપણથીજ વિદ્યાની કેળવણી આપવાનું શરૂ કર્યું હતું. પ્રથમ મુંબાઇ વાળી મેહેતાજી દીનાનાથ શંભુનાથ કે જેઓ આ મહારાવશ્રીનાં મોટાં બ્હેન બાઇશ્રી રાજબાને વિદ્યાભ્યાસ કરાવતા હતા, તેમની પાસે તેમણે ગુજરાતી અભ્યાસ શરૂ કર્યો. તેઓ ઘણા તીવ્ર બુદ્ધિના હોવાથી

કર્યો હશે." એ પ્રમાણે એ સાહેબે લખ્યું હતું. તે ઉપરથી તેમના [ વિષેની આપણને ખાત્રી મળે છે. વળી ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર લરે તથા મી. જાઇલ્સે તેમની પરીક્ષા લેઇને ઘણી પ્રશંસા કરી હતી.

સને ૧૮૭૬ ના જાનેવારી માસની તા. ૧ લી એ મહારાવ શ્રી પ્રાગમલજી માત્ર ૩૭ વર્ષની ભર યુવાવસ્થામાં કૈલાશવાસી થયા. પિતાશ્રીના મૃત્યુથી શ્રી ખેંગારજીને અત્યંત શોક થયો. નામદાર મુંબાઇ સરકારે પણ એ દુઃખદાયક બનાવની દિલગીરી દર્શાવવા માટે સરકારી ગેઝિટમાં પ્રદર્શિત કીધુ હતું કે,—"સરકારે એક રાજ્ય ભક્ત મિત્ર, અને કચ્છી પ્રજાએ એક વિદ્વાન અને પ્રજા પ્રિય રાજા ખોયો છે." એવીજ દિલગીરી નામદાર મહારાણી શ્રીના પાટવી કુંવર નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ વગેરેએ દર્શાવી હતી. નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ જ્યારે મુંબાઇ પધાર્યા, ત્યારે મહારાવ શ્રી પ્રાગમલજી તેમને આવકાર આપવા માટે ત્યાં ગયા હતા. મહારાવ શ્રી પ્રાગમલજીના પરલોકગમનથી તા. ૩ જાનેવારી સને ૧૮૭૬ ના દિવસે શ્રી ખેંગારજીને **"મહારાજાધિરાજ મીરઝા મહારાઓ શ્રી ખેંગારજી બહાદુર"** ની પદવી સહિત કચ્છનું રાજ્યાસન આપવામાં આવ્યું હતું. પરંતુ તેમની બાળ વયને લીધે રાજ્યનું કામકાજ તેમના પિતાશ્રીએ કરેલા વીલ પ્રમાણે "રીજન્સી કૌન્સિલ" ની મારફતે ચલાવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. એ કૌન્સિલના પ્રમુખ પોલીટીકલ એજન્ટ, અને દિવાન તરીકે રા. બા. મણિભાઇ જશભાઇને નિમવામાં આવ્યા હતા. આ વખતે મહારાવ શ્રી ખેંગારજી સાહેબની ઉમ્મર માત્ર ૧૦ વર્ષની હતી. તે છતાં તેમણે પોતાની ઉત્તમ બુદ્ધિ અને ચપળતાનો પ્રકાશ પાડવા માંડ્યો હતો. તેમનો અભ્યાસ પિતાશ્રીના સ્વર્ગવાસ પછી પણ પ્રથમના જેવોજ ઉત્સાહ પૂર્વક જારી રાખવામાં આવ્યો હતો. તેમનાં વિધવા માતુશ્રી બાઇસાહેબશ્રી નાનીબા એ બાબતમાં ઘણી સારી સંભાળ રાખતાં હતાં. તેમણે રા. સા. દલપતરામને પોતાની પાસે બોલાવીને પોતાના કુંવરશ્રીનો વિદ્યાભ્યાસ ત્વરાથી ચલાવવાની ભલામણ કરી હતી. શ્રી ખેંગારજી સાહેબ પણ પોતાનો અભ્યાસ ઘણીજ ખંતથી આગળ વધાર્યા જતા હતા. વળી તેઓ સાહેબ દરરોજ સાયંકાળે પોલીટીકલ એજન્ટની મુલાકાત લેવા સારૂ જતા, અને ત્યાં પોલીટીકલ એજન્ટ તથા કાંપના અન્ય અમલદારો તથા મડમોની સાથે ક્રિકેટની ખુશકારક રમતો રમતા, અને અશ્વપર સ્વારી કરી ફરવા જતા હતા, એ રીતે તેઓ સર્વ બાબતમાં ઉમંગ પૂર્વક દિપવા લાગ્યા.

સને ૧૮૭૭ ના જાનેવારી મહિનાની પહેલી તારીખે નામદાર મહારાણીજી શ્રી વિક્ટોરિયાએ "કૈસરે હિંદ" નું મહાન્ પદ ધારણ કર્યું, ત્યારે દિલ્હી શહેરમાં ભરવામાં આવેલા ભવ્ય દરબારમાં પધારવાને મહારાવ શ્રી ખેંગારજીને આમંત્રણ કરવામાં આવ્યું હતું. તે ઉપરથી ત્યાં જવા માટે મોટા ઉત્સાહથી તૈયારી કરવા માંડી હતી. પરંતુ એટલામાં તેમનાં વડિલ બ્હેનનાં લગ્ન બિકાનેરના મરહુમ મહારાજા શ્રી ડુંગરસિંહજી સાથે કરવાનું નિર્માણ થવાથી દિલ્હી જવાનું માંડી વાળ્યું હતું. તોપણ જે દિવસે દિલ્હીમાં દરબાર ભરવામાં આવ્યો હતો, તેજ દિવસે એટલે તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ પોતે પણ પાયતખ્ત નગર ભૂજમાં એક ભવ્ય દરબાર ભરીને પોલીટીકલ એજન્ટ, કંપના

**આમલદારો**, શેઠીઓ, તથા બીજા ઘણા સદ્‍ગૃહસ્થોની આગળ પોતાની ૧૧ વર્ષની બાલ્યાવસ્થા છતાં ઇંગ્રેજી ભાષામાં સ્વમુખે ભાષણ વાંચીને નામદાર મહારાણી શ્રીએ "કૈસરેહિંદ" નો ખેતાબ ધારણ કર્યા વિષેનો ઢંઢેરો જાહેર કરાવ્યો હતો. એ વખતની તેમની ચાલાકી અને કુશળતા જોઇને સર્વ સભાજનોનાં મન બહુ રંજિત થઇ ગયાં હતાં. અને ભવિષ્યમાં તેઓ એક ચૂંદા નૃપતિ નિવડશે, એવી ભવિષ્ય વાણી બોલાઇ હતી.

હવેથી મહારાવશ્રી ખેંગારજી સાહેબના અભ્યાસપર દેખરેખ રાખવાને તથા અંગ કસરત અને અન્ય કેળવણીમાં નિપુણ કરવા માટે નામદાર સરકારે પોતાના તરફથી કેપ્ટન રે નામે પુરૂષને પોલીટીકલ એજંટ નિમ્યા. સને ૧૮૭૭ ના નવેમ્બર માસમાં મુંબાઇના ગાજી ગવર્નર સર રીચર્ડ ટેમ્પલે કચ્છમાં પધારીને એક ભવ્ય દરબાર ભરી નામદાર મહારાણીશ્રીએ ધારણ કરેલા "કૈસરેહિંદ" ના મહાન પદની યાદગિરીમાં દિલ્હિ દરબારમાંથી મળેલો "પાદશાહી વાવટો" મહારાવશ્રી ખેંગારજી સાહેબને અર્પણ કર્યો હતો. તે પ્રસંગે નામદાર ગવર્નર સાહેબે એક સુંદર ભાષણ કર્યું હતું. તેનો ઉત્તર મહારાવશ્રીએ ઇંગ્રેજીમાં સારી છટાથી વાંચી સંભળાવ્યો હતો. તેજ પ્રમાણે સને ૧૮૮૧ ની સાલમાં મુંબાઇના ગવર્નર સર જેમ્સ ફરગ્યુસન કચ્છમાં પધાર્યા, ત્યારે પણ તેમણે ઇંગ્રેજીમાં મધુર ભાષણો કરીને સર્વનાં મન રંજિત કર્યાં હતાં. નામદાર ગવર્નરે પોતાના ભાષણમાં મહારાવશ્રી ખેંગારજી બહાદુરની ઘણી પ્રસંશા કરી હતી.

સને ૧૮૮૨ ની સાલમાં મહારાવશ્રીની ઉમ્મર ૧૫ વર્ષની થવાથી તેમને "રીજન્સિ કૌન્સિલ" માં દાખલ કરી એ કૌન્સિલનું નામ "કૌન્સિલ ઑફ એડમિનિસ્ટ્રેશન" એવું આપ્યું. પછી એ વખતના દિવાન રા. બા. નંદશંકર તુલજાશંકર. ફોજદારી તથા દિવાની મુકરદમા, અને બીજું પરચુરણ કામકાજ મહારાવશ્રીની આગળ રજુ કરી તેમને સમજાવતા, તથા વકીલોને હાજર રાખી તેમની તકરારો સંભળાવી ચૂકાદો આપતા. એ પ્રમાણે ન્યાયખાતાની નિપુણતા મેળવવા માટે તેમણે ઘણું લક્ષ આપ્યું. વળી સ્વદેશનાં કેટલાંક સ્થળોમાં પ્રવાસ કરીને ત્યાંના કાયદા કાનુનો વગેરેનો અનુભવ લેવાની મહારાવશ્રીની ઇચ્છા થવાથી સને ૧૮૮૩ ના માર્ચ માસમાં તેઓ કેપ્ટન રેની સાથે હિંદના પ્રવાસે નિકળ્યા. પ્રથમ મુંબાઇ થઇને તેઓ સાબ્રેમ સીમલે પધાર્યા, ત્યાં હિંદના વાઇસરાય અને ગવર્નર જનરલ સાહેબની મુલાકાત લેઇને પછી દિલ્હી. આગ્રા. બનારસ

વશ્રીએ એવા યોગ્ય પુરૂષને પોતાના દિવાનની જગોએ પુનઃ બોલાવવામાં અને દીર્ઘ દ્રષ્ટિ વાપરી હતી. અને તેથી તેમની સર્વત્ર બહુ પ્રસંશા થઈ હતી. ફેબ્રુવારી માસમાં નામદાર મહારાવશ્રીનાં લગ્ન સાયલાના ઠાકોર સાહેબનાં સાહેબ, તથા રાણાશ્રી જાલમસિંગજી ચરાડવાળાનાં કુંવરી ગંગાબા સાહેબના ધામધુમથી કરવામાં આવ્યાં હતાં. એ શુભ અવસરે ગુજરાત-કાઠીઆવાડ અને વગેરેના મોટા નૃપતિઓ પધાર્યા હતા. તેથી શોભામાં ઘણો વધારો થયો હતો. સંગનો લાભ લેઇને નામદાર મહારાઓશ્રીએ પોતાના દેશના ઉદ્યોગ હુન્નરને સાર મળે એવા હેતુથી કચ્છ તથા પ્રદેશોના હુન્નરોનું એક સુંદર પ્રદર્શન કર્યું હતું. વળી સમયે નામદાર મુંબઇ સરકાર તરફથી એક ઉમદા ખીલત મહારાઓશ્રીને અર્પણ કરવામાં આવ્યો હતો. તે વેળાએ એક શોભાયમાન દરબાર ભરવામાં આવ્યો હતો.

મહારાઓશ્રી ખેંગારજી સાહેબના પિતાજી શ્રી પ્રાગમલજીને જેમ ૧૮ મે વર્ષે રાજ્યની સ્વતંત્ર લગામ સોંપી ગાદિનશીન કીધા હતા, તેજ પ્રમાણે મહારાવશ્રી ખેંગારજીને પણ તેમની [illegible] વર્ષની ઉમ્મર પૂર્ણ થવાથી તા. ૧૧ મી ઑગસ્ટ સને ૧૮૮૪ના દિવસે [illegible] ૨૧ વર્ષ પૂર્ણ થયા બાદ તેમના રાજ્યાભિષેક કર્યો હતો. જોકે નગર વયના રાજકુંવરોને [illegible] બુદ્ધિ, ચંચળાઇ, અને યોગ્ય રાજ્યની સ્વતંત્ર સત્તા સોંપાય છે, તે છતાં આ મહારાવશ્રીને [illegible] કરી હતી. ઉપર લખેલી તારીખે કચ્છના પોલીટીકાલ એજંટ કર્નલ ફિલિપ્સે એક મોટો દરબાર ભરીને ગાદી વિદ્વતાને લીધે તેમને) એટલી વયમાં રાજ્યની સ્વતંત્ર સત્તા સ્વાધિન [illegible] સુંદર રચના સહિત આ માંગલિક ક્રિયા કરી હતી. આ શુભ પ્રસંગે કચ્છની તમામ પ્રજાએ મહોત્સવો કરીને પોતાના પ્રિય મહારાજા પ્રત્યે પૂર્ણ રાજ્ય ભક્તિ પ્રદર્શિત કરી હતી. આ વખતે વર્ષાઋતુ હોવાથી મુંબઇના ગવર્નર સર જેમ્સ ફરગ્યુસન સાહેબ કચ્છમાં પધારી શકયા નહોતા. તેથી કેટલીક ક્રિયાઓ તેમના આવવા ઉપર મુલતવી રાખી હતી. તે જ્યારે નવેમ્બર માસમાં એ નામદાર કચ્છ પધાર્યા ત્યારે પૂર્ણ કરવામાં આવી હતી. એ વેળાએ નામદાર ગવર્નર સાહેબે ત્યાંના પ્રાગમહેલમાં[1] ભવ્ય દરબાર ભરીને ઇંગ્રેજીમાં ભાષણ કર્યું હતું. તેનું ગુજરાતી ભાષાંતર નીચે પ્રમાણે છે;—

"મહારાજા સાહેબ, કર્નલ ફિલિપ્સ, અને ગૃહસ્થો"

મહારાજા મિરઝાં મહારાઓશ્રી ખેંગારજીને પોતાના વડિલોના રાજ્યાસનપર મારા સ્વહસ્તે બેસાડવાની મારા મનમાં દીર્ઘ સમયથી ઇચ્છા હતી, અને તે પાર પાડવાની હું ઇચ્છા રાખતો હતો. તેમની ઉમ્મરે પહોંચવાની તારીખ એવી ઋતુમાં હતી કે, તે સમયે સરકારી કામને તેમજ મને પોતાને ભુજ આવવું ઘણું અઘવડતા ભરેલું હતું; પરંતુ મહારાજા સાહેબને રાજ્ય ચલાવવાની સંપૂર્ણ સત્તા સોંપવામાં એક દિવસનો પણ વિલંબ થાય, તે વાત સરકારને પસંદ નહોતી. આ મહાન્ અધિકારને માટે પોતાની યોગ્યતાથી તેમણે એટલો બધો સંતોષ આપ્યો હતો, અને પોતાની કેળવણીથી એટલો બધો લાભ

(૧) આ મોટા અને સુશોભિત મહેલ સ્વર્ગવાસી મહારાવશ્રી પ્રાગમલજી સાહેબે બંધાવ્યો છે, તેથી તેમના નામ ઉપરથી એ મહેલનું નામ "પ્રાગમહેલ" રાખવામાં આવેલું છે. એ મહેલ બંધાવતાં રૂ ૧૯૧૪૦૦૦ નો ખર્ચ થયો હતો. આ મહેલ ખરેખર જોવા લાયક છે.

... કીધો હતો કે, તેમને તત્કાળ રાજ્યકાર્યભાર સોંપવો, એ તેમના પ્રત્યે યોગ્ય, અને તેમની પ્રજાને સ્વિકારવા લાયક હતું.

તેમના હાથ નીચે રાજ્ય સારી રીતે ચાલશે; એવી ભવિષ્ય વાણી હું હિંમતથી ભાખું છું. તેમની સ્વાભાવિક બુદ્ધિ સારી રીતે ખિલી છે, તેમનું અંતઃકરણ ઉમદા કેળવણીથી તૃપ્ત થયેલું છે, અને તેમણે દેશી પ્રજાની સ્થિતિ તથા જરૂરિયાતો શું શું છે, તેનું સંપૂર્ણ જ્ઞાન સંપાદન કીધું છે. વળી તેના કરતાં અધિક આશા બાંધનાર તો તેમનો સ્વભાવ તથા તેમનુ સદ્વર્તન છે. એ બે વસ્તુઓ વિષે મને વિચાર બાંધવાને જે વારંવાર તક મળી છે, તેમ બાલ્યાવસ્થાથી જેઓ તેમને જાણે છે, તેમણે એક મતે જે ખાત્રી કરી છે, તેથી મારી ખાત્રિ થાય છે કે, તેમનુ હૃદય દયાવંત છે, તેમની વિચાર કરવાની શક્તિ નિર્મળ છે, અને તેઓ પોતાનો ધર્મ બજાવવાને માટે ચૂસ્તપણું રાખે છે. આ ગુણો તેમની પ્રજાથી અજાણ્યા નથી; અને તેથી કરીને તેમના કુટુંબ ઉપર તથા ખાસ તેમના પોતાના ઉપર દીર્ઘ કાળથી વંશપરંપરાથી ચાલતો આવેલો પ્રજા પ્યાર વૃદ્ધિ પ્રામ્યા વિના રહેશે નહિ. મારી ખાત્રી છે કે, તે પ્યારને લીધે તેઓ તેને યોગ્ય થવાને તથા તેનો બદલો વાળવાનાં કૃત્યો કરવાને ઉશ્કેરાશેજ. આપણે જે મહારાજા વિષે આવાં ભવિષ્યો બાંધીએ છીએ, તે જો ખરાં નહિ પડે તો, લક્ષણો ઉપરથી પુરૂષ પરીક્ષા કરવાને હું અતિ અજ્ઞાન છું, એમ માનીશ. એટલુંજ નહિ, પરંતુ મારા જન્મારામાંની એ એક મારી મોટી નાઉમેદી થશે. રાજા તરીકેની પરીક્ષામાં પાર ઉતરવામાં સકટો મહાભારત છે—ઢીલા થઇ જવાની લાલચો, ખોટી પ્રશંસા, અને સત્તા બળથી બગડી જવાનું સંકટ-એ સર્વેની સામા બાથ ભીડીને તેને જીતવાં જોઇએ. જેમ વગર જોખમદારીવાળી સત્તાનાં દુષણો છે, તેમ જો લોક કલ્યાણની ઇચ્છા અને નિઃસ્વાર્થિપણું સર્વ કામોમાં રાખવામાં આવ્યું હોય, તો તેના લાભ અને તકો પણ અનંત છે."

ના માંગલિક પ્રારંભના સ્મરણાર્થે કચ્છી પ્રજાના હિત સંબધી કેટલાક ઠરા
કરવાના વિચાર દર્શાવ્યા હતા. તેમાંનો પહેલો ઠરાવ કચ્છી પ્રજામાં ઉંચી
હુન્નર કારીગિરીનો વધારો થવાના હેતુથી દર માસે રૂ ૨૦૦ ) ની એક
વાનો હતો. એ સ્કૉલરશીપ કચ્છી પ્રજામાંથી જે શખ્સ યૂરોપ કે અમેરિકામાં
વણી કિંવા ઉંચી કારીગિરી શિખવા માટે જાય, તેને આપવા જણાવ્યું હતું.
જે લોકો પોતાનું ઉદર પોષણ કરવાને શરીરે અશક્ત અથવા આધાર વગરના
જેવાકે શરીરે રોગી, અપંગ, માબાપ વગરનાં છોકરાં, વિધવાએ તજી દીધેલાં
ઇત્યાદિ કચ્છી પ્રજામાંના દેશમાં અથવા પરદેશમાં જે નિરાશ્રિતો હોય તેમને મદદ કરવા
માટે "કચ્છ મહારાજા ખેંગારજી નિરાશ્રિત ફંડ" એ નામનું એક ફંડ ખાસ કચ્છી પ્રજા-
ના લાભ માટે કરવું, અને તેમાં નામદાર મહારાવશ્રીએ રૂ ૫૦૦૦૦ ) પચાસ હજાર
આપવા બાબતનો હતો. ત્રીજો ઠરાવ કચ્છી પ્રજામાં હુન્નરની કેળવણી, જેમકે વૈદક,ઇજ
નેરી, ખેતીવાડી, જંગલ ખાતાનું જ્ઞાન, એવા પ્રકારની કેળવણીનો વધારો થવા માટે હિંદુ-
સ્થાનમાં રહીને અભ્યાસ કરવાની ઇચ્છા રાખનાર સારૂ એક સ્કોલરશીપ કાઢવા વિષેનો
હતો. એ સિવાય બીજા પાંચ મળી એકંદર આઠ ઠરાવો પ્રજાના સુખ અને આબાદીને
માટે કરવામાં આવ્યા હતા. તેથી કચ્છી જનતામાં ઘણો હર્ષ વ્યાપી ગયો હતો. અને ચો-
તરફ નામદાર મહારાઓશ્રી તથા તેમના વિદ્વાન અને લાયકીવાન દિવાન બહાદુર મણિ-
ભાઇનાં ઘણાં વખાણ થયાં હતાં. ત્યાર પછી કચ્છી પ્રજા તરફનાં કેટલાંક [illegible]ના
માનપત્રો લેઇને આવ્યાં હતાં, તે નામદાર મહારાઓશ્રીએ આનંદથી લીધાં હતાં. અને
બીજી કેટલીક ધામધૂમ સહિત એ ક્રિયા સમાપ્ત થઇ હતી. આ સમયે મહારાવશ્રીને રા-
જ્યનો જે ખજાનો સોંપવામાં આવ્યો હતો, તેમાં એકંદર રોકડા રૂ ૧૪૦૦૭૦૦ હતા,

પ્રખ્યાતિને પામેલી વ્રજભાષાની પાઠશાળાને ઘણો આશ્રય આપીને તેને સારા પાયા પર આણી છે. વળી તેમણે પોતાના રાજ્યમાં અશ્વ વગેરે ઢોરોના તથા બીજા પદાર્થોનાં ઘણાં પ્રશંસા પાત્ર પ્રદર્શનો પાચ વાર ભર્યાં છે. એ રીતે અનેક સુકૃત્યો કરીને નામદાર મહારાઓ શ્રી ખેંગારજી સવાઇ બહાદુરે પોતાના વિશાળ રાજ્યને વિશેષ દિપાવ્યુ છે. જે ને માટે નામદાર મુબઇ સરકાર પોતાના દરેક વર્ષના "એડમિનિસ્ટ્રેશન રીપોર્ટ" મા ઘણી સારી પ્રશસા કરે છે.

કચ્છી પ્રજા અને તેના રાજ્ય કર્ત્તાનો સબધ અસલથીજ ઘણો સંતોષકારક અને ગાઢો ચાલ્યો આવે છે. કચ્છી પ્રજાનુ દેશાભિમાન અને રાજ્ય ભક્તિ પણ ઘણી સ્તુતિપાત્ર છે. તેઓ પોતાના રાજ્યકર્ત્તાને "બાવા" (પિતા) એ નામ આપે છે, અને પોતાને "છોરૂ" બોલે છે. અથવા આ દેશની બોલીમા કહીએ તો બને વચ્ચે છોરૂ માવિત્રનો સંબધ-નાતો ચાલ્યો આવે છે તેમા નામદાર મહારાવ શ્રી ખેંગારજી સવાઈ બહાદુરે પોતાની ઉત્તમ પ્રકારની રાજનીતિ અને સૌજન્યતા વડે વૃદ્ધિ કરીને એ સબધ ઘણો ગાઢો કર્યો છે. એ ઘણી આનદની વાત છે.

કચ્છ રાજ્યનુ ક્ષેત્રફળ ૬૫૦૦ ચોરસ મૈલ છે. અને જો રણ અંદર ગણીએ તો ૯૦૦૦ ચોરસ મૈલ થાય. એ રાજ્યની એકદર વસ્તી ૫૧૭૦૮૪ માણસની છે. અને ઉપજ સુમારે ૨૫ લાખ રૂપિયાની છે. આ રાજ્ય પહેલા વર્ગનુ ગણાય છે અને ગાદીનો વારસ પાછળ ન હોય તો નજરાણો આપ્યા સિવાય હિંદુ શાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી મળી છે. વળી એક બાદશાહી વાવટો પણ મળેલો છે કચ્છના રાજ્યકર્ત્તા જ્યારે બ્રિટિશ છાવણીમા જાય, ત્યારે તેમને ૧૭ તોપો ફોડીને માન આપવામા આવે છે.

---

## નામદાર ગોંડલના મહારાજા ઠાકોર સાહેબ શ્રી

# સર ભગવતસિંહજી.

**કે. સી. આઈ. ઇ., એમ. બી., સી. એમ., એમ. આર. સી. પી., એફ. બી. યુ., એલ. એલ. ડી., ડી. સી. એલ.**

નામદાર ગોડલના મહારાજા ઠાકોર સાહેબ શ્રી **સર ભગવતસિંહજી** સાહેબનો જન્મ સને ૧૮૬૫ ના અકટોબર મહિનાની ૨૪ મી તારીખે થયો હતો તેમના પિતાનું નામ **સગ્રામજી**, અને માતાનું નામ મોધીબા[1] હતું. તેઓ **જાડેજા રજપૂત** વશના છે. એ વશ ચદ્ર વંશને લગતો છે અને તેનુ મૂળ તો પ્રખ્યાત શ્રીકૃષ્ણની સાથે જોડાયેલું છે એવું કહેવાય છે કે, આશરે ૫૩૦૦ વર્ષ ઉપર વેરાવળ-પાટણમા આ વશને મોટો ધોકો લાગ્યાથી, તે વશના કેટલાક પુરૂષોએ સિંધમા જઇને રાજ્ય સ્થાપ્યુ હતું ત્યાર પછી કેટલીક મુદતે તેઓ કચ્છમા આવીને રહ્યા, અને લડાઇ કરીને તે દેશનો કબજો

(૧) આ રાજમાતા ઘણાજ કામેલ અને સદ્ગુણસંપન્ન હતા તેઓ સને ૧૮૯૫ ના નવેમ્બર માસમા કૈલાસવાસી થયા છે.

लीधो. थोडा वखत पछी ते कुटुंबनो एक माणस काठीआवाडमां
रह्यो. तेणे पोताना रहेठाण तरीके जे जग्या मुकरर करी ते हालनुं
छे. जेम जेम तेमना कुटुंबमां वृद्धि थती गइ, तेम तेम तेओ जूदा
स्वतंत्र राज्य स्थाप्यां. जेवां के, राजकोट, गोंडल, ध्रोल, अने कोटडा वगेरे.
गादीना मूळ पुरुष विभाजी सने १६३७ मां गुजर्यां पछी तेमना पुत्र
गादीए बेठा. आ मेहेरामणजीने साहेबजी तथा कुंभोजी नामे बे पुत्र हत
मणजी सने १६५० मां गुजरतां साहेबजी गादी उपर बेठा. तेमना वशजो अद्यापि
राजकोटमां राज्य करे छे. कुंभाजीने पोताना बापनी मीलकतमांथी थोडोक गिरास मळ्यो
हतो, ते लेइने पोताने मोसाळ गोंडलमां जइने रहेता हता. त्यां रहीने तेमणे पो-
ताना बाहुबळ वडे आसपासनो मुलक जीती लेइने गोंडलमां नवी राज्य गादी स्थापि.
ए कुंभाजीने सगरामजी अने सांगोजी नामे बे पुत्र हता. तेमांना सगरामजी पिताना
मरण पछी गोंडलनी गादीए बेठा. अने सांगाजीए कोटडा–सांगाणीमां जइने जूदी
गादी स्थापी. तेमना वंशजो अद्यापि सुधी त्यां राज्य करे छे. गोंडलना ठाकोर सगराम-
जी (पहेला) पछी तेमना पुत्र हालोजी, अने हालाजी पछी तेमना पुत्र कुंभोजी (बी-
जा) गादीए बेठा. ते एवा तो पराक्रमी अने बहादुर राजा हता के, तेमणे एक वखते
आखा काठीआवाडने ध्रुजाव्युं हतुं. तेमणे पोताना बाहुबळ वडे आजु बाजुनो केटलोक
मुलक जीतीने राज्यमां घणो वधारो कर्यो हतो. तेमना पराक्रमनी वातो अद्यापि सुधी
काठिआवाडमां थाय छे. ए कुंभाजी पछी मुळुजी, दाजीभाइ, देवोभाइ, नाथोजी, कानोजी,
मोतीभाइ, भाणाभाइ, अने सग्रामजी (बीजा) एम अनुक्रमे राजा थया.

ठाकोर साहेबश्री सग्रामजी सने १८६९ ना डीसेम्बर महिनानी १४ मी तारीखे
मुंबाइमां ओचींतेक गुजरी जवाथी तेमनी पछी राज्यना मालेक तेमना पाटवी कुंमारश्री
(हालना महाराजा ठाकोर साहेब) भगवतसिंहजी थया. ए वेळाए तेमनी उम्मर मा-
त्र चार वर्षनीज हती. तेथी तेओ मोटा थतां सुधी राज्यनी लगाम नामदार ब्रिटिश
सरकारे पोताना स्वाधिनमां लीधी हती.

महाराजा ठाकोर साहेब श्री भगवतसिंहजी बाल्यावस्थाथीज चंचळ स्वभाव-
ना अने गंभिर तथा शान्त प्रकृतिना हता. तेमणे बचपणथीज पोताना सद्गुणो वडे
सर्वनी खात्री करी आपी हती के, भविष्यमां तेओ एक उत्तम राजा निवडशे. तेओ
न्हानपणमां रमत गमतना वधारे शोखीन नहोता, परंतु विद्याभ्यास करवामां तेमने सर्व
करतां वधारे स्नेह लागी हती. तेओ पोतानी ९ वर्षनी उम्मरे राजकोटनी "राजकुं-
मार कॉलेज" मां विद्याभ्यास करवा माटे दाखल थया हता. त्यां लगभग ९ वर्ष सु-
धी रहीने तेमणे पोतानो इंग्रेजी अभ्यास घणीज फतेहमंदीथी पूरो कर्यो हतो. ते दर-
म्यानमां तेमणे कॉलेजना बीजा राजकुमार विद्यार्थियोमां घणीज सरसाइ बतावीने पहे-
ला नंबरनां उमदा इनामो मेळव्यां हतां एटलुंज नहि परंतु पोतानी बुद्धि, उद्योग,
चपळाइ, अने सारी वर्तणुंक वडे कॉलेजना तमाम विद्यार्थि मित्रो तथा शिक्षागुरुओनो
प्यार मेळव्यो हतो. तेमज कॉलेजना एक सर्वोपरी विद्यार्थि तरीकेनुं प्रतिष्ठित पद प्राप्त

...હતું. તેમની ચાલાકીની ખુબિ કાંઇ એટલેથીજ સમાપ્તિ થતી નથી, પરંતુ તે કરતાં ... અધિક પ્રકાશિત છે. જેને માટે ટુંકામાં માત્ર એટલુંજ દર્શાવવું જરૂરનું છે કે, તેમના વિદ્યાભ્યાસ અને ઉત્તમ વર્તણુકથી પ્રસન્ન થઇને કૉલેજના શિક્ષા ગુરૂ મી. ચેસ્ટર મેકનાટન, પ્રાફેસર એફ. જી. સેલી, અને સર વિલિયમ મૂર વગેરેએ પોતાના દર વર્ષના રીપોર્ટમાં ઉત્તમ સર્ટિફિકેટો આપીને તેમની ઘણીજ પ્રશંસા કરી છે. તેજ પ્રમાણે નામદાર મુબઇ સરકારે પણ પોતાના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટોમાં દરેક વખતે તેમનાં વખાણ કર્યા છે. તેમની આવી યોગ્યતાની સાથે તેમણે કૉલેજમાં પોતાના સાથીયોની સાથે વાપરેલુ મિલનસારપણું, સાદાઇ, અને નમ્રતા વગેરે સદ્‌ગુણોથી સર્વનાં મન હરણ કરી લીધાં હતાં. કામ જેટલું થોડુ બોલવુ, અને ડહાપણથી ગંભીરપણે વર્તવું, એ ગુણ તો તેમનામાં સર્વથી અધિક દિપી નીકળ્યા છે. વળી તેની સાથે તેમનામાં દયા દ્રષ્ટિનો ગુણ પણ અધિક જોવામાં આવે છે. એ વિષેના એક બે દાખલા અત્રે નોંધી રાખવા જોગ છે. જ્યારે તેઓ સાહેબ કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતા હતા, ત્યારે એક કસાઇ એક ગાયને મારી નાખવા માટે લેઇ જતો હતો, તેનાપર તેમની દ્રષ્ટિ પડવાથી ઘણીજ દયા આવી, તેથી તેમણે એકદમ પોતાના ગજવા ખર્ચમાંથી રૂ. ૭૫ ની રકમ તે કસાઇને આપીને તે ગાય તેના હાથમાંથી છોડાવી હતી. તેજ પ્રમાણે રાજકોટમાં એક યૂરોપિયનનો ઘોડો છેક વૃદ્ધ થઇ જવાથી તેને ગોળીથી મારી નાખવાનો વિચાર તેણે કીધો હતો. એ વાતની ખબર સર ભગવતસિંહજીને કાને પડતાંજ તત્કાળ તે ઘોડો તે યુરોપિયનની પાસેથી ખરીદી, લેઇને તેને મરતાં સુધી પાળ્યો હતો. દયાનો આવો અમૂલ્ય ગુણ તેમનામાં મૂળથીજ છે.

સને ૧૮૮૧ ના જુન માસમાં નામદાર મહારાજા ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંહજીનાં શુભ લગ્ન ગોંડલમાં ઘણી ધામધૂમ સાથે કરવામાં આવ્યાં હતાં. એ લગ્ન ૪ રાણીયો સાથે થયાં હતાં. તેમાં પ્રથમ લગ્ન, ધરમપુરના મહારાજા શ્રીનારણદેવજીનાં કુંવરી શ્રી નંદકુંવરબાની સાથે, બીજું વાંકાનેરવાળાં શ્રી માજીરાજબાની સાથે, ત્રીજું ચુડાવાળા શ્રી ન્હાનીબા સાથે, અને ચોથું લગ્ન મિનાપુરવાળા કલ્યાણસિંગજીનાં કુંવરીબાઇ સાહેબબા સાથે કર્યું હતું. સને ૧૮૮૩ ના જાનેવારી માસની ૧૧ મી તારીખે નામદાર ઠાકોર સાહેબ શ્રી સર ભગવતસિંહજીનાં ધરમપુરવાળાં રાણી સાહેબ શ્રી નંદકુંવરબાએ એક પાટવી પુત્રને જન્મ આપ્યો હતો. તેમનું નામ શ્રી ભોજરાજજી પાડવામાં આવેલું છે.

સર ભગવતસિંહજીએ સને ૧૮૮૩ માં પોતાની ૧૮ વર્ષની ઉમ્મરે કૉલેજનો અભ્યાસ છોડયો હતો. ત્યાર પછી તેમને યૂરોપખંડના સુધરેલા દેશોની કેળવણી અને રીતભાત વગેરે નજરે નિહાળીને તેનો અનુભવ લેવાની ઇચ્છા થવાથી કર્નલ હેનકોકની સાથે સને ૧૮૮૩ ના એપ્રીલ માસની ૨૭ મી તારીખે તેઓ મુંબઇથી ઇંગ્લાંડ જવા સારૂ નીકળ્યા હતા. માર્ગમાં એડન, સુએઝ, પોર્ટસેડ, માલ્ટા, જીબ્રાલ્ટર, અને પ્લીમાઉથ વગેરે પ્રસિદ્ધ નગરો જોતા જોતા તા. ૨૧ મી મે સને ૧૮૮૩ ના રોજ તેઓ લંડન શેહેરમાં જઇ પહોંચ્યા હતા. એ મોટા અને પ્રખ્યાત નગરમાં કેટલાક દિવસ સુધી મુકામ રાખીને તેનો તથા તેની આસપાસનાં પ્રખ્યાત પ્રગણાઓમાં ફરીને ત્યાંની નિશાળો, ઔષધશાળાઓ, હુન્નરશાળાઓ મેહેલો અને બાગ બગીચા વગેરે ઘણુંક જોવા લાયક

શકું છું. આટલુંજ કહેવું બસ થશે કે, મારો પ્રવાસ મને ચાનક આપનારો [illegible] નિવડયો છે. વિશેષમાં વિશેષ સંતોષ તો મને એ મળ્યો છે કે, વિશાળ હિંદના [illegible] ભવિષ્યનો આધાર જે ૬૦૦૦ માઇલ્સપર પડેલા દેશના હાથમાં રહેલો છે, તે દેશ [illegible] જોયો. તરૂણ બ્રિટાનિયા પોતાની મિત્રતાનો હસ્ત, વૃદ્ધ પાડોશી હિંદ, કે જે બીજી [illegible] બાલ્યાવસ્થામા છે, તેની તરફ લંબાવે, કે જેથી તેના પ્યારનો બદલો તેની યુવાન [illegible] અને શેહાણીના કાનમાં ડહાપણ તથા અનુભવની વાતો એકેકપર પડીને વદે. બંને દેશના સ્વાર્થ એકત્ર થાય, મિત્રાચારીમાંથી સગપણમાં ગાઢી ગાંઠ બંધાય, બંનેના અન્યોન્ય લાભને માટે બંનેનાં અંતઃકરણમાંથી એક સરખોજ સ્વર પ્રદર્શિત થાય, અને તેઓ ઈશ્વરના આશિર્વાદ મેળવે, તથા તેને યોગ્ય થાય."

નામદાર સર ભગવતસિંહજીના ઉપર દર્શાવેલા વિચારો કેવા ઉમદા અને આપણા દેશના લોકોને શિખામણ લેવા યોગ્ય છે, તેનો વિચાર વાચકવૃન્દ પોતાની મેળે કરી લેશે. એજ પ્રમાણે તેમણે પોતાના આખા પુસ્તકમાં આપેલા વિચારો બહુ ઉમદા અને બોધરૂપ છે. યુરોપનો પ્રવાસ કરી આવ્યા પછી એટલે સને ૧૮૮૪ ના માર્ચ માસથી તેમણે એ વેળાના ગોંડળના એડમિનિસ્ટ્રેટર કર્નલ નટ સાહેબની સાથે જોડાઇને રાજ્ય કારભાર ચલાવ્યો હતો. તે દરમિયાનમાં તેમણે રાજ્ય રીતિનું યથાર્થ જ્ઞાન અને અનુભવ સંપાદન કરીને ઘણીજ સારી ચાલાકી બતાવ્યાથી એજ વર્ષના ઑગસ્ટ મહિનાની ૨૫ મી તારીખે તેમને પોતાના રાજ્યની સર્વ સ્વતંત્ર સત્તા સરકારે સ્વાધિન કરી હતી. એ પ્રસંગે તેમને તખ્તનશીન કરવાની શુભ ક્રિયા કરવા માટે ગોંડળમાં ઘણીજ ભારે ધામધુમ કરવામાં આવી હતી. એ ક્રિયા કરવા માટે કાઠિઆવાડનો એ વેળાનો પોલીટીકલ એજંટ કર્નલ વેસ્ટ ગોંડળમાં આવ્યો હતો. તેણે એક ભવ્ય દરબાર ભરીને ભાષણ કરી નામદાર મહારાજા ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંહજીની યોગ્યતાનાં ઘણાંજ વખાણ કર્યા બાદ રાજ્યની મોહોર તથા કુચિઓ તેમને સ્વાધિન કરી હતી. કર્નલ વેસ્ટના એ ભાષણનો પ્રત્યુત્તર સર ભગવતસિંહજીએ ઇંગ્રેજી ભાષામાં ઘણીજ છટાથી આપ્યો હતો. તેનો ગુજરાતી ભાવાર્થ નીચે પ્રમાણે હતો:—

"કર્નલ વેસ્ટ સાહેબ,

આપે આજે અત્રે પધારીને મને જે માન આપ્યું છે, તેને માટે હું ખરા અંતઃકરણથી આપનો ઉપકાર માનું છું. મારા વડિલોની ગાદીપર મને રાજ્યાભિષેક કરવા સારૂં આપે રાજકોટથી અત્રે પધારવાની જે તસ્દી લીધી છે, તેને માટે હું આપનો ખાસ આભારી થયો છું આપે હમણાં જે સંભાષણ કીધું, તે મેં લક્ષ દેઇને શ્રવણ કર્યું છે, અને હું ખાત્રીથી કહું છું કે, એની મારાપર ઘણી અસર થઇ છે. આપની અમુલ્ય સલાહ તથા મેહેરબાનીને માટે હું આપનો ઉપકાર માનું છું. તમે જાણો છો કે હું યુવાન છું, અને તેથી મને સલાહ તથા ઉત્તેજનની જરૂર છે. મારી બાલ્યાવસ્થામાં મારા રાજ્યનો કારભાર પુખ્ત વિચાર તથા દેશીના મિશ્ર વિચાર પ્રમાણે ચાલ્યો છે. તે જોઇને હું અત્યંત સંતોષ પામ્યો છું મને જોઇને આનંદ ઉપજે છે કે, જ્યારે સ્થાનિક મન સુધારાની તરફેણમાં છે, કે જે યુરોપિઅન ઉમેદ અમલદારોને યોગ્ય લાગ્યા છે. જ્યાં એવા ફેરફાર થયા નથી, ત

દેશી રાજ્યમાં હાલમાં કવખતના હોય. આને માટે મારી બાલ્યાવસ્થામાં જે પુરુષો-ના હાથમાં મારા રાજ્યનો કાર્યભાર હતો, તેઓનો ઉપકાર માનવો જોઇએ. હવે હું મારા પોતાને લગતા વિષયપર એટલે કે, મારી કેળવણી પાછળ નામદાર મુંબઇ સરકારે તથા આ પ્રાંતના તેમના પ્રતિનિધિઓએ જે મમતા દેખાડી છે, તથા જે મેહેરબાની કરી છે, તે ઉપર હું બોલું છું. અને તેને માટે "રાજકુમાર કૉલેજ" ના વિદ્વાન પ્રિન્સિ-પાલ મી૦ મેકનૉટન, જેઓને આજે અત્રે હું મ્હોટી ખુશીની સાથે જોઉં છું, તેમનો તથા વિદ્યાગુરુ સેલબી સાહેબનો, તેમજ કાઠિયાવાડ એજન્સીના જે ગૃહસ્થોએ મારા અ-ભ્યાસ પાછળ કાળજી રાખી છે, તેમનો ઉપકાર માનવાની મને રજા આપો. મારા યુરો-પના પ્રવાસ પ્રસંગે મેજર હેનકૉક સાહેબ મારા ભોમિયા સ્નેહી તથા સોબતી તરીકે હતા. મેજર નટ સાહેબની સહાયતાથી હું રાજ્ય કાર્યભારમાં દેખરેખ રાખવાને શક્તિવાન થયો, તેથી તેમનો હું ઉપકાર માનું છું. અને નામદાર સરકાર, જેણે મારા વિદ્યાભ્યાસ માટે, તથા જ્યારે હું સગીર વયનો હતો, ત્યારે મારી પ્રતિષ્ઠા સાચવી રાખવા માટે જે કાળજી બતાવી હતી, તેને માટે સર્વથી સરસ બદલો હું વાળું તે માત્ર એજ છે કે, મા-રાપર થયેલા ઉપકારની લાગણી મારે જાહેર રીતે પ્રદર્શિત કરવી. મારે કહેવું જોઇએ કે, હું યુવાન છું. તોપણ આ રાજ્યના રાજકર્તા તરિકે મારે માથે જે જોખમદારી છે, તે હું સારી રીતે સમજુ છું. મારે કહેવાની જરૂર નથી કે, મારા રાજ્યમાં ઇનસાફ અને સારા બંદોબસ્ત પથરાયેલા છે, જાન માલની સલામતી છે, કણબીને પોતાના પરિશ્રમનું ફળ પ્રાપ્ત થાય છે, તથા વેપારીને વેપારમાં નફો પ્રાપ્ત થાય છે, રસ્તા સુધરતા જાય છે, વ્યવહાર સહેલાઇથી ચાલે છે, કેળવણીને ઉત્તેજન મળે છે, અને ગરીબ દર્દિઓને માટે ગોઠવણો થઇ છે. એ સર્વ જોવાને હું સર્વદા ઉત્કંઠા બતાવીશ. હું ધારૂં છું કે, ઇંગ્રેજ સરકાર દેશી રાજાઓ પાસે તેમના રાજ્યમાં જે કરાવવાની આશા રાખે છે, તે આજ છે. અને જો મારા યત્નો મારી આશા પરિપૂર્ણ કરવામાં રોકાશે તો હું એમ ધારીશ કે, એક તરફથી હું નામદાર બ્રિટિશ સરકારનો વિશ્વાસ, જે હું ઘણોજ કિંમતી ગણું છું, તે સંપાદન કરવાને પાત્ર થયો છું, અને બીજી તરફથી જેમ એક પુત્ર પોતાના પિતાની સંગે સંબંધ ધરાવે છે, તેમ પોતાના રાજ્યકર્તાની સાથે સંબંધ ધરાવનારાઓની વફાદારી ભ-રેલી તાબેદારીને હું પાત્ર થયો છું, એમ ગણીશ. પ્રજાની શી શી તંગિ છે, તે તરફ હું ખાસ લક્ષ આપીશ, અને તેઓ સંતોષિ તથા સુખી છે, એને હું મારી મહેનતના બદલા દાખલ માનીશ. આ સ્થળે નામદાર સરકાર, જેણે મી. બેજનજી ગોરવાનજી, જેઓ યોગ્ય લાયકીવાળા, અને હોદ્દાવાળા અનુભવી ગૃહસ્થ છે, અને જેમને મેં મારા મુખ્ય કારભારી નિમ્યા છે, તથા જેમની મદદ અને સાલસતા ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે, તેમને મારા રાજ્યમાં મોકલ્યા છે, તેને માટે ઉપકાર માનવાનું ભૂલી નહિ જવું જોઇએ. છેવટે હું એવી પ્રાર્થના કરૂં છું કે, મારા તાબાનાં માણસોનું ભલું કરવાના મારા યત્ન ઉપર પરમેશ્વરનો આશિર્વાદ હોજો."

નામદાર સર ભગવતસિંહજીએ કરેલું એ ભાષણ ઘણુંજ ઉમદા છે. તે સાંભળનારી સર્વેને ખુશાલ કર્યો હતો. તેમના એ વિદ્વતા ભરેલા ભાષણનાં વખાણ નામદાર મું-

બઇના ગવર્નરની કૌન્સિલે પણ કર્યા હતાં. સૌથી વધારે આનંદનો વિષય તો એ છે કે નામદાર ઠાકોર સાહેબે પોતાના એ ભાષણમાં કહ્યા પ્રમાણે બલકે તેથી પણ અધિક સુખ પોતાની પ્રજાને આપ્યુ છે, અને હજુ આપે છે. રાજ્યની લગામ હાથમાં લેતી વેળા એ તેમણે કરેલું એ ભાષણ ઇંગ્લેન્ડ લોકોના " માગ્નાચાર્ટા " જેવું ગોંડલની પ્રજાને છે. તે ખરેખર સત્ય છે.

સને ૧૮૮૪ ના નવેમ્બર માસમાં મુંબઇના નામદાર ગવર્નર સર જેમ્સ ફરગ્યુસન સાહેબ ગોંડલ તાબાના શેહેર ધોરાજીમાં પધાર્યા હતા, તે પ્રસંગે નામદાર ઠાકોર સાહેબે ત્યાં ભારે ધામધૂમ કરી હતી તથા ધોરાજીમા " ફર્ગ્યુસન હૉસ્પિતાલ " નામે ઔષધશાળાનો પાયો નાખવાની ક્રિયા નામદાર ગવર્નર સાહેબના હાથે કરાવી હતી. એજ વર્ષના નવેમ્બર મહિનાની ૧૧ મી તારીખે સર ભગવતસિંહજીએ પોતાની વર્ષગાંઠની ખુશાલીમાં પોતાની પ્રજાપરના કેટલાક આકારા કરો કહાડી નાખી પોતાનો દયાભાવ દર્શાવ્યો હતો. એ સંબધી એક જાહેરનામુ પોતાની સહિતું પ્રસિદ્ધ કરાવ્યું હતું. તેમાં એકંદર ૧૬ બાબતો માફ કર્યાનું દર્શાવેલુ છે. વળી સને ૧૮૮૭ માં ૨૩ મા વર્ષની .વર્ષગાંઠની ખુશાલીમાં તેમણે પોતાની પ્રજા પાસે નીકલતું લગભગ રૂ. ૫૬૦૦૦ નું લેહેણું માફ કર્યું હતું. તેમજ સને ૧૮૮૮ ના બેસતા વર્ષના દિવસે નામદાર મહારાજા ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંહજીની ઉત્તમ પ્રકારની યોગ્યતા જોઇને નામદાર મહારાણી શ્રી વિકટોરિયાએ ગોંડલનું રાજ્ય જે પ્રથમ બીજા વર્ગમાં હતું, અને ત્યાંના રાજ્યકર્ત્તાને ૯ તોપોનું માન મળતુ હતું, તેને બદલે હવેથી એ રાજ્યને પહેલા વર્ગમાં દાખલ કરી ૧૧ તોપોનું માન આપવા ઠરાવ્યું છે. તેની ખુશાલીમાં નામદાર ઠાકોર સાહેબે ફરીથી પાછા બીજા ૧૦ પ્રકારના કરો માફ કરીને પ્રજાને રંજન કરી હતી . તેમની આવા પ્રકારની વારંવારની ભારે ઉદારતા અને રૈયતને સુખી કરવાની કાલજીને માટે આખા ગોંડલ સસ્થાનની પ્રજા પોતાના એ પરદુ:ખભંજન રાજાના ઉપર અત્યંત પ્યાર અને આશિર્વાદના વરસાદ વરસાવીને ફીદા થઇ હતી.

સને ૧૮૮૬ ના માર્ચ મહિનાની ૨૬ મી તારીખે મહારાજા ઠાકોર સાહેબ સર ભગવતસિંહજી બીજી વાર યૂરોપનો પ્રવાસ કરવા સારૂ મુંબઇથી નીકળ્યા હતા. આ બીજી વારનો પ્રવાસ કરવાનો તેમનો હેતુ માત્ર ત્યાં રહીને વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવાનો હતો. તે પ્રમાણે તેમણે સ્કાટલૅાંડ દેશના "એડિનબરો" શેહેરની પ્રખ્યાત યુનિવર્સિટીમાં દાખલ થઇને વૈદકનું સારૂ જ્ઞાન સપાદન કર્યું હતુ એ પાઠશાળામા તેમણે રસાયણ શાસ્ત્રના એક ખંતિલા અને આતુર વિદ્યાર્થી તરીકે એટલી બધી ખ્યાતિ મેળવી કે, સ્કાટલૅાંડની એ જૂની યુનિવર્સિટીએ તેમને " એલ. એલ. ડી. " નો ઘણોજ માનવનો ખિતાબ આપ્યો હતો. એવો ખિતાબ મુંબઇ ઇલાકામાં તેમના પૂર્વે કોઇ પણ પુરૂષ મેળવવાને ભાગ્યશાળી થયો નહોતો. તેથી તેમની કીર્ત્તિ ઘણીજ વધી હતી. હિંદનો એક રાજવંશી યૂરોપખંડ જેવા સુધરેલા મુલકમાં પોતાની વિદ્વતાના પ્રભાવે કરીને એવુ મોટું માન મેળવે એ વાત જેટલી સાનુદાશ્ચર્યની છે, તેટલીજ હિંદને મગરૂર થવાની છે. આવી વિદ્વતા અને માન પ્રાપ્ત કરવામા ગોંડલના આ યુવાન અને યશસ્વિ મહારાજાને ખરેખર મોટું માન ઘટે છે.

શ્રી નામદાર જ્યારે પહેલી વાર યુરોપના પ્રવાસે પધાર્યા હતા, ત્યારે એડિનબરો યુનિવર્સિટીના પ્રોફેસર સર અલેકઝાન્ડર ગ્રાંટે મેડિકલ સ્કુલો અને તેમાંના ડિસેકિટંગ રૂમો, દર્દોનાં કારણો જાણવાનો જે અભ્યાસ વિદ્યાર્થિયો કરતા હતા તે, બ્રિધિંગમશીન, અને માણસના શરીરના દરેક અવયવોના બનાવેલા મીણના નમુના, એ સર્વ બાબતો તેમને બતાવી હતી. તે જોઇને તેઓ ઘણા ખુશી થયા હતા; અને પોતાની ડાયરી બુકમાં લખ્યું હતુ કે;—"આ વિદ્યાનો મને શોખ છે. અને હું વૈદક વિદ્યાનો એક વિદ્યાર્થિ થવાનુ બહુ પસંદ કરૂં છું." એ રીતે પોતે લખ્યા પ્રમાણે એ વાત સિદ્ધ કરી આપી છે.

સને ૧૮૮૭ ના મેં મહિનાની ૧૯ મી તારીખે મહારાજા ઠાકોર સાહેબ શ્રી ભગવતસિંહજીએ નામદાર મહારાણી શ્રી વિકટોરિયાની મુલાકાત લીધી હતી. તે વેળાએ એ રાજ્ય માતાએ તેમને ઘણુંજ સન્માન આપીને પોતાનો પૂર્ણ સંતોષ બતાવ્યો હતો. તેજ પ્રમાણે યુરોપના બીજા ઘણાક વિદ્વાન અને રાજ્દ્દારી મહાપુરૂષોનો મેળાપ થયો હતો. એજ વર્ષના જુન મહિનામાં નામદાર મહારાણી શ્રી વિકટોરિયાના રાજ્યના ૫૦ મા વર્ષની "જયુબિલી" નો મહોત્સવ ઇંગ્લૅાંડમાં પાળવામાં આવ્યો હતો. તેની ખુશાલીમાં સર ભગવતસિંહજીએ ઘણીજ ઉલટથી ભાગ લીધો હતો. એજ પ્રસંગમાં નામદાર મહારાણીશ્રીએ આપેલી "ગાર્ડન પાર્ટિ" માં તથા તેમના વડા પ્રધાન લૉર્ડ સાલ્સબરીનાં પત્નીએ જ્યુબિલીની ખુશાલીમાં ત્યાંની ફૉરેન ઑફિસમાં કરેલા ભવ્ય મેલાવડામાં સર ભગવતસિંહજીને આમંત્રણ થવાથી તેઓ ત્યાં પધાર્યા હતા. એજ મહિનાની ૩૦ મી તારીખે નામદાર મહારાણીશ્રી વિકટોરિયાએ પોતાના વિંડસર કેસલમાં એક ભવ્ય દરબાર ભરીને તેમાં હિંદી રાજ વંશીઓ તથા પ્રતિનિધિઓ તરફનાં માનપત્રો સ્વિકારવાની ક્રિયા કરી હતી. ત્યાં સર ભગવતસિંહજી હાજર થયા હતા. તેમણે તથા મોરબીના નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી અને લીંબડીના નામદાર ઠાકોર સાહેબ સર જશવંતસિંહજી કે જેઓ જ્યુબિલીના મહોત્સવમાં ભાગ લેવાને હિંદુસ્થાનથી ઇંગ્લૅાંડમાં પધારેલા હતા, તેમનાં એક ડેપ્યુટેશને, કાઠિયાવાડના રાજા સાહેબો તરફનું એક સુંદર માનપત્ર નામદાર મહારાણીજી સાહેબને અર્પણ કર્યું હતું. જે તે નામદારે મોટી ખુશીથી સ્વિકારી ડેપ્યુટેશનના પ્રતિનિધિઓનો ઘણોજ સારો સત્કાર કર્યો હતો. એજ દરબારમાં નામદાર મહારાણીજી સાહેબે ગોંડલના આ યુવાન ઠાકોર શ્રી ભગવતસિંહજીને "કે. સી. આઇ. ઇ." નો માનવંતો ખિતાબ આપ્યો હતો. તેની સાથે તે નામદારે પોતાની એક સુંદર છબી ઠાકોર સાહેબને ભેટ આપી હતી. એ પ્રમાણે ઇંગ્લૅાંડમાં તેમને નામદાર મહારાણીજી તરફથી તેમજ બીજા ગૃહસ્થો તરફથી ઘણું માન મળ્યું હતું. તા. ૧૨ મી જુલાઇ સને ૧૮૮૭ ના દિવસે સર ભગવતસિંહજીએ તથા મોરબી અને લીંબડીના નામદાર ઠાકોર સાહેબોએ પોતાને ઉતારે એક "ઇવનિંગ પાર્ટિ" કરી હતી. તેમાં ડયૂક ઑફ્, કેમ્બ્રિજ, લૉર્ડ સાલ્સબરી, અને લૉર્ડ રીપન વગેરે મોટા નામાંકિત પુરૂષો હાજર થયા હતા. એ પ્રમાણે સર ભગવતસિંહજીને યુરોપના તેમના આ બીજી વારના પ્રવાસમાં અત્યંત માન મળ્યું હતું. નામદાર મહારાણીશ્રીએ તેમની ઘણી વાર મુલાકાતો લઇને પોતાના એક માનીતા પરોણા તરિકે ઘણો સારો સત્કાર કીધો હતો. જ્યુબિલીનો મહોત્સવ સમાપ્ત થયા પછી

તેજ લોકોની હોંસ જોઇએ તેટલી છે, એમ સિદ્ધ થાય. એ હોંસ ધાર્યા પ્રમાણે હવે વૃદ્ધિ પામશે. એમાં કાંઇજ સંદેહ નથી. કેમકે મહાન્ પુરૂષો જે રાહેજાય છે, તેજ રાહ સારો છે, એમ પૂર્વેથી મનાતું આવ્યું છે, તેમ આપ સાહેબ આ પુસ્તકશાળાને ખરા દિલથી ઉત્તેજન આપો છો, (આપ અહિં તસદી લેઇને પધાર્યા, એજ તેની ખરી સાબીતી છે.) તેથી અમને સંપૂર્ણ ભરૂસો છે કે, પુસ્તકશાળાનું પ્રાલબ્ધ આજથી ખુલ્યું છે. હવે ઘણા લોકો તેનો લાભ લેવાને ઉશ્કેરાશે.

છેવટે આપ નામદાર સાહેબે અમારૂં નમ્ર, પણ ઉમલકા ભરેલું માનપત્ર સ્વિકાર્યું, તેને સારૂં ઘણા આદર પૂર્વક આપનો ઉપકાર માનીએ છીએ. અને આપ દીર્ઘાયુષ્ય ભોગવો; તથા સર્વ પ્રકારે સુખી રહો, એવી પ્રાર્થના ઇશ્વર પાસે નિત્ય કરીએ છીએ."

ઉપરના માનપત્રનો જવાબ નામદાર મહારાજા ઠાકોર સાહેબ સર ભગવતસિંહજીએ નીચે પ્રમાણે આપ્યો હતો;—

"મી. પ્રેસિડેન્ટ, વાઇસ પ્રેસિડેન્ટ તથા મેમ્બર સાહેબો,

તમારા માનપત્રને માટે તથા તેમાં દર્શાવેલી મુબારકબાદી, અને શુભ ઇચ્છાને માટે તમારો ઉપકાર માનું છું. આ પુસ્તકશાળા ધીમે ધીમે વધારે ઉપયોગી થતી જાય છે. એ સાંભળીને મને ઘણો સંતોષ ઉપજે છે. લોકો તરફથી ઉલટ જોઇએ તેટલી દીઠામાં આવતી નથી એટલી કસર છે; તોપણ એમાં નાઉમેદ થવાનું ઝાઝુ કારણ નથી. સારાં મોટાં કામની શરૂઆત હમેશાં ન્હાની હોય છે. પુસ્તકશાળાનો લાભ જેમ જેમ વધારે જણાતો જશે, તેમ તેમ લોકો તેમાં વધારે વધારે હોંશ લેતા થશે. આ કબાટમાં મુકેલી ચોપડીયોની, તેના કાગળ ને પૂઠાથી કીમત કરવાની નથી, પણ તેમાં સમાવેલા જાતજાતના ઉમદા અનુભવથી કરવાની છે; તેમજ અહીં ગોઠવેલાં પુસ્તકો નિહાળવા આવવું એમ નથી; પરંતુ એ પુસ્તકો દ્વારાએ મહાન્ વિદ્વાનો, કે જેઓએ ન્હાના પ્રકારના વિષયોનું શ્રમ વેઠીને લાંબો કાળ મનન કીધેલું, તેવા અસાધારણ બુદ્ધિના પુરૂષોની મુલાકાત કરવાની છે, એમ સ્પષ્ટ રીતે કળ્યામાં આવશે, ત્યારે પુસ્તકશાળાનો ઉપયોગ બોહોળો થશે, એમાં કંઇ શક નથી. ઘણા લોકો એમ ફરિયાદ કરતા સંભળાય છે કે, નવરા બેઠાં અમારો વખત જતો નથી, તેવાને માટે આ પુસ્તકશાળા જેવો બીજો સારો ઉપાય નથી; કેમકે અહિંયાં થોડા શ્રમે લાંબો કાળ વિનોદમાં નિકળી જશે, ને બે વાત નવી ડહાપણની શિખાશે, એ તો જૂદું. વળી કેટલાક લોકો એવી પણ ફરિયાદ કરતા હશે કે, અમને કામથી ફુરસદ મળતી નથી, તેથી પુસ્તકશાળામાં ક્યારે જઇએ?! એ દલીલ ટકી શકતી નથી. ફુરસદ અમે લેતા નથી, એમ કહેવામાં આવતું હોય તો ઠીક. કુદરતના નિયમથી કામ તો જેટલું થતું હોય તેટલુંજ થાય. નકામાં ગપ્પાં મારવાં, કુથલી કરવી, પાને સોગટે રમવું કે ઉંઘવું, એવી એવી વાતની જો કામમાં ગણના થતી હોય તો પુસ્તકશાળામાં અડધો કલાક કામવાળી ફુરસદ કહાડવી એ ઘણી રીતે લાભકારી નિવડશે. સાધારણ લોકોની તો મોટી દલીલ એજ છે કે, અહીં આવે કયાં બે પૈસા જડે એમ છે! તોપણ આ વિચાર ધરાવનારને પણ એમ જાણવામાં આવે કે, અહીં બે પૈસા મળતા તો નથી, પણ પૈસા મેળવે એવી ડાહ્યા માણસની અક્કલ મળી શકે છે. તો તેઓ પણ લ-

તેજ શૈકાની હોંસ જોઇએ તેટલી છે, એમ સિદ્ધ થાય. એ હોંસ ધાર્યા પ્રમાણે હવે વૃદ્ધિ પામશે. એમાં કાંઇજ સંદેહ નથી. કેમકે મહાન્ પુરૂષો જે રાહે જાય છે, તેજ રાહ સારો છે, એમ પુર્વેથી મનાતું આવ્યું છે, તેમ આપ સાહેબ આ પુસ્તકશાળાને ખરા દિલથી ઉત્તેજન આપો છો, (આપ અહિં તસ્દી લેઇને પધાર્યા, એજ તેની ખરી સાબીતી છે.) તેથી અમને સંપૂર્ણ ભરસો છે કે, પુસ્તકશાળાનું પ્રાલબ્ધ આજથી ખુલ્યું છે. હવે ઘણા લોકો તેનો લાભ લેવાને ઉશ્કેરાશે.

છેવટે આપ નામદાર સાહેબે અમારૂં નમ્ર, પણ ઉમલકા ભરેલું માનપત્ર સ્વિકાર્યું, તેને સારૂં ઘણા આદર પૂર્વક આપનો ઉપકાર માનીએ છીએ. અને આપ દીર્ઘાયુષ્ય ભોગવો; તથા સર્વ પ્રકારે સુખી રહો, એવી પ્રાર્થના ઇશ્વર પાસે નિત્ય કરીએ છીએ."

ઉપરના માનપત્રનો જવાબ નામદાર મહારાજા ઠાકોર સાહેબ સર ભગવતસિંહજીએ નીચે પ્રમાણે આપ્યો હતો;—

"મી. પ્રેસિડેન્ટ, વાઇસ પ્રેસિડેન્ટ તથા મેમ્બર સાહેબો,

હતા કે, જેઓને ગૃહસ્થની સાથે કેવી રીતે વાતચિત કરવી જોઇએ, તેનું કિંચિત ભાન નહોતું! વળી તે છોકરાઓ (રીપોર્ટરો) મારી પાસે મેલાંજ વસ્ત્ર સહ હાજી હતા, અને મને કંઇ પણ પૂછયા વિના અથવા તો મારી આજ્ઞા લીધા વિના તેઓ મારી ખાનગી બેઠકમાંજ ચાલ્યા આવ્યા હતા!" ત્યાર પછી એ રીપોર્ટરે હિંદની તમાં કેટલાક પ્રશ્નો પુછવાથી નામદાર ઠાકોર સાહેબે જણાવ્યું હતું કે;–" અમેરિકાના કોમાં એવો વિચાર ચાલતો દિસે છે કે હિંદુસ્થાનમાં ઘણી બેદિલી છે! પણ એ વાત તદ્દ ખોટી અને ગપ રૂપ છે. દેશીઓની ઘણીક બાબતમાં ફરિયાદો છે, એ વાત સત્ય છે. પરં કયા દેશમાં ફરિયાદો નથી? ખૂદ ન્યુયૉર્ક તથા યુનાઇટેડ સ્ટેટ્સના લોકોની ઘણીક ફરિયાદો છેઃ પરંતુ એવી ફરીઆદોને કંઇ બેદિલીનું રૂપ આપી શકાય નહિ. હું તમને ખાત્રીથી જ ણાવું છું કે, હિદુસ્થાનના લોકો બ્રિટિશ રાજ્ય પ્રત્યે પરિપૂર્ણ રાજ્ય ભક્તિ દર્શાવે છે, અ તેઓ ખરેખરા રાજ્ય ભક્તજ છે." એ પછી રીપોર્ટરે હિંદની કેળવણી તથા રૂશિયન ર ડાઇના સંબધમાં પણ કેટલીક વાતો પુછી હતી, જે સર્વના ઉત્તર નામદાર ઠાકોર સાહેબે ઘણીજ છટાથી અને ડહાપણથી આપ્યા હતા. તેમણે એ સંબધે ભાર મૂકીને કહ્યું હ કે, હિંદુસ્થાનમાં છોકરા તથા છોકરીઓને સારી રીતે કેળવણી આપવામાં આવે છે. હિંદુ સ્થાનની સરહદ એટલી તો મજબૂત છે, તથા તેનું સૈન્ય એટલું બલિષ્ટ છે કે, રૂશિય રીંછ, તેની સામા ટકી શકે તેમ નથી. અને પચાસ વર્ષ પછી તો વળી હિંદની ભૂમિ ફરી દિપાયમાન બનશે કે, તે નિરખીને સર્વ કોઇ વિસ્મય પામશે. એ રીતે ઘણીક [illegible] એ રીપોર્ટની સાથે થઇ હતી. તેમાં નામદાર ઠાકોર સાહેબે પોતાની યોગ્યતાનો એવો સારો પાડયો હતો. તેમજ તેમણે હિંદુ અભિમાન રાખીને હિંદને માટે પણ ઉ[illegible]ીને ચાર દર્શાવ્યા હતા. એ પ્રમાણે યૂરોપનાં બીજાં ઘણાં સ્થાનોમાં ફરી ઘણો યશ સંપાદ[illegible] રી ઠાકોર સાહેબ સને ૧૮૮૭ ના નવેમ્બર મહિનાની ૨૧ મી તારીખે મુબઇ પધાર્યા હતા. જ્યાં તેમને સારૂં સન્માન આપવામાં આવ્યું હતું. મુબઇથી બીજે દિવસે નીકળીને પોતાના પાયતખ્ત શેહેર લીંબડીમાં પધાર્યા હતા. યૂરોપ અમેરિકાની આ બીજીવારની સ ફર કરીને પોતાના ભૂપતિ મોટો યશ મેળવી સુખરૂપ પાછા સ્વરાજ્યમાં પધાર્યા તેથી તે મની પ્રજાએ અત્યંત હર્ષિત થઇને તેમને ભારે આવકારઆપ્યો હતો. તેમ પ્રજા વર્ગ ત રફથી એક માનપત્ર આપવામાં આવ્યું હતુ. તેનો એ નામદારે બહુ વિદ્વતા ભરેલો યોગ્ય ઉત્તર આપ્યો હતો. તેથી સર્વ પ્રજામાં હર્ષ વ્યાપી ગયો હતો.

સને ૧૮૮૮ માં નામદાર મુંબઇના ગવર્નર સાહેબની કૌન્સિલમાં મૂકાયેલા "તાલુ-કદારી સેટલમેન્ટ બિલ" ની ભાંજગડના સબધમાં ઠાકોર સાહેબ સર જશવતસિહજી કેટ-લીકવાર મુબઇ તથા પુને પધાર્યા હતા. તેજ પ્રમાણે બીજે ઘણે પ્રસંગે તેઓ મુબઇ તથા પુના વગેરે સ્થળે પ્રવાસ કરે છે. નામદાર ઠાકોર સાહેબ શ્રી જશવતસિંહજી ઘણાજ ઉદાર દીલના છે. તેમણે વિદ્યાવૃદ્ધિ અને બીજા પરોપકાર વગેરેનાં ઘણાં ફંડોમાં રકમો ભરીને પો-તાની ઉદારતા બતાવી છે. તે સઘળી વીગતવાર લખતાં લંબાણ થઇ જાય, તેથી અ-ત્રે દર્શાવી નથી.

નામદાર ઠાકોર સાહેબ સર જશવતસિંહજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી પ્રજાના

અને આબાદીનાં સાધનો પૂરાં પાડવાને યોગ્ય કાળજી રાખી છે, એ વિષે પ્રથમ ક-
હેવામાં આવ્યું છે. એ સિવાય ન્યાયની બાબતમાં પણ તેઓ સાહેબ આખા કાઠીઆવાડમાં
ઉત્તમ નૃપતિ ગણાય છે. તેઓ પોતાની પ્રજાને અદલ ન્યાય આપવામાં પોતે સર્વદા
ખુશીજ ખંત રાખે છે. પોતાની સન્મૂખ ન્યાય મેળવવાને આવનાર બંને પક્ષકારો તરફ
સમાન દ્રષ્ટિથી જોઇને ચોખ્ખો અને નિષ્પક્ષપાતપણાથી ઉમદા ન્યાય આપે છે. તેને માટે
તેમણે પોતાની એક ખાસ જૂદી કોર્ટ રાખી છે. તેમાં તેઓ હમેશાં નિયમસર બિરાજીને
અપીલો વગેરેનાં કામ ચલાવે છે તે કામ એટલી તો કાળજીથી અને સત્યતા પૂર્વક ચ-
લાવે છે કે, જેથી કોઇ પણ પક્ષકારને તેમના ચુકાદા વિષે અવિશ્વાસ રહેતો નથી.

નામદાર સર-જશવંતસિંહજી જેમ વિદ્વતામાં ઘણા કુશળ નૃપતિ છે, તેમ તેઓ ઇં-
ગ્રેજી ભાષામાં એક ઉત્તમ વકતા પણ છે. એવી તેમની સર્વ પ્રકારની લાયકીને લીધે તેઓ
કાઠિયાવાડના નૃપતિ મંડળમાં મોટું માન ભોગવે છે. કાઠી રાજાઓ કોઇ પણ રાજ્ય પ્રક-
રણી કે બીજી મોટી બાબતમાં સર જશવંતસિંહજીની સલાહ પુછે છે, અથવા તેમને અ-
ગ્રેસર તરીકે પસંદ કરીને કામ કરે છે. આ માન તેમને કાંઇ જેવું તેવું નથી. નામ-
દાર ઠાકોર સાહેબ સર જશવંતસિંહજી સ્વધર્મ નિષ્ઠામાં પણ ઘણા ચૂસ્ત છે. તેમણે ઇં-
ગ્રેજી વિદ્યાની કેળવણી લેઇને યુરોપાદિ દેશોમાં પ્રવાસ કર્યા છતાં, તેમ યૂરોપિયન લો-
કોનો ઘણો સહવાસ રાખ્યા છતાં સ્વધર્મ પાળવામાં ઘણાજ વખણાય છે. તે એટ-
લસુધી કે, તેમના જેવો સ્વધર્મનિષ્ઠ અને ધર્મ પર સંપૂર્ણ આસ્થા રાખનાર આખા
કાઠીઆવાડમાં નૃપતિ થોડાજ હશે. તેઓ દરરોજ પ્રભાતમાં સ્નાન કર્યા પછી અમુક સ-
મય ઇશ્વર ભક્તિમાં ગુજારે છે. અને તે પછી ભોજન કરીને રાજ્યનાં કામકાજ કરવા-
માં પ્રવૃત્ત થાય છે. તેમને હિંદુ ધર્મશાસ્ત્ર વગેરેનું ઘણું સારૂ જ્ઞાન છે. તેઓ હમેશાં શા-
સ્ત્ર સંબંધી કથા-વાર્તામાં સારૂ લક્ષ રાખે છે. વળી તેઓ એકાદશી આદિક વ્રત પણ
કરે છે, અને અધિક માસમાં તો તેઓ દિવસમાં માત્ર એકજવાર આહાર કરે છે. આ
ઉપરથી તેઓ કેવા સ્વધર્મ નિષ્ઠ છે, તેની સર્વને ખાત્રી થશે. સર જશવંતસિંહજી સ્વભાવે
શાન્ત, દયાળુ, ઉદારવૃત્ત, સાદા, અને વિવેકી છે.

લીંમડીનું રાજ્ય ઝાલાવાડ પ્રાંતમાં આવેલું છે. એ રાજ્યના તાબામાં ૩૩૨ ચોરસ
માઇલ જમીન, ૭૨ ગામ, તથા આસરે ૪૩ હજાર માણસની વસ્તી છે. એ રાજ્યની
એકંદર ઉપજ દર વર્ષે આસરે ૪-૫ લાખ રૂપિયાની થાય છે. આ ઉપજ કાઠિયાવાડ એ-
જન્સિ તાબાનાં ગામોની તથા અમદાવાદ જીલ્લામાં એ રાજ્યનાં આવેલાં ગામોની મળીને
કુલ છે. આ ઉપજમાંથી નામદાર બ્રિટિશ સરકારને જમાબંધીના તથા જુનાગઢના નવાબ
સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ. ૪૫૫૩૩ દરસાલમાં અપાય છે. આ રાજ્યને એ
પછી વારસ ન હોય, તો નજરાણો આપ્યા વગર દત્તક લેવાની સનંદ નામદાર બ્રિટિશ
સરકાર તરફથી મળી છે. વળી એક પાદશાહી વાવટો સને ૧૮૭૭માં મળ્યો છે. આ
રાજ્યના રાજકર્તા જ્યારે બ્રિટિશ હદમાં જાય, ત્યારે તેમને ૯ તોપ ફોડી માન
આપવામાં આવે છે.

# प्रकरण ११ मुं.

# પ્રધાનો.

## વસ્તુપાલ અને તેજપાલ.

વીરધવળ પ્રબંધ અને રાસમાળા એ બે ગ્રંથો ઉપરથી આ બે હકીકત નીચે પ્રમાણે મળી છે,—

વસ્તુપાલ અને તેજપાલ એ બે ભાઇઓ પ્રાગવંટ અગર પોરવાડ જાતિના જૈન ધર્મિ વાણિયા હતા. તેમના વડવાઓ કેટલીક પેહેડીથી અણહિલવાડ પાટણમાં રહેતા હતા. પરંતુ આ બને ભાઇઓ મડલીક નગરમાં રહેતા હતા, તેમના પિતાનું નામ અશ્વરાજ અને માતાનું નામ કુમારદેવી હતું. અશ્વરાજના પિતાનુ નામ સોમ હતું. તે મહારાજા સિદ્ધરાજ જયસિંહનો કોશાધિકારી હતો. વળી આ સોમના પિતા ચંડપ્રસાદનો પિતા ચંડપ તે ગુર્જર રાજાનો મંત્રી હતો. પરતુ ક્યા રાજાનો તે જાણવામાં આવ્યુ નથી. આ ઉપરથી જણાય છે કે, તેમના વડિલો ઉત્તરોત્તર રાજદ્વારમાં મોટા હોદ્દા ભોગવતા આવ્યા હતા. આ બને ભાઇઓમાં વસ્તુપાલ ઘણો વિદ્વાન અને બુદ્ધિશાળી હતો, તેમ તેજપાલ ઘણો શુરવીર અને યુદ્ધના કામમાં પ્રવિણ હતો. તેમને મલ્લદેવ નામે વડિલ બંધુ હતો પણ તે શું કામ કરતો હતો, એ વગેરે કાંઇ પણ હકીકત જાણવામાં આવી નથી.

કુમારપાલ રાજાએ પોતાના મસીઆઇ ભાઇ આનક ( અર્ણોરાજ ) સોલંકીને વ્યાઘ્ર પેલ ગામ ગિરાસમાં આપી પોતાના દરબારમાં સામંત તરીકે રાખ્યો હતો. તેને લવણ પ્રસાદ નામે પુત્ર હતો. (લવણ પ્રસાદના વંશમાં જે રાજાઓ થયા,તે વાઘેલા નામથી ઓળખાયા છે.) તે સોલંકી વંશના છેલા રાજા ભોળા ભીમદેવના વખતમાં મંત્રીની ગોએ હતો. અને વાઘેલની જાગીર સિવાય ધોળકા પ્રગણુ પણ તેના કબજામાં હતું, ઇ. સ. ૧૨૧૫ માં ભીમદેવ મરી ગયો, અને અણહિલવાડ પાટણનું રાજ્ય દિલ્હીના પાદશાહ કુતબુદીનના સ્વાધિનમાં ગયા પછી લવણ પ્રસાદે ધોળકામાં પોતાની ગાદી સ્થાપીને હળવે હળવે આખા ગુજરાત અને સોરઠ ઉપર પોતાનો અમલ બેસાડયો હતો. તેને મદનરાગણી નામે રાણી હતી. તેનાથી તેને વીરધવળ નામે પરાક્રમી પુત્ર થયો હતો. તે લવણપ્રસાદના મરણ પછી તેની ગાદી ઉપર બેઠો હતો. આ વીરધવલ રાજાના વસ્તુપાલ અને તેજપાલ મુખ્ય પ્રધાન હતા. અને તેમનીજ ચતુરાઇ તથા પરાક્રમ વડે વીરધવલ રાજાએ ગુજરાતમાં વાઘેલા રજપુતોનું મહા બળવાન રાજ સ્થાપ્યું હતું. સને ૧૨૧૫.

એવું કહેવાય છે કે, આ બંને ભાઇઓ યાત્રા કરવા સારૂ નીકળેલા તે ફરતા ફરતા વીરધવળ રાજાની રાજધાની ધોળકામાં જઇ પહોંચ્યા. એ સમયે વીરધવળ રાજાનો પુરોહિત સોમેશ્વર નામે મોટો પંડિત હતો. તેણે વસ્તુપાળ, તેજપાળના ગુણોની સ્તુતિ રાજાની આગળ કરી, અને તેમને પ્રધાન પદ ઉપર નિયુક્ત કરવાની ભલામણ કરી. તે

દેલવાડામાં લાખો રૂપિયા ખરચીને જૈન ધર્મનાં દેહેરાં ઉંચી જાતના આરસ પથ્થરનાં બં-ધાવેલાં છે. તેની અંદરની કારિગરી એવી તો ઉત્તમ પ્રકારની છે કે, મોટા મોટા યુરોપિ-અન શિલ્પ શાસ્ત્રીઓ પણ તે જોઇને સ્મરમય ઁ.પામે છે. ગિરનારના કિલ્લામાં પૂર્વ બાજુની દીવાલ તરફ સુમંત શિખ્ખર, મશીનનારાં કર્યાં હતાં. તેને સ્વામનાં ત્રણ જૈન લોકોનાં દ્વા-રોહાર દેવળો છે. તે પણ વસ્તુપાલ, તેજ્ઞે નહોતી. તે આખવાસ છે. ગિરનાર ઉપર તેમના વિષે જૈન દેવળોમાંથી છૂટક છૂટક ઘણા દા વેહેમોમા એટલો ચૂનાંના દરેક લેખનો તર-જુમો કર્નલ ટાડ સાહેબે પોતાની "વેસ્ટર્નની ધર્મ સુધારાની ટોળખાપ્યો છે. તે ઉપરથી જણાય છે કે, એ પહાડના શિખ્ખર ઉપર ોના ઉપર સપૂર્ણ હતો. ।। એ ભાઇઓએ પથ-રાવી છે. એ સિવાય તેમણે ત્યાં રસકુંપ નામે હતો. તે સિધના હાકેગોરધવળ પ્રબંધમાં લ-ખ્યું છે કે, ગિરનારમાં યાત્રાર્થે આવનારા લોકો પાસેથી ભરડા લોકો પૂર્વે થયેલા રાજા-ઓએ કરી આપેલો કર લેતા હતા. તે વસ્તુપાલે બંધ કરીને ભરડાઓને કુંહાડી નામનું ગામ આપ્યું હતું. ગિરનારના લેખો તથા કેટલાક ગ્રંથો ઉપરથી માલુમ પડે છે કે, વસ્તુ-પાલ તેજપાલે નીચે લખ્યા પ્રમાણે ધર્મનાં કાર્યો કર્યાં હતાં.

૧૩૦૦ જીન પ્રાસાદ શિખ્ખર બધ કરાવ્યા.
૩૨૦૨ જીર્ણોદ્ધાર કરાવ્યા.
૧૦૦૦૦૦ મહાદેવનાં લિંગ સ્થાપ્યાં.
૧૦૫૦૨૦ જીન બિંબ નવાં કરાવ્યાં.
૮૪ મસીદો કરાવી.
૭૮૪ ઔષધશાળાઓ સ્થાપી.
૮૪ સરોવર બંધાવ્યાં.
૩૬ ગઢ બંધાવ્યા.
૪૦૦ પાણીની પરબો કરાવી.
૪૬૪ વાવો ખોદાવી.
૭૦૦ કૂવા ખોદાવ્યા.
૭૦૦ ધર્મશાળાઓ બધાવી.

વીરધવળ રાજા પોતાનું રાજ્ય ઘણુંજ ન્યાયથી ચલાવી પ્રજાને અતિ સુખી કરતો હતો. તે પોતાના શત્રુને જેવો કાળ સરખો હતો, તેવોજ તે રૈયતને સુખનો દાતા હતો. તે દયાળું, ક્ષમાવાન, અને ધાર્મિક હતો. તેની પ્રજા અને નોકર ચાકરો ઘણુંજ ચહાતાં હતાં. ઇ. સ. ૧૨૩૯ માં તે મરણ પામ્યો, ત્યારે તેના શોકથી ૧૮૦ નોકરો તેની સાથે ચિતામાં પડી બળી મુઆ હતા. અને બીજાઓ પડવા જતા હતા, તેઓને તેજપાલે લશ્કરી બળથી અટકાવ્યા હતા. વીરધવળ આટલો બધો લોક પ્રિય રાજા થયો હતો, તે પણ આ બંને ભાઇઓના પ્રતાપથીજ. વીરધવલના પછી તેના પુત્ર વિસલદેવને વસ્તુપાલે ગાદી ઉપર બેસાડયો હતો.

વીરધવલ રાજા જ્યારે વસ્તુપાલને ધોલકા તથા ખંભાતનું રાજ સોંપીને તેજપાલની સાથે ગુજરાતમાં દિગ્વિજય કરવા સારૂ નીકળ્યો હતો, ત્યારે વસ્તુપાલે ખભાતમાં જઇને પ્રજાના સુખ તથા આબાદીને માટે ઘણી પ્રકારના સુધારા કર્યા હતા. તે ન્યાય પ્રમાણે રાજ્ય ચલાવતો હતો. અને પોતાના સેવકોને કહેતો હતો કે, આપણે કોઇ પણ પ્રકારે પ્રજાને પીડા થાય, એવું કર્તવ્ય કરવું નહિ. તેણે દેશમાંથી ચોરી તથા વ્યભિચારનું જડમૂળ કાઢી નાખવાને ઘણો શ્રમ લીધો હતો. તેના ભયથી ગણિકાઓ પણ બહુ પતિ કરવાનું કામ છોડી દેઇને એક પતિવાળી થઇ હતી. તેની રાજ્ય કારકિર્દીમાં સારા નરોનો ઉદય અને બુરાનો અસ્ત થયો હતો. એ સમયે કેટલાક વહાણવટી ચોરો લોકોની સ્ત્રીઓ તથા બાળકોને ચોરી જઇને પરદેશમાં વેચી ખાતા હતા, તેમને તેમ કરતાં અટકાવીને યોગ્ય નસીહત આપી હતી. તેણે નગરમાં છાસ વેચવાનો ચાલ બંધ કરાવ્યો હતો. વસ્તુપાલનું ભાષણ સૌને અમૃતના જેવું મીઠું લાગતું હતું. તે વિદ્વાનોને ઘણુંજ માન આપતો હતો. તેણે ખંભાતની આસપાસ પુષ્પ બાગો કરાવી હતી. તેમ સારાં સરોવર વાવો અને કૂવા વગેરે જળાશયો બંધાવ્યાં હતાં. તથા પ્રવાસી લોકોને તૃપ્ત કરવા પાણીની પરબો મંડાવી હતી. ખંભાતમાં એક બ્રહ્મપુરી કરાવીને તેમાં સારાં સારાં ઘર બંધાવ્યાં હતાં. અને તે વિદ્વાન બ્રાહ્મણોને રહેવા સારૂ આપ્યાં હતાં. જેમાં બ્રાહ્મણો સદાય સામવેદનું ગાન કરતા હતા. અને તેમની નારીઓ વસ્તુપાલના યશનું ગાન કરતી હતી. તેણે સન્યાસીયોને રહેવાના મઠો, તથા જૈન ધર્મના સાધુઓને માટે પૌશધશાળાઓ કરાવી હતી. તે વેદ ધર્મને તથા જૈન ધર્મને સરખુ માન આપતો હતો. યાત્રાળુ લોકોના સુખને સારૂ તેણે ગામોગામ અન્નછત્ર શાળાઓ સ્થાપિ હતી. તેમાં ભૂખ્યા જનોને ભાવનાં ભોજન તંબોળ સહિત મળતાં હતાં. લોકોના રોગ મટાડવાને તેણે ઘણાક વૈદ્યોને રાખ્યા હતા. તેઓ પ્રજાનું દુઃખ નિવારણ કરવાના ઉપાયો શોધવામાંજ પોતાનું આયુષ્ય ગાળતા હતા. વિદ્યા કળામાં કુશળ એવા પંડીતોની સભામાં વસ્તુપાલ નિરંતર બિરાજતો હતો. સોમાદિત્ય, કમલાદિત્ય, અને નાનાં પંડિત ઇત્યાદિ ૧૦૮ પંડિતો તેના દરબારમાં હતા. એ સમયમાં કવિયોની પરીક્ષા ઘણી કઠિણ થતી હતી. કાવ્ય રમત્ના તથા પાદપૂર્તિ પુરાવવાનો ચાલ ઘણો હતો. વળી રાજાઓ પોતાની ઇચ્છામાં આવે તે વસ્તુ ઉપર શીઘ્ર કવિતા કરાવતા હતા. આ સર્વ સુધારા વસ્તુપાલ અને તેજપાલ જેવા શાણા રાજમંત્રીઓની સહાયના વડેજ થયા હતા.

વસ્તુપાલે બીજું ઘણું દ્રવ્ય દેહેરાં વગેરે બંધાવવામાં ખરચ્યું હતું. તેણે આબુ ઉપર

[illegible]માં લાખો રુપિયા ખરચીને જૈન ધર્મનાં દેહેરાં ઉંચી જાતના આરસ પથ્થરનાં બંધાવેલાં છે. તેની અંદરની કારિગરી એવી તો ઉત્તમ પ્રકારની છે કે, મોટા મોટા યુરોપિયન શિલ્પ શાસ્ત્રીઓ પણ તે જોઇને સ્વરમ૧ પં.પામે છે. ગિરનારના કિલ્લામાં પૂર્વ બાજુની દીવાલ તરફ સુમત શિખ્ખર, મશીનનારા કર્યા હતા તેનો આમનાં ત્રણ જૈન લોકોનાં શારોહાર દેવળો છે. તે પણ વસ્તુપાલ, તેજ નહોતી તે અપવાસ છે. ગિરનાર ઉપર તેમના વિષે જૈન દેવળોમાંથી છૂટક છૂટક ઘણા વેહેમોમા એટલો ચુસ્લાંના દરેક લેખનો તરજુમો કર્નલ ટાડ સાહેબે પોતાની "વેસ્ટર્નની ધર્મ સુધારાની ટોળખાપ્યો છે તે ઉપરથી જણાય છે કે, એ પહાડના શિખ્ખર ઉપર તેના ઉપર સપૂર્ણ હતો. ॥ બે ભાઇઓએ પધરાવી છે એ સિવાય તેમણે ત્યાં રસકુપ નામે હતો તે મિધના હાકેમુરધવળ પ્રબધમાં લખ્યુ છે કે, ગિરનારમા યાત્રાર્થે આવનારા લોકો પાસેથી ભરડા લોકો પૂર્વે થયેલા રાજાઓએ કરી આપેલો કર લેતા હતા તે વસ્તુપાલે બંધ કરીને ભરડાઓને કુંહાડી નામનું ગામ આપ્યુ હતું ગિરનારના લેખો તથા કેટલાક ગ્રથો ઉપરથી માલુમ પડે છે કે, વસ્તુપાલ તેજપાલે નીચે લખ્યા પ્રમાણે ધર્મનાં કાર્યો કર્યાં હતાં.

૧૩૦૦ જીન પ્રાસાદ શિખ્ખર બધ કરાવ્યા.
૩૨૦૨ જીર્ણોદ્ધાર કરાવ્યા.
૧૦૦૦૦૦ મહાદેવના લિંગ સ્થાપ્યાં.
૧૦૫૦૦૦ જીન બિંબ નવા કરાવ્યા
૮૪ મસીદો કરાવી.
૯૮૪ ઔષધશાળાઓ સ્થાપી.
૮૪ સરોવર બધાવ્યાં.
૩૬ ગઢ બંધાવ્યા.
૪૦૦ પાણીની પરબો કરાવી.
૪૬૪ વાવો ખોદાવી.
૯૦૦ કૂવા ખોદાવ્યા.
૭૦૦ ધર્મશાળાઓ બધાવી.

ઠર્ણુ સસ્કૃત પુસ્તકમા લખેલુ છે કે, સંવંત ૧૨૯૮ ની ) સાલમા
વાળીયા ગામમા વસ્તુપાને દેહ ત્યાગ કર્યો હતો અને ત્યાર પછી સવંત
ભાઇ તેજપાલ મરણ પામ્યો હતો. વીરધવ રાના ના પુરોહિત સોમેશ્વરે એ
વર્ણનુ "કિર્તિ કૌમુદિ" નામે ગ્રંથ મા તે મરણ નું છે તેમા પણ વસ્તુપાલ,
ની કીર્તિ વર્ણવેલી છે ઓડી બળી મુઆ હતા
અટકાવ્યા હતા વીરધવ
તે ભાઇઓના પ્રતાપથી
સાડચો હતો.
જ્યારે વસ્તુપાલને ધોવ મલ

અકબર, પાદશાહનો આ પ્રખ્યાત દિવાન લાહોરનો ખતરી હતો તે બાળક હતો તેવારે તેને નિર્ધન મૂકીને તેનો બાપ મરણ પામ્યો હતો ઉમ્મરે આવતા તેને કારકુનની જગો મળી પોતાના બુદ્ધિબળ વડે તે આ હલકી સ્થિતિમાથી શેરશાહ સુરની સત્તામા ઉંચે દરજ્જે ચઢયો હતો એ સુલતાને ગક્કર લોકોના પહાડી મુલકમા મોટો મજબૂત પત્થરોનો ગઢ ચણાવ્યો, તેનો ઉપરી ટોડરમલ હતો તે કામમા તેની ખબરદારી અને લાયકીને માટે તેને શેરશાહ તરફથી બહુ શાબાશી મળી હતી શેરશાહ સુર બગાળાનો હાકેમ હતો અકબરના બાપ હુમાયુનો પરાજય કરીને તેને હિંદમાથી હાંકી કહાડનાર એજ હતો બીજા ઘણા પાદશાહો કરતા શેરશાહ વધારે સારો હતો તેણે હિંદુ રૈયત ઉપર ધર્મની બાબતમા કાઇ જૂલમ કરેલો જણાતો નથી તેણે મુસાફરખાના, રસ્તા અને નનાણ બંધાવ્યા હતા, તથા ઝાડો રોપાવ્યા હતા આ ચતુર પાદશાહના હાથ નીચે ટોડરમલનુ મન બહુ કેળવાયુ હતું અને તેના મનની શક્તિઓ ખીલી હતી, તેથી તે અકબરને બહુજ કામે લાગ્યો તેણે અકબરની એવી સેવા બજાવી કે તેની કીર્તિ અમર થઇ

ટોડરમલને અકબર બાદશાહે "વકીલુ-સુલતાન" અને "મુશ્રિફ-ઇ-દિવાન" નો ઇનામ આપ્યો હતો સર એચ, ઇલિયટના ગ્રંથ ઉપરથી પાછળ કહેવામા આવ્યું છે કે રાજા ટોડરમલ જાતે ખતરી હતો પણ એલ્ફીન્સ્ટન કૃત ઇતિહાસમા જણાવ્યુ છે કે તે પંજાબનો કાયસ્થ હતો ઇ સ ૧૫૫૩મા તેને ગુજરાતમા સરકારી નોકરી મળી હતી, ત્યા તેને લશ્કરી નાયકપણુ અને વસુલાત ખાતાનું એ બે કામ સોંપવામાં આવ્યા હતા પછી તેની બદલી બગાળામા થઇ હતી ત્યા પણ સારી ચાકરી બજાવવાથી તેને દિલ્હી ખાતાની વજીર શાહ મનસૂરનો મુખ્ય પેશકાર નીમ્યો હતો વસુલાત ખાતામા સુધારો કરવાનું કામ તેણે અહિં આરમ્ભ્યુ હતુ

રાજા ટોડરમલ ઘણો બુદ્ધિમાન, બહાદુર અને નિમકહલાલ પ્રધાન હતો અને સિપાહી તરીકે પણ લડાઇઓમા તેણે બહાદુરી બતાવીને જશ મેળવ્યો હતો પ્રખ્યાત ગ્રંથકાર અને સરદાર અબુલફજલ લખે છે કે,—"પ્રમાણિકપણામા સીધે રસ્તે ચાલવાના મર્દાઇમાં, કામની માહિતગારીમા, અને રાજકારભાર કરવાની શક્તિમા એના સરખો બીજો નર હિંદુસ્થાનમાં એ વેળાએ નહોતો.

મહેસુલ વસુલાત ખાતાના સુધારા કરવામાં, ખેડૂતોને સહાય આપવામા તે

જીર્ણ સસ્કૃત પુસ્તકમા લખેલુ છે કે, સવત ૧૨૯૮ ની સાલમા [illegible]
વાળીયા ગામમા વસ્તુપાળે દેહ ત્યાગ કર્યો હતો અને ત્યાર પછી સવત [illegible]
ભાઇ તેજપાલ મરણ પામ્યો હતો વીરધ[illegible] પુરોહિત સોમેશ્વરે એ રાજા[illegible]
વર્ણનુ "કિર્તિ કૌમુદિ" નામે ગ્રન્થ મા તે મરણ [illegible] છે તેમા પણ વસ્તુપાલ, તેજપાલ
ની કીર્તિ વર્ણવેલી છે. [illegible]ડી બળી મુઆ હતા
અટકાવ્યા હતા વીરધ[illegible]
[illegible]ને ભાઇઓના પ્રતાપથી[illegible]
સાડ્યો હતો
ત્યારે વસ્તુપાલને પ્રૌઢ

મલ

અકબર પાદશાહનો આ પ્રખ્યાત દિવાન લાહોરનો ખતરી હતો તે બાળક હતો ત્યારે તેને નિર્ધન મૂકીને તેનો બાપ મરણ પામ્યો હતો ઉમ્મરે આવતા તેને કારકુનની જગ્યા મળી પોતાના બુદ્ધિબળ વડે તે આ હલકી સ્થિતિમાથી **શેરશાહ સુરની** સત્તામા ઉંચે દરજ્જે ચઢ્યો હતો એ સુલતાને ગક્કર લોકોના પહાડી મુલકમા મોટો મજબૂત પત્થરોનો ગઢ બણાવ્યો, તેનો ઉપરી **ટોડરમલ** હતો, તે કામમા તેની ખબરદારી અને લાયકીને માટે તેને શેરશાહ તરફથી બહુ શાબાશી મળી હતી શેરશાહ સુર બગાળાનો હાકેમ હતો અકબરના બાપ હુમાયુનો પરાજય કરીને તેને હિંદમાથી હાંકી કહાડનાર એજ હતો બીજા પઠાણ પાદશાહો કરતા શેરશાહ વધારે સારો હતો. તેણે હિંદુ રૈયત ઉપર ધર્મની બાબતમા કાંઇ જૂલમ કરેલો જણાતો નથી તેણે મુસાફરખાના, રસ્તા અને નવાણ બંધાવ્યા હતા, તથા ઝાડો રોપાવ્યા હતા આ ચતુર પાદશાહના હાથ નીચે ટોડરમલનુ મન બહુ કેળવાયુ હતું અને તેના મનની શક્તિઓ ખીલી હતી, તેથી તે અકબરને બહુજ કામે લાગ્યો તેણે અકબરની એવી સેવા બજાવી કે તેની કીર્ત્તિ અમર થઇ

ટોડરમલને અકબર બાદશાહે **"વકીલુ–સુલતાન"** અને **"મુશ્રિફ–ઇ–દિવાન"** નો ઇલકાબ આપ્યો હતો **સર એચ, ઇલિયટના** ગ્રથ ઉપરથી પ્રાકટ કહેવામા આવ્યુ છે કે રાજા ટોડરમલ જાતે ખતરી હતો, પણ **એલ્ફીન્સ્ટન** કૃત ઇતિહાસમા જણાવ્યુ છે કે તે પંજાબનો **કાયસ્થ** હતો ઇ સ ૧૫૫૩મા તેને ગુજરાતમા સરકારી નોકરી મળી હતી. ત્યા તેને લશ્કરી નાયકપણુ અને વસુલાત ખાતાનુ એ બે કામ સોપવામા આવ્યા હતા પછી તેની બદલી બગાળામા થઇ હતી ત્યા પણ સારી ચાકરી બજાવવાથી તેને દિલ્હી બોલાવી વઝીર **શાહ મનસૂરનો** મુખ્ય પેશકાર નીમ્યો હતો વસુલાત ખાતામા સુધારો કરવાનું કામ તેણે અહિં આરભ્યુ હતુ

રાજા ટોડરમલ ઘણો બુદ્ધિવાન, બહાદુર અને નિમકહલાલ પ્રધાન હતો. જાતે વિદ્વાન છતા ઘણીક લડાઇઓમા તેણે બહાદુરી બતાવીને જય મેળવ્યો હતો પ્રખ્યાત ગ્રથકાર અને સરદાર અબુલફઝલ લખે છે કે,—"પ્રમાણિકપણામા, સીધે રસ્તે ચાલવામા, નરદાઇમા, કામની માહેતગારીમા, અને રાજકારભાર કરવાની શક્તિમા એના સરખો બીજો [illegible] હિંદુસ્થાનમા એ વેળાએ નહોતો

જમીન વસુલાત ખાતાના સુધારા કરવામા, સૂચનાઓ અને સલાહ આપવામા તે

ઉંચે હેરે હરકોઇ ફરીઆદી ખેંચીને ઘંટ વગાડી શકે તેવી જગોએ રાખતા. તેમ કેટલાક તો ઇન્સાફની કોર્ટનાં દ્વાર સદા ખુલ્લાંજ રાખતા. ન્યાયી અને દયાળુ દીલના પાદશાહ અકબરશાહે એવો નિયમ રાખ્યો હતો કે; નિત્ય સવારમાં ઉઠી નાહી ધોઇ નિર્મળ વસ્ત્ર પહેરીને બે કલાક રાજમેહેલના ઝરૂખામાં બેસતા. ત્યાં જે કોઇ પોકાર કરતુ આવે, તેની ફરિયાદ સાંભળતા. એ ઝરૂખા નીચે રાજમાર્ગ હતો. ત્યાં થઇને ગાડી ઘોડાને જવાની મનાઇ હતી. માત્ર મનુષ્યોનેજ જવાની છુટ હતી. વચમાં નેકીદારો સોનાની છડીઓ લેઇને ઉભા રહેતા. તેઓ સર્વને પોકારીને કહેતા કે;—"અકબરશાહ ધર્માસનપર બિરાજમાન હુવે હૈ. જિસ્કો કુચ્છ ફિરયાદ હોવે ઉસ્કો વહાં ખુલાતે હૈ. શાહ વ શાહુકાર, વઝીર વા દિવાન, નવાબ વા સુબા, અમીર વા ઉમરાવ, કિસીકાહી જુલ્મ હોવે, તૈ નિડર હોકે આઓ, ઔર કહો. અદલકે ઘંટેમેં સભી સમાન હૈ." રાજ માર્ગને છેડે ચોકીઓ હતી, ત્યાં વાજીંત્રોમાં એવાજ અર્થના બોલ ગવાતા. તે સાંભળી આખા શેહેરમાં ચોકીએ ચોકીએ એવી ગર્જના થઇ રહેતી. તેથી સર્વ પ્રજાને ખબર પડતી કે અકબરશાહ ઇન્સાફની ગાદીએ બિરાજમાન થયા છે. એ ઉપરથી જે લોકોને ફરીયાદ કરવી હોય, તે મેહેલના ઝરૂખા નીચે જઇને અગાઉથી બેસતા અને ફરિયાદ! ફરિયાદ! ફરિયાદ! એમ પોકાર કરતા કે તુરત બાદશાહ તેમને પોતાની પાસે બોલાવી અરજ સાંભળતા. અને તેનો ઇન્સાફ તેજ વખતે આપી દેતા.

એક દિવસે અકબરશાહ પોતાના રાજમેહેલના ઝરૂખામાં બેઠા હતા. ત્યાં શરીરે ભસ્મ લગાવી, એક લંગોટી વાળી, ખાંધે એક ફુટેલું તુંબડું, અને ઘણાં થીગડાંવાળી ગોદડી લટકાવી, હાથમાં ત્રિશૂળ, કપાળમાં સિંદુરનું તિલક અને આખો ફાટેલી ભયંકર એવા જોગી વેષે આપણો આ ચરિત્ર નાયક (બીરબલ) ફરિયાદીના ઓટલે ચડીને "**फिरयाद है! फिरयाद है! फिरयाद है! फिरयाद है!**" એ શબ્દો ઉંચે સ્વરે પોકારીને ઉભો રહ્યો. એ સાંભળીને બાદશાહે તુરત તેને પોતાની પાસે બોલાવ્યો. આ વિચિત્ર વેષના ફરિયાદીને જોઇને બાદશાહને જરા નવાઇ લાગી. તેમણે જાણ્યું કે આ ફકીર કે વૈરાગી નહિ, પણ કોઇ વિલક્ષણ પુરૂષ છે. પછી બાદશાહે તેને પુછ્યું કે, તમે કોણ છો? અને તમારાપર શો જુલમ ગુજર્યો છે? બીરબલે ઉત્તરમાં કહ્યું કે;—

પાયા હીરા લાખકા, આયા બેચન કાજ;
છિના લિયા છક્કડ લગા, ઝૌરી દગાહિબાજ.

એ સાંભળી બાદશાહે કહ્યું કે, મારા રાજ્યમાં આવો જુલમ કરી શકે, તેવો કોણ છે? એ ઝવેરીનું નામ દો. હમણાંજ તેને હું પકડી મંગાવું, અને યોગ્ય સજાએ પહોચાડું. પછી બીરબલે બીજાં પ્રકિર્ણ કવિતો વગેરે કહીને પોતાની કવિત્વ શક્તિ અને ચાતુર્ય બતાવ્યું. અકબર પાદશાહ તેની અપૂર્વ વિદ્વતા, ચતુરાઇ, અને હાજરજવાબી જોઇને તાજુબ થયો. પછી અતિશય પ્રસન્ન થઇને તેને ભારે શીરપાવ આપ્યો. અને દરરોજ પોતાની કચેરીમાં આવવાની પરવાનગી મળી. બીરબલે પેલા રૂશ્વતખોર લુચ્ચા દરવાનની વાત બાદશાહની આગળ પ્રગટ કરી હતી. તેથી બાદશાહે તેને યોગ્ય શાસન આપ્યું હતું.

એ પ્રમાણે બીરબલને ગરીબાઇને લીધે બાદશાહની મુલાકાત લેવામાં પ્રથમ ભારે દુઃખ વેઠવું પડયું હતું. તે જ્યાં નેણે હિંમત નહિ હારતાં પોતાના મહા બુદ્ધિ બળ વડે

ઉપર કહ્યા પ્રમાણે બાદશાહને તે ગમી ગયો હતો. અને પહેલીજ મુલાકાત [illegible]
શાહનું મન રંજન કરીને પોતાનો હેતુ પાર પાડયો હતો. પોતાને મળેલી [illegible]
બ તે બાદશાહની હજુરમાં નિત્ય જવા લાગ્યો વિદ્વાનોની સભામાં તે એક [illegible]
રૂક દીપવા લાગ્યો. સર્વ વિદ્વાનો પણ તેનું બુદ્ધિબળ અને હાજરજવાબી [illegible]
થઇ જતા હતા. થોડા વખતમાં તે બાદશાહનો પૂર્ણ માનિતો અને વિશ્વાસુ થઇ [illegible]
હતો. અને આગળ જતાં ચડતે ચડતે અકબરના પ્રધાન મંડળમાં તેની ગણના થઇ [illegible]

અકબર બાદશાહના દરબારમાં હિંદી કવિઓમાં સર્વથી ચઢિઆતો બીરબલ હતો, તેથી તેને પોતાની હજુરમાં રાખી બહુ માન આપતો હતો. વળી તેને "કવિરાજ" નો ખીલકાબ આપ્યો હતો. અકબર જેવો લડાઇમાં શૂરો અને રાજનીતિમાં નિપુણ હતો; તેવોજ તે વિદ્યા વિલાસમાં રમિયો હતો. મોટા મોટા મુલ્લાં અને શાસ્ત્રીઓને બોલાવી તેમના વાદવિવાદમાં આનંદ માણતો હતો. મુલ્લાં ફૈજી અને અબુલફજલ તો તેના આશ્રય વડે તેના જેટલાજ પ્રસિદ્ધ થઇ ગયા છે. એના વખતના મિયાં તાનસેને સંગીત કળામાં જે કીર્તિ મેળવી છે. તેવી હજી કોઇએ મેળવીજ નથી જગન્નાથ પંડિત દક્ષિણમાંથી આવીને તેના આશ્રય વડે વૃદ્ધિ પામ્યા હતા અને પોતાનું પ્રકંડ કવિત્વ તથા કઠિણ પાંડિત્ય દર્શાવીને સંસ્કૃત વિદ્યાના શુષ્ક થતા દીવાને ઘડીભર ખૂબ તેજસ્વી કર્યો હતો ગંગ કવિ સાહિત્યનાં અનેક કવિત વખતો વખત અકબરશાહની આગળ રૂજુઆત કરતો હતો એવામાં બીરબલે આવીને પોતાનું ચાતુર્ય તથા કવિત્વ અકબરની આગળ બતાવ્યું હતું.

કબુલ કર્યું હતું, અને હિંદુ ધર્મને તથા ગાયને તે માન આપતો હતો, ઇત્યાદિ અકબરનાં મ-હત્વ કાર્યોમાં ઘણું કરીને બીરબલનોજ પ્રતાપ હતો, એમ કહીએ તો કાંઇ ખોટું નથી. બીરબલે ઘણાંક રાજદ્વારી કામો પણ કર્યાં છે. તેણે સેનાપતિ થઇને અનેક લડાઇઓમાં, અગ્રેસરપણે ભાગ લીધો છે, અને તેમાં પોતાનું પરાક્રમ બતાવી જય મેળવ્યા છે. આ વિ-દ્વાન અને શૂરો પ્રધાન છેવટે અફગાનીસ્થાનમા રોશનિઆ અને યુસુફઝાઇ નામે પઠાણ લોકો સાથેની લડાઇમા ઇ. સ. ૧૫૮૫ માં મરણ પામ્યો હતો. એ રીતે આ મહા પુરૂષને, થઇ ગયાને આજે ૩૦૯ વર્ષ થયાં છે.

બીરબલના એવા અકસ્માત મૃત્યુથી અકબર જેવા મહાન્ પાદશાહના મન ઉપર શો-કનો કારી જખમ થયો હતો. તેના મરણની દિલગીરી અકબરના હૃદયમાં બહુ લાંબા વ-ખત સુધી રહી હતી. એ ઉપરથી બીરબલ તેને કેટલો બધો વ્હાલો હતો, તેની વિશેષ ખાત્રી સર્વને થઇ હતી. બીરબલ ખરેખર મહા પુરૂષ હતો. તેની વાતચિત ડહાપણ ભરેલી, અને વાણી મધુરી તથા રસીક હતી. તેની ચતુરાઇ અને ડહાપણનાં વચનો ભરતખંડના લોકો હજુ ભૂલી ગયા નથી. ઉપર કહ્યું છે તેમ અકબર અને બીરબલ અથવા બાદશાહ અને લવ્વાની ઘણીક કહાણીઓ હજુ લોકોમાં ચાલે છે મહાન્ અકબરને અર્વાચિન કા-ળનો **વિક્રમ,** અને બીરબલને **કાલીદાસ** કહીએ તો કાંઇ ખોટું નથી.

## ફૈઝી અને અબુલફઝલ.

આ બે નામાંકિત પુરૂષો **મુબારિક** નામે એક વિદ્વાન પુરૂષના પુત્ર હતા. મુબારિ-કનો બાપ શેખ **ખીજર** સિંધમાંથી આવીને **નાધોર** નગરમાં વસ્યો હતો. મુબારિકનો જન્મ નાધોરમાંજ થયો હતો, તે બહુ બુદ્ધિવાન અને ધર્મ સંબંધી ઉદાર વિચારનો હતો. તે નાધોરથી આગ્રે જઇને એક પાઠશાળા ચલાવતો હતો. પ્રથમ તે સુન્ની મતનો હતો, પણ પછીથી **શીઆ** થયો હતો. ત્યાર પછી પ્રાચીન આર્ય પંડિતોની ફિલસુફીનાં એટલે તત્વજ્ઞાનનાં પુસ્તકો વાંચવા લાગ્યો. તેથી તે વહેમમાંથી મુક્ત થયો હતો. તેના શત્રુ તેને નાસ્તિક કહી એટલા સતાવતા કે પાઠશાળા બંધ કરી તેને કુટુંબ સહિત આગ્રેથી નાસવું પડ્યું હતું. ફૈઝી અને અબુલફજલ એ બે તેના દિકરા દેખાઇતા મુસલમાન હતા; પણ તેઓના મનમાં મુસલમાની ધર્મ સંબંધી ઉંડી આસ્થા નહોતી.

મહાન્ અકબર પોતાના રાજ્યના ૧૨ મા વર્ષમાં ચિતોડના ઘેરાનુ કામ ચલાવતો હતો. તેવામાં ફૈઝીની કવિતા તેના જાણવામાં આવ્યાથી તેને પોતાની હજુરમા સન્માન પૂર્વક બોલાવ્યો હતો. આ તરૂણ કવિ પોતાની તીવ્ર બુદ્ધિ વડે ઉતાવળે અકબરનો માનીતો થઇ પડ્યો, અને તેની સત્તા દરબારમા વિશેષ જામી. હિંદુશાસ્ત્રનો અને વિદ્યાનો અ-ભ્યાસ કરનાર પહેલો મુસલમાન હિંદમાં ફૈઝી* હતો. એ કામ અકબરની આજ્ઞાથી તેણે

* "અલુ બિરુની" નામનો આરબીય પંડિત ઈ. સ ૯૭૦ માં જન્મ્યો હતો, અને ઈ. સ. ૧૦૩૮ મા મરણ પામ્યો હતો. તે જ્યોતિષ શિખવા માટે હિંદમા આવ્યો હતો. તેણે સાંખ્ય તથા યોગ શાસ્ત્ર વિષેના એકે એક ગ્રંથના આરબી ભાષામા ભાષાંતરો કર્યા હતા તેમજ હિંદુઓના સાહિત્ય અને વિજ્ઞાન શાસ્ત્ર સંબંધી ઘણાક પુસ્તકોનાં ભાષાંતર કરી નાખ્યાં હતાં.

ઉપર કહ્યા પ્રમાણે બાદશાહને તે મળી શક્યો હતો. અને પહેલીજ મુલાકાતમાં [illegible]-
શાહનું મન રંજન કરીને પોતાનો હેતુ પાર પાડ્યો હતો. પોતાને મળેલી પરવાનગી [illegible]
બ તે બાદશાહની હજુરમાં નિત્ય જવા લાગ્યો વિદ્વાનોની સભામાં તે એક હીરા[illegible]
ફક દીપવા લાગ્યો સર્વ વિદ્વાનો પણ તેનું બુદ્ધિબળ અને હાજરજવાબી [illegible]
થઇ જતા હતા. થોડા વખતમા તે બાદશાહનો પૂર્ણ માનિતો અને વિશ્વાસુ થઇ [illegible]
હતો. અને આગળ જતાં ચઢતે ચઢતે અકબરના પ્રધાન મંડળમાં તેની ગણના થઇ [illegible]

અકબર બાદશાહના દરબારમાં હિંદી કવિઓમાં સર્વથી ચઢિઆતો બીરબલ હતો;
તેથી તેને પોતાની હજુરમાં રાખી બહુ માન આપતો હતો. વળી તેને "કવિરાજ" નો
ઇલકાબ આપ્યો હતો અકબર જેવો લડાઇમાં શૂરો અને રાજનીતિમાં નિપુણ હતો; તે-
વોજ તે વિદ્યા વિલાસમાં રસિયો હતો. મોટા મોટા મુલ્લા અને શાસ્ત્રીઓને બોલાવી
તેમના વાદવિવાદમાં આનંદ માણતો હતો. મુલ્લાં ફૈજી અને અબુલફજલ તો તેના
આશ્રય વડે તેના જેટલાજ પ્રસિદ્ધ થઇ ગયા છે. એના વખતના મિયાં તાનસેને સંગીત
કળામા જે કીર્તિ મેળવી છે. તેવી હજી કોઇએ મેળવીજ નથી. જગન્નાથ પંડિત દક્ષિ-
ણમાંથી આવીને તેના આશ્રય વડે વૃદ્ધિ પામ્યા હતા. અને પોતાનું પ્રકાંડ કવિત્વ તથા
કઠિણ પાંડિત્ય દર્શાવીને સંસ્કૃત વિદ્યાના ગુલ થતા દીવાને ઘડીભર ખૂબ તેજસ્વી કર્યો
હતો. ગંગ કવિ સાહિત્યનાં અનેક કવિત વખતો વખત અકબરશાહની આગળ
રિઆજ કરતો હતો એવામાં બીરબલે આવીને પોતાનું ચાતુર્ય તથા કવિત્વ અકબર
આગળ બતાવ્યું હતું.

કર્યું હતુ, અને હિંદુ ધર્મને તથા ગાયને તે માન આપતો હતો, ઇત્યાદિ અકબરનાં મ-હત્ કાર્યોમા ઘણું કરીને બીરબલનોજ પ્રતાપ હતો, એમ કહીએ તો કાંઇ ખોટુ નથી. બીરબલે ઘણાક રાજદ્વારી કામો પણ કર્યાં છે. તેણે સેનાપતિ થઇને અનેક લડાઇઓમાં અગ્રેસરપણે ભાગ લીધો છે, અને તેમા પોતાનું પરાક્રમ બતાવી જય મેળવ્યા છે. આ વિદ્વાન અને શૂરો પ્રધાન છેવટે અફગાનીસ્થાનમા રોશનિઆ અને યુસુફઝાઇ નામે પઠાણ લોકો સાથેની લડાઇમા ઈ સ. ૧૫૮૫ મા મરણ પામ્યો હતો. એ રીતે આ મહા પુરૂષને થઇ ગયાને આજે ૩૦૯ વર્ષ થયાં છે.

બીરબલના એવા અકસ્માત મૃત્યુથી અકબર જેવા મહાન્ પાદશાહના મન ઉપર શોકનો કારી જખમ થયો હતો. તેના મરણની દિલગીરી અકબરના હૃદયમાં બહુ લાબા વખત સુધી રહી હતી એ ઉપરથી બીરબલ તેને કેટલો બધો વ્હાલો હતો, તેની વિશેષ ખાત્રી સર્વને થઇ હતી. બીરબલ ખરેખર મહા પુરૂષ હતો. તેની વાતચિત ડહાપણ ભરેલી, અને વાણી મધુરી તથા રસીક હતી. તેની ચતુરાઇ અને ડહાપણનાં વચનો ભરતખંડના લોકો હજુ ભૂલી ગયા નથી. ઉપર કહ્યું છે તેમ અકબર અને બીરબલ અથવા બાદશાહ અને લવ્વાની ઘણીક કહાણીઓ હજુ લોકોમાં ચાલે છે મહાન્ અકબરને અર્વાચિન કાળનો **વિક્રમ**, અને બીરબલને **કાલીદાસ** કહીએ તો કાંઇ ખોટુ નથી.

## ફૈઝી અને અબુલફજલ.

આ બે નામાંકિત પુરૂષો **મુબારિક** નામે એક વિદ્વાન પુરૂષના પુત્ર હતા. મુબારિકનો બાપ શેખ **ખીજર** સિંધમાંથી આવીને **નાઘોર** નગરમા વસ્યો હતો. મુબારિકનો જન્મ નાઘોરમાંજ થયો હતો, તે બહુ બુદ્ધિવાન અને ધર્મ સબધી ઉદાર વિચારનો હતો. તે નાઘોરથી આગ્રે જઇને એક પાઠશાળા ચલાવતો હતો. પ્રથમ તે **સુન્ની** મતનો હતો, પણ પછીથી **શીઆ** થયો હતો. ત્યાર પછી પ્રાચીન આર્ય પડિતોની ફિલસુફીનાં એટલે તત્વજ્ઞાનનાં પુસ્તકો વાચવા લાગ્યો. તેથી તે વહેમમાંથી મુક્ત થયો હતો. તેના શત્રુ તેને નાસ્તિક કહી એટલા સતાવતા કે પાઠશાળા બધ કરી તેને કુટુબ સહિત આગ્રેથી નાસવું પડ્યું હતું. ફૈઝી અને અબુલફજલ એ બે તેના દિકરા દેખાઇતા મુસલમાન હતા, પણ તેઓના મનમા મુસલમાની ધર્મ સબધી ઉંડી આસ્થા નહોતી.

મહાન્ અકબર પોતાના રાજ્યના ૧૨ મા વર્ષમાં ચિતોડના ઘેરાનુ કામ ચલાવતો હતો. તેવામા ફૈઝીની કવિતા તેના જાણવામાં આવ્યાથી તેને પોતાની હજુરમા સન્માન પૂર્વક બોલાવ્યો હતો. આ તરૂણ કવિ પોતાની તીવ્ર બુદ્ધિ વડે ઉતાવળે અકબરનો માનીતો થઇ પડ્યો, અને તેની સત્તા દરબારમા વિશેષ જામી. હિંદુશાસ્ત્રનો અને વિદ્યાનો અભ્યાસ કરનાર પહેલો મુસલમાન હિંદમા ફૈઝી* હતો. એ કામ અકબરની આજ્ઞાથી તેણે

* "અલ્બીરૂની" નામનો આરબીય પડિત ઈ. સ ૯૭૦ મા જન્મ્યો હતો, અને ઈ. સ. ૧૦૩૮ મા મરણ પામ્યો હતો. તે જ્યોતિષ શિખવા માટે હિંદમા આવ્યો હતો. તેણે સાખ્ય તથા યોગ શાસ્ત્ર વિષયોના એકે એક મથના આરબી ભાષામા ભાષાતરો કર્યા હતા તેમજ હિંદુઓના સાહિત્ય અને વિજ્ઞાન શાસ્ત્ર સબધી ઘણાક પુસ્તકોના ભાષાંતર કરી ગયો હતો.

કરવા માંડયું હતું કે પોતાની મેળે, તે નક્કી જણાતું નથી. પણ તેને અકબરની સહાય પુષ્કળ મળી હતી, અને તેના કહેવા પ્રમાણે તે વર્ત્યો હતો. કાવ્ય અને તત્વજ્ઞાનનાં પુસ્તકો તથા ભાસ્કરાચાર્ય કૃત **બીજગણિત**[1] અને લીલાવતીનાં ભાષાંતર તેણે કર્યાં હતાં. તેમજ અકબરના દરબારના બીજા વિદ્વાનો અન્ય ગ્રંથોના તરજુમા કરતા હતા, તેપર ફૈઝીની દેખરેખ હતી. હિંદુઓના ચારમાંના એક વેદનું, રામાયણ તથા મહાભારતનાં, અને રાજ તરંગિણી નામે કાશ્મિરના ઇતિહાસનાં ભાષાંતર તેનીજ દેખરેખ નીચે થયાં હતાં. એ બધાં ભાષાંતર ફારસી ભાષામાં કર્યાં હતાં. ખ્રિસ્તીઓના ધર્મ પુસ્તક "**બાઇબલ**" નું ભાષાંતર કરવાનું કામ અકબરે ફૈઝીને સોંપ્યું હતું. વળી નળ દમયંતીના કાવ્યનો તરજુમો, અને તે ઉપરાંત નવી કવિતા તથા ગદ્ય ગ્રંથો તેણે ફારસી ભાષામાં કર્યા હતા. અબુલફ-જલ કરતાં તેને વિદ્યાભ્યાસ ઉપર વધારે શોખ હતો. અને દુનિયાંદારીનાં કામ તેને ઓછાં ગમતાં હતાં.

અકબરના દરબારમાં ફારસી કવિઓમાં ફૈઝી સર્વે કરતાં સરસ હોવાથી તે પણ બીરબલની માફક "**કવિરાજ**" કહેવાતો હતો. ફૈઝી જો કે ઉત્કૃષ્ટ કવિ અને પંડિત હતો ખરો, પણ કાવ્યશાસ્ત્ર સારી રીતે જાણતો નહોતો. તે સંસ્કૃત સારૂં ભણ્યો હતો, પણ અકબર બાદશાહના દરબારમાં જગન્નાથ પંડિત આગળ ન્યાય કે કાવ્યમાં તેનાથી ટકી શકાતું નહિ. તોપણ હિંદના મુસલમાન કવિઓમાં **અમીર ખુશરૂ** સૌથી સરસ અને બીજે નંબરે ફૈઝી ગણાય છે.

અબુલફજલ પણ તેના ભાઇ ફૈઝીના જેવો વિદ્વાન હતો. તેનો જન્મ તારીખ ૧૪ માહે જાનેવારી સને ૧૫૫૧ માં થયો હતો. તેના બાપ મુબારીકે તેને બહુ સંભાળથી ભણાવ્યો હતો. તે બહુ બુદ્ધિમાન અને ઉદ્યોગી હોવાથી પોતાની વીશ વર્ષની ઉમ્મરે મોટો અને સારા સાર વિચારનારો પંડિત ગણાયો. તેણે ઘણા ગ્રંથ વાંચી બહુ જ્ઞાન સંપાદન કર્યું, તેથી તે આગળ જતાં **અલ્લામી** એટલે મહા પંડિતનું મોટું પદ પામ્યો હતો.

અકબરના રાજ્યના ૧૭ મા વર્ષમાં અબુલફજલને તેના ભાઇ ફૈઝીએ અકબરશાહની હજુરમાં બોલાવીને પાદશાહની સાથે તેની મુલાકાત કરાવી હતી. શાહે તેનું બુદ્ધિબળ ઝટ પારખ્યું, અને દર વર્ષે તેને વધારે મોટાં કામ સોંપીને મોટે દરજ્જે ચઢાવ્યો હતો. ચઢતે ચઢતે અબુલફજલ વડો વજીર અને ૪૦૦૦ સ્વારોનો "**મન્સબદાર**" તથા પાદશાહનો અતિ વિશ્વાસુ મંત્રી થયો હતો. તેણે દિવાની અને લશ્કરી કામોમાં રાજ્યની મોટી સેવાઓ બજાવી હતી. તેના પ્રામાણિકપણાનો એક દાખલો નોંધવામાં આવેલો છે. તે એ કે, દક્ષિણના આશીરગઢનો ઘેરો ચાલતો હતો, તેવારે તેના કિલ્લેદાર બહાદુરખાને તેને ફોડવાને બારે નજરાણાં મોકલ્યાં હતાં. પરંતુ અબુલફજલે તે લેવાની ના પાડી તેને જણાવ્યું હતું કે;—

"મેં એવી પ્રતિજ્ઞા લીધી છે કે ચાર કારણ હોય તો મારે ભેટ લેવી, ત્યાર વિના લેવી નહિ. તે ચાર કારણો આ છેઃ—૧ મૈત્રી. ૨ જો નજરાણું બહુ મૂલ્યવાન ન હોય તે. ૩ તે નજરાણું લેવાને આતુર ન હોઉં. ૪ તે લેવાની જરૂર હોય તે. એમ માનીએ કે

(૧) હિંદની આ સર્વ ગણિત અને વૈદક વિદ્યા આરબથી મિસર દેશમાં પ્રચલિત થઈ હતી અને ત્યાંથી આખા યૂરોપમાં તેનો પ્રસાર થયો હતો.

તમારા નજરાણા સબંધી પહેલાં ત્રણ કારણ છે; પણ પાદશાહની મહેરબાની મારાપર એટલી છે કે બીજા કોઈની પાસેથી બક્ષીસ લેવાની જરૂર મને નથી."

અબુલફજલે **"આઇને અકબરી"** નામે અકબરશાહની રાજ્ય કારકીર્દીનું પુસ્તક બહુ અસરકારક રીતે લખ્યું છે. એ સિવાય બીજા ગ્રંથો પણ તેણે લખ્યા છે. તે જેવો વિદ્વાન હતો, તેવોજ લડાઈમાં શૂરો હતો. ઈ. સ. ૧૬૦૨ ના વર્ષમાં અબુલફજલ દક્ષિણમાં ગયો હતો, ત્યાંથી અકબરશાહના તેડાવ્યાથી પાછો રાજધાનીમાં આવતો હતો. તેને માર્ગમાં શાહજાદા **સલીમ**ની શીખવણીથી ગ્વાલિયરથી દક્ષિણે બે મજલપર સરાઇબગ કે સરાઇ બરાર નામે જગાએ તેને ઓચિંતો ઘેરી લેઇ મારી નાખવાની ગોઠવણ **નારસિંહદેવ** બુંદેલા નામે રજપૂત ઠાકોરે કરી હતી. સલીમની બદચાલની ખબર અબુલફજલે અકબરને કરી હતી, તે ઉપરથી તેના ઉપર સલીમે ગુસ્સે થઇને તેને મારી નાંખવાની આ તજવીજ કરી હતી. અબુલફજલના માણસોને આ ભયની ખબર પડવાથી તેમણે તેને ચેતાવ્યો, અને ભલામણ કરી કે, બે કોશ પર અંતરી મુકામે "રાયરાયાં રાજા રાયસિંગ" બે હજાર સ્વારો સહિત છે, તેના રક્ષણમાં જવું. પણ તેણે જવાબ દીધો કે;—"મોતથી ડરવું મિથ્યા છે, કેમકે તેનો સમય ખાળી શકાતો નથી; હું દર્વેશનો દિકરો હોઇને મારી બહાદુરીથી ઉમરાવ પદવી પામ્યો છું, તો બીજાનો આશ્રય લેવાનું નીચ કામ કેમ કરૂં?" પછી આગળ ચાલતાં રજપૂતો તેના ઉપર તુટી પડ્યા. ને તેને તથા તેના સિપાઇઓને તેમણે કત્તલ કર્યા. અબુલફજલનું માથું કાપી લેઇને **નારસિંહે** શાહજાદા સલીમને મોકલ્યું. આ ખબર થતાં તે બહૂજ શોક પામ્યો, ઘણું રડ્યો, અને બે દિવસ તથા બે રાત સુધી અન્ન પણ ખાધું નહિં, ને ઉંઘ્યો નહિં. તથા મૈયત મિત્રનાં પાપ માફ કરવાને તેણે પરમેશ્વરની પ્રાર્થના કરી હતી.

ફૈઝી ક્યારે અને શી રીતે મરણ પામ્યો, એ વિષે કાંઇ નક્કી જાણવામાં આવ્યું નથી. પણ તે અબુલફજલની અગાઉ મરી ગયાનું માલુમ પડે છે. તેના પ્રતિસ્પર્ધિ **અબદુલ** કાદરે તેના મરણ વિષે લખ્યું છે કે,—"મધ્ય રાત્રે અકબરને ખબર થઇ કે ફૈઝીનો અંતકાળ છેક પાસે આવ્યો છે. આ ખબર થતાં વારને પાદશાહ તેની પાસે ગયા. તે વેળા **ફૈઝી** અચેત થયો હતો. અકબરે તેનું મ્હો ઉંચકી પ્રેમ વચને કહ્યું;—"શેખજી, હું **અ**લી હકીમને લાવ્યો છું. તમે બોલતા કેમ નથી?" ભાન ન હોવાથી ફૈઝીએ જવાબ દીધો નહિં, તે જોઇ શાહે પોતાના માથાની પાઘડી લેઇ ભોંય નાખી અને અતિશોકનાં વચન ઉચ્ચાર્યાં. જ્યારે અકબર પાછો સાવધ થયો. ત્યારે અબુલફજલ બીજા ઓરડામાં હતો ત્યાં જઇ તેની પાસે બેસી તેને દિલાસો આપી કેટલીક વાર પછી તે રાજમંદિરે ગયો." એ પ્રમાણે અબદુલ કાદરે પોતાના **"મુન્ત ખબઉત્ તવારીખ"** નામે પુસ્તકમાં લખ્યું છે. ફૈઝી અને અબુલફજલ જોડે અબદુલ કાદરને ધર્મ સંબંધી અણબનાવ થયો હતો.

ફૈઝી અને અબુલફજલ બંનેએ પોતાના પિતાના ધર્મ સંબંધી ઉદાર મત સ્વિકાર્યા હતા. અને તેમાં ઘણો વધારો કર્યો હતો. અકબરની આસ્થા સ્વધર્મ ઉપરથી ઉઠાડવાનું તોહમત, મુસલમાની ગ્રંથ કર્ત્તાઓ ફૈઝી અને અબુલફજલ ઉપર મૂકે છે. અને તે વખતના મુસલમાનો તેમને ધર્મ ભ્રષ્ટ, પાખંડી, અને નાસ્તિક વગેરે અપશબ્દો વડે નિંદતા

કરવા માંડયું હતું કે પોતાની મેળે, તે નક્કી જણાતું નથી. પણ તેને અકબરની સહાય પુષ્કળ મળી હતી, અને તેના કહેવા પ્રમાણે તે વર્ત્યો હતો. કાવ્ય અને તત્વજ્ઞાનનાં પુસ્તકો તથા ભાસ્કરાચાર્ય કૃત બીજગણિત[1] અને લીલાવતીનાં ભાષાંતર તેણે કર્યાં હતાં. તેમજ અકબરના દરબારના બીજા વિદ્વાનો અન્ય ગ્રંથોના તરજુમા કરતા હતા, તેપર ફૈઝીની દેખરેખ હતી. હિંદુઓના ચારમાંના એક વેદનું, રામાયણ તથા મહાભારતનાં, અને રાજ તરંગિણી નામે કાશ્મિરના ઇતિહાસનાં ભાષાંતર તેનીજ દેખરેખ નીચે થયાં હતાં. એ બધાં ભાષાંતર ફારસી ભાષામાં કર્યાં હતાં. ખ્રિસ્તીઓના ધર્મ પુસ્તક "બાઇબલ" નું ભાષાંતર કરવાનું કામ અકબરે ફૈઝીને સોંપ્યું હતું. વળી નળ દમયંતીના કાવ્યનો તરજુમો, અને તે ઉપરાંત નવી કવિતા તથા ગદ્ય ગ્રંથો તેણે ફારસી ભાષામાં કર્યા હતા. અબુલફ્ઝલ કરતાં તેને વિદ્યાભ્યાસ ઉપર વધારે શોખ હતો. અને દુનિયાંદારીનાં કામ તેને ઓછાં ગમતાં હતાં.

અકબરના દરબારમાં ફારસી કવિઓમાં ફૈઝી સર્વે કરતાં સરસ હોવાથી તે પણ બીરબલની માફક "કવિરાજ" કહેવાતો હતો. ફૈઝી જો કે ઉત્કૃષ્ટ કવિ અને પંડિત હતો ખરો, પણ કાવ્યશાસ્ત્ર સારી રીતે જાણતો નહોતો. તે સંસ્કૃત સારૂં ભણ્યો હતો, પણ અકબર બાદશાહના દરબારમાં જગન્નાથ પંડિત આગળ ન્યાય કે કાવ્યમાં તેનાથી ટકી શકાતું નહિ. તોપણ હિંદના મુસલમાન કવિઓમાં અમીર ખુશરૂ સૌથી સરસ અને બીજે નંબરે ફૈઝી ગણાય છે.

અબુલફ્ઝલ પણ તેના ભાઇ ફૈઝીના જેવો વિદ્વાન હતો. તેનો જન્મ તારીખ ૧૪ માહે જાનેવારી સને ૧૫૫૧ માં થયો હતો. તેના બાપ મુબારીકે તેને બહુ સંભાળથી ભણાવ્યો હતો. તે બહુ બુદ્ધિમાન અને ઉદ્યોગી હોવાથી પોતાની વીશ વર્ષની ઉમ્મરે મોટો અને સારા સાર વિચારનારો પંડિત ગણાયો. તેણે ઘણા ગ્રંથ વાંચી બહુ જ્ઞાન સંપાદન કર્યું, તેથી તે આગળ જતાં અલ્લામી એટલે મહા પંડિતનું મોટું પદ પામ્યો હતો.

અકબરના રાજ્યના ૧૭ મા વર્ષમાં અબુલફ્ઝલને તેના ભાઇ ફૈઝીએ અકબરશાહની હજુરમાં બોલાવીને પાદશાહની સાથે તેની મુલાકાત કરાવી હતી. શાહે તેનું બુદ્ધિબળ ઝટ પારખ્યું, અને દર વર્ષે તેને વધારે મોટાં કામ સોંપીને મોટે દરજ્જે ચઢાવ્યો હતો. ચઢતે ચઢતે અબુલફ્ઝલ વડો વજીર અને ૪૦૦૦ સ્વારોનો "મન્સબદાર" તથા પાદશાહનો અતિ વિશ્વાસુ મંત્રી થયો હતો. તેણે દિવાની અને લશ્કરી કામોમાં રાજાની મોટી સેવાઓ બજાવી હતી. તેના પ્રામાણિકપણાનો એક દાખલો નોંધવામાં આવેલો છે. તે એ કે, દક્ષિણના આશીરગઢનો ઘેરો ચાલતો હતો, તેવારે તેના કિલ્લેદાર બહાદુરખાને તેને ફોડવાને બારે નજરાણું મોકલ્યાં હતાં. પરંતુ અબુલફ્ઝલે તે લેવાની ના પાડી તેને જણાવ્યું હતું કે;–

"મેં એવી પ્રતિજ્ઞા લીધી છે કે ચાર કારણ હોય તો મારે ભેટ લેવી, ત્યાર વિના લેવી નહિ. તે ચાર કારણો આ છેઃ—૧ મૈત્રી. ૨ જે નજરાણું બહુ મૂલ્યવાન ન હોય તે. ૩ તે નજરાણું લેવાને આતુર ન હોઉં. ૪ તે લેવાની જરૂર હોય તે. એમ માનીએ કે

(૧) હિંદની આ સર્વ ગણિત અને વૈદક વિદ્યા આરબથી મિસર દેશમાં પ્રચલિત થઈ હતી. અને ત્યાંથી આખા યૂરોપમાં તેનો પ્રસાર થયો હતો.

[illegible]આસ નજરાણા સબંધી પહેલાં ત્રણ કારણ છે, પણ પાદશાહની મહેરબાની ઉપરાપર એ-[illegible] કે બીજા કોઈની પાસેથી બક્ષીસ લેવાની જરૂર મને નથી."

અબુલફજલે " આઇને અકબરી " નામે અકબરશાહની રાજ્ય કારકીર્દીનું પુસ્તક [illegible] અસરકારક રીતે લખ્યું છે. એ સિવાય બીજા ગ્રંથો પણ તેણે લખ્યા છે. તે જેવો વિદ્વાન હતો, તેવોજ લડાઇમાં શૂરો હતો. ઈ. સ. ૧૬૦૨ ના વર્ષમાં અબુલફજલ દક્ષિણ-માં ગયો હતો, ત્યાંથી અકબરશાહના તેડાવ્યાથી પાછો રાજધાનીમાં આવતો હતો. તેને માર્ગમાં શાહજાદા **સલીમ**ની શીખવણીથી ગ્વાલિયરથી દક્ષિણે બે મજલપર સરાઇબગ કે સરાઇ બરાર નામે જગાએ તેને ઓચિંતો ઘેરી લેઇ મારી નાખવાની ગોઠવણ **નારસિંહ-દેવ** બુદેલા નામે રજપૂત ઠાકોરે કરી હતી. સલીમની બદચાલની ખબર અબુલફજલે અક-બરને કરી હતી, તે ઉપરથી તેના ઉપર સલીમે ગુસ્સે થઇને તેને મારી નાંખવાની આ, ત-જવીજ કરી હતી. અબુલફજલના માણસોને આ ભયની ખબર પડવાથી તેમણે તેને ચેતા-વ્યો, અને ભલામણ કરી કે, બે કોશ પર અતરી મુકામે " રાયેરાયાં રાજા રાયસિંગ " બે હજાર સ્વારો સહિત છે, તેના રક્ષણમાં જવું. પણ તેણે જવાબ દીધો કે;—" મોતથી ડ-રવું મિથ્યા છે, કેમકે તેનો સમય ખાળી શકાતો નથી, હું દર્વેશનો દિકરો હોઇને મારી બહાદુરીથી ઉમરાવ પદવી પામ્યો છું, તો બીજાનો આશ્રય લેવાનું નીચ કામ કેમ કરૂં ?" પછી આગળ ચાલતાં રજપૂતો તેના ઉપર ત્રુટી પડ્યા. ને તેને તથા તેના સિપાઇઓને તે-મણે કત્તલ કર્યાં. અબુલફજલનું માથુ કાપી લેઇને નારસિંહે શાહજાદા સલીમને મોકલ્યું. આ ખબર થતાં તે બહુજ શોક પામ્યો, ઘણું રડ્યો, અને બે દિવસ તથા બે રાત સુધી અન્ન પણ ખાધુ નહિં, ને ઉંઘ્યો નહિં. તથા મૈયત મિત્રના પાપ માફ કરવાને તેણે પરમે-શ્વરની પ્રાર્થના કરી હતી.

ફૈઝી ક્યારે અને શી રીતે મરણ પામ્યો, એ વિષે કાંઇ નક્કી જાણવામાં આવ્યું ન-થી. પણ તે અબુલફજલની અગાઉ મરી ગયાનું [illegible] પડે છે. તેના પ્રતિસ્પર્ધિ **અબદુલ કાદરે** તેના મરણ વિષે લખ્યુ છે કે,—" મધ્ય [illegible] અકબરને ખબર થઇ કે ફૈઝીનો અંત-કાળ છેક પાસે આવ્યો છે. આ ખબર થતાં [illegible]રને પાદશાહ તેની પાસે ગયા. તે વેળા ફૈઝી અચેત થયો હતો. અકબરે તેનું મ્હોં ઉંચકી પ્રેમ વચને કહ્યું,—" શેખજી, હું આ-પની હકીમને લાવ્યો છુ. તમે બોલતા કેમ નથી ?" ભાન ન હોવાથી ફૈઝીએ જવાબ દીધો નહિં, તે જોઇ શાહે પોતાના માથાની પાઘડી લેઇ ભોંય નાખી અને અતિશોકનાં વચન ઉચ્ચાર્યાં. જ્યારે અકબર પાછો સ્વસ્થ થયો. ત્યારે અબુલફજલ બીજા ઓરડામાં હતો ત્યાં જઇ તેની પાસે બેસી તેને દિલાસો આપી કેટલીક વાર પછી તે રાજમંદિરે ગયો." એ પ્રમાણે અબદુલ કાદરે પોતાના "મુન્ત ખબઉત્ તવારીખ " નામે પુસ્તકમાં લખ્યું છે. ફૈઝી અને અબુલફજલ જોડે અબદુલ કાદરને ધર્મ સંબધી અણબનાવ થયો હતો.

ફૈઝી અને અબુલફજલ બંનેએ પોતાના પિતાના ધર્મ સંબધી ઉદાર મત સ્વિકાર્યા હ-તા. અને તેમાં ઘણો વધારો કર્યો હતો. અકબરની આસ્થા સ્વધર્મ ઉપરથી ઉઠાડવાનું તોહમત, મુસલમાની ગ્રંથ કર્તાઓ ફૈઝી અને અબુલફજલ ઉપર મુકે છે. અને તે વખ-તના મુસલમાનો તેમને ધર્મ ભ્રષ્ટ, પાખંડી, અને નાસ્તિક વગેરે

હતા. પરંતુ અકબરશાહના મનમાં પરધર્મોનાં મૂળતત્વો વિષે જિજ્ઞાસા, પોતાના ધર્મ વિષે સંદેહ, અને પરધર્મિઓને પોતપોતાના ધર્મો પાળવાની છૂટ આપવાના વાજબી વિચાર, આ બે ભાઇઓ જોડે ઓળખાણ થયાની પૂર્વે ઉત્પન્ન થયા હતા. બાદશાહના મનમાં સત્યનો અગ્નિ સળગાવનારા તેઓ નહોતા, પણ તેને વીંઝનારા અને જાગૃત કરનારા હતા. પોતાના મતને મળતા, અને સમાન ભાવી મનના, પણ પોતાથી વધારે છૂટ વિચારના અને આગળ વધેલા એવા આ બે વિદ્વાન ભાઇઓ અકબરને મળ્યા. એમની જોડે વારંવાર સંવાદ કરીને ધર્મ ચર્ચા વિષે પોતાનો શોખ પૂરો પાડતો હતો. તે અને તેઓ એકમેકને પ્રેરતા તથા પ્રયોજતા, અનેક શંકા ઉત્પન્ન કરતા, અને સમાધાન કરતા. પરિણામે મુસલમાન ધર્મનો ત્યાગ અને દિવ્ય અદ્વૈત મતની એટલે કેવળ દિવ્ય ઇશ્વરી મતની સ્થાપના કરવાના ઠરાવ પર આવ્યા. આ નવા સંપ્રદાયના પ્રમુખ આચાર્ય અકબરશાહ પંડે, અને તેમના પછી બીજી પદવીએ અબુલફઝલ અને ફૈઝી હતા.

આ બંને ભાઇઓ ધર્મ સંબંધી બાબતમાં જેમ અકબરના સલાહકાર હતા, તેમ વિદ્યાને ઉત્તેજન આપવાના વિષયમાં પણ તેઓ સલાહકાર હતા. એટલુંજ નહિ પણ રાજ્યના અગત્યના કામમાં તેમના અભિપ્રાય પૂછવામાં આવતા, તથા મોટાં રાજકાજ તેમને સોંપવામાં આવતાં હતાં. દક્ષિણ દેશ ઉપર અકબરે સ્વારી કર્યાની પૂર્વે ફૈઝીને એલચી ઠરાવી ત્યાંના પાદશાહો પાસે મોકલવામાં આવ્યો હતો.



## સર સાલારજંગ.

આ મહા પુરૂષનો જન્મ સને ૧૮૨૯ માં થયો હતો. તેનું નામ તો તોરાબઅલી છે; અને "સાલારજંગ" એ તો નિઝામ નસીરઉદ્દૌલાએ આપેલો ખેતાબ છે. જે કુળમાં સર સાલારજંગનો જન્મ થયો હતો, તે કુળ ઘણું જૂનુ છે. એ કુળનો મૂળ પુરૂષ અરબસ્તાન દેશના મદિના શેહેરથી હિંદુસ્થાનમાં આવીને કોકણ પ્રાંતમાં વસ્યો હતો. અને વિજાપુરના એક શ્રીમંત કુળની સાથે લગ્ન સંબંધ થયા પછી એ કુળમાંના એક પુરૂષને કિ-મગાવની પદવી મળી, ત્યારથી તે આજ સુધી એ કુળ નિઝામ સ્વસ્થાનના રાજ્યકારભાર સાથે નિકટ સંબધ ધરાવતુ આવ્યું છે.

સર સાલારજંગના બાળચરિત્ર વિષે એટલું જાણવામાં આવ્યુ છે કે, એનો પિતા એના બાળપણમાં મરણ પામ્યો હતો. તેથી તેનુ પાલણ પોષણ કરવાનું તથા શિક્ષણ આપવાનુ કામ એની વૃદ્ધ આજીએ કર્યું હતું. એનો બાપ ૨૦ લાખ રૂપીઆનું કરજ કરીને મરી ગયો હતો તેથી તેની ઘણીખરી દોલત એ કરજ પતાવવામાં ગઇ. તેથી તેને ન્હાની વયમાં કેટલુક દુઃખ વેઠવું પડ્યું. તે છતાં પણ એને કેળવણી આપવામાં તેની વૃદ્ધ આજીએ સારો શ્રમ લીધેલો જણાય છે. બાળપણમાં એ ઘણો રમતિયાળ હતો, તેથી નિશાળે જતો નહિ માટે એની આજી એના સાથે વારંવાર માથાફોડ કરતાં કંટાળી જતી હતી. ને છતા તે જ્યાં ત્યા રખડ્યા કરતો હતો. એ દશ વર્ષનો હતો, ત્યારે નિશાળે નહિ જવા સારૂ એક વખત ઘરના એક ખુણામાં સંતાઇ પેઠો હતો. ત્યાંથી તેની ભલી આજીએ શોધી

[illegible]ડયો, અને ઘણો સંતાપ કરીને બોલી કે "તું ભણ્યા ગણ્યા વગર જીવતો રહે તેના ક-રતાં મૂઓ ભલે" આ શબ્દો તેના કાળજામાં બાણ જેવા લાગ્યા. ત્યાર પછી રમવા ર-ખડવાનું છોડી દેઇ તે વિદ્યાભ્યાસ પછાડી પૂર્ણ લક્ષ રાખી ખંતથી મંડયો. અને થોડા સ-મયમાં ઉર્દુ, ફારસી અને અરબી ભાષાઓમાં કાબેલિયત મેળવી, તથા વ્યવહારિક જ્ઞાન પણ પુષ્કળ પ્રાપ્ત કર્યું.

જેમ જેમ તેની ઉમર વધતી ગઇ તેમ તેમ તેની ચંચળતા ખીલતી ગઇ. તેથી તેનો કાકો શીરાજ—ઉલ—મુલ્ક જે તે વખતે નિજામનો દિવાન હતો, તેણે સને ૧૮૪૯ માં તેને તાલુકદાર નિમ્યો. ત્યાં તેણે પોતાનું કામ એવી તો હુંશિયારીથી બજાવ્યું કે તેથી દરબારમાં તેનાં બહુ વખાણ થયાં.

ઇ. સ ૧૮૫૩ ના મે માસની ૨૭ મી તારીખે તેનો કાકો મરણ પામ્યો. પછી ત્રીજે દિવસે તેની જગા ઉપર સર સાલારજંગને અંગ્રેજ સરકારની સંમતિથી નિજામના રાજ્યનો દિવાન નિમ્યો. એ રીતે ફ્રાન્સ દેશ જેવડા વિસ્તારવાળા નિજામના રાજ્યની લ-ગામ તેણે પોતાની માત્ર ૨૫ વર્ષની યુવાવસ્થામાં ઉગતી કળાએ પોતાના હાથમાં લીધી હતી. એ વાત તેને માટે કાંઇ ઓછા મહત્ત્વની નથી. વળી એજ વર્ષમાં તેણે પોતાનાં લગ્ન મ્હોટા ઠાઠ માઠથી કર્યાં હતાં.

એ સમયે નિજામના રાજ્યની સ્થિતિ ઘણી બગડેલી હતી. રાજ્ય કોષ ખાલી થયો હતો. વસુલાત સરકારી અમલદારો ન ઉઘરાવતાં ઇજારદારોને ઇજારા આપવામાં આવતા હતા. તેઓ રૈયતને અતિશય બળાત્કારથી નીચોવતા હતા. તેમ છતાં તેમાંનું થોડુંજ સર-કારી ખજાનામાં આવતું પોલીસનો બંદોબસ્ત નહોતો, તેથી રાજ્યમાં સર્વ સ્થળે ધોળે દિ-વસે છચોક લૂંટ થતી. વ્યાપાર ભાગી પડયો હતો, ન્યાયનું તો નામજ નહોતું, ગરીબની કોઇ દાદ કે ફરીઆદ સાંભળતું નહોતું. લશ્કરી સિપાઇઓના પગાર બદલ જે જમાદારોને જાગીરો આપેલી હતી, તેની ઉપજ તેઓ ખાઇ જતા, અને સિપાઇઓને ભૂખે મ-રવા દેતા. રાજ્યનો દરેક ન્હાનાથી તે મ્હોટા અમલદાર લાંચથી કે બળાત્કારથી જેમ જેને ફાવે તેમ પોતાનું ઘર ભરવાને મથન કરતા હતા. અમીર દરબારીઓમાં પરસ્પર વિરોધ ચાલતો હતો. એ રીતે રાજ્યની અવ્યવસ્થા થઇ ગઇ હતી.

એવા રાજ્યનો કારભાર સર સાલારજંગે પોતાના હાથમાં લેઇને પોતાની બાહોશ શક્તિ વડે તેને સુધારી થાળે પાડવાનો પ્રયત્ન કરવા માંડયો. અને ચાર વર્ષમાં તો તેણે એટલો બધો સુધારો કર્યો કે તેથી રાજ્યનું વસુલ વધ્યું; તથા લોકોના જાનમાલનું [illegible] થવા લાગ્યું, અને વેપાર ફરીથી દિપી નીકળ્યો.

એવામાં સને ૧૮૫૭ નો બળવો જાગ્યો. ઉત્તર હિંદમાં એકત્ર થયેલા હિંદુ [illegible] સલમાનોએ એ બળવાનો પવન ચોતરફ ફેલાવી દીધો. આણી તરફ દક્ષિણમાં મોટું [illegible] માત્ર મુસલમાની રાજ્ય નિજામનું હતું. તેને દોરવાની લગામ એક અઠ્ઠાવીશ વર્ષના [illegible] મુસલમાનના હાથમાં હતી. એ રાજ્યમાં જો બળવાનો ભડકો સળગે તો તેની [illegible] ત્તરમાં મુંબઇ અને દક્ષિણમાં મદ્રાસના ઝાંપા સુધી પહોંચે એમ હતું. એ તરફ [illegible] ઇગ્રેજોનો સઘળો આધાર નિજામની પ્રમાણિકી ઉપર [illegible]

મુંબઇના ગવર્નરે હૈદ્રાબાદના અંગ્રેજ સરકારના એજંટને તાર કરી જણાવ્યું હતું કે:—"જો નિઝામ ચઢયો તો સર્વસ્વ ગયું." પણ નિઝામ ચઢયો નહિં. એ સમયે સર સાલારજંગે પોતાના જીવ ઉપર ઉદાર થઇને પોતાના ઇમાનને જાગૃત રાખ્યું હતું. બળવો બેસારી દેવામાં ઇંગ્રેજ સરકારને ઘણીજ સારી મદદ કરી હતી. એવા સંકટના સમયમાં દૈવયોગે નિઝામ મરણ પામ્યો. તેથી વધારે જોખમનું કામ તેને માથે આવી પડ્યું. પરંતુ એણે લેશ માત્ર ન ગભરાતાં સમયસૂચકતા વાપરીને તેણે મરનારના પુત્રને ગાદીએ બેસાડી દીધો. અને સમાધાની રાખી.

બળવો શાન્ત થયા પછી સર સાલારજંગ રાજ્યકારભારનો સુધારો કરવાને ઉમંગથી પાછો મંડયો. પ્રજાને સુખ મળે અને રાજ્યનો ઉત્કર્ષ થાય, એવી યોજનાઓ તેણે કરવા માંડી. પરંતુ અમીર ઉમરાવો વગેરે દરબારીઓ પોતાના સ્વાર્થને લીધે તેના કામની આડે આવતા હતા. ને તેના ઉપર બહુજ વૈરભાવ રાખીને તેના હોદ્દા ઉપરથી ખસેડવાની તેઓ ઘણી તજવીજ કરવા લાગ્યા. પણ તેમાં તેઓ ફાવી શકયા નહિ. આ ખટપટના પરિણામે એક દિવસે સર સાલારજંગ અને ત્યાંના રેસીડેન્ટ બંને સાથે વાતો કરતા જતા હતા, તે વખતે તેને મારવા એક વિફરેલા ખુની પઠાણે બંદૂકની ગોળી ફેંકી હતી. પણ નિશાન ચૂકવાથી તે બને જણ બચી ગયા હતા. પરંતુ બંદૂક પડતી મુકીને એકદમ એ પઠાણ તલવાર ખેંચીને તેમના ઉપર ધસ્યો. એટલામાં પાસેના એક માણસે તે પઠાણના ટૂકડે ટુકડા કરી નાખ્યા. તેથી તેમને જરાએ આંચ આવી નહિ. આટલું છતાં સર સાલારજંગ પોતાની મહા બુદ્ધિ અને ચાતુર્ય વડે બધાને કબજામાં રાખી રાજ્યની આબાદી વધાર્યા કરતો હતો. અને ધીમે ધીમે સર્વનાં મન પોતાની તરફ વાળતો જતો. રાજ્ય ચલાવવાની તેની ખુબી અને પ્રામાણિકપણાથી ખુશી થઇને નામદાર મહારાણી સાહેબે તેને ઇ. સ. ૧૮૬૬ માં "ગ્રાન્ટ કમ્પેનિયન ઑફ ધી સ્ટાર ઑફ ઇન્ડિઆ"-નો મોટો માન ભરેલો ઇલકાબ આપ્યો હતો. તેના માનમાં આ વૃદ્ધિ થવાથી ત્યાંની સકળ પ્રજા રાજી થઇ હતી. એટલુંજ નહિ પણ તેની રૂડી રાજનીતિથી સાનંદાશ્ચર્ય પામીને દેશ પરદેશના ડાહ્યા પુરૂષોને પણ આનંદ થયો હતો. બીજે વર્ષે એટલે સને ૧૮૬૭ માં તેની અને નિઝામની વચ્ચે કાંઇક વાંધો પડવાથી તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું હતું. આથી ઇગ્રેજોમાં તથા દેશીઓમાં મોટો ગભરાટ ઉત્પન્ન થયો હતો. પરંતુ સારાં ભાગ્યે એ વાંધો જલદી પતી ગયો, અને તે પાછો ફરીને પ્રધાન પદ ઉપર આવ્યો હતો. સને ૧૮૬૮ માં તેને મારવાનું પાછું કાવતરૂં રચાયું હતું, અને તેના ઉપર એક ચંડાળે બંદૂકની ગોળી ફેંકી હતી, પણ "જેને રામ રાખે તેને કોણ ચાખે"? એ પ્રમાણે તે બચી ગયો હતો.

સને ૧૮૬૭ ની સાલમાં નિઝામ અફઝુલ-ઉદ્-દવલા ગુજરી ગયા, તે વખતે તેમનો પાટવી પુત્ર (હાલના નીઝામ) ન્હાની વયનો હતો. તેથી હિંદુસ્થાનના ગવર્નર જનરલ લૉર્ડ મેયોએ સર સાલારજંગની સ્વામી ભક્તિ તથા પ્રમાણિકપણું જોઇને તેને સજ્યનો કુલ મુખત્યાર બનાવી, બાળ રાજા મોટી ઉમ્મરનો થાય ને રાજસત્તા પોતાના હાથમાં લે, ત્યાં સુધી વહિવટ કરવાને નિમ્યો હતો. અગરજો આ વખતે સર સાલારજંગ નિઝામના જેટલી સત્તા પામ્યો હતો, ને જ્યાં તે છલકાઇ ન જતાં પ્રથમ કરતાં વધારે

ગંભીરાઇથી અને ચાલાકીથી રાજ્યકારભાર ચલાવીને તેની પંક્તિના બીજા પુરૂષોમાં શ્રેષ્ટ ગણવા લાગ્યો.

નિજામના રાજ્યના રક્ષણને માટે સિકંદરાબાદમાં જે ઇંગ્રેજી લશ્કર રાખવામાં આવતું હતું, તેના ખર્ચ બદલ વરાડ નામે ફલદ્રુપ પ્રાંત નિજામ પાસેથી ઇંગ્રેજ સરકારે લીધો હતો. એ બનાવ સને ૧૮૫૩ માં એટલે સર સાલારજંગ પહેલે વહેલો દિવાન થયો તે અગાઉ ૭ દિવસ ઉપર બન્યો હતો. આ ફૈસ સર સાલાજંગને બિલકુલ ગમતું નહોતું. તેથી તેણે એ પ્રાંત પાછો લેવાનો બહુ પ્રયત્ન કર્યો, પણ તે પાર પડ્યો નહિ.

સને ૧૮૭૫ ની સાલમાં નામદાર મહારાણીશ્રીના પાટવી પુત્ર નામદાર **પ્રિન્સ ઑફ વેલ્સ** આ દેશમાં પધાર્યા, ત્યારે સર સાલારજંગે તેમની મુલાકાત કરી હતી. આ મુલાકાત વખતે નામદાર પ્રિન્સે સર સાલારજંગને વિલાયત જોવાની ભલામણ કરી હતી. તે પછી બીજે વર્ષે એટલે સને ૧૮૭૬ ના એપ્રીલ માસમાં તે વિલાયત ગયો હતો. ઇંગ્લાંડમાં તેને ઘણું બાદશાહી માન મળ્યું હતું. મહારાણી સાહેબે પણ તેની મુલાકાત કરીને ખાણું આપ્યું હતું. અને ઓક્ષફર્ડની યુનિવર્સિટિએ તેને "**ડૉકટર ઑફ ધી સિવિલ લૉ**" ની પદવી આપી હતી. સને ૧૮૭૭ ના જાનેવારી માસની પહેલી તારીખે નામદાર મહારાણી સાહેબે કૈસરેહિંદનો કિતાબ ધારણ કર્યો, તેના માનની ખાતર દિલ્હીમાં મોટો બાદશાહી દરબાર ભરાયો હતો. તેમાં ભરતખંડના ઘણાખરા દેશી રાજાઓ હાજર થયા હતા. તે વખતે બાળ રાજાને લઇને સર સાલારજંગ પણ એ મહોત્સવમાં ભાગ લેવાને ગયો હતો.

નિજામ સાહેબની ઉમર મોટી થવા આવી, અને થોડી મુદતમાં તેમને રાજ સત્તા આપવાની હતી. તેથી તેમને દુનિઆંનો તથા રાજ્ય પ્રકરણી બાબતમાં પૂર્ણ અનુભવ કરાવવા માટે વિલાયત વગેરે સુધરેલા દેશમાં મુસાફરી કરવા તેડી જવાનો વિચાર સર સાલારજંગનો હતો. પણ અફસોસ ! તેની એ ધારણા મનમાં ને મનમાં રહી. અને સને ૧૮૮૩ ના ફેબ્રુવારી માસની આઠમી તારીખે રાતના આશરે આઠ વાગતાં કૉલેરાના દુષ્ટ રોગથી એ મહા પ્રતાપી ધીર વીર રાજ્યનીતિ કુશળ નર આ દુનિઆને છેલ્લી સલામ કરી પેદા કરનારની હજુરમાં ચાલ્યો ગયો. એના અચાનક મૃત્યુથી સર્વ સ્થળે ઘણો શોક પ્રવર્ત્યો હતો. નિજામને તેની જે ખોટ પડી છે તે કદી નહિ પૂરાય એવી છે. એ સ્વામિ ભક્તિમાં તલ્લિન થયેલો પ્રવિણ પ્રધાન જો વધારે જીવ્યો હોત તો હાલના નિજામને યથાયોગ્ય સલાહ અને મદદ આપીને એક સર્વોત્તમ મહારાજા બનાવત. એમાં કાંઇ સંદેહ જેવું નથી.

સર સાલારજંગના શરીરની ઉંચાઇ સાધારણ હતી, પણ તે પાતળું હોવાથી વધારે ઉંચું જણાતું હતું. તેનો ચેહેરો ગંભીર અને ખુબસુરત હતો. તેની વિચાર શક્તિ તીવ્ર હતી. તથા સામા માણસના મનોભાવ તેના ચેહેરા ઉપરથી ઝટ પારખી શકતો. ઇંગ્રેજો સાથે તે સારી મૈત્રી રાખતો. અને તેના મોતને માટે કારણ ભૂત થયેલા કૉલેરાના રોગે તેને સપડાવ્યો તે વખતે પણ તે એક પ્રતિષ્ટિત ઇંગ્રેજ પરોણાની સાથે સેહેલ કરવા ગયો હતો. તે સ્વભાવે શરમાળ અને નમ્ર હતો. તેથી બનતાં સુધી કોઇને ખોટું લગાડતો નહિ. સ્મરણ શક્તિમાં તથા અવલોકન કરવામાં તે એક્કો હતો. તેમજ ધીરજ અને સદ્ગુણ શી-

લના પણ સારી રાખી શકતો. કારણપરત્વે તેને ક્રોધ ચડતો હતો, પણ એ ક્રોધ [illegible] ચેહેરાં ઉપરથી ખુલ્લો પારખી શકાતો નહિ. અયોગ્ય સાહસ તથા વગર વિચારે [illegible] કામ બનતાં સુધી તે કરતો નહોતો. વિદ્યા વૃદ્ધિ તરફ તેનો સારો ભાવ હતો. તેના [illegible]નગી પુસ્તકાલયમાં જૂદી જૂદી ભાષાનાં ઘણાં પુસ્તકો હતાં. તે અંગ્રેજી વર્તમાનપત્ર [illegible]ચતો અને તેમાંની રાજ્યકિય બાબતો વિષે દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરતો હતો. ઘણો [illegible] એને પસંદ નહોતો. સાધારણ રીતે તે સાદો પોશાક પહેરતો હતો; પરંતુ વાર તહેવારે કે રાજ્યકિય કામના અગત્યના પ્રસંગે ઉત્તમ વસ્ત્રાભૂષણ ધારણ કરતો હતો. તેનું મન ઉદાર અને દયાળુ હતું. નિજામ જેવા વિસ્તીર્ણ રાજ્યની દિવાનગિરી ૩૦ વર્ષ સુધી કરી, પણ તેના પ્રમાણમાં ઘણી દોલત પાછળ મૂકી ગયો નહિ. તેનું કારણ તેની બહોળી સખાવતો અને સારૂં દાનત છે. તે નિયમિત વખતે ઘણું કામ કરનારો હતો. મરણ વખતે તેનું વય ૫૪ વર્ષનું હતું. તે પોતાની પાછળ બે પુત્ર અને બે પુત્રીઓ મૂકી ગયો છે.

કેવળ અવ્યવસ્થિત થયેલા મોટા રાજ્યના દિવાનનો ઘણો જોખમ ભરેલો હોદ્દો ૨૫ વર્ષની છેક જુવાન અવસ્થામાં લેઇને પોતાના સતત્ ઉદ્યોગ, આગ્રહ, એક નિષ્ઠા અને બુદ્ધિ ચાતુર્યથી એ રાજ્યને ઉત્તમ પંક્તિમાં લાવી મુકનાર સર સાલારજંગ જેવા યશસ્વી પુરૂષો થોડાજ થયા હશે. ત્યાં મુસલમાની રાજ્ય છતાં તમામ વર્ણના લોકો સુખ શાન્તીમાં રહે છે, અને વાઘ બકરી એક આરે પાણી પીએ એવો બંદોબસ્ત તેણે કર્યો છે. નિજામને રાજ્યાધિકાર મળ્યા પછી કેવી રીતે વહીવટ ચલાવવો એ વિષે તેણે એક ધારો તૈયાર કરી રાખ્યો હતો. પણ તેનો અમલ ચલાવવાને તે રહ્યો નહિ. ઇશ્વર તેના આત્માને શાન્તિ આપો એવું ઇચ્છવું જોઇએ.

---

## રાજા સર ટી. માધવરાવ.

આ વિલક્ષણ અને મોટા રાજ્યદ્વારિ પુરૂષનો જન્મ સને ૧૮૨૮ માં મદ્રાસ ઇલાકામાં આવેલા તાંજોરમાં થયો હતો. તેમના પિતાનું નામ રંગરાવ હતુ. તેઓ જ્ઞાતે મરાઠા બ્રાહ્મણ હતા. રંગરાવ અને તેમના ભાઇ વ્યંકટરાવ એ બંને જણે ત્રાવણકારના રાજ્યમાં દિવાનગીરી કરી હતી. તેમના પૂર્વજો જ્યારે મરાઠા જોરપર હતા, ત્યારે એ મુલકમાં જઇને વસ્યા હતા. માધવરાવના પિતાએ સમયવર્તીને તેમને ઇંગ્રેજી કેળવણી આપવાનો નિશ્ચય કર્યો. એજ વખતમાં મદ્રાસમાં લૉર્ડ એલ્ફિન્સ્ટન સાહેબે ઇંગ્રેજી હાઇસ્કુલ સ્થાપન કરી હતી. તેમાં માધવરાવ સને ૧૮૪૧ માં પહેલ વહેલા દાખલ થયા હતા. ત્યાં ૭ વર્ષમાં પોતાની તીક્ષ્ણ બુદ્ધિ વડે સઘળો અભ્યાસ ઘણી શાબાસીની સાથે પૂરો કર્યો. તેઓ ભણવામાં એટલા તો ચાલાક અને બાહોશ હતા કે, તેમના શિક્ષા ગુરૂ પ્રોફેસર ઇ. બી. પાવેલે તેમના વિષે ઘણોજ ઉંચો અભિપ્રાય આપતાં લખ્યું હતું કે,—“કેમ્બ્રિજની મોટી પાઠશાળામાં પણ તેને પ્રતિષ્ઠા ભર્યું પદ મળ્યા વગર રહે નહિ. વળી તે આગળ જતાં દુનિયામાં સારી કીર્તિ મેળવશે.” માધવરાવ ગણિતશાસ્ત્રમાં અને પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રમાં એક્કા હતા. તેથી તેમને એજ પાઠશાળામાં ગણિત અને કુદરતી અભ્યા-

સમાં પ્રૉફેસરનો માન ભરેલો હોદ્દો મળ્યો હતો. એ સમયે ઇંગ્રેજી જ્ઞાનમાં તેમના જેવો કુશળ દેશી કોઇકજ હશે.

" સને ૧૮૪૯ માં માધવરાવ પાઠશાળા છોડીને એકાઉન્ટંટ જનરલની ઑફીસમાં નોકરી મળવાથી ત્યાં રહ્યા. ત્યાં બે વર્ષ રહ્યા પછી વધારે પગારના દરજ્જાની જગો એજ ઑફીસમાં તેમને મળવાની તૈયારી હતી. એવામાં ત્રાવણકોરના રાજકુમારોને ભણાવવા માટે ટયુટર (શિક્ષક) તરીકેની નોકરી મળવાથી તેઓ સરકારી નોકરીનું રાજીનામુ આપીને ત્યાં ગયા. થોડા વખતમાં ત્યાંના રાજાની તથા રેસીડેન્ટની તેમણે એવી તો પ્રીતિ સંપાદન કરી. કે, સને ૧૮૫૩ માં તેમને ત્રાવણકોરના દરબારમાં દિવાન પેશકર એટલે નાયબ દિવાનની જગા મળી. આ વખતથી તેમની રાજ્યકીય ચાલાકી પ્રસિદ્ધિમાં આવવા લાગી. એ સમયે ત્રાવણકોરનું રાજ્ય ડામાડોળ હાલતમાં હતું. ત્યાંના અંધેરની વાત છેક હિંદુસ્થાનના ગવર્નર જનરલ લૉર્ડ ડેલહાઉસીના કાન સુધી ગઇ હતી. જો અમુક વખતમાં કાંઇ પણ સુધારો કરવામાં ન આવે, તો તે રાજ્યને બ્રિટિશ શેહેનશાહત સાથે જોડી દેવાની ધમકી ગવર્નર જનરલે તેના રેસીડેન્ટની મારફતે આપી હતી. એવા અણીના વખતે રાજ્યની લગામ હાથમાં પકડનાર એક બાહોશ નરની જરૂર હતી. તેવામાં સર ટી. માધવરાવ તેમને મળી આવ્યા. દિવાન પેશકરના હોદ્દા ઉપર રહીને સર ટી. માધવરાવે ટુંક મુદતમાં એવો તો સુધારો કરીને રાજ્યને આબાદ સ્થિતિપર આણ્યું કે, તેથી સરકાર તથા મહારાજા સર્વે ઘણો સંતોષ પામ્યા. એ સંબંધી ત્યાંના રેસીડેન્ટે સર ટી. માધવરાવનાં સરકારમાં ઘણાંજ વખાણ કર્યાં હતાં.

સર ટી. માધવરાવના પિતા રંગરાવની જગાએ તેમના કાકા કૃષ્ણરાવ જે ત્રાવણકોરના દિવાન હતા, તે સને ૧૮૫૭ માં ગુજરી જવાથી દિવાનની જગો માધવરાવને મળી. ૩૦ વર્ષની જુવાન વયમાં માધવરાવ ત્રાવણકોરના મુખ્ય દિવાન થયા. આ ભારે કામ મળતાં તેમણે ઘણો શ્રમ લેઇને રાજ્યમાં અનેક પ્રકારના સુધારા કર્યાં. પ્રથમ તો તેમણે આયાત નિકાશની જકાતમાં ઘટાડો કરીને વેપારીઓની હરકતો દૂર કરી. તેથી વેપાર બહુ વધ્યો. ત્યાર પછી દિવાની તથા ફોજદારી ખાતાઓમાં ફેરફાર કરીને તે સારા પાયાપર આણ્યા. નિશાળો, વૈદકશાળાઓ, અને રસ્તા બંધાવવા વગેરેનાં લોકોપયોગી કામો કરીને પ્રજાના સુખમાં વૃદ્ધિ કરી. તે છતાં તેમના વિવેકી ખર્ચને લીધે રાજ્યના ખજાનાને કાંઇ પણ હરકત પડવા દીધી નહિ. તેમના એવા રૂડા કારભારથી ત્રાવણકોરનું રાજ્ય પ્રથમ જે અધમ દશામાં પડેલું હતુ, તે આબાદ થઇને હિંદમાં સર્વથી આગળ પડતુ રાજ્ય ગણાવા લાગ્યું. તેમની આવી ઉત્તમ સેવાની કદર કરીને નામદાર મહારાણી સાહેબે સને ૧૮૬૬ માં તેમને 'કે. સી. એસ. આઇ.' (નાઇટ કમાન્ડર ઑફ ધી મોસ્ટ એક્ઝાલ્ટેડ સ્ટાર ઑફ ઇન્ડિયા) નો બહુ માનવંતો ખિતાબ આપ્યો હતો. તેથી તેમની કીર્તિ ચોતરફ ઘણી પ્રસરી હતી. સને ૧૮૭૨ માં ૪૫ વર્ષની ઉમ્મરે તેમણે પોતાની ખુશીથી ત્રાવણકોરના દિવાનનું પદ છોડયુ, ત્યારે કરાર પ્રમાણે ત્યાંના મહારાજાએ તેમને દર માસે એક હજાર રુપિયાનું પેનશન કરી આપ્યું હતુ. તેમના પછી ત્રાવણકોરની દિવાનગીરી દિવાન બહાદુર રઘુનાથરાવને મળી હતી. સર ટી. માધવરાવને દિવાન પદ છોડ્યા પછી નામદાર હિંદુસ્થાનની સ-

રકારે તેમને કલકત્તાની કાયદા બાંધનારી સભામાં જગા આપવા માંડી, પણ કાંઇ કારણ સર એવા ભારે હોદ્દા ઉપર જવાની તેમણે ના પાડી હતી.

સને ૧૮૭૩ માં સર ટી. માધવરાવને ઇંદોરના મહારાજા તુકોજીરાવ હોલકરે પોતાના દિવાનની જગો ઉપર નિમ્યા હતા. ત્યાં તેમની સત્તા ઉપર દાબ હોવાને લીધે તેઓ કાંઇ પણ સુધારો કરી શક્યા નહિ. તેથી એ હોદ્દો ૩ વર્ષ ભોગવ્યા બાદ તેમણે પોતાની નોકરીનું રાજીનામું આપવામાંજ ડહાપણ માન્યું. જ્યારે તેઓ હોલકર સરકારના દિવાન થયા, ત્યારે હિંદુસ્થાન સંબંધી સાક્ષી આપવા માટે તેમને વિલાયત જવાનું સરકારે પુછાવ્યું હતું. પરંતુ ઘણા કામની રોકાણને લીધે ત્યાં જવાની તેમણે ના પાડી હતી. સને ૧૮૭૫ માં વડોદરાના માજી મહારાજા મલ્હારરાવ ગાયકવાડને નામદાર ઇંગ્રેજ સરકારે વાંકસર પદભ્રષ્ટ કરીને હાલના મહારાજા શ્રી સિયાજીરાવને ગાદીપતિ ઠરાવ્યા, ત્યારે તેમની ન્હાની વયને લીધે તેઓ મોટા થતાં સુધી રાજ્યનો તમામ વહિવટ ચલાવવા સારૂ સર ટી. માધવરાવને દર માસે રૂ. ૫૦૦૦ પગારથી નિમ્યા હતા. આ મોટા હોદ્દા ઉપર તેમણે લગભગ ૮ વર્ષ સુધી રહીને વડોદરાના રાજ્યમાં ઘણી પ્રકારના સુધારા કરીને તેને સારી હાલતમાં આણ્યું હતું. સરકારે તેમની આ ઉત્તમ સેવાની કદર કરીને સને ૧૮૭૭ માં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાએ કૈસરેહિંદનો ખેતાબ ધારણ કર્યો, ત્યારે તેની ખુશાલીમાં તેમને 'રાજા' એ ઉપનામનો માનવતો ખેતાબ આપ્યો હતો. સને ૧૮૮૩ માં તેઓ વડોદરાની દિવાનગીરી છોડીને પોતાને વતન ગયા હતા. મહારાજા શ્રી સિયાજીરાવ ગાયકવાડે તેમની નોકરીની ખુબ જાણીને તેમને પેનશન પેટે બે લાખ રૂપિયાની બક્ષિસ આપી હતી.

રાજા સર ટી. માધવરાવ નોકરીથી છુટા થઇને ચુપ બેસી રહ્યા નહોતા. પરંતુ તેઓ સ્વદેશના કલ્યાણ તરફ હમેશાં કાળજી રાખીને કામ કરતા હતા. આપણી માનવતી 'નેશનલ કોન્ગ્રેસ' ના તેઓ ચુસ્ત હિમાયતી હતા. સને ૧૮૮૭ માં જ્યારે મદ્રાસમાં કોન્ગ્રેસની બેઠક થઇ હતી, ત્યારે તેમણે એક યોદ્ધા માફક કામ કર્યું હતું. મદ્રાસમાં આવકાર આપનારી કમિટીના તેમને અધ્યક્ષ બનાવવામાં આવ્યા હતા. તે વખતનું તેમનું ભાષણ ખરેખર એક મોટા રાજદ્વારી પુરૂષના ભાષણ તરીકે નમુનેદાર હતું. રાજા સર ટી. માધવરાવ મુંબઇ તથા મદ્રાસની યુનિવર્સિટીઓના ફેલો હતા. અને એક દેશી તરીકે આ આખા હિંદુસ્થાનમાં પહેલ વહેલી મદ્રાસની યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલરની જગ્યા તેમનેજ આપવામાં આવી હતી. તેઓ દ્રઢ મનના અને ઉદ્યોગી પુરૂષ હતા. ગમે તેવા વિઘ્નો છતાં પોતાનો ફરજ ટેવ પાર પાડવામાં તેઓ લગાર પાછા હઠતા નહિ, આ મોટો રાજદ્વારી અને સ્વદેશ હિતેચ્છુ પુરૂષ સને ૧૮૯૧ ના એપ્રીલ માસમાં પોતાની ૬૯ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસી થયો છે.

---

## દિવાન રણછોડજી અમરજી.

આ પ્રસિદ્ધ પુરૂષનો જન્મ સંવત ૧૮૨૪ ના આશ્વિન શુદ ૧૦ ના દિવસે થયો હતો. તેઓ નાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમના વડીલો લાલમાંડણ પ્રથમ વડ-

**મોરબી** તાબાજે રહેવા ગયા હતા. ત્યાંના રાજાએ તેમને સન્માન આપીને રાખ્યા હતા. **ત્યાંથી** માંડણના પુત્ર શ્રીપત મહેતા, અને તેમના પુત્ર શિવજી મહેતા થયા, તેમણે વાવો, કુવા, તળાવ, તથા શિવાલય વગેરે બંધાવીને સારાં પરોપકારનાં કામ કર્યાં હતાં. **આ શિ**વજી મહેતાના પુત્ર ગોપાલજી, તેમના પુત્ર પ્રાગજી, તેમના કુંવરજી, અને કુંવરજીના પુત્ર **અમરજી** થયા. તે આ રણછોડજી દિવાનના પિતા થાય.

અમરજી દિવાન ઘણા બહાદુર અને બુદ્ધિશાળી હતા. તેઓ સંવત ૧૮૧૫ માં પોતાની ૧૮ વર્ષની ઉમ્મરે રાજ્ય સેવા દ્વારા ભાગ્યોદયની આશાથી માંગરોળથી જૂનાગઢ ગયા હતા. તે વખતે ત્યાંના નવાબ સાહેબ મોહોબતખાનજીના તાબામાં જૂનાગઢ સિવાય બીજો કોઇ મુલક નહોતો. અને આસપાસથી ચડી આવતા દુસ્મનોની સાથે ઘણી લડાઇઓ થતી હતી. તેથી નવાબ સાહેબે અમરજીનું બાહુબળ અને પરાક્રમ જોઇને તેમને પોતાની નોકરીમાં રાખ્યા. ત્યાર પછી અમરજીએ ઘણાક કાઠી સરદારો અને રાજાઓ સાથે લડાઇઓ કરી તેમને હરાવી મુલક જીતી લેઇને જૂનાગઢના રાજ્યની વૃદ્ધિ કરી. તેથી નવાબ સાહેબે તેમના ઉપર બહુ પ્રસન્ન થઇને તેમને દિવાનગિરીનો પોશાક, નગારૂ, નિશાન, ચોપદાર, અને મંચાલની વગેરે બક્ષીસ કીધાં. તે દિવસથી તેઓ 'દિવાન' પદવીને પામ્યા. સંવત ૧૮૩૧ માં નવાબ સાહેબ મોહોબતખાનજી ગુજરી ગયા, તેમની ગાદીએ સાહેબજાદા હામિદખાનજીને આઠ વર્ષની ઉમ્મરે દિવાન અમરજીએ ગાદીએ બેસાર્યા. આ કાચી વયના નવાબને આસપાસના દુસ્મનોએ ભંભેરીને દિવાન અમરજીના ઉપર ઘણી ઇતરાજી કરાવી. અને છેવટે સંવત ૧૮૪૦ માં નવાબ સાહેબે દિવાન અમરજીને દરબારમાં તેડાવીને કતલ કરાવી મારી નાખ્યા. તથા તેમનાં ઘરબાર લુંટી લેઇને તેમના ભાઇ દુલભજી તથા બીજા પુત્ર રણછોડજીને કેદ કર્યા. આ વખતે ગાયકવાડ સરકારનું લશ્કર કાઠીઆવાડમાં ખંડણી ઉઘરાવવા સારૂં આવેલું હતું. તેના એક સરદાર રૂપાજી સિંધીઆ કે જેની સાથે અમરજી દિવાનને ભારી પ્રીતિ હતી, તેમના જાણવામાં ઉપરની સર્વ વાત આવવાથી તેઓ પોતાના લશ્કર સહીત જૂનાગઢ ગયા. અને અમરજીના જે જે નંબરીઓને કેદ કર્યા હતા, તેમને છોડાવ્યા. એટલુંજ નહિ પણ નવાબે કરેલા અન્યાય બદલ અમરજી દિવાનના વડિલ પુત્ર રઘુનાથજીને દિવાનગિરી અપાવીને બીજી ઘણી લાભકારી મસલત કરાવી આપી. દિવાન રણછોડજીના આ વડિલ ભાઇ રઘુનાથજી પણ ઘણા બહાદુર અને પ્રતાપી હતા

રકારે તેમને કલકત્તાની કાયદા બાંધનારી સભામાં જગા આપવા માંડી, પણ કોઇ કારણ સર એવા બારે હોદ્દા ઉપર જવાની તેમણે ના પાડી હતી.

સને ૧૮૭૩ માં સર ટી. માધવરાવને ઇંદોરના મહારાજા તુકોજીરાવ હોલકરે પોતાના દિવાનની જગ્ગે ઉપર નિમ્યા હતા. ત્યાં તેમની સત્તા ઉપર દાબ હોવાને લીધે તેઓ કાંઇ પણ સુધારો કરી શક્યા નહિ. તેથી એ હોદ્દો ૩ વર્ષ ભોગવ્યા બાદ તેમણે પોતાની નોકરીનું રાજીનામું આપવામાંજ ડહાપણ માન્યું. જ્યારે તેઓ હોલકર સરકારના દિવાન થયા, ત્યારે હિંદુસ્થાન સંબંધી સાક્ષી આપવા માટે તેમને વિલાયત જવાનું સરકારે પુછાવ્યું હતું. પરંતુ ઘણા કામની રોકાણને લીધે ત્યાં જવાની તેમણે ના પાડી હતી. સને ૧૮૭૫ માં વડોદરાના માજી મહારાજા મલ્હારરાવ ગાયકવાડને નામદાર ઇંગ્રેજ સરકારે વાંકસર પદભ્રષ્ટ કરીને હાલના મહારાજા શ્રી શિયાજીરાવને ગાદીપતિ ઠરાવ્યા, ત્યારે તેમની ન્હાની વયને લીધે તેઓ મોટા થતાં સુધી રાજ્યનો તમામ વહિવટ ચલાવવા સારૂ સર ટી. માધવરાવને દર માસે રૂ. ૫૦૦૦ પગારથી નિમ્યા હતા. આ મોટા હોદ્દા ઉપર તેમણે લગભગ ૮ વર્ષ સુધી રહીને વડોદરાના રાજ્યમાં ઘણી પ્રકારના સુધારા કરીને તેને સારી હાલતમાં આણ્યું હતું. સરકારે તેમની આ ઉત્તમ સેવાની કદર કરીને સને ૧૮૭૭ માં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાએ કૈસરેહિંદનો ખેતાબ ધારણ કર્યો, ત્યારે તેની ખુશાલીમાં તેમને 'રાજા' એ ઉપનામનો માનવંતો ખેતાબ આપ્યો હતો. સને ૧૮૮૩ માં તેઓ વડોદરાની દિવાનગીરી છોડીને પોતાને વતન ગયા હતા. મહારાજા શ્રી શિયાજીરાવ ગાયકવાડે તેમની નોકરીની બુઝ જાણીને તેમને પેનશન પેટે બે લાખ રૂપિયાની બક્ષિસ આપી હતી.

રાજા સર ટી. માધવરાવ નોકરીથી છુટા થઇને ચુપ બેસી રહ્યા નહોતા. પરંતુ તેઓ સ્વદેશના કલ્યાણ તરફ હમેશાં કાળજી રાખીને કામ કરતા હતા. આપણી માનવંતી 'નૅશનલ કૉન્ગ્રેસ' ના તેઓ ચુસ્ત હિમાયતી હતા. સને ૧૮૮૭ માં જ્યારે મદ્રાસમાં કૉન્ગ્રેસની બેઠક થઇ હતી, ત્યારે તેમણે એક યોદ્ધા માફક કામ કર્યું હતું. મદ્રાસમાં આવકાર આપનારી કમિટીના તેમને અધ્યક્ષ બનાવવામાં આવ્યા હતા. તે વખતનું તેમનું ભાષણ ખરેખર એક મોટા રાજદ્વારી પુરૂષના ભાષણ તરીકે નમુનેદાર હતું. રાજા સર ટી. માધવરાવ મુંબઇ તથા મદ્રાસની યુનિવર્સિટીઓના ફેલો હતા. અને એક દેશી તરીકે આખા હિંદુસ્થાનમાં પહેલ વહેલી મદ્રાસની યુનિવર્સિટીના વૉઇસ પ્રાન્સેલરની જગ્યા તેમનેજ આપવામાં આવી હતી. તેઓ દૃઢ મનના અને ઉદ્યોગી પુરૂષ હતા. ગમે તેવા વિઘ્નો છતાં પોતાનો ધારેલ હેતુ પાર પાડવામાં તેઓ કદાપિ પાછા હઠતા નહિ, આ મોટા રાજદ્વારી અને સ્વદેશ હિતેચ્છુ પુરૂષ સને ૧૮૯૧ ના એપ્રીલ માસમાં પોતાની ૬૫ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસી થયા છે.

---

## દિવાન રણછોડજી અમરજી.

આ પ્રસિદ્ધ પુરૂષનો જન્મ સંવત ૧૮૨૪ ના આશ્વિન શુદ ૧૦ ના દિવસે થયો હતો. તેઓ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમના પુત્ર લાલમાંજી પ્રથમ પ-

યજાદા દયુજીએ આરબ મકરાણીની મદદથી જૂનાગઢના નવાબ સામે લડાઇ છેડાવી હવી તેને રણછોડજી દિવાને હરાવીને જય મેળવ્યો હતો. સંવત ૧૮૪૬ માં નવાબની નોકરી માંના આરબોએ પોતાના ચઢેલા પગાર માટે બંડ કરી નવાબને કેદ કર્યા હતા. તેથી રણ છોડજી દિવાને આસપાસના ગામોમાંથી લડાયક લોકોને એકઠા કરી આરબો સામે હુમલો કર્યો, અને તેમને જૂનાગઢમાંથી નસાડી મૂકીને નવાબને છોડાવ્યા હતા. સંવત ૧૮૪૭ માં રઘુનાથજી દિવાન અને તેમના કાકાના દીકરા મોરારજીને એક કલ્યાણ શેઠ નામે વા ણિયાની ખટપટથી કેદ કરીને, તેમનાં ઘરબાર જપ્ત કર્યા હતાં. આ સમયે રણછોડજી દિ વાન ચોરવાડમાં હતા. તેમણે પોતાની ચતુરાઇ વડે પોતાના વડિલ ભાઇ વગેરેને એ મહિનાની અંદરમાં છોડાવ્યા. ત્યાર પછી જૂનાગઢ રાજ્યમાં વધારે મુદત રહેવું યોગ્ય લાગવાથી તેઓ ત્યાંથી નિકળીને જામનગર ગયા. ત્યાંના રાજાએ તેમને પોતાના રાજ્યમ રાખીને પડધરી તથા આટકોટ પ્રગણાં જીવાઇમાં આપ્યાં.

૪ સંવત ૧૮૫૦ માં તેઓ નગરના લશ્કરમાં હતા, તેવામાં ભૂજનું લશ્કર હાલારમ આવ્યું હતું. તેની સામે રણછોડજી દિવાને ઘણી બહાદુરીથી લડીને પોતાનું યુદ્ધ કૌશલ્ય બતાવી દુશ્મનોને પાછા હઠાવ્યા હતા. સંવત ૧૮૫૪માં ફરીથી જામની તરફથી ભૂજના લશ્કરની સામે તેઓ લડ્યા હતા. તેમાં તેમના ઘોડાને ગોળી વાગવાથી તે પડી ગયો, તે છતાં તેમણે પોતાનું રક્ષણ કરી લીધું, અને ગોળી મારનારને તેજ ક્ષણે પોતાને હાથે કાપી નાખ્યો હતો. સંવત ૧૮૫૫ માં વડોદરેથી અમિત સાહેબ પેશકસી લેવા આવ્યા હતા. તેમની સામે પણ નગરની તરફથી રણછોડજી દિવાનને મોકલ્યા હતા. તેજ વર્ષમા ભૂજના લશ્કરે બાલંભાડાનો કિલ્લો લેઇ લીધો, તેથી દિવાને તેને ઘેરો ઘાલ્યો, અને ચાર મહિના ઘેરો રાખી હલ્લો કરી તે લીધો. આ વખતે તેમના હાથમાં ગોળી વાગી હતી, તોપણ પોતે લશ્કરથી દુર ખસ્યા નહોતા.

દિવાન રણછોડજી જામનગરના રાજ્યની નોકરીમાં હતા, તે છતાં જૂનાગઢના નવાબ સાહેબ ખરા સંકટની વખતે તેમને આગ્રહ પૂર્વક તેડાવતા હતા, તેથી તેઓ ત્યાં જઇને તેમનું કાર્ય સિદ્ધ કરી પાછા જામનગર જતા. એક સમયે કલ્યાણ શેઠે નવાબ સાહેબની સામે થઇને કુતીઆણાનો કિલ્લો પોતાને હસ્તક કર્યો હતો. તેણે એટલું બધું લશ્કર એકઠું કર્યું હતું કે જૂનાગઢ શેહેરને માટે પણ નવાબને ફીકર થઇ પડી હતી. આવી વિપદની વેળાએ રણછોડજી દિવાને જઇને ઘણીજ બહાદુરીથી લડીને કુતીઆણાનો કિલ્લો કલ્યાણ શેઠના હાથમાંથી છોડાવી નવાબને સોંપ્યો હતો. એટલુંજ નહિ પણ કલ્યાણ શેઠને તથા તેમના કબિલાને કેદ પકડી નવાબને સ્વાધીન કર્યો હતો.

સંવત ૧૮૫૯ માં જૂનાગઢના નવાબ તથા ગાયકવાડ એ બનેનાં લશ્કર કાઠીઆવાડના રાજાઓ પાસેથી મુલકગીરી ઉઘરાવવા નિકળ્યાં હતાં. ઝાલાવાડમાં તેઓ એક એકની નજીક આવી ગયાં હતાં, પણ બને પક્ષવાળા સામ સામા લશ્કરના ઉપરી—ગાયકવાડના સરદાર સેવારામ તથા નવાબના સરદાર રણછોડજી દિવાન પરસ્પરની બહાદુરીથી વાકેફ હતા, તેથી તકરાર કર્યા વિના ચાલ્યા ગયા. એજ વર્ષમાં વસાવડના દેસાઇ ઓને મુકદરાવ ગાયકવાડે કેદ કર્યા, અને અમરેલીનો કિલ્લો કબજે કર્યો હતો. દેસાઇ

ઓએ નવાબની સહાયતા માગ્યાથી રણછોડજી દિવાને જઇને અમરેલીને ઘેરો ઘાલ્યો, અને તોપોનો મારો ચલાવ્યો. તેવી આખરે મુકુંદરાયે કાયર થઇને દેશાઇઓને મુક્ત કર્યા.

સંવત ૧૮૬૧ માં નવાબની વતી રણછોડજી દિવાને છેવટ પેસકશી ઉઘરાવી. કારણ કે સવત ૧૮૬૪ મા કર્નલ વોકર સાહેબ ગાયકવાડના લશ્કર સાથે કાઠીઆવાડ ગયા, અને ત્યાંના રાજાઓની પેસકશીના આંકડા નક્કી કર્યા. કે જેથી તે બાબત ફરીથી કાંઇ તકરાર પડે નહિ. દિવાન રણછોડજીને જૂનાગઢના નવાબે ફરીથી દુસ્મનોના કાવતરાથી જૂનાગઢથી કાઢયા. અને દિવાનના લેણા પેટે કુતીઆણા પ્રગણુ લખી આપ્યું, તેથી તેઓ કુતીઆણે જઇ રહ્યા. તેઓ કર્નલ વોકરને કંડોરણા મુકામે જઇ મળ્યા. ત્યાં તે સાહેબે તેમને ઘણુ માન આપ્યું હતુ. અને સાહેબ તેમને ઉતારે પોતે મળવા સારૂં ગયા હતા, ત્યારે આમણુ સામણુ શિરપાવ પોશાક આપ્યા હતા. સવત ૧૮૭૭ માં મુબઇના તે વખતના ગવર્નર એલ્ફીન્સ્ટન સાહેબ ઘોઘે ગયા હતા, ત્યારે તેમણે રણછોડજી દિવાનની બે ત્રણ વાર મુલાકાત લીધી હતી. તે પ્રસગે ગવર્નર સાહેબ તંબુની બહાર નીકળીને તેમને લેવા તથા મૂકવા સારૂ જતા હતા. એટલું બધુ માન તેમને મળ્યું હતું. ગવર્નર સાહેબ તથા દિવાન બને જણ ફારસી ભાષાનુ સારૂં જ્ઞાન ધરાવતા હતા, તેથી વાતચિત કરવાને તેમને ઘણું અનુકૂલ પડયું હતું.

સંવત ૧૮૭૮ થી ૮૦ સુધી દિવાને રાજકોટ, સરધાર, તથા ધોરાજી, અને ઉપલેટા મહાલો ઇજારે રાખીને તે કામ કર્યું હતુ. અને સવત ૧૮૯૭ ના ફાગણ વદિ ૬ ના રોજ તેમણે ઘણીજ કીર્તિવત જીદગી આબરૂ સહીત ભોગવીને કૈલાશવાસ કર્યો હતો. તેમને પુત્ર ન હોવાથી પોતાના દોહિત્ર શંકરપ્રસાદને દત્તક લીધા હતા. એ શકરપ્રસાદના વંશમાં હાલ ઘણા પુરૂષો હયાત છે. તેઓમાં રા. બજીભાઇ મણિશંકર બહુ બુદ્ધિશાળી અને વિદ્વાન છે. તેઓ પ્રથમ વળામાં દિવાન હતા. અને હાલ જામનગરના રાજ્યમાં સારા અધિકાર ઉપર છે.

કુવલિયાનંદ—(અલંકાર શાસ્ત્ર) સંસ્કૃતમાં છે. તેનું વ્રજભાષામાં ભાષાંતર ગ્રંથ માં કર્યું છે.

બિહારી સતસઇ—વ્રજભાષામાં દોહરા છે, તેના તેજ ભાષામાં અર્થ કર્યા છે.

સોમ પ્રદોષનો મહિમા—(પ્રદોષ મહાત્મ્ય) જૂદા જૂદા રાગમાં કવિતા કરેલ છે

વિશ્વનાથ ઉપરનો કાગળ—ગુજરાતી તથા વ્રજ ભાષામાં છે.

રૂકાતેશુનાશુન—ફારસી ભાષામાં છે. કે જે વ્યવહારીક કાગળ પત્રો વગેરે લખ વામાં અનુભવી કિતાબ છે.

તારીખે સોરઠી—એ સર્વત્ર પ્રસિદ્ધ ગ્રંથ છે. તેમાં આખા કાઠીઆવાડનો ટુંક ઇતિહાસ વગેરે છે. એ ગ્રંથનુ ઇંગ્રેજી ભાષાંતર મુબઇમાં જેમ્સ બર્જેસ સાહેબે કર્નલ વોટસન પાસે કરાવી છપાવ્યું છે.

કામ દહન અથવા મદન સજિવની—એમાં વસંત ઋતુનું વર્ણન સારૂ કરેલું છે

શિવ વિવાહ તથા દક્ષ યજ્ઞ ભંગ—આ પુસ્તકમાં જે સ્ત્રી પોતાના સ્વામીની આજ્ઞા તોડે તેને કેવી વિપત્તિ પડે તે બતાવ્યું છે. તે સિવાય બીજી પણ ઘણી શિખામણ એમાંથી મળે છે.

શંખ ચુડાખ્યાન—એમાં પતિવ્રતા સ્ત્રીએ કેમ ચાલવું તે વિષેનું વર્ણન આવે છે તથા રાજનીતિ અને વ્યભિચાર ખંડન આવે છે. એ ગ્રંથમાંનો એક સવૈયો દ્રષ્ટાંતને માટે નીચે દાખલ કર્યો છે.

સવૈયો.

રામ રહે ન, રહે ઘનશામ ન, કામકિ લોક કહાનિ કહેરી;<br>
શુંભ નિશુભ ગયે જગસોં, બલિરાજકો રાજ ન કોઉ લહેરી;<br>
રાવન લંક તજી સત ભાવન, ગાવનકોં અબગાથ ગહેરીઃ<br>
દામ રહે નહિ, ધામ રહે નહિ, નામ સદા રનછોર રહેરી. ૧

ત્રિપુરાખ્યાન—આ પુસ્તકમાં વસત રૂતુનું વર્ણન ઘણુ સરસ છે. તથા રાજનીતિ ઘણી છે. રાણીના ધર્મ, રાજકુમારના ધર્મ; પ્રધાનના ધર્મ, અને રૈયતના ધર્મ ઇત્યાદિનુ સારૂ વિવેચન કર્યું છે.

ઉપરના ગ્રંથો સિવાય શ્રી બુટેશ્વર, શ્રાદ્ધ નિર્ણય, શિવરાત્રી મહાત્મ્યનો કિસ્સો, ચંડિપાઠના ગરબા, દ્રવ્ય શુદ્ધિ, કાલ ખંજાખ્યાન, મોહની છળ, બ્રાહ્મણની ચોરાશી નાત, અંધકાખ્યાન, નાગર વિવાહ વગેરે પુસ્તકો બનાવ્યાં છે. અને એજ ગ્રંથો દિવાન રણછોડજીની કીર્તિ સર્વત્ર પ્રસિદ્ધ કરે છે.

---

## સુજ્ઞ ગોકુલજી ઝાલા.

આ મહા પુરૂષનો જન્મ સંવત ૧૮૮૦ ના અષાડ કૃષ્ણ પક્ષની ત્રીજ, તા. ૧૪ જુલાઇ અને ૧૮૨૪ ને દિને જૂનાગઢમાં એક ઉચ્ચ કુળમાં થયો હતો. તેમના પિતાનું નામ ત્તિરામ ઝાલા હતું. તેઓ જ્ઞાતે નાગર બ્રાહ્મણ, રૂગ્વેદી, ગૌતમ સગોત્રી, શાંખાયની

મનુ કામના સફળ થવાનો અધિક સંભવ હોય છે. 'પ્રથમ યોગ્ય થઇ પછી આશા કરવી' એવું અનુભવિઓનું કથન છે તે યથાર્થ છે.

શ્રીમાન્ ગોકુલજીના અંતઃકરણમાં પરમ પુરૂષાર્થ સંબંધી સંસ્કારનો આવિર્ભાવ થયો હતો. અને બે ત્રણ વર્ષમાં એ સંસ્કાર અંકુરિત થઇ રહ્યા હતા, તેની વૃદ્ધિ થવાનો અવસર આવી મળ્યો. સંવત ૧૯૦૩ ના વર્ષમાં અધોક્ષજાશ્રમ નામે સંન્યાસી જૂનાગઢમાં આવ્યા હતા, તેમની સાથે સમાગમ રાખી તેમણે વેદાન્તમાં પ્રવેશ કરવા માડયો. આ સમયે રા. ગોકુળજી યુવાવસ્થાના પૂરમાં હતા. તેમની કાન્તી મનોહર હતી, અને બોલવાની છટા ચિત્તાકર્ષક હતી.

સંવત ૧૯૦૪ ના વર્ષમાં મહા પ્રખ્યાત બ્રહ્મનિષ્ટ શ્રોત્રિય ગ્નાની રામ બાવા જૂનાગઢ પધાર્યા હતા. તેમના દર્શનથી સદ્ગુ ગોકુળજીને ઘણો લાભ થયો હતો. ત્યાર પછી સંવત ૧૯૦૫ માં સચ્ચિદાનંદ નામે પરમહંસનો મેળાપ થયો, તેમની પાસેથી સંપ્રદાય પૂર્વક જ્ઞાન થવા સારૂ પંચદશી નામે પ્રખ્યાત ગ્રંથનો અભ્યાસ કર્યો. એ પ્રમેય ગ્રંથમાં બહુ પ્રક્રિયાઓ અને પરિભાષા આવી જાય છે. તેથી તત્વજ્ઞાનનો એ પ્રવેશ ગ્રંથ ગણાય છે. એ રીતે સદ્ગુ ગોકુળજીનું ચિત્ત તત્વજ્ઞાન તરફ એકાગ્ર થવા માંડયું. એ વખતે તેમનું વય ૨૫ વર્ષનું હતું. કુટુંબની સ્થિતિ એ વખતે છેક નિર્વિત્ત થએલી હતી, તેથી તેમને ઘણા જણાએ કહ્યું કે, હવે તો કોઇ ઉદ્યોગે વળગો તો ઠીક. પણ કોઇની ખુશામત કરી નોકરી મેળવવાનું તેમને પસંદ નહોતું. તેથી તેઓ નિરંતર શ્રદ્ધાપૂર્વક સરસ્વતીની સેવા કરતા હતા. તેના વરદાયિ કરકમલથી તેમને ઘણાં ઉત્તમ ફળ મળ્યાં.

સંવત ૧૯૦૫ માં તે વખતના નવાબ સાહેબ હામદખાનજીના દફતરીના તાબામાં તેમને ચૌદ પંદર રૂપિયાના દરમાયાની જગ્ગો મળી. ત્યાં તેમણે પોતાની ઘણી નિપૂણતા દેખાડી. તેથી તેમના પગારમાં કાંઇક વધારો કરી આપ્યો હતો. વિદ્યાના પ્રતાપથી રા. ગોકુળજીની ગ્રહણ શક્તિ, સ્ફૂર્તિ, અને ક્રિયા શક્તિ એટલી બધી હતી કે જે કામ બીજાં મનુષ્ય જેટલા પ્રહરમાં કરી શકે તે કામ તેઓ તેટલી ઘડીમાં કરતા. તે વળી સુનર અને નિયમસર કરતા. એ રીતે તેઓ રાજદ્વારી કામમાં પડ્યા ખરા, પણ વિદ્યાનું વ્યસન તો ચાલુ રાખ્યું. વિદ્યાનું યથાર્થ રસપાન જેણે કર્યું હોય તેનું તો એજ લક્ષણ છે. પરમહંસ બાવા સચ્ચિદાનંદ પાસે પંચદશીનો જે અભ્યાસ ચાલતો હતો, તે તેમણે પૂરો કર્યો. તેમની ---રણ શક્તિ એટલી તો સારી હતી કે પંચદશી જીન્હાગ્રે થઇ ગઇ.

સંવત ૧૯૦૭ માં નવાબ સાહેબ હામદખાનજી ગુજરી ગયા, અને તેમની નવાબ સાહેબ મોહોબતખાનજી બેઠા. તેમને ભણાવવા સારૂં મુંબઇથી માસ્તર મના તરફથી ઇંગ્રેજી વિદ્યાની મહત્તા વિષે રા. ગોકુળજી જાણીતા થયા. અને પાસેથી થોડોક ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરી લીધો. ત્યાર પછી તે વખતના દિવાન જીની ઇતરાજીમાં આવ્યાથી તેમને દફતરીખાનાની નોકરી છોડવી પડી. અને નવા બની પાસે મુસાહેબ તરીકે તેઓ રહ્યા. પરંતુ તેમની પ્રમાણિકતા અને યોગ્યતાને ગ્રાજ વખતમાં તેમને મુખ્ય દફતરીનો હોદ્દો મળ્યો. એ વર્ષમાં વ્યાસજી રાજ જૂનાગઢમાં આવ્યા હતા, તેમની પાસેથી અધ્યાત્મ ભાગવત નામે ગ્રંથ

રાજદ્વારમાં તેઓ આગળ વધ્યા છતાં વિદ્યાનું સુવ્યસન તેમને જે હતું, તેમાં કંઈ પણ ન્યૂનતા થઈ નહિ. આજ સુધી તો મુમુક્ષુ દશા રાખી શ્રોતારૂપે શ્રવણજ કરતા હતા, પણ હવેથી તેમણે વક્તાનું મહા કલ્યાણકારી કામ કરવાનો શુભારંભ કર્યો. [illegible] નામે એક સંન્યાસી જૂનાગઢમાં આવેલા હતા, તેમની પાસે તેમણે ઈશોપનિષદ્ શંકર ભાષ્ય સહિત વાંચવાનો આરંભ કર્યો. તે સાંભળવાને ઘણાક શ્રોતા ત્યાં ભેગા થતા. આવી રીતે એક યુવાન ગૃહસ્થ હાટકેશ્વર મહાદેવના મંદિરમાં જઈને સંન્યાસી પાસે પ્રસિદ્ધ રીતે તત્ત્વજ્ઞાનની કથા કરે એ સર્વને વિલક્ષણ સંભવ જેવું લાગતું હતું. તેથી અણસમજુ મૂર્ખ લોકો ટીકા કરે અને સમજુ લોકો સ્તુતિ કરે એ સ્વાભાવિક છે. પરંતુ કોઈની પણ દરકાર કર્યા સિવાય કારભારી થયા પછી પણ તેમણે છેક સંવત ૧૯૨૨ સુધી એ બ્રહ્મ યજ્ઞનું મહા શુભકાર્ય કરવાનું ચાલતું રાખ્યું હતું. એ પછી તેઓ ઘર આગળ પ્રસિદ્ધ રીતે કથા કરતા હતા. ત્યાં પણ ઘણા શ્રોતા આવતા હતા.

એ પ્રમાણે કેટલાક દિવસ ગયા પછી સંવત ૧૯૧૭ ના વૈસાખ માસમાં રા. ગોકુળજીને જૂનાગઢના મુખ્ય પ્રધાનની જગો મળી. એ વખતે જૂનાગઢના રાજ્યની સ્થિતિ ઘણીજ અવ્યવસ્થિત થઈ ગયેલી હતી. અને રાજ્યમાં ખટપટ ઘણી ચાલતી હતી. પરંતુ એ સર્વ પ્રસંગોથી દૂર રહીને પોતાની દિર્ઘ દ્રષ્ટિ વડે તેઓ નિર્વિઘ્ને કાર્યભાર ચલાવતા હતા. તેમનું બુદ્ધિબળ અને રાજ્યકુશળતા એટલી બધી હતી કે તે વખતના પોલીટીકલ એજંટો પણ કોઈ મોટા રાજ્યદ્વારી કામમાં તેમના વિચાર પુછતા. **કર્નલ કીટિંજ** તો પોતાને કંઈ નવી રાજનીતિ સ્થાપવી હોય, અને કોઈના વિષે મત બાંધવું હોય, એવાં અનેક કામોમાં તેમનીજ સલાહ લેતા. સંવત ૧૯૨૩ ના વર્ષમાં મુંબઈના તે વેળાના ગવર્નર **સર બાર્ટલ ફ્રીયર** વેરાવળ પધાર્યા હતા, ત્યારે રા. ગોકુળજીનો પ્રતાપ જોઈને ગવર્નર સાહેબ ઘણા પ્રસન્ન થયા હતા. અને તેમને મુંબઈ આવવાનું આમંત્રણ કર્યું હતું. તે ઉપરથી રા. ગોકુળજી મુંબઈ ગયા હતા. ત્યાં સરકાર તથા બીજા સંભાવિત ગૃહસ્થો તરફથી તેમનો સારો સત્કાર થયો હતો.

રા. ગોકુળજીની વાદવિવાદ કરવાની શક્તિ ઘણી ઉત્તમ હતી. ગમે તેવી મહાન્ સભામાં સભાક્ષોભ થયા સિવાય તેઓ સ્પષ્ટતાથી બોલતા હતા. રાજદ્વારી કામ પ્રસંગે તેમને ઘણીકવાર મુંબઈના નામદાર ગવર્નર સાહેબો સાથે વાદવિવાદ થયો હતો. એક વખતે રાજદ્વારી કામના સંબંધમાં કાઠીઆવાડના કારભારીઓને તથા મુંબઈના ગવર્નર **સર સીમોર ફિટ્ઝજિરાલ્ડ** વચ્ચે વાદવિવાદ ચાલ્યો હતો. તેમાં રા. ગોકુળજીની વાદ કરવાની શક્તિ, કુશળતા, અને અનુભવ આદિ ગુણો જોઈને ગવર્નર સાહેબ મુગ્ધ થયા હતા. અને વાદવિવાદ થઈ રહ્યા પછી છુટા પડતી વેળાએ ગવર્નર સાહેબે તેમનાં ઘણાં વખાણ કરીને પોતાનો પૂર્ણ સંતોષ દર્શાવ્યો હતો. જૂનાગઢનું રાજ્ય પ્રખ્યાત થયું, રાજ્યની આબાદાની વધી, અને રાજ્ય વહિવટના દરેક ખાતામાં સુધારો થયો, અને શોભા મળી, એ સર્વ રા. ગોકુળજીની દિર્ઘ દ્રષ્ટિ અને તેમના કારભારની ખૂબીથી થયું છે.

સને ૧૮૭૭ ની સાલમાં જ્યારે નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાએ **કૈસરેહિંદ** નો ખિતાબ ધારણ કર્યો, ત્યારે દિલ્હીમાં થયેલા મોટા રાજસૂય યજ્ઞ વખતે રા. ગોકુળજી

જુનાગઢના નવાબ સાહેબને લેઇને દિલ્હી ગયા હતા. ત્યાંથી તેમણે હરિદ્વાર, અયોધ્યા, કાશી, ગયા; અને કલકત્તા વગેરે પ્રસિદ્ધ સ્થળોની ભેટ લીધી હતી. દિલ્હીના એ મોટા દરબાર વખતે તેમના ગુણોની કદર કરીને નામદાર મહારાણી શ્રી તરફથી તેમને **'રાવબહાદુર'** નો ખિતાબ મળ્યો હતો.

રા. ગોકુળજી જો કે અંતરમાં પોતે નિવૃત્તિનું સુખ બહુજ ઇચ્છતા હતા, તોપણ જે પ્રવૃત્તિ તેમણે સ્વીકારેલી હતી, તે વિષે પૂર્ણ ચિંતા રાખી રાજ્યનું કલ્યાણ થાય એવા ઉપાય કરવામાં લગારે ન્યુનતા રાખતા નહોતા. સ્વરાજ્યનું કલ્યાણ અને ઉદય કેમ થાય, એ પ્રવૃત્તિ પ્રકરણમાં તેમનું પ્રથમ લક્ષ હતું. તેઓ ખરા રાજ્યભકત હતા. સ્મૃતિઓમાં સચિવ (કારભારી) નાં લક્ષણ કહ્યાં છે, તેમાંનાં બહુ લક્ષણ તેમનામાં હતાં. એક તરફથી આમ રાજકાજમાં સંપૂર્ણ લક્ષ રાખ્યા છતાં, શાસ્ત્રોનું અધ્યયન અને તત્વજ્ઞાનની માહીતી મેળવવાનું કામ તેમણે મૂકી દીધું નહોતું. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં હરકોઇ સંન્યાસી અથવા વેદાંતી મળે તો તેમની મુલાકાત લીધા સિવાય રહેતા નહિ. અને તે દરેકની સાથે વેદાંત શાસ્ત્ર વિષે ઘણી ચર્ચા કરતા. ભાવનગરના પ્રખ્યાત દિવાન **રા. ગૌરીશંકર** તથા દિવાન **રા. સામળદાસ** અને વિદ્વન્મુકુટ **રા. મનઃસુખરામ** એ ત્રણે વિદ્વાનોની સાથે તેમને ગાઢો પ્રેમ હતો. તેમની સાથે પણ તેઓ પત્ર દ્વારાએ તેમજ સમાગમ વખતે વેદાંત વિષે પુષ્કળ ચર્ચા કરતા હતા.

સુજ્ઞ ગોકુળજીનો વિચાર એમ હતો કે સ્વતંત્ર વ્યવહાર ચાલે એટલું ધન સાધન મળે એટલે નિવૃત્તિ ગ્રહણ કરવી; અને વિદ્યાનંદ તથા બ્રહ્માનંદમાં અવશેષ દિવસ નિર્ગમન કરવા. તેમાં અધિક પ્રેમ રહેવા સારૂ બીજુ કંઇ સામાન્ય કાર્ય પણ કરવું. કે જેથી ઉભયનું તારતમ્ય નિરંતર લાગ્યાં જાય. જનસ્વભાવ બહુ કરીને એવો છે કે અતિ પ્રિય કામ પણ નિરંતર કરી શકાતું નથી. મધ્યે વિશ્રામ લેવાની અગત્ય છે. તે સમયે કોઇ વિજાતિ કાર્ય અધિક ઉપયોગી થાય છે. રા. ગોકુલજીનો એવો વિચાર હતો કે, રાજ્ય કારભાર મૂકયા પછી તેમાં કિંચિત પણ મન ઘાલવું નહિ. પોતાને પ્રિય વિષય જે તત્વજ્ઞાન તેના અભ્યાસમાંથી વિશ્રાન્તિનો જે થોડો કાળ અવશેષ રહે તેમાં કોઇ શાસ્ત્રોક્ત કર્મજ કરવું સુતર છે. એ વિચારથી અને બીજાં પણ કેટલાંક કારણને લીધે અગ્નિહોત્ર લેવાનો તેમને સંકલ્પ હતો. તે તેમણે સિદ્ધ કર્યો હતો. તેમણે અગ્ન્યાધાન અને **સ્માર્ત્તાધાન** કરી આવસથ્ય લીધું. પછી શ્રોતાધાન પણ કર્યું. અને અગ્નિહોત્ર લીધું. એ વિષયમાં પ્રવિણતા મેળવ્યા પછી પોતે કહેતા કે એ વિષય પણ બહુ રસિક છે. તેમાં અનેક સંકેતો છે, તે યથાર્થ સમજાય તો તેમાંથી જ્ઞાનફળ થાય એમ છે. તેના શાસ્ત્રીય પ્રયોગો, સૂક્ષ્મ અભિપ્રાય, અને લાક્ષણિક તથા સાંકેતિક બોધ બુદ્ધિમાનોને આનંદ આપે એવા છે, તેમણે ચાતુર્માસ્ય સુધી યજ્ઞો કર્યા હતા. યજ્ઞકર્મ સારૂં સહિતાનો બહુ ભાગ પાડે કરી ગયા હતા. અને ગૃહ્યસૂત્રાદિ જોઇ સર્વ કર્મમાં કુશળતા મેળવી હતી. પોતે એ વિષય જાણ્યા પછી એમ કહેતા કે, કોઇ વાત જાણ્યા વિના તે વિષે બહુ લોકો મત બાંધી દે છે, એ ખેદકારક છે. સમજણાં મનુષ્યોને સર્વ સ્થળેથી બોધ મળે છે. હમણાં વિદ્યા ભણે છે તે લોકો પણ અજ્ઞાત વિષય ઉપર તુરત મત આપે છે, એ વધારે આશ્ચર્યકારક છે. વિદ્વાન

સંસ્કાર થયાનું ચિન્હ એ છે કે અમુક વિષય જાણ્યા પછીજ તે વિષે મત આપેલ.

સમજુ અને અનુભવી મનુષ્યોનો એવો ધારો - હોય છે કે, કામના વિભાગ કરી સ્થાપિત સમયે એકાગ્ર ચિત્તે યોજેલું કર્મ કરવું. એક કાળે એકજ કાર્ય કરવું. અનિયમિત રાખી અનેક કામ આરંભવાં નહિ. કારણ તેમ કરે એકે કામ યથાર્થ થતું નથી. રા. ગો- કુળજીભાઇ નિયમિત વેળાએ- નિયમિત કર્મ કરવાનો નિયમ પાળતા. તેમની વૃદ્ધિ થવામાં એ શુભ નિયમ એક સાધન થયું હતું. કારભારી રૂપે અધિક ઉપાધિ રાખવો હોય તો રાખી શકાય એમ હતું. પણ તેમની વૃત્તિ જેમ બને તેમ ઓછો ઉપાધિ રાખવા ઉપર રહેતી. તેઓ સરલતાને બહુ માન્ય ગણતા. કારભારીની ચંચળતાનું યથાર્થરૂપ તેમના સ- મજવામાં હતું, તેથી તેનું મિથ્યા અભિમાન તેમને કદી પણ થતું નહોતું. તેમની બુદ્ધિની તીવ્રતા એવી ઉત્તમ પ્રકારની હતી કે જે વિષયમાં તે પ્રવેશ કરતી ત્યાં તળીએ પહોચી જતી. એ વિષે પ્રસિદ્ધ રાજ્યકારી દિવાન બહાદુર મણિભાઇ જશભાઈ લખે છે કે;—

"ઘણીવાર મેં રા. ગોકુલજીભાઇને ઘણા મોટા અને ભારે કામના પત્રો અને પત્ર- કો સમજતાં અને વાંચતાં જોયેલા. થોડીવારમાં તે સર્વેનો સાર સમજી તે વિષેનો પોતા નો વિચાર બહુ સમજણવી સ્પષ્ટ રીતે એવો સારો કહેતા અથવા લખતા કે, મેં ઘણ યુરોપિયન અનુભવી ન્યાયાધીશો અને રાજ્ય કારભારીઓને તેવાં કામ કરતાં જોયા છે તેમના કરતાં રા. ગોકુલજીભાઇ કોઇ રીતે પાછળ પડે નહિ. તેમનુ મગજ ચોખુ હતું અને કામ સમજવાની તથા કરવાની શક્તિ અસાધારણ હતી. તેમના વિચાર દૃઢ હતા. પોતાની જાતે પીડા વેઠી પોતાના સ્વાર્થ સામુ ન જોતાં રાજ્યનું સારૂં કરવા તરફ તેમનું લક્ષ ઘણું રહેતું. તેમના કારભારના સમયમાં પર રાજ્ય સાથેની તકરારોમાં જૂનાગઢને જે ન્યાય મળી ભારે લાભ થયા છે તે જેવા તેવા નથી. સંખ્યાબંધ ગામો ગ્રાસ અને બીજા ભારે હકો તેમના વારામાં જૂનાગઢને પ્રાપ્ત થયા છે. એ રા. ગોકુલજી જેવા કારભારીની કુશળતા અને યોગ્યતાનું ફળ હતું. તેમનું પ્રામાણિકપણું એટલું બહુ પ્રસિદ્ધ છે કે, તે વિષે તો બોલવાની કશી અગત્યજ નથી. તેમની શાસ્ત્ર સંપત્તિ પણ કંઇ ચમત્કારી હતી. પ્રા- તઃકાળે જરાવાર તેમની પાસે બેઠાથી પણ ઇશ્વર સબંધી બહુ સારી અસર મન ઉપર થયા વિના રહેતીજ નહિ. તેમનામાં બુદ્ધિ સાથે ઉદ્યોગ પણ બહુ હતો. તેમના વિચાર ઉદાર હતા. દેશનો, દેશીરાજ્યનો, અને આપણા લોકની સાંસારિક સ્થિતિ તથા નીતિનો સુધારો કરવા સંબંધમાં અને બીજા લોકોપયોગી વિષયો ઉપર મારે રા. ગોકુલજીભાઇ સાથે વાતો બહુ થતી, તેમાં તેમના વિચારો મને બહુ ઉત્તમ લાગતા."

અધિકારનાં કામ સાથે તેના પ્રમાણમાં ધનની પ્રાપ્તિ હોતી નથી, તો મનુષ્ય પ્રામા- ણિક રહી શકે એ દુર્ઘટ છે. અધિકારના પ્રમાણમાં ઉપજ પણ જોઇએ. એ વાત ઉપરી- ઓએ સદા લક્ષમાં રાખવાની છે. યોગ્ય પ્રાપ્તિ છતાં જે અપ્રમાણિક થાય તેને શિક્ષા પણ કરવી જોઇએ. એ રીતિ ઉત્તમ છે. રા. ગોકુલજી રાજ્ય પ્રસંગમાં જોઇએ એવા ઉદાર નહોતા. સર્વ પાસેથી પ્રામાણિકતા ઇચ્છતા પણ તે રાખવા તેમને સમર્થ ન કરતા. એ એક તેમની ખામી ગણાતી. તેથી એમના જેવું સ્થાન ભોગવનાર પ્રધાન ઉપર બહુ જનો ઉચ્ચ ભાવ હોવો જોઇએ તેટલો નહોતો. એટલે તે સંબધમાં ઉપકાર ક્યાંથી

તોષ આપ્યાથી જે સુખ સંતોષ મળે છે, તે યથેચ્છ તેઓ ભોગવી શકતા નહિ.

રા. ગોકુલજી કારભારી છતાં તેમના જેવા વચનપાલક, સત્યવાદી, અને સ્પષ્ટ વક્તા, તથા તેઓના જેના મનની, વાણીની, અને ક્રિયાની એક રૂપતાવાળા લિરલા ગૃહસ્થોજ હોય છે. તેમના સદ્ગુણો અને પ્રતાપ જોઇને એક ઇંગ્રેજ ગૃહસ્થ મુગ્ધ થયો હતો. તેણે પોતાના દેશમાં ગયા પછી ત્યાંના એક પ્રખ્યાત માસિક પત્રમાં ત્યાંના ઉત્તમ લોકો આગળ રા. ગોકુલજીની ઘણી સ્તુતિ કરીને પોતાનો ઉભરો ખાલી કર્યો હતો.

રા. ગોકુલજી તાવની સહેજ બિમારી ભોગવીને તા. ૨૮ નવેમ્બર સને ૧૮૭૮, સં-૧૯૩૫ ના માર્ગશીર્ષ શુદ ૫ ભૃગુવારની રાત્રિના આરંભમાં સ્વર્ગવાસ પામ્યા છે. તેમના કુટુંબમાં તેમના કાકા રા. સુંદરજીના પુત્ર **રા. રા. પુરૂષોત્તમરાયજી** ઉપર તેમનો મૂળથીજ અધિક પ્રેમ હતો. તેમની આશા જનક યોગ્યતા જોઇને પોતે બહુ પ્રસન્ન થતા. અને કોઇક દિનસ ઝાલા કુટુંબમાં તે એક નામાંકિત થશે, એમ અનુમાન કરતા, તે અક્ષરે અક્ષર ખરૂ પડયું છે. રા. પુરૂષોત્તમરાયજી હાલ જૂનાગઢ રાજ્યમાં મોટા હોદ્દા ઉપર છે. તેઓ ઘણા બુદ્ધિશાળી અને ચંચળ સ્વભાવના છે. તેમની ઉત્તમ પ્રકારની રાજ્ય સેવાથી પ્રસન્ન થઇને હાલના નામદાર નવાબ સાહેબે તેમને થોડા સમય ઉપર એક ગામ વંશપરંપરા બક્ષિસ આપ્યું છે, એ બહુ આનંદની વાત છે.



## રા. બા. ગૌરીશંકર ઉદયશંકર ઓઝા.

### સી. એસ. આઈ.

આ મહા પુરૂષનો જન્મ સંવત ૧૮૬૧ ના શ્રાવણ વદી ૧ સને ૧૮૦૫ ના અગષ્ટ માસની ૨૧ મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ **ઉદયશંકર** હતું. તેઓ ઘોઘા નિવાસી ન્યાતે વડનગરા ગૃહસ્થ નાગર બ્રાહ્મણ હતા. રા. ઉદયશંકર કુલીન છતાં દુર્બળ સ્થિતિમાં હતા. તેમનાં પત્ની **અજબબાઇ** કુડાના ઇનામદાર દેશાઇ આણંદજીનાં પુત્રી હતાં. રા. ગૌવરીશંકરને તેમનાં માતા દોઢ વર્ષના મૂકીને મરણ પામ્યાં હતાં. તેથી તેઓ તેમના બનેવી શ્રીમાન દેશાઇ સેવકરામ રાજારામને ઘેર પોતાની ભગિની અચરતના રક્ષણ નીચે ઉછર્યા હતા. તેમના ભાણેજ દેશાઇ **સંતોકરામ** સમવયી હોવાને લીધે બને જણાએ ઘોઘામાં તે સમયની ગામઠી નિશાળની કેળવણી લીધી હતી. પુત્રનાં લક્ષણ પારણામાંથી પરખાય એ કહેવત વાસ્તવિક છે. રા. ગૌરીશંકરમાં બાળવયથીજ શોધક બુદ્ધિ અને ચાંચલ્યતા દેખાતાં હતાં.

કાઠીઆવાડ એજન્સીમાં ભાવનગરના મુખત્યાર તરીકે આજન્મ સેવકરામ દેશાઇ કામકાજ કરતા હતા. આ નોકરી બહુ મેહેનત અને માન ભરેલી હોવાથી એક વિશ્વાસુ અને ચાલાક સાહાકારકની પૂરેપુરી આવશ્યકતા હતી. તેથી એ જોખમ ભરેલી જગો ઉપર રા. ગૌરીશંકરને સને ૧૮૨૨ ની સાલમાં તેમની ૧૭ વર્ષની ઉમ્મરે નિમવામાં આવ્યા. અવસ્થા અને રાજકાજનો પ્રથમ આરંભ છતાં તરૂણ ગૌરીશંકરે ઘણીજ દૂરંદેશી રી અને હુશિયારીથી પોતાની નોકરી બજાવી. તેથી તેમની બુદ્ધિ અને ચાલા..

કસોટી કરવાના વિચારથી એ કરતાં વધારે જોખમ ભરેલી નોકરી તેમને માટે [illegible] વામાં આવી. આ સમયે ભાવનગર દરબારના કુંડલા મહાલમાં કાઠી ખુમાણ [illegible] આના ત્રાસથી મેહેસુલ ઉઘરાવવાનું કામ અતિ મુશ્કેલ થઇ પડયું હતું. તેનો બંદોબ[illegible] સ્ત કરવા તથા બળવાન બહારવટીઆનું પારીપત્ય કરવા માટે તેમને મોકલવામાં [illegible] અહિં આવીને તેમણે બહુ બાહોશીથી બહારવટીઆનું તોફાન શાન્ત પાડયું. તેને લીધે મે હેસુલનું કામ પ્રથમની માફક અગવડતા વગરનું થઇ ગયું. આવી ઉત્તમ પ્રકારની રાજસેવા જોઇને તે વખતના ભાવનગરના મહારાજા શ્રી વિજયસિંહજીનો તેમને માટે ઉંચો મત બંધાયો. હવે ભાગ્યશાળી ગૌરીશંકરનો ભાગ્યોદય થવાની શુભ નિશાનીઓ આસપાસ પ્રગટ થવા માંડી. એજ અરસામાં બ્રિટીશ સરકારે તલ ભાવનગર અને તે સાથે તેનાં ૧૧૫ ગામ ઉપરથી ભાવનગરના રાજાની દિવાની અને ફોજદારી સત્તા છીનવી લેઈ સરકારી અદાલતોને સ્વાધીન કરી હતી. અને તેથી કરીને ઇંગ્રેજી હકુમત સ્થપાયા અગાઉનાં લેહેણાં દેહેણાં માટે ભાવનગર રાજ્ય ઉપર સુમારે ૧૨ લાખ રૂપિયાના દાવા સુરતની વરિષ્ઠ કોર્ટમાં થયા હતા. તેનો જવાબ દેવાને માટે રાજનિતિજ્ઞ ગૌરીશંકરને સુરત મોકલવામાં આવ્યા હતા. ત્યાં તેમણે બહુ મેહેનત લીધા છતાં સુરતના ન્યાય મંદિરમાં એ કામનું છેવટ ભાવનગર દરબારની વિરૂદ્ધ ઉતર્યું હતું. પરંતુ ઉત્સાહી ગૌરીશંકર એથી નાસીપાસ થયા નહિ. અને મજબુત દાખલા દલીલો સહિત એક અર્જી પત્ર મુંબઇ સરકાર ઉપર મોકલાવીને વાજબી ઇન્સાફ માગવાની તક લીધી. કાયદાની બારીકીને લીધે સરકાર ગુંચવણમાં આવી પડી. અને એ ગુંચવણું દૂર કરવા સારૂ મુંબઇ સરકારે ખાસ નવો ધારો બાંધીને ભાવનગર દરબાર ઉપર થયેલો બાર લાખ રૂપીઆનો દાવો કાઢી નાખ્યો. આથી કરીને રા. ગૌરીશંકરનો પ્રબળ જય થયો. અને આ વિજયને લીધે સૌરાષ્ટ્રનાં નાનાં મોટાં રાજ્યોમાં તેમની વિશેષ વાહ વાહ થઈ.

એક વધતા પુરૂષને કુદરત પણ વધારે છે. તરણ ગૌરીશંકરનો ભાગ્યોદય ધારવા કરતાં વધારે ટુંક મુદતમાં થયો. તેમને આગળ વધારવાને માટે કુદરત બહુ અધીરી થઇ રહી હતી. તેથી તકપર તક એવી મળતી ગઇ કે તેમના ગુણની કસોટી કરવાના બહુ પ્રસંગ ભાવનગરના રાજમંડળને તથા મહારાજાશ્રીને એક પછી એક મળ્યા. તેથી સર્વાનુમતે સને ૧૮૪૭ માં ભાવનગર રાજ્યના મુખ્ય પ્રધાનની ઉંચ પદવી તેમને આપવામાં આવી. તે સમયનો રાજદરબાર આજની માફક વગર હરકતનો સહેલો નહોતો. રાજ્યમાં અનેક તરેહની ગેરવ્યવસ્થા ચાલતી હતી. અને અનિયમિત કારોબારને લીધે એક રાજ્યમાં જોઇએ એવા સુધારાનાં બીજ વવાયાં નહોતાં. ભાવનગર પણ એવા વમળમાં ગુંચવાઇ ગયું હતું. સ્વસ્થાન ઉપર થયેલા તથા સ્વસ્થાન વિરૂદ્ધ ચૂકવાઇ ગયેલા દાવાના સંબંધમાં પોલીટીકલ એજંટની મારફતે કરવામાં આવેલા ૭૦ ઉપરાંત મોઢોસલનો દરમાસે રૂ ૧૫૦૦ ઉપરાંતનો દંડ એ કાઠી રાજ્યને માથે પડતો હતો. રાજ્યની નાણાં સંબંધી સ્થિતિ પણ સારી નહોતી. તેથી દિવાન ગૌરીશંકરે પ્રથમ નાણાં સંબંધી સ્થિતિ સુધારવાનું લક્ષપર લીધું. અને તુર્ત તેઓ પોલીટીકલ એજંટ કર્નલ લાંગ સાહેબની સ્વારીમાં ગયા. અને થોડા વખતમાં બધા દાવાનો ફડચો કરાવી મોઢોસલની દરખાસ્ત મેળવી. એ નિર્ણય એવા તો

પ્રાપ્તી ભરેલા થયા હતા કે તે સંબંધી અદ્યાપિ પર્યંત કશા વાંધા કે સ્વાલ ઉત્પન્ન થયા નથી.
એ સમયમાં વળી ભાવનગર રાજ્યને માથે ૨૦ લાખ રૂપિયા ઉપરાતનું વ્યાપારી લેકોનું દેવું થયું હતું. તે થોડા વર્ષની અંદર પતાવી દેવામાં આવ્યું. જો દિર્ઘ દ્રષ્ટિ વડે દિવાનજી ગૌરીશંકરે એ રાજ્યને ખર્ચના ઉંડા ખાડામાંથી કાઢવાનો પરિશ્રમ કર્યો નહોત તો કેવું પરિણામ આવત તે કહી શકાતું નથી. પણ આ કરતાં વધારે ભયકારી એક આપત ભાવનગર રાજ્યને માથે લટકતી હતી. નાણાંની અતિ તંગીને લીધે ભાવનગર દરબારને આરબ શીબંદીના જમાદાર નાસીરની બાંહેધરીનું ૬૦ લાખ રૂપિયાનું દેવું થયું હતું. એ દેવું બહુ બહુ પ્રયત્ન કરવા છતાં પણ દરબારથી પતાવી શકાય એવું ન રહ્યું. ત્યારે એ જમાદારના વંશજ સાલે અને તાલબે સને ૧૮૭૬ માં મહુવાનો મોટો અને રસાળ મહાલ શીરજોરીથી કબજે કરી લીધો. અને તેમાં જે દરબારી અમલદારો હતા, તેમને અનેક તરેહથી સતાવવા લાગ્યા. આ કામની ભીકર છેક સને ૧૮૮૧ સુધી ચાલી હતીઃ તે દરમીયાન સુજ્ઞ ગૌરીશંકરે ઘણીજ યુક્તિ પૂર્વક અને સુલેહ સમાધાનીથી આરબ જમાદારની એ મોટી રકમના દાવાનો પોલીટીકાલ એજંટની સમક્ષ ઘર મેળે નિકાલ કર્યો. અને જે જે લેહેણદારો માટે એ આરબો બાંહેધર હતા, તેઓનું દેવું પણ પતાવી દીધું. અને દરબાર શ્રી તરફથી મહુવા મહાલનો નિર્વિઘ્ને કબજો કર્યો. આવી રાજ્યકાર્યમાં કુશળતા ને દિર્ઘ દ્રષ્ટિ જોઇને પોલીટીકલ એજંટ કર્નલ લાંગ સાહેબે આ બાબત સરકારમાં રીપોર્ટ કરીને આજમ ગૌરીશંકરની કાબેલિયતને માટે બહુ માન દર્શક શબ્દો લખ્યા છે. તેજ અરસામાં ભાવનગરના રાજ્ય વિરૂદ્ધ જુનાગઢ દરબારે ફરીઆદ કરી કે કુંડલા પ્રગણાનાં ૭૬ ગામો મૂળ જૂનાગઢ તાબાનાં છે. અને તે ભાવનગરે ગેરકાયદેસર કબજે કર્યાં છે. ઉત્તરોત્તર થયેલા સૌરાષ્ટ્રના તમામ પોલીટીકલ એજંટોએ વારા ફરતી આ કામની તપાસ કરેલી, પણ છેવટે માજી પોલીટીકલ એજંટ મેજર જેકબે જૂનાગઢના લાભમાં તેનો ઠરાવ કરી એ ગામોનો કબજો જૂનાગઢને સોંપી દેવાની મંજુરી માટે સરકારમાં રીપોર્ટ કર્યો. પરંતુ મુંબઇ સરકારે એ ઠરાવ ધ્યાનમાં લેઇ એવો ઠરાવ કર્યો કે, એ ગામો ઉપર ભાવનગરની લાંબી મુદતની હકુમત છે. એટલે તે છોડવાની ભાવનગરને જરૂર પાડવી તે અયોગ્ય છે. જેથી એ ગામોનો કબજો જૂનાગઢ પાસે હોત તો તેને શું ઉપજ થાત, તેનો આંકડો પોલીટીકલ એજંટે નક્કી કરીને તે પ્રમાણે દર વર્ષે જૂનાગઢને ભાવનગર આપે, એમ ઠરાવવું. આ આંકડો મુકરર કરવામાં ભાવનગર દરબાર તરફથી આજમ ગૌરીશંકર હતા. તેમણે દાખલા દસ્તાવેજો તથા બહુ મજબુત દલીલો વડે પોલીટીકલ એજંટ કર્નલ લાંગ સાહેબની ખાત્રી કરી આપીને દરસાલ રૂ ૯૦૦૦ નવ હજારની રકમ આપવાનો ઘર મેળે ઠરાવ કર્યો. રાજનીતિજ્ઞ દિવાનજી ગૌરીશંકરનો આ વિજય કાંઇ જેવો તેવો નહોતો. ઠાકોરશ્રી અખેરાજજીના મનમાં પણ ખાત્રી થઇ ચુકી હતી કે એ ગામો જૂનાગઢને સોંપવાં પડશે. પરતુ આ મહા પ્રબળ અને બુદ્ધિવાન પ્રધાનની ખત તથા મજબુત મેહેનતથી ભાવનગરના લાભમાં ઠરાવ થયો. એ ૭૬ ગામોની વાર્ષિક ઉપજ હાલ ૩ થી ૪ લાખ રૂપીઆ સુધીની ભાવનગર દરબારને થાય છે.

એક કામમાં ફતેહ મેળવ્યા પછી બીજા વિકટ કામમાં પણ તેવીજ ફતેહ મેળવવા-

ની પ્રતાપી પુરૂષોને લાલસા થાય છે. તેવી લાલસા આજમ ગૌરીશંકરને પણ થઇ. આગળ કહ્યા પ્રમાણે તલ ભાવનગર અને તેના તાબાનાં ૧૧૬ ગામો ઉપરની દિવાની ફોજદારી હકુમત બ્રિટીશ સરકારે સને ૧૮૧૫ માં છીનવી લીધી હતી. તે બાબત આજમ ગૌરીશંકરે પ્રધાન પદપર આવ્યા પછી મેહેનત ચાલુ રાખી હતી. અને લાંબી મુદત સુધી તેમણે વારંવાર પુષ્ટીકારક પુરાવા અને મજબુત તકરારોથી કોર્ટ ઓફ ડિરેકટરને અર્જ ઉપર અર્જ કરવાની તક લીધી હતી. અને તે ઉપરથી સને ૧૮૬૬ માં બ્રિટીશ સરકાર તરફથી નામદાર મુબઇના ગવર્નર સાહેબ તથા ભાવનગર દરબાર વચ્ચે ટ્રિટી થઇ, તલ ભાવનગર તથા તેના તાબાનાં ૧૧૬ ગામોની હકુમત ભાવનગર દરબારને સ્વાધીન કરવામાં આવી. આથી આખા ભાવનગર સ્વસ્થાનમાં અને આસપાસનાં કાઠી રાજ્યોમાં આજમ ગૌરીશંકરના પરમ પ્રતાપનો પડઘો પડ્યો. નામદાર ભાવનગરના મહારાજા શ્રી પણ પોતાના ડાહ્યા દિવાનના ડહાપણથી બહુ પ્રસન્ન થયા. અને તેમની કદર પીછાણીને અતિ આનદ વડે બોટાદ પ્રગણાનું તુરખા ગામ ઇનામમાં આપ્યું.

રા. ગૌરીશંકરે બળવાન બ્રિટિશ સરકાર સાથેનો સંબંધ પણ બહુ કાળજીથી જાળવી રાખીને વધાર્યો છે. સને ૧૮૫૭.ના ભયકર બળવા વખતે નામદાર ઈંગ્રેજ સરકાર સાથે દોસ્તી રાખીને ભાવનગર દરબારે તરફથી યોગ્ય મદદ આપવામાં તેઓ આગેવાન સલાહકાર હતા. એ કીમતી આશ્રયને માટે સરકારે અંતઃકરણ પૂર્વક આભાર માનીને .ભાવનગરના મહારાજા શ્રી જશવંતસિંહજીને " કે. સી. એસ. આઇ. " નો માનવતો ખિતાબ આપ્યો હતો. તે વખતે મુંબઇના ગવર્નર સર બાર્ટલ ફ્રિયરે કહ્યું હતું કે, આજમ ગૌરીશંકરની અતિ ડહાપણ ભરેલી કાર્કિદીનું આ ફળ છે.

આવાં મહત્ કાર્યોની સાથે રાજનાં દરેક ખાતાં સુધારીને સારા પાયાપર લાવવાની કોશીસ દિવાન ગૌરીશંકરે પ્રથમથીજ કરી હતી. પ્રથમ વસુલાતી ખાતામાં ઘણા અગત્યના સુધારા દાખલ કરીને રાજ્યની આબાદાની કરી. જૂનાં રાજ્ય ધોરણોને લીધે જૂદાં જૂદાં નામોથી ખેડુતો તથા જમીનદારો પાસેથી અનેક તરેહના કરો લેવામાં આવતા હતા, અને તે વસુલ કરતાં રાજ્યના અધિકારીઓ રંક પ્રજાને બહુ પ્રકારે પજવતા હતા, તે સઘળા અકારા કરો તેમણે બિલકુલ કાઢી નાખ્યા. અને એવા સરલ તથા ઉદારતા ભરેલા ધારાઓ દાખલ કર્યા કે થોડી મુદતમાં ભાવનગર સ્વસ્થાનના ખેડુતો આબાદ થયા. આજકાલ એ સ્વસ્થાનનાં જમીનદારો તથા ખેડુતોની સ્થિતિ બીજા રજવાડાના ખેડુતો કરતાં ઘણે દરજ્જે શ્રેષ્ઠ છે. એ સઘળો પ્રતાપ ડાહ્યા દિવાન ગૌરીશંકરનોજ છે. એ પ્રતાપી પ્રધાનની પરોપકાર બુદ્ધિ વડેજ ભાવનગર સ્વસ્થાનની પ્રજા આબાદી અને વૃદ્ધિ પામી છે. એ કાંઇ થોડું આશિર્વાદ ભરેલું નથી. રૈયતપર રહેમ રાખવાથી તે રાજી રહે છે, અને રાજી રહેલી રૈયતના આર્શીવાદથી રાજાનું રાજ્ય અને કારભારીનો રાજ્યકારભાર જામે છે. એ રા. ગૌરીશંકરના રાજ્યકારભારથી સ્પષ્ટ જોવામાં આવે છે.

ઉદ્યોગી પ્રધાનની કાર્કિદી ઉદ્યોગી ભરેલીજ હોય છે. રા. ગૌરીશંકર ઉદ્યોગી પુરૂષ હતા. તેથી તેમણે એક પછી એક સુધારા રાજ્યમાં દાખલ કર્યા હતા. ભાવનગર તાબાની જમીનની ચોકસ માપણી થયેલી નહોતી. તેથી બ્રિટિશ સરકારમાંથી માપણી ખાતાના અનુ

ઇજારાની માગણી કરીને રાજની સઘળી જમીન ચોકસ મપાવી તરી અને ખૂશકીની જકાત સમુળગી કાઢી નાખીને વેપારની છુટ કરી વેપારીઓને ઉત્તેજન આપ્યુ ભાવનગરના સુંદર બદરનો ડક્કો આ ઓગણીસમા સૈકાની વિધાને અનુસરીને બધાવ્યો તથા રાજ્યના ઘણા ભાગમા પુલો સહીત સુદર સડકો બધાવી વળી પિતના વાવેતર માટે એ રસાળ રાજ્યના બધા ભાગમા કૂવા, તેમજ સ્વચ્છ પાણીના મજબુત તળાવો બધાવ્યા એ સિવાય ખેતીવાડી સુધારવાને માટે ઘણી મેહેનત કરી, અને ભાવનગરના વિશાળ રાજ્યમા કપાસનુ વાવેતર ઉત્તમ પ્રતિનુ થવા માટે અનુભવી માણસો મેળવીને અનેક તરેહથી અજમાશો કરાવી જોઇ તેમા કેટલેક દરજ્જે ફતેહ મળવાથી ભાવનગર સ્વસ્થાનનુ રૂ વિલાયતના બજારોમા આજ કાલ વખણાય છે તથા સારો ભાવ આપે છે

રા ગૌરીશકરે પોતાની કીર્તિવત કારકિર્દીની શરૂઆતથીજ પ્રજાના વેપાર રોજગારની આબાદાની વધારવાનો પ્રયત્ન કર્યો હતો વેપારથી દરેક પ્રજાની આબાદાની વધે છે ભાવનગરની અને તેના ભવ્ય રાજ્યની આબાદાની વધવાનુ કારણ પણ ત્યાના ધીકતા વેપારનુ છે સોરાષ્ટમા અગ્નિરથ દોડાવવાની આગેવાની કરવાનુ માન પણ આ ઉત્સાહી દિવાનનેજ ઘટે છે **ભાવનગર–ગોંડલ** રેલવે બાધવાની યોજના આ મહારાજ નિતિજ્ઞ પુરૂષે ઘડી હતી અને તે **રેલવે** માર્ગ તૈયાર કરતા ભાવનગર રાજ્યને સુમારે ૭૦ લાખ રૂપિયાનુ ગજાવર ખર્ચ થયુ હતુ પણ તેથી વેપાર એટલે દરજ્જે ખિલ્યો છે કે ભાવનગર રાજ્યને એ રકમ ઉપર સેંકડે ચાર ટકા ઉપરાત વ્યાજ ઉપજે છે

સૌરાષ્ટની વિકટ ભૂમિમા ટપાલ ખાતાનો વહીવટ જોઇએ એવો સહેલો નહોતો તે રા ગૌરીશકરે ઘણી મેહેનત લેઇને સુગમતા ભરેલો કરી આપ્યો પોલીસ ખાતાની સ્થાપના કરીને તેના કામ કરવાના ઘણા ઉત્તમ નિયમ બાધ્યા રાજ્ય સુધારાને માટે તથા પ્રજા કલ્યાણાર્થે ભાવનગરના રાજ્યમા જાહેર બાધકામ ખાતુ સ્થાપ્યુ તેમજ મ્યુનિસિપાલ અથવા શેહેર સુધારાઇ ખાતુ અને રોગશાતિશાળાઓ સ્થાપિને પ્રજાની આરોગ્યતામા તથા શેહેરની શોભામા વૃદ્ધિ કરી તેમજ સૌરાષ્ટમા ઠેર ઠેર ગુજરાતી અને ઇગ્રેજી નિશાળો સ્થાપવાની આગેવાની પણ આજમ ગૌરીશકરે કરી હતી

ન્યાયખાતુ એ દરેક રાજ્યનુ ભૂષણ છે ભાવનગર રાજ્યના ન્યાયખાતામા અનેક તરેહના સુધારા કરવાથી લોકોની સુખ શાતિમા અને આબાદીમા વૃદ્ધિ થઇ છે રાક અને રાવને માટે ન્યાય મદિરના દરવાજા અહર્નિશ ઉઘાડા રહેવાથી પ્રજાને અદલ ન્યાય મળવામા કશી અડચણ નડતી નથી આ સઘળો પ્રતાપ ન્યાય મૂર્તિ રા ગૌરીશકરની ન્યાય વૃત્તિનો છે ભાવનગર સ્વસ્થાનના ફોજદારી દિવાની કામ ચલાવવાનો એક કાયદો ઘડી કાઢીને આજમ ગૌરીશકરે મજુર કરાવ્યો અને નિયમિત તથા ધારાસર કામ થવા માટે જૂદા જૂદા અખત્યારની કોર્ટો સ્થાપિ અને તેનુ રીતસર કામ ચલાવવા માટે એવા સરળ નિયમો બાધ્યા કે તેને અનુસરીને હજુ સુધી ભાવનગરના ન્યાય મદિરોમા કામ ચાલે છે, **'ભાવનગર દરબારી ગેઝેટ'** નામે રાજને લગતુ માસિક પત્ર પ્રગટ કરવાની પહેલ સૌરાષ્ટ્ર રાજ્યમા આ પ્રતાપી પુરૂષેજ કરી છે

આ સિવાય ભાવનગર રાજ્યના ભાગ્યોદયને માટે દિવાન ગૌરીશકરે સુપ્રબધ સ-

[illegible]—મનન કર્યું હતું. અને વેદાંત જ્ઞાન વિષેની અભિરૂચી તો સચ્ચીદાનંદ [illegible] (મનોહર સ્વામી) નામના સ્વામી કે જેઓ વેદાન્ત જ્ઞાનમાં અતિ કુશળ હતા, તેમનાથી [illegible] હતી. તેમનીજ પાસેથી તેમણે ઉપનિષદો, ગીતા, આદિ ગ્રંથોનો બોધ મેળવીને વેદાંત જ્ઞાનની વૃદ્ધિ કરી હતી. સંવત ૧૮૯૨ માં અમદાવાદમાં તેમને શ્રી ગોપાલ સ્વામી ની મંડળીવાળા સદાનંદજીનો સતસંગ થયો હતો. સંવત ૧૯૦૨ ની સાલમાં સ્વામી શ્રી સચ્ચિદાનંદની મંડળી ભાવનગરમાં આવીને ચાતુર્માસ રહી હતી, તેમની પાસેથી શ [illegible] રીશંકરે હરિમીડે સ્તોત્ર પંક્તિ સમજીને વેદાંત ચર્ચા કરી જ્ઞાન મેળવ્યું હતું. તેજ સાલમાં કાશીથી રામકૃષ્ણ ભારતી સ્વામી ભાવનગર પધાર્યા હતા. તેમનો સમાગમ સંવત ૧૯૧૦ ની સાલ સુધી થયો, તે દરમીયાન વાક્યસુધા અને પંચદશી વગેરેનો પરિપૂર્ણ અભ્યાસ તેમણે કર્યો હતો. તેજ સમયમાં વળી શ્રી ટોકરાસ્વામીનો સતસંગ થવાથી તેમણે વેદાંત ગ્રંથોનું બહુ ઉત્તમ રીતે શ્રવણ કર્યું હતું. તે પછી તેમણે યોગવાશિષ્ટ ગ્રંથનું ખાસ અવલોકન કર્યું હતું. સંવત ૧૯૧૦ ની સાલમાં સંસ્કૃત ભાષામાં લખેલું યોગવાશિષ્ટ વિને વલમાડના શાસ્ત્રી ભવાનિશંકર દિક્ષીતજીના મુખથી એકાદ બેવાર શ્રવણ સંતોષ પામ્યા હતા. વચમાં સવત ૧૯૦૬ ની સાલમાં સુરતવાળા ભદ્રશંકર છંદોગ્ય અને ઉપનિષદો સમજી લીધાં હતાં.

પુરાણ, સિદ્ધાંતલેશ, સ્વરાજસિદ્ધી, સંક્ષેપ શારિર, તથા ષોડશ ભાષ્યાદિક મોટા ગ્રંથો ઘણી સારી રીતે શ્રવણ કર્યું હતું. વળી તેજ વર્ષમાં શ્રીમત્પરમહંશ પરિવ્રાજકાચાર્ય શારદામઠ દારિકાં સંસ્થાનાધિશ શ્રીમચ્છંકરાચાર્ય સ્વામિશ્રી રાજરાજેશ્વરાશ્રમજીનો સમાગમ તેમને થયો હતો. તેમના મુખથી 'કેન' ના વાક્ય ભાષ્ય, તથા પદ ભાષ્ય અને નૈષ્કર્મ સિદ્ધાંતનું પરમ શ્રદ્ધા પૂર્વક શ્રવણ કરીને તેઓ ઘણા પ્રસન્ન થયા હતા. તે મના વિષે તેઓ કહેતા કે, શાક્ષાત્ શંકર રૂપ મહાત્મા સરખા વેદાન્ત શાસ્ત્રમાં કુશળ અને વ્યાખ્યાન્ કરનાર બીજા મહત્ પુરૂષ મેં મારી જીંદગીમાં જોયા નથી. શ્રીમચ્છંકરાચાર્ય સ્વામિશ્રીએ પણ વૃદ્ધ ગૌરીશંકરજીની વૃદ્ધાવસ્થા છતાં અદ્‌ભૂત સ્મરણશક્તિ તથા વેદાંત વિદ્યા ઉપર દૃઢ વિશ્વાસ અને તે સંબંધી મેળવેલો અનુભવ ઇત્યાદિ સર્વ રીતભાત જોઇને પૂર્ણ પ્રસન્નતા પૂર્વક પોતાનો સંતોષ પ્રગટ કર્યો હતો.

સ્વામિશ્રી ગોવિંદાનંદ સરસ્વતી પૂર્વાશ્રમને વિષે જૂનાગઢના નાગર બ્રાહ્મણ અમરજી શુક્લને નામે વેદ વિદ્યામાં કુશળ હતા. તેમણે સુજ્ઞ ગોકુલજી ઝાલાના સત્સંગ વડે વેદાંતનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. અને પછી ચતુર્થાશ્રમનો સ્વિકાર કરીને જીવન મૂક્ત થયા હતા. તેમની સાથે પણ રા. ગૌરીશંકરને સારો પ્રસંગ પડયો હતો, અને તેમનાજ હાથે તેમણે સન્યસ્ત દિક્ષા ધારણ કરી હતી.

એવી રીતે ઘણાક મહાત્મા પુરૂષોના સમાગમમાં રહીને અપૂર્વ જ્ઞાનનો ભંડાર કરી સુજ્ઞ ગૌરીશંકરે બ્રહ્મવિદ્યાપર અનુભવ યૂક્ત પોતાના વિચારો **'સ્વરૂપાનુ સંધાન'** અને **'તત્વાનુ સંધાન'** નામે ગ્રંથો પ્રગટ કરીને સંસ્કાર કરી સંસ્કારી જીવો ઉપર પરમ આભાર કર્યો છે. આ ગ્રંથોનાં પ્રખ્યાત પંડિત **ભટ્ટ મોક્ષમુલર** જેવા પુરૂષે ઘણાં વખાણ કર્યાં છે.

ભાવનગરના રાજ્યની પંચાવન વર્ષથી અધિક મુદત સુધી અતિ કુશળતા અને પ્રતેહમંદીથી સેવા બજાવી તથા દેશ કલ્યાણાર્થે મોટો શ્રમ વેઠીને આ રાજનીતિજ્ઞ મહાપુરૂષે તા. ૧૨ મી જુલાઇ સને ૧૮૮૬ ના શુભ દિવસે સંસાર વ્યવહારથી વિરક્ત થઇ કેવળ ઇશ્વર વિલાસ કરવાના ઇરાદાથી ૮૧ વર્ષની વયે 'વિદ્વસંન્યાસ' ગ્રહણ કર્યો. તેમણે સંવત ૧૯૪૨ ના અષાડ શુદ ૧૧ સોમવારના દિવસે સ્વામિશ્રી ગોવિંદાનંદ સરસ્વતીજીની સંમતી અનુસાર યથા વિધી ક્રિયા કરીને કાસાય વસ્ત્ર, કમંડળ, તથા દંડ ધારણ કર્યો હતો. આ આશ્રમમાં તેમનું નામાભિધાન **'શ્રી સચ્ચીદાનંદ સરસ્વતી'** રાખવામાં આવ્યું હતું. ચોથા દિવસની છેવટની ક્રિયાની પૂર્ણાહુતીની વેળાએ તેમણે કહ્યું હતુ કે;—' સર્વે વેદાધ્યન કરજો.' વળી પુત્રના મુખ સામુ જોઇને કહ્યું કે;—'સંન્યાસી થજો.' ઇત્યાદિ વાક્યોથી પુત્રાદિકોને આશીર્વાદ દેઇને વળી કહ્યું કે;—'મારૂં કોઇ નથી, અને હું કોઇનો નથી.' એ વાં વૈરાગ્ય યુક્ત વાક્યો ઉચાર્યાં. તે સાંભળીને શ્રોતાજનોનાં હૃદય ભેદાઇ ગયાં હતાં. આ પ્રસંગે ભાવનગરના મહારાજા શ્રી તખ્તસિંહજીએ પોતાના આ પ્રધાનની પુષ્કળ પ્રશંસા કરીને પોતાનો સંતોષ પ્રગટ કર્યો હતો. અને પોતાના રાજ્યમાં નીચે પ્રમાણે **જાહેર** નામુ પ્રસિદ્ધ કર્યું હતું:—

"અમારા રાજ્યના ઘણા પ્રખ્યાત અને ઉત્કૃષ્ટ પ્રકારની નિમકહલાલથી સેવા **બજા**-

કુમાર માજી મુખ્ય દિવાન આજમ ગૌરીશંકર ઉદેશંકર સી. એસ આઇ. કે જેઓએ હિંદુ ધર્મના શાસ્ત્રની વિધી પ્રમાણે પોતાના બ્રાહ્મણ દેહનુ સાર્થક અને પરમ કલ્યાણ થવાનુ સાધન જે સન્યસ્ત તે આજરોજ ધારણ કર્યુ છે. તે નિમીત્તે આજનો તથા આવતી કાલનો એ રીતે બે દિવસ ઉત્સવ તરીકે તેહેવાર દાખલ પાળીને દરબારી સર્વ ઓફીસો બંધ રાખવી. આજમ ગૌરીશંકરે સવંત ૧૯૩૫ ની સાલમાં જ્યારે અમારા રાજ્યના મુખ્ય પ્રધાનની પદવીનું કામ છોડયુ, તે વખતે તેમની રાજ્ય સેવા તથા પ્રમાણિકપણા વગેરે સબંધી અમારા વિચારો યોગ્ય પ્રકારે પ્રસિદ્ધ કરેલા છે. અને આ પ્રસંગે પણ આ જાહેર ખબર દ્વારાએ તેમની રાજ્યભક્તિ વિષે અમારો ઘણો ઉચો અભિપ્રાય અને સંપૂર્ણ સંતોષ જણાવવામાં આવે છે કે, તેમણે રાજ્ય કારભારનુ કામ છોડ્યા પછી પણ અમારા રાજ્યની હમેશ બહેતરી ચાહીને હાલ સુધી વખતો વખત જરૂરી પ્રસંગે જ્યારે પુછવામાં આવતું, ત્યારે કીમતી સલાહ તથા સુચનાઓ આપી છે.

એ પ્રમાણે તેમની રાજ્યભક્તિનો દરબારી સર્વ અધિકારીઓ દાખનો લેઇને વર્તવા જેવી તેમની રીતી અને નીતિને માટે જેટલુ બોલવામાં આવે તે યોગ્ય છે તેમણે લાંબી મુદત સુધી એક નિષ્ઠાથી આ રાજ્યની કરેલી નોકરીની સાથે એટલી લાંબી ઉમ્મર ભોગવી આબરૂ મેળવી, અને છેવટે પોતાના દેહનુ કલ્યાણ ઉપર પ્રમાણે કર્યું; એવા ભાગ્યશાળી પુરૂષ થોડાજ હોય છે. એમ અમે માનીએ છીએ. સવંત ૧૯૪૨ ના અષાડ શુદ ૧૧ સોમવાર તા. ૧૨ જુલાઇ સને ૧૮૮૬."

આ મહા પુરૂષ લગભગ પાંચ વર્ષ સુધી સન્યાસાવસ્થામાં રહીને પરમ કૃપાળુ પરમાત્માનુ ધ્યાન અને ભક્તિ કરીને તા. ૧ ડીસેમ્બર સને ૧૮૯૧ માં પોતાની ૮૬ વર્ષની વૃદ્ધ વયે સ્વધામ ગયા છે. તેમના પુત્ર રા. રા. **વિજયશંકરભાઇ** વગેરે બહુ વિદ્વાન અને ગુણિયલ છે.



મેળવ્યો. સને ૧૮૮૨ માં તેમને ઇડરના મહારાજા શ્રી કેસરિસિંહજીએ પોતાના મુખ્ય દિવાનના પદ ઉપર બહુ આગ્રહથી બોલાવી લીધા હતા.

જૂનાગઢનું રાજ્ય યોગ્ય ગૃહસ્થોથી થતા લાભો સમજીને તેવા પુરૂષોને રાજ્યમાં યોજવા પ્રથમથીજ પ્રયત્ન કરતુ આવ્યું છે. સુજ્ઞ ગોકુળજી ઝાલાના વખતમાજ રા. હરિદાસભાઇને જૂનાગઢના રાજ્યમાં રાખવાનો સકલ્પ થયો હતો. તે તા. ૧૨ સપટેમ્બર સને ૧૮૮૩ માં સિદ્ધ થયો. ત્યાંના નવાબ સાહેબ બહાદુરખાનજીએ તેમને પોતાના રાજ્યનાં મુખ્ય પ્રધાનની જગો ઉપર બોલાવ્યાથી તેઓ ઇડરથી ત્યાં ગયા એ માનવતો હોદ્દો સને ૧૮૯૪ સુધી લગભગ ૧૧ વર્ષ જેટલી લાંબી મુદત સુધી તેમણે ભોગવ્યો હતો.

જૂનાગઢ રાજ્યમાં તેમણે કેવાં મહત્ કાર્યો કર્યાં છે, તે બધાં આ સ્થળે લખી શકાય તેમ નથી. તોપણ સૌરાષ્ટ રાજ્યમાં રેલવે, સારા માર્ગ, નગર શોભા, વ્યાપાર વૃદ્ધિ, રાજા પ્રજાનો પરસ્પર વિશ્વાસ, એ આદિ અનેક વ્યવસ્થાની વૃદ્ધિ તેમણે એવી તો સંતોપકારક કરી છે કે તેની પ્રશંસા દેશ પરદેશમાં ઘણી થાય છે.

રા. હરિદાસ જે વખતે ભાવનગરમાં હતા, તેવામાં (સને ૧૮૭૪ માં) ઇંગ્લૅાંડમાં પાર્લામેન્ટની 'ફિનાન્સકમિટી' બેસવાનુ ઠર્યું હતું; તેમાં સાક્ષી આપવા મુબઇ સરકારે તેમને જવાનું આમંત્રણ કર્યું હતુ. તેથી તેઓ ઇંગ્લૅાંડ જવા માટે તૈયાર થયા હતા. પણ પાછળથી એ કમિટિ થવાની વાત બધ પડ્યાથી તેઓ જઇ શક્યા નહોતા. વળી સને ૧૮૯૩ માં અફીણનો પાક તથા ચીન સાથેનો તેનો વેપાર બધ પાડવો કે નહિ, તે વિષેનો તપાસ ચલાવવા માટે ઇંગ્લૅાંડની સરકારે લૉર્ડ બ્રાસીના પ્રમુખપણા નીચે 'બાદશાહી કમીશન' નિમ્યું હતું. એ કમીશનના બે દેશી મેમ્બરોમાં એક રા. હરિદાસ અને બીજા બગાળા ઇલાકાના ગરદભાનના મહારાજા હતા. આ બાદશાહી કમીશને આખા ભરતખંડમાં મુખ્ય મુખ્ય સ્થળે ફરીને અફીણ સંબધી તપાસ ચલાવ્યો હતો. તેને લીધે રા. હરિદાસને હિંદનાં ઘણાંખરાં જાણીતાં સ્થળો નિહાળવાનો લાભ મળ્યો હતો. આ કમીશન સંબધે તેમનો વિચાર વિલાયત જવાનો હતો, પણ પાછળથી એ વિચાર માંડી વાળ્યો હતો. કમીશનના રીપોર્ટમાં તેમનો ભાગ બહુ પ્રમાણભૂત ગણાય છે. કમીશનના પ્રમુખ લૉર્ડ બ્રાસીએ તેમની બાહોશીને માટે ઘણી પ્રશંસા કરી હતી. તેમ [illegible]દાર સ્ટેટ સેક્રેટરીએ તેમના કાર્યથી બહુ સંતોષ બતાવ્યો હતો. જે રીપોર્ટ તે[illegible] થયો હતો, તેની ઇંગ્લૅાંડમાં સારી પ્રશંસા થઇ હતી. અને કમીશનના [illegible] શક્તિનાં બહુ વખાણ કર્યાં હતાં. કમીશનના કાર્યથી પરવાર્યાં પછી નામદાર [illegible]બના આગ્રહથી તેમને પુનઃ જૂનાગઢની દિવાનગીરી લેવી પડી હતી. અને

લાગ્યું હશે, પણ અને તેનું મૂલ્ય જાણી પાછળથી મહત્ કાર્યોમાં વર્તવા પહેલાં તેમ મત જાણવા બહુ ઇચ્છના હતા. પ્રમાણિકતા, સ્વતંત્રતા, અને બુદ્ધિબળથી તેમણે સરકારના પોલિટીકલ એજંટોનાં ઉચ્ચ મત અને સત્કાર મેળવ્યાં હતાં. તેમની પ્રમાણિકતા, અને નિષ્પક્ષપાતતા તો તેમની યુવાવસ્થાથીજ પ્રસિદ્ધ હતી. અને તેમનો સ્વાર્થ હોય, તેવા પ્રસંગોમાં પણ સામા પક્ષવાળા તેમનો નિર્ણય સ્વિકારવા માન્ય કરતા હતા એવું અનેક પ્રસંગે જોવામાં આવ્યું છે.

રા. હરિદાસે "લૉર્ડ ચેસ્ટર ફિલ્ડસ એડવાઇસ ટુ હીઝ સન" એ નામના ઇંગ્રેજી ગ્રંથનું ગુજરાતીમાં ભાષાન્તર કરેલું છે. વળી અફીણ કમીશન પ્રસંગે "ટેમ્પરન્સ એસોસિએશન" તરફથી તેમજ બીજે કેટલેક પ્રસગે તેમણે ભાષણો આપ્યાં હતાં. તેમના કાર્યથી સૌરાષ્ટની પ્રજાએ સંતોષ બતાવવા માટે રાજકોટના દરબાર હૉલમાં તેમને એક પોરટ્રેટ મૂકવા ઠરાવ્યું છે. જે ઇંગ્લૉડમાં તૈયાર થાય છે. રા. હરિદાસનામાં સત્ય અને વચન પાળવાનો આગ્રહ, જાતે શ્રમ લેવાની શક્તિ, સંબધી જનો ઉપરની મમતા, પીડામાં સહન શક્તિ, આશાને મર્યાદામાંજ રાખવાનો પ્રયત્ન, આંડબરનો અભાવ, ભ્રાતૃવત્સળતા, નિર્લોભતા, દ્રઢતા, એક નિષ્ટા, અને નિરાભિમાનપણુ, ઇત્યાદિ જે પ્રદિપ્ત શુભ ગુણે હતા, તે અનુસરણીય છે.

આ પ્રતાપી પુરૂષે માત્ર ત્રણ દિવસની સહજ માંદગી ભોગવીને તા. ૧૬ જુન સને ૧૮૯૫ ના રોજ પોતાની ૫૫ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસ કર્યો છે. તેમના મરણના દુઃખદાયક સમાચારથી આખા ગુજરાત અને કાઠિઆવાડ વગેરે સ્થળે ભારે શોક વ્યાપી ગયો હતો. તેમણે અફીણ સંબંધી તપાસના 'બાદશાહી કમીશન' માં જે દેશ સેવા તથા સરકાર સેવા બજાવી હતી, તેના બદલા તરીકે તેમને "સી. આઈ. ઇ." ના ચાંદની બક્ષીસ નામદાર હિંદી સરકારે કરેલી તેના સમાચાર ઇંગ્લાંડથી સ્ટેટ સેક્રેટરી તરફથી પુરી વળ્યા પછી થોડાજ દિવસમાં તેઓ કૈલાશવાસી થયા, તેથી એ માનવંતો ખેતાબ ભોગવી શકયા નહિ. તેમની યોગ્યતાની કદર કરીને મુંબઇના ગવર્નર લૉર્ડ હેરીસે તેમને બેવાર પોતાની કાયદા બાધનારી કૌન્સિલમાં સભાસદ નિમવાનું આમંત્રણ કર્યું હતું. પરંતુ કેટલાંક કારણને લીધે એ પદ લેવાની તેમણે ના પાડી હતી. તેઓ નિરાભિમાની હોવાથી એવા માન-ચાંદ કરતાં પોતાનો દિવાનગીરીનો હોદ્દો તેઓ વધારે કીમતી ગણતા હતા માનની અપેક્ષા રહિત હોવાથી તેમની પુંઠળ પુંઠળ માન ચાલ્યું જતું હતું. તેમની ઉત્કૃષ્ટ ઇચ્છા એજ હતી કે, પોતાના હાથમાં જે કાર્ય સોંપાયેલું હોય, તેમાંજ પૂર્ણ યશ મળે, તેવી રીતે કામ પાર પાડવું. તેમના કુટુંબી જનોમાં જે ઉજ્જ્વળ ગુણોનો આવિર્ભાવ છે તે સર્વની સાક્ષાત્ મૂર્તિ રા. હરિદાસ છે. સત્યકાર્ય કરવામાં તેઓ કેટલીક વખતે ધર્મસંકટમાં આવી પડયા છતાં તેમણે હિંમતથી સર્વ સહન કરીને સત્યના કે પ્રમાણીકપણાને ટેક કદિ છોડયો નહોતો. તેઓ વિદ્યાવિલાસી પણ હતા. તેથી તેમણે વિદ્વાનોને સારો આશ્રય આપ્યો હતો. રા. હરિદાસ જો થોડાંક વધારે વર્ષ જીવ્યા હોત તો તેઓ સ્વદેશની અત્યંત સેવા બજાવત. કેમકે તેમને સ્વદેશના હિત માટેની પૂર્ણકાળજી હતી. ગુજરાતની પ્રજા કઈ રીતે વધે, અને પોતાની કેમ સુધરે, તેનાજ તેઓ નિરંતર વિચાર કરતા હતા.

તેમના મરણથી ગુજરાતે ખરેખર એક ઉત્તમ રત્ન ગુમાવ્યું છે. તેમને સંતાનોમાં ચાર પુત્રી અને બે પુત્ર હયાત છે.

રા. હરિદાસના ઉત્તમ ગુણોના એક બે દાખલા અત્રે નોંધી રાખવા જોગ છે. તેઓ જ્યારે પ્રથમ જુનાગઢમાં દિવાનગીરી કરવા ગયા, ત્યારે ત્યાં રાજ્યમાં ઘણી પ્રકારની અવ્યવસ્થા અને ખટપટ ચાલતી હતી. એવા પ્રસંગમાં કોઇ માણસે રા. હરિદાસને નનામી અરજીથી એવી મતલબનું લખી પુછ્યું હતું કે, કણબી કારભાર કરવામાં શું સમજે ? મોટા મનના રા. હરિદાસે એથી માઠું નહિ લગાડતાં એ લખાણનો ઉત્તર એક પ્રસિદ્ધ નોટીસથી એવી મતલબનો દ્વિઅર્થી વાળ્યો હતો કે;—"ફળદ્રુપ ખેતરમાં ધરોએ જડ ઘાલી તેને નિસ્તેજ કર્યું છે, માટે તે ખેતરને નિંદીને અમે રસાળ કરીશું." વાહ ! કેવો ઉત્તમ જવાબ ! ખરેખર તેમણે તેમજ કર્યું હતું. એટલે જુનાગઢ જેવા ઉત્તમ ફળદ્રુપ રાજ્યક્ષેત્રમાં જે ખટપટ રૂપી ધરોએ જડ ઘાલી તેને નિસ્તેજ કર્યું હતું, તેનું તેમણે જડમૂળ કાઢીને રાજ્ય ઘણું આબાદ કર્યું છે. એમાં કાંઇ પણ શક નથી. એક વખતે નવાબ સાહેબે તેમની ઉત્તમ પ્રકારની રાજ્ય સેવાથી પ્રસન્ન થઇને તેમને એક લાખ રૂપિયાનું ઇનામ આપવાની ઇચ્છા જણાવતાં તેમણે તે લેવાની ઉપકાર સાથે ના પાડી, અને જણાવ્યું કે;—"આવું ભારે ઇનામ લેવાને હું લાયક થાઉં, તેવું કાર્ય મેં કાંઇ પણ કર્યું નથી. મેં જે કાંઇ કાર્ય કરેલું છે, તે માત્ર મેં મારી ફરજ બજાવી છે. વિશેષ કાંઇ કર્યું નથી. માટે તે ઇનામ લેવાને હું યોગ્ય નથી." એ પ્રમાણે તેમણે કહીને પોતાની નિર્લોભતાના ઉત્તમ ગુણની ઓળખાણ આપી હતી. વાહ ધન્ય છે ! એવા સ્વાર્થપરાયણ મંત્રીને ! એવું કહેવાય છે કે, એ રકમ છેવટે નવાબ સાહેબના આગ્રહથી બેંકમાં મૂકવામાં આવી છે. તેનું જે વ્યાજ આવે તે રા. હરિદાસના વારસોને વંશપરંપરા મળે જાય, એવો ઠરાવ થયેલો છે. એ સિવાય જ્યારે તેમણે જુનાગઢની દિવાનગીરી છોડી ત્યારે જુનાગઢ દરબારે તેમને દરમાસે ૨૫૦૦ નું પેનશન કરી આપ્યું હતું. તેમ રૂ ૨૫૦૦૦ ની ખીલત બક્ષીસ આપી હતી. જૂનાગઢમાં રા. હરિદાસને દર માસે રૂ ૨૫૧૦ નો પગાર મળતો હતો.

રા. હરિદાસનું કુટુંબ ઇશ્વર કૃપાથી સર્વ વાતે સુખી છે. તેમના ચાર બંધવો જે હાલ હયાત છે. તેઓ સર્વે સારી વિદ્યા સંપાદન કરીને યોગ્ય કામોમાં પ્રવૃત્ત થયેલા છે. તેઓમાં **સરદાર રા. બા. બેહેચરદાસ** ઉર્ફે માનસાહેબ ઘણાજ બુદ્ધિશાળી અને દિર્ઘ દ્રષ્ટિવાળા છે. તેમને હાલમાં જૂનાગઢના નવાબ સાહેબે પોતાના મુખ્ય પ્રધાનની જગોએ નિમ્યા છે. ત્યાં તેઓ પોતાના વડિલ બંધૂ રા. હરિદાસની માફક કાર્યભાર કરીને દીપી નીકળશે, એવી સર્વને પૂર્ણ ખાત્રી છે. તેમણે નડિઆદમાં ઑનરરી માજીસ્ટ્રેટનો તથા ડીસ્ટ્રીક્ટ લોકલબોર્ડના વાઇસ પ્રેસીડેન્ટનો હોદ્દો લાંબી મુદત સુધી ભોગવ્યો છે. વળી નામદાર સરકારે તેમની શક્તિ અને ગુણોની કદર કરીને તેમને પ્રથમ "**રાવબહાદુર**" નો અને પછી "**સરદાર**" નો ઘણોજ માનવંતો ઇલકાબ આપ્યો છે. એટલુંજ નહિ પણ સને ૧૮૮૯ ની સાલમાં મુંબઇની "લેજિસ્લેટિવ કૅાન્સિલ" માં ઑનરેબલ મેમ્બરનું મહાન પદ સરકારે તેમને આપ્યું હતું. એ પદપર બિરાજીને તેમણે ઘણું સારૂ કામ કરી સરકારની તેમજ પ્રજાની પ્રસન્નતા ઘણી સંપાદન કરી હતી. તેમના બીજા એકભાઇ રા. રા. [illegible]

ઉર્ફે ન્હાના સાહેબ હાલ ભાવનગર દરબારમાં મોટા અધિકાર ઉપર છે.

રા. હરિદાસ જ્યારે ગુજરી ગયા, ત્યારે શોકોદ્‌ગારમાં આપણા પ્રખ્યાત કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇએ નીચે પ્રમાણે કહ્યું હતું,—

**મનહર છંદ.**

માયાળુપણાથી અતિ મોટું માન મેળવીને,
દેસાઇ આ દેશીયોને દીલગીરી દે ગયો;
દોષવાન હોય તેજ અંત સમે દુખી પામે,
સ્વર્ગમાં આ તો નર સુખથી શને* ગયો;
રૂડુ કરે રાજનું ને પ્રજાને ન પીડા કરે,
એવો તો દિવાન ડાહ્યો એકજ એ થૈ ગયો;
કારભારી બીજા જશ ઇચ્છે પણ ક્યાંથી લેશે
લાઇ લુંઇ બધો જશ હરિદાસ લૈ ગયો.

---

## દિવાન બહાદુર મણિભાઈ જશભાઈ.

આ મોટા રાજદ્વારી અને વિદ્વાન મહા પુરૂષનો જન્મ સંવત ૧૯૦૦ ના વૈસાખ શુદ ૧૫ તા. મે સને ૧૮૪૪ ના દિવસે નડિઆદમાં થયો હતો. તેઓ પેટલાદના રહીશ જાતે વડનગરા ગૃહસ્થ નાગર બ્રાહ્મણ છે. તેમના પિતાનું નામ જશભાઇ અને માતાનું નામ ગંગાજી હતું. તેમના પૂર્વજો પેશવાઇ રાજ્યમાં પણ રાજ્ય સેવામાં હતા. તેમના પિતા જશભાઇએ ખેડા જીલ્લામાં ફોજદારીનો અધિકાર સારી રીતે કરી લોકોની મમતા મેળવીને ઇંગ્રેજી રાજ્યનું "પેનશન" મેળવ્યું હતું. પછી ગાયકવાડ સરકારને ત્યાં પણ સારા અધિકાર ઉપર હતા.

એમ રાજ્ય સાથે સંબંધવાળા કુળમાં રા. મણિભાઇ બાલ્યાવસ્થાથીજ બહુ બુદ્ધિશાળી અને શુભ ગુણોવાળા દીસવા લાગ્યા. તેમણે ગુજરાતી અભ્યાસ વડોદરા, પેટલાદ અને નડિયાદ વગેરે ઠેકાણે સંપૂર્ણ રીતે કર્યો, અને પરીક્ષામાં ઇનામ મેળવ્યું. તે પછી તેમણે નડીઆદમાંજ ઇંગ્રેજી અભ્યાસનો આરંભ કર્યો હતો. તેમના પિતાની બદલી ખેડે થતાં તેઓ ત્યાં ગયા, અને ત્યાંથી અમદાવાદ જઇ ઇંગ્રેજી અભ્યાસ પરિપૂર્ણ કર્યો.

સને ૧૮૬૨ માં તેમની યોગ્યતા પરથી તેમને ઇંગ્રેજી સ્કુલમાં આસીસ્ટંટ માસ્તરની જગો મળી. થોડા માસમાં અમદાવાદના કલેકટરની ઓફીસમાં જગ્યા ખાલી પડતાં તે વખતના કલેકટર મી. ( હાલ સર થિયોડોર ) હોપ સાહેબે ઉમેદવારોની પરીક્ષા લીધી, તેમાં રા. મણિભાઇ પહેલે નંબરે પાસ થવાથી તે જગ્યા તેમને મળી. આ રીતે રાજ્ય કાર્યમાં મિ. હોપના યશસ્વી હસ્તે તેમનો પ્રવેશ થયો. સને ૧૮૬૩ માં અમદાવાદના જડજ સાહેબની ઓફીસમાં તેમની બદલી થઇ. નોકરી કરતા છતાં પણ વિદ્યાભ્યાસ તરફ તેમનું લક્ષ સતત્ રહેતું. એવામાં અમદાવાદમાં "પ્રોવિન્સિયલ" કાલેજ સ્થપાઇ

---

* હજરે હજર.

સાની "લૉ ક્લાસ" માં ન્યાયશાસ્ત્ર આદિનો અભ્યાસ તેમણે ચાલુ રાખ્યો. અને તેમાં સારી ફતેહ મેળવી. તર્કશાસ્ત્ર, અને ઇતિહાસ આદિ વિષયોનો અભ્યાસ પણ એજ કાલેજમાં તેમણે વધાર્યો. સને ૧૮૫૮ માં તેઓ અમદાવાદના જડજ સાહેબની ઓફીસમાં હેડક્લાર્ક નિમાયા, અને એજ વર્ષમાં મુંબઇ જઇ તેમણે સબોર્ડિનેટ જડજની પરીક્ષા આપી, તેમાં પણ ફતેહ પામ્યા. વચ્ચે સને ૧૮૬૫ માં તેમણે જડજ કૉર્ટમાંથી રજા લેઇને વેપારની એક "જોઇન્ટસ્ટોક" કંપનીની પેઢીપર મેનેજર ( વ્યવસ્થાપક ) ની જગો મેળવી, અને મુંબઇ જઇ વેપાર સંબંધમાં પણ સારો અનુભવ મેળવ્યો હતો.

જૂનાગઢના પ્રખ્યાત દિવાનજી સ્વ. ગોકુલજી ઝાલા સૌરાષ્ટ્ર રાજ્યમાં બહુ પ્રકારે યોગ્ય શક્તિમંત, અને પ્રમાણિક ગૃહસ્થોને સામેલ કરી શુભ ગુણોને ઉત્તેજન તથા રાજ્યને શોભા આપવા ઇચ્છતા હતા. તેમણે સને ૧૮૭૦ માં રા. મણિભાઇને પરખી કહાડી જૂનાગઢ રાજ્યમાં ન્યાય ખાતાના એક ઉપરીની જગો આપી. ત્યાં તેમણે રાજા તથા પ્રજાને બહુજ સંતોષ આપ્યો, રાજ્યના ધારા સુધાર્યા, અને થોડાજ માસમાં રા. મણિભાઇને માટે આખા સૌરાષ્ટ્ર (કાઠીઆવાડ) માં એમ કહેવાયુ કે, સ્વ. ગોકુળજીએ જૂનાગઢ રાજ્યમાં "એક રત્ન" આણ્યું છે. આ સમયમાં કર્નલ કિટીંજ સાહેબ સોરઠ પ્રાંતમાં આસીસ્ટંટ પોલીટિકલ એજંટ હતા. તેમની સાથે તથા કર્નલ પાર સાહેબ અમરેલીમાં આસીસ્ટંટ રેસીડેન્ટ હતા, તેમની સાથે રા. મણિભાઇને પરિચય થતાં તેમનું બહુ ઉચ્ચ મત થયું હતું. જૂનાગઢ રાજ્યમાં એક વર્ષ રહીને પાછા તેઓ અમદાવાદમાં પોતાની અસલ જગોએ આવ્યા હતા.

સને ૧૮૭૨ ના જુન માસમાં પાલણપુર એજન્સીમાં નેટીવ આસીસ્ટંટ પોલીટીકલ એજંટની જગો ઉપર તેઓ નિમાયા. ત્યાં કર્નલ પાર, કર્નલ ફ્રેર, અને કર્નલ વાટસન આદિ સાહેબો પાસે બહુ માનપ્રદ રીતે કામ કરી ઉપયોગી થઇ સર્વને તેમણે સંતોષિત કર્યા. પાલણપુરમાં તેમણે એક પુસ્તકશાળા સ્થાપિ તથા બીજાં વિદ્યા વૃદ્ધિનાં કાર્યોને ઉત્તેજિત કર્યા હતા. સને ૧૮૭૩ ના જુલાઇ માસમાં "વડોદરા રેસીડેન્સી" માં તેમને નેટિવ આસીસ્ટંટ રેસીડેન્ટની જગો મળી. તે વેળા વડોદરામાં બહુ ગંદવ કાળ હતો. કેટલાક મૂર્ખ અને સ્વાર્થિ મનુષ્યોથી ત્યાં બધું ઉંધું ઉપર ચડ્યું હતું, અને તેથી પરિવર્તન થયું, તેનો તે સન્ધિ હતો. એવા સંકટના સમયમાં ખરેખરા કુશળ, પ્રમાણિક, શક્તિમાન, અને વિશ્વાસુ મનુષ્યની આવશ્યકતા હતી. તેવાજ તેઓ પ્રસિદ્ધ થયા. એવા કાળમાં અનેક મનુષ્યોની અતિ હાનિ થવાનો સંભવ બહુ હોય છે. તેની હાનિનો વિસ્તાર મર્યાદામાં રહેવામાં રા. મણિભાઇનો પ્રભાવ એ એક સારૂં હિતકારક કારણ હતું.

સને ૧૮૭૫ મા રા. મણિભાઇને "રાવબહાદુર" નો ઇલકાબ હિંદુસ્થાનની સરકારે આપ્યો. અને તેની સાથે ચાંદ, તથા ઘડીઆળ આદિ ખીલત પણ આપ્યાં. તે પ્રસંગે વૉઇસરૉય લૉર્ડ નોર્થબ્રુકે એક પત્ર લખી તેમની અત્યાની સેવાની પ્રશંસા કરી હતી.

એ પ્રમાણે અનેક સ્થાનના અનુભવ અને રાજકીય ઉચ્ચ બુદ્ધિ તેમજ સારો સ્વભાવ એ આદિ અસાધારણ ગુણો વિશે તેમની પરીક્ષા થઇ. અને ચારે તરફ પ્રખ્યાતિ પ્રાપ્ત થઇ. તેથી આકર્ષાઇને કચ્છના મરહુમ મહારાવ શ્રી પ્રાગમલજીએ પોતાના

# ખાનબહાદુર કાજી શાહાબુદ્દીન.

આ ભાગ્યશાળી પુરૂષનો જન્મ દક્ષિણના **સાવંતવાડી** શેહેરમાં એક અસલી કાજી કુટુંબમાં થયો હતો. ન્હાનપણમાં મરાઠી શીખવા માટે એક મેહેતાજીની નિશાળે તેઓ જતા હતા. અને ફારસી ભાષાનો અભ્યાસ પોતાને ઘેર કરતા હતા. જ્યારે તે મરાઠી શાળામાં જતા હતા, ત્યારે **કર્નલ જેકબ** ( જે ત્યાર પછી જનરલ સર લીગરાંડ જેકબ કહેવાયો હતો.) ની નજર તેમના તરફ ખેંચાઇ. તેમની ચાલાકી જોઇને તેમને પોતાની સાથે તે કચ્છ લેઇ ગયો. કચ્છમાં તેમને થોડીક કેળવણી આપીને પછી **મેજર કેન્ડી**ની સંભાળ તળે શીખવા માટે તેમને પુને મોકલવામાં આવ્યા. પુનાં કૉલેજમાં પોતાના અભ્યાસથી પ્રોફેસરો **ફ્રેજર** તથા **મેકડુગલ**ના તે બહુ માનીતા થઇ પડ્યા હતા. એટલામાં ત્યાં ઇજનેરી કૉલેજ સ્થાપવામાં આવી. જેમાં આ ભવિષ્યનો દિવાન જોડાયો. અને ઇ. સ. ૧૮૫૫ ની સાલમાં ઇજનેરની પરીક્ષા ફતેહમંદીથી પસાર કરીને તે પોતાના ખેરખાહ કર્નલ **જેકબ**ના વડા કારકુન તરીકે ભુજમાં તેના હાથ નીચે રહ્યા. આ જગાઉપર તેમને રાજ્યદ્વારી કામ સમજવાની સારી તક મળી. ત્યાર પછી કચ્છનો રાજ કારોબાર ચલાવવા માટે જે રિજન્સી કૌન્સીલ નિમી હતી, તેના પ્રમુખ મરનાર જનરલ **ટ્રેવેલિયન**ના હાથ નીચે સેક્રેટરીની જગા તેમને મળી. આ વખતમાં બળવો ઉઠવાથી ઇંગ્રેજોનો વખત બહુ બારીક થઇ પડયો હતો. તે વેળાએ કાજી સાહેબે ઇંગ્રેજ સરકારની બહુ કીમતી સેવા બજાવી હતી. તેની કદર કરીને સરકારે તેમને મુંબઇની સેક્રેટરીએટમાં મેહેસુલ ખાતામાં સુપ્રિન્ટેન્ડેન્ટની જગો આપી. એ જગો ઉપર રહીને તે **સર હર્બર્ટ એલીસ**ના બહુ માનીતા થયા. અને મામલતદારની જગો ખાલી પડતાંજ તેમને તે આપવામાં આવી. ત્યાર પછી કલેકટર **મિ. હોપ**ના હાથ તળે તેમને ડેપ્યુટી કલેકટરની જગો મળી. ત્યાર પછી તેમની ચાલાકી તથા મેહેનતની વાત કચ્છમાં બહુ જાણીતી થએલી હોવાથી મરનાર કચ્છના મહારાવ શ્રી પ્રાગમલજીએ તેમને પોતાના દિવાન તરીકે ઇંગ્રેજ સરકાર પાસેથી માગી લીધા. ત્યાં પ્રખ્યાત ભાયાત મુકદ્દમાને માટે રાવશ્રી તથા પોલીટીકલ એજંટ વચ્ચે તે વખતે બહુ વિરોધ ચાલતો હતો. કાજી સાહેબ પોતે બ્રિટિશ નોકર

ચલાવ્યો હતો. સને ૧૮૭૩ ની સાલમાં તેઓ ઇગ્લાંડથી હિંદુસ્થાન પાછા ફરવાની કરતા હતા, તેવામાં સર બાર્ટલ ફ્રીયરને એક મીશન આપી જગબાર મોકલવાની વણ થતી હતી. આ ગોઠવણ નક્કી થવાથી સર બાર્ટલે પોતાના એટેચીની જગો હેમને આપવા માગી. જે તેમણે કબૂલ કરી, ને જગબાર ગયા. જગબારથી તેઓ લગતાં ઘણાં રસીલાં લખાણો લંડનના " ડેલી ટેલીગ્રાફ " નામે પત્ર ઉપર તેના પત્રી તરીકે મોકલતા હતા મીશન ખલાસ થયા પછી જ્યારે તેઓ કચ્છ પાછા ફર્યા, ત્યાંની હાલ હવાલી જોઇ તેમણે પોતાના હોદ્દાનું રાજીનામુ આપ્યું. સને ૧૮૭૪ ના માસમાં તેઓ કચ્છથી નીકળ્યા. આ વખતે મરનાર મહારાજા મલ્હારરાવ ગાયકવાડને પોતાના રાજ્યમાં સુધારો કરવાની સરકારે ૧૮ માસની મુદત આપી હતી. તેવી એ કમનસીબ રાજાએ સારી અક્કલ વાપરીને પોતાના દિવાનની જગોએ રાઇટ ઑનરેબલ શેઠ દાદાભાઇ નવરોજજીને બોલાવ્યા હતા. તેમણે કાજી સાહેબને સરસુબાની જગો આપવા માગી. તે તેમણે કબલ કરી પણ થોડા વખતમા શેઠ દાદાભાઇને પોતાના હોદ્દાનુ રાજીનામું આપવાની ફરજ પડી. તેમની સાથે કાજી સાહેબે પણ રાજીનામુ આપ્યું. સને ૧૮૭૫ માં મહારાજા મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કરવામાં આવ્યા. અને સર લુઇપેલીએ જે પ્રધાન મંડળ બનાવ્યું, તેમાં કાજી સાહેબને પાછી સરસૂબાની જગા આપી. એ જગો ઉપર લગભગ ૭ વર્ષ સુધી તેમણે બહુ ફતેહમંદીવી કામ કર્યા બાદ સને ૧૮૮૩ થાં રાજા સરટી માધવરાવે વડોદરાની દિવાનગીરી છોડી, ત્યારે તેમની જગોએ મહારાજા શ્રી શિયાજીરાવ ગાયકવાડે કાજી સાહેબને પોતાના મુખ્ય દિવાન નીમ્યા હતા. એ મોટા અને માનવતા હોદ્દા ઉપર તેમણે લગભગ ચાર વર્ષ સુધી રહીને ઉત્તમ પ્રકારે રાજ્ય કાર્યભાર ચલાવ્યો હતો. જેથી તેઓ મહારાજાશ્રીને તેમજ પ્રજાને ઘણા પ્રિય થઇ પડ્યા હતા. ત્યાર પછી તેઓ પોતાના હોદ્દાનું રાજીનામું આપીને પોતાને વતન સિધાવ્યા હતા. તે પછી નામદાર મુબઇ સરકારે તેમને પોતાની લેજિસ્લેટિવ કૌન્સિલના ઑનરેબલ મેમ્બરનુ પદ આપ્યું હતું. ત્યાં પણ તેમણે ઘણો સારો દેખાવ આપ્યો હતો. હાલ તેઓ પોતાના વતનમાં રહીને સુખ શાન્તીમાં દિવસ નિર્ગમન કરે છે.

## ખાનબહાદૂર સાલેહ બિન સાલમ હિંદી.

### સી. આઇ. ઇ.

જૂનાગઢના માજી મુખ્ય પ્રધાન ખાનબહાદૂર મોહોમદ સાલેહ હિંદી ઘણા પરાક્રમી અને ઉત્તમ પ્રધાન તરીકે મશહૂર થયેલા છે. તેઓ જામનગર સ્વસ્થાનના જોડીયા ગામના વતની હતા, અને સંવત ૧૮૭૭ માં જામનગરમાં એક આરબ જાતિના સાધારણ કુટુંબમાં જન્મ્યા હતા, તે છતાં એક સિપાઇના દરજ્જેથી પોતાની યોગ્યતા, બહાદૂરી, ચપળતા, પ્રમાણિકપણું, અને સાત્વિક સ્વભાવ, ઇત્યાદિ મહાન્ ગુણોથી ચઢીને સૌરાષ્ટ્ર જેવા મોટા રાજ્યનું પ્રધાન પદ પામ્યા હતા.

સંવત ૧૮૯૬ માં પોતાની ૧૯ વર્ષની ઉમ્મરે તેઓ જામનગરથી પહેલા વહેલા જૂનાગઢ આવ્યા હતા. અને એ વખતના નવાબ સાહેબ હામદખાનજીની પાસે પ્રથમ પાશવાનની નોકરી ઉપર રહ્યા હતા. એ વેળાએ તેમની હિંમત તથા બહાદુરી અને દરેક મુશ્કેલ કામ માથે ઉપાડી લેવાની હોંશ, ઇત્યાદિ ગુણ પ્રસિદ્ધ થયા. તેથી કેટલાંક ભરોસાનાં કામ તેમને સોંપવામાં આવ્યાં, એટલુંજ નહિ પણ કારભારીઓ કેટલાંક રાજ્ય પ્રકરણી કામોમાં તેમની સલાહ લેવા લાગ્યા. તેમને સોંપેલાં કામો પોતાની જીંદગીને જોખમમાં નાખીને પણ બહુ હોંશથી બજાવ્યાં. એ રીતે સંવત ૧૯૧૬ ની સાલ સુધી તેમણે રાજ્યની સેવા એક નિષ્ઠાથી બજાવી. તેથી રાજ્યમાં તેમનું માન ઘણું વધ્યું. અને તેમને રાજ્યના અમીરની મિસાલે રાજ્યના હિતકારીના દરજ્જાનું માન મળવા લાગ્યુ. આ વખતમાં તેમને જૂનાગઢના હાલના વઝીર સાહેબ મદારૂલ મહામ બહાવદ્દીનભાઈ સાથે ગાઢ સ્નેહ બંધાયો. ત્યારથી તેમણે બને સાથે મળીને સલાહ સંપથી રાજ્યની ઘણી ઉત્તમ સેવાઓ બજાવી છે.

થયેલા છે, તેથી મને પોતાના વિશ્વાસુ અમીરની સારી નસિબંદારી જોઇ વધારે ખુશી થાય એ સ્વભાવિક છે.

આવા લાંબા વખતના અનુભવી અને પુખ્ત વિચારવાળા દિવાન સાલેહ બીન સાલમ હિંદી સી. આઇ. ઇ. પોતાનો દરજ્જો એમ લાંબો વખત ભોગવે તેમાંજ હું વધારે ખુશી હતો કે જેથી તેમના સંબંધમાં રહી મારી રયાસતના કામોની વધારે વાકેફગારી મેળવી જોવા જાણવાને અને વધારે લાભ થાય. તેઓએ જ્યારે કારોબારના જોખમમાંથી મુક્ત થવા, ગયા માગસર માસમાં રાજીનામું આપ્યું, અને તે મંજુર કરવા આગ્રહ જણાવ્યો, ત્યારે ઉપર લખ્યા કારણોથી તે મંજુર કર્યું નહિં હતું.

પરંતુ ત્યારબાદ ઉપર મુજબ આષાઢ તા. ૧ ની બીજી અરજી રજુ કરી તેમાં તેમનું રાજીનામું મંજુર રાખવા ઓર વધારે આગ્રહ જણાવેલો છે. તેથી હવે મારા પહેલા વર્ગના અને અનુભવી અમીર ખાનબહાદુર જમાદાર સાલેહ બીન સાલમ સી. આઇ. ઇ. પોતાનું રાજીનામું મંજુર કરવાના આગ્રહમાં જે સબબ પોતાની જઇફ અને નબલી તબિયતનો બતાવે છે. અને તે સર્વના જોવામાં પણ આવે છે, તેથી ઘણીજ દિલગીરી સાથે એ જરૂરી કારણને લીધે તે રાજીનામું મંજુર રાખું છું."

ખાન બહાદુર સાલેહ હિંદીએ જ્યારે દિવાનગીરીનું રાજીનામું આપ્યું, ત્યારે સૌરાષ્ટ્રની પ્રજાએ દીલગીરી બતાવીને તેમને ઘણાંક માનપત્રો ઇનાયેત કર્યા હતાં. એ પૈકી જુનાગઢ શેહેરની પ્રજાએ ફકીર સાહેબ બહાવદ્દીનભાઇના પ્રમુખપણા નીચે મોટી સભા ભરીને જે માનપત્ર આપ્યું હતું, તે નીચે પ્રમાણે;—

**મુશ્ફક મેહેરબાન ખાનબહાદુર**

**સાલેહ બિન સાલમ હિંદી, સી. આઇ. ઇ.**

**માનવંતા સાહેબ,**

"આ જહાંગીર મશહુર સૌરાષ્ટ્ર પ્રાંતના ખુદાવંદ આલીજાહ નવાબ સાહેબના સલાહકાર અને બાજીથી દિવાનેખાસ તરીકે આપે આશરે ૪૪ વર્ષ સુધી નીતિ, દિલાવરી, દક્ષતા, રાજ્ય ભક્તિ, અને પ્રજા ભક્તિથી નોકરી બજાવી જઇફી અને નાજુક તંદુરસ્તીના સબબથી આપની જોખમવાળી પદ્વિનું રાજીનામું આપવા જરૂર પડી છે, એ સાંભળી અમો નીચે સહી કરનાર આ કદમી શેહેરનાં રેહેવાસીઓને જે લાગણી થઇ છે, તે દર્શાવવા આપ હજુર ઘણાજ માનને સાથ મુશર્રફ થવા રજા લેઇએ છીએ.

૨. અમોમાંના ઘણાખરાના ઘણી લાંબી મુદતથી જાણવા અને જોવામાં આવેલું હતું કે, આપની તંદુરસ્તી સારી નહિં રહેવાથી કારોબારના જોખમથી આપ મુક્ત થવા માગતા હતા, અને એ વર્ષથી તો આપે જાણે નામ માત્રજ કારોબારના સંબંધમાં રાખેલું હતું, તોપણ તેથી અમોએ સંતોષ માનેલો હતો. પરંતુ સંવત ૧૯૩૯ ના ગયા માર્ગશીર્ષ શુદ ૮ ને સોમવારને રોજ આપે આપેલું રાજીનામું નામદાર નવાબ સાહેબે મંજુર કર્યાના સમાચાર હાલ સાંભળી હમોને ઘણીજ દીલગીરી થઇ છે. અને અહીંના રાજ્ય કારોબારમાં આપે લગભગ ૪૪ વર્ષ જામ લીધો, તે અરસામાં સમાધાની અને કાયમ સ્થિ

[illegible]થી રાજ્ય સેવાની સાથે અમો પ્રજાના હિત માટે જે કાળજી બતાવેલી છે, તેને માટે અમો ઘણાજ આભારી છીએ.

૩. મરહુમ નવાબ સાહેબ હામદખાનજીના વખતથી રાજકીય કામના સંબંધમાં આપનું નામ પ્રસિદ્ધપણે જોડાયેલું છે. ચાલતા જમાનાના રાજ્યકળામાં મશહુર થયેલા બુલંદ પ્રતાપિ **બિસ્માર્કનું** તકીએ કેલામ છે કે, "રાજ્ય કારોબારમાં સમાધાની ભરેલો રસ્તો પકડવો એજ પ્રજાના હિતને માટે સલામતી ભરેલું છે." આ તકીએ કલામ આપે ગોયા ગલશુદીમાંજ પીધેલું હોય એમ આપની લાંબા વખતની કાર્કિર્દિ બતાવી આપે છે. જ્યારથી આપ મરહુમ નવાબ સાહેબ હામદખાનજીના સલાહકાર તરીકે સામેલ થયા, ત્યારથી રાજ્ય કારોબાર સમાધાનીથી ચલાવવા આપે પૂર્ણ દીલસોજી વાપરેલી છે, એમ અમોને જણાયેલું છે. રાજ્ય કારોબારની સમાધાની ઉપર રૈયતના જાહાન માલની સલામતીનો કેટલો આધાર રહેલો છે, તેનો ખ્યાલ બાંધવો ઘણો સરળ છે. પ્રાચીન અને અર્વાચીન તવારીખો આપણા પાસે મોજુદ છે, જે ઉપરથી સાફ જણાય છે કે, જે રાજ્યમાં રાજ્યકારોબાર સમાધાની ભરેલો નથી, ત્યાં પ્રજાની હલાકી અને ખરાબી થયેલી છે; જેથી આપના સમાધાની રાખવાના દૃઢ નિશ્ચયથી અમો રૈયતને અપૂર્વ આરામ અદ્યાપિ સુધી મળેલો છે. એ એહેશાન અમારા ઉપર કમતી નથી.

૪. મરહુમ નવાબ સાહેબ હામદખાનજીના વખતમાં રાજ્ય દફતરોની હાલત વધારે સારી કરી એક ધોરણ ઉપર શૈલી બાંધવાથી રૈયતના મુકરર થયેલા હકો તથા રાજ્યના હકો માટે જોવા જાણવાની ઘણી સરળતાથી એ ધોરણ મુસ્તકીમ પાયા ઉપર દાખલ કરવાનું માન આપને છે, એમ અમો માનીએ છીએ.

૫. નવાબ સાહેબ હામદખાનજીનુ ગુજરવું થયા પછી બહેશત નસીબ નવાબ સાહેબ મહોબતખાનજી ગાદીનશીન થયા તે વખતે તેઓ સાહેબની ઉમ્મર ન્હાની હોવાથી પંચથી રાજ્યકારભાર ચલાવવાનો બદોબસ્ત થયો. તે પચના કારભારની અંદર પણ મુલક આબાદીની કામગિરીમાં મરહુમ દિવાન સાહેબ અનંતજીની સાથે રહી, રાજ્ય અને પ્રજાની સેવા આપે બજાવેલી છે.

૬. બાદ સંવત ૧૯૧૮ ની સાલમાં જે વખત મરહુમ નવાબ સાહેબ મહોબતખાનજીએ સ્વતંત્રપણે રાજ્યની લગામ હાથમાં લીધી તે વખતથી મદારૂલ મહામ વજીર સાહેબ બહાવદ્દીનભાઇ સાથે જોડાઇ, આપે ઘણો ઉંચો અને અગ્રણી ભાગ અદ્યાપિ સુધી લીધેલો છે; જેથી અમો પ્રજાએ ઘણાજ આરામ અને તસલ્લીથી સુખ ભોગવેલું છે. આ જગોએ મદારૂલ મહામ વઝીર સાહેબ બહાવદીનભાઇની સાથે રહી આપે રૈયતના હિત માટે લગભગ ૨૧ વર્ષ સુધી ચલાવેલી કાર્કિર્દિની ટુંક નોધ આપીયે તો તે, ગેરવાજબી નહિં કહેવાય.

૭. મુલકની આબાદી અને ખેડુ વર્ગને સારી સ્થિતિમાં લાવવાનો વિષય આપને ખાસ જણાયેલો છે, કેમકે તેટલા માટે એ કામની જવાબદારી આપે પોતેજ [illegible] તફરકે તફરકે પ્રગણાની અદર ફરી, તેમજ તજવીજ કરાવી વહિવટમાં અને પ્રજા [illegible] લેવાતી જુદી જુદી લેતરીમા ઘણોજ સુધારો કરેલો છે; જેનો પુરાવ સં. ૧૯૨૮ના [illegible]

મને ઘણોજ આભારી કર્યો છે. તેને માટે ઉપકાર જણાવવા લાયક શબ્દો [illegible] ઘણા મુશ્કેલ છે. તોપણ એ માટે મારે જે કાંઇ ટુંકામાં બોલવાનું છે, તે [illegible] રાખી જે કારણસર આપ સૌરાષ્ટ્ર પ્રજા તરફથી મને ઘણામાં ઘણું કિમતી માન [illegible] છે, તે સંબધી થોડા બોલ બોલવા રજા લેઇ એ માટે વખત રોકવા જે તસ્દી આપું છું, તે માટે ક્ષમા માગી જે કાંઇ બોલવાનું છે, તેની શરૂઆત કરૂ છું;—

**હિંદુ અને મુસલમીન ભાઇઓ!** આપણે સર્વે સારી પેઠે સમજીએ છીએ. સર્વ શક્તિમાન ઇશ્વરે આ ફાની દુનિયાના પડદા ઉપર અનેક જાતનાં પશુ, પ્રાણી, આદિ ઉત્પન કરેલાં છે, તેમાં મનુષ્ય જાતિ માટે સર્વોત્કૃષ્ટ ન્યામતની કિમતી બક્ષિસ કરેલી છે જે મુખ્ય આધાર વડે દુનિયામાં જન્મ લીધા પછી પોતાના ઉપરની કુદરતી ફરજ શું છે, તે બરાબર રીતે સમજવા માટે અક્કલ અને વિચાર શક્તિ વગેરેનાં મજબુત સાધનો બક્ષેલાં છે. એટલુંજ નહિ પરંતુ કયુ કામ નેક અને કયુ બદ છે, તે સમજવા માટે પણ દરેક મઝહબનાં ધર્મ પુસ્તકો મુખ્યત્વે કલામ શરીફ અને હિંદુને માટે વેદશાસ્ત્રનાં પુસ્તકો, તથા તેને લગતા બીજા ઘણા રસ્તાઓ ખુલ્લી રીતે બતાવી આપેલા છે. એ સર્વનો ટુંક સાર માત્ર એટલોજ છે કે, હરેક મનુષ્ય પ્રાણીએ પોતાથી બની શકે તેટલું નેક એટલે સારૂં કામ કરવું. પછી જેનાથી જાતથી બની શકે તેણે જાતથી, જેનાથી જીભથી બની શકે તેણે જીભથી, અને બીજે હરકોઇ રસ્તેથી પણ સારૂં-કામ એટલે જેને દુનિયામાં પણ સારૂં ગણવામાં આવે તેવું કામ પોતાની મુકરર થએલી દુનિયાની સફર, એટલે જીંદગીનો ભાગ પૂરો થતાં સુધી સર્વ પ્રકારે કરવું. આ પોતાની ઉપરની કુદરતી ફરજ છે. હવે એ ફરજ અદા કરવા માટે પાક પરવરદીગારે સર્વના ઉપર એક સરખો બોજો રાખેલો નથી. પરંતુ રાજાએ રાજાની ફરજ પ્રમાણે અને એક અદના માણસે પોતાના મગદુર મુજબ, તે રીતની ફરજ બજાવવા નિર્માણ કરેલું છે. એ સંબંધી વધારે વિસ્તારવાળી હકીકતો આપતાં વખત રોકવાનું બને, તેથી તેમ કરવું મુલતવી રાખી હવે હું મૂળ હેતુ ઉપર આવું છું. મારી જન્મભૂમિનું સ્થળ હાલાર પ્રાંતમાંના જામનગર નામે શેહેરમાં છે. અને એજ સંસ્થાન તાબાના જોડીયા ગામનો હું વતની છું. પરંતુ મારી ૧૯ વર્ષની ઉમ્મરે આપણા આ પાયતખ્ત શેહેર જુનાગઢમાં મારૂં આવવું થયું છે, જેને લગભગ ૪૪ વર્ષ થયાં છે...... જો કે મારો જાતિ ધંધો સિપાઇગીરીનો છે. તેથી સિપાઇ સરદારો સાથે મારો સંબંધ જોડાય એ વાત હું વધારે આશ્ચર્યકારક માનતો નથી; પરંતુ મુત્સદી વર્ગના ખાનદાન નાગર ગૃહસ્થો અને સાહુકાર વ્યાપારી લોકોએ પણ મારી સાથે પોતાના એક કુટુંબ વર્ગ જેવો સંબધ જોડી દીધેલો છે. જે નિકટ સંબધને લેઇને સિપાઇગીરી શિવાય મુત્સદી પેશા કામ કરવાને પણ મને સારી જોગવાઇ મળી આવી અને તેથી કરી રયાસતનાં રાજકીય દુનિયામાં દેખાય તેવાં કામોમાં ભાગ લેવા મને તક મળી આવી હતી.

આપણે સર્વે સારી પેઠે અનુભવ સહિત જાણીતા થયા છીએ કે, આપણા મરહુમ આલી જનાબ **નવાબ સાહેબ મહોબતખાનજી** જેઓ નામદાર સિકંદર એકબાલ ધર્મરક્ષક, દયાનતદાર, સખાવત બહાદુર અને પૂર્ણ પવિત્ર તથા એકજ રહેણી વાળા મહાનામી રાજા હતા, તેઓ નામદારે સંવત ૧૯૧૮ ની સાલમાં જુનાગઢ રાજ્યની સ્વતઃ

આગવાળી લગામ હાથમાં લીધી અને રયાસતનાં તમામ કામકાજનો વિશ્વાસ હમણાં પ્રજા તરફથી સરનશીનની માન ભરેલી બેઠક ઉપર બિરાજનાર આપણા માનવંતા વઝીર સાહેબ મદારૂલ મહામ શેખ મહમદ બહાવદ્દીનભાઈની જાત ઉપર રાખેલો સાથી ગયાં ૨૦ વર્ષના અરસામાંજ આપણી રયાસતમાં જમાનાને છાજતાં સારાં અને લોકોપયોગી ઘણાં કામો થયેલાં છે. જો કે તેઓ સાહેબ મારા પોતાના ખરેખરા દિલોજાન મિત્ર છે, એટલે તેમને માટે હું હમેશાં થોડું બોલવાવાળો છું, તોપણ આ પ્રસંગે મારા દીલની અંદરની અસરના ઉભરા સ્વાભાવિક રીતે સમાઇ શકતા નથી. આપણી રયાસતના સુકાનરૂપી જે મુખ્ય સાધન તે મેહેરબાન સાહેબ બહાવદ્દીનભાઇની મુબારક જાત છે. તેમણે પોતાનું તમામ સર્વસ્વ તન, અને મન રાજા સાથે જોડી દીધેલુ છે. ગયાં ૨૦ વર્ષના અરસામાં તેમણે રાજય કારોબારને ઉત્તેજન તથા ઘણીજ કિંમતી મદદ પુરેપુરી હોંસથી આપેલી છે. રાજા રયાસત સભાળવામાં, રયાસતને સારી સ્થિતિમાં લાવવામાં, તેમના ભૂપણની વૃદ્ધિ કરવામાં, પ્રજાને ખુશી રાખવામાં, અને રાજયવર્ગી માણસોને દિલાસેથી કામ કરાવવામાં, એમ દરેક બાબતમાં એટલી ચતુરાઇ અને કાળજીથી શીકર રાખેલી છે કે, જેથી પ્રજા તરફથી આ વખતે મને મળેલા માનના હકદાર હું તેમનેજ માનું છું. જે કાંઇ સારૂ થયેલું છે, તે તેમનીજ સંપૂર્ણ મદદથી થયેલું છે. તેથી પહેલે નંબરે પ્રજાની સાથે હું તેઓ સાહેબનો ઉપકાર જણાવું છું. અને તે પછી મરહુમ રા. રા. અનતજીભાઇ તથા રા. બા. ગોકુળજીભાઇ, અને હાલ આ સભામાં બિરાજનાર મારા મિત્ર રા. રા. નૃસિંહપ્રસાદભાઇ વગેરેનો હું ઉપકાર માનું છું.

આ વખતે મારે એ પણ કહેવાની જરૂર છે કે, બ્રિટિશ રાજય નામદાર કૈસરે હિંદની સરકાર જે આખા હિંદુસ્તાનની સત્તા ધરાવે છે, તે રાજયના પ્રતિનિધિઓ તરફથી રાજય કારોબારની સ્થિતિ મજબુત કરવા સારૂ હરેક કામકાજમાં વારંવાર કિમતી સલાહ અને સૂચના તથા મદદ મળેલી છે, તેને માટે પણ હું પોતે અને આપણી આખી રયાસત ખરેખર રીતે તેમના આભારી થયા છીએ." ઇત્યાદિ.

એ રીતે ઉપરનાં માનપત્રો તથા તેનો તેમણે આપેલો ઉત્તર એ સર્વ વાંચ્યાથી ખાનબહાદુર સાલેહહિંદીની તેમજ હાલના વઝીર સાહેબ મદારૂલ મહામ શેખ મહમદ બહાવદ્દીનભાઇ સી. આઇ. ઇ. એ બને પ્રધાનોની ઉત્તમ રાજ્ય સેવા તેમજ પ્રજા પ્યાર સ્પષ્ટ રીતે દર્શાઇ આવે છે. કહ્યું છે કે;—

श्लोक.

नरपतिहितकर्त्ताद्वेष्यतांयातिलोके ।
इतिमहतिविरोधेवर्त्तमानेसमाने । नृपतिजनपदानांदुर्लभ

ભાવાર્થ—રાજાનું ભલુ કરનાર પ્રજામાં અપ્રિય થાય છે, પ્રજાનું ભલુ રાજા ત્યાગ કરે છે, એવો પરસ્પર મોટો વિરોધ છતાં રાજા પ્રજા બંન્નેનું ભલુ તો દુર્લભ હોય છે. આપણે ઉપર જોયુ કે, ખાન બહાદુર સાલેહ હિંદીએ રાજા બંન્નેનુ ભલુ કરીને બેઉ તરફથી પ્રીતિ અને માન મેળવવાને ભાગ્યશાળી થયા ભાગી એવી દીર્ઘ દ્રષ્ટિ અને કાર્ય દક્ષતાને ધન્ય છે.



વવાનો સઘળો બોજો તેના માથા ઉપર આવી પડ્યો. માટે ઇંગ્રેજ સરકાર [illegible]
રોજગાર મેળવવાનો તેણે વિચાર કર્યો. તે એવા પ્રકારની ચાકરી કરવાને [illegible]
કે, જેમાં વિદ્યાભ્યાસ કરી પોતાના જ્ઞાનમાં વધારો કરવામા અડચણ પડે [illegible]
રંગપૂર તાલુકાના કલેક્ટર મિ. જોન ડિગ્બીની ઑફીસમાં શિરસ્તેદારની જગા[illegible]
ત્યાં તેણે હોશિયારીથી ઘણાં સારાં કામો બજાવી સારો પ્યાર મેળવ્યો હતો.

રામમોહનરાય સને ૧૮૧૪ માં ચાકરી છોડીને કલકત્તામાં રહ્યો. ત્યાં ધર્મ અને તત્વ[illegible] પછવાડે સ્વસ્થપણે વખત કાઢવાનો જે તેનો પ્રથમનો હેતુ, તે ચાળીસ વર્ષની ઉમ્મરે અમલમાં આવ્યો. આ મિથ્યા સંસારની ખટપટથી દૂર રહી ધર્મ અને તત્વજ્ઞાનમાં વખત કહાડવો; તથા પોતાના સ્વદેશીઓને સુધારી પોતાના દેશને સજીવન કરવાના મહાભારત પુણ્યના કામમાં પોતાનુ આયુષ્ય ખર્ચવું એજ ખરૂં સુખ છે, એવું તેણે વિચાર્યું. તેની પક્કી ખાતરી થઇ કે મહાજ્ઞાની પરમેશ્વરે એકલી દોલત એકઠી કરવા સારૂજ માણસને ઉત્પન્ન કર્યું નથી, પણ તેના કરતાં કાંઇ વધારે મોટાં કામો કરવાને ઉત્પન્ન કર્યું છે. પછી સ્વદેશી લોકોનો ધર્મ સુધારવા પછવાડે તેણે ઘણી મહેનત લીધી. ઇશ્વરના ગુણનુ મનન કરી પોતાના ઉત્પન્ન કરનારની આરાધના આત્મભાવથી કરવાને પોતાના દેશીઓને તૈયાર કરવા એવો તેનો ઇરાદો હતો. હિંદુઓમાથી મૂર્તિ પૂજાનું મૂળ જડથી ઉખેડી નાખવું, તથા સર્વ શક્તિમાન જગતકર્તા પરમેશ્વર સબધી અને સુખ તથા પરમાર્થ વિષે પોતાના સુધરેલા વિચારનો તેમનામાં પ્રચાર કરવો, એમાંજ પોતાના જીવનુ સાર્થક છે, એમ તે માનતો હતો. પોતાનો હેતુ પાર પાડવા માટે તેણે તન, મન, અને ધન ખર્ચ્યાં. પોતાનુ ધારેલું કામ પાર પાડવામાં જેટલી હરકતો આવી પડી, તે તેણે ધીરજ અને ગંભિરતાથી દૂર કરી. તેના જેવી આતુરતા અને ભાવથી કોઇ પણ ધર્મ સુધારનારે મહેનત લીધી નહિ હોય. ગૃહસ્થપણું, વિદ્વતા, લોકપ્રીતિ, આતુરતા અને સ્વતંત્રતા એ સર્વ ગુણ તેનામાં જેવા એકઠા થયા હતા, તેવા બીજા કોઇ પણ ધર્મ સુધારનારામાં થયા નહિ હોય. હિંદુઓનાં મનને અયોગ્ય ધર્મ બંધનમાંથી મૂક્ત કરી તેમના મનમાં ન્યાય, સત્ય, પરોપકાર, નીતિ, ઇશ્વર ભક્તિ વગેરે વિષયો ઉપર સ્વચ્છ અને ઉંચો વિચાર ઠસાવવામાં જે યત્ન ને ઉપાય તેણે કર્યા છે, તે સઘળાની ગણત્રી કરવી મુશ્કેલ છે. ગાંઠના પૈસા ખરચી નીતિ તથા ધર્મ સબંધી ન્હાનાં પુસ્તકો છપાવી સ્વદેશીઓમાં તેણે મફત વહેંચ્યાં. પ્રથમ તેણે વેદાંતનું બંગાળી ભાષામા ભાષાંતર કરીને છપાવ્યું. વેદાંત એ વેદનો અને મૂળ હિંદુ ધર્મનો સાર છે. પણ તે મૂળ સંસ્કૃત ભાષામાં કઠિણ કઠિણ ઇબારતથી લખેલો છે. માટે ઘણા ખરા સાધારણ હિંદુઓ સમજી શકતા નથી. તેટલા માટે તેણે બંગાળીમાં ભાષાંતર કરી છપાવ્યું. તેજ પ્રમાણે વેદાંતનુ તેણે હિંદુસ્થાનીમાં તથા ઇંગ્રેજી ભાષામાં ભાષાંતર કરીને છપાવ્યાં. ત્યાર પછી " કેનોપનિષદ્ " ઉપર મહાત્મા શંકરાચાર્યે કરેલી ટીકાના આધારથી તે ઉપનિષદ્‌નું બંગાળી અને ઇંગ્રેજી ભાષામા ભાષાંતર કરીને છપાવ્યું. કેનોપનિષદ્ એ સામવેદનો એક ભાગ છે. ઇશ્વર અદ્વૈત અને સર્વ શક્તિમાન છે, અને માત્ર તેનીજ, પૂજા કરવી યોગ્ય છે, એમ તેમા સિદ્ધ કરી આપ્યું છે.

વેદાન્તના બે ભાગ છે. એકનું નામ કર્મકાંડ અને બીજાનું નામ જ્ઞાનકાંડ પહેલામાં

[illegible] મહાતત્ત્વની પૂજા અને યજ્ઞયાગાદિ કર્મો કહેલાં છે. બીજા ભાગમાં ઇશ્વરના અસ્તિત્વ તથા ગુણ વિષે લખેલું છે. આ ઉપનિષદ્નું ભાષાંતર કરવાનો હેતુ એ હતો કે કર્મકાંડમાં કહેલી ક્રિયા તથા કર્મો, અને પુરાણોમાં કહેલી પૂજા અર્ચા એ સર્વ વેદનો ઉત્તમ અને નિર્દોષ ભાગ જે ઉપનિષદ્ તેમાં કહેલું નથી, એટલુંજ નહિ પણ તે સઘળાનું ખંડન કર્યું છે. ઇશ્વર અદ્વૈતજ છે, અને દ્વૈત નથી, એટલે કે ઇશ્વર એકજ છે, અનેક નથી. એવો જે વેદાંતનો મુખ્ય મત છે; એ લોકોને દેખાડવા સારૂ રામમોહનરાયે બહુ યત્ન કર્યો. પોતાના દેશીઓને ધર્મશાસ્ત્રને મળતા આવે એવા ખરા મતથી જાણીતા કરી મૂર્તિ પૂજાથી વેગળા કરવાનો તેનો જે વિચાર, તેને અનુસરીને તેણે યજુર્વેદમાંથી કઠોપનિષદ્ અને અથર્વવેદમાંથી મુંડકેયોપનિષદ્ એ બેનાં બંગાળી અને ઇંગ્લીશ ભાષામાં ભાષાંતર કરી લોકોમાં તેનો ઘણો ફેલાવો કર્યો. એ ગ્રંથ પ્રગટ કર્યાથી લોકોમાં ઘણો ગભરાટ થયો હતો. સઘળા કહેવા લાગ્યા કે, કલિ યુગ પાસે આવ્યો. બાબુઓના બેઠકખાનામાં અને પંડિતોની મંડળીમાં રામમોહનરાય વિષે વાતો ચાલી. સઘળી જાતના લોકો બ્રાહ્મણથી તે શૂદ્ર સુધી આ સ્વદેશહિતકારી ધર્મ સુધારનારની મેહેનત નિષ્ફળ કરવાને એકઠા થયા. પરસ્પરમાં હમેશાં કજીઓ કરનારા અને પૈસા સિવાય બીજાની દરકાર ન રાખનારા એવા જે નૈયાયિક અને મિમાંસક યોગી તથા પુરાણી ભટ્ટો આ મહાપુરૂષને પોતાનો શત્રુ ગણી તેની સામે થવાને એકમત થયા.

કઠોપનિષદ્ છાપી પ્રગટ કર્યાથી તથા ઇન્ડીઆ ગેઝેટના અધિપતિએ રામમોહનરાયને **"ધર્મ સુધારનાર"** નો ખિતાબ આપ્યો, તે ઉપરથી મદ્રાસની પાઠશાળાના મુખ્ય ઇંગ્રેજી **પ્રોફેસર શંકરશાસ્ત્રી** તથા કલકત્તાના ભટ્ટાચાર્યજી રામમોહનરાયની સામે તકરાર કરવાને બહાર પડ્યા તેમના મતનું તેણે પુસ્તકો પ્રગટ કરીને યોગ્ય ખંડન કર્યું દેશીઓ પુસ્તક તથા પત્રદ્વારાએજ માત્ર તેના મતનું ખંડન કરવા ઇચ્છતા નહોતા. તેઓએ તેના ઉપર ઘણો જૂલમ ગુજારવા માંડ્યો, તે તેણે ઘણી ધીરજથી સહન કર્યો. તેઓ ખાતરીથી માનતા હતા કે રામમોહનરાય એક અપવિત્ર દુષ્ટ માણસ છે, અને સઘળા ધર્મનો નાશ કરવા ઇચ્છે છે. તેઓએ જૂલમ ગુજારી દુઃખ દેવાની તેને એટલી તો દેહેશત આપી કે, બહાર જતી વખતે પોતાની ગાડીની આસપાસ હમેશાં સિપાઇઓની ચોકી રાખવાની તેને જરૂર પડી.

રામમોહનરાય એવું કહેતો કે, પૃથ્વી ઉપરનાં બીજાં શાસ્ત્રો કરતા ખ્રિસ્તિ શાસ્ત્રમાં ઘણા પવિત્ર અને ગંભિર વિચાર છે. તેથી મૂળ જે ભાષામાં ખ્રિસ્તિ શાસ્ત્ર લખાયું હતું તે ભાષામાં તે શાસ્ત્ર વાંચવાના હેતુથી તેણે ગ્રીક અને હિબ્રુ ભાષાનું અધ્યયન કર્યું, પછી તેણે એક યાહુદીની સાથે બેસી જૂના ટેસ્ટેમેન્ટનો અભ્યાસ કર્યો, અને ત્યાર પછી ખ્રિસ્તિ ધર્મના ઉપાધ્યાયો સાથે બેસી નવા ટેસ્ટેમેન્ટનો અભ્યાસ કર્યો. એ પ્રમાણે ખ્રિસ્તિ અને હિંદુ ધર્મ શાસ્ત્રનો પાકો શોધ કર્યા પછી તેણે ઇ. સ. ૧૮૨૦ માં ખ્રિસ્તિશાસ્ત્રમાંથી કેટલોકએક ભાગ નિવેડીને તેનું એક જૂદું પુસ્તક છપાવ્યું. આ ગ્રંથ પ્રકટ થયાથી "ફ્રેન્ડ ઑફ ઇંડિયા" નામના વર્તમાનપત્રમાં તેના મતો ખંડન કરવાના હેતુથી એક ઉત્તમ વિષય લખાયો તેનો ઉત્તર રામમોહનરાયે **"ખ્રિસ્તિ લો[illegible]**

એ નામનું એક ન્હાનું પુસ્તક છપાવીને તેની મારફતે વાળ્યો હતો. [illegible] ત્રના કર્તાએ હુમલો કર્યો, તેનો તેણે **"ખ્રિસ્તિ લોકોને બીજી વિનંતી"** [illegible] પુસ્તક પ્રગટ કરી જવાબ આપ્યો. પાછો ત્રીજીવાર એ પત્રવાળાએ હુમલો [illegible] જવાબ **"ખ્રિસ્તિ લોકોને ત્રીજી વિનંતી"** એ નામનું પુસ્તક પ્રગટ કરીને [illegible] હતો. રામમોહનરાયનાં આ વિનંતી પત્રોથી તથા તેની સામે "ફ્રેન્ડ ઓફ ઇન્ડિયા" [illegible] આવેલા વિષયોથી આ વખતે યૂરોપિયનોમાં તથા કેળવણી પામેલા હિંદુઓમાં ઘણો [illegible] ઘાટ થઇ રહ્યો હતો.

આ બધું થયા પછી અલ્પ સમયમાં વિચારવંત હિંદુઓ રામમોહનરાયની **મહેનત** પીછાનવા લાગ્યા. મૂર્તિપૂજા ત્યાગ કરનાર લોકોનો જથો દહાડે દહાડે વધતો ચાલ્યો. વિદ્વાન, બુદ્ધિવાન, આબરૂદાર અને ધનવંત ગ્રહસ્થોએ રામમોહનરાયનું મત સ્વિકાર્યું તેઓમાં બાબુ **પ્રસન્નકુમાર ઠાકોર** તથા તેમના ભાઇ બાબુ **દ્વારકાનાથ ઠાકોર** વગેરે કલકત્તાના કેટલાએક હિંદુ ગ્રહસ્થો હતા. રામમોહનરાયે **"દેવ અનેક નહિં પણ એકજ છે,"** એવું મત ધરાવનારા લોકોની એક મડળી સને ૧૮૨૮ માં ઉભી કરી. અને તેનું નામ **બ્રહ્મસમાજ** રાખ્યું એ મડળી હજુ સુધી કલકત્તામાં સારી પેઠે ચાલે છે. એ સભામાં જવાની પરવાનગી સર્વ જાતિના અને ધર્મના લોકોને છે. તેથી ઘણા લોકો એકઠા થાય છે. એ સભા દર બુધવારની સાંજે ભરાય છે. તે વખતે વેદ વાંચી તેના અર્થ સમજાવવામાં આવે છે. તથા ધર્મ અને નીતિ સંબંધી વિષય ઉપર બંગાલી ભાષામાં ભાષણો થાય છે. સભા વિસર્જન થવાની વખતે **ગાયત્રી** તથા રામમોહનરાયના અને તેના મિત્રોના બનાવેલા **સ્તોત્ર** ગાવામાં આવે છે.

આ સભા સ્થપાયાથી મોટો ગભરાટ ઉઠ્યો. હિંદુ ધર્મના ઘણા પવિત્ર ગ્રંથો [illegible] વેદ અને વેદાંત જે હજારો વર્ષ થયાં ગુપ્ત હતા, અને તેમને અડકવાનો જેમને અધિકાર નહોતો તેઓ પણ તે વાંચવા લાગ્યા. શૂદ્ર તો શુ પણ મ્લેચ્છની સામે ગાયત્રીનો [illegible] લાગ્યા. એ ઉપરથી સઘળા હિંદુઓને ઘણો ક્રોધ ચઢ્યો. માટે **બ્રહ્મસમાજ**[illegible] ષ્ફળ કરવાના હેતુથી તેમણે **"ધર્મસભા"** સ્થાપી. એ રીતે હિંદુઓમાં [illegible] અને જ્યાં ત્યાં બને પક્ષ વચ્ચે ધર્મ યુદ્ધ ચાલ્યાં. તેમાં અંતે બ્રહ્મસમાજની ફતેહ [illegible] ધર્મસભા વિસર્જન પામી.

આપણા દેશમાં **સતી થવાનો ચાલ** હતો, તેથી પરલોકમાં હમેશ સુખ પ્રાપ્ત થશે, એવી ખોટી આશાથી હજારો બલ્કે લાખો નાજુક અને નિર્દોષ સ્ત્રીઓ પોતાના પતિના મૃત દેહની સાથે બળી મરતી હતી. તેમની આવી દુ:ખકારક સ્થિતિ જોયાથી રામમોહનરાયના દિલમાં ઘણી દયા ઉત્પન્ન થઇ. તેથી સને ૧૮૨૦ માં તેણે એક જણ સતી થાય એ મતનો, અને બીજો સતી ન થાય એવા મતનો, એવા બે ગૃહસ્થોમાં વાદવિવાદ ચાલતો હોય, તેવા પ્રકારનું એક પુસ્તક બગાળી તથા ઇંગ્રેજી ભાષામા પ્રકટ કરીને લોકોમાં તે મફત વહેંચ્યું. સતી થવાનો દુષ્ટ ચાલ બધ કરવાની અગત્ય ઇંગ્રેજ સરકારના ધ્યાનમાં સને ૧૮૦૫ માં આવી હતી, પણ તેમ કરવાથી હિંદુ ધર્મની વચમાં પડયા સરખું થશે, એવું સમજીને કાંઇ ઉપાય કર્યો નહોતો. પણ રામમોહનરાયના સંવાદરૂપ પુસ્તક ઉપરથી આ

ટ્રક થયો. અને સને ૧૮૨૯ ની આખરે એ ક્રુર ચાલ સરકારે બંધ કર્યો.

યૂરોપખંડમાં જઇને ત્યાંના લોકોની રીતભાત, વિદ્યા, ચાતુર્ય, ધર્મ, અને રાજ્યનીતિ, જોવાને તથા તેમાં વિશેષે કરીને જે દેશના હાથમાં ઇશ્વરે પોતાના દેશના નસીબની દોરી આપેલી છે. જે દેશ વિદ્યા, કળા કૌશલ્ય અને સ્વતંત્રતાનો ભંડાર છે, તે દેશ જોવાની ઇચ્છા રામમોહનરાયને ઘણા દિવસથી થઇ હતી. પણ તે સુધારાના કામમાં ગુંથાયો હતો, તેથી તે ઇચ્છા તુરત પાર પાડવાને બન્યું નહોતું. પરંતુ હમણાં પોતાના મનનો પ્રસાર સારો થયો તથા પોતાના પક્ષમાં લોકો ઘણા થયા, અને કંપની સરકારને નવી સનંદ આપવા વિષે પાર્લામેંટની સભામાં તકરાર થવાનો વખત પણ પાસે આવ્યો, એવું જોવાથી ઇગ્લાંડમાં જવાને તેને ઘણુ ઉત્તેજન મળ્યું. એટલામાં તેને એક બીજી અનુકુળ જોગવાઇ મળી. આજ સુધી કંપની સરકાર દિલ્હીના બાદશાહને આખા હિંદુસ્થાનને ઘણી કબૂલ કરી રાજકારભાર કરતા હતા. પણ ઇ. સ. ૧૮૨૫ માં કંપની સરકારે બાદશાહને આ નામનું માન આપવાનું બંધ કર્યું. અને નાણાનાં ચલણ વગેરે બીજી બાબતોમાં પોતાનું નામ દાખલ કરી પોતે સઘળા દેશના ધણી છે, એમ કહેવરાવવા લાગ્યા. આ ઉપરથી તથા પોતાની રાજધાનીની આસપાસ કેટલાક મુલકની વસુલાત ઉપર પોતાનો હક છે, એવું વિચારી બાદશાહે કોર્ટ ઑફ ડિરેક્ટરને અરજી કરી હતી, પણ તેનો સતોષકારક જવાબ ન મળવાથી બાદશાહે ઇગ્લાંડના રાજ્યને અપીલ કરવાનો ઠરાવ કર્યો. અને રામમોહનરાયને "રાજા" નો ખિતાબ આપીને પોતાનો વકીલ ઠરાવ્યો. તથા પોતાની વતી કોલકરાર કરવાનો પણ તેને પૂર્ણ અધિકાર આપીને વિલાયત મોકલ્યો.

રામમોહનરાય યૂરોપમાં જનાર છે. એવી ખબર પડ્યાથી હિંદુઓમાં બહુ ગભરાટ થયો. તે કાંઇ અઘટિત મતલબથી આ મુસાફરી કરવા જાય છે, એવી એવી કલ્પનાઓ કરી તેના વિષે માઠું બોલવા લાગ્યા, પણ તેણે તેમની કાંઇ પણ દરકાર કરી નહિ. અને સને ૧૮૩૦ ના નવેંબર માસની ૧૫ મી તારીખે પોતાના દત્તપુત્ર **રાજા રામરાય** તથા બે ચાકર સહિત સ્વદેશ છોડી ઇગ્લાંડમાં ગયો. ઇગ્લાંડમાં તેની કીર્તિ અગાઉથીજ પહોંચી હતી. જ્યારે તે ત્યાં પહોંચ્યો ત્યારે તેને ઘણું સન્માન મળ્યું હતું. ત્યાંના મોટા મોટા વિદ્વાનોનો તેના વિષે ઘણો ઉંચો અભિપ્રાય હતો. **બેન્થમ** નામનો પ્રખ્યાત તત્વજ્ઞાની તેને મળવા માટે ગયો હતો. બેન્થમ કે જે પોતાના આયુષ્યનો સઘળો વખત મનુષ્ય જાતિના કલ્યાણમાં વાપરવાના ઇરાદાથી સંસાર છોડીને એકાંત વાસમાં રહેતો હતો, તે પોતાનો મઠ છોડી રામમોહનરાયને મળવા આવ્યો. તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, આ પ્રકાશિત અને અસાધારણ હિંદુ વિષે તેના મનમાં કેવો સારો વિચાર હશે ? એ બંન્ને વિદ્વાનોની મુલાકાત થઇ, ત્યારે તેમના વચ્ચે મનુષ્યનાં સુખની મુખ્ય જે બાબતો—રાજ્ય પ્રકરણ અને નીતિધર્મ, તથા હિંદુલોકની સ્થિતિ અને કંપની સરકારના રાજ્યકારભાર, એ વિષે કાંઇક વાતચીત થઇ હતી. રાજા રામમોહનરાયને માટે મહાપુરૂષ બેન્થમ કહેતો હતો કે;—"મનુષ્ય જાતિનું કલ્યાણ કરવામાં તે મારો ઘણો સ્નેહી અને ભાગ લેનાર છે."

રાજા રામમોહનરાય લંડન પહોંચ્યો, એવા સમાચાર જ્યારે શેહેરમાં ફેલાયા ત્યારે તે શેહેરના પહેલી પદવીના મોટા મોટા નામાંકિત પુરૂષો તેને મળવા સારૂ આવ્યા હતા

હતો. જ્યારે તેની ઉમ્મર ઘણીજ ન્હાની હતી, ત્યારે પ્રાર્થનાના ઉપર તેનો ચાહ દીઠામાં આવતો હતો. તે સોબતીઓને લેઇને છુપી રીતે બ્રાહ્મભાવથી પ્રાર્થના કરતો હતો. તે વેળાએ "વિભુ" શબ્દ ઘણો વાપરતો હતો.

સને ૧૮૫૫ માં કેશવચંદ્રે કલુટોળામાં એક રાત્રિની નિશાળ સ્થાપી હતી. આ મિત્રોની જોડે ગરીબના બાળકો અને મજુરોને તે શીખવતો હતો. અને દર વર્ષે પાસ્સુમ ની સાથે તેમને ઇનામો વહેંચતો હતો, આવા ન્હાના કામોથી પ્રથમ તેણે લોકહિત વ્રત નો આરંભ કર્યો હતો. વિવિધ ધર્મના ગ્રંથો વાંચીને જ્ઞાન તથા નીતિનો વિસ્તાર કરવો એ તેનું એ વેળાનું કામ હતું. સને ૧૮૫૬ માં કેશવચંદ્રનો વિવાહ થયો હતો. બાલી ગામના કોઇ આબરૂદાર કાયસ્થની સુલક્ષણવાન કન્યાની જોડે તેનાં લગ્ન થયાં હતાં. વિવાહને એક વર્ષ વિસા પછી તેનું જીવન ધર્મરાજ્યના ભારે વ્રતમાં પ્રવેશ થયું. એક ઠેકાણે તેણે કહ્યું હતું કે;–"વૈરાગ્યનો ભાવ લેઇને મેં સંસારમાં પ્રવેશ કર્યો હતો, અને ઇશ્વરના ઘરમાં કઠોર નૈતિક શાસનાધિનમાં મારો દાંપત્ય પ્રેમોત્સવ ગયો." તેનું એ કહેવું ખરૂં છે. તેમાં કંઇ અત્યુક્તિ નથી. યૌવનમાં પગ મૂકીને પહેલાં ત્રણ ચાર વર્ષ સુધી લાગટ તે વૈરાગી ઋષિની પેઠે એકલો ધર્મનો વિચાર અને શાસ્ત્રાનુશીલનમાં લાગેલો હતો. સદા સર્વદા તે એકાન્તમાં રહેતો હતો. અને પોતાનાં સોબતીઓની જોડે વધારે વાત ચીત કરતો નહોતો, તેથી તેઓ વિચાર કરતા કે કેશવ ઘણો અહંકારી છે. તે પોતાની ધર્મ પત્ની જોડે પણ ઝાઝી વાતચિત કરતો નહોતો. કોઇ કોઇ મોટા માણસો જોવા આવ્યાથી એકદમ તેના અંતરમાં તે પ્રવેશ કરી શકતો નહોતો. તેથી તેઓ પણ વિરક્ત થતા હતા. ખરી રીતે જોતાં શાન્તભાવ અને ગભિરાઇથી તેનો લૌકિક આચાર વ્યવહાર અજાણી જગાએ ઘણો પ્રીતિદાયક થતો નહોતો. ભવિષ્યના મહાન જીવનને આવું વિચારશીળપણું અને મિતભાષીપણું થયું, એ તે વેળાએ વાજબી જણાય છે. હૃદયમાં નવો વૈરાગ્યનો ભાવ જ્યારે અંકુરિત થાય છે, ત્યારે બહારના આડંબરો સહેલાઇથી ઓછા થતા જાય છે. જુવાનીમાં આવું ગાભિર્ય જોવામાં જરૂર અસ્વાભાવિક તરીકે જણાશે, પણ જેની અંદર દેવાસુરનું સંગ્રામ ચાલે છે, તેજ માત્ર જાણે છે. કેમકે તે વધારે વાત કહેતો નથી. જે મહ વ્રત તેણે આખી ઉમ્મર સુધી ચલાવ્યુ હતું, તેને આવો કઠોર નિયમ ઘણોજ સ્વાભાવિક જણાય છે. તેથીજ તે કહેતો હતો કે, એક વાર સંન્યાસી નહિ થયાથી ગૃહધર્મ કોઇ પા પ્રતિપાલન કરી શકતા નથી. સ્મશાનમાંથી નહિ ગયાથી કૈલાસ શિખર ઉપર ચઢાતું નથી

માનવ સ્વભાવની દુર્બળતાના જે દોષો છે, તે ધર્મ જીવનના આરંભની વખતના દો પછીના નથી. ઘણીજ ન્હાની ઉમ્મરમાં તેની ધર્મના ઉપર મતિ હતી. તેથી પાપ રૂપ લાલચ તેને કંઇ પણ કરી શકી નહિ. જે સમયમાં રિપુઓ જીવોને લેઇને રમે છે, તે કાળે કેશવચંદ્રે વૈરાગ્યનો માર્ગ પકડ્યો હતો, તેથી વિલાસ પ્રિય જુવાનોની પેઠે તેને કંઇ પણ કલંકિત થવા દીધો નહિ. અઢાર વર્ષનો જુવાન આવી રીતે અસાધારણ ધર્મના ઉત્સાહ રાખનાર વૈરાગ્યવાન જોઇને કુટુંબના મોટેરાએ તેના વિષે જાુદુ જાુદુ સમજવા લાગ્યા અને ન્હાના પ્રકારના વિચાર કરવા લાગ્યા. પરતુ ભગવાન જેને પોતાને હાથે ધર્મ પ્રવર્તનના કામને માટે ઘડે છે, તેને અસાર લોકોની વાતોથી શું અસર થાય ! જોતા જોતામાં

ગ્નની આગ ધીરે ધીરે બળી ઉઠી, પૃથ્વીના ઘણુ માણુસો જે રસ્તેથી ચાલે છે, તે માર્ગ છોડીને કેશવચંદ્રે સાંકડા દરવાજામાંથી એક નવા રસ્તે ચાલવાનો આરંભ કર્યો. કોઇ મનુષ્યે તેને શિક્ષણ આપ્યું નહોતું. પરંતુ ઉલટો તેને હરકતમાં નાખવા બીજાઓએ ઘણા પ્રયત્ન કર્યા હતા. પરંતુ વિધાત્રીની કેવી વિચિત્ર લીલા કે તે પોતાની મેળે જલદીથી ઇશ્વરે મુકરર કરેલા માર્ગપર ચાલવા લાગ્યો. તે જ્યારે શાળામાં અભ્યાસ કરતો હતો, ત્યારે લોકોના મનમાં ધર્મભાવ જાગૃત કરવા માટે સંસાર અનિત્ય છે, અને ઇશ્વર સત્ય છે, ઇત્યાદિ વિષયો સંબંધી ટુંકી ટુંકી હકીકત કાગળો ઉપર લખીને રાત્રે રસ્તાની ભીંતો ઉપર ચોટાડતો હતો. તે કલકત્તાની હિંદુકૉલેજમાં જ્યારે અભ્યાસ કરતો હતો, ત્યારે થોડા બોલમાંજ ખપતો હતો, પણ જ્યારે તે બોલતો, ત્યારે તેની જે સ્વાભાવિક ભાષણ શક્તિ તે કોઇ કોઇ વાર ભભકભેર જણાઇ આવતી હતી.

આ અવસ્થામાં કેશવચંદ્ર ધ્યાન લગાડીને ધર્મ ગ્રંથો વાંચતો હતો. અને તે વિષયમાં ઉંડા શોધમાં મગ્ન રહેતો હતો. વિચાર તથા અધ્યયન કરતો હતો, અને સુખ વિલાસ તથા રમત ગમતમાં વિહાર કરવાના ઉપર ઘણોજ બેપરવા થઇ ગયો હતો. એ વેળાએ તે સર્વદા દવાળો અને અપ્રફુલ્લ ચિત્તનો દેખાતો હતો. મનની ગતિ આ પૃથ્વી છોડીને જાણે બીજા એક નવા રાજ્યમાં જતી હોયની, એવો દેખાતો હતો. ગ્રંથો વાંચવાના કરતાં આત્મચિંતાનો ભાગ ઘણોજ વધારતો હતો. એક તરફ આ દુનિયાનો પ્રેમ, ધન, માન, તથા આબરૂ મેળવવાની ઇચ્છા, અને બીજી બાજુએ પ્રબળ ધર્મની તરસ, સ્વર્ગીય ઉચ્ચાભિલાષ આ બેમાં યુદ્ધ મચ્યું. એ કારણથી જુવાન કેશવચંદ્રનું મુખચંદ્ર ઝાંખુ અને વ્યવહાર આચરણ વ્રતધારી સાધકના જેવું જણાતું હતું. જેમ પ્રાચીન કાળમાં આર્યો ગુરૂના ઘરમાં કઠોર વ્રત ધારણ કરીને વિદ્યા ભણી પછી ગૃહસ્થાશ્રમમાં પાછા આવતા હતા, તેમ ભગવાન પોતે ગુરૂ થઇને કેશવચંદ્રને તેવી રીતે અંદરથી લાવ્યા હતા. ધર્મ ગ્રંથો વાંચતાં અને આત્મચિંતા કરતાં તેણે ધર્મજીવનમાં પ્રવેશ કર્યો. તે અંતરના રિપુઓ ઉપર જય મેળવીને જીવનનુ મહાવ્રત પાળવામાં આગળ પડયો. અનુતાપનો અંધકાર જતો રહ્યો. વૈરાગ્યની સખ્ત આગ ઉપર શાન્તી જળ પડયું. મૂર્ત્તિમતી શાન્તી દેવીએ પોતાને હાથે તેની સેવા કરી, સ્વર્ગનું પાણી અને ભોજન તેના મુખમાં નાખ્યું.

કેશવચંદ્ર વિદ્યાને માટે નહિ, પણ ધર્મને માટે ગ્રંથો વાંચતો હતો. બીજા પુસ્તકો વાંચવાની જોડે તે ખ્રિસ્તિ ધર્મ ગ્રંથ "બાઇબલ" નુ અધ્યયન પણ કરતો હતો. એ વખતથી તે એકેશ્વર મતમાં દ્રઢ થયો હતો. અને દરરોજ પ્રાર્થના કરવાનો નિયમ તેણે ગ્રહણ કર્યો હતો. તેનું આવું વર્ત્તન જોઇને કેટલાક જણ ધારવા લાગ્યા કે, તે બેશક ખ્રિસ્તિ થઇ જશે. પરંતુ તેમને ન ગણકારતાં પોતાના ઉદ્યોગમાં તે મંડયો રહ્યો. તેણે ધર્મ સબંધી રાતની એક નિશાળ કાઢી હતી, તે બે વર્ષ પછી પૈસાની તંગીને લીધે બંધ પડી હતી. ત્યાર પછી તેણે ભ્રાતૃભાવ મંડળ સ્થાપ્યું હતું. અને પોતાને ઘેર સંવાદ સભા તો તેણે પહેલાથીજ સ્થાપન કરી હતી. આ બંને ઠેકાણે ભાષણો આપવાનો તેણે મહાવરો રાખવાથી તેની જીભ ઘણી છૂટી થઇ. અને બીજાના મન ઉપર તેનો પ્રતાપ પડવા લાગ્યો. એ સમયે તેની ઉમ્મર ૨૦ વર્ષની હતી. એક અદ્વિતીય નિરાકાર ઇશ્વરની

જીવંત શક્તિપર વિશ્વાસ અને પ્રાર્થના તત્વ તેના જીવનનો પાયો હતો. કીમતી સત્યો તેણે ઇશ્વરની કૃપાથી મેળવ્યાં હતાં. મહા યોગી ઇશુખ્રિસ્તનો જીવન્ત પ્રત્યક્ષ હતો, તેમ કેશવચંદ્રનો ઇશ્વર હતો. ઇશ્વર પ્રાર્થનાનો જવાબ આજ્ઞા મોકલે છે, એવું તે સ્પષ્ટ રીતે અનુભવતો હતો. કેવી રીતે તે વિ એ સબંધી તેણે એક ઠેકાણે કહ્યું છે કે;—"જ્યારે મને કોઇએ મદદ કરી નહિ, કોઇ ધર્મ મંડળના સભાસદ તરીકે હું સામેલ થયો નહોતો, ત્યારે ધર્મ જીવનના ઉષાકાલમાં "પ્રાર્થના કર" આ ભાવ, આ શબ્દ હૃદયની અંદર ઉત્પન્ન થયો. આજ્ઞાના જેવું મોટું હું કંઇ પણ ધારતો નહોતો. પ્રાર્થના કર્યાથી ઉત્તર મળશે એ તો હતો. બુદ્ધિ એવી પરિષ્કાર થઇ કે, પ્રાર્થના કરીને જાણે દશ વર્ષ સુધી વિદ્યાલયમાં, ન્યાયશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, અને કઠોરશાસ્ત્રનું અધ્યયન કરીને 'જાણે આવ્યો હોઉં, એમ મને જણાયું. મને ઇશ્વર કહેતો હતો કે, તારી ચોપડી નથી, કંઇ નથી, તું કેવળ પ્રાર્થના કર" આ આદેશ તત્વ શીખીને તે છેટેના ઇશ્વરને લોકોની આગળ ઘણોજ પાસે લાવ્યો હતો. પૃથ્વીમાં હજારો ધર્મ મતો ધર્મના તરસ્યા માણસોને ચારે બાજુએ ખેંચે છે. અને કિયા માર્ગે જવું તેની સુઝ પડતી નથી, ત્યારે ઇશ્વરની આજ્ઞા શિવાય માણસને બીજો કંઇ ઉપાય નથી. મહાત્મા કેશવચંદ્રની સર્વ જ્ઞાનશક્તિ, વિદ્યા, બુદ્ધિ, અને સામર્થ્ય, આ આજ્ઞાથી તૈયાર થઇ હતી. બરાબર જગા તે પકડી બેઠો હતો. વિવેકની ઇશારતનેજ તે ઇશ્વરવાણી તરીકે સમજતો હતો. ઉમ્મરે પહોચેલા સોબતીઓ કેશવની મશ્કરી કરતા હતા. પણ એથી તેના ગાંભિર્ય અને ધીરજનો નાશ થતો નહોતો. ઉલટો તે આશાની સાથે આવો વિશ્વાસ રાખતો હતો કે, આ સર્વ મન ફરવાનો પહેલો આભાસ છે; કેમકે ધર્મ વિષય લેઇને પહેલાં જેઓ ઠઠા મશ્કરી કરે છે, તેઓજ અંતે ઇશ્વરના દરવાજાપરના ભિખારી થાય છે. એવું ધારીને તે શાન્ત રહેતો હતો. ભગવાનનો કેવો અલૌકિક મહીમા છે! સામાન્ય આગના તણખાથી જેમ મોટાં જંગલો બળી જાય છે, તેમ ધર્મ સંસ્કારની અંદરનું બ્રહ્મતેજ જનમંડળના અંતરને ભેદીને નવા રાજ્ય સ્થાપન માટે આગળ વધે છે. કેશવના આત્મામાં જે દૈવ શક્તિ સંચારિત થઇ હતી, તેની સામે પૃથ્વીની કોઇ પણ જાતની હરકત ટકી શકી નહિ. હરકતો કેવળ તેને બળવાન કરવાને એક માત્ર બહાનાં હતાં. દૈવનાં કાર્ય કેવી રીતે રોકી શકાય, તે તેના જીવની ગતિ ઉપર વિચાર કર્યાથી સ્પષ્ટ સમજી શકાશે.

[illegible] મતને તેઓ અનુમોદન આપતાં નહોતાં. તેથી હરેક પ્રકારે તેને તેના નવા માર્ગથી [illegible] વાળી પોતાના જૂના પંથમાં સામેલ કરવાની તજવીજ કરતાં હતાં. સ્વતંત્ર પ્રકૃતિના જુવાનોને વશીભૂત કરવા માટે વિવાહ, ગુરૂમંત્ર, અને ચાકરી એ ત્રણ મોટાં ઔષધો છે. પરંતુ તેમાંનું એક પણ ઔષધ ધર્મવીર કેશવચંદ્રના ઉપર અસર કરી શક્યું નહિ. તેને વિવાહે વૈરાગ્યવાન કર્યો, ધન કમાવવાની ઇચ્છા અકાળે મરણ પામી, અને ગુરૂ મંત્ર કાનની આગળ આવવાનો અવસરજ મેળવી શક્યો નહિ. તેને મંત્ર આપવા માટે ઘરનાં સઘળાં માણસોએ ઘણું સમજાવ્યો, પણ તેમાં કાંઈ ફળ થયું નહિ. કેશવના પિતા પ્યારિમોહનના મૃત્યુ પછી કેશવની મા ત્રણ ચાર ન્હાનાં બાળકોને લેઇને અતિ દીનભાવથી રહેતી હતી. નબાપાં છોકરાંની વિધવા માતાને પૃથ્વીમાં બીજાં સગાં વ્હાલાંઓથી જેવું કષ્ટ સહન કરવું પડે છે, તેનો વિચાર કરીને તે સર્વદા ચિંતાતુર રહેતી હતી. કેશવ જો પ્રાચીન ધર્મ કર્મ ન માને તો તેને ઘરમાંથી હાંકી કાઢશે, એવો ભય હતો. તેથી તેણે આગ્રહ પૂર્વક કેશવને ગુરૂ મંત્ર આપવાની તૈયારી કરી. પરંતુ તે દિવસે કેશવ ઘેર આવ્યોજ નહિ. તેથી સૌ નિરાશ થયાં. બીજે દિવસે કેશવ બ્રહ્મસમાજનાં કેટલાંક પુસ્તકો માતાની આગળ નાખીને જતો રહ્યો. માતાએ તે વાંચી જોયાં, તો તેમાં દિવ્ય સાર વાક્યો લખેલાં દીઠાં. કેશવની મા ઘણીજ ધર્માનુરાગી હતી. તેણે પુસ્તક ગુરૂને આપીને કહ્યું;—મહારાજ! આ જુઓ, કેશવે કેવો ધર્મ મેળવ્યો છે? હું તો કાંઇ સમજી શકતી નથી. ગુરૂએ તે વાંચી સંતુષ્ટ થઇને કહ્યું—"આ ધર્મ તો ઘણોજ સારો જોઉં છું. પણ જો તે પાળી શકે તો ઠીક. ગમે તેમ હો, પણ મા, તમે ચિંતા કરશો નહિ. જે માર્ગ કેશવે પકડ્યો છે, તેથી તેનું મંગલ થશે." ગુરૂનાં વાક્યથી માતાનું હૃદય સંતોષ પામ્યું. ત્યાર પછી તે ઇચ્છા પૂર્વક પુત્રની પાસે બેશીને તેની વાતો સાંભળવા લાગી.

બ્રહ્મ સમાજમાં સામેલ થયા પછી કેટલેક દિવસે કેશવચંદ્રે વિધવા વિવાહ નાટક ભજવી બતાવ્યો હતો. તે જોઇને પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર જેવા પ્રખ્યાત પુરૂષો ઘણા સંતુષ્ટ થયા હતા. તે પછી તેણે "નવ વૃન્દાવન" નાટક ભજવી બતાવ્યો હતો. તેમાં પણ તે બહુ વખાણ પાત્ર થયો હતો. કેશવચંદ્રે ધર્મનું શિક્ષણ આપવા માટે "બ્રહ્મવિદ્યાલય" સ્થાપ્યું હતું. તેમાં મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકોરની મોટી મદદ હતી. વિદ્યાલયમાં કેશવચંદ્ર ઇંગ્રેજીમાં ધર્મ વિજ્ઞાન શીખવવા લાગ્યો. આથી જે જુવાનો [illegible] ધર્મ માનતા નહોતા, તેઓ ખ્રિસ્તી ધર્મમાં ફસાઇ પડતાં અટક્યા.

કેશવચંદ્રે બ્રહ્મસમાજમાં પ્રવેશીને જોયું કે, બ્રહ્મ ધર્મના મૂળમાં કોઇ વિજ્ઞાનિક [illegible]ગો નથી. જો સુધરેલા મંડળમાં ધર્મ વિસ્તારવો હોય, તો તે કેવળ ધ[illegible] કેવી રીતે સંતુષ્ટ રહે? તેની પહેલાં જે પુરૂષો સમાજના મોટા પદમાં મુકરર [illegible] તેઓ ધર્મતત્વ સંબંધમાં કઇ સ્થિર સિદ્ધાન્તમાં આવ્યા નહોતા. કોઇ કહેતા કે, વેદ કોઇ ધર્મ ગ્રંથ અભ્રાંત નથી, અને બુદ્ધિ તથા યુક્તિ એ માર્ગનો એક માત્ર મદદગાર. કોઇ ઉપનિષદ્ વગેરે બ્રહ્મ જ્ઞાનોપદેશનો આશ્રય કરીને ઇશ્વરની કરૂણા તથા તથા મહત્વ સિદ્ધ કરીને પરમાર્થ ચિંતનમાં આનંદાનુભવ કરતા હતા. કેશવના [illegible] સ્થાનમાં બેઠો છે, ને આ કોઇને સર્વ સમજી શકી.

મૂળ પાયો શું છે, તે પહેલાં તેને શોધવું પડયું બ્રહ્મસમાજના સ્થાપન કર્તા મહાત્મા રાજા-રામમોહનરાયે કેવળ વેદ પ્રતિપાદ્ય એક નિરાકાર પુરાણ બ્રહ્મને ઉપાસ્ય માત્ર જાણીને સમાજનું કાર્ય આરંભ્યું હતું. મહર્ષિ દેવેંદ્રનાથે ઉપનિષદ્નો ધર્મભાવ અને બ્રહ્મજ્ઞાનથી તેમાં કેટલીક માર્મિક ઉપાસનાની રૂચિ મેળવી હતી. એ સિવાય તત્ત્વશાસ્ત્ર અથવા અ-તાગત વિષયમાં કંઇ પણ ફૈસલો તે વેળાએ થયો નહોતો. તેથી કેશવચંદ્રના ઉપર તે મોટો ભાર આવ્યો હતો. સર્વથી પહેલાં અતર્કિત સાધારણ સહજ જ્ઞાનેનો પાયો શોધવા-માં તે પ્રવૃત્ત થયો. એ ખોટ દુર કરવા માટે કલકત્તાની પબ્લિક લાઇબ્રેરીમાં જઇને સૈ ધર્મ વિજ્ઞાન વિષે અધ્યયન કરવા લાગ્યો. નદીનું મૂળ શોધીને પછી તેનુ પાણી પીશ, એવી મતિ તેની થઇ નહિં. પરંતુ પહેલાંથીજ તે પાણી પીને તૃપ્ત થયો હતો. તે પછી તેના મૂળ સ્થાનની શોધને માટે એક વિશ્વાસી ભક્તની પેઠે નીકળ્યો. દૈવ જેને ચલાવનારો છે, તેને વળી જ્ઞાનની ખોટ શી હોય ? વિધાતાએ તેના હાથમાં એવાં કેટલાંક પુસ્તકો આણી આપ્યાં કે, જે વાંચ્યાથી સહેજ જ્ઞાનને તે મૂળ ધર્મ તરીકે સમજી શક્યો. એક તરફ તે ગ્રંથો વાંચતો હતો, અને બીજી બાજુએ બ્રહ્મ વિદ્યાલયમાં જઇને તેની વ્યાખ્યા કરતો હતો. પ્રત્યાદેશ, પ્રાયશ્ચિત, પરકાલ, મુક્તિ, અને પ્રાર્થના વગેરે ધર્મ તત્ત્વો તે વિ-જ્ઞાનની યુક્તિથી સર્વને સમજાવતો હતો. ઘણાક વિદ્વાનો અને ખિલાબ ધરાવનારા પુરૂષે તેની પાસેથી રીતસર ધર્મ શિક્ષણ મેળવીને પરીક્ષા આપતા હતા. આ કેશવ ચરિ-ત્રનો વૈજ્ઞાનિક સમય હતો.

સંસાર ધર્મ ત્યાગીને આવી રીતે કેશવચંદ્ર ધર્મ ફેલાવવા લાગ્યો. વાંચવાના પરિશ્રમે-મથી શરીર દુર્બળ થયુ, તેમ આંખની શક્તિ ઓછી થઇ ગઇ. તથાપિ તેના ઉપરનો ચાહ ઓછો થયો નહિ. કેશવચંદ્રસેને પોતાના કુટુંબના આગ્રહને લીધે એક કલાર્કની નોકરી લીધી હતી. પણ થોડાજ વખતમાં એ નોકરી છોડીને મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકોરની સાથે સને ૧૮૫૯માં તે સિલોન (લંકા)માં ગયો હતો. ત્યાંથી પાછા આવીને તેણે બંગાળ બેંક-માં નોકરી મેળવી હતી. નોકરી લીધા છતાં, તે પોતાનું કર્ત્તવ્યકર્મ યથા રીતિએ કર્યા જતો હતો. વળી જ્યારે વખત મળતો, ત્યારે ઑફીસમાં બેસીને ન્હાનાં ન્હાનાં ઇંગ્રેજી પુસ્તકો લખતો હતો. "બંગાળના જુવાનો આ તમારે માટે છે." એ નામનાં પુસ્તકો તેણે ત્યાં બેસીને રચ્યાં હતાં. ત્યાર પછી તેણે પૃથ્વિનું દાસત્વ વ્રત ઉદ્યાપન કરીને તા. ૧ જુલાઇ સને ૧૮૬૧ માં પોતાની ચાકરી છોડીને ઇશ્વરનું ચિર દાસત્વ કરવામાં જીવનને ઉત્સર્ગ કર્યું. જ્યારે તેણે ચાકરી છોડવાનો નિશ્ચય કર્યો, ત્યારે તેના ઉપરીએ તેને કહ્યું કે, તમે નોકરી છોડશો નહિ. તમને રૂ ૧૦૦ નો પગાર મળશે. કેશવચદ્રે તેના જવાબમાં કહ્યું કે, ૫૦૦ રૂપિયાનો પગાર મળે તો પણ નહિ. તેણે ચાકરી છોડીને પોતાની જોડે કેટલાક ધર્મ બધુ સોબતિ જુવાનોને પણ ધીરે ધીરે પોતાના રસ્તાના મુસાફર કર્યા હતા. આવી રીતે કેશવચંદ્રે સંસારના દાસત્વથી પોતાને તથા પોતાના મિત્રોને છોડાવીને કાલના યુગમાં એક હરિદલનો વૈરાગ્ય વહ્ન ઉત્પન્ન કર્યો હતો. આ વખતથી તેણે યંગબંગાલ એટલે તરૂણ બગાલ નામે ચોપાનીયું પહેલ વહેલું પ્રગટ કરવા માંડ્યુ. અને સને ૧૮૬૦માં તેણે સંગત સભા સ્થાપિ હતી. જેનો હેતુ એક બીજાને જોઇ સૌએ પોતપોતાની આત્મ-

[illegible]રવી એવો હતો. સને ૧૮૬૨ માં તેને બ્રહ્મસમાજના આચાર્યના પદમાં મુકરર કર્યો હતો. એ અવસરે મહર્ષિ દેવેંદ્રનાથે તેને બ્રહ્માનંદનો ખિતાબ અને સનંદ પત્ર આપ્યો હતો. આ વેળાએ તેણે પોતાની સ્ત્રી સહવર્તમાન મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકોરને ત્યાં જઈને જાતિબંધ તોડ્યો હતો. તેથી તેને નાત બહાર રહેવું પડ્યું હતું. ત્યાર પછી તે ઘણો માંદો પડ્યો હતો. અને તેના પિતાની દોલત એક બીજા શક્તિવાળા પુરૂષના હાથમાં ગઇ હતી. એ રીતે રોગ અને ગરીબીયે તેને મોટી પરીક્ષામાં નાખ્યો હતો. તે છતાં તેણે આશ્ચર્યકારક સહનસિલતા અને ધીરજ દેખાડી હતી. ત્યાર પછી તેણે પોતાના મોટા દીકરાનું જાતિ કર્મ બ્રહ્મ વિધિએ કર્યું હતું. તેથી તેના કુટુંબમાં મોટી ગડબડ મચી રહી હતી. માત્ર કેશવની મા અનુષ્ઠાનના ક્ષેત્રમાં હાજર થઇ હતી. આવી ઉદાર ચરિત્રની હિંદુ ધર્મપરાયણ માતા ઘણી ઓછી જોવામાં આવે છે. તે લોકોનો તિરસ્કાર સહન કરીને સર્વદા પુત્રનાં સારાં કામમાં સામેલ થતી હતી.

વિદ્યાલયના વિદ્યાર્થીઓ ગાંડા થયા હતા. બંગાળામાં મોઢે ભાષણ કરવાનો [illegible] તેણેજ પાડ્યો હતો. આજ કાલ વેદીપર બેસીને ઘણાંક નરનારીઓ દેશી વા [illegible] ષામાં ભાષણો આપતાં શીખ્યાં છે. પરતુ કેશવચંદ્રના જેવું કોઇનાથી થયું નથી. તેની [illegible] અસાધારણ શક્તિ હતી! ઇંગ્રેજો પણ તેનાં ભાષણો સાંભળીને છક થઇ ગયા હતા. [illegible] રેખર કેશવના ગળામાં વેદમાતા વાગ્દેવી નિત્ય બિરાજતી હતી. તેનો સ્વર જેમ [illegible] ગંભિર, અને સ્પષ્ટ હતો, તેમ તેનું બોલવું મહાન્ અર્થવાળુ હતું. મોટા ટાઉનહોલમાં એક છેડાથી બીજા છેડા સુધી તેનો અવાજ બસિધ્વનિનાં જેવો સંભળાતો હતો. જે સ- ભામાં તે કંઇ બોલતો ન હોય, ત્યાં સાંભળનારાઓનાં મન તૃપ્ત થતાં નહોતાં. બીજાઓ- નાં ભાષણો સાંભળતાં સાંભળતાં કાન થાકી જતા, વખત થઇ જતો, તથાપિ કેશવ શું કહે છે, તે સાંભળવા માટે શ્રોતાઓ આતુર થઇ જતા. જે માણસો બીજા વિષયમાં તેના વિરોધી હતા, તેઓ પણ તેનું ભાષણ સાંભળીને મુગ્ધ થતા હતા. "હાય! ટાઉન- હૉલ! હવે તે દેખાવ ફરી જોઇશું નહિ? તે અલૌકિક કંઠનો અવાજ હવે સાંભળી શકીશું નહિ?" આવું બોલીને અદ્યાપિ સુધી ઘણા જણ ખેદ કરે છે. તેણે ચાર વર્ષ લગણ લા- ગટ ભાષણો કરીને સ્વદેશ માતૃ ભૂમિને જગાડી હતી. ત્યાર પછી સને ૧૮૬૪ માં તે મદ્રાસ તથા મુંબાઇ ઇલાકામાં ધર્મ વિસ્તારવા માટે નિકળ્યો હતો. તે વખતથી એ ઇ- લાકામાં ધર્મચર્ચાનો આરંભ થયો હતો તેનાં ભાષણો સાંભળ્યાથી મદ્રાસના રહેવાશીઓ- એ બ્રહ્મસમાજ સ્થાપિ હતી. મુંબાઇમાં પણ તેને સારો આવકાર મળ્યો હતો. મુંબઇના ટાઉનહૉલમાં તેનું ભાષણ સાંભળીને પ્રખ્યાત દાક્તર ભાઉદાજી જેવો વિદ્વાન પુરૂષ પણ અવાચક થયો હતો. તેમજ તે વખતના ગવર્નર સર બાર્લટર ફ્રિયરે તેની બુદ્ધિ, ક્ષમતા, અને સદ્ગુણોનો યોગ્ય સત્કાર કર્યો હતો. ત્યાર પછી મુંબાઇમાં પ્રાર્થના સ- માજ સ્થાપન થઇ હતી. હમણાં મુંબઇ ઇલાકામાં સેંકડો ઉંચી પદવીના માણસો એક- નિરાકાર બ્રહ્મની ઉપાસના કરે છે. પુના, સતારા, અને અમદાવાદ વગેરે ઠેકાણે પણ આ- વી ધર્મસમાજ સ્થાપિત થઇ છે.

આદિ સમાજમાં રહેવાની વેળાએ કેશવચંદ્રે ઉપર લખેલા બે શેહેરમાં અને કલકત્તા તથા તેની આસપાસના કેટલાક નગરોમાં ધર્મપ્રચાર કર્યો હતો. ત્યાર પછી ભારતવર્ષીય બ્રહ્મસમાજ સ્થાપીને યથારીતિએ દેશ દેશાન્તરમાં મિત્રોની જોડે પ્રચાર કરવા લાગ્યો. ભારત ક્ષેત્રમાં હિંદુ જાતિમાં આ પદ્ધતિથી ધર્મ પ્રચાર કરવો એ નવો વ્યાપાર હતો, એમાં સંદેહ નથી. આદિ સમાજ કેશવચંદ્રની ખોટથી તેજ વગરની થઇ પડી હતી. મા જેમ પૂત્રને જન્મ આપીને કાલ વશથી પોતે ક્ષીણ અને દૂર્બળ થાય છે, પરંતુ જન્મેલું બાળક દહાડે દહાડે તનદુરસ્ત અને બળવાન થાય છે. તેમ કેશવચંદ્રને પ્રસવ કરીને આદિ સ- માજની અવસ્થા તેવીજ થઇ, તે મહર્ષિ દેવેંદ્રનાથની સામે થવા છતાં પણ સર્વદા તેમને પિતાની પેઠે ભક્તિની આંખે જોતો હતો. માણસપણાનુ માધુર્ય કોઇ દહાડે પણ તેનાથી વિલુપ્ત થયુ નહોતું. બ્રહ્મસમાજ બે ભાગમાં વેંચાઇ ગયા પછી થોડે દહાડે એટલે ૧૮૬૬ માં તેણે ઇશુખ્રિસ્ત યુરોપ અને એશિયા એ વિષય ઉપર એક ભાષણ આ- પ્યું. તેમાં તેણે ઇશુખ્રિસ્તની પ્રશંસા કરવાથી સર્વે આશ્ચર્ય પામ્યા હતા. પાદરીઓ

[illegible] લાગ્યા કે, કેશવને ખ્રિસ્તિ થવાને હવે ઘણો વખત નથી. પુરાતન બ્રહ્મસમાજના [illegible]-તેની નિંદા કરવા લાગ્યા. પરંતુ એથી 'સુધરેલાં ખ્રિસ્ત જગતમાં તે વિશેષ રૂપથી ઓળખાયો. તેનું એ ભાષણ પુસ્તકના આકારમાં છપાવ્યું. અને ખ્રિસ્ત ભક્તો અતિ આગ્રહથી તે વાંચવા લાગ્યા. **સર જૉન લારેન્સ** તે વેળાએ હિંદુસ્થાનનો ગવર્નર જનરલ હતો. વર્તમાનપત્રમાં કેશવનું વર્ણન વાંચીને તે ઘણો ખુશી થયો. તેના સેક્રેટરીએ સિમલેથી તેને લખી જણાવ્યું કે, ગવર્નર જનરલ કલકત્તે આવીને આપની જોડે મળશે. આ વખતથી સર જૉન લારેન્સ તેના ઉપર સ્નેહ કરવા લાગ્યો. તેણે કલકત્તે આવીને કેશવની મુલાકાત કરી. અને એકાંતમાં બેસીને ઘણા વિષયોની ચર્ચા કરી. ત્યાર પછી સર જૉન લારેન્સે તેને ઉંચી પંક્તિના અમલદારો તથા દેશી રાજા રજવાડાઓની સાથે ઓળખાણ કરાવી હતી તેના પછી જેટલા ગવર્નર જનરલ અને લેફ્ટેનન્ટ ગવર્નર વગેરે મોટા અમલદારો આ દેશમાં આવ્યા, તે સર્વે કેશવચંદ્રને મોટા રાજા અને નવાબોની જોડે ઉંચા આસન ઉપર બેસાડ્યો હતો. ધીરે ધીરે રાજદ્વારમાં તેની મર્યાદા પ્રધાનોના જેવી થઇ પડી હતી. લૉર્ડ નોર્થબ્રુકે પોતાને દેશ જતા પહેલાં આ દેશના લોકોમાંથી માત્ર રમાનાથ ઠાકોર અને કેશવચંદ્રસેનની છબીઓ પડાવી લેવાનો હુકમ કર્યો હતો. સને ૧૮૬૬ ના સપ્ટેમ્બર મહિનામાં કેશવચંદ્રે મહા પુરુષો વિષે એક બીજું ભાષણ આપ્યું હતું. તેમાં તેણે સ્વદેશના અને પ્રદેશના બધા ધર્મપ્રવર્તક મહાજનોના ઉપર પોતાની શ્રદ્ધા પ્રકાશિત કરી હતી. તે સાંભળ્યાથી ખ્રિસ્તિઓ નિરાશ અને વિરક્ત થયા હતા. રાજા રાધાકાન્તદેવે જેમ રાજા રામમોહનરાયની સામે ધર્મ સભા ઉભી કરી હતી, તેમ કેશવચંદ્રની સામે બંગાલના હિંદુઓએ જૂદી જૂદી સભાઓ સ્થાપિ હતી. બ્રહ્મસમાજનો ધ્વંશ કરવાને માટે હિંદુઓનું આ બીજુ સંગ્રામ હતું. પરંતુ બ્રહ્મસમાજના વિરોધી હોવા છતાં એ સર્વ સભાની કાર્ય પદ્ધતિમાં છૂપિ રીતે બ્રાહ્મધર્મનો પ્રભાવ પેઠો હતો. આવી સભા હાલ જોવામાં આવતી નથી. પરંતુ હરિ અને આર્ય સભા ઘણીક ઠીકામાં આવે છે. તે પણ બ્રહ્મસમાજની ઘણીક રીતે કરજદાર છે.

કેશવચંદ્ર જ્યારે ઢાકા પ્રગણામાં ધર્મપ્રચાર માટે ગયો હતો, ત્યાં તેને ખાવાનું અને રહેવાનું ઘણું કષ્ટ ભોગવવું પડ્યું હતું. તે જ્યાં તેણે પ્રભુનું કાર્ય કર્યું હતું. પૂર્વ બંગાલમાં સત્યનો વિજય વાવટો ઉડાવીને બીજા વર્ષના આરંભમાં તે ગધ્ય હિંદુસ્થાન અને પંજાબમાં ગયો હતો. તેના પહેલાં મોટાં મોટાં શહેરોમાં બ્રહ્મસમાજો સ્થપાઇ હતી. અને તેના જવાથી તેમાં વૃદ્ધિ થઇ હતી. પંજાબીઓએ તેને શ્રદ્ધા અને સન્માનથી વધાવી લીધો હતો. એટલુંજ નહિ પણ પંજાબના લેફટેનન્ટ ગવર્નર માકલિયડે પોતાના ઘરમાં તેને નોતરૂ કરીને વનસ્પતિના ખોરાકનું ખાણું આપ્યું હતું. પંજાબમાંથી પાછા આવીને તેણે આદિ સમાજની જોડે માપીન્ડર કર્યો. અને (વિવેક વૈરાગ્ય) નામનો એક વિષય બંગાળી ભાષામાં લખીને બાંધી સંભળાવ્યો હતો. ઇશ્વર પોતે તેનો ગુરૂ હતો. અને આત્માજ સાક્ષી હતું. એવું તેના પોતાના મુખમાંથી નીકળેલા જીવનવેદમાં વિસ્તાર પૂર્વક વર્ણન કર્યું છે. ત્યાર પછી તેણે એક નવી જાતના ઉત્સવની સૃષ્ટિ કરી. પ્રાતઃકાળથી રાતના દશ વાગ્યા સુધી સંગીત, સંકીર્તન, ત્રિકાળીન ઉપાસના, ધ્યાન, ચર્ચા, પાઠ, અને નૃત્ય ગીત એવાં કેટ[illegible]

સને ૧૮૭૦ માં કેશવચંદ્ર વિલાયતથી સ્વદેશમાં પાછો આવ્યો હતો. તે વખતે સ્વદેશી ઓએ તેને અપૂર્વ માન સહિત વધાવી લીધો હતો. ભારતનો પ્રિય પુત્ર વિદેશમાં ભારત મર્યાદા અને ધર્મની વૃદ્ધિ કરીને આઠ મહિને ઘરમાં પેઠો. કેટલાક જણ વિદેશમાં જઈને દેશાચાર અને માતૃ ભાષા વિસરી જાય છે. પરંતુ કેશવચંદ્ર તેવો નહોતો. તે શુદ્ધ આર્ય સનાતની પેઠે માતૃ ભાષામાં વાતચિત કરતો હતો. તે દેશીય ભાવથી ખાતો પિતો તથા કપડાં પહેરતો હતો. વૈદેશિક રીતી કંઇ પણ તેણે પકડી નહોતી." વિલાયત દેશના મોટી પંક્તિના પુરૂષોમાં રહીને તે જે કંઈ શીખ્યો હતો, તે થોડા કાળમાં ભારતના ક્ષેત્ર માં તેણે વાવ્યું હતું. વિલાયતથી આવ્યા પછી કલકત્તાની હાઇકોર્ટના જડજ મી. દ્વારિકા નાથ મિત્ર, દાકટર મહેંદ્રલાલ સરકાર, મહારાજા યતિંદ્રમોહન, બાબુ કૃષ્ણદાસપાલ, રાજા દિગંબર મિત્ર, અને શોભા બજારના રાજાઓ જોડે તેને પરમસ્નેહ થયો હતો. સને ૧૮૭૦ ના નવેમ્બર મહિનામાં '**ભારત સંસ્કાર**' નામની સભા તેણે સ્થાપિ, અને 'સુલભ સમાચાર' નામનું વર્તમાનપત્ર કહાડયું. તેનાથી બંગાળામાં ઘણોજ સુધારો થયો છે. વળી તેણે પૃથ્વિમાં એક નમુનાદાર કુટુંબ બનાવવા માટે '**ભારત આશ્રમ**' સ્થાપ્યું હતું. પરંતુ કેટલાક દૈવિલાઓની ખટપટને લીધે તેમાં તે ફતેહ પામ્યો નહોતો.

ત્રણ વર્ષ સુધી કેશવચંદ્રસેન ઉપર લખેલા સત્કાર્યોની ચઢતી કરવા માટે વિશેષ પ્રયત્નશીલ હતો. ત્યાર પછી ખરા આર્ય ઋષિની પેઠે શિષ્યોની જોડે તેણે યોગ તપશ્ચર્યાનો આરંભ કર્યો. તેણે ઘરની અગાસી ઉપર એક ઝુંપડી બાંધી. તેમાં તે મધ્યાન્હે તથા સાંજે રહેવા લાગ્યો. અને યોગ ભક્તિ કરીને સાધકોને શિક્ષણ આપવા લાગ્યો. આની પહેલાં કેટલાક દિવસ બેલધરિયાના તપોવનમાં આવી રીતથી સાધન ભજન કરતો હતો. તે પોતાનેજ હાથે રાંધીને ખાવા લાગ્યો. સાધન, ભજન, યોગ, તપશ્ચર્યા આ બધા શબ્દો બ્રહ્મ સમાજમાં આગળ ચાલતા નહોતા. પરંતુ જ્યારે કેશવચંદ્રે યોગ, વૈરાગ્ય, અને ભક્તિનો આરંભ કર્યો, ત્યારે બ્રહ્મો ભયભીત થઇ કહેવા લાગ્યા કે, આ કેવી આશ્ચર્ય વ્યવસ્થા! બ્રાહ્મધર્મ શું ઉદાશિનનો ધર્મ છે? ઇંગ્લાંડના મિત્રો પણ તે જાણીને નાના પ્રકારની આશંકા કરવા લાગ્યા. ઓગણીશમી સદીના સુધરેલા જીવ થઇને વૈરાગ્ય વ્રત પાળવું, એ વાત કોઇ પણ સહન કરી શક્યા નહિ. વિશુદ્ધ યુક્તિના અનુમોદિત ધર્મ ગ્રહણ કરીને કેશવચંદ્રે પ્રાચીન આર્ય ઋષિની પેઠે ઝુંપડીમાં પોતે રાંધીને ખાવું, એ સ્વપ્નની બહાર હતું. પરંતુ સંસારી ગૃહસ્થ થઇને એ કામ તેણે કર્યું. ઇગ્લાંડમાં મુસાફરી કરીને ઉંચી પંક્તિના ઇંગ્રેજ મંડળમાં સામેલ થઇને પણ તે હિંદુની પેઠે રહેવા લાગ્યો. તેથી ઘણાક આબરૂદાર હિંદુઓના મનમાં તેના વિષે શ્રદ્ધાનો સંચાર થયો હતો. કેશવ બાબુએ કોઇ દિવસે અગાઉ રાંધ્યું નહોતું, પણ જ્યારથી રાંધવાનું શરૂ કર્યું, ત્યારથી તે તેમાં ઘણો કુશળ થયો હતો. ત્યાગી સંન્યાસીઓની પેઠે તેની રસોઇ નહોતી. તે દરરોજ ત્રણ ચાર વાનાં તૈયાર કરતો હતો. તેની રાંધવાની રીતિ, બંદોબસ્ત, અને રાંધવાનાં વાસણો જોયાથી જોનારાઓને પણ રાંધવાની ઇચ્છા થતી હતી. ઘણાકોએ એ રીત હતી. આ સમયે આધ્યાત્મિક ઉન્નતિ અને સાધન ભજનની જેવી શ્રી વૃદ્ધિ જોવામાં આવી હતી, તેવી બ્રહ્મસમાજમાં કદી પણ જોવામાં આવી નહોતી. કેશવ બાબુએ ધીરે

જ્ઞાન, વૈરાગ્ય, અને ભક્તિ ઉપર વધારે લક્ષ આપવા માંડયું. વળી બ્રહ્મચર્ય, ભગવાં લુગડાં, સંન્યસ્ત, આરતી, વાદિત્રનાદ, ઉત્સવો, નૃત્ય, રાજમાર્ગમાં ચાલતાં ચાલતાં કીર્તનો ગાવાં, કલાકના કલાક ધ્યાનમાં બેસી રહેવું, પ્રાચીન પીર પેગમ્બરોનાં દર્શન થાય છે એમ કહેવું, તેમની માનસિક યાત્રાએ જવું, એ વગેરે અનેક ભક્તિ માર્ગના આચાર વિચાર તેણે એક પછી એક દાખલ કરવા માંડ્યા. અને છેવટે સને ૧૮૭૮ માં પોતાનું નવવિધાન પ્રગટ કરી જગતમાં પોકારીને કહ્યું કે;—"બધા ધર્મને એકઠા કરવા ઇશ્વરે મને પેગંબર નિમ્યો છે મનુ, મહમદ, ક્રાઇસ્ટ, અને મોઝિઝ વગેરેએ મને સ્વપ્નામાં આવી કહ્યું છે કે, કેશવ બાબુ! તું પવિત્ર પેગંબર છે. અને લોકોના કલ્યાણ માટે અવતરેલો છે." તેની આવી વાતથી તેના માર્ગીઓમાં તેમજ બીજા લોકોમાં ભારે ચર્ચા ચાલી હતી. તેણે નવવિધાન પ્રગટ કરતી વેળાયે જે ભાષણ આપ્યું હતું, તેમાં તેની સરસ વાણી પહેલાં કદી પણ ન થઇ હોય, એવી રીતે પ્રકાશમાન થઇ હતી. પરતુ તેના આવા વિચારોની સામે કેટલુંક તરફ બંડ થયું. અને 'સાધારણ બ્રહ્મસમાજ' નામે ત્રીજી શાખા ઉત્પન્ન થઇ. કેશવચંદ્રસેન બાળલગ્નને ધિક્કારતો હતો. તે છતાં તેણે બ્રહ્મસમાજનો ધારો તોડીને તથા પોતાના વિચાર બદલીને પોતાની ૧૩ વર્ષની પુત્રીનાં લગ્ન કુચબિહારના મહારાજાની સાથે મૂર્તિપૂજકોની રીત પ્રમાણે કર્યાં હતાં. તેથી તેનુ માન જરા ઘટયું હતું. તોપણ તેની લોકપ્રિયતા ઓછી થઈ નહોતી.

સને ૧૮૮૦ની સાલમાં કેશવચંદ્ર માંદો પડયો. પરંતુ ઇશ્વર કૃપાથી જરા આરામ થયો, એટલે તેણે **નવસહિતા** લખવાનો આરંભ કર્યો. વળી અમેરિકાના એક વિદ્વાન પુરૂષની વિનંતિ ઉપરથી આર્ય જાતિની **યોગધ્યાનની પદ્ધતિ** પણ લખવા માંડી. આ બને પુસ્તકોમાં ઉંડા વિચારોની ઘણી જરૂર હતી. તે છતાં તેણે ત્વરાથી તે રચીને પુરાં કર્યાં. જો કે તે મંદવાડમાંથી સારો થયો હતો, તોપણ તેનું શરીર ઘણું દુર્બળ અને જીર્ણ પડી ગયું હતું. થોડા વખત પછી ફરીને પાછો મંદવાડે તેના શરીર ઉપર હુમલો કર્યો, ઘણા હુશિયાર દાકટરોની દવા કરવામાં આવી, પણ કાંઇ આરામ પડયો નહિ. મંદવાડના ખાટલામાં પડ્યા છતાં પણ કેશવ ન્હાના પ્રકારનાં કાર્યો કરવાની સુચના આપતો હતો. આ વેળાએ તેણે ઘરમાં એક નવું દેવલાય બંધાવવાનો નિશ્ચય કર્યો હતો. એ કામ જલદીથી પુરૂ કરવાનો તેણે આરંભ કર્યો. દુબળ શરીરે ધ્રુજતો ધ્રુજતો પ્રચારકોની જોડે મળીને તેનો પાયો નાખ્યો. એક મહિનામાં દેવલ તૈયાર કરવાનું નક્કિ કર્યું. તે પ્રમાણે કામ થવા લાગ્યું. ઉત્સવની વેળાએ શું શું કરવું, તેનો પણ બંદોબસ્ત કર્યો. તે બીછાનામાં પડીને સર્વ કામ બનાવતો હતો. ત્યાર પછી મંદવાડ વધી પડયો. તેથી કંઇ પણ કામ થયું નહિ. તેના મંદવાડના સમાચાર સાંભળીને મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકોર તેને જોવા માટે ગયા. તે વેળાએ કેશવે જમીનપર પડીને તેમને પ્રણામ કર્યા. એટલે મહર્ષિએ તેને પ્રેમથી આલિંગન કરીને પોતાની પાસે બેસાડયો. મંદવાડના બિછાનામાં પડયા છતાં કેશવચંદ્રે દેવાલય તૈયાર કરાવ્યું. તા. ૧ જાનેવારી સને ૧૮૮૪ ના રોજ તેની પ્રતિષ્ઠા કરવાનો દહાડો મુકરર થયો. ઉઠવાની શક્તિ નહોતી, તોપણ નીચે ઉતરવાનું ધાર્યું. એક ખુરસીમાં એને સાહીને ચાર પાંચ માણસોએ પકડીને તેને નીચે ઉતાર્યો. પછી નવા દેવાલયમાં તેણે આ પ્રમાણે કહ્યું

"આવ્યો છુ મા! તમારા ઘરમાં આવવાને મનાઇ કરી હતી, પણ આ શરીર તો આવ્યું છે મા! તમે આ મકાનને અધિકાર કરીને રહેલાં છો. આ તમારૂં ઘર છે. લક્ષ્મીનુ ઘર છે. નમઃ ॥ સચ્ચિદાનંદહરે! આજે તા. ૧ જાનેવારી ૧૮૮૪ મંગળવાર, ૧૮૦૫ શકનો ૫ મી પોષ; આ દેવાલય તમારા શ્રી ચરણમાં અર્પણ કરવામાં આવ્યું છે. આ ઘરમાં દેશ દેશાન્તરથી તમારા ભકતો આવીને તમારી પૂજા કરશે, આ દેવાલયથી આ ઘરોના મહોલ્લાનું કલ્યાણ થશે, આ શેહેરનું કલ્યાણ થશે, આ સઘળા દેશનું અને પૃથ્વીનું કલ્યાણ થશે. આ ઘર મારૂં વૃન્દાવન છે, આ મારી કાશી અને મક્કા છે, આ મારૂં જેરૂસેલમ છે. આ જગા છોડીને બીજે કયાં જાઉં? મારી આશા પૂર્ણ કરો મા! આશિર્વાદ આપો કે, તમારા ભક્તો આ મકાનમાં આવીને તમારૂં પ્રેમ મુખ જોઇ અદર્શનની વેદના દૂર કરે.

પ્રિય ભાઇઓ તમને પણ કહું છુ કે, મારી મા ઘણીજ શોખીન મા છે. ભાઇ તમે ધારશો ના કે, મારી મા પથ્થરના જેવી સુકી છે. તેને કંઇ શોખ નથી. તમે સર્વ થોડું થોડું આણીને માનુ મકાન સજાવો. થોડું થોડું આપીને પૂજા કરો. તમે એક ન્હાનુ ભક્તિ પુષ્પ માના હાથમાં આપ્યાથી મા આદર કરીને તે પોતાને હાથે સ્વર્ગમાં લેઇ જઇને દેવ દેવીઓને બોલાવીને તે દેખાડશે. ને આનંદ પ્રકાશ કરીને કહેશે કે, જુઓ પૃથ્વીના અમુક ભકતે મને આ સુંદર સામગ્રી આપી છે. આ આનંદમયી માને લેઇને ભાઇઓ તમે સુખી થાઓ." ઇત્યાદિ.

જે અમૃત ભાષિણી રસના હજારો સાંભળનારને મુગ્ધ કરતી હતી, વીણા યંત્રની પેઠે જે હરિ ગુણ ગાનમાં આટલા દિવસ લાગી હતી, તે આવું કહીને સદાને માટે મુગી રહી. આનંદમયી અખિલ માતાનો જય ગાઇને લીલા પુરી કરી. ત્યાર પછી[1] મંદવાડ દીનપર દિન વધતો ચાલ્યો, અને અત્યંત વેદના વધી પડી. તેણે હવે પાછું જોયુ નહિ. જીવન મૃત્યુ તેને એક સરખુ જણાવવા લાગ્યું. તે પોતાની પાસે બેઠેલી પોતાની માતાના ચરણમા વારવાર ચુમ્બન કરવા લાગ્યો. તે રોતી રોતી બોલી કે, કેશવ! મારા પાપથીજ તને આટલું દુઃખ થાય છે. તેણે માતાના પગની ધૂળ માથા ઉપર લેઇને ગદ્ ગદ્ કંઠે કહ્યું કે;—"મા! આવી વાત કહીશ ના. તમે મારી ઘણી સારી મા છો. તમારા આશીર્વાદથીજ મારૂં સર્વ સારૂં થયું છે. તમે મારી ધાર્મિક મા છો. તમારા જેવી મા સર્વની હોતી નથી. તમારા ગુણો મેળવીને હુ આ પદને પામ્યો છું." ઇત્યાદિ હૃદય ભેદક વાકયોથી તેણે સર્વને રડાવ્યા હતા. તેની અંતકાળની વેદના જોઇને કોઇ પણ આંસુ રોકી શક્યા નહિ. તેની સ્ત્રી રોવા લાગી. તે જોઇને એક મિત્રે તેને વિનતિ કરીકે, આપ જે તેને કંઇ કહો, તો તેના મનમાં જરા શાન્તિ વળે. ઉત્તરમાં કેશવે કહ્યુ કે,—'હું વૈકુંઠની નવી વાતોનો વિચાર કરૂં છું. હું હમણાં તેજ કહીશ. તમે તેમને કહો કે, સંસાર સર્વ મિથ્યા અને માયાવી જગત્ છે." આ સાંભળીને તે વધારે રોવા લાગી. એટલામાં હૈદ્રાબાદનો રહેનાર નવલરાય ગોપીરામ વિદાયગીરી લેવા આવ્યો. તેને કેશવે કહ્યું કે;—"નવ વિધાન, અહિંન રાખી અથવા ભોજ

[Marginal handwritten note, partly legible: બપોર ... ૧૦ તારીખ ... પધારીને ... એમને ... તેના ...]

(૧) કેશવચંદ્ર પરમેશ્વરને " 'ગોધીને ... ' દનો.

[illegible]સરીની વસ્તુ જો મળે તો આનંદ બજારને માટે મોકલજો." કેશવ જેવો મહા સાધુ પુરૂષ અંતકાળની વેળાએ જે મહા દુઃખ ભોગવતો હતો, તેની અંદર વિધાત્રાએ કંઇ ખુપી મતલબ રાખી હતી. તેનો વિશ્વાસ, અને ભક્તિ કેવી શુદ્ધ છે, તે જોવા માટેજ આ અદ્ભૂત વેદનાનો હુમલો હતો. નહિ તો તે પોતાના પ્રિય સેવકના છીર્ણ દેહમાં કેવી રીતે અસહ્ય દુઃખ મૂકે ? આવી દુઃખમય પરીક્ષા આપીને કેશવ જયવાન થયો હતો. કેશવચંદ્રે રંગભૂમિમાં નિત્ય નવી નવી લીલા મહોત્સવ કર્યાં હતા. અને લોકોએ તેના ગંભિર વ્યાપાર જોયા હતા. પરંતુ આવો અદ્ભૂત વ્યાપાર કદી કોઇના જોવામાં આવ્યો નહોતો. જાણે કેશવ તે વેળાએ સહચરોને જોડે લેઇને પરલોકના દરવાજા ઉપર ઉભો હોયની ! થોડીવારમાં તેણે એ દરવાજામાં પ્રવેશ કર્યો ! પૃથ્વીની તરફનો પડદો પડી ગયો ! કેશવનો પવિત્ર આત્મા હરિ નામ શ્રવણ કરતો કરતો પ્રીતમની હજુરમાં ચાલ્યો ગયો ! બંધુઓ પ્રાણના સખાને ગુમાવીને રોવા લાગ્યા ! તા. ૮ મી જાનેવારી સને ૧૮૮૪. કેશવ સ્વર્ગ ધામમાં ગયો. ધર્મ વિશ્વાસના બળથી સાધુઓ અમર થાય છે, કેશવ ચરિત તેની સાક્ષી પૂરે છે.

મહાત્મા કેશવચંદ્રસેનના મરણના ખેદકારક સમાચાર જાણીને આખા ભરતખંડમાં તથા દેશ વિદેશમાં સર્વત્ર ઘણી દીલગીરી ફેલાઇ હતી. તે એક અસરકારક ધર્મ બોધ આપનારો, મહા પંડિત અને બ્રહ્મસમાજનો આગેવાન સ્તંભ હતો. તેણે પેગંબરી દાવો કર્યો, તથા બાળલગ્નનો ધારો તોડ્યો, તેથી તે દુનિયાની દ્રષ્ટિએ માનનો લોભી જણાયો હતો. તો પણ તે કરનારાઓ અને મહા અદ્ભૂત શક્તિવાળો પુરૂષ હતો. તેના પરલોક ગમનના સમાચાર નગરમાં ફરી વળતાંજ હજારો લોકો તેના ઘર આગળ આવી એકઠા થયા હતા. અને અગ્નિ સંસ્કારની વેળાએ સ્મશાન ભૂમિમાં સુમારે ૩૦૦૦ દેશીઓ તથા ૪૦૦ યુરોપિયનો સાથે ગયા હતા. આ ઉપરથી તેની લોકપ્રિયતાની સંપૂર્ણ ખાત્રી મળે છે.

શ્રોતાઓ સ્તંભિત થઇ ગયા. હવે તેઓ સમજ્યા કે, રામકૃષ્ણ દેવ કંઇ જેવે તેવે નથી, પણ એક સ્વર્ગીય પુરૂષ છે. સાધુ સાધુને સારી રીતે ઓળખી શકે એને જોઇને કેશવચંદ્રસેન મુગ્ધ થયા હતા. પરમહંસ પણ તેમના ઉપર ... હતા. તે દિવસથી બેઉના આત્માનો ગૂઢ યોગ થયો હતો. ત્યાર પછી વખતો શવચંદ્રસેન પ્રચારકોની સાથે દક્ષિણેશ્વરમાં પરમહંસની પાસે જતા હતા. તેમ કેશવચંદ્રસેનને ઘેર આવતા હતા. તેમનો ઉચ્ચ ધર્મભાવ અને ચરિત્ર કેશવચંદ્ર તથા પત્રિકામાં પ્રકાશ કરવા લાગ્યા. ત્યારથી તેઓ સર્વત્ર પ્રખ્યાત થયા. ઉચ્ચી પામેલા પુષ્કળ જુવાનો તેમના અનુગત શિષ્ય થઇને રહ્યા હતા. તેઓમાં સ્વામી કાનંદ મુખ્ય હતા. એવું કહેવાય છે કે, તે વેળાએ ઓછામાં ઓછાં ૫૦૦ સ્ત્રી પુરૂષો તેમના શિષ્ય થયા હતા, અને હાલ તેમના શિષ્યોની સંખ્યા ૨૦ હજારની કહેવાય છે. પરંતુ તેઓ કોઇને પણ શિષ્ય કહેતા નહોતા, તેમ પોતાને ગુરૂ માનતા નહોતા, તેઓ પ્રચલિત પુરોહિત અને ગુરૂના ધંધાના ઘણાજ વિરોધી હતા. મહાત્મા કેશવચંદ્રસેન જેવા જગત્ વિખ્યાત મહાપંડિત પણ આ નિરક્ષર પરમહંસની પાસે શિષ્યની પેઠે વિનીત ભાવથી એક બાજુએ બેસીને આદર તથા શ્રદ્ધા પૂર્વક તેમની વાતો સાંભળતા હતા. અને પરમહંસના જીવનની મૂલ્યવાન વસ્તુઓ સારી પેઠે પોતાના જીવનમાં મેળવતા હતા. જ્યારે રામકૃષ્ણદેવ બાબુ કેશવચંદ્રસેનને ઘેર જતા હતા, ત્યારે તેઓ તેમને ત્યાં જમતા હતા. પરમહંસને જલેબી ઘણીજ ભાવતી હતી. એક દિવસે મિષ્ટાનાદિ ખાધા પછી કેટલાક જણે બીજી મીઠાઇ ખાવાની તેમને વિનતિ કરી. ત્યારે તેમણે કહ્યું કે, મારૂં પેટ ગળા સુધી ભરાઇ ગયું છે; હવે તેમાં એક રાઇ જેટલો પદાર્થ જવાનો માર્ગ નથી, પરંતુ જલેબીનો માર્ગ તો થશે. જલેબી હોય તો એકાદી ખાઇ શકીશ. એ સાંભળીને બીજા એક પુરૂષે પરમહંસને પુછ્યું કે, મહારાજ! જ્યારે એકીવારે માર્ગ નથી, ત્યારે જલેબીનો માર્ગ કેમ થશે? તેના ઉત્તરમા તેમણે કહ્યું કે,—"જેમ કોઇ મેળાને લીધે રસ્તામાં ગાડીઓની ઘણી ભીડ થાય છે, અને રસ્તો એકીવારે બંધ થઇ જાય છે. એક પણ મનુષ્ય મુશ્કેલીથી જઇ શકતો નથી. એવી અવસ્થામાં પણ જો ગવર્નરની ગાડી આવે તો તે વેળાએ બીજી ગાડીઓને ખસેડીને તે જગા કરે છે. તેમ જલેબી પણ ખાવાનો માર્ગ કરશે. બીજા ખાધેલા પદાર્થ જલેબીનું સન્માન કરીને માર્ગ આપશે. આ વાત સાંભળીને સર્વને ઘણી ગંમત લાગી હતી.

સને ૧૮૮૪ મા બાબુ કેશવચંદ્રસેન જ્યારે ગુજરી ગયા. ત્યારે એ ખેદકારક સમાચાર સાંભળવાથી પરમહંસને ઘણોજ શોક થયો હતો. તેમણે કહ્યું હતું કે;—"કેશવ બાબુ ગયાથી મારૂં જીવન અડધુ ચાલ્યું ગયું. કેશવ મોટા વડની પેઠે હતો. હજારો મનુષ્યો તેનો આશ્રય પામીને શીતળ થતા હતા. તેવું ઝાડ હવે બીજે ક્યાંઇ નથી. અને સોપારીનાં ઝાડો, તાલ ગોટાના ગુણોના જેવી શીતળ છાયા આપીને એક પણ માણસને તૃપ્ત કરી શકતા નથી. થોડા દિવસ પછી કેશવચંદ્રસેનની એક છબી પરમહંસ દેવના ઘરમાં તેનો એક શિષ્ય ટાંગવા ગયો હતો. ત્યારે તે છબી જોઇને તેઓ રોવા અને કહ્યું કે, આ છબી મારી પાસે રાખશો નહિ. છબીમાં કેશવચંદ્રને જોયાથી મારૂં હૈયું ફાટે છે. ત્યાર પછી થોડાજ વખતમા એટલે કે ૧૮૦૮ ના શ્રાવણ વદી ...

[illegible] (સને ૧૮૮૫) ના દિવસે આ મહા પુરૂષે આ ફાનિ દુનિયાનો ત્યાગ કર્યો હતો. [illegible] શબને મોટા ઠાઠમાઠથી બરાહ્ નગરના સ્મશાનમાં અગ્નિદાહ કરવામાં આવ્યો હતો.

\# પરમહંસ રામકૃષ્ણદેવનો વિનય ઘણોજ ઉત્તમ હતો. કોઇની પણ સાથે મુલાકાત કરતી વખતે પ્રથમ તેઓ નમસ્કાર કરતા હતા. તેમના વિષે વર્તમાનપત્રોમાં છપાય કે ફોટોગ્રાફ લેવાય, એ વાતને તેઓ મુદ્દલે ચાહતા નહોતા તેથી તેમની છબી માત્ર સમાધિ અવસ્થા શિવાય લેવાઇ શકાઇ નથી. આવા સાધુ પુરૂષ ખરેખર ઇશ્વરની કૃપાનું જ્વલંત નિદર્શન છે. તેઓ આજકાલનો સુધારો જાણતા નહોતા; કોઇ પણ સભામાં જતા નહોતા; તેમ ભાષણ પણ આપતા નહોતા. પુસ્તક પત્રિકાની સાથે કાંઇ પણ સંબંધ રાખતા નહોતા. કોઇની પાસેથી શિક્ષણ ઉપદેશ નહિ મેળવતાં કેવળ ઇશ્વર કૃપાથી, દૈવબળથી, અને સાધનબળથી કેવી રીતે ઉન્નત પવિત્ર જીવન મેળવવું જોઇએ, તે દેખાડી ગયા છે. હંસ જેમ અસાર ભાગ ત્યાગ કરી પાણીમાંથી સારભાગ દૂધ માત્ર લે છે, તેમ પરમહંસદેવે પણ હિંદુ ધર્મનો સર્વ અસાર ભાગ ત્યાગ કરીને તેનો સાર માત્ર લીધો હતો. કાંઇ પણ વિદ્યાભ્યાસ કર્યા વગર કેવળ ઇશ્વર પ્રાસાદથી પણ મનુષ્ય મહાન્ થઇ શકે છે, એ વાત આ પરમહંસ રામકૃષ્ણદેવના ચરિત્ર ઉપરથી સિદ્ધ થઇ શકે છે. કેવળ અક્ષર શૂન્ય છતાં જેણે પોતાના આત્મબળથી આવું સાધુપણું મેળવીને ઉચ્ચ જીવન ધારણ કર્યું હતું, એવા મહાત્મા પુરૂષને ધન્ય છે!



## સ્વામી વિવેકાનંદ.

સ્વામી વિવેકાનંદનું સાંસારિક નામ **નરેંદ્રનાથ** છે. તેઓ કલકત્તાની યુનિવર્સિટિના એક બાહોશ ગ્રાન્જ્યુએટ (બી. એ.) છે. તેમના પિતા એક પ્રસિદ્ધ સોલિસીટર હતા. તેથી તેમણે પોતાના આ પુત્રને કેળવણી આપવામાં લગારે ખામી રાખી નહોતી. સ્વામી વિવેકાનંદ નાનપણથીજ ઘણા ચતુર હતા. અને કલકત્તામાં ભગવાન્ રૂપ મનાયેલા **પરમહંસ રામકૃષ્ણદેવનો** સંબંધ તેમને બાળ પણથીજ થયો હતો. આ પરમહંસનું જીવનચરિત્ર આ ગ્રંથમાં આપેલુંજ છે, તે જોવાથી જણાશે કે, તેઓ ખરેખર એક મહાત્મા પુરૂષ હતા. સ્વામી વિવેકાનંદને આવા સાધુ પુરૂષનો સમાગમ નહાનપણથી થયેલો હોવાથી તેમની બધી વૃત્તિઓ ધાર્મિક હોય, તેમાં કાંઇજ નવાઇ નથી. તેમણે પરમહંસને પોતાના ગુરૂ કરી માન્યા હતા. તેઓ જ્યારે વકિલાતનો અભ્યાસ કરતા હતા, તેવામાં પરમહંસ રામકૃષ્ણ દેવની તબિયેતમાં એકાએક બિગાડો થવા લાગ્યો. તેથી તેમણે પોતાના ઉપદેશનું શિક્ષણ સુપાત્રે ઠેકાણે આપવા સારૂ પોતાના શિષ્ય વર્ગમાંથી શુમારે ૨૦ બાહોશ અને કેળવાયેલા ગૃહસ્થોને દિક્ષા આપી હતી. તેઓમાં સ્વામી વિવેકાનંદ મુખ્ય હતા. તેમણે કાયદાનો અભ્યાસ છોડી દઇને પોતાની ૨૩ વર્ષની ઉમ્મરમાં ગુરૂ પાસેથી સન્યસ્તની દિક્ષા લીધી. ને પાછી થોડી મુદતમાં ગુરૂ રામકૃષ્ણદેવે આ મિથ્યા જગતનો ત્યાગ કર્યો હતો. ગુરૂના મરણ પછી તેમના ૨૦ શિષ્યોએ ધર્મચર્ચાનો ઝુંડો ઉપાડયો હતો. તેમાં સ્વામી વિવેકાનંદ અગ્રેસર હતા. શરૂઆતમાં તેમને કેટલીક મુશ્કેલીઓ નડી હતી, પરંતુ

આખરે સર્વ હરકતોને જીતીને તેમણે કલકત્તામા બરાનગરમાં એક મકાન ભાડે [illegible] પોતાનો મઠ સ્થાપ્યો હતો, જે હાલ બરાનગરની પાસે આલમ બજારમાં એક [illegible] જગ્યાએ લેઇ જવામાં આવ્યો છે. ત્યા નિરતર ધર્મ સબધી ચર્ચા થતી જોવા[illegible] છે. સ્વામી વિવેકાનદના મડળના બધા સ્વામીઓ યુનિવર્સિટિની ઉંચી કેળવણી [illegible] આજ્યુએટો છે. અને તેઓ બધા દુખી વર્ગમાંથી નહિ પણ શ્રીમત વર્ગમાંથી [illegible] થયેલા છે. તેઓ એક સ્થળે નકામા બેસી રહેવામાં સતોષ માનતા નથી. પરંતુ વિવિધ સ્થળે ફરીને લોકોને ધર્મ બોધ આપવામાંજ આનંદ માને છે. કેટલાક તો છેક ટીબેટ અને કાશ્મીરના મુલક સુધી જઇ આવ્યા છે. પરમહમ રામકૃષ્ણદેવના શિષ્યોની એકદર સંખ્યા ૨૦ હજારની કહેવાય છે. અને તે બધો વર્ગ કેળવાયેલો છે દર વર્ષે માર્ચ માસમાં તેમનો મોટો ઓચ્છવ થાય છે, જ્યાં હજારો માણુસની સખ્યા એકઠી થાય છે.

સ્વામી વિવેકાનંદ આખા હિંદુસ્થાનમાં ફરેલા છે, અને તેઓ ઘણાક રાજાઓ તથા મોટા પુરૂષોની સાથે ગાઢો સબધ ધરાવે છે. તેમાં મુખ્યત્વેકરીને ખેત્રીના મહારાજા તે- મના ઉપર ગુરૂભાવથી જુવે છે. જૂનાગઢના મરહુમ દિવાન રા. બા. હરિદાસ વિહારીદા- સની સાથે તેમને સારી ઓળખાણ હતી. તેમજ લીંબડીના ઠાકોર સાહેબ સર જશવ- સિંહજીની સાથે તેઓ સારી ઓળખાણ ધરાવે છે. સને ૧૮૯૩ માં ચિકાગોના **"વિશ્વ- પ્રદર્શન"** વખતે દેશ પરદેશના ધર્મગુરૂઓનો જે મોટો મેળાવડો ત્યાં થયો હતો, તે મહા સભામાં બિરાજવાને આર્ય ધર્મના પ્રતિનિધિ તરીકે સ્વામી વિવેકાનંદ અમેરિકામાં ગયા હતા. ત્યારથી તે અત્યાર સુધી તેઓ અમેરિકામાં જૂદે જૂદે સ્થળે ફરીને ધર્મ સ- બધી બોધ કરતા હતા અને હમણા (સને ૧૮૯૫ ના અકટોમ્બર માસમાં) અમેરીકાથી ઇંગ્લાંડમાં ગયા છે. ત્યા કેટલોક વખત રહીને જૂદે જૂદે સ્થળે ફરી આર્ય ધર્મની મહત્તા અને ફિલસુફી (તત્ત્વજ્ઞાન) વિષે જાહેર ભાષણો આપી, ત્યાંના લોકોને બોધ કરવાનો ઇરાદો રાખે છે. ઇંગ્લાડથી હિંદુસ્થાનમાં આવીને પાછા તેઓ અમેરિકામાં જઇ રહેવા ધારે છે. અમેરિકામાં તેમણે જૂદે જૂદે ઠેકાણે ફરીને અત્યાર સુધીમાં શુમારે એક હજાર ભાષણો આપ્યાં છે. અને ત્યાંના લાખો લોકોને તેમણે હિંદુ ધર્મ પાળતા કર્યા છે. અમે- રિકાના લોકોનો તેમના ઉપર એટલો બધો મોહ વધી પડયો છે કે, તેમને ઇંગ્લાંડમાં ગયાને હજુ ત્રણ માસ તો પુરા થયા નથી, તેટલાગાં તેઓ તેમને પાછા અમેરિકામાં બોલાવે છે. તેથી હિંદુસ્તાનમાં આવ્યા સિવાય તેઓ અમેરિકામાં જવા ધારે છે. તેમના ઉપર ધર્મ બોધના કામનો એટલો બધો બોજો આવી પડેલો છે કે, અમેરિકાના લોકોને કાય- મનો બોધ આપવા માટે હમણાં તેમણે પોતાના મડળમાંના સ્વામી રામકૃષ્ણાનંદને પોતાની પાસે બોલાવી લીધા છે. સ્વામી રામકૃષ્ણાનદ પણ બહુ કેળવાયેલા. અને સસ્કૃત ભાષાના ભડાર રૂપ છે.

સ્વામી વિવેકાનદ હાલમાં ઇગ્લાંડમાં રહીને ત્યાંના લોકોને કેવો બોધ કરતા છે, તે વિષે તથા તેમને લગતી બીજી હકીકતથી વાકેફ થવા માટે લડનના એક વર્તમાનપત્રનો ખબરપત્રી તેમની મુલાકાતે ગયો હતો, તેની સાથે સ્વામીને નીચે પ્રમાણે વાતચિત થઇ હતી,—

**ખબરપત્રી**—સ્વામી ! તમે આમ યુવાન અવસ્થામાં સંસારનો ત્યાગ કેમ કરી દીધો વારૂ ?

**સ્વામી**—મારી ન્હાની ઉમ્મરથીજ મારૂં વલણુ ધર્મ તથા ફીલસુફીની તરફ દોડતું હતું. અને અમારાં ધર્મ પુસ્તકો એવો બોધ કરે છે કે, મનુષ્યે પસંદ કરવા જેવી સર્વેથી ઉત્તમ વસ્તુ ફકત ત્યાગ છે. મારા મનમાં એવા વિચાર તો હમેશાં રમ્યા કરતા હતા, એવામાં એક મોટા ફિલસુફ પરમહંસ રામકૃષ્ણ દેવનાં મને દર્શન થયાં. તે વખતે એ મહાન્ ગુરૂની સાથે મને વાતચિત થતાં તેમની પેઠે સંસારનો ત્યાગ કરવાનો મેં પણ પક્કો નિશ્ચય કર્યો. અને ત્યારથી હું જોગીની જીંદગી ગાળતો ફરૂં છું.

**ખબરપત્રી**—શું ત્યારે તમારા એ ગુરૂએ એક નવો ધર્મ પંથ સ્થાપ્યો છે ? અને એ ધર્મ પંથ તરફથી તમે બોધ કરતા ફરો છો. ?

**સ્વામી**—ના, અમારા ગુરૂએ પોતાની આખી જીંદગી જૂદા જૂદા ધર્મ પંથોના ભેદ તોડવા માટેનો બોધ કરવા પાછળ ગાળી હતી. તેમણે પોતાનો જૂદો ધર્મ પંથ સ્થાપવાનો વિચાર કદી કર્યોજ નહોતો. તેમનો વિચાર તો એમ હતો કે, હરકોઇ મનુષ્યને ઠીક લાગે તે પ્રમાણે ધર્મને માર્ગે તેણે ચાલવું, અને ધર્મની ફીલસુફી સમજવી. પરમહંસ રામકૃષ્ણ દેવ તો બહુ ઉંચી પંક્તિના ઉત્તમ યોગી હતા.

**ખબરપત્રી**—ત્યારે કોઇ મંડળી અથવા ધર્મપંથના પ્રતિનિધિ તરીકે તમે આ બોધ કરો છો, એ વાત શું ખરી નથી ? અને થિઓસોફિકલ સોસાઇટી અથવા બીજી કોઇ સોસાઇટી સાથે તમારે કાંઇ સંબંધ છે કે નહિ ?

**સ્વામી**—બેશક નહિ. અમારા આર્યોનાં ધર્મ પુસ્તકોમાં મનુષ્યનાં કર્તવ્ય વિષે તથા બીજી બાબતો વિષે જે ફિલસુફી ભરેલા વિચારો આપવામાં આવ્યા છે, તે ઇંગ્લાંડના લોકોને હું સમજાવવા માગું છું. કે જેથી તેમના આત્માનું કલ્યાણ થાય. મારામાં કાંઇ ઇશ્વરી શક્તિ હોવાનો દાવો હું કરતો નથી. તેમ જે બોધ હું કરૂં છું, તે બોધ ખરેખરા બાહોશ બુદ્ધિના માણસથી પણ નાકબુલ કરી શકાય નહિ એવો છે. સર્વે ધર્મ પંથો તરફ હું માનથી જોઉં છું. કારણ કે હું જાણું છું કે, સર્વે ધર્મપંથો મનુષ્યોને **ભક્તિ, જ્ઞાન,** તથા **વૈરાગ્ય,** એમાંના કોઇ પણ તરફ તો દોરવે છેજ. હવે આ મારી વેદાંત ફિલસુફીમાં મનુષ્યના આત્માનાં કલ્યાણ માટેના એ ત્રણે માર્ગો વિષે બહુ બહુ પ્રકારે ખુલાસો આપવામાં આવ્યો છે. હું દરેક માણસને તેના અનુભવ પ્રમાણે ભક્તિ, જ્ઞાન અથવા વૈરાગ્ય, એ ત્રણમાંથી એક તરફ વળવાનો બોધ કરૂં છું. કંઇ છુપા ગ્રંથોનો આધાર મારા બોધ દરમિયાન જેમ હું બતાવતો નથી, તેમ કંઇ છુપા કે ભેદી મહાત્માઓ તરફથી મને જ્ઞાન મળે છે, એમ પણ કંઇ હું કહેતો નથી. હું કંઇ " ઓકલ્ટ સોસાઇટી " નો આસદ નથી, અને એવી ઓકલ્ટ સોસાઇટીથી કાંઇ પણ લાભ થાય છે, એમ હું માનતો પણ નથી. સત્ય બીજા કોઇના પણ આધાર વગર ટકી શકે છે, અને જેમ જેમ તે કામમાં આવે છે, તેમ તેમ તે વધારે દિપે છે.

**ખબરપત્રી**—સ્વામી ? ત્યારે શું તમારો વિચાર ઇંગ્લાંડમાં કોઇ જાુ પાનો નથી કેમ ?

**સ્વામી**—ના, બિલકુલ નહિજ. હું તો દરેક મનુષ્યના તેનેજ ઓળખવાનું શિખવું છું. એવા જો પાંચ સાત માણુસો એ ,તા થાય, અને તે મુજબ ચાલતાં શીખે તો જગતમાં કેવી ઉથલપાથલ જ્ઞાનવાળાં એકે એક માણસ પોતાના સમયમાં જગતમાં મોટી ( .હતાં. અને હમણાં એવાં પાંચ સાત માણુસો નીકળી આવે તો આખી ઉથલ પાથલ કરી શકે

**ખબરપત્રી**—શું તમે હિંદુસ્તાનમાંથી પાધરા ઇગ્લાંડમાં આવ્યા છો?

**સ્વામી**—ના, ચિકાગોના પ્રદર્શન વખતે દેશપરદેશના ધર્મગુરૂઓનો .મળ્યો હતો, તે મેળાવડામાં આર્યધર્મના પ્રતિનિધિ તરીકે સને ૧૮૯૩ માં હું ગયો હતો. અને ત્યારથી તે અત્યાર લગણુ અમેરિકામાં સ્થળે સ્થળે ધર્મ .. આપતો રહ્યો છું. અમેરિકન લોકોને મારો બોધ બહુ રૂચતો જણાય છે. મેં ઘેલું કામ હવે એટલું બધુ મજબુત થયું છે કે, પાછો ત્યાં જઇ મારો બોધ વાનો મારો વિચાર છે.

**ખબરપત્રી**—ઠીક, ત્યારે સ્વામી! યુરોપના ધર્મ પંથો તરફ તમારૂં વલણુ

**સ્વામી**—હું જે ફિલસુફી (તત્વજ્ઞાન) નો સર્વને બોધ કરૂં છું, તે િ છે કે, તે સર્વ કોઇ ધર્મપંથને અનુકુળ આવે. સર્વે ધર્મપંથો તરફ હું મ ભ્રની નજરથી જોઉં છું. તેમ મારો બોધ કોઇ પણુ ધર્મ પથની વિરૂદ્ધ જાય હું દરેક મનુષ્યને એમ શિખવવા માગુ છું કે, તેનામાં જે ઇશ્વરી તેજ રહેલું છે, ઓળખી તથા પોતાની બુદ્ધિને ખીલવી, એ તેજ વડે તે મુક્તિ પામી શકે એમ

**ખબરપત્રી**—તમે કેવે પ્રકારે ઇગ્લાંડમાં લોકોને બોધ કરવા ધારો છો?

**સ્વામી**—જાહેર સભાઓ ભરી તેમાં ભાષણો આપીને, તથા જેઓ પત્રો કરે અને ખુલાસા પુછવા માગતા હોય તેમને તે રીતે ખુલાસો આપીને, તથા કરીને કે ઉંચા મંડળોમાં ખાનગી મેળાવડામાં હાજર રહીને, એમ જે પ્રકારે પ્રકારે હું બોધ કરવા ધારૂં છું. દુનિયામાં હાલ સર્વ સ્થળે પૈસા પેદા કરવા ઉદ્દેશ નજરે પડે છે, તેવા સમયમાં મારે ખુલાસો કરવાની જરૂર છે કે, મને મળે એવી મતલબથી મારો આ બોધ કરવા હું આવેલો નથી—

એ પ્રમાણે લંડનના વર્તમાનપત્રના ખબરપત્રીના સાથે સ્વામીએ હતી. સ્વામીએ કલકત્તાના એક વર્તમાનપત્રમાં બંગાળી ભાષામાં "ક્રિજ્રા અનુકરણુ" એવા મથાળા નીચે ઘણાક આર્ટિકલો એક ઇંગ્રેજી પુસ્તકના હતા, તે એટલા બધા ઉત્તમ હતા કે, એ વિષય લખનાર કોણુ છે, તે લોકો ઉત્સુક થઇ ગયા હતા. પરંતુ એ વર્તમાનપત્રના અધિપતિની મહત્વતા ખાતર લોકોમાં જાહેર થવાથી એ વિષય તેમણે એકદમ અધૂરોજ રાખીને એ સ્વામીએ અમેરિકામાં ગયા પછી પોતાના ગુરૂ પરમહંસ રામકૃષ્ણદેવના ધર્મમાં એક પુસ્તક લખ્યું છે. જે થોડા વખતમાં છપાઇ બહાર પડશે. સ્વામી સમયમાં તેમના ગુરૂએ એવું ભવિષ્ય કહ્યું હતું કે,—"વિવેકાનંદ આખા

[illegible]નું કરશે." ખરેખર એ મહાત્માની ભવિષ્ય વાણી હમણાં સિદ્ધ થતી આપણે જો-ઈએ છીએ. તેમણે અમેરિકામાં તેમજ ઇંગ્લાંડમાં થોડી મુદતમાં રહીને ત્યાંના લાખો લોકને હિંદુ ધર્મ પાળતા કર્યા છે. વળી એક પ્રસંગે તેમના ગુરૂએ કહ્યું હતું કે;—"જ્યારે બાબુ કેશવચંદ્રનામાં એક શક્તિ છે, ત્યારે વિવેકાનંદમાં અઢાર શક્તિ છે. તેનામાં દૈવી તેમજ આત્મિક શક્તિ છે."

સ્વામી વિવેકાનંદની ઉમ્મર હાલ ૩૩ વર્ષની છે. તેમના બે ભાઈ સાંસારિક અવ-સ્થામાં હાલ હયાત છે. તેમાંના એકે તો થોડાજ વખત ઉપર કલકત્તાની યુનિવર્સિટિમાં બી. એ. ની પરીક્ષા પસાર કરી છે. સ્વામીનો ચેહેરો ઘણોજ રળિયામણો, અને બરાવ-વાળો છે. તેથી તેઓ ખરેખર રાજા જેવા દેખાય છે.



## બાબુ પ્રતાપચંદ્ર મજમુદાર.

આ મહાપુરૂષનો જન્મ સને ૧૮૩૮ માં કલકત્તાની પાસે આવેલા ગાર્ફીઆ નામે ગામમાં થયો હતો. તે પોતાની આઠ વર્ષની ઉમ્મરથી વિદ્યાભ્યાસ કરવા માટે કલકત્તામાં કલુટોલાહ નામની પોળમાં જઈને રહ્યો હતો. ત્યારે તેને બાબુ કેશવચંદ્રસેનની સાથે પાકો સ્નેહ બંધાયો હતો. વળી તેઓ બન્ને પિત્રાઇ થતા હતા, અને તેમનો સંબંધ સગા ભાઇ જેવો હતો. એ સમયે યુનિવર્સિટિ વગેરે ન હોવાથી પ્રતાપચંદ્ર એક ગામઠી નિશાળમાં પ્રથમ લખતાં વાંચતાં શિખ્યા પછી સને ૧૮૫૧-૫૨ માં કલકત્તાની હિંદુ કૉલેજમાં દાખલ થયો હતો. અને ત્યાર પછી કલકત્તામાં કેટલાક શ્રીમતોએ "મેટ્રોપોલીટન" કૉલેજ ઉઘાડવાથી તે ત્યાં ઉંચા વર્ગમાં દાખલ થયો હતો. એ પાઠશાળા થોડા વખત પછી બંધ પડવાથી પાછા હિંદુકૉલેજમાં દાખલ થઈને તેનો પોતાનો અભ્યાસ ત્યાંજ પૂરો કર્યો હતો. પ્રતાપ-ચંદ્ર બીજા વિદ્યાર્થીઓની પેઠે વાર્તા કે કવિતાનાં પુસ્તકો વાંચતો નહોતો, પણ હમેશાં તે ન્યાત, અને ધર્મ સંબંધી પુસ્તકો વાચતો હતો. તેનો પ્રેમ ધર્મ ઉપર વિશેષ હતો. હમેશાં ખરૂંકરીને બાબુ કેશવચંદ્ર સેનનુંજ અનુકરણ કરતો, અને તેનો મત એજ મત, એમ હમેશાં ચાલતું હતું.

તેમાં પ્રતાપચંદ્ર સામેલ થયો હતો. આ સમાજમાં કેશવચંદ્ર ધર્મ અને નીતિ સંબંધી ભા- પણો આપતો હતો. તે સાંભળીને પ્રતાપચંદ્ર ઘણોજ મુગ્ધ થયો હતો. ત્યાર પછી જ્યારે કેશવચંદ્રસેન બ્રહ્મસમાજમાં દાખલ થયો, ત્યારે તેની સાથે પ્રતાપચંદ્ર પણ બ્રહ્મસમાજમાં દાખલ થયો હતો. વળી જ્યારે સને ૧૮૬૬ માં બ્રહ્મસમાજના અધ્યક્ષ મહર્ષિ દેવેંદ્ર- નાથ ઠાકોરને તથા બાબુ કેશવચંદ્રને ધર્મ સબંધી મત ભેદ પડયો, અને કેશવચંદ્રે જુદા પડીને "સાધારણ બ્રહ્મસમાજ" નામે જૂદી સમાજ સ્થાપિ, ત્યારે પ્રતાપચંદ્રે તેના પક્ષમાં રહીને તેને સારી મદદ આપી હતી. તેજ પ્રમાણે જ્યારે કેશવચંદ્રે સમાજના ધા- રાથી ઉલટી રીતે પોતાની પુત્રીનાં લગ્ન કુચબિહારના મહારાજા સાથે કરવાથી "સાધા- રણ બ્રહ્મસમાજ" માં પણ ખટાખુટ થવાથી કેશવચંદ્રને "નવવિધાન" સ્થાપવાની જરૂર પડી હતી, ત્યારે પણ પ્રતાપચંદ્રે સામેલ રહીને તેને મદદ કરી હતી. આ "નવ- વિધાન" માં સમાયેલું રહસ્ય બીજું કાંઇ નહિ પણ બંગાળામાં મનાતા ભગવાનરૂપ પ- પરમહંસ રામકૃષ્ણદેવનું શિક્ષણ છે. આ પરમહંસને કેશવચંદ્ર પાછળથી પોતાના ગુરૂ તરીકે માનતો હતો, અને તે પોતાનો બધો વખત તેમની વાતચિતમાંજ પૂરો કરતો હ- તો. તેની સાથે પ્રતાપ પણ હમેશાં જતો હતો, અને તેમની વાતચિતથી તે અંજાઇ જતો હતો. પ્રતાપચંદ્રે પરમહંસ રામકૃષ્ણદેવના સબંધમાં તે વખતે નીકળતા એક ધર્મ સંબંધી "થી ઇસ્ટીક ક્વાર્ટરલી રિવ્યુ" નામે ત્રિમાસિકમાં ઘણોજ સરસ વિષય લખ્યો હતો. તે તેણે પોતાના "નીતિની કેળવણી" (Aids to Moral Train- ing) નામે ઇંગ્રેજી ગ્રંથમાં દાખલ કરી છે.

બાબુ પ્રતાપચંદ્ર કૉલેજ છોડયા પછી સને ૧૮૫૯ માં બેંગાલ બેન્કમાં નોકરીએ રહ્યો હતો. કે જ્યાં તેનો પરમસ્નેહી કેશવચંદ્ર પણ નોકર રહેલો હતો. થોડા વખત પછી તેઓ બેન્કની નોકરી છોડી દેઇને ધર્મના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા. કેશવચંદ્રને પ્રતાપચંદ્ર પોતા- ના ગુરૂ તરીકે માનતો, તેમ પ્રતાપચંદ્ર કેશવચંદ્રનો જમણો હાથ હતો. સને ૧૮૮૦ ની સાલમાં બાબુ પ્રતાપચંદ્ર આખી દુનિઆની મુસાફરી કરવા સારૂ નીકળ્યો હતો. તેણે યુ- રોપ અને અમેરિકા વગેરે ઘણા દેશોમાં પ્રવાસ કર્યો હતો. અને દરેક ઠેકાણેથી તેણે ઘણું માન અને ખ્યાતિ મેળવી હતી. ઇગ્લાંડમાં તથા અમેરિકામાં કેટલીક મુદત રહીને તેણે ધર્મ સંબંધી પુષ્કળ ભાષણો આપ્યાં હતાં. તેથી ત્યાંના લોકો તેના ઉપર મોહિત થઇ ગયા હતા. અમેરિકામાં ધર્મ સંબંધી ભાષણો કરવા જનાર હિંદનો તે પહેલોજ નર હતો. ત્યાના યુનિયનિસ્ટ લોકોનો મત અને તેનો મત એક હોવાથી તેમને તે વધારે પ્રિય થઇ પડયો હતો.

બાબુ પ્રતાપચંદ્ર વળી એક ઇંગ્રેજી બાહોશ લેખક તરીકે ઘણો પ્રખ્યાત છે. અને અમેરિકામાં ઘણા વર્તમાનપત્રોમાં પોતાના ઉત્તમ લેખ મોકલીને પુષ્કળ પેસા પ્રાપ્ત કરે છે. અમેરિકાથી પાછા ફરી તેણે પોતાના પ્રવાસનું એક પુસ્તક લખી બહાર પાડયું છે. જે ઘણુંજ વાંચવા યોગ્ય છે. તે પછી તેણે "કેશવચંદ્રનું જીવન અને શિક્ષણ" નામે બીજું એક પુસ્તક બહાર પાડયું છે. તે પુસ્તક અમેરિકામા તથા હિંદુસ્થાનમાં બહુ પ્રિય થઇ પડયુ છે કે, તેની આવૃત્તિઓ ઉપર આવૃત્તિઓ નીકળનીજ જાય છે.

વિશેષ પ્રિયતા તો "જિજસ ક્રાઇસ્ટના શિક્ષણ" નામે તેના પુસ્તકથી થઇ છે. તેની પણ ઘણી આવૃત્તિઓ બહાર પડી છે. હાલમાં તેણે "પરમેશ્વરના આત્મા" નામે ત્રીજુ પુસ્તક પ્રકટ કર્યું છે. તે તેનાં અત્યાર સુધીમાં બહાર પડેલાં પુસ્તકોને કોરે મૂકે તેવું ઉત્તમ છે. એ પુસ્તક તેણે અમેરિકામાં પ્રકટ કરાવ્યું છે. તે ધર્મ અને નીતિ સબંધી "ઇ-ન્ટર પ્રિટર" નામે માસિક પત્રના અધિપતિ છે. તે પત્ર પણ ઘણું પ્રખ્યાતિ પામ્યુ છે. તે વિદ્યાર્થિઓને નીતિનું શિક્ષણ આપવા પછવાડે પુષ્કળ મેહેનત કરે છે. નીતિના શિક્ષણના બોહોળા ફેલાવા માટે તેણે બંગાળમાં ઠેર ઠેર "નીતિ વર્દ્ધક" સમાજો સ્થાપિ છે. તેમજ "નીતિ માર્ગ" (Aids to Morality.) નામે પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે.

બાબુ પ્રતાપચંદ્રે હિંદના પણ ઘણા ખરા ભાગમાં મુસાફરી કરીને દરેક ધર્મ સંબંધી સમાજોમાં ભાષણો આપ્યાં હતાં અને ૧૮૯૩ માં ચિકાગોના "વિશ્વ પ્રદર્શન" વખતે દેશ પરદેશના ધર્મગુરૂઓનો જે મોટો મેળાવડો ત્યાં થયો હતો, એ મહાસભામાં બિરાજવાને "બ્રહ્મસમાજ" ના એક પ્રતિનિધિ તરીકે તેઓ અમેરીકામાં ફરીને ગયા હતા. ત્યા થોડો વખત રહીને પાછા સ્વદેશમાં આવ્યા છે. બાબુ કેશવચદ્ર સેનના મરણ પછી ધર્મ સંબધી તેમના વિચારોમાં કેટલોક ફેર પડ્યાનું કહેવાય છે. બાબુ પ્રતાપચંદ્રની ઉમ્મર હાલ ૫૭ વર્ષની છે.

---

# શ્રીમન્મહર્ષિ દેવેંદ્રનાથ ઠાકોર.

આ મહાત્મા પુરૂષનો જન્મ સવત ૧૮૭૪ ના જેઠ વદ ૩૦ (સને ૧૮૧૮) ના રોજ થયો હતો. તેમના પિતા બાબુ દ્વારકાંનાથ ઠાકોર કલકત્તામાં એક મોટા શ્રીમત અને જમીનદાર હતા. તેમને દેવેંદ્રનાથ સુદ્ધાં ચાર પુત્ર હતા. તેમાંના ત્રણ તો ન્હાની ઉમ્મરમાંજ મરણ પામ્યા હતા. એવું કહેનાય છે કે, "વેણીસહાર" નામે પ્રખ્યાત સંસ્કૃત નાટક ગ્રથના કર્તા નારાયણભટ્ટની ૨૮ મી પેઢીએ બાબુ દ્વારકાંનાથ ઠાકોર તેમણે વિલાયતમાં જઇને સારી કીર્ત્તિ મેળવી હતી કેટલાક જણ કહે છે કે, વિ પંડિતે રચેલા "પચતત્ર" (પ્રાકૃત પચોપાખ્યાન) ઉપરથી ટુંકામાં નારાયણભટ્ટે હિતોપદેશ ગ્રંથ રચ્યો છે. તેને શુમારે ૫૦૦ વર્ષ થયાં છે.

દેવેંદ્રનાથને ન્હાનપણથીજ વિદ્યાભ્યાસ ઉપર અતિશય પ્રીતિ હતી. તેથી ઉમરમા તેમણે બંગાળી, સસ્કૃત, ફારસી, અને ઇગ્રેજી, એ ભાષાઓનો સારો કર્યો હતો. ત્યાર પછી બ્રહ્મ સાધનના શોધ માટે તેમણે પોતાના પિતાની

જ્યારે કેશવચંદ્રસેન "સંકર વિવાહ" તથા "વિધવા વિવાહ" કરાવવામાં પ્રવૃત્ત થયો, ત્યારે તેમાં તેમણે સમતિ આપી નહિ. જો કે તેમણે પોતાના કુટુંબમાંથી મૂર્તિ પૂજન કાઢી નાખી હતી, તોપણ એક નવી સમાજ સ્થાપન કરીને મૂળથી બધો સુધારો કરવામાં પ્રવૃત્ત થવા તેઓ રાજી થયા નહિ. તેથી સને ૧૮૬૫ માં કેશવચંદ્રસેને જૂદા પડીને "સાધારણ બ્રહ્મસમાજ" નામે જૂદી સમાજ સ્થાપિ. તેથી મહર્ષિ દેવેંદ્રનાથવાળી સમાજ "આદિ બ્રહ્મસમાજ" એ નામથી ઓળખાવા લાગી.

એ રીતે મહર્ષિ દેવેંદ્રનાથે કેશવચંદ્રથી જૂદા પડ્યા પછી પોતાની આદિ બ્રહ્મસમાજનું કાર્ય કેટલીક મુદત સુધી ઉત્સાહ પૂર્વક કર્યું. ત્યાર પછી પોતાનો પ્રથમનો વિચાર, જે નિરજન સ્થાનમાં રહીને ભક્તિ કરવાનો હતો, તે પાર પાડવા સારૂં સમાજના કામકાજની તપાસ રાખવાની ભલામણ એક બીજા સામાજિક ભક્તને કરીને પોતે હિમાલયના શિખર ઉપર જઇને રહેવા લાગ્યા. પૂર્વથી પશ્ચિમ સુધીનાં હિમાલયનાં ઘણાંક ઉંચાં શિખરો ઉપર નિવાસ કરીને ત્યાં ઇશ્વરની અપાર લીલાનો મહિમા જોઈ તેઓ બ્રહ્માનંદમાં તલ્લિન થયા. ત્યાર પછી વૃદ્ધાવસ્થાને લીધે પર્વત ઉપર ચઢવું અશક્ય જણાયાથી બંગાળ દેશની મોટી મોટી નદીઓના તટ ઉપર પ્રાતઃકાળમાં જઇને ત્યાંનું સૌંદર્ય તથા જગત્ કર્ત્તા મહા પ્રભુની અપૂર્વ લીલા નિહાળવા લાગ્યા. કોઇ કોઇ વેળાએ તો તેઓ ચિનસુરા, અને ચંદ્રનગર વગેરે શેહેરોની નદી કિનારે નિરજન સ્થાનમાં પોતાનો નિવાસ કરીને કેવળ શાન્તિમાં ઇશ્વર ભજન કરતા હતા. સને ૧૮૮૬ માં તેમના શરીરની પ્રકૃતિ સારી ન હોવાથી તેઓ હવા ફેર માટે હિંદુસ્થાનમાં ફરવા સારૂ નીકળ્યા હતા. ત્યારે એ વર્ષના જાનેવારી માસમાં ફરતા ફરતા અમદાવાદમાં આવ્યા હતા. તે વખતે ત્યાંની પ્રાર્થનાસમાજમાં તેમણે ઉપાસના તથા ઉપદેશ કર્યો હતો.

# વેદાન્તાચાર્ય—નિશ્ચળદાસ.

**વિચારસાગર** નામે તત્વજ્ઞાનના સુપ્રસિદ્ધ ગ્રંથના કર્ત્તા મહાત્મા નિ
તેમના લેખ ઉપરથી જણાય છે કે, તેઓ અસાધારણ બુદ્ધિના મહાન્ પુરૂષની
હતા. તેઓ સંવંત ૧૯૨૦ના વર્ષ સુધી કેવળ વિદેહ થયા નહોતા, તોપણ તેમનું
ચરિત્ર લખવાનાં સાધન મળી શક્યાં નથી. એ આ દેશની દુર્દશાનું એક ચિન્હ છે.
પુરૂષ જો યુરોપખંડમાં અવતર્યો હોત તો તેની કીર્ત્તિ ઘણી વિસ્તાર પામી હોત;
તેના મહા દીપથી બીજા ઘણા દીવા પ્રગટ થયા હોત.

નિશ્ચળદાસ વિષે જે જે અહિં તહિંથી જાણવામાં આવ્યું છે, તે ઉપરથી અહિં
થોડી નોંધ લેવાનું બની આવ્યું છે, એ આ ગ્રંથનું પણ એક સારૂં ભાગ્ય છે. નિશ્ચળદાસ
ન્હાનપણથીજ વિદ્યાના વ્યસની થયા હતા. તેઓ કોઇ ઉંચ વર્ગના કૂળમાં જન્મ્યા નહોતા;
તોપણ સ્વાશ્રયથી એવા તો ઉંચ પંક્તિમાં આવ્યા છે કે, પોતાને ઉંચ જાતિના ગણનાર
અભણ બ્રાહ્મણો અને ઉંચ વર્ગમાં ગણાતા અભણ શ્રીમતો જ્યારે તેમના ગ્રંથ સમજવા
સમર્થ થાય છે, ત્યારે તેઓ પોતાના પૂર્વ અજ્ઞાનથી લજ્જા પામી, નિશ્ચળદાસના પ્રતાપથી,
પોતે મનુષ્યના લેખામાં આવ્યા, એમ માની લેઇ સુખી થાય છે. મહાત્મા શ્રી કૃષ્ણ કહે
છે કે,—"સોનાનો કળસ અને ગંગા જળે ભર્યો" તે પ્રમાણે ઉંચ જાતિના, ઉંચ ગુણ-
વાન, અને ઉંચ કર્મ કરનાર હોય તો તે અધિક માનને યોગ્ય છે; તેમજ ઉંચ જાતિ-
ના નીચ ગુણવાળા હોય તે અધિક ધિક્કારને પાત્ર છે.

નિશ્ચળદાસે પોતાની ૧૪ વર્ષની વયથી વિદ્યાભ્યાસનો આરંભ કર્યો, તે ૭૦ વર્ષ સુ
એક નિષ્ઠાથી ચાલુ રાખ્યો. પોતે ઉંચ જાતિના નહિં તેથી વિદ્યા સંપાદન કરવામાં ઘ-
વિઘ્ન આવ્યાં હતાં. બ્રાહ્મણો તો તેમને મન મૂકી શીખવેજ શાના ! ઘણી વિપત્તિઓ ..
પણ યથેચ્છ અભ્યાસ ન થયો, ત્યારે તેઓ દાદુપંથી થયા, ને તે પંથના વિદ્વાનો દ્વારા
વિદ્યા પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો. વિદ્યામૃતની તૃપ્તિ કોને થાય છે? જેમ જેમ આગળ વધ્યા
તેમ તેમ વિદ્યામૃતની રૂચિ તેમને વધવા માંડી. તેઓ દિલ્હી તરફના રહેવાશી હતા.
ગ્રંથો ઘણા વાંચ્યાથી મૂળ સંસ્કૃત ઉપર તેમને રૂચિ થઇ. તે પણ એક સન્યાસી પાસે શી-
ખવા માંડ્યું. તે સન્યાસી તેમને શીખવતો હતો. પણ જ્યારે તેણે જાણ્યું કે તે ઉંચ જાતિના
નથી, ત્યારે તેણે મન ચોરવા માંડ્યું. નિશ્ચળદાસને કાંઇ ન્હાની સાધારણ વિદ્યા જોઇતી
નહોતી. પણ તેમને તો સર્વોપરી આધ્યાત્મિક વિદ્યા સંપાદન કરવી હતી, તેથી તેમણે
જાણ્યું કે મારૂં કાર્ય સામાન્ય વર્ગની લોકોથી સરે એમ નથી. એવો વિચાર કરીને તેઓ
વિદ્યામંદિર કાશીક્ષેત્રમાં ગયા. જતે જતે હજુ પણ કાશીમાં કાંઇક વિદ્યા રહી છે, ત્યાં
મહાપુરૂષો પભ્રાન્ત ગોડા પણ શોધનારને મળી આવે છે ખરા. ત્યાં અનેક મઠમાં કોઇ કોઇ
ધુરંધર વિદ્વાન અજાતિ દયાસિંધુ ગુરૂઓ મુમુક્ષુઓના તારવા સારૂં શરીરના શેષ રહેલા
પ્રારબ્ધના ભોગથી, અહંકાર વૃત્તિમાં મગ્ન રહી કાળક્ષેપ સારી રીતે કરતા હોય છે. [illegible]
શીમાં જઇને નિશ્ચળદાસે સાંખ્ય ન્યાયાદિ અને તેમાં આવી જતાં અનેક [illegible]
પણ તેમાં મનનું યથેચ્છ સમાધાન થયું નહિં. તેથી સર્વ ગ્રાનનું શિ[illegible]

...લક્ષ પૂર્વક અધ્યયન કર્યું. અને તેમાંથી યથેચ્છ સુખ તેમને મળ્યું. તેમના લખાણ ઉ-પરથી જણાય છે કે, તેમણે બહુ ગ્રંથો યથાર્થ જોયા હતા. શંકરાનંદ કૃત વેદાન્તના આત્મપુરાણ નામે ગ્રંથ ઉપર સુંદર ટીકા કરનાર કાશીવાસી ધુરંધર કાકારામ પંડિત પાસે નિશ્ચળદાસ અનુચર (ચાકર) થઈ રહ્યા. એ પંડિતની પાસે બીજા વિદ્યાર્થીઓ ભણતા હતા, તેમનુ માત્ર જોઇ સાંભળીને બહુ વિદ્યા શિખ્યા એમ કહેવાય છે. એવું બન્યું કે, એકવાર પડિતોની મ્હોટી સભા થઇ, ત્યાં અનેક પ્રકારના વાદવિવાદ ચાલતા હતા, તેવામાં કોઇ એક કઠિણ વિચાર આવ્યો, તેનુ કોઇ સમાધાન કરી શક્યુ નહિ. નિશ્ચળદાસ પોતાના ગુરૂ સાથે ત્યાં આવી દૂર બેઠા હતા, તેમણે નમ્રતા પૂર્વક આજ્ઞા માગી, તેજ વિચાર સંબધી એવું તો સરસ રીતે સમાધાન કર્યું કે, મહાન્ પડિતો પણ સાનંદાશ્ચર્ય પામ્યા. એથી કાકારામની કીર્ત્તિ એટલી વધી કે ન પૂછો વાત! સર્વે જાણ્યુ કે કાકારામજીના અનુચર આવા સમર્થ છે, તો પછી તેમના શિષ્યોમાં તો શી મણા હોય!

ધીમે ધીમે નિશ્ચળદાસની કીર્ત્તિ પણ બહુ વધી. ત્યાર પછી પોતે ત્યાગી થયા. પ્રથમ પૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરીને પછી ઉપદેશ કરવાનું સર્વોપરી કામ તેમણે કરવા માંડયું. ઘણા વિદ્યાર્થીઓ તેમની પાસે અભ્યાસ કરવા રહેતા. તેમને અનેક શાસ્ત્રો શીખવતા હતા. પણ પ્રાત:કાળમાં વેદાન્તના ગ્રંથ વિનાના બીજા ગ્રંથ શીખવવાની ના કહેતા હતા. પોતે વિચારમાં બહુ વધી ગયા હતા, તોપણ દાદુપંથથી પોતે પ્રવેશ કરેલો તેથી ગુરૂસ્થાને તેજ નામનો સદા ઉપયોગ કરેલો છે. પરંતુ કોઇને સદેહ આવે કે તેઓ બધી રીતે દાદુપથી હશે, તે નિવારણ કરવા **વિચાર સાગર** ગ્રથના છઠ્ઠા તરંગમાં વેદાન્ત શાસ્ત્રના કર્ત્તા આચાર્યને વિષે કહ્યું છે કે;—"**करत प्रणाम ताहि निश्चळ पोकारिके.**" પોકારીને પ્રણામ તો વેદ વ્યાસનેજ કરૂં છું. એમ તેમના કહેવાનો કટાક્ષ લાગે છે.

નિશ્ચળદાસ કાશીમાં હતા, ત્યારે પોતે તુલસીદાસ નામે એક મહાત્માની કથામાં શ્રવણ કરવા જતા હતા. તેની સાથે એક પ્રસગે, ઇશ્વરમાં આવરણ અને વિક્ષેપ શક્તિ વિષે વાદ થયો. તુલસીદાસ કહે કે;—" ઇશ્વરમાં આવરણ શક્તિ નથી, પણ વિક્ષેપ શક્તિ છે." નિશ્ચળદાસ કહે કે;—" બંને શક્તિ ઇશ્વરમાં નથી." તે વિષે ચર્ચા વધવાથી સામા પક્ષનું મન દુભાય તે ઠીક નહિ, એમ ધારી પછી ત્યાં જવું બધ કર્યું હતું

એક વખતે નિશ્ચળદાસજીના બે વિદ્યાર્થિઓને માંહે માહે તકરાર થઇ. એ બેમાંનો એક વિદ્યાર્થી દાદુપથી હતો. તેને બીજાએ કહ્યું કે;—'તારા ગુરૂ તો કુકડા જેવા હતા. એ સાંભળીને દાદુપંથી વિદ્યાર્થીને બહુ માઠુ લાગ્યું. તેથી તેણે નિશ્ચળદાસને એ વાત નિ-વેદન કરી. નિશ્ચળદાસનું બુદ્ધિબળ બહુ હતું. તે સાથે તેઓ સમયસૂચકતાવાળા પણ હતા. તેથી તેમણે તત્કાળ ઉત્તર આપ્યો કે,—' ભાઇ એ ખરૂં કહે છે. કેમકે મહાત્મા દાદુજીએ ઘણા જણને મોહ નિદ્રામાંથી જગાડયા, માટે તે પદ પણ ખોટું નથી.'

નિશ્ચળદાસની જ્ઞાનશક્તિ અને કીર્ત્તિએ રંકથી તે રાજા સુધી બહુ લોકને ખેંચ્યા હતા. બુંદીનો રાજા રામસિંહ ગુણજ્ઞ હતો. તેણે નિશ્ચળદાસને બહુ આદર સહિત પોતાને ત્યાં રાખ્યા હતા. અને તેમની પાસે તેણે સારો અભ્યાસ કરવા માંડયો હતો. રાજાજીનું આખુ કુટુંબ તેમને ગુરૂ માની તેમના ઉપર બહુ ભાવ રાખતું હતું. એ રાજા નિશ્ચળદાસજીના સ-

માગમથી એટલો તો બહુશ્રુત થઇ પડયો કે, પંડિતોએ મળીને તેને "
પદ આપ્યું હતું.

નિશ્ચળદાસકૃત વિચારસાગરનો ગ્રંથ ઘણા શાસ્ત્રોનો, તેમાં મુખ્યત્વે કરીને
અનો પ્રવેશક ગ્રંથ છે. તેમાં બહુ ઉપયોગી, અદ્ભૂત, સ્વતંત્ર, યુક્તિપ્રધાન,
તો અને વિચારોનો સંગ્રહ કર્યો છે. તે પ્રમેય ગ્રંથ ગણાય છે. તેમાં ઘણી
જાય છે. એ ગ્રંથ યથાર્થ સમજાયો હોય તો પછી બીજા ઉત્તમ ગ્રંથો સમજવા
છે. અને કથા વાર્તાઓમાં અનેક વિચારો આવે છે, તેને કેમ સમજ્યેથી યથાર્થ
જ્યા ગણાય, તે પણ જણાય છે. મોક્ષ સુખની ઇચ્છાવાળાને શા શા વિધિ અને નિષેધ
અને ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ અધિકારી પૂર્વ સંસ્કાર પ્રમાણે કેવે કેવે પ્રકારે માંડા વહેલા
પણ મુક્તિ પામે છે; તેમને કેવા અંતરાય આવે છે; તે કેમ નિવારણ થાય છે; આત્મજ્ઞાન
અને યથાર્થ જ્ઞાન થયે તેઓના કેવા સિદ્ધાંત થાય છે; અને સર્વ પ્રકારે કેવા સુખી થાય
છે; એ આદિ સર્વે વિચારસાગરમાં વિસ્તારથી વર્ણવ્યું છે.

નિશ્ચળદાસે વિચાર સાગર વિના બીજા પણ કેટલાક સરસ ગ્રંથો બનાવ્યા છે. તેમાં
"વૃત્તિ પ્રભાકર" નામે એક ન્યાયમિશ્રિત વેદાન્તનો ઉત્તમ ગ્રંથ બનાવ્યો છે. તે પ્ર-
માણ ગ્રંથ છે. વળી એમ પણ કહેવાય છે કે કાશીમાં પોતે વસતા હતા, ત્યારે અનેક
વિદ્યાના ૨૭ લાખ સંસ્કૃત શ્લોકનો સગ્રહ કર્યો હતો. તેમણે વળી "કઠવલ્લી" ઉપનિષદ
ઉપર સંસ્કૃત વ્યાખ્યાન કર્યું છે. તથા બીજો એક વૈદિકશાસ્ત્રનો ગ્રંથ પણ રચ્યો છે, એમ
સંભળાય છે; પરંતુ સર્વમાં વિચાર સાગરની પ્રસિદ્ધી વિશેષ છે, તેનાં બંગાળી, મરાઠી,
વગેરે ભાષાઓમાં ભાષાંતર થયાં છે. અને કલકત્તા, લાહોર, કાશી અને મુબાઇ આદિ
ઠેકાણે તે ગ્રંથ છપાઇ પ્રસિદ્ધ થયો છે.

નિશ્ચળદાસ જ્યાં જ્યાં જતા, ત્યાં ત્યાં વેદાન્તની કથાઓ અને તે ઉપર ભાષણો એ-
વી છટાથી કરતા કે સમજુ શ્રોતાઓને તેની બહુ અસર થઇ જતી. વિચાર સાગર ઘણા
શિષ્યોને પોતેજ સભળાવતા, અને ભણાવતા હતા.

## વિષ્ણુબાવા બ્રહ્મચારી.

ગમે તે યુગમાં પણ સ્વધર્મનું રક્ષણ કરવું, એ અત્યંત શ્રેયકર છે. તેને માટે જે
કોઇ કાયા, વાચા અને મને કરી પરિશ્રમ વેઠે છે, તે જીવતાંજીવત વંદન પાત્ર થઇ,
મરણ પછી ધર્મના ઉત્તમ ઇતિહાસમાં અજરામર રહે છે. સ્વધર્મનું રક્ષણ તે સ્વરાજ્યના
રક્ષણ જેવું કલ્યાણકારક છે. સ્વરાજ્યનું રક્ષણ કરનાર ખુદ કુશળ રાજામાં જેમ જાતે
સામર્થ્ય જોઇએ, તેમ પરરાજ્યના સામર્થ્યની પણ તેણે સંપૂર્ણ માહિતી મેળવવી જોઇએ.
તેજ પ્રમાણે સ્વધર્મનું રક્ષણ કરવા ઇચ્છનારે પોતાના ધર્મનું પૂર્ણ જ્ઞાન સપાદન કરીને
પરધર્મનું જ્ઞાન મેળવવુ અતિ આવશ્ય છે. આ બે પ્રકારનું જ્ઞાન જેનામાં હોય છે, તેજ
સ્વધર્મ રક્ષણનું મહા યશસ્વી કાર્ય કરી શકે છે. કૈલાસવાસી વિષ્ણુબાવા બ્રહ્મચારીમાં
એ બે પ્રકારનું જ્ઞાન હતું

આ મહાત્માનો જન્મ શાલિવાહન શકે ૧૭૪૭ શ્રીમુખ નામ સંવત્સરે સવંત ૧૮૮૧ ના અધિક શ્રાવણ શુદિ ૫ ચંદ્રવારે થયો હતો. તેમની જન્મભૂમિ થાણા જીલ્લે રાજપૂરી તાલુકા મધ્યે નિજામપુર મહાલમાં આવેલા **શિરવલ્લી** ગામમાં છે. વિષ્ણુબાવાના તીર્થરૂપ પિતાનુ નામ **ભીખાજીપંત** હતું. તેઓ જ્ઞાતે કોકણસ્થ-ચિતપાવન બ્રાહ્મણ, કાશ્યપ ગોત્રી હતા. તેમનુ ઉપનામ "ગોખલે" હતું. તેમની માતાનુ નામ **ઉમાબાઇ** હતુ. તેમની કૂખે ૭ પુત્ર તથા પાંચ પુત્રીઓ મળી અગિયાર સંતાન થયાં હતાં. જેમાં આ વિષ્ણુપત ગોખલે દશમા હતા. તેમની પાંચ વર્ષની વય થતાંજ તેમના પિતા ગુજરી ગયા. ત્યાર પછી બે વર્ષે તેમને ઉપનયન સંસ્કાર એટલે જનોઇ આપવાની ક્રિયા કરી હતી. તે પછી એક વર્ષમાં લખવા વાંચવાનુ તથા વેદશાસ્ત્રનું થોડુક જ્ઞાન મેળવ્યું. જે ઉત્તમ પ્રકારનુ હોવા સાથે તેમના અક્ષર બહુ વખણાયા હતા. નવમે વર્ષે ઇંગ્રેજ સરકારના જમીન સંબંધી વસુલાત ખાતાની તાલુકા કચેરીમા દોઢ વર્ષ ઉમેદવારી કરી. તેમાં બરાબર આજીવિકા નહિ ચાલતાં, ગરીબ અવસ્થાને લીધે ખેતીનુ, ઢોર ચારવાનું, તથા લાકડાં કાપવાનું કામ તેમનાં માતાજીએ તેમને સોંપ્યું; તે બે વર્ષ સુધી તેમણે કર્યું.

બારમે વર્ષે વિષ્ણુપત શિરવલ્લી ગામથી બાર કોશ ઉપર રાયગઢ તાલુકાના **માહાડ** ગામ ગયા. ત્યાં બજારમાં નેસ્તીની દુકાને ચાકરીએ રહ્યા. આ સ્થિતિમાં તેમણે તોલવા-માપવાનું, કાપડ વેતરવાનું, ખુરદો ગણવાનું, શરાફીનું, નાની-મોટી હુંડીનું, જમે-ખર્ચનું, નામુ માંડવાનું, તથા વ્યાજ-વટાવ વગેરે હિસાબ કરવાનું કામ બે વર્ષ કર્યું પછી તેમની ઇચ્છા સરકારી નોકરી કરવાની થઇ. શેઠની રજા માગતાં તુરત તેણે રજા આપી નહિ; પણ થોડા દિવસ રહેવા કહ્યું. તે પ્રમાણે શેઠનુ મન પ્રસન્ન કરી રજા લીધી; ને ચૌદમે વર્ષે જળમાર્ગે વહાણમાં બેસીને રત્નાગિરિ ગયા. ત્યાં પ્રથમ સરકારી કસ્ટમખાતામાં સંગમેશ્વર બંદરપર ઉમેદવાર તરીકે દાખલ થયા. પછી એક કારકુનની બદલીમા બે મહિના નોકરી કરી થાણા જીલ્લામા ગયા. થાણામાં મુલકી પરીક્ષા માટે સરકારી કમિટી મળતાં પરીક્ષા આપી નોકરી લાયક ઠર્યા. પછી તેમની આશરે સોળ વર્ષની ઉમ્મરે સાષ્ટી તાલુકાના કસ્ટમ ખાતામાં નિમનોક થઇ. અધિકાર મુજબ મીઠા ખાતાના બંદોબસ્તનું, જળમાર્ગની જકાતનુ, તથા બીજું જે જે કામ તેમને હસ્તક હતું, તે તે સર્વ સાષ્ટિ, વસઇ, કલ્યાણી, ભીમડી, અને ઉરણ વગેરે ઠેકાણે રહી પ્રમાણિકપણે તથા કુશળતાથી બજાવ્યું.

ત્યાર પછી લગ્ન કરવાનું તેમના સંબંધીઓએ કહાવતાં તેની સાફ ના પાડી, ત્યારથી લોકો તેમને "વિષ્ણુબાવા" કહેવા લાગ્યા. સરકારી નોકરી રૂડી રીતે કરતાં છતાં, **ભગવદ્ ગીતા** વગેરે વેદોક્ત ધર્મના ગ્રંથો વાચવા તથા સાંભળવાનો તેમને બહુ પ્રેમ લાગ્યો હતો. જે દિનપ્રતિદિન વધતોજ ગયો. એનેજ તેમના વૈરાગ્યનુ પ્રથમ પગથીયું કહીએ તો, ચાલે. તે વેળાથીજ તેમણે સાધુસંતના મંડળમાં જવા આવવાનું જારી રાખ્યુ, તથા નિત્ય એકાંતમા બેસી આત્મચિંતન કરવા લાગ્યા. તેમ કરતાં "હું ક્યારે બ્રહ્મનિષ્ટ તથા આત્માનુભવી થાઉં?" એવો તીવ્ર વૈરાગ્ય ઉપજ્યો. વૈરાગ્યની લગનીમાં ચાકરી તરફ તથા સગાંવ્હાલાં તરફ એકદમ અભાવ આવ્યો. આ સ્થળે (ઉરણમાં) આઠ મહિના ને ત્રેવીસ દિવસ વીતતાં બાવીસ વર્ષની ભર જુવાન અવસ્થામાં પોતાનુ પચીઉ ચીરી તેની કોપીન

(લંગોટી) કરી પેહેરી લીધી; ને મુખે "રામ" નામ જપતા આનંદ નિકળી પડ્યા. અને સપ્તશૃંગીના પહાડપર તથા તેની આસપાસના જંગલમાં કેટલાક વર્ષ સુધી નિવાસ કર્યો. તે સમયે તેમને આત્મ પ્રાપ્તિની ઉત્કૃષ્ટ ઇશ્વરનો સાક્ષાત્કાર[1] થઇ આત્મપ્રતીતિ તથા દત્તસંપ્રદાયી પ્રાપ્તિ થઇ ઇશ્વર વગર તેમને કોઇ સદ્‌ગુરૂ મળ્યો નહોતો; કારણ કે પ્રથમ વહારમાં હતા, ત્યારે તથા વ્યવહાર છોડયા પછી પણ જ્ઞાનની વાતો કોઇને તો તેઓ એમ જણાવતા કે "અમારી પુજા કરો, અથવા અમારો મંત્રોપદેશ કહીએ" તે પ્રમાણે ઘણાકોની પરીક્ષા કરવા સારૂ મંત્રોપદેશ લેઇ જ્ઞાનની વાતો પરંતુ તેથી એ લોકો પાખંડી તથા અજ્ઞાની જણાયા. એ ગુરૂઓમાના કોઇ મહિમા કરનારા, કોઇ કિમીઆના ફંદમા ફસાવનારા, કોઇ જાદુના નાદમાં લાગેલા, કોઇ વ્યભિચારના છંદમા પડેલા, કોઇ દ્રવ્ય હરણ કરનારા તથા કોઇ ધૂર્તને મતવાદિ હતા, તેઓનું

---

[1] ઇશ્વરનો સાક્ષાત્કાર થયા વિષે બ્રહ્મચારી બાવાએ પોતાની હકીકતમા જે લખ્યુ છે તે સ્પષ્ટ શબ્દ ખરૂ છે એમ માનવુ જોઈએ, કેમકે ખોટુ કહેવાની તેમને કાઈ જરૂર નહોતી. વળી ઇશુ-ખ્રિસ્ત, હજરત મહંમદ પેગબર, બાવા નાનક, ઈત્યાદિ ધર્મ સ્થાપક પુરૂષોને જે સાક્ષાત્કાર થયો હતો તે ખરો હતો, તેમા લેશ પણ દંભ અથવા ભ્રાન્તિ નહોતી આવી હકીકત તે તે ધર્મના લક્ષાવધિ લોકોમા જ્યારે માન્ય છે, ત્યારે વિષ્ણુ બાવાના સંબંધમા આપણે વેદ ધર્માભિમાનીને તે વાત માન્ય કેમ નહોય? અવશ્ય હોયજ.

### ૨ દ્વાદશકળા.

૧ બ્રહ્માંડમઠ—સર્વ સચરાચર સૃષ્ટિ રૂપી જે બ્રહ્માંડ, તેજ સિદ્ધ પુરૂષોનો મઠ (આશ્રમ.

૨ દત્તસંપ્રદાય—સ્વરૂપ, પ્રકાશ, ચૈતન્ય, તથા આનંદ, એ ચાર સ્થિતિને જાણી અનન્ય થઈ રહેવુ તે

૩. અવધૂતપંથ—સર્વ પ્રકારનો ગળ ધોઈ (અંતર બાહ્ય શૌચ) નગ્ન અવધૂત રહેવુ તે

૪ વિરજાદિક્ષા—અજ્ઞાન રહિત તત્વદર્શી થઈને રહેવુ તે.

૫. વારકમન—વર્ત્તમાન કાળના જ્ઞાનને યોગે અજ્ઞાનનો નાશ કરી શાન્તિમા રહેવુ તે.

૬ ચૈતન્યરશ્મિ—વર્ત્તમાનકાળ જે નિર્વિકલ્પબ્રહ્મ પરબ્રહ્મ, તેના વિષે જેથી કરી નિશ્ચય થઈને તેને જાણતા આવડે તે

૭ ઉર્ધ્વદિશા—આકાશના અગમા ઓતપ્રોત (અંતર બાહ્ય) ભરપૂર બ્રહ્મના યોગે થયેલા છિદ્રોમાથી જોવુ તે

૮. શૂન્યશિખર—ભવિષ્યકાળનો ભૂતકાળ નહિ ને તેના ઉપર જે શિખર એટલે વર્ત્તમાનકાળ તે

૯. કૈવલ્યધામ—સર્વથી જૂદુ જે એક વર્ત્તમાનકાળનુ જ્ઞાન તે.

૧૦. અલક્ષ અગોચરી મુદ્રા—ઇંદ્રિયોના યોગે જે વિષયો જાણવામા આવે છે, તે વિષયોજ નથી, જે મન અમૂક વિષયોજ કલ્પે છે, તે મનજ નથી, તથા લક્ષ રાખનાર જે સુખ દુ:ખ યુક્ત જ્ઞાન એટલે અજ્ઞાન તેનુ મુદ્રા રૂપ નથી એવી જે વર્ત્તમાનકાળના જ્ઞાનની મુદ્રા એટલે સ્થિતિ, તે અલક્ષ અગોચરી મુદ્રા

૧૧ વિહંગમમાર્ગ—ભવિષ્ય કાળનો ભૂતકાળ 'છે' એવુ કહેનારૂ જે જ્ઞાન તેજ અજ્ઞાન, તે અજ્ઞાન રૂપી વૃક્ષનો ગ્રાસ કરનાર જે વર્તમાન કાળનુ જ્ઞાન, તે જ્ઞાનની-ભવિષ્ય કાળનો ભૂતકાળ કહેનારા જ્ઞાનનો નાશ કરનારી-જે શક્તિ તે.

૧૨ વિષ્ણુવાદી—વ્યાપક જે વિષ્ણુ છે, તે ઉપર લખેલી સ્થિતિનો જે પુરૂષ, તેજ વિષ્ણુ, ને તેજ વિષ્ણુ વાદી જાણવો.

મૂર્ખતાનું સંશયયુક્ત અને સમાધાન વિનાનું હતું. અજ્ઞાની છતાં ખોટી મોટાઇના ... તે લોકો પુછનારને નાસ્તિક કહેતા હતા. વિષ્ણુ બાવાએ તેવા દંભિ ગુરૂઓનો ગુપ્ત ભેદ જાણી લીધા પછી નિશ્ચય કર્યો કે 'પ્રાણાવસાન સુધી એક ઇશ્વરની આરાધના પ્રેમળપણે કરવી, જ્ઞાનના ગ્રંથો વાંચવા, અને એકાગ્રચિત્તે ભક્તિ કરવી.' પછી સપ્તશૃંગિના અરણ્યમાં જઇ કંદ મૂળ ભક્ષણ કરીને તથા ઝરાનું શીતળ જળ પીને ગુહા વગેરે એકાંત સ્થળમાં ધુણી ધખાવી અવધૂતપણે બેઠા. પૂર્ણપણે ધ્યાન, ધારણા, તથા વેદાંત વિચાર કરવાથી દયાળુ ઇશ્વરે તેમને અનુભવસિદ્ધ આત્મજ્ઞાની બનાવી ઉપદેશ કરવાની પ્રેરણા કરી. ત્યાર પછી તેઓ ઉપદેશ કરવાને જૂદે જૂદે સ્થળે ફરવા લાગ્યા. અનેક મતવાદીઓના મંડળમાં જઇ તેમના મતભેદ સમજવા લાગ્યા. અને સારાં માઠાં કૃત્યો તપાસી ખોટા મતોનું ખંડન કરવા લાગ્યા.

સપ્તશૃંગ પર્વતપરથી નીકળીને પછી ફરતા ફરતા તેઓ નાસિકમાં આવ્યા. ત્યાં કેટલાક દિવસ પંચવટીમાં રહીને શ્રીક્ષેત્ર પંઢરપુર જઇને નિવાસ કર્યો. તેજ સ્થળે **'ભાવાર્થ રામાયણ'** નું લાગટ ત્રણ વર્ષ પારાયણ કર્યું. તથા પોતે પાંચ પ્રકરણ વાળો **'ભાવાર્થ સિંધુ'** નામે ઓવી બદ્ધ ગ્રંથ તૈયાર કર્યો. એ સ્થળે સૌ લોકો તેમને **'બ્રહ્મચારી બાવા'** કહેવા લાગ્યા. ત્યારથી તેઓ **'વિષ્ણુ બાવા બ્રહ્મચારી'** ને નામે પ્રસિદ્ધિમાં આવ્યા. તે પછી કેટલેક વર્ષે એટલે ઇ. સ. ૧૮૫૬ ની સાલમાં દ્વારિકા જવાને મુંબઇ ગયા. મુંબઇમાં તે વેળા સ્વધર્મી તથા પરધર્મી લોકો વચ્ચે વેદ પ્રતિપાદ્ય ધર્મ સંબંધી મોટા જોસમાં વિવાદ ચાલતો હતો. તેથી તેમણે તીર્થાટન કરવાનો વિચાર બંધ પાડયો. એટલે મુંબઇમાં જાયુક જેવું રહેવું થયું. સભાની અંદર વિષ્ણુ બાવા અતિ સરળતાથી સર્વેના મનનું સમાધાન કરી વૈદિક ધર્મની સત્યતા સિદ્ધ કરતા હતા. પછી સને ૧૮૫૭ ની સાલમાં મુંબઇ મધ્યે બળવો થતાં એ વાદવિવાદની સભાઓ બંધ પડી. એમ દિનપ્રતિદિન તેઓ પ્રસિદ્ધીમાં આવવા લાગ્યા. આ પ્રસંગે જૂદા જૂદા ધર્મના લોકો તેમને મકાને જઇ પોતાના મનની શંકાઓ વિષે ખુલાસો પુછવા લાગ્યા. ને પાછળથી તેમના શિષ્ય થઇ ગુરૂ ભાવે માનવા લાગ્યા. શિષ્યના કાનમાં ફુંક મારીને મંત્ર તથા જ્ઞાન કહેવાનો તેમનો સંપ્રદાય નહોતો. પરંતુ જે કોઇ પ્રશ્ન ને ઉત્તર મનન પૂર્વક સમજી શાંત થઇ મુમુક્ષુ થવાની આતુરતા રાખતા જણાતા તેનનેજ તેઓ શિષ્ય દાખલ ગણતા.

પાડયું. સંસ્કાર સમાપ્ત થયા પછી ગુરૂ દ્વારકાં તરફ સિધાવ્યા. અને હું [illegible] એક સાધારણ સંન્યાસી તરીકે રહ્યો. પછી હું વ્યાસાશ્રમમાં એક યોગાનંદ [illegible] પાસે યોગવિદ્યા શીખવા ગયો. ત્યાં એ વિષયનું શરૂઆતનું શિક્ષણ પુરૂં થયા [illegible] ચાણોદ આવ્યો. ત્યાં મને બીજા બે યોગી નામે જ્વાળાનંદપુરી તથા શિવાનંદગિરિનો મેળાપ થયો. તેમણે મને યોગ વિદ્યાની પ્રાપ્તીની બાકી રહેલી રીતો તથા તેના [illegible] મંત્રો ભેદ બતાવ્યો. એ મહાન્ વિદ્યાની પ્રાકૃતિક ક્રિયાઓ મને જે આવડે છે, તે [illegible] નોજ પ્રતાપ છે. પછી હું વધારે મહાન્ યોગી જનોને મળવા સારૂ આબુગિરી ઉપર ગયો ત્યાં મને ભવાનીગિરિના શિખર ઉપર કેટલાક યોગી પુરૂષો મળ્યા. તેમની પાસેથી યોગ વિદ્યાની બીજી કેટલીક તરેહવાર રીતો તથા ક્રિયાઓ શીખ્યો. હરિદ્વાર આગળ કુંભના મેળામાં ઘણા તત્ત્વવેત્તાઓ અને મહત પુરૂષો મળે છે, ત્યાં હું સંવત ૧૯૧૧ મા ગયો હતો ત્યાં ચંદીના જંગલમાં મેં એકાંત વાસ રાખીને કેટલાક દિવસ સુધી યોગ ક્રિયાઓનો મહાવરો કર્યો હતો. મેળો વેરાયા પછી મેં ઋષિકેશના મકાનમા કેટલાક શુદ્ધ અને પવિત્ર યોગીઓ તથા સન્યાસીઓની સાથે યોગ વિદ્યાનો અભ્યાસ અને ક્રિયાઓ કરી હતી. હરિદ્વારમાંથી નીકળીને હું શ્રીનગર ગયો હતો. ત્યાંથી રૂદ્રપ્રાગ, ગુપ્તકાશી, ગૌરીકુંડ, તથા ભીમગુપ્તની ગુફાઓ જોઇને બદ્રિનાથ ગયો હતો. અને ત્યાંથી જોષિમઠ વગેરે ઘણી જગોએ મુસાફરી કરી હતી. તથા ઘણાક જ્ઞાનિ પુરૂષોની મુલાકાત લીધી હતી." આટલે સુધી સ્વામીએ પોતાને હાથે લખેલી પોતાના જીવનની હકીકત અમે દાખલ કરી છે. હવે તે પછીના તેમના જીવનની હકીકત લખવાને અમે પ્રવૃત થઇએ છીએ.

સ્વામી ઘણે ઠેકાણે મુસાફરી કરતા કરતા કાશી ક્ષેત્રમાં ગયા હતા. ત્યાં તેમણે વેદ, ભાષ્ય, ન્યાય, પડ્દર્શન, અને શંકરાચાર્યના ગ્રંથોનું અધ્યયન કરી કુશળતા મેળવી હતી. એ સમયે બંગાળામાં બાબુ કેશવચંદ્રસેનનો બ્રહ્મસમાજ પથ જોરપર હતો. એ પથનાં મૂળતત્ત્વો યુરોપિયનોના મતને અનુસરતાં સ્વામીના જોવામાં આવ્યાં. વળી ગુજરાત કાઠિઆવાડની મુસાફરીમાં તેમણે જૂદા જૂદા લોકો, પથો, ગુરૂઓ અને સ્વામીયો જોયા હતા. ઠેર ઠેર મૂર્ત્તિ પૂજા ચાલતી હતી. કેટલાકમાં અનીતિ, કેટલાકમાં દંભ, અને કેટલાકમાં વ્યભિચાર, ઇત્યાદિ જોઇને તેમનુ હૃદય દગ્ધ થયુ હતુ. તે ઉપરથી આખા ભરતખંડમાંથી મૂર્તિપૂજા, દંભ, અનીતિ, અને અનાચાર તોડી નાખીને ભારતવર્ષના આર્યોમાં એક અનાદિ વેદધર્મ સ્થાપિત કરવા તરફ તેમની વૃત્તિ દોડી. તેમજ જાતિભેદ, બાળલગ્ન, પ્રવાસનો અટકાવ, વગેરે પ્રકારની જે નાદાનિયો આર્યધર્મ વિરૂદ્ધ દેશને દુઃખમાં નાખનારી એકદમ તજી દેવા યોગ્ય જણાઈ હતી. તે તરફ તેમનું ચિત્ત લાગ્યુ હતુ. તેમના હૃદયમાં દેશની દાઝ ઘણી હતી. તેથી શાસ્ત્રોના પ્રમાણ વડેજ સુધર્મ પાછો સ્થાપન કરવા પોતાનું સઘળુ આયુષ્ય અર્પણ કર્યું હતુ. તેઓ સસ્કૃત, હિંદી અને ગૂજરાતી ભાષા બોલતા હતા. વિદ્વાનો સામે સંસ્કૃતમાં વિવાદ કરતા, અને સાધારણ લોકાની સભામાં હિંદી ભાષામાં ભાષણ કરતા હતા. તેથી સર્વ સમજી શકતા. તેમની ભાષણ કરવાની ખૂબી ઓરજ હતી. તે એવી રીતે નિયમસર દાખલા દલીલો સાથે સર્વ સાંભળે ને જે તેમ સ્પષ્ટ ભાષણ કરતા કે શ્રોતાના મન ઉપર સચોટ છાપ પડી રહેતી. તેમની વાક

અસરકારક ને જુસ્સાદાર હતી ચહેરો ભવ્ય અને વજનદાર હતો. મોઠા મોટા વિદ્વાનો તેમની સામે તકરાર કરવા ઉમગભેર આવતા, પણ તેમના અસરકારક ભાષણો સાભળી નીચે મોઢે પાછા જતા તેમનું ભાષણ સાભળવા હજારો લોકો એકઠા થતા તેમા કોઇ પણ તેમનુ ભાષણ તોડવાને સમર્થ નહોતુ ભાષણ કરવામા કોઇનો પણ ડર રાખતા નહિ. ભાષણ સાભળવા હજારો લોકો બેઠા હોય, તેમા ગમે તો રાજા, ધનવાન, અમલદાર કે ગમે તો ગવરનર જનરલ હોય, તો પણ જાણે સઘળા પોતાના શિષ્ય જ બેઠા હોય, તેમ જાણીને ગભીર ચહેરે ઉંચા સ્વરથી અને નીડરપણે દ્રઢતાથી વગર અચકવે ને ક્રમભગ કર્યા વગર અચૂકપણે બે ત્રણ કલાક સુધી નીરતર વક્તૃત્વ ચલાવ્યા કરતા તેમની ખડન કળા ઉત્તમ હતી ગભિર હાસ્ય રસનું બળ વિશેષ જણાતુ હતુ અને આર્યાભિમાન ઉભરાઇ જતુ હતું વેદસહિતાનું પ્રમાણ કબુલ કરી તેને ઇશ્વરદત્ત કહેતા, પણ બ્રાહ્મણાદિ બીજા ગ્રથોને મનુષ્યકૃત માની તેને માત્ર સાક્ષીભૂતજ કબુલ રાખતા હતા વળી તેઓ વહેમથી બિલકુલ વિરક્ત હતા ઇગ્રેજી અભ્યાસ કર્યો નહોતો પણ બાઇબલ, કુરાન વગેરે પરધર્મના પુસ્તકો સાભળી કે વાચીને અભ્યાસ કર્યો હતો એ રીતે તેમણે બહોળુ જ્ઞાન અને અનુભવ મેળવ્યો હતો તેથી દરેક ધર્મના મત-પથોનુ ખડન કરવામા ફતેહ મેળવતા હતા તેમની સાથે શિષ્યો પણ કેટલાક રહેતા હતા

સ્વામીએ પ્રથમ મૂર્તિપૂજા ઉપર મોટો હુમલો કર્યો, તેથી કેટલાક લોકો સામે થયા હતા કાશીમા રાજા જયકૃષ્ણના પ્રમુખપણા નીચે સુમારે ૮૦૦ પડિતોની સભા મેળવી હતી તેમા સ્વામીએ પડિતો સામા વાદવિવાદ ચલાવીને મૂર્તિપૂજા વેદમા નથી, એવુ સિદ્ધ કરી જય મેળવ્યો હતો તેથી સ્વામીની કીર્તિ દેશો દેશ પ્રસરી ગઇ સુધારાવાળાને સ્વામીનો મોટો આશ્રય મળ્યો સામા પક્ષવાળા વાદવિવાદમા હારવાથી સ્વામીનો નાશ કરવા તત્પર થયા. એકવાર કોઇએ પાનમા ઝેર દીધુ, પણ તુરત ઉપાય કરવાથી ઉગર્યા હતા કાનપૂરમા દુશ્મનોએ ચોરીનું ખોટુ તહોમત મૂકી તેમને સપડાવવાનો વિચાર કર્યો હતો, પણ કોર્ટમા નિર્દોષ જણાયાથી છૂટી ગયા હતા વળી અનુપમની પાસે કર્ણ નામે ગામ છે, ત્યા ચક્રાતી રામાનુજના ચેલાએ સ્વામીનો શિરચ્છેદ કરવાનુ દુષ્ટ કામ આદર્યું હતુ એ વખતે સ્વામી નગ્નાવસ્થામા શરીરે સઘળે માટી ચોપડીને જોગીના વેશમા બેઠા હતા ત્યા એક સખ્સ કનાતનો પડદો ઉચો કરી નાગી તરવારે અદ્ધર ઘુમવા લાગ્યો, પરતુ જોગી વેષમા બેઠેલા સ્વામીનું સ્વરૂપ તેને વિકરાળ જણાયુ એટલુજ નહિ પણ સ્વામીએ તેને એવી મરદાની ભાષામા બે બોલ કહ્યા કે, તે ત્યાનો ત્યા શિથિલ થઇ ગયો અને છાનો માનો નાશી ગયો એ રીતે સ્વામી બધી વખતે બચ્યા હતા કલકત્તામા બ્રહ્મોસમાજવાળા પ્રખ્યાત બાબુ કેશવચદ્રસેન સાથે વેદ અને પુનર્જન્મ સબધી તેમને કેટલીકવાર સવાદ થયો હતો સ્વામી વેદને અનાદિ ઇશ્વરોક્ત માનતા અને પુનર્જન્મને પણ સ્વીકારતા હતા, પણ આ બન્ને વાતને બ્રહ્મોસમાજવાળા કબુલ કરતા નહોતા બ્રહ્મોસમાજવાળા સમાજની વર્ષગાઠને દિવસે બારે ઠાઠમાઠ અને વરઘોડાનો ઢોળ કરતા હતા, તે ઉપર તથા તેમનામા પડેલા મતભેદ ઉપર સ્વામીએ સખ્ત ટીકા કરી હતી ત્યાથી સ્વામી હરિદ્વાર વગેરે ઠેકાણે થઇને મુબઇ આવ્યા ત્યા પણ મૂર્તિપૂજા વિરુદ્ધ ભાષણો આપ્યા પણ કોઇ તેમની સામે ટક

શકયું નહિ. તેમજ પ્રવાસ, બાળલગ્ન, આચાર્યોનો અનાચાર, જુઠા [illegible] આદિ વિષે ભાષણો આપી સર્વને છક કરી નાખ્યા હતા. ત્યાંથી સુરત, ભરૂચ, [illegible] રાજકોટ ગયા હતા. ત્યાં વિદ્વાન મંડળને પોતાના પક્ષમાં લેઇ આર્યસમાજ [illegible] સાંધી ઉત્તર હિંદુસ્થાનમાં મુસાફરી કરવા ગયા હતા. આ વખતે તેમણે વેદનું [illegible] ચોપાનિયાના આકારમાં બહાર પાડવા માડયું હતું લખનોર અને કલકત્તે થઇ [illegible] ગયા, ત્યાં પણ તેમણે ઘણાં ભાષણો આપ્યાં હતાં. સ્વામી મુખ્યત્વે તો મૂર્તિપૂજા વિરૂદ્ધ [illegible] તેમજ બાળલગ્નના કટ્ટા વેરી હતા. પુનર્જન્મના હિમાયતી અને પુનર્વિવાહની વિરૂદ્ધ દેશીઓની સ્થિતિ શાથી બગડી છે, તેના મૂળમાં ક્યા ક્યા સળાં લાગેલા છે, તેનો તેમણે સારો અભ્યાસ કર્યો હતો. તેથી દેશીઓ શી રીતે સુધરે અને સારા થાય, એ વાત ભાષણમાં વારંવાર લાવતા હતા. જુદા જુદા મત પંથો તૂટીને આખા ભારતવર્ષમાં આદિ અનાદિ એક વેદ ધર્મ પ્રવર્તે એવી તેમની ઇચ્છા હતી. કે જેથી ધર્મને બહાને દેશીઓમાં ચાલતો કુસંપ બંધ પડે. બાળલગ્નથી દેશીઓ ઠીંગણા, નબળા, બળહીન અને આક્કલ હીન થઇ ગયા છે, તથા દેશમાં ઘણી વિધવાઓ થાય છે, તે બાળલગ્ન બંધ થવાથી અટકે માટે પોતાના ભાષણમાં બાળલગ્ન ઉપર પણ સખ્ત પ્રહાર કરતા હતા. તેમ બ્રહ્મચર્ય પાળવાનો આગ્રહ કરતા. બ્રહ્મચર્યથી શરીરમાં વીર્યનો વધારો થાય છે, બળ વધે છે, શરીર કદાવર ને મજબુત થાય છે. માટે સ્ત્રીએ ૧૬ વર્ષની અંદર અને પુરૂષે ૨૪ વર્ષની અંદર લગ્ન કરવું નહિ. વધારેમાં વધારે સ્ત્રીએ ૩૦ વર્ષે અને પુરૂષે ૪૮ વર્ષે પરણવું ઉત્તમ ગણેલું છે. તેમણે પ્રાચીનકાળની ઋષિ મુનિઓની રીતિને પસંદ કરેલી છે. જાતિબંધનથી પણ દેશીઓને ઘણું સોસવું પડે છે. કેમકે એથી કરીને તેઓ દેશના ભલામાં એક સંપથી પુરતો ભાગ લેઇ શકતા નથી. એ માટે સ્વામિને ઘણું લાગતું હતું. તેથી તે ઉપર પણ ઉતરી પડતાં તેઓ પ્રાચીન કાળની વર્ણ વ્યવસ્થાને પસંદ કરતા હતા, અને વર્ણાશ્રમનો ધર્મ પાળવા આગ્રહ કરતા હતા. પંચયજ્ઞ, સંસ્કારાદિ કરવાની, વેદાધ્યન કરવાની, અને વેદમાં કહેલા એકેશ્વર —એક ઇશ્વરને માનવાની ભલામણ કરતા હતા.

ધીરે ધીરે સ્વામીજીની દ્રષ્ટિ દેશીરાજ્યોની બગડી ગયેલી સ્થિતિ ઉપર પડી. તેમને સુધારી સારા પાયા ઉપર લાવવા તેમનું મન આકર્ષાયું. તેમણે પ્રથમ રજપુતાનાનાં મોટાં રાજ્યોમાં પ્રવેશ કરીને ત્યાં પોતાના ઉત્તમ જ્ઞાનનો પ્રકાશ પાડ્યો. તેના તેજથી કેટલાક રાજ્યકર્તાઓ જાગૃત થયા. અને પોતાની પ્રજા પ્રત્યે પોતાનો શો ધર્મ છે, તે સમજવા લાગ્યા ઉદેપુર અને જોધપુરના મહારાજાઓ સ્વામીને પોતાના ગુરૂ તરીકેનું માન આપવા લાગ્યા. એ રીતે સ્વામીજી પોતાની હામ ધારણા પાર પાડવામાં ફતેહ પામ્યા ખરા, પરંતુ હિંદના કમનસીબે એ મહાકાર્ય અધુરૂં મૂકીને એજ કામની ખટપટમાં પોતાના પવિત્ર આત્માનો ભોગ થઇ પડ્યા. એવું કહેવાય છે કે, રજપૂતાનામાં એક મહારાજાને વેશ્યાનો સંગ હતો. એ વાત સ્વામીના જાણવામાં આવ્યાથી તેમણે એક દિવસે પ્રસંગોપાત મહારાજાને એકાંતમાં કહ્યું કેઃ—"રાજા સાહેબ! કબ સિંહ ઓર કુતિયાકા સમાગમ હોતા હે?"

રાજા—મહારાજ! આપ કે પ્રશ્નસે મેરેકો [illegible] આશ્ચર્ય હોતા હે. સિંહ ઓર કુ

લોક. સમાગમ મૈંને કભ નયનોંસે દેખા તો ક્યા, પન શ્રવનોંસે સુનાભી નહિ હે!

**સ્વામી**—નહિ રાજા સાહેબ! મૈં વો આપકે રાજ્યમેં હર હમેશ હોતા સુનતા હોં.

**રાજા**—સ્વામીજી! મૈં આપકી ગૂઢ બાતોંમેં કુછ સમજતા નહિ હૈ, ઉસસે કૃપા કરકે મેરેકોં સમઝાના ચાહિયેં.

**સ્વામી**—બોલો રાજા સાહેબ! ઉત્તમ ક્ષત્રિય વંશમેં ઉત્પન્ન ભયે જો રાજન્ હૈ સો સિંહ કે સમાન હૈ કિ નહિ હે?

**રાજા**—હાં મહારાજ! સત્ય હૈ

**સ્વામી**—ઓર જો બેસ્યા સ્રી યોં હૈ વો કુતિયોં કે માફક હે કી નહિ હે?

આ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાંજ મહારાજા સમજી ગયા કે સ્વામીજીના કહેવાનો મર્માર્થ મારા ગણિકા સંગ માટેજ છે. તેથી તેઓ બોલ્યા કે; "મહારાજ! મૈં મલિન મતિકો આજ આપને જો પરોક્ષ સદુપદેશ દિયા, ઉસકે લીએ મૈં આપકા જન્મ પર્યંત ઉપકારી–કિંકર હોં. આપકે કહેનેકા ભેદ શુદ્ધ અંતઃકરન સેં સમજકે મૈં ગ્રહન કરતા હોં."

એ પ્રમાણે વાતચિત થયા પછી તેજ દિવસથી એ શ્રદ્ધાળુ મહારાજાએ પેલી ગણિકાનો ત્યાગ કર્યો હતો. પરંતુ જ્યારે એ વેશ્યાએ જાણ્યું કે, મારો પરિત્યાગ કરાવનાર સ્વામીજી છે, ત્યારે તે તેમના ઉપર ઘણીજ ગુસ્સે થઇ. પણ સ્વામીજીને તે શું કરી શકે? આ વખતે સ્વામીજી તો મહારાજાનાં પણ મહારાજા હતા. તેમ વળી સંસાર વ્યવહાર સાથે તેમને કંઇ પણ સંબંધ નહોતો. ગણિકાએ વિચાર્યું કે જો કોઇપણ રીતે આ બાવાનું કાશળ જાય તો હું મારી એકજ ભેટમાં પાછો રાજાને મેળવી લેઉં. એમ વિચાર કરીને તેણે યુક્તિ પ્રયુક્તિઓ કરી, પણ તેમાં તે પાર પડી નહિ. રાજદ્વારના સહવાસવાળી વેશ્યાઓ પણ બહુ પ્રપંચી, યુક્તિવાળી અને વગવાળી હોય છે. અંતે તે ગણિકાએ સ્વામીના રસોયાને લાંચ આપીને ફોડ્યો. અને તેની મારફત સ્વામીના ભોજનમાં ઝેર નંખાવ્યું. એ ભોજન જ્યારે સ્વામીની સમક્ષ આવ્યું, અને થોડું જમ્યા, તેવાજ તેઓ સમજી ગયા કે, ભોજનમાં ઝેર છે. તેનું કારણ અને વિધિ પણ અનુમાનથી બરાબર તેઓ સમજી શક્યા, તે છતાં 'ઇશ્વરની ઇચ્છા એવી હશે' એમ સમજીને તેમણે પાસે ઉભેલા ઘાતક રસોયાને એક પણ ક્રોધનો શબ્દ કહ્યો નહિ. કેવી ઉત્તમ અને અલૌકિક ક્ષમા! તરતજ સ્વામીજીએ મહારાજા અને પોતાના જે શિષ્યો ત્યાં હાજર હતા, તેમની પાસે બીજું કાંઇ પણ જણાવ્યા વગર નીચેની મતલબનું ભાષણ કર્યું—

"મારી ઇચ્છા હજુ દશ વર્ષ વધારે દુનિયાંમાં રહેવાની હતી, અને મારી ધારણા હતી કે, હું બીજા કેટલાક શિષ્યો મેળવીને પૃથ્વી વેદમય કરીશ. પણ હવે મારે થોડા કલાક પછી આ નાશવંત દેહ અને દુનિયાને છોડીને પવિત્ર પિતાની સેવામાં હાજર થવાનું છે. મારી ઇચ્છા પ્રમાણે હું દુનિયાંમાં વિશેષ કાળ રહી શક્યો નહિ, તેથી મને દિલગીરી થતી હશે, એમ તમે ધારશો માં. કેમકે મારે હજુ જીવવું હોય તો તે મનુષ્ય શક્તિની બહાર નથી. પણ આ દુનિયાં રૂપ નાટકશાળાનાં હું મારો વેષ ભજવી રહ્યો છું. હું [illegible] કર્મથી વિમુક્ત થયો નથી, તેથી એ માગ તરફ પરમકૃપાળુ પરમેશ્વર કે જે [illegible] જગતના કર્તા છે, તેમની ઇતરાજી ખેંચી લીધી નથી [illegible]

ઇચ્છા હતી, તેમાં તે પરમ દયાળુ પરમેશ્વર સંમતિ આપતા નથી. માટે હું આપ પાસેથી રજા લેઉ છું. માયાળુ રાજા સાહેબ! અને મારા આજ્ઞાકારિ શિષ્યો! તમે દિલગીર થશો નહિ. જે પવિત્ર સ્થળમાં અસત્ય, અનાચાર, અધર્મ, અમંગળ, અવ્યવસ્થા, અનીતિ, અસ્થિરતા, અને નાશ, યા ફેરફાર થવો એમાંનું કંઇજ નથી, એવા શોભિત પવિત્ર સ્થાનમાં હર હમેશને માટે રહેવા અને કૃપાળુ પરમેશ્વરની સેવામાં હાજર રહેવા હું જાઉ છુ. તેમાં શી દિલગીરી છે? મારા વ્હાલા શિષ્યો! હું તમને તેમજ તમારા બંધુઓને આ છેલ્લામાં છેલ્લી અને પવિત્ર આજ્ઞા ઇશ્વર ઇચ્છાથી કરૂં છું કે, તમે . ધુમો, સ્થળે સ્થળે પવિત્ર વેદની સ્થાપના કરી તેના કર્તાની ઓળખાણ આપો, અને મ: ષ્યોના જીવનનો ઉદ્ધાર કરો."

એ પ્રમાણે એ મહાત્મા પુરૂષે પોતાના જીવનમાં છેલ્લુ ઉપદેશક ભાષણ કર્યા પછ વિશેષ પ્રશ્નોત્તર કરવાની તેમની ઇચ્છા નહોતી. તેથી તેઓ તુરત ત્યાંથી નીકળીને અજ મેરમાં ગયા. ત્યાં તા. ૩૦ અકટોબર સને ૧૮૮૩ સંવત ૧૯૩૯ ના આસો વદી અમાં સને મંગળવાર એટલે હિંદુઓની દીવાળીને દિવસે લગભગ દીપ પ્રગટ થવાને સમયે તેમનો પવિત્ર આત્મા આ લોક છોડીને પરમ ધામમાં ચાલ્યો ગયો. એ રીતે આ ભારતવર્ષ ભૂષણ, વેદ વિદ્યા પારાંગત અને સંરક્ષક, સુધારણાનો સ્થાપક, અને અર્વાચીનકાળનો આ- પણો એક મોટો દેશ દીવો અકસ્માત અલોપ થઇ ગયો! એ દુઃખદાયક સમાચાર સાં- ભળીને આખો ભારતવર્ષ શોકસાગરમાં ડુબ્યો હતો. સ્વામીનું વય મરણ સમયે ૫૮ વર્ષનું હતું. તેમનું શરીર હમેશાં નિરોગી, સુદ્રઢ અને મહા જુસ્સાવાળું હતું. તેમણે મરતી વખતે છેલ્લા શ્વાસે 'ઇશ્વરી ઇચ્છા બળવત્તર રહો' એવું કહ્યું હતું. આ મહા પુરૂષનું નામ ભરતખંડના પવિત્ર ઇતિહાસમાં અવિચળ રહેશે, એમાં કાંઇ પણ સંદેહ નથી.

સ્વામીને દેશોન્નતિ કરવાની દાઝ હૈડે ઘણી હતી. તેથી પોતાના ભાષણમાં નીતિ વિદ્યા, વેપાર અને હુન્નરકળા વિષે ઉત્તમ સુચનાઓ કરવાને ભૂલતા નહિ. તેઓ દેશોન્ન તિના કાર્યમાંજ રાત દિવસ મંડ્યા રહેતા હતા. તેમણે જ્યાં જ્યાં ભાષણો કર્યા હતાં તે દરેક ઠેકાણે આર્યસમાજ નામે સભાઓ સ્થાપન કરી છે. તે સર્વની સંખ્યા શુમારે ૧૦૦ ઉપરની છે. તેમણે લંડનમાં પણ આર્યસમાજની એક શાખા સ્થાપેલી કહેવાય છે. તેમણે યજુર્વેદનુ સંપૂર્ણ, અને ઋગ્વેદનું અર્ધુ ભાષ્ય કર્યુ છે. એ સિવાય સત્યાર્થ પ્રકાશ, સંસ્કાર પદ્ધતિ, અને આર્યાભિવિનય વગેરે ૨૦ ગ્રંથો રચેલા છે. એવું કહેવાય છે કે, તે- મણે પોતાની જીંદગીમાં ૬૨૦૦ સંસ્કૃત પુસ્તકો, અને ૧૮૦૦ પ્રાકૃત પુસ્તકો મળીને એ- કદર ૮૦૦૦ ગ્રંથોનું અવલોકન કર્યું હતું. તેઓ ગુરૂનું નામ ધારણ કરવાને ઇચ્છતા નહોતા. તોપણ આજે તેમના શિષ્યોની સંખ્યા ૩૦૦ કરતાં વધારે છે. તેમ તેમના મતને અનુ- યાયીની સંખ્યા શુમારે ૧૦૦૦૦ માણસોની છે.

આખા દેશમાં એક્ય કરવાની તેમની ઇચ્છા બળવત્તર હતી. પરંતુ ખેદનો વિષય એ છે કે તેમના અકાળ મૃત્યુથી તેમની એ શુભ ધારણા પાર પડી શકી નહિ. જો એ મ- હાપુરૂષ અદ્યાપિ સુધી જીવતા હોત, તો આપણી 'નેશનલ કોન્ગ્રેસ' નામે મહા મં- ડળમાં એક દીવાની માફક દીપિ નીકળત. અને દેશીઓમાં ઐક્યતા આણવાની કોશી-

સૌથી જે મૂખ્ય ધારણા તે જલદી પાર પડત, એમાં કાંઇ પણ શંસય નથી. પરતુ હિંદને કમનસીબે એ મહા પુરૂષના પરલોકગમનથી દેશીઓને ભારે ખોટ પડી છે. સ્વામી સામાના મતનું ખડન કરવામાં અને પોતાનું મત સ્થાપિત કરવામાં એક્કા હતા. તેઓ સામાના મતનુ એવી તો સરસ યુક્તિ પ્રયુક્તિથી ખડન કરતા કે, તેનું મોંજ બધ થઇ જતું. અને તે ફરી બોલવાની હિંમત કરતોજ નહિ. હરકોઇ પ્રશ્નનું નિરાકરણ પણ ઘણી ચપળતા યુક્તિ અને તાત્કાલિક તિવ્ર બુદ્ધિથી તેઓ કરતા હતા. કે જેથી સામાને પરમ સંતોષ થતો હતો. એવા તે પ્રબળ બુદ્ધિના હતા. તેમના આવા સામર્થ્યથી જે ઇંગ્રેજી ભણેલાઓની વેદ ઉપરથી શ્રદ્ધા ઉઠી ગઇ હતી, તેઓ વેદને માનતા અને સ્વધર્મને પાળતા થયા. પરધર્મિ પાદરીઓનો દોર તૂટી ગયો. અને ગો વૃષભની ઘાત થતી અટકાવવા દેશીઓ તત્પર થયા. વળી દેશીઓમાં તેમણે સ્વદેશાભિમાનનુ શૂર ઉત્પન્ન કર્યું. અને સર્વેને મદ્યમાંસથી વિરકત થવાને જાગૃત કર્યા. એ રીતે આ મહા પુરૂષે અનેક પ્રકારે સનાતન હિંદુ ધર્મનું સરક્ષણ કરવામાં પોતાનુ જીવન ગાળ્યુ હતુ. એવા મહા પુરૂષને ધન્ય છે.

---

# ભારતમાર્તંડ વેદાંતભક્ત્યાચાર્ય પંડિતશ્રી ગટ્ટુલાલજી.

માણસના અંતઃકરણને ચમત્કાર લાગવાને તથા પોતાના કર્તૃત્વનું મહત્વ સમજાવવાને પરમેશ્વરે આ સૃષ્ટિમાં જે કાંઇ અદ્ભુત ચમત્કાર કરી મૂકેલા છે, તેમાંજ બુદ્ધિ રચનાની ગણના છે. શુ માણસની કે શું બીજા પ્રાણીની, બુદ્ધિ સમુદ્ર જેવી ગંભિર હોવાથી તેનો અંત મેળવવો મુશ્કેલ છે. પણ મનને આનંદ પમાડવા તથા પરમેશ્વરના ગૌરવને સમજવા તેમાના જેટલા ચમત્કારો જોઇ શકાય તેટલા જોવા, એ આપણો ધર્મ છે. આ ચરિતમાં પણ તેવાજ ચમત્કારો જોવામાં આવશે. એટલુંજ નહિ પરતુ અનુકરણ કરવા જોગ અસાધારણ ઇશ્વરી જ્ઞાનનુ પણ દર્શન થશે.

રજપુતાનામાં આવેલા કોટા શેહેરમાં ઘનસ્યામ ભટ્ટ નામે એક વિદ્વાન તૈલગ બ્રાહ્મણ રહેતા હતા. તેમનાં પત્ની જુનાગઢવાળા શ્રી મગનલાલજી મહારાજનાં પુત્રી લાડુ બેટીજીની કૂખે સંવત્ ૧૯૦૧ ના પોષ વદિ ૧૨ એક પુત્ર થયો. તેનુ તેના પિતાએ પાડેલું નામ ભાનુદત્ત અને રાશી ઉપરથી પાડેલું નામ ગોવર્ધન શર્મા છે. તથાપિ તેમની માતુશ્રી 'ગટ્ટુ—ગટ્ટુ' કરીને બોલાવતાં હતા, તે માતૃવાત્સલ્યથી ઉપજેલુ નામ આજે જગ જાહેર થઇ પડયું છે.

ગટ્ટુલાલજી બાળપણમાં ઘણા રમતીયાળ હતા. તેમના પિતા ભણવા સારૂ તેમને [illegible] મારતા, તોપણ તેમણે મસ્તી તોફાન છોડયું નહોતું. તેથી ઘનશ્યામ ભટ્ટજી કોઇ કોઇ વાર ક્રોધથી કહેતા કે, "આ છોકરાના હાડકાં પોલાદનાં બનાવ્યાં છે કે શું?" આમ છતાં ગટ્ટુલાલજીએ ૭ વર્ષની ઉમ્મરમાંજ પોતાના પિતાને કવિતા કરતા જોઇ [illegible] અભ્યાસ કરવા માંડયો. તે વેળાથીજ તેમની બુદ્ધિ ઘણી તીવ્ર હોવાને લીધે [illegible] કરવાને લગારે અડચણ પડતી નહોતી. શરૂઆતમાં તેઓ [illegible]

કવિતામાં ગોઠવતા. તેમની એ બાળ કવિતામાંનું એક વાક્ય, તેમના એ મળ્યું છે,—

**"થાળી પાળી ઘંટી વંટી તથૈવ ખાંડણીયું"**

આ કવિતાના કટકામાં જોકે અર્થ કે રસચાતુર્ય નથી, તથાપિ હાલ કવિતામાં અર્થ અને રસ ચમત્કૃતિ પૂર્વક જેવો શબ્દાલંકાર સ્વાભાવિક આવી તેવો એ બાળકવિતામાં પણ છે. આથી સ્પષ્ટ સમજાય છે કે, ગટ્ટુલાલજી કવિ નથી, પણ જન્મેલા છે.

ગટ્ટુલાલજી સાત વર્ષની ઉમ્મર થતાં સુધીમાં તો **અમરકોશ** ત્રણવાર શિખ્યા ને ત્રણવાર ભૂલ્યા. આઠમે વર્ષે **ત્રિકાળસંધ્યા** અને વેદ શીખવા લાગ્યા. એટલા **અભ્યાસ** ઉપરથી એમની બુદ્ધિની અત્યંત તીવ્રતા પ્રકાશમાં આવી. અને લોકોને મોટી નવાઇ લાગવા માંડી. નવમે વર્ષે તેમને શીતળા આવ્યા, તેથી તેમની બંને આંખો ગઇ, ને સઘળાં છેક નિરાશ થયાં. ૭ મહિના સુધી તેમને કોઇએ કાંઇ શીખવ્યું નહિ; પણ પછી તેમના પિતાજીએ **રૂપાવળી** અને **સમાસચક્ર** શીખવ્યાં. તથા બીજું પણ થોડું સંસ્કૃત શિક્ષણ આપ્યું. તેમને તે એવું તો સરસ આવડયું કે ૭ મહિનાની અંદર સંસ્કૃત બોલવા લાગ્યા. ને નવમું વર્ષ પૂરૂં થતાં તો સંસ્કૃત શ્લોક રચવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું !

આ ઉપરથી જણાય છે કે, એક ઇંદ્રિય ઓછી થાય, ત્યારે તેનું બળ બીજી ઇંદ્રિયોનાં બળમાં વધારો કરનારૂં થઇ પડે છે; એવું જે તત્ત્વજ્ઞાની પુરૂષોએ સ્થાપિત કર્યું છે તે અક્ષરશઃ સત્ય છે. વળી એ ઉપરાંત **કિરાત, રઘુવંશ, માઘનૈષધ, કુમારસંભવ,** અને **ચંપુભારત** એ ગ્રંથો માંહેનાં ઘણાંક પ્રકરણો ગટ્ટુલાલજીના તીર્થરૂપે તેમને ભણાવ્યાં. ને તે સર્વનો દરરોજ એકવાર પાઠ કરવો જ,—એવા તેમણે સમ આપ્યા હતા. એ પ્રતિજ્ઞા અંતઃકરણ પૂર્વક પાળ્યાથી તેમની સ્મરણ શક્તિ અતિ ઉત્કૃષ્ટતા પામી હતી.

માત્ર બાર તેર વર્ષની વયે કવિએ **"રૂકમણિચંપુ"** નામે સંસ્કૃત ગ્રંથ લખ્યો છે, તે ઘણોજ સરસ છે. એ શિવાય તેમના રચેલા **"વેદાંતચિંતામણી," સત્સિદ્ધાંતમાર્તંડ,** અને **મારૂતશક્તિ**, ઇત્યાદિ અનેક ન્હાના મોટા ગ્રંથો છે. ગુજરાતી ભાષામાં તેમના રચેલા ગ્રંથોમાં કેટલાક અપ્રસિદ્ધ અને કેટલાક અપૂર્ણ છે. દશ વર્ષ ઉપર **"આર્ય સમુદય"** નામે માસિક ગ્રંથ તેઓ રચી પ્રગટ કરતા હતા, અને બે વર્ષથી તેને પાછું શરૂ કરી સરકૃત-**"આર્યસમુદય"**[1] લખવા માંડયું હતું.

અઢાર વર્ષની ઉમ્મરે પંડિતજી પોતાના પિતાજી સાથે કાશીએ ગયા હતા. ત્યાંના વિદ્વાન વર્ગમાં એમની ઘણી પ્રશંસા થઇ. તેમની કવિતા કરવાની અદ્‌ભુત શક્તિ જોઇને તે વિદ્વાનોએ તેમને **"શીઘ્રકવિ"** ની પદવી આપી, એટલુંજ નહિ પણ પ્રૌઢ વેદાર્થ જ્ઞાન જોઇને સૌ તેમને **"પંડિત"** કહેવા લાગ્યા.

પંડિતશ્રી ગટ્ટુલાલજીને ઇશ્વરે સ્મરણ શક્તિ ઘણી ચમત્કારિક આપેલી છે, અને વેદાંતર્ગત તત્ત્વજ્ઞાનની પુષ્કળ માહિત છે, તે પણ સતેજ છે. વેદમાં મુર્તિ પૂજન કહી નથી, એમ **પંડિત દયાનંદ સરસ્વતી** કહેતા હતા, પણ મુર્તિ પૂજા વેદમાં કહેલી છે, એવું આ

(૧) પંડિતજી હાલ પ્રવાસમાં હોવાથી આ માસિકની યોજના બરોબર કરી શકતા નથી.

[illegible] રાજે પ્રમાણુ પૂર્વક સિદ્ધ કરી આપેલું કહેવાય છે. ચારે વેદ, ન્યાય, મીમાંસા, તર્ક, સાંખ્ય, યોગ, વ્યાકરણ, સાહિત્ય, અને જ્યોતિષ્યાદિ શાસ્ત્રોમાં તેઓ ઘણા નિપુણ અને "શતાવધાની" પણ છે.

**શતાવધાન** એટલે ૧૦૦ બાબતો ઉપર એકી વેળાએ લક્ષ આપવું. તેના પ્રકાર ઘણા છે;-સંસ્કૃત, વ્રિજ, ગુજરાતી, મરાઠી, આદિ પંડિતશ્રીને જાણીતીજ માત્ર નહિ, પણ કેવળ અજાણી એવી ઇંગ્રેજી, ફ્રેન્ચ, લાટીન, ગ્રીક, ફારસી, અને જર્મન ઇત્યાદિ ભાષાના (વખત હોય તે પ્રમાણે) ૫-૧૦-૧૫ કે તેથી પણ વધારે શબ્દનાં, તેટલાંજ કે તેથી વધારે જુદાં જુદાં વાક્યો, પૃચ્છકો કાગળપર લખી રાખે અને પછી પોત પોતાનાં વાક્યો. નો ગમે તે એક શબ્દ પંડિતશ્રીને દરેક પૂછનાર તરફથી કહેવામાં આવે;-એમ જેટલા ગૃહસ્થોએ જેટલી ભાષાની પૃચ્છા ધારી હોય, તે તે ભાષાની પૃચ્છાના શબ્દોમાંથી એકેક શબ્દ, ગમે તે ક્રમમાં વારાફરતી કહેતાં, દરેક પૃચ્છકે લીધેલા વાક્યના સર્વ શબ્દો પૂરા થાય કે તુરતજ તે તે વાક્ય તથા જ્યારે સર્વ જણનાં સર્વ વાક્યો પૂરાં થાય, ત્યારે તે બધાં વાક્યો સામટાં બરાબર ક્રમમાં ગોઠવીને પંડિતજી બોલી જાય છે. એ યાદ રાખવામાં વળી બીજો એવો ચમત્કાર હોય છે કે, તે દરેક વાક્યનો દરેક શબ્દ, કયે વખતે ને કેવા ક્રમભંગથી કહેવામાં આવેલો, તે સુદ્ધાં તેઓ તાબડતોબ કહી શકે છે; જે મૂળ કહેનારને પણ ભાગ્યેજ બરાબર યાદ હોય છે !

આ પ્રયોગ ચાલતો હોય તેની વચમાં ઘંટડીના ૫—૧૦—૧૫ કે ગમે તેટલા ટકોરા કરવામાં આવે, તો તેની પણ કુલ ખરેખરી સંખ્યા, તથા અમુક વખતે આટલા ટકોરા થયા હતા, તે કહી દે છે. સતાવધાનના ચાલતા પ્રસંગમાં શીઘ્ર કવિતાના-પ્રયોગો પણ પંડિતજી કરે છે. ને ગમે તે વિષય અથવા વસ્તુનું વર્ણન કોઇ ગૃહસ્થ પુછે તેને તેજ સમયે કવિતામાં કહી સંભળાવે છે. એમાં વિશેષ ચમત્કાર એ છે કે જે છંદતાલમાં કવિતા કરવાને કહો તેમાંજ તે તત્કાળ કરી આપે છે. એટલુંજ નહિ પણ જે રસ, અલંકાર, અથવા નાયિકા વર્ણન માગો તે તેમાં લાવી આપે છે. ને સાથે સમસ્યા પૂર્તિ, આદ્યાક્ષરી, અંતર લાપિકા, ગતાનુગતિકા શ્લેષાર્થી, યમક—પ્રાસાનુપ્રાસ, ઇત્યાદિ નીચે જણાવેલા કાવ્ય ચમત્કારો તેની શીઘ્ર રચેલી કવિતામાં પણ લાવી શકે છે.

**સમસ્યાપૂર્તિના** બે પ્રકાર છે. ત્રિચરણ સમસ્યા, અને એક ચરણ સમસ્યા. ગમે તે એક છંદના અનુસંધાન રહીત ત્રણ ચરણો કર્યાં હોય, તેમાં એક ચરણ નવું ઉમેરીને આખો શ્લોક એવી રીતે પૂરો કરી આપવો કે માગેલી બાબતનું વર્ણન તેમાં આવી જાય. તેનું નામ ત્રિચરણ સમસ્યા. તેમજ ગમે તે શ્લોકને એક ચરણ આપવામાં આવ્યું હોય, તેમાં બીજાં ત્રણ ચરણ ઉમેરીને પૃચ્છકનું ઇચ્છીત વર્ણન જે કવિતામાં આણી આપવું તે એક ચરણ સમસ્યા. **આદ્યાક્ષરી** એટલે જે કવિતાનો સઘળાં ચરણના આરંભનો એકેક અક્ષર વાંચતાં તેમાંથી પૃચ્છકે માગેલ વાક્ય અથવા કોઇ મનુષ્યનું આખું નામ વંચાય. **અંતરલાપિકા** એટલે કોઇ બનાવેલા શ્લોકની અંદરથી માગેલું પ્રશ્ન વાંચી શકાય અને તે વર્ણોથી સંકલિત ઉત્તર નીકળી આવે. એવી કવિતા. **ગતાનુગતિકા** એટલે એક એક અક્ષરને સવળો ગણી તથા અવળો ગણી ગમે તે રીતે વાંચી શકાય અને તેમાંથી

એક અથવા જૂદા જૂદા અર્થો નીકળે. **શ્લેષાર્થી** એટલે શ્લોક એકજ પણ તેમાં બે ; ર્થ સમાએલા હોય, અથવા બે આપેલી જૂદી જૂદી વસ્તુનું વર્ણન તેમાં આણવામાં આ વેલું હોય, તેવી દ્વિઅર્થી કવિતા. **યમક–પ્રાસાનુપ્રાસ** એટલે તેના તેજ અક્ષરો અથ વા શબ્દો એકજ કવિતામાં વારંવાર અર્થ ચમત્કૃતિ સાથે વપરાય તે. એ શિવાય "ઘટી કાસતક" એટલે એક ઘડી અથવા ચોવીસ મિનિટમાં ૧૦૦ નવા શ્લોકો રચી આપવા તે.

પંડિતજીની આ શક્તિ તો ખરેખર અવર્ણનિય અને અદ્ભુત છે. એક મેળાવડામાં રા. મણિલાલ જેવા લેખક પણ તેમના શ્લોકો લખી શક્યા નહોતા. આવા ચમત્કાર ઇ સ. ૧૮૮૨. તથા ૧૮૮૪ માં કાઠીઆવાડના રાજાઓ અને ગૃહસ્થોએ રાજકોટ મધ્યે જો યા હતા. અને તે વૃતાંત સરકારી 'ગુજરાતશાળાપત્ર' માં છપાયું હતું.

પંડિતજી બને આંખે અપંગ છતાં જૂદાં જૂદાં કદની અને જૂદાં જૂદાં અટપટાં ના મની ૫–૧૦–૧૫ કે તેથી પણ વધારે ચોપડીઓ તેમના હાથમાં દરેક ચોપડીનું નામ દેઇને આપીએ, અને પછી તેમાંની ગમે તે ચોપડી માગીએ તો તે તુરત હવાલે કરે છે એટલુંજ નહિ પણ અગાઉ નહિ આપેલી એવી નવી ચોપડી જો તેમાં ભેળવી દેઇએ તો તે પકડી આપે છે.

આ સર્વ પ્રયોગોમાંના કેટલાક જૂદી જૂદી કોમના સેંકડો મનુષ્યો–હિંદુ, પારસી અને યુરોપિયનો વગેરેની સમક્ષ સને ૧૮૮૫ માં મુંબઇની હાઇકોર્ટના જડ્જ સર વિ લ્યમ વેડબર્નના પ્રમુખપણા હેઠળ **આર્યજ્ઞાન વર્દ્ધક** સભા તરફથી કરવામાં આ વેલા મેળાવડામાં થયા હતા. તેનું પુષ્કળ વિવેચન વર્ત્તમાનપત્રોમા પ્રગટ થયું છે. ઉપરાંત '**અન્યથા નયન**' એટલે કોઇ પણ અસંભવિત વાત કહી હોય, તે સંભવા જેવી લાગે, એના આકારમાં ગદ્ય કિંવા પદ્યમાં કવિરાજ ગોઠવી આપે છે. એ શક્તિ પણ અસાધરણ છે.

આવી અદ્ભુત શક્તિના ધીર પુરૂષો દુનિયાના ઇતિહાસમાં કવચિતજ જોવામાં આ વશે. યુરોપ અને અમેરિકા ખંડ વિદ્યા વૃદ્ધિમાં સૌથી આગળ પડતા છે. તેમ છતાં ત્યાં પણ આવાં નર રત્ન જોવામાં આવતાં નથી. આપણા દેશમા અષ્ટાવધાની (સામટું આઠ કામપર ધ્યાન રાખનારા) દ્રાવિડ પ્રાંત તરફ મળી આવે છે. પણ આ મહાત્મા પંડિતશ્રી ગટ્ટુલાલજીની સાથે સરખાવવા જેવા તો કોઇ હોય કિંવા નહિ પણ હોય. અને જેઓ હશે, તેઓ ગણિત, શીઘ્ર કવિતા વગેરે અષ્ટાવધાનના ચમત્કારો માત્ર કરી શકશે. પરતુ ઉપર કહ્યું તેમ શતાવધાન અને સાથે કાવ્ય, સાહિત્ય, તત્વજ્ઞાન, તથા અજાણી ભાષાઓ, વગેરે વિષયપરની પૃચ્છાઓના જવાબ દેવાની શક્તિવાળા તો વિરલાજ મળશે. હિંદ હિ તેચ્છુ હેન્નરી ફૅાસેટ એકવીસ વર્ષ સુધી યુનિવર્સિટિની ઉંચી કેળવણી સંપાદન કર્યા પછી અંધાપાના દુ:ખમાં આવી પડ્યો હતો. અને કવિ મિલ્ટન ઘરડપણમાં આંધ થયો હતો, પણ આ પંડિતશ્રી ગટ્ટુલાલજી તો બાળપણથીજ અંધાપાનું ચાલુ દુઃખ ભોગવે છે.

'આર્યસુધર્મોદય' સભા જે હાલ મુંબઇમાં ચાલે છે, તેની સ્થાપના આ પંડિત જીના હાથે થઇ છે. એ સભામાં તેઓ અઠવાડીએ કે પખવાડીએ જૂદા જૂદા વિષયો ઉ પર વ્યાખ્યાન આપે છે. ગૌરક્ષક મંડળીની સ્થાપના કરવામા તેમનો હાથ હતો. અને જ્ઞાન

મંડળી તથા ભૂલેશ્વર લાઇબ્રેરીના તેઓ લાઇફ મેમ્બર છે. 'આર્યસુધર્મોદય સભા તરફથી એકવાર તેમને મોટું માનપત્ર મળ્યું હતું. ને કેટલાક ગૃહસ્થોએ ફંડ કરતાં આશરે ૧૮ હજાર રૂપિયા ભરાયા હતા. પંડિતજીનુ તેમાંથી કરજ પતાવતાં થોડી રકમ રહી તેનું હાલ વ્યાજ મળે છે. પણ તે કરતાં બમણો ખર્ચ તો પોતાને ત્યાં આવતા વિદ્યાર્થીઓને મફત ભણાવવા માટે સ્થાપેલી 'વિદ્યાલક્ષ્મી સંસ્કૃત પાઠશાળા*' નો થતો હશે. સિવાય સંપ્રદાયના શિરસ્તા પ્રમાણે ભગવદ્ સેવા તથા મંદિરનો ખર્ચ તે જૂદો. મતલબ કે પંડિતજીની પૈસા સંબંધી સ્થિતિ 'વિદ્યા ને લક્ષ્મીને વેર' એ કહેવત પ્રમાણે- ઘણીજ નબળી છે. તે છતાં એ વિષે તેમને કાંઇ પણ લાગતુ નથી. એ તેમના ઉચ્ચ સદ્‌ગુણો અને ધર્મ શ્રદ્ધાના પ્રતાપ છે. કષ્ટની વેળાએ પણ સાચવટ, ટેક, અને અયાચક વૃત્તિ તેઓ કદી પણ છોડતા નથી. તેમનો સ્વભાવ સદા ઉદાર, આનંદી, નમ્ર, અને દયાળુ છે. કહેણી પ્રમાણે રહેણી રાખનારા તો તેમના જેવા કોઇકજ નર મળી આવશે. મહાત્મા તુકારામ બાવાએ કહ્યું છે કે'—

"वोले ऐसा चाले त्याचीं वंदावि पावले."

આ મહાપુરૂષ વલ્લભ સંપ્રદાયના મોટા સ્થંભ રૂપ છે. એ ધર્મના કેટલાક ગુરૂઓનાં દુરાચરણથી ધર્મનુ ખરૂ સ્વરૂપ ઢંકાઇ જઇને સંપ્રદાય ઘણોજ વગોવાયો, અને સુધારાવાળાનો એ ધર્મ ઉપર મોટો સપાટો ચાલ્યો, તેથી તેના અનુયાયીઓમાંથી પણ ઘણા જણની શ્રદ્ધા ઓછી થવા લાગી છે. પણ એવી હાલતમાં ડુબી જતા સંપ્રદાયને તારવાનો પંડિતજી સતત્ ઉદ્યોગ કરે છે. વ્યાખ્યાનો આપી શંકાનું તેઓ નિવારણ કરે છે. ને નામ ધારી ગુરૂઓનાં ખોટાં આચરણ ઉઘાડાં પાડે છે. આથી એ ગુરૂ વર્ગ તેમના ઉપર રૂઠેલો સંભળાય છે. અને તેમના મંદિરમાં સામગ્રી, ભેટ વગેરે કાંઇ જતું નથી. થોડાક સમજુઓ આ પંડિતજીની કદર પીછાણે છે; અને કામવનવાળા શ્રીમદ્ દેવકીનંદનાચાર્ય તો તેમના રૂડા આચાર વિચાર જોઇ ગમતા છે, તેથી વારંવાર તેમની સાથે રહી ધર્મોપદેશ કરે છે. શ્રીમદ્ ભગવદ્‌ગીતા અને ભાગવતાદિ મહા ગૂઢ ગ્રંથોના અર્થ, જે બીજા મહારાજો પોતાને અનુકૂળ રીતે કરતા, તેના ખરા અર્થ આ સત્પુરૂષ બરાબરમાં સ્પષ્ટ કહે છે. તેથી ફાયદો એ થયો છે કે, નવા જુવાનીઆઓ ધર્મ છેક છોડી દેશે, એવી જે ધાસ્તિ હતી તે દૂર થઇ છે. એટલુંજ નહિ પણ કેટલાકને તો હાલમાં મોટી શ્રદ્ધા થઇ છે ધર્મ વિરૂદ્ધ મત ધરાવનારાઓ સામે મજબુત બાથ ભીડી એ જોડાવ પસંદ કરીને એ ગ્રંથો બનાવ્યા. આ પંડિતજી છે. વળી તેમની જ્ઞાન શક્તિથી નામદાર ઇંગ્લેન્ડ સરકાર પણ વાકેફ છે. તેથી આર્ય ધર્મ સંબંધી કોઇ મોટો નિયમ ઘડતાં પહેલાં તેમની સલાહ અને વિચાર પૂછે છે.

નવી કાપડ બજારના દીવાનખાનામાં મોટી સભા ભરીને "વેદાંત
ત્રણ અક્ષિસ કર્યો છે.

પંડિતજીનામાં વિશેષ વર્ણનીય અને વંદન કરવા યોગ્ય ગુણ એ છે કે, [illegible] ને કર્મનિષ્ટ પુરૂષ છે. તેમને સ્નાન–સંધ્યા, જપ—જાપ, દેવદેવાર્ચન, ધ્યાન—મનન, [illegible] ત—ચિંતન, ઇત્યાદિમાં વખત પૂરો થતો નથી, એમ કહીએ તો તે બિલકુલ ખોટું નથી. એમનાં ચર્મચક્ષુ નથી; પણ પરમેશ્વરે જ્ઞાનચક્ષુ એવાં તો સરસ આપ્યાં છે કે, તે વડે તેઓ સૃષ્ટિનું અવલોકન કરે છે. અને તેનાથી ઉત્પન્ન થયેલા આનંદમાં નિરંતર નિમગ્ન રહે છે. "योग क्षेमं वहाम्यहम्" એવું જે શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં અભિવચન આપ્યું છે, તેના ઉપર એમનો પૂર્ણ વિશ્વાસ છે. અને કોઇ કંઇ એમને મદદ કરે છે, તો એ વચન વડે છે. પરમેશ્વર ઉપર તેમની નિષ્ઠા એટલી બધી છે, એ તેમની પૂર્વ પુણ્યાઇનું ફળ છે. એવા પુરૂષોજ આ જમાનાના દેવ પુરૂષ સમજવા, અને તેઓજ નિરંતર વંદન કરવા યોગ્ય છે.

---

## શ્રીમન્ મહાત્મા નથુરામ શર્મા.

ભરતભૂમિ તું પરમ ભાગ્યશાળી છે. પ્રાચીન કાળથી તું રત્નમયી ગણાતી આવી છે. તું ઇશ્વરની કૃપા પાત્ર છે. હમણાં જો કે તારી પતીત સ્થિતિ છે, તોપણ તું રત્ન વગરની નથી. એ રત્નો તે ધર્મરક્ષક મહાન્ પુરૂષો છે. એવા પુરૂષોજ આ દુનિયાના જીવનરૂપ છે. ધર્મ અને નીતિ એનાજ વડે અસ્તિત્વ ભોગવે છે. મનુષ્યોનું મનુષ્યત્વ પણ એનાજ વડે છે. દેવી ! એવા પુરૂષોની તું માતા છે. ભગવતી ! તને સહસ્ત્રવાર નમસ્કાર હો.

ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એ સૃષ્ટિ કાર્યનો સામાન્ય નિયમ છે. સર્વ મનુષ્યની પણ એજ ત્રણ દશા થાય છે. મહત્ પુરૂષો પણ એને આધીન છે; તથાપિ એ આધીનતામાં કાંઇક ભિન્નતા છે. શરીર પડ્યા પછી જેમ સામાન્ય મનુષ્ય દુનિઆની સ્મૃતિમાંથી નીકળી જાય છે, તેમ મહત્ પુરૂષોનું થતું નથી. મહાપુરૂષો પોતાનાં મહાન્ કાર્યો વડે અજર અમર રહે છે.

માટે એએ. પહેલા પ્રકારના મહાપુરુષોનાં મેળવેલાં સુખો, બુદ્ધિમાનની દ્રષ્ટિએ નાશવંત, ક્ષણિક, અને દુઃખથી ભરેલાં છે; અને બીજા પ્રકારના મહાપુરુષોની પ્રવૃત્તિનું પરિણામ જે મોક્ષ સુખ, તે દુઃખ રહિત, નિત્ય ને કેવળ સુખરૂપ છે; અને એટલા માટેજ બીજા પ્રકારના મહાપુરુષોજ ખરા મહાપુરુષો છે.

દુનિયાનાં સામાન્ય મનુષ્ય જે મંદપણાથી કાંઇ પરાક્રમ કરી શકતાં નથી, તેના કરતાં પહેલા વર્ગના મહાપુરુષો ઘણા ઉત્તમ છે. તથાપિ દૃશ્ય સુખને ત્યાગીને અદૃશ્ય સુખ માટે પ્રવૃત્ત થવામાં જે ભવ્ય બુદ્ધિને દૃઢ મનોબળની જરૂર છે. તે તેઓમાં નથી હોતું, એમ કહેવામાં કાંઇ બાધ નથી. સાંસારિક મનુષ્યો દૃશ્યનાં ઉત્પત્તિ અને સ્થિતિને માત્ર ઉપર ઉપરથી જુવે છે, ને તે મેળવવા મથે છે; પણ અંત—પરિણામ—ને નથી જોતાં; બીજા વર્ગના મહાપુરુષો એ અંતને પોતાની સૂક્ષ્મ બુદ્ધિ વડે જુએ છે; ને તેથીજ દૃશ્યમાંથી વિરાગ પામી, તેનો ત્યાગ કરી, અનેક કષ્ટો સહન કરી, સર્વદા એકજ રહેણીથી મંડ્યા રહી સત્ય સુખ શોધવા મચે છે. આથી બીજું અદ્‌ભૂત પરાક્રમ શું છે? થોડાજ પુરુષો એ પરાક્રમ કરી શકે છે. કાલીદાસ કે માઘ થવું સહેલું છે, પણ વસિષ્ઠ કે વાલ્મિક થવું અઘરૂં છે. એડીસન કે બેકન્ થવું સહેલું છે, પણ શુકદેવ કે ભરત થવું કઠિણ છે. પરિત્રાણને માટે બુદ્ધ ચક્રવર્તિ રાજ્ય છોડી ઘોડે ચડી નાઠો, ને નવા જન્મેલા પુત્રને જોવાની છેલ્લામાં છેલ્લી ઇચ્છા પૂર્ણ કરવા પણ ઉભો ન રહ્યો. તેમજ ભર્તૃહરિ તથા ગોપીચંદે મહાન્ રાજ્ય વૈભવનો ત્યાગ કરી મોક્ષને અર્થે કોપીન પહેરી. આ વાર્તા આપણને શું કહે છે? એ શું ઓછું પરાક્રમ છે? ખરી શૂરવીરતા વિના શું એ બને એમ છે? **निस्पृहस्य तृणं जगत्**—નિસ્પૃહીને બધું જગત્ તૃણવત્ છે; પણ એમ થવું અતિ કઠિણ છે. **इहैव तैर्जितःसर्गो येषां साम्ये स्थितं मनः**—જેનું મન સમાનપણામાં રહ્યું છે, તેણે અહિંજ જગત્ જીત્યું છે, એમ શ્રી કૃષ્ણ ભગવાન્ કહે છે; પણ મનને સમાનપણામાં લાવવું—વશ કરવું બહુ મુશ્કેલ છે. પર્વતને તોડવો સહેલો છે, પણ આશા પાશને છેદવો મુશ્કેલ છે. ભર્તૃહરિ કહે છે કે—

> भिक्षाशनं तदपि नीरसमेकवारं ।
> शय्या च भूःपारिजनो निजदेह मात्रं ॥
> वस्त्रंच जीर्ण शत खणुमयी च कंथा ।
> हा हा तथापि विषयान्न जहाति चेतः ॥

**અર્થ**—ખાવાને ભિક્ષા મળે છે તે પણ નીરસ ને એકવાર; સૂવાને જમીન; સંબંધી જનમાં માત્ર પોતાનો દેહ છે; અને ઓઢવાની ગોદડી સ્થળે સ્થળે ફાટેલી છે; તે પણ અરે! અરે! પુરુષનું ચિત્ત વિષયોને તજી શકતું નથી. શ્રી શંકર ભગવાન પણ એમજ કહે છે કે—**करतल भिक्षा तरुतलवास स्तदपि न मुंचत्याशा** ખાવાનું ને ઝાડ તળે રહેવાનું છે, તથાપિ આશા પાશ છોડતો નથી. આશાનો પાશ આવો દુચ્છેદ્ય છતાં તેને જેણે તોડી નાખ્યો છે, એવા પુરુષોનાં જીવનચરિત્ર વિસ્મયકારક હોય એમાં શક નથી. એવા પુરુષો દુર્લભ છે. તેમાં એ વળી [illegible] નિરાશ[illegible]

પ્રાપ્ત કર્યા છતાં, પ્રાપ્તવ્યને પામ્યા છતાં, જગતની કાંઇ પણ દરકાર ન છતાં, **પ્રારંભ પ્ર**-વૃત્તિમાં જીવન ગાળી અન્યનું કલ્યાણ કરનારા પુરૂષો અતિ દુર્લભ છે. **મહારાજ શ્રી ન-થુરામ શર્મા** એવા પુરૂષોમાંના એક છે; તેથી તેમનું ચરિત્ર પરમ જ્ઞાતવ્ય છે.

પ્રાચીન વેદધર્મોદ્ધારક આ મહાપુરૂષનો જન્મ કાઠીઆવાડમાં **લીંબડી સ્વસ્થાનના મોજીદડ** ગામમા સંવત્ ૧૯૧૪ ના આશ્વિન શુદિ ૪ રવિવારના રોજ શુક્લ **યજુર્વેદની** માધ્યદિનીય શાખાના ઔદિચ્ય વિપ્ર રાવળ **પિતાંબરજીને** ઘેર થયો હતો.

મોજીદડ ગામમાં સવત્ ૧૯૨૪ ની સાલમાં સરકારી ગુજરાતી નિશાળ પ્રથમ સ્થા-પન થઇ હતી, તેમાં આ પડિતજી દશ વર્ષની ઉમ્મરે વિદ્યાભ્યાસ કરવા દાખલ થયા. ત્યાં તેમણે ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ કર્યા પછી સંવત્ ૧૯૩૦ ની સાલમાં રા-જકોટ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા આપી પાસ થયા. નિશાળ અને કૉલેજના અભ્યા-સમાં તેમણે પોતાના શિક્ષકોની સારી પ્રીતિ સંપાદન કરી હતી. એ બંને સ્થળોમાં તેમણે પોતાના ખાસ અભ્યાસ ઉપરાંત સારા સારા ગ્રંથકારોનાં ગુજરાતી પ્રસ્તાવિક પુસ્તકોનું ઉ-ત્તમ રીતે અધ્યયન કર્યું હતું. તેથી સામાન્ય જ્ઞાનના વિષયોમાં પોતાના સહાધ્યાયીઓમાં બહુ આગળ પડતા હતા. ઇશ્વર પ્રસાદ બુદ્ધિની સ્ફુરણાનાં અંકુરો નથુરામજીમાં આ વે-ળાથીજ સ્વાભાવિક જોવામાં આવતાં, તે આજે વૃદ્ધિ પામીને પ્રફુલિત થયેલાં સ્પષ્ટ દીસે છે.

રાજકોટ ટ્રેનિંગકૉલેજમાં બે વર્ષ અભ્યાસ કરી પાસ થયા પછી સંવત ૧૯૩૩ માં પોરબંદર તાબાના ગામ અડવાણામાં તેમને પહેલ વહેલુ મેહેતાજીનું મહત પદ પ્રાપ્ત થયું. એ સ્થળે નિશાળનું કામ ચલાવવા ઉપરાંત જે અવકાશ મળતો તેમાં તેમણે ઇંગ્રેજી ભા-ષાનો અભ્યાસ ગ્રંથો દ્વારા આરંભ્યો. ગામડામાં સ્વતત્ર રીતે પરભાષાનો અભ્યાસ ગ્રંથે દ્વારા કરવામાં જેટલી મેહેનત અને મુશ્કેલીઓ સહન કરવી પડે છે, તે સર્વ ધીરજથી તેમણે સહન કરી, અને તે રાજ્યકિય તથા ખેડાયેલી ભાષાનું કામપૂરતું જ્ઞાન સંપાદન કર્યું. તેની સાથે અધ્યાત્મિક વિદ્યાના ગ્રંથોનું અવલોકન પણ ચલાવવા માંડ્યું. કબીર અને દાદુ વગેરે પ્રસિદ્ધ સંતસાધુઓના ભાષાના ગ્રંથોનું મનન કરવાથી તેમની પ્રીતિ એ વિ-દ્યાના યથાર્થ શોધ તરફ આ વેળાથીજ થઇ.

સવત્ ૧૯૩૬ ની સાલમાં તેમની બદલી બાટવા તાબાના લીંબુડા ગામમાં થઇ ત્યાં ગયા પછી ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ શિથિલ પાડી અધ્યાત્મ વિદ્યાનું રહસ્ય શોધવા તરફ વિશેષ લક્ષ લગાડ્યુ, એ વિદ્યાના ગ્રંથો વાંચવામાં, તેનો અનુભવ મેળવવામાં, ને દેશી વિદેશી સતસાધુ તથા પડિતોનો સત્નમાગમ કરવામાં તેઓ પોતાના અવકાશનો પ્રી-તિ પૂર્વક વ્યયકરવા લાગ્યા. તથા જીજ્ઞાસુ જનોને એ વિદ્યાનો બોધ પણ આપવા લાગ્યા. સંવત ૧૯૩૮ ની સાલમાં તેમની જાફરાબાદ બદલી થઇ. ત્યાં પોતાના અધ્યાત્મ વિદ્યા-ના અભ્યાસ ઉપરાંત મરાઠી ભાષાનું જ્ઞાન મેળવ્યું. બે વર્ષ પછી ત્યાંથી આગરેલમાં કાર્યભારી સાહેબની ઓફીસમાં પ્રથમ પર્સનલ કલાર્કની ને પાછળથી શિરસ્તેદારની જગ્યા ઉપર તેઓ નિમાયા. ત્યાં પણ લગભગ બે વર્ષ નોકરી કર્યા પછી ભાવનગરના બાહોશ ભણેલા હરિસિંહજી રૂપસિંહજી જેઓ અધ્યાત્મ વિદ્યામાં અનન્ય શ્રદ્ધા રાખે છે, ને એ [illegible] નમ્રપણે છે, તેઓના આગ્રહથી તેમની પાસે કારભારી તરીકે સાતેક મહિના [illegible]

એ પ્રમાણે પંડિતશ્રીનામાં જે અમૂલ્ય ગુણો હતા, તેથી તે ઠામ ઠામ વંદનિય થઇ ગયા. ને ક્રમે ક્રમે પદવીમાં પણ તેઓ ચડવા લાગ્યા. પણ વ્યવસાયી પ્રવૃત્તિ વિગેરે ઉપર તેમને બાળપણથીજ અરૂચિ હતી, ને સંત સમાગમ અતિ પ્રિય હતો, તેથી તેઓ હરિદ્વારને રસ્તે હિમાલય પર્વતમા આવેલા બદ્રિકાશ્રમની યાત્રાએ પોતાના એક પ્રિય-શિષ્યને સાથે લેઇને ગયા. એ રમ્ય અને શાન્ત પ્રદેશમા લગભગ એક માસ પર્યટણ કર્યા પછી અયોધ્યાને રસ્તે અવિમૂક્તપુરી (કાશી) ગયા. ત્યા ગયા બાદ અધ્યાત્મ વિદ્યાનાજ ચિંતનમાં જીવિત ગાળવાનો દ્રઢ સંકલ્પ થવાથી પોતાના અધિકારનું રાજીનામુ મોકલી દીધું. ત્યાર પછી એ ગહન વિદ્યાનાજ ચિંતનમા પોતાનો કાળ નિર્ગમન કરે છે. સંસ્કૃત અને હિંદી ભાષાના જ્ઞાનમા વધારો કરવા ઉપરાત બગાળી ભાષાનું જ્ઞાન પણ ત્યાં રહીને થોડા કાળમા સંપાદન કર્યું. અને ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્ર, સાંખ્યદર્શન, પાતજ્જલદર્શન, હઠયોગ પ્રદિપીકા, આત્મપુરાણ, ઉપદેશસહસ્ત્રી, વિવેક ચૂડામણી, યોગવાસિષ્ટ અને સાંખ્યકારિકા ઇત્યાદિ ગ્રંથોનો અભ્યાસ કરીને તેમાં બહુ કુશળતા મેળવી.

ચાર મુખ્ય ધામ તેમ બીજા અનેક તિર્થ સ્થળોની યાત્રા તેમણે કરી છે—ગિરનારના ગહન ભાગો, હ્રાડવિકેશની પાસેનું તપોવન, હરદ્વાર, દેવપ્રયાગ, રૂદ્રપ્રયાગ, કર્ણપ્રયાગ, નંદપ્રયાગ, વિષ્ણુપ્રયાગ, હિમાલય, બદ્રિકાશ્રમ, બુઢ્ઢાકેદાર, અયોધ્યા, મથુરા, કાશી, પ્રયાગ, ભુવનેશ્વર, વૈતરણી, સાક્ષીગોપાલ, જગનાથજી, નારાયણસરોવર, કોટેશ્વર, રામેશ્વર, દ્વારિકા, બેટ, ત્રિપતીબાલાજી, પંઢરપુર, અને નાસિકત્ર્યંબક, ઇત્યાદિ તિર્થ સ્થળોમાં તથા કલકત્તા, મુંબઇ, મદ્રાસ, દિલ્હી, લખનૌ, અજમેર, જયપુર, અને અમદાવાદ વગેરે ભારતવર્ષના પ્રસિદ્ધ શેહેરોમા પ્રવાસ કરી, ત્યાના પ્રસિદ્ધ મહાત્માઓને મળી તેમણે ધર્મ ચર્ચાનો લાભ મેળવ્યો છે.

ઉપર પ્રમાણે ઘણે સ્થળે ફરી, ઘણાં શાસ્ત્રો અવલોકી અને યોગાભ્યાસ કરી મેળવેલા અનુભવનો લાભ તેમણે આપણને ગ્રથો દ્વારે આપ્યો છે; તે ગ્રથો અને તેમાંના વિષય નીચે પ્રમાણે—

૧. **સ્વાભાવિક ધર્મ**—મનુષ્યનો સ્વાભાવિક ધર્મ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવુ એજ છે, એવું ભિન્ન ભિન્ન ધર્મના અને ધર્મજ્ઞ પુરૂષોના મતો ટાકી સિદ્ધ કરેલું છે.

૨. **મનુષ્ય મિત્ર**—ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચારે પુરૂષાર્થોનું પ્રાચીન આર્ય શાસ્ત્રોને આધારે વર્ણન કરેલું છે.

૩. **પરમ પદબોધિની**—હઠયોગ તથા રાજયોગની પ્રક્રિયાઓ, પિંડ બ્રહ્માંડનો વિવેક, સાખ્ય શાસ્ત્રનો સાર, અને ભક્તિ સાધન ઇત્યાદિ બાબતોનો સમાવેશ છે.

૪. **યોગકૌસ્તુભ**—યોગ સબધી સર્વ વિષયોનું સંપૂર્ણ વર્ણન કરેલુ છે.

૫. **સ્વરોદય**—સ્વર એટલે પ્રાણતત્ત્વ સબધી બાબતોનુ વર્ણન છે.

૬. **યોગપ્રભાકર**—ટીકા સહિત માણ્ડૂક્યોપનિષત્ ને પાતજલ યોગદર્શન તથા શ્રીમદ્ ભગવદ્ગીતાનો છઠ્ઠો અધ્યાય ભાવાર્થ સહિત આપેલો છે.

૭. **પાતંજલ યોગદર્શન**—ભગવાન્ પતંજલિ મુનિ કૃત યોગ સંબંધી આ ગ્રંથપર વિસ્તાર પૂર્વક ગુજરાતી ભાષામાં ટીકા લખી છે.

મની દયાળુ વૃત્તિને લીધે તેમનો યત્ન છે. શુદ્રને પણ તેઓ તેમના અધિકાર પ્રમાણે શાસ્ત્રાનુસાર બોધ કરે છે. વિદેશીનો ધર્મ ને રીતભાત જોઇને, કે સંપ્રદાયોમાં ચાલતો અંધેર જોઇને આર્યધર્મ વિષે જેમનાં મન શંકાયુક્ત થયાં હોય, છતાં સ્વધર્મ પાળવાની જેમના અંતરમાં કાંઇક ઇચ્છા રહી હોય, એવા નિર્ભાગી છતાં સભાગીને માટે આવા મહાત્મા પુરૂષો પરમ કલ્યાણના દ્વારરૂપ છે.

મહાત્મા શ્રી નથુરામ શર્મા પરમ સુશીલ, સાત્વિક વૃત્તિના, સાદા, ઉદાર, અને સદાનંદી છે, ને યોગીની પેઠે ભગવદ્ભક્તિમાં પોતાનું આયુષ્ય નિર્ગમન કરે છે. ધર્મ સંબંધી ગ્રંથો લખતાં કોઇ પણ ધર્મની તેમણે અવજ્ઞા કરી નથી, પણ દ્રષ્ટાંત સિદ્ધાંતોથી ઇતર સદ્ધર્મને પુષ્ટિ આપી છે. જેથી તેમની સાક્ષરતા અને મહાનતા પ્રસંશનીય ગણાય છે. ગુજરાતી કાવ્ય કળાનું પણ તેમને સારૂં જ્ઞાન છે.

એ પ્રમાણે મહારાજશ્રી નથુરામ શર્માએ પ્રાચીન વેદ ધર્મની અભિવૃદ્ધિ અર્થે આજ સુધીમાં પરમ યત્ન કરેલો છે, અને હજી પણ તેમનો પ્રયત્ન એ વિષયમાં ચાલું છે. તેથી તેમનો પરમ આભાર માની આપણે બહુ આનંદિત થવાનું છે. ઇતિ શિવમ્.



# મુનિશ્રી મોહનલાલજી.

જૈન ધર્મના આ પ્રસિદ્ધ આચાર્યનો જન્મ બ્રાહ્મણ કુળમાં સંવત ૧૮૮૭ ની સાલમાં આગ્રાની પાસે ચાંદપુર કે જે ગામમાં તેમની જાગીર હતી, ત્યાં થયો હતો. તેઓ આદ્ય નાગોરના રહીશ છે. તેમના પિતાનું નામ બદરમલજી અને માતાનું નામ સુંદર હતું. મુનિ મોહનલાલજીએ કાશી વગેરે સ્થળે રહીને સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કર્યો છે. તેમણે પોતાની ૧૬ વર્ષની ઉમ્મરમાં સંસાર વિષયથી મુક્ત થઇ પાર્શ્વનાથજી નામના તીર્થમાં રૂપચંદજી નામે એક જતિના હાથે જતિપદ ધારણ કર્યું હતું. પરંતુ એ વખત સુધી પંચમહાવ્રત વ્રતધારી સનક્તિપણું ધારણ કર્યું નહોતું મોટી ઉમ્મર અને સત્સંગ થતાં, તેમજ શાસ્ત્રોનું અધ્યયન અને અવલોકન કરતાં કરતાં તેમને શુદ્ધ વૈરાગ્ય ઉત્પન્ન થયો, અને પછી તેઓ કલકત્તે ગયા ત્યાં સંવત ૧૯૨૭ ની સાલમાં પરિગ્રહ વગેરેનો ત્યાગ કરી શુદ્ધ પાંચ મહાવ્રતને ધારનાર ૨૭ ગુણે યુક્ત શ્રીસંભવનાથ સ્વામીની આગળ સાધુ થયા. ત્યાર પછી કલકત્તા, નદીઆ, મોંગિર, લખનોર, અયોધ્યા, મિરત, દિલ્હી, આગ્રા જયપુર, અજમેર, ઉદેપુર, જોધપુર, મારવાડના બીજા ભાગો, તેમજ ગુજરાત અને કાઠીઆવાડના મોટા સ્થળોમાં વિહાર કરતાં તેમણે સિદ્ધાચળજી, પાવાપુરી, સમેતશિખર, અને અંતરીક્ષ પાર્શ્વનાથજી વગેરેની યાત્રા પગે ચાલીને કરી હતી, એ રીતે લગભગ આખા હિંદુસ્થાનમાં ઠેકાણે ઠેકાણે ફરીને પોતાના ઉપદેશ રૂપી સૂર્ય કીરણોથી અજ્ઞાનતાને દૂર કરી સંવત ૧૯૪૭ ની સાલમાં મુંબઇ પધાર્યા હતા. તેઓ રસ્તે વિહાર કરતાં વગર જોડાએ પગે ચાલતા, કાચા પાણીમાં પગ બોળતા નહિ, અને પુસ્તક પાત્રનો બોજો જાતે ઉઠાવતા. ૬૦ વર્ષની વૃદ્ધાવસ્થામાં પણ મુનિજી આવું કષ્ટ વેઠીને પોતાની ક્રિયાઓ શુદ્ધ રીતે પાળતા હતા. તેમના મુંબઇમાં પધારવાથી હજારો શ્રાવકો તેમનો

વગેરે. મૈથુન—પરસ્ત્રીનું સેવન મનથી, દ્રષ્ટિથી, અથવા શરીરથી કરવું નહિ. મન, વચન, અને કાયા એ શાસ્ત્રના કેવા માર્મિક ત્રણ શબ્દ છે, કે જેથી કોઇ ગુન્હો બનેજ નહિ પરિગ્રહ—ધન વગેરેનો લોભ–લાલસા ઇત્યાદિનો એમાં સમાવેશ થાય છે. ધર્મ શુદ્ધ ભાવથી અંગિકાર કરવો. માનવદેહ દુર્લભ છે, તેથી જેટલો ધર્મ પળાય, તેટલો અવશ્ય પાળવો. આખા જગતની વિચિત્રતા ભિન્ન ભિન્ન પ્રકારે જોઇએ છીએ તે શાથી? પોતાનાં બાંધેલાં શુભાશુભ કર્મ વડે. દાન, શિલ, તપ, અને શુદ્ધ ભાવથી ધર્મ આરાધન કરવું એ મૂક્તિ પંથ છે. સંસાર સમુદ્રથી પાર જવાને એ ચાર પુલ છે. જે જીવો મૂક્તિ પામ્યા, તે આ ચારને આરાધિનેજ. દાન કરવું એ ઉદારતા ગુણ વિના બનતું નથી. જ્યાં સુધી પરિગ્રહ ઉપરથી મમતા ઘટી નથી, ત્યાં સુધી ધર્મ પ્રાપ્તિ થતી નથી. શિળ પાળવું એ વૈરાગ્ય ભાવ વિના બનતું નથી. વૈરાગ્ય ભાવ શાસ્ત્ર શ્રવણની અપેક્ષા રાખે છે. શાસ્ત્ર શ્રવણથી હેય વસ્તુ છોડવાનો વિચાર આવે છે. હેય વસ્તુ છોડવી એજ તપ છે. તપમાં પ્રાયેભાવ જરૂર હોય છે. જ્યાં ભાવ છે, ત્યાં ધર્મ છે. અને જ્યાં ધર્મ છે, ત્યાં મુક્તિ છે. વિકારથી વિરક્ત રહેવું, એ સારૂં છે. કામ, ક્રોધ, વગેરે વિકારોને જીતવાની ઇચ્છા કરનારે મન તથા ઇન્દ્રિઓને અવસ્ય વશ કરવી જોઇએ. પ્રથમ હઠ વડે ઇન્દ્રિ જીતાય છે. જે ઇન્દ્રિ અપરાધી હોય, તેને દંડવી જોઇએ. નિષ્કામપણું સંસાર બંધનથી મૂક્ત કરનારૂં છે. વિષય વાસનાને ટાળવી જોઇએ. જ્યાં સુધી વાસનાનો ક્ષય થતો નથી, ત્યાં સુધી ભવાબ્ધિનો ફેરો ટળતો નથી.” ઇત્યાદિ બોધ આ મુનિજીનો ઘણો ઉત્તમ છે.

એવું કહેવાય છે કે, તેમના ઉપદેશથી એ વેળાએ ટુંક મુદતમાં લગભગ ૧૦૦ માણસોએ શ્રાવકના ચોથાં વ્રતનાં એટલે સ્ત્રીએ પોતાના પુરૂષનો અને પુરૂષે પોતાની સ્ત્રીનો સંગ ખુશીથી ત્યાગ કર્યો હતો. એવું સખ્ત વ્રત આ દુનિયામાં રહીને પાળવું, એ ખરેખર સાધુ પદ જેવુંજ છે. વળી લગભગ ૪૦૦૦ મનુષ્યોએ એકજ વખતે બ્રહ્મચર્યના સોગાન લીધા હતા, ૫૦૦૦ માણસોએ જમતાં એઠું નહિ છાંડવાના સોગાન લીધા હતા. તેમજ એ વર્ષના પર્યુષણ પર્વમાં ચાર માણસે એક માસના, બે જણે ૨૧ દિવસના, એક જણે ૧૯ દિવસના, બે જણે ૧૬ દિવસના, બે જણે ૧૫ દિવસના, સો જણે ૧૨ તથા ૧૦ દિવસના; અને ૨૫૦ જણાએ આઠ દિવસના અપવાસ કર્યા હતા. એ અપવાસોમાં ઠંડુ પાડેલું ગરમ પાણી ફક્ત પીવાય છે. તે સિવાય અન્ન ફળ કાંઇ પણ લેવામાં આવતું નથી. વળી અપવાસ કરીને અમુક ક્રિયાઓ કરવી પડે છે. એ રીતે તેમના ઉપદેશની અસર ઘણા મનુષ્યો ઉપર થઇ હતી.

મુનિ મોહનલાલજીનું શરીર સમાધિ વગેરે કરવાથી બિલકુલ કૃશ છે. તે છતાં ઇન્દ્રિયોને જીતવાથી તેમનો કંઠ એવો તો તિવ્ર અને મધુર છે કે, ઉપદેશ આપતી વખતે લગભગ ૪૦૦૦ માણસો અક્ષરે અક્ષર સ્પષ્ટ સમજી શકે છે. તેમની કાન્તિ દિવ્ય છે. તેમણે ક્રોધ સ્વપ્નામાં પણ જાણ્યો નથી. બીજા મનવાળા ધર્મ સંબંધી તેમની સાથે દલીલ કરે છે, ત્યારે કોઇ પણ મતની નિંદા ન કરતાં સમભાવ દ્રષ્ટિ રાખી ન્યાયને આધારે એવા સરસ ઉત્તર આપે છે કે, સાંભળનાર આનંદ પામ્યા વગર રહે નહિ. તેઓ જમીન ઉપર માત્ર એક વસ્ત્ર ઓઢીને સુવે છે. પોતાના સંગ્રહમાં એકાદ પુસ્તક, એક કપડું, અને લાકડાનાં બે

ત્રણ પાત્ર, જીવ રક્ષાને અર્થે જૈન ધર્મમાં સુચવ્યા માફક એક ઓઘો અને દંડાસન રાખે છે. પણ તે વસ્તુઓ ઉપર મમતા નથી. ગયુ તો શું, અને પાસે હોય તો શું. પોતે સાતે ઘેર જઈ રાધેલા ભોજનનો ટુકડો ટુકડો ભિક્ષા શ્રાવક પાસેથી લેઇ સર્વે વસ્તુ નિ કજ પાત્રમાં લાવીને ખાય છે. ગરમ પાણી ઠંડુ પાડેલુ પીએ છે, અને અપવાસોનુ તપ વારંવાર કરે છે. જે જે દેશમાં તેમણે વિહાર કર્યો છે, ત્યાંના ઘણા માણસોને સદુપદે શથી સુમાર્ગે ચડાવ્યા છે. તેમજ કેટલાક રજપુત રાજાઓને ઉપદેશથી હિંસા કરતા રોક્યા છે. એ રીતે મુનિ મોહનલાલજી સદ્ધર્મ ઉન્નતિમાં અને જ્ઞાન વધારવામાં પોતાનુ જીવન ધારણ કરી રહ્યા છે. તેમના એવા ઉત્તમ પ્રકારના વર્તનને ધન્ય છે!

# પૂજ્યપાદ શ્રીમદ્વિજયાનંદ સૂરિ.

## (પંડિત આત્મારામજી.)

જૈન ધર્મના આ મહા આચાર્ય, અને મહાત્મા પુરૂષનો જન્મ સવત ૧૮૯૩ ના વ-ર્ષમાં પજાબમાં આવેલા લેહરા નામે ગામમાં થયો હતો. તેમનુ સાંસારિક મૂળ નામ **આત્મારામ** તથા દિત્તા હતું. અને સસારથી વિરકત થયા પછી પણ તેમનુ નામ **આ-ત્મારામ** રાખવામાં આવ્યુ હતુ. એજ નામે અદ્યાપિ સુધી લોકો તેમને ઓળખે છે. વ ળી **મુનિશ્રી આનંદ વિજય** નામ પણ તેમને પ્રાપ્ત થયેલુ છે. અને સવત ૧૯૪૩ મ ગુજરાત, મારવાડ અને પજાબ વગેરેના સંભાવિત શ્રાવકોએ મળીને પાલીતાણામાં તેમનુ **શ્રીમદ્વિજયાનદસૂરિ"** એ નામ સ્થાપન કર્યું છે.

પંડિત આત્મારામજીના પિતાનુ નામ **ગણેશચંદજી** અને માતાનુ નામ **રૂપદેવી** હતું. તેઓ જાતે કપુર બ્રહ્મક્ષત્રિય હતા આ ગણેશચદજીના પિતાનુ નામ **દીવાનચદજી** અને માતાનુ નામ **મહાદેવી** હતુ પજાબમાં સિંધુ દેશમા પિંડદાદરખાન નામે ગામ છે. તેની પૂર્વ બાજુએ સુમારે બે મૈલ છેટે કલશ નામે ગામ છે. ત્યાં પૂર્વ કાળમા કલશ જાતિના સરદારોનો દિવાન **બિબારામ** નામે કાશ્યપ ગોત્રી, ચઉધરી કપુર બ્રહ્મ ક્ષત્રિય હતો. તેનો પુત્ર **રોચિરામ** નામે થયો તેના દિવાનચંદજી વડિલ પુત્ર થાય.

ગણેશચદજીના માતા પિતા તેમને ન્હાના મૂકીને ગુજરી જવાથી તેઓ પોતાના વ-ડિલ બાઇ લખ્ખુમલ્લ તથા બ્હેન હુકમદેવી સાથે પોતાના કાકા સ્યામલાલને ઘેર રહેતા હતા. પરતુ તેમની કાકીનો સ્વભાવ કઠિણ હોવાથી તેઓ રામનગરની પાસે કાલીયા નામે ગામમા છાનામાના જતા રહ્યા. ત્યાં તેમને થાણેદારી (પોલીસ ઓફીસર) ની પદવી મળી. તેઓ શરીરે દૃઢ હોવાથી ઘણા સીપાઇઓની સાથે બાહબહુ વગેરે નગરોની લડાઇમાં સદા-મેવ રહેતા હતા. કેટલાક વખત પછી મહારાજા રણજીતસિંહજીના રાજ્યમા હરિકાપત્તન ઉપર એક હજાર ઘોડે સ્વારોને જવાનો હુકમ થયો. તેની સાથે ગણેશચદજીની પણ બદલી થઇ હરિકાપત્તનમા તેઓ ઘણી મુદત સુધી રહ્યા. ત્યાંના નંદલાલ બ્રાહ્મણ અને કેટલાક ઓસવાળની સાથે ઘણી પ્રીતિ થઇ હતી, તેથી જ્યારે રસાલાની બદલી થઇ, ત્યારે તેઓ

મારી છોડી દેઇને ત્યાં જ રહ્યા. એ નંદલાલ બ્રાહ્મણ ઘણો શૂરવીર અને ધાડપાડુ હતો. તેની સંગતથી ગણેશચંદજી પણ ધાડાં પાડવા લાગ્યા. અને કેટલાક લુટારૂ ઘોડેસ્વારોની સાથે મળી જઇને લૂટો ચલાવવા લાગ્યા. એજ અરસામાં લેહરા ગામમાં તેમની સ્ત્રી રૂપદેવીએ એક પુત્ર રત્નને જન્મ આપ્યો હતો. તેજ આ મહાત્મા પુરૂષ પંડિત **આત્મારામજી** છે. લેહરા ગામ **અતરસિંઘ** નામે સોઢી (શીખ લોકોના ગુરૂ) ના તાબામાં હતું. તેની સાથે ગણેશચંદજીને સારી પ્રીતિ હતી. એ સોઢીએ મિત્રના આ ન્હાના બાળક (આત્મારામજી) ના શરીરમાં કોઇ લક્ષણ જોઇને કહ્યું કે;—"આ બાળક ઘણું કરીને રાજા થશે. અગર તેમ નહિ તો સાધુ અવશ્ય થશે." એમ કહીને તેણે ગણેશચંદજીને કહ્યું કે, આ બાળક આખરે તમારી પાસે તો રહેવાનો નથીજ તો તે મને આપી દો. પરંતુ એ માગણી તેમણે સ્વિકારી નહિ. પછી એવું બન્યું કે, એક પ્રસંગે ગણેશચંદજી ફરતા ફરતા પોતાના પુત્રને લેઇને નંદપુર ખોવાલ કે જ્યાં અતરસિંઘ સોઢીનું ઘર હતું, ત્યાં ગયા; અતરસિંઘે તેમને પોતાને ઘેર એક સિપાઇ તરીકેની નોકરી આપી. એક વખતે ગણેશચંદજીએ અતરસિંઘના ખીડમાં બ્રાહ્મણોની ગાયોને દયાની ખાતર ચરવા દીધી. એ બ્હાને અતરસિંઘે પૂર્વની વાત યાદ લાવીને ગણેશચંદજીના પગમાં એકદમ બેડીઓ પહેરાવી દીધી. અને કહ્યું કે, જ્યારે તમારો પુત્ર મારે સ્વાધીન કરશો ત્યારે છોડીશ. પરંતુ ગણેશચંદજી ઘણા બળવાન હતા, તેથી લાગ જોઇને બેડીઓ તોડી નાખી પોતાના કબિલા સાથે છાનામાના નાસી ગયા, અને રૂડીવાળા ગામમાં જઇને રહ્યા. ત્યાં તેમને એક બીજા પુત્રની પ્રાપ્તી થઇ. જે હાલ **ગુરમુખસિંગ**ને નામે હયાત છે. ત્યાં ચારેક વર્ષ રહી પાછા તેઓ લેહેરા ગામમાં ગયા. ત્યાં કેટલીક મુદત સુધી ખેતીવાડી કર્યા પછી પાછા પોતાના પૂર્વના ધાડવી મિત્રોની સંગે મળીને ધાડ પાડવા લાગ્યા. પરંતુ અંતે તેમના એ પાપી કામનું ફળ તેમને મળ્યું. તે એ કે તેઓ પકડાયા અને ૧૦ વર્ષની કેદ મળી. આગ્રાના કિલ્લામાં જ્યારે ઇંગ્રેજની સાથે લડાઇ થઇ, ત્યારે અરસ પરસની લડાઇમાં ગણેશચંદજીને ગોળી લાગવાથી તેઓ સ્વધામે ગયા હતા.

જ્યારે ગણેશચંદજીને કેદ કરીને આગ્રાના કિલ્લામાં લેઇ જવામાં આવ્યા, ત્યારે તેમણે પોતાના આ વડિલ પુત્ર આત્મારામજીને જીરાવાળા **જોધામલ્લ** ઓસવાળને સોંપી ગયા હતા. અને કહ્યું હતું કે, આ છોકરાને સાંસારિક વિદ્યા શીખવજો. જેથી તે મારા જેવી દશા ન પામતાં પોતાની આજીવિકા વ્યાપારાદિથી ચલાવે અને સુખી રહે. ખરે, જોધામલ્લે આત્મારામને પોતાના પુત્રવત ગણી તેમને સાંસારિક વિદ્યા (આંક-નામુ આદિ) શીખવી પાવરધા કર્યા. એ વેળાએ આખા પંજાબ દેશમાં પ્રાયઃ સર્વ લોક **ઢુંઢકપંથ** માનતા હતા. અને ઢુંઢક સાધુઓનું નિષ્કંટક એક છત્ર મનોરાજ ચાલી રહ્યું હતું. આત્મારામજી પણ જોધામલની સાથે ઢુંઢક સાધુઓ પાસે જવા લાગ્યા. તથા એ મત માનવા લાગ્યા, અને સામાયિકાદિ પણ કરવા લાગ્યા. સંવત ૧૯૦૯માં ગંગારામ અને જીવણમલજી નામે બે ઢુંઢક સાધુઓએ જીરા ગામમાં આવીને ચોમાસુ કર્યું. તેમણે **આત્મારામજીને** સંસાર અસારતાનો ઉપદેશ કર્યો. તેની અસર તેમના મન ઉપર સચોટ થઇ ગઇ, અને તેમણે સંસારથી વિરકત થવાનો નિશ્ચય કર્યો. એ વાતની ખબર તેમની માતા રૂપદેવી

કે જે લેહરા ગામમા રહેતા હતા, તેમને થવાથી તેમણે પુત્ર પાસે આવીને ફરી સાધુ થવાની ના પાડી. પરતુ આત્મારામજી તો એકના બે નજ થય તાને શાન્ત પાડી કહ્યુ કે,—" માજી ! આપ મને ખુશીથી રજા આપો, ફકીરી બરાબર પાર ઉતરે " તેના ઉત્તરમા શાણી માતાએ ગદ્ ગદ્ કંઠ "પુત્ર! તમારા ધર્મપિતા જોધામલ્લની એ વિષે આજ્ઞા લ્યો અને તેઓ જેમ કરો " પછી આત્મારામજીએ પોતાના પાળકપિતા સમાન જોધામલ્લની આજ્ઞા તેમણે કહ્યુ કે,—" તું મારો ધર્મપુત્ર છે મેં તને બાળપણથી પાળ્યો છે, તથા ભણાવ્યો છે માટે હું મારી પુજીનો ત્રીજો હિસ્સો તારા નામથી સરકારમા લખાવી આપુ છુ. અને તારો વિવાહ પણ હુ પોતે કરાવી આપીશ. માટે તારે સસારથી વિરક્ત થવાની કાંઈ જરૂર નથી " એ પ્રમાણે કહીને તેમણે પ્રથમ તો ના પાડી પણ આત્મારામજીની વૃત્તિ અને ઘણો આગ્રહ જોઇને આખરે તેમણે આજ્ઞા આપી પછી સવત ૧૮૧૦ ના માગસર શુદ ૫ ના દિવસે માલેરકોટલામા મોટા મહોત્સવ સહિત આત્મારામજીએ જીવણરામ ગુરૂના હાથે ઢુઢક મતની દિક્ષા લીધી એ વેળાએ તેમને દિત્તા તથા દેવીદાસ નામથી બોલાવવામા આવતા હતા. તે સાસારિક નામ બદલીને "આત્મારામજી" નામ ધારણ કર્યું.

આત્મારામજીની બુદ્ધિ ઘણીજ તીવ્ર અને નિર્મળ હતી તેમના ગુરૂ બહુ ભણેલા નહોતા તેથી તેમણે કાશીરામ નામે એક ઢુઢક શ્રાવકની પાસે ઉત્તરાધ્યયનના કેટલાક પાઠ શિખી લીધા અને દિક્ષા લીધા પછી પદર દિવસમા તેઓ વ્યાખ્યાન કરવા લાગ્યા. પછી તેઓ ગુરૂની સાથે ત્યાથી નીકળીને સરસાવાણીયા ગામમા ગયા, અને સવત ૧૮૧૧ નું ચોમાસુ ત્યાજ કર્યું ત્યા માલેરકોટલાના રહીશ ખરાયતીમલ્લ અગ્રવાલ વાણિયે દિક્ષા લેઇને આત્મારામજીનો ગુરૂભાઇ થયો તે હાલ કાઠિઆવાડ પ્રાતમા વિચરે છે જેમણે સવેગીપણાની દિક્ષામાં ખાંતિવિજય ધારણ કર્યું છે. આત્મારામજીએ રાણીઆમા રહીને ૨૬ પોસાલીવ તપગચ્છના રૂપઋષિજી પાસે ઉત્તરાધ્યયન સૂત્ર વાચ્યુ ત્યાથી તેઓ યમુના નદીપાસ રૂડમલ્લ સાધુની પાસે શાસ્ત્ર ભણવા ગયા, અને તેમની પાસેથી એક ઉવવાઇ શાસ્ત્ર શિખ્યા ત્યાથી દિલ્હી થઇને સરગથલ ગામ ગયા. ત્યા સવત ૧૮૧૨ નું ચોમાસુ કર્યું ત્યાથી ગુરૂ જીવણરામજી અને ગુરૂભાઇ ખરાયતીમલ્લની સાથે તેઓ જયપુર ગયા ત્યા અમીચદ-શ્રુતકેવળી નામે ઢુઢક પાસેથી આત્મારામજીએ આચારાંગ સૂત્ર ભણવાનુ શરૂ કર્યું ત્યાના ઢુઢક લોકોએ આત્મારામજીને કહ્યુ કે, તમે વ્યાકરણ ભણશો નહિ, અને ભણશો તો તમારી બુદ્ધિ બગડી જશે આવી અધમ શિક્ષા આપનારા એવા તો મૂર્ખ શિરોમણિ મળ્યા કે જેમણે વિદ્યા કલ્પવૃક્ષનો અકુર કાપી નાખ્યો વિદ્યા હાસલ કરણરૂપ અમૃત મેઘ વર્ષણ સમાન જે અવસ્થા હતી, તેમા અગારાની વર્ષા થઇ! કારણ કે એ વેળાએ આત્મારામજી દરરોજ ૩૦૦ શ્લોક કઠાગ્ર કરી શકે, તેવી તેમનામા શક્તિ હતી પરતુ એ ઉત્તમ યોગ ઉપર કહ્યા મુજબ મૂર્ખ માણસોની સગતથી નિષ્ફળ ગયો.

આત્મારામજી જયપુરથી અજમેરમા ગયા ત્યા લક્ષ્મણજી, દેવકરણજી, અને ઘણજી વગેરે ઢુઢક સાધુઓ પાસે કેટલાક શાસ્ત્ર ભણ્યા ત્યાથી પાછા ફરી અમીચદ પાસે ભણવા સારૂ સવત ૧૮૧૩ નુ ચોમાસુ જયપુરમા રહીને કર્યું ત્યાર પછી તેઓ

[illegible]માં ગયા. ત્યાં હંસરાજ નામે શ્રાવક પાસેથી **અનુયોગદ્વાર શાસ્ત્ર ભણ્યા. પછી** ત્યાંથી [illegible]પુર જઇને **વૈદ્યનાથ** પટવા ઓસવાળ પાસેથી વિદ્યાપઠન કરી. એ **વૈદ્યનાથ વ્યાકરણ** [illegible]વું એ શ્રેષ્ટ માનતો, તથા ભાષ્યકાર અને ટીકાકારનાં કથનને બહુજ પ્રમાણિક **અને** [illegible] ગણતો હતો. તેણે આત્મારામજીને કહ્યું કે, તમે વ્યાકરણાદિ ભણીને પછી, શાસ્ત્રોની ભાષ્ય ટીકા વગેરે ભણો તો તમારી બુદ્ધિ સફળ થાય. પરંતુ કેટલાક ઢુંઢક શ્રાવકોના ભમાવ્યાથી આત્મારામજીને વૈદ્યનાથના વચનામૃતની રુચિ થઇ નહિ. પછી આત્મારામજી ત્યાંથી નીકળીને પાલી વગેરે શેહેરોમાં થઇ નાગોરમાં ગયા. ત્યાં જીવણરામજીની સાથે સંવત ૧૯૧૪ નું ચોમાસુ કર્યું. ત્યા ઢુંઢકોના શ્રીપુજ્ય **કચોરીમલ્લ**ની પાસેથી તથા નંદરામ, ફકીરચંદ વગેરે સાધુઓની પાસેથી સુયગડાંગ, પ્રશ્નવ્યાકરણ, પન્નવણાજી, અને જીવાભિગમ, વગેરે શાસ્ત્રોનો અભ્યાસ તેમણે કર્યો. તે વખતે ફકીરચંદજીની પાસે હર્ષચંદ નામે એક શિષ્ય સિદ્ધહૈમકૌમુદી–ચંદ્રપ્રભા નામે જૈન વ્યાકરણ ભણતો હતો. તેથી ફકીરચંદજીએ તેમને કહ્યું કે, તમારી બુદ્ધિ ઘણી સ્વચ્છ છે, માટે તમે મારી પાસેથી ચંદ્રપ્રભા ભણો. તમને તે જલદી આવડશે. પરંતુ આત્મારામજીને પૂર્વોક્ત કર્મ રોગથી આ વચનામૃત પણ રૂચ્યુ નહિ.

ચોમાસુ વિત્યા બાદ આત્મારામજી નાગોરથી વિહાર કરી મેડતા, અજમેર, કિસનગઢ, અને સરવાડ, વગેરે મુખ્ય શેહેરોમાં થોડો થોડો વખત રહી ઉત્તરાધ્યયન, દશવૈકાલિક, સુયગડાંગ, અનુયોગ દ્વાર, નંદી, ઢુંઢકોનું કલ્પિત આવસ્યક, અને બૃહત્કલ્પ, વગેરે શાસ્ત્રો કંઠાગ્ર કર્યા. તેમણે સુમારે ૧૦ હજાર શ્લોક કંઠાગ્ર કર્યા હતા. સંવત ૧૯૧૫ નું ચોમાસુ તેમણે જયપુરમાં રહીને કર્યું. ત્યાર પછી તેઓ લક્ષ્મીરામ નામે એક સાધુની સાથે માધોપુર અને રણથંભોર થઇ બુંદીકોટે ગયા. ત્યાં ઢુંઢક સાધુઓમાં શ્રેષ્ટ એવા મગનજી સ્વામીને મળવાની તેમને ઇચ્છા હતી. પણ તેઓ એ વખતે ભાનપુરમાં હતા. તેથી ત્યાં જઇને તેમને મળ્યા. પછી બને જણ વચ્ચે કેટલીક ચર્ચા વાર્તા થઇ, તેથી અન્યોન્ય ઘણો આનંદ થયો. ભાનપુરથી આત્મારામજી સીતામ અને ઉજાવરા થઇને સલાનામાં ગુરૂને મળી **રતલામ** ગયા. ત્યાં ઢુંઢક મતનો જ્ઞાતા સુર્યમલ્લ કોઠારી હતો, તે કહેતો કે, જૈન મતનાં ૩૨ શાસ્ત્ર સાચાં છે, અને બાકીનાં બધાં યતિઓએ કલ્પનાથી રચ્યાં છે. તેની સાથે આત્મારામજીએ ચર્ચા કરીને તેને નિરુત્તર કર્યો. પછી ત્યાંથી નીકળીને ખોચરોદ, વંદાવર, વડનગર, ઇંદોર, અને ધારાનગરીમાં થઇને પાછા રતલામ આવી સંવત ૧૯૧૬ નુ ચોમાસુ રતલામ કર્યું. મગન સ્વામીજીએ પણ ત્યાં આવીને ચોમાસુ કર્યું. આત્મારામજીને તેમની પાસેથી વિદ્યા ભણવાની જે ઉત્કંઠા હતી, તે અનાયાસે ઇશ્વર કૃપાથી પાર પડી. આત્મારામજીએ તેમની પાસેથી ઢુંઢક મતની જેટલી પુંજી હતી, અર્થાત્ ૩૨ શાસ્ત્ર ઢુંઢક મતવાળા માને છે, તે સર્વ ભણી લીધાં, અને કેટલાક કંઠાગ્ર પણ કરી લીધાં. હવે આત્મારામજીના મનમાં એવી આશંકા થવા લાગી કે, મેં ઢુંઢક મતનાં સર્વ શાસ્ત્રો જોયાં તથા તે મતના સર્વ પંડિતોને હું મળ્યો, તે બધાઓનું કહેવું એક બીજાની વિરૂદ્ધ છે. અમુક બાબતમાં કોઇ એક પ્રકારનો અર્થ કરે છે, તો વળી બીજો બીજી પ્રકારનો અર્થ કરે છે. અને જ્યારે કોઇ અર્થ ઠીક નથી પડતો ત્યારે ચાર કે પાંચ જણની સલાહ પ્રમાણે મન ઘડીત અર્થ કરે છે. જેને પંચાયતી અર્થ કહે છે. પંજાબ દેશમાં પ્રાયઃ પંચાયતી અર્થ પ્રસિદ્ધ છે. ત્યારે હવે મારે કોનો

મત સાચો માનવો, અને કોનો ખોટો માનવો ? વળી કેટલાક લોક ૪૫ આગમ માને છે, કેટલાક ૩૨, કેટલાક ૩૧, અને કેટલાક ૧૧ શાસ્ત્ર માને છે. તો એમાં સાચો કોણ અને જુઠો કોણ ? મારે કેટલાં શાસ્ત્ર સાચા માનવાં ? કારણ કે ખુદીકોટાવાળા મોઢેથી પોતાના મનમાન્યા કરે છે, તેમ મારવાડી સાધુ બાબામાં જે ટબાર્થ તેમાં પણ પોતાના મતની સાથે જે મળતો આવે, તે માને છે, અને બીજો છોડી દે છે અથવા તે પાઠ ઉપર હડતાલ લગાડી પોતાની કલ્પનાનો અર્થ લખી દે છે. વળી તપગચ્છ ખરતર ગચ્છવાળા કહે છે કે, ઢુંઢક લોક શાસ્ત્રનો અર્થ યથાર્થ રીતે જાણતા નથી ઇત્યાદિ અનેક પ્રકારે તેમના મનમાં સકલ્પ વિકલ્પ ઉત્પન્ન થયા. પછી તેમણે એવો નિશ્ચય કર્યો કે, સસ્કૃત, પ્રાકૃત બ્યાકરણ ભણ્યા પછી શાસ્ત્રનો જે યથાર્થ અર્થ થતો હશે, તે હું માનીશ. આ વખતે તેમને વૈદ્યનાથનું તથા ફકીરચદજીનું કહેલું સત્ય જણાયું. તેમણે ઘણા દેશોમા ફરવાથી ઘણા જૈન મદિરો તથા મોટા પુસ્તકોના ભડાર તેમના જોવામા તથા સાંભળવામાં આવેલા, તેથી એજ વખતે તેમને જૈન મત ઉપર શ્રદ્ધા ચોટી હતી. તેમ ઢુઢક મતના કેટલાક અનિષ્ટ મત મતાન્તરો[1] જોઇને તેના ઉપર તેમની અનાસ્થા થઇ ગઇ હતી. તેથી તેમણે ગુજરાતમા આવી અહિં પંડિત સાધુઓથી ઘણીક વાતોનો નિર્ણય કરવાનો નિશ્ચય કર્યો. વળી જૈનોનાં પ્રસિદ્ધ તીર્થ શત્રુજય તથા ગિરનાર વગેરેની ઘણીજ ખ્યાતિ તેમના સાંભળવામા આવેલી, તેથી એ તીર્થો કરવાનો પણ તેમને ઘણો અભિલાષ થયો હતો. તેથી તેમણે તત્કાળ ગુજરાતમા આવવાની ઇચ્છા કરી, પરતું જીવણરામજીએ ગુજરાતમાં આવવા માટે કેટલીક પ્રકારની દેહેશત બતાવી ના પાડવાથી તેઓ ચોમાસા બાદ ઝાવરા, મદસોર, નિમચ અને જાવદ થઈ ચિતોડ ગયા. ત્યાંના જુના કિલ્લામા પ્રવેશ કરી ઘણાંક ખંડેરો, જૈન મદિરો, ફતેહના મેહેલ, કીર્તિ સ્થભ, જળના કુડ, કીર્તિધર સુકોશલ મુનિની તપ કરવાની ગુફા, પદ્મની રાણીની સુરગ, અને સૂર્ય કુડ, ઇત્યાદિ ઘણાં પ્રાંચીન સ્થાનો જોઇને સંસારની અનિત્યતા તથા તુચ્છતા ઇદ્રજાળની પેઠે ક્ષણ માત્રનો તમાસો યાદ આવ્યો. ચિતોડથી ઉદેપુર, નાથદ્વારા, કાંકરોલી, ગગાપુર, ભીલાડા, સરવાડ, જયપુર, ભરતપુર, મથુરા, અને વૃન્દાવન થઇને કોશીને માર્ગે દિલ્હી ગયા. ત્યાં ચોમાસુ કરવાની આત્મારામજીની ઇચ્છા હતી, પરતુ જીવણ રામજીના કહેવાથી સવત ૧૯૧૭ નું ચોમાસુ તેમણે **સરગથળ** નામે ગામમાં કર્યું. ચોમાસા બાદ ત્યાંથી નીકળી ફરીને દિલ્હી ગયા. દિલ્હીથી જમનાપાર, ખટા, લુહારા, બીનોલી, બડોત, અને સુનપતની આસપાસનાં ગામોમાં ફરીને સંવત ૧૯૧૮ નું ચોમાસુ દિલ્હીમાં જઇને કર્યું. ત્યાંથી ચોમાસા બાદ

(૧) જૈન પ્રતિમા નહિ માનવા વાળા લોકામતી સવત ૧૫૩૪ મા અને ઢુઢકમતી (થાનકવાસી) સંવત ૧૭૦૯ મા થયા છે તેઓ પ્રતિમાનો નિષેધ કરે છે, અને પૂજા કરવાવાળાને હિંસા ધર્મિ કહે છે. તપગચ્છ, ખરતર ગચ્છ, વગેરેના સાધુઓ હાથમા મુખવસ્ત્રિકા (મુહપત્તી) રાખે છે. ઢુઢિયા સાધુ આખો દહાડો અને આખી રાત્રિ મો બાધીને ફરે છે. તપગચ્છાદિના સાધુ ડાંડો તથા પાત્રે કાળજી રાખે છે, ઢુઢિયા રાખતા નથી તપગચ્છાદિના સાધુ પેસાબ વરતતા નથી. એટલુજ નહિ પણ પેસાબવાળો હાથ ધોયાવિના શાસ્ત્રને અડકતા નથી અને ઢુઢિયાઓ વગર ખટકે પેસાબ વાપરે છે ઢિયાઓ જઇ હાથ પેસાબથી ધુવે છે। મુહપત્તિ પેસાબથી ધુવે છે। અને [illegible] હોય છે, ત્યારે કેટલાક જખ્મ પાન પણ કરી લે છે। ઇત્યાદિ

[illegible]ત, અને પાનીપત થઇને કરનાલ ગયા. ત્યાં પંજાબી ઢુંઢીઆના પૂજ્ય અમરસિંઘના [illegible] રામબક્ષ વગેરેનો મેળાપ થયો. તેઓ આત્મારામજીનું પાંડિત્ય જોઇને ઘણું ખુશી થયા. રામબક્ષ અને તેમના ચેલા વિશ્નુચંદની ઇચ્છાથી આત્મારામજીએ તેમને શ્રી અનુયોગદ્વાર, આચારાંગ, નંદિસૂત્ર, અને જીવાભિગમાદિ શાસ્ત્ર ભણાવ્યાં. કરનાલથી અંબાલા, ખરડ, રોપડ, અને માછીવાડામાં ગયા. રોપડમાં સદાનંદજી નામે એક બ્રાહ્મણ પંડિત પાસે તેમણે સારસ્વત ભણવાનું શરૂ કર્યું. ને થોડી મુદતમાં પોતાની અપૂર્વ બુદ્ધિ વડે તે ગ્રંથના ષટ્લિંગ સુધી અભ્યાસ કરી લીધો. પછી ત્યાંથી તેઓ માલરકોટલામાં જઇને પોતાના ગુરૂ જીવણરામજીને મળ્યા. ત્યાંથી જીવણરામજી રાણીયા ગામમાં જઇ ચોમાસુ રહ્યા. અને આત્મારામજી સુનામમાં ગયા. ત્યાં એક માણસ તેમનો ચેલો થયો. સુનામથી સમાણા, પત્યાલા, નાભા, માલેરકોટલા, રાયકાકોટ, અને જીગરામાં થઇને પોતાના અસલ રહેઠાણ જીરા ગામમાં તેઓ ગયા. સંવત ૧૯૧૯ નુ ચોમાસુ તેમણે જીરામાં કર્યું. જ્યારે તેઓ દિલ્હીથી પંજાબમાં ગયા, ત્યારે ત્યાંના શ્રાવકોમાં તેમનો યશ ઘણોજ વધ્યો હતો. તેથી અમરસિંઘના શ્રાવકો તો બહુ ખુશી થયા, પરંતુ રામરત્ન વગેરે ઢુંઢક શ્રાવકોને શોક થયો.

જીરામાં ચોમાસુ કરીને આત્મારામજી ઢુંઢિઆ સાધુઓમાં વૃદ્ધ પંડિત રત્નચંદજીની પાસે વિદ્યાભ્યાસ કરવાની ઇચ્છાથી આગ્રામાં ગયા. તેમને રત્નચંદજીએ ઘણીજ ખુશીથી સ્થાનાંગ, સમવાયાંગ, ભગવતી, પન્નવણા, બૃહત્કલ્પ, વ્યવહાર, નિશીથ, દશાશ્રુતસ્કંધ, સંગ્રહણી, ક્ષેત્રસમાસ, સિદ્ધપંચાશિકા, સિદ્ધપાહુડ, નિગોદ છત્રીસી, પુગ્દલછત્રીસી, લોકનાડીદ્વાત્રિંશિકા, ષટ્કર્મગ્રંથ, અને ચાર જાતનાં નયચક્ર, ઇત્યાદિ અનેક શાસ્ત્ર ભણાવ્યાં. જેમાંનાં કેટલાંક પ્રથમ આત્મારામજી ભણેલા હતા, તે પણ અર્થ નિશ્ચય કરવા માટે ફરીને ભણ્યા. વળી તેમને થોડુક વ્યાકરણ આવડ્યાથી વિભક્તિ માલુમ પડવા લાગી હતી. અને વિભક્તિ દ્વારાએ તેમને જે અર્થ માલુમ પડતા તે ઢુંઢકોના ધરાવેલા અર્થની સાથે મળતા નહોતા. તેથી તેમણે વિચાર્યું કે જે મહા વૈયાકરણી તાર્કિક શિરોમણિ પૂર્વાચાર્ય થઇ ગયા છે, તેઓના કરેલ અર્થ ભાષ્ય ચૂર્ણિનિર્યુક્તિ ટીકા આદિ દ્વારા જે છે, તેજ સત્ય છે. તોપણ પરીક્ષા કરવા બેઠા તો પુરી કરવી જોઇએ. રત્નચંદજીના ધરાવેલ અર્થ પ્રાય: અન્ય ઢુંઢકોથી વિપરીત અને ટીકાદિની સાથે મળતા તેમને માલુમ પડ્યા. તેથી વધારે હર્ષથી તેમની પાસે ભણવા લાગ્યા. કેટલુક અપૂર્વ જ્ઞાન પણ રત્નચંદજીની પાસેથી તેમણે પ્રાપ્ત કર્યું. સંવત ૧૯૨૦ નુ ચોમાસુ તેમણે આગ્રામાંજ કર્યું. રત્નચંદજીની પાસે ઘણી મુદત સુધી આત્મારામજીને રહેવાની ઇચ્છા હતી, પરંતુ જીવણરામજીના બોલાવાથી ચોમાસુ ઉતર્યા બાદ તેમની પાસે જવા તૈયાર થયા. તે વખતે રત્નચંદજીએ તેમને કહ્યું કે,—"મારી તમને છેલ્લી શીખામણ એ છે કે, જીન પ્રતિમાની કદિ નિંદા કરવી નહિ, પેશાબવાળા હાથ પુસ્તકને લગાડવા નહિ અને દોરો પોતાની પાસે રાખવો નહિ." એ ત્રણ વાતો આત્મારામજીએ સ્વિકારી. વળી આત્મારામજીના પુછવાથી રત્નચંદજીએ કહ્યું કે, કાનમાં દોરો પરોવી મોંઢા ઉપર મુહપતી રાખવી, એ શાસ્ત્રાધાર નથી. કેમકે સર્વ ઢુંઢક લોક ગુરૂ વગરના છે. તેમના વડિલોએ પોતાની મેળે મન કલ્પિત વેષ ધારણ કરી સાધુપણું મેળવેલું છે. પરંતુ કોઇએ ગુરૂ ધારણ કર્યો નથી. આ સર્વ વાત સાંભળીને આત્મારામજીના મનમાં

ખાત્રી થઇ કે ઢુંઢક મત કેવળ કલ્પિત છે. તોપણ વધારે ખાત્રી કરવા [illegible]
રીતે ઘણાંક શાસ્ત્ર તપાસી જોયાં તે છતાં પણ તેમને ઢુંઢક મતનું પોકળ [illegible]
આખરે તેમણે નિશ્ચય કર્યો કે, હું મારી પોતાની શક્તિ વડે ભવ્ય લોકોની [illegible]
વાત પ્રકટ કરીશ તે જેમને રૂચશે, તે ગ્રહણ કરશે. એવો વિચાર કરી આગ્રેથી
દિલ્હી ગયા ત્યાં તેમને વિશ્નુચંદજી વગેરે સાધુ મળ્યા. તેમણે આત્મારામજીની
શાસ્ત્ર ભણવાં શરૂ કર્યાં. અને સાથેજ ત્યાંથી વિહાર કરી માલેરકોટલામાં ગયા.
આત્મારામજીએ વિશ્નુચંદજીને કહ્યું કે, તમે પેશાબવાળો હાથ વગર ધોયે હવે પુસ્તકો
લગાડશો નહિ. એ વાત પ્રથમ તો તેમને રૂચિ નહિ તોપણ આત્મારામજીનું મહા શા
જોઇને તેમનાજ અનુયાયી થઇને રહેવાનો તેમણે ઠરાવ કર્યો. પછી માલેરકોટલાથી તેઓ
સર્વ રાયકોટ થઇને જગરાવા ગયા, ત્યાં રતનચંદજીના સ્વધામ ગયાના સમાચાર જાણ
આત્મારામજીને શોક થયો પણ તે શોક પોતાના જ્ઞાનબળથી સમાવીને ત્યાંથી લુધિઆ
ગયા. ત્યાં શ્રાવક મેઘમલ તથા ગોપીમલ વગેરેને અજીવપંથની શ્રદ્ધા છોડાવી પોતા
મતમાં લીધા. ત્યાંથી કોટલામાં જઇને સંવત ૧૯૨૧નું ચોમાસું કર્યું ત્યાં આત્મારામજી
ચંદ્રિકાકોશ કાવ્ય અલંકારાદિ તથા થોડોક તર્કનો પણ અભ્યાસ કર્યો. ચોમાસા બ
તેઓ લુધીઆને થઇને દેગુ નામે ગામમાં ગયા. ત્યાં એક યતિનાં પુસ્તકો પૈકી
શિલાંકાચાર્ય વિરચિત શ્રી આચારાંગ સુત્ર તેમને હાથ આવ્યું. તેથી તેમને ઘણો આ
નંદ થયો, ત્યાંથી રાણીયા, રોડી, અને સરસા વગેરે ગામોમાં વિચરી સંવત ૧૯૨૨
ચોમાસું તેમણે સરસામાંજ કર્યું. ત્યાં ફિરોઝચંદજી યતિની પાસેથી શ્રી આત્મારામજી
પણ જ્યોતિષ ગ્રંથો ભણ્યા. તેમજ વડગચ્છના રામસુખ યતિની પાસેથી તથા ખરતરગ
ચ્છના યતિ મોતીચંદની પાસેથી સાધુ શ્રાવકનું પડિક્કમણું તથા તેના વિધિનાં પાનાં લાવી
જોયાં, તો ઢુંઢક પડિક્કમણું અને તેનો વિધિ તેમને અસત્ય જાણ્યો. અન્ય પણ કેટલાંક પુ
સ્તકો લાવીને જોયાં. તથા આચારાંગ સૂત્ર વૃત્તિની પણ સ્વાધ્યાય કરી. તેથી તેમને નિશ્ચય
થયો કે, ઢુંઢકમત અસલ જૈનમત નથી. પરંતુ જૈનમતના નામથી જૈનમતને કલંકરૂપ એક
નવો પંથ મન કલ્પિત લુંકા લવજીના કહેલા લોકામતમાંથી ધર્મદાસ છીપા વગેરેએ

શ્રી આત્મારામજી લુધીઆનેથી જાલંધર ગયા. ત્યાં અજીવપંથી રામરતન વસંતરાય સાથે તેમને અજીવપથ સંબંધી વાદવિવાદ થયો. તેમાં પાદરી તથા બ્રાહ્મણ પંડિતને મધ્યસ્ત સ્થાપ્યા હતા. અને ૨૭ શેહેરોના શ્રાવક એકઠા થયા હતા. આખરે શ્રી આત્મારામજીનો તેમાં જય થયો હતો. જાલધરથી તેઓ અમૃતસર ગયા. ત્યાં અમરસિંઘનો તેમને મેળાપ થયો. તેમની સાથે કેટલીક ચર્ચા થઇ, પણ શ્રી આત્મારામજીનું કહેવું તેમણે સ્વિકાર્યું નહિ. અમૃતસરથી પાછા જાલધરમાં થઇને સંવત ૧૯૨૩ નું ચોમાસુ હુશીઆરપુરમાં જઇ કર્યું ત્યાંથી ચોમાસા બાદ વિહાર કરીને દિલ્હી તરફ આવ્યા, અને સંવત ૧૯૨૪ નુ ચોમાસુ બિનૌલીમાં કર્યું. તથા સંવત ૧૯૨૫ નું ચોમાસુ બડૌતમાં કર્યું. બિનૌવલીમાં કેટલાક શ્રાવકોએ શુદ્ધ શ્રદ્ધા અંગિકાર કરી. તથા ત્યાં ચોમાસામાં નવ તત્વ બનાવ્યા. પૂર્વોક્ત બને ચોમાસામાં દિલ્હીના કેટલાક ઢુંઢક શ્રાવકોએ તથા અમરસિંઘે દિલ્હી, મારવાડ અને પંજાબ આદિ દેશોમાં કાગળો લખી ખબર આપી કે, આત્મારામજીની શ્રદ્ધા પ્રતિમા પૂજવાથી મુક્તિ માનવાની, બાવીશ અભક્ષ્ય વસ્તુઓ ખાવાની, અને મુખોપરિ દોરાથી મહપત્તી નહિ બાંધવાની, થઇ ગઇ છે. માટે તેમની સંગત કરવી નહિ. ઇત્યાદી. પરંતુ જે લોકો જાણતા હતા કે, આત્મારામજી શાસ્ત્રાનુસારજ કથન કરે છે, અને ઢુંઢક લોક પોતાની મનકલ્પિત વાતો બતાવે છે, તેઓ તો કાગળ જોઇને તેમની હાંસી કરવા લાગ્યા. વળી કહેવા લાગ્યા કે, ઢુંઢકો માત્ર દૂરથીજ તડાકા મારે છે, પણ આત્મારામજીની સામે કોઇ થઇ શકતા નથી. તેનું મૂળ કારણ એ છે કે તેઓ વ્યાકરણને વ્યાધિકરણ માની તેનો અભ્યાસ કરતા નથી. અને આત્મારામજીના પરિવારમાં તો પ્રાયઃ વ્યાકરણનો અભ્યાસ મુખ્ય છે વિભક્તિ જ્ઞાન વિના યથાર્થ અર્થ થઇ શકતો નથી. એ તો સ્પષ્ટ છે કે ભણેલાની સાથે અભણની વાર્તા થઇ શકતી નથી.

સંવત ૧૯૨૬ નું ચોમાસુ શ્રી આત્મારામજીએ માલેરકોટલામાં કર્યું. ત્યાં તેમણે પ્રકટપણે યથાર્થ સત્ય પ્રાચીન જૈન ધર્મની પ્રરૂપણા કરવી શરૂ કરી. અને ઘણા લોકોએ તેમનુ કહેવું સત્ય માની સ્વિકાર્યું. બીજી તરફ વિશ્નુચંદજી અને હુકમચંદજી વગેરે મુખ્ય મુખ્ય શેહેરોમાં ફરી શ્રાવકોને પ્રતિબોધ કરતા હતા. તેથી તેમના મતની ઘણી વૃદ્ધિ થતી ગઇ. સંવત ૧૯૨૭ નું ચોમાસુ આત્મારામજીએ બીજીવાર બિનૌલિમાં કર્યું. ત્યાંથી ચોમાસા બાદ પંજાબમાં જીરા ગામે ગયા અને ત્યાંના અડધા શ્રાવકોને પોતાના પક્ષના કર્યા. સંવત ૧૯૨૮ નું ચોમાસુ તેમણે લુધીઆને કર્યું ત્યાં તેમણે પ્રમાણસુંદર, સ્યાદ્વાદ મંજરી આદિ જૈન તર્કનો અભ્યાસ કર્યો.

ચોમાસા બાદ શ્રી આત્મારામજી લુધીઆનેથી હુશિયારપુરમાં ગયા. ત્યાં વિશ્નુચંદજી વગેરે ૧૨ સાધુઓ અમરસિંઘથી જુદા પડીને શ્રી આત્મારામજીને જઇ મળ્યા. તે સિવાય બીજા ૮ સાધુ યોગરાજના ટોળાના મળીને કુલ ૨૦ સાધુઓ હુશિયારપુરમાં એકઠા થયા. એથી અમરસિંગે ગભરાઇને ફરીને આત્મારામજીની વિરૂદ્ધમાં ગામે ગામ કાગળો મોકલ્યા કે તેમને કોઇએ માનવા નહિ, તેમ આશ્રય આપવો નહિ. પરંતુ "ખાડો ખોદે તે જ પડે." એ કહેવત મુજબ તેમને થયું. તેમનેજ કોઇએ માન્યા નહિ, તેમ આશ્રય પણ આપ્યો નહિ. હવે હુશિયારપુરમાં એકઠા થયેલા આત્મારામજીના પક્ષના ૨૦ સાધુઓ જુદે

વિહાર કરતા કરતા ગિરનાર થઇને જામનગર ગયા. જામનગરમાંથી સર્વથી છૂટા પડીને તે પોતાના સાધુઓની સાથે મોરબી, ધ્રાંગધરા, ઝીંઝુવાડા, આદિ સ્થળે થઇને સખેશ્વર ગામમાં શ્રી સખેશ્વર પાર્શ્વનાથજીની યાત્રા કરી, ત્યાંથી પાટણ ગયા. ત્યાંના જગપ્રસિદ્ધ જૈન પુસ્તકોના ભંડાર તેમણે જોયા. પાટણથી તેઓ તારંગાજી, પાલણપુર, આબુ શિરોહી, અને પાલી થઇ જોધપુર ગયા. અને સંવત ૧૯૩૪ ની સાલનું ચોમાસુ જોધપુરમાં કર્યું, ત્યાં ૩૫ ઢુંઢક સાધુઓ શ્રી આત્મારામજીની સાથે ચર્ચા કરવાને આવ્યા હતા, શ્રી આત્મારામજીએ તેમની સાથે ચર્ચા કરવાની ખુશી જણાવી જોધપુરના દિવાન મેહતા વિજયસિંહને પંડિત મંડળી સહિત મધ્યસ્થ નિમ્યા. પરંતુ સભા થવાને આગલે દિવસે ઢુંઢક સાધુઓ ત્યાંથી પ્લાયન કરી ગયા. તેથી ચર્ચા ચર્ચાને ઠેકાણે રહી. અને સર્વની ખાત્રી થઇ કે ઢુંઢક સાધુઓ વેગળેથી માત્ર બડાઇ મારનારા છે, પણ તેમનામાં કાંઇ દમ નથી.

જોધપુરથી ચોમાસાબાદ જયપુર અને દિલ્હી વગેરે થઇને શ્રી આત્મારામજી પંજાબમાં ગયા. અને સંવત ૧૯૩૫ નું ચોમાસુ લુધીઆને, સંવત ૧૯૩૬ નું ચોમાસુ ઝંડીઆલામાં, સંવત ૧૯૩૭ નું ચોમાસુ ગુજરાંવાલામાં, સંવત ૧૯૩૮ નું ચોમાસુ હુશિયારપુરમાં, અને સંવત ૧૯૩૯ નું ચોમાસુ અંબાલામાં કર્યું. ત્યાં "जैनतत्त्वादर्श" નામે ગ્રંથ ગુજરાંવાળા ચોમાસામાં તેમણે બનાવ્યો હતો, તે છપાવવા માટે રાયબહાદુર બાબુ ધનપતિસિંહને આપ્યો, અને "अज्ञानतिमिरभास्कर" નામે બીજો નવીન ગ્રંથ રચવો શરૂ કર્યો. તથા સત્તરભેદી પૂજા પણ અત્રે બનાવી. આટલા વર્ષોમાં તેમના પરિવારમાં હર્ષવિજયજી અને ઉદ્યોત વિજયજી વગેરે બીજા ૧૫ શિષ્યો થયા હતા. ચોમાસા બાદ અંબાલાથી વિહાર કરીને શ્રી આત્મારામજી ગુજરાત તરફ પધાર્યા. માર્ગમાં દિલ્હીમાં તેમને ઢુંઢકોએ છપાવેલી "સમ્યકત્વસાર" નામે ચોપડી ભાવનગરની "શ્રી જૈનધર્મ પ્રસારક સભા" તરફથી મળી. તેનો ઉત્તર સભાની પ્રેરણાથી તેમણે લખવો શરૂ કર્યો. દિલ્હીથી નીકળી જયપુર, અજમેર, અને નાગોર આદિ શહેરોમાં થઇને વિકાનેર પધાર્યા, અને સંવત ૧૯૪૦ નું ચોમાસુ ત્યાં કર્યું. ત્યાં તેમણે વીસ સ્થાનકની પૂજા બનાવી. વિકાનેરથી ચોમાસા બાદ પાલી પધાર્યા, ત્યાં તેમના મુખ્ય પ્રિય શિષ્ય શ્રી લક્ષ્મી વિજયજીનો સ્વર્ગવાસ થયો. તેથી સૂર્ય ચંદ્રની જોડી તુટી ગયા જેવું થયું. પાલીથી નીકળી શ્રી આત્મારામજી પંચતીર્થી આબુજી આદિની યાત્રા કરીને અમદાવાદ પધાર્યા. અને સંવત ૧૯૪૧નું ચોમાસુ તેમણે અમદાવાદમાં કર્યું ઢુંઢકોના "સમ્યકત્વસાર" નો ઉત્તર જે દિલ્હીમાં લખવો શરૂ કર્યો હતો, તે અહિં પૂરો કર્યો તે "સમ્યકત્વશલ્યોદ્ધાર" ને નામે પ્રસિદ્ધ થયો છે. તેમાં ભાવનગરની સભાએ પણ પોતાની તરફથી કેટલોક વધારો કર્યો છે. ચોમાસા બાદ અમદાવાદથી શત્રુંજયની યાત્રાએ પધાર્યા. ત્યાંથી સિહોર, વરતેજ, અને ભાવનગર થઇને ઘોઘા બંદરે ગયા. ત્યાં નવખંડા પાર્શ્વનાથની યાત્રા કરી વળા, બોટાદ, લીંબડી, વઢવાણ, ધંધુકા, અને ધોલેરે થઇ ખંભાત ગયા. ત્યાં તેમણે ઘણાં પ્રાચીન પુસ્તકો જોયાં, અને કેટલાંક અપૂર્ણ પુસ્તકોનો ઉતારો પણ કરાવી લીધો. ત્યાંથી ભરુચ થઇને સુરત પધાર્યા. ત્યાં શ્રાવક વર્ગે તેમને ભારે ઠાઠમાઠથી સામૈયું કરીને આવકાર આપ્યો હતો. સંવત ૧૯૪૨નું ચોમાસુ તેમણે સુરતમાંજ કર્યું ત્યાં તેમણે

પ્રથમ આરંભેલો "અજ્ઞાન તિમિર ભાસ્કર" નામે ગ્રંથ પૂર્ણ કર્યો. એ ગ્રંથના પ્રથમ ભાગમાં વેદાદિ શાસ્ત્રોમાં યજ્ઞાદિ ધર્મનો જેવો વિચાર છે, તેવો વિચાર તેમણે દર્શાવ્યો છે અને બીજા ભાગમાં જૈન મતનું સંક્ષેપમાં વર્ણન કર્યું છે. એ વેળાએ સુરતમાં હુકમમુનિ નામે એક જૈનાભાસ સાધુ રહેતો હતો. તેણે અધ્યાત્મસાર નામે એક ગ્રંથ બનાવીને સિદ્ધ કર્યો હતો. તે જૈનાગમની શૈલીથી તદ્દન વિરૂદ્ધ હતો. તેથી ઘણાક શ્રાવકોના મનમાં વિપરીત શ્રદ્ધા પ્રવેશ કરી ગઇ હતી. માટે શ્રી આત્મારામજીએ અધ્યાત્મસારમાંથી ૧૪ પ્રશ્ન શોધી કહાડ્યા, અને હુકમમુનિને ખબર આપી કે આ ચૌદ પ્રશ્ન તદ્દન જૈન મતથી વિરૂદ્ધ છે, કે જે તમે તમારા અધ્યાત્મસારમાં દાખલ કર્યા છે. તેના ઉત્તરમાં હુકમમુનિ તરફથી સંતોષકારક જવાબ મળ્યો નહિ. તેથી સુરતના સંઘે તે ચૌદ પ્રશ્ન અને તેના ઉત્તરો શ્રી આત્મારામજીએ કરેલ તે સર્વ મુબઇની ભારતવર્ષીય જૈનસમાજ "ધી જૈન એસોસિએશન ઓફ ઇન્ડીયા" ઉપર મોકલી આપ્યા. તે સર્વ પ્રશ્નો ત્યાંથી હિંદુસ્થાનના જૈન મતના જ્ઞાતા સાક્ષર પંડિતો (જૈન સાધુઓ) પાસે નિર્ણય કરાવવા માટે મોકલી આપ્યા. તે ઉપરથી સર્વે જણાએ પક્ષપાત રહિત જૈનશૈલીને અનુસાર પોતાનો મત જાહેર કર્યો કે, હુકમમુનિના બનાવેલ અધ્યાત્મસારમાથી જે ૧૪ પ્રશ્ન શ્રી આત્મારામજીએ કાઢ્યા છે, તે જૈન ધર્મથી વિરૂદ્ધ અને સંશયથી ભરપુર છે. તથા તેમણે આપેલા ઉત્તર શાસ્ત્રાનુસાર છે. પંડિતોના આવેલા અભિપ્રાય "જૈન એસોસિએશન ઓફ ઇન્ડીયા" એ પોતાની સુરત બ્રેન્ચ સભામાં સર્વ સંઘને એકત્ર કરી સંવત ૧૯૪૨ માગશર શુદ ૧૪ ના દિવસે વાંચી સંભળાવ્યા. અને સભામાં આવેલા હુકમમુનિના સેવકોને ખબર આપી કે સર્વ પંડિતોના મત પ્રમાણે હુકમમુનિનો બનાવેલ અધ્યાત્મસાર ગ્રંથ અમાન્ય ઠર્યો છે જેથી અમે પણ તે ગ્રંથને જૈનશૈલીથી વિરૂદ્ધ માની હુકમમુનિને ખબર આપીએ છીએ કે, તેમણે પોતાના ગ્રંથમાંથી અસત્ય લખાણનો સુધારો કરવો અથવા તે લખાણ પાછું ખેંચી લેવું. જ્યાં સુધી એ બેમાંથી એકે બાબત તેઓ કરશે નહિ, ત્યાં સુધી અમે તે ગ્રંથને પ્રમાણિક માનીશું નહિ. એ પ્રમાણે ઠરાવ કરી સભા વિસર્જન થઇ હતી.

ત્યાર પછી શ્રી આત્મારામજી સુરતથી વિહાર કરી ભરૂચ, મિયાગામ, અને ડભોઇ થઇ વડોદરે ગયા. ત્યાં શ્રી શત્રુંજય તીર્થ સંબંધી લાંબી મુદતની તકરારનો ફેંસલો થઇ ગયાની ખુશ ખબર મળવાથી કેટલાક શ્રાવકોની પ્રેરણાથી એ પવિત્ર તીર્થની છાયામાં (પાલીતાણામાં) ચોમાસુ કરવાની ઇચ્છા થઇ. તેથી વડોદરેથી નીકળીને ઉમેટા, બોરસદ, પેટલાદ, ખેડા, અમદાવાદ, કોઠ, લીંબડી, બોટાદ, અને વળા વગેરે થઇને પાલીતાણે પધાર્યા. અને સંવત ૧૯૪૩ નું ચોમાસુ ત્યાંજ કર્યું. એ વર્ષમાં પાલીતાણામાં કાર્તિક પુનમ ઉપર મોટો મેળો ભરાણો હતો. તેમાં કલકત્તાવાળા બાબુ રાયબહાદુર બદ્રીદાસજી એ પ્રસંગે આવેલા હતા. તેમજ ગુજરાત, મારવાડ, તથા પંજાબ, વગેરે દેશોમાંનાં મુખ્ય મુખ્ય શેહેરોમાંથી ઘણા સન્માનિત ગૃહસ્થો પણ આવેલા હતા. શુમારે ૩૫ હજાર માણસ ત્યાં એકઠું થયું હતું આ શુભ પ્રસંગે મહારાજ શ્રી આત્મારામજીની અપૂર્વ વિદ્વતા તથા બુદ્ધિ ચાતુર્યથી પ્રસન્ન થઇને સર્વ સંઘે મળી તેમને "સુરિ" પદ આપવાનો નિશ્ચય કર્યો. ને સંવત ૧૯૪૪ ના કારતક વદ ૫ ના દિવસે પાલીતાણામાં શેઠ નરશી કેસવજીની ધર્મ-

[illegible]માં સુમારે ૫ હજાર માણસની સભા વચ્ચે શ્રાવક સંઘે મળીને પંડિત શ્રી આત્મા-[illegible]જીનું "**શ્રીમદ્વિજયાનંદસૂરિ**" એ નામ સ્થાપન કર્યું ત્યારથી સર્વ સાધુઓ તથા [illegible]વકો વગેરે કાગળ પત્રોમા "પુજયપાદ શ્રી શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્વિજયાનંદસૂરિ" એ નામ સ્થાપન કરે છે. અને પૂર્વોક્ત નામથીજ માને છે.

ત્યાર પછી શ્રી આત્મારામજી ત્યાથી નીકળીને વળા, બોટાડ, લીંબડી, વઢવાણ, અને લખતર થઇને શ્રી. મલ્લીનાથ સ્વામીજીની યાત્રાને માટે ભોયણીજી પધાર્યા ત્યાથી શંખે-શ્વર પાર્શ્વનાથજીની યાત્રા કરીને રાધનપુર થઇ પાટણ પધાર્યા ત્યાથી તેમણે કેટલાક નવીન પુસ્તકો પ્રાપ્ત કર્યા. રાધનપુરના શ્રાવકોના આગ્રહથી પાછા તેઓ ત્યાં પધાર્યા. અને સવત ૧૯૪૪ નુ ચોમાસું રાધનપુરમાં કર્યું ત્યા તેમણે શ્રાવકોના આગ્રહથી "**ચતુર્થ સ્તુતિ નિર્ણય**" નામે પુસ્તક બનાવ્યુ. ત્યાથી ચોમાસા બાદ તેઓ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજી તથા ભોયણીમાં શ્રી મલ્લિનાથજીની યાત્રા કરીને કડી થઇ અમદાવાદ પધાર્યા. અમદાવા-દમાં જૂનાગઢવાળા પ્રસિદ્ધ દાકતર ત્રિભોવનદાસ મોતીચંદે મહારાજ શ્રી આત્મારામજીની આંખમાથી મોતીયો કહાડયો. ત્યાર પછી અમદાવાદથી મેસાણે જઇને સંવત ૧૯૪૫ નુ ચોમાસુ ત્યાં કર્યું ત્યાં કલકત્તાની એશિયાટિક સોસાઇટીના ઑનરરી સેક્રેટરી દાકતર **એ. એફ. રૂડૉલ્ફ હોરનલે** પત્રદ્વારાએ મહારાજ શ્રી આત્મારામજીને કેટલાક પ્રશ્નો લખી પૂછયા હતા. તેના જવાબ તેમણે ઘણીજ કુશળતાથી લખી મોકલ્યા. તેથી તે સાહેબ ઘણા ખુશી થયા. અને મહારાજશ્રીનો ઉપકાર માન્યો. ચોમાસા બાદ મેસાણેથી નીકળીને તારંગાજીની યાત્રા કરી પાલણપુર પધાર્યા. ત્યાં સાત જણાએ તેમની પાસેથી દિક્ષા લીધી. પાલણપુરથી આબુજી, સીરોહી, અને પાલી થઇ જોધપુર પધાર્યા અને સવત ૧૯૪૬ નુ ચોમાસુ તેમણે જોધપુરમાં કર્યું. ત્યાં તેમને યુરોપમા છપાવેલું ઋગ્વેદનું પુસ્તક દાકતર એ. એફ. રૂડૉલ્ફ હોરનલની ભલામણથી સરકારે આબુના પોલિટિકલ એજન્ટ સાહેબની મારફતે ભેટ દાખલ આપ્યું. જોધપુરથી ચોમાસા બાદ મુનિ શ્રી આત્મારામજી અજમેર, જયપુર, અને અલવર થઇ દિલ્હી પધાર્યા ત્યાં પોતાને રત્ન સમાન શિષ્ય શ્રીહર્ષવિજયજી સ્વર્ગવાસી થયા. પછી દીલ્હિથી અંબાલા અને લુધીયાને થઇ માલેરકોટલે પધાર્યા. સંવત ૧૯૪૭ નું ચોમાસુ માલેરકોટલે કર્યું. ત્યાથી ચોમાસા બાદ રાયકાકોટ, જીગરાવા, અને જીરે થઇ અમૃતસર પધાર્યા. ત્યાના શ્રાવકોએ નવીન જીન મદીર બનાવ્યુ હતું. તેની પ્ર-તિષ્ઠા કરી. અને તે નિર્વિઘ્ન પાર પડી. તે વખતે વડોદરાવાળા શેઠ ગોકળભાઇ **તથા** શેઠ ન્હાનાભાઇ વગેરેને તેડાવ્યા હતા. સુરતના ચોમાસામાં મહારાજ શ્રીએ "**જૈનતત્વાદર્શ**" ... "**[illegible]ત વૃક્ષ**" બનાવ્યું હતું તે ભીમસિંહ માણેકચંદે છપાવ્યું હતું. પણ તે અશુદ્ધ **[illegible]** ફરીને પરિશ્રમ કરી શુદ્ધ તૈયાર કર્યું, જે હાલમાં મુંબઇમાં મી. વીરચંદ રાઘવજી **ગાંધી** બી. એ ની પાસે છે. અને તે થોડા સમયમા છપાઇ પ્રસિદ્ધ થવાનો **સંભવ છે. સંવત** ૧૯૪૮ નું ચોમાસુ મહારાજ શ્રીએ પટ્ટીમાં કર્યું. ત્યા ઘણાક સાધુઓની **પ્રાર્થનાથી તેમણે** "ચતુર્થ સ્તુતિ નિર્ણય ભાગ બીજો" બનાવ્યો. ત્યાથી ચોમાસા **બાદ મહારાજ શ્રી** આ-ત્મારામજી જીરે પધાર્યા. ત્યા તેમણે નવીન જીન મદિરની **પ્રતિષ્ઠા કરાવી. જીરેથી** નીકોદર અને જાલંધર થઇને હુંશીયારપુર પધાર્યા. ત્યાં પણ નવીન **જીન મંદિરની** પ્રતિષ્ઠા પૂર્વોક્ત શ્રાવકોના હાથે કરાવી. સવત ૧૯૪૮ નુ ચોમાસુ **તેમણે હુંશિયારપુર**માં કર્યું ત્યાથી ચો-

મામા બાદ તેઓ વેરોવાલ પધાર્યા. ત્યાં તેમને મુબઇની **"જૈન એસોસીએશન ઓફ ઇન્ડિયા"** ની મારફતે ચીકાગોનો પત્ર મળ્યો. તેમાં ચીકાગોમાં **ભરાવાના વિશ્વ પ્રદર્શન** વખતે દેશ પરદેશના ધર્મ ગુરૂઓનો જે મોટો મેળાવડો ત્યાં થવાનો હતો. **તેમાં બિરાજવાને** તેમને આમત્રણ કરવામાં આવ્યું હતું. પરંતુ પોતાની સાધુવૃત્તિને ખલેલ પહોચે **તેથી ત્યાં** નહિ જઇ શકવાથી, તેમણે ચીકાગોના કાગળની નકલ, તથા તેમણે મંગાવેલો **સંક્ષેપ જન્મ** હેવાલ અને પોતાની છબી વગેરે મુબઇ મોકલાવી આપ્યાં તેથી સધે સભા કરી **"મી. વીરચંદ રાઘવજી ગાંધી બી. એ."** ને જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે ચીકાગો **મોક**લવાનો ઠરાવ કર્યો. એ વેળાએ મહારાજ શ્રીનો મુકામ વેરોવાલથી ઝંડીઆલે થઇ **અમૃ**તસરમાં **થયો** હતો. ત્યાં **મી. વીરચંદ રાઘવજી**એ જઇને તેમને વિનતિ કરી કે, **મને** ચીકાગો જવાની સઘે આજ્ઞા કરી છે, તેથી હું ત્યાં જવાને તૈયાર થયો છુ માટે **મને** મદદ તરીકે થોડોક નિબધ લખી આપવાની કૃપા કરો. તે ઉપરથી મહારાજ શ્રીએ **એક** મહિના સુધી પરિશ્રમ લેઇને એક નિબધ તૈયાર કરી આપ્યો હતો. તે નિબંધ હાલ **મી.** વીરચંદ રાઘવજી પાસે છે. તેને છપાવી પ્રગટ કરવાનો કેટલાક જણનો વિચાર છે.

મહારાજ શ્રી આત્મારામજી અમૃતસરથી પાછા ઝંડીઆલે પધાર્યા, અને સંવત **૧૯૫૦** નુ ચોમાસુ ત્યાંજ કર્યું. ત્યાં ચોમાસા બાદ પણ ઘુટણના દરદને લીધે કેટલીક મુદત રહેવું પડયુ. પછી પટ્ટી થઇ જીરે પધાર્યા સંવત **૧૯૫૧** નુ ચોમાસુ જીરે કર્યું. પટ્ટીથી એક નવીન ગ્રંથ લખવાનો પ્રારંભ કર્યો હતો, તે ગ્રંથ અહિં પૂર્ણ કર્યો. અને તેનું નામ **"તત્ત્વ નિર્ણય પ્રાસાદ"** રાખ્યું. આ નવીન ગ્રંથ પૂર્ણ કર્યાં બાદ મહારાજ શ્રીએ મહાભારતની આદ્યોપાંત સ્વાધ્યાય કરી. ઋગ્વેદ આદિ ચારે વેદોની સ્વાધ્યાય તો પ્રથમ તેમણે કરી લીધી હતી. તેમ બ્રાહ્મણ ભાગોની પણ (જેટલા છાપેલા મળ્યા તેટલાની) સ્વાધ્યાય કરી હતી. હવે પુરાણોની સ્વાધ્યાય કરવાની ઇચ્છા થવાથી મહાભારત, વિશ્ણુપુરાણ, શિવપુરાણ, માર્કંડેય પુરાણ, મત્સ્ય પુરાણ, ભાગવત પુરાણ, પારાસર સ્મૃતિ, અને બ્રહ્મવૈવર્ત્ત પુરાણ, ઇત્યાદિ ગ્રંથો મગાવી તેમાંના કેટલાકની સ્વાધ્યાય કરી લીધી છે. અને બાકીની પણ કરવાની તેઓ ઇચ્છા રાખે છે. ચોમાસા બાદ જીરેથી તેઓ પટ્ટી પધાર્યા. ત્યાં ગુજરાતમાથી મોકલાવેલ સ્ફાટિક પ્રતિમા તથા પજાબ દેશની પ્રતિમા મળીને ૫૦ પ્રતિમાઓની અજનશલાકા કરી. એ ક્રિયા કરાવવા માટે ગુજરાતમાંથી પૂર્વોક્ત શ્રાવક ગૃહસ્થો આવ્યા હતા. પટ્ટીથી તેઓ અંબાલાના શ્રાવકોના આગ્રહથી ત્યાં પધાર્યા. અને સવત **૧૯૫૨** નું ચોમાસુ અંબાલામાં કર્યું. એ ચોમાસા પહેલા જુનાગઢના દાક્તર ત્રિભોવનદાસે આવીને મહારાજની બીજી આંખનો મોતીયો કઢાડયો હતો.

એ રીતે મહારાજ શ્રી આત્મારામજીનું આજ સુધીનુ જીવન ચરિત્ર અમે માત્ર **સં**ક્ષેપમાં વર્ણવ્યુ છે. તે ઉપરથી જણાશે કે, એ મહાત્મા પુરૂષે વિદ્યાની પ્રાપ્તી, ધર્મ શોધન, અને જૈન ધર્મના ઉદ્ધારને માટે કેટલો બધો પરિશ્રમ વેઠ્યો છે. અને તેમા અતે કેવો જય મેળવ્યો છે. આવા મહાત્મા પુરૂષને ધન્ય છે! આ દેશનાં સર્વ ક્ષેત્રોમાં મળીને **મ**હારાજ શ્રી ના શુમારે **૧૦** હજાર શ્રાવકો કહેવાય છે, તેમજ તેમણે ઘણે **સ્થળે નવાં** જૈન મદિરો સ્થાપિ તેની પ્રતિષ્ઠાઓ કરાવી છે, એજ તેમના અપૂર્વ જયની **નિશાની છે**

# સરદાર ખાનબહાદુર દસ્તુર હોશંગ જામાસ્પ.

## સમસુલ ઉલમા, ડૉકતર ઓફ ફીલૉસૉફી.

આ મહાપુરૂષનો જન્મ તા. ૨૬ એપ્રીલ સને ૧૮૩૩ માં **નવસારીમાં** થયો હતો. તેમના પિતાનું નામ **જામાસ્પ** અને માતાનુ નામ **બચઇજી** હતુ દસ્તુર હોશંગનો વિદ્યાભ્યાસ ન્હાની વયથીજ ઘણો આગળ વધ્યો હતો. તે એટલે સુધી કે માત્ર ૧૩ વર્ષની કુમળી વયમાં તેમણે ઝંદ, પેહેલવી, અને ફારસી ભાષાની માહીતગારી મેળવી હતી. આ વખતે તેમના પિતા જામાસ્પ તેમને ન્હાની વયમાં મૂકીને ગુજરી ગયાથી એ ખોટ તેમને ભારે થઇ પડી હતી.

તેમના પિતાના મરણ પછી પારસી દસ્તુરની ગાદી તેમના મોટા ભાઇ દસ્તુર નૌશીરવાનજીને મળી હતી. તેથી દસ્તુર હોશંગ પોતાના વડીલ ભાઇની પાસે હૈદ્રાબાદમાંજ રહ્યા હતા. ત્યાં તેમણે એક મોહમેદન મોલવી ઉસ્તાદની તાલીમ હેઠળ પોતાનો ફારસી, આરબી, અને ઉર્દુ અભ્યાસ આગળ વધાર્યો હતો. નિજામના મૂલકમાં તેઓ લગભગ આઠ વર્ષ રહ્યા હતા, તેટલામાં તેમણે ઝંદ, પેહેલવી, પાઝંદ, અરેબીક, ફારસી, અને ઉર્દુ ભાષાઓની પુરતી માહીતગારી મેળવી હતી. તેઓ હૈદ્રાબાદથી પોતાની ૨૧ વર્ષની ઉમ્મરે પુનામાં પાછા આવ્યા, ત્યારે તેમણે **સંસ્કૃત** અને **મરાઠી** ભાષાનો અભ્યાસ કરવાનુ શરૂ કર્યું, અને તે કામને માટે જાણીતા પંડીતોને રોકવામાં આવ્યા હતા. વળી એજ વખતે ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવાનો આરંભ તેમણે કર્યો હતો. આટલી ન્હાની વયમાં આટલી બધી જાણીતી અને કઠિણ ભાષાઓનો અભ્યાસ કર્યા છતાં, જાણે હજુ વિદ્યારૂપી અમૃતનું પાન કરવાને ઘણા આતુર હોય, તેમ તેમણે લૅટીન, જર્મન, અને હિબ્રુ ભાષાઓ શીખવા તરફ નજર કરી. અને પ્રખ્યાત જર્મન વિદ્વાન ડૉક્ટર હાઉગ, કે જેઓ સને ૧૮૫૮ મા પુનાની પાઠશાળાના પ્રોફેસર હતા, તેમની તથા બીજા યાહુદી વિદ્વાનોની પાસેથી એ ભાષાઓ તેમણે શીખવા માંડી હતી. અને એ રીતે ગુજરાતી સિવાય ૧૨ જુદી જુદી ભાષાઓનું જ્ઞાન મેળવવાને તેઓ ભાગ્યશાળી થયા છે.

દસ્તુર હોશંગે પોતાની અભ્યાસી જીંદગી પૂરી કર્યા પછી તેમણે ચાર પાંચ વર્ષ સુધી કાયદાનો અભ્યાસ કર્યો હતો. અને તે પછી તેઓ બિરાર ગયા હતા, કે જ્યાં તેમના બે ભાઇઓ દસ્તુર બમનજી તથા દસ્તુર રતનજી કમીશન ખાતામાં મોટા અધિકાર ઉપર હતા. દસ્તુર હોશંગે ત્યાં ગયા પછી પોતાની વિદ્વતા અને ચાલાકીથી એ તરફના પખ્યાત સરકારી અમલદારોનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું હતું. તેમાં કેપ્ટન **કેમ્પબેલ** મુખ્ય હતો. તેના મગજપર આ દસ્તુરની ઉંચી કેળવણી અને શક્તિની છાપ એવી તો મજબુત પડી ગઇ કે તેણે તુર્ત પોતાના હાથ નીચે તેમને આસીસ્ટંટ ઇનામ કમીશનરનો હોદ્દો આપ્યો, આ માન ભરેલી પદવી તેમણે ૭ મહિના ભોગવ્યા બાદ એ ખાતુ સરકારે બંધ કરવાથી તેમને પોલીસ ખાતામાં મોટો અધિકાર આપવાની માગણી કરી. પરંતુ દસ્તુરે પોતાના સ્વતંત્ર સ્વભાવને લીધે ઉપકાર સાથે તે લેવાની ના પાડી. અને તેઓ ત્યાંથી પોતાને વતન પુને ગયા.

માસા બાદ તેઓ વેરાવાલ પધાર્યા. ત્યાં તેમને મુબઇની "જૈન એસોસીએશન ઓફ ઇન્ડિયા" ની મારફતે ચીકાગોનો પત્ર મળ્યો. તેમાં ચીકાગોમાં ભરાવાના વિશ્વ પ્રદર્શન વખતે દેશ પરદેશના ધર્મ ગુરૂઓનો જે મોટો મેળાવડો ત્યાં થવાનો હતો, તેમાં બિરાજવાને તેમને આમત્રણ કરવામાં આવ્યું હતું. પરંતુ પોતાની સાધુવૃત્તિને ખલેલ પહોચે તેથી ત્યાં નહિ જઇ શકવાથી તેમણે ચીકાગોના કાગળની નકલ, તથા તેમણે મગાવેલો સક્ષેપ જન્મ હેવાલ અને પોતાની છબી વગેરે મુબઇ મોકલાવી આપ્યાં. તેથી સઘે સભા કરી "મી. વીરચંદ રાઘવજી ગાંધી બી. એ." ને જૈન ધર્મના પ્રતિનિધિ તરીકે ચીકાગો મોકલવાનો ઠરાવ કર્યો. એ વેળાએ મહારાજ શ્રીનો મુકામ વેરાવાલથી ઝંડીઆલે થઇ અમૃતસરમાં થયો હતો. ત્યાં મી. વીરચંદ રાઘવજીએ જઇને તેમને વિનતિ કરી કે, મને ચીકાગો જવાની સઘે આજ્ઞા કરી છે, તેથી હું ત્યાં જવાને તૈયાર થયો છું માટે મને મદદ તરીકે થોડોક નિબધ લખી આપવાની કૃપા કરો. તે ઉપરથી મહારાજ શ્રીએ એક મહિના સુધી પરિશ્રમ લેઇને એક નિબધ તૈયાર કરી આપ્યો હતો. તે નિબંધ હાલ મી. વીરચંદ રાઘવજી પાસે છે. તેને છપાવી પ્રગટ કરવાનો કેટલાક જણનો વિચાર છે.

મહારાજ શ્રી આત્મારામજી અમૃતસરથી પાછા ઝંડીઆલે પધાર્યા, અને સંવત ૧૯૫૦ નું ચોમાસુ ત્યાંજ કર્યું. ત્યાં ચોમાસા બાદ પણ ઘુટણના દરદને લીધે કેટલીક મુદત રહેવું પડયુ. પછી પટ્ટી થઇ જીરે પધાર્યા. સંવત ૧૯૫૧ નું ચોમાસુ જીરે કર્યું. પટ્ટીગી એક નવીન ગ્રંથ લખવાનો પ્રારંભ કર્યો હતો, તે ગ્રંથ અહિં પૂર્ણ કર્યો. અને તેનું નામ "તત્ત્વ નિર્ણય પ્રાસાદ" રાખ્યું. આ નવીન ગ્રંથ પૂર્ણ કર્યા બાદ મહારાજ શ્રીએ મહાભારતની આદ્યોપાંત સ્વાધ્યાય કરી. ઋગ્વેદ આદિ ચારે વેદોની સ્વાધ્યાય તો પ્રથમ તેમણે કરી લીધી હતી. તેમ બ્રાહ્મણ ભાગોની પણ (જેટલા છાપેલા મળ્યા તેટલાની) સ્વાધ્યાય કરી હતી. હવે પુરાણોની સ્વાધ્યાય કરવાની ઇચ્છા થવાથી મહાભારત, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, માર્કંડેય પુરાણ, મત્સ્ય પુરાણ, ભાગવત પુરાણ, પારાસર સ્મૃતિ, અને બ્રહ્મવૈવર્ત પુરાણ, ઇત્યાદિ ગ્રંથો મગાવી તેમાંના કેટલાકની સ્વાધ્યાય કરી લીધી છે, અને બાકીની પણ કરવાની તેઓ ઇચ્છા રાખે છે. ચોમાસા બાદ જીરેથી તેઓ પટ્ટી પધાર્યા. ત્યાં ગુજરાતમાંથી મોકલાવેલ સ્ફાટિક પ્રતિમા તથા પજાબ દેશની પ્રતિમા મળીને ૫૦ પ્રતિમાઓની અજનશલાકા કરી. એ ક્રિયા કરાવવા માટે ગુજરાતમાથી પૂર્વોક્ત શ્રાવક ગૃહસ્થો આવ્યા હતા. પટ્ટીથી તેઓ અંબાલાના શ્રાવકોના આગ્રહથી ત્યાં પધાર્યા. અને સવત ૧૯૫૨ નું ચોમાસુ અંબાલામાં કર્યું. એ ચોમાસા પહેલાં જુનાગઢના દાક્તર ત્રિભોવનદાસે આવીને મહારાજની બીજી આંખનો મોતીયો કઢાડયો હતો.

એ રીતે મહારાજ શ્રી આત્મારામજીનુ આજ સુધીનું જીવન ચરિત્ર અમે માત્ર સક્ષેપમાં વર્ણવ્યું છે. તે ઉપરથી જણાશે કે, એ મહાત્મા પુરૂષે વિદ્યાની પ્રાપ્તી, ધર્મ શોધન અને જૈન ધર્મના ઉદ્ધારને માટે કેટલો બધો પરિશ્રમ વેઠયો છે. અને તેમાં અંતે કેવો જય મેળવ્યો છે. આવા મહાત્મા પુરૂષને ધન્ય છે! આ દેશનાં સર્વ ક્ષેત્રોમાં મળીને મહારાજ શ્રી ના શુમારે ૧૦ હજાર શ્રાવકો કહેવાય છે, તેમજ તેમણે ઘણે સ્થળે નવાં જૈન મદિરો સ્થાપિ તેની પ્રતિષ્ઠાઓ કરાવી છે, એજ તેમના અપૂર્વ જયની નિશાની છે.

# સરદાર ખાનબહાદુર દસ્તુર હોશંગ જામાસ્પ.

## સમસુલ ઉલમા, ડૉકતર ઑફ ફીલૉસૉફી.

આ મહાપુરૂષનો જન્મ તા. ૨૬ એપ્રીલ સને ૧૮૩૩ માં **નવસારીમાં** થયો હતો. તેમના પિતાનું નામ **જામાસ્પ** અને માતાનુ નામ **બચઇજી** હતુ દસ્તુર હોશગનો વિદ્યાભ્યાસ ન્હાની વયથીજ ઘણો આગળ વધ્યો હતો. તે એટલે સુધી કે માત્ર ૧૩ વર્ષની કુમળી વયમાં તેમણે ઝંદ, પેહેલવી, અને ફારસી ભાષાની માહીતગારી મેળવી હતી. આ વખતે તેમના પિતા જામાસ્પ તેમને ન્હાની વયમાં મૂકીને ગુજરી ગયાથી એ ખોટ તેમને ભારે થઇ પડી હતી.

તેમના પિતાના મરણ પછી પારસી **દસ્તુરની** ગાદી તેમના મોટા ભાઇ દસ્તુર નોશીરવાનજીને મળી હતી. તેથી દસ્તુર હોશગ પોતાના વડીલ ભાઇની પાસે હૈદ્રાબાદમાંજ રહ્યા હતા. ત્યા તેમણે એક મોહમેદન મોલવી ઉસ્તાદની તાલીમ હેઠળ પોતાનો ફારસી, આરબી, અને ઉર્દુ અભ્યાસ આગળ વધાર્યો હતો. નિજામના મૂલકમાં તેઓ લગભગ આઠ વર્ષ રહ્યા હતા, તેટલામા તેમણે ઝંદ, પેહેલવી, પાઝંદ, ગ્રેગીક, ફારસી, અને ઉર્દુ ભાષાઓની પુરતી માહીતગારી મેળવી હતી. તેઓ હૈદ્રાબાદથી પોતાની ૨૧ વર્ષની ઉમ્મરે પુનામાં પાછા આવ્યા, ત્યારે તેમણે **સંસ્કૃત** અને **મરાઠી** ભાષાનો અભ્યાસ કરવાનુ શરૂ કર્યું, અને તે કામને માટે જાણીતા પંડીતોને રોકવામાં આવ્યા હતા. વળી એજ વખતે ઈંગ્રેજી ભાષાનુ જ્ઞાન મેળવવાનો આરંભ તેમણે કર્યો હતો. આટલી ન્હાની વયમાં આટલી બધી જાણીતી અને કઠિણ ભાષાઓનો અભ્યાસ કર્યા છતાં, જાણે હજુ વિદ્યારૂપી અમૃતનું પાન કરવાને ઘણા આતુર હોય, તેમ તેમણે લૅટીન, જર્મન, અને **હિબ્રુ** ભાષાઓ શીખવા તરફ નજર કરી. અને પ્રખ્યાત જર્મન વિદ્વાન ડૉકટર **હાઉગ**, કે જેઓ સને ૧૮૫૮ માં પુનાની પાઠશાળાના પ્રોફેસર હતા, તેમની તથા બીજા યાહુદી વિદ્વાનોની પાસેથી એ ભાષાઓ તેમણે શીખવા માંડી હતી. અને એ રીતે ગુજરાતી સિવાય ૧૨ જુદી જુદી ભાષાઓનું જ્ઞાન મેળવવાને તેઓ ભાગ્યશાળી થયા છે.

દસ્તુર હોશગે પોતાની અભ્યાસી જીંદગી પૂરી કર્યાં પછી તેમણે ચાર પાચ વર્ષ સુધી કાયદાનો અભ્યાસ કર્યો હતો. અને તે પછી તેઓ બિગર ગયા હતા, કે જ્યાં તેમના બે ભાઇઓ દસ્તુર બમનજી તથા દસ્તુર રતનજી કમીશન ખાતામાં મોટા અધિકાર ઉપર હતા. દસ્તુર હોશગે ત્યાં ગયા પછી પોતાની વિદ્વતા અને ચાલાકીથી એ તરફના ઘણાક સરકારી અમલદારોનું ધ્યાન પોતાની તરફ ખેંચ્યું હતું. તેમાં કેપ્ટન કેમ્પબેલ મુખ્ય હતો. તેના મગજપર આ દસ્તુરની ઉંચી કેળવણી અને શક્તિની છાપ એવી તો મજબુત પડી ગઇ કે તેણે તુર્ત પોતાના હાથ નીચે તેમને આસીસ્ટંટ ઇનામ કમીશનરનો હોદ્દો આપ્યો, આ માન ભરેલી પદી તેમણે ૭ મહિના ભોગવ્યા બાદ એ ખાતુ બંધ કરવાથી તેમને પોલીસ ખાતામાં મોટો અધિકાર આપવાની માગણી કરી. દસ્તુરે પોતાના સ્વતંત્ર સ્વભાવને લીધે ઉપકાર સાથે તે લેવાની ના પાડી અને પોતાને વતન પુને ગયા.

દસ્તુર હોસંગ સિરારથી પુનામાં પાછા આવ્યા, તે વખતે સને ૧૮૫૭ નું બંડ સ્કરી સીપાઈઓ વગેરેના બળથી જાગ્યું હતું. એ કામમાં આ દસ્તુરજીની મદદ સરકારને ઘણીજ ઉપયોગી થઇ પડી હતી. પ્રખ્યાત લુટારા તાતીયાટોપીની સઘળી બારીક હીલચાલો અને ખબરો પોતાના ખાસ વિશ્વાસુ મિત્રોની મદદથી તેમણે સિરાર અને ખાનદેશથી મગાવીને સરકારને વખતો વખત પૂરી પાડી હતી. જેને માટે તેમને પોતાને ખર્ચે કામે કામ 'છુપુ ખબર ખાતુ' રાખવું પડ્યું હતું. આવા બારીક વખતમાં તેમને પોતાનું ફારસી અને ઉર્દુ ભાષાનું જ્ઞાન ઘણુંજ ઉપયોગી અને કીમતી થઇ પડયું હતું. કારણ કે હુલ્લડખોરોના કબજામાંથી મળી આવતા દસ્તાવેજ અને કાગળો તથા સંદેશાનો તર્જુમો સત્તાવાળાઓને પૂરો પાડવાનું વિશ્વાસ ભર્યું કામ આ કાબેલ દસ્તુરને હાથ હતું. આ બીન સ્વાર્થિ સેવાની વાત લોકોમાં પ્રસિદ્ધ થવાથી થોડા વખત માટે તેમની જીંદગી જોખમમાં આવી પડી હતી. પરંતુ ઇશ્વર કૃપાથી થોડા સમયમાં સઘળે શાંતિ ફેલાઇ હતી. સને ૧૮૫૯ માં પુનાના તે વખતના કલેકટર મી. ડંકન દેવીડસને તેમની એ કીમતી અને બિન સ્વાર્થી સેવાને માટે એક પત્ર લખીને ઘણી સ્તુતિ કરી ઉપકાર માન્યો હતો.

એ પછી સને ૧૮૫૯ માં માલવાના પારસીઓ તરફથી દસ્તુર હોશંગને "વડા દસ્તુર" નો હોદ્દો મળવા તેઓ મઉ ગયા. ત્યાં તેમણે પાંચ વર્ષની પોતાની કારકિર્દીમાં ઘણા ઉપયોગી કામો કરવા તથા પોતાના જાતભાઈઓની હાલત સુધારવા પાછળ તન મનથી પરિશ્રમ વેઠીને સરકાર તથા લોકોના ભારે વખાણને પાત્ર થયા હતા. જ્યારે તેઓ મઉ છોડીને ગયા, ત્યારે ત્યાંના લોકોએ એક જાહેર મેળાવડા વચ્ચે તેમને માનપત્ર તેમજ કીમતી શાલ અને ઘડી વગેરે ભેટ આપીને પોતાનો પૂર્ણ સંતોષ પ્રગટ કર્યો હતો. વળી ત્યાંના મેજર જનરલ સર એડવર્ડ ગ્રીનને પોતાના પત્રમાં દસ્તુરજીને લખી જણાવ્યું હતું કે;—"આ મોટા શેહેરના લોકોના ભલા અર્થે કામ કરવા માટે તમે મને જે કીમતી મદદ આપી હતી, તે ખચિત ઉપયોગી થઇ પડી છે. હું ખાત્રીથી કહું છું કે તમારા દરેક કામમાં તમે ફતેહમંદ ઉતરો છો, તે તમારા બોહોળા જ્ઞાનના બંડોળનાજ પ્રતાપ છે."

ત્યાર પછી નામદાર મુંબઈ સરકારે જરતોસ્તી ધર્મને લગતા જૂના અને અપ્રસિદ્ધ ગ્રંથો શોધી કહાડીને એકઠા કરવાનું મોટું કામ ડૉકટર હાગને તથા દસ્તુર હોશંગને સોંપ્યું હતું. તે કામને માટે તેમણે ડૉકટર હાગની સાથે વલસાડ, સુરત, ભરૂચ, નવસારી અને અમદાવાદ વગેરે શેહેરોમાં ફરીને પોતાની બોહોળી પીછાન અને જરથોસ્તી જ્ઞાનના મોટા બંડોળથી એ કામ ઘણીજ ફતેહમંદી સાથે પાર ઉતાર્યું હતું. જેને માટે ડૉકટર હાગે સરકારમાં તેમનાં ઘણાં વખાણ કર્યા છે.

ઉપરનું કામ પુરૂં થયા પછી ઝંદ, પેહેલવી અને પાઝંદ ભાષામાં જરથોસ્તી ધર્મને લગતાં જે પુસ્તકો હોય તે અસલ મુજબ પ્રસિદ્ધ કરવા, તથા કેટલાએકના તર્જુમા કરી નોધ અને વધારા સુધારા સાથે રચી પ્રગટ કરવાનું મહાભારત કામ તેમને માથે આવી પડ્યું હતું. તે કામ પણ તેમણે પોતાના બોહોળા જ્ઞાન વડે ફતેહમંદીથી પાર ઉતાર્યું છે. યુરોપના વિદ્વાનોને જરથોસ્તી ધર્મનો અભ્યાસ કરવાની જે અનેક અડચણો પડતી હતી, તે આ કામ પાર ઉતર્યાથી ઘણે દરજ્જે દૂર થઇ છે, તેમણે પ્રગટ કરેલા 'ઝંદ'

૧૮૮૬ મા આસ્ત્રિયાના શેહનશાહે "ડાકટર ઓફ ફીલોસોફી" નો અતિ મોભાવાળો ખિતાબ આપ્યો હતો. સને ૧૮૮૭મા નામદાર મહારાણી ના શુભ પ્રસગે હિંદી સરકારે તેમને "સમસુલઉલમાં" નો મોટો ખિતાબ હતો. એ રીતે આ મોટા વિદ્વાન પુરૂષની યોગ્ય કદર સર્વ ઠેકાણેથી થઇ છે. આનંદની વાત છે.

દસ્તુર હોશગને હાલ ત્રણ પુત્ર હયાત છે. તેઓ પણ ઉચી કેળવણી લેઇને ગ્નાન ધરાવે છે. તેઓમાં વડા પુત્ર બીજા તાલુકદારની જગા ઉપર છે. અને બીજા ખા. બા. ફીરોઝ 'એમ. એ.' ની ચઢતી પક્તિની કેળવણી પામીને હાલ માજીસ્ટ્રેટનો માનવતો હોદ્દો ભોગવે છે. અને ત્રીજા પુત્ર મી. મેહેર પણ 'બી. ની ડીગ્રી પામેલા છે. અને હાલ પુનામાં તેઓ ઓનરરી માજીસ્ટ્રેટનો હોદ્દો ધરાવે

# પ્રકરણ ૧૩ મું

## સ્વદેશ હિતૈષિ પુરૂષો.

### ધી રાઇટ ઑનરેબલ શેઠ દાદાભાઈ નવરોજી.

એમ. પી.

આ સ્વદેશ હિતેચ્છુ મહાત્મા પુરૂષને જન્મ તા. ૪ થી સપટેમ્બર સને ૧૮૨૫, સંવત ૧૮૮૧ ના શ્રાવણ વદી ૭ ને રવીવારે મુંબઇ શેહેરમાં થયો હતો. તેમના પિતાનું નામ **નવરોજજી** અને માતાનું નામ **માણેકબાઇ** હતું. નવસારી જે પારસીઓની ગાઢી વસ્તીવાળુ શેહેર છે. તેમાં **અથોરનાન દોરડી**નું કુળ ઘણું પ્રતિષ્ટિત ગણાય છે. જેના પૂર્વજો મોગલ પાદશાહોના વખતમાં રૂડી રાજ્ય સેવા બજાવવાથી સારા માન ખિતાબ પામ્યા હતા. તથા સારી જાગીર પણ તેમને પ્રાપ્ત થઇ હતી. જે ખાનદાન આજે પણ સારા વિચાર ધરાવનાર તથા માન આબરૂવાળું ગણાય છે તે કુળમાં આ મહાપુરૂષનો જન્મ થયો હતો. મી. દાદાભાઇની ચાર વર્ષની ઉમ્મરમાં તેમના પિતાનું મૃત્યું થયું હતું. તેથી તેમને શિક્ષણ આપવાની બધી જોખમદારી તેમનાં માતુશ્રી માણેકબાઇને માથે આવી પડી હતી. અને એ કામ તેમણે ઘણીજ ખબરદારીથી પાર ઉતાર્યું હતું. પ્રથમ તેમને ગુજરાતી નિશાળમાં મૂક્યા હતા; ત્યાં ગુજરાતી ભાષાનો થોડો ઘણો અભ્યાસ કર્યા પછી "એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુશન" માં દાખલ થયા હતા. ત્યાં તેમની અભ્યાસ કરવાની ખંત સાધારણ જોનારને પણ અચરત કરતી હતી. એવી રીતે મનની કેળવણી મેળવવામાં પોતાનો સમય ગાળવા સાથે શારીરિક સંપત્તિ સંપાદન કરવામાં અર્થાત્ કસરત, ગીલીદંડા વગેરેની રમતોમાં પણ સારૂં લક્ષ તેમણે આપ્યું હતું. એ વખતે ઇંગ્રેજી શીખનારાઓની સંખ્યા થોડી હતી, તોપણ તેમની ચંચળતા અને અભ્યાસ કરવાની ખંત જોઇને તેમના શિક્ષકો તેમને 'Exibition boy' (દર્શનિય છોકરો) કહેતા હતા. જ્યારે વર્ગમાં કાંઈ પ્રશ્ન પુછવામાં આવતો ત્યારે તેઓ એક પગ આગળ રાખી, ભવાં ચઢાવી, [illegible] તરફ આંગળી ઉંચી કરી, ચુપકીથી પણ ઝડપથી ઉત્તર દેતા. તેમના મનની [illegible] તેમને ઉમદા ફળ આપવાને પુરતી દેખાતી હતી. એ વિષે મિસ પોસ્ટને "[illegible] હિંદુસ્તાન" નામે પોતાના ગ્રંથમાં લખ્યું છે કે,—"આગળ પડતું કપાળ અને [illegible] ચળકતી આંખવાળા એક પારસી છોકરાએ ખાસ કરીને અમારૂં ધ્યાન ખેંચ્યું [illegible] શિક્ષકોને મગરૂર કરે એવી રીતે એ શાળામાં લગભગ ૧૫ વર્ષની ઉમ્મરે [illegible] અભ્યાસ કર્યો હતો. એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુશનના કોલેજ વિભાગમાં [illegible]

અર્થ શાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન, અને ગણિતશાસ્ત્રમાં એક્કા ગણાતા હતા. અને પરીક્ષામાં વધારે માર્ક મેળવીને ઇનામ લેવાં એ તો તેમને મન જાણે રમતજ હતી.

સને ૧૮૪૫ માં સર અર્સકિન પેરી જે મુંબઇની સદર અદાલતના જડજ અને "બોર્ડ ઓફ એજ્યુકેશન" ના પ્રમુખ હતા, તેમણે મી. દાદાભાઇને બારીસ્ટરનો અભ્યાસ કરવા ઇંગ્લાંડ મોકલવાની તજવીજ કરી હતી, પણ ઇંગ્લાંડ જવાથી દેશીઓ ખ્રિસ્તિધર્મમાં વટલી જાય, એવી બીકથી તેઓ એ વખતે ત્યાં જઇ શક્યા નહોતા. સને ૧૮૪૯ માં તેઓ એક શિક્ષક તરીકે બહાર પડ્યા હતા. તેમાં તેમણે પોતાના વિદ્યાર્થીઓ વગેરેની સારી પ્રીતિ સંપાદન કરી હતી. સને ૧૮૫૧ માં કૉલેજમાં તેમને ગણિતશાસ્ત્રના "પ્રોફેસર" ની જગો મળી હતી. હિંદુસ્તાનમાં પહેલવહેલા પ્રોફેસર થવાનું માન તેમનેજ મળ્યું હતું. ત્યાં તેમણે પોતાના એ માન ભર્યા હોદ્દાનું કામ ઘણું ઉત્તમ રીતે કરીને "બોર્ડ ઓફ એજ્યુકેશન" તરફથી વખાણ મેળવવાને ભાગ્યશાળી થયા હતા. આવી રીતે વિદ્યા શિખવા અને શિખવવામાંજ તેઓ પોતાનો કાળ કાઢતા નહોતા, પરંતુ સને ૧૮૪૫ ની સાલથી તેમણે જાહેર સેવા કરવાનો આરંભ કર્યો હતો. તેઓ જે કંઇ કરતા તે નરમાશ, ડહાપણ, અનુભવ, અને ખંતથી કરતા, જેથી લોકોની મદદ મળતાં વાર લાગતી નહિ. તે સમયમાં જે જે જાહેર મંડળો થતાં તેમાં તેઓ અગ્રેસર હતા. તેમના શ્રમથી ઘણાંક લોકોપયોગી કામો આરંભાયાં હતાં.

ધી સ્ટુડંટ લીટરરી, સાયન્ટીફીક સોસાઇટી, જ્ઞાનપ્રસારક મંડળી, ધી બોમ્બે એસોસિએશન, અને કન્યાશાળા ઇત્યાદિ ઘણાં લોકોપયોગી ખાતાં તેમનીજ આગેવાનીથી સ્થપાયાં હતાં. કન્યાશાળા પાછળ તો તેઓ ઘણુંજ ધ્યાન આપતા હતા. કારણ કે પ્રખ્યાત નેપોલિયન બોનાપાર્ટની કહેણીની ખૂબી તેઓ સારી પેઠે સમજતા હતા, કે દેશોદય કરવો હોય તો માતાને જ્ઞાન આપવું. એથીજ સ્ત્રી કેળવણીની દેશમાં વૃદ્ધિ કરવા માટે તેઓ ઘણી મેહેનત લેતા. જ્ઞાનપ્રસારક મંડળીમાં તેમણે ખગોળવિદ્યા અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર ઉપર અઢાર ભાષણો આપ્યાં હતાં. તેજ પ્રમાણે બીજી સભાઓમાં પણ તેમણે જૂદા જૂદા વિષયો ઉપર ઘણાં ભાષણો આપ્યાં હતાં. વળી સમાચાર દર્પણમાં "સોક્રેટીસ અને પ્રોટેગોરીસ" ના મથાળા હેઠળ ઘણાંક લેખો તેમણે લખ્યા હતા. સને ૧૮૫૧ માં "રાસ્ત ગોફતાર" પત્ર પ્રથમ તેમણેજ કાઢ્યું હતું, તેમાં બે વર્ષ સુધી તેમણે અધિપતિનું કામ કર્યું હતું. આ રીતે જાહેર કામોમાં ભાગ લીધા છતાં તેમણે ફ્રેન્ચ ભાષા શીખવાનું ચાલું રાખ્યું હતું.

સને ૧૮૫૫ માં મી. કામાની કંપનીએ ઇંગ્લાંડમાં પોતાની પેઢી કાઢી હતી, તેના ભાગીદાર થઇને મિ. દાદાભાઇ ઇંગ્લાંડમાં ગયા. ત્યાં હિંદના હિતેચ્છુઓ મી. બ્રાઇટ, મી. ફૉસેટ, અને મી. ગ્લાડસ્ટન જેવા મહાત્માઓનો તેમને સારો સમાગમ થયો. અને એથી તેમની દૃષ્ટિ વિશેષ વિશાળ થઇ, એકજ ઇલાકાની રાજ્યનીતિ માટે આજ સુધી તેઓ પ્રયત્ન કરતા હતા, તે હવે આખા હિંદના સાર્વજનિક માટે કમર કસવા માંડી. ત્યાંના તેમણે નાની મોટી મોટી મંડળીઓમાં ભાષણો આપીને હિંદુસ્થાન સંબંધી સવાલોની [illegible] ત્યાંના લોકોના મનમાં સારી છાપ પાડી તેમ મુંબઇ ઇલાકાના કેટલાક ગવર્નરોને તેમના પ્રશ્નોને [illegible]

[illegible] અભ્યાસ કરવા સારૂ મોકલવા સમજાવ્યા, અને જેઓ ત્યાં ગયા, તેમની દેખરેખ રાખવાનું કામ તેમણે પોતાને માથે લીધું હજુ પણ જેઓ આ દેશમાંથી વિલાયત જાય છે, તેઓ મી. દાદાભાઈની પરોણાગત માટે વખાણ કરે છે. વેપારી તરીકે પણ તેઓની પ્રામાણિકતા લોક પ્રસિદ્ધ થઇ હતી. વેપારમાં ચિત્ત રાખવા છતાં તેઓ દેશ કલ્યાણનાં કામો કરવાને ભૂલ્યા નહોતા. વિલાયતમાં તેઓ ઘણીક પ્રસિદ્ધ મંડળીઓના સભાસદ હતા, તેમ તેઓ "લંડન ઇન્ડીયન સોસાઇટી" ના પ્રમુખ, "ઇસ્ટ ઇન્ડીઆ આસોસીએશન" ના મંત્રી, "લંડન યુનિવર્સિટિ કૉલેજ" માં ગુજરાતી ભાષાના પ્રોફેસર, અને સેનેટના એક સભાસદ હતા. એ સિવાય બીજા પણ ઘણા ખાતાઓ સાથે તેમને સંબંધ હતો. સને ૧૮૫૮ માં તેઓ ઇંગ્લાંડથી મુંબઇ પાછા આવ્યા હતા. અને થોડો વખત રહીને ફરીને ઇંગ્લાંડ ગયા હતા.

સને ૧૮૫૯માં સિવિલસર્વિસની પરીક્ષામાં ઉમ્મર ઓછી કરવાથી મી દાદાભાઇએ એ વખતના હિંદના પ્રધાન **લૉર્ડ સ્ટેનલી** સાથે પત્ર વ્યવહાર ચલાવ્યો હતો. જેનું પરિણામ એ આવ્યું હતું કે, ઇન્ડીઆ ઓફીસે એવી કબુલાત આપી કે, હવે પછી સિવિલસર્વિસના કાયદાઓમાં આગળથી પ્રસિદ્ધ કીધા વિના ફેરફાર કરવામાં આવશે નહિ. સને ૧૮૬૦ માં તેમણે માન્ચેસ્ટર નગરમાં 'રૂ પુરવણી' ઉપર એક ભાષણ આપ્યું હતું. જે ઘણું લોકપ્રિય થયું હતું. સને ૧૮૬૧ માં પારસી રીતભાતો અને ધર્મ માટે કેટલાંક ભાષણો તેમણે લંડનમાં કર્યાં હતાં. સને ૧૮૬૫ માં 'લંડન ઇન્ડીયન સોસાઇટી' માં સિવિલસર્વિસના કાયદા માટે તેમણે ભાષણો આપ્યાં હતાં, જેનું પરિણામ એવું આવ્યું કે સંસ્કૃત અને આરબી ભાષાઓની માર્કો જે ઓછી કરી હતી, તે પહેલા જેટલીજ રાખવી પડી. સને ૧૮૬૬માં 'ઇન્થોલૉજીકલ સોસાઇટી' માં "**એશિયા અને યુરોપના લોકો**" એ વિષય ઉપર તેમણે ભાષણ આપ્યું હતું એ મંડળીના પ્રમુખ **મી. ક્રાફર્ડે** એશિયાના લોકો માટે જે કહ્યું હતું, તે નાપાયાદાર છે, એમ સિદ્ધ કરવા માટે તેમનો [illegible] પ્રયાસ હતો, જે ઘણે દરજ્જે પાર પડ્યો હતો. એ પછીનો ઘણો વખત 'ઇસ્ટ "

એક મોટી સભા ભરીને તેમને એક માનપત્ર અને રૂપિયાની થેલી વગેરે ભેટ આપ્યું હતું

હિંદુસ્થાન એશિયાના મધ્યમાં આવવાથી તેના ઉપર અનેક રાજ્યો [illegible] છે, તેથી વિદેશી પરધર્મિ રાજ્યને લીધે જેવી જોઇએ તેવી જન સમૂહની સંભાળ [illegible] નથી. હિંદવાસીઓ કાયદાની લડત કરી જાણતા નથી, કેમકે એ શૈલીનું તેમને જ્ઞાન નથી માટે જે દુઃખો પડે છે, તે સહનશીલ થઇ તેઓ ખમે છે. બીજા દેશોની પ્રજા પેઠે તોફાન દંગો કરવામાં તેઓ પોતાને હલકુ સમજે છે. પણ દૈવનો બનાવ છે. એમ જાણી સર્વ દુઃખ ખમ્યાં જાય છે. તેઓ ભુખમરો સહન કરે છે, તથાપિ અન્યાય કરવાને આ હતા નથી. આવી સ્થિતિ આ ભારતવર્ષની પ્રજાની દેખીને દયાળુ શેઠ દાદાભાઇનું કાળજુ કપાવા માંડ્યું. તુર્ત તેમણે એ સંબંધી ઘણી ઉંડી તપાસ કરવા માંડી. અને પરિણામે "ધી બામ્બે બ્રૅન્ચ ઓફ ધી ઇસ્ટ ઇન્ડીયા એસોસીએશન" હજુર કેટલાંક ભાષણો આપ્યાં જેમણે એ ભાષણો વાંચ્યાં હશે, તેમને 'હિંદુસ્થાનની ગરીબાઇ' એ વિષયનો મી. દાદાભાઇએ કેટલો બધો અભ્યાસ કીધો છે, તેની ખાત્રી થયા વગર રહી નહિજ હોય તેમણે એમ લખીનેજ વચનચર ન થતાં 'ઇન્ડીઆ ઓફીસ' સાથે પત્ર વ્યવહાર ચલા વ્યો હતો. જેથી ઇગ્લાંડમાં એ વાત ચર્ચાવા લાગી, અને કેટલાક ભલા ઇંગ્રેજો આ કામમાં સારી દીલસોજી બતાવવા લાગ્યા. ત્યાર પછી તેમણે "હિંદુસ્થાનની હાલત," "હિંદુસ્થાનની ગરજો," હિંદુસ્થાનનો વેપાર," અને "હિંદુસ્થાનની નાણાં સબંધી વ્યવ સ્થા," એ વિષયો ઉપર જુદા જુદા લેખ લખ્યા. વળી વચમાં "ઇન્ડીઆ ઓફીસ" મ સર સ્ટેફર્ડ નાર્ટકોટ, અને મી. ગ્રાંટ ડફ સાથે સિવિલસર્વિસ સંબધી પત્ર વ્યવહાર કીધો હતો. જેનું પરિણામ એ આવ્યું કે, 'સ્ટેચ્યુટરી સિવિલસર્વિસ' નું ધોરણ સરકારને દાખલ કરવાની જરૂર પડી.

સને ૧૮૭૩ માં "પાર્લામેન્ટરી સિલેકટ કમિટી" આગળ 'હિંદુસ્થાનની હાલત વિષે' સાક્ષી આપવાને તેઓ ઇગ્લાંડ ગયા હતા. આ કમિટી મી. દાદાભાઇની મેહેનત અને "ઇસ્ટ ઇન્ડીયા એસોસીએશન" ની મદદથી થયેલી હતી. એ કમિટીએ જે ખબરો મેળવી, તેથી કેટલાક ન્યાયી ઇંગ્રેજોનું ધ્યાન હિંદુસ્થાનના સવાલો તરફ ઘણું ખેંચાયું હતું.

પાર્લામેન્ટરી બ્લુબુકમાં મી. દાદાભાઇની જે સુચનાઓ લેવામાં આવી નહોતી, તે તથા 'પાવર્ટી ઓફ ઇન્ડીઆ, હિંદુસ્થાનની ગરીબાઇની વિશો શોધ કરતાં જે જણાયું હતું તે માટે ન્યાયથી ખરા આંકડાઓ સાથે 'Condition of India' (હિંદુસ્થાનની હાલત) એ ઉપર તેમણે લેખ લખ્યો હતો. તેમાં "સેક્રેટરી ઓફ સ્ટેટ"સાથે થયેલો પત્રવ્યવહાર છે. તેમાં જે નિર્ણિત કીધું છે, તેને હિંદુસ્થાનનો પ્રધાન રદ કરી શક્યો નથી. આ ગ્રંથ પક્ષીજ [illegible] લખ્યો છે. તેનો થોડોક સાર આ પ્રમાણે છે:—

"દેશનો વહીવટ ચલાવવા માટે જે [illegible] એજન્સી, રાખવામાં આવી છે, તે એટલી બધી ભોગદાર છે, કે જે ખરચાળ વહીવટ ચાલુ રહેતો [illegible] [illegible] છે. [illegible] તે [illegible] ન [illegible] [illegible] છે. જમીનની અનેક પ્રકારની પેદાશો, ખાણો, અને [illegible] [illegible] [illegible], [illegible] અનેક [illegible] જે પેદાશ થાય છે, તેની [illegible] [illegible] [illegible] [illegible] ત્યારે [illegible] આવતી નથી, આ રીતે [illegible] [illegible] ગરીબ [illegible] [illegible]

[illegible] છે. તેના રાજ્યવહીવટ માટે વાર્ષિક ૮૦ કરોડ રૂપિયાનો ખર્ચ થાય છે, જેમાંના [illegible] તો બહાર ઉડે છે. ઇંગ્લાંડમાં માણુસ દીઠ ૩૫૦ રૂપિયાથી ઉપર વાર્ષિક આવકની સરાસરી આવે છે. અને જે કઇ કર આપવો પડે છે, તે પાછો તેઓનાજ ફાયદા માટે ફરે છે. એટલે કે એક રૂપમાંથી બીજા રૂપે તેમને તે પાછો મળે છે, તેથી ઇંગ્લાંડનો પૈસો ઇંગ્લાંડમાંજ રહે છે. એટલે કે બહાર જતો નથી. લોન્સની ખરીદીમાં જે જાય છે, તે પણ વ્યાજ સાથે પાછા મળે છે, માટે દેશને સધન કરવાનું તે એક સાધન છે. આ રીતે હિંદુસ્થાન જો કે ગરીબ છે, તો પણ તેના કરભરનારાઓને પોતાની પેદાશથી બમણી રીતે કર આપવો પડે છે, જ્યારે ઇંગ્લાંડ ૧૦ અબજ રૂપિયાની આવક ઉપર બ્રિટિશ ખજાનામાં ૮૦ કરોડ કે ૧ અબજ રૂપિયા આપે છે, જે પાછા લોકોનાજ ઘરમાં પાછા જાય છે. ત્યારે હિંદુસ્થાનમાં માત્ર ૪ અબજ રૂપિયાની પેદાશ ઉપર ૮૦ કરોડનો બોજો નાખવો તે જોગ પ્રજાનો પ્રાણુ લેનાર છે, તેમ સુધરેલી પ્રજામાં એવો રાજ્યવહિવટ કર્ત્તાની કીર્ત્તિને એબ આપનાર છે. માટે આવક જેટલો ખર્ચ રાખી, ખર્ચાળું રાજ્યવહિવટ કરવાની રીતિ ફેરવી નાખવી. અને સિવિલ સર્વિસની પરીક્ષા જેમ ઇંગ્લાંડમાં લેવાય છે, તેમ હિંદુસ્થાનમાં પણ લેવી જોઇએ. કારણકે જે દેશમાં તેઓને વહિવટ કરવો છે, તેનાથી ૬ હજાર મૈલ દૂર ઇંગ્લાંડમાંજ પરીક્ષા રખાવાથી દેશીઓને મોટો ગેરલાભ થાય છે. માટે ગરીબ હિંદુસ્થાનની દાદ લેઇ તેને ન્યાય આપવો, એ બ્રિટિશ પ્રજાનું ભુષણ છે." ઇત્યાદિ.

સને ૧૮૭૪ માં વડોદરાના માજી મહારાજા મલ્હારરાવ ગાયકવાડે મી. દાદાભાઇને પોતાના પ્રધાનનું પદ આપવાથી તેઓ વડોદરે ગયા હતા. એ વખતે વડોદરાનું રાજ્ય ખટપટોથી ભરપુર હતું. તે છતાં તેમણે પોતાની બાહોશી અને કાબેલિયતથી એ રાજ્યમાં ચાલતું અંધેર દૂર કરીને સુધારા દાખલ કરવાની બનતી તજવીજ કરી હતી. પરંતુ એ વખતના ત્યાંના રેસીડેન્ટ કર્નલ ફેર તેમની વિરૂદ્ધ હોવાથી એ ખટપટને પરિણામે થોડા સમયમાં તેમણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું હતું.

વડોદરાનું પ્રધાનપદ છોડીને મી. દાદાભાઇ મુંબઇ ગયા હતા. ત્યાં તેમને મુંબઇની કૉરપોરેશન અને ટાઉન કૌન્સિલના મેમ્બર તરીકે ચૂંટી કહાડ્યા હતા. પોતાના એ કામની કારકિર્દીમાં પાણીના સંબંધમાં સરકારની એક મોટી ભૂલ બતાવીને કારપોરેશનને ૫૦ લાખ રૂપીયાના ખર્ચના ખાડામાં પડતાં બચાવી હતી. જેને માટે કારપોરેશને તેમનો ખાસ ઉપકાર માન્યો હતો. સને ૧૮૭૬ માં તેઓ કારપોરેશનના સભાસદ તરીકેનું રાજીનામું આપીને ઇંગ્લાંડ ગયા હતા. દેશીઓને ઉંચા હોદ્દા મળવાનો માર્ગ કયો છે, એ વિષે તથા સિવિલસર્વિસ સબંધી સર અર્સકિન પેરી સાથે તેમણે લાંબો વખત સુધી પત્ર વ્યવહાર ચલાવ્યો હતો. તથા રાજ્યના નોકરોને જે પેન્સન, અને પગાર વગેરે આપવામાં આવતું હતું, તે સંબંધી સર ડેવીડ વેડરબર્ન સાથે લેખ લખ્યા હતા. સને ૧૮૮૦ માં હિંદુસ્તાનના પ્રધાનને "પંજાબ તથા હિંદુસ્થાનની પેદાશ અને ગરજો" એ વિષે નિબંધ લખી મોકલ્યો હતો. તેમજ સને ૧૮૮૧ સુધી મી. હેંડમેન સાથે હિંદુસ્થાનની બાબતો માટે પત્ર વ્યવહાર ચલાવ્યો હતો.

સને ૧૮૮૨ માં તેઓ ઇંગ્લાંડથી સ્વદેશમાં પાછા આવ્યા હતા. તે વખતે હિંદમાં

કેળવણી સંબંધી તપાસ કરવા માટે લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ [illegible] "એજ્યુ-
કેશન કમીશન" નિમ્યું હતું. તેના ઉપર મી. દાદાભાઈએ કેળવણી સંબંધી [illegible]
ત્યનો નિબંધ લખી મોકલ્યો હતો. આ દેશના વર્તમાનપત્રોના અભિપ્રાયથી [illegible]
લોકોને વાકેફ કરવા માટે તેમણે પ્રસિદ્ધ શેઠ. બેહેરામજી મેહેરવાનજી મલબારી-
ની મદદથી "ધી વાઇસ ઑફ ઇન્ડીઆ" નામે પત્ર કાઢવા માંડ્યું હતું. વળી તેઓ
વિલાયતથી આવ્યા પછી તુરત મુંબઈની મ્યુનિસિપાલિટીમાં દાખલ થઈને ઘણી અગત્યની
સેવાઓ બજાવતા રહ્યા હતા. સને ૧૮૮૪ માં નામદાર લૉર્ડ રીપન આ દેશનો કિના-
રો છોડીને સ્વદેશમાં ગયા, ત્યારે તેમને આ દેશની પ્રજાએ જે અસાધારણ માન આપ્યું
હતું, તેમાં તેમણે ઘણો અગત્યનો ભાગ લીધો હતો.

સને ૧૮૮૫માં નામદાર મુંબઈના ગવર્નર લૉર્ડ રેએ મી. દાદાભાઈને મુંબઈની ધારા
સભામાં એક વધારાના સભાસદ નુ પદ આપ્યું હતું. જેને માટે પ્રજાએ 'અત્યંત' હર્ષ
દર્શાવ્યો હતો. એ વર્ષના ડીસેમ્બર માસમાં 'ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ'ની પ્રથમ સ્થા-
પના થઈ હતી. અને તેની પહેલી બેઠક જે મુંબઈમાં થઈ હતી, તેમાં મી. દાદાભાઈએ
ઘણો અગત્યનો ભાગ બજાવ્યો હતો. મી. દાદાભાઈ સારી પેઠે સમજતા હતા કે જ્યાં
સુધી વિલાયતની પાર્લામેન્ટમાં આ દેશને માટે લડત ચાલશે નહિ ત્યાં સુધી લોકોનું
કલ્યાણ થઈ શકશે નહિ; તેથી પાર્લામેન્ટમાં દાખલ થવાની તેમને ઇચ્છા રહેતી. તેવામાં
ઇંગ્લાંડના આપણા હિતૈષિ પુરુષોએ મી. દાદાભાઈની ચુંટણી પાર્લામેન્ટમાં થઈ શકે તેવી
જોગવાઈ કરી આપવાનું વચન આપ્યું. તેથી તેઓ સને ૧૮૮૬ માં પાછા સ્વદેશના ક-
લ્યાણને અર્થે ઇંગ્લાંડ ગયા. ત્યાં જઈને તેમણે હોલબોર્નના ચુંટણી કરનારાઓ તરફથી
પાર્લામેન્ટમાં બેસવાની ઉમેદવારી કરી, પરંતુ તે વખતનો મામલો એવો તો કઠિણ થઈ
પડ્યો હતો કે ઘણો શ્રમ વેઠ્યા છતાં તેઓ પાર્લામેન્ટમાં બેસવાને ફતેહ પામ્યા નહિ. તો
પણ તેમને ૧૯૫૦ મત મળ્યાં હતાં. એ તેમના ભવિષ્યની ફતેહની નિશાની તરીકે [illegible]
માની લીધું હતું. તેઓ પાર્લામેન્ટમાં બેસવા પામ્યા નહિ, તો પણ સ્વસ્થ થઈ બેસી રહ્યા
નહિ. 'ધી લંડન ટાઇમ્સ' અને 'ડેલીન્યુસ' જેવાં મોભાવાળાં પત્રોમાં તેમણે હુંડીઆ-
મણ અને બેવડા ચલણ માટે લખાણ ચલાવ્યું. તથા હિંદુસ્થાન સંબંધી ચર્ચા [illegible]
જામાં બહુ જોશથી ચલાવી. પરંતુ સને ૧૮૮૬ માં 'નેશનલ કૉન્ગ્રેસ'ની [illegible] બેઠક
કલકત્તામાં થવાની હતી, ત્યાં હાજર થવા માટે તેઓ એ કામ છોડીને ઇંગ્લાંડથી પાછા
સ્વદેશમાં આવ્યા. હિંદની આ મહાન્ રાજ્યદ્વારી સભાએ મી. દાદાભાઈને એ સભાના પ્ર-
મુખનું પદ આપ્યું. તે તેમણે સ્વીકાર્યું. ત્યાં સભાના પ્રમુખ તરીકે તેમણે એ જે ઉત્તમ
ભાષણ કર્યું હતું. તેથી મોટા વિદ્વાન બાબુઓ પણ આનંદાશ્ચર્ય પામ્યા હતા. અને સર્વેએ
મી. દાદાભાઈને ઘણી શાબાશી આપી હતી.

કલકત્તાની કૉન્ગ્રેસમાંથી મી. દાદાભાઈએ મુંબઈ આવીને 'ઇન્ડીયન સર્વિસ' નામે
એક પત્ર કાઢ્યું. આ વખતે મુંબઈમાં 'પબ્લીક સર્વિસ કમિશન' બેઠું હતું. તેની આગ-
ળ તેમણે પ્રશ્નોના ઉત્તર ઘડી આપ્યા હતા. તથા મોઢેથી સાક્ષી આપી હતી. એ પ્રમાણે
તેઓ મુંબઈમાં રહીને પ્રજા કલ્યાણનાં ઉદ્યોગમાં મચેલા હતા, તેવામાં તેમણે પાછું

[illegible] ઇંગ્લાંડ જવાની તૈયારી કરી. પાર્લામેન્ટમાં બેસવાની તેમની ખંત ચાલુંજ હતી, અને એ સંબંધી વિલાયતમાં તેમના વગવાળા મિત્રો સાથે પત્રવ્યવહાર ચાલુંજ હતો. તેમના તરફથી આમંત્રણ થયું, તે સ્વિકારીને તેઓ પાર્લામેન્ટમાં બેસવાની ઉમેદવારી કરવા માટે ઇંગ્લાંડમાં ગયા. આ વખતે પ્રસિદ્ધ દેશહિતૈષિ બાબુ લાલમોહન ઘોસ પણ પાર્લામેન્ટમાં બેસવાની ઉમેદવારી કરવા માટે મી. દાદાભાઈની સાથે ઇંગ્લાંડ ગયા હતા.

ઇંગ્લાંડમાં ગયા પછી મી. દાદાભાઇએ ત્યાંના લોકોને હિંદુસ્થાનની વિશેષ ખબર આપવાના હેતુથી 'ઇન્ડીઆ' નામે પત્ર લંડનમાં કાઢવાની ગોઠવણ કીધી. તે પત્ર હજુ સારી રીતે ચાલે છે. અને આપણા શુભેચ્છક મી. ડિગ્બી જેવા યોગ્ય પુરૂષ તેના અધિપતિ છે. એ રીતે મી. દાદાભાઇએ સ્વદેશ કલ્યાણનાં અનેક કામો પૂર્વવત્ કરવામાં સમય વ્યતિત કરવા માંડયો હતો. જે હિંદની પ્રજાનું હિત તેમના મનમાં રમ્યા કરતું હતું, જેને માટે દૂર દેશ વારંવાર ગમન કરી ઘણાં વર્ષથી ત્યાં જઇ વસ્યા હતા, અને અજાણ્યા દેશના મનુષ્યો સાથે મિત્રાચારી કરી તેઓની રૂચિને અનુકૂલ થઇ સ્વહેતુને સાધવા અનેક વિટંબણાઓ વેઠીને જે ભારે પરિશ્રમ તેઓ કરી રહ્યા હતા, તે સફળ થવાનો સમય પણ સમીપ આવી પહોચ્યો. સને ૧૮૯૨ ના જુન મહિનામાં ઇગ્લાંડનું નવું ઇલેકશન થયું, તે વખતે મી. દાદાભાઇએ સેન્ટ્રલ ફિન્સબરી પ્રગણા તરફથી પાર્લામેન્ટમાં બેસવાની ઉમેદવારી કરી, અને પોતાની સામે જબરા હરિફો છતાં તેમને જીતીને એ પ્રગણા તરફથી તા. ૭ જુલાઇ સને ૧૮૯૨ ના દિવસે તેઓ ઇગ્લાંડની પાર્લામેન્ટ જેવી જગત્ વિખ્યાત મહાન્ સભાના સભાસદ થવાનું મહાન્ પદ પામ્યા.

એ રીતે મી. દાદાભાઇની ઘણા લાંબા વખતની ધારણા પાર પડી. ઘણો શ્રમ વેઠયા પછી ફળની પ્રાપ્તિમાં જે આનંદ થાય છે, તેના પાત્ર મી. દાદાભાઇ થાય એમાં કંઇ નવાઇ નથી. પરંતુ આ મહા વિજયની ખબર તાર મારફતે આ દેશમાં આવી પહોચવાથી આખા ભારતવર્ષમાં આ છેડેથી પેલા છેડા સુધી લોકોનાં મન હર્ષથી નાચવા લાગ્યાં, અને ઠામ ઠામ આનંદના મહોત્સવ કરીને પોતાનો પૂર્ણ સંતોષ પ્રજાએ પ્રસિદ્ધ કર્યો. મી. દાદાભાઇ અને તેમને ચુંટી કહાડનારા ફિન્સબરીના લોકો ઉપર મુબારકબાદી ઉપકારના તાર મોકલ્યા હતા.

રોના ઘણા પ્રતિનિધિઓ માનપત્રો લેઇને તેમને આવકાર આપવા માટે મુંબાઇ થયા હતા. એ સઘળાં માનપત્રો મી. દાદાભાઇને સામટાં એનાયત કરવા ટાઉનહૉલમાં તા. ૧૬ મી ડીસેમ્બર સને ૧૮૯૩ ના રોજ ૧૦ હજાર બળવર સભા મળી હતી. તે વખતનો દેખાવ કાંઇક અલૌકિકજ જણાતો હતો. માનપત્રોમાં તેમણે બજાવેલી ઉત્તમ દેશસેવા માટે ભારે સ્તુતિ કરવામાં આવેલી મી. દાદાભાઇએ કેવી પ્રકારે દેશસેવા બજાવી છે, તે પ્રથમ કહેવામાં આવેલું છે. છતાં એ વિષેનો કાંઇક વધારે ખ્યાલ વાંચનારને થઇ શકે તેટલા માટે એ માનપત્રો પૈકી મુબઇની 'પ્રેસીડેન્સી આસોશીએશન' તરફથી આપવામાં આવેલું માનપત્ર નીચે દાખલ કરવામાં આવ્યું છે.

"તમો માનવંતા સાહેબને એકવાર ફરીથી અમારા વચ્ચે જોઇને અમો મુબઇની "પ્રેસીડેન્સી એસોસીએશન" ના મેમ્બરો ભારે હેતની લાગણી સાથે ખુશી થયા છીએ. અને અંતરથી તમારો સત્કાર કરીએ છીએ. બ્રિટિશ પાર્લામેન્ટમાં દાખલ થવાની તમારી ફતેહમદ કોશીસને પરિણામે તમે તમારા માટે, તેમજ તમારા સ્વદેશીઓને માટે જે માન મરતબો મેળવ્યો છે, તેથી તો અમારો હર્ષ-ઘણો વધ્યો છે.

અમારા તરફના વળતા ઉપકાર અને માયા, તેમજ અમારા તરફના લખાણ અને અભિમાન મેળવાના જે અશખ્ય દાવાઓ તમે ધરાવો છો, તેમાં સેન્ટ્રલ ફીન્સબરીના મેમ્બર તરીકે પાર્લામેન્ટની ખાસ ચુંટણીએ વધારો કર્યો છે; તેથીજ આખા દેશ પ્રત્યેની તમારી શુદ્ધ સેવાઓ માટે જાહેર કરી શકાય તે કરતાં પણ વધારે અમો તમારા ઉપકારી થયા છીએ. અને બીજી તરફથી જ્યારે એમ જોઇએ છીએ કે, પાર્લામેન્ટનો પહેલ વહેલો હિંદી સભાસદ થનાર ગૃહસ્થ, મુબઇનોજ રહીશ છે, ત્યારે અમે કાંઇ થોડા ખુશી થતા નથી.

૭ વર્ષ ઉપર ઇગ્લાંડ જવા માટે તમે આ દેશનો કિનારો છોડયો, ત્યારે જાહેર પ્રજાને ઉપયોગી થઇ પડવા જેવો ઉંચો હક હિંદુસ્થાનના એક દેશીને મળવાના સંજોગો બિલકુલ અસંભવિત હતા. બ્રિટિશ પાર્લામેન્ટમાં દાખલ થવાનો હક મેળવવાની ઇચ્છા રાખનારા એક દેશીએ, તેની સામા આવતાં તેની જાત તથા પક્ષાપક્ષ વચ્ચેના અંતર ભાવોને લીધે જે જે મહા વિટંબનાઓ પસાર કરવી પડે છે, અને જેને લીધે પાર્લામેન્ટમાં દાખલ થવાનો માર્ગ કુદરતી રીતે બંધ થાય છે, તેવી અનેક વિટંબનાઓ સામે લડત કરવી પડે છે. હિંદુસ્તાનના દેશીઓમાં તમે પહેલ વહેલાજ એ અટકાવને તોડયો છે. અને બ્રિટિશ પાર્લામેન્ટમાં એક હિંદી પ્રતિનિધિ નિમવાની અજાયબીને ઓછી કરી છે. એજ અડગ હિંમત, એજ મક્કમ ખંત, અને એજ તમારી ન્યાય બુદ્ધિના ઠરેલપણાએ તમારા દેશની સેવા બજાવી છે. અને તેવીજ પક્ષાપક્ષના વાંધાઓ, તથા અસભ્ય તિરસ્કાર, અને ૬૬ વરસની લાંબી ભરેલા ન્યાત જાતના તફાવતોની આડોગાથી તમોએ સાધેલી જગા, કે જ્યાં તમે તમારા દેશની સેવા યોગ્ય રીતે બજાવી શકો, ત્યાં લાવી મૂકતા છે. પાર્લામેન્ટમાં તમારી હાજરી બ્રિટિશોને એક ધીરજ સમાન છે કે એક કેળવાયેલો અને કેળવાયેલ હિંદીવાન નરનબાબુ, યોજના, અને બાહોશીમાં એક ઇંગ્રેજ બચ્ચાની બરાબર થઇ શકે છે. અને તેમ કરીને બ્રિટિશ પ્રજાની નજરમાં આ દેશના

ભક્તિને મોટમ ભરેલી કરવાને શક્તિવાન છે. તમારો આ શુભ દાખલો તમારા સ્વદેશી-ઓને એક જામીનગીરી સમાન છે કે, 'પોતાના દેશની સ્થિતિ સુધારવા અને વધારવામાં પ્રયત્ન કરવા ખરી આકાંક્ષા, ખંત ભરેલો પ્રયાસ, અને હાથમાં ધરેલાં હેતુના શુભપણામાં સાધન અથવા પ્રસંગોની તાણને ખાતર ખામી આવવા દેવી જોઇતી નથી. ઇંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે પરસ્પરની ભલી લાગણીનાં ચિન્હ તરીકે, તથા હિંદુસ્તાનના વગર પ્રતિનિધિના કરોડો લોકો પ્રત્યેની ઇંગ્રેજ ચુંટણી કરનારાઓનાં ઔદાર્યની એક પ્રત્યક્ષ સાબેતી તરીકે, પાર્લામેન્ટની તપાસ ચુંટણી, અને દેશના લોકોને ઉંચામાં ઉંચી રાજદ્વારી અગત્યતાનો ઐતિહાસિક બનાવ છે.

પણ જ્યારે સેન્ટ્રલ ફીન્સબરીના ચુંટણી કરનારાઓએ એક હિંદી પ્રતિનિધિને પસંદ કરી પોતાના ઔદાર્ય માટે મોટી કીર્તિ મેળવી છે, ત્યારે ખસુસ કરી આ દેશના લોકોનાં ભાગ્ય કે તે પસંદગી તમો સરખા પ્રજા સેવાના કામમાં નિષ્કલંક, અચુદઢ ખંતિલા, અને સદોદિત ભક્તિભાવ ધરાવનારા ગૃહસ્થ ઉપર ઉતરી છે. લગભગ ૫૦ વર્ષથી તમોએ તમારી સેવા એકજ સાધ્ય હેતુથી તમારા દેશને અર્પણ કીધી છે, કે જેવી સેવા સુધરેલી દુનિયાના કોઇ પણ ભાગમાં દેશસેવા બજાવવામાં તન, મનથી પડનારા કોઇ પણ શેહેરીને ખસુસ કરીને જેબ આપે. ભરતખંડની દારિદ્રતા, ઇતિહાસમાં ન જણાએલ એવો તેનો ઉડાઉ ઉડના ખર્ચવાળો રાજ્યવહિવટ, અને તેની કકળતી કરોડો મુંગી પ્રજાની હાજતો તથા ફરિયાદોએ તમારા અંતઃકરણમાં હમેશની પહેલી જગા લીધી છે. દરેક પ્રસંગે તમોએ તમારા અંગત લાભોને ખુદ દેશના મોટા અને વધુ અગત્યના લાભો આગળ ભોગમાં આપ્યા છે. હમણાં આ તરફ પણ વયોવૃદ્ધ થયા છતાં અને તમારા મગજ ઉપર ભારે સંસારી ફરકાનો બોજ તાણે છતાં તમે લાહોરમાં ભરાનારી મોટી કોન્ગ્રેસમાં પ્રજાધર્મ બજાવવાનાં આમંત્રણને માન આપી પ્રમુખસ્થાને બિરાજવાને છેક દૂરથી આવ્યા છો.

ઉમદા હેતુ તરફ ખેંચાવી છે. અને પાર્લામેન્ટમાં એક હિંદી પક્ષ, વગર સ્વાર્થી જાવનારાઓની એક મંડળી ઉભી કરી છે, જેના તમે સર વિલ્યમ વેડરબર્ન અને કેન*જેવા છો. એ પક્ષ ગમે તેટલો ન્હાનો છતાં, પોતાના કામમાં સં છે. અને છેલ્લા બનાવોએ દેખાડી આપ્યું છે કે, પાર્લામેન્ટ હજુર તકરારને બાબતો નિકળતાં તે એક સત્તા અને બળ જેવી ગણાય છે.

આ દેશના કરોડો નિરાશ્રિતોના હિતને માટે અનેક ન્યાયી ઇંગ્રેજો, જેઓ હીતની ખંતિલી હીમાયતથી હિંદુસ્તાનના મેમ્બરનું મત મેળવવાને ભાગ્યશાળી થયા છે, દીલસોજી ખેંચી છે. આ માનવંતા ઇંગ્રેજ બચ્ચાઓએ પોતાની પાછળ ઉમદા દાખલો રાખ્યા છે. મી. બ્રાઇટ, મી. ફૉસેટ, મી. બ્રાડલા, અને બીજાઓ તરફ ભરતખંડ પોતાના ભારે કરજની લાગણી ધરાવે છે. તમો સાહેબ ઉપર હવે તે કીર્ત્તિ ભરેલો બોજો આવી પડ્યો છે. ભરતખંડની હિમાયત તેઓ ખંતથી કરતા હતા, અને તમો તો ભરતખંડ તમારો પોતાનો સ્વદેશ હોવાને લીધે, અને તેની હાજતો તથા જરૂરીઆતોની પુરેપુરી માહીતગારીને લીધે વધારે બળવંત છો.

તમો—તે હિંદુસ્તાનના મેમ્બર કરતાં વધારે હિતસ્વી છો, તે ઉત્તમ સેવા બજાવવાને તમો દીર્ઘાયુષી થાઓ, અને તમારા દેશની સેવા પાર્લામેન્ટમાં રહીને તથા બહાર રહીને પણ બજાવો, અને તમારૂં નામ જે આ શેહેનશાહતના દરેક ખુણા ખોચરામાં, દરેક ઘર અને કુટુંબમાં એક ઘરગતું નામ થઇ પડ્યું છે, તે નામને વધુ ઝળકાટ આપો."

ઉપરના તથા બીજાં માનપત્રોનો સામટો જવાબ મી. દાદાભાઇએ ઘણીજ અસરકારક ભાષણમાં દીલસોજી ભર્યો આપ્યો હતો. એ પછી મી. દાદાભાઇ લાહોરમાં મળનારી કૉન્ગ્રેસનું પ્રમુખ પદ લેવાને લાહોર ગયા હતા. ત્યાં જતાં રસ્તામાં દરેક ઠેકાણેથી તથા લાહોરમાં તેમને ભારે આવકાર પ્રજા તરફથી મળ્યો હતો. લાહોરમાં કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે તેમણે ઘણું ઉમદા ભાષણ કર્યું હતું, જેને માટે સર્વેએ તેમને ધન્યવાદ આપ્યો હતો. લાહોરથી પાછા મુંબઇ આવીને થોડા દિવસ રહી તેઓ ઇંગ્લાંડ ગયા હતા. ત્યારથી અદ્યાપિ સુધી તેઓ ત્યાં રહીને આ દેશના કલ્યાણ માટે પોતાનાથી બનતું કરવામાં પાછી પાની કરતા નથી. ધન્ય છે! આવા પરોપકારી વીર પુરૂષને કે જેણે હિંદના ૨૮ કરોડ મનુષ્યોના કલ્યાણનેજ માટે પોતાનું તન મન, અને ધન અર્પણ કર્યું છે! તથા આજ લગભગ ૫૦ વર્ષથી જેના નૈણામાં હિંદવાસીઓના હિતનુંજ રટણ થયાં કરે છે, એવા મહાત્મા પુરૂષને હજાર વાર ધન્ય છે!

# પંડિત અયોધ્યાનાથ.

આ મહા સમર્થ વીરપુરૂષનો જન્મ સને ૧૮૩૯ માં આગ્રા શેહેરમાં થયો હતો. તેઓ જાતે કાશ્મિરી બ્રાહ્મણ હતા. તેમના પિતા કેટલીક મુદત સુધી ઝાઝર નામે સંસ્થાનના દિવાન હતા. સિવાય તેઓ મોટા ધનાઢ્ય વેપારી હોઇ તેમની પેઢીપર હુંડીપત્રી વગેરેનો મોટો વેપાર ચાલતો હતો. પંડિત અયોધ્યાનાથની વૃત્તિ બાળપણથીજ ચપળ હતી. તેની સાથે તે વખતે તેમનો સ્વભાવ કિંચિત હઠીલો અને આપમતીલો હતો. તેમના પિતાએ તેમને બાળપણથીજ વિદ્યાની કેળવણી આપવી શરૂ કરી હતી. આઠ વર્ષની ઉમ્મરે તેમણે ગામઠી નિશાળમાં દાખલ થઇને ત્યાં થોડી મુદતમાં સ્વભાષાનો સારો અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી તેઓ આગ્રાની પાઠશાળામાં ઇંગ્રેજી અભ્યાસ માટે દાખલ થયા હતા. ત્યાં તેમણે ઘણીજ ચાલાકીથી ઇંગ્રેજી ભાષાનું ઉત્તમ જ્ઞાન મેળવ્યું હતું. તેમના પિતાનો વેપાર ઘણોજ મોટો હતો, તેથી તે કામની માહિતી મેળવીને તેઓ એ ઉદ્યોગમાં છેવટ સુધી વળગી રહે, એવી તેમના પિતાની ઇચ્છા હતી. પરંતુ અયોધ્યાનાથને શાહુકારી વેપારમાં પડવા કરતાં વકીલ થવાની ઘણી હોંસ હતી. તેથી તેમણે કાયદાનો પૂર્ણ અભ્યાસ કરીને વાયવ્યપ્રાંતની હાઇકોર્ટમાં વકીલાત કરવાની સનંદ મેળવીને ત્યાં વકીલાત કરવા લાગ્યા. તેમની તીક્ષ્ણ બુદ્ધિ, સમયસૂચકતા, ન્યાયશાસ્ત્રમાં પવિણતા, અને વક્તૃત્વ શક્તિ, ઇત્યાદિ મહાન્ ગુણો વડે તેમણે અલ્પ સમયમાં વાયવ્યપ્રાંતના વકીલ મંડળમાં આગળ પડતા થઇને શ્રેષ્ટ કીર્ત્તિ સંપાદન કરી.

સને ૧૮૫૭ ની સાલમાં ઉત્તર હિંદુસ્થાનમાં મોટો બળવો ઉઠયો હતો, તે વેળાએ બંડખોરો ઘણો ત્રાસ વર્તાવી પ્રજાને દુઃખ દેતા હતા. જોકે આગ્રામાં ઇંગ્રેજ સરકારનું લશ્કર પુષ્કળ હતું, તથા બંદોબસ્ત પણ સારો રાખવામાં આવ્યો હતો. તે છતાં શેહેર અને કિલ્લો હસ્તગત કરવાના ઇરાદાથી બંડખોરોએ તે શેહેર તાબે કરી લેવા પુષ્કળ પ્રયત્ન કર્યા હતા. તેમાં લોકોએ અનેક સંકટો વેઠવાં પડ્યાં હતાં. પરંતુ પંડિતજીનું કુટુંબ પૂર્ણ રાજ્યભક્ત હોવાથી તેમને કોઇ પણ પ્રકારની પીડા ભોગવવી પડી નહોતી. એ બંડ સમાપ્ત થયા પછી વાયવ્યપ્રાંતની હાઇકોર્ટનું સ્થાન આગ્રામાંથી બદલીને અલાહાબાદમાં કરવામાં આવ્યું, અને સર્વ રાજ્યકારભાર ત્યાંજ થવા લાગ્યો. તેથી પંડિત અયોધ્યાનાથ પોતાના કુટુંબ સહિત આગ્રા છોડીને અલાહાબાદમાં જઇ રહ્યા, અને ત્યાં વકીલાતનો ધંધો કરવા લાગ્યા. અલાહાબાદમાં જઇને વસ્યા પછી થોડાજ વખતમાં તેમના પિતાનો સ્વર્ગવાસ થયો હતો. તેથી ઘરસંસારનો સઘળો ભાર તેમના માથા ઉપર આવી પડ્યો હતો. તે છતાં તેમણે ઘણીજ ખબરદારીથી પોતાના ઉદ્યોગની સાથે ઘરસંસારની [illegible] તમામ સ્થાવર જંગમ મિલકતની વ્યવસ્થા સારી રીતે કરીને પિતાનો [illegible] કુશળતાથી ચલાવ્યો હતો. તેઓ અલાહાબાદના વતની થયા પછી થોડે થોડે ત્યાંના વિદ્વાન વર્ગમાં તેમનો પ્રવેશ ઘણોજ વધવા લાગ્યો. તેમને [illegible] કાર્યોમાં પડવાની ઘણી હોંસ હતી. તેથી સાર્વજનિક હિતનાં કૃત્યોમાં તેમણે [illegible] પડતો ભાગ લેવા માંડ્યો. એ વખતે અલાહાબાદમાં એંગ્લોઇન્ડિયન “પાયોનિયર”

નામના વર્તમાનપત્રના અયોગ્ય લખાણો સામે ટક્કર ઝીલવાને તેમણે "ઇન્ડિયન હેરલ્ડ" નામે ન્યુસપેપર સને ૧૮૮૦ માં કહાડવાનું શરૂ કર્યું હતું. પરંતુ આપણા લોકોને વર્તમાનપત્રો વાંચવાનો શોખ કમી હોવાથી કિંવા બીજા કોઇ કારણથી થોડા વખતમાંજ એ તેમને બંધ કરવું પડયું હતું. એવું કહેવાય છે કે, આ કામમાં તેમને સુમારે [illegible] રૂપિયાનો ખર્ચ થયો હતો.

પંડિત અયોધ્યાનાથને તેમના અનેક સદ્ગુણોથી સરકારના મોટા મોટા અધિકારીઓ ઘણુંજ માન આપતા હતા. અને દરેક મહત્ત્વના કામમાં તેમની તેઓ સલાહ પુછતા હતા. જો કે તેમની નિસ્પૃહ વૃત્તિથી કેટલાક યુરોપિયનોની આંખમાં તેઓ ખુચતા હતા, તો પણ જેઓ ઉંચા મનના મહા પુરૂષો હતા, તેઓ તેમની યોગ્યતા અને મોટાઇ સારી પેઠે જાણતા હતા. સને ૧૮૮૧ ની સાલમાં સરકારે પ્રત્યેક હાઇકોર્ટમાં એકેક દેશી જડજ નિમવાનો ઠરાવ કર્યો, ત્યારે અલાહાબાદની હાઇકોર્ટમાં પંડિત અયોધ્યાનાથને જડજનો હોદ્દો આપવા માટે ચીફજસ્ટીસ સર રૉબર્ટ સ્ટુઅર્ટે હિંદુસ્થાનની સરકારને મજબુત ભલામણ કરી હતી. પરંતુ મુસલમાન કોમને રાજી રાખવાનીજ ખાતર સરકારે એ જગ્યા આપણી "નેશનલ કૉન્ગ્રેસ" ના જાણીતા પ્રતિસ્પર્ધી અલીગઢવાળા સર સૈયદ અહમદના પુત્ર મી. મહમુદને આપવામાં આવી હતી. એ બનાવથી પંડિત અયોધ્યાનાથને માઠું લાગવાને બદલે ઘણો સંતોષ થયો હતો. કારણ કે, જડજની જગો લેઇને પરતંત્રપણાના બંધનમાં રહેવાને તેઓ બિલકુલ રાજી નહોતા. ત્યાર પછી અલાહાબાદમાં યુનિવર્સિટિ સ્થાપવામાં આવી ત્યારે પંડિતજીને તેના ફેલોનું પદ આપવામાં આવ્યું હતું. વળી વાવ્યપ્રાંત તથા અયોધ્યા પ્રાંતને માટે ધારાસભા (કાયદા કરનારી કૌન્સિલ) સ્થાપવાનો અધિકાર ગળ્યો, ત્યાર તેજ વખતે એ ઇલાકાના લેફ્ટેનંટ-ગવર્નર સર આલ્ફ્રેડ લાયલે તેમને એ કૌન્સિલના સભાસદનું પદ આપ્યું હતું. એ સભામાં તેમણે પોતાનું કર્તવ્ય એવી તો સારી રીતે બજાવી કીર્ત્તિ સંપાદન કરી કે, તે જગાની મુદત પુરી થઇ હતી, તે છતાં સર ઓકલાંડ કોલવીને તેમને ફરીથી કૌન્સિલના સભાસદ નિમ્યા હતા. પરંતુ એ કૌન્સિલના કામોમાં કેટલુક અવ્યવસ્થિતપણું તેમના જોવામાં આવ્યાથી થોડીક મુદત પછી તેમણે પોતાના એ માનવંતા હોદ્દાનું રાજીનામું આપ્યું હતું. જો કે તેઓ વાવ્યપ્રાંતની ધારાસભાના સભાસદ, યુનિવર્સિટીના ફેલો, અલાહાબાદની મ્યુનિસિપાલીટીના કમીશનર, અને ત્યાંની "મૂર કૉલેજ" માં લૉ લેકચરર હતા, તે છતાં તેઓ જુદી જુદી પ્રકારનાં સાર્વજનિક લાભનાં કામો તન મન અને ધનથી કર્યા જતા હતા. તેઓ જે ગુણ વડે આખા ભારતવર્ષમાં ઠેર ઠેર પ્રસિદ્ધ અને લોકપ્રિય થયા હતા, તે ગુણ તેમની હદ વિનાની સ્વદેશભક્તિ હતી. આ મહત્ત્વનો ગુણ સને ૧૮૮૮ સુધી તેમના અંતઃકરણમાં છુપી રહેલો હતો, અથવા તે યોગ્ય સમયની રાહ જોતો હતો, એમ કહીએ તો તેમાં કાંઇ ખોટું નથી. સને ૧૮૮૫ માં "ઇન્ડિઅન નેશનલ કોન્ગ્રેસ" પ્રથમ સ્થાપન થઇ હતી. તેના ત્રણ સમારંભ સુધી તો તેમણે તેમાં કાંઇ પણ ભાગ લીધો નહોતો. તેનું કારણ એ હતું કે, નેશનલ કૉ... ઉદ્દેશ તથા તેના વિચાર કેવા છે, તે વિષેનું પ્રથમ લક્ષ પૂર્વક મનન કરવાને તેમણે ધાર્યું હતું. ત્રણ વર્ષ સુધી તેમણે શાન્ત રીતે એ રાષ્ટ્રીય સભાના ઉદ્દેશો વિષે પુખ્ત વિ-

[illegible] પછી તેમની ખાતરી થઇ કે, હવે અંતઃકરણ સ્વદેશ પ્રીતિમાં લગાડવા યોગ્ય થયું [illegible]ારે તેમણે ભારે ઉત્સાહથી પોતાનો દેહ નેશનલ કૉન્ગ્રેસને અર્પણ કર્યો હતો. ત્યાર પછી પંડિતજી એ સભાના ખરા પ્રેમી સેવક થયા હતા. તે વખતનો સભાનો ઇતિહાસ સુવર્ણાક્ષરે લખી રાખવા સરખો હતો, એમ કહીએ તો તે યોગજ છે. ખરેખર રીતે તો ભરતખંડમાં તે એક નવોજ સૂર્ય પ્રકાશિત થયો હતો. અને તેથીજ નેશનલ કૉન્ગ્રેસનું પ્રૌઢપણું તથા ગંહરત્વતા આટલું બધું પ્રકાશિત થયેલું આજે આપણે જોઇએ છીએ.

જો કે હિંદના કલ્યાણકારિ અને કૉન્ગ્રેસના પિતા મી. હ્યુમ જેવા પરદુઃખભંજન પુરૂષોએ અથાગ મેહેનત અને ખંતથી નેશનલ કૉન્ગ્રેસ રૂપી કુમળા ઝાડની ત્રણ વર્ષ સુધી સારી સંભાળ લીધી, અને તેને ઉછેરી મોટું કરવાનો તેમનો પ્રયત્ન જારીજ હતો, તેવામાં કમનસીબે સને ૧૮૮૮ માં એ કુમળા કલ્પવૃક્ષનું છેદન કરવા અલિગઢવાળા સર સૈયદઅહમદ અને કાશીનો મરહુમ રાજા શીવપ્રસાદ વગેરે બળવાન હાથીઓએ પોતાની પીઠ ફેરવી. તેમજ બીજી તરફથી સરકારની અવકૃપા અને કડક અમલ તેના ઉપર જણાવા લાગ્યો. તેથી આ મહાન્ પણ બાળ સભાનો અંત આવવાની નિરાશા ઉત્પન્ન થવા લાગી. પરંતુ આ ભારત ભૂમિના પૂર્વના સારા સંસ્કારને લીધે તેજ વખતે પંડિત અયોધ્યાનાથ નામધારી આ મહા પ્રતાપિ અને શૂરવીર સિંહ બહાર પડ્યો. એ નરરૂપી વ્યાઘ્રે પોતાનું વિકાળ રૂપ પ્રકાશિત કરીને ભયંકર ગર્જના વડે આખા ભારતવર્ષને ગજાવી મૂક્યો, અને ભારતના કલ્પવૃક્ષ (નેશનલ કૉન્ગ્રેસ) નું છેદન કરવા માટે જે મસ્ત હાથીઓ તૈયાર થયા હતા, તેમના ટોળાને એકદમ પાછું હઠાવી દીધું. તેથી સભાને નીરમૂળ કરવાના તેમના વિચાર છેકજ ભાગી પડ્યા. એ રીતે સત્યનો જય થયો, નેશનલ કૉન્ગ્રેસ દીર્ઘાયુષ પામી, અને મહાવીર પંડિત અયોધ્યાનાથને ભારતની પ્રજાએ પુષ્પવૃષ્ટિથી વધાવી લીધો!

તો એ છે કે, એ સભામાં પંડિતજીએ અયોધ્યા તથા બીજા ભાગમાંથી ૯૫ મુસલમાનુ ડેલીગેટસ ( પ્રતિનિધિઓ ) ભેગા કર્યા હતા. તેમાં ખુદ અયોધ્યા પ્રાંતના ૫૭, લખનઉના હતા ૨૭, અને સભાના પ્રતિપક્ષી સર સૈયદ અહમદના રહેવાના સ્થાન અલીગઢમાંથી ૧૨ મુસલમાન પ્રતિનિધિઓ એ સભામાં આવ્યા હતા. એ બધો પ્રતાપ પંડિત અયોધ્યાનાથ ની અપૂર્વ બુદ્ધિ અને ચાલાકી વગેરે મહાન્ ગુણોનો હતો. સર્વ પ્રકારે અલાહાબાદની એ ચોથી સભાનું કામ ઘણીજ સારી રીતે પાર પડ્યાથી પ્રતિપક્ષીઓએ પોતાના હાથના પાંચા કરડ્યા હતા. પણ શું કરે ? તેમનું કાંઇ ચાલી શક્યું નહિં. એ વખતે પંડિત અયોધ્યાનાથની કામ કરવાની અલૌકિક શક્તિ જોઇને સર્વ કોઈ મુગ્ધ થયા હતા. આ મોટી ફતેહથી તેમની કીર્ત્તિ દેશ વિદેશમાં ઘણી પ્રસરી હતી.

પડિત અયોધ્યાનાથનો અકૃત્રિમ સ્વદેશપ્રેમ અને સામર્થ્ય ધીમે ધીમે એટલાં બધાં પ્રસિદ્ધ થયાં કે, સર્વાનુમતે નેશનલ કૉન્ગ્રેસ જેવી મહાન્ સભાના પ્રમુખનું પદ તેમને આપવાની માગણી થઇ. અને તે પ્રમાણે તેમને સને ૧૮૮૯ માં મુબઇમાં મળેલી કૉન્ગ્રેસના મુખ્ય મદદનીશ પ્રમુખ નિમવામાં આવ્યા હતા. તેઓ સ્વદેશના કલ્યાણને માટે એટલી બધી ફીકર રાખતા હતા કે, તેમની કીર્ત્તિનાં કીરણુ ફક્ત હિંદુસ્થાનમાંજ નહિ, પણ છેક ઇંગ્લાંડ સુધી પહોચી ગયાં હતાં. મી. ડીગબી જેવા મહાન્ પુરૂષે પોતાના "ઇન્ડિયા" નામે વર્ત્તમાનપત્રમાં પડિતજીનુ જીવનચરિત્ર ભક્તિપૂર્વક લખેલું છે. તે વાંચીને વિદેશી જનોને પણ ઘણોજ આનંદ થાય છે. પડિતજીની વકતૃત્વ શક્તિ એવી તો સરસ હતી કે, મોટા મોટા સમર્થ પુરૂષો પણ તેમનું ભાષણ સાંભળીને અંજાઇ જતા હતા. તેમની મૂર્તિ ભવ્ય, સતેજ, અને ગભિર દેખાતી હતી. તેમજ વાણી ઘણી રસાળ આવેશ વાળી હોવાથી સર્વ શ્રોતાજનોને ઘણોજ આનંદ થતો હતો. અલાહાબાદની કૉન્ગ્રેસ વેળાએ લખનોરના મુસલમાન લોકોએ એ સભાની સામે ઘણો દ્વેશભાવ બતાવ્યો હતો. પરંતુ પંડિતજીએ પોતાની મોટી ચાલાકી વડે એ દ્વેશભાવ એક ક્ષણમાં કાઢી નાંખ્યો હતો. સને ૧૮૮૯ માં મુંબઇની કૉન્ગ્રેસમાં મદ્રાસનો પ્રખ્યાત બારિસ્ટર મી. નૉર્ટન કાયદા કોન્સિલના સબધમાં એક ઠરાવ લાવ્યો હતો. તેના વિરૂદ્ધમાં ગેરસમજથી મુસલમાન લોકોએ મતભેદ પાડ્યો હતો. પરંતુ પડિત અયોધ્યાનાથે મુસલમાન લોકોની સભામાં હાજર થઇને મુસલમાની ભાષામાં ઘણુંજ અસરકારક ભાષણ આપીને તેમના મનનું યોગ્ય રીતે સમાધાન કર્યું હતું, અને મુસલમાનોએ પોતાની ભુલ કબુલ કરી હતી.

સને ૧૮૯૧ માં કૉન્ગ્રેસની સાતમી બેઠક નાગપુરમાં થઇ હતી. તે વખતે પડિતજીએ મીઠાના કર સંબધી એક ઠરાવ સભામાં રજુ કરી તે ઉપર ઘણું સરસ વિવેચન કર્યું હતું. એ સભામાં તેમણે નિર્મળ મનથી એવું જાહેર કર્યું હતું કે, આવતી સાલની (સને ૧૮૯૨ ) સભા અલાહાબાદમાં કરવી. જો અમારા પ્રાંતમાંથી એ કામમાં દ્રવ્યની મદદ નહિ મળે તો હું મારા પદરના ૫૦ હજાર રૂપિયા ખર્ચ કરીશ. પરંતુ અતિ શોકની વાત છે કે, તેમની એ ઇચ્છા પાર પડે તે, દરમીયાન તેમનો પવિત્ર આત્મા આ લોક જતો રહ્યો. નાગપુરમાં તેમને અતિ શ્રમ પડવાથી તેમની પ્રકૃતિ બગડી હતી. અને અલાહાબાદ પહોચ્યા પછી મોડાજ રોજમાં એટલે તા. ૧૧ મી જાનેવારી સને ૧૮૯૨ ના

[illegible] તેમને નિર્દય કાળે પોતાની પાંખ પસારી ઝડપી લીધા. તેમના એ દુઃખદાયક મરણના સમાચાર તાર દ્વારાએ ફરી વળવાથી આખા ભારતવર્ષમાં સઘળે ઠેકાણે ઘણો શોક ઉત્પન્ન થયો હતો. એટલુંજ નહિ પણ અલ્લાહાબાદની હાઇકોર્ટ તેમના શોકને લીધે એક દિવસ બંધ રાખવામાં આવી હતી. તેમજ ત્યાંની યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર **સર જોન એજે** કોન્વોકેશનની સભામાં પંડિતજીના ગુણોની પ્રશંસા કરીને ઘણો શોક દર્શાવ્યો હતો. જ્યારે તેમના શબને અગ્નિસંસ્કાર કરવા સારૂ સ્મશાનભૂમિમાં લેઇ ગયા, ત્યારે તેની સાથે સર્વ જાતિના ઘણા મનુષ્યો ત્યાં ગયા હતા. તેમાં હાઇકોર્ટના યૂરોપિયન જડજો, બારીસ્ટરો, વકીલો અને શાહુકારો વગેરે અનેક મોટા મોટા પુરૂષો હતા. પંડિતના શબને અગ્નિસંસ્કાર કરવા માટે ગંગા નદીને કિનારે ચંદનની ચિતા તૈયાર કરવામાં આવી હતી. તે વખતે અલ્લાહાબાદની હાઇકોર્ટના જડજ **મી. નોક્સે** એક પુષ્પહાર તથા કેટલાક સુગંધી પદાર્થો શબ ઉપર નાખવા માટે મોકલ્યા હતા. ખરેખર એ મહાપુરૂષ એવા મોટા માનને યોગ્યજ હતો. તેના મરણ સમયે ઉપર કહ્યા પ્રમાણે સઘળા વર્ણના લોકો તરફથી જે ભારે શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો, તે ઉપરથીજ એ મહાપુરૂષની યોગ્યતા અને લોકપ્રિયતાની ખાત્રી થઇ શકે છે. તેઓ પોતાની પાછળ વૃદ્ધ માતા, ધર્મપત્ની, અને ૬ સંતાનોને મૂકી ગયા છે. તેઓ પૈકી તેમનો વડો પુત્ર **પંડિત અમરનાથ** હાલ ૨૩ વર્ષની ઉમ્મરનો છે.

# રાજા રાજેંદ્રલાલ મિત્ર.

## એલ. એલ. ડી., સી. આઇ. ઇ.

**शैले शैले न माणिक्यं मौक्तिकं न गजे गजे ॥**
**साधवो नहि सर्वत्र चंदन न वने वने ॥ १ ॥**

આ મહા વિદ્વાન અને નામાંકિત પુરૂષનો જન્મ સને ૧૮૨૪ ના ફેબ્રુવારી માસની ૧૫ મી તારીખે થયો હતો. તેના પિતાનું નામ **જન્મેજયમિત્ર** હતુ. મિત્ર નામનું કુળ ઘણુ ઉંચુ અને જૂનું છે તે કુળના ઉત્પાદક **વિશ્વામિત્ર** ઋષિ મનાય છે આટલી પ્રાચીન માહિતી મળવી દુર્લભ છે, તથાપિ આસરે ૧ હજાર વર્ષથી આ કુળનો પ્રારંભ થાય છે, એમ કહેવામા કોઇ પણ જાતનો બાધ નથી આ કુળનો મૂળ પુરૂષ કનોજનો રહેવાસી હોઇ આસરે ૯૦૦ વર્ષ ઉપર બંગાળા પ્રાંતમા થઇ ગયાનું જણાય છે રાજા રાજેંદ્રલાલના વડિલોમાંનો **પિતામ્બર મિત્ર** નામે પુરૂષ ઘણો શૂરવીર અને પરાક્રમી થઇ ગયો છે તે અયોધ્યાના નવાબની તરફનો વકીલ થઇને દીલ્હીના દરબારમા રહેતો હતો ત્યા તેનું કૌશલ્ય અને તેજ જોઇ બાદશાહે તેને ૩ હજાર સ્વારોનો ઉપરી બનાવી **"રાજા બહાદુર"** નો ખિતાબ વંશપરંપરાનો આપ્યો હતો. તેની સાથે દુઆબ પ્રાંતની **કુરા** જીલ્લાની જાગીર બક્ષિસ કરી હતી જે મુગલ બાદશાહ એક હાથમા કુરાન, અને બીજા હાથમા તરવાર પકડી હિંદુ ધર્મનો અને હિંદુઓનો નાશ કરવાને પ્રવૃત્ત થયો હતો, તેનાજ દરબારમા તેને આવું સન્માન આપવામા આવ્યુ હતુ, એ ઘણી નવાઇની વાત છે. રાજા બહાદુર પિતામ્બર મિત્ર ઇંગ્રેજ સરકારના પણ દોસ્ત હતા સને ૧૭૮૪ મા કાશીના રાજા **ચૈતસિંગ** અને ઇંગ્રેજ વચ્ચે જે યુદ્ધ થયુ હતુ, તે વખતે **તેઓ હાજર** હતા એ યુદ્ધ પછી છઠ્ઠે વર્ષે તેમણે પોતાનો દેહ ત્યાગ કર્યો હતો આ પિતામ્બર **મિ**ત્રને વૃન્દાવન મિત્ર નામે એક દુર્ગુણી પુત્ર હતો તેણે બધો પૈસો અવળે માર્ગે **ઉડાવી** દીધો તેની પછી તેનો પુત્ર **જન્મેજય મિત્ર** થયો તે પોતાના પિતાની **માફક દુ**ર્ગુણી નહોતો, પણ મહા સમર્થ જ્ઞાની અને ગ્રંથકર્તા હતો તેમનેજ પેટે **તેમનાજ** જેવા **यथा मूल तथाऽङ्कुरा** એ ન્યાય પ્રમાણે રાજા રાજેંદ્રલાલ મિત્ર જન્મ્યો **હતો.**

દકશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે મેડિકલ કૉલેજમાં દાખલ થયા હતા. ત્યાં તેમણે પુ-
ષ્કળ ચાલાકી બતાવી ઉત્તમ જ્ઞાન મેળવ્યું. જેથી તેમને ઘણી તરફથી સન્માન અને
ઇનામો મળવા લાગ્યાં. સને ૧૮૪૧ માં મી૦ દ્વારકાનાથ ટાગોરે તેમની ચિકિત્સા
શાસ્ત્રમાં ઘણીજ પ્રવિણતા જોઇને તેમને પોતાની સાથે ઇંગ્લાંડ લેઇ જવાનો નિશ્ચય કર્યો.
પરંતુ તે વાત તેમના પિતાને નાપસંદ પડવાથી ગાંડી વાળવી પડી હતી. થોડા દિવસ
પછી રાજેંદ્રલાલે વૈદકશાસ્ત્રનો અભ્યાસ બંધ કરીને ન્યાયશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. અને
થોડા વખતમાં તેઓ બારીસ્ટરના ધંધાને લાયક થયા. પરતુ કોઇ પણ ધંધામાં નહિ પ-
ડતાં વિવિધ ભાષાઓનું જ્ઞાન તથા પ્રાચીનકાળના ઇતિહાસના શોધો પાછળ તેઓ મડ્યા.
એ કામમાં તેમને પોતાના વૈદક તથા કાયદાના જ્ઞાનનો ખજાનો ઘણોજ ઉપયોગી થઇ પડયો.

રાજેંદ્રલાલે જૂદી જૂદી ભાષાઓનું જ્ઞાન મેળવવા માટે પ્રથમ ઘણુંજ ધ્યાન આપ્યું.
જો કે ફારસી ભાષાનુ જ્ઞાન તો તેને મૂળથીજ સારૂ હતું, પરંતુ સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઘ-
ણુંજ થોડું હતું. તેથી એ વિદ્વતા ભરેલી ઉત્તમ ભાષાનું જ્ઞાન વધારવા માટે તેણે પોતા-
ના મનની આખી શક્તિ કામે લગાડી. થોડાજ વખતમાં તેણે એ ભાષામાં એવી તો સરસ
પ્રવિણતા મેળવી કે, તેનો અભ્યાસ જોઇને કલકત્તાના સસ્કૃત ભાષાના મોટા મોટા પંડિ-
તો પણ ચકિત થઇ ગયા. ત્યાર પછી તેણે ગ્રીક, લાટીન, ફ્રેન્ચ, અને જર્મન, વગેરે ભા-
ષાઓનો અભ્યાસ કર્યો હતો. અને સંસ્કૃત, ફારસી, ઈંગ્રેજી, હિંદી, તથા ઉર્દુ એ ભાષાઓ તો
તેને ઘરનીજ ભાષાઓ જેવી હતી. એટલે કે તે ભાષાઓ પણ તે મુળથીજ શીખ્યો
હતો. એ પ્રમાણે તે વિવિધ ભાષાઓનુ જ્ઞાન મેળવીને પૂર્વ દેશની જૂની શોધોનું મહોટુ
બારત કામ માથે લેવાને શક્તિવાન થયો હતો. એજ વખતે એટલે સને ૧૮૪૫ માં તેને
બંગાળાની "રૉયલ એશિયાટિક સોસાઈટી" ના ગ્રંથ સંગ્રહના અધ્યક્ષની જગા
મળી. જેવી રીતે પ્રખ્યાત ડૉકટર જોન્સને પોતાના બાપની ડેપોમાં બેસીને અનેક ગ્રં-
થોનુ અવલોકન કરી ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું હતું, તેવી રીતે રાજા રાજેંદ્રલાલ મિત્રે
આ પુસ્તક સંગ્રહનું આધિપત્ય મળતાં ઉત્તમ જ્ઞાન મેળવવા માંડયું. આ જગ્યા ઉપર તે
લગભગ ૧૦ વર્ષ સુધી રહ્યો હતો. તે અરસામાં તેણે પોતાના મનને વિવિધ પ્રકારના
જ્ઞાનથી તૃપ્ત કર્યું હતું. અને કેટલાક ઉપયોગી ગ્રંથો લખીને બહાર પાડ્યા હતા. સને
૧૮૫૫ માં બંગાળા સરકારે એ તરફના રાજકુમારોને શીખવવા માટે એક "રાજકુમા-
ર કૉલેજ" સ્થાપી હતી. તેના મુખ્ય પ્રિન્સિપાલની જગ્યો રાજા રાજેંદ્રલાલને આપવામાં
આવી હતી. એ જગો ઉપર રહીને તેમણે પોતાની ફરજ એવી ઉત્તમ પ્રકારે બજાવી
હતી કે, જેવી તેમનાં ઘણાં વખાણ થયાં હતાં, અને સરકારે ઘણું માન આપ્યું હતું.
સર એસ. બી. ઇડન કહે છે કે, આવી પાઠશાળા ચલાવવાની મુશ્કેલીઓ ખરેખર ઘણી
મોટી છે. પરંતુ તે સઘળી મુશ્કેલીઓને તેણે દૂર કરી હતી. કેટલાક જમીનદારો જેઓ
જાહેર જીંદગીમાં પ્રખ્યાત થયા છે, તેઓ તેના વિદ્યાર્થિ હતા. તેમણે એ પાઠશાળામાં
જે સાવચેતી ભરેલું જ્ઞાન સંપાદન કર્યું હતું, તેને માટે તેઓ રાજા રાજેંદ્રલાલનો પૂર્ણ
આભાર માનતા હતા.

રાજા રાજેંદ્રલાલ વિદ્વતાની ઘણી ઉંચી પદીએ ચડ્યા હતા, તે છતાં તેમણે ગરીબ

લોકોને મદદ કરવામાં લગાર પણ દુર્લક્ષ કર્યું નહોતું. સાર્વજનિક કૃત્યોમાં તેઓ હોંસથી ભાગ લેતા હતા. કલકત્તાની મ્યુનિસીપાલ કારપોરેશનની સ્થાપના થયા પછી તુરતજ તેમને તેના સભાસદ નિમવામાં આવ્યા હતા. ત્યારે તેમણે ઘણી સુધારણાઓ કરી હતી. તેમજ મ્યુનિસીપાલ કમીશનર તરીકે તેમણે કલકત્તાના રહેવાસીઓની જે સેવા બજાવી હતી, તે ઘણીજ કીમતી હતી. રાજા રાજેંદ્રલાલ સ્પષ્ટવક્તા હોવાથી તેમને કોઇ પણ કામ સંબધી મત આપવાનો વખત આવતો, ત્યારે તેઓ ખરા અતઃકરણથી નિષ્પક્ષપાતપણે સત્તાવાળાઓની મેહેરબાની કે ઇતરાજીની કાંઇ પણ દરકાર રાખ્યા વગર પોતાનો મત આપતા. તેમના એ ગુણથી સેંકડો ગરીબ લોકોનુ સારૂં થતું હતું. તે લોકો તેમને અતઃકરણ પૂર્વક આશિર્વચનથી વધાવી લેતા હતા.

સને ૧૮૭૫ માં તેમની બહુજ ઉંચી વિદ્વાતા જોઇને કલકત્તાની યુનિવર્સિટીની સેનેટ સભાએ તેમને "ડૉકટર ઑફ લૉ." ની ઘણી માનવંની પદવી આપી હતી. કલકત્તાની યુનિવર્સિટીની સેનેટને એવી પદવી આપવાની સત્તાનો કાયદો સુપ્રિમ લેજિસ્લેટિવ કાઉન્સિલે એજ વર્ષમાં પાસ કર્યો હતો. અને નામદાર મહારાણીશ્રીના પાટવી પુત્ર **નામદાર પ્રિન્સ ઑફ વેલ્સને** એ પદવી પ્રથમ આપવામાં આવી હતી. ત્યાર પછી તુરંજ ૩ મોટા વિદ્વાન પુરૂષોને આપી હતી. તેમાંનો રાજા રાજેંદ્રલાલ મિત્ર પણ એક હતો. એ પદવી આપતી વખતે કલકત્તાની યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ઑનરેબલ **સર આર્થર હૉબ હાઉસે** રાજા રાજેંદ્રલાલની ઘણીજ પ્રશંસા કરી હતી. આવી પદવી મોટા વિદ્વાન સિવાય કોઇને પણ મળી શકતી નથી. આ પદવી મળ્યા પછી થોડાજ વખતમાં નામદાર મહારાણી શ્રીએ તેમને "રાયબહાદુર" નો તથા "સી. આઇ. ઇ." નો માનવંતો ઇલકાબ આપ્યો હતો. તેમને એ માન આપતી વખતે જે સભા ભરવામાં આવી હતી, તે સભામાં બંગાળા પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નર સર એસ. લે. ઇડને ખરા અંતઃકરણ પૂર્વક રાજેંદ્રલાલને કહ્યુ હતું કે;—"રાજકુમાર પાઠશાળાનું કામ ઘણીજ હોશિયારીથી ઘણાં વર્ષ સુધી કરીને તથા રાજકુમારોને સુશિક્ષણ આપીને આપે આ રંગભૂમિ ઉપર અનેક ઉપકારો કર્યા છે, તેથી ઘણા જાગીરદારો આપનો ઉપકાર માને છે. આપે પ્રાચીન ઇતિહાસ ઉપર તથા સંસ્કૃત ભાષા ઉપર જે પરિશ્રમ લીધો છે, તેની કીર્તિ આખી પૃથ્વિ ઉપર ફેલાઇ રહી છે. એ સર્વ ઉપકારો ધ્યાનમાં લેઇને સરકાર આપને "રાયબહાદુર" નો ખિતાબ અર્પણ કરે છે."

લેખોની સંખ્યા આસરે ૨૦૦૦ ઉપર હશે, એમ કહેવાય છે. એ સિવાય તેમણે સ્વતંત્ર ગ્રંથો ૫૦ ઉપરાંત લખ્યા છે. તે બધાના ૧૨૮ ભાગ છે. અને તેમની પૃષ્ટ સંખ્યા ૩૩૦૮૬ સુધી છે। તેના સઘળા ગ્રંથોમાં ઓરિસા પ્રાંતનો પ્રાચીન ઇતિહાસ, અને બુદ્ધ ગયા, તથા ઇંડોઆર્યન એ ત્રણ ગ્રંથ ઇંગ્રેજી ભાષામાં છે, તથાપિ તે એટલા સરસ લખાયેલા છે કે, ભટ્ટ મોક્ષમુલર જેવા પ્રખ્યાત પંડિતોનાં મન હરણ કરી લીધાં છે. એ ગ્રંથ તેના ગંભિર જ્ઞાન, અને ન્યાય બુદ્ધિના ખરેખર રણસ્થંભ જેવા છે. તેના સંસ્કૃત ગ્રંથો પૈકી તૈતેરિય બ્રહ્મ, યજુર્વેદ, આરણ્યક, પ્રતિશાખ્ય, ગોપથ બ્રાહ્મણ, કા મદકીય નીતિ, ચૈતન્ય ચંદ્રોદય નાટક, લલિત વિસ્તાર, અગ્નિપુરાણ, અને ચૈતન્ય આરણ્યક, વગેરે ઘણા પ્રસિદ્ધ છે. તેમજ પ્રાકૃત ગ્રંથો પૈકિ ભુગોળ, વ્યાકરણ પ્રભાવ, તિલપદ દર્શન, મેવાડનો ઇતિહાસ, અને શિવાજીનું ચરિત્ર, વગેરે બંગાળી ભાષાના ગ્રંથો અનંત શોધોથી પૂર્ણ છે. આ સર્વ ગ્રંથો વડે તેણે એટલી બધી કીર્તિ પ્રાપ્ત કરી છે કે, દેશી ગ્રંથકારોમાં તેણે શ્રેષ્ટ પદ્વી મેળવી છે. એટલુંજ નહિ, પરંતુ યુરોપખંડના વિદ્વાનોની પ્રથમ પંકતિમાં તેનુ નામ મૂકવામાં આવ્યું છે.

રાજા રાજેંદ્રલાલ મિત્ર માન મેળવવાની કદી પણ દરકાર રાખતો નહોતો. તે છતાં તેના ઉપર માનના અનેક વરસાદ વરસી ગયા છે. આખી પૃથ્વિમાંની સઘળી વિદ્વાન સભાઓ તરફથી તેને પુષ્કળ માન આપવામાં આવ્યું હતું. "વિદ્વાન સર્વત્રે પૂજ્યતે." એ કહેવત કેવળ ખોટી નથી. તેની વિદ્વતાની બુજ જાણીને ગ્રેટબ્રિટન અને આયર્લાંડની "રૉયલ એશિયાટીક સોસાઇટી" ના ઑનરરી મેમ્બરનું પદ તેને આપવામાં આવ્યું હતું. તેજ પ્રમાણે વિએનાની ઇમ્પિરિયલ એકાડેમી ઓફ સાયન્સ, અમેરિકાની ઓરિએન્ટલ સોસાઇટી, ઇટાલિયન ઇન્સ્ટીટયુટ, ઇટાલિની એશિયાટિક સોસાઇટી, મુંબઇની રૉયલ એશિયાટિક સોસાઇટીની શાખા, જર્મન ઓરિએન્ટલ સોસાઇટી, હંગરીની રૉયલ એકાડેમી ઓફ સાયન્સ, બર્લિનની ઇથનૉ લૉજીકલ સોસાઇટી, અને કોપન હેગનની રૉયલ સોસાઇટી ઓફ નૉર્થન એંટીકિવટીસ, વગેરે જગતની ઘણીક વિદ્વાન સોસાઇટીઓનો તે ઑનરરી મેમ્બર હતો. કોઈ પણ માણસના નસીબમાં આટલાં બધાં માન મળેલાં જાણવામાં નથી. માત્ર રાજા રાજેંદ્રલાલ મિત્રજ આવું ભારે માન મેળવવાને ભાગ્યશાળી થયો હતો. એ તેની કાંઇ ઓછી મોટાઇ નથી. તે ઉપર જણાવ્યા પ્રમાણે અનેક મોટી સભાઓનો સભાસદ હતો, તે ઉપરથી તેની વિદ્વતા કેટલી મોટી હશે, તેનો ખ્યાલ થઇ શકે છે.

સને ૧૮૮૫ માં રાજા. રાજેંદ્રલાલને બંગાળાની "રૉયલ એશિયાટીક સોસાઇટી" ના પ્રેસિડેન્ટની જગ્યા મળી હતી. એક દેશી તરીકે પહેલ વહેલું એવું મોટું માન પ્રથમ તેમનેજ મળ્યું હતું. તેમની એવી ઉત્તરોત્તર ચઢતીથી સર્વ દેશીઓને ઘણો આનંદ થયો હતો. વળી તેમને "બ્રિટિશ ઇન્ડીયન આસોસીએશન" નામે પ્રખ્યાત સભાના અધ્યક્ષનું પદ આપવામાં આવ્યું હતું. આ આસોસીએશન બંગાળા, બહાર, અને ઓરિસાના જમીનદારો, પૈસાદારો, અને વિદ્વાન સાક્ષરો તથા સાંસારિક મોભાવાળા પુરૂષોએ સ્થાપન કરેલી છે. લગભગ ૪૦ વર્ષથી એ સભા હિંદુસ્તાનની રાજ્યકિય અમૂલ્ય સેવાઓ બજાવે છે. આ દેશની સઘળી રાજ્યકિય મંડળીઓની તે માતાપિતા છે, એમ કહીએ તો તે વાજબી

કોઇ પણ ઉપયોગી રાજ્યકિય અથવા કાયદા સંબંધી હિલચાલ એ આસોસીએશનની સલાહ, અને તેના મજબુત ટેક. સિવાય હાથ ધરવામાં આવી નથી. રાજા રાજેંદ્રલાલ એ સભાનો એક સ્તંભ હતો. વળી તે એક સમર્થ સ્વદેશહિતેષિ પુરૂષ હતો. આપણી **"ઇન્ડીયન નેશનલ કોન્ગ્રેસ"** ને તેણે તન, મન, અને ધનથી ઘણી મદદ કરી હતી. સને ૧૮૮૬ માં કલકત્તામાં મળેલી કોન્ગ્રેસમાં તેણે બહુ આગેવાની ભરેલો ભાગ લીધો હતો. એ સભાની આવકાર આપનારી કમિટીના પ્રમુખ તરીકે તેનેજ પસંદ કરવામાં આવ્યો હતો. અને એ પદ ઉપર બિરાજીને તેણે ઘણુંજ વજનદાર અને વિદ્વતા ભરેલું ભાષણ કર્યુ હતું જેને સઘળા જનોએ ઘણાજ માન સાથે વધાવી લીધુ હતું. વળી સને ૧૮૯૦ માં મળેલી કોન્ગ્રેસમાં અધ્યક્ષ સ્થાન તેમનેજ આપવાની માગણી કરવામાં આવી હતી. પરંતુ તે વેળાએ તેમની તબિયત સારી ન હોવાથી એ માન લેવાની તેમણે ના પાડી હતી. તેજ વખતથી તેમની શારિરીક સ્થિતિ દિનપર દિન નબળી પડતી ગઇ. અને આખરે સને ૧૮૯૧ ના જુલાઇ મહિનાની ૨૬ મી તારીખે એ મહા સમર્થ વિદ્વાન અને દેશહિતેષિ પુરૂષે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો હતો. તેના મરણથી આખા ભરતખંડમાંજ નહિ પરંતુ જગતમાં સર્વ ઠેકાણે એક મહા પંડિતની ખોટ પડવાથી દિલગીરી ફેલાઇ હતી. તેમના મરણ પછી "ધી ઇન્ડીયન સ્પેક્ટેટર" પત્રે લખ્યું હતું કે;—"રાજા રાજેંદ્રલાલના મરણથી બંગાળા દેશને પહેલાં કદી નહિ મળેલા એવા એક સમર્થ પંડિતની ખોટ પડી છે. રાજા રામમોહનરાય, અને બાબુ કેશવચંદ્રસેન કે બીજા કોઇ પણ બંગાળી વિદ્વાનમાં તેના જેટલી મજબુત, જુસાવાળી, સ્પષ્ટ, અને સઘળુ સમજી શકે તેવી બુદ્ધિ નહોતી." વળી કલકત્તાની યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ઑનરેબલ સર આર્થર હોલ હાઉસે તેને "દાક્તર ઓફ લૉ" ની પદવી આપતી વખતે તેનાં વખાણ કરતાં કહ્યું હતું કે;—"પૂર્વ દેશના વિદ્વાનોની કોઇ પણ યુરોપિયન સોસાઇટી એવી નથી કે જ્યાં રાજા રાજેંદ્રલાલને માન મળ્યું નહિ હોય. ઘણીખરી સોસાઇટીઓએ તેને ઘણીજ ખુશીથી પોતાના ઓનરરી મેમ્બરનુ પદ આપેલું છે. આ દેશની જાના તવારીખ તથા જુના શાસ્ત્રોના અંધારા ભરેલા ખુણાઓ ઉપર તેણે ઘણો પ્રકાશ પાડયો છે." ત્યાર પછી ભટ્ટ મોક્ષમૂલરે ફિલૉલૉજીકલ શોધને લગતી બાબતમાં તેને માટે જે લખાણ કર્યું હતું, તે વાઇસ ચાન્સેલરે વાંચી બતાવ્યું હતું. તેની મતલબ એવી હતી કે;—"રાજા રાજેંદ્રલાલ મિત્રનો ધંધોજ પંડિતાઇનો છે. તેની સાથે વળી તે એક વિદ્વાન ટીકાકાર પણ છે. જૂના સંસ્કૃત ગ્રંથોની કાળજી ભરેલી તપાસ કર્યા પછી તેણે ઘણા ગ્રંથો પ્રગટ કર્યા છે. અને બંગાળાની એશિયાટીક સોસાઇટીના ચોપાનીઆમાં તેણે જે જૂદાં જૂદાં લખાણો કર્યા છે, તે ઉપરથીજ તે પોતાની જાતના દરેક વિદ્વાનો કરતાં સર્વોત્તમ છે, એવું સાબિત થાય છે. મી. કોલબ્રુક અને બર્નોફ જેવા પુરૂષોએ આ દેશની શોધમાં જે માર્ગ પકડયો છે, તે માર્ગનાં મૂળતત્વો તેનામાં પૂરેપુરાં છે, તેનું ઇંગ્રેજી જ્ઞાન ખરેખર ચોખ્ખુ અને સરલ છે. તેમ તેની દલીલો ઇંગ્લાંડના કોઇપણ સંસ્કૃત વિદ્વાનને માન આપે તેવી છે." ઇત્યાદિ.

એ રીતે રાજા રાજેંદ્રલાલની પંડિતાઇનાં વખાણ ઘણા વિદ્વાનોએ કર્યા છે. ખાસ

લેખોની સંખ્યા આસરે ૨૦૦૦ ઉપર હશે, એમ કહેવાય છે. એ સિવાય તેમણે સ્વતંત્ર ગ્રંથો ,૫૦ ઉપરાંત લખ્યા છે. તે બધાના ૧૨૮ ભાગ છે. અને તેમની પૃષ્ઠ સંખ્યા ૩૩૦૮૫ સુધી છે। તેના સઘળા ગ્રંથોમાં ઓરિસા પ્રાંતનો પ્રાચીન ઇતિહાસ, અને બુદ્ધ ગયા, તથા ઇંડોઆર્યન એ ત્રણ ગ્રંથ ઇંગ્રેજી ભાષામાં છે, તથાપિ તે એટલા સરસ લખાયેલા છે કે, ભટ્ટ મોક્ષમુલર જેવા પ્રખ્યાત પંડિતોનાં મન હરણ કરી લીધાં છે, એ ગ્રંથ તેના ગભિર જ્ઞાન, અને ન્યાય બુદ્ધિના ખરેખર રણસ્થંભ જેવા છે. તેના સંસ્કૃત ગ્રંથો પૈકી તૈતેરિય બ્રહ્મ, યજુર્વેદ, આરણ્યક, પ્રતિશાખ્ય, ગોપથ બ્રાહ્મણ, કંદક મંદકીય નીતિ, ચૈતન્ય ચંદ્રોદય નાટક, લલિત વિસ્તાર, અગ્નિપુરાણ, અને ચૈતન્ય આર ણ્યક, વગેરે ઘણા પ્રસિદ્ધ છે. તેમજ પ્રાકૃત ગ્રંથો પૈકિ ભુગોળ, વ્યાકરણ પ્રભાવ, તિલપદ દર્શન, મેવાડનો ઇતિહાસ, અને શિવાજીનું ચરિત્ર, વગેરે બંગાળી ભાષાના ગ્રંથો અનંત શોધોથી પૂર્ણ છે. આ સર્વ ગ્રંથો વડે તેણે એટલી બધી કીર્તિ પ્રાપ્ત કરી છે કે, દેશી ગ્રંથકારોમાં તેણે શ્રેષ્ઠ પદ્વી મેળવી છે. એટલુંજ નહિ, પરંતુ યુરોપખંડના વિદ્વાનોની પ્રથમ પંક્તિમાં તેનું નામ મૂકવામાં આવ્યું છે.

રાજા રાજેંદ્રલાલ મિત્ર માન મેળવવાની કદી પણ દરકાર રાખતો નહોતો. તે છતાં તેના ઉપર માનના અનેક વરસાદ વરસી ગયા છે. આખી પૃથ્વિમાંની સઘળી વિદ્વાન સભાઓ તરફથી તેને પુષ્કળ માન આપવામાં આવ્યું હતું. "વિદ્વાન સર્વત્ર પૂજ્યતે." એ કહેવત કેવળ ખોટી નથી. તેની વિદ્વતાની ખુબી જાણીને ગ્રેટબ્રિટન અને આયર્લાંડની "રૉયલ એશિયાટીક સોસાઇટી" ના ઑનરરી મેમ્બરનું પદ તેને આપવામાં આવ્યું હતું. તેજ પ્રમાણે વિએનાની ઇમ્પિરિયલ એકાડેમી ઓફ્ સાયન્સ, અમેરિકાની ઓરિએન્ટલ સોસાઇટી, ઇટાલિયન ઇન્સ્ટીટયુટ, ઇટાલિની એશિયાટિક સોસાઇટી, મુંબઇની રૉયલ એશિયાટિક સોસાઇટીની શાખા, જર્મન ઓરિએન્ટલ સોસાઇટી, હંગરીની રૉયલ એકાડેમી ઓફ સાયન્સ, બર્લિનની ઇથનૉ લૉજીકલ સોસાઇટી, અને કોપન હેગનની રૉયલ સોસાઇટી ઓફ નૉર્થન ઍંટીકિવટીસ, વગેરે જગતની ઘણીક વિદ્વાન સોસાઇટીઓનો તે ઑનરરી મેમ્બર હતો. કોઈ પણ માણસના નસીબમાં આટલાં બધાં માન મળેલાં જાણવામાં નથી. માત્ર રાજા રાજેંદ્રલાલ મિત્રજ આવું ભારે માન મેળવવાને ભાગ્શાળી થયો હતો. એ તેની કાંઇ ઓછી મોટાઇ નથી. તે ઉપર જણાવ્યા પ્રમાણે અનેક મોટી સભાઓનો સભાસદ હતો, તે ઉપરથી તેની વિદ્વતા કેટલી મોટી હશે, તેનો ખ્યાલ થઇ શકે છે.

સને ૧૮૮૫ માં રાજા. રાજેંદ્રલાલને બંગાળાની "રૉયલ એશિયાટીક સોસાઇટી" ના પ્રેસિડેન્ટની જગો મળી હતી. એક દેશી તરીકે પહેલ વહેલું એવું મોટું માન પ્રથમ તેમનેજ મળ્યું હતું. તેમની એવી ઉત્તરોત્તર ચડતીથી સર્વ દેશીઓને ઘણો આનંદ થયો હતો. વળી તેમને "બ્રિટિશ ઇન્ડીયન આસોસીએશન" નામે પ્રખ્યાત સભાના અધ્યક્ષનું પદ આપવામાં આવ્યું હતું. આ આસોસીએશન બંગાળા, બહાર, અને ઓરિસાના જમીનદારો, પૈસાદારો, અને વિદ્વાન સાક્ષરો તથા સાંસારિક મોભાવાળા પુરૂષોએ સ્થાપન કરેલી છે. લગભગ ૪૦ વર્ષથી એ સભા હિંદુસ્તાનની રાજ્યકિય અમૂલ્ય સેવાઓ બજાવે છે. આ દેશની સઘળી રાજ્યકિય મંડળીઓની તે માતાપિતા છે, એમ કહીએ તો તે વાજબી

કોઇ પણ ઉપયોગી રાજ્યકિય અથવા કાયદા સબંધી હિલચાલ એ આસોસીએશનની સલાહ, અને તેના મજબુત ટેક. સિવાય હાથ ધરવામાં આવી નથી. રાજા રાજેંદ્રલાલ એ સભાનો એક સ્તંભ હતો. વળી તે એક સમર્થ સ્વદેશહિતૈષિ પુરૂષ હતો. આપણું "ઇન્ડીયન નેશનલ કોન્ગ્રેસ" ને તેણે તન, મન, અને ધનથી ઘણી મદદ કરી હતી સને ૧૮૮૬ માં કલકત્તામાં મળેલી કોન્ગ્રેસમાં તેણે બહુ આગેવાની ભરેલો ભાગ લીધો હતો. એ સભાની આવકાર આપનારી કમિટીના પ્રમુખ તરીકે તેનેજ પસંદ કરવામાં આવ્યો હતો. અને એ પદ ઉપર બિરાજીને તેણે ઘણુંજ વજનદાર અને વિદ્વતા ભરેલું ભાષણ-કર્યું હતું જેને સઘળા જનોએ ઘણાજ માન સાથે વધાવી લીધુ હતું. વળી સને ૧૮૯૦ માં મળેલી કોન્ગ્રેસમાં અધ્યક્ષ સ્થાન તેમનેજ આપવાની માગણી કરવામાં આવી હતી. પરંતુ તે વેળાએ તેમની તબિયત સારી ન હોવાથી એ માન લેવાની તેમણે ના પાડી હતી. તેજ વખતથી તેમની શારિરીક સ્થિતિ દિનપર દિન નબળી પડતી ગઇ. અને આખરે સને ૧૮૯૧ ના જુલાઇ મહિનાની ૨૬ મી તારીખે એ મહા સમર્થ વિદ્વાન અને દેશહિતૈષિ પુરૂષે આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો હતો. તેના મરણથી આખા ભરતખંડમાંજ નહિ પરંતુ જગતમાં સર્વ ઠેકાણે એક મહા પંડિતની ખોટ પડવાથી દિલગીરી ફેલાઇ હતી. તેમના મરણ પછી "ધી ઇન્ડીયન સ્પેકટેટર" પત્રે લખ્યું હતુ કે;—"રાજા રાજેંદ્રલાલના મરણથી બંગાળા દેશને પહેલાં કદી નહિ મળેલા એવા એક સમર્થ પંડિતની ખોટ પડી છે. રાજા રામમોહનરાય, અને બાબુ કેશવચંદ્રસેન કે બીજા કોઇ પણ બંગાળી વિદ્વાનમાં તેના જેટલી મજબુત, જુસ્સાવાળી, સ્પષ્ટ, અને સઘળુ સમજી શકે તેવી બુદ્ધિ નહોતી." વળી કલકત્તાની યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર ઑનરેબલ સર આર્થર હોલ હાઉસે તેને "દાકતર ઑફ લૉ" ની પદવી આપતી વખતે તેનાં વખાણ કરતાં કહ્યું હતું કે;—"પૂર્વ દેશના વિદ્વાનોની કોઇ પણ યુરોપિયન સોસાઇટી એવી નથી કે જ્યાં રાજા રાજેંદ્રલાલને માન મળ્યું નહિ હોય. ઘણીખરી સોસાઇટીઓએ તેને ઘણીજ ખુશીથી પોતાના ઓનરરી મેમ્બરનું પદ આપેલું છે. આ દેશની ભાષા તવારીખ તથા જુના શાસ્ત્રોના અંધારા ભરેલા ખુણાઓ ઉપર તેણે ઘણો પ્રકાશ પાડયો છે." ત્યાર પછી ભટ્ટ મોક્ષમૂલરે ફિલૉલૉજીકલ શોધને લગતી બાબતમાં તેને માટે જે લખાણ કર્યું હતુ, તે વાઇસ ચાન્સેલરે વાંચી બતાવ્યુ હતુ. તેની મતલબ એવી હતી કે;—"રાજા રાજેંદ્રલાલ મિત્રનો ધંધોજ પંડિતાઇનો છે. તેની સાથે વળી તે એક વિદ્વાન ટીકાકાર પણ છે. જૂના સંસ્કૃત ગ્રંથોની કાળજી ભરેલી તપાસ કર્યા પછી તેણે ઘણા ગ્રંથો પ્રગટ કર્યા છે. અને બંગાળાની એશિયાટીક સોસાઇટીના ચોપાનીઆમાં તેણે જે જૂદાં જૂદાં લખાણો કર્યાં છે, તે ઉપરથીજ તે પોતાની જાતના દરેક વિદ્વાનો કરતાં સર્વોત્તમ છે, એવું સાબિત થાય છે. મી. કોલબ્રુક અને બર્નોફ જેવા પુરૂષોએ આ દેશની શોધમાં જે માર્ગ પકડયો છે, તે માર્ગનાં મૂળતત્વો તેનામાં પૂરેપુરાં છે, તેનું ઇંગ્રેજી જ્ઞાન ખરેખર ચોખ્ખુ અને સરળ છે. તેમ તેની દલીલો ઇંગ્લાંડના [illegible] સંસ્કૃત વિદ્વાનને માન આપે તેવી છે." ઇત્યાદિ.

એ રીતે રાજા રાજેંદ્રલાલની પંડિતાઇનાં વખાણું ઘણા વિદ્વાનોએ કર્યાં છે. [illegible]

થવા વિશેષ શક્તિ મળે, માટે પ્રથમ બે વેળા અન્ય થયો, તે જાણે વિશ્રાન્તિ મળી નહોય એમ થયું. બુદ્ધિવાન પુરૂષો શત્રુ પાસે પણ મિત્રતાનો અર્થ સારે છે. વિપત્તિથી દુઃખને બદલે તે અધિક પ્રકાશ પામતો ગયો.

તેણે ત્રીજીવાર "હિંદુપેટ્રિયટ" પત્ર કહાડયું, તેમાં અત્યંત ગંભિર વિચાર લખવા માંડ્યા. ઇંગ્રેજ અધિકારીઓએ આપણા લોકોને ઘણા સંતાપ્યા હતા, તેથી સને ૧૮૫૭ માં મોટો બળવો થયો; તેમાં મૂર્ખ સિપાઇઓએ ધર્મ યુદ્ધ ન કરતાં ચંડાળની પેઠે બહુજ ક્રુરતા બતાવી; અને અનાથના પ્રાણ લીધા. તેથી સર્વનો તે નિર્દય પ્રાણી ઉપર કોપ થવો જોઇએ, તેને બદલે સર્વ હિંદુ પ્રજા ઉપર ઇંગ્રેજો કોપ્યા. તેમણે સર્વને એક લાકડીએ મૂડવા માંડ્યા. કેટલાક કુલીન ઇંગ્રેજો હિંદુનો યથાર્થ પક્ષ કરતા હતા, તેમની નિંદા કરવા માંડી. ઇંગ્રેજી વર્તમાનપત્રવાળા એક અવાજે કહેવા લાગ્યા કે, હિંદુ માત્ર દુષ્ટ છે, તેમનો તિરસ્કાર કરવો જોઇએ, ઇત્યાદિ કહીને એક નિર્દોષ પ્રજાપર વગર વિચારે આરોપ મુકવા લાગ્યા. તે વેળાએ મી. હરિશ્ચંદ્રે પોતે એકલાએ એ પ્રબળ શત્રુ સામે બાથ ભીડી. પોતાના સુબોધ, ગંભિર, અને અસરકારક લખાણથી સારા ઇંગ્રેજોનાં મત ફેરવવા માંડ્યાં. "એક તરફ ગામ અને બીજી તરફ રામ" એ કહાણી પ્રમાણે એક તરફ મહા કુશળ અનેક ઇંગ્રેજ લેખકો, અને બીજી તરફ આપણો બાહોશ હરિશ્ચંદ્ર. એમ વાદ યુદ્ધ ચાલ્યું સત્યને શસ્ત્ર અસ્ત્ર અને પક્ષકારની અગત્ય પડતી નથી. સત્યનો અંતે જય થાય-છે. મી. હરિશ્ચંદ્રના વિચારોએ સુજ્ઞ ઇંગ્રેજોના મનમાં માર્ગ કરવા માંડ્યો. તેઓને નિશ્ચય થયો કે;—"સર્વ પ્રજાનો તિરસ્કાર કરવો એ અન્યાય છે. જો સર્વ પ્રજાની અપ્રીતિ હોત તો આપણું રાજ ટકી શકત નહિ. વિવેકી પ્રજાની પ્રીતિને લીધેજ આપણે અહિં રહી શકીએ છીએ." એવા અનેક સિદ્ધાંતોની પ્રતીતિ તેમના મનમાં થવા લાગી. આપણા દેશનો હિતૈષિ અને પ્રતિપાળ લૉર્ડ કેનિંગ તે વેળાએ ગવર્નર જનરલ હતો. તે હિંદુ પેટ્રિયટ" માં આવતા વાસ્તવિક અને ગંભિર વિચારથી મોહી પડયો હોય એમ જણાયું. એજ કારણને લીધે તે આ દેશનુ રક્ષણ કરવા સમર્થ થયો હતો. "લંડન ટાઇમ્સ" નામના શિરોમણી પત્રોનો સહાય કર્તા ડૉ. રસલ સરખા પુરૂષે પણ હિંદુપેટ્રિયટના લખનારને માન્ય કરી, તેની સ્તુતિ ગાવા માંડી; એટલુંજ નહિ પણ પોતાના પુસ્તકમાં હરિશ્ચંદ્રનું નામ અમર કર્યું. મદ્રાસનો પ્રખ્યાત બારિસ્ટર મી. નૉર્ટન પણ તેનાં બહુ વખાણ કરતો. એમ થવાથી આપણા શત્રુ હતા, તે મિત્ર થવા માંડ્યા. આપણા દેશીઓને ન્યાય મળવા માંડ્યો, દેશીઓના ગુણની પરીક્ષા થવા માંડી, અને તેઓ બુદ્ધિવાન તથા ઉંચા અધિકાર મેળવવા ઇંગ્રેજોના જેટલા યોગ્ય છે, એમ ગણાવા માંડ્યું. એ બધું એક વિપત્તએ ભેદી નાંખેલા પણ અજિત, રાંક પણ બુદ્ધિવાન, અને ઉદ્યોગી બાબુ હરિશ્ચંદ્રના પ્રતાપથીજ. હરિશ્ચંદ્રે પોતાના દેશની દ્રઢ ભક્તિથી કેવી રીતે સેવા બજાવી તે જુવો ! એ ન હોત તો નિરાપરાધિ અપરાધિ ઠરી શિક્ષા પામત, અને તેનુ પરિણામ કોણ જાણે શું એ થાત ! માંડલિક રાજાને સ્વાધીન કરી નાખવાનો લૉર્ડ ડેલહાઉસીનો નીચ લોભ અયોગ્ય છે, એવો મી. હરિશ્ચંદ્રે નિર્ણય કરી આપ્યો. તેથી કેટલાંક રાજ્ય બચી ગયાં. હજારો યોદ્ધાઓથી જે કામ ન થાત, તે મી. હરિશ્ચંદ્રની એક કલમથી થયુ

બળવો બેઠા પછી બંગાળામાં ગળી પકવનાર ગરીબ ખેડુતો ઉપર ત્યાંના દેશી તથા અંગ્રેજ જમીનદારો તરફથી જે ઘણોજ અન્યાય અને જુલમ થતો હતો, તેમને દુઃખમાંથી છોડાવવા માટે આ હિમતવાન અને બહાદૂર પરોપકારી પુરૂષે પાછી કમ્મર કસી. કંગાલ અને અજ્ઞાન ખેડુતો ઉપર પડતા દુઃખની દાઝ હૈડે ધરીને એ મહા પુરૂષે કોઇની પણ દરકાર કર્યા વગર નિષ્પક્ષપાતપણે પોતાના "હિંદુપેટ્રિયેટ" પત્રમાં જમીનદારોના જુલમની વાતો, અને ખેડુતોને દુઃખમાંથી છોડાવવાના ઉપાયો વિષે અસરકારક લેખ લખવા માંડ્યા. જોકે સામો પક્ષ ઘણોજ વગવાળો અને માતબર હતો, તેમજ તેના પક્ષમાં ઘણાજ થોડા વીરો હતા, તે છતાં તેણે પોતાના કલમરૂપી હથિયાર વડે એવું તો જબરૂ યુદ્ધ મચાવ્યું કે, તેમાં તે જયવાન થયો. તેના વાજબી અને અસરકારક લખાણની અસર છેક સરકાર સુધી થઇ. તેનું ફળ એ થયું કે, સરકારને એ વિષે તપાસ કરવા માટે એક "કમીશન" નિમવાની જરૂર પડી. એ કમીશનની રૂબરૂ મી. હરિશ્ચંદ્રે હાજર થઇને એવી તો કાબેલિયતથી સ્વતંત્રપણે જુબાની આપી કે જેથી સર્વ કોઇ છક થઇ ગયા હતા. એ કમીશનની તપાસના પરિણામે બંગાળાના લાખો ગરીબ ખેડુતો મહા સંકટમાંથી અથવા તો ગુલામગીરી જેવી હાલતમાંથી મુક્ત થયા હતા. તેનું ઘણુ ખરૂં માન બાબુ હરિશ્ચંદ્ર મુકરજી જેવા પરોપકારી વીર પુરૂષનેજ ઘટે છે.

આ મહાપુરૂષ સને ૧૮૬૧ ના જુન મહિનાની ૧૬ મી તારીખે પોતાની ૩૬ વર્ષની બર યુવાવસ્થામાં આ લોક છોડીને એકાએક પરમાત્માની હજુરમાં ચાલ્યો ગયો છે. તેના કવખતના મરણના અતિ શોકજનક સમાચારથી આખા બંગાળમાં તેમજ હિંદના ઘણા ખરા ભાગમાં મહા ગમગિની ફેલાઇ ગઇ હતી. મી. હરિશ્ચંદ્રની જાહેર જીંદગી માત્ર સને ૧૮૫૩ થી શરૂ થઇ હતી. ત્યારથી તે પોતાના મરણ સુધીનાં માત્ર આઠ વર્ષમાં તેણે જે મહાભારત કામો કરીને સ્વદેશની સેવા બજાવી છે, તે ઘણીજ સ્તુતિપાત્ર છે. આપણે જેમ પાછળ જોયુ તેમ તે કાંઇ પૈસાવાળો પુરૂષ નહોતો, તે છતાં પોતાના પંડનો ભોગ આપવો અને દરેક દુઃખ ખમવું, એ તેની જીંદગીનો મુખ્ય સિદ્ધાંત હતો. તેની ટુંક પણ અજાયબ પમાડે તેવી જીંદગીની અંદર પોતાના દેશના ભલાને માટે તેણે ભારે જાતિ ભોગ આપ્યો છે. તેણે જે ગરીબ લોકોની સેવા બજાવી હતી, તે કોઇ પણ પ્રકારે ઇનામનો બદલો મળવાની આશા વગર પોતાના ખર્ચે નુકશાન વેઠીને બજાવી હતી. એ કામ પાછળ તેણે લગભગ ૧૦ હજાર રૂપિયા ગાંઠના ખર્ચ્યા હતા. કે જે રૂપિયાની દરેક પાઇ તેની કલાર્ક તરીકેની ખરા પરસેવાની નોકરીના હતા. તેણે ઘણીક કરકસર કરીને એ પૈસા બચાવ્યા હતા. તે એવી રીતે ગરીબોનાં સંકટ દૂર કરવામાં તેણે હોમી દીધા હતાં. ધન્ય છે! તેની એવી પરોપકાર બુદ્ધિને! તેણે ગરીબ ખેડુતોને મદદ કરી એટલુંજ નહિ પણ તેમને અરજીઓ લખી આપી, ખોરાક ખવરાવ્યો, અને પોતાનું બવાનીપુરવાલુ ઘર પણ તેઓને આશ્રમ તરીકે આપ્યું હતું. વળી ગરીબ ખેડુતોના ઉપર પડતા જુલમ વિષે તેણે જે ઇંગ્રેજ જમીનદારોની વિરૂદ્ધમાં લખાણ કર્યા હતાં, તે સંબંધી તેમણે તેની સામે દીવાની તથા ફોજદારી ફરિયાદો કરી. મી. હરિશ્ચંદ્રની ખાત્રી હતી કે, તેના દેશી ભાઇઓ અથવા ખેડુત લોકો તેની તેવી મુશ્કેલીના વખતમાં કાંઇ પણ મદદ કરવાના નથી.

રાજા રાધાકાન્તદેવ સ્ત્રી કેળવણીના ફાયદા સારી પેઠે સમજતો હતો. પરંતુ નિશાળે કરતાં જનાનામાં સ્ત્રીઓને શીખવવું એ વધારે સારૂં છે, એવો તેનો વિચાર હતો. તેને પોતાના સનાતન હિંદુધર્મ ઉપર તથા તે સંબંધી સર્વ ક્રિયાઓ ઉપર ઘણી નિષ્ઠા હતી. જ્યારે હિંદુઓમાં સતી થવાનો ચાલ બંધ કરવા લોર્ડ વિલિયમ બેન્ટિકે હુકમ કર્યો, ત્યારે તેણે ઘણા જુસ્સાથી ધર્મ સભાની મદદે એક અરજી તૈયાર કરાવીને વિલાયત મોકલાવી હતી. તેમજ હિંદુ ધર્મથી વટલીને ખ્રિસ્તિ થનારને પોતાનો વારસા હિસ્સો મળવા બાબતનો ધારો પસાર થયો, ત્યારે પણ તે તેની સામે થયો હતો. પણ તેમાં તે ફાવી શક્યો નહોતો. એવો તે પોતાના ધર્મમાં ચૂસ્ત હતો: આટલું છતાં તેનામાં એવા સારા ગુણો હતા કે, મોટા મોટા બિશપો અને યુરોપિયન અમલદારો પ્રસંગોપાત તેની ઘણી સ્તુતિ કરતા હતા. તે મોટો ધાર્મિક અને ઇશ્વર ભક્ત હતો. તેના જ્ઞાને કરીને તેની અંતરની આંખ્યો ઉઘડી હતી; તે સત્ય વૈદિક ધર્મનો યથાર્થ આશય સમજતો હતો. અને કેટલાક અજ્ઞાની ધર્મોધ લોકોના જેવો તે વહેમી નહોતો. તેમ મદાન્ધ વેશધારી સુધારાવાળાઓના જેવો શૂન્ય હ્રદયનો પણ નહોતો. ખરા સુધારાનાં કામ તેને બહુ ગમતાં હતાં, પણ બહારના વ્હાઇટ વૉશવાળા નાસ્તિક સુધારકોને તે ધિક્કારતો હતો. પોતે શુદ્ધ હતો, તેથી ધર્મ ભ્રષ્ટ થયેલા મદ્યમાંસાહારી દુષ્ટ સુધારાવાળાઓ ઉપર તેને ઘણો અણગમો હતો. એવા થોડાક ભ્રષ્ટ લોકો સિવાય બીજા સર્વ લોકો તેને પોતાના શિરછત્ર ગણતા હતા.

તેણે પોતાની ઉત્તરાવસ્થામાં સાંસારિક સર્વે કામ પોતાના પુત્રને સ્વાધિન કરીને પોતે વૃન્દાવનના નિર્જન સ્થાનમાં જઇને રહેલો હતો. ત્યાં એનું મન પરમાત્મામાં રમી રહેલું હતું. તેની પાસે સર્વદા વેદઘોષ થતો. તે પ્રાર્થના પુસ્તક છપાવતો હતો, તે પોતાના અંતકાળ પહેલાં શુદ્ધ કરીને મોકલ્યું હતું. સન્માર્ગે ચાલ્યાથી તેનું અંતર એવું તો નિર્મળ અને પ્રકાશિત થયું હતું કે, તેને પોતાનું મોત આગળથી સુજયું હતું. ત્રણ દિવસ અગાઉ તેણે જાણ્યું કે; હવે મરણ પાસે છે. તેથી તેણે તા. ૧૯ એપ્રિલ સને ૧૮૬૭ ને દિવસે પ્રાતઃકાળે ઉઠી સ્નાન સંધ્યાદિ પોતાનું નિત્ય કર્મ કર્યું, પછી દૂધ મંગાવીને પીધું, પ્રેત સંસ્કાર કેમ કરવો તે પોતાના ગોરને યથા શાસ્ત્ર બતાવ્યું. વૃન્દાવનના સદ્‌ગૃહસ્થો તેને મળવા આવ્યા હતા તેમને તે મળ્યો. પછી મેડી ઉપરથી પોતાની મેળે નીચે ઉતર્યો, અને તુલસીના ક્યારા નીચે લીંપાવી પોતાની મેળે ત્યાં જઇ દેહને અનંત નિદ્રાવશ કરવા પોઢયો. ત્યાં એ મહા પુરૂષ સૂતે સૂતે ભજન કરતાં કરતાં તુરીયસ્થ થઇ, કાંઇ પણ દુઃખ પામ્યા વિના સ્વર્ગે ગયો !

વાહ! કેવું ઉચ્ચ પ્રકારનું મરણ! આવું સુખમય મરણ તો થોડાજ મહાત્માઓના ભાગ્યમાં હોય છે. અને જેઓ આવી રીતે શાન્તિ સુખમાં સ્વર્ગે સિધાવે છે, તેઓના પવિત્ર આત્માને ધન્ય છે! રાજા રાધાકાન્તદેવનું વય મરણ સમયે ૮૪ વર્ષનું હતું. એ મહા પુરૂષની સ્તુતિપર શ્રી તારાચરણ નામે એક વિદ્વાન બ્રાહ્મણે "રાધાકાન્ત નૃપનેશ ચરિત્ર શતક" રચ્યું છે.

# રાજા દિગંબર મિત્ર.

## સી. એસ. આઇ.

આ મહા પુરૂષનો જન્મ સને ૧૮૧૭ માં બંગાળાના હુગલી પ્રગણામા આવેલા **કૌનગર** નામે શેહેરમાં એક જાણીતા કાયસ્ત કુટુંબમાં થયો હતો. તેના પિતાનુ નામ **બાબુ શિવચરણ મિત્ર** હતું. તેઓ જો કે સારી સ્થિતિમાં હતા, તે છતાં પોતાના પુત્રો-ને માટે વારસામાં કંઇ દોલત પાછળ મૂકી ગયા નહોતા. દિગંબર મિત્ર યુવા અવસ્થામાં કેળવણી લેવાને ભાગ્યવાન થયો હતો. તે પોતાની ૧૨ વર્ષની ઉમ્મરે બંગાળામાં ઇંગ્રેજી કેળવણીના પિતા ડેવિડ હેરીની સ્કુલમાં દાખલ થયો હતો. અને ત્યાર પછી તેણે "હિંદુ-કાલેજ" માં અભ્યાસ કર્યો હતો. ત્યાં ઉપલા વર્ગમાં પાસ થયા પછી ૨૦ વર્ષની ઉમ્મરે પોતાના કુટુંબના પોષણને અર્થે તેને નોકરી શોધવાની જરૂર પડી હતી. અને સને ૧૮૩૪ ની સાલમાં મુર્શિદાબાદની નિઝામત સ્કુલમાં એક માસ્તર તરીકે તે રહ્યો હતો. ત્યાથી તેને રાજશાઇના કલેકટરની ઓફીસમાં હેડકલાર્કની જગો મળી હતી. ત્યાં તેના હાથ ની-ચેના એક માણસે જમીનના નુકશામાં કાંઇક ફેરફાર કરેયો, તેનો આરોપ તેને માથે આવી પડયો હતો. પરંતુ સારે નસીબે કામની તપાસમાં તે નિર્દોષ ઠર્યો હતો. તે પછી તેણે કંટાળીને નોકરી છોડી દીધી હતી. સને ૧૮૩૮ માં રાજા કીશનનાથના એક શિક્ષક તરિકે તે રહ્યો હતો. ત્યાં તેનું ભવિષ્ય એકદમ ખુલ્યું હતું. કહે છે કે તેની વિદ્વતા, અને સારી મેહેનતથી પ્રસન્ન થઇને રાજા કીશનદાસે પોતાના એ વિદ્યાગુરૂને ૧ લાખ રૂપિયાની બક્ષિસ આપી હતી. સને ૧૮૪૪ માં જ્યારે રાજા કીશનનાથ આત્મઘાત કરીને મરી ગયો, ત્યારે દિગંબર મિત્રે પ્રથમ એક વેપારી તરિકે કામ કરવામાં પોતાની અક્કલ હુશિયારીનો ઉપયોગ કરવા માંડયો હતો. સને ૧૮૪૯ માં કલકત્તાની યુનિયન બેન્ક ભાગી, ત્યારે તેણે એ બેન્કમાં વ્યાંજે મૂકેલા રૂપિયા એક લાખમાંથી માત્ર ૨૫ હજાર તેને મળ્યા હતા. ત્યાર પછી તેણે એ રકમવડે મુર્શિદાબાદ અને રામખોલા વગેરે ઠેકાણે ગળી અને રેશમ-નાં કારખાનાં કાઢીને ઉદ્યોગ કરવા માંડયો હતો. એ ઉદ્યોગથી તેણે ખોયેલી રકમ પાછી મેળવી હતી. એ પૈસા વડે તેણે ઓરિસામાં અને બંગાળાના કેટલાક જીલ્લામાં જમીન ખરીદી હતી. ચીનની લડાઇ પછી તેનો ધંધો ઓછો થવાથી તે કલકત્તામાં જઇને રહ્યો હતો. તે વખત બળવાનો હતો, તેથી સરકારી કાગળોની કીંમત ઘણીજ ઘટી ગઇ હતી. તેથી તેણે એ કાગળો ખરીદવાનો સટ્ટો કર્યો હતો, તેમાં તેને પુષ્કળ દ્રવ્ય મળ્યું હતું.

રાજા દિગંબર મિત્રની રાજ્યકિય અને જાહેર જીંદગીના સંબંધમાં તેનો પરમસ્નેહી **બાબુ ક્રિસ્તોદાસ પાલ** સને ૧૮૭૯ ના એપ્રીલ માસની ૨૧ મી તારીખના **"હિંદુ-પેટ્રિયટ"** નામે વર્તમાનપત્રમાં લખે છે કે;—"રાજા દિગંબર મિત્રે ન્હાની વયથીજ જા-હેર જીંદગીમાં ભાગ લેવા માંડયો હતો. તે પોતાની ૨૦ વર્ષની ઉમ્મરથીજ બાબુ દ્વાર-કાંનાથ ટાગોરના મિત્રમંડળમાં દાખલ થયો હતો. એ મિત્રમંડળ બંગાળના ભવિષ્યનું પહેલું પગલું હતું. રાજા દિગંબર મિત્રે બાબુ દ્વારકાંનાથ ટાગોરના પગથેજ રાજકિય જ્ઞાન મેળવ્યું હતું. તે મી. ટાગોરનો જમણો હાથ હતો. "બ્રિટિશ ઇન્ડિયન ર

હિમાયતી હતો. તેથીજ તેને એમ લાગ્યું કે દેશીરાજ્યો તમામ સરકારની સાથે જોડા જવાં જોઈએ. તે પ્રજાસત્તાક રાજ્યને ચાહતો હતો, પણ હિંદુસ્તાનનું પ્રતિનિધિ રાજ્ય દાખલ કરવાને તે ઠીક ધારતો હતો!

રાજા દિગંબર મિત્ર ઘણોજ ઉદાર દીલનો પરોપકારી પુરૂષ હતો. તે ૮૦ ગરીબ વિદ્યાર્થીઓને ખોરાક તથા કપડાં—લત્તાં વગેરે આપીને મફત વિદ્યાભ્યાસ કરાવતો હતો. તે શિવાય "ડીસ્ટ્રીકટ ચેરીટી સોસાઇટી" કે જેનો તે ઓનરરી સેક્રેટરી હતો, તેમાં તેણે પોતાના નામની મોટી રકમ આપી હતી. તેની પેદાશમાંથી દર માસે ૨૦ વિદ્યાર્થીઓનું ગુજરાન ચાલે છે. તે પોતાના ગરીબ કુટુંબીઓ, મિત્રો, તથા આશ્રિતોને ખાનગી રીતે ઘણી મદદ કરતો હતો. તેના જીવનચરિત્રમાં જે અનુકરણ કરવા યોગ્ય ગુણ છે, તે તેની ધીરજ તથા સબુરી છે, કે જે ગુણો વડે તે ન્હાનામાંથી મોટો થયો હતો. પોતાની બાળ વયમાં જે અસહ્ય મેહેનત તે કરતો હતો, એ તેના ભવિષ્યની ફતેહનો પાયો હતો. એક ધધાદાર માણસ તરીકે તેને મનુષ્યના સ્વભાવનું સારૂં જ્ઞાન થયું હતું, અને દેશની આબાદીનાં ખરાં સાધનો શાં છે? તે તેને માલુમ પડ્યાં હતાં. તેના અથાગ ઉદ્યોગ તથા કામ કરવાની ચપળતાએ તેને એક સારો વેપારી બનાવ્યો હતો. વળી એક ઉત્તમ પ્રકારના જમીનદાર તરીકે તેણે સારી નામના મેળવી હતી. તે સ્વભાવે ઘણો મીલનસાર અને આદરસત્કારવાળો હતો. જ્યારે તે ઓરિસામાં પોતાની જમીનદારીમાં જતો હતો, ત્યારે કટકના દરેક ગરીબ કે તવંગરને ઘેર જતો હતો. અને તેમને કહેતો કે, ગરીબ માણસ ઉપર ઘણુંજ ધ્યાન આપવું જોઇએ. એ રીતે એ મહા પુરૂષના ઘણા ગુણ પ્રકાશિત હતા.



## બાબુ વ્યોમેશચંદ્ર બાનરજી.

### બારીસ્ટર ઍટ લૉ.

હિંદુસ્થાનના સઘળા ભાગો કરતાં બંગાળાની ભૂમિ સ્વદેશ ભક્તજનોને જન્મ આપવામાં વધારે રસાલ છે. રાજદ્વારિ, સાંસારિક, અને ધર્મ સંબધી હીલચાલોમાં બંગાળાના લોકો બહુ આગળ પડતો ભાગ લે છે. તેમ પ્રજાનું હિત ચાહનારા સ્વદેશભક્ત પુરૂષોની સંખ્યા પણ ત્યાં મોટી જોવામાં આવે છે. સનદી નોકરીમાં પણ બંગાળીઓ બીજા દેશીઓ કરતાં વધારે છે. કેળવણીમાં તેઓ આગળ છે. યુનિવર્સિટીની પદવી પામેલા બંગાળીઓની સંખ્યા સૌથી મોટી છે. બગાળી યુવતિઓ પણ યુનિવર્સિટીની સૌથી ઉંચી પદવીઓ પામેલી છે. બગાળી સ્વદેશ ભક્તજનોમાં બાબુ વ્યોમેશચંદ્ર બાનરજી એક આગેવાન પુરૂષ ગણાય છે.

બાબુ વ્યોમેશચંદ્રનો જન્મ એક નામિચા બ્રાહ્મણ કુળમાં સને ૧૮૪૪ના ડીસેમ્બર મહિનાની ૨૯મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ ગિરીશચંદ્ર બાનરજી હતું. તેમના પૂર્વજોનું અસલ વતન હોરા શેહેરથી આઠ કોશ દૂર આવેલા બગાડા નામે ગામમાં હતું. ત્યાંથી શ્રી. ગીરીશચંદ્રના પિતા બાબુ પિતામ્બર બાનરજી નોકરી અર્થે કલકત્તા શેહેરમાં આવી રહ્યા હતા. તેઓ પહેલાં એક શાળાના માસ્તર હતા. પણ પછીથી અંગ્રે

સુપ્રિમ કોર્ટના એક પ્રસિદ્ધ સોલિસીટરની ઓફીસમા કલાર્કની જગોએ રહ્યા હતા. બાબુ પિતામ્બરે પોતાના જ્યેષ્ટ પુત્ર ગીરીશચંદ્રને સારી કેળવણી આપી હતી. તેના પરિણામે તે કલકત્તાની હાઇ કોર્ટના સોલીસીટરની પદ્વિ પામ્યા હતા. બાબુ ગીરીશચંદ્રના લગ્ન બંગાળાના પ્રસિદ્ધ શાસ્ત્રવેત્તા અને તત્વજ્ઞાની પડિત જગન્નાથ તર્ક પચાનનના કુટુંબમાંથી ઉતરેલી એક કન્યા સાથે થયા હતાં. એ ઉત્તમ સસ્કારવાળી માતાની કુખે આ પ્રખ્યાત દેશભક્ત બાબુ વ્યોમેશચંદ્રે અવતાર લીધો હતો. બાબુ ગીરીશચંદ્રને ચાર પુત્રો હતા, જેમાંના બે બાળપણુમાં મરણ પામ્યા હતા. અને બાકીના બે મી. વ્યોમેશચંદ્ર તથા મી. સત્યધન હયાત છે. બાબુ સત્યધન પણ કલકત્તાની યુનિવર્સિટીની "એમ. એ." ની પદ્વી પામેલા છે. બાબુ ગીરીશચંદ્ર સને ૧૮૬૯ માં ૪૫ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા હતા. એ વખતે મી. વ્યોમેશચંદ્રની ઉમ્મર ૨૫ વર્ષની હતી.

બાબુ વ્યોમેશચંદ્ર બાળપણમાં બહુજ તોફાની હતા, અને ભણવા તરફ તેમનું મુદ્દલે લક્ષ નહોતું - તે ઉપરથી તેમના કુટુંબીઓ ધારતા કે તેઓ કુટુંબની કીર્તિમાં કાંઇ પણ વધારો કરનારા નિવડશે નહિ. પરંતુ તેમની એ ધારણા નિષ્ફળ થઇ. મી. વ્યોમેશચંદ્રને નિશાળે જવાની કોઇ વાત કાઢતુ, ત્યારે તેને તાવ ચઢી જતો, અને હાથમાં ચોપડી લેવી ગમતી નહોતી! નાટકો તથા તમાશા જોવા અને કથાભટોની કથાઓ સાંભળવા ઉપર તેને ઘણી પ્રીતિ હતી. નિશાળે જવાને બહાને તે હમેશાં કથાઓ સાંભળવા તથા તમાશા જોવા સારૂ જતો હતો. તેને નાટકનો શોખ એટલો બધો હતો કે, તે એક દિવસે નિશાળેથી પરભાર્યો નાસીને રાણીગંજ ગયો, અને ત્યા એક નાટક મંડળીમાં નાટકીનો વેષ લેઇ એક સ્વાગ તેણે ભજવી બતાવ્યો હતો. એમ રખડતાં જેમ તેમ કરીને તેણે બંગાળી ભાષાનુ શિક્ષણ પુરૂ કર્યું. ત્યાર પછી ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવાને પ્રસિદ્ધ બગાળી મહા પુરૂષો બાબુ કૃષ્ણદાસપાલ તથા બાબુ શંભુચરણ મુકરજીએ સ્થાપેલી "ઓરિયેન્ટલ સેમિનરી" નામની બ્રૅન્ચ સ્કુલમા તે દાખલ થયો. ત્યાંથી તે હાઇસ્કુલમાં દાખલ થયો. ત્યા જેમ તેમ કરીને તે પહેલા વર્ગમા જઇ પહોચ્યો પરંત મેટ્રિક્યુલેશનની -

નો અભ્યાસ કરવા વિલાયત જાય,' તેમને એ સ્કૉલરશીપો આપવાનો ઠરાવ કર્યો વળી એમ ઠરાવવામાં આવ્યું હતું કે, એ પાંચ સ્કૉલરશીપમાની ત્રણ મુંબઇ ઇલાકાના વિદ્યાર્થીઓને આપવી, અને ૨ બંગાળા તથા મદ્રાસના વિદ્યાર્થીઓને વારા ફરતી આપવી. તે મુજબ એ વર્ષમાં બંગાળામાં એક વિદ્યાર્થીને એ સ્કૉલરશીપ આપવાનું સરકારે ઠરાવ્યું હતું. તે સ્કૉલરશીપ માટે ઉમેદવારી કરવા બાર ઉમેદવારો બાહાર પડ્યા હતા. તેમની પરીક્ષા લેવામા આવતાં બાબુ વ્યોમેશચન્દ્ર પહેલે નંબરે પાસ થયો, તેથી પરીક્ષા લેનારી કમિટીએ સ્કૉલરશીપ તેનેજ આપવાની સરકારમાં ભલામણ કરી હતી. અને સરકારે તે કબુલ રાખી હતી.

સને ૧૮૬૪ના અક્ટોબર મહિનાની ૧૬ મી તારીગે બાબુ વ્યોમેશચંદ્ર વિલાયત જવા માટે નીકળ્યો હતો. ત્યાં જઇને તે બારિસ્ટરનો અભ્યાસ કરવા સારૂ ત્યાંની "મીડલ ટેમ્પલ" નામની કાયદાનો અભ્યાસ કરાવનારી પાઠશાળામાં દાખલ થયો. તેના શિક્ષા ગુરૂ-ઓ ઇંગ્લાંડનો પ્રસિદ્ધ ચેનસરી બારિસ્ટર મી. હેન્રી ડાર્ટ, લંડનની કૉર્ટનો એક લૉર્ડ ચીફ જસ્ટિસ સર એડવર્ડ ફ્રાઇ તથા બીજા પ્રસિદ્ધ બારિસ્ટરો હતા. બાબુ વ્યોમેશચંદ્રે તેમના હાથ નીચે બહુ ઉદ્યોગીપણાથી કાયદાની કેળવણી લીધી હતી. તેણે એવી તો રીતે અભ્યાસ કર્યો કે, સને ૧૮૬૮ માં તેણે બારિસ્ટરની પરીક્ષા પસાર કરી. ત્યાર પછી થોડેક મહિને તે હિંદુસ્થાનમાં પાછો આવ્યો હતો. હિંદુસ્થાનમાં આવીને તેણે કલકત્તાની હાઇકૉર્ટમાં વકિલાત કરવા માંડી. તેની હુશિયારી જોઇને હાઇકૉર્ટના તે વખતના જડજો મી. જસ્ટીસ નૉર્મન તથા મી. જસ્ટીસ મેકફરસન વગેરેએ તેને બારિસ્ટરના કામકાજમાં બહુ સારી માહીતી આપી હતી. એથી કરીને તે શરૂઆતથીજ પ્રસિદ્ધિમાં આવવા લાગ્યો. એવામાં વળી તેના હાથમાં એક એવો મુકરદમો આવ્યો કે, જેથી તેની ખ્યાતિ આખા બંગાળા ઇલાકામા બહુ વધી ગઇ એ મુકરદમો પ્રતિજ્ઞા પૂર્વક ખોટા કસમને લઇ ગતો હતો. નુડીયા જીલ્લાની એક ખેડુત બાઇપર કસમ ઉપર ખોટી જુબાની આપી, એવું તોહોમત મુકી ત્યાંના ઇંગ્રેજ જીલ્લા માજીસ્ટ્રેટે તેનાપર ફોજદારી માંડીને તે મુકરદમો સેશન કમિટ કીધો હતો. એ બાઇ બહુ ગરીબ હોવાથી પ્રસિદ્ધ બારિસ્ટર બાબુ મનમોહન ઘોસે તેના તરફથી મુકરદમો લડવાનુ કામ મફ્ત માથે લીધુ હતું પરંતુ પાછળથી બાબુ મનમોહન ઘોસને કેટલાંક કારણસર પોતાના આ મિત્ર બાબુ વ્યોમેશચંદ્રના હાથમાં તે કેસ સોપવાની જરૂર પડી હતી. બાબુ વ્યોમેશચન્દ્રે પોતાના એ મિત્રની અરજ સ્વિકારીને ખાત્રી આપી કે, આ મુકરદમો બહુ મુશ્કેલ છતાં તે બાઇને હું છોડાવી લાવું ત્યારેજ ખરો. થોડા દિવસ પછી એ કેસ ત્યાના સેશન જડજ મી. મેકડોનલ્ડ હજુર નિકળ્યો હતો, ત્યારે તોહો-મતદાર બાઇ તરફથી બાબુ વ્યોમેશચંદ્ર વગર ફીએ હાજર થયો હતો. એક અબળા જાતિના ઉપર આવી રીતનો ફોજદારી મુકરદમો મડાવાનો આ દાખલો નવાઇ જેવો હતો. તેથી એ વિષે આખા બંગાળા ઇલાકામાં મોટી ચર્ચા ચાલી રહી હતી. એ કેસમાં બાબુ વ્યોમેશચન્દ્રે પોતાનું અપૂર્વ બુદ્ધિબળ અને ચાલાકી બતાવીને એ બાઇને ગુન્હામાથી મુક્ત કરાવી હતી. એથી તેમની ઘણીજ ખ્યાતિ થઇ હતી. અને તે વખતથી જ્યારે કોઇ ખાસ મતના મુકરદમામા તહોમતદારનો બચાવ કરવાનું મુશ્કેલ જણાતું, ત્યારે તે મુકરદમો બાબુ

સોંપવામાં આવતો હતો; એમ થવાથી તેમના ધધામાં તેમને સારી કમાણી થવા લાગી. તેઓ ફોજદારી મુકરદમાઓ લડવામાં જેટલી કુશળતા ધરાવે છે, તેટલીજ કુશળતા દિવાની મુકરદમાઓ લડવામાં પણ ધરાવે છે. એ તેમની મોટી કીર્તિ છે. બંગાળાની હાઇકોર્ટમાં દિવાની મુકરદમા ચલાવવામાં ત્યાંના સઘળા યુરોપિયન બારિસ્ટરો કરતા પણ તે વિશેષ ઉચી શક્તિ ધરાવે છે. હિંદુસ્થાનની સઘળી જુદી જુદી હાઇકોર્ટોમાં દેશી બારિસ્ટરો દિવાની મુકરદમાઓ લડવામાં યુરોપિયન બારિસ્ટરો જેટલી બાહોશી ધરાવતા નથી, અને દેશી બારિસ્ટરોની ઘરાકી યુરોપિયન બારિસ્ટરો કરતાં ઓછી છે, એ દેખાતુ છે. પરંતુ કલકત્તાની હાઇકોર્ટમાં તેમ નથી ત્યાં જો કે ઘણા પ્રસિદ્ધ પહેલી પંક્તિના યુરોપિયન બારિસ્ટરો મોટી ઘરાકીવાળા છે, પરતુ બાબુ વ્યોમેશચંદ્ર બાનરજી તે સઘળાને માથે છે. તેની બાહોશી એવી તો ઉંચા પ્રકારની છે કે, દરેક મુકરદમાની બારિકીઓ તે બરાબર સમજી જાય છે, અને તેના મુદા એવી તો સરસ રીતે જડજની આગળ રજુ કરે છે કે, તેની વાત તેના મનમાં તરતજ ઉતરી જાય છે. જો કે તેને મોટી ઘરાકી છે, અને ઘણી ફી લીધા વગર તે મુકરદમા હાથમાં લેવાની ના પાડે છે, તે છતાં ગરીબોના તથા પોતાના મિત્રોના કામમા પોતાના સ્વાર્થને કોરે મૂકીને હોંશથી આગળ પડે છે. સને ૧૮૮૩ માં એક મૂર્તિને લગતા મુકરદમાની બાબતમાં કલકત્તાની હાઇકોર્ટના જડજ મી. જસ્ટીસ નોરીસના સબંધમાં પ્રસિદ્ધ દેશભક્ત બાબુ સુરેંદ્રનાથ બાનરજીએ પોતાના "બગાળી" પત્રમાં જે ભૂલ ભરેલુ લખાણ કર્યું હતુ, તેના માટે હાઇકોર્ટના વડા જડજે તેમનાપર ફરીઆદ માંડી હતી. તે વખતે બાબુ સુરેંદ્રનાથનો બચાવ કરવાનું કામ કાંઇ પણ ફી લીધા વગર બાબુ વ્યોમેશચંદ્રે પોતાને માથે લીધુ હતું. તેજ પ્રમાણે સને ૧૮૮૭ મા કલકત્તાના "સ્ટેટસમેન" પત્રના અધિપતિ મરહુમ મી. રોબર્ટ નાઇટ બર્દવાનના રાજ્યનો વહિવટ કરનાર ઇગ્રેજ સનંદી અમલદારના સંબધમા કઇ સખ્ત લખાણુ કરવાથી તેણે મી. રોબર્ટ નાઇટ ઉપર બદનક્ષીની ફરિયાદ માંડી હતી. તેમા પણ બાબુ વ્યોમેશચંદ્રે મી. નાઇટનો બચાવ કરવાનુ કામ પોતાને માથે લીધુ હતું.

બાબુ વ્યોમેશચદ્ર બાનરજીને બગાળાની સરકારે પોતાની ધારાસભાના સભાસદ તરીકે ચાર વખત નિમ્યા હતા. સને ૧૮૭૮ મા બગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર સર એસ્લી. ઇડને તેમને સરકારી ધારાશાસ્ત્રી તરિકે નિમવાની પોતાની ઇચ્છા મરહુમ આગેવાન રાજદ્વારી મી. કૃષ્ણદાસ પાલની મારફતે દર્શાવીને તે હોદ્દો કબુલ કરવા વિષે પુછાવ્યુ હતુ. પરંતુ મી. બાનરજીએ એ માન ભરેલો હોદ્દો લેવાની ઉપકાર સાથે ના પાડી હતી. સને ૧૮૮૨ માં તથા સને ૧૮૮૪ મા એમ બે વખતે એ વેળાના હાઇકોર્ટના મુખ્ય જડજ સર રીચર્ડ ગાર્થે તેમને હાઇકોર્ટના એક જડજની જગો આપવાની ઇચ્છા દર્શાવી હતી. પરતુ તે જગો લેવાની પણ તેમણે ના પાડી હતી. એવી રીતે કોઇ દેશી બારીસ્ટરે હાઇકોર્ટના જડજનો હોદ્દો લેવાની ના પાડી હોય, એવા દાખલા થોડાજ હશે. વ્યોમેશચંદ્ર એવા માન ભરેલા હોદા નહિ સ્વીકારવાનુ કારણ એ છે કે, જનો પગાર દર માસે રૂ ૩૫૦૦ નો છે, તેના કરતાં તેમને પોતાના ધંધામાં વધારે હતી. વળી સરકારી હોદ્દો લેવાથી સાર્વજનિક

[illegible] વેઠે છે, તેનો એક દાખનો અને આપેનો બસ ગણાશે તે એકે, આ મહા [illegible] પુરૂષને પોતાના બારિસ્ટરના ધંધાની વાર્ષિક આવક શુમારે બે લાખ રૂપિયાની કહેવાય છે, તેની કાંઇ પણ દરકાર રાખ્યા વગર માત્ર હિંદના લોકોની સેવા બજાવવાનાજ હેતુથી સને ૧૮૯૫ ના વર્ષની ઇંગ્લાંડની પાર્લામેન્ટના સભાસદનુ મહાન્ પદ મેળવવાની ઉમેદવારી કરવા માટે તેઓ ઇંગ્લાંડ ગયા હતા, અને ત્યાંના બેન્થમ પ્રગણાના લોકો તરફથી ઉમેદવારી કરી હતી પરંતુ કમનસીબે એ વેળાએ "કોન્ઝરવેટિવ" પક્ષ વધારે જોર પર હોવાથી, તેમ પોતે ઘણા અનુભવી ગોરા હોવાથી વોટ [illegible] ઓછા મળે નિષ્ફળ થયા હતા

મી બાનરજીને ચાર પુત્ર છે, જેમાના મોટાની ઉમ્ર [illegible] તેણે બારિસ્ટરની પરીક્ષા પસાર કરી છે મી બાનરજી [illegible] પુત્રોને [illegible] ની પરીક્ષા અપાવત, પરંતુ તેઓ તેમને નોકરી [illegible] નાખવા [illegible] ઇચ્છે છે, વળી તેઓ સ્ત્રી કેળવણીના [illegible] છે. તેના દાખલા તરીકે પોતાની એક [illegible] કરવા માટે [illegible]

મી બાનરજી [illegible] રહેતા [illegible] જે ધર્મમાં [illegible] ખ્રિસ્તિ [illegible] તેમણે [illegible] દેશની [illegible] દાનવીર તથા માયાળુ સ્વભાવના છે તેઓ જે જે દાન કરે છે [illegible] કોઇને જણાવતા નથી હિંદુસ્થાનના છાપાના રાજા રોબર્ટ નાઇટના ઉપર [illegible] હગમીલરે જે ફરીઆદ કરી હતી, તેમા મી બાનરજીએ રોબર્ટ નાઇટનો નહિ, પણ ખરી રીતે જોતા પોતાના દેશનો બચાવ કર્યો હતો. એવી રીતે તેમણે નિસ્વાર્થે પ્રજા કલ્યાણના ઘણા કામો કર્યા છે આવા મહાત્મા પુરૂષોને ઇશ્વર દીર્ઘાયુષ આપો, એવી અમારી પ્રાર્થના છે

---

## બાબુ સુરેંદ્રનાથ બાનરજી.

આ પ્રસિદ્ધ રાજદ્વારી અને સ્વદેશહિતૈષિ વીર પુરૂષનો જન્મ સને ૧૮૪૮ કલકત્તામા એક આબરૂદાર બ્રાહ્મણ કુટુંબમા થયો હતો તેમના પિતા બાબુ દુ[illegible] બહુ કેળવાયેલા સદ્ગૃહસ્થ હતા અને તેઓ કલકત્તાના એ વખતના દેશી વૈદ્ય હતા તેમનામા એકાગ્ર ચિત્ત અને ખંતથી કામ કરવાના ઉત્તમ ગુણ હતા, તે આ પુત્ર સુરેંદ્રનાથને વારસા તરીકે મળ્યા હતા મી સુરેંદ્રનાથે કલકત્તાની [illegible] કૉલેજ" મા અભ્યાસ કર્યો હતો, અને એક ચપળ વિદ્યાર્થી તરીકે એ એક પછી એક ચડતા ઇનામો મેળવ્યા હતા સને ૧૮૬૮ મા તેમણે "બી. [illegible] પરીક્ષા પસાર કરી હતી કૉલેજના પ્રિન્સીપાલ મી સીમની તેમણે એટલી અને ચાહ મેળવ્યા હતા કે, તેણે મી સુરેંદ્રનાથને સિવિલસર્વિસનો અભ્યાસ

ઇંગ્લાંડ મોકલવા તેમના પિતાને સખ્ત ભલામણ કરી હતી. તે ઉપરથી તેઓ ઇ-ગ્લાંડમાં ગયા હતા. ત્યાં મરહુમ ડૉકટર ગોલ્ડસ ટકર તથા પ્રોફેસર મોરલી જેવા નામાં-કિત વિદ્વાનોના હાથ નીચે અભ્યાસ કરીને સીવીલસર્વિસની પરીક્ષા તેમણે પસાર કરી હતી. એ પરીક્ષા સંબંધી જાણવા જેવી બીના એ છે કે, જે વખતે મી. સુરેંદ્રનાથે એ પરીક્ષા આપી, તે વખતે સીવીલસર્વિસ એક્ઝામિનેશનમાં જેટલી ઉમ્મર જોઇએ તે કરતાં વધારે છે, એવો સબબ બતાવીને કમીશનરોએ તેમને પ્રથમ નાપસંદ કર્યા હતા. પરંતુ મી. સુરેંદ્રનાથે એથી નહિ ગભરાતાં ઇન્સાફ મેળવવા માટે ક્વિન બેન્ચની કોર્ટમાં કમીશનરોની સામે કાયદાસર દાવો બાંધ્યો હતો, અને આખરે તેમાં તેમને ઇન્સાફ મળ્યો હતો.

મી. સુરેંદ્રનાથ સીવીલસર્વિસની પરીક્ષા પસાર કરીને ઇંગ્લાંડથી પાછા હિંદુસ્થાનમાં આવ્યા, અને બંગાળાની સીવીલસર્વિસમાં તેઓ આસીસ્ટંટ જડજના હોદ્દા ઉપર નિમાયા. ત્યાં થોડા વખત પછી તેમને માથે એક ભયંકર તોફાન આવી પડયું હતું, કે જેના પરી-ણામે વગર પગારનું પેન્શન લેઇને તેમને નોકરીથી છૂટા થવું પડયું હતું. એ તોફાન એવું હતું કે, તેમની કોર્ટમાં એક મુકદ્દમો ચાલતો હતો, તેમાં કાંઇ ફેરફાર કર્યાનું તથા ખોટી રીતે વારંટ કઢાવ્યાનું ઇત્યાદિ કેટલાંક તોહોમતો તેમને માથે મૂકવામાં આવ્યાં હતાં. એ વિષે તેમનો જવાબ એવો હતો કે, મેં એવો હુકમ કઢાવ્યો હોય તેવું હું જાણતો નહોતો, પરંતુ બીજા હુકમોની સાથે મેં તેના ઉપર સહી કરી હતી. મી. સુરેંદ્રનાથનો એ ખુલાસો બંગાળાના મોટા મોટા વિદ્વાન સદ્ગૃહસ્થોએ સત્ય અને સંતોષકારક માન્યો હતો તે છતાં સત્તાવાળાઓએ તે મુકદ્દમાને મોટું રૂપ આપી દીધાથી તેની તપાસ માટે સર-કારે એક કમીશન નિમ્યું હતું. પરંતુ કમનસીબે મી. સુરેંદ્રનાથને કેટલીક [illegible] ન મ-ળ્યાથી તેઓ ખરી દાદ મેળવી શક્યા નહોતા.

કોઇ વખતે નઠારામાંથી પણ સારૂં ફળ થાય છે. જો કે મી. સુરેંદ્રનાથને માથે આ-વી પડેલા ભયંકર તોફાનથી તેમની અમલદાર તરીકેની જીંદગીનો છેડો આવ્યો હતો, અને તેમની લાંબી આશાઓ ભાંગી ગઇ હતી, તોપણ તેમની બુદ્ધિના પ્રભાવે એક નવોજ માર્ગ પકડયો હતો, કે જે માર્ગ ઉપર તેમની ભવિષ્યની મહા કીર્ત્તિ તેમને માટે રાહ જોઇ ર-હી હતી. તેઓ મગજની ધગશ અને મજબુતાઇથી લગારે વખત નકામો ગાળ્યા સિવાય પો-તાની સ્થિતિની સામે લડત ચલાવીને પોતાનું ફુટેલું નસીબ સુધારવાને મંડી પડ્યા હતા. તેમણે પ્રથમ સને ૧૮૭૬ માં પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરની "મેટ્રોપોલિટન ઇન્સ્ટિટયુ-શન" માં ઇંગ્રેજી સાહિત્યના પ્રોફેસરની જગો મેળવી. અને ત્યાર પછી "ફ્રી ચર્ચ" ના વિદ્યાર્થીઓને બોધ આપવાનું કામ તેમણે માથે લીધું હતું. સને ૧૮૮૧ માં તેઓ "મેટ્રોપોલિટન ઇન્સ્ટીટયુશન" છોડીને "ફ્રી ચર્ચ કોલેજમાં" જોડાયા હતા. એ રીતે કાર્ય કર્યા પછી મી. સુરેંદ્રનાથ બાનરજીએ સને ૧૮૮૨ માં કલકત્તાના બાઉબજારમાં એક ન્હાની નિશાળ કે જેમાં માત્ર ૧૦૦ વિદ્યાર્થીઓ ભણતા હતા, તે નિશાળ પોતાને હસ્તક લીધી. અને ત્યાર પછી મુદ્દતમાં તેને એટલે તો આબાદ હાલતપર લાવી મૂકી કે તે એક ફર્સ્ટ ક્લાસ કોલેજ થઇ પડી. તેની શાખાઓ બારિસાલ અને શ્રીરામપુરમાં થઇ, તથા તેના ... ના ... ૨૫૦૦ વિદ્યાર્થીઓ દાખલ થઇ ચૂક્યા ! મી. સુરેંદ્રનાથ જેવા ... -

મી. સુરેંદ્રનાથ આપણી " ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ " ના ચૂસ્ત હિમાયતી બલકે તેના ઉત્પન્નહાર જેવા છે. એ મહાન્ મજાને જન્મ આપનારા અગ્રેસરોમાંના તેઓ પણ એક છે. તેમનું નામ આખા હિંદના વિશાળ પ્રદેશમાં દરેક ઠેકાણે જાણીતું થઇ ચૂક્યું છે. કૉન્ગ્રેસની સ્થાપના થઇ તે પહેલાં તેમણે સીવીલસર્વિસની પરીક્ષા હિંદુસ્થાનમાં લેવડાવવા માટેની લડત આખા દેશમાં સઘળે ઠેકાણે ફરીને કેવા તન, મન, અને ધનથી ચલાવી હતી, તે વાત સારી પેઠે જાણીતી છે. તેઓ એક ઉત્તમ પ્રકારના સ્વદેશ ભક્તજન છે. અને પ્રજાનું સંકટ કાપવા માટેની સર્વે પ્રકારની હીલચાલોમાં તેઓ સદા દિલોજાનથી ભાગ લે છે. દેશના બીજા આગેવાન રાજદ્વારીઓ જ્યારે એક અથવા બીજા કારણને લીધે કૉન્ગ્રેસના દરેક મેળાવડામાં ભાગ લેવાને શક્તિમાન થયા નથી, ત્યારે બાબુ સુરેંદ્રનાથ બાનરજીએ આજ સુધીમાં થયેલી કૉન્ગ્રેસની અગીઆરે બેઠકોમાં ગમે તેવી હરકતો અને નુકશાન વેઠીને પણ પોતાની હાજરી આપી ઘણી અગત્યની સેવાઓ બજાવી છે. તેમની એવી નિઃસ્વાર્થ સેવાઓની કદર કરીને તેમને સને ૧૮૯૫ ના વર્ષમાં પુના શેહેરમાં મળેલી અગીઆરમી કૉન્ગ્રેસના પ્રમુખનું મહાન્ પદ આપીને માન આપ્યું હતું. એ બેઠકમાં પ્રમુખ પદેથી તેમણે જે ઘણુંજ વિદ્વતા ભરેલું અને અસરકારક ભાષણ કર્યું હતું, તેની સઘળે ઠેકાણે અત્યંત પ્રશંસા થઇ હતી. કૉન્ગ્રેસના પ્રતિપક્ષીઓ પણ એ ભાષણ સાંભળીને વા જાણીને મુગ્ધ થયા હતા, અને તમામ ઇંગ્રેજી તથા દેશી વર્તમાનપત્રોએ તેનાં એક સરખી રીતે વખાણ કર્યા હતાં. ઇંગ્રેજી ભાષાનું તેમનું જ્ઞાન અને વક્તૃત્વ શક્તિ એવી અનુપમ છે કે આખા દેશમાં તેમની જોડીનો એક પણ વક્તા નથી, એમ સાબિત થઇ ચૂક્યું છે. વક્તૃત્વ શક્તિની સાથે તેમનો સુમધુર ગંભીર નાદ એવો તો ગાજી ઉઠે છે કે લગભગ દશ હજાર શ્રોતાઓના કર્ણમાં પેસીને તેમને મોહિત કરી શકે છે. તેમનામાં એ શક્તિ કાંઇ અદ્‌ભૂત દૈવિ બક્ષિસ તરીકે હોય એવું જણાય છે. તેઓ પુનાની એ અગીઆરમી કૉન્ગ્રેસના પ્રમુખ તરીકે જ્યારે ભાષણ કરવા ઉઠયા હતા, ત્યારે ત્યાં એકઠા મળેલા પચરંગી જાતિના હિંદુવાનોએ તેમને જે અપૂર્વ માન આપીને વધાવી લીધા હતા તેનું વર્ણન અમે કરી શકતા નથી. મી. બાનરજીનામાં રહેલ ઘણાક અલૌકિક ગુણો જોતાં તેઓ એવી પ્રકારના ભારે માનને યોગ્યજ હતા.

તેઓ જ્યારે આ દેશ તરફથી લડત ચલાવવાને ઇંગ્લાંડમાં ગયા હતા, ત્યારે ત્યાં દેશના જૂદા જૂદા ભાગોમાં ફરીને તેમણે એવાં તો સુભાષિત ભાષણો આપ્યાં હતાં કે ત્યાંનાં ઘણાં વજનદાર ઇંગ્રેજી વર્તમાનપત્રોએ એકે અવાજે તેમનાં બહુ વખાણ કર્યા હતાં તેઓ દેશી હોવા છતાં ઇંગ્રેજી ભાષાપરનો તેમનો કાબુ એવો મોટો છે કે ખુદ ઇંગ્લાંડના થોડાકજ ઇંગ્રેજ રાજદ્વારીઓ પોતાની એ સ્વભાષાપર તેવો કાબુ ધરાવનારા મળી આવશે. એક સુભાષિત વક્તા તરીકે તેમનું નામ દેશીઓમાં જેમ પહેલે નમ્બરે છે, તેમ એક દેશી રાજદ્વારી મહા પુરુષ તરીકેની તેમની કારકીર્દી પણ પુર્ણ વખાણને પાત્ર થઇ ચૂકી છે. તેઓ વળી એક બાહોશ અધિપતિ છે. તેમના અધિપતિપણા નીચે નીકળતું "બંગાળી" પત્ર આખા બંગાળામાં એક વજનદાર પત્ર તરીકે ગણાય છે. વળી તેમણે એક બાહોશ શિક્ષાગુરુ તરીકેની કીર્તિ પણ કાંઇ ઓછી મેળવી નથી. તેમની આગેવાની નીચે કલ

કલકત્તામાં હાલ "રીપન સ્કુલ" તથા "રીપન કૉલેજ" નામે શાળા અને પાઠશાળા ચાલે છે. "રીપન કૉલેજ" માં એમ. એ., અને એલ. એલ. બી., ની પદ્વિ સુધીની કેળવણી આપવામાં આવે છે. અને પરીક્ષાના પરિણામમાં તે બીજી સરકારી કૉલેજોની સાથે ટક્કર મારે છે. એવી રીતે તેમણે એક ઉત્તમ શિક્ષાગુરૂ તરીકે સંપાદન કરેલી કીર્તિથી આકર્ષાઇને પુનાની જુદી જુદી શાળાઓ અને પાઠશાળાઓના વિદ્યાર્થીઓએ તેઓ જ્યારે પુનાની અગીઆરમી કૉન્ગ્રેસની બેઠકમાં પ્રમુખ તરીકે ગયા હતા, ત્યારે તેમને એક માનપત્ર આપ્યું હતું. તેમાં તેમણે જણાવ્યું હતુ કે;—"આશરે ૨૫ વર્ષની વાત ઉપર એવો ઇશ્વરી સંકલ્પ થયો કે, તમારે તમારી જીંદગી સ્વદેશની સેવામાં ગુજારવી. તે પ્રમાણે તમે જે ભારે ઉલટ અને હિંમતથી આટલાં વર્ષ થયાં એ મોટી ફરજ બજાવતા આવ્યા છો, તેથી તમારૂં નામ દેશના સઘળા ભાગોમાં ઘેરે ઘેર જાણીતું થઇ ચૂક્યું છે. … … … … … … …એકલી રાજદ્વારી બાબતોમાં તમે બજાવેલી સેવાથીજ કાંઇ અમારી તરફના માન તથા વખાણને પાત્ર થતા નથી. પરંતુ હમણાંના વખતના એક મોટામાં મોટા શિક્ષાગુરૂ તરીકે અમારી તરફનાં માનને તમે વધારે પાત્ર છો. એક શિક્ષકના ધંધા તરફ સઘળી તરફથી હમેશાં માનની નજરથી જોવામાં આવે છે, અને હિંદુસ્થાનમાં વિશેષે કરીને છેક પ્રાચીન કાળથી એક શીક્ષાગુરૂનું કામ પવિત્ર અને શ્રેષ્ટ ગણાતું આવ્યું છે. શિક્ષાગુરૂઓમા તમે ઉંચી પદવી ધરાવો છો.. બંગાળાની ઉધરતી પ્રજાને માટે તમે અંતઃકરણ પૂર્વક જે કાળજી અને દીલસોજી ધરાવો છો, તેની હમેશાં યાદ આપનારો સ્તંભ "રીપન કૉલેજ" છે. અને એકલા બંગાળાનાજ નહિ પણ દેશના સઘળા ભાગોના હમણાંના યુવાનો તેની છાપ મેળવે છે, અને તમારી મહાન્ કારકીર્દી તેમનામાં ઉંચા ગુણો પેદા કરે છે. હિંદુસ્થાનના રાજદ્વારી વધારાના કામમાં તમે મોટી મદદ આપી છે, તેમ કેળવણીના કામમાં પણ તમે એથી વધારે મદદ આપી છે." ઇત્યાદિ.

શાલી ઉત્પન્ન કરનાર થઇ પડશે નહિ. પ્રાણી માત્રનો સ્વભાવજ છે કે તેને-
છે, પરંતુ ખરી અગત્યની તો આવા પ્રકારની છે. માનપત્રમાં તમે સર્વથી ઉમદા
શિક્ષકની જણાવી છે. શિક્ષક તમારો ગુરૂ, ભોમિયો, અને તમારા આચાર
ઘડનારો છે. ઇતિહાસમાં પ્રસિદ્ધ થયેલું તમારૂં શેહેર (પુના) તમને એવા
પાડે છે. પ્રજાના કલ્યાણ માટે સ્વાર્થને કેમ ભોગમાં આપવો તેનો જાવેદાન
નિભનારો નમુનો તમારી "ફરગ્યુસન કૉલેજ" પુરો પાડે છે. તે કૉલેજના
તમને કેળવવાને ખાતર પોતાના સઘળા લાભને બાજુએ મેલીને પોતાની આખી
દગી રોકે છે. યુવાનો! સ્વાર્થને ભોગમાં આપવાના તથા હિંમતવાન થવાના એ
કોના ગુણ ગ્રહણ કરો............તમારા શેહેરમાં બે દિવસની વાતપર બીજી તરફ
એક ભાષણ આપતાં મેં જણાવ્યું હતું, અને અહિં હું ફરીથી કહું છું કે, જો તમે
નીતિ શાસ્ત્રમાં આગળ નહિ વધો તો રાજ્યદ્વારી સુધારામાં તમારાથી આગળ વધાવાનું
નથી. મનને તમે એકજ બાજુએ દોરવવા માગો, અને બીજી તરફ તેને ખાલી રાખવા
માગો, તે બની શકે નહિ. માટે જો રાજદ્વારી સુધારામાં તમારે આગળ વધવું હોય, તો
ધર્મ અને સંસારના સબંધમાં પણ તમારે આગળ વધવું જોઇએ......શિક્ષક તરીકે ઓ-
ળખાવામાં હું મગરૂર છું. કહે છે કે, કવિતા રચનારો ધારા ઘડનારાઓ કરતાં વધારે
સારો છે. હું તેને ફેરવીને/જણાવીશ કે, ધારા બાંધવા કરતા શિક્ષકનુ કામ મને કરવા દો.
કેમકે ઉઘરતા જમાનાની મન શક્તિને કેળવવાનુ કામ વધારે મોટું અને સંગીન છે. મ-
હાત્મા ઇસુ ખ્રિસ્તે જણાવ્યું હતું કે,—"મારૂં શેહેનશાહત કાંઇ આ દુનિઆમાં નથી,
પણ તે લોકોના જીગરમાં છે, અને તેનાં ભવિષ્યમાં ખ્યાલ પણ કરી નહિ શકાય એટલાં
મોટાં ફળ ઉત્પન્ન થશે." યુવાનો! શિક્ષક તરીકેની મારી જોખમદારી બહુ મોટી છે, પ-
રંતુ તમારી જોખમદારી વળી મારા કરતાં પણ વધારે છે. તમને હું અગત્યનો સંદેશો
સોપી જાઉં છું. મારી ફરજ પુરી થઇ છે. હું હવે બાપના વર્ગમાં મેલાયો છું; હવે તમે
અમારૂં કામ જાળવવા તથા તેને આગળ વધારવા વિશ્વાસુ ત્રસ્ટી જેવા થયા છો. તમો તે
કામને આગળ ચલાવી ફળદ્રુપ કરો." ઇત્યાદિ.

એ પ્રમાણે મી. સુરેંદ્રનાથ બાનરજીએ વિદ્યાર્થીઓની સમક્ષ ઘણુંજ ઉમદા અને
બોધદાયક લાંબુ ભાષણ કર્યું હતું. તેટલા ઉપરથી પણ તેમની વિદ્વતાનો કાંઇક ખ્યાલ
થઇ શકે છે. મી. સુરેંદ્રનાથ કલકત્તાની મ્યુનિસીપાલ કારપોરેશનના તેમજ કલકત્તાની યુનિ-
વર્સિટીના એક આગેવાન સભાસદ છે. અને "ઇન્ડીઅન આસોસીએશન" નામે મોટી
રાજદ્વારી મંડળી સ્થાપી તેના સેક્રેટરી તરીકે તેઓ પ્રજાની મોટી સેવા બજાવે છે. વળી
કલકત્તાની મ્યુનિસીપાલ કારપોરેશનના પ્રતિનિધિ તરીકે બંગાળાની ધારા સભામાં તેમની
હમણાં બીજીવારની નિમનોક થઇ છે. તેમજ કૉન્ગ્રેસના બીજા એક ચુસ્ત હિમાયતી દર-
ભંગાના મહારાજાએ હમણાં બીજીવાર વડી ધારાસભાના સભાસદ તરીકે ચુંટી કઢાવવાની
પોતાની ઇચ્છા બતાવી ન હોત તો, બંગાળાની ધારાસભાના પ્રતિનિધિ તરીકે વડી ધારા
સભાના સભાસદ પદ પર મી. સુરેંદ્રનાથજ બિરાજી શકત, એમાં કાંઇ સંદેહ નથી.
સંસાર સુધારાની હિલચાલને લગતી નાજુક તકરારોમાં પણ બાબુ સુરેંદ્રનાથ બહુ મોટો

વિચારીને કામ લેનારા છે, અને એ કામ આગળ વધારતાં પ્રજાની લાગણી કોઇ પણ પ્રકારે ન દુખાય તેવી રીતે જોઇ વિચારીને કામ લેવુ, એવો તેમનો અભિપ્રાય છે. તેમણે પોતાની આખી જીંદગી ઘણું કરીને પ્રજાહિતનાંજ કાર્યોમાં ગુજારવાને અર્પણ કરી છે. એવા પરગજુ અને મહાત્મા પુરૂષને પ્રભુ દિર્ઘાયુષ આપો, એવું અમે ઇચ્છીએ છીએ.

## બાબુ લાલમોહન ઘોસ.

### બારીસ્ટર ઍટ લૉ.

આ પ્રખ્યાત પુરૂષનો જન્મ સને ૧૮૪૯ માં કૃષ્ણનગરમાં થયો હતો. તેમણે શરૂઆતની તથા તે પછીની કેળવણી કલકત્તામાં લીધી હતી. ત્યાર પછી સને ૧૮૬૯ માં તેમના વડિલ ભાઇ પ્રખ્યાત બાબુ મનમોહન ઘોસના કહેવાથી તેઓ બારીસ્ટરની પરીક્ષા માટેનો અભ્યાસ કરવા સારૂં વિલાયત ગયા હતા. ત્યાં બે વર્ષ રહીને તેમણે એ પરીક્ષા પસાર કરી હતી. પછી ત્યાંથી પાછા કલકત્તે આવીને પોતાનો બારીસ્ટરનો ધંધો ચલાવવા લાગ્યા હતા. સને ૧૮૭૯ માં બાબુ લાલમોહન ઘોસ ઇન્ડીયન સિવિલસર્વિસના[1] સવાલની ચર્ચા કરવાને માટે "બ્રિટિશ ઇન્ડીઅન આસોસીએશન" ના તરફથી ઇંગ્લાંડમાં ગયા હતા. પ્રખ્યાત સ્વદેશહિતૈષિ બાબુ સુરેંદ્રનાથ બાનરજી કે જેની ઉશ્કેરણીથી ઇન્ડીયન સિવિલસર્વિસનો સવાલ ઉભો થયો હતો, તેમણે હિંદુસ્થાનના જૂદા જૂદા મુખ્ય ભાગોમાં ફરીને જાહેર સભાઓ ભેગી ભરી અરજીઓ તૈયાર કરાવી હતી. તે અરજીઓ ઇંગ્લાંડની પાર્લામેન્ટ હજુર બાબુ લાલમોહનના હાથે રજુ કરાવવાની ગોઠવણ કરવામાં આવી હતી. મી. લાલમોહને ઇંગ્લાંડમાં જઇને હિંદના શુભચિંતક મર્હુમ મી. બ્રાઇટની દીલસોજી પ્રથમ મેળવી હતી. અને પછી એજ ગૃહસ્થના પ્રમુખપણા નીચે લંડનમાં એક સભા બોલાવવામાં આવી હતી. તે સભામાં મી. ઘોસે એવાં તો ઉત્તમ ભાષણો આપ્યાં હતાં કે, તેના બોલવાની અસર એ વેળાની કૉન્ઝરવેટિવ સરકારને પણ થઇ હતી. તેથી તુરતજ એ સરકારે પાર્લામેન્ટના ટેબલ ઉપર સ્ટેચ્યુટરી સર્વિસનો ખરડો રજુ કરી મુક્યો હતો. મી૦ લાલમોહન ઘોસ ઇંગ્લાંડમાં થોડો વખત રહ્યા, તે અરસામાં તેને બર્મિંગહામની ચેમ્બર ઓફ કામર્સે હિંદુસ્થાન સરકારની નાણાં સબંધી, વેપાર સબંધી, અને સાધારણ પૉલિસી ઉપર ભાષણ કરવાને માટે આમંત્રણ કર્યું હતું તેથી ત્યાં જઇને તેણે ઘણાં છટાદાર ભાષણો આપ્યાં હતાં. તેનાં આ સર્વે કામોથી હિંદુસ્થાનમાં તેમજ ઇંગ્લાંડમાં ઘણીજ ખ્યાતિ થઇ હતી. સને ૧૮૮૦ ના માર્ચ મહિનામાં તે ઇંગ્લાંડથી પાછો કલકત્તે આવ્યો હતો. ત્યારે તેને દેશીઓએ ઘણા માનથી વધાવી લીધો હતો. ત્યારપછી તે ઇંગ્લાંડના તથા હિંદુસ્થાનના રાજદ્વારી વિષયમાં જેનાથી ભાગ લેવા લાગ્યો. અને થોડા વખત પછી ફરીને તે ઇંગ્લાંડ ગયો હતો. ત્યાં તેણે "સાઉથ આફ્રિકન પૉલિસી" ઉપર તથા બીજા

(૧) હિંદુસ્થાનની સિવિલસર્વિસની પરીક્ષા જે ઇંગ્લાંડમાં લેવાય છે, તથા તેમાં દાખલ થવાની હદ ... ઠરાવેલી છે. તેથી તેનો લાભ હિંદવાસીઓને બરાબર મળતો નથી. ... એ પરીક્ષા હિંદુસ્થાનમાં લેવાનો ઠરાવ થાય ...

જેટલા જાથુ પ્રકાશથી બીજો કોઇ તારો ભાગ્યેજ પ્રકાશતો હશે, એમ કહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. આ બહુ પ્રખ્યાત અને સ્વદેશ હિતેચ્છુ વિદ્વાન પુરૂષનો જન્મ તા. ૪ થી આગષ્ટ સને ૧૮૪૫ ને દિવસે મુંબઇમાં થયો હતો. તેમના પિતા શેઠ મેહેરવાનજી મી. કામાની કંપનીના એક ભાગીદાર હતા. તેમણે ન્હાની ઉમ્મરમાં કલકતામાં રહીને વેપારમાં સારો પૈસો એકઠો કર્યો હતો. વળી તેઓ સારી કેળવણી પામેલા પુરૂષ હતા. તેથી તેમણે ભૂગોળ અને ઇતિહાસનાં પુસ્તકો રચ્યાં હતાં, જે તે વખતના પારસી વિદ્યાર્થીઓ ઘણી હોંશથી શીખતા હતા. મી. ફીરોજશાહે સ્કુલમાં ઘણોજ જલદી અભ્યાસ કર્યો હતો. તેમની બુદ્ધિ ઘણીજ તીવ્ર હતી. તેમણે સને ૧૮૬૧માં મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. અને ૧૮૬૪માં બી. એ. ની પરીક્ષામાં તેઓ પાસ થયા હતા, તેમજ ૭ મહિના પછી એમ. એ. ની પરીક્ષા મોટા માન સાથે પસાર કરી હતી. તે પછી તુર્તજ તેમને એલ્ફિન્સ્ટન કૉલેજના ફેલો તરીકે નિમવામાં આવ્યા હતા. એ વખતના કૉલેજના પ્રિન્સિપાલ સર અલેકઝાન્ડર ગ્રાન્ટે મી. ફીરોજશાહની બુદ્ધિ તથા ચાતુર્યને માટે ઘણો ઉંચો અભિપ્રાય બાંધ્યો હતો. તેથી તેણે મરહુમ શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇવાળી ટ્રાવેલિંગ ફેલોશિપ મી. ફીરોજશાહને આપવાની સખ્ત ભલામણ કરી હતી. પરંતુ પોતાનો પુત્ર બીજાને ખરચે કેળવણી લે, એ મી. ફીરોજશાહના પિતાને પસંદ નહોતું. સર અલેકઝાન્ડર ગ્રાન્ટની મરજી એવી હતી કે, જેમ મી. ફીરોજશાહે પોતાની પારસી કોમમાં એમ. એ.ની પદ્દી પહેલ વહેલી સંપાદન કરી છે, તેમ તે પારસી કોમમાં પહેલો બારીસ્ટર થાય. તેથી તેણે મી. ફીરોજશાહના પિતાને સમજાવ્યું કે, તેમનો પુત્ર એક સખી નરની આપેલી સ્કૉલરશીપ લીધાથી પોતાને અને પોતાની કોમને જેસ આપશે. પછી એ વાત તેમણે માન્ય કર્યાથી મી. ફીરોજશાહ કાયદાનો અભ્યાસ કરવા માટે સને ૧૮૬૫ માં વિલાયત ગયા. ત્યાં ત્રણ વર્ષ રહીને ઘણી મેહેનતથી કાયદાનો અભ્યાસ કરી બારીસ્ટરની પરીક્ષા તેમણે પસાર કરી. અને સને ૧૮૬૮ માં તેઓ પાછા સ્વદેશમાં આવ્યા. તેઓ લંડનમાં હતા, ત્યારે મી. દાદાભાઇ નવરોજજીને તેઓ પોતાના ગુરૂ તરીકે માનતા હતા. તેમણે મી. દાદાભાઇ તથા પ્રખ્યાત બાબુ વ્યોમેશચન્દ્ર બાનરજીની સાથે રહીને લંડનમાં લિટરરી સોસાઇટી ઉભી કરવામાં ઘણી મદદ કરી હતી. એ સોસાઇટીની સભામાં મી. ફીરોજશાહે હિંદુસ્તાનમાં કેળવણીના વિષય ઉપર કેટલાક ઉપયોગી નિબંધો વાંચ્યા હતા. મી. ફીરોજશાહ જે સાંજે ઇંગ્લાંડથી મુંબઇ ઉતર્યા, તેજ સાંજે તેમના માનીતા પ્રિન્સિપાલ સર અલેકઝાન્ડર ગ્રાન્ટને એડીનબરોની યુનિવર્સિટીના પ્રિન્સિપાલની જગો મળવાથી હિંદુસ્થાન છોડીને જવાના હતા, તેથી તેમને માન આપવા સારૂ મુંબઇમાં ફ્રામજી કાવસજી ઇન્સ્ટિટ્યુટમાં એક જાહેર સભા મળી હતી. જેવો મી. ફીરોજશાહે કિનારે પગ મૂક્યો, તેવીજ તેમને એ સભાની ખબર મળવાથી તેઓ કિનારેથી બારોબાર સભામાં દાખલ થયા હતા. અને પોતાના પ્રિન્સિપાલના માનમાં થનારી ક્રિયામાં ઉત્સાહ પૂર્વક ભાગ લીધો હતો. ત્યાર પછી દાદાભાઇ નવરોજજીએ આપણા દેશના કલ્યાણને માટે ઘણાં વર્ષ સુધી ઇંગ્લાંડમાં જે અથાગ શ્રમ લીધો હતો, તેના બદલા તરીકે તેમને એક રકમ ભેટ આપવા

ણું કરવાનું સ્તુત્ય કામ મી. મેહેતાએ ઉત્સાહ પૂર્વક માથે લેઇને તે સંતોષકારક રીતે પાર પાડયું હતું. જાહેર કારકીર્દીમાં ભાગ લેઇ બહાર પડવામાં મી. મેહેતાનું એ મંગળાચરણ હતું. અને એથીજ તેઓ પ્રસિદ્ધમાં આવ્યા હતા. બે વર્ષ પછી મુંબઇની મ્યુનિસીપાલીટી-ની તવારીખમાં એક અગત્યનો બનાવ બન્યો હતો. જેમાં મી. મેહેતાએ પોતાની બાહાદુ-રી અને વિદ્વતાનો પ્રકાશ પાડીને મોટી નામના મેળવી હતી. તે બનાવ એ હતો કે એ વખતનો મ્યુનિસીપાલ કમીશનર પ્રખ્યાત મી. આર્થર ક્રાફર્ડ હતો. તેનો વિચાર મુંબઇને એક બીજુ પારીસ નગર બનાવી દેવાની હતી. તેથી તેણે પ્રથમ તો મુંબઇની લાંબી મુદતથી જમાવ થયેલી ગલીચી સાફ કરાવી નાખી; શેહેરમાં મરણની રાશ એક હજારે ૧૭ ની લાવ્યો; નવા રસ્તા, અને પુલો, બાંધ્યા; તેમ જૂના રસ્તા પહોળા કરાવ્યા; ફુવારા, અને બાગો ઉભા કર્યા; તેમ માર્કિટો અને ગટરો બાંધી. એટલાથીજ સંતોષ નહિ પકડતાં મુંબઇની વધતી જતી વસ્તીને વર્ષના બારે મહિના જથુકતું પાણી મળે એવી ગોઠવણ કરી. ઉલટની ખુમારીમાં મી. ક્રાફર્ડે મ્યુનિસીપાલીટીની નાણાં સંબંધી હાલ-તને કોઇ પણ રીતે ધ્યાનમાં લીધી નહિ. તે વખતે મ્યુનિસીપાલીટીનો વહીવટ "જસ્ટીસ ઓફ ધી પીસો" ના હાથમાં હતો. તેમની ચેતવણી ઉપર પણ ખર્ચ સબંધી મી. ક્રાફર્ડે કાંઇ પણ ધ્યાન આપ્યું નહિ. અને મ્યુનિસીપાલીટીને માથે કરજનો બારે બોજો ઉમેરતો-જ ગયો. તેની એવી જહાંગીરી અને ખરચાલ રીતભાત, તથા મુંબઇની પ્રજાને દેવામાં ડુબાવવાના તેના વિચારોથી અકળાઇને આ બહાદુર વીરપુરૂષે તેની સામે યોગ્ય પગલાં ભરવા લોકોને જાગૃત કર્યા. તેમજ એ વાત સરકારને કાને નાખી. તેના પરિણામમાં મી. ક્રાફર્ડને તેના એ હોદ્દા ઉપરથી ખસેડવામાં આવ્યો, અને મુંબઇની પ્રજા મોટા કરજના બોજા તળે અગદાતી બચી ગઇ. મી. મેહેતા એટલુંજ કરીને બેસી રહ્યા નહિ, પણ તેમ-ણે ફ્રામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં એક મોટી જાહેર સભા હજુર મ્યુનિસીપાલીટીની સુ-ધારણા વિષે એક ઉત્તમ નિબંધ વાંચ્યો. જેના પરિણામે સને ૧૮૭૨ માં મ્યુનિસીપાલ આકટ પાસ થયો. આ સર્વ લોકકલ્યાણનાં કાર્યોથી તેમની ખ્યાતિ ઘણીજ વધી હતી. ત્યાર પછી એજ વર્ષમાં પારસીઓના અગિઆરીના હુલ્લડના કેસમાં મી. મેહેતાએ ઘણી કીર્તિ મેળવી હતી. એ કેસમાં વડો બારીસ્ટર તો પ્રસિદ્ધ મી. આનેસ્ટી હતો. પરંતુ મી. મેહેતાની ચાલાકી અને વિદ્વતાથી તે એટલો બધો મોહિત થયો હતો કે તેણે ખુલ્લી કોર્ટમાં મી. મેહેતાની હુશિયારીનાં વખાણ કરીને ભવિષ્યના એક બાહોશ કાયદા શાસ્ત્રી તરીકે તેમની ફતેહ ઇચ્છી હતી.

સને ૧૮૭૪ માં મુંબઇમાં મુસલમાનો અને પારસીઓ વચ્ચે મોટું હુલ્લડ થયું હતું, તેના સબંધમાં પારસીઓએ જે અરજી સરકાર તરફ કીધી હતી, તે "બોમ્બે ગેઝીટ" ના તે વખતના અધિપતિ મી. મેકલીને ઘડી હતી. પણ તેને મી. ફીરોજશાહ મેહેતાએ સુધારી હતી. ત્યાર પછી સને ૧૮૭૮ માં સુરતમાં ચાલેલા પ્રસિદ્ધ "રાયટ કેસ" માં તેમણે એક બારીસ્ટર તરીકે મોટી નામના મેળવી હતી. તેમજ ખંભાતવાળા મી. વિલસનના કે સમાં તેમણે જે ચાલાકી બતાવી હતી, તેને માટે "બૉમ્બે ગેઝીટ" તેમનાં બહુ વખાણ કર્યાં હતાં. કાઠીઆવાડનાં દેશીરાજ્યોમાં તેમના હક સંબંધી સરકારમાં અપીલો ઘડાતી

બાબતમાં પણ તેઓ સારી ખ્યાતિ પામ્યા છે. મી. મેહેતા જેમ ઉપર કહેવામાં આવ્યું, તેમ પોતાના ધંધામાં દિનપર દિન વધતા ગયા, તેજ પ્રમાણે તેઓ સ્વદેશની સેવા બજાવવામાં પણ આગળ વધતાજ ગયા છે. મુંબઇની મ્યુનિસીપાલીટીના સંબંધમાં તેમણે જેવી સેવા બજાવી છે, તેવી બીજા થોડાજ સભાસદોએ બજાવી હશે. તેમણે ઘણીવાર કોઇની પણ શરમ કે ભય રાખ્યા વગર બેધડક મ્યુનિસીપાલીટીના કામકાજમાં ભૂલો બતાવી આપી છે. તેમની એ સેવાઓની કદર જાણીને સને ૧૮૮૪ માં મુબઇની કારપોરેશનના પ્રમુખનું માન આપવામાં આવ્યું હતું. એ માન બીજે વર્ષે પણ તેમનેજ મળ્યું હતું. એમ લાગટ બે વર્ષ એકજ પુરૂષને કારપોરેશનના સરનશીનનુ માન ભાગ્યેજ મળે છે. હિંદુસ્થાનની રાજદ્વારી બાબતોમાં પણ મી. ફીરોજશાહ મેહેતાએ કાંઇ ઓછું નામ કહાડયું નથી. મરહુમ જસ્ટીસ **મી. કાશીનાથ ત્ર્યબક તેલાંગ** સાથે રહીને તેમણે **" બૉમ્બે પ્રેસીડેન્સી આસોસીએશન "** નામે સભા ઉભી કરી હતી. અને પ્રખ્યાત **" ઇલબર્ટ બીલ "** વખતની ગરમાગરમીમાં મુંબઇએ જે મોભા ભરેલો ભાગ લીધો હતો, તેનું માન મી મેહેતાને તથા તેમના બીજા જોડીઆ ભાઇબંધ મી. તેલાંગ તથા જસ્ટીસ મી. બદરૂદ્દીન તૈયબજીને ઘટે છે. સને ૧૮૮૪ માં હિંદુસ્થાનના માજી લોકપ્રિય વાઇસરૉય **લૅાર્ડ રીપનને** મુંબઇમાં જે અપૂર્વ માન આપવામાં આવ્યું હતું, તેમાં પણ મી. મેહેતાની આગેવાની સૌથી પહેલી હતી.

સને ૧૮૮૬ માં મુંબઇના ગવર્નર **લૅાર્ડ રૅએ** મી. ફીરોજશાહ મેહેતાને પોતાની " લેજિસ્લેટિવ કૅાન્સિલ " ના સભાસદ નિમ્યા હતા. એ માનભરેલા હોદ્દા ઉપર તેઓ લાગટ બે વર્ષ સુધી રહીને તેમણે રાજ્યની તથા પ્રજાની ઘણી ઉત્તમ સેવા બજાવી હતી. તેમાં સને ૧૮૮૮ ના મ્યુનિસીપાલ આાકટના ખરડામાં તેમણે ઘણી સારી મદદ કરી હતી. " બામ્બે પ્રેસિડેન્સી આસોસીએશન " ના સંબંધમાં એટલુંજ કહેવું બસ થશે કે, તે સભા પોતાનું કામ જે બહુજ સંતોષકારક રીતે કરે છે, અને પ્રજાના હક વગેરે સંબંધી જે જે અરજીઓ સરકારમાં તેણે જૂદે જૂદે પ્રસંગે મોકલાવી છે. તે અરજીઓનું પરિણામ મી. મેહેતાની વખાણવા લાયક કાર્કિર્દીનો નમુનો છે. મી. મેહેતા વળી **"ઇન્ડીયન નેશનલ કૅાન્ગ્રેસ"** ના ચુસ્ત હિમાયતી છે. તેમને સને ૧૮૯૦ માં કલકત્તામાં મળેલી છઠ્ઠી કૅાન્ગ્રેસના પ્રમુખનું મહાન્ પદ આપવામાં આવ્યું હતું. ત્યાં પ્રમુખ તરીકે તેમણે આપેલું ભાષણ ખરેખર એક ચળકતા તારાની માફક હમેશાં પ્રકાશી રહેશે. એ ભાષણ એવું તો ગહન અને વિદ્વતા ભરેલું હતુ કે, તે વેળાએ હાજર રહેલા **મી. કેન** અને **મી. બ્રાન** જેવા પાર્લામેન્ટના સભાસદો પણ સાંભળીને મુગ્ધ થયા હતા, અને તેમણે તેનાં ઘણાંજ વખાણ કર્યાં હતાં.

મી. ફીરોજશાહ મેહેતાની મ્યુનિસીપાલ તથા રાજ્યકિય કાર્કિર્દી હંજુ જેવીને તેવીજ છે. લોક રક્ષાને માટે તેઓ દરેક વખતે વાજબી દલીલોની સાથે એક સિંહની માફક ગર્જના કરી પોતાની પવિત્ર ફરજ અદા કરે છે. તેઓ વિવિધ સ્થળે મળતી " પ્રોવિન્શિયલ કૅાન્ફરન્સો " માં પણ પોતાની હાજરી આપીને તેમાં સારી મદદ કરે છે. દરેક રીતે આપણા લોકોમાં રાજ્યકિય સુધારો થયું છે, તેનું તેમને સારૂં ભાન કરાવ્યું છે. રાજકિય અને પ્રજા કલ્યાણનાં ઘણાં કાર્યો કરવા ઉપરાંત તેઓ પોતાના બારીસ્ટરના ધંધામાં પણ

ચૂસ્તપણે વળગી રહીને વખતે વખત સારી નામના કરે છે. એ સર્વે છતાં વળી હાલમાં તેઓ જૂનાગઢ દરબારના જ્યુડિશિયલ કૌન્સિલરનો હોદ્દો બે હજાર રૂપિયાના માસિક પગારે ભોગવે છે. તેમણે પોતાના એ હોદ્દાની રૂએ એ રાજ્યના ન્યાયખાતામાં ઘણો સુધારો કર્યો છે. વળી પ્રભાસપાટણના હુલ્લડના કેસમાં એક જડજ તરીકે તેમણે પોતાની ઉત્તમ પ્રકારની યોગ્યતા બતાવી આપી છે.

સને ૧૮૯૩ માં મુંબઇના ગવર્નર લૉર્ડ હેરીસે મી. મેહેતાને પોતાની તરફથી "લેજિસ્લેટિવ કૌન્સિલ" મા નિમવાની માગણી કરી હતી. પણ તે તેમણે સ્વીકારી નહોતી. પરંતુ એજ વર્ષમાં પ્રજાને પોતાની તરફથી ધારાસભામાં મેમ્બર મોકલી આપવાના મળેલા હક મુજબ મુંબઇની કારપોરેશન તરફથી મી. મેહેતા લેજિસ્લેટિવ કૌન્સિલમાં બિરાજ્યા હતા. ત્યારથી તેઓ અદ્યાપિ સુધી એ માન ભરેલા હોદ્દા ઉપર બિરાજીને પ્રજા હકનું સંરક્ષણ કરે છે. વળી સને ૧૮૮૪ માં મી. મેહેતાને મુંબઇ ઇલાકા તરફથી હિંદના વાઇસરૉયની ધારાસભામાં બિરાજવાનું માન મળ્યું હતું. ત્યાં તેમણે પ્રજાની બજાવેલી સ્વતંત્ર સેવાથી તો આખા ભરતખંડના લોકો તેમના ઉપર રીઝ થઇ ગયા હતા. અને ઘણે ઠેકાણેથી તેમને જાહેર માન મળ્યું હતું. નામદાર વાઇસરૉયની ધારાસભામાં મી. મેહેતા બિરાજ્યા, તે પહેલાં ત્યાં માત્ર અમલદાર વર્ગનો લાગ વગ ચાલતો હતો. તેમને અત્યાર સુધીમાં બીજા કોઇપણ સભાસદે ખુલ્લા રંગોમાં ચીતરવાની હિંમત કરી નહોતી. પણ જ્યારે મી. મેહેતાએ તેમનું સાચુ ચિત્ર બતાવી આપ્યું, ત્યારે તેઓ એકદમ ભડકી ઉઠ્યા હતા. તેમણે એ ધારાસભામાં કોઇની પણ દરકાર રાખ્યા વગર વાજબી દલીલો સાથે પોતાના જે સ્વતંત્ર વિચાર દર્શાવ્યા હતા, તેને માટે ઘણાક સમજુ યુરોપિયન ગૃહસ્થોએ પણ તેમનાં બહુ વખાણ કર્યા હતાં. કલકત્તાના લોકોએ તેમની એ કીમતિ સેવાના બદલામાં મોટી સભાઓ ભરીને માન આપ્યું હેતું. તેમજ મુંબઇની પ્રજાએ સર દીનશા-હજી માણેકજી પીટીટ બારોનેટના પ્રમુખપણા નીચે એક મોટી જાહેર સભા મેળવીને તેમને નીચે પ્રમાણે માનપત્ર આપવાનો ઠરાવ કર્યો હતો;—

" અમે મુંબઇની પ્રજા એક સભામાં ભેગી થઇને વડી ધારા બાંધનારી સભામાં દેશને લાજ થાય, અને તેમને માન મળે, એવી રીતે તમો દેશની સેવા બજાવીને કલકત્તેથી જે પાછા આવ્યા છો, તેને માટે ખરા અંતઃકરણની લાગણી સાથેનો તમારો ઉપકાર માનવાની આ પ્રસંગે તક લેઇએ છીએ. આ દેશની સામાન્ય રીતે તથા ખાસ કરીને આ શેહેરની જે કીમતી સેવાઓ તમોએ એક પ્રસિદ્ધ શેહેરી તરીકે બજાવી છે, તે એટલી તો જગ જાહેર છે કે, તેનું અત્રે વ્યાખ્યાન કરવું અપ્રાસંગીક ગણાય. સને ૧૮૭૨ માં આ શેહેરની સુખ શાન્તીની વ્યવસ્થા હાલના ધોરણપર રચવાને તમોએ જે મહાભારત લડત ઉઠાવી હતી, તે આજે પૂર્ણ ફળિભૂત થઇ છે. હિંદુસ્થાનને આગળ કદી નહિ મળેલા મહા પ્રતાપિ વાઇસરૉય લૉર્ડ રીપન જેવા રાજ્યપતિએ પ્રજાને મ્યુનિપાલીટીના સોંપેલા કારભારની હિમાયત કરનારાઓની ચળકતી ટોળીના તમો એક આગેવાન હતા. ઉપ્પ-કેળવણીના લાભ પ્રજાને પુરતા નહિ મળતા હતા, તે સામે તથા પોલિસ ફોજના ટિત બોજા નીચે પ્રજા કચડાતી હતી, તેની સામે તમોએ જે લડતો ચલાવી છે,

ખંત અને ઉમંગથી એ કામો પાર ઉતાર્યા, તેથી તમોએ પ્રજાની પૂર્ણ પ્રશંસા અને પ્યાર મેળવ્યો છે. પ્રજાની રાજદ્વારી સ્થિતિ સુધારવા પાછળના તમારા પરમાર્થિ પ્રયત્નો પ્રજાના દીલમાં કોતરાયેલા છે. અને પ્રજા વચ્ચે તમે જે પ્રથમ પદ ભોગવો છો, એજ તેનો પ્રત્યક્ષ પુરાવો છે. પણ સઘળી બીના કોરે મેલતા તમો મહાન્ ઉદારતાથી જે મેહેનત કરો છો, તે જોઇને પ્રજા સાનંદાશ્ચર્ય પામે છે. છેલ્લી પા સદીમા તમોએ જે મહાભારત લડતો ચલાવી હતી, તે કરતાં નામદાર વાઇસરૉયની કૌન્સિલની છેલ્લી સભાઓમાં તમોએ જે સ્વતંત્રપણુ દેખાડી આપ્યુ છે, તથા જે ચાતુર્ય, નિડરતા, અને સ્વતંત્ર લાગણીથી તમોએ કામ બજાવ્યુ છે, તેને માટે અમે અમારો અભિપ્રાય નોંધવાને બધાયેલા છીએ કે, તમોએ અમે રાખેલી આશા કરતાં ઘણુંજ વધારે કરી દેખાડીને અમને છક કરી નાખ્યા છે. નામદાર વાઇસરૉયની કૌન્સિલમાં તમોએ બજાવેલી સ્તુતિપાત્ર સેવાથી સાબીત થયુ છે કે, તમે કોઇ પણ ધારા બાંધનારી મહાન્ સભામાં વાદ કરવાને અધિક પાત્ર છો. આયાત જકાતના કાયદા વખતે તમોએ આપેલાં ભાષણો રાજદ્વારી જ્ઞાનની નિપુણતાના પ્રતિબિંબ જેવા છે. " ઇત્યાદિ.

ઉપરના માનપત્ર ઉપરથી મી. મેહેતાની દેશસેવા અને મહાન્તાની તુલના થઇ શકે છે. હાલમાં પણ મી. મેહેતા સ્વાર્થ કરતાં પરમાર્થ ઉપર વધારે લક્ષ આપે છે. પોતાના ધંધા ઉપર વધારે કાળજી રાખવા કરતા સ્વદેશસેવા કરવાનો પોતાનો ઘણો વખત રોકે છે. આવા પરમાર્થી અને સ્વદેશહિતૈષિ પુરૂષોને ધન્ય છે!

---

## જસ્ટીસ મી૦ કાશીનાથ ત્રંબક તેલાંગ.

### સી. આઇ. ઇ.

આ મહાપુરૂષનો જન્મ સંવત ૧૯૦૬ (સને ૧૮૫૦) ના શ્રાવણ વદી ૮ ને દિવસે એટલે હિંદુઓની જન્માષ્ટમીને દિવસે થયો હતો મી૦ કાશીનાથના દાદા રામચંદ્ર મુંબઇની જાણીતી જૂની પેહેડી મેસર્સ ફોર્બ્સની કંપનીમાં એક કારકુન હતા. રા. રામચંદ્રને ચાર દિકરા હતા. તેમાંના બીજા દિકરા બાપુભાઇના મી. કાશીનાથ બીજા પુત્ર થતા હતા. રા. બાપુભાઇના વડાભાઇ ત્રંબકરાવને કાંઇ છોકરૂં નહિ હોવાથી મી કાશીનાથને સાડાચાર વર્ષની વયે તેમણે દત્તક કરી લીધા હતા. બચપણથીજ મી. કાશીનાથને નિશાળે મૂકવામાં આવ્યા, ત્યા તેમના મેહેતાજી મહાદેવ પતોજીના હાથ નીચે તેમણે સારી તાલિમ લીધી હતી મહાદેવ પતોજીના હાથ તળે મી. તેલાંગની સાથે જેઓ કેળવણી લેતા હતા, તેઓ સઘળાઓએ મોટું નામ કાઢયું છે. તેઓમાંના એક મરહુમ શ્રીપત બાબા ઠાકર, જેઓ વિલાયત જઇને સિવિલસર્વિસની પરીક્ષામાં પાસ થયા હતા, તે પણ હતા. મરાઠી ભાષાની કેળવણી પૂરી કરી નવ વર્ષની ઉમ્મરે મી. તેલાંગે પોતાની ઇગ્રેજી કેળવણી શરૂ કીધી હતી. એલ્ફિન્સ્ટન સ્કૂલમા તેમનો ઉત્તમ અભ્યાસ જોઇ તેમના શિક્ષકો બહુ ખુશી થયા હતા. અને ચોથા વર્ગમાથી એકદમ બીજા વર્ગમાં તેમને ચઢાવી દેવામાં આવ્યા હતા. આટાપાટા તથા બીજી રમતોમા તેમનું ઘણું ધ્યાન હોવા છતાં તેમણે પોતાનો

અભ્યાસ એવો સારો ચલાવ્યો હતો કે સને ૧૮૬૪ માં માત્ર ૧૪ વર્ષની ઉમ્મરે તેમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. એ પરીક્ષામાં પાસ થયા પછી તરતજ તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. એ પાઠશાળાના પ્રીન્સિપાલના હોદ્દા ઉપર તે વખતે મી. હુકિંસ હતા, અને મી. ચેટફીલ્ડ, મી. બ્યુલર, મી. કેન્ડી તથા મો. ઓક્સનહામ વગેરે પ્રોફેસરો હતા. કૉલેજમાં મી. તેલાંગ હતા તે દરમ્યાન દર વર્ષે તેઓ સ્કૉલરશીપ મેળવતા હતા. અને ત્રણ વર્ષમાં પોતાનો કૉલેજનો અભ્યાસ પુરો કરી સને ૧૮૬૬ માં પ્રિવીયસ અને સને ૧૮૬૭ માં તેઓએ બી. એ. ની પરીક્ષા પસાર કીધી હતી. તે પછી તેઓ એલ્ફિન્સ્ટન સ્કૂલમાં સંસ્કૃત શિક્ષક તરીકે જોડાયા હતા. તે હોદ્દો થોડા મહિના ચલાવ્યા પછી એલ્ફિન્સ્ટન કૉલેજના ફેલો થયા હતા. સને ૧૮૬૮ માં તેઓ "એમ. એ." ની પરીક્ષામાં પસાર થયા હતા, અને સને ૧૮૬૯ માં તેમને "ભગવાનદાસ પરસોત્તમદાસ સંસ્કૃત સ્કોલરશીપ" મળી હતી એજ વર્ષના નવેંબર મહિનામાં તેમણે વળી "એલ. એલ. બી." ની પરીક્ષા પસાર કીધી હતી. એલ્ફિન્સ્ટન કૉલેજમાં તેઓ ફેલો હતા, તે દરમિયાન તેમણે પોતાનું જ્ઞાન ઘણુંજ વધારી દીધું હતું. "એમ. એ." ની પરીક્ષામાં એક વિષય ઇંગ્રેજી કવિતામાં લખવાનો હતો, તેથી મી. તેલાંગે એ માટેની તૈયારી કરતાં "ભગવત્ ગીતા" ઇંગ્રેજી કવિતામાંજ રચવા માંડી હતી. સને ૧૮૭૦ માં મી. તેલાંગને તેમના શિક્ષક અને હિતેચ્છુ મી. ચેટફીલ્ડે એલ્ફિન્સ્ટન કૉલેજના સિનિયર ફેલો તરીકે નિમ્યા હતા. તે દરમ્યાન તેમણે બારિસ્ટરની પદ્વી માટે અભ્યાસ કરવા માંડયો હતો, તથા હાઇકોર્ટમાં ટર્મ ભરવા માંડી હતી. સને ૧૮૭૨ માં તેઓ એડવોકેટની પરીક્ષામાં પહેલેજ સપાટે પસાર થયા હતા. અને તેમના પરીક્ષકો મી. જસ્ટીસ ગ્રીન, તે વેળાના એડવોકેટ જનરલ મી. વાહીટ તથા સર રેમન્ડ. વેસ્ટ જે તે વેળા હાઇકોર્ટના રેજિસ્ટ્રાર હતા, તેમણે મી. તેલાંગના જ્ઞાન વિષે બહુ ઉંચો અભિપ્રાય જાહેર કર્યો હતો.

મી. તેલાંગે પોતાની બાવીશ વર્ષની ઉમ્મરમાં આવી ઉત્તમ પ્રકારે કેળવણી પૂરી કરી હતી. અને સને ૧૮૭૨ માં હાઇકોર્ટના એડવોકેટ તરીકે તેમણે પોતાનો ધંધો ચલાવવા માંડયો હતો. તેમનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન બહુ ઉત્તમ પ્રકારનું હતું. તેની સાથે કાયદાનું બહુ ઉંચુ જ્ઞાન હોવાથી તેમની ઘરાકી થોડા વખતમાં બહુજ વધી ગઇ હતી. હાઇકોર્ટમાં રજુ થતો દરેક મુકરદમો કે જેમાં હિંદુ લોકનું કંઇ પણ પ્રકરણ હોય, તેમાં સઘળા બારિસ્ટરોને મી. તેલાંગની મદદ લીધા વિના ચાલતું નહિ. તેથી હાઇકોર્ટની ઓરીજનલ સાઇડમાં તથા એપેલેટ સાઇડમાં બને સ્થળે તેમની બહુ મોટી જરૂર પડતી હતી. મી. તેલાંગના હિંદુ કાયદાઓના જ્ઞાન વિષે હાઇકોર્ટના નામદાર જડજોનો પણ બહુ ઉંચો મત હતો. હાઇકોર્ટના તે વેળાના મોટા જડજ સર માઇકેલ વેસ્ટ્રૉપ હમેશાં કહેતા કે મી. તેલાંગ વહેલા મોડા જડજની પદ્વી જરૂર મેળવશે. તેમની એ ભવિષ્યવાણી આખરે ખરીજ પડી હતી. સને ૧૮૭૬ માં ચૂકેલા માનકુંવરબાઇના મુકરદમામાં મી. તેલાંગે મોટું નામ કાઢ્યું હતું. મરહુમ મી. નગાદાસ વીરજભૂખણદાસે પોતાની હયાતીમાં પોતાની પુત્રીના પુત્રને દત્તક પુત્ર કર્યો હતો, અને તે ઉપરથી મી. નગાદાસના મરણ બાદ માનકુંવરબાઇ સામે

પક્ષપાતીયાઓની મદદથી તેમના એક પિત્રાઇએ ફરીઆદ માંડી, એ દત્તક પુત્ર ખોટો ઠરાવવાનો પ્રયત્ન કર્યો હતો. એ કેસમાં સામા પક્ષ તરફથી મી. તેલાંગ વકિલ હતા. તેમની બાહોશીને લીધે ફરીઆદીઓ હારી ગયા હતા. હાઇકૉર્ટે માનકુંવરબાઇની તરફેણમાં ચુકાદો આપી મી. તેલાંગના હિંદુ કાયદાના ઉત્તમ જ્ઞાનનાં ઘણાં વખાણ કર્યાં હતાં. મી. તેલાંગને સને ૧૮૮૦ માં થાણાના જોઇન્ટ જડજનો હોદ્દો સર માઇકેલ વેસ્ટ્રૉપની ભલામણથી સરકારે આપવા માંડ્યો હતો, પણ તે લેવાની તેમણે ના પાડી હતી. કારણ કે હાઇકૉર્ટમાં તેમની કમાણી બહુ મ્હોટી હતી. સને ૧૮૮૯ માં જસ્ટીસ મી. નાનાભાઇ હરિદાસના મરણથી હાઇકૉર્ટના દેશી જડજની જગ્યા ખાલી પડી, ત્યારે સઘળી તરફથી મી. તેલાંગને એ હોદ્દો આપવાની ભલામણ કરવામાં આવી હતી. તેમજ હાઇકૉર્ટના વડા જડજે તથા નામદાર લૉર્ડ રેની સરકારે તેમનેજ એ જગો આપવાની ભલામણ હિંદુસ્તાનના મુખ્ય પ્રધાનને કરી હતી. તે પ્રમાણે સને ૧૮૮૯ ના નવેમ્બર મહિનાની ૨૫ મી તારીખે તેઓ મુબઇની હાઇકૉર્ટના જડજ તરીકે નિમાયા હતા. એક દેશી મેળવી શકે એવો આ ઉંચો હોદ્દો માત્ર ૩૯ વર્ષની ઉમ્મરે તેઓ મેળવવા પામ્યા, એ તેમની કંઇ જેવી તેવી કીર્તિ નહોતી.

મી. તેલાંગને બારિસ્ટર તરિકેની તેમની મોટી ધરાકીને લીધે તે કામમાં બહુ રોકાવું પડતું હતું, તે છતાં પ્રજાની જાહેર સેવા બજાવવામાં તેમણે લગારે પાછી પાની કરી નહોતી. પોતાનો સઘળો અભ્યાસ પૂરો કરી સને ૧૮૭૨ માં તેઓ બારીસ્ટરની પદવી પામ્યા, તેજ વર્ષે મુબઇ મ્યુનિસિપાલીટીને નવા ધોરણ પ્રમાણે રચવાની ચર્ચા ચાલી રહી હતી. તેમાં તેમણે હોંશથી ભાગ લેવા માંડ્યો હતો. અને ફરામજી હૉલમાં તેમણે પોતાનું પહેલું જાહેર ભાષણ એજ વિષયનું આપ્યું હતું. ત્યાર પછી સને ૧૮૭૩ માં મીઠાને લગતા કાયદાના સંબંધમાં, સને ૧૮૭૬ માં મેહેસુલને લગતા કાયદાના સંબધમાં, સને ૧૮૭૮ માં લાઇસેન્સ ટેક્સના સંબધમાં, યુરોપિયનોને વોલન્ટીયર કરી દેશીઓને તે હક ન આપ્યો તેના સંબંધમાં, સને ૧૮૮૨ માં ઇલ્બર્ટ બીલના સંબંધમાં, લૉર્ડ રીપનની અસી ફતેહિંદીના સંબધમાં, સને ૧૮૮૫ માં મુબઇની કૉન્ગ્રેસના સંબધમાં, અને સને ૧૮૮૮ ની અલ્લાહાબાદની કૉન્ગ્રેસનાં સંબધમાં, એમ જૂદે જૂદે વખતે તેમણે વિદ્વત્તા ભરેલાં ભાષણો આપ્યાં હતાં. તેથી એક જાહેર રાજદ્વારી પુરૂષ તરીકે તેમની કીર્ત્તિ બહુ વધી ગઇ હતી. અને તેથી દરેક જાહેર સભા તેમના વગર અપૂર્ણ ગણાતી હતી. કે જેમ મી. ફીરોજશાહ મેહેતાના સબધમાં પણ હાલ જોવામાં આવે છે. મી. તેલાંગની વક્તૃત્વ શક્તિ બહુ ઉંચા પ્રકારની હતી. તેમ તેમની વાણી એવી મધુર અને સંસ્કાર પામેલી હતી કે તેમના વિરોધીઓના મનપર પણ તેની સારી અસર થતી હતી. પોતાના ભાષણોમાં કડવો શબ્દ તો તેઓ કદી બોલતાજ નહિ. અને એવા અદ્દભુતપણાથી ને મજબુત દલીલો આપી વિવેચન ચલાવતા કે પોતાની દલીલ સિદ્ધ કરવા સાથે તેમના વિરોધીઓને તેમની સામુ બોલવાનું કંઇ કારણજ રહેતું નહિ. ડૉ. હંટર, લોર્ડ રેની જે સૌંપરી કૌન્સિલની પ્રશંસા કરતા, તે કૌન્સિલમાં મી. તેલાંગ એક હતા. નામદાર સર જેમ્સ ફરગ્યુસને તેમને તેમ પંડિત અને ૧૮૮૪ મા કૌન્સિલના સભાસદ તરીકે નિમ્યા હતા. અને એજ અરસામાં નામદાર હિંદુ-

અભ્યાસ એવો સારો ચલાવ્યો હતો કે સને ૧૮૬૪ માં આશરે ૧૪ વર્ષની ઉમ્મરે તેમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. એ પરીક્ષામાં પાસ થયા પછી તરતજ તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. એ પાઠશાળાના પ્રીન્સિપાલના હોદ્દા ઉપર તે વખતે મી. હુલિંગ્સ હતા, અને મી. ચેટફીલ્ડ, મી. વ્યુલર, મી. [illegible] તથા મી. ઓકસનહામ વગેરે પ્રોફેસરો હતા. કૉલેજમાં મી. તેલાંગ હતા તે [illegible] મ્યાન દર વર્ષે તેઓ સ્કૉલરશીપ મેળવતા હતા. અને ત્રણ વર્ષમાં પોતાનો કૉલેજનો અભ્યાસ પુરો કરી સને ૧૮૬૬ માં પ્રિવીયસ અને સને ૧૮૬૭ માં તેઓએ બી. એ. ની પરીક્ષા પસાર કીધી હતી. તે પછી તેઓ એલ્ફિન્સ્ટન સ્કૂલમાં સંસ્કૃત શિક્ષક તરીકે જોડાયા હતા. તે હોદ્દો થોડા મહિના ચલાવ્યા પછી, એલ્ફિન્સ્ટન કૉલેજના ફેલો થયા હતા. સને ૧૮૬૮ માં તેઓ "" એમ. એ. " ની પરીક્ષામાં પસાર થયા હતા, અને સને ૧૮૬૯ માં તેમને " ભગ્રવાનદાસ પરસોત્તમદાસ સસ્કૃત સ્કોલરશીપ " મળી હતી. એજ વર્ષના નવેંમર મહિનામાં તેમણે વળી " એલ. એલ. બી. " ની પરીક્ષા પસાર કીધી હતી. એલ્ફિન્સ્ટન કૉલેજમાં તેઓ ફેલો હતા, તે દરમિયાન તેમણે પોતાનું જ્ઞાન ઘણુજ વધારી દીધુ હતુ. " એમ. એ." ની પરીક્ષામાં એક વિષય ઇંગ્રેજી કવિતામાં લખવાનો હતો, તેથી મી. તેલાંગે એ બાબતની તૈયારી કરતાં " ભગવત્ ગીતા " ઇંગ્રેજી કવિતામાંજ રચવા માંડી હતી. સને ૧૮૭૦ માં મી, તેલાંગને તેમના શિક્ષક અને હિતેચ્છુ મી. ચેટફીલ્ડે એલ્ફિન્સ્ટન કૉલેજના સિનિયર ફેલો તરીકે નિમ્યા હતા. તે દરમ્યાન તેમણે બારિસ્ટરની પદ્દી માટે અભ્યાસ કરવા માંડયો હતો, તથા હાઇકોર્ટમાં ટર્મ ભરવા માંડી હતી. સને ૧૮૭૨ માં તેઓ એડવોકેટની પરીક્ષામાં પહેલેજ સપાટે પસાર થયા હતા. અને તેમના પરીક્ષકો મી. જસ્ટીસ બેલી, તે વેળાના એડવોકેટ જનરલ મી. વાહીટ તથા સર રેમન્ડ. વેસ્ટ જે તે વેળા હાઇકોર્ટના રેજિસ્ટ્રાર હતા, તેમણે મી. તેલાંગના જ્ઞાન વિષે બહુ ઉંચો અભિપ્રાય જાહેર કર્યો હતો.

મી. તેલાંગે પોતાની બાવીસ વર્ષની ઉમ્મરમાં આવી ઉત્તમ પ્રકારે કેળવણી પૂરી કરી હતી. અને સને ૧૮૭૨ માં હાઇકોર્ટના એડવોકેટ તરીકે તેમણે પોતાનો ધંધો ચલાવવા માંડયો હતો. તેમનું સંસ્કૃત ભાષાનું જ્ઞાન બહુ ઉત્તમ પ્રકારનું હતું. તેની સાથે કાયદાનું બહુ ઉંચુ જ્ઞાન હોવાથી તેમની ઘરાકી થોડા વખતમાં બહુજ વધી ગઇ હતી. હાઇકોર્ટમાં રજુ થતો દરેક મુકરદમો કે જેમાં હિંદુ લોકનું કંઇ પણ પ્રકરણ હોય, તેમાં સઘળા બારિસ્ટરોને મી. તેલાંગની મદદ લીધા વિના ચાલતું નહિ. તેથી હાઇકોર્ટની ઓરીજનલ સાઇડમાં તથા એપેલેટ સાઇડમાં બને સ્થળે તેમની બહુ મોટી જરૂર પડતી હતી. મી. તેલાંગના હિંદુ કાયદાઓના જ્ઞાન વિષે હાઇકોર્ટના નામદાર જડજોનો પણ બહુ ઉંચો મત હતો. હાઇકોર્ટના તે વેળાના મોટા જડજ સર માઇકેલ વેસ્ટ્રૉપ હમેશાં કહેતા કે મી. વડેલા મોટા જડજની પદ્દી જરૂર મેળવશે. તેમની એ ભવિષ્યવાણી આખરે ખરીજ હતી. સને ૧૮૭૬ માં ચૂકેલા માનકુંવરબાઇના મુકરદમામાં મી. તેલાંગે મોટું નામ કર્યું હતું. મરહુમ મી. ગંગાદાસ વીજભૂખણદાસે પોતાની હયાતીમાં પોતાની પુત્રીના દત્તક પુત્ર કર્યો હતો, અને તે ઉપરથી મી. ગંગાદાસના મરણ બાદ માનકુંવરબાઇ

અન્ડેસ્ટીયાઓની મદદથી તેમના એક પિત્રાઇએ ફરીઆદ માંડી, એ દત્તક પુત્ર ખોટો ઠરાવવાનો પ્રયત્ન કર્યો હતો. એ કેસમાં સામા પક્ષ તરફથી મી. તેલાંગ વકિલ હતા. તેમની બાહોશીને લીધે ફરીઆદીઓ હારી ગયા હતા. હાઇકૉર્ટે માનકુવરબાઇની તરફેણમાં ચુકાદો આપી મી. તેલાંગના હિંદુ કાયદાના ઉત્તમ જ્ઞાનનાં ઘણાં વખાણ કર્યાં હતાં. મી. તેલાંગને સને ૧૮૮૦ માં થાણાના જોઇન્ટ જડજનો હોદ્દો **સર માઇકેલ વેસ્ટ્રૉપની** ભલામણથી સરકારે આપવા માંડયો હતો, પણ તે લેવાની તેમણે ના પાડી હતી. કારણ કે હાઇકૉર્ટમાં તેમની કમાણી બહુ મ્હોટી હતી સને ૧૮૮૯ માં **જસ્ટીસ મી. નાનાભાઇ હરિદાસ**ના મરણથી હાઇકૉર્ટના દેશી જડજની જગ્યા ખાલી પડી, ત્યારે સઘળી તરફથી મી. તેલાંગને એ હોદ્દો આપવાની ભલામણ કરવામાં આવી હતી. તેમજ હાઇકૉર્ટના વડા જડજે તથા **નામદાર લૉર્ડ રે**ની સરકારે તેમનેજ એ જગો આપવાની ભલામણ હિંદુસ્તાનના મુખ્ય પ્રધાનને કરી હતી. તે પ્રમાણે સને ૧૮૮૯ ના નવેમ્બર મહિનાની ૨૫ મી તારીખે તેઓ મુંબઇની હાઇકૉર્ટના જડજ તરીકે નિમાયા હતા. એક દેશી મેળવી શકે એવો આ ઉંચો હોદ્દો માત્ર ૩૯ વર્ષની ઉમ્મરે તેઓ મેળવવા પામ્યા, એ તેમની કંઇ જેવી તેવી કીર્તિ નહોતી.

મી. તેલાંગને બારિસ્ટર તરિકેની તેમની મોટી ઘરાકીને લીધે તે કામમાં બહુ રોકાવું પડતું હતુ, તે છતાં પ્રજાની જાહેર સેવા બજાવવામાં તેમણે લગારે પાછી પાની કરી નહોતી. પોતાનો સઘળો અભ્યાસ પૂરો કરી સને ૧૮૭૨ માં તેઓ બારીસ્ટરની પદવી પામ્યા, તેજ વર્ષે મુંબઇ મ્યુનિસિપાલીટીને નવા ધોરણ પ્રમાણે રચવાની ચર્ચા ચાલી રહી હતી. તેમાં તેમણે હોંશથી ભાગ લેવા માંડયો હતો. અને ફરામજી હૉલમાં તેમણે પોતાનું પહેલું જાહેર ભાષણ એજ વિષયનુ આપ્યું હતું. ત્યાર પછી સને ૧૮૭૩ માં મીઠાને લગતા કાયદાના સંબધમાં, સને ૧૮૭૬ માં મેહેસુલને લગતા કાયદાના સંબધમાં, સને ૧૮૭૮ માં લાઇસેન્સ ટેક્સના સંબધમાં, યુરોપિયનોને વોલન્ટીયર કરી દેશીઓને તે હક ન આપ્યો તેના સંબધમાં, સને ૧૮૮૨ માં **ઇલબર્ટ બીલ**ના સંબધમાં, લૉર્ડ રીપનની ભલી કારકિર્દીના સંબધમાં, સને ૧૮૮૫ માં મુબઇની કૉન્ગ્રેસના સબંધમાં, અને સને ૧૮૮૮ ની અલાહાબાદની કૉન્ગ્રેસનાં સંબધમાં, એમ જૂદે જૂદે વખતે તેમણે વિદ્વત્તા ભરેલાં ભાષણો આપ્યાં હતાં. તેથી એક જાહેર રાજદ્વારી પુરૂષ તરીકે તેમની કીર્ત્તિ બહુ વધી ગઇ હતી. અને તેથી દરેક જાહેર સભા તેમના વગર અપૂર્ણ ગણાતી હતી. કે જેમ **મી. ફીરોજશાહ મેહેતા**ના સબધમાં પણ હાલ જોવામાં આવે છે. મી. તેલાંગની વકતૃત્વ શકિત બહુ ઉંચા પ્રકારની હતી. તેમ તેમની વાણી એવી મધુર અને સંસ્કાર પામેલી હતી કે તેમના વિરોધીઓના મનપર પણ તેની સારી અસર થતી હતી. પોતાના ભાષણોમાં કડવો શબ્દ તો તેઓ કદી બોલનાજ નહિ. અને એવા અદલપણાથી ને મજબૂત દલીલો આપી વિવેચન ચલાવતા કે પોતાની દલીલ સિદ્ધ કરવા સાથે તેમના વિરોધીઓને તેમની સામુ બોલવાનું કાંઇ કારણજ રહેતુ નહિં. ડૉ. **હંટર**, લોર્ડ રેની જે સર્વોપરી કૌન્સિલની પ્રશંસા કરતા, તે કૌન્સિલમાં મી. તેલાંગ એક હતા. નામદાર સર જેમ્સ ફરગ્યુસને તેમને પ્રેમ પૂર્વક સને ૧૮૮૪ માં કૌન્સિલના સભાસદ તરીકે નિમ્યા હતા. અને એજ અરસામાં નામદાર હિંદુ-

સ્થાનના ગવર્નર જનરલ અને વાઇસરૉયની કૌન્સિલના મુંબઇ તરફના સભાસદ તરીકેનું મહાન્ પદ આપવાની ઇચ્છા સર જેમ્સ ફરગ્યુસને જણાવી હતી. પણ થી તેમના ધંધામાં નુકસાની થાય, એ કારણથી એ પદ લેવાની તેમણે માનની પાડી હતી. મુંબઇની ધારાસભાના સભાસદ તરીકે ચાલુને ચાલુ બે વાર તેઓ હતા. થોડા વખત પછી કારપોરેશનના પણ તેઓ સભાસદ થયા હતા. નેશનલ તેઓ મુખ્ય આગેવાન હતા, અને કૉન્ગ્રેસના હિતમાં મરતાં સુધી તેમની લાગણી મદદ હતી. મુંબઇની પ્રેસીડેન્સી આસોસીએશનની સ્થાપનામાં જેઓએ મુખ્ય ભા હતો, તેઓમાં મી. તેલાંગ અગ્રેસર હતા.

ઉંચી કેળવણીના હિમાયતી તરીકેની તથા સંસાર સુધારાના હિમાયતી તરિકે પણ તેઓ જાહેર બાબતોમાં ભાગ લેવા ચૂક્યા નહોતા. સને ૧૮૭૭ માં તેઓ યુનિવર્સિટીના ફેલો થયા હતા. અને સને ૧૮૮૧ માં સીન્ડીકેટમાં સીન્ડીક્ટ તરિકે નિમાયા હતા. યુનિવર્સિટીની સઘળી ચર્ચાઓમાં તેઓ ભાગ લેતા હતા. તેમનું વલણ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટોને ઉત્તમ પ્રકારનું જ્ઞાન મળે તે તરફ હતું. સને ૧૮૮૨ માં તેઓ "કેળવણી કમિશન" ના સભાસદ નિમાયા હતા. અને તેમની તે સેવા માટે તેમને સરકારે "સી. આઈ. ઈ." નો ખિતાબ આપ્યો હતો. વળી તેમનાં સર્વે કાર્યોથી પ્રસન્ન થઇને સરકારે તેમને મુંબઇની યુનિવર્સિટીના "વાઇસ ચાન્સેલર" નો ઘણોજ માનમરતબાવાળો હોદ્દો આપ્યો હતો. એ હોદ્દો દેશીઓમાં પહેલ વહેલો તેમનેજ મળ્યો હતો. અને તેથી દેશીઓને વાજબી ગર્વની સાથે આનંદ થયો હતો. મુંબઇની જાહેર સંસ્થા બધ જાહેર મંડળીઓ સાથે તેમનો સંબંધ પ્રસિદ્ધ હતો, અને [illegible] માં પહેલેજ સફાજમાં તેઓ [illegible] ઉમંગથી ભાગ લેતા હતા. એક વિદ્વાન તરીકે પણ તે [illegible] એડવોકેટ જેવી તેવી [illegible] તી. તેઓ સંસ્કૃત ભાષાના એક મોટા વિદ્વાન [illegible] ઇસ્ટાર હતથી મોટું માન

સાંસારિક સુધારામાં તેમના વિચાર મધ્યમ પક્તિના હતા, તોપણ એ સુધારાને તેઓ જરૂરની ચીજ સમજતા હતા. સ્ત્રી કેળવણીના તેઓ મોટા હિમાયતી હતા, અને બાળલગ્ન તરફ પોતાની નાપસંદગી ધરાવતા હતા. તેમ વિધવા વિવાહના સુધારા તરફ તેમની મોટી દિલસોજી હતી. પોતાના મરણના પાંચ મહિના અગાઉ તેમણે પોતાની બે દીકરીઓને બાળ વયે પરણાવી હતી, તે માત્ર પોતાની દેહનો તેમને ભરૂસો નહિ હોવાથી પોતાની હયાતીમાં તેમને ઠેકાણે પાડી દેવાની ઇચ્છાથીજ હતું. પરતુ એક નિયમ તરીકે તો બાળલગ્નની વિરૂદ્ધમા તેમના વિચાર કાયમ જેવા ને તેવાજ હતા. એમ સાંભળવામાં આવે છે કે એ વિષે પોતાનો ખુલાસો તેમણે લખેલો છે.

મી. તેલાગે એક જાહેર પુરૂષ તરીકે અને પડિત તરીકે દેશની ઘણી મોટી સેવાઓ બજાવી છે. સાહિત્યના પંડિત તરીકે દરેક વિદ્વતાના વિષયમા તેઓ વારે વારે બહાર પડ્યા હતા. રામાયણ, ભર્તૃહરિ, મુદ્રારાક્ષસ અને ગીતા વગેરે ગ્રંથોપર તેમણે એવા તો ઉત્તમ વિચારો બતાવ્યા છે કે યૂરોપખંડના પડિત વર્ગમાં તેમની પ્રતિષ્ઠા ઘણી મોટી ગણાઇ છે. તેમણે વળી "**મરાઠા દેશનો ઇતિહાસ**" નામનો ગ્રંથ થોડાજ વખત ઉપર તૈયાર કરીને વિલાયત છપાવવા સારૂ મોકલ્યો છે. તે એક ઘણો ઉત્તમ અને સ્વતંત્ર ગ્રથ છે. તેમાંથી ઇતિહાસ સંબંધી આપણને એક અમૂલ્ય વારસો મળશે. તેમણે સને ૧૮૭૨ પછી દરેક રાજકીય વિષયમાં ભાગ લેવા માંડ્યો હતો. અને મુંબઇમાં ભરાતી કોઇ પણ સભા એવી નહિ હોય કે જ્યાં મી. તેલાંગની હાજરી નહિ હોય. તેમનાં ભાષણો એકથી એક ચઢિઆતાં હતાં. તેમનો પહેલો શબ્દ નિકળતાં સૌ ચૂપ થઇ જતા; અને છેલ્લો [illegible] નિકળતાં સભાસ્થાન હર્ષથી ગાજી ઉઠતું હતું. તેમનો દેખાવડો ચેહેરો, અને સુભાષિતપણું સર્વનુ ધ્યાન ખેંચતુ હતું. તેઓ કામકાજના બોજામાં દબાયેલા હોવા છતા સંસ્કૃત સાહિત્યને [illegible] માટે અથાગ શ્રમ લેતા હતા. અને તેમની મોટી પ્રવિણતાએ આ દેશમાં તેમજ બીજા સુધરેલા દેશોમાં તેમને કીર્તિની ટોચે ચઢાવ્યા હતા જો તેઓ વધારે વર્ષ જીવ્યા હોત તો આ સાહિત્યમાં વૃદ્ધિ કરીને ઘણી ઉજ્વળ કીર્તિ મેળવવામાં પાછા હઠત નહિ. પણ ઇશ્વરની ઇચ્છા એથી વિરૂદ્ધ જણાઇ, અને તેઓ થોડા દિવસની માંદગી ભોગવીને સને ૧૮૯૩ ના આગસ્ટ માસની ૩૧ મી તારીખે પોતાની ૪૩ વર્ષની ભર યુવાવસ્થામાં આ નાશવંત જગતનો ત્યાગ કરી કીરતારની હજુરમાં ચાલ્યા ગયા છે.

મી. તેલાંગના શોકજનક મૃત્યુના સબધમાં એક પત્રકાર લખે છે કે,—"મી. તેલાગે યુનિવર્સિટિમાં, પ્રેસિડેન્સી આસોસિએશનમાં, ધારાસભામાં, કારપોરેશનમા, રૉયલ એશિઆટીક સોસાઇટીમાં, ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસમાં, બીજી હરેક જાહેર સભાઓમા, તેમજ હાઇકૉર્ટમાં, જે ઉત્તમ કારકિર્દી અને જશ સપાદન કર્યાં છે, તે ઘણોજ પ્રકાશિત અને ઉજ્વળ છે. તેમના મૃત્યુથી ભરતખડે એક ઘણો અગત્યનો મહા પુરૂષ, વિદ્વાન જનોએ એક ઉત્તમ પડિત, અને હાઇકૉર્ટે એક ચૂટો ધારાશાસ્ત્રી ગુમાવ્યો છે. પરતુ સર્વને માત્ર એટલોજ સતોષ રાખવાનો છે કે, તેમનાં ઉમદાં કૃત્યો, સ્વતંત્ર લાગણીથી કાર્ય કરવાનો ઉત્સાહ, અને દેશના કલ્યાણમા સ્વાત્માર્પણ કરવાની ઉદાર નીતિ, એ મહા ગુણો આપણને વારસામાં મળ્યા છે. નસીબ શુ કરતું નથી ? જે કંઇ લાંબી લાંબી ઝીંદગી ભોગ-

સ્થાનના ગવર્નર જનરલ અને વાઇસરૉયની કૌન્સિલના મુંબઇ તરફના [illegible] તરીકેનું મહાન્ પદ આપવાની ઇચ્છા સર જેમ્સ ફર્ગ્યુસને જણાવી હતી. પણ થી તેમના ધંધામાં નુકસાની થાય, એ કારણથી એ પદ લેવાની તેમણે માનની પાડી હતી. મુંબઇની ધારાસભાના સભાસદ તરીકે ચાલુને ચાલુ બે વાર તેઓ હતા. થોડા વખત પછી કારપોરેશનના પણ તેઓ સભાસદ થયા હતા. નેશનલ તેઓ મુખ્ય આગેવાન હતા, અને કૉન્ગ્રેસના હિતમાં મરતાં સુધી તેમની લાગણી મદા હતી. મુંબઇની પ્રેસીડેન્સી આસોસીએશનની સ્થાપનામાં જેઓએ મુખ્ય ભાગ હતો, તેઓમાં મી. તેલાંગ અગ્રેસર હતા.

ઉંચી કેળવણીના હિમાયતી તરીકેની તથા સંસાર સુધારાના હિમાયતી તરિકે પણ તેઓ જાહેર બાબતોમાં ભાગ લેવા ચૂક્યા નહોતા. સને ૧૮૭૭ માં તેઓ યુનિ. ફેલો થયા હતા. અને સને ૧૮૮૧ માં સીન્ડીકેટમાં સીન્ડીકટ તરિકે નિમાયા હતા. વર્સિટીની સઘળી ચર્ચાઓમાં તેઓ ભાગ લેતા હતા. તેમનું વલણ યુનિવર્સિટીના ગ્રા- જ્યુએટોને ઉત્તમ પ્રકારનું જ્ઞાન મળે તે તરફ હતું. સને ૧૮૮૨ માં તેઓ "કેળવ- ણી કમિશન" ના સભાસદ નિમાયા હતા. અને તેમની તે સેવા માટે તેમને સરકારે "સી. આઈ. ઈ." નો ખિતાબ આપ્યો હતો. વળી તેમનાં સર્વે કાર્યોથી પ્રસન્ન થઇને સરકારે તેમને મુંબઇની યુનિવર્સિટીના "વાઇસ ચાન્સેલર"નો ઘણોજ માનમરતબાવાળો હોદ્દો આપ્યો હતો. એ હોદ્દો દેશીઓમાં પહેલ વહેલો તેમનેજ મળ્યો હતો. અને તેથી દેશીઓને વાજબી ગર્વની સાથે આનંદ થયો હતો. મુંબઇની [illegible] બધી જા- હેર મંડળીઓ સાથે તેમનો સંબંધ પ્રસિદ્ધ હતો, અને [illegible]માં પહેલેજ સત્કાર્યમાં તેઓ એક ઉમંગથી ભાગ લેતા હતા. એક વિદ્વાન તરીકે પણ તે[illegible] એડવોકેટ જેવી તેવી [illegible]તી. તેઓ સંસ્કૃત ભાષાના એક મોટા વિદ્વાન [illegible]ર હતથી મોટું માન પામ્યા છે. રામાયણ હોમરની ઇલિયડપરથી [illegible] ક જર્મન વિદ્વાન પ્રોફેસર વેબરે કાઢ્યું હતું. તેના સંબંધમાં કિમ[illegible]રે ગણુ પ્રસિદ્ધ કરી પ્રો૦ વેબરને છેકજ ગભરાવી પાડ્યો હતો. સર[illegible] પોતગે મુદ્રારાક્ષસ અને ભર્તૃહરિના વૈરાગ્ય તથા નીતિશતકોનું સંશોધન [illegible] હતું.

. સાંસારિક સુધારામાં તેમના વિચાર મધ્યમ પંક્તિના હતા, તોપણુ એ સુધારાને તેઓ જરૂરની ચીજ સમજતા હતા. સ્ત્રી, કેળવણીના તેઓ મોટા હિમાયતી હતા, અને બાળલગ્ન તરફ પોતાની નાપસદગી ધરાવતા હતા. તેમ વિધવા વિવાહના સુધારા તરફ તેમની મોટી દિલસોજી હતી. પોતાના મરણના પાંચ મહિના અગાઉ તેમણે પોતાની બે દીકરીઓને બાળ વયે પરણાવી હતી, તે માત્ર પોતાની દેહનો તેમને ભરૂસો નહિ હોવાથી પોતાની હયાતીમાં તેમને ઠેકાણે પાડી દેવાની ઇચ્છાથીજ હતું. પરંતુ એક નિયમ તરીકે તો બાળલગ્નની વિરૂદ્ધમાં તેમના વિચાર કાયમ જેવા ને તેવાજ હતા. એમ સાંભળવામા આવે છે કે એ વિષે પોતાનો ખુલાસો તેમણે લખેલો છે.

મી. તેલાગે એક જાહેર પુરૂષ તરીકે અને પડિત તરીકે દેશની ઘણી મોટી સેવાઓ બજાવી છે. સાહિત્યના પંડિત તરીકે દરેક વિદ્વતાના વિષયમાં તેઓ વારે વારે બહાર પડ્યા હતા. રામાયણ, ભર્તૃહરિ, મુદ્રારાક્ષસ અને ગીતા વગેરે ગ્રંથોપર તેમણે એવા તો ઉત્તમ વિચારો બતાવ્યા છે કે યૂરોપખડના પડિત વર્ગમાં તેમની પ્રતિષ્ઠા ઘણી મોટી ગણાઇ છે. તેમણે વળી "મરાઠા દેશનો ઇતિહાસ" નામનો ગ્રથ થોડાજ વખત ઉપર તૈયાર કરીને વિલાયત છપાવવા સારૂ મોકલ્યો છે. તે એક ઘણો ઉત્તમ અને સ્વતંત્ર ગ્રથ છે. તેમાંથી ઇતિહાસ સબંધી આપણને એક અમૂલ્ય વારસો મળશે. તેમણે સને ૧૮૭૨ પછી દરેક રાજકીય વિષયમાં ભાગ લેવા માંડયો હતો. અને મુંબઇમાં ભરાતી કોઇ પણ સભા એવી નહિ હોય કે જ્યાં મી. તેલાંગની હાજરી નહિ હોય. તેમનાં ભાષણો એકથી એક ચઢિઆતાં હતાં. તેમનો પહેલો શબ્દ નિકળતાં સૌ ચૂપ થઇ જતા; અને છેલ્લો શબ્દ નિકળતાં સભાસ્થાન હર્ષથી ગાજી ઉઠતું હતું. તેમનો દેખાવડો ચેહેરો, અને સુભાષિતપણું સર્વનું ધ્યાન ખેંચતું હતું. તેઓ કામકાજના બોજામાં દબાયેલા હોવા છતાં સંસ્કૃત સાહિત્યને ખીલવવા માટે અથાગ શ્રમ લેતા હતા. અને તેમની મોટી પ્રવિણતાએ આ દેશમાં તેમજ બીજા સુધરેલા દેશોમાં તેમને કીર્તિની ટોચે ચઢાવ્યા હતા. જો તેઓ વધારે વર્ષ જીવ્યા હોત તો આ સાહિત્યમાં વૃદ્ધિ કરીને ઘણી ઉજ્વળ કીર્તિ મેળવવામાં પાછા હઠત નહિ. પણ ઇશ્વરની ઇચ્છા એથી વિરૂદ્ધ જણાઇ, અને તેઓ થોડા દિવસની માંદગી ભોગવીને સને ૧૮૯૩ ના આગસ્ટ માસની ૩૧ મી તારીખે પોતાની ૪૩ વર્ષની ભર યુવાવસ્થામાં આ નાશવંત જગતનો ત્યાગ કરી કીરતારની હજુરમાં ચાલ્યા ગયા છે.

મી. તેલાંગના શોકજનક મૃત્યુના સબધમાં એક પત્રકાર લખે છે કે;—"મી. તેલાગે યુનિવર્સિટિમાં, પ્રેસિડેન્સી આગેસિએશનમાં, ધારાસભામાં, કારપોરેશનમાં, રોયલ એશિઆટીક સોસાઇટીમાં, ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસમાં, બીજી દરેક જાહેર સભાઓમાં, તેમજ હાઇકૉર્ટમાં, જે ઉત્તમ કારકિર્દી અને જશ સપાદન કર્યા છે, તે ઘણોજ પ્રકાશિત અને ઉજ્વળ છે. તેમના મૃત્યુથી ભરતખડે એક ઘણો અગત્યનો મહા પુરૂષ, વિદ્વાન જનોએ એક ઉત્તમ પંડિત, અને હાઇકૉર્ટે એક ચૂંટો ધારાશાસ્ત્રી ગુમાવ્યો છે. પરતુ સર્વને માત્ર એટલોજ સતોષ રાખવાનો છે કે, તેમનાં ઉમદાં કૃત્યો, સ્વત ત્ર લાગણીથી કાર્ય કરવાનો ઉત્સાહ, અને દેશના કલ્યાણમાં સ્વાર્પણ કરવાની ઉદાર નીતિ, એ મહા ગુણો આપણને વારસામાં મળ્યા છે. નસીબ શું કરતું નથી! જો કંઇ લાંબી લાંબી જીંદગી ભોગ-

આ પછી પણ થઇ શકતું નથી, તેજ ટુંકી જીંદગીમાં તેમણે કરી બનાવ્યું છે.

મી. તેલાંગે પોતાની બાહોશી, વિદ્વતા, અને ઉમદા ગુણો વડે પ્રજાની તથા સરકારની એક સરખી પ્રીતિ સંપાદન કરી હતી. તેમના મરણના શોકમાં મુંબઇની હાઇકોર્ટ બંધ રાખવામાં આવી હતી. તેજ પ્રમાણે પોલીસ કોર્ટો, સ્મૉલકાઝ કોર્ટો, પાઠશાળાઓ અને શાળાઓ, યુનિવર્સિટિની ઓફીસ, અને રૉયલ એશિઆટીક સોસાઇટીની લાઇબ્રેરી વગેરે નહાનાં મોટાં તમામ ખાતાઓ બંધ રાખી તેમના મૃત્યુનો શોક પ્રદર્શિત કર્યો હતો તેમજ રાજાબાઇ ટાવરના ઘડીઆળમાંથી શોકનો ઘંટ વગાડવામાં આવ્યો હતો. પુનામાં ધારાસભાનું કામ શરૂ કરતાં નામદાર મુંબઇના ગવર્નર સાહેબે મી. તેલાંગના મરણના સમાચાર કહી પોતાનો મોટો ખેદ જાહેર કર્યો હતો. તથા તેમના મરણથી સરકારને તથા પ્રજાને મોટી ખોટ પડ્યાનું જણાવ્યું હતું. તેમના શબની પાછળ હાઇકોર્ટના જડજ મી. ફુલટન જેવા ઘણા સંભાવિત પુરૂષોની મોટી સંખ્યા ગઇ હતી. તેમજ સાંજે ઉઠામણામાં હાઇકોર્ટના વડા જડજ સર ચાર્લ્સ સારજંટ જેવા મોટા પુરૂષો હાજર થયા હતા. એ સર્વ જોતાં મી. તેલાંગની લોકપ્રિયતા તથા સરકારની મમતા વિષે સહેજ ખાત્રી થઇ શકે છે.

મી. તેલાંગ સ્વભાવે બહુ શાન્ત, ગંભિર, તથા નિરાભિમાની હતા. અને મોટા હોદ્દા ઉપર ચડવા છતાં એક સાધારણ માણસના જેવી સાદાઇ તથા ભલમનસાઇ તેમણે અંત સુધી ટકાવી રાખી હતી. પોતાના એવા સ્વભાવથી દેશી તથા યૂરોપિયન બન્ને મંડળોમાં તેઓ ઘણા પ્રિય થઇ પડ્યા હતા. તેમજ પ્રજાની સંપૂર્ણ પ્રીતિ સંપાદન કરવા સાથે સરકાર તરફથી ઉંચુ માન મેળવવાને ભાગ્યશાળી થયા હતા. તેઓ પોતાની પાછળ બેપુત્ર તથા ત્રણ પુત્રીઓ મૂકી ગયા છે. તેમજ વૃદ્ધ માતા તથા પિતા અને ધર્મ પત્નીને પાછળ રડતાં રાખ્યાં છે!! પ્રભુ એ મહા પુરૂષના આત્માને સ્વર્ગમાં પુર્ણ શાન્તિ આપો. તથાસ્તુ.

સને ૧૮૬૬માં એલ. એલ. બી. ની પરીક્ષામાં ઉપલે નબરે પાસ થઇને તેમણે ઘણી નામના મેળવી હતી. આટલી પદીઓ મેળવતાં તેમને એટલી મેહેનત પડી હતી કે છેવટે ૨-૩ વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરવો પડતો મૂક્યો હતો. તે વખતથી તેમની આંખો બગડી ગઇ છે, તે હજી સુધી પણ સારી થઇ નથી. શારીરિક તથા માનસિક શક્તિઓ આટલે દરજ્જે દુર્બલ થયેલી છતાં પણ તેમણે સને ૧૮૭૧ સુધી ઍડવોકેટની પરીક્ષાનો અભ્યાસ ચલાવ્યો, અને આખરે તે વર્ષમાં બારીસ્ટર ઍટ લૉ થયા ત્યાં સુધી તે કામ પડતું મૂક્યું નહિ. એ પ્રમાણે યુનિવર્સિટીની સઘળી પરીક્ષાઓ પસાર કરી પોતે ઉંચું જ્ઞાન મેળવ્યું.

મી. માધવરાવનો અભ્યાસ તથા જ્ઞાન એટલુ ઉંચું હતુ કે બી. એ. તથા એલ. એલ. બી. ની પરીક્ષાઓમાં પહેલે નંબરે પાસ થવાથી તેમને રૂ ૨૦૦ નાં પુસ્તકો યુનિવર્સિટી તરફથી ઇનામ મળ્યાં હતાં. તેમજ તેઓ જ્યારે એલફિન્સ્ટન કૉલેજમાં ઇંગ્રેજી ભાષાના પ્રોફેસરનુ કામ કરતા હતા, ત્યારે તેમની વિદ્વતાથી ખુશી થઇને તે કૉલેજના વિદ્યાર્થીઓ અને પ્રોફેસરોએ મળીને રૂ ૩૦૦નું સોનાનું ઘડિયાળ તેમને ઇનાયત કર્યું હતું. વળી તેમની અત્યંત વિદ્વતાથી ખુશી થઇને પ્રિન્સિપાલ સર અલેકઝાંડર ગ્રાન્ટે તેમનાં કેટલાંક વિદ્વતા ભરેલાં લખાણો ઇંગ્લાંડની કેટલીક યુનિવર્સિટીઓમાં મોકલીને હિંદુસ્થાનના વિદ્યાર્થીઓની વિદ્વતા પ્રસિદ્ધ કરી હતી.

મી. માધવરાવને પહેલાં તો સને ૧૮૬૬ના મે માસથી તે સને ૧૮૬૭ ના નવેંબર માસ સુધી રૂ ૨૦૦ નો પગાર મળતો હતો. એજ વખતમાં તેઓ અક્કલકોટમાં કારભારી તથા કોલ્હાપુરમાં ન્યાયાધીશ હતા. પછી તેમને મુંબઇની એલ્ફિન્સ્ટન કૉલેજમાં રૂ ૪૦૦ના પગારથી ઇંગ્રેજી ભાષાના પ્રોફેસરની જગો ઉપર નિમવામાં આવ્યા હતા. અને સને ૧૮૭૩માં છેવટે તેમને પુનાના ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ ગ્રેડ સબ્‌જડજની માસિક રૂ ૮૦૦ ના પગારની કાયમ નોકરી મળી હતી. જ્યારે તેઓ આ જગા ઉપર હતા, ત્યારે તેમને ઘણાંક શેહેરોની મુન્સફ કોર્ટો જોવાનો તથા તપાસવાનો વખત મળતો. સને ૧૮૭૮ થી તેમને નાસિકમાં સદર અમીનની જગા ઉપર નિમવામાં આવ્યા હતા. આ જગો મળ્યાની પૂર્વે તેમની વિદ્વતા તથા સરકારી કામની કુશળતા વિષે સઘળે ખ્યાતિ થવાથી વડોદરા રાજ્યમાં દર મહિને રૂ ૨૦૦૦ ના પગારવાળી જગ્યા ઉપર બોલાવવામાં આવ્યા હતા. તેમજ કૈલાસવાસી શ્રીમંત તુકોજીરાવ હોલકરે તરફથી રૂ ૩૫૦૦ દરમાયાવાળી જગ્યા ઉપર આવવા આમંત્રણો આવેલાં હતાં, પરતુ તેમણે કેટલાંક વાજબી કારણોને લીધે ત્યાં જવા ના પાડી હતી. સને ૧૮૭૯ મા મરહુમ સરદાર રા. બા. ગોપાળરાવ હરિ દેશમુખે નાસિકના જૉઇન્ટ જડજની જગા ઉપરથી જ્યારે પેન્શન લીધુ, ત્યારે તેમની ખાલી પડેલી જગોએ મી. માધવરાવને નિમવા વિષે હાઇકોર્ટે ઘણી સિફારસ કરી હતી. પ[illegible] રિચર્ડટેમ્પલનો મત વિરૂદ્ધ પડવાથી તે જગા તેમને મળી શકી નહોતી. તેઓ ગયેલી કમાં નિમાણૂક થયા પછી ધૂળા, મુબઇ, અને પુના વગેરે ઘણે ઠેકાણે બદલી હતી. તેથી આવી હતી, અને છેવટે સને ૧૮૮૮ થી દર માસે રૂ ૧૦૦૦ ના પગારના પવાનો નિ[illegible] સ્મોલકૉઝ કોર્ટના જડજની જગોએ નિમવામાં આવ્યા હતા. તે પછી પાળામાં દાખલ [illegible] ઓ રૂ ૧૪૨૩ના પગારથી રેવેન્યુ જડજના હેદ્દા ઉપર હતા. [illegible] ા પસાર કરીને

સને ૧૮૯૩ માં જસ્ટીસ મી. કાશિનાથ ત્ર્યંબક તેલાંગના મરણથી મુંબઇની હાઇ-કોર્ટમાં એક જડજની જગો ખાલી પડી હતી, તે જગોએ મી. મહાદેવ ગોવિંદ રાનડેને નિમવા વિષે સઘળી તરફથી પસંદગી બતાવવામાં આવી હતી. અને સરકારે પણ તેમની યોગ્યતા જાણીને એ માનભરેલો હોદ્દો તેમને આપ્યો હતો, જે અદ્યાપિ સુધી તેઓ તે હોદ્દા ઉપર બિરાજીને પોતાની વિદ્વતાનો પ્રકાશ ચોતરફ પાડે છે. મી. રાનડેની વિદ્વતા તથા સરકાર તરફ તેમણે રાખેલી વફાદારીની કદર જાણીને નામદાર સરકારે સને ૧૮૮૭ માં તેમને "સી. આઇ. ઇ." નો માનવંતો ખિતાબ આપ્યો હતો. અત્યાર સુધી ઑનરેબલ મી. મહાદેવ ગોવિંદ રાનડેના ચરિત્રનો જે ભાગ રાજકીય વિષય સાથે સંબંધ રાખે છે, તે વિષે લખવામાં આવ્યું. હવે સામાજિક તથા ઔદ્યોગિક વિષયોમાં તેમણે જે પરિશ્રમ લીધો છે, તે વિષે ટુંક હકીકત આપીએ છીએ.

અત્યંત જ્ઞાન વૃદ્ધિ વડે તથા બહોળા વાંચનવડે મી. રાનડેના મનમાં દેશહિતના વિચારો ઘોળાયાં કરે છે. આપણા દેશની અને આપણા લોકોની રાજકીય, સામાજિક, અને ધર્મ સંબંધી સ્થિતિ ક્યારે તથા કેવી રીતે સુધરી શકે, એ વિષે તેઓ રાત દિ. મેહેનત લે છે. લોકોનું અજ્ઞાન તથા આળસ જતાં રહી તેમણે કોઇ પણ ઉદ્યોગ અથવા હિલચાલ આરંભી દિવસે દિવસે સુધારા તરફ આગળ વધવું જોઇએ, એવો તેમનો આગ્રહ છે. તેમના ઉત્સાહ પ્રમાણે તેમણે આજસુધી જૂદાં જૂદાં કામોમાં જે ભાગ લીધો છે, તેની ટૂંક હકીકત માત્ર આપવા માંડીએ તો એક મોટું પુસ્તક ભરાય તેમ છે. પુનામાં તથા બીજે ઘણે ઠેકાણે ઔદ્યોગિક પરિષદ્ સાથે તેમાં દેશીકારીગરી તથા હુન્નરો ખીલવવા સંબંધી સેંકડો ભાષણો આપ્યાં છે. પુનાની દરેક સમાજો, સોસાઇટીઓ, તથા ફં ઉત્પાદક તેઓજ છે, એમ કહીએ તો કાંઇ ખોટું નથી.

અને સાદા છે. વિશેષમાં તેમની મોટી કીર્તિ એ છે કે તેઓ ઉંચા પ્રકારનું સ્વદેશાભિમાન ધરાવે છે. અને દરેક દેશકલ્યાણના કામમાં મોટા ઉમંગથી ભાગ લે છે. તેઓ આપણી "સાંસારિક કૉન્ફરન્સ" ના ચૂસ્ત હિમાયતી અને આગેવાન સુધારક છે. જો કે તેઓ સરકારી નોકરીને લીધે ભારતવર્ષીય "નેશનલ કૉન્ગ્રેસ" માં ભાગ લેઇ શકતા નથી, તોપણુ તેને તેઓ પ્રજા તથા રાજ્યનું કલ્યાણ ઇચ્છનાર એક ઉપયોગી મહા મંડળ જાણીને અંતઃકરણથી ચાહે છે. એ મોટા આનંદની વાત છે.

## જસ્ટીસ મી. બદરૂદ્દીન તૈયબજી.

### બારીસ્ટર ઍટ લૉ.

આ નામાંકિત સ્વદેશ હિતેચ્છુ મહા પુરૂષનો જન્મ સને ૧૮૪૪ ના અકટોબર મહિનાની ૮ મી તારીખે થયો હતો. તેમના પિતા મી. તૈયબજી ખંભાતમાં ઘણા વર્ષથી રહેતા એક આબરૂદાર અને પ્રખ્યાત પામેલા આરબ કુટુંબમાં જન્મ્યા હતા. તેઓ કેળવણી પામેલા અને સારી સ્થિતિના વેપારી હતા. તેથી તેમણે પોતાના પુત્રોને ઉંચી કેળવણી આપવા સારૂં પૈસો ખર્ચવામા કે મેહેનત લેવામાં લગારે પાછી પાની કરી નહોતી. તેમણે પોતાના પુત્રોને અભ્યાસ કરવા માટે વિલાયત મોકલ્યા હતા. તેઓમાં આ મી. બદરૂદ્દીને એક ચૂંદા બારીસ્ટર તરીકે અને મી. કમરૂદ્દીને હાઇકૉર્ટના સોલીસીટર તરીકે ઘણી ખ્યાતિ મેળવી છે. ૩૦ વર્ષ અગાઉ આ દેશની કેળવણી સબંધી સ્થિતિને, તેમાં ખાસ કરીને મુસલમાન કોમ કેળવણીમાં ઘણી પછાત પડેલી, એ બે વાતોનો વિચાર કરતાં મી. તૈયબજીએ પોતાના પુત્રોને એવી ઉંચી કેળવણી આપવામાં જે દીર્ઘ દ્રષ્ટિ વાપરી છે, તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

મી. બદરૂદ્દીને પ્રથમ ઉર્દુ તથા ફારસી ભાષાનો અભ્યાસ મુંબઇની મદ્રેસામાં કર્યો હતો. ત્યાર પછી ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવા માટે તેઓ મુબઇની એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુશનમાં દાખલ થયા હતા. ત્યાં કેટલોક વખત રહ્યા પછી સને ૧૮૬૦ ના એપ્રીલ માસમાં પોતાની ૧૬ વર્ષની ન્હાની વયે તેઓ ઉંચી કેળવણી લેવા સારૂ વિલાયત ગયા હતા. પ્રથમ તેઓ લંડનમાં ન્યુબરી હાઇપાર્ક કૉલેજમાં દાખલ થયા, અને થોડા વખતમાં ત્યાંની યુનિવર્સિટીની મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી. ત્યાર પછી યુનિવર્સિટીની વધારે ઉંચી પદવી મેળવવાનો અભ્યાસ તેમણે શરૂ કર્યો. પરતુ દૈવયોગે તેમની તબીયત નાદુરસ્ત થવાથી સને ૧૮૬૪ ના અકટોમ્બર માસમાં તેઓ પાછા સ્વદેશમા આવ્યા હતા. હિંદુસ્થાનમાં આવ્યા પછી એક વર્ષમાં તેમની તબીયત સુધરી ગઇ હતી. તેથી એ ઉદ્યોગી યુવાન પુરૂષ ફરીને અભ્યાસ કરવા સારૂ વિલાયત ગયા હતા પરતુ તેમની નબળી પડી ગયેલી આંખના કારણે યુનિવર્સિટીનો અભ્યાસ છોડી દેવાની દાકતરોએ સલાહ આપી હતી. તેથી તેમણે એ અભ્યાસ છોડીને કાયદાનો અભ્યાસ કરી બારીસ્ટરની પરીક્ષા આપવાનો નિશ્ચય કર્યો. પછી તેઓ કાયદાનો અભ્યાસ કરાવનારી મિડલ ટેમ્પલ નામે શાળામાં દાખલ થયા હતા. સને ૧૮૬૭ ના એપ્રીલ માસમાં તેઓ બારીસ્ટરની પરીક્ષા પસાર કરીને

પ્રખ્યાત ઇલબર્ટ બીલના સબંધમાં ટાઉન હૉલમાં મળેલી સભા સમક્ષ આપેલું ભાષણ, તેમજ સને ૧૮૮૪ માં લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ રીપનને માન આપવા સારૂ મળેલી ગંજાવર સભાની સમક્ષ તેમણે આપેલું ભાષણ, એ સર્વ ભાષણો તેમની વિદ્વતાનાં અપૂર્વ નમુના છે. સને ૧૮૮૪ થી આપણી "ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ" સ્થપાઇ ત્યારથી મી. બદરૂદ્દીન તેમાં ઉમંગથી ભાગ લેતા આવ્યા છે. સને ૧૮૮૭ માં મદ્રાસમાં મળેલી કૉન્ગ્રેસના પ્રમુખનું મહાન્ પદ તેમને આપવામાં આવ્યું હતું. એજ તેમની મહાનતા અને લોકપ્રિયતાનો પ્રત્યક્ષ પૂરાવો છે. મદ્રાસમાં મળેલી એ કૉન્ગ્રેસમાં પ્રમુખ તરીકે તેમણે જે ભાષણ આપ્યું હતું, તે એટલું બધુ દલીલવાળું, વિચારશીલ, અને વક્તુત્વથી ભરપુર હતું કે, આખા ભરતખંડનાં તેમજ ઇંગ્લાંડનાં વર્તમાનપત્રોએ એકે અવાજે તેનાં વખાણ કર્યાં હતાં. ત્યાર પછી મી. બદરૂદ્દીન પોતાની નાદુરસ્ત તબીયતને લીધે જાહેર કામકાજમાં ઝાઝો ભાગ લેઇ શકયા નથી. તોપણ તેઓ કૉન્ગ્રેસના ચૂસ્ત હિમાયતી તરીકે તો ઠેઠ સુધી ટકી રહ્યા છે. એ મોટા આનંદની વાત છે. મી. બદરૂદ્દીન મોટા વક્તા છતાં તપી જવાની જે ગરમી તેમનામાં નથી, તેનો બદલો તેઓ પોતાની વાચાળ શક્તિ અને વિવાદ કરવાની બુદ્ધિથી વાળી આપે છે. તોપણ પ્રસગોપાત કોઇ કોઇ વખતે ગર્જી ઉઠે છે, અને પોતાના શ્રોતાઓને ઉશ્કેરી દે છે. તેનો પ્રત્યક્ષ દાખલો સને ૧૮૮૭ માં મદ્રાસમાં મળેલી કૉન્ગ્રેસ આગળ તેમણે જે જુસ્સાદાર ભાષણ આપ્યું હતું, તેથી મળી આવે છે. મુંબઇના પ્લાટફૉર્મ ઉપર મી. બદરૂદ્દીને કરેલાં ભાષણો જેમણે ઘણીવાર અગાઉ સાંભળ્યાં હતાં, તેઓ પણ એ ભાષણ સાંભળીને અજાયબીમાં પડયા હતા, અને તેમનાં ઘણાં વખાણ કરવા લાગ્યા હતા.

મી. બદરૂદ્દીન જેમ ઉપર કહ્યું તેમ પ્રજા ઉપયોગી કાર્યમાં લક્ષ આપે છે, તેજ પ્રમાણે પોતાની મુસલમાન કોમના કલ્યાણ તરફ પણ પુરતુ લક્ષ આપતા આવ્યા છે. મુસલમાન કોમ બીજી કેટલીક કોમ કરતાં કેળવણીમાં ઘણી પછાત પડેલી હોવાથી મી. બદરૂદ્દીને તેઓમાં કેળવણીનો પ્રસાર કરવા માટે પોતાના અસર તન, મન, અને ધનથી પોતાથી બની શકે તેટલું કરવામાં લગારે પાછી પાની કરી નથી. તેમણે બીજા મુસલમાન આગેવાનો સાથે મળીને "અંજુમને ઇસલામ મદ્રેસા" ગરીબ વર્ગના મુસલમાનો માટે સ્થાપન કરી છે. એ સિવાય પણ જેમ બને તેમ પોતાની કોમનું ભલું કરવા તરફ પોતાનું ધ્યાન રોકેલું છે. તેમની એવી પરોપકારી વૃત્તિનું ફળ એ થયું છે કે, હાલમાં મુસલમાન કોમનાં ઘણાં બાળકો કેળવણીનો અમૂલ્ય લાભ લેવા લાગ્યાં છે. અને દીનપર દિન તેમાં વૃદ્ધિ થતી જાય છે. હાલમાં મુંબઇમાં મુસલમાન બારીસ્ટરો, મુસલમાન સોલીસીટરો, કેળવાયેલા મુસલમાન વેપારીઓ આપણી નજરે પડે છે. એ ઘણું ખુશી થવા જેવું છે. ખરેખર મુસલમાન કોમ મી. બદરૂદ્દીનના એવા ઉપકારને માટે સદાની રૂણદાર છે.

સને ૧૮૯૩ માં મરહુમ ઑનરેબલ જસ્ટીસ મી. કાશીનાથ ત્ર્યંબક તેલાંગના સ્વર્ગવાસથી મુંબઇની હાઇકૉર્ટમાં તેમની ખાલી પડેલી જગો મી. બદરૂદ્દીનને આપવાની સરકારે મરજી કરી હતી. પરંતુ પોતાની નબળી આંખને લીધે એ માન ભરેલો હોદ્દો સ્વીકારવાની તેમને ના પાડી હતી. તે છતાં એ મહા પુરૂષની ઉત્તમ પ્રકારની લાયકાથી

આકર્ષાઇને સને ૧૮૯૫ ના જુન માસમાં મુંબઇની હાઇકૉર્ટના એક જડજ મી. [illegible] ખાલી પડેલી જગો તેમનેજ આપવાની સરકારે ફરીથી ઇચ્છા જણાવી હતી. તે ઉપરથી એ માન ભરેલો હોદ્દો તેમણે સ્વિકાર્યો છે. અને હાલ તેઓ એજ હોદ્દા ઉપર બિરાજીને ચોતરફ પ્રકાશ પાડે છે. જો કે તેમને આ જગો મળવાથી આખા દેશને રાજદ્વારી હિલચાલો સંબંધે તેમના જેવા એક અગત્યના આગેવાનની ખોટ પડી છે, તે છતાં સરકારે તેમની બાહોશીને કદર કરીને જે માન આપ્યું છે, તેને માટે સર્વ તરફથી તેમને અભિવંદન આપવામાં આવે છે. જે વિદ્વાન અને આગેવાન રાજ્યકીય પુરૂષોએ પોતાના દેશના સુધારા અને ભલાને માટે દરેક કામકાજમાં આગેવાનીથી ભાગ લેઇને પોતાની કીર્તિ અમર કરી છે, તેઓમાં મી. બદરૂદ્દીન પણ એક ઉંચી પદવી ભોગવે છે. એક ફતેહમંદ બારીસ્ટર તરીકે, તથા વિદ્વાન ધારાશાસ્ત્રી તરીકે તેઓ જેમ પ્રખ્યાત છે, તેમ તેઓ ઘણાજ ડાહ્યા અને ચોખી મગજ શક્તિવાળા રાજદ્વારી પુરૂષ તરીકે પણ પ્રખ્યાત છે. જાહેર કામકાજમાં તેમણે ઘણોજ અગત્યનો ભાગ લીધો છે. તેમની ધંધાદારી તથા જાહેર જીંદગી ઘણીજ શીક્ષણીય છે. તેમાંથી જે જ્ઞાન મળે છે, તે એ છે કે, ઘણીજ વિશાળ પ્રેક્ટીસવાળા બારીસ્ટરને પણ પોતાના દેશના કલ્યાણના કામને માટે વખત મળી શકે છે. હાલના આપણા ગ્રાજ્યુએટો કે જેઓ પોતાની જીંદગીનો બધો વખત પોતાના ધંધામાં કે પછી આળસમાં ગુમાવે છે, તેમને આ વાત ખૂબ લક્ષમાં રાખવા યોગ્ય છે.

ખાસ તેમના તરફ હતો, તેમ તેમના જોડીયા ભાઇબંધોનો પણ હતો. રા. ઝવેરીભાઇએ એ ઇન્સ્ટિટ્યુશનમાં વેસ્ટ, કયેર, અને બંને નોર્મલ સ્કોલરની પરીક્ષા આપી હતી, અને વેસ્ટ તથા નોર્મલ સ્કોલરશીપો મેળવી હતી. ત્યાર પછી તેમને ધારા પ્રમાણે એ ઇન્સ્ટિટ્યુશનમાં એક શિક્ષકની જગા મળી હતી. પણ એ ધંધો તેમને પસંદ ન હોવાથી, એ ઇન્સ્ટિટ્યુશનના આગલા શિક્ષક મી. અરદેસર ફરામજી મુસનું ભલામણપત્ર તે વખતના 'બૉમ્બે ટાઇમ્સ' પત્રના અધિપતિ અને જીઓગ્રાફિકલ સોસાઇટીના સેક્રેટરી દાકતર બ્યુસટ ઉપરનું લેઇને જવાથી ત્યાં તેમને કલાર્ક તરીકે રૂ. ૪૦. ના પગારની જગો મળી. થોડા સમય પછી જાણીતા બારિસ્ટર મી. હાવર્ડ સરકાર તરફથી એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનની પરીક્ષા લીધી, તેમાં દેશી ભાષામાંથી ઇંગ્રેજી, અને ઇંગ્રેજી ભાષામાંથી દેશીમાં તર્જુમો કરવાનું શિક્ષકોનું જ્ઞાન અપૂર્ણ જોયાથી સરકારમાં રીપોર્ટ કર્યો. તે ઉપરથી ગુજરાતી તર્જુમો શીખવવા માટે રા. ઝવેરીલાલને, અને મરેઠી તર્જુમો શીખવવા માટે પ્રોફેસર રામકૃષ્ણ ગોપાલ ભંડારકરને નિમ્યા હતા.

સને ૧૮૫૭ માં મુંબાઇની યુનિવર્સિટિની સ્થાપના થઇ, તેની પહેલીજ વખતની મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં રા. ઝવેરીલાલ પાસ થયા. તે પછી તેઓ શિક્ષકનુંજ કામ કરતા હતા. પણ તેમના વિશ્વાસુ મિત્ર અમદાવાદવાળા **નગર શેઠ પ્રેમાભાઇ હિમાભાઇના** મુનિમ શેઠ વીરચંદ દીપચંદે આપેલી સલાહ ઉપરથી તેઓ વેપારમાં પડ્યા, અને કાપડ તથા રૂનો વેપાર "મી. ઝવેરીલાલની કુંપની" ને નામે ચલાવ્યો. એ વેપારમાં તેમણે ઠીક નાણું પેદા કર્યું હતું, પણ દૈવયોગે સને ૧૮૬૪ ના શેર સટ્ટામાં તે પૂરૂં કરી નાખ્યું હતું.

હાલ તેઓ મુંબઇમાં કેટલાંક રાજ્યોના એજન્ટ તરીકેનું કામ કરે છે. તેમ આજ કેટલાંક વર્ષથી તેઓ મુંબાઇની મ્યુનિસિપાલ કારપોરેશનના મેમ્બર છે, અને તેની સાથે સ્ટેન્ડીંગ કમિટીના પણ મેમ્બર છે. કે જ્યાં તેઓ બહુ ઉપયોગી થઇ પડયા છે. વળી તેઓ '**જસ્ટિસ ઑફ ધી પીસ**' (સુલેહના અમલદાર) અને મુંબાઇની યુનિવર્સિટિના "ફેલો" છે. સને ૧૮૮૯ માં નામદાર સરકારે તેમને મુંબઇના 'શેરીફ' ની મોટી પદવી આપી હતી. જેને માટે સર્વે તરફથી ભારે પસંદગી બતાવવામાં આવી હતી. ત્યાર પછી નામદાર મુંબઇ સરકારે તેમને પોતાની 'લેજીસ્લેટિવ કૌન્સિલ' ના એક ઑનરેબલ સભાસદનું પદ આપ્યું હતું. અને હાલ પણ તેઓ મુંબાઇની 'યુનિવર્સિટી' તરફથી એજ સ્થાને બિરાજીને રાજ્યનું એવા ઇચ્છી ઘણાંક લોકોપયોગી કર્યો કરે છે. જે જોઇને સરકારના કદરદાન પ્રતિનિધિઓ અને સકલ પ્રજાવર્ગ ખુશી થઇને ખરા અંતઃકરણથી તેમને ધન્યવાદ આપે છે.

રા. ઝવેરીલાલ આપણી "**ઇન્ડયન નેશનલ કૉન્ગ્રેસ**" ના ચૂસ્ત હિમાયતી છે. અને તેઓ કૉન્ગ્રેસની દરેક બેઠકમાં બનતા સુધી હાજર થઇને પોતાના રાજકિય બોહોળા અનુભવનો લાભ આપે છે. વળી તેઓ ઘણા પ્રમાણિક, નિષ્પક્ષપાતી અને સ્વતંત્ર સ્વભાવના છે. તેથી મુંબાઇની મ્યુનિસીપાલિટીની કારપોરેશનનાં તેમજ ધારાસભામાં કોઇ પણ સરકારી અમલદાર કે બીજાની મેહેરબાની અથવા દબાણની લગારે દરકાર રાખ્યા સિવાય પોતાનો મત અને વાજબી અભિપ્રાય દર્શાવવામાં લગારે પાછા હઠતા નથી. અને પોતાનો મત હેતુ પાર પડતાં સુધી તેઓ તેને દ્રઢતા પૂર્વક વળગી રહે છે. તેમની **એવી**

દ્રઢતા, સ્વતંત્રતા અને બોહોળા જ્ઞાનને લીધે કારપોરેશનનાં તથા ધારાસભાનાં કેટલાંક કામોમાં ઘણોજે અગત્યનો સુધારો અને લાભ થયો છે. તેથી સરકારનો તથા પ્રજાનો પ્યાર અને મમતા તેમના પ્રત્યે ઘણીજ વધી છે.

રા. ઝવેરીલાલનું સંસ્કૃત તથા ઇંગ્રેજી ભાષા સંબંધી જ્ઞાન ઘણું ઉચુ છે. તેમણે સંસ્કૃત ઉપરથી મહાત્મા મનુ પ્રણિત **"મનુસ્મૃતિ"** નું ગુજરાતી ભાષામાં ભાષાંતર કર્યું છે. તેમજ પ્રખ્યાત કવિ કાલિદાસની ઉત્તમ પ્રસાદી **"શાંકુતલા"** નું પણ તેવીજ ઉત્તમ રીતે ભાષાંતર કરીને ગુજરાતીઓને તેનો સ્વાદ ચખાડયો છે. બીજા ગ્રંથો ઉપરાંત સર્વના નિત્ય ઉપયોગમાં આવતી 'ઇંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરી' પણ તેમણે રચી છે. વળી ભાવનગરના મરહુમ પ્રખ્યાત માજી દિવાન અને સંન્યાશ્રમસ્થ રા. ગૌરિશંકરનું, તથા પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું ટુંક જન્મચરિત્ર તેમણે ઇંગ્રેજીમાં લખ્યું છે.

આ વિદ્વાન ગૃહસ્થ રાજકીય વિષયોના પોતાના અગાધ અભ્યાસ અને જ્ઞાનાદિને માટે પ્રખ્યાત છે. તેઓ ગુજરાતની તેમજ આખા મુંબઇ ઇલાકાની પ્રજાને વારંવાર ઘણા ઉપયોગી થઇ પડે છે. પોતાના લાંબા અનુભવથી સરકારના રેવન્યુખાતામાં અનેક ફેરફારો કરવા વિષે, તેમજ ગવર્નમેન્ટની વ્યવસ્થા સંબંધી તેમનાં ઘણાં ઇંગ્રેજી લખાણો છે, જે હિંદુસ્થાનની સરકાર સુધી પણ ઘણાં વજનદાર ગણાય છે. હજુ પણ તેઓ ધારાસભામાં બિરાજીને રેવન્યુખાતામાં સુધારા કરાવવા સંબંધી પોતાનો આગ્રહ ન છોડતાં મંડ્યા રહ્યા છે. જેનું પરિણામ સરકાર અને પ્રજા એમ ઉભય પક્ષને ઘણું લાભકારક થઇ પડશે. તેમનો અભ્યાસ આજે પણ બીજા બધા કરતાં રાજકીય વિષયોમાંજ ચાલતો છે, જેનો હેતુ રાજ્ય અને પ્રજા વચ્ચે સારો સંબંધ કરાવવાનો છે. ઉગાનુ શ્રેય સિદ્ધ થયું [illegible] ના કરવાની તેમની બુદ્ધિ તથા પ્રવૃત્તિ ઘણી સ્તુત્ય છે.

રા. ઝવેરીલાલ સ્વભાવે ઘણાજ શાન્ત, ગંભીર અને સાદા છે. વળી તે [illegible]માં નડિયાદ [illegible] હોઇને સ્વદેશનું દરેક પ્રકારે ભલું થાય તેવાં દરેક કાર્યો કરવામાં તેઓ આ[illegible] ભાગ લે છે. તેમણે પોતાની જીંદગીનો ઘણો ખરો ભાગ સ્વદેશ કલ્યાણ કરવા[illegible] કર્યો છે. એટલે કે તેઓ અર્થોપાર્જનને માટે જેટલો વખત રોકે છે, તે કરતાં વધુ જનસેવા બજાવવાના કામમાં રોકે છે. મુંબઇમાં એવી કોઇ પણ જાહેર સંસ્થા નહિ કે જેમાં રા. ઝવેરીલાલનો હાથ ન હોય. તેઓ વિદ્યા વૃદ્ધિનાં કામોને પોતાના પુરી ચાહીને બની શકે તેટલું ઉત્તેજન આપે છે. ધાર્મિક તથા સાંસારિક સુધારાનાં કાર્યોમાં પણ તેઓ સારો ભાગ લે છે ટુંકામાં એટલુંજ કહેવું બસ થશે કે, જનમંડળનાં સુખ અને આબાદી જેથી વધે તેવાં દરેક કાર્યોમાં એ મહા પુરૂષ તન, મન અને ધનથી બની શકે તેટલું કરવામાં પાછી પાની કરતા નથી. ગુર્જર અમેમર મંડળમાં આવું નર રત્ન હોવાથી ગુર્જર પ્રજાને જેટલું ગર્વિષ્ટ અને આનંદિત થવાનું છે, તેટલુંજ એક સ્વદેશી વીર પુરૂષ તરીકે તેમને નિહાળી હિંદની સકળ પ્રજાએ સંતોષ પામવાનું છે. આશા છે કે પરમ કૃપાળુ પરમેશ્વર આવાં નર રત્નોને દિર્ઘાયુષ્ય આપો. તથાસ્તુ.

---

# મી. ગણેશ વાસુદેવ જોશી.

આ પખ્યાત મહા પુરૂષનો જન્મ સને ૧૮૨૮ મા થયો હતો. તેમણે પાકી ઉમ્મર થયા પછી મુલકિ ખાતામાં પ્રથમ નોકરી લીધી હતી. તેઓ પોતાની ચાલાકી તથા હોંશિયારીથી હલકી નોકરીપરથી વધતાં વધતાં આસિસ્ટંટ જડજના શિરેસ્તદારની જગા સુધી વધ્યા હતા. પરંતુ એ તાબેદારી કરવી પસંદ નહિ પડવાથી તેમણે નોકરી છોડી દીધી, અને સુમારે ઇ. સ. ૧૮૬૦ થી વકીલતનો સ્વતંત્ર ધંધો કરવા લાગ્યા. એ ધધાગાં તેમણે સારો યશ મેળવીને ઠીક દ્રવ્ય સંપાદન કર્યું હતું. પણ છેલ્લા દશ બાર વર્ષથી તેમનું લક્ષ રાજ્યદ્વારી બાબતો તરફ દોડયું. પછી તેમણે રાજકીય સુધારા કરવો પાછળ એટલી મેહેનત અને વખત રોકયો કે તેથી તેમને પોતાનો વકિલાતનો ધંધો કરવાનો પણ વખત મળ્યો નહિ, તેથી દ્રવ્યની પ્રાપ્તિ કમી થવા માંડી. પણ તેની તેમણે લગારે દરકાર નહિ કરતાં દેશ હિતાર્થનાં કામ કરવામાં કઇ પણ ન્યૂનતા રાખી નહિ. જો કે ધર્મ તથા સાંસારિક રીવાજોમાં તેઓ જૂના વિચારના હતા, પણ રાજ્યપ્રકરણની અને લોકોની દુઃખી સ્થિતિ સુધારવાના કામમાં, તેમનો ઉત્સાહ અને આવેશ અનૂપમ હતો.

સને ૧૮૬૯ માં પુનામાં રા. ગણેશ પંતનીજ કોશીસથી પ્રસિદ્ધ "સાર્વજનિક સભા" નામે મોટી વગવાળી સભા સ્થાપન થઇ હતી, કે જે સભા અનેક પ્રકારનાં સાર્વજનિક લાભનાં કામ કરીને આખા દેશની પ્રીતિ અને માનને લાયક થઇ છે. એ પ્રતાપ તેમનોજ સમજવો. વળી પરદેશી સસ્તો માલ આ દેશમાં આવવા લાગ્યાથી હિંદુસ્થાનના અને પરદેશના બજારોમાં હિંદી માલનાં માન ઉતર્યાં હતાં. હિંદુસ્થાનનો માલ આ દેશમાં વપરાતો એટલુંજ નહિ પણ કરોડો રૂપીઆનો માલ પરદેશી બજારોમાં ખપતો હતો. તેને બદલે પરદેશી માલ ઉલટો આ દેશના બજારોમાં પેઠો. તેથી દેશી વેપાર રોજગારને ભારે ધોકો લાગ્યો, અને કારીગર વગેરે લોકો પાયમાલ થવા લાગ્યા. આ બીના જોઇને મી. ગણેશ જોશીએ નિશ્ચય કર્યો કે પરદેશી માલ બિલકુલ લેવો નહિ પછી પ્રથમ પોતેજ પરદેશી માલ ન વાપરતાં માત્ર દેશી માલ વાપરવો શરૂ કર્યો, અને એ વિષયની આખા દેશમાં ચર્ચા ચલાવીને હિંદમાં ઘણેક ઠેકાણે ફક્ત દેશીજ માલ વેચવાની દુકાનો ઉઘડાવી, અને દેશી ચીજોનાં પ્રદર્શનો કરીને તેને બહુ ઉત્તેજન આપવા માંડયું. તેનું ફળ એ થયું કે હાલ હિંદના એક છેડાથી તે બીજા છેડા સુધી લોકો દેશીકારીગરોની સ્થિતિ સુધારવાના વિચારો કરવા લાગ્યા છે. રા. ગણેશ જોશીએ પોતે કરેલા નિશ્ચય પ્રમાણે તેઓ જીવ્યા ત્યાં સુધી પરદેશી ચીજ ન વાપરતાં દેશીજ ચીજ વાપરી હતી. સને ૧૮૭૭ ની સાલમા દિલ્હીમાં થયેલા ભવ્ય દરબારમાં તેઓ "પુના સાર્વજનિક સભા" તરફથી ત્યાં ગયા હતા, ત્યારે પણ દેશી પહેરવેશનાં જાડાં કપડાં પહેરીને ગયા હતા.

પ્રાચીન કાળથી આપણા દેશમાં પંચથી ઇન્સાફ કરવાનો રીવાજ હતો. અને હાલ લોકો દેવા લેણા વગેરે સંબંધી ફરીઆદો સરકારમાં કરીને ખુવાર થાય છે. તેથી રા. જોશી એ લોકોએ વિચાર કર્યો કે જો પ્રમાણિક પંચોથી ઇન્સાફ થાય તો દેશમાં સંપ અને એકસંપ વધે, અને દેશ તથા [illegible] પરે, [illegible] થયો પૈસાનો બચાવ થાય, અને તેથી [illegible]

ભાર વધે. વળી સરકારને પણ ખર્ચ તથા કામનો બોજો કમી થવાથી ફાયદો થાય. એમાં કાંઇ પણ સંદેહ નથી. એવો મનસૂબો કરીને પંચથી ઇન્સાફ કરાવવા વિષે લોકોને ઉપદેશ કરવા લાગ્યા. પછી સને ૧૮૭૬ ની સાલમાં તેમણે પુનામાં એક "લવાદ કોર્ટ" સ્થાપી અને એ કોર્ટમાં સરકારી પેન્શન ખાનારા જૂના અનુભવી અને પ્રમાણિક ન્યાયાધીશો ઠરાવ્યા. સરકારે પણ એ કોર્ટ ચલાવવાને ઉત્તેજન આપ્યું. પુનાની લવાદ કોર્ટનું કામ ઘણું સંતોષકારક રીતે ચાલવાથી તેમનું જોઇને દક્ષિણ અને ગુજરાતમાં પણ ઘણે ઠેકાણે લવાદ કોર્ટો સ્થપાઇ હતી. અહમદનગર તથા પુના જીલ્લાના ખેડુતોએ કરજમાં ડુબી જવાથી હુલ્લડ કર્યું હતું. એ સંબધી તપાસ કરવાને મુંબઇ સરકારે એક કમીશન નિમ્યું હતું. એ કમીશનના રીપોર્ટ ઉપરથી ખેડુતો ઉપરનો લેણદારોનો જૂલમ ઓછો થાય, એવો કાયદો ઘડવાને ઓનરેબલ મી. ટી. સી. હોપને ઠરાવ્યા હતા. એ કમીશનના કામમાં યોગ્ય સૂચનાઓ કરનાર રા. ગણેશ વાસુદેવ જોશી હતા. તેમણે એ ધારાના સંબધમાં વિશેષે કરીને વધારે મેહેનત લીધી હતી. સને ૧૮૭૭ ની સાલમાં દિલ્હીમાં થયેલા મોટા મેળાવડા વખતે ત્યાં હાજર થયેલા મોટા મોટા રાજાઓની તેમણે મુલાકાત લેઇને તેમના સાથે સંભાષણ કરી સદુપદેશ કર્યો હતો, વળી દેશી વર્તમાનપત્રોના અધિપતીઓ એક સંપથી અને એક દીલથી ચાલે માટે એ મેળાવડામાં હાજર થયેલા ઘણા દેશી વર્તમાનપત્રોના અધિપતીઓ સાથે એ વિષે વિચાર ચલાવી તેમની એક સભા સ્થાપવા માટે તેઓ કલકત્તે ગયા હતા. અને દેશી વર્તમાનપત્રોના અધિપતીઓની એક સભા સ્થાપી હતી. કલકત્તેથી પાછા આવતાં પ્રયાગ અને આગ્રા વગેરે ઠેકાણે તેમણે દેશની સ્થિતિ સુધારવા સંબંધી ત્યાંના લોકોને ઉપદેશ કર્યો હતો.

દક્ષિણમાં અને બીજે ઠેકાણે દુકાળ પડવાથી તેનાં કારણ તપાસવા અને તે અટકાવવાના ઉપાયો શોધવા માટે સરકારે એક "દુકાળ કમિશન" નિમ્યું હતું. તે વખતે રા. ગણેશ જોશીએ ગામે ગામ ફરીને તેમનામાં દુકાળ ફેલાવાના કારણની ખૂબ બારીક તપાસ કરી ખરૂં જ્ઞાન મેળવ્યું હતું. અને તે ઉપરથી દુકાળ અટકાવવાના ઉપાય ખોળી કહાડીને કમીશન હજુર પોતે મેળવેલા અનુભવની ઘણી અગત્યની સાક્ષી આપી હતી. તેમની એ સાક્ષી કમીશનને બહુ ઉપયોગી થઇ પડી હતી. અને તેથી એ કમિશનના પ્રમુખ મી. કેઅર્ડને એટલો બધો સંતોષ થયો હતો કે તેણે સરકારમાં રા. ગણેશ જોશીનાં બહુ વખાણ કર્યાં હતાં. દુકાળ અટકાવવાના ઉપાય લેવાને તથા દુકાળ વખતે જરૂરીઆતો પૂરી પાડવાને નાણું જોઇએ તેટલા માંટે સરકારે "લાઇસેન્સ ટેક્સ" નામે રૈયત ઉપર કર નાખ્યો હતો. એ કરથી પ્રજામાં એટલી બધી નારાજી ફેલાઇ હતી કે એથી સુરતમાં હુલ્લડ થયું હતું. એ હુલ્લડમાં ઉશ્કેરણી કરનાર તરીકે "ગુજરાત મિત્ર" તથા "દેશી મિત્ર" નામે વર્તમાનપત્રકારોને ગણી સરકારે તેમના ઉપર કેસ ચલાવ્યો હતો. એ વાતની રા. [illegible]

પક્ષ ટોળીના આગેવાન અને હાલના પ્રધાન મી. ગ્લાડસ્ટન ઉપર સૂચના પત્ર લખ્યો હતો. તેમાં રા. ગણેશ જોશી અગ્રેસર હતા.

દક્ષિણમાં વાસુદેવ ફડકે નામના લુટારાએ લૂટ ચલાવી હતી, તેવામાં પુનામાં જબરી આગ લાગી હતી, તેમાં મી. જોશીએ ઘણીજ મેહેનત લીધી હતી. એટલુંજ નહિ પણ તે વખતે કેટલાંક ઇંગ્રેજી પત્રો તરફથી તથા સરકારી અધિકારીઓ તરફથી દેશીઓ ઉપર બેવફાઇનો આરોપ મુકવામાં આવ્યો હતો, તે આરોપ ખોટો પાડવાને મેહેનત કરવામાં પણ જોશી મોખરે હતા. દેશીઓ ઉપર જૂઠાં આળ મૂકાય તે આ વીર પુરૂષને કારી જખમ જેવાં લાગતાં હતાં, પુનાની મ્યુનિસિપાલીટીમાં મી. જોશી લોકો તરફથી હમેશાં લડતા, અને લોકોનું કલ્યાણ થાય તથા તેમના પૈસાનો ખરો ઉપયોગ થાય, એવાં કામોમાં ખરચવા સારૂં લડનાર કમીશનર પણ તેઓજ હતા. જનમંડળમાં પુરૂષ વર્ગમાં ઐક્યતા તથા સમભાવ કરવાને મી. જોશીએ જેવી મેહેનત કરી હતી, તેવીજ મેહેનત સ્ત્રીઓને માટે પણ તેમણે કરી હતી. સ્ત્રીઓમાં અરસપરસ પ્રીતિ થાય તે સારૂં સ્ત્રીઓના મેળાવડા કરવાનો ચાલ તેમણે પાડ્યો હતો. સને ૧૮૭૯ ના ડિસેંબર અને જાનેવારી માસમાં મહારાજા શ્રી સિયાજીરાવ ગાયકવાડનાં લગ્નનો વડોદરામાં મોટો ઉત્સવ થયો હતો. તે અવસર ઉપર પુના સાર્વજનિક સભા તરફથી માનપત્ર આપવાને તેઓ વડોદરે આવ્યા હતા, અને સુબોધ આપ્યો હતો: દેશમાં કોઇ પણ રીતના મોટા અવસર ઉપર ભાગ લેવાને જોશી હમેશાં તૈયાર રહેતા. છેલ્લું કામ તેમણે દક્ષિણના ખેડુતોને કેળવણી આપવા સંબંધી કર્યું છે. તેમણે ગામે ગામ ફરીને ગામડાઓમાં શાળાઓ સ્થાપવા અને ખેડુતોનાં છોકરાંને ભણાવવા માટે સ્તુત્ય ઉદ્યોગ કર્યો હતો. તેમનો એ ઉદ્યોગ પરિપૂર્ણ પાર પડ્યો હોત અને તેમણે હજારો કંગાલ મરાઠા લોકની આશીશ લીધી હોત, પણ તેમના અચાનક મૃત્યુથી એ કામ અધૂરૂં રહી ગયું છે.

ફસાવવાની કળા તેમનામાં ઘણી ઉત્તમ પ્રકારની હતી. તેથી તેઓ પોતાની ધારણામાં જલદી ફતેહ પામ્યા હતા. જ્યાં જ્યાં દેશીઓના દુઃખની વાત તેઓ સાંભળતા, ત્યાં ત્યાં તેઓ ધાઇને પોતાને ખર્ચે જતા હતા. અને બનતા સઘળા ઉપાયો કામે લગાડી ફતેહ મેળવતા હતા, ધન્ય છે! એવા વીર પુરૂષને કે જેણે સ્વદેશ કલ્યાણને માટે ઘણો શ્રમ વેઠ્યો છે!

---

# રાવ સાહેબ વિશ્વનાથ નારાયણ મંડળીક.

## સી. એસ. ઇ.

આ પ્રસિદ્ધ પુરૂષનો જન્મ રત્નાગિરી જીલ્લામાં આવેલા મુરૂદ નામે ગામમાં સને ૧૮૩૩ ના માર્ચ મહિનાની ૮ મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ નારાયણ હતું. તેઓ જ્ઞાતે ચીતપાવન બ્રાહ્મણ હતા. તેમનું કુટુંબ તે ગામમાં આગેવાન ગણાતું હતું. તેમના વડિલો પેશ્વા સરકારની નોકરીમાં હતા. રા. સા. વિશ્વનાથે ગામડાની નિશાળમાં પ્રાથમિક કેળવણી લીધા પછી રત્નાગિરીની ઇંગ્રેજી સ્કુલમાં દાખલ થયા હતા. ત્યાં થોડો ઘણો અભ્યાસ કર્યા બાદ પોતાની ૧૪ વર્ષની ન્હાની વયે મુબઇની એલફીન્સ્ટન ઇન્સ્ટિટયુશનમાં દાખલ થયા હતા. ત્યાં તેમણે એક હુશિયાર વિદ્યાર્થી તરીકે સારૂં નામ કહાડ્યું હતું. અને ઘણાં ખરાં બધાં ઇનામો તેમણેજ મેળવ્યાં હતાં. વળી એ પાઠશાળાનો ગણિતનો પ્રૉફેસર મી. પેટન જ્યારે રજા ઉપર ગયો, ત્યારે તેની જગોએ તેઓજ કામ ચલાઉ પોફેસર નિમાયા હતા. તેમના આવા ઉંચા ગુણોથી પ્રોફેસર હાર્કનેસ તેમના ઉપર રીઝ થયો હતો. અને તેથી તેણે સિંધના પોલિટીકલ એજંટની હેડક્લાર્કની જગો તેમને અપાવી હતી. તેઓ સિંધ ગયા, ત્યારે તેમની ઉમ્મર માત્ર ૧૯ વર્ષની હતી. ત્યાર પછી તેમણે સિંધના કમીશનર સર બાર્ટલ ફ્રીયર વગેરેના હાથ નીચે નોકરી કરીને સર્વની પ્રીતિ મેળવી હતી. થોડી મુદત તેમણે ડીપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તરીકે, વસાઇમાં સબૂજડજ તરીકે, સરકારી બુકડીપોના ક્યુરેટર તરીકે, અને તે વખતના ઇનકમ ટેક્સના કમીશનર મી. ગિબ્સના પર્સનલ આસિસ્ટંટ તરીકે કેટલીક મુદત સુધી કામ કર્યું હતું. ત્યાર પછી તેમણે સરકારી નોકરીનુ રાજીનામું આપીને હાઇકોર્ટના વકીલની પરીક્ષા પસાર કરી હતી. સને ૧૮૬૩ ની સાલથી તેઓ વકીલ તરીકે સ્વતંત્ર ઉદ્યોગ ચલાવા લાગ્યા. એ કામ તેમણે એવી તો ચાલાકીથી કર્યું કે, થોડી મુદતમાં તેઓ પ્રસિદ્ધીમાં આવ્યા હતા. ત્યાર પછી કેટલોક વખત સુધી તેમણે સરકારી વકીલનો હોદ્દો કામચલાઉ તરીકે ભોગવ્યા પછી સને ૧૮૮૪ માં એ હોદ્દો તેમને બાથુકનો મળ્યો હતો. સને ૧૮૬૨ માં તેમને મુંબઇની યુનિવર્સિટીના ફેલો નિમવામાં આવ્યા હતા. સને ૧૮૬૪ માં તેમણે "નેટીવ ઓપીનિયન" નામનું ઇંગ્રેજી—મરાઠી ન્યુસપેપર કહાડવું શરૂ કર્યું હતું. અને ૧૮૬૫ માં તેમને જસ્ટીસ ઓફ્ ધી પીસ નિમવામાં આવ્યા હતા. સને ૧૮૭૩ માં તેમને મુંબઇની હાઇકોર્ટમાં બેન્ચમાં જગા આપવાના સંબંધમાં તેમના હક વિષે તકરાર કરવામાં આવી હતી, પરંતુ મરહુમ મી. નાનાભાઇ હરિદાસ જૂના હોવાથી તેમનો હક

ધારે ગણવામાં આવ્યો હતો. રા. સા. મંડળીક ઘણાજ ચંચળ બુદ્ધિના હતા. તેઓ પોતાના ધંધાને ચૂસ્તપણે વળગી રહેતા, એટલુંજ નહિ પરંતુ પોતાના વખતનો ઉપયોગ શેહેરી કામકાજે તેમજ વિદ્યાભ્યાસ કરવામાં કરતા. તેઓ કેટલીક સાક્ષરત્વ સમાજોના મેમ્બર હતા. વળી મુંબઇની યુનિવર્સિટી તરફથી તેમને મરાઠી, સિંધી, અને ગુજરાતી ભાષાના પરીક્ષક નિમવામાં આવતા. તેમજ "એલ. એલ. બી." અને વકીલની પરીક્ષામાં પણ તેમને પરીક્ષક નિમવામાં આવતા હતા. તેમણે પોતાની શરૂઆતની કારકિર્દીમાં કેટલાંક ન્હાનાં ન્હાનાં ચોપાનિયાં બહાર પાડયાં હતાં. તેમાં મહિસુરના વારસાના સંબંધમાં જે ચોપાનિયું બહાર પાડયું હતું, તે ઘણુંજ પ્રસિદ્ધ થયું હતું. અને તેના વિષે ઇગ્લાંડમાં પણ સારો અભિપ્રાય બધાયો હતો. સને ૧૮૬૨—૬૩ માં એલ્ફિન્સ્ટન કૃત હિંદુસ્થાનના ઇતિહાસનું મરાઠી તેમજ ગુજરાતીમાં તેમણે ભાષાંતર કર્યું હતું. આ બંને પુસ્તકો જ્યાં સુધી મુંબઇની યુનિવર્સિટીના ઉપલા ધોરણોમાં મરાઠી તથા ગુજરાતી ભાષાઓ ચાલતી હતી, ત્યાં સુધી ટેક્સ બુક તરીકે ચલાવવામાં આવતાં હતાં. તેમણે મુંબઇની "રૉયલ એશિયાટિક સોસાયટી" ની શાખા આગળ ઘણા નિબંધો વાંચ્યા હતા. તેમણે મરાઠી ભાષામાં કાયદાના વિષયનાં ત્રણ ચાર પુસ્તકો લખીને પ્રસિદ્ધ કર્યાં હતાં. સને ૧૮૭૯ ની સાલમાં તેમણે હાલમાં બંધ પડેલી સમાજ "મુંબઇ લિટરરી સોસાઇટી" ના પત્ર વ્યવહારના ત્રણ વૉલ્યુમ (ભાગ) ના પુસ્તક ઉપર સંશોધન કર્યું હતું. સને ૧૮૮૦ ની સાલમાં તેમણે **મયુખ** અને **યાજ્ઞવલ્ક્ય** નામે હિંદુ લૉના વિષયનાં પુસ્તકો મૂળ સંસ્કૃત અને તે ઉપર ઇંગ્રેજી ટીકા તથા જાણીતા વિષયો ઉપર નિબંધ વગેરે લખી "**હિંદુ લૉ**" નામે પુસ્તક બે ભાગમાં બહાર પાડયું હતું. જે અદ્યાપિ સુધી પ્રસિદ્ધ છે. સને ૧૮૮૬ ની સાલમાં **મનુસ્મૃતિનું** પુસ્તક જે માનવ ધર્મને નામે પ્રસિદ્ધ છે, તે તેમણે સાત ટીકાઓ સાથે બહાર પાડયું હતું. વળી તેમણે પોતાના મૃત્યુ પહેલાં **પદ્મપુરાણ** નામે બૃહત્ પુસ્તક તૈયાર કર્યું હતું. મુંબઇની યુનિવર્સિટીના સંબંધમાં તેમની સેવા ઘણીજ ઉપયોગી હતી. લગભગ ૧૪ વર્ષ સુધી તેઓ યુનિવર્સિટીના કાયદાના સીન્ડીક હતા. તેમજ કેટલોક વખત સુધી એ ખાતાનો હિસાબ તપાસનાર બોર્ડના તેઓ સભાસદ હતા. આ સંબંધની તેમની ઉત્તમ સેવાની કદર જાણીને સને ૧૮૮૯ માં તેમના નામની એક સ્કૉલરશિપ સ્થાપવામાં આવી હતી. એક દેશી તરિકે પહેલ વહેલા તેમનેજ આર્ટસના ડીન નિમવામાં આવ્યા હતા. પરંતુ એ હોદ્દો ભોગવવાને તેઓ ઝાઝા દિવસ રહ્યા નહોતા. તેમનું નામ કાયમ રાખવાને માટે એક સોનાના ચાંદનું ઇનામ મુંબઇની પાઠશાળામાં તેમને ચાહનારાઓએ સ્થાપ્યું છે. મુંબઇની મ્યુનિસિપાલીટીના સંબંધમાં પણ તેમની સેવા ઘણી ઉપયોગી હતી. તેમનું ખુલ્લું દીલ અને મ્યુનિસિપાલીટીનાં અયોગ્ય કામો બહાર પાડવાની તેમની ચાતુરી બહુ વખાણવા જેવી હતી. સને ૧૮૭૦-૭૧ માં મ્યુનિસિપાલિટીમાં જે સુધારો થયો હતો, તેમાં તેમણે મુખ્ય ભાગ લીધો હતો. તેઓ હતા ત્યાં સુધી મુંબઇની મ્યુનિસિપાલીટીની કારપોરેશનના મેમ્બર હતા. અને કેટલીક વાર ટાઉન કૌન્સિલના પણ તેમને મેમ્બર નિમવામાં આવ્યા હતા. કારપોરેશને તેમને બે વાર ચેરમેન તરીકે નિમી તેમની મોટી કદર બતાવી હતી.

રા. સા. મંડળીક કાયદા કરનાર તરીકે ઘણા પ્રસિદ્ધ હતા. તેમણે મુંબઈ સરકારની કાયદા બાંધનારી કૌન્સિલમાં લગભગ આઠ વર્ષ સુધી પોતાની ઉત્તમ ફરજ બજાવી હતી. આ વખતના દરમ્યાન અનેક બીલો ઉપર તેમનાં ભાષણો ઘણાંજ કીમતિ હતાં. સને ૧૮૮૪ માં હિંદુસ્થાનના લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ રીપને પોતાની વડી કૌન્સિલના તેમને મેમ્બર નિમ્યા હતા. આ મોટા હોદ્દાના માનની ખુશ જાણીને મુંબઇના લોકોએ તેમને પીટીટ હૉલમાં મોટી દબદબા ભરેલી સભા મેળવીને ઘણું માન આપ્યું હતું. સને ૧૮૮૬ માં વાઇસરૉય લૉર્ડ ડફરીને તેમને બીજીવાર પોતાની કૌન્સિલમાં સભાસદ નિમ્યા હતા. ત્યાં તેમણે પોતાની વિદ્વતા અને કાબેલિયતપણાની સારી ઓળખાણ આપી હતી. તેમને ઘણાક દેશીરાજ્યો તરફથી પણ સારૂં માન મળતું હતું. સને ૧૮૭૪ ની સાલમાં મુંબઇના તે વખતના ગવર્નર સર ફીલિપ વુડહાઉસે તેમને મુંબઇના શેરીફનો હોદ્દો આપવાની ઇચ્છા બતાવી હતી. પરંતુ એ હોદ્દો મળવાથી કૌન્સિલના સભાસદનું રાજીનામુ આપવું પડે, તેથી-તે લેવાની તેમણે ના પાડી હતી. સને ૧૮૭૭ માં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાએ "કૈસરે હિંદનો" ખિતાબ ધારણ કર્યો, ત્યારે દીલ્હિના મોટા દરબારમાં રા. સા. મંડળીકને આમંત્રણ કરવામાં આવ્યું હતું. ત્યાં તેમને એક રૂપાના ચાંદની સાથે "સી. એસ. આઇ." નો ઈલકાબ બક્ષીસ કરવામાં આવ્યો હતો.

થઈ પડ્યા હતા. ઘણા કામના બોજાને લીધે તેમને સખ્ત મેહેનત કરવી પડતી હતી. આ રામ શી ચીજ છે, તે તેઓ જાણતા નહોતા. એવા તે ઉદ્યોગી હતા. ઘણા શ્રમને લીધે શરીર જીર્ણ થવાથી તેઓ સને ૧૮૮૯ ના મે માસની ૯ મી તારીખે પોતાની ૫૭ વર્ષની ઉમ્મરમાં સ્વર્ગવાસી થયા હતા. તેમના મરણથી દેશીઓએ તેમના જેવા એક સ્વદેશહિતેચ્છુ નરની ખોટને માટે ઘણી દિલગીરી બતાવી હતી. એટલુંજ નહિ પરંતુ સને ૧૮૯૦ ના જાનેવારી માસમાં મુંબઇની કૉન્વોકેશન સભાની સમક્ષ તે વખતના વાઇસ ચાન્સેલર રેવરંડ ડૉકટર મેક્રીકને તેમના મરણ વિષે દીલગીરી જાહેર કરતાં કહ્યું હતું કે;—"રાવ સાહેબ વિશ્વનાથ નારાયણ મંડળીક કે જે સેનેટના એક મુખ્ય રત્ન હતા, તે આપણને દુઃખમાં નાખીને ચાલ્યા ગયા છે. આજ સુધી તેમની હાજરી આ જાહેરસમાજમાં જોવામાં આવતી હતી, તે આજે નથી. તેઓ ઘણા વિદ્વાન અને વિદ્યાના શોખીન હતા. તેથી તેમનું જીવન આપણા વિદ્યાર્થીઓને ઘણુંજ અનુકરણીય છે. તેઓ પોતાના એક માર્ગીપણાને લીધે તેમજ સ્વતંત્રતાને લીધે ઘણાજ દીપી નિકળ્યા હતા. સાદાઇ, પ્રમાણિકપણું, અને ઉદ્યોગ, પોતાનો બદલો આપ્યા વિના રહેતાંજ નથી. તેમનામાં આ બધા ગુણો હતા. તેથીજ આ પણે આજે તેમને આટલા બધા ચાહીએ છીએ." ખરેખર તેમનું એ કહેવું સત્યજ હતું.

---

## સરદાર રા. બા. ગોપાલરાવ હરિ દેશમુખ.

આ પ્રસિદ્ધ પુરૂષનો જન્મ સને ૧૮૨૩ના ફેબ્રુવારી મહિનાની ૧૮મી તારીખે થયો હતો. તેમનું કુળ દક્ષિણમાં ઘણું પ્રતિષ્ઠિત ગણાય છે. તેમણે બાળપણમાં એક સાધારણ નિશાળમાં સ્વભાષાની કેળવણી લીધા પછી સને ૧૮૪૧માં તેઓ ઇંગ્રેજી શાળામાં દાખલ થયા હતા. ત્યાં તેમણે માત્ર ત્રણ વર્ષ સુધી અભ્યાસ કર્યો હતો. સને ૧૮૪૪ માં તેમને દક્ષિણના સરદારના એજંટની ઓફીસમાં પહેલ વહેલી હલકા પગારની નોકરી મળી હતી. પરંતુ ધીમે ધીમે તેઓ પોતાની બુદ્ધિ અને ચાલાકી વડે સને ૧૮૫૨ માં સિરેસ્તદારની પદ્વીએ ચડ્યા હતા. તે પહેલાં એટલે સને ૧૮૪૬ માં તેમણે મુનસફની પરીક્ષા પસાર કરી હતી. તેમની પ્રસિદ્ધતા તો સમરી સેટલમેન્ટ ઓફીસરના હોદ્દા ઉપર તેઓ નિમાયા પછી ઘણી વધી હતી. સને ૧૮૬૨ માં "ઇનામ કમીશન" બેઠું હતું, તેમાં તેમણે સરકારની ઘણી ઉત્તમ સેવા બજાવી હતી. પરંતુ પુના અને દક્ષિણના બીજા ભાગના લોકોમાં એ સંબધે તેમને માટે સારો વિચાર બંધાયો નહોતો. કેટલીક તરફથી એમ જણાવવામાં આવ્યું કે, ઇનામ કમીશનમાં ઘણાક બ્રાહ્મણોના હક વિરૂદ્ધ તેમણે કાર્ય કીધું. પરંતુ એ વિષે રા. બા. ગોપાલરાવનો ખુલાસો એવો હતો કે, પેશવા સરકારના અંધેરને લીધે બ્રાહ્મણો પોતાના હકો ન છતાં પચાવી પડ્યા હતા. તેથી જે કાર્ય કર્યું હતું, તે ન્યાય પુરઃસરજ હતું.

સને ૧૮૬૭ માં તેમને અહમદનગરની સ્માલકાઝ કૉર્ટના જડજની જગો સરકારે આપી હતી. એ વખતે દેશીઓને એવો ભારે હોદ્દો મળતો નહોતો. તેથી કેટલાક એક લપેટા યુરોપીયનોએ એ વિષે ઘણો ખળભળાટ કરી મુક્યો હતો. પરંતુ સરકારે તેમની

૯ દાકતર મોરેશ્વર ગોપાળ દેશમુખે વૈદકશાસ્ત્રની "એમ. ડી." ની મોટી પદવી મેળવી છે. તેઓ પણ પોતાના પિતાની માફક સ્વદેશહિતનાં કાર્યોમાં બહુ આગેવાની ભરેલો ભાગ લે છે એ આનંદની વાત છે.

---

## શેઠ નવરોજજી ફરદુનજી.

### સી. આઇ. ઇ.

આ દેશહિતકારી પુરૂષનો જન્મ સને ૧૮૧૭ ના માર્ચ મહિનાની ૧૦ મી તારીખે ભરૂચમાં થયો હતો. તેમના પિતા ફરદુનજી ભરૂચના રહેવાશી હતા. તેમને સુરતની સદર અદાલતમાં નોકરી હોવાથી મી. નવરોજજી પણ પોતાના પિતાની સાથે સુરતમાં રહેતા હતા. ત્યાં રેવરંડ થામ્સ સાલમનની પાસેથી તેમણે ઇંગ્રેજી કેળવણી લેવાનું શરૂ કર્યું હતું. ત્યાર પછી સને ૧૮૩૦ ની સાલમાં તેમના પિતાની બદલી મુંબઇ થવાથી તેઓ મુબઇ ગયા. ત્યાં તેમણે પોતાના આગલ્યા ગુરૂની ભલામણ પ્રમાણે એજ્યુકેશનલ સોસાઇટીની સેંટ્રલ ઇંગ્લીશ સ્કુલમાં જઇને કેળવણી વધારવા માંડી. એ સ્કુલમાં લગભગ બે વર્ષ સુધી અભ્યાસ કર્યા બાદ દર માસે રૂ ૧૫ ના પગારની "વેસ્ટ સ્કોલરશીપ" તેમણે મેળવી. સને ૧૮૩૫ માં તેમને તથા તેમના સહાધ્યાયી મી. જનાર્દન વાસુદેવને એ વખતના મુબઇના ગવર્નર લૉર્ડ કલેરે ઇંગ્રેજી ભાષા અને ઇતિહાસના ઉંચા જ્ઞાનને માટે એક જાહેર સભામાં ઘટતા લેખવાળો રૂપાનો અકેક ચાંદ ભેટ આપ્યો હતો. ત્યાર પછી બે મહિને તેમને એજ શાળામાં શિક્ષકની જગ્યા મળી હતી. તે વખતથી તેમણે જાહેર લખાણ કરવામાં પ્રવેશ કર્યો હતો. સને ૧૮૩૬ ના માર્ચ માસના "ઓરિએન્ટલ ક્રિશ્ચિયન સ્પેકટેટર" માં પારસીઓની નીતિ વિષે ઇંગ્રેજીમાં એક ઉત્તમ નિબંધ તેમણે લખ્યો હતો.

સને ૧૮૩૬ માં કાબુલ અને હિંદુસ્થાન વચ્ચે વેપાર રોજગાર સારી રીતે ચલાવવાનો બંદોબસ્ત કરવા સારૂં કાબુલના તે વખતના અમીર દોસ્ત મહમદ સાથે મસલહત કરવા માટે સરકારે કપ્તાન અલેકઝાન્ડર બર્નસને એલચી તરીકે કાબુલ મોકલ્યો હતો. તેની સાથે મી. નવરોજજીને પણ મોકલ્યા હતા. ત્યાં એલચીખાતાના માણસોને મુસાફરીમાં જોઇતી ચીજો પુરી પાડવાનુ તથા એ પ્રવાસમાં બનેલા બનાવોની નોંધ રાખવાનું કામ તેમને સોપવામાં આવ્યું હતું. તે તેમણે ઘણીજ ચાલાકીથી સરસ રીતે કર્યુ હતું. તેમણે કાબુલમાં જઇને ત્યાંના અમીર દોસ્તમહમદની સાથે મુલાકાત કરી, ત્યારથી કાબુલના અમીર ઉમરાવો મુબઇના પારસીઓ વિષે જાણીતા થયા હતા. એ મુસાફરીમાં મી. નવરોજજીએ જે કાંઇ જોયુ હતુ, તેની હકીકતનો એક પત્ર બહુજ રસીલી ભાષામાં લખીને તે વખતે નીકળતા "ધી બોમ્બે ગેઝેટ" નામે વર્તમાનપત્રમાં તા. ૧૮ મી એપ્રીલ સને ૧૮૩૮ ના આંકમાં છપાવ્યો હતો. ત્યાર પછી તેમણે બીજો પત્ર મે મહિનાની ૨૪ મી તારીખે લખ્યો હતો, તે "કુરીઅર" નામે પત્રમાં છાપતાં તેના અધિપતિએ મી. નવરોજજીના ઉત્તમ જ્ઞાન વિષે બહુ ઉંચા વિચારો દર્શાવ્યા હતા.

સને ૧૮૩૮ માં તેમના એલચી ખાતાને કાબુલથી લાહોરમાં રહેવાનો સરકારનો હુકમ

[illegible] હતો. તેવામાં મી. નવરોજજીના પિતા પનવેલી [illegible] વહાણમાં બેસીને [illegible] આવતાં તોફાન થવાથી દરીઆમાં ડુબી મુવાની ખબર તેમને મળવાથી તેઓ પોતાની વડાની રજા લેઇને એકદમ મુંબઇ આવ્યા હતા. તેમની એ મુસાફરીની હકીકત સને ૧૮૫૩ નો "જંગત પ્રેમી" નામે માસિકપત્રના ચાર અંકોમાં છપાઇ હતી. મી. નવરોજજીએ પોતાની એ મુસાફરીમાંથી આણેલા રૂપાના તથા તાંબાના ગણીને ૪૮ સિક્કા "રૉયલ એશિયાટિક સોસાઇટી" ને ભેટ મોકલ્યા હતા. વળી તેઓ કાબુલના ઘણા વખણાએલા મેવા તથા ફળફળાદિ વગેરે ઉદ્‌ભિજ વિદ્યાનો અભ્યાસ કરી આવ્યા હતા.

સને ૧૮૪૦ નાં સપ્ટેમ્બર મહિનાની પહેલી તારીખથી તેમણે "વિદ્યાસાગર" નામે માસિક ચોપાનીઉં ગુજરાતી ભાષામાં પ્રગટ કરવા માંડયું હતું. તે સને ૧૮૪૬ સુધી તેમણે ચલાવ્યું હતું. વળી તેમણે સને ૧૮૪૧ થી સને ૧૮૫૦ સુધી મુંબઇના પ્રસિદ્ધ વર્તમાનપત્ર "જામેજમશેદ" નું અધિપતિપણું કર્યું હતું. સને ૧૮૪૨ થી "રેહનુમાએ જરથોસ્તી" નામે માસિકપત્ર કહાડયું હતું. તેના એક ભાગમાં જરથોસ્તી ધર્મની ખૂબી અને બીજા ભાગમાં ખ્રિસ્તિ ધર્મની વિરૂદ્ધ લખવામાં આવતું હતું. સને ૧૮૪૫ થી સને ૧૮૪૭ સુધી મુંબઇની "નેટિવ જનરલ લાઇબ્રેરી" ની કમિટિમાં કરતા હરતા તેઓજ હતા. એ અરસામાં મુંબઇની સુપ્રિમ કૉર્ટના દુભાષિયાની જગો ખાલી પડવાથી તે મેળવવા માટે તેમણે પરીક્ષા આપી હતી. તેમાં પ્યુની જડજ સર અરસ્કીન પેરીએ તેમને પસંદ કીધા હતા. એ નોકરી તેમણે લગભગ ૨૮ વર્ષ સુધી એક નિષ્ઠાથી કર્યા બાદ પેનશન લીધું હતું. સને ૧૮૭૫ ની સાલમાં વડોદરાના કમનસીબ મહારાજા મલ્હારરાવ ગાયકવાડ ઉપર ચાલેલા કેસમાં તેમણે દુભાષિઆ તરીકેનું કામ એવી તો ઉત્તમ ચાલાકીથી કર્યું હતું કે, જેથી સરકારમાં તથા પ્રજામાં તેમનાં ઘણાં વખાણ થયાં હતાં.

મી. નવરોજજી સરકારની સેવા પૂર્ણ યશથી બજાવીને પરવાર્યા પછી કાંઇ નવરા બેસી રહ્યા નહિ. તેમણે પોતાનું બાકીનું જીવન સ્વદેશ સેવામાં ગુજારવાનો દ્રઢ સંકલ્પ કર્યો, અને તે પૂર્ણ યશ સાથે પાર પાડયો હતો. સને ૧૮૫૨ માં "બૉમ્બે આસોસીએશન" નામે રાજ્યકિય બાબતો ઉપર વિચાર કરવા માટે એક સભા સ્થાપવામાં આવી હતી. તેના તેઓ ઉત્પાદક તથા પ્રમુખ હતા અને તેમનાજ શ્રમ વડે તે પ્રસિદ્ધિ પામી હતી. તેમણે સુરત જીલ્લાના લોકોની તરફેણ કરીને ઇનામ કમીશનરની સામે થઇને તેના સપાટામાંથી કેટલાક જણને બચાવ્યા હતા. પેનશન લીધા પછી તેઓ ઇગ્લાંડ ગયા હતા. ત્યાં કેટલાક રાજ્યદ્વારી મોટા પુરૂષોની સાથે ઓળખાણ કરીને હિંદુસ્થાનની સ્થિતિનું ખરૂ સ્વરૂપ તેમના મન ઉપર ઠસાવ્યું હતું. ત્યાર પછી તેઓ ઇગ્લાંડમાં થોડી મુદત રહીને સ્વદેશમાં પાછા આવ્યા હતા. પરંતુ ફરીને એજ મતલબને સારૂ તેઓ બે વાર વિલાયત ગયા હતા. જ્યારે સને ૧૮૭૩ માં હિંદુસ્થાનના ઉપજ ખર્ચની તપાસ કરવા સારૂ ઇગ્લાંડમાં "ફિનાન્સ કમિટિ" બેઠી હતી, ત્યારે મી. નવરોજજીએ ગુજરાતમાં ફરીને મુસાફરી કરીને એ સંબંધી માહિતી મેળવી હતી. પછી ઇગ્લાંડમાં જઇને પોતે મેળવેલા અનુભવ પ્રમાણે "ફિનાન્સ કમિટિ" ની આગળ હિંદુસ્થાનના લાભની ઘણી મજબુત સાક્ષી આપી હતી. તેમની એ સાક્ષી લગભગ ૬ દિવસ સુધી [illegible] ચાલી હતી. તેમનાં [illegible]

અને લોકોપયોગી કામની સર્વત્ર ઘણીજ પ્રશંસા થઇ હતી. એટલુંજ નહિ પરંતુ નામદાર મુંબઇ સરકારે તેમના એવા સારા કામોની કદર બુજીને શિફારસ કરવાથી નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાએ તેમને સને ૧૮૮૪ ની સાલમાં "સી. એસ. આઇ." નો માનવંતો ખિતાબ આપ્યો હતો વળી સને ૧૯૬૨ માં સરકારે તેમને "જસ્ટીસ ઓફ ધી પીસ" નિમ્યા હતા

મી. નવરોજજી મુંબઇની મ્યુનિસીપાલીટીની કારપોરેશનના એક ચાલાક સભાસદ હતા એ જગો ઉપર રહીને તેમણે મુંબઇના રહેવાસીઓની જે ઉત્તમ સેવા બજાવી છે, તે કદિ નહિ ભુલાય તેવી છે. તેમણે વખતો વખત પ્રજાના હિતની વાત હૈડે ધરીને કોઇ પણ અમલદારની કૃપા કે અવકૃપાની દરકાર નહિ રાખતા કેવળ સ્વતંત્રપણે પ્રજા હકનું સંરક્ષણ કર્યું છે. જેવી રીતે હાલમાં ઑનરેબલ મી. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક તથા મી. વાછા જેવા લોકપ્રિય સભાસદો પ્રજાની ઉત્તમ સેવા બજાવે છે, તેવીજ રીતે બનકે તેથી પણ વધૂ સેવા આ સ્વદેશહિતેચ્છુ વીરપુરૂષે બજાવી છે. એવું કહેવાય છે કે, જ્યારે કેટલાક વર્ષ ઉપર મુંબઇની મ્યુનિસીપાલીટીના ગોટાળા સબંધી ચર્ચા કરવાને સભાઓ મળતી હતી, ત્યારે મી. નવરોજજી એ બાબત કાંઇ ન બોલે તો તેમને દર વર્ષે ૨૫ હજાર રૂપિયા મળે એવી પદવી આપવાની માગણી થઇ હતી. પરંતુ તેમણે તે વાતને તુચ્છકારી કાઢતા કહ્યું હતું કે,—"સાહેબ! એ જગા તમારા ગજવામાંજ રહેવા દો!" આહા! શું નિર્લોભિપણું! એવા નિસ્વાર્થી અને પ્રમાણિક વીરપુરૂષો તો થોડાજ થશે આ સ્વદેશહિતેચ્છુ પુરૂષ સર્વ કોઇ તરફથી ઘણું માન અને યશ મેળવીને સને ૧૮૮૪ માં આ લોક છોડીને ચાલ્યો ગયો છે. જો એ ભાગ્યશાળી નર આપણી "ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ" ના અવતાર સમયે જીવતો રહ્યો હોત તો તેમાં ભિરાકીને કેવી ઉત્તમ સેવા બજાવત! તે કહેવાની કાંઇ જરૂર નથી પણ દુર્ભાગ્યની વાત છે એ મહાન્ સભાના જન્મ પહેલાં તેણે પરલોક ગમન કર્યું ઇશ્વર એવા પ્રમાણિક મહાપુરૂષના આત્માને પૂર્ણ શાન્તી આપો, તથાસ્તુ

---

## શેઠ સોરાબજી શાપુરજી બંગાલી.

### સી. આઈ. ઇ.

દાખલ થયા હતા. ત્યા તેમણે ઘણીજ ખંત અને કાળજીથી અભ્યાસ કર્યો હતો. તેમના શિક્ષક મરહુમ શેઠ નવરોજજી ફરદુનજી સી. આઇ. ઇ. હતા, કે જે શિક્ષક અને શિષ્ય વચ્ચે પાછળથી ગાઢી મિત્રાચારી બંધાતાં લોક કલ્યાણનાં કામો બજાવવામા અને જણે સાથે મળીને ઘણો પરિશ્રમ લીધો હતો. શેઠ સોરાબજીનો વિચાર "એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થઇને વધુ કેળવણી લેવાનો હતો, પરંતુ ગરીબ સ્થિતિને લીધે ગુજરાન ચલાવવાની હરકત પડે માટે એ વિચાર માંડીવાળીને પંદર વર્ષની વયમાંજ નોકરી મેળવી ધંધે વળગવાની તેમને જરૂર પડી હતી. તેઓ પ્રથમ "બેન્ક ઓફ સીલોન" નામે તે વખતની એક વેપારી પેઢીના મુંબઇના આડતીઆ મી. ટેનરની ઓફીસમાં નોકરીએ રહ્યા હતા. મી. ટેનર તેમની ગરીબ અવસ્થા તથા બાપ વિનાના જોઇને તેમના ઉપર ઘણીજ મેહેરબાની રાખતો હતો. સને ૧૮૪૫ માં "કમરશિયલ બેન્ક ઓફ ઇન્ડીઆ" મુંબઇમાં સ્થાપવામા આવી, ત્યારે મી. ટેનરને એ નવી બેન્કમા એક અગત્યનો હોદ્દો મળ્યો હતો. જ્યારે મી. ટેનર પોતાના એ નવા હોદ્દા ઉપર ગયો, ત્યારે પોતાના આ પારસી ચેલાને પણ સાથે લેઇ ગયો હતો. એ બેન્કમાં શેઠ સોરાબજીને પ્રથમ રૂ ૨૦ ના પગારની જગો આપવામાં આવી હતી. એ નવી ઓફીસમાં જોડાયા પછી તેમનો ભલો અને કૃપાળુ શેઠ મી. ટેનર દૈવયોગે ગુજરી જવાથી તેઓ આધાર વિનાના થઇ પડ્યા હતા. તોપણ એવી નહિ ગભરાતા તેઓ પોતાની બાહોશી અને ચપળતા વડે એ બેન્કમા ધીમે ધીમે મોટી પાયરી ઉપર ચઢ્યા હતા. પરંતુ ઉમ્મર વધવાની સાથે તેમની ચંચળ વૃત્તિઓ પણ વધારે ને વધારે ખિલતી જવાથી એથી પણ વધારે આગળ વધવાની તેમને સ્વાભાવિક રીતે ઇચ્છા થઇ. અભ્યાસથી, તેમનું ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન તો પરિપૂર્ણજ હતું, તેથી તેમણે પહેલ વહેલા દેશી સોલીસીટર થવાનો વિચાર કર્યો. પરંતુ એ વેળાના ઇંગ્રેજ સોલીસિટરોએ એક દેશીને એવી રીતે આગળ વધતો અટકાવવાના ઇરાદાથી તેમને પોતાની પેઢીમાં લેઇ આર્ટિકલ ક્લાર્ક તરીકે રાખવા સાફ ના પાડી. તેવામાં સને ૧૮૫૩ માં "મરકન ટાઇલ બેન્ક" સ્થાપવામાં આવી, ત્યા શેઠ સોરાબજીને સારા પગારની જગો મળી. તેથી સંતોષ માનીને સોલીસીટર થવાનો વિચાર તેમણે પડતો મૂક્યો. મરકનટાઇલ બેન્કમાં બે વર્ષની મુદતમાં તેમણે હિસાબ કીતાબમાં એવી તો સરસ ચાલાકી બતાવી કે બેન્કના વડાઓ પ્રસન્ન થઇને તેમને "ડેપ્યુટી એકાઉન્ટંટ" નો મોટો અને જોખમ ભરેલો હોદ્દો આપ્યો હતો. એવો ભારે વિશ્વાસનો હોદ્દો એક દેશી તરીકે પહેલ વહેલો તેમનેજ મળ્યો હતો. તેથી તેમની ઘણી ખ્યાતિ થઇ હતી. તેમણે પોતાના એ મોટા હોદ્દાનું કામ લગભગ ૩ વર્ષ સુધી ઘણીજ ફતેહમંદીથી બજાવ્યુ હતું. તેથી તેમના વડાએ એથી પણ ભારે જગો આપવાની ઇચ્છા કરી હતી પરંતુ એક દેશીને એ પ્રમાણે આગળ વધતો જોઇને બીજા ઇંગ્રેજ નોકરોએ ધોંધાટ કર્યાથી તે વાત એટલેથી અટકી પડી હતી. ઇંગ્રેજોની આવી વર્તણુકથી નારાજ થઇને શેઠ સોરાબજીએ સને ૧૮૫૮ માં પોતાના હોદ્દાનું રાજીનામુ આપ્યું હતું. ત્યાર પછી તેઓ શેઠ મંચેરજી ફરામજી કામાના મહેતાજી તરીકે દર માસે રૂ ૫૦૦ ના પગારથી જોડાયા હતા. મી. મંચેરજી કામા એ વખતે નેતાનાં ઝનુક. એ. મારફતની કાપડ આયાત કરનારી મોટી ઇંગ્રેજી પેઢીના ભાગીયદાર અને

ગ્રેન્ડી બ્રોકર હતા. મી. કામાની કંપનીમાં લગભગ ૬ વર્ષ સુધી રહીને કામ કર્યા પછી જ્યારે સને ૧૮૬૪ માં મી. કામા એકાંતવાસી થયા, ત્યારે શેઠ સોરાબજીએ મેસર્સ ખર-જીવનદાસ માધવદાસ અને નરોત્તમદાસ માધવદાસની સાથે ભાગમાં જોડાઇને મેસર્સ બ્રાહમની કંપનીના નાણાવટી અને ગ્રેન્ડી બ્રોકરનું કામ હસ્તકમાં લીધું, તે મરતાં સુધી ઘણીજ ફતેહમંદીથી ચલાવ્યું હતું.

શેઠ સોરાબજી પોતાના વેપાર રોજગારમાંજ વખત ગુમાવતા નહોતા, પરંતુ પોતાની કોમને તથા સામાન્ય પ્રજાને ઉપયોગી થઇ પડવાની હોંશ તેઓ રાખતા હતા. એને તે અર્થે કેળવણી સંબંધી તેમજ બીજી જાહેર હીલચાલો વગેરેમાં ઘણાં વર્ષ સુધી તેમણે આગેવાની ભરેલો ભાગ લીધો હતો. તેથી તેમની કીર્તિ વિશેષ પ્રકાશી હતી. તેઓ [illegible] મંડળમાં જે વિશેષ દીપ્યા છે, તે તેમની કલમના બળે છે. કલમથીજ તેમણે [illegible] ઘણી ઉપયોગી અને મોટી સેવા બજાવી છે. તેમને વાંચનનો ઘણોજ શોખ હતો. વાંચનજ તેમની ગમત અને સુખ હતું. ન્હાનપણથીજ વાંચનપર તેઓ ફીદા થતા હતા. વાંચનના એવા શોખને લીધેજ તેઓ મોટા કલમબાજ અથવા ઉત્તમ લેખક થઇ શક્યા હતા. વાંચનનો શોખ વધાર્યા પછી તેમણે વર્તમાનપત્રો તથા ચોપાનિયાઓમાં લખાણ કરવાનું શરૂ કીધું હતું. સને ૧૮૪૯ માં તેમણે "**જગત મિત્ર**" નામે એક ગુજરાતી ચોપાનીયુ બહાર પાડ્યું હતું. તે બે વર્ષ ચલાવ્યું હતું. એજ અરસામાં તેમણે "**મુંબઇ સમાચાર**" પત્રના અધિપતિ તરીકેનું કામ બે વર્ષ સુધી કર્યું હતું. એ વખતે ઇંગ્રેજ પાદરી રેવરંડ ડાક્ટર મરે મિચલ સાથે ધર્મ સંબંધી મોટો ઝગડો તેમણે ઉઠાવ્યો હતો. એ પાદરીએ "Letters to Indian youths." (હિંદી જવાનોને બોધ) એ નામનું એક ચોપાનીયુ બહાર પાડી તેમાં ખ્રિસ્તિ ધર્મને બીજા સર્વ ધર્મ કરતાં ચઢીયાતો જણાવી બીજા ધર્મોને હલકા પાડ્યા હતા. પરંતુ શેઠ સોરાબજીએ જરથોસ્તી ધર્મની મોટાઇ વિષે મજબુત બાંય બીડી ઘણો સરસ બચાવ કીધો હતો. સને ૧૮૫૨માં તેમણે "મુંબઇ સમાચાર" નું અધિપતિપણું છોડીને "**જગત પ્રેમી**" નામે બીજું એક માસિક ચોપાનીયુ બહાર પાડ્યું હતું. તે ત્રણ વર્ષ સુધી પુર ફતેહમંદી સાથે ચલાવ્યું હતું. સને ૧૮[illegible] ની સાલમાં તેમણે ઇરાનના અસલી સાહિત્ય ઉપર ઘણું સરસ લખાણ કર્યું હતું. એજ વખતે સર જમસેદજી જીજીભાઇ ટ્રાન્સલેશન ફંડના ટ્રસ્ટીઓ તરફથી જરથોસ્તી ધર્મનાં પુસ્તકો અને ભાષાઓના સંબંધમાં એક ઉત્તમ નિબંધ લખનારને રૂ ૫૦૦ નું ઇનામ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું. તે ઉપરથી શેઠ સોરાબજીએ એક ઉત્તમ નિબંધ લખીને તે ઇનામ મેળવ્યું હતું. સને ૧૮૫૮ માં તેમણે કેટલાક મિત્રોની સાથે મળીને "**રાસ્ત ગોફતાર**" પત્રની માલેકીમાં ભાગ રાખ્યો હતો. અને કાંઇ પણ લવાજમ લીધા વગર એ પત્રનું અધિપતિપણું ચલાવ્યું હતું.

સને ૧૮૬૩ માં શેઠ સોરાબજી યુરોપના પ્રવાસે ગયા હતા. ત્યાંથી પાછા આવીને તેમણે ઇંગ્લાંડ અને સ્કાટલાંડ વગેરે દેશોના રૂ અને લોઢાના કારખાનાં તથા બીજા ઉદ્યોગ—હુન્નરોનું રસીલું બ્યાન અત્રેના વર્તમાનપત્રોમાં પ્રગટ કર્યું હતું. જ્યારે વલાયતથી સ્વદેશમાં પાછા આવ્યા, ત્યારે સને ૧૮૬૪-૬૫ ના શેર સટ્ટાનો પવન

લે. તેમના જોવામાં આવ્યો. તેથી તેમણે એ ઘેલા પવનની વિરૂદ્ધમાં ઘણીજ સાવચેતીથી મજબુત અવાજ ઉઠાવ્યો હતો. અને ઘણીક પરપોટા કંપનિઓની ઠગાઇ ખુલ્લી પાડી હતી. એટલુંજ નહિ, પણ તે વખતના મુંબઇના ગવર્નર સર બાર્ટલ ફ્રીયરને એક પત્ર લખી તે વેળાની મુંબઇ બેન્કે હવાઇ જામીનગીરીઓપર નાણાં ધીરી કીધેલી પાયમાલી ઉપર તેનુ ધ્યાન ખેચ્યું હતું. સને ૧૮૮૭ ની સાલમાં વિલાયતી કાપડ ઉપરની જકાત કહાડી નાખવા સામે તે વેળાના વાઇસરૉય લૉર્ડ લીટન ઉપર તેમણે એક મજબુત પત્ર લખ્યો હતો. એ પત્ર પાછલથી તેમણે એક ચોપાનીયાના આકારમાં છપાવી બહાર પાડ્યો હતો. તેના ઉપર ટીકા કરતાં ઇંગ્લાંડના જાણીતા પત્ર "ધી માન્ચેસ્ટર ગારડીયને" બહુ વખાણ [illegible] ને ૧૮૭૩ માં પ્રસિદ્ધ હિંદુ સુધારક મી. કરશનદાસ મુલજીની યાદગી[illegible]લમાં તેમણે બહુ આગેવાની ભર્યો ભાગ લીધો હતો. સને ૧૮૬૪ માં તેમને [illegible]મલદાર" નિમવામાં આવ્યા હતા. સને ૧૮૬૫ માં મુંબઇની મ્યુનિસિપાલી[illegible] નવા કાયદા મુજબ સુલેહના અમલદારોની બેન્ચને સોંપવામાં આવ્યો હતો, [illegible]રાબજીએ કર ભરનારી પ્રજાનુ હિત હૈડે ધરીને ઘણી ઉત્તમ સેવાઓ બજા[illegible] વેળાનો મ્યુનિસિપાલ કમીશનર મી. આરથર ક્રાફર્ડ હતો. તેણે પોતાની ઉડાઉ [illegible]ળા ખર્ચો, અને ગેરવહિવટથી ત્રણ ચાર વર્ષમાં મ્યુનિસિપાલીટીને મોટા [illegible]માં ઉતારી હતી. જો કે સુલેહના અમલદારોનો એક મોટો ભાગ કમીશનરને [illegible]હીવટ પ્રમાણે ચાલવા દેતો હતો, પરંતુ મરહુમ શેઠ નવરોજજી ફરદુનજી [illegible] બ્સેની વગેરે સ્વતંત્ર સ્વભાવના પુરૂષોની સાથે મળીને શેઠ સોરાબજીએ કે[illegible]ના ઉડાઉ વહીવટ ઉપર આંખ મીંચામણી ન કરતાં તેની સામે મજબુત [illegible]તી. તેના પરિણામમાં મી. આરથર ક્રાફર્ડના અંધેર કારભારની તપાસ કરવા[illegible] એક કમિટી નિમવી પડી હતી. એ કમિટિના પ્રમુખ તરિકે મી. (હાલ[illegible]ર હોપને નિમવામાં આવ્યા હતા. અને એ કમિટિના એકજ દેશી મેમ્બર [illegible]રાબજીની નિમણુક કરવામાં આવી હતી. તેથી પ્રજાને મોટો સંતોષ થયો [illegible]રાબજીએ કમિટિમાં મી. ક્રાફર્ડના અંધેરની વાત એવી તો સરસ રીતે રજુ [illegible] કમિટિમાં તેના કેટલાક મિત્રો છતાં પણ સર્વનો અભિપ્રાય એક મતે તેની વિરૂદ્ધમાંજ આવ્યો હતો. તે જોઇને મી. ક્રાફર્ડે માંદગીને બહાને પોતાના હોદ્દાનુ એકદમ રાજીનામુ આપ્યુ હતું. એ રીતે શેઠ સોરાબજીની ફતેહથી તેમના ઉપરના પ્રજાના વિશ્વાસ અને માનમાં ઘણી વૃદ્ધિ થઇ હતી. ત્યાર પછી સને ૧૮૭૨ નો મ્યુનિસિપાલ કાયદો અમલમાં આવ્યો, જેની રૂએ મ્યુનિસિપાલ વહિવટ સુલેહના અમલદારોના હાથમાથી કૉર્પોરેશન મંડળના હસ્તકમાં ગયો. એ નવા ધોરણ મુજબ શેઠ સોરાબજીએ કારપોરેશનના સભાસદનું પદ લગભગ ૪ વર્ષ સુધી ભોગવ્યું હતું. અને ત્યાર પછી શરીરની નાદુરસ્તીને લીધે તેમણે પોતાના હોદ્દાનું રાજીનામુ આપ્યુ હતુ.

સને ૧૮૭૬ ની સાલમાં તેમને મુંબઇના નામદાર ગવર્નર સર ફીલીપ વુડહાઉસે પોતાની "લેજીસ્લેટિવ કૌન્સિલ" ના સભાસદનુ મહાન પદ આપ્યું હતુ. તેથી તેમણે ધારાસભામાં બિરાજીને રાજ્યનું તથા પ્રજાનુ હિત ઇચ્છીને સ્વતંત્રતાથી ઉત્તમ સેવા બજા-

...ના પ્રમુખપણા હેઠળ નિમ્યું હતું, તેમાં શેઠ સોરાબજીને પણ એક સભાસદ તરિકે નિમવામાં આવ્યા હતા. સને ૧૮૯૧ ની સાલમાં જુદી જુદી કોમની ગરીબ સ્ત્રીઓને મંદવાડ પછી હવા બદલ કરવાની જોગવાઇ કરી આપવા માટે નાશિકમાં સેનેટરિયમો (આરોગ્ય ભવનો) ઉભાં કરવાની જે હીલચાલ દાક્તર પીચી પીપસને કરી હતી, તેમાં શેઠ સોરાબજીએ ઘણો દીલસોજી ભર્યો ભાગ લીધો હતો. સને ૧૮૯૨ ની સાલમાં નામદાર મુંબઇના ગવર્નર લૉર્ડ હેરીસે પોતાની "લેજીસ્લેટીવ કૌન્સિલ" માં તેમને ફરીતે સભાસદનું પદ આપવાની ઇચ્છા દર્શાવી હતી. પરંતુ તેમના શરીરની સ્થિતિ નબળી હોવાને લીધે ઉપકાર સાથે એ પદ સ્વિકારવાની તેમણે ના પાડી હતી. વળી નામદાર સરકારે તેમની જાહેર સેવાઓની કદર કરીને સને ૧૮૮૧ માં તેમને મુંબઇના "શેરીફ" નો માનવતો હોદ્દો તથા "સી. આઇ. ઈ." નો ખિતાબ આપ્યો હતો.

શેઠ સોરાબજી જરથોસ્તી ધર્મ તથા તવારીખના પણ મોટા અભ્યાસી હતા. એ વિષે તેમણે કેટલાક ન્હાના મોટા ગ્રંથો તથા નિબંધો પ્રગટ કર્યા છે. પારસી કોમમાં બીજી કોમોના કેટલાક નાપસંદ રીવાજો દાખલ કરવામાં આવ્યા હતા, તથા જન્મ, મરણ, અને લગ્નની વખતે ધર્મને નામે જે લખલૂટ ખર્ચ કરવામાં આવતા હતા, તે દૂર કરવા સારૂં સને ૧૮૫૧ માં "રાહનુમાય માઝદીયસનાન" નામે સભા સ્થાપવામાં આવી હતી. એ મંડળીને ઉભી કરનારા આગેવાનોમાં શેઠ સોરાબજી મુખ્ય હતા. તેમણે પ્રથમ એ સભાના સેક્રેટરી, અને પાછળથી પ્રમુખ તરીકે કેટલેક વખત સુધી કામ બજાવ્યું હતું સને ૧૮૫૫ ની સાલમાં પારસીઓને માટે લગ્ન, તલાક, તેમજ વારસા હિસ્સાના અનુકૂળ ધારા બાંધવા સારૂં જે આસોસિએશન ઉભી થઇ હતી, તેના પણ તેઓ એક સેક્રેટરી હતા. એ હોદ્દા ઉપર રહીને તેમણે કાળજી પૂર્વક બજાવેલી મોટી સેવાઓને માટે તેમની પારસી કોમ સદાને માટે આભારી છે એ સિવાય પારસી કોમના સંબંધમાં કરવામાં આવેલાં બીજાં ઘણાક ઉપયોગી કામોમાં એ ઉત્સાહી અને પરગજુ શેઠે તન, મન, અને ધનથી જે આગેવાની ભરેલો ભાગ લીધો હતો, તે પારસીઓથી કદી નહિ ભૂલાય તેવો હતો.

શેઠ સોરાબજી એકલા પારસીઓનીજ સેવા બજાવીને સંતોષ પામ્યા નથી, પરંતુ બધી કોમના મનુષ્યોના કલ્યાણનાં કામો કરવામાં પણ તેઓ તન, મન, અને ધનથી બની શકે તેટલું કરવામાં લગારે પાછી પાની કરતા નહોતા. સને ૧૮૫૨ માં "બૉમ્બે આસોસીએશન" નામે રાજદ્વારી સભા જે પહેલ વહેલી મુંબઇમાં સ્થાપવામાં આવી હતી, તેમાં તથા કોટનાં ધર્મનાં દવાખાનાં અને વિદ્યા હુન્નર તથા સામાન્ય જ્ઞાનના ફેલાવા માટે ઉભી કરવામાં આવેલી "ફીલાંસોફિક ઇન્સ્ટિટયુટ" માં તેઓ એક આગેવાન સભાસદ હતા. પરંતુ સર્વ કરતાં જે મોટી સેવાને માટે તેઓ લોકોમાં વધારે જાણીતા થયા છે, તે સ્થાનિક સ્વરાજ્ય અને કારખાનાઓને લગતા ઉદ્યોગોને ખીલવવાના સંબંધમાં તેમણે લીધેલી મેહેનત છે. શેઠ સોરાબજી સ્ત્રી કેળવણીના મોટા હિમાયતી હતા. તેથી સને ૧૮૪૮ માં એ માટે સ્થાપવામાં આવેલી "સ્ટુડંટસ લિટરરી એન્ડ સાયન્ટિફિક સોસાયટી" ના તેઓ એક આગેવાન સભાસદ થયા હતા. અને એજ મંડળીની આગેવાની હેઠળ ગુજરાતી બા-

પામા છોકરીઓને લાયકની ચોપડીઓ તૈયાર કરવા માટે નિમવામાં આવેલી કમિટીમાં
એ એક ઉપયોગી સભાસદ થઈ પડયા હતા તેઓ જુદાં જુદા ધર્મ
આશાવત મનુષ્યોને જાહેર તથા છુપી રીતે પોતાથી બની શકે તેટલી પૈસાની
તા હતા તેમની જાહેર સખાવતોમા સૌથી મોટી સખાવત તો તેમણે પોતાના
બાઇ ભીખાઇજીના નામથી મુબઇમા સ્થાપેલી કન્યાશાળા વિષેની છે. એ કામને
મણે લગભગ રૂ ૬૭૦૦૦ ખરચ્યા છે.

શેઠ સોરાબજી જો કે રાજદ્વારી જીદગીથી દૂર રહ્યા હતા, એટલે ખરું
તો રાજદ્વારી સવાલોનો તેમણે અભ્યાસ કર્યો નહોતો, તોપણ તેઓ રાજદ્વારી
ચાલોને એકલપેટી મતલબ ખાતર નાપસદ કરતા નહોતા આ મહાપુરૂષ જનસમૂ
હના હિતના અનેક કાર્યો કરીને સને ૧૮૯૩ ના એપ્રિલ મહિનાની ૩ તારીખે આ
ફાની દુનિયાનો ત્યાગ કરીને પરમેશ્વરની હજુરમા એકાએક ચાલ્યો ગયો છે તેમના
જેવા સપુત દિકરાના મરણથી તેમના વૃદ્ધ માતા બાઇ ભીખાઇજીની આશાની જોત,
અને ઉમેદનુ બજાર એકાએક અલોપ થઇ ગયુ છે ! ! તેમ દેશીઓએ પોતાનો
એક ખરો હિતચિંતક હીરો ગુમાવ્યો છે ! તેમના મરણની ખોટ સૈ કરતાં ગરીબ વ
ર્ગને વધારે જણાશે. કેમકે તેઓ એ વર્ગના ખરેખરા " પાલક પિતા " જેવા હતા.
તેઓ ઘણા દુખિયોને માસિક પગાર આપીને તેમનુ પોષણ કરતા હતા. તેમજ ઘણાક
ગરીબ વિદ્યાર્થીઓને પૈસાની તથા ચોપડીઓની મદદ આપીને તેમને વિદ્યા દાન દેતા
હતા. વળી તગીમા આવી પડેલા મનુષ્યોને પોતે મદદ આપતા અને બીજાઓ પાસે અ
પાવતા હતા સભ્યતા, સલુકાઇ, અને નરમાશ સાથે જોડાયેલા તેમના મધુર વચનો ગમે
તેવા અજાણ્યા માણસને પણ તેમની પહેલીજ મુલાકાતમા સારો ખ્યાલ કરાવતા હતા
ઘણા દુખીઓ દીલાસો લેઇને તથા આશાવત બનીને તેમના ઘરની સીડીએથી ઉતરતાં
માલુમ પડતા હતા વળી ગુજરાતી લેખકો તથા પુસ્તકો બનાવનારાઓ વગેરેને યથાયો
ગ્ય મદદ કરી ઉત્તેજન આપતા હતા. તેઓ પૈસાવાળા છતા તેમનામા ગર્વનો જરા પણ
અંશ નહોતો તેઓ એટલા બધા સાદા હતા કે, હરકોઇ માણસ તેમની પાસે જઇને વ
ગર સકોચે પોતાના મનની સઘળી વાત ખુલ્લા દીલથી કહી શકતો હતો. તેમનો આ
કારજ એવી પ્રકારનો હતો કે, તેમની આગળ કાઇ પણ વાત છુપાવવાનુ કોઇનુ મન
થતુંજ નહિ તેમની એવી સાદાઇને લીધેજ તેઓ હિંદુ, પારસી, મુસલમાન, અને ખ્રિસ્તિ
કોમમા વધારે માનીતા થઇ પડ્યા હતા. આવા પરમાર્થુ અને દેશ સુધારક પુરૂષોની આ
પણા દેશમા ઘણી જરૂર છે. તે ઇશ્વર કૃપાથી પાર પડો તથાસ્તુ

## રાજા રામપાલસિંગ.

રાજ્ય કુટુંબમા જન્મેલો, ઉંચી કેળવણી પામેલો, અને મોટા દીલનો રાજા રામપા
લસિંગ અવધમાં આવેલા રામપુર અને પ્રતાપગઢનો રાજા છે રાજા હનુમતસિંગના મોટા
દિકરા લાલ પ્રતાપ[illegible] તે એકલો [illegible] [illegible] તેને ઘણો બાળક

[illegible]માં આવતો હતો. તેણે ઘણીજ ન્હાની ઉમ્મરમાં પોતાનો વિદ્યાભ્યાસ શરૂ કર્યો હતો. સાત વર્ષની ઉમ્મરમાં તો તેને નાગરી ભાષાનું જ્ઞાન થયું હતું. ત્યાર પછી તેણે ફારસી ભાષા શીખવાનું શરૂ કર્યું હતું તેનું તેણે ૧૨ વર્ષની ઉમ્મરમાં જોઇએ, તેવું [illegible] જ્ઞાન મેળવ્યું હતું. તે પછી તેણે સંસ્કૃત અને ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ આરંભ્યો હતો. ૧૮ વર્ષની ઉમ્મરમાં તો તે ઇંગ્રેજી બોલી શકતો હતો, તેમ સંસ્કૃત ભાષા સમજી શકતો હતો. આવી રીતે જૂદી જૂદી ભાષાઓનો અભ્યાસ કરવાથી તેનામાં ધર્મ સંબંધી લાગણીનો ફેરફાર થયો હતો. તેને હિંદુ ધર્મ ઉપરથી કાંઇક શ્રદ્ધા ઓછી થઇ હતી. તે પછી તેણે પોતાના સંશયોનો નિર્ણય કર્યો, અને ફક્ત પરમેશ્વર એકજ છે, એમ તે માનવા લાગ્યો. એથી તેના દાદા રાજા હનમતસિંગ તેના ઉપર ઘણા ગુસ્સે થયા તેમને રીઝવવા માટે તેણે કબૂલ કર્યું કે, હિંદુ ધર્મનો ચૂસ્ત હિમાયતીજ ગાદીનો વારસ થશે. એવી રીતે પોતાના કુટુંબનો અભાવ જોઇને રાજા રામપાલસિંગે સરકારના ઑનરરી માજીસ્ટ્રેટની જગો લીધી તેની સાથે તેણે પોતાનો વિદ્યાભ્યાસ ચાલુ રાખીને લોઅર તથા હાયર ગ્રેડની પરીક્ષાઓ પસાર કરી. તેના સગાઓ તેને નોકરીઆત તરીકે લેખવતા હતા, તેમજ તેના ઉપરી અમલદારો તરફથી તેની કાંઇ પણ કદર ન થવાથી એ યુવાન રાજાએ ઇંગ્લાંડ જવાનો નિશ્ચય કર્યો.

વિલાયત જવાની વાત તેના કુટુંબના મત વિરૂદ્ધની હતી. પરંતુ તેની ધર્મ પત્ની જે રેવાના રાજ્ય કુટુંબની પુત્રી હતી, તેણે પતિની સાથે ઇંગ્લાંડ જવાની હઠ લીધી, તેથી તેને સાથે લઇને તે વિલાયત ગયો એ બાઈ ઘણીજ પતિવ્રતા હતી. અને પોતાના શિયળનું સારી પેઠે જતન થઇ શકે, એવાજ ઇરાદાથી તે સ્વામી સંગે વિલાયત ગઇ હતી. પરંતુ કમનશીબે તે બે વર્ષ રહ્યા પછી ત્યાંજ ગુજરી ગઇ હતી રાજા રામપાલસિંગને પોતાની પત્નીના વિયોગથી ભારે શોક થયો હતો. પરંતુ તેણે તેણીના વખાણની નાગરી ભાષામાં કેટલીક કવિતા કરીને સંતોષ માન્યો હતો. તેના મૃત દેહને રાજાએ એક પેટીમાં સાચવી રાખ્યું હતું. તે જ્યારે પાંચ વર્ષે પાછો હિંદુસ્તાનમાં આવ્યો, ત્યારે તે શબને સાથે લાવીને ગંગા નદીના પવિત્ર કિનારે વિધી પૂર્વક અગ્નિ સંસ્કાર કર્યો હતો.

રાજા રામપાલસિંગે ઇંગ્લાંડમાં લાંબી મુદત સુધી રહીને લૅટીન, જર્મન, અને ફ્રેન્ચ ભાષાઓનો અભ્યાસ કર્યો હતો. તેમજ ગણિતશાસ્ત્ર તથા ન્યાયશાસ્ત્રનું પણ જ્ઞાન મેળવ્યું હતું. તેની સાથે સ્વદેશની સેવા બજાવવાનું ઉત્તમ કામ તેણે વિસાર્યું નહોતું તે વારંવાર "**ઇસ્ટ ઇન્ડીઆ એસોસીએશન**" મા મુખ્ય ભાગ લેતો હતો તેમજ "**ઇન્ડીઅ સોસાઇટી**" કે જે ફક્ત હિંદુસ્તાનના વતનીઓનીજ બનેલી હતી, તેમાં તે વારંવાર પ્રમુખ પદ લેઇને સ્વદેશની સેવા ઘણીજ ઉલટથી બજાવતો હતો હિંદના જે જે દેશીઓ ઇંગલાંડમાં કાયદા તથા વૈદકનો અભ્યાસ કરવા સારૂ રહેતા હતા, તેમને તે સારી મદદ અને ધીરજ આપતો હતો. તે ઘણોજ દયાળુ અને ઉમદા વિચારનો વીર પુરૂષ છે. તે ઇંગ્લાંડમાં રહીને એ દેશના રીવાજ પ્રમાણે પોતાના મિત્રો વગેરેને વારંવાર ખાણા અને બૉલ નામે નાચની ગમત કરવાતો હતો તેણે હિંદુસ્થાનના લાભને માટે "**હિંદુસ્તાન**" નામે એક વર્તમાનપત્ર કાઢ્યું હતું તેમજ હિંદના હક બાબતી તેણે ઘણી કલમો

તથા જાહેર સમાજોમા ભાષણો આપ્યાં હતાં. "લંડન ફીગેરો" નામે વર્તમાનપત્રે "આવના માણસો" એ વિષયના મથાળા નીચે તેનું ટુંક જીવનચરિત્ર પ્રસિદ્ધ કર્યું હતું. એક વખતે તેણે ઇગ્લાંડની પાર્લામેન્ટના મેમ્બર થવાની ઉમેદવારી કરવાનો વિચાર કર્યો હતો. પરંતુ તેની જાગીરની તકરારને લીધે તેને હિંદુસ્થાન જલદી પાછા આવવાની જરૂર પડી હતી. તેથી તે વિચાર પાર પડી શક્યો નહોતો.

તે જ્યારે હિંદુસ્થાનમાં પાછો આવ્યો, ત્યારે તેનો પિતામહ રાજા હનમંતસિંગ કે જે તેને વારસો આપવાની વિરૂદ્ધ હતો, તે મરી ગયો હતો. જો કે તે પોતાની જાગીરનો વારસો લેવા માટે ઇગ્લાંડથી ઉપડીને એકદમ હિંદુસ્થાનમા આવ્યો હતો ખરો, તોપણ તેની ગેરહાજરીને લીધે તેને તેના વતનના સબંધમાં ભારે નુકશાન થયું હતું. રાજા રામપાલસિંગની પત્ની ઉપર કહેવામા આવ્યુ છે, તેમ ઇગ્લાંડમાં ગુજરી ગઇ હતી. તેથી કેટલીક મુદ્દત પછી તેણે એક યુરોપિયન મેડમની સાથે લગ્ન કર્યું હતું. તે જ્યારે હિંદુસ્થાન પાછો આવ્યો, ત્યારે પોતાની આ નવી સ્ત્રીને સાથે લાવ્યો હતો.

રાજા રામપાલસિંગ હિંદુસ્થાનમા આવીને રાજ્યકિય તેમજ સાંસારિક સુધારા બાબત,તન, મન, અને ધનથી બહુ આગેવાની ભરેલો ભાગ લે છે. વળી તે આપણી "ઇન્ડીયન નેશનલ કોન્ગ્રેસ" નો ચુસ્ત હિમાયતી છે, અને તે માને છે કે, દેશનું દરિદ્ર તેનાથીજ ટળશે. "ઇન્ડીયન યુનિયન" નામે પત્ર જે હાલ લખનોરના એડવોકેટ સાથે જોડાઇ ગયુ છે, તેનો તે થોડો વખત માલેક હતો. એ પત્રમાં હિંદુસ્થાનના રાજ્યકિય હક સબંધી તેમજ સાંસારિક સુધારા સબંધી વિષયો ઘણી સારી રીતે ચર્ચાતા હતા. તે હજુ "હિંદુસ્તાન", નામે દૈનિક હિંદી ભાષાના પત્રનો માલેક છે. અને એ પત્રને તે ઇગ્રેજી-હિંદી કરવા ધારે છે. પોતાના દેશમા તથા પોતાની રૈયતને શી શી જરૂરીઆતો છે, તે રાજા રામપાલસિંગ બહુ સારી પેઠે જાણે છે તેથી તે પોતાના તન, મન, અને ધનથી બની શકે તેટલી મેહેનત કરવામા પાછી પાની કરતો નથી. તે આ દેશના વેપાર હુન્નરની વૃદ્ધિ કરવા માટે પણ પુરતી કાળજી રાખે છે. તે ઘણીજ પરોપકારી બુદ્ધિનો સ્વદેશ હિતેચ્છુ વીર પુરૂષ છે. જે જે લોકો તેના સહવાસમા આવ્યા છે, તે સર્વ તેના સારા સ્વભાવને માટે તેને ઘણુંજ ચાહે છે.

---

## રાય બહાદુર સભાપતિ મુદલિયાર.

આ મહાપુરૂષનો જન્મ ઇ. સ. ૧૮૩૮ માં બલ્લારી નામે શેહેરમાં થયો હતો. તેમના માતાપિતા ન્હાનપણમાજ ગુજરી જવાથી તેમને ઉછેરવાનું કામ તેમના માતામહ અથવા આજા (માનો પિતા) ને માથે આવી પડ્યુ હતું સભાપતિ મુદલિયારના આજા કમિસારિએટ ખાતાના વ્યવસ્થાપક હોઇને ધ વાન તથા સદ્‌ગુણી હતા. તેમણે મુદલિયારને પેટના દિકરાની માફક પાળીપોષી ઉછેર્યો, અને કેળવણી આપી હતી. મુદલિયારને ન્હાનપણથી સુબોધ અને સારી સોબત મળવાથી તેમના કોમળ અંતઃકરણ ઉપર સદ્‌ગુણનાં તત્વો પૂરે પૂરા ઉઠી રહ્યા હતાં, અને તેથીજ તે આજે આવી ઉજ્વલ કીર્તિને પાત્ર થયો છે.

[illegible] સભાપતિ મુદલિયાર જરા મોટા થયા પછી તેમના આજાએ [illegible] કલે[illegible] ઓફીસમાં તેમને એક જગા અપાવી. સભાપતિ તે વખતે પરાધીન [illegible] તેમણે સ્વિકાર કર્યો; અને આશરે ૧૫ વર્ષ સુધી ત્યાંની નોકરી સરસ રીતે બજાવી. [illegible] બુદ્ધિ ચાલાક હોવાથી થોડા વખતમા કલેકટરની ઓફીસનુ સઘળુ કામ જાણી લી[illegible] અને ત્યાના મોટા મોટા અધિકારીઓની સોબતથી તેમને રાજકીય બાબતોની ઘણી સારી માહિતી થઇ. થોડા વખત પછી તેમના આજા મરણ પામવાથી સરકારની પરતંત્ર નોકરી છોડીને વેપાર કરવાનો તેમણે નિશ્ચય કર્યો. પહેલા તો તેમણે વિલાયતમાંની કંપ[illegible]નીઓને કપાસ પૂરો પાડવાનો વેપાર ચલાવવા માંડયો, અને તેમને સારે ભાગ્યે તે વેપારમાં દર વર્ષે ૩૦—૪૦ હજાર રૂપીઆ મળવા લાગ્યા.

માણસનું સ્વભાવિક વલણ એવુ છે કે, તેને પહેલાં જે વેપારમાં જશ મળે છે, તેજ વેપાર વધારવાની ખંટપટમાં તે પડે છે. મી. સભાપતિને આ વેપારમાં ઘણો નફો થવાથી તેમણે મી. આલેકઝાંડર હાર્વે નામના એક યુરોપિયન વેપારીની સાથે સને ૧૮૭૫ મા ભાગ રાખી મ્હોટી મ્હોટી મીલો સ્થાપન કરવાનો આરભ કર્યો. આ ભાગમાં પણ ઇશ્વરેચ્છાથી પુષ્કળ ફાયદો થયો. અને આજે મી. સભાપતિની પોતાની ૩ મીલો, ૧૨ કૉટન પ્રેસ, ૨ કપાસ લોઢવાના સચા, અને, સૂતર વણવાના, સંચા છે. હાલમાં તેઓ બલ્લારીના પ્રસિદ્ધ વેપારી અને શેઠ તરીકે ગણાય છે. તેમના જૂદાં જૂદાં કારખાનાઓમાં આશરે ૨૦૦૦ હજાર ઉપરાત લોકો દરરોજ કામ કરે છે, એટલુંજ નહિ પણ તેમના કપાસના વેપારની ઇગ્લાડમાં અને યૂરોપમાં ઘણી પ્રસિદ્ધિ છે. મી. સભાપતિ મુદલિયાર જો કે મ્હોટા શ્રીમત વેપારી છે, તથાપિ તેમને ધનનો લગાર પણ અહંકાર નથી. હમેશાં તેઓ પરોપકારનાં કામોમા આગળ પડતો ભાગ લે છે, અને દેશી ભાઇઓ ઉપર વિશેષ પ્રીતિ રાખે છે. વળી સાર્વજનિક હિત સબધી બાબતોમાં રાત દિવસ તન, મન, અને ધનથી મેહેનત કરે છે. મદ્રાસ ઇલાકામાં તથા બલ્લારી જીલ્લામાં તેમની ઉદારતા વિષે ગરીબો ઘણુ ઉચો મત ધરાવે છે. અને હમેશાં તેમને ધન્યવાદ આપે છે. ઈ. સ. ૧૮૭૮—૭૯ મા બલ્લારી જીલ્લામા પડેલા દુકાળ વખતે ભૂખે મરતા ગરીબોને તેમણે જે કીમતી મદદ આપી હતી, તેવી આજ સુધી કોઇ પણ પુરૂષ આપી શકયો નથી. તે વખતે નામદાર દયાળુ ઇગ્રેજ સરકારે ગરીબ ભૂખે મરતા લોકોના ગુજરાન માટે બંદોબસ્ત કરવાની અગાઉ મી. મુદલીયારે તેમને મદદ આપવા માડી હતી. તેમણે પોતાની દક્ષિણ પ્રાંતમાંની સઘળી વખારો માંથી એકંદર ૪૦૦૦ લોકોનું ગુજરાન ચાલી શકે એવી ગોઠવણ કરી હતી. આવા ભયંકર દુકાળ વખતે તેમણે ડયૂક ઑફ બકિંગહામને યોગ્ય સૂચનાઓ કરીને [illegible] જપની રૈયતમાના હજારો લોકોના જીવ બચે એવા ઉપાયો યોજયા હતા. તેમણે [illegible] માણસોના જીવ બચાવ્યા એટલુંજ નહિ પણ જાનવરોને ચરવાનો ઘાસચારો [illegible] પૂરો પાડયો હતો. આ વખતે મી. મુદલિયારે નફા અગર ખોટ તરફ [illegible] નહિ ! દુકાળના સપાટામાં પકડાઇ ગયેલા કેટલાંક માણસો મરણ [illegible]તા અને રઝળતા ન્હાના ન્હાના છોકરાઓને પોતાના પેટની પ્રજા સારી રીતે બરદાસ રાખી ઉછેર્યા હતા. એવા છોકરાઓ આશરે ૪૦૦

નામ ખરેખરી ઉદારતા અને દયા! તેમની આવી પરોપકાર બુદ્ધિથી [illegible]
અને હૈદ્રાબાદના મહારાજાઓએ તેમનો અત્યંત આભાર માન્યો હતો.

મી. સભાપતિ મુદલિયારે દુકાળની વખતે જે કિમતી મદદ આપી હતી, [illegible]
હિંદ તેમની ઘણી સ્તુતિ કરવા મંડી પડયું હતું. અને તે યોગ્યજ હતું. તે મહા[illegible]
બલ્લારીમાં તેમણે "સભાપતિ મુદલિયાર હોસ્પિતાલ" નામની દવાશાળા ઉઘાડી છે. [illegible]
સેંકડો દરદીઓ પોતાના રોગથી મુક્ત થઇ તેમને અંતઃકરણથી આશીષ આપે છે. [illegible]
રીમાંના છોકરાઓ માટે એક નિશાળ અને એક અંત્યજ સ્કૂલ પણ તેમણેજ સ્થાપી [illegible]
હાલમાં તેઓ એક "હુન્નરશાળા" તથા એક "સંગ્રહસ્થાન" સ્થાપવાની તજવીજ
કરે છે. તેઓ જેમ મોટા ઉદાર અને શ્રીમાન છે, તેમ વિદ્વાન પણ છે. તેમની વિદ્વતાનાં
વખાણ સરકાર દરબારમાં પુષ્કળ થાય છે. સને ૧૮૮૫ થી તેઓ બલ્લારીના સ્થાનિક
સ્વરાજ્યના એક સ્થંભ રૂપ થયા છે. ત્યાંની મ્યુનિસિપાલીટીના અધ્યક્ષનો હોદ્દો તેઓ ભો
ગવે છે. વળી તેમની અનેક પ્રકારની ઉત્તમ સેવાઓથી પ્રસન્ન થઇને સરકારે તેમને "રાવ
બહાદૂર" નો માનવંતો ઇલકાબ આપ્યો છે.

રાવ બહાદુર સભાપતિ મુદલિયાર આપણી "ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ" ના જ
બરા હીમાયતી છે. ઘણુંકરીને દર વર્ષે તેઓ કૉન્ગ્રેસમાં જાય છે. અને બલ્લારી જીલ્લામાંની
સઘળી પ્રજાને એ સભા વિષે માહિતી આપવા તેઓ ઘણી મેહેનત લે છે. સને ૧૮૮૭ ની
સાલમાં જે વખતે મદ્રાસમાં કૉન્ગ્રેસની ત્રીજી બેઠક થઇ હતી, ત્યારે તેમણે "હથિયારનો
કાયદો સુધારવા વિષે" ઘણું છટાદાર ભાષણ આપ્યું હતું. અને તે ઉપરથી તે સભામાં
બેસનાર સઘળા વિદ્વાનો અને મી. હ્યુમે તેમની વિદ્વતા વિષે ઘણો ઉંચો મત બાંધ્યો
હતો. સને ૧૮૮૮માં અલાહાબાદમાં મળેલી "કૉન્ગ્રેસ"ની સભામાં તેમણે "કહે તે કરે
માનવી એજ મોટો, ખુવે વેણ તે તો ખરો ખૂબ ખોટો" એ પ્રસિદ્ધ કવિશ્વર દલપત-
રામની ઉક્તિ પ્રમાણે કરી બતાવ્યું હતું. તે એવી રીતે કે;—તેમણે બલ્લારી, અનંતપુર
અને કર્નૂલ એ ત્રણે જીલ્લાનો આબકારી (દારૂ) કંટ્રાક્ટ રાખેલો હતો, તેમાં તેમને દર
વર્ષે પુષ્કળ ફાયદો થતો હતો, તે છતાં અલાહાબાદની એ સભામાં "આબકારી ખાતું
ઘણું નુકસાનકારક છે" એ વિષે ઘણી ચર્ચા ચાલી હતી. તે ચર્ચા સાંભળીને તેઓ સ-
ભામાં એકદમ ઉભા થયા, અને બોલ્યા કે—"હું આજે ૧૦ વર્ષથી આબકારી ખાતાનો
કંટ્રાકટર છું, અને તેમાં મને દર વર્ષે સારો ફાયદો થાય છે, પરંતુ મારા દેશી ભાઇઓના
ભલાને માટે આજથી તે કામ છોડી દેવાની હું પ્રતિજ્ઞા કરૂં છું!!" એના શબ્દો સાંભ-
ળતાં સભામાંના સભાસદોએ ઘણા હર્ષનાદથી તેમને વધાવી લીધા હતા. ત્યારથી તેમણે
આબકારી ખાતાનો કંટ્રાક્ટ રાખવાનું કામ છોડી દીધું છે.

ઉપરનું કર્તવ્ય બજાવ્યા પછી તેમણે બલ્લારીમાં "મદ્યપાન નિષેધક સભા"
ની સ્થાપના કરી છે. તેમાં તેમણે ઘણાં અસરકારક ભાષણો આપી લોકોને ઉત્સુકી [illegible]
સભાના મેમ્બરો કર્યા છે, મુસલમાન લોકોને માટે પણ "મુસલમાન ટેમ્પરન્સ સોસાયટી"
સ્થાપન કરી; અને તે સોસાયટીના અધ્યક્ષનું માન મુસલમાન ધર્મગુરૂ કાજી અબ્દુલ [illegible]
લીક સાહેબને સોંપ્યું છે. તેમના આ કૃત્યથી મી. ડબ્લ્યુ. એસ. કેન નામના વિદ્વાન

મેહેરે ઘણી પ્રશંસા કરીને કહ્યું હતું કે;—" હિંદુસ્થાનમાં મી. મુદલિયાર જેવા ૫૦ પુરૂષો હોય તો પાંચ કે છ વર્ષમાં બધી દારૂની દુકાનો બંધ થાય."

થોડા વખત ઉપર તેમણે **"સન્માર્ગ સમાજ"** નામે સભા સ્થાપન કરેલી છે. તેમાં હમેશા ઇશ્વર સબંધી તથા નીતિ શાસ્ત્ર સબંધી વ્યાખ્યાનો અપાય છે. એ રીતે રાવ બહાદૂર સભાપતિ મુદલિયારે અનેક ઉત્તમ કાર્યો કરીને પોતાની કીર્તિ જગતમાં ઘણી વધારી છે. આવા મહા પુરૂષોને ધન્ય છે.!

---

# રાય બહાદૂર પી. આનંદાચાર્લૂ.

આ મહા પુરૂષનો જન્મ ઇ. સ ૧૮૪૫ની સાલમાં ચિતુર નામના શેહેરમાં થયો હતો આ શેહેર મદ્રાસથી આશરે ૫૦ ગાઉ છેટે છે. આનંદાચાર્લૂના પિતા સુખી ગૃહસ્થ હતા, અને ચિતુરની ડિસ્ટ્રીકટ કોર્ટના શિરસ્તેદારની જગો ઉપર હતા. તેઓ ઘણા સારા સ્વભાવના અને સરકારના નિમકહલાલ નોકર હતા. તે ઇ. સ ૧૮૫૭માં સ્વર્ગવાસી થયા, જેથી આનંદાચાર્લૂને એક કુશળ પિતાની ખોટ પડી હતી. પિતાના મૃત્યુ સમયે તેમનું વય ૧૨ વર્ષનું હતું પણ સારે નસીબે તેમની માતા ઘણાં ખબરદાર હતાં, તેથી તેમણે થોડો ઘણો અભ્યાસ કરાવ્યો હતો અને પુત્ર ઉપર પુષ્કળ મેહેનત લેઇ ભવિષ્યનું એક સુંદર રત્ન તૈયાર કર્યું હતુ. મદ્રાસમાં પાચ્ચીઆપા મુદલિયારે સ્થાપન કરેલી પાઠશાળામાં મી. આનંદાચાર્લૂએ પહેલ વહેલો અભ્યાસ કરવા માંડયો ત્યાં તેમણે પુષ્કળ મેહેનત લેઇ ઇંગ્રેજી ભાષાનું સારૂં અધ્યયન કર્યું હતું. આનંદાચાર્લૂને વિદ્યાર્થી અવસ્થામાં તેમના ઉપર પિતા સમાન દેખરેખ રાખનારા એવા **મી. રંગનાદમ્ શાસ્ત્રી** હતા. તેઓ આનંદાચાર્લૂના પિતાના બાળમિત્ર હતા. **મી. રંગનાદમ્ શાસ્ત્રી** અનેક ભાષાના જ્ઞાતા અને મદ્રાસની સ્મોલકોઝ કોર્ટના જડજ હતા. તેમણે આનંદાચાર્લૂ ઉપર પુષ્કળ હેત રાખી વિદ્યાભ્યાસ આગળ વધાર્યો હતો. આનંદાચાર્લૂ જેમ જેમ ભણતા ગયા, તેમ તેમ તેઓ સ્વતન મિજાજના થવા લાગ્યા; અને વિદ્યાના પૂર્ણ વ્યસની બન્યા. તેમનામાં ઉત્સાહ અને વિદ્યાનંદ જાગૃત થયો હતો તેઓ જે જે કલાસમાં ભણતા તે તે કલાસના શિક્ષકો તેમનો અભ્યાસ, ચાલાકી અને બાહોશી જોઇ ચકિત થતા તેઓ મેટ્રિક્યુલેશનના કલાસમાં આવ્યા, તે વખતે તેમના શિક્ષકે આ પ્રમાણે ભવિષ્ય વચનો કહ્યાં હતાં,—"મારી પાછળ આ છોકરો તેના સહાધ્યાયીઓમાં ગુરૂ સ્થાને શોભશે."

પાચ્ચીઆપાની પાઠશાળામાંથી અભ્યાસ પૂરો કરી, પ્રવેશક પરીક્ષા આપ્યા પછી તેઓ "પ્રેસિડેન્સી કોલેજ"માં દાખલ થયા હતા. ત્યાં પણ તેઓ ઉંચી જાતની કેળવણી લેઇ મદ્રાસની યુનિવર્સીટીના એક આન્ડરગ્રેજ્યુએટ થયા હતા પછી તેમણે પાચ્ચીઆપાની પાઠશાળામાં શિક્ષકની જગ્યા મેળવી અને પહેલા જ્યાં તેઓ "ઘણાજ સારા વિદ્યાર્થી તરીકે" વખણાતા હતા, ત્યાં હવે ઘણાજ સારા શિક્ષક તરીકે વખણાવા લાગ્યા. આ સ્થળે તેમને કાયદાઓનો અભ્યાસ કરવાનો શોખ થયો, અને તે પ્રમાણે તેમણે અભ્યાસ કરી સને ૧૮૬૯ની સાલમાં "બેચલર ઓફ લૉ"નું પદ મેળવ્યું આ

તેઓ મદ્રાસની હાઇકોર્ટમાં વકીલાતનો ધંધો કરવા લાગ્યા. અને થોડા વખતમાં [illegible] ઘણા વકીલો કરતાં ઘણી નામના મેળવી. જેથી તેમને દ્રવ્યની પ્રાપ્તી પણ વિશેષ [illegible] મી. આનંદાચાર્લુ વકીલાતના ધંધામાં પડીને કાંઇ પુષ્કળ પૈસાના લોભથી [illegible] કર્તવ્યો બજાવવાને ભૂલી ગયા નથી. પણ પોતાનું સઘળું તન, મન, અને ધન સ્વદેશની [illegible] વામાં અર્પણ કરી રાત દિવસ મેહેનત કરે છે. તેમણે ઘણાજ ઉત્સાહથી સાર્વજનિક [illegible] બનાં કામો કરીને લોકોમાં પોતાની કીર્તિ કાયમ રાખી છે. વકીલાતના ધંધામાં અનેક જાતના અને અનેક સ્વભાવના લોકો સાથે પરીચય થવાથી તેમણે "લોકની સ્થિતિનું" સારૂં જ્ઞાન મેળવ્યું છે. તેમાં વળી તેમને વિદ્યાનું જબરૂ વ્યસન વળગેલું હોવાથી તેમની બુદ્ધિ ઘણીજ ઉંચી અને પ્રગલ્ભ થઇ છે. જેથી કરીને મનુષ્ય સ્વભાવની પરીક્ષા અને વ્યવહાર ચતુરાઇની તેમનામાં કાંઇ પણ ખામી રહી નથી. વકીલાતના ધંધામાં સમાજની સત્ય પરાયણતા જેટલી ઉત્તમ રીતે જોવામાં આવે છે, તેવી બીજા કોઇ પણ ધંધામાં જોવામાં આવતી નથી. સને ૧૮૭૪ માં મદ્રાસની ધારા સભામાં મ્યુનિસિપાલીટીના સંબંધમાં એક બીલ આવ્યું હતું, તે સાર્વજનિક હિત સંબંધથી ઉલટું હતું. તેથી તેની સામા મદ્રાસમાં એક ગંજાવર સભા ભરવામાં આવી હતી. તે સભામાં મી. આનંદાચાર્લુએ એવું સરસ ભાષણ કર્યું હતું કે તેમની અલૌકિક ભાષણ છટા જોઇને સઘળી સભા ચકિત થઇ ગઇ હતી. અને એથી તેમની સ્વદેશ પ્રીતિનો સઘળે પ્રકાશ પડી ગયો હતો. ત્યાર પછી દરેક સાર્વજનિક કામકાજમાં તેમને અધ્યક્ષનું પદ મળવા લાગ્યું. એવા પદ ઉપર બિરાજીને તેઓ અદ્યાપિ સુધી પ્રજા કલ્યાણનાં કામો માટે પુષ્કળ મેહેનત કરે છે. લગભગ ૧૦ વર્ષથી તેઓ મદ્રાસના મ્યુનિસિપાલ કમીશનરના હોદ્દા ઉપર છે. તેમને અંગે સૌજન્યતા, નિયમિતપણું, અને નીતિ ધૈર્યના સર્વોત્તમ ગુણો એટલા મૂર્તિમંત છે કે જેથી કરીને તેમનું મ્યુનિસિપાલ કૌન્સિલમાં પુષ્કળ વજન પડ્યું છે. સને ૧૮૮૪ માં હિંદના લોક પ્રિય વાઇસરૉય **લૉર્ડ રીપન** જ્યારે સ્વદેશ ગયા; તે વખતે મદ્રાસ ઇલાકા તરફથી પ્રજાની કૃતજ્ઞતા બુદ્ધિ બતાવવા માટે; વાઇસરૉયને છેલ્લો પ્રણામ કરવા માટે મદ્રાસ તરફથી કેટલીક મંડળી મુંબઇ આવેલી હતી, તેમાં મી. આનંદાચાર્લુ અગ્રેસર હતા.

ઇ. સ. ૧૮૮૫ની સાલમાં આપણી "**ઈન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ**" (રાષ્ટ્રીય સભા)ની સ્થાપના થઈ, ત્યારથી તે સભાના પ્રમુખ પુરૂષોમાંના એક મી. આનંદાચાર્લુ છે. સને ૧૮૮૭ની સાલમાં એજ સભાની ત્રીજી બેઠક મદ્રાસમાં કરવામાં આવી હતી, તે વખતે ત્યાની "રિસેપ્શન કમિટી" ના સેક્રેટરીના પદ ઉપર તેઓજ નિમાયા હતા. તેમણે અત્યંત મેહેનત કરીને આ સમારંભ રૂડીરીતે પાર પાડ્યો હતો. એ ઉપરથી તેમની સ્વદેશ પ્રીતિની ઘણીજ સારી પ્રશંસા થઇ હતી. હિંદુસ્થાનમાં આજ સુધીમાં "નેશનલ કૉન્ગ્રેસ" ની જેટલી બેઠકો થઇ છે, તે દરેક સભા વખતે તેઓ પોતાનું ગમે તેવું કામકાજ છોડીને પણ હાજર થયા વગર રહ્યા નથી. તે ઉપરથી જણાય છે કે તેમના જેવો કૉન્ગ્રેસનો ભક્ત વિરલોજ હશે. સને ૧૮૯૧ ની સાલમાં નાગપુરની કૉન્ગ્રેસ વખતે અધ્યક્ષનું મહાન પદ સર્વાનુમતે મી. આનંદાચાર્લુને મળ્યું હતું. તે વખતે તેમણે અનેક માહિતીથી ભરપુર, વિદ્વત્તાથી ભરપૂર, યોગ્ય અને ગંભીર ભાષણ આપ્યું હતું, તે સાંભળીને અનેક

પંડિતોએ હર્ષનાદથી તથા તાલીઓના અવાજથી તેમને વધાવી લીધા હતા.

મી. આનંદાચાર્લૂ મદ્રાસનાં સાર્વજનિક કૃત્યોના એક મોટા આધાર સ્તંભ જેવા છે. લોકોપયોગી કૃત્યો કરવાની અને તે અંત:કરણ પૂર્વક શરેતોરે પાર પાડવાની જબરી શક્તિથી તેઓ "જગત્ મિત્ર" બન્યા છે. તેઓ જ્ઞાતે વિશિષ્ટાદ્વૈત મતના મદ્રાસી બ્રાહ્મણ છે. તેમજ મદ્રાસ ઇલ્લાકાની સઘળી ભાષાઓના પંડિત અને સંસ્કૃત ભાષાનું ઘણુંજ સારૂં ઉંચું જ્ઞાન ધરાવે છે. તેમનું શરીર જરા કાળાશ પડતું હોઇ બાંધો ન્હાનો છે. તેમને બીજા પાંચ ભાઇઓ છે, તે પણ ઘણા કાબેલ અને સારા સ્વભાવના છે. હાલમાં તેમની ઉમ્મર આશરે ૫૦ વર્ષની છે. મી. આનંદાચાર્લૂ જેમ એક પ્રસિદ્ધ વકતામાં ગણાય છે, તેમ એક ઉત્તમ લેખક તરીકે પણ ઘણા પ્રખ્યાત છે. એકંદરે તેઓ મદ્રાસના એક રત્ન રૂપ છે. એમ કહીએ તો કાંઇ ખોટું ગણાશે નહિ. બેશક આવાં રત્ન આખા હિંદુસ્થાનમાં ઘણાં નિર્માણ થાય તો પછી દેશોદય થવામાં શી વાર લાગે ?

મી. આનંદાચાર્લૂની લોકોપયોગી ઉત્તમ સેવાઓની કદર કરીને નામદાર સરકારે તેમને "રાય બહાદુર" નો ખિતાબ આપ્યો છે. વળી તેમને નામદાર મદ્રાસના ગવર્નર સાહેબની ધારાસભાના "ઑનરેબલ મેમ્બર" નું પદ પણ મળ્યું છે. એ મોટા આનંદની વાર્તા છે.

## બાબુ ક્રિસ્તોદાસ પાલ.

આ મહા પુરૂષનો જન્મ સને ૧૮૩૮ ના એપ્રીલ માસમાં કલકત્તામાં થયો હતો. તેમના પિતાનું નામ ઇશ્વરચંદ્ર પાલ હતું. તેઓ વેપાર કરતા હતા, અને એ વેપારમાં તેમને ભારે ખોટ જવાથી તદ્દન પાયમાલ થઇ ગયા હતા. તે એટલે સુધી કે તેમના આ પુત્ર ક્રિસ્તોદાસ પાલના જન્મ વખતે તો તેમને અન્નને તથા દાંતને વેર જેવું થઇ પડ્યું હતું. એવું કહેવામાં આવે છે કે, એવી દશામાં એક દિવસે ક્રિસ્તોદાસ પાલની માતા તેમને ખોળામાં બેસાડીને રમાડતી હતી, તેવામાં એક જોશી ત્યાં જઇ ચડયો હતો. તેણે ક્રિસ્તોદાસ પાલને જોઇને તેની માતાને કહ્યું કે, આ બાળક આખા બંગાળામાં એક નામાંકિત નર થશે. તેની નિશાની તરીકે તેણે કહ્યું કે તેના કાને તલ થશે. જોશીના કહેવા પ્રમાણે કેટલીક મુદતે ક્રિસ્તોદાસ પાલના કાન ઉપર તેની માતાએ તલ જોયા, તેથી જોશીએ કહેલા ભવિષ્ય ઉપર તેને પૂર્ણ શ્રદ્ધા ચોટી, અને તે પોતાના પુત્રને ઘણીજ કાળજીથી ઉછેરવા તથા કેળવવા લાગી. તે એટલે સુધી કે તેણે પુત્રના વિદ્યાભ્યાસ પાછળ પોતાનાં વ્હાલાં ઘરેણાં સુદ્ધાં વેચીને ખર્ચ કર્યું હતું.

ક્રિસ્તોદાસ પાલને સાત વર્ષની ઉમ્મરે નિશાળે ભણવા મૂકવામાં આવ્યો હતો. તેણે ઘણીજ ચપળતાથી પોતાનો અભ્યાસ વધાર્યો હતો. અને સને ૧૮૪૮માં સ્વભાષાની સારી કુશળતા માટે તેને રૂપાનો એક ચાંદ મળ્યો હતો. એજ વર્ષમાં તે ઇંગ્રેજી સ્કુલમાં દાખલ થયો હતો. ત્યાં પણ તેનો અભ્યાસ એવો તો સરસ દિપી નીકળ્યો હતો કે, તેને ઇનામો ઉપર ઇનામ મળતા, અને એકદમ કલાસો ચડાવી દેવામાં આવતો હતો. તેને વાં-

ચનનો ઘણોજ શોખ હતો, તેથી જ્યારે ને ત્યારે ઘેર કે નિશાળમાં હમેશાં તે વાંચતોજ જોવામાં આવતો હતો. સને ૧૮૫૩ માં નિશાલ છોડીને મી. મીન નામે એક પાદરીની પાસે શીખવા માટે તે રહ્યો, પરતુ તે પાદરીએ તેને ફકત "બાઇબલ" શીખવવા માંડ્યું. તેથી થોડા વખતમાં તેને પણ છોડી દીધો. અને એ વખતમાં સ્થપાયેલી "Literary Free Debating Club" (વિદ્યા વિવેચક સભા) માં તે દાખલ થયો. ત્યાર પછી તેણે "ડવટન કૉલેજ" માં તથા "મેટ્રોપોલીટન" નામે કૉલેજમાં દાખલ થઇને અભ્યાસ કરી ઘણી ઉંચી પરીક્ષાઓ આપી હતી. સને ૧૮૫૭ માં કૉલેજ છોડીને તે કલકત્તાની પબ્લિક લાઇબ્રેરી તથા કૉલેજની લાઇબ્રેરીમાં પુસ્તકો વગેરે, વાંચી જ્ઞાનનો ભંડાર એકઠો કરવા લાગ્યો હતો. ત્યાર પછી તેણે બીજા લોકોની પેઠે નોકરી નહિ શોધતાં વર્તમાનપત્રોમાં ઇંગ્રેજી લેખ લખવા માંડ્યા હતા. અને થોડાજ વખતમાં "હિંદુ પેટ્રિયટ" નામે વર્તમાનપત્ર જે બે ચાર વર્ષથી કલકત્તામાં નીકળતુ હતું, તેનું અધિપતિપણું તેને મળ્યું હતું. એ કામ તેણે એક નિષ્ઠાથી તથા અસાધારણ કાબેલિયતથી ૨૫ વર્ષ સુધી એટલે પોતાની જીંદગીના આખર છેડા સુધી ચલાવ્યું હતુ. એ પત્ર જ્યારથી તેના હસ્તકમાં આવ્યું, ત્યારથી તેની આબરૂ દેશી તેમજ ઇંગ્રેજ લોકોમાં દિનપરદિન ઘણી વધવા લાગી હતી. તેના ઉત્તમ લેખોથી ઇંગ્રેજોને પણ કબુલ કરવુ પડયું કે, દેશીઓમાં પણ ઘણા ડાહ્યા અને વિચારવંત લેખકો છે ખરા. એજ વખતથી દેશી વર્તમાનપત્રોના અભિપ્રાય ઉપર સરકારે પણ થોડું ઘણુ ધ્યાન આપવા માંડયું હતું, બાબુ ક્રિસ્તોદાસ પાલે પચીસ વર્ષ સુધીના પોતાના અધિપતિપણામાં પ્રજાહિતનાં જે જે કામો ઉપર પોતાની ઉત્તમ કસાયેલી કલમ ચલાવી છે, તેનાં ફક્ત નામજ આપણે જો લખવા માંડીએ તો એક આખી ચોપડી ભરાય.

"હિંદુ પેટ્રિયટ" સરખા રોજીંદા પત્રનું અધિપતિપણું ચલાવતાં છતાં પણ બાબુ ક્રિસ્તોદાસ પાલને બીજાં લોકોપયોગી કામને માટે જોઇતો વખત મળતો હતો. દેશીઓના વાજબી હક સભાળવા માટે બંગાળામાં જે "બ્રિટિશ ઇન્ડિઆ આસોસિએશન" નામે મંડળી છે, તેના સેક્રેટરીનું કામ તેમણે ઘણાં વર્ષ સુધી બહુ સંતોષકારક રીતે કર્યું હતું. વાંચનારને માલુમ છે કે, કોઇ પણ સભાનુ ચાચલ્ય કેવળ તેના સેક્રેટરીની સમજશક્તિ, દિર્ઘદ્રષ્ટિ, અને ખંત ઉપર આધાર રાખે છે. તેજ પ્રમાણે બાબુ ક્રિસ્તોદાસ પાલ જેવા ઉદ્યોગી અને ઉત્સાહિ સેક્રેટરીના કાર્યભારમાં એ સભાએ માત્ર બંગાળાનીજ નહિ પણ આખા ભરતખંડની પ્રજાના કલ્યાણનાં કેટલાંક કાર્યો કરેલાં છે, તેનું માન તેમનેજ ઘટે છે. બાબુ ક્રિસ્તોદાસ પાલે કલકત્તાની મ્યુનિસીપાલીટીના એક ચાલાક સભાસદ તરીકેનું કામ લગભગ ૨૦ વર્ષ સુધી કર્યું હતું. ત્યાં પણ તેમણે વખાણવા લાયક મેહેનત કરીને સારો યશ સંપાદન કર્યો હતો, તેમના એવા ઉત્તમ ગુણોની કદર કરીને બંગાળાની સરકારે પોતાની "લેજીસ્લેટીવ કૌન્સિલ" માં તેમને ઑનરેબલ સભાસદનું પદ આપ્યું હતું. ત્યાં પણ તેમણે લાગટ ૧૦ વર્ષ સુધી રહીને પોતાની પવિત્ર ફરજો બજાવી સરકારની તથા પ્રજાની પ્રીતિ અને માન મેળવ્યું હતું. વળી હિંદુસ્થાનના વાઇસરૉય અને ગવર્નર જનરલ લૉર્ડ રીપન સાહેબે પોતાની વડી ધારાસભામાં એક લાયક સભાસદને પસંદ કરી મોકલવાની આજ્ઞા બંગાળાના જમીનદારોને કરી હતી. ત્યારે તેમણે સર્વાનુમતે બાબુ

ક્રિસ્તોદાસ પાલનેજ પસંદ કર્યો હતો. તેથી સરકારે તેમને વડી ધારાસભામાં એક સભા-સદ તરીકે દાખલ કર્યા હતા. ત્યારે પણ તેમણે સરકારનું શુભ ઇચ્છી પ્રજાના વાજબી હકની ઘણીજ કાબેલિયતપણે હિમાયત કરી હતી.

આ ભારતભૂષણ પ્રતાપી પુરૂપ જો કે હમેશાં પ્રજા હકનોજ હિમાયતી હતો, તે છતાં તેની શૈલી એવા પ્રકારની હતી કે, તેથી રાજા તથા પ્રજા સર્વે તેના ઉપર રાજી હતાં. "હિંદુ પેટ્રિયટ" પત્રના પચીસ વર્ષ સુધીના તેના અધિપતિપણામાં તેને સરકારના કામકાજની સામે ટીકા કરવાના હજારો પ્રસંગો આવ્યા હતા, તે છતાં તે સરકારને કદિ પણ અપ્રિય થઇ પડ્યો નહોતો. આ ઉપરથી એમ ન સમજવું કે, તે મોં રાખીને બોલ-નારો હતો. એ તો સદા પ્રજા પક્ષનોજ સ્પષ્ટ વક્તા હિમાયતી હતો, પરંતુ પ્રજાપક્ષ ખેંચ-વામાં અવિચારી, ઉન્મત્ત, કે ઉછાંછળો નહોતો. વળી તે જેવો દેશ ભક્ત હતો, તેવોજ રાજ્ય ભક્ત પણ હતો. તેની એ બને ભક્તિ ખરા અંતઃકરણની હોવાથી તેનાં સઘળાં લ-ખાણોમાં તે સ્વાભાવિક રીતેજ દેખાઇ આવતી હતી. તેથી પ્રસંગોપાત સરકારી કામકા-જની સામે તે ગમે તેવી કરડી અને તીખી ટીકાઓ કરતો, તોપણ સરકારને એમજ લાગતું કે, એ રાજ્યના લાભને માટેજ બોલે છે. તે વગર પાયે કે વગર વિચારે કાંઇ પણ ટીકા કદિ કરતો નહિ. તેની તોલન શક્તિ બહુ ઉત્તમ હતી. તેથી દરેક પ્રસગે અમુક કા-મ દેશને ખરેખરૂં લાભકારી છે કે નહિ, તે બરોબર શોધી કાઢતો, અને એ વિષે પૂર્ણ વિચાર કર્યા પછી તે પોતાની કલમ છુટથી ચલાવતો હતો. તેનું લખાણ પ્રતિપક્ષીઓને પણ વિચારશીલ, અને લક્ષ આપવા યોગ્ય લાગતું હતું. તે એટલે સુધી કે ગવર્નર તથા ગવર્નર જનરલ પર્યંત સઘળા અમલદારો અમુક કાયદો કે કામ કરતી વખતે બાબુ ક્રિસ્તો-દાસ પાલનો એ બાબત શો વિચાર હશે, તે જાણવા માટે આતુર રહેતા હતા. તેની એ વિદ્વતા તથા જ્ઞાનબળ કોઇ જેવું તેવું કહેવાય નહિ. "હિંદુ પેટ્રિયટ" પત્રથીજ ઇંગ્રેજો દેશી વર્તમાનપત્રો વાંચવા તરફ પ્રથમ દોરાયા હતા. દેશીઓ રાજ્ય પ્રકરણમાં વળી શુ સમજે, શું લખી શકે, અથવા શો વિચાર બાંધી શકે, એવું જે ઇંગ્રેજો તે વેળાએ સમજતા હતા, તેમને પોતાનું પત્ર ઉમંગથી વાંચતા કરવા, એ બાબુ ક્રિસ્તોદાસ પાલની અપૂર્વ િ બલિહારી હતી.

આ મહા પુરૂષ સને ૧૮૮૪ ના જુલાઇ મહિનાની ૨૪ મી તારીખે મધુ રોગથી ગુજરી ગયો છે. મરણ વખતે તેની ઉમ્મર માત્ર ૪૬ વર્ષનીજ હતી. " વર્તમાનપત્રોના અધિપતિઓનો રાજ્યપ્રકરણની ચર્ચામાં અગ્રણી અને ગુરૂ, જુસ્સા, ભર્યું પણ વિચારશીલ લખાણ વાંચવાને ગવર્નર જનરલ પણ આકાંક્ષિત તેના ઉપર પોતાના છેવટના વિચારનો આધાર રાખતા, એવા મહા દને બારે ખોટ ખમવી પડી છે.

—⊶⊷—

૩૦૪૦ ગરીબ દેવાદારોનો છૂટકારો કરવા સારૂં આપ્યા.
૧૮૦૦૦૦ મુબઇ તથા ગુજરાતમાં પારસીની કેટલીક ક્રિયાઓ કરવા સારૂં આપ્યા.
૭૦૦૦૦ પારસીઓના તેહેવારના દિવસે લોકોને જમાડવા સારૂં અલાહબાગ બંધાવ્યો, તથા તેની પાસે જગા લીધી તેના.
૩૦૮૦૦ સુરતમાં સૈયદપુરામાં મોટી આગ લાગી તે વખતે હેરાન થયેલા લોકોને સાર દાણા, વસ્ત્ર, તથા નાણું વેહેચ્યાં.
૩૭૦૦૦ ગરીબ પારસીઓના પોષણ સારૂં આપેલી રકમ સને ૧૮૪૦ થી તે સને ૧૮૪૭ સુધી.
૭૧૬૦૦ મુબઇની પાંજરાપોળના ઉઘરાણામાં ભરેલી રકમ.
૩૦૦૦ પાટણની પાંજરાપોળના ઉઘરાણામાં ભરેલી રકમ.
૩૦૦૦૦ શેઠ મોતીશાની યાદગીરી સારૂં ગુજરાતના ગરીબ હિંદુઓનું પોષણ થવા માટેના ફંડમાં.
૨૯૬૦૦ જૂદે જૂદે ઠેકાણે પારસીઓનાં દોખમાં બંધાવ્યાં તેના ખર્ચના.
૪૪૦૦૦ કેટલાએક દુખીયારાં કુટુબોને આશ્રય આપેલી રકમ.
૧૬૭૦૦ પારસીઓના આતસબેહેરામની જગા બધાવી તથા સમી કરાવી તેના.
૧૫૦૦૦ મુબઇ તથા તેની પાસેની જગાએ કૂવા તથા હવાડા બધાવ્યા તેના ખર્ચના.
૫૦૦૦ નવસારીમાં આંધળાં પાંગળાંને સાર આપેલી રકમ.
૧૫૦૦૦ પારસી પચાએતને ધર્મના કામ સારૂ આપ્યા તે.
૪૫૦૦૦ પુનામાં પારસીઓને સારૂં અગિયારી બધાવી.
૨૦૦૦૦ ખડાળામાં ધર્મશાળા બધાવી.
૧૭૦૦૦ નવસારી પાસે ગણદેવીના ગરીબ પારસીઓની મૃત્યુ ક્રિયા કરવાના ખરચમાં આપ્યા.
૧૭૦૦૦ નવસારીના પારસીઓ ઉપર ગાયકવાડ સરકારે આદમી દીઠ વેરો નાખેલો તે કાઢી નખાવવા સારૂ આપ્યા.
૬૨૫૦૦ નવસારીના ગરીબ પારસીઓના ગુજરાન સારૂં આપ્યા.
૧૨૫૦૦૦ સુરતના ગરીબ પારસીઓના ગુજરાન સારૂ આપ્યા.
૮૪૦૦ નવસારીમાં ધર્મશાળા તથા અગિયારી બધાવી તેના ખર્ચના.
૧૬૦૫૦૦ સર જમસેદજી જીજીભાઇ હૉસ્પિતાલ બધાવી તેના ખર્ચમાં.
૩૦૦૦૦ સર જમસેદજી જીજીભાઇ હૉસ્પિતાલને લગતું સુવાવડખાનુ બધાવ્યું તેના ખર્ચના.
૧૫૫૦૦૦ માહીમનો પુલ બંધાવ્યો.
૨૨૦૦૦ માહીમનો રસ્તો બધાવ્યો.
૪૦૦૦ અરલા પરલા આગળ પુલ બધાવ્યો.
૬૫૦૦ વાંદરામાં તળાવ ખોદાવ્યુ.
૧૫૦૦૦૦ મુબઇમાં જમસેદજીની ધર્મશાળામાં ખર્ચ્યાં

૧૮૦૨૭૦ પુનામાં મીઠું પાણી આણવા સારૂ આપ્યા.
૭૩૦૦ સુરત પાસે બારથાનો પુલ બંધાવ્યો.
૨૩૦૦૦ સોંયખલાના રસ્તા ઉપર ટાંકી બંધાવી.
૪૪૦૦૦૦ મુંબઇના ગરીબ પારસીઓને ઉત્તમ કેળવણી આપવા સારૂં "પારસી બેનિવેલેન્ટ ઇન્સ્ટીટયુશન" નામે નિશાળ સ્થાપી તેના ખર્ચના.
૧૦૦૦૦૦ ચિત્રશાળા સ્થાપિ.
૩૦૦૦ પારસીઓને ઝંદ અવસ્તા શીખવા સારૂં કાહાડેલી નિશાળમાં આપ્યા.
૧૫૦૦૦ ગ્રાંટ મેડીકલ કૉલેજના ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો તથા ઇનામ આપવા સારૂં આપ્યા.
૫૦૦૦ યુરોપિયન 'પેનશનરો" તથા તેમની વિધવા સ્ત્રીઓને સારૂં આપેલી રકમ.
૧૧૫૦૦ એલ્ફીન્સ્ટન કૉલેજમાં શિક્ષાગુરૂઓને પગાર આપવા માટે ઉઘરાણું થયેલું તેમાં આપ્યા.
૧૦૦૦ સોંયખળાની નિશાળમાં આપ્યા.
૫૦૦૦ મુંબઇની ડીસ્ટ્રીકટ બેનિવૉલેન્ટ સોસાઇટીની ટીપમાં ભર્યા.
૨૦૦૦ મુંબઇમાં યુરોપિયન ખલાશીઓને રહેવા સારૂં જગા બંધાવવામાં આપ્યા.
૧૦૦૦૦ સ્કૉચ અને આયરીશ લોકોમાંના ગરીબોનાં દુઃખ નિવારણ કરવા સારૂં આપ્યા.
૧૦૦૦ ડેવન પોર્તમાં વહાણ બાંધવાની કારિગરીનું કામ શીખવા સારૂં સ્થાપેલી નિશાળમાં આપ્યા.
૧૫૦૦ શીવરીની ઉદ્યોગશાળામાં આપ્યા.
૨૦૦૦ કલકત્તાની ફ્રી સ્કુલને વાસ્તે મોકલ્યા.
૭૦૦૦ ડયૂક ઑફ વેલિંગ્ટનની યાદગીરીના ફંડમાં આપ્યા.
૫૦૦ પેટ્રીઆટીક ફંડમાં આપ્યા.
૨૦૦૦ આ દેશના જળપ્રલયથી ગરીબ થયેલા લોકો સારૂં સંચય થયેલા ફંડમાં આપ્યા.
૧૦૦૦ જનરલ હેવલૉકની યાદગીરીના ફંડમાં આપ્યા.
૭૫૦૦૦ નવસારીમાં હૉસ્પિતાલ બંધાવવા સારૂં આપ્યા.
૧૦૦૦ મુંબઇના સગ્રહસ્થાનમાં આપ્યા.

---

૨.૨૨૬૭૧૦

એ પ્રમાણે લગભગ ૨૩ લાખ રૂપિયાની રકમ પરોપકારના કાર્યોમાં પ્રસિદ્ધ રીતે ખરચેલી છે. અને તેટલીજ રકમ બીજા ગુપ્ત દાન કરીને ખરચેલી કહેવાય છે. આધુનિક વખતમાં આવો ધર્માત્મા હિંદમાં બીજો કોઇ થયો હોય, એવું જાણવામાં નથી.

આ મહા પુરૂષના પરોપકારની કદર આપણાં મહારાણીજીએ જાણીને તેમને તારીખ ૧૦ માર્ચ સને ૧૮૪૨ ના દિવસે "નાઇટ" નો માનવંતો ઇલકાબ બક્ષિસ કર્યો આવું માન દેશીઓમાં પહેલવહેલું તેમનેજ મળ્યું છે. એ ઇલકાબની સનદ તેમને સારૂં એ વખતના મુંબઇના ગવર્નર ઑનરેબલ સી. અન્ડરસને પરબારા

બરીને ભાષણ આપ્યું હતું, ત્યારે તેમના વિષે આ પ્રમાણે બોલ્યા

"તમે મનુષ્ય જાતીના કલ્યાણનાં કામો કર્યાં; અને રાજાઓના દુ:ખ પામતા લોકોનાં દુ:ખ ટાળ્યાં, તેથી તમને આ માન મળ્યું છે, મિના પ્રખ્યાત પુરૂષોમાં તમારૂં નામ નોંધાયું છે"

સર જમશેદજીનાં રૂડાં કાર્યની કદર જેમ સરકારે કરી, તેમ દેશી કરી હતી. તા. ૧૫ જુન સને ૧૮૪૨ ના રોજ મજગામના કિલ્લામાં તેમણે બરીને શેઠ જમસેદજીને એક માનપત્ર આપ્યું હતું. તે સભામાં ગવર્નર સર ન્દરસન તથા કૌન્સીલના મેમ્બરો પણ આવ્યા હતા. વળી તેમને "નાઇટ કાબ મળ્યા પછી તા. ૧૫ મી ડીસેમ્બર સને ૧૮૪૩ ને દિવસે હિરે જડેલો નાનો ચાંદ પણ સરકાર તરફથી મળ્યો હતો. આવા પુણ્યશાળી ગૃહસ્થનું ચાલું રહેવા સારૂં તેમણે કરેલાં પુન્ય એ પ્રસિદ્ધ નિશાની છે; પણ એવા રૂપનું આ દેશના લોકો સારી પેઠે મૂલ્ય સમજી શકે છે, એ દેખાડવા સારૂં તથ આકારમાં એમનું સ્વરૂપ હવે પછીની ઓલાદના ધ્યાનમાં ઉતરવા સારૂં સને જુન માસમાં આ દેશના લોકોએ તેમનું પૂતળું કોરાવીને મુંબઇના "ટાઉન મૂક્યું છે. બ્રિટિશ રાજ્યનો ધારો છે કે, નાઇટનો ખિતાબ ભોગવનાર ધણી મ એટલે તેની સાથે તે ખિતાબ પણ જતો રહે છે. પણ સર જમશેદજી સરખ પુરૂષના ખિતાબની તેવી સ્થિતિ થાય, તેમાં સરકારની શોભા નહિ. માટે " સદાકાળ એ ખિતાબ ભોગવે એટલા સારૂં નામદાર મહારાણીજીએ સને ૧૮૫૭ "બારોનેટ" ની ઘણીજ મોટી પદવી આપી છે. એ પદવી સર જમસેદજીની પરંપરા ચાલુ રહેશે. ઇંગ્રેજી રાજ્યના ધારા પ્રમાણે એ કુળનો વડો દિકરો આધિકારી થઇ શકે છે.

કાળની ગતિ ઘણી વિચિત્ર પ્રકારની છે. જે સમય સારો હોય તેવો મુશ્કેલ હોય છે. તે પ્રમાણે પૈસો આજ છે ને કાલ નથી. તેથી સર બારોનેટ હવે પછી કદાચ ગરીબ થઇ જાય, અને એ પદવી પ્રમાણે શોભા વાને અશક્ત થાય, ત્યારે સર જમસેદજીના નામને લાંછન લાગે. એ પ્રમાણે ન તેમણે ૨૫ લાખ રૂપિયાની રકમ ૪ ટકાને વ્યાજે સરકારમાં મૂકી છે. તેમાંથી એક લાખ રૂપિયા સરકાર એ બારોનેટને આપે છે. તેમજ મજગામના કિલ્લાનો પણ એ બારોનેટ કરે તથા વંશપરંપરા જે જે પુરૂષો બારોનેટની પદવીના થાય, તે 'સર જમસેદજી જીજીભાઇ" ને નામે ઓળખાય, એવું બીલ કાંસ્તારી સતાનાં મંજુર કરવામાં આવ્યું છે. હાલ બ્યારોનેટની પદવી ઉપર જમશેદજી જીજીભાઇ છે.

આ ધર્માત્મા પુરૂષ બારોનેટની પદવી માત્ર ૧।। વર્ષ સુધીજ ભોગવી તા. [illegible] સને ૧૮૫૯ ના એપ્રિલ મહિનાની ૧૫ મી તારીખે [illegible] આ ફાનિ દુનિયાનો ત્યાગ કરીને ફિરસ્તાની [illegible] તેમની ઉંમર ૭૬ [illegible] હતી. તેમના સ્ત્રીના

ફરી વળતા દેશ વિદેશમાં સઘળે ઠેકાણે શોકાગ્નિ પ્રકટ થયો હતો. હિંદનો એ મોટો ધર્મ સ્તંભ એકાએક અલોપ થઇ જવાથી આખા ભારતવર્ષની પ્રજાને ઘણું દુઃખ થયું હતું. અને તેમણે એ દાનેશ્વરી પુરૂષના મરણના શોકના તથા ગુણના જૂદા જૂદા રાસડા ગાઇને પોતાના શોકનો ઉભરો સમાવ્યો હતો. તે પૈકીનો એક રાસડો આપણા ગુર્જર કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ. નો રચેલો વાચકવૃન્દની જાણ માટે અમે નીચે લખ્યો છે. તે ઉપરથી એ મહાત્મા પુરૂષની દાનશીલતા, દયાળુ વૃત્તિ, અને લોકપ્રિયતા, ઇત્યાદિ અનેક ગુણોની ખાત્રી મળી શકે છે. ધન્ય છે! આવા દાનવીર પુરૂષોને! કે જેમના પુન્ય પ્રતાપ વડે દુનિઆમાં સુખની વૃદ્ધિ થાય છે.

### રાગ પરજ.

"એડો બાઇ બૂડતો તારોરે, અમે આઇ પાર ઉતારો" એ દેશી.

અરે કોણ આદમી એવો રે, જડે જમશેદજી જેવો. ટેક.
કાયા ધરી પરમારથ કાજે, કીધાં કરોડો કામ,
દેવ બરાબર આ દુનિયામાં, નિશ્ચળ રાખ્યું નામ. અરે કોણ ૧
મુબાઇ બંદર મદિરનો એ તો, મોટો ભાગ્યો મોભ,
ભર દરિયે કુવા થંભ ભાગ્યો, હવે થાશે શાથી શોભ અરે કોણ ૨
ઘોર ઘણો થયો વાટેને ઘાટે, હાટે પડી હડતાલ,
હિંમત રાખીને હાય પોકારે, કોણ બૂઢાં કોણ બાળ. અરે કોણ. ૩
સાંભળી શોક સંતાપ ધરે જન, ભારે ભવન ભવન;
નાવ વાળે શઢ ઉંધા નાખ્યા, પ્રલયનો જાણી પવન. અરે કોણ. ૪
કોરટના કારભારિએ કીધાં, કોરટનાં બંધ કાજ;
ચાર પગાં પણ ચારો ન ચાખે તો, નર કેમ ખાય અનાજ. અરે કોણ ૫
એવે સમે જન સર્વને આવી, આંખે આંસુની ધાર,
અહો પ્રભૂ તેં આ શું કીધું, એમ કરે ઉચ્ચાર. અરે કોણ ૬
જોતાં જણાયો સૂરજ ઝાંખો, ભાસિ ભૂમિ ભયકાર;
લોક પડ્યા સહુ શોકમાં લાગે, સૂનો દિસે સંસાર અરે કોણ ૭
દવાખાનામાં દરદથી દુખિયા, લોક રૂવે લાચાર,
નિશાળ માંહિ નિશાળીઆ રૂવે, યાદ કરી ઉપકાર. અરે કોણ ૮
પાંજરાપોળના પ્રાણી પોકારે, એનો ગયો આધાર,
સાહેબ લોકનો ગયો સનેહી, ડાહાપણનો દેનાર. અરે કોણ ૯
કોણ ફિકર હવે લોકની કરશે, હરશે હરકત ત્રાસ;
અંતરનો અભિલાખ ઉચરશે, પરજા કોની પાસ. અરે કોણ ૧૦
હિંદુસ્થાનનો હતો હિમાયતુ, પામરનો પ્રતિપાલ,
નેક શાણી સરકારનો સૂબો, ડાપણદાર દયાળ અરે કોણ ૧૧
માની માતર જે જે જગતમાં, જૂદી જૂદી બધી જાત;

સાંભળતાં શોક સાગરમાં પડી, વારે વારે કહેવાત. અરે કાણુ. ૧૨
ખાલી દિસે રતનાગર ખેતર, ઉજડ જેમ આવાર;
ખરેખરા ખેડુ હતા તે ખોયો, ખરી ખાંતે ખેડનાર. અરે કાણુ. ૧૩
સંવત ઓગણીસે પંદરાનો, ચાલતાં ચૈતર માસ;
કયાંથી અભાગણી બારશ આવી, તેં ઉપજાવ્યો ત્રાસ. અરે કાણુ. ૧૪
વિજળીએ જઇ વાત પહોંચાડી, ઠેકીને ઠામો ઠામ;
સાંભળતાં થયાં સર્વે ઉદાસી, કોઇ કરે નહિં કામ. અરે કાણુ. ૧૫
પોણોસો વરસ ઉપર નવ પુરા, માંહિને ગણિયે માસ;
ભૂતળ આયુશ એટલું ભોગવી, વળતી કીધો સ્વર્ગવાસ. અરે કાણુ. ૧૬
ધર્મધુરંધર ધીરજ ધારી, પામ્યો પ્રભૂના પંથ;
જન્મ કથા કવિતાથી જેના, ગરવા બનશે ગ્રંથ. અરે કાણુ. ૧૭
નારી નરો જેના નામને રોરો, પુરો સભારીને પાડ;
જેને છાંયે જમશેદ ગયા હશે, ઝાઝાં રોશે ઝાડ. અરે કાણુ. ૧૮
ચાહન ચીન વિલાયતમાં જેણે, મેળવ્યુ મ્હોટું માન;
વિધવિધના ઉપકાર વખાણે, આખો દેશ ઇરાન. અરે કાણુ. ૧૯
"નાઇટનું" ઉપનામ અપાયું, બીજું એ "બારોનેટ;"
જતનો હેતુ મહારાણીએ જાણીને, ભાવે કર્યો ચાંદ ભેટ. અરે કાણુ. ૨૦
બેરા તલાવ કુવા પુલ બાંધ્યા, પ્રાણીની હરવા પ્યાસ;
ધિંગી રચાવી ધર્મશાળાઓ, કઇ નવ રાખી કચાશ. અરે કાણુ. ૨૧
સુરતને નવસારી પુરાના, સજ્જને પૂરે સાખ;
રૂપૈયા પરઉપકારમાં એ ખર્ચ્યા, લેખે ત્રેવિશ લાખ. અરે કાણુ. ૨૨
મહાજનનો એ તો મોવડી હતો, દેશ કિલ્લાનું કમાડ;
કલ્પતરૂ કલિકાળમાં કહિયે, લોક લડાવણુ લાડ. અરે કાણુ. ૨૩
મુબઇ ઇલાકાનાં નસીબ મોટાં, હેતી ન કશીએ હાણું;*
દેવના ઘરને ખલવે દગે લીધો, પ્રજાનો જીવન પ્રાણુ. અરે કાણુ. ૨૪
થયો નથી ને થનાર નથી નર, જગમાં જેની જોડ;
સ્વારથને પરમારથનાં જેણે, કીધાં કામ કરોડ. અરે કાણુ. ૨૫
પારથિયો નીજ પરમ પુરષનાં, નાગ લેશે ઝે ઠામ;
સ્નેહ સહિત સદાય સંભારશે, નિર્મળ જેનું નામ અરે કાણુ. ૨૬
એ મહાપુરષને મળવાની મોટી, હૈડામાં રહી ગઇ હામ;
ગજી ગજી ગુણ ગ્રંથમાં ગુંથીને, રાખત દલપતરામ. અરે કાણુ. ૨૭

---

* સને ૧૮૫૭ ના બળવાથી સારા નસીબે મુંબાઇ ઇલાકામાં કાંઇ નુકસાન થયું નહોતું

# સર દીનશાહજી માણેકજી પીટીટ બારોનેટ.

આ મહા પ્રસિદ્ધ અને પરોપકારી પુરૂષનો જન્મ સને ૧૮૨૩ માં મુંબઇ મધે એક ખાનદાન અને આબરૂદાર પારસી કુટુંબમાં થયો હતો. તેમના પિતાનું નામ માણેકજી હતું. શેઠ માણેકજીના પિતા સુરતના વતની હતા. પરંતુ વેપારને અર્થે તેઓ સને ૧૭૮૫ માં સુરતથી મુબઇ જઇને વસ્યા હતા. શેઠ માણેકજી મુંબઇમાં પ્રથમ તો દલાલીનો ધંધો કરતા હતા, અને તે પછી તેઓ એક સ્વતંત્ર વેપારી બન્યા હતા. એ વેપારમાં તેમણે પુષ્કળ પૈસો મેળવ્યો હતો. તેમને બે પુત્ર હતા, તેમાંના આ સર દીનશાહજી વડિલ પુત્ર થાય. અને ન્હાના શેઠ નસરવાનજી હતા.

સર દીનશાહજીએ પોતાની નવ વર્ષની ન્હાની વયમાં ગુજરાતી ભાષાનો અભ્યાસ સારો કર્યો હતો, અને ત્યાર પછી તેઓ સાર્જંટ સાઇઝ નામે એક ઇંગ્રેજ ગૃહસ્થ પાસે રહીને ઇંગ્રેજી ભાષા શીખ્યા હતા. તેમ વેપારને ઉપયોગી જ્ઞાન તો તેમણે મેનવારિંગ અને કર્બેટની શાળામાંથી મેળવ્યું હતુ. તેમણે પોતાની ૧૭ વર્ષની ઉમ્મરે મેસર્સ ડયર અને રીચમંડની કંપનીમાં દરમાસે રૂ ૧૫ ના પગારની નોકરી લીધી હતી. એજ કંપનીમાં તેમના પિતા શેઠ માણેકજી મેનેજિંગ કલાર્ક હતા. એ કંપનીમાં સર દીનશાહજી પોતાની ચાલાકી અને બુદ્ધિબળથી વધીને રૂ ૧૦૦ ના દરમાયાની નોકરી મેળવવાને ભાગ્યશાળી થયા હતા. પરંતુ થોડા વખતમાં એ નોકરી છોડીને તેઓ કંપની દ્વારાએ સ્વતંત્ર વેપાર કરવા લાગ્યા હતા. વળી આગળ જતા જ્યારે મી. રીચમંડે એક જૂદી કંપની કહાડી, ત્યારે તેના વ્યવસ્થાપકની જગો સર દીનશાહજીને આપવામાં આવી હતી. એ જગો ઉપર રહીને પણ તેમણે ઇશ્વર કૃપાથી સારો યશ મેળવ્યો હતો. સને ૧૮૫૯ માં તેમના પિતા શેઠ માણેકજી ગુજરી ગયા હતા.

સને ૧૮૬૪ માં સર દીનશાહજી પોતાના ભાઇ શેઠ નસરવાનજીથી જૂદા પડ્યા હતા, ત્યારે તેમની વડિલોપાર્જિત મીલકતમાંથી તેમને ૨૪ લાખ રૂપિયાની મોટી રકમ મળી હતી. એ વખતે અમેરિકાની લડાઇને લીધે રૂના વેપારની સારી તેજી હતી, અને શેર સટ્ટાનો પવન જોસ ભેર ફેલાયેલો હતો. તેની ઉથલપાથલમાં ઘણાક ગરીબો મોટા લક્ષાધિપતી થઇ ગયા હતા, તેમ ઘણાક લક્ષાધિપતીઓ ગરીબ અવસ્થાને પામ્યા હતા. આવા બારીક વખતમાં શેઠ દીનશાહજીએ ઘણીજ દીર્ઘ દ્રષ્ટિ વાપરીને પોતાની મોટી પુંજીનું સંરક્ષણ કર્યું હતું. સને ૧૮૬૦ માં તેમણે "માણેકજી પીટીટ સ્પીનિંગ એન્ડ વિવિંગ મીલ" નામે સુતર કાંતવાની તથા કાપડ વણવાની મીલ સ્થાપિ હતી. તેમજ એજ વર્ષમાં તેમણે "હૈડ્રોલિક પ્રેસ કંપની" ૬ લાખ ૬૫ હજાર રૂપિઆની કીમતે વેચાતી લીધી હતી. એ રીતે શેઠ દીનશાહજીએ પોતાનો સ્વતંત્ર ઉદ્યોગ ધીમે ધીમે ઘણોજ વધારી દીધો હતો, જેનું વર્ણન કરતાં પાર આવે તેમ નથી. એ ઉદ્યોગમાં તેમણે ઘણીજ લાંબી કુનેહ અને ચાલાકી વાપરીને પુષ્કળ પૈસો સંપાદન કર્યો છે. હાલ તેઓ ૬ મીલોના એજંટ, માલીક, અને ઉપરી છે. અને તેમાંથી તેમને દર વર્ષે આશરે પાંચ લાખ રૂપિયા નુફાની આવકની મતી કહેવાય છે તેમની એ બધી મીલોમાંથી આશરે ૧૨૦૦૦ માણસોને ગુજરાન

છે. સર દીનશાહજીનું આ કાંઇ જેવું તેવુ પરાક્રમ કહેવાય નહિ.

સર દીનશાહજીની વેપારી સ્થિતિનુંજ માત્ર ઉપર વર્ણન કરવામાં આવ્યું છે, પરંતુ તેમની પરોપકારી જીંદગીનો ઉમદો હેવાલ તો હજુ હવે લખવામાં આવે છે. એ શેઠ કાંઇ પૈસો સગ્રહ કરીનેજ બેસી રહ્યા નથી, પણ જેવી રીતે તેમને ઇશ્વરે કૃપા કરીને અથાગ દ્રવ્યની બક્ષિસ આપી છે, તેજ પ્રમાણે એ દ્રવ્યનો કેટલોક ભાગ તેમણે જનમંડળના અથવા ખરૂં કહીએ તો પ્રાણી માત્રના સુખ અને કલ્યાણનાં આશીર્વાદ ભરેલાં કામો કરવામાં ખરચ્યો છે. એથી તેમના ઉમદા ખવાસ અને પરોપકાર બુદ્ધિની જગતને ખાત્રી મળે છે. તેમણે ઘણાંક જાહેર તેમજ ગુપ્ત દાનો કરેલાં છે, તેમાંનાં જે જાહેર દાનો અમારા જાણવામાં આવ્યાં છે, તેનો ટુંકો સાર અત્રે આપીએ છીએ. સને ૧૮૫૯ માં જ્યારે તેમના પિતાજી શેઠ માણેકજી ગુજરી ગયા, ત્યારે તેમણે રૂ ૨૫,૦૦૦ ની મોટી રકમ પુન્ય ખાતે વાપરી હતી. સને ૧૮૬૧ માં રૂ ૩૦,૦૦૦ ખર્ચીને પુના શેહેરમાં પાણી પીવાના મોટા સાર્વજનિક ચાર હોજ બધાવ્યા હતા. સને ૧૮૭૧ માં અહમદનગર શેહેરમાં લોકોને પાણી પીવાની સગવડતા કરી આપવા માટે રૂ ૧૫,૦૦૦ આપ્યા હતા, તે પૈકીના રૂ ૬૦૦૦ ખર્ચીને એક સુંદર કારંજ બંધાવ્યો છે, તે અદ્યાપિ સુધી તેમનાજ નામથી ઓળખાય છે. એજ વર્ષમાં તેમણે વલસાડમાં એક, તથા તારાપોરમાં એક, એમ જૂદાં જૂદાં બે ધર્માદા દવાખાનાં મોટા ખર્ચથી સ્થાપ્યા હતાં. એ સિવાય રત્નાગિરી શેહેરમાં મહારોગીઓને માટે એક ધર્માદા દવાખાનું સ્થાપવા સારૂ રૂ ૧૬,૫૦૦ આપ્યા હતા. સને ૧૮૬૩ માં તેમના મરહુમ પત્ની બાઇ સાકરબાઇને નામે જાનવરોને માટે એક દવાખાનું સ્થાપવા રૂ ૫૦,૦૦૦ આપ્યા હતા. એ વર્ષ પછી તેમણે ૩ લાખ રૂપિઆની કીમતનું એક મકાન સરકારને સ્વાધિન કર્યું હતુ, કે જેના વડે હાલની "વિકટોરિયા જ્યુબિલિ ટેકનિકલ કૉલેજ" નામે ધધા શિક્ષણની મોટી પાઠશાળાની સ્થાપના થઇ, સને ૧૮૮૭ માં તેમને સરકારે "સર" નો ખિતાબ આપ્યો, તેના સ્મરણાર્થે તે રૂ ૧,૨૫,૦૦૦ ની મોટી રકમ સ્ત્રીઓને માટે એક પાઠશાળા સ્થાપવા આપી, તે એજ વર્ષમા વળી બીજા ૧ લાખ રૂપિયા તેમણે મહારોગીઓના આશ્રમસ્થાન આપ્યા હતા. એ રીતે તેમણે બીજી પણ ઘણીક ન્હાની મોટી રકમોનાં દાન જેનો એકંદર સરવાળો શુમારે ૧૫ લાખ રૂપિઆ જેટલો થાય છે. અને હજુ પણ તેઓ પ્રસગોપાત પુન્યદાન કરેજ જાય છે. તેમની એવી પરોપકાર વૃત્તિને ધન્ય છે!

શેઠ દીનશાહજીને સને ૧૮૫૦ માં મુબઇના "જસ્ટીસ ઓફ ધી પીસ" બનાવવામાં આવ્યા હતા. અને સને ૧૮૬૧ માં તેમને "મુબઈ બેન્ક" ના ડાઇરેકટરનો મોટો હોદ્દો મળ્યો હતો, જે અદ્યાપિ સુધી તેઓ ભોગવે છે. સને ૧૮૮૫ માં તેમને "મુબઇની પ્રેસિડેન્સી આસોસીએશન" ના અધ્યક્ષ નિમ્યા હતા. અને ૧૮૮૭ માં નામદાર મહારાણી શ્રી વિકટોરિયાના રાજ્યના ૫૦ મા વર્ષની "જ્યુબિલિ" ના મહોત્સવની ખુશાલીમાં તેમને નામદાર સરકારે "સર" નો ખિતાબ આપ્યો હતો. એટલુંજ નહિ પણ તેમના ઉમદા ગુણોની કદર કરીને નામદાર મહારાણીશ્રીએ સને ૧૮૯૦ ના માર્ચ મહિનામાં તેમને "બારોનેટ" નો અતિ માનવતો ખિતાબ વંશપરંપરા ચાલીનો આપ્યો છે. હિંદુસ્થાનના

દેશીઓમાં એવો મોટો ખિતાબ સર જમસેદજી જીજીભાઇ પછી આ બીજો તેમનેજ મળ્યો છે. આખા ભરતખંડમા અદ્યાપિ સુધીમાં એજ દેશી ગૃહસ્થો-તે પણ એકજ જ્ઞાતિના-એવો ખિતાબ ભોગવવાને ભાગ્યશાળી થયા છે, એ જેમ તેમની પારસી કોમને મગરૂર થવા જેવું છે, તેમ હિંદવાનોને પણ ખુશી થવા જેવું છે.

સર દીનશાહજીને ઇશ્વર કૃપાથી જેવુ સપત્તિ સુખ મળ્યું છે, તેવું સંતતિ સુખ પણ છે. પરંતુ આ પ્રસગે અમે લખવાને ઘણાજ દીલગીર છીએ કે, તેમના લાયકીવાળા પુત્ર શેઠ ફરામજી સને ૧૮૯૫ ના આગષ્ટ માસમાં પોતાની ૪૫ વર્ષની ભર યુવાવસ્થામાં ગુજરી ગયા છે, તેથી એ સખી મહા પુરૂષના જીગર ઉપર તેમની વૃદ્ધાવસ્થામાં એક જબરો ફટકો પડયો છે. એ મહા ખેદની વાર્ત્તા છે. પરંતુ ઇશ્વરની ઇચ્છા ઘણી બળિષ્ટ છે. તેની આગળ મનુષ્યનું કાંઇ પણ ચાલી શકતું નથી, તેથી હરેક ઉપાયે સંતોષ માનવા સિવાય બીજો કાંઇ ઉપાય નથી. મરહુમ શેઠ ફરામજી તેમના પિતાની માફક ઘણા દયાળું અને પરોપકાર વૃત્તિના હતા. તેઓ સને ૧૮૮૭ માં દુનિઆના પ્રવાસે ગયા હતા, અને ત્યાંથી પાછા આવ્યા પછી તેમણે પોતાના એ પ્રવાસ વિષેનાં બે પુસ્તકો લખીને બહાર પાડ્યાં હતાં, જે લોકોમાં મફત વેંહેચવામાં આવ્યાં હતાં. સર દિનશાહજીને ત્રણ પુત્ર હતા, તે પૈકીના વડા પુત્ર તો ઘણા વર્ષ અગાઉ ગુજરી ગયા હતા. અને શેઠ ફરામજી બીજા પુત્ર હતા. તેમને બારોનેટસીના હવે પછીના હકદાર ઠરાવ્યા હતા, પરંતુ એ મહાન્ પદ ભોગવવા તેઓ રહ્યા નહિ. તેથી એ પદના હવે પછીના હકદાર તેમના પુત્રને ઠરાવવામાં આવ્યા છે. સર દીનશાહજીના ન્હાના પુત્ર શેઠ બમનજી પણ ઘણા લાયકીવાળ ચંચળ વૃત્તિના છે. સર દીનશાહજીના બધૂ મરહુમ શેઠ નસરવાનજી પણ મોટા

# શેઠ ગોકલદાસ તેજપાલ.

આ પ્રખ્યાત પરોપકારી પુરૂષનો જન્મ સને ૧૮૨૨ ના જુન મહિનાની ... તારીખે મુંબઇમાં થયો હતો. તેમના પિતાનું નામ તેજપાલ અને માતાનું નામ ... બાઇ હતું. તેઓ ન્યાતે કચ્છી ભાટીઆ વણિક હતા. શેઠ ગોકલદાસના પિતામહ ... ખટાઉ કેશવજી કચ્છમાં આવેલા કોઠારા ગામના વતની હતા. તેમના બે પુત્રોમાં ન્હાના પુત્ર તેજપાલ સને ૧૮૦૨ માં ઉદ્યોગ માટે કોઠારેથી નીકળી મુંબઇ ગયા, ... પ્રથમ તેઓ એક રૂના વેપારીને ત્યાં નોકરીએ રહ્યા હતા. પછી બાર વર્ષમાં પોતાની ... મેહેનત તથા ચંચલાઇથી વધીને રૂના એક ન્હાના વેપારી થયા હતા. ત્યાર પછી પોતાના ભા નાનજીની સાથે ભાગમાં મસબાર તરફ વેપાર ચાલુ કર્યો, તેમાં તેઓ સારૂ કમાયા હતા. સ ૧૮૩૨ માં શેઠ તેજપાલ ખટાઉ પોતાના પુત્ર શેઠ ગોકળદાસને તથા બે પુત્રીઓને મૂકીને ગુજરી ગયા, ત્યારે રૂ ૩૦૦૦૦ નો વારસો પોતાના પુત્રને સોંપી ગયા હતા.

શેઠ ગોકળદાસની ઉમ્મર પિતાના મરણ સમયે માત્ર ૧૦ વર્ષની હતી. એ સમયે આ દેશમાં હાલના જેવી કેળવણીનો પ્રચાર થયો નહોતો. તેથી તેઓ માત્ર વેપારના કામ જેમ ગુજરાતી શીખવા પામ્યા હતા. તેમને પોતાની ૧૭ વર્ષની વયે પિતાની મિલકતનો વારસો મળ્યો હતો. તે સિવાય તેમના કાકા નિરવંશ ગુજરી જવાથી તેમનો રૂ ૬૦૦૦૦ નો વારસો મળ્યો હતો. એ સઘળી દોલત વડે તેમણે ઘણીજ ખત અને હોંશીઆરીથી પોતાનો વેપાર ચલાવ્યો, તેમાં સારો નફો મેળવી પૈસાની વૃદ્ધિ કરી હતી. ત્યાર પછી સને ૧૮૬૦ થી ૬૪ સુધીનાં ચાર વર્ષોમાં અમેરિકાના ગુલામોના છુટકારા સંબંધી માંહોમાંહે ચાલેલી મોટી લડાઇથી ત્યાંનું રૂ ઇંગ્લાંડ જતું એકદમ બંધ પડવાથી ત્યાં હિંદુસ્થાનના રૂનો મોટો ખપ પડયો, તેથી તેનો ભાવ એકદમ ઘણોજ વધી ગયો હતો. એ અરસામાં ઇંગ્લાંડની ઘણી દોલત મુંબઇના રૂના વેપારીઓના હાથમાં આવી પડી હતી. તેમાં શેઠ ગોકલદાસની પાસે પણ ૧ કરોડ ૧૫ લાખ રૂપિયાની દોલત એકઠી થઇ હતી. વળી જ્યારે ટુંક મુદતમાં મુંબઇમાં થયેલી ઇસ્લાંડની એસોસીએશનની ભરતીનો પાછો ઓટ થવા માંડયો, અને ઘણાકોને જબરો આઘાત લાગ્યો, ત્યારે પણ શેઠ ગોકલદાસના ... દૃષ્ટિ અને નસીબના યોગે તેમની પાસે ઠીક નાણું બચી રહ્યું હતું.

શેઠ ગોકલદાસ ઘણાજ દયાળુ અને પરોપકારી પુરૂષ હતા. તેમને ઇશ્વર કૃપાથી જેમ ઘણી દોલત પ્રાપ્ત થઇ હતી, તેજ પ્રમાણે એ દોલતનો કેટલોક ભાગ તેમણે પુન્ય અને પરમાર્થનાં કામોમાં ખરચીને પોતાના ઉદાર અને સખી દીલની ઓળખાણ આપી હતી. તેમની પહેલી સખાવત સને ૧૮૫૨ માં તેમના મૂળ વતન કોઠારા તરફનાં ધર્મનાં મકાનોથી શરૂ થઇ હતી. અને જાહેર સખાવતોની શરૂઆત સને ૧૮૫૪ થી ચાલુ થઇ, તે રફતે રફતે મોટા કદમાં ફુલતી અને ફેલાતી ગઇ. અને છેવટે લાખો રૂપિઆના ગંજાવર આંકડાપર જઇ પહોંચી હતી. તેનો ટુંક સાર નીચેની વીગતપરથી જાણવામાં આવશે.

સને ૧૮૫૮ માં આ પુન્યશાળી શેઠે મુંબઇમાં હિંદુઓના બાળકોને દેશી તથા ઇંગ્રેજી વિદ્યાની કેળવણી મફત આપવા સારૂ બે રકમો મોટા પાયા ઉપર સ્થાપવા માટે રૂ.૫૬૦૦૦ ની રકમ બે કટકે સરકારને સ્વાધીન કરી હતી એ બે નિશાળો હાલ મુંબઇમાં ચાલે

[illegible] મુસાફરોના બતા ઉપર ઘણી આબાદ સ્થિતિમાં ચાલે છે, અને ૧૮૬૭ [illegible]
[illegible] આમ જાતના ગરીબોને માટે મુંબઇમાં એક મોટું દવાખાનું સ્થાપવા સારૂ [illegible]
મોટી રકમ સરકાર હસ્તક સોંપી હતી. તે પ્રમાણે એ રકમમાંથી તેમનાં [illegible]
[illegible] એટલે સને ૧૮૭૦ માં મુંબઇમાં એક મોટી હૉસ્પિતાલ ઉઘાડવામાં આવી [illegible]
તે હાલ "શેઠ ગોકળદાસ તેજપાલ હૉસ્પિતાલ" ને નામે પ્રખ્યાત છે. [illegible]
તે ઘણીજ આબાદ સ્થિતિપર ચાલે છે. મુંબઇની બે મોટી પ્રખ્યાત હૉસ્પિતાલોમાંની [illegible]
પણ એક છે. એ પ્રમાણે એ મહા ધર્માત્મા પુરૂષે પરોપકારનાં કાર્યો કરવા તરફ પોતાનો
પુન્યશાળી હાથ લંબાવવા માંડ્યો હતો, અને ભવિષ્યમાં મનુષ્ય પ્રાણીના કલ્યાણનાં [illegible]
કંઇ કામો કરવાની તેમના મનમાં હોંશ હતી. પરંતુ ઇશ્વર ઇચ્છા ઘણી બળવત્તર છે. મનુ-
ષ્ય ધારે છે કંઇ, અને થાય છે બીજુ. એ નિયમ પ્રમાણે તેઓ પોતાની ઉમદા પ્રકારની
મનવાંચ્છનાઓ પાર પાડે તે પહેલાં તો કાળે તેમને ઝડપી લીધા. તોપણ મરતી વખતે તે-
મણે નામાંકિત શેઠ લક્ષ્મીદાસ ખીમજી વગેરે પોતાના ત્રણ વિશ્વાસુ ત્રસ્ટિઓ (વાલીઓ)
ની મારફત વસીયતનામું કરીને કેટલાંક પુન્યના બીજ રોપવાનું ફરમાવી ગયા છે. તે પ્રમા-
ણે તે બીજ રોપાઇ ફળદાયક પણ થઇ ચૂક્યાં છે. જેનો સ્વાદ ઘણાક જનો ચાખીને એ
પુન્યશાળી પુરૂષને ખરા અંતઃકરણથી આશિષ દે છે. શેઠ ગોકળદાસે સને ૧૮૬૭ના નવે-
મ્બર મહિનાની ૧૯ મી તારીખે પોતાની ૪૫ વર્ષની ભર યુવાવસ્થાએ આ ફાની દુનિ-
યાનો ત્યાગ કર્યો હતો. તેમણે મરતી વખતે કરેલા વસીયતનામામાં જે જે પુન્યનાં કામો
કરવાનું તેઓ ફરમાવી ગયા છે, તે નીચે પ્રમાણે;—

રૂ. ૬૦૮૦૦૦ ગરીબ હિંદુ વિદ્યાર્થીઓને મફત ખાવા, રહેવા, તથા કેળવણી આપવા બોર્ડિંગ સ્કુલો તથા સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપવા, તેમજ હુંશીઆર વિદ્યાર્થીઓને ઇનામો આપવા ઇત્યાદિ કાર્ય સારૂ આ રકમ આપવામાં આવી છે.

રૂ. ૧૫૫૦૦૦ "ગોકળદાસ તેજપાલ ભાટીઆ નિરાશ્રિત ફંડ" સ્થાપી તેમાંથી ભાટીઆ જ્ઞાતિની વિધવાઓને તથા અનાથ બાળકો વગેરેને મદદ કરવા, ગરીબ કુમારિકાઓને પરણાવવા, ગરીબ મુવેલાઓને બાળવા, તથા આંધળા-ઓને પાળવા માટે આ રકમ આપવામાં આવી છે.

રૂ. ૪૦૦૦૦ પોતાની પુત્રી બાઇ જમનાબાઇ, તથા બ્હેન માણેકબાઇના નામોથી ફંડ સ્થાપિ એ રકમનું વ્યાજ તેઓને તેમની હયાતીસુધી મળવા, અને મ-રણ બાદ એ રકમ ઉપરના કોઇ પણ જાહેર ધર્મખાતા માંહેલા એકમાં જેમ તેઓ પોતાની ઇચ્છા જણાવી જાય તેમ, નહિ તો પછી વીલના વકીલોની મરજીમા આવે તેમાં મેળવી દેવા ઠરાવ્યુ છે.

રૂ. ૬૫૦૦૦ કચ્છમાં આવેલા પોતાના વતન કોઠારા ગામની જાહેર ધર્મશાળાના દે-હેરાના અને બીજા ધર્મના ફંડમાં મદદ સારૂ.

રૂ. ૧૦૦૦૦ કોઠારામાં તળાવ બાંધવાના ફંડ ખાતે

---

રૂ ૮૦૩૦૦૦

એ રીતે આઠ લાખ ત્રણ હજાર રૂપિયા પોતાના મરણ સમયે ધર્માદા અર્થે વાપરવાનુ તેમણે વીલ કર્યું હતું. અને ઉપર બતાવ્યા પ્રમાણે પોતાને હાથે રૂ. ૨૦૧૦૦૦ ખર્ચ્યાં હતા. તે મળીને કુલ રૂ. ૧૦૮૪૦૦૦ ની રકમ એ સખી ગૃહસ્થે પરોપકારનાં કર્યો કરવામાં કાઢેલી છે. તેના વ્યાજમાંથી તેમના ફરમાવ્યા પ્રમાણે ધર્માદા ખરચ કરવાની યોગ્ય વ્યવસ્થા કરવામાં આવેલી છે. તે પ્રમાણે આદ્યાપિ સુધી થયે જાય છે. સને ૧૮૭૬ ના સપટેમ્બર મહિનાના છેલ્લા વીલની ૩૪ મી કલમ મુજબ રૂ. ૭૫૦૦૦ ની રકમ ઇલાયદી કહાડીને તેને "ગોકલદાસ તેજપાલ સેક્રેટરી ફંડ" એવું નામ આપ્યુ છે. એ ખાતે એક કેળવાયેલા હિંદુ ગૃહસ્થને સેક્રેટરીના હોદ્દાથી નિમી તેની દેખરેખ નીચે તેમના સઘળા ધર્માદા ખાતાઓની વ્યવસ્થા અને હિસાબ રાખવામાં આવે છે. એ ધર્મખાતાઓનો વાર્ષિક હિસાબ લોકોની જાણ સારૂં પ્રકટ કરીને તેનાં ૫૦૦ ચોપાનીઆં લોકોમાં મફત વેંહેચવામાં આવે છે. તેમજ દેશી તથા ઇંગ્રેજી આગેવાન વર્તમાનપત્રોમાં છપાવી જાહેર કરવામાં આવે છે. એ સઘળો ખર્ચ સદરહુ પચોતેર હજાર રૂપિયાના વ્યાજમાથી કરવામાં આવે છે: એ રકમને મૂલથી સખાવતોની રકમોની સાથે ભેળવતાં એકંદર આંકડો રૂ. ૧૧૭૭૮૦૦ થી કાંઇક વધુ કહેવાય છે. ઉપર લખેલી મોટી ધર્માદા રકમના વ્યાજમાંથી શેઠ ગોકલદાસના ફરમાવ્યા પ્રમાણે ખરચ થતાં છતાં જે નાણું બચ્યુ હતું, તેનાથીજ મુદ્દલ રકમ વધીને સને ૧૮૮૩ માં ૧૯ લાખ રૂપિયાની થઇ હતી. એ વધારો થવાનું માન એ વીલના વકીલ શેઠ લક્ષ્મીદાસ ખીમજીની મેહેનત, પ્રમાણિકપણું, અને મજબુત દેખરેખને ઘટે છે. શેઠ ગોકલદાસ પોતાના વીલના ૩ વકીલો શેઠ લક્ષ્મીદાસ ખીમજી, પોતાના ભાણેજ મરહુમ શેઠ દ્વારકાદાસ વસનજી, અને પોતાની વિધવા સામાબાઇ, એ ત્રણને નિમી ગયા છે. તેમણે શેઠ ગોકલદાસના ધર્માદાખાતા પૈકીની રૂ. ૭૯૨૦૦૦ ની રકમ મુંબાઇ બેન્કમાં દરવર્ષે દર સેંકડે ૪ ટકાના વ્યાજે મુકેલી છે અને સઘળાં ધર્મખાતાઓનુ ધારા પ્રમાણે ટ્રસ્ટ ડીડ કરાવ્યું છે.

શેઠ ગોકલદાસે પોતાના વસીયતનામામાં જણાવેલી રકમ પૈકી રૂ. ૧૦૦૦૦ ના ખર્ચે મુંબાઇમાં તથા કચ્છ માંડવી તરફ સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપવા, રૂ. ૧૬૦૦૦૦ ના ખર્ચે બોર્ડિંગ સ્કુલ સ્થાપવા, અને રૂ. ૫૦૦૦૦ વકિલ કે દાકતરનો ધંધો શીખનાર હિંદુ ઉમેદવાર જેનો પહેલો લાભ ભાટીઆ જ્ઞાતિના વિદ્યાર્થીને આપવા, પોતાની ઇચ્છા દર્શાવી હતી. તે પ્રમાણે બોર્ડિંગ સ્કુલ અને સસ્કૃત પાઠશાળા મુબઇમાં સને ૧૮૮૪ ના ફેબ્રુવારી માસની ૮ મી તારીખે ભેગી ઉઘાડવામાં આવી છે. જેને લગતી ક્રિયા એ વખતના મુબઇના નામદાર ગવર્નર સર જેમ્સ ફરગ્યુસને કરી હતી. એ બોર્ડિંગ સ્કુલમાં યુનિવર્સિટીની "બી. એ." ની પરીક્ષાના ધોરણ સુધી હિંદુ વિદ્યાર્થીઓને અભ્યાસ કરાવવામાં આવે છે. તેમજ "ગ્રાંટ મેડિકલ કૉલેજ" માં વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવા સારૂં મોકલવામાં આવે છે. તેજ પ્રમાણે ધર્મનાં બીજાં કાર્યો ચાલે છે. એ બહુ આનંદની વાત છે. આ ધર્માદા ખાતાની દિનપર દિન આબાદી અને વૃદ્ધિ કરવા માટે તથા એ ખાતાનો વહિવટ સારી રીતે ચલાવવા માટે શેઠ લક્ષ્મીદાસ ખીમજી ઉમગ પૂર્વક તન, મનથી ઘણીજ મેહેનત લે છે, તેમ કાયદા પ્રમાણે પોતાને લેવા ઘટતુ કમીશન પણ તેઓ લેતા

દાર મહારાણીશ્રી ના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ જેઓ હિંદના પ્રવાસે આવેલા હતા, તેમણે શેઠ મગળદાસને ઘેર પધારીને માન આપ્યુ હતું. એજ અરસામાં તેમણે ગુજરાતીઓની સગવડતા માટે વાલકેશ્વરમા રૂ. ૨૫૦૦૦ ખર્ચીને એક ધર્મશાળા બધાવી છે. એ રીતે તેમણે એકંદર ધર્મખાતુ સ્થાપિને તેનું કાયદેસર ટ્રસ્ટ ડીડ કરાવ્યુ છે.

સને ૧૮૭૭ મા **નામદાર મહારાણીશ્રી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ"** નો ખિતાબ ધારણ કર્યો, તેની ખુશાલીમા શેઠ મગળદાસને નામદાર હિંદના વાઇસરૉયે રૂપાનો એક **"ચાંદ"** બક્ષિસ કર્યો હતો. તે આપવાની ક્રિયા નામદાર મુબઇના ગવર્નર **સર રીચર્ડ ટેમ્પલે** એક ભવ્ય દરબાર ભરીને કરી હતી. સને ૧૮૭૯ માં તેમની જ્ઞાતીના મોટા ભાગે એક જાહેર સભા ભરીને તેમને પોતાના એક વડા તથા શેઠ તરીકે ઠરાવ્યા હતા. મુંબઇની કર ભરનારી પ્રજાએ તેમને સને ૧૮૭૫ મા પોતાના પ્રતિનિધિ તરીકે ત્યાની "મ્યુનિસીપાલ કારપોરેશન" માં સભાસદ તરીકે પસંદ કરીને મોકલ્યા હતા.

એ પ્રમાણે શેઠ મગળદાસે અનેક જાહેર કામો અને સખાવતોમાં પોતાના તન, મન, અને ધનથી બની શકે તેટલી મદદ આપીને સકળ પ્રજાનો પ્યાર અને મમતા મેળવ્યાં હતાં. લોકકલ્યાણના સઘળાં જાહેર કામોમા તેમની સામેલગીરી એક સરખી રીતે જોવામા આવતી હતી તેમણે જૂદે જૂદે પ્રસગે જે સખાવતો કરી હતી, તેની થોડીક વીગત નીચે પ્રમાણે છે,—

"સર મંગળદાસ નથુભાઇ ગુજરાતી કન્યાશાળા" ઉઘાડેલી છે. તેના નિભાવ માટે રૂ ૨૦,૦૦૦ ની ગવર્નમેન્ટ પ્રોમીસરી નોટ આપવામાં આવી છે.

ઇ. સ. ૧૮૫૦ માં મુંબઇની સરકારે તેમને 'જસ્ટીસ ઓફ ધી પીસ' (સુલેહના અમલદાર) ઠરાવ્યા હતા. એ માન મેળવનારને શેહેર સુધરાઇ ખાતામાં તે વખતે ભાગ લેવો પડતો હોવાથી તે કામ તેમણે ઘણી સારી રીતે બજાવ્યું હતું. ઇ. સ. ૧૮૬૩ માં તેઓ મુંબઇની "રૉયલ એશિયાટીક સોસાયટી" તેમજ "રૉયલ જીઓગ્રાફીકલ સોસાઇટી" ની શાખાઓના સભાસદ નિમાયા હતા. એજ વર્ષે મુંબઇની યુનિવર્સિટી (પાઠશાળા) ને તેમણે રૂ ૨૦૦૦૦ ની બક્ષિસ આપીને સરકારની જામીનગીરી હેઠલ ઉપજતા ચાર ટકાના વ્યાજમાંથી હિંદુ ગ્રાજ્યુએટોને ઇંગ્લાંડ જઇ અભ્યાસ કરવા "સર મંગળદાસ નથુભાઇ ટ્રાવેલિંગ ફેલોશીપ" સ્થપાવી હતી. સને ૧૮૬૪ માં પોતાનાં સ્વર્ગવાસી પત્ની બાઇ રૂકિમણીની યાદગીરી રાખવા સારૂ રૂ ૫૦૦૦૦ ખર્ચીને કલ્યાણીમાં એક સુંદર દવાશાળા બંધાવી હતી. તથા તેના વાર્ષિક ખર્ચ માટે મુંબઈ સરકારને હસ્તક રૂ ૨૦૦૦૦ આપવામાં આવ્યા છે. તે સિવાય પુનામાં "સર ડેવીડ સાસુન આશ્રમખાના" માં હિંદુ સ્ત્રીઓની સગવડ માટે નિરાળો વિભાગ બાંધવા માટે સારી રકમ આપી હતી. એ રીતે એ સખી ગૃહસ્થે રાજા અને પ્રજાની એક સરખી રીતે સારી સેવા બજાવેલી છે.

સને ૧૮૬૬ માં તેમને મુંબઇ સરકારે પોતાની "લેજીસ્લેટીવ કૌન્સિલ" ના સભાસદનું મહાન્ પદ આપ્યું હતું. એ પદ ઉપર બિરાજીને તેમણે સારી રીતે કામ કરી રાજા અને પ્રજાની ભારે શાબાશી મેળવી હતી. તેમનાં અગત્યનાં ભાષણોએ કૌન્સિલની નોંધનાં પુસ્તકોનાં ઘણાંક પૃષ્ટો રોકયાં છે, એ પદ છોડયા પછી તેમને મુંબઇ સરકારે પોતાનું ઉંચુ મત દર્શાવીને તેમના રાજીનામાનો જવાબ વાળ્યો હતો. તેમણે કૌન્સિલ સાથેનો સંબંધ છોડયા છતાં પણ અવસર પડતાં મુંબઇના નામદાર ગવર્નર સાહેબો તેમનો મત તથા સલાહ લેતા હતા.

દેશીઓના હક અને લાભ જાળવનારી "ધી બૉમ્બે આસોસીએશન" ને નબળી હાલતમાંથી તેમણે સને ૧૮૬૭-માં ફરી ટટાર બનાવી હતી. તેમને એ સભાના સરનશીનનો માન ભરેલો હોદ્દો મળ્યો હતો. તે સને ૧૮૭૪ સુધી તેમણે ઘણી ફતેહમંદી સાથે ચલાવ્યો હતો. મુંબઇ સરકારની "લોકલ કૌન્સિલ" માં તેમણે સ્વતન્ત્રપણે જાહેર સેવા બજાવી હતી, તેના બદલા તરીકે નામદાર મહારાણીજીએ તેમને સને ૧૮૭૨ માં "આર્ડર ઓર્ ધી કમ્પેનિયન ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીઆ" નો ખિતાબ આપ્યો હતો. અને ત્યાર પછી સને ૧૮૭૫ માં એજ નામદારે તેમને "નાઇટ" નો અતિ માનવંતો ઇલકાબ આપ્યો હતો.

સને ૧૮૭૫ માં શેઠ મંગળદાસે પોતાના પુત્રોના લગ્ન પ્રસંગે રૂ. ૨૫૫૫૦ ની મોટી રકમ ધર્માદાખાતે કહાડી હતી. અને તે ધર્માદાખાતાનું "સર મંગળદાસ નથુભાઇ ફોરીન મિશનરી ફંડ" એવું નામ આપ્યું હતું. એ ખાતાની મુખ્ય નેમ પોતાની ન્યાતિના અશક્ત અને નિરાશ્રિત મનુષ્યોને આશ્રય આપવાની છે. એ લગ્ન પ્રસંગે નામ-

સર મહારાણીશ્રી ના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ જેઓ હિંદના પ્રવાસે આવેલા હતા, તેમણે શેઠ મગળદાસને ઘેર પધારીને માન આપ્યુ હતું. એજ અરસામાં તેમણે ગુજરાતીઓની સગવડતા માટે વાલકેશ્વરમાં રૂ. ૨૫૦૦૦ ખર્ચીને એક ધર્મશાળા બધાવી છે. એ રીતે તેમણે એકંદર ધર્મખાતુ સ્થાપિને તેનું કાયદેસર ટ્રસ્ટ ડીડ કરાવ્યુ છે.

સને ૧૮૭૭ માં **નામદાર મહારાણીશ્રી** વિક્ટોરિયાએ "**કૈસરેહિંદ**" નો ખિતાબ ધારણ કર્યો, તેની ખુશાલીમાં શેઠ મગળદાસને નામદાર હિંદના વાઇસરૉયે રૂપાનો એક "**ચાંદ**" બક્ષિસ કર્યો હતો. તે આપવાની ક્રિયા નામદાર મુબઇના ગવર્નર **સર રીચર્ડ ટેમ્પલે** એક ભવ્ય દરબાર ભરીને કરી હતી. સને ૧૮૭૯ માં તેમની જ્ઞાતીના મોટા ભાગે એક જાહેર સભા ભરીને તેમને પોતાના એક વડા તથા શેઠ તરીકે ઠરાવ્યા હતા. મુંબઇની કર ભરનારી પ્રજાએ તેમને સને ૧૮૭૫ માં પોતાના પ્રતિનિધિ તરીકે ત્યાંની "મ્યુનિસીપાલ કારપોરેશન" માં સભાસદ તરીકે પસંદ કરીને મોકલ્યા હતા.

એ પ્રમાણે શેઠ મંગળદાસે અનેક જાહેર કામો અને સખાવતોમાં પોતાના તન, મન, અને ધનથી બની શકે તેટલી મદદ આપીને સકળ પ્રજાનો પ્યાર અને મમતા મેળવ્યાં હતાં. લોકકલ્યાણનાં સઘળાં જાહેર કામોમાં તેમની સામેલગીરી એક સરખી રીતે જોવામાં આવતી હતી. તેમણે જૂદે જૂદે પ્રસગે જે સખાવતો કરી હતી, તેની થોડીક વીગત નીચે પ્રમાણે છે;—

- રૂ. ૧૦૦૦૦ વાલકેશ્વરમાં તેમના પિતાજીએ એક શિવમદિર બધાવવા માડેલું તે પુરૂ કરાવ્યું.
- ૩૬૪૦૦ સને ૧૮૫૪ થી સને ૧૮૭૨ સુધીમાં તેમણે જૂદે જૂદે ઠેકાણે જાહેર કેળવણી ખાતામાં આપ્યા.
- ૨૦૬૦૦ ગરીબ માણસોને મદદ કરવાના ફંડોમાં આપ્યા.
- ૧૩૫૦૦ બગાળા તથા દક્ષિણમાં પડેલા દુકાળની વખતે નાચાર થઇ ગયેલા લોકોને મદદ કરવાના ફંડોમાં આપ્યા.
- ૪૦૦૦ જૂદી જૂદી પુસ્તકશાળાઓના ફંડમાં આપ્યા.
- ૧૦૮૦૦ પરચુરણ લોકોપયોગી કામોમાં ખર્ચ્યા.
- ૨૦૦૦૦ પ્રખ્યાત પુરૂષોની યાદગીરી રાખવાના ફંડોમાં આપ્યા.
- ૧૪૦૦૦ સને ૧૮૫૯ થી સને ૧૮૭૨ સુધીમાં પરચુરણ ફંડો ખાતે આપ્યા.
- ૫૦૦૦ પોતાના વકીલના માણસને એક ઘર વેચાતુ લેઇ ઇનામ આપ્યું.
- ૧૭૦૦ આયરીશ રીલીફ ફંડ તથા મુબઇના લશ્કરી રીલીફ ફંડમાં આપ્યા.
- ૬૪૦૦૦ જુના નોકર લોકોના ફાયદા માટે પેનશન ફંડ સ્થાપ્યું તેમાં આ

હતા. તેથી તેઓ ઘણા લોકપ્રિય થયા હતા. તેમણે ઘણાં પુન્ય અને પરમાર્થનાં કાર્યો કરીને પોતાનું નામ જગતમાં અમર કર્યું છે.

એ પ્રમાણે શેઠ મંગળદાસ જનમંડળમાં પોતાનું નામ અને ઉજ્વળ કીર્તિ રાખીને સને ૧૮૯૦ ના માર્ચ મહિનાની ૯ મી તારીખે આ જગતનો ત્યાગ કરીને સ્વર્ગે સિધાવ્યા છે. તેમના વડા પુત્ર શેઠ ત્રિભોવનદાસ પણ તેમની માફક ઘણા ચાલાક, પરગજુ, અને ઉદાર વૃત્તિવાળા છે. તેમણે દેશી તથા ઇંગ્રેજી ભાષાની સારી કેળવણી લીધેલી છે. તેમની યોગ્યતાની કદર જાણીને નામદાર મુંબઇ સરકારે તેમને "જસ્ટીસ ઑફ ધી પીસ" (સુલેહના અમલદાર) નિમ્યા છે. તેમુજ મુંબઇની મ્યુનિસીપાલ કારપોરેશનના તેઓ સભાસદ નિમાયા છે. વળી બીજાં પણ ઘણાં ઉપયોગી ખાતાંઓમાં તેઓ મેમ્બર, સેક્રેટરી, અને ડાયરેક્ટરનો હોદ્દો ભોગવે છે. શેઠ ત્રિભોવનદાસ પોતાના નામાંકિત પિતાને પગલે ચાલી લોકપયોગી જાહેર બાબતોમાં બહુ ઉમંગથી ભાગ લે છે. અને ધર્મનાં તથા કેળવણીનાં કાર્યોમાં ઘણી સારી મદદ આપે છે. તેઓ સ્વભાવે ઘણા મળતાવડા, માયાળુ, સરળ અને નિરભિમાની છે. આશા છે કે તેઓ પોતાના યશસ્વિ પિતાની માફક પરોપકારનાં કાર્યો કરીને કીર્તિ મેળવશે.

# નગરશેઠ હિમાભાઈ.

અમદાવાદના પ્રખ્યાત નગરશેઠ હિમાભાઇનો જન્મ સંવત ૧૮૪૦ ના વૈસાખ માસમાં થયો હતો. તેમના પિતાનું નામ વખતચંદ* હતું. તેઓ જાતે શ્રાવક ઓશવાળ વાણિયા હતા. શેઠ હિમાભાઇના બાલ્યકાળની તથા વિદ્યાભ્યાસ સંબંધીની કાંઇ હકીકત મળી શકી નથી. પરંતુ એ શેઠે પોતાની હયાતીમાં જે જે પુન્ય અને પરોપકારનાં કાર્યો કરીને જગતમાં જે સારૂં દ્રષ્ટાંત મૂકી ગયા છે, તે અમે નીચે લખીએ છીએ.

આ પુન્યશાળી પુરૂષે પોતાનું બધું આયુષ્ય પરોપકારનાં કામો કરીને ઘણા આનંદમાં ભોગવ્યું છે. પોતાનાં ધર્મ પુસ્તકો તથા વર્તમાનપત્રો અને દેશાવર ખાતેની પોતાની પેઢીઓના કાગળો એ સૌ પોતાની મેળેજ વાંચતા હતા. વળી ધર્મનું વ્યાખ્યાન સાંભળતા, પોતાનું નિત્યકર્મ જે દેવાર્ચન તે કરતા, અને ધર્મ ચર્ચાની સભામાં બેસીને પંડિતોની પરીક્ષા પણ તે કરી જાણતા હતા.

અમદાવાદમાં ઇંગ્રેજી નિશાળ, 'હિમાભાઇ ઇન્સ્ટીટ્યુટ' નામે પુસ્તકશાળા, તથા સંમતસ્થાન, કન્યાશાળા, અને એક મોટી હોસ્પિતાલ (દવાખાનું) ઇત્યાદિ ઘણાંક પ્રજા ઉપયોગી કામો પ્રથમ તેમનીજ મદદ અને હિંમતથી થયાં છે. જેનો લાભ આજે સકળ પ્રજા લેઇને તેમને આશિર્વાદ દે છે. વળી અમદાવાદમાં "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" ની સ્થાપના પણ તેમનીજ મદદ વડે થઇ છે. અમદાવાદમાં કૉલેજ કરવા સારૂં

* શેઠ વખતચંદના પિતાનું નામ ખુશાલચંદ. ખુશાલચંદના પિતાનું નામ લક્ષ્મીદાસ, અને તેમના પિતા "શાંતિદાસ" બાદશાહી રાજ્યમાં મોટા પદ ઉપર હતા.

તેમણે રૂ ૧૦૦૦૦ બક્ષીસ આપ્યા હતા. એ સિવાય તેમણે પોતાના જૈન ધર્મ પ્રમાણે અનેક પુન્યનાં કામો કરેલાં છે. અમદાવાદમાં પાંજરાપોળની પુંજી એ શેઠનીજ મેહેનતથી ભેગી થયેલી છે. પાલીતાણાના પર્વત ઉપર તેમણે લગભગ રૂ. ૩૨૫૦૦૦ ખર્ચીને ઘણી શોભીની ટુંકો બંધાવી છે. વળી જાત્રાળું લોકો ઉપર પાલીતાણાના રાજાનો દર માણુસ દીઠ પાંચ રૂપિયા કર લેવાનો હક હતો તે બદલ એ રાજાને દર વર્ષે રૂ. ૩૦૦૦૦ ઉચક આપવાના કરીને એ કર માફ કરાવ્યો છે. જેથી જાત્રાળુંઓને બેહદ સુખ થયું છે. આ કામને સારૂં તેમણે કેટલાક લાખ રૂપિયાનું ભંડોળ એકઠું કરી રાખ્યું છે, તેના વ્યાજમાંથી દર સાલ સદરહુ રકમ રાજાને આપવામાં આવે છે. વળી અમદાવાદમાં પોતાની હવેલી પાસે મોટાં દેહેરાં, અપાસરા, અને ધર્મશાળા બંધાવી છે. બીજાં પણ ઘણાંક ગામોમાં તેમણે જૈન દેહેરાં બંધાવવામાં મદદ કરેલી છે. બાલ સરખા દેશમાં જાત્રાળુંઓને ઉતરવા સારૂં કાંઇ પણ જગા નહોતી. એવે ઠેકાણે આ દયાળું શેઠે હજારો રૂપિયા ખર્ચીને ધર્મશાળાઓ કરાવી છે. અંબાભવાનીના પર્વત ઉપર કુંભારીઆનાં દેહેરાં તેમણે સુધરાવ્યાં છે, અને આબુ ઉપરનાં તથા રાણીકપુરનાં દેહેરાં પણ સમરાવ્યાં છે. તથા તેમની હમેશ સંભાળ રાખવાનો બદોબસ્ત કર્યો છે. હરકોઇ ઠેકાણે માતાનું કે મહાદેવનું દેવાલય થતું હોય, તેમાં તેમની મદદ માગવામાં આવતી, ત્યારે તેઓ આપ્યા વગર રહેતા નહિ. પાલીતાણા વગેરે સ્થળે તેમણે સદાવ્રતો ચાલુ કર્યાં હતાં. તેઓ જ્યારે મુંબઇ ગયા હતા, ત્યારે તેમણે ત્યાંનાં કેટલાંએક ધર્મખાતાઓમાં સારી રકમોની બક્ષિસ આપી હતી. એવું કહેવાય છે કે આ પરોપકારી શેઠે જૈન ધર્મમાં તેમજ બીજા વિદ્યા વૃદ્ધિ વગેરે પુન્યનાં કામોમાં એકંદર ૧૫ લાખ રૂપિયા ખર્ચ્યા છે.

શેઠ હિમાભાઇની નામિચી દુકાનો મુંબઇ, કલકત્તા, રતલામ, વડોદરા, ભાવનગર, વઢવાણ, લીંબડી, પાલીતાણા, નવાનગર, અને ધોલેરા, ઇત્યાદિ ઘણે ઠેકાણે હતી. અને મોટા મોટા શાહુકારોને તથા રાજાઓને ખરી વખતે નાણાંની મદદ કરતા હતા. તેથી તેઓ 'જગત્ શેઠ' ની ઉપમાને પણ યોગ્ય હતા. તેઓએ ઘણાક રાજાઓના સગાં-કુંઓ વચ્ચેના કલેશ તથા મહાજન વગેરેના કલેશ પંચાતીઆ થઇને મટાડ્યા હતા. અદાલતોમાં જે કજીઆનો નિકાલ દશ વર્ષે પણ થઇ શકનો ન હોય, તેવા નિકાલ તેઓ ઝટ કરી નાખતા. ઉભય પક્ષ વચ્ચે તેમનો એવો તો પ્રતાપ મનું વચન રાજા કે પ્રજા કોઇથી ફેરવી શકાતું નહિ.

સંપ એ ભાગ્યશાળી પુરૂષના દાબથી ચાલતો હતો. અને છેલ્લી વારે પોતાના મરણ અગાઉ ૭ મહીના ઉપર સર્વને મળતીઆરૂં વેંહેંચી આપીને બંદોબસ્ત કર્યો હતો, કે જેથી પાછળથી કુટુંબમાં કલેશ થવા પામે નહિ. કોઇને નાણું હોય છે તો તેને બીજી હરેક પ્રકારની ખામી રહી જાય છે, પણ આ પુણ્યશાળી શેઠને પુત્ર-પૌત્રાદિક બોહોળી પ્રજા તથા પુષ્કળ દ્રવ્ય અને છેક વિલાયત સુધી આબરૂ તથા શરીરે આરોગ્યપણું અને વિદ્યા એ રીતે પંચાંગ લક્ષ્મી તેમણે ભોગવી હતી. એવા નસીબવાન નર તો થોડાજ હશે.

આ પરોપકારી પુરૂષ તાવના આજારથી સેહેજ પીડા પામીને તા. ૨૫ મી જાનેવારી સને ૧૮૫૮ સંવત ૧૯૧૪ ના મહા શુદ ૧૧ સોમવારના રોજ પોતાની ૭૩ વર્ષની ઉમ્મરે કૈવલ્ય ગતિને પામ્યા છે. તેમના મરણની ખબર બધે ફેલાતાં સર્વને ભારે શોક ઉત્પન્ન થયો હતો. અને ગુજરાતના દરેક ગામમાં લોકો કહેવા લાગ્યા કે,—"અરેરે! ગુજરાતમાં ધર્મનો સ્થંભ ભાગી પડયો!" તેમની પાછળ તેમના શાણા પુત્ર શેઠ પ્રેમાભાઇને 'નગરશેઠ' ની પદવી મળી હતી. શેઠ પ્રેમાભાઇનો સ્વભાવ પણ તેમના પિતાની માફક દયાળુ અને પરગજુ હતો. તેમણે પણ પોતાની હયાતીમાં ઘણાંક પુન્યનાં અને વિદ્યાવૃદ્ધિનાં કામો કરીને કીર્ત્તિ મેળવેલી છે. શેઠ પ્રેમાભાઇ સંવત ૧૯૪૩ માં સ્વર્ગવાસી થયા છે. તેમની પાછળ તેમના વડા પુત્ર શેઠ મયાભાઇને "નગર શેઠ" ની પદવી મળેલી છે. અને બીજા પુત્ર શેઠ મણીભાઇ ઘણા બુદ્ધિશાળી તથા ચાલાક છે. આ બંને ભાઇઓમાં તેમના વડિલોની ઉદારતા, ધાર્મિક બુદ્ધિ, અને દયા, ઇત્યાદિ ખાનદાનીના ઉત્તમ ગુણો ઉતરેલા છે. તેથી તેઓ પુન્ય અને પરમાર્થનાં કાર્યોમાં બની શકે તેટલી મદદ આપે છે. એ ઘણુ ખુશી થવા જેવુ છે.

નગરશેઠ હિમાભાઇને તેમની સાત પેઢીથી પાદશાહી વખતથી નગરગોહાઇના રૂ. ૨૧૩૩ દર વર્ષે સરકારમાથી મળે છે. તેમજ રૂપાની છડી પણ પાદશાહી વખતથી તેમને મળેલી છે. એ શેઠની ઉદારતા અને અક્ષય કીર્તિ વિષે આપણા ગુર્જર લોકપ્રિય કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઇ સી. આઇ. ઇ. એ જે કવિતા કરી છે, તે અમે નીચે ઉતારી છેઃ—

### નગરશેઠ હિમાભાઇની હયાતી વિષે.

#### દોહરો.

હયાતિ હીમાભાઇની, દીસે દેશો દેશ,<br>
કઇ કઇ કામ સુધારીને, બાંધ્યા બધ વિશેષ.

#### ભૂજંગી છંદ.

જુઓ બંધ જે પાંજરા પોળવાળા, જુઓ ગામ ગામે ગણી ધર્મશાળા;<br>
જુઓ ટુંક શત્રુંજયે જે સુહાતી, હિમાભાઇની તે હમેશાં હયાતી.<br>
જુઓ પુસ્તકસ્થાન જે ભદ્ર પાસે, રચ્યું રૂડું વિદ્યા વધે એવી આશે;<br>
બીજી એવી જગ્યા નથી તો જણાતી, હિમાભાઇની તે હમેશાં હયાતી.<br>
જુઓ આબુની ઉપરે આપ જૈને, સુધાર્યાં જુનાં દેવળો ગઢ ધૈને;<br>
થઇ લાખ લેખે સૂકીર્તી લખાતી, હિમાભાઇની તે હમેશાં હયાતી.

સોસાઇટીને મળતું હતું. તેમજ "રૉયલ એશિયાટિક સોસાઇટીની મુંબઇની શાખા" ના મે-
મ્બરનું મોટું માન તેમણે ઘણાં વર્ષ સુધી ભોગવ્યું હતું. વળી "બૉમ્બે નેટિવ ડિસ્પેન્સરી"
ના એક ટ્રસ્ટી તથા ડીરેક્ટરનો હોદ્દો આજ ઘણાં વર્ષ થયાં તેઓ ભોગવતા રહ્યા છે. અને
હાલમાં એ ખાતાની બોર્ડ ઑફ ડીરેક્ટરના ચેરમેન નિમાયા છે. એ સિવાય તેઓ સ્વર્ગ-
વાસી શેઠ જગન્નાથ શંકર શેટના ધર્મના દવાખાનાના પણ એક ટ્રસ્ટી, અને તેના ટ્રસ્ટી-
ઓની સભાના પ્રમુખ છે. સને ૧૮૫૩ માં નામદાર મુંબઇ સરકારે તેમને "જસ્ટીસ ઑફ
ધી પીસ" એટલે સુલેહના અમલદાર નિમ્યા છે. સને ૧૮૫૫ માં તેમની કપોળ વાણી-
આની નાતમાં કાંઇ ગત ફેરના કારણથી તડ પડ્યાં હતાં. તે વખતે એ નાતના મોટા
ભાગે શેઠ વરજીવનદાસને નાતના "શેઠ" નિમીને માન આપ્યું હતું. તેઓ જ્યાં સુધી ના-
તના શેઠની પદવીપર રહ્યા, ત્યાં સુધી નાતમાં જે ગુંચવણ ભરેલા વાંધા ઉઠતા, તેનો ની-
વેડો નિષ્પક્ષપાતપણે વખતને અનુસરીને તેઓ કરતા. જેથી તેમના, તમામ નાતીલા રાજી
થતા. એજ કારણથી તેમણે પોતાની તેમજ બીજી ઘણીક નાતોમાં પણ સારી પ્રીતિ
મેળવી છે. સને ૧૮૭૩ માં મુંબઇની મ્યુનિસીપાલીટીનો વહીવટ ચલાવવાનું નવું ધોરણ
પ્રથમ બંધાયું, તે વખતથી તે સને ૧૮૭૮ સુધી તેમને કોટ વિભાગના કર ભરનારાઓએ
પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટી કહાડીને માન આપ્યું હતું. જ્યાં સુધી તેઓ એ હોદ્દા ઉ-
પર રહ્યા, ત્યાં સુધી કર ભરનારાઓનું હિત હૈડે રાખીને તેમણે એ કામ બજાવ્યું હતું. તે
અગાઉ પણ જ્યારે મુંબઇની મ્યુનિસીપાલીટીનો વહિવટ સુલેહના અમલદારોને હસ્તક હતો,
ત્યારે પણ તેઓ એ મંડળીમાં હોવાથી પ્રજાના લાભ તેમણે સારી રીતે જાળવ્યા હતા.

ત્યાર પછી શેઠ વરજીવનદાસે ધર્મનાં કામો મોટા પાયા ઉપર કરવાનો પ્રારંભ કરવા
માંડ્યો હતો. એ કામો કેવી પ્રકારે કરવાથી જનમંડળને વધારે લાભકારક થઇ પડશે, એ
વિષે તેમણે પ્રથમ વિચાર કર્યો. આપણી અસલની ધર્મ કરવાની રીતિઓ બીજાઓથી
કેટલેક અંશે જુદી છે. જ્યારે અસલની રીતમાં અન્ન જળના ઉપયોગ સારૂ દેવાલયો બં-
ધાવવાં, પ્રવાસી જનોના લાભ સારૂ ધર્મશાળાઓ બંધાવવી, તળાવો અને કુવા ખોદાવવા,
અથવા સદાવ્રતો અને અન્નક્ષેત્રો સ્થાપવાં, ઝાડો રોપાવવાં, પાણીની પરબો બેસાડવી, અને
પશુઓ માટે હવાડા બંધાવવા, તીર્થસ્થાનના રસ્તાપર આવતી નદીઓ ઉપર પુલ અને ડું-
ગરપર ચઢવા માટે પગથીયાં બંધાવવાં, દુકાળ સમયે ગરીબોને મફત અથવા સસ્તે ભાવે
અનાજ આપવું, નાત તથા ગામ જમાડવાં, તીર્થાટન અને મહા યાત્રાઓ કરવી, સંઘ કા-
ઢવા, સત્સંગી, મહાયાગ, તથા મહારુદ્ર કરવા, ૧૦૮ બ્રાહ્મણોનાં પારાયણ બેસાડવાં,
અને બ્રાહ્મણ ભોજન તથા યોગીઓના ભંડારા જમાડવા, ઇત્યાદિ ધર્મ કાર્યો છે, ત્યારે
હાલના સમયમાં છોકરા તથા છોકરીઓને સારૂ નહાના પ્રકારની વિદ્યાશાળાઓ, અને પા-
ઠશાળાઓ સ્થાપવી, રોગીઓ સારૂ રોગ નિવારણ શાળાઓ ઉઘાડવી, વિદ્યાના સિલસિલે સ્કૉ-
લરશીપો સ્થાપવી, લોકોને મોટા ખર્ચથી પુસ્તકો તથા વર્તમાનપત્રો વંચાવવા વગે, અને
તેથી જ્ઞાનમાં વધારો થાય, માટે પુસ્તકશાળાઓ સ્થાપવી, ઇત્યાદિ ધર્મ કાર્યોનો વિશેષ
પ્રચાર ચાલવા માંડ્યો છે. શેઠ વરજીવનદાસે વિચાર્યું કે, ધર્મ કાર્ય કરવાની અસલની રીતિ-
ઓ તેમ જ હાલની રીતિઓ, એમ બન્ને રીતિઓ પણ લોકોને ફાયદાકારક છે. તેમની

ખલ થઇને ઇંગ્રેજી ભાષાની સારી કેળવણી લીધી હતી. એ વખતે એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટ્યુશનના પંકાયેલા પ્રિન્સિપાલ અને પ્રોફેસર ડાક્ટર હાર્કનેસે ઇતિહાસના વિષય ઉપર ભાષણ આપવામાં સારૂં નામ મેળવ્યું હતું. તેનાં ટાઉન હૉલમાં થતાં ભાષણો લક્ષ પૂર્વક સાંભળીને શેઠ વરજીવનદાસે પોતાના ઇંગ્રેજી જ્ઞાનમાં સારી વૃદ્ધિ કરી હતી. ત્યાર પછી તેઓ પોતાના વેપારના ઉદ્યોગમાં પડ્યા હતા. ત્યારથી તેમના પરગજુ સ્વભાવ, વ્યવહાર કૌશલ્ય, દીર્ઘ દ્રષ્ટિ, અને નિર્મળ બુદ્ધિને લીધે તેમની સારી ખ્યાતિ ફેલાતી ચાલી છે. તેમની કુશળતાને લીધે લોકો વારંવાર ગુંચવણ ભરેલા કામોમાં તેમની સલાહ મેળવતા રહ્યા છે. તેજ પ્રમાણે પ્રજા કલ્યાણનાં અનેક કામો કરતા હોવાથી તેમણે પોતાની કીર્તિમાં ઘણો વધારો કર્યો છે. સને ૧૮૩૯માં તેમના ભાઇ શેઠ નરોત્તમદાસ પોતાના બીજા ભાઇઓથી છુટા પડયા હતા. પરંતુ શેઠ વરજીવનદાસની સાથે તેમને વધારે સ્નેહ હોવાથી છેવટ સુધી તેઓ બંને જણે સાથે મળીને વેપાર રોજગાર કર્યો હતો. સને ૧૮૬૪ સુધી તેમનો વેપાર રોજગાર તથા લેણદેણ સંબંધી સઘળો વિહીવટ એક મનથી મઝીઆરો ચાલ્યો હતો. ત્યાર પછી શેઠ વરજીવનદાસે મુંબઇની વસ્તીમાં જાણીતા અને માન પામેલા પારસી ગૃહસ્થ મરહુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાળી સી. આઇ. ઇ. ની સાથે ભાગમાં, પણ પોતાના ખાનગી ધંધાથી જૂદું, મી. ડબલ્યુ. એ ગ્રાહામની કંપનીના ગ્યારંટી બ્રોકરનું કામ સ્વીકાર્યું હતું. તેમના કામથી એ પેઢીને એટલો બધો સંતોષ થયો હતો કે, સને ૧૮૯૩માં શેઠ સોરાબજીના સંતાપજનક મૃત્યું પછી પણ એ કામ ચલાવવા તે પેઢીએ શેઠ વરજીવનદાસને એકલે હાથે સોંપ્યું છે. તે આજ દિન સુધી "મેસર્સ વરજીવનદાસ માધવદાસ અને સન્સ" ના નામથી તે સંતોષકારક રીતે ચલાવે છે.

સને ૧૮૬૪-૬૫ ની સાલમાં મુંબઇમાં શેર સટ્ટાનો પવન ફુંકાતો હતો. તથા અનેક નવી બેન્કો તથા કંપનીઓ વગેરે સ્થપાતી હતી, તે વખતે શેઠ. વરજીવનદાસ "જોઇંટ-સ્ટૉક કારપોરેશન" નામે બેન્કના પ્રોમોટર હતા. તેમજ કમર્શીયલ અને સેંટ્રલ બેન્કો, ઓરિએન્ટલ સ્પિનિંગ તથા સુંદરદાસ સ્પિનિંગ વગેરેમાં તેઓ ડાઇરેક્ટર હતા. નાણાં બજારની મોટી ઉથલપાથલના એ વખતમાં સૌ કોઇ મોટી ઉમેદથી શેર સટ્ટા કરતા હતા. પરંતુ શેઠ વરજીવનદાસ ઉપલી કંપનિઓમાં સામેલ હોવા છતાં સટ્ટાના જુગારી જેવા વ્યાપારથી અળગા રહેવાના પોતાના ડહાપણવાળા દ્રઢ ઠરાવને તેઓ છેવટ સુધી વળગી રહ્યા હતા. તેથી જ્યારે મોટી મોટી જુની તથા નવી પેઢીઓ કડાકડ ભાગી પડી, ત્યારે તેમની પેઢી સલામત રહી હતી. એ ઉપરથી આશ્ચર્યનાં સંજોગોને લીધે વ્યાપાર ઉપર કેવી અસર થાય છે, તેની તુલના કરવાની તેમની શક્તિ જણાઇ આવે છે.

શેઠ વરજીવનદાસના મોટા ભાઇ શેઠ મુલજીભાઇ સંવત ૧૮૯૬ માં વગર પુત્રે ગુજરી ગયાથી તેમણે પોતાની મીલકતની સર્વ પ્રકારની વ્યવસ્થા કરવાનો અધિકાર તેમનેજ સોંપી ગયા હતા. એ વેળાએ તેમની ઉમ્મર માત્ર ૨૩ વર્ષની હતી. એટલી ન્હાની ઉમ્મરે તેમના વડિલ ભાઇએ તેમનેજ વિશ્વાસને પાત્ર સમજી એ ભારે કામ સોંપ્યું હતું. તે ઉપરથી તેમની લાયકીની તુલના થઇ શકે છે. સને ૧૮૪૧ ની સાલમાં નામદાર ઇંગ્રેજ સરકારે ગ્રાંડ જ્યુરિમાં બિરાજવાનું માન તેમને આપ્યું હતું. એવું માન તે વખતે સોઆજ

શેઠીઓને મળતું હતુ તેમજ "રૉયલ એશિયાટિક સોસાઇટીની મુબઇની શાખા" ના મેમ્બરનું મોટુ માન તેમણે ઘણા વર્ષ સુધી ભોગવ્યુ હતું વળી "બૉમ્બે નેટિવ ડિસ્પેન્સરી" ના એક ટ્રસ્ટી તથા ડીરેકટરનો હોદ્દો આજ ઘણા વર્ષ થયા તેઓ ભોગવતા રહ્યા છે અને હાલમા એ ખાતાની બોર્ડ ઑફ ડીરેકટરના ચેરમેન નિમાયા છે એ સિવાય તેઓ સ્વર્ગવાસી શેઠ જગંનાથ શકર શેઠના ધર્મના દવાખાનાના પણ એક ટ્રસ્ટી, અને તેના ટ્રસ્ટીઓની સભાના પ્રમુખ છે સને ૧૮૫૩ મા નામદાર મુબઇ સરકારે તેમને "જસ્ટીસ ઑફ ધી પીસ" એટલે સુનેહના અમલદાર નિમ્યા છે સને ૧૮૫૫ મા તેમની કપોળ વાણીઆની નાતમા કાઇ ગત ફેરના કારણથી તડ પડ્યાં હતા તે વખતે એ નાતના મોટા ભાગે શેઠ વરજીવનદાસને નાતના "શેઠ" નિમીને માન આપ્યું હતું તેઓ જ્યા સુધી નાતના શેઠની પદવીપર રહ્યા, ત્યા સુધી નાતમા જે ગુચવણ ભરેલા વાધા ઉઠતા, તેનો નીવેડો નિષ્પક્ષપાતપણે વખતને અનુસરીને તેઓ કરતા જેથી તેમના તમામ નાતીના રાજી હતા એજ કારણથી તેમણે પોતાની તેમજ બીજી ઘણીક નાતોમા પણ સારી પ્રીતિ મેળવી છે સને ૧૮૭૩ મા મુબઇની મ્યુનિસીપાલીટીનો વહીવટ ચલાવવાનું નવુ ધોરણ પ્રથમ બધાયુ, તે વખતથી તે સને ૧૮૭૮ સુધી તેમને કોટ વિભાગના કર ભરનારાઓએ પોતાના પ્રતિનિધિ તરીકે ચૂટી કહાડીને માન આપ્યુ હતું જ્યા સુધી તેઓ એ હોદ્દા ઉપર રહ્યા, ત્યા સુધી કર ભારનારાઓનું હિત હૈડે રાખીને તેમણે એ કામ બજાવ્યુ હતુ તે અગાઉ પણ જ્યારે મુબઇની મ્યુનિસીપાલીટીનો વહિવટ સુનેહના અમલદારોને હસ્તક હતો, ત્યારે પણ તેઓ એ મડળીમા હોવાથી પ્રજાના લાભ તેમણે સારી રીતે જાળવ્યા હતા

ત્યાર પછી શેઠ વરજીવનદાસે ધર્મના કામો મોટા પાયા ઉપર કરવાનો પ્રારભ કરવા માડ્યો હતો એ કામો કેવી પ્રકારે કરવાથી જનમડળને વધારે લાભકારક થઇ પડશે, એ વિષે તેમણે પ્રથમ વિચાર કર્યો. આપણી અસલની ધર્મ કરવાની રીતિઓ બીજાઓથી કેટલેક અશે જુદી છે જ્યારે અસલની રીતમા પ્રાણી જતુના ઉપયોગ સારૂ દેવાનો બધાવવા, પ્રવાસી જનોના લાભ સારૂ ધર્મશાળાઓ બધાવવી, તળાવો અને કૂવા ખોદાવવા, અથવા સદાવ્રતો અને અન્નક્ષેત્રો સ્થાપવા, ઝાડો રોપાવવા, પાણીની પરબો બેસાડવી, અને પશુઓ માટે હવાડા બધાવવા, તીર્થસ્થાનના રસ્તાપર આવતી નદીઓ ઉપર પુલ અને ડુગરપર ચડવા માટે પગથીયા બધાવવા, દુષ્કાળ સમયે ગરીબોને મફત અથવા સસ્તે ભાવે અનાજ આપવુ, નાત તથા ગામ જમાડવા, તીર્થાટન અને મહા યાત્રાઓ કરવી, સઘ કહાડવા, સતચડી, મહાયાગ, તથા મહારુદ્ર કરવા, ૧૦૮ ભાગવતના પારાયણ બેસાડવા, અને બ્રાહ્મણ ભોજન તથા યોગીઓના અખાડા જમાડવા, ઇત્યાદિ ધર્મ કાર્યો છે, ત્યારે હાલના સમયમા છોકરા તથા છોકરીઓને સારૂ ન્હાના પ્રકારની વિદ્યાશાળાઓ, અને પાઠશાળાઓ સ્થાપવી, રોગીઓ સારૂ રોગ નિવારણ શાળાઓ ઉઘાડવી, વિદ્યાના ઉત્તેજનાર્થે સ્કૉલરશીપો સ્થાપવી, લોકોને થોડા ખર્ચથી પુસ્તકો તથા વર્તમાનપત્રો વાચવા મળે, અને તેથી જ્ઞાનમા વધારો થાય, માટે પુસ્તકશાળાઓ સ્થાપવી, ઇત્યાદિ ધર્મ કાર્યોનો વિશેષ પ્રથા ચાલવા માડ્યો છે શેઠ વરજીવનદાસે વિચાર્યુ કે, ધર્મ કાર્ય કરવાની અસલની રીતિઓ જેમ ઘણી ઉપયોગી છે, તેમ નવીન રીતિઓ પણ તેટલીજ ઉપયોગની છે તેમની

खात्री थइ हती के, जेम जुनी रीतिओथी एक प्रकारना लाभ छे, तेम नवीन रीतिओ थी बीजी प्रकारना लाभ थाय छे. वळी तेनी साथे तेमणे एम पण विचार्यु के, हालना समयना प्रवाहना बळथी दोरवाइ जइशुं, तो बीजा लोको पण हालनी धर्म कार्यनी रीतिओ जे हालना राज्यकर्तानी प्रेरणाती छे, तेमां लोभाइने वधारे प्रवृत रहवाथी असलनां धर्म कार्योमां जे जे लाभो समायेला छे, ते बधा जता रेहेशे, अने तेथी धर्मने पण हानि थशे. माटे तेमणे ए विषे लांबो विचार करीने केटलाक धर्म कार्योमां बेउनुं मिश्रण अने केटलांकमां जुदीज रीत ग्रहण करीने धर्म करवानो जूदोज मार्ग पकड्यो. तेमां पण लोकोमां जेनी खरेखरी खोट हती, तेवांज उपयोगी कार्यो पसंद कर्यां. ए विषे हवे पछीनी हकीकत वांचवाथी सर्वनी खात्री थशे.

सने १८७४ मा पोताना तीर्थरूप पिता शेठ माधवदास रणछोडदासनुं नाम कायम रहे एवा शुभ हेतुथी तेमणे पोताना भाइ शेठ नरोत्तमदासनी साथे मळीने मुंबइमां बहारकोट कावसजी पटेलना तळाव पासेनी लालबागने नामे जाणीती जगा शुमारे ७००० चोरसवार जेटला विस्तारनी खरीद करी हती. त्यां हिंदुओने लग्न जेवा शुभ प्रसंगे अने बीजा कार्यो माटे उपयोगमां आवी शके तेवी सर्व प्रकारनी गोठवण करवामां आवी छे तेमज सने १८७५ मां एक शिखरबंध सुंदर देवालय बंधाव्युं छे. ए देवालयनी उत्तर बाजुए एक बंगलो छे, जे चारे बाजुए खुल्लो होवाथी एक शोभिता मंडपनी गरज सारे छे. वळी दक्षिण बाजुए कार्य करवा आवनार हिंदु गृहस्थोना कुटुंबने रहेवा माटेनी सगवडता करेली छे. वच्चे एक खुल्लो चोक राखवामां आवेलो छे, ते लग्न जेवा शुभ प्रसंगो उपर मंडप बांधवा तथा त्यां एक सुंदर बाग होवाथी लोकोने सांज सवारे फरवा हरवा अने विश्रान्ति लेवा उपयोगी थइ पडे छे. आ धर्मखातानुं नाम पोताना पिताना नाम उपरथी **" माधवबाग "** राखवामां आव्युं छे. आ धर्म खातानो कुल खर्च लगभग २ लाख ५० हजार रुपिया सुधीनो थयो कहेवाय छे. वळी ए खाताना हमेशना निभाव माटे तेमणे वालकेश्वरमां आवेली पोतानी जमीनना भोंयभाडानी वार्षिक २१२०० नी आवक तथा माधवबागने लगती दुकानोनी पेदाश एक ट्रस्ट करी अर्पण करी छे. आ माधवबाग हिंदुलोकोना शुभाशुभ प्रसंगो माटे, अने सांसारिक, राजकीय, तथा धार्मिक कार्योने माटे एक अद्वितीय स्थळ थई पड्युं छे. एटलुंज नहि, परंतु मुंबइमां सांज सवारे हिंदु धर्मवाळाने देव दर्शन जवानुं, फरवा हरवानुं, अने विश्रान्ति लेवानुं एना जेवुं बीजुं स्थळ भाग्येज हशे. भारत मार्तंड पंडित श्री गट्टुलालजी तेमज बीजा विद्वानो घणी वार ए स्थळे हिंदु धर्म तथा शास्त्रो संबंधी भाषणो आपे छे, तेमज केटलाक विद्वानो कथाओ तथा कीर्तन पण करे छे.

शेठ वरजीवनदासने तेमना भाइ शेठ मुळजीभाइए मरती वखते रु २०००० नी रकम परमार्थना काममां खरचवा माटे आपी हती. एटली रकमथी कोइ मोटुं परमार्थ कार्य थइ शके तेवुं न जणायाथी तेमणे केटलाक वर्ष सुधी ए रकम खरचवी मुलतवी राखीने तेनी एवी उत्तम व्यवस्था करी के ते वधीने सने १८७८मां रु ८०००० नी थई. एटले तेमणे माधवबाग सामेनी जगो रु ३०००० मां वेचाती राखीने त्यां बीजा हिं

[illegible]રક્ષાના હેતુથી શેઠ વરજીવનદાસે એક ફંડ ઉભું કર્યું હતું. તેમાં રૂ ૧૮૦૦૦ તેમણે એકઠા કર્યાં હતા. એ પ્રસગે પડિતજીને માનપત્ર સાથે રૂ ૮૦૦૦ ની રકમ ભેટ કરવા માટે માધવબાગમાં હિંદુઓની એક મોટી સભા મળી હતી. તેમાં તેમણે આગેવાની ભરેલો ભાગ લીધો હતો. એ ફંડના વધારાની બાકીની રકમ પડિતજીના લાભાર્થે વાપરવા સારૂ ઇલાયદી રાખી તેના ટ્રસ્ટીઓને સોંપેલી છે. આ ઉપરથી ખરા વિદ્વાનોને યોગ્ય ઉત્તેજન આપવામાં પણ તેમની કેવી ઉલટ છે, તેનું પણ સહજ અનુમાન થઇ શકે છે. તેજ પ્રમાણે તેઓ વિદ્યાશાળાઓને તથા ગ્રંથકારોને નાણાની યોગ્ય મદદ કરીને ઉત્તેજન આપતા આવ્યા છે. સવંત ૧૯૩૧ માં મુંબઇમાં હિંદુઓમાં વેદ, સ્મૃતિ, પુરાણ તથા આચાર્યોના ગ્રંથને અનુસરીને ધર્મ સંબંધી જ્ઞાનનો પ્રચાર કરવાના ઉદ્દેશથી **"આર્ય સુધર્મોદય સભા"** સ્થાપન કરવામાં આવી હતી, ત્યારથી તે આજ દિન સુધી તેઓ એ સભાના પેટ્રન છે. વળી મરણ પ્રસંગે સ્ત્રીઓ જાહેર રસ્તામાં ઉભી રહીને બિન મર્યાદે રડતી તથા કૂટતી હતી, તે રીવાજ તેમને અયોગ્ય તથા હાનિકારક લાગવાથી તે અટકાવવા માટે યોગ્ય બંદોબસ્ત કર્યો. તેથી હવે તેમની નાતનાં બીજા કેટલાંક કુટુંબોમાં પણ એ સુધારો પ્રસરવા માંડયો છે.

સને ૧૮૮૬ માં મી. બેહેરામજી મેહેરવાનજી મલબારીએ હિંદુઓના બાળલગ્ન વગેરેના સંબંધમાં જે પોકાર ઉઠાવ્યો હતો. તે ઉપરથી કેટલાક હોંશીલા પુરૂષોએ એ સંબંધી ઘણાં અતિશયોક્તિ ભરેલાં લખાણો કરી આ દેશમાં તથા છેક વિલાયત સુધી ગોગાટ કરી મૂકયો હતો. એટલુંજ નહિ પણ એ સંબધી કાયદો કરવાની સરકારને ભલામણ કરી હતી. તેની અસર સરકારના કેટલાક વગવાળા અધિકારીઓ ઉપર થઇ હતી, તેથી સરકાર એ સંબંધી કદાચ કાયદો કરશે, એમ લાગવાથી હિંદુ કોમના આગેવાનોની એક સભા પ્રથમ શેઠ વરજીવનદાસના પ્રમુખપણા હેઠળ વિચાર કરવા સારૂ માધવબાગમાં મળી હતી. તે વખતે કરેલા ઠરાવ પ્રમાણે બીજી એક મોટી સભા મરહુમ ઑનરેબલ રા. સા. વિશ્વનાથ નારાયણ મંડલિક સી. એસ. આઇ. ના પ્રમુખપણા હેઠળ માધવબાગમાં મળી હતી. તેમાં રૈયતના સંસાર સંબંધી તેમજ ધર્મ સંબંધી કામોમાં હાથ નાખવાથી સરકારને તેમજ પ્રજાને નુકશાન છે, અને તેનેજ લીધે સરકારે એ બે કામોમાં હાથ ન નાખવાનું વચન આપેલું છે. માટે સરકારે એવા કામોથી અળગા રહેવું જોઇએ. એવો ઠરાવ કરીને યોગ્ય દલીલો સાથેની એક અરજી નામદાર હિંદુસ્થાનના ગવર્નર જનરલ સાહેબ ઉપર મોકલવામાં આવી હતી. તેજ પ્રમાણે સને ૧૮૯૨ માં "સંમતિ વય" નો કાયદો એટલે હરેક સ્ત્રીએ ઉમ્મરે પહોચ્યા અગાઉ સંમતિ આપ્યા વગર તેના સ્વામીથી તેની સાથે ગૃહસ્થાશ્રમ થઇ શકે નહિ. એ કાયદો પસાર થવા અગાઉ મુબઇમાં હિંદુ કોમના આગેવાનોની એક સભા પ્રથમ શેઠ વરજીવનદાસના પ્રમુખપણા હેઠળ વિચાર કરવા સારૂ મળી હતી, તે વખતે કરેલા ઠરાવ પ્રમાણે બીજી એક મોટી સભા મરહુમ રા. બા. નાના મોરોજીના પ્રમુખપણા હેઠળ માધવબાગમાં મળી હતી. તેમાં સરકારે સંસારી બાબતમાં હાથ ન ઘાલતાં લોકોને પોતાની મેળેજ સુધરીને તેમાં સુધારો કરવા દેવો, એવી મતલબની અરજી હિંદુસ્થાનના નામદાર ગવર્નર જનરલ સાહેબના ઉપર મોકલી હતી. વળી રાઇટ ઑનરેબલ

રણછોડદાસનું ૧૮ વર્ષની જુવાન વયે અતિ ખેદકારક મૃત્યું થયું હતું. તેમણે [illegible] પોતાના પિતાને પાસે બોલાવીને તેમની મરજીમાં આવે તેવા ધર્મકાર્યમાં સારી [illegible] રચીને પોતાનુ નામ કાયમ રાખવાની ઇચ્છા દર્શાવી હતી. તે પ્રમાણે શેઠ વર[illegible] પોતાના એ પુત્રપરના અપૂર્વ પ્યારને લીધે સને ૧૮૯૧ માં મુબઇથી ૪ ગાંઉ [illegible] આઇ. પી. રેલવેના સીમના સ્ટેશનની પાસે પોતાની ૨૮૦૦૦ ચોરસવાર વિસ્તાર [illegible] વાડીમાં રૂ ૧,૪૧,૫૩૭ નો ખર્ચ કરીને એક " આરોગ્ય ભવન " બંધાવ્યું છે. [illegible] તેનુ નામ પોતાના એ સ્વર્ગવાસી પુત્રના નામ ઉપરથી " રણછોડદાસ વરજીવનદાસ આરોગ્ય ભવન " એવું નામ આપ્યું છે. આ આરોગ્ય ભવન હિંદુઓને માંદગીમાંથી મૂક્ત થયા પછી હવા ફેર બદલ કરવાની જરૂર હોય, ત્યારે તેમાં રહેવાને અતિ ઉપયોગી સ્થાન છે. એવા એક સ્થળની હિંદુઓમાં ઘણીજ ખોટ હતી, તે આ પરોપકારી શેઠે પુરી કરવાથી હજારો હિંદુઓના સુખનુ અને આંતરડી ઠારવાનુ એક ઉપયોગી સાધન થઇ પડયું છે. એ આરોગ્ય ભવન બાર હિંદુ કુટુંબો સુખ શાન્તિ અને સગવડતાથી રહી શકે, તેવું વિશાળ તથા પાકી બાંધણીનું સુદર બધાવેલુ છે. વળી તેના હમેશાના નિભાવને માટે આ ઉદાર સખી ગૃહસ્થે રૂ ૨૦૦૦૦ પાંચ ટકાના વ્યાજે જૂદા મૂકેલા છે. તેમજ આ ધર્માદાખાતામાં આપેલી વાડી તથા ચાલીની સુમારે રૂ ૮૦૦ ની વાર્ષિક ઉપજ થાય છે, તે સર્વ મળીને વર્ષ દહાડે રૂ ૧૮૦૦ ની ઉપજ એ ખાતે મળવાની ગોઠવણ કરેલી છે. તેમાંથી એ ખાતાની મરામત વગેરેનો ચાલુ ખર્ચ કરવામાં આવે છે. આ ધર્મદાખાતાની સર્વ વ્યવસ્થા ટ્રસ્ટીઓના હસ્તક સોંપવામાં આવેલી છે. તેઓ ટ્રસ્ટ ડીડની શરતોને અનુસરીને તેનો વહીવટ ઘણી સારી રીતે ચલાવે છે.

શેઠ વરજીવનદાસને ઉપરનું આરોગ્ય ભવન બંધાવ્યાથીજ માત્ર તૃપ્તી થઇ નહિ. તેમણે ઘણીજ દીર્ઘ દ્રષ્ટિ વાપરીને એ આરોગ્ય ભવનની પાસે એક ધર્માદા દવાખાનું રૂ ૧૬૦૦૦ ખર્ચીને બંધાવ્યું છે. તથા તેના નિભાવ માટે રૂ ૨૫૦૦૦ ની મોટી રકમ તથા એ ઔષધાલયને લગતાં મકાનોના ભાડાની ઉપજ તેમણે બક્ષિસ કરી છે. આ દવાખાનાનું નામ "શેઠ વરજીવનદાસ માધવદાસ ધર્માદા ઔષધાલય" એવું રાખવામાં આવ્યું છે. અને તે સને ૧૮૯૫ ના ફેબ્રુવારી માસથી ખુલ્લુ મૂકવામાં આવ્યું છે. સીમ અને તેની આસપાસના ગામડાના ગરીબ લોકોને આ દવાખાનું ખરેખર ઉપયોગી અને આશિર્વાદ રૂપ થઇ પડયું છે.

સને ૧૮૯૩ માં શેઠ સોરાબજી શાપુરજી બંગાળી સી. આઇ ઇ. સ્વર્ગવાસી થયા, ત્યારે શેઠ વરજીવનદાસે પોતાના એ મિત્ર તરફની શુદ્ધ લાગણી દર્શાવવા તેમના ઉઠામણાની ક્રિયામાં રૂ ૧૦૦૦ આપ્યા હતા. તથા તેમની યાદગીરી કાયમ રાખવા માટે કરેલા ફંડમાં રૂ ૨૫૦૦ ની રકમ આપી હતી. એ સિવાય તેમણે પોતાના મરહુમ ભાઇ શેઠ નરોત્તમદાસની સાથે મળીને લગભગ ૪૦ વર્ષ સુધી વેપાર ધંધો કર્યો તે દરમીયાનમાં તેમના દાન ખાતામાંથી જૂદાં જૂદાં લોકોપયોગી ધર્માદાખાતામાં રૂ ૩૫૦૦૦ આપેલા છે. એ રીતે આ પરોપકારી શેઠે પણું પુન્ય અને પરમાર્થના કાર્યો કરીને પોતાની કીર્તિ અમર કરી છે.

સને ૧૮૮૨ ના ભારત માર્તંડ પંડિતશ્રી ગટુલાલજી જેવા મહાપુરૂષો [illegible]

[illegible]વાના હેતુથી શેઠ વરજીવનદાસે એક ફંડ ઉભું કર્યું હતું. તેમાં રૂ ૧૮૦૦૦ તેમણે [illegible] કર્યાં હતા. એ પ્રસંગે પંડિતજીને માનપત્ર સાથે રૂ ૮૦૦૦ ની રકમ ભેટ કરવા માટે માધવબાગમાં હિંદુઓની એક મોટી સભા મળી હતી. તેમાં તેમણે આગેવાની ભ-રેલો ભાગ લીધો હતો. એ ફંડના વધારાની બાકીની રકમ પંડિતજીના લાભાર્થે વાપરવા સારૂ ધલાયદી રાખી તેના ટ્રસ્ટીઓને સોંપેલી છે. આ ઉપરથી ખરા વિદ્વાનોને યોગ્ય ઉ-ત્તેજન આપવામાં પણ તેમની કેવી ઉલટ છે, તેનું પણ સહજ અનુમાન થઇ શકે છે. તેજ પ્રમાણે તેઓ વિદ્યાશાળાઓને તથા ગ્રંથકારોને નાણાંની યોગ્ય મદદ કરીને ઉત્તેજન આપતા આવ્યા છે. સવંત ૧૯૩૧ માં મુંબઇમાં હિંદુઓમાં વેદ, સ્મૃતિ, પુરાણ તથા આ-ચાર્યોના ગ્રંથને અનુસરીને ધર્મ સંબધી જ્ઞાનનો પ્રચાર કરવાના ઉદ્દેશથી "આર્ય સુધર્મો-દય સભા" સ્થાપન કરવામાં આવી હતી, ત્યારથી તે આજ દિન સુધી તેઓ એ સભા-ના પેટ્રન છે. વળી મરણ પ્રસંગે સ્ત્રીઓ જાહેર રસ્તામાં ઉભી રહીને બિન મલાજે રડતી તથા કૂટતી હતી, તે રીવાજ તેમને અયોગ્ય તથા હાનિકારક લાગવાથી તે અટકાવવા માટે યોગ્ય બદોબસ્ત કર્યો. તેથી હવે તેમની નાતનાં બીજા કેટલાંક કુટુંબોમાં પણ એ સુધારો પ્રસરવા માંડયો છે.

સને ૧૮૮૬ માં મી. બેહેરામજી મેહેરવાનજી મલબારીએ હિંદુઓના બાળલગ્ન વગે-રેના સંબધમાં જે પોકાર ઉઠાવ્યો હતો. તે ઉપરથી કેટલાક હિંસીલા પુરૂષોએ એ સંબંધી ઘણાં અતિશયોક્તિ ભરેલાં લખાણો કરી આ દેશમાં તથા છેક વિલાયત સુધી ગોંગાટ કરી મૂક્યો હતો. એટલુંજ નહિ પણ એ સંબધી કાયદો કરવાની સરકારને ભલામણ કરી હતી. તેની અસર સરકારના કેટલાક વગવાળા અધિકારીઓ ઉપર થઇ હતી, તેથી સર-કાર એ સંબંધી કદાચ કાયદો કરશે, એમ લાગવાથી હિંદુ કોમના આગેવાનોની એક સ-ભા પ્રથમ શેઠ વરજીવનદાસના પ્રમુખપણા હેઠળ વિચાર કરવા સારૂં માધવબાગમાં મળી હતી. તે વખતે કરેલા ઠરાવ પ્રમાણે બીજી એક મોટી સભા મરહુમ ઑનરેબલ રા. સા. વિશ્વનાથ નારાયણ મંડલિક સી. એસ. આઇ. ના પ્રમુખપણા હેઠળ માધવબાગમાં મળી હતી. તેમાં રૈયતના સંસાર સંબંધી તેમજ ધર્મ સંબંધી કામોમાં હાથ નાખવાથી સરકારને તેમજ પ્રજાને નુકશાન છે, અને તેનેજ લીધે સરકારે એ બે કામોમાં હાથ ન નાખવાનું વચન આપેલું છે. માટે સરકારે એવા કામોથી અળગા રહેવું જોઇએ. એવો ઠરાવ કરીને યોગ્ય દલીલો સાથેની એક અરજી નામદાર હિંદુસ્થાનના ગવર્નર જનરલ સાહેબ ઉપર મોક-લવામાં આવી હતી. તેજ પ્રમાણે સને ૧૮૯૨ માં "સંમતિ વય" નો કાયદો એટલે હરેક સ્ત્રીએ ઉમ્મરે પહોચ્યા અગાઉ સંમતિ આપ્યા વગર તેના સ્વામીથી તેની સાથે ગૃહસ્થાશ્રમ થઇ શકે નહિ. એ કાયદો પસાર થવા અગાઉ મુંબઇમાં હિંદુ કોમના આગેવાનોની એક સભા પ્રથમ શેઠ વરજીવનદાસના પ્રમુખપણા હેઠળ વિચાર કરવા સારૂં મળી હતી, તે વખતે કરેલા ઠરાવ પ્રમાણે બીજી એક મોટી સભા મરહુમ રા. બા. નાના મોરોજીના પ્રમુખપ-ણા હેઠળ માધવબાગમાં મળી હતી. તેમાં સરકારે સંસારી બાબતમાં હાથ ન ઘાલતાં લોકોને પોતાની મેળેજ સુધરીને તેમાં સુધારો કરવા દેવો, એવી મતલબની અરજી હિંદુ-સ્થાનના નામદાર ગવર્નર જનરલ સા[illegible] ઉપર મોકલી હતી. વળી ચાહટે ઑનરેબલ

# શેઠ ઠાકરસી મુળજી.

આ સખી પુરૂષનો જન્મ સંવત ૧૮૬૩ માં કાઠીઆવાડ મધ્યે આવેલા **વરવાળા** ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ **મુળજી** હતું. તેઓ જ્ઞાતે ભાટિયા વાણીઆ હતા. મુંબઇ નગરીમાં કાઠીઆવાડ પ્રાંતમાંથી આવી વસેલા ભાટિયા જ્ઞાતિમાં શેઠ ઠાકરસી એ પ્રખ્યાત પુરૂષ હતા. તેમના પૂર્વજો પ્રથમ જામનગર તાબેના ખંભાળીઆ ગામમાં વસતા હતા. તેમની ત્રીજી પહેડીના વડિલ **આડત દયાળ** થઇ ગયા છે; તેઓ દશ વર્ષની વયના હતા, તેવામાં તેમની માતુશ્રી ગુજરી જવાથી સંવત ૧૮૦૫ માં પોતાને મોશાળ વરવાળે રહેવા ગયા. ત્યારથી તેઓ ઓખામંડળના રહેવાશી થયા. એ આડત દયાલ સંવત ૧૮૪૦ માં વેપારને અર્થે પોતાના રામજી અને વાલજી નામના બે પુત્રોને સાથે લેઇને **મસ્કત** બંદર તરફ ગયા હતા. ત્યાં આઠ વર્ષ રહી પાછા વરવાળે આવી વહાણવટીનો તથા દુકાનદારીનો ધંધો કરતા હતા. એ આડત દયાલના ત્રીજા પુત્ર શેઠ મુળજી સંવત ૧૮૩૫ માં જન્મ્યા હતા; તેઓ અતિશય ચોખ્ખા દિલના હતા. શેઠ મુળજી ન્હાની વયથીજ વહાણવટીનો ધંધો કરતા હતા; તે એવી રીતે કે પોતે જાતે વહાણમાં બેસીને મુસાફરી કરીને મલબાર કોસ્ટ તથા કાઠીઆવાડમાં મહુવા, ભાવનગર, અને જાફરાબાદ વગેરે બંદરોમાં જઇ ત્યાંથી માલ ખરીદ કરી લાવી પોતાના દેશ દ્વારકામાં વેપારીઓને વેચતા હતા. એ પ્રમાણે તેમણે ૩૦ વર્ષ સુધી કામ ચલાવ્યું; ત્યાર પછી તેમના પુત્ર શેઠ ઠાકરસીને એક વહાણમાં રૂ ૮૦૦નો માલ ભરી આપી મુંબઇ મોકલ્યા હતા. પણ તેનાં રૂ ૩૦૦ની તેમને ખોટ ગઇ, તેથી તેમના મનમાં લાગ્યું કે પ્રથમજ વેપારમાં ખોટ કરી તેણી હવે પિતાને શું મોઢું બતાવું! એવા વિચારથી તેઓ મુંબઇમાંજ રહ્યા. શેઠ મુળજીએ પોતાના દેશમાં રહી ૨૦ વર્ષ સુધી બીજનેજ દસ્તક વહાણનો માલ મંગાવી ધંધો ચલાવ્યો. ત્યાર પછી પોતાના પુત્ર શેઠ ઠાકરસીનો ધંધો મુંબઇમાં સારો ચાલતો જોઇ પોતે વેપાર છોડી દેઇ ભાણ્યાનાં ૨૫ [illegible] સંવત ૧૮૮૬માં દ્વારકાપુરીમાં સ્વર્ગવાસી થયા હતા.

ઉઘડી કે, તે આજે ૭૫ વર્ષની પુરાણી ચાલું છે; અને તે પોતાનાં આવાં પુરાતનપણા સાથે પ્રતિદિન પોતાની કીર્તિમાં વધારો કરે છે.

સંવત ૧૯૦૯ માં શેઠ ઠાકરસીએ મુંબઇના એક મોટા પારસી વેપારી શેઠ માણેકજી નસરવાનજી પીટીટ સાથે જોડાઇ મી. પીટર કબાળી નામની એક નામિચી ઇંગ્રેજી પેઢીની દલાલી કરવા માંડી એ પછી શેઠ ઠાકરસી મુલજીની પેઢીએ મુંબઇની પહેલા વર્ગની અને ઓહોળા વહીવટવાળી ઇંગ્રેજી પેઢીઓ (મેસર્સ ગાડમ કંપની, અને મી. સાલેમાન એટેસની કંપની) ની પણ દલાલી કરવા માંડી હતી.

સંવત ૧૯૨૪ માં એક નવું કાપડ બજાર બાંધવાની ઘણી અગત્ય દિસવાથી શેઠ ઠાકરસી મુલજીવાળી પેઢી કે જેમાં તેમના ઉમ્મરે પહોચેલા બે ત્રણ સુજ્ઞ પુત્રો પણ આ વખતે જોડાયેલા હતા, તેમણે પોતાના એક સગા સ્વર્ગવાસી ભાટિયા શેઠ મુલજી જેઠાની સાથે મળીને બહારકોટ મધ્યે એક નવું મોટું કાપડ બજાર બંધાવ્યું છે; જે બજાર મુંબઇના મોટા વેપારના કામમાં એક મુખ્ય અને મોટી સગવડતાવાળું હાલ થઇ પડયું છે.

શેઠ ઠાકરસી પૂર્વેથીજ ઘણા પ્રમાણિક, ચોખ્ખા, વેહેવારી, મેહેનતું, હિંમતવાન, ધર્માસ્તિક અને પરોપકારી હોવાથી પ્રતિદિન પોતાના ધંધામા વધતા ગયા હતા; તેમ પોતાની જ્ઞાતિમાં આગેવાન થઇ મોટું માન મેળવ્યુ હતું. વળી સુભાગ્યે તેમના પાંચે પુત્રો ચાલાક, કેળવાયેલા, અને પ્રમાણિક નિવડવાથી જ્યારથી તેઓ પોતાની પેઢીમાં જોડાયા ત્યારથી એ પેઢી વધારે પ્રકાશિત થતી ગઇ છે. શેઠ ઠાકરસીએ પોતાના શરીરના મજબુત બાંધાને લીધે ૮૧ વર્ષની વયે પહોચી પોતાનો સંસાર વ્યવહાર ઘણી સુખાકારીમાં ગુજાર્યો હતો. અને કામ ધંધો સર્વે પોતાના પુત્રોને સોંપી, પોતે તદન અલગા થઇ, ઇશ્વર સ્મરણમાં ગુંથાયા હતા. તેવામાં તેમના યુવાન પુત્રોમાં સૌથી ન્હાના શેઠ દેવીદાસ અને ત્રીજા પુત્ર શેઠ પ્રાગજીના મરણ વગેરેના આ દુનિઆંના આવેશથી અતે તેઓ સંવત ૧૯૪૪ ના માર્ગશીર્ષ વદિ ૯ ને દિને સ્વર્ગવાસી થયા છે. તેમની જીદગીનો આ હેવાલ ઘણો જાણવા જોગ છે, કેમકે તેમની પહેલી અવસ્થા ઘણી ગરીબાઇમાં હતી, પણ પ્રમાણિકપણુ, નીતિ, સાચો વ્યવહાર, અને ધર્મિષ્ટપણાથી પોતે ઉપર લખ્યા મુજબ સર્વ વાતે સમર્થ થયા હતા, જેની યાદગીરી કાયમ રહી ગઇ છે.

શેઠ ઠાકરસીના પાંચ પુત્રો, દામોદરદાસ, ગોવિંદજી, પ્રાગજી, નારાણદાસ, અને દેવીદાસ. એ પાચમાં શેઠ દામોદરદાસ, પ્રાગજી, અને દેવીદાસ એ ત્રણ ગુજરતાં હાલ બે હયાત છે. શેઠ દામોદરદાસ ઘણા બાહોશ, ચાલાક અને વેપારના કામના પાકા અનુભવી હતા. તેમની લાયકીની કદર જાણીને સરકારે તેમને સુનેહના અમલદારની પદવી આપી હતી. વળી તેઓ મુંબઇની કારપોરેશન સભાના મેમ્બર હતા. એટલુંજ નહિ પણ બીજાં ઘણાંક ખાતાઓમાં તેઓ મેમ્બર, સેક્રેટરી અને ડીરેક્ટર હતા. એ સઘળી પદવીઓ ઉપર રહીને તેમણે ઘણો સારો દેખાવ આપી સર્વનાં મન હરણ કર્યાં હતાં. તેમના ભાઇ શેઠ પ્રાગજી પણ ઘણા વિદ્વાન, ચાલાક અને સઘળી બાબતોમાં બહુ કુશળ હતા. તેમણે પોતાની ટુકી જીદગીમાં 'પ્રમાણ સહસ્ત્રી' તથા 'પદ્યાત્મક ગીતા' એ બે ઘણાં ઉપયોગી પુસ્તકો રચ્યાં છે. તે બને પુસ્તકો ઘણાં લોકપ્રિય થઇ પડયા છે.

સરકારે સને ૧૮૬૩ થી તેમને " જસ્ટીસ ઓફ ધી પીસ " (સુલેહના અમલદાર) નિ
મ્યા છે. તેમજ મુંબઇની કારપોરેશનના સભાસદ તરીકે બિરાજવાનું માન પણ તેમને ઘ
વખત મળેલું છે. તેમણે કેળવણીના ફેલાવા માટે દશ હજાર રૂપિયાની જાહેર બક્ષિસ ક
છે. તેઓ પોતાના સારા સ્વભાવ અને દેશહિતૈષિપણાથી સ્તુતિપાત્ર આદરમાન સંપાદ
કરવાને શક્તિમાન થયા છે. વળી તેઓ પોતાનાથી બની શકે તેવાં પ્રજા લાભનાં કાર
તન, મન, અને ધનથી નિઃસ્વાર્થે કરે છે. તેનો એકજ દાખલો અત્રે નોંધવો બસ ગણાશે
મરહુમ ધર્માત્મા શેઠ ગોકળદાસ તેજપાલે મરતી વખતે વિદ્યા વૃદ્ધિ અને સદાવ્રતે
વગેરે પરોપકારનાં કાર્યો કરવા માટે લગભગ ૧૧ લાખ રૂપિયાનું વીલ કર્યું હતું, તેન
શેઠ લક્ષ્મીદાસ એક વિશ્વાસુ ટ્રસ્ટી છે. તેમણે કેવળ પ્રમાણિક અને ઉદાર વૃત્તિથી એ રા
ક્ષસી રકમની એવી તો ઉત્તમ પ્રકારે વ્યવસ્થા કરી છે કે, એ રકમ આપનારનો શુભ હેત
ભલી રીતે પાર પડતાં છતાં, તેમાં દિનપ્રતિદિન વૃદ્ધિજ થતી જાય છે. શેઠ લક્ષ્મીદાસ કા
યદા પ્રમાણે પોતાને લેવા ઘટતુ કમીશન પણ તેમાંથી લેતા નથી, અને એ ધર્મદાખાતાનો
વહીવટ તેઓ ઉમંગ પર્વક કરે જાય છે. તેમની એવી પરમાર્થ બુદ્ધિને ધન્ય છે!



# प्रकरण १५ मुं

# મોટા વૈદ્યો.

## દાક્તર ચકરબતી.

આ પ્રખ્યાત પુરૂષ સને ૧૮૨૭ માં બંગાળા ઇલાકાના ઢાકા જીલ્લાના એક ગામમાં બ્રાહ્મણ કુટુંબમાં અવતર્યો હતો. તેનાં માબાપ છેક નિર્ધન હતાં. તેઓ તેને માત્ર ૭ વર્ષનો મેલીને મરણ પામ્યાં હતાં. તેના ગામમાં એક નિશાળ હતી, ત્યાં તે સંસ્કૃત, ફારસી, અને બંગાળી એ ત્રણ ભાષાઓ શિખ્યો હતો. તેર વર્ષનો થયો ત્યાં સુધી તો તેણે સાહેબ લોકનું મોં પણ જોયું નહોતું. તેમ ઇંગ્રેજી ભાષાનું નામ પણ સાંભળ્યું નહોતું. એ વખતે એક ઇંગ્રેજ અમલદાર ફરતો ફરતો તેના પ્રગણામાં ગયો હતો. તેની કચેરી જોવા સારૂં ચકરબતી ગયો. ત્યાં એ સાહેબની બોલી સાંભળીને તે શીખવાનુ તેને બહુ મન થયું. પછી તેના ગામથી ૬૦ મૈલપર એક શેહેરમાં ઇંગ્રેજી નિશાળ હતી, ત્યાં ભણવા જવા સારૂં તે તુરત નીકળ્યો. તે વેળાએ તેની પાસે પહેરવાનાં લૂગડાંની માત્ર એક ન્હાની બચકી, અને ખાવાના થોડાક પઉંઆ વિના બીજું કાંઇ પણ નહોતું. જ્યારે તે શેહેરમાં પહોચ્યો, ત્યારે તેની પાસે ખાવાનું કાંઇ પણ રહ્યું નહોતું. અને એ શેહેરમાં કોઇની જોડે તેને ઓળખાણ પણ નહોતી. આટલું છતાં તે લગારે ગભરાયો નહિ. અને હિંમત રાખીને ત્યાંની ઇંગ્રેજી નિશાળના માસ્તરની પાસે તે ગયો. એ માસ્તર પણ દેશીજ હતો. તેને મળીને ચકરબતીએ કહ્યું કે;—"સાહેબ! જો તમે મને કૃપા કરીને ઇંગ્રેજી ભણાવો તો હું તમારે ત્યાં વગર પગારે રસોઇ કરવા રહું." ભલા અને પરગજુ માસ્તરે તેની એ વિનંતિ સ્વીકારીને તેને પોતાની પાસે રાખ્યો. ચકરબતીએ ત્યાં રહીને ઘણીજ ખંત અને મેહેનતથી અભ્યાસ કર્યો. વચમાં તેને મંદવાડ વગેરેની કેટલીક અડચણો આવી પડી, પરતુ એથી લગારે હિંમત ન હારતાં તે પોતાનો અભ્યાસ આગળ ચલાવે ગયો, અને પોતાની ઉમેદ પાર પાડી.

ત્યાર પછી ઇશ્વર કૃપાથી સને ૧૮૪૩ માં મી. અલેકઝાન્ડર નામે એક ભલા ઇંગ્રેજ ગૃહસ્થે તેને કલકત્તાની વૈદકશાળામાં ભણવાનો ખર્ચ આપવાની ઇચ્છા જણાવી. તે ઉપરથી ચકરબતીએ તે શાળામાં દાખલ થવાની પરીક્ષા આપી. પણ તેમાં તે ફતેહ પામ્યો નહિ. તેથી બીજે વર્ષે ફરીને પરીક્ષા આપી, ત્યારે તે ફતેહ પામ્યો. એટલે પછી વૈદકશાળામાં દાખલ થયો. એજ વર્ષમાં એટલે સને ૧૮૪૪ માં એ શાળામાં એવી ખબર આપવામાં આવી કે, જેને વૈદકશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે ઇંગ્લાંડ જવાની ખુશી હશે, તેને મોકલવામાં આવશે. તે ઉપરથી ચકરબતી વિલાયત જવાને તૈયાર થયો. તેનાં સગાં વ્હાલાંએ તેને બહુએ સમજાવ્યો કે, તું ત્યાં ન જા. પણ તેણે તેમનું કહ્યું કાને ધર્યું નહિ. તેમણે તેના ઉપર જોર જુલમ પણ કરવા માંડ્યો, પરતુ તે કશાને તેણે પન કર્યું નહિ.

અને નાત, જાત વગેરેને તજીને પણ ઇંગ્લાંડ જવાની તેની છાતી ચલાવી. એ વેળાએ આ દેશમાંથી વિલાયત જેવા ઘણાજ દૂરના મુલકમાં સમુદ્ર માર્ગે મુસાફરી કરવી એ ઘણુંજ કઠિન કામ ગણાતું હતું. તેમજ હિંદની બહાર જવાથી ન્યાતિ ભ્રષ્ટ થવાનું માનીને દેશીઓએ વિદેશમાં જવાનો સખ્ત પ્રતિબંધ કરેલો હતો. તે છતાં કોઇ પણ વાતની દરકાર રાખ્યા વગર સને ૧૮૪૫ માં તે ઇંગ્લાંડ ગયો. અને એજ વર્ષના એપ્રિલ મહિનામાં ત્યાંની એક પાઠશાળામાં તે દાખલ થયો. ત્યાં તેણે પોતાની ચાલાકી અને બુદ્ધિબળ વડે સોનાનો એક ચાંદ તથા ઘણાંક માનપત્રો મેળવ્યાં. સને ૧૮૪૮ માં તેણે સર્જનની પરીક્ષા પસાર કરી, અને સને ૧૮૪૯ માં તે દાક્તર થયો. પછી સને ૧૮૫૦ માં સ્વદેશમાં તે પાછો આવ્યો. અહિં આવ્યા પછી સરકારે તેને દાક્તરની નોકરી આપી હતી. એ નોકરીમાં તે થોડા વર્ષમાં બહુ ઉંચે દરજ્જે ચઢ્યો હતો.

દાક્તર ચક્રવર્તીના ચરિત્ર ઉપરથી જણાય છે કે, હરકોઇ ગમે તેવો ગરીબ માણસ હોય, તોપણ તે બુદ્ધિ, હિંમત, અને ઉમંગથી મહત્ કાર્ય કરી શકે છે.

## દાક્તર ભાઉ દાજી.

વિદ્વાન પુરૂષ તે એક રત્ન છે, એટલુંજ નહિ પણ તેની યોગ્યતા રત્ન કરતાં પણ વિશેષ છે. કેમકે રત્નનો પ્રકાશ તો તેના પહેરનારને કે તેના જાણનારનેજ માલુમ પડે છે. પણ વિદ્વાન પુરૂષની કીર્તિનો પ્રકાશ તો પૃથ્વીમાં સર્વત્ર પડે છે. તેમ તેની કીર્તિ તેના મરણ પછી પણ જેવીને તેવી સતેજ કાયમ રહે છે. આવાં રત્નોમાંનો દાક્તર ભાઉ દાજી પણ એક હતો.

આ પ્રખ્યાત અને લોકપ્રિય મહા પુરૂષનો જન્મ સને ૧૮૨૨ માં સાવંતવાડી જીલ્લાના માંજરે નામે ગામમાં એક નિરધન માબાપને ઘેર થયો હતો. તેમના પિતાનું નામ દાજીબા હતું. તેઓ પોતાના ગામમાં કુંભારનો ધંધો કરતા હતા. અને એજ રોજગાર ઉપર પોતાનો નિર્વાહ ચલાવતા હતા. તેઓ સને ૧૮૩૫માં પહેલ વહેલા મુંબઇમાં ગયા. ત્યાં તેઓ માટીનાં નવાં નવાં પુતળાં બનાવી પૈસે પૈસે વેચીને પોતાનું ગુજરાન કરવા લાગ્યા. એ વેળાએ તેમને આ ભાઉ અને નારાયણ નામે બે પુત્ર હતા. ભાઉએ પોતાનો અભ્યાસ નિશાળમાં ઘણીજ મુશ્કેલીથી ચલાવ્યો હતો. ત્યાર પછી તેઓ પોતાની બુદ્ધિ અને ચાતુર્યના પ્રભાવે કરીને મુંબઇની નેટિવ એજ્યુકેશન સોસાઇટીમાં દાખલ થવા પામ્યા હતા. ત્યાં તેમણે ઘણીજ ચપળતાથી ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ પુરો કર્યો હતો. તેમને ન્હાની ઉમ્મરમાં ઇંગ્રેજી સારા જ્ઞાનને માટે સોનાનો એક ચાંદ ઇનામમાં મળ્યો હતો. તે પછી તેમને "બૉમ્બે એજ્યુકેશન સોસાઇટી" ના અધિકારીની ખુરસી મળી હતી. ત્યાં કેટલીક મુદત રહ્યા પછી તેઓ એલ્ફીન્સ્ટન સ્કુલમાં શિક્ષક નિમાયા હતા. અને રહેતે રહેતે મી. બાળગંગાધર શાસ્ત્રીની જગ્યાએ તેઓ વડા શિક્ષકની જગ્યા મેળવવા પામ્યા હતા. ત્યાર પછી એલ્ફીન્સ્ટન કૉલેજમાં રસાયણ શાસ્ત્ર અને સિદ્ધ પદાર્થ વિજ્ઞાનના આસીસ્ટંટ પ્રોફેસરની જગ્યા તેમને મળી હતી. સને ૧૮૪૫માં "ગ્રાંટ મેડીકલ કૉલેજ"ની સ્થાપના થવાથી

તેઓ વૈદક શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે તેમાં દાખલ થયા હતા. ત્યાં તેમણે પહેલા નંબરના વિદ્યાર્થી તરીકે લાગટ ૭ વર્ષ સુધી અભ્યાસ કરીને સને ૧૮૫૧ માં વૈદકની ઉંચી પરીક્ષા પસાર કરી. પછી થોડીક મુદત સુધી તેમણે સરકારી નોકરી કર્યા બાદ વૈદકનો ખાનગી ધંધો ચલાવવા માંડ્યો. તેમને ન્હાની ઉમરથીજ વૈદ્ય થવાની ઘણી હોંસ હતી, તે ઉમેદ ઇશ્વર કૃપાથી પાર પડી.

દાક્તર ભાઉ દાજી ઘણીક વિદ્યાઓના શોધક તથા શોખીન હતા. તેમાં વિશેષે કરીને તેમણે પોતાના ધંધાને અંગે દેશી વૈદક વિદ્યા ઉપર, તેમજ પુરાતન લેખોની શોધ કરીને હિંદના પ્રાચીન ઇતિહાસ ઉપર સારૂં અજવાળું પાડ્યું છે. એ વિષે તેમણે કરેલી મેહેનત અને ખંતને માટે આપણે તેમને જેટલું માન અને શાબાસી આપીએ તેટલું થોડું છે. તેમણે વૈદક વિદ્યામાં ઘણીજ પ્રવિણતા મેળવીને દેશી જડીબુટીઓનો શોધ કર્યો હતો. રક્તપીત એ મહા ભયંકર રોગ છે. તેના ઉપર ખરેખરૂ ઔષધ આજ સુધી કોઇએ પણ શોધી કહાડ્યું નહોતું, તે તેમણે પોતાની મહા બુદ્ધિ વડે શોધી કહાડીને એ મહા રોગમાં પીડાતા સેંકડો રોગીઓને ઔષધ આપી દુઃખમાંથી મૂક્ત કર્યા હતા. તેમના આ નવા શોધની વાત સાંભળીને રક્તપીતના ભોગ થઇ પડેલાં હજારો મનુષ્યો સેંકડો મૈલથી તેમની પાસે આવીને આરામ પામ્યાં હતાં. તેથી તેમની કીર્ત્તિ છેક યૂરોપખંડ સુધી પ્રસરી હતી. જો એ મહા પુરૂષ વધારે વર્ષ જીવવા પામ્યો હોત તો રક્તપીતના ઔષધની શોધ તે પૂર્ણ કરવાને ભાગ્યશાળી થાત, એમાં શક નથી. પરંતુ ઇશ્વર ઇચ્છાની સામે પુરૂષનો પ્રયત્ન હાર પામે છે.

દાક્તર ભાઉ દાજીએ જેવી રીતે રક્તપીતના ઔષધની નવી શોધ કરીને જશ મેળવ્યો હતો, તેવીજ રીતે તેમણે મનુષ્યના અંગમાંથી પથરી કાઢવામાં પણ સારી કુશળતા મેળવી હતી. એવું કહેવાય છે કે, લગભગ ૧૫૦ રોગીઓની પથરી કહાડીને તેમને આરામ કર્યો હતો. તેજ પ્રમાણે તેમણે પોતાની બાહોશી વડે સેંકડો લોકોને બીજા મોટા ભયંકર રોગોમાંથી મૂક્ત કર્યા હતા. તેઓ ઘણાજ હોંશિયાર તથા ચાલાક વૈદ્ય (દાક્તર) હતા, અને પોતાના એ ધંધામાં તેમણે પ્રમાણિક બુદ્ધિથી લાખો રૂપિયા મેળવ્યા હતા, તેનો ઉપયોગ તેમણે ગરીબોને મદદ આપવામાંજ કર્યો હતો. તેઓ સ્વભાવે ઘણાજ દયાળુ અને ઉદાર દીલના પરોપકારી પુરૂષ હતા. ગરીબ લોકોને ઘેર જઇને પોતાની ગાંઠનું ઔષધ મફત આપતા, એટલુંજ નહિ પરંતુ ગરીબ વિદ્યાર્થીઓને પોતાને ત્યાં રાખીને પોતાના પુત્રની માફક પાળી તેમને વિદ્યાદાન દેતા હતા. એવી રીતે તેમણે ઘણા લોકોની આંતરડી ઠારીને આશિર્વાદ મેળવ્યો હતો.

દાક્તર ભાઉ દાજીએ ઉપર કહ્યા પ્રમાણે પોતાના વૈદક ધંધામાં જેમ અપૂર્વ કીર્ત્તિ મેળવી હતી, તેમ હિંદના પ્રાચીન ઇતિહાસના શોધ માટે પુરાતન લેખો તથા સિક્કાઓ વગેરે મેળવવામાં પણ કીર્ત્તિ મેળવી છે. એ કામના શોધને માટે તેમણે હિંદના ઘણાક ભાગોમાં વારંવાર મુસાફરી કરી હતી. સને ૧૮૫૨ માં કેટલાક પારસી ગૃહસ્થોની સાથે તેમણે વાયવ્ય પ્રાંતો, બંગાળા, અને મદ્રાસ પ્રાંતમાં મુસાફરી કરી હતી. સને ૧૮૬૪ માં ઑનરેબલ મી. જસ્ટીસ ન્યુટનની સાથે કાઠિઆવાડ તથા રજપુતાનામાં, અને સને

૧૮૬૬ માં મધ્ય હિંદુસ્થાન તથા ઓરિસા પ્રાંતમાં તેઓ ગયા હતા. સર પેરી પોતાની મુસાફરીમાં તેમને સાથે લેઇને જતો હતો. વળી નામદાર બીજા શાહજાદા "ડયુક ઓફ એડીનબરો" સને ૧૮૭૩ માં હિંદની આવ્યા હતા. ત્યારે મુંબઇથી ઘારાપુરી જોવા જતાં દાકતર ભાઉ દાજીને સાથે હતા. તેમજ હિંદુસ્થાનના માજી ગવર્નર જનરલ લૉર્ડ નોર્થબ્રુક છેલ્લીવારે મુંબઇ ત્યારે તેમને ઇલોરાની ગુફાઓ દેખાડવા માટે સાથે જવાની તેમને ફરમાશ થઇ દાકતર ભાઉ જૂના લેખોના એક હોંશીલા અને ચાલાક શોધક હતા. જૂના લેખો અને શિક્કાઓ વગેરેની તેમને જ્યાં જ્યાં ભાળ મળતી, ત્યાં તેઓ ગમે તેવી મુસ્કેલીઓ છતાં સર્વે સહન કરીને તુરત જતા. તેમને એ વિષયનો એટલો બધો શોખ હતો કે, જો તેઓ કદાચ ચાલવાને શરીરે અશક્ત થઇ પડયા હોય, તે છતાં તેમને એમ કહેવામાં આવે કે;—"હિમાલય પર્વતની ઉંચી ટેકરીએ ગંગોત્રી જળના એક ઉંચા શિખરપર એક લેખ છે." તો તે લેખ માટે તેઓ એકદમ ખડા થઇ જાય! અને તે મેળવ્યાથી તેમને ઘણોજ આનંદ થાય.

દાકતર ભાઉ દાજીને હરેક વિદ્યાનો ઘણોજ શોખ હતો. તેથી તેઓ હર કોઇ સભાના દરેક શુભ કામમાં સામેલ થતા હતા. "બૉમ્બે આસોસિએશન" નામે સભા પ્રથમ તેમણેજ સ્થાપી હતી. અને તે સભાના તેઓ સેક્રેટરી હતા. વળી "ઇસ્ટ ઇન્ડીઆ આસોસિએશનની શાખા" ના તેઓ પ્રમુખ હતા. તેમણે સંસ્કૃત, ફારસી, ઇંગ્રેજી, અને દેશી ભાષાઓનાં પુસ્તકોનો ઘણો સંગ્રહ કર્યો હતો. તેઓ કહેતા કે;—"મારા મરણ પછી મારી પુંજીમાં આ પુસ્તકોનો સંગ્રહ માત્ર રહેશે." દાકતર ભાઉ દાજી વળી એક સારા લેખક પણ હતા. તેમણે વિદ્યાર્થી અવસ્થામાં રજપુતો પોતાની પુત્રીઓને મારી નાખતા હતા, એ વિષે એક ઉત્તમ નિબંધ રચીને સરકાર તરફથી રૂ ૧૦૦૦ નું ઇનામ મેળવ્યું હતું. તેમણે વળી મુંબઇના દરજી લોકો ઉપર થતો જુલમ અટકાવવામાં ઘણોજ પરિશ્રમ લીધો હતો. તેથી તેમની કીર્તિમાં ઘણો વધારો થયો હતો.

આ મહાપુરૂષ કેટલાક દિવસ સુધી લકવાના રોગથી પીડાયા પછી અતિસાર થવાથી સને ૧૮૭૪ ના મે માસની આખરે પોતાની ૫૨ વર્ષની ઉમ્મરે સ્વર્ગમાં સિધાવ્યો હતો. તેથી દેશીઓએ પોતાના એક ઉત્તમ વૈદ્ય અને પ્રાચીન ઇતિહાસના શોધક પુરૂષને ગુમાવીને ઘણો શોક પ્રદર્શિત કર્યો હતો. એ પ્રમાણે છેક કંગાલ સ્થિતિમાંથી ચઢીને એક મહાન્ પુરૂષની પદવીએ પહોંચ્યા પછી પણ મહાન્ કાર્યો કરતાં કરતાં પોતાના પેદા કરનાર મહા પ્રભુની હજુરમાં જેઓ ચાલ્યા ગયા છે, તેવા મહાત્માઓને ધન્ય છે!

---

શ્રીમાન્ રસેશ ધર્માચાર્ય,

## રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી ભટ્ટ.

આ મહા પુરૂષનો જન્મ સંવત ૧૮૯[illegible] ના વૈશાખ સુદ ૧૦ ના દિવસે થયો હતો. તેમના પિતાનું નામ વિઠ્ઠલજી ભટ્ટ, અને માતાનું નામ [illegible]

તેઓ જાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. રા. મણિશંકરનામાં બાળપણથીજ નમ્રતા, ધીરતા, અને સૌજન્યતા, આદિ મહા ગુણો જોવામાં આવતા હતા. તેમની વિલક્ષણ વૃત્તિ જોઇને તેમનાં માતા પિતા તેમજ સંબંધીઓ અતિ આનંદ પામતા, અને પ્રસંગોપાત પોતાના મિત્રોને એમ કહેતા કે, બધા બાળકો કરતાં આ કાંઇક દૈવી પ્રકૃતિનો છે. અને તેના હાથથી આગળ જતાં ઘણું સારૂં કામ થશે, એવું ભવિષ્ય પણ ઉચ્ચારતા. આ ભવિષ્યવાણી ઉત્તરોત્તર ખરી પડવા લાગી. જ્યારે તેમની ઉમ્મર વિદ્યાભ્યાસ કરવા લાયકની થઇ, ત્યારે તેમનીજ સમવયનાં બાળકોની સાથે તેમને પણ ગુરૂશ્રીને ત્યાં ભણવા મોકલ્યા. પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન ન કરવું માટે જવું, એવી તેમનામાં સ્વાભાવિક સમજ હોવાથી તેઓ ગુરૂ દ્વારે ગયા તો ખરા, પણ ભણવામાં જેવી જોઇએ તેવી અભિરૂચિ ઉત્પન્ન થઇ નહિ. આ પ્રતાપી પુરૂષે ગુરૂને ત્યાં પ્રથમ વ્યાકરણ ભણવાની શરૂઆત કરી, તથાપિ તેમનું ચિત્ત તેમાં યથાર્થ નહિ ઠરતાં બીજીજ ધૂનમાં દોરાયું. તેઓ એમ વિચારવા લાગ્યા કે, વ્યાકરણનો અભ્યાસ કરવો, એ તો માત્ર ભાષા-જ્ઞાન ઉત્તમ થાય તે માટેજ છે. પણ તેથી કરીને આ દુનિયામાં આપણું કર્તવ્ય શું છે, તેનું જ્ઞાન થતું નથી. આવાં કારણથી તેમનો વ્યાકરણની સાથે બીજા કાવ્ય-કોશાદિકનો અભ્યાસ પણ આગળ વધવા પામ્યો નહિ. તેઓ દરેક ગ્રંથનો આરંભ કરતી વખતે ગુરૂને પ્રશ્ન પુછતા કે, આ ગ્રંથમાં આખર શું આવવાનું છે? જ્યારે ગુરૂ કહેતા કે, એમાં અમુક વિષય આવવાનો છે, ત્યારે પોતે તેનો વિચાર કરીને તેમાંથી સાર લેતા. જો કોઇ ગ્રંથાંતર્ગત વિષય પોતાને રૂચિકર ન હોય તો, તેમનું મન તે તરફ નહિ વળતાં, જાણે અંતરાત્મામાં બીજીજ પ્રેરણા થતી હોય, તેમ બીજે માર્ગેજ વળતું. જાણે કોઇ તેમને અંદરથી ઉપદેશ કરતું હોય કે, 'આ તારે શીખવાનું નથી, પણ તારૂં કર્તવ્ય તો કેવળ જુદુંજ છે.' આ નિયમથી તેઓ ગુરૂની પાસે રહીને એકે ગ્રંથનો અભ્યાસ પુરો કરી શક્યા નહિ. તે છતાં તેમનામાં જે સ્વાભાવિક વિશેષ ઐશ્વર્ય હતું, તેના પ્રમાણને લીધે જે સહાધ્યાયીઓ ગુરૂ પાસે શીખવા જતા હતા, તેમની શંકાનું સમાધાન જ્યારે ગુરૂ કરી શકતા નહિ, ત્યારે તેઓ યુક્તિથી કરતા. તેમનામાં આવી તાર્કિક બુદ્ધિ જોઇને ગુરૂ વિસ્મિત થઇ જતા હોવાથી ઉતરા

તાં આ જગત્ રોગ, શોક, સંતાપ, અને અધનતાથી ગ્રસ્ત છે, તેનું કારણ શું હશે ? આ અગત્યના પ્રશ્નનો નિર્ણય પોતેજ પોતાની મેળે સહેજમાં કરી શકયા. તેમને એવું જણાયું કે, જગતની પ્રવૃત્તિ આજ દીન પર્યંત સત્ય માર્ગ તરફ વળેલી નથી. જ્યારે તેમના હૃદયમાં આવો નિશ્ચય થયો, ત્યારે તેઓ પોતાની અગાધ કલ્પના શક્તિ વડે જગતમાં વસનારા લોકોની જે જે ભૂલો થતી હતી, તે તે ભૂલોની શોધ કરવામાં ઉત્સુક થયા.

એ પ્રમાણે તેમનું ચિત્ત એક ગતિમાં વળ્યું હતું. તેવામાં ઇશ્વરેચ્છાથી એવો યોગ આવ્યો કે, તળ જામનગરના મહારાજા જામશ્રી રણમલજીને રસાયણ ઔષધો આરોગવાની અભિલાષા થઇ. આ સમયે તેમના પિતા-વિઠ્ઠલજી ભટ્ટ જેવો કોઇ રસ વૈદ્ય નહોતો, એટલે મહારાજા તરફથી તે કામ તેમનેજ સોંપવામાં આવ્યું. રસાયણ ઔષધો તૈયાર કરવા માટે રસશાળાની આવશ્યક્તા છે, એમ જો આવે અનુકૂળ પ્રસંગે તેમના પિતાએ જામ સાહેબને કહ્યું હોત, તો તે સ્થાપના તેજ વખતે થઇ શકત. પણ પ્રભુની ઇચ્છા સર્વથી બળવાન છે, એટલે તેમના અંતઃકરણમાં તે વાતનો ઉદ્ભવ થયોજ નહિ. એમ બને પણ શી રીતે? કારણ કે, રસશાળાનો શુભ પાયો નાખવાનું-કામ કુદરતે આપણા આ રસ વૈદ્ય અને આચાર્યના હાથમાંજ રાખેલું હતું. એટલે તે વખતે તેમ બન્યું નહિ. જો કે આ રીતિએ રસશાળા તો થઈ નહિ, તોપણ કેટલાંએક રસાયણ ઔષધો તૈયાર થતાં ગયાં, તેથી રા. મણિશંકરને તે રસાયણ ઔષધોનો તથા રસાયણ ગ્રંથોનો અનુભવ લેવાનો પ્રસંગ સારો મળ્યો; અને કોઇ સ્થળે સ્થિર ન થયેલું તેમનું મન—આ ગ્રંથોનાં અવલોકનમાં કાંઇક સ્થિરતા પામવા લાગ્યું. એ ગ્રંથોમાં રસશાળાનું પ્રકરણ જોતાં તેમને એમ ભાસ્યું કે, આપણું જે ખાસ કર્તવ્ય છે, તેમાંનું આ એક મુખ્ય અંગ છે. જો કે તેમનું મન પ્રેરાયેલા વિષય તરફ મૂળથી વળેલું તો હતુંજ, તેમાં આવો યોગ આવવાથી વધારે વળ્યું. પ્રથમ તો તેમનું ચિત્ત રસશાળા બાંધવામાં આતુરતાની સાથે જોડાયું, પણ વતનમાં કેટલાંએક કારણોથી એ વિચાર પાર પડવો અશક્ય છે, એમ ધારીને તેમણે ૧૯ વર્ષની વયેજ વિદેશમાં જવાનો વિચાર કર્યો. અને મોરબી તરફ પગલાં ભર્યાં; ત્યાં પણ તેઓ રાજા તથા પ્રજા વર્ગનો સારો પ્યાર મેળવીને ઘણું માન પામ્યા, કે જેવું માન એટલી ન્હાની ઉમ્મરમાં કવચિતજ મેળવાય છે. અહિ રસશાળા બાંધવાનો તેમણે વિચાર કર્યો, પણ તે કામ પાર પડશે કે નહિ, એવો સંશય હતો, તેવી એવી સંશયાત્મક પ્રવૃત્તિ નહિ કરતાં ત્યાંના ઠાકોર સાહેબ રવાજી રાજ બહાદુર પાસેથી રજા લેઇ જામનગર ગયા.

ત્યાર પછી તેમનું પધારવું મહુવા બંદરમાં થયું. ભાવનગરના રા. રા. વજેશંકર ગૌરીશંકર ઓઝાએ વિઠ્ઠલ ભટ્ટજીને બોલાવ્યા હતા, પરંતુ તેઓ કેટલાએક અગત્યના કામમાં રોકાઇ જવાથી તેમણે રા. મણિશંકરને મોકલ્યા. જો કે તે સમયે તેમનું વય ન્હાનું હતું, તોપણ તેઓ મોરબીમાં સ્વતંત્ર રીતે પોતાનો વહિવટ ચલાવી આવેલ હોવાથી તેમના પિતાને પ્રતિતિ આવી કે, તેમને પરદેશમાં મોકલવાથી કોઇ પણ પ્રકારની હરકત નથી. મહુવામાં રા. વજેશંકર ભાઇને પ્રથમ એમ જણાયું કે, ભટ્ટજીએ આ બાળકને અહિં મોકલ્યા, એ ઠીક ન કર્યું. પણ પાછળથી તેમની સાથે તેમનો ગાઢો પરિચય થતાં તેમને પાકોજ નાગે સંતોષ થયો. અને વૈદકની સાથે પુરાણના અર્થો પણ સારા કરવાની તેમ-

નામાં શક્તિ જોઇને ત્યાં સપ્તાહ (પારાયણ) કરાવી. આ સંતોષ પત્ર દ્વારાએ. વિઠ્ઠલ ભટ્ટજીને જાહેર કર્યો, એટલુંજ નહિ પણ તેમને પોતાની સાથે ભાવનગર તેડી ગયા. ત્યાં પણ રાજ્યમાં અને રાજ્યકીય મંડળમાં તેઓ માનિતા થઇ પડ્યા. આપણો દેશ હમણાં ઇર્ષાનો ભોગ થઇ પડેલ છે. જે વાત આપણે સારી પેઠે જાણીએ છીએ. આપણા આ રસ વૈદની પણ ત્યાંના વૈદ્ય મંડળમાં એજ નિયમાનુંસાર ઇર્ષા થવા લાગી, અને તેથી કેટલાએક વૈદો એ તેમની સાથે વૈદ્ય વિદ્યા સંબંધી ચર્ચા કરવા માટે સભા ભરવાનો કોલાહલ મચાવ્યો. છેવટે રા. રા. સામળદાસભાઇના અધ્યક્ષપણા નીચે રા. વજેશંકરની મેડી ઉપર સભા ભરાઇ. આ સભામાં સર્વ પંડિતો તથા વૈદ્યો કે જેઓએ કાશીમાં જઇને અભ્યાસ કર્યો હતો તેઓ હતા. આવી રીતે પ્રસિદ્ધ વિદ્વાનોની સભામાં આચાર્યને પ્રસન્ન મુખથી બેઠેલા જોઇને તેઓનો સંબંધી વર્ગ ખેદની સાથે આશ્ચર્ય પામ્યો. તે એટલા માટે કે, તેમણે ગુરૂ પાસે ક્રમથી અભ્યાસ કર્યો નથી, એમ તો તે પોતેજ કહે છે, છતાં અહિં નિર્ભય થઇને કેમ આવ્યા હશે! એવું તેમને લાગ્યું. થોડીવાર પછી સભાનું કામ શરૂ થયું. વૈદ્યો તરફથી પહેલો પ્રશ્ન એ મુકાયો કે, તમે શો અભ્યાસ કર્યો છે? આચાર્યે ઉત્તર આપ્યો કે, મેં કાંઇ અભ્યાસ કર્યો નથી, છતાં તમારે જે પૂછવું હોય તે સુખેથી પુછો. જ્યારે આ પ્રમાણે તેમના તરફથી કહેવામાં આવ્યું, ત્યારે વૈદ્ય વિદ્યાના પ્રશ્ન અને ઉત્તરનો આરંભ થયો. પછી આચાર્ય જેમ કોઇ બાળકને રમાડે, તેમ સામે બેઠેલા વૈદ્યોને રમાડવા લાગ્યા! તેઓ તો નહિ ધારેલા ખુલાસા મળવાથી સ્તબ્ધ થયા, અને ઉલટા આચાર્યના પ્રશ્નોના સંબંધમાં નિરુત્તર જણાયા. આવો ફેરવાઇ ગયેલો મામલો જોઇને સભાસદો વિસ્મય પામ્યા. તોપણ આચાર્યે કહ્યું કે, આ વૈદરાજો મારા પ્રશ્નોના હમણાં યથાસ્થિત ઉત્તરો આપી ન શકે તો ભલે ૧૫ દિવસની અંદર આપે; પણ પ્રતિવાદીઓ તરફથી એટલી મુદતમાં પણ કશો જવાબ ફરી વળ્યો નહિ!

આવી રીતે સભામાં જય મળવાથી ત્યાંના લોકોનો એ મહાત્મા વિષેનો ઘણોજ ઉંચો અભિપ્રાય બંધાયો. આવા યોગમાં જો તેમણે માત્ર પોતાની ઉપજીવિકા બાંધવાનો વિચાર કર્યો હોત તો જરૂર તેમ થઇ શકત; પણ તેમના મનમાં તો આયુર્વેદના ઉદ્ધાર તથા લોક કલ્યાણ અર્થે રસશાળા બાંધવાની અતિશય ઉતાવળ તથા ઉત્કંઠા હોવાને લીધે પોતે તેમ કર્યું નહિ. કારણ કે એમ કરવાથી તો કેવળ પોતાનીજ ઉન્નતિ થતી હતી, પણ પૂરતી રીતે લોક કલ્યાણ થતું નહોતું. તેઓ જ્યાં સુધી ભાવનગરમાં રહ્યા, ત્યાં સુધી તેમણે ત્યાંની પ્રજાને સારો આનંદ આપ્યો, અને પોતાની બુદ્ધિના કેટલાએક ચમત્કારો પણ બતાવ્યા. તેઓ આંખે પાટા બાંધીને શેતરંજ રમતા, તેથી ભાવનગરની પ્રજા તેમની આવી સ્મરણ શક્તિ જોઇને આશ્ચર્ય પામતી. તેમણે ત્યાં પોતાની પાકશાસ્ત્ર સંબંધી એક નિપુણતા તો એવી દેખાડી હતી કે, હજી તે વાતને જમનારા લોકો સંભારે છે. તેમણે રા. રા. સામળભાઇ આદિ ગૃહસ્થોને પોતાને ઉતારે જમવાનું નોતરૂં દીધું, અને તે વખતે એમ કહેલું કે, હું આપ સર્વને દૂધની સામગ્રી (બરાસ) જમાડીશ. પછી નિમેલે વખતે સૌ જમવા આવ્યા, અને પકવાનો, શાક, ભાત, કઢી ઇત્યાદિ જમ્યા. આ સમયે જમનારને સ્વાદ પણ એવો આવ્યો કે સૌ આંગળે તેમ અનહદ પ્રશંસા કરવા લાગ્યા. સર્વે જ-

મીને ઉઠ્યા, અને સાનંદે ઘેર જવા તૈયાર થયા. વચ્ચે એક ગૃહસ્થ કે જે આચાર્યની કૃતિથી તેમના કહેવાથી જાણીતો થયો હતો તેણે વાત કરી કે, તમે આજે શો આહાર કર્યા? દરેકે કહ્યું કે દૂધ વગેરે ફરાળના પદાર્થો. પણ જ્યારે તેમના તરફથી એમ કહેવામાં આવ્યું કે, એ સર્વે પદાર્થો દૂધના નહોતા, પણ માત્ર બટાટાનાજ હતા. ત્યારે તો સૌની અચરતીનો પાર રહ્યો નહિ, તેમાં પણ વધારે આશ્ચર્ય તો તેઓ એમ પામ્યા કે, આટલી ન્હાની ઉમ્મરે આ બધું વૈદ્યરાજ શી રીતે શીખ્યા હશે? આ સિવાય સાધારણ બાબતો તો ઘણું હતી પણ આ પ્રસંગાનુસાર કોઇને કહેવાની તેમની પ્રકૃત્તિ નહિ, એટલે કેટલીક વાતો જાહેરમાં આવી નથી.

એક દિવસે રાજ્યકીય વિષયમાં નિપૂણ એવા રા. સામલદાસભાઇ પાસે કંઇ કામ પ્રસંગે આચાર્યનું જવુ થયુ. આ સમયે અમુક રાજ્ય વિષયની ચર્ચા ચાલતી હતી. યોગ એવો બન્યો કે, તેમાં આચાર્યના મતનો ખપ પડ્યો. તેથી તેઓ તે વિષયમાં જે કાંઇ બોલ્યા તે સૌને એટલું ઉચ્ચ પ્રતિતુ લાગ્યુ કે, પાછળથી પોતાના મિત્રો આગળ રા. સામલદાસભાઇએ કહ્યુ કે,—“જામનગરથી આવેલા ન્હાની ઉમ્મરના વૈદરાજની બુદ્ધિ એવી છે કે, તેઓ ફર્સ્ટ ક્લાસના રાજસ્થાનનો કાર્યભાર અતિ ઉત્તમ રીતે કરી શકે.” વૈદરાજની જ્ઞાતિના એક વિદ્વાન રા. મણિશકર ભટ્ટ કે જેઓ કાશીથી અભ્યાસ કરીને ભાવનગરમા આવેલા હતા તેમની પાસે બેસીને તેમણે મિતાક્ષરા અને વ્યવહારાધ્યાયનો તરજુમો કહેવા માંડ્યો, અને તેમાં આવેલી શંકાનો ખુલ્લાસો કે જે આ કાશીમાં ભણી આવેલ શાસ્ત્રીથી નહોતો થયો, તે પણ કરવા માંડ્યો. તેથી શાસ્ત્રી બહુ રાજી થયા. આ વખતે વિદ્વાન **સ્વામી સદાનંદગિરી** ત્યાં પધારેલા હતા. અને તેઓ રા. બા ગવરીશકરભાઇની વાડીમાં ઉતર્યાં હતા, તેમની પાસે આચાર્યે કહેલી કેટલીક શંકાઓનું સમાધાન મજકુર શાસ્ત્રીના મુખથી કહેવામા આવ્યુ. સ્વામી તો તેમની ૨૫ વર્ષની ઉમ્મરમાં આવી તાર્કિક બુદ્ધિ જોઇને બહુ આશ્ચર્ય પામ્યા.

આ પ્રમાણે ભાવનગરમાં કેટલાક દિવસ નિર્ગમન કરી આચાર્ય ત્યાંના તે વખતના મુખ્ય કાર્યભારી રા. બા. ગવરીશકર ઉદયશકર ઓઝાની સાથે મુબઇ નગરીમાં પધાર્યાં. તે સમયે ત્યાના પ્રખ્યાત લુવાણા ગૃહસ્થ શેઠ હમરાજ કરમસી કે જેઓ દેશી વૈદ્ય વિદ્યા તરફ સારી પ્રીતિ ધરાવતા હતા, તેમનો મેલાપ થયો આ ગૃહસ્થની સાથે વૈદ્ય વિદ્યા સંબધી આચાર્યને કેટલીક વાતચિત થઇ, અને ત્યાં રસશાળા બાધવાનો નિશ્ચય થયો. જેમાં એક લાખ રૂપિયાના ખર્ચનો અડસટ્ટો બધાયો. તે રકમ પોતાના મિત્રમડળમાંથી એક અઠવાડિયાની અંદર એકઠી કરવાનુ મજકુર ગૃહસ્થે વચન આપ્યુ. આ પછી ઇશ્વરેચ્છાથી એવો બનાવ બન્યો કે, આચાર્ય જે ભાવનગરના સદ્ ગૃહસ્થ રા. રા. વજેશકરભાઇની સાથે આવ્યા હતા, તે ગૃહસ્થની તબિયત નાદુરસ્ત થઇ આવવાને લીધે ત્યાંના પ્રખ્યાત **ડાક્તર ભાઉ દાજી** વગેરેની સલાહ મળી કે જેમ બને તેમ તેઓ સ્વદેશ તો સારૂં આ સલાહ પ્રમાણે બીજેજ દિવસે ભાવનગર તરફ જતી આગબોટમાં ચાલી નીકળ્યા, તેમની સાથે આ મહાત્મા પણ ત્યાંના ગૃહસ્થો તરફથી મળતી રૂપિ લાખની મદદ નહિ સ્વીકારતા પોતાના નાતા અને સ્નેહપર નજર રાખી ફરી

આથી ત્યાં રા વજેશંકરભાઇની તબિયત લગભગ બે મહિને સુધરવાથી આખર મોસમનો વખત આવ્યો. જેથી ફરી મુંબઇ જવાનું અટકી પડયું. અને પછીથી દીવાળીએ મુંબઇ જવાની મોસમ ઉઘડે ત્યાં સુધીનો વખત પોતાના વતનમાં ગુજારવાના હેતુથી તેઓ જામનગર ગયા. ત્યાર પછી સમય આવતાં મુંબઇ જવાની તૈયારી કરી, કારણ કે મુંબઇની તે વેળાની જાહોજલાલી જોતાં રસશાળા બાંધવાનો ઉદ્યોગ ત્યાં સુખેથી પાર પડે તેમ હતો; પરંતુ તે વખતમાં મુંબઇ દૂર દેશાવર ગણાતી હોવાથી સગાં સંબંધીઓએ ત્યાં જવાની ના કહેવાથી તેમણે જામનગરમાંજ રહીને પોતાની જાતપર કરજ કરી એક ભવ્ય **રસશાળા** સ્થાપી. અને ભાવનગરમાં પોતાની જગોએ **વૈદ્યરાજ બાવાભાઈ અચળજી**ને મોકલ્યા. સંવત ૧૯૨૨ ના શ્રાવણ માસમાં રસશાળાનું કામ પૂર્ણ થયું. રસશાળા સ્થપાયા પછી તેનું કામ ધમધોકાર ચલાવી કેટલાંએક રસાયણી ઔષધો તૈયાર કરવાની સાથે બેનવા શોધો કર્યા. કે જે શોધોમાનો **ગ્યાસ**નો શોધ તો તે વખતે મુંબઇ નગરીમાં પણ હસ્તી ધરાવતો નહોતો. **ટેલીમાફ** અને ગ્યાસના દીવાના પ્રયોગો કેટલાએક સભ્ય ગૃહસ્થોને બતાવ્યા. ધીમે ધીમે આ ખબર તે સમયના હાલાર પ્રાંતના આસિસ્ટંટ પોલિટિકલ એજંટ મી. હેબર્ટ સાહેબને થવાથી તેઓ રસશાળા જોવા પધાર્યા હતા. તેમણે ઉપરના બે હુનરો જોઇ ઘણી ખુશીની સાથે એક પ્રતિષ્ઠા પત્ર આપ્યું કે, "જેના રાજ્યમાં આવા પુરૂષો વસે છે, તે રાજ્ય ભાગ્યશાળી છે." મહારાજા જામશ્રી વિભાજી સાહેબે પણ આ અનુપમ પ્રયોગ ચાતુર્ય જોઇ એક હજાર રૂપિયાનું ઇનામ આપ્યું હતું. આમ પ્રસિદ્ધિમાં આવ્યા પછી ઘણા દેશી પરદેશી ગૃહસ્થો તથા અધિકારિઓ રસશાળા જોવા આવવા લાગ્યા; તેમજ રોગીઓને આરામ થવાની ખબરો સાંભળી ઘણા દેશી અને વિદેશી દર્દિયો ઔષધ કરાવવા આવવા લાગ્યા. તેમાં નિરાધાર દરદીઓને દવા તથા ખોરાક વગેરેનો આશ્રય આપી સાજા કરી તેમને વતન પહોચાડવાના પૈસા પણ રસશાળા તરફથી આપવામાં આવતા. એક મહા યજ્ઞના આરંભ સરખું રસશાળાનું કામ હોવાથી તેમાં લોક કલ્યાણાર્થે ઇશ્વર પૂજનનો પ્રયોગ પણ ઘણા મોટા પાયાપર કરવામાં આવતો હતો. અને આ મહાન્ કાર્યમાં ખાસ પોતેજ રોકાતા હતા. નિત્યની પ્રાર્થનામાં પ્રભુ પ્રત્યે એવી માગણી કરવામાં આવતી કે;—"હે પરમ પિતા! અમારા રસાયણ ઉપાયોને સિદ્ધ કરી આ લોકનાં દુઃખ તથા દરિદ્રને દૂર કરો." આ અત્યુપયોગી કાર્યોની વૃદ્ધિ માટે આચાર્યે બીજા સંસાર વ્યવહારનાં કાર્યો તજી દેઇને રોકેર બહાર પોતાની રસશાળાના મકાનમાંજ રાત દિવસ રહેવા માંડયું. આવી રીતે પ્રભુના સંબંધમાં વિશેષ આવવાથી પ્રભુએ પણ તેમના ઉપર પોતાનાં વિશેષ પરમાણું પવિત્ર આત્મા રૂપે મૂકી તેમની બુદ્ધિનો વિશેષ પ્રકાશ કર્યો; અને ઇશ્વરી ધર્મનાં મૂળ સિદ્ધાન્તોમાં સૂત્રો એમના હાથથી લખાવ્યાં. ત્યાર પછી પ્રાચીન આર્વાચીન ગ્રંથો વર્તમાન પત્રો, ચોપાનિયાં, અને ઇશુની ઓગણીસમી સદીના વ્યવહારમાં ઠેકાણે ઠેકાણે ઇશ્વરી ધર્મના સિદ્ધાંતો જાણે રસશાળાની શરૂઆતમાં કરવામાં આવેલી પ્રતિજ્ઞાઓને પુષ્ટિ આપવાનો પ્રભુનો પ્રારંભ હોય, તેમ દેખાયાં. તેથી તેમણે એ વાત પોતાના સંબંધી વર્ગને તથા લાગતા વળગતાઓને કહેવા માંડી. આથી શ્રદ્ધા રહિત લોકોને એવી ઉલટી અસર થવા લાગી કે, આ મહાત્મા આવા સમજુ થઇને આવી વાતો કેમ કરતા હશે! કારણ કે, સ-

સારાસક્ત મનુષ્યના કરતાં પ્રભુ ભક્તના વિચારો વિલક્ષણ હોય છે. આમ થવાથી તેમણે તે વિચારોનો વિશેષ ફેલાવો કરવાનુ કામ પડતું મૂક્યું. આ લોકભય તેઓને પૂર્વ જન્મના સંસ્કારનો હોય એમ જણાતું હતું. કારણ કે આ જન્મમાં તો તેવા લોકભયનો પ્રસંગ આ બીજ નહોતો. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, પૂર્વ જન્મમાં ઇશ્વરી કાર્ય કરવા જતાં કોઇ મોટી વિપત્તિ આવેલી હોય અને તે સંસ્કારો આ જન્મમાં પણ લોકભય ઉત્પન્ન કરી ઇશ્વરી કામને રોકતા હોય એમ લાગતું. આવા કારણથી પોતાનું કામ ધર્મ રૂપે ચલાવ- વામાં સંબંધીઓ અને લોકો વિરૂદ્ધ પડવા લાગ્યા. જેથી તેમણે પોતાનું ધાર્મિક કાર્ય વૈદકના ધોરણ પ્રમાણે ચલાવવા માંડ્યું. આ મહાત્માનું વૈદક કામ પિતૃ પિતામહની પ- રંપરાનુ હતું. તેમાં રસશાળા થવાથી તે કામ ઘણું યશસ્વી અને વિખ્યાત થયું. એટલે કા- ઠિયાવાડનાં રજવાડાઓનાં આમંત્રણ આવવા લાગ્યાં.

સંવત ૧૯૨૩ માં ધ્રાંગધ્રા દરબાર તરફથી આમંત્રણ આવતાં આચાર્યનું ત્યાં જવું થયુ. અને તે રાજ્ય સાથે પોતાનો ગાઢો સંબંધ બાંધ્યો. ત્યાર પછી અમદાવાદમાં સ્થાપે- લી પોતાની રસશાળાની શાખાપર વૈદ્ય અંબાશંકર બાવાભાઇ હતા, તેમને રસશાળાના અં- ગભૂત જાણી રાજ સાહેબે ધ્રાંગધ્રે બોલાવી રાખ્યા. સંવત ૧૯૨૪ માં સંસ્થાન જુનાગ- ઢમાં પોતાની રસશાળાની શાખા આ મહાત્માએ જાતે જઇ ચાલતી કરી, ને તે પોતાના કાકાના પુત્ર મહિધરને સોંપી. વળી ઉપરકોટ ફક્ત એક વિદ્ય-મંડળથીજ વસાવવો, એવી માગણી રા. નૃસિંહપ્રસાદની મારફત કરી. આ માગણી કર્યા પછી ચોમાસામાં છેલ્લી આગબોટમાં પોતાની સાથે સાત માણસને લેઇને તેઓ મુબઇ ઉપડી ગયા, અને વિદ્યા- નનું પર પોતાની દેખરેખ નીચે વસાવવાની જે માગણી કરી હતી, તે વિષે પત્રદ્વારાએ મને ખબર મળવી જોઇએ, એમ સૂચના કરી. મુંબઇમાં પહોચતાં તેમની પાસે ફક્ત આઠ આના સિલકમાં હતા. તે છતાં કોઇ પણ રીતે ગભરાઇ ન જતાં ત્યાં દેશી વિદ્યાની એક સ્વતંત્ર શાખા સ્થાપી. અને એક છ માસના દરદી (પારસી ગૃહસ્થ શેઠ બમન- નજી ઇરાનીના પુત્ર)ના પગને સોજા સહિત ગાંઠ થઇ હતી. તે જોઇ ત્યાંના સર્વ દાક્તરોએ અભિપ્રાય આપ્યો હતો કે, સાથળ આગળથી પગને કાપ્યા સિવાય આરામ નહિ થાય, ને છોકરો મરણ પામશે. આ કેસ આ વૈદરાજના હાથમાં આવવાથી તેમણે કહ્યું કે, કાંઇ ચિંતા નહિ. શસ્ત્ર ક્રિયાની જરૂર નથી. આમ કહી ઉપાય શરૂ કરી ૧૫ દહાડામાં વેદના શાન્ત કરી એક માસમાં તદ્દન આરામ કર્યો. તે ઉપકાર કર્યાના દિવસથી એ પારસી કુંટુંબ આજદિન લગી સ્નેહ સંબંધ મજકૂર શાખા સાથે રાખે છે. એવી રીતે મોટા મોટા દરદોના સંબં- ધમાં સ્નેહ મળવાથી ત્યાંના પ્રતિષ્ઠિત દાક્તર ભાઉ દાજી જેવા દાક્તરો વખતો વખત મુશ્કેલીવાળા કેસમાં આ વૈદરાજની સલાહ લેતા. થોડી મુદતમાં મોટી સ્નેહથી મ- હારાજ શ્રી જીવણલાલજી તથા બીજા સદ્‌ગૃહસ્થોની સારી સહાયતા મળી. એ વર્ષની અંદર ત્યાંની શાખાનો સારો જમાવ થયો. પછી કાંઇ કામને પ્રસંગે તેમનું દેશ તર આવવું થયુ. તેથી મુંબઇની શાખાપર પોતાથી નાના ભાઇ જટાશંકરને રાખ્યા. જે આજ દિવસ સુધી ત્યાંજ છે.

સંવત ૧૯૨૫ માં જામનગર દરબારના બાપાત બાપસિંહજી ઉપર મહારાજા જામ

સાહેબની ઇતરાજી થવાથી તેમને નગર છોડવું પડ્યું હતું. એ વખતે તેમના મોટા કુંવર ફતેસિંહજીને ક્ષયરોગ લાગું પડેલો હતો. અને નગરના વૈદ્યો તેમની સાથે જવાની આનાકાની કરતા હતા. એવા હિંગામમાં આ વૈદ્યરાજને તેઓના તરફથી કહેવામાં આવ્યું કે, કોઇ પણ વૈદ્ય દરબારશ્રીના ભયથી અમારી સાથે આવતા નથી. જો આપ પધારો તો ઠીક. આપનો શો વિચાર છે ? આવી સોચમય વાણી શ્રવણ કરીને **"अवृत्ति व्याधि शोकार्त्तानानुं वर्त्तेत शक्तितः"** **અર્થ**—વૃત્તિ રહિત વ્યાધિ ગ્રસ્ત, અને શોક પીડિત મનુષ્યોને શક્તિ પ્રમાણે મદદ આપવી. આ પોતાનો સદાચાર હોવાને લીધે રાજભયનું જોખમ પોતાપર રાખી તેઓ તેમની સાથે ગયા. રસ્તાના શ્રમને લીધે દરદીનો રોગ ઘણો વધી ગયો હતો. તેને રસ્તામાંજ ઘણી સારવાર કરીને બિન હરકતે ધ્રાંગધ્રે પહોચાડ્યા. થોડા દિવસ ત્યાં રહી દરદીને મરણ ભયથી મૂકત કર્યાં, અને ત્યાંના રાજસાહેબનો ફરીથી સારો સ્નેહ સંપાદન કર્યો.

સંવત ૧૯૨૬—૨૭ માં નવાનગરની હવેલીના મહારાજ શ્રી વૃજનાથજી લીલા વિસ્તાર્યાથી તે ખાતુ મહારાજા જામ સાહેબે પોતાના સ્વાધીનમાં લીધુ. અને તેની યોગ્ય વ્યવસ્થા થવા આચાર્યને તેનો કારભાર સોંપ્યો. તે ખાતામાં દશ ગામ છે. જેનો વહિવટ તેમણે એવો તો સરસ રીતે કર્યો કે, એક તો આગલા વર્ષથી બમણી ઉપજ થઇ. તેમ છતાં લોકો એટલા બધા રાજી રહ્યા કે, હજી સુધી તેઓ તેમની સાથેનો નાતો ચૂક્યા નથી. આ ચાલતી સાલમાંજ મહારાજા જામ સાહેબ પાસેથી ઔષધીના શોધ માટે તેમણે બર્ડો પર્વત ઇજારે લીધો હતો, પણ પાછળથી એટલે સંવત ૧૯૨૮ માં તેમની પાસેથી કાર્યભારીએ તેમની પ્રશસા વધી પડવાના ભયથી તે મૂકાવી દીધો. સંવત ૧૯૨૯ ની સાલમાં ધ્રોલના ઠાકોરશ્રીના તેડાવવાથી તેમનું ત્યાં જવું થયું. ત્યાં તેમણે ઠાકોરશ્રીની અપૂર્વ પ્રીતિ મેળવી, એટલુંજ નહિ પણ મંજકુંર ઠાકોર સાહેબે તેમને પોતાની પાસે રાખવાનો ઘણો આગ્રહ કર્યો. જો કે તેમનો અત્યાગ્રહ જોઇને થોડી મુદત તેઓ ત્યાં રહ્યા ખરા, પણ પાછળથી તેમને એમ સૂઝ્યું કે, જો હું આમને આમ બંધનમાં રહીશ તો મારાથી બીજા ધારેલાં કામો થઇ શકશે નહિ. એટલે જેવી પ્રીતિ હતી, તેવી કાયમ રાખીને તેઓ સંવત ૧૯૩૦ ની સાલમાં રાજકોટ આવ્યા. ત્યાં પણ તેઓ બેસી રહ્યા નહિ. દેશી વૈદ્ય વિદ્યાનો લાભ લોકોને કેમ આપવો, તેના ચિંતનમાંજ તેમની વૃત્તિ રોકાયેલી હોવાથી તેઓ ત્યાંના સંભાવતિ ગૃહસ્થો તથા રાજસ્થાની કોર્ટના વકીલોને મળ્યા. રોગનું નિવારણ કરવામાં તો તેમની શક્તિ અદ્ભૂત હતીજ. એટલે પ્રસિદ્ધ પુરૂષોની પ્રીતિ સંપાદન કરવામાં તેમને વધુ શ્રમ પડ્યો નહિ. ધીમે ધીમે તેમની ખ્યાતિના શબ્દો તે વખતના પોલિટિકલ એજંટને કાને પડ્યા. આસપાસના શાણા પુરૂષોએ પણ તે સાહેબને તેમની સારી ઓળખ કરાવી. ત્યાર પછી સરકારની તથા રાજસ્થાનની યોગ્ય સહાયતા વડે એક દેશી ઔષધશાળા સિવિલ સ્ટેશનમાં સ્થાપી. આ દવાશાળા આજદિન પર્યંત બહુજ સારી રીતે ચાલે છે, અને તેને જે મદદ આપવામાં આવી હતી, તે મળે જાય છે. તેમ જે વિશાળ મકાનમાં દેશી દવાશાળા ઉઘાડી હતી, તે મકાનનો ભોગવટો ત્યાંના શાખા તંત્રિની લાયકી જોઇને તેઓજ ભોગવતા પામ્યા છે. આ પ્રમાણે

ત્યાં દવાશાળા સ્થપાઇ ગેઠવે તેઓ વઢવાણ ઠાકોર સાહેબના તેડાવવાથી ત્યાં અને રાજકોટ રહ્યા, તેટલા અરસામાં તેમને મોરબી, જેતપુર, વીરપુર, કોટડા રીંદડ, વગેરેના રાજ્યકર્ત્તાઓ ભાયાતો તથા ન્હાના તાલુકાના ગરાશિઆઓ સહિત તેડાવતા હતા. અને ત્યાં તેઓ પ્રસંગે પ્રસંગે જઇને સારો સંતોષ આપતા

વઢવાણમાં પણ તેઓ પોતાના ઉચ્ચ જ્ઞાનથી રાજા અને રાજ્ય કુટુંબમાં થયા, અને ત્યાંના વિચારવંત રાજાએ તેમને ત્યાંની હૉસ્પિનાલના ઉપરી નિમ્યા. તે વી રીતે કે હૉસ્પિતાલનો દાક્તર પણ તેમની દેખરેખ તળે રહીને કામ કરે. આ સ્થાથી પ્રજાને ઘણો લાભ થયો. પણ એવામાં એક અગત્યનું કામ આવી પડવાથી તે શાખાનું કામ પોતાના સંબંધીને સોંપી પોતાને રાજકોટ આવવાની ફરજ પડી. આ સમયે પણ એવો પ્રસંગ આવેલ કે, રાજકુંમાર કૉલેજમાં માંગરોલ દરબારના પાટવી કુંવર કે જેઓ હાલના રાજકર્ત્તા છે, તેઓ અભ્યાસ કરતા હતા. તેમને જલોદરનું ભયંકર દરદ થયું હતુ. તેનો ઉપચાર બે યુરોપિયન ડૉકટરો કે જેઓ સિવિલ સરજ્યનની પદવીએ પહોચેલા હતા, તેઓ ૭ માસ થયાં કરતા હતા. તે છતાં દૈવયોગ એવો દેખાયો કે, તે બંને ડૉકટરોએ તે કુંમારને બચવાની આશા છોડી. અને તેમણે પોતાનો એ વિચાર તે લાગતા વળગતાઓમાં તથા તે વખતના પોલિટિકલ એજંટ **મી. પીલ** સાહેબની ર માં જાહેર કર્યો; તે એમ કહીને કે;—"આ કુંમારને જો કૉલેજમાંજ રહેવા દેશો તો પણ ત્રણ દહાડા જીવવા પામશે. પણ તેમનો કારભારી તેમને માંગરોલ લેઇ જવા માગે છે; જો તેમ થશે તો તે ત્રણ કલાકમાં રસ્તામાંજ મરણ પામશે." આવા હંગામમાં આ કેસ વૈદ્યરાજે તેમના કારભારીના અત્યાગ્રહથી પોતાના હાથમાં લીધો. અને તેમને સહિસલામત માંગરોળ પહોચાડી દેવાની તેજ વખતે કબુલાત આપી. આ પ્રમાણે સાહેબ લોકોના આશ્ચર્યની વચ્ચે તે દરદીને લેઇ તેઓ માંગરોલને રસ્તે ચાલ્યા. જ્યારે તેમનું પહોચવું ગોંડલ થયું, ત્યારે રોગી બે શુદ્ધિની હાલત સુધી પહોંચી ગયેલ હતા. તેમ રસ્તાની અંદર કાંઇ ઔષધ આપવાનો યોગ પણ આવેલો નહિ હોવાથી દરદીને વધારે શ્રમ પહોચ્યો હતો. તેથી ગોંડલમાં રહીને ઔષધ આપવાનો વૈદ્યરાજે આરંભ કર્યો, અને બીજે દીવસે કહ્યું કે, જેઓ બિછાનામાં બેસી શકતા નથી, તેમને હું ૧૫ દિવસે આરોગ્ય કરી ગાડીમાં ફરવા નીકળે, એવી રીતે ઇશ્વર કૃપાથી કરી આપીશ. બન્યું પણ એમજ. જે પ્રમાણે પોતે કહ્યું હતું, તે પ્રમાણે ૧૫ દહાડામાં દાક્તરો, વૈદો, તથા બીજા લોકોની અજાયબી વચ્ચે જલોદરના મહા વ્યાધિને એક ચમત્કારની પેઠે શાન્ત કર્યો. ત્યાર પછી તેઓ તેમને લેઇને ગોંડલથી માંગરોલ ગયા. ત્યાં પણ ઘણા દરદિઓને અસાધ્ય વ્યાધીયોથી મુક્ત કર્યા, એટલુંજ નહિ પણ માંગરોલમાં રહ્યા, તેટલા વખતમાં દરબાર શ્રી તથા કારભારીના આગ્રહથી તેમણે રાજ્યકીય કામનો એક ગુચવાડો દરબારશ્રીની મરજી મુજબ પાર ઉતાર્યો હતો. હાલના રાજકર્તાના પિતા બહુ બુદ્ધિશાળી હતા. અને કરેલા ઉપકારને વાળવાને પાછી પાની કરે નહિ એવા હતા. આ વૈદરાજને તેઓ સાહેબે મોટું આપ્યું, અને અમુક રકમનું વર્ષાસન પણ કરી આપ્યુ જે વર્ષાસન આજ દીન ગને મળે જાય છે.

સંવત ૧૯૩૩-૩૪ માં નવાનગરના રાજ્યમાં મહારાજા જામ સાહેબના આગ્રહથી તેમના પ્રગણાઓની ઉપજમાં વધારો કેમ થાય; તથા કયા કયા ખનિજ પદાર્થો થાય છે, કયે ઠેકાણે પાણીનાં બાંધ કામ કરતાં, તે તેથી કેવી જાતનો ફાયદો થશે, અને જંગલ ખાતાનું શી રીતે રક્ષણ કરવું, તેમજ તેમાં કેવા પ્રકારનો સુધારો વધારો કરવો, ઇત્યાદિ કામનું એક ખાતુ ઉઘાડવામાં આવ્યું. તેનું ઉપરીપણું વૈદ્યરાજને સોંપવામાં આવ્યુ. જો કે આ કામમાં પડવાને પોતાની બિલકુલ ઇચ્છા નહોતી. પરંતુ મહારાજા જામ સાહેબનો અત્યાગ્રહ થવાથી તેમજ જે કામ પોતાને સોંપાય છે; તેમાં રાજા પ્રજાના હિતની વૃદ્ધિ છે, એમ ધારીને, તે કામનું ઉપરીપણું પોતે સ્વીકાર્યું હતું. થોડા સમયમાંજ તેમણે આરસપહાણ તથા રૂપાની ખાણ ખોળી કાઢી અને પાણીના બાંધ કામોનો આરંભ કર્યો હતો. પણ રાજ્યકિય ખટપટમાં પડવાના ભયથી થોડા વખત પછી પોતાની જગોનું તેમણે રાજીનામુ આપ્યુ હતું.

સંવત ૧૯૩૪-૩૫ માં ધ્રોલ દરબારના તેડાવવાથી ત્યાં ગયા, અને ત્યાં દેશી દવાશાળા દરબારશ્રીના આગ્રહથી સ્થાપિ. ત્યાં તેમને દરબારે સારો પગાર કરી આપ્યો, એટલુંજ નહિ પણ પડતર જમીનનો એક કટકો આપીને તેનો લેખ કરી આપ્યો. આ ખાતુ પોતાના સૌથી ન્હાના ભાઇને સોંપીને તેઓ રાજકોટ શાખાના એક જરૂરના કામ માટે રાજકોટ ગયા. સંવત ૧૯૩૫ માં મોરબી ઠાકોર સાહેબના બોલાવવાથી તેઓ મોરબી ગયા, ત્યાં જે દરદીને માટે તેમને બોલાવવામાં આવેલા હતા; તેને સંપૂર્ણ આરામ થવાથી મોરબીના રાજ્યની સાથે તેમનો ગાઢો સંબધ બંધાયો. તેજ સાલમાં ગોંડલની પ્રજા તરફથી એક ફંડ થયું હતું, તેથી ત્યાં પણ એક દેશી દવાશાળા સ્થાપમાં આવી. સંવત ૧૯૩૬ માં ધ્રાંગધ્રા દરબારશ્રીના આમંત્રણથી ત્રીજીવાર ત્યાં ગયા. ત્યાં ઘણો સ્નેહ સંબંધ તો હતોજ, ને આ વખતે લગભગ ૧ વર્ષ રહેવાથી તે વધારે ગાઢો થયો. તેમને ત્યાંના રાજ સાહેબે એટલે સુધી કહ્યું કે, તમે જો અહિંઆં રહો તો તમને રૂ ૪૦૦ નો માસિક પગાર આપીએ. પણ એવી રીતે બધનમાં રહેવાથી જનકલ્યાણ થઇ શકે નહિ, એમ જાણીને તે જગો પણ સ્વીકારી નહિ. સંવત ૧૯૩૭ ની સાલમાં તેઓ ચુડા દરબારશ્રીના આમંત્રણથી ત્યાં ગયા. ત્યાં પણ રાજ કુટુંબનો એટલો બધો પ્યાર મેળવ્યો કે, ત્યાં રસશાળાની એક શાખા રાજ્યાશ્રયથીજ સ્થાપન કરવામાં આવી. આ શાખા આજ દિન પર્યંત ચાલે છે, અને ઉપરી તરિકે તેમના ભાઇ પોપટ વૈદ્ય રહે છે.

સંવત ૧૯૩૮ માં તેઓ ચુડે હતા, ત્યારે વઢવાણના મરહુમ ઠાકોર સાહેબ શ્રી દાજીરાજના તેડાવવાથી વઢવાણ ગયા હતા. એ ઠાકોર સાહેબ ઘણા વિદ્વાન હતા, તેથી તેમના વચ્ચે પરસ્પર એટલો બધો પ્રેમ બાઝ્યો કે, ઠાકોર સાહેબે વૈદ્યરાજને પોતાની પાસે રહેવાની માગણી કરી. પણ કોઇના બધનમાં નહિ રહેવાના ઉદ્દેશથી તે માગણી પણ સ્વીકારી નહિ. એજ વર્ષમાં ભાવનગરના મહારાજા સાહેબ તથા તે વખતના તેમના કારભારી રા. સામળદાસભાઇના તેડાવવાથી તેઓ ભાવનગર ગયા. પછી ત્યાં એક રસશાળા બાંધવાનો પોતાનો વિચાર વૈદ્યરાજને જણાવ્યો, અને તેના ખર્ચ માટે રૂ ૧૦૦૦૦ તથા રૂ ૧૦૦ નો માસિક પગાર આપવાનું કહ્યું; તે પણ તેમને બધન રૂપ લાગવાથી તેમ કરવા ના પાડી.

સંવત ૧૯૩૯ ની સાલમાં માંગરોલ દરબારના તેડાવવાથી પાછા તેઓ માંગરોલ ગયા. માંગરોલમાં એક સારણવાડી કહેવાય છે, એ વાડી નદીની નેહેરનું પાણી મીઠું છે. આ વાડી પોતે ઇજારે રાખવાની દરબારની પાસે માગણી કરી તે જમા ઘણી અધિક હતી, એટલુંજ નહિ પણ પાણીની સારી સોઇ હોવાથી ત્યાં અનેક તરેહની ઔષધીઓ ઉગાડવાની સગવડ થાય તેમ હતું. જો કે આમ બધી રીતે અનુકૂળતા હતી, પણ રસશાળાની સ્થાપનાનું માન એક જામનગરનેજ મળવાનું લખેલ એટલે રસેશ પ્રેરણા તેમ કરવામાં ઉત્તેજક થઇ પડી નહિ. આ સ્થળે તેમણે "રસેશ સિદ્ધાની" નામનો એક ન્હાનો ગ્રંથ લખ્યો, કે જે હમણાં છપાઇને બહાર પડ્યો છે. ત્યાર પછી તેઓ જુનાગઢ ગયા, અને ત્યાં ગિરનારમાં ઉત્પન્ન થતી ઔષધીઓના શોધમાં પ્રવૃત્ત થયા. આ વાત ત્યાંના નવાબ સાહેબને તથા તેમના કાર્યભારી મંડળને ગમી, માટે રાજ તરફથી તેમને જેટલી મુદત રહેવું પડે તેટલી મુદત સુધીનું ખરચ આપવું એમ ઠર્યું. પછી લગભગ દશેક દહાડા તેઓ ગિરનારમાં ફર્યા, અને કેટલીક ઔષધીઓ તથા કેટલાક ખનિજ પદાર્થો શોધી કહાડ્યા.

સંવત ૧૯૪૦ ની સાલમાં રાજકોટ આવીને તેમણે એક નવી રસશાળા બાંધવી, તથા તેના સંબંધમાં એક "સુખ સંપાદક સભા" સ્થાપવા માટે હેન્ડબીલો બહાર પાડ્યાં. આ હેન્ડબીલો (જાહેર ખબરો) લેઇને તેઓ મદદ માટે ભાવનગર ગયા, પણ ત્યાં પૂરી મદદ મળી નહિ. તેથી તેઓ પાલીતાણે ગયા, ત્યાંથી સારી મદદ મળી હતી. પાલીતાણેથી તેઓ ચૂડે ગયા, ત્યાં સભા ભરીને સારી મદદ મેળવી શક્યા. પછી તેઓ રાજકોટ ગયા, ત્યાં સભાઓ ભરી ભાષણો કર્યાં. જેની અસરથી તેમને સારી મદદ મળવાનો સંભવ દેખાયો. ત્યાંથી એકદમ લાઠીના રાજ કર્તાના બોલાવવાથી તેમનું લાઠી જવું થયું, ત્યાં પણ સભાઓ કરીને ભાષણો આપ્યાં; પણ આપણે પ્રથમથી જાણીએ છીએ કે, પ્રભુની પ્રેરણા જૂદીજ હતી. એટલે જે કાર્ય માટે તે ફંડ કરવા ધાર્યું હતું, તે કાર્ય પાર પાડવા જેટલું ફંડ થયું નહિ. જેથી રસશાળા તો જામનગરમાંજ રહી.

આવી રીતે તેઓ ફંડ પુરૂ કરવાનું કામ પડતું મૂકીને રાજકોટ ગયા, અને પેલે ચિંતામાં પડ્યા કે, હવે શું કરવું? પોતાને ધર્મના ખરા સિદ્ધાંતો પ્રસિદ્ધ કરવા ઘણી ઇચ્છા હતી, તેથી તેઓ તેના લેખ લખવામાં રોકાયા. આ વખતે તેમણે "રસેશ સૂત્ર ભાષ્ય" એ નામનો ગ્રંથ લખ્યો. પણ તેના ઉદ્ગારો કે જે ઉદ્ગારો, વૈદવિદ્યા એજ ધર્મનું સ્વરૂપ છે, એમ જાણવા જણાવવામાં ઉપજાતા હતા, તે હવે કેવી રીતે પ્રગટ કરવા, તેના વિચારમાં પડ્યા. મૂળથી તેમનો કુદરતી ધર્મ ફેલાવવાનો અને તેનો લાભ દેવાનો વિચાર હતો, તથાપિ તે વાત કેટલાક અંતરાયથી બંધ પડવા જેવું થયું. આ સંસ્કારી તરંગો બંધ ન પડે તેને માટે તેમના અંતઃકરણમાં જાણે કોઇ પ્રેરણા કરતું હોય કે;—"તને આજે જે ગ્રંથ મળે, તે વાંચજે, ને વિચારજે." એવા અંકુરનો ઉદ્ભાવ તેઓને વિચાર થયો કે, આજ મને પ્રયાસ વગર શી રીતે ગ્રંથ મળશે? આ શંકામાં ને આખો દિવસ ચાલ્યો ગયો; પણ ત્યાં સુધી એકે ગ્રંથ આવી મળ્યો નહિ. છેક જ પછી ત્યારે એક ડાક્ટરનો વિદ્યાર્થી પોતાના હાથમાં નવા કરારનું બાઇબલનું

વેદ્ય આવ્યો. એ પુસ્તક તે વિદ્યાર્થીએ આચાર્યને વાંચવા તથા રાખવા માટે આગ્રહ કરીને તે ત્યાંજ મૂકી ગયો. આચાર્યે હર્ષભેર એ પુસ્તક વાંચ્યું, તેમાંથી જામનગરમાં રસશાળા સ્થાપન થવા સંબંધી તથા રસેશ ધર્મનો પ્રચાર થવા સંબંધી કેટલાએક અમસના ભવિષ્યવાદો નીકળ્યા. આ અદ્ભૂત ચમત્કાર જોઇને તેમણે પ્રભુની પ્રાર્થના કરી કે;–“ઓ પ્રભુ! તારી પ્રેરણા પ્રમાણેજ જ્યાં થવાનું, ત્યાં બીજાનો ઉપાય શી રીતે ચાલી શકે? નિઃશંક, મારા આત્માનો પ્રેરક તુંજ છે, અને મારા પોતાના પ્રયત્નને અટકાવી રાખવા તેમજ તેમાંથી તારી ઇચ્છાનુંસાર પાર પાડવા તુંજ સમર્થ છે.” એ પ્રમાણે પ્રાર્થના કરી સંવત ૧૯૪૨ માં તેમણે જામનગરમાં રસેશ ધર્મ સંબંધી ભાષણો કર્યાં. તથા સંવત ૧૯૪૩ માં “રસેશ વૈદ્ય વિજ્ઞાન” નામે માસિક ચોપાનીઉં કાઢવાનો આરંભ કર્યો. સંવત ૧૯૪૪ માં મહારાજા જામશ્રી વિભાજીએ વૈદરાજને નવી રસશાળા બાંધવા માટે જામનગરમાં તળાવની પાળ ઉપર એક વિશાળ જમીનનો કટકો તે ઉપરની જુની ઇમારત સુદ્ધાં બક્ષિસ કર્યો. આ સ્થળ હાલ “ધન્વતંરી ધામ” થી ઓળખાય છે. આચાર્યે પોતાનો નિવાસ પણ ત્યાંજ કરેલ છે. સંવત ૧૯૪૫ની સાલમાં મુંબઇમાં દેશી વૈદ્ય વિદ્યાને વધુ ખીલવવા માટે દેશી વૈદનું એક સંયુક્ત મંડળ નિમવા ત્યાં ગયા; પણ દેશના નિયમ પ્રમાણે તેમ બન્યું નહિ. અને ખરી વખતે તેમની સાથે ગયેલા બીજા વૈદો ખરી ગયા! સંવત ૧૯૪૬ માં મુંબઇથી શેઠ ખીમજી જેરામ મુદ્રે તેડી ગયા, ત્યાં મુદ્રા અને માંડવીમાં રસેશ ધર્મ સંબંધી તેમણે ઉત્કૃષ્ટ ભાષણો આપ્યાં હતાં. તેથી શ્રોતા ગૃહસ્થો બહુ રાજી થયા હતા, એટલુંજ નહિ પણ તેઓ પરસ્પર કહેવા લાગ્યા કે, ધર્મ સંબંધી ભાષણોમાં આ આચાર્યની ખૂબી એ છે કે, તેઓ કોઇની નિંદા નહિ કરતાં પોતાના ધર્મનું પ્રતિપાદન બહુ સારી રીતે કરે છે. તેમજ તે સર્વ ધર્મને અનુકૂળ પડતું છે. આ સ્થળે તેમણે કર્ત્તાની કલમ તથા રસેશ યોગ એ બે વિષયો લખ્યા છે.

માંડવીથી પાછા જામનગર ગયા પછી તેમને જેતપુરના મોટા ભાગદાર વાલા સુરગ ચાંપા તરફથી ખાસ સાંઢણી સ્વાર તેડવા આવ્યું. તેથી તેઓ ત્યાં ગયા, અને જે દરદ માટે દરબારે તેમને તેડાવ્યા હતા, તે દરદથી તેમને મુક્ત કર્યાં. એથી તેમની પ્રશંસા બહુ થઇ. આ પ્રશંસા સાંભળીને બિલખાના ભાગદાર વાલા દેવા બીમાએ તેમને પોતાની પાસે તેડાવ્યા; ત્યાં તેઓ લાંબી મુદત સુધી એક ગામડામાં રહ્યા. અને એકાન્ત વાસનો લાભ ઇશ્વર ભજન તથા ધર્મ સંબંધી વિચારથી અનુભવ્યો. આ એકાન્ત વાસનું યોગ્ય પરિણામ એ આવ્યું કે, તેમણે ઇશ્વરી પ્રેરણાથી “જીવનનું ઝાડ” એ મથાળાવાળી એક જાહેર ખબર “કાઠિયાવાડ ટાઇમ્સ” માં છપાવી. ત્યાર પછી બિલખેથી તેઓ રાજકોટ આવ્યા. ત્યાંના કેટલાએક સંભાવિત ગૃહસ્થો તેમને ગુરૂ તરિકે માનતા હોવાથી તેઓએ તેમની મોટી ધામધુમથી પધરામણીઓ કરી હતી. જેમાં નિશાન, પતાકા, છડી, ચામર વગેરે ઉપાડવાનું કામ પ્રતિષ્ઠિત બાનુઓએ કર્યું હતું. એટલુંજ નહિ, પણ એ પધરામણીમાં ઉત્તમ અધિકારીઓ, કોરટના વકીલો અને શેહેરના નમિયા ગૃહસ્થો વગેરે અત્યાદરથી સાથે આવ્યા હતા. અને આચાર્યને નોંધે એક નરેશ માન આપ્યું હતું. તેમજ એ દિવસ મોટા ઉત્સવ તરીકે પળાયો હતો.

પ્રથમ રૂ હૃદય સરખાં જાણો રે,
તેને સૂત્ર રૂપ કરે તે વખાણો રે. ૧

**અર્થ**—આરંભમાં રૂ તથા હૃદય સરખાં સમજો, અને તેને સૂત્રરૂપ કરે તેનાં વ-વખાણ થાય છે. (આવી રીતે બટુક પ્રતિ બોધ અપાય છે) હવે આપણે રૂ અને હૃદય સરખાવીએ; તથા તેને સૂત્રરૂપ કરવામાં શો બોધ રહ્યો છે, તે કહીએ. જ્યારે રૂને જગતમાં સૂત્રરૂપ થઇ ગુણરૂપ થવું હોય, ત્યારે મૂળ સબંધવાળાં કાલાંથી તેને જૂદુ પડવું પડે છે, અને પોતાને સુધારનાર ગુણરૂપ કરનારને ઘેર જાય છે. તેમ તમારે ગુણરૂપ થવા માટે મૂળ સબંધવાળાં માતા પિતાથી જૂદાં પડી, તમને સુધારનાર અને ગુણરૂપ કરનાર ગુરૂને ઘેર જવું, એ **પ્રથમ બોધ** છે. જેમ રૂ સંસ્કાર વિના સ્વચ્છ થતું નથી, તથા ગુણરૂપ થતું નથી; તેમ તમારૂં હૃદય પણ ગુરૂએ કરેલા સંસ્કાર વિના સ્વચ્છ તથા ગુણરૂપ થતું નથી; માટે તે સંસ્કાર સહન કરો, અને ગુણરૂપ થાઓ, એ **બીજો બોધ** લેવાનો છે. જો રૂ મેલું, કઠિન કે ગાંઠાવાળું હોય તો તે સૂત્રરૂપ કે ગુણરૂપ બને નહિ; તેમ તમારૂં હૃદય સ્વચ્છ, કોમળ, અને સરલ રાખવું, એ **ત્રીજો બોધ** લેવાનો છે. રૂ કોઇ રંગમાં, સ્નેહમાં, રસમાં, કે મલિનતામાં બુડયું હોય, કે તેનો પાસ લાગ્યો હોય, તો તે ગુણરૂપ થતું નથી; તેમ તમારૂ હૃદય પણ જો કોઇ રંગમાં, સ્નેહમાં, રસમાં કે મલિનતામાં બુડયું હોય તો તે ગુણરૂપ થતું નથી; માટે તમારાં હૃદયને કોઇ રંગમાં, સ્નેહમાં, રસમાં, કે મલિનતામાં બુડવા દેવું નહિ, તેમ તેનો પાસ પણ લાગવા દેવો નહિ, એ **ચોથો બોધ** છે. વળી રૂ જેમ પોતાના ગુણ સમુહથી આખી દુનિઆની એબ ઢાંકે છે, શોભામાં તથા પ્રતિષ્ઠા-માં વૃદ્ધિ કરે છે, અને ટાઢ તથા તડકાથી રક્ષણ કરે છે; તેમ તમારા હૃદયના ગુણ વડે તમે પણ સર્વ મનુષ્યોની એબ ઢાંકો, તેમની શોભામાં તથા પ્રતિષ્ટામાં વૃદ્ધિ કરો, અને તેમને ટાઢ તથા તડકાથી એટલે શારીરિક તથા માનસિક દુઃખથી રક્ષણ કરો, એ **પાંચમો બોધ** છે. ”

એ રીતે ઉપર પ્રમાણે આ મહાશયનું ઉત્તમ ભાષણ સાંભળીને શ્રોતાજનોને અત્યંત હર્ષ થયો હતો. અને હર્ષાવેશમાં સ્વામી ભાસ્કરાચાર્ય જેવા પંડિતે તેમનાં વખાણ કરતાં કહ્યું કે;—“જે પ્રાચીન મહાર્ષિઓ વિષે તથા તેઓના ઉત્તમ લેખ વિષે હમણાં હું કહી ગયો, તેજ મહર્ષિ રૂપ આ મહાશય, અને તેમનો તેવોજ ઉત્તમ લેખ જોઇને આજ ઇશ્વર કૃપાથી આપણે ભાગ્યશાળી થયા છીએ.”

આ મહાશય એક પરોપકારી પુરૂષ તરિકે પણ પ્રસિદ્ધ છે. તેઓ પોતાની રસશાળામાથી ગરીબ લોકોને ધર્માદા ઔષધ આપે છે, એટલુંજ નહિ પણ પરદેશી ગરીબ લોકોને જરૂર જણાય તો રસ્તા ખર્ચ પણ આપે છે. એ સિવાય બ્રાહ્મણ, વિદ્વાન, અને વેદીયા, વગેરેનો યથા શક્તિ સત્કાર કરે છે. ધર્માદા ઔષધ દેતાં તેમને આજ સુધીમાં લાખો રૂપિયાનું ખરચ થયું છે. પોતે ઘણા પૈસાદાર ન છતાં આવી પરોપકાર વૃત્તિ રાખે છે, તેને માટે તેમને ઘણો ધન્યવાદ ઘટે છે.

આ મહા પુરૂષ સંવત ૧૯૫૦ ની સાલથી સ્વેદ ધર્મનો બહુજ ઉત્સાહથી ઉપદેશ આપવામાં પ્રવૃત્ત થયા છે. અને ત્યારથી અદ્યાપિ સુધી તેઓ ઘણું કરીને જામનગરમાં રહે

ની બુદ્ધિ અંકાઇ હતી. દાક્તર નારાયણ દાજીને વૈદ્યરાજની ઓળખાણ મુંબઇથીજ આપણા પ્રસિદ્ધ શોધક પુરૂષ પંડિત ભગવાનલાલ તરફથી મળી હતી, અને કાઠીઆવાડમાં તેમના વૈદક વિજ્ઞાન સંબંધી પ્રશંસા સાંભળવાથી એ વિદ્વાન દાક્તરે બર્ડા પર્વતની વનસ્પતિઓ ઓળખવામાં આ. વૈદ્યરાજની મદદ બહુ લીધી હતી. ઉપર લખેલા દરદીના સંબંધમાં દાક્તર નારાયણ દાજીએ વૈદ્યરાજની સલાહ માગવાથી તે કામ તેમણે ઉત્સાહથી હાથમાં લીધું, અને પ્રશંસનિય યશની સાથે પાર પાડ્યું. એક અઠવાડીઆની અંદર દરદી સાજો થયો, તેથી દાક્તરની તથા શેઠ મોરારજી ગોકલદાસની પ્રીતિ વૈદ્યરાજ ઉપર વજ્રલેપ જેવી થઇ.

આ બનાવે અગત્યનું કાર્ય તો એ કર્યું કે, વૈદ્યરાજે પોરબંદર છોડી પોતાનો નિવાસ સદાને માટે મુંબઇમાં કર્યો. જે દરદીને તેમણે સારો કર્યો હતો, તે મુંબઇના પ્રખ્યાત શેઠ લક્ષ્મીદાસ ખીમજીનો પણ સંબંધી હતો. તેથી તેમણે વૈદ્યરાજને મુંબઇ આવવા આગ્રહ કર્યો. એવામાં વૈદ્યરાજનાં પત્નીને આંખોનું મહાભારત દરદ થવાથી મોટા દાક્તરોની સલાહ માટે તેમને લેઇને મુંબઇ જવું પડ્યું. ત્યાં જવાથી પણ આંખોને તો ફાયદો થયો નહિ. પરંતુ વૈદ્યરાજની વિદ્વતા અને કુશળતા જોઇને ત્યાંના ગૃહસ્થો તથા દાક્તરોએ તેમને મુંબઇમાંજ વસવાનો આગ્રહ કર્યો, તેથી તેઓ ત્યાંજ રહ્યા. વૈદ્યરાજના વડિલ બંધુ પંડિત શ્રી જયકૃષ્ણ વ્યાસ પણ આ પ્રસંગે મુંબઇમાંજ રહેવા આવ્યા હતા. મુંબઇમાં સર્વ રીતે અનુકૂલતા જણાઇ, અને વૈદ્યરાજે પોરબંદર છોડ્યું. પોરબંદરથી નીકળતી વખતે તેમના જાણીતા સર્વ ગૃહસ્થો ઉદાસ થયા; અને ત્યાંના કાર્યકારી મંડળે સભા ભરીને તેમને એક માનપત્ર આપ્યું હતું.

વૈદ્યરાજે મુંબઇ આવ્યા પછી પોતાનું કામ વિશેષ ઉત્સાહથી આરંભ્યું. મુંબઇ આવતાંજ તેમણે કાલબાદેવીના રસ્તા ઉપર એક દવાશાળા ઉઘાડી, અને સારા સારા ગૃહસ્થોમાં ફતેહ સાથે પોતાનું કામ ચલાવ્યું. એક સમય એવો હતો કે જ્યારે દાક્તરોએ દેશી વૈદ્યોને કેવળ મૂર્ખ ઠરાવી, તથા તેમનાં પુસ્તકોને નિર્માલ્ય ગણી તેમનો ધંધો બંધ પડાવવા વડી સરકારને અર્જ કરી હતી. એ પ્રસંગે દાક્તર સાહેબોની દલીલને આપણા આ વિદ્વાન વૈદ્યરાજે સજ્જડ ચોટ ખવરાવી હતી. અને સિદ્ધ કરી આપ્યું હતું કે, પ્રાચીન આયુર્વેદાદિ પુસ્તકોમાં જે વૈદક વિજ્ઞાન સંચિત થયેલું છે, તે સર્વથા ઉત્તમજ છે. અને અર્વાચીન ઇંગ્લિશ શારીર શાસ્ત્ર વગેરે જે ગ્રંથો છે, તે બહુધા આરબ લોકોએ લીધેલા આર્ય વૈદક વિદ્યાના માત્ર ઉતારાજ છે. અગરજો તેમાં ક્રમક્રમે ફેરફાર થયેલો છે, અને તે ઘણે દરજ્જે યોગ્ય પણ છે.

આ રીતે દેશી વૈદોનો ધંધો ચાલુ રખાવતાં તેમણે પોતાની દવાશાળામાં યોગ્ય વધારો કર્યો હતો. અને થોડા સમય પછી "વૈદ્ય પ્રભુરામ જીવનરામ ઔષધાલય" નામે દવાખાનું સ્થાપ્યું, તે અદ્યાપિ સુધી બહુ સારી રીતે ચાલે છે. તેમાં દેશી વૈદક વિજ્ઞાન સંબંધી લોકોના હલકા વિચાર બદલાઇ સારા વિચાર બંધાય, એવો પ્રયત્ન જારી રાખ્યો છે.

સંવત ૧૯૪૮ના વર્ષમાં જ્યારે મુંબઇમાં મરકીનો જન્મ થયો હતો, ત્યારે તેમણે પોતાની-

ઓનો જ્યો સાં પ્રદર્શન માટે મોકલાવ્યો હતો. તે જોઇને મુબઇના ગવર્નર લૉર્ડ રે સાહેબ બહુ પ્રસન્ન થયા હતા, અને વૈદ્યરાજને તે બદલ સોનાનો "ચાંદ" આપવાનો ઠરાવ કર્યો હતો, તે તેમને મળી ચૂક્યો છે. આ સમયે મુબઇ ઇલાકામાં તેમની સારી પ્રતિષ્ટા બધાઇ ચૂકેલી હતી, તેમાં આ ચાંદ મળવાથી સારો વધારો થયો છે. વળી પુના-પ્રદર્શન અને સૌરાષ્ટ્ર-પ્રદર્શનમાથી તેમને ફર્સ્ટ કલાસ સર્ટિફિકેટો પણ મળેલાં છે.

વૈદ્યરાજના જીવનમાં તેમની ધર્મ શ્રદ્ધા પણ ભૂલી જવા જેવી નથી. વૈદ્ય તરીકે તેમણે જેટલી પ્રતિષ્ટા મેળવી છે, તેટલીજ વિખ્યાતી સ્વધર્માભિમાની તરીકે પણ તેમની થયેલી છે. તેમના દાદા વ્યાસ દેવકૃષ્ણજીએ સવત ૧૮૪૨ના વર્ષમાં પોરબદરમાં વિષ્ણુયાગ યજ્ઞ કર્યો હતો. તથા એ યાગ ભૂમિ ઉપર તેમણે શકર અને તુલશીની પ્રતિષ્ટા કરી હતી. આ સ્વધર્માભિમાન વંશપરંપરાથી વૈદ્યરાજનામા પણ-ઉતરી આવેલુ છે. અને પવિત્ર બુદ્ધિમાં રોપાયેલુ ધર્મ બીજ પવિત્ર સંસ્કારના યોગે પ્રફુલ્લિત થયુ છે. મુબઇમાં આવ્યા પછી કેટલાક ગૃહસ્થોના આશ્રય નીચે સ્થપાયેલી "વેદોક્ત શ્રવણ સભા" મા તથા તે સભા તરફથી ધર્મજ્ઞાન સંબધી નીકળતા "-હૃદય ચક્ષુ" નામે માસિકમાં તેમણે મુખ્ય ભાગ લીધો હતો. કેટલેક વર્ષે આ સભાનું કામ મદ પડયુ, પરતુ વૈદ્યરાજનો ઉત્સાહ પૂર્વવત્ જાગૃતજ રહ્યો હતો.

સવત ૧૯૩૧ ના વર્ષમાં વૈદ્યરાજે કેટલાક ગૃહસ્થોની સહાયતા મેળવીને "વેદ ધર્મ" નામે સભા સ્થાપન કરી, અને સભા તરફથી "આર્ય ધર્મપ્રકાશ" નામે માસિક પત્ર કહાડવુ શરૂ કર્યું. આ માસિક તથા વેદધર્મ સભાની આબરૂ આરભમાંજ સારી જામી, તેનુ કારણ આપણને સહજ મળી શકે એમ છે. સવત ૧૯૩૧-૩૨ નાં વર્ષો મુબઇમા ધર્મ ચર્ચાને માટે પ્રસિદ્ધ છે. આ સમયે આર્ય ધર્મપ્રકાશ તથા વેદધર્મ સભાની માત્ર બાલ્યાવસ્થા હતી; તોપણ વેદધર્મ સભાએ આર્ય ધર્મપ્રકાશ દ્વારાએ નિષ્પક્ષપાત ચર્ચા કરી વેદધર્મનુ પ્રતિપાદન કરી બતાવ્યુ હતુ; અને તેમાં તેની કલમની સારી પ્રસંશા થઇ હતી. આ સકળ યશ આપણા વૈદ્યરાજને તથા તેમની તરફથી નિમાયેલા વેદધર્મ સભાના શાસ્ત્રીનેજ ઘટે છે.

સવત ૧૯૩૬ ના વર્ષમા વેદધર્મ સભા તરફથી એક સંસ્કૃત પાઠશાળા ઉઘાડવામા આવી; અને તેમા ભણતા વિદ્યાર્થીઓને સંસ્કૃત વિદ્યાનું જ્ઞાન મફત આપવુ શરૂ કર્યું હતું. આ પાઠશાળા અને આર્ય ધર્મપ્રકાશ ચોપાનીઉં અદ્યાપિ સુધી તેમની દેખરેખ નીચે ચાલુ છે. વેદધર્મ સભા તરફથી ધર્મ સબધી જે પુસ્તકો છપાવવામાં આવે છે, તેમાંથી ત્પન્ન થયેલી રકમ તથા આર્ય ધર્મપ્રકાશ પત્રનુ લવાજમ પાઠશાળામાં અભ્યાસ વિદ્યાર્થીઓની મદદ માટેજ વાપરવામા આવે છે. શાળાના વિદ્યાર્થીઓને શીખવવા એક શાસ્ત્રી રાખવામા આવેલ છે; અને વૈદ્યરાજ પડે પણ પ્રસગોપાત [illegible] સંબધી જ્ઞાન આપે છે.

પણ વૈદ્યરાજનો સારો સ્નેહ છે. મુંબઇના પ્રખ્યાત દાકતર કૉર્ટર સાહેબ તેમની સાથે સારા સ્નેહથી વર્તતા હતા; અને બીજા પણ યૂરોપિયન દાકતરોનો તેમની સાથે સારો સ્નેહ છે. આર્યવૈદક વિજ્ઞાનની સાથે તેમને ઈંગ્રેજી વૈદક વિધાનો તિરસ્કાર બિલકુલ નથી. ખરૂ છે કે;—"સર્વતઃસારમાદદ્યાત્" એજ મહાપુરૂષનો નિયમ હોવો જોઇએ.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે વૈદ્યરાજ પરસુરામનામાં વંશપરંપરાથી ઉત્તરોત્તર ધર્મનિષ્ઠપણાનો ગુણ વિશેષ જોવામાં આવે છે. એ વિષેની ખાત્રી તો સંવત ૧૯૫૧ ફાગણ માસમાં તેમણે મુંબઇમાં મોટા ખર્ચથી વેદોક્ત વિધિ પ્રમાણે કરેલા ... દ્ર, શ્રી વિષ્ણુયાગ, અને શ્રી શતચંડીના મહાયજ્ઞોનાં દર્શન જેમણે કર્યાં હશે; તેમને થઇ હશેજ. એ ત્રણે યજ્ઞો મુંબઇના પ્રખ્યાત "માધવબાગ" માં મોટા આડંબરથી કરવામાં આવ્યા હતા. અને એ સમારંભ ઉપર દેશ પરદેશથી ઘણાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો, વિદ્વાન શાસ્ત્રીઓ, અને વેદ ધર્મનિષ્ઠ રાજાઓ તરફથી પ્રતિનિધિઓ વગેરેએ પધારીને વૈદ્યરાજને સારૂં માન અને શિરપાવ આપ્યો હતો. એ યજ્ઞોના વરણમાં આચાર્યાદિક મૂખ્ય સ્થાને ઘણા સારા વેદ શાસ્ત્રસંપન્ન શાસ્ત્રીઓ બિરાજ્યા હતા. શ્રી મહારૂદ્ર યાગમાં આચાર્ય સ્થાને ગણદેવીના વિદ્વાન શુક્લજી શ્રી નરોત્તમ, બ્રહ્મા સ્થાને દિક્ષિતજી શ્રી લક્ષ્મણજી, સદસ્ય સ્થાને એલ્ફીન્સ્ટન કૉલેજના અધ્યાપક મહામહોપાધ્યાય શાસ્ત્રીજી રાજારામ, તથા શાસ્ત્રીજી રામચંદ્ર, અને ગાણપત્ય સ્થાને શુક્લજી દયાશંકર હતા. તેજ પ્રમાણે શ્રી વિષ્ણુ યાગમાં તથા શ્રીશતચંડીમાં મહામહોપાધ્યાય શાસ્ત્રીજી ભીમાચાર્યજી, પાલીતાણાના ઠાકોર સાહેબના દાનાધ્યક્ષ શુક્લજી મહાશંકરભાઇ, શેઠ ગોકળદાસ તેજપાલ સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક શાસ્ત્રીજી રણછોડજી, જૂનાગઢવાળા શાસ્ત્રીજી ગોરાભાઇ પાઠક અને પંડિત શ્રી પિતાંબરદાસજી વગેરે વિદ્વાન પુરૂષો બિરાજ્યા હતા. તેથી એ મહા યજ્ઞની મહત્તામાં અતિશય વધારો થયો હતો. એ પ્રસંગે એકઠા મળેલા વિદ્વાનોનું મંડળ ... ખુબ આનંદદાયક થઇ પડયું હતું. રાજકોટવાળા શાસ્ત્રીજી જીવનરામ અને મોરબીવાળા શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર (અષ્ટાવધાની), જુનાગઢના શાસ્ત્રીજી હરિદત્ત, શાસ્ત્રીજી જીવરામ, શાસ્ત્રીજી છગનલાલ, અને શાસ્ત્રીજી રણછોડજી વગેરે વિદ્વાનો પરસ્પર સંસ્કૃત ભાષા દ્વારા વેદાન્ત ચર્ચા ઘણીજ છટાથી કરતા હતા, અને પ્રસંગોપાત રસિક કાવ્ય વિનોદ પણ ચાલતો હતો, તેથી શ્રોતા વર્ગને ઘણો આનંદ થતો હતો. સંધ્યાકાળે જ્યારે આરતી થતી હતી, અને દર્શનને માટે આવેલા ભાવિક ગૃહસ્થોની મોટી ઠઠ જામતી હતી, તે વખતે વેદાન્તાચાર્ય વ્યાસજી શ્રી જયકૃષ્ણ મહારાજ ધર્મ સંબંધી ટુંકાં વ્યાખ્યાનો ઘણી રસ ભરી અને અસરકારક વાણીથી સમજાવતા હતા. તેથી સાંભળનારાઓના મન ઉપર સારી અસર થતી હતી. એ યજ્ઞ ક્રિયાનો આરંભ ફાગણ શુદ ૩ થી કરવામાં આવ્યો હતો. અને ... તિ ફાગણ શુદ ૭ ના દિવસે હતી. પૂર્ણાહુતિના બીજે દિવસે વૈદ્યરાજ પ્રભુરામજીએ પોતાની જ્ઞાતિના સર્વ સદ્‌ગૃહસ્થોને ખાસ આમંત્રણ કરી પોતાને ઘેર એકઠા કર્યા હતા. તે પ્રસંગે સર્વને તેમણે પહેરામણી કરી હતી. ત્યાર પછી પોતાની જ્ઞાતિના ગરીબ ... ઓને મદદ કરવા માટે રૂ ૫૦૦, તથા વેદ ધર્મસભા તરફથી ચાલતી સંસ્કૃત ... ફંડમાં રૂ ૧૦૦, અને આપણી પ્રાચીન વૈદક વિદ્યાને સતેજ કરવાના હેતુથી મુંબઇમાં ...

"આર્ય વૈદ્યકશાળા" સ્થાપવા માટે (પોતાને યજ્ઞની પહેરામણીમાં મળેલા) રૂ ૨૦૦૦ ની રકમો બક્ષિસ આપવા જણાવ્યું હતું. તેથી સર્વને ઘણો હર્ષ થયો હતો. વૈદ્યરાજ પ્રભુરામે આજ લગભગ ૩૦ વર્ષથી મુંબઇમાં રહીને પોતાનુ કામ પ્રમાણિકપણે ઘણીજ ફતેહમંદીથી ચલાવી સારો પૈસો મેળવ્યો છે. પૈસો મેળવ્યા પછી તેને સન્માર્ગે વાપરવાનું ઘણુ થોડાજ માણસો જાણે છે. વૈદ્યરાજ પ્રભુરામે ઉપર પ્રમાણે પોતાના દ્રવ્યનો સદુપયોગ કર્યો છે, તેથી તેમને ઘણો ધન્યવાદ ઘટે છે.

વૈદ્યરાજની ઉમ્મર હાલ ૬૦ વર્ષની છે. લાંબી મુદતના તેમના શ્રેષ્ઠ અનુભવનો લાભ મુંબઇ ઇલાકાને-તેમાં વિશેષે મુંબઇ શેહેર અને કાઠીઆવાડને સારો મળેલો છે. તેમના બને પુત્રોએ તેમની નિષ્કલંક આબરૂને શોભાવી છે. તેમના જ્યેષ્ઠ પુત્ર **રા. વિશ્વનાથ** સારા પ્રતિષ્ઠિત ગ્રેજ્યુએટ લેખક છે; અને તેમણે આપણી જનપ્રિય નવલકથા-**સરસ્વતીચંદ્ર**—પર અવલોકન લખીને સારી પ્રતિષ્ઠા મેળવી છે. આ સિવાય તેમણે **તત્વવિવેક**, અને **વેદાન્ત દર્શન** વગેરે ન્હાનાં પરંતુ પ્રૌઢ ધર્મ વિચારોથી ભરેલાં પુસ્તકો રચેલાં છે. બીજા પુત્ર **રા. પોપટભાઇએ** પિતાના વૈદક વિજ્ઞાનનું યોગ્ય અનુસરણ કર્યું છે, અને આર્ય વૈદક વિજ્ઞાનના અધ્યયનની સાથે તેમણે મુંબઇની મેડીકલ કૉલેજમાં "એલ. એમ. એન્ડ એસ." ની પરીક્ષા પસાર કરી છે. હાલ વૈદ્યરાજની વૃદ્ધાવસ્થાના સમયમાં ઔષધાલયનું ઘણું ખરૂં કામ પિતાની અનુમતિથી રા. પોપટભાઇજ ચલાવે છે.

છેવટે આપણા આ વૈદ્યરાજને તથા તેમના સદ્ગુણી અને વિદ્વાન પુત્રોને ઇશ્વર દીર્ઘાયુષ આપો તથા તેમની પ્રતિષ્ઠામાં નિરંતર વૃદ્ધિ કરો, એવી અમારી પ્રાર્થના છે. સારા દેશી વૈદ્યોની પ્રતિષ્ઠા વધે, અને લોકો દેશી વૈદક વિજ્ઞાનમાં જે તત્ત્વ છે તે પ્રત્યક્ષ જોતા થાય, એ પણ આપણા દેશના ભવિષ્ય ઉદયને અર્થે એક લાભકારક બનાવજ ગણાય. તથાસ્તુ.

---

## વૈદ્યરાજ કરુણાશંકર ઉર્ફે ઝંડુભટ્ટજી.

આખા ગુજરાત અને મુંબઇ વગેરે પ્રસિદ્ધ નગરોમાં ખ્યાતિ પામેલા **વૈદ્યરાજ ઝંડુભટ્ટજીનો** જન્મ સંવત ૧૮૮૭ ના વૈશાખ શુદ ૫ રવીવારે જામનગરમાં થયો હતો. તેમના પિતાનુ નામ વિઠ્ઠલભટ્ટજી અને માતાનું નામ સૂર્યબાઇ હતું. તેઓ ગ્નાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. અત્રે જાણવું જોઇએ કે, તેઓ પ્રખ્યાત **રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજીના** વડિલ બંધુ છે.

વૈદ્યરાજ ઝંડુભટ્ટે પોતાની બાલ્યાવસ્થામાં પોતાના પિતાશ્રી પાસેથી સંસ્કૃત ભાષાનું તથા વૈદ્યવિદ્યાનું ગ્નાન મેળવ્યું હતું. સંવત ૧૯૦૫ ની સાલમાં વિદ્વાન બ્રહ્મચારી શ્રી શંકર સ્વરૂપનો તેમને સમાગમ થયો હતો. તે બ્રહ્મચારી યોગ વિદ્યામાં ઘણા નિપુણ હોવાથી ઝંડુભટ્ટજીએ તેમને પોતાની સાથે રાખીને યોગ વિદ્યાનો સારો અનુભવ મેળવી તેનું રહસ્ય જાણી લીધુ. વૈદ્ય વિદ્યા તો તેમની ચાલતી આવેલી વડીલોપાર્જીત વિદ્યા છે, એટલે તેમાં તેમની વિશેષ કુશળતા હોય તેમાં કાંઇ નવાઇ નથી. તોપણ એ વિદ્યાના સામાન્ય ગ્નાન

પણ વૈદ્યરાજને સારો સ્નેહ છે.'મુંબઇના પ્રખ્યાત ડાક્તર કૉર્ડીસ સાહેબ તેમની સાથે સારા સ્નેહથી વર્તતા હતા; અને બીજા પણ યૂરોપિયન ડાક્તરોનો તેમની સાથે સારો સ્નેહ છે. આર્યવૈદક વિજ્ઞાનની સાથે તેમને ઇંગ્રેજી વૈદક વિદ્યાનો તિરસ્કાર બિલકુલ નથી ખરૂં છે કે;—"**सर्वतःसारमाददयात्**" એજ મહાપુરૂષનો નિયમ હોવો જોઇએ.

પ્રથમ કહેવામાં આવ્યું છે કે વૈદ્યરાજ પરશુરામનામાં વંશપરંપરાથી ઉત્તરોત્તર સ્વધર્મનિષ્ઠપણાનો ગુણ વિશેષ જોવામાં આવે છે. એ વિષેની ખાત્રી તો સંવત **૧૯૫૧** ના ફાગણ માસમાં તેમણે મુંબઇમાં મોટા ખર્ચથી વેદોક્ત વિધિ પ્રમાણે કરેલા **શ્રીમહારૂદ્ર, શ્રી વિષ્ણુયાગ,** અને **શ્રી શતચંડી**ના મહાયજ્ઞોનાં દર્શન જેમણે કર્યાં હશે, તેમને થઇ હશેજ. એ ત્રણે યજ્ઞો મુંબઇના પ્રખ્યાત "માધવબાગ" માં મોટા આડંબરથી કરવામાં આવ્યા હતા. અને એ સભારંભ ઉપર દેશ પરદેશથી ઘણાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો, વિદ્વાન શાસ્ત્રીઓ, અને વેદ ધર્મનિષ્ઠ રાજાઓ તરફથી પ્રતિનિધિઓ વગેરેએ પધારીને વૈદ્યરાજને સારૂં માન અને શિરપાવ આપ્યો હતો. એ યજ્ઞોના વરણમાં આચાર્યાદિક મુખ્ય સ્થાને ઘણા સારા વેદ શાસ્ત્રસંપન્ન શાસ્ત્રીઓ બિરાજ્યા હતા. શ્રી મહારૂદ્ર યાગમાં આચાર્ય સ્થાને ગણદેવીના વિદ્વાન શુકલજી શ્રી નરોત્તમ, બ્રહ્મા સ્થાને દિક્ષિતજી શ્રી લક્ષ્મણજી સદસ્ય સ્થાને એલ્ફીન્સ્ટન કૉલેજના અધ્યાપક મહામહોપાધ્યાય શાસ્ત્રીજી રાજારામ, તથા શાસ્ત્રીજી રામચંદ્ર, અને ગાણપત્ય સ્થાને શુકલજી દયાશંકર હતા. તેજ પ્રમાણે શ્રી વિષ્ણુ યાગમાં તથા શ્રીશતચંડીમાં મહામહોપાધ્યાય શાસ્ત્રીજી ભીમાચાર્યજી, પાલીતાણાના ઠાકોર સાહેબના દાનાધ્યક્ષ શુકલજી મહાશંકરભાઇ, શેઠ ગોકળદાસ તેજપાલ સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક શાસ્ત્રીજી રણછોડજી, જૂનાગઢવાળા શાસ્ત્રીજી ગોરાભાઇ પાઠક અને પંડિત શ્રી પિતાંબરદાસજી વગેરે વિદ્વાન પુરૂષો બિરાજ્યા હતા. તેથી એ મહા યજ્ઞની મહત્તામાં અતિશય વધારો થયો હતો. એ પ્રસંગે એકઠા મળેલા વિદ્વાનોનું મંડળ અત્યંત આનંદદાયક થઇ પડયું હતું. રાજકોટવાળા શાસ્ત્રીજી જીવનરામ અને મોરબીવાળા શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર (અષ્ટાવધાની), જુનાગઢના શાસ્ત્રીજી હરિદત્ત, શાસ્ત્રીજી જીવરામ, શાસ્ત્રીજી છગનલાલ, અને શાસ્ત્રીજી રણછોડજી વગેરે વિદ્વાનો પરસ્પર સંસ્કૃત ભાષા દ્વારા વેદાન્ત ચર્ચા ઘણીજ છટાથી કરતા હતા, અને પ્રસંગોપાત રસિક કાવ્ય વિનોદ પણ ચાલતો હતો, તેથી શ્રોતા વર્ગને ઘણો આનંદ થતો હતો. સંધ્યાકાળે જ્યારે આરતી થતી હતી, અને દર્શનને માટે આવેલા ભાવિક ગૃહસ્થોની મોટી ઠઠ જામતી હતી, તે વખતે વેદાન્તાચાર્ય વ્યાસજી શ્રી જયકૃષ્ણ મહારાજ ધર્મ સંબંધી ટુકાં વ્યાખ્યાનો ઘણી રસ ભરી અને અસરકારક વાણીથી સમજાવતા હતા. તેથી સાંભળનારાઓના મન ઉપર સારી અસર થતી હતી. એ યજ્ઞ ક્રિયાનો આરંભ ફાગણ શુદ ૩ થી કરવામાં આવ્યો હતો. અને પૂર્ણાહૂતિ ફાગણ શુદ ૭ ના દિવસે હતી. પૂર્ણાહૂતિના બીજે દિવસે વૈદ્યરાજ પ્રભુરામજીએ પોતાની જ્ઞાતિના સર્વ સદ્‍ગૃહસ્થોને ખાસ આમંત્રણ કરી પોતાને ઘેર એકઠા કર્યા હતા. પ્રસંગે સર્વને તેમણે પહેરામણી કરી હતી. ત્યાર પછી પોતાની જ્ઞાતિના ગરીબ ( ઓને મદદ કરવા માટે રૂ ૫૦૦, તથા વેદધર્મસભા તરફથી ચાલતી સંસ્કૃત ફંડમાં રૂ ૧૦૦, અને આપણી પ્રાચીન વૈદક વિદ્યાને ઉત્તેજન કરવાના હેતુથી

સિવાય, બીજુ અનુભવ પૂર્વકનુ વિશેષ જ્ઞાન તેમણે પોતાની શોધક બુદ્ધિ અને ડહાપણ વડે મેળવ્યું હતુ. વળી તેમના પિતાજીની વૈદક વિદ્યામાં કેટલી બધી કુશળતા હતી, તેનો ખ્યાલ તો પ્રસિદ્ધ વૈદ્યરાજ બાવાભાઈ જેવા તેમના શિષ્યોની યોગ્યતા ઉપરથી કરી શકાય છે. વૈદ્યરાજ ઝંડુભટ્ટજીએ પોતાના એવા જ્ઞાતા પિતાની પાસેથી શિક્ષણ મેળવીને પોતાની બુદ્ધિનો પ્રકાશ ચોતરફ પાડ્યો છે. તેથીજ તેઓ જામનગરના મરહુમ જામશ્રી વિભાજી સાહેબના અસાધારણ માનને પાત્ર થયા હતા.

વૈદ્યરાજ ઝંડુભટ્ટજી જો કે પોતાના વૈદક વિદ્યાના ઉત્તમ ધંધામાં ' છતાં તેઓ સર્વના ઉપર અસાધારણ ઉપકાર કરવાની ઘણીજ કાળજી રાખે છે. ઘણીજ ઉદારતાથી ગરીબ આજારી મનુષ્યોને મફત દવા આપે છે, એટલુંજ નહિ પરંતુ તેમના નિર્વાહને માટે પણ બની શકે તેટલી મદદ આપે છે. નિરંતર તેઓ વૈદ્ય વિદ્યાની નવીન શોધ કરવા પાછળ પોતાનો કાળ નિર્ગમન કરે છે. તેમનો એવો સિદ્ધાંત છે, કે;—"મનુષ્યના આયુષ્યની હદ કરી શકાતી નથી. જગતમાં જેટલાં નેહેવાં મૃત્યુ થાય છે, તેનો દોષ વૈદ્ય વિદ્યાની અપૂર્ણતાને લીધે છે અર્થાત એ દોષ વૈદ્યો અને દાક્તરોને માથે છે." વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજીએ પ્રજાહિત કાર્યને માટે તળ જામનગરમાં "જીવિત વર્દ્ધક ડળી" નામે એક સભા સ્થાપિ છે. તે સભાના સભાસદોની તથા અન્ય લોકોની સુખાકારીને માટે વૈદ્યરાજ હમેશાં ઘણુંજ ધ્યાન રાખે છે. વળી જામનગરના મહારાજાશ્રીએ જામનગરની બહાર તળાવપર કેટલીક જગ્યા આપેલી છે. ત્યાં તેમણે પોતાના ભાઇ રા વૈદ્ય મણિશંકરની સાથે મળીને "ધનવંતરી ધામ" નામે એક ઔષધાલય સ્થાપ્યુ છે. તેનુ માસિક ખર્ચ રૂ ૪૦૦ થાય છે. તે પોતે ઉઠાવી લેઇને દરદીઓને હમેશાં દવા આપે છે. એ તેમની પરોપકાર બુદ્ધિ અને ઉદારતાનો અપૂર્વ નમુનો છે. તેમનો એવો અભિપ્રાય છે કે, અહિત એટલે ઝેરી દવાથી દરદનાપર એકદમ ઢાંકણુ દેવા કરતાં અમૃતરૂપ ઔષધથી તેને પાંચ દિવસ મોડુ પણ નિર્મૂળ કરવું, એજ સુપાત્ર વૈદ્યનુ કર્તવ્ય કર્મ છે. આ કારણથી તેઓ હમેશાં અહિત દવાઓનો પોતાને હાથે કદી ઉપયોગ કરતા નથી.

વૈદ્યરાજ ઝંડુભટ્ટજી ગુજરાતમાં એક ઉત્તમ "વૈદ્યરાજ" તરિકે ઘણા જાણીતા છે. તેઓ નવા વિચારો અને નવી શોધોથી સ્વદેશની સેવા બજાવે છે. તેમનામાં મહાન પુરૂષના જેવા ઉત્તમ ગુણો પ્રકાશે છે. વળી તેઓ જુના જમાનાના મનુષ્ય છતાં હાલનાં કેટલાંક સુધારાનાં કામોને અનુમોદન આપે છે. જો કે તેઓ દુર્ગુણી મનુષ્યો પ્રતે ઉદાસીન છત ન્હાના મોટા સર્વના ઉપર પ્રેમભાવ દર્શાવે છે. વળી તેઓ એક તત્ત્વજ્ઞાની હોઇને નિરાશ્રિત જનોને ખરેખર આશ્રમ સ્થાન જેવા છે. તેઓ સ્વભાવે ઘણા દયાળુ, નિસ્પૃહિ અને નિરાભિમાની છે. આવા પરગજુ અને વિદ્વાન દેશી વૈદ્યોની આપણા દેશમાં ઘણીજ અગત્ય છે. તે પરમ કૃપાળુ પરમેશ્વર પાર પાડો, એવી અમારી પ્રાર્થના છે. તથાસ્તુ.

# વૈદરાજ વિજયશંકર ઉર્ફે બાવાભાઈ

આ મહા પુરૂષ "વૈદરાજ બાવાભાઈ" ને નામે આખા ગુજરાતમાં ઘણુંજ પ્રખ્યાત હતા. તેમનો જન્મ સંવત ૧૮૮૦ ના વૈશાખ શુદ ૩ ના રોજ જામનગરમાં થયો હતો. તેમના પિતાનું નામ અચળજી હતું. તેઓ ગ્નાતે વડનગરા ગૃહસ્થ નાગર બ્રાહ્મણ હતા; અને જામનગરના રાજ્યના મહાલોનો ઇજારો રાખવાનો ધંધો કરતા હતા. વૈદરાજ બાવાભાઇના જન્મ સમયે દેશમાં વિદ્યાનું મૂલ્ય બહુ ઓછું હતું. તેમ શીખવાના વિષયો ઘણા થોડા હતા. તેમને આઠમે વર્ષે ગામઠી નિશાળમાં ભણવા મુક્યા હતા, ત્યાં અભ્યાસ પૂરો કરીને બારમે વર્ષે તેમણે પોતાના પિતાના ધંધામાં પ્રવેશ કર્યો હતો. એ ધંધામાં તેઓ ૨૦ વર્ષની ઉમ્મર થતાં સુધી રોકાયા હતા. ત્યાર પછી કાળના ફેરફારને લીધે તેમનો એ પ્રવૃત્તિ-ધંધો પડવાથી તેમણે વૈદકનો અભ્યાસ કરવાની ઇચ્છા કરી. તેવામાં પ્રસિદ્ધ મહાત્મા **ટોકરાનંદ સ્વામી** જામનગરમાં જઇ ચડ્યા. તેઓ જેમ બીજાં શાસ્ત્રોમાં કુશળ હતા, તેમ વૈદક વિદ્યામાં પણ નિપૂણ હતા. તેમની પાસે રા. બાવાભાઇએ બે વર્ષ સુધી વૈદક વગેરેનો અભ્યાસ કર્યો. તેમાં તેમણે વૈદક વિદ્યાનું એવું તો સારૂં ગ્નાન મેળવ્યું કે તેમની કીર્ત્તિ થોડા વખતમાં સઘળે પ્રસરી ગઇ. તેથી જામશ્રી રણમલજીએ તેમને પોતાના રાજવૈદ તરીકે પોતાની પાસે સન્માન પૂર્વક રાખ્યા. એ જગો ઉપર તેઓ સુમારે દશ વર્ષ સુધી રહ્યા હતા. તે દરમિયાનમાં પ્રખ્યાત વૈદરાજ ઝંડુભટ્ટજીના પિતા રા. વિઠ્ઠલભટ્ટજી કે જેઓ વૈદક વિદ્યામાં મોટા વિદ્વાન, અને રાજવૈદ હતા, તેમની પાસેથી માધવનિદાન, ભાવપ્રકાશ, સારંગધર, રસરાજસુંદર, રસરત્નાકર, રસેંદ્રચિંતામણિ, નિઘંટ, અને નિઘંટપથ્યાદિ ગ્રંથોનો તેમણે સારી પેઠે અભ્યાસ કરી લીધો હતો. ત્યાર પછી તેમની ખ્યાતિ એટલી બધી વધી કે, સંવત ૧૯૧૨ માં તેમને ઉદેપુરના મહારાણાશ્રી સ્વરૂપસિંહજીએ પોતાના રાજવૈદ તરિકે બોલાવી લીધા હતા. ત્યાં તેઓ લગભગ ૧૦ વર્ષ સુધી રહ્યા હતા. ત્યાર પછી તેમને જન્મભૂમિમાં રહેવાની ઇચ્છા થવાથી સંવત ૧૯૨૧ ની સાલમાં તેઓ જામનગરમાં પાછા ગયા હતા. ત્યાં તેમણે કેટલાક મોટા રોગીઓને દવા કરી રોગમાંથી મુક્ત કર્યા હતા, એથી તેમની કીર્ત્તિમાં મોટો વધારો થયો હતો. ત્યાર પછી સંવત ૧૯૨૭ ની સાલમાં ઉદેપુરના મહારાણા શ્રી શંભુસિંહજીએ તેમને ફરીને ઉદેપુર બોલાવી પોતાની પાસે રાખ્યા હતા. અને સંવત ૧૯૨૧ ની સાલમાં તેમણે ઉદેપુર છોડ્યું, ત્યારથી તે મોતપર્યંત ત્યાં સુધીનો પગાર તેમને આપ્યો હતો. ઉદેપુરમાં આ વખતે તેઓ માત્ર એક વર્ષ રહીને પાછા જામનગર ગયા હતા. ગોંડલના ઠાકોર સાહેબ નામદાર સર ભગવતસિંહજી બાલ્યાવસ્થામાં પાંડુના રોગથી બીમારી રહેતા હતા, તેથી તેમનાં માતુશ્રી મોંઘીબા સાહેબે સંવત ૧૯૨૯ ની સાલમાં વૈદરાજ બાવાભાઇને ગોંડલ બોલાવીને રાખ્યા, ત્યાં તેઓ સંવત ૧૯૪૨ ની સાલ સુધી રહ્યા હતા. ત્યાર પછી તેમણે અનિર્ણીત મુદત માટે રજા માગતાં આખો પગાર પેનશન આપવાનું કબૂલી તેમની અરજ સ્વીકારી હતી. પછી સંવત ૧૯૩૧ ની સાલમાં ઉદેપુરના મહારાણા શ્રી શંભુસિંહજીને સ્વર્ગવાસ થયો, ત્યારે મહારાણા શ્રી સજ્જનસિંહજી ઉદેપુરથી આવીને બોલાવતા હતા. તેમણે પોતાની દવા કરવા માટે સંવત ૧૯૩૮ ની સાલમાં

વૈદ્યરાજ બાવાભાઇને પોતાના રાજ્યના જુના વૈદ્ય જાણીને બોલાવી લીધા હતા. મહારાણા શ્રી સજ્જનસિંહજીને ભગંદરનુ દરદ થયું હતું. ઉદેપુર જેવાં મોટા અને દાક્તરો ઘણા હોય, અને તેમાં હાલના વખત પ્રમાણે દાક્તરોનું તેમાં કાંઇ નવાઇ નથી. વળી વર્તમાનકાળમાં ઘણું કરીને એવું માનવામાં ઇંગ્રેજોનું બધુએ સારૂ. એવું કહેવાય છે કે વૈદ્યરાજ બાવાભાઇએ મહારાણા દવા આપીને તેમનુ દરદ મટાડવાની ખાત્રી આપી હતી. પરંતુ તેમ નહિ ! દાક્તરોની પાસે વાઢકાપ કરાવવાનું ઠર્યું હતું. તેનું ફળ એ થયું કે, રોગ આખરે મહારાણાશ્રી સજ્જનસિંહનું મૃત્યુ થયું હતું. વૈદ્યરાજ બાવાભાઇ એવાંજ દરદો ખાવાની દવા આપીને મટાડ્યાં હતાં.

પાલીતાણાના હાલના ઠાકોર સાહેબ શ્રી માનસિંહજી સંવત ૧૯૪૨ ની સાલમાં ગાદીએ બેઠા, તે અરસામાં તેઓ આમવાતના વ્યાધિથી બહુ હેરાન થઇ ગયા હતા. દાક્તરોની ઇંગ્રેજી દવા લીધા છતાં આરામ થયો નહિ,. ત્યારે વૈદ્યરાજ બાવાભાઇને લાવીને તેમની દેશી દવા લીધી હતી. એ દવાથી તેમને જલદી આરામ થઇ ગયો તેથી વૈદ્યરાજ બાવાભાઇને દરબાર તરફથી મોટી રકમનું ઇનામ મળ્યું હતું. તેઓ પોતાના ધંધામાં એવા તો કુશળ હતા કે, તેમના જેવા દેશી દવામાં પ્રવિણ વૈદ્ય ગુજરાતમાં થોડાકજ હશે. કાઠિયાવાડના અને તેની આસપાસના ઘણાક રાજા રજવાડા તથા મોટા માણસો તેમની દવાનો લાભ લેતા હતા. એટલુંજ નહિ, પરંતુ સાધારણ માણસોને પણ તેમની દવાનો લાભ મળતો હતો. ગરીબ માણસોને તો તેઓ મફત દવા આપતા હતા. તેમની દવાથી બહુ મોટા દરદવાળા ઘણા જણને આરામ થયાથી લોકો તેમને જશકર્મી કહેતા હતા. તેમણે જામનગર, રાજકોટ, પાલીતાણા, વઢવાણ કાંપ, ભાવનગર, અને મુંબઇ, વગેરે ઠેકાણે પોતાની દવાશાળાઓ સ્થાપી હતી. અને તે સઘળાનો વહિવટ તેઓ પોતે તથા તેમના લાયકીવાળા પુત્રો અને બીજા કેળવાયેલા માણસો મળીને ઘણી ઉત્તમ પ્રકારે ચલાવતા હતા.

વૈદ્યરાજ બાવાભાઇને જામનગર, ભાવનગર, ધ્રાંગધ્રા, ગોંડલ, લીંબડી, પાલીતાણા, અને ધ્રોલ વગેરે રાજ્યોમાંથી વર્ષાશન મળતું હતું, વળી એક કુશળ દેશી વૈદ્ય તરીકે તેમની મોટી યોગ્યતાથી પ્રસન્ન થઇને ઉદેપુરના મહારાણા શ્રી શંભુસિંહજીએ તેમને સન્માનાર્થે એક હાથી આપ્યો હતો. તેમ મહારાણા શ્રી સજ્જનસિંહજીએ તેમની વૃદ્ધાવસ્થાને લીધે એક મીઆનો બક્ષિસ કર્યો હતો. વૈદ્યરાજ બાવાભાઇએ વૈદકની સાથે સંસ્કૃત ભાષાનો પણ સારો અભ્યાસ કર્યો હતો. તેમણે "રસરત્ન મણિમાળા" નામનો વૈદક વિદ્યાનો એક ગ્રંથ બીજા વિદ્વાનોની સહાયતાથી સંસ્કૃત ભાષામાં રચ્યો છે. તેમાં માત્ર ગ્રંથની ભાષાને માટેજ બીજા વિદ્વાનોની તેમણે સહાયતા લીધી હતી. શૈવ ધર્મ ઉપર તેમની ઘણીજ આસ્થા હતી. તેથી તેમણે ત્રણવાર કાશીની મહાયાત્રા કરી હતી. તેમાં તેમણે શુમારે રૂ. ૩૦,૦૦૦ ખરચ્યા હતા. તેમને સાત પુત્ર છે, તેમાંના છ જણને તો તેમણે કાશીમાં જનોઇ દીધી હતી. વળી સંવત ૧૯૪૪ ની સાલમાં તેમણે શુમારે ૧૦,૦૦૦ ખરચીને એક મહારૂદ્ર કરી અગ્નિહોત્ર લીધું હતું.

ાનદ
ન રચ-
જતી

# ...સીઓ તથા કવિઓ.

હતા, ... ...નન મિત્રોને તે પ્ર-
...ાતા જન્મ ... શાસ્ત્રી ...ા. આ વખતે તેઓ મૃદગ-
ઘણા થોડા હતા ... ...ય લાગ્યુ નહોતુ ત્યાર પછી
... કોઇ સિદ્ધ પુરૂષનુ દર્શન થયુ
... ...ક સત્કાર કર્યો હતો એ મ-
... ...ન વાદ્ય વિષેની સિદ્ધિ સમજાવી
...ાત પ્રમાણ નાગર બ્રાહ્મણ હતા વૈકુંઠરામજી
આબરૂદાર પુરૂષ ગણાતા ...

હતા, તેમ ... નિયમો રંકથી તે રાય સુધી સર્વને માટે સદા—સર્વદા એક સરખાજ છે. સપત્તિ વિપત્તિ, અસ્તોદય, અને સુખ દુખની અવસ્થા સૌ કોઇને ભોગવવીજ પડે છે જ્યારે સઘળી તરેહના વૈભવ વિલાસ હાજર હોય છે, ત્યારે પણ વિપત્તિ અદૃશ્ય રહી જાણે સામી તાકતી ઉભી હોય, અને તુરત અનુકરણ કરવા માગતી હોય, તેમ છા યાની માફક સાથેજ ચાલે છે પછી પ્રસગ મળેથી તુરત તે સ્વાર થઇ પોતાના ભોગને દાબી દે છે આવા બનાવો ચિરકાલથી બનતા જોવામા આવે છે તેજ પ્રમાણે આદિત- રામજીને પણ થયુ જ્યારે શ્રીમત નવાબ સાહેબ બાહાદુરખાનજીની મેહેરબાનીથી લક્ષ્મિ દેવીએ પોતાનો ઉદાર કર તેમનાપર પસાર્યો હતો, તથા સરસ્વતી દેવીએ પોતાનો પ્રમાદ આપી રજન શક્તિ બક્ષિસ કરી હતી, અને નવ યૌવને ભવ્ય કાન્તિ પ્રકાશી હતી, ત્યારે બીજી બાજુએ વિપત્તિ પોતાના સાજ સજવા લાગી હતી સર્વ કોઇના જાણવામા છે કે, દરેક મહાન્ પુરૂષોએ સાહસ કરી પોતાના તન, મન, અને ધનને જોખમમાં નાખી, વિ- દ્યાના શોધ માટે વા દેશ હિતાર્થે કેટલુ વેઠયુ છે! તથા તેઓ પોતાની પાછળ કેવુ અ- મૃત ફળ રાખી ગયા છે! તે છતા તેઓ પોતે પોતાની જીંદગીમા તો જનાપવાદનેજ પાત્ર થયા છે, ઉપહાસજ તેમણે મેળવ્યો છે, અને તેમની પ્રતેહ જમાનાના લોકોએ કબુલ કરી નથી એ પ્રમાણે થતા પણ તેઓએ વિટંબનામા ઉતરી જનસમુદાયનુ હિત કરવામા પો- તાનો ઉદાર આશય છોડયો નથી આના દાખલા યુરોપના તેમજ હિંદુસ્થાનના મહાન્ પુ- રૂષોના વૃત્તાત ઉપરથી મળી આવે છે તેઓ સહાનુભાવી બનવી ડરી જઇ પોતાના કામમા કોઇ પણ રીતે પછાત પડ્યા નથી તેજ પ્રમાણે આદિતરામજીએ પણ અનેક તરેહની વિ- પત્તિમા ઘેરાયા છતા ધીરજથી સર્વ સહન કરીને પોતાનો સતત્ ઉદ્યોગ ચાલુ રાખ્યો હતો તેમના પિતા ગુજરી ગયા હતા અને સગા સબધીઓએ આચાર વિચારને બહાને તથા નાતના જમાનાને લેઇને સગીત વિદ્યા તુચ્છ ગણી એથી દૂર રહેવા આગ્રહ કર્યા તેમજ ગીત ગાનારાએ ઇર્ષાથી, ગગડ્યાથી, અને અગડવાથી દેવળને પોતાના સુખડાને ...

જી ખુલ્લાં રાખ્યાં હતાં. રાજ્યકીય વર્ગમાં પણ કેટલાક જાણ્યુ વિના અપરાધે તેમના દુશ્મન થયા હતા. આ પ્રમાણે વિટંબનાને પણ સુખરૂપ માની આદિતરામજી પોતે તન મનથી વિદ્યાની સંપત્તિ સંપાદન કરતા હતા. અધુરામાં પુરૂ તેમના આશ્રયદાતા શ્રીમંત નવાબ સાહેબ શ્રી બાહાદુરખાનજી સંવત ૧૮૯૫ માં સ્વર્ગવાસી થયા. તેથી આદિતરામજીના મન ઉપર ઘણીજ માઠી અસર થઇ. પરંતુ,ઇશ્વર કૃપાએ નવાબ શ્રી બાહાદુરખાનજીની પછી નવાબશ્રી હામદખાનજી ગાદી ઉપર બેઠા. તેમણે પણ આદિતરામજીની વિદ્વતા અને ગુણની કદર કરીને તેમને સન્માન આપી પોતાની પાસે રાખ્યા. આ નવાબ શ્રી તથા આદિતરામજીની વચ્ચે ધીમે ધીમે સારો સ્નેહ બંધાયો હતો. એક દિવસે એવું બન્યું કે, નવાબ સાહેબ હામદખાનજીએ વાદ્ય શીખવા માટે ઘણી આતુરતા દર્શાવી. તે ઉપરથી આદિતરામજીએ તેમને કહ્યું કે, માત્ર પંદર દિવસમાંજ આપ સારો સાથ કરી શકશો, અને મૃદંગપર બજાવતાં સમપર ઝગડો પણ લાવી શકશો. આવો જવાબ સાંભળીને નવાબ સાહેબ તથા સભાજનો સાનંદાશ્ચર્ય પામ્યા. પછી નવાબ સાહેબે અભ્યાસ શરૂ કર્યો. આખરે પંદરમે દિવસે ખુશખ્યાલની રમત ગમતમાં નવાબ સાહેબે બાજ બજાવ્યો. તેમાં પોતે સમપર બરાબર સચોટ લયથી આવી પહોચ્યા. તે જોઇને સર્વને ઘણો આનંદ થયો. અને નવાબ સાહેબે પ્રસન્ન થઇ પોતાની ઉદારતા દર્શાવી ઉસ્તાદજીને ખુશી કર્યા. આથી આદિતરામજીની શિક્ષા પદ્ધતિ સર્વ માન્ય થઇ, અને તેમનું જ્ઞાન અગાધ શક્તિવાળું ગણાયું.

જ્યાં શક્તિ છે, ત્યાં ઉપેક્ષાનો સહજ વાસ હોય છે. કવિ લોકો રમત ગમતમાં ઘણું સારૂં વર્ણન કરી અતર્ક્ય રીતના ઉહાપોહ લાવી પદાર્થનો સાક્ષાત્ ભાસ ઉપજાવે છે. એ શક્તિ કવિઓને ઘણી શોભા રૂપ છે. તથાપિ તે અમુલ્ય કવિતા એક કાગળના ટુકડાપર લખી તેઓ એક ખૂણે નાખી દે છે, અને પોતે કેટલી ચીજોનો સંગ્રહ કર્યે છે, તથા તે કેવી છે, એ વિષે બહુ ધ્યાન આપતા નથી. કેમકે તેવી રચના તેમને નયથી ભાવિક હોય છે. આવા બનાવો ઘણી જગોએ બને છે. તેજ પ્રમાણે આદિતરામજી પોતે જે કાંઇ સંગીત વિષયમાં શોધ કરતા, તથા કાવ્ય રચતા, તે સ્વાનુસ્ફુરણ કાગળ બાંધી રાખતા, અને તેનો ઉપયોગ મિત્ર મંડળ તથા શિષ્ય વર્ગ એટલે બસ સમજતા. પરંતુ પાછળથી જેમ જેમ રસના ભોક્તા વધવા લાગ્યા, અને સર્વને ઉપરાલ વગેરેને માટે માગણી વધતી ચાલી, તેમ તેમ મિત્રોના કહેવાથી તેવા સાહિત્યોનો સંગ્રહ પોતાને હાથે કરવા માંડયો. પરંતુ ગ્રંથ લખવો કે, ગ્રથના આકારમાં લાવી મૂકવો, અને તે છપાવવો, એ વિચાર તો હજુ તેમના મનમાં સ્ફુરાયમાન થયો નહોતો. તેથી કેટલોક ભાગ વિસ્મરણમાં પણ ગયો હશે. તથાપિ રફતે રફતે તેમની કૃતિનો સંગ્રહ એક પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યો. આ પ્રમાણે ચાલવાથી ગીત તથા વાદ્યની એકજ નોટ થતી હતી, પણ પછીથી તેને બે ભાગમાં જૂદી પાડવામાં આવી છે.

સંવત ૧૮૯૭ માં આદિતરામજીને જામનગરના ગોસ્વામી શ્રી વ્રજનાથજી મહારાજનો મેળાપ થયો હતો. આ મહારાજશ્રી ઘણાજ વિદ્વાન, સદ્ગુણ સંપન્ન, અને અદ્ભૂત શક્તિવાળા હતા. તેથી એ બન્ને જણનો મેળાપ સોનું અને સુગંધ સાથે મળ્યા જેવો નિવડ્યો. અન્યોન્યની વિદ્વતા અને પવિત્રતાથી અરસપરસ ગાઢ સ્નેહ બંધાયો. અને મૂ

હારાજશ્રીએ આદિતરામજીને સારો આશ્રય આપી સન્માન પૂર્વક પોતાની પાસે રાખ્યા. આદિતરામજી પણ મહારાજશ્રીને પોતાના ગુરૂ માનીને તેમની પાસે રહ્યા. એ રીતે મહારાજશ્રી વ્રજનાથજીના સત્સંગથી તેમને પરમ લાભ થયો હતો. આ વેળાએ જામનગરના મહારાજા જામશ્રી વિભાજી કે જેઓ યુવરાજ પદે હતા, તેમની સાથે આદિતરામજીને સારો સ્નેહ બંધાયો હતો. તેનું ફળ એ થયું કે, જ્યારે સંવત ૧૯૦૮ માં જામશ્રી વિભાજી તખ્તનશીન થયા, ત્યારે આદિતરામજીને ઘણાજ સન્માનની સાથે જૂનાગઢથી બોલાવીને જામનગરમાં વસાવ્યા હતા. ત્યારથી તેમની સાથે વિદ્યાવિનોદમાં તેઓ મગ્ન રહેવા લાગ્યા. આદિતરામજીએ જામશ્રી વિભાજીના ઉદાર આશ્રય નીચે રહીને તેમના ગુણ વર્ણનની અનેક ચીજો સંગીતનાં ક્રમના જૂદા જૂદા રાગમાં તથા જૂદા જૂદા તાલમાં ગાઇ શકાય તેવી ગોઠવી બનાવી છે. તેનુ ઇલાયદુ પુસ્તક બાંધવામાં આવેલ છે. તે કાવ્ય શૃંગાર તથા વીર રસથી ભરપૂર છે. તેમાંથી રાજનીતિ શિક્ષાનો લાભ મળે છે. આ પુસ્તક સ્વર્ણયાદિ ઉક્તિથી સુલલિત છે, તેથી વાંચનારને રસુજી જ્ઞાન ઉપજે છે.

આદિતરામજીએ પોતાની ન્હાની ઉમ્મરથી ગાનની સાથે કાવ્ય મેળવી નવીન કૃતિ કરવા શરૂ કર્યું હતું, એમ ઉપર કહેવામાં આવ્યું છે. તે કૃતિનાં જૂદાં જૂદાં ટિપ્પણ રાખવામાં આવેલ છે. તેમાં એકમાં જુનાગઢના નવાબ સાહેબ બાહાદુરખાનજી વગેરેના ગુણ વર્ણન તથા પ્રાસંગિક બનાવોનો સમાવેશ થાય છે. નંબર ૨ માં જામશ્રી વિભાજીના મેળાપથી હકીકત શરૂ કરી મહારાજા તખ્તનશીન થયા તથા તેમણે સતકર્મો કરી પ્રજાને આનંદનો લહાવો આપ્યો વગેરે વર્ણવી નીતિની સાથે રાજ્યરંગ બતાવેલ છે. તેમાં સસાર સુખના સ્ત્રી પુરૂષના વિનોદ, અને શૃંગારને નીતિ યુક્ત વર્ણવેલ છે. નંબર ૩ જામાં સ્ત્રી પુરૂષની જાતિ, તેમના સ્વભાવનુ વર્ણન, અને તેમની સ્વાભાવિક ઉક્તિ વગેરે રસાદિક સાહિત્ય વિષય સુચવેલ છે.

એટલી કૃતિથી આદિતરામજીનું મન સતુષ્ટ થયું નહિ. જ્યારથી તેમના જોવામાં આવ્યુ કે, પ્રાચીન સંગીત નષ્ટ થતું જાય છે, રાગોના નિયમોનો લોપ થવા લાગ્યો છે, રાગનાં (મિશ્ર) વર્ણસંકર વધી ગયાં છે, તાલની સંકલના તુટતી જાય છે, લયના રૂપ ભ્રષ્ટ દેખાય છે, ગંભીર ચીજોનાં વજનની સમજ નજરથી વેગળી થતી જાય છે, સગીન જેવી ઉત્તમ વિદ્યાની તથા તેમાં પ્રવિણ પુરૂષોની સેહેજ નીચ તુલના કરવામાં આવી છે, ગાનમાં ગવાતાં ચાલતા જમાનાનાં પદ, ઠુમરી, વગેરે ભગવત્ ભજન બોધક ઘણાં થોડાં છે, અને તેવાં ગાન સાંભળવાથી તથા શીખવાથી મન ઉપર અનીતિની અસર વિષય દ્વારા પોતાનું ધાર્યું કામ કરે છે, તેથી નઠારાં પરિણામ નીપજે છે. ભાગ્યેજ ગાયકો સદાચારી, નિર્વ્યસની અને સુશીલ માલમ પડે છે કેરૂ એ સંગીત કળામાં પ્રવિણતા મેળવવાનું એક સાધન ગણવામાં આવે છે. લોકો મૃદંગના બોલ **ધાકિટ તરકીટ** વગેરેને **ધાકડ તરકટ** સમજી પોલંપોલા જેમ આવે તેમ હિસાબ મેળવ્યા સિવાય આંધળાના ધા વખતે પાંસરા આવે, તે પ્રમાણે ફક્ત માન પર ધા મેળવવો એજ એક ચાલતું ધોરણ ગણાય છે, ઇત્યાદિ આ વિદ્યાને લગતા અનેક દોષો તેમના જોવામાં આવ્યા. તેથી વિદ્યાનો પ્રચાર ઉત્તમ રીતે વધારવો, અને તેમાથી સુનીતિનો બોધ મળે તેવાં પદ ગોઠવવાં, તેમ

લય, રાગની બંધશ, તાલની માત્રા, વગેરે નિયમાનુસાર મળ્યા કરે, **તેવી રીતે યોજના** કરવી, એવો નિશ્ચય આદિતરામજીએ કર્યો. પછી તેમણે સભામાં વા **એકાન્તમાં સ્ત્રી વા** પુરૂષને ગાવામાં અનુકૂલ નીતિયુક્ત ઇશ્વર ભજનમાં અવશ્ય સેવનિય ઘણી **સેવેલાઇથી** ક્રમાનુસાર શીખી શકાય તથા ગમે તે વાદ્યપર બજાવી શકાય. તેવી સરીમમ **ચતરંગ** પદ વગેરે ગાનની ચીજો રચવી શરૂ કરી. તેમાં પોતાના ધર્મગુરૂ અને આશ્રયદાતા **શ્રીમન્** વ્રજનાથજી મહારાજનું નામાભિધાન વ્રજપતિ, વ્રજનાથ, સાભિપ્રાય વિશેષ્ય રાખી **શ્રીકૃષ્ણ** પરમાત્માના ગુણવર્ણન કરી ભક્તિભાવથી સંયુક્ત રાખેલ છે.

આદિતરામજીએ શ્રીમન્ વ્રજનાથજી મહારાજની સાથે શુભતીર્થ યાત્રામાં રહી કલકત્તેથી દ્વારિકા સુધી તથા દિલ્હીથી પુના, સતારા સુધી મુલક જોઇ ઘણો વ્યવહારિક તેમજ સંગીત આદિ વિદ્યા વિષયમાં અનુભવ મેળવ્યો હતો. તેમણે જોધપુર, જયપુર, બિકાનેર. બુંદી, કોટા, ઉદેપુર, ગ્વાલિયર, કાશી, ઉજ્જન, મથુરા, જગન્નાથ; અને કલકત્તા, વગેરે મુખ્ય શેહેરોમાં વાસ કરી વિદ્યાદાન આપી સર્વ મંડળીને સરખી તૃપ્તિ કરી હતી. તેમણે ન્હાનાં મોટાં ઘણાં રજવાડામાં મહારાજાઓની મુલાકાતથી ઘણો સંતોષ મેળવ્યો હતો. કોઇ કોઇ રાજાઓ સંગીત વિદ્યા ઉપર અતિ પ્રીતિ હોવાથી શિષ્ય બની ગુરૂભાવથી તેમનો સત્કાર કરતા હતા. તેમ કેટલાક તેમનું સંગીત મર્મિક ગુણ તથા પવિત્ર આચરણ જોઇ પૂજ્યભાવથી માન આપતા. અને કેટલાક પોતાના શુભચિંતક ગણી મિત્ર તુલ્ય માન આપી શુભ સલાહ પૂછતા હતા. જ્યાં જ્યાં તેઓ ગયા છે, ત્યાં ત્યાં તેમણે સર્વની પ્રીતિ સંપાદન કરી, રૂડથી તે રાય સુધી સર્વને સમબુદ્ધીથી વિદ્યાનું પારિતોષક આપેલું છે. કાઠીઆવાડમાં તો તમામ મહારાજાઓ તથા રાજકુમારો સાથે તેમને ગાઢ સ્નેહ હતો. તેમણે તેઓને સંગીત વિષયમાં સારો બોધ તથા પરિચય કરાવી આનંદ ઉપજાવ્યો હતો. તથા દેશમાં વિદ્યાનો ખોટો ફેલાવો કર્યો. તેથી કાઠીઆવાડે તો ગૌરવ માનવા જોગ છે.

**તથા લક્ષ્મીદાસે** સંવત ૧૯૪૫ માં છપાવી પ્રગટ કર્યો છે. એ ગ્રંથમાં શીખાઉ અને શીખેલા સૌને યોગ્ય રીતે સમજણ પડે તેવી ગોઠવણ રાખેલી છે. એ ગ્રંથ એટલો બધો સંપૂર્ણ ગણાય છે કે, ઇંગ્લાંડના તથા આ દેશના પ્રસિદ્ધ વિદ્વાનોએ તેની પુરતી પ્રશંસા કીધી છે, તે યોગ્યજ છે. રાગ અને રાગણીની ગોઠવણ એવી તો સરળતાથી કરી છે કે, આદિતરામજીનું જ્ઞાન એ સંબધી પૂર્ણતાને પામ્યું હતું, એમ કહ્યા વગર ચાલેજ નહિ. પ્રારંભમાં સંગીતાદિત્યની પરિભાષા આપી છે, તેમાં સ્વર, ગ્રામ, મૂર્છના, શ્રુતિ, તાન, તાલ, અને નાદબ્રહ્મની સમજુતી બહુ સરસ રીતે આપેલી છે. દરેક સ્થળે ખુલ્લી રીતે સમજાવ્યું છે. તે પછી રાગ અને રાગણીના રૂપો આપ્યા છે. જેમાં દરેક સ્થળે રાગના ગુણદોષ, સરીગમ, તેના સંબધને પ્રાચીન મત, અને જાતિ વગેરે બતાવ્યું છે. કુલ ૧૧૫ રાગ રાગણીનાં રૂપ દર્શાવ્યાં છે. તેની સાથે હોરીના ભેદ, અને બીજા ભેદો સરલતાથી દર્શાવ્યા છે. આ સર્વે સ્વરૂપોના કાવ્યો નવીનજ આદિતરામજીએ રચ્યા છે. એક સાધારણ કવિતને રાગદારીમાં કેમ ઉતારી શકાય છે, તે બતાવતાં ઉસ્તાદે બહુજ ચાતુર્ય બતાવ્યું છે. કેટલાક રાગદારી કાવ્યના ભેદ નહિ જાણવાથી જેમ આવે તેમ રાગ ગોઠવી દેવાનો ઘણા જણને પરિચય છે, પરતુ આદિતરામજી ગવૈયા સાથે કાવ્યનું પણ ઉત્તમ જ્ઞાન ધરાવતા હતા, તેથી તેમણે જે જે રાગના છંદો રચ્યા છે, તે સર્વ કાવ્યના નિયમ પ્રમાણે રચેલા છે. નાયકા નિરૂપણ, રસ અને અલંકાર યુક્ત સર્વે રાગદારી છે, તેથી સામાન્ય વાંચનાર જેનો કદ નથી હોતો, તે પણ કાવ્યના રસાલંકારથી બહુ પ્રસન્ન થાય છે. સ્વકીયા, પરકીયાના ભેદ, સયોગ, વિયોગ, શૃંગાર, સંચારિ ભાવના લક્ષણ પણ સ્થળે સ્થળે કાવ્યમાંજ બતાવ્યાં છે. માલકોશની સરીગમ બતાવ્યા સાથે નોટમાં પ્રાચીન મત દર્શાવી તેનાં લક્ષણ બતાવ્યાં છે. તેમ માલકોશના જેટલા જેટલા ભેદ છે, તે પણ દર્શાવ્યા છે. એ રીતે ગ્રંથને ઉત્તમ પ્રતિનો ઉપયોગ કરવામાં કાંઇ કચાસ રાખી નથી આવો કીમતી ગ્રંથ છપાવી પ્રગટ કરવામાં આદિતરામજીના પુત્રોએ ઘણું ડહાપણ વાપર્યું છે, તેથી તેમને પણ ધન્યવાદ ઘટે છે.

આદિતરામજીએ સંગીત જેવા ગંભીર વિષયમાં જે જે શોધ કર્યો છે, તથા જે જે નિયમો ઘડ્યા છે, તે જો કે તેમને કોઇએ તેવું શીખવ્યું નહોતું, તોપણ તે ગણિતશાસ્ત્રની પરમ કોટીથી સિદ્ધ થાય છે, તથા સંગીત વિષયનું રહસ્ય ખુલ્લું કરી આપે છે. તેમજ રાગના રૂપના પ્રાચીન લેખોને ચાલુ જમાનામાં ગવાતા રૂપની સાથે સરખાવી ભિન્ન રૂપ મુકરર કરી નવા નિયમો યોજવા એ મહા શક્તિ વિના બને નહિ ગાવું વા વાજાં વગાડવાં એ કાંઇ પુરૂષાર્થ નથી, પણ એ વિષયમાં ઉંડા ઉતરી ગંભીર બાબતો જાણવી, અને નવું શોધી કહાડવું, એજ મહા કર્તવ્ય છે. આદિતરામજીના પ્રસાદથી ખાસ હિંદમાં પણ વાદ્ય તથા ગાયન વિષયમાં ઘણો સારો સુધારો વધારો થયો છે. તેમજ આ પ્રાંતમાં સંગીતનો તથા કાવ્યનો શોખ ઘણે દરજ્જે વધ્યો છે, તેનુ માન પણ તેમનેજ છે. હાલ જે કાંઇ સગીત વિષયમાં વરતારો ચાલે છે, તે તેમનાજ શોધનુ ફળ છે સબબ તેમનો વરતારો સર્વ માન્ય થઇ પડ્યો છે. તેમનાં બનાવેલાં ચતરંગાદિ પદ ખાસ હિંદમાં તેમજ આ ભાગમાં પણ શિષ્યદ્વારા ગવાઇ ગાજી રહ્યાં છે. કોઇ તેને બીન (વીણા) માં, કોઇ

# કવિશ્વર નર્મદાશંકર લાલશંકર.

આ વિદ્વાન કવિનો જન્મ સુરત શેહેરમાં સંવત ૧૮૮૯ ના પહેલા ભાદરવા શુદ ૧૦ ને સનિવારે એટલે સને ૧૮૩૩ ના આગષ્ટ મહિનાની ૨૪ મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ લાલશંકર દવે હતું. તેઓ જ્ઞાતે સુરતવાસી વડનગરા બ્રાહ્મણ હતા. દવે લાલશંકરની સાંસારિક સ્થિતિ મધ્યમપણે સારી હતી. તેમને કેટલેક વેદાભ્યાસ તથા સંસ્કૃત ભાષાનું પણ સાધારણ જ્ઞાન હતું. તેઓ પોતાનો નિર્વાહ પોતાના પિતાનું લહીઆનું કામ કરીને ચલાવતા હતા. જ્યારે કર્નલ જર્વિસ સાહેબના ઉપરીપણા હેઠળ નિશાળોને વાસ્તે ગ્રંથો શીલાછાપથી મુંબઇમાં છપાતા હતા, તેમાં તેઓ રૂ ૩૦ ના પગારે લખવા ઉપર કેટલાંક વર્ષ સુધી રહ્યા હતા. અને પછીથી મુંબઇની સદર અદાલતમાં રૂ ૧૫ થી ૩૦ સુધીના પગારની કારકુની ઉપર પોતાનો જન્મારો પૂરો કર્યો હતો. દવે લાલશંકરની રીત ભાત ઘણી સારી હતી. તેઓ વ્યવહારમાં કુશળ અને સ્વભાવે ઉદ્યોગી તથા સંતોષી હતા. જ્યારે તેઓ સદર અદાલતમાં હતા, ત્યારે આડે રસ્તેથી એક પાઇ પણ મેળવવાની દાનત નં રાખતાં ખાનગી રીતે પોતાનું જે પુસ્તકો લખવાનું મૂળ કામ તેજ કરીને પોતાની ટુંકી કમાઇમાં વધારો કરતા હતા. તેમને ગાતાં સારૂં આવડતું હતું, અને શામળભટ્ટની વાર્તાઓ પહેલ વહેલી બાપુ હરશેડે બહાર પાડી તેને તે કામની પ્રેરણા કરનાર તથા પુસ્તકો આણી આપનાર તેઓજ હતા.

નર્મદાશંકરની માતાનું જન્માક્ષર નામ નવદુર્ગા પણ સૌ તેમને નાની તથા સાસરેથી રૂકમણિ કહેતા. તેમને લખતાં, વાંચતાં, ભરતાં—શીવતાં, અને સલાહથી ગાતાં આવડતું હતું. તેઓ ઘર કામમાં કુશળ, સુઘડ, ઉદ્યોગી, ખર્ચખૂટણ ત્યાં ૭ મહિને પરીક્ષા થઇ, સંતોષી હતાં. તેમનો સ્વભાવ ગરીબ મળતાવડો ને દયાળુ 'સ્કોલરશીપ' મેળવી. એ બાબતે પોતાના ગરીબ સગાઓની ઘણી દાઝ હતી, અને કોઇ કોઇ વેળા ત્રિયા ને લૂગડાં વગેરે આપી મદદ કરતી. વળી કોઇ સગાંવહાલાંને બીજા આગ્રહ વિના કદી ઓછું આણતી નહિ.

પાંચ વર્ષની ઉમ્મરે આપણા આ બાળ કવિને ગામઠી નિશાળે બેસાડ્યા હતા. ત્યાં આંક વગેરે ભણી રહ્યા પછી સરકારી નિશાળે બેસાડ્યા. ત્યાં સાડા ત્રણ વર્ષે ગુજરાતી અભ્યાસ બધો પૂરો કરી બાર વર્ષની ઉમરે પ્રોફેસર હાર્કનેસની આગળ પરીક્ષા આપી, એલ્ફિન્સ્ટન સ્કુલમાં દાખલ થયા હતા, વાચક વૃન્દે જાણવું જોઇએ કે કવિનો જન્મ સુરતમાં થયો હતો, પણ તેમના પિતાને મુંબઇ નોકરી હોવાથી તેઓ ત્યાંજ ઉછર્યા તથા કેળવાયા હતા.

કવિ પોતે લખે છે કે, સને ૧૮૪૫ માં હું મારી ૧૧ વર્ષની ઉમ્મરે ઇંગ્રેજી સ્કુલમાં દાખલ થયો હતો. એ વખતે એલ્ફિન્સ્ટન સ્કુલના ઉમેદવાર વર્ગમાં ચાર પાંચ ઇંગ્રેજી માસ્તરો જૂદા જૂદા વિષયો શીખવતા હતા, તે બધા નર્મદાશંકરના અભ્યાસથી રાજી હતા. કવિ લખે છે કે, ઇંગ્રેજી ભાષાની ચોપડીઓ વાંચતાં મને જેવી હોંશને આનંદ થતો, તેવો આનંદ બીજગણિતનાં સમીકરણો છોડતાં તથા ભૂમિતિના સિદ્ધાંતો કરતાં પણ થતો હતો. જ્યારે પાછળથી નર્મદાશંકરનું સુરત સ્કુલમાં આવવું થયું, ત્યારે પ્રોફેસર ગ્રેહામ સાહેબ તેમને ભૂમિતિ વેત્તા કહેતા હતા. ભૂમિતિથી તોલના શક્તિ કેળવાય છે, તેનો

સને ૧૮૫૨ માં કવિને રાંદેરની નિશાળમાં મેહેતાજીની જગા મળી હતી. અને તે પછી સુરત શેહેરમાં નાનપરાની નિશાળમાં રૂ ૧૫ ના પગારથી બદલી થઇ હતી. કવિએ ઘર સંસાર માંડયો હતો, તે સને ૧૮૫૩ માં તેમની પત્ની ગુજરી જવાથી પૂરો થયો. હવે તેમને સુરતમાં રહેવાનું કાંઇ પ્રયોજન ન રહ્યું, તેમ તેમનું મન મુંબઇ જવાને તત્પર થઇ રહ્યું હતું. કવિ પોતે લખે છે કે, વિદ્વાન દાખલ કોઇ રીતની પ્રસિદ્ધિ મેળવું એવો મારો ઇંગ્રેજી શીખતાં વેળાનો જે જુસ્સો તે પાછો તાજો થઇને 'ચલ ચલ મુંબઇ' એમ ઉસ્કેર્યા કરતો હતો. આ ભવબ્ધિનો કવિ, અને મોટો દેશભક્ત પુરૂષ આ સમયે એ ત્રણ વર્ષજ મોજ મજામાં ડુબેલો દેખાયો હતો. તોપણ તેનો આત્મા તેને અંદરથી ચટકી મારી નિરંતર પ્રબોધતો હતો કે;—' અલ્યા તું ઉઠ, ને મોટાં કામ કર.' નર્મદાશંકરે મુંબઇ જઇને મહા વિદ્યાલયમાં પ્રવેશ કર્યો તે વેળાથી પ્રસિદ્ધિ પામવાના પ્રયત્નો કરવા માંડ્યા હતા. ત્યાં આઠ મહિના જે કાઢ્યા તે દરમીયાન પણ નિયમીત વિદ્યાભ્યાસ ઉપર મુખ્ય લક્ષ ન રાખતાં જુવાન પુરૂષોની અન્યોઅન્ય 'બુદ્ધિવર્દ્ધક' નામે સભા ઉભી કરી હતી, તેમાં પોતે પ્રમુખ અને રા. મયારામ શંભુનાથ સેક્રેટરી હતા. આ સભાએજ પાછળથી કૉલેજના બીજા વિદ્યાર્થીઓ મળવાથી '**બુદ્ધિવર્દ્ધક હિંદુ સભા**' એવું નામ ધારણ કર્યું હતું. એ સભાએ ગુજરાતના સુધારા ઉપર મોટી અસર કરી, અને તેના તરફથી પ્રકટ થતા ચોપાનીઆમાં નર્મદાશંકરની કલમે પહેલ વહેલો પ્રકાશ કર્યો.

સને ૧૮૫૪ માં નર્મદાશંકર પોતાના પિતાની પાસે મુંબઇ જઇ વસ્યા હતા. ત્યાં જઇને શેઠ જીવરાજ બાલુને ત્યાં ખાનગી શિક્ષક દાખલ રૂ ૨૫ ના પગારે નોકરી લીધી. પણ થોડાજ માસમાં રા. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિકની સલાહથી પાછા તેઓ પાઠશાળામાં અભ્યાસ કરવા સારૂં દાખલ થયા. ત્યાં છ મહિને પરીક્ષા થઇ, તેમાં તેમણે સેંકડે ૬૦ ટોકડા મેળવ્યા, અને રૂ ૧૫ ની 'વેસ્ટ સ્કોલરશીપ' મેળવી. આ વખતે કવિને પ્રસિદ્ધિ મેળવવાના જે કોડ હતા, તે તેમના મનમાં તોફાની દરિયાની પેઠે ધુઘવી રહ્યા હતા. ભપકાદાર હોદ્દો મેળવી અથવા મહાવિદ્યા ભણી કે મોટા સુધારાનાં કામ કરી કોઇ પણ પ્રકારે હું દુનિયામાં શી રીતે નામાંકિત થાઉ તેનીજ લલુતા અને બુદ્દાઓ તેમના મનમાં રાત દિવસ ઉઠયાં કરતા હતા.

સને ૧૮૫૫ માં નર્મદાશંકરનું મન ગુજરાતી કવિતા કરવા તરફ વળ્યું. કૉલેજની પરીક્ષા થઇ, તે વેળા આ વૃત્તિને લીધે સ્કોલરશીપ ન મળી. કેમકે કવિતા કરવાની સાથે તે જાહેરમાં વાંચી પ્રસિદ્ધ કરવાનો ઉદ્યોગ બહુ હોંશથી આરંભ્યો હતો. તેમણે **બુદ્ધિવર્દ્ધક સભામાં** "મળી મળવાથી થતા લાભ" વિષે ભાષણ કર્યું. તથા વ્યભિચાર અને રંડીબાજી ન કરવા વિષે નિબંધ વાંચ્યો હતો. તેમજ ઇતિહાસ વાંચવાના ફાયદા અને કેફ કરવાના ગેરફાયદા વિષે કવિતા વાંચી હતી. એ પ્રમાણે તેમણે કવિપણું સ્વીકાર્યું. એ કામને માટે પ્રકૃતિ, બુદ્ધિ, ઉમ્મર, અને સમયાનુસાર કેળવણી તેમનામાં જોઇએ તેવી હતી. સંસ્કૃત ભાષાનું કેટલુંક જ્ઞાન તો ગુજરાતી કવિને અવશ્યનુંજ છે, તે નર્મદાશંકરે મેળવેલું હતું. કવિનુ મન કવિતા તરફ વળવાથી વર્ષ આખરની પરીક્ષામાં નાપાસ થવાનો સંભવ હોવાથી મળતી સ્કોલરશીપ બંધ પડવાનુ જણાતાં, સ્કોલરશીપ વિના કૉલેજમાં

એ પ્રત્યક્ષ દાખલો છે. કવિ રસ તરંગે પોતાના કવનમાં ગમે એટલા ચઢે છે, તોપણ
ની વાણી હમેશાં સકારણ, સયુક્તિક, અને યથાર્થતાથીજ ગોઠવાયેલી માલુમ પડે
આ તોલન શક્તિનાજ પ્રતાપે. ખડન મંડનના વાદમાં નર્મદાશંકરની કલમ
પક કાપતી ચાલી જાય છે, તેનું કારણ પણ એજ. કોષાદિક ગંભિર ગ્રંથોની રચનામાં
આ શક્તિ ખાસ જરૂરની હતી, અને તે હોવાથીજ એ ગ્રંથો સારા બન્યા છે.

ઇંગ્રેજી સ્કુલનો અભ્યાસ કવિએ પાંચ વર્ષમાં પૂરો કર્યો હતો. અને સને ૧૮
માં કૉલેજમાં દાખલ થવાની પરીક્ષા થઇ, તેમાં તેઓ પાસ થવાથી તેમને રૂ ૧૦
પગારની સ્કોલરશીપ મળી. પછી એજ વર્ષના જુન માસમાં આપણા દેશના મહા વિદ્ય
લયમાં કવિએ પ્રવેશ કર્યો. પણ આઠ માસમાં ત્યાંથી પાછા તેમને સુરત જઇ વસ
પડ્યું હતું. તેનું કારણ એજ કે આપણી બાળલગ્નની વિઘ્ન વિશેષક રૂઢિ. કવિનાં લગ
સને ૧૮૪૪ માં થઇ ચૂકેલાં હતાં, તેથી તેમના સસરા તરફથી તાકીદ થઇ કે હવે '
ર્મદાશંકરે સુરત આવીને ઘર માંડવું જોઇએ. આ કારણથી તેઓ સુરત જઇ વસ્યા હત

ગુજરાતી કેળવણી [illegible] મળી શકે તેટલી બધી કવિએ પ્રાપ્ત કરી હતી. ગુજ
રાતી કવિતા તો તે વેળા નિશાળોમાં નહોતી. પણ ગીત, ભજનો વગેરે થોડુંક તેમાં
સાંભળેલું હશે, તે પણ વિદ્યાર્થીના ભાવથી નહિ. તેઓ લખે છે કે, સુરતમાં આવ્ય
પછી મેં શામળભટ્ટની વાર્તાઓ વાંચી, અને મહા કવિ પ્રેમાનંદનું ઓખાહરણ વાંચ્યું
સાંભળ્યું તો હશેજ, પણ બસ, ગુજરાતી કાવ્યનો અભ્યાસ આ સમયે એટલોજ હતે
કવિપણું કરવા ધાર્યું તે સમય પછી નર્મદાશંકરે ગુજરાતી કવિતા ઘણી વાંચેલી, પણ
ળકેળવણીની આ [illegible] અધિક તેમના પગબંધ ઘણા વખત સુધી જોઇએ તેવી સરળ
તાને પામી શક્યા [illegible] હિંદીમાં પોતાનુ .

સને ૧૮૫[illegible] [illegible]તાહિત્ય ગ્રંથ રચવા [illegible] છોડી, ત્યારે એ વિષે ' પ્રોફેસરોએ દિલગી
રી બતાવતાં તેમને [illegible] સર્ટિફિકેટ આપ્યાં હતાં. પ્રોફેસર રીડ કવિની બુદ્ધિની પ્રશં
સા કરીને કહે છે કે;—"તેમનું ઇંગ્રેજી જ્ઞાન વખતના પ્રમાણમાં ઘણુંજ સારૂં છે." કવિ
પોતાનો બધો વખત વિદ્યા વિનોદમાં અને સ્વદેશહિતની ચર્ચામાંજ ગાળતા હતા. તેમ
ની પાસે જે કોઇ આવે, તેની સાથે એજ વાત કરતા. ગ્રામ્ય વાર્તા તેમને બિલકુલ પસંદ
નહોતી. વિદ્વાન મિત્રોનુ મંડળ હોય તો તેમાં પાંચ છ કલાક સુધી એવી ઉંચીજ વાત-
ચિત્તમાં નિમગ્ન રહેતા. વિદ્યાવૃદ્ધિ અને દેશોન્નતિનાજ વિષય સર્વાંગે અને વખતંપર ચર્ચા-
તા હતા. આવી ચર્ચામાં તેઓ એવો તો કાંઇ અજબ ઉત્સાહ રાખતા કે તે વિષયમાં
બરાબર નહિં સમજી શકે એવા સાંભળનારને પણ એનો રંગ લાગતો. વિદ્યાનો શોખ,
દેશની દાઝ, અને સ્વતંત્રતાની બુદ્ધિ એ ગુણોનો કેટલોક પાસ જે કોઇ તેમના સહવાસ-
માં આવતા તેમને લાગ્યા વિના રહે તો નહિ. ખરે કવિમાં કાંઇક સ્વાભાવિક લોહચુંબ-
કત્વજ હતુ જે વડે સર્વનાં મનને આકર્ષણ કરતા. અને પોતાનો અંશ સામાનામાં તેની
પાત્રતા પ્રમાણે પ્રેરતા. તેમની ખાનગી પુસ્તકશાળામાં ઇંગ્રેજી, સંસ્કૃત, મરાઠી, હિંદી અને
ગુજરાતી ભાષાના ગ્રંથો બહુ હતા. ભાગ્યેજ એટલા ગ્રંથો બીજા કોઇ પણ દેશી ગૃહસ્થ
ના ઘરમાં હશે.

સને ૧૮૫૨ માં કવિને રાદેરની નિશાળમા મેહેતાજીની જગા મળી હતી. અને તે પછી સુરત શેહેરમાં નાનપરાની નિશાળમાં રૂ ૧૫ ના પગારથી બદલી થઇ હતી. કવિએ ઘર સમાર માંડયો હતો, તે સને ૧૮૫૩ માં તેમની પત્નિ ગુજરી જવાથી પૂરો થયો. હવે તેમને સુરતમાં રહેવાનુ કાઇ પ્રયોજન ન રહ્યું, તેમ તેમનું મન મુબઇ જવાને તત્પર થઇ રહ્યુ હતુ. કવિ પોતે લખે છે કે, વિદ્વાન દાખલ કોઇ રીતની પ્રસિદ્ધિ મેળવું એવો મારો ઇંગ્રેજી શીખતાં વેળાનો જે જુસ્સો તે પાછો તાજો થઇને 'ચલ ચલ મુબઇ' એમ ઉચ્ચર્યા કરતો હતો. આ ભવિષ્યનો કવિ, અને મોટા દેશભક્ત પુરૂષ આ સમયે બે ત્રણ વર્ષ જ મોજ મજામાં ડુબેલો દેખાયો હતો. તોપણ તેનો આત્મા તેને અદરથી ચટકી મારી નિરતર પ્રબોધતો હતો કે,—'અલ્યા તું ઉઠ, ને મોટાં કામ કર.' નર્મદાશકરે મુબઇ જઇને મહા વિદ્યાલયમા પ્રવેશ કર્યો તે વેળાથી પ્રસિદ્ધિ પામવાના પ્રયત્નો કરવા માંડ્યા હતા. ત્યાં આઠ મહિના જે કાઢ્યા તે દરમીયાન પણ નિયમીત વિદ્યાભ્યાસ ઉપર મુખ્ય લક્ષ ન રાખતાં જુવાન પુરૂષોની અન્યોઅન્ય 'બુદ્ધિવર્ધક' નામે સભા ઉભી કરી હતી, તેમાં પોતે પ્રમુખ અને રા. મયારામ શભુનાથ સેક્રેટરી હતા. આ સભાએજ પાછળથી કાલેજના બીજા વિદ્યાર્થીઓ મળવાથી '**બુદ્ધિવર્ધક હિંદુ સભા**' એવું નામ ધારણ કર્યું હતું. એ સભાએ ગુજરાતના સુધારા ઉપર મોટી અસર કરી, અને તેના તરફથી પ્રકટ થતા ચોપાનીઆમાં નર્મદાશકરની કલમે પહેલ વહેલો પ્રકાશ કર્યો.

સને ૧૮૫૪ મા નર્મદાશકર પોતાના પિતાની પાસે મુબઇ જઇ વસ્યા હતા. ત્યાં જઇને શેઠ જીવરાજ બાલુને ત્યાં ખાનગી શિક્ષક દાખલ રૂ ૨૫ ના પગારે નોકરી લીધી. પણ થોડાજ માસમાં રા. ઝવેરીલાલ ઉમિયાશકર યાજ્ઞિકની સલાહથી પાછા તેઓ પાઠશાળામાં અભ્યાસ કરવા સારૂં દાખલ થયા. ત્યાં છ મહિને પરીક્ષા થઇ, તેમાં તેમણે સેંકડે ૯૦ દોકડા મેળવ્યા, અને રૂ ૧૫ ની 'વેસ્ટ સ્કોલરશીપ' મેળવી. આ વખતે કવિને પ્રસિદ્ધિ મેળવવાના જે કોડ હતા, તે તેમના મનમાં તોફાની દરિયાની પેઠે ઘુઘવી રહ્યા હતા. ભપકાદાર હોદ્દો મેળવી અથવા મહાવિદ્યા ભણી કે મોટા સુધારાનાં કામ કરી [illegible] પણ પ્રકારે હું દુનિયામાં શી રીતે નામાંકિત થાઉં તેનીજ લઘુતા અને બુટ્ટાઓ તેમના મનમાં રાત દિવસ ઉઠયાં કરતા હતા.

સને ૧૮૫૫ માં નર્મદાશકરનું મન ગુજરાતી કવિતા કરવા તરફ વળ્યું. કાલેજની પરીક્ષા થઇ, તે વેળા આ વૃત્તિને લીધે સ્કોલરશીપ ન મળી. કેમકે કવિતા કરવાની [illegible] જાહેરમા વાંચી પ્રસિદ્ધ કરવાનો ઉદ્યોગ બહુ હોંશથી આરંભ્યો હતો. તેમણે બુદ્ધિ[illegible] સભામાં "મડળી મળવાથી થતા લાભ" વિષે ભાષણ કર્યું. તથા વ્યભિચાર અને [illegible] બાજી ન કરવા વિષે નિબધ વાંચ્યો હતો. તેમજ ઇતિહાસ વાચવાના ફાયદા અને [illegible] કરવાના ગેરફાયદા વિષે કવિતા વાચી હતી. એ પ્રમાણે તેમણે કવિપણું સ્વીકાર્યું. [illegible] કામને માટે પ્રકૃતિ, બુદ્ધિ, ઉમ્મર, અને સમયાનુસાર કેળવણી તેમનામાં જોઇએ તેવી હતી. સંસ્કૃત ભાષાનુ કેટલુક જ્ઞાન તો ગુજરાતી કવિને અવશ્યનુંજ છે, તે નર્મદાશંકરે મેળવેલુ હતુ કવિનુ મન કવિતા તરફ વળવાથી વર્ષ આખરની પરીક્ષામાં નાપાસ થવાનો સભવ હોવાથી મળતી સ્કોલરશીપ બંધ પડવાનુ જાણતાં, સ્કોલરશીપ વિના [illegible]

ભણવું મૂસ્કેલ લાગ્યું. કારણકે પિતાનો આગ્રહ ધંધો કરવા તરફ હતો, તેમ પોતાને કાવ્ય શાસ્ત્રનો અભ્યાસ વધારવાની અભિલાષા હતી. એ બધાં કારણોથી કવિએ સને ૧૮૫૬ માં એ વિદ્યામંદિરને છેલ્લા નમસ્કાર કર્યા.

સને ૧૮૫૬ માં કવિએ સુરતમાં જઇને પિંગળની ખોળ કરવા માંડી, તેમાં 'છંદ રત્નાવળી' નામે પુસ્તક તેમને મળી આવ્યું. તેના અભ્યાસથી તેમને દોહરા, ચોપાઇ વગેરે માત્રાવૃત્તોના નિયમ જણાયા. આ કામમાં કવિને દોઢેક માસ લાગ્યો. એ કામ થયાથી હર્ષ ભેર મુંબઇ જઇ તેમણે એકાદ કાવ્ય બનાવવા માંડયું. એનામાં તેમના પિતાની ભલામણથી ગુજરાતીમાં પિંગળ લખવાનો તેમણે આરંભ કર્યો, અને તે પાર પાડી છપાવી, એ પુસ્તક પોતાના ગુણી પિતાનેજ અર્પણ કર્યું પિંગળ થયું પણ અલંકાર અને રસ જાણવાના રહ્યા. તે માટે પિંગળ પ્રવેશ કાઢયા પછી તુર્તજ 'ચંદ્રલોક' નામે પ્રાચીન કાવ્ય શાસ્ત્રના ગ્રંથનો તથા તેની સાથે 'નૃસિંહ ચપૂ' નો અભ્યાસ કરવા માંડયો. તે ભણી રહી સને ૧૮૫૮ માં એક તરફથી 'અલંકાર પ્રવેશ' લખવા માંડયો, અને બીજી તરફથી 'પ્રતાપરૂદ્ર' માંથી "રસ પ્રકરણ" શીખવા માંડયું. રસનું જ્ઞાન થતાંજ 'રસપ્રવેશ' લખી કાઢયો, અને એ બંને પ્રવેશો છપાવ્યા. આટલા અભ્યાસથી ન ધરાતાં એજ વર્ષની આખરે કવિએ પુને જઇ નિલકંઠ શાસ્ત્રી પાસે "લઘુ કૌમુદી" અને વિષ્ણુ શાસ્ત્રી પાસે "વિક્રમોર્વશી નાટક" શીખવા માંડયાં, અને તે સર્વ પૂરાં કર્યાં.

સન ૧૮૫૯માં કવિ પુનેથી પાછા મુંબઇ આવ્યા. એજ વર્ષમાં તેમણે ચિંતામણી પિંગળ, સુંદર શૃંગાર, ભાષાભૂષણ, અને રસિકપ્રિયા, એ હિંદુસ્થાની ભાષાના ગ્રંથોની મતલબ ઉપર ઉપરથી તે ભાષા જાણનારા તેમના મિત્રો પાસેથી જાણી લીધી. આ પ્રમાણે કવિપણાને યથાસ્થિત યોગ્ય થવાનો મહા પ્રયત્ન છેક સને ૧૮૫૯ની આખર સુધી તેમણે ચલાવ્યો. આ વખતે નોકરી ન કરતાં બધુ જીવન શારદાનેજ અર્પણ કરવું, એવો તેમણે નિશ્ચય કર્યો. કવિ પોતે લખે છે કે;—"મેં ઘેર આવી કલમના સામું જોઇ આંખમાં જળજળીઆં સાથે તેને અર્જ કરી કે, હવે હું તારે ખોળે છું." ઉભરાઇ જતા હૈયાના આ બોલ વાંચી કયા વાંચનારની આંખ સાનંદાશ્ચર્યની સાથે સજળ થયા વિના રહેશે? વળી જ્યારે વિચાર કરીએ છીએ કે આ પ્રતિજ્ઞાથીજ પૈસા ટકા સંબંધી તો કવિને પોતાની લગભગ અર્ધી જીંદગી બહુ દુઃખમાં કાઢવી પડી હતી, ત્યારે એ સાનંદાશ્ચર્યમાં વધારે ગરકાવ થઇ આત્માની એમ બોલાઇ ગયા વિના રહેવાતુ નથીજ કે ધન્ય છે! કવિ તમારી આ ઉંચી મનોવૃત્તિનો! નર્મદાશંકરની આ નિસ્પૃહી ઉચ્ચ મનોવૃત્તિએ દેશને તો બેહદ લાભ કર્યોજ છે, અને તેમના આત્માની ઉત્તરોત્તર વૃદ્ધિમાં પણ એજ મહા સાધન ભૂત થઇ હતી.

એજ વર્ષમાં એટલે સને ૧૮૫૮માં ઉપર મુજબ કાવ્ય શાસ્ત્રોનું સારૂં જ્ઞાન મેળવ્યા પછી કવિએ અત્યાર સુધીમાં જે કવિતાઓ બનાવી હતી, તેને 'નર્મ કવિતા' એ નામથી પહેલા વર્ષથી છુટા અંકોમાં પ્રકટ કરવા માંડી હતી. તેમનું કવિ રૂપે દર્શન તો આ સમે ગુજરાતમાં બધે થઇ ચૂક્યું હતું. તેમના પિંગળ પ્રવેશથી એ કીર્તિમાં ઘણો વધારો થયો હતો. અને અલંકાર તથા રસપ્રવેશ પ્રગટ થતાંજ બધાને એમ ભાસ્યું કે કવિતાના પ્રદેશમાં આ કોઇ નવા સૂર્ય ઉગે છે. ગુજરાતનાં તો [illegible] કરીને [illegible]

રસમસ્ત શૈલી ઉપર મોહિત થઇ ગયા હતા. આ વખતે ગુજરાતી પંડિત કાખલ તેમની ખ્યતિ સરકાર સુધી જવાથી ગુજરાતી ભાષાની જોડણી છેવટની મુકરર કરવા જે કમિટી નિમાઇ હતી, તેમા તેમને સરકાર તરફથી આમત્રણ થયું, અને તેમણે તે સ્વિકાર્યું હતું.

સને ૧૮૫૯મા નર્મ કવિતાના અંક ૪-૫-૬-૭-૮ બહાર પાડ્યા હતા, તેમાં પાંચમો તથા છઠ્ઠો અંક વૈધવ્ય ચિત્રથીજ ભરેલો છે આ વૈધવ્ય ચિત્રે દેશમાં હોહા કરી મૂકી હતી. અને સુધારા પક્ષ બહુ જોરપર આવ્યો હતો. જુના પક્ષને લાગ્યુ કે આ કોઇ મહા સમર્થ પુરૂષ સામો આવ્યો છે. આ વખતે કવિની કીર્ત્તિ ઇંગ્રેજી ભણેલા તથા સુધારાવાળાની હદમાથી બહાર નીકળી સામાન્ય લોકમાં પ્રસરી. આ જે કીર્ત્તિ જામી તેમાં કવિએ વર્ષો વર્ષ નવી નવી તરેહની કવિતાઓ પ્રકટ કરીને સને ૧૮૬૬ સુધી ઉત્તરોત્તર વધારોજ કર્યાં કર્યો. વૈધવ્ય ચિત્રનો મોહ લોકોમા ઓછો થવા નહોતો આવ્યો, એટલામાં તેમણે સને ૧૮૬૦ મા નર્મ કવિતાનો ૯ મો તથા ૧૦ મો અંક છપાવ્યો. તેમા રૂકમણિ હરણ વગેરે જૂદીજ બાનીની કવિતા લોકોની આગળ રજુ કરી. સને ૧૮૬૧ માં "ઋતુવર્ણન" નામે ન્હાનું પણ પડિત શૈલીનુ બહુ રસીક કાવ્ય પ્રકટ કરી વિદ્વાન વાચકોને છક કરી નાખ્યા. સને ૧૮૬૨ મા તેમની સાત વર્ષની કવિતાઓનુ એક પુસ્તક કાઢયુ. અને તેમાં વન વર્ણનથી ગુજરાતી પ્રજાને માટે એક નવોજ કાવ્ય પ્રદેશ ઉઘાડયો. પ્રવાસ વર્ણન પણ એજ નવી શૈલીની કવિતા છે સને ૧૮૬૩ મા **નર્મ કવિતાના** પુસ્તક બીજાના અંકો પ્રથમ છુટા અને પછી એકઠા છપાવ્યા, તેમા વજેસંગને ચાદબીબીની વાર્ત્તા લખી શામળભટ્ટની શૈલીનો રસ દેખાડયો. સને ૧૮૬૪ મા '**હિંદુઓની પડતી**' ના ઉછળતા રોલા છંદોથી વહેમોનું જડ મૂળમાથી ખડન કરી નાખ્યુ. સને ૧૮૬૬ મા '**નાયિકા વિષય પ્રવેશ**' પ્રકટ કરી કાવ્યશાસ્ત્રના ગ્રંથોની પરિસીમા કીધી. સને ૧૮૫૮ થી તે સને ૧૮૬૬ સુધીનો કાળ કવિની જીંદગીમા પૂર્ણ યશનો હતો. એ સમયે તેમની જેવી કીર્ત્તિ પ્રકાશતી હતી, તેવી બીજા થોડાજ કવિની આટલા થોડા વખતમા પ્રકાશી હશે

ગાજે છે. શોખિક હાસ્ય, ધર્મવાળાં કટાક્ષ, વાણીની મીઠાશ, અને રચનામાં વિવિધ પ્રકારનાં ચાતુર્ય એ વડે દલપત શૈલીનાં શાંત અને સુબોધક વર્ણનો ઝગઝગી રહ્યાં છે. દલપતરામની સદા ચોટ સભાનાં મન રંજન કરવા ઉપરજ રહેલી હોય છે, અને તેમાં તો બરાબર ફતેહ પામે છે. કેમકે શ્રોતાના મનમાં ઉતરીને તેને કેમ લાગે છે, તે જોવાની શક્તિ આ કવિતામાં છે.

નર્મદ શૈલીનું સ્વરૂપ તથા ઉદ્દેશ આથી ઉલટાંજ છે. એ સભાને રંજન કરવા નહિ, પણ પોતાના અંતરનો ઉભરો બહાર કાઢવાજ કવિતા કરે છે. કવન વેળા દલપતરામની સમક્ષ જેમ શ્રોતાની મૂર્તિ આવીને ઉભી રહે છે, અને તે તરફ જોઇ જોઇનેજ એ પોતાની શૈલીનો ઘાટ ઘડે છે, તેમ અહિંઆં કવિતા કરવાને સમયે અમૂક લાગણી કવિની રગેરગમાં વ્યાપી રહે છે. અને તે જેમ પ્રેરે છે, તેમજ એ ઉદ્ગાર કરે છે. નર્મદની લાગણી ક્વચિતજ વિનોદી પણ બહુધા તો ગંભીર અને આતુર એટલે દરદથી ઉછળતી હોય છે. એ કારણથી નર્મદ શૈલી હમેશાં પોતાનાજ તાનમાં મસ્ત રહે છે. વખતે મદોન્મત્ત થઇ ભાષા તથા વ્યવહારનાં બંધનો પણ એ તોડી નાખે છે. શાંત વૃત્તિમાં પણ નર્મદની કાવ્યદેવી વ્યવહારના પટને ભેદી શાસ્ત્રીય કે કાલ્પનિક પ્રદેશમાંજ ભ્રમણ કરવાનું પસંદ કરે છે. નર્મદ શૈલીમાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું પણ ચાતુર્યનુ થોડુંજ દીઠામાં આવે છે. છેવટે ટુંકામાં એકજ શબ્દમાં કહીએ તો દલપતરામની શૈલી સભારંજની અને નર્મદાશંકરની તે મસ્ત છે. આ શૈલીઓ પરસ્પર અપ્રમેય એટલે એક બીજા સાથે માપી શકાય એવીજ નથી. તે પોતપોતાને સ્થળે ઉત્તમજ છે. દેશ સુધારાના વિષયમાં આ પૃથક્ પૃથક્ શૈલીઓ આ બે વિદ્વાન કવિઓએ વાપરી છે, અને તેમનું ફળ જૂદે જૂદે રૂપે પણ એકે જાતનું અને સમાનજ થયું છે. દલપતરામે હસાવી રમાડી ધીમે ધીમે લોકોને વહેમો ઉપર અનાદર કરાવ્યો; અને નર્મદાશંકરે 'યા હોમ કરીને પડો' એવી મસ્ત વાણીથી તે છોડવા પ્રવર્તમાન કર્યાં. આ બન્ને કવિની કવિતાનો કેટલોક ભાગ ગુજરાતી ભાષામાં અપૂર્વ અને લાંબા વખત સુધી રહે એવો છે.

નર્મદાશંકર કવિ રૂપેજ નહિ પણ અનેક રૂપે આ જમાનાના એક મુખ્ય અગ્રણી પુરૂષ હતા. ગુજરાતી ભાષામાં પ્રથમ કોશકાર, પ્રથમ પિંગળકાર, પ્રથમ રસાલંકારની સમજ આપનાર, અને પ્રથમ રૂઢ ગદ્ય લખનાર, તે નર્મદાશંકરજ છે. નોકરી ધંધો છોડી કલમનેજ પોતાનું સર્વસ્વ જીવન અર્પણ કરવાનું મહા માન તેમનેજ છે. દેશાભિમાન શબ્દ પહેલ વહેલો તેમણેજ ગુજરાતી ભાષાને આપ્યો. અને તે લાગણીના ઉત્તમ નમુના રૂપ તેમનું જીવન હતુ. રાજ્યકીય બાબતો ઉપર પહેલ વહેલો વિચાર કરનાર તથા લખનાર પણ આ કવિજ હતા. સંસાર સુધારાને તો કવિએ આખા દેશમાં એકવાર ગાજતી મૂક્યો હતો. અને તેને ઉત્તેજક રૂપ આપનારામાં કવિ સૌથી મોખરે હતા. આજ કાલ જે આખા ભરતખંડમાં સર્વ ઠેકાણે જમાનાની ઝોક ધર્મ રક્ષણ તરફ દેખાય છે, તેની અસર પણ ગુજરાત ખાતે પહેલ વહેલી નર્મદાશંકરનાજ અંતઃકરણ ઉપર થઇ હતી. અને પોતાનું મતાંતર જાહેર કરવામાં કાંઇ પણ ખોટી લજ્જા ન રાખતાં દેશ હિતના વિચાર પ્રબોધવારામાં અગાઉથી વધારે કર્યું હતું ટુંકામાં આ જમાનાની એટલે પાછલા ત્રીસ પાંત્રીસ વર્ષમાં ગુજરાત ખાતે

ળના ચિન્મય આકાશમાં જે જે લીલાઓ થઇ છે, તેની ખરેખરી મૂર્તિ નર્મદાશંકર છે.

નર્મદાશંકરે રચેલાં પુસ્તકોઃ—નર્મકોશ, કથાકોશ, નર્મવ્યાકરણ, આર્યદર્શન, અને ધર્મવિચાર, વગેરે ઘણા ઉપયોગી ગ્રંથો રચ્યા છે. તથા કેટલાંક નાટકો અને ભાષાંતરો કર્યાં છે. તેમજ પોતાની કરેલી કવિતાનો સગ્રહ '**નર્મ કવિતા**' નામે પુસ્તકમાં તથા ગદ્ય સંગ્રહ '**નર્મગદ્ય**' નામે પુસ્તકમા છપાવ્યો છે. કવિની પાછળ તેમનો એક પુત્ર **રા. જયશંકર** હાલ હયાત છે.

# કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ

## સી. આઇ. ઇ.

ગુજરાતના આ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિનો જન્મ સંવત ૧૮૭૬ ના મહા શુદી ૭ ને દિવસે વઢવાણ શેહેરમાં થયો હતો. તેમના પિતાનુ નામ ડાહ્યાભાઇ હતું. તેઓ જ્ઞાતે સામવેદી શ્રીમાળી બ્રાહ્મણ હતા. તેમણે સામવેદનો અભ્યાસ કર્યો હતો. તેઓ વળી અગ્નિહોત્રી હતા. કવિશ્વર દલપતરામની માતાનુ નામ અમૃતબાઇ હતું. અમૃતબાઇની કૂખે જન્મેલા પુત્રરત્ન દલપતરામ પોતાના ઉંચ કર્તવ્યથી ખરેખર અમૃત તુલ્ય બન્યા છે.

સંવત ૧૮૮૦ ની સાલમા તેમને શિતળાના રોગથી મોટી ઘાત નિવા બાદ તેમની શરીર પ્રકૃતિ સ્વરૂપમાં આવી હતી. પાંચ વર્ષ ની ઉમ્મરથીજ તેમને વિદ્યાભ્યાસ તરફ કુદરતી રીતેજ પ્રેમ ઉપજ્યો હતો. એક દિવસે પોતાના પિતાને સામવેદનાં પદ ભણતા જોઇને પોતે તે ભણવાની હઠ લીધી, પરંતુ ઉપવિત ધારણ કર્યા [illegible] તે શીખવવાનો પ્રતિબધ હોવાથી તેમના પિતાએ નવાં કલ્પિત સામપદો જોડી કહાડી પુત્રના [illegible] સમાધાન કર્યું. આ પ્રમાણે બાલ્યાવસ્થાથીજ તેમના ભવિષ્યનો ખ્યાલ થવા માંડ્યો હતો.

સંવત ૧૮૮૪ ના મહા શુદ ૫ ના દિવસે તેમને જનોઇ આપવામાં આવી, ત્યાર પછી તેમણે પિતાની પાસે સામવેદનો અભ્યાસ આરંભ્યો. તથા વઢવાણની ગામઠી નિશાળમાં વ્યવહારિક આંક અને કક્કો–બારાક્ષરી દિવસની વખતે શિખવા માંડ્યું. બીજા વિદ્યાર્થિઓ કરતાં તેમની બુદ્ધિની વિલક્ષણ ચાતુર્યથી તેમના વિદ્યાગુરૂ ઘણું આનંદ પામતા. ચાર વર્ષની ટુંક મુદતમાં તેમણે સામવેદનો અભ્યાસ પરિપૂર્ણ કર્યો. સિવાય ત્રિવનારણનો પણ કેટલોક ભાગ મુખ પાઠે કર્યો. બાલ્યાવસ્થામાં સાધારણ વાતચિત કરતી વખતે પણ તેમની વાણીના માધુર્યથી હરકોઇ માણસ મોહિત બની આનંદ પામતું. પ્રસંગોપાત થતી વાતચિતના સમયે દ્રષ્ટાન્ત આપવાની તેમને ટેવ હતી. સાહિત્યના શ્લોકનો તેઓ યોગ્ય ઉપયોગ કરતા, અને ભવિષ્યમાં પ્રતાપિ નિવડવાનાં ચિન્હો હરકોઇ માણસને [illegible] સમજાવતાં હતાં.

સંવત ૧૮૮૯ ના વર્ષમાં પોતાની ચૌદ વર્ષ ની ઉમ્મરે વઢવાણમાં તેમનું લગ્ન થયું હતું. વાર્તા તથા કહાણીઓ સાંભળવાનો તેમને ઘણો શોખ હતો. કવિ શામળભટના દોહરા, ચોપાઇ વાંચવાના મહાવરાથી તેઓ દોહરા ચોપાઇ બનાવવા લાગ્યા. અને એજ અરસામાં તેમણે '**કમળલોચિની**' તથા '**હિરાદંતિ**' નામની બે વાર્તાઓ [illegible]

બનતી. તે સદેવત સાવળીંગાની વાર્તાના જેવી હતી.

સંવત ૧૮૯૦ ના મહા શુદ ૫ ના દિવસે સ્વામિનારાયણના મૂળી ગામમાં ઉત્સવ હોવાથી પોતાના મામા પ્રેમાનંદની સાથે તેઓ ત્યાં ગયા. ત્યાં સાધુ સંતો મધ્યે ધર્મવાદ થયાવ્યો. તે વખતના સાધુઓના ચમત્કારક ઉપદેશથી કવિએ નારાયણના ધર્મનો અંગિકાર કર્યો. ત્યાર પછી ઘેર આવીને ઉપરની બન્ને વાર્તાઓ નાખી. તેમના મનમાં આવ્યું કે આવી વાર્તાઓથી માણસની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે. તે તેમણે સ્વધર્મ માટે ગુજરાતી ભાષામાં કવિતા બનાવવા માંડી, જે અદ્યાપિ જોવામાં છે. તથાપિ ધર્મની કવિતા છાપવાની તે વખતના સાધુઓએ નાપાડવાથી હજી સુધી તે અપ્રસિદ્ધ રહેલી છે. કવિ દલપતરામનામાં ઇશ્વર દત્ત કાવ્ય શક્તિ હોવાથી તેને ભિન્નભિન્ન સારૂ ચોતરફથી ભલામણો થવા લાગી. તે ઉપરથી પિંગળશાસ્ત્ર અને અલંકાર શાસ્ત્રનો અભ્યાસ કરવા માટે તેઓ ઉત્સુક બન્યા. આ વખતે મૂળીમાં દેવાનંદ સ્વામિ નામાંકિત કવિ હોવાથી ચોમાસાના ચાર મહિના ત્યાં રહેવા માટે તેમણે નિશ્ચય કર્યો, અને થોડા વખતમાં પોતાની એ ઇચ્છા પાર પાડી. એ પછી તેમણે "જ્ઞાન ચાતુરી" નામે વ્રજ ભાષામાં એક ગ્રંથ રચ્યો હતો. તેમાં બે પ્રકરણ પાડેલાં છે. એકમાં ઉપદેશ અને બીજામાં સાહિત્યના સવૈયાનો સમાવેશ કરેલો છે. આ પુસ્તક હજી સુધી છપાવ્યું નથી. સંવત ૧૮૯૦ થી તે સંવત ૧૯૦૦ સુધીનાં દશ વર્ષમાં કવિએ ઝાલાવાડ પ્રાંતમાં સારૂં માન મેળવ્યું હતું.

સંવત ૧૮૯૫-૯૬ માં એક ચારણ ભૂજની શાળામાં કાવ્યનો અભ્યાસ કરીને આવ્યો હતો. તેણે દેવાનંદ સ્વામિ સાથે વાદવિવાદ કરવાની ઇચ્છા જણાવી. તે ઉપરથી જે ન્યાઈબિનક મેળામાં દેવાનંદ સ્વામિએ કવિશ્વર દલપતરામને વાદવિવાદના પ્રસંગે મોખરે આણ્યા. ત્યાં તેમણે તાત્કાલિક કવિતા બનાવવામાં વિજય મેળવ્યો હતો. એક વખતે કવિને પોતાના યજમાનને ઘેર ધ્રાંગધ્રે જવું થયું હતું, ત્યારે ત્યાના મહારાજા રણમલસિંહજીએ તેમને પોતાના દરબારમાં બોલાવ્યા હતા. મહારાજાએ ફરમાવેલી વસ્તુનું કાવ્યમાં કવિએ તાત્કાલિક વર્ણન કરીને તેમને ખુશી કર્યા, તેથી મહારાજાએ તેમને શાલ પાઘડીનો સીરપાવ આપ્યો હતો. આ વખતથી રાજ્યસ્થાનમાં તેમને કવિપણાનું માન મેળવવાનો આરંભ થયો. તથાપિ તે પહેલાં અમદાવાદમાં સ્વામિનારાયણની ગાદીના આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજીએ કવિને મૂળીમાં શાલ પાઘડીનો શીરપાવ આપીને કવિ પદ આપ્યું હતું.

સંવત ૧૯૦૧ માં કવિએ અમદાવાદમાં જઇને "સારસ્વત વ્યાકરણ" નો તથા "કુવલયાનંદ" નો અભ્યાસ કર્યો હતો. અમદાવાદમાં કવિનું ઘરખર્ચ સ્વામિનારાયણના આચાર્યજીએ તેમની ચમત્કારિક કાવ્ય શક્તિથી મોહિત થઇને આપ્યુ હતું. અમદાવાદમાં તેઓ પોતાની કાવ્ય કૌશલ્યતાથી મોટે મોટે ઠેકાણે પ્રસિદ્ધિમાં આવ્યા હતા. તે પછી સંવત ૧૯૦૩ માં તેઓ આચાર્યજીની સાથે કચ્છમાં ફરવા ગયા હતા. ત્યાં તેમને સારૂં સન્માન મળ્યુ હતું સંવત ૧૯૦૫ માં અમદાવાદના તે વખતના આસીસ્ટંટ જડજ શ્રીમાન એ. કે. ફાર્બસ સાહેબને ગુજરાતી કવિતા સાંભળવાનો તથા વાચવાનો શોખ

હોવાથી રા. બા. ભોળાનાથ સારાભાઇની મારફતે કવિને તેમણે પોતાની પાસે બો-લાવી લીધા. તે વખતે તેઓ ન્હાના પ્રકારની કવિતા કરીને તેમાં પૂર્ણ કાવ્ય કૌશલ્યતા બતાવી સાહેબને ખુશી કરતા હતા. પછી ફાર્બસ સાહેબની સાથે ગુજરાતના જૂદા જૂદા ભાગમાં ફરીને કવિએ ધર્મ, વિદ્યા, અને નીતિ ઇત્યાદિ વિષયોપર ભાષણો કર્યાં હતાં. તથા કવિત્વ શક્તિનું ખરૂં સ્વરૂપ દેખાડી લોકોનાં મન હરણ કરી લીધાં હતાં.

સને ૧૮૫૩માં મી. એ. કે ફાર્બસ સાહેબ મહીકાંઠાના પોલિટીકલ એજંટના હોદ્દા ઉપરથી ત્રણ વર્ષની રજા લેઇ વિલાયત ગયા, ત્યારે કવિશ્વરને એજન્સીમાં અવ્વલ કારકુનની જગા આપી ગયા હતા. ફાર્બસ સાહેબે સને ૧૮૪૮ માં અમદાવાદમાં 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી'ની પ્રથમ સ્થાપના કરી હતી. તે કામની વૃદ્ધિ કરવામાં કવિનો પરિશ્રમ ઘણો મોટો હતો. હવે ફાર્બસ સાહેબના વિલાયત ગયા પછી સોસાઇટી ભાગી પડવાની હાલત ઉપર આવી ગઇ હતી, તેથી એ વખતના તેના સેક્રેટરી મી. ટી. બી. કર્ટિસ સાહેબે એ વિષે ફાર્બસ સાહેબને વિલાયતમાં લખીને કવિશ્વર દલપતરામને સો-સાઇટીની મદદે બોલાવ્યા. જે ઉપરથી તેમણે દેશ કલ્યાણાર્થે તે નોકરી કબુલ કરી, અને અતુલ શ્રમ ઉઠાવી સોસાઇટીની ચઢતી કરવામાં પોતાનુ તન, મન અર્પણ કર્યું. પ્રથમ તેમણે ન્હાના પ્રકારનાં ઉપયોગી પુસ્તકો રચ્યાં, તથા તેવાં પુસ્તકો રચનારને ઉત્તેજન આ-પ્યું. પછી અમદાવાદ તથા બહારના શેઠ શાહુકારો અને રાજા રજવાડાઓને પોતાની કવિતા વડે રંજન કરીને સોસાઇટીની થાપણ વધારી તેને આબાદ હાલતપર લાવી મૂકી. લોકોમાં વાંચનનો શોખ ઉત્પન્ન કરવા માટે ઘટતો પરિશ્રમ લીધો, તથા ગુર્જર ભાષાને ખીલવવા યોગ્ય તજવીજ કરી. અને "બુદ્ધિપ્રકાશ" નામે માસિક પુસ્તક દ્વારાએ ઉત્તમ લેખ લખીને દેશની મોટી સેવા બજાવી પોતાનો સ્તુત્ય હેતુ પાર પાડ્યો. સને ૧૮૫૫ થી સોસાઇટી ઉત્તરોત્તર વૃદ્ધિ પામતાં હાલની ઉચ્ચ સ્થિતિએ આવી પહોચી છે, તેનું માન આપણા આ કોડીલા કવિરાજનેજ ઘટે છે.

મી. એ. કે ફાર્બસ સાહેબે "રાસમાળા"નું ઇંગ્રેજી પુસ્તક કવિશ્વર દલપતરામનીજ મદદથી તૈયાર કર્યું હતુ. ગુજરાતી વાંચનમાળાનાં પુસ્તકો તૈયાર કરવામાં સર ટી. સી. હોપ સાહેબે કવિશ્વરને સારો પગાર આપીને પોતાની મદદમા રાખ્યા હતા. તેમજ 'કા-વ્ય દોહન' નામે પ્રાચિન કવિઓની કવિતાના સંગ્રહનું જાણીતું પુસ્તક સરકારે મોટું ઇનામ આપીને તેમનીજ પાસે તૈયાર કરાવ્યું હતુ.

સને ૧૮૫૯ માં કવિશ્વરની આંખે દરદ થવાથી મરહુમ ડાક્તર ભાઉ દાજી પાસે ઔષધ કરાવવા સારૂ તેઓ મુબઇ ગયા હતા. ત્યારે પારસીઓની "જ્ઞાનવર્ધક" અને હિંદુઓની 'બુદ્ધિવર્ધક'. નામે સભાઓમાં તેમજ બીજી સભાઓમાં તથા નામાંકિત પુરૂ-ષોને ઘેર જઇને તેમણે પોતાની કવિતાથી સર્વને ઘણા રંજિત કર્યા હતા એટલુંજ નહિ પણ પારસી બાઇઓની સભામાં જઇને ત્યાં પણ પોતાની કવિતાથી સર્વને આનંદ આપ્યો હતો. તેના બદલામાં તેમણે કવિને એક માનપત્ર તથા રૂ. ૫૦૦ ની ભેટ આપી હતી.

સને ૧૮૬૨માં નિમાયેલી ગુજરાતી બુક કમિટીના પ્રમુખને કવિનાં કાવ્યો ઘણાં પ્ર-સદ પડવાથી ગુજરાતી વાચનમાળાની ચોપડીઓમા કેટલીક કવિતાઓ દાખલ કરી છે,

ગયે પરણવા પધાર્યા હતા, ત્યારે દલપતરામની કવિતાથી રંજન થઇને રૂ ૩૦૦ તથા મોતીની માળાનું ઇનામ તેમણે આપ્યું હતું. વડોદરાના હાલના મહારાજા સર સિયાજીરાવ ગાદીએ બેઠા, ત્યારે થયેલા મહોત્સવ પ્રસંગે કવિશ્વરને પણ આમંત્રણ કરી વડોદરે તેડાવ્યા હતા. તે સમયે મહારાજાએ તેમને કહ્યું હતું કે;–"હું તમારૂં દલપતકાવ્ય વાંચીને ઘણોજ ખુશી થયો છું" ગોંડલના વિદ્વાન મહારાજા ઠાકોર સાહેબ સર ભગવતસિંહજી તથા તેમનાં મહારાણી શ્રી નંદકુંવરબાએ સંવત ૧૯૪૫ ના ફાગણ માસમાં કવિશ્વરને પોતાની પાસે સન્માન પૂર્વક બોલાવીને તેમની કવિતાઓ સાંભળી રંજન થઇ રૂ ૩૦૦ ઇનામ તથા એક ઉત્તમ સર્ટિફિકેટ ઇંગ્રેજી ભાષામાં આપેલું છે. તેમના એ પ્રસંગની કેટલીક જાણવા યોગ્ય હકીકત અમે આ પુસ્તકમાં નામદાર ગોંડલના ઠાકોર સાહેબ સર ભગવતસિંહજીના જીવનચરિત્રના છેવટના ભાગમાં આપી છે, તે પૃષ્ઠ ૯૫૬/૫૬ જૂઓ. વળી નામદાર સરકારે કવિશ્વર પાસે "કાવ્ય દોહન" ના બે ભાગ રચાવીને રૂ ૧૫૦૦ બક્ષિસ આપ્યા હતા.

ગુજરાતના આ લોકપ્રિય કવિશ્વરને માન તથા આશ્રય આપવા સારૂં અમદાવાદના રહેવાસીઓએ તથા **સર ટી. સી. હોપ** અને **મી. જે. બી. પીલ** વગેરે સદ્ગૃહસ્થોએ સને ૧૮૮૬ માં એક ફંડ ઉભું કર્યું હતું. તેમાં અલ્પ સમયમાં રૂ ૧૨૦૦૦ ની મોટી રકમ ભરાઇ હતી. એજ તેમની લોકપ્રિયતાનો પ્રત્યક્ષ પુરાવો છે. એ ફંડમાં નામદાર મહારાજા સિયાજીરાવે રૂ ૧૦૦૦, દરભંગાના મહારાજાએ રૂ ૧૦૦, તથા અલાહાબાદની નાગર ઉદય સભાએ પણ સારી રકમો ભરેલી છે. એ ફંડમાંથી રૂ ૫૦૦ ખર્ચીને મુંબઇના એક નામાંકિત ઇંગ્રેજ પાસે કવિશ્વર દલપતરામની સુંદર છબી ચીતરાવીને "હિમાભાઇ ઇન્સ્ટીટ્યુટ" માં અમદાવાદના કલેક્ટર સાહેબે સભા ભરીને મોટી ધામધૂમથી મૂકી છે. વળી "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" એ તેમને "કવિશ્વર" ની પદવી સાથે નામ કોતરાવીને એક ચાંદ ભેટ આપ્યો છે.

કવિશ્વર દલપતરામને સંતતિ સુખ પણ ઇશ્વરે સારૂં આપેલું છે. તેમના મોટા પુત્ર **રા. મોહનલાલ** કચ્છ રાજ્યમાં હાલ ઇન્ચાર્જ ન્યાયાધીશ છે. તેમનાથી ન્હાના **રા. મંગનલાલ** ભાવનગર રાજ્યમાં ન્યાયાધીશ છે. ત્રીજો અને ચોથો પુત્ર મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પાસ થઇને હાલ વિશેષ અભ્યાસ કરે છે, તેમ પાંચમો પુત્ર પણ હાઇસ્કુલમાં ઉપલા વર્ગમાં અભ્યાસ કરે છે. વળી કવિશ્વરને ચાર દિકરીઓ તથા ચાર પૌત્ર પણ છે.

# प्रकरण १७ मुं.

# નામાંકિત પુરૂષો અને સાક્ષરો.

## પંડિત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર.*

આ મહા વિદ્વાન અને સ્વદેશહિતૈષિ પુરૂષનો જન્મ બંગાળામાં આવેલા વિરસીંગ નામે ગામમાં સંવત ૧૮૭૭ (સને ૧૮૨૧) ની સાલમાં થયો હતો. તેના પિતાનું નામ **ઠાકોરદાસ** બંદોપાધ્યાય (બેનરજી), અને માતાનું નામ **ભગવતીદેવી** હતું. તેઓ ઉંચા કુળના બ્રાહ્મણ જ્ઞાતિનાં પણ કંગાળ સ્થિતિનાં હતાં; તે છતાં તેમનામાં ઘણા અસાધારણ ગુણો હતા. એ વિષે આ પ્રસંગે કાંઇક વર્ણન કરવું જરૂરનું છે. પરંતુ તેમ કરતાં પહેલાં મી. ઠાકોરદાસ બેનરજીના પિતા **રામજય તર્કભૂષણ** વિષે થોડીક હકીકત જણાવવી અમને ઉચિત લાગે છે. તેથી તે અત્રે જણાવીએ છીએ.

મેદનીપુર જીલ્લામાં વનમાલીપુર નામે ગામમાં રામરાજ્ય તર્કભૂષણનું રહેઠાણ હતું. તેના પિતાના મરણ પછી ભાઇઓ વચ્ચેની ખટપટને લીધે તે સંસારનો ત્યાગ કરીને ત્યાંથી નાસી ગયો હતો. તેથી તેની સાધ્વી પત્ની દુર્ગાદેવી પોતાનાં પ્યારાં સંતાનોને લેઇને પોતાને પિયેર વિરસીંગ નામે ગામમાં જઇને રહી હતી. ત્યાં પણ તે બિચારીને પોતાની ભાભીઓ સાથે અણબનાવ થવાથી પોતાના બે પુત્રો તથા ચાર પુત્રીઓને લેઇને એક જુદા ઘરમાં તેને રહેવું પડ્યું હતું. ત્યાં તે રેંટીઓ કાંતીને પોતાનું તથા પોતાના સંતાનોનું ગુજરાન મહા મુસીબતે કરીને દહાડા કાઢતી હતી. પેલી તરફ તર્કભૂષણ પણ ભાઇઓના અસદ્વ્યવહારથી કંટાળીને પોતાનો ભાગ લાગ છોડી બીજે ગામ ગરીબાવસ્થામાં દિવસ ગુજારતો હતો. તે ઘણો તેજસ્વી પુરૂષ હતો, અને પોતાના નિર્વાહને માટે કોઇને નમીને હાજી હા કે ખુશામત કરે તેવો નહોતો. તેઓ પાંચ ભાઇ હતા. પરંતુ પોતે એકલો ચંદ્રના કિરણોમાં એકજ સ્વતંત્ર કિરણની માફક પ્રકાશીત થયો હતો. તેનો સાળો **રામસુંદર** વિદ્યાભૂષણ તે ગામનો એક મુખી હતો, તે તર્કભૂષણને પોતાને શરણે રાખવા ઇચ્છતો હતો. પરંતુ ગમે તેવું કષ્ટ વેઠતાં છતાં પણ તર્કભૂષણે તેની તાબેદારી કદિ પણ સ્વીકારી નહોતી. વળી તે નિરાભીમાની હતો, અને ન્હાના મોટાને એકજ રીતે ચાહાતો હતો. તેથી તે પોતાની માતા તથા ભાઇઓને વખતો વખત મળી આવતો હતો. તે ઘણો સત્યવાદી અને સ્પષ્ટવકતા હતો, તેથી કોઇની પણ શરમ રાખ્યા વગર જેવું હોય તેવું મોઢા ઉપર કહી દેતો. તેમ કરતાં સામા માણસની કૃપા કે અવકૃપા થશે, તેનો તે લગારે ભય રાખતો નહોતો. એવો તે ખરાવાદી હતો.

* આ મહાપુરૂષનું જીવન ચરિત્ર આ પુસ્તકના પ્રકરણ-૧૩ (સ્વદેશહિતૈષિ પુરૂષો) માં દાખલ કરવાનું હતું, પરંતુ તે વખતસર અમને મળી નહિ શકવાથી આ પ્રકરણમાં દાખલ કર્યું છે.

થઇ પડે. પરંતુ તેણે દુઃખી અવસ્થામાં પણ વિદ્યારૂપી અમૂલ્ય ધન મેળવ્યું હતું. વળી તેના જેવી સ્થિતિમાં દાન કરવું એ ઘણું મુશ્કેલ કામ હતું, એ છતાં તે પરોપકાર કરવાને કદિ પાછો હઠતો નહોતો. ઘણાક મહારાજાઓ અને ધનાઢયો પોતાના ધનનો યોગ્ય ઉપયોગ કરી શકતા નથી, ત્યારે આ નિર્ધન મહાપુરૂષે પોતાના આત્મબળથી તથા જાતે કષ્ટ વેઠીને પણ જનમંડળ ઉપર પરોપકાર કર્યો હતો.

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરને કૉલેજની પરીક્ષામાં પાસ થયા પછી ફોર્ટવિલ્યમ કૉલેજમાં સંસ્કૃત ભાષાના પ્રોફેસરની જગા મળી હતી. અને થોડા વખત પછી એજ કૉલેજમાં આસીસ્ટંટ સેક્રેટરી નિમાયો હતો. એ સંબંધને લીધે તેને મોટા મોટા યુરોપિયન અમલદારોની સાથે ગાઢો પરીચય થયો હતો. તે છતાં બીજાઓની માફક તે લોકોની મહેરબાની મેળવવા માટે પોતાના દેશની રીતભાત તજીને ઇંગ્રેજી પદ્ધતી પકડવાનું તેણે કદિ પસંદ કર્યું નહોતું. તેણે એવી ખુશામત કરીને કદિપણ યુરોપિયનોની આગળ પોતાનુ શિર નમાવ્યુ નહોતું. તે ગમે તેવો ગરીબ છતાં ટેકીલો અને સ્વદેશાભિમાની હતો. એક દિવસે ઇશ્વરચંદ્ર કાંઇ કારણસર હિંદુકૉલેજના પ્રિન્સીપાલ મી. કાર સાહેબને મળવા ગયો હતો, ત્યારે તે સાહેબ પોતાના બુટ સાથે ટેબલ ઉપર પગ મૂકીને બેઠો હતો. તે જોઇને ઇશ્વરચંદ્રને માઠું લાગવાથી તેની સાથે કાંઇ પણ વાત કર્યા વગર એમને એમ ચાલ્યો ગયો હતો. એટલુંજ નહિ પણ થોડા દિવસ પછી મી. કાર સાહેબ જ્યારે સંસ્કૃત કૉલેજમાં સરકારી કામ પ્રસંગે ગયો, ત્યારે ઇશ્વરચંદ્ર પણ પોતાના પગમાં સ્લીપર પહેરીને ટેબલ ઉપર પગ મૂકી તેની સાથે વાતચિત કરવા લાગ્યો. મી. કાર સાહેબ તેનું એ અનુકરણ જોઇને મનમાં ઘણો ગુસ્સે થયો હતો. ત્યાર પછી હિંદુ કૉલેજના કામ પ્રસંગે સંસ્કૃત કૉલેજના મુખ્ય અધિકારીઓની સાથે તેને મત ભેદ પડવાથી તેણે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું હતું. તે જોઇને એ કૉલેજના મુખ્ય સેક્રેટરી મી. મયેટ સાહેબે તેને નોકરી નહિ છોડવા માટે ઘણું સમજાવ્યો હતો, પરતુ તેણે કોઇની પણ દરકાર કરી નહિ. જે વખતે તેણે નોકરી છોડી તે વેળાએ પોતાના ઘરમા ૨૦ અનાથ વિદ્યાર્થીઓને પાળી પોષી વિદ્યાદાન દેતો હતો. એ ઉદારતા તેણે નોકરી છોડ્યા છતાં પણ ચાલુંજ રાખી હતી. પિતા પ્રથમ નોકરી કરતા હતા, પરતુ જ્યારથી તે પોતે કમાતો થયો, ત્યારથી તેણે તાને નોકરી છોડાવી વિશ્રાન્તિમાં રાખ્યા હતા. નોકરી છોડયા પછી પોતે કષ્ટ વેઠીને માત પિતાનું ભરણ પોષણ કરીને તેમને સુખ ચેનમાં રાખતો હતો.

સને ૧૮૫૦ માં ઇશ્વરચંદ્રને સંસ્કૃત કૉલેજમાં સાહિત્યના પ્રોફેસરની જગા મળી અને સને ૧૮૫૧ માં એ કૉલેજનો મુખ્ય પ્રન્સિપાલ નિમાયો હતો. એ હોદ્દો તેણે આશરે ૮ વર્ષ સુધી ભોગવ્યો હતો. ત્યાર પછી સને ૧૮૫૮ માં કેળવણી ખાતાના સિવીલીયન અમલદારની સાથે પાછો મતભેદ પડવાથી તેણે પોતાના હોદ્દાનું રાજીનામું દીધું હતું. એ રીતે તેને બે વખત નોકરી છોડી દેવાની ફરજ પડી હતી. તે ઘણોજ સ્વતંત્ર સ્વભાવનો પુરૂષ હતો, અને બધુ કામ તે પોતાનાજ મતથીજ સારી રીતે કરી શકતો હતો.

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર સ્ત્રી જાતિના ઉપર ભક્તિ અને સ્નેહની નજરે જોતો હતો. તેણે સ્ત્રી જાતિની ઉન્નતિ માટે ઘણા ઘણા પ્રયત્નો કર્યાં છે. પ્રથમ મી. બેથુન નામે ?

અને ઢેડ વગેરે હલકી વર્ણના લોકોને-ઘેર પણ કોઇ માંદુ હોય તો તે રાત્રે જાગીને તેમ-
ની સેવા કરતી હતી. એટલુંજ નહિ પણ તેમને માટે હલકો અને પુષ્ટિકારક ખોરાક સુદ્ધાં
પોતાને ઘેરથી લેઇ જતી હતી. એવી માતાનો પુત્ર વિદ્યાસાગર ઘણી આફતો વેઠીને અ-
ચળ ભાવથી રહ્યો હતો. પારકાનાં દુઃખ કે કષ્ટની વાત સાંભળતાંજ તુરત તે દોડી જતો
હતો; બીજાની આંખનાં આંસુ જોવાથી તેનો પ્રાણ પીગળી જતો હતો, અને
તેના ગાલ ભીંજાતા હતા, તેનું મુખ્ય કારણ તેની દયાવતી માતાનું કોમળ હૃદય
ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે એક વેળાએ વાતના પ્રસંગમાં કહ્યું હતું કે;—"મેં જો મારી
તાના સેંકડો ગુણમાંથી એક પણ ગુણ મેળવ્યો હોત તો હું પોતાને સફળ થયેલો જાણત;
હું એવી માતાનો પુત્ર છું, એ મોટા ગૌરવનો વિષય સમજુ છું." વાહ! ધન્ય છે! એવી
પ્રતાપી માતાના પ્રતાપી પુત્રને! હજાર વાર ધન્ય છે!

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે બીજી પણ ન્હાની સાંસારિક બાબતોમાં જય લાભ મેળવ્યો
હતો. પ્રથમ એવો ધારો હતો કે, સંસ્કૃત કૉલેજમાં ફક્ત બ્રાહ્મણોનેજ સંસ્કૃત વિદ્યા શી
ખવવામાં આવતી હતી. પરંતુ વિદ્યાસાગરની મેહેનતથીજ એ ધારો તોડીને બધી વર્ણન
વિદ્યાર્થીઓને સંસ્કૃત શીખવાનો હક મળ્યો હતો. કૉલેજનો સંબંધ છોડ્યા પછી તેની મોટ
કીર્ત્તિ તો "મેટ્રોપોલીટન ઇન્સ્ટિટ્યુશન" નામે પાઠશાળા સ્થાપન કરવાથી વધી હતી
તેનીજ મેહેનતથી ઉંચી કેળવણી લેવાનું એ સાધન બંગાળીઓને પ્રાપ્ત થયું હતું. એ રીતે
એ મહા પુરૂષ અનેક કષ્ટ વેઠ્યા છતાં જનમંડળના સુખનાં અનેક સાધનો એકઠાં કરીને
સંવત ૧૯૪૮ ના શ્રાવણ શુદ ૧૩ ની રાત્રે આ લોક છોડીને કિરતારની હજુરમાં ચાલ્યો
ગયો છે. પ્રભુ એ મહાપુરૂષના આત્માને પૂર્ણ શાન્તિ આપો, એવું અમે ઇચ્છીએ છીએ.

## પંડિત ભગવાનલાલ ઇંદ્રજી.

જૂના લેખો અને સીક્કાઓ વગેરેનો ઘણીજ મેહેનતે તપાસ કરી હિંદના પ્રાચીન
ઇતિહાસ ઉપર પૂર્ણ અજવાળું પાડનાર ગુજરાતના આ વીર શોધક અને વિદ્વાન પુરૂષ
**પંડિત ભગવાનલાલનો** જન્મ સંવત ૧૮૯૬ ના કાર્તિક શુદ ૩ એટલે સને ૧૮૩૯ ના
નવેમ્બર મહિનાની ૭ મી તારીખે જૂનાગઢમાં થયો હતો. તેમના પિતાનું નામ ઇંદ્રજી
હતું. તેઓ જાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ હતા. આ વર્ગના નાગર બ્રાહ્મણો જૂનાગઢ, પો
રબંદર, જામનગર, અને મોરબી વગેરે સ્થળે જોવામાં આવે છે. તેઓ ઘણું કરીને વંશ
પરંપરાથી વિદ્વાન તરીકે બહુ જાણીતા છે. તેઓમાંના કેટલાક વેદ, પુરાણ, અને ધર્મ
શાસ્ત્રો વાંચનારા, તથા વૈદ્યો, અને જોશીઓ છે. ભગવાનલાલે પ્રથમ ગામઠી નિશાળમ
એ સમયની રીત પ્રમાણે સાધારણ કેળવણી લીધા પછી પોતાના પિતાની પાસેથી સં
સ્કૃત ભાષાનું તથા વૈદક વિદ્યાનું જ્ઞાન સંપાદન કર્યું હતું. એ વખતે જૂનાગઢમાં ઇંગ્રે
શાળા નહોતી, તેથી તેઓ એ ભાષાનું જ્ઞાન મેળવવા પામ્યા નહોતા. જો કે મોટી
ઉમ્મર થયા પછી તેમણે ઇંગ્રેજી શીખવાનું શરૂ કર્યું હતું, પરંતુ એ કામ તેમને કઠિન લા
ગવાથી પાર પડી શક્યું નહોતું.

પંડિત ભગવાનલાલ ન્હાની વયથીજ શોધક બુદ્ધિના હતા, તેઓ જૂનાગઢના રહીશ હોવાથી તેમને ગિરનારપર જવા આવવાનો વધારે પરિચય હતો, તેથી એ પ્રાચીન અને પ્રખ્યાત સ્થળેથી અશોક તથા ગુપ્ત વંશ ઇત્યાદિના જૂના લેખો અને સિક્કાઓ તેમના જોવામાં આવ્યા. ત્યારથીજ સ્વાભાવિક રીતે તેમની શોધક બુદ્ધિને જૂના લેખો અને સિક્કાઓ વગેરે જોવાનો તથા મેળવવાનો રૂચતો ખોરાક મળ્યો હતો. જો કે એ લેખો પાલી (માગધી) ભાષામાં લખેલા હોવાથી પ્રથમ તો તેઓ વાંચવા પામ્યા નહોતા, પરંતુ એ લેખો તેમના જોવામાં આવ્યા, ત્યારથી તેમાં શું લખેલુ હશે, તે જાણવાની તેમને ઉત્કંઠા થઇ હતી. તેવામાં એવું બન્યું કે, કાઠિઆવાડનો માજી પોલિટીકલ એજંટ કર્નલ લાંગ સાહેબ કે જે પ્રાચીન શોધોનો ઘણો શોખીન હતો, અને જૂના લેખો તથા સિક્કાઓની શોધને માટે તે વારવાર ગિરનાર ઉપર જતો હતો, તેણે ઘણા લેખો વગેરેના સંગ્રહ ઉપરથી પાલી ભાષાની બારાખડી શોધી કહાડી હતી. જેમ્સ પ્રિન્સેપ નામે પ્રખ્યાત વિદ્વાનને અશોકના લેખો પુરા પાડનાર પણ તેજ હતો. તેણે સને ૧૮૫૪ ની સાલમાં જેમ્સ પ્રિન્સેપના એક ચોપાનીઆ ઉપરથી ઉતારી લીધેલો પાતળો કાગળ જૂનાગઢવાળા પ્રસિદ્ધ નાગર ગૃહસ્થ મી. મણિશંકર જટાશંકરને બતાવીને કહ્યું કે;–"લ્યો આ તમારા ગિરનાર ઉપરના લેખોની ભાષા." ત્યાર પછી એ કાગળ આપણા આ ચરિત્ર નાયક પંડિત ભગવાનલાલના જોવામા આવ્યો. તેમણે તે કાગળની નકલ કરી લેવાની માગણી કરી, તે તેમને મળી. પછી તેઓએ કાગળ ઉપર તેની બે નકલો તેમણે કરી લીધી, અને તેને જૂદા જૂદા બે જાડા કાગળો ઉપર ચોટાડી દીધી. ત્યાર બાદ તેમણે એ કિત્તો ઘુંટયો, અને એજ અક્ષરોની મદદથી ગિરનાર ઉપરના રૂદ્રદામાના લેખ વાંચવાને તેઓ શક્તિવાન થયા. પરંતુ એ લેખમાં જોડાક્ષરો તથા માત્રાઓ તેમના જોવામાં આવી, તેનાથી તેઓ અજાણ્યા હતા, તોપણ કાંઇ નિરાશ થયા નહિ. તેમણે એ ભાષાનાં ચોપાનીઆં સબંધી પોતાના એક મિત્રને મુંબઇમાં તુરત લખી જણાવ્યુ. તે ઉપરથી કલકત્તા, મુંબઇ, ગ્રેટબ્રિટન, અને આયર્લાંડની "એશિયાટીક સોસાઇટી" નાં ચોપાનીઆં તેમને મોકલવામાં આવ્યાં હતાં એ ચોપાનીઆં મળવાથી આ વિદ્વાન પુરૂષની શોધક બુદ્ધિને મોટો ટેકો મળ્યો હતો. તેમણે જૂદા જૂદા અક્ષરો જોઇને તેનુ સરસ્‍ વાંચી તથા ખૂબ અધ્યયન કરી પાલી ભાષાનું જ્ઞાન મેળવ્યું હતું. અને તે પછી "રૂદ્રદામા" ના લેખોનો અભ્યાસ કરવા માટે તેઓ દરરોજ ચાર વાગે ગિરનાર ઉપર જતા અને ૭ વાગે પાછા આવતા હતા. એ રીતે એ ઉત્સાહિ યુવાન પુરૂષે ઘણી રીતે પાલી ભાષાનું ઉત્તમ જ્ઞાન મેળવીને મી પ્રિન્સેપની કેટલીક ભૂલો બતાવી તથા તેની બીજી નવી શોધોથી કર્નલ લાંગ તેના ઉપર ઘણો ફીદા થયો હતો.

વિદ્યાનુરાગી હતો, તેવો શોધક પુરૂષ પણ હતો. તેણે પંડિત ભગવાનલાલની બુદ્ધિની પરીક્ષા કરીને તેમના વિષે દાક્તર ભાઉ દાજીને લખી જણાવ્યું. તે ઉપરથી ભાઉ દાજીએ ખુશી થઇને સને ૧૮૬૧ ના અકટોબર મહિનામાં પંડિત ભગવાનલાલને મુંબઇ આવવાનું આમંત્રણ કર્યું. તેને માન આપી પંડિત ભગવાનલાલ પોતાની ક્ષત્રપ સીક્કા લેઇને મુંબઇ ગયા હતા. ત્યાં "રોયલ એશિયાટીક સોસાઇટીના" પ્રમુખ ન્યૂટનની સાથે દાક્તર ભાઉ દાજીએ તેમને ઓળખાણ કરાવી હતી. એ વખતે મી. ક્ષત્રપ વંશ વિષે નિબંધ લખતો હતો. તેથી પંડિત ભગવાનલાલે તેને પોતાની પાસેના ક્ષત્રપ સિક્કા બતાવ્યા, તે તેને અતિ ઉપયોગી થઇ પડવાથી ઘણોજ ખુશી થયો હતો. પછી દાક્તર ભાઉ દાજીને તેમણે રૂદ્રદામાના તથા સ્કંદ ગુપ્તના લેખોની નકલો આપી કહ્યું કે, મયુર, સાર, અને ગુપ્તાના જે લેખો ગિરનાર ઉપરથી જડી આવ્યા છે, તે પણ સુધારવાની બહુ જરૂર છે. એ વાત દાક્તર ભાઉને પસંદ પડી, અને મી. ટામસનની કને સુધારવાની જરૂર જણાઇ. તેથી એ કામને માટે તેમણે પંડિત ભગવાનલાલને જૂનાગઢ મોકલ્યા. ત્યાં જઇને તેમણે સ્કંદ તથા રૂદ્રદામાના લેખોની નકલો ઉતારીને દાક્તર ભાઉને મોકલી આપી, તેથી તે ઘણોજ ખુશી થયો હતો. [illegible] તે ઉપરથી સાર અને સ્કંદ ગુપ્તના લેખો વિષે "રૉયલ એશિયાટિક સોસાઇટી" ની સભા [illegible] સમક્ષ એક નિબંધ વાંચવાને શક્તિમાં થયો હતો. એ નિબંધમાં દાક્તર ભાઉએ પંડિત ભગવાનલાલનાં બહુ વખાણ કર્યાં હતાં. અને મી. ટેમસનના લેખો જે મી. વિલ્સનની [illegible]માં પ્રસિદ્ધ થયા હતા, તે સુધારવાની આવશ્યક્તા બતાવી હતી. દાક્તર ભાઉના આ નિબંધથી [illegible] કેટલાક અસલી લેખો ઉપર અજવાળું પડ્યું હતું. તથા જે લેખોનાં ભાષાન્તરો થઇ ગયાં હતાં, અશુદ્ધ છે, એમ સાબીત થવાથી અસલ આવૃતિઓ ફરી કરવાની જરૂર જણાઇ હતી. એવી અગત્યની ભૂલ સુધારવાનું પ્રથમ માન પંડિત ભગવાનલાલનેજ ઘટે છે.

પંડિત ભગવાનલાલની આવી વિદ્વાતા અને શોધક બુદ્ધિથી આકર્ષાઇને દાક્તર ભાઉ-દાજીએ તેમને પોતાની પાસે હમેશાં રાખવાનો નિર્ણય કર્યો. પછી સને ૧૮૬૨ ના એપ્રીલ માસમાં તેમને સન્માન પૂર્વક મુંબઇ બોલાવીને પોતાની પાસે રાખ્યા. અને એ બંને વિદ્વાન મિત્રો જીવતાં સુધી સાથે રહીને વિશેષ દીપ્યા. તેમનો ઉદ્દેશ માત્ર હિંદના ખરા ઇતિહાસને પ્રકાશમાં આણવાનો હતો. તેમની દ્રઢતા, ઉત્સાહ, અને અથાગ મેહેનતને લીધે ઘણે ખરે દરજ્જે પાર પડ્યો હતો. એ તેમના અપૂર્વ જયની બલિહારી છે।

દાક્તર ભાઉ દાજી મુંબઇમાં એક નામાંકિત અને પ્રતિષ્ઠિત દાક્તર ગણાતો હતો, અને તેને તેના બોહોળા ઉદ્યોગને લીધે વારંવાર બહાર ફરવા જવાને બની શકે તેમ નહોતું. તેથી તેને એક બાહોશ મદદગારની ખરેખરી અગત્ય હતી, તે ઇશ્વર કૃપાથી પંડિત ભગવાનલાલ જેવા મહાપુરૂષથી પુરી થઇ હતી. જ્યારે દાક્તર ભાઉ દાજી મુંબઇમાં રહીને પોતાના ધંધાની સાથે જૂદી જૂદી ભાષાઓનો અભ્યાસ કરતો હતો, ત્યારે બીજી બાજુએ પંડિત ભગવાનલાલ હિંદુસ્તાનના અનેક ન્હાના મોટા ભાગોમાં પ્રવાસ કરીને જૂનાં લેખો તથા સિક્કાઓ એકઠા કરતા હતા. દાક્તર ભાઉએ સને ૧૮૪૫ માં સર અર્સકીન પેરીની સાથે ઇલોરા અને અજંતની ગુફાઓની ભેટ લેઇને ત્યાંના લેખો ઉતારી લીધા હતા. તે

છતાં હવે તેને એ લેખો ફરીને જોવા તથા ઉતારવાનું મન થયું. તેથી સને ૧૮૬૩ ના ફેબ્રુવારી મહિનામાં દાક્તર કાર્ટરને સાથે લેઇને તે ત્યાં ગયો. પરંતુ એ કામ તેને ઘણુંજ અઘરૂં લાગવાથી છોડી દેઇને પંડિત ભગવાનલાલને સોંપ્યું હતું. તે તેમણે ઘણીજ ફતેહમંદી સાથે પાર પાડ્યું હતું. દાક્તર ભાઉ દાજીએ પ્રથમ ઉતારેલી નકલ કરતાં તેમની નકલ ઘણીજ શુદ્ધ હતી. તે જોઇને દાક્તર ભાઉ ઘણોજ સંતોષ પામ્યો હતો. એ ગુફાઓના બધા ૨૩ લેખો હતા. તે સર્વેનો અભ્યાસ કરીને ત્રણ મહિને પંડિત ભગવાનલાલ ત્યાંથી મુંબઇ આવ્યા હતા. એ લેખોના તર્જુમા સાથે દાક્તર ભાઉએ " રૉયલ એશિયાટિક સોસાઇટી " ની સભા સમક્ષ એક નિબંધ વાંચ્યો હતો, તે એ સભાના ૭ મા પુસ્તકમાં છપાયો છે.

સને ૧૮૬૩નું ચોમાસું મુંબઇમાં ગાળ્યું, તે દરમિયાન પંડિત ભગવાનલાલ નાશિક, અને જુનાર વગેરે સ્થળેથી મળેલા લેખોની નકલો અને તેને શુદ્ધ કરવામાં રોકાયા હતા. ત્યાર પછી તેઓ દાક્તર પાંડુરંગ ગોપાળની સાથે જૈન લેખોની નકલો લેવા માટે જેસલમીર ગયા હતા. એ બને પંડિતો કરાંચી થઇને સિંધમાં ગયા, અને ત્યાંથી જેસલમીરના દરબારમાં જઇને ત્યાંનો પુસ્તક ભંડાર તપાસવાની પરવાનગી મેળવી. જે જગોએ ભંડાર હતો, તે જગો ભેજવાળી હતી. તેથી તેમને એવી જગોમાં બેસવું પડતું હતું. એ કારણથી એ બંને જણને જુદા જુદા પ્રકારના જ્વર લાગુ થયા, તેથી કેટલીક પીડા પામ્યા. તે છતાં તેઓ લગભગ ત્રણ મહિના રહીને કેટલોક શોધ કરીને પાછા મુંબઇ આવ્યા હતા.

ત્યારપછી કેટલીક મુદત મુંબઇમાં રહીને સને ૧૮૬૮માં દાક્તર ભાઉ દાજીની સંમતિથી પંડિત ભગવાનલાલ પ્રાચીન લેખોની શોધને માટે હિંદના પ્રવાસે નિકળ્યા હતા. તેઓ નાગપુર અને જબલપુર થઇને અલાહાબાદ ગયા, અને ત્યાંના "અલાહાબાદ લાટ" ઉપરના લેખની કપડા ઉપર નકલ લેવાની પરવાનગી મેળવી, અને તે પ્રમાણે નકલ ઉતારી લીધી. એ લેખ સમુદ્ર ગુપ્તનો હતો. અલાહાબાદથી પંડિત બનારસ (કાશી) બીથારી, મથુરા, અને દિલ્હી ગયા. જનરલ કનિંગહામના જૂના લેખોના સંગ્રહ ઉપરથી તેમના જાણવામાં હતું કે, તેને મથુરામાંથી લેખો મળી આવશે. તે પ્રમાણે મળી આવ્યા, અને મથુરા તથા બીથારીમાંથી તેમણે કેટલાક લેખોની નકલો લીધી. મથુરાનાં તમામ જૂનાં તથા નવાં દેવળો અને બુદ્ધનાં દેહેરાં વગેરેમાં તપાસ કરી લેખો ઉતારી લીધા, એટલુંજ નહિ પણ બજારમાંથી જૂના સિક્કાઓ જ્યાં સુધી નાણું પહોચ્યું ત્યાં સુધી ખરીદ્યા. ત્યાંના જૂદા જૂદા ૩૧ લેખો અને ઘણી જાતના સિક્કાઓ લેઇને પંડિત પાછા મુંબઇ આવ્યા. એ લેખો તથા સિક્કાઓ જોઇને દાક્તર ભાઉ દાજી ઘણોજ ખુશી થયો હતો.

પંડિતને ફરીથી શોધ કરવા માટે પ્રવાસે નીકળવાની ઇચ્છા હતી, તે દાક્તર ભાઉ જેવા ઉત્સાહી વીર પુરૂષના પ્રયત્નથી સને ૧૮૭૧માં પાર પડી હતી. એ કામમાં જૂનાગઢના દરબારે તેમને ખર્ચ આપવા કબુલ્યું હતું. તેથી એ વર્ષના માર્ચ મહિનાની ૭ મી તારીખે તેઓ કેટલાક વગવાળા પુરૂષોની ભલામણ ચીઠીઓ સાથે નીકળ્યા. આ વખતે દાક્તર ભાઉની ભલામણ ઉપરથી તે વખતના હિંદુસ્થાનની સરકારના અંડર સેક્રેટરી મી. સી. જે. લાયલે આગ્રા, મથુરા, બનારસ, ફરૂકાબાદ, ગોરખપુર, ગાઝીપુર, અને અલાહા-

આ નાશવંત જગતનો ત્યાગ કરી કિરતારની હજુરમાં ચાલ્યા ગયા. તેમના મરણના દુખદાયક સમાચાર ફરી, વળના દેશ વિદેશમા ઘણીજ દિલગીરી ફેલાઇ હતી.

પંડિત ભગવાનલાલની વિદ્વતાથી પ્રસન્ન થઇને "રૉયલ એશિયાટીક સોસાઇટી" ની સભાએ સને ૧૮૭૭ મા તેમને પોતાના સભાસદ નિમ્યા હતા. તેમજ નામદાર સરકારે સને ૧૮૫૨ માં મુબાઇની યુનિવર્સિટીના "ફેલો" નું પદ આપ્યું હતું. વળી યુરોપખંડમાં બર્લિન શેહેરની પ્રખ્યાત યુનિવર્સિટીએ તેમને "ડૉકટર ઓફ ફાઇલૉલૉજી" નુ માનવતુ પદ બક્ષિસ કર્યું હતું. એ ઉપરથી તેમની વિદેશમાં પણ કેટલી બધી કીર્તિ લાઇ હતી, તેનું સહજ અનુમાન થઇ શકે છે. વળી ભટ્ટ મોક્ષમુલર જેવા વિદેશી મહા પંડિતે તેમનો નાશિક વિષેનો નિબંધ વાંચીને ઘણાંજ વખાણ કર્યાં હતાં, એટલુજ નહિ પણ તેણે પંડિત ભગવાનલાલ ઉપર એક પત્ર લખી પોતાનો પૂર્ણ સંતોષ દર્શાવ્યો હતો. પંડિત ભગવાનલાલ વૈદક વિદ્યાનુ પણ સારૂ જ્ઞાન ધરાવતા હતા. તેથી તેમને ઘેર ઘણા દર્દીઓ હમેશાં જોવામાં આવતા હતા. તેઓ સ્વભાવે હસમુખા, મિલનસાર, અને નિ સ્વાર્થી હતા. રૉયલ એશિયાટીક સોસાઇટી તરફથી તેમને પગાર મળતો હતો, તે ઉપર તેમનો નિર્વાહ પાછલા વખતમાં ચાલતો હતો. પોતાને હાથ આવેલા લેખો તથા સિક્કાઓ રૉયલ એશિઆટિક સોસાઇટીમાં તથા ઇગ્લાંડના "બ્રિટિશ મ્યુઝિયમ" માં મૂકવા માટેની ભલામણ તેઓ મરતી વખતે પોતાના વિલમાં કરી ગયા છે. બૉમ્બે એશિયાટીક સોસાઇટી, ઇન્ડીઅન એન્ટિકવરી, તથા યૂરોપની ઓરિયેન્ટલ કૉન્ગ્રેસમાં તેમના લખેલા ૩૦ થી વધારે નિબધો ગુજરાતના પ્રાચીન ઇતિહાસ સંબધી છે.

પંડિત ભગવાનલાલના ચિરીત્ર ઉપરથી જણાય છે કે, તેમણે સાધારણ સ્થિતિમાં ઊછરીને એ સમયની માત્ર સાધારણ કેળવણી લીધી હતી. તે છતાં પોતાના આત્મબળથી વધીને જગતમાં અક્ષય કીર્તિ મેળવી છે. અર્વાચીન કાળમાં તેમના જેવી કીર્તિ ગુજરાતના કોઇ પણ મહા પુરૂષે મેળવી હોય, એવુ જાણવામાં આવ્યું નથી. પંડિત ભગવાનલાલે એવો યશ સપાદન કરીને પોતાના દેશનો ગૌરવ ઘણો વધાર્યો છે. એ વાત ગુર્જર બંધુઓને ઘણી મગરૂર થવા જેવી છે. પંડિત ભગવાનલાલના મરણથી ગુજરાતીઓએ જેમ પોતાનો એક કીમતી કોહિનૂર ગુમાવ્યો છે, તેમ આખા હિંદને તેમના જેવા એક શોધક પુરૂષની મોટી ખોટ પડી છે. એ ખરેખર દિલગીર થવા જેવું છે. પ્રભુ એ મહા પુરૂષના પવિત્ર આત્માને પૂર્ણ શાન્તી આપો. તથાસ્તુ.

## મહા મહોપાધ્યાય ભીમાચાર્ય ઝળકીકર.

વેદશાસ્ત્રસંપન્ન ભીમાચાર્યજીનો જન્મ વિજાપુર જીલ્લાના ઇંડી તાલુકાના ઝળકી નામે ગામમાં, ઇ. સ. ૧૮૩૬ના આગસ્ટ માસની ૯મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ રામભટ્ટ, અને માતાનું નામ સરસ્વતી બાઇ હતુ. તેઓ જાતે, દેશસ્થ બ્રાહ્મણ હોઇ, યજુર્વેદી તૈતિરીય શાખાના છે. તેમની મુખ્ય ભાષા કાનડી, સંપ્રદાય વૈષ્ણવ (શ્રી મધ્વાચાર્યનો દ્વૈત માર્ગ), કુળ દેવતા શ્રી વિઠ્ઠલનાથજી (પંઢરપૂર) હોઇ વેદ, શ્રુતિ, સ્મૃતિ

...ણો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખે છે. તેઓ ઝળકી ગામમાં ઇનામદાર તરીકે છે.

ભીમાચાર્યજી બાળપણમાં રમતીઆળ ઘણા હતા. મોઇદંડા, ગેડીદડા, ભમરડા, લખોટીઓ, સોગટાંબાજી, અને શેતરંજ વગેરે સેંકડો રમતો રમવામા હુશિયાર હતા. જનોઇ દીધા પછી વેદ વિદ્યા, ઉપનિષદો, અમરકોશ, અને શબ્દરૂપાવલી વગેરેનો અભ્યાસ પણ કરતા, અને બાકીના વખતમા રમતો રમતા. તેઓ બાર વર્ષના થયા પછી કાવ્ય, નાટક અને ચંપુ વગેરેનો અભ્યાસ પોતાનાજ રહેઠાણમાં કરવા લાગ્યા. આમ કરવામાં તેમને મોટી હરકત તો એ આવી પડી કે, તે જે ગામડા ગામમાં રહેતા હતા, તેમાં પાઠશાળા નહોતી; અને તેમનાં સગા વ્હાલાંનો વિસ્તાર બોહોળો હોવાથી તેમની સ્થિતિ પણ ઘણી ગરીબ હાલતમાં આવી પડેલી હતી. એમ ઉપરનાં બને કારણોને લીધે ઘેર વિદ્યાભ્યાસ કરવાનું બની શકે તેમ નહોતું. એજ સ્થિતિમાં એકાદ બે વર્ષ ગાળ્યા પછી "અગરખેડ" નામના ગામે પોતાની ૧૪ વર્ષની ઉમ્મરે વિદ્યાભ્યાસ કરવા માટે ગયા. ત્યાં જમવા વગેરેની કાઇ પણ સગવડતા નહોતી. તેથી "વાર" બાધી ભોજન કરતા; એટલે રવિવારે સવારે એક જણને ત્યાં, તો સાંજે બીજાને ત્યા. એમ અઠવાડીઆમાં ૧૪ ઘેર જમવાનો વારો બાધેલો હતો. અહિંઆં તેમનો કાવ્યો, નાટકો પુરાણો, ચપૂ વગેરેનો અભ્યાસ ઘણીજ ચાલાકીથી ચાલતો હતો. તેવામાં "અગરખેડ" ગામના આળસુ, નિરૂદ્યોગી, અને અદેખા બ્રાહ્મણોએ તેમના ચાલતા અભ્યાસમા રોકાણ કર્યું. એટલુંજ નહિ પણ તેમને પુષ્કળ દુઃખ દીધુ. આવી સ્થિતિમાં પણ કઠણ હૈયાના ભીમાચાર્યજીએ પોતાનો અભ્યાસકર્મ સતત ચાલુ રાખ્યો. આ પ્રમાણે મહા દુ:ખમાં જેમ તેમ કરીને ૭ વર્ષ ગાળ્યાં. બાદ ધારવાડ જીલ્લાના નરગુંદ સસ્થાનમાં તેઓ આવી રહ્યા. આ અજાણ્યા તથા નવા ગામમાં જમવા વગેરેની બરાબર સગવડતા થઇ શકી નહિ. જેથી ખાવા પીવાની પુષ્કળ આપદામાં રહી ઘણાક દિવસો તેમણે ત્યાં ગાળ્યા. એવી દુઃખી સ્થિતિમાં પણ વિદ્યાભ્યાસ છોડી દીધો નહોતો. કેટલાક દિવસ પછી ત્યાંના રાજા સાહેબના અન્નછત્રમાંથી તેમને ખાવાનું મળે તેવો બદોબસ્ત થયો. એટલે તેઓ ન્યાય, વેદાંત, વ્યાકરણ. સાહિત્યશાસ્ત્ર તથા કેટલીક ગાયનવિદ્યાનો અભ્યાસ ઘણી ઝડપથી કરવા લાગ્યા. આ સ્થિતિમાં તેમણે આશરે ૪ વર્ષ ગાળ્યાં. બાદ સને ૧૮૫૮ માં એ સંસ્થાન ખાલસા થવાથી તેમને મળતી દદ બધ થઇ. તેથી ન્યાયશાસ્ત્રનો અધુરો રહેલો અભ્યાસ પૂરો કરવા માટે તેમને પુને પડ્યુ. ત્યાં તેમણે મહાપડિત ભિકુશાસ્ત્રી ગોડબોલે પાસે ન્યાયશાસ્ત્રનું પૂર્ણ અધ્યયન એ વખતે દક્ષિણના રેવન્યુ કમિશનરના નિરસ્તેદાર રા. રા. રામરાવ તાડપત્રી નામના માણુ ગૃહસ્થે ભીમાચાર્યજીને થોડી ઘણી પૈસાની મદદ કરી હતી. તેથી તેમના ન્હાના વામનાચાર્ય ઝળકીકરને પાસે રાખી વિદ્યાભ્યાસ કરાવતા હતા. જેઓ "ડેક્કન કૉલેજ" માં સસ્કૃત ભાષાના પ્રોફેસર છે.

પછી પ્રસિદ્ધ પંડિત, શીઘ્રકવિ **શ્રી ગટ્ટુલાલજીને** ન્યાયશાસ્ત્રના ગ્રંથો **શીખવતા** આ અવસરમાં તેમને જરાક સ્વતંત્રપણાનો લાભ મળ્યો, અને પૈસા **સંબંધી હાથ પણ** જરા છૂટો થવા માંડ્યો. જેથી તેઓ પોતાના માતાપિતાની સાથે **રહીને ગૃહસંસાર** ચલાવવા લાગ્યા.

ઇ. સ. ૧૮૬૪ ની સાલમાં તેઓ મુંબઇની એલ્ફિન્સ્ટન કૉલેજના સંસ્કૃત અને ઉત્તર પ્રાંતના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર **ડૉક્ટર બુલ્લર** સાહેબનું ખાનગી કરવામાં દરમાસે રૂ ૩૦ ના પગારથી રહ્યા હતા. વિદ્વાન ડૉક્ટર બુલ્લર સાહેબે યોગ્ય કદર જાણીને ઘણી મેહેનતે ઇ. સ. ૧૮૬૮ ના માર્ચ માસમાં એલ્ફિન્સ્ટન કૉ તેમને જગો અપાવી. ત્યાં "બી, એ," તથા એમ, એ," વગેરે કલાસના **વિદ્યાર્થીઓને** ન્યાય, વૈશેષિક, અને વેદાંત વગેરે **ષડ્દર્શનો,** તથા મિતાક્ષરા, વિરમિત્રોદય વગેરે **ધર્મશાસ્ત્રના** ગ્રંથો; તથા કાવ્યપ્રકાશ, રસગંગાધર, અને કાદંબરી જેવા **કાવ્ય** ગ્રંથો; તેમજ શાકુંતલ, માલતીમાધવ વગેરે **નાટક** ગ્રંથો શીખવતા હતા. અને હાલમાં પણ શીખવે છે.

ઇ. સ. ૧૮૭૩માં તેમણે **ન્યાયકોશ** રચીને પૂરો કર્યો છે. આ કોશ સંપૂર્ણ કરવા માટે તેમણે ૭ વર્ષ સુધી ઘણીજ મેહેનત લીધી હતી. આ ગ્રંથ સરકારી કેળવણી ખાતાએ છપાવી પ્રસિદ્ધ કર્યો છે. ઇ. સ. ૧૮૭૫ની સાલમાં મૂર્તિપૂજાના સંબંધમાં પ્રસિદ્ધ **સ્વામી શ્રી દયાનંદસરસ્વતી** તથા પંડિત **શ્રી ગટ્ટુલાલજી** વચ્ચે ખૂબ વાદવિવાદ ચાલતો હતો, ત્યારે એ વાદમાં સરપંચની જગોએ પંડિત ભીમાચાર્યને નિમવામાં આવ્યા હતા. છેવટે એ વાદમાં મૂર્તિપૂજા સિદ્ધ થવાથી તેમણે **મૂર્તિપૂજામંડન** અથવા **વેદાર્થોદ્ધાર** નામે ગ્રંથ રચેલો છે.

ઇ. સ. ૧૮૭૭ ની સાલમાં પુનાના વૈષ્ણવ સંપ્રદાયના આચાર્ય શ્રી મધ્વાચાર્યની ગાદી ઉપરના સત્યપરાયણ **શ્રીપાદ સ્વામીએ** પંડિત ભીમાચાર્યને કરવસ્ત્ર, કરદીપ, અને સુંબોજ્ય તથા મુંબઇના મઠનો અધિકાર સોંપ્યો હતો. અને ૧૮૭૮માં **શિવમહાપુરાણની** તેમણે સંસ્કૃતમાં વ્યાખ્યા કરી હતી. ઇ. સ. ૧૮૭૯માં તેમની પ્રિય પત્નીનો સ્વર્ગવાસ થયો; તેમ છતાં તેમણે ફરીને લગ્ન કર્યું નહિ. તેમની આખી જીંદગીમાં તેમણે ૧૩ વર્ષ સુધી ગૃહસ્થાશ્રમ ભોગવ્યો હતો. હાલમાં તેમને ૩ પુત્રી તથા ૧ પુત્ર છે. ઇ. સ. ૧૮૮૪માં તેમણે **"ન્યાયસિદ્ધાંત મુક્તાવલી"** નું મરાઠી ભાષાંતર કર્યું હતું. તે ગ્રંથ **"ન્યાયભારતી"** ને નામે પ્રસિદ્ધ છે. આ ગ્રંથ પૂર્ણ કરવા માટે તેમને પાંચ વર્ષ લાગ્યાં હતાં. તેમની વિદ્વતાથી પ્રસન્ન થઇને નામદાર હિંદુસ્થાનની સરકારે તેમને ઇ. સ. ૧૮૮૮ના જાનેવારી માસમાં **"મહામહોપાધ્યાય"** નામે મોટી પદ્દી બક્ષિસ કરી હતી. આ ઇલકાબ આપતી વખતે એટલે ૧૮૮૯ ના જુલાઇ માસની ૨૦મી તારીખે પુના શેહેરમાં મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. જેમાં નામદાર મુંબઇના ગવર્નર **લાર્ડ રે** તથા મહારાણી વિક્ટોરિયાના પુત્ર ડ્યૂક ઑફ્ કૅનાટ અને બીજા રાજા **રજવાડાઓ** બિરાજ્યા હતા. એજ સાલમાં શ્રી શંકરાચાર્ય (મઠ શૃંગેરી) તરફથી ન્યાય તથા **વેદાંત** શાસ્ત્રમાં સંભાષણ કર્યા બદલ તેમને શાલજોડા વગેરેની બક્ષિસ તથા પુષ્કળ **સન્માન** આપવામાં આવ્યું હતું અને ૧૮૯૨ માં તેઓ કાશી પ્રયાગ, અયોધ્યા વગેરે **પવિત્ર** ધા-

મોની મહા યાત્રા કરી આવ્યા હતા. ઇ. સ. ૧૮૯૩-૯૪ માં તેમણે **ન્યાયકોશની*** **બીજી** આવૃત્તિ કહાડી હતી; જેમાં લાગટ ૮ વર્ષ સુધી શારીરિક તથા માનસિક મેહેનત પુષ્કળ લીધી હતી. "હિંદુયૂનિયન ક્લબ" નામની વિદ્વાન મંડળીમાં તેમણે ૩ વ્યાખ્યાનો આપ્યાં છે; તે પણ શાસ્ત્રીય વિષયો ઉપર છે. હાલમાં તેઓ **"હિંદુધર્મવ્યવસ્થાપક"** નામની સભાના અધ્યક્ષ છે.

પંડિત ભીમાચાર્યજીના ચરિત્ર ઉપરથી જણાય છે કે તેઓ ન્હાનપણમાં ગરીબ સ્થિતિમાં હોવા છતાં મહા કષ્ટ વેઠીને તેમણે વિદ્યારૂપી ધન સંપાદન કર્યું હતું. અને તેમ કરતાં તેમને ધીરજ, દ્રઢતા, અને ઉદ્યોગીપણાની કઠિન પરીક્ષાની કસોટી ઉપર ચઢવું પડ્યું હતું. અને તેમાં પૂર્ણ જય મેળવ્યો હતો. ત્યાર પછી તેમણે પોતાના આત્મબળે સ્વાશ્રયથી વધીને મોટી કીર્તિ મેળવી છે. એવા પુરૂષોની આત્મશક્તિને ધન્ય છે!

---

# જસ્ટીસ મી. નાનાભાઈ હરિદાસ.

આ પ્રસિદ્ધ પુરૂષનો જન્મ તા. ૮ મી સપટેમ્બર સન ૧૮૩૨ માં સુરતમાં થયો હતો. તેમના પિતાનુ નામ **હરિદાસ** હતું. તેઓ સુરતના રહીશ ન્નાતે વાલ્મિકી કાયસ્થ બ્રાહ્મણ હતા. મી. નાનાભાઇએ પોતાની બાલ્યાવસ્થામાં સારો વિદ્યાભ્યાસ કર્યો હતો, અને પોતે નિરાધાર હોવાથી કોઇની સહાય મળતાં તેને આગળ વધાર્યો હતો. ગુજરાતી ભાષા ઉપરાંત ફારસી, મરાઠી અને ઇંગ્રેજી ભાષાઓનું જ્ઞાન પણ તેમણે સારૂં મેળવ્યું હતું. પોતાના પ્રશસનિય અભ્યાસ તથા ઉંચા પ્રકારની ચાલચલણનું સર્ટિફિકેટ મેળવી સને ૧૮૫૦ માં મુંબઇ જઇને એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. ત્યાંની વાર્ષિક પરીક્ષામાં ઉંચા નંબરનાં ઇનામો સંપાદન કરવા સાથે કલેર અને વેસ્ટની સ્કૉલરશિપ તેમણે મેળવી હતી. સને ૧૮૫૨ માં તેમણે સુપ્રિમકૉર્ટના દુભાષિયાની પરીક્ષા આપી તે હોદ્દો મેળવ્યો હતો. સને ૧૮૫૫ માં સરકારે ઉઘાડેલા લૉ કલાસમાં દાખલ થઇને પરીક્ષા આપી, તેમાં તેઓ પહેલે નંબરે પાસ થયા હતા. સને ૧૮૫૭ માં મુનસફની, અને સને ૧૮૫૯ માં લૉ સ્કુલની છેવટની પરીક્ષા તેમણે પસાર કરી હતી. ત્યાર પછી સિવિલક્રિમિનલ અને પિનલકોડનું ગુજરાતી ભાષાંતર કરવાનું કામ સરકાર તરફથી તેમને સોંપવામાં આવ્યું હતું. સને ૧૮૬૦ માં તેમણે મુંબઇની યુનિવર્સિટિમાં મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી.

સન ૧૮૬૧ માં સરકારે તેમને અમદાવાદ કૉલેજમાં પ્રિન્સિપાલ અને લૉ પ્રોફેસરનો હોદ્દો આપવાની માગણી કરી હતી, પણ તે વખતે સુપ્રિમકૉર્ટના ચિફજસ્ટિસ **સર મેથ્યુસાર્સે** તેમને જૂદા ન પાડવાને જબરી હઠ લીધાથી તેઓ ત્યાંજ રહ્યા હતા. સને ૧૮૬૧ માં તેમણે સદર અદાલતમાં વકિલનું કામ કરવાની સનદ મેળવી હતી. સને ૧૮૬૨ માં સદર અદાલતને "સુપ્રીમકૉર્ટ" નું નામ બદલી "હાઇકૉર્ટ" નામ આપવામાં આવ્યું, ત્યારે એ કૉર્ટના અપેલેન્ટસાઇડના તર્જુમા ખાતામાં મોટા પગારથી તેમને રાખ-

* આ કોશમાં શાસ્ત્રીય પારિભાષિક શબ્દો ૧૮૯૨ છે, પૃષ્ઠો ૧૧૩૬ છે, અને ગ્રંથ સંખ્યા ૧૦૪૮૪ છે.

ખતે જીવતી ભાષા હતી' એ વિષયપર ઇંગ્રેજીમાં એક નિબંધ વાંચ્યો હતો. જે તે સભામાં બિરાજેલા પંડિતોને ઘણોજ પ્રિય થઇ પડયો હતો. તે નિબંધ કૉન્ગ્રેસના રીપૉર્ટમાં છપાવી પ્રસિદ્ધ કરેલો છે. એ વર્ષના છેલા માસમાં ઇંગ્લાંડના પ્રખ્યાત અને માજી વડા પ્રધાન મી. ગ્લાડસ્ટને પોતાના હાવર્ડન કેસ્ટલ મધ્યેના રહેઠાણમાં શ્યામજીને બોલાવીને તેમની મુલાકાત લેઇ બહુ માન આપ્યું હતું. વળી ત્યાંની 'એમ્પાયર કલબ' માં તેમણે ઑનરરી મેમ્બર તરીકે સારૂં માન મેળવ્યું હતું. જે કલબમાં લૉર્ડ ડફ્રીનને હિંદના વાઇસરૉયની પદ્વી મળ્યા પહેલાં આમંત્રણ થયેલું હતું, અને તે વખતે પંડિત શ્યામજી સાથે લૉર્ડ ડફ્રીનની મુલાકાત પણ થઇ હતી.

સને ૧૮૮૨ માં પંડિત શ્યામજીએ બેલિયલ કૉલેજમાં બી. એ.ની ડીગ્રી મેળવી હતી; જે કૉલેજના મી. ઇલ્બર્ટ અને પ્રોફેસર વર્ડસવર્થ વગેરે મેમ્બરો છે. સને ૧૮૮૩ માં જ્યારે ઓક્ષફર્ડમાં મોટું એક્ઝીબિશન (પ્રદર્શન) થયું હતું, તે વખતે પંડિત શ્યામજીની લૉર્ડ નોર્થબ્રુકે નામદાર મહારાણીશ્રીના પાટવી કુંવર પ્રિન્સ ઓફ વેલ્સની સાથે ઓળખાણ કરાવી હતી. એજ વર્ષના સપ્ટેમ્બર માસમાં લંડનની ઓરિયેન્ટલ કૉન્ગ્રેસમાં હિંદના પ્રધાને તેમનેજ બીજીવાર હિંદના પ્રતિનિધિ તરીકે મોકલ્યા હતા. આ ઉપરથી જણાશે કે પૂર્વ દેશની વિદ્યાના પંડિતોની કૉન્ગ્રેસમાં જો કોઇ પણ દેશી પંડિતને હિંદના પ્રધાને બે વખત મોકલ્યો હોય તો તે પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા છે. લંડનની એ કૉન્ગ્રેસમાં તેમણે 'પ્રાચીન હિંદમાં લખવાનો ઉપયોગ' એ વિષયપર ઇંગ્રેજીમાં એક નિબંધ વાંચ્યો હતો, જે કૉન્ગ્રેસમાં બિરાજેલા જૂદા જૂદા દેશના પંડિતોએ બહુ લક્ષ પૂર્વક શ્રવણ કર્યો હતો, અને તે પોતાના સંગ્રહમાં છપાવી પ્રસિદ્ધ કર્યો હતો.

સને ૧૮૮૩ ના નવેમ્બર માસમાં મુંબઇના આગલા ગવર્નર સર બાર્ટલ ફ્રીયરની દરખાસ્ત ઉપરથી પંડિત શ્યામજી ઇંગ્લાંડની રૉયલ એશિયાટીક સોસાઇટીના મેમ્બર થયા હતા. તેઓ સને ૧૮૮૪ માં ત્રણ મહિનાની રજાપર ડૉક્ટર મોનિયર વિલિયમ્સની સાથે આ દેશમાં પાછા આવ્યા હતા; અને કલકત્તે જઇને નામદાર લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ રીપન પાસેથી હિંદના વતનીઓને ઇંગ્લાંડમાં જવાનું સુલભ કરી આપવા તથા સ્કોલરશીપ આપીને પણ ત્યાં મોકલાવવા માટેનું સૅંકશન મેળવ્યું હતું. આ દેશમાં આશરે બે મહિના રહી પંડિત શ્યામજી પોતાનાં પત્ની સહીત ઇંગ્લાંડ ગયા હતા, જે વખતે મી. ગ્લાડસ્ટને તેમને પુનઃ પોતાના હાવર્ડન કેસ્ટલ મધ્યેના રહેઠાણમાં આમંત્રણ કર્યું હતું, ત્યાં પંડિત શ્યામજી પોતાનાં પત્ની સહિત ગયા હતા.

સને ૧૮૮૪ માં તેઓ બારીસ્ટરની પરીક્ષામાં પસાર થયા હતા, અને સને ૧૮૮૫ ના પ્રારંભમાં જે સ્ટીમરમાં પ્રખ્યાત રાજદ્વારી લૉર્ડ રેન્ડોલ્ફ ચર્ચીલ હિંદની મુસાફરીએ આવવા સારૂં નીકળ્યો હતો, તે જ સ્ટીમરમાં પંડિત શ્યામજી પોતાનાં પત્ની સાથે ઇંગ્લાંડથી અત્રે પાછા ફર્યા હતા. અહિં આવ્યા પછી તેમને રતલામના દિવાનની પદવી મળી હતી, જે માટે દેશી તેમજ ઇંગ્રેજી વર્તમાનપત્રોએ એક સરખી પ્રશંસા કરી હતી. અને ભૂજ તથા માંડવીના રહેવાસીઓ તરફથી તેમને માનપત્રો આપવામાં આવ્યાં હતાં, જેમાં એક લાયક નરની યોગ્ય સ્તુતિ કરવામાં આવી છે.

પંડિત શ્યામજીનાં પત્ની પણ ગુજરાતી, ઇંગ્રેજી, અને હિંદીભાષાનું સારૂં જ્ઞાન ધરાવે છે. તેઓ મુંબઇના પ્રતિષ્ઠિત ગૃહસ્થ મી. છબીલદાસ લલ્લુભાઇનાં પુત્રી થાય છે, લૉર્ડ ડફ્રીન પોતાનાં પત્ની લેડી ડફ્રીન સાથે સને ૧૮૮૫ માં મધ્ય હિંદુસ્થાનને પ્રવાસે નિકળ્યા હતા, તે વખતે જ્યારે ઇંદોર મધ્યે લેડી ડફ્રીને નામદાર હોલકરનાં મહારાણીની મુલાકાત લીધી, તે પ્રસંગે હોલકરનાં મહારાણીને ઇંગ્રેજીમાંથી હિંદીભાષામાં સમજાવવા માટે પંડિત શ્યામજીનાં પત્નીને બોલાવવામાં આવ્યાં હતાં.

દેશીઓમાં ઓક્ષફર્ડની યુનિવર્સિટિની **એમ. એ.** ની ડીગ્રી હાલ સુધીમાં પંડિત શ્યામજી સિવાય બીજા કોઇ પણ દેશીએ મેળવેલી લાગતી નથી. પંડિત શ્યામજીએ યૂરોપ મધે ફ્રાન્સ, જર્મની, બેલજિયમ, ઇટાલી, અને આસ્ત્રીયા વગેરે જાણીતા દેશોની મુસાફરી કરેલી છે. રતલામના રાજ્યમાં દિવાનપદ ઉપર નિમાયા પછી તેમણે રાજા તથા પ્રજાના લાભો માટે બની શકે તેટલો પ્રયત્ન કર્યો હતો. ત્યાર બાદ તેમણે પોતાની ખુશીથી એ હોદ્દો છોડયો હતો. તે વખતે ત્યાંના મહારાજાએ તેમની ઉત્તમ સેવાની કદર જાણીને સારૂં ઇનામ આપ્યું હતું. રતલામથી નીકળ્યા પછી કેટલોક વખત તેઓ મુંબઈમાં રહ્યા હતા. અને ત્યાંથી અજમેરમાં રહીને પોતાનો બારિસ્ટરનો સ્વતંત્ર ધંધો ચલાવવો શરૂ કર્યો હતો. ત્યાં થોડાજ સમયમાં તેમણે પોતાની વિદ્વતાનો પ્રકાશ એવો તો પાડયો કે તેમની ખ્યાતિ આખા રજપૂતાનામાં પ્રસરી ગઇ. લોકો માનવા લાગ્યા કે, રજપૂતાનામાં એક ખરેખર રત્ન આવ્યું છે. અજમેરની **આર્યસમાજે** તેમની પંડિતાઇથી મોહ પામીને એક મોટી સભા સમક્ષ સારાં સ્તુતિ વચનોથી ભરપુર '**માનપત્ર**' આપ્યું હતું. પંડિત શ્યામજી કૃષ્ણવર્માની કીર્તિનો આ પ્રકાશ મેવાડના પ્રસિદ્ધ રાજસ્થાન **ઉદેપુર** માં સત્વર પહોચ્યો. તેજ વખતે ત્યાંના નામદાર મહારાણાજીએ તેમને બોલાવીને રાજકુમારના ગાર્ડિયન અથવા મુખ્ય શિક્ષક, અને '**મેવાડ કૌન્સિલ**' ના સભાસદનું મોટું પદ આપ્યું હતું. એ માન ભરેલો હોદ્દો તેમણે કેટલીક મુદત સુધી પૂર્ણ યશથી ભોગવ્યા બાદ જ્યારે સને **૧૮૯૫** ના જાનેવારી માસમાં જૂનાગઢના મરહુમ દિવાન **રાવબહાદુર હરિદાસ વિહારીદાસે** પોતાના હોદાનું રાજીનામુ આપીને પેન્શન લીધું, ત્યારે નામદાર જૂનાગઢના નવાબ સાહેબે પોતાના મુખ્ય પ્રધાનનું પદ પંડિત શ્યામજી કૃષ્ણવર્માને આપ્યું હતું. એ જગો ઉપર તેઓ માત્ર ૯ મહિના સુધીજ રહ્યા હતા. ત્યાર બાદ તેઓ ઉદેપુરના "કૌન્સિલર" ની પોતાની અસલ જગો ઉપર ગયા હતા. ત્યારથી અદ્યાપિ સુધી ત્યાંજ છે. થોડીક મુદત ઉપર જ્યારે વડોદરાના દિવાન **દિવાન બહાદુર મણિભાઇ જશભાઇએ** પોતાનો હોદ્દો છોડયો, ત્યારે એ મહાન્ પદ ઉપર પંડિત શ્યામજીની નિમનોક થવાની વાત સર્વત્ર ચર્ચાઇ હતી. પરંતુ હાલ તે વાત બંધ રહેલી જણાય છે.

---

## સરદાર રા. બા. ભોળાનાથ સારાભાઈ.

આ પ્રસિદ્ધ વિદ્વાન પુરૂષનો જન્મ સંવત ૧૮૭૮ ના શ્રાવણ શુદ ૫ **એટલે સને** ૧૮૨૩ ના જુલાઇ મહિનાની ૨૨ મી તારીખે વડોદરામાં થયો હતો. તેઓ **અમદાવાદના**

રહીશ જાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા તેમનું કુળ ગુજરાતના વડનગરા નાગર માં અસલના વખતથી યશ અને ખ્યાતિ પામતું આવેલું છે. તેમ સરકારમાં તથા માં પણ તેમના પૂર્વજોએ સારૂં માન મેળવ્યું છે. છેક પાદશાહી વખતમાં, તેમ અમલમાં, અને નામદાર ઇંગ્રેજ સરકારના રાજ્યમાં તેમના કુટુંબના જે જે પુરૂષો સેવામાં હતા, તેમની હુશિયારી, વિદ્વતા, અને રાજ્યભક્તિને માટે સરકાર તરફથી ની ઘણીજ તારિફ કરવામાં આવેલી છે. રા. ભોળાનાથના પિતા રા. સારાભાઇને વડોદરા રેસીડેન્સીમાં દરમાસે રૂ ૫૦૦ ના પગારની જગો મળેલી હતી. ત્યાં તેમણે ઉત્તમ કાર્ય કરીતે સારો યશ સંપાદન કર્યો હતો. જ્યારે તેમણે પોતાના હોદ્દાનું રાજીનામું આપીને પેન્શન લીધુ, ત્યારે નામદાર ઇંગ્રેજ સરકાર તરફથી તેમને અમદાવાદ શાહિબાગમાં મોટો દરબાર ભરીને એક સોનાનો "ચાંદ" બક્ષિસ કરવામાં આવ્યો હતો. એટલુંજ નહિ પરંતુ તેમની ઉત્તમ સેવાથી પ્રસન્ન થઇને નામદાર ઇંગ્રેજ સરકારે તેમને અમદાવાદની પાસેનું નિકોલ નામે ગામ વંશપરંપરા બક્ષિસ આપેલું છે. તેમજ રાધનપુરના નવાબ સાહેબ શ્રી જોરાવરખાનજીએ ધનોરા નામે ગામ ઇનામ. આપેલું છે. એ બંને ગામોની ઉપજ અદ્યાપિ સુધી તેમના વંશજો ખાય છે.

રા. ભોળાનાથને કેળવણી લેવાના વખતમાં અમદાવાદમાં ઇંગ્રેજી કે ગુજરાતી નિશાળો નહોતી, પણ એક યુરોપિયન ગૃહસ્થ પોતે ખાનગી ઇંગ્રેજી નિશાળ ચલાવતો હતો, તેમાં તેમણે ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યો હતો. ગુજરાતી તો સ્વભાષા એટલે તે બરોબર આવડતીજ હતી. તેમ શાસ્ત્રી પાસેથી તેઓ સંસ્કૃત શીખ્યા હતા, અને વાંચવાનો મહાવરો ઘણો રાખ્યો હતો, તેથી પુરાણો વગેરે પુસ્તકો તથા વેદની ટીકા ઇત્યાદિ સારી રીતે સમજી શકતા હતા. ઋક્ સંહિતા તો ઘણી ખરી તેમને જીભાગ્રે થઇ ગઇ હતી. કાવ્ય નાટક વગેરેનાં પુસ્તકો પણ જોયાં હતાં. સર્વ કરતાં તેમણે ફારસી ભાષામાં ઘણીજ પ્રવિણતા મેળવી હતી. તેની સાથે આરબી ભાષાનું પણ થોડુંક જ્ઞાન થયું હતું. પોતાના પિતાને ફારસી ઉત્તમ રીતે આવડતું હતું, તેથી પ્રથમ તેમનીજ પાસે અભ્યાસ શરૂ કર્યો હતો. વડોદરામાં જન્મ થયેલો અને પ્રથમનાં આઠ વર્ષ ત્યાં ગાળ્યાથી મરાઠી ભાષાનું જ્ઞાન પણ તેમને સારૂં થયું હતું. પિતાની પાસે ફારસી શરૂ કર્યાં પછી મુનશી જાલિયુદ્દીન પાસે બરોબર અભ્યાસ કર્યો હતો. ગુરૂ શિક્ષા તો એ પ્રમાણે હતી. પરંતુ પોતાની તીવ્ર બુદ્ધિથી તથા અધ્યયનના નિરંતર પ્રયાસને લીધે તેમનું સર્વ પ્રકારનું જ્ઞાન પરિપક્વ દશાએ પહોંચ્યું હતું. અને ઉંચા પ્રકારની કેળવણીથી મનને જે ખરેખરો સંસ્કાર મળે છે, તે તેમણે મેળવ્યો હતો.

તેમણે સરકારી નોકરીમાં દાખલ થતા પહેલાં બે માસ સુધી અમદાવાદમાં દીવાની અદાલતમાં ઉમેદવાર તરીકે કામ કર્યું હતું. તે પછી અમદાવાદમાં કાયદાની પરીક્ષા આપી તેમાં પાસ થયા હતા. સને ૧૮૪૪ ના ફેબ્રુવારી માસમાં તેમને અમદાવાદમાં મુનસફની જગો મળી હતી. ત્યાંથી કપડવણજ, ઉમરેઠ, અને ખેડામાં એમ અનુક્રમે તેમની બદલી થઇ હતી. ખેડામાં સને ૧૮૬૩-૬૪ સુધી તેઓ રહ્યા હતા. તેટલા વખતમાં તેમણે સરકારી નોકરી બહુજ ઉત્સાહથી અને એક નિષ્ઠાથી કરી હતી. નોકરીના દરમિયાન મુનસ-

ક્ષ્ની પરીક્ષા લેવાને મુબાઇમાં તેમને પરીક્ષક તરિકે બેવાર નિમ્યા હતા. સને ૧૮૬૩-૬૪ માં તેમની બદલી ખેડેથી અમદાવાદ થઇ હતી. અને સને ૧૮૬૫ માં સુરતમાં "પ્રીન્સીપાલ સદર અમીન" નો તેમને મોટા હોદ્દો મળ્યો હતો. ત્યાં ચાર વર્ષ રહ્યા પછી સને ૧૮૬૯ માં તેમની થાણે બદલી થઇ હતી. ત્યાં ગયા પછી થોડા વખતમાં તેમના બીજા પુત્ર રા. આપારાવનું ૨૭ વર્ષની કાચી વયે અચાનક મૃત્યું થયું હતું. એ મહાખેદકારક બનાવથી તેમનું ચિત્ત નોકરી ઉપરથી ઉઠી ગયું હતું. તેથી તેમણે ખેડે બદલી કરાવી. ખેડામાં તેઓ સને ૧૮૭૪ ના અકટોબર માસ સુધી રહ્યા હતા. તે પછી તેઓ પેન્શન લેઇને વાનપ્રસ્થ થયા હતા. તે વખતે ભૂજની દિવાનગરી સ્વિકારવા સારૂં ત્યાંના મહારાવ શ્રી તરફથી તેમને પુછવામાં આવ્યું હતું. પણ એ વાત તેમને અરૂચિકર હતી, તેથી એ પદવી તેમણે સ્વીકારી નહિ. કેમકે સાર્વજનિક લાભનાં કાર્યામાં પોતાનો સમય રોકવાની તેમની ઇચ્છા હતી.

જે જે સ્થળે નોકરીને સબબે તેઓ ગયેલા, ત્યાં સરકારી નોકરી સિવાય લોકોપયોગી કાર્યોમાં પણ તેમણે લક્ષ બહુ આપ્યું હતું. નિશાળો, લાઇબ્રેરીઓ, અને ધર્મશાળાઓ વગેરે સ્થપાવવામાં તેઓ તન, મન, અને ધનથી મદદ કરતા હતા. તેમજ ગરીબ લોકોને અન્ન વસ્ત્ર આપીને તેમનાં દુઃખ નિવારણ કરતા હતા. વળી પોતાના નમ્ર અને માયાળું સ્વભાવને લીધે સર્વ ઠેકાણે સરકારી તથા ખાનગી લોકોની ઘણીજ પ્રીતિ તેમણે મેળવી હતી. જેટલી પ્રીતિ અને માન લોકો તરફથી તેમણે મેળવ્યું હતું, તેટલીજ પ્રીતિ અને માન સરકાર તરફથી પણ મેળવ્યું હતું. અધિકાર છોડ્યા પછી સરકારે તેમના ઉત્તમ ગુણોની કદર કરીને તેમને "રાવબહાદુર" નો ખિતાબ તથા એક દુશાલાના ખિલતની બક્ષિસ કરી હતી. તે પછી તેમને દક્ષિણના બીજા વર્ગના "સરદાર" ની પદવી સરકારે આપી હતી.

સને ૧૮૭૫ માં નામદાર મહારાણીશ્રીના પાટવી કુંવર નામદાર પ્રિન્સ ઑફ્ વેલ્સ હિંદુસ્થાનના પ્રવાસે પધાર્યા, ત્યારે સરકાર તરફથી તેમને મુંબાઇ જવાનું ખાસ આમંત્રણ થયું હતું. તેજ પ્રમાણે સને ૧૮૭૭ માં નામદાર મહારાણીશ્રી વિક્ટોરિઆએ "કૈસરે-હિંદ" નો ખિતાબ ધારણ કર્યો, ત્યારે દિલ્હીના ભવ્ય મેળાવડામાં જવાને તેમને સરકાર તરફથી આમંત્રણ થયું હતું. જો કે તે અવસર ઉપર તેમનાથી ત્યાં જઇ શકાયું નહોતું, તોપણ હિંદુસ્થાનના નામદાર વાઇસરૉય તરફથી એક સર્ટિફીકેટ તેમને આપવામાં આવ્યું હતું. ત્યાર પછી સને ૧૮૮૨ માં અમદાવાદની મ્યુનિસીપાલિટિમાં સરકાર તરફના તેમને મેમ્બર નિમવામાં આવ્યા હતા. પણ એ કામ તેમના ધર્મ વ્યવસાયમાં ખલેલ કરશે, એમ ધારી એક વર્ષ પછી તે જગોનું તેમણે રાજીનામું આપ્યું હતું. સને ૧૮૮૦ માં સરકારે તેમને કેળવણીખાતાની ગુજરાતી બુક કમિટીના મેમ્બર નિમ્યા હતા; તે મરણ પર્યંત રહ્યા હતા. તેઓ અમદાવાદ ડીસ્ટ્રીક્ટ લોકલ બોર્ડના પણ મેમ્બર હતા. સરકારી નોકરી છોડ્યા પછી પણ આ તરેહના સંબંધ સિવાય પણ સરકાર સાથે તેમને ઘણો સંબધ હતો. મોટા મોટા સાંસારિક તથા સ્થાનિક સ્વરાજ્યના વિષયો સબંધી સરકાર તરફથી તેમની સલાહ પુછવામાં આવતી હતી. આ સર્વે માન તેમને સરકારી નોકરીમાં મળ્યું હતું. પરંતુ સર-

તેમના મહાન્ પ્રયાસને લીધેજ છે. અને એજ તેમની કીર્ત્તિનો હદ પાયો છે. ગુજરાતના ધર્મ સુધારાને માટે તેમણે કરેલો ભગિરથ પ્રયત્ન અપૂર્વ તથા અસાધારણ છે. ધર્મ ધારણાને તેઓ એટલું મહત્વ આપતા કે ભારત પ્રજાનો ખરો ઉત્કર્ષ જે ઐક્ય ઉપર આધાર રાખે છે, તે ઐક્ય ધર્મના ઐક્ય વિના થવું અશક્ય છે, એમ તેઓ માનતા હતા. આવાજ કારણને લીધે રાજ્યકિય બાબતના ઉત્કર્ષને સબંધે વિશેષ લક્ષ ન આપતાં ઉત્કર્ષના મૂળ કારણ ભૂત ધર્મના ઉત્કર્ષ તરફ એકાગ્ર ચિત્ત લગાડતા. સાંસારિક સુધારાને પણ આજ કારણને લીધે પ્રધાનતા આપતા હતા. ઘણું કરીને ગુજરાતના દરેક નાના ગામડામાં પણ ઘણી હોંશથી વચાતું **"ઇશ્વર પ્રાર્થનામાળા"** નામે પુસ્તક એ મહા પુરૂષે રચેલું છે. એ પુસ્તકની રચના એવી સરળને કવિતા એવી રસિક તથા મનોરંજક છે કે, સર્વ કોઇ અતિ ઉમગથી તેનો આદર કરે છે. તેમની કવિતા શકિતનું અનુમાન કરવાને એ પ્રાર્થનામાળાના પુસ્તકની કૃતિ એક નમુનો છે. જ્યાં સુધી એ અમૂલ્ય પુસ્તકની હયાતી હશે, ત્યાં સુધી એના વિદ્વાન કર્ત્તાની કિર્ત્તિ પણ કાયમ રહેશેજ. પ્રાર્થનામાળા સિવાય બીજાં પણ ધર્મ સંબંધી પુસ્તકો તેમણે રચીને સમાજને નામે પ્રસિદ્ધ કર્યાં છે. સને ૧૮૪૫ માં **"ગુજરાત વર્નાકયુલર સોસાઇટી"** સ્થપાઇ ત્યારથી તેમણે એના ઉત્કર્ષને માટે ઘણી મેહેનત કરેલી છે. તેમના મરહુમ પુત્ર રા. આપારાવની યાદગીરીના ફંડમાં તેમણે રૂ ૧૦૦૦૦ આપીને અમદાવાદમાં **"આપારાવ લાઇબ્રેરી"** સ્થાપી છે. એ સિવાય તેમણે, ગુજરાત કૉલેજના ફંડમાં રૂ ૩૦૦૦ ભર્યા હતા. તેઓ પુનર્વિવાહને ઉત્તેજન આપતા હતા. પાર્થનાસમાજના તથા બાળલગ્નનિષેધક મંડળીના તેઓ અધ્યક્ષ હતા. તેમને કલકત્તાની **"આદિ બ્રહ્મસમાજ"** ના પૂર્વ પ્રધાનાચાર્ય **મહાર્ષિ** **નાથ ઠાકોર** તથા **બાબુ કેશવચદ્ર સેન, બાબુ પ્રતાપચંદ્ર** અને **પંડિત** **સરસ્વતી** વગેરે મહાન્ પુરૂષોની સાથે સારો પરિચય હતો. તેમની સાથે તેમણે ધર્મચર્ચા કરીને સત્ય ધર્મ વિષે સંશોધન કર્યું હતું.

રા. બા. ભોળાનાથ હમેશાં જે જે કાર્ય કરતા, તેની પોતે નોંધ રાખતા હતા. અને વ્યવહારમાં જે જે દોષ તેમના જોવામાં આવતા, તે દૂર કરવા પ્રયત્ન કરતા હતા. હિંદુઓના બીજા સર્વ દોષ કરતાં બાળલગ્ન ઉપર તેમને ઘણીજ અપ્રીતિ હતી. વિધવા વિવાહનો પ્રચાર થાય, એવી તેમની અતઃકરણથી ઇચ્છા હતી, તોપણ તેની દુઃસાધ્યતા તેમના લક્ષમાં હતી. જ્ઞાતિ બધનથી આ દેશને ઘણી હાનિ થઈ છે, એ તેમની વિવેક બુદ્ધિમાં આવી ચુકયું હતું. તે સિવાય બીજા વ્યવહારિક દોષ જેથી જનમંડળના ઉન્નતિ માર્ગમાં ક્રમ સ્ખલિત થાય છે, એમ તેમને લાગતું તે સર્વ નિવારણ કરવાને નિરંતર ચિંતાગ્રસ્ત રહેતા હતા. સર્વ દોષ દૂર થઇ જનમડળને સંસ્કાર મળવાને વિદ્યાના પ્રચારની ઘણી આવશ્યકતા છે, એવું તેઓ માનતા, અને સ્ત્રી શિક્ષણને સારૂ વિશેષ ઉત્સુકતા બતાવતા હતા.

રાજ્ય પ્રકરણનો કોલાહલ તેમને પસદ નહોતો. અસલથી ચાલ્યો આવેલો રાજા પ્રજાનો સંપ્રદાય તથા જ્ઞાનવાનૂ હોય તે સામાન્ય જન ઉપર સત્તા ચલાવે એ રૂઢ અભિપ્રાયનુ તે અનુમોદન કરતા હોય એમ જણાતુ. તોપણ પ્રજાએ નમ્રતા પૂર્વક કરેલી યોગ્ય માગણી તરફ લક્ષ આપવાનો રાજ્ય કર્ત્તાનો ધર્મ છે, એમ ઘણીવાર કહેતા. તેઓ ...

દઢ રાજ્યભક્ત હતા, તેમજ લોકહિતૈષિ પણ હતા. તેમણે કાશી, પ્રયાગ, કલકત્તા વગેરે ઘણેક સ્થળે મુસાફરી કરી હતી તે વખતે તેમના જાણવામા તથા જોવામા જે કાઇ નવું આવેલું તે સર્વની તેમણે પોતાની રોજનીશીમા નોંધ કરી રાખી છે.

આ મહા પુરૂષ સાડા ત્રણ માસની સખ્ત બિમારી ભોગવીને તા ૧૧ મે સને ૧૮૮૬, સંવત ૧૯૪૨ ના વૈશાખ શુદ ૮ મગળવારને દિવસે સ્વર્ગવાસી થયા છે. તેમની પછવાડે ત્રણ પુત્ર અને બે પુત્રીઓ હયાત છે. તેઓમા રા. બા. નૃસિંહરાવને થોડા વર્ષ ઉપર સરકારે સ્ટેચ્યુટરી સિવિલસરવંટ નિમ્યા છે, ને હાલ તેઓ નાશિકમાં સેશન જડજના માનવંતા હોદ્દા ઉપર છે. રા. રા. ભીમરાવ તથા રા. રા. કૃષ્ણરાવ પણ સારા કેળવાયેલા વિદ્વાન લેખક છે.

---

# રા. બા. શેઠ બેહેચરદાસ અંબાઇદાસ.

## સી. એસ. આઇ.

આ સખી ગૃહસ્થનો જન્મ અમદાવાદમાં સને ૧૮૧૮ના વર્ષમાં થયો હતો. તેમના પિતાનુ નામ અંબાઇદાસ હતું. તેઓ જ્ઞાતે કૈડવા કણબી હતા. શેઠ બેહેચરદાસે શરૂઆતમાં ગુજરાતી કેળવણી ખાનગી શાળામાં, અને ઇંગ્રેજી કેળવણી કપ્તન કર્નેલીના હાથ નીચે લીધી હતી કારણ કે એ વખતે સરકારી નિશાળો નહોતી. એ સિવાય તેઓ સરકૃત, મરાઠી, હિંદુસ્થાની, અને ઉર્દુ ભાષા પણ જાણતા હતા. તેમના પિતા શેઠ અબાઇદાસ પુરૂષોત્તમદાસ પેશ્વા, ગાયકવાડ અને બ્રિટિશ સરકારના અમલદારોને નાણાં ધીરવાનું કામ કરતા હતા. તેથી તેઓ "લશ્કરી"નું ઉપનામ પામ્યા છે. તેમના પિતાના વેપારને લીધેજ શેઠ બેહેચરદાસે પોતાની મેળે ઉપર લખેલી ભાષાઓનુ જ્ઞાન મેળવ્યુ હતું. તેમના પિતા અમરેલી, રાજકોટ, ભૂજ, ડીસા, વગેરે ઠેકાણે વેપાર કરતા હતા. તેમના વડીલોએ મુસલમાન સરકારની એક નિષ્ઠાથી નોકરી બજાવેલી, તેના બદલામાં તેમને હાથીના જેવા બહાદૂર પાલકાબ સાથે બે ગામ, વડસર અને ડીગોચા મળ્યા હતાં.

શેઠ બેહેચરદાસ પોતાની હિમ્મત, ધીરજ, અને ખતથી ઘણી ઉંચ સ્થિતિએ પહોચ્યા હતા. સને ૧૮૩૫ થી ૧૮૪૫ સુધી તેમણે મિલિટરી (લશ્કરી) ખાતામાં ઇંગ્રેજી ઑફીસનુ કામ કર્યું હતું સને ૧૮૪૬મા તેમના પિતાનું મૃત્યુ થવાથી તે નોકરી છોડીને પોતાના પિતાના ધંધામાં તેમણે મન પરોવ્યું હતું. પંજાબની લડાઇના વખતમા, અને સને ૧૮૫૭ના મોટા બળવાના વખતમાં તેમણે નામદાર ઇંગ્રેજ સરકારને ઘણી કીમતી મદદ કરી હતી. વળી ઇંગ્રેજી તથા દેશી અમલદારોને નાણા ધીરવાનું કામ બજાવ્યુ હતું. તે સાથી તેમણે મુબઇમા યુરોપિયન પેઢિયોને નાણા ધીરનાર દલાલ તરીકે કામ કરીને સારી પ્રતિષ્ઠા મેળવી હતી ત્યાર બાદ તેમણે પોતાની પેઢીની શાખાઓ નસીરાબાદ, ધોલેરા, અને વઢવાણ વગેરે સ્થળોએ સ્થાપી હતી. અને રૂ તથા અનાજ વગેરે બહાર ગામ મોકલવાનો તેમજ પરદેશથી ધાતુ, કાપડ, વગેરે માલ મગાવવાનો વેપાર ચલાવતા હતા તે સિવાય તેમણે સને ૧૮૬૫માં અમદાવાદમાં કાપડ વણવાનું તથા રૂ કાતવાનું કારખાનુ સ્થાપ્યું હતું.

અને જ્ઞાન સંપાદન કરવાની શરૂઆત શાળામાં થાય છે, તેને વધારવાને નિશાળની બ-
હાર અને નિશાળેથી ઉઠીને ધંધામાં પડ્યા પછી પ્રયત્ન જારી રાખવો જોઇએ.
ત્યારથી તેમણે પોતાની પાસે શીખેલા વિદ્યાર્થીઓને મંડળીઓ સ્થાપવાનો માર્ગ દેખાડ્યો.
ઇંગ્રેજી તથા દેશી ભાષાઓમાં નિબંધો લખી સભામાં વાંચવા, તથા ભાષણ કરવાં, અને
તે વિષે ચર્ચા કરવી, એ પોતાની કેળવણી તથા વિદ્યામાં ઉમેરો કરવાનો ઉત્તમ માર્ગ છે.
એ કામમાં પ્રોફેસર રીડનો ઉપકાર આપણા ઉપર મોટો છે. "સ્ટુડંટસ સોસા'
અને તેની શાખાઓને ઉત્તેજન આપવામાં તેણે ઘણી મેહેનત કરી હતી. એ સોસાઇટીની
એક શાખાનું નામ "ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી" હતું. એ મંડળીમાં નિબંધો
વંચાતા, તે સાંભળવાને માસ્તરો, વિદ્યાર્થીઓ, અને સદ્દગૃહસ્થો ભેગા થતા હતા. જ્ઞાન
મેળવવાને લોભી મનના કરસનદાસને આ મંડળીએ આકર્ષણ કર્યું. કેટલાકનાં મન મંદ,
કઠિન, અને બિકણ હોય છે, ખરૂં ખોટું તેમનાથી ઝટ પરખાતું નથી, સુબોધની અસર
તેમનાપર ઉતાવળે થતી નથી, અને થયા પછી સુધારો કરવાને ડરે છે. કરસનદાસનું મન
એથી ઉલટી પ્રકૃતિનું હતું. પુસ્તકો વાંચવાથી તથા શેઠ દાદાભાઇ નવરોજજી અને દા-
ક્તર ભાઉ દાજી વગેરે વિદ્વાનોના મુખનાં ભાષણો સાંભળીને તેમનું મન જાગૃત થયું. બ્રા-
હ્મણ વાણીઆની જ્ઞાતિમાં નિર્દોષ બાળવિધવા ઉપર અન્યાય, જૂલમ, અને ક્રૂરતાથી
થતી પીડા દૂર કરવા માટે સુરતમાં બહાદૂર મેહેતાજી દુર્ગારામ મંછારામે પ્રયત્ન જા-
રી કર્યો હતો. એ વિષે "ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળીમાં ચર્ચા ચાલી, અને એ વિષે
ઉત્તમ નિબંધ લખનારને રૂ ૧૫૦ નું ઇનામ આપવા માટે એક પારસી ગૃહસ્થે માથે લી-
ધું, અને સભાએ એ વાત પ્રકટ કરી. તે ઉપરથી કરસનદાસને એ નિબંધ લખવાનું મન
થયું, અને કેટલોક ભાગ લખ્યો પણ ખરો. પરંતુ એ કામ તેમને વિપરીત થઇ પડ્યું,
તેમનું પોષણ કરનાર તેમની માની કાકી એ કામની શત્રુ હતી, તેથી કરસનદાસ એ
નિબંધ ગુપ્ત રીતે લખતા હતા. પરંતુ ભાવિ બળવાન છે. તેમણે લખેલાં પાનાં પરના
ગ્રંથ ભાભીએ તેમના ટેબલમાંથી ચોરીને કાકીને આપ્યાં. તેમાં લખેલો વિષય જાણવાથી

વધી, અને એવાં બીજા અનેક વિઘ્નોથી પોતાની ઇચ્છા છતાં, વિદ્યાર્થી દશા ભોગવી અભ્યાસ વધારી શકાતો નથી. પરંતુ તેમણે નિરાશ થવું ન જોઇએ. સકટ સામે બાકરી બાંધી તેને ટક્કર મારવી જોઇએ. વીરવિદ્યાર્થીને સંકટ પણ સહાયકારક થઇ પડે છે. સંકટના શીર ઉપર ચઢનારને ઉચ્ચ ફળ મળે છે. સંકટથી નાસનારનો નાશ થાય છે, અને સન્મુખ થનારનો પ્રકાશ થાય છે. કરસનદાસ બાળવિધવાનાં દુઃખ સબંધી જે નિબંધ લખતાં કાકીના કોપમાં આવી પડ્યા હતા, તે નિબંધનું શું થયું, તે કાંઇ જણાતું નથી. એ વિષય ઉપર કવિશ્વર દલપતરામે રચેલો "પુનર્વિવાહ પ્રબંધ" યોગ્ય જણાયાથી જ્ઞાનપ્રસારક મંડળીએ કવિને ઇનામ આપી ન નામે છપાવ્યો હતો.

થોડા વખત પછી "**બુદ્ધિ વર્ધક હિંદુસભા**" નામે એક ત્રીજી શાખા સ્થાપવામાં આવી હતી. એ સભાની સમક્ષ કરસનદાસે સને ૧૮૫૭ માં પ્રથમ દેશાટન વિષે નિબંધ રચીને વાંચી સભળાવ્યો હતો. એ નિબંધની ખૂબી અને તે વાંચવાની છટાથી તેમની મનશક્તિ અને બુદ્ધિની પરીક્ષા થઇ માન વધ્યું હતું. કેટલાક ગૃહસ્થોએ આશ્રય આપીને એ નિબંધ છપાવ્યો, તેથી કરસનદાસને બહુ ઉત્તેજન મળ્યુ, અને તેમને લખવાની ઉત્કંઠા વધી. બુદ્ધિવર્ધક સભાના તેઓ પ્રથમ સભાસદ માત્ર હતા, ત્યાંથી ચઢી હવે અધિકારી મંડળમાં આવ્યા. આ વેળાથી તેમના મનનો ઉત્સાહ સચેત થયો, તે સદા સતેજ રહ્યો જણાય છે. હવે કરસનદાસની ખ્યાતિ વધતી ચાલી. તેમને શ્રીમાન્ પરોપકારી શેઠ ગોકલદાસ તેજપાળે સ્થાપેલા ધર્માદા વિદ્યાલયમાં મુખ્ય શિક્ષા ગુરૂનુ સ્થાન મળ્યું. તેથી નિર્વાહની ચિંતા દૂર થઇ; એટલે તેઓ એકામ ચિત્તે દેશ સુધારાના કામમાં પ્રવૃત્ત થયા. આ અવસરે કેટલાક ગૃહસ્થોએ પોતાની શક્તિનો સયોગ કરી બુદ્ધિવર્ધક સભા દ્વારાએ સારાં ફળ ઉત્પન્ન કરવાનો આરંભ કર્યો. અને થોડાજ વખતમાં કુમારશાળાઓ તથા કન્યાશાળાઓ સ્થપાઈ, તેમ પુસ્તકશાળાઓ અને હુન્નરશાળાઓ સંબંધી ચર્ચા ચાલી, તથા બાધસો થવા માંડચાં. એ સર્વેમાં મી. કરસનદાસ સામીલ હતા. સુધારો અને વૃદ્ધિનું મુખ્ય સાધન જે વર્તમાનપત્ર-જે વિદ્યાનુ વાહન, રાજ્યનું નેત્ર, પ્રજાની ઢાલ, વ્યાપારનો દૂત, અરે આખી પૃથ્વીના સારનો ભંડાર-તેનો પણ એ સમયે અરૂણોદય થયો. તેમાં "**રાસ્તગોફતાર**" પત્રે સારા ઉંચ કુળમાં જન્મ લીધો હતો. તેની સાથે કરસનદાસે પ્રથમ સંબધ કર્યો. તેમાં પ્રથમ તેમણે ગુર્જર આર્ય સંબંધી લખાણુ કરવા માંડ્યું. તે સમય એવો હતો કે, કરસનદાસ જેવા ઉમંગી પુરૂષના મનમાં લખાણના ઉભરા સમાઇ શકે નહિ. એક તરફ અધકારમાં રહેલા જુના વિચારના લોક, અને બીજી તરફ પ્રકાશથી અંજાઇ ગયેલા જુવાન વિદ્યાર્થીઓ હતા, એટલે બીજાનું પાસુ જોઇ તુલના કરવી, એવી સ્થિરતા અને સ્થિતિ તેવામાં નજર હોય. કરસનદાસનું વિશેષ લક્ષ ગુર્જરોની સસાર સ્થિતિ તરફ દોડયુ; અને તેમાં ઘણા દોષો જણાયાથી પ્રથમ તેના ઉપર તેણે ધમારો કરવા ધાર્યો. તેમાં મુખ્ય સાધન વર્તમાનપત્ર ગણી તે કઢાડવા નિશ્ચય કર્યો. પછી પ્રખ્યાત શેઠ મંગળદાસ નથુભાઇએ તે કામમાં ધનનો આશ્રય આપવા માન્ય કર્યાથી સને ૧૮૫૫ માં "**સત્યપ્રકાશ**" નામે અઠવાડિયા પત્ર તેમણે કઢાડ્યું. તેવામાં વૈષ્ણવોની પેઠે બ્રાહ્મણોએ ભૂલેશ્વરમાં છપ્પનભોગ કર્યાં. શિવનિર્માલ્ય હોય તે શાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણોએ ઉપયોગમાં ન આણવું

અને જ્ઞાન સંપાદન કરવાની શરૂઆત શાળામાં થાય છે, તેને વધારવાને નિશાળની બ્હાર અને નિશાળેથી ઉઠીને ધંધામાં પડ્યા પછી પ્રયત્ન જારી રાખવો જોઇએ.

ત્યારથી તેમણે પોતાની પાસે શીખેલા વિદ્યાર્થીઓને મંડળીઓ સ્થાપવાનો માર્ગ દેખાડ્યો. ઇંગ્રેજી તથા દેશી ભાષાઓમાં નિબંધો લખી સભામાં વાંચવા, તથા ભાષણ કરવાં, અને તે વિષે ચર્ચા કરવી, એ પોતાની કેળવણી તથા વિદ્યામાં ઉમેરો કરવાનો ઉત્તમ માર્ગ છે. એ કામમાં પ્રોફેસર રીડનો ઉપકાર આપણા ઉપર મોટો છે. "સ્ટુડંટસ સોસાઇટી" અને તેની શાખાઓને ઉત્તેજન આપવામાં તેણે ઘણી મેહેનત કરી હતી. એ સોસાઇટીની એક શાખાનું નામ "ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળી" હતું. એ મંડળીમાં નિબંધો વંચાતા, તે સાંભળવાને માસ્તરો, વિદ્યાર્થીઓ, અને સદ્ગૃહસ્થો ભેગા થતા હતાં. જ્ઞાન મેળવવાને લોભી મનના કરસનદાસને આ મંડળીએ આકર્ષણ કર્યું. કેટલાકનાં મન મંદ, કઠિન, અને બિકણ હોય છે, ખરૂં ખોટું તેમનાથી ઝટ પરખાતું નથી, સુબોધની અસર તેમનાપર ઉતાવળે થતી નથી, અને થયા પછી સુધારો કરવાને ડરે છે. કરસનદાસનું મન એથી ઉલટી પ્રકૃતિનું હતું. પુસ્તકો વાંચવાથી તથા શેઠ દાદાભાઇ નવરોજજી અને ડાક્તર ભાઉ દાજી વગેરે વિદ્વાનોના મુખનાં ભાષણો સાંભળીને તેમનું મન જાગૃત થયું. બ્રાહ્મણ વાણીઆની જ્ઞાતિમાં નિર્દોષ બાળવિધવા ઉપર અન્યાય, જુલમ, અને ક્રૂરતાથી થતી પીડા દૂર કરવા માટે સુરતમાં બહાદૂર મેહેતાજી દુર્ગારામ મછારામે પ્રયત્ન જારી કર્યો હતો. એ વિષે "ગુજરાતી જ્ઞાન પ્રસારક મંડળીમાં ચર્ચા ચાલી, અને એ વિષે ઉત્તમ નિબંધ લખનારને રૂ ૧૫૦ નું ઇનામ આપવા માટે એક પારસી ગૃહસ્થે માથે લીધુ, અને સભાએ એ વાત પ્રકટ કરી. તે ઉપરથી કરસનદાસને એ નિબંધ લખવાનું મન થયું, અને કેટલોક ભાગ લખ્યો પણ ખરો. પરંતુ એ કામ તેમને વિપરીત થઇ પડ્યું, તેમનું પોષણ કરનાર તેમની માની કાકી એ કામની શત્રુ હતી, તેથી કરસનદાસ એ નિબંધ ગુપ્ત રીતે લખતા હતા. પરંતુ ભાવિ બળવાન છે. તેમણે લખેલાં પાનાં ઘરના કોઇ માણસે તેમના ટેબલમાંથી ચોરીને કાકીને આપ્યાં. તેમાં લખેલો વિષય જાણવાથી કાકીનો ગુસ્સો હદ પાર વધી પડ્યો. તેનું ફળ એ થયું કે, તેમણે કરસનદાસને પોતાના ઘરમાંથી રજા આપી. એથી કરસનદાસને ઘણું ખમવું પડ્યું. તેમના પિતાએ ફરી લગ્ન કરેલું તથા ઘણાં વર્ષો વિના પુત્ર દૂર રહેલા તેથી પિતાને ત્યાં પણ તેમનો સમાસ થાય તેમ નહોતું. એ રીતે તેઓ મોટી વિટંબનામાં આવી પડ્યા. પરંતુ વિપત્તિનેજ માત્ર વિપત્તિ નડે છે, પણ શરીરને તો તે મદદકારી થઇ પડે છે. જો કે કરસનદાસને મોસા-

વાથી, અને એવાં બીજા અનેક વિઘ્નોથી પોતાની ઇચ્છા છતાં, વિદ્યાર્થી દશા ભોગવી અભ્યાસ વધારી શકાતો નથી. પરંતુ તેમણે નિરાશ થવું ન જોઇએ. સંકટ સામે બાકરી બાંધી તેને ટક્કર મારવી જોઇએ વીરવિદ્યાર્થીને સંકટ પણ સહાયકારક થઇ પડે છે. સંકટના શીર ઉપર ચઢનારને ઉચ્ચ ફળ મળે છે. સંકટથી નાસનારનો નાશ થાય છે, અને સન્મુખ થનારનો પ્રકાશ થાય છે. કરસનદાસ બાળવિધવાનાં દુઃખ સબંધી જે નિબંધ લખતાં કાકીના કોપમાં આવી પડ્યા હતા, તે નિબંધનું શું થયુ, તે કાંઇ જણાતું નથી. એ વિષય ઉપર કવિશ્વર દલપતરામે રચેલો " પુનર્વિવાહ પ્રબંધ " યોગ્ય જણાયાથી જ્ઞાનપ્રસારક મંડળીએ કવિને ઇનામ આપી ન નામે છપાવ્યો હતો.

થોડા વખત પછી " બુદ્ધિ વર્ધક હિંદુસભા " નામે એક ત્રીજી શાખા સ્થાપવામાં આવી હતી. એ સભાની સમક્ષ કરસનદાસે સને ૧૮૫૩ માં પ્રથમ દેશાટન વિષે નિબંધ રચીને વાંચી સભળાવ્યો હતો. એ નિબંધની ખૂબી અને તે વાંચવાની છટાથી તેમની મનશક્તિ અને બુદ્ધિની પરીક્ષા થઇ માન વધ્યુ હતું. કેટલાક ગૃહસ્થોએ આશ્રય આપીને એ નિબંધ છપાવ્યો, તેથી કરસનદાસને બહુ ઉત્તેજન મળ્યું, અને તેમને લખવાની ઉત્કંઠા વધી. બુદ્ધિવર્ધક સભાના તેઓ પ્રથમ સભાસદ માત્ર હતા, ત્યાંથી ચઢી હવે અધિકારી મંડળમાં આવ્યા. આ વેળાથી તેમના મનનો ઉત્સાહ સચેત થયો, તે સદા સતેજ રહ્યો જણાય છે. હવે કરસનદાસની ખ્યાતિ વધતી ચાલી. તેમને શ્રીમાન્ પરોપકારી શેઠ ગોકલદાસ તેજપાળે સ્થાપેલા ધર્માદા વિદ્યાલયમાં મુખ્ય શિક્ષા ગુરૂનુ સ્થાન મળ્યું. તેથી નિર્વાહની ચિંતા દૂર થઇ; એટલે તેઓ એકાગ્ર ચિત્તે દેશ સુધારાના કામમાં પ્રવૃત્ત થયા. આ અવસરે કેટલાક ગૃહસ્થોએ પોતાની શક્તિનો સંયોગ કરી બુદ્ધિવર્ધક સભા દ્વારાએ સારાં ફળ ઉત્પન્ન કરવાનો આરંભ કર્યો અને થોડાજ વખતમાં કુમારશાળાઓ તથા કન્યાશાળાઓ સ્થપાઇ, તેમ પુસ્તકશાળાઓ અને હુન્નરશાળાઓ સંબંધી ચર્ચા ચાલી, તથા ભાષણો થવા માંડયાં. એ સર્વેમા મી. કરસનદાસ સામીલ હતા. સુધારો અને વૃદ્ધિનુ મુખ્ય સાધન જે વર્તમાનપત્ર-જે વિદ્યાનુ વાહન, રાજાનું નેત્ર, પ્રજાની ઢાલ, વ્યાપારનો દૂત, અને આખી પૃથ્વીના સારનો ભંડાર-તેનો પણ એ સમયે અરૂણોદય થયો. તેમાં " રાસ્તગોફ્તાર " પત્રે સારા ઉંચ કુળમાં જન્મ લીધો હતો. તેની સાથે કરસનદાસે પ્રથમ સંબંધ કર્યો. તેમાં પ્રથમ તેમણે ગુર્જર આર્ય સબંધી લખાણ કરવા માંડયું. તે સમય એવો હતો કે, કરસનદાસ જેવા ઉમંગી પુરૂષના મનમાં લખાણના ઉભરા સમાઇ શકે નહિ. એક તરફ અંધકારમાં રહેલા જૂના વિચારના લોક, અને બીજી તરફ પ્રકાશથી અંજાઇ ગયેલા જુવાન વિદ્યાર્થીઓ હતા, એટલે બીજાનું પાસુ જોઇ તુલના કરવી, એવી સ્થિરતા અને સ્થિતિ તેવામાં નજ હોય. કરસનદાસનું વિશેષ લક્ષ ગુર્જરોની સંસાર સ્થિતિ તરફ દોડયુ; અને તેમાં ઘણા દોષો જણાયાથી પ્રથમ તેના ઉપર તેણે ધસારો કરવા ધાર્યો. તેમાં મુખ્ય સાધન વર્તમાનપત્ર ગણી તે કહાડવા નિશ્ચય કર્યો. પછી પ્રખ્યાત શેઠ મંગળદાસ નથુભાઇએ તે કામમાં ધનનો આશ્રય આપવા માન્ય કર્યાથી સને ૧૮૫૫ માં " સત્યપ્રકાશ " નામે અઠવાડિયા પત્ર તેમણે કહાડયું. તેવામાં વૈષ્ણવોની પેઠે બ્રાહ્મણોએ ભૂલેશ્વરમાં છપ્પનભોગ કર્યા. શિવનિર્માલ્ય હોય તે શાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણોએ ઉપયોગમાં ન આણવું

જોઇએ, એવી ચર્ચા વૈષ્ણવોએ ઉઠાવી. તેથી શિવમાર્ગી અને વૈષ્ણવ માર્ગી જુના વચ્ચે વૈર બંધાયું. એની વિરૂદ્ધતામાં ત્રીજાને લાભ થવાનો પૂરો સંભવ સમજી મી. કરસનદાસે "સત્યપ્રકાશ" દ્વારાએ જુની અનીતિ અને કુરીતિના ગાળા નરમ કરવા માંડ્યા. તેમાં ડા. મથુરાદાસ લવજી અને શેઠ લક્ષ્મીદાસ ખીમજી આદિ કરસનદાસના .. થયા. આ સંધિમાં વૈષ્ણવોએ કરસનદાસને રૂ ૧૦,૦૦૦ ની લાંચ આપી તેમનું મુખ કરવા માગ્યું, પરંતુ તેમણે પ્રમાણિકપણું બતાવી એવી ભારે ભેટનો પણ તિરસ્કાર હતો. ધન્ય છે! કરસનદાસની નિર્લોભ વૃત્તિને!

બુદ્ધિ વર્ધક સભા તરફથી સને ૧૮૫૬ માં "બુદ્ધિ વર્ધક ગ્રંથ" પ્રકટ થયો; તે સમયે સભાના મુખ્ય રા. પ્રાણલાલ મથુરાદાસ તથા રા. મોહનલાલ રણછોડદાસ પરદેશ ગયાથી શેઠ ગંગાદાસ કિશોરદાસ, શેઠ કરસનદાસ માધવદાસ, શેઠ ઝવેરીલાલ ઉમિયાશંકર, અને કવિ નર્મદાશંકર આદિ તરી આવ્યા જણાય છે. પણ તે પછી તુરત મી. કરસનદાસ મુલજી અને રાવસાહેબ મહીપતરામ રૂપરામ એ સભાના સ્તંભરૂપ થઇ પડ્યા હતા. થોડા વખત પછી વળી એ સભામાં મતભેદ થવાથી મી. કરસનદાસ તથા રા. મહીપતરામ દૂર થયા, અને રા. નાનાભાઇ હરિદાસ તથા શેઠ કસનદાસ માધવદાસ દાખલ થયા.

સને ૧૮૫૬–૫૭ માં મી. કરસનદાસના કામથી પ્રસન્ન થઇને મી. હોપ સાહેબે તેમને ડીસાની ઇંગ્રેજી નિશાળના હેડમાસ્તરની જગો આપી, તેથી તેઓ ત્યાં ગયા. અને સત્યપ્રકાશનું આધિપત્ય રા. મહીપતરામને આપ્યું; તેમને વળી અમદાવાદ જવાનું થયાથી તેમણે તે કામ રા. ઝવેરીલાલને સોપ્યુ. ડીસે જતી વેળાએ બુદ્ધિવર્ધક સભા તરફથી મી. કરસનદાસને "માનપત્ર" મળ્યું હતું, તે ઉપરથી જણાય છે કે તેમના શ્રમના ગુણ જાણવામાં આવ્યો હતો. ડીસામાં કરસનદાસના શરીરની પ્રકૃતિ બગડવાથી દાક્તરનું ઔષધ ખાવા માંડ્યું. તે દાક્તરે તેમને માસ ખાવાની ભલામણ કરી, પણ તેમ કર તેમણે સાફ ના પાડી. પાણી ફેર કરવાના વિચારથી દાક્તર પાસે "સર્ટિફીકેટ" મા પણ એ આડા દાક્તરે ન આપ્યું. તેથી નોકરી છોડીને દશ મહિનામાં તેઓ પાછા મુંબઇ આવ્યા, અને સત્યપ્રકાશનુ કામ સંભાળી લીધું. એટલા ટુંકા અવસરમાં પણ કરસનદાસે પોતાના ચિન્હથી ડીસાવાસીઓને અંકિત કર્યા જણાય છે. ત્યાં એક સભા સ્થાપિને "નીતિબોધક" નામે માસિક પત્ર કહાડ્યું હતું. તેના માત્ર ત્રણજ અંક નીકળ્યા જણાય છે.

સત્યપ્રકાશને લીધે મી. કરસનદાસની સત્તા બહુ વધી, અને તેમની ગરજ ઘણા જણને પડવા લાગી. તેવામાં એટલે સને ૧૮૫૮ માં એક ગોસ્વામીએ કોઇના ઉપર દાવો કર્યો, પણ પોતાને પવિત્ર ગણી હાઇકોર્ટમાં હાજર થવાની ગોસ્વામીએ ના પાડી. તે વિશે ભારે ચર્ચા ઉઠી. તેમાં મૂળ વાત તો બાજુએ રહી, અને ગોસ્વામીના પંથની અનીતિ, પુષ્ટિ માર્ગના દુરાચાર, અને ગોસ્વામી ગુરૂઓનુ અજ્ઞાન ઇત્યાદિ ઉપર ભારે ટીકાઓ થવાથી તે બધુ ઉઘાડું પડી ગયું. આ કામમાં પરભાષાનાં વર્તમાનપત્રોના કરતાં સત્યપ્રકાશના ઝપાટા ન ઝીલાઇ શકાય એવા હતા. કારણ કે કરસનદાસ પોતે વૈષ્ણવ હોવાથી ઘર ફુટ્યા જેવું થયું હતું સત્ય વેદધર્મને મૂર્ખ અને સ્વાર્થી પ્રાણિયો કોઇ કોઇ કાળે વાદળાંની પેઠે ઢાંકી દે છે. પછી પ્રસંગે પ્રત્યાઘાત થાય છે. તેને સમે નવા પક્ષ ઉત્પન્ન

ધાર આ વિલક્ષણ સમય ઉપર સુધારાવાળા અને જદુનાથજી જેવું વલણ પકડે, તેના ઉપર રહ્યો હતો. સર્વ કરતાં જદુનાથજી વધારે સૂક્ષ્મ સ્થિતિમાં હતા. કાં તો પોતાની ગોસ્વામી રૂપે અજ્ઞાનીઓ ઉપરની સત્તા સમૂળગી તેઓ ખૂવે; કે કાં તો સુધારાવાળાની ચઢતી સાથે મળી જઇ દેશ કાળને અનુસરતાં, સર્વથી શ્રેષ્ટ થઇ પડે. એવી સૂક્ષ્મ સ્થિતિમાં હતા, એટલુંજ નહિ પણ કદાચ તેમ કરતાં ચૂક્યા તો અંતરિયાળ લટકીને દુઃખમાં આવી પડે. આ સમયની જદુનાથજીની દીર્ઘ દૃષ્ટિ અને ધીરતા વખાણવા યોગ્ય લાગે છે. તેમણે સુરતમાં શાળા સ્થાપી હતી; અને વિદ્યાનો ઉદય તેઓ ઇચ્છે છે, એવી તેમની કીર્તિ મુંબઇમાં પ્રસરી હતી. એ વખતે જો કે નાગર બ્રાહ્મણ અને ક્ષત્રીગો આદિ અગ્રેસર જ્ઞાતિની સ્ત્રીઓ લખતાં વાંચતાં શીખતી હતી, પરંતુ અન્ય જ્ઞાતિની કન્યાઓને ભણાવવાની ધાણી છીટ હતી. શાસ્ત્રમાં તો સ્ત્રીઓ પણ પુરૂષોની માફક ભણી શકે એમ માનેલું છે, પરંતુ પાછળથી અજ્ઞાનતાને લીધે એ ઉત્તમ માર્ગ બંધ પડ્યો હતો. સારા સંસ્કારવાળા જદુનાથજી મહારાજે જોયું કે, કન્યાઓ ભણે તેમાં કાંઇ બાધ નથી. તેથી મુંબઇમાં જઇને એ મોટું કાર્ય તેમણે ઉમંગથી કર્યું. સર મંગળદાસની કન્યાશાળાના વાર્ષિક ઉત્સવમાં જદુનાથજીએ પ્રમુખ સ્થાને બિરાજી તે કામને ઉત્તેજન આપ્યું. વિદ્યાનો અલ્પ પ્રકાશ પણ એવો પ્રતાપી છે કે અંધકારનો એની મેળે નાશ થાય છે. સ્ત્રીકેળવણી એ સુધારાવાળાના મુખ્ય ઉદ્દેશમાંનો એક ઉદ્દેશ હતો.' તેવા કામને શત્રુના ઘરના અને વળી કુટુંબના પુરૂષની આવી સહાયતા મળવાથી સુધારાવાળા બહુ પ્રસન્ન થયા. જે સુધારાના વાદિત્ર "સત્યપ્રકાશ"માં ગોસ્વામીઓની નિંદા આવતી હતી, તેમાંજ જદુનાથજી મહારાજની સ્તુતિ ગવાવા માંડી. પરંતુ દુર્ભાગ્યે એ સર્વ થોડા વખતનેજ ' "તુરત ફુલે તે વેહેલું કરમાવા." એ કહેવ

એમ તેને ધેર્યો. "ગુલામીખત" ને નામે પ્રખ્યાત થયેલા લેખમાં એક કલમ એવી કે, ગોસ્વામીના વિરૂદ્ધ જે લખે તેને નાત બહાર મૂકવો. કરસનદાસના ઉપર ઘા કરવા માટેજ એ કલમ હતી. વર્ણાશ્રમના ઉપયોગી ભાગના અનેક વિભાગો કરી એ મૂળ લા-ભકારક વિવેકનો નાશકારક દુરૂપયોગ થઇ ગયો છે, તેનો પાશ સર્વથી દુઃખદાયક ગણાતો. તે ભયથી કરસનદાસ ત્રાસશે એમ ધારવામાં હતું. ગોસ્વામીઓ દૂર ન જોઇ શકતા, પણ કરસનદાસનાં નેત્રથી વિદ્યારૂપી દૂરદર્શક યંત્ર વેગળુ નહોતું. તેના પાસવાનો વિધવિધ હેતુથી તેને ઉષ્કેરે એવો હતા. ચઢતા લોહીવાળી પૂર યુવાવસ્થામાં કરસનદાસ હતા, તેથી તેને ઉત્તેજક વિચારો વધારે રૂચીકર હોય, એ સ્વાભાવિક છે. ધરડાં સગાંસહોદર પ્રતિબંધક વિચાર આપી તેમને વારે, તેમનાથી તો તેઓ પ્રથમથીજ દૂર થયા હતા. એટલે તેમનું મન ભંગ કરનાર કોઇ નહોતું. કર્તવ્યકર્મથી જે લાભ હાનિ થવાનાં તે વિષે વિચાર કરી તેણે 'કેશરિયાં કરવાનો' નિશ્ચય કર્યો. જે દિવસે એ લેખ થયો, ત્યાર ' રવિવારે "સત્યપ્રકાશ" નીકળવાનું તેની વચમાંના દિવસો બંને પક્ષવાળાને ઉજાગરે મારનાર, અને જોનારાઓને આતુર કરનાર થઇ પડ્યા હતા. એ રવિવારે સત્યપ્રકાશ કેવું ઉગશે, તે જોવા માટે સર્વ ટમટમી રહ્યાં હતાં; અને પોતપોતાની સમજ પ્રમાણે અનેક સંકલ્પ વિકલ્પ કરતાં હતાં. રવિવારે "સત્યપ્રકાશ" પ્રકટ્યું. વિયોગી વ્હાલાના મેળાપની વાટ જોઇ બેઠેલાં મનુષ્યોની આંખો જેમ તેને બહુ આતુરતાથી જોવા તલસે, તેમ તે રવિવારના સત્યપ્રકાશ વિષે હતું. પરંતુ પોતાની અનુકૂલતાને અનુસાર તેમાથી કોઇની આંખે મિત્ર દીઠો, અને કોઇની આંખે શત્રુ દીઠો. સત્યપ્રકાશમાં "ગુલામી ખત" ને પીલી નાખી તેનો કચરઘાણુ વાળી દીધો હતો; તેથી સુધારાવાળા રળિયાત થયા, અને ગોસ્વામીવાળા શોક પામ્યા. જે ખરેખરો અને લાગુ પડે એવો છેલ્લો ઉપાય ધારેલો તે પણ નિરર્થક થયો જોઇ ગોસ્વામીઓવાળામાં બગાણુ પડ્યું, અને કેટલાક ગોસ્વામીઓ નાઠા. તે જોઇને સુધારાવાળાઓમાં બળ આવ્યું, અને તેમની સંખ્યામાં પણ વધારો થવા માંડ્યો.

કરસનદાસે ડીગ્રેથી આવીને "એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુશન" ની શાખામાં નોકરી લીધી હતી.-કારણ કે એ સમયે વર્તમાનપત્રની બહુજ બાલ્યાવસ્થા હતી, તેની પેદાશ તો શું પરંતુ ખર્ચ પણ પૂરૂં થઇ શકતું નહોતું. બાલ્યાવસ્થા સર્વની હોય છે. પરંતુ જે સારા છે, તે યુવાવસ્થામાં અતિશય ફળ આપી કુટુંબ અને દેશનું પોષણ કરે છે. ભણાવવાનું કામ કઠિણ છતાં કરસનદાસ તે કામની સાથે દેશોપયોગી બીજાં કામ પણ કરતા હતા.

એ સમયે સુરતના ગોસ્વામી વ્રજરત્નજી મહારાજ બીજા ગોસ્વામીઓ કરતાં વિદ્વાન હતા. તેઓ મેહેતાજી દુર્ગારામ મંછારામ જેવા નવા સુધારાવાળાની સંગત રાખી દેશકાળમાં પડેલો ભેદ જાણવા પ્રયત્ન કરતા હતા. તેઓ વિદ્યાનું બળ સમજતા, તેથી પોતાના પુત્ર જદુનાથજીને વિદ્યાભ્યાસ કરાવતા હતા. તેથી જદુનાથજીને ઠીક સંસ્કાર થયા હતા. તેઓ બીજા ગોસ્વામીઓ કરતાં પોતાને વધારે સમજુ માની દેશકાળ પ્રમાણે અનુસરી યશ મેળવવાની ઇચ્છાથી સને ૧૮૬૦માં મુંબઇ પધાર્યાં હતા. આ સમય અપૂર્વ હતો. હવેનું કામ સત્તાધારીથી કરવું, કે મિત્રતાથી કરવું, કે શત્રુતાથી કરવું, તેનો આ-

ધાર આ વિલક્ષણ સમય ઉપર સુધારાવાળા અને જદુનાથજી જેવું વલણ પકડે, તેના ઉપર રહ્યો હતો. સર્વ કરતાં જદુનાથજી વધારે સૂક્ષ્મ સ્થિતિમાં હતા. કાં તો પોતાની ગોસ્વામી રૂપે અજ્ઞાનીઓ ઉપરની સત્તા સમૂળગી તેઓ ખૂવે; કે કાં તો સુધારાવાળાની ચડતી સાથે મળી જઇ દેશ કાળને અનુસરતાં, સર્વથી શ્રેષ્ટ થઇ પડે. એવી સૂક્ષ્મ સ્થિતિમાં હતા, એટલુંજ નહિ પણ કદાચ તેમ કરતાં ચૂક્યા તો અંતરિયાળ લટકીને દુઃખમાં આવી પડે. આ સમયની જદુનાથજીની દીર્ઘ દૃષ્ટિ અને ધીરતા વખાણવા યોગ્ય લાગે છે. તેમણે સુરતમાં શાળા સ્થાપી હતી; અને વિદ્યાનો ઉદય તેઓ ઇચ્છે છે, એવી તેમની કીર્ત્તિ મુંબઇમાં પ્રસરી હતી. એ વખતે જો કે નાગર બ્રાહ્મણ અને ક્ષત્રીયો આદિ અગ્રેસર જ્ઞાતિની સ્ત્રીઓ લખતાં વાંચતાં શીખતી હતી, પરંતુ અન્ય જ્ઞાતિની કન્યાઓને ભણાવવાની ઘણી છીટ હતી.શાસ્ત્રમાં તો સ્ત્રીઓ પણ પુરૂષોની માફક ભણી શકે એમ માનેલું છે, પરંતુ પાછળથી અજ્ઞાનતાને લીધે એ ઉત્તમ માર્ગ બંધ પડયો હતો. સારા સંસ્કારવાળા જદુનાથજી મહારાજે જોયું કે, કન્યાઓ ભણે તેમાં કાંઇ બાધ નથી. તેથી મુંબઇમાં જઇને એ મોટું કાર્ય તેમણે ઉમંગથી કર્યું. સર મંગળદાસની કન્યાશાળાના વાર્ષિક ઉત્સવમાં જદુનાથજીએ પ્રમુખ સ્થાને બિરાજી તે કામને ઉત્તેજન આપ્યું. વિદ્યાનો અલ્પ પ્રકાશ પણ એવો પ્રતાપી છે કે અંધકારનો એની મેળે નાશ થાય છે. સ્ત્રીકેળવણી એ સુધારાવાળાના મુખ્ય ઉદ્દેશમાંનો એક ઉદ્દેશ હતો.' તેવા કામને શત્રુના ઘરના અને વળી કુટુંબના પુરૂષની આવી સહાયતા મળવાથી સુધારાવાળા બહુ પ્રસન્ન થયા. જે સુધારાના વાદિત્ર "સત્યપ્રકાશ"માં ગોસ્વામીઓની નિંદા આવતી હતી, તેમાંજ જદુનાથજી મહારાજની સ્તુતિ ગવાવા માંડી. પરંતુ દુર્ભાગ્યે એ સર્વ થોડા વખતનેજ માટે હતું. "તુરત ફુલે તે વેહેલું કરમાવા." એ કહેવત કેવળ ખોટી નથી. કેટલાકનું એવું મત છે કે;-સુધારાવાળા સર્વ જુવાન તેથી થોડા અનુભવવાળા હતા. તેમનું મન ઉત્સાહથી દોડતું હતું; તેટલુંજ સામાનું પણ દોડતું જોઇએ, એમ તેઓ ધારતા હતા. પોતામાં જે વિદ્યાથી જે નવા વિચારોની ગતિ સ્ફુરી હતી, તે ગતિ સામામાં નથી, એ વાત તેઓ વિસરી ગયા હતા. તેથી બાળકની પેઠે થોડી વાર ડગલે ડગલે સામાને ચલાવવાને બદલે તેમણે દોડ ખેંચી કરવા માંડી હતી. તેમનું એ કામ અવિચારી હતું. ગમે તે હેતુથી જદુનાથજીએ સુધારાને ઉત્તેજન આપવાનો આરંભ કર્યો હતો તો, તેમને લાજ વળગાડી, ક્રમે ક્રમે સારા કામમાં જોડવા હતા. પરંતુ એક દમ ભડકાવી નાખવા નહોતા જોઇતા. સામાના મનોભાવ ચુંથી ન નાખતાં ક્ષમાવાન થઇ તેમને સારે માર્ગે દોરવા એ પોતાને વધારે સમજુ માનનારાનો મુખ્ય ધર્મ છે. ધીરતાથી ધાર્યું થાય, અને ઉતાવળથી ઉલટું થાય, એ વાત લક્ષમાં રાખવાની અગત્ય હતી. જે ઉનતા છોડને ભડકી જાય, તેણે તુરત હાથી બાંધવા જેવું કામ ન કરવું જોઇએ. આજી અનેક વાતો પડી મૂકીને કવિ નર્મદાશંકર આદિ સુધારાવાળાએ પુનર્વિવાહનો મોટો સવાલ આગળ આણ્યો. એથી વાત વિકરાળ થઇ પડી. જદુનાથજીના પક્ષવાળા કે જેમને પોતાના મહારાજ સુધારાના વિચારોમાં ખેંચાવા તે ગમતું નહિ તેઓ તેમને કહેવા લાગ્યા કે, સુધારાવાળા તો નાસ્તિક છે; તેમના છાંટા તેમને પણ લાગશે; તેઓ આંખમાં આપનાં પોંચો કરે એવા છે, ઇત્યાદિ.

પાસ ચાલી છેવટે એ નવે જણને દંડની શિક્ષા થઇ હતી. આ બનાવથી ગોસ્વામીઓ અને તેમના પક્ષપાતી શિષ્યોના ગાળા નરમ થઇ ગયા હતા.

સને ૧૮૬૨ ના જાન્યુવારી મહિનાની ૨૫ મી તારીખે સર માથ્યુસાસ અને સર જોસફ આર્નોલ્ડ એ બે પ્રવિણ ન્યાયાધીશોની આગલ ગોસ્વામી જદુનાથજી વિરૂદ્ધ કરસનદાસ તથા નાનાભાઇનુ કામ ચાલવાનો આરંભ થયો હતો, અને લગભગ ૨૩ દિવસ સુધી કામ ચાલ્યું હતુ તે ચાલતો કેસ જોવા માટે અરાડે વર્ણના લોક તથા ઇંગ્રેજ, પારસી, અને મુસલમાન આદી પરજાતિના લોકો ન્યાય ગ્રહમાં ખિચોખિચ ભરાતા હતા. સાતમે દિવસે મી. કરસનદાસનો ઉત્તર લેવામાં આવ્યો, તે પરીક્ષા બે દિવસ સુધી ચાલી હતી. વલ્લભ પંથના હિંદુસ્થાની ભાષામાં ઘણા ગ્રંથો છે, તે ઉપરથી સારી રીતે જાણીતા થઇને કરસનદાસે ઉત્તર આપ્યા હતા. નવમે દિને વાદીના પ્રતિનિધિ મી. બેલી બારીસ્ટરે તેમની પ્રતિપરીક્ષા લેવા માંડી, તેમાં પણ કરસનદાસ બિલકુલ ચલ્યા નહોતા. ઓગણીશમે દિવસે વાદી જદુનાથજીની પરીક્ષા ચાલી હતી. ગોસ્વામી ન્યાય સભામાં જુબાની આપવા આવે એ બનાવ તે વખતે ઘણોજ નવાઇ જેવો હતો. કરસનદાસ પાછળથી જેમ ગોસ્વામી પંથનાં શાસ્ત્રોની વાતો સાંભળી જાણીતા થયા હતા, તેમ જદુનાથજી પણ પાછળથી ઇંગ્રેજી રાજ્યરીતિથી જાણીતા થયા હોય, એમ તેમની એ વેળાની છટાથી જણાઇ આવતું હતું. ઓગણીશ અને વીસ એ બે દિવસ તેમની જુબાની ચાલી, તેમાં તેમણે ધીરતાથી ઉત્તરો આપ્યા હતા. પછી એજ દિવસના બાકીના ભાગથી, તેમની પ્રતિપરીક્ષા ચાલી હતી. તે લેનાર પ્રખ્યાત બારીસ્ટર મી. એન્સ્ટિ હતો—કે જે પ્રતિવાદી મી. કરસનદાસનો પ્રતિનિધિ હતો. તેની બોલવાની અને પુછવાની રીત એવી હતી કે, જો કોઇ કાચોપોચો હોય તો તેના ગાળા નરમ થઇ જાય. મી. એન્સ્ટિએ પોતાની બધી કળા આ સમયે વાપરી હતી. પરંતુ જદુનાથજી મહારાજને તે ગ્રાહ્ય ચલાવી શક્યો નહોતો. તેમાં જદુનાથજીના કેટલાક સમયોચિત ઉત્તર તો એવા હતા કે, તે સાંભળીને હરકોઇ પ્રસન્ન થાય. જેમકે;—"પૂર્ણ પુરૂષોત્તમ એ સંબોધન મહારાજોને વગાડવામાં આવે છે કે નહિ ?" એ પ્રશ્ન મી. એન્સ્ટિએ પુછ્યો હતો, તેના ઉત્તરમાં મહારાજે કહ્યું કે,—"હા, જેમ ન્યાયાધીશોને "માઇલૉર્ડ" કહે છે, તેમ મહારાજોને પૂર્ણ પુરૂષોત્તમ કહે છે." વળી મહારાજોના દોષ વૈષ્ણવોએ પ્રસિદ્ધ ન કરવા વિષેના પ્રશ્નનો ઉત્તર આપતાં જદુનાથજીએ કહ્યુ કે;—"કોઇના પણ દોષ ન જોવા એ એક સારી વાત છે." બાવીસમે દિવસે જદુનાથજીની પુનઃપરીક્ષા થઇ, તેમ બંને પક્ષના સાક્ષીઓ પુરા થયા. પછી મી. એન્સ્ટિનું ભાષણ ચાલ્યું તેણે આખો દિવસ ન્યાયામંદિરને ગજાવી મૂક્યું. તેનું વક્તૃત્વ, પ્રમાણો આપવાની શક્તિ, પ્રતિપક્ષનો ઘાત કરવાની અને સ્વપક્ષને સરસ દેખાડવાની યુક્તિ, એ કંઇ અસાધારણ હતાં. ત્રેવીસમે દિવસે મી બેલીએ વાદી પક્ષનું ભાષણ આપ્યું હતું અને તા. ૪ માર્ચ સને ૧૮૬૨ ને દિવસે કામની સમાપ્તિ થઇ હતી ત્યાર પછી તા. ૨૨ એપ્રીલ સને ૧૮૬૨ ના રોજ બંને ન્યાયાધીશો પોતાનો ફેસલો આપવા માટે ન્યાયમંદિરમાં બિરાજ્યા હતા. કેટલીક બાબતમાં એ બંને ન્યાયાધીશોમાં મતભેદ હતો. મુખ્ય ન્યાયાધીશ સર માથ્યુસાસે કંઇક અંશે જદુનાથજીના લાભમાં અને વધારે વિરૂદ્ધમાં

અભિપ્રાય આપ્યો. અને બીજા ન્યાયાધીશ સર આર્નોલ્ડે મી. કરસનદાસના તાનો અભિપ્રાય જાહેર કર્યો, પરંતુ મુખ્ય આર્યધર્મ વિષે તો તેમણે બહુ દર્શાવ્યું. આ કામમાં બંને પક્ષને મળીને રૂ ૬૦,૦૦૦ ખર્ચ થયું. તેમાંથી મૂળ દાવા ટલું એટલે લગભગ રૂ ૫૦,૦૦૦ વાદી જદુનાથજીને માથે પડયું, તેમ એ વિના બીજી હાનિઓ થઇ તે જૂદી.

ઉપરનો કેસ કે જે "મહારાજ લાઇબલ કેસ*" ને નામે સર્વત્ર પ્રસિદ્ધ છે, તેમાં મી. કરસનદાસની ફતેહ થવાથી તેમની કીર્તિ દેશ વિદેશમાં ઘણી પ્રસરી. ગણુ દેશીઓએ સભાઓ ભરી તેમને સન્માન આપી ગુણજ્ઞતા દેખાડી. દાકતર જેવા વિદેશી પંડિતે કરસનદાસને આ પ્રસંગે ભારે આશ્રય અને ઘણું ઉત્તેજન આપ્યું હતું. યુરોપિયન, પારસી અને દક્ષિણી આદિ ગૃહસ્થોએ કરસનદાસની ઘણીજ સ્તુતિ કરીને ધન્યવાદ આપ્યો. એટલુંજ નહિ પણ જ્યારે તેમણે મહારાજોનો ઇતિહાસ ઇંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યો, ત્યારે આ દેશનાં તેમજ વિલાયતનાં તમામ વર્તમાનપત્રોએ તેમનાં ઘણાં વખાણ કર્યાં હતાં. એ રીતે કરસનદાસ જેવા એક વિદ્યાગુરૂ અને તંત્રીની દેશપરદેશમાં પ્રખ્યાતિ વધતી ચાલી. અને તેમની નીતિનાં, સ્થિરતાનાં, સહનશીલતાનાં, દેશ સુધારવાના હેતુનાં, સારાસાર સમજવાની વિવેકશક્તિનાં, અને તેને લગતી બીજી શક્તિઓનાં વખાણ ચારે તરફ ગાજી રહ્યાં. કરસનદાસની મોટી નામના "મહારાજ લાઇબલ કેસ" થી છે. તેથી એ વિષે અત્રે જરા વિસ્તારથી લખવાની અગત્ય પડી છે.

ઉપર કહેવામાં આવ્યું છે તેમ "મહારાજ લાઇબલકેસ "થી મી. કરસનદાસની ખ્યાતિ જેમ જેમ વધતી ગઇ, તેમ તેમ તેમનું મન ઉશ્કેરાઇ કઠિણ કાર્યો કરવા માટે તત્પર થતું ગયું. જે સામાન્ય મનુષ્યો હોય છે, તે એવું એકાદ કામ કર્યા પછી થાકી જાય છે, પરંતુ સદામહી પુરૂષોનું બળ તો કઠિણ કામો કરતાં કરતાં વધતું જાય છે. કરસનદાસે દેશાટન વિષે નિબંધ લખી પોતાની બુદ્ધિ "બુદ્ધિવર્ધક સભા" માં બતાવી હતી, એ આપણે જાણ્યું છે. પ્રથમ વિચાર અને પછી આચાર એમ ક્રમ છે. એ નિયમ પ્રમાણે કરસનદાસે દેશાટન વિષે વિચાર બતાવ્યા હતા, તે હવે આચારમાં અથવા કાર્યમાં લાવવાનો તેમણે વિચાર કર્યો, અને ઇંગ્લાંડમાં પ્રવાસ કરવાનું ધાર્યું. એ વિષે કરસનદાસનું જીવનચરિત્ર લખનાર રાવસાહેબ મહિપતરામ લખે છે કે;—"સને ૧૮૬૩ ની ઇંગ્લાંડની મુસાફરીને હું અનિવારી ગણું છું." એ વાત કેટલેક અંશે ખરી છે. તથાપિ રાવસાહેબ વળી આજ પ્રકરણમાં લખે છે કે;—" કરસનદાસે નીતિ અને સદ્જ્ઞાનના પાયા ઉપર રચેલો નવો માર્ગ ઠરાવાનો પ્રયત્ન ન કરતાં, પોતાને મળેલા જયનો લાભ ન લેતાં, ઉપદેશકની ઉચ્ચ પદવીએથી ઉતરી વેપારીના વાણોતર બની તેના વેરિઓને હાથ તેની મુઠી જાય, એવો રસ્તો તેણે બીજે વર્ષે પકડયો. * * * પરંતુ આ વેળા જે મોટું કાર્ય તેણે કર્યું હતું, તેનો લાભ લેઇ ધર્મમાં ફેરફાર કરવાની અને સુનીતિના પાયા ઉપર ધર્મ સ્થાપવાની કોશીશ, વિલાયત ન જતાં, ન્યાતમાં રહી કરી હોત તો દેશને વધારે ફાયદો કરત એવું મારી અલ્પમતિને લાગે છે." રાવસાહેબના આ વિચારથી ઘણા જનના મન ખુશ

* આ કેસ છપાઈ બહાર પડેલો છે.

કરી. કારણકે નાશ કરવો અને ઉત્પન્ન અથવા નિર્માણ કરવું એમાં બહુ અંતર છે. પહેલું કામ સેહેલું છે, પણ બીજું કામ કઠિણ છે.–કરસનદાસે ધર્મ સ્થાપવાનું મહત્કાર્ય માથે ન લીધુ, એમાં અમે તેમની દીર્ઘદ્રષ્ટિ જોઇએ છીએ. એ ઉપરથી જણાય છે કે, તે પોતાની શક્તિ સમજતા હતા. તેમને મિથ્યા જ્ઞાનગર્વ કે સ્વમતાગ્રહ નહોતો, એમ કલ્પના કરી શકાય છે. યોગ્ય થયા વિના આશા કરવી, એ સમજુ મનુષ્યનુ કામ નથી. ધર્મસ્થાપન કરવો એ હમણાં જેમ ઘણા જણ ધારે છે, એવું રમતનું કામ નથી. સર્વોપરી જે ધર્મ તેની યથાર્થ મહત્તા જેના સમજવામાં નથી આવી, તે ગમે તેમ ધારો, પરંતુ ધર્મનો-ઉત્તમોત્તમ મહિમા જે જરા સમજી શકે છે, તેમને તો સ્પષ્ટ જણાય છે, કે અલૌકિક શક્તિમાન પુરૂષજ એ કામ કરવા યોગ્ય ગણાય છે.

"મહારાજ લાઇબલ કેસ" ચાલ્યો ત્યાં સુધી બહુ કરીને જૂના વિચારના લોકોજ શ્રીમંત હતા. પરતુ તે સધિમાં અને તે પછી નવા વિચારના જુવાનો પણ ધનાઢ્ય થવા લાગ્યા હતા. અમેરિકામાં કુટુંબ ક્લેશ જેવું માહોમાંહે યુદ્ધ ચાલ્યું, તેથી અમેરિકાથી જે રૂ યૂરોપમાં જતું હતું, તે અટકી પડ્યુ. એ કારણથી ભરતખંડના રૂનો ભાવ ઘણોજ વધી ગયોં. તે એટલો બધો કે લગભગ રૂપાનુ સોનું થઇ જાય. આ પ્રસંગે આપણા દેશમાંથી વિદ્યાના બળે યુરોપિયન લોકો જે ધન હરી ગયા હતા, તેની પાછી રૂપાની રેલ ચાલી આવતી હોય, એવો દેખાવ થઇ રહ્યો હતો. એ અવસરનો લાભ લેઇ લક્ષાધિપતિ થઇ ગયેલા શેઠ કરસનદાસ માધવદાસે વિલાયતમાં પોતાની પેઢી સ્થાપવા માટે આપણા આ ચરિત્ર નાયક મી. કરસનદાસ મૂળજીને દરમહિને રૂ ૨૦૦ નો પગાર

નની યાદગીરીને માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યુ હતું.

મી. કરસનદાસને પારસી ગૃહસ્થોનો બહુ આશ્રય હતો. તેમાં મરહુમ **શેઠ શાપુરજી બંગાલીને** તો અમે ધન્ય કહીએ છીએ. સ્નેહિ હજો તો તેમના તેમનુ પરાક્રમ પણ કરસનદાસનાથી કાંઇ કમ નથી. તે વિષેની ખાત્રી તો આ લખેલું તેમનુ ચરિત્ર પૃષ્ટ ૯૮૪ માં છે. તે વાંચવાથી થશે. તેથી અત્રે કાંઇ લખતા કરસનદાસને તેમના ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે મરણ વેળાએ પોતાના કુટુમ્બ બલામણ તેમનેજ કરી ગયા હતા. તે પ્રમાણે એ ભલા અને પરગજુ શેઠે મિત્રનો વિશ્વાસ પાર પાડયો હતો. પોતાની સર્વ સત્તાનો ઉપયોગ કરીને મહાજનના ગોપાલદાસને વિનતિ કરી કરસનદાસના કુટુંબને તેમણે જ્ઞાતિમાં લેવરાવ્યું હતું. એટલુંજ પણ તેમની પુંજીની સર્વ વ્યવસ્થા પોતાને હાથે કરીને કરસનદાસના કુટુંબ ઉપર ભા ઉપકાર કર્યો હતો. ધન્ય છે ! એવા મહા પુરૂષને !

મી. કરસનદાસ ઘણા દયાળું અને માયાળુ સ્વભાવના હતા. તેમના સંબંધમાં આવનારાઓને તેઓ નીતિનો સારો બોધ કરતા, સારાં કામમા ઉત્તેજન આપતા, અને સારા માર્ગે લોકને પ્રેરતા હતા. તેમનામાં ખોટું વ્યસન તો કશુંએ હતુંજ નહિ. દારૂ પીવો એ, કેટલાક કહેવાતા સુધારાવાળા પણ મૂર્ખાઓ, સુધારાનો પટ્ટો સમજે છે; પરંતુ ખરા સુધારાવાળા તેને ધિઃકારે છે. તેજ પ્રમાણેં કરસનદાસ પણ દારૂ વગેરે દુર્વ્યસનોને ધિઃકારતા હતા.

મી. કરસનદાસ ભાષણ સારૂ કરી જાણતા હતા. તેમણે જૂદે જૂદે સ્થળે આપેલાં ભાષણોની સંખ્યા ૩૧ ની છે. ભાષણ કર્ત્તા કરતાં ગ્રંથકાર તરીકે તેમણે સારી પ્રતિષ્ટા મેળવી છે. લખાણ બહુ પ્રકારનું હોય છે. વિધેય અને નિષેધ; મોહક, શોધક, અને બોધક; ચાલતા દેશ કાળને ઉપયોગી અને સર્વ દેશકાળને ઉપયોગી; ઇત્યાદિ. મનુષ્યોને ખાવાના પદાર્થો છે, તેમાં પણ કેટલાક પુષ્ટિકારક અનાદિ છે. અને કેટલાક રોગહારક ઔષધાદિ છે. પુષ્ટિકારક પદાર્થો ધીરે ધીરે ફળ આપે છે, પણ તે સદા ઉપયોગી છે. રોગહારક પદાર્થો તુરત ફળ આપે છે, પણ તે રોગ કાળમાંજ ઉપયોગી છે. કરસનદાસનું સ્વયંકૃત લખાણ પણ ચાલતા દેશ કાળને ઉપયોગનું અને રોગહારક પ્રકારનું હતું. તેની અસર તુરતમાં બીજા કરતાં વધારે થાય છે. તેમ તેમના લખાણની પણ હતી. તેમના લખાણમાં જે વિચાર ભરેલો અને પુષ્ટિકારક ભાગ છે, તે બહુ કરીને [illegible] છે. તેમણે પ્રકટ્ર કરેલા ગ્રંથો આ પ્રમાણે છે;—ઇંગ્લાંડમાં પ્રવાસ, નીતિવચન, સંસાર સુખ, મહારાજોનો ઇતિહાસ (ઇંગ્રેજીમાં), કુટુંબમિત્ર, અને નિબંધમાળા, ઇત્યાદિ.

---

## રા. બા. મહીપતરામ રૂપરામ.

સી. આઇ. ઇ.

આ વિદ્વાન અને સ્વદેશ સુધારક વીર પુરૂષનો જન્મ સંવત ૧૮૮૫ ના માગશર સુદ ૭ તા. ૩ ડીસેમ્બર સને ૧૮૨૯ માં થયો હતો. તેમના પિતાનું નામ રૂપરામ હતું. તેઓ સાઠે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. રા. મહીપતરામને દોઢ વરસની ઉમ્મરના

ચ્છીને તેમના માતુશ્રી ગુજરી ગયા હતાં. તેથી તેમના તરફનુ સુખ તેઓ ભોગવી શક્યા નહોતા બાલ્યાવસ્થામા પ્રથમ ગામઠી નિશાળમા ગુજરાતી ભાષાનો અભ્યાસ કરીને પછી ઇંગ્રેજી નિશાળમા તેઓ દાખલ થયા હતા તે વેળા એ સ્કુલના હેડમાસ્તર હેન્રી ગ્રીન સાહેબ હતા. અને આસીસ્ટંટ માસ્તર રા. બા. દાદોબા પાંડુરંગ હતા. તેમના હાથ નીચે ઇંગ્રેજી શીખી મુંબઇની ગ્રાંટ મેડિકલ કૉલેજમા વૈદક વિદ્યાનો અભ્યાસ કરવા જવાનો તેમનો વિચાર હતો પરતુ તે પાર પડી શકયો નહિ તેમને પ્રથમ ચાર રૂપિઆના પગારે મોનિટરની અને પછી ચૌદ રૂપિયાના પગારે આસીસ્ટંટ માસ્તરની જગા મળી એ સમયે સુરતમા "પરહેજગાર મડળી" નિમાઇ હતી અને તેની તરફથી 'પરહેજગાર' પત્ર નીકળતુ હતું. તેના તેઓ એડિટર નિમાયા હતા. પોતાના પગારમાથી થોડા રૂપિયા બચાવીને સને ૧૮૫૨ મા મુબઇની એલ્ફિન્સ્ટન ઇન્સ્ટીટયુશનમા અભ્યાસ કરવાને ગયા હતા તેમને મેહેતાજી દુર્ગારામ મછારામ જોડે મૈત્રી હોવાથી તેમણે એ સ્કુલના પ્રિન્સીપાલ દાક્તર હાર્કનેસ જોડે મુલાકાત કરાવી પછી દાક્તર હાર્કનેસે તેમને એલ્ફિન્સ્ટન સ્કુલમા પંદર રૂપીઆના પગારની નોકરી આપી. તેમણે નોકરીની સાથે પણ પોતાનો અભ્યાસ જારી રાખ્યો પછી એ સ્કુલમા દાખલ થવાની પરીક્ષા થઇ, તેમાં તેઓ પરીક્ષા આપી પાસ થયા. અને નોકરી છોડી સ્કુલમા દાખલ થયા અહિંઆ તેમણે દરવર્ષે પરીક્ષામા પાસ થઇ એક પછી એક સ્કૉલરશીપો મેળવી હતી છેલ્લી પરીક્ષામાં પાસ થયાથી સને ૧૮૫૫ મા તેમને એલ્ફીન્સ્ટન સ્કુલમા રૂ ૪૦ ના પગારની આસીસ્ટંટ માસ્તરની જગો મળી તે પછી તેમણે 'બુદ્ધિવર્ધક સભા,' જ્ઞાન પ્રસારક મડળી, સ્ટુડંટસ લિટરરી અને સાયન્ટીફિક સોસાઇટીમા દાખલ થઇ તેમના કામકાજોમા ભાગ લેવા માડયો. અને મી. કરસનદાસ મુલજીની બદલી ડીસે થવાથી તેમની ગેરહાજરીમા 'સત્યપ્રકાશ' ( એ પાછળથી હાલના રાસ્તગોફતાર સાથે જોડાઇ ગયુ છે ) નામે પત્ર ચલાવવાનું કામ માથે લીધુ. તે વખતના તેમના સ્તુતિપાત્ર વિષયોથી ખુશી થઇને એક પારસી ગૃહસ્થે પોતાનું નામ જણાવ્યા વિના તેમને રૂ ૨૦૦ નુ ઇનામ મોકલ્યુ હતું.

રા મહિપતરામ એલ્ફિન્સ્ટન સ્કુલમા આસીસ્ટંટ માસ્તર હતા, તે અરસામા તેમણે કેળવણીખાતાના ડાઇરેકટર મી. હાવર્ડ સાહેબને ગુજરાતી શીખવવા માડ્યુ હતું એથી કાયદાનો અભ્યાસ કરવા સારૂ તેઓ લૉ કલાસમા જતા હતા, તે છોડીદેવાની જરૂર પડી સને ૧૮૫૭ મા તેમની હુશિયારી જોઇને તેમને અમદાવાદની હાઇસ્કુલમા હેડ માસ્તરની જગાએ આકટિંગ નિમ્યા ત્યાથી સને ૧૮૫૯ મા તેમને ઘોઘાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની જગા મળી ત્યાથી બારેક દિવસમાજ તેમની બદલી ખેડાના ડેપ્યુટી એ ઇ. ની જગોએ થઇ અને સને ૧૮૬૧ મા ધોલકાના ડેપ્યુટી એ, ઇ થયા એજ સાલમાં સરકારે તેમને "રાવ સાહેબ" નો ઇલકાબ આપ્યો હતો. સને ૧૮૫૮મા એ વખતના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મી. ટી. સી. હોપ સાહેબના પ્રમુખપણા નીચે ગુજરાતી વાચનમાળા રચવાને માટે એક કમિટી નિમાઇ હતી, તેમા રાવ સાહેબ મહીપતરામ એક મેમ્બર નિમાયા હતા. મી. હોપ સાહેબે મેહેતાજી થનારા પુરૂષોને પોતાના કામને યોગ્ય થવાની કેળવણી તથા અનુભવ આપવા સારૂ અમદાવાદમાં "ટ્રેનિંગ કૉલેજ" સ્થાપિ

## રા નવલરામ લક્ષ્મીરામ.

આ વિદ્વાન ગુર્જર ટીકાકારનો જન્મ સુરતમા સને ૧૮૩૬ ના માર્ચ માસની તારીખે એટલે સવત ૧૮૯૨ ના ફાગણ વદ ૬ ને દિવસે થયો હતો. તેમના પિતાનુ નામ લક્ષ્મીરામ અને માતાનુ નામ નદકોર હતુ. તેઓ જ્ઞાતે વિસલનગરા નાગર બ્રાહ્મણ, વૈદિક વર્ગના હતા તેમનો વેદ ઋગ્વેદ, સાર્કસ ગોત્ર, અને આત્રેયી શાખા હતી. નવલરામે પ્રથમ સુરતમા ગોવિંદ મેહેતાની ગામઠી નિશાળે અભ્યાસ શરૂ કર્યો હતો. નિશાળ આઠમે વર્ષે છોડી પ્રખ્યાત સુધારક મેહેતાજી દુર્ગારામ મંછારામની ગુજરાતી નિશાળે બેઠા હતા. અગીયાર વર્ષની વયે ગુજરાતી અભ્યાસ પૂરો કર્યો, ને ઇંગ્રેજી હાઇસ્કુલમા ફ્રી સ્કોલર તરીકે દાખલ થયા ત્યા સાતેક વર્ષ સુધી અભ્યાસ કરીને સને ૧૮૫૩ મા સસારશાળાના વિદ્યાર્થી થયા તે સમયની સ્થિતિ પ્રમાણે સાધારણ માણસોને વધારે અભ્યાસના સાધન નહોતા, તેથી તેમણે જેટલો અભ્યાસ કર્યો, તેટલો ઝડપથી ન્હાની વયે ઉત્સાહથી કર્યો હતો તેમના મુખ્ય શિક્ષક મી જેમ્સ ગ્રાહમ હતા તેમનો અભિપ્રાય તેમને માટે ઘણો ઉંચો હતો, અને તેમનું ભવિષ્ય સારૂ કહેતા તેઓ ચૌદ—પદર વર્ષની વયથી સ્વામીનારાયણના મદિરમા નિત્ય જતા, અને આચાર્યને તેઓ મહાપુરૂષ માનતા સર્વ વસ્તુઓથી તેમજ જીવોથી ભરેલા આ અનાદિ અને સત્ય જગતમા ઇશ્વર વ્યાપ્ત છે, અને તેની સાથે અખડ ધામમા અનત મુક્તો સહિત સાકાર રૂપે ઇશ્વર અખડ વિરાજમાન છે, એવુ એ સાધુઓનું મત ખરૂ માનતા, અને તેમને વિશીષ્ટાદ્વૈત કહેતા. તેઓનુ આ મત વીસ બાવીસ વર્ષ સુધી કાયમ રહ્યુ, અને ત્યાર પછી તેમની પ્રીતિ શકર મત બણી વળી હતી

રા નવલરામને સને ૧૮૫૪ મા સુરતની ઇંગ્રેજી હાઇસ્કુલમા નવમા આસીસ્ટટ માસ્તરની જગો રૂ ૧૦ ના પગારે મળી હતી આ જગો પરથી તેઓ ક્રમે ક્રમે ચઢયા હતા અને સને ૧૮૬૧ મા રૂ ૬૦ ના પગારે ડીસાની એંગ્લો વર્નાક્યુલર સ્કુલના હેડમાસ્તરની કામચલાઉ જગો તેમને મળી હતી ત્યાથી તેઓ પાછા સુરતની હાઇસ્કુલમા આવ્યા હતા, અને સને ૧૮૬૪ સુધી ત્યાજ રહ્યા હતા

સને ૧૮૬૨ મા પ્રખ્યાત "મહારાજ લાયબલ કેશ" ચાલતો હતો તે કેશ બાબત ઉત્તમ કવિતા લખી મોકલનારને રૂ ૨૫૦ નુ ઇનામ આપવા સુધારાવાળા શેઠીઆઓએ જાહેર કર્યું હતુ તે ઉપરથી તેમણે સને ૧૮૬૩ મા ૨૫૦ પાના ભરીને કવિતા લખી મોકલી હતી. "હિંદુસ્તાનની ભૂત અને વર્તમાન દશાની તુલના" નામનો ઇંગ્રેજી નિબધ તેમણે સને ૧૮૬૨ થી સને ૧૮૬૬ સુધીમા લખેલો છે તેમા ધર્મ, રાજ્ય વ્યાપાર, ગૃહસમાજ વગેરે સર્વ ન્હાના મોટા વિષયો ઉપર તેમના વિચાર છે અને આખા હિંદુસ્તાનની નૈમિત્તિક દશાને 'કરગદર' જેવી કરી દેવાનો પ્રયત્ન છે એજ પ્રસગે આસાર સુધારાના વિષયો ઉપર નવીન રીતના વિચાર "ગુજરાત મિત્ર" વગેરે વર્તમાનપત્રોના મોકલતા હતા તેવામાં પ્રકટ થતા "કાનુપેસા" નામે પ્રખ્યાત [illegible] એક વાર્તિક પત્ર એજ પત્રમાં તેમણે લખ્યુ હતું હજુ સુધી રા નવલરામ [illegible]

નહોતા તેમનુ લખાણુ તેમની નોટબુકમાજ ટપકાઇ રહ્યુ હતુ અને ઘણુ તો વર્તમાન-પત્રોમા વગર નામે ક્વચિતજ છપાતુ પરતુ હવે એક તરફથી આ ગર્ભાશયમા રહેલા લખાણુ જગત્ સમક્ષ જન્મવા લાગ્યા, અને બીજી તરફથી નવા નવા લખાણુ તૈયાર કરવાનો પ્રયત્ન અનેકધા સ્ફુરવા લાગ્યો ઘણુ ખરૂ જ્ઞાન વ્યવહારિક સસારમા ઉદય થાય છે. તેનાથી ઉદય પામનારનું મન ઉત્સાહમા આવી જાય છે અને એ નવા ઉત્સાહથી ઉત્સાહિત થયેલી ચચળતા માણુસને નવા વૈભવ ભોગતે અથવા કીર્તિ શોધનને માર્ગે દોરે છે. અથવા તેથી પણુ ચઢતી પક્તિના અભિલાષમા પ્રેરે છે સને ૧૮૬૭ મા રા નવલરામનો નોકરીમા ઉદય થયો, અને ગ્રથકાર થવાની હોશ તેમના હૃદયમા નવો જીવ મૂકવા લાગી.

સને ૧૮૬૭ મા તેમને સુરતની ટ્રેનિંગસ્કુલના હેડમાસ્તરની જગો મળી એ વર્ષમા તેમણે કાયદાનો અભ્યાસ આરંભ્યો હતો તથા કાઇક ફારસી વાચવા માડયુ હતુ. વળી એજ વખતે તેમણે વ્યાકરણુના પાઠ, કાયદાની નોટ, સસ્કૃત શબ્દોના અર્થ અને નગરખડ સારમાથી લખવા માડયુ હતું એમ કરતા કરતા તેમણે એકાદ પુસ્તક લખવાનો વિચાર કર્યો પ્રખ્યાત ફ્રેન્ચ કવિ મોલ્યરે ફ્રેન્ચ ભાષામા નાટક રચેલુ તેનું ઇંગ્રેજીમા 'ડમ્બ લેડી' અથવા 'મોક ડૉક્ટર' નામનુ ભાષાતર છે, તે નાટકની કલ્પનાને ગુજરાતી પેહેરવેશમા આણી એ રૂપાન્તરને **'ભટનું ભોપાળુ'** નામ આપી છપાવ્યું સસાર સુધારો એ આ ગ્રથનુ પ્રયોજન છે.

સને ૧૮૬૮ મા તેઓ સુરત ટ્રેનિંગસ્કુલમા રૂ ૧૨૦ ના પગારે કાયમ થયા તેમની કલમ આ વર્ષમા પણુ ખાનગી નોટબુકમાં ટપકતી હતી અને મન, મહેચ્છાઓ ભણી આતુર આખે જોતું હતુ એક તરફથી પિંગળ, તાલ, ગરબીઓ, વગેરેનું મનન થતું હતું, અને ગરબીઓમા કીયા નિયમ પળાય છે તેનુ સશોધન કરતા હતા સસ્કૃત અને પ્રાકૃત ભાષાઓ ક્યારે અને ક્યા બોલાતી હશે, તેનો શોધ કરવા લાગ્યા અને સવત ૧૧૬૮, ૧૯૫૦, ૧૮૬૫ વગેરે સાલોમા લખાયેલા ગુજરાતી પુસ્તકો શોધીને વાચવા લાગ્યા. અને તેની ભાષાની નોધ કરી લીધી. વ્યુત્પત્તિ શાસ્ત્રનુ પણુ મનન કર્યું. સંવત ૧૬૭૨ મા ભાલણુ કવિની કેટલીક કૃતિઓની નકલ થયેલી તેમાથી પણુ ઉતારા કર્યા. તે પછી સને ૧૮૬૯ મા તેમણે **"વિરમતી નાટક"** નામે પુસ્તક છપાવી બહાર પાડયુ. આ વર્ષમા તેમણે પુસ્તક પરીક્ષા શાસ્ત્રીય રીતે લખવા આરભી 'શકુતલા નાટકના ગુજરાતી તર્જુમા" એ વાર્તિક ગુજરાત મિત્રમા છપાવ્યુ હતુ પણ જેમાથી બોધ મળે એવા વાર્તિક તો ઘણુકરી છપાય્યા વિના રહી ગયા હતા, તે **"નવલ ગ્રંથાવલી"** નામે પુસ્તકમાં તેમના મરણુ પછી છપાવ્યા છે એમાનુ એક **'રઘુવંશ કાવ્ય'** છે. તેમાં ભાષાતર કરવાના નિયમ સૂચવ્યા છે બીજુ **"ઓખાહરણ"** છે, તે અપૂર્ણ છે પરતુ જેટલુ લખાયેલું છે, તેટલાના છેલ્લા ભાગમા કાવ્યકારોને જાણવા યોગ્ય એક વિષય **"યોજના અને કૃતિ"** ઠીક ચર્ચેલો છે આ સર્વ કરતા વધારે મોટુ લખાણુ ઇંગ્રેજીમાં કરેલું છે, તેનો વિષય "Fatalism" અથવા પ્રારબ્ધવાદ છે તે ઘણુ કરીને મિત્રમડળ આગળ ભાષણૂ સારૂ ચર્ચેલો છે. આ વિષયનો સાર એ છે કે, જગતમા જેમ પ્રારબ્ધના

કરે એવું છે. કાવ્ય પરીક્ષાના નિયમો પણ આ ગદ્ય પદ્યાત્મક ગ્રંથમાં વિવેચ્યા છે, અને તેમણે જગન્નાથ પંડિતને મોઢે કરાવેલી કવિતા અને ચર્ચા જગન્નાથ પોતે પોતાની છે, એવું સ્વીકારતાં શરમાય એવી નથી. ગુર્જર સાહિત્યમાં રા. નવલરામના આ 'અકબરશાહ અને બીરબલ' ગ્રંથથી એક મૂલ્યવાન અને ચિરંજીવ ઉમેરો થયો છે. આ ગ્રંથ તેમની પરિપકવ બુદ્ધિનું પરિણામ છે. વળી અર્વાચીન ગુજરાતી ગ્રંથકારોના ગ્રંથોની પરીક્ષા સાથે તેમનું નામ વધારે જોડાયેલુ છે. અને એમની કીર્તિ એજ નિસરણી ઉપર થઇને ચઢી છે, સને ૧૮૮૧-૮૨. જેમ જેમ વખત ચાલ્યો ગયો, તેમ ઉત્તરાવસ્થાની ઋતુ બેસવા માંડી. રા. નવલરામનું વય ૪૫-૪૬ વર્ષનું થયુ, તેની સાથે શરીરનું બળ નમ્યુ. કાંઇક આધિ વ્યાધિ પણ જણાયો. પરંતુ તેમના મનનો વેગ નબળો પડ્યો નહિ. એક તરફથી ધર્મ ઉપર તેમની દ્રષ્ટિ વળવા લાગી, અને છાંદોગ્ય, તૈતિર્ય ઉપનિષદો, બ્રહ્મસૂત્ર, તથા સાંખ્ય સૂત્ર વગેરે પુસ્તકો ભણી મન ખેંચાયુ. તેથી તેનાં ઇંગ્રેજી ભાષાંતર મગાવ્યાં, અને બીજી તરફથી પેનશન લેવાનો વિચાર કરવા માંડ્યો, પેનશન લેઇને મુબઇમાં રહેવું, અને રાજમંત્રી અથવા આર્યમંત્રી નામનુ પત્ર પ્રગટ કરવું, આર્યનાટક મંડળી ઉભી કરવી, નવી ઢબના સુરદાસ ઉભા કરવા, અને પુસ્તકો વેચનારાનો ધંધો દેશની રીતભાતને અનુકૂલ કરવો, તથા દેશ સુધારા અર્થે ક્રિમેશનો જેવી સમર્પણીઓની એક સભા કરવી, ઇત્યાદિ અનેક વિચારો તેમના દીલમાં ઘોળાતા હતા. તેવામાં મુબઇમાં કવિશ્વર નર્મદાશંકરે બાજુ બદલી લખાણું કરવા માંડ્યાં. અને પ્રથમ જેવા વેગથી તેઓ સુધારાનાં વાજાં વગાડતા હતા, તે કરતાં વધારે વેગથી સુધારાની સામે ઝુંડો લેઇ એક જુદીજ જાતના આર્ય માર્ગ ઉપર જુના પંથોનો રણડંકો વગાડવા લાગ્યા. ગુજરાતી પત્રના અધિપતિએ કવિના સામુ યુદ્ધ કરનાર નર શોધ્યો અને રા. નવલરામે એ બીડુ ઝડપ્યું. ફેરમાત્ર એટલોજ પડ્યો કે કવિને પ્રત્યુત્તર દેવાનું લખાણ નવલરામના જીવતાં પ્રસિદ્ધ થઇ શક્યું નહિ, પણ તેમના મરણ પછી 'નવલ ગ્રંથાવલી'ના બીજા ભાગમાં 'સુધારાના ઇતિહાસનું વિવેચન' એ નામે એ લખાણ બહાર પડ્યું છે.

સને ૧૮૮૮ ના માર્ચ-એપ્રીલમાં રા. નવલરામ રજા લેઇને રાજકોટથી પોતાને ઘેર સુરત ગયા. ત્યાં તેમના શરીરે મંદવાડ લાગુ પડ્યો. દાકતર અને વૈદ્યોએ મનુષ્ય પ્રયત્ન કરી આખરે હાથ હેઠળ મુકયા. જ્યારે નવલરામના મનમાં લાગ્યું કે હવે આજકાલમાં અંતકાળ નક્કી છે, ત્યારે તેમણે પોતાના વૃદ્ધ પિતાને પાસે બોલાવ્યા. અને મરણ પછી કદાચ પોતાની સ્ત્રી તથા પુત્ર સાથે અણબનાવ થતાં વૃદ્ધ પિતાને પરતંત્રપણું ભોગવવું ન પડે, એ હેતુથી રૂ ૫૦૦૦ ની સરકારી નોટો રાખી મૂકી હતી, તે દુઃખી પિતાના હાથમાં મૂકતા ગદ્દ ગદ્દ કંઠે કહ્યું;—"પિતાજી! જે વખતે આપણા લોકોમાં હાલના જેવી કેળવણીની સુજ નહોતી, તેવે સમયે તમારી ટુંકી રોજીમાંથી કરકસર કરી મને પૂરો વિદ્યાભ્યાસ કરાવવા ખર્ચ કર્યો હતો, જેથી હું બે અક્ષર ભણ્યો અને કંઇ વિદ્વાનમાં ખપ્યો, તેનો બદલો મારાથી વાળી શકાય એમ નથી. તેમ છતાં 'ફુલ નહિ તો ફુલની પાંખડી' આ હું તમને આપુ છું, તે સ્વીકારી મને આશીર્વાદ દો, કે મારા આત્માનું કલ્યાણ થાય." આમ કહેતાની સાથે નવલરામ હૈયા ફાટ રોઇ પડ્યા. અને તેમના પિતાનું મન

લાગ્યા એક ઘર સારૂ વગવાળુ ભાડે આપવાનુ હતુ, પણ તે કોઇ રાખતું નહિ, કેમકે તેમાં ભૂત રહે છે, એવો વેહેમ લોકોને હતો પણ મેહેતાજી ભૂતથી ન ડરતા એજ ઘર પોતે રાખીને તેમા રહ્યા હતા પરતુ તેમને કોઇ પણ પ્રકારની હરકત થઇ નહોતી. ઓરપાડમા ચાર વર્ષ રહ્યા પછી સને ૧૮૩૦ મા તેમની બદલી સુરતમા પહેલા નંબરની નિશાળમા થઇ, તેથી તેઓ ઓરપાડથી પાછા સુરત ગયા. એ જગો ઉપર તેઓ ઘણા વર્ષ સુધી રહ્યા હતા અને તેમણે મેહેતાજી નામની કીર્તિ એજ જગો ઉપર રહીને મેળવી હતી.

રા દુર્ગારામ સુધારક તરીકે જેટલા પ્રખ્યાત છે, તેટલાજ મેહેતાજી તરીકે પણ પ્રખ્યાત થયા છે તેમણે મેહેતાજી નામને સઘળે ઠેકાણે તેજસ્વિ કર્યું। હતું તેમનુ શિક્ષણ સર્વત્ર વખણાતું હતુ અને આજ પણ તેમના હાથ નીચે ભણેલા ઘણા ગૃહસ્થો પરિપક્વ બુદ્ધિ અને વિચાર કરવાની ટેવને માટે વખણાય છે, આખા ગુજરાતમા દુર્ગારામની નિશાળ સર્વોપરી ગણાતી હતી એટલુજ નહિ પણ તે સર્વમા એક કૉલેજ જેવી ગણાતી હતી તેમની શિક્ષણ પદ્ધતિ એવી સારી હતી કે એથી વિચાર શક્તિ કેળવાઇને નિશાળીઆ ઠરેલ બદ્ધિના થતા હતા: દુર્ગારામે ઓરપાડથી સુરત આવ્યા પછી આઠેક વર્ષ સુધી શુ કર્યું તે કાઇ જણાતું નથી પણ એક ઉત્તમ મેહેતાજી તરીકે પકાવવા માટે પોતાના ઉદ્યોગમા ખાઇ પીને મડયા હશે, એમા તો કાઇ પણ શક નથી એ વેળા તેમણે ખાનગી અભ્યાસ પણ વધાર્યો હશેજ કેમકે દશ વર્ષ પછી જ્યારે ગુજરાતના મેહેતાજીઓને મુબઇમા બોલાવી થોડા માસ ભણાવીને પરીક્ષા લીધી, ત્યારે તેમા તેઓ એક હીરાની માફક દિપી નીકળ્યા હતા સને ૧૮૪૦.

રા દુર્ગારામની પ્હેલી પત્ની સને ૧૮૩૮ મા ગુજરી ગઇ હતી ત્યારથી તેઓ સુધારક તરીકે બહાર પડેલા જણાય છે પોતે વિરહ દુખ વેઠવાથી તેમને વિધવાની વેદના સમજાઇ હશે અને તેથીજ તેમણે હજારો વર્ષથી દબાઇ રહેલો વિધવા વિવાહનો પોકાર એકદમ હિંમતથી ઉઠાવ્યો તેમ કરતા તેમણે ધીટકાર, હોહો, કે અભાવની લેશ માત્ર પણ દરકાર રાખી નહિ, પરતુ નવાઇ જેવી વાત એ છે કે, મેહેતાજીએ પુનર્વિવાહનો પોકાર પાચ વર્ષ પછી છોડી દીધો એટલુજ નહિ પણ 'પુનર્વિવાહનો જાહેરમા બોધ નહિ કરૂ,' એવી કરડી સરતે સને ૧૮૪૩ મા તેમણે ફરીથી લગ્ન કર્યા આટલુ છતા મેહેતાજીનું મન ખરેખર સુધરેલુ હતું સુધારાની પાકી અસર છેક હૈડે લાગેલી હતી અને તેમનામા વીર સુધારકનો ખરો ઉત્સાહ હતો તેથી જો કે તેમના નવા સાસરીઆએ તેમના સુધારાના પ્રવાહને એક તરફથી ખાળ્યો, તો તે બીજે માર્ગે વળ્યો. તે વળી એટલા જોરથી કે અત્યાર સુધી તો તેણે માત્ર વેહેમરૂપી વૃક્ષની એક શાખાનેજ તોડવા માંડી હતી, પણ હવે તો તે હજારો વર્ષથી બધાઇ ગયેલા ધર્મના અજ્ઞાનરૂપી વિસ્તીર્ણ મૂળનેજ જુસ્સાથી ઉખેડવાના સાધનો યોજવા લાગ્યો. મેહેતાજીએ "માનવધર્મ સભા" નામે એક મડળી ઉભી કરીને તેમા કેટલાક ચાલુ વેહેમવાળા ધર્મનુ ખડન કરવા માડ્યુ. એ સભા સને ૧૮૪૪ ના જુન માસમા સ્થાપન થઇ હતી તેની હકીકતનું દફતર મેહેતાજીએ પોતેજ લખ્યુ છે તેમજ પોતે ખાનગી નોધ રાખી હતી. તે બને લેખો ઉપરથી જણાય છે કે, મેહેતાજી ફરી પરણ્યા તોપણ સુધારાના વિચારમા અને ઉદ્યોગમા પહેલા

જેટલાજ નિમગ્ન રહેતા હતા તેઓ જાણતા હતા કે, પોતાનો અવતાર દેશના સર્વ પ્રકારના સુધારાના અર્થેજ છે અને તેમ કરવામાજ તે કાઢવો જોઇએ એ મોટા કામ તરફ તેમની અચળ દ્રષ્ટિ રહેતી હતી 'સુતા અને ઉઠતા તેઓ દેશનું કલ્યાણજ ઝપ્યો કરતા' હતા ' દેશના કલ્યણના સઘળા પ્રકારો એટલે સઘળી જાતના સુધારા તેમની નજરમા હતા 'ધર્મ સુધાગપર' તેઓ જેટલુ ધ્યાન આપતા હતા, તેટલુજ સસાર સુધારાપર તથા રાજ્ય સુધારાપર પણ આપતા હતા પરતુ બહારના સુધારા લેવાને લાયક થવા અદરના સુધારાની જરૂર છે, એમ જાણી દેશના વેહેમ, અજ્ઞાન, અને નઠારા ચાલ તરફ તેમનો વ ધારે હુમલો ચાલતો હતો. તેમના વિચાર ઘણા વિશાળ, પ્રૌઢ, અને ઠરેલા હતા. બોધ કરવાની શૈલી ગભીર, રસિક, અને ચતુરાઇ ભરેલી હતી ધર્મ પ્રચારકનો મુખ્ય ગુણ જે અક્રોધ, તે મેહેતાજીનામા સપૂર્ણ રીતે હતો તેઓ કદિ પણ તપી કે ચીડવાઇ જતા નહિ પરતુ કોઇ ગમે એવુ વાકુ કે કડવુ બોલે તેને તેઓ ઠાવકાઇથી પાસરો જવાબ દેતા હતા તેમના આત્મામા સુધારાનો અગ્નિ સદા પ્રજ્વળીત હતો, તોપણ બાપણુમા બધાને મીઠા પાણીના જેવા શીતળજ લાગતા સુધારાની લેહેર તેમને રૂવે રૂવે વ્યાપી રહી હતી તેનુ પરિણામ એટલુજ થતુ કે, વખતે પાત્રનો વિચાર કર્યા વિનાજ જે મળે તેને બોધ કરવા મડી જતા એક વખતે કતલની રાતે હજારો મુસલમાનોને છાતી કુટતા જોઇ દયા આણી તેમને બોધ કરના જવાનુ મેહેતાજીને મન થયુ હતુ તેમ એક પ્રસગે હોડીમા બેઠા બેઠા એક ઘરડી ડોસીને જાતિભેદ તોડવાનો બોધ કરીને ખુબ ભડકાવી હતી અને પાછળથી કાઠીઆવાડમા એક વખતે વાઘેરા લૂટી ગયા, તેમને પણ લુટના અધર્મ તથા અન્યાય માટે બોધ કર્યો હતો, એ બહુ જાણીતી વાત છે તેઓ હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી જેની પાસે જતા, તેમની નઠારી રૂઢિઓ વખોડવાનોજ વિચાર હોય એમ જણાતુ [illegible] રતુ સર્વની સાથે તેઓ હમેશા માન સન્માનની સાથે મીઠાશથીજ વાતચિત કરતા [illegible] ને વખતે પાદરીઓ તરફથી એમને ખ્રિસ્તિ કરવાનુ પ્રયત્ન કરવામા આવ્યુ હતુ, [illegible] ખ્રિસ્તિ ધર્મ પુસ્તકોનો અભ્યાસ કરી પાદરીઓને પુરા પડી સ્વધર્મમાજ રહ્યા હતા.

મન ઉપર તેની સારી અસર થઇ. અને મોટી ઉમ્મરના જે માણસો થોડો ઘણો વિચાર કરી શકે એવા હતા, તેઓ પણ કાંઇક ચેત્યા. ઉચ્ચ વર્ણની સ્ત્રીઓમાં ભૂત ઓછાં આવવા લાગ્યાં, અને તેમના મનમાં ફજેતી થવાની ધાસ્તી પેઠી. બહાદુર મેહેતાજી દુર્ગારામે મોટું સ્તુત્ય કામ કરી પોતાના દેશીજનો ઉપર ભારે ઉપકાર કર્યો, તેથી તેમની કીર્તિ પૂર્ણ કળાએ પહોચી. એ કોઇ વિલક્ષણ વીરપુરૂષ છે, એવુ ઘણા માણસોને લાગ્યુ. મત મેહેતાજી ખંડન કરતા હતા, તથા જેમની ઠગાઇ ઉઘાડી પાડતા હતા, તેઓ ઘણા નારાજ થઇ તેમને ગાળો દે તેમા કાંઇ નવાઇ નથી. પણ જેમનો સ્વાર્થ બગડતો હોય, તેવા ઘણા માણસો તેમના ઉપર આસ્થા કરવા લાગ્યા. કેટલાકે તેમને નવો પંથ ચલાવનાર આચાર્ય ગણ્યા. લોકને વેહેમની જાળમાથી છોડવવાનો પ્રયત્ન તથા તેમને સંસાર અને ધર્મ સુધારા સબંધી બોધ કરવાનો ઉદ્યોગ મેહેતાજી વધારે ઉમંગથી કરવા લાગ્યા. દુર્ગારામ સભામાં ભાષણ કરતા, એટલુંજ નહિ પણ રસ્તામાં લોકો ટોળે મળતા ત્યાં પણ તેઓ હિંમતથી તેમને સત્ય સમજાવતા હતા. એ વેળાએ તેમનું વય ૩૫ વર્ષનુ હતુ.

આ વખતે તેમના સુધરેલા વિચારો, જાહેર હિંમત, અને પ્રજાનુ સામાજીક ભલું કરવાની ખંત ઉપરથી સુરતની ઇંગ્રેજી નિશાળના ઉસ્તાદો, મેસર્સ ગ્રીન તથા ગ્રેહામ સાહેબો ઘણા ખુશી થઇ મેળાવડાઓમા પોતાની જાત હાજરીથી ટેકો આપતા હતા. અને ગ્રીન સાહેબ મિત્ર તરિકે ઘણી ચાહેનાત રાખી તેમને ઘેર મુલાકાત કરતા આ પ્રસંગમાં સ્ત્રીકેળવણી માટે મેહેતાજીએ મેહેનત કરવા માંડી. કેટલીક તરફથી તે બાબત ઘણો વાધો લેવાયો કે, છોકરીને તે વળી ભણાવવી શું? પણ તેથી ન ગભરાતાં લોકોને ઘેર ઘેર ફરી પોતાની કન્યાઓને ભણવા મોકલવાની ભલામણ કરવા માંડી, અને કેટલાક સમજુ તથા ધનાઢ્ય શાહુકારોના આશ્રય હેઠળ આખરે એક કન્યાશાળા સ્થાપિ. તેની સઘળી દેખરેખ પોતે રાખતા, તથા છોકરીઓને શીખવવા લાયક ગરબીઓ તથા બોધના વચનો કવિતામાં પોતે જોડી કહાડ્યાં. પ્રજાના વિચારો ધીમે ધીમે બદલતા ગયા, ને નવી કન્યાશાળા ભરાતી ગઇ. સ્ત્રીકેળવણીનો આવી રીતે પાયો નાખવાનું માન મેહેતાજી દુર્ગારામને ઘટે છે. સને ૧૮૫૨ માં તેમની બદલી મોટે પગારે રાજકોટમાં થઇ. ત્યાં પણ પોતાના મેહેતાજીના કામમાં ઘણી ખંત રાખી તેની સાથે પ્રજામાં જ્ઞાન અને સુધારાનો બોધ કરવા માંડ્યો. પોતાની જ્ઞાતીના તથા બીજા મુત્સદી વર્ગમાં પકાતા ગયા, ને તે વખતે રાજકોટના દિવાન અનંતજી અમરચંદ, તથા મરહુમ રા. રા. મણિશંકર જટાશંકર કીકાણી તથા રા. રા. નૃસિંહપ્રસાદ હરીપ્રસાદ વગેરે જાણીતા ગૃહસ્થોની સાથે ગાઢો મિત્રાચાર થયો. રાજકોટમાં ચાર વર્ષ રહ્યા પછી કાઠિયાવાડના કેળવણી ખાતાના ઇન્સપેક્ટર નિમાયા. તેની સાથે રાજકોટની નિશાળના કામ ઉપર પણ દેખરેખ રાખતા હતા. તે વખતના પોલિટિકલ એજંટ કર્નલ લાંગ સાહેબ તેમના ઉપર મોટી ચાહેનાત રાખતા હતા. આઠ વર્ષ સુધી કાઠિયાવાડમાં રૂ ૭૫ ) ના તે વખતે મનાતા મોટા પગારે કેળવણી ખાતામાં તેમણે નોકરી કરી હતી. ત્યાર પછી રૂ ૩૭ા ના પેનશન ઉપર સુરત પાછા આવ્યા હતા. ઉપલા આઠ વર્ષમાં તેમણે આખા કાઠિયાવાડમાં મોટી નામના મેળવી હતી, તેથી હજુ સુધી તેમનુ નામ ત્યાં મશહૂર છે.

સને ૧૮૬૦ ની લગભગમાં સુરતમાં પાછા આવ્યા પછી તેમણે સઘળા સામાજીક સ્વાલો ઉપર ઉમગથી ધ્યાન આપવા માંડયું. તેઓ સુરતમા જડજની કૉર્ટના આસેસર અને મ્યુનિસીપાલીટીના મેમ્બર નિમાયા હતા. વળી તકરારી કામોમા પ્રજા તરફથી લવાદ પણ નિમાતા. એ અરસામાં ગરીબ ખેડુતોનાં ગાડાં વેઠે પકડવાનો પોકાર ઘણો હતો, તેમાંથી તેમને છોડાવવા પરોઢીયામાં તેઓ જાતે નીકળતા. કુટુંબ કલેશો, અને ધણી ધણીઆણીના અણબનાવોની પતાવટોનાં કામ એમને સોપવામાં આવતાં, અને એવાં સઘળાં લોક હિતાર્થનાં કામોમાં પોતે આગળ પડતા. આવા સંજોગોમાં મરહુમ રાવસાહેબ મહિપતરામ રૂપરામ વિલાયતના પ્રવાસે ગયા હતા. તેઓ પાછા ફર્યા, ત્યારે તેમને જ્ઞાતિ બહાર મૂક્યા. તેમ છતાં મોટી હિંમત ધરાવી પોતાને ઘેર મેહેતાજી દુર્ગારામે તેમને જમવા તેડયા હતા. તેથી બળતામાં ઘી હોમાયા જેવું થયું હતું. અને આખી નાગરી ન્યાતમાં સખ્ત ચર્ચા ઉભી થઇ હતી. બાર ગામ સોરઠ, બાર ગામ ગૂજરાત. અને છ પોળોના નાગરો ખળભળી ઉઠયા. એક તો નાગરી નાત સૌથી ઉંચી ગણાય, તેમાંજ આવો વિલાયત જઇ આવ્યાનો બનાવ બન્યો, અને એવા દોષિત ગૃહસ્થનો સસર્ગ કરી જમવા તેડયા, એટલે તો ખટપટનો કાંઇ પાર રહ્યો નહિ. સુરત, અમદાવાદ, કાઠિયાવાડમાં વિલાયતી અને શુદ્ધ પક્ષના એમ બે વિભાગ પડી ગયા. અને એ બેઉ પક્ષો તરફથી વિલાયતના પ્રવાસ સંબધી શાસ્ત્રાર્થનાં સામસામાં ચોપાનીયાં છપાયાં. શુદ્ધ પક્ષ તરફથી સુરતના જાણીતા નાગર શાસ્ત્રી દિનમણિશંકર બહાર પડ્યા. અને વિલાયતીઓએ પ્રખ્યાત શાસ્ત્રી યજ્ઞેશ્વર ચિમણાજીને પોતાની તરફથી મદદમાં બોલાવ્યા. મેહેતાજી દુર્ગારામનુ ઘર ન્યાત બહાર મુકાયું, તે ચૌદ વર્ષ સુધી રહ્યું. ત્યાર પછી તેમના ઘરને ન્યાતમાં લીધુ. પણ પોતે ન્યાત સાથેનો સબધ જીવતાં સુધી મૂકી દીધો હતો. આ પ્રસંગનો ઇતિહાસ ઘણો મોટો અને જાણવા જોગ છે. અને તેમાં બનતી હિમ્મત તથા ધીરજ મેહેતાજી દુર્ગારામે રાખી હતી.

આ વર્ષોમાં વિલાયતની ખટપટને લીધે ધર્મશાસ્ત્રનાં પુસ્તકો જાણવા માટે સંસ્કૃતનો અભ્યાસ કરી ઘણાં ખરાં જાણીતાં પુસ્તકો મનુસ્મૃતિ, મિતાક્ષરા, અને ધર્મસિંધુ, વગેરે ખરીદ કીધાં. અને તેમાંથી ઘણી જાણવા જોગ બાબતો તારવી કહાડી. વળી રૈયત તરફથી કાયદા કૉર્ટના કામકાજમાં મદદ અને મેહેનતમાં તત્પર રહેતા. તેથી કાયદા સબધી ગૂજરાતી પુસ્તકોનો તેમની પાસે સારો સંગ્રહ હતો. અને સરકાર તરફથી આપણી ખાતા મુજબ સણુંદો અપાતી હતી, તે સણદો ખતપત્ર તરીકે અને બીજી રીતે કાયદાસર ન ગણાય, તેને માટે સમસ્ત રૈયત તરફથી સરકારની સામા ઠેઠ હાઇકૉર્ટ લગણ લડ્યા, અને આખરે સણુંદના એ કામમાં રૈયત તરફથી હાઇકૉર્ટમાં મોટો જય મેળવ્યો હતો. વળી આ પ્રસગમાં મુબઇની "ઇસ્ટ ઇન્ડિયા આસોસીએશન" ની શાખા તરફથી સિવિલસર્વિસની બાબતમાં પાર્લામેન્ટ ઉપર અરજી મોકલવાની હતી, તેના ઉપર સુરત જીલ્લા તરફથી સહીઓ લેવાની હતી, તે કામમાં શેઠ દાદાભાઇ નવરોજજી તથા મી. નવરોજજી ફરદુનજીને ઘણી મદદ કરી હતી. વળી રૈયતનો અવાજ પુરતા વજન સાથે સરકારને મળે તેથી "સુરત પ્રજા સમાજ" નામની મંડળીની સ્થાપના કરાવી, તેના પોતે સેક્રેટરી થયા હતા. તેનુ દફતર પોતે રાખતા, તેમાં ઘણી જાણવાજોગ બાબતો છે. આ

મન ઉપર તેની સારી અસર થઇ. અને મોટી ઉંમરના જે માણસો પોતે પણ વિચાર કરી શકે એવા હતા, તેઓ પણ કાંઇક એસા. ઉચ્ચ વર્ણની સ્ત્રીઓમા ભૂત ઓછાં આવવા લાગ્યા, અને તેમના મનમા દુર્જેતી થવાની ધાસ્તી પેઠી. બહાદૂર મેહેતાજી દુર્ગારામે મોટું સ્તુત્ય કામ કરી પોતાના દેશીજનો ઉપર ભારે ઉપકાર કર્યો, તેથી તેમની કીર્તિ પૂર્ણ કળાએ પહોચી. એ કોઇ વિલક્ષણી વીરપુરૂષ છે, એવું પણા માણસોને લાગ્યુ. મત મેહેતાજી ખંડન કરતા હતા, તથા જેમની ઠગાઇ ઉઘાડી પાડતા હતા, તેઓ આપ નારાજ થઇ તેમને ગાળો દે તેમાં કાંઇ નવાઇ નથી. પણ જેમનો સ્વાર્થ બગડતો તેવા ઘણા માણસો તેમના ઉપર આસ્થા કરવા લાગ્યા. કેટલાકે તેમને નવો પંથ નાર આચાર્ય ગણ્યા. લોકને વેહેમની જાળમાંથી છોડવવાનો પ્રયત્ન તથા તેમને સમાજ અને ધર્મ સુધારા સબંધી બોધ કરવાનો ઉદ્યોગ મેહેતાજી વધારે ઉમગથી કરવા લાગ્યા. દુર્ગારામ સભામાં ભાષણ કરતા, એટલુજ નહિ પણ રસ્તામાં લોકો ટોળે મળતા ત્યાં પણ તેઓ હિંમતથી તેમને સત્ય સમજાવતા હતા. એ વેળાએ તેમનું વય ૩૫ વર્ષનુ હતું.

આ વખતે તેમના સુધરેલા વિચારો, જાહેર હિંમત, અને પ્રજાનું સામાજીક ભલું કરવાની ખંત ઉપરથી સુરતની ઇંગ્રેજી નિશાળના ઉસ્તાદો, મેસર્સ ગ્રીન તથા ગ્રેહામ સાહેબો ઘણા ખુશી થઇ મેળાવડાઓમા પોતાની જાત હાજરીથી ટેકો આપતા હતા. અને ગ્રીન સાહેબ મિત્ર તરિકે ઘણી ચાહેનાત રાખી તેમને ઘેર મુલાકાત કરતા આ પ્રસગમા સ્ત્રીકેળવણી માટે મેહેતાજીએ મેહેનત કરવા માડી. કેટલીક તરફથી તે બાબત ઘણો વાધો લેવાયો કે, છોકરીને તે વળી ભણાવવી શું ? પણ તેથી ન ગભરાતાં લોકોને ઘેર ઘેર ફરી પોતાની કન્યાઓને ભણવા મોકલવાની ભલામણ કરવા માંડી, અને કેટલાક સમજુ તથા ધનાઢ્ય શાહુકારોના આશ્રય હેઠળ આખરે એક કન્યાશાળા સ્થાપિ. તેની સઘળી દેખરેખ પોતે રાખતા, તથા છોકરીઓને શીખવવા લાયક ગરબીઓ તથા બોધનાં વચનો કવિતામા પોતે જોડી કહાડ્યાં. પ્રજાના વિચારો ધીમે ધીમે બદલતા ગયા, ને નવી કન્યાશાળા ભરાતી ગઇ. સ્ત્રીકેળવણીનો આવી રીતે પાયો નાખવાનુ માન મેહેતાજી દુર્ગારામને ઘટે છે. સને ૧૮૫૨ માં તેમની બદલી મોટે પગારે રાજકોટમાં થઇ. ત્યા પણ પોતાના મેહેતાજીના કામમાં ઘણી ખત રાખી તેની સાથે પ્રજામ જ્ઞાન અને સુધારાનો બોધ કરવા માંડ્યો. પોતાની જ્ઞાતીના તથા બીજા મુત્સદી વર્ગમાં પકાતા ગયા, ને તે વખતે રાજકોટના દિવાન અનંતજી અમરચંદ, તથા ગરહુમ રા. રા. મણિશંકર જટાશકર કીકાણી તથા રા. રા. નૃસિંહપ્રસાદ હરીપ્રસાદ વગેરે જાણીતા ગૃહસ્થોની સાથે ગાઢો મિત્રાચાર થયો. રાજકોટમાં ચાર વર્ષ રહ્યા પછી કાઠિયાવાડના કેળવણી ખાતાના ઇન્સપેકટર નિમાયા. તેની સાથે રાજકોટની નિશાળના કામ ઉપર પણ દેખરેખ રાખતા હતા. તે વખતના પોલિટિકલ એજન્ટ કર્નલ લાંગ સાહેબ તેમના ઉપર મોટી ચાહેનાત રાખતા હતા. આઠ વર્ષ સુધી કાઠિયાવાડમાં રૂ ૭૫ ) ના તે વખતે મનાતા મોટા પગારે કેળવણી ખાતામા તેમણે નોકરી કરી હતી. સાર પછી રૂ ૩૭ના પેનશન ઉપર સુરત પાછા આવ્યા હતા. ઉપલા આઠ વર્ષમાં તેમણે આખા કાઠિયાવાડમાં મોટી નામના મેળવી હતી, તેથી હજુ સુધી તેમનુ નામ ત્યાં મશહુર છે.

સને ૧૮૫૦ ની લગભગમાં સુરતમાં પાછા આવ્યા પછી તેમણે સઘળા સામાજીક સવાલો ઉપર ઉમંગથી ધ્યાન આપવા માંડયું. તેઓ સુરતમાં જડજની કોર્ટના આસેસર અને મ્યુનિસીપાલીટીના મેમ્બર નિમાયા હતા. વળી તકરારી કામોમાં પ્રજા તરફથી લવાદ પણ નિમાતા. એ અરસામાં ગરીબ ખેડુતોનાં ગાડાં વેઠે પકડવાનો પોકાર ઘણો હતો, તેમાંથી તેમને છોડાવવા પરોઢીયામાં તેઓ જાતે નીકળતા. કુટુંબ કલેશો, અને ધણી ધણીઆણીના અણુબનાવોની પતાવટોનાં કામ એમને સોંપવામાં આવતાં, અને એવાં સઘળાં લોક હિતાર્થનાં કામોમાં પોતે આગળ પડતા. આવા સંજોગોમાં મરહુમ રાવસાહેબ મહિપતરામ રૂપરામ વિલાયતના પ્રવાસે ગયા હતા. તેઓ પાછા ફર્યાં, ત્યારે તેમને જ્ઞાતિ બહાર મૂક્યા. તેમ છતાં મોટી હિંમત ધરાવી પોતાને ઘેર મેહેતાજી દુર્ગારામે તેમને જમવા તેડયા હતા. તેથી બળતામાં ઘી હોમાયા જેવું થયું હતું. અને આખી નાગરી ન્યાતમાં સખ્ત ચર્ચા ઉભી થઇ હતી. બાર ગામ સોરઠ, બાર ગામ ગુજરાત. અને છ પોળોના નાગરો ખળભળી ઉઠયા. એક તો નાગરી નાત સૌથી ઉંચી ગણાય, તેમાંજ આવો વિલાયત જઇ આવ્યાનો બનાવ બન્યો, અને એવા દોષિત ગૃહસ્થનો સંસર્ગ કરી જમવા તેડયાં, એટલે તો ખટપટનો કાંઇ પાર રહ્યો નહિ. સુરત, અમદાવાદ, કાઠિયાવાડમાં વિલાયતી અને શુદ્ધ પક્ષના એમ બે વિભાગ પડી ગયા. અને એ બેઉ પક્ષો તરફથી વિલાયતના પ્રવાસ સંબંધી શાસ્ત્રાર્થનાં સામસામાં ચોપાનીયાં છપાયાં. શુદ્ધ પક્ષ તરફથી સુરતના જાણીતા નાગર શાસ્ત્રી દિનમણિશંકર બહાર પડ્યા. અને વિલાયતીઓએ પ્રખ્યાત શાસ્ત્રી [illegible] ચિંતામણી-જીને પોતાની તરફથી મદદમાં બોલાવ્યા. મેહેતાજી દુર્ગારામનુ ઘર ન્યાત બહાર મુકાયું, તે ચૌદ વર્ષ સુધી રહ્યું. ત્યાર પછી તેમના ઘરને ન્યાતમાં લીધું. પણ [illegible] ન્યાત સાથેનો સંબંધ જીવતાં સુધી મૂકી દીધો હતો. આ પ્રસંગનો ઇતિહાસ [illegible] અને જાણવા જોગ છે. અને તેમાં બનતી હિમ્મત તથા ધીરજ મેહેતાજી દુર્ગારામે રાખી હતી.

આ વર્ષોમાં વિલાયતની ખટપટને લીધે ધર્મશાસ્ત્રનાં પુસ્તકો જાણવા માટે સંસ્કૃતનો અભ્યાસ કરી ઘણાં ખરાં જાણીતાં પુસ્તકો મનુસ્મૃતિ, મિતાક્ષરા, અને ધર્મસિંધુ, વગેરે ખરીદ કીધાં. અને તેમાંથી ઘણી જાણવા જોગ બાબતો તારવી કહાડી. વળી રૈયત તરફથી કાયદા કોર્ટના કામકાજમાં મદદ અને મેહેનતમાં તત્પર રહેતા, તેથી કાયદા સંબંધી ગુજરાતી પુસ્તકોનો તેમની પાસે સારો સંગ્રહ હતો. અને સરકાર તરફથી માપણી ખાતા મુજબ સણુંદો અપાતી હતી, તે સણુંદો [illegible]તપત્ર તરીકે અને બીજી રીતે કાયદાસર ન ગણાય, તેને માટે સમસ્ત રૈયત તરફથી સરકારની સામા ઠેઠ હાઇકોર્ટ સુધી લડ્યા, અને આખરે સણુંદના એ [illegible]માં રૈયત તરફથી હાઇકોર્ટમાં મોટો જય મેળવ્યો હતો. વળી આ પ્રસંગમાં મુંબઇની "ઇસ્ટ ઇન્ડિયા આસોસીએશન" ની શાખા તરફથી સિવિલસર્વિસની બાબતમાં પાર્લામેન્ટ ઉપર અરજી મોકલવાની હતી, તેના ઉપર [illegible] તરફથી સહીઓ લેવાની હતી, તે કામમાં શેઠ દાદાભાઇ નવરોજજી તથા [illegible] [illegible] ફરદુનજીને ઘણી મદદ કરી હતી. વળી રૈયતનો અવાજ પુરતા વજન [illegible] મળે તેથી "સુરત પ્રજા સમાજ" નામની મંડળીની સ્થાપના કરાવી, તેના પોતે સેક્રેટરી [illegible] હતા. તેનું દફતર પોતે [illegible]

રા. મનઃસુખરામની કવિતા છે. તેઓ બુદ્ધિપ્રકાશમાં 'જેકુંવરનો જે' નામે એક નાટકના આકારમા વિષય લખતા હતા; તેના ઉપર લોકોનો મોહ એટલો બધો થયો હતો કે 'જયકુમારી વિજય નાટક' એ નામથી જૂદા પુસ્તકમાં તે પ્રસિદ્ધ કરવા ગૃહસ્થ જનોની તરફથી સૂચનાઓ થઇ હતી. ગદ્યાત્મક ગ્રંથો વાંચવાની ગુજરાતમાં પ્રથમ રુચિનો વિશેષ આરંભ તેમનાજ ગ્રંથોથી થયો હતો. 'લલિતા દુઃખદર્શક' નળદમયંતી, બાણાસુરમદમર્દન, મદાલસા, અને ઋતુધ્વજ' આદિ તેમના નાટકના પ્રયોગ મુંબઇમાં બહુવાર થાય છે. અને તેની અસર શ્રોતાજનોના મન ઉપર ઘણી સારી થયેલી જોવામાં આવે છે. તેમણે કેટલાંક ઇંગ્રેજી તથા સંસ્કૃત પુસ્તકોનાં સુંદર ભાષાંતરો કરેલાં છે. તે સર્વ ગ્રંથોની સંખ્યા લગભગ પચીસની છે. એ ગ્રંથો સિવાય તેમણે "બુદ્ધિપ્રકાશ" તથા "બુદ્ધિવર્ધક" નામે માસિક ગ્રંથોમાં ઘણા વિષયો લખેલા છે. શેકસ્પિયર કથાસમાજનું ભાષાંતર કરવામાં દિ. બા. મણિભાઇ તથા રા. છોટાલાલ સેવકરામ વગેરે તેમના સહકારી હતા.

રા. રણછોડભાઇએ પ્રસિદ્ધ કરેલા ગ્રંથોની ટીપઃ—૧ જયકુમારી વિજય નાટક. ૨ લલિતાદુઃખદર્શક. ૩ નળદમયંતી નાટક. ૪ બર્યોદ્ધ. ૫ હરિશ્ચંદ્ર નાટક. ૬ તારામતી સ્વયંવર ૭ વિક્રમોર્વશીત્રોટક. ૮ આરોગ્યતાસૂચક. ૯ પ્રસ્તાવિકકથાસમાજ. ૧૦ માલવિકાગ્નિમિત્ર નાટક. ૧૧ પ્રેમરાય અને ચારૂમતિ. ૧૨ લઘુસિદ્ધાંત કૌમુદી. (ગુજરાતી ટીકા સહિત.) ૧૩ હિતોપદેશ. (મિત્રલાભ, મિત્રભેદ, વિગ્રહ સંધિ ) ૧૪ બાણાસુરમદમર્દન (ઓખાહરણ નાટક) ૧૫ મદાલસા અને ઋતુધ્વજ નાટક. ૧૬ હરિશ્ચંદ્ર નાટકનો સાર. ૧૭ રત્નમાલા. (બને ભાગનું ભાષાંતર.) ૧૮ કુળવિષે નિબંધ. ૧૯ સંતોષસુરતરુ. ૨૦ શેકસ્પિયર કથાસમાજ. ૨૧ પાદશાહી રાજનીતિ. ૨૨ રણપિંગળ. ઇત્યાદિ ઘણા ગ્રંથો તેમણે રચ્યા છે. [illegible] ઘણા લોકપ્રિય થઇ પડવાથી તે ગ્રંથોની ઘણી આવૃત્તિઓ છપાઇને બહાર પડી ચૂકી છે. [illegible] વળી નાટ્યપ્રકાશ, રસપ્રકાશ, અને રત્નાવલી નાટિકા વગેરે ગ્રંથો છપાવવાનો તેમનો વિચાર છે. તેમના ગ્રંથો દેશાન્તરમા પણ જ્યાં જ્યાં ગુજરાતી ભાષા બોલાય છે ત્યાં સર્વ ઠેકાણે જોવામા આવે છે. તેમણે ગુર્જર ગ્રંથકાર તરીકે જેવી કીર્તિ મેળવી છે, તેવી બીજા થોડાજ ગુર્જર ગ્રંથકારોએ મેળવી હશે.

રા. રણછોડભાઇએ માત્ર ગ્રંથકાર તરીકેજ નામના મેળવી છે, એમ કાંઇ નથી. પરંતુ તેમણે રાજ્યદ્વારમાં રહીને ઘણાં મોટાં રાજ્યોની ઉત્તમ સેવા બજાવીને કીર્તિ મેળવી છે. અને હાલ કચ્છ જેવા મોટા રાજ્યના એક ડાહ્યા મંત્રી તરીકે બિરાજીને ત્યાંની પ્રજા તથા રાજા એમ ઉભયનું શુભ ઇચ્છી તેઓ જે કાર્ય કરે છે, તેથી સર્વની પ્રીતિને પાત્ર થયા છે. રા. રણછોડભાઇનો સ્વભાવ બહુજ સ્નેહ મમતાવાળો છે. સર્વને ઉપયોગી થઇ યથાશક્તિ બહુ જનનું કલ્યાણ કરવું એજ તેમનું લક્ષ છે. તેમનો વિવેક અને સૌજન્યતા ખરેખર બહુજ વખાણવા લાયક છે. તેમના પુત્ર રા. કનૈયાલાલ હાલ ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરે છે તેઓ ઘણા ચાલાક અને ચંચળ વૃત્તિના છે. વળી તેમનામા તેમના પિતાશ્રીના ઉત્તમ સદ્ગુણોની છાપ પડેલી પ્રત્યક્ષ જોવામાં આવે છે. તે ઉપરથી તેઓ ભવિષ્યમા ગોડી કીર્તિ મેળવીને પોતાના પિતાના પવિત્ર નામને જેબ આપશે, એમ મારી

શકાય છે. અમારી આ ભવિષ્યવાણી ઇશ્વર ખરી પાડો, એવું અમે ખરા અંતઃકરણથી ઇચ્છીએ છીએ. તથાસ્તુ

# રાવ બાહાદુર લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી.

આ પ્રસિદ્ધ વિદ્વાન ગૃહસ્થનો જન્મ સને ૧૮૪૫ માં અમદાવાદમાં થયો હતો. તેઓ જ્ઞાતે વિસનગરા નાગર બ્રાહ્મણ છે. તેમણે અમદાવાદમાં પહેલા નંબરની નિશાળમાં સ્વભાષાનું જ્ઞાન મેળવ્યા પછી તેમના પિતા ઉમિયાશંકર યાજ્ઞિક હોવાથી તેમને થોડોક તેવો અભ્યાસ કરવો પડ્યો હતો. પણ પછી પરીક્ષા આપી તેઓ રૂ ૫) ની સ્કૉલરશીપ સાથે નૉર્મલ ક્લાસમાં દાખલ થયા હતા. ત્યાં તેમને ઇંગ્રેજી ભાષાનું જ્ઞાન સંપાદન કરવાની જીજ્ઞાશા થઇ. પણ તે વાત તેમના પિતાના મતથી વિરૂદ્ધ હોવાથી છેવટે તેમને તે માટે જુદું થવું પડ્યું; તે છતાં ઇંગ્રેજી ભણવાનો તેમણે નિશ્ચય કર્યો. નૉર્મલ સ્કૂલને વર્નાક્યુલર કૉલેજ બનાવવામાં આવી, ત્યારે ત્યાં તેમને દશ રૂપિયાની સ્કૉલરશીપ આપી ભણવા રાખ્યા હતા. એ કૉલેજમાં તેમણે ગણિતશાસ્ત્રનો અભ્યાસ ઘણો વધાર્યો હતો. તે એટલે સુધી કે એલ્ફિન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓની સીનિયર સ્કૉલરશીપની ગણિતની પરીક્ષાના પ્રશ્નો વર્નાક્યુલર કૉલેજના વિદ્યાર્થીઓને આપી પરીક્ષા લીધી; તેમાં રા. લાલશંકર પહેલે નંબરે પાસ થયા. ત્યાર પછી કેટલોક વધુ અભ્યાસ કર્યા બાદ સને ૧૮૬૫ માં અમદાવાદ હાઇસ્કુલમાં રૂ ૨૫ ના પગારની ગણિતના શિક્ષકની જગ્યા તેમને આપવામાં આવી. એજ વર્ષમાં તેમણે ખાનગી રીતે અભ્યાસ કરીને મેટ્રિક્યુલેશનની પરીક્ષા આપી; [illegible] પાસ થયા. પછી તેમને રજા નહિ મળવાથી યુનિવર્સિટીની પાઠશાળામાં જવાનું [illegible] પડ્યુ. તે છતાં વધારે આગ્રહથી ખાનગી રીતે અભ્યાસ કરીને સને ૧૮૬૭ માં [illegible] જઇ "ફર્સ્ટ એકઝામિનેશન ઇન આર્ટસ"ની પરીક્ષા આપીને પાસ થયા. તે પછી તેઓ અમદાવાદની હાઇસ્કુલમાં ચોથા આસીસ્ટંટ અને ગુજરાત પ્રોવિન્સિયલ કૉલેજમાં ગણિતના શિક્ષક નિમાયા. સને ૧૮૬૯ માં તેઓ ત્રિજા આસીસ્ટંટ માસ્તર થયા, અને [illegible] ૧૮૭૧ માં તેમને અમદાવાદમાં સ્મૉલકૉઝ કૉર્ટના ક્લાર્કની જગ્યા મળી. ત્યાં તેમણે [illegible] લગતો અભ્યાસ કર્યો, અને સને ૧૮૭૩ માં હાઇકૉર્ટ પ્લીડર અને સબજડજની પરીક્ષા પાસ થયા. તે પછી સને ૧૮૭૪ માં પંઢરપુરમાં સેકંડક્લાસ સબૉર્ડીનેટ સબ જડજની જગ્યા તેમને મળી હતી. ત્યાંથી ધંધુકા, ધોલ્કા, વીરમગામ, સોલાપુર, અહમદનગર, અને નાસીક એમ અનુક્રમે તેમની ઉત્તરોત્તર વધતા પગારથી બદલીઓ થઇ હતી. અને હાલ સને ૧૮૯૧ થી અમદાવાદમાં ફર્સ્ટક્લાસ સબૉર્ડીનેટ સબ જડજના હોદ્દા ઉપર તેઓ બિરાજે છે.

રા. બા. લાલશંકર સ્વદેશની સેવા બજાવવામાં પોતાનાથી બનતો પરિશ્રમ લે છે. અને તેમ કરવામાં તેઓ પોતાની મુખ્ય ફરજ સમજે છે. પ્રથમ તેમણે સંસાર સુધારાને માટે "ગુજરાતશાળાપત્ર"માં લેખ લખવા માંડ્યા હતા. તેમ કરતાં પૂરતો સંતોષ ન થવાથી પોતાના મિત્ર રા. બા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાની મદદથી [illegible] કારક' નામે એક પત્ર કહાડ્યું. પણ તે બે વર્ષ ચાલીને બંધ પડ્યું. ગુજરાતી [illegible]

હોપ સાહેબના ન્હાના અંકગણિત સિવાય નિશાળીઆઓને ગણિત શીખવવાનું સાધન નહોતું. તેથી તેમણે તથા રા. બા હરગોવિંદાસે સને ૧૮૬૮ મા નવી પદ્ધતિ ઉપર 'અંકગણિત' બનાવ્યુ કે જેનો ઉપયોગ અદ્યાપિ સુધી ઘણી હોશથી કરવામા આવે છે. એજ પ્રમાણે તેમણે 'વ્યાકરણ' નું પુસ્તક બનાવીને એક અગત્યની ખોટ પૂરી પાડી છે વળી તેમણે ભૂતળ વિદ્યાનાં મૂળતત્વ' નામની ચોપડી લખી છે તે સરકારે કેળવણીખાતામા ચલાવવાને મજુર કરી છે તેમજ તેમનુ રચેલુ અંકગણિત પણ મુબઈ ઇલાકાની તમામ નિશાળોમા ચાલે છે સને ૧૮૭૭ મા મુબઇ સરકારે 'સિવિલ પ્રોસિજર કોડ'નામે દિવાની કામ ચલાવવાના કાયદાના પુસ્તકનુ ભાષાતર કરવાનુ કામ તેમને સોંપ્યુ હતુ, અને સને ૧૮૮૩ની સાલથી તેમને ગુજરાતી બુક કમિટીના મેમ્બર નિમ્યા છે.

સને ૧૮૭૧ ની સાલમા "બાળલગ્ન હાનિકર્તા છે" એ વિષય ઉપર તેમણે અમદાવાદમા ભાષણ આપી એક સભાની સ્થાપના કરી હતી અને સભાની તરફથી 'બાળલગ્ન નિષેધક' પત્રિકા પણ તેમણે કાઢી હતી. જે કેટલીક મુદત પછી બધ પડી હતી સને ૧૮૭૭ મા દક્ષિણ દેશમા દુકાળ પડ્યો, ત્યારે તેઓ પઢરપુરમા હતા. ત્યાની પ્રજાને અન્નાદિક વગેરે આપીને તેમણે ઘણી સારી મદદ કરી હતી વળી પઢરપુરમા તેમણે એક નિરાશ્રિત 'બાળરક્ષકગૃહ' ની સ્થાપના પણ કરી હતી, અને દુકાળ પછી પછી અનાથ છોકરાના સરક્ષણાર્થે તેને 'અનાથ બાળરક્ષકગૃહ' એવુ નામ આપ્યુ હતુ.

રા. બા લાલશકરને સાસારિક, ધાર્મિક, અને લોકોપયોગી સુધારા કરવા ઉપર ઘણું આદર છે વળી તેઓ વિદ્યા વૃદ્ધિ તથા સ્ત્રીકેળવણી જેવી આ દેશને ઘણી ઉપયોગી બાબતો વિષે પોતાથી બનતુ કરે છે સને ૧૮૭૧ મા ગવસાહેબ મહિપતરામના સ્વર્ગવાસ પછી તેઓ, "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" ના ઑનરરી સેક્રેટરીનો માનવત હોદ્દો ભોગવે છે ત્યારથી તેઓ આ ગુર્જર દેશના ભૂષણરૂપ એ ઉપયોગી સોસાઇટીની વૃદ્ધિને માટે તન, મનથી ઘણો શ્રમ લે છે તેઓ બહુ ન્યાયી અને ઉદાર બુદ્ધિના છે વળી સ્વભાવે શાન્ત, ગભિર, નિરાભિમાની, અને હસમુખા છે. એ સર્વ ગુણોથી તેઓ ઘણા લોકપ્રિય થયા છે ગુર્જર પ્રજાની સાસારિક અને ધાર્મિક સ્થિતિની સુધારણા અર્થે આવા દેશહિતકારી અને ઉદ્યોગી મહા પુરૂષોની ઘણી આવશ્યકતા છે તે પરમ કૃપાળુ પરમેશ્વર પુરી કરતા આવા મહા પુરૂષોને દીર્ઘાયુષ્ય આપો, એવુ અમે ખરા અત કરણથી ઇચ્છીએ છીએ. તથાસ્તુ.

## રા. બા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

બી. એ; એલ. એલ. બી. ( મુબઇ ), ડી. એલ. એ. (સ્વીડન), આર. એ. એસ. (લડન અને મુબઇ. ) ઇત્યાદિ.

આ વિદ્વાન અને સાહસિક સ્વદેશપ્રેમી પુરૂષનો જન્મ સવત ૧૯૧૨ ના વૈશાખ શુદ ૫ તા ૧૦ મી ને સને ૧૮૫૬ ના રોજ ગાયકવાડી રેહેગામ પરગણામા આવેલા બ-

હોપ સાહેબના ન્હાના અંકગણિત સિવાય નિશાળીઆઓને ગણિત શીખવવાનું સાધન નૅ હોતું. તેથી તેમણે તથા રા. બા. હરગોવિંદદાસે સને ૧૮૫૮ મા નવી પદ્ધતિ ઉપર એક 'અંકગણિત' બનાવ્યું કે જેનો ઉપયોગ અદ્યાપિ સુધી ઘણી હોંશથી કરવામા આવે છે એજ પ્રમાણે તેમણે 'વ્યાકરણ' નું પુસ્તક બનાવીને એક અગત્યની ખોટ પૂરી પાડી છે વળી તેમણે ભૂતળ વિદ્યાનાં 'મૂળતત્વ' નામની ચોપડી લખી છે તે સરકારે કે ળવણીખાતામા ચલાવવાને મંજુર કરી છે તેમજ તેમનું રચેલું અંકગણિત પણ મુંબઈ ઇલાકાની તમામ નિશાળોમા ચાલે છે સને ૧૮૭૭ મા મુબઇ સરકારે 'સિવિલ પ્રો સિજર કોડ' નામે દિવાની કામ ચલાવવાના કાયદાના પુસ્તકનું ભાષાંતર કરવાનું કામ તેમને સોપ્યું હતું, અને સને ૧૮૮૩ની સાલથી તેમને ગુજરાતી બૂક કમિટીના મેમ્બર નિમ્યા છે

સને ૧૮૭૧ ની સાલમા "બાળલગ્ન હાનિકર્તા છે" એ વિષય ઉપર તેમણે અમદાવાદમા ભાષણ આપી એક સભાની સ્થાપના કરી હતી અને સભાની તરફથી 'બાળલગ્ન નિષેધક' પત્રિકા પણ તેમણે કાઢી હતી જે કેટલીક મુદત પછી બંધ પડી હતી સને ૧૮૭૭ મા દક્ષિણ દેશમા દુકાળ પડ્યો, ત્યારે તેઓ પંઢરપુરમા હતા ત્યાની પ્રજાને અન્નાદિક વગેરે આપીને તેમણે ઘણી સારી મદદ કરી હતી વળી પંઢર પૂરમા તેમણે એક નિરાશ્રિત 'બાળરક્ષકગૃહ' ની સ્થાપના પણ કરી હતી, અને દુકાળ પડ્યા પછી અનાથ છોકરાના સરક્ષણાર્થે તેને 'અનાથ બાળરક્ષકગૃહ' એ નામ આપ્યુ હતુ.

રા. બા લાલશંકરને સાસારિક, ધાર્મિક, અને લોકોપયોગી સુધારા કરવા ઉપર બ આદર છે વળી તેઓ વિદ્યા વૃદ્ધિ તથા સ્ત્રીકેળવણી જેવી આ દેશને ઘણી ઉપયો બાબતો વિષે પોતાથી બનતુ કરે છે સને ૧૮૭૧ મા રાવસાહેબ મહિપતરામના સ્વ વાસ પછી તેઓ "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" ના ઑનરરી સેક્રેટરીનો મા નવત હોદ્દો ભોગવે છે ત્યારથી તેઓ આ ગુર્જર દેશના ભૂષણરૂપ એ ઉપયોગી સોસાઇ ટીની વૃદ્ધિને માટે તન, મનથી ઘણો શ્રમ લે છે તેઓ બહુ ન્યાયી અને ઉદાર બુદ્ધિના છે વળી સ્વભાવે શાન્ત, ગંભિર, નિરાભિમાની, અને હસમુખા છે, એ સર્વ ગુણોથી તેઓ ઘણા લોકપ્રિય થયા છે ગુર્જર પ્રજાની સાસારિક અને ધાર્મિક સ્થિતિની સુધારણા અર્થે આવા દેશહિતકારી અને ઉદ્યોગી મહા પુરૂષોની ઘણી આવશ્યકતા છે તે પરમ કૃપાળુ પરમેશ્વર પુરી કરતા આવા મહા પુરૂષોને દીર્ઘાયુષ્ય આપો, એવુ અમે ખરા અંત કરણથી ઇચ્છીએ છીએ. તથાસ્તુ.



## રા. બા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ.

બી. એ; એલ. એલ. બી. (મુબઇ), ડી. એલ. એ. (સ્વીડન), આર. એ. એસ. (લંડન અને મુબઇ.) ઇત્યાદિ.

આ વિદ્વાન અને સાહસિક સ્વદેશપ્રેમી પુરૂષનો જન્મ સંવત ૧૯૧૨ ના વૈ શુદ ૬ તા ૧૦ મી મે સને ૧૮૫૬ ના રોજ ગાયકવાડી દેહેગામ પ્રગણામાં આવેલાં

**ઢિચેલ** નામે ગામ તેમના મોસાળમાં થયો હતો. તેમના પિતાનું નામ **દુર્ષદરાય** અને **માતાનું** નામ રેવાબાઇ હતું. તેઓ જાતે સાઠોદરા નાગર બ્રાહ્મણ મૂળ ગોધરાના પણ **હાલ** અમદાવાદના વતની છે. તેમના વડિલોની હકીકત જાણવા યોગ્ય જાણીને તેનો ટુંક સાર અમે અત્રે આપીએ છીએ. તેમનું કુટુંબ અસલથીજ રાજ્યદ્વારમાં તેમાં વિશેષે કરીને વાડાસીનોરના બાબી વંશના નવાબોની તથા લુણાવાડાના વીરપુર મોલકી રાજાઓની સાથે ગાઢો સંબંધ ધરાવતું આવ્યું છે. અને તેથી તેઓ "ધ્રુ-દરૂ અથવા ધ્રુ-ધરૂ" ( સંસ્કૃત ધ્રુવ), દેશાઇ, અને મજમુદાર એ ત્રણ રાજ્યનાં મોટા અધિકાર સૂચક પદ મળેલાં છે. રા. દુર્ષદરાયના પિતા મેહેતાબરાય અને તેમના પિતા બાઇચંદભાઇ ઘણા બહાદૂર અને પરાક્રમી પુરૂષ થઇ ગયા છે. તેમણે વાડાસિનોરના નવાબ સાહેબ, જાણુઆના તથા લુણાવાડાના રાજા સાહેબ, અને નામદાર સિંધીયા સરકાર વગેરે રાજાઓની ઘણી ઉત્તમ સેવા બજાવેલી કહેવાય છે. અને એ રાજાઓ તરફથી તેમને પાલખી વગેરે રાજ્ય ચિન્હો ઇત્યાદિ બક્ષિસ મળેલાં હતાં. તે તેમના કુટુંબમાં છેક સંવત ૧૯૦૪ સુધી હતાં. પરંતુ ગોધરાની મોટી આગમાં તે સર્વ નાશ પામ્યું છે. બાઇચંદભાઇ એવા તો પરાક્રમી હતા કે તેમનું કુટુંબ એ વખતે "ગોધરીઆ રાજા" એ ઉપનામથી ઓલખાતુ હતું. એ બાઇચંદભાઇના ગુજર્યા પછી તેમના પુત્ર મેહેતાબરાયને રાજ્યની ખટપટમાં સ્વદેશમાં દુશ્મનો ઉભા થવાથી ગોધરા છોડીને અમદાવાદ, આવી વસવાની જરૂર પડી હતી. આ મેહેતાબરાયમાં તેના વડિલોના જેવું તેજ નહોતું. પરંતુ તેમના પુત્ર રા. દર્ષદરાય ઘણા બુદ્ધિવાન અને તેજસ્વિ હતા. તેમનો જન્મ સંવત ૧૮૭૩ માં અલિણામાં થયો હતો. તેઓ પોતાના બુદ્ધિ બળે તથા પરાક્રમથી પ્રથમ નામદાર ઇંગ્રેજ સરકારની રૂ ૪ ના પગારની તલાટીની નોકરીથી ચડતાં ચડતાં છેલ્લે ફર્સ્ટ કલાસ મામલતદાર અને ફુલ પાવર માજીસ્ટ્રેટનો હોદ્દો મેળવવાને ભાગ્યશાળી થયા હતા. એ નોકરીના દરમિયાનમાં તેમણે રાજ્યની તથા પ્રજાની ઉત્તમ પ્રકારે સેવા બજાવીને સર્વનો અધિક પ્યાર સંપાદન કર્યો હતો. વળી સને ૧૮૫૭ ના મોટા બળવાની વખતે તેમણે ઘણીજ બહાદૂરીથી નામદાર ઇંગ્રેજ સરકારને સિરસ્તાની નોકરી બજાવી સારી મદદ કરી હતી.

આ ખાનદાન "ધ્રુવ" કુટુંબ જેટલું સ્વરાજ્યભક્ત છે, તેટલુંજ સ્વધર્મનિષ્ટ પણ છે. તેની સાબેતીમાં માત્ર એકજ દષ્ટાંત બસ થશે. એ કુટુંબમાં સંવત ૧૫૫૪ થી ૧૫૮૭ સુધીમાં **નાગરભાઇ** કરીને મહા વૈષ્ણવ ભક્ત થઇ ગયા છે. તેમની ગણના ૨૫૨ વૈષ્ણવોમાં થયેલી છે. અને બીજા વૈષ્ણવ ભક્તોની કથામાં તેમની કથા પણ બહુ અદ્ભુત છે. તેમની ગાદી તથા મકાન અદ્યાપિ સુધી ગોધરા (પંચમહાલ)માં છે. તેનું એટલું બધુ માન છે કે, કોઈ પણ ગોસાંઇજીનું બાળ ત્યાં પધારે, ત્યારે તે ગાદીને પૂજા અર્ચ નિવેદન કર્યાં સિવાય તેમનાથી નૈવેદ્ય લેવાય નહિ, એવો સંપ્રદાય છે. આ ગાદીને તેમના સર્વ કુટુંબીઓ માન આપી સેવાની પર્વ પરંપરાના ભજાવતા આવ્યા છે. રા. દર્ષદરાવે પણ પોતાના વડિલોથી થયેલાં પર, જમીન અને બેનર તથા પાર્ટીસ્ક્રીપ્ટ વગેરે શુમારે ૧૦ હજાર રૂપિયાની મિલકત તે ખાતે અર્પણ કરી છે. અને તેમનો લાભલેવા તેમને બીજા કુટુંબીઓએ પણ તેમજ કર્યું છે. એટલે ગોધરામાંની ધ્રુવ કુળની તમામ મિલકત તે ગાદી

આતેજ પળે છે. એ રીતે આ કુટુંબ અસલથીજ સ્વધર્મનિષ્ટ છે.

રા. હરિલાલના પિતા જેમ સદ્‌ગુણી અને સ્વધર્મ ભક્ત હતા, તેમ તેમનાં શ્રીમતી રેવાબાઇ પણ પરમ ધાર્મિક અને વિદ્યાવાન હતાં. ધર્માનુષ્ઠાન, વ્રત, કથા, ભજન, અને દેવ દર્શન આદિ ઉપર તેમને ઘણીજ શ્રદ્ધા અને પ્રીતિ હતી. આવી અને શ્રદ્ધાળુ માતાના મુખે મહાકવિ પ્રેમાનંદની "નાગદમણુ" ની કરુણા રસિ! નીએ, તેમ પરમ ભક્ત મીરાંબાઇની ધર્મ શૃંગારવાળી રસિક બાનીએ આપણા ચરિત્ર નાયકના હૃદય ઉપર જે મધુર મુદ્રા પાડી હતી, તેમાંથીજ "કુંજવિહાર" "પ્રવાસ પુષ્પાંજળિ" આદિ કાવ્યો, તથા "નાગરઉદય," અને "ચંદ્ર" પત્રિકાનો ભાવિમાં જન્મ સંભવે છે. વળી એજ માતાની સાથે સપ્તાહ ભાગવત શ્રવણા દિમાં તથા ધર્મનિષ્ટ અને કર્મનિષ્ટ પિતાની શોધક બુદ્ધિમાં પ્રાચીન વિદ્યા અને તેનો શોધ તેમનામાં સ્ફુરી આવેલો લાગે છે.

રા. હરિલાલે પોતાની પાંચ વર્ષની વયમાં માતૃભાષા ગુજરાતીનો અભ્યાસ શરૂ કર્યો હતો. તે વખતે તેમના પિતા વિરમગામના મામલતદાર હતા. તેથી તેઓ કુટુંબ સાથે ત્યાં રહેતા હતા. ત્યાંથી તેમની બદલી ઓરપાડ થવાથી ત્યાં ગયા, અને રા. હરિલાલનો ઇંગ્રેજી અભ્યાસ સુરત જીલ્લામાં શરૂ થયો. તેઓ બાળપણથીજ બુદ્ધિશાળી અને ચપળ વૃત્તિના હતા, તેથી શિખવામાં જલદી આગળ વધી ગયા. કિશોર વય છતાં ભણવા ઉપર તેમની એટલી બધી પ્રીતિ હતી કે, ભોજન ચૂકાય તો ભલે, પણ નિશાળમાં જવાનો વખત તેઓ કદિ ચૂકતા નહિ. તેમના પિતાની બદલી ઓરપાડથી પાછી અમદાવાદ થઇ, અને એજ જગો ઉપરથી તેમણે સને ૧૮૭૨ માં પેનશન લીધું, તેથી તેમણે બાકીનો બધો અભ્યાસ અમદાવાદમાંજ રહીને કર્યો હતો. સને ૧૮૭૩ ની સાલમાં તેમણે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી હતી. તે પછી તેમની અને તેમના પિતાની ઇચ્છા તેમણે વિલાયત જઇને સિવિલસર્વિસનો અભ્યાસ કરવાની હતી. પરતુ કમનસીબે તેમના પિતાના એક ગુરૂ સંન્યાસીની સૂચનાથી તેમણે પોતાના પુત્રને વિલાયત મોકલવો એ ધર્મ વિરૂદ્ધનું કામ જાણીને તે વિચાર માંડી વાળ્યો હતો. એટલુંજ નહિ પરતુ મુબંઇની પાઠશાળામાં તેમને દાખલ કરવામાં પણ બાધ ગણ્યો હતો. તેથી રા. હરિલાલનો અભ્યાસ એટલેથી બધ રખાવીને તેમને અમદાવાદના કલેકટર મી. બોરોડેલની ઓફિસમાં કામ શીખવા મૂક્યા. પિતાની આજ્ઞાને માન આપી તેઓ કલેકટર સાહેબની ઓફીસમાં કામ શીખવા દાખલ તો થયા, પરંતુ એથી વિદ્યા વધારવાની તેમની અભિરુચિ લગારે ઓછી થઇ નહિ. પણ દિનપરદિન તે વધારે તેજ થવા લાગી. તેના પરિણામે એ યુવાન વિદ્યાભિલાષી અને ઉમંગી પુરૂષે પિતાની આજ્ઞા મેળવીને સને ૧૮૭૪ ના જુન માસમાં મુબઇમાં એલ્ફિન્સ્ટન કૉલેજ નામના સરસ્વતી મદિરમાં પ્રવેશ કર્યો. ત્યાં અભ્યાસ કરીને સને ૧૮૭૬ ના એપ્રીલ માસમાં "એફ. ઇ. એ." અને સને ૧૮૭૭ ના ડિસેમ્બર માસમાં "બી. એ." ની પદવી મેળવી. બી. એ. ની પરીક્ષામાં પાસ થયા પછી "એલ. એલ. બી." ના ટર્મ ચાલુજ હતા, તેથી સોલીસીટર અથવા તો એડ્વોકેટ થવાના ટર્મ ભરવાનો તેમનો વિચાર હતો. પરતુ જેમ સિવિલસર્વિસનો વિચાર

દૈવયોગે અકસ્માત ભાગી પડયો હતો, તેમ એ વિચાર પણ ભાગી પડયો. સને ૧૮૭૯ મા અમદાવાદમાં "ગુજરાત કૉલેજ" પ્રથમ સ્થાપવામાં આવી, તેમાં તેમને ફેલો તરીકે તેમની પાઠશાળાના શિક્ષાગુરૂ પ્રોફેસર વર્ડસ્વર્થે તથા ડિરેક્ટર ઓફ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન મી: ચેટફિલ્ડે ઘણાજ આગ્રહ પૂર્વક મોકલ્યા. તેથી ઉપરનો ક્રમ એમજ ઉડી ગયો. તેની સાથે પોતે પાઠશાળામાં "એમ. એ." ને માટે શાસ્ત્રીઓ પાસેથી વેદાંત આદિ શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું, તે પણ પડી ભાગ્યું. તેમણે રસાયન શાસ્ત્ર અને સૃષ્ટિ પદાર્થ વિજ્ઞાનમાં બી. એ. ની પરીક્ષા પસાર કરી હતી, તેથી તે અને બીજી લગતી વિદ્યાઓમાં પ્રવેશ કરીને "એમ. એ." મા જવાનો તેમને માર્ગ હતો. અને તે સાથે "બી. એસ. સી." ની પદવી મેળવવાનો પણ તેમને લોભ હતો. તે સર્વ નિષ્ફળ ગયુ અમદાવાદની નવી પાઠશાળાની વ્યવસ્થાના પરિશ્રમ પાછળ "એલ. એલ. બી." ના વાંચન સિવાય કાઇજ બની શકયુ નહિ. સને ૧૮૮૦ ના ડીસેમ્બર માસમાં તેમણે "એલ. એલ. બી." ની પરીક્ષા પસાર કરી હતી.

એ પ્રમાણે રા. હરિલાલનો અભ્યાસક્રમ સને ૧૮૬૧ માં શરૂ થયો, તે સને ૧૮૮૦ માં પુરો થયો, ત્યાં સુધીની હકીકત આપણે જાણી પરંતુ તેમની એ વિદ્યાર્થિ સ્થિતિના ૨૦ વર્ષમાં તેમણે જનહિતનાં કાર્ય કરવા માટે શા શા પ્રયત્ન કર્યા હતા, તે જાણવું આવશ્યક છે. તેઓ જ્યારે અમદાવાદની હાઇસ્કુલમાં વિદ્યાભ્યાસ કરતા હતા, ત્યારે રા. બા. લાલશંકર ઉમિયાશંકરના વર્ગમાં છતાં અમદાવાદના પ્રશસ્ત વકીલ રા. સા. કેશવલાલ મોતીલાલ એ બે મિત્રોએ સ્વર્ગસ્થ કવિ બુલાખીરામ ચકુભાઇ, તથા કવીશ્વર દલપતરામના ચિરંજીવી રા. મોહનલાલ વગેરે મંડળીથી એક બાળ સભા (સત્યમાર્ગ દર્શક સભા) ની યોજના કરી હતી, તેમાં પોતે સામેલ થઇને બાપણાદિનો પાઠ લેવા માંડયો હતો. એજ અરસામાં રા. ડાહ્યાભાઇ પિતામ્બરદાસ દેરાસરી કે જેઓ હાલમાં રાજકોટ ટ્રેનિંગકૉલેજમાં ઉપશિક્ષક છે, તેમની સાથે રા. હરિલાલને સ્નેહ થયો હતો. એ પ્રસગમાં તેમણે રા. દેરાસરીની પ્રથમ અંકુરિત થતી શક્તિને સ્ફુરાવી હતી. તે તેમના "રણજીતસિંહના જીવનચરિત્ર" વગેરે ગ્રંથોમાં તથા બુલબુલ, ચકોરકૌમુદી, અને ચમેલી, વગેરે કાવ્યોમાં વિકાસેલી આપણે અનુભવિએ છીએ. આ સભા વખતે પ્રાચીન કવિઓની કવિતાનો સંગ્રહ કરવાની પોતે સ્વિકારેલી યોજના એજ કવિ નરસૈરામની બધી કવિતા અને તેમના બીજા સંગ્રહે આપણી ગુર્જર ભાષાના પ્રાચીન ઇતિહાસ અને સાહિત્યપર હવે પ્રકાશ નાંખ્યો છે, તેનો આ પ્રથમ ઝળકાટ હતો. અને આ **"સત્ય માર્ગ દર્શક સભા"** ના વિલયે આગળ જઇ **"જ્ઞાનચંદ્રોદય સભા"** બે વર્ષ પછી પ્રકટાવી અને શાળા પ્રદેશ છોડી પાઠશાળામાં જતાં ત્યાં બાપણો અને મંડળીઓના ચેટકો ચલાવી છેવટે "પ્રજાહિતવર્દ્ધક" સભા (સુરત), ગુજરાત સભા (અમદાવાદ), અને નડિયાદ સભા, વગેરે જાગૃત કે નિદ્રિત, ચેતન કે નિશ્ચેતન સભાઓ જોઇએ કે જાણીએ છીએ, અથવા સાંભળીએ છીએ તેમાં રા હરિલાલે પોતાનો દિનપરદિન અનુભવથી દૃઢ થતો હાથ દીપાવ્યો છે.

**સત્યમાર્ગ દર્શક સભાએ "સોમિયો"** નામે પત્ર સ્વલ્પકાળ માટે કાઢ્યું હતું.

તે વિલય થયા પછી તેમના મિત્ર મંડળ પૈકી રા. ડાહ્યાભાઇ દેરાસરીએ બે ત્રણ વર્ષ પછી "સ્વદેશવત્સલ" નામે પાક્ષિક પત્ર કાઢયું હતું. તેમાં રા. હરિલાલે સારા લેખ હતા. તેજ પ્રમાણે ગ્રાજ્યુએટ થયા પછી "સાહોદરા નાગર હિતેચ્છક સભા" "નાગર ઉદય" નામે માસિક પત્ર, અને સુરત ગયા બાદ ગુજરાત મિત્ર, દેશી મિત્ર, વર્તમાનસાર, અને ગુજરાત દર્પણ, ઇત્યાદિ વર્તમાનપત્રોમાં પોતાની દહાડે દહાડે કસાતી કલમ ઝળકાવી છે. એ સિવાય બુદ્ધિપ્રકાશ, ગુજરાતશાળા પત્ર, અને આર્ય જ્ઞાન વર્દ્ધક, ઇંડિયન એન્ટીક્વરી એપિગ્રાફિયાઇંડિકા વગેરે ગુજરાતી તથા ઇંગ્રેજી માસિક, પાક્ષિક, સાપ્તાહિક, કે દૈનિક પત્રોમાં થોડા થોડા લેખની પ્રસાદી તેમણે ચખાડી છે. અને આ પ્રવાહનો નૂતન તરંગ હાલમાં તેમનાજ તરફથી પ્રકટ થતા "ચંદ્ર" નામે માસિક પત્રમાં ગયાં ત્રણ વર્ષથી અમૃતમય વહી રહ્યો છે.

આ સમય બધી રીતે આ ચરિત્ર નાયકના, સંબંધમાં, તેમજ બીજી રીતે આપણા પ્રાંત તથા પ્રજાની બાબતમાં, અનેક ઉપયોગી બનાવોથી ભરપુર હતો. એ વેળાએ સંસાર સુધારાના, ધર્મબોધના, વિદ્યા શોધનના, અને રાજ્યકિય આકાંક્ષાના, એમ અનેક તરંગો ઉદ્ભવ પામતા, અને ચોતરફ ફેલાઇ પોતાની છાપ મારતા હતા. કવિ નર્મદ, અને કવિ દલપતરામનાં પૂર્વનાં વાક્ યુદ્ધ અને કવિતા કલહ શાન્ત પામ્યા હતા. તેમની બંનેની ખુબીઓ હવે શાન્તપણે જોવાની હતી, અધ્યયન ગોચર કરવાની હતી, અને તે થતી હતી. અમદાવાદ અને સુરતનો ભેદ, દક્ષિણી અને ગુજરાતીનો ભેદ, તેમ ભરતખંડના પ્રાંત પ્રાંત અને જાતિ જાતિના ભેદ, ધીમે ધીમે કહાડી નાખી ઐક્યતા તરફ પ્રજાનું મન વાળવાના પ્રયત્ન થતા હતા. સ્વદેશહિત કરવા તરફ સ્વદેશ પ્રેમિકોની લાગણી ઉશ્કેરાઇ હતી. એવી સમયમાં (સને ૧૮૭૩) પ્રજા પ્રેમી શેઠ નવરોજી ફરદુનજી હિંદના હિતને માટે ઇગ્લાંડની "ફિનાન્સ કમિટિ" આગળ રજુ કરવા સારૂં જોઇતી હકીકત મેળવવા ગુજરાતના પ્રવાસે નિકળ્યા હતા, રાવ બાહાદૂર ગોપાલરાવ દેશમુખ અમદાવાદમાં સ્વદેશ સેવાનું કાર્ય કરી દાખલો આપતા હતા. અને રા. બા. મહીપતરામ રૂપરામ જો કે વીર સુધારકમી. કરસનદાસ મુળજી વગેરે સંગાથે સુધારાના સંગ્રામથી વિરામ પામ્યા હતા, તોપણ હજુ તેવાજ નિડર અને સ્વતંત્ર રહી પોતાનું શુદ્ધ જીવન દૃષ્ટાંત દાખવતા હતા, રા. બા. ભોળાનાથ સારાભાઇ તેમના આ પ્રમુખ મિત્ર ( રા. બા. મહીપતરામ ) અને બીજાઓને સાથે લેઇને પ્રાર્થના સમાજનો ઝુંડો ઉઠાવતા હતા, અને ઑનરેબલ રા. બા. રણછોડલાલ છોટાલાલ તેમનો શાણો નીતિબોધ વ્યવહારિક કરતા હતા. રા. બા. અંબાલાલ સાકરલાલ દેશાઇ અમદાવાદ તથા સુરતની હાઇસ્કુલોમાં ઉત્તમ શિક્ષણ આપી આપણાં વિદ્યા રત્નોને ઓપતા હતા, આર્ય સમાજના સ્થાપક પંડિત શ્રી દયાનંદ સરસ્વતીની વિજય ઘોષણા થવા લાગી હતી, તેમ બ્રાહ્મ સમાજના પ્રવર્તક બાબુ પ્રતાપચંદ્ર અને પંડિત શિવનાથ શાસ્ત્રીના ઉપદેશો આપણા દેશમાં ચ્પાઇ રહ્યા હતા. "બાળલગ્નબત્રિસી" ના કર્ત્તા સ્વર્ગસ્થ રા. નવલરામ લક્ષ્મીરામ અને તેમના મિત્રો રા. બા. લાલશંકર ઉમીયાશંકર તથા રા. બા. અંબાલાલ સાકરલાલ વગેરે અમદાવાદમાં "બાળલગ્ન નિષેધક સભા" ને ગજાવી રહ્યા હતા. કવીશ્વર દલપતરામ અને શાસ્ત્રી વ્રજલાલ શાળાઓમાં વિદ્યાર્થિઓને પિંગળ શા-

હરિલાલનો સીવીલસર્વિસમાં પ્રવેશ થતો અટકી પડયો. જો કે જહાંગિરમિર્યાં પણ જગ્યા સાચવી ન શકયા, અને રાજીનામું આપી કોરે થયા.

રા. હરિલાલે "એલ. એલ. બી." ની કાયદાની પરીક્ષા પસાર કરેલી હતી, તેમને પાઠશાળાની નોકરી છોડીને વકીલાતના ધંધામાં પ્રવેશ કરવાનો વિચાર પરંતુ રા. બા. મહીપતરામે અમદાવાદ ટ્રેનિંગકૉલેજમાં સસ્કૃત શિક્ષકની જગોએ તે બોલાવવાની ઉત્કંઠા બતાવી. તેમજ તે વખતના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર મી. જાઇલ્સ કે જેઓ તેમના પાઠશાળાના ઇતિહાસના શિક્ષા ગુરૂ હતા. તેમણે પણ આગ્રહ કરવાથી એ જગો તેમણે કબુલ કરી. ત્યાં ટુંક મુદત રહ્યા પછી તેમની બદલી સુરતની હાઇસ્કુલમાં ઉપશિક્ષક તરિકે સને ૧૮૮૧ માં થઇ. ત્યાં પણ થોડા વર્ષ રહી સને ૧૮૮૪ થી નોકરીનું રાજીનામું આપી સુરત તથા અમદાવાદમાં વકીલાતનો સ્વતંત્ર ધંધો કરવા લાગ્યા. ત્યાર પછી વડોદરા રાજ્યમાં વકીલાત કરવાની સનંદ પહેલ વહેલી તેમણેજ મેળવી હતી. તેમની કેળવણીખાતાની નોકરીથી અને વકીલાતના ધંધાના સંબંધથી સુરત તેમને વધારે પ્રિય થયું, અને સુરતને તેઓ પ્રિય થયા. તે એટલે સુધી કે, તેઓ અમદાવાદના કરતાં સુરતના રહીશ વધારે ગણાયા. વળી તેમના પિતા રા. સા. હર્ષદરાય સંવત ૧૯૪૦ માં ગુજરી જવાથી અમદાવાદનો તેમનો એક મજબુત સંબંધ તૂટી ગયો. તેથી તેઓ ઘણો વખત સુરતમાં રહ્યા. સુરતનું એવું કોઇ પણ પ્રજા ઉપયોગી જાહેર કામ નહિ હોય, કે જેમાં તેમનો કર્તવ્ય ભાગ નહિ હોય. સુરતની **"પ્રજાહિતવર્ધક સભા"** ના તેઓ એક આગેવાન સભાસદ, મંત્રી, ઉપપ્રમુખ અને હાલ પ્રમુખ તરિકે તેને તેમણે ઘણી દીપાવી છે. પ્રતાપિ લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ રિપને હિંદના લોકોને **"સ્થાનિક સ્વરાજ્ય"** નો જે હક બક્ષિસ કર્યો હતો, તેને માટે રા. હરિલાલે આખા જીલ્લામાં ભાષણો આપીને, "સ્થાનિકસ્વરાજ્ય ગરબાવળી" રચીને, અને "સ્થાનિકસ્વરાજ્ય સૂચનાની પ્રશ્નોત્તર માલિકા" ફેલાવીને આખા ગુજરાતમાં સમજ પાડવાનો ઘણો ઉપયોગી પ્રયત્ન કર્યો હતો. વળી હિંદના "કેળવણી કમીશન" તથા "સિવિલસર્વિસ કમીશન" ની વખતે જાહેર સભાઓમાં તથા જાહેર પત્રોમાં એ વિષયને ચર્ચાવીને ગુજરાતમાં જે મત ઉભો કીધો હતો, તેમાં પણ આ સ્વદેશભક્ત વીરપુરૂષનો હાથ હતો. ગુજરાતમિત્ર, અને વર્તમાનસારમાં જે ઉછળતી કલમ નાચી રહેતી, તે આજ પુરૂષના હસ્તની હતી. સુરતની મ્યુનિસિપાલીટીમાં પ્રજાહકનું રક્ષણ કરીને જે ફાયદા મેળવ્યા હતા, તે પણ આજ પુરૂષના પરિશ્રમનુ ફળ હતું. એ વખતે સુરતની મ્યુનિસિપાલીટી, ગુજરાતમિત્ર, પ્રજાહિતવર્ધક સભા, ગુજરાત, અને સુરત, એ ચાર પાંચ વર્ષમાં મોખરે ગવાતાં હતાં, તે રા. હરિલાલના પ્રતાપિ મંડળને લીધેજ હતું. આપણા પ્રસિદ્ધ સાક્ષર રા. નવલરામ લક્ષ્મીરામે એક મિત્રના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું હતું કે;—"સર્વ સામગ્રીથી ભરાયેલા વહાણ જેવી ધ્રુવની માનસિક આદિ સમૃદ્ધિની સ્થિતિ છે. તે જે બારે ઉતરશે, ત્યાં વરા દાખવશે. અને વિજયથી પ્રકાશશે." સને ૧૮૮૪ માં લોકપ્રિય વાઇસરૉય લૉર્ડ રિપનની વિદાયગીરી વખતે તેને ગુજરાત તરફથી માનપત્ર આપનારા પ્રતિનિધિઓમાં રા. હરિલાલે બહુ આગેવાની ભરેલો ભાગ લીધો હતો.

રા. હરિલાલની વિદ્વતા અને કાબેલિયતથી આકર્ષાઇને વડોદરાના ગુણગ્રાહક મહારાજા શ્રી શિયાજીરાવે તેમને સને ૧૮૮૭ ના એપ્રિલ માસમાં વડોદરાના સિટિ ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટનો હોદ્દો આગ્રહ પૂર્વક આપ્યો. ત્યાં ચારેક માસ રહ્યા પછી એકસ્ટ્રા જોઇન્ટ જડજની પદવી તેમને મળી, ત્યાં પણ આઠ માસ રહ્યા બાદ તેઓ અમરેલીના જડજ થયા, એ રીતે ગુજરાતમાં પ્રકાશી રહેલો તારો ક્રમણ કરી સૌરાષ્ટમાં ગયો ! એટલુંજ નહિ પણ તેઓ રાજ્ય સેવામાં જોડાયાથી તેમનાં રાજદ્દારી કર્તવ્ય, જનસેવા અને પ્રજાહિત પ્રયત્ન બંધ થયાં. જાહેર સમાજોમાં કે સભાઓમાં જઇને રાજદ્દારી કે, બીજા સુધારાના કામોમાં ભાગ લેવાને તેઓ અસમર્થ થયા. પરંતુ આનંદની વાર્તા એ છે કે, તેનો બદલો બીજે માર્ગે આપણને મળ્યો. પ્રસિદ્ધ દાક્તર બૂલરે આ પુરૂષરત્નની પરીક્ષા દશ વર્ષ અગાઉ કીધેલી હતી. જો કે એ પરીક્ષક પંડિત આ દેશ છોડીને યૂરોપખંડના આસ્ટ્રિયા દેશના રાજ્ય નગર વિયેનાની પ્રખ્યાત પાઠશાળામાં સંસ્કૃત ભાષાનો પ્રૉફેસર થઇને ગયો હતો, તોપણ ત્યાં બેઠાં આપણા આ ચરિત્રનાયકની કસોટી કરતો હતો. પ્રાચીન દેશોની પ્રાચીન ભાષાઓ શીખી તથા એ દેશોમાંથી મળી આવતા શિલાલેખો વાંચી ઇતિહાસ માટેનાં સાધનો એકઠાં કરવાના હેતુથી યૂરોપખંડમાં દેશ પરદેશના વિદ્વાનોની "**ઓરિયેન્ટલ કૉન્ગ્રેસ**" જુદે જુદે સ્થળે ભેગી થાય છે. સને ૧૮૮૯ ની આઠમી કૉન્ગ્રેસ સ્વિડન નોરવે દેશોના પાટનગર સ્ટોકહોમ—ક્રીશ્ચિયાનિયા શેહેરોમાં ત્યાંના રાજાએ બોલાવી હતી, એ મહાન્ સભામાં પધારવાને દાક્તર બૂલરની સૂચનાથી એ દેશના રાજા તરફથી શ્રીમંત મહારાજા સર શિયાજીરાવ ગાયકવાડની મારફત રા. હરિલાલને આમંત્રણ કરવામાં આવ્યું હતું. તે ઉપરથી તેઓ સને ૧૮૮૯ના જુલાઇ મહિનાની પાંચમી તારીખે મુંબઇથી નીકળી સ્વિડન દેશમાં ગયા હતા, ત્યાં આખી પૃથ્વીના જુદા જુદા દેશમાંથી આવેલા મહા પંડિતોની મહાન્ સભામાં બિરાજીને આપણા આ યૂવાન ગૂર્જર વિદ્વાને યુક્લિડના રેખા ગણિતના પંદરે સ્કંધ સંસ્કૃત ભાષામાં રચેલા પ્રગટ કર્યા હતા. તેની સાથે આપણી ગુર્જર ભાષા વિષે, તથા વડોદરા રાજ્યતંત્ર, પ્રાચીન સંગ્રહ પ્રત્યાદિ વિષે ઉત્તમ નિબંધો વાંચ્યા હતા. વળી ઇંગ્રેજીમાં ભાષણો આપીને તથા સંસ્કૃતમાં કવિતાઓ રચીને આપણી પ્રાચીન ગીરવાણ ભાષાનો અમૃતમય પ્રસાદ આપીને સર્વ શ્રોતાઓનાં મન હરણ કર્યાં હતાં. સ્વિડનના મહારાજાએ તેમનાં અપૂર્વ જ્ઞાન અને વિદ્વતાથી પ્રસન્ન થઇને તેમને "**વિદ્યાકળાના સૂવર્ણ અથવા કીર્તિચંદ્ર**" (ડિપ્લોમા એન્ડ ગોલ્ડ મેડલ ઓફ લિટરસ એટ આરટિબસ) નો ખિતાબ આપ્યો હતો. યૂરોપખંડમાં દેશ પરદેશના મોટા પંડિતોની આગળ આવું ભારે માન મેળવીને રા. હરિલાલ સને ૧૮૮૯ ના નવેમ્બર મહિનાની ૯ મી તારીખે પાછા સ્વદેશમાં આવ્યા હતા.

રા. હરિલાલે યૂરોપનો પ્રવાસ કરીને સ્વદેશમાં પાછા આવ્યા પછી નાસિકના પવિત્ર સ્થળે જઇને હિંદુશાસ્ત્ર પ્રમાણે દેહશુદ્ધ પ્રાયશ્ચિત કર્યું હતું. ત્યાર પછી તેમણે ગુજરાતમાં મિત્રમંડળમાં પરિક્રમણ કરીને યૂરોપની ખુબિયો તથા ખામિયો ભાષણ પ્રકટ કરી હતી. તેમજ "ગુજરાત દર્પણ" માં "યૂરોપ યાત્રા" ના "**પ્રવાસ પુષ્પાંજળિ**" નાં અલૌકિક પત્રોથી આપણને ... [illegible]

હતા, ત્યારે ત્યાંની "રૉયલ એશિયાટિક સોસાઇટી" અને "પાલીટેકસ્ટ સોસાઇટી" ના થયા હતા રા. હરિલાલે યૂરોપનો પ્રવાસ કરવાથી તેમની શાણી સાઠોદરા નાગર નાતે તેમને માટે વાધો લીધો નહોતો. એજ તેમની લાયકી તથા જ્ઞાતિની ધન્યવાદ ઘટે છે. સને ૧૮૯૧ મા યૂરોપખંડના સંસ્કૃતાદિ વિદ્વાનોમાં પ્રખ્યાત ભટ્ટ મોક્ષમુલર અને દાક્તર લૈટનર એવા બે પક્ષ પડ્યા હતા. રા. હરિલાલે એ પક્ષમાં મિત્ર સ્થાને રહીને કાર્ય કર્યું હતું. એજ વર્ષમાં દાક્તર લેટનરની કૉન્ગ્રેસમાં "ભારત નાટ્ય શાસ્ત્ર" ઉપર એક ઉત્તમ લેખ મોકલી એ સભા તરફથી સાર સર્ટિ" (ઑનરતુ) મેળવ્યુ હતુ. અને મેમ્બરશીપની ડિપ્લોમા મેળવી હતી. તેજ પ્રમાણે ૧૮૯૩ ની સાલમાં પ્રૉફેસર ભટ્ટ મોક્ષમુલરની લડનમાં મળેલી કૉન્ગ્રેસમાં આપણી ભાષાને લગતા બે ઉત્તમ નિબંધ (૧૪ મા ૧૫ મા સૈકાની ગુજરાતી ભાષા અને વર્તમાન આર્ય ભાષાઓમાં નાટકનો ઉદય") લખી મોકલ્યા હતા. અને દાક્તર લૈટનરની બીજીવારની પોર્ટુગાલના પાટનગર લિસ્બોન નગરમા મળેલી કૉન્ગ્રેસમાં આપણા વૈદિક અને દર્શનકાળ વિષેના લેખો મોકલી વિદ્યા મદિરમાં નવીન દીપકો તેમણે પ્રકટાવી છે. વળી ચિકાગોના જગત્ પ્રસિદ્ધ વિશ્વ પ્રદર્શનમાં હિંદના સગિત શાસ્ત્રી પ્રૉફેસર મૌનાબક્ષના લેખની પ્રસ્તાવના તેમણે લખી આપી હતી. જે ઘણીજ પ્રશંસનિય નિવડી છે. આમ વિદેશીય ભાષામા પોતાની કલમ ચલાવવા સાથે માતૃ ભાષાને તેમણે વિસારે પાડી નથી. કર્તવ્યતા અને રસિકતા સ્વદેશમાં સ્વભાષામાં પ્રદીપ્ત કરવાના હેતુથી તેમણે સંવત ૧૯૪૯ ના વર્ષથી "ચંદ્ર" નામે માસિકપત્ર પ્રકટ કરવા માંડયું છે.

સને ૧૮૯૩-૯૪ માં મુબઇની યુનિવર્સિટિએ તેમને "વિલસન ફેલો લૉજી લેકચરર" નિમ્યા હતા. ગુજરાતીઓમાં આવુ માન પહેલ વહેલુ તેમનેજ મળ્યું હ સને ૧૮૯૪ ના માર્ચ મહિનામાં મુબઇની જ્ઞાનવર્ધક સભાની આગળ તેમણે "ગુજરાત ભાષા અને તેના કૌટુબિક સબધ" એ વિષય ઉપર ભાષણ આપ્યું હતુ. એ રી એક નહિ તો, બીજે માર્ગે તેમણે પોતાના દેશની, પોતાની ભાષાની, અને પોતાના બધુઓની સેવા બજાવી છે. સને ૧૮૯૧ ની આખરે તેમની બદલી અમરેલીથી વડોદરા શેહેરમાં ન્યાયાધીશની જગોએ થઇ હતી. ત્યાં બે વર્ષ રહ્યાં પછી સને ૧૮૯૩ ની આખરે વડોદરેથી નવસારી પ્રાંતના જડજનો હોદ્દો મળ્યો હતો. ત્યારથી હાલ સુધી તેઓ એજ હોદા ઉપર બીરાજીને પોતાનું કાર્ય કુશળતાથી કરી પ્રસગોપાત લોકકલ્યાણના કાર્યમાં પ્રવૃત્ત થાય છે. એ ઘણી આનંદની વાત છે.

રા. હરિલાલ આપણી "ઇડિયન નેશનલ કૉન્ગ્રેસ" ના ચૂસ્ત હિમાયતી છે. કૉન્ગ્રેસ જ્યારથી જન્મ પામી, ત્યારથી તેના સ્થાપિત પિતા મહર્ષિ હ્યુમને મળી તેને ઉછેરવામાં તેમણે બનતી મદદ કરેલી છે. અને તેથીજ મહર્ષિ હ્યુમે ભારતખડના દશ અક્ષય પુત્રરત્નોમાં તેમને ગણ્યા છે. સને ૧૮૮૫ માં પ્રથમ મળેલી મુબઇની કૉન્ગ્રેસમાં તથા કલકત્તા, અને મદ્રાસની કૉન્ગ્રેસમા તેઓ હાજર થયા હતા. પરંતુ સને ૧૮૮૮ ની અલાહાબાદની કૉન્ગ્રેસમાં રાજ્ય સેવાને લીધે તેઓ જઇ શક્યા નહોતા. અને સને ૧૮૮૯ ની મુબઇની બીજીવારની કૉન્ગ્રેસમાં હાજર થવાનો પ્રયાસ કર્યા છતા દેશી રાજ્યના પાર-

તત્રિક કાર્યદૂતોએ તેમને પાછા બોલાવી લીધા હતા તેમના એ પાછા ફરવાનો લેખ તે વર્ષની કૉન્ગ્રેસના વાર્ષિક હેવાલના પત્રકમા નોંધાયો છે એ પ્રમાણે રાજ્યના પ્રતિબંધને લીધે તેઓ ઇચ્છા છતા ફરીને કૉન્ગ્રેસની મહાન્ સભામા જવા પામ્યા નથી તેમણે સસ્કૃત સાહિત્ય શાસ્ત્રાનુસાર આર્યોત્કર્ષક (વ્યાયોગ) વિક્રમોદય અથવા ઉત્તર ભર્તૃહરિ (અક) વસત વિલાસિકા (વિલાસિકા) નામના રૂપક ઉપરૂપક રચી પ્રગટ કીધા છે તેમા તથા તેમના કુંજવિહાર અને ચદ્ર આદિમા પ્રકટ થતા કાવ્યોમા અને સ્વદેશવત્સલના "ચમત્કાર દર્શન" વગેરે લેખોમા દેશોન્નતિની ભાવના તથા સ્વદેશ પ્રીતિ, સ્વદેશાભિમાન, અને સ્વતત્રતાની લાલસા તથા શૃગાર અને વીરરસમા પ્રવિણતા જળકાવી છે ગુજરાત કાઠિયાવાડમા પ્રવર્ત્તતી હાલની નાટક મડળીઓમાની પ્રમુખ અને જુની નાટક મડળીઓ "મોરબી આર્યસુબોધક" અને "વાકાનેર આર્યહિતવર્ધક" ને પ્રથમ નાટ્યનુ અને અભિનયનુ શિક્ષણ તેમનેજ હાથે સુરતમા તથા અમરેલીમા મળેલુ જાણવામા આવ્યુ છે અને તેમના પ્રયોગ માટેજ ઉપરના પ્રથમ બે નાટકો રચાયા છે એ સિવાય તેમણે **આહાર મીમાસા** નામે ઉપયોગી ગ્રથ રચ્યો છે તેમના કનિષ્ટ બધુ રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ પણ ઉંચી કેળવણી પામેલા વિદ્વાન છે તેમણે મુદ્રારાક્ષસ, અમરૂસતક, ગીતગોવિંદ, તથા ડૉક્ટર ભડારકર કૃત "સસ્કૃત પહેલા પુસ્તકનુ ભાષાન્તર" વગેરે ગ્રથો રચ્યા છે હાલ તેઓ નામદાર કચ્છના મહારાઓશ્રીના કુવરના શિક્ષકની જગા ઉપર છે

રા હરિલાલ પોતાના પિતાની મારક ઘણા સ્વધર્મનિષ્ઠ છે તેની સાથે સ્વભાવે શાન્ત, વિવેકી, અને સદ્ગુણસપન્ન છે તેઓ અભ્યાસકની સ્થિતિમા કે અધિકારિની પદવીમા અને રાજ્યમાર્ગમા કે રાજસ્થાનમા એક સરખુ સૌમ્ય દર્શન આપે છે સુધારક છતા નિંદક કે ઉચ્છેદક નથી, ઉપદેશક છતા તિરસ્કાર વાચી નથી, અને અધિકારી છતા ગર્વથી ઉન્મત્ત નથી વિદ્યાએ, લક્ષ્મીએ, અને સત્તાએ સમાનપણે તેમના ઉપર કૃપા છાયા વિસ્તારી છે સસાર પક્ષે, વ્યવહાર પક્ષે, અને ધર્મ પક્ષે, કોઇ પણ વાતે તેમના ભાગ્યોદયમા ન્યુનતા જણાતી નથી, અને હજુ તો તેમના યૌવનનો મધ્યાન સૂર્ય પ્રકાશે છે તથા ભાવિમા કઇ કઇ પ્રસગો લખ્યા હશે, તેમ સ્વદેશોન્નતિના તેમના કઇ કઇ સ્વપ્ના ખરા થવાના હશે, ત્યા સુધીમા તેમના જીવનનું છેલ્લુ પ્રકરણ તો હજુ કેનુએ લખવાનુ નિર્મ્યું હશે, પરતુ આ જીવન લેખ સમાપ્ત કરતા અમે ઇચ્છીએ છીએ કે, સ્વદેશની સેવા બજાવવાને ઇશ્વર તેમને દીર્ઘાયુષ આપો અને જેવી રીતે તેઓ 'ધ્રુવ" કુળમા અવતાર પામ્યા છે, તેમ તેમની કીર્તિ પણ ધ્રુવ નક્ષત્રની મારક અવિચળ રહો. તથાસ્તુ

---

## પ્રોફેસર મણિલાલ નભુભાઈ દ્વિવેદી.

આ વિદ્વાન પુરૂષનો જન્મ સવત ૧૯૧૪ ના ભાદરવા વદી દશમ થયો હતો તેઓ જ્ઞાતે સાઠોદરા બ્રાહ્મણ છે તેમણે ગામઠી નિશાળે અભ્યાસ આરભ્યો હતો, અને ૧૭ વર્ષની પૂર્ણ કરીને મેટ્રિક્યુલેશન માટે સને ૧૮૭૫ માં મુંબઈ

ખ્યાતિ મેળવી છે કે, વિયેના શેહેરમાં મળેલી 'ઓરિએન્ટલ કૉંગ્રેસ' વખતે, બુલરે એવી માગણી કરી હતી કે;—'રાજયોગના કર્ત્તાને મોકલી આપો." આ આ મણનો સ્વિકાર યોગાનુયોગે થઇ શક્યો નહોતો. પણ એ સમયથી તેમના લેખ સર એડવીન આર્નોલ્ડ, સર મોનિયર વિલિયમ્સ, બટ્ટ મોક્ષમુલર, પ્રોફેસર વિહટની, ડા. રોસ્ટ, ઇત્યાદિ પ્રસિદ્ધ પંડિતો તરફથી બહુ પ્રશંસા પામે છે. મુંબઇ ઇલાકાના રી કેળવણી-ખાતાએ 'તર્કકૌમુદી' નામે સંસ્કૃત ન્યાય ગ્રંથ ઇંગ્રેજી ટીકા સહીત પાસે તૈયાર કરાવ્યો છે, તેની પણ યૂરોપ અને અમેરિકાના વિદ્વાન મંડળમાં બહુ થઇ છે. અને અત્રે પણ પાઠશાળાઓમાં તે ગ્રંથ ઘણો ઉપયોગી થઇ પડયો છે. વિયેના યુનિવર્સિટિ તરફથી 'ઓરિએન્ટલ જર્નલ' નામે ત્રિમાસીક ચોપાનીઉ ળવા માંડયું, ત્યારે તેમાં વિષયો લખી મોકલવા તેમને આમંત્રણ થયું હતું. તે ઉ અદ્વૈત વિષય સબંધી તેમણે લખ્યું હતું. એ બધા યોગોથી સને ૧૮૮૭ તથા સને ૧૮૮૮ એ બને વર્ષોમાં પ્રિવિયસથી બી. એ. સુધીની મુંબઇની યુનિવર્સિટિની પરીક્ષાઓમાં તેઓ સંસ્કૃતના એક પરીક્ષક નિમાયા હતા. ગુજરાતીઓમાંથી આવી પરીક્ષાએ માટે નિમવાનું માન પ્રથમ તેમનેજ મળ્યું હતું. એ પરીક્ષાના કાર્યમાં રોકાયા હતા, તેવામાં તેમણે 'પ્રેમ જીવન' નામે પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું.

રા. મણિલાલની શરીર સ્થિતિ મૂળથીજ નિર્બળ છે. સ્કુલમાં, કૉલેજમાં તથા ડેપ્યુટી એ. ઇ. ના હોદ્દા ઉપર હતા, ત્યારે તેમણે બહુ કઠિણ મંદવાડો ભોગવ્યા હતા. અને ભાવનગર, ગયા પછી તો તેમને એવો અસાધ્ય મંદવાડ આવી પડ્યો હતો કે, તેમના દેહની પણ કોઇને આશા નહોતી. એ છેલ્લા મંદવાડમાં તેમણે પોતાનાં અતિ ઉત્તમ પુસ્તકો 'પ્રાણવિનિમય,' 'સિદ્ધાંતસાર,' અને 'અદ્વૈતમત' રચ્યાં છે. અને બીજા અનેક અભ્યાસ ઉપરાંત 'પ્રિયંવદા' ને પણ ચાલું રાખ્યુ છે. તેમને થયેલી વ્યાધિની વેદનાથી જોનારની આંખમાંથી પાણી આવતાં છતાં એ વિદ્વાન ગૃહસ્થનુ ધૈર્ય, સહન શક્તિ, ઉત્સાહ, અને વિદ્યાવ્યસન, એવાં તો અલૌકિક જણાતાં કે તેજ તેમનુ જીવિત નિરક્ષાં છે. મંદવાડને કારણે તેમને ભાવનગર કૉલેજમાંથી નોકરી છોડી ઘેર રહેવું પડયું. ત્યારથી તેઓ સ્વતંત્રપણે ગ્રંથો અને પત્રો દ્વારાએ અનેક લેખો લખીને પોતાની વિદ્વતાનો પ્રકાશ જન મંડળના હૃદયોમાં નાખે છે, ઉપર જણાવ્યા છે તે સિવાય તેમણે નીચે લખેલા ગ્રંથો બહાર પાડ્યા છે.

"ગોરક્ષશતક, તર્કભાષા, ભોજપ્રબંધ, બુદ્ધિસાગર, અનુભવપ્રદીપિકા, સમાધિશતક, શ્રુતિસારસમુધ્ધરણ, દ્વયાશ્રય, ષડ્દર્શનસમુચ્ચય, વિક્રમચરિત્ર, ચતુર્વિંશતિ પ્રબંધ, સારસંગ્રહ, બાલવિલાસ, ગુલાબસિંહ, પૂર્વદર્શન, સંક્ષિપ્તસુવાક્ય, ભગવદ્ગીતા, ચારિત્ર, પરમાર્ગદર્શન, અભેદર્મિ, કાવ્યમુખ, ન્યાય બ્યાસિખંડ, ચેતનશાસ્ત્ર, યોગસૂત્ર, પુરાણો, જૈનીસમ ને બુધીસમ,' મંડુક્યોપનિષદ, સ્યાદવાદમંજરી, અને ગરૂડપુરાણ, ઇત્યાદિ ગ્રંથો પ્રસિદ્ધ કરેલા છે. આ પૈકીના છેલા છ ગ્રંથો ઇંગ્રેજી ભાષામાં રચેલા છે. તેમજ રાજયોગ અને તર્કકૌમુદી, એ પણ ઇંગ્રેજીમાં છે.

થોડા સમય ઉપર નામદાર મહારાજા સર શિયાજીરાવ ગાયકવાડે ની વાંચન-

હૃદય પ્રેમથી પૂર્ણ અને સરળ હતું. આ અબળા [illegible] રહેનારી
ર હતી. તે પોતાનું શીળ રક્ષણ કરવામાં ઘણી હુશિયાર હતી. એ [illegible]
સહન કરી શકતા નથી. એ દેશનો એવો ધર્મ છે કે, લોકો અત્યાચારી [illegible]
[illegible]તા કદી વેચશે નહિ. તેઓ જૂલમગારની છાતીમાં છરી ભોંકવામાં સંકોચા-
તા નથી. મરીચીએ પણ પોતાના પ્રત્યે પાપ બુદ્ધિ કરનાર પાંચ પાપી રિપુઓનાં પેટ
ચીરી નાખ્યાં હતાં. તે દેશની વિવાહિત સ્ત્રીઓની પાસે આવી છરીઓ રહેતી. તેમ
પણ જરૂર જણાય તો રાખવાનો સર્વને હક છે. પરંતુ મંદિરમાં રહેનારી કુમારીકાઓની
પાસે તો પોતાના શીળ રક્ષણ માટે એક એક છરી માથાના અંબોડામાં રાખેલી હોય છે.
એક દિવસે મરીચી તેની બ્હેન સાથે ફરવા ગઇ હતી. તે જ્યારે ફરીને ઘેર આવી, ત્યારે
એક સાહેબ તેની ઓસરીમાં ફરતો હતો. તેની બ્હેન તો થાકી ગઇ હતી, તેથી ઘરમાં
ચાલી ગઇ. પણ મરીચીને પેલા સાહેબે બોલાવી, તેથી તે નિર્ભયતાથી તેની પાસે ગઇ.
તેને જોઇને સાહેબ ઘણો ખુશી થયો. મરીચીએ તેને મંદિર લૂટવાની પહેલાં એકવાર જોયો
હતો. તે સાહેબ તેને કહેવા લાગ્યો;—"અમે દેશના રાજા થઇશું, તું મારી જોડે ચાલ.
તને ઘણું સુખ આપીશ." વગેરે કહી તેને ભોળવવા તથા ભય બતાવવા લાગ્યો, અને
લાલચ પણ ઘણી બતાવી. પરંતુ મરીચીએ કંઇ જવાબ આપ્યો નહિ. પછી તે તેની
પાસે આવવા લાગ્યો. એટલે મરીચી દૂર ખસી ગઇ. પણ સાહેબે એકદમ પાસે જઇને તેને
પકડી લીધી. પરંતુ મરીચી બળ કરીને તેનો હાથ છોડાવી નાખી ત્યાંથી બીજી તરફ જતી
રહી. તે છતાં તે પામર તેની પાછળ ગયો, ત્યારે મરીચીએ ક્રોધ કરીને કહ્યું;—"સાવધા-
ન! મારા શરીરને હાથ લગાડીશ તો હમણાં તને તેનું ફળ ચખાડીશ!" સાહેબ ઉન્મ-
ત્તની પેઠે બોલ્યો; "સુંદરી! તું હમણાં મદદ વગરની છે. તારો હાલ કોણ બચાવ કરશે?"
આટલું કહી મરીચીને પકડી તેણે ઘણું બળ કર્યું, પણ તેના હાથમાંથી તે છૂટી શકી
નહિ. છેલ્લી વારે તેણે પોતાના શીયળ રક્ષણ માટે જે છરી માથામાં સંતાડી રાખી હતી,
તે યુક્તિસર કાઢીને તે ન જાણે તેમ તેની છાતીમાં ભોકી દીધી. તેથી તે નરાધમ પામર
મોટો અવાજ કરી તરત ભોંયપર પડી ગયો. એટલે તે નિર્ભય થઇ ઘરમાં ચાલી ગઇ.
આહા! ધન્ય છે! વીરકન્યા તને કે તેં બહાદૂરીથી પોતાના શીયળનું રક્ષણ કર્યું!

ખરેખર, સ્ત્રીઓના સતીત્વના જેવી બીજી કોઇ પણ વસ્તુ આ દુનિયામાં નથી.
જેઓ પોતાનું સતીત્વ જાળવે છે, તેઓજ સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. આવા કારણ માટે
જો આપણે સામાનો પ્રાણ નાશ કરવો, એ અન્યાય કે પાપ નથી; એવું અનેક ધર્મોના શા-
સ્ત્રોમાં કહેલું છે. આજ સુધી ઘણી સતીઓએ એ પ્રમાણે પોતાનું સતીત્વ રાખવા પ્રયત્ન
કર્યો છે. માટે મરીચીએ શીયળ રક્ષણાર્થે જે કર્યું તે ઘણુંજ સારૂં કર્યું. આ કૃત્ય માટે તેને
ધન્યવાદ ઘટે છે. આ બનાવ બન્યા પછી બીજે દિવસે ઇંગ્રેજ લોકોએ સિક્કિમ તાબે ક-
રવાને અનેક ભાંજગડ રચવા માંડયા. અને ત્યાંનું મંદિર લૂટયું. તેનું વેર લેવાને ઘણી સ્ત્રી-
ઓ હથિયાર બંધ થઇને ગઇ, તેની સાથે મરીચી પણ ગઇ હતી. ઇંગ્રેજ સેનાપતિ પોતે
સ્વાર [illegible] મેદાનમાં ગયો, ત્યાં તેણે પોતાના લશ્કરના ઘણા સિપાઇઓની
મરણ [illegible] ત્યાંથી જરા આગળ ચાલ્યો તો તેથી વધારે જોવામાં આવ્યા

# પુરવણી.

# નૃપતિઓ.

## નામદાર જૂનાગઢના નવાબ સાહેબ.

## શ્રી બહાદૂરખાનજી.

જૂનાગઢના મર્હુમ નવાબ સાહેબ શ્રી બહાદુરખાનજીનો જન્મ તા. ૨૨ મી જાનેવારી સને ૧૮૫૬, હિજરી સને ૧૨૭૩ જમાદિઓલ અવલ મહિનાની તા. ૧૩ મી ના દિવસે થયો હતો. તેમના પિતાશ્રીનુ નામ શ્રી મોહોબતખાનજી; અને માતાનું નામ શ્રી લાડડીજુ હતું.[1]

જૂનાગઢના નવાબ સાહેબ બાબી કુટુંબના મુસલમાન છે. ઇસ્વીસનના ૧૭ મા સૈકાની શરૂઆતમાં હાલના નવાબ સાહેબના વડિલ બાબી બહાદુરખાનજી દિલ્હીના પાદશાહ શાહજહાનના વખતમાં હિંદુસ્થાનમાં આવ્યા હતા. એ બહાદુરખાનજીના વડિલ ઉસ્માનખાનજીને દિલ્હીના પાદશાહ હુમાયુએ "બાબી" નો ખિતાબ આપ્યો હતો. ઇ. સ. ૧૬૫૪ માં શાહજાદો મુરાદ ગુજરાતનો સૂબો થઇને ગુજરાતમાં આવ્યો, ત્યારે તેની સાથે બહાદુરખાને પોતાના પુત્ર શેરખાન બાબીને મોકલ્યા હતા. શેરખાન હોશિયાર અને દ્રઢ મનના લાયક સરદાર માલૂમ પડવાથી તેમને ચુંવાળ પ્રગણાના થાણદાર બનાવ્યા હતા. શેરખાનને ચાર પુત્ર હતા. તેમાંના ત્રીજા પુત્ર જાફરખાન ઉર્ફે સફદરખાનને સને ૧૬૯૦ માં તેમના પિતાની ચુંવાળના થાણદારની જગો મળી હતી. તેમના વંશમાંથી જૂનાગઢ, રાધનપુર, અને વાડાસીનોર, એ ત્રણ રાજ્ય સ્થપાયાં છે.

બાબી સફદરખાનના એક પુત્ર મહુમદશેરને "ખાનજહાન જવાનમર્દખાન" ના ખેતાબ સાથે સને ૧૭૧૬ માં રાધનપુરની સુબાગીરી મળી હતી. ત્યાં અધાપિ સુધી તેમના વંશજો રાજ્ય કરે છે. બીજા એક પુત્ર સલાબત મહુમદખાન જેઓ લડાઇમાં ઘણા બહાદુર હતા, તેમણે ગુજરાતમાં જૂદે જૂદે ઠેકાણે સુબાગીરી કરી હતી. તેમના એક પુત્ર બાબી મહુમદ બહાદુરખાન ઉર્ફે શેરખાન પણ તેવાજ પરાક્રમી હતા. તેમણે જૂનાગઢ તથા વાડાસીનોરની જાગીરો સંપાદન કરી હતી. તેઓ સને ૧૭૫૪ માં વાડાસીનોરની જાગીર પોતાના એક પુત્ર સરદાર મહુમદખાનને સોંપીને પોતે "નવાબ" નો ઇલકાબ ધારણ કરી જૂનાગઢમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યા. સરદાર મહુમદખાનના વંશજો અધાપિ સુધી વાડાસીનોરમાં રાજ્ય કરે છે.

---

[1] રાજ્યમાતા શ્રી લાડડીજુ જૂનાગઢના હાલના પ્રસિદ્ધ લોકપ્રિય વઝીર સાહેબ શ્રી બાહાઉદ્દીનભાઇ સી. આઇ ઇ. ના બ્હેન થાય. તેઓ સ્વભાવે ઘણાંજ દયાળુ અને ઉદાર વૃત્તિનાં હતાં.

રાખવા સાથે રાજ્યને લગતાં કામકાજની તેઓને સુપરદી કરી હતી. અમને થયેલા અનુભવથી અમે જણાવવાને આતુર છીએ કે, આ જુવાન રાજ્યકુંવર બાહાદુરખાનજીએ આપની ગેરહાજરીમાં રાજ્યકામની, અમારા સુખની, અને અમારા જાનમાલની સલામતીની ખરેખરી વખાણવા લાયક કાળજી રાખી છે. લોકોને ઇનસાફ આપવામાં, તેઓની અરજ સાંભલવામાં, અને સારા લોકોની મુલાકાત લેવામાં, તે શાહજાદા બાહાદુરખાનજીએ ઘણું ગંભિરપણું બતાવ્યું છે. અને આ સઘળી કારકીર્દીથી તેમના ભવિષ્યને માટે તેમજ ઉમ્મરે વધવા સાથે તેમના ઉપર જણાવેલા ભલા ગુણો, ચપલતા, શાન્તિ, ગંભિરપણું, નિષ્પક્ષપાત વગેરે ગુણો પણ ઉત્તરોત્તર વધતા જશે, એમ અમને ખાત્રી છે. અને વધારે એટલા સારૂ ખુશી છીએ કે, અમારા વિચારને મળતાજ વિચાર એ શાહજાદા બહાદુરખાનજી સારૂં એજન્સીના પોલિટિકલ આસીસ્ટંટ મેહેરબાન સ્ટેસ સાહેબે પણ જણાવ્યા છે, એવું અમે જાણ્યું છે. "

એ પ્રમાણે સુંદર શબ્દોમાં તે નામદારની જાહેર પ્રશંસા પ્રજાએ કરી હતી. જે સાંભળીને સર્વનાં મન રંજીત થયાં હતાં. નામદાર બહાદુરખાનજીએ પોતાના પિતાજીની હયાતીમાં દરેક પ્રસંગે બતાવી આપ્યું હતું કે, પ્રજાના લાભ તરફ તથા પોતાના રાજ્યના ભૂષણની અગત્યની બાબતો ઉપર તેમનું સંપૂર્ણ લક્ષ રહે છે. રાજ્યની પેદાશ તથા ખર્ચની તપાસ રાખવી, પ્રજાપર દયાની દ્રષ્ટિ રાખવી, કોઇ પણ પ્રકારે પ્રજાપર જુલમ ગુજારવો નહિ, ઇત્યાદિ રાજ્યાધિકારીઓની જે ફરજ, તે તેઓ પોતાના પિતાશ્રીની હયાતીથીજ સમજતા થયા હતા. તેમની ઘોડે બેસવાની શક્તિ ઘણીજ સરસ હોવાથી તથા પોતે ઘણા ઉત્તમ કસરતબાજ હોવાથી "બૉડીગાર્ડ" ના ઘોડેસ્વારોના ઉપર પોતાના પિતાજીની હયાતીમાં પોતેજ ઉપરીપણું રાખતા હતા. તથા તેમને સારી રીતની કવાયેત શિખવતા હતા. વળી તેઓ પોતે રાજ્યમાં થતી મોટી મોટી ચોરીઓના પત્તા મેળવવામાં ખૂબ ચતુરાઇ વાપરતા હતા, અને તેવા હરામખોરોને પકડીને સજા કરતા હતા. વળી તે સમયની પોતાની પ્રધાન ટોળીના મેમ્બરોની સારી સલાહ પ્રમાણેજ વર્તતા હતા. એ પ્રધાન ટોળીમાં તેમના મામા વજીર સાહેબ બાહાવદ્દીનભાઇ, ખા. બા. સાલેહ હિંદી, રા. બા. ગોકુળજી સંપતરામ ઝાલા, અને રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદ હતા. એ પ્રધાન મંડળમાંના વજીર સાહેબ બાહાવદ્દિનભાઇ અદ્યાપિ સુધી કાર્યભારી મંડળમાં કાયમ છે. અને તેમની ઘણી નામના ગવાય છે. તેઓ ઘણા બુદ્ધિવાન, રાજનીતિજ્ઞ અને દયાળું મહાપુરૂષ છે.

નવાબ સાહેબ મોહોબતખાનજી સને ૧૮૮૨ ના સપ્ટેમ્બર મહિનાની ૩૦ મી તારીખે સ્વર્ગવાસી થયાથી નામદાર બાહાદુરખાનજી જૂનાગઢની ગાદીએ બેઠા હતા. તે પછી થોડાક મારામાં એટલે તા. ૨૮ મી જાનેવારી સને ૧૮૮૩ ના દિવસે તેમના રાજ્યમાં એક નાખુશ બનાવ બન્યો હતો. તે એ કે, એ રાજ્યમાં મૈયા જાતના લોકો વસે છે. તે લોકોને જૂનાગઢ દરબાર સાથે જમીનના હક સંબંધી વાંધો પડવાથી તેઓ ગુસ્સે થઇ બાહારવટે નીકળી પડ્યા, અને જ્યાં ત્યાં લુટફાટ કરવા માંડી. એ બહારવટે નીકળેલા મૈયાઓની સંખ્યા લગભગ ૫૦૦ ના સુમારે હતી. તેમને વશ કરવા માટે જૂનાગઢ દર-

બારે ૭૦૦ માણસોનું એક સૈન્ય મોકલ્યું. તે સૈન્યે પ્રથમ મૈયાઓને સમજાવીને શરણ થવા તથા લૂટફાટ છોડી દેવાનું કહ્યું. પણ તે લોકોએ માન્યું નહિ. તેથી અંતે તેઓ વચ્ચે શસ્ત્ર વપરાયાં. તેમાં મૈયાઓનાં ૭૧ માણસ માર્યાં ગયાં હતાં. ત્યાર પછી મૈયાઓનો ન્યાય કરવા માટે નામદાર સરકારે મી૦ હેમિકના ઉપરીપણા નીચે એક કમીશન નિમ્યું હતું. એ કમીશને તપાસને અંતે મૈયાઓના વાંધાઓ નાપાયાદાર ગણીને એવો ચૂકાદો આપ્યો હતો કે, તેમણે જૂનાગઢ દરબારને ચોકસ કર આપવો જોઇએ. એ ઠરાવ છેવટે સરકારે પણ મંજુર રાખ્યો હતો.

ઉપરનો બનાવ બન્યા પછી જૂનાગઢના દિવાન ખા. બા. સાલેહ હિંદી સી. આઇ. ઇ. એ પોતાની જઇફ અવસ્થાને લીધે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું હતું. તેમની જગોએ દિવાન રા. બા. હરિદાસ વિહારીદાસને નિમ્યા હતા. તેમણે હાલના વજીર સાહેબ બાહાવદ્દીનભાઇની મદદથી એવો તો ઉત્તમ પ્રકારે રાજ્યકાર્યભાર ચલાવ્યો હતો કે, આખા કાઠિયાવાડમાં જૂનાગઢનું રાજ્ય એક નમુનાદાર રાજ્ય તરિકે ઓળખાયું હતું.

મૈયાઓની ભાંજગડમાંથી જૂનાગઢ દરબાર પૂરા પરવાર્યા નહોતા, તેટલામાં વળી મકરાણી લોકોની પિડા જાગી હતી. અગાઉ જૂનાગઢ દરબારની સારી સેવા બજાવવા માટે ઇનાજ નામે ગામ એક મકરાણીને ઇનામમાં આપેલું. તે ઇનામદાર મકરાણી મૃત્યુ પામ્યા પછી કેટલીક ભાંજગડો જાગી, તેનું સમાધાન કરવા પાછળ દરબારે ઘણી કોશિસ કરી, પરંતુ તે વ્યર્થ ગઇ. અને પરિણામે જૂનાગઢ દરબારે પોલીસના જે માણસોને સમાધાન કરવા માટે તે ગામે મોકલ્યા હતા, તેમની સામે મકરાણીઓ થયા. તેથી દરબારે એજન્સીની મદદ માગતાં આસીસ્ટંટ પોલિટિકલ એજંટ કર્નલ સ્કોટ સાહેબ કેટલાક સ્વારો તથા ૧૫૦ પોલિસના માણસો અને બે તોપો લેઇને તા. ૧૭ મી આગસ્ટ સને ૧૮૮૪ ના રોજ વેરાવળ ગયા. તેમણે ત્યાં જઇને મકરાણીઓને સમજાવવા માંડ્યું, પણ જ્યારે તેઓ કોઇ પણ રીતે સમજ્યા નહિ, ત્યારે તેમણે ઇનાજ ગામ ઘેરી લીધું. એટલે મકરાણીઓએ પહેલ કરી બંદુક ફોડવા માંડી. તે પરથી બંને વચ્ચે લડાઇ ચાલી. તેમાં જુનાગઢ તરફનાં ૬ અને મકરાણીઓનાં ૪ માણસો માર્યાં ગયાં. મકરાણીઓમાંના કેટલાક શરણ થયા, અને કેટલાક નાસી ગયા. એ નાસી ગયેલા ૧૨ જણાઓએ જ્યાં ત્યાં લૂટફાટ ચલાવીને તથા ઘણાક માણસોનાં નાક-કાન કાપીને આખા કાઠિયાવાડમાં ઘણો ત્રાસ વર્ત્તાવી મૂકયો હતો. તેઓ લાંબી મુદત વિત્યા પછી ઘણી મેહેનતે પકડાયા હતા. આ મકરાણીઓની બાબતમાં જૂનાગઢ દરબારે ઘણાજ ડહાપણથી કામ લીધું હતું. જેને માટે નવાબ સાહેબ બહાદુરખાનજી, અને તેમના ચાણા મંત્રી મંડળને સારી શાબાશી મળી હતી. એ મકરાણીઓની પીડાને લીધેજ કાઠિયાવાડના રાજ્યોની પોલિસની સત્તા મી. હંફ્રિને સોંપી તેને એ કામપર ખાસ નિમવામાં આવ્યો હતો.

સને ૧૮૮૫ માં નામદાર નવાબ સાહેબે બબે હજાર રૂપિયાની ત્રણ સ્કોલરશીપો કહાડી હતી. અને એવું ઠરાવ્યું હતું કે, પોતાની પ્રજા માંહેલા જે ત્રણ પુરૂષો ઇંગ્લાંડ જઇને પઘો શિખવા ઇચ્છા ધરાવતા હોય, તેમને તે દરેકને દર વર્ષે બે હજાર રૂપિયા આપવા. તેજ પ્રમાણે મદારૂલ મહામ શેખ મહમદ વજીર સાહેબ બાહાવદ્દીનભાઇ સી.

આઇ. ઇ. એ દર વર્ષે દોઢ હજાર રૂપિયાની એક સ્કોલરસીપ એજ વર્ષમાં કહાડી હતી. આ સ્કોલરસીપોને માટે નામદાર નવાબ સાહેબ તથા વજીર સાહેબ બાવદ્દીનભાઇની સર્વત્ર અત્યંત સ્તુતિ ગવાઇ હતી. વળી એજ વર્ષના આગસ્ટ માસથી જૂનાગઢમાં મુસલમાન કોમના છોકરાઓને ઉર્દુ, ફારસી, તથા ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરવા માટે એક મદ્રેસા મરહુમ નવાબ શ્રી સર મોહોબતખાનજીના નામથી ઉઘાડવામાં આવી હતી. આ શુભ ક્રિયા નામદાર નવાબ સાહેબ બહાદુરખાનજીએ મોટા ઠાઠથી કરી હતી. તેથી મુસલમાન કોમમાં મોટી ખુશાલી પથરાઇ હતી.

સને ૧૮૮૭ ના ફેબ્રુવારી મહિનાની ૧૬ મી તારીખે નામદાર માહારાણી શ્રી વિક્ટોરિયાના રાજ્યના પચાસમા વર્ષની "જ્યુબિલી" નો મહોત્સવ નવાબ સાહેબે મોટી ધામધુમથી પાળ્યો હતો એ દિવસે નવાબ સાહેબે જૂનાગઢમાં એક ભવ્ય દરબાર ભરીને તેમાં પોતે છટાદાર ભાષણ કરતાં દર્શાવ્યું હતું કે;—"પરમ કૃપાળુ કૈસરેહિંદના રાજ્યના સુખથી અમારા અંતઃકારણમાં જે બૂઝ અને એહેશાનનો ઉભરો આવે છે, તેને માટે તેમના રાજ્યના પચાસમા વર્ષની યાદગિરી કાયમ રાખવા માટે કાઠિયાવાડનાં તમામ રાજ્યોએ મળીને આ એજન્સીના મુખ્ય મથક રાજકોટમાં **"જ્યુબિલી હૉલ"** નામે એક સુંદર સંગ્રહસ્થાન બાંધવાનો નિશ્ચય કર્યો છે. વળી વધારામાં આવા દુર્લભ અને શુભ અવસરની ખાસ યાદગીરીનું નિશાન આ સંસ્થાનમાં કાયમ રહે તેટલા માટે વિલાયતમાં ઉત્તમ પ્રકારની કેળવણી લેઇ શકવા સારૂં ૨૩૦૦૦ ની "વિકટોરિયા જ્યુબિલી જુનાગઢ સ્કોલરસીપ" નામની એક વાર્ષિક સ્કોલરસીપ સ્થાપવા તથા તળ જુનાગઢ શેહેરમાં "વિકટોરિયા જ્યુબિલી નિરાશ્રિત આશ્રિત સ્થાન" ઉઘાડવાનું મેં દુરસ્ત ધાર્યું છે. આથી પણ વધારે શુભ અવસરના માનની ખાતર ૩૦ કેદીઓને મેં ખુશીથી છોડયા છે. વળી મેં એવો ઠરાવ કર્યો છે કે, દુકાળ વર્ષના ખેડુતોને માથે રહેલા કરની બાકીની રકમ માંડી વાળવી." એ રીતે નવાબશ્રી બહાદુરખાનજીએ અસરકારક વાણીમાં ભાષણ કરીને નામદાર માહારાણીશ્રી પ્રત્યેનો પોતાનો પૂર્ણ પ્રેમ અને વફાદારી બતાવી હતી. જેથી સર્વને આનંદ થયો હતો.

નામદાર નવાબ સાહેબે **"જેતલસર વેરાવળ રેલવે"** કે જે પોતાના ખર્ચે ૬૭ મૈલ જેટલી લાંબી બધાવી છે. તે રેલવે ખુલ્લી મૂકવાની ક્રિયા કરવા માટે નામદાર મુંબાઇના ગવર્નર લૉર્ડ રે સાહેબને આમંત્રણ કરવાથી તે નામદાર તા. ૩૦ મી ડિસેમ્બર સને ૧૮૮૭ ના રોજ જેતલસરમાં પધાર્યા હતા. તેમને આવકાર આપવા માટે નવાબ સાહેબ પોતાના ભાઇ એદલખાનજી, વજીર સાહેબ બાવદ્દિન ભાઇ, દિવાન રા. બા. હરિદાસ વગેરેની સાથે જેતલસરમાં પધાર્યા હતા. ત્યાં તેમણે નામદાર ગવર્નર સાહેબના હાથે એ રેલવે ખુલ્લી મૂકવાની ક્રિયા કરાવ્યા પછી એક ભવ્ય દરબાર ભરીને લૉર્ડ રેને એક માનપત્ર આપ્યુ હતું. તેના ઉત્તરમાં નામદાર લૉર્ડ રે સાહેબે તેમનો અંતઃકરણથી આભાર માનતાં ઘણી સ્તુતિ કરી હતી.

સને ૧૮૮૮ ના જાનેવારી મહિનાની ૧૯ મી તારીખે જૂનાગઢમાં એક દરબાર ભરીને **"વુડહાઉસપુર"** નો પાયો નાખવાની ક્રિયા નવાબ સાહેબે મોટા ઠાઠથી કરી હ-

તી. આ "વુડહાઉસપુર" કાઠિયાવાડના માજી પોલિટિકલ એજંટ કર્નલ વુડહાઉસના સ્મરણાર્થે વસાવ્યું છે. એ પાયો નાખવાની સર્વ ક્રિયા થઇ રહ્યા પછી જૂનાગઢની પ્રજા તરફથી નામદાર નવાબ સાહેબ શ્રી બહાદુરખાનજીને એક માનપત્ર આપવામાં આવ્યું હતું. તે નીચે પ્રમાણેઃ—

"ખુદાવંદ આલિજાહ દોલતમદાર નવાબ સાહેબ બહાદુર,

વરાળ યંત્રથી ગતિ કરનારી ગાડી જે રેલવેને નામે ઓળખાય છે, તેને આપ નામદારના પાયતખ્તના અને અમારી રેહેણાકના શેહેરને પાદર આવેલી જોઇ, અમો શેહેર જૂનાગઢની પ્રજા આજનો દિવસ અપૂર્વ આનંદકારી, ખરેખાત તવારિખમાં નોંધી રાખવા લાયક તથા એક દુર્લભ લાભ આપનારો માનીએ છીએ.

આ પ્રસંગે અમો આપ નામદારની પરોપકાર વૃત્તિથી, તથા પ્રજા તરફની પ્રીતિથી થયેલાં સુકૃત્યો માટે અમારા મનમાં આવતા ઉત્સાહનો ઉભરો કંઇક અંશે બતાવવા અમારી ખાસ ફરજ સમજીએ છીએ.

રાજા અને પ્રજા વચ્ચેના સંબંધ અને ધર્મ સ્વાભાવિક રીતે એટલા બધા ગહન અને ગાઢા છે કે, તેમાંના માત્ર અમુક વિષયો, જેને માટે અમારો ઉભરો દબાતો નથી, તે સંબધી થોડું બોલવાની રજા લેઇએ છીએ.

રાજ્ય–સમૃદ્ધિ ઘણા પ્રકારની છે. નાણારૂપી રાજ્ય–સમૃદ્ધિ જે જે માર્ગે વ્યય કરી શકાય છે, તેમાં સ્વાર્થ કરતાં પરમાર્થી માર્ગ સ્તુત્ય અને સર્વોત્કૃષ્ટ ગણાય છે. આપ નામદારના રાજ્યમાં એવો સર્વોત્તમ રસ્તો પહેલેથી અખત્યાર થયેલો જોઇને અમો ખરેખર મગરૂર છીએ.

માત્ર આજના મહોત્સવરૂપ કામને માટે બોલતાં, એવું સ્પષ્ટ જણાવવાની અમો અમારી ફરજ સમજીએ છીએ કે, આપ નામદારે લાખો રૂપિયાનું ખર્ચ કરેલું છે, તેથી રાજ્યના ખાસ સ્વાર્થ કરતાં પ્રજાનો સ્વાર્થ વધારે લક્ષમાં લેઇ, આપે તેમના વેપાર વણજ અને વિત્તને વધારનારૂં મોટું કૌવત સંપાદન કરી આપ્યું છે. આવાં બળવાન અને જમાનાને અનુસરતાં સાધન આપ નામદારની અમારા ઉપરની ઉદાર અને સંપૂર્ણ પ્રીતિનો પ્રસિદ્ધ પુરાવો છે. જો એમ ન હોત તો બીજી રીતે આવા મદત્ સુખનો લાભ અમે લેઇ શકત નહિ.

નામદાર સાહેબ! આ ઉમદા અને સાધારણ લોકોપયોગી કામ પાછળ કેટલાં વર્ષથી વિચારમાં હતું, તે આપ નામદારની કારકીર્દિમાં આટલા ટૂંક વખતમાં અમલમાં આવવાથી અમને અપૂર્વ આનંદ થયો છે.

આપ નામદાર સાહેબ તરફથી આ નાની ઉન્નતિ કરવામાં વખતો વખત મોટી રકમોનો ખર્ચ કરી તથા ભારી ખમી, અમે અમને લાભ આપ્યો છે, તેથી આપની ઉદાર વૃત્તિ મશહૂર થઇ પડી છે.

આ શરૂઆતે વખત જતાં ઓહોળું રૂપ પકડી આજના મહત્કાર્યનું પરિણામ દેખાડ્યું છે. જે પરિણામથી પ્રજાને સાર્વજનિક રીતે વેપારની વૃદ્ધિ, પ્રવાસની સગવડતા, જાનમાલની સલામતી, વખતનો બચાવ, બીજા દેશના લોકો સાથે પરિચય, વગેરે ઉત્કૃષ્ટ લાભો મળશે, તેને માટે અમે અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ.

અમારામાંની આપ નામદારની હિંદુ પ્રજા, આ અવસરે આપ નામદારના બુજરગોના વખતથી ચાલતી આવેલી એક રીત, જે આપ નામદારે પણ સ્વિકારી જારી રાખી છે, તે બાબત બે બોલો ખાસ કરી બોલવા જરૂર જોઇએ છીએ.

આપ નામદારનું રાજ્ય મુસલમાની મજહબનું છતાં, અમારા હિંદુ ધર્મનાં ખાતાંઓનું પાલણ અને રક્ષણ એવી ઉદાર વૃત્તિથી કરવામાં આવે છે કે, તેવુ બીજાં હિંદુ રાજ્યોમાં ભાગ્યેજ થાય છે. એટલુંજ નહિ પણ ધર્મની જુદાઇ છતાં ધર્માંધપણાના જોસને લીધે જે વિક્ષેપ બીજાં રાજ્યોની પ્રજા વચ્ચે થતો જોવામાં આવે છે, તેવો આપની બને વર્ગની પ્રજા વચ્ચે કોઇ પણ વખતે જોવામાં આવેલ નથી. અને એથી ઉલટું તેઓ ભાઇચારાની રીતે વર્ત્તે છે. એ આપની સમાન દ્રષ્ટિની મોટી ખુબી બતાવી આપે છે.

આ પ્રસંગે અમારે પોતાની બીજી એક ઉત્કંઠા આગળ આણતાં અટકવું નહિ જોઇએ. નામદાર સાહેબ, આ અને બીજા ઘણા ઉત્તમ તથા અસાધારણ ઉપકાર, જે આપ નામદારના રાજ્ય તરફથી કેવળ પ્રજાના કલ્યાણને માટેજ નવાજસ થયેલા છે, અને થાય છે; તેની પ્રેરણા કરનાર તરિકેનું માન આપ સાહેબના માનવંતા મામા મેહેરબાન વજીર સાહેબ **મદારૂલ મહામ શેખ મહમદ બાવદ્દીનભાઇને** આપવું બધી રીતે અમે યોગ્ય માનીએ છીએ. એ ભાગ્યશાળી, નમ્ર, અને વિવેકી વજીર આપ નામદાર, રયાસત, અને પ્રજા તરફ ગયાં પચીસ વર્ષથી પોતાની ખાનગી અને હોદ્દાની ફરજો એવી કાળજી, કૌવત, અને કાબેલિયતથી એક સરખી રીતે બજાવતા આવ્યા છે કે, તેનું આબેહુબ વર્ણન કરવાને અમે અશક્ત છીએ.

રાજ્યના એક મજબુત અને મર્તબાવાળા મુખ્ય પ્રતિનિધિ છતાં તેઓ સાહેબ હકુમતના જોરાવર અને વિકારને વધારનારા મદથી વેગળા રહી ઓર સ્નેહશીલ થઇ દરેક માણસના વિશ્વાસ અને વિરામનું સ્થાન થયા છે. એ એમની કુદરતની બક્ષેલી અજાયબ ખુબી છે. તેમણે આપ નામદારના રાજ્યમાં અમો પ્રજા વર્ગ સાથે કુટુંબાચારથી વર્ત્તિ પોતાના પદરથી અને આપના રાજ્ય તરફથી જે સહાય, સંતોષ અને સમાધાની આપી છે, તે માટે અને આપ નામદારના મુખ્ય દિવાન **મેહેરબાન હરિદાસભાઇએ** પોતાની કારકીર્દિમાં પ્રમાણિકપણું, સમાન દ્રષ્ટિ અને નિર્લોભના આદિ મોટા ગુણોથી પ્રસંગે પ્રસંગે અમારૂં હિત જાળવવામાં અને જરૂરિયાતો પૂરી પાડવામાં કાળજી, હિંમત અને હોંસ દેખાડી છે, તેને માટે પણ અમો આપના આભારી છીએ.

સમાપ્તિ કરતાં અમે આપ સાહેબે અમારા ઉપર કરેલા અસંખ્ય ઉપકારો સ્મરણમાં લાવી, તેના બદલામાં એટમને ઇશ્વર પાસે એટલી પ્રાર્થના કરીએ છીએ કે, આપનું રાજ્ય અમારા ઉપર સુખ શાન્તીથી નિરકાળ આબાદ રહો. અને અમારૂં અહર્નિશ અમીદ્રષ્ટિથી પાલન અને રક્ષણ કરતાં આવાં લોકોપયોગી મહત્કૃત્યોમાં આપ વધારો કરતા રહો.

અસ્તુ. સંવત ૧૯૪૪ ના માઘ શુદી ૬ ગુરૂ. તા. ૧૯ મી જાનેવારી સને ૧૮૮૮."

ઉપરનું માનપત્ર વંચાઇ રહ્યા પછી જૂનાગઢ રેલવેના દેશી નોકરો તરફનું માનપત્ર વાંચવામાં આવ્યું હતું. તે પછી નામદાર નવાબ સાહેબ તરફથી એ માનપત્રોનો જવાબ તેમના ભાઇ એદલખાનજીએ નીચે પ્રમાણે આપ્યો હતો;—

"મારી વફાદાર પ્રજા,

આ પ્રસંગે તમારા તરફથી પ્રજાભક્તિના જે વિચાર બતાવવામાં આવે છે, તે સાંભળી મને ઘણી ખુશી ઉપજે છે. મારા પૂર્વનશીનોના તથા મારા વખતમાં રાજ્યકર્તાની ફરજોને અનુસરતાં જે પ્રજાહિતનાં કાર્યો થયાં છે, તે માટે તમે ખરા દિલથી સંતોષ માની આભારી થાઓ છો, તે જોઇ મને પણ સ્વાભાવિક રીતે સંતોષ થાય છે. પણ મારે તમને જણાવવું જોઇએ કે, પ્રજા પ્રત્યે રાજાના જે ધર્મ છે, તેની રૂએ જે કાંઇ કરવામાં આવ્યું છે, તે મારા ધારવા પ્રમાણે કોઇ પણ રીતે વિશેષ નથી. તેમ છતાં તમો જે કિંમતી શબ્દોમાં મને માન આપો છો, તેને તમારા અંતઃકરણ પૂર્વકની મારા પ્રત્યેની પ્રીતિ અને વફાદારીની સાબિતીમાં મોટા ઉમેરા તરિકે માનું છું

તમારૂં સુખ એજ મારૂં સુખ છે, અને તમારી આબાદી તથા ઉદ્યોગ એજ મારી દોલત તથા મારા રાજ્યની મોટાઇ છે. આજ આપણે રેલવેની પહેલી ટ્રેન ચલાવવાની ક્રિયામાં સામેલ થયાના છીએ. આ રેલવેની સગવડથી જેમ વખત જશે, તેમ વેપાર, વ્યવહાર, ઉદ્યોગ, અને જમાનાની સારી અસરોની તમારામાં વૃદ્ધિ થતી જશે, એવો મને ભરોસો છે. એવું ફળદાયક પરિણામ થતું જોઇને મને કેટલો આનંદ થશે, તે કહી બતાવવાની જરૂર હું ધારતો નથી.

તમારી હાજતો પૂરી પાડવામાં આજ સુધી આ રાજ્ય તરફથી જે કરવામાં આવ્યું છે, તે હું બસ સમજતો નથી; પણ તમારે માટે હજી ઘણું કરવાનું બાકી છે. તેમાં મને ખુદા તરફથી બધી રીતે મદદ મળે એમ હું તેની જનાબમાં અરજ કરૂં છું. હિંદુ તથા મુસલમાન પ્રજા બન્નેના સુમેળ ભરેલા સંબંધને માટે તમારા મનમાં સંતોષ ભરેલી ખુશ થાય છે, તેથી મને મગરૂર થવાનું કારણ મળે છે. અને તેનું સુમેળ ભરેલું મન પરસ્પર હમેશાં જારી રહે, એવી મારી ખાસ ઇચ્છાને ખુદા પાર પાડે.

મોહોબત મદ્રેસાના શિક્ષકો તથા રેલવે ખાતાના દેશી ગૃહસ્થોએ આ પ્રસંગે જે સારા વિચાર જણાવ્યા છે, તે માટે હું ઘણો સંતોષ પામું છું.

દિવાન આજમ હરિદાસે જણાવ્યા મુજબ હાલના આક્ટિંગ પોલિટિકલ એજંટ મારા જૂના મિત્ર મેહેરબાન કર્નલ વુડહાઉસ સાહેબનું નામ આ રેલવેના સંબંધમાં કોઇ રીતે યાદ રેહેવા સારૂં રેલવે સ્ટેશન નજીક બાંધવા યોજેલા પૂરનું નામ "વુડહાઉસપુર" અથવા "વુડહાઉસ સબર્બ" પાડવાને લગતી ક્રિયા હાલ કરવામાં આવી, તેની તથા રેલવેની પહેલી ટ્રેન જુનાગઢ સ્ટેશનમાં દાખલ થવાની ક્રિયાના પ્રસંગની ખુશાલીમાં ભાગ લેવા કેપ્ટન કેનેડી સાહેબે પધારવાની તસ્દી લીધી છે, તે માટે તેમનો ઉપકાર માની રેલવે સ્ટેશન ઉપર જવાની ઇચ્છા જણાવું છું. તા. ૧૯ મી જાનેવારી સને ૧૮૮૮."

એ રીતે ઉપર પ્રમાણે નવાબ સાહેબ તરફનો પ્રત્યુત્તર પુરો થયા પછી પાનસોપારી લેઇ સર્વ જનો વિદાય થયા હતા. અને ગરીબો તથા રેલવેના મજુરોને મીઠાઇ વેહેંચ્યા બાદ નવાબ સાહેબે કેપ્ટન કેનેડી તથા અન્ય અમીરો અને ગૃહસ્થો વગેરે સહ અગ્નિરથમાં બિરાજીને વાડળ સુધી મુસાફરી કરી હતી.

એજ વર્ષમાં એટલે સને ૧૮૮૮ ના જાનેવારી મહિનાની ૨૮ મી તારીખે નામદાર નવાબ સાહેબની વર્ષ ગાંઠ હોવાથી મૈયાલોકપર મેહેરબાની કરીને તેમનાપર ચઢી ગયેલી રકમનો કેટલોક ભાગ જે આશરે રૂ ૬૦૬૭૫ નો હતો, તે માફ કર્યો હતો. એટલુંજ નહિ પરંતુ મૈયાઓએ દાવાને પેટે રોકડ નાણાંને બદલે જમીનો આપવાની માગણી કરવાથી નવાબ સાહેબે આશરે ૧૦૦ એકર જેટલી જમીનની ખોટ ખમવાનું સ્વિકાર્યું હતું. તેમજ એ લોકોમાંના કેટલાક જણને થોડાક હથિયારો રાખવાના પરવાના પણ આપ્યા હતા. આથી મૈયાલોકોએ અત્યંત ખુશી થઇને નવાબ સાહેબને તથા વજીર સાહેબ આદિકને આશિર્વાદ આપ્યો હતો. અને નવાબ સાહેબની આવી ઉદારતાને માટે સર્વત્ર ઘણાં વખાણ થયાં હતાં.

સને ૧૮૮૮ ના ફેબ્રુવારી માસની ૨ જી તારીખે નવાબ સાહેબે જૂનાગઢમાં ઢોરોનું એક સુંદર પ્રદર્શન ભર્યું હતું. વળી જૂનાગઢ સંસ્થાનની રેલવે જેતલસરથી વેરાવળ સુધી તૈયાર થવાથી સને ૧૮૮૮ ના મે મહિનાની ૩ તારીખે નામદાર નવાબ સાહેબ શ્રી બહાદુરખાનજી, કુમારશ્રી એદલખાનજી, વજીર સાહેબ બાવદ્દીનભાઇ, દિવાન સાહેબ હરિદાસ વિહારીદાસ, હજુર આસીસ્ટંટ રા. રા. પુરશોત્તમરાય સુંદરજી ઝાલા, અને ખાનગી કાર્યભારી રા. રા. અમરજીભાઇ આણંદજી વગેરે મુખ્ય દરબારી અધિકારીઓ તથા કચેરી મંડળો સહિત રેલવે ટ્રેનમાં બિરાજી વેરાવળ પધાર્યાં હતા. માર્ગમાં કેસોદ અને માળિયા સ્ટેશને ત્યાંની પ્રજાએ નામદાર નવાબ સાહેબને માનપત્ર આપ્યાં હતાં. જેમાં તેમની ઉદારતા અને સદ્દગુણોની ભારે સ્તુતિ કરવામાં આવી હતી. તેજ પ્રમાણે વેરાવળ, પ્રભાસપાટણ, બડુરી, ચોરવાડ, અને સુત્રાપાડા વગેરે નગરોની પ્રજા તરફથી માનપત્રો વેરાવળ મુકામે આપવામાં આવ્યાં હતાં. એ સર્વેનો ઉત્તર નવાબ સાહેબ તરફથી તેમના ભાઇશ્રી એદલખાનજીએ ઘણીજ છટાથી નીચે પ્રમાણે આપ્યો હતો:—

"વેરાવળ, પાટણ, ચોરવાડ, અને સુત્રાપાડાની મારી વફાદાર પ્રજા,"

તમોને અહિં જોઇને હું ઘણો ખુશી થાઉં છું. તમોએ પોતા તરફનો સંતોષ હાલ પત્રો વાંચીને બતાવ્યો તેથી મને આનંદ થાય, એ સ્વાભાવિક છે. પણ તે સાથે મારે તમને જણાવવું જોઇએ કે, હાલના જમાનાને અનુસરતાં જે સાર્વજનિક ઉપયોગી કામો આ રાજ્ય તરફથી કરવામાં આવે છે, તેમાં હું તમારા પ્રત્યે મારો ધર્મ સમજુ છું. અને મારા માનવંતા અને કીર્તિવંત પિતાનો દાખલો લેઇ હજી એવા સુધારાનાં બીજાં કામો બની શકયા પ્રમાણે કરી તમને દિનપર દિન વધારે સુખ આપવાને ખુદા પાસે માગુ છું કે, તેઓ પરવરદિગાર મને શક્તિવાન કરે.

જૂનાગઢમાં ગયા જાનેવારી મહિનામાં થયેલા મોટા મેળાવડા વખતે મેં જાહેરમાં જે શબ્દોમાં મારા વિચાર જણાવ્યા હતા, તે હું ફરીથી તમને જણાવું છું કે;—"તમારૂં સુખ એજ મારૂં સુખ છે, અને તમારી આબાદી તથા ઉદ્યોગ, એજ મારી દોલત તથા મારા રાજ્યની મોટાઇ છે."

આ પ્રસંગે તમારી ખાત્રી કરવા ઇચ્છું છું કે, તમો પાયતખ્ત શેહેરથી મારા મુલકના દૂર ભાગમાં રહો છો, માટે નજીકની રહેનારી વસ્તી કરતાં તમે કોઈ પણ રીતે પ્રજા પ્રત્યેના મારા મનોભાવમાં જરા પણ દૂર નથી. તમારા તરફથી એક અવાજે મારા મામા અને વજીર શેખ મહમદ બાવદ્દીનભાઇની લાંબા વખતની કારકીર્દિ માટે વધનો સંતોષ અને સારો અભિપ્રાય જાણી હું ઘણો ખુશી થાઉ છું. તેવીજ રીતે મારા હાલના દિવાન આઝમ હરિદાસ વિહારીદાસના કાર્યભારથી તમો ખુશી રહેતા જોઇને મને સંતોષ થાય છે.

રસ્તામાં આવતાં કેસોદ અને માળીઆ સ્ટેશનોએ પણ તમારી માફકજ ત્યાંની વસ્તીએ વફાદારી તથા સંતોષનાં પત્રો વાંચ્યાં હતાં, તેનો જવાબ ટુંક વખતને લીધે મારાથી તેમને આપવાનું બન્યું નથી. માટે તેમના પત્રોનો જવાબ પણ હું તમને આ જવાબ આપુ છું તેજ માફક છે, એમ તેઓ માની લેશે, એવું ઇચ્છું છું."

એ રીતે નવાબ સાહેબ તરફનો પ્રત્યુત્તર પૂર્ણ થઇ રહ્યા પછી વેરાવળના કાઝી વગેરેએ નવાબ સાહેબની સ્તુતિ કવિતામાં કરી હતી. બાદ દરબાર બરખાસ્ત થયો હતો. એ પ્રમાણે નવાબ સાહેબ પોતાની પ્રજા તરફથી અપૂર્વ માન પામીને જૂનાગઢ પધાર્યા હતા.

સને ૧૮૮૯ ના ફેબ્રુવારી મહિનાની ૧૯ મી તારીખે જૂનાગઢમાં **"મોહોબતખાનજી મદ્રેસા"** માં ફતેહમંદ થયેલા વિદ્યાર્થિઓને ઇનામો વેંહેચી આપવાનો મોટો મેળાવડો થયો હતો. તેમાં ખુદ નવાબ સાહેબ પધાર્યા હતા. પ્રથમ મદ્રેસાના પ્રિન્સીપાલ મી. અશરફઅલીએ તે શાળાનો રીપોર્ટ વાંચી સંભળાવ્યા બાદ ફતેહમંદ વિદ્યાર્થીઓને ઇનામ વેંહેચવામાં આવ્યાં હતાં. તે પછી ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર મી. જાઇલ્સે એક છટાદાર ભાષણ કરતાં નવાબ સાહેબની ઉદારતાનાં તથા મદ્રેસાના પ્રિન્સીપાલ મી. અશરફઅલીની લાયકીનાં બહુ સારાં વખાણ કર્યાં હતાં.

સને ૧૮૮૯ ના માર્ચની પહેલી તારીખે **ભારતમાર્તંડ પ્રસિદ્ધ પંડિતશ્રી ગટ્ટુલાલજી**ની જુનાગઢમાં નવાબ સાહેબે મુલાકાત લેઇને ભારે માન સાથે કિંમતી પોશાક

ભેટ આપ્યો હતો. એ શિવાય નવાબ સાહેબની ઉદારતાનાં ઘણાં દ્રષ્ટાંત છે. પોતાના પાયતખ્ત નગર જુનાગઢની "બહાદુરખાનજી લાઇબ્રેરી" માં પુસ્તકો તથા વર્તમાનપત્રો ખરીદ કરવા માટે રૂ ૪૦૦; મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં "લાટુચ સ્કોલરસીપ" ને નામે કાઠિયાવાડના વિદ્યાર્થિઓ ભણે છે, તેમને આપવા માટે રૂ ૫૫૦૦; રાજકોટ હાઇસ્કુલમાં ભણતા વિદ્યાર્થિઓને સ્કોલરસીપ આપવા માટે રૂ ૫૦૦૦; રાજકોટ ટ્રેનિંગકૉલેજમાં રૂ ૧૦૦૦; ઇસ્ટ ઇન્ડીઆ આસોસિએશનને આપવા રૂ ૨૦૦૦; કાઠિયાવાડ શીતલા ખાતામાં રૂ ૧૫૦૦; રાજકોટની રક્તપીતની હૉસ્પિતાલમાં રૂ ૧૦૦૧; રાજકુંમાર કૉલેજમાં રૂ ૫૦૦૦૦; નામદાર મહારાણીશ્રીના બીજા પુત્ર ડયૂક ઓફ એડિનબરોની હિંદુસ્થાન ખાતેની મુસાફરીની યાદગીરી માટે એક સ્કુલ બંધાવવા સારૂં રૂ. ૮૨૫૨૧; કાઠિયાવાડ કેળવણીખાતામાં ૨૦ વર્ષના થઇને રૂ. ૨૦૦૦૦; રાજકુંમાર કૉલેજનુ મકાન બંધાવવા વગેરે કામમાં, રૂ. ૩૨,૩૨૫; રાજકોટની એનજીનિયરિંગ સ્કુલમાં રૂ. ૧૭૦૮; જેતપુરમાં કન્યાશાળાનું મકાન બંધાવવા રૂ. ૨૦૦૦; મુબઇની કન્યાશાળામાં રૂ. ૩૦૦૦, મુબઇની નેટિવ જનરલ લાઇબ્રેરીમાં રૂ. ૧૦૦૦; સંસ્કૃત કોષ બનાવવાના કામમાં રૂ. ૧૫૦૦; હિંદુસ્થાનમાં તવારીખ સંબંધી શોધ કરવાના કામ માટે રૂ. ૪૮૦૯; જેતપુરમાં ભાદર નદી ઉપર "અંડરસન પુલ" બાંધાવાના ખર્ચમાં રૂ. ૪૮૩૩૩: કાઠિયાવાડ "રોડફંડ" માં રૂ. ૨૬૪૭૮; રાજકોટ તથા વઢવાણ વચ્ચેની સડક સુધારવા રૂ. ૭૪૯૪; મુબઇના પ્રખ્યાત "વિકટોરિયા ગાર્ડન" ના ફાળામાં રૂ. ૫૦૦૦; રિલીફ ફંડના ખર્ચમાં રૂ. ૧૮૦૨૫; કાઠિયાવાડમાં કૉલેરાનો રોગ અટકાવવા માટે ઇંગ્રજી ઔષધ ખરીદવા રૂ. ૪૧૩૧; બુંદેલખંડમાં પડેલા મહાભારત દુકાળના ફંડમાં રૂ. ૪૦૦૦; દક્ષિણમાં પડેલા દુકાળના ફંડમાં રૂ. ૪૦૦૦; રાજકોટમાં મુસાફરી બંગલો બાંધવા માટે રૂ. ૮૦૦૦; કાઠિયાવાડમાં વાર્ષિક મેળાના ફંડમાં રૂ. ૫૦૦૦; રાજકોટમાં હુન્નરશાળાનું મકાન બાંધવા રૂ. ૨૮૩૧; રાજકોટમાં કસરતશાળા બંધાવવા રૂ. ૨૩૮૦; એ રીતે અનેક પ્રસગે ન્હાની મોટી રકમોની સખાવત નામદાર નવાબ સાહેબશ્રી બહાદુરખાનજીએ કરી છે, જે બધી વિગતવાર લખતાં ઘણું લંબાણુ થાય, તેથી અત્રે દર્શાવી નથી. જો કે ઉપરની બક્ષિસોમાંની કેટલીક તેમના પિતાશ્રી મોહોબતખાનજીના સમયમાં કરવામાં આવેલી છે. તોપણુ તે બાબતનુ માન નવાબ સાહેબશ્રી બાહાદુરખાનજીનેજ છે. કેમકે એ બધી સખાવતો તેમનીજ સંમતિથી કરવામાં આવી હતી.

આવા પ્રજાપ્રિય અને સદ્‌ગુણસંપન્ન નવાબશ્રી બહાદુરખાનજી સને ૧૮૯૨ માં સ્વર્ગવાસી થયા છે. તેમના પરલોકગમનથી જૂનાગઢ સસ્થાનની તમામ પ્રજામાં તેમજ અન્ય સ્થળોમાં ભારે શોક થયો હતો. તેમના પછી જૂનાગઢની ગાદી ઉપર તેમના ભાઈ **નામદારશ્રી રસુલખાનજી** બેઠા છે, જે હાલ ઉત્તમ રીતે રાજ્ય કરે છે. તે નામદાર પણુ પોતાના મર્હુમ ભાઇ નવાબશ્રી બહાદુરખાનજીની માફક પ્રજાને સુખ મળે તેવી પ્રકારે રાજ્ય ચલાવવાને ઘણા ખંતિ છે. એ બહુ આનંદની વાર્તા છે.

નવાબશ્રી બહાદુરખાનજીએ રાજ્યાસનપર બિરાજ્યા પછી સુધારાનાં સંખ્યાબંધ ઉપયોગી કાર્યો કર્યાં હતાં. તે નામદારે પોતાનો ઉદાર હાથ લંબાવવામાં જરાએ કચાશ કરી નથી. પોતાનું પાટનગર જે જુનાગઢ, તેને ખરેખરૂ રમણિય અને રૂપવંતુ બનાવી તેની

શોભા સર્વ પ્રકારે વધારવામાં લગારે મણા રાખી નથી. ઠામઠામ ધોરી રસ્તાઓ ઉપર સુંદર સડકો બંધાવી છે, દવાખાનાઓ સ્થાપ્યાં છે, સરસ્વતી મંદિરોની સંખ્યામાં વૃદ્ધિ કરી છે,' ન્યાય ખાતાની કચેરીઓ ધારા પ્રમાણે—નિયમસર ચાલતી રાખી હરેક પ્રકારે પોતાની પ્રજાને ન્યાય અને સુખ મળે, તેવા ઉપાયો યોજ્યા હતા. એ સર્વ કાર્યો તે નામદારના મુખ્ય સલાહકાર પોતાના પ્યારા મામા—વજીર સાહેબશ્રી બાવદ્દિનભાઇ તથા દિવાન સાહેબ હરિદાસ ભાઇની સલાહ અને સંમતિથી તેમણે કર્યાં હતાં. જેથી તેમનું રાજ્ય આખા કાઠિયાવાડમાં સૌથી સરસ રીતે દિપી નીકળ્યું હતું. હાલના નવાબ-સાહેબશ્રી રસુલખાનજીની પાસે પણ **વજીર સાહેબ બાવદ્દીનભાઇ** મર્હુમ દિવાન રા. બા. હરિદાસ વિહારીદાસના બંધૂ **સરદાર રા. બા. બેહેચરદાસ વિહારીદાસ દેશાઈ;** અને નાયબ દિવાન **રા. રા. પુરશોત્તમરાય સુંદરજી ઝાલા,** જેવા શાણા મિત્રીઓ હોવાથી જૂનાગઢનો રાજ્યકાર્યભાર ઘણો ઉત્તમ પ્રકારે ચાલે છે. એ આનંદની વાર્તા છે.

જૂનાગઢનું રાજ્ય કાઠિયાવાડ એજન્સીના પહેલા વર્ગના રાજ્યોમાં પ્રથમ નંબરે છે. એ રાજ્યના તાબામાં ૩૨૮૩ ચોરસ મૈલ જમીન; ૮૯૦ ગામ; અને શુમારે ૩,૮૮૦૦૦ માણસની વસ્તી છે. તેની વાર્ષિક પેદાશ આશરે ૩૦ લાખ રુપિઆની થાય છે. જે પૈકી નામદાર ઇંગ્રેજ સરકાર તથા શ્રીમંત ગાયકવાડ સરકારને જમાબંદિના રૂ ૬૫,૬૦૪ આપે છે. એ રાજ્યને માટે પાછળ કોઇ વારસ ન હોય તો વગર નજરાણે દત્તક લેવાની સનંદ મળી છે. તેમજ નામદાર "કૈસરેહિંદ તરફથી એક પાદશાહી વાવટો સને ૧૮૭૭ માં મળ્યો છે. આ રાજ્યની લશ્કરી પદ્ધતિ ઇંગ્લાંડમાં જૂના વખતમાં ચાલતા ફયુડળ ધારાને મળતી છે. રાજ્યના લશ્કરમાં ૧૨૭૦ સ્વાર, ૩૭૫૦ પ્યાદલ અને પોલીસ, ૮ તોપો; અને ૧૪ ગોલંદાજ છે. નામદાર નવાબ સાહેબ જ્યારે બ્રિટિશ છાવણીમાં જાય, ત્યારે તેમને લશ્કરી સલામતી અને ૧૫ તોપ ફોડીને માન આપવામાં આવે છે.

---

## નામદાર જામનગરના મહારાજા જામસાહેબ.

# સર વિભાજી.

### કે. સી. એસ. આઇ.

જામનગર (નવાનગર) ના મર્હુમ મહારાજા જામશ્રી વિભાજી સાહેબનો જન્મ તા. ૮ મી મે સને ૧૮૨૭ ને દિને થયો હતો. તેમના પિતાશ્રીનું નામ **શ્રી રણમલસિંહજી,** અને માતાનું નામ શ્રી **સોનીબાઇ** હતું.

જામનગરના રાજ્યકર્તા જાડેજા રજપૂત છે, અને તેઓ "જામસાહેબ" કહેવાય છે. વળી તેઓ ચંદ્રવંશી યદુકુળમાં ઉત્પન્ન થયેલા અવતારી પુરૂષ શ્રીકૃષ્ણના વંશના છે. શ્રીકૃષ્ણની રાણી જાંબુવતીના કુંવર **શાંબ,** શાંબના કુંવર ઉષ્ણીક, અને ઉષ્ણીકના કુંવર **નરપત,** તેમણે ગીઝનીના બાદશાહ ફીરોજશાહને મારી તેનું રાજ્ય લેઈ લીધું, અને તેઓ **"જામ"** કહેવાયા. એ નરપતના કુળમાં કેટલીક પેઢીએ **જામ રાવળ** નામે પરાક્રમી પુરૂષ થયા, તેમણે સને ૧૫૩૯ માં હાલનું જામનગર શેહેર વસાવીને ત્યાં પોતાની રાજગાદી સ્થાપી

હતી. જામરાવળ પછી તેમના પુત્ર **વિભાજી** (પહેલા), અને તેમના **જામ સતાજી** નામે રાજા થયા. જામ સતાજીએ પોતાના નામનો સિક્કો પાડી એક રૂપિઆ સાથે એક થેલીમાં નાખી અકબર પાદશાહની હજુરમાં દિલ્હી મોકલીને કહાવ્યું કે, જેમ રજપૂતો તમને પોતાની કન્યાઓ પરણાવે છે, તેમ હું આ મારા સિક્કારૂપી કુંવરીને તમારા સિક્કા (રૂપીઆ) સાથે પરણાવું છું. આવી નવાઇની વાત સાંભળીને અકબર પાદશાહ ઘણો ખુશી થયો, અને જામને સિક્કા પાડવાની પરવાનગી આપી. એ સિક્કાને પ્રથમ "**કુંવરી**" કહેતા હતા, પણ પછવાડેથી એ શબ્દનો અપભ્રંસ થઇને "કોરી" ને નામે તેને લોકો ઓળખવા લાગ્યા. એ પ્રમાણે જામ સતાજીએ પોતાના રાજ્યમાં ટંકશાળ કરીને પહેલવહેલો કોરીનો સિક્કો પાડ્યો હતો.

જામ સતાજી પછી જસાજી, લાખાજી, રણમલજી (પહેલા), રાયસિંહજી, તમાચી, **લાખાજી, જસાજી, સતાજી,** અને **રણમલજી** (બીજા), એમ અનુક્રમે રાજાઓ થયા. તેમાંના છેલ્લા શ્રી રણમલજીના આ જામ શ્રી વિભાજી પુત્ર થાય.

શ્રી વિભાજીના જન્મ સમયે કાઠિયાવાડમાં કેળવણીનો પ્રસાર થયો નહોતો, તેમ વિદ્યા શિખવા તરફ લોકોનું લક્ષ ઘણું થોડુંજ હતું. ઇત્યાદિ કારણોને લીધે શ્રી વિભાજી વિદ્યાભ્યાસ સારી રીતે કરી શક્યા નહોતા. તોપણ તેમને ગુજરાતીનું જ્ઞાન ઘણું સારૂં હતું. વળી પાછળથી તેમણે ધીમે ધીમે ખંત પૂર્વક અભ્યાસ વધારીને ઇંગ્રેજી ભાષાનું પણ થોડુંક જ્ઞાન મેળવ્યું હતું. તેઓ જન્મથીજ પોતાના પિતાશ્રીના હાથ નીચે રહીને રાજ્યવહિવટના કામમાં પાવરધા થયા હતા. તેમના પિતા જામ શ્રી રણમલસિંહજી સને ૧૮૫૨ માં કૈલાસવાશી થવાથી જામનગરની ગાદી ઉપર તા. ૨૨ મી ફેબ્રુવારી સને ૧૮૫૨ ના દિવસે તેઓ બેઠા હતા.

જામશ્રી વિભાજીએ ગાદીએ બેઠા પછી ટુંક સમયમાં પોતાની બ્હેન બાઇસાહેબનાં લગ્ન જોધપુરના મહારાજાશ્રી તખ્તસિંહજીની સાથે મોટી ધામધૂમથી કર્યાં હતાં. તે પછી બે વર્ષે પોતાનાં પુત્રી શ્રી રાજબાનાં લગ્ન જોધપુરના મહારાજાના પાટવી કુંવરશ્રી જશવતસિંહજીની સાથે કર્યાં હતાં. ત્યાર પછી ઓખામંડળના વાઘેર લોકોએ મોટો બળવો ઉઠાવ્યો હતો, તેથી જામ સાહેબે પોતાની પ્રજાના સંરક્ષણ માટે યોગ્ય ઉપાયો યોજીને નામદાર બ્રિટિશ સરકારની મદદથી બળવો સમાવી દીધો હતો. અને તેમ કરતાં બંને રાજ્યને મોટા ખર્ચમાં ઉતરવું પડ્યું હતું. એ સમયે જામનગરના રાજ્યની પોલિસના ઉપરી રા. બા. પોપટ વેલજી હતા. તેમણે બળવાખોરોને પકડવામાં તથા બળવો શાન્ત પાડવામાં ઘણી બહાદુરી અને ચપળતા દેખાડ્યાથી સરકારે તેમની એ સેવાના બદલામાં તેમને "રાવબહાદુર" નો માનવંતો ઇલકાબ આપ્યો હતો. તેમજ સને ૧૮૬૨ માં નામદાર મુંબઇ સરકારે જામનગરની ગાદીને માટે કોઇ વારસ ન હોય, તો હિંદુશાસ્ત્ર પ્રમાણે નજરાણો આપ્યા શિવાય દત્તક લેવાની સનંદ મહારાજાશ્રી જામસાહેબને બક્ષિસ કરી હતી.

જ્યારે જામશ્રી વિભાજી રાજ્યાસનપર બિરાજ્યા, ત્યારે જામનગર રાજ્યમાં દિવાની કે ફોજદારી કોર્ટો મુદલ નહોતી; અને ન્યાય પણ બરોબર પ્રજાને મળતો નહોતો. તેથી તેમણે સને ૧૮૫૪ માં દિવાની તથા ફોજદારી અદાલતો સ્થાપીને પ્રજાને વખતસર વાજબી ન્યાય

મળે તેવી ગોઠવણુ કરી હતી. તેજ પ્રમાણે સને ૧૮૬૬ માં મેહેસુલખાતામાં પણ તેમણે ઘણા અગત્યના સુધારા કર્યા હતા. પહેલાં પ્રગણાઓની મેહેસુલની હરરાજી કરવામાં આવતી હતી. તેથી ઇજારદારો પ્રજાને અનેક પ્રકારે હેરાન કરતા હતા. એવું જ્યારે જામસાહેબના જાણુવામાં આવ્યું, ત્યારે તેમણે ઇજારા આપવાનું એકદમ બંધ કર્યું. તેથી પ્રજાપર થતો જુલમ અટક્યો હતો.

સને ૧૮૭૧ માં મુંબઇના ગવર્નર સર સિમોર ફિટ્ઝરલ્ડ જામનગર પધાર્યા હતા, ત્યારે જામશ્રી વિભાજીએ તેમનો સારો સત્કાર કર્યો હતો. અને નામદાર ગવર્નર સાહેબના હાથે કેટલાંક પ્રજોપયોગી બાંધકામોના પાયા નાખવાની ક્રિયા ઘણી હોંશથી કરાવી હતી. સને ૧૮૭૩ માં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાના બીજા શાહાજાદા ડ્યૂક ઓફ એડિનબરો આ દેશમાં પધાર્યા હતા, ત્યારે તેમને મળવા સારૂં જામ સાહેબ મોટા ઠાઠમાઠથી મુંબઇ પધાર્યા હતા. તે વખતે મુંબઇમાં તેમને ઘણુંજ માન મળ્યું હતું મુંબઇથી તેઓ નાશક, કાશી, પ્રયાગ, મથુરા, અને ગયાજી, વગેરે સ્થળોમાં યાત્રાર્થે ગયા હતા. એજ વર્ષમાં મુંબઇના ગવર્નર સર સિમોર ફિટ્ઝરલ્ડ સાહેબને કાઠિયાવાડના કેટલાક નૃપતિઓએ એક માનપત્ર આપ્યું હતું. તેમાં સર વિભાજીએ બહુ અગત્યનો ભાગ લીધો હતો.

સને ૧૮૭૪ ના ડીસેમ્બર મહિનાની ૩૦ મી તારીખે મુંબઇના નામદાર ગવર્નર સાહેબ જામનગર પધાર્યા હતા. ત્યારે પણ જામશ્રી વિભાજીએ તેમના સત્કાર માટે અનેક પ્રકારની શોભા કરી હતી. તેમજ એ પ્રસંગના સ્મરણાર્થે તેમણે પોતાના નગરમાં પાણીનાં જે બાંધકામો કર્યાં હતાં, તે ખુલ્લાં મૂકવાની ક્રિયા નામદાર ગવર્નર સાહેબને હાથે કરાવી હતી. તથા એક માર્કેટ પણ સ્થાપન કરી હતી. એ બંને પ્રકારનાં કામો પાછળ તેમણે એકંદર રૂ ૭૮૦૦૦ ની મોટી રકમ ખર્ચી હતી. એજ વર્ષમાં તેમણે જામનગર શેહેરમાં મ્યુનિસિપાલ કમિટી સ્થાપન કરી હતી. તેથી શેહેરમાં રસ્તા અને દીવાબત્તિ વગેરેનો ઘણો સરસ સુધારો થયો હતો.

સને ૧૮૭૫ માં નામદાર મહારાણીશ્રી વિક્ટોરિયાના પાટવી કુવર નામદાર પ્રિન્સ-ઓફ વેલ્સ આ દેશમાં પધાર્યા હતા, ત્યારે તેમની મુલાકાત લેવા સારૂં જામશ્રી વિભાજી સાહેબ મુંબઇમાં પધાર્યા હતા. એ પ્રસગે તેમણે મુંબઇનાં કેટલાંક જાહેરખાતાઓને બહુ કિમતી મદદ કરી હતી.

સને ૧૮૭૭ ના જાનેવારી મહિનાની ૧ લી તારીખે નામદાર મહારાણીશ્રી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ" નો ખેતાબ ધારણ કર્યો, ત્યારે દિલ્હીમાં થયેલા બાદશાહી દરબારમાં બિરાજવા માટે સર વિભાજીને આમંત્રણ થવાથી તેઓ પોતાના કાર્યભારી રા. બા. નારાયણરાવ ખારકર સહિત ત્યાં પધાર્યા હતા. એ વખતે તેમને ત્યાં ઘણું સારૂં સન્માન મળ્યું હતું. એ પાદશાહી દરબારમાં તેમના માનાર્થે અસલ જે ૧૧ તોપો ફોડવામાં આવતી હતી, તેમાં વધારો કરીને ૧૫ તોપ ફોડવાનો ઠરાવ સરકારે કર્યો હતો. એટલુંજ નહિ પણ "ઇમ્પિરિયલ મેજેસ્ટી ધી ક્વીન એન્ડ એમપ્રેસ ઓફ ઇન્ડીઆ" ના નામદાર મહારાણીજીના નામથી એક બાદશાહી વાવટો, અને "કે. સી. એસ. આઇ." નો ખેતાબ અર્પિત કરવામાં આવશે, એમ નામદાર લૉર્ડ લીટન સાહેબે જાહેર કર્યું હતું. એ પ્રમાણે

નામદાર બ્રિટિશ સરકારે તેમના માનમાં ઘણો વધારો કર્યો હતો.

જામશ્રી વિભાજીના ગાદી વારસ કુંવરશ્રી ભાવસિંગજી ઉર્ફે કાલુભા કે જે તેમનાં ર-ખાયત રાણીશ્રી ધનબાઇના પેટે જન્મ્યા હતા, તેમણે ઘણી નઠારી વર્તણુંક ચલાવવા માંડી હતી. એ વાતની જામ સાહેબને ખબર પડવાથી તેમણે સારી શિખામણ દેઇને સત્માર્ગે ચાલવાની ઘણી પેરવી કરી હતી. પરંતુ કુંમાર શ્રી કાલુભાએ પોતાની ચાલચલગતમાં કોઇ પણ રીતનો સુધારો કર્યો નહિ. તેથી સને ૧૮૭૭ માં નામદાર બ્રિટિશ સરકારે એ કુ-મારને વિદ્યાભ્યાસમાં નાખી અકૃત્ય કરતાં અટકાવવાના હેતુથી એક વર્ષ સુધી પુનામાં રાખવાનો ઠરાવ કર્યો હતો. તે પ્રમાણે તા. ૧ લી જુન સને ૧૮૭૭ ના રોજ કાઠિયાવાડ-ના આસીસ્ટંટ પોલિટિકલ એજંટ મી. સ્ટેસ કુમારશ્રી કાલુભાને લેઇને પુને ગયા હતા. મી. સ્ટેસને નામદાર બ્રિટિશ સરકારે તે કુંવરને માટે ખાસ નિમ્યા હતા, અને તેમનો માસિક પગાર રૂ ૧૫૦૦ નો ઠરાવ્યો હતો. જામ સાહેબે કુંવરના ખર્ચ માટે દર માસે રૂ.૨૦૦૦ ની રકમ આપવા ઠરાવી હતી. એ પ્રસંગે નામદાર વડી સરકારે કુંમારશ્રી કાલુભાને મા-ટે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ તરફ લખ્યું હતું કે;—"નામદાર જામ સાહેબને જ-ણાવવું જોઇએ કે, નામદાર સરકારે ઘણીજ દિલગીરીની સાથે તેમના પુત્રની માઠી ફોજ-દારી ન્યાયાધિશની વર્તણુંક વિષે સાંભળ્યું છે કે જે વર્તણુંકથી નગરમાં તથા નગર બ-હાર આવી ભારે ચેષ્ટા ઉત્પન્ન થઇ રહી હતી. સેક્રેટરી ઓફ સ્ટેટ તેમની ગાદીના વારસ તરિકે કાલુભાની પસંદગી કાયમ તથા માન્ય રાખતી વેળાએ, હિંદુસ્થાનની સરકારને એ-વી રીતનું લખાણ કર્યું હતું કે;—'તમારે પોલિટીકલ એજંટને કહીને જામ સાહેબનો પ-સંદ કરેલો વારસ બરાબર રીતે પોતાના કામને માટે લાયક—તૈયાર થાય, એવી તેને કે-ળવણી આપવી જોઇએ. અને વખતો વખત એ બાબત પોલિટિકલ એજંટ પાસે રીપો-ર્ટ માગી, મને લખવું જોઇએ.' કાલુભાની સાંપ્રત વર્તણુંક ઉપરથી એવી સાબિતી મળે છે કે, તેમને હજી સ્ટેટ સેક્રેટરી સાહેબે ધારેલી અને તેમને ગોઠે એવી કેળવણી મળેલીજ નથી. અને એ બાબતનું લખાણ સ્ટેટ સેક્રેટરી સાહેબને કરવાની અવસ્ય જરૂર જણાય છે." એવી મતલબનું લખાણ સરકારે કર્યું હતું. તે ઉપરથી જણાય છે કે, કાલુભાનાં કર્મથી નામદાર બ્રિટિશ સરકારને પણ ગુસ્સો પ્રાપ્ત થયો હતો, અને તેથીજ સરકારે તેમને પુ-નામાં વિદ્યાભ્યાસ કરાવવાના હેતુથી મોકલ્યા હતા. કાલુભા પુનામાં ગયા પછી જામશ્રી વિભાજીના જાણવામાં આવ્યું કે, તે કુંમાર પોતાને મારી નાખવાની તજવીજ કરે છે. તે-થી તેમણે કુંવર કાલુભાને પોતાના વારસ તરિકે રદ કરવા માટે નામદાર મુંબઇ સરકા-રને દર્શાવ્યું. તે ઉપરથી મુંબઇ સરકારે કાલુભાનો તમામ ખજાનો છીનાવી લેઇને તેમ-ને એક કેદી તરિકે અહમદનગરમાં રાખવામાં આવ્યા હતા.

કુંમારશ્રી કાલુભાનો ગાદી વારસ તરિકેનો હક્ક છીનવી લીધા પછી જામ સાહેબે બીજા કોઇ કુંવરને દત્તક લેવાનો ઠરાવ કર્યો હતો. પછી પોલિટિકલ એજંટ મી. ગીલ સાહેબની સંમતિથી તેમણે પોતાના ખાનદાનમાંના એક મોટા ભાઇ જાલમસિંગજીના પુત્ર ઉમેદસિંગજીને દત્તક લીધો હતો. પરંતુ એ કુંવર એજ વર્ષમાં ગુજરી જવાથી જાલમસિંગ-જીના બીજા પુત્ર જીવણસિંહના કુંવર રણજીતસિંહજીને દત્તક લીધા હતા. જેમને હિંદ-

સ્થાનના નામદાર સ્ટેટ સેક્રેટરીએ પણ કબુલ રાખ્યા હતા

સને ૧૮૭૭ ના નવેમ્બર મહિનાની ૨૮ મી તારીખે મુંબઇના નામદાર ગવર્નર મા હેમ જામનગરમા પધાર્યા હતા તેમના સન્માનાર્થે જામ સાહેબે ભારે ધામધૂમ કરી હતી દિલ્હીના પાદશાહી દરબારમા જામશ્રી વિભાજીને "કે. સી. એસ. આઇ." નો ખેતાબ આપવાનુ નામદાર હિંદુસ્થાનના વાઇસરૉય અને ગવર્નર જનરલ લૉર્ડ લીટને જણાવ્યુ હતું, તે ખિતાબની સનદ આપવાની ક્રિયા તા ૫ લી જાનેવારી સને ૧૮૭૮ ના દિવસે કાઠિયાવાડના પોલિટિકલ એજટ મી પીલ સાહેબે રાજકોટ મુકામે એક ભવ્ય દરબાર ભરીને કરી હતી. એજ સમયે ધ્રાગધ્રાના રાજા સાહેબશ્રી માનસિંહજીને તથા ભાવનગરના દિવાન ના બા ગવરીશકર ઉદયશકરને "સી. એસ. આઇ." ના ખિતાબો આપવાની ક્રિયા કરવામા આવી હતી એ પ્રસગે મી પીલ સાહેબે એક સુદર ભાષણ કરતા કાઠિયાવાડની પ્રશસા કરી હતી એટલુજ નહિ પરતુ નામદાર સર વિભાજીના સબધમા બોલતા તેમણે જણાવ્યુ હતુ કે,—"જામ સાહેબના પૂર્વજો આ કાઠિયાવાડની ભૂમિપર પોતાના શુરાતન અને અગ્રેસરપણાને માટે પ્રખ્યાત હતા, અને હાલના જામશ્રી વિભાજીને પણ તેમની ઉદારતા તથા વફાદારીને માટે અમે માન આપીએ છીએ."

સને ૧૮૮૦ ના જુન માસમા જામનગરના દિવાન રા બા નારાયણ ખાકરે પોતાના હોદ્દાનુ રાજીનામુ આપ્યા તેમની જગોએ કાઠિયાવાડનો ડેપ્યુટી મદદનિશ પોલિટિકલ એજટ રા બા નગીનલાલ બાપુભાઇને દિવાન તરિકે નિમ્યા હતા એ વખતે રાજ્યને માથે રૂ ૨૧, ૨૫૦૦૦ નુ કરજ થઇ ગયુ હતુ તેનુ કારણ જામશ્રી વિભાજીની મોટી ઉદારતાનુજ હતુ

બીના રાજ્યો વચ્ચે લાંબા વખતથી "આપિઓ" એટલે એક બીજાની હદમાં પાણી ન પીવું, એવો પ્રતિબંધ ચાલતો હતો. તેનું કારણ એમ કહેવામાં આવતું હતું કે, અગાઉ જામનગરના ગામ પડધરી ઉપર મોરબીના રાજ્યકર્ત્તાઓએ હલ્લો કરીને બજાર ખેડી મીઠું વાવ્યું, તથા દરવાજાનાં બારણાં મોરબી લેઇ ગયા હતા. તે વેર લેવા માટે તે સમયના જામનગરના રાજ્યકર્તાઓએ ઉપર લખેલો પ્રતિબંધ રાખ્યો હતો. જે અદ્યાપિ સુધી જેવોને તેવોજ ચાલ્યો આવતો હતો. એ વાતની નામદાર ગવર્નર સાહેબને ખબર પડતાં તેમણે વચ્ચે પડીને એવા પ્રકારની સમજુતી કરી આપી કે, પ્રથમ મોરબીના ઠાકોર સાહેબે જામનગર પધારવું, અને તે પછી જામસાહેબે મોરબી જવું. એ ઉપરથી મોરબીના ઠાકોર સાહેબ શુમારે ૩૦૦ માણસના રસાલા સહિત જામનગરમાં પધાર્યા હતા. તેમને જામસાહેબે સારૂં સન્માન આપીને ઘણીજ આગતા સ્વાગતા કરી હતી. બાદ નામદાર જામસાહેબ પોતાના રસાલાનાં કેટલાંક માણસો સાથે મોરબી પધાર્યા હતા. તેમની નામદાર ઠાકોર સાહેબે સન્માન પૂર્વક પરોણાગત કરવામાં લગારે મણા રાખી નહોતી. એ પ્રમાણે એ બંને રાજ્યો વચ્ચે ચાલતો દીર્ઘ કાળનો મિનાકશો મટીને ગાઢી પ્રીતિ બંધાઇ હતી. જેનું માન નામદાર મુબઇના ગવર્નર સાહેબને ઘટે છે.

સને ૧૮૮૭ ના ફેબ્રુવારી મહિનાની તા. ૧૬ મીએ નામદાર મહારાણીશ્રી વિક્ટોરિયાના રાજ્યના પચાસમા વર્ષની જ્યુબિલીનો મહોત્સવ હોવાથી જામસાહેબે પોતાના નગરમાં એ દિવસ મોટા તેહેવાર તરિકે પાળ્યો હતો. અને બારે ધામધૂમ કરીને મહારાણીશ્રી પ્રતે પોતાનો પૂર્ણ ભક્તિભાવ દર્શાવ્યો હતો. વળી એ મહોત્સવના સ્મરણાર્થે તેમણે ત્યાંની રંગમતી અને નાગમતી નામે નદીપરનો પુલ તથા "વિક્ટોરિયા જ્યુબિલી સ્કુલ" નામે કન્યાશાળા ખુલ્લી મૂકવાની શુભ ક્રિયા કરી હતી. સને ૧૮૮૮ માં વરસાદની તંગાસને લીધે કાઠિયાવાડ વગેરે પ્રાંતોમાં દુકાળની મોટી ધાસ્તી ફેલાઇ હતી. તેથી જામસાહેબે ઘણા લોકોને રોજી આપવા માટે પોતાના રાજ્યમાં "રિલીફ વર્ક્સ" કાઢાડવાનો હુકમ કર્યો હતો. તે સિવાય ગરીબ લોકોની સંભાળ લેવા માટે એ નામદારે ઘણાક ઉપાયો કર્યા હતા. એજ વર્ષમાં તેમણે પોતાના પાયતખ્ત શેહેર જામનગરમાં બંધાવેલી એક સુશોભિત હાઇસ્કુલ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી. સને ૧૮૮૯ માં એ નામદારે વળી પોતાની પ્રજાના સુખ માટે કેટલીક જગાત કમી લેવાનો ઠરાવ જાહેર કર્યો હતો. તેથી સર્વ પ્રજામાં ઘણો હર્ષ થયો હતો.

સને ૧૮૮૯ ના એપ્રીલ માસમાં જામશ્રી વિભાજી પોતાના રસાલાનાં ૫૦૦ માણસો લેઇને મુંબઇ પધાર્યા હતા. ત્યાં તેમને સરકાર તરફથી તેમજ મુંબઇની પ્રજા તરફથી બારે માન મળ્યું હતું. એ પ્રસંગે તેમણે મુબઇમાં જુદાં જુદાં લોકોપયોગી ખાતાઓને મોટી ઉદારતાથી સારી રકમોની બક્ષિસ કરી હતી. વળી મુબઇના વિદ્વાન શાસ્ત્રીઓની એક ખાસ સભા તેમણે પોતાને ઉતારે બોલાવી હતી. તેમાં ભારત માર્તંડ પ્રસિદ્ધ પંડિત શ્રી ગટ્ટુલાલજી વગેરે લગભગ ૨૦૦ શાસ્ત્રીઓ પધાર્યા હતા. તેમની સાથે જામસાહેબે શાસ્ત્ર સંબંધી કેટલીક વાતચીત કરી હતી. પછી તેમણે ખુશી થઇને પંડિતશ્રી ગટ્ટુલાલજીને કેટલોક પોષાક તથા નગદ માલ બક્ષિસ આપ્યો હતો. તેમજ બીજા વિદ્વાનોને પણ

યોગ્ય દક્ષિણા આપી હતી. મુબઇમાં તે નામદાર શહેનશાહ માન અકરામ પામીને પછી પોતાની રાજધાનીમાં પધાર્યા હતા. ત્યાં તેમની સકળ પ્રજાએ હર્ષાવેશમાં અત્યંત માન આપ્યું હતું.

જામ સાહેબ સર વિભાજી જો કે અસલના રાજાઓની રીત પ્રમાણે ૧૩ રાણીઓ પરણ્યા હતા, એ શિવાય બીજી ૫ રાખેલી રાણીઓ મળીને કુલ ૧૮ રાણીઓ હતી. તે છતાં તેમનામાં કેટલાક અસાધારણ ગુણો હતા. તેમની ઉદારતા તો આખા દેશમાં સર્વત્ર પહેલે નંબરે પકાઇ ગઇ હતી. તેમના જેવો ઉદાર મનનો રાજા તેમના સમયમાં આખા દેશમાં એક પણ નહિ હોય. તેમણે ઘણી જાતનાં લોકોપયોગી અને ધર્મનાં ફંડોમાં નાણાની મોટી મદદ કરી હતી. તેમજ ઘણાક વિદ્વાનો તથા ગ્રંથકારોને આશ્રય આપીને વિદ્યા-હુન્નરની દેશમાં વૃદ્ધિ કરી છે. તેમણે રાજકુમાર કોલેજના ફંડમાં રૂ ૨૨૨૫૦, તથા ઇસ્ટ ઇન્ડીઆ આસોસિએશનને વીસ વર્ષમાં રૂ. ૧૫૦૦૦ નું વ્યાજ ઉપજે તેટલી રકમ ભેટ આપી હતી. એ શિવાય બીજી ઘણી ન્હાની મોટી સખાવતો તેમણે કરી હતી. તેજ પ્રમાણે પોતાની પ્રજાના કલ્યાણાર્થે પોતાના રાજ્યમાં પાઠશાળાઓ, શાળાઓ, કન્યાશાળાઓ, દવાખાનાં, ધર્મશાળાઓ, જળાશયો, અને સડકો વગેરે અનેક ઉપયોગી જાહેર બાંધ કામો કરાવ્યાં છે. જેથી પ્રજાના સુખમાં ઘણો વધારો થયો છે. આવા ભલા અને પરગજુ પ્રજા પ્રિય રાજા ટુંકા વખતની માંદગી ભોગવીને તા. ૨૨ મી એપ્રીલ સને ૧૮૯૫ ના રોજ પોતાની ૬૮ વર્ષની ઉમ્મરે સ્વર્ગવાસી થયા હતા. તેમના મરણથી આખા કાઠિયાવાડમાં ભારે શોક પ્રસર્યો હતો.

જામશ્રી વિભાજી બાળપણથીજ શરીરે ઘણા જોરાવર અને બહાદુર હતા. તેમને શિકારનો ઘણો શોખ હતો. જુવાનીમાં તેમણે ૩ મોટા સિંહ, ૧ સિંહણ, ૩૧ વાઘ, ૧૫ વાઘણ, અને ૨ ચિતાનો શિકાર કર્યો હતો. એ કાર્યમાં તેમની કુશળતાનાં વખાણ મોટા ઉંગ્રેજો પણ કરે છે. જ્યારે મોટા ઇંગ્રેજ શિકારીઓ સિંહનો શિકાર કરવામાં કૃત્રિમ બળ વાપરે છે, ત્યારે જામ સાહેબ નિશાન કરી, અચોટ બંદુકનો બાર કરવામાં એક્કા હતા. સને ૧૮૫૭ માં મોડપુરની કોરીવારમાં એક સિંહનો શિકાર કરતાં તે સિંહે ઘાયલ થઇને એક એવી જબરી બરાડ પાડી કે જામશ્રીની સાથેના કેટલાક માણસો બયથી મૂર્છિત થઇ ગયા હતા. તે સિંહ બરાડ પાડીને જામશ્રીના ઉપર તલપ્યો હતો, પરંતુ તેમણે ક્ષણ માત્રમાં પોતાની કમરમાંથી જમૈયો કાઢીને તેના ઉપર સિંહને ઝીલી લેઇને પોતાનો પ્રાણ બચાવ્યો હતો. તેઓ જેવા શિકારના શોખિન હતા, તેવાજ ગાયનના પણ મોટા શોખિન હતા. ગાવા બજાવવામાં તેમની બરોબરી કોઇથી થઇ શકતી નહોતી. સારા ઉસ્તાદોની પરીક્ષા કરવામાં તેઓ ઘણા કાબેલ હતા. તેમની પાસે સારા ગવૈયાઓનું મંડળ નિરંતર જોવામાં આવતું હતું.

ણુસો તેમને ફાવવા દેતા નહિ.' એ બાબતમાં તેમના મનની નબળાઇ, તથા તેમની હદ-વિનાની ઉદારતાથી રાજ્યને માથે થતા કરજની બેપરવા, એ બે દોષ સજ્જનોને દ્રષ્ટિગોચર થતા હતા. કેળવણીને ઉત્તેજન આપવું, પ્રજાને પ્રિય થવું, અને વિદ્વાન ગુણીજનોને માન આપવું, એ સર્વ કાર્યમાં તેમની બારે ઉલટ અને કાળજી ઘણી પ્રશંસા પાત્ર હતી.

જામનગરનું રાજ્ય કાઠિયાવાડ એજંસીના પહેલા વર્ગના રાજ્યોમાં બીજે નંબરે છે. તેના તાબામાં ૩૭૯૧ ચોરસ મૈલ જમીન છે, અને તેમાં ૬૩૩ ગામ છે. વસ્તી સુમારે ૩૧૬૦૦૦ માણસની છે, અને વાર્ષિક ઉપજ આશરે ૨૨ લાખ રૂપિયાની થાય છે. જે પૈકી નામદાર બ્રિટિશ સરકાર તથા શ્રીમત ગાયકવાડ સરકારને જમાબંદિ, તથા જુનાગઢના નવાબ સાહેબને જોરતલબીના મળીને એકંદર રૂ ૧૨૦૦૫૩ આપે છે. એ રાજ્યને પછવાડે કોઇ ગાદીવારસ ન હોય તો નજરાણો આપ્યા શિવાય દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી મલી છે. તેમ સને ૧૮૭૭ માં એક પાદશાહી વાવટો બક્ષિસ મળ્યો છે. જામનગરના રાજ્યકર્તા જ્યારે બ્રિટિશ છાવણીમાં જાય, ત્યારે તેમને સરકારી સલામતી સાથે ૧૫ તોપો ફોડીને માન આપવામાં આવે છે.

---

નામદાર ભાવનગરના મહારાજા ઠાકોર સાહેબ શ્રી.

## સર તખ્તસિંહજી.

### સી. એસ. આઇ; સી. આઇ. ઇ.

**ભાવનગરના** મહુમ મહારાજા ઠાકોર સાહેબ શ્રી **સર તખ્તસિંહજી** નો જન્મ તા. ૬ ઠી જાનેવારી સને ૧૮૫૮ ના દિવસે થયો હતો. તેમના પિતાજીનું નામ **શ્રી જશવંતસિંહજી,** અને માતાનું નામ **શ્રી હરીબા** હતું.

ભાવનગરના રાજ્ય કર્તા **ગોહેલ રજપૂત** જાતિના છે. અને પ્રખ્યાત શક પ્રવર્તક મહારાજા **શાલિવાહન**ના વંશના પોતાને જણાવે છે. પરંતુ **કર્નલ ટોડ** સાહેબ તેમને સૂર્યવંશી લખે છે. શાલિવાહન પછી કેટલીક પેઢીએ તેમના વંશજોએ મારવાડમાં આવીને લુણી નદી ઉપરના જૂના ખેરગઢના ભીલ રાજા ખેડવા પાસેથી રાજ્ય જીતી લીધું, અને ત્યાં તેમના વંશજોએ વીસ પેઢી સુધી રાજ્ય ચલાવ્યું. તેમાંના છેલ્લા રાજા **મોહિદાસ** ઉપર કનોજના છેલ્લા રજપૂત રાજા જયચંદ રાઠોડના પ્રૌત્ર શિઓજીએ ચડાઇ કરી માર્યા. મોહોદાસ મરાયા પછી તેના પુત્ર **ઝાંઝરજી**ના પુત્ર સેજકજીના ઉપરીપણા નીચે ગોહેલો પહેલ વહેલા ઇ. સ. ૧૨૫૦ ને શુમારે **સૌરાષ્ટ**માં આવ્યા. એ વેળાએ સોરઠમાં રાહ મેહેપો ઉર્ફે મહીપાળ નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે સેજકજીને સારો સતકાર કરી પોતાની નોકરીમાં રાખ્યા. તથા શાપુરની આસપાસનાં બાર ગામનો પટો કરી આપ્યો. પછી સેજકજીએ રાહની પરવાનગી મેળવી પોતાના નામ ઉપરથી **સેજકપુર** નામે ગામ વસાવી ત્યાં રાજ્ય સ્થાપન કરી આસપાસનાં કેટલાંક ગામો જીતી લીધાં. આ સેજકજીને **રાણોજી, શાહાજી,** અને **સારંગજી** નામે ત્રણ કુંવર હતા. તેમાંના શાહાજીને માંડવી ચોવીશી, અને સારંગજીને આરથીલા ચોવીશી, એમ **ચોવીસ** ચોવીસ ગામનાં

પરગણાં રાહે ગીરાસમાં આપ્યાં. એ શાહાજીના વંશના હાલ પાલીતાણામાં, અને સારંગજીના વંશજો લાઠીમાં રાજ્ય કરે છે.

સને ૧૨૯૦ માં સેજકજી મરણ પામ્યા પછી તેમની ગાદી ઉપર પાટવી કુંવર રાણોજી ગાદીએ બેઠા. તેમણે પોતાના નામથી રાણપુર વસાવી ત્યાં પોતાની રાજ્યધાની કરી. રાણોજી દેવલોક પામ્યા પછી તેમના પુત્ર મોખડાજી, અને મોખડાજી પછી તેમના પુત્ર ડુંગરસિંહજી ગાદીએ બેઠા. તેમણે ગોહેલવાડમાં પોતાના રાજ્યની સ્થાપના કરીને રાજ્યધાની ઘોઘામાં કરી હતી. તેઓ સને ૧૩૭૦ માં મરણ પામ્યાથી તેમના કુંવર વીસોજી અને વીસાજી પછી તેમના પુત્ર કાનોજી સને ૧૩૯૫ માં ગાદીએ બેઠા. કાનાજી પછી સારંગજી, સવદાસજી, જેઠોજી, રામદાસજી, સરતાનજી, વીસોજી, અને ધુનોજી એમ અનુક્રમે રાજા ગાદીએ બેઠા. તેમાંના છેલ્લા ધુનોજી સને ૧૫૦૦ માં ગાદીએ બેઠા; અને પોતાની રાજ્યગાદી સીહોરમાં સ્થાપી. એ ધુનાજી પછી તેમના પુત્ર રતનજી, હરભમજી,[1] અખેરાજજી, રતનજી, અને ભાવસિંહજી એમ અનુક્રમે રાજા થયા.

તેમાંના છેલ્લા રાજા ભાવસિંહજી સને ૧૭૦૩ માં ગાદીએ બેઠા. તેઓ ઘણાજ બુદ્ધિવાન અને ચંચળ સ્વભાવના હતા. તેમના વખતમાં મુગલ રાજ્યની પડતી થવા લાગી હતી. અને મરાઠાઓ મુગલો ઉપર સ્વારીઓ કરતા હતા. એ તકનો લાભ લેઇને ભાવસિંહજીએ પણ સિહોરની એક ન્હાની ઠકરાતમાંથી મોટું રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો. તેવામાં સને ૧૭૨૨–૨૩ માં કંથાજી કદમભાંડે તથા પીલાજી ગાયકવાડે સિહોર ઉપર સ્વારી કરી, પરંતુ ભાવસિંહજીએ લડાઇ કરી તેમને પાછા હઠાવ્યા. એ લડાઇમાં ભાવસિંહજીના ઘણા માણસો મરાયાથી તેમને સિહોરમાં રહેવું સલામતી ભરેલું ન લાગ્યું. તેથી ઘોઘાની ઉત્તરે થોડા મૈલને છેટે એક ખાડી ઉપર વડવા નામે ગામમાં રહેવા ગયા. અને તે જગોએ સને ૧૭૨૩ માં પોતાના નામ ઉપરથી ભાવનગર નામે શેહેર વસાવી ત્યાં પોતાની રાજ્યધાની કરી.

ભાવસિંહજી ૬૧ વર્ષ રાજ્ય કરીને સને ૧૭૬૦ માં પોતાની ૮૧ વર્ષની ઉમ્મરે સુરલોક ગયા. તેમના પછી તેમના પાટવી કુંવરશ્રી અખેરાજજી ગાદીએ બેઠા. અખેરાજજી પછી વખતસિંહજી, વજેસિંહજી, અખેરાજજી ઉર્ફે ભાઉરાજજી, અને જશવંતસિંહજી એમ અનુક્રમે રાજા થયા. તેમાંના છેલ્લા જશવંતસિંહજીના પુત્ર સર તખ્તસિંહજી કે જેમનું આ ચરિત્ર લખવામાં આવે છે, તેઓ સને ૧૮૭૦ માં ભાવનગરની ગાદીએ બેઠા હતા.

સર તખ્તસિંહજી જ્યારે ઉમ્મર લાયક થયા, ત્યારે તેમને વિદ્યાભ્યાસ કરાવવા માટે એ વખતના ભાવનગરના કેળવણીખાતાના વડા રા. રા. પ્રાણનારાયણ મયાશંકર માસ્તરને સેવામાં આવ્યા હતા. તેની પાસે તેમને લગભગ ચાર વર્ષ સુધી વિદ્યાભ્યાસ કર્યો હતો. તેઓ પોતાના પિતાજીની હયાતીમાં સને ૧૮૬૮ માં રાજકોટમાં "રાજકુમાર

[1] હરભમજી પછી તેમના ભાઈ ગોવિંદજી અને તેમના પુત્ર ઉદયભાણજીએ રાજ્ય પચાવી [illegible]

કૉલેજ" નો પાયો નાખવા માટે થયેલી ક્રિયામાં ભાગ લેવા સારૂ એ વખતના દિવાન રાવ બહાદુર ગવરીશંકર ઉદયશંકરની સાથે ગયા હતા. એ ક્રિયા સમાપ્ત થયા બાદ તેઓ ભરૂચનું પ્રદર્શન જોવા માટે ગયા હતા.

સને ૧૮૭૦ ના એપ્રીલ માસની તા. ૧૧ મી એ તેમના પિતાશ્રી જશવતસિંહજી સ્વર્ગવાસી થવાથી તા. ૨૩ મી એપ્રીલ સને ૧૮૭૦ ના રોજ તેમને ગાદીએ બેસાડવામાં આવ્યા હતા. અને ધર્મ સંબધી સર્વ ક્રિયા થઇ રહ્યા પછી એજ દિવસે નામદાર બ્રિટિશ સરકાર તરફથી કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ અન્ડરસને સ્વહસ્તે શ્રી તખ્તસિંહજીને કંકુનું તીલક કરીને ભાવનગરના રાજા તરિકે સ્વિકાર્યા હતા. પરંતુ એ સમયે તેમની ઉમ્મર માત્ર ૧૨ વર્ષની હતી. તેથી રાજ્યનો કાર્યભાર જોઇંટ એડમિનિસ્ટ્રેશન દ્વારાએ ચલાવવાનું ઠરાવ્યું હતું. તે પ્રમાણે દિવાન રા. બા. ગવરીશંકર ઉદયશંકરને તથા મી. ઇ. એચ. પરસિવલ સાહેબને જોઇંટ એડમિનિસ્ટ્રેટરો તરિકે નિમવામાં આવ્યા હતા.

સને ૧૮૭૧ માં શ્રી તખ્તસિંહજી રાજકોટની રાજકુમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ માટે દાખલ થયા હતા. ત્યાં તેમણે ઘણીજ ચપળતાથી અભ્યાસ કરીને કૉલેજના પ્રિન્સિપાલને સારો સંતોષ આપ્યો હતો. સને ૧૮૭૩ માં એ વખતના વાઇસરૉય લૉર્ડ નોર્થબ્રુકને મળવા માટે તેઓ મુબઇ પધાર્યા હતા. સને ૧૮૭૪ માં તેમનાં લગ્ન થવાથી તેમની મરજી ઉપરાંત તેમને કૉલેજ છોડવાની જરૂર પડી હતી. તોપણ લગ્ન થયા પછી તેમણે પોતાનો વિદ્યાભ્યાસ કાયમ રાખીને મી. નટ સાહેબને રૂ. ૧૦૦૦ ના દરમાયાથી પોતાના શિક્ષક તરિકે રાખ્યા હતા. તેમની પાસે રહીને તેમણે પોતાનો અભ્યાસ ઘણો વધાર્યો હતો. સને ૧૮૭૫ માં તેઓ મી. નટની સાથે હિંદુસ્થાનની મુસાફરી કરવા માટે નીકળ્યા હતા. એ વેળાએ નામદાર મહારાણી શ્રી વિકટોરિયાના પાટવી કુંવર પ્રિન્સ ઑફ વેલ્સ મુંબઇમાં પધાર્યા હતા, તેમની મુલાકાત લેઇને શ્રી તખ્તસિંહજી દિલ્હી, આગ્રા, કલકત્તા, અલાહાબાદ, ગ્વાલિયર, ઇંદોર, લાહોર, અમૃતસર, લખનોર, કાશી, હરિદ્વાર, ભરતપુર, અને મસુરી વગેરે પ્રસિદ્ધ નગરોની ભેટ લેઇને સને ૧૮૭૬ ના માર્ચ માસમાં પાછા રાજધાની ભાવનગરમાં પધાર્યા હતા. આ પ્રવાસમાં જ્યારે તેઓ સાહેબ મહાબળેશ્વરમાં હતા, ત્યારે તેમનાં ગોંડળવાળાં રાણી સાહેબને પેટે તા. ૨૫ મી એપ્રિલ સને ૧૮૭૫ ને દિવસે એક પાટવી કુંવરનો જન્મ થયો હતો. જેમનું નામ ભાવસિંહજી રાખવામાં આવ્યું હતું. જે હાલ ભાવનગરની ગાદી ઉપર બિરાજે છે. ગોંડળવાળાં એ રાણી સાહેબ એજ વર્ષના નવેમ્બર માસમાં કૈલાશવાસી થવાથી તેમના સ્મરણાર્થે શ્રી તખ્તસિંહજીએ પ્રવાસમાંથી પાછા ફરીને આરસપહાણનું એક બાહાવલું તથા રાણીશ્રીના નામની એક કન્યાશાળા સ્થાપન કરી હતી.

તા. ૧ જાનેવારી સને ૧૮૭૭ ના રોજ નામદાર મહારાણીશ્રી વિકટોરિયાએ "કૈસરેહિંદ" નો ખિતાબ ધારણ કર્યો, ત્યારે દિલ્હીમાં ભરાયેલા પાદશાહી દરબારમાં બિરાજવા માટે મહારાજા ઠાકોર સાહેબશ્રી તખ્તસિંહજી પોતાના દિવાન રા. બા. ગવરીશંકરને સાથે લેઇને દિલ્હી ગયા હતા. તે પ્રસંગે નામદાર મહારાણીશ્રી તરફથી એ વખતના વાઇસરૉય અને ગવર્નર જનરલ લૉર્ડ લીટને ઠાકોર સાહેબને એક સુંદર વાવટો બક્ષિસ કર્યો હતો. તે-

ગજ તેમને ૧૧ તોપોનું જે માન મળતું હતું, તેમાં વધારો કરીને ૧૫ તોપોનું માન આપવાનું જાહેર કર્યું હતું. વળી એજ વખતે તેમના ચતુર અને લાયકીવાળા દિવાન રા. બા. ગવરીશંકર ઉદયશંકરને નામદાર મહારાણીશ્રી તરફથી "સી. એસ. આઇ." નો માનવંતો ખેતાબ આપ્યો હતો.

સને ૧૮૭૭ ના માર્ચ મહિનામાં રા. બા. ગવરીશંકરને તેમના દિવાન તરિકેના પ્રથમના હોદ્દાપર નિમીને શ્રી તખ્તસિંહજીને મેજર વૉટસનની સાથે જોઇંટ એડમિનિસ્ટ્રેટર તરિકે નિર્માણ કરવામાં આવ્યા હતા. તે વખતથી ઠાકોર સાહેબે પોતાના રાજ્યકાર્યભારમાં બહુ સારી રીતે લક્ષ આપવા માંડયું હતું. મેજર વૉટસનની જગોએ કર્નલ પારની નિમનોક થઇ હતી. તેના સમયમાં મુબઇના માજી ગવર્નર સર રીચર્ડ ટેમ્પલ ભાવનગર પધાર્યા હતા. તેમણે ભાવનગરમાં એક હાઇસ્કુલ ખુલ્લી મૂકવાની ક્રિયા કરી હતી. તે પ્રસંગે નામદાર ગવર્નર સાહેબે કરેલા ભાષણમાં શ્રી તખ્તસિંહજીની અત્યંત પ્રશંસા કરી હતી.

સને ૧૮૭૮ ના એપ્રીલ મહિનાની તા. ૫ મીના દિવસે મહારાજા ઠાકોર સાહેબની તખ્તસિંહજીને ભાવનગરના રાજ્યની સર્વ સત્તા સોપવાની માંગલિક ક્રિયા એ વખતના કાઠિયાવાડના પોલિટિકલ એજટ મી. પીલે બહુ મોટી ધામધૂમ સહિત કરી હતી. એ અવસરે ભરેલા ભવ્ય દરબાર વચ્ચે મી. પીલે ઇંગ્રેજીમાં નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

## મહારાજા રાઓળ શ્રી તખ્તસિંહજી

## ભાવનગરના ઠાકોર સાહેબ,

તમારી બાલ્યાવસ્થા અને વિદ્યાભ્યાસના સમયનો સૂર્ય કાલે અસ્ત પામ્યો, અને આજે સૂર્ય ઉગ્યો છે, તે તેમને તમારા વડુવાઓના રાજ્યાસનપર જૂવે છે; જેનાં ગાનપાન અને ફીકર તથા જુમેદારી તમે જીંદગી પહોચે ત્યાં સુધી ભોગવો. તમારા શેહેરમાં આજે મોટી ખુશાલી પસરી રહી છે. તેમાં ભાગ લેવાને હું પણ ખુશી થઇશ. પરંતુ મેં તમને જે આ દિવાનખાનામાં તમારા પિતાના ધૂટણ આગળ તમને રમતા જોયા છે, તેટલા માટે મારે તમને કેટલાક ગંભિર વિચારો જણાવવા જોઇએ. તમે બચપણમાંથી મોટા થઇને માણસ થયા, તે મેં તમને કૉલેજમાં માન સાથે ભણતાં જોયા છે. હું જાણું છું કે, તમે મેસર્સ પરસિવલ, વૉટસન, પાર, નટ, અને મેકનૉટનના નામને પ્યારથી સંભારતા હશો. જેની શિખામણથી તમારા ઉદાર અને મજબુત ભરેલા મન ઉપર કેટલીક સારી અસર થઇ હશે. પણ આપણે ભાવનગરના રાજ્યની શરૂઆતની તવારિખ વિષે કેટલુંક બોલીએ. એ રાજ્ય પહેલાં ઘણું ન્હાનું સરખું હતું. તેવારે તમારા વડુવાઓ સિહોરથી આવીને રહ્યા હતા. તેને આજે સો વર્ષ થઇ આવ્યાં છે; જ્યારે ભાવનગર કાઠિયાવાડમાં પહેલા નંબરનું રાજ્ય થયું છે. હવે આમ કેમ થયું, તેનો વિચાર કરો. બ્રિટિશ સરકારને તમારી તરફથી ગગાઓ જોઇને પખ્યાક બંદોબસ્ત કરવા પડ્યા, જે હજી ચાલુજ છે. તમે તમારા રાજ્યની આબાદાની તરફ હમેશાં લક્ષ રાખશો. એ રાજ્યપર તમારો સ્વતંત્ર અખત્યાર છે. એમાં તમારે માથે કોઇ છે નહિ. માટે ખૂબ સંભાળીને કામ લેજો. કેમકે તમને મળ્યાક કર્યા કરનાર તો મળશે. તેઓ તમને કશ કંઇ વાતો સમજાશે, અને તમામાં

વખાણ કરીને પોતાનું કામ કહાડશે. તો જો કે તેવાનો તમે ભરૂસો નહિ કરશો. તમારે રાજ્યકાજમાં સઘળી વખતે દયાનો ગુણ વાપરવો જોઇએ. એ ગુણ રાજાના મનમાં પોતાનુ તખ્ત કરીને બેસે છે. તે ઓસની પેઠે આકાશથી ઉતરી આવે છે. પણ કોઇ જ્યારે તમને દયા બતાવવાનુ કહીને ઇન્સાફથી દૂર જવાનું કહે, ત્યારે સમજવું કે, તે માણસને પોતાનુ કંઇ કામ કહાડવાનું છે. તમારે સઘળાં કામોમાં આગેવાની લેવાની છે, પણ તમારા અંતઃકરણને તમે દોરવવા દેજો. તમે બીજા કોઇનુ સાંભળશો નહિ. તમને વાજબી સલાહનો ખપ તો પડશેજ; કેમકે તમે હજુ ઉધારતા છો. તમે નિશાળ પૂરી કીધી નથી. તમે જીદગીની નિશાળમાં હજુ હમણાં પેઠા છો. તમને કોઇ તમારા પારકા સંબંધમાં છૂટ ન હોવાનું સમજાવીને અસંતોષ કરવા માગે, તો તેને સાંભળશો નહિ. કેમકે પારકો સ્વતંત્ર સંબંધ હોવાથી સુખ થતુ નથી જેના હાથમાં એ અખત્યાર છે, તેની કેવી દશા છે તેપર જૂઓ. યુરોપમાં સને ૧૮૫૪ ના વર્ષથી લડાઇ પર લડાઇ ચાલી આવે છે. તેથી તમે ખાલી છો. એ સુવેહનુંજ સારૂ પરિણામ છે. તમે તમારા રાજ્યની વેપારમાં ચઢતી કરવાને માટે ખંતિલા રહેશો તો તેથી તમે જે શેહેરના સ્થાપનાર ભાવસિંગજીએ તેને માટે ધાર્યુ છે, તે બર લાવશો. તમે માર્કસ, ઓરિલિયસ, કે અકબર તો થવાના નથી, પણ તમે તેમના જેવાં કામો કરવાને લાલચ રાખશો તો તે વાજબી ગણાશે. તમે જે કરશો, તેને માટે ઇગ્લાંડની મહારાણીને અને તમારા અંતઃકરણમાં પરમેશ્વરના જવાબદાર છો."

ઉપરના ભાષણનો ઉત્તર વાળતાં મહારાજા ઠાકોર સાહેબ શ્રી તખ્તસિંહજીએ નીચે પ્રમાણે દર્શાવ્યું હતું:—

"નામદાર ઇગ્રેજ સરકાર, કે જેણે મારા શોક કરવા લાયક મર્હુમ પિતાશ્રીની ગાદીનો વહિવટ મારી બચગીમાં આવી સરસ રીતે ચલાવ્યો, અને હાલમાં મને તે ગાદી ઉપર બેસાડ્યો છે, તેનો અંતઃકરણથી મારે આભાર માનવાનો છે. હું મારા આગળ થઇ ગયેલાઓની પક્તિ પ્રમાણે ચાલીશ, અને સરકાર સાથે વફાદારીથી વર્તિશ. આ પ્રસંગે ગાદીએ બેસાડવાની જે ક્રિયા થાય છે, તે મી. પીલનેજ હાથે થાય છે. તેથી મને ખુશી પેદા થાય છે; કેમકે તે કાઠિયાવાડનો આવો ખેરખાહ અને માગે તથા મારા રાજ્યનો ચાલ્યો આવેલો અસલથી વાજબીનો ચાહાનાર છે. હું મેસર્સ પરસિવલ, વૉટસન, અને પાર, એ દરેક જણનો આભારી છું. તેમણે મારા રાજ્યનો જોડેલો વહીવટ આવી સરસ રીતે અને પ્રમાણિકપણાથી સંતોષ ઉપજે તેમ ચલાવ્યો છે. હું આ રાજ્યના કાર્યભારીઓમાં તેઓને દોરવનાર તરિકે ગણીશ, અને મને જરૂર જેવું માલમ પડશે, ત્યારે હું પોલિટિકલ એજંટની ખુશીની સાથે સલાહ પુછીશ. તમો સઘળા આજે તસ્દી લેઇને અહિંઆં એકઠા થયા છો, તેને માટે હું આભાર માનું છું. મને આશા છે કે, મારા કાર્યભારી મી. ગવરીશંકર મને આ રાજ્યના લાભની ખાતર તેઓ અત્યાર સુધી જેવો રંજ ખેંચતા આવ્યા છે, તથા મદદ કરતા આવ્યા છે, તેવોજ રંજ ખેંચવામાં તથા મદદ કરવામાં તૈયાર રહેશે."

એ રીતે ભાષણો થયા પછી મહારાજા શ્રી તખ્તસિંહજીને સર્વે જણે મુબારકબાદી

આપી હતી તે પછી પોલિટિકલ એજન્ટ વગેરે યુરોપિયન ગૃહસ્થો વિદાય થયા બાદ પ્રજા વર્ગ તરફથી મહારાજા સાહેબને માનપત્રો આપવામાં આવ્યા હતા ત્યાર પછી દરબાર વિસર્જન થયું હતું મહારાજા શ્રી તખ્તસિંહજીએ રાજ્યની લગામ પોતાને હાથ લીધી, તે વખતે રાજ્યની તિજોરીમાં ૨ ૫૧,૯૬,૮૨૨ રોકડા સોંપવામાં આવ્યા હતા

સને ૧૮૭૮ ના જાન્યુઆરી માસની તા ૧૩ મી ના દિવસે દિવાન રાવ બહાદુર ગવરીશંકર ઉદેશંકર સી એસ આઇ એ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે દિવાનપદનું રાજીનામું આપ્યું હતું તેમની જગ્યાએ તેમના નાયબ શાહ ભાણેજ રા. રા શામળદાસ પરમાનંદદાસને દિવાન પદે મહારાજાશ્રીએ નિમ્યા હતા એ દિવસે મહારાજા શ્રી તખ્તસિંહજીએ એક મોટો દરબાર ભરીને રા બા ગવરીશંકરનું રાજીનામું સ્વીકારી રા રા શામળદાસનું દિવાનપદ જાહેર કર્યું હતું તથા મહારાજા સાહેબે નીચે પ્રમાણે ભાષણ વાંચી સંભળાવ્યું હતું —

'ગૃહસ્થો,

આ ભાવનગર સંસ્થાનના મુખ્ય પ્રધાન આઝમ ગવરીશંકર ઉદેશંકર સી એસ આઇ એ પોતાની જગાનું રાજીનામું આપ્યું છે, તે સબંધમાં આજે આ દરબાર ભરવામાં આવ્યો છે તેમનો આ સંસ્થાન સાથે સબંધ પચાસ વર્ષ ઉપરાંતનો છે અમારા માનવંતા પૂર્વજો મહારાજા વિજયસિંહજી, અખેરાજજી અને મારા કૈલાસવાસી પિતાજી જશવંતસિંહજી પાસે રહી તેમને સંતોષ આપી તેમની મમતા મેળવી, અને આ સંસ્થાનના હિતના કેટલાક મોટા મોટા કામો કરેલા, એ વાત આ સંસ્થાનમાં બલકે આ પ્રાંતમાં એટલી બધી પ્રસિદ્ધ છે કે, તેનો વિસ્તાર અહીં કરવાની અગત્ય નથી તેમની રાજ્યભક્તિ અને સારાં કામ, અને આ સંસ્થાનનું સર્વ પ્રકારે સારું કરવાની ઇચ્છા તથા આતુરતા, એ આદિ ગુણોની કદર આ ભાવનગર સંસ્થાન તરફથી, અને તેમાં વિશેષ કરીને મારા મરહુમ પિતાજી તરફથી થએલી છે એટલુંજ નહિ પણ નામદાર સરકારે આઝમ ગવરીશંકરની રાજ્યભક્તિ જોઇ પોતાની પ્રસન્નતા દર્શક ચિન્હ જે 'સી એસ આઇ " નો બહુ માનવાળો ખેતાબ આપી ચાંદ તેમને આપ્યો છે ઉપરની બીનાઓ આઝમ ગવરીશંકરે તેમના આ સંસ્થાની ઉન્નતિને શોભા આપે એવી તથા મનોપકારક છે, એમ દરેકોઇ કહી શકશે

આઝમ ગવરીશંકરે મારી પોતાની પાસે પણ આજ સુધી પ્રમાણિકપણાથી, અને એક નિષ્ઠાથી કામ કરી અને પૂરો સંતોષ આપ્યો છે તે પણ મારે આ પ્રસંગે પ્રસિદ્ધ કરવું જોઇએ એવા નેક અનુભવી અને બુદ્ધિમાન મુખ્ય પ્રધાન સંસ્થાનના કામથી હાથ ઉઠાવે, એ મારૂં ન લાગે એ સ્વાભાવિક છે તોપણ એમના ૭૮ વર્ષની વય સામું જોતા તથા એમની રાજ્ય સેવા સામું જોતાં તેમની ઉત્તરાવસ્થામાં એમને ઇચ્છેલા આરામનો લાભ આપવો એ મારો ધર્મ છે, એમ હું માનું છું

ઉપર પ્રમાણે પોતાના પીંડથી પોતે રાજ્ય સેવા કરી છે તે સાથે બીજી સંતોષકારક વાત એ છે કે, ભવિષ્યમાં પણ આ સંસ્થાનનું સારૂં ઇચ્છી, આઝમ શામળદાસ પરમાનંદદાસ જેવા જુવાન અને બુદ્ધિમાન પુરૂષને પસંદ કરાવી પોતાની સામે રાખી

પોતાના અનુભવનો તમામ લાભ તેમને આપ્યો છે. આજમ શામલદાસના પિતા પરમાનંદદાસે આ સંસ્થાનના મૂખ્ય પ્રધાનનું કામ લાંબી મુદત સુધી સંતોષકારક કરી લોકમાં કીર્તિ સંપાદન કરેલી, એ વાત પ્રસિદ્ધ છે. તેમના સત્પુત્ર આજમ સામળદાસે સંસ્કૃત અને ફારશી, એ બે ભાષાનો સારી રીતે અભ્યાસ કરેલો છે. અને આ સંસ્થાનની નિમકહલાલીથી નોકરી ૩૦ વર્ષથી કરે છે. તે દરમિયાન સરકારી જોઇંટ એડમિનિસ્ટ્રેટર્સ મી. પરસીવલ તથા આજમ ગવરીશંકરની નજરમાં તેમની પૂરી યોગ્યતા હોવાને લીધે તેમણે મુંબઇ સરકારમાં લખી જ્યુડિસિયલ ખાતાની અપીલો ચૂકવવા વગેરે કામમાં સરકારી યૂરોપિયન અમલદારોની સાથે તેમને જોઇંટ એડમિનિસ્ટ્રેટર ઠરાવવામાં આવ્યા હતા. અને અંતે પોતાની વિદ્વતા તથા પ્રમાણિકપણા વગેરે સદ્દગુણોથી મને પણ વારંવાર સારી અને હિતકારક સલાહ આપી મારો સંપૂર્ણ વિશ્વાસ તેમણે મેળવ્યો છે. એવા એ યોગ્ય ગૃહસ્થને પોતાની પાછળ પોતાની જગ્યા ઉપર મૂકી જવાનો અવસર આવે, એ વાત પણ આજમ ગવરીશંકરને ઓછી માનદાયક નથી.

એ રીતની સ્થિતિને લીધે આજમ ગવરીશંકરને પોતાની રાજ્ય સેવાથી કમાયેલો આરામ આપવા અમે સ્વિકાર કર્યું છે. અને આજમ શામલદાસને તેમની જગ્યાએ આ સંસ્થાનના મૂખ્ય પ્રધાન ખુશી સાથે મેં નિમ્યા છે. હું ભરંસો રાખુ છું કે, રાજા પ્રજા ઉભયનું હીત કરવાનું કારભારીનું ભારે કઠણ કામ આજમ શામલદાસ સંતોષકારક રીતે કરશે.

આજમ ગવરીશંકરની હયાતી સુધી તેમને હાલ જે છુવાઇ દર સાલ રૂપૈયા ૨૦ હજાર મળે છે, તે પૂરેપૂરા પેન્શન દાખલ આ રાજ્ય તરફથી મળ્યા જશે. તેમના પુત્ર આજમ **વિજયશંકરને** આસિસ્ટંટ કારભારીની જગ્યો, કે જે હોદ્દા ઉપર હાલ સુધી આજમ શામળદાસ હતા, તે આપું છું. અને તેમની જગ્યા આજમ **વિઠ્ઠલદાસને** અને વિઠ્ઠલદાસની જગ્યા આજમ ગવરીશંકરના બીજા પુત્ર આજમ **પ્રભાશંકરને** આપું છું.

મને આશા છે કે, આજમ ગવરીશંકરે મારી પાસે કહ્યું છે, તે પ્રમાણે મૂળ ગરાશિયાના હક્કો નક્કી કરવાનું જે થોડુંક કામ બાકી રહ્યું છે, તે પુરું કરશે. અને મોટાં કામોમાં પોતાના અનુભવ અને ડહાપણનો લાભ આ રાજ્યને આપતા રહેશેજ. મારી એમ પણ ધારણા છે કે, આજમ ગવરીશંકરની છબી કોઇ સારા દેશી ચિત્રકાર પાસે હાથથી ચિત્રાવી આ દરબારમાં રાખવી. છેવટ પરમેશ્વર પાસે હું માગું છું કે, આજમ ગવરીશંકર ઘણાં વર્ષ સુધી આ રાજ્યના હિતૈષી તરિકે આરામની સાથે લાંબુ આયુષ્ય ભોગવે. મારી આ પ્રાર્થનામાં આ સભામાં બેઠેલા સર્વ ગૃહસ્થો સામેલ થશે, એમ હું આશા રાખું છું."

ઉપરનું ભાષણ સમાપ્ત થયા પછી રા. બા. ગવરીશંકર તરફથી તેમના પુત્ર રા. રા. વિજયશંકરે પોતાના પિતાની આજ્ઞાથી તેનો ઉત્તર તેવીજ સારી રીતમાં વાચ્યો હતો. તે પછી રા. રા. શામળદાસે પણ એક સુંદર ભાષણ કરી સર્વનાં મન રંજિત કર્યાં હતાં. બાદ આજમ ગવરીશંકર, આજમ શામળદાસ, રા. રા. વિજયશંકર, અને રા. રા. વિઠ્ઠલદાસને મહારાજા સાહેબે પોશાક આપ્યા હતા. તે પછી દરબાર બરખાસ્ત થયું હતું.

મહારાજા શ્રી તખ્તસિંહજીએ પોતાના ૨૧ મા વર્ષની ખુશાલીમાં **"તખ્તસિંહજી હૉસ્પિતાલ"** નામે એક ઔષધશાળા બંધાવવા માટે સને ૧૮૭૯ ના જાનેવારી મહિ-

નાની ૧૪ મી તારીખે તેનો પાયો નાખવાની શુભ ક્રિયા કરી હતી. એજ વર્ષના એપ્રીલ મહિનાની ૭ મી તારીખે ભાવનગરમાં એક મોટી ગોદી ઉઘાડવાની ક્રિયા તેમણે કરી હતી. વળી એજ વર્ષના મે મહિનાની ૨૨ મી તારીખે તેમણે પોતાના રાજ્યના વેપારની વૃદ્ધિ અને પ્રજાના સુખને માટે "ભાવનગર" નામની આગબોટ બંધાવીને તેને સમુદ્રમાં ઉતારવાની ક્રિયા કરી હતી. એ આગબોટ ભાવનગર અને સુરત વચ્ચે ફરતી કરવામાં આવી હતી. તેની પાછળ દરબાર શ્રીને રૂ ૧,૬૦,૦૦૦ નો ખર્ચ થયો હતો. રાજકોટમાં ત્યાંની રાજકુમાર કૉલેજમાં પડતી અડચણ ટાળવા સારૂં મહારાજા શ્રીએ રૂ. ૧,૨૫૦૦૦ ખર્ચીને એક હૉલ બંધાવવા માંડ્યો હતો. તેમજ રાજકોટની આજી નદી ઉપર "કૈસરેહિંદ" નામે એક ગંજાવર પુલ પથ્થરનો રૂ ૧,૧૨૦૦૦ ખર્ચીને બંધાવવા શરૂ કર્યો હતો. એ બંને કામ પૂરાં થવાથી તેને ખુલ્લાં મૂકવાની ક્રિયા મહારાજા સાહેબે કર્નલ બાર્ટનને હાથે સને ૧૮૭૯ ના ઑગસ્ટ મહિનાની ૧૯ મી તારીખે કરાવી હતી. એ પ્રસંગે રાજકોટમાં મોટો મેળાવડો થયો હતો. અને કાઠિયાવાડના ઘણાક સરદારો તથા ઇંગ્રેજ અમલદારો વગેરે માનવતા ગૃહસ્થો પધાર્યા હતા. તે મેળાવડામાં પ્રથમ કર્નલ બાર્ટન સાહેબે લંબાણ ભાષણ કરી મહારાજા શ્રી તખ્તસિંહજીની સારી પ્રશંસા કરી હતી. તેના જવાબમાં મહારાજા શ્રીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

"કર્નલ બાર્ટન, ગૃહસ્થો, અને બાનુઓ,

મને આજે અત્રે આવ્યાથી ઘણી ખુશી ઉત્પન્ન થઇ છે. હું જેમ બને તેમ પરોપકારી કામ કરવાનો મારો ધર્મ સમજું છું, અને કે એક તરફથી મારા પહેલો ધર્મ મારા પોતાના રાજ્ય તરફ છે, તોપણ બીજા હાથપર હું જેમ બને તેમ હાલના જેવાં લોકહિતાર્થે કામોમાં મદદ કરવાને ખુશી થઇશ. આજે રાજકોટમાં જે બે કામો ખુલ્લાં મૂકવા માટે આપણે એકઠા થયા છીએ, તેમાં ખરેખર મેં અંતઃકરણથી ભાગ લીધો છે. આ તો સ્વાભાવિક છે કે, એક રાજવંશી તથા એક સરદાર તરિકે નામદાર કૈસરેહિંદ, કે જેના હાથ તળે હિંદુસ્થાનનાં સઘળાં શેહેરો સમાધાનીનું સુખ ભોગવે છે. તેના "કૈસરેહિંદ" પદ ધારણ કરવાના દિવસની યાદગીરી કાયમ રાખવાને હું ચાહું, તેમજ આ સ્વાભાવિક છે કે, જે વિદ્યાલયમાં મેં મારી ન્હાનપણની જીંદગીના દિવસો ખુશી સાથે ગુજાર્યા છે, (અને આ ઠેકાણે મારા ગુરૂ તથા વડિલ મી. મેકનૉટનનો પાડ માનું છું કે જેને માટે મને સદા અંતરમાં પ્રેમ રેહેશે) એવા એક વિદ્યાલયની સગવડમાં વધારો કરવાની તથા તેનો અમલ વધારવાની મને ઇચ્છા થાય. મારી આ સઘળી ઇચ્છાઓ હું પાર પાડી શક્યો, એથીજ મને અતિ ઘણો આનંદ ઉત્પન્ન થાય છે; પણ મારા આનંદમાં વળી વધારો કરનાર એક કારણ મને મળ્યું છે, અને તે કારણ કર્નલ બાર્ટન તમેજ છો. કે જેણે મારે માટે તથા આ બાદિસ માટે ઘણા માયાળુ શબ્દોથી પોતાનો અભિપ્રાય આપ્યો છે. એટલા માટે આ ઠેકાણે હું કર્નલ બાર્ટનનો પણ પાડ માનું છું. મને આશા છે કે, મારી સાથે તેઓ નિરંતર દોસ્તીના હકથી તથા મેહેરબાનીની રાખીને વર્તશે. હું આજના મેળાવડામાં મારા કેટલાક આગલા નોકરીઓને જોઇને પણ ખુશી થાઉં છું. અને જે સાહેબો આજે આ ખુશીના પ્રસંગપર હાજર થયા છે, તેમનો પાડ માનીને બેસવાની રજા લેઉં છું."

એ પ્રમાણે ભાષણ થયા પછી મેલાવડો વિસર્જન થયો હતો એજ વર્ષમાં કાઠિયાવાડમાં પડેલા દુકાળ પ્રસંગે મહારાજા શ્રી તખ્તસિંહજીએ પોતાની રૈયત પ્રજાને કિંમતી મદદ કીધા ઉપરાંત દુકાળમાં દુઃખ પામતા લોકોને રૂ ૧૫૦૦૦ ની મોટી મદદ કરી હતી. એટલુંજ નહિ પણ દુકાળમાં નાચાર થયેલાં તથા માબાપ વિનાનાં ૫૦ બાળકોને પોતાના આશ્રય નીચે લીધાં હતાં. તેમને ખાનપાન તથા વસ્ત્રાદિક આપીને મહા પુન્યનુ કામ કર્યું હતું. સને ૧૮૮૦ ના જાનેવારી મહિનાની ૩૧ મી તારીખે ભાવનગરમાં વરાળયંત્રથી ચાલનાર હોડીને ફરતી કરવાની ક્રિયા કરવામાં આવી હતી. તે પ્રસંગે થયેલા મેળાવડા વચ્ચે કર્નલ બાર્ટને ભાષણ કરતાં કહ્યું હતુ કે;—" ભાવનગરનું રાજ્ય હરેક બાબતમાં આગળ પડે છે." એજ વર્ષના ડીસેમ્બર મહિનાની ૧૮ મી તારીખે **" ભાવનગર ગોંડલ રેલવે "** ખુલ્લી મૂકવાની ક્રિયા મુંબઇના એ વખતના ગવર્નર **સર જેમ્સ ફરગ્યુસન** સાહેબે સ્વહસ્તે કરી હતી. આ રેલવે બાંધવા પાછળ ભાવનગર દરબારને લગભગ ૮૦ લાખ રૂપીઆનો ખર્ચ થયો હતો. અને બાકીના ગોંડલ દરબારે આપ્યા હતા—એટલે કે તેમાં એક તૃતિયાંસ ભાગ ગોંડલનો, અને બે તૃતિયાંસ ભાગ ભાવનગરનો હતો. આ રેલવે ભાવનગરથી વઢવાણ સુધી ૧૦૬ મૈલ, અને પશ્ચિમ તરફ ધોરાજી સુધી આશરે ૧૦૦ મૈલ લાંબી છે. આ રેલવે ખુલ્લી મૂકવા માટે નામદાર ગવર્નર સાહેબ જ્યારે તા. ૧૭ મી ડીસેમ્બર સને ૧૮૮૦ ના રોજ પહેલ વહેલા ભાવનગરમાં પધાર્યા, ત્યારે મહારાજા સાહેબ તરફથી તેમને એક માનપત્ર આપવામાં આવ્યું હતું. એ માનપત્રના ઉત્તરમાં નામદાર ગવર્નર સર જેમ્સ ફરગ્યુસને નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું;—

" નામદાર ઠાકોર સાહેબ,

તમારા મુખ્ય શેહેરમાં હું તમારી મુલાકાત લેઉ છું તે, અને જે કામ તમારી દીર્ઘ દ્રષ્ટિ અને જાહેર હિમ્મતને આટલી બધી પ્રતિષ્ઠાને પમાડે છે, તે કામના વાસ્તુમાં હું મદદ કરૂ છું તે, ખરેખર ઘણીજ ખુશીની સાથે કરૂં છું એમ જાણજો. લોકકલ્યાણનાં કામોમાં તમારી સખાવતોથી તમો, હિંદુસ્થાનના જેઓ ઘણાક પરાક્રમી રાજા છે, તેઓની બરાબરીની પાયરીમાં મૂકાઇ ચૂક્યા છો. જે મોટા કામનું વાસ્તુ કરવાને આપણે એકઠા થયા છીએ, તે કામ વિષે બોલવાને બેશક મને વિશેષ તક મળશે. તોપણ આ પહેલાજ અવસર ઉપર મારે આટલું તો ભૂલવું નહિજ જોઇએ કે, તમારી મેહેનતને ફતેહ મળી તેથી હું તમોને મુબારકબાદી આપું છું. અનરજે મારે તમારી સાથે થોડોજ સમય રહેવાનું થશે, તોપન હું જેટલો સમય રહીશ, તેમાં ઘણોજ સંતોષ માનીશ. અને જેને મારે મેં બીજુ કંઇજ નહિ પણ સારૂં, સારૂં, અને સારૂંજ સાંભળ્યું છે, તેની સંગે હાલમાં જાતિ પિછાન થવાથી હું ઘણોજ ખુશી થયો છું. એ બાબતોના ઉપર મારૂં લક્ષ ખેંચાય, તેથી તે વિષે હું હાલ વિશેષ બોલવાની જરૂર જોતો નથી. તમોએ મારો માનપૂર્વક આદરસત્કાર કર્યો, તેનોજ માત્ર મારે તમારો ઉપકાર માનવો છે."

એ રીતે નામદાર મુંબઇના ગવર્નર સાહેબે મહારાજાધીની ઘણી પ્રશંસા કરી હતી. સને ૧૮૮૧ ના અકટોબર મહિનાની ૧૫ મી તારીખે મહારાજશ્રી તખ્તસિંહજીને ભાવ-

નગરમાં મોતીબાગમાં એક મોટી સભા ભરીને પોતાના કાબેલ દિવાન રા.- રા. સામળ-દાસને તેમના રાજ્ય સંબંધી કરેલાં ઉત્તમ કામોની કદર બુઝીને તેમણે કરેલી સેવાના બદલામાં **જલાલપુર** નામે ગામ તેમને વંશપરંપરા સુધી બક્ષિસ કર્યું હતું. મહારાજશ્રી તખ્તસિંહજીની ઉત્તમ પ્રકારની રાજ્યકારકિર્દીથી ખુશી થઇને નામદાર મહારાણી શ્રી વિક-ટોરિયાએ તેમને "**કે. સી. એસ. આઇ**" નો માનવંતો ખેતાબ બક્ષિસ કર્યો હતો. તે ખેતાબ આપવાની ક્રિયા સને ૧૮૮૨ ના જાનેવારી માસની ૧૭ મી તારીખે રાજ-કોટમાં મોટી ધામધુમથી કરવામાં આવી હતી. અને એ પ્રસંગે કાઠિયાવાડના ઘણાક રાજાઓ તથા ગૃહસ્થો મોટી ખુશીથી ત્યાં હાજર થયા હતા. એ શુભ ક્રિયા મુંબઇના ગવર્નર સર જેમ્સ ફરગ્યુસનને સ્વહસ્તે તા. ૧૪ મીએ કરવાની હતી. પરંતુ તેમનાં પત્નીનું એકાએક મૃત્યુ નિપજવાથી તેમનાથી પધારી શકાયું નહિ. જે પરથી હિંદની સરકારે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટનને આજ્ઞા કીધાથી તેમણે એક મોટો દરબાર ભરીને ક્રિયા કરી હતી. દરબારમાં પ્રથમ તેમણે મહારાણીશ્રીનું વારંટ વાંચી સંભળાવ્યા પછી નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

"**મહારાજા સાહેબ,**

નામદાર વાઇસરૉય અને ગવર્નર જનરલ સાહેબે, "સ્ટાર ઑફ ઇન્ડીઆ" ના અતિ માનવંતા વર્ગના ગ્રાન્ડ માસ્તર તરિકે આપને એ વર્ગના નાઇટ કમાન્ડરનો ઇલકાબ આ-પવાને મને ફરમાન કીધું છે.

આપ સાહેબના જાણ્યામાં છે કે, નામદાર 'શાહબાનુ' મહારાણી અને કૈસરેહિંદની ખાસ ફરમાસથી મુંબઇના નામદાર ગવર્નર સાહેબ બહાદૂર અત્રે સદરહુ ઇલકાબ બક્ષ-વાની ક્રિયા કરવાને પધારના હતા. પરંતુ તેઓ સાહેબ માર્ગમાં હતા, એટલામાં એવો એક દુ:ખદાયક બનાવ અણધાર્યો બન્યો કે, તેથી આખા ઇલાકામાં અતિશય ગમગિની ગ્રાસ થઇ છે. અને આ બનાવથી તેઓ સાહેબના મોટા દરજ્જાને છાજે તથા જે મોટાં કાર્યને માટે તેઓ સાહેબ અત્રે પધારનાર હતા, તેને શોભે એવી રીતે તેમનો માનપૂર્વક સત્કાર કરવાની આપની હોંશ બરબાદ થઇ છે. પરંતુ ઇશ્વરની ઇચ્છા બળવાન છે. આથી આપણી સઘળી દબદબા ભરેલી તૈયારીની ખરી શોભા કમી થઇ છે. અલબત આવું માન ભરેલું કામ બજાવવાનું એકાએક મારા ઉપર આવ્યું છે, તેથી હું મોટાઇ સમજુ છું. તેમ છતાં મારે કહેવાની જરૂર પડે છે કે, આ દૈવકોપને માટે હું અત્યંત દિલગીર છું, અને તેથી કારણ? તે આ પ્રસંગે અત્રે મળેલા દરબારોની વર્તણુંક જ સિદ્ધ કરી આપે છે; કા-રણકે હમેશ પ્રમાણેનો માન મરતબો નહિ સાચવ્યાથી અથવા તો ઘણા ખર્ચ અને મોટી મેહેનતથી કરેલી તૈયારી કેટલેક દરજ્જે વ્યર્થ જવાથી કોઇ પણ દરબાર તરફથી નાખુશી જણાવવામાં આવી નથી. પૂર્વ દેશના લોકોને ઘણું કરીને માન મરતબાના રીવાજો પ્રિય હોય છે, તેની પરવા નહિ રાખી, તેમજ આવા પ્રસંગે છાજે એવા ઉત્સવથી આ-પોઆપ ખુશીથી દૂર રહી, દરબારોએ પોતાની અંતઃકરણની ગમગિની દર્શાવી છે.

આપ સાહેબને આવા બનાવથી નાઉમેદી થાય, એ સ્વાભાવિક છે. પરંતુ આજના તરફથી આ નાઉમેદી કોઇ પણ પ્રકારે બતાવવામાં આવી નથી. બલકે આ નવી ઓળખ

ખુશીની સાથે માન્ય કરી છે. અને ખુદ નામદાર ગવર્નર સાહેબ બહાદુરના હાથથી આ ઇલકાબ ધારણ કરવાને બદલે મારા હાથથી તે ગ્રહણ કરવાનું સંતોષ સાથે કબૂલ કીધું છે.

"સ્ટાર ઓફ ઇન્ડીયા" ના માનવંતા વર્ગના પ્રમુખ મલિકા માયાળુમા કૈસરેહિંદ છે, અને એ વર્ગમાં આ બેહોળી શેહેનશાહતના કુલીન રાજાઓ તથા અમીરો, અને રાજ્યકળામાં પ્રવિણ તથા લડાઇમાં શુરા, એવા મહાપુરૂષોનાં નામની સાથે આપનું નામ આજથી જોડાયું છે. તેને માટે હું પોતે ખરા અંતઃકરણથી આપને મુબારકબાદી આપું છું.

આ માનવંતા ઇલકાબની સ્થાપના થયા પછી તરતજ આપના સ્વર્ગવાસી પિતા સર જશવંતસિંહજીને નાઇટનો ઇલકાબ આપવામાં આવ્યો હતો. અને આ પ્રાંતમાં એ દરજ્જો ધરાવનાર હાલના આપના સાથી નાઇટ સાહેબો—સંસ્થાન જુનાગઢના વાલાશાન નવાબ સાહેબ, સંસ્થાન નવાનગરના મહારાજા જામ સાહેબ, તથા સંસ્થાન ધ્રાંગધ્રાના મહારાજા રાજસાહેબ, તેમણે આ પ્રસંગે પધારવાની મેહેરબાની કરી છે.

પશ્ચિમ દેશના નૃપતિઓએ ઘણા જુના કાળમાં નાઇટના વર્ગ સ્થાપ્યા હતા. અને એમ કરવામાં તેમનો હેતુ એ હતો કે, એથી શુરાતનને ઉત્તેજન મળે, અને પ્રજામાં રાજ્યભક્તિ તથા વફાદારીની વૃદ્ધિ થાય. આ શુરવીરોના વર્ગમાં ન્હાનાં તેમજ મોટાં અસલથી ઉભેદ ધરાવતાં આવ્યાં છે; અને પૂર્વકાળમાં તો મહા શુરાતનનું કામ કર્યા વિના આ માન મળી શકતુંજ નહોતું. પરંતુ હાલના સુલેહ સંપના સમયમાં શુરાતન શિવાય બીજાં ઘણી પ્રકારનાં પરાક્રમો બની શકે છે. એ પરાક્રમોનો જશ લડાઇનાં પરાક્રમો કરતાં કંઇ ઓછો નથી. કહેવત છે કે;—"યુદ્ધમાં જેમ ફતેહ હોય છે, તેમ સલાહમાં પણ હોય છે." અને આ માનવંતા વર્ગના અધિપતિરાજ શુરવીરોનેજ નાઇટનો ખેતાબ બક્ષે છે, એમ નથી; પરંતુ કોઇ પણ જાતનાં પરાક્રમથી જે કોઇ એ મોટી પદ્વિને યોગ્ય થાય છે, તેમને પણ એ બક્ષવામાં આવે છે.

આ પદ્વિ આપવાને આપ સાહેબની કઈ યોગ્યતાને લીધે મલિકા માયાળુમા કૈસરેહિંદે આપને પસંદ કીધા છે, તે જણાવવાને મને અધિકાર નથી; પરંતુ અમો જે સઘળી રીતે આપની કારકીર્દિથી વાકેફ છીએ, તેઓને ખાત્રી છે કે, આપ સાહેબ એ માનને પરિપૂર્ણ રીતે પાત્ર છો.

ભાવનગરનું રાજ્ય આપના માનવંતા પૂર્વજ શ્રી વખતસિંહજીએ વધારીને મજબુત પાયાપર આણ્યું, અને આજ બાર વર્ષની વયે એ ગાદિના માલિક થયા, અને સને ૧૮૭૯ ના એપ્રિલ માસમાં રાજ્ય આપને સ્વાધિન થયું, ત્યારથી રાજ્યવંશીને શોભે એવી આપની બેહોળી ઉદારતા, અને પ્રજાનું હિત સુધારવાની કાળજીથી આપે નામના મેળવી છે.

આપ સાહેબે પોતાની હદમાં તેમજ પરહદમાં લોકોપયોગી કામો, કેળવણી અને વેપાર રોજગારને ઉત્તેજન આપી વૃદ્ધિ કરી છે. આપ નામદાર તથા આપના પડોશી સંસ્થાન ગોંડળના ઠાકોર સાહેબના ખર્ચથી આ પ્રાંતના ઘણા ફળદ્રુપ ભાગમાં રેલવે બંધાણી છે. આપનું રાજ્ય તથા રાજ્યધાની દર વર્ષે ધનદોલત અને આબાદિમાં વૃદ્ધિ પામતાં જાય છે. ગયે વર્ષે નામદાર ગવર્નર સાહેબ બહાદુરે આપના સંબંધમાં ભાષણ કર્યું હતું. તે શબ્દોમાં આ સ્થળે બોલીએ તો "એમનું કલ્યાણ કરવામાં હિંદુસ્થાનના રાજકર્તા, ન્હાના

પ્રખ્યાત થયા છે, તેના પહેલા વર્ગમાં આપે આપનો નંબર લીધો છે. અને પોતાની પ્રજાનાં કલ્યાણને અર્થે થોડાજ રાજાઓએ આપની પગે આટલું બધુ કર્યું હશે." આપનાં આ સઘળાં સુલેહનાં પરાક્રમોને ઘટતું માન નામદાર મહારાણી શ્રી તરફથી મળ્યું છે. તેમ છતાં આપની રૈયત આબાદ અને સંતોષી જોવામાં તથા લોકોનું કલ્યાણ કરવામાં આપને જે ખુશી ઉપજે તેજ ખરેખરો બદલો હમેશ સમજવો જોઇએ.

આપ મારા માનવતા મિત્ર છો, તેમજ આપના જાહેર સદ્ગુણો માટે મેં ઘણો ઉંચો અભિપ્રાય બાંધ્યો છે, તેથી આ માનવંતા વર્ગના અલંકારથી આપને શણગારવામાં હું પોતે મોટો સંતોષ માનું છું. છેવટે આપ સાહેબ ઘણાં વર્ષ જીવી આ નવીન પદ્દિ જે આજે મારા હસ્તથી આપને અપાય છે, તે સદા ભોગવો. અને સંસ્થાન ભાવનગરના ઉપર ઘણાં વર્ષ આપનો અમલ આબાદ રહો, એવું હું ઇચ્છું છું."

ઉપરના ભાષણનો પ્રત્યુત્તર મહારાજા સાહેબે ઘણીજ ગંભિરાઇથી અને રૂડી રીતે ઇંગ્રેજી ભાષામાં આપ્યો હતો. તેનો ગુજરાતી ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

**"કર્નલ બાર્ટન, નામદાર સાહેબો, ગૃહસ્થો, અને બાનુઓ,**

આજ હું પોતાને "સ્ટાર ઓફ ઇન્ડીયા" ના બુલંદ દરજ્જાના ખેતાબના નાઇટ કમાન્ડરમાં નોંધાયેલો હું જોઉ છું. તેથી આજનો દિવસ હું ઘણો શુભ સમજુ છું. એમ કહેવામાં હું આપની ખાત્રિ કરૂ છું કે, હું કાંઇ ખાલી અલંકાર માત્ર વાપરતો નથી. મારા મોટા માનવંત મિત્ર મુંબઇના ગવર્નર સાહેબ ઉપર તે સર્વ શક્તિમાન સાહેબે જે મહા મુશિબત ગુજારી છે, અને જેથી એ નામદારની માન ભરેલી હજરી આપણ વચ્ચેથી છીનવી લેવામાં આવી છે, તે મુશિબતને માટે આપણ સર્વ શોક કરીએ છીએ. અને મારો શોક કોઇના કરતાં પણ ઓછો નથી; પરંતુ મને સંતોષ ઉપજે છે કે, આજ સાંજે આ ક્રિયા બજાવવાનું કામ આપ કર્નલ બાર્ટન સાહેબ ઉપર આવ્યું છે, કે જેઓને માટે હું મોટું માન ધરાવું છું. અને જેઓની કદરદાની વિષે હું નિરાસ્ત છું. મારી રૈયતનું કલ્યાણ વધારવું, એ જેમ મારી અત્યાર સુધી તેમજ હવે પછી સદાની કોશિસ થઇ રહેશે. એક રાજા દાખલની મારી કારકીર્દિ હિંદુસ્થાનની નામદાર મહારાણીશ્રીની પસંદગીને યોગ્ય માલુમ પડી છે, એ જોઇને હું મગ્ન રહું છું તે પસંદગીની તેમણે જે જે આ માયાળું કદર બુજી છે, તેને માટે હું એ મહા બાનુનો વધારે ઉપકાર માનું છું. હું કહું છું કે, આજ દિને મળેલા માનની મારી મોટી બુજ સાથે નામદાર મહારાણીશ્રીને પહોચાડે એટલી વિનતિ સહિત આ મારા વિચારો નામદાર ગવર્નર સાહેબને આપ દર્શાવશો."

એ પ્રમાણે ભાષણ સમાપ્ત થયા બાદ સભા વિસર્જન થઇ હતી. બીજે દિવસે "રાજકુમાર કોલેજ" ના વિદ્યાર્થિઓ તરફથી મહારાજા શ્રી તખ્તસિંહજીને એક માનપત્ર આપવામાં આવ્યું હતું; જે મોરબીના ઠાકોર સાહેબે વાંચી સંભળાવ્યું હતું. તેનો પ્રત્યુત્તર મહારાજાએ ઘણોજ સરસ રીતે વાંચ્યો હતો. તેથી સર્વને આનંદ થયો હતો.

સને ૧૮૮૨ ના ડીસેમ્બર-મહિનાની ૩૦ મી તારીખે ભાવનગરમાં કર્નલ બાર્ટન સાહેબના સ્મરણાર્થે એક લાઇબ્રેરી સ્થાપવામાં આવી હતી. અને તેનું નામ "બાર્ટન લાઇબ્રેરી" રાખવામાં આવ્યું છે. મહારાજા શ્રી તખ્તસિંહજીએ પોતાના સંસ્થાનમાં થોડાઓ

ની જાત સુધારવા તથા સારી જાતના ઘોડાની વૃદ્ધિ થાય, તેને માટે ભાવનગર શેહેરથી સુમારે બે મૈલપર "પેડૉક" અથવા **અશ્વશાળા** સ્થાપી હતી. તેમાં ઉમદા જાતની ઘોડીઓ તથા તેનાથી ઉત્પન્ન થયેલાં વછેરાંની સારી સંભાળ રાખવામાં આવતી હતી. એ વાતની ખબર સરકારના ઘોડાખાતાના ઉપરી સાહેબની તરફથી નામદાર ઇન્ડીયા સરકારને થવાથી ખુશી થઇને મહારાજાશ્રીને તેમના એવા ઉત્તમ પ્રકારના કાર્યના માન તરિકે એક ચાંદ સરકાર તરફથી ઇનાયેત કરવામાં આવ્યો હતો.

સને ૧૮૮૩ ના જુન માસમાં નામદાર મહારાજા સાહેબે ઇગ્લાંડની "**નોર્થબ્રુક કલબ**" ને એક લાખ રૂપિયાની મોટી બક્ષિસ આપી હતી. તેમાં એવી સરત કરવામાં આવી હતી કે; એ રકમના વ્યાજમાંથી એ કલબનો ખર્ચ ચલાવવો; પરંતુ જો એ કલબ બંધ થઇ જાય તો આપેલી તમામ રકમ પાછી ઠાકોર સાહેબને સ્વાધિન કરવામાં આવે.

સને ૧૮૮૪ ના આગસ્ટ મહિનાની ૨૫ મી તારીખે ભાવનગરના લાયકીવાળા દિવાન આજમ શામલદાસ પરમાનંદદાસનું ખેદયુક્ત મૃત્યુ થવાથી મહારાજા સાહેબને ઘણો શોક થયો હતો. તેજ પ્રમાણે એજ વર્ષના સપટેમ્બર મહિનાની ૨૨ મી તારીખે મહારાજાશ્રીના ન્હાના પ્રિય બધૂશ્રી જુવાનસિંહજી કે જેમણે ઇગ્લાંડમાં જઇને ઉચી કેળવણી લીધી હતી, તેમનુ ૨૨ વર્ષની ન્હાની વયમાં અકાળ મૃત્યુ થવાથી મહારાજાશ્રીને ભારે શોક થયો હતો. દિવાન આજમ શામળદાસના સ્વર્ગવાસથી તેમની ખાલી પડેલી જગોએ તેમના વિદ્વાન અને સદ્ગુણી પુત્ર **રા. રા. વિઠ્ઠલદાસ**ને નિમવામાં આવ્યા હતા. જે અદ્યાપિ સુધી એ મહાન્પદ ઉપર બિરાજી પોતાની ઉત્તમ પ્રકારની રાજ્યકારકીર્દિ વડે રાજા તથા પ્રજાને પૂર્ણ સતોષ અને આનંદ આપે છે. સને ૧૮૮૫ ના જાનેવારી મહિનાની ૭ મી તારીખે મહારાજાશ્રીએ પોતાના મહુંમ પ્યારા પ્રધાન આજમ શામલદાસના સ્મરણાર્થે ભાવનગરમાં બધાવેલી "**શામલદાસ કૉલેજ**" નામે પાઠશાળા ખુલ્લી મૂકવાની મંગળ મય ક્રિયા કરી હતી. તેમજ તેજ દિવસે પોતાના સ્વર્ગવાસી પ્રિયબંધૂ જુવાનસિંહજીના સ્મરણાર્થે બધાવેલી "**જુવાનસિંહ ડિસ્પેન્સરી**" નામે ઔષધશાળા ખુલ્લી મુકવાની ક્રિયા કરી હતી. વળી સને ૧૮૮૪ મા મુબઇના નામદાર ગવર્નર સર જેમ્સ ફરગ્યુસન સાહેબ જ્યારે ભાવનગરમાં પધાર્યા હતા, ત્યારે તેમના હાથે "**શ્રીતખ્તસિંહજી ધર્મશાળા**" ખુલ્લી મૂકવાની ક્રિયા કરાવી હતી. વળી સને ૧૮૮૫ માં ભાવનગરમાં એક **સંસ્કૃત પાઠશાળા** સ્થાપન કરીને ત્યાંના કેળવણીખાતાના ઉપરી રા. રા. પ્રાણનાગયણ મયાશંકર માસ્તરને સોંપવામાં આવી હતી. એ શાળામાં ભણનારા વિદ્યાર્થિઓને નામદાર મહારાજ શ્રી તરફથી દરરોજ સીધાં આપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. મહારાજા સાહેબનુ આ કામ અત્યંત સ્તુતિપાત્ર ગણાયુ હતુ.

સને ૧૮૮૬ ના નવા વર્ષની ખુશાલીમાં નામદાર મહારાણી શ્રી વિકટોરિયા તરફથી મહારાજા શ્રીને "**જી. સી. એસ. આઇ.**" નો અતિ માનવંતો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. તેની ખુશાલીમાં મહારાજાશ્રીએ એક ભવ્ય દરબાર ભરીને પોતાના દિવાન દ્વારાએ કેટલાક સારા અને પ્રજા પ્રિય ઠરાવો પ્રદર્શિત કર્યા હતા. આ ખેતાબની સનંદ આપવા માટે સને ૧૮૮૬ ના ડીસેમ્બર મહિનાની ૧૦ મી તારીખે રાજકોટમાં મુબઇના

માજી લોકપ્રિય ગવર્નર લૉર્ડ રે સાહેબે એક મોટો દરબાર ભર્યો હતો. તેમાં કાઠિયાવાડના તમામ ન્હાના મોટા રાજાઓ હાજર થયા હતા. દરબારમાં પ્રથમ નામદાર ગવર્નર સાહેબે મી. લીવૉરનર દ્વારાએ નામદાર મહારાજાશ્રીને ચાંદ અપાવતાં દર્શાવ્યું કે:—"જાહેર દરબારમાં હું તમો નામદારને હિંદુસ્થાનમાં કૈસરેહિંદે કરેલી આ બક્ષિસ, જેની રૂએ "સ્ટાર ઑફ ઇન્ડીઆ" નો મોટો માન ભરેલો ઑર્ડર, જેના "નાઇટ કમાન્ડર" તરિકે તમને મલિકા મોઆઝમાએ કૃપા કરી નિમ્યા છે, તેમાં "નાઇટ ગ્રાન્ડ કમાન્ડર" ની પદ્વિ અને તેની માન ભરેલી ઇનસિગનિયા એનાયેત કરવામાં આવી છે, તે હું તમને આ પ્રસંગે સ્વાધિન કરૂં છું." એટલું કહ્યા બાદ તે નામદારે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

"આ પ્રાંતને મારી પહેલ વહેલીજ મુલાકાતના દરમિયાનમાં ભાવનગરના ઠાકોર સાહેબને નામદાર મહારાણી શ્રીએ આપેલા "જી. સી. એસ. આઇ." ના ખેતાબનું આભૂષણ આપવાનું કામ મારે હાથ સોંપાયાથી મને અતિશય આનંદ ઉપજ્યો છે. નામદાર મહારાણીની આ કૃપાદ્રષ્ટિની સાબિતીથી તમો વગર નિજ્જળ પરે જોઇ શકશો કે, તેઓ પોતાનાં હિંદી શેહેનશાહતના કાર્યભારમાં બારિક દેખરેખ રાખવાને કેટલોક ઉંડો લોભ લેતાં રહે છે; તેમજ જે સરદારો પોતાના ઉત્તમ રાજ્યવહિવટથી પોતાને માટે ઉંચું મત મેળવવા પામે છે, તથા જેઓ ઇંગ્રેજ સરકાર સાથે વફાદારી અને રાજ્યભક્તિ ભાવે ચાલી તેમના ઉપર મુકાયેલા વિશ્વાસ પાર ઉતારે છે, તેમને જાહેર માન આપવા માટે તે નામદાર હમેશાં તત્પર રહે છે. નામદાર મહારાણી અંતઃકરણથી જીજ્ઞાસા જણાવે છે કે, હિંદુસ્થાનના રાજ્યકર્તાઓના હક અને મોભાઓ જાળવવા, અને તેટલીજ જીજ્ઞાસા તેઓ તે રાજ્યકર્તાઓના રાજ્યવહિવટને સલાહસંપ, યથા ન્યાય, તથા તેમના તાબાના મૂલકના સુધારા અને વધારાથી મજબુત પામેલા જોવાને ધરાવે છે. કોઇ પણ રાજ્યકર્તાની પોતાની આબાદી તે રાજ્યની પ્રજાની આબાદિ ઉપર આધાર રાખે છે. ભાવનગરના ઠાકોર સાહેબ, આજથી આઠ વર્ષ અગાઉ જ્યારે તમોને ભાવનગરની ગાદીપર સ્વતંત્ર કરવામાં આવ્યા, ત્યારથી રાજાના સંગીન કાનુનોને તમો મક્કમપણે વળગી રહેલા જોઇને મને પોતાને, તેમજ મારી આગળ થઇ ગયેલા હાકેમોને એક પ્રકારનો ભારે સંતોષ પ્રાપ્ત થાય છે. સુધરેલા સાધન વ્યવહારનો લાભ લેવામાં તમો જે ઉત્કંઠા ધરાવો છો, તેથી આજ તમો તમારાં રાજ્યનગરને, વડોદરા રેલવેથી વઢવાણને નાકેથી જોડીને બેસી રહયા નથી, પરંતુ મેસાણાથી વઢવાણ સુધી લાઇન લેઇ જઇ તેને રજપુતાના માળવા રેલવે સાથેનું જોડાણ કરવામાં પણ તમોએ સંગીન મદદ કરી છે જો કે આ લાઇન તમારા રાજ્યનગરમાંથી બિલકુલ પસાર થતી નથી, તોપણ બીજાં રાજ્યનો લાભ તે પોતાનો લાભ, એમ માની અન્યોઅન્ય સંયુક્તતા અને ઐક્યતાથી વર્તવાના તમારા ઉત્તમ ગુણની તે ખાત્રી આપે છે. જાહેર ઉપયોગનાં કામો પાછળ તમોએ ૩૮ લાખ રૂપિયા ખર્ચ કરેલી રકમ, તમારા રાજ્યમાં કેળવણીની વૃદ્ધિ પાછળ તમારો ઉદાર આશ્રય, રાજકોટમાં એક પુલ બાંધવાને તમોએ કરેલી એક લાખ કરતાં પણ વિશેષની સખાવત, રાજકુમાર કોલેજ ને માટે આપેલી ૧ાા લાખ રૂપિયાની રકમ, અને "નોર્થબ્રુક ફન્ડ" ને માટે આપેલી એક લાખ રૂપીઆની બક્ષિસ, એ સઘળાંએ તમારી ઉદાર વૃત્તિનો

ઓહોળો વિસ્તાર આપ્યો છે. તમારા શેહેરની હોસ્પિતાલ, તથા પાણીનાં બાંધકામો, અને તમે હમણાં તમારાં બંદરને સુધારવાને જે બાંધકામો કરો છો, તેમજ તમારા રાજ-કુંવરને જે કેલવણી આપો છો, તે જાણીને પણ હું બહુ રાજી થયો છું. તમો ખાત્રી રાખજો કે, નામદાર મહારાણી શ્રી, કે જેમણે પોતાના તરફનું બાદશાહી માન આજ દિને તમોને આપ્યું છે, તેઓ તમારી કારકીર્દિ ધ્યાનથી જાણવાને પાછા પડશે નહિ, ને તે તે કારકીર્દિ, તમો જે મોભે આજે ચઢયા છો, તે માટે તમોને પ્રકાશિત કરશે. એવી મારી ખાત્રી છે. કાઠિયાવાડના સરદારો, તમારી સાથે જાતિ મેળાપ કરવાની મને આજે તક મળી છે, તેથી તેમજ બ્રિટિશ સરકારે તમારી સાથે કરેલી શરતો પ્રમાણે તમારા રાજ્યની આબાદી વધારવાને, અને તમારા હકોની જાળવણી કરવાને માટે મુંબઇ સરકાર જે ઇન્તેજારી ધરાવે છે, તેની ખાત્રી તમોને આપવાને પણ મને મોંઢામોંઢ તક મળી છે, જેથી હું બહુ સંતોષિત થયો છું. મારી અગાઉ થઇ ગયેલા હાકેમે જે જોયું છે, તે કરતાં તમોએ આ સમય સુધીમાં કરેલી વૃદ્ધિ મને મારા આ પ્રવાસમાં જોવામાં આવશે, એવી મને આશા છે. તમારામાંના એકને નામદાર મહારાણીશ્રીએ જે માન આપ્યું છે, તે જાણે તમો સર્વને એક સંદેશા સરખુ છે, અને તે ઉપરાંત તમને તમારી સત્તાની જોખમદારીઓ તથા બ્રિટિશ સરકાર પ્રત્યેનો તમારો મૈત્રિભાવ સંપૂર્ણ પાર પાડવાને સ્થાયી અને અવિશ્રી અધિશ્રી કોશિસ કરવાને તમોને ઉત્સાહ ઉત્પન્ન થશે."

એ પ્રમાણે ભાષણ થયા બાદ બીજી કેટલીક ક્રિયા થયા પછી દરબાર બરખાસ્ત થયો હતો. આ શુભ કાર્યની ખુશાલીમાં નામદાર મહારાજા સાહેબે કેટલાક કરો આદિક માફ કરીને પ્રજાનો રૂડો આશિર્વાદ સંપાદન કર્યો હતો. વળી સને ૧૮૮૭ ના ફેબ્રુવારીની ૧૬ મી તારીખે નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાની "જ્યુબિલી" ની ખુશાલીમાં મહારાજાશ્રીએ ભાવનગરમાં એક દરબાર ભરીને પોતાના દિવાન રા. રા. વિઠ્ઠલદાસની મારફતે કેટલાક અગત્યના ઠરાવો જાહેર કરાવ્યા હતા. પ્રથમ તેમણે કેટલુંક સુંદર અને રાજ્યભક્તિનું ભાષણ કરીને નીચે પ્રમાણે ઠરાવો જાહેર કીધા હતા:—

"આજની ખુશાલીના પ્રસંગની નિશાની દાખલ, ઓરત અને મરદ એ બંને જાતના મળીને કેદીઓ જન ૧૫, કે જેઓને છોડવાથી લોકોની સલામતીને ભયકારી નહિ થાય, તેઓની બાકીની કેદની શિક્ષા માફ કરીને તેઓને છોડી દેવાનો અમોએ ઠરાવ કરેલો છે. તે એવી આશાથી કે જે મહારાણીના માનની ખાતર આપણે આજે ખુશાલી કરીએ છીએ, તેમની પ્યારી જે સુનીતિ છે, તેનો રસ્તો તે કેદીઓ હવેથી પકડીને પોતાની વર્તણુંક નવેસરથી શરૂ કરે.

બીજુ અમોએ એવું ધારેલું છે કે, ૩૦ હજાર રૂપિયાની રકમના વ્યાજ જેટલા ખર્ચથી જૂદી જૂદી ૨૫ વિધવાઓને કાયમની જીવાઇ કરી આપવી, અને તેઓને "વિક્ટોરિયા જ્યુબિલી પેન્સનરો" કહેવામાં આવશે.

ત્રીજુ ઇમારતી કાટ, કે જેના બજારને માટે કાઠિયાવાડમાં ભાવનગર બંદર મુખ્ય ગણાય છે, તેના ઉપરની જકાતના લેવાણમાં ઘટાડો કરીને તે જકાત એક સરખા દરથી તે માલની કિંમત ઉપર દર સેંકડે રકા ના મુજબ લેવાનું ઠરાવવામાં આવ્યું છે.

આપના જાણવામાં છે કે, રાજકોટમાં "વિક્ટોરિયા જ્યુબિલી મ્યુઝિયમ" એવું એક સંગ્રહસ્થાન બંધાવવાનું છે, તેમાં આ પ્રાંતના બીજા રાજાઓની સાથે અમોએ રૂ ૨૫૦૦૦ ની રકમ આપવી ઠરાવી છે. મગર આ ખુશાલી ભરેલા વર્ષની યાદગિરી આ શેહેરમાં પણ ઉત્તમ રીતે રહેવા સારૂં પરમેશ્વરની મોટામાં મોટી બક્ષિસ જે સ્વચ્છ પાણી, તે શેહેર સુધી નળ દ્વારાએ લાવીને લોકોને પોતાના ઘરને આંગણે પાણી મળે તેવું કરવામાં આવશે, અને તેને "વિક્ટોરિયા જ્યુબિલી વૉટરવર્ક્સ" એવું નામ આપવા ધારેલું છે."

ઉપલા મુખ્ય ઠરાવો જાહેર કરવા ઉપરાંત કેટલુંક બાષણ મહારાજા સાહેબની આજ્ઞાથી દિવાન મી. વીઠ્ઠલદાસે કર્યું હતું. જે ઘણુ સ્તુતિપાત્ર ગણાયું હતું. તા. ૫ મી જુલાઇ સને ૧૮૮૭ ને દિવસે મહારાજા સાહેબે પોતાના દિવાન મી. વિઠ્ઠલદાસના ઘેર પોતાના રાજ્યના અમલદારો તથા પ્રજા વર્ગના અગ્રેસરોની એક સભા બોલાવી હતી. જેમાં મહારાજા સાહેબની આજ્ઞાથી દિવાન સાહેબે દર્શાવ્યું કે;—"મહારાજા સાહેબનો વિચાર પોતાની વફાદાર રૈયતને સ્થાનિક સ્વરાજ્યનો હક આપવાનો છે, કે જે હક આપણા પ્રતાપી વાઇસરૉય નામદાર લૉર્ડ રીપને હિંદુસ્થાનની પ્રજાને આપ્યો છે, તેથી પણ વધારે હક બક્ષિસ કરવાનો વિચાર છે. તો તે સ્થાનિક સ્વરાજ્યની રીતિ અહિં ચાલશે કે નહિ, તે બાબત અત્રે સર્વ ગૃહસ્થોએ મત આપવો." આ ઉપરથી ત્યાં હાજર રહેલા માત્ર ૭ ગૃહસ્થો સિવાય સર્વેએ સ્થાનિકસ્વરાજની તરફેણમાં મતો આપ્યાં હતાં. એ પછી મહારાજા સાહેબે એ વિષે વિચાર કરીને નિર્માણ કરવાનું ઠરાવી મેળાવડો વિસર્જન કર્યો હતો. એજ વર્ષમાં ભાવનગરમાં સન્યાસિઓને માટે બંધાવેલું સ્થાન તથા એક બોર્ડિંગ હાઉસ ખુલ્લું મૂકવાની ક્રિયા કરી હતી. આ બોર્ડિંગ હાઉસમાં તમામ વર્ણના નિરાશ્રિત તથા લૂલાંલંગડાં અને અપંગોને રાખવા જણાવ્યું હતું. અને તેમને માટે શેહેરમાં થાળી પીટાવીને જણાવ્યું હતું કે, તેમાં રાખવામાં આવનારા સર્વ નિરાશ્રિત તથા અપંગોને મફત ખોરાક પૂરો પાડવામાં આવશે.

સને ૧૮૮૮ ના જાનેવારી મહિનાની ૬ ઠી તારીખે મહારાજાના ૩૧ મા વર્ષનો જન્મ દિવસ હોવાથી તેની ખુશાલીમાં તે નામદારે પોતાની પ્રજા વગેરે લોકોના કલ્યાણાર્થે કેટલાક અગત્યના ઠરાવો જાહેર કર્યાં હતા. તેમાં ભાવનગરમાં મ્યુનિસિપાલ ખાતાનું કામકાજ સ્થાનિકસ્વરાજ તરિકે ચલાવવા બાબતનો સંવત ૧૯૪૪ નો ધારો મંજુર કરવામાં આવ્યો છે. વળી ગરીબ સ્થિતિની જુદી જુદી કોમની પાંચ વિધવાઓને દરેકને દર માસે રૂ ૫) ની રકમ તેઓની હયાતી સુધી નિર્વાહને માટે આપવા ઠરાવ્યું છે. તેમજ દરબાર વહિવટી જે ગામોના ખેડુતો પાસે તેઓના હસ્તકની દરબારી જમીનના ખાતાના રૂપૈયા દર સાલ વસુલ આવતાં સંવત ૧૯૪૩ ની સાલ આખર જે બાકી રહેલા છે, તે તથા ખેડુતોને ધીરવામાં આવેલા તેમાંથી બાકી રહેલા, તે મળીને ૨ લાખ, ૨૩ હજાર, છસેં ને ૭ રૂપિયા માફ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. એ રીતે બીજા પણ ઘણા અગત્યના ઠરાવો કરી પોતાની પ્રજાનો આશિર્વાદ મેળવ્યો હતો. એજ વર્ષમાં મહારાજાશ્રીએ પોતાના રાજ્યનો તમામ રાજ્ય વહિવટ ચલાવવા માટે એક ખાસ "કૌન્સિલ" નિમી

હતી, અને તેને લગતું એક જાહેરનામું પ્રગટ કર્યું હતું. તેમાં દિવાન અને વડા સભાસદ આજમ વિઠ્ઠલદાસને, જાહેર બાંધકામો ખાતાના સભાસદ આજમ આર. પ્રોક્ટર—સીમ્સ સાહેબને, ન્યાયખાતાના સભાસદ આજમ મચેરજી મેરવાનજી ભાવનગરી સી. આઇ. ઇ. ને, નાણાં પ્રકરણી ખાતાના સભાસદ આજમ વિજયશંકર ગૌરીશંકરને, અને હજુર સેક્રેટરી આજમ રતીલાલ માણેકલાલને નિમવામાં આવ્યા હતા. આવી રીતના મહારાજાશ્રીના રાજ્ય સુધારણાના કાર્યથી નામદાર મુંબઇ સરકારે ખુશી થઇને પોતાના સને ૧૮૮૭—૮૮ ના વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં લખ્યું હતું કે;—

"આ વર્ષમાં ભાવનગરના રાજ્યકાર્યભારમાં એક અગત્યનો સુધારો કરવામાં આવ્યો છે. એક માણસ કરી શકે તેના કરતાં વધારે રાજ્ય દરબારી કામનો બોજો દિવાન ઉપર છે, એવી જ્યારે ઠાકોર સાહેબ સર તખ્તસિંહજીની ખાત્રી થઇ, ત્યારે તેઓએ એક યોજના રચી જૂદાં જૂદાં ખાતાઓને ચાર કૌન્સિલરોમાં વેંહેચી નાખ્યાં છે. અને તેઓમાંના દરેકને ઠાકોર સાહેબનો પરભાર્યો હુકમ મેળવવાનો હક બક્ષ્યો છે. વળી ઠાકોર સાહેબે પોતાના ૩૧ મા વર્ષની ખુશાલીની યાદગીરીમાં ભાવનગર શેહેરને સ્થાનિકસ્વરાજ્યનો હક બક્ષ્યો છે, અને બીજા પણ કેટલાક સુધારાઓ કર્યાં છે."

સને ૧૮૮૮ ના વર્ષમાં મહારાણીશ્રી વિકટોરિયાની વર્ષગાંઠનો દિવસ મહારાજા શ્રી તખ્તસિંહજીએ એક મોટા તેહેવાર તરિકે પાળ્યો હતો. એટલુંજ નહિ પણ તે દિવસની ખુશાલીમાં તેમણે ૪૫૦ એકર જમીન આપીને તેમાં "વિકટોરિયા બાગ" નામે સુંદર બાગ બાંધવાની ક્રિયા મોટા ઠાઠથી કરી હતી. વળી એ દિવસના સ્મરણાર્થે મહારાજાશ્રીએ ગરીબ અવસ્થાની ૨૦ વિધવાઓને માસિક પેન્શન આપવાનું શરૂ કર્યું હતું. અને એક હજાર રૂપિયા ગરીબ ખ્રિસ્તિઓને ખેરાત તરિકે વેંહેંચ્યા હતા. એજ વર્ષમાં ગુજરાત—કાઠિયાવાડમાં વરસાદની તંગીને લીધે લોકો દુકાળની દેહેશતમાં આવી પડયા હતા. તે સમયે મહારાજાશ્રી તખ્તસિંહજીએ પોતાની પ્રજાના સુખને માટે તથા ગરીબ લોકોને આશ્રય આપવા મોટી ઉદારતા દર્શાવી હતી. તેમણે પોતાના રાજ્યમાં જૂદે જૂદે સ્થળે બાંધકામોના પ્રારંભ કરી તેમાં ગરીબ લોકોને કામે લગાડી રોજી આપવા માંડી હતી. અને જે લોકો કામ કરવાને અશક્ત હતાં, તેમને પણ અન્ન વસ્ત્રાદિક આપ્યું હતું. તેમણે જે "વિકટોરિયા બાગ" બનાવવા માંડ્યો હતો, તેમાં દરરોજ ૪૦૦૦ મજુરોને કામે લગાડી દીધાં હતાં. તેજ પ્રમાણે બીજાં જાહેર બાંધકામોમાં ઘણા લોકોને રોજગારે વળગાડ્યાં હતાં. વળી તેમની પ્રજામાંનાં કેટલાંક માણસો દુકાળની ધાસ્તીને લીધે મુંબઇ વગેરે સ્થળે ચાલી ગયાં હતાં, તેમને મહારાજાશ્રીએ ગાડીભાડું તથા વાટ ખરચી આપીને પાછાં પોતાના રાજ્યમાં બોલાવ્યાં હતાં. ધન્ય છે! આવા દયાળું અને પરોપકારી મહારાજાની સદ્વૃતિને!

સને ૧૮૮૯ માં મહારાજા શ્રી તખ્તસિંહજીએ પોતાની વર્ષગાંઠની ખુશાલીમાં પોતાના રાજ્યના ખેડુતોપરથી કેટલાક કર માફ કરવા માટે રૂ ૩૫૦૦૦ ની મોટી રકમ ખર્ચી હતી. તેમજ ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા, વિદ્વાનોને બક્ષિસ આપવા, તથા રોગી અને દુખિયારા લોકોને અન્નવસ્ત્રાદિક આપવા માટે રૂ ૧૧૦૦૦ ખર્ચ્યાં હતા. એ

આપના જાણવામાં છે કે, રાજકોટમાં "વિક્ટોરિયા જ્યુબિલી મ્યુઝિઅમ" એવું એક સંગ્રહસ્થાન બંધાવવાનું છે, તેમાં આ પ્રાંતના બીજા રાજાઓની સાથે અમોએ રૂ ૨૫૦૦૦ ની રકમ આપવી ઠરાવી છે. મગર આ ખુશાલી ભરેલા વર્ષની યાદગિરી આ શેહેરમાં પણ ઉત્તમ રીતે રહેવા સારૂં પરમેશ્વરની મોટામાં મોટી બક્ષિસ જે સ્વચ્છ પાણી, તે શેહેર સુધી નળ દ્વારાએ લાવીને લોકોને પોતાના ઘરને આંગણે પાણી મળે તેવું કરવામાં આવશે, અને તેને "વિક્ટોરિયા જ્યુબિલી વૉટરવર્કસ" એવું નામ આપવા ધારેલું છે."

ઉપલા મુખ્ય ઠરાવો જાહેર કરવા ઉપરાંત કેટલુંક ભાષણ મહારાજા સાહેબની આજ્ઞાથી દિવાન મી. વીઠ્ઠલદાસે કર્યું હતું. જે ઘણું સ્તુતિપાત્ર ગણાયું હતું. તા. ૫ મી જુલાઇ સને ૧૮૮૭ ને દિવસે મહારાજા સાહેબે પોતાના દિવાન મી. વિઠ્ઠલદાસના ઘેર પોતાના રાજ્યના અમલદારો તથા પ્રજા વર્ગના અગ્રેસરોની એક સભા બોલાવી હતી. જેમાં મહારાજા સાહેબની આજ્ઞાથી દિવાન સાહેબે દર્શાવ્યું કે;—"મહારાજા સાહેબનો વિચાર પોતાની વફાદાર રૈયતને સ્થાનિક સ્વરાજ્યનો હક આપવાનો છે, કે જે હક આપણા પ્રતાપી વાઇસરૉય નામદાર લૉર્ડ રીપને હિંદુસ્થાનની પ્રજાને આપ્યો છે, તેથી પણ વધારે હક બક્ષિસ કરવાનો નિર્ધાર છે. તો તે સ્થાનિક સ્વરાજ્યની રીતિ અહિં ચાલશે કે નહિ, તે બાબત અત્રે સર્વ ગૃહસ્થોએ મત આપવો." આ ઉપરથી ત્યાં હાજર રહેલા માત્ર ૭ ગૃહસ્થો શિવાય સર્વેએ સ્થાનિકસ્વરાજની તરફેણમાં મતો આપ્યાં હતાં. એ પછી મહારાજા સાહેબે એ વિષે વિચાર કરીને નિર્માણ કરવાનું ઠરાવી મેળાવડો વિસર્જન કર્યો હતો. એજ વર્ષમાં ભાવનગરમાં સન્યાસિઓને માટે બંધાવેલું સ્થાન તથા એક બોર્ડિંગ હાઉસ ખુલ્લુ મૂકવાની ક્રિયા કરી હતી. આ બોર્ડિંગ હાઉસમાં તમામ વર્ણના નિરાશ્રિત તથા લૂલાંલંગડાં અને અપંગોને રાખવા જણાવ્યું હતું. અને તેમને માટે શેહેરમાં થાળી પીટાવીને જણાવ્યું હતું કે, તેમાં રાખવામાં આવનારા સર્વ નિરાશ્રિત તથા અપંગોને મફત ખોરાક પૂરો પાડવામાં આવશે.

સને ૧૮૮૮ ના જાનેવારી મહિનાની ૯ મી તારીખે મહારાજાના ૩૧ મા વર્ષનો જન્મ દિવસ હોવાથી તેની ખુશાલીમાં તે નામદારે પોતાની પ્રજા વગેરે લોકોના કલ્યાણાર્થે કેટલાક અગત્યના ઠરાવો જાહેર કર્યાં હતા. તેમાં ભાવનગરમાં મ્યુનિસિપાલ ખાતાનું કામકાજ સ્થાનિકસ્વરાજ તરિકે ચલાવવા બાબતનો સંવત ૧૯૪૪ નો ધારો મંજુર કરવામાં આવ્યો છે. વળી ગરીબ સ્થિતિની જુદી જુદી કોમની પાંચ વિધવાઓને દરેકને દર માસે રૂ. ૫) ની રકમ તેઓની હયાતી સુધી નિર્વાહને માટે આપવા ઠરાવ્યું છે. તેમજ દરબાર વહિવટી જે ગામોના ખેડુતો પાસે તેઓના હસ્તકની દરબારી જમીનના ખાતાના રૂપૈયા દર સાલ વસુલ આવતાં સંવત ૧૯૪૩ ની સાલ આખર જે બાકી રહેલા છે, તે તથા ખેડુતોને ધીરવામાં આવેલા તેમાંથી બાકી રહેલા, તે મળીને ૨ લાખ, ૨૩ હજાર, છસેં ને ૭ રૂપિયા માફ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. એ રીતે બીજા પણ ઘણા અગત્યના ઠરાવો કરી પોતાની પ્રજાનો આશિર્વાદ મેળવ્યો હતો. એજ વર્ષમાં મહારાજાશ્રીએ પોતાના રાજ્યનો તમામ રાજ્ય વહિવટ ચલાવવા માટે એક ખાસ "કૌન્સિલ" નિમી

હતી, અને તેને લગતું એક જાહેરનામું પ્રગટ કર્યું હતું. તેમાં દિવાન અને વડા સભાસદ આજમ વિઠ્ઠલદાસને, જાહેર બાંધકામો ખાતાના સભાસદ આજમ આર. પ્રોક્ટર—સીમ્સ સાહેબને, ન્યાયખાતાના સભાસદ આજમ મચેરજી મેરવાનજી ભાવનગરી સી આઈ. ઈ. ને, નાણા પ્રકરણી ખાતાના સભાસદ આજમ વિજયશંકર ગૌરીશંકરને, અને હજુર સેક્રેટરી આજમ રતીલાલ માણેકલાલને નિમવામાં આવ્યા હતા. આવી રીતના મહારાજાશ્રીના રાજ્ય સુધારણાના કાર્યથી નામદાર મુંબઇ સરકારે ખુશી થઇને પોતાના સને ૧૮૮૭—૮૮ ના વર્ષના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં લખ્યું હતું કે;—

"આ વર્ષમાં ભાવનગરના રાજ્યકાર્યભારમાં એક અગત્યનો સુધારો કરવામાં આવ્યો છે. એક માણસ કરી શકે તેના કરતાં વધારે રાજ્ય દરબારી કામનો બોજો દિવાન ઉપર છે, એવી જ્યારે ઠાકોર સાહેબ સર તખ્તસિંહજીની ખાત્રી થઇ, ત્યારે તેઓએ એક યોજના રચી જૂદાં જૂદાં ખાતાંઓને ચાર કૌન્સિલરોમાં વહેંચી નાખ્યાં છે. અને તેઓમાંના દરેકને ઠાકોર સાહેબનો પરબાર્યો હુકમ મેળવવાનો હક બક્ષ્યો છે. વળી ઠાકોર સાહેબે પોતાના ૩૧ મા વર્ષની ખુશાલીની યાદગીરીમાં ભાવનગર શેહેરને સ્થાનિકસ્વરાજ્યનો હક બક્ષ્યો છે, અને બીજા પણ કેટલાક સુધારાઓ કર્યા છે."

સને ૧૮૮૮ ના વર્ષમાં મહારાણીશ્રી વિક્ટોરિયાની વર્ષગાંઠનો દિવસ મહારાજા શ્રી તખ્તસિંહજીએ એક મોટા તેહેવાર તરિકે પાળ્યો હતો. એટલુંજ નહિ પણ તે દિવસની ખુશાલીમાં તેમણે ૪૫૦ એકર જમીન આપીને તેમાં "વિક્ટોરિયા બાગ" નામે સુંદર બાગ બાંધવાની ક્રિયા મોટા ઠાઠથી કરી હતી. વળી એ દિવસના સ્મરણાર્થે મહારાજાશ્રીએ ગરીબ અવસ્થાની ૨૦ વિધવાઓને માસિક પેન્શન આપવાનું શરૂ કર્યું હતું. અને એક હજાર રૂપિયા ગરીબ ખ્રિસ્તિઓને ખેરાત તરિકે વહેંચ્યા હતા. એજ વર્ષમાં ગુજરાત—કાઠિયાવાડમાં વરસાદની તંગીને લીધે લોકો દુકાળની દેહેશતમાં આવી પડ્યા હતા. તે સમયે મહારાજાશ્રી તખ્તસિંહજીએ પોતાની પ્રજાના સુખને માટે તથા ગરીબ લોકોને આશ્રય આપવા મોટી ઉદારતા દર્શાવી હતી. તેમણે પોતાના રાજ્યમાં જૂદે જૂદે સ્થળે બાંધકામોના પ્રારંભ કરી તેમાં ગરીબ લોકોને કામે લગાડી રોજી આપવા માંડી હતી. અને જે લોકો કામ કરવાને અશક્ત હતાં, તેમને પણ અન્ન વસ્ત્રાદિક આપ્યું હતું. તેમણે જે "વિક્ટોરિયા બાગ" બનાવવા માંડ્યો હતો, તેમાં દરરોજ ૪૦૦૦ મજુરોને કામે લગાડી દીધાં હતાં. તેજ પ્રમાણે બીજાં જાહેર બાંધકામોમાં ઘણા લોકોને રોજગારે વળગાડ્યાં હતાં. વળી તેમની પ્રજામાંનાં કેટલાંક માણસો દુકાળની ધાસ્તીને લીધે મુંબઇ વગેરે સ્થળે ચાલી ગયાં હતાં, તેમને મહારાજાશ્રીએ ગાડીભાડું તથા વાટ ખરચી આપીને પાછાં પોતાના રાજ્યમાં બોલાવ્યાં હતાં. ધન્ય છે! આવા દયાળુ અને પરોપકારી મહારાજાની સદ્વૃતિને!

સને ૧૮૮૯ માં મહારાજા શ્રી તખ્તસિંહજીએ પોતાની વર્ષગાંઠની ખુશાલીમાં પોતાના રાજ્યના ખેડુતોપરથી કેટલાક કર માફ કરવા માટે રૂ ૩૯૦૦૦ ની મોટી રકમ ખર્ચી હતી. તેમજ ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો આપવા, વિદ્વાનોને બક્ષિસ આપવા, તથા રોગી અને દુખિયારા લોકોને અન્નવસ્ત્રાદિક આપવા માટે રૂ ૧૧૦૦૦ ખર્ચ્યા હતા. એ

શિવાય બીજાં પરચુરણ ધર્મનાં ખાતાઓમાં કેટલીક ન્હાની મોટી રકમોની બક્ષિસ કરી હતી. વળી એજ દિવસે તેમણે પોતાના "પબ્લિકગાર્ડન" નામે બગીચાનું નામ ફેરવીને માજી પોલિટિકલ એજંટ મી. પીલનું નામ આપીને તેને "પીલ ગાર્ડન" ઓળખવા જણાવ્યું હતું. તથા શિહોરા ગામથી ઘોઘા(?) વદરના બંદર સુધી ૫૯ મૈલની સડકનું નામ મુંબઇના ગવર્નર લૉર્ડ રે સાહેબનું નામ આપીને તેને "રે રોડ" તરિકે ઓળખવા જણાવ્યું હતું.

મહારાજા શ્રી સર તખ્તસિંહજી સને ૧૮૯૩ ની સાલમાં ઇંગ્લાંડની મુસાફરીએ પધાર્યા હતા. ત્યાં તેમને સારૂં સન્માન મળ્યું હતું.

મહારાજા શ્રી સર [illegible]ખ્તસિંહજી ઘણા ઉદાર દિલના હતા. આગળ જણાવવામાં આવેલી ઉદારતા શિવાય કર્નલ વૉ[illegible]સનના સ્મરણાર્થ ફંડમાં રૂ ૫૦૦૦, સને ૧૮૮૯ ની સાલમાં સુરતમાં લાગેલી ભયંકર આગ[illegible]માં લાચાર થયેલા લોકોને માટે ઉભા કરેલા ફંડમાં બે રકમે થઇને રૂ ૭૦૦૦, ગ્રાંટ મેડિકલ કૉલેજ[illegible] સાથે સંબંધ રાખતી હૉસ્પિતાલના દરદિઓની માવજત કરવાનું કઠણ કામ માથે લેનારી [illegible] બાનુઓને મદદ કરવા માટે રૂ ૩૦૦૦૦, મુંબઇની વિક્ટોરિયા જ્યુબિલી ટેકનિકલ ઇન્સ્ટિટયુટ[illegible]માં નામદાર મહારાણી શ્રીનું અર્ધ કદનું બાહાવલું મૂકવા માટે રૂ ૫૦૦૦, હિંદના લોકપ્રિય વ[illegible]ઇસરૉય લૉર્ડ રિપન સાહેબના ફંડમાં રૂ ૧૦૦૦૦, ગુજરાત કૉલેજ ફંડમાં રૂ ૨૦૦૦૦, સિ[illegible]ધિયા સ્ટેટ કૉલેજ ફંડમાં રૂ ૧૦૦૦, વડવાણ ગરશિઆ સ્કુલની બીજી વીંગ બાંધવા માટે [illegible] રૂ ૧૦૦૦૦ મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં જ્યોતિષ શાસ્ત્રપર છેલ્લી શોધો પ્રમાણે અગા[illegible]યનું અજવાળું નાખનાર "સ્પેક્ટ્રોસ કૉપિક લેબૉરેટરી" સ્થાપવા માટે રૂ ૫૦૦૦, એ પ્રમાણે બીજી પણ ઘણીક ન્હાની મોટી રકમોની સખાવતો એ નામદારે કરી હતી. એ બધી રકમોનો જો સરવાળો કરીએ તો લાખો રૂપિયાનો થાય.

એ શિવાય કેટલાંક ખાતાઓમાં તો એ નામદારે દર વર્ષની સખાવતો આપવી જારી રાખી હતી. રાજકોટનાં જૂદાં જૂદાં ખાતાઓને તેઓ દર વર્ષે પંદરથી વીસ હજાર રૂપિયાની મદદ આપતા હતા. વળી મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં, તથા સ્કુલ ઓર આર્ટસમાં, અને પુના એનજીનિયરીંગ કૉલેજમાં, ઇત્યાદિ બીજાં ઘણાંક ખાતાઓમાં તેમણે સંખ્યાબંધ સ્કૉલરશીપો સ્થાપિ હતી. વળી તે નામદાર દરેક સારા ગ્રંથકર્તાઓને તથા વિદ્વાન પુરૂષોને સારો આશ્રય આપી ઉત્તેજિત કરતા હતા. તે નામદારે રાજ્યાસનપર બિરાજ્યા પછી રાજ્ય સુધારાનાં તથા પ્રજા હિતાર્થનાં અનેક કાર્યો કર્યાં હતાં. મેડેસુલની મોજણીનાં બે મોટાં અને નૂતન ખાતાં સ્થાપ્યાં હતાં. અને ખેડુતોની પાસેથી મહસુલની લેવાતી ભાગવટાની રીત રદ કરીને તેને બદલે ખાતાબંદિની સરસ રીત દાખલ કરી હતી. પ્રજામાં સુલેહ સંપ જાળવવા માટે તેમણે ડિસ્ટ્રીક્ટ પોલીસ ઉભી કરી હતી. એ શિવાય અનેક પ્રજાપયોગી સુધારા દાખલ કરીને પ્રજાનો પ્યાર મેળવ્યો હતો. આ સુધારાઓ દાખલ કરવામાં તેમના કાબેલ અને અનુભવી સલાહકારોએ ઘણી મદદ કરી હતી. તેથી તેમને પણ ઘણી શાબાશી ઘટે છે. મહારાજા શ્રી સર તખ્તસિંહજીએ જેમ રાજ્ય તથા પ્રજાની આબાદાની વધારી હતી, તેમ એ નામદારે રાજ્યની રચના પણ ઘણી સુંદર કરી હતી. ભાવનગર શહેરનો ઘણો ખરો દેખાવ મહારાજા શ્રી સર તખ્તસિંહજી

પિતાશ્રીએ કરી હતી. પોતાના આ કુંવર ભણી ગણીને સારા વિદ્વાન થાય, એવી નામદાર ઠાકોર સાહેબથી રવાજીની ઇચ્છા હતી. તે ઇશ્વર કૃપાથી દિનપરદિન સિદ્ધ થતી ગઇ હતી. શ્રી વાઘજી સાહેબ પોતે પણ વિદ્યાભ્યાસ કરવામાં ઘણી ઉલટથી શ્રમ લેતા જણાતા હતા. તે જોઇને તેમના પિતાશ્રીને ઘણો આનંદ થતો હતો. એટલામાં દૈવયોગે એવું બન્યું કે, ઠાકોર સાહેબશ્રી રવાજી સને ૧૮૭૦ માં એકાએક કૈલાસવાસી થયા. તેથી એજ વર્ષના ફેબ્રુવારી મહિનાની ૧૭ મી તારીખે શ્રી વાઘજી સાહેબ મોરબીની ગાદીએ બેઠા, પરંતુ એ સમયે તેમનું વય માત્ર ૧૩ વર્ષનું હોવાથી તેઓ યોગ્ય ઉમ્મરના થતાં સુધી નામદાર બ્રિટિશ સરકારે એ રાજ્યનો વહિવટ એજન્સીની દેખરેખ હેઠળ લીધો, અને રા. બા. શંભુપ્રસાદ લક્ષ્મીપ્રસાદને તથા જુંજા સખીદાસને જોઇંટ એડમિનિસ્ટ્રેટર તરિકે ઠરાવ્યા હતા. આ જોઇંટ ખાતુ આશરે નવ વર્ષ સુધી રહ્યું હતું. અને તે દરમિયાન નામદાર ઠાકોર સાહેબ રાજકોટની રાજકુંમાર કૉલેજમાં વિદ્યાભ્યાસ કરતા હતા. તેમાં તેમણે પોતાની ચપળતા અને બુદ્ધિનો પ્રકાશ એવો તો સરસ પાડ્યો હતો કે, તેમના શિક્ષક ગુરૂઓ આનંદ પામીને વારંવાર વખાણ કરતા હતા. તેઓ દરેક પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થતા હતા. અને પોતાના સાથી રાજકુંવર વિદ્યાર્થીઓ સાથે એટલા બધા પ્યારથી હળીમળીને રહેતા હતા કે, જેથી સર્વે જણ તેમને ઘણીજ મમતાથી ચાહતા હતા. વળી કૉલેજમાં દર વર્ષે થતી અંગ કસરતોની રમતોમાં પણ તેઓ સારો દેખાવ આપતા હતા.

સને ૧૮૭૭ માં ઠાકોર સાહેબે કૉલેજ છોડી હતી. તે પછી કેપ્ટન હંટ્રી સાહેબની સાથે તેઓ હિંદુસ્થાનના પ્રવાસે નિકળ્યા હતા. એ પ્રવાસમાં તેમણે ઘણાંક નામાંકિત નગરો તથા સ્થાનો જોયાં હતાં, અને દરેક સ્થળનો સારો અનુભવ મેળવ્યો હતો. ત્યાર પછી તેમની હોંશિયારી અને કાબેલિયત જોઇને રાજ્યકારભાર વિષેની પુરતી વાકેફગારી આપવાના વિચારથી નામદાર સરકારે તેમને રા. બા. શંભુપ્રસાદની સાથે તા. ૨૫ મી સપટેમ્બર સને ૧૮૭૭ થી જોઇન્ટ એડમિનિસ્ટ્રેટર તરિકે નિમ્યા હતા. તેમાં તેમણે એવી તો સરસ ચાલાકી અને ખંતથી રાજ્યવહિવટમાં કુશળતા મેળવી કે, નામદાર બ્રિટિશ સરકારે તેમને તેમના રાજ્યની તમામ સત્તા તેમની ૨૧ વર્ષની વયે, એટલે તા. ૫ મી

ઇના ગવર્નર સર રીચર્ડ ટેમ્પલને હાથે કરાવી હતી. એ પ્રસંગે નામદાર ગવર્નર સાહેબે એક સંભાષણ કરતાં ઠાકોર સાહેબશ્રી સર વાઘજી બહાદુરનાં એવાં સ્તુત્ય કામોની પુષ્કળ તારિફ કરી હતી. એ પુલ બંધાવવા પાછળ ઠાકોર સાહેબે એકંદર રૂ ૩,૫૦,૦૦૦ નો ગંજાવર ખર્ચ કર્યો હતો.

સને ૧૮૮૦ ના ફેબ્રુવારી મહિનાની ૨૮ મી તારીખે નામદાર ઠાકોર સાહેબે મોરબીમાં એક સુંદર બજાર બાંધવાનો પાયો નાખવાની ક્રિયા કરી હતી. એ બજારની બાંધણી એવી તો ઉત્તમ પ્રકારની શોભાયમાન નિવડી છે કે, તેનો જોટો આખા કાઠિયાવાડના કોઇ પણ શેહેરમાંથી મળવો મુશ્કેલ છે. એવો સુંદર અને રમણિય બજાર બંધાવવામાં નામદાર ઠાકોર સાહેબે ઘણીજ કાળજી, અને પરિશ્રમ વેઠ્યો છે. એજ વર્ષના મે મહિનાની ૨૨ મી તારીખે નામદાર ઠાકોર સાહેબે પોતાના ઉપયોગને માટે ખાસ બંધાવેલા એક મોટા અને સુંદર મેહેલનું વાસ્તુ કર્યું હતું. એ પ્રસંગે તેમણે જૂદે જૂદે સ્થળેથી ઘણાક વિદ્વાન બ્રાહ્મણોને સન્માન પૂર્વક તેડાવ્યા હતા. તેમણે વેદિક મંત્રોથી વાસ્તુને લગતી સર્વ ક્રિયા કરી હતી. એ દિવસે ઠાકોર સાહેબે પોતાની તમામ પ્રજાને જમાડી હતી. તેથી સર્વત્ર આનંદ પથરાઇ ગયો હતો. એજ વર્ષના આગસ્ટ મહિનાની ૨૮ મી તારીખે નામદાર ઠાકોર સાહેબે એક "નજરબાગ" બનાવી તેની અંદર શ્રી નંદેશ્વરની સ્થાપના કરી હતી. એજ વર્ષના ડીસેમ્બર મહિનાની ૨૫ મી તારીખે મોરબીમાં સારા પાયા ઉપર એક છાપખાનું સ્થાપન કર્યું હતું. એ છાપખાનામાં હાલ "સ્ટીમ પ્રેસ" ચાલે છે, અને તેમાં કેટલેક સામાન ખાસ વિલાયતથી મંગાવ્યો છે, કે જેનો જોટો હિંદનાં ઘણાં થોડાં છાપખાનામાંથી મળી શકે.

સને ૧૮૮૧ માં નામદાર ઠાકોર સાહેબે પોતાના રાજ્યમાં ખાતાબંદી "વીઘોટી" નું કામ શરૂ કર્યું હતું, જે ઘણીજ ફતેહમંદીથી સને ૧૮૮૭ માં સમાપ્ત થયું હતું.

સને ૧૮૮૩ ના એપ્રિલ મહિનાની ૧ લી તારીખે નામદાર ઠાકોર સાહેબ શ્રી સર વાઘજી બહાદુર યૂરોપના પ્રવાસે પધાર્યા હતા. અને પોતાના રાજ્યનો તમામ અખત્યાર આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટ મી. ફરનાન્ડિસને તેઓ સોંપી ગયા હતા. યૂરોપમાં તેમણે ઘણે સ્થળે ફરીને પુષ્કળ બાબતોનો અનુભવ મેળવ્યો હતો. તેઓ યૂરોપમાં પ્રવાસ કરતા હતા, તેવામાં એટલે તા. ૧૯ મી સપટેમ્બર સને ૧૮૮૩ ના રોજ તેમનાં રાણીશ્રીને પેટે એક પાટવી કુંવરનો જન્મ થયો હતો. એ ખુશ ખબરથી તેમની પ્રજામાં સર્વત્ર આનંદ પથરાઇ ગયો હતો. નામદાર ઠાકોર સાહેબ યૂરોપનો પ્રવાસ પૂરો કરીને સને ૧૮૮૩ ના ડીસેમ્બર મહિનાની ૨૭ તારીખે પોતાના નગરમાં સુખરૂપ પધાર્યા હતા. ત્યારે તેમની પ્રજાએ તેમને ઘણાજ સન્માન સાથે વધાવી લીધા હતા. તેમણે યૂરોપનો જે સારો અનુભવ મેળવ્યો હતો, તેનો ઉપયોગ પોતાના રાજ્યમાં કેટલાક રાજ્યના સુધારા દાખલ કરીને તે દ્વારાએ કર્યો હતો. તેઓ વિલાયતથી કેટલેક કિંમતી સરંજામ તથા કેટલાંક ઉપયોગી યંત્રો સાથે લેતા આવ્યા હતા.

સને ૧૮૮૪ ના જાનેવારી મહિનાની ૧ લી તારીખથી નામદાર ઠાકોર સાહેબે પોતાના છાપખાનામાંથી પોતાના રાજ્યને લગતું એક દરબારી ગેઝિટ ચાલતું કર્યું છે. તેનાં

નામદારની ઇંગ્લાંડ અને અમેરિકાની મુસાફરી વિષેના જે જે આનંદ ઉપજાવનારા વર્તમાન અમે અત્યંત કાળજીથી વાંચતા હતા, તે વિષે વર્ણન કરવાની કાંઇ અગત્યજ રહેતી નથી. મલિકા માયાઝમા મહારાણીશ્રીએ આપ નામદારને "નાઇટ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એમિનન્ટ ઑર્ડર ઓફ્ ધી ઇનડીયન એમ્પાયર" નો માનવતો અને અતિ લક્ષચાવનારો ખેતાબ બક્ષિસ કર્યા વિષેના સંતોષ ઉપજાવનારા સમાચાર મળ્યા, ત્યારે અમને અત્યંત મગરૂરી અને ખુશાલી ઉત્પન્ન થઇ હતી. આપ નામદારને આ ખેતાબ મળ્યો તે, તેમજ ગયા ફેબ્રુવારી માસમાં હિંદ મધ્યે નામદાર મહારાણીશ્રીના ઉજવાએલા જ્યુબિલી અવસરે આપ નામદારના રાજ્યને કાઠિયાવાડમાં પહેલા વર્ગોની પંક્તિમાં મૂકવામાં આવ્યું, તે દર્શાવે છે કે, એક રાજ્યકર્તા તરિકેના આપ નામદારના ઉમદા ગુણોથી આપ મલિકા માયાઝમા મહારાણીશ્રીનાં વખાણ અને કદર સંપાદન કરવાને નિષ્ફળ થયા નથી. અને મલિકા માયાઝમા મહારાણી શેહેનશાહબાનુને હસ્તે આપ નામદારને મળેલા ખેતાબ માટે આપને અત્યંત દિલોજાનીથી મુબારકબાદી આપવાને અમે રજા લેઇએ છીએ. આપ નામદાર દીર્ઘાયુષ ભોગવો તથા આપની પ્રજાની આબાદાની અને સંતોષ મેળવવા અર્થે આપ નામદાર લાંબો વખત સુધી રાજ્યપદપર રહો, એવી ઇશ્વરને અમે પ્રાર્થના કરીએ છીએ.

આપ નામદારના રાજ્ય અને તેની પ્રજાની સ્થિતિ સુધારવાને આપ નામદારે હમણાં જે જે કર્યું છે, તેનો વિચાર કર્યાથી અમને જણાવવાની રજા આપશો કે એક રાજ્યકર્તા, જે પોતાની પ્રજાનુ ભલુ કરવામાં અતિ કાળજી રાખતા તથા પ્રકાશિત થયેલા વિચારો ધરાવતા એકદમ જાહેર થયા છે, તે આપ નામદારજ હોવાથી અમને દરેક યોગ્ય અપેક્ષા રહે છે કે આગળ કરતાં ભવિષ્ય પ્રકાશિત છે. આ વિશેની કિંમતી સાબિતિ આપ નામદારે હમણાંજ મોરબી રાજ્યમાં વિધ વિધ સુધારા કરીને બતાવી આપી છે. આપ નામદારનો અમલ રાજ્યનુ ભલું કરવામાં ફતેહ પામ્યો છે. તેનો ઉમદો પુરાવો આપ નામદારે કરેલાં નીચલાં કાર્યો છેઃ—મોરબી રેલવે, મોટા મોટા પુલો, મોરબી લાઇબ્રેરી, ટર્નિંગ ફેક્ટરી, દરબારગઢની નવી નવી બિલ્ડિંગો, શોભાયમાન બજાર, ઇલેક્ટ્રીક લાઇટ અને ટેલિફોન વગેરે; અને હમણાં આપ નામદાર દુનિયા મધ્યેના અત્યંત સુધરેલા અને આગળ વધેલા દેશોની મુલાકાત લેઇને કિંમતી અનુભવ અને અસર મેળવી પાછા ફરો છો, તેથી આપ નામદારનું રાજ્ય હાલના કરતાં વધારે ફાયદાઓ સંપાદન કરવાને શક્તિમાન થશે. એમ માનવાને અમે આપ નામદારની બીજી પ્રજા સાથે શક ધરાવતા નથી.

વળી અમને જણાવતાં અત્યંત ખુશાલિ ઉત્પન્ન થાય છે કે, આપ નામદાર કેળવણીના પરમ મિત્ર છો. આપ નામદારે સ્વદેશમાં કેળવણીની શાળાઓની વૃદ્ધિ કરી છે એટલુંજ નહિ પરંતુ હમણાં આપ નામદારે કેળવણીમાં આગળ વધેલા મેસર્સ દલપતરામ અને પ્રાણજીવનને ઇંગ્લાંડમાં અભ્યાસ કરવા માટે મોકલીને જાણીતી ઉમદા ઉદારતા કરી છે. તેથી અમારાં અંતઃકરણ સંતોષથી ઉભરાઇ ગયાં છે.

છેવટે અમે પુનઃ આપ નામદારને આ કિનારાપર સહિસલામત પાછા ફરવા માટે અત્યંત વફાદારીથી આવકાર આપવાની રજા લેઇએ છીએ. આપ નામદાર પૂર્ણ તનદુરસ્તી અને કૈસન સહ આપની પ્રજામાં પધારવાથી અમને મોટામાં મોટો આનંદ થયો છે. ઇ-

શ્વર પ્રત્યે હમેશાં અમારી એવી પ્રાર્થના છે કે, તે પોતાની સરસમાં સરસ કૃપાની દૃષ્ટિ આપ નામદારપર કરે."

ઉપરના માનપત્રનો ઉત્તર નામદાર ઠાકોર સાહેબે ઇંગ્રેજી ભાષામાં નીચે પ્રમાણે આપ્યો હતો:—

"ગૃહસ્થો,

હમણાં તમોએ જે માનપત્ર મને આપ્યુ, તે સારૂ તેમજ તેની અંદર મોરબીના રાજ્યના તમો વતની છો, તેને માટે જે સ્નેહ અને વફાદારી બતાવી છે, તે સારૂં હું તમારો સઘળાનો ઉપકાર માનું છું કૈસરેહિંદ મહારાણીશ્રીના જ્યુબિલીના માંગલિક અવસર ઉપર મારે વિલાયત જવું થયું, તે બિના મને અત્યત ખુશી અને સંતોષનું કારણ નિવડ્યું છે. કહેવાને મને મોટી ખુશી ઉત્પન્ન થાય છે કે, મહારાણી સાહેબની મુલાકાત મેં જ્યારે લીધી, ત્યારે તેઓ મારી સાથે ઘણા પ્રેમથી વર્ત્યા, અને મારી સાથે મેહેરબાની ભરેલી રીતે વાતચીત કરી. બીજી વાતોની સાથે મને મહારાણીશ્રીએ કહ્યું કે હું હિંદુસ્થાની ભાષાનુ અધ્યયન કરૂં છું. આ ઉપરથી જણાઇ આવે છે કે આપણો દશ, જે તેમનાં મહાન્ રાજ્યોનો એક અગત્યનો ભાગ છે, તેના ઉપર તેમનો કેટલો પ્યાર અને કાળજી છે, ને તેને મહારાણી શ્રી કવો કિમતી ગણે છે. મારા રાજ્યમાં સુધારાનાં તથા બીજા પ્રજાહિતનાં કામો થયાનું તમે કહો છો, પરંતુ તમે સારી રીતે જાણો છો કે રાજ્યકર્તા તરિકે તે મારી ફરજ છે; ને એમ હું ન કરૂં તો મારી ખામી કહેવાય. મારી પ્યારી રૈયત માટે હજીપણ વધારે કરવાને મને પરમેશ્વર શક્તિવાન કરો. મારી રૈયતનું કલ્યાણ તથા આબાદાની, એ મારા અંતઃકરણની મોટી ઇચ્છાઓ છે. તમે આટલો જાહેર જુસ્સો, હિંમત, અને ઉદ્યોગીપણું ધરાવો છો, તે તથા આ અગત્યના અને વેપારના મથકના મોટા ટાપુમાં રહી આબાદાની ભોગવો છો, તે જોઇને હુ ઘણો રાજી થાઉં છું. તમને સારી સ્થિતિમાં જોઇને, તેમજ આ પ્રસંગે હું ઇગ્લાંડ અને અમેરિકાથી પાછો આવતાં માનપત્ર આપવા તમે આવ્યા છો, તેથી મને બેહદ હર્ષ ઉત્પન્ન થાય છે. ગૃહસ્થો, જે શુભ ઇચ્છાઓ તમે તમારા માનપત્રમાં મારે માટે બતાવો છો, તે માટે હું તમારો પુનઃ ઉપકાર માનું છું."

એ પ્રમાણે ભાષણ સમાપ્ત થયા પછી મેળાવડો બરખાસ્ત થયો હતો. બાદ તા. ૮ મી ડીસેમ્બર સને ૧૮૮૭ ના રોજ નામદાર ઠાકોર સાહેબ મુબઇથી નિકળીને તા. ૧૦ મીના રોજ પોતાના પાયતખ્ત શેહેર મોરબીમાં પધાર્યા હતા. ત્યાં તેમને પોતાની પ્રજા વગેરે તરફથી ભારે સન્માન મળ્યુ હતું બાદ તા. ૧૩ મીના રોજ તેમની પ્રજાએ નીચે પ્રમાણે માનપત્ર આપ્યું હતુઃ—

"શ્રીમંત મહારાજા ધિરાજ ખુદાવિંદ ઠાકોર સાહેબશ્રી,

સર વાઘજી બહાદુર કે. સી આઇ. ઇ.,

માનવંતા મહારાજા સાહેબ,

અમો નીચે સહી કરનાર આપની હમેશાની વફાદાર પ્રજા આપને ઘણા હર્ષ

માનની સાથે જણાવવાની રજા લેઇએ છીએ કે, આપ નામદાર સાહેબ ઇગ્લાંડ અને અમેરિકા જેવા સુધરેલા પ્રદેશોની વિકટ મહાયાત્રા કરી ત્યાંથી સંપાદન કરેલી મોટી કીર્તિ ઇસકાળ અને આરોગ્યતાની સાથે લાંબી મુદતે સ્વભૂમિમાં પધાર્યા તેથી અમોને જે અપૂર્વ આનદ થાય છે, તે દર્શાવવાને અમારી પાસે પુરતા શબ્દો નથી.

આપે જ્યારથી આ રાજ્યની સ્વતંત્ર લગામ આપના હાથમાં લીધી, ત્યારથી જો કે આપે આપના સ્વાભાવિક ઉમદા વિચારથી પ્રજાહિતનાં કામ કરવા તરફ આપનું દીલ પુરેપુરૂં લગાડ્યું હતું, તોપણ આપના ઇગ્લાંડના પહેલ વહેલા પ્રવાસમાં આપ એ ચઢિઆતા દેશના રાજ્યકાર્યભારનો તથા ત્યાંની સુધરેલી સ્વતંત્ર પ્રજાની ચઢતી સ્થિતિનો અચ્છી રીતે અનુભવ કરી આવ્યા પછી આપે એવી તો સરસ રાજ્યનીતિ ચલાવીને એવાં તો પ્રજા ઉપયોગી કામો કીધાં (રેલવે વગેરે આપણી નજર સમક્ષ છે.) કે જેથી માયાળું બ્રિટિશ સરકારે આપના સદ્ગુણની કદર કરીને જે સ્વભૂમિને માટે અમો હમેશાં મગરૂબ છીએ, તેને એટલે આ સ્વસ્થાનને ફર્સ્ટ કલાસના ચઢતા દરજ્જામાં મૂક્યું, એ ખુશ પ્રસંગે અમોને રાજ્યભક્તિ બતાવવાને માટે માનપત્રના આકારમાં એક અમુલ્ય તક આપી હતી. જેને લાંબી મુદત નહિ થયેલી હોવાથી અમારી યાદદાસ્તમાં હજી તે તાજીજ છે. તેટલામાં આપ ફરીને કૃપાળુ મહારાણીશ્રીના "જ્યુબિલી" મહોત્સવ ઉપર વિલાયત પધાર્યા, તથા ત્યાં આપે આપની ચપળ બુદ્ધિ અને ઉત્તમ પ્રકારની શક્તિ બતાવી, જેની ખુશીમાં તેઓ નામદાર સાહેબે આપને "કે. સી. આઇ. ઇ." નો માનવંતો ખેતાબ આપી અમોને બીજી વખત માનપત્ર આપવાની ભાગ્યશાળી તક બક્ષી છે, તેથી અમારા અંતઃકરણમાં થતા અપાર આનંદનું વર્ણન કરવાને અમો અશક્ત છીએ.

આ પ્રસંગે અમો આપને જણાવવાની રજા લેઇએ છીએ કે, કાઠિયાવાડમાં બીજાં સ્વસ્થાનોની પ્રજાનો રાજ્ય સાથેનો સંબંધ અમારા આ રાજ્ય સાથેના સંબંધ સાથે સરખાવતાં અમોને પરમ સંતોષ પેદા કરનારો છે. અમારા ઘણી લાંબી મુદતના અનુભવ વડે કહેવાને શક્તિવાન થઇએ છીએ કે, કોઇ પણ રાજ્ય પોતાની પ્રજાને બચ્ચાં તુલ્ય ગણી લાડ લડાવતું હોય, ને પોતે પિતા તરિકે શોભા પામતું હોય, તો આ રાજ્ય તેનો અપૂર્વ નમુનો છે. એમ કહેવાને અમને કોઇ પણ પ્રકારે હરકત નથી.

આપના મહત્ પૂર્વજોના વખતથી આ રાજ્ય સાથેનો અહિંની પ્રજાનો એવો અ-વિચ્છિન્ન સ્નેહવાળો સંબંધ ચાલ્યો આવે છે કે, જેને લીધે રાજ્ય તથા પ્રજા ચઢતી આ-બાદી ભોગવતાં આવ્યાં છે. રાજ્યની તથા પ્રજાની ચઢતીનો ખરો આધાર રાજ્યકર્તાના ચોખ્ખા ઇન્સાફ અને વ્યાપાર વૃદ્ધિ કરવા તરફનાં લક્ષ, એ બંને ગુણો ઉપર રહેલો છે. જે સર્વોત્તમ ગુણો કુદરતી રીતે આપનામાં રહેલા હોવાથી આપે પણ આપની રૂડી રા-જ્યનીતિ તથા કાબેલિયતથી એ બંને બાબતની વૃદ્ધિ કીધી છે. રાજા પ્રજા વચ્ચેનો એ-ક સંપ એ ઉભય પક્ષને ફાયદાકારક અને પરસ્પર મજબુતી આપનારો છે. જે રાજની-તિજ્ઞ મહાન પુરૂષોનો સ્પષ્ટ અભિપ્રાય આપે એજ પ્રસંગે પ્રજાએ આપેલા માનપત્રના જ-વાબમાં સ્પષ્ટપણે સૂચન કર્યો હતો, એ આપના કહેવાના મતલબથી કોઇ રીતે અજા-ણ્યું નથી. એવી ન્યાય રાજ્યકર્તા તરિકેની આપની પ્રજા તરફથી મારી ફરજ [illegible]

વિસારતા નથી. એટલુંજ નહિ, પણ પ્રજાહિતવર્દ્ધક કામો કરવાની યોજનામાં દિન પ્રતિદિન આપ આપનું મન અતિ ઉમંગથી જોડતા આવ્યા છો, એ આપનો અમારા ઉપર ઓછો ઉપકાર નથી. તે સર્વ શક્તિમાન ઇશ્વર પાસે અમારી હમેશની એવી પ્રાર્થના છે કે, આપ સાહેબ દીર્ઘ આયુષ્ય ભોગવો, અને ઘણાં વર્ષ રાજ્ય કરો, તથા આપના રાજ્યની હમેશાં ચઢતી કળા થાઓ.

આપે અમારા હિત માટે જે જે લાભકારી પગલાં ભર્યા છે, અને જેને લીધે અમો હાલ સુખ શાન્તી અને આબાદી ભોગવીએ છીએ, તે અમોએ અમારા પહેલા માનપત્રમાં રોશન કર્યું છે. જેથી તે પુનઃ દોરવવા દુરસ્ત ધારતા નથી. પરંતુ તેથી અમારા ઉપર થયેલા આપના અગણિત ઉપકારો પ્રદર્શિત કરવા આ ખુશ અને ઉમદા પ્રસંગે આ માનપત્ર અમારા અંતઃકરણના આનંદના ઉમળકાથી આપ નામદાર સાહેબને અર્પણ કરીએ છીએ. તથા આ શુભ તકનો લાભ લેઇ જણાવવાની રજા લેઇએ છીએ કે, આપની ગેરહાજરીમાં આ રાજ્યની લગામ આપે દિવાન સાહેબ મેહેરબાન મહાદેવભાઇને સુપરદ કરેલી હોવાથી તેઓ સાહેબે અમારા ઉપર સમદ્રષ્ટિ રાખી જે રાજ્યનીતિ ચલાવી છે, તેથી અમોને સંતોષ થયો છે, અને તેને માટે અમો તેઓ સાહેબનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ."

ઉપરના માનપત્રનો પ્રત્યુત્તર નામદાર ઠાકોર સાહેબે યોગ્ય રીતે આપ્યો હતો. જેથી સર્વને પૂર્ણ આનંદ થયો હતો.

સને ૧૮૮૮ ના માર્ચ મહિનાની ૨૦ મી તારીખે નામદાર ઠાકોર સાહેબે મોરબીમાં પોતે બંધાવેલા રમણિય બજારમાં એક સુંદર મિનારો બાંધવા માટેનો પાયો નાખવાની શુભ ક્રિયા કાઠિયાવાડના પોલિટિકલ એજંટ કર્નલ વુડહાઉસની પાસે કરાવી હતી. તે પ્રસંગે ઠાકોર સાહેબે એક સુંદર ભાષણ ઇંગ્રેજી ભાષામાં નીચે પ્રમાણે વાંચ્યું હતું:—

"ગૃહસ્થો,

કર્નલ વુડહાઉસ સાહેબે આજથી લગભગ આઠ વર્ષ પહેલાં મને ગાદીનસીન કર્યો, તે પ્રથમના સંબંધ જોડે આજ બીજા સંબંધથી જોડાવાને તેઓ સાહેબ અહિં હાજર છે, તેથી મને ખાસ ખુશાલી ઊત્પન્ન થાય છે. તે વખતથી મારાં રાજ્ય તથા રૈયતને સુધારવા, તથા તેમના હિતનાં કાર્યો કરવા માટે મેં બનતો પ્રયત્ન કર્યો છે. આઠ વર્ષ પહેલાં મને રાજ્યકારોબારમાં તેમણે દાખલ કર્યો, ત્યારથી આગળ વધતો સુધારો—તે પણ ખરી રીતનો સુધારો કર્નલ વુડહાઉસ સાહેબ જોઇ શકશે, એમ હું ધારૂં છું. પોલિટિકલ એજંટ તરિકે તેઓ સાહેબની કારકીર્દિના દરમિયાન કાઠિયાવાડે સુધારાનો મોટો પ્રચાર તથા આગેવાની કરી છે. રેલવેઓ બાંધવાનાં કામ ઉઠાવવામાં આવ્યાં છે. કેટલીક રેલવેઓ તો બંધાઇ ચૂકી છે, અને તે ખુલ્લી પણ થઇ છે. કેટલીએક બધાય છે, અને કેટલીક તો વળી મંજુરી માટે રાહા જોઇ રહેલી છે. જેવી કે રાજકોટ સુધી મોરબી લાઇન વધારવાને સરકારની મંજુરીનીજ માત્ર રાહા જોઉં છું. આ સઘળા સુધારાનો પક્ષે દરજ્જે ખરો રસ્તો છે, એમ ખુશીની સાથે હું માનું છું. તેઓ સાહેબનો વખત સુધારાના પ્રચાર રૂપજ છે, એમ રૂડી રીતે કહી શકાય, ને હું પણ જમાનાના પ્રચાર સાથે આગળ

વધવા પ્રવત્ત કરતો આવ્યો છું. મારી રૈયત અને રાજ્યને સુધારવાં, એમ મારી ઇચ્છા તથા ઉદ્દેશ હોતો આવેલો છે, અને હજી પણ છે. એ બંનેને માટે હું મગરૂર છું. હિંદુસ્થાનના બીજા ભાગના લોકો ચાલતા જમાનાની સાથે સુધરતા જાય છે, તેમ મારી રૈયત આગળ વધતી ન જાય, તેનું કંઇ કારણ હું જોતો નથી. નવા વિચાર અને નવાં કામના લાભ લેનાં તેઓ શિખે, અને જે શક્તિ ઇશ્વરે તેમને આપી છે, તે પોતાના લાભને અર્થે કામે લગાડવા તેઓ જાગૃત થાય, એમ હું ચાહું છું.

સલાહ, શાન્તી, સુધારો, અને આબાદી, એ આપણાં સત્ર હોવાં જોઇએ. તેમાં સલાહ તથા શાન્તી પ્રજાને કેળવવાથી અને તેમને સુધારાના લાભ આપવાથી ઉત્કૃષ્ટ રીતે સંપાદન થઇ શકે છે. સુધારો તો તેઓએ જાતેજ કરવો જોઇએ. અને પરિણામ રૂપે આબાદી તો પછી થાયજ. જાહેર બાંધકામોથી રાજ્ય સુશોભિત થાય છે. ને તેવાં કામો હું મોરબીમાં યથાશક્તિએ કરૂં છું. આઠ વર્ષ પહેલાં આ બજાર જે સ્થિતિમાં હતો, તેના કરતાં હાલની તેની સ્થિતિ તદન જુદીજ છે. ને હવે તેને પરિપૂર્ણ કરવા આજે આપણે અત્રે એક ઘડીયાળના મિનારાનુ ખાતમુહૂર્ત કરવા એકઠા થયા છીએ. અત્રે ફક્ત ઘડીઆળ રાખવાનો મિનારો થશે, એટલુંજ નહિ, પણ શેહેરના માજીસ્ટ્રેટ, અને પોલીસની ઓફીસ પણ થશે. જેથી તેમને શેહેરની અને કામની મધ્યમાં રહેવાનું બનશે. કર્નલ વુડહાઉસ સાહેબ, આપેજ મને મારી ગાદીનસીન કર્યો, આપે મને લાંબી મુદત થયાં ઇચ્છેલો ઇલકાબ મળતાં, અને આ રાજ્યને પહેલા કલાસમાં ચઢતાં જોયું, આપ મારી સાથે વિલાયત પધાર્યા, અને મહારાણીશ્રી કૈસરેહિંદ સરકારે જ્યારે મારી મુલાકાત લીધી, ત્યારે મારી સાથે રહ્યા. મેં જે જે કર્યું છે, તે પણ આપે જોયું છે, ને મારા ગુણ અવગુણ સૌ જાણો છો. તે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ તરિકેજ માત્ર નહિ, પણ મારી જાતના ખાસ મિત્ર તરિકે આ ઘડીઆળના મિનારાના ખાતમુહૂર્તની આજે ક્રિયા કરવાની હું આપને હવે વિનંતિ કરૂં છું."

ઉપરના ભાષણનો પ્રત્યુત્તર આપતાં કર્નલ વુડહાઉસ સાહેબે નામદાર ઠાકોર સાહેબની પ્રશંસનિય રાજ્યકારકીર્દિનાં ઘણાં વખાણ કર્યાં હતાં. તે પછી ઘડીઆળના મિનારાનો પાયો નાખવાની ક્રિયા કરીને સભા વિસર્જન થઇ હતી.

નામદાર ઠાકોર સાહેબશ્રી સર વાઘજી બહાદુરની ઉત્તમ પ્રકારની રાજનીતિ માટે નામદાર મુંબાઇ સરકાર વખતો વખત પોતાના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં ઘણાં વખાણ કરે છે. તે નામદાર પોતાના રાજ્યને માટે તથા પોતાની પ્યારી પ્રજા માટે એટલી બધી કાળજીથી શ્રમ વેઠે છે કે, તેમના જેવા ખંતિલા અને ઉદ્યોગી રાજા કાઠિયાવાડમાં બીજા થોડાજ હશે. તેઓ હમેશાં જાતે દરેક ખાતાની તપાસ લે છે, દરેક કોર્ટપર નિગેબાની રાખે છે, અને દરેક અમલદાર હમેશાં કેટલું કામ કેવી રીતે કરે છે, તેની બરોબર તપાસ રાખે છે. અને તેમ કરતાં જો કોઇ ખાતામાં કંઇ ખામી નજરે આવે છે, અથવા કોઇ અમલદાર પોતાના કામમાં ગાફલ જણાય છે, તો તેની એકદમ નોટીસ લેવા ચૂકતા નથી.

નામદાર ઠાકોર સાહેબ ઉદારતાની બાબતમાં પણ પરમ વિચારવંત ગણાય છે. તેઓ જો કે ઉડાઉ અને બેઅખત્યાર ખર્ચ કરનારા તથા દોલત પૈસા ઉડાવનારા નથી, પરંતુ જ્યાં

જેમ ઘટે ત્યાં તે પ્રમાણેની ઉદારતા વાપરે છે. એટલે કે દરેક બાબતમાં તેઓ નિયમિત-પણેજ વર્તે છે. સને ૧૮૭૭ માં જ્યારે દક્ષિણમાં દુકાળ પડયો હતો, ત્યારે તેમણે પુનામાં ત્રણ અઠવાડીઆં સુધી દરરોજ ૩૦૦૦ ગરીબોને જમાડયાં હતાં. વળી સને ૧૮૭૯માં ગુજરાત–કાઠિયાવાડમાં ભયંકર દુકાળ પડયો હતો, ત્યારે તેમણે પોતાની પ્રિય પ્રજા માંહેલા ભૂખે મરતા રંક જનોને કામે લગાડવા માટે રૂ. ૮૦૦૦ નાં જાહેર બાંધકામો ઉઘાડયાં હતાં. તેથી દરરોજ ૪૦૦૦ ગરીબોને રોજી મળી શકતી હતી. સને ૧૮૮૪ માં લોકપ્રિય, વાઇસરૉય નામદાર લૉર્ડ રીપનના સ્મરણાર્થે ઉભા કરેલા ફંડમાં રૂ. ૧૦૦૦ ની રકમ તેમણે ભરી હતી. એજ પ્રમાણે નામદાર ઠાકોર સાહેબ રાજ્યાસનપર બેઠા પછી ઉદારતાનાં બીજાં અનેક કામો કરતા આવ્યા છે. તે તમામ વિગતવાર દર્શાવતાં બહુ લંબાણ થઇ જાય, તેથી અત્રે બતાવવામાં આવેલ નથી. વિશેષે કરીને તેઓ સાહેબ વિદ્યા વૃદ્ધિનાં કાર્યોને સારૂં ઉત્તેજન આપે છે. વળી તેમણે રાજ્યાસનપર બેઠા પછી રાજ્યને સર્વ પ્રકારે ઘણું દિપાવ્યું છે. તેમણે મોરબી શેહેરમાં ઘણાજ સારા જાહેર રસ્તાઓ બનાવરાવ્યા છે. સુંદર બાગ, સારાં મકાનો, સરસ્વતી મંદિરો, વિજળીના દીવા, ટેલીફોન, ભવ્ય પુલો અને રેલવે જેવાં અનેક ઉપયોગી સાધનો પોતાના રાજ્યમાં દાખલ કર્યા છે. તેથી મોરબીનું રાજ્ય કાઠિયાવાડનાં સર્વોત્તમ રાજ્યોમાંનું એક ગણાય છે.

નામદાર ઠાકોર સાહેબે પોતાના રાજમેહેલની સામે મચ્છુ નદિ ઉપર એક "ઝૂલા-પુલ" બંધાવ્યો છે. તે ઘણોજ સુંદર અને ખુબી ભરેલો છે. એ પુલને લગતો ઘણો ખરો સામાન ખાસ વિલાયતથી મંગાવ્યો હતો, અને તેની પાછળ ઘણો મોટો ખર્ચ કર્યો છે. એ પુલ રાજમેહેલથી નદીની સામેપાર સુધી તદન ઝુલતો—થાંભલા મૂકયા વગરજ બાંધેલો છે. એટલે એક નાકાથી બીજા નાકા સુધી અધર લટકતો છે. માત્ર બને નાકેથી તેને સજ્જડ કરી લીધો છે. પરંતુ તેનો દેખાવ એવો છે કે, જાણે તે પુલ નદીના મસ્તકપર આધાર વિના એમનો એમજ ઉભો હોય ની! એ પ્રમાણે તે પુલનો દેખાવ વિસ્મય પમાડે તેવો છે. એવો પુલ આખા મુબઇ ઇલાકામાં બીજે કોઇ સ્થળે નથી. નામદાર ઠાકોર સાહેબે મોરબીથી વઢવાણ સુધી પોતાને ખર્ચે જે રેલવે બધાવી છે, તેની પાછળ તેમને પુષ્કળ ખર્ચ થયો છે. તેજ પ્રમાણે તેમણે વાંકાનેરથી રાજકોટ સુધી જે રેલવે બંધાવી છે, તેની પાછળ તેમને લગભગ ૨૦ લાખ રૂપિયાનો મહાભારત ખર્ચ થયો છે.

નામદાર ઠાકોર સાહેબ સર વાઘજી બહાદુર સ્વભાવે મળતાવડા અને સાદા છે. તેમને ખોટી ખુશામત સાંભળવી ગમતી નથી. પરંતુ પોતાના દરજ્જાને શોભતી રીતિ પ્રમાણેજ વર્તવાને સર્વદા પસંદ કરે છે. તેઓ ઇંગ્રેજી રીતભાતને કંઇક વિશેષ અનુસરીને વર્તે છે. અને દરેક કામ નિયમસર કરવાને ઘણા ખંતી છે. તેઓ જાતે ન્યાયની કોર્ટમાં બિરાજે છે. અને પ્રજાનાં સુખદુઃખ જાતે સાંભળી વાજબી ન્યાય આપે છે. ઇત્યાદિ અનેક સારાગુણોને માટે તેમની પ્રજા તેમને અતઃકરણ પૂર્વક ચાહે છે, અને શુભ આશિર્વાદ આપે છે.

મોરબીનું રાજ્ય આબાદીમાં સારૂં ગણાય છે. એ રાજ્યના તાબામાં ૭૪૦ ચોરસ મૈલ જમીન, અને ૧૨૫ ગામ છે. તેની એકંદર વસ્તી સુમારે ૯૦૦૦૦ માણસની છે. તથા વાર્ષિક ઉપજ ૮ લાખ રૂપિયાની છે. જે પૈકી શ્રીમંત ગાયકવાડ સરકાર તથા નામદાર

ટિશ સરકારને જમાબંદીના મળીને કુલ ૬૬૧,૫૫૯ દર વર્ષે આપે છે. એ રાજ્યને માટે જો પછવાડે વારસ ન હોય, તો નજરાણો આપ્યા શિવાય દત્તક લેવાની સનંદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી મળી છે. તેમજ એક પાદશાહી વાવટો સને ૧૮૭૭ માં મળ્યો છે. મોરબીના રાજ્યકર્તા જ્યારે બ્રિટિશ છાવણીમાં જાય, ત્યારે તેમને લશ્કરી સલામની અને ૧૫ તોપો ફોડીને માન આપવામાં આવે છે.

---

નામદાર ઇડરના, મહારાજા શ્રી

# સર કેસરીસિંહજી.

## કે. સી. એસ. આઇ.

ઇડરના હાલના મહારાજા શ્રી સર કેસરીસિંહજી સાહેબનો જન્મ સંવત ૧૯૧૭ ના જેઠ શુદ ૩ ના દિવસે થયો હતો. તેમના પિતાશ્રીનુ નામ શ્રી **જુવાનસિંહજી** હતું. ઇડરના મહારાજા જોધપુરના હાલના રાજ્યકર્તાના કુટુંબી રાઠોડ જાતના રજપૂત છે. ઈ. સ. ૧૧૯૩ મા કનોજના છેલ્લા રજપુત રાજા પ્રખ્યાત **જયચંદ રાઠોડ** ઉપર શાહાબુદીન ગોરીએ ચડાઇ કરી તેનો મુલક ઘેર્યો, ત્યારે તે નાસીને ગંગા નદી ઉતરતાં ડુબી મૂઓ હતો. તેના દીકરા **શિઓજી** રાઠોડ સને ૧૨૧૨ માં પોતાની જન્મભૂમિ છોડીને રાઠોડ રજપુતો સાથે મારવાડમાં જઇને વસ્યા હતા. ત્યાં તેમણે ધીરે ધીરે બીજા રાજાઓનો મુલક દબાવીને મારવાડમાં રાઠોડ રાજ્યની સ્થાપના કરી હતી. એ શિઓજીને **અસોથામ**, **સોનીંગ**, અને **અજમાલ** નામે ત્રણ કુંવરો હતા. તેમાથી અસોથામ પોતાના પિતાની પછી મારવાડનો રાજા થયો હતો. અને સોનીંગે ઇડરના ભીલ રાજા **સામળીઆ સોઢ** પાસેથી રાજ્ય પડાવી લેઇને ઇડરમાં રાઠોડ રાજ્યની સ્થાપના કરી. તેના વંશમા રાવ[1] **એ** ઠમલજી, ધવળમલજી, લુણકરજી, ખનહતજી, રણમલજી, રાવ પુંજોજી, નારણદાસ, રાવ **ભાણ**, સુરજમલ, **ભીમસિંહજી**, ભારમલજી, પુંજોજી, નારણદાસ, વીરમદેવજી, કલ્યાણમલ, જગનાથ, પુંજોજી, અર્જુનદાસ, ગોપીનાથ, કરણસિંહ, અને ચંદો (ચંદ્રસિંહજી). એમ અનુક્રમે રાજા થયા. તેમાંના છેલ્લા ચદ્રસિંહજીએ સને ૧૭૧૮ મા વલાસણાના સરદારસિંહને ઇડરનું રાજ્ય સોપી દેઇને **પોળો**માં જઇ ત્યાં પોતાની રાજ્યગાદી સ્થાપી. તેમના વંશજ અદ્યાપિ સુધી પોળોમાં રાજ્ય કરે છે.

એ પ્રમાણે રાવ ચાંદા–ચંદ્રસિંહજીએ પોતાના વડીલોએ સ્થાપેલું ઇડરનું રાજ્ય ખોઇ દીધા પછી એજ કુળના **શિઓજી** રાઠોડ કે જેમણે સને ૧૨૧૨ માં મારવાડમાં જઇને રાઠોડ રાજ્યની સ્થાપના કરી હતી, એમ ઉપર કહેવામાં આવ્યુજ છે. તેમના વડા કુંવર **અસોથામ** પછી ૧૯ મી પેઢીએ જોધપુર (મારવાડ) ની ગાદી ઉપર **અજીતસિંહ** નામે રાજા થયા; તેમના બીજા કુંવર **આનંદસિંહજી**એ સને ૧૭૩૧ માં ઇડરમાં આવીને રા-

---

[1] સોનીંગે 'રાવ' ની પદવી ધારણ કરીને ઇડરમા પ્રથમ રાજ્ય સ્થાપ્યુ હતુ માટે તેના વંશજ 'રાવ' કહેવાયા

જ્યની સ્થાપના કરી. એ આનંદસિંહ પછી તેમના પુત્ર **શિવસિંહજી** ઇડરની ગાદી ઉપર બેઠા હતા. એ શિવસિંહજીને ભવાનીસિંહ, સગરામસિંહ, જાલિમસિંહ, અમરસિંહ, અને ઇંદ્રસિંહ, એ પાચ પુત્ર હતા. તેમા વડા **ભવાનીસિંહજી** પોતાના પિતાની પછી ગાદીએ બેઠા. પરતુ તે માત્ર ૧૨ દિવસમા ગુજરી જવાથી તેમના ૧૩ વર્ષની ઉમ્મરના પુત્ર **ગભીરસિંહજી** ગાદીએ બેઠા. તેમને મારી નાખવા માટે તેમના કાકાઓએ કાવતરૂ રચ્યું, તે પકડાઇ જવાથી તેમને ઇડર બહાર કાઢી મૂકવામાં આવ્યા. પછી સગરામસિંહે અહમદનગરમાં જઇને ગાદી કરી, અને જાલમસિંહ તથા અમીરસિંહે મોડાસા તથા બાયડ પ્રગણાં કબજે કરી લીધા. થોડા વખત પછી જાલમસિંહજી અને અમીરસિંહજી વગર સંતાને મરણ પામવાથી તેમની જાગીરના હક્ક બાબત ઇડર અને અહમદનગરવાળા વચ્ચે કેટલોક વાધો ચાલતો હતો તેનો નિવેડો કરવાનુ કામ કપ્તાન ઔટ્રામને સોંપવામાં આવ્યુ હતુ. તેવામા જોધપુરના મહારાજા વગર સંતાને ગુજરી જવાથી અહમદનગરવાળા શ્રી તખ્તસિંહજીને દત્તક લેવામાં આવ્યા. તેથી એ તકરારનો અત આવ્યો. કેમકે ઇડરવાળી વડી શાખાનો હક હવે અહમદનગરની જાગીર ઉપર થયો આ હકના સબધમાં જોધપુરના મહારાજા તખ્તસિંહજીએ વાધો ઉઠાવ્યો હતો. પરતુ છેવટે સને ૧૮૪૮માં હિંદુસ્તાનની સરકારે એવો નિર્ણય કર્યો કે, અહમદનગરવાળા તખ્તસિંહજી જોધપુરવાળા કુટુબમાં દત્તક થઇને ગયા, માટે ઇડરવાળી શાખા વડિલ હોવાથી અહમદનગરના હકદાર માલિક છે. તેથી અહમદનગર અસલની માફક ઇડર રાજ્ય સાથે જોડાઇ જવુ જોઇએ, અને તે બને ઉપર ઇડરના રાજાનો અધિકાર છે. એ રીતે અહમદનગરનું રાજ્ય ઇડરને પાછુ મળ્યું.

મહારાજા ગંભીરસિંહજી પછી તેમના કુંવર શ્રી **જુવાનસિંહજી** ગાદીએ બેઠા હતા. તેઓ ઘણાજ ચાલાક અને નિપુણ નૃપતિ હતા. તેમને ઇંગ્રેજી ભાષાનુ પણ સારૂં જ્ઞાન હતું. ગુજરાત અને કાઠિયાવાડના રાજાઓમા ઇંગ્રેજી ભાષા શિખવાની પહેલ તેમણેજ કરી હતી. તેમની ચાલાકી અને બહુ ઉંચી સમજશક્તિને લીધે નામદાર બ્રિટિશ સરકારે તેમને મુબઇના ગવર્નરની "લેજિસ્લેટિવ કૌન્સિલ" મા ઑનરેબલ સભાસદ નિમ્યા હતા. એટલુજ નહિ પણ સને ૧૮૬૮ મા તેમને "**નાઇટ ગ્રેન્ડ કમાન્ડર ઓફ્ ધી સ્ટાર ઓફ્ ઇન્ડીઆ**" નો માનવતો ખેતાબ બક્ષિસ કર્યો હતો. મહારાજા સર જુવાનસિંહજીએ પોતાની પ્રજાને સારૂ સુખ આપીને સર્વનો પ્યાર મેળવ્યો હતો. એવા પ્રજાપ્રિય રાજા પોતાની ૩૮ વર્ષની ભર યુવાવસ્થામા સને ૧૮૬૮ ના ડીસેમ્બર મહિનાની ૨૬ મી તારીખે કૈલાસવાસી થવાથી સર્વ ઠેકાણે બારે ગાઉ વાનાવવામા આવ્યો હતો.

મહારાજા સર જુવાનસિંહજી પછી તેમના આ પુત્ર શ્રી કેસરીસિંહજી ગાદીએ બેઠા હતા. એ સમયે તેમનુ વય માત્ર સાત વર્ષનુંજ હતુ તેથી તેઓ યોગ્ય ઉમ્મરના થતાં સુધી રાજ્યનો સઘળો વહિવટ નામદાર બ્રિટિશ સરકારે પોતાને હસ્તક લીધો હતો. અને પોતાની તરફથી વહિવટ ચલાવવા માટે મહિકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબની દેખરેખ નીચે રા૦ બા૦ ઓધવરામ મોતીરામને નેટિવ આસીસ્ટંટ પોલિટિકલ એજંટ તરીકે નિમવામા આવ્યા હતા.

મહારાજાશ્રી કેસરીસિંહજીને વિદ્યાભ્યાસ કરાવવા માટે એક લાયક શિક્ષકની નિમનોક કરવામાં આવી હતી. તેની પાસે તે નામદાર પોતાનો અભ્યાસ ઘણીજ ખંત અને કાળજીથી કરતા હતા. તેઓ ન્હાનપણથીજ ઘણા ચાલાક અને બુદ્ધિવાન હતા. તેની સાથે બહુ આનંદિ પણ હતા, જે ગુણ અદ્યાપિ સુધી સનેજ જોવામાં આવે છે.

સને ૧૮૭૫ ના જુલાઇ મહિનાની ૧૧ મી તારીખે નામદારશ્રી કેસરીસિંહજીનાં બ્હેનશ્રી તખ્તલાલજીનાં લગ્ન ઉદેપુરના મર્હુમ મહારાણાશ્રી સજ્જનસિંહજીની સાથે મોટી ધામધૂમથી કરવામાં આવ્યાં હતાં. આ લગ્ન પ્રસંગે ઉદેપુરના મહારાણાશ્રી પોતાની સંગે જાનમાં આશરે ૩૫૦૦ માણસો, ૧૩૦૦ ઘોડા, ૨૧ હાથી, અને સખ્યાબંધ ઉંટ વગેરે જબરો ખટલો લાવ્યા હતા. તે સર્વની ઘણી સારી રીતે ઇડર રાજ્ય તરફથી સરભરા કરવામાં આવી હતી. વળી એજ વર્ષમા નામદાર મહારાણીશ્રી વિક્ટોરિયાના પાટવી કુંવરશ્રી પ્રિન્સ ઓફ વેલ્સ હિંદુસ્થાનની મુસાફરીએ પધાર્યા હતા, ત્યારે તેમની મુલાકાત લેવા માટે મહારાજાશ્રી કેસરીસિંહજી મુંબઇ પધાર્યા હતા. ત્યાં તેમનો સરકાર તરફથી બહુ સારો સત્કાર કરવામાં આવ્યો હતો.

સને ૧૮૭૬ માં મહારાજાશ્રીનાં લગ્ન મેવાડમાં આવેલા સલુંબરના રાવતજીનાં કુંવરી સાથે કરવામાં આવ્યાં હતાં. લગ્ન માટે તે નામદાર પોતાના રસાલાનાં સંખ્યાબંધ માણસો સાથે મોટા ઠાઠથી સલુંબર પધાર્યા હતા. અને લગ્ન થયા પછી તેઓ ત્યાંથી ઉદેપુર, ગોરધનવિલાસ, અને રખબનાથ, વગેરે સ્થળે થઇને ઇડરમા પધાર્યા હતા. સને ૧૮૭૭ ના જાનેવારી મહિનાની પહેલી તારીખે નામદાર મહારાણીશ્રી વિક્ટોરિયાએ "કૈસરેહિંદ" નો ખેતાબ ધારણ કર્યો, ત્યારે દિલ્હીમાં ભરેલા બાદશાહી દરબારમાં મહારાજાશ્રી કેસરિસિંહજીને એક "પાદશાહી વાવટો" બક્ષિસ કરવાનું લૉર્ડ લીટન સાહેબે જાહેર કર્યું હતું. તે ઉપરથી તા. ૧ જાનેવારી સને ૧૮૭૮ ના દિવસે મહિકાંઠાના પોલિટિકલ એજંટ કર્નલ લીઝીટ સાહેબે ઇડરમાં એક મોટો દરબાર ભરીને એ "પાદશાહી વાવટો" મહારાજાશ્રીને બક્ષિસ કર્યો હતો.

સને ૧૮૭૮ માં મહારાજાશ્રી કેસરીસિંહજી પોતાને વિદ્યાભ્યાસની વધારે સારી તાલિમ મળે તેટલા માટે પોલિટિકલ એજંટની સુચનાથી રાજકોટની રાજકુમાર કૉલેજમાં દાખલ થયા હતા. ત્યાં તેમણે ટુંક સમયમાં પોતાની ચાલાકી અને હોશિયારીથી પોતાના શિક્ષાગુરૂને ઘણો સારો સંતોષ આપ્યો હતો. બાદ સને ૧૮૮૧ માં તે નામદારે કૉલેજ છોડીને આસીસ્ટંટ પોલિટિકલ એજંટની સાથે રહી રાજ્યકાજમાં પ્રવિણતા મેળવવા માંડી હતી. અને જ્યારે તેઓ એ વિષયમાં સારી રીતે વાકેફ થયા, ત્યારે સને ૧૮૮૨ ના જુલાઇ મહિનાની ૭ મી તારીખે તેમના રાજ્યની તમામ સત્તા નામદાર બ્રિટિશ સરકારે તેમને સ્વાધિન કરી હતી. એ પ્રસંગે મહિકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબે ઇડરમાં એક દરબાર ભરીને એક ભાષણ કરતાં મહારાજાની વિદ્વત્તા, પ્રવિણતા, અને ચંચળાઇ આદિક સારા ગુણોની સંપૂર્ણ પ્રશંસા કરી હતી. તેનો ઉત્તર મહારાજાશ્રીએ અંગ્રેજી ભાષામાં બહુ છટાથી અને યોગ્યતા પૂર્વક વાળ્યો હતો. તે સાંભળીને સર્વ સભાસદોને ઘણો આનંદ થયો હતો. એ વખતે મહારાજાશ્રીની ઉમ્મર ૨૨ વર્ષની હતી. ઓટલી ઉમ્મરમા જ્યાં, તે નામદાર

રના વિચાર ઘણા ગંભિર અને ડહાપણ ભરેલા હતા, તે જોઇને સર્વે સાનંદાશ્ચર્ય પામતા હતા.

સને ૧૮૮૪ માં નામદાર મુંબઇના ગવર્નર સર જેમ્સ ફરગ્યુસન સાહેબ ગુજરાતના પ્રવાસે નીકળ્યા હતા, અને તેઓ ફરતા ફરતા ઇડરમાં પધાર્યા હતા. ત્યારે મહારાજા સાહેબે તેમના માનની ખાતર પોતાના નગરમાં ઘણી ઉત્તમ રચના કરી હતી. તે જોઇ ને ગવર્નર સાહેબ ઘણા ખુશી થયા હતા. તા. ૨૧ મી જાનેવારી સને ૧૮૮૪ ના રોજ નામદાર ગવર્નર સાહેબે એક દરબાર ભરીને સંભાષણ કર્યું હતું. તેમાં મહારાજા સાહેબ શ્રી કેસરીસિંહજીના ગુણોની ઘણી પ્રશંસા કરી હતી. તેના ઉત્તરમાં મહારાજાશ્રીએ પણ ઇંગ્રેજીમાં એક છટાદાર ભાષણ કર્યું હતું. એજ વર્ષમાં તેમણે પોતાની પ્રજાના લાભ માટે રાજ્ય તરફથી એક બેન્ક ઉઘાડી હતી. તથા જૂદાં જૂદાં ન્હાનાં મોટાં મળીને ૧૨ ગામો નવાં વસાવ્યાં હતાં, તેમ ૫૦ નવા કુવા ખોદાવ્યા હતા. તેથી પ્રજાના સુખમાં સારી વૃદ્ધિ થઇ હતી. વળી સને ૧૮૮૬ માં તેમણે પોતાના રાજ્યના વડાળી, અહમદનગર, અને સબળપુર સ્વસ્થાનોમાં એક એક નવું દવાખાનું સ્થાપન કર્યું હતું, તેમ પોતાની પ્રજા પરથી "ટ્રાન્ઝિટ" નામનો કર કહાડી નાખ્યો હતો, જેને માટે તેમની પ્રજામાં ઘણો હર્ષ ફેલાયો હતો, તેમ નામદાર મુંબઇ સરકારે પણ એ વિષે પોતાનો સંતોષ જાહેર કીધો હતો.

સને ૧૮૮૭ ના જાનેવારી મહિનાની ૧૯ મી તારીખે ઇડરમાં "શ્રીજીજીમા કન્યાશાળા" નામે છોડીઓની નિશાળનો પાયો નાખવાની શુભ ક્રિયા નામદાર મહારાજા સાહેબે મહિકાંઠાના પોલિટિકલ એજંટ મી. સ્કોટનાં પત્નીને હાથે કરાવી હતી. તે પ્રસંગે થયેલા મેળાવડા વચ્ચે મહારાજાશ્રીએ ઇંગ્રેજીમાં એક સંભાષણ વાંચ્યું હતું. તેનો ગુજરાતી ભાવાર્થ તેમના દિવાન રા૦ બા૦ નાથાભાઇ દાજીભાઇ પટેલે નીચે પ્રમાણે કહી સંભળાવ્યો હતો:—

"કર્નલ, મિસિસ સ્કૉટ તથા ગૃહસ્થો,

જે હેતુથી આપણે સઘળા આ સ્થળે ભેગા મળ્યા છીએ, તે હેતુ તો સર્વને વિદિત હશે. અત્રે જો કે લગભગ ૨૫ વર્ષથી કન્યાશાળા સ્થપાઇ છે, તથાપિ તેને માટે એક સુંદર ગૃહ આપણી પાસે નથી. અને મારાં માતુશ્રી, જેઓ સ્ત્રીકેળવણીને માટે ઉત્તમ ભાવ રાખે છે, તેમની ઇચ્છા આ શાળાના ઉપયોગ માટે એક સુંદર આલય પોતાના ખર્ચથી બાંધવાની થઇ છે. આ સરસ્વતી મંદિરનું નામ "જીજીમા કન્યાશાળા" રાખવામાં આવશે. આપણને સારી પેઠે વિદિત છે કે, હિંદી સ્ત્રીઓની કેળવણીના વિષય માટે પુષ્કળ વિવેચન થયું છે. પરતુ તે સિદ્ધ કરી બતાવવામાં આવ્યું નથી, એવું આ સ્થળે મારે જણાવવું જોઇએ. આનું કારણ શાળાઓની તંગી અને અન્ન તેમજ સ્વસરકાર તરફની સહાયતાની ખોટને લગતું જેટલું છે, તેથી અધિક મુખ્ય કારણ આ અગત્યના વિષયપર પ્રજા જે થોડું લક્ષ આપે છે, તેને લગતું છે. પોતાનાં બચ્ચાઓ તરફની ફરજના આ અગત્યના વિભાગને માટે પ્રજા તરફથી જે થવાની આશા રાખી શકાય છે, તે બજાવવાને પ્રજાને આ સમયે હું વિનવું, તો તે મારી વિનંતિ અસમયની ગણાશે નહિ. હુંમ્મેશ મયપર હિંદની રાજ્યનીતિના વિષયને લગતા લૉર્ડ ડફરીન જેવા પ્રખ્યાત રાજ્યધિકારી

ના જે અતિ અગત્યના વિચારો આપશ્રે મેળવ્યા હતા, તેમાં સ્ત્રીકેળવણીને લગતું તેનું પોતાનું ઘણું અસરકારક અને કાબેલ મત આપણે શ્રવણ કીધું હતું; અને તેનાજ સ્વ-શબ્દોમાં તમે મને જણાવવા દેશો કે;—"જો તમે હિંદુસ્થાનનાં ગૃહોને સંસારી સુખ અને શાન્તિનાં આસ્પદ અને જ્ઞાનના, તેમજ હરેક ઉત્તમ તથા પવિત્ર મહત્વેચ્છાનાં મૂળ બનાવવાને ઇચ્છતા હો, તો તમારી બાળકીઓને કેળવશો. આ જીંદગીની બિકટ મુસાફરીની સામા ટકવાને એક બાળપુત્ર પોતાની માતુશ્રીથીજ તમામ પ્રકારે તૈયાર થઇ બહાર પડે છે. તે બાળકમાં પોતાની માતા તરફથીજ સદ્‌ગુણોના માર્ગમાં ચાલવા માટે પ્રથમ પ્રેરણા થાય છે, અને ઉગી નીકળે છે." હું ધારૂં છું કે, તમારો વખત રોકું છું. પરંતુ તે મિથ્યા રોકતો નથી. મને આશા છે કે, આ શિખામણને તમે અંતઃકરણમાં ઉતારશો, અને અગત્યની બાબત તરફ જેવી બેદરકારી—મારે દિલગીરી સહિત જણાવવું જોઇએ—તમે બતાવતા આવ્યા છો, તેવી બતાવશો નહિ. આ વિષય સમાપ્ત કરતાં મિસિસ સ્કૉટ, હું તમને વિનંતિ કરૂં છું કે, આ "જીજીબા. કન્યાશાળા" નો પાયો આપ નાખશો."

ઉપરનું ભાષણ પૂરૂં થઇ રહ્યા પછી મિસિસ સ્કોટે કન્યાશાળાનો પાયો નાખવાની શુભ ક્રિયા કરી હતી. તે પછી મી. સ્કોટે પોતાની પત્ની તરફથી ઇંગ્રેજીમાં કેટલુંક સંભાષણ કર્યું હતું, જેનો ગુજરાતી ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

"નામદાર મહારાજા અને ગૃહસ્થો,

મિસિસ સ્કોટ તરફથી મને એવું કહેવાની ફરમાસ થઇ છે કે, એક ગૃહ, કે જે આવાં શુભ કાર્ય—કે જે કાર્ય માટે તેણી ભરપુર ભાવ રાખે છે તેને માટે—અને તે પણ વળી સ્ત્રીકેળવણીનું છે, એવાં એક આલયનો પાયો નાખવાને આ પ્રસંગે તેણીને હાજર રહેવાથી અત્યાનંદ પ્રાપ્ત થયો છે. આપ નામદારે પ્રજાને હમણાંજ ઉમદા શિખામણ દેતાં તેઓને એવું વિનવ્યું છે કે, તેઓના સ્વહસ્તમાં આપેલી તકોનો વધારે લાભ લેઇ પોતાનાં બચ્ચાંઓ તરફની ફરજ ઉપર અધિક લક્ષ આપવું; અને કેળવણી પશ્ચાત હતી, તેનું કારણ આપ નામદારે એવું જણાવ્યું કે, પ્રજા તેપર પુરતી કાળજી રાખતી નથી. એ વિચારોને હું તદન મળતો થાઉં છું. ઇડરની કન્યાશાળાના રજીસ્ટરમાં જેટલાં નામો—જે કે તેટલાં નામોની સંખ્યાથી કદાચ આપ નામદાર તો સંતુષ્ટ નહિ થશો, તથાપિ તે સંખ્યા આ શાળાને માટે એક મોટા ગૃહની અગત્યતા બતાવવાને કેટલેક સમય થયાં સંપૂર્ણ થઇ છે. જ્યારે દિવાન મી. નાથાભાઇ આવું આલય બાંધવાના ખર્ચને પોતાના વાર્ષિક બજેટમાં કેમ લાવવું, તે વિષે કપાળે હાથ દેઇને વિચાર કર્યા કરતા હતા, તેવે પ્રસંગે આપ નામદારનાં માતુશ્રીએ કેળવણીને લગતી તમામ બાબતો આપ નામદાર જે ઉદાર દિલને માટે મશહુર છો, તેવા ઉદાર દિલથી બાહાર પડી, આવાં આલયને લગતો તમામ ખર્ચ પોતે કરવા જણાવી સઘળાં વિઘ્નો ટાળ્યાં છે. ઇડરની કુંવરિકાઓ આ ઉદાર દિલનાં બાઇની આભારી થઇ છે, અને જે દાખલો આ ભલી બાઇએ દાખલ કરી બતાવ્યો છે, તે ઉપરથી ઇડરની પ્રજાએ આપ નામદારનો બોધ ઠરે ધરી તથા તે પ્રમાણે વર્તી પોતાનાં બાળકોને ભાર ભરાવીને [illegible] મંદિરમાં મોકલવાં જોઇએ. [illegible] થયા એટ [illegible]

કે "જીજીબા કન્યાશાળા" જેનો પાયો હમણાંજ નાખવામાં આવ્યો છે, તે ચ્હુરનાથી બંધાઇ રહેશે, અને જેમને માટે તે બંધાય છે, તેમને એક આશિર્વાદરૂપ નિવડશે. તથા જેઓ તેનાથી લાભ સંપાદન કરશે, તેઓ આ ઉદાર દિલનાં બાઇને માન્ય પૂર્વક અને આભારી લાગણીથી પોતાના અંતઃકરણમાં સ્મરણ રાખશે. મારી માત્ર એવી ઇચ્છા છે કે, તેણીના જેવી બીજી ઉદાર બાઇઓ ઘણી હોજો."

ઉપર પ્રમાણે ક્રિયા થઇ રહયા પછી સભાજનોને પાન ગુલાબ આપવામાં આવ્યાં હતાં, અને તે પછી સભા બરખાસ્ત થઇ હતી.

સને ૧૮૮૭ ના ફેબ્રુઆરી મહિનાની ૧૬ મી તારીખે નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાના રાજ્યના ૫૦ મા વર્ષની "જ્યુબિલી" નો મહોત્સવ આખા હિંદમાં પાળવામાં આવ્યો હતો, ત્યારે નામદાર મહારાજાશ્રીએ પોતાના રાજ્યમાં ઘણીજ ધામધૂમ કરીને મહારાણીશ્રી પ્રત્યેનો પોતાનો ભક્તિભાવ દર્શાવ્યો હતો. એ "જ્યુબિલી" ની ખુશાલીમાં નામદાર મહારાણીશ્રી વિક્ટોરિયાએ મહારાજાશ્રી કેસરીસિંહજીને **"નાઇટ કમાન્ડર ઓફ્ ધી સ્ટાર ઓફ્ ઇન્ડીઆ"** નો માનવંતો ખેતાબ આપ્યો હતો. એ ખેતાબની સનંદ આપવાની ક્રિયા નામદાર મુંબઇના ગવર્નર લૉર્ડ રે સાહેબે અમદાવાદ મુકામે એજ વર્ષના ડીસેમ્બર મહિનામાં કરી હતી. એ પ્રસગે ગુજરાત-કાઠિયાવાડના ઘણાક રાજા-રાણાઓ એજ કારણસર અમદાવાદમાં પધાર્યા હતા. તા. ૧૬ મી ડીસેમ્બરના રોજ નામદાર ગવર્નર સાહેબે એક ભવ્ય દરબાર ભરીને સદરહુ ખેતાબ આપવાની ક્રિયા કરી હતી. એ ક્રિયા સમાપ્ત થયા પછી હાજર રહેલા રાજવંશીઓ તથા ઠાકોરોએ નામદાર ગવર્નર સાહેબ સમક્ષ નજરાણા ધર્યાં હતા, અને તે નામદારે તેઓને પોપાક આપ્યા હતા. તે પછી નામદાર ગવર્નર સાહેબે ઇંગ્રેજીમાં એક લંબાણ ભાષણ કર્યું હતું, તેનો ગુજરાતી તર્જુમો ઓરિયેન્ટલ ટ્રાન્સલેટર મી. કેલકરે કહી સંભળાવ્યો હતો. એ ભાષણમાં નામદાર ઇડરના મહારાજાશ્રી કેસરીસિંહજીના સંબંધમાં બોલતાં ગવર્નર સાહેબે કહ્યું હતું કે;—

"ઇડરના માનવંતા મહારાજા સાહેબ, જે ઉંચો ખેતાબ મલિકા મોઆઝમાએ આપને બક્ષિસ કરવાની મેહેરબાની કરી છે, તે વિદિત કરવાનું કામ નામદાર વાઇસરૉયે ઇજાનીબને સોંપ્યું છે. કૈસરેહિંદે આપના ફતેહમંદ રાજ્યકાર્યભારની કદરદાનીની આ એક સાબિતી આપી છે, અને આપ તેને લાયક થયા છો. આપે આપનો રાજ્યનો જુમ્મો લીધો, ત્યારથી દોઢલાખ રૂપિયાનું કરજ અપાઇ ચૂકયું છે. તેમ છતાં કેળવણી તથા આરોગ્યતાની વધતી જતી માગણી તરફ નજર કરવાને આપ ભૂલ્યા નથી. આપે ઇજાનીબની સરકારને હાથમતી નેહેર તૈયાર કરવામાં તથા કપડવણજ અને મોડાસાનો રસ્તો બાંધવામાં સખાવતથી મદદ આપી, મીઠાના બંદોબસ્તમાં આપે આપનો હિસ્સો વફાદારીથી કબુલ કર્યો, સાદરા કૉલેજ ખાતે આપે રૂ ૧૫૦૦૦ ખર્ચ્યા, અને સઘળી દલિલોનો પૂર્ણ વિચાર કર્યો, ત્યારે રૂ ૨૫૦૦૦ ની ઉપજની થોડી મુદતની પણ નુકશાની વેઠીને આપે રાહદારી જગાત કહાડી નાખી, એ રીતે આપે મોકળા વેપારના ફાયદા કબુલ કર્યા મોકળા વેપારની વૃદ્ધિને અર્થે મહિકાંઠામાં **કટોસણ, ઇલોલ,** તથા **આંબલીઆરા**ના ઠાકોર સાહેબોએ આગેવાનીથી જે ભાગ લીધો તે, તથા **કરોલી**ના ઠાકોર સાહેબે સાબરકાંઠાના

બીજા ઠાકોરોને જે દાખલો આપ્યો છે, તે સાંભળીને હજાનીબને બહુ ખુશી હાંસલ થઇ છે, અને મહિકાંઠાના બીજા ઠાકોરોએ એજ બાબતમાં જે ઇલાજ કર્યા છે, તેની કદરદાની હજાનીબ ખુશીથી બતાવે છે."

નામદાર મહારાજા શ્રી કેસરીસિંહજીને ઉપર પ્રમાણેનો મહાન ખેતાબ મળ્યો તેની ખુશાલીમાં અમદાવાદના નગરશેઠ આદિક ઘણા ગૃહસ્થો તરફથી એ નામદારના માનની ખાતર મોટી મિજલસો ભરવામાં આવી હતી. તથા તેમની ખાસ પધરામણી કરીને સુંદર માનપત્રો આપવામાં આવ્યાં હતાં. એજ પ્રમાણે મહારાજાશ્રીની સ્વારી સ્વરાજ્યમાં પધારી ત્યારે તેમની પ્રજા તરફથી તેમને અપૂર્વ માન મળ્યું હતું.

મહારાજા શ્રી કેસરીસિંહજી બહાદુર ઉદારતાની બાબતમાં ઘણાજ ઉત્તમ ગણાય છે. તેમણે ઉદારતાનાં અનેક કાર્યો કર્યા છે. જ્યારે તેઓ સને ૧૮૭૫ માં નામદાર પ્રિન્સ ઑફ વેલ્સની મુલાકાત લેવા સારૂં મુંબઇ પધાર્યા હતા, ત્યારે તેમણે મુબઇની "અલેકઝાંડ્રા સ્કુલ" ને રૂ ૧૦૦૦ ની બક્ષિસ કરી હતી. તે શિવાય મુંબઇમાં બીજાં ઘણાંક લોકોપયોગી ખાતાઓને ન્હાની મોટી રકમોની બક્ષિસ કરી હતી. એ નામદારે રાજ્યાસનપર બેઠા પછી પોતાના રાજ્યમાં ઘણી પ્રકારના સુધારા કર્યા છે, અને પોતાની પ્યારી પ્રજાને જે રીતે સુખ થાય, તેવા બની શકે તેટલા યોગ્ય ઉપાયો લીધા છે. તેમણે પોતાના રાજ્યમાં સંખ્યાબંધ નવાં ગામો વસાવીને પ્રજાને આબાદ કરી છે. વળી પ્રજામાં કેળવણીની વૃદ્ધિને માટે ઠામ ઠામ નિશાળો તથા પુસ્તકશાળાઓ સ્થાપન કરી છે. તેમ ઔષધશાળાઓ તથા ધર્મશાળાઓ વગેરે પુન્યનાં કામ કર્યા છે.

નામદાર મહારાજા સાહેબ ન્યાયના કામમાં પણ મહા નિપુણ ગણાય છે. તેઓ ન્યાયાસનપર જાતેજ બિરાજમાન થઇને દરેક કામની અપીલ પોતે સારી રીતે સાંભળે છે, અને દરેક કામનો ચૂકાદો ઘણીજ ચપળતાથી નિષ્પક્ષપાતપણે આપે છે. તેજ પ્રમાણે રાજ્યનાં બીજાં ખાતાઓ ઉપર તેઓ નજર રાખે છે. તેથી કોઇ પણ રીતનું અંધેર ચાલી શકતું નથી.

મહારાજા શ્રી કેસરીસિંહજી સ્વભાવે ઘણાજ શાન્ત, વિચારવંત, સુશિલ, અને ચાલાક તથા સાદા છે. તેમની બુદ્ધિ ઘણીજ વિશાળ છે. તેઓ વિદ્વાનોને તથા ગ્રંથકર્ત્તાઓને નિરંતર આશ્રય આપીને તેમને સારૂં ઉત્તેજન આપે છે. તેઓ વળી વિદ્યાવિલાસી છે. એ વિષેની ખાત્રી તો રાજકોટ રાજકુમાર કૉલેજના પ્રીન્સીપાલ મર્હુમ મી. મેકનાટને પોતાના ત્યાંના વિદ્યાર્થિઓની આગળ ઇંગ્રેજીમાં કરેલાં ભાષણોના સંગ્રહના પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર કરીને તેમણે છપાવ્યું છે તેથી સારી પેઠે થઇ શકે છે. કેટલાક રાજાઓ સારી કેળવણી પામ્યા છતાં રાજ્યાસનપર બિરાજ્યા પછી મોજ શોખમાં પડીને પોતે ઘણી મેહેનતે સંપાદન કરેલી વિદ્યાનો ઉપયોગ કરતા નથી, તેમણે ઇડરના મહારાજા શ્રી સર કેસરીસિંહજી બહાદુરનું અનુકરણ કરવું જોઇએ. તેઓ સાહેબ જેવા વિદ્યાવિલાસી છે, તેવાજ સ્વધર્મનિષ્ટ પણ છે. તેથી તેઓ આર્યધર્મ પ્રમાણે આચાર વિચાર શ્રદ્ધા પૂર્વક રાખે છે.

ઇડર રાજ્યના તાબામાં ૨૫૦૦ ચોરસ મેલ જમીન, અને સુમારે ૫૦૦ ગામ છે. તેમાં વસ્તી સુમારે ૨૫૮૦૦૦ માણસની અને વાર્ષિક ઉપજ સુમારે ૬ લાખ રૂપિયાની

થાય છે, જેમાંથી કેટલોક ભાગ રાજ્યના જાગીરદારોને આપવામાં જાય છે. તેમજ નામદાર ગાયકવાડ સરકારને દર વર્ષે રૂ. ૩૦,૩૪૦ ખડણી દાખલ આપવામાં આવે છે. પરંતુ મહિકાંઠાના ઘણાક સરદારો પાસેથી ઇડર રાજ્યને દર વર્ષે રૂ. ૧૮,૧૪૦ ખીચડી હકના મળે છે. એ રાજ્યને જો પછવાડે ગાદીવારસ ન હોય તો નજરાણો આપ્યા શિવાય હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે દત્તક લેવાની સનદ નામદાર બ્રિટિશ સરકાર તરફથી મળી છે. નામદાર મહારાજા જ્યારે બ્રિટિશ છાવણીમાં જાય, ત્યારે તેમને લશ્કરી સલામની, અને ૧૫ તોપો ફોડીને માન આપવામાં આવે છે.

નામદાર લુણાવાડાના મહારાજા સાહેબ.

## શ્રી વખતસિંહજી.

કે. સી. આઇ. ઇ.

આપવાની ગોઠવણ કરવામાં આવી હતી. પ્રથમ તો તેમણે પોતાનો વિદ્યાભ્યાસ એક શિક્ષકની પાસે ખાનગીમાંજ ચલાવ્યો હતો. તે પછી તેઓ અમદાવાદની "તાલુકદારી સ્કુલ" માં દાખલ થયા હતા. ત્યાં તેમણે પોતાનો અભ્યાસ ઘણીજ ઉલટ અને કાળજીથી આગળ વધાર્યો હતો. તેઓ ન્હાની વયથીજ ઇંગ્રેજી ભાષામાં વાતચિત કરવાને પ્રેમ નિવડ્યા હતા, અને દિનપરદિન ઇંગ્રેજી બોલવાની તેમની વક્તૃત્વ શક્તિ વધારેને વધારે ખિલતી ગઇ હતી. સને ૧૮૭૧ માં જ્યારે નામદાર મુંબઇના ગવર્નર સાહેબ અમદાવાદ પધાર્યા હતા, ત્યારે મહારાજાશ્રી વખતસિંહજીએ તેમની મુલાકાત લીધી હતી. તે પ્રસંગે તેમણે ઇંગ્રેજી ભાષામાં કરેલી વાતચિતથી નામદાર ગવર્નર સાહેબ ઘણા ખુશી થયા હતા, અને ન્હાની વય છતાં તેમણે બતાવેલી હોંશિયારી તથા કાબેલિયતને માટે તે નામદારે ઘણાં વખાણ કર્યાં હતાં. મહારાજાશ્રી વખતસિંહજીએ અમદાવાદની તાલુકદારી સ્કુલમાં કેટલોક સમય અભ્યાસ કર્યા પછી તેઓ રાજકોટની "રાજકુમાર કૉલેજ" માં દાખલ થયા હતા. ત્યાં લગભગ ચાર વર્ષ સુધી રહીને પોતાનો અભ્યાસ મેટ્રીક્યુલેશન જેટલો કર્યો હતો. તે દરમિયાનમાં તેમણે પોતાની ઘણીજ ચાલાકી અને સદ્ગુણોથી પોતાના શિક્ષાગુરૂઓનો અપૂર્વ પ્યાર અને મમતા મેળવ્યાં હતાં, ને માટે તેમની વારંવાર પ્રશંસા કરવામાં આવતી હતી.

સને ૧૮૭૫ ના નવેમ્બર માસમાં નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાના પાટવી પુત્ર નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ મુંબઇમાં પધાર્યા હતા, ત્યારે તેમની મુલાકાત લેવા માટે મહારાજા સાહેબ મુંબઇ પધાર્યા હતા. તે વખતે નામદાર હિંદના વાઇસરૉય લૉર્ડ નૉર્થબ્રુક ની મુલાકાત તેમણે લીધી હતી. તે પ્રસંગે તેમણે બતાવેલું ચાતુર્ય અને ડહાપણ નિરખીને નામદાર વાઇસરૉય ઘણા ખુશી થયા હતા. સને ૧૮૭૭ ના જાનેવારી મહિનાની પહેલી તારીખે નામદાર મહારાણી શ્રી વિક્ટોરિયાએ "કૈસરે હિંદ"નો ખેતાબ ધારણ કર્યો, તેની યાદગીરીમાં મહારાજા સાહેબને એક સુંદર પાદશાહી વાવટો મહારાણી શ્રી તરફથી બક્ષિસ આપવામાં આવ્યો હતો. એ વાવટો આપવાની ક્રિયા રેવાકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબે લુણાવાડામાં એક દરબાર ભરીને કરી હતી.

સને ૧૮૭૭ માં નામદાર મહારાજા સાહેબ કૉલેજ છોડીને સ્વરાજ્યમાં પધાર્યા હતા, અને આસિસ્ટંટ પોલિટિકલ એજંટ રા. બા. નંદનાકર સાથે રહિને રાજ્યકાજમાં અનુભવ મેળવવાનો પ્રારંભ કર્યો હતો. તેમની પાસે થોડા વખતમાં રાજ્યની તમામ માહિતી મેળવ્યા પછી એજંટની સાથે રાજ્યકારભાર ચલાવવા લાગ્યા હતા. તેમાં તેમની સર્વ પ્રકારે યોગ્યતા જોઇને સને ૧૮૮૦ ના આગસ્ટ મહિનાની ૨૮ મી તારીખે તેમના રાજ્યની તમામ સત્તા નામદાર સરકારે તેમને સ્વાધિન કરી હતી. તે વખતે લુણાવાડામાં ભારે ધામધુમ કરવામાં આવી હતી. તેમજ રેવાકાંઠાના પોલિટિકલ એજંટ મી. પ્રેન્ડ સાહેબે એક દરબાર ભરીને સંભાષણ કર્યું હતું, જેમા મહારાજા સાહેબનાં તેમણે સારાં વખાણ કર્યાં હતાં. સને ૧૮૮૨ ના માર્ચ મહિનાની ૮ મી તારીખે તેમનાં રાણીજીને પેટે એક પાટવી કુંવરનો જન્મ થયો હતો. તેથી આખા સંસ્થાનમાં ભારે ખુશાલી પથરાઇ હતી. સને ૧૮૮૪ ના સપ્ટેમ્બર માસમાં મહારાજા સાહેબ પોતાના દરબારનાં કેટલાંક મા-

ણુસો સાથે મુબઇ પધાર્યા હતા. ત્યાં તેમને ઘણું સારૂ સન્માન મળ્યું હતું.

સને ૧૮૮૭ ના ફેબ્રુવારી મહિનાની ૧૬ મી તથા ૧૭ મી તારીખે નામદાર મહારાણીશ્રી વિકટોરિયાના રાજ્યના પચાસમા વર્ષની "જ્યુબિલી" નો મહોત્સવ આખા હિંદમાં કરવામાં આવ્યો હતો, ત્યારે મહારાજાશ્રી વખતસિંહજીએ પોતાના રાજ્યમાં એ બંને દિવસો મોટા તેહેવાર તરિકે પાળ્યા હતા, તથા મોટી ધામધૂમ કરવામાં આવી હતી. સને ૧૮૮૭ ના આગસ્ટ મહિનાની પેહેલી તારીખથી મહારાજા સાહેબે પોતાના રાજ્યમાં "રાહદારીનું દાણ" લેવાનો કર માફ કર્યો હતો, જેથી તેમની પ્રજામાં ઘણો આનંદ થયો હતો. એજ વર્ષના ડીસેમ્બર મહિનામાં નામદાર ઇડરના મહારાજા સાહેબશ્રી કેસરીસિહજીને "કે. સી. એસ. આઇ." નો ખેતાબ નામદાર સરકાર તરફથી આપવાની ક્રિયા અમદાવાદમાં થઇ હતી. તે પ્રસંગે નામદાર મુંબઇના ગવર્નર લૉર્ડ રે સાહેબે ગુજરાતના ઘણાક રાજા-રાણાઓનો જે ભવ્ય દરબાર અમદાવાદમાં ભર્યો હતો. તેમાં બિરાજવાને મહારાજાશ્રી વખતસિંહજી સાહેબ પણ પધાર્યા હતા. એ વખતે મહારાજાશ્રીએ અમદાવાદની પ્રખ્યાત "હિમાભાઇ ઇન્સ્ટિટયુટ," ની મુલાકાત લીધી હતી. જ્યાં તેમને એ ઇન્સ્ટિટયુટની મેનેજિંગ કમિટીના મેમ્બરોએ એક "માનપત્ર" આપ્યું હતું. તેનો ઉત્તર તેમણે ઇંગ્રેજી ભાષામાં ઘણો સરસ રીતે આપ્યો હતો. તે પછી એ ઇન્સ્ટિટયુટના તેઓ લાઇફ મેમ્બર થયા હતા. વળી અમદાવાદની ખાનગી નિશાળનુ એક ડેપ્યુટેશન તેમની પાસે ગયું હતું, જે પરથી એ નિશાળને તેમણે રૂ ૨૦૦ મદદ દાખલ આપ્યા હતા.

ઇડરના મહારાજાશ્રીને ખેતાબ આપવાની સર્વ ક્રિયા સમાપ્ત થયા પછી તુરત મહારાજાશ્રી વખતસિંહજી પોતાની રાજધાની લુણાવાડા તરફ પધાર્યા હતા. કારણકે નામદાર મુબઇના ગવર્નર સાહેબને પોતાના નગરમાં પધારવાનું તેમણે આમન્ત્રણ કરેલું, તે સ્વિકારવાથી તે નામદારની પધરામણીને લગતી ધામધૂમ ઘણા મોટા પાયા ઉપર કરવાની હતી. તેથી તેઓ અમદાવાદથી તાકીદે લુણાવાડે પધાર્યા હતા, અને ત્યાં જાતે સર્વ તૈયારી કરવામાં આવી હતી. તે પછી તા. ૨૨ મી ડીસેમ્બર-સને ૧૮૮૭ ના દિવસે નામદાર ગવર્નર સાહેબ લુણાવાડે પધાર્યા હતા. જ્યાં તેમને અપૂર્વ માન આપવામાં આવ્યું હતું. મહારાજાશ્રીએ નામદાર ગવર્નર લૉર્ડ રે સાહેબની મુલાકાત લીધા પછી નીચે પ્રમાણે માનપત્ર વાંચ્યુ હતું:—

"હું મારા તરફથી અને મારી પ્રજા તરફથી તમો નામદારને તથા લેડી રેને આ જૂના રાજ્યમાં આવકાર દેઉ છું. તમો નામદાર જાણીને રાજી થશો કે, મારા વડવાઓ, જેઓએ લુણાવાડા સ્થાપ્યું હતું, તેઓ સોલંકી વંશના પ્રખ્યાત રજપૂતો માંહેના હતા, જેઓએ અમદાવાદથી ૩૦ મૈલ ઉત્તરે આવેલા પાટણને પોતાની રાજધાની તરિકે રાખી ૩૦૦ વર્ષ સુધી ગુજરાત ઉપર રાજ્ય ચલાવ્યું હતું. વીરપુર, જે હાલમાં વાડાસીનોરના રાજ્યમા એક ખિરતું શેહેર છે, ત્યાં આગળ મારા નજદિકના વડવાઓ ઈ સ. ૧૨૨૧ માં જઇ વસ્યા હતા. આસરે ૨૦૦ વર્ષ પછવાડે એટલે સને ૧૪૩૪ માં તેઓ પૂર્વ તરફ આઠ મૈલ ખસ્યા, અને લુણાવાડા સ્થાપ્યુ, જે હાલમાં રેવાકાંઠામાં એક મુખ્ય શેહેર

છે. તેમજ કેટલોક વખત થયાં તે તેમજ જણાતું આવ્યું છે. જે ૮૫ વર્ષના લાંબા અરસા સુધી લુણાવાડા, રેવાકાંઠા એજન્સીના તાબા હેઠળ રહેતું આવ્યું છે, તે અરસાના દરમિયાનમાં તેના રાજ્યકર્ત્તાઓ અને બ્રિટિશ સરકાર વચ્ચે ઘણોજ મિત્રાચારી ભરેલો સંબધ જારી રહ્યો છે. આમ છતાં નામદાર મહારાણીજીના એક પ્રતિનિધિની આ રાજ્યમાં આ પહેલીજ મુલાકાત છે. અને મને જે માન આપવામાં આવ્યું છે, તે માટે મને હર્ષ પ્રાપ્ત થાય છે. અને તે માન આભાર સાથે સ્વિકારતાં હું તમો નામદારને ખાત્રી આપવા માગું છું કે, તમો નામદારે લુણાવાડા તરફ જે ભાવ બતાવ્યો છે, તે ભાવ મને અને મારા રાજ્યના અધિકારીઓને મારી રૈયતના ભલાને માટે રાજ્યકાર્યભાર ચલાવવાને વાસ્તે ઉત્તેજન આપનાર થઇ પડશે. કે જે હેતુ તમો નામદાર જેવા રાજ્યદ્વારી નરને મનપસંદ થઈ પડવો જોઇએ.

કાંઇ નહિતો આજ થોડાં વર્ષ થયાં, જે જે પગલાં લુણાવાડાની દરબારે ભરવા માંડ્યાં છે, તેની મુખ્ય નેમ રૈયતની સ્થિતિ સુધારવાની છે, એવું આપ નામદારને જણાવતાં મને ખુશી ઉપજે છે. પૂર્વમાં બ્રિટિશ સત્તાનો પાયો મક્કમ થયાથી જે જે લાભો થયા છે, તેમાં ઘણાખરાં દેશીરાજ્યોની રૈયત રાજ્યવહિવટ ચલાવવાની સુધરેલી રીતિ હેઠળ આવી છે, તેને લગતા છે. પૂર્વની ચાલતી રૂઢિ જાળવી રાખવાની રીત સાથે પશ્ચિમના સુધારાનો સ્પર્શ થતાં બીજા રાજ્યો સાથે મારા રાજ્યને વધુ લાભ પ્રાપ્ત થયો છે. મારા સગીરપણાના લાંબા વખતમાં લુણાવાડા બ્રિટિશ અમલદારોના હસ્તકમાં હતું, જેઓએ મારા અમલદારોની મદદ સાથે તેનો વહિવટ ડહાપણ ભરેલી રીતમાં ચલાવ્યો હતો. મારા વિશે બોલતાં મને અને મારા સગીરપણામાં રાજ્યવહિવટને લગતા જે જે ફેરફારો કરવામાં આવ્યા હતા, તે ફેરફારો મેં ખુશી સાથે જાળવી રાખ્યા છે. કારણકે હું જાણું છું કે, તે ફેરફારો હાલની સ્થિતિ તરફ જોતાં અવશ્યના છે. આ સુધારા માંહેલો સર્વથી અગત્યનો સુધારો જમીનની મોજણીની રીત દાખલ કરવાને લગતો, અને તેનો દર પૈસાથી લેવાને લગતો હતો. આ નવીન ગોઠવણ મારી રૈયતનો ઘણો ખરો ભાગ જે જે જમીનદારો છે, તેમને ઘણી મનપસંદ થઇ પડી છે. રાજ્યમાં થઇને જતા માલ ઉપરની જગાતથી અગાડી વેપાર ઉપર જે બોજો પડતો હતો, તે જકાત લાંબો વખત થયાં કાઢી નાખવામાં આવી છે, કેળવણીને ઉત્તેજન આપ્યું છે, અને સરકારનાં સાધનો રૈયતને ફાયદો થાય, એવી રીતે સુધારવામાં આવ્યાં છે. જો કે મારી રૈયતને માથેનો બોજો કમી કરવામાં આવ્યો છે, અને તેઓને ઘણાક પ્રકારના લાભો આપવામાં આવ્યા છે, તેમ છતાં મને જણાવવાને સંતોષ પ્રાપ્ત થાય છે કે, મારૂં રાજ્ય મને જે વેળા આપવામાં આવ્યું, ત્યારે તેને માથે રૂ. ૪૨૦૦૦ નું કરજ હતું; જ્યારે તે હમણાં એવા કોઇ પણ કરજથી નિરાળું છે.

હાલમાં દરબાર લોકોપયોગી યોજનાઓ ઉપર વિચાર કરવામાં ગુંથાયેલી છે, જેમાંની રૂની વાવણીને લગતી છે, કે જેના પાક વાસ્તે આ ડીસ્ત્રીક્ટની જગા અને આબો હવા ઘણાં અંધમેરતાં છે, તેમજ નેહેરને લગતાં સાધનો વધારવાની ગોઠવણ અને નવાં મામલતો સ્થાપવાને લગતી છે. મને આશા છે કે, આ યોજનામાં અમારી પાડોસમાં રેલ્વેના

વેહેવારનો વધારો થવાથી અમને ઘણી મદદ મળશે. જો નડિયાદ-કપડવણજ રેલવે લુણાવાડા આગળ થઇને લેઇ જવામાં આવશે, તો માળવા અને મધ્ય હિંદુસ્તાન જેવો વિશાળ બાગ, કે જે કુદરતી પેદાસમાં ભરપુર છે, તેનાં સાધનો ઘણાં ખિલશે.

ફરીને તમો નામદારની અત્રે થએલી પધરામણી માટે આભાર માનું છું. અને આશા રાખુ છું કે, અત્રે અમારી વચ્ચેના તમારા ટુંક મુકામથી તમો રાજી થયા હશો,"

ઉપર પ્રમાણેનુ માનપત્ર નામદાર મહારાજાશ્રીએ વાંચ્યા પછી તેનો પ્રત્યુત્તર નામદાર ગવર્નરે ઇંગ્રેજીમાંજ આપ્યો હતો, તેમાં મહારાજાશ્રી વખતસિંહજીનાં તેમણે ભારે વખાણ કર્યાં હતાં.

સને ૧૮૮૯ ના માર્ચ મહિનાની ૨૧ મી તારીખે મહારાજાશ્રીના પાટવી કુંમાર **શ્રીરણજીતસિંહજી**ની વર્ષગાંઠની ખુશાલી પ્રસંગે મહારાજાશ્રીએ પોતાનાં રાણી સાહેબશ્રી સ્વરૂપકુંવરબાઇના નામથી એક **સંસ્કૃત પાઠશાળા** સ્થાપન કરી છે, અને તે ચલાવવા માટે દર વર્ષે રૂ. ૭૦૦ ની રકમ ખર્ચવાનું તેમણે નિર્માણ કર્યું છે. એજ વર્ષના મે મહિનાની ૨૪ મી તારીખે નામદાર મહારાણીશ્રી વિકટોરિયા કૈસરેહિંદે પોતાની જન્મગાંઠની ખુશાલીમાં નામદાર મહારાજાશ્રી વખતસિંહજીને **"કે. સી. આઇ. ઇ."** નો માનવંતો ખેતાબ બક્ષિસ કર્યો હતો. એ ખેતાબની સનંદ આપવાની ક્રિયા મુંબઇના નામદાર ગવર્નર સાહેબે મોટી ધામધૂમ સહિત અમદાવાદમાં એક ભવ્ય દરબાર ભરીને કરી હતી. એ ખેતાબ મળવાથી તેમની સકળ પ્રજામાં ભારે હર્ષ પ્રાપ્ત થયો હતો. એ હર્ષ પ્રદર્શિત કરવા માટે લુણાવાડામાં તા. ૯ મી જુલાઇ સને ૧૮૮૯ ના રોજ એક ભપકાદાર દરબાર ભરવામાં આવ્યો હતો. તેમાં પ્રથમ પ્રજા તરફનું આશરે બે હજાર માણસોની સહીનું એક માનપત્ર ત્યાંના નગરશેઠ ગુલાબચંદ વૃજલાલભાઇએ નીચે પ્રમાણે વાંચ્યું હતું:—

## "અખંડ પ્રૌઢ પ્રતાપિ મહારાજા ધિરાજ મહારાણાશ્રી
## સર વખતસિંહજી કે. સી. આઇ. ઇ. સ્ટ. લુણાવાડા.

અમો આપની વફાદાર પ્રજા આ શુભ પ્રસંગે નમ્રતા પૂર્વક જણાવવાની રજા લેઇએ છીએ કે, નેકનામદાર કૈસરેહિંદ મહારાણીશ્રી વિકટોરિયાના ૭૧ મા વર્ષની સાલગિરીની ખુશાલીમાં એ પ્રતાપી રાજ્યમાતા તરફથી **"નાઇટ કમાન્ડર ઓફ ધી ઇન્ડીયન એમ્પાયર"** નો જે માનવંતો ખેતાબ આપને બક્ષ્યો છે, તે જોઇ અમો અત્યંત ખુશી થયા છીએ, અને તેને માટે અમે આપને અંતઃકરણ પૂર્વક મુબારકબાદી આપીએ છીએ. વધારે ખુશી અને મગરૂર એટલા માટે છીએ કે, રેવાકાંઠામાં બ્રિટિશ રાજ્યનું આવાગમ થયા પછી આ એજન્સિના કોઇ રાજાને કોઇપણ પ્રકારના માનની નવાજશ થઇ નથી, તે મેળવવામા આપેજ પહેલ કરી છે.

સને ૧૮૮૦ ની સાલમાં જ્યારથી આપે ઇંગ્રેજ સરકાર પાસેથી આપના રાજ્યની લગામ હાથમાં લીધી, ત્યારથી આપના રાજ્યમાં આપે કેટલાક અમુલ્ય સુધારા કર્યા છે, જેમાંના આંધળા પાંગળા મનુષ્યોને અન્ન વસ્ત્ર, કેળવણીને ઉત્તેજન તેમજ વ્યાપાર વધારવા માટે ખેતીવાડી તરફ આપનો શ્રમ, એ સઘળાં કાર્ય કાંઇ ઓછાં સ્તુતિપાત્ર નથી.

વળી રાજા અને પ્રજા વચ્ચે કેવો સંબંધ જોઇએ, તે વિષે આપ નામદારે બ્રિટિશ રાજ્ય પ્રત્યે પ્રસંગોપાત તન, મન, અને ધનથી વફાદારી બતાવી તેના મહોત્સવથી અમને જાણીતા કર્યા છે.

આપના રાજ્યમાં ન્યાય, સુખ, અને શાન્તિ છે, અને પ્રજાના રક્ષણાર્થે કાળજીથી આપનો કિમતી વખત રોકી જે જે પ્રીતિની લાગણી બતાવો છો, તેને માટે અમો આપનો આભાર માનીએ છીએ. આપ દયા, ક્ષમા, અને સદ્‌ગુણના ભંડાર છો, તેમ આપ કેળવણીને ઉત્તેજન આપનાર, સુધારાને ચાહનાર, અને ન્યાયમાં પ્રવિણ નિવડશો, એવી જે શરૂઆતથી અમારી ધારેલી ભવિષ્યવાણી તે ફળીભૂત થઇ છે. તેને માટે અમે પરમેશ્વરનો ઉપકાર માનીએ છીએ.

નામદાર કૈસરેહિંદ મહારાણી તરફથી આપને જે યોગ્ય માન મળ્યું છે, તેને માટે અમે નામદાર કૈસરેહિંદ મહારાણી સરકારનો તથા મુંબઇના નામદાર ગવર્નર લોર્ડ રે સાહેબનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ, અને આપને વિનંતિ કરીએ છીએ કે, તે નામદારો પ્રત્યે નમ્રતા પૂર્વક અમારો ઉપકાર તેમને જાહેર કરશો. વળી હર્ષથી પરમકૃપાળુ પરમેશ્વર પાસે એટલું માગીએ છીએ કે, આપ નામદારને જે માનવંતો ખેતાબ મળ્યો છે, તે આપ સહકુટુંબ દીર્ઘાયુષ્ય ભોગવો, અને દિનપ્રતિદિન આપની લાયકી અને પ્રોઢતાના સદ્‌ગુણોને માટે વિશેષ માનને લાયક થાઓ. તથાસ્તુ."

ઉપરના માનપત્રના પ્રત્યુત્તરમાં નામદાર મહારાજાશ્રી વખતસિંહજીએ નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું:—

"ભાયાતો, ઉમરાવો, તથા ગૃહસ્થો,

નામદાર મહારાણી કૈસરેહિંદ તરફથી મને "કે. સી. આઇ. ઈ." નું માન બક્ષવામાં આવ્યું છે, તેની ખુશાલીમાં મારી વફાદાર પ્રજા તરિકે તમે મને અંતઃકરણ પૂર્વક, મુબારકબાદી આપી જે માનપત્ર અર્પણ કરો છો, તે હું ખુશીથી સ્વિકારી તમારો ઉપકાર માનું છું.

આ રાજ્યની લગામ જ્યારથી મેં મારા હાથમાં લીધી, ત્યારથી તમે મારે માટે જે ઉંચી ધારણા બાંધી હતી, તે જાણી હું પણ ખુશી થયો છું. અને તે તમારી ઉત્તમ ધારણા ફળીભૂત થવામાં હું શક્તિવાન થયો, તેને માટે ઇશ્વરનો આભાર માનું છું.

તમારા માનપત્રમાં તમે મારા ન્યાય સુખ અને કાર્ય વિષે જે પ્રશંસા કરી છે, એથી મને ઘણોજ સંતોષ થાય છે, અને એ તમારી પોતાની લાયકી દર્શાવે છે. તમારૂં રક્ષણ કરવું, એ એક રાજા તરિકે હું મારૂં કર્તવ્ય સમજું છું. અને અત્યાર સુધી કેળવણી વગેરેની બાબતમાં જે જે સુધારા કરવામાં આવ્યા છે, અગર ભવિષ્યમાં કરવામાં આવશે. તેમાં હું માત્ર મારી ફરજ બજાવ્યા સિવાય વિશેષ સમજતો નથી.

તમે હજુ પણ મારી પાસેથી તેવાં બીજાં કામની આશા રાખતા હશો, કે જેનો રાજ્યનાં સાધન ઉપર વિચાર કરી પ્રસંગોપાત મારી રૈયતને લાભ આપવા ચાહું છું.

તમે જાણો છો કે, રાજા અને પ્રજા વચ્ચે નિકટ સંબંધ છે, અને રાજ્ય ચલાવવામાં હમેશાં પ્રજાની સહાયતાની જરૂર રહે છે. મારી રૈયત સુખી રહે, અને તેને માથે ગેરવાજબી બોજો ન પડે, એ જોવા હું ખુશી છું—જો કે રાજ્યના મજબુત બંધારણ માટે કેટલીક વખતે તેમ કરવાની જરૂર પડે છે. રૈયતની આબાદી એજ રાજ્યની આબાદી છે. આ પ્રસંગે મને કંઇક ખેદ થાય છે કે, બીજા રાજાઓની પ્રજાની માફક મારી લુણાવાડાની પ્રજા સુધારાનાં તથા લોકહિતાર્થનાં કાર્ય કરવામાં કેટલેક દરજ્જે પછાત જણાય છે; પરંતુ મને ભરૂસો છે કે, જેમ જેમ કેળવણીનો પ્રસાર થઇ અજ્ઞાનતા દૂર થશે, તેમ તેમ તેઓ તરફથી વાસ્તવિક મદદ મળ્યા વગર રહેશે નહિ.

આ રાજ્યની અને રૈયતની વચમાં જે સુમેળ અને ઐક્યતા ચાલે છે, તે કાયમ રહે, તેમ હું અંતઃકરણ પૂર્વક ચાહુ છું. તમારી વિનતિ પ્રમાણે નામદાર કૈસરેહિંદ તથા મુંબઇના નામદાર ગવર્નર લૉર્ડ રે સાહેબ પ્રત્યેનો તમારો અંતઃકરણ પૂર્વક ઉપકાર તેમને દર્શાવીશ.

મને જે માનવંતો ખેતાબ બક્ષ્યો છે, અને હું મારા સહકુટુંબ દિર્ઘાયુષ્ય ભોગવું, એવી જે તમારી મારા પ્રત્યે ઇશ્વર પાસે માગણી છે, તેને માટે હું ફરીથી તમારો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું."

એ પ્રમાણે મહારાજાશ્રીએ ગુજરાતીમાં સંભાષણ કર્યા પછી ઇંગ્રેજીમાં પણ પોતાના કેટલાક ઉમદા વિચારો જણાવ્યા હતા, જેનો ગુજરાતી ભાવાર્થ તેમના નાયબ દિવાન મી. ડાહ્યાભાઇએ કહી સંભળાવ્યો હતો.

મહારાજાશ્રી વખતસિંહજી પોતાની પ્રજાને હરેક પ્રકારે આબાદ અને સુખી રાખવા માટે કેવા ઉમદા વિચાર ધરાવે છે, તે ઉપરની હકીકત ઉપરથી સ્પષ્ટ દર્શાઇ આવે છે. તે નામદાર માત્ર બોલીને બેસી રહેતા નથી, પણ કહ્યા પ્રમાણે પ્રત્યક્ષ કરી બતાવે છે. તેમના ઉત્તમ રાજ્યકાર્યભારને માટે નામદાર મુંબઇ સરકાર પોતાના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં વખતો વખત ઘણી પ્રશંસા કરે છે. નામદાર સરકાર સને ૧૮૮૩-૮૪ ના વર્ષના પોતાના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં લખે છે કે;—

"લુણાવાડા સંસ્થાનનો કાર્યભાર ત્યાંના રાજાને હાથે બહુજ તારિફ લાયક રીતે ચાલે છે, અને રાજ્યકાર્યભારની દરેક બાબતમાં રાજા બારીક અને જાતિ લક્ષ આપે છે."

તેજ પ્રમાણે સને ૧૮૮૭-૮૮ ની સાલના એડમિનિસ્ટ્રેશન રીપોર્ટમાં નામદાર સરકાર લખે છે કે;—

"પૂર્વ ગુજરાતમાં લુણાવાડા સંસ્થાનનો કાર્યભાર ત્યાંના રાજાના અખત્યાર અને જાતિ દેખરેખ તળે સર્વથી સરસ રાજ્યકાર્યભાર માંડેલા એક કાર્યભાર તરિકે ચલાવવામાં આવે છે."

એ રીતે નામદાર બ્રિટિશ સરકાર પણ તેમની રાજનીતિ વિષે ઘણી પ્રશંસા કરે છે. એ આનંદની વાત છે.

મહારાજાશ્રી વખતસિંહજી સ્વભાવે પણ શાન્ત, દયાળુ, અને નિરભિમાની છે. વળી તેઓ ઉદાર દીલના પણ છે. તેમણે ઘણાંક પ્રજાપયોગી અને પુન્યનાં કામોમાં ઘણી સારી

રકમોની બક્ષિસો આપેલી છે. તેઓ વિદ્વાનોને તથા ગ્રંથકારોને સારો આશ્રય આપે છે. રાજ્યનાં તમામ ખાતાઓ ઉપર જાતે દેખરેખ રાખીને ન્યાયની અપીલો પોતેજ ચૂકવે છે. તેથી પ્રજાને ઝટ અને વાજબી ઇન્સાફ મળે છે. એવા સર્વ પ્રકારે યોગ્ય નૃપતિના રાજ્યથી સાની સકળ પ્રજા ઘણી સુખી અને આબાદ છે.

લુણાવાડાના રાજ્યના તાબામાં ૩૮૮ ચોરસ મેલ જમીન, ૩૫૦ ગામ, અને સુમારે ૭૫૦૦૦ માણસની વસ્તી છે. એ રાજ્યની વાર્ષિક પેદાશ આશરે ૧॥ લાખ રૂપીઆની થાય છે, તે પૈકી નામદાર બ્રિટિશ સરકારને રૂ. ૧૨,૦૦૧, તથા ગાયકવાડ સરકારને રૂ. ૬૦૦૦, ખંડણી દાખલ આપે છે. લુણાવાડાના મહારાજા સાહેબ જ્યારે બ્રિટિશ છાવણીમાં જાય, ત્યારે તેમને ૯ તોપો ફોડી માન આપવામાં આવે છે. મહારાજાશ્રી વખતસિંહજીને એક "પાદશાહી વાવરો" પણ મળેલો છે.

---

નામદાર બારીઆના રાજા સાહેબ.

## મહારાવળ શ્રી માનસિંહજી બહાદુર.

બારીઆના [illegible] રાજા સાહેબ શ્રી માનસિંહજીનો જન્મ સંવત ૧૯૧૧ નો [illegible] સનિવારના દિવસે થયો હતો. તેમના પિતાજીનું નામ શ્રી પૃથિરાજજી. અને [illegible] નામ ઉમેદકુંવરબા હતું.

બારીઆના રાજ્યકર્તા છોટાઉદેપુરના રાજાના પિતરાઇ ખીચી ચહુઆણ જાતના રજપૂત છે. દિલ્હીના પ્રખ્યાત મહારાજા પૃથિરાજ ચહુઆણના વંશમાં કેટલીક પેઢીએ પાલનદેવ નામે રાજાએ પાવાગઢની તળેટીમાંનું ચાંપા નામે ભીલરાજાનું ચાપાનેરનું રાજ્ય જીતી લેઇને ત્યાં પોતાની ગાદી સ્થાપિ હતી. એ પાલનદેવ પછી તેનાજ વંશમાં અનુક્રમે ૧૩ રાજા ચાંપાનેરની ગાદી ઉપર થયા. તેમાંનો છેલ્લો રાજા જયસિંહદેવ નામે હતો. તે "પતાઇ રાઓળ" ના નામે ઓળખાતો હતો. તેને સને ૧૪૮૪ માં મુસલમાન પાદશાહ મહમદ બેગડાએ મારી નાખી તેનું રાજ્ય લેઇ લીધું, અને તેના બે કુંવરો નામે પૃથુરાજજી અને ડુંગરસિંહજી નર્મદાના પ્રદેશમાં જઇ હાંફ નામે મુવાડામાં નવું સંસ્થાન સ્થાપ્યું. ત્યાં તેમણે આસપાસનો મુલક જીતીને પોતાની સત્તા ઘણી વધારી દીધી. ત્યાર પછી એ બંને ભાઇઓએ પોતાનું રાજ્ય વેંહેચી લીધું. તેમાં પૃથુરાજજીએ મોહનમાં, અને ડુંગરસિંહજીએ બારીઆમા પોતપોતાની જુદી ગાદી સ્થાપી. બારીઆના હાલના

ઉમ્મર માત્ર ૮ વર્ષનીજ હતી. વળી તેમનાં માતુશ્રી ઉમેદકુંવરબા તો તેમને ફક્ત એકજ વર્ષના મૂકીને ગુજરી ગયાં હતાં, તેથી તેમની સભાળ તેમનાં ઓરમાન માતુશ્રી તખ્તકુંવરબા રાખતાં હતાં. મહારાજા શ્રી પૃથિસિંહજી. ગુજરી ગયા ત્યારે નામદાર શ્રી માનસિંહજી ન્હાની વયના હોવાથી તેમનાં રક્ષક માતુશ્રી તખ્તકુંવરબાએ કારભારીની સલાહ લેઇને રાજ્યકાર્યભાર ચલાવવા માંડયો હતો. તે દશ મહિના સુધી ચાલ્યા બાદ ગમજી નામે એક હજુરીએ તથા બીજા હલકા લોકોએ રાજ્યમાં કેટલીક ગરબડ કરવાથી નામદાર બ્રિટિશ સરકારે રાજાકુંવર યોગ્ય ઉમ્મરના થતાં સુધી રાજ્યની તમામ સત્તા પોતાને હસ્તક લીધી હતી; અને રાજ્યનો તમામ વહિવટ ચલાવવા માટે સરકારે પોતાની તરફથી એક કાબેલ અમલદારને નિમ્યા હતા; જે રેવાકાંઠાના પોલિટિકલ એજંટ સાહેબના હુકમ પ્રમાણે વહિવટ ચલાવતા હતા. મહારાજા શ્રી માનસિંહજીને કેળવણી આપવા માટે એક યોગ્ય શિક્ષક નિમવામાં આવ્યો હતો, તેની પાસે દોઢેક વર્ષ વિદ્યાભ્યાસ કર્યા પછી રેવા કાંઠાના એ વખતના પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સાહેબે વડોદરા કેમ્પમાં પોતાની દેખરેખ નીચે તેમને કેળવણી આપવાના ઇરાદાથી ત્યાં તેડાવી રાખ્યા હતા. કર્નલ બાર્ટન, અને મિસિસ બાર્ટન, એ નામદાર ઉપર ઘણોજ સ્નેહભાવ રાખતાં હતાં.

જે વખતે એ બાળ રાજા સાહેબ વડોદરા કેમ્પમાં વિદ્યાભ્યાસ કરતા હતા, તે સમયે એટલે સને ૧૮૯૮ માં દેવગઢ બારીઆ સ્વસ્થાનના કેટલાક લોકોએ રૂપસંગ નામના નાયકની આગેવાની નીચે બંડ ઉઠાવ્યું હતું. એ વાતની વડોદરે મહારાજાશ્રી માનસિંહજીને ખબર પડતાંજ, જો.કે એ વખતે તેમની ઉમ્મર માત્ર બાર તેર વર્ષનીજ હતી, તે છતાં તેમણે જાતે ત્યાં જઇને એ બંડ સમાવવાની ઇચ્છા જણાવી હતી. એ વેળાએ પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સર્કિટમાં હતા, પરંતુ મિસિસ બાર્ટન વડોદરા કેમ્પમાં હતાં, તેમની પાસે જઇને ઉપર પ્રમાણે તેમણે પોતાની ઇચ્છા જણાવી. તે ઉપરથી મિસિસ બાર્ટને તેમને સમજાવીને કહ્યું કે, આપની ઉમ્મર હજુ બહુ ન્હાની છે, તેથી આપનાથી ત્યાં જવાય નહિ. એ પ્રમાણે સમજાવ્યા છતાં પણ તેમણે બહાદુરીથી ત્યાં જવાનો આગ્રહ કર્યો, ત્યારે મિસિસ બાર્ટને કહ્યું કે, હું સાહેબને લખી જણાવું છું, માટે તેમનો જવાબ આવે એટલે જજો. એ રીતે મહા પ્રયત્ને તેમને રોકી રાખવામાં આવ્યા હતા. તેવામાં એ બંડ પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટને તથા પંચમહાલના કલેક્ટર મી. પ્રોપર્ટે યુક્તિ અને બહાદુરીથી સમાવી દીધું હતું.

નામદારશ્રી માનસિંહજીએ વડોદરા કેમ્પમાં લગભગ એક વર્ષ સુધી અભ્યાસ કર્યો, તે પછી તેઓ અમદાવાદની "તાલુકદારી સ્કુલ" માં દાખલ થયા હતા. જ્યાં તેમની સંગતિમાં નામદાર લુણાવાડાના મહારાજાશ્રી વખતસિંહજી તથા સુરતના મીર જીલ્ફિકાર અલ્લી વગેરે તાલુકદારો અભ્યાસ કરતા હતા. એ સ્કુલમાં લગભગ ત્રણ વર્ષ સુધી રહીને તેમણે અભ્યાસ કર્યો હતો. તે પછી તેઓ અમદાવાદની હાઇસ્કુલમાં દાખલ થયા હતા. ત્યાં ૭ મહિના સુધી અભ્યાસ કરીને તે નામદાર સંવત ૧૯૨૯ માં રાજકોટ "રાજકુમાર કૉલેજમાં" દાખલ થયા હતા. ત્યાં તેમણે ઘણીજ મનમાનતી રીતે પોતાનો વિદ્યાભ્યાસ વધારીને પોતાના શિક્ષાગુરૂઓ વગેરેને સંતોષ પમાડયો હતો. એ કૉલેજમાં જે અગ

કસરત શિખવવામાં આવતી હતી, તેમાં પણ એ નામદારે ઘણી સરસાઇ મેળવી હતી.

સંવત ૧૯૩૦ ની સાલમાં નામદારશ્રી માનસિંહજીનાં લગ્ન રાજપીપળાના મહારાજા શ્રી વેહેરીસાલજીનાં કુંવરીશ્રી ચંદ્રકુંવરબા સાથે ઘણીજ ધામધૂમથી થયાં હતાં. ત્યાર બાદ બીજુ લગ્ન મોગરના રાણાશ્રી ઇંદ્રસિંહજીનાં કુંવરી સાથે કરવામાં આવ્યું હતું. આ બીજુ લગ્ન કરવા રાજાજી સાહેબનો બિલકુલ વિચાર નહોતો, પણ તેમની સગીર વયમાં તેમના પિતાજીએ સગાઇ કરી મૂકી હતી, તેથી ફરજને લીધે તે લગ્ન કરવું પડયું હતું. આ લગ્ન થયા પછી પણ એ નામદાર પોતાનો વિદ્યાભ્યાસ આગળ વધારવા માટે કૉલેજમાં ગયા હતા. પરંતુ એ વખતે તેમની ઉમ્મર ૧૮ વર્ષની થઇ હતી, અને વિદ્યાભ્યાસ પણ સારો થયેલો હોવાથી તેમને કૉલેજમાંથી રજા મળી હતી. એ વખતે તેમના રાજ્યનો તમામ વહિવટ રેવાકાંઠાના પોલિટિકલ એજંટની સંમતિથી આસિસ્ટંટ પોલિટિકલ એજંટ રા. બા. નંદશંકર તુળજાશંકર ચલાવતા હતા, તેમની સાથે રહીને રાજાજી સાહેબ રાજ્ય વહિવટ ચલાવવા સંબંધી સારૂં જ્ઞાન સંપાદન કરવા લાગ્યા. એ પ્રમાણે રાજ્યકાજનો અનુભવ ૭ મહિના સુધી મેળવ્યા પછી તે નામદાર હિંદુસ્થાનની મુસાફરીએ નિકળ્યા હતા. આ પ્રવાસમાં તેમણે દિલ્હી, આગ્રા, લખનૌર, કલકત્તા, અને કાશ્મીર વગેરે ઘણાંક પ્રસિદ્ધ અને જોવા લાયક સ્થળોની ભેટ લીધી હતી અને ત્યાંથી ઘણીક પ્રકારનું ઉપયોગી જ્ઞાન મેળવ્યું હતું.

સને ૧૮૭૫ માં નામદાર મહારાણીશ્રીના પાટવી કુંમારશ્રી પ્રિન્સ ઑફ વેલ્સ જ્યારે મુંબઇમાં પધાર્યા હતા, ત્યારે મહારાજાશ્રી માનસિંહજી સાહેબ તેમની મુલાકાત લેવા માટે મુંબઇ પધાર્યા હતા. ત્યાં તેમને સારૂં સન્માન મળ્યું હતું. એ સમયે તેમણે હિંદુસ્થાનના ગવર્નર જનરલ અને વાઇસરૉય લૉર્ડ નોર્થબ્રુકની મુલાકાત લીધી હતી. એ મુલાકાતમાં નામદાર શ્રી માનસિંહજીની ઇંગ્રેજી બોલવાની છટા અને ચાતુર્ય જોઇને નામદાર ગવર્નર જનરલ સાહેબ ઘણા ખુશી થયા હતા.

સને ૧૮૭૬ ના આગસ્ટ માસમાં રેવાકાંઠાના પોલિટિકલ એજંટ કર્નલ બાર્ટન સાહેબની કચ્છમાં બદલી થવાથી તેમને મળવા સારૂં રાજાજી સાહેબશ્રી માનસિંહજી વડોદરે પધાર્યા હતા. એ પ્રસંગે વડોદરાના શ્રીમંત મહારાજાશ્રી શિયાજીરાવ ગાયકવાડની સાથે તેમને રાજરીતિ પ્રમાણે મુલાકાત થઇ હતી. વડોદરાના રેસીડેન્ટ મી. મેલવીલ સાહેબે તથા વડોદરાના દિવાન રાજા સર ટી. માધવરાવે અગાઉથી કરેલી ગોઠવણ મુજબ રાજાજી સાહેબશ્રી માનસિંહજી, નામદારશ્રી ગાયકવાડ મહારાજા સાહેબની મુલાકાત લેવા માટે વડોદરાના મોતીબાગમાં પધાર્યા હતા, જ્યાં નામદાર મહારાજાશ્રી શિયાજીરાવે તેમને ઘટતો આવકાર આપીને પોતાની પાસે જમણી બાજુની ખુરસીપર બેસાડયા હતા. બાદ કેટલોક વખત સુધી અન્યોઅન્ય ખુશખુશાલીની વાતો કર્યા પછી નામદાર શ્રીશિયાજીરાવે જાતે ઉઠીને નામદારશ્રી માનસિંહજી ને ફુલનો હાર પહેરાવ્યો હતો, અને પાન, સોપારી, અત્તર, ગુલાબજળ આદિક આપ્યા બાદ નામદારશ્રી માનસિંહજી સાહેબ ત્યાંથી પોતાને ઉતારે પધાર્યા હતા. બાદ બીજે દિવસે નામદાર ગાયકવાડ મહારાજાશ્રી શિયાજીરાવે, નામદાર શ્રીમાનસિંહજીના ઉતારાપર પધારીને તેમને [illegible] મુલાકાત આપી હતી. એ પ્રમાણે એ બંને

નામદારોની અન્યોઅન્ય મુલાકાતો થવાથી સર્વને ઘણી ખુશી પ્રાપ્ત થઇ હતી.

મહારાજાશ્રી. માનસિંહજી સાહેબની સર્વ પ્રકારે યોગ્યતા જોઇને તેમના રાજ્યની તમામ સત્તા સને ૧૮૭૮ નાં નવેમ્બરની ૬ ઠ્ઠી તારીખે નામદાર બ્રિટિશ સરકારે તમને સ્વાધિન કરી હતી. એ દિવસે પાયતખ્ત નગરમાં ઘણીજ ધામધૂમ કરવામાં આવી હતી. તેમજ રેવાકાંઠાના પોલિટિકલ એજન્ટ મી. પાર સાહેબે એક દરબાર ભરીને કેટલુંક સંભાષણ કરી મહારાજાશ્રીની લાયકીનાં ઘણાં વખાણ કર્યાં હતાં. એજ દિવસે નામદાર મહારાજાશ્રીએ એક ખાસ જાહેરનામું પ્રગટ કર્યું હતું, જે નીચે પ્રમાણે હતું:—

" જાહેરનામું.

મહારાઓળ શ્રી માનસિંહજી મહારાજ સંસ્થાન દેવગઢ—બારીઆ, તરફથી સંસ્થાન મજકુરના જાગીરદાર, ઇનામદાર તથા હકદાર, વગેરે તમામ પ્રજાને જાણવા સારૂં નીચે મુજબ જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે છે.

અમારી ન્હાની ઉમ્મર હોવાને લીધે સને ૧૮૬૫ ની શરૂઆતમાં અમારા સંસ્થાનના રાજ્યકારભારમાં કેટલાક ખટપટી તથા રાજ્યકારસ્થાની લોકોનો પ્રવેશ થવાથી સંસ્થાનના કાર્યભારમાં ઘણોજ ઘોટાળો થવાનો સંભવ થઇ પડ્યો, તેથી અમારા સંસ્થાન તથા ઇંગ્રેજ સરકારને દરમ્યાન જે સંબંધ ચાલતો આવેલો, તે સંબંધથી તેઓએ સંસ્થાન મજકુરનો રાજ્યકારભાર તે વખતે પોતાના હાથમાં લેઇ પ્રીતિથી અમારી જાતનું તથા અમારી રાજસત્તાનું આજ સુધી સંરક્ષણ કરી સંસ્થાનનો રાજ્યકારભાર ઉત્તમ રીતે મજબુત પાયા ઉપર લાવી સંપૂર્ણ અધિકાર સહિત અમોને આજરોજ પાછો સોંપ્યો છે; તેથી અમે તેમનો ખરા અંતઃકરણથી ઘણોજ આદર પૂર્વક આભાર માનીએ છીએ.

અમારા સંસ્થાનનો રાજ્યકારભાર ઉત્તમ રીતે ચલાવવા સારૂં સારા વિદ્વાન, પ્રમાણિક તથા હોંશિયાર માણસની જરૂર સમજી રાવ બહાદુર જટાશંકર ઇંદરજી, તેમની યોગ્યતા, પ્રમાણિકપણું, તેમજ દેશી દરબારના જરૂરિયાત રીવાજને અનુસરી કામ કરવાની કરતબદારી વિષે કેટલાએક સદ્ગૃહસ્થોએ અમારી ખાત્રી કર્યાથી સંસ્થાનનો રાજ્યકારભાર ચલાવવા માટે તેમને દિવાન ઠરાવ્યા છે તથા નિમ્યા છે, માટે અમારી પ્રજાનું કલ્યાણ, આબાદાની તથા સલામતી વિષે પ્રસંગોપાત તેમના તરફથી જે જે સુચના થશે, તે ઉપર અમારૂં સંપૂર્ણ લક્ષ રહેશે.

જુની વખતના નોકરો, જે આજથી અમારા અધિકાર નીચે આવ્યા છે, તે પૈકી કોઇને પણ વિના કારણે દૂર કરવામાં આવશે નહિ, પણ આગળ ઉપર જેમ જરૂર જણાશે, તે પ્રમાણે ફેરફાર થતો જશે.

ઇનસાફના કામમાં અમારા દરબારના કોઇ પણ અધિકારીએ ન્યાત જાત, દેશી પરદેશી, કે સ્વધર્મિ પરધર્મિનો ભેદ મનમાં ન રાખતાં લોકોને ખરો ન્યાય આપવો જોઇએ. એવી રીતે કોઇ ન ચાલે તો તેના ઉપર અમારી મોટી ઇતરાજી થશે.

વળી આ જાહેરનામાની તારીખથી આગળ અમારા સંસ્થાનના હરકોઇ ખાતામાં ન્હાના યા મોટા દરજ્જાની બહડતીની જગો કોઇ કારણસર ખાલી થશે, યા નવી નિકળશે, તે વખતે અમારા સંસ્થાનના જૂના નોકરના હક તેમજ, તેમની લાયકી વિષે પ્રથમ વિચાર કરી આપવામાં આવશે.

શાગટાળા પ્રગણાના ભીલ તથા નાયક લોકો જંગલી હાલતમાં હજૂ સુધી છે, એવું ઈંગ્રેજ સરકારે ધારી તે પ્રગણા ઉપર ખુદ પોતાની દેખરેખ રાખી છે; પરંતુ અમારી માહિતી પ્રમાણે કેટલાંએક વર્ષ પહેલાં એ લોકો જે હાલતમાં હતા, તેમાં અને તેમની હાલની સ્થિતિમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. સબબ અમારા કારભારી રાવ બહાદુર જટાશંકર ભાઇએ પોતાની કારકીર્દિની શરૂઆતે પોતાની ઉત્તમ કરતબદારીનો દાખલો બતાવ્યાથી થોડાજ અરસામાં સદરહુ પ્રગણું હકૂમત સાથે સોંપશે, એવી અમને સંપૂર્ણ આશા છે.

અમારા દરબારના રાજ્યકારભારમાં દેશી યા પરદેશી, તેમજ અમારા હિંદુ ધર્મને તથા અમારા દરબારના માલુમ રીવાજને અનુસરી સ્વધર્મિ યા પરધર્મિ લોકોનો ભેદ ન રાખતાં તેમની લાયકી ઉપર નજર રાખી દાખલ કરવામાં આવશે.

જપ્તી અમલમાં અમારી પ્રજાના હરકોઇ હકની તકરાર સંબંધી જે નિર્ણય કરી આખરનો ઠરાવ થયો હશે, તેને ગેરવાજબી હરકત પહોચશે નહિ.

અમારા અંતઃકરણના જે જે વિચાર છે, તે ઉપર દર્શાવેલા છે. તેજ પ્રમાણે તમામ લોકોએ અમારી સાથે પ્રજા ધર્મથી વર્ત્તવું, એ તેમની ફરજ છે."

ઉપર પ્રમાણે જાહેરનામુ પ્રગટ થવાથી તે નામદારની તમામ પ્રજામાં ઘણી ખુશાલી ફેલાઇ હતી. તથા સર્વ નોકરોમાં સંતોષ પ્રાપ્ત થયો હતો.

સને ૧૮૭૭ ના જાનેવારી મહિનાની પહેલી તારીખે નામદાર મહારાણીશ્રી વિકટોરિયાએ "કૈસરેહિંદ"નો ખેતાબ ધારણ કર્યો, ત્યારે તેની ખુશાલીમાં તથા તે નામદાર તરફનો ખાસ ઢંઢેરો વાંચી સંભળાવવા માટે એક ભવ્ય દરબાર ભર્યો હતું. તેમાં એજંસી તરફથી રા. બા. નંદશંકર તુલજાસંકરે મહારાણીશ્રીનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો હતો. ત્યાર પછી નામદાર મહારાવળશ્રી માનસિંહજી તરફથી નામદાર મહારાણીજીને એક સુંદર માનપત્ર મોકલવાનો ઠરાવ થયો હતો.

સને ૧૮૮૭ ના ફેબ્રુઆરી મહિનાની ૧૬ મી તથા ૧૭ મી તારીખે મહારાણીશ્રી વિકટોરિયાના રાજ્યના ૫૦ મા વર્ષની "જ્યુબિલી" નો મહોત્સવ આખા ભરતખંડમાં કરવામાં આવ્યો હતો. તેજ પ્રમાણે નામદાર શ્રીમાનસિંહજીએ પોતાના રાજ્યમાં એ બંને દિવસો મોટા તેહેવાર તરિકે પાળીને મોટો આનંદ દર્શાવ્યો હતો.

મહારાવળશ્રી માનસિંહજી રાજ્યાસનપર બિરાજ્યા પછી પોતાની પ્રજાની આબાદાની વાસ્તે ઘણા સુધારા કર્યા છે, તે ઉપર થોડું ઘણું બતાવવામાં આવ્યું છે. તેમજ પોતાના રાજ્યમાં

નવાણ વગેરેની જ્યાં જ્યાં જરૂર હતી ત્યાં તે કરાવ્યાં છે, અને અજ્ઞાન ખેડુતોને ખેતીવાડી સંબધી વ્યવહારિક જ્ઞાન મળે તે સારૂ એક "ફાર્મ" કરાવ્યું છે. અને તેનું કામ ચરોતરના એક મદ્રાસ જઇ કેળવણી પામેલા પાટીદારને સોંપવામાં આવ્યું છે. રૈયત ઉપર કરનો બોજો ભારે નહિ પડે, તેની યોગ્ય સંભાળ રાખવાથી તેમના રાજ્યમાં લોકોની વસ્તી વધતી જાય છે. તેમણે રાજ્યના લાયક વિદ્યાર્થીઓને ઉંચી કેળવણી આપવા માટે સ્કૉલરશીપો આપીને પ્રદેશ મોકલ્યા છે. એ રીતે એ નામદારે પોતાની પ્રજાની ચઢતી કરવા માટે બની શકે તેટલા યોગ્ય ઉપાયો યોજ્યા છે. અને હજુ તેમ કરવાની તેઓ સદા કાળજી રાખતા જણાય છે. વળી તેઓ ઉદારતાની બાબતમાં પણ ઉત્તમ છે. તેમણે લોકોપયોગી તથા પુન્યનાં ઘણાંક ફંડોમાં સારી રકમોની બક્ષિસ કરી છે. કોઇ પણ વિદ્વાન કે ગ્રંથકર્તા પોતાને આશ્રય મળવાની ઇચ્છાથી તે નામદારની સન્મુખ જાય છે, તો તે કદી પણ નિરાશ થઇને પાછો ફરતો નથી. તેઓ પોતે સારી કેળવણી પામેલા હોવાથી વિદ્વાનોની સારી કદર પિછાણે છે. વળી તેમના હાલના દિવાન સાહેબ **રા. સા. હરિલાલ મનસુખભાઇ** જેઓ ઘણા વિદ્વાન અને રાજ્યનીતિજ્ઞ છે, તેમની મદદથી રાજ્યકાર્યભાર ઘણોજ ઉત્તમ પ્રકારે ચલાવે છે, એ બહુ આનંદની વાર્તા છે.

બારીઆના રાજ્યના તાબામાં ૮૧૩ ચોરસ મૈલ જમીન, ૪૨૫ ગામ, અને ૬૭૦૦૦ માણસની વસ્તી છે. એ રાજ્યની વાર્ષિક ઉપજ ૧॥। લાખ રૂપિયાની છે. બારીઆના રાજ્યકર્તા જ્યારે બ્રિટિશ છાવણીમાં જાય, ત્યારે તેમને ૯ તોપો ફોડીને માન આપવામાં આવે છે.



# પ્રધાનો.

મદાર—ઉલ મહામ શેખ મહમદ

## વજીર સાહેબ બહાવદ્દીનભાઇ.

### સી. આઇ. ઈ.

જૂનાગઢના લોકપ્રિય અને પ્રખ્યાત વજીર સાહેબ બહાવદ્દીનભાઇનો જન્મ સને ૧૮૩૫ માં જૂનાગઢ શેહેરમાં થયો હતો. તેમના પિતાનુ નામ હાસમભાઇ હતું. તેમનુ કુટુમ્બ મુસલમાનોના જાણીતા સુન્નિ પંથમાં ઉત્તરોત્તર ચડતી કળા પામતું આવ્યું છે. અને જુનાગઢના ગાદીપતિઓની સાથે સગપણના સબંધથી તેઓ નિકટ જોડાયેલા છે. દેશી તવારિખ લખનારાઓ શેખ વંશના પુરૂષોના જે જે ઉમદા ગુણોની તારિફ કરે છે, તે સઘળા ગુણો વજીર સાહેબ બહાવદ્દીનભાઇનામાં ન્હાનપણથીજ જોવામાં આવે છે. જેવાકે,—દયા, વિવેકબુદ્ધિ, ઉદારતા અને દૃઢ સદાચરણ ઇત્યાદિ અનેક પ્રશંસનિય ગુણો તેમનામાં બિરાજે છે. જેને લીધે એ નામદાર જનમંડળમાં કીર્ત્તિની છેક ઉંચી ટોચે ચડવાને ભાગ્યશાળી થયા છે. વજીર સાહેબ બહાવદ્દીનભાઇ ત્રણ ભાઇઓમાં સૌથી ન્હાના હતા. તેમને **લાડકી બીબી** નામે સદ્‌ગુણશાળી બ્હેન હતાં, જેમને મર્હુમ નવાબ સાહેબ સેર **મહાબત-ખાનજી** કે. સી. એસ. આઇ, (હાલના નવાબ સાહેબ શ્રી રસુલખાનજીના પિતાજી.) સાથે પરણાવ્યાં હતાં.

વજીર સાહેબ બહાવદ્દીનભાઇએ પોતાની બાલ્યાવસ્થામાં દેશી ભાષાની કેળવણી લીધી હતી. તેમાં વિશેષે કરીને મુસલમાની ધર્મશાસ્ત્ર—કુરાનનો અભ્યાસ તેમણે સારી પેઠે કર્યો હતો. ત્યાર પછી સને ૧૮૫૬ માં પોતાની ૨૧ વર્ષની ઉમ્મરે તેઓ જૂનાગઢ રાજ્યની નોકરીમાં દાખલ થયા હતા. ન્હાની વય છતાં પોતાની હિંમત અને બાહુબળ-વડે પ્રથમજ તેઓ નવાબ સાહેબના લાલ રીસાલા અથવા બોડિ ગાર્ડના સરદારની પદવી પામ્યા હતા. પોતાના એ લશ્કરી અધિકાર ઉપરાંત તેઓ રાજ્યનાં બીજાં કામકાજોમા પ-ણ બહુ અગત્યનો ભાગ લેતા હતા. ત્યારથીજ તેમની તીક્ષ્ણ બુદ્ધિ અને ડહાપણનો પ્ર-કાશ પડવા માંડયો હતો. એ વખતે તેમના જેવાજ બહાદુર અને ગુણવાન મર્હુમ જમા-દાર **ખા. બા. સાલેહ** હિંદી સી. આઇ. ઇ. ની સાથે તેમને ગાઢ સ્નેહ બંધાયો હતો. આ બને સરદારો તે વેળાએ જૂનાગઢ રાજ્યના ખરેખરા ખેરખાહ હતા, અને તેઓ એક બીજાને સહાય થઇને રાજ્યનુ હિત સાચવવા માટે તન, મનથી રાત્રિ દિવસ મચ્યા રહેતા હતા. સને ૧૮૬૧ માં જ્યારે રાજ્યને મુશ્કેલીમા નાખવાની ખટપટ ઉભી થઇ હતી, તે વખતે આ બને સરદારોની વફાદારી અને રાજ્ય ભક્તિને લીધેજ મર્હુમ નવાબ સાહેબ મહોબતખાનજી પોતાના રાજ્યની સ્વતંત્ર સત્તા મેળવી શકયા હતા. વળી એ વખ તે સારા ભાગ્યે હિંદુસ્તાનની સરકારની ફેરફાર થતાં એ દરજ્જો મર્હુમ રાવ **બહાદુર ગોકળજી** [illegible] હતો એ અધિકાર ઉપર રાવ બહાદુર ગોકળજી બાબતે [illegible]

વામાં આવ્યા, તે જેવું નવાબ સાહેબને માન આપનારૂં હતું, તેવુંજ તેમના આ મુખ્ય સલાહકાર વજીર સાહેબ બહાવદ્દીનભાઇ તથા ખા. બા. સાલેહ હિંદીને પણ સંતોષ પમાડનારૂં હતું. રા. બા. ગોકુલજીભાઇને ખરેખરી મદદ આ બન્ને બુદ્ધિવાન ઉમરાવો તરફથી મળી હતી. તેથી તેઓ રાજ્યમાં ઘણી પ્રકારનો સુધારો કરવાને શકિતવાન થયા હતા.

સને ૧૮૬૨—૬૩ માં પ્રખ્યાત બહારવટીઆ જંગી મકરાણી અને તેના સાથીઓ કે જેમણે ગામડાઓમાં લૂટફાટ કરીને ઘણો ત્રાસ વર્તાવ્યો હતો, તેમની પાછળ પડીને વજીર સાહેબ બહાવદ્દીનભાઇએ ઘણીજ બહાદુરીથી તેમને પકડયા હતા. એ વિષે તેમને શાબાશી આપતાં એ વખતના કાઠિયાવાડના આકટિંગ આસીસ્ટંટ પોલિટિકલ એજન્ટ મી. હેબર્ટે પોતાના તા. ૨૦ મી એપ્રીલ સને ૧૮૬૩ ના પત્રમાં લખ્યું હતું કે;—" આ બીના અમારા વખાણને પાત્ર છે, એટલુંજ નહિ પરંતુ જરા પણ શક વિના નામદાર સરકારને ઘણી ખુશી કરશે. એ બાબતમાં તમારો આભાર દર્શાવવા મારી પાસે પૂરતા શબ્દ નથી." તેવીજ રીતે જ્યારે સને ૧૮૬૪ માં જસલા નામે બીજા પ્રખ્યાત લૂટારાએ લૂટફાટ વગેરે કરીને લોકોમાં ત્રાસ વર્તાવ્યો હતો, ત્યારે પણ આ વજીર સાહેબે પોતાના જાનને જોખમમાં નાખીને ઘણીજ બહાદુરીથી તેને પકડયો હતો. જેથી સઘળે શાન્તી ફેલાઇ હતી. અને પકડેલા લૂટારા જસલાની કાયદા પ્રમાણે તપાસ ચલાવવામાં આવતાં ગુન્હેગાર માલુમ પડયાથી તેને તોપના ગોળાથી ઉડાવી મૂકવા આવ્યો હતો. વજીર સાહેબ બહાવદ્દીનભાઇને તેમના એવા બહાદુરી ભરેલા કામને માટે સઘળી તરફથી ઘણીજ શાબાશી અને માન મળ્યું હતુ. સને ૧૮૬૫ ની સાલમાં વાઘેર લોકોએ ઉઠાવેલા બંડ વખતે કેટલાક બંડખોરોને પકડવાથી પોલિટિકલ ઓફિસર લેફ્ટેનન્ટ એલ. રસલે પોતાના ૨૬ મી જાન્યુઆરી સને ૧૮૬૫ ના પત્રમાં વજીર સાહેબની ભારે સ્તુતિ કરીને તેમનો ઉપકાર માન્યો હતો. તેજ પ્રમાણે એ વખતના પોલિટિકલ એજંટ કર્નલ કિટિંગે તેમનાં વખાણ કર્યાં હતાં. એ પ્રમાણે વજીર સાહેબ બહાવદ્દીનભાઇ પોતાના પરાક્રમ અને બુદ્ધિબળ વડે હોદ્દે, વગે, અને કીર્તિમાં ઉત્તરોત્તર ઝપાટાબંધ વધ્યા હતા. તેમની એવી ઉત્તમ પ્રકારની રાજ્ય સેવાઓથી પ્રસન્ન થઇને મર્હુમ નવાબ સાહેબશ્રી સર મહોબતખાનજીએ તેમને પોતાના વજીરનો બહુ માનવતો હોદ્દો આપ્યો હતો. એટલુંજ નહિ પણ પાલખી અને મશાલનાં રાજ્ય ચિન્હ સહિત **અગત્રાઇ** તથા **છાયાલ** નામે વિસ્તારવાળાં ગામો તેમને વંશપરંપરા બક્ષિસ આપેલાં છે.

વજીર સાહેબ બહાવદ્દીનભાઇએ જેમ લડાયક અને રાજ્યકારી કામોમાં પોતાની અપૂર્વ કુશળતા બતાવીને કીર્તિ મેળવી છે. તેજ પ્રમાણે જુનાગઢ રાજ્યના મેહેસુલખાતામાં પણ તેમણે ઘણા અગત્યના સુધારા કરીને કીર્તિ મેળવી છે. મેહેસુલના અમલદાર તરિકે તેમણે કાંઇ ઓછી ચાલાકી બતાવી નથી. જમીનના બંદોબસ્તની બાબતમાં બ્રિટિશ ઇન્ડીઆમાં એક બાહોશ અને ચાલાક કલેકટર જેટલી કુશળતા બતાવી શકે, તેટલી કુશળતા તેમણે પણ બતાવી છે. તેમણે જમીન સંબંધી જે બંદોબસ્ત પોતાની સમજશક્તિ અને વિચારથી પૂરો કર્યો હતો, એથી રાજ્યની મેહેસુલમાં એકદમ વધારો થયો હતો. તેમજ જમીનદારો પણ તૃપ્ત થયા હતા.

સને ૧૮૮૨ ના સપટેમ્બર મહિનાની ૩૦ મી તારીખે નવાબ સાહેબશ્રી સર મહોબતખાનજી કૈલાસવાસી થવાથી તેમના પાટવી કુંમારશ્રી બહાદુરખાનજી (હાલના નવાબ સાહેબશ્રી રસુલખાનજીના ભાઇ.) રાજ્યાસનપર બેઠા હતા. તેમના સમયમાં પણ વજીર સાહેબ બહાવદ્દીનભાઇએ તન, મનથી રાજ્યની અનેક ઉત્તમ સેવાઓ બજાવી હતી. તેમજ પ્રજાની આબાદી અને સુખ વધે તેવા યોગ્ય ઉપાયો કરવામાં પરિશ્રમ લીધો હતો. જૂનાગઢ રાજ્યના સાચા વફાદાર વજીર તરિકે તેમની રાજ્યકારકીર્દિ એવી તો પ્રશંસનિય નિવડી છે કે, રાજા તથા પ્રજા બંને તરફનો સંપૂર્ણ પ્યાર તેમણે સંપાદન કર્યો છે. એ વિષે નીચેનાં થોડાંક દ્રષ્ટાંતો થી સર્વેની ખાત્રી થશે.

સને ૧૮૭૮ માં જૂનાગઢના નામિ[illegible]ા અને લોકપ્રિય પ્રધાન **રાવ બહાદુ ગોકુળજી ઝાલા** કૈલાસવાસી થયા પછી તેમની જગ્[illegible] પ્રખ્યાત જમાદાર **ખાન બહાદુર સાલેહ હિંદી સી. આઇ. ઇ.** ને મળી હતી. ખા. [illegible]. સાલેહ હિંદીએ પણ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે સને ૧૮૮૩ માં પ્રધાન પદ છોડયું હ[illegible] અને તેમની જગોએ **રા. બા. હરિદાસ વિહારીદાસ દેશાઇ** નિમાયા હતા. જ્યારે [illegible] બા. સાલેહ હિંદીએ પ્રધાન પદ છોડયું, ત્યારે જૂનાગઢની પ્રજાએ વજીર સાહેબ બહાવદ્દીન[illegible]ાઇના પ્રમુખપણા નીચે એક મોટી સભા ભરીને તેમને માનપત્ર આપ્યું હતું. એ માનપત્રનો ઉત્તર આપતાં ખા. બા. સાલેહ હિંદીએ વજીર સાહેબ બહાવદ્દીનભાઇના સંબંધમાં કહ્યું હતું કે,

"આપણે સર્વે સારી પેઠે અનુભવ સહિત જાણીતા થયા છીએ કે, આ[illegible]પણા મર્હુમ આલીજાહ નવાબ સાહેબ મહોબતખાનજી જેઓ નામદાર સિકંદર એકબહાલ,-ધર્મ રક્ષક, દયાનતદાર, સખાવત બહાદુર અને પૂર્ણ પવિત્ર તથા એકજ રહેણીવાળા મહા પ્રતાપી રાજા હતા. તેઓ નામદારે સંવત ૧૯૧૮ ની સાલમાં જૂનાગઢ રાજ્યની સ્વતંત્ર સત્તાવાળી લગામ હાથમાં લીધી, અને રયાસતનાં તમામ કામકાજનો વિશ્વાસ હમણાં પ્રજા તરફથી સરનશીનની માન ભરેલી બેઠક ઉપર બિરાજનાર આપણા માનવંતા **વઝીર સાહેબ મદારૂલ મહામ શેખ મહમદ બહાવદ્દીનભાઇની** જાત ઉપર રાખેલો ત્યારથી ગયાં ૨૦ વર્ષના અરસામાંજ આપણી રયાસતમાં જમાનાને છાજતાં સારાં અને લોકોપયોગી ઘણાં કામો થયેલા છે. જો કે તેઓ સાહેબ મારા પોતાના ખરેખરા દિલોજાન મિત્ર છે, એટલે તેમને માટે હું હમેશાં થોડું બોલવાવાળો છું. તોપણ આ પ્રસંગે મારા દીલની અંદરની અસરના ઉભરા સ્વાભાવિક રીતે સમાઇ શકતા નથી. આપણી રયાસતના સુકાન રૂપી જે મુખ્ય સાધન તે મેહેરબાન સાહેબ બહાવદ્દીનભાઇની મુબારક જાતના છે. તેમણે પોતાનું તમામ સર્વસ્વ તન, અને મન રાજ્ય સાથે જોડી દીધેલું છે. ગયાં ૨૦ વર્ષના અરસામાં તેમણે રાજ્યકારોબારને ઉત્તેજન તથા ઘણીજ કિંમતી મદદ પુરેપુરી હોંસથી આપેલી છે. રાજ્ય રયાસત સંભાળવામાં, રયાસતને સારી સ્થિતિમાં લાવવામાં, તેમના ખૂબની વૃદ્ધિ કરવામાં, પ્રજાને ખુશી રાખવામાં, અને રાજ્ય વર્ગી માણસોને દિલાસેથી કામ કરાવવામાં, એમ દરેક બાબતમાં એટલી ચતુરાઇ અને કાળજીથી ફીકર રાખેલી છે કે, જેથી પ્રજા તરફથી આ વખતે મને મળેલા માનના હકદાર હું તેમનેજ માનું છું. જે કાંઇ સારૂં થયેલું છે, તે તેમનીજ સંપૂર્ણ મદદથી થયેલું છે. તેથી પહેલે નબરે પ્રજાની સાથે હું તેઓ

સાહેબનો ઉપકાર જણાવું છું. અને તે પછી મર્હુમ રા. રા. અનંતજીભાઇ તથા રા. બા. ગોકુલજીભાઇ, અને હાલ આ સભામાં બિરાજનાર મારા મિત્ર રા. રા. હરિપ્રસાદભાઇ વગેરેનો હું ઉપકાર માનું છું.”

સને ૧૮૮૮ ના જાનેવારી મહિનાની ૧૯ મી તારીખે મર્હુમ નવાબ સાહેબશ્રી બહાદુરખાનજીએ જૂનાગઢમાં “બુહાદરપુર” નો પાયો નાખવાની ક્રિયા મોટા ઠાઠ સાથે કરી હતી. તે પ્રસંગે એ નામદારને તેમની પ્રજાએ એક માનપત્ર આપ્યું હતું. તેમાં પ્રજાએ જણાવ્યું હતું કે;—

“આ પ્રસંગે અમારે પોતાની બીજી એક ફિકરા આગળ આપનાં અટકવું નહિ જોઇએ. નામદાર સાહેબ, આ અને બીજા ઘણા ઉત્તમ તથા અસાધારણ ઉપકાર, જે આપ નામદારના રાજ્ય તરફથી કેવળ પ્રજાના કલ્યાણને માટેજ નવાજ્યા થયેલા છે, અને થાય છે, તેની પ્રેરણા કરનાર તરિકેનું માન આપ સાહેબના માનવતા મામા મેહેરબાન વજીર **સાહેબ મદારૂલ મહામ શેખ મહમદ બહાવદ્દીનભાઇને** આપવું બધી રીતે અમે યોગ્ય માનીએ છીએ. એ ભાગ્યશાળી નમ્ર, અને વિવેકી વજીર આપ નામદાર, રિયાસત, અને પ્રજા તરફ ગયાં ૨૫ વર્ષથી પોતાની ખાનગી અને હોદ્દાની ફરજો એવી કાળજી, કૌવત અને કાબેલિયતથી એક સરખી રીતે બજાવતા આવ્યા છે કે, તેનું આબેહુબ વર્ણન કરવાને અમે અશક્ત છીએ. રાજ્યના એક મજબુત અને મર્તબાવાળા મુખ્ય પ્રતિનિધિ છતાં તેઓ સાહેબ હકુમતના જોરાવર અને વિકારને વધારનારા મદથી વેગળા રહી ઓર સ્નેહશીલ થઇ દરેક માણસના વિશ્વાસ અને વિરામનું સ્થાન થયા છે, એ એમની કુદરતની બક્ષેલી અજાયબ ખુબી છે. તેમજ આપ નામદારના રાજ્યમાં અમો પ્રજા વર્ગ સાથે કુટુંબાચારથી વર્તી પોતાના પદરથી અને આપના રાજ્ય તરફથી જે સહાય, સંતોષ, અને સમાધાની આપી છે, તે માટે અને આપ નામદારના મુખ્ય દિવાન મેહેરબાન હરિદાસભાઇએ પોતાની કારકીર્દિમાં પ્રમાણિકપણું, સમાન દ્રષ્ટિ, અને નિર્લોભના, આદિ મોટા ગુણોથી પ્રસંગે પ્રસંગે અમારૂં હિત જાળવવામાં, અને જરૂરિયાતો પૂરી પાડવામાં કાળજી, હિમ્મત, અને હોંશ દેખાડી છે, તેને માટે પણ અમે આપના આભારી છીએ.”

અને ચોરવાડ વગેરે મહાલોની પ્રજાએ જુદાં જુદાં માનપત્રો આપ્યાં હતાં. તે દરેક માનપત્રમાં વઝીર સાહેબ બહાવદ્દીનભાઇની ઉત્તમ પ્રકારની રાજ્ય કારકીર્દિ વગેરેનાં ઘણાં વખાણ કર્યાં હતાં. એ સર્વેનો સામટો જવાબ આપતાં નામદાર નવાબ સાહેબે કહ્યું હતું કેઃ—" તમારા તરફથી એક અવાજે મારા મામા અને વઝીર શેખ મહમદ બહાવદ્દીનભાઇની લાંબા વખતની કારકીર્દિ માટે વધતો સંતોષ અને સારો અભિપ્રાય જાણી હું ઘણો ખુશી થાઉં છું. તેવીજ રીતે મારા હાલના દિવાન આઝમ હરિદાસ વિહારીદાસના કારભારથી તમો ખુશી રહેેા જોઇ મને સંતોષ થાય છે."

સને ૧૮૮૩ માં જુનાગઢ સ્વસ્થાનમાં વસતા મૈયા નામે લોકોએ જે ભારે તોફાન મચાવ્યું હતું, તે વઝીર સાહેબ બહાવદ્દીનભાઇએ ઘણીજ બહાદુરીથી શાન્ત પાડયું હતું. એ સંબંધમાં કાઠિયાવાડના પોલિટિકલ એજન્ટે પોતાના સરકારી રીપોર્ટમાં લખ્યું હતું કેઃ— " મૈયા લોકોની સાથેનો સ્નેહ ભરેલો બંદોબસ્ત મી. હરિદાસની ચપળતા અને વઝીર સાહેબ બહાવદ્દીનભાઇ તરફથી મળેલી ખરા દીલની મદદને લીધેજ થયો હતો. ... ... રાજ્ય કારકીર્દિનું મોટામાં મોટું અઘરૂં કામ આવી કુનેહમંદીથી ચલાવવા માટે તેમને માન ઘટે છે."

વળી મુંબાઇ ઇલાકાની પોલિસના ઇન્સ્પેકટર જનરલ મર્હુમ કર્નલ હંટી સાહેબ જ્યારે કાઠિયાવાડમાં ક્રુર બારવટીઆઓને પકડવાના કામમાં રોકાયેલા હતા, તે પ્રસંગે વઝીર સાહેબ બહાવદ્દીનભાઇએ તેમને ઘણીજ કિંમતી મદદ કરી હતી. એ વિષે કર્નલ હંટી સાહેબ પોતાના તા. ૧૪ મી સપ્ટેમ્બર સને ૧૮૮૫ ના પત્રમાં દિવાન મી. હરિદાસની ઉપર લખે છે કે;—" ... ... વઝીર સાહેબ બહાવદ્દીનભાઇએ તથા જમાદાર સુલેમાને મારી જે સેવા બજાવી છે, તેને માટે મારા ખરા અંતઃકરણનો આભાર તેમને પહોંચાડવાની મેહેરબાની કરશો. નામદાર નવાબ સાહેબનો રાજ્યકારકીર્દિમાં મને જે એકદીલીનો ટેકો હમેશાં મળે છે, તેનો આ એક વધુ દાખલો છે. અને એ વાત હું નામદાર સરકારના ધ્યાનમાં મેલવા ઘણોજ ખુશી થઇશ.

સને ૧૮૮૪ માં જૂનાગઢ સ્વસ્થાનમાં જમીન સબંધી મેહેસુલના ખાતામાં એ મોટો અને અગત્યનો ફેરફાર કરવાથી વઝીર સાહેબની વફાદારીની ખરી કસોટી થઇ હતી. એ ફેરફાર, ઇજારા અથવા ઘારખીંગ સિસ્ટમ, કે જે અતિ પુરાતન કાળથી ચાલતી હતી, તે રદ્દ કરવા સબંધીનો હતો. અને તેમાં ઘણે દરજ્જે વઝીર સાહેબનું હિત સમાયેલું હતું. તે છતાં એ સુધારા વિષે તેમની ખાત્રી થવાથી તેમણે પોતાનાં ફાયદાકારક ઇજારા પોતાની મેળે છોડી દીધાં હતાં. તેમના એવા જાતિ ભોગથી જે કામ બે વર્ષ પહેલાં કરવાને મી. હરિદાસ અશક્ત હતા, તે તેઓ પાર પાડવાને શક્તિવાન થયા હતા.

જૂનાગઢ રાજ્યની નાણા પ્રકરણ સંબંધી સ્થિતિ જે હમેશાં ઘણીજ આબાદ રહે છે, તે માત્ર વઝીર સાહેબના ડહાપણ ભરેલા મિત્ત વ્યયને લીધેજ છે. અને એ રાજ્યની ત્રીજોરીમાંથી લગભગ ૪૦ લાખ રૂપિયા ફકત રેલવે પાછળ ખર્ચવામાં આવ્યા, એ તેની આબાદીનો પ્રત્યક્ષ પુરાવો છે.

સને ૧૮૯૨ માં નવાબ સાહેબશ્રી મહાદુરખાનજી કૈલાસવાસી થતા તેમના બંધુ હાલના **નામદાર નવાબશ્રી રસુલખાનજી** મસ્નદનશીન જોઇતા હતા. એજ વર્ષના જુન

માસમાં તેમને રાજ્યાભિષેકની શુભ ક્રિયા કરતી વખતે કાઠિયાવાડના પોલિટિકલ એજંટ **સર ચાર્લસ ઓલિવંટ** સાહેબે વઝીર સાહેબ બહાવદ્દીનભાઇના સંબંધમા બોલતાં નવાબ સાહેબ પ્રત્યે કહ્યું હતું કે;—"જે પુરૂષ તમારા મર્હુમ પિતા અને ભાઇને નિમકહલાલ મિત્ર નિવડયા છે, અને જેમણે ૩૦ વર્ષ અગાઉ તમારા પિતાજીને નીચ કાવત્રાખોરોના કષ્ટમાંથી બહાદુરીથી છોડાવ્યા, અને એજન્સીનું રક્ષણ શોધી, કાંઇ પણ અભિમાન વગર દૃઢ આચરણથી રાજ્યની આબાદાની વધારી છે, તે પુરૂષ તમારી પડખે હોવાથી હું તમને મુબારકબાદી આપું છું. ... ... જેમ મર્હુમ દિવાન અમરજીનુ નામ ગયા સૈકાની જુનાગઢની રાજ્યકારકીર્દિમાં અંકિત થયું છે, તેમ વઝીર સાહેબ બહાવદ્દીનભાઇનું તથા દિવાન મી. હરિદાસનુ નામ આ સૈકાની જુનાગઢની રાજ્યકારકીર્દિમાં અંકિત થશે.'

વઝીર સાહેબ બહાવદ્દીનભાઇની વફાદારી, રાજ્યભક્તિ, બહાદુરી, અને ઉત્તમ પ્રકારની રાજ્યકારકીર્દિને માટે રાજા, પ્રજા, તથા નામદાર બ્રિટિશ સરકારના પોલિટિકલ ઓફીસરોએ પ્રસંગોપાતે જે જે ઉંચા અભિપ્રાય આપેલા છે,—કે જેમાંના કેટલાક અમે ઉપર ટાંકી બતાવ્યા છે. તેમાં તેમણે જે વચનોમાં તેમની સ્તુતિ કરી છે, તે કરતાં એ સબંધી બીજુ વધારે કહેવા સરખુ હવે કાંઇ રહ્યું નથી. પરંતુ જે કહેવાનું છે, તે જન-મડળમાં વિદ્યાહુન્નરની કેળવણીની વૃદ્ધિ કરવા સંબંધી તેમની ભલી ઉલટ, અને પુન્ય તથા પરમાર્થનાં કામો કરવામાં તેમની મોટી ઉદારતા વિષે છે. એ બંને કામમાં તેમણે રાજ્ય તરફથી તેમજ પોતાની પદરથી જે મોટી મોટી રકમોની સખાવતો કરી છે, તે ખરેખર બહુજ વખાણવા લાયક છે. કેળવણી સંબંધી તથા લોકોપયોગી બીજી જાહેર સ્થાપનાઓને વઝીર સાહેબે જે ઉત્તેજન આપેલું છે, તેની યોગ્ય કદર માજી પોલિટિકલ એજંટ કર્નલ આડરસને બરોબર પિછાની હતી. તેજ પ્રમાણે સને ૧૮૮૦ માં તેમણે દેશી તેમજ પરદેશી અસલી તવારિખોની શોધખોળ કરનારાઓને સારી મદદ કરીને જે ઉત્તેજન આપ્યું હતું, તેને માટે પોલિટિકલ એજંટ કર્નલ વોટસને તેમની બહુ તારિફ કરી હતી. એજ વર્ષમાં ચાલેલી અફઘાન લડાઇમાં નામદાર બ્રિટિશ સરકારના જે સીપાઇઓ કપાઇ મુવા હતા, તેમના કુટુંબોને સારો આશ્રય આપીને વઝીર સાહેબે પોતાની ઉદારતા દર્શાવી હતી.

સને ૧૮૮૬ માં તેમણે પોતાના બનેવી મર્હુમ નવાબ સાહેબશ્રી સર મહોબતખાનજી કે. સી. એસ. આઇ. ના ભલા ગુણોની યાદગીરી કાયમ રાખવા માટે મોટી રકમ ખરચીને એક મદ્રેસા (પાઠશાળા) સ્થાપન કરી છે. તે **"મહોબત મદ્રેસા"** ને નામે પ્રસિદ્ધ છે. એ પાઠશાળામાં મુસલમાન કોમના વિદ્યાર્થીઓને ઉર્દૂ, ફારસી તથા ઇંગ્રેજી ભાષાઓનો અભ્યાસ કરાવવામાં આવે છે. ત્યાર પછી તેમણે એજ પ્રશંસનિય ધારણાથી "બૉમ્બે યુ-નિવર્સિટિ" ના અધિકાર નીચે ગુજરાત કૉલેજના સંબંધમાં એક ફેલોશીપ સ્થાપવા માટે રૂ. ૩૦૦૦૦ ની મોટી રકમની બક્ષિશ કરી છે. એ રકમ સ્વિકારતાં સને ૧૮૮૯ ની યુનિવર્સિટિની કૉન્વોકેશનમાં મુંબઇના ગવર્નર અને ચાન્સેલર લૉર્ડ રે સાહેબે કહ્યું હતું કે;— "મુસલમાન કોમમાં કેળવણીની વૃદ્ધિ કરવાનો અભિલાષ જુનાગઢના વઝીર સાહેબ બહા-વદ્દીનભાઇની ડહાપણ ભરેલી ઉદારતાથી નિવેદિત થાય છે. કે જેમણે જૂનાગઢના મર્હુમ નવાબ સર મહોબતખાનજીની યાદગીરીમાં યુનિવર્સિટિના મેટ્રીક્યુલેટ ગ્રાન્જ્યુએટસને તેમની

યોગ્યતા પ્રમાણે સ્કોલરશીપ આપવા સારૂં રૂ. ૩૦૦૦૦ ની મોટી બક્ષિસ કરી છે. આ યુનિવર્સિટિના લીસ્ટપર પ્રતિષ્ઠિત સ્થાનકો રોકતા મેહોમેદન વિદ્યાર્થીઓની સંખ્યા આશા આપે છે કે, વજીર સાહેબની આ સખી બક્ષિસ અકાર્યકારક નહિ રહે. અને તેને માટે આપણે તેમને મુબારકબાદી આપીશું."

વજીર સાહેબ બહાવદ્દીનભાઇએ પોતાની હમેશની ઉદારતા અને દયાળુંપણાને લીધે રક્તપીત જેવા ભયંકર દર્દના રોગીઓના દુઃખ નિવારણ માટે મોટા ખર્ચથી એક એસાઇલમ (આશ્રયગૃહ) બંધાવ્યું છે. તેનો પાયો નાખવાની શુભ ક્રિયા સને ૧૮૯૦ માં નામદાર મહારાણીશ્રી વિક્ટોરિયાના પૌત્ર મર્હુમ **પ્રિન્સ આલબર્ટ વિક્ટરે** પોતાને હાથે કરી હતી. તેથી એ મકાનનું નામ **"પ્રિન્સ વિક્ટર લેપર એસાઇલમ"** એવું આપવામાં આવ્યું છે. વજીર સાહેબે વળી જુનાગઢની પડોસમાં આવેલી દાતારની પવિત્ર ટેકરીપર ચઢવાનો રસ્તો પોતાને ખર્ચે સુધાર્યો છે. એ નવો માર્ગ ખુલ્લો મુકવાની શુભ ક્રિયા સને ૧૮૯૪ માં મુંબઇના માજી ગવર્નર **લૉર્ડ હેરિસે** પોતાની જુનાગઢની છેલ્લી મુલાકાત વખતે કરી હતી. વજીર સાહેબ બહાવદ્દીનભાઇએ પોતાની કોમના જે વિદ્યાર્થીઓ યૂરોપમાં જઇને વિદ્યાહુન્નરની કેળવણી લેવા ખુશી હોય, તેમને માટે કેટલીક સ્કોલરશીપો સ્થાપેલી છે. એ શિવાય તે નામદારે ઘણીક ધર્મશાળાઓ, દવાખાનાં અને નિશાળો વગેરે અનેક પુન્ય અને પરમાર્થનાં કાર્યો પોતાના ખર્ચથી કરેલાં છે. તેઓ વળી વિદ્વાનોને તથા ગ્રંથકારોને પણ આશ્રય આપી યોગ્ય ઉત્તેજન આપે છે. તેમની એ [illegible] બાબતનો કુલ આંકડો શુમારે ૩ લાખ રૂપિયા કરતાં પણ વધારનો કહેવાય છે. ધન્ય છે!! આવા દયાળુ અને પરોપકારી વજીર સાહેબના ડહાપણ તથા વિવેકને!

મદારૂલ મહામ શેખ મહમદ વજીર સાહેબ બહાવદ્દીનભાઇના પરાક્રમ અને મોટી જાહેર સેવાઓની કદરના ચિન્હ તરિકે તેમને નામદાર કૃપાળું મહારાણીશ્રી વિક્ટોરિયાએ સને ૧૮૯૩ માં **"કમ્પેનિયન ઓફ ધી મોસ્ટ એમિનન્ટ ઓર્ડર ઓફ ધી ઇન્ડીઅન એમ્પાયર"** નો અતિ માનવંતો ખેતાબ બક્ષિસ કર્યો છે. એ ખેતાબની સનંદ આપવાની ક્રિયા એજ વર્ષમાં રાજકોટ મુકામે મુંબઇના ગવર્નર લૉર્ડ હેરિસે મોટા ઠાઠથી કરી હતી. તે વખતે એ નામદારે વજીર સાહેબના ગુણોની મોટી પ્રશંસા કરી હતી. જેથી સર્વ સભાજનોને ઘણો હર્ષ થયો હતો.

નામદાર વજીર સાહેબ બહાવદ્દીનભાઇના ચરિત્ર ઉપરથી જણાય છે કે, તેમણે જુનાગઢ રાજ્યમાં લગભગ ૪૦ વર્ષથી તન, અને મનથી જે જે ઉત્તમ કાર્યો કર્યાં છે, અને હજુ કરે છે, તે સર્વ લક્ષમાં લેતાં આપણી ખાત્રી થાય છે કે, તે નામદારનું મુબારક નામ જુનાગઢ રાજ્યના ઇતિહાસમાં દીર્ઘકાળ સુધી સુવર્ણ અક્ષરે અંકિત રહેશે. આપણે ઇચ્છીશું કે, આવા પુન્યશાળી અને પ્રજાપાલક મહા પુરૂષના કૃપાળું હસ્તે બીજાં વધારે સત્કૃત્યો થા[illegible] માટે પરમેશ્વર તેમને સુખ શાન્તીમાં રાખી દીર્ઘાયુષ્ય આપો. તથાસ્તુ.

# સ્વદેશ હિતૈષિઓ

## શેઠ દીનશાજી એદલજી વાચ્છા.

આ પ્રસિદ્ધ સ્વદેશહિતકારી પુરૂષનો જન્મ સને ૧૮૪૪ ની સાલના આગસ્ટ મહિનાની બીજી તારીખે થયો હતો. તેમણે પ્રથમ મુંબઇની એલ્ફીન્સ્ટન ઇન્સ્ટિટ્યુશનમાં દાખલ થઇને પોતાના વિદ્યાભ્યાસની શરૂઆત કરી હતી. ત્યાં કેટલોક વખત શિખ્યા પછી સને ૧૮૫૮ માં તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. તે વખતે એ પાઠશાળામાં મર્હુમ ડૉ. જોન હાર્કનેસ પ્રીન્સીપાલ હતા. અને તેમના હાથ નીચે જાણીતા પ્રોફેસરો મર્હુમ સર અલેકઝાન્ડર ગ્રાન્ટ, અને મી. જે. પી. હયુગ્લીન્સ વગેરે હતા. તેઓ મી. વાચ્છાની ચાલાકી અને હોશિયારી જોઇને તેમનાપર ઘણોજ ચાહ રાખતા હતા.

મી. વાચ્છાને તેમના પિતાએ શરૂઆતથીજ વ્યાપારી કેળવણી આપી હતી. તેથી તેમણે કૉલેજ છોડયા પછી એજ ધંધો અંગિકાર કર્યો હતો. અને આજ કેટલાંક વર્ષ થયાં તેઓ મીલના ધંધામાં રોકાયા છે. તેઓ મીલના માલેકોની આગેવાની નીચે ચાલતી સમાજના એક બાહોશ સભાસદ છે. એક કામગરા માણસ તરિકેના તેમના લાંબા અભ્યાસ અને અનુભવને લીધે મી. ગોશન જેવા પુરૂષો તેમનાં ઘણાંજ વખાણ કરે છે. વળી મી. વાચ્છા કેટલાંક વર્ષ થયાં ઘણાંક વર્તમાનપત્રોમાં અનેક ઉપયોગી લેખો લખતા આવ્યા છે. તેઓ મી. મલબારીના એક સહાયક તરિકે "ઇન્ડીઅન સ્પેકટેટર" પત્રની કારકીર્દિમાં લાંબી મુદત સુધી, ઘણા ઉપયોગી થઇ પડયા હતા. એ વર્તમાનપત્ર આ ઇલ્કાકાનાં સૌથી ઉત્તમ વર્તમાનપત્રોમાંનું તે પણ એક છે. મી. મલબારીનું જીવનચરિત્ર લખનાર મી. દયારામ ગીદુમલે મી. વાચ્છાનાં વખાણ કરતાં તેમના લખાણ ઉપર સરકારનુ ધ્યાન કેવી રીતે ખેંચાતું હતું, એ વિષે બતાવ્યું છે. સરકારની ખર્ચાળ રાજનીતિ સંબંધી મી. વાચ્છાનાં લખાણો વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ છે. એ વિષયનો તો તેમણે ખાસ અભ્યાસ કરેલો છે. એટલે એ સંબંધી તેમનુ જ્ઞાન અને અનુભવ બહુ પાકટ અને વખાણવા લાયક છે. તેમનાં એ વિષય સંબંધી લખાણો વિષે મી. ડીગબી જેવા પુરૂષે અલાહાબાદમાં મળેલી ચોથી "નેશનલ કૉન્ગ્રેસ" માં ઘણાં વખાણ કર્યાં હતાં. તેમનાં વિવિધ પ્રકારનાં લખાણો તેમના બોહોળા જ્ઞાનની એક સાબીતી છે. જાહેર માણસો ઉપરની તેમની ટીકા તદન નિષ્પક્ષપાત હોવાને લીધે તેમનું લખાણ કડક છતાં બહુ વજનદાર ગણાય છે. મી. વાચ્છાએ પોતાની ન્હાની વયમાં પ્રસિદ્ધ વર્તમાનકાર મર્હુમ મી. રોબર્ટ નાઇટના અરીણ સંબંધી તથા સરકારના ઉડાઉ ખર્ચ સંબંધી લેખોનો બહુ સારો અભ્યાસ કર્યો હતો. ત્યારથીજ એ સંબંધી ઉંડી છાપ તેમના મન ઉપર પડી હતી. અને તેમણે પોતાના જ્ઞાનનો લાભ કેવળ નિઃસ્વાર્થે માત્ર સરકાર અને પ્રજાના કલ્યાણની ખાતર આપવાનુ શરૂ કર્યું હતું. જે કામ અદ્યાપિ સુધી તેઓ ઘણીજ કાળજી અને ખંતથી કરે છે.

મી. વાચ્છાની જાહેર સેવાઓ અગાધ છે. તેઓ પ્રેસિડેન્સી આસોસિએશનના એક

ઑનરરી મેમ્બર તરિકે મી. ચંદ્રાવરકર અને મી. ધર્મસીની સાથે જોડાયેલા હોવાથી તેના સંબંધમાં તેઓ નિરંતર સારૂં લક્ષ આપે છે. વળી તેઓ મુબઇની મ્યુનિસિપાલીટીના એક કમીશનર તરિકે મુબઇની પ્રજાની ઘણીજ અગત્યની સેવાઓ બજાવે છે. અને કારપોરેશનની સભામાં કોઇની પણ શરમ રાખ્યા વગર સ્વતંત્રપણે પરંતુ નિષ્પક્ષપાતથી બોલવામાં તેમણે મોટી કીર્ત્તિ મેળવી છે. સાચા અને વાજબી હક્ક માટે કોઇની પણ કૃપા કે અવકૃપાની દરકાર રાખ્યા શિવાય દ્રઢતાથી લડવું, એ મી. વાચ્છાનો એક સિદ્ધાંતજ છે. કે જેને માટે સંભળુ તથા વાજબીને ચાહનારાઓ, તેમની ભારે સ્તુતિ કરે છે. ખરૂં કહીએ તો આપણા શુભેચ્છક અને પ્રજા હકનુ રક્ષણ કરનાર મર્હુમ મી. નવરોજજી ફરદુનજીની જે ખોટ પ્રજાને પડી હતી, તે મી. વાચ્છાએ પોતાના શ્રેષ્ઠ ગુણો વડે પુરી કરી છે. તેથી સકલ પ્રજા તેમને ઘણુ ચાહે છે.

મી. વાચ્છા આપણી "નેશનલ કૉન્ગ્રેસ" ના ચુસ્ત હિમાયતી છે તેઓ કૉન્ગ્રેસની દરેક બેઠકમાં હાજર થઇને ઘણા અગત્યના જાહેર સવાલો ઉપર વિવેચન કરી પોતાના બોહોળા જ્ઞાનનો લાભ સર્વને આપે છે. સરકારની ખર્ચાળુ તથા ઉડાઉ રાજનીતિ વિષે તેમજ મીઠા અને આબકારી સબંધી તેમણે કૉન્ગ્રેસની આગળ આપેલાં ભાષણો બહુ મનન કરવા જેવાં છે. "આપણા ઇલાકાની આબકારી વ્યવસ્થા" એ વિષયની તેમની નોંધ જે સને ૧૮૮૮ માં પ્રસિદ્ધ થઇ છે, તે ઘણીજ અગત્યની છે. સને ૧૮૯૪ માં મુબઇમાં મળેલી "પ્રોવિન્સીઅલ કૉન્ફરન્સ" આગળ તેમણે આપેલું ભાષણ ઘણુંજ મહત્ત્વનુ હતુ. તેમજ સને ૧૮૯૫ માં બેલગામમાં મળેલી કૉન્ફરન્સના પ્રેસિડેન્ટ તરિકે તેમણે જે ભાષણ કર્યું હતું, તે તેમના ઘણી લાંબી મુદતના અભ્યાસ અને જ્ઞાનનું એક પરિણામ છે. મી વાચ્છાને, માટે વિશેષ નહિ બોલતાં અમે ટુકામાં કહીશું કે, હિંદુસ્થાનના લોકોનુ હિત હૈડામાં રાખીને તેમની સ્થિતિ વિષે બોલનાર આપણા ખેરખાહ ઓનરેબલ શેઠ દાદાભાઈ નવરોજજીથી તેઓ બીજે નંબરે છે. મી. વાચ્છા જે કાંઇ લખે છે, અથવા બોલે છે, તે ઘણાજ વિચાર અને બુદ્ધિ પૂર્વકજ બોલે છે. સને ૧૮૮૯ ની મુબઇમાં મળેલી કૉન્ગ્રેસ કમિટિએ તેમને જનહિત સેવાની ખાતર એક રૂપાનો પ્યાલો બક્ષિસ આપ્યો હતો.

આ ઓગણીસમી સદીમાં દેશ કલ્યાણાર્થે જે જે મહાપુરૂષોએ પોતાના તન, મન, અને ધનનો ભોગ આપ્યો છે. તેઓમાં મી. દીનશા એદલજી વાચ્છા પણ એક છે. જો કે તેઓ પ્રસિદ્ધીમાં જરા મોડા આવ્યા છે, તોપણ જે જે કાર્યો તેમણે કર્યાં છે, તે કોઇ પણ રીતે વીસરી જવાય તેવાં નથી. તેમણે સ્વદેશના કલ્યાણ માટે ઘણો શ્રમ લીધો છે અને મુખ્યત્વે કરીને તેમની જન્મભૂમિ મુબઇ નગરીને માટે તેમણે ઘણાંજ સારાં કામો કર્યાં છે. તેમણે પ્રજા હક વગેરે ને માટે જે જે લડતો ચલાવી છે. તે માત્ર મોઢે વાતો કરીનેજ નહિ, પણ ખુલ્લા આંકડા અથવા પુરાવાથી સાબિત કરીને બતાવી આપ્યુ છે. જેથી વાચનાર કે સાંભળનારના લક્ષમાં તે ઉતર્યા વગર રહેજ નહિ. વળી તેમની વાતચિત કરવાની ચાલાકી પણ ઘણી વખાણવા લાયક છે. આવા એક સ્વદેશહિતૈષિ મહાપુરૂષને પ્રભુ દીર્ઘાયુષ્ય આપો, એજ અમારી પ્રાર્થના છે. તથાસ્તુ.

# મી. નારાયણ ગણેશ ચંદ્રાવરકર.

આ પ્રસિદ્ધ પુરૂષનો જન્મ કાનડા જીલ્લામાં આવેલા હોનુર ગામમાં સને ૧૮૫૫ ની સાલમાં થયો હતો. તેમણે દેશી તથા ઇંગ્રેજી ભાષાની શરૂઆતની કેળવણી તો એ જીલ્લામાંજ લીધી હતી; સને ૧૮૬૯ માં તેઓ મુંબઇ આવ્યા હતા. અને સને ૧૮૭૩ માં મેટ્રિક્યુલેશનની પરીક્ષા તેમણે પસાર કરી હતી. તે પછી તેઓ એલ્ફિન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા. એ કૉલેજના ફતેહમંદ વિદ્યાર્થિઓમાંના તેઓ પણ એક હતા તેમણે ધારના રાજાનો ઇંગ્રેજી રાજ્ય સંબંધી એક ઉત્તમ નિબંધ લખીને હરિફાઇનું ઇનામ મેળવ્યું હતું. સને ૧૮૭૭ માં તેઓ "બી. એ." ની પરીક્ષામાં પાસ થયા હતા. અને "જેમ્સ ટેલર" નું ઇનામ મેળવવાથી તેમને કૉલેજમાં "જુનિયર દક્ષિણા ફેલો" તરિકે નિમવામાં આવ્યા હતા. તેમના શિક્ષાગુરૂ પ્રોફેસર વર્ડસવર્થ તેમના ઉત્તમ અભ્યાસ અને સારી નીતિને માટે ઘણા ખુશ થતા હતા. મી. ચંદ્રાવરકરને તેમણે જે સર્ટિફીકેટ આપ્યું છે, તેમાં લખે છે કે;—"તે ઘણો ઉદ્યોગી હતો. તથા તેની લખાણ શક્તિ ઘણીજ ઉંચા પ્રકારની છે. તે ઘણી વિદ્વતાવાળો પુરૂષ છે, તે છતાં નિરાભિમાની છે." મી. ચંદ્રાવરકર જે કાંઇ કામ કરતા અથવા લખાણ લખતા, તે પોતાના એ શિક્ષાગુરૂને પ્રથમ બતાવતા, અને જ્યારે તેમની યોગ્ય સલાહ મળતી, ત્યારેજ પ્રસિદ્ધ કરતા હતા. પ્રોફેસર વર્ડસવર્થ પોતાના આ આજ્ઞાપાલક અને ચંચળ શિષ્યને કાયદાના એક સારા હિમાયતી તરિકે તથા મુંબઇના એક શેહેરી તરિકે પ્રસિદ્ધીમાં આવેલો જોવાને ઘણા ઉત્સુક હતા. તેમની એ ઇચ્છા ઘણે દરજ્જે પાર પડી ચૂકી છે.

સને ૧૮૭૮ માં કૉલેજ છોડયા પછી મી. ચંદ્રાવરકરને "ઇંદુપ્રકાશ" નામે વર્ત્તમાનપત્રમાં ઇંગ્રેજી લખનાર તરિકે નિમવામાં આવ્યા હતા. તે કામ તેમણે સને ૧૮૮૯ ની આખર સુધી ઘણી ફતેહમંદીથી કર્યું હતું. તેમના અધિપતિપણા નીચે એ પત્રે મોટી પ્રસિદ્ધિ મેળવી હતી. તેમનું એ વર્ત્તમાનપત્ર લોકોમાં ઘણીજ હોંસથી વચાતું હતું, અને દેશી વર્ત્તમાનપત્રોમાં ભાગ્યેજ બીજાં પત્રો તેની બરાબરી કરી શકતાં હતાં. જે જે લેખ તેમાં પ્રસિદ્ધ થતા, તેના ઉપર બહુ વજન રાખવામાં આવતું હતું. કેળવાયેલા દેશીઓમા એ ધોરધર પત્ર ગણાતું હતું. જો કે હાલ મી. ચંદ્રાવરકર એ પત્રના અધિપતિ નથી, તોપણ તેણે પોતાનો પ્રથમનો મોભો જેવોને તેવોજ અદ્યાપિ સુધી જાળવી રાખ્યો છે; એ બહુ આનંદની વાત છે.

સને ૧૮૮૧ માં મી. ચંદ્રાવરકરે "એલ. એલ. બી." ની પરીક્ષા પહેલા નંબરે પસાર કરી હતી. એટલુંજ નહિ પણ વધારે માર્કો મેળવ્યાથી તેમને હિંદુ લૉમાં "આર્નોલ્ડ સ્કોલરશીપ" મળી હતી. ત્યાર પછી તેમણે હાઇકૉર્ટ પ્લીડર તરિકેની સનંદ મેળવીને વકિલાતનો ઉદ્યોગ આરંભ્યો હતો. તેમાં તેમણે સારી નામના મેળવી છે. એ દરમ્યાનમાં તેમને લલચાવનારી મોટા પગારની નોકરીઓ માટે તેડાં થયાં હતા, પરંતુ તેનો સ્વિકાર નહિ કરતાં તેમણે સ્વતંત્ર ઉદ્યોગ કરવાનું વધારે પસંદ કર્યું છે.

મી. ચંદ્રાવરકર પોતાનો ઉદ્યોગ ઉત્તમ પ્રકારે ચલાવીનેજ બેસી રહેતા નથી. પરંતુ

પોતાનું મુખ્ય કામ તો જાણે સાર્વજનિક લાભનાં અથવા સ્વદેશકલ્યાણનાં કાર્યો કરવાનુંજ હોયની, તેમ તેઓ તન, મન, અને ધનથી દરેક જાહેર બાબતોમાં ભાગ લેઇને કામ કરે છે. તેમની કીર્તિનો પ્રથમ પ્રકાશ તો તેમણે સને ૧૮૮૫ માં હિંદુસ્થાનની પ્રજાના પ્રતિનિધિ તરિકે ઇંગ્લાંડમાં જઇને ત્યાંની પ્રજા હજુર હિંદુસ્થાનની પ્રજાના લાભનાં ભાષણો આપવાથી પડયો હતો. એ વર્ષમાં ઇંગ્લાંડની પાર્લામેન્ટની નવી ચૂંટણી થવાની હતી. માટે તેના સંબંધમાં મત આપનારાઓની આગળ આ દેશના લોકોની વાજબી ફરિયાદો જાહેર કરવા માટે દરેક ઇલાકામાંથી પ્રતિનિધિઓ મોકલવામાં આવ્યા હતા. તેમાં મુંબઇ ઇલાકા તરફથી મોકલવાને મી. ચંદ્રાવરકરને પસંદ કરવામાં આવ્યા હતા. મી. ચંદ્રાવરકર જો કે, એ વેળાએ ઇંગ્રેજ લોકોના સંબંધમાં ઝાઝા આવેલા નહોતા. તોપણ ત્યાં જઇને તેમણે જે કાર્ય કીધુ હતું, તે ખરેખર વખાણને પાત્ર થઇ પડયું હતું. તેમણે ઇંગ્લાંડની પ્રજા આગળ એવાં તો સરસ ભાષણો આપ્યાં હતાં કે તેની અસર તે લોકોના મત ઉપર સચોટ થઇ હતી. તેમનાં એ રસીલાં અને અસરકારક ભાષણો સાંભળવાને ઇંગ્રેજ લોકોની મોટી સંખ્યા એકઠી થતી હતી. મી. ચંદ્રાવરકરને જે કાર્ય માટે વિલાયત મોકલવામાં આવ્યા હતા, તે કાર્ય તેમણે ઘણે ખરે દરજ્જે પાર પાડયું હતું. તેઓ જ્યારે ઇંગ્લાંડથી પાછા ફરીને હિંદુસ્થાનમાં આવ્યા, ત્યારે સ્વદેશીઓએ તેમને ઘણા હર્ષથી વધાવી લીધા હતા. ત્યાર પછી તેમણે ઇંગ્લાંડના પ્રવાસ સંબંધી એક સરસ ભાષણ આપ્યું હતું. તેમજ એ વિષે પોતાના વિચારો એક ન્હાના ચોપાનીઆના આકારમાં ઇંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ કર્યા હતા.

મી. ચંદ્રાવરકર જો કે આપણી "નેશનલ કૉન્ગ્રેસ" ના એક ચૂસ્ત હિમાયતી છે, અને રાજકિય સુધારાને તેઓ ઘણું ચાહે છે, તોપણ સાંસારિક સુધારામાં તેઓ ઘણું લક્ષ આપે છે. તેમનો આધિન મત એવો છે કે, જ્યાં સુધી સાંસારિક સુધારો થયો નથી, ત્યાં સુધી બીજા સુધારાની આશા ભાગ્યેજ રાખી શકાય. થોડા વખત ઉપર રાજ્યવાટના કાયદાના સંબંધમાં જે ચર્ચા ચાલી રહી હતી. એ વિષે લોકોનો ગમે તેવો વિરૂદ્ધ મત હતો, તે છતાં તેમણે એક ચોપાનીઆના આકારમાં નિબંધ છપાવીને એમ બતાવી આપ્યું હતું કે, સરકારને આવી બાબતમાં વચ્ચે પડવાની જરૂર છે.

સને ૧૮૮૯ માં લેડી ડફરીન ફંડની બ્રાંચ મુંબઇમાં સ્થાપવા સબંધી જે મોટી સભા ભરાઇ હતી, ત્યારે મુંબઇના ગવર્નર લાર્ડ રેના સન્મુખ મી. ચંદાવરકરે હિંદુસ્થાનની ઓરતો-ને દવા સંબંધી સુખ કરવા વિષે જે ભાષણ આપ્યું હતું, તે ચાતુર્ય ઉત્કૃષ્ટ અને વિદ્વતા-વાળું હતું. તેમની વક્તૃત્વ શક્તિનાં એ વેળાએ ઘણાં વખાણ થયાં હતાં. એક ઇંગ્રેજી રોજીંદા પત્રે એ વિષે લખાણથી તેમની સ્તુતિ કરતાં લખ્યું હતું કે, મી. ચંદાવરકર એવા તો છટાદાર બોલનાર છે કે, પથ્થર જેવાને પણ તેઓ પલાળી નાખે. એ પછી તેમણે જુદે જુદે પ્રસંગે જુદા જુદા વિષયો ઉપર ઘણાં છટાદાર ભાષણો આપેલાં છે. તે પૈકીનું એક થોડા વખત ઉપર વિલ્સન કોલેજની "લીટરરી સોસાઇટી" સન્મુખ "વિદ્યાર્થીઓની ફરજ અને જોખમ" એ વિષે તેમણે આપેલું ભાષણ બહુ મનન કરવા યોગ્ય છે. તેઓ મર્હુમ મી. તેલાંગના મોટા હિમાયતી હતા, અને મી. તેલાંગના મરણ પછી તેમના [illegible] [illegible] પગલાં ઉપર તેઓ ચાલ્યા છે.

સને ૧૮૯૬ ના મે મહિનાની ૨ ૭ તારીખે " પ્રોવિન્સિયલ કૉન્ફરન્સ ની નવમી સભા કરાંચીમાં મળી હતી, તેના પ્રમુખનું મહાન પદ મી. ચંદાવરકરને આપવામાં આવ્યું હતું. તે વખતે તેમણે પ્રમુખ તરિકે આપેલું ભાષણ ઘણુંજ ઉત્તમ હતું. એ ભાષણમાં તેમણે જુદી જુદી સંખ્યાબંધ અગત્યની બાબતો વિષે વિવેચન ચલાવ્યું હતું. તેથી તેમનાં ઘણાં વખાણ થયાં હતાં. આવા જનહિતકારી પુરૂષો આ દેશમાં વધારે ઉત્પન્ન થાઓ અને દીર્ઘાયુષ્ય પામો, એવું અમે ઇચ્છીએ છીએ.

## દાકતર ભાલચંદ્ર કૃષ્ણા ભાટવડેકર.

આ પ્રસિદ્ધ અને સ્વદેશહિતૈષિ પુરૂષનો જન્મ પનવેલી નજીક પળસ્પે કરીને ગામ છે, ત્યાં સને ૧૮૫૨ના ફેબ્રુવારી મહિનાની ૧૯ મી તારીખે થયો હતો. તેમના કૈલાશવાસી પિતા કૃષ્ણ શાસ્ત્રી એક પ્રસિદ્ધ વૈદ્ય હતા. અને ઇંગ્રેજી ભાષાનું તેમને સારૂં જ્ઞાન હતું. તેમના લખેલા આકાશ સૌંદર્ય, માધવનિદાન, વૈદ્યસાર સંગ્રહ, મેઘદૂત કાવ્ય, અને સુભાષિત રત્નાકર, વગેરે ગ્રંથો પ્રસિદ્ધ છે.

મી. ભાલચંદ્રને તેમના પિતાએ મુંબઇમાં લાવીને પ્રથમ મરાઠી નિશાળમાં વિદ્યાભ્યાસ માટે મૂક્યા હતા. ત્યાર પછી તેમને ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ કરાવ્યો હતો. સને ૧૮૬૮માં તેઓ પોતાની ૧૬ વર્ષની ઉમ્મરે મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં પસાર થયા હતા. ત્યાર પછી તેઓ વૈદક વિદ્યાનો અભ્યાસ કરવા માટે મુંબઇની ગ્રાંટ મેડિકલ કૉલેજમાં દાખલ થયા હતા. ત્યાં તેમણે ઘણીજ ખંત અને ઝડપથી પોતાનો અભ્યાસ આગળ વધાર્યો હતો. અને પાંચ વર્ષ પછી એટલે સને ૧૮૭૩માં પોતાની ૨૧ વર્ષની ઉમ્મરે તેઓ "એલ. એમ. એન્ડ એસ" ની પરીક્ષામાં પહેલા વર્ગમાં પાસ થયા હતા. એ વખતે તેમની ચપળતા અને હોંશિયારીનાં ઘણાં વખાણ થયાં હતાં. એટલુંજ નહિ પણ તેમને સોનાનો એક ચાંદ, અને રૂ ૨૫૦ નાં પુસ્તકો બક્ષિસ તરિકે આપવામાં આવ્યાં હતાં.

સને ૧૮૭૪માં તેમને મુબઇમાંજ સરકારી વૈદક ખાતાની નોકરી મળી હતી. મુંબઇમાં કેટલીક મુદત રહ્યા પછી તેમની નિમનોક પાલણપુરના દવાખાનામાં આસીસ્ટંટ સર્જન તરિકે કરવામાં આવી હતી. ત્યાં તેમનું કામ ઘણુંજ સંતોષકારક નિવડયું હતું. તેમના કામનો રીપોર્ટ છેક વિલાયતમાં સ્ટેટ સેક્રેટરી પાસે જવાથી તે વખતના હિંદુસ્થાનના પ્રધાન લૉર્ડ સાલ્સબરીએ લખ્યું હતું કે;—"સર્વ રીતે જોતાં ડા. ભાલચંદ્રનું કામ ઘણુંજ સંતોષકારક છે." ડા. ભાલચંદ્રને પાલણપુરની હવા માફક ન આવવાથી તેમની બદલી વસાઇમાં કરવામાં આવી હતી. પરંતુ થોડાજ વખતમાં તેમને વડોદરાના દિવાન રાજા સર ટી. માધવરાવે વડોદરામાં બોલાવીને ત્યાંની વર્નાક્યુલર શાસ્ત્રીય કૉલેજમાં નિમનોક કરી. ત્યાં તેઓ પોતાની કાબેલિયતથી વધીને નામદાર ગાયકવાડ સરકારના ખાસ દાકતર અને એ રાજ્યના વૈદક ખાતાના ઉપરીનો હોદ્દો મેળવવા પામ્યા હતા. એ હોદ્દા ઉપર છેવટે તેમને દર માસે રૂ ૧૦૦૦ નો પગાર મળતો હતો. વડોદરામાં રહ્યા પછી તેમની ખ્યાતિ ધીમે ધીમે આખા ગુજરાત અને કાઠિયાવાડમાં થઇ હતી.

શ્રીમંત મહારાજાશ્રી શિયાજીરાવ ગાયકવાડ જ્યારે ગાદીએ બેઠા, ત્યારે ડાકતર ભાલ-

ચંદ્ર ઉપર તેમની ઘણીજ પ્રીતિ અને મમતા હતી. તે પ્રમાણે કેટલોક સમય સુધી ચાલ્યા પછી સને ૧૮૮૫ માં જ્યારે ગાયકવાડનાં મહારાણીશ્રી ચીમનાબાઈ કૈલાશવાસી થયાં, ત્યારે મહારાજાશ્રી સર શિવાજીરાવના મનમાં એવું આવ્યું કે, ડાકતર બાલચંદ્ર રાણીશ્રીને કોઈ પણ રીતે સાજાં કરી શક્યા નહિ, તેમ તેમના મરવાની ખબર પણ તેમને પડી શકી નહિ. તેથી તેમની મરજી ડા. ભાલચંદ્ર ઉપરથી ઉતરી ગઈ. એ કારણથી ડા. ભાલચંદ્રે પણ હવે વડોદરામાં રહેવું ઠીક ધાર્યું નહિ. પછી તુરત એક વર્ષની રજા લેઈને તેઓ મુંબાઈમાં જઈ રહ્યા. અને વર્ષ પૂરૂં થતાં સને ૧૮૮૬ ની સાલમાં પોતાની નોકરીનું તેમણે રાજીનામું આપ્યું. ત્યાર પછી ડા. ભાલચંદ્ર જેવો કાબેલ અને લાયક પુરૂષ ખોવાથી મહારાજાશ્રીને દિલગીરી થઇ. પરંતુ ડા. ભાલચંદ્રના આગ્રહથી મહારાજાશ્રીએ તેમનું રાજીનામું મંજુર કર્યું હતું. તે છતાં ડાં. ભાલચંદ્ર ઉપર મહારાજાશ્રીની જે પ્રીતિ અને મમતા હતાં, તે અદ્યાપિ સુધી કાયમજ છે. પરંતુ અત્રે જે વાત ધ્યાનમાં રાખવાની છે, તે એ કે, ડાકતરે સ્વાભિમાન રક્ષણાર્થે કાંઇ પણ દરકાર રાખ્યા સિવાય એકદમ એક હજાર રૂપિયાના દરમાયાની નોકરી છોડી દીધી-અને ખરૂં જોતાં જે સંજોગોની વચમાં તે વખતે તેઓ હતા, તે સંજોગોને લીધે તેમ કરવુ એ તેમને ભૂષણ રૂપજ હતું. તેટલા માટે એ વિષે તેમની ઘણી પ્રશંસા થઇ હતી.

ડાકતર ભાલચદ્રે વડોદરા છોડીને મુંબઇમાં પોતાનો વૈદકનો ધંધો ખાનગી રીતે ચલાવવા માંડયો હતો, અને તે અદ્યાપિ સુધી ઘણીજ ફતેહમંદીથી ચલાવે છે. તેઓ પોતાના કામ ઉપર એક સરખી રીતે ધ્યાન આપે છે. ગમે તો દર્દી શ્રીમંત, હો કે ગરીબ હો, પણ તે સર્વને સમાન ગણી બધાની સારવાર એક સરખી રીતેજ કરે છે. આજારી મનુષ્યને આરામ કરવો એ પોતાનું કર્તવ્ય માને છે. એવા ઉત્તમ ગુણોને લીધે તેમણે મુંબાઇની પ્રજાનો પૂર્ણ પ્યાર અને વિશ્વાસ મેળવ્યો છે. તેમની આવી યોગ્યતા અને પોતાના વૈદકના ધંધામાં ઘણીજ નિપુણતાને લીધે તેમને વડોદરાની ભારે પગારની નોકરી કરતાં પણ મુંબઇમાં દ્રવ્યની સારી પ્રાપ્તી થઇ શકે છે. તેમનું લક્ષ કાંઇ પૈસા કમાવા ઉપરજ નથી, પરંતુ જનમંડળના કલ્યાણનાં કામોમાં પણ તેઓ ઘણું લક્ષ આપે છે તેઓ દરેક સાર્વજનિક લાભનાં કામોમાં આગેવાની ભરેલો ભાગ લે છે. આપણી નેશનલ કૉન્ગ્રેસના તેઓ ચૂસ્ત હિમાયતી છે. તેમજ મુંબઇની મ્યુનિસિપાલીટીના કમીશનર, અને કારપોરેશનના ચેરમેન છે. વળી મુંબઇની યુનિવર્સિટિના ફેલો અને વૈદક વિષયના તેઓ સીન્ડીક છે. એ દરેક માનકારી હોદ્દા ઉપર રહીને તેઓ પ્રજાની ઘણી અગત્યની સેવા બજાવે છે. તેમની કદર જેમ પ્રજા પિછાણે છે, તેમ સરકાર પણ તેમની યોગ્યતા સારી પેઠે જાણે છે. મરાઠી ભાષાનું તેમ ઇંગ્રેજી ભાષાનુ તેમનું જ્ઞાન ઘણુંજ ઉંચુ છે. તેમણે મરાઠી ભાષામાં **"સાર્વજનિક આરોગ્યતા", વનસ્પતિ શાસ્ત્રનાં મૂળતત્ત્વ,** અને **અબળા સંજીવન,** નામે ત્રણ પુસ્તકો લખ્યાં છે. તે ઘણાંજ ઉત્તમ અને પ્રસિદ્ધ છે. એ શિવાય તેમણે એવાજ વિષયો ઉપર ઇંગ્રેજી ભાષામાં પણ કેટલાક ઉત્તમ નિબંધો રચ્યા છે. તેઓ પોતાની કમાઇનો પૈસો પુન્ય અને પરમાર્થના કામમાં વાપરે છે. કૉન્ગ્રેસ ફંડ તથા તેલાંગ સ્મારક ફંડ વગેરેમાં તેમણે સારી રકમોની બક્ષિસ આપેલી છે.

---

# પંડિત બિશન નારાયણ ધાર.

## બારીસ્ટર એટ લૉ.

પંડિત બિશન નારાયણ ધાર ઉત્તર હિંદુસ્થાનમાં એક ઉઘરતો વંકતા, અને લોકકલ્યાણના કાર્યમાં ભાગ લેનાર અગ્રેસર પુરૂષ છે. તેનો જન્મ સને ૧૮૬૪ માં **બરાબંકી** નામે ગામમાં થયો હતો. તે જ્ઞાતે એક કાસ્મીરી બ્રાહ્મણ છે. તેણે શરૂઆતની કેળવણી એક પાદરીની નિશાળમા લીધી હતી. અને ત્યાર પછી **લખનોર**ની કેનિંગ કૉલેજમાં તેણે દાખલ થઇને વિદ્યાભ્યાસ વધાર્યો હતો. તે અલાહાબાદની યુનિવર્સિટીનો ગ્રાજ્યુએટ થયા પછી સને ૧૮૮૪ ની સાલમાં કાયદાનો અભ્યાસ કરવા સારૂ વિલાયત ગયો હતો. ત્યાં તેણે **મિડલ ટેમ્પલ** નામે જાણીતી કાયદાની નીશાળમાં દાખલ થઇને અભ્યાસ કર્યો હતો. અને સને ૧૮૮૭ માં તેણે બારીસ્ટરની પરીક્ષા પસાર કરી હતી. અને એજ વર્ષમાં તે પાછો સ્વદેશમાં આવ્યો હતો. ત્યારથી તે પોતાનો વકિલાતનો ધધો ચલાવે છે. તેની સાથે સ્વદેશ કલ્યાણના કામોમાં ઘણી ઉલટથી ભાગ લેઇ કામ કરે છે. તે પોતાના દેશમાં બલકે પોતાની આખી કોમમાં વિલાયત જઇને બારીસ્ટરનો ઝભ્ભો મેળવનાર પહેલોજ નર છે. તેના વિલાયત જઇ આવ્યા પછી કાસ્મીરી પંડિતોમાં તેને જ્ઞાતિમાં લેવા માટે મતભેદ પડયા છે. અને તેથી તેની જ્ઞાતિમાં હાલ બે તડ છે.

જ્યારે તે વિલાયતમાં હતો, ત્યારે હિંદુસ્થાન સંબંધી રાજકિય બાબતોમાં તે મોટો ભાગ લેતો હતો. તેમજ "**ઇન્ડીયન મેગેઝીન**" નામે જે માસિક પત્ર પરદુઃખ ભજન **મી. મેનિંગ** કાઢે છે, તે પત્રમાં સાંસારિક સુધારાના વિષયો તે લખતો હતો. લંડનમાં આવેલી **કેઝલ સોસાઇટી** આગળ તેણે એક ઉત્તમ નિબંધ વાંચ્યો હતો. તેમજ હિંદુસ્થાન સંબંધી ઘણી ખરી જાહેર સભાઓમાં તે કાં રાજ્યકિય કે કાં સાંસારીક વિષયો ઉપર ઘણીવાર બોલ્યો હતો.

તેણે ઇંગ્લાંડથી હિંદુસ્થાન પાછા આવ્યા પછી પોતાનું આખુ જીવન આપણી "**ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ**" નેજ અર્પણ કર્યું છે. અને રાજ્યકિય, સાંસારિક, તથા નીતિ સંબંધી વિષયો ઉપર તેણે અનેક ભાષણો આપ્યાં છે. તેમજ હિંદુસ્થાનમાં નીકળતાં કેટલાંક વર્તમાનપત્રોમાં તથા "**વેસ્ટ મિનિસ્ટર રિવ્યુ**" માં કેટલાક વિષયો પ્રસિદ્ધ કર્યા છે. "**ઇંગ્લાંડમાં હિંદુસ્થાન**" એ નામે ત્રણ પુસ્તકો લખનોરના પ્રસિદ્ધ મી. ગગાપ્રસાદ વર્માએ પ્રસિદ્ધ કર્યા છે. તેની ઉપોદ્ઘાત પંડિત બિશન નારાયણ ધારે લખી છે. તે ઉપરથી તેનો રાજ્યકિય વિષયોનો ઉંચો અભ્યાસ દર્શાઇ આવે છે. સને ૧૮૮૧ માં કાસ્મીરી જ્ઞાતમાં સાંસારિક સુધારા દાખલ કરવાના હેતુથી "**શ્રી નેશનલ કલબ**" નામે સભા સ્થાપન થયેલી છે, તેનો તે સેક્રેટરી છે. વળી લખનોરમાં પ્રસિદ્ધ થતા "**એડવોકેટ**" પત્રનો તે કેટલાક વખત સુધી અધિપતિ હતો. તે ત્યાંની મ્યુનિસિપાલ બૉર્ડનો કમીશનર છે. તેમ વિદ્યાર્થીઓની એક સભાનો મુરબ્બી છે. લખનોર શેહેરમાં રાજ્યકિય, સાંસારિક, કે નીતિ સબંધી જાણીતી એવી કોઇકજ સભાઓ હશે કે જેમાં પડિત બિશન

નારાયણ ધારનો હાથ નહિ હોય. તે પોતાના દેશનુ ભલું કરવામાં એક ઉમદા વત્સલ છે. અને ગમે તેવી મુસ્કેલી છતાં હમેશાં સ્વદેશની સેવા બજાવવામાં તત્પર રહે છે. તે સ્વભાવે શાન્ત, પણ બોલવામાં ઘણોજ ચાલાક છે.

## મી. હમીદ અલીખાન.

### બારીસ્ટર એટ લૉ.

ઉત્તર હિંદમાં જે થોડાક વીર પુરૂષો રાજ્યકિય તેમજ સાંસારિક બાબતોમાં ભાગ લેનારા નજરે પડે છે, તેમાં મી. હમીદ અલીખાન પણ એક અગ્રેસર પુરૂષ છે. તે એક ખાનદાન કુટુંબનો ફરજંદ છે, અને આજ લાંબો વખત થયાં તેના પિતાનું તેમજ માતાનું કુટુંબ ખાનદાન ગણાતું આવ્યુ છે. બહિલોલ લોદીના વખતમાં તેના કુટુંબના સ્થાપનાર શેખ શમાઉદ્દીન દિલ્હીમાં જઇને વસ્યા હતા. ત્યાં તેઓ વિદ્વાન પુરૂષોમાંના એક ગણાતા. તેમણે પોતાની જીંદગી એક ફકીર તરિકેની ગાળી હતી. જેનો સવિસ્તર હેવાલ મુલ્લા જમાલીની લખેલી "ફરૂલ—અરારીન" નામે પુસ્તકમાં છે. મી. હમીદ અલીખાનના દાદા હકીમ અબ્બા અલીખાન પણ એક વિદ્વાન પુરૂષ હતા. અને તે વખતના પ્રખ્યાત હકીમોમાં તેમની સારી ગણના હતી. તેમણે કેટલાક વૈદકના ગ્રંથો લખ્યા છે.

મી. હમીદ અલીખાનના પિતા હકીમ અમજદ અલીખાને જૂદા જૂદા ખાતાઓમાં ૩૫ વર્ષ કરતાં વધારે મુદત સુધી સરકારી નોકરી કરી હતી. જ્યારે સને ૧૮૮૧ મા તેમણે નોકરી છોડી પેન્સન લીધુ, ત્યારે તેઓ ડેપ્યુટી કલેકટરના માનવંતા હોદ્દા ઉપર હતા. તેમણે પોતાની નોકરીના દરમિયાનમાં પોતાની પવિત્ર ફરજો બજાવીને સરકારમાં સારૂ માન મેળવ્યુ છે. આ સુજ્ઞ પિતાના સુજ્ઞ પુત્ર મી. હમીદ અલીખાન સને ૧૮૫૯ માં જન્મ્યા હતા. તેઓ બાલ્યાવસ્થાથીજ ચંચળ વૃત્તિના દેખાતા હતા. તેમ વિદ્યાભ્યાસ કરવા ઉપર તેમની વિશેષ પ્રીતિ હતી. તેમણે પોતાની ૨૧ વર્ષની ઉમ્મરમાં ફારસી, ઇંગ્રેજી, અને હિંદુસ્થાની ભાષાઓનું સારૂ જ્ઞાન મેળવ્યું હતું તે પછી સને ૧૮૮૦ માં તેઓ કાયદાનુ જ્ઞાન મેળવવા માટે વિલાયત ગયા હતા. ત્યાં તેઓ મીડલ ટેમ્પલ નામે કાયદાનો અભ્યાસ કરાવનારી પાઠશાળામાં દાખલ થયા હતા. સને ૧૮૮૫ માં તેમણે કાયદાની પરીક્ષા પસાર કરીને બારીસ્ટરનો ઝમ્મો મેળવ્યો હતો.

મી. હમીદ અલીખાન જ્યારે ઇગ્લાંડમાં હતા, ત્યારે તેઓ હિંદુસ્થાન સંબંધી દરેક બાબતમાં મુખ્ય ભાગ લેતા હતા. તેઓ વિલાયતની કેટલીક પ્રસિદ્ધ સોસાઇટીઓના મેમ્બર છે. જેવી કે,—ઇસ્ટ ઇન્ડીઆ આસોસિએશન, નેશનલ ઇન્ડીયન આસોસિએશન, રીફોર્મ આસોસિએશન, રૉયલ એશિયાટીક સોસાઇટી, રૉયલ હીસ્ટોરીકલ સોસાઇટી, અને ઇન્ડીયન આસોસિએશન, ઇત્યાદિના તેઓ મેમ્બર છે. સને ૧૮૮૩ માં તેઓ નેશનલ ઇન્ડીયન રીપ્રિઝેન્ટેટીવ સોસાઇટીના વાઇસ પ્રેસિડેન્ટ નિમાયા હતા. એ સોસાઇટીનું કામ ઇગ્લાંડની પાર્લામેન્ટ હજુર હિંદુસ્થાનમાં રાજ્યકિય સુધારા સંબંધી ચર્ચા ચલાવવાનું હતું. જે કામ હાલ આપણી "ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ" ની બ્રિટિશ શાખા ચલાવે છે.

મી. હમીદ અલીખાન આ દેશમાં પ્રથમ "ઇલ્બર્ટ બીલ" ના સંબંધમાં યોગ્ય લખાણ કરવાથી વધારે પ્રસિદ્ધિમાં આવ્યા હતા. તેમજ તેઓ પ્રસિદ્ધ વર્તમાનપત્રોમાં હિંદુસ્થાનના હિત સંબંધી વારંવાર ઉત્તમ લેખ લખતા હતા. **"હિંદુસ્તાનની કવિતા"** એ વિષે તેમનો નિબંધ પ્રસિદ્ધ ગ્રંથ કર્ત્તા **મી. ગીબે** બહુજ વખાણ્યો હતો. સને ૧૮૮૫ માં તેમણે **"હિંદુસ્થાનના રક્ષણનું સાધન"** એ નામે ઇંગ્રેજી ભાષાનું પુસ્તક લખીને પ્રગટ કર્યું હતું. તેથી તેમની ઘણીજ કીર્ત્તિ ફેલાઇ હતી. તેમના એ ગ્રંથે ઘણા લોકોનું ધ્યાન ખેંચ્યું હતું. એ સિવાય તેમણે **"લંડનને છેલ્લી સલામ"** તથા **"ગુલામ અને વાલી"** એ નામે કવિતાનાં બે પુસ્તકો લખીને છપાવ્યાં હતાં. તે પણ ઘણાં વખણાયાં હતાં. સને ૧૮૮૫ ના અક્ટોમ્બર માસમાં તેઓ જ્યારે ઇંગ્લાંડથી હિંદુસ્થાનમાં આવવા નીકળ્યા, ત્યારે તેમના માનમાં ત્યાં એક ખાણું આપવામાં આવ્યું હતું. તેઓ ઇંગ્લાંડથી આવીને પોતાનો બારીસ્ટરનો ધંધો ચલાવે છે. એક પ્રસિદ્ધ વકીલ અને શેહેરી તરિકે તેમણે સારી ખ્યાતિ મેળવી છે. તેઓ લખનોરમાં આવેલી દરેક રાજ્યકિય, અને કેળવણી વગેરે સંબંધી સ્થપાયેલી સમાજો સાથે સારો સંબંધ ધરાવે છે. અને પોતાના સ્નેહી **પંડિત બિશન નારાયણ ધાર**ની સાથે સામેલ રહીને પ્રજાની જાહેર સેવા બજાવે છે. વળી તેઓ આપણી **"ઇન્ડીયન નેશનલ કૉન્ગ્રેસ"** ના ખરેખરા હિતૈષિ અને ચૂસ્ત હિમાયતી છે. તેમજ લખનોરની મ્યુનિસીપાલીટીના વાઇસ પ્રેસિડેન્ટ, અને ત્યાંની **"કેફ નિષેધ સમાજ"** ના સ્થાપનાર તથા ઉપપ્રમુખ છે.

---

## મી. ભાઇશંકર નાનાભાઈ. જે. પી.

આ પ્રસિદ્ધ વિદ્વાન પુરૂષનો જન્મ અમદાવાદ જીલ્લાના દસ્કોઇ પ્રગણામાં આવેલા **ભુવાલડી** નામે ગામમાં સંવત ૧૯૦૧ ના શ્રાવણ શુદ ૧૧ ના દિવસે થયો હતો. તેમના પિતાનું નામ નાનાભાઇ હતું. તેઓ ન્યાતે રાયકવાળ બ્રાહ્મણ હતા, અને પુરાણીનો ધંધો કરતા હતા. તેમ થોડુંક વ્યાજ વટાવનું કામ પણ કરતા હતા. તે છતાં તેમની સ્થિતિ ગરીબ હતી. ગામડા ગામમાં આવાં સાધારણ સ્થિતિનાં માબાપને પેટે અવતાર પામ્યા છતાં રા. ભાઇશંકર દૈવયોગથી સ્વભાષા ગુજરાતીનો અભ્યાસ કરીને પછી ઇંગ્રેજી ભાષાના અભ્યાસ માટે અમદાવાદની હાઇસ્કુલમાં દાખલ થવા પામ્યા હતા. જ્યાં તેમણે પોતાના બુદ્ધિબળે કરીને ઘણીજ ટુંક મુદતમાં સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું.

ત્યાર પછી એટલે સંવત ૧૯૧૯ ની સાલમાં તેમને રોજગારે વળગવાની જરૂર પડવાથી તેઓ અમદાવાદના નામિચા મર્હુમ શેઠ દલપતભાઇ ભગુભાઇની મુંબઇની દુકાનમાં મદદનીશ મુનિમ તરિકે નિમાયા હતા. અને તે પછી સંવત ૧૯૨૦ માં સુરતની રૉયલ બેન્કની શાખામાં શરાફ તરિકેની તેમની નિમનોક થઇ હતી. ત્યાં કેટલીક મુદત સુધી રહીને તેમણે ઘણુંજ સારૂં કામ કરી સર્વને સંતોષ આપ્યો હતો. ત્યાર પછી તેમને મુંબઇમાં "વિક્ટોરિયા ફિનાન્સ" ની ઓફીસમાં મેનેજરની જગો મળવાથી તેઓ મુંબઇ જઇને રહ્યા હતા. ત્યાં ગયા પછી થોડાજ વખતમાં તેઓ મી. આનસન નામે એક સૉલિસીટરની

ઓફીસમાં આર્ટીકલ કલાર્ક તરિકે રહ્યા હતા. સને ૧૮૮૬ ના અકટોબર માસમાં મી. રીમિંગટન નામે બીજા એક સોલીસીટરને ત્યાં રહ્યા હતા. અને સને ૧૮૬૭ માં જ્યારે મી. રીમિંગટન ક્રેલીહોરની ઓફિસમાં જોઇન્ટ તરિકે જોડાયા, ત્યારે મી. ભાઇશંકર ત્યાં મુખ્ય મેનેજિંગ કલાર્ક નિમાયા હતા. સને ૧૮૭૦ માં તેઓ મી. જાફરસન સોલિસિટરની ઓફીસમાં આર્ટિકલ કલાર્ક નિમાયા હતા.

સને ૧૮૭૭ માં તેમણે હાઇકોર્ટ પ્લીડરની પરીક્ષા પસાર કરી હતી. અને તે પછી તુરતજ "સોલિસિટર" ની પરીક્ષામાં પાસ થઇને તેમણે પોતે એકલાએ સોલિસિટર તરિકેનું કામ દોઢ વર્ષ સુધી કર્યું હતું. તે પછી મી. દીનશા પેસ્તનજી કાંગા એમ. એ. સોલિસિટરની સાથે મળી જઇને "મેશર્સ ભાઇશંકર અને દીનશા" ના નામથી કામ ચલાવવા માંડયું હતું. સને ૧૮૮૦ માં તેમના પ્રથમના શિક્ષક મી. જાફરસન સાથે ભાગીદાર થઇને "મેશર્સ જાફરસન ભાઇશંકર અને દીનશા" ના નામથી સોલિસિટરનુ કામ આરંભ્યુ હતું, જે મેશર્સ જાફરસન ભાઇશંકર દિનશા અને કાંગાના નામથી પેઢી ચાલે છે.

મી. ભાઇશંકરે પોતાના ડહાપણ, બુદ્ધિબળ, અને પ્રમાણિકપણા વડે પોતાના એ ઉદ્યોગમાં ઘણીજ સારી કીર્તિ અને લોકોનો ચાહ મેળવ્યો છે. તેમણે વકિલ થતાં અગાઉ પણ કોઠનાં રાણીશ્રી રૂપાલીબાના કામમાં સારી કીર્તિ મેળવી હતી. તેમજ મહારાજા મલ્હારરાવ ગાયકવાડની તપાસના કેસમાં તેમનો ખાકેજો જાફરસન અને પેનની નિમનો તેમણે મેળવી આપ્યાથી તેમને સારો યશ મળ્યો હતો. વળી વડોદરાનો પ્રખ્યાત ઝવેરી ઉત્તમચદના કેસમાં અને રેવાશંકરના ધર્મના વકિલ તરિકે બચાવ કરવાથી તેમની સર્વત્ર સારી ખ્યાતિ થઇ છે.

સને ૧૮૮૬ માં મી. ભાઇશંકરને નામદાર સરકારે મુંબઈના "જસ્ટીસ ઓફ ધી પીસ" (સુલેહના અમલદાર) નિમ્યા છે. વળી તેઓ મર્હુમ પરોપકારી શેઠ ગોકલદાસ તેજપાલના ધર્મખાતાની મેનેજીંગ કમિટીના પ્રમુખ છે. તેઓ સ્વદેશાભિમાની હોઇને દરેક પ્રજાપયોગી તથા સ્વદેશહિતનાં કાર્યોમાં વખતો વખત ભાગ લે છે. સ્ત્રીકેળવણી, સસાર સુધારો, અને રાજ્યદ્વારી હીલચાલો અથવા આપણી નેશનલ કૉન્ગ્રેસ ઇત્યાદિ આપણા દેશના ભવિષ્યના ઉદય માટે ચર્ચાતા દરેક વિષયો તરફ તેઓ સારૂં લક્ષ આપીને પોતાથી બનતું કરે છે. વિલાયત વગેરે અન્ય દેશોમાં પ્રવાસ કરી આવનાર હિંદુઓને નાતબહાર મૂકનારાઓની વિરૂદ્ધમાં તેઓ છે. થોડાજ સમય ઉપર પોતાના સાળા રા. રા. પૂર્ણાનંદ મહાનંદને બારિસ્ટરનો અભ્યાસ કરવા સારૂં વિલાયત મોકલવામાં, તેમજ મી. પૂર્ણાનંદ બારિસ્ટર થઇને વિલાયતથી પાછા આવ્યા, ત્યારે તેમને નાતમાં પાછા લેવામાં તેમણે ઘણીજ મદદ કરીને પોતાના સુધરેલા ઉત્તમ વિચારોનુ શિક્ષણીય દ્રષ્ટાંત જનમંડળને આપ્યુ છે. એ વાત સર્વની જાણીતીજ છે. ગુજરાતમાં વસ્તી તેમની રાયકવાળ બ્રાહ્મણની જ્ઞાતિમાં મી. ભાઇશંકર ખરેખર એક રત્ન રૂપ છે. અને તેથી એ જ્ઞાતિના સમજુ પુરૂષોને જે આનંદ અને મગરૂરી થાય, તે યોગ્યજ છે. થોડા વખત ઉપર તેમની જ્ઞાતિના એક સમજુ અને સુધારક ગૃહસ્થ રા. રા. મણિશંકર દીનાનાથ જ્યારે ગુજરી ગયા, ત્યારે તેમના મરણનો શોક પ્રદર્શિત કરી તેમના પુત્રને દિલાસો આપવા માટે જ્ઞાતિના આગેવા-

નોની જે સભા અમદાવાદમાં મળી હતી, તે સભામાં મી. ભાઇશંકરે એક ઘણુંજ ઉમદા અને અસરકારક ભાષણ કર્યું હતું, તેથી તેમની સઘળે સારી પ્રશંસા થઇ હતી.

મી. ભાઇશંકર વિદ્યા વિલાસી હોઇને સ્વદેશમાં વિદ્યાની વૃદ્ધિ થયેલી જોવાને ઘણી ખંતિ છે. અને ગુર્જર ગ્રંથકારોને યોગ્ય મદદ કરી સારૂં ઉત્તેજન આપે છે. તેમણે વળી કેટલાક ન્હાના મોટા ગ્રંથો પણ રચેલા છે. જેમાંના સંસાર દુઃખ દર્શક, કામનાથ, રૂપસુંદરી, શિવલક્ષ્મી, અને દીપચંદશાહ, ઇત્યાદિ ગ્રંથ પ્રસિદ્ધ છે. એ ગ્રંથો સંસાર સ્થિતિ સુધારવાની સુચનાઓથી ભરપુર છે. આ ઉપરથી સંસાર સંબંધી તેમની કેટલી મોટી કાળજી છે, તે પ્રત્યક્ષ જણાઇ આવે છે. વળી જ્યારે મુંબઇની "બુદ્ધિ વર્દ્ધક" સભા બંધ પડી, ત્યારે તેમણે "સત્ય શોધક" નામે બીજી એક સભા સ્થાપિ હતી. અને તેનું કામ તેમણે ઘણીજ સારી રીતે ચલાવ્યું હતું.

મી. ભાઇશંકરના ચરિત્ર ઉપરથી જણાય છે કે, તેઓ પ્રથમ સાધારણ સ્થિતિના છતાં પોતાના બુદ્ધિબળ અને સ્વાશ્રય વડેજ ચઢતાં ચઢતાં આવી ઉંચી સ્થિતિને પામ્યા છે. જેને જન્મથીજ સર્વ વાનાં સાધ્ય હોય તેથી અથવા બીજા કોઇના આશ્રય વડે જેઓ ચઢીને ઉંચ દશાને પામે છે, એમાં કાંઇ વધારે નવાઇ નથી. પરંતુ જેઓને ઉપરની બંને વાતોમાંનું કાંઇ પણ હોતું નથી, તેઓ દુઃખ વેઠીને માત્ર સ્વાશ્રયથીજ વધીને ઉંચી પદવીએ પહોચે છે, તેમના જીવનને ધન્ય છે! મી. ભાઇશંકરનો વિજય પણ તેવોજ છે. માટે તેમને પણ ધન્યવાદ ઘટે છે.

મી. ભાઇશંકર સ્વભાવે શાન્ત, વિવેકી, મળતાવડા, તથા ગરીબોપર દયા રાખનારા છે. તેઓ પોતાની કમાણીના દ્રવ્યનો સુમાર્ગે ઉપયોગ કરે છે. તેમણે અમદાવાદ રાયપુરના ચકલામાં પોતાને રહેવા માટે એક ભવ્ય અને સુંદર મકાન મોટા ખર્ચથી બંધાવ્યું છે તે, તથા તેમની જન્મભૂમીના ગામ ભુવાલડીમાંનું તેમનું અસલ ઘર, કે જે ઘરમાં તેમણે પોતાની બાલ્યાવસ્થાનો વખત ગુજાર્યો હતો, એ બંને મકાનો જોયાથી તેમના અસ્તોદયનો ખરો ખ્યાલ થયા વગર રહેતો નથી. પ્રારબ્ધ યાને ઇશ્વર કૃપાની વાત બહુ ગહન છે. આવા સદ્વર્તનશાળી અને ઉદ્યોગી મહાપુરૂષને ઇશ્વર દીર્ઘાયુષ્ય આપો. તથાસ્તુ.

## શાસ્ત્રીશ્રી કેશવજી મોરારજી.

આ પ્રસિદ્ધ શાસ્ત્રીજીનો જન્મ સંવત ૧૮૭૬ ના આશ્વિન વદી ૮ રવિવારે થયો હતો. તેમના પિતા મોરારજી જોશી જામનગર નિવાસી સૌરાષ્ટ સારસ્વત જ્ઞાતિના બ્રાહ્મણ હતા. શાસ્ત્રીજી કેશવજીને છેક ન્હાની વયમાં મૂકીને તેમનાં માતુશ્રીએ સ્વર્ગવાસ કર્યો હતો. તેમણે યજ્ઞોપવિત ધારણ કરીને ગંગાધર આચાર્ય નામે એક વૈદિક બ્રાહ્મણ પાસે વેદાભ્યાસ કર્યો હતો. ત્યાર પછી જામનગરના પ્રખ્યાત **રાજવૈદ્ય વિઠ્ઠલજી ભટ્ટજી** (રસેસ ધર્માચાર્ય વૈદ્યરાજ મણિશંકરના પિતાજી.) ની પાસે કાવ્ય કોસ, અલંકાર, અને પુરાણનો અભ્યાસ કર્યો હતો. પંડિતશ્રી કૃષ્ણ ભટ્ટજી કે જેઓ પ્રખ્યાત **સ્વામીશ્રી વ્રજનાથજી** મહારાજના નિકટના સંબંધી હતા, અને જામનગરના મહારાજાશ્રી રણમલ્લજીએ પોતાના રાજ્યમાં પંડિત કરીને રાખ્યા હતા, તેમની પાસે વ્યાકરણ શાસ્ત્રનો પૂર્ણ અભ્યાસ

કર્યો હતો. વળી પ્રખ્યાત સ્વામી શ્રી ટાકરાનંદ (પૂર્ણાનંદ) કે જેઓ તે સમયમાં વેદાંત શાસ્ત્રમાં અદ્વિતીય ગણાતા હતા. તેમની પાસેથી વેદાંત શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. વળી દ્રાવિડ દેશમાંથી આવેલા પ્રખ્યાત પંડિત આચાર્યશ્રી તાતાચાર્ય પાસેથી ન્યાય શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો. જ્યોતિઃશાસ્ત્રમાં તેમનું ગુરૂ પદ કોણે શોભાવ્યું હશે, તે વિષે અમે અજાણ્યા છીએ. પરંતુ તેઓ જ્યોતિઃશાસ્ત્રમાં પણ અદ્વિતીય અને સિદ્ધાંતવેત્તા હતા. એ પ્રમાણે શાસ્ત્રીજી કેશવજીએ ઘણી ઉત્તમ વિદ્યાઓનું આદર પૂર્વક અધ્યયન કરીને તે સર્વ શાસ્ત્રોમાં ઘણીજ કુશળતા મેળવી હતી. તેની સાથે તેમની કવિત્વ શક્તિ તેમજ વક્તૃત્વ શક્તિ પણ અતિ પ્રૌઢ હતી. તેમણે કેટલાક ગ્રંથો રચેલા છે,[1] જે વાંચતાં તેમની વિદ્વતા અને કવિત્વ શક્તિ બહુ ઉત્તમ પ્રકારની જણાઇ આવે છે.

શાસ્ત્રીજી કેશવજીને વ્યાકરણ શાસ્ત્ર ઘણુંજ પ્રિય હોવાથી તેમને તે એવું ઉપસ્થિત હતું કે, વિદ્યાર્થીઓને ભણાવવાના સમયે હાથમાં ગ્રંથ લેવાની જરૂર પડતી નહોતી. તેજ પ્રમાણે જ્યોતિઃશાસ્ત્રને માટે પણ હતું. વેદાંતમાં શંકરભાષ્ય ઉપર તેમને ઘણીજ પ્રીતિ હતી. વેદાંતના અદ્વૈત વગેરે પ્રૌઢ ગ્રંથો તેમને હસ્તામલક જેવા હતા. તેઓ ભાષ્ય અને અણુભાષ્ય, વગેરે વેદાંતના ભાષ્યોનું અવલોકન સારી રીતે કરતા હતા. પરંતુ તેમની દૃઢ નિષ્ઠા તો શંકરભાષ્યમાંજ હતી. તેઓ પરમ શિવભક્ત હતા. તેમણે જે જે ગ્રંથો રચ્યા છે, તેના આરંભમાં શ્રી સદાશિવનેજ સ્વામીષ્ટ દૈવત ગણી વંદન કરેલ છે.

શાસ્ત્રીજીની પંડિતાઇની પ્રખ્યાતિ અને અભ્યુદય પ્રથમ સંવત ૧૯૦૪ થી થયેલ છે તે એવી રીતે કે, જામનગરના એ વખતના મહારાજા જામશ્રી રણમલજીનાં કુંવરીનું સગપણ જોધપુરના મહારાજા વેરે કરેલું હતું. આપણા દેશમાં ઘણા ખરા રાજાઓ હથેવાળે પાણિગ્રહણ કરવા જતા નથી, પણ પોતાનું હથિયાર મોકલાવે છે. મારવાડમાં હથેવાળે પરણવાનો રીવાજ છે. તેથી જોધપુરના મહારાજાશ્રીએ કહ્યું કે, અમે હથિયારથી વિવાહ કરીશું નહિ. આણી તરફ જામશ્રીએ વિચાર કર્યો કે, આપણી કુળપરંપરાની રીત છોડીને હથેવાળે પાણિગ્રહણ કરાવવું એ ઠીક નહિ. પછી તેમણે પોતાના નગરના વિદ્વાનોને એકઠા કરીને કહ્યું કે, મને કોઇ એવો વિદ્વાન બતાવો કે જે જોધપુર જઇને ત્યાંના વિદ્વાનોની સભા કરી શાસ્ત્રાધારે એવું સાબિત કરી આપે કે, પ્રથમ શસ્ત્ર વિવાહજ ક્ષત્રિઓએ કરો જોઇએ. એ ઉપરથી કૃષ્ણ ભટ્ટજી વગેરે સર્વ વિદ્વાનોએ એક મત થઇને કહ્યું કે, એવી શક્તિ તો ઇશ્વર કૃપાથી આપણા નગરના કેશવજી શાસ્ત્રીનામાં છે. એ વાત સાંભળીને જામશ્રીએ તેમને તેજ વખતે સભામાં તેડાવીને સર્વ હકીકત કહી સંભળાવી. તેના ઉત્તરમાં શાસ્ત્રીજીએ નમ્રતા પૂર્વક કહ્યું કે, આ સર્વ ગુરૂજનોની કૃપાથી અને આપના પુન્ય પ્રતાપથી આપની આજ્ઞા પ્રમાણે કરી આવવા મારા અંતઃકરણમાં પૂર્ણ ઉત્સાહ છે. એ વચન સાંભળીને જામ સાહેબ અતિ પ્રસન્ન થયા, અને તેજ સમયે તેમને કિંમતી પોશાક તથા "રાજશાસ્ત્રી" નું પદ આપીને જોધપુર મોકલ્યા. તેમની સાથે પોતાનો એક દિવાન, એક ખવાસ, અને પોતાના બીજા વિશ્વાસુ અમલદારો વગેરેને મોકલ્યા હતા. શાસ્ત્રીજીએ જોધપુર જઇને ત્યાંના વિદ્વાનોની મોટી સભામાં શાસ્ત્રાર્થ કરીને ક્ષત્રિઓને

[1] [illegible] છપાયા નથી કેટલાક વિદ્યાર્થીઓ પાસે તો [illegible]

પ્રથમ શસ્ત્ર વિવાહ કરવો જોઇએ, એવું સાબિત કરી આપ્યું. એ વેળાએ શાસ્ત્રીજીની અપ્રતિમ વિદ્વત્તા અને અસાધારણ વક્તૃત્વ શક્તિ જોઇને ખુદ જોધપુરના મહારાજા સાહેબ તથા સર્વ પંડિતો સાનંદાશ્ચર્યમાં પડયા હતા. પછી તેમણે બહુ પ્રસન્ન થઇને શાસ્ત્રીજીનો સારો સત્કાર કર્યો હતો અને શાસ્ત્રીજીના કહેવા પ્રમાણે શસ્ત્ર વિવાહ કરવાનું નક્કી કરીને મહારાજાશ્રીએ ઓઝણું જામનગર મોકલ્યું હતું.

શાસ્ત્રીજીએ ઉપર કહ્યા મુજબ જોધપુરમાં જઇને સત્કીર્તિ મેળવી તે સમયે તેમનું વય માત્ર ૨૫ વર્ષનું હતું. દૈવયોગે એ વર્ષમાં જામશ્રી રણમલ્લજી કૈલાશવાસી થવાથી **જામશ્રીવિભાજી** રાજ્યાસનપર બેઠા હતા. તે વખતે શાસ્ત્રીજીએ સ્વામીશ્રી ટોકરાનંદજી પાસેથી શિવ દીક્ષા લીધી હતી, અને સ્વામીજીના તેઓ કૃપા પાત્ર હોવાથી જામશ્રી વિભાજી પણ શાસ્ત્રીજીને હમેશાં પોતાના ગુરૂ સમાન માન આપતા હતા. એટલુંજ નહિ પણ જામશ્રી પોતે જે જે સત્કાર્યો કરતા હતા, તે સર્વ શાસ્ત્રીજીને પ્રમુખ કરીનેજ કરતા હતા. જામનગરમાં જે જે વિદ્વાનો આવતા તે સર્વનો સત્કાર રાજ્ય તરફથી શાસ્ત્રીજી ઘણી ઉત્તમ રીતે કરાવતા. તેથી તેમની સત્કીર્તિ સર્વત્ર પ્રસરી ગઇ હતી. જામશ્રી વિભાજીએ મહારૂદ્ર, વિષ્ણુયાગ, તુલાયાગ, સહસ્રચંડી, અને શ્રીમદ્‌ભાગવતની અષ્ટોત્તર શતપારાયણ વગેરે સત્કાર્યો કર્યાં હતાં, તે સર્વ શાસ્ત્રીજી કેશવજીનાજ સદ્‌ઉપદેશનું ફળ હતું.

સંવત ૧૮૨૫ ની સાલમાં શાસ્ત્રીજી સહકુટુંબ યાત્રા કરવા સારૂં નિકળ્યા હતા. તે વખતે તેમને જે જે સ્થળે જે જે વિદ્વાનોનો મેળાપ થયો હતો, તે સર્વને તેમણે પોતાની અપ્રતિમ વિદ્વતાથી મોહ ઉપજાવ્યો હતો. કાશીમાં તેઓ લગભગ નવ મહિના સુધી રહ્યા હતા. ત્યાંના પંડિતો અદ્યાપિ સુધી તેમની વિદ્વતા અને વક્તૃત્વ શક્તિનાં વખાણ કરે છે.

શાસ્ત્રીજી કાઠિયાવાડ-ચાને આખા ગુજરાતમાં આધુનિક સમયના એક મોટા અધ્યાપક અથવા શિક્ષાગુરૂ હતા. તેમણે પોતાની છેલ્લી અવસ્થા સુધીમાં ઓછામાં ઓછા સુમારે એક હજાર વિદ્યાર્થીઓને ઉત્તમોઉત્તમ વિદ્યાદાન આપીને તેમને કૃતાર્થ કરેલા છે. તેમની દયા અને કૃપા વિદ્યાર્થીઓ તરફ કાંઇ જૂદાજ પ્રકારની-અદ્‌ભૂત હતી. પોતાના વિદ્યાર્થીઓનો સારો અભ્યાસ તથા અભ્યુદય જોઇને તેઓ અત્યંત રાજી થતા હતા. તે એટલે સુધી કે કેટલીક વખતે તેમને હર્ષનાં આસુ પણ આવી જતાં હતાં. વાહ! કેવો અપૂર્વ પ્રેમ! કચ્છ, કાઠિયાવાડ, અને સૌરાષ્ટ્ર વગેરે પ્રાંતોમાં હાલ જે ઘણાક સદ્‌વિદ્વાનોનો પ્રસાર થયેલો આપણા જોવાનાં આવે છે, એ વિષેનું સર્વ માન આ શાસ્ત્રીજીનેજ ઘટે છે. કારણકે તેઓ પોતાના વિદ્યાર્થીઓને પોતાના ઔરસ પુત્ર તુલ્ય રાખતા હતા, અને ઘણીજ પ્રીતિથી વિદ્યાદાન આપતા હતા. વળી વિદ્યાર્થીઓ ભણી રહ્યા પછી તેમના ક્ષેમ કલ્યાણની ચિંતા મનમાં રાખીને તેમની પ્રતિષ્ઠા રાજ્યમાં તેઓ કરાવી આપતા હતા. આવી તેમની કૃપા અને દયા હોવાથી અનેક વિદ્યાર્થીઓ તેમની પાસેથી વિદ્યાદાન લેવા માટે ઉમંગ પૂર્વક આવતા હતા, અને સારી વિદ્યા સંપાદન કરીને તેઓમાંના કોઇ શાસ્ત્રી, કોઇ જોશી, અને કોઇ વૈદરાજ કે કવિશ્વરના નામથી કીર્ત્તિ મેળવતા હતા. અને અદ્યાપિ સુધી તેમના શિષ્યોમાંના કેટલાક જણ પોતાની વિદ્યાનો સદ્‌ઉપયોગ કરીને કીર્ત્તિના છેક ઉંચા શિખર સુધી ચઢેલા હયાત છે.

શાસ્ત્રીજી જેમ રાજ્ય તરફથી પુન્ય અને પરમાર્થનાં કાર્યો કરાવતા હતા, તેમ પોતાની

તરફથી પણ ગાયત્રી પુરશ્ચરણ વગેરે સત્કર્મ કરવામાં પાછળ રહેતા નહિ. પરંતુ ઉપર કહેવામાં આવ્યું છે, તેમ તેમનુ સર્વોત્તમ કાર્ય એ હતું કે, બ્રાહ્મણોને સદ્દવિદ્યાનું દાન આપીને તેમને પરમ સુખી કરવા.

સંવત ૧૯૩૭ ના ચૈત્ર વદ ૪ સોમવારે એ મહારાજ શિરોમણી શાસ્ત્રીજીને એકાએક જ્વર ચડી આવ્યો. તેથી વૈદ્યોએ અનેક ઉપચારો કર્યા પણ તે સર્વ વ્યર્થ ગયા. છેવટે વૈદરાજ કરૂણાશંકર ઉર્ફે ઝંડુભટ્ટજીએ મહારાજાશ્રી જામ સાહેબને કહ્યું કે, શાસ્ત્રીજીને એવો ભયકંર જ્વર છે કે, જેથી તેમનુ શરીર રહેવું મુશ્કેલ જણાય છે. એ વાત સાંભળી તુરતજ જામ સાહેબશ્રી વિભાજી શાસ્ત્રીજીને ઘેર પધાર્યા, અને તેમને સંતોષ આપ્યો. પરંતુ દૈવ ઇચ્છાથી બીજે દિવસે એટલે ચૈત્ર વદી ૧૦ સનિવારે બપોરની વખતે એ મહા પ્રતાપી પુરૂષનો પવિત્ર આત્મા આ લોક છોડીને પરમ ધામમાં ચાલ્યો ગયો. તેથી સર્વત્ર ઘણો શોક થયો હતો.

શાસ્ત્રીજીને પ્રથમનાં પત્નીથી કાંઇ સંતાન ન હોવાથી તેમણે બીજી વાર લગ્ન કર્યાં હતાં, તેનને પ્રથમ ત્રણ સંતાન થઇને ગત થયાં હતાં. અને ચોથા સંતાનમાં એક પુત્રી હતી, તે તેમના મરણ સમયે માત્ર એ વર્તીજ હતી. શાસ્ત્રીજી આખા કાઠિયાવાડમાં એક રત્ન સમાન હતા. તેમના કૈલાશવાસથી આખા પ્રાંતને મોટી ખોટ પડેલી ગણાઇ હતી. તેમના મુખ્ય શિષ્યોનાં શાસ્ત્રી શ્રી વિશ્વનાથ વલ્લભજી એક અસાધારણ વિદ્વાન પુરૂષ હતા. જેમની સત્કીર્તિ કચ્છ પ્રાંતમાં અદ્યાપિ સુધી મનેજ પ્રસરી રહી છે. એટલુંજ નહિ પણ આખા મુંબઇ ઇલાકામાં પણ પ્રસરી રહી છે. બીજા શિષ્ય પ્રખ્યાત આશુકવિ ધાની શીઘ્રકવિ શ્રી શંકરલાલ માહેશ્વર કે જેઓ હાલ મોરબીમાં "શ્રી રવાજીરાજ પાઠશાળા" ના અધ્યક્ષ છે. ત્રીજા શિષ્ય શાસ્ત્રી કાલિદાસ ગોવિંદજી છે. જે હાલ સ્વસ્થાન જામનગરમાં રાજપંડિત છે. ચોથા શિષ્ય શાસ્ત્રી જેશંકર દયારામ જે ઉત્તમ વક્તા અને સત્કવિ હતા. તથા જામનગર રાજ્યના શાસ્ત્રી ગણાતા હતા. પાંચમા શિષ્ય શા. કાશીનાથ કમળાકર જેઓ જુનાગઢ રાજ્યના જોશી ગણાય છે; અને જ્યોતિઃશાસ્ત્રના સિદ્ધાંતવેત્તા છે. છઠ્ઠા શિષ્ય શાસ્ત્રી જીવનરામ જ્યોતિઃશાસ્ત્રમાં સિદ્ધાન્તોના છે.

## અષ્ટાવધાની શીઘ્ર કવિશ્રી.

# શંકરલાલ માહેશ્વર.

આ પ્રસિદ્ધ વિદ્વાન પુરૂષનો જન્મ સંવત ૧૯૦૦ ના આષાડ વદ ૪ બુધવારે થયો હતો. તેમના પિતાજી માહેશ્વર ભટ્ટ મોરબીના રહીશ પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ જ્ઞાતિના હતા. તેમને પાંચ પુત્ર અને પાંચ પુત્રી એમ દસ સંતાન થયાં હતાં. પણ તેમાં હાલ બે પુત્ર વિદ્યમાન છે. તેઓમાં આ શીઘ્ર કવિશ્વર શંકરલાલ તેમના જ્યેષ્ઠ પુત્ર છે. અને કનિષ્ટ પુત્રનું નામ ઇશ્વરલાલ છે.

કવિશ્વર શંકરલાલનું મોશાળ જામનગરમાં હોવાથી સંવત ૧૯૦૮ ના માઘ માસમ તેમને જામનગરમાં યજ્ઞોપવિત આપ્યું હતું. તેમના પિતાજી માહેશ્વર ભટ્ટ પરમ શિવભક્ત અને દઢ આસ્તિક હોવાથી પ્રખ્યાત **સ્વામીશ્રી ટોકરાનંદજીના** પરમ કૃપાપાત્ર હતા તેથી ભટ્ટજીની પ્રાર્થનાથી સ્વામીશ્રીએ તથા પ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજીએ અને પ્રખ્યાત શાસ્ત્રીજી કેશવજીએ આ શીઘ્ર કવિને જૂદે જૂદે સમયે કૃપા કરી વિદ્યાપ્રદ મંત્રોપદેશ કર્યો હતો. તેઓ પ્રથમ પોતાના પિતાજી પાસેથી સારસ્વત અને કુમારસંભવનો સર્ગ ૧ ભણીને પછી સંવત ૧૯૧૧ ના કાર્તિક માસમાં જામનગરમાં વિદ્યાભ્યાસ કરવા માટે ગયા હતા. ત્યાં તેમના માયાળું મામા રા. જીવનરામે પોતાને ઘેર પોતાના ઔરસ પુત્ર તુલ્ય પ્રીતિથી તેમને રાખ્યા હતા. જામનગરમાં તેમણે પોતાનો વિદ્યાભ્યાસ શાસ્ત્રીજી કેશવજી પાસે આરમ્ભ્યો હતો. એ વખતે રા. જટાશંકર વિઠ્ઠલજી તેમના સહાધ્યાયી થયા હતા. કે જે તેમના બાળ મિત્ર પણ હતા. આ બંને વિદ્યાર્થીઓ ઉપર પોતાના ગુરૂશ્રીનો અપૂર્વ પ્યાર હતો. તેજ પ્રમાણે પોતાના ગુરૂ પ્રત્યે તેમની ભક્તિ અપ્રતિમ હતી. અને અદ્યાપિ પર્યંત છે.

રા. શંકરલાલને કવિતા કરવામાં ઘણી પ્રીતિ હોવાથી ગુરૂશ્રીએ તેમને હમેશાં નવીન કવિતા કરી લાવવાની આજ્ઞા કરી હતી. તેથી તેઓ દરરોજ નવીન કવિતા કરી ગુરૂશ્રીને બતાવતા હતા. પરંતુ પ્રથમાભ્યાસને લીધે એ કવિતા ક્લિષ્ટ અને નીરસ થતી હતી. તેથી ગુરૂશ્રી તેમને હમેશાં કોમળ અને સરસ કવિતા કરી લાવવા ભલામણ કરતા હતા. એ રીતે કેટલાક દિવસે તેઓ સારી કવિતા કરતાં શિખ્યા હતા. તેમણે કવિતા કરવાનો આરંભ સંવત ૧૯૧૫ માં કર્યો હતો. અને સંવત ૧૯૧૭ માં તો તેમની કોમળ, સરળ, અને સરસ કવિતાથી તેમના ગુરૂ ઘણા પ્રસન્ન થયા હતા. તેવામાં દક્ષિણમાંથી એક તૈલંગી બ્રાહ્મણ જામનગરમાં આવ્યા હતા. તેઓ ૬૪ અક્ષર ક્રમ વિના સાંભળી લેઇને પછી તેને ક્રમથી કહી સંભળાવતા હતા. તેઓ બાળસરસ્વતી કહેવાતા હતા. તેમણે પોતાનો એ પ્રયોગ મહારાજા જામ સાહેબશ્રી વિભાજીની પાસે કરી બતાવ્યો હતો. તે જોઇને જામશ્રીએ શાસ્ત્રીજી કેશવજીને કહ્યું કે, આપના વિદ્યાર્થીઓમાંથી કોઇ આવું કામ કરી શકે તેમ છે! શાસ્ત્રીજીએ ઉત્તરમાં કહ્યું કે, શંકરલાલ નામે મારો એક વિદ્યાર્થી છે, તે આ કરતાં પણ અધિક કામ કરી શકે છે. તે અક્ષર પણ યાદ રાખે છે, અને કવિતા પણ કરે છે. એ સાંભળી જામશ્રીએ ખુશી થઇને કહ્યું કે, ઠીક ત્યારે કોઇ પ્રસંગે મને તે દેખાડજો. હવે ગુરૂશ્રીએ ઘેર જઇને પોતાના આ શિષ્ય-શંકરલાલને ઉપરની સઘળી વાતથી વાકેફ